

महर्षि कृष्णद्वैपायन वेदव्यासप्रणीत

# श्रीमहाभारत

## शान्तिपर्व

સરળ ગુજરાતી ભાષાંતર

★



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠે ભદ્ર પાસે અમદાવાદ અને પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ-૨

★

દશ રૂપિયા

# નિવેદન

આ સંસ્થા તરફથી સંપૂર્ણ મહાભારત સાત ગ્રંથોમાં પુનર્મુદ્રણરૂપે પ્રસિદ્ધ થાય છે, તેમાંનો આ છઠ્ઠો ભાગ હોઈ તેમાં મહાભારતનાં અઢાર પર્વોમાં સર્વશ્રેષ્ઠ ગણાતા બારમા 'શાંતિપર્વ'નો સમાવેશ છે.

ભાગ્યે જ કોઈ આર્ય મહાભારતના નામથી અપરિચિત હશે. તેના રચનાકાળથી આરંભીને આજ સુધીમાં જે જે સંસ્કૃત ગ્રંથો ઉપકારક ગણાયા છે, તેમાં મહાભારતની ગણના હમેશાં પ્રથમશ્રેણીમાં રહી છે.

મહાભારતરૂપી મહાસાગરના એક અંશરૂપ 'શ્રીમદ્ ભગવદ્ગીતા'એ આખીયે દુનિયાના વિદ્વાનોને પોતાના અલૌકિક જ્ઞાનગૌરવથી આશ્ચર્યમાં ગરકાવ કર્યા છે; ગીતા ઉપરાંત બીજાં–વિષ્ણુસહસ્રનામ, ભીષ્મસ્તવરાજ, અનુસ્મૃતિ અને ગજેન્દ્રમોક્ષ–એ ચાર રત્નો પણ આ જ મહાસાગરમાંનાં હોઈ અનેક મુમુક્ષુઓનાં હૃદયને જ્ઞાન-ભક્તિના પ્રકાશથી પ્રકાશિત કરી રહ્યાં છે; આ મહાસાગરનો એક મહત્ત્વનો ખંડ આ 'શાંતિપર્વ' હજારો ધર્મજિજ્ઞાસુઓનાં હૃદયોને શાંત અને પવિત્ર કરી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારેય પુરુષાર્થોને પાત્ર બનાવ્યાં છે; વિદ્વાનથી લઈને ખેડૂત અને રાજાથી લઈને રંક સુધીનાં કરોડો સંતાનોને આર્યોની પ્રાચીન જાહોજલાલીનું સ્મરણ કરાવતો, એક મણિ જડેલા સ્મારકસ્થંભરૂપે આ ગ્રંથ આપણને 'उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत' વગેરે અનેક મહામંત્રો અનેક મુખે સંભળાવી રહ્યો છે; તેમ જ આ મહાન ગ્રંથ દેવર્ષિ, બ્રહ્મર્ષિ, રાજર્ષિ અને ચારે વર્ણાશ્રમના અનેક મહાત્માઓનાં ચરિત્રોરૂપી બહુમૂલ્ય મણિઓથી સુશોભિત હોવા ઉપરાંત તેમના વ્યવહારપરમાર્થને લગતા અનેક પ્રોત્સાહક અનુભવોથી અને ઉન્નતિકારક શિક્ષણોથી ભરપૂર છે.

ભીષ્મપિતાએ બાણશય્યા પર સૂતાં સૂતાં યુધિષ્ઠિરને રાજધર્મ, આપદ્ધર્મ અને મોક્ષધર્મના વર્ણનમાં ચારે આશ્રમના સામાન્યધર્મ, વિશેષધર્મ, મુખ્યધર્મ, ગૌણધર્મ વગેરે અનેક સ્થળે, અનેક રીતે વિસ્તારપૂર્વક સમજાવેલું છે, તે સર્વનો આ ગ્રંથમાં સમાવેશ થાય છે. મહાભારતના સમયની તેમ જ પ્રાચીન સમયની અનેક હકીકતો, ચર્ચાઓ, કથાઓ, અનુભવો, સંવાદો અને વર્ણનો એવાં સુંદર અને અસરકારક રીતે આપ્યાં છે કે, જેથી ધર્મજિજ્ઞાસુઓ માટે તો આ એકલા શાંતિપર્વને પણ ધર્મરૂપી અમૃતનો સાગર કહી શકાય. આવા ધર્મસિંધુમાં જે કોઈ મરજીવો જ્ઞાનચારિત્ર્યની ઇચ્છાપૂર્વક ડૂબકી મારે તેને તેના તળિયેથી દિવ્ય અને અદ્ભુત રત્નો મળી આવે કે જેને આંતરબાહ્ય પ્રદેશમાં અર્થાત્ આચારવિચારમાં ધારણ કરવાથી આ સંસારસમુદ્રને સુખપૂર્વક તરી શકાય અને જીવન્મુક્ત બની શકાય.

સંપૂર્ણ મહાભારતની આગલી આવૃત્તિ રૂ. ૫૨)માં સને ૧૯૪૦માં પ્રસિદ્ધ થયેલી; તે પછી કાગળો, શાહી, મજૂરી, તેમ જ અન્ય વહીવટી ખર્ચમાં ચારથી પાંચગણો વધારો થયો છે. આમ છતાં આ મહામૂલો ગ્રંથ બને તેટલા ઓછા મૂલ્ય એટલે માત્ર રૂ. ૬૪)માં પ્રસિદ્ધ થાય છે. આશા છે કે જાહેર તેમ જ ખાનગી પુસ્તકાલયો, જાહેર સંસ્થાઓ અને સંસ્કારકેંદ્રો પ્રાચીન સંસ્કારના વારસારૂપ આ ગ્રંથને વસાવી લેશે.

મુંબઈ,
તા. ૨૫–૩–'૫૮

'સસ્તું' સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ'ના ટ્રસ્ટીઓ વતી
મનુ સુબેદાર (પ્રમુખ)

---

કદ ૭॥"×૧૦"માં, મોટા અક્ષરોમાં, પાકાં પૂઠાંમાં કુલ પાન ૫૦૨૪ તેમ જ ૨૬ ચિત્રો સહિત મહાભારતનાં અઢારે પર્વોની મૂળ ઉપરથી અક્ષરશઃ ભાષાંતર સાથેની નવી આવૃત્તિ નીચે પ્રમાણે સાત ગ્રંથોમાં પ્રકટ થઈ છે, જે સાતેય ગ્રંથો રૂ. ૬૪)માં મળશે. શાંતિપર્વ (આ ગ્રંથ) સિવાય બીજા ભાગો છૂટક અપાતા નથી.

**૧. આદિ ને સભાપર્વ, ૨. વન ને વિરાટપર્વ, ૩. ઉદ્યોગ ને ભીષ્મપર્વ, ૪. દ્રોણપર્વ, ૫. કર્ણ, શલ્ય ને સૌપ્તિકપર્વ, ૬. શાંતિપર્વ (આ ગ્રંથ) અને ૭. અનુશાસન, આશ્વમેધિક, મહાપ્રસ્થાનિક અને સ્વર્ગારોહણપર્વ.**

# अनुक्रमणिका

## आपद्धर्मानुशासनपर्व

## मोक्षधर्मानुशासनपर्व

## ચિત્રોનો અનુક્રમ



॥ श्रीकृष्णद्वैपायनप्रणीत ॥

# श्रीमहाभारत

## १२–शांतिपर्व



॥ श्रीकृष्णद्वैपायनप्रणीत ॥

# श्रीमहाभारत

## १२–शांतिपर्व

## राजधर्मानुशासनपर्व

### अध्याय १लो

### કર્ણના વધ માટે યુધિષ્ઠિરનો પશ્ચાત્તાપ

मंगलाचरण–नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥ १ ॥

ભગવાન નારાયણને, નરોમાં ઉત્તમ નર ભગવાનને તથા દેવી સરસ્વતીને નમસ્કાર કરી ઇતિહાસ આદિ માંગલિક શાસ્ત્રગ્રંથોનો આરંભ કરવો.

वैशंपायन उवाच–कृतोदकास्ते सुहृदां सर्वेषां पांडुनंदनाः ।
विदुरो धृतराष्ट्रश्च सर्वाश्च भरतस्त्रियः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા. હે જનમેજય રાજા! એ પ્રમાણે રણમાં મરણ પામેલા પોતાના સર્વ સંબંધીઓની ઉદકદાન આદિ મરણક્રિયાઓ કર્યા પછી મહાત્મા પાંડવો, વિદુર, ધૃતરાષ્ટ્ર અને ભરતકુળની સર્વ સ્ત્રીઓ. કુલવધના દોષથી પ્રાપ્ત થયેલા પાતકને દૂર કરવા માટે એક માસ પર્યંત હસ્તિનાપુરની બહાર ગંગા નદીના તટ પર જ રહ્યા હતાં.[૧-૨] ત્યાં ધર્મપુત્ર રાજા યુધિષ્ઠિરે પોતાના સંબંધીઓની ઉત્તરક્રિયા કરી લીધી, એટલે કેટલાએક મહાત્માઓ, સિદ્ધો, મોટા મોટા બ્રહ્મર્ષિઓ, વ્યાસ, નારદ, મહર્ષિ દેવલ, દેવસ્થાન, કણ્વ, તેઓના સારા સારા શિષ્યો, બીજા કેટલાએક વેદોને જાણનારા બુદ્ધિકુશળ બ્રાહ્મણો, ગૃહસ્થો, સ્નાતકો અને કેટલાએક સત્પુરુષો કુરુશ્રેષ્ઠ રાજા યુધિષ્ઠિરને મળવા માટે આવ્યા. રાજા યુધિષ્ઠિરે પણ પોતાને મળવા માટે આવેલા મહાત્માઓની સામે જઈને વિધિપૂર્વક આગતાસ્વાગતા કરી અને તે સર્વ

મહર્ષિઓને મોટાં કિંમતી આસનો પર બેસાડીને યથાવિધિ પૂજા કરી.[૩–૯] આ પ્રમાણે રાજાએ કરેલી સમયોચિત પૂજાનો સ્વીકાર કરી તે સર્વ મહાત્માઓ ગંગા નદીના પવિત્ર તટ પર વસી રહેલા અને શોકથી વ્યાકુળ થયેલા મનવાળા યુધિષ્ઠિરને ચોતરફથી વીંટાઈ વળીને યથાયોગ્ય સ્થાને સમીપમાં બેઠા અને પછી સેંકડો તથા હજારોની સંખ્યામાં આવેલા તે બ્રાહ્મણો અનેક દષ્ટાંતો દ્વારા યુધિષ્ઠિર રાજાની સાંત્વના કરવા લાગ્યા. તેમ જ મુનિ નારદ, કૃષ્ણદ્વૈપાયન આદિ કેટલાએક મુનિઓની સાથે કેટલી એક વાતચીત કર્યા પછી ધર્મપુત્ર યુધિષ્ઠિરને તે સમયે આ પ્રમાણે કહેવા લાગ્યા કે, 'હે યુધિષ્ઠિર! તમે તમારા બાહુબળથી તથા શ્રીકૃષ્ણની કૃપાથી આ સમગ્ર પૃથ્વીને ધર્મપૂર્વક જીતી અને લોકને ભય કરે એવા આ સંગ્રામમાંથી તમે તમારા ભાગ્યયોગે અક્ષત રહીને મુક્ત થયા તે ઘણા જ આનંદની વાત છે. હે પાંડવ! તમે હવે સર્વ વાતે નિશ્ચિંત થયા છો, જેથી ક્ષાત્રધર્મમાં આસક્ત રહીને તમે હવે પ્રસન્ન થયા છો ને?[૧૦–૧૧] હે રાજા! તમારા સર્વ શત્રુઓનો હવે નાશ થઈ ગયો છે અને તમે આ સમૃદ્ધ રાજ્યલક્ષ્મીને પામ્યા છો, તેથી તમારા સુહૃદોને તમે પ્રસન્ન કરો છો ને? અને તમે પોતે પણ શોકથી પીડાતા નથી કે?'[૧૨]

યુધિષ્ઠિર બોલ્યા: 'હે મુનિરાજ! શ્રીકૃષ્ણના બાહુબળના આશ્રયથી અમે આ સમગ્ર પૃથ્વી જીતી છે અને બ્રાહ્મણોની કૃપાથી તથા ભીમ અને અર્જુનના બળથી મારો સંપૂર્ણ વિજય થયો છે;[૧૩] પરંતુ આ એક મહાન દુઃખ મારા હૃદયમાં નિત્ય ઘોળાયા કરે છે. મેં લોભને વશ થઈ મારા જ્ઞાતિલાઓનો આ મહાન સંહાર કર્યો, મારા પ્રિય પુત્ર અભિમન્યુનો તથા દ્રૌપદીના સર્વ પુત્રોનો ઘાત પણ કરાવ્યો અને અંતે વિજય પણ મેળવ્યો, તથાપિ હે ભગવન્! આ વિજય મને પરાજયના જેવો જ દેખાય છે;[૧૪·૧૫] કારણ કે યાદવપુત્રી–મારા ભાઈની વહુ સુભદ્રા મારા સંબંધમાં શ્રીકૃષ્ણને શું કહેશે? તેમ જ શ્રીકૃષ્ણ અહીંથી જ્યારે દ્વારકા પધારશે, ત્યારે ત્યાંની પ્રજા મારા સંબંધમાં શ્રીહરિને શું કહેશે?[૧૬] રે! રે! જેના સર્વ પુત્રોનો તથા બાંધવોનો નાશ [illegible] વી દ્રૌપદી કે જે નિત્ય અમારું પ્રિય અને હિત કરવામાં જ યુક્ત રહે છે, તે બિચારી દીન અવસ્થામાં આવી પડી છે. તેનો વિચાર કરતાં પણ મને ઘણો જ ખેદ થાય છે.[૧૭] હે ભગવન્ નારદ! વળી એક બીજું દુઃખ મારા હૃદયમાં નિત્ય સાલ્યા કરે છે, તે પણ હું તમને કહું છું તે સાંભળો. મારી માતા કુંતાએ આ વાતને આજ દિવસ સુધી ગુપ્ત રાખીને મને મહાન દુઃખમાં ધકેલી દીધો છે. તે એ જ કે જે કર્ણ દસ હજાર હાથીઓના બળને ધરાવતો હતો, જેની સામે એક પણ રથી યોદ્ધો યુદ્ધ કરવા ઊતરી શકતો ન હતો, જેની યુદ્ધક્રીડા અને ગમન સિંહની સમાન અદ્ભુત હતાં, જે મહાબુદ્ધિમાન હતો, જે ઘણો દયાળુ હતો, જે મોટો દાતા હતો, જે નિયમિત વ્રતોને ધારણ કરનારો હતો, જે પારકા ઉત્કર્ષને સહન કરી શકતો ન હતો, જે નિત્ય ક્રોધી સ્વભાવનો હતો, જે કૌરવોનો આશ્રયભૂત હતો, જે ઘણો અભિમાની હતો, જેનું પરાક્રમ અત્યંત તીક્ષ્ણ હતું, જેણે પ્રત્યેક યુદ્ધોમાં અમને હંફાવ્યા હતા, જે ઘણી ઝડપથી અસ્ત્રો ફેંકનારો હતો, જે તરેહ તરેહનાં યુદ્ધોને કરી જાણતો હતો, જે ઘણો જ કુશળ હતો અને જેનું પરાક્રમ ઘણું આશ્ચર્યકારક હતું, તે કર્ણ અમારો ભાઈ હતો. અરે! તે અમારી માતા કુંતાનો જ પુત્ર હતો–કુંતાના ઉદરે ગૂઢ રીતે તે ઉત્પન્ન થયો હતો.[૧૮–૨૧] હું જ્યારે મારા સંબંધીઓની ઉદકદાનક્રિયા કરવા બેઠો હતો, ત્યારે જ મારી માતા કુંતાએ મને જણાવ્યું કે, 'તમે કર્ણને પણ જલાંજલિ આપજો; કારણ કે સર્વગુણસંપન્ન એવો તે કર્ણ મારો જ પુત્ર હતો. સૂર્યના સંબંધથી મારી કૂખે તે ઉત્પન્ન થયો હતો; પરંતુ લોકલજ્જાને લીધે મેં તેને જન્મસમયે જ એક પેટીમાં પૂરીને ગંગા નદીના જળપ્રવાહમાં વહેતો મૂકી દીધો હતો. હે ભગવન્ નારદ! જે કર્ણને લોકો સૂતપુત્ર અથવા રાધાપુત્ર માનતા હતા તે કર્ણ વાસ્તવિક રીતે કુંતાનો પુત્ર હતો અને તેથી તે અમારો જ્યેષ્ઠ ભ્રાતા હતો. માત્ર રાધાએ અને સૂતે તો ગંગાપ્રવાહમાંથી મળી આવતાં તેને ઉછેરીને મોટો જ કર્યો હતો. તેને જન્મ આપનાર મારી માતા કુંતા જ હતી; પણ હાય! રાજ્ય લેવામાં લુબ્ધ બનેલા મેં અજાણપણે અમારા મોટા ભાઈ

કર્ણને મારી નખાવ્યો છે. ઓહ ! તે મારી મૂર્ખતા, અગ્નિ જેમ રૂના ઢગલાને બાળી નાખે તેમ મારા સર્વ ગાત્રોને બાળી નાખે છે. અફસોસ ! શ્વેત વાહન અર્જુન પણ એ કર્ણને પોતાના ભાઈ તરીકે ઓળખતો ન હતો; તેમ જ હુ, ભીમસેન, નકુલ કે સહદેવ પણ તેને મોટા ભાઈ તરીકે ઓળખતા ન હતા, પરતુ સદાચારી કર્ણ તો અમને પોતાના ભાઈઓ તરીકે જાણતો જ હતો, કારણ કે અમારા સાભળવામા આવ્યુ છે કે, માતા કુતા એક સમયે અમારું કલ્યાણ ઇચ્છીને તેની પાસે ગયાં હતા અને તેને કહ્યુ હતું કે, 'હે કર્ણ ! તું મારો પુત્ર થાય છે, માટે હુ કહુ છું તે પ્રમાણે તું પાડવોને સહાય કર.' પરંતુ એ મહાત્માએ કુતામાતાની ઇચ્છા પ્રમાણે કરવાની ના પાડી હતી અને તેણે કહ્યુ પણ હતુ કે, 'હે માતા ! કોઈ રીતે પણ હુ દુર્યોધન રાજાનો રણમા ત્યાગ કરી શકું તેમ નથી. છતા કદાચ હુ તમારા કહેવા પ્રમાણે કરું અને યુધિષ્ઠિર સાથે જો સધિ કરું તો હું અનાર્ય, ઘાતકી અને કૃતઘ્ની કહેવાઉં. વળી લોકો મારા સબંધમા એમ પણ માને કે, યુદ્ધસમય ઉપસ્થિત થતા કર્ણ અર્જુનથી ડરી ગયો, માટે રણમા અર્જુનનો તથા શ્રીકૃષ્ણનો પરાજય કર્યા પછી યુધિષ્ઠિર સાથે હુ સધિ કરીશ.' કર્ણના એ વચન સાભળીને કુતા માતાએ વળી પાછું તે વિશાળ વક્ષ સ્થળવાળા કર્ણને કહ્યું હતુ કે, 'તારે અર્જુન સામે યુદ્ધ કરવાની ઇચ્છા હોય તો ભલે તેમ કરજે, પરતુ મારા ચાર પુત્રોને તું અભય આપ.' તે સાભળી બુદ્ધિમાન કર્ણે થરથર કપી રહેલી પોતાની માતાને હાથ જોડીને કહ્યુ હતું કે, 'હે દેવી ! તમારા ચાર પુત્રો યુદ્ધ કરતા મારા કબજામા આવી જશે, તોપણ હું તેઓને મારીશ નહિ. વળી હે માતા ! તમારા પુત્રો પાચના પાચ જ અતે જીવતા રહેવાના છે, કારણ કે જો કદાચ કર્ણનું મૃત્યુ થશે તો અર્જુન સાથે પાચની જ સખ્યા રહેશે અને જો કદાચ અર્જુનનુ મૃત્યુ થશે તો કર્ણની સાથે પાચની સંખ્યા પૂર્ણ રહેશે ' કર્ણે આમ કહ્યુ એટલે વળી પાછા કુતામાતાએ પોતાના પુત્રો પરના લોભને લીધે કર્ણને કહ્યું હતુ કે, 'જે ભાઈઓનું તુ કલ્યાણ કરવા ઇચ્છે છે, તેઓનુ છેવટ સુધી કલ્યાણ જ કરજે,' આમ કહીને કુતામાતા કર્ણને છોડીને ઘેર આવ્યાં હતા.[૨૨–૩૫]

'હે સમર્થ ઋષિ નારદ ! આ રીતે વીર કર્ણ અમારો સહોદર ભાઈ હતો, પરંતુ કુતામાતાએ અથવા કર્ણે આ વાતને કદી પ્રકટ કરી ન હતી; જેને લીધે અર્જુને પોતાના ભાઈ ને રણમા મારી નાખ્યો છે[૩૬] હે બ્રાહ્મણોત્તમ નારદ ! કર્ણ અમારો જ્યેષ્ઠ ભ્રાતા થાય છે, આ વાતને મે પાછળથી જ કુતાના વચન પરથી જાણી છે અને તેથી જ મહાધનુર્ધર શૂરવીર કર્ણને અર્જુને યુદ્ધમા માર્યો છે. હે પ્રભુ ! મારા ભાઈનો મે ઘાત કરાવ્યો, એ વાતનું સ્મરણ આવતા જ મારુ હૃદય અત્યતતપી જાય છે, મારા હૃદયમા તીવ્ર દુ:ખ થાય છે.[૩૭-૩૮] અરે ! કર્ણની તથા અર્જુનની જો મને સહાયતા હોત તો હુ સાક્ષાત્ ઇદ્રદેવનો પણ પરાજય કરત. પૂર્વે સભામા દુરાત્મા કૌરવો મને અનેક અપ્રિય વચનો કહીને દુઃખી કરતા હતા, ત્યારે મને એકાએક ક્રોધ ઉત્પન્ન થઈ જતો હતો, પરંતુ કર્ણને જોતા જ મારો તે ક્રોધ શાત થઈ જતો હતો (તેનું કારણ હવે જ મારા જાણવામા આવ્યુ છે.) વળી તે સમયે જુગાર રમતી વેળા કર્ણ દુર્યોધનનું હિત ઇચ્છીને મને ઘણી જ કડવી અને રૂક્ષ વાણી કહી સભળાવતો હતો, ત્યારે પણ તેના ચરણ તરફ દૃષ્ટિ કરતા જ મારો ક્રોધ નષ્ટ થઈ જતો હતો. હે ભગવન્ ! કર્ણના ચરણો લગભગ કુતામાતાના ચરણોને મળતા જ હતા એ મને નિશ્ચય ખાતરી છે અને તેના ચરણો જોતા મને વિચાર પણ આવતો કે, આ કર્ણના તથા કુતાના ચરણો કયા હેતુથી લગભગ સરખા જ હશે ? પરંતુ ખૂબ વિચાર કરતા કોઈ રીતે પણ તેનું કારણ હુ સમજી શકયો ન હતો. એ તો ઠીક, પણ હે ભગવન્ ! હુ આપને પૂછું છુ કે, સંગ્રામમા પૃથ્વી તેના રથના પૈડાને શા માટે ગળી ગઈ હતી ? શા માટે મારા ભાઈને તેવો શાપ થયો હતો ? તે સર્વ વૃત્તાત તમે મને કહો. તમારી પાસેથી જ તે સર્વ વૃત્તાત યથાર્થ રીતે હુ સાભળવા ઇચ્છુ છુ, કારણ કે તમે સર્વજ્ઞ છો, આત્મવેત્તા છો અને તેથી જ આ લોકમા કાર્યકારણના જ્ઞાનને તમે સપૂર્ણપણે ધારણ કરો છો.'[૩૯–૪૪]

અધ્યાય ૧ લો સમાપ્ત

## અધ્યાય ૨ જો

### કર્ણને શાપ થવાનું કારણ

॥ वैशंपायन उवाच ॥

**स एव मुक्तस्तु मुनिर्नारदो वदतां वरः ।**
**कथयामास तत्सर्वं यथाशप्तः स सूतजः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : હે જનમેજય ! યુધિષ્ઠિરે એ પ્રમાણે પૂછયું, એટલે વક્તાઓમાં શ્રેષ્ઠ મુનિ નારદ સૂતપુત્ર કર્ણને જે રીતે શાપ થયો હતો, તેનું સર્વ વૃત્તાંત કહેવા લાગ્યા.[૧] નારદ બોલ્યા કે, 'હે ભરતવંશી મહાબાહુ યુધિષ્ઠિર ! તમે જે કહો છો તે તેમ જ છે. કર્ણ તથા અર્જુનને માટે સંગ્રામમાં કોઈ પણ કાર્ય અસહ્ય ન જ કહી શકાય.[૨] હે નિર્દોષ રાજા ! હવે તમે સાંભળો. કર્ણ તથા અર્જુનના વેરના સંબંધની દેવોની એક ગુપ્ત વાત હું તમને કહું છું. એ વાત પૂર્વકાળની ઐતિહાસિક છે.[૩] હે રાજા ! એક સમયે દેવોએ, શસ્ત્રપ્રહારથી મરણ પામીને પવિત્ર થયેલા ક્ષત્રિયો સ્વર્ગમાં કેવી રીતે જાય, આવો વિચાર કરીને અન્યોન્ય વૈરાગ્નિને ઉદ્દીપન કરનાર એ કર્ણરૂપ કન્યાગર્ભને તેઓએ ઉત્પન્ન કર્યો.[૪] બાલ્યાવસ્થામાં જ તે કર્ણ તેજઃસંપન્ન હતો અને લોકલજ્જાને લીધે કુંતાએ ત્યાગ કર્યા પછી સૂતના પુત્ર તરીકે જગતમાં પ્રસિદ્ધ થયો હતો. અભ્યાસ કરવાની યોગ્ય વયે આવતાં તેણે આંગિરસ ગોત્રીઓમાં શ્રેષ્ઠ એવા દ્રોણાચાર્યને ગુરુ બનાવીને ધનુર્વેદનો અભ્યાસ કર્યો હતો.[૫] હે રાજેંદ્ર ! તે કર્ણ પ્રથમથી જ ભીમસેનના બળનો, અર્જુનના ચાતુર્યનો, તમારી બુદ્ધિનો, નકુલસહદેવના વિનયનો, અર્જુનની શ્રીકૃષ્ણ સાથેની મિત્રતાનો તથા તમારે વિષે બંધાયલા પ્રજાઓના અનુરાગનો મનમાં વિચાર કરીને સદાકાળ બળ્યા કરતો હતો;[૬-૭] જેથી તેણે બાલ્યાવસ્થામાં જ રાજા દુર્યોધનની સાથે મિત્રતા કરી હતી અને તમારી સાથે, પૂર્વોક્ત દેવતાઓના સંકલ્પથી તથા પોતાના દ્વેષી સ્વભાવથી નિત્યને માટે વેર બાંધ્યુ હતું.[૮] વળી તેના જાણવામાં આવી ગયું હતું કે, અર્જુન ધનુર્વેદમાં મારા કરતાં અધિક વીર્યવાન છે; જેથી એક સમયે એકાંતમાં દ્રોણાચાર્યને મળીને તેણે આ પ્રં[illegible] હતું કે,[૯] 'હે આચાર્ય ! અર્જુનની સાથે હું યુદ્ધ કરું, આવો મારા મનમાં દૃઢ વિચાર થયા કરે છે; માટે હું તમારી પાસેથી બ્રહ્માસ્ત્રના પ્રયોગને તથા ઉપસંહારને તેના રહસ્યની સાથે જાણવા ઇચ્છું છું.[૧૦] મને નિશ્ચય છે કે, તમારો પુત્રના પર તથા શિષ્યોના પર સમાન સ્નેહ રહેલો છે; માટે તમારા પ્રસાદથી અસ્ત્રકુશલ પુરુષો મને અસ્ત્રવિદ્યામાં અકુશલ ન કહે તેમ કરો અને મને બ્રહ્માસ્ત્રનો ઉપદેશ આપો.'[૧૧] કર્ણે આ પ્રમાણે કહ્યું, એટલે અર્જુન પ્રત્યે અધિક સ્નેહ રાખનારા દ્રોણાચાર્ય કર્ણના દુષ્ટ ભાવને મનથી જાણી લઈને આ પ્રમાણે બોલ્યા હતા કે,[૧૨] 'હે કર્ણ ! જેણે યથાવિધિ બ્રહ્મચર્યવ્રતનું આચરણ કર્યું હોય તેવો બ્રાહ્મણ અથવા તપસ્વી ક્ષત્રિય બ્રહ્માસ્ત્રને જાણવા યોગ્ય થઈ શકે છે; પરંતુ બ્રાહ્મણક્ષત્રિયથી ઇતર તારા જેવો સૂતપુત્ર બ્રહ્માસ્ત્રને જાણવા અયોગ્ય છે.'[૧૩]

'દ્રોણાચાર્યનું એ વચન સાંભળ્યા પછી કર્ણ તેમની પ્રતિપૂજા કરીને આજ્ઞા લઈ તત્કાલ પરશુરામ પાસે જવા માટે મહેંદ્ર પર્વત તરફ ચાલી નીકળ્યો હતો.[૧૪] ત્યાં ગયા પછી 'ગુરુ પોતાના પિતા તુલ્ય ગણાય છે,' આવો મનમાં વિચાર કરી 'હું ભૃગુગોત્રનો બ્રાહ્મણ આપને શિરસા પ્રણામ કરું છું,' આમ કહી કર્ણ પરશુરામની સંમુખ ઊભો રહ્યો.[૧૫] એટલે પરશુરામે તેને ગોત્રાદિકના સંબંધમાં કેટલાએક પ્રશ્નો પૂછયા અને તેને પોતાના જ ગોત્રનો જાણી પ્રીતિપૂર્વક કહ્યું કે, 'તું ભલે આવ્યો. ઘણી જ ખુશીથી તું અહીં રહે.' આમ કહીને તેમણે કર્ણને પોતાના શિષ્ય તરીકે સ્વીકાર્યો.[૧૬] પછી કર્ણ સ્વર્ગ સરખા તે મહેંદ્ર પર્વત ઉપર વસવા લાગ્યો અને ત્યાં ગંધર્વો, રાક્ષસો, યક્ષો તથા દેવોની સાથે પણ પ્રતિદિન તેને સમાગમ થવા લાગ્યો.[૧૭] ત્યાં રહીને તેણે પરશુરામ પાસેથી વિધિપૂર્વક અસ્ત્રવિદ્યાનો અભ્યાસ કરવા માંડ્યો ને દેવો, દાનવો તથા રાક્ષસોમાં પણ તે અત્યંત પ્રિય થઈ પડ્યો.[૧૮]

'હવે એક સમયે એવું બન્યું કે, સૂર્યપુત્ર કર્ણ તલવારને કેડે લટકાવીને તથા ધનુષ્યને હાથમાં લઈને આશ્રમની સમીપમાં આવેલા દક્ષિણસમુદ્રની પાસેના અરણ્યમાં એકલો ફરતો હતો.[૧૯] તેવામાં કોઈ અગ્નિહોત્રી બ્રહ્મવેત્તા બ્રાહ્મણની હોમકર્મમાં ઉપયોગી

પદાર્થોને આપનારી એક ગાય દૈવેચ્છાએ ત્યાં આવી ચડી અને કર્ણે અજ્ઞાનથી તેને કોઈ આરણ્યક શિકારી પશુ માનીને મારી નાખી;[૨૦] પરંતુ સમીપમાં જતાં તેને જણાયું કે, અજ્ઞાનથી મેં ગાયનો વધ કર્યો છે જેથી તે એ ગાયના માલિક બ્રાહ્મણ પાસે જઈ ને પોતે કરેલા ગોવધને નિવેદન કરી તેને પ્રસન્ન કરવા લાગ્યો અને આવું વચન બોલ્યો:[૨૧] 'હે ભગવન્! મેં કેવળ અજ્ઞાનથી જ આપની હોમધેનુનો વધ કર્યો છે, તો મારા તે અપરાધની ક્ષમા કરવા આપ મારા પર કૃપા કરો.' કર્ણે આવાં પુનઃ પુનઃ નમ્ર વચનો કહ્યાં, છતાં પણ તે બ્રાહ્મણ તેના પર ક્રોધે ભરાયો અને વાણીથી તેને ધિક્કારી કાઢી બોલ્યો કે, 'ઓ દુરાચારી! અરે ઓ દુર્મતિ! આ અપરાધથી તારો વધ કરવો તે જ યોગ્ય છે. માટે તારા આ પાપી કર્મનું તને અવશ્ય ફળ મળશે.[૨૨-૨૩] તું જે પુરુષની સાથે સ્પર્ધા કરે છે અને તું જે પુરુષનો પરાજય કરવા માટે અહર્નિશ આવો યત્ન કર્યા કરે છે, તે પુરુષની સાથે જ્યારે તું યુદ્ધ કરીશ ત્યારે ઓ પાપી! તારા રથનાં પૈડાંને પૃથ્વી ગળી જશે-તારા રથનું પૈડું પૃથ્વીમાં પેસી જશે.[૨૪] ઓ નરાધમ! પછી તે સમયે તું જ્યારે હાવરો બાવરો બની જઈશ, ત્યારે તારો એ શત્રુ પરાક્રમ કરીને તારા મસ્તકને કાપી નાખશે. ઓ મૂઢ! જા, અહીંથી હવે ચાલ્યો જા. તેં પ્રમત્ત અવસ્થામાં મારી હોમધેનુનો વધ કર્યો છે, માટે તું પણ જે સમયે પ્રમત્ત અવસ્થામાં હોઈશ તે સમયે તારો શત્રુ તારું મસ્તક છેદી નાખશે.'[૨૫-૨૬] બ્રાહ્મણે આ રીતે શાપ આપ્યો એટલે કર્ણ ગાયો, ધન અને રત્નોનું દાન આપીને તેને પ્રસન્ન કરવા લાગ્યો; ત્યારે પુનઃ તે બ્રાહ્મણ કહેવા લાગ્યો, 'અલ્યા ઓ! મારું વચન કદી પણ મિથ્યા થશે નહિ. રે! સર્વ લોકો એકઠા મળશે; તોપણ મારા શાપને મિથ્યા કરી શકશે નહિ; માટે તારે અહીંથી જવું હોય તો જા, ઊભા રહેવું હોય તો ઊભો રહે અથવા જે કંઈ તારે કરવું હોય તે કર.' બ્રાહ્મણે આમ કહ્યું એટલે કર્ણ દીનતાથી નીચું મુખ કરીને મનમા તે શાપ વિષેનો જ વિચાર કરતો કરતો પરશુરામ પાસે ગયો.'[૨૭-૨૮]

અધ્યાય ૨ જો સમાપ્ત

# अध्याय ३ जो

## કર્ણને બ્રહ્માસ્ત્રની પ્રાપ્તિ

॥ नारद उवाच ॥

**कर्णस्य बाहुवीर्येण प्रणयेन दमेन च ।**
**तुतोष भृगुशार्दूलो गुरुशुश्रूषया तथा ॥ १ ॥**

નારદ કહે છેઃ હે યુધિષ્ઠિર રાજા! કર્ણના બાહુબળથી, વિનયથી, ઇંદ્રિયનિગ્રહથી અને ગુરુસેવાથી ભૃગુકુલશ્રેષ્ઠ પરશુરામ તેના પર પ્રસન્ન થયા;[૧] જેથી તપસ્વી પરશુરામે અંગ, પ્રત્યંગ, દેવતારાધન અને રહસ્ય સહિત સંપૂર્ણ બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કરતાં અને ઉપસંહાર કરતાં તપસ્વી કર્ણને શાંતિપૂર્વક શીખવી દીધું.[૨] આ રીતે બ્રહ્માસ્ત્રનું જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી કર્ણ આનંદથી પરશુરામના આશ્રમમાં રહેવા લાગ્યો અને પોતે અદ્ભુત પરાક્રમી હોવાથી ધનુર્વેદનો યત્નપૂર્વક અભ્યાસ કરવા લાગ્યો.[૩] તે પછી કોઈ એક સમયે ઉપવાસથી શરીરે કૃશ થયેલા બુદ્ધિમાન પરશુરામ કર્ણની સાથે આશ્રમમાં ફરતા હતા.[૪] ફરતાં ફરતાં ગુરુ પરશુરામ શરીરની કૃશતાને લીધે થાકી ગયા, જેથી કર્ણના ખોળામાં મસ્તક મૂકીને નિદ્રાધીન થઈ ગયા; કારણ કે પરશુરામને કર્ણના પર સંપૂર્ણ વિશ્વાસ અને પ્રેમ ઉત્પન્ન થઈ ગયો હતો.[૫] તેવામાં કર્ણના દુર્દૈવના યોગે એવું બન્યું કે, કોઈ એક તીક્ષ્ણ દંશ કરનારો ક્રૂર ભમરો કે જે મેદ, માંસ અને રુધિરનું ભોજન કરનારો હતો, તે ઊડતો ઊડતો કર્ણની સમીપમાં આવ્યો અને તેની સાથળ પર બેઠો. તે ભયંકર ભમરાએ રુધિર પીવાની ઈચ્છાથી કર્ણની સાથળને ઊતરડી નાખી; પરંતુ કર્ણ ગુરુની નિદ્રાનો ભંગ થશે, આવા ભયથી તેને ઉડાડી શક્યો નહિ, તેમ મારી પણ શક્યો નહિ.[૬-૭] હે ભરતવંશી યુધિષ્ઠિર! તે ભમરાએ કર્ણની સાથળ પર ઉપરાઉપરી દંશ કરવા માંડ્યા, છતાં સૂર્યપુત્ર કર્ણે ગુરુ જાગી જાય, તેવી શંકાથી તેની ઉપેક્ષા જ કરી.[૮] ભમરાના દંશની વેદના ઘણી જ અસહ્ય હતી, તોપણ કર્ણે ધૈર્યથી તેને સહ્યા કરી અને લગારે ડગમગ્યા વિના અથવા ગભરાયા વિના પરશુરામના મસ્તકને તેમનું તેમ ખોળામાં ધારણ કરી રાખ્યું.[૯] પરંતુ તેના રુધિરથી ભૃગુકુલધુરંધર પરશુરામનું શરીર જ્યારે

રેબઝેબ થઈ ગયું, ત્યારે તેજસ્વી એવા તે પરશુરામ એકાએક જાગી ઊઠ્યા અને સંત્રસ્ત થઈને બોલી ઊઠ્યા :[૧૦] 'અહો ! આ રુધિરથી હું અપવિત્ર થયો છું. બોલ, તેં આ શું કર્યું ? તું નિર્ભય થઈને સત્ય વાત મને કહી દે.'[૧૧] તે સાંભળી કર્ણે પોતાની સાથળ પર ભમરાએ દંશ કર્યો હતો, તે વાત તેમને કહી સંભળાવી અને પરશુરામે પણ ડુક્કર સરખા પુષ્ટ તે ભમરાને સમીપમાં જોયો.[૧૨] એ ભમરાને આઠ પગ હતા, તીક્ષ્ણ દાઢો હતી, સર્વાંગે સોયની પેઠે તીક્ષ્ણ અણીવાળાં રૂંવાડાંથી તે વ્યાપ્ત હતો અને તેનું નામ 'અલર્ક' હતું.[૧૩] પરશુરામે તે ભમરાને માત્ર જોયો, તેવામાં તો તેના પ્રાણ ચાલ્યા ગયા અને તેનું ગતપ્રાણ શરીર તત્કાળ રુધિરથી તરબોળ થઈ ગયું, એ એક આશ્ચર્યની વાત બની હતી;[૧૪] અને તે જ સમયે આકાશમાં ઇચ્છાનુસાર રૂપને ધારણ કરનારો એક ભયંકરસ્વરૂપ રાક્ષસ દેખાયો કે જેની ગ્રીવા (ડોક) લાલ રંગની હતી, શરીર શ્યામ વર્ણનું હતું અને મેઘના ઉપર તે બેઠો હતો;[૧૫] જેની મનઃકામના સંપૂર્ણ થયેલી હતી એવો તે રાક્ષસ બે હાથ જોડી ને પરશુરામને કહેવા લાગ્યો કે, 'હે ભૃગુકુલશ્રેષ્ઠ મહામુનિ ! આપનું કલ્યાણ થાઓ. હુ જ્યાંથી આવ્યો હતો ત્યાં હવે જાઉં છું.[૧૬] આપે મને આ નરકાગારમાંથી મુક્ત કર્યો છે, આપે મારું પ્રિય કર્યું છે અને આપને હું પ્રણામ કરું છું.'[૧૭] રાક્ષસે આમ કહ્યું એટલે મોટી ભુજાવાળા પ્રતાપી પરશુરામે તેને કહ્યું કે, 'અરે ! પણ તું કોણ છે અને શા કારણથી આ નરકાગારમાં તું પડ્યો હતો ? તે મને કહે.'[૧૮] તે સાંભળી રાક્ષસ બોલ્યો કે, 'હું પૂર્વે સત્યયુગમાં દંશ નામનો એક મહાસુર હતો. તે સમયે મારી વય લગભગ તમારા પિતા ભૃગુ ઋષિના સમાન જ હતી. મેં એ ભૃગુ ઋષિની પ્રિય પત્નીનું બલાત્કારે હરણ કર્યું હતું, જેથી મહર્ષિ ભૃગુના શાપને લીધે હું કીડો થઈને પૃથ્વી પર પડ્યો.[૧૯-૨૦] તમારા પૂર્વપિતામહ ભૃગુ ઋષિએ મને શાપ આપતાં ક્રોધપૂર્વક કહ્યું હતું કે, 'ઓ પાપી ! તું મળમૂત્રનું ભક્ષણ કરનાર એક કીડો થઈને નરકમાં પડ.' તેમણે મને આવો શાપ આપ્યો એટલે મેં તેમને નમ્ર થઈને પૂછ્યું કે, 'હે બ્રહ્મન્ ! આ શાપમાંથી મારી મુક્તિ ક્યારે થશે ?' આના ઉત્તરમાં ભૃગુ ઋષિએ કહ્યું કે, 'અમારા ગોત્રમાં ઉત્પન્ન થયેલા પરશુરામ આ શાપમાંથી તને મુક્ત કરશે.' આ રીતે હું આ અમંગલ એવી નીચ યોનિમાં અવતર્યો હતો અને હે મહાત્મન્ ! આપનો સમાગમ કરીને એ પાપયોનિમાંથી મુક્ત થયો છું.'[૨૧-૨૩] આ પ્રમાણે પરશુરામને કહીને તે મહાસુર તેમને નમસ્કાર કરી પોતાને સ્થાનકે ગયો; તે પછી પરશુરામે ક્રોધ કરીને કર્ણને કહ્યું કે, 'અલ્યા એ મૂઢ ! તારી સાથળ આ રીતે અત્યંત કોચાઈ ગઈ ત્યાં સુધી મહાન દુઃખ તેં સહન કર્યું, તે પરથી જણાય છે કે, તું બ્રાહ્મણજાતિનો નથી. બ્રાહ્મણ આવું મહાન દુઃખ કદી સહન કરી શકે નહિ. તારું ધૈર્ય કોઈ ક્ષત્રિયના જેવું દેખાય છે; માટે બોલ, તું કોણ છે ? તારી જાતિના સંબંધમાં જેવું હોય તેવું સત્ય કહી દે.' પરશુરામનાં આવાં ક્રોધભરેલાં વચનો સાંભળી કર્ણ શાપની દહેશતથી ભયભીત બની ગયો અને તેમને પ્રસન્ન કરતો બોલ્યો કે, 'હે ભૃગુવંશી મહાત્મન્ ! આપ જાણો કે, હું બ્રાહ્મણ અને ક્ષત્રિયથી ઇતર–સૂતજાતિમાં ઉત્પન્ન થયો છું અને મને 'રાધાપુત્ર કર્ણ' આવા નામથી મનુષ્યો પૃથ્વી પર ઓળખે છે. હે બ્રહ્મન્ ! અસ્ત્ર મેળવવાના લોભથી મેં આપની પાસે અસત્ય ભાષણ કર્યું છે; પણ ખરું જોતાં હું આપની પાસે અસત્ય બોલ્યો જ નથી; કારણ કે વેદવિદ્યાને આપનાર સમર્થ ગુરુને પિતા તરીકે જ માનેલા છે, એમાં સંદેહ નથી. આ શાસ્ત્રવચન પ્રમાણે મેં આપની પાસે 'હું ભૃગુકુળનો બ્રાહ્મણ છું.' આમ ગોત્રોચ્ચાર કર્યો છે; માટે આપ મારા ઉપર કૃપા કરો.'[૨૪-૨૮] કર્ણનાં એ વાક્યો સાંભળી ભૃગુશ્રેષ્ઠ પરશુરામ રોષથી જાણે બાળી નાખતા હોય તેમ, દીન અવસ્થાએ બે હાથ જોડીને પૃથ્વી પર પડેલા કંપાયમાન કર્ણને ઉદ્દેશીને બોલ્યા કે,[૨૯] 'ઓ મૂઢ કર્ણ ! તેં અસ્ત્ર મેળવવાના લોભથી મિથ્યા ઉપચાર વચનો કહીને મને છેતર્યો છે અને તારી જાતને ગુપ્ત રાખી તેં મારી પાસેથી બ્રહ્માસ્ત્ર મેળવ્યું છે; માટે તું જ્યારે તારા સમાન પુરુષની સામે યુદ્ધ કરવા ઊતરીશ, ત્યારે લગભગ પ્રાણાંત સમયે એ બ્રહ્માસ્ત્રનું તને સ્મરણ

રહેશે નહિ; પરંતુ તે સિવાયના સમયે એ અસ્ત્ર તને સ્મરણ રહેશે. તેનું કારણ એ જ છે કે, બ્રાહ્મણ‑થી ઇતર જાતિના પુરુષની પાસે બ્રહ્માસ્ત્ર તેના મરણ પર્યંત કદી રહેતું નથી.[૩૦-૩૧] હવે તું અહીંથી ચાલ્યો જા. અસત્ય ભાષણ કરનાર મનુષ્ય આ સ્થાનમાં કદી રહી શકતો નથી. તેં આજ દિવસ સુધી મારી સેવા સારી કરી છે, તેને માટે હું તને આશીર્વાદ આપું છું કે, પૃથ્વી માંહેનો કોઈ પણ ક્ષત્રિય યુદ્ધમા તારી તુલના કરી શકશે નહિ.'[૩૨] પરશુરામે એ પ્રમાણે કહ્યું એટલે કર્ણ તેમને પ્રણામ કરી ત્યાંથી ચાલી નીકળ્યો અને દુર્યોધનની પાસે આવીને તેણે કહ્યું કે, 'મેં બ્રહ્માસ્ત્ર મેળવ્યુ છે.'[૩૩]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન‑
પર્વમાં 'કર્ણને બ્રહ્માસ્ત્રની પ્રાપ્તિ' નામનો
અધ્યાય ૩જો સમાપ્ત

# अध्याय ४ थो

## દુર્યોધને સ્વયંવરમાંથી કરેલું કન્યાહરણ

॥ नारद उवाच ॥

कर्णस्तु समवाप्यैवमस्त्रं भार्गवनंदनात् ।
दुर्योधनेन सहितो मुमुदे भरतर्षभ ॥ १ ॥

નારદ કહે છે: 'હે ભરતશ્રેષ્ઠ યુધિષ્ઠિર! એ રીતે કર્ણ પરશુરામ પાસેથી બ્રહ્માસ્ત્ર મેળવીને દુર્યોધનની સાથે આનંદથી રહેવા લાગ્યો.[૧] હે રાજન્! કેટલોએક સમય વીત્યા પછી કલિંગ દેશમાં, રાજા ચિત્રાંગદે પોતાની કન્યાનો સ્વયંવર આરંભ્યો અને તેની રાજધાની રાજપુર નગરમાં સેંકડો અને હજારો રાજાઓ કન્યાને મેળવવાના લોભથી એકઠા મળ્યા.[૨-૩] રાજા દુર્યોધનના સાંભળવામાં પણ આવ્યું કે, રાજપુર નગરમાં સ્વયંવરના મહોત્સવ નિમિત્તે સર્વ રાજાઓ એકઠા થયા છે, જેથી તે પોતે પણ સુવર્ણજડિત રથમાં બેસીને કર્ણની સાથે ત્યાં ગયો.[૪] હે મહારાજા! જ્યારે ત્યાં સ્વયંવરનો મહોત્સવ ચાલુ થયો, ત્યારે શિશુપાલ, જરાસંધ, ભીષ્મક, વક્ર, કપોતરોમા, નીલ, દૃઢ પરાક્રમી રુક્મ, મહારાજા શૃગાલ, સ્ત્રીરાજ્યનો (કામરૂપ દેશનો) અધિપતિ રાજા અશોક, શતધન્વા, વીર ભોજરાજ અને બીજા પણ દક્ષિણ દિશાના રાજાઓ, મ્લેચ્છ રાજાઓ, પૂર્વ દિશાના રાજાઓ અને ઉત્તર દિશાના રાજાઓ કન્યાનિમિત્તે મંડપમાં આવી પહોંચ્યા.[૫-૮] તે સર્વ રાજાઓએ સુવર્ણના બાજુબંધો ધારણ કર્યા હતા, સર્વ રાજાઓની કાંતિ શુદ્ધ સુવર્ણના જેવી હતી, સર્વનાં શરીરો ઘણાં જ તેજસ્વી હતાં અને સર્વ વ્યાઘ્રના જેવા બલોત્કટ હતા.[૯] હે ભારત! આ બધા રાજાઓ મંડપમાં આવીને બેસી ગયા, એટલે પોતાની ધાવમાતાની સાથે તથા અંતઃપુરનું રક્ષણ કરનારા નાજરો‑(હીજડા)ની સાથે કન્યા રંગમંડપમાં દાખલ થઈ. પછી ભિન્નભિન્ન દેશના મહારાજાઓનાં નામો તે કન્યાને સંભળાવવામાં આવ્યાં અને ઇચ્છિત વરને વરનારી તે કન્યાને સર્વ રાજાઓની આગળ અનુક્રમે લઈ જવામાં આવી. સુંદર વર્ણવાળી તે રાજ‑કન્યા એક પછી એક બધા રાજાઓનું ઉલ્લંઘન કરી છેક દુર્યોધન પાસે આવી, પરંતુ તેનો પણ ત્યાગ કરીને તે આગળ વધી.[૧૦-૧૧] કુરુવંશી દુર્યોધન પોતાનું તે અપમાન સહન કરી શક્યો નહિ. તેણે સર્વ રાજાઓને નહિ ગણકારીને તે કન્યાને આગળ જતાં અટકાવી અને ભીષ્મ તથા દ્રોણના આશ્રયથી અને પોતાના વીર્યના મદથી મત્ત બની જઈને પોતાના રથમાં બેસાડી દઈ રાજકન્યાનું હરણ કર્યું.[૧૨-૧૩] હે મહાપુરુષ યુધિષ્ઠિર! તુરત જ જેણે તલવાર લટકાવી હતી અને જેણે ચંદનઘોના ચામડાનાં મોજાં હાથે બાંધ્યાં હતાં એવો શસ્ત્ર‑ધારીઓમાં શ્રેષ્ઠ ગણાયેલો કર્ણ પણ રથમાં બેસીને દુર્યોધન રાજાની પાછળ ચાલી નીકળ્યો.[૧૪] તેવામાં સર્વ રાજાઓમાં યુદ્ધ કરવાની ઇચ્છાથી મોટી ભારે ચળવળ ચાલુ થઈ ગઈ. પોતપોતાનાં કવચો પહેરીને તથા રથો જોડાવીને સર્વ રાજાઓ કર્ણ અને દુર્યોધનની પાછળ દોડી ગયા ને મેઘો જેમ બે પર્વતો પર વૃષ્ટિ કરે તેમ, તેઓ બંનેના પર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા.[૧૫-૧૬] આ રીતે પોતા પર ચડી આવેલા તે રાજાઓને જોઈને કર્ણ માત્ર એક એક બાણ મારીને તેઓનાં ધનુષ્યોને તથા બાણભાથાંઓને ટપોટપ પૃથ્વી પર પાડવા લાગ્યો.[૧૭] યોદ્ધાઓમાં શ્રેષ્ઠ એવા કર્ણે એ રાજાઓમાંના ધનુષ્ય વિનાના કેટલાએક રાજાઓને, ઉગા‑મેલા ધનુષ્યવાળા કેટલાએક રાજાઓને તથા બ ણ,

શક્તિ અને ગદાઓને ધારણ કરનારા કેટલાએક રાજાઓને પોતાની ચતુરાઈથી આકુળવ્યાકુળ કરી દીધા અને લગભગ બધાઓના સારથિઓનો નાશ કરી નાખી સર્વ રાજાઓનો પરાજય કર્યો.[૧૮-૧૯] આવી દુર્દશા થવાથી તે રાજાઓનાં મન પડી ભાગ્યાં અને 'અમારી રક્ષા કરો, રક્ષા કરો' આવી બૂમો પાડીને પોતે જ ઘોડાઓને દોડાવો મૂકીને તેઓ રણસંગ્રામને છોડી ગયા.[૨૦] રાજા દુર્યોધન તો કર્ણની રક્ષા તળે રહીને હરખાતો હરખાતો કન્યાને લઈને હસ્તિનાપુર તરફ ચાલ્યો ગયો.[૨૧]

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન-પર્વમા 'દુર્યોધને સ્વયંવરમાથી કરેલુ કન્યાહરણ' નામનો અધ્યાય ૪થો સમાપ્ત

## अध्याय ५मो

### કર્ણનું પરાક્રમ

॥ नारद उवाच ॥

**आविष्कृतबलं कर्णं श्रुत्वा राजा स मागधः ।**
**आह्वयद्द्वैरथेनाजौ जरासंधो महीपतिः ॥ १ ॥**

નારદ કહે છે: 'હે યુધિષ્ઠિર રાજા! દુર્યોધને કરેલા કન્યાહરણમા કર્ણે પોતાનું બળ પ્રકટ કર્યું', એ વાત મગધદેશના રાજા જરાસંધના સાંભળવામાં આવી, જેથી તેણે કર્ણને દ્વંદ્વયુદ્ધ કરવા માટે બોલાવ્યો.[૧] એટલે એક સ્થાને એકઠા મળી તેઓ બન્ને દિવ્ય અસ્ત્રોને જાણનારા યોદ્ધાઓનું યુદ્ધ થવા લાગ્યુ. એ યુદ્ધમાં અન્યોન્યના પર અનેક જાતનાં આયુધોની વૃષ્ટિ કરતાં કરતાં તેઓ બન્નેની પાસે બાણો ખૂટી પડ્યાં અને ધનુષ્યો તથા તલવારો પણ ભાંગી પડી, જેથી બળસંપન્ન એવા તેઓ બન્ને યોદ્ધા પૃથ્વી પર ઊભા રહીને બાહુયુદ્ધ કરવા લાગ્યા.[૨-૩] તેમાં કર્ણે બાહુકંટક* નામની યુદ્ધરીતિથી જરાસંધના શરીરના સાંધાને તોડી નાખ્યા.[૪] રાજા જરાસંધે પોતાના શરીરને ચીરી નાખવારૂપ વિકારને જોઈને કર્ણ સાથેનું વેર છોડી દીધું અને 'હું તારા પર પ્રસન્ન થયો છું' આમ કર્ણને તેણે કહ્યું.[૫] વળી વધારામાં હે પુરુષસિંહ યુધિષ્ઠિર! જરાસંધે અંગદેશમાં આવેલી માલિની નામની નગરી પ્રીતિપૂર્વક કર્ણને અર્પણ કરી, જેથી કર્ણ શત્રુઓનો પરાજય કરી અંતે રાજા થયો.[૬] તે પછી શત્રુઓના સૈન્યને પીડા કરનારો કર્ણ દુર્યોધનની સંમતિથી ચંપાનગરીનું રાજ્ય પણ કરતો હતો, તે વાત તમારા જાણવામાં જ છે.[૭] આ રીતે કર્ણ પોતાનાં શસ્ત્રોના પ્રતાપથી પૃથ્વીમાં વિખ્યાત થયો હતો અને તેની પાસે સાક્ષાત્ દેવરાજાએ પણ તમારું હિત કરવા માટે દિવ્ય કવચની તથા કુંડલોની ભિક્ષા માગી હતી.[૮] દેવોની માયાથી મોહિત થયેલા કર્ણે પણ સાક્ષાત્ દેવરાજાને પોતાને ત્યાં ભિક્ષા માગવા આવેલો જાણી અભિમાનમાં ને અભિમાનમાં પોતાના જન્મની સાથે જ ઉત્પન્ન થયેલાં કુંડલોને તથા દિવ્ય કવચને દાનમાં આપી દીધાં હતાં;[૯] જેથી કર્ણ પોતાના જન્મની સાથે ઉત્પન્ન થયેલાં કવચ–કુંડલથી રહિત થયો હતો અને તે કારણથી જ શ્રીકૃષ્ણના દેખતાં અર્જુન તેને મારી શક્યો હતો.[૧૦] વળી તેને પરશુરામના આશ્રમમાં વસતી વેળા બ્રાહ્મણનો શાપ થયો હતો, મહાત્મા પરશુરામે પણ પોતાની પાસે અસત્ય જાતિ જણાવવાના કારણથી તેને શાપ આપ્યો હતો, માતા કુંતાએ પોતાના ચાર પુત્રોને નહિ મારવા માટે તેની પાસેથી વરદાન મેળવ્યું હતું. ઇંદ્રે માયા કરીને તેને મોહિત કર્યો હતો તથા તેનાં કવચકુંડલને પડાવી લીધાં હતાં. પિતામહ ભીષ્મે અર્ધરથી કહીને તેનું અપમાન કર્યું હતું. શલ્યરાજાએ તેના તેજનું હરણ કર્યું હતું અને શ્રીકૃષ્ણે તેના રથના પૈડાને પૃથ્વીમાં પેસી ગયેલું જોઈ તેને મારવા માટે અર્જુનને પ્રેરણા કરીને નીતિનો ઉપયોગ કર્યો હતો, જેને લીધે સૂર્ય સમાન તેજસ્વી વૈકર્તન કર્ણને, ગાંડીવ ધનુર્ધારી અર્જુને શંકર, ઇંદ્ર, યમ, વરુણ, કુબેર, દ્રોણાચાર્ય અને મહાત્મા કૃપાચાર્યની પાસેથી મેળવેલાં દિવ્ય અસ્ત્રોના પ્રતાપથી યુદ્ધમાં મારી નાખ્યો છે.[૧૧-૧૪]

* જે યુદ્ધમાં બળવાન શત્રુ પોતાના દુર્બળ શત્રુના શરીરને કેવડાના પાંદડાની પેઠે ચીરી નાખે, તે યુદ્ધને બાહુકંટક યુદ્ધ કહે છે. યુદ્ધશાસ્ત્ર કહે છે: 'एका जंघां पदाक्रम्य परामुद्यम्य प्राध्यते। केतकीपत्रवच्छत्रुर्युद्धं तद् बाहुकटकम्'। શત્રુની એક જાંઘને પગથી દબાવીને તથા બીજી જાંઘને ઊંચે ખેંચીને તેના શરીરને વચમાથી નાખવામાં આવે
—નીલકંઠ

હે પુરુષવ્યાઘ્ર યુધિષ્ઠિર! આ રીતે કર્ણને શાપ થયો હતો અને તેને ઇંદ્ર આદિ ઘણા લોકોએ છેતર્યો હતો તેથી જ યુદ્ધમાં તે મરણ પામ્યો છે, માટે તે શોક કરવા યોગ્ય નથી.'[૧૫]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન-પર્વમાં 'કર્ણનું પરાક્રમ' નામનો અધ્યાય ૫મો સમાપ્ત

## अध्याय ६ट्ठो
### જગતમાંની સર્વ સ્ત્રીઓને યુધિષ્ઠિરનો શાપ

॥ वैशंपायन उवाच ॥

एतावदुक्त्वा देवर्षिर्विरराम स नारदः।
युधिष्ठिरस्तु राजर्षिर्दध्यौ शोकपरिप्लुतः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: હે જનમેજય! દેવર્ષિ નારદ આટલું કહીને બોલતા બંધ થઈ ગયા અને રાજા યુધિષ્ઠિર તો શોકમાં ગરકાવ બની જઈને વિચારગ્રસ્ત જ બની ગયા.[૧] એ સમયે રાજા યુધિષ્ઠિર મનમાં દીન થઈ ગયા હતા, શોકને લીધે ભાન વિનાના થઈ ગયા હતા, તેમનાં નેત્રોમાં અશ્રુઓ ભરાઈ આવ્યાં હતાં અને ઘણા જ આતુર થઈ જઈને સર્પની પેઠે નિઃશ્વાસ નાખતા હતા.[૨] રાજાની આવી સ્થિતિ જોઈ જેનાં સર્વ અંગોમાં શોક વ્યાપી ગયો હતો અને જેની ચેતના દુઃખને લીધે નષ્ટ થઈ ગઈ હતી એવાં કુંતામાતા મિષ્ટ વાણીથી આવું સમયોચિત અર્થવાળું વચન બોલ્યાં:[૩] 'હે મહાબાહુ યુધિષ્ઠિર! તારે એ કર્ણનો શોક કરવો યોગ્ય નથી. તું મહાબુદ્ધિમાન છે, માટે શોકનો ત્યાગ કર અને આ મારું વચન સાંભળ.[૪] તે કર્ણને મેં પૂર્વે કહ્યું હતું કે, 'યુધિષ્ઠિર આદિ પાંડવો તારા નાના ભાઈઓ છે અને નાના ભાઈઓનું રક્ષણ કરવું તે તારો ધર્મ છે, માટે તું તેઓની સાથે ભ્રાતૃભાવથી વર્તન કર, તેમ જ ધાર્મિકોમાં શ્રેષ્ઠ એવા તે કર્ણના પિતા સૂર્યદેવે પણ, હિત ઇચ્છનારા સંબંધીએ જે કહેવું ઘટે તે સર્વ તેને કહ્યું હતું.' કોઈ સમયે સ્વપ્નમાં આવીને તથા કોઈ સમયે મારી સમક્ષ પણ સૂર્યનારાયણે તેને હિતોપદેશનાં વચનો કહ્યાં હતાં.[૫-૬] આ રીતે મેં અને સૂર્યદેવે અનેક સ્નેહકારક વચનો કહ્યાં હતાં, છતાં તે કર્ણને અમે શાંત કરી શક્યાં ન હતાં, અથવા તારી સાથે તેની એકતા પણ કરી શક્યાં ન હતાં;[૭] કારણ કે તે કર્ણ કાળના સપાટામાં સપડાઈ ગયો હતો અને તેથી જ વેરનો ઉદ્ધાર કરવામાં તે આસક્ત થયો હતો. વળી તે તમારું અપ્રિય કરનારો હતો, જેથી મેં તેની ઉપેક્ષા કરી હતી.'[૮] પોતાની માતાએ આ પ્રમાણે કહ્યું, તોપણ ધર્માત્મા ધર્મરાજાનાં નેત્રો અશ્રુઓથી ઊભરાઈ જવા લાગ્યાં અને તેમની ઇંદ્રિયો શોકથી વ્યાકુળ થઈ ગઈ.[૯] પછી તેમણે કહ્યું કે, 'ઓ માતા! તમે કર્ણના જન્મના વૃત્તાંતને આજદિન પર્યંત ગૂઢ રાખીને મને મહાન વ્યથા ઉપજાવી છે.'[૧૦] આમ કહીને મહાતેજસ્વી યુધિષ્ઠિરરાજાએ જગતની સર્વ સ્ત્રીઓને શાપ આપ્યો કે, 'આજથી આરંભી જગતની કોઈ પણ સ્ત્રી પોતાના હૃદયમાં ગુપ્ત વાત રાખી શકશે નહિ.' પછી રાજા યુધિષ્ઠિર પોતાના પુત્રોનું, પૌત્રોનું, સંબંધીઓનું તથા સુહૃદોનું સ્મરણ કરીને દુઃખસંપન્ન થઈ ગયા, તેમના હૃદયમાં ઘણો જ ઉદ્વેગ થવા લાગ્યો, તેમનું ચિત્ત અત્યંત ઉદાસ થઈ ગયું, તેમનો આત્મા શોકથી ઘેરાઈ ગયો અને પોતે બુદ્ધિમાન હતા. છતાં ધુમાડાવાળા અગ્નિની પેઠે ધૂંધવાઈ જઈને સંતાપથી પીડાવા લાગ્યા તથા અત્યંત ખિન્ન થઈ ગયા.[૧૧-૧૩]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન-પર્વમાં 'જગતની સ્ત્રીઓને યુધિષ્ઠિરનો શાપ' નામનો અધ્યાય ૬ઠ્ઠો સમાપ્ત

## अध्याय ७मो
### રાજ્યનો ત્યાગ કરી હું વનમાં ચાલ્યો જઈશ

॥ वैशंपायन उवाच ॥

युधिष्ठिरस्तु धर्मात्मा शोकव्याकुलचेतनः।
शुशोच दुःखसंतप्तः स्मृत्वा कर्णं महारथम् ॥१॥

વૈશંપાયન બોલ્યા: હે જનમેજય! શોકથી મનમાં વ્યાકુળ થયેલા ધર્માત્મા યુધિષ્ઠિર રાજા મહારથી કર્ણને યાદ કરી દુઃખસંતપ્ત થઈને શોક કરવા લાગ્યા.[૧] દુઃખ અને શોકના આવેશથી વારંવાર નિઃશ્વાસ નાખતા અને શોકથી કૃશ થયેલા તે રાજા અર્જુન સામે જોઈને આ પ્રમાણે કહેવા લાગ્યા.[૨]

યુધિષ્ઠિર બોલ્યા: 'ઓ અર્જુન! યાદવ અને

અંધકવંશના રાજાઓના નગરમાં ભટકીને જો આપણે ભિક્ષાચરણ કર્યું હોત, તો આ સમયે આપણા સંબંધીઓના પુરુષોનો નાશ કરીને આવી દુર્ગતિને પામ્યા ન હોત.[3] અરેરે! જ્ઞાતિઓનો વધ કરીને આપણે હતભાગ્ય બન્યા છીએ. અરે! આપણા શત્રુ કૌરવો ભાગ્યસંપન્ન થયા છે–તેઓનો અર્થ સિદ્ધ થયો છે. આપણે તો કેવળ આપણો પોતાનો જ નાશ કરીને ધર્મનું શું ફળ પ્રાપ્ત કર્યું છે?[4] હાય! ધિક્કાર છે ક્ષત્રિયોના આચારને, ધિક્કાર છે ક્ષત્રિયોના બળને અથવા પુરુષાર્થને અને ધિક્કાર છે ક્ષત્રિયોની અસહિષ્ણુતાને કે જેને લીધે આપણે આવી આપત્તિમાં ધકેલાઈ પડ્યા છીએ.[5] મને નિશ્ચય થાય છે કે, ક્ષત્રિયોનો ધર્મ જ નિંદ્ય છે. પણ ક્ષમા, ઇંદ્રિયનિગ્રહ, કાયિક–વાચિક પવિત્રતા, વૈરાગ્ય, અમત્સર, અહિંસા અને સત્યભાષણ આ નિયમો જેઓને માટે નિત્ય હોય છે, તેવા વનવાસીઓનો ધર્મ જ સર્વોત્તમ છે.[6] આપણે તો રાજ્યના લોભને લીધે તથા મોહને લીધે દંભ અને મદનો આશ્રય કર્યો, જેથી આવી હીન અવસ્થાને પામ્યા છીએ.[7] જે આપણા બાંધવો પૃથ્વી પર વિજય મેળવવાની ઇચ્છા રાખતા હતા, તેઓને મરણ પામેલા જોઈ હવે આપણને કોઈ ત્રણે લોકનું રાજ્ય આપી દે તોપણ અત્યાનંદ થઈ શકે તેમ નથી.[8] ઓહ! ધિક્, ધિક્! કેવળ પૃથ્વીના રાજ્યને માટે આપણે અવધ્ય રાજાઓનો વધ કર્યો છે, આપણા સર્વ પુરુષાર્થોનો નાશ થઈ ગયો છે અને આપણે બાંધવોથી રહિત થઈ પડ્યા છીએ, છતાં જીવીએ છીએ.[9] અવશ્ય રાજ્યરૂપ માંસના નિમિત્તે સર્વ કોઈનું, માંસના ટુકડા માટે કૂતરાંઓનું માંહોમાંહે જેમ અશુભ થાય છે તેમ, જ્ઞાતિઓના દ્રોહરૂપ અશુભ થાય જ છે; માટે આપણે બંધુઓના રક્ષણરૂપ માંસને ઇષ્ટ ગણવું યોગ્ય હતું, તેમ જ રાજ્યરૂપી માંસનો ત્યાગ કરવો તેને ઇષ્ટ ગણવું ઉત્તમ હતું.[10] રે! રે! આપણને આ સમગ્ર પૃથ્વી સ્વાધીન થાય, સુવર્ણના મોટા ઢગો મળે અથવા ગાય, ઘોડા વગેરે સર્વ ઇષ્ટ પદાર્થોનો લાભ થાય, તોપણ આ મારી નાખેલા બાંધવોનો ત્યાગ કરવો અયોગ્ય હતો.[11] નિઃશંક, આ યુદ્ધમાં મરણ પામેલા સર્વ યોદ્ધાઓ [illegible] પૂર્ણ થઈને ક્રોધ અને હર્ષાવેશમાં મૃત્યુના માર્ગમાં આરોહણ કરી, કેવળ યમલોકમાં જ ગયા છે; અર્થાત્ આ યુદ્ધમાં મરણ પામેલા યોદ્ધાઓને સ્વર્ગ મળશે જ નહિ; પરંતુ તેઓને નરકની જ પ્રાપ્તિ થશે; કારણ કે તેઓ કામવાસનાઓમાં દટાઈ ગયા હતા.[12] આ જગતમાં સર્વ કોઈના પિતાઓ તપ, બ્રહ્મચર્ય, સત્ય અને ક્ષમાસંપન્ન થઈને અનેક કલ્યાણોનો લાભ મેળવનારા પુત્રોને પ્રાપ્ત કરવા ઇચ્છે છે;[13] અને તે જ પ્રમાણે સર્વ કોઈની માતાઓ ઉપવાસો, અનેક દેવોની પૂજાઓ, ગૌરીવ્રત આદિ વ્રતો, દુર્ગોત્સવ આદિ કૌતુકો અને બીજાં ઘણાં માંગલિક કર્મો કરીને ગર્ભધારણાને પ્રાપ્ત કરી શકે છે અને દશ માસ પર્યંત તે ગર્ભને ધારણ કરે છે.[14] વળી 'આ ગર્ભ ક્ષેમકુશળ જન્મ પામે તો સારું, જન્મીને ચિરકાળ પર્યંત જો જીવે તો ઘણું જ સારું, જીવીને જો માનવંત અને બળવંત થાય તો આપણને સુખદાતા થઈ પડે.' આવા આવા આ લોકના તથા પરલોકના કૃપણ ફળહેતુઓની આશાઓમાં કાળ નિર્ગમન કરે છે![15] પણ અફસોસ! આ યુદ્ધમાં મરણ પામેલા મહાપુરુષોની માતાઓના પૂર્વોક્ત સર્વ પ્રકારના આશાંકુરો કેવળ નિષ્ફળ થયા છે; કારણ કે તે માતાઓના સુંદર કુંડળોને ધારણ કરનારા તરુણ વયના પુત્રો પૃથ્વીના કોઈ જાતના ભોગો ભોગવ્યા વિના તથા ત્રણ પ્રકારનાં ઋણોમાંથી એક ઋણને પણ સંપૂર્ણ રીતે અદા કર્યા વિના યમલોકમાં સિધાવી ગયા છે.[16–18] અરેરે! આ યુદ્ધમાં મરણ પામેલા દુર્યોધન આદિ રાજાઓનાં માતાપિતાઓ, પુત્રોને યુવાવસ્થામાં આવેલા જોઈ ધન–રત્ન આદિનો ઉપભોગ કરી સુખી થવાની સ્થિતિ પર આવ્યાં હતાં, તેટલામાં તો તેઓના રાજપુત્રો યુદ્ધમાં માર્યા ગયા છે.[19] વળી જેઓ પંચાલવંશના અથવા કુરુવંશના યોદ્ધાઓ આ રણસંગ્રામમાં મૃત્યુ પામ્યા છે તેઓ કેવળ મૃત્યુને જ પામ્યા છે, પણ સ્વર્ગ આદિ દિવ્ય લોકને પામ્યા નથી; કારણ કે તેઓ અર્થની તૃષ્ણાવાળા હતા, તે તૃષ્ણા પરિપૂર્ણ ન થાય તો દીન અવસ્થાને પામનારા હતા, ઇચ્છિત પદાર્થનો લાભ નહિ થતાં સંતાપ કરનારા હતા અને કોઈ ઇષ્ટ પદાર્થોનો લાભ થતાં અત્યંત હર્ષ પામનારા હતા. આવા વિષમ સ્વભાવના તે પુરુષોએ જો કદાચ

વિજય મેળવ્યો હોત, તોપણ પૃથ્વીનો ઉપભોગ કરી શકત નહિ અને મૃત્યુને પામ્યા છતાં પણ તેઓને સ્વર્ગાદિફળ મળશે નહિ.× જો એમ ન હોય તો પોતપોતાના કર્મયોગે સ્વર્ગમાં ગયેલા તે સર્વ પુરુષોને આ લોક કેમ જોઈ શકતો નથી?[૨૦/૨૧] સ્થૂલદષ્ટિએ જોતાં આ લોકનો વિનાશ કરવામાં આપણે જ અવાંતર કારણભૂત ગણાયેલા છીએ, પરંતુ સૂક્ષ્મદષ્ટિએ જોતાં આ વિનાશનું મુખ્ય કારણ આપણા રાજ્યને છીનવી લેવાથી, ધૃતરાષ્ટ્રના પુત્રો જ છે[૨૨] અને આ બાબતમાં સર્વનું મૂળ કારણ તો રાજા ધૃતરાષ્ટ્ર જ છે; કારણ કે તેમનો આપણે કોઈ જાતનો અપરાધ કર્યો ન હતો, છતાં આપણને ઠગવામાં જ તેમની બુદ્ધિ સ્થિર થઈ હતી, નિત્ય આપણો દ્વેષ કર્યા કર્યો હતો, સદાકાળ કપટદ્યૂત આદિથી જ તેમનું જીવન ઘડાઈ ગયું હતું અને કેવળ ઉપર ઉપરનો મિથ્યા વિનય તેમણે દર્શાવ્યા કર્યો હતો.[૨૩] આખરે આ યુદ્ધ કરીને તેઓની મનઃકામના પૂર્ણ થઈ નથી તેમ આપણી કામના પણ અપૂર્ણ જ રહી છે. તેઓ જીત્યા નથી તેમ આપણે પણ જીત્યા નથી, તેઓએ આ પૃથ્વીનો ઉપભોગ કર્યો નહિ તેમ આપણે પણ ઉપભોગ કરી શકયા નહિ. રે! એટલું જ નહિ પણ સ્ત્રીઓનાં સુખનો અથવા ગીતવાદ્યના શ્રવણસુખનો પણ કોઈ એ ઉપભોગ કર્યો નથી.[૨૪] અરેરે! ઘણી શોકજનક વાત છે કે, રાજા ધૃતરાષ્ટ્રે પોતાના વિદ્વાન અમાત્યોનું અથવા સુહૃદોનું વચન સાંભળ્યું નહિ, મહા કિંમતી રત્નોનો, પૃથ્વીનો તથા અઢળક ધનની આવકનો લેશમાત્ર ઉપભોગ કર્યો નહિ; આપણા પર દ્વેષ હોવાને લીધે નિત્ય સંતાપ કર્યા કર્યો; આ લોકનું કોઈ જાતનું સુખ મેળવ્યું નહિ; પૂર્વકાળની આપણી સમૃદ્ધિ જોઈને નિસ્તેજ, ફિક્કા અને કૃશ થતા ગયા, જેથી સુબલપુત્ર શકુનિએ જુગાર રમવાનું જણાવ્યુ અને પોતાના પુત્ર પરના પ્રેમમાં લુબ્ધ બની જઈને પિતા ધૃતરાષ્ટ્રે અન્યાયમાર્ગમાં પગ મૂકવાની પણ સંમતિ આપી.[૨૫-૨૭] એટલે પછી તો રાજા દુર્યોધને પોતાના પિતાની, ભીષ્મની કે વિદુરની કોઈની પણ દરકાર કરી નહિ અને આખરે મારો જેમ નાશ થયો છે, તેમ તેનો પણ નિઃસંશય નાશ થયો છે.[૨૮] રાજા ધૃતરાષ્ટ્રે પણ વશમાં રાખ્યો નહિ, જેથી તે દુર્યોધન પ્રદીપ્ત યશથી ભ્રષ્ટ થઈને, સહોદરોનો ઘાત કરાવીને મરણશરણ થયો.[૨૯] વળી દુર્યોધન સદાને માટે પાપી બુદ્ધિનો હતો અને તેથી નિત્ય આપણો દ્વેષ કરવામાં જ તે ચુકતો રહેતો હતો; જેના પરિણામે તે પોતાનાં વૃદ્ધ માતાપિતાને શોકાગ્નિમાં ફેંકી દઈ આ સંસારમાંથી ચાલ્યો ગયો છે.[૩૦] અરે! તેવો કયો બંધુ પોતે કુળવાન હોઈને પોતાના બંધુજનોના સંબંધમાં તેવાં અયોગ્ય વચનો બોલે કે, જેવાં યુદ્ધ કરવાની ઈચ્છાવાળા દુર્યોધને શ્રીકૃષ્ણની સમીપમાં કહ્યાં હતાં?[૩૧] ખરેખર! આપણે આપણા પોતાના જ દોષથી સદાને માટે નાશ પામ્યા છીએ, અર્થાત્ દુર્યોધન આપણો હતો અને તેણે જે દોષ કર્યો હતો તે આપણો જ દોષ ગણાય; માટે આપણે સૂર્યની પેઠે સર્વ દિશાઓને બાળી નાખનારા હતા, છતાં આ સમયે તે દોષને લીધે બળી ગયા છીએ.[૩૨] દુર્મતિ દુર્યોધન આપણો વૈરી પુરુષ હતો અને તે પોતે એકલો જ મરણ પામ્યો છે તેમ નથી, પણ તેણે આપણા સર્વ કુળનો નાશ કરાવ્યો છે.[૩૩] કેવળ તે દુર્યોધનને માટે જ ઘણા અવધ્ય પુરુષોનો વધ કરીને આપણે જગતમાં નિંદાપાત્ર થયા છીએ અને રાજા ધૃતરાષ્ટ્ર પણ, કુળનો સંહાર કરનારા દુષ્ટબુદ્ધિ પાપી પુરુષનો રાજ્યાસન પર અભિષેક કરીને હવે શોક જ કરે છે. હાય! હાય! ઘણા શૂરાઓ માર્યા ગયા, મહાન પાપી કૃત્ય કર્યું અને આપણે પોતે જ આપણી અભીષ્ટ વસ્તુનો નાશ કર્યો, જેને લીધે આપણા બધાનો ક્રોધ જોકે દૂર થઈ ગયો છે, તોપણ ઉત્પન્ન થયેલો આ શોક મને ગૂંગળાવી નાખે છે-ગભરાવી નાખે છે. હો ધનંજય! મનુષ્યે જે કંઈ પાપકર્મ કર્યું હોય, તેનો તે બદલ ઉપકાર કરવાથી, ગુરુજન આદિની પાસે નિવેદન કરવાથી, પશ્ચાત્તાપ કરવાથી, દાન દેવાથી, તપશ્ચર્યા કરવાથી, સર્વ ઉપાધિની નિવૃત્તિ કરીને સંસારનો ત્યાગ કરવાથી અથવા વેદાધ્યયન કે શાસ્ત્રાધ્યયન કરવાથી નાશ કરી શકાય છે.[૩૪-૩૭] તેમાં પણ શ્રુતિ કહે છે કે, જે પુરુષ સંસારનો ત્યાગ જ કરી દે છે, તે પુરુષને પુનઃ પાપકર્મ કરવાનો

× યુધિષ્ઠિરનાં આ વચનો લોકાયતિક સંપ્રદાયને અનુસરતાં છે, તે ધ્યાનમાં રાખવું. —નીલકંઠ

અવકાશ જ રહેતો નથી; એટલું જ નહિ પણ સંસારનો ત્યાગ કરનાર પુરુષ પુનઃ જન્મમરણના ફેરામાં પડતો જ નથી. એ જ આશયથી શ્રુતિ કહે છે કે, 'त्यागेनैके अमृतत्वमानशुः' કેટલાએક પુરુષો કેવળ સંસારત્યાગથી જ મોક્ષને પામી ગયા છે.[૩૮] તેમાં કારણ એ જ છે કે, સંસારનો ત્યાગ કરવાથી પુરુષને યોગમાર્ગ મળી આવે છે. પછી શ્રવણ–મનન–નિદિધ્યાસન આદિ કર્મોથી તેની બુદ્ધિ 'अहं ब्रह्माऽस्मि' આવા નિશ્ચયવાળી થાય છે અને અંતે અખંડાનંદ–પરબ્રહ્મની સાથે તે પુરુષ એકતાને પામે છે. ઓ ધનંજય! બ્રહ્મજ્ઞાનસંપન્ન એવો મનનશીલ–મુનિ, જેવો સુખદુઃખાદિ દ્વંદ્વથી રહિત થાય છે કે તુરત જ બ્રહ્મસ્વરૂપ થઈ રહે છે;[૩૯] માટે હે શત્રુતાપન અર્જુન! હું તમારી બધાંની સંમતિ લઈ ને હવે વનમાં જ ચાલ્યો જઈશ. વળી શ્રુતિ પણ કહે છે કે, પરિગ્રહવાન પુરુષ જીવન્મુક્તિના સુખરૂપ સંપૂર્ણ ધર્મને કદી સંપાદન કરી શકતો નથી. આ વાત મને પણ પ્રત્યક્ષ જ જોવામાં આવી છે. જો, હે શત્રુસૂદન! મેં પરિગ્રહની ઇચ્છા રાખીને આ મહાન પાપ કર્યું છે. વળી પણ શ્રુતિ કહે છે કે, 'પુરુષ પરિગ્રહનો ત્યાગ કરવાથી જન્મમરણના નાશના કારણભૂત આત્મજ્ઞાનને પ્રાપ્ત કરી શકે છે, માટે હું પણ રાજ્યનો તથા સુખોનો ત્યાગ કરી શોક અને મમતાથી રહિત થઈ ને કોઈ વનવગડામાં ચાલ્યો જઈશ અને હે કુરુનંદન! તું નિષ્કંટક થયેલી અકલ્યાણી પૃથ્વી પર રાજ્ય કર. મને રાજ્યનું કે ભોગોનું કંઈ પણ પ્રયોજન નથી.'

આમ કહીને રાજા યુધિષ્ઠિરે બોલવું બંધ કર્યું એટલે તેમનો નાનો ભાઈ અર્જુન બોલી ઊઠ્યો.[૪૦–૪૪]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'યુધિષ્ઠિરનાં વચનો' નામનો અધ્યાય ૭ મો સમાપ્ત

## अध्याय ८मो

### અર્જુનનાં વાક્યો–ધન વિના ધર્મ નથી

॥ वैशंपायन उवाच ॥

अथार्जुन उवाचेदमधिक्षिप्त इवाक्षमी।
अभिनीततरं वाक्यं दृढवादपराक्रमः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: હે જનમેજય! જાણે કોઈએ તિરસ્કાર કર્યો હોય તેમ યુધિષ્ઠિરનાં વાક્યોને સહન નહિ કરનારો, દૃઢ વચન અને દૃઢ પરાક્રમી એવો મહાતેજસ્વી ઈંદ્રપુત્ર અર્જુન પોતાનું પરાક્રમ અને સ્વરૂપ અતિ ઉગ્ર કરીને હસતો હસતો અને ગલોફાં ચાટતો ચાટતો આવું ન્યાયયુક્ત વચન બોલ્યો.[૧૨]

અર્જુન બોલ્યો: 'અહો! આ તે કેવું દુઃખ? અહો! આ તે કેવું કષ્ટ? અહો! આ તે કેટલી બધી મૂર્ખતા, કે જે પ્રથમ મહાદિવ્ય કર્મ કરીને ઉત્તમ લક્ષ્મી સંપાદન કરી અને હવે તેનો ત્યાગ કરવા માટે તમે તૈયાર થઈ જાઓ છો! એ શું?[૩] પ્રથમ શત્રુઓનો સંહાર કર્યો અને સ્વધર્માનુસાર પૃથ્વીને મેળવી લીધી, તો હવે સર્વ થઈ ગયા પછી બુદ્ધિની હીનતાને લીધે આવી મળેલા સર્વ વૈભવોનો તમે શા માટે ત્યાગ કરો છો?[૪] અરે! પણ ખરું છે કે, નપુંસકને અથવા દીર્ઘસૂત્રીને (ઠંડી પ્રકૃતિના માણસને) રાજ્ય ક્યાંથી હોઈ શકે? ઓ રાજા! તમે પોતાનો નાશ થઈ જાય તે માટે કાયર હતા અને બીજાઓનો વધ કરવા માટે જો આળસુ હતા, તો પછી તે સમયે ક્રોધથી ધૂંધવાઈ ઊઠીને સર્વ રાજાઓનો શા માટે નાશ કર્યો?[૫] જે પુરુષનાં કલ્યાણો સર્વ તરફથી નષ્ટ થયાં હોય, પોતે દરિદ્રી હોય, તેથી જ સર્વ લોકમાં અપ્રસિદ્ધ હોય અને પુત્ર, પશુ આદિ પરિવારથી હીન હોય તે પુરુષ જ ભિક્ષાચરણ કરીને આજીવિકા ચલાવવાની ઇચ્છા કરે છે અને કોઈ બીજાના જ પુરુષાર્થ પર આધાર રાખી અર્થસંપાદન કરવાની ઇચ્છા કરતો નથી; પણ તમે તો સર્વ કલ્યાણોને પામ્યા છો, ધનસંપત્તિથી સંપન્ન છો, જગતમાં વિખ્યાત છો, પુત્ર, પશુ આદિ પરિવારથી યુક્ત છો અને પોતાના જ પુરુષાર્થથી સર્વ અર્થોને પામ્યા છો, છતાં ભિક્ષાચરણ કરી આજીવિકા ચલાવવાની તમે ઇચ્છા રાખો છો તેથી મને જણાય છે કે, તમારી બુદ્ધિ વિપરીત જ થઈ ગઈ છે.[૬] ઓ રાજા! સમૃદ્ધિપૂર્ણ રાજ્યનો ત્યાગ કરી તમે ભિક્ષાનું પાત્ર હાથમાં લઈ પાપિષ્ઠ કાપાલીવૃત્તિનો આશ્રય કરશો અને તે દ્વારા તમારું જીવન ગાળશો, તેથી લોકો તમારા સંબંધમાં શું કહેશે?[૭] હે પ્રભુ! ધર્માદિક સર્વ અર્થોનો ત્યાગ કરી કલ્યાણભ્રષ્ટ અને દરિદ્ર થઈ-

ને મૂઢ મનુષ્યની પેઠે ભિક્ષા માગવાની તમે શા માટે ઇચ્છા કરો છો ?૮ તમે આ રાજકુળમાં ઉત્પન્ન થયા છો અને સમગ્ર પૃથ્વીને પણ જીતી છે, છતાં ધર્મ અને અર્થનો સંપૂર્ણ ત્યાગ કરીને તમે વનમાં ચાલ્યા જાઓ છો, તે કેવળ મૂર્ખતા છે.૯ વળી તમારા ધર્મરૂપ યજ્ઞમાર્ગનો ત્યાગ કરી તમે વનમાં ચાલ્યા જશો તો પાછળથી દુષ્ટ પુરુષો આ પૃથ્વી પરથી યજ્ઞમાર્ગનો છેક નાશ કરી નાખશે; તેનું પાપ કેવળ તમારે જ શિરે આવી લાગશે, તેનો વિચાર કરો.૧૦ પરિગ્રહના ત્યાગરૂપ નિષ્કિંચનતા કેવળ મુનિઓના ધર્મ તરીકે જ ગણાય છે. એ જ કારણથી રાજા નહુષે ધનના અભાવને લીધે ઘાતકી કર્મ કરીને કહ્યું છે કે, 'આ જગતમાં નિર્ધનતાને સર્વથા ધિક્કાર હજો !'૧૧ તમારા જાણવામાં જ છે કે, આવતીકાલ માટે પણ ધાન્યાદિકનો પરિગ્રહ નહિ કરવારૂપ નિષ્કિંચનતા કેવળ ઋષિઓના જ ધર્મ તરીકે ગણાય છે; પણ જેને વિદ્વાનો ગૃહસ્થધર્મ કહે છે, તે તો કેવળ ધન દ્વારા જ થઈ શકે છે;૧૨ માટે જ જગતમાં કહેવાય છે કે, 'જે મનુષ્ય પારકાના ધનનું હરણ કરે છે, તે મનુષ્ય વાસ્તવિક દૃષ્ટિએ તેના ધર્મનું જ હરણ કરે છે.' તો હે રાજન્ ! આપણે ક્ષત્રિયો ધનનું હરણ કરી આપણા ધર્મનો જ નાશ કરનારા કયા પિતાનો અથવા ભાઈનો અપરાધ સહન કરી શકીએ ?૧૩ આ જગતમાં દરિદ્ર મનુષ્યને પાસે ઊભેલો જોઈને પણ લોકો તેની તરફ તિરસ્કારભરેલી દૃષ્ટિ કરે છે, માટે અવશ્ય દરિદ્રતા આ લોકમાં એક પાપરૂપ છે. તેની પ્રશંસા કરવી તે તમને યોગ્ય નથી.૧૪ ઓ રાજા ! જેમ પતિત પુરુષ શોક કરવા યોગ્ય છે, તેમ નિર્ધન પુરુષ પણ શોક કરવા યોગ્ય જ છે, માટે પતિતમાં કે નિર્ધનમાં મને તો કાંઈ વિશેષ ફેર દેખાતો નથી.૧૫ અહીંતહીંથી એકઠું કરીને ધનની જો વૃદ્ધિ કરવામાં આવે છે, તો પર્વતમાંથી જેમ નાની નાની અનેક નદીઓ ચાલુ રહે છે તેમ, તે ધનમાંથી અનેક જાતની ક્રિયાઓ ચાલુ રહે છે. સર્વ કાર્યો ધનસંચયથી સિદ્ધ થઈ શકે છે.૧૬ ઓ રાજા ! ધનથી જ ધર્મ, અર્થ અને મોક્ષ એ ત્રણે પુરુષાર્થો સિદ્ધ થાય છે. રે ! એટલું જ નહિ, પણ ધન વિના લોકોની પ્રાણયાત્રા પણ સિદ્ધ થઈ શકતી નથી.૧૭ પુરુષ બુદ્ધિથી હીન હોય અને અધૂરામાં પૂરું વળી ધનથી જો રહિત હોય, તો ગ્રીષ્મઋતુમાં નાની નાની નદીઓનો જેમ નાશ થઈ જાય છે, તેમ તેની સર્વ ક્રિયાઓનો નાશ થઈ જાય છે;૧૮ માટે જ જેની પાસે ધન છે તેના મિત્રો છે, જેની પાસે ધન છે તેના સર્વ કોઈ બાંધવો છે, જેની પાસે ધન છે તે જ પુરુષ ગણાય છે અને જેની પાસે ધન છે તે જ પંડિત કહેવાય છે.૧૯ ધર્માર્થકામ આદિ પુરુષાર્થોની ઇચ્છા રાખનારો પુરુષ જો ધનહીન હોય તો તેનાથી કોઈ જાતનો પુરુષાર્થ સિદ્ધ કરી શકાતો નથી; માટે જેમ હાથીઓ બીજા હાથીઓને ખેંચી લાવે છે, તેમ ધન જ સર્વ પુરુષાર્થોને સિદ્ધ કરી શકે છે.૨૦ ઓ રાજા ! ધર્મ, કામ, સ્વર્ગ, હર્ષ, ક્રોધ, શાસ્ત્રશ્રવણ અને ઇંદ્રિયનિગ્રહ એ બધું કેવળ ધનથી જ થઈ શકે છે.૨૧ હે મહાપુરુષ ! ધનથી કુળ પ્રભુતાને ભોગવે છે અને ધનથી ધર્મની અભિવૃદ્ધિ થાય છે; પરંતુ ધનહીન પુરુષને આ લોકમાં કે પરલોકમાં પણ સુખ મળી શકતું નથી.૨૨ વળી નિર્ધન પુરુષ યથાવિધિ ધર્મકૃત્યોને કરી શકતો નથી અને પર્વતમાંથી જેમ નદીપ્રવાહ ઝરે છે, તેમ ધનમાંથી જ ધર્મનાં ઝરણાંઓ ઝરે છે.૨૩ હે રાજન્ ! નિર્ધન મનુષ્યોને ત્યાં પશુઓ હોતાં નથી, નોકરચાકરો હોતા નથી તેમ અતિથિઓ પણ કદી હોતા નથી; માટે ધનહીન પુરુષને જ લોકો કૃશ (ક્ષીણ) કહે છે. શરીરે કૃશ થયેલાને ક્ષીણ કહેતા નથી.૨૪ હે રાજન્ ! લગાર ન્યાયદૃષ્ટિથી તમે જુઓ તો ખરા. દેવો અને અસુરો કે જેઓ શિષ્ટ ગણાય છે, તેઓના આચાર તરફ તમે દૃષ્ટિ કરો ! દેવતાઓએ પોતાના જ્ઞાતિ–અસુરોનો વધ કરીને જ ધન સંપાદન કર્યું છે.૨૫ વળી બીજાઓના ધનનું રાજાથી હરણ ન થઈ શકતું હોય, તો પછી રાજાએ કયે માર્ગે ધર્માચરણ કરવું ? કારણ કે રાજાને માટે તેવી બીજી કોઈ પણ વૃત્તિ છે જ નહિ; માટે જ વેદવેત્તાઓએ સર્વ વેદોમાં આટલો જ નિશ્ચય કરી મૂક્યો છે કે, 'રાજાએ નિત્ય વેદાધ્યયન કરવું, દોષોને જાણવાની શક્તિ ખીલવવી, સારી પેઠે ધનસંચય કરવો અને યત્નપૂર્વક યજ્ઞયાગો કરવા.'૨૬-૨૭ જુઓ, સ્વર્ગમાં દેવતાઓએ જે જે દિવ્ય સ્થાનો મેળવ્યાં છે, તે સર્વ કેવળ દ્રોહથી જ મેળવ્યાં છે. દેવતા-

ઓએ પોતાના બાંધવ–અસુરોનો દ્રોહ કર્યા વિના બીજું શું કર્યું છે?[૨૮] આ રીતે દેવોએ પણ અન્યાયથી બાંધવાનો દ્રોહ કરીને સ્વર્ગ મેળવ્યું છે અને સનાતન વેદવચનો પણ ક્ષત્રિયોને તેવી આજ્ઞા આપે છે કે, તેઓએ ધન મેળવીને નિત્ય અધ્યયન કરવું, અધ્યાપન કરવું, યજ્ઞો કરવા અને કરાવવા.[૨૯] રાજા બીજાના ધનનું હરણ કરે છે અને તે જ ધન તેને માટે શ્રેયસ્કર થઈ પડે છે; કારણ કે રાજાને માટે અન્ય વૃત્તિથી ધનસંચય કરવાનું છે જ નહિ, જેથી યજ્ઞને માટે પશુબીજ આદિના વધનું પાતક જેમ ગણવામાં આવતું નથી, તેમ રાજાઓને પણ બીજાઓના ધનનું હરણ કરવામા દોષ લાગતો નથી.[૩૦] રાજાઓ એ રીતે જ આ પૃથ્વીને જીતે છે અને જીત્યા પછી તેઓ કહે છે કે, આ પૃથ્વી અમારી છે. દષ્ટાંત તરીકે પિતાના ધનને મેળવીને પુત્રો જેમ કહે છે કે, આ ધન અમારું છે તેમ.[૩૧] મોટા મોટા રાજર્ષિઓ કે જેઓ સ્વર્ગમાં ગયા છે તેઓ પણ આ ધર્મને જ સર્વોત્કૃષ્ટ કહી ગયા છે. જેમ કોઈ પૂર્ણ મહાસાગરમાંથી જુદા જુદા અનેક જળ પ્રવાહો દશે દિશાઓમાં વહી રહે છે, તેમ ધનસંપન્ન રાજકુળથી જુદા જુદા અનેક ધનપ્રવાહો જગતમાં વિસ્તીર્ણ બની રહે છે. આ પૃથ્વી પૂર્વે દિલીપની, નૃગની, નહુષની, અંબરીષની તથા માંધાતાની હતી, તે પૃથ્વી હાલ તમારે સ્વાધીન થયેલી છે. તમારી પાસે સર્વસ્વ દક્ષિણાવાળો દ્રવ્યમય યજ્ઞ કરવાનો સમય આવી પહોંચ્યો છે, છતાં તમે યજ્ઞ નહિ કરો તો રાજ્યનું સર્વ પાપ તમારા પર આવી લાગશે. વળી જે માંડલિક તથા પ્રજાઓનો રાજા સંપૂર્ણ દક્ષિણાવાળો અશ્વમેધ યજ્ઞ કરે છે તેના એ યજ્ઞમાં તે સર્વ માંડલિકો અને પ્રજાઓ આવીને અવભૃથસ્નાનમાં પવિત્ર થાય છે; કારણ કે રાજાએ કરેલો તે યજ્ઞ માંડલિકોના તથા પ્રજાઓના ધનમાંથી પરિપૂર્ણ થયેલો હોય છે. વળી આવા સર્વમેધ મહાયજ્ઞમાં વિશ્વસ્વરૂપ મહાદેવે સર્વ ભૂતોનો હોમ કરી દીધો હતો અને છેવટે પોતાના દેહનો પણ હોમ કર્યો હતો; તો પછી તે યજ્ઞમાં બીજાઓના દ્રવ્યનો હોમ થાય, તેમાં શું આશ્ચર્ય છે? હે રાજન્! આ યજ્ઞિય માર્ગ અનાદિ અનંત કાળનો છે. તેનો અંત જ નથી એમ અમારા સાંભળવામાં આવ્યું છે; વળી એ યજ્ઞિય માર્ગમાં પશુ, યજમાન, પત્ની, ત્રણ વેદો અને ચાર ઋત્વિજો આ દશ પ્રકારના રથો પ્રચાર કરી રહ્યા છે, માટે આ સનાતન મહામાર્ગનો ત્યાગ કરી તમે કુમાર્ગે જાઓ મા.[૩૨–૩૭]

ઈતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'અર્જુનનાં વાક્યો' નામનો અધ્યાય ૮ મો સમાપ્ત

# अध्याय ९ मो

## યુધિષ્ઠિરનાં વાક્યો—ના, હું તો સંન્યાસી જ થઈશ

॥ युधिष्ठिर उवाच ॥

**मुहूर्तं तावदेकाग्रो मनःश्रोत्रेऽन्तरात्मनि।**
**धारयन्नपि तच्छ्रुत्वा रोचेत वचनं मम ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા : 'હે અર્જુન! એક મુહૂર્તભર તું પ્રથમ એકાગ્ર થઈને તારા મનને શ્રોત્રેન્દ્રિયમાં તથા હૃદયમાં સ્થિર કર; એટલે મારું વચન સાંભળતાંની સાથે જ તને રુચિકર થશે.[૧] હું સત્પુરુષોના આચરેલા માર્ગમાં જ ગમન કરીશ અને આ સર્વ ગ્રામ્ય સુખોનો ત્યાગ કરીશ; પણ તારા માટે આ રાજ્યનો કદી સ્વીકાર કરીશ નહિ.[૨] તું પ્રથમ મને પ્રશ્ન કર કે, આ જગતમાં કેવળ એકલા માણસથી જ જઈ શકાય તેવો કલ્યાણકારક માર્ગ કયો છે? એટલે હું તને તે માર્ગ દેખાડીશ અથવા તું મને તેના સંબંધમાં પ્રશ્ન નથી પૂછતો છતાં હું તને તે માર્ગ બતાવું છું, સાંભળ.[૩] પ્રથમ તો હું વનવાસીઓના ધર્મનું આચરણ કરીશ. તે આ રીતે કે, ગ્રામ્ય સુખોને લગતા સર્વ આચારોનો ત્યાગ કરી હું મહાન તપશ્ચર્યા કરીશ અને અરણ્યનાં ફળમૂળોનું આશન કરી મૃગોની સાથે વિચરીશ.[૪] વનમાં વસીને બે વખત સ્નાન કરી યથાયોગ્ય સમયે અગ્નિમાં હોમ કરીશ અને નિયમિત આહાર લઈને શરીરને કૃશ કરી નાખીશ તથા મૃગચર્મ, વલ્કલ વસ્ત્રો અને જટા ધારણ કરીશ.[૫] ટાઢ, તાપ, વાયુ, ક્ષુધા, તૃષા અને પરિશ્રમને સહન કરી શાસ્ત્રોક્ત તપશ્ચરણ દ્વારા મારા શરીરને શોષવી નાખીશ.[૬] ત્યાં અરણ્યમાં વસનારા મૃગો અને પક્ષીઓની, મન અને કાનને પ્રીતિ કરનારી હર્ષજનક સુંદર વાણી શ્રવણ કરીશ.[૭] અને વળી પ્રફુલ્લ

થયેલા વૃક્ષોનો તથા લતાઓનો રમ્ય સુગંધ સૂંઘતો સૂંઘતો અનેક જાતનાં રમણીય વનદૃશ્યોને નિહાળ્યા કરીશ,[૮] તેમ જ ગુરુકુળમા વસી રહેલા વાનપ્રસ્થ મનુષ્યોના દર્શન કરીશ ને કદાપિ તે વનવાસીઓનું જ જ્યારે અપ્રિય નહિ કરુ, તો પછી ગ્રામવાસી મનુષ્યોનું અપ્રિય કેમ જ કરીશ ?[૯] હું નિત્ય એકાંતમાં રહેવાનો અભ્યાસ કરી સંસારના તાત્ત્વિક વિષયો પર વિચાર ચલાવીશ, પક્વ-અપક્વ હરકોઈ ભોજ્ય પદાર્થથી મારી આજીવિકા ચલાવીશ અને વનમા ઉત્પન્ન થયેલા ફળ મૂળોથી અથવા છેવટ જળ કે વાણી વડે પિતૃઓનું તથા દેવતાઓનું તર્પણ કરીશ.[૧૦] આ પ્રમાણે આરણ્યક શાસ્ત્રના મહાઉગ્ર વિધિનુ સેવન કરી આ મારા શરીરના અંતની રાહ જોયા કરીશ,[૧૧] અથવા મસ્તક મુડાવીને સંન્યાસીધર્મનો સ્વીકાર કરી, હુ એકલો પ્રતિદિન એકેએક વનસ્પતિ પાસે ફળની ભિક્ષા માગીને મુનિવૃત્તિથી નિર્વાહ કરીશ અને એમ કરતા મારા શરીરને ખપાવી દઈશ.[૧૨] તે સમયે મારું આ શરીર અરણ્યની ધૂળથી ખર ડાઈ જશે, શૂન્ય પર્ણકુટીઓનો હુ આશ્રય લઈશ, કોઈ સમયે વૃક્ષોના મૂળ પાસે પણ નિવાસ કરીશ અને સર્વ પ્રિય-અપ્રિય સંબધોનો ત્યાગ કરીશ.[૧૩] કોઈ વસ્તુને માટે હુ હર્ષશોક કરીશ નહિ, નિંદા અને સ્તુતિમા મારી વૃત્તિને સમાન જ કરી દઈશ. તેમ જ સર્વ આશાઓનો, સર્વ મમતાઓનો, સત્ર સુખદુઃખાદિ દ્વદ્વોનો તથા પરિગ્રહનો ત્યાગ કરી દઈશ.[૧૪] કેવળ યોગમાર્ગનો જ હુ આશ્રય કરી મારા આત્મામા જ રમણ કરીશ, મારા અતઃકરણને શુદ્ધ કરીશ તે સમયનો મારો દેખાવ જડ જેવો, આધળા ના જેવો અથવા બહેરાના જેવો થઈ જશે અને કોઈની સાથે કદી પણ વાર્તાલાપ સુદ્ધા કરીશ નહિ. વળી વિશેષમા જરાયુજ, અડજ, સ્વેદજ અને ઉદ્ભિજ્જ આદિ ચાર પ્રકારના જંગમ પ્રાણીઓની કે વૃક્ષ આદિ સ્થાવર પ્રાણીઓની કદી પણ હિંસા કરીશ નહિ અને સ્વધર્મસ્થ અથવા કેવળ ઇદ્રિય પોષક સર્વ પ્રજાઓ પ્રત્યે અથવા સર્વ પ્રાણીઓ પ્રત્યે હુ સમભાવથી વર્તીશ.[૧૫-૧૬] હુ કોઈની હાંસી કરીશ નહિ, કોઈના પર ભ્રમર ચડાવીશ નહિ, નિત્ય પ્રસન્નમુખ રહીશ અને સર્વદા ઇદ્રિયોને વશમા રાખીશ.[૧૭] જતા જતા કોઈને માર્ગ પૂછીશ નહિ, હરકોઈ માર્ગે ચાલ્યો જઈશ. કોઈ દિશા અથવા દેશમાં વિશેષે કરી જવાની ઇચ્છા જ કરીશ નહિ.[૧૮] રે! એટલું જ નહિ પણ કોઈ પ્રદેશે જવાની હુ અપેક્ષા જ રાખીશ નહિ, પાછળ દૃષ્ટિ પણ કરીશ નહિ, કામક્રોધાદિકનો ત્યાગ કરી કેવળ અંતરાત્મામા જ મારી વૃત્તિને સ્થિર કરીશ અને આજુબાજુ ચાલતી વેળા પણ સ્થૂળસૂક્ષ્મ શરીરના અભિમાનનો ત્યાગ કરીશ.[૧૯] અહી તને કદાચ શકા થશે કે, આવી રીતે વર્તન કરવાથી તમારા શરીરને ટકાવી રાખવા માટે તમે શુ કરી શકશો ? તેના સમાધાનમાં તુ સાભળ, સર્વ કોઈ શરીરોના પૂર્વજન્મના સંસ્કારો તે શરીરોનો નિર્વાહ કરી દેવા માટે સ્વાભાવિક રીતે જ આગળ આગળ ચાલીને વ્યવસ્થા કરી આપે છે, જેથી તેઓને માટે તે સસ્કારથી ઉત્પન્ન થયેલા ભોજનો સ્વત: જ તૈયાર રહે છે, જેથી હુ પણ મારા પ્રાચીન સસ્કારો થી પ્રાપ્ત થયેલા ભોજનોનો બને પ્રકારના શરીરો ના અભિમાનનો ત્યાગ કરીને સ્વીકાર કરી લઈશ. માત્ર અપમાન, અપભોજ્ય આદિ વિરુદ્ધ દ્વદ્વોનો હુ વિચાર નહિ કરુ.[૨૦] સન્યાસીઓનો ધર્મ છે કે, અલ્પ અને સ્વાદ વિનાનું ભોજન માત્ર એક જ ગૃહેથી જો મળી રહે તો બીજે ગૃહે જવુ નહિ; પણ જો એક જ ગૃહે ન મળે તો બીજે ગૃહે જઈને, બીજે ગૃહે ન મળે તો ત્રીજે ગૃહે જઈને-આમ સાત ગૃહે ફરીને ભિક્ષા લઈ લેવી.[૨૧] તેમા પણ જે ઘરમાથી ધુમાડો નીકળતો ન હોય, જેમા સાંબેલુ સ્વસ્થાને મૂકી દેવામા આવ્યુ હોય, રસોઈ થઈ ગયેલી હોવાથી અગ્નિદેવને જ્યાથી રજા આપી દીધી હોય, ઘરના સર્વ મનુષ્યોએ ભોજન કરી લીધું હોય, ભોજન પાત્રોનો સચાર જ્યા દૂર થઈ ગયો હોય અને સર્વ ભિક્ષુકો ભિક્ષા લઈને જ્યાથી ચાલ્યા ગયા હોય, તેવા ગૃહે જ સન્યાસીએ ભિક્ષા લેવા માટે જવુ જોઈએ, તે પણ એક વખત જ ભિક્ષા માટે જવુ જોઈએ, અને બે, ત્રણ કે પાચ ગૃહે ફરીને જ જે મળે તે લઈને પાછા ફરવુ જોઈએ હુ પણ તે પ્રમાણે જ ભિક્ષા ચરણ કરીશ, સર્વ જાતના સ્નેહપાશોનો ત્યાગ કરી આ પૃથ્વી પર વિચરીશ, ઇષ્ટ-અનિષ્ટનો લાભ-અલાભ થતા પણ સમદૃષ્ટિ રાખીને મહાન તપશ્ચર્યા

કરીશ, જીવવાની ઇચ્છાવાળા મનુષ્યની પેઠે ધનાદિનો સંગ્રહ કરીશ નહિ, તેમ મરવાની ઇચ્છાવાળા મનુષ્યની પેઠે અન્નાદિનો ત્યાગ પણ કરીશ નહિ, જીવિતને કે મરણને અભિનંદન આપીશ નહિ, કોઈનો દ્વેષ કરીશ નહિ, મારા એક હાથને કોઈ પુરુષ વાસલાથી છોલી નાખશે અને બીજા હાથને કોઈ બીજો પુરુષ ચંદનનું લેપન કરશે તો તેઓ બંનેના કલ્યાણ કે અકલ્યાણનું હું ચિંતન કરીશ નહિ. જીવતો મનુષ્ય જે કોઈ પોતાના અભ્યુદય માટેની ક્રિયાઓને કરે છે, તે સર્વ ક્રિયાઓનો હું ત્યાગ કરીશ, માત્ર નિમેષ, ઉન્મેષ, અશન, પાન આદિ શરીરનિર્વાહ માટેની જ ક્રિયાઓને હું કરીશ, પરંતુ તે ક્રિયાઓમાં પણ હું આસક્તિ રાખીશ નહિ, સર્વ ઇંદ્રિયોની ક્રિયાઓનો તો સર્વથા ત્યાગ જ કરી દઈશ. મનના સંકલ્પોને નિત્ય વશમાં રાખીશ, બુદ્ધિના મળને સારી પેઠે દૂર કરી નાખીશ, સર્વ જાતના સંગોથી મુક્ત થઈશ, સર્વ સ્નેહ પાશોને તોડી નાખીશ અને વાયુ સમાન ધર્મનો આશ્રય કરી સ્વતંત્ર જીવન ગાળીશ.[૨૨–૨૮] આ રીતે વીતરાગી થઈને પૃથ્વી પર હું વિચરીશ અને ચિરસ્થાયિની તુષ્ટિને હું પ્રાપ્ત કરીશ. ઓહ! આ સંસારજાળમાં ફસાવીને તૃષ્ણાએ અજ્ઞાન દ્વારા મારી પાસે મહાન પાપ કરાવ્યું છે.[૨૯] આ સંસારમાં તેવા પણ કેટલાએક મૂઢ પુરુષો છે કે, જેઓ કેવળ સ્વસુખના નિમિત્તે જ વળગી રહેલાં સ્ત્રીપુત્રાદિકના પોષણ માટે સારાનરસા અનેક કાર્યો કરે છે,[૩૦] પરંતુ તેઓ સમજતા નથી કે, આયુષ્ય પૂર્ણ થતાં શરીરનો ત્યાગ કરીને પ્રાણો જ્યારે ચાલ્યા જાય છે, ત્યારે માત્ર પોતે કરેલાં કર્મો જ સર્વકોઈનો કેડો પકડે છે અને કર્મના કરનારને જ તેનું ફળ ભોગવવું પડે છે.[૩૧] હે અર્જુન! આ સંસારચક્ર રથના પૈડાની પેઠે આ રીતે ફર્યા જ કરે છે અને તેમાં ભ્રમણ કરનારો આ સર્વ ભૂતસમુદાય તેવા તેવા કાર્યપ્રસંગે અન્યોન્ય સાથે સંયોગમાં આવે છે.[૩૨] ખરેખર, આ સંસાર જન્મ, મૃત્યુ, જરા અને વ્યાધિઓની વેદનાઓથી ભરપૂર છે. રજ્જુમાં દેખાતા ભ્રાંતિજન્ય સર્પની પેઠે કેવળ મિથ્યા છે, છતાં જાણે અપાર હોય તેવો દેખાય [illegible] યાગ કરે છે તેને જ સુખ મળે છે.[૩૩] દેવતાઓ પણ સમય પૂર્ણ થતાં સ્વર્ગમાંથી જ્યારે ચ્યુત થાય છે અને મોટા મહર્ષિઓ પણ પોતાના પદથી જ્યારે ભ્રષ્ટ થાય છે, ત્યારે સર્વના કારણભૂત અવિદ્યાના તત્ત્વને દુઃખમય જાણનારો કયો જ્ઞાની પુરુષ સ્વર્ગના ઐશ્વર્યની પણ ઇચ્છા કરે?[૩૪] અરે! આ પૃથ્વીમાં પણ કેટલાએક ક્ષુદ્ર રાજાઓ પોતાના અપમાનરૂપ સ્વલ્પ કારણો માટે સામાદિક ઉપાયોવાળાં અનેક જાતનાં કપટો કરીને મોટા ચક્રવર્તી રાજાનો વધ કરે છે;[૩૫] માટે આ સમયે ઘણું ઘણું કર્યા પછી મને જ્ઞાનરૂપી અમૃત મળ્યું છે. તેનો આસ્વાદ લઈ નિત્યને માટે ક્ષયશૂન્ય અને સર્વદા એકસ્વરૂપ એવા મોક્ષસ્થાનને જ હું મેળવીશ,[૩૬] અને નિરંતર એ પૂર્વોક્ત ધૃતિમાર્ગનો આશ્રય કરી નિર્ભય રીતે જગતમાં વિચરીને જન્મ, મૃત્યુ, જરા અને વ્યાધિઓની વેદનાથી ભરેલા આ મારા દેહનો અંત આણીશ.'[૩૭]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'યુધિષ્ઠિરના વાક્યો' નામનો અધ્યાય ૯મો સમાપ્ત

## अध्याय १० मो

### ભીમસેનનું ભાષણ–ક્ષત્રિયને માટે સંન્યાસ છે જ નહિ

॥ भीम उवाच ॥

**श्रोत्रियस्येव ते राजन् मंदकस्याविपश्चितः ।**
**अनुवाकहता बुद्धिर्नैषा तत्त्वार्थदर्शिनी ॥ १ ॥**

યુધિષ્ઠિરના એ વચનો સાંભળી ભીમસેન બોલી ઊઠ્યો: 'હે રાજન્! મંદબુદ્ધિના અને અર્થજ્ઞાનથી શૂન્ય એવા કોઈ વેદપાઠક શ્રોત્રિય બ્રાહ્મણની (વેદિયા ઢોરની) બુદ્ધિ નિત્ય કેવળ વેદપાઠ કરીને જેમ નષ્ટ થઈ જાય છે, તેમ તમારી બુદ્ધિ પણ નષ્ટ થઈ ગઈ છે, તત્ત્વાર્થનું દર્શન કરવામાં અશક્ત થઈ પડી છે.[૧] હે ભરતશ્રેષ્ઠ રાજા! આ રીતે તમારું ચિત્ત કેવળ આલસ્યમાં જ તલ્લીન હતું અને તમે પોતે રાજધર્મોની આ પ્રમાણે નિંદા કરનારા હતા, તો પછી આ કૌરવોનો નાશ કરી તમારા હાથમાં શું ફળ આવ્યું? શા માટે કૌરવોનો નાશ કર્યો?[૨] માત્ર તમારા સિવાય, ક્ષાત્રધર્મનું આચરણ કરનારા પુરુષની અંદર ક્ષમા, અનુકંપા, દયા કે કોમળતા અમારા જોવામાં આવી જ નથી.[૩] તમારી

બુદ્ધિને પ્રથમથી જ આવા પ્રકારની જો જાણી હોત, તો અમે હથિયાર હાથમાં લેત જ નહિ અને કોઈને મારત પણ નહિ.[૪] પરંતુ શરીરનો નિર્વાહ કરવા માટે કેવળ ભિક્ષાચરણ જ કરત અને રાજાઓનું આ દારુણ યુદ્ધ પણ થાત નહિ.[૫] અરે! પણ તમારા જાણવામાં નથી કે, 'वीरभोग्या वसुंधरा। આ પૃથ્વી વીરપુરુષોનો જ ભોગ્યપદાર્થ છે.' એ ન્યાય પ્રમાણે જે પુરુષ સર્વના કરતાં વિશેષ બળવાન છે, તે પુરુષને આ સર્વ જગત અન્નની પેઠે ભોગ્ય છે. સ્થાવરજંગમ સર્વ ભૂતસમુદાય કેવળ બળવાન પુરુષના ઉપભોગ માટે જ સરજાયેલો છે, એમ વિદ્વાનો કહે છે.[૬] બળવાન પુરુષે પોતાના બળનો જ આશ્રય કરી રાજ્ય મેળવવું જોઈએ અને તેના એ કાર્યમાં જે કોઈ વિઘ્નસંતોષી મનુષ્યો વિઘ્ન કરે તો તેઓને ઠાર મારી નાખવા, એમ ક્ષાત્રધર્મને જાણનારા પંડિતો કહે છે.[૭] દુષ્ટ કૌરવો પણ આપણા રાજ્ય લેવાના કાર્યમાં વિઘ્ન કરનારા હતા, જેથી તેઓને આપણે માર્યા છે; માટે હે યુધિષ્ઠિર! ધર્મપૂર્વક તેઓનો વધ કરીને પ્રાપ્ત થયેલી આ પૃથ્વીનો તમે ઉપભોગ કરો.[૮] જેમ કોઈ પુરુષ કૂવો ખોદીને જળપાન કર્યા વિના કેવળ કાદવથી ખરડાઈને પાછો ફરે, તેના જેવું જ આપણું આ કર્મ છે![૯] તેમ જ કોઈ એક પુરુષ મોટા વૃક્ષ પર ચડીને મધ મેળવ્યા પછી તેનું પ્રાશન કર્યા વિના જ જેમ પડી મરે, તેમ આપણે પણ કેવળ પડી જ મૂઆ છીએ.[૧૦] જેમ કોઈ પુરુષ આશામાં ને આશામાં મહાન માર્ગ ઉપર ગમન કરે અને ત્યાંથી નિરાશ થઈને પાછો ફરે, તેવી આપણી દશા થઈ છે.[૧૧] ઓ કુરુનંદન! જેમ કોઈ મનુષ્ય પોતાના શત્રુઓનો ઘાત કર્યા પછી આત્મઘાત કરીને મરણ પામે, તેના જેવું જ આપણું આ કર્મ છે.[૧૨] અથવા કોઈ ક્ષુધાતુર મનુષ્ય અન્ન મેળવ્યા છતાં તેનો જેમ સ્વેચ્છાનુસાર ઉપભોગ કરી શકે નહિ અને જેમ કોઈ કામી પુરુષ કામિનીને પામ્યા છતાં ભોગવી શકે નહિ, તેવી જ આપણી સ્થિતિ થયેલી છે.[૧૩] અફસોસ! આ બાબતમાં ખરું જોતાં અમે જ નિંદાપાત્ર છીએ; કારણ કે ઓ રાજા! તમને અમારા વડીલ ભાઈ માનીને અમે અનુસરી રહ્યા છીએ.[૧૪] અમે બાહુબળસંપન્ન છીએ, વિદ્યાકુશળ છીએ તેમ જ શૂરવીર છીએ, છતાં શક્તિહીન પુરુષોની પેઠે એક નપુંસક મનુષ્યની આજ્ઞામાં રહીએ છીએ.[૧૫] અમે અનાથોનું રક્ષણ કરીએ તેવા છીએ, છતાં અમને સ્વકાર્યની સિદ્ધિ કરવા માટે અસમર્થ થયેલા જોઈ, બીજા સામાન્ય મનુષ્યો પણ પોતાની કાર્યસિદ્ધિના વિષયમાં કેમ વિચારગ્રસ્ત નહિ થઈ જાય; અર્થાત્ અમારા જેવા સમર્થ પુરુષોનું કાર્ય જ્યારે સિદ્ધ થયું નહિ, ત્યારે બીજા સામાન્ય મનુષ્યો પોતાનાં કાર્યોને સિદ્ધ કરવા માટે કેમ હિંમત કરી શકશે? તેનો તમે વિચાર કરો; માટે સમર્થ પુરુષોએ તો સ્વાર્થસિદ્ધિને માટે અવશ્ય યત્ન કરવો જોઈએ.[૧૬] તમે કદાચ કહેશો કે, આપણા જેવા પુરુષોને માટે તો સંન્યાસ જ શ્રેયસ્કર છે; પણ તમારું એ કથન યોગ્ય નથી; કારણ કે પોતાના પર જ્યારે કોઈ આપત્તિ આવી પડી હોય, શરીર જ્યારે જરાગ્રસ્ત થઈ ગયું હોય અને શત્રુઓએ પોતાને જ્યારે પદભ્રષ્ટ કર્યો હોય, ત્યારે જ પુરુષે નાછૂટકે સંન્યાસ લઈ લેવો.[૧૭] બુદ્ધિકુશળ તત્ત્વવેત્તાઓ પણ કહે છે કે, ક્ષત્રિયને માટે સંન્યાસ છે જ નહિ; છતાં પણ જે ક્ષત્રિય સંન્યાસધર્મનો સ્વીકાર કરે છે, તે સ્વધર્મથી ભ્રષ્ટ જ* થાય છે.[૧૮] વળી આ ક્ષાત્રધર્મ હિંસાપ્રધાન હોવાથી નિંદ્ય છે, એમ તમારાથી કહી શકાય તેમ જ નથી; કારણ કે હિંસા કરવા માટે જ હિંસ્રયોનિમાં ઉત્પન્ન થયેલા અને હિંસા કરીને જ જીવન ગાળનારા આપણા જેવા ક્ષત્રિયો હિંસાપ્રધાન એવા પણ ક્ષાત્રધર્મની નિંદા શી રીતે કરી શકે+? છતાં પણ ક્ષત્રિયો તે ધર્મની જો નિંદા કરશે તો ક્ષાત્ર-

* ધર્મશાસ્ત્ર કહે છે કે, 'मुखजानामयं धर्मो वैष्णवं लिंगधारणम्। बाहुजातोरुजातानां नायं धर्मो विधीयते।' વૈષ્ણવલિંગધારણ અર્થાત્ સંન્યાસત્રમ બ્રાહ્મણોને માટે જ શાસ્ત્રવિહિત છે ક્ષત્રિયો અથવા વૈશ્યોને માટે એ ધર્મ શાસ્ત્રવિહિત નથી; માટે ક્ષત્રિયને માથું મૂંડાવવાનો નિષેધ જ છે. —નીલકંઠ

\+ કહેવાનો ભાવ એ જ છે કે, ક્ષાત્રધર્મને વિધાતાએ રચ્યો છે અને તે આપણો સહજ છે, માટે નિંદ્ય નથી. એ જ આશયથી ભગવાન શ્રીકૃષ્ણે ગીતામાં કહ્યું છે કે, 'सदोषमपि कौंतेय सहजं कर्म न त्यजेत्।' પોતાનું સહજ કર્મ દોષવાળું હોય તોપણ તેનો ત્યાગ ન કરવો.' —નીલકંઠ

ધર્મના સ્રષ્ટા–વિધાતાની જ તેઓએ નિંદા કરેલી નહિ ગણાય કે?[૧૯] જોકે જાબાલ–ઉપનિષદમાં ભરત, રૈવતક આદિ ક્ષત્રિયોની પણ સંન્યાસદશાનું વર્ણન કર્યું છે, તથાપિ તે વર્ણન કેવળ અર્થવાદરૂપ હોવાથી સર્વમાન્ય નથી અને તેવાં અર્થવાદવચનોથી ક્ષત્રિયને માટે સંન્યાસ સિદ્ધ પણ થતો નથી. જગતમાં જે સંન્યાસધર્મ ક્ષત્રિયોને માટે જોવામાં આવે છે, તે તો વેદોક્ત સત્ય વિજ્ઞાન વિનાના, નિર્ધન અને નાસ્તિક મનુષ્યોએ જ ચલાવેલો છે, ખરી રીતે તે અસત્ય જ છે.[૨૦] તમે પ્રથમ કહ્યું કે, કામક્રોધાદિથી શૂન્ય થઈને હું મારી વૃત્તિને અંતરાત્મામાં સ્થિર કરીશ, પણ તેમ કરવાથી તમારા કાર્યની સિદ્ધિ થાય જ નહિ; કારણ કે જે મનુષ્ય મૌન રહીને પોતાના દેહને પોતાના બળથી જ નિશ્ચળ ધારણ કરી રાખે છે અને ધર્મચ્છદ્મરૂપ કપટયોગનો જ કેવળ આશ્રય કરે છે, તે મનુષ્ય કેવળ પોતાના પ્રાણથી જ ભ્રષ્ટ થાય છે, પણ જીવી શકતો નથી.[૨૧] હા, એ વાત ખરી છે કે, અરણ્યમાં વસીને મનુષ્ય પોતે એકલો સુખેથી જીવી શકે છે ખરો; કારણ કે, પુત્ર, પૌત્ર, દેવર્ષિઓ, અતિથિઓ કે પિતૃઓનું તેને પોષણ કરવું પડતું નથી; પરંતુ તે જીવન પશુઓના જીવન સરખું જ હોવાથી કેવળ દોષપાત્ર જ છે.[૨૨] અને જો કદાચ વનવગડામાં એકલા રઝળવાથી સિદ્ધિ થતી હોત તો, જંગલમાં સદાકાળ એકલાં જ ફરનારાં મૃગો, ડુક્કરો અને પક્ષીઓએ પણ સ્વર્ગલોક જીતી લીધો હોત, કારણ કે જે મનુષ્યો અરણ્યમાં એકચર્યા કર્યા વિના બીજા પ્રકારે જો પુણ્યફળને કહેતા જ નથી, તો તે એકચર્યા મૃગાદિ વિષે પણ સરખી જ છે.[૨૩] જો કદાચ કોઈ એક રાજા સંન્યાસ લઈ ને જ સિદ્ધિને પામતો હોય તો અરણ્યમાં રહેલા પર્વતોને તથા વૃક્ષોને પણ સત્વર સિદ્ધિ મળવી જોઈએ;[૨૪] કારણ કે તેઓ નિત્યને માટે સંન્યાસી જ છે, કોઈને ઉપદ્રવ પણ કરતાં નથી, સર્વ જાતના પરિગ્રહનો તેઓએ ત્યાગ પણ કર્યો છે અને સદાને માટે તેઓ બ્રહ્મચારી જ છે.[૨૫] કદાચ તમે કહેશો કે, આરણ્યક પશુ વગેરે પ્રાણી કર્મ કરવાને અધિકારી નથી; પરંતુ તેઓ તો પોતાનાં જ જન્માંતરીય કર્મોનાં ફળને જ ભોગવનારાં છે અને હું તો કર્મ કરવાને અધિકારી છું, જેથી મારી જાતે ગાઢ પ્રયત્ન કરીને મોક્ષપદને મેળવીશ, એ વાતને તો અમે પણ માન્ય કરીએ છીએ; કારણ કે પુરુષ જ્યારે પોતાની સંપત્તિ વિષે બીજાઓનાં કર્મજન્ય ફળને કદી પ્રાપ્ત કરી શકતો નથી તો પછી કર્મો જ કરવાં, એ વાત સિદ્ધ થાય છે. કર્મો કર્યા વિના મનુષ્યને સિદ્ધિ (મોક્ષ) મળતી જ નથી. વળી પણ તમે કહેશો કે, જેઓને મોક્ષ મેળવવાની ઇચ્છા છે તેઓને સ્વદેહભરણ સિવાય બીજું કર્મ કરવાની જરૂર જ નથી; તો તેના ઉત્તરમાં કહેવાનું કે, સ્વદેહભરણથી જ જો સિદ્ધિ મળતી હોય તો સર્વ જળચર પ્રાણીઓને તથા પૃથ્વી પરનાં સ્થાવર પ્રાણીઓને પણ સિદ્ધિ મળવી જોઈએ; કેમ કે તેઓને કેવળ પોતાના શરીરનું જ પોષણ કરવાનું હોય છે, અન્ય કોઈનું પોષણ કરવાનું હોતું નથી; માટે ઓ રાજા! તમે જરા તત્ત્વદૃષ્ટિથી જુઓ અને વિચાર કરો કે, આ સર્વ જગત પોતપોતાનાં કર્મોમાં જ કેવળ વ્યાપાર કરી રહેલું છે, જેથી તમારે પણ અવશ્ય કર્મો જ કરવાં જોઈએ. કર્મ કર્યા વિના કદી સિદ્ધિ મળતી નથી.[૨૬–૨૮]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં ‘ભીમસેનનું ભાષણ’ નામનો અધ્યાય ૧૦મો સમાપ્ત

# अध्याय ११ मो

## ઋષિઓ અને પક્ષીનો સંવાદ

॥ अर्जुन उवाच ॥

**अत्रैवोदाहरंतीममितिहासं पुरातनम्।**
**तापसैः सह संवादं शक्रस्य भरतर्षभ ॥ १ ॥**

(અધિકાર નહિ હોવા છતાં લીધેલા સંન્યાસના કરતાં ગૃહસ્થાશ્રમ ઘણો જ ઉત્તમ છે, એ વાતને સિદ્ધ કરવા માટે અર્જુન દૃષ્ટાંત આપતાં કહેવા લાગ્યો.)

અર્જુન બોલ્યો : હે ભરતશ્રેષ્ઠ રાજા! આના સંબંધમાં ઇંદ્ર અને તપસ્વીઓની વચ્ચે એક સંવાદ થયો હતો અને તેને પંડિતો એક પ્રાચીન ઇતિહાસરૂપ કહે છે, તે હું તમને કહું છું; સાંભળો. પૂર્વે કેટલાએક મૂર્ખબુદ્ધિના બ્રાહ્મણો, કે જેઓને હજી દાઢીમૂછ ઊગી ન હતી એવા, લગભગ બાલ્યવયના તેઓ ઉત્તમકુળમાં જન્મ્યા હતા છતાં

અજ્ઞાનતાને લીધે ગૃહનો ત્યાગ કરી વનમાં ચાલ્યા ગયા.[૨] તેઓની માન્યતા જ એવી હતી કે, સંન્યાસ લેવો તે જ ધર્મ છે; જેથી ભાઈઓનો તથા માતાપિતાઓનો ત્યાગ કરી વનમાં જઈને તેઓ બ્રહ્મચર્ય પાળવા લાગ્યા; પરંતુ તેઓને જોઈને ઇંદ્રના મનમાં દયા ઉત્પન્ન થઈ અને તેણે સુવર્ણમય શરીરવાળા પક્ષીનું સ્વરૂપ ધારણ કરી તેઓની પાસે આવીને આ પ્રમાણે કહ્યું કે, 'જેઓ પંચમહાયજ્ઞો કરીને અવશેષ રહેલા પવિત્ર અન્નનું ભોજન કરે છે તેઓનું કર્મ જગતમાંહેના સર્વ કોઈ મનુષ્યોને માટે મહાદુષ્કર છે. અવશ્ય તેઓનું કર્મ ઘણું પવિત્ર છે અને તેઓનું જીવન પણ અતિ પ્રશંસાપાત્ર છે. નિઃશંક, તે ધર્મપરાયણ મનુષ્યો સર્વ પુરુષાર્થોને સંપાદન કરી મુખ્ય ગતિને પામે છે.'[૩–૫]

પક્ષીરૂપ થયેલા ઇંદ્રનું તે વચન સાંભળી બાલબ્રહ્મર્ષિઓ બોલ્યા : 'અહો ! અતિ આનંદની વાત છે કે, આ પક્ષી આપોઆપ નીચે પડી ગયેલાં પાંદડાં, ફળો અને તૃણનું ભક્ષણ કરનારા મુનિઓની પ્રશંસા કરે છે. માટે જરૂર તે આપણી જ પ્રશંસા કરે છે, કારણ કે તેવાં ફળફૂલ આદિનું ભક્ષણ કરનારા અહીં આપણે જ છીએ.'[૬] તે સાંભળી પક્ષીરૂપ થયેલા ઇંદ્રે કહ્યું : 'અરે, ઓ બ્રાહ્મણો ! હું તમારી પ્રશંસા કરતો નથી; કારણ કે તમે તો પાપથી ખરડાયેલા છો, આગંતુક અને સ્વાભાવિક દોષોથી યુક્ત છો, મૃગો, કીડા અને પક્ષીઓનાં ઉચ્છિષ્ટ, તૃણ, પાંદડાં, ફળ આદિનું ભક્ષણ કરનારા છો અને મૂર્ખ છો. હું તો તેઓની જ પ્રશંસા કરું છું, કે જેઓ પંચમહાયજ્ઞો કરીને અવશેષ રહેલા પવિત્ર અન્નનું ભક્ષણ કરે છે, તેઓને જ ધન્ય છે.'[૭]

ઋષિબાળકો બોલ્યા : હે પક્ષી ! તારું આ વચન પરમ શ્રેયસ્કર જણાય છે. તું જે માર્ગ દેખાડીશ તે માર્ગનું અમે સેવન કરીશું; માટે બોલ, જે કલ્યાણકારક માર્ગ હોય તે અમને દેખાડ, અમને તારા પર અત્યંત શ્રદ્ધા થયેલી છે.[૮]

પક્ષી બોલ્યું : હે બ્રાહ્મણો ! તમે મારી તરફ કોઈ જાતની શંકા ન રાખો અને મારા વચન પર વિશ્વાસ રાખી તમે જો ધૂર્ત ન થાઓ તો હું તમને સત્ય અને હિતકારક વચન કહું.[૯]

ઋષિબાળકો બોલ્યા : હે તાત ! અમે તારા વચનને શ્રદ્ધાપૂર્વક સાંભળીશું. અમને જણાય છે કે, સર્વ જાતના શ્રેયસ્કર માર્ગો તારા જાણવામાં છે; માટે હે ધર્માત્મન્ ! તું અમને ઉપદેશ આપ, અમે તારી આજ્ઞામાં રહેવા કબૂલ છીએ.[૧૦]

પક્ષી બોલ્યું : હે બ્રાહ્મણો ! ચાર પગવાળાં પ્રાણીઓમાં ગાય શ્રેષ્ઠ છે, સર્વ ધાતુઓમાં સુવર્ણ શ્રેષ્ઠ છે, શબ્દોમાં મંત્ર શ્રેષ્ઠ છે અને મનુષ્યોમાં બ્રાહ્મણ શ્રેષ્ઠ છે;[૧૧] કારણ કે બ્રાહ્મણને જન્મથી આરંભી મરણ પર્યંત સર્વ કાળે જાતકર્મ આદિ વેદોક્ત મંત્રસંસ્કાર કરવામાં આવે છે.[૧૨] વળી વેદોક્ત કર્મો બ્રાહ્મણને માટે ઉત્તમોત્તમ સ્વર્ગમાર્ગ છે. એમ જો ન હોય તો સ્વર્ગની ઇચ્છા રાખનારા પ્રાચીન બ્રાહ્મણોએ મારી સમક્ષ તે તે કર્મો શા માટે કર્યાં હશે ? માટે સિદ્ધ થાય છે કે, મંત્રસિદ્ધ વેદોક્ત કર્મો અવશ્ય સ્વર્ગપ્રદ છે.[૧૩] જે કોઈ પુરુષ દૃઢ નિશ્ચયવાળો થઈને પોતાના આત્માને જે જે દેવતાસ્વરૂપ જાણે છે, તે પુરુષને તે તે દેવતાના તાદાત્મ્યરૂપ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. તે સિદ્ધિ ત્રણ પ્રકારની છે. માઘ આદિ છ માસો, શુકલપક્ષો અને શિશિર આદિ ત્રણ ઋતુઓ આદિત્યમાર્ગની પ્રાપ્તિરૂપ એક સિદ્ધિને આપે છે કે જે સિદ્ધિ, ક્રમમુક્તિના સ્થાનભૂત છે અને બ્રહ્મલોકની પ્રાપ્તિના ફળને આપનારી છે; તેમ જ શ્રાવણ આદિ છ માસો, કૃષ્ણપક્ષો અને વર્ષા આદિ ત્રણ ઋતુઓ ચંદ્રમાર્ગની પ્રાપ્તિરૂપ બીજી સિદ્ધિને આપે છે, કે જે સિદ્ધિ, પુનર્જન્મને આપનારી તથા સ્વર્ગલોકમાં પહોંચાડનારી છે. આ દેવયાનમાર્ગ અથવા અર્ચિરાદિ માર્ગની તથા પિતૃયાનમાર્ગ અથવા ધૂમમાર્ગની જેમાં અપેક્ષા જ રહેતી નથી, તે તારકબ્રહ્મની પ્રાપ્તિરૂપ ત્રીજી સિદ્ધિ, આધ્યાત્મિક અથવા આધિભૌતિક વિમુક્તની ઉપાસના કરનારાઓને દેહાંતે પ્રાપ્ત થાય છે; અને તે સિદ્ધિનું ફળ સદ્યોમુક્તિ છે અર્થાત્ આ સિદ્ધિને પ્રાપ્ત થયેલા પુરુષોને તત્કાળ મોક્ષપદ મળે છે.[૧૪] હે બ્રાહ્મણો ! જગતમાંહેનાં સર્વ પ્રાણીઓ પૂર્વોક્ત ત્રણ પ્રકારની સિદ્ધિઓમાંથી અવશ્ય એકની તો ઇચ્છા રાખે જ છે; પરંતુ તે ત્રણે સિદ્ધિઓ વૈદિક કર્મોનાં ફળરૂપે જ

શાસ્ત્રમાં વર્ણવેલી છે અને કર્મો કરવાના અધિકાર માટેનું યોગ્ય સ્થાન કેવળ ગૃહસ્થાશ્રમ જ છે; માટે સર્વ આશ્રમોના કરતાં ગૃહસ્થાશ્રમ મહાપવિત્ર છે અને બીજા આશ્રમોમાં કર્મો કરવાનો અધિકાર નહિ હોવાથી ગૃહસ્થાશ્રમ જ સિદ્ધિઓનું ક્ષેત્ર છે.[૧૫] પણ જે મૂઢ મનુષ્યો કર્મોની નિંદા કરીને તમે સ્વીકારેલા કુત્સિત ત્યાગમાર્ગનો (સંન્યાસનો) આશ્રય કરે છે, તેઓ સર્વ પુરુષાર્થોથી હીન બનીને કેવળ પાપના જ ભોક્તા બને છે.[૧૬] વળી જે મૂઢ પુરુષો સનાતન કાળથી ચાલી રહેલા પૂર્વોક્ત દેવયાનમાર્ગનો, પિતૃયાનમાર્ગનો અને તારક બ્રહ્મપ્રાપ્તિરૂપ બ્રહ્મમાર્ગનો ત્યાગ કરી યથેચ્છ વર્તન કરે છે, તેઓ મરણ પછી સર્પ આદિ ક્ષુદ્ર યોનિઓને પામે છે;[૧૭] માટે તમે 'દદામિ' એ વૈદિક મંત્રથી પ્રવૃત્ત થયેલું અધ્યાત્મ અને અધિયજ્ઞરૂપ બે પ્રકારની ઉપાસનાવાળું કર્મ જ કરો; કારણ કે તે તે કર્મમાર્ગોમાં નિષ્ઠાપૂર્વક જે સ્થિતિ તેને જ તપસ્વીઓનું તપ કહેલું છે; પણ તમે સ્વીકારેલાં આ શરીરશોષણ આદિને તપ કહેલ નથી.[૧૮] દેવયાન, પિતૃયાન અને સનાતન બ્રહ્મમાર્ગ એ ત્રણમાંથી હરકોઈ એકનું અવલંબન કરી, ગુરુજનની સેવા કરતાં કરતાં દિવસની ઘટિકાઓનો યથાયોગ્ય વિભાગ કરી, વૈદિક કર્મોનું જે અનુષ્ઠાન કરવું તે જ મહાદુષ્કર તપ કહેવાય છે.[૧૯] આ દુષ્કર કર્મમાર્ગનો આશ્રય કરીને જ દેવતાઓ મહાન ઐશ્વર્યને પામ્યા છે; માટે ગૃહસ્થાશ્રમ સ્વીકારીને વૈદિક કર્મો કરવાં તે જ મહાદુષ્કર તપ છે, એમ તમને હું કહું છું.[૨૦] કર્મરૂપી તપ જ સર્વ પ્રજાઓનું મૂળ છે અને તેથી જ તે સર્વશ્રેષ્ઠ છે, એમાં સંશય નથી; પણ એ કર્મરૂપી તપ, જેનું નામ કુટુંબવિધિ છે, તે એવા ગૃહસ્થાશ્રમથી જ થઈ શકે છે કે જે ગૃહસ્થાશ્રમ ઉપર બીજા સર્વ આશ્રમોનો આધાર રહેલો છે;[૨૧] માટે જ રાગદ્વેષ આદિ દ્વંદ્વોથી રહિત થયેલા અને મત્સરનો ત્યાગ કરનારા વેદવેત્તા બ્રાહ્મણો બ્રહ્મચર્ય આદિ વ્રતોથી યુક્ત વેદાધ્યયનનો તથા મધ્યમ-યજ્ઞાદિ કર્મનો જગતમાં તપઃ શબ્દથી વ્યવહાર કરે છે; અર્થાત્ તેને જ તપ કહે છે.[૨૨] તેમાં પણ વેદાધ્યયનના કરતાં યજ્ઞાદિ કર્મ વિશેષ ઉત્તમ છે; કારણ કે જે મનુષ્યો પ્રાતઃકાળે તથા સાયંકાળે યથાવિધિ પોતાના કુટુંબમાં અન્નનો વિભાગ કરી પંચમહાયજ્ઞોથી અવશેષ રહેલા પવિત્ર અન્નનું ભક્ષણ કરે છે, તેઓ દુષ્પ્રાપ્ય એવા પરમપદને પામે છે;[૨૩] અને જેઓ અતિથિઓને, દેવોને, પિતૃઓને તથા સ્વજનોને અન્નવિભાગ આપીને અવશેષ રહેલાનું ભોજન કરે છે, તેઓને જ વેદવેત્તાઓ 'વિઘસાશી' કહે છે;[૨૪] માટે હે બ્રાહ્મણો! એ રીતે વિઘસાશી થઈને જેઓ સદાચારી અને સત્યવાદી થઈને સ્વધર્મનો આશ્રય કરે છે, તેઓ સર્વ જાતના સંશયોથી મુક્ત થઈને લોકોના પૂજ્ય બને છે; એટલું જ નહિ, પણ મેં દર્શાવેલા દુષ્કર કર્મમાર્ગનો આશ્રય કરનારા તે વિમત્સર મનુષ્યો આ લોકનો ત્યાગ કર્યા પછી પણ ઇંદ્રના સ્વર્ગલોકમાં ઘણાં વર્ષો પર્યંત નિવાસ કરે છે.[૨૫-૨૬]

અર્જુન બોલ્યો: હે યુધિષ્ઠિર રાજા! પક્ષીના સ્વરૂપમાં આવેલા ઇંદ્રનું ધર્માર્થયુક્ત આવું હિતવચન સાંભળીને તે તરુણ વયના બ્રહ્મર્ષિઓ 'ગૃહસ્થાશ્રમ વિના બીજા આશ્રમોમાં સિદ્ધિ નથી' આમ માનીને વન છોડી ઘેર ગયા અને ગૃહસ્થાશ્રમનો તેઓએ આશ્રય કર્યો;[૨૭] માટે હે સર્વજ્ઞ મહાપુરુષ! તમે પણ નિરંતર ધૈર્ય પર આધાર રાખી શત્રુરહિત થયેલી આ સમગ્ર પૃથ્વી પર રાજ્ય કરો.[૨૮]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'ઋષિઓ અને પક્ષીનો સંવાદ' નામનો અધ્યાય ૧૧ મો સમાપ્ત

## અધ્યાય ૧૨મો

### નકુલનું ભાષણ—ગૃહસ્થાશ્રમ જ શ્રેષ્ઠ છે

॥ वैशंपायन उवाच ॥

अर्जुनस्य वचः श्रुत्वा नकुलो वाक्यमब्रवीत् ।
राजानमभिसंप्रेक्ष्य सर्वधर्मभृतांवरम् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: હે જનમેજય! પૂર્વોક્ત અર્જુનનાં વચન સાંભળ્યા પછી મહાબુદ્ધિમાન, શત્રુઓનું દમન કરનાર, વિશાળ વક્ષઃસ્થળવાળો, મિતભાષી, મોટી ભુજાઓવાળો અને દુઃખથી લાલચોળ થયેલા મુખવાળો નકુલ સર્વ જાતના ધર્મોને ધારણ કરનારા, પુરુષોમાં શ્રેષ્ઠ એવા યુધિષ્ઠિર-

રાજાની સામે જોઈને તથા પોતાના ભાઈના ચિત્તને અનુસરી આવું વાક્ય બોલ્યો :[૧૨]

હે મહારાજા ! વિશાખયૂપ નામના ક્ષેત્રમાં હજુ સુધી પણ દેવોએ પૂર્વકાળમાં અગ્નિનું સ્થાપન કરવા માટે ઈંટો વતી બાંધેલાં સ્થંડિલો આપણા જોવામાં આવે છે. તે ઉપરથી તમારે જાણવું જોઈએ કે, દેવો પણ યજ્ઞાદિ કર્મોનાં ફળો ઉપર જ બ્રહ્મલોક આદિની પ્રાપ્તિનો આધાર રાખે છે.[૩] હે રાજા ! નાસ્તિક મનુષ્યોને પણ વૃષ્ટિ દ્વારા અન્નદાન કરનારા પિતૃઓ વેદોક્ત વિધિને અનુસરી નિત્ય કર્મો જ કર્યા કરે છે;[૪] માટે જેઓએ કર્મમાર્ગનો ત્યાગ કરી વેદાજ્ઞાનું ઉલ્લંઘન કર્યું છે, તેઓને તો તમારે અત્યંત નાસ્તિક જ જાણવા; કારણ કે વેદોક્ત કર્મોનો ત્યાગ કરી બીજાં વેદવિરુદ્ધ કર્મોને કરનારો મનુષ્ય દેવયાનમાર્ગ દ્વારા સ્વર્ગમાં કદી જઈ શકતો નથી. હે ભરતવંશી રાજા ! વેદોક્ત નિશ્ચયને માન્ય કરનારા શાસ્ત્રસંપન્ન બ્રહ્મવેત્તાઓ ગૃહસ્થાશ્રમને જ બીજા સર્વ આશ્રમોના કરતાં શ્રેષ્ઠ કહે છે; માટે તેવા બ્રહ્મવેત્તાઓ પાસે જઈને તમે ગૃહસ્થાશ્રમની શ્રેષ્ઠતાને જાણો. હે મહારાજ! જે મનઃસંયમી પુરુષ ધર્મપૂર્વક મેળવેલાં દ્રવ્યોનો યજ્ઞાદિ કર્મો દ્વારા સુપાત્રોને વિષે વિનિયોગ કરે છે, તે જ પુરુષ ખરો સાત્ત્વિક સંન્યાસી કહેવાય છે; પરંતુ જે પુરુષ ગૃહસ્થાશ્રમના સુખોપભોગનો ત્યાગ કરી કોઈ જાતનાં કર્મો કર્યા વિના વનગમન કરીને દેહનો ત્યાગ કરે છે; તે પુરુષને તામસ*–સંન્યાસી જ કહેવામાં આવે છે;[૫–૯] અને હે પાર્થ ! જે પુરુષ વનવગડામાં જઈને કોઈ નિવાસસ્થાન બાંધ્યા વિના આડોઅવળો રઝળ્યા કરે છે, વૃક્ષોનાં મૂળનો આશ્રય લે છે, મૌનવૃત્તિ ધારણ કરે છે, સ્વયંપાકી નહિ હોવાથી ભિક્ષાચરણ કરે છે અને હઠયોગ આદિનું અનુષ્ઠાન કરે છે, તે પુરુષને ભિક્ષુક કહેવામાં આવે છે અથવા રાજસ–સંન્યાસી કહેવામાં આવે છે.[૧૦] વળી જે બ્રાહ્મણ ક્રોધ, હર્ષ અને નીચપણાનો અનાદર કરી નિત્ય વેદાધ્યયન જ કર્યા કરે છે, તેને પણ રાજસ–ત્યાગી જ કહે છે.[૧૧] હે ભારત ! પ્રાચીન વિદ્વાનોએ સર્વ આશ્રમોની તુલના કરી જોઈ હતી અને એક તરફ ત્રણે આશ્રમોને તથા બીજી તરફ એકલા ગૃહસ્થાશ્રમને મૂકી તેઓએ નિશ્ચયપૂર્વક કહ્યું હતું કે, 'બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ અને સંન્યાસથી કેવળ સ્વર્ગનો જ લાભ મળે છે ત્યારે ગૃહસ્થાશ્રમથી તો સ્વર્ગ તથા કામ બન્નેનો લાભ મળે છે; માટે આ ગૃહસ્થાશ્રમ જ લોકવેત્તા મહર્ષિઓનો ઉત્તમ માર્ગ છે અને પરમ ગતિરૂપ છે.'[૧૨/૧૩] હે ભરતશ્રેષ્ઠ રાજા ! વિદ્વાનોના એ નિશ્ચયને જાણી લઈ ને જે પુરુષ 'ગૃહસ્થાશ્રમમાં રહીને મારે અવશ્ય કર્મો જ કરવાં જોઈએ,' આવો દૃઢ સંકલ્પ કરીને સંગ તથા ફલેચ્છાના ત્યાગપૂર્વક કર્મોને જ કર્યા કરે છે, તે પુરુષ જ ત્યાગી ગણાય છે, ઘરબારનો ત્યાગ કરી મૂઢની પેઠે વનમાં જનારો ત્યાગી ગણાતો નથી.[૧૪] આમ હોવા છતાં પણ જે કોઈ ધર્મઢોંગી પુરુષ સંન્યાસ લઈને વનમાં ચાલ્યો જાય છે અને ત્યાં જઈને કામભોગનું જો સ્મરણ કરે છે, તો મૃત્યુરાજા તેના કંઠમાં મૃત્યુપાશનું જ બંધન કરે છે;[૧૫] તેમ જ ગૃહસ્થાશ્રમમાં રહીને યજ્ઞયાગાદિ હરકોઈ કર્મ, જો અભિમાનથી કરવામાં આવે છે તો તે કર્મ ફળસંપન્ન થતું નથી. માટે હે મહારાજ ! સર્વ કર્મ સંગ અને ફલેચ્છાનો ત્યાગ કરીને જ કરેલું હોય તો તેનું મહાન ફળ પ્રાપ્ત થાય છે.[૧૬] શમ, દમ, ધૈર્ય, સત્ય, શૌચ, આર્જવ, યજ્ઞ અને ધૃતિ આ સર્વ ધર્મવિધિ કેવળ ઋષિઓને જ હિતકારક છે પણ ક્ષત્રિયોને હિતકારક નથી; કારણ કે ક્ષત્રિયોને ગૃહસ્થાશ્રમમાં રહીને સર્વનું ભરણપોષણ કરવું પડે છે;[૧૭] માટે હે મહારાજ ! ક્ષત્રિયોએ તો ગૃહસ્થાશ્રમમાં રહીને પિતૃઓ, દેવો અને અતિથિઓને માટે પંચમહાયજ્ઞ આદિનો જે સમારંભ કરવો તે જ ઉત્તમ છે. વળી કેવળ આ ગૃહસ્થાશ્રમમાં જ ધર્મ, અર્થ અને કામ, એ ત્રિવર્ગરૂપ ફળ મળી શકે છે;[૧૮] એ નહિ પણ શાસ્ત્રમાં જેનો નિષેધ કરવા

* આવા તામસ–સંન્યાસીના સંબંધમાં ભગવાન મનુ લખે છે કે, 'अनधीत्य द्विजो वेदाननुत्पाद्य सुतानपि अनिष्ट्वा शक्तितो यज्ञैर्मोक्षमिच्छन् पतत्यधः।' બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્યજાતિનો જે મનુષ્ય વેદાધ્યયન કર્યા વિના, પુત્રોત્પાદન કર્યા વિના અને પોતાની શક્તિ પ્રમાણે યજ્ઞયાગાદિ કર્યા વિના મોક્ષની ઇચ્છા રાખે છે–સંન્યાસધર્મ સ્વીકારે છે તેનો અધઃપાત જ થાય છે, નરકના ખાડામાં જ તે પડે છે. —નીલકંઠ

ન હોય તેવા આ ગૃહસ્થાશ્રમધર્મની વિધિમાં એકનિષ્ઠ થઈને વર્તનાર પુરુષનો કદી પણ નરક પાતરૂપ નાશ થતો જ નથી.[19] હે રાજન્! નિર્દોષ અને ધર્માત્મા એવા પ્રજાપતિ બ્રહ્મદેવે 'વિવિધ દક્ષિણાઓવાળા યજ્ઞો કરીને સર્વે મારું યજન કરશે.' આવી મનમા ઇચ્છા કરીને જ આ સર્વ પ્રજાઓને ઉત્પન્ન કરી છે;[20] અને લતાઓ, વૃક્ષો, ઔષધિઓ, પવિત્ર પશુઓ તથા ઘૃત આદિ હવ્યપદાર્થો પણ કેવળ યજ્ઞને માટે જ તેમણે ઉત્પન્ન કર્યા છે.[21] વળી તે યજ્ઞાદિ કર્મ ગૃહસ્થાશ્રમી મનુષ્યને બેડીઓની પેઠે ખાસ કરીને રોધક છે; અર્થાત્ આડાઅવળા કુમાર્ગોમાં પડતાં નિવારણ કરનાર છે, માટે ગૃહસ્થાશ્રમધર્મ જ સર્વના કરતાં દુષ્કર અને દુર્લભ છે.[22] હે મહારાજ! જે ગૃહસ્થો ગાર્હસ્થ્યધર્મને પ્રાપ્ત કરીને ધન, ધાન્ય, પશુ આદિથી સમૃદ્ધ હોવા છતાં યજ્ઞયાગાદિ કર્મ કરતા નથી, તેઓ સદાને માટે પાપભાગી બને છે.[23] કેટલાએક ઋષિઓ સ્વાધ્યાયરૂપી યજ્ઞો કરે છે, કેટલાએક જ્ઞાની મહાત્માઓ આત્મજ્ઞાનરૂપી યજ્ઞ કરે છે અને બીજા કેટલાએક સિદ્ધ પુરુષો મનમાં જ તેવા મહાયજ્ઞોનો વિસ્તાર કરે છે.

હે રાજા! એ રીતે મનની એકાગ્રતારૂપ સમાધિ માર્ગનો અભ્યાસ કરનારા બ્રહ્મસ્વરૂપ દ્વિજની દેવતાઓ પણ સ્પૃહા કરે છે.[24,25] તો હે રાજા! આમતેમ સર્વ તરફથી વિચિત્ર રત્નોને એકઠાં કરી તેઓનો યજ્ઞોની અંદર ઉપયોગ નહિ કરવા માટે તમે કહો છો તેથી તમારી નાસ્તિકતા સ્પષ્ટ જણાઈ આવે છે.[26] હે રાજન્! કુટુંબપરિવારના આશ્રિત એવા પુરુષને માટે સંન્યાસ હોય તેમ મારા જોવામાં આવતું નથી; માટે હે મહીપાલ! અશ્વમેધ, સર્વમેધ અથવા બ્રાહ્મણોએ માન્ય કરેલા બીજા અનેક યજ્ઞો કરીને તમે ઈશ્વરનું આરાધન કરો. અરે, ઇંદ્ર પોતે પણ અનેક યજ્ઞો કરીને દેવોનો રાજા થયો છે, તો તમે શા માટે યજ્ઞો કરવાની ના પાડો છો?[27,28] રાજાના પ્રમાદરૂપ દોષને લીધે પ્રજાઓમાં ચોરલોકો લૂંટફાટ ચલાવે છે અને પ્રજાઓનું રક્ષણ નહિ કરનારો તેવો રાજા કલિસ્વરૂપ કહેવાય છે;[29] જેથી હે રાજા! ઘોડા, ગાયો, [illegible] રેલી હાથિણીઓ, ગ્રામો, દેશો, ક્ષેત્રો અને ગૃહોનું બ્રાહ્મણોને દાન કર્યા વિના બંધુદ્રોહથી આવિષ્ટ ચિત્તવાળા આપણે, રાજ્યપાલનરૂપ કર્મ કરવામાં જો પ્રમાદી થઈશું તો કલિસ્વરૂપ રાજા તરીકે જગતમાં પ્રસિદ્ધ થઈશું.[30,31] વળી જો આપણે દાન આપીશું નહિ અને શરણાગતનું રક્ષણ કરીશું નહિ, તો રાજ્યના પાપના જ ભાગી બનીને કેવળ દોષોના જ ભોક્તા બનીશું, પણ સુખોના ભોક્તા થઈશું નહિ.[32] હે રાજા! તમે મહાયજ્ઞો દ્વારા દેવોનું યજન કર્યા વિના, પિતૃઓનું તર્પણ કર્યા વિના તથા અનેક તીર્થોમાં સ્નાન કર્યા વિના જો સંન્યાસ લઈને ચાલી નીકળશો, તો આકાશમાં વાયુના ઝપાટાથી બંને તરફના મેઘમંડળોથી છૂટું પડી ગયેલું નાનું વાદળ જેમ વચમાં જ નાશ પામે, તેમ આ લોક અને પરલોકથી ભ્રષ્ટ થઈ ત્રિશંકુની પેઠે મધ્યમાં જ લટકી રહેશો–પિશાચયોનિમાં જઈ પડશો. મનુષ્ય બાહ્ય અને આંતર્વિષયોમાં મનની આસક્તિ કરાવનાર અહંતાનો તથા મમતાનો ત્યાગ કરીને જ સંન્યાસી થઈ શકે છે; પણ ગૃહસંસારનો ત્યાગ કરી માથું મૂંડાવીને ચાલી નીકળવાથી સંન્યાસી થઈ શકતો નથી.[33-35] હે મહારાજા! આ ગૃહસ્થાશ્રમમાં જ રહીને શાસ્ત્રમાં અનિષિદ્ધ એવાં વેદોક્ત કર્મો કરીને જે દ્વિજાતિ યથાયોગ્ય વર્તન કરે છે, તેનો કદી પણ નાશ થતો નથી, નરકપતનરૂપ અધઃપાત થતો નથી.[36] હે પાર્થ! ઇંદ્રે જેમ દૈત્યોનાં સૈન્યોનો નાશ કર્યો હતો, તેમ તમે પણ સમૃદ્ધિવાળા બળવાન શત્રુઓનો બળ વડે નાશ કર્યો છે; તો તમારા સરખો બીજો કયો પુરુષ શોક કરે? તમે તો હવે પ્રાચીન ધર્માચાર્યોએ કહેલા અને મોટા મોટા રાજર્ષિઓએ સેવેલા સ્વધર્મમાં (ક્ષાત્રધર્મમાં) આસક્ત થાઓ.[37] હે નરેન્દ્ર! ક્ષાત્રધર્મપૂર્વક પરાક્રમ કરીને તમે જે પૃથ્વીને જીતી છે, તેની સર્વ સમૃદ્ધિનું મોટા મોટા યજ્ઞોમાં દક્ષિણાદાન તરીકે, મંત્રવેત્તા મહર્ષિઓને સમર્પણ કરી દઈ તમે બ્રહ્મલોકમાં જશો; માટે હે રાજા! હવે તમારે શોક કરવો યોગ્ય નથી.[38]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'નકુલનું ભાષણ' નામનો અધ્યાય ૧૨ મો સમાપ્ત

# अध्याय १३ मो

## સહદેવનું ભાષણ–મમતા જ મૃત્યુરૂપ છે

॥ सहदेव उवाच ॥

**न बाह्यं द्रव्यमुत्सृज्य सिद्धिर्भवति भारत।**
**शारीर द्रव्यमुत्सृज्य सिद्धिर्भवति वा न वा ॥१॥**

સહદેવ બોલ્યો હે ભરતવંશી રાજા ! વ્યવહારોપયોગી બાહ્યદ્રવ્યનો ત્યાગ કરવાથી સિદ્ધિ મળતી નથી, તેમ જ વાસનાઓરૂપ આભ્યંતર દ્રવ્યનો ત્યાગ કરવાથી સિદ્ધિ મળે કે નહિ તે કંઈ નિશ્ચય કહી શકાય નહિ, કારણ કે મન ઘણું ચચળ છે, જેથી વાસનાઓનો ત્યાગ કર્યો છતા પણ કદાચ તેઓનુ પુનર્ગ્રહણ જો થઈ જાય તો સિદ્ધિ ન જ મળે, માટે મનનો પ્રથમ જય કરી વાસનાઓનો જે સમૂળગો નાશ કરવો તેનુ નામ જ ત્યાગ કહેવાય છે અને તે ત્યાગથી જ સિદ્ધિ મળે છે [1] જે પુરુષ બાહ્યદ્રવ્યથી મુક્ત થયો હોય અને વાસનાઓરૂપ આભ્યંતર દ્રવ્યમા ગરકાવ રહેતો હોય, તે પુરુષને જે ધર્મની અથવા જે સુખની પ્રાપ્તિ થાય તે તો આપણા શત્રુઓને જ ભલે પ્રાપ્ત થાઓ, [2] પણ જે પુરુષ વાસનાઓરૂપ શારીરદ્રવ્યનો (આભ્યંતર દ્રવ્યનો) ત્યાગ કરી પૃથ્વી પર રાજ્ય કરતો હોય, તે પુરુષને જે ધર્મનો તથા જે સુખનો લાભ થાય, તે આપણા મિત્રોને પણ ભલે હો [3] આ જગતમા ‘મમ’ એ બે અક્ષરો મનુષ્યોને મૃત્યુરૂપ છે અને ‘न मम’ એ ત્રણ અક્ષરો, સનાતન પર બ્રહ્મનો આનદ આપનારા છે [4] હે રાજા ! ‘मम’ શબ્દથી કરવામા આવતો સ્વીકાર અને ‘न मम’ શબ્દથી કરવામા આવતો પરિત્યાગ, મનુષ્યને બધન કર્તા અને મોક્ષકર્તા થઈ પડે છે, અર્થાત્ સસાર અને મોક્ષનુ તેઓ બને જ મૂળકારણ છે મૃત્યુસ્વરૂપ તે મમકાર અને બ્રહ્મસ્વરૂપ તે નમમકાર હરકોઈ પ્રાણીઓના શરીરમા ગુપ્તપણે રહે છે અને તેઓ બને જ સર્વ કોઈ ને માહોમાહે લડાવી મારે છે [5] હે ભરતવંશી રાજા ! હવે હુ તમને પૂછુ છુ કે, આત્મા નિત્ય છે કે અનિત્ય ? જો આપણે આત્માને નિત્ય માનીએ તો તો કોઈ જાતનો દોષ પ્રાપ્ત થતો નથી, તેમ જ પ્રાણીઓના શરીરનો નાશ કર્યા છતા પણ હિંસા પ્રાપ્ત થતી નથી, પણ આત્માને જો આપણે અનિત્ય માનીએ તો શરીરની ઉત્પત્તિ સાથે જ આત્માની ઉત્પત્તિ થયેલી મનાશે અને શરીરના નાશની સાથે જ આત્માનો નાશ થયેલો ગણાશે, જેથી વેદોક્ત કર્મમાર્ગ છેક નિષ્ફળ થઈ પડશે, કારણ કે કર્મફળનો ભોક્તા કોઈ રહેશે જ નહિ, માટે આત્માને અનિત્ય માનવાથી મહાન દોષ ઉપસ્થિત થાય છે અને નિત્ય માનવાથી કોઈ જાતનો દોષ રહેતો નથી વળી સર્વમાન્ય આત્માની નિત્યતાનો સ્વીકાર કરવાથી એ પણ સિદ્ધ થાય છે કે, આ યુદ્ધમા તમે કોઈ પણ જીવની હિંસા કરી નથી [6-7] હે રાજા ! તમે મારા કરતા વિશેષ જ્ઞાની છો, જેથી તે વિષેનો મનમા વિચાર કરીને વનમા જવાનો એકાત નિશ્ચય છોડી દો અને આપણા પ્રાચીન પૂર્વજોએ જે માર્ગનુ સેવન કર્યું છે તે માર્ગને તમે પણ સેવો, [8] જે રાજા સ્થાવરજગમ સહિત આ સમગ્ર પૃથ્વીને સપાદન કરીને પણ રૂડી રીતે તેનો ઉપભોગ કરતો નથી, તે રાજાનુ જીવિત નિષ્ફળ જ છે, તેમ જ જે કોઈ રાજા વનમા જઈને વસે અને ત્યાના ફળફૂલથી આજીવિકા ચલાવે, પણ મનની અસ્થિરતાને લીધે કદાચિત્ દ્રવ્યની અદર મમતા કરે, તો મૃત્યુના મુખમા જ તે પડ્યો છે, એમ સમજવુ, [10] માટે હે ભરતવંશી રાજા ! સર્વ ભૂતોના બાહ્ય–આભ્યંતર સર્વ દ્રવ્યમા તમે કેવળ પ્રત્યગાત્માના જ દર્શન કરો, સર્વ સ્થળે કેવળ આત્મદૃષ્ટિ જ કરો, કારણ કે જે પુરુષો સર્વ દૃશ્યોમા આત્માના નિત્યસિદ્ધ સ્વરૂપનો સાક્ષાત્કાર કરે છે, તેઓ જન્મમરણના મહાન ભયમાથી મુક્ત થઈ જાય છે [11] હે મહારાજા ! તમે મારા પિતા છો, માતા છો, ભ્રાતા છો અને ગુરુ છો, માટે હુ દુઃખને લીધે તમારી પાસે જે કઈ વિશેષ બકવાદ કરી ગયો હોઉ તેને માટે મને ક્ષમા આપવી તે તમને યોગ્ય છે હુ તમારી પાસે સત્ય વા અસત્ય જે કઈ બોલ્યો છુ, તે કેવળ ભક્તિને લીધે જ બોલ્યો છુ, પણ મારા જ્ઞાનની વિશેષતા દેખાડવાને માટે બોલ્યો નથી [12-13]

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાતર્ગત રાજધર્માનુશાસન પર્વમા સહદેવનુ ભાષણ નામનો અધ્યાય ૧૩ મો સમાપ્ત

# अध्याय १४ मो

## દ્રૌપદીની વિનવણી

॥ वैशंपायन उवाच ॥

**अव्याहरति कौंतेये धर्मराजे युधिष्ठिरे।**
**भ्रातॄणां ब्रुवतां ताँस्तान् विविधान् वेदनिश्चयान् ॥१**

વૈશંપાયન બોલ્યા: હે જનમેજય! એ રીતે પોતાના ભાઈઓએ તે તે અનેક પ્રકારના વેદોક્ત નિશ્ચયો કહી સંભળાવ્યા છતાં ધર્મરાજા યુધિષ્ઠિર કંઈ પણ બોલ્યા નહિ.[1] એટલે મહાકુળસંપન્ન, સ્ત્રીઓમાં શ્રેષ્ઠ અને વિશાળ નેત્રોવાળી શ્રીમતી દ્રૌપદી યુધિષ્ઠિરરાજાને સમજાવવા તૈયાર થઈ.[2] હાથીઓથી જેમ યૂથપતિ વીંટાઈને બેઠો હોય તેમ, સિંહ અને વ્યાઘ્ર સરખા પોતાના ભાઈઓથી વીંટાઈને બેઠેલા પોતાના પતિ મહારાજા યુધિષ્ઠિર સામે જોઈ ને અભિમાનવાળી, યુધિષ્ઠિર તરફ નિત્ય વિશેષ માન ધરાવનારી, રાજા યુધિષ્ઠિરે નિત્ય લાડ લડાવેલી, ધર્મના સ્વરૂપને જાણનારી, વિશાળ કટિપશ્ચ ભાગવાળી, ધર્મદર્શિની દ્રૌપદી સામવાદથી ભરેલા સુંદર વાક્યો બોલીને તેમને આ પ્રમાણે સમજાવવા લાગી.[3–5]

દ્રૌપદીએ કહ્યું: હે પાર્થ! તમારા આ ભાઈઓ ચાતકોની પેઠે (બપૈયાઓની પેઠે) વારંવાર આક્રંદ કરીને શુષ્કકંઠ થઈ ગયા અને તમારા પ્રત્યુત્તરની રાહ જોતા ઊભા રહ્યા છે, છતાં તમે તેઓને કેમ અભિનંદન આપતા નથી?[6] હે મહારાજ! મદમત્ત હાથીઓ સરખા આ તમારા ભાઈઓ નિરંતર દુઃખભાગી જ બનેલા છે, માટે તેઓને યોગ્ય પ્રત્યુત્તર આપીને તમે પ્રસન્ન કરો.[7] હે રાજન્! પૂર્વે આપણે જ્યારે દ્વૈતવનમાં વસતાં હતાં ત્યારે ટાઢ, તાપ અને વાયુના ક્લેશથી દુઃખી થયેલા આ તમારા સર્વ ભાઈઓને તમે આવાં વચન કેમ કહ્યાં હતાં કે, 'દુર્યોધનને યુદ્ધમાં મારી નાખીને આપણે પૃથ્વીનું રાજ્ય ભોગવીશું અને સર્વ અર્થોથી ભરપૂર એવી પૃથ્વીને સ્વાધીન કરીશું, વિજય મેળવવાની ઇચ્છાથી યુદ્ધ કરવા આવેલા રથી યોદ્ધાઓને રથો વિનાના કરી નાખીને મોટા મોટા હાથીઓનો સંહાર કરી નાખીને તથા ઘોડાઓ સહિત રથો વડે પૃથ્વીને ઢાંકી દઈને આપણે મેળવીશું; અને પછી હે શત્રુદમન ભાઈઓ! સંપૂર્ણ દક્ષિણાવાળા અને સમૃદ્ધિપૂર્ણ એવા વિવિધ જાતના યજ્ઞો કરીને તમે કૃતકૃત્ય થશો અને તે સમયે જ આ વનવાસનું દુઃખ તમને સુખરૂપ થઈ પડશે.' હે ધર્મધારીઓમાં શ્રેષ્ઠ વીર રાજા! આ પ્રમાણે પ્રથમ કહીને હવે અમારા મનને તમે કેમ ભાંગી નાખો છો?[8–12] નપુંસક પૃથ્વીને ભોગવી શકતો નથી, નપુંસક ધનને મેળવી શકતો નથી અને કાદવમાં જેમ માછલાં હોતાં નથી, તેમ નપુંસકના ઘરમાં છોકરાં હોતા નથી.[13] હે ભારત! દંડ વિનાનો રાજા શોભતો નથી, દંડ વિનાનો રાજા પૃથ્વીને સંપાદન કરી શકતો નથી અને દંડ વિનાના રાજાની પ્રજાઓ સુખને પામી શકતી નથી.[14] હે મહારાજા! સર્વ ભૂતો પર મિત્રભાવ, દાન, અધ્યયન અને તપ વગેરે બ્રાહ્મણોના જ ધર્મો ગણાય છે, પણ રાજાના ધર્મો ગણાતા નથી.[15] રાજાનો તો એ જ ધર્મ છે કે, દુષ્ટોને શિક્ષા કરવી અને સત્પુરુષોનું રક્ષણ કરવું.[16] જે રાજાની અંદર દાન અદાન, ક્રોધ–ક્ષમા, ભય–અભય, નિગ્રહ અને અનુગ્રહ–આ દ્વંદ્વો, નિત્ય નિવાસ કરી રહ્યાં હોય છે, તે રાજા ધર્મવેત્તા કહેવાય છે.[17] હે રાજા! તમે શાસ્ત્રથી, દાનથી, સાંત્વનાથી, યજ્ઞથી કે યાચનાથી આ પૃથ્વી સંપાદન કરી નથી, પણ પરાક્રમ કરીને સંપાદન કરી છે.[18] હે વીર! શત્રુઓનું જે સૈન્ય વીર્યસમૃદ્ધિથી સજ્જ હતું; હાથી, ઘોડા અને રથોથી ભરપૂર હતું; પ્રભુશક્તિ, મંત્રશક્તિ અને ઉત્સાહશક્તિ રૂપ ત્રણ અંગોથી ઉત્તમોત્તમ હતું અને દ્રોણ, કર્ણ, અશ્વત્થામા તથા કૃપાચાર્ય આદિ મહારથીઓથી રક્ષાયેલું હતું, તે સૈન્યનો તમે સંહાર કર્યો છે; માટે હવે આ પૃથ્વીને તમે ભોગવો.[19–20] હે પુરુષસિંહ મહારાજા! અનેક જુદા જુદા દેશોથી યુક્ત જંબૂદ્વીપને તમે દંડબળથી કબજે કર્યો છે;[21] તેમ જ મહામેરુની પશ્ચિમમાં આવેલા જંબૂદ્વીપની બરોબરી કરનારા ક્રૌંચદ્વીપને પણ તમે દંડબળથી જ તાબે કર્યો છે.[22] વળી હે રાજા! મહામેરુની પૂર્વમાં આવેલા ક્રૌંચદ્વીપની તુલના કરનારા શાકદ્વીપને પણ તમે દંડબળથી જ સ્વાધીન કર્યો છે;[23] અને હે પુરુષવ્યાઘ્ર રાજા! મહામેરુની ઉત્તરમાં આવેલા શાકદ્વીપ સમાન ભદ્રાશ્વદ્વીપને પણ

તમે દંડબળથી જ જીત્યો છે;[૨૪] તેમ જ હે વીર! નૌકાસૈન્યના બળથી મહાસાગરમાં પ્રવેશ કરીને જુદા જુદા અનેક દેશોવાળા બીજા કેટલાએક દ્વીપોને તથા અંતરદ્વીપોને તમે જીત્યા છે.[૨૫] વળી આ ઉપરાંત બીજાં ઘણાં પરાક્રમો તમે કર્યાં છે અને દ્વિજાતિઓ (ત્રિવર્ણ) તમારો ઘણો જ આદરસત્કાર પણ કરે છે, છતાં તમે કેમ પ્રસન્ન થતા નથી?[૨૬] હે ભારત! મદમત્ત આખલાઓ સરખા બળવાન અને બળવંત ગજેંદ્રો સરખા ઓજસ્વી આ તમારા ભાઈઓની સામે જોઈને તમે કેમ આનંદ પામતા નથી?[૨૭] તમે પાંચે ભાઈઓ દેવોના જેવા તેજસ્વી છો, શત્રુઓ સામે ટક્કર ઝીલનારા છો અને શત્રુઓને તપાવનારા છો. મને નિશ્ચય ખાતરી છે કે, તમારામાંહેનો કોઈ એક જ મારો સ્વામી હોય તોપણ મને સર્વ જાતનાં સુખો મળી શકે તેમ છે;[૨૮] તો પછી હે પુરુષવ્યાઘ્ર! તમે પાંચે મહાપુરુષો, ઇંદ્રિયો જેમ શરીરચેષ્ટાની સ્વામી છે, તેમ મારા સ્વામી છો, જેથી મને સર્વ સુખો મળે તેમાં શું આશ્ચર્ય છે?[૨૯] સર્વજ્ઞ અને સર્વદ્રષ્ટા એવાં મારાં સાસુ કુંતાજીએ મને જે કહેલું છે તે કદી અસત્ય થાય તેમ નથી. તેમણે મને એક દિવસે કહ્યું હતું કે, 'હે પાંચાલી! શીઘ્ર પરાક્રમ કરનારા યુધિષ્ઠિર અનેક હજારો રાજાઓનો સંહાર કરીને તને ઉત્તમોત્તમ સુખ આપશે.' હે રાજા! પણ આ સમયે તમારી મૂઢતાને લીધે મારી સાસુનાં તે વચનો વ્યર્થ થશે એમ મને દેખાય છે;[૩૦-૩૧] પણ ખરું છે કે, જેઓના કુળમાં સૌથી મોટો ગણાતો પુરુષ જ્યારે ઉન્મત્ત બની જાય છે, ત્યારે તેની પાછળ તેને અનુસરનારાં સર્વ મનુષ્યો ઉન્મત્ત (ગાંડાં) બની જાય છે; તે જ પ્રમાણે હે મહારાજ! તમારા ઉન્માદથી સર્વ પાંડવો પણ ઉન્માદદશામાં આવી પડ્યા છે;[૩૨] કારણ કે હે રાજા! તમારી પાછળ તમારા ભાઈઓ પણ જો ઉન્મત્ત ન થઈ ગયા હોય, તો બીજા સર્વ નાસ્તિક મનુષ્યોની સાથે તમને બાંધી મૂકીને પૃથ્વીનું રાજ્ય કરવા મંડી પડ્યા હોય.[૩૩] હે રાજા! તમારા જેવો મૂઢ પુરુષ આવા ઉન્માદીના જેવા વિચારો કરીને જે કાર્ય કરે છે તો તેને શ્રેય મળતું નથી. વળી જે મૂઢ પુરુષ આવા ઉન્માદીના માર્ગે ગમન કરે છે, તેને માટે અંતે ધૂપો, સિદ્ધાંજનો, નાક દ્વારા લેવામાં આવતાં ઔષધો અને બીજા અનેક ઉપચારોનો પ્રયોગ કરી ચિકિત્સા કરવી પડે છે. હે ભરતશ્રેષ્ઠ રાજા! લોકમાંહેની સર્વ સ્ત્રીઓમાં હું અધમ થઈ ગઈ છું; કારણ કે મારા સર્વ પુત્રોનો નાશ થઈ ગયો છે, છતાં હું જીવવાની ઇચ્છા રાખું છું; એ મારાં વચન યત્ન કરી રહેલા તમારા આ ભાઈઓનાં વચનોને અનુસરી આ સમયે મિથ્યા બોલાયેલાં નથી.[૩૪-૩૬] હું તમને સત્ય કહું છું કે, આ સર્વ પૃથ્વીનો ત્યાગ કરીને તમે પોતાની મેળે જ આપત્તિને સ્વીકારી લો છો. હે મહારાજા! પૂર્વે થઈ ગયેલા માંધાતા અને અંબરીષ રાજા, જેમ સર્વ રાજાઓમાં માન્ય થઈ પડ્યા હતા, તેમ તમે પણ માન્ય થઈ પડશો અને વિરાજી રહેશો; માટે હે રાજન્! ધર્મપૂર્વક પ્રજાનું રક્ષણ કરીને પર્વતો, વનો અને દ્વીપો સહિત આ સમગ્ર પૃથ્વીદેવીનું તમે પાલન કરો, આમ ઉદાસ થાઓ મા. હે મહારાજા! વિવિધ પ્રકારના યજ્ઞો કરીને ઈશ્વરપૂજન કરો, શત્રુઓ સામે યુદ્ધ કરો અને બ્રાહ્મણોને ધન, ભોગ, વસ્ત્ર આદિનું દાન આપો.[૩૭-૩૯]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'દ્રૌપદીની વિનવણી' નામનો અધ્યાય ૧૪મો સમાપ્ત

## अध्याय १५मो

## અર્જુનનું પુનર્ભાષણ–દંડનીતિનું પ્રાધાન્ય

॥ वैशंपायन उवाच ॥

याज्ञसेन्या वचः श्रुत्वा पुनरेवार्जुनोऽब्रवीत् ।
अनुमान्य महाबाहुं ज्येष्ठं भ्रातरमच्युतम् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: હે જનમેજયરાજા! દ્રૌપદીનું એ વચન સાભળ્યા પછી અર્જુન મોટી ભુજાવાળા પોતાના મોટાભાઈ યુધિષ્ઠિરરાજાનું માન જાળવીને પુનઃ કહેવા લાગ્યો.[૧]

અર્જુન બોલ્યો: દંડ, સર્વ પ્રજાઓનું શાસન કરે છે, દંડ સર્વ કોઈનું રક્ષણ કરે છે અને દંડ સર્વના સૂઈ ગયા પછી પણ જાગ્રત રહે છે; માટે વિદ્વાનો દંડને જ ધર્મ કહે છે.[૨] હે રાજા! દંડ ધર્મની રક્ષા કરે છે, દંડ અર્થની રક્ષા કરે છે અને દંડ કામની પણ રક્ષા કરે છે; માટે દંડ [illegible] સ્વરૂપ કહેવાય છે;[૩] તેમ જ દંડ ધાન્ય

ધનની રક્ષા કરે છે. આમ સમજીને હે વિદ્વાન રાજા! તમે દંડને ધારણ કરો અને લોકવ્યવહાર તરફ દૃષ્ટિ કરો.[૪] જગતમાંહેના કેટલાએક પાપી લોકો રાજ્યદંડના ભયથી પાપકર્મ કરતા નથી, કેટલાએક યમદંડના ભયથી પાપકર્મ કરતા નથી, કેટલાએક પરલોકના ભયથી પાપકર્મ કરતા નથી અને કેટલાએક અન્યોન્યના ભયથી પણ પાપકર્મ કરતા નથી. આ રીતે સર્વ લોકનો સ્વભાવ પશુના સ્વભાવની પેઠે કેવળ દંડને જ પાત્ર છે, જેથી સંક્ષેપમાં કહી શકાય કે, સર્વ કોઈનો આધાર કેવળ દંડ પર જ રહેલો છે.[૫-૬] વળી કેટલાએક સર્વભક્ષી પ્રાણીઓ દંડના ભયથી જ એકબીજાંને ખાઈ જતા નથી. માટે જો દંડ સર્વ જગતનું પાલન ન કરે, તો સર્વ પ્રજાઓ ગાઢ અંધકારમાં ડૂબી મરે.[૭] વિદ્વાનો 'દંડ' શબ્દનો આવો જ અર્થ કરે છે કે, ઇંદ્રિયોને વશ નહિ રાખનારાઓનું જે દમન કરે છે અને શિષ્ટાચાર વિરુદ્ધ વર્તનારાઓને જે શિક્ષા કરે છે, દમે છે અથવા દંડે છે, તેનું નામ 'દંડ' કહેવાય છે.[૮] બ્રાહ્મણોને કડક શબ્દો કહીને તિરસ્કાર માત્રથી દંડાય છે, ક્ષત્રિયોને તેની માલમિલકત જપ્ત કરી માત્ર નિર્વાહ પૂરતુ જ આપીને દંડાય છે, વૈશ્યોને તેઓનું સર્વસ્વ જપ્ત કરી દંડાય છે અને શૂદ્રોને તેઓના પર વિશેષ સેવાભાર નાખી દઈ દંડાય છે[૯] હે રાજા! મનુષ્યોને અન્યોન્ય સંમોહ ન થાય તે માટે અને તેઓના ધનનું રક્ષણ થાય તે માટે વિધાતાએ દંડરૂપ મર્યાદાનું લોકમાં સ્થાપન કર્યું છે.[૧૦] જે રાજાના રાજ્યમાં શ્યામ વર્ણવાળો તથા લાલચોળ નેત્રવાળો પ્રચંડદંડ પોતાની સત્તા ચલાવે છે, તે રાજ્યમાં પ્રજાઓ મોહવશ થતી નથી, સ્વધર્મમાં નિયમિત રીતે વર્તે છે; પરંતુ એ દંડનો નેતા રાજા સર્વનો અપરાધ યથાયોગ્ય દૃષ્ટિથી જોઈ શકતો હોય,[૧૧] તો હરકોઈ બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અથવા સંન્યાસી દંડના ભયથી જ પોતપોતાના ધર્મમાર્ગમાં નિયમિત રીતે વર્તે છે.[૧૨] હે રાજા! દંડના ભય વિના પુરુષ યજ્ઞ કરતો નથી, દંડના ભય વિના પુરુષ દાન આપવાની ઇચ્છા કરતો નથી અને દંડના ભય વિના પુરુષ યથાયોગ્ય સમયે આવીને ઊભો રહેવા ઇચ્છતો નથી.[૧૩] જેમ કોઈ મચ્છીમાર કાંટાવાળી જાળ પાથર્યા વિના માછલાંઓને પકડી શકતો નથી, તેમ રાજા પણ બીજાઓનાં મર્મસ્થાનોને છેદ્યાભેદ્યા વિના અથવા મહાદુષ્કર કર્મ કર્યા વિના મોટી રાજ્યલક્ષ્મીને પામી શકતો નથી.[૧૪] કોઈનો પણ ઘાત કર્યા વિના રાજાને કીર્તિ અથવા ધન મળે જ નહિ. તેમ પ્રજાઓ તેના તાબામાં રહે જ નહિ. દાખલા તરીકે વૃત્રાસુરનો વધ કરીને જ ઇંદ્ર મહેંદ્રપદને પામ્યો છે,[૧૫] તેમ જ રુદ્ર, કાર્તિકસ્વામી, ઇંદ્ર, અગ્નિ, વરુણ, યમ, કાળ, વાયુ, મૃત્યુ, કુબેર, સૂર્ય, વસુઓ, મરુતો, સાધ્યો અને વિશ્વદેવાઓ વગેરે સર્વ દેવતાઓએ અનેક શત્રુઓનો ઘાત કર્યો છે અને તેથી જ તેવી મહાન સમૃદ્ધિઓને તેઓ પામ્યા છે, એટલુ જ નહિ પણ લોકો તે દેવોના પ્રતાપથી નમ્ર થઈને નિરંતર તેઓની પૂજા કર્યા કરે છે, પરંતુ સર્વના ધાતા બ્રહ્મદેવને કે પૂષાદેવને કોઈ નમતું નથી કે કોઈ પૂજતું પણ નથી; કારણ કે તે બન્નેએ તેવાં પરાક્રમ કર્યાં નથી.[૧૬-૧૮] જે પુરુષો સર્વ પ્રાણીઓ પર સમભાવ રાખીને મધ્યસ્થ રહેનારા છે, ઇંદ્રિયોનો નિગ્રહ કરનારા છે અને કેવળ શમમાં જ તત્પર રહેનારા છે, તેઓનો તો ઘણા મનુષ્યો પરાભવ કરી જાય છે, માટે સર્વ કામોમાં અત્યંત શાંત સ્વભાવથી વર્તનારા મનુષ્યોમાંથી કોઈ એકનો જ કવચિત્ જય થાય છે; અર્થાત્ કેવળ શાંતિનો જ સ્વીકાર કરી કાર્ય સાધી શકાતું નથી.[૧૯] આ લોકમાં કેવળ અહિંસાથી જ જીવન ગાળનાર એક પણ મનુષ્ય મારા જોવામાં આવતો નથી. બળવાન પ્રાણીઓ દુર્બળ પ્રાણીઓનું ભક્ષણ કરીને જ જીવે છે.[૨૦] નોળિયો ઊંદરોને ખાઈ જાય છે, બિલાડો નોળિયાને ખાઈ જાય છે, કૂતરો બિલાડાને ખાઈ જાય છે અને કૂતરાને વળી બીજુ કોઈ શિકારી પ્રાણી ખાઈ જાય છે;[૨૧] તેમ જ તે તે બળવાન સર્વ પશુઓને મનુષ્ય ખાઈ જાય છે અને મનુષ્યને યથાસમયે આવી પહોંચેલો કાળ આરોગી જાય છે; માટે આ સર્વ સ્થાવરજંગમ જગત પ્રાણીઓના અન્નરૂપ છે તેનો તમે વિચાર કરો.[૨૨] હે રાજેંદ્ર! આ સર્વ વિધાનનું દેવે જ નિર્માણ કર્યું છે, જેથી વિદ્વાન પુરુષ તેમાં મોહને પામતો નથી અને તમે પોતે પણ તે દેવની જ ઇચ્છાથી આ ક્ષત્રિય કુળમાં ઉત્પન્ન થયા છો, માટે બરાબર ક્ષત્રિય થવાને

યોગ્ય છે.[૨૩] અરે! કેટલાએક મંદમતિના રાજાઓ તામસવૃત્તિ સ્વીકારીને તથા ક્રોધ, હર્ષ આદિ દ્વંદ્વોનો ત્યાગ કરીને વનમાં ચાલ્યા જાય છે, તેઓ પણ હિંસા કર્યા વિના પ્રાણુ ધારણ કરી શકતા નથી;[૨૪] કારણ કે જળની અંદર અનેક જીવો છે અને પૃથ્વીમાં તથા ફળોમાં પણ અસંખ્યાત જીવો છે, તેઓનો વધ નહિ કરનારો કયો તપસ્વી વનમાં રહી શકે છે? પ્રાણધારણા માટેનું તેવું કયું સાધન છે કે જેથી વનમાં ગયેલો તપસ્વી હિંસાથી મુક્ત રહે? માટે હિંસા કર્યા વિના કોઈનાથી જીવી શકાતું જ નથી.[૨૫] કેટલાએક જીવો તો ઘણા જ સૂક્ષ્મ શરીરોવાળા હોય છે અને કેટલાએક જીવો તો કેવળ અનુમાનથી જ જાણવામાં આવી શકે છે કે, જેઓનાં શરીરોનો માત્ર આપણાં નેત્રોની પાંપણના આઘાતથી જ નાશ થઈ જાય છે.[૨૬] આપણા જોવામાં આવે છે કે, કેટલાએક મુનિઓ ક્રોધ તથા મત્સરનો ત્યાગ કરીને ગ્રામ છોડી વનમાં ચાલ્યા જાય છે; પરંતુ ત્યાં ગયા પછી પણ દુર્દૈવના યોગે મોહજાળમાં ફસાઈને કુટુંબધર્મી (ગૃહસ્થી) થઈ જાય છે.[૨૭] વળી કેટલાએક મનુષ્યો તો પૃથ્વી ખોદીને ઓષધિઓ તથા વૃક્ષોને કાપીને તથા પશુપક્ષીઓનું વિશસન (હિંસા) કરીને યજ્ઞો કરે છે અને તેઓ સ્વર્ગને પણ પામે છે.[૨૮] હે કુંતાપુત્ર! દંડયુક્ત નીતિનો જગતમાં પ્રચાર થવાથી સર્વ ભૂતોના સર્વ આરંભો સિદ્ધ થાય છે, એમાં મને સંશય નથી.[૨૯] લોકમાં જો દંડ ન હોય તો આ સર્વ પ્રજાઓનો નાશ થઈ જાય. જળમાં મોટાં માછલાં નાનાં માછલાંઓને જેમ ખાઈ જાય છે, તેમ પ્રજાઓમાં પણ બળવાનો દુર્બળોનું ભક્ષણ કરી જાય છે.[૩૦] બ્રહ્મદેવે પણ પૂર્વે આ પ્રમાણે સત્ય જ કહ્યું છે કે, અપરાધને જોઈને યોગ્ય રીતે કરેલો દંડ પ્રજાઓનું રક્ષણ કરે છે. રે! જુઓ તો ખરા. અગ્નિ પણ ફૂંક મારવારૂપ દંડના ભયથી પ્રજ્વલિત રહે છે.[૩૧] અરે! આ લોકમાં જો દંડની મર્યાદા ન હોય તો ઘોર અંધકાર વ્યાપી જાય-અંધેર અંધેર થઈ જાય, સારાંનરસાંનો લગારે વિભાગ ન રહે અને કંઈ પણ જાણવામાં ન આવે.[૩૨] વેદોની નિંદા કરનારા તથા મર્યાદાને તોડી પાડવા ઈચ્છનારા નાસ્તિકો પણ કેવળ દંડના જ ભયથી મર્યાદાનું પાલન કરવા તત્પર થઈ જાય છે;[૩૩] એટલું જ નહિ, પણ સર્વ લોકને કેવળ દંડથી જ વશમાં રાખી શકાય છે, કારણ કે મનુષ્યમાત્ર પવિત્ર હોય, એ વાત દુર્લભ છે, જેથી દંડના ભયથી જ તેઓ સર્વ મર્યાદાનું પાલન કરવા પ્રવૃત્ત થાય છે.[૩૪] વિધાતાએ ચારે વર્ણોને સંતોષ પમાડવા માટે અને તેઓને નીતિના માર્ગે દોરવા માટે તથા ધર્મ અને અર્થનું પૃથ્વીમાં રક્ષણ કરવા માટે દંડની મર્યાદા બાંધી છે.[૩૫] જગતમાહેનાં બળવાન પક્ષીઓ અને શિકારી પશુઓ દંડથી જો ભય પામત નહિ, તો તેઓ મનુષ્યોનું, નિર્બળ પશુઓનું તથા યજ્ઞિય હવ્યદ્રવ્યોનું ભક્ષણ જ કરી જાત.[૩૬] દંડ સર્વ કોઈનું જો રક્ષણ ન કરત તો બ્રહ્મચારી વેદાધ્યયન કરત નહિ, લોકો વાછરડાંવાળી ગાયને દોહત નહિ અને કન્યાઓ યથાવિધિ લગ્ન કરત જ નહિ, પણ વ્યભિચાર જ કરત.[૩૭] અરે! દંડ જગતનું જો રક્ષણ ન કરત તો સર્વનો ઉચ્છેદ થઈ જાત, સર્વ મર્યાદાઓનો નાશ થઈ જાત અને અમુક જ પદાર્થ મારો ગણાય, આવું જ્ઞાન કોઈનામાં રહેત નહિ.[૩૮] જો દંડની રક્ષા ન હોત તો સર્વ કોઈ નિર્ભય થઈ જાત અને વિધિપૂર્વક દક્ષિણાદાનવાળા સંવત્સર યજ્ઞોને કોઈ કરત જ નહિ.[૩૯] વળી દંડનું જો રક્ષણ ન હોત તો શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે વર્ણાશ્રમ ધર્મનું કોઈ પાલન કરત નહિ અને વેદવિદ્યાને કોઈ ભણત જ નહિ.[૪૦] દંડની જો રક્ષા ન હોત તો ઊંટ, બળદ, ઘોડા, ખચ્ચર અને ગધેડાં, યોગ્ય રીતે જોડાઈને વાહનોને વહત નહિ.[૪૧] અરે! દંડ જગતનું જો પાલન ન કરત તો નોકરો અને બાળકો કોઈનું માનત નહિ અને સ્ત્રીઓ પોતાના ધર્મમાં રહેત નહિ.[૪૨] વિદ્વાનો કહે છે કે, દંડના ભયથી જ પ્રજાઓ મર્યાદામાં રહેલી છે, દંડમાં જ સર્વ જાતના ભયનો સમાવેશ થઈ જાય છે અને મનુષ્યોનું સ્વર્ગ દંડમાં જ રહેલું છે.[૪૩] જે દેશમાં શત્રુઓનો વિનાશ કરનારા દંડની મર્યાદિત વ્યવસ્થા સત્તા ચલાવે છે, તે દેશમાં ફૂડ, કપટ, પાપ કે ઠગાઈ લેશમાત્ર જોવામાં આવતાં નથી.[૪૪] લોકમાં દંડની જો રક્ષા ન હોત તો કૂતરાં યજ્ઞિય હુતદ્રવ્યોને ચાટી જાય અને કાગડાઓ પુરોડાશને ઉડાવી જાય.[૪૫] હે રાજા! આ રાજ્ય આપણને ધર્મથી મળ્યું હોય

અથવા અધર્મથી મળ્યું હોય તેની તમારે દરકાર કરવાની નથી. તેના સંબંધમાં તમારે શોક કરવો જ નહિ. તમારે તો હવે ભોગો ભોગવવા અને યજ્ઞો કરવા.[૪૬] આ જગતમાં જેઓ શ્રીમંત છે તેઓ સુખપૂર્વક ધર્માચરણ કરે છે, ઉત્તમ વસ્ત્રો ધારણ કરે છે, ઉત્તમ ફળવાળાં દાનો બ્રાહ્મણોને આપે છે અને ઉત્તમ અન્નનું ભોજન કરે છે.[૪૭] પુરુષોના સર્વ સમારંભો ધનને અધીન છે, એમાં સંશય નથી અને તે ધન દંડને અધીન છે; માટે દંડનું કેટલું બધું ગૌરવ છે, તે તમે જુઓ![૪૮] લોકવ્યવહાર ચલાવવા માટે જ વિધાતાએ ધર્મનું પ્રવચન કરેલું છે. તે આ રીતે કે, અહિંસા પરમ ધર્મરૂપ છે; પરંતુ કોઈ સમયે તેવું પણ બને છે કે, 'अहिंसा परमो धर्मः' એ સામાન્ય સૂત્રને જ વળગી રહેવાથી ભયંકર હિંસા થઈ જાય છે. દાખલા તરીકે વાડામાં પેસી ગયેલા વાઘની સામાન્ય સૂત્રાનુસાર કરેલી અહિંસા વાઘે કરેલા ગાયોના વધથી ભયંકર હિંસારૂપે પરિણમે છે, માટે હિંસા-અહિંસાના મધ્યમાં જેના વડે આર્તનું રક્ષણ થાય તેનો જ સ્વીકાર કરવો યોગ્ય છે અને તે જ પરમ ધર્મરૂપ છે.[૪૯] આ જગતમાં કોઈ પણ વસ્તુ અત્યંત ગુણવાન નથી અને કોઈ પણ વસ્તુ અત્યંત નિર્ગુણ પણ નથી. સર્વ કાર્યોમાં ગુણ અને અવગુણ બન્ને જોવામાં આવે છે.[૫૦] જુઓ, જગતના લોકો બળદોને વશ કરવા માટે પ્રથમ તેઓના અંડકોશને કાપી નાખે છે, પછી તેઓના નાકને વીંધીને નાથે છે અને ત્યાર પછી તેઓને બાંધે છે અને વશ કરે છે.[૫૧] આ રીતે હે મહારાજ! તે તે અસત્યો વડે અસ્તવ્યસ્ત સ્વભાવના આ લોકમાં સર્વ કોઈને કેવળ દંડથી જ સીધા કરવામાં આવે છે; કારણ કે તેમ નહિ કરવાથી પોતપોતાના કાર્યમાં કોઈ પ્રવૃત્ત થાય જ નહિ, માટે તમે પણ તે તે ન્યાયમાર્ગોનું અવલંબન કરી પુરાણધર્મનું આચરણ કરો અને તેમાં પ્રવાહન્યાય પ્રમાણે આવી લાગતા હિંસા આદિના દોષ તરફ દૃષ્ટિ કરો મા.[૫૨] હે કુંતાપુત્ર! તે પુરાણધર્મનું પાલન કરી તમે યજ્ઞો કરો, શત્રુઓનો નાશ કરો, પ્રજાઓનું રક્ષણ કરો અને મિત્રોનું પાલન કરો.[૫૩] હે ભરતવંશી રાજા! શત્રુઓનો સંહાર કરવાથી તમે દીન થાઓ મા; કારણ કે શત્રુઓનો વધ કરવાથી કર્તાને કોઈ જાતનો દોષ લાગતો નથી.[૫૪] અરે! કોઈ બાળક પણ શસ્ત્ર ધારણ કરી મારવા માટે ચડી આવે, તો તેનો પણ પુરુષે શસ્ત્ર ધારણ કરીને વધ કરવો યોગ્ય જ છે અને તેમ કરવાથી તે પુરુષને બાળહત્યા પણ લાગતી નથી; કારણ કે એકનો ક્રોધ બીજાના ક્રોધમાં સર્વ તરફથી વ્યાપી જાય છે અને તે ક્રોધ જ વધકાર્યમાં નિમિત્તરૂપ ગણાય છે.[૫૫] અને તત્ત્વદૃષ્ટિએ જોતાં તો એ જ નિશ્ચય થાય છે કે, સર્વ પ્રાણીઓનો આત્મા નિત્યને માટે અવધ્ય છે-આત્માનો કદીય વધ થઈ શકતો નથી અને આત્મા જો અવધ્ય છે તો પછી દેહનો દેહ વડે નાશ થતાં કોનો આત્મા હણાય છે અને કયો આત્મા હણનાર બને છે?[૫૬] જે કોઈ પુરુષ પોતાના જૂના ઘરનો ત્યાગ કરી નવા ઘરમાં રહેવા જાય છે, તેમ જીવાત્મા પણ જૂનાં શરીરોનો ત્યાગ કરી નવાં શરીરોમાં પ્રવેશ કરે છે; માટે જ તત્ત્વવેત્તાઓ કહે છે કે, પ્રાણીઓનું શરીર જ મૃત્યુનું દ્વાર છે. આત્મા તો અજરામર છે-અવિનાશી છે.[૫૭-૫૮] (આમ સમજીને હે રાજા! તમારે શોક કરવો યોગ્ય નથી.)

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'અર્જુનનું પુનર્ભાષણ' નામનો અધ્યાય ૧૫મો સમાપ્ત

## अध्याय १६मो

### ભીમનું પુનર્ભાષણ-દેહની પીડાથી આત્મા પીડાતો નથી પણ મન જ પીડાય છે

॥ वैशंपायन उवाच ॥

अर्जुनस्य वचः श्रुत्वा भीमसेनोऽत्यमर्षणः ।
धैर्यमास्थाय तेजस्वी ज्येष्ठं भ्रातरमब्रवीत् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: હે જનમેજય રાજા! અત્યંત ક્રોધી સ્વભાવનો તેજસ્વી ભીમસેન અર્જુનનું વચન સાંભળ્યા પછી ધૈર્ય ધરીને પોતાના મોટા ભાઈને કહેવા લાગ્યો:[૧] 'હે રાજન્! તમે સર્વ ધર્મોને જાણનારા છો. તમારાથી કંઈ પણ અજાણ્યું નથી. તમારાં સદાચરણ પ્રમાણે વર્તવાનું અમે સદાકાળ શીખ્યા કરીએ તોપણ તે પ્રમાણે વર્તવાને અમે સમર્થ થઈ શકીએ તેમ નથી જ.[૨]

વળી તમે મારા જ્યેષ્ઠભ્રાતા છો, જેથી મારા મનમાં એમ જ હતું કે, 'હું ન બોલું તો સારું.' પરંતુ દુઃખના અત્યંત દબાણને લીધે હું તમને કહું છું, તે તમે સાંભળો.[૩] ઘણી જ અફસોસની વાત છે કે, કેવળ તમારા જ ગાઢ મોહને લીધે અમારા સર્વ મનોરથો સંશયમાં આવી પડ્યા છે; એટલું જ નહિ, પરંતુ તેને લીધે અમે ઘણા વિહ્વળ અને નિર્બળ બની ગયા છીએ.[૪] રે! તમે સર્વશાસ્ત્રમાં કુશળ છો, વળી લોકના રાજા છો; છતાં એક બીનકેળવાયલા પુરુષની પેઠે દીનતાને લીધે મોહને કેમ પામ્યા છો? હે રાજા! લોકની સદ્‌ગતિ અને દુર્ગતિ તમારા જાણવામાં છે, તેમ જ ભવિષ્યકાળની તથા વર્તમાનકાળની પરિસ્થિતિ તમારાથી અજાણી પણ નથી;[૫-૬] છતાં હે મહારાજ! આ રીતે મોહવશ થઈને રાજ્યનો ત્યાગ કરવા માટે તમે તૈયાર થયા છો તેના સંબંધમાં મેં એક કારણ શોધી કાઢ્યું છે, તે હું તમને કહું છું; એકચિત્ત થઈ તમે સાંભળો.[૭] સર્વ પ્રાણીઓને બે પ્રકારના વ્યાધિઓ ઉત્પન્ન થાય છે. એક શારીરિક વ્યાધિ અને બીજો માનસિક વ્યાધિ. આ બન્ને વ્યાધિઓની ઉત્પત્તિ પણ અન્યોન્યના સંબંધથી જ થાય છે અર્થાત્ શરીર વિના વ્યાધિ થતો નથી અને મન વિના આધિ થતો નથી; માટે શરીર અને મન એ બન્ને જ બે વ્યાધિઓનું મૂળ છે.[૮] તેમાં શારીરિક વ્યાધિથી માનસિક વ્યાધિ ઉત્પન્ન થાય છે અને માનસિક વ્યાધિથી શારીરિક વ્યાધિ ઉત્પન્ન થાય છે, એમાં સંશય નથી.[૯] હવે જે પુરુષ ભૂતકાળમાં થઈ ગયેલા પોતાના શારીરિક વ્યાધિ માટેનો તથા માનસિક વ્યાધિ માટેનો શોક કરે છે, તે પુરુષ તજ્જન્ય દુઃખને લીધે બીજું નવું દુઃખ પ્રાપ્ત કરે છે અને પુનઃ શારીરિક તથા માનસિક બન્ને અનર્થોને વહોરી લે છે.[૧૦] વાત, પિત્ત અને કફ આ ત્રણ ગુણો મનુષ્યના શરીરમાં જ ઉત્પન્ન થાય છે અને તે ત્રણ ગુણોની જે સામ્યાવસ્થા તેને (વૈદ્યો) શરીરના આરોગ્યનું લક્ષણ કહે છે.[૧૧] પરંતુ તે ત્રણ ગુણોમાંથી હરકોઈ એકનું જ્યારે આધિક્ય થાય છે, ત્યારે શરીરમાં વ્યાધિની ઉત્પત્તિ થાય છે અને તેને માટે ચિકિત્સા કરવાનું કહેવાય છે. જેમ કે જ્યારે કફની વૃદ્ધિ થઈ ગઈ હોય, ત્યારે તેને દૂર કરવા માટે પિત્તની વૃદ્ધિ કરવી જોઈએ અને પિત્તની વૃદ્ધિ થઈ ગઈ હોય, ત્યારે કફની વૃદ્ધિ કરવી જોઈએ; અર્થાત્ જે ગુણની વૃદ્ધિ થઈ ગઈ હોય તે ગુણના વિરોધી ગુણની વૃદ્ધિ કરનાર ઉપચાર કરવાથી પુનઃ સર્વ ગુણની સામ્યાવસ્થા થઈ જાય છે.[૧૨] હવે સત્ત્વ, રજ અને તમ, એ ત્રણ ગુણો મનમાં ઉત્પન્ન થાય છે અને તે ગુણોની જે સામ્યાવસ્થા તેને માનસશાસ્ત્રવેત્તાઓ મનની સ્વસ્થતાનું લક્ષણ કહે છે;[૧૩] પરંતુ તે ગુણોમાંથી કોઈએકનું જ્યારે આધિક્ય થાય છે, ત્યારે મન અસ્વસ્થ બને છે–માનસિક વ્યાધિનો ઉદ્ભવ થાય છે; અને તેની ચિકિત્સા કરવા માટે પણ શાસ્ત્રમાં કહેલું છે. જેમ કે તમોગુણના આધિક્યને રજોગુણના આધિક્યથી દૂર કરવું જોઈએ અને રજોગુણના આધિક્યને તમોગુણના આધિક્યથી દૂર કરવું જોઈએ; એટલે કે શોકનો હર્ષથી બાધ કરવો જોઈએ અને હર્ષનો શોકથી બાધ કરવો જોઈએ.[૧૪] જે કોઈ પુરુષ સુખમાં રહેલો હોય છે, તેને દુઃખનું સ્મરણ કરવાની ઇચ્છા થાય છે અને દુઃખમાં રહેલા કોઈ એક પુરુષને સુખનું સ્મરણ કરવાની ઇચ્છા થાય છે; પરંતુ તે સર્વ પુરુષો દેહાદિકને વિષે અભિમાન ધરાવનારા હોય છે અને તેથી જ તેઓ શારીરિક અથવા માનસિક સુખદુઃખનો અનુભવ કરે છે;[૧૫] પણ હે રાજા! તમે તો જ્ઞાની છો, શરીર અને માનસ અભિમાનથી ભિન્ન છો, જેથી ત્રણે કાળમાં સુખી પણ નથી અને દુઃખી પણ નથી; તો પછી તે તે વિકારોમાં સુખદુઃખનો અનુભવ કરનાર શરીરાદિકને વિષે અભિમાન કરી તમારા જેવા જ્ઞાની પુરુષે સુખકાળે દુઃખનું સ્મરણ કરવું યોગ્ય નથી અને દુઃખકાળે સુખનું સ્મરણ કરવું યોગ્ય નથી;[૧૬] છતાં પણ તમે તે સુખદુઃખાદિનું સ્મરણ કરવાની જો ઇચ્છા કરો તો તેમાં દૈવને જ સર્વના કરતાં વિશેષ બળવાન માનવું પડે. વળી હે રાજા! તમે કદાચ એમ કહેશો કે, દેહાદિ સમુદાયને જ આત્મા તરીકે માનનારા સર્વ અજ્ઞાની પ્રાણીઓનો તેવો સ્વભાવ જ હોય છે અને તેને લીધે જ મને દુઃખ પણ તેમ કહેવું યોગ્ય નથી; કારણ

શત્રુઓએ સભામાં ઘસડી આણેલી, એક વસ્ત્રને ધારણ કરનારી અને રજસ્વલા થયેલી દ્રૌપદીને પાંડવોના દેખતાં જે જે દુઃખો આપવામાં આવ્યાં હતાં તેનું તમને કેમ સ્મરણ થતું નથી? વળી આપણું રાજપાટ છીનવી લઈને શત્રુઓએ આપણને મૃગચર્મો પહેરાવીને નગરમાંથી હાંકી કાઢ્યા હતા અને આપણે મહાન અરણ્યની અંદર વસ્યા હતા, તેનું તમને કેમ સ્મરણ થતું નથી? અને વનવાસ સમયે જટાસુરથી પ્રાપ્ત થયેલું દુઃખ, ચિત્રસેન ગંધર્વ સાથેનું યુદ્ધ અને દ્રૌપદીનું હરણ કરનારા જયદ્રથથી થયેલુ દુઃખ તમે કેમ ભૂલી જાઓ છો?[૧૭–૨૦] વળી એક વર્ષના ગુપ્તવાસમાં રાજપુત્રી દ્રૌપદીને કીચકે પગની લાત મારી હતી, તે પણ તમે શું ભૂલી ગયા?[૨૧] હે શત્રુદમન રાજા! તમારા તુલ્ય પરાક્રમ કરનારા ભીષ્મ અને દ્રોણાચાર્યની સાથે તમારે જેવું યુદ્ધ થયુ હતું, તેવું જ યુદ્ધ હવે તમારે તમારા એકલા મનની સાથે કરવાનો પ્રસંગ આવ્યો છે.[૨૨] એ યુદ્ધમાં તમારે બાણોની, મિત્રોની કે બંધુઓની, કોઈની પણ જરૂર પડે તેમ નથી. કેવળ તમારે એકલાને જ તે યુદ્ધ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે.[૨૩] હવે યાદ રાખજો કે, મન સાથેના એ યુદ્ધમાં મનરૂપી તમારા શત્રુથી પરાજય પામીને તમે જો પ્રાણનો ત્યાગ કરશો તો બીજા દેહનો આશ્રય કરીને જન્માંતરમાં પણ એ મન-શત્રુની સાથે તમારે અવશ્ય યુદ્ધ કરવું પડશે; માટે હે ભરતશ્રેષ્ઠ રાજા! આજે જ યમનિયમાદિક અષ્ટાંગ યોગસાધન કરીને સ્થૂળ શરીર પરના અભિમાનનો ત્યાગ કરો અને મનના કટ્ટા શત્રુ પરમાત્માની સાથે તમારી એકતા પ્રાપ્ત કરો. પછી મનનો જય કરવા માટે તૈયાર થાઓ.[૨૪,૨૫] હે મહારાજા! તમે મનને જો જીતી શકશો નહિ, તો તમારી શી અવસ્થા થશે? માટે જરૂર મનનો જય કર્યા પછી જ તમે કૃતકૃત્ય થશો.[૨૬] મન અને દેહથી આત્મા ભિન્ન છે, આવો નિશ્ચય કરીને તથા મન અને દેહ ઉપરના આત્મભાવરૂપ અભિમાનને લીધે જ સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ અને નાશ ભાસિત થાય છે; આવો દૃઢ નિશ્ચય કરીને હર્ષનો તથા શોકનો તમે ત્યાગ કરો અને તમારા પૂર્વજોએ ... રાજ્યનું યથાયોગ્ય રીતે પાલન કરો.[૨૭] માનો કે તમારા સુદૈવને લીધે જ પાપી દુર્યોધન તેના પરિવારની સાથે યુદ્ધમાં મરણ પામ્યો છે અને તમારા સુભાગ્યના યોગે જ દ્રૌપદીના કેશપાશની પેઠે તમે તમારી રાજા તરીકેની પદવીને પુનઃ પામ્યા છો.[૨૮] હે પાર્થ! તો હવે રાજ્યાસન પર બેસીને સંપૂર્ણ દક્ષિણાવાળો અશ્વમેધ યજ્ઞ કરીને ઈશ્વરનું યજન કરો. અમે અને વીર્યવાન શ્રીકૃષ્ણ તમે કહેશો તેમ કરવા તૈયાર છીએ.[૨૯]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'ભીમનું પુનર્ભાષણ' નામનો અધ્યાય ૧૬મો સમાપ્ત

## અધ્યાય ૧૭મો

### યુધિષ્ઠિરનાં વચનો–તપશ્ચરણથી જ સુખ મળે છે

॥ युधिष्ठिर उवाच ॥

असंतोषः प्रमादश्च मदो रागोऽप्रशांतता।
बलं मोहोऽभिमानश्चाप्युद्वेगश्चव सर्वशः ॥ १ ॥

(ભીમસેનનાં વચન સાંભળી) યુધિષ્ઠિર બોલ્યા: હે ભીમસેન! અસંતોષ, પ્રમાદ, મદ, રાગ, અશાંતિ, બળ, મોહ, અભિમાન અને ઉદ્વેગ આ સર્વ પાપી વિકારોથી તારું ચિત્ત વ્યાપ્ત થઈ ગયું છે, જેથી તું રાજ્યની આકાંક્ષા કરે છે; માટે રાજ્યરૂપ માંસભક્ષણનો ત્યાગ કરી શાંતિપ્રધાન ગુણોનો તું સ્વીકાર કર અને સુખી થા.[૧,૨] અરે! તું વિચાર તો કર કે, જે રાજા એક આખી પૃથ્વી પર રાજ્ય કરે છે, તેને પણ ઉદર (પેટ) તો એક જ હોય છે; તો પછી તું એ રાજ્યની કેમ પ્રશંસા કરે છે?[૩] હે ભરતશ્રેષ્ઠ ભીમસેન! સર્વ કોઈની અભિલાષા દિવસો, મહિનાઓ કે આખું આયુષ્ય પૂર્ણ થઈ જાય છે, તોપણ પૂર્ણ થતી નથી–કોઈ પણ મનુષ્ય પોતાની આશાને પૂર્ણ કરી શકતો જ નથી.[૪] જેમ પ્રદીપ્ત થયેલા અગ્નિને, લાકડાં નહિ નાખવાથી શાંત કરી શકાય છે, તેમ તું પણ તારા ઉદરમાં ઉત્પન્ન થયેલા રાજ્યાભિલાષરૂપ અગ્નિને સંતોષરૂપ અલ્પ આહારથી શાંત કરી નાખ.[૫] મૂર્ખ પુરુષ જ કેવળ પોતાના ઉદરપોષણને માટે પુષ્કળ આહાર એકઠો કરે છે, પણ બુદ્ધિમાન પુરુષ તેમ

કરતો નથી; માટે તું પણ તારા ઉદરને પ્રથમ વશમાં રાખ અને પછી પરલોકમાં જય કરવા માટે પ્રયાસ કર; કારણકે પારલૌકિક કલ્યાણનો તું જય કરીશ એટલે પૃથ્વીને તો તેં જીતી જ છે.[૬] તું મનુષ્યસંબંધી કામભોગોની તથા ઐશ્વર્યની પ્રશંસા કરે છે; પણ તું જાણતો નથી કે, ભોગોનો ત્યાગ કરનારા અને તપશ્ચરણથી શરીરે કૃશ થયેલા તપસ્વી પુરુષો જ ઉત્તમોત્તમ સ્થાનમાં જઈ શકે છે.[૭] હે ભીમસેન ! તું રાજ્યનો સ્વીકાર કરીશ, એટલે દેશના યોગનો, ક્ષેમનો, ધર્મનો તથા અધર્મનો મહાન ભાર તારા એકલા પર આવી પડશે; માટે તે મોટા ભારનો ત્યાગ કરી તું સંન્યાસનો સ્વીકાર કરી લે.[૮] જેમ કોઈ એક વાઘ કેવળ પોતાના એકલાના પેટને માટે જ ઘણી મોટી હિંસા કરે છે અને તેની પાછળ બીજાં લોભવશ થયેલાં નિર્બળ પ્રાણીઓ પોતાની આજીવિકા કરે છે, પરંતુ તે હિંસાના પાપનો ભોક્તા પેલો વાઘ જ છે, તેમ રાજા પણ પોતાના એક ક્ષુલ્લક ઉદરને માટે અનેક પાપાચરણો કરે છે; પણ તે સર્વનાં ફળનો ભોક્તા તે પોતે જ છે.[૯] તે પ્રથમ કહ્યું કે રાજાઓ વિષયોને ગ્રહણ કરીને પણ અનાસક્ત રહી ઘેર બેઠાં સંન્યાસધર્મ પાળી શકે છે; પરંતુ આ તારી માન્યતામાં બુદ્ધિનો વિપર્યાસ જ છે, એમ તારે સમજવું; કારણ કે વિષયોને ગ્રહણ કરીને રાજાઓ કદી સંતુષ્ટ રહી શકતા નથી.[૧૦] માટે જેઓ વનમાં ખરી પડેલાં પાંદડાંઓનો આહાર કરે છે, પથ્થરો વતી કૂટીને તથા દાંતો વતી કરડીને ફળભક્ષણ કરે છે અથવા જળનો કે વાયુનો જ આહાર કરે છે, તે પુરુષો જ નરકને જીતે છે.[૧૧] જે રાજા આ સમગ્ર પૃથ્વી પર રાજ્ય કરે છે, તે કદી પણ કૃતાર્થ થઈ શકતો નથી; પરંતુ જે મુનિ પથ્થરને તથા સુવર્ણને સમાન ગણે છે તે જ કૃતાર્થ થઈ શકે છે.[૧૨] માટે તું પણ સર્વ સંકલ્પોના આરંભોનો, સર્વ આશાઓનો તથા સર્વ મમતાઓનો ત્યાગ કરી દે; અને આ લોકમાં તથા પર લોકમાં જેનો કદી નાશ નથી તેવા શોકરહિત સ્થાનનો આશ્રય લે.[૧૩] અરે ! જેઓએ માંસ સરખા સર્વભોગ્ય પદાર્થનો ત્યાગ કર્યો છે, તેઓ કદી પણ શોક કરતા નથી અને તું તો આ રાજ્યરૂપી માંસ મેળવવા માટે શોક કરે છે છતાં પોતાને ત્યાગી કહેવડાવે છે; માટે પ્રથમ સર્વ માંસ તુલ્ય ભોગોનો તું ત્યાગ કરી દે, એટલે મિથ્યાવાદથી તું મુક્ત થઈશ.[૧૪] પિતૃયાન અને દેવયાન આ બે માર્ગે મનુષ્યોને ઉચ્ચ સ્થાને પહોંચાડવા માટે જગતમાં પ્રસિદ્ધ છે. તેમાં વર્ણાશ્રમ આદિનું અભિમાન ધરાવનારા યાજ્ઞિકો પિતૃયાનમાર્ગ દ્વારા સ્વર્ગલોકમાં જઈ શકે છે અને નિઃસંગ થયેલા સંન્યાસી પુરુષો દેવયાનમાર્ગ દ્વારા અતિ ઉત્તમ મોક્ષપદને પામી શકે છે.[૧૫] જે મહર્ષિઓ તપશ્ચરણથી, બ્રહ્મચર્યથી અને સ્વાધ્યાયથી મુક્ત થઈ મરણ સમયે શરીરોનો ત્યાગ કરે છે, તેઓ મૃત્યુના વિષયમાં રહેતા નથી; અર્થાત્ જન્મમરણના ફેરામાંથી છૂટી જઈને મોક્ષને પામે છે.[૧૬] આ લોકમાં વસ્તુતઃ બે પદાર્થો જ આમિષ(માંસ) ગણાય છે. એક તો સંસારમાં બંધન કરાવનારાં કર્મો અને બીજો રાજ્યસંગ. આ બંને પાપજનક આમિષોથી મુક્ત થયેલો પુરુષ જ પરમ પદને પામે છે.[૧૭] હે ભીમસેન ! તું કહે છે કે, 'તમારા પૂર્વજોના પૂર્વજોએ પણ રાજ્યને ભોગવ્યું છે, માટે તમે પણ ભોગવો.' પણ તારા એ કહેવાથી જો હું રાજ્યનો સ્વીકાર કરું તો અવશ્ય તેમાં આસક્ત જ થાઉં. પૂર્વે મોક્ષમાર્ગનો આશ્રય કરી રાગદ્વેષાદિ દ્વંદ્વોથી મુક્ત થયેલા રાજા જનકે પણ પોતાની મિથિલાનગરીમાં કોઈ એક સમયે આગ લાગેલી જોઈને આવી એક ગાથા ગાઈ હતી કે, જે ગાથાને હજી પણ લોકો ગાઈ રહ્યા છે: 'સ્થૂલદૃષ્ટિએ જોતાં મારી પાસે અઢળક ધન છે, પરંતુ તત્ત્વદૃષ્ટિએ તે મારું નથી, તો પછી આ સર્વ નગરી અથવા મારા સર્વ રાજમહેલો બળી જાય તોપણ મારું શું બળવાનું છે ? કંઈ જ નહિ.'[૧૮-૧૯] જનકના આ કથન પરથી જણાય છે કે, રાજ્યાસક્તિ વૃથા છે. જેમ કોઈ મંદબુદ્ધિ પુરુષ પર્વતના શિખર પર ચડીને પૃથ્વી પર રહેલાઓને જોતો નથી, તેમ તું પણ આ લૌકિક વિજય મેળવીને સ્વર્ગમાં ગયેલા અશોચ્ય દુર્યોધન આદિ રાજાઓનો શોક કરી રહેલી તેઓની રાણીઓનો તથા તેઓના સંબંધીઓને જોતો નથી અર્થાત્ તેઓને જોઈને તું દુઃખી થતો નથી, પણ ઊલટો બીજાઓના દુઃખથી સુખી થાય છે; માટે તું મૂર્ખ છે અને તેથી જ બુદ્ધિરૂપી રાજમહેલ ઉપર ચડવા અશક્ત

છે.[૨૦] બુદ્ધિનું એ જ લક્ષણ હોઈ શકે કે, જે કર્તવ્યાકર્તવ્યનો સમ્યક્ નિશ્ચય કરાવે અને પુરુષને સુમાર્ગે દોરે. વળી જે પુરુષ પૂર્વોક્ત પ્રકારની બુદ્ધિ દ્વારા કર્તવ્યાકર્તવ્યનું યોગ્ય જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે, તેને જ બુદ્ધિમાન કહી શકાય છે, અથવા તેવા જ પુરુષને દેખતો કહી શકાય છે કે, જે તે બુદ્ધિ દ્વારા કર્તવ્યાકર્તવ્યને જોઈ શકે છે.[૨૧] તારા જેવો જે કોઈ પુરુષ બ્રહ્મભાવને પામેલા અને મન શુદ્ધિને પામેલા જ્ઞાની પુરુષોની વાણીને જ માત્ર સમજી શકે છે, પણ તેના અર્થને સમજી શકતો નથી, તે પુરુષ પંડિતાઈનો ડોળ કરીને પોતાના ગુરુઓને પણ ઉપદેશ આપવાની યોગ્યતા માની બેસે છે, પણ તેને તત્ત્વજ્ઞાન હોતું જ નથી.[૨૨] વાસ્તવિક તત્ત્વજ્ઞાન મેળવવા માટે તો પુરુષે આકાશાદિ સર્વ ભૂતોના પૃથક્ ભાવને એક પરમાત્મામાં રહેલો જોવો જોઈએ અને તે પરમાત્માથી જ સર્વ ભૂતસમુદાય વિસ્તાર પામેલો છે, આવી દૃષ્ટિ કરવી જોઈએ. જ્યારે પુરુષને તે પ્રકારનું તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થાય છે, ત્યારે તે બ્રહ્મની સાથે એકતાને પામે છે.[૨૩] હે ભીમસેન! પૂર્વોક્ત બુદ્ધિવાળા બુદ્ધિમાન પુરુષો જ તેવી બ્રહ્મસંપત્તિરૂપ પરમગતિને પામી શકે છે; પણ મંદ બુદ્ધિના તારા જેવા વિદ્વાનો માત્ર શાસ્ત્રનું જ ઉપરચોટિયું જ્ઞાન પ્રાપ્ત કરીને તેવી પરમ ગતિને પામી શકતા નથી; માટે તત્ત્વજ્ઞાનનો સર્વ આધાર કેવળ બુદ્ધિ ઉપર જ રહેલો હોય છે અને તેવી ઉત્તમ બુદ્ધિ તપશ્ચરણ વિના મળતી નથી.'[૨૪]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'યુધિષ્ઠિરનાં વચનો' નામનો અધ્યાય ૧૭મો સમાપ્ત

## अध्याय १८मो

### અર્જુનનાં વચનો—વિદેહી જનકની પેઠે વર્તો

॥ वैशंपायन उवाच ॥

**तूष्णीं भूतं तु राजानं पुनरेवार्जुनोऽब्रवीत् ।**
**संतप्तः शोकदुःखाभ्यां राजवाक्शल्यपीडितः ॥१॥**

વૈશંપાયન બોલ્યા : હે! જનમેજય રાજા! ભીમસેનને એ પ્રમાણે કહીને યુધિષ્ઠિર રાજા શાંત થયા એટલે રાજાનાં વાક્યબાણોથી પીડાયેલા અને [illegible] ।। અર્જુન પુનઃ બોલી ઊઠ્યો.[૧]

અર્જુને કહ્યું : 'હે ભરતવંશી રાજા! પૂર્વે વિદેહી રાજા જનકનો તેની રાણી સાથેનો જે સંવાદ થયો હતો, તેના સંબંધમાં લોકો એક પ્રાચીન ઇતિહાસ કહે છે કે,[૨] ' રાજા જનકે રાજ્યનો ત્યાગ કરી ભિક્ષા માગવા માટે જ જ્યારે નિશ્ચય કર્યો, ત્યારે તેની પટરાણીએ દુઃખી થઈને ઘણાં હિતવચનો કહ્યાં હતાં.[૩] રાજા જનકે ધનનો, સંતાનોનો, સ્ત્રીઓનો, વિવિધ પ્રકારનાં રત્નોનો તથા યજ્ઞકર્મરૂપ અગ્નિમાર્ગનો ત્યાગ કરી સંન્યાસી થવાનો મૂર્ખાઈ ભરેલો વિચાર કર્યો હતો, પરંતુ ઉદાર મનની તેની પ્રિય રાણીએ પોતાના પતિ જનકરાજાને, પરિગ્રહનો ત્યાગ કરી ભિક્ષાવૃત્તિ દ્વારા પ્રાપ્ત થયેલા મૂઠીભર શેકેલા જવ ઉપર નિર્વાહ કરીને મત્સર અને મમતાનો ત્યાગ કરી નિર્ભય સંન્યાસી થયેલા જ્યારે જોયા, ત્યારે તેને ઘણો જ ક્રોધ ચઢ્યો અને રાજાની પાસે એકાંતમાં આવીને તેણે આવાં હેતુવાળાં વચન કહેવા માંડ્યાં : ' હે રાજા! ધનધાન્યથી ભરેલા પોતાના રાજ્યનો ત્યાગ કરી તમે કાપાલી વૃત્તિનો કેમ આશ્રય કર્યો છે? તમારા જેવા રાજાએ શેકેલા જવની એક મુષ્ટિની ભિક્ષા માગવી તે યોગ્ય નથી.[૪–૭] હે રાજા! તમારી પ્રતિજ્ઞા તો એ હતી કે, ' હું સર્વનો ત્યાગ કરીશ ' છતાં તમે તે પ્રતિજ્ઞાનું સંપૂર્ણ પાલન કર્યું જ નથી. તમે પોતાના મહાન રાજ્યનો ત્યાગ કરી સ્વલ્પથી સંતુષ્ટ રહીને ભિક્ષા માગવાનું પાત્ર સ્વીકાર્યું, તેથી પણ તમારી પ્રતિજ્ઞા તો નષ્ટ જ થઈ છે.[૮] વળી આ મૂઠી જવથી અતિથિઓનું, દેવોનું, ઋષિઓનું કે પિતૃઓનું તમે પોષણ કરી શકો તેમ નથી, જેથી તમારો આ સર્વ પરિશ્રમ વ્યર્થ જ છે.[૯] હે રાજા! તમે ક્રિયામાર્ગનો ત્યાગ કરેલો હોવાથી દેવતાઓએ, અતિથિઓએ અને પિતૃઓએ પણ તમારો પરિત્યાગ જ કર્યો છે, જેથી તમે સર્વના અપ્રીતિપાત્ર થઈને જ સંન્યાસ લો છો.[૧૦] આહ! અફસોસની વાત છે કે, જે તમે પૂર્વે હજારો વેદવેત્તા જ્ઞાનવૃદ્ધ બ્રાહ્મણોનું તથા સર્વ લોકનું ભરણપોષણ કરતા હતા, તે જ તમે હવે સર્વ લોકોની પાસે ઉદરપૂર્તિની ઇચ્છા રાખો છો.[૧૧] પ્રદીપ્ત રાજ્યલક્ષ્મીનો ત્યાગ કરી તમે હવે કૂતરાની પેઠે

ઘેરઘેર ભટકતા જોવામાં આવશો અને આજથી આરંભી તમારી માતા પુત્ર વિનાની થશે તથા તમારી રાણી કૌશલ્યા પતિ વિનાની થશે.[૧૨] ધર્મ-રૂપ ફળની ઇચ્છાવાળા આ બિચારા ક્ષત્રિયો અનેક આશાઓની આકાંક્ષા રાખીને તમારી સેવા કરે છે, તેઓની આશાઓનો ભંગ કરીને તમે કયા લોકમાં જશો ? હે રાજા ! જગત માંહેનાં સર્વ પ્રાણીઓ પોતપોતાના પૂર્વજન્મનાં કર્મોરૂપ અદૃષ્ટને અધીન રહેનારાં છે, જેથી તેઓનો મોક્ષ ક્યારે થાય, એ વાત સંશયભરેલી છે. તેમાં પણ તમે તો ધર્મપૂર્વક વર્તનારી રાજરાણીઓનો ત્યાગ કરી એકલા જીવવાની ઇચ્છા રાખો છો, માટે તમે સર્વના કરતાં વિશેષ પાપકર્મી છો અને તેથી જ તમારે માટે આ લોકમાં કે પરલોકમાં સ્થાન છે જ નહિ.[૧૩-૧૫] અરે ઓ રાજા ! સુગંધી પુષ્પમાળાઓનો, સુગંધીદાર ચંદનનો અને વિવિધ જાતના અલંકારોનો તથા વસ્ત્રોનો ત્યાગ કરી, ક્રિયાઓનો પણ પરિત્યાગ કરી, શા માટે સંન્યાસી થાઓ છો? અરે ! તમે કે જે પૂર્વે સર્વ પ્રાણીઓની આશા-પિપાસાને શાંત કરનારા મહા પવિત્ર જળાશયરૂપ હતા અને સર્વકોઈ ને વિશ્રામ આપનાર ફળ સમૃદ્ધ એક વનસ્પતિરૂપ હતા, તે તમે હવે બીજાઓની ઉપાસના કેમ કરશો ?[૧૬,૧૭] કોઈ એક હાથી પણ સર્વ જાતનાં કર્મોનો જો ત્યાગ કરે તો અનેક માંસાહારી પશુપક્ષીઓ તેને કોચી કોચીને ખાઈ જાય છે અને તેના શરીરમાં અનેક કીડાઓ પડી જાય છે. તો પછી સર્વ પુરુષાર્થોનો ત્યાગ કરનારા તમારી વનમાં શી દશા થશે ?[૧૮] ધારો કે કદાચ કોઈ મનુષ્ય તમારા આ ભિક્ષાપાત્રને ભાંગી નાખશે અથવા તમારા આ ત્રિદંડને કે ભગવાં વસ્ત્રને ઉડાવી જશે તો તેના સંબંધમાં તમારું મન કેવા સ્વરૂપને ધારણ કરશે ? તમે જે સર્વ પરિગ્રહનો ત્યાગ કર્યા છતાં, ભૂંજેલા જવની મુષ્ટિનો તો સ્વીકાર કરો છો, તો પછી રાજ્યનો સ્વીકાર કરવામાં શો દોષ રહેલો છે ? કારણ કે રાજ્યના સ્વીકારમાં અથવા ભૂંજેલા જવની મુષ્ટિના સ્વીકારમાં સંગીપણું તો સરખું જ છે; તો પછી આમ બાવા થઈ જવાનો શા માટે વિચાર કરો છો ?[૧૯,૨૦] જવની મુષ્ટિનો પણ સ્વીકાર કરીને તમારે જીવવાની જો જરૂર દેખાય છે અને જીવનના નિર્વાહાર્થે બાહ્યઅર્થનો પણ તમે જો ત્યાગ કરી શકતા નથી, તો પછી દેહ, ઇંદ્રિય આદિ આંતર્વિષયોનો તમે કેમ ત્યાગ કરી શકશો ? વળી જીવનના નિર્વાહ માટે જવની મુષ્ટિનું પણ તમને જો પ્રયોજન રહે છે, તો પછી સર્વ પ્રકારનો સંગ ત્યજી દેવાના સંબંધની તમારી પ્રતિજ્ઞા વ્યર્થ જ થાય છે. કદાચ તમે જો જ્ઞાનબુદ્ધિથી સર્વનો ત્યાગ કરવા ઇચ્છતા હો, તો ઘેર રહીને પણ દેહ, ઇંદ્રિય, મન અને બુદ્ધિના વિષયોનો તમે ત્યાગ કરી શકો છો; અને તમારું સ્વરૂપ શુદ્ધ ચિન્માત્રરૂપ જ જો છે, તો પછી તમારામાં અને મારામાં ભેદ શો છે ? હું તમારી કોણ ? અને તમે મારા કોણ ? તેમ જ મારા પર તમારો અનુગ્રહ પણ શો છે ? બસ, આનું નામ જ સર્વ જાતના સંગનો ત્યાગ કર્યો ગણાય છે.[૨૧] હે રાજા ! માત્ર વ્યાવહારિક દૃષ્ટિએ જ તમારો મારા પર જો અનુગ્રહ હોય, તો હું કહું છું તે પ્રમાણે તમે કરો અને પ્રારબ્ધ-કર્મોના અવસાન પર્યંત દેહને ધારણ કરી અસંગ-બુદ્ધિથી પૃથ્વીનું રાજ્ય કરો. વળી ત્યાગ કરીને પણ ભિક્ષાપાત્ર આદિ સ્વલ્પ પરિગ્રહનો તમે સ્વીકાર કરો છો, તો મહેલ, શયન, વાહન, વસ્ત્રો અને અલંકારોનો સ્વીકાર કરવામાં તમને શી હાનિ છે ? જે પુરુષ લક્ષ્મીથી હીન થયેલા, નિર્ધન, મિત્રોએ ત્યજી દીધેલા અને દરિદ્રી એવા સંન્યાસીઓએ પરમ સુખ મેળવવાની ઇચ્છાથી સ્વીકારેલાં કુંડિકા આદિ ભિક્ષાપાત્રને, ત્રિદંડને તથા ભગવાં વસ્ત્રોને જોઈને પોતે પણ તે તે વસ્તુઓનો સ્વીકાર કરી રાજ્યાદિકનો ત્યાગ કરે છે, તે શું સર્વનો ત્યાગ કરનાર કહેવાય છે કે ? અર્થાત્ નહિ જ; કારણ કે તે હતભાગી પુરુષે યોગ્ય પરિગ્રહનો ત્યાગ કરી ઊલટો અયોગ્ય પરિગ્રહ જ સ્વીકાર્યો ગણાય.[૨૨,૨૩] જે પુરુષ સદાકાળ પ્રતિગ્રહ(દાન)નો જ સ્વીકાર કર્યા કરે છે અને જે પુરુષ સદાકાળ બીજાઓને દાન જ આપ્યા કરે છે, તેઓ બન્નેમાં કેટલું બધું અંતર છે? અને તેઓ બન્નેમાંથી કયો પુરુષ અતિ ઉત્તમ ગણાય છે ? તેનો તમે પોતે જ વિચાર કરો.[૨૪] જે સન્યાસીઓ નિત્ય યાચના કર્યા કરે છે અને દંભ-સંપન્ન (પાખંડી) છે, તેઓને જે દક્ષિણા આપવી તે તો દાવાનળમાં આહુતિ આપવા સરખું [૨૫]

હે રાજન્! અગ્નિ જેમ કાષ્ઠ આદિ પદાર્થોને બાળ્યા વિના શાંત થતો નથી, તેમ નિત્ય યાચના કરનારો બ્રાહ્મણ અથવા સન્યાસી હમેશા કાંઈ પણ આસ કર્યા વિના જ પીને બેસતો નથી[૨૬] આ જગતમા સન્યાસીઓનુ જીવન અન્નદાન આપનાર ગૃહસ્થના આધારે જ ટકી રહે છે, માટે જો સન્યાસીઓને અન્નદાન આપનારો રાજા ન હોય, તો મોક્ષને ઇચ્છનારા સન્યાસીઓ ક્યાથી જ હોઈ શકે?[૨૭] આ લોકમા અન્નથી જ ગૃહસ્થો અને ભિક્ષુકો નભી રહ્યા છે અને અન્નથી જ સર્વ કોઈના પ્રાણ ટકી રહે છે, માટે અન્નદાતાને પ્રાણદાતા જ કહી શકાય[૨૮] ગૃહસ્થાશ્રમથી મુક્ત થઈ ઇંદ્રિયોનુ દમન કરનારા સન્યાસીઓ પણ પુનઃ ગૃહસ્થોનો જ આશ્રય કરે છે અને ગૃહસ્થો પાસેથી જ જીવનને તથા પ્રતિષ્ઠાને મેળવી રહ્યા છે[૨૯] મૂર્ખાઈને લીધે સંસારત્યાગ કરવાથી અથવા ભિક્ષા માગવા મંડી પડવાથી ભિક્ષુક (સન્યાસી) થવાતુ નથી, પણ જે પુરુષ સરળ હૃદયથી સર્વ અર્થોનો ત્યાગ કરે છે તે ભિક્ષુક થઈ શકે છે, માટે તમે જાણો કે ભિક્ષુક થવુ સહજ અથવા સહેલુ નથી.[૩૦] હે રાજા! જે પુરુષ સર્વ વિષયોમા આસક્તિ રાખતો ન હોય છતા જાણે આસક્તિ રાખનારની પેઠે વર્તતો હોય, નિઃસંગ હોય, બંધનોથી મુક્ત થયેલો હોય અને શત્રુ તથા મિત્રના પર સમભાવ રાખનારો હોય, તે પુરુષ જ મુક્ત (સન્યાસી) કહેવાય છે.[૩૧] તે સિવાયના બીજાઓ તો કેવળ લોકોના દાન લેવા માટે અને ધન, મઠ, પુસ્તકો આદિનો પરિગ્રહ કરવા માટે, 'મારો શિષ્ય થશે, મને મઠ મળશે, લોકોમા મારુ માન થશે,' ઇત્યાદિ અનેક આશાઓરૂપ પાશોમા બંધાઈને માથા મુડાવે છે, ભગવા વસ્ત્રો પહેરી વૃથા સન્યાસી થઈ જાય છે,[૩૨] અને જેઓ વેદોનો, પોતાની આજીવિકાનો તથા પુત્રોનો ત્યાગ કરી સન્યાસી થાય છે અને દંડ તથા ભગવા વસ્ત્રોને ધારણ કરે છે, તેઓ અવશ્ય બુદ્ધિહીન છે,[૩૩] માટે રાગ આદિ દોષોનો ત્યાગ કર્યા વિના જેઓ ભગવા વસ્ત્ર ધારણ કરે છે, તેઓને કેવળ પેટ ભરવા માટે જ સન્યાસી થયેલા તમારે જાણવા, અને હું નિશ્ચય માનુ છુ કે, ધર્મઢોંગી મૂંડિયાઓનો આજીવિકા માટેનો જ તે એક [illegible] મહારાજ! તમે તો એમ જ કરો કે, આ જગતમા જે ભિક્ષુકો નાગા ફરે છે, માથા મુંડાવીને ઘૂમે છે અને માથા ઉપર મોટી જટાઓ ધારણ કરીને વિચરે છે, તેઓ બધાને તમે ભગવા વસ્ત્રો અને અન્ન વગેરે આપીને પોષો, રાગ દ્વેષાદિ કષાયોથી મુક્ત થયેલા સત્પુરુષોનુ રક્ષણ કરો અને જિતેંદ્રિય થઈ દિવ્ય લોકોને જીતો[૩૫] જે પુરુષ પોતાને ઘેર રહીને અગ્નિહોત્રનો સ્વીકાર કરે, ઉત્તમ દક્ષિણાવાળા યજ્ઞો કરે અને પ્રતિદિન પોતાના કાર્યો કર્યા પહેલા ગુરુઓને દાન આપે તેનાથી બીજો કયો પુરુષ અધિક ધર્મિષ્ઠ ગણાય?[૩૬]

અર્જુન બોલ્યો : હે યુધિષ્ઠિર રાજા! જે જનકરાજા આ લોકમા એક તત્ત્વજ્ઞ કહેવાઈ ગયો છે, તે પોતે પણ આ રીતે પ્રથમ મોહમા પડી ગયો હતો અને પછી પોતાની રાણીના પૂર્વોક્ત વચનો સાભળીને સન્યાસી થતા અટક્યો હતો, માટે તમે પણ તેની પેઠે મોહવશ થાઓ મા[૩૭] હે રાજા! આપણે પણ આ રીતે ગૃહસ્થધર્મમા રહીને નિત્ય દાન અને તપશ્ચર્યા કરવામા જો તત્પર રહીશુ, દયા, મૃદુતા આદિ ગુણોથી જો યુક્ત થઈશુ, કામ અને ક્રોધનો જો ત્યાગ કરીશુ, પ્રજાઓનું પાલન કરવામા જો આસક્ત રહીશુ, ઉત્તમ દાન આપવા માડીશુ, ગુરુઓની તથા વૃદ્ધોની જો સેવા કરીશું, દેવતાઓનો, અતિથિઓનો તથા સર્વ ભૂતોનો યથાવિધિ જો સત્કાર કરીશુ, બ્રાહ્મણોનુ જો પૂજન કરીશુ અને નિરંતર જો સત્ય ભાષણ કરીશુ, તો અવશ્ય સ્વર્ગ આદિ ઇષ્ટ લોકોને પામીશુ અને છેવટે મોક્ષપદરૂપ ઇષ્ટ સ્થાનને પણ પ્રાપ્ત કરીશુ.[૩૮-૪૦]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમા 'અર્જુનના વચનો' નામનો અધ્યાય ૧૮મો સમાપ્ત

## अध्याय १९मो

### યુધિષ્ઠિરનાં વચનો—આત્મતત્ત્વ દુર્જ્ઞેય છે

॥ युधिष्ठिर उवाच ॥

वेदाहं तात शास्त्राणि अपराणि पराणि च।
उभयं वेदवचनं कुरु कर्म त्यजेति च ॥ १ ॥

(અર્જુને એ પ્રમાણે કહ્યુ એટલે) યુધિષ્ઠિર બોલ્યા હે અર્જુન! ધર્મનુ પ્રતિપાદન કરનારા અપરશાસ્ત્રો તથા બ્રહ્મનુ પ્રતિપાદન કરનારા પરશાસ્ત્રો મારા જાણવામા છે અને તેઓના જ્ઞાનને

આધારે હું કહી શકું છું કે, કર્મો કરવાં અને કર્મોનો ત્યાગ કરવો એ બન્ને વેદાનુકૂળ વચન છે.[1] જોકે શાસ્ત્રોમાં પરસ્પર વિરુદ્ધ જણાતી કેટલીક ગૂઢ વ્યવસ્થાઓ પણ જોવામાં આવે છે; પણ તે સર્વનો મેં કારણોના જ્ઞાનપૂર્વક વિચાર કર્યો છે અને મંત્રશાસ્ત્રમાં જે નિશ્ચય કરવામાં આવ્યો છે, તેનું પણ મેં યથાવિધિ જ્ઞાન સંપાદન કર્યું છે.[2] હે અર્જુન! તું તો કેવળ અસ્ત્રવિદ્યાને જ જાણનારો છે તથા વીર વ્રતમાં જ એકનિષ્ઠ છે, જેથી શાસ્ત્રના તાત્ત્વિક અર્થને જાણવા તું કોઈ રીતે પણ સમર્થ નથી.[3] તું ધર્મ તરફ દૃષ્ટિ કરતો હો તો તને પોતાને પણ જણાય કે, જે પુરુષ શાસ્ત્રાર્થના સૂક્ષ્મ તત્ત્વને જાણનાર છે અને ધાર્મિક નિશ્ચયોમાં જે નિષ્ણાત બનેલો છે, તે પુરુષ પણ મને આમ દૂષણ આપી શકે તેમ નથી.[4] હે કુંતાપુત્ર અર્જુન! ભ્રાતૃસ્નેહને આધીન થઈ તેં મને જે વચનો કહ્યાં છે, તે યોગ્ય જ છે અને તેથી તારા પર હું પ્રસન્ન થયો છું.[5] જોકે આ ત્રણે જગતમાં, યુદ્ધશાસ્ત્રના સર્વ ધર્મોમાં તથા યુદ્ધને લગતી ક્રિયાઓની કુશળતામાં તારા સરખો બીજો કોઈ પણ પુરુષ નથી,[6] તોપણ હે ધનંજય! મારે તને કહેવું જોઈએ કે, ધર્મનું તત્ત્વ ઘણું જ સૂક્ષ્મ છે, તે તારાથી જાણી શકાય તેમ નથી; માટે જ તારે મારી બુદ્ધિ પ્રત્યે શંકા કરવી યોગ્ય નથી.[7] તું માત્ર યુદ્ધશાસ્ત્રને જ જાણે છે. તેં વૃદ્ધોની સેવા કરી નથી, જેથી તું ધર્મના સંક્ષેપને તથા વિસ્તારને જાણનારા જ્ઞાની પુરુષોના નિશ્ચયને જાણતો નથી.[8] જેઓની બુદ્ધિ કલ્યાણમાર્ગમાં સ્થિર થયેલી છે, તેવા બુદ્ધિમાન પુરુષોનો એ જ નિશ્ચય છે કે, તપ, સંન્યાસ અને બ્રહ્મજ્ઞાન એ ત્રણે ઉત્તરોત્તર શ્રેષ્ઠ છે. અર્થાત્ તપના કરતાં સંન્યાસ શ્રેષ્ઠ છે અને સંન્યાસના કરતાં બ્રહ્મજ્ઞાન શ્રેષ્ઠ છે.[9] હે પાર્થ! તું તો એમ જ માને છે કે, ધનના કરતા બીજું કંઈ પણ ઉત્તમ નથી, પણ તે તારી ભ્રાંતિ જ છે. ધનનું લેશમાત્ર પણ પ્રાધાન્ય નથી. એના સંબંધમાં હું તને કહું છું, સાંભળ.[10] જે ઋષિજનો કેવળ તપ અને સ્વાધ્યાયનું જ પરિશીલન કર્યા કરે છે, તેઓ પણ સંપૂર્ણ ધાર્મિક થઈ ગયા છે અને તેઓ તપના પ્રભાવથી સનાતન એવા બ્રહ્મલોકમાં ગયા છે. આમ સર્વના કરતાં ઊતરતી પંક્તિમાં રહેલું એવું પણ તપ ધનના કરતાં જો શ્રેષ્ઠ છે તો પછી સંન્યાસવિધિ ધનના કરતાં શ્રેષ્ઠ હોય તેમાં શું આશ્ચર્ય છે![11] તેમ જ બીજા ઘણા કામાદિ શત્રુઓથી રહિત થયેલા ધીર સ્વભાવના વનવાસીઓ અરણ્યમાં તપ અને સ્વાધ્યાયનું પરિશીલન કરીને જ સ્વર્ગલોકમાં ગયા છે.[12] અને તે સિવાયના બીજા ઘણા આર્ય પુરુષો ઇંદ્રિયોના શબ્દાદિ વિષયોનો ત્યાગ કરીને તથા અજ્ઞાનજન્ય અંધકારથી મુક્ત થઈને (સંન્યાસી થઈને) ઉત્તમમાર્ગ દ્વારા (દેવયાનમાર્ગ દ્વારા) સંન્યાસીઓના દિવ્ય લોકોમાં ગયા છે;[13] પરંતુ જે પુરુષો યજ્ઞ આદિ ક્રિયાઓ કરવામાં જ એકનિષ્ઠ હોય છે તથા મરણ પછી જેઓ સ્મશાનમાં ગયેલા હોય છે અર્થાત્ જેઓ સ્મશાનમાં જ ભસ્મીભૂત થયેલા હોય છે તેવા યાજ્ઞિકો દક્ષિણમાર્ગ દ્વારા (પિતૃયાનમાર્ગ દ્વારા) પ્રકાશિત એવા ચંદ્રલોકમાં જાય છે. કર્મનિષ્ઠ* પુરુષોને માટે વિદ્વાનોએ આ જ ગતિ કહેલી છે;[14] પણ મોક્ષને ઇચ્છનારા બ્રહ્મજ્ઞાનીઓ જે ગતિને પામે છે તે તો અનિર્દેશ્ય જ છે, વર્ણન કરવાને પણ અશક્ય જ છે. તે ગતિને મેળવવા માટે ચિત્તવૃત્તિઓના નિરોધરૂપ યોગનો જ આશ્રય કરવો જોઈએ અને યોગસાધના જ તેને માટે મુખ્યત્વે કરીને ઇષ્ટ છે; પરંતુ તે યોગમાર્ગનું જ્ઞાન મેળવવામાં ઘણું જ કષ્ટ છે. તારા જેવા અધિકારી પુરુષો તે યોગમાર્ગને સહજ જાણી શકતા નથી.[15] તેને માટે તો વિદ્વાનો અનેક શાસ્ત્રોનું ચિંતન કર્યા કરે છે અને સાર–અસારનો નિર્ણય કરવા માટે 'અહીં સાર હશે, અહીં સાર હશે.' આવા અનેક તર્કો કરીને અંતે સાર વસ્તુનો સ્વીકાર કરી, અસારનો પરિત્યાગ કરી, તત્ત્વ વસ્તુનો સારી પેઠે નિશ્ચય કરે છે.[16] અને બીજા કેટલાએક વિદ્વાનો તો અનેક વેદવાદોનો તથા અનેક વેદાંતશાસ્ત્રોનો અભ્યાસ કરવા ઘણા જ મથે છે અને તે તે શાસ્ત્રોનો સંપૂર્ણ અભ્યાસ પણ કરે છે, છતાં કેળના થાંભલાને ચીરીને

* આ ચૌદમા શ્લોકમાં એ જ સૂચવ્યું છે કે, યજ્ઞ આદિ ક્રિયાઓ કરનારા યાજ્ઞિકોને જન્મ–મરણનો સંબંધ સદાકાળ રહે જ છે–તેઓને સંસાર સાથેનો સંબંધ કદી પણ છૂટતો નથી; માટે ક્રમમુક્તિ[illegible] નાર સંન્યાસનો જ સ્વીકાર કરવો [illegible]

જેમ કાંઈ પણ સાર જોવામાં આવતો નથી, તેમ તેઓ કંઈ પણ સારભૂત તત્ત્વને શોધી શકતા નથી. વળી કેટલાએક વિદ્વાનો એકાતનો ત્યાગ કરી કહે છે કે, પચમહાભૂતોથી બનેલા આપણા શરીરમાં જ આત્મા વસી રહેલો છે અને તે ઇચ્છા, દ્વેષ આદિ ગુણોથી યુક્ત છે, કારણ કે 'મને આ વસ્તુ મળે, આ વસ્તુ મારી છે,' ઇત્યાદિ આતરઅહંગ્રહ કરનારનાં ચિહ્નો જોવામા આવે છે,[૧૭,૧૮] પરંતુ તેઓ કોઈ પણ સમજતા નથી, કારણ કે જે તત્ત્વ મન સહિત ચક્ષુ આદિ ઇદ્રિયોથી અગ્રાહ્ય છે, સર્વ સૂક્ષ્મ પદાર્થોના કરતા પણ સૂક્ષ્મ છે, વાણી વડે પણ અનિર્દેશ્ય છે–અવર્ણનીય અથવા અકથનીય છે અને અવિદ્યાને લીધે જ 'હુ બ્રાહ્મણ છું–હું ગૃહસ્થ છું,' ઇત્યાદિ અભિમાનને કરનારું તે તત્ત્વ સર્વ પ્રાણીઓની અંદર જીવરૂપે રહેલું છે.[૧૯] માટે જે પુરુષ પોતાના મનને કલ્યાણસ્વરૂપ આત્મામાં જ આસક્ત કરે છે, સર્વ જાતના કર્મપ્રવાહને દૂર ફેંકી દે છે અને અહંકારથી રહિત થાય છે, તે જ સુખી થઈ શકે છે.[૨૦] હે અર્જુન! સૂક્ષ્મ બુદ્ધિથી પ્રાપ્ત કરવા યોગ્ય અને સત્પુરુષોએ સેવેલો આ આંતરિક અહંકારના ત્યાગરૂપ મોક્ષમાર્ગ જગતમાં પ્રસિદ્ધ છે, છતા તુ અનર્થરૂપ અર્થની શા માટે પ્રશસા કરે છે?[૨૧] હે ભારત! કર્મકાંડનાં પ્રાચીન શાસ્ત્રોને જાણનારા તથા દાન, યજ્ઞ આદિ ક્રિયાઓમાં નિત્ય આસક્ત રહેનારા કર્મનિષ્ઠ પુરુષો પણ અર્થને જો અનર્થરૂપ જુએ છે તો પછી જ્ઞાની પુરુષો જુએ તેમા તો શુ જ કહેવું?[૨૨] જે પુરુષો હેતુમત્ શાસ્ત્રોનું (તર્કશાસ્ત્રોનું) અધ્યયન કરીને પડિતો થયેલા હોય છે, તેઓ પણ પૂર્વજન્મમા રૂઢ થયેલા દૃઢ સસ્કારોને લીધે આત્મજ્ઞાનના સંબંધમા મૂઢ બની જાય છે અને તેઓ 'જગતમાં કોઈ સ્થળે આત્મા વસ્તુ છે જ નહિ.' આવા નાસ્તિકવાદનો સ્વીકાર કરનારા હોવાથી આત્મવિષયક સિદ્ધાતને ગ્રહણ કરાવી શકતા પણ નથી. કેવળ અસત્ય ભાષણો કરનારા અને કેવળ બોલવામા જ કુશળ એવા તે બહુશ્રુત–પડિતો સ્થળે સ્થળે મનુષ્યોની જાહેરસભાઓ ભરીને પોતાનું વક્તૃત્વ દર્શાવવા માટે જેમ આવે તેમ ભરડે છે અને આખી પૃથ્વીમાં ભટકે છે.[૨૩,૨૪] હે પાર્થ! જે લૌકિક વ્યવહારોને આપણે પણ જાણી શકતા નથી, તેઓને બીજો સામાન્ય મનુષ્ય તો ક્યાંથી જાણી શકે? અર્થાત્ ન જ જાણી શકે; તેમ જ આ જગતમાં તેવા મહાશાસ્ત્રવેત્તા બ્રહ્મજ્ઞાની પુરુષો પણ હોય છે કે, જેઓને આપણે અથવા બીજા કોઈ મનુષ્યો જાણી શકતા નથી.[૨૫] હે કુંતીપુત્ર! તપ આદિના તત્ત્વને જાણનારો જ્ઞાની પુરુષ તપશ્ચર્યા કરીને વૈરાગ્ય પામે છે, બુદ્ધિ દ્વારા બ્રહ્મના સ્વરૂપને જાણે છે અને સંન્યાસથી જ પરમ સુખને પ્રાપ્ત કરે છે.'[૨૬]

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન પર્વમા 'યુધિષ્ઠિરના વચનો' નામનો અધ્યાય ૧૯મો સમાપ્ત

## અધ્યાય ૨૦મો

### યુધિષ્ઠિરને દેવસ્થાનનો ઉપદેશ

॥ वैशंपायन उवाच ॥

**अस्मिन् वाक्यांतरे वक्ता देवस्थानो महातपाः ।**
**अभिनीततरं वाक्यमित्युवाच युधिष्ठिरम् ॥ १ ॥**

વૈશપાયન બોલ્યા : હે જનમેજય! એ પ્રમાણે અર્જુનને કહીને યુધિષ્ઠિરરાજાએ બોલવું બંધ કર્યું, એટલે તે જ સમયે મહાતપસ્વી અને વક્તા એવા મુનિ દેવસ્થાન યુધિષ્ઠિરને ઘણું જ યુક્તિ ભરેલુ વચન કહેવા લાગ્યા.[૧]

દેવસ્થાને કહ્યું : હે યુધિષ્ઠિરરાજા! 'ધનના કરતાં કઈ પણ ઉત્તમ નથી.' આ અર્જુનનાં વચનને જ વિશેષ સ્પષ્ટ કરવા માટે હું તમને કહું છું તે તમે એકચિત્ત થઈને સાભળો.[૨] હે રાજા! તમે આ સમગ્ર પૃથ્વીને ધર્મપૂર્વક જીતી છે, તો હવે તેનો પરિત્યાગ કરવો તે તમને યોગ્ય નથી.[૩] હે પૃથ્વીપતિ! પરબ્રહ્મરૂપ ઉચ્ચ સ્થાને આરોહણ કરવા માટે ચાર આશ્રમોરૂપ ચાર પગથિયાવાળી એક નિસરણી જ બાંધવામા આવી છે. તે નિસરણી ઉપર તમે અનુક્રમે પગથિયે પગથિયે ચડો. અનુક્રમે ચારે આશ્રમોનો જય કરો. હે પાર્થ! તે ચારે આશ્રમો પ્રત્યે આરોહણ કરવા માટે પ્રથમ તો તમારે પુષ્કળ દક્ષિણાઓવાળા મોટા યજ્ઞો જ કરવા જોઈએ; કારણ કે બ્રહ્મચારી ઋષિઓ સ્વાધ્યાયરૂપ યજ્ઞ કરે છે, જ્ઞાની સંન્યાસીઓ જ્ઞાનરૂપી યજ્ઞ કરે છે, ગૃહસ્થાશ્રમીઓ કર્મોરૂપી યજ્ઞ કરે છે અને વાનપ્રસ્થો તપ

રૂપી યજ્ઞ કરે છે. હે કુંતાપુત્ર! હિરણ્યગર્ભનું ઉપાસન કરનારા કેટલાએક વૈખાનસ તાપસો જોકે આમ કહે છે કે, 'જે પુરુષ યજ્ઞો કરવા માટે ધનસંપાદન કરવાની ઇચ્છા કરે છે તેના કરતાં તેણે કોઈ જાતની ઇચ્છા ન કરવી તે જ વધારે ઉત્તમ છે;' પરંતુ તે ધર્મ બ્રાહ્મણોનો છે, ક્ષત્રિયોનો નથી; છતાં પણ જે ક્ષત્રિય તે ધર્મનો આશ્રય કરે છે તેને મહાન્ દોષ લાગે છે;[૪–૭] માટે જે પુરુષો યજ્ઞને માટે જ ધનસંગ્રહ કરે છે, તેઓ ઉત્તમ છે. જે પુરુષ સંન્યાસ લેવાની બુદ્ધિથી દૂષિત થઈને એકઠા કરેલા ધનનું કોઈ કુપાત્રને દાન કરી દે છે તે પુરુષ જાણતો નથી કે, તેમ કરવાથી તેને ભ્રૂણહત્યાનું મહાન પાતક લાગે છે. વળી તેણે કોઈ સુપાત્રને દાન આપ્યું નથી, તેથી તેને દાનનું ફળ પણ મળતું નથી; માટે જ વિદ્વાનો કહે છે કે, 'પાત્ર–અપાત્રના અજ્ઞાનને લીધે દાનધર્મ પણ દુષ્કર થઈ પડે છે.'[૮૯] વિધાતાએ યજ્ઞને માટે જ ધન ઉત્પન્ન કર્યું છે અને વેદે પણ તે ધનનું રક્ષણ કરવા માટે તથા યજ્ઞયાગાદિ કર્મોનું અનુષ્ઠાન કરવા માટે જ પુરુષને આજ્ઞા આપેલી છે, માટે સર્વ ધનનો યજ્ઞમાં જ ઉપયોગ કરવો, જેથી બીજી સર્વ કામનાઓ સિદ્ધ થાય છે.[૧૦] મહાતેજસ્વી ઇંદ્રે પણ વિવિધ જાતનાં રત્નોના દાનવાળા ઘણા યજ્ઞો કર્યા હતા, જેથી તે સર્વ દેવોનો રાજા થયો છે અને ઇંદ્રપદને પામીને હજુ સુધી પણ સ્વર્ગલોકના રાજ્યસિંહાસન પર વિરાજી રહ્યો છે; માટે સર્વધનનો કેવળ યજ્ઞોમાં જ ઉપયોગ કરવો.[૧૧] મહાત્મા મહાદેવે પણ સર્વમેધ નામના મહાયજ્ઞમાં પોતાના શરીર સુદ્ધાંનો હોમ કરી દીધો હતો, જેને લીધે તેઓ દેવના દેવ થયા છે અને કીર્તિથી સર્વ લોકોને વ્યાપ્ત કરી દઈ કાંતિમાન તથા ગજચર્મને ધારણ કરીને ઉચ્ચપદે વિરાજી રહ્યા છે.[૧૨] અરે! જેણે પોતાની સમૃદ્ધિથી દેવરાજા ઇંદ્રને પણ છક કરી દીધો હતો, તે અવિક્ષિતના પુત્ર રાજા મરુદત્તના યજ્ઞમાં સાક્ષાત્ લક્ષ્મીદેવી પોતે હાજર થયાં હતા અને યજ્ઞનાં સર્વ પાત્રો તદ્દન સુવર્ણનાં થઈ ગયાં હતાં.[૧૩] હે રાજા! જે એક મનુષ્યયોનિમાં જન્મ્યો હતો, છતાં પોતાની સમૃદ્ધિથી ઇંદ્રનો પણ પરાજય કરનાર થયો હતો, તે મહારાજા હરિશ્ચંદ્રનું નામ તો તમે સાંભળ્યું જ હશે. તેણે પણ અનેક જાતના યજ્ઞો કરીને પુણ્ય સંપાદન કર્યું હતું અને સાંસારિક શોકનો ત્યાગ કર્યો હતો.[૧૪] માટે પોતાના સર્વ ધનનો યજ્ઞમાં જ ઉપયોગ કરવો.'[૧૫]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'યુધિષ્ઠિરને દેવસ્થાનનો ઉપદેશ' નામનો અધ્યાય ૨૦ મો સમાપ્ત

# अध्याय २१ मो

## દેવસ્થાનનો ઉપદેશ (ચાલુ)

॥ देवस्थान उवाच ॥

**अत्रैवोदाहरंतीममितिहासं पुरातनम् ।**
**इन्द्रेण समये पृष्टो यदुवाच बृहस्पतिः ॥ १ ॥**

(વળી પણ) દેવસ્થાને યુધિષ્ઠિરને કહ્યું: હે રાજા! વિદ્વાનો જગતના સત્યધર્મના સંબંધમાં એક પ્રાચીન ઇતિહાસ કહે છે. એક સમયે ઇંદ્રના પ્રશ્ન ઉપરથી બૃહસ્પતિએ જે તત્ત્વોપદેશ કહ્યો હતો, તેનો સાર હું તમને કહું છું, સાંભળો.[૧] સત્યદૃષ્ટિએ જોતાં જણાય છે કે, સંતોષ જ સ્વર્ગનું એક મહારાજ્ય છે, સંતોષ જ પરમ સુખરૂપ છે અને સંતોષના કરતાં બીજું કંઈ પણ ઉત્તમ નથી; પરંતુ એ સંતોષ શું કરવાથી નિશ્ચળ થાય, તે જાણવું વિશેષ આવશ્યક છે.[૨] કાચબો જેમ સર્વ અંગોને સંકોચી લે છે, તેમ પુરુષ સર્વ વિષયાભિલાષોને જ્યારે સંકુચિત કરી નાખે છે, ત્યારે સ્વયંજ્યોતિસ્વરૂપ આત્મા પોતાના સ્વરૂપમાં જ પ્રસન્ન થઈ રહે છે અને દ્રષ્ટાનું દર્શન કરી દૃશ્ય આદિના ભેદ–દર્શનરૂપ મળનો ત્યાગ કરે છે. આ સ્થિતિએ પહોંચતાં પુરુષનો સંતોષ નિશ્ચળ બને છે.[૩] વળી જ્યારે પોતે કોઈનાથી બીતો નથી અને બીજાઓ પણ જ્યારે પોતાનાથી ભય પામતા નથી, તેમ જ કામક્રોધનો જ્યારે પોતે જય કરે છે ત્યારે તેને આત્મદર્શન થાય છે.[૪] વળી જ્યારે એ પુરુષ મન, વચન અને કર્મથી કોઈ પણ પ્રાણીનો દ્રોહ કરતો નથી તેમ કોઈના પર સ્નેહ પણ રાખતો નથી, ત્યારે તે બ્રહ્મસ્વરૂપ થઈ શકે છે.[૫] હે ભરતવંશી રાજા! જે અધિકારી જીવો જે જે પ્રકારે યજ્ઞાદિ કર્મોને અથવા સગુણ–નિર્ગુણ બ્રહ્મની ઉપાસનાને સર્વાંગે અથવા ન્યૂનતાથી કરે છે, તેઓ તે તે

કર્મને ફળસ્વરૂપે પ્રકટ થયેલુ અનુભવે છે, અર્થાત્ સર્વ ભૂતોને જો ભય આપે છે તો પોતે પણ ભયનો અનુભવ કરે છે અને સર્વ ભૂતોને જો અભય આપે છે તો પોતે પણ અભયનો અનુભવ કરે છે આમ સમજીને તમે પણ પ્રજાઓનુ સારી પેઠે પરિપાલન કરીને અભયનો અનુભવ કરો[૬] આ જગતમા કેટલાએક મનુષ્યો સર્વના પર પ્રીતિ રાખવારૂપ સામની પ્રશસા કરે છે, કેટલાએક કેવળ યત્નની પ્રશસા કરે છે, કેટલાએક ધ્યાનની પ્રશસા કરે છે, કેટલાએક સામ અને યત્ન બન્નેની પ્રશસા કરે છે, કેટલાએક યજ્ઞની જ પ્રશસા કરે છે, કેટલાએક સન્યાસની પ્રશસા કરે છે કેટલાએક દાનની પ્રશસા કરે છે કેટલાએક પ્રતિગ્રહની પ્રશસા કરે છે, કેટલાએક સર્વનો પરિત્યાગ કરી શાત બેસી રહેવાની જ પ્રશસા કરે છે, કેટલાએક શત્રુઓને મારી, કાપી, ચીરી નાખીને પ્રજાઓનુ રક્ષણ કરવારૂપ રાજ્ય મેળવવાની પ્રશસા કરે છે અને બીજા કેટલાએક મનુષ્યો અરણ્યમા એકાતવાસને પસદ કરે છે આ સર્વ ભિન્નભિન્ન મતોનુ આલોચન કરીને વિદ્વાનોએ એ જ નિશ્ચય કર્યો છે કે, જે ધર્મ પ્રાણીઓનો દ્રોહ કરનાર ન હોય, તે જ સત્પુરુષોને માન્ય છે ભગવાન સ્વાયભુવ મનુએ પણ સર્વમાન્ય પ્રધાનધર્મનુ પ્રવચન કરતા કહ્યું છે કે, 'સર્વ પ્રાણીઓનો અદ્રોહ, સત્યભાષણ, અતિથિ આદિને માટે અન્નાદિનો યોગ્ય વિભાગ, દયા, ઇદ્રિયનિગ્રહ, પોતાની સ્ત્રીમા જ પ્રજાનુ ઉત્પાદન, મૃદુતા, લજ્જા અને અચાપલ્ય આ નવ જ ધર્મના મુખ્ય અગો છે' હે કુતાપુત્ર યુધિષ્ઠિરરાજા! તમે પણ પૂર્વોક્ત ધર્મના નવે અગોનુ યત્નપૂર્વક પાલન કરો, કારણ કે જે રાજા રાજ્યાસન ઉપર આરૂઢ થઈને નિરતર જિતેદ્રિય રહે છે પ્રિય તથા અપ્રિય વસ્તુ પર સમદૃષ્ટિ રાખે છે, નિત્ય પચમહાયજ્ઞો કરીને અવશેષ રહેલા અન્નનુ ભોજન કરે છે, શાસ્ત્રાર્થના તત્ત્વને બરાબર જાણે છે, દુષ્ટોને શિક્ષા કરવામા આસક્ત રહે છે, સત્પુરુષોનુ રક્ષણ કરે છે, સર્વ પ્રજાઓને ધર્મમાર્ગમા સ્થાપીને પોતે પણ ધર્મ ચુસ્ત રહે છે, વૃદ્ધાવસ્થા થતા પોતાના પુત્રને રાજલક્ષ્મી અર્પણ કરી વનમા જઈને વાનપ્રસ્થ ધર્મ ધારણ કરે છે અને તેમા પણ નિત્ય પ્રમાદરહિત થઈને શાસ્ત્રોક્ત વિધિએ કર્મો કરીને નિત્ય ધર્મપૂર્વક વર્તન કરે છે, તે રાજાને ધાર્મિક નિશ્ચય વાળો કહી શકાય છે[૭-૧૫] વળી તેવા ધાર્મિક રાજાનો આ લોક તથા પરલોક બન્ને સફળ થાય છે, અન્યથા તો મોક્ષમાર્ગ અતિશય દુર્લભ થઈ પડે છે અને તેમા અનેક વિઘ્નો આવે છે, એમ હુ માનુ છુ[૧૭] પ્રાચીનકાળના અનેક રાજાઓ પણ મે દર્શાવેલા ધર્મ પ્રમાણે વર્તીને, સત્ય, દાન અને તપશ્ચરણમા તત્પર થઈને, અહિસાદિક ગુણોથી યુક્ત થઈને, કામક્રોધાદિકનો ત્યાગ કરીને, પ્રજાઓનુ રક્ષણ કરવામા આસક્ત રહીને, પોતાના ઉત્તમ ધર્મનો આશ્રય કરીને તથા ગાયો અને બ્રાહ્મણોને માટે મોટા યુદ્ધો કરીને મહા ઉત્તમ ગતિને પામી ગયા છે[૧૮-૧૯] હે શત્રુતાપન રાજા! રુદ્રો, વસુઓ, આદિત્યો, સાધ્યો અને સખ્યાબધ રાજર્ષિઓ પણ નિત્ય પ્રમાદરહિત થઈને આ ધર્મનો જ આશ્રય કરી રહ્યા હતા અને પોતપોતાના પુણ્યકર્મોના પ્રભાવે સ્વર્ગલોક પામ્યા છે[૨૦]

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાતર્ગત રાજધર્માનુશાસન પર્વમા 'દેવસ્થાનનો ઉપદેશ' નામનો અધ્યાય ૨૧ મો સમાપ્ત

## अध्याय २२ मो

### અર્જુનનાં વચનો—તમારા ક્ષાત્રધર્મને જ માન આપો

॥ वैशपायन उवाच ॥

अस्मिन्नेवातरे वाक्यं पुनरेवार्जुनोऽब्रवीत् ।
निर्विण्णमनसं ज्येष्ठमिदं भ्रातरमच्युतम् ॥ १ ॥

વૈશપાયન બોલ્યા હે જનમેજયરાજા! એ પ્રમાણે દેવસ્થાનઋષિએ કહ્યુ, એટલે વળી અર્જુન પણ ઉદાસ મનના થયેલા પોતાના ધર્મિષ્ઠ મોટા ભાઈને કહેવા લાગ્યો[૧] હે ધર્મજ્ઞ મહાપુરુષ! તમે તમારા ક્ષાત્રધર્મનો આશ્રય કરી મહા દુર્લભ રાજ્ય મેળવ્યુ છે અને શત્રુઓને જીત્યા છે, તો પછી તમે શા માટે સતાપ કરો છો?[૨] હે મહારાજા! ક્ષત્રિયોનુ સગ્રામમા થયેલુ મરણ અનેક યજ્ઞો કર્યા પછીના મરણ કરતા પણ અતિ ઉત્તમ માનેલુ છે, માટે તમે તમારા ક્ષાત્રધર્મને જ માન આપો.[૩] હે સમર્થ રાજા! નિત્ય તપશ્ચર્યા

કરવી અને સર્વનો ત્યાગ કરી સંન્યાસ લેવો, એ બ્રાહ્મણોનો ધર્મવિધિ છે અને તે ધર્મવિધિ બ્રાહ્મણોને જ મરણ પછી શ્રેયસ્કર છે; પરંતુ ક્ષત્રિયોને માટે તો રણસંગ્રામમાં યુદ્ધ કરીને જ મરણ પામવું, એ જ શાસ્ત્રસંમત છે.[૪] હે ભરતશ્રેષ્ઠ! ક્ષત્રિયોનો ધર્મ મહાભયંકર છે અને તેમાં નિત્ય શસ્ત્રની જ પ્રાધાન્યતા છે; તેમ જ ક્ષત્રિયોનો વધ પણ સમય આવતાં યુદ્ધમાં જ શસ્ત્ર વડે થવો જોઈએ, એમ શાસ્ત્રમાં કહેલું છે.[૫] હે રાજન્! બ્રાહ્મણજાતિનો પુરુષ પણ જો કદાચિત્ શાસ્ત્રધર્મ પ્રમાણે વર્તતો હોય તો તેનું જીવન પણ આ લોકમાં પ્રશંસાપાત્ર ગણાય છે; કારણ કે ક્ષત્રિયો મૂળ બ્રાહ્મણોથી જ ઉત્પન્ન થયા છે;[૬] હે મનુષ્યોના રાજા! સંન્યાસ, યજ્ઞ, તપ અથવા પારકાંના દ્રવ્ય ઉપર આજીવિકા ચલાવવી તે ક્ષત્રિયને માટે શાસ્ત્રવિહિત નથી.[૭] હે ભરતશ્રેષ્ઠ રાજા! તમે તો સર્વ ધર્મને જાણનારા છો, ધર્માત્મા છો, સર્વના રાજા છો, બુદ્ધિમાન છો, લોકમાં કુશળ ગણાઓ છો અને પ્રાચીન–અર્વાચીન સર્વ વિષયોને જાણનારા છો; માટે સંતાપથી ઉત્પન્ન થયેલા શોકનો ત્યાગ કરો અને સ્વજાતિનાં કર્મો કરવા માટે તૈયાર થાઓ. ક્ષત્રિયનું હૃદય તો વજ્રથી પણ વિશેષ કઠિન હોવું જોઈએ.[૮-૯] માટે હે મનુષ્યેંદ્ર! ક્ષાત્રધર્મથી શત્રુઓનો પરાજય કરીને તથા આવું નિષ્કંટક રાજ્ય પ્રાપ્ત કરીને હવે તમે મનને સ્થિર કરો અને યજ્ઞો કરવા માટે તથા દાન આપવા માટે તત્પર થાઓ.[૧૦] હે રાજા! આપણે સાંભળીએ જ છીએ કે, ઇંદ્ર પણ કશ્યપ નામના બ્રાહ્મણનો જ પુત્ર હતો, છતાં તેવાં ક્ષાત્રધર્મને લાગતાં કર્મો કરીને તે ક્ષત્રિય થયો છે; એટલું જ નહિ, પણ તેણે પાપાચરણ કરનારા પોતાના આઠસો દસ જ્ઞાતિજનોને મારી નાખ્યા હતા છતાં લોકમાં તેનું એ કર્મ સ્તુતિપાત્ર અને પ્રશંસાપાત્ર કહેવાયું છે. વળી તે કર્મ કરીને જ ઇંદ્ર દેવોનો રાજા થયો છે. હે મનુષ્યેંદ્ર! તમે પણ તે ઇંદ્રની પેઠે ઘણા સમય સુધી સંતાપરહિત થઈને પુષ્કળ દક્ષિણાવાળા યજ્ઞો કરીને ઈશ્વરનું પૂજન કરો.[૧૧-૧૩] હે ક્ષત્રિયશ્રેષ્ઠ! આ યુદ્ધમાં જે આપણા સંબંધીઓ મરણ પામ્યા છે, તેઓનો તમારે લગારે શોક કરવો ન જોઈએ; કારણ કે તેઓ ક્ષાત્રધર્મથી યુદ્ધ કરીને મરણ પામ્યા છે અને શસ્ત્રોથી પવિત્ર થઈ પરમ ગતિએ ગયા છે.[૧૪] વળી હે રાજસિંહ! જે ભાવિ બનાવ બનવાનો હતો તે બન્યો છે. દૈવનિર્મિત ભાવિનું ઉલ્લંઘન કરવા કોઈ શક્તિમાન થતો જ નથી."[૧૫]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન-પર્વમાં 'અર્જુનના વચનો' નામનો અધ્યાય ૨૨ મો સમાપ્ત

# अध्याय २३ मो

## વ્યાસનો ઉપદેશ–શંખ અને લિખિતની કથા

॥ वैशंपायन उवाच ॥

**एवमुक्तस्तु कौंतेयो गुडाकेशेन पांडवः ।**
**नोवाच किंचित् कौरव्यस्ततो द्वैपायनोऽब्रवीत् ॥१**

વૈશંપાયન બોલ્યા : હે જનમેજયરાજા! એ રીતે નિદ્રાને જીતનારા અર્જુને પોતાના મોટા ભાઈ યુધિષ્ઠિરરાજાને કહ્યું, પણ રાજાએ તેનો કંઈ ઉત્તર આપ્યો નહિ. તે પછી દ્વૈપાયન વ્યાસમુનિ યુધિષ્ઠિરને કહેવા લાગ્યા.[૧]

વ્યાસ બોલ્યા : હે સૌમ્ય રાજા યુધિષ્ઠિર! અર્જુને જે વચન કહ્યાં છે તે સત્ય છે. શાસ્ત્રમાં કહેલો ઉત્તમ ધર્મ કેવળ ગૃહસ્થાશ્રમનો જ આશ્રય કરી રહ્યો છે.[૨] માટે હે ધર્મજ્ઞ રાજા! શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે તમે સ્વધર્મનું જ આચરણ કરો. ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી તમારે અરણ્યમાં જવું તે શાસ્ત્રાજ્ઞાથી વિરુદ્ધ છે.[૩] હે રાજા! દેવો, પિતૃઓ, અતિથિઓ અને સ્વકુટુંબના પોષ્ય મનુષ્યો ગૃહસ્થ પુરુષનો જ આશ્રય કરીને જીવી રહ્યા છે, માટે તેઓનું તમે પોષણ કરો.[૪] વળી હે રાજા! પશુઓ, પક્ષીઓ અને બીજાં ઘણાં પ્રાણીઓ ગૃહસ્થોને આધારે જ નભી રહ્યાં છે, જેથી ગૃહસ્થાશ્રમી બીજા સર્વ આશ્રમીઓના કરતાં શ્રેષ્ઠ છે.[૫] હે પાર્થ! ચારે આશ્રમોના મધ્યમાં આ ગૃહસ્થાશ્રમનું આચરણ કરવું ઘણું જ કઠિન છે. તેમાં પણ જે પુરુષોની ઇંદ્રિયો દુર્બળ હોય છે, તે પુરુષો તો ગૃહસ્થાશ્રમની વિધિનું મહાદુઃખોથી આચરણ કરી શકે છે. તે વિધિનું હવે તમે આચરણ કરો.[૬] તમને વેદોનું સંપૂર્ણ જ્ઞાન છે. વળી તમે મહાન

તપશ્ચર્યા પણ કરી છે, માટે બળદ જેમ ધૂંસરીને વહન કરે, તેમ તમે તમારા પૂર્વજોની પરંપરાથી પ્રાપ્ત થયેલા રાજ્યકારભારને વહન કરવા યોગ્ય છો હે મહારાજા! યજ્ઞ, તપ, બ્રહ્મજ્ઞાન, ભિક્ષાચરણ, ઇંદ્રિય-સંયમ, ધ્યાન, એકાંતસેવન, સંતોષ અને યથાશક્તિ શાસ્ત્રવિષયક જ્ઞાન-આ સર્વ ધર્મો બ્રાહ્મણોના જ છે અને તેઓને જ સિદ્ધિ આપનાર છે ક્ષત્રિયોને માટે તો તેથી જુદા જ ધર્મો છે અને તે બધા તમારા જાણવામા જ છે, તોપણ હુ તમને કહુ છુ, સાભળો [૭-૮] યજ્ઞાનુષ્ઠાન, વિદ્યાપઠન, યુદ્ધાદિકમા ઉત્સાહ, લક્ષ્મી પ્રત્યે અસંતોષ, દંડધારણ, ઉગ્રતા, પ્રજાઓનુ રક્ષણ વેદોનુ સંપૂર્ણ જ્ઞાન, યથાવિધિ તપશ્ચરણ, દ્રવ્યોપાર્જન અને સુપાત્રે દાન-આ પુણ્યજનક કર્મો રાજાઓને માટે હિતકારક છે હે રાજા! અમે પરંપરાથી સાભળ્યુ છે કે, પૂર્વોક્ત કર્મોનુ સારી રીતે આચરણ કરીને રાજાઓ આ લોકને તથા પરલોકને સાધી શકે છે [૧૦-૧૨] હે કુંતાપુત્ર! એ સર્વ ધર્મોમા દંડ ધારણ કરવો એ સર્વના કરતા વિશેષ આવશ્યક છે, કારણ કે દંડ એ જ ક્ષત્રિયોના બળરૂપ ગણાય છે [૧૩] હે રાજન્! આ સર્વ કર્મો ક્ષત્રિયોને સિદ્ધિ આપનારા છે બૃહસ્પતિએ પણ રાજાઓના સંબધમા તથા બ્રાહ્મણોના સંબધમા આવી એક ગાથા ગાયેલી છે કે, 'દરમા બેસી રહેનારા ઊંદરોને જેમ સર્પ ગળી જાય છે, તેમ દંડ ધારણ કર્યા વિના શાંત બેસી રહેનારા રાજાને તથા સંસારમા આસક્ત થઈ ગયેલા બ્રાહ્મણને પૃથ્વી ગળી જાય છે અર્થાત્ તેનો સત્વર નાશ થઈ જાય છે' વળી આપણે સાભળીએ છીએ કે, રાજર્ષિ સુદ્યુમ્ન દંડધારણ કરવાથી જ પ્રચેતાપુત્ર દક્ષની પેઠે પરમ સિદ્ધિને પામી ગયો છે [૧૪-૧૬]

યુધિષ્ઠિરે પૂછ્યુ હે ભગવન્! રાજા સુદ્યુમ્ન કયા કર્મથી પરમ સિદ્ધિને પામી ગયો છે, તેનુ ચરિત્ર સાભળવાની મને ઇચ્છા છે, માટે આપ કહો [૧૭]

વ્યાસ બોલ્યા હે રાજા! લોકો આ જગતમા એક પ્રાચીન ઇતિહાસ કહે છે, તે હુ તમને કહુ છુ, સાભળો પૂર્વે શંખ અને લિખિત નામના બે ભાઈઓ હતા તેઓ બાહુદા નામની નદીની પાસે નિત્ય પુષ્પો અને ફળોથી ભરેલા વૃક્ષોવાળા બે જુદા જુદા આશ્રમોમા તીક્ષ્ણ વ્રતને ધારણ કરી રહેતા હતા એક સમયે લિખિત ફરતો ફરતો શંખના આશ્રમમા આવી ચડ્યો, પણ દૈવેચ્છાએ તે વેળા શંખ આશ્રમમાથી બહાર ગયો હતો. લિખિત પોતાના ભાઈ શંખના આશ્રમમા આવીને સારા પાકેલા ફળો જોઈ ને તેને પાડવા લાગ્યો અને તે ફળો લઈ ને 'આ મારા જ છે,' આવા નિશ્ચયથી નિરાતે બેસીને ખાવા લાગ્યો તેવામા શંખ આશ્રમમા આવી પહોચ્યો અને તેણે લિખિતને ફલાહાર કરતો જોઈ આ પ્રમાણે કહ્યું · 'અરે! તેં આ ફળ કયાથી તોડ્યા? અને શા માટે તુ આ ફળોને ખાય છે?' તે સાભળી લિખિત પોતાના મોટાભાઈની પાસે ગયો અને તેને વંદન કરી હસતો હસતો બોલ્યો 'પેલા સામે દેખાતા વૃક્ષ પરથી જ આ ફળોને મે તોડ્યા છે' પોતાના ભાઈનુ વચન સાભળી શંખ અત્યંત ક્રોધાયમાન થઈ ગયો અને તેણે લિખિતને કહ્યું કે, 'અલ્યા લિખિત! તે તારી મેળે ફળ તોડીને આ એક ચોરીનુ જ કર્મ કર્યું છે, માટે જા, રાજા પાસે જઈ ને કહે કે, 'હે મહારાજ! મે કોઈને પૂછ્યા વિના ફળો તોડીને ચોરીનુ કર્મ કર્યું છે, માટે મને ચોર જાણીને તમે સ્વધર્મનુ પાલન કરો અને ચોરને જે શિક્ષા કરવામા આવતી હોય તે મને પણ કરો'' હે મહાબાહુ યુધિષ્ઠિર રાજા! એ રીતના પોતાના ભાઈ શંખના વચનોને માન્ય કરી તીક્ષ્ણ વ્રતને ધારણ કરનારો લિખિત તુરત જ રાજા સુદ્યુમ્નની પાસે જવા નીકળી પડ્યો રાજાની રાજધાનીમા આવીને દ્વારપાલોને તેણે જણાવ્યુ કે, 'રાજા સુદ્યુમ્નને નિવેદન કરો કે, લિખિત નામનો એક બ્રાહ્મણ તમને મળવા ઇચ્છે છે' દ્વારપાલોએ પણ રાજાની પાસે જઈ ને લિખિતના કહેવા પ્રમાણે કહ્યુ, એટલે તે સાભળીને રાજા સુદ્યુમ્ન પ્રધાનોને સાથે લઈ પગે ચાલતો લિખિતની સામે આવ્યો અને મહા ધર્મવેત્તા લિખિતને મળીને વિનયપૂર્વક બોલ્યો કે, 'હે ભગવન્! બોલો આપ શા માટે પધાર્યા છો? આપનુ જે કાર્ય હશે તેને હુ અવશ્ય કરીશ' રાજાના વચન સાભળી બ્રહ્મર્ષિ લિખિતે કહ્યુ 'જો, યાદ રાખજે, તે પ્રથમ પ્રતિજ્ઞા કરી લીધી છે કે, હુ તમારુ જે કાર્ય હશે તે કરીશ, માટે હવે તારે એ કરવુ જ પડશે હે રાજા! મે મારા મોટા ભાઈની

આજ્ઞા લીધા વિના તેમના આશ્રમમાંથી ફળ તોડીને ખાધાં છે, મેં અદત્તાદાન કરીને ચોરીનું કર્મ કર્યું છે, જેથી હું ચોર છું; માટે ચોરને જે શિક્ષા થવી જોઈએ તે જ શિક્ષા તમે મને સત્વર કરો.'

લિખિતઋષિનાં એ વાક્યો સાંભળી સુદ્યુમ્ન રાજાએ કહ્યું : 'હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! દંડધારણમાં તમે રાજાને જો પ્રમાણ માનો છો તો રાજાની અનુજ્ઞા પણ તમારે પ્રમાણ માનવી જોઈએ, જેથી હું તમને કહું છું કે, 'જાઓ, તમે મારી અનુજ્ઞાથી જ તે પાપકર્મથી શુદ્ધ થયા છો. વળી તમે મોટા વ્રતોને ધારણ કરનારા છો, તેથી સદાકાળ દોષોથી મુક્ત છો. બોલો, હવે તમારી બીજી શી ઈચ્છા છે? તમારા કહેવા પ્રમાણે જ હું કરીશ.'[૧૮-૩૪]

વ્યાસે કહ્યું : હે યુધિષ્ઠિરરાજા! મહાત્મા સુદ્યુમ્નરાજાએ બ્રહ્મર્ષિ લિખિતને ઘણા ઘણા સમજાવ્યા, છતાં તેમણે ચોરીની શિક્ષા વિના બીજું કંઈ પણ તેની પાસે માગ્યું નહિ.[૩૫] જેથી લાચાર થઈને તે રાજાએ મહાત્મા લિખિતના બન્ને હાથ કપાવી નાખ્યા. આ રીતે રાજાએ જ્યારે શિક્ષા કરી ત્યારે લિખિત ત્યાંથી ચાલી નીકળી પોતાના મોટાભાઈના આશ્રમમાં આવ્યો અને દુઃખી થઈ આ પ્રમાણે બોલ્યો : 'મને દુર્બુદ્ધિને આ પ્રમાણે શિક્ષા થઈ છે, માટે હવે મારા અપરાધની આપ ક્ષમા કરો.' તે સાંભળી શંખે કહ્યું : 'હે ધર્મજ્ઞ લિખિત! તને શિક્ષા થઈ છે, છતાં તું મારા પર દોષારોપ કરતો નથી, તેથી મને તારા પર લગારે ક્રોધ ચડ્યો નથી. માત્ર ધર્મનું તેં ઉલ્લંઘન કર્યું હતું તેથી તને આવી શિક્ષા થઈ છે; પરંતુ હવે તું સત્વર બાહુદા નદી પર જા અને ત્યાં જઈને વિધિપૂર્વક દેવોનું, ઋષિઓનું તથા પિતૃઓનું તર્પણ કર, પણ હવે પછી તારા મનને કદી અધર્મ તરફ જવા દઈશ નહિ.' શંખનું આવું વચન સાંભળી લિખિત તે જ સમયે બાહુદા નદી તરફ ચાલી નીકળ્યો અને ત્યાં જઈને એ પવિત્ર નદીમાં સ્નાન કરી, તર્પણક્રિયા માટે અંજલિ ભરવાનો જેવો તેણે આરંભ કર્યો કે તુરત જ તેના ઠૂંઠા બાહુઓમાંથી કમળ સરખા નવા હાથ પ્રકટ થઈ ગયા. તે જોઈને તેને ઘણો જ વિસ્મય થયો અને તે આશ્ચર્યજનક દેખાવ પોતાના ભાઈને તેણે દેખાડ્યો. પછી તેના ભાઈ શંખે આ પ્રમાણે કહ્યું : 'ભાઈ લિખિત! એમાં કંઈ આશ્ચર્ય પામવા જેવું છે જ નહિ. મેં મારા તપના પ્રભાવથી આ બધું કર્યું છે. તેમાં તું શંકા કરીશ નહિ. દૈવઘટના સર્વ કંઈ કરી શકે છે.' મોટાભાઈનાં વચન સાંભળી લિખિત બોલ્યો : 'હે મહાતેજસ્વી શ્રેષ્ઠ બ્રાહ્મણ! તમારા તપનું આટલું બધું સામર્થ્ય છે, તો પછી તમે મને પ્રથમ જ કેમ પવિત્ર ન કર્યો?' શંખે તેનો ઉત્તર આપ્યો : 'ભાઈ લિખિત! તું કહે છે તે તેમ જ છે, પણ મારે તેમ કરવું યોગ્ય ન હતું. મારાથી તને કદી પણ શિક્ષા કરી શકાય નહિ; કારણ કે અપરાધીઓને શિક્ષા કરવાનો ધર્મ રાજાનો જ છે, બ્રાહ્મણનો નથી. રાજા સુદ્યુમ્ન તને શિક્ષા કરીને સ્વધર્મપાલનને લીધે પવિત્ર થયો છે અને તું પણ એ શિક્ષાને સ્વીકારી તારા પિતૃઓની સાથે પવિત્ર થયો છે.'[૩૬-૪૪]

વ્યાસ બોલ્યા : હે પાંડવશ્રેષ્ઠ યુધિષ્ઠિર! આ રીતે રાજા સુદ્યુમ્ન સ્વધર્મનું આચરણ કરીને પ્રચેતાપુત્ર દક્ષની પેઠે પરમ સિદ્ધિને પામ્યો છે.[૪૫] માટે પ્રજાઓનું રક્ષણ કરવું તે ક્ષત્રિયોનો ધર્મ છે અને તે સિવાયનો બીજો (ધર્મ) ક્ષત્રિયોને માટે અધર્મ છે. માટે હે મહારાજા! તમારા મનમાંથી શોકને દૂર કરી દો અને તમારા ભાઈ અર્જુનનાં હિતવાક્યોનું શ્રવણ કરી તે પ્રમાણે વર્તવા તત્પર થાઓ. હે રાજેન્દ્ર! પ્રજાઓના રક્ષણાર્થે દંડ ધારણ કરવો તે જ ક્ષત્રિયોનો ધર્મ છે, પણ માથું મુંડાવી સંન્યાસી થવું તે ક્ષત્રિયોનો ધર્મ નથી કિંતુ અધર્મ છે.[૪૬-૪૭]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન પર્વમાં 'વ્યાસનો ઉપદેશ' નામનો અધ્યાય ૨૩મો સમાપ્ત

# अध्याय २४मो

## વ્યાસનો ઉપદેશ (ચાલુ)

॥ वैशंपायन उवाच ॥

पुनरेव महर्षिस्तं कृष्णद्वैपायनो मुनिः ।
अजातशत्रुं कौंतेयमिदं वचनमब्रवीत् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : હે જનમેજયરાજા! વળી મહર્ષિ વ્યાસે અજાતશત્રુ રાજા યુધિષ્ઠિરને

આ પ્રમાણે કહ્યું:[1] 'હે તાત યુધિષ્ઠિર! મહારથી અને શૂરવીર એવા તમારા ભાઈઓએ વનવાસ વેઠીને જે મનોરથો ઘડી રાખ્યા છે, તેમને તેઓ ભલે પરિપૂર્ણ કરે અને હે પાર્થ! નહુષના પુત્ર યયાતિરાજાની પેઠે તમે પૃથ્વી પર રાજ્ય કરો.[2/3] તમારા આ તપસ્વી ભાઈઓએ વનમાં રહીને ઘણાં દુઃખોનો અનુભવ કર્યો છે, માટે હે પુરુષવ્યાઘ્ર! 'દુઃખને અંતે સુખ હોવું જ જોઈએ,' એ ન્યાય પ્રમાણે તેઓ હવે ભલે સુખોનો અનુભવ કરે.[4] હે ભરતવંશી રાજા! તમે તમારા ભાઈઓની સાથે પ્રથમ ધર્મ, અર્થ અને કામનો અનુભવ કરો અને પછી મોક્ષસાધના કરવા માટે સુખેથી વનમાં જજો.[5] હે પાંડુપુત્ર! તમારા આ સર્વ ભાઈઓને પુષ્કળ દક્ષિણાવાળા યજ્ઞો કરવાનો લહાવો લેવડાવીને તમે અતુલ કીર્તિ સંપાદન કરશો.[6] હે મહારાજ! તમે સર્વમેધ અને અશ્વમેધ યજ્ઞો કરીને ઈશ્વરનું આરાધન કરો, જેથી તમે પરમ ગતિને પામશો.[7] હે ભારત! અતિથિઓ, દેવતાઓ અને પિતાઓના ઋણમાંથી તમે મુક્ત થાઓ અને તે પછી સંન્યાસ વગેરે સર્વ મોક્ષનાં કાર્યો કરજો.[8] હે પુરુષવ્યાઘ્ર! 'ક્ષત્રિયોનો ધર્મ હિંસાપ્રધાન છે, તેથી મને તે માન્ય નથી.' આ તમારું વચન સત્ય છે, એમ અમે જાણીએ છીએ; પણ હે રાજા! જે કરવાથી તમે ધર્મભ્રષ્ટ ન થાઓ તે કરવા માટે હું તમને કહું છું, સાંભળો.[9] હે યુધિષ્ઠિર! આ વિષમ ધર્મનું બંધારણ કરવામાં કુશળ એવા ધર્માચાર્યો યુદ્ધ અને વિજય દ્વારા પરદ્રવ્યનું હરણ કરનારા રાજાઓના સંબંધમાં આ રીતનાં અવશ્ય કર્તવ્યોની વ્યવસ્થા કરે છે.[10] હે રાજા! દેશ અને કાળ તરફ દૃષ્ટિ કરીને તથા શાસ્ત્રજન્ય બુદ્ધિનો આશ્રય કરીને જે ચોર લોકોના પર ક્ષમા કરે છે, તે રાજાને ચોરને શિક્ષા નહિ કરવાનું પાપ લાગતું નથી;[11] પરંતુ જે રાજા પોતાના છઠ્ઠા ભાગને પ્રજાઓ પાસેથી લે છે છતાં ચોરલોકોથી દેશનું રક્ષણ કરતો નથી તે રાજા પ્રજાઓના પાપના ચતુર્થાંશનો ભાગી બને જ છે.[12] હે રાજા! તમારે જાણવું કે, જે રાજા ધર્મશાસ્ત્રોનું ઉલ્લંઘન કરી અધર્માચરણ કરે છે, તે રાજા ધર્મથી ભ્રષ્ટ થાય છે; પણ ધર્મશાસ્ત્રોની આજ્ઞાને અનુસરી વર્તન કરનારો રાજા ધર્મભ્રષ્ટ થતો નથી, એટલું જ નહિ પણ નિર્ભય થાય છે.[13] શાસ્ત્રજન્ય બુદ્ધિનો આશ્રય કરી કામ તથા ક્રોધનો ત્યાગ કરી પ્રજાઓ પર પિતાની પેઠે સમદૃષ્ટિ રાખીને વર્તનારો રાજા કદી પણ પાપલિપ્ત થતો નથી.[14] હે મહાતેજસ્વી યુધિષ્ઠિરરાજા! દૈવયોગે કદાચિત્ નષ્ટશક્તિ થયેલો રાજા પોતાના કર્તવ્યકર્મને યથાયોગ્ય સમયે સાધી શકે નહિ, તોપણ તેણે પોતાના કર્તવ્યકર્મનું ઉલ્લંઘન કર્યું ન જ ગણાય એમ વિદ્વાનો કહે છે. હરકોઈ રાજાએ બળ અથવા બુદ્ધિનો આશ્રય કરીને પણ શત્રુઓને શિક્ષા કરવી જ જોઈએ અને પાપીઓની સાથે કદી પણ સંધિ ન કરવી જોઈએ તથા રાજ્યને તે તે કર્મો દ્વારા પવિત્ર કરવું જોઈએ.[15/16] હે યુધિષ્ઠિર! રાજાએ શૂરવીરોનું, આર્યજનોનું તથા વિદ્વાનોનું સદાકાળ માન જાળવવું જોઈએ અને વેદોક્ત જ્ઞાનકાંડ તથા કર્મકાંડના અર્થને જાણનારા બ્રાહ્મણોનું અથવા ધનવાન વ્યાપારીઓનું ખાસ કરીને રક્ષણ કરવું જોઈએ.[17] વળી સર્વ વિચક્ષણ રાજાઓએ પોતાનાં વ્યાવહારિક અને ધાર્મિક કાર્યોમાં બહુશ્રુત–જ્ઞાનસંપન્ન પુરુષોની યોજના કરવી જોઈએ અને ગુણવાન એવા પણ એક જ માણસ પર કદી વિશ્વાસ રાખવો ન જોઈએ.[18] જે રાજા પ્રજાઓનું રક્ષણ કરતો નથી, વિનયસંપન્ન હોતો નથી, અભિમાની હોય છે, અનમ્ર સ્વભાવનો હોય છે અને ગુણવાનોનો દ્વેષ કરનાર હોય છે, તે રાજા પાપનો ભાગી બને છે અને પ્રજાઓમાં દુર્દાંત–ઉદ્ધત–ક્રૂર કહેવાય છે.[19] હે રાજા! જે રાજ્યની પ્રજાઓ દુષ્કાળ આદિ દૈવી આપત્તિઓથી અથવા ધાડપાડુ–લૂંટારુઓના જુલમથી નાશ પામે છે, તેનું સર્વ પાપ તેના રાજાને જ શિરે ગણાય છે; કારણ કે તેનું રક્ષણ નહિ હોવાથી જ પ્રજાઓને તેવો ત્રાસ ભોગવવો પડે છે.[20] હે યુધિષ્ઠિર! દેશના રક્ષણ માટેના ઉત્તમ વિચારો તથા ઉત્તમ નીતિની યોજના કરી પુરુષાર્થ કરવામાં આવ્યો હોય, છતાં પણ તેવા સંયોગોને લીધે પ્રજાઓનો નાશ થવા લાગે તો તેમાં રાજાનો અધર્મ ન ગણાય;[21] કારણ કે પ્રજાઓના રક્ષણને માટે લેવાયેલા ચાંપતા ઉપાયો દૈવયોગે કોઈ વેળા નિરર્થક થાય છે અને કોઈ વેળા સાર્થક પણ થાય

છે, પણ પુરુષાર્થ કરવાથી રાજાને પાપનો સ્પર્શ થતો નથી.[૨૨]

હે રાજસિંહ પાંડુપુત્ર! આના સંબંધમાં હું તમને પૂર્વકાળના રાજર્ષિ હયગ્રીવની ઐતિહાસિક કથા કહું છું, તે તમે સાંભળો.[૨૩] હે યુધિષ્ઠિર! હયગ્રીવરાજાએ યુદ્ધમાં શત્રુઓનો સંહાર કરીને શૂરવીર પુરુષને છાજે તેવાં ઉત્તમ કર્મો કર્યાં હતાં, પણ અંતે સહાય વિનાનો થઈ પડવાથી યુદ્ધમાં તે પરાજય પામ્યો હતો-શત્રુઓને હાથે રણમાં માર્યો ગયો હતો.[૨૪] શત્રુઓને વશ કરવામાં જે કર્મ કરવું ઘટે છે અને પ્રજાઓનું પાલન કરવામાં જે ઉત્તમ ઉપાયોની યોજના કરવામાં આવે છે, તે સર્વનું યથાયોગ્ય આચરણ કરીને રાજા હયગ્રીવ ઉત્તમ કીર્તિને પામ્યો હતો અને અંતે યુદ્ધથી મરણ પામીને સ્વર્ગલોકમાં આનંદ કરી રહ્યો છે.[૨૫] મહાત્મા હયગ્રીવે શસ્ત્રોથી સજ્જ થઈને યુદ્ધમાં ઘણી વખત પોતાના આત્માને ઝંપલાવ્યો હતો, કર્મો કરવાનો તેનો સ્વભાવ જ પડી ગયો હતો અને અંતે યુદ્ધમાં જ 'ચોરલોકોને હાથે શસ્ત્રોથી છિન્નભિન્ન થઈને મરણ પામ્યો હતો; પરંતુ તે પોતાનાં સર્વ કાર્યો સાધીને હમણાં સ્વર્ગલોકમાં આનંદ કરી રહ્યો છે.[૨૬] રાજાઓમાં સિંહ સમાન બળવાન રાજા હયગ્રીવ ધનુષરૂપી યજ્ઞસ્તંભવાળા, પ્રત્યંચારૂપ પશુ-બંધનની દોરીવાળા, બાણોરૂપી સ્રુકવાળા, તલવાર-રૂપી સ્રુવવાળા, રુધિરરૂપી ઘૃતધારાવાળા, રથરૂપી વેદિકાવાળા, ક્રોધરૂપી અગ્નિવાળા અને ચાર ઘોડાઓ-રૂપી ચાર ઋત્વિજોવાળા યુદ્ધરૂપી યજ્ઞમાં પોતાના શત્રુઓને હોમીને પાપથી મુક્ત થયો હતો તથા છેવટે રણસંગ્રામરૂપ યજ્ઞના અવભૃથસ્નાનસમયે પોતાના પ્રાણોની પણ આહુતિ આપીને સ્વર્ગલોકમાં આનંદ કરી રહ્યો છે.[૨૭-૨૮] વળી શૂરવીર મહાત્મા હયગ્રીવે બુદ્ધિ અને નીતિપૂર્વક દેશની રક્ષા કરી હતી, ઘણા યજ્ઞો કર્યા હતા અને યુદ્ધમાં પ્રાણોનો ત્યાગ કરી સર્વ લોકમાં કીર્તિને ફેલાવી દીધી હતી, પણ તે હમણાં સ્વર્ગલોકમાં ઘણો જ સુખી છે.[૨૯] ધર્મશીલ મહાત્મા હયગ્રીવે સર્વ ક્રિયાઓ કરતી વેળા સંપૂર્ણ ઉત્સાહ રાખ્યો હતો, અભિમાનનો ત્યાગ કરી યજ્ઞાદિ ક્રિયારૂપ દૈવી સિદ્ધિનું પાલન કર્યું હતું; તેમ જ માનુષી સિદ્ધિનું, દંડનીતિનું તથા પૃથ્વીનું સારી પેઠે રક્ષણ કર્યું હતું, જેથી તે રાજા હમણાં સ્વર્ગલોકમાં અત્યંત આનંદ કરી રહ્યો છે.[૩૦] રાજા હયગ્રીવ વિદ્વાન હતો, સુપાત્રે દાન કરનારો હતો, શ્રદ્ધાળુ હતો અને કૃતજ્ઞ હતો. તેણે મહા ઉત્તમ કર્મો કરીને આ મનુષ્યલોકનો ત્યાગ કર્યો છે અને આ સમયે તે પ્રયાગ આદિ પવિત્ર ક્ષેત્રોમાં પ્રાણત્યાગ કરીને વિદ્વાનોમાં માન્ય થયેલા બુદ્ધિમાન પુરુષોના દિવ્ય લોકમાં જઈને આનંદ કરી રહ્યો છે.[૩૧] મહાત્મા હયગ્રીવે વેદોનું તથા શાસ્ત્રોનું વિધિપૂર્વક અધ્યયન કર્યું હતું. રાજ્યનું રૂડી રીતે પાલન કર્યું હતું અને ચારે વર્ણોને પોતપોતાના ધર્મમાં સ્થાપિત કરી હતી, જેથી સ્વર્ગલોકમાં તે અત્યંત સુખી છે. રાજા હય-ગ્રીવે ઘણા સંગ્રામોમાં વિજય મેળવ્યો હતો, પ્રજાઓનું યોગ્યતાપૂર્વક રક્ષણ કર્યું હતું, યજ્ઞમાં સોમરસનું પાન કર્યું હતું, ઉત્તમ બ્રાહ્મણોને તૃપ્ત કર્યા હતા અને પ્રજાઓ પર યુક્તિપૂર્વક દંડધારણા કરી હતી, જેથી યુદ્ધમાં મરણ પામ્યા પછી સ્વર્ગ-લોકમાં જઈને તે આનંદ કરી રહ્યો છે.[૩૨-૩૩] જે રાજાના જીવનચરિત્રને સ્તુતિપાત્ર અને પૂજાપાત્ર જાણીને વિદ્વાન મનુષ્યો માન આપે છે, તે પવિત્ર-કીર્તિ મહાત્મા હયગ્રીવ સ્વર્ગલોકને જીતીને વીર પુરુષોના લોકમાં ગયો છે અને ઉત્તમ સિદ્ધિ પામ્યો છે.[૩૪]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુ-શાસનપર્વમાં 'વ્યાસનો ઉપદેશ' નામનો અધ્યાય ૨૪મો સમાપ્ત

# અધ્યાય ૨૫મો

## સંસારનું સ્વરૂપ

॥ वैशंपायन उवाच ॥

**द्वैपायनवचः श्रुत्वा कुपिते च धनंजये ।**
**व्यासमामन्त्र्य कौंतेयः प्रत्युवाच युधिष्ठिरः ॥१॥**

વૈશંપાયન બોલ્યા : હે જનમેજય! એ પ્રમાણે વ્યાસનાં વચનો સાંભળ્યા પછી અને અર્જુનને ક્રોપાયમાન થયેલો જોયા પછી રાજા યુધિષ્ઠિર વ્યાસને સંબોધીને આ પ્રમાણે કહેવા લાગ્યા.[૧]

યુધિષ્ઠિર બોલ્યા : હે મુનિ! પૃથ્વી રાજ્ય અને વિવિધ પ્રકારના ભોગવૈભવો

મનને પ્રસન્ન કરી શકે તેમ નથી. આ સમયે મને જે શોક થાય છે તે મારા હૃદયને ગૂંગળાવી નાખે છે.[૨] પોતાના વીર પતિઓથી તથા પુત્રોથી વિયોગી થયેલી આ સ્ત્રીઓનો વિલાપ સાંભળી મને લગારે શાંતિ મળતી નથી.[૩]

યુધિષ્ઠિરે એ પ્રમાણે કહ્યું એટલે યોગવેત્તાઓમાં શ્રેષ્ઠ, મહાબુદ્ધિમાન અને વેદના પારને પામેલા ધર્મજ્ઞ ભગવાન વ્યાસે યુધિષ્ઠિરને કહ્યું.[૪]

વ્યાસ બોલ્યા: હે રાજા! કોઈ પણ મનુષ્યને યજ્ઞાદિ કર્મો કરવાથી અથવા બીજી હરકોઈ ક્રિયાઓ કરવાથી કંઈ પણ મળી શકતું નથી, તેમ જ મનુષ્યને કોઈ કંઈ આપી શકતું પણ નથી. વિધાતાએ જે સમયે જે વસ્તુનું, જેને માટે નિર્માણ કરેલું હોય છે, તે વસ્તુ તે સમયે તેને જ મળી શકે છે. સંક્ષેપમાં એટલું જ કહી શકાય કે, મનુષ્ય સમય આવતાં જ સર્વ કંઈ મેળવી શકે છે. અર્થાત્ વિલાપ કરી રહેલી આ વીર પત્નીઓને તેઓના પતિઓ હવે મળી શકે તેમ નથી, તેમ જ રડવાથી તેઓને તેઓના પતિ કોઈ પાછા આપી શકે તેમ પણ નથી; કારણ કે તેઓને તેઓના પતિઓ સાથે સમાગમ કરવાનો સમય હવે વીતી ગયો છે, માટે તમારે હવે તે સ્ત્રીઓના સંબંધમાં શોક કરવો યોગ્ય નથી.[૫] વિધાતાએ નિર્માણ કરેલો સમય જ્યાં સુધી ઉપસ્થિત થયો ન હોય, ત્યાં સુધીમાં મનુષ્યો બુદ્ધિપૂર્વક સર્વ શાસ્ત્રોનું અધ્યયન કરે, તોપણ પુત્રાદિક ઇષ્ટ વસ્તુઓને પ્રાપ્ત કરવા શક્તિમાન થતા નથી. કોઈ સમયે મૂર્ખ મનુષ્ય પણ વિશેષ જાતના અર્થોને પ્રાપ્ત કરી શકે છે; કારણ કે કાળને કોઈ પણ કાર્ય પ્રત્યે વિશેષતાવાળી વ્યક્તિની અપેક્ષા હોતી નથી.[૬] જ્યાં સુધી અભ્યુદયનો કાળ ઉપસ્થિત થયો ન હોય, ત્યાં સુધી કોઈ જાતની કળા, મંત્રો કે ઔષધિઓ ફળ આપી શકતાં નથી; પરંતુ તેનાં તે જ, જ્યારે તેઓનો ફળકાળ પ્રાપ્ત થાય છે ત્યારે, ફળસમૃદ્ધિથી સિદ્ધ બને છે અને વૃદ્ધિ પામે છે.[૭] જુઓ, વાયુઓ પણ સમય આવતાં જ ઝપાટાબંધ વહેવા માંડે છે, વૃષ્ટિ પણ સમય આવતાં જ મેઘમંડળો દ્વારા પ્રાપ્ત થાય છે, સમય આવતાં જ જળાશયોમાં કમળો ખીલી નીકળે છે, સમય આવતાં જ વનની અંદર વૃક્ષો ફાલી નીકળે છે, સમય આવતાં જ શુક્લપક્ષની તથા કૃષ્ણપક્ષની રાત્રિઓ શ્યામ, શ્વેત બને છે અને સમય આવતાં જ ચંદ્રનું બિંબ પરિપૂર્ણ થઈ ઝળકી નીકળે છે. પણ સમય વિના વૃક્ષોમાં પુષ્પો ખીલતાં નથી કે ફળો આવતાં નથી, સમય વિના નદીઓ વેગપૂર્વક વહેતી નથી; સમય વિના પક્ષીઓ, સર્પો, મૃગો, હાથીઓ કે સિંહો મદમત્ત થતાં નથી, સમય વિના સ્ત્રીઓ ગર્ભને ધારણ કરી શકતી નથી, સમય વિના શિશિરઋતુ, ગ્રીષ્મઋતુ કે વર્ષાઋતુ આવતી નથી, સમય વિના કોઈનું મરણ થતું નથી, સમય વિના કોઈનો જન્મ થતો નથી, સમય વિના બાળક બોલતાં શીખતું નથી, સમય વિના બાળકને યુવાવસ્થા પ્રાપ્ત થતી નથી, સમય વિના વાવેલું બી ઊગતું નથી, સમય વિના સૂર્યનો ઉદયાસ્ત થતો નથી, સમય વિના ચંદ્રનો વૃદ્ધિક્ષય થતો નથી અને સમય આવ્યા વિના સમુદ્રમાં તરંગમાળાઓ ઊછળતી નથી.[૮–૧૨] હે યુધિષ્ઠિરરાજા! આના સંબંધમાં એક પ્રાચીન ઇતિહાસ લોકો કહે છે. રાજા સેનજિત પુત્રના શોકથી જ્યારે વિહ્વળ થઈ ગયો હતો, ત્યારે તેણે આ પ્રમાણે કહ્યું હતું:[૧૩] 'અરેરે! અફસોસ! આ દુઃસહ કાળગતિ અનુક્રમે સર્વ મનુષ્યોને ઝડપી લે છે. પૃથ્વીમાંહેનાં સર્વ પ્રાણીઓ કાળથી પરિપક્વ થઈને મરણધર્મને પામે છે.'[૧૪] હે રાજા! વ્યવહારદૃષ્ટિએ આપણને જોવામાં આવે છે કે, 'અમુક મનુષ્યે અમુક મનુષ્યને માર્યો. વળી પેલો માણસ પેલા માણસને મારે છે.' પરંતુ વાસ્તવિક દૃષ્ટિએ જોતાં જણાય છે કે, કોઈ કોઈને મારી શકતો નથી અને કોઈનાથી કોઈ મરતો પણ નથી.[૧૫] કોઈ એક માને છે કે, અમુક અમુકને મારે છે અને કોઈ એક માને છે કે, અમુક અમુકને મારતો નથી; પરંતુ સિદ્ધાંત તો એ જ છે કે, પ્રાણીઓની ઉત્પત્તિ અને નાશ ચૈતન્યસત્તારૂપ સ્વભાવથી જ સ્વતઃ થયા કરે છે.[૧૬] ધન, સ્ત્રી, પુત્ર અથવા પિતાનો જ્યારે નાશ થાય છે, ત્યારે મનુષ્ય મૂર્ખાઈને લીધે 'હાય, હાય, મારા પર મહાન દુઃખ આવી પડ્યું!' આવો વિચાર કરીને જ દુઃખનો એક ઉપાય કરી બેસે છે; પણ જો તે દુઃખનો વિચાર જ ન કરે તો તેને દુઃખ થતું જ નથી.[૧૭] તો પછી તમે મૂઢ પુરુષની પેઠે શોકા-

ક્રાંત મનુષ્યો માટે કેમ શોક કરો છો? તમારે સમજવું જોઈએ કે, જે મનુષ્ય દુઃખનું સ્મરણ કરે છે તેનાં દુઃખો ઊલટાં વૃદ્ધિ પામે છે અને જે મનુષ્ય ભયનું સ્મરણ કરે છે તેનો ભય વૃદ્ધિ પામે છે.[૧૮] અહંપ્રત્યયવિષયક એવો આ મારો જીવાત્મા મારું વાસ્તવિક સ્વરૂપ નથી અને પૃથ્વી આદિ સર્વ દશ્યમાન પ્રપંચ પણ મારું સ્વરૂપ નથી. વ્યવહારમાં જેવું મારું છે તેવું બીજાઓનું છે, આવું જ્ઞાન ધરાવનાર મનુષ્ય કદી પણ મોહવશ થતો નથી.[૧૯] આ જગતમાં હજારો શોકનાં સ્થાનો છે અને સેંકડો હર્ષનાં સ્થાનો છે; પરંતુ તે બધાં મૂઢ મનુષ્યને જ હર્ષશોક આપી શકે છે, પણ જ્ઞાની પુરુષને કંઈ આપી શકતાં નથી.[૨૦] મનુષ્યોને પ્રથમ જે જે પ્રિય વસ્તુઓ જોવામાં આવે છે, તે તે બધી સમય આવતાં શોકજનક જોવામાં આવે છે; અને જે જે શોકજનક વસ્તુઓ દેખાય છે, તે તે પ્રિય થતી જોવામાં આવે છે. આમ વિગતવાર સર્વ જીવો પર સુખદુઃખનાં પરિવર્તન થયા કરે છે! ખરું જોતાં જગતમાં દુઃખ જ છે, સુખ તો છે જ નહિ, જેથી વારંવાર આપણને દુઃખ જ આવી મળે છે. સુખનું તથા દુઃખનું લક્ષણ એવું જ બાંધી શકાય કે, તૃષ્ણાને લીધે ચિત્તની જે અસ્વસ્થતા તેનું નામ દુઃખ છે અને દુઃખનો જે નાશ તે સુખ છે.[૨૧,૨૨] મનુષ્યમાત્રને સુખને અંતે દુઃખ આવે છે અને દુઃખને અંતે સુખ આવે છે; પરંતુ કોઈ પણ મનુષ્યને સદાકાળ સુખ મળતું નથી અથવા સદાકાળ દુઃખ મળતું નથી.[૨૩] કોઈ સમયે દુઃખ પછી સુખ મળે છે અને કોઈ સમયે સુખ પછી દુઃખ મળે છે. આ રીતે સુખ દુઃખનો અવિચ્છિન્ન પ્રવાહ જગતમાં ચાલ્યા જ કરે છે. માટે જે પુરુષને શાશ્વત સુખની ઇચ્છા હોય તેણે એ બન્ને સાંસારિક સુખદુઃખનો ત્યાગ કરવો જોઈએ.[૨૪] આમ સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ જ્યારે આવ્યા જ કરે છે, ત્યારે તેના નિમિત્તે શોક, તાપ, દુઃખ અને આયાસની પણ વૃદ્ધિ થયા કરે છે, માટે બુદ્ધિમાન પુરુષે તે સુખદુઃખના નિમિત્તભૂત પોતાના એક અંગને પણ સર્પે કરડેલા અંગૂઠાની પેઠે ત્યજી દેવું જોઈએ, તો પછી બાહ્ય અંગભૂત રાજ્યાદિનો ત્યાગ કરવો, એમાં શું કહે-વાનું છે?[૨૫] અથવા પોતાના પર જ્યારે સુખ, દુઃખ, પ્રિય કે અપ્રિયનો પ્રસંગ આવી પડે, ત્યારે શોકના મૂળભૂત હૃદયને વશમાં રાખી તેને સામે થવાનો યત્ન કરવો જોઈએ અને નિર્વિકાર મનથી તેઓને સહન કરવાં જોઈએ.[૨૬] હે રાજા! તમારા પોતાના પુત્રોનું તથા સ્ત્રીઓનું પ્રિય કરવામાં તમારી જ્યારે કોઈ જાતની ન્યૂનતા થશે, ત્યારે જ તમે જાણી શકશો કે, કોણ કોનો કયા કારણથી અથવા કયા પ્રકારથી સંબંધી છે?[૨૭] આ જગતમાં જેઓ અતિશય મૂઢ છે અથવા જેઓ બુદ્ધિથી પર રહેલા પરબ્રહ્મને પ્રાપ્ત થયેલા છે, તેઓ સુખી છે; પરંતુ વચલા વર્ગના (નહિ અજ્ઞાની કે નહિ જ્ઞાની) મનુષ્યો નિરંતર દુઃખી જ છે.[૨૮] હે યુધિષ્ઠિરરાજા! મહાબુદ્ધિમાન અને ભૂત-ભવિષ્યને જાણનારા રાજા સેનજિતે લોકોનાં સુખદુઃખના સંબંધમાં એ પ્રમાણે કહેલું છે.[૨૯] વળી જે પુરુષ જે કારણથી પોતાને દુઃખી માને છે, તે પુરુષ કદી સુખી થતો નથી અને દુઃખોનો તો કદી નાશ જ નથી. તે તો એક પછી એક એમ ઉપરાઉપરી આવ્યા જ કરે છે.[૩૦] સુખ-દુઃખ, ઉત્પત્તિ-નાશ, લાભ-અલાભ, મરણ અને જીવિત સર્વ પ્રાણીઓને અનુક્રમે પ્રાપ્ત થાય જ છે, જેથી ધીર પુરુષે તેના સંબંધમા હર્ષ કે શોક કરવો ન જોઈએ.[૩૧] રણક્ષેત્રમાં ઊતરી યુદ્ધ કરવું તે રાજાની યજ્ઞદીક્ષા છે, રાજ્યાસન પર બેસી દંડનીતિમાં નિપુણતા મેળવવી તે રાજાનો યોગ છે અને યજ્ઞમાં સારી રીતે દક્ષિણા-દાન કરીને દ્રવ્યનો જે ત્યાગ કરવો તે રાજાનો સંન્યાસ છે, એમ વિદ્વાનો કહે છે. વળી તે ત્રણ જ રાજાને પવિત્ર કરનારાં છે;[૩૨] તેમ જ જે રાજા બુદ્ધિ અને નીતિપૂર્વક રાજ્યનું રક્ષણ કરે છે, અહંકારરહિત થઈ યજ્ઞયાગ કરે છે અને સર્વ લોકોના તરફ ધર્મદષ્ટિથી વર્તન કરે છે, તે મહાત્મા રાજા મરણ પછી દેવલોકમાં જઈને આનંદ કરે છે.[૩૩] અનેક યુદ્ધોમાં વિજય મેળવ્યા પછી, રાજ્યનું સારી રીતે રક્ષણ કર્યા પછી, યજ્ઞમાં સોમરસનું પાન કર્યા પછી, પ્રજાઓનો અભ્યુદય કર્યા પછી અને યુક્તિપૂર્વક પ્રજાઓનું નિયમન કર્યા પછી, જે રાજા યુદ્ધમાં પ્રાણત્યાગ કરે છે, તે રાજા સ્વર્ગલોકમાં આનંદનો અનુભવ કરે છે.[૩૪] વળી વેદાનુ

તથા શાસ્ત્રોનું વિધિપૂર્વક અધ્યયન કરીને, રાજ્યનું બરાબર રક્ષણ કરીને તથા ચારેય વર્ણના લોકોને સ્વધર્મમાં સ્થાપીને પવિત્રાત્મા થયેલો રાજા મરણ પછી સ્વર્ગલોકમાં સુખ ભોગવે છે.[૩૫] જે રાજા સ્વર્ગમાં ગયો હોય, છતાં પાછળથી જેના ચરિત્રનું શહેરના તથા દેશના લોકો અને સર્વ મંત્રીવર્ગ ઘેરઘેર વર્ણન કરે છે, તે રાજા જગતનો મહારાજા ગણાય છે.[૩૬]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'સંસારનું સ્વરૂપ' નામનો અધ્યાય ૨૫મો સમાપ્ત

# અધ્યાય ૨૬ મો

## યુધિષ્ઠિરનાં વચનો–સર્વ દોષોનું મૂળ ધન છે

॥ वैशंपायन उवाच ॥

अस्मिन्नेव प्रकरणे धनंजयमुदारधीः ।
अभिनीततरं वाक्यमित्युवाच युधिष्ठिरः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : હે જનમેજય ! એ પ્રમાણે વ્યાસમુનિના ઉપદેશનું પ્રકરણ ચાલી રહ્યું હતું, તે જ સમયે બુદ્ધિકુશળ રાજા યુધિષ્ઠિર અર્જુનને ઉદ્દેશીને આ પ્રમાણે બોલ્યા :[૧] 'હે પાર્થ ! તું સર્વના કરતાં ધનને જ શ્રેષ્ઠ માને છે અને કહે છે કે, નિર્ધન પુરુષને સ્વર્ગ, સુખ અને પુરુષાર્થનો લાભ થતો નથી, પણ તે તારી ભૂલ છે.[૨] ઘણા મનુષ્યો કેવળ સ્વાધ્યાયરૂપ યજ્ઞ કરીને જ સિદ્ધ થયેલા જોવામાં આવે છે; તેમ જ અનેક મુનિઓ કેવળ તપશ્ચર્યા કરીને જ સનાતન બ્રહ્મલોકમાં ગયેલા છે.[૩] વળી જે બ્રહ્મચારીઓ વેદાધ્યયનરૂપ માર્ગનો આશ્રય કરી ઋષિઓના સંપ્રદાયનું અવિચ્છિન્ન રીતે રક્ષણ કરે છે, તેઓને સર્વ ધર્મને જાણનારા દેવતાઓ બ્રાહ્મણ કહે છે.[૪] હે ધનંજય ! જે કેટલાએક ઋષિઓ કેવળ સ્વાધ્યાયનિષ્ઠ હોય છે અને જે બીજા ઋષિઓ કેવળ જ્ઞાનનિષ્ઠ હોય છે, તેઓ બધાને તારે ધર્મનિષ્ઠ જ જાણવા.[૫] હે સમર્થ અર્જુન ! રાજ્યનાં સર્વ કાર્યો જ્ઞાનનિષ્ઠ પુરુષોના કહેવા પ્રમાણે જ કરવાં જોઈએ, આવું વૈખાનસ (વાનપ્રસ્થ) મુનિઓનું વચન છે, તે આપણે જાણીએ જ છીએ.[૬] હે ભારત ! અજ, પૃશ્નિ, સિકત, ઋષિગણો કેવળ સ્વાધ્યાયકર્મથી જ સ્વર્ગમાં ગયા છે.[૭] હે ધનંજય ! દાન, અધ્યયન, યજ્ઞ અને મહાદુષ્કર ઇંદ્રિયનિગ્રહ–એ સર્વ વેદોક્ત કર્મો કરવામાં જે પુરુષો આસક્ત રહે છે, તેઓ સૂર્યના દક્ષિણ માર્ગમાં થઈને (દક્ષિણાયન માર્ગ દ્વારા) સ્વર્ગલોકમાં જાય છે; અને એ બધા કર્મનિષ્ઠ પુરુષોને જે જે દિવ્ય લોકોની પ્રાપ્તિ થાય છે, તેના સંબંધમાં મેં પ્રથમ પણ તને કહેલું છે.[૮-૯] તેમ જ હે પાર્થ ! સૂર્યના ઉત્તર તરફના જે માર્ગને (ઉત્તરાયણ માર્ગને) તું જાણે છે, તે તરફ યોગીઓના પ્રકાશિત લોકો શોભી રહેલા છે.[૧૦] આ બન્ને દક્ષિણ માર્ગ અને ઉત્તર માર્ગમાં ઉત્તર માર્ગની જ પ્રાચીન વિદ્વાનો પ્રશંસા કરે છે. આ જગતમાં સંતોષ જ સ્વર્ગનું મહારાજ્ય છે, સંતોષ જ પરમ સુખરૂપ છે અને સંતોષના કરતાં બીજું કંઈ પણ ઉત્તમ નથી. વળી તે સંતોષ પરમ વૈરાગ્ય નામની ઉત્તમ સિદ્ધિ કહેવાય છે અને તે ક્રોધહર્ષાદિકનો જય કરનારા પુરુષને જ સંપૂર્ણ રીતે પ્રાપ્ત થાય છે, પણ તે સિવાયના બીજાને પ્રાપ્ત થતી નથી.[૧૧-૧૨] આવા જ આશયથી યયાતિરાજાએ એક ગાથા ગાયેલી હતી કે, જેનું હજી પણ લોકો ગાન કરી રહ્યા છે. જેમ કે: 'કાચબો પોતાનાં સર્વ અંગોને જેમ સંકોચી લે છે, તેમ પુરુષ જ્યારે સર્વ વાસનાઓને યથાર્થ જ્ઞાન કરીને સંકુચિત કરી નાખે છે, પોતે કોઈનાથી ભય પામતો નથી, તેમ બીજાઓ પોતાનાથી ભય પામતા નથી, કોઈ પ્રિય વસ્તુની ઇચ્છા કરતો નથી અને અપ્રિય વસ્તુનો દ્વેષ કરતો નથી, ત્યારે તે બ્રહ્મસ્વરૂપ થઈ શકે છે. વળી જ્યારે મન, વચન કે કર્મથી પણ કોઈ પ્રાણીનું અનિષ્ટ કરવા તત્પર થતો નથી, ત્યારે તે બ્રહ્મસ્વરૂપ થઈ શકે છે; તેમ જ માનનો, મોહનો તથા ભિન્નભિન્ન સર્વ જાતના સંગોનો જ્યારે ત્યાગ કરે છે, ત્યારે તે આત્મજ્ઞ સાધુ પુરુષ મોક્ષને પામી શકે છે.[૧૩-૧૬] હે પાર્થ ! વળી પણ હું તને એક ધ્યાન રાખવા જેવી વાત કહું છું, તેને તું એકચિત્ત થઈને સાંભળ. આ જગતમાં કેટલાએક ધર્મ કરવાની ઇચ્છા રાખે છે અને બીજા કેટલાએક સદાચરણપૂર્વક વર્તન કરવાની ઇચ્છા રાખે છે. તે તો જાણે કે યોગ્ય જ છે, પરંતુ જેઓ ધર્મ કરવા માટે ધન સંપાદન કરવા-

ની ઇચ્છા રાખે છે, તેઓને માટે જો કહીએ તો એ જ કે, તેઓએ તે ધન દ્વારા ધર્મ કરવાની ઇચ્છા જ ન કરવી તે વધારે ઉત્તમ છે; કારણ કે ધનની અંદર ઘણા દોષો રહેલા છે, તેમ જ એ ધનમૂલક યજ્ઞાદિક ધર્મની અંદર પણ વિશેષ કરી દોષો જ ભર પૂર હોય છે.[૧૭/૧૮] તેનો હું પ્રત્યક્ષ અનુભવ કરી શકું છું અને તું પણ તેને પ્રત્યક્ષ અનુભવે છે. વળી જે પુરુષ ધનની ઇચ્છા રાખે છે, તેને ત્યાજ્ય વિષયોનો પણ ત્યાગ કરવો અશક્ય થઈ પડે છે અને જેઓ ધનને પ્રાપ્ત કરે છે, તેઓની અંદર સત્પુરુષોને યોગ્ય એવાં કર્માચરણ દુર્લભ જ થઈ પડે છે; કારણ કે જેઓ બીજાઓનો દ્રોહ કર નારા હોય છે, તેઓને જ તે ધન પ્રાપ્ત થાય છે; અર્થાત્ હિંસા વિના ધનપ્રાપ્તિ થતી જ નથી. વળી ધનની પ્રાપ્તિ થયા પછી પણ તે સર્વથા પ્રતિકૂળ જ દેખાય છે-તેનું રક્ષણ કરવા માટે અનેક જાત નાં સંકટો વેઠવા પડે છે.[૧૯/૨૦] ઘણા દુરાચારી સ્વભાવના મનુષ્યો તો શોક તથા ભયનો ત્યાગ કરી દઈ થોડા ધનને માટે પણ તૃષ્ણાકુલ થઈને બીજા-ઓ પર અનેક અત્યાચારો કરે છે; પરંતુ તે તે કૃત્યોથી બાળહત્યા આદિ ઘોર પાતકો ઉપ સ્થિત થાય છે, તેઓની તેને ખબર જ પડતી નથી.[૨૧] વળી ધનવાન પુરુષો મહાદુર્લભ ધનને પ્રાપ્ત થયા પછી પણ પોતાના નોકરચાકરોને પગાર આપતી વેળા જાણે ચોરલોકોથી લૂંટાઈ જતા હોય તેમ મનમાં ઘણો જ સંતાપ પામે છે અને ઘણે ભાગે દાન કરીને પણ પાછળથી પસ્તાય છે. જો કદાચ લોભને લીધે નોકરચાકરોને પૂરતો પગાર ન આપે, તોપણ ધનવાનોને દુઃખ જ ભોગવવું પડે છે; કારણ કે નોકરો જગતમાં તેઓને દેવાળિયા તરીકે પ્રસિદ્ધ કરે છે.[૨૨] પરંતુ જે પુરુષ નિર્ધન છે તેને કોણ શું કહી શકે તેમ છે? તે તો સર્વ ઉપાધિઓથી મુક્ત છે અને સંપૂર્ણ સુખી છે. વળી ધનનો સંગ્રહ કરવાથી કોઈ પણ મનુષ્ય સુખી રહી શકતો નથી; કારણ કે સંગ્રહ કરેલું દ્રવ્ય વાસ્તવિક રીતે દેવદ્રવ્ય જ ગણાય છે અને તે દેવદ્રવ્યનો દેવોને આપ્યા વિના સંગ્રહ કરી રાખ વાથી મનુષ્ય કેમ સુખી થઈ શકે? પ્રાચીન ઇતિ-હાસવેત્તાઓ દ્રવ્યનો સંગ્રહ નહિ કરવા વિષે આ પ્રમાણે વેદાનુકૂળ વચનો કહે છે: 'વિધાતા-એ યજ્ઞો માટે જ ધનને ઉત્પન્ન કર્યું છે અને વેદોએ પણ યજ્ઞોનું અનુષ્ઠાન કરવા માટે તથા યજ્ઞોનું રક્ષણ કરવા માટે જ પુરુષને આજ્ઞા આપેલી છે; માટે સર્વ મનુષ્યોએ પોતાના સર્વ ધનનો કેવળ યજ્ઞોમાં જ ઉપયોગ કરવો, પરંતુ ભોગવૈભવો ભોગ-વવા માટે ધનનો ઉપયોગ કરવો તે હિતકારક કે પ્રશંસાપાત્ર નથી.'[૨૩-૨૫] હે કુંતાપુત્ર! વિધાતા મનુષ્યોને પોતાના પોષણ માટે તથા યજ્ઞાદિ ક્રિયા-ઓ કરવા માટે ધન આપે છે; માટે હે ધન-વાનોમાં શ્રેષ્ઠ અર્જુન! ધન કેવળ યજ્ઞો કરવા માટે જ છે, એમ તારે જાણવું.[૨૬] અને તે ઉપરથી જ જ્ઞાની પુરુષ સમજે છે કે, ધનનો કોઈ સ્વામી જ નથી; માટે સર્વ શ્રદ્ધાળુ મનુષ્યોએ ધનનું દાન કરી દેવું અથવા યજ્ઞયાગોમાં તેનો ઉપયોગ કરવો.[૨૭] વિદ્વાનો કહે છે કે, 'એકઠા કરેલા ધનનો દાન કરવામાં જ ઉપયોગ કરવો, પણ ભોગવૈભવો ભોગવીને તેનો દુરુપયોગ કરવો નહિ; કારણ કે યજ્ઞદાનાદિક મોટાં મોટાં કાર્યો જ્યારે અવશ્ય કરવાનાં હોય છે, ત્યારે ધનનો સંગ્રહ કરવાથી શું ફળ છે?'[૨૮] હવે ધનનું દાન કરતી વેળા પણ પાત્રાપાત્રનો અવશ્ય વિચાર કરવો. જો કદાચ પાત્રાપાત્રનો વિચાર કર્યા વિના સ્વધર્મથી ભ્રષ્ટ થયેલા કુપાત્રને દાન અપાઈ જાય છે, તો તે દાન કરનારા અલ્પબુદ્ધિ પુરુષો મરણ પછી સો વર્ષ પર્યંત વિષ્ઠાનું ભોજન કરે છે.[૨૯] કોઈ સમયે એવું પણ બને છે કે, દાન કરનારો મનુષ્ય પાત્રા-પાત્રનો વિચાર કર્યા વિના કુપાત્રને દાન આપે છે અને સુપાત્રને દાન આપતો નથી; માટે ખરું જોતાં દાનધર્મ પણ મહાદુષ્કર છે.[૩૦] મેળવેલા ધનનો ઉપયોગ કરતી વેળા બે જાતના ગંભીર પ્રમાદો જરૂર થાય છે, એમ સમજવું. તે એ જ કે કુપાત્રને દાન અપાય છે ત્યારે સુપાત્રને અપાતું નથી.[૩૧]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન-પર્વમાં 'યુધિષ્ઠિરનાં વચનો' નામનો
અધ્યાય ૨૬ મો સમાપ્ત

# अध्याय २७मो

## યુધિષ્ઠિરનો ખેદ

॥ युधिष्ठिर उवाच ॥

**अभिमन्यौ हते बाले द्रौपद्यास्तनयेषु च ।**
**धृष्टद्युम्ने विराटे च द्रुपदे च महीपतौ ॥ १ ॥**

(ત્યાર પછી) યુધિષ્ઠિરરાજા (ભગવાન વ્યાસને ઉદ્દેશીને) બોલ્યા : આ મહાન યુદ્ધમા બાળક અભિમન્યુ, દ્રૌપદીના પુત્રો, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ રાજા, દ્રુપદરાજા, વૃષસેન, રાજા ધૃષ્ટકેતુ અને બીજા ઘણા જુદા જુદા દેશના રાજાઓ માર્યા ગયા છે, તેથી મને જે શોક થાય છે તે છોડ્યો છોડી શકાય તેવો નથી ઓહ! અફસોસ! રાજ્ય લેવાની કામનાથી આતુર અને અતિ ક્રૂર થઈને મે મારા જ્ઞાતિલાઓનો સહાર કરાવ્યો છે. રે! સ્વવશનો જ ઉચ્છેદ કરાવ્યો છે[૧-૩] અરેરે! બાલ્યાવસ્થામા જેમના ખોળામા આળોટીને તથા રમતગમત કરીને હુ મોટો થયો છું, તે ગગાપુત્ર ભીષ્મ પિતામહને રાજ્યલોભી એવા મેં યુદ્ધમા મારી નખાવ્યા છે[૪] વૃદ્ધ સિંહ સરખા ઉન્નત પુરુષસિહ પિતામહ ભીષ્મ જે સમયે શિખડીની દૃષ્ટિએ ચડ્યા હતા અને અર્જુનના વજ્રપાત સરખા બાણોના ચોતરફના મારાને લીધે કપાયમાન થઈ વિહ્વળ થઈ ગયા હતા, તે સમયે જ તેમના તરફ જોઈને મારુ મન અત્યત ઉદાસ થઈ ગયુ હતું વળી જે સમયે શત્રુ મહારથીઓને પીડા કરનારા અમારા પિતામહ કડકડી પડેલા પર્વતની પેઠે પૂર્વ દિશા સમુખ મુખ કરી રથમા ઢળી પડ્યા હતા, તે સમયે તેમને પીડાતા જોઈને હુ બેભાન જેવો થઈ ગયો હતો.[૫-૭] કુરુવશમા જન્મેલા જે ભીષ્મપિતામહે ધનુષબાણ હાથમા લઈને પરશુરામની સામે કુરુક્ષેત્રમા ઘણા દિવસો સુધી મહાન યુદ્ધ કર્યું હતુ,[૮] કાશીનગરીમા સર્વ રાજમડળ જ્યારે એકઠુ થયુ હતું, ત્યારે તેઓની વચ્ચેથી કન્યાનું હરણ કરીને જે વીર ભીષ્મપિતામહે એક રથની જ સહાય લઈને સર્વ રાજાઓને યુદ્ધ કરવા માટે આહ્વાન કર્યું હતું,[૯] અરે! જે પિતામહે જગતમા અજિત ગણાતા ચક્રવર્તી રાજા ... મસ્ત્રના પ્રતાપથી બાળી ભસ્મ કરી નાખ્યો હતો, તે ભીષ્મપિતામહને મે યુદ્ધમાં મારી નખાવ્યા છે[૧૦] જે ભીષ્મે પચાલપુત્ર શિખંડીને પોતાનો કાળરૂપ જાણ્યા છતા બાણો વડે મારી નાખ્યો ન હતો, પણ ઊલટી રક્ષા કરી હતી, તે પિતામહને મે અર્જુન દ્વારા મારી નખાવ્યા છે[૧૧] હે મહામુનિ વ્યાસ! એ પિતામહને લોહીલુહાણ થઈ પૃથ્વી પર પડી ગયેલા જ્યારે મેં જોયા હતા, ત્યારથી જ મારા મનમા મહાતીવ્ર સતાપ પેસી ગયો છે.[૧૨] હાય, હાય! જેમણે અમને બાલ્યાવસ્થાથી જ ઉછેરીને મોટા કર્યા હતા અને જેમણે મહાકાળ અમારુ રક્ષણ કર્યું હતુ, તે પિતામહ ભીષ્મને મે ગુરુહત્યારાએ અલ્પકાળના રાજ્ય લેવામા લુબ્ધ અને મૂઢ બની જઈને મારી નખાવ્યા છે[૧૩] રે! રે! તે કરતા પણ વિશેષ પાપ કરવા માટે મે સર્વ રાજાઓમા પૂજાયેલા મહા ધનુર્ધર મારા આચાર્યને જાણી જોઈને મરાવી નાખ્યા છે તેમણે રણમા મારી સંમુખ આવીને પોતાના પુત્રનુ જ્યારે કુશળ પૂછ્યુ હતુ, ત્યારે મે પાપીએ 'અશ્વત્થામા મરી ગયો' આવુ મિથ્યા ભાષણ કર્યું હતુ. હાય! તે વાતનું સ્મરણ આવતા તો મારા ગાત્રો બળીને ભસ્મ થઈ જાય છે કે, મારા ગુરુએ મને સત્ય બોલનારો જાણીને વિશ્વાસથી પૂછ્યુ હતુ કે, 'હે રાજા! તુ મને સત્ય કહી દે, કે મારો પુત્ર જીવે છે કે મરી ગયો?' આના ઉત્તરમા પણ મે મારા સત્યવચનીપણાને તિલાજલિ આપી તેમને કહ્યુ હતું કે, 'અશ્વત્થામા મરી ગયો છે' ખરી રીતે તો અશ્વત્થામા નામનો હાથી જ મરી ગયો હતો, છતા હુ આવુ અસત્ય વચન બોલ્યો તેથી મે મહાપાપી કૃત્ય કર્યું છે અને તેનું ફળ ભોગવવા માટે મારે કયા નારકી લોકોમા જવું પડશે તે હુ કહી શકતો નથી.[૧૪-૧૮] વળી યુદ્ધોમાથી કદી પલાયન નહિ કરનારા મારા મોટાભાઈ કર્ણને પણ મે મરાવી નાખ્યો છે, જેથી મારા કરતા વધારે પાપી આ જગતમા બીજો કોણ કહેવાય? અરેરે! મે લોભિયાએ પર્વતોમા ઉત્પન્ન થયેલા, સિંહ સમાન બળવાન, કુમાર અભિમન્યુને દ્રોણના રક્ષણતળે રહેલી સેના સામે યુદ્ધ કરવા મોકલ્યો અને ચક્રવ્યૂહમા દાખલ કર્યો જ્યારથી અભિમન્યુનું મરણ થયુ છે, ત્યારથી હુ અર્જુન

સામે એકીટસે જોઈ શકતો પણ નથી; તેમ જ બાળહત્યારો મનુષ્ય જેમ કોઈની સામે નીરખી શકતો નથી, તેમ કમળનેત્ર શ્રીકૃષ્ણ સામે પણ હું નીરખી શકતો નથી. વળી તે સિવાય પાંચ પર્વતોથી હીન થયેલી પૃથ્વીની પેઠે પાંચ પુત્રોથી હીન થયેલી દુઃખાર્ત દ્રૌપદીને માટે પણ હું શોક કર્યા કરું છું. આ રીતે હું સર્વનો અપરાધી છું, પાપી છું અને પૃથ્વીનો નાશ કરાવનાર છું, માટે હવે હું જીવીશ નહિ પણ અહીં જ બેસી રહીને મારા શરીરને શોષવી નાખીશ. તમે બધા જાણો છો કે, હું ગુરુઓની હત્યા કરનારો છું અને આખા કુળનો નાશ કરનારો છું, જેથી આવતા જન્મમાં ફરીથી હું તેવો પાપી ન થાઉં તે માટે અહીં જ અનશનવ્રતનો સ્વીકાર કરીને બેસી જઈશ. આજથી અન્નજળ હું લઈશ જ નહિ.[૧૯-૨૫] હે તપસ્વીઓ! હું આપને સર્વને પ્રસન્ન કરીને પ્રાર્થના કરું છું કે, આ કાર્ય કરવા માટે મેં નિશ્ચય કર્યો છે અને હું અહીં બેસીને જ મારા પ્રિય પ્રાણોનું શોષણ કરી નાખીશ, માટે આપ સર્વે મને અનુજ્ઞા આપીને સ્વેચ્છાનુસાર પોતપોતાને સ્થાનકે પધારો.[૨૬-૨૭]

વૈશંપાયન બોલ્યા: હે જનમેજય! બંધુઓના શોકથી વિહ્વળ થયેલા યુધિષ્ઠિરરાજાએ એ પ્રમાણે કહ્યું એટલે મુનિશ્રેષ્ઠ વેદવ્યાસે તેમને કહ્યું.[૨૮]

વ્યાસ બોલ્યા: હે મહારાજ! આમ અત્યંત શોક કરવો તમને યોગ્ય નથી. મેં તમને પ્રથમ કહેલું છે છતાં પણ ફરીથી કહું છું કે, આ બધું દૈવેચ્છાથી જ બનેલું છે.[૨૯] જગતમાં ઉત્પન્ન થયેલાં પ્રાણીઓનો જે જે પદાર્થોની સાથે સંયોગ થાય છે, તેઓનો છેડો વિયોગ જ છે. જળની અંદર પરપોટાઓ એક પછી એક જેમ ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે, તેમ જ પ્રાણીઓ પણ આ સંસારમાં જન્મે છે અને મરે છે.[૩૦] સર્વ એકત્ર થયેલા પદાર્થોનો અંતે નાશ જ છે, સર્વ સમુન્નતિઓનો છેડો અવનતિરૂપે જ આવે છે, સર્વ સંયોગોનો છેડો વિયોગના સ્વરૂપમાં જ હોય છે અને સર્વ કોઈના જીવિતનો છેડો મરણ જ છે.[૩૧] કોઈ સમયે આલસ્યનું પ્રાધાન્ય હોય ત્યારે સુખ પણ દુઃખરૂપ જણાય છે અને કોઈ સમયે જ્યારે ઉત્સાહ શક્તિનું પ્રાધાન્ય હોય, ત્યારે દુઃખ પણ સુખના સ્વરૂપમાં દેખાય છે; પણ એ વાત નિશ્ચય છે કે, અણિમાદિક સિદ્ધિ, લક્ષ્મી, લજ્જા, ધૃતિ અને કીર્તિ ઉત્સાહશક્તિવાળા પુરુષોનો જ આશ્રય કરે છે, પણ આળસુ પુરુષનો આશ્રય કરતાં નથી.[૩૨] વળી સુહૃદો સદાકાળ સંપૂર્ણ સુખ આપી શકતા નથી તેમ જ શત્રુઓ નિરંતરને માટે દુઃખ આપી શકતા નથી. એ જ પ્રમાણે પ્રજાઓ સર્વ અર્થોને આપી શકતી નથી અને ધન સર્વ જાતનાં સુખો આપી શકતું નથી;[૩૩] માટે હે કુંતાપુત્ર! વિધાતાએ તમને જેને માટે ઉત્પન્ન કર્યા છે તે કર્મોને જ તમે કર્યા કરો. હે રાજા! કર્મો કરવાથી જ તમને સિદ્ધિ મળશે, માટે કર્મોનો ત્યાગ કરવામાં તમે સમર્થ જ નથી.[૩૪]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'યુધિષ્ઠિરનો ખેદ' નામનો
અધ્યાય ૨૭ મો સમાપ્ત

# अध्याय २८मो

## બ્રાહ્મણ અશ્મનનો અને જનકરાજાનો સંવાદ

॥ वैशंपायन उवाच ॥

ज्ञातिशोकाभितप्तस्य प्राणानभ्युत्सिसृक्षतः ।
ज्येष्ठस्य पांडुपुत्रस्य व्यासःशोकमपानुदत् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: હે જનમેજયરાજા! જ્ઞાતિબંધુઓના શોકથી તપી જઈને પ્રાણોનો ત્યાગ કરવા તત્પર થયેલા પાંડુના વડા પુત્ર યુધિષ્ઠિરના શોકને દૂર કરવા માટે પુનઃ વેદવ્યાસ બોલ્યા.[૧]

વ્યાસે કહ્યું: હે યુધિષ્ઠિર! પૂર્વે જનકરાજાના પ્રશ્ન ઉપરથી અશ્મન મુનિએ આ સંસારનું જે રીતે વર્ણન કર્યું હતું તેના સંબંધનો પ્રાચીન ઇતિહાસ જગતમાં કહેવાય છે, તે હું તમને કહું છું, સાંભળો.[૨] વિદેહી રાજા જનક જે સમયે સાંસારિક દુઃખ અને શોકમાં ગરકાવ થઈ ગયા હતા તે સમયે તેમણે મહાબુદ્ધિમાન અશ્મન નામના એક બ્રાહ્મણને પોતાનો સંશય પૂછ્યો હતો કે,[૩] 'પોતાનું કલ્યાણ ઇચ્છતારા પુરુષે જ્ઞાતિઓના સમાગમ સમયે, વિયોગના સમયે, [illegible] સમયે તથા વિનાશના સમયે કે

જોઈએ ?' આના ઉત્તરમાં અશ્મનમુનિએ જનક રાજાને આ પ્રમાણે કહ્યું હતું :[૪] 'હે જનકરાજા! હરકોઈ મનુષ્યનું શરીર જ્યારે ઉત્પન્ન થાય છે, ત્યારે તુરત જ તેની પાછળ દુઃખ અને સુખ પણ અનુસરે છે.[૫] પછી જ્યારે તે સુખદુઃખમાંથી કોઈ એકની અધિકતા થાય છે, ત્યારે વાયુને લીધે વાદળાંઓ જેમ નષ્ટ થઈ જાય છે, તેમ મનુષ્યની ચેતનાશક્તિ પણ (સારાસારનું વિવેકજ્ઞાન) નષ્ટ થઈ જાય છે;[૬] જેને લીધે તે માને છે કે, 'હું કુળવાન છું, હું સિદ્ધ છું અને હું કંઈ સામાન્ય મનુષ્ય નથી.' બસ, આ ત્રણ માન્યતાઓરૂપ ત્રણ કારણો થી જ મનુષ્યનું ચિત્ત વિવેકથી શિથિલ બની જાય છે, ભ્રષ્ટ થઈ જાય છે[૭] અને તે વિવેકભ્રષ્ટતાને લીધે જાતજાતના કુમાર્ગોમાં આસક્તચિત્ત થયેલો પુરુષ પોતાના પૂર્વજોએ એકઠા કરેલા ધનાદિક ભોગ્ય પદાર્થોનો જેમ આવે તેમ નાટ્ય, ગીત, વાદિત્ર આદિના મોજશોખમાં વ્યય કરી નાખે છે; પોતાના પૂર્વજોએ સંચિત કરેલા ધનને દુરુપયોગ દ્વારા ઉડાવી નાખે છે, પછી ધનનો અભાવ થતાં દરિદ્રાવસ્થામાં જઈ પડીને પરદ્રવ્યનું હરણ કરવાના કૃત્યને (ચોરીને પણ) ઉત્તમ માને છે, અર્થાત્ ચોરી કરવાના કાર્યમાં પણ પ્રવૃત્ત થાય છે.[૮] આ રીતે મર્યાદાનું ઉલ્લંઘન કરી અકાર્યો કરવામાં તે પ્રવૃત્ત થાય છે, એટલે પારધીઓ જેમ મૃગોને બાણો મારીને દુઃખી કરે છે, તેમ રાજાઓ તે પુરુષને બેહાલ કરનારી શિક્ષાઓ કરીને દુઃખી કરે છે અને તે તે કુમાર્ગેથી અટકાવે છે.[૯] હે રાજા! એ પ્રમાણે જેઓ ચોરી આદિ અકાર્યો કરવામાં પ્રવૃત્ત થયેલા હોય છે, તેઓ વીસ વર્ષથી અથવા ત્રીસ વર્ષથી વધારે સો વર્ષ પર્યંત કદી પણ જીવી શકતા નથી,[૧૦] માટે સર્વ કોઈ રાજાએ તેવા દારિદ્ર્યદુઃખમાં સપડાયેલા અને તેથી જ તેવા અનાચારો કરવામાં આસક્ત થયેલા પુરુષોનાં ઊંડાં દુઃખોનો બુદ્ધિ સાથે વિચાર કરીને યથાયોગ્ય ઉપાય કરવો જોઈએ અને સર્વ પ્રજાઓના ચારિત્ર્ય તરફ સંપૂર્ણ દૃષ્ટિ રાખવી જોઈએ.[૧૧] મનુષ્યોનાં હરકોઈ માનસિક દુઃખોનું ઉત્પત્તિકારણ તેઓના ચિત્તનો વિભ્રમ અને પુત્રશોક આદિ અનિષ્ટોની પ્રાપ્તિ—આ બે જ હોય છે. ત્રીજું કારણ-હેતું જ નથી.[૧૨] એવી રીતે જ બીજાં વિવિધ પ્રકારનાં તે તે વિષયસંગથી થયેલાં દુઃખો પણ પૂર્વોક્ત બે કારણોથી જ મનુષ્યને આવી મળે છે.[૧૩] પુરુષો બળવાન હોય કે નિર્બળ હોય, ઠીંગણા હોય કે લાંબા તાડ જેવડા હોય, તોપણ તેઓને વૃદ્ધાવસ્થા અને મૃત્યુ, એ વરુઓની પેઠે અવશ્ય ભક્ષણ કરી જ જાય છે.[૧૪] કોઈ મહાબળવાન પુરુષ સમુદ્ર પર્યંતની પૃથ્વી પર વિજય મેળવે, પરંતુ વૃદ્ધાવસ્થા અને મૃત્યુ પર કદી વિજય મેળવી શકતો નથી.[૧૫] માટે કાળના સપાટામાં સપડાઈ રહેલાં સર્વ પ્રાણીઓએ પોતાના પર જે જે સુખ અથવા દુઃખ આવી પડે તેને સહન કરી લેવાં; કારણ કે સુખદુઃખ ટાળ્યાં ટળે નહિ તેવાં છે.[૧૬] હે રાજા! પ્રાણીમાત્રને અજર-અમર થવાની ભારે મોટી આકાંક્ષા હોય છે, પરંતુ વૃદ્ધાવસ્થા અને મૃત્યુ તેઓની પાછળ પડીને બાલ્યાવસ્થામાં, યુવાવસ્થામાં કે વૃદ્ધાવસ્થામાં તેઓને અવશ્ય પકડી જ પાડે છે; માટે તે જરા આદિ પદાર્થો ત્યજ્યા ત્યજાય તેવા નથી.[૧૭] વળી સર્વ પ્રાણીઓને અપ્રિય સાથે સંયોગ, પ્રિય સાથે વિયોગ, અર્થ, અનર્થ, સુખ અથવા દુઃખ જે કંઈ પ્રાપ્ત થાય છે, તે બધું દૈવાધીન છે.[૧૮] રે! એટલું જ નહિ પણ પ્રાણીઓની ઉત્પત્તિ, નાશ, લાભ અને અલાભ, એ સર્વનો સંબંધ પણ કેવળ દૈવાધીન જ છે.[૧૯] વળી વિવિધ પ્રકારનાં અનિવાર્ય સુખદુઃખો દૈવચેષ્ટાને જ અનુસરે છે. જેમ ઉત્પન્ન થયેલા ફળમાં પ્રથમ સ્થિતિના ગંધ, વર્ણ, રસ અને સ્પર્શ દૂર થઈને અનુક્રમે જુદા જુદા પ્રાપ્ત થાય છે, તેમ પ્રાણીઓને પણ ભિન્ન ભિન્ન સુખદુઃખાદિ અનુક્રમે પ્રાપ્ત થયા કરે છે. તે પણ દૈવને જ અધીન હોય છે.[૨૦] સર્વ કોઈને આસન, શયન, યાન, ઉત્થાન, પાન, ભોજન વગેરે નિયત રીતે સમયાનુસાર જ આવી મળે છે.[૨૧] જુઓ, જગતમાં જે વૈદ્યો છે તે જ રોગી હોય છે, બળવાનો છે તે પણ દુર્બળ હોય છે અને શ્રીમંતો પણ નપુંસક હોય છે; માટે કાળની ગતિ વિચિત્ર જ છે.[૨૨] ઉત્તમ કુળમાં જન્મ, વીર્ય, આરોગ્ય, રૂપ, સૌભાગ્ય અને સુખવૈભવો પ્રારબ્ધાનુસાર જ મળે છે.[૨૩] દરિદ્ર મનુષ્યો સંતાનો માટે ઇચ્છા પણ કરતા નથી, ત્યારે તેઓને ત્યાં ઘણા પુત્રો જ ઉત્પન્ન થાય છે અને શ્રીમંતો બિચારા સંતાનો માટે ઘણા

ઘણા ઉપાયો કરે છે, છતાં તેઓને ઘેર સંતાનનું નામનિશાન પણ હોતું નથી; જેથી જણાય છે કે, દૈવઘટના વિચિત્ર છે.[૨૪] વ્યાધિ, અગ્નિ, જળ, શસ્ત્ર, ક્ષુધા, આપદાઓ, ઝેર, જ્વર, મરણ અને પ્રાણીઓનું ઊંચેથી પડવું–એ બધું દૈવે જેને માટે નિર્માણ કર્યું હોય તેને જ તે સમયે પ્રાપ્ત થાય છે. જગતમાં તેવો એકે મનુષ્ય નથી, કે જે આ દૈવ મર્યાદારૂપ પુલની ઉપર ચાલતી વેળા રેખામાત્ર પણ આડોઅવળો જઈ શકે! સર્વ કોઈ પ્રાણી તે મર્યાદા પ્રમાણે ચાલતો જોવામાં આવે છે, પણ કોઈ તે મર્યાદાનું ઉલ્લંઘન કરતો નથી તેમ તેની બહાર પગલું પણ ભરી શકતો નથી.[૨૫-૨૬] આ સંસારમાં કોઈ ધનવાન પુરુષ યુવાવસ્થામાં જ મૃત્યુને વશ થતો જોવામાં આવે છે, ત્યારે બીજો દરિદ્ર પુરુષ વૃદ્ધાવસ્થાના દુઃખમાં ઘેરાઈને સો વર્ષ પર્યંત જીવતો જોવામાં આવે છે.[૨૭] અરે! ઘણા નિર્ધન પુરુષો દીર્ઘકાળ પર્યંત કષ્ટભરેલું જીવન ગાળતા નજરે પડે છે, ત્યારે સુસમૃદ્ધ કુળમાં ઉત્પન્ન થયેલા અનેક શ્રીમંતો તરુણ વયમાં પતંગિયાની પેઠે કાળના ભોગ થઈ પડે છે.[૨૮] વળી કેટલાએક શ્રીમંતોને સાત્ત્વિક એવું ઉત્તમ ભોજન જમવાની શક્તિ પણ હોતી નથી, ત્યારે બીજા દરિદ્ર પુરુષોને લાકડાં પણ પચી જાય છે.[૨૯] જગતમાં સર્વ કોઈ મનુષ્ય કાળની પ્રેરણાથી જ સર્વ કાર્ય કરી શકે છે, છતાં કોઈ દુરાત્મા મનુષ્ય 'હું કરું છું' એમ અભિમાન કરે છે અને અસંતોષને લીધે પોતાની ઇચ્છામાં આવે તેવાં પાપકર્મ કરે છે.[૩૦] વિદ્વાનોએ મૃગયા ખેલવા માટે, જુગાર રમવા માટે, પરસ્ત્રીગમન માટે તથા મદ્યપાન કરવા માટે શાસ્ત્રોમાં નિષેધ કર્યો છે, છતાં કેટલાએક બહુશ્રુત પંડિતો પણ તે તે દુર્વ્યસનોમાં રચ્યાપચ્યા રહેલા જોવામાં આવે છે.[૩૧] આ રીતે કાળની પ્રેરણાથી જ સર્વ પ્રાણીઓને ઇષ્ટ–અનિષ્ટ વિષયોથી પ્રસંગ થતો જોવામાં આવે છે. તેમાં કાળ અથવા દૈવ વિના બીજું એક પણ કારણ અમારા જોવામાં આવતું નથી.[૩૨] વાયુ, આકાશ, અગ્નિ, ચંદ્ર, સૂર્ય, દિવસ, રાત્રિ, નદીઓ, નક્ષત્રો, પર્વતો વગેરે દૃશ્યમાન પદાર્થોને કોણે બનાવ્યા? રે! તેઓને કોણ ધારણ કરી રાખે છે? કાળ જ.[૩૩] અરે! કાળના યોગથી જ શીત, ઉષ્ણ અને વૃષ્ટિની ઋતુઓ નિયમપૂર્વક આવ–જા કર્યા કરે છે. હે મહાપુરુષ! એ રીતે જ મનુષ્યોને પ્રાપ્ત થતાં સુખો અને દુઃખો પણ કાળ અથવા અદૃષ્ટના યોગે જ મનુષ્યોને આવી મળે છે.[૩૪] વળી મનુષ્ય વૃદ્ધાવસ્થાના તથા મૃત્યુના સપાટામાં જ્યારે સપડાઈ પડે છે, ત્યારે ઔષધો, મંત્રો, હોમો કે મૃત્યુંજય આદિના જપો તેનું રક્ષણ કરી શકતાં નથી.[૩૫] જેમ મહાસાગરમાં તરંગોના આઘાતથી એક લાકડું બીજા લાકડાને મળે છે અને થોડો સમય સાથે રહી પાછાં બન્ને લાકડાં અન્યોન્યથી વિખૂટાં પડી જાય છે, તેમ જ આ સંસારમાં પ્રાણીઓનો અન્યોન્યની સાથે સમાગમ થાય છે અને સમય પૂર્ણ થતાં પુનઃ વિયોગ થાય છે.[૩૬] જગતમાંહેના જે પુરુષોનું ગાન, તાન, વાદિત્ર આદિ મનમોહક સામગ્રીઓથી સજ્જ થઈ ઉત્તમ સ્ત્રીઓ નિત્ય સેવન કર્યા કરે છે અને જે પુરુષો અનાથ અને પારકું અન્ન ભક્ષણ કરીને જીવે છે, તેઓ સર્વ પર કાળની ક્રિયા તો એકસરખી જ છે.[૩૭] અરે! અનેક જન્મોમાં આપણે હજારો માતપિતાઓના તથા સેંકડો પુત્રોના અને સ્ત્રીઓના પ્રસંગમાં આવી ગયા છીએ, પણ તેઓમાંથી કોણ આપણું થયુ છે અને કોના આપણે થયા?[૩૮] રે! આ જીવનો હજી સુધી કોઈ પણ સગો થયો નથી, તેમ થશે પણ નહિ; અને આ જીવ પણ હજી સુધી કોનો સગો થયો છે તેમ ભવિષ્યમાં કોનો સગો થશે? અર્થાત્ કોઈનો નહિ. જગતમાં કોઈ કોઈનુ સગું જ નથી. સ્ત્રીઓ, બંધુઓ અને સુહૃદોની સાથે જે સમાગમ થાય છે, તે કેવળ વાટમાં થયેલા મુસાફરના સમાગમ સરખો છે.[૩૯] 'હું ક્યાં હતો? હવે પછી ક્યાં જઈશ? હું પોતે કોણ છું? અહીં શા માટે આવ્યો છું? અને શા માટે કોનો શોક કરું છું?' આવો ક્ષણે ક્ષણે વિચાર કરીને મનને સ્થિર કરવું જોઈએ.[૪૦] ચક્રની પેઠે ભ્રમણ કરી રહેલા આ સંસારમાં પ્રિયજનોની સાથેનો સહવાસ અનિત્ય છે. ભાઈ, માતા, પિતા અને મિત્ર સાથેનો સંબંધ માર્ગમાં મળેલા મુસાફરના સંબંધ જેવો જ છે.[૪૧] વિદ્વાનો કહે જ છે કે, સ્વર્ગ આદિ પરલોકને કોઈએ પણ પહેલેથી પ્રત્યક્ષ જોયો નથી. માત્ર સર્વ કોઈ એ શાસ્ત્રવચનો પર જ

શ્રદ્ધા રાખવી જોઈએ અને જ્ઞાન મેળવવાની ઇચ્છા રાખનારાએ શાસ્ત્રાજ્ઞાનું કદી ઉલ્લંઘન કરવું નહિ.[૪૨] વિદ્વાન મનુષ્યે નિરંતર પિતૃઓનાં તથા દેવતાઓનાં ધર્મયુક્ત કાર્યો કર્યા કરવાં, વિધિપૂર્વક યજ્ઞો કરવા અને ધર્મ, અર્થ તથા કામરૂપ ત્રિવર્ગનું યથાવિધિ સેવન કરવું.[૪૩] આ સમગ્ર જગત જરા અને મૃત્યુરૂપી મોટા ગૂંહવાળા ગંભીર કાળસાગરમાં ડૂબતું ચાલ્યું જાય છે; હાય! છતાં પણ કોઈ જાણી શકતું નથી.[૪૪] રે! આયુર્વેદનું સંપૂર્ણ અધ્યયન કરી કેવળ પરિગ્રહને જ(વ્યર્થ ઉપાધિને જ) વહોરી બેઠેલા ઘણા વૈદ્યો રોગોથી ઝડપાયલા જોવામાં આવે છે.[૪૫] તેઓ બિચારા જાતજાતના ઉકાળા પીએ છે અને મધ–ઘીની સાથે જુદી જુદી ધાતુઓની ભસ્મો ચાટ્યા કરે છે; પરંતુ મહાસાગર જેમ તટનું ઉલ્લંઘન કરી શકતો નથી, તેમ તેઓ મૃત્યુનું ઉલ્લંઘન કરી શકતા નથી;[૪૬] તેમ જ બીજા અનેક રસાયણશાસ્ત્રીઓ પોતાના શરીરમાં વૃદ્ધાવસ્થાનો પ્રવેશ નહિ થવા દેવા માટે જાતજાતનાં રસાયણોનું સેવન કરે છે, પણ અફસોસ! મદમત્ત હાથીઓ જેમ વૃક્ષોને ભાંગી નાખે, તેમ તેઓનાં શરીરોને વૃદ્ધાવસ્થા ભાંગી નાખે છે.[૪૭] વળી ઘણા પુરુષો નિત્ય તપશ્ચરણમાં જ આસક્ત રહે છે, ત્યારે બીજા કેટલાએક વેદસંહિતાઓનો સ્વાધ્યાય જ કર્યા કરે છે, કેટલાએક દાતાઓ દાન આપ્યા કરે છે અને કેટલાએક યજ્ઞશીલ યાજ્ઞિકો ઉપરાઉપરી યજ્ઞો કર્યા કરે છે; છતાં તેઓ જરાનું કે મૃત્યુનું ઉલ્લંઘન કરી શકતા નથી.[૪૮] સંસારમાં જન્મેલાં સર્વ પ્રાણીઓના ગયેલા દિવસો, ગયેલી રાત્રિઓ, ગયેલાં પખવાડિયાંઓ, ગયેલા મહિનાઓ અને ગયેલાં વર્ષો ફરી કદી આવવાનાં નથી.[૪૯] કાળના પંજામાં સપડાયલા સર્વ પુરુષો પરાધીન થઈને અનાદિ કાળના આ સંસારમાર્ગમાં આવ–જા કર્યા કરે છે કે જે સંસારનો ધોરી માર્ગ, સર્વ પ્રાણીઓથી સેવાયલો છે.[૫૦] કેટલાએક માને છે કે, જીવ થકી દેહની ઉત્પત્તિ થાય છે અને કેટલાએક માને છે કે, દેહ થકી જીવની ઉત્પત્તિ થાય છે. ભલે, તેના સંબંધમાં ગમે તે હો, પરંતુ આ સંસારના માર્ગમાં સ્ત્રીઓ અને બંધુઓ સાથેનો સમાગમ કેવળ વટેમાર્ગુના સમાગમ જેવો જ છે.[૫૧] સ્ત્રીપુત્રાદિમાંથી કોઈની સાથે પણ પુરુષનો નિત્ય સહવાસ રહી શકતો નથી. અરે! પોતાના શરીરની સાથે પણ નિત્યનો સંબંધ રહેતો નથી તો પછી બીજાઓની સાથે તો ક્યાંથી જ રહી શકે?[૫૨] ઓ નિર્દોષ રાજા! તારા પિતા અત્યારે ક્યાં છે? તારા પિતામહો હાલ ક્યાં જઈ વસ્યા છે? ખરેખર તું તેઓને દેખતો નથી અને તેઓ તને દેખતા નથી.[૫૩] હે રાજા! કોઈ પણ પુરુષે સ્વર્ગને કે નરકને પ્રત્યક્ષ–ચક્ષુથી જોયું નથી. શાસ્ત્ર એ જ સત્પુરુષોનું નેત્ર છે, માટે તમે પણ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વર્તો.[૫૪] સર્વ અધિકારી મનુષ્યોનો ધર્મ છે કે, પ્રથમ શાસ્ત્રાજ્ઞા પ્રમાણે બ્રહ્મચર્ય પાળવું અને પછી ગૃહસ્થાશ્રમ માંડી પ્રજા ઉત્પન્ન કરવી, યજ્ઞો કરવા અને અસૂયાનો ત્યાગ કરી દેવ, પિતૃ તથા મનુષ્યોના ઋણમાંથી મુક્ત થવું.[૫૫] પ્રથમ બ્રહ્મચર્ય પાળી ગૃહસ્થાશ્રમમાં દાખલ થયેલા મનુષ્યે પ્રજા ઉત્પન્ન કરવી, નિરંતર યજ્ઞો કરવા અને પછી અહંતામમતાનો હૃદયમાંથી ત્યાગ કરી ગૃહસ્થાશ્રમમાં જ રહીને સ્વર્ગમાં જવાનો યત્ન કરવો અથવા વાનપ્રસ્થાશ્રમ સ્વીકારીને પરમાત્માનું આરાધન કરવું.[૫૬] જે રાજા રાગદ્વેષરહિત થઈને ધર્માચરણ કરે છે, યથાયોગ્ય રીતે પ્રજાઓ પાસેથી દ્રવ્યનો છઠ્ઠો ભાગ ગ્રહણ કરે છે, તે રાજા ચરાચર સર્વ લોકમાં યશસ્વી થઈને અભ્યુદય પામે છે.'[૫૭]

વ્યાસ બોલ્યા: 'હે યુધિષ્ઠિર રાજા! અશ્મનમુનિનાં એ હેતુગર્ભ વાક્યોનો સંપૂર્ણ વિચાર કરીને રાજા જનક બુદ્ધિશુદ્ધ થયો હતો અને તે મુનિની રજા લઈ શોકરહિત ચિત્તે પોતાને ઘેર જઈને રહ્યો હતો;[૫૮] માટે તમે પણ આમ શોક કરવો છોડી દો અને હર્ષ પામી ઊભા થાઓ. હે ઇંદ્ર સરખા રાજા! આ પૃથ્વીને તમે ક્ષાત્રધર્મથી જીતી છે માટે તેનો હવે ઉપભોગ કરો, પણ તેનું અપમાન કરો મા.'[૫૯]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન– પર્વમાં 'અશ્મન મુનિ અને જનકરાજાનો સંવાદ' નામનો અધ્યાય ૨૮મો સમાપ્ત

# અધ્યાય ૨૯મો
## શ્રીકૃષ્ણનો ઉપદેશ–સોળ રાજાઓનાં ચરિત્રો

॥ वैशंपायन उवाच ॥

अन्वाहरतिराजेन्द्रे धर्मपुत्रे युधिष्ठिरे।
गुडाकेशो हृषीकेशमभ्यभाषत पांडवः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: હે જનમેજય રાજા! વેદવ્યાસે એ પ્રમાણે ઉપદેશ આપ્યો છતાં પણ ધર્મપુત્ર મહારાજા યુધિષ્ઠિર કંઈ બોલ્યા વિના શાંત બેસી રહ્યા. તે જોઈને પાંડુપુત્ર અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું.[૧]

અર્જુન બોલ્યો: હે માધવ! શત્રુઓને તપાવનારા આ યુધિષ્ઠિર રાજા જ્ઞાતિબંધુઓના શોકથી તપી જઈને શોકસાગરમાં ડૂબી ગયા છે, માટે તમે તેમને ધીરજ આપો.[૨] હે જનાર્દન! આ સમયે અમે પણ રાજ્યસુખ માટે સંશયમાં આવી પડ્યા છીએ, માટે હે મહાબાહુ! તમારે આ રાજાના શોકનો નાશ કરવો યોગ્ય છે.[૩]

વૈશંપાયને કહ્યું: હે જનમેજય! મહાત્મા અર્જુને એ પ્રમાણે કહ્યું, એટલે કમળ સરખા નેત્રવાળા શ્રીકૃષ્ણ રાજા યુધિષ્ઠિરની સન્મુખ જઈને ઊભા રહ્યા.[૪] યુધિષ્ઠિરરાજા શ્રીકૃષ્ણના વચનનું કદી પણ ઉલ્લંઘન કરતા નહિ. બાલ્યાવસ્થાથી આરંભીને જ શ્રીકૃષ્ણ પર તેમને અર્જુનના કરતાં પણ અધિક પ્રીતિ હતી.[૫] મહાબાહુ શ્રીકૃષ્ણે ચંદનથી ચર્ચેલા યુધિષ્ઠિરરાજાના પર્વતના સ્તંભ સરખા બાહુને પોતાના હાથવતી પકડ્યો અને પછી વિનોદ કરાવતા નીચેનું વચન બોલ્યા.[૬] તે સમયે સુંદર દાંતોવાળું તથા સુંદર નેત્રોવાળું શ્રીકૃષ્ણનું મુખકમળ સૂર્યોદયના સમયે સંપૂર્ણ રીતે ખીલી નીકળેલા કમળ સરખું જ શોભતું હતું.[૭]

શ્રીકૃષ્ણ બોલ્યા: હે પુરુષવ્યાઘ્ર યુધિષ્ઠિર રાજા! ગાત્રોને સુકાવી નાખનારો આવો શોક તમે કરો નહિ. આ રણસંગ્રામમાં જે તમારા સંબંધીઓ માર્યા ગયા છે, તેઓ આમ શોક કરવાથી તમને પાછા મળી શકશે નહિ.[૮] હે રાજન્! સ્વપ્નમાં પ્રાપ્ત થયેલા ભોગલાભો, જાગ્યા પછી જેમ મિથ્યા જણાય છે, તેમ આ મહારણમાં પ્રથમ દેખાઈને મરણ પામેલા ક્ષત્રિયો પણ મિથ્યા જ હતા.[૯] રણસંગ્રામને શોભાવનારા તે શૂરાઓ સામે પગલે લડીને વિજય મેળવ્યા પછી મરણ પામ્યા છે. તેઓમાંથી કોઈ એક પણ રણમાંથી નાસી જતાં પીઠ ઉપર પ્રહાર ખાઈને મૂઓ નથી.[૧૦] આ મહારણમાં સર્વ વીરપુરુષોએ પોતાના પ્રિય પ્રાણોનો યુદ્ધ કરીને જ ત્યાગ કર્યો છે. તેઓ બધા શસ્ત્રોથી પવિત્ર થઈ ને સ્વર્ગમાં ગયા છે, માટે તેઓનો શોક કરવો યોગ્ય નથી.[૧૧] વળી એ બધા શૂરાઓ ક્ષાત્રધર્મ પર પ્રીતિ રાખનારા હતા અને વેદવેદાંગના પારને પામેલા હતા, જેથી તેઓ પવિત્ર વીરગતિને પામ્યા છે. તેઓનો શોક કરવો તમને યોગ્ય નથી.[૧૨] યુદ્ધમાં મરણ પામેલા મહાનુભાવ રાજાઓને સંભારીને તમે શોક કરો મા. હે યુધિષ્ઠિર રાજા! આ જગતમાં એક પ્રાચીન ઈતિહાસ કહેવાય છે કે, પૂર્વે રાજા સૃંજય પુત્રના શોકથી ઘણો વિહ્વળ થઈ ગયો, જેથી તેનો શોક દૂર કરવા માટે નારદમુનિએ તેને આ પ્રમાણે ઉપદેશ આપ્યો હતો: હે સૃંજય રાજા! હું, તું અને આ સર્વ પ્રજાઓ સુખદુઃખથી મુક્ત થયા વિના જ મરણ પામીશું; તો પછી તેમાં શોક કરવાનું શું કારણ છે? હે રાજા! પૂર્વકાળના રાજાઓનું ઉત્તમ ચરિત્ર સાંભળવાથી તમારો શોક દૂર થશે, આમ ધારીને હું તે રાજાઓનું ચરિત્ર તમને કહું છું, તે એકાગ્ર ચિત્તથી સાંભળો. પૂર્વકાળના મહાનુભાવ રાજાઓને પણ મરણ પામેલા સાંભળી તમારો સંતાપ દૂર થશે. અવશ્ય તે રાજાઓનું ચરિત્ર ક્રૂર ગ્રહોને પણ શાંત કરનારું છે, આયુષ્યની વૃદ્ધિ કરનારું છે, મનોહર છે અને વળી ઉત્તમ છે, તે હું તમને વિસ્તારથી કહું છું, સાંભળો. હે સૃંજય રાજા! અવિક્ષિતનો પુત્ર મરુત્ત રાજા પણ મરી ગયો છે, એમ આપણે સાંભળીએ છીએ. જે મહાત્મા રાજાના યજ્ઞમાં સર્વ પ્રજાપતિઓ અને ઈંદ્ર તથા વરુણ સહિત દેવતાઓ બૃહસ્પતિને આગળ કરીને પોતપોતાના યજ્ઞભાગો લેવા માટે પ્રત્યક્ષ આવ્યા હતા.[૧૩-૧૯] જેણે સ્પર્ધાથી દેવરાજ ઈંદ્રને પણ જીત્યો હતો અને ઈંદ્રનું પ્રિય કરવાની ઈચ્છાવાળા વિદ્વાન બૃહસ્પતિએ યજ્ઞમાં આચાર્યપદ સ્વીકારવા માટે જ્યારે ના પાડી હતી, ત્યારે જેણે [illegible] નાનાભાઈ સંવર્તને આચાર્ય બનાવ્યા કર્યા હતા. હે રાજા! આ પૃથ્વી

જ્યારે રાજ્ય કરતો હતો, ત્યારે ખેડ્યા વિના પૃથ્વી મા ધાન્યો ઊગી નીકળતા હતા અને આખી પૃથ્વી પર દેવમદિરોની સખ્યાબધ પંક્તિઓ શોભી રહી હતી. વળી મહાત્મા મરુત્ત રાજાએ જ્યારે યજ્ઞ સમારભ કર્યો હતો, ત્યારે વિશ્વેદેવતાઓ સભાસદ થયા હતા અને સર્વ વાયુગણો તથા સાધ્યગણો સર્વ લોકોને ભોજન પીરસનારા થયા હતા, તેમ જ એ રાજાના યજ્ઞમા સર્વ દેવગણોએ યથેષ્ટ સોમપાન કર્યું હતુ તથા દેવો, ગધર્વો અને મનુષ્યોથી જેનો ભાર ન ઊચકી શકાય તેવી પુષ્કળ દક્ષિણાઓ તેણે આપી હતી ૨૦-૨૩ હે સૃજય! આવો ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્યસપન્ન રાજા મરુત્ત તારા કરતા અને તારા પુત્રના કરતા ઘણો જ અધિક પુણ્યવાન હતો, છતા પણ મૃત્યુવશ થયો છે, માટે તુ તારા પુત્રનો શોક કર મા.

વળી હે સૃજયરાજા! જગતમા વિખ્યાત થયેલો રાજા સુહોત્ર પણ મરણ પામ્યો છે, એમ આપણે સાભળીએ છીએ, જેના રાજ્યમા પ્રત્યેક વર્ષે ઇંદ્રે સુવર્ણની વૃષ્ટિ કરી હતી, જે રાજાના રાજ્યકાળમા આ પૃથ્વી 'વસુમતી' (ધનભરપૂર) એવા સત્ય નામવાળી થઈ હતી અને જે રાજાના રાજ્યસમયમા નદીઓ સુવર્ણમય જળપ્રવાહને વહેતી હતી ૨૪-૨૬ હે રાજન્! લોકમાન્ય ઇંદ્રદેવે તે રાજાના સમયમા સર્વ નદીઓમા સુવર્ણના કાચબા, સુવર્ણના માછલા, સુવર્ણના મગરમચ્છો અને સુવર્ણના કિશુકો (જળચર જીવો) આકાશ માથી નાખ્યા હતા.૨૭ તે સમયે રાજા સુહોત્ર પણ નદીઓમા પડેલા સેકડો ને હજારો સુવર્ણના માછલા, મગરો અને કાચબાઓને જોઈને વિસ્મય પામી ગયો હતો ૨૮ પછી તે રાજાએ એ અઢળક સુવર્ણને એકઠુ કરાવી કુરુજાગલ દેશમા મોટો યજ્ઞ આરભ્યો હતો અને તેમા તે બધુ સુવર્ણ તેણે બ્રાહ્મણોને આપી દીધુ હતું ૨૯ હે સૃજય! તારા કરતા અને તારા પુત્રના કરતા ઘણો જ અધિક ધર્મિષ્ઠ, જ્ઞાનસપન્ન, વૈરાગ્યસંપન્ન અને ઐશ્વર્ય સપન્ન એવો તે સુહોત્ર રાજા પણ જો મરી ગયો છે તો પછી તુ તારા પુત્રનો શોક કર મા, કારણ કે તારા પુત્રે તેવા યજ્ઞો કર્યા ન હતા તેમ તેવી દક્ષિણા ઓ પણ આપી ન હતી, માટે શાત થા અને શોક કર નહિ

વળી હે સૃજયરાજા! અંગદેશનો રાજા બૃહદ્રથ પણ મરી ગયો, એમ આપણે સાભળીએ છીએ, કે જેણે પોતાના યજ્ઞમા શ્વેતવર્ણના દશ લાખ ઘોડાઓ, સુવર્ણમાળાઓથી શણગારેલી દશ લાખ કન્યાઓ, દશ લાખ ઉત્તમ હાથીઓ, એક કરોડ સુવર્ણની માળાઓવાળા બળદો અને અનુચરો સહિત એક હજાર ગાયો દક્ષિણામા આપી હતી. અગરાજા બૃહદ્રથે વિષ્ણુપદગિરિ ઉપર જ્યારે યજ્ઞ દીક્ષા લીધી હતી, ત્યારે ઇંદ્ર તેના યજ્ઞમા સોમ રસનું પાન કરીને તથા બ્રાહ્મણો દક્ષિણાદાન લઈને ગાડા ગાડા બની ગયા હતા. હે રાજેદ્ર! પૂર્વ કાળમા તેણે કરેલા સો યજ્ઞોમાં એટલી બધી દક્ષિણા આપવામાં આવી હતી કે જેને ઊંચકવા માટે મનુષ્યો, ગધર્વો કે દેવો પણ સમર્થ થઈ શકે નહિ! અને તે અંગરાજાએ અગ્નિષ્ટોમ, અત્યગ્નિષ્ટોમ, ઉકથ્ય, ષોડશીય, વાજપેય, અતિરાત્ર અને આપ્તોર્યામ આ સાત સોમસસ્થાઓમા જેટલું દ્રવ્યદાન કર્યું હતુ, તેટલુ દ્રવ્યદાન કરનાર બીજો એક પણ પુરુષ હજી જન્મ્યો નથી; અને હવે પછી જન્મશે પણ નહિ. હે સૃજય રાજા! તારા પુત્રના કરતા અને તારા કરતા અતિશય વિશેષ ધાર્મિક, જ્ઞાની, વૈરાગી અને ઐશ્વર્યવાન તે બૃહદ્રથ રાજા પણ જો મરી ગયો છે તો પછી તું તારા પુત્ર માટે શોક કર મા.

તેમ જ હે સૃજય! ઉશીનરનો પુત્રશિબિરાજા મરી ગયો, એમ પણ અમે સાભળીએ છીએ.૩૦-૩૯ જે રાજાએ આખી પૃથ્વીને જેમ ચામડાથી વીટી લેવામા આવે તેમ પોતાની આજ્ઞાથી વીટી લીધી હતી અને પોતાના રથની ગર્જનાથી સમગ્ર પૃથ્વીને ગજાવી મૂકી હતી ૪૦ વળી જેણે જયનશીલ પોતાના રથ વડે આખી પૃથ્વી પર ઘૂમીને સર્વ પર પોતાની સત્તા બેસાડી હતી શિબિરાજાએ પોતાના યજ્ઞમા જગલી પશુઓની સાથે બળદોનું, ઘોડાઓનુ તથા ગાયોનુ એટલુ બધુ દાન આપ્યુ હતું કે, જેની સખ્યા જ ન હતી હે સૃજય રાજા! ભૂત અને ભવિષ્યકાળના સર્વ રાજાઓમા તે રાજાની બરોબરીમા આવી શકે તેવો એક પણ રાજા પ્રજાપતિ બ્રહ્મદેવને દેખાયો ન હતો! આવો ઇંદ્ર સમાન પરાક્રમી રાજા શિબિ પણ ધર્મમા, જ્ઞાનમા,

વૈરાગ્યમાં તથા ઐશ્વર્યમાં તારા કરતાં ઘણો ચડિયાતો હતો, છતાં જો મરી ગયો તો પછી તેના સરખું દક્ષિણાદાન નહિ કરનાર તથા તેના જેટલા યજ્ઞો નહિ કરનાર તારા પુત્રનો તું શોક કર મા.

વળી હે સંજય! દુષ્યંતનો પુત્ર ભરતરાજા પણ મરી ગયો એમ અમે સાંભળીએ છીએ. એ રાજા શકુંતલાનો પુત્ર હતો. તેની પાસે દ્રવ્યનો સંગ્રહ પુષ્કળ હતો અને તેણે યમુના નદીના તટ પર ત્રણસો, સરસ્વતી નદીના તટ પર વીસ અને ગંગા નદીના તટ પર ચૌદ ઘોડાઓને બાંધીને એક હજાર અશ્વમેધ યજ્ઞો કર્યા હતા તથા એકસો રાજસૂય યજ્ઞો કરીને દેવોનું યજન કર્યું હતું. ઉપરાંત મહાતેજસ્વી દુષ્યંતના પુત્ર ભરતે પૂર્વે અનેક યજ્ઞો કર્યા હતા.[૪૧-૪૭] પૃથ્વીમાંહેના સર્વ રાજાઓ મનુષ્યો જેમ બે હાથવતી આકાશમાં ગમન કરી શકે નહિ, તેમ ભરતરાજાનાં મહાન કર્મોનું કદી અનુકરણ કરી શકે તેમ નથી. ભરતરાજાએ યજ્ઞવેદિકામાં એક અબજ ઘોડાઓ બાંધીને હજારો બ્રાહ્મણોને દાનમાં આપી દીધા હતા ને વિશેષમાં કણ્વમુનિને એક હજાર પદ્મ રત્નોનું દાન કર્યું હતું.[૪૮-૪૯] હે સંજય! ધર્મમાં, જ્ઞાનમાં, વૈરાગ્યમાં અને ઐશ્વર્યમાં તારા કરતાં તથા તારા પુત્રના કરતાં ઘણો જ ચડિયાતો અને પુણ્યશાળી તે ભરતરાજા પણ કાળનો ગ્રાસ થઈ ગયો છે, તો પછી તું તારા પુત્ર માટે શોક કર મા.[૫૦]

એવી જ રીતે હે સંજયરાજા! દશરથના પુત્ર રામચંદ્રને આપણે મરણ પામેલા સાંભળીએ છીએ. તેમણે પોતાના ઔરસપુત્રોની પેઠે પ્રજાઓનું નિરંતર રક્ષણ કર્યું હતું, તેમના રાજ્યમાં કોઈ સ્ત્રીઓ વિધવા થતી ન હતી અથવા કોઈ સ્ત્રીઓ અનાથ થઈ પડતી ન હતી અને તે પોતે પિતાની પેઠે રાજ્યશાસન કરતા હતા.[૫૧-૫૨] રામચંદ્રના રાજ્યકાળમાં મેઘ સમયપૂર્વક વૃષ્ટિ કરીને ધાન્યોને પકાવી દેતો હતો, દેશમાં નિત્ય સુકાળ જ થતો હતો, કોઈ પણ પ્રાણી જળમાં ડૂબી મરતું ન હતું, કોઈને અગ્નિ બાળી મૂકતો ન હતો, રોગનો લેશમાત્ર પણ ભય ન હતો, સ્ત્રીઓનાં તથા પુરુષોનાં આયુષ્યો એક એક હજાર વર્ષનાં હતાં, મનુષ્યો નીરોગી રહેતાં હતાં, સર્વના મનોરથો સિદ્ધ થતા હતા, સ્ત્રીઓમાં પણ કદી અન્યોન્ય વાદવિવાદ થતો ન હતો, ત્યારે પુરુષોમાં તો ક્યાંથી થતો હશે? પ્રજાઓ નિત્ય ધર્મપરાયણ રહેતી હતી, સર્વ કોઈ સંતુષ્ટ રહેતું હતું, સર્વનાં કાર્યો સિદ્ધ થતાં હતાં, સર્વ પ્રાણીઓ નિર્ભય અને યથેષ્ટ રીતે વિચરી શકતાં હતાં, પુરુષો સત્ય વ્રતને ધારણ કરનારા હતા, વૃક્ષો નિત્ય પુષ્પો ને ફળોથી લચી રહીને નિરુપદ્રવ દેખાતાં હતાં અને ગાયો સાયંપ્રાતઃ બન્ને સમયે એક ઘડો ભરાય તેટલું દૂધ આપતી હતી.[૫૩-૫૮] મહાતપસ્વી રામચંદ્ર ચૌદ વર્ષ પર્યંત વનવાસ વેઠીને રાજ્યાસન પર આરૂઢ થયા હતા અને તેમણે સર્વ જાતનાં ખાનપાનની છૂટવાળા અને ત્રણગણી દક્ષિણાઓવાળા દશ અશ્વમેધ યજ્ઞો કર્યા હતા.[૫૯] રાજા રામચંદ્ર તરુણવયના હતા, શરીરે શ્યામવર્ણા હતા, યૂથપતિ હાથીની પેઠે રક્ત (લાલ) નેત્રવાળા હતા, તેમના બન્ને બાહુઓ છેક ઢીંચણ સુધી લાંબા હતા, તેમનું મુખ અતિ સુંદર હતું, તેમની કાંધ સિંહનાં જેવી પુષ્ટ હતી, તેમની ભુજાઓ વિશાળ હતી અને તેમણે અયોધ્યાની રાજગાદી પર આવીને અગિયાર હજાર વર્ષ પર્યંત રાજ્ય કર્યું હતું.[૬૦-૬૧] હે સંજયરાજા! ધર્મમાં, જ્ઞાનમાં, વૈરાગ્યમાં તથા ઐશ્વર્યમાં તારા પુત્રના કરતાં તથા તારા પોતાના કરતાં ઘણા જ ચડિયાતા અને અધિક પુણ્યશાળી રાજા રામચંદ્ર પણ કાળના ઝપાટામાં જ્યારે આવી ગયા છે તો પછી તારા પુત્રનો તું શોક કર મા.[૬૨]

હે સંજયરાજા! ભગીરથ રાજા પણ મરી ગયો એમ આપણે સાંભળીએ છીએ. તે રાજાના વિસ્તીર્ણ યજ્ઞમાં સોમરસનું પાન કરી મદોત્કટ બનેલા ભગવાન ઇંદ્રે પોતાના બાહુબળથી અનેક હજારો અસુરોને જીત્યા હતા.[૬૩-૬૪] વળી તેણે મોટો યજ્ઞ કરીને સુવર્ણથી શણગારેલી દશ લાખ કન્યાઓ, ચાર ચાર ઘોડાઓ જોડેલા તેટલા જ રથો, એ પ્રત્યેક રથોની પાછળ કમળમાળાઓને તથા સુવર્ણમાળાઓને ધારણ કરનારા સો સો હાથીઓ, તે એક એક હાથીની પાછળ એક એક હજાર ઘોડાઓ અને તે પ્રત્યેક ઘોડાઓની પાછળ એક એક હજાર ગાયો, ઘેટાં તથા બકરાં બ્રાહ્મણોને દાનમાં આપી દીધાં હતાં.[૬૫-૬૭] ભગીરથરાજા એક સમયે સભાગૃહમાં બેઠો હતો, ત્યારે ગંગા નદી દેવીસ્વરૂપે આવીને

તેના ખોળામાં બેઠાં હતાં, તેથી તેનું 'ઉર્વશી' એવું નામ જગતમાં પ્રસિદ્ધ થયું છે.[૬૮] વળી સ્વર્ગમાર્ગમાં વહેનારી ગંગા નદીએ પુષ્કળ દક્ષિણા આપનારા યજમાન ભગીરથરાજાની પુત્રી તરીકે થઈને પૃથ્વી પર અવરોહણ કર્યું હતું, તેથી તેનું 'ભાગીરથી' એવું નામ જગતમાં વિખ્યાત થયું છે.[૬૯] હે સૃંજયરાજા! ધર્મમાં, જ્ઞાનમાં, વૈરાગ્યમાં તથા ઐશ્વર્યમાં તારા કરતાં અતિશય ઉત્તમ અને તારા પુત્રના કરતાં અધિક પુણ્યવાન તે ભગીરથરાજા પણ મૃત્યુનો ગ્રાસ થઈ ગયો છે, તો પછી તું તારા પુત્રનો શોક કર મા.[૭૦] હે સૃંજય! મહાત્મા દિલીપરાજા પણ મરી ગયો, એમ અમે સાંભળીએ છીએ. જે રાજાનાં પુષ્કળ કર્મોનું હજી પણ દ્વિજાતિઓ વર્ણન કર્યા કરે છે. જે રાજાએ પોતાના મહાયજ્ઞમાં ધનથી ભરેલી આખી પૃથ્વીનું બ્રાહ્મણોને દાન કરી દીધું હતું અને પ્રત્યેક યજ્ઞમાં તેણે સુવર્ણના એક હજાર હાથીઓનું પુરોહિતને દક્ષિણાદાન આપ્યું હતું.[૭૧-૭૩] વળી તે રાજાએ યજ્ઞસમારંભમાં સુવર્ણનો સુશોભિત યજ્ઞસ્તંભ ઊભો કર્યો હતો અને ઇંદ્ર આદિ દેવતાઓ પણ તેના યજ્ઞકર્મમાં સહાયક તરીકે આવીને હાજર થયા હતા.[૭૪] જે રાજાએ સ્થાપેલા સુવર્ણમય યજ્ઞસ્તંભ ઉપરના સુવર્ણકટક ઉપર છ હજાર દેવો તથા ગંધર્વો સાતે સ્વરોને અનુસરી નૃત્ય કરતા હતા[૭૫] અને તેઓના મધ્યમાં બેસીને વિશ્વાવસુ ગંધર્વ પોતે જ વીણા વગાડતો હતો. તે સમયે આસપાસ ઊભેલાં સર્વ પ્રાણીઓ એમ જ માનતાં હતાં કે, આ ગંધર્વ અમારી પાસે જ ઊભો રહીને વીણા વગાડે છે.[૭૬] રાજા દિલીપના ચરિત્રનું ભૂતભવિષ્યના કોઈ પણ રાજાઓ અનુકરણ કરી શકે તેમ નથી; કારણ કે જેના સુવર્ણભૂષિત હાથીઓ મદમત્ત બનીને ગમે તે સ્થળે માર્ગમાં પડી રહેતા હતા.[૭૭] અરે! અનંત શત્રુઓ સામે ટક્કર ઝીલનાર ધનુષને ધારણ કરનારા સત્યવાદી મહાત્મા દિલીપરાજાનાં જેઓએ દર્શન કર્યાં હતાં તે પુરુષો પણ સ્વર્ગલોકમાં ગયા છે.[૭૮] વળી રાજા દિલીપના મહેલની પાસે સ્વાધ્યાયનો ઘોષ, ધનુષની પ્રત્યંચાનો ટંકાર અને 'જે આવે તેને આપો' આવો દાનસૂચક શબ્દ કદી પણ બંધ પડતો ન હતો.[૭૯] હે સૃંજયરાજા! ધર્મમાં, જ્ઞાનમાં, વૈરાગ્યમાં તથા ઐશ્વર્યમાં તારા કરતાં ઘણો જ ચડિયાતો અને તારા પુત્રના કરતાં ઘણો જ પુણ્યશાળી રાજા દિલીપ પણ જ્યારે મરી ગયો છે, ત્યારે તું તારા પુત્રનો શોક કર મા.[૮૦]

તેમ જ હે સૃંજય! યુવનાશ્વનો પુત્ર રાજા માંધાતા પણ મરી ગયો, એમ આપણે સાંભળીએ છીએ. તે રાજાને સર્વ દેવતાઓએ એકઠા મળીને તેના પિતાના પડખામાંથી બહાર કાઢ્યો હતો;[૮૧] કારણ કે કોઈ બીજા મનુષ્યની સ્ત્રીના ઉદરમાં પુત્રગર્ભની ઉત્પત્તિ કરવા માટે બ્રાહ્મણોએ દહીંથી મિશ્ર કરેલા ઘીને મંત્રીને યજ્ઞમંડપમાં રાખ્યું હતું. તે ઘીને માંધાતાનો પિતા યુવનાશ્વરાજા ભૂલથી ચાટી ગયો હતો, જેથી તે મહાત્માના ઉદરમાં ગર્ભરૂપે ઉત્પન્ન થઈને શ્રીમાન માંધાતા રાજા દેવોની શક્તિથી બહાર નીકળ્યો હતો અને તેણે ત્રણે લોકને જીત્યા હતા.[૮૨] દેવ સમાન સ્વરૂપવાળો માંધાતારાજા પિતાના ઉદરમાંથી નીકળીને તેના ખોળામાં જ્યારે સૂતો હતો, ત્યારે દેવતાઓ તેને જોઈને માંહોમાંહે કહેવા લાગ્યા કે, 'આ બાળક કોને ધાવશે?'[૮૩] દેવોનું એ વાક્ય સાંભળીને ઇંદ્ર બોલી ઊઠ્યો હતો કે, 'આ બાળક મને ધાવશે.' પછી ઇંદ્રે તેના મુખમાં પોતાના હાથની આંગળી આપી કે, જેમાંથી એ મહાત્માનું પોષણ કરી શકે તેવા દૂધની ધારા ઝરવા માંડી. વળી ઇંદ્રે 'આ બાળક મને ધાવશે–માં ધાતા' એ વાક્ય પરથી જ તેનું 'માંધાતા' એવું નામ પાડ્યું હતું.[૮૪,૮૫] રાજા માંધાતા બાલ્યાવસ્થામાં ઇંદ્રના હાથની આંગળીનું એક દિવસ ધાવણ કરીને લગભગ સો દિવસ જેટલો વધી ગયો અને બાર દિવસ ધાવન કરીને લગભગ બાર વર્ષ જેટલો મોટો થઈ ગયો હતો.[૮૬] યુદ્ધમાં ઇંદ્ર સમાન શૂરવીર અને ધર્માત્મા એવા મહાત્મા માંધાતારાજાએ માત્ર એક જ દિવસમાં આખી પૃથ્વીને પોતાના તાબામાં કરી લીધી હતી.[૮૭] વળી તેણે યુદ્ધમાં આંગારરાજાને, મરુત્તરાજાને, અસિતરાજાને, ગયરાજાને તથા અંગદેશના બૃહદ્રથરાજાને જીત્યા હતા.[૮૮] માંધાતારાજા જે સમયે આંગારરાજા સામે યુદ્ધ કરવા ઊતર્યો હતો, તે સમયે દેવતાઓ પણ તેના ધનુષના ટંકારથી સ્વર્ગને તૂટી

પડેલું માની બેઠા હતા.[૮૯] જ્યાં સૂર્યનો ઉદય થાય છે, ત્યાંથી આરંભી જ્યાં સૂર્યનો અસ્ત થાય છે ત્યાં સુધીનું સર્વ ક્ષેત્ર યુવનાશ્વપુત્ર માંધાતારાજાનું જ તે સમયે કહેવાતું હતું.[૯૦] માંધાતાએ સો અશ્વમેધ યજ્ઞો કર્યા હતા અને સો રાજસૂય યજ્ઞો કર્યા હતા. તે યજ્ઞોમાં દક્ષિણાદાન આપતી વેળા એક યોજનની ઊંચાઈવાળાં તથા દશ યોજનની લંબાઈવાળાં સુવર્ણમય રોહિત નામનાં માછલાં તૈયાર કરાવીને તેણે બ્રાહ્મણોને આપ્યાં હતાં કે, જેઓનો વિભાગ કરનારા બીજા ઘણા મનુષ્યો બ્રાહ્મણો પાસે હાજર રહ્યા હતા.[૯૧-૯૨] હે સંજય રાજા! ધર્મમાં, જ્ઞાનમાં, વૈરાગ્યમાં તથા ઐશ્વર્યમાં તારા કરતાં અતિ ઉત્કૃષ્ટ અને તારા પુત્રના કરતાં અધિક પુણ્યવાન તે માંધાતારાજા પણ જો મરી ગયો છે તો પછી તું પુત્રશોક કર મા.[૯૩]

વળી હે સંજયરાજા! નહુષનો પુત્ર યયાતિરાજા પણ મરી ગયો, એમ આપણે સાંભળીએ છીએ. તે રાજાએ સમુદ્ર પર્યંતની આ સમગ્ર પૃથ્વી પર વિજય મેળવ્યો હતો અને તેણે કોઈ એક બળવાન પુરુષ હાથમાં ખીજડીનો દંડ લઈને બળપૂર્વક ફેંકે અને તે દંડ જેટલે અંતરે પડે તેટલે અંતરે યજ્ઞવેદિકાઓ તૈયાર કરાવીને અનેક જાતના મુખ્ય મુખ્ય યજ્ઞો કર્યા હતા અને એ રીતે કરીને સમુદ્ર સુધીની આખી પૃથ્વીને વેદિકાઓથી અદ્ભુત દેખાવની કરી દીધી હતી.[૯૪-૯૫] વળી તેણે એક હજાર અશ્વમેધ યજ્ઞો કરીને તથા સો વાજપેય યજ્ઞો કરીને સુવર્ણના પર્વતોનું દક્ષિણાદાન આપ્યું હતું કે જેથી બ્રાહ્મણો તૃપ્ત થઈ ગયા હતા.[૯૬] રાજા યયાતિએ પોતાનાં સૈન્યોને વ્યૂહરચનામાં ગોઠવી દઈ દૈત્યોનો તથા દાનવોનો યુદ્ધમાં સંહાર કરી નાખ્યો હતો અને આખી પૃથ્વી પોતાના પુત્રોને વહેંચી આપી હતી.[૯૭] પછી પોતાની વૃદ્ધાવસ્થા થતાં યદુ, દ્રુહ્યુ આદિ રાજકુમારો પર પોતાના રાજ્યનો સર્વ કારભાર નાખી દઈ પૂરુ નામના પાટવીકુમારનો રાજ્યાભિષેક કરીને તે રાજા વનમાં ચાલ્યો ગયો હતો.[૯૮] હે સંજય! ધર્મજ્ઞાનાદિક ચાર પદાર્થોમાં તારા કરતાં ઘણી જ વિશેષતાવાળો અને તારા પુત્રના કરતાં અતિશય પુણ્યવાન તે યયાતિરાજા પણ મૃત્યુને વશ થઈ ગયો છે, તો પછી તું તારા પુત્રને માટે શોક કર મા.[૯૯]

વળી હે સંજય! નાભાગનો પુત્ર અંબરીષરાજા પણ મરી ગયો છે, એમ અમારા સાંભળવામાં આવ્યું છે કે, જે મહારાજાનો સર્વ પ્રજાએ પોતાના પવિત્ર રક્ષક તરીકે સ્વીકાર કર્યો હતો.[૧૦૦] અને વળી તે રાજાએ બરાબર સાવધાન થઈને યજ્ઞ કરવાનો જ્યારે આરંભ કર્યો હતો, ત્યારે યજ્ઞમાં વરેલા બ્રાહ્મણોનો અતિથિસત્કાર કરવા માટે તેણે હજારો રાજાઓને જ નીમ્યા હતા.[૧૦૧] તે સમયે ઘણા બુદ્ધિમાન પુરુષોએ પણ અંબરીષ રાજાના તે કૃત્યને અનુમોદન આપતાં કહ્યું હતું કે, નાભાગના પુત્ર અંબરીષે જે આ યજ્ઞસમારંભ કર્યો છે, તેના જેવો પૂર્વકાળના અથવા પશ્ચિમકાળના રાજાઓ કરી શકયા નથી અને કરી શકશે પણ નહિ.[૧૦૨] તેના યજ્ઞમાં જે હજારો અને સેંકડો રાજાઓ બ્રાહ્મણોનું દાસકર્મ કરવામાં જોડાયા હતા, તે સર્વે અશ્વમેધ યજ્ઞ કર્યાના ફળભાગી થઈને અંબરીષરાજાના માહાત્મ્યથી ઉત્તરાયણમાર્ગ દ્વારા હિરણ્યગર્ભના લોકમાં ગયા છે.[૧૦૩] હે સંજયરાજા! ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્યમાં તારા કરતાં ઘણી જ વિશેષતાવાળો અને તારા પુત્રના કરતાં ઘણો જ અધિક પુણ્યશાળી તે અંબરીષરાજા પણ મરણધર્મને પામી ગયો છે, માટે તું તારા પુત્રનો શોક કર મા.[૧૦૪]

તેમ જ હે સંજય! ચિત્રરથનો પુત્ર શશબિંદુ રાજા કાળનો ભોગ થઈ પડ્યો છે, એમ અમારા સાંભળવામાં આવ્યું છે, કે જે મહાત્માને એક લાખ રાણીઓ હતી.[૧૦૫] તથા સુવર્ણનાં કવચોને ધારણ કરનારા અને ઉત્તમ ધનુર્ધારી એવા દશ લાખ પુત્રો હતા.[૧૦૬] તે પ્રત્યેક રાજપુત્રોએ સો સો રાજકન્યાઓ સાથે લગ્ન કર્યાં હતાં અને તે કન્યાઓ જ્યારે પરણીને આવી હતી, ત્યારે પોતાની પાછળ સો સો હાથીઓને, તે પ્રત્યેક હાથીની પાછળ સો સો રથોને, તે પ્રત્યેક રથની પાછળ સો સો ઉત્તમ દેશમાં ઉત્પન્ન થયેલા અને સુવર્ણની માળાઓને ધારણ કરનારા ઘોડાઓને તથા તે પ્રત્યેક ઘોડાની પાછળ સો સો ગાયોને તથા સો સો ઘેટાંબકરાંને દાયજામાં લાવી હતી.[૧૦૭-૧૦૮]

હે મહારાજા! આ સમગ્ર ધનને રાજા શશબિંદુએ અશ્વમેધ નામના મહાયજ્ઞમાં બ્રાહ્મણોને દાનમાં અર્પણ કરી દીધું હતું.૧૦૯ આવો ઐશ્વર્યાદિકથી સંપન્ન રાજા શશબિંદુ તારા કરતાં અને તારા પુત્રના કરતાં ઘણો જ અધિક પુણ્યવાન હતો, છતાં પણ તે કાળના સપાટામાંથી જો મુક્ત થયો નહિ તો હે સંજય! તું તારા પુત્રનો શોક કર મા.૧૧૦

વળી હે સંજય! અમૂર્તરયસનો પુત્ર ગય રાજા પણ મરી ગયો એમ આપણા સાંભળવામાં આવ્યું છે કે, જે રાજાએ સો વર્ષ પર્યંત યજ્ઞાવશેષ અન્નનું જ ભોજન કર્યું હતું.૧૧૧ પછી છેવટે અગ્નિદેવ તેના પર પ્રસન્ન થયા હતા અને તેમણે વરદાન માગવા માટે જ્યારે કહ્યું હતું, ત્યારે ગયરાજાએ આ પ્રમાણે વરદાનો માગ્યાં હતાં: 'હે અગ્નિદેવ! આપ મારા પર જો પ્રસન્ન થયા હો તો હું માગું છું કે, હું નિત્ય દાન આપ્યા કરું છતાં મારું ધન અક્ષય રહીને વૃદ્ધિ પામ્યા કરો અને આપની કૃપાથી મારું મન નિરંતર સત્ય ભાષણ કરવામાં જ તથા ધર્માચરણ કરવામાં જ શ્રદ્ધાપૂર્વક આસક્ત રહો!' આમ તેણે અગ્નિદેવ પાસેથી પોતાના સર્વ ઇષ્ટ મનોરથો પ્રાપ્ત કરી લીધા હતા, એમ અમે સાંભળ્યું છે.૧૧૨-૧૧૩ વળી તે ગયરાજાએ દર્શપૌર્ણમાસ્ય તથા ચાતુર્માસ્ય યજ્ઞો કરીને એક હજાર વર્ષ પર્યંત અશ્વમેધ યજ્ઞો કર્યા હતા;૧૧૪ અને તે રાજા નિરંતર પ્રાતઃકાળે ઊઠીને એક લાખ ગાયો અને સો ખચ્ચરો બ્રાહ્મણોને દાનમાં આપતો હતો, આમ તેણે એક હજાર વર્ષ પર્યંત કર્યું હતું.૧૧૫ હે મહાપુરુષ સંજયરાજા! ગયરાજાએ સોમરસથી દેવોને તૃપ્ત કર્યા હતા, દ્રવ્યદાનથી બ્રાહ્મણોને તૃપ્ત કર્યા હતા, સ્વધાદાનથી પિતૃઓને તૃપ્ત કર્યા હતા અને વિષયસુખ આપીને પોતાની સ્ત્રીઓને તૃપ્ત કરી હતી;૧૧૬ એટલું જ નહિ પણ તેણે પચાસ હાથ પહોળી અને સો હાથ લાંબી સુવર્ણમય પૃથ્વી તૈયાર કરાવીને અશ્વમેધ મહાયજ્ઞમાં દક્ષિણા તરીકે આપી દીધી હતી.૧૧૭ હે રાજા! તેના દાનનું વિશેષ વર્ણન શું કરીએ ? પણ ગંગાનદીમાં જેટલા રેતીના કણો છે તેટલી ગાયોનું ગયરાજાએ દાન કર્યું હતું.૧૧૮

હે સંજય! ધર્માદિક વિષયોમાં તારા કરતાં અતિશય વિશેષતાવાળો અને તારા પુત્રના કરતાં અતિશય પુણ્યવાન્ રાજા ગય પણ કાળનો ગ્રાસ થઈ ગયો, ત્યારે તારા પુત્ર માટે તું શોક કર મા.૧૧૯

અરે ઓ સંજય! સંકૃતિનો પુત્ર મહારાજા રંતિદેવ પણ મરી ગયો, એમ અમારા સાંભળવામાં આવ્યું છે. તેણે મહાન તપશ્ચર્યા કરીને ઇંદ્રદેવનું આરાધન કર્યું હતું ને તેને પ્રસન્ન કરી આ રીતે વરદાનો મેળવ્યાં હતાં:૧૨૦ 'મારે ત્યાં અક્ષય અન્ન રહો, મારે ત્યાં અતિથિઓ આવ્યા કરો, મારી શ્રદ્ધાનો કદી પણ લોપ ન થાઓ અને હું કોઈની પાસે કદી યાચના કરું નહિ.'૧૨૧ તીક્ષ્ણ વ્રતને ધારણ કરનારો યશસ્વી મહાત્મા રંતિદેવ યજ્ઞારંભ કરીને જ્યારે બેસતો હતો, ત્યારે ગામમાંથી અને અરણ્યમાંથી પશુઓનાં ટોળેટોળાં પોતાની મેળે આવીને તે રાજાને કહેતાં હતાં કે, 'હે રાજા! તમે મારો યજ્ઞમાં નિયોગ કરો, તમે મારો યજ્ઞમાં નિયોગ કરો.'૧૨૨ આ રીતે સ્વયં આવેલાં તે પશુઓનું યજ્ઞમાં વિશસન કરીને યજ્ઞમંડપની પાસે ચામડાંના જે મોટા ઢગો ગોઠવી દેવામાં આવ્યા હતા, તેઓમાંથી રુધિરના પ્રવાહો ચાલુ થવાથી એક મોટી નદી ઉત્પન્ન થઈ ગઈ હતી કે, જેનું 'ચર્મણ્વતી' એવું નામ જગતમાં પ્રસિદ્ધ થયું છે.૧૨૩ વળી રાજા રંતિદેવ નિત્ય સભાઓ ભરીને બ્રાહ્મણોને સોનામહોરોનું દાન આપતો હતો, જેથી મહાધનાઢ્ય બની ગયેલા બ્રાહ્મણો પણ 'લો, હું તમને સોનામહોરોનું દાન આપું, લો, હું તમને સો સોના મહોરોનું દાન આપું,' આવી બૂમો પાડીને દાન દેવા તૈયાર થઈ જતા હતા, પણ સર્વ બ્રાહ્મણો રાજાનું દાન લઈને નિઃસ્પૃહ થઈ ગયા હતા, તેથી કોઈ પણ અન્યોન્યનું દાન લેતો ન હતો.૧૨૪ હરકોઈ બ્રાહ્મણની પાસે, 'લો, રાજા તમને આ હજાર સોનામહોરો આપે છે.' આમ કહીને અનેક રાજસેવકો હાજર થતા હતા. વળી બુદ્ધિમાન રાજા રંતિદેવના યજ્ઞમાં સર્વ યજ્ઞોપયોગી પાત્રો તથા ઘડા, તપેલીઓ, તાવડીઓ, થાળીઓ અને વાડકાઓ સુદ્ધાં તદ્દન સુવર્ણનાં જ હતાં; અને સંકૃતિના પુત્ર રંતિદેવ રાજાને ઘેર જે રાત્રિએ અતિથિઓ નિવાસ કરતા હતા, તે રાત્રિએ વીસ હજાર ને એક સો ગાયોનું આલભન (વિશસન)

કરવામાં આવતું હતું, તોપણ મણિજડિત સુંદર કુંડલોને ધારણ કરનારા રસોઇયાઓ બૂમો પાડીને અતિથિઓને કહેતા હતા કે, 'આજે માંસ ખૂટી પડયું છે, કારણ કે સર્વ પશુઓનો વિશેષે કરી યજ્ઞમાં જ ઉપયોગ થઈ ગયો છે, માટે તમે બધા ભાવે તેટલું મિષ્ટાન્ન જમો.'[૧૨૫-૧૨૮] હે સંજયરાજા! ધર્માદિક ચારે સંપત્તિઓમાં તારા કરતાં અતિશય વિશેષતાવાળો અને તારા પુત્રના કરતાં ઘણો જ પુણ્યવાન રાજા રંતિદેવ પણ કાળના મુખમા જઈ પડ્યો છે, તો પછી તું તારા પુત્રને માટે શોક કર મા.

વળી હે સંજય! મહાત્મા સગરરાજા પણ મરી ગયો, એમ આપણે સાંભળીએ છીએ. તે રાજા ઇક્ષ્વાકુવંશમાં જન્મ્યો હતો. તેનું પરાક્રમ મનુષ્યોના કરતાં ઘણું જ અધિક હતું અને તે રાજા જ્યારે બહાર ફરવા નીકળતો હતો, ત્યારે શરદઋતુમાં મેઘરહિત થયેલા ગગનમંડળમાં ચંદ્રની પાછળ જેમ નક્ષત્રગણો ગમન કરે છે, તેમ સાઠ હજાર પુત્રો તેની પાછળ ચાલતા હતા.[૧૨૯-૧૩૧] પૂર્વે તે રાજાના પ્રતાપથી આખી પૃથ્વી પર એક જ તેનું પોતાનું સામ્રાજ્ય ઝળકી રહ્યું હતું અને તેણે એક હજાર અશ્વમેધયજ્ઞો કરીને દેવતાઓને તૃપ્ત કર્યા હતા.[૧૩૨] વળી તે રાજાએ નરદમ સુવર્ણનો તથા કેવળ સુવર્ણના સ્તંભોવાળો એક પ્રાસાદ (મહેલ) તૈયાર કરાવીને, તેમાં કમળ સમાન નેત્રોવાળી અનેક સ્ત્રીઓને દાખલ કરાવીને તથા વિવિધ જાતની શય્યાઓ અને કામ્યવિષયોથી ભરપૂર કરીને યોગ્યતાવાળા બ્રાહ્મણોને દાનમાં આપી દીધી હતી. પછી તે રાજાની આજ્ઞા પ્રમાણે તે સર્વ દ્રવ્યસમુદાય બ્રાહ્મણોએ વહેંચી લીધો હતો.[૧૩૩/૧૩૪] કોઈ સમયે તેવા પ્રસંગમાં ક્રોધાયમાન થઈ ને તે રાજાએ સમુદ્ર સુધીની પૃથ્વીને ખોદાવી નાખી હતી અને સમુદ્ર પણ તેના નામ ઉપરથી જ 'સાગર' કહેવાયો છે.[૧૩૫] હે સંજય! ધર્માદિક ચાર પદાર્થોમાં તારા કરતાં ચડિયાતો અને તારા પુત્રના કરતાં અધિક પુણ્યશાળી રાજા સગર પણ કાળનો કોળિયો થઈ ગયો છે, માટે તું તારા પુત્રોનો શોક કર મા.[૧૩૬]

હે સંજય! અમારા સાંભળવામાં આવ્યું છે કે, વેનનો પુત્ર પૃથુરાજા પણ મરી ગયો, કે જેનો મોટા ઋષિઓએ એકઠા મળીને દંડકારણ્યની અંદર રાજ્યાભિષેક કર્યો હતો અને 'આ રાજા લોકોનો પૃથ્વી પર વિસ્તાર કરશે,' આમ ધારીને ઋષિઓએ તેનું 'પૃથુ' એવું નામ પાડયું હતું, તેમ જ 'આ રાજા પ્રજાઓનું નાશથી રક્ષણ કરશે,' આમ કહીને મહર્ષિઓએ તેને 'ક્ષત્રિય' તરીકે પ્રસિદ્ધ કર્યો હતો.[૧૩૭/૧૩૮] વળી વેનપુત્ર પૃથુરાજાને જોઈ ને પ્રજાઓ એકી અવાજે બોલી ઊઠી હતી કે, 'અમે આ રાજાની અનુરાગી છીએ.' તેથી એનું નામ 'રાજા' એવું યથાર્થ થયુ હતું.[૧૩૯] એ પૃથુરાજાના રાજ્યમાં પૃથ્વી ખેડ્યા વિના અન્નને નિપજાવતી હતી, વૃક્ષોને પાંદડે પાંદડે મધ ઉત્પન્ન થતું હતું અને સર્વ ગાયો એક ઘડો ભરાય તેટલું દૂધ આપતી હતી.[૧૪૦] સર્વ મનુષ્યો રોગ તથા ભયથી રહિત હતા, તેઓના સર્વ મનોરથો સિદ્ધ થતા હતા અને સર્વ કોઈ ક્ષેત્રોમાં કે ગૃહોમાં યથેષ્ટ વસી શકતા હતા.[૧૪૧] પૃથુરાજા જ્યારે સમુદ્રની મુસાફરી કરતો, ત્યારે જળ આપોઆપ થંભી જતું હતું. તે જ્યારે નદીઓ પાસે જતો ત્યારે નદીઓ પણ શાંત થઈ જતી હતી તથા પૃથ્વીમાર્ગે પ્રયાણ કરતી વેળા તેની ધજાનો કોઈ સ્થળે પણ ભંગ થતો ન હતો.[૧૪૨] રાજા પૃથુએ બારસો હાથ ઊંચા સુવર્ણના એકવીસ પર્વતો તૈયાર કરાવીને અશ્વમેધ મહાયજ્ઞમાં બ્રાહ્મણોને આપી દીધા હતા. હે સંજય! ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય તથા ઐશ્વર્યમાં તારા કરતાં અતિશય ચડિયાતો અને તારા પુત્રના કરતાં ઘણો જ પુણ્યવાન રાજા પૃથુ પણ કાળના સપાટામાંથી જો છૂટ્યો નહિ, તો તારા પુત્ર માટે તું શોક કર મા.

હે સંજયરાજા! મૌન ધારણ કરીને તું શો વિચાર કરે છે? મારી આ વાણી તેં સાંભળી કે નહિ? મરણશય્યા પર પડેલા મનુષ્યને હિતકારક એવું પણ ઉત્તમ ઔષધ જેમ નિષ્ફળ દેખાય છે. તેમ મારું વચન તને હિતકારક છે, છતાં નિષ્ફળ અથવા બકવાદ જેવું તો દેખાયું નથી?[૧૪૩-૧૪૫]

નારદના એ પ્રશ્નનો સંજયરાજાએ ઉત્તર આપ્યો: હે નારદ! પવિત્ર ગંધવાળી પુષ્પમાળા સરખી અને અદ્ભુત અર્થથી ભરેલી આ તમારી વાણી મેં બરાબર સાંભળી છે. ખરેખર, પુણ્યકર્મ કરનારા મહાત્મા રાજર્ષિઓની કીર્તિથી યુક્ત

આ તમારી વાણી હરકોઈના શોકનો નાશ કરવા માટે સમર્થ છે.[૧૪૬] હે બ્રહ્મવાદિન ! આપનું આ વચન લેશમાત્ર વ્યર્થ થયુ નથી. અરે ! આપ મહર્ષિનાં દર્શન કરીને જ હું શોકરહિત થયો છું; એટલું જ નહિ, પણ અમૃત તુલ્ય આપનાં વચનામૃતોનું પાન કરતાં હું તૃપ્ત જ થતો નથી. નિરંતર આપનાં વચનો જાણે હું સાંભળ્યા જ કરું, એવી મને ઈચ્છા થયા કરે છે.[૧૪૭] હે સમર્થ નારદ ! આપનું દર્શન સર્વ પ્રાણીઓને સફળ જ થાય છે અને તે દર્શન સંતાપથી દગ્ધ થયેલા મને પણ થયું છે, તો આપની કૃપાથી મારો પુત્ર ફરીથી સજીવન થાય અને મને પુત્રનો મેળાપ થાય, તેમ આપે કરવું જ જોઈએ.[૧૪૮]

નારદ બોલ્યા : હે રાજા ! આ તારો સુવર્ણષ્ઠીવી નામનો પુત્ર કે, જે તને પર્વતમુનિની કૃપાથી મળ્યો હતો, તે આ સમયે મરણશરણ થઈને પૃથ્વી પર પડ્યો છે; પરંતુ હુ તેને પુનઃ સજીવન કરી દઉં છુ અને તે 'હિરણ્યનાભ' એવા નામથી જગતમાં પ્રસિદ્ધ થઈને એક હજાર વર્ષ પર્યંત જીવિત રહેશે.[૧૪૯]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમા 'શ્રીકૃષ્ણનો ઉપદેશ' નામનો અધ્યાય ૨૯મો સમાપ્ત

# अध्याय ३०मो

## નારદ અને પર્વતમુનિનું આખ્યાન

युधिष्टिर उवाच॥

स कथं कांचनष्ठीवी सृंजयस्य सुतोऽभवत् ।
पर्वतेन किमर्थं वा दत्तस्तेन ममार च ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે : હે શ્રીકૃષ્ણ ! સંજયરાજાને કાંચનષ્ઠીવી નામનો પુત્ર કેવી રીતે થયો હતો ? પર્વતમુનિએ તેને શા માટે તે પુત્ર આપ્યો હતો ? અને તે કુમાર કેવી રીતે મરણ પામ્યો હતો ?[૧] તે સુવર્ણષ્ઠીવી કુમારનું કાંચનષ્ઠીવી (સુવર્ણ થૂંકનાર) એવું નામ યથાર્થ હતું કે કહેવામાત્ર હતું ? વળી તે સમયે મનુષ્યોનાં આયુષ્યો એક હજાર વર્ષનાં હતાં, છતાં તે કુમાર કુમારાવસ્થાને પ્રાપ્ત કર્યો વિના પણ કેમ મરી ગયો હતો ? તે સર્વ વૃત્તાંત તમે મને કહો.[૨-૩]

શ્રીકૃષ્ણ બોલ્યા : હે રાજા તે વૃત્તાંત જેવી રીતે બન્યું હતું તેવી રીતે જ હું તમારી પાસે વર્ણન કરું છું, સાંભળો. નારદ અને પર્વત નામના બે લોકમાન્ય ઋષિઓ એક સમયે દેવલોકમાંથી અહીં મનુષ્યલોકમાં આવ્યા હતા; કારણ કે તેઓ બન્ને મામાભાણેજને મનુષ્યોની વચ્ચે વિહાર કરવાની તે સમયે ઈચ્છા થઈ હતી, જેથી પ્રીતિપૂર્વક તેઓ બન્ને અહીં આવ્યા હતા.[૪-૫] મામા–નારદ અને ભાણેજ–પર્વતમુનિ આ મનુષ્યલોકમાં આવીને મનુષ્યભોગ્ય એવા ઘી, ભાત આદિ પદાર્થોનો ઉપભોગ કરી સર્વ સ્થળે વિચરવા લાગ્યા.[૬] તપસંપન્ન એવા તેઓ બન્ને મહર્ષિઓ પૃથ્વી પર વિચરીને એ રીતે મનુષ્યોના ભોગો ભોગવતા હતા, તે સમયે બન્નેએ પ્રસન્ન થઈને અન્યોન્ય આવી પ્રતિજ્ઞા કરી હતી કે, 'આપણા બન્નેના હૃદયમાં જે કોઈ શુભ–અશુભ સંકલ્પ ઉત્પન્ન થાય, તે અન્યોન્યને તુરત જ કહી દેવો, પણ ગુપ્ત રાખવો નહિ અને તે સંકલ્પને જે કોઈ ગુપ્ત રાખે, તે બીજાના શાપને પાત્ર બને.' આ પ્રતિજ્ઞાને બન્નેએ તે સમયે માન્ય કરી હતી અને પછી તેઓ બન્ને લોકમાન્ય મહર્ષિઓ શ્વિત્યના પુત્ર સંજયરાજાની પાસે જઈને આ પ્રમાણે કહેવા લાગ્યા :

'હે સંજયરાજા ! તારું હિત કરવા માટે અમે બન્ને કેટલાએક સમય સુધી તારે ત્યાં નિવાસ કરવા ઈચ્છીએ છીએ, માટે તું અમને યોગ્ય નિવાસસ્થાનની સવડ કરી આપ.' 'જેવી આજ્ઞા' એમ કહીને રાજાએ તેઓ બન્નેનો સારો સત્કાર કર્યો અને યોગ્ય સ્થાનકે પધરામણી કરીને બન્નેની સેવા કરવા માંડી.[૭-૧૧] આમ કરતાં કેટલેએક સમય વીતી ગયો. તે પછી એક દિવસ અત્યંત પ્રસન્ન થયેલા રાજાએ તેઓ બન્ને તપોધન મહાત્માઓને આ પ્રમાણે વિનતી કરી કે, 'આ મારી એકની એક સુંદરવર્ણી પુત્રી આજથી તમારી બન્નેની સેવા કરવા હાજર રહેશે. તેનું નામ 'સુકુમારી' છે. વળી તે દેખાવડી છે, સર્વાંગે સુંદર છે, સદાચારસંપન્ન છે, હજી સુધી કુંવારી જ છે અને તેની કાંતિ કમળના કેસરાઓના સરખી ઉત્તમ છે.' રાજાનું એ વચન સાંભળીને બન્ને મુનિઓએ 'ઘણી જ સારી વાત.' એમ કહીને રાજાને અનુમતિ આપી, જેથી રાજાએ

પોતાની પુત્રીને આજ્ઞા કરી કે, 'હે પુત્રી! આજથી તારે આ બન્ને બ્રાહ્મણોની દેવ અને પિતૃઓની પેઠે સેવા કરવી.' પોતાના પિતાની એ આજ્ઞાને 'બહુ સારું' એમ કહીને તે ધર્મનિષ્ઠ કન્યાએ માન્ય કરી અને પછી રાજાની આજ્ઞા પ્રમાણે તેઓ બન્ને મુનિઓની સત્કારપૂર્વક સેવા કરવા લાગી. આમ કેટલાક સમય સુધી ચાલ્યા પછી એક દિવસ તેની નિષ્કપટ સેવાભક્તિથી તથા તેના અતુલ લાવણ્યથી નારદમુનિના હૃદયમાં એકાએક કામવિકાર જાગૃત થયો અને શુક્લપક્ષના આરંભ પછી ચંદ્રમા જેમ ધીમે ધીમે વૃદ્ધિ પામે છે, તેમ એ મહાત્માના હૃદયમાં પ્રતિદિન કામદેવની વૃદ્ધિ થવા લાગી; પરંતુ ધર્મવેત્તા નારદે શરમને લીધે પોતાના હૃદયમાં પ્રકટ થયેલા તીવ્ર કામવિકારની પર્વતમુનિને વાત કહી નહિ, પણ તપના પ્રભાવથી તથા કેટલીએક તેવી ચેષ્ટાઓથી પર્વતમુનિએ નારદના હાર્દ રહસ્યને જાણી લીધું અને નારદને કામવિહ્વળ થયેલા જોઈને અત્યંત ક્રોધાયમાન થઈ શાપ આપતાં તેણે કહ્યું કે, 'આપણે બન્નેએ અન્યોન્યના ગુપ્ત સંકલ્પોને ખુલ્લા કરી દેવા માટેની જે પ્રતિજ્ઞા કરી હતી તેથી તમે ભ્રષ્ટ થયા છો, માટે હવે હું તમને શાપ આપીશ. તમે આ સુકુમારી રાજપુત્રી ઉપર કામાસક્ત થયા છો, તમારા હૃદયમાં કામવિકારો જાગી ઊઠ્યા છે, પરંતુ તે વાત તમે મને કહી નહિ તેથી હું તમને શાપ દઈશ. તમે બ્રહ્મચારી છો, વળી મારા ગુરુ છો, તપસ્વી છો અને બ્રાહ્મણ છો, છતાં તમે આપણી પ્રતિજ્ઞાનો ભંગ કરી બેઠા છો, માટે હું તમને શાપ આપું છું તે તમે સાંભળો. હે બ્રહ્મન્! આ સુકુમારી કન્યા તમારી પત્ની થશે, એમાં લેશમાત્ર સંશય નથી; પરંતુ તેની સાથે લગ્ન કર્યા પછી તમારું સ્વરૂપ વાનરના જેવું થઈ જશે અને તમારા એ વાનરસ્વરૂપને એ રાજકન્યા તથા બીજાં મનુષ્યો સ્પષ્ટ રીતે જોઈ શકશે.' ભાણેજ પર્વતમુનિએ આવો શાપ આપ્યો, એટલે મામા નારદ પણ ક્રોધથી ધૂંધવાઈ ઊઠ્યા અને તેણે પણ તેને શાપ આપતા કહ્યું કે, 'અરે ઓ પર્વત! તું તપ, બ્રહ્મચર્ય, સત્ય અને દમથી યુક્ત છે, તેમ જ નિત્ય ધર્માચરણ કરનારો પણ છે, છતાં મારા શાપના પ્રભાવથી તું સ્વર્ગમાં જઈ શકીશ નહિ.' આ રીતે ક્રોધપૂર્વક અન્યોન્યને શાપ આપીને તેઓ બન્ને મુનિઓ કોપેલા બે ગજેન્દ્રોની પેઠે અમર્ષમાં ને અમર્ષમાં ત્યાંથી ચાલી નીકળ્યા. હે ભરતવંશી યુધિષ્ઠિરરાજા! તે પછી મહાબુદ્ધિમાન પર્વતમુનિ પોતાના તેજના પ્રભાવથી સર્વ સ્થળે યથાયોગ્ય પૂજાપાત્ર બનીને સમગ્ર પૃથ્વી પર વિચરવા લાગ્યા. બીજી તરફ નારદ મુનિ કેટલોએક સમય વીત્યા પછી સૃંજયરાજાની નિર્દોષ કન્યા સુકુમારી સાથે લગ્નસંબંધથી જોડાયા, પરંતુ તેની સાથે વિવાહ કરતાં જ અને બ્રાહ્મણોના વૈવાહિક મંત્રોનો વિનિયોગ થતાં જ નારદમુનિનું સ્વરૂપ વાનરના જેવું થઈ ગયુ, કે જેને તે કન્યાએ સ્પષ્ટ રીતે જોયુ પણ ખરું. આ રીતે દેવર્ષિ નારદ વાનરના જેવા મુખવાળા થઈ ગયા, તોપણ સુકુમારી રાજકન્યાએ તેના તરફ કદી અણગમો અથવા અરુચિ દર્શાવી ન હતી, પણ ઊલટી પ્રીતિયુક્ત થઈને પોતાના તે ભરથારની નિરંતર સેવા કર્યા કરતી હતી; એટલું જ નહિ, પણ પોતાના પતિ ઉપર જ પ્રેમ રાખનારી તે રાજકન્યાએ પરપુરુષ તરીકે ગણાતા કોઈ દેવની, મુનિની કે યક્ષની પોતાના પતિ તરીકે કદી પણ ઉપાસના કરી ન હતી. તે પછી કોઈએક દિવસે ભગવાન પર્વતમુનિ પૃથ્વી પર ફરતા ફરતા એક એકાંત વનપ્રદેશમાં આવી ચડ્યા. ત્યાં આશ્રમ બાંધી વસી રહેલા નારદમુનિનાં તેને દર્શન થયાં. તુરત જ પર્વત મુનિએ નારદને પ્રણામ કર્યા અને કહ્યું કે, 'હે પ્રભુ! તમે મારા ઉપર હવે કૃપા કરો અને મને સ્વર્ગમાં જવા માટે આદેશ આપો.' બે હાથ જોડીને આમ વિનવી રહેલા પર્વતમુનિને શાપથી દીન થઈ ગયેલા જોઈ નારદમુનિ પોતે પણ અત્યંત દીનતાપૂર્વક બોલ્યા: 'તેં જ પ્રથમ મને વાનર થઈ જવાનો શાપ આપ્યો, એટલે મેં પણ તને સ્વર્ગમા નહિ જવા માટે ક્રોધપૂર્વક શાપ આપ્યો છે. હે પર્વત! તુ મારા પુત્રને સ્થાને જ ગણાય છે, છતાં તારે મારી સામે આવું અયોગ્ય વર્તન ન કરવું જોઈએ. જા, હવે હુ તને શાપથી મુક્ત કરું છું.' નારદમુનિએ આમ કહ્યું એટલે પર્વતમુનિએ પણ કહ્યું કે, 'હું પણ તમને શાપથી મુક્ત કરું છું.' આ રીતે તેઓ બન્ને મુનિઓએ અન્યોન્યના શાપ દૂર કર્યા, એટલે તુરત જ નારદ-

ઋષિનું પૂર્વનું દિવ્ય સ્વરૂપ શોભાયુક્ત થઈને ઊગી નીકળ્યું, પરંતુ નારદનું તે સ્વરૂપ જોઈને રાજકન્યા સુકુમારીને પરપુરુષની જ શંકા થઈ ગઈ અને તે તો નારદને જોઈને નાસભાગ કરવા લાગી. રાજકન્યાને આમ નાસભાગ કરતી જોઈ પર્વત મુનિએ કહ્યું કે, 'હે નિર્દોષ રાજકન્યા! આ તમારા પતિ જ છે તમારે એમાં કોઈ જાતનો વિચાર કરવો નહિ, કારણ કે આ કોઈ પરપુરુષ નથી, પણ પરમ ધર્માત્મા અને મહાસમર્થ એવા નારદઋષિ જ છે કે જે તમારા હૃદયની સાથે એક થયા છે, માટે તમે સંશય કરો મા'[૧૨-૪૨]

શ્રીકૃષ્ણ બોલ્યા હે યુધિષ્ઠિરરાજા! મહાત્મા પર્વતે એ પ્રમાણે જ્યારે ઘણી ઘણી સમજાવી તથા તેણે પોતે પણ પોતાના પતિને શાપના દોષથી જ વાનરસ્વરૂપ થયેલા સાભળ્યા, ત્યારે તે રાજપુત્રી સ્વસ્થ થઈ અને નારદમુનિથી જાણીતી થઈ. પછી પર્વતમુનિ સ્વર્ગમા ગયા અને નારદ મુનિ અહીં પૃથ્વી પર જ પોતાના આશ્રમમા રહ્યા. હે રાજા! આ સર્વ વૃત્તાતનો પ્રત્યક્ષ રીતે અનુભવ કરનાર ભગવાન નારદઋષિ અહીં ઋષિમંડલમા જ બેઠા છે, માટે તેમને પૂછવાથી તે પોતે જ આ વૃત્તાતના શેષ ભાગનું વર્ણન કરશે [૪૩-૪૪]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન પર્વમા 'નારદ અને પર્વતમુનિનુ આખ્યાન' નામનો અધ્યાય ૩૦મો સમાપ્ત

## अध्याय ३१मो

### સુવર્ણષ્ઠીવીનું જન્મવૃત્તાંત

॥ વૈશંપાયન ઉવાચ ॥

**ततो राजा पाडुसुतो नारदं प्रत्यभाषत।**
**भगवन् श्रोतुमिच्छामि सुवर्णष्ठीविसंभवम् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા હે જનમેજય! તે પછી રાજા યુધિષ્ઠિરે નારદ ઋષિને પૂછ્યું : 'હે ભગવન્! રાજકુમાર સુવર્ણષ્ઠીવીનું જન્મવૃત્તાત સાભળવાની મને ઇચ્છા છે, માટે કૃપા કરીને તે મને કહો.'[૧] ધર્મરાજ યુધિષ્ઠિરે નારદમુનિને એ પ્રમાણે કહ્યું એટલે તેમણે રાજકુમાર સુવર્ણષ્ઠીવીનો જન્મઇતિહાસ કહેવાનો આરંભ કર્યો

નારદ બોલ્યા હે મહાબાહુ યુધિષ્ઠિર રાજા! શ્રીકૃષ્ણે તમને જે પ્રમાણે કહ્યુ છે, તે તેમ જ છે, પરંતુ તેના સબધમા તમે મને પૂછો છો માટે તમને તે વૃત્તાતનો શેષ ભાગ કહુ છુ, સાભળો.[૨-૩] પૂર્વે હું અને મારો ભાણેજ મહામુનિ પર્વત અમુક સમય પર્યંત આ પૃથ્વી પર નિવાસ કરવા માટે આવ્યા હતા અને જયનશીલ રાજા સૃંજયને ત્યા ચાતુર્માસ રહેવા માટે ગયા હતા.[૪] જે વેળા અમે સૃંજય રાજાને ઘેર ગયા હતા, તે વેળા તેણે અમારો ઘણો જ આદરસત્કાર કર્યો હતો અને શાસ્ત્રોક્ત વિધિથી અમારી પૂજા પણ કરી હતી. પછી અમે તેને ત્યા રહેવા માટે કહ્યુ, એટલે તેણે અમને સર્વ ઇષ્ટ પદાર્થોની સારી રીતે સગવડ કરી આપી, જેથી અમે તેને ત્યા સુખેથી રહ્યા હતા.[૫] એ રીતે ત્યા નિવાસ કરતા વર્ષાઋતુના ચારે માસ વીતી ગયા અને જવાનો જ્યારે સમય થયો, ત્યારે પર્વત મુનિએ મને ઉદ્દેશીને સમયોચિત અર્થવાળું આવુ વચન કહ્યુ 'હે બ્રહ્મન્! આ સૃંજયરાજાને ઘેર આપણે આજ દિવસ સુધી ઘણા માનપૂર્વક વસ્યા છીએ, માટે આપણે તેનુ શુ કલ્યાણ કરવુ જોઈએ, તેનો તમે વિચાર કરો.' પર્વત મુનિનુ આ વચન સાભળી મે પણ તેને કહ્યુ 'હે ભાણેજ પર્વત! સર્વ જાતના વરો આપવાની તારામા સપૂર્ણ યોગ્યતા છે, માટે તુ જ એ રાજાની જે ઇચ્છા હોય તે વર આપ, અથવા તારી એમ જ ઇચ્છા હોય તો ભલે આપણા બન્નેના તપના પ્રભાવથી રાજા તેની ઇષ્ટસિદ્ધિને પામે' મે આ રીતે સમતિ આપી એટલે પર્વતમુનિએ જયનશીલ રાજા સૃંજયને પોતાની પાસે બોલાવીને કહ્યું કે, 'હે રાજા! તારા નિષ્કપટ આદરાતિથ્યથી અમે બન્ને જણા પ્રસન્ન થયા છીએ અને તને આજ્ઞા આપીએ છીએ કે, તને જે ઇષ્ટ હોય તે તુ માગી લે હે મહારાજા! જેથી દેવોને કે મનુષ્યોને કોઈ જાતની પીડા ન થાય તેવો ઇષ્ટ વર તું માગી લે. અમે બન્નેએ ધાર્યુ છે કે, કોઈ પણ ઇષ્ટ વસ્તુ આપીને તારુ અમારે સન્માન કરવુ યોગ્ય છે'[૬-૧૨] પર્વતમુનિના એ વાક્યો સાભળીને સૃંજયરાજાએ ઉત્તર આપ્યો કે, 'આપ બન્ને જણા મારા ઉપર પ્રસન્ન થયા, તેથી જ મારા સર્વ મનોરથો પૂર્ણ થયા છે આપની પ્રસન્નતાએ જ મને મહાફળદાયક ઉત્કૃષ્ટ લાભ પ્રાપ્ત

થયો છે, એમ હુ માનુ છુ.' સૃજય રાજાએ આમ કહ્યુ એટલે પુન પર્વત મુનિએ તેને કહ્યુ 'હે રાજન્! તારા હૃદયમા આજે ઘણા દિવસથી આરભી જે સકલ્પ ઘોળાયા કરે છે, તેના સબધમા આજે તું માગી લે' એટલે સૃજયે કહ્યું 'હે મહામુનિ! આપની કૃપાથી મારે ત્યા વીર્યવાન, દૃઢવ્રતધારી, આયુષ્યમાન, મહાભાગ્યશાળી અને ઇંદ્ર સમાન કાતિવાળો એક વીર પુત્ર જન્મે, એમ હુ ઇચ્છુ છુ' રાજાની તે પ્રાર્થના સાભળીને પર્વતમુનિએ કહ્યુ કે, 'હે રાજા! તારો એ મનોરથ સફળ થશે તારે ત્યા દેવરાજના સરખો પુત્ર જન્મ લેશે, પરતુ તે લાબા આયુષ્યવાળો થશે નહિ, કારણ કે તારા હૃદયમા દેવરાજનો પરાભવ કરવાનો સકલ્પ છે તારે ત્યા જન્મેલો પુત્ર સુવર્ણષ્ઠીવી એવા નામથી જગતમા પ્રસિદ્ધ થશે અને તેની કાતિ દેવરાજ(ઇંદ્ર)ના સરખી જ થશે, પરતુ તારે તે પુત્રનુ ઇંદ્રથી રક્ષણ કરવું' મહાત્મા પર્વત મુનિનુ તે વાક્ય સાભળીને સૃજયરાજા તેને પ્રસન્ન કરતો બોલ્યો 'હે મુનિ! ઇંદ્રથી મારા પુત્રનુ મૃત્યુ થાય, એમ કદી પણ ન થવુ જોઈએ, પણ આપના તપના પ્રભાવથી મારો પુત્ર ભલે દીર્ઘાયુષ થાય' સૃજયે આમ કહ્યુ તોપણ પર્વતમુનિએ ઇંદ્રનુ કલ્યાણ કરવાની ઇચ્છાથી કઈ પ્રત્યુત્તર આપ્યો નહિ પછી દીન અવસ્થામા ઊભેલા રાજા સૃજય સામે જોઈને જ મે કહ્યુ કે, 'હે મહારાજા! તારો પુત્ર જ્યારે મરણસકટમા આવી પડે, ત્યારે તુ મારુ સ્મરણ કરજે, એટલે હુ તને તારા પુત્રના દર્શન કરાવી આપીશ તારો પ્રિય પુત્ર કદાચ પ્રેતરાજાને સ્વાધીન થઈ ગયો હશે, તોપણ હુ તને તેની પાસેથી પાછો લાવી આપીશ, માટે હે રાજા! તુ શોક કર મા'[૧૩-૨૧]

હે યુધિષ્ઠિરરાજા! આમ કહીને અમે બન્ને જણા યથેષ્ટ સ્થાને ચાલ્યા ગયા હતા અને સૃજય રાજા પણ પ્રસન્ન થઈને પોતાના રાજમહેલ તરફ રવાના થઈ ગયો[૨૨] પછી કેટલોએક સમય જતા રાજર્ષિ સૃજયને ત્યા તેજથી જાણે બળતો હોય તેવો મહાવીર્યવાન પુત્ર ઉત્પન્ન થયો અને તે તળાવડીના જેમ કમળ વૃદ્ધિ પામે તેમ પ્રતિદિન વધવા લાગ્યો હે કુરુશ્રેષ્ઠ રાજા! તે કુમારનુ 'કાચનષ્ઠીવી' એવુ નામ યથાર્થ જ હતુ, જેથી સર્વને આશ્ચર્યજનક હોઈને લોકમા તે અત્યત પ્રસિદ્ધ થઈ ગયુ હતુ પછી કેટલોક સમય ગયો, એટલે 'મહર્ષિ પર્વતના વરદાનથી સૃજયરાજાને ત્યા મહાતેજસ્વી પુત્ર થયો છે' એ વાતની દેવેંદ્રને ખબર પડી. બૃહસ્પતિનો મત લેતા જણાયુ કે, તે કુમાર જો મોટો થશે તો મારો પોતાનો જ પરાભવ કરનાર થશે આમ ભયભીત થઈને વૃત્રહતા ઇંદ્ર રાજકુમાર કાચનષ્ઠીવીના છિદ્રોને જોવા લાગ્યો એક દિવસ તેણે પોતાની પાસે સાક્ષાત્ મૂર્તિમત થઈને રહેનારા પોતાના દિવ્યાસ્ત્ર વજ્રને આજ્ઞા કરી કે, 'વ્યાઘ્રનુ સ્વરૂપ ધારણ કરીને આ રાજપુત્રને મારી નાખજે, કારણ કે હે વજ્ર! સૃજય રાજાનો આ પુત્ર જો મોટો થઈ જશે તો પરાક્રમથી મારો પરાભવ કરશે' આમ પર્વત મુનિએ પણ એ કુમારના સબધમા સૃજય રાજાને કહ્યુ છે' ઇંદ્રે એ પ્રમાણે આજ્ઞા આપી, એટલે શત્રુઓના નગરને જીતનારુ તે વજ્ર સૃજયના કુમારનુ છિદ્ર શોધતું નિરતર તેની પાછળ ફરવા લાગ્યુ આ તરફ સૃજય રાજા પણ ઇંદ્ર સમાન કાતિવાળા તે પુત્રને પ્રાપ્ત કરીને હર્ષસપન્ન થઈ સર્વ અતપુરની સાથે નિત્ય વનમા જ રહેવા લાગ્યો[૨૩-૩૦] તે પછી એક દિવસે ગગા નદીના તટ પર આવેલા નિર્જન અરણ્યમા રાજકુમાર સુવર્ણષ્ઠીવી પોતાની ધાવમાતાની સાથે રમતો રમતો દોડી ગયો[૩૧] તે સમયે એ બાળક પાચ વર્ષની વયનો થયો હતો, પરતુ તેનામા એક મોટા હાથીના સરખુ પરાક્રમ જોવામા આવતું હતું તે કુમાર આડોઅવળો વૃક્ષોની ઘણ-રમવા લાગ્યો, તેવામા એકાએક કૂદી આવેલા એ

રુદનધ્વનિને સાંભળીને રાજા સંજય હાવરોબાવરો બનીને પોતે–જાતે જ ત્યાં દોડી આવ્યો.[૩૫] ત્યાં આવીને તેણે જોયું તો વાઘે ચૂસી પીધેલો રાજકુમાર સુવર્ણષ્ઠીવી આકાશમાંથી ખરી પડેલા ચંદ્રની પેઠે પ્રાણ અને આનંદથી રહિત થઈને પૃથ્વી પર પડ્યો હતો.[૩૬] આ રીતે રુધિરથી ખરડાયલા પોતાના પુત્રને જોતાં જ રાજા સંજય મનમાં ઘણો જ પીડાવા લાગ્યો અને કુમારને ખોળામાં લઈને આતુર સ્થિતિએ વિલાપ કરવા લાગ્યો.[૩૭] રાજા સંજયને એ રીતે વિલાપ કરતો સાંભળ્યો, એટલે તે કુમારની માતાઓ પણ રડતી રડતી શોકથી કૃશ થઈ જઈને તે પ્રદેશ પર દોડી આવી.[૩૮] પછી સંજયરાજાએ તે સમયે મારું જ સ્મરણ કર્યું, જેથી હું તેનું ચિંતન જાણી લઈને એકદમ તેની પાસે પ્રત્યક્ષપણે ગયો.[૩૯] હે યુધિષ્ઠિર રાજા! તેની પાસે જઈને મેં તેનો શોક દૂર કરવા માટે તે જ સોળ રાજાઓનું ચરિત્ર કહી સંભળાવ્યું હતું કે, જે ચરિત્ર તમારી પાસે શ્રીકૃષ્ણે કહ્યું છે.[૪૦] અને પછી ઇંદ્રની સંમતિ લઈ તે રાજકુમાર સુવર્ણષ્ઠીવીને મેં જીવતો પણ કર્યો હતો. માટે કહેવાનો સારાંશ એ છે કે, જે થવાનું હોય તે થાય જ છે, તેને કોઈ અન્યથા કરી શકતું નથી.[૪૧] મહાયશસ્વી કુમાર સુવર્ણષ્ઠીવી જીવતો થયો, તે પછી તેણે પોતાનાં માતાપિતાના ચિત્તને પ્રસન્ન કર્યું હતું.[૪૨] અને હે રાજા! સંજયરાજાના સ્વર્ગવાસ પછી ભયંકર પરાક્રમ કરનારા તે કુમારે અગિયારસો વર્ષ પર્યંત પોતાના પિતાના રાજ્યનું પાલન કર્યું હતું;[૪૩] એટલું જ નહિ પરંતુ મહાતપસ્વી તે રાજકુમારે પુષ્કળ દક્ષિણાવાળા અનેક યજ્ઞો કરીને દેવોનું યજન કર્યું હતું. દેવોને તથા પિતૃઓને તૃપ્ત કર્યા હતા અને કુળની વૃદ્ધિ કરનારા ઘણા પુત્રો ઉત્પન્ન કર્યા પછી તે કાળધર્મને પામ્યો હતો;[૪૪-૪૫] માટે હે રાજેંદ્ર! તમે પણ ઉત્પન્ન થયેલા આ શોકને મનમાંથી દૂર કરો અને કૃષ્ણ તથા મહાતપસ્વી વ્યાસ મુનિના કહેવા પ્રમાણે વર્તીને પૂર્વજોની પરંપરાથી પ્રાપ્ત થયેલા રાજ્યાસન પર બેસો ને સર્વ રાજ્યકારભાર ઉઠાવી પવિત્ર એવા મોટા મોટા યજ્ઞો કરો, જેથી તમે ઇષ્ટલોકને પામશો.[૪૬-૪૭]

# अध्याय ३२ मो

## રાજાઓનું કર્તવ્ય

॥ वैशंपायन उवाच ॥

**तूष्णींभूतं तु राजानं शोचमानं युधिष्ठिरम् ।**
**तपस्वी धर्मतत्त्वज्ञः कृष्णद्वैपायनोऽब्रवीत् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : હે જનમેજયરાજા! નારદનાં પૂર્વોક્ત વાક્યો સાંભળીને પણ રાજા યુધિષ્ઠિર શોક કરતા શાંત બેસી રહ્યા; એટલે ધર્મનાં તત્ત્વને જાણનારા તપસ્વી વ્યાસમુનિ તેમને ઉપદેશ આપવા લાગ્યા.[૧]

વ્યાસ બોલ્યા : હે કમળનયન યુધિષ્ઠિરરાજા! પ્રજાઓનું પાલન કરવું તે રાજાઓનો ધર્મ છે અને ધર્મ પ્રમાણે વર્તનારા રાજાઓ સ્વધર્મને જ નિત્ય પ્રમાણ માને છે.[૨] માટે હે રાજા! તમે તમારા ધર્મ પ્રમાણે વર્તો અને પૂર્વજોની પરંપરાથી આવેલા રાજ્યનું પાલન કરો. વેદનો સનાતન કાળનો એ જ નિશ્ચય છે કે, તપ કરવું તે બ્રાહ્મણોનો નિત્યધર્મ છે; તેમ જ હે ભરતશ્રેષ્ઠ! અનાદિ કાળથી ચાલ્યું આવેલું તપશ્ચરણ બ્રાહ્મણોને જ સ્વધર્મ તરીકે પ્રમાણ હોય છે અને તે સર્વ ધર્મનું રક્ષણ કરનાર તો ક્ષત્રિય જ છે.[૩-૪] જે કોઈ વિષયાસક્ત પુરુષ રાજશાસનનું ઉલ્લંઘન કરે તેને લોકવ્યવહારનો વિઘાતક જાણી રાજાએ બાહુબંધનથી કેદ પકડીને શિક્ષા કરવી જોઈએ.[૫] રાજાએ પ્રમાણભૂત ધર્મથી વિરુદ્ધ વર્તનાર અને મોહવશ થઈને પાપકર્મ કરનાર પોતાના સેવકને, પુત્રને અથવા તપસ્વીને કે હરકોઈને પણ તે તે યોગ્ય પગલાં લઈને કેદ પકડવા જોઈએ અથવા ઠાર મારી નાખવા જોઈએ, કારણ કે રાજાઓનો તે ધર્મ છે; છતાં પણ કોઈ રાજા તે સ્વધર્મથી જો વિરુદ્ધ વર્તે છે તો પાપનો જ ભોક્તા બને છે.[૬-૭] વિનાશ પામતા ધર્મનું જે રાજા રક્ષણ કરતો નથી, તે કેવળ ધર્મહત્યારો જ ગણાય છે. તેથી તમે એ ધર્મહત્યારાઓનો જ (કૌરવોનો) તેઓના પરિવારની સાથે નાશ કરીને સ્વધર્મ પ્રમાણે જ વર્ત્યા છો તો પછી હે પાંડુપુત્ર! તમે શોક શા માટે કરો છો? રાજાએ તો દુષ્ટોને શિક્ષા કરવી જ જોઈએ; નિરંતર દાન આપવું જોઈએ અને પ્રજાઓનું ધર્મપૂર્વક રક્ષણ કરવું જોઈએ.[૮-૯]

યુધિષ્ઠિર બોલ્યા : હે તપોધન ! આપ જે વચન કહો છો તેમાં મને લેશમાત્ર શંકા નથી; કારણ કે આપ સર્વ પ્રકારના ધર્મોને જાણો છો તેથી આપને ધર્મનું સ્વરૂપ પરોક્ષ નથી;[૧૦] પરંતુ મેં રાજ્ય જેવા તુચ્છ કારણને માટે આ યુદ્ધમાં અનેક અવધ્ય મહાપુરુષોનો ઘાત કરાવ્યો છે, તે મારાં કર્મો મને બાળી નાખે છે, હાય ! મારા હૃદયને ખાખ કરી નાખે છે.[૧૧]

વ્યાસ બોલ્યા : હે ભારત ! આ જગતમાં પુણ્યપાપરૂપ કર્મનો કર્તા કોણ ? ઈશ્વર કર્તા છે ? જીવ કર્તા છે ? સ્વભાવ કર્તા છે ? કે જન્માંતરીય કર્મોનાં ફળ કર્તા છે ?[૧૨] જો ઈશ્વર કર્તા હોય તો એમ જ સિદ્ધ થાય છે કે, હરકોઈ પુરુષ ઈશ્વરની પ્રેરણાથી જ શુભાશુભ કર્મ કરે છે, તેથી તે કર્મોનું ફળ ઈશ્વરને જ મળવું જોઈએ.[૧૩] જેમ દૃષ્ટાંત તરીકે કોઈ એક પુરુષ વનમાં જઈને કુહાડા વતી વૃક્ષ કાપે છે, પણ તેનું પાપ તે કાપનારને લાગે છે, નહિ કે છેદનક્રિયામાં તેના સાધનભૂત કુહાડાને તેનું પાપ લાગે છે ![૧૪] અહીં કદાચ તમે એમ કહેશો કે, તે કુહાડો તો જડ છે તેથી તેને પાપ લાગતું નથી; પણ ઈશ્વરપ્રેરિત જીવ તો ચેતન છે, માટે તેને અવશ્ય પાપ લાગવું જોઈએ. હા, એ વાત ખરી છે. તો પછી એમ જ માનવું જોઈએ કે, વૃક્ષને કાપવાથી લાગેલું પાપ કુહાડાને તો શું પરંતુ કુહાડાના બનાવનાર લુહારને પણ તે પાપ લાગવું જોઈએ અને કુહાડો હાથમાં લઈ કાપનારા પુરુષને તો પાપનો લેશમાત્ર સંબંધ નહિ રહે; કારણ કે એકે કરેલા પાપનું ફળ બીજાને પ્રાપ્ત થશે; માટે હે કુંતાપુત્ર ! તે સિદ્ધાંત યુક્તિયુક્ત નથી, જે એકના પાપફળને બીજાએ ભોગવવું પડે ! વાસ્તવિક રીતે તો તમારે ઈશ્વરને જ પુણ્યપાપનું ફળ અર્પણ કરી દેવું જોઈએ અને તમારે નિર્લેપ રહેવું જોઈએ. હવે કદાચ એમ માનીએ કે, પુણ્યપાપનો કર્તા જીવ છે, એ સિવાય બીજો કોઈ નથી, તો આ માન્યતામાં પણ શુભાશુભ કર્મનાં ફળનો નિયંતા કોઈ નહિ હોવાથી તમને કોનો ભય લાગે છે ? વળી તમે તો આ શુભ કૃત્ય જ કર્યું છે, પરંતુ અશુભ કૃત્ય કર્યું હોય તોપણ તમને તેનું ફળ આપનાર કોણ છે ? અને હે રાજા ! સત્ય વાત તો એ જ છે કે, કોઈ પણ પુરુષ દૈવનું કદી ઉલ્લંઘન કરી શકતો નથી, તેથી કુહાડો બનાવનાર પુરુષને તે કુહાડાવતી કાપનાર પુરુષે કરેલું પાપ જેમ લાગતું નથી, તેમ દૈવપ્રેરિત પુરુષને આ જન્મમાં કરેલાં પુણ્યપાપ સાથે ફળસંબંધ રહેતો નથી;[૧૫-૧૮] અથવા હે રાજન્ ! સર્વ કર્મનો કર્તા સ્વભાવ જ છે, આમ જો માનતા હો તોપણ તમને પુણ્યપાપનો સંબંધ ઘટી શકતો જ નથી; કારણ કે સ્વભાવને કર્તા માનનારાઓના મતમાં જીવને ભૂતકાળમાં કે ભવિષ્યકાળમાં શુભાશુભ સાથે સંબંધ જ હોતો નથી, માટે તે રીતે તમારો શોક વૃથા જ છે.[૧૯] હવે સ્વભાવવાદને અનુસરતાં લોકનાં પુણ્યપાપના સંબંધની વ્યવસ્થા સિદ્ધ થઈ શકતી નથી, આમ માનીને તમે પુણ્યપાપની જો વ્યવસ્થા કરવા ઇચ્છતા હો તો તમારે ધર્મ-અધર્મ તરફ જ દૃષ્ટિ કરવી પડશે; અને તે ધર્મ-અધર્મનું યથાર્થ સ્વરૂપ શાસ્ત્ર દ્વારા જ તમારે જાણવું પડશે. તો શાસ્ત્ર તો કહે જ છે કે, ઉદ્ધત પુરુષોને શિક્ષા કરવી તે રાજાઓનો શાસ્ત્રાનુકૂલ અને લોકાનુકૂલ પરમ ધર્મ છે.[૨૦] હે ભારત ! તમે કદાચ એમ કહેશો કે, લોકોનું યોગ્ય રીતે શાસન કરવા છતાં પણ સ્થળે સ્થળે શુભ-અશુભ કર્મો થતાં જોવામાં આવે છે અને તેઓનાં શુભ-અશુભ ફળ પણ પ્રાપ્ત થાય છે, માટે મને તો અહીં અનશન લઈને પ્રાણત્યાગ કરવાનું વધારે યોગ્ય લાગે છે;[૨૧] પણ આમ કહેવું તે યોગ્ય નથી; કારણ કે હે રાજસિંહ ! પાપકર્મ કરવાથી જ પાપવૃત્તિરૂપ અશુભ ફળ ઉત્પન્ન થાય છે, આમ સમજીને તમારે પાપમૂલક કર્મોનો ત્યાગ કરવો અને શોકને મનમાંથી દૂર કરવો.[૨૨] જોકે તમારો ક્ષાત્રધર્મ સામવાદ અથવા નિંદ્ય છે, તોપણ સ્વધર્મ પ્રમાણે વર્તવું એ જ યોગ્ય છે; પરંતુ આત્મહત્યા કરવી તે યોગ્ય નથી.[૨૩] હે કુંતાપુત્ર ! પુરુષોએ કરેલાં અશુભ કર્મ માટે શાસ્ત્રોમાં પ્રાયશ્ચિત્ત કહેલાં છે, તેઓને શરીર ધારણ કરનારો પુરુષ જ ( જીવતો પુરુષ જ ) કરી શકે છે; પરંતુ શરીરનો ત્યાગ કરનાર પુરુષ કરી શકતો નથી;[૨૪] માટે હે રાજા ! તમે જો જીવતા હશો તો પ્રાયશ્ચિત્ત કરી શકશો, પરંતુ પ્રાયશ્ચિત્ત કર્યા વિના પ્રાણનો ત્યાગ કરશો તો પરલોકમાં ગયા પછી જરૂર પસ્તાશો.[૨૫]

## अध्याय ३३ मो

### કાળ જ સર્વનો ભક્ષક છે

॥ युधिष्ठिर उवाच ॥

**हताः पुत्राश्च पौत्राश्च भ्रातरः पितरस्तथा ।**
**श्वशुरा गुरवश्चैव मातुलाश्च पितामहाः ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા : હે પિતામહ વેદવ્યાસ ! મેં એકલાએ રાજ્યમા લુબ્ધ થઈને પુત્રોનો, પૌત્રોનો, ભાઈઓનો, પિતાઓનો, સસરાઓનો, ગુરુઓનો, મામાઓનો, પિતામહોનો. મહાત્મા-ક્ષત્રિયોનો, સંબંધીઓનો, સુહૃદોનો, મિત્રોનો, ભાણેજોનો, જ્ઞાતિઓનો તથા બીજા અનેક જુદા જુદા દેશોમાથી આવેલા રાજાઓનો ઘાણ કાઢી નાખ્યો છે.[1-3] અરેરે ! જે રાજાઓ નિત્ય ધર્માચરણ કરનાર હતા, વારંવાર સોમરસનું પાન કરી સોમયાગ કરનારા હતા અને વીર હતા, તે રાજાઓનો સંહાર કરીને હુ કયા નિંદ્ય લોકમા જઈશ, તે કહી શકાતું નથી.[4] હે તપોધન ! તે તે શ્રીમાન રાજસિંહોથી શૂન્ય થયેલી આ પૃથ્વીનો મને જ્યારે વિચાર આવે છે, ત્યારે હું બળીને ભસ્મ થઈ જાઉ છું.[5] હાય ! પોતાના પતિઓ, પુત્રો અને ભાઈઓથી રહિત થઈ પડેલી તે તે ઉત્તમ સ્ત્રીઓની હવે શી દશા થશે ?[6] હે પિતામહ ! જ્ઞાતિઓનો આ ઘોર સહાર જોઈને તથા સેકડો અને કરોડો પુરુષોને આ યુદ્ધમાં મરણ પામેલા જોઈને મને ઘણો સંતાપ થાય છે.[7] આ યુદ્ધમાં મરણ પામેલા સર્વ મહાપુરુષોની સ્ત્રીઓ યાદવો સાથે મળીને સર્વનો વિનાશ કરનારા અમને ક્રૂર પાંડવોને ગાળો દેશે-અમારા નામનાં છાજિયાં લેશે. રે ! બિચારી કૃશ થઈને પૃથ્વી પર પછડાઈ પડશે.[8] અફસોસ ! બીજી ઘણી સ્ત્રીઓ તો પોતાના પિતાઓને, ભાઈઓને, પતિઓને તથા પુત્રોને નહિ જોઈને સ્નેહને લીધે પ્રાણત્યાગ કરશે, પોતાના સંબંધીઓની પાછળ જ પરલોકમાં પ્રયાણ કરી જશે. હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ! આ હું કહું છું તે સત્ય છે, એમાં લગારે સંશય નથી; ધર્મનું સ્વરૂપ ઘણું સૂક્ષ્મ હોય છે જેથી અમે ઘણી સ્ત્રીઓની હત્યાના પાતકને પ્રાપ્ત થઈશુ.[9-10] અમે અમારા સુહૃદોનો ઘાત કરીને અનંત પાપ કર્યું છે, તેથી અવશ્ય અમે ઊંધે મસ્તકે નરકના ખાડામાં પડીશું.[11] હે મહર્ષિ ! અમારો તો હવે નિશ્ચય થઈ ગયો છે કે, ઉગ્ર તપશ્ચર્યા કરીને અમે અમારાં શરીરોનો ત્યાગ કરીશું, તોપણ સર્વ આશ્રમોમાંથી કયો આશ્રમ વધારે ઉત્તમ છે ? અને કયા આશ્રમમાં રહેવાથી અમે પૂર્વોક્ત દોષોથી મુક્ત થઈ શકીએ, તે મને કહો.[12]

વૈશંપાયન કહે છે : હે જનમેજય ! યુધિષ્ઠિરનું એ વાક્ય સાંભળ્યા પછી દ્વૈપાયન-વ્યાસઋષિ બુદ્ધિપૂર્વક ખૂબ વિચાર કરીને તેમને કહેવા લાગ્યા.[13]

વ્યાસ બોલ્યા : હે રાજન્ ! ક્ષાત્રધર્મનું સ્મરણ કરી તમે ખેદ કરો મા. હે ક્ષત્રિયશ્રેષ્ઠ ! આ સર્વે ક્ષત્રિયો સ્વધર્માનુસાર યુદ્ધ કરીને મરણ પામ્યા છે.[14] તેઓ બધા ક્ષત્રિયો પુષ્કળ રાજ્ય લક્ષ્મી માટે ઇચ્છા રાખતા હતા અને પૃથ્વી પર મહાન યશ ફેલાવવાની આકાંક્ષા રાખતા હતા; પરંતુ તેઓ બીજાઓનો પ્રાણ હરી લેવા તત્પર થયા તેથી પોતાના અપરાધને લીધે જ કાળયોગે મરણ પામ્યા છે.[15] તેઓમાંથી કોઈ એકનો પણ તમે નાશ કર્યો નથી, અર્જુને નાશ કર્યો નથી કે ભીમસેને, નકુલે અથવા સહદેવે પણ નાશ કર્યો નથી; પરંતુ કાળે જ તે સર્વ દેહધારીઓના પર્યાય-ધર્મ પ્રમાણે પ્રાણ લીધા છે.[16] સર્વ પ્રજાઓનાં કર્મોનો સાક્ષી ભૂતકાળ એટલો બધો ક્રૂર છે કે, પોતાનાં માતાપિતા ઉપર પણ તે કદી કૃપા કરતો નથી, માટે તે કાળે જ સર્વનો સંહાર કર્યો છે.[17] હે ભરતશ્રેષ્ઠ રાજા ! આ યુદ્ધ તો તેઓ બધાના નાશમાં માત્ર નિમિત્તભૂત જ હતું. વાસ્તવિક દૃષ્ટિએ તો કાળ જ સર્વ પ્રાણીઓને માંહોમાંહે લડાવી મારે છે, એ તેની એક સર્વનિયંત્રી સત્તા છે.[18] તમે જાણો કે, પુણ્યપાપનો સાક્ષી કાળસ્વરૂપ ઈશ્વર હરકોઈ પ્રાણીને તેનાં કર્મ પ્રમાણે જ સુખદુઃખાદિ શુભાશુભ ફળને આપે છે; અર્થાત્ જીવે કરેલાં કર્મો જ સુખ તથા દુઃખરૂપે પરિણમે છે, માટે કર્મ જ સર્વને યથાયોગ્ય ફળ આપતું હોવાથી ઈશ્વરની અંદર વિષમતા અથવા નિર્દયતા આદિ દોષો ઘટી શકતા નથી.[19] હે મહાબાહુ યુધિષ્ઠિરરાજા ! આ યુદ્ધમાં જેઓ મરણ પામ્યા છે, તેઓનાં કર્મો જ તેઓનો વિનાશ કરવામાં કારણભૂત હતાં કે જે કર્મો વડે તેઓ કાળને સ્વાધીન થયા છે, તેનો તમે વિચાર કરો.[20] અરે ! તમે પોતે તમારો જ

વિચાર કરોને, કે જે તમે નિત્ય શાંતવ્રતમાં જ એકનિષ્ઠ છો છતાં તમે તે કાળના દબાણથી આવું હિંસ કર્મ કરી બેઠા છો; અર્થાત્ આ બધું કાળના માહાત્મ્યથી જ બનેલું છે.[૨૧] જેમ સુથારે બનાવેલું યંત્ર તેના પ્રવર્તકના વશમાં રહીને કાર્ય કરે છે, તેમ આ સર્વ જગત કાળ સહચરિત કર્મના વશમાં રહીને કાર્ય કર્યા કરે છે.[૨૨] પુરુષની જગતમાં જે રીતે ઉત્પત્તિ થાય છે, તે રીતે જ કોઈ જાતનાં નિમિત્ત વિના તેનો સ્વતઃ નાશ થાય છે; માટે તેનો હર્ષશોક કરવો વ્યર્થ છે;[૨૩] છતાં પણ તમારા મનમાં 'મેં જ સર્વનો નાશ કર્યો છે' આવી અસત્ય ભ્રાંતિ પ્રવેશ કરી ગઈ હોય તો તે ભ્રાંતિજન્ય પાપભાવનાની નિવૃત્તિ કરવા માટે તમે પ્રાયશ્ચિત્ત કરો.[૨૪] વળી હે પાર્થ! આપણે સાંભળીએ છીએ કે, પૂર્વે દેવો તથા અસુરો વચ્ચે મહાન યુદ્ધ થયું હતું. દેવો મોટા ભાઈ હતા અને અસુરો નાના ભાઈ હતા; તોપણ તેઓની વચ્ચે રાજ્યલક્ષ્મીના નિમિત્તે મહાન વિરોધ ઊભો થયો હતો. તેઓનું યુદ્ધ બત્રીસ હજાર વર્ષ પર્યંત ચાલ્યું હતું અને તેમાં અંતે લોહીથી રેલ ઝેબ થઈ ગયેલી પૃથ્વીને મહાસમુદ્રમાં ડુબાવી દઈ દેવોએ દૈત્યોને મારી નાખ્યા હતા અને સ્વર્ગનું રાજ્ય મેળવ્યું હતું.[૨૫–૨૭] તેમ જ પૂર્વે વેદપારંગત એવા બ્રાહ્મણો પૃથ્વીને મેળવીને ગર્વથી છકી ગયા હતા, જેથી તેઓએ અસુરોને સહાય આપી યુદ્ધ માટે તૈયાર કર્યા હતા. જેને લીધે 'શાલાવૃક' એવા નામથી ત્રણે લોકમાં પ્રસિદ્ધ થયેલા એંશી હજાર અસુરોને દેવોએ મારી નાખ્યા હતા.[૨૮-૨૯] મતલબ–કહેવાનો ભાવ એ છે કે, જે દુરાત્માઓ ધર્મનો નાશ કરી અધર્મની પ્રવૃત્તિ કરવા ઇચ્છતા હોય તેઓને દેવોએ જેમ દૈત્યોને મારી નાખ્યા હતા, તેમ મારી જ નાખવા જોઈએ;[૩૦] એટલું જ નહિ પણ શાસ્ત્રની ત્યાં સુધીની આજ્ઞા છે કે, કુળમાં એકનો નાશ થવાથી જો સર્વ સુખી થતાં હોય તો તે એક (દુષ્ટ) પુરુષને મારી નાખવો અને કોઈ એક દુષ્ટતાભરેલા કુળનો નાશ થવાથી આખા દેશને સુખ મળતું હોય તો બેધડકપણે તે કુળનો નાશ કરી નાખવો; કારણ કે તેમ કરવાથી ધર્મનો નાશ થતો નથી.[૩૧] હે રાજા! કોઈ સમયે એવું બને છે કે, સ્થૂલદષ્ટિએ દેખાતો અધર્મ પણ સૂક્ષ્મદષ્ટિએ ધર્મસ્વરૂપ થઈ પડે છે અને કોઈ સમયે સ્થૂલદષ્ટિએ દેખાતો ધર્મ પણ તત્ત્વદષ્ટિએ અધર્મસ્વરૂપે પરિણમે છે; માટે વિદ્વાન પુરુષે ધર્મ તથા અધર્મનું સ્વરૂપ શાસ્ત્ર દ્વારા જાણવું જોઈએ.[૩૨] હે ભરતવંશી પાંડુપુત્ર! આ રીતે તમે પણ સ્થૂલદષ્ટિએ અધર્મવર્તન કરીને પણ સૂક્ષ્મદષ્ટિએ ધર્મવર્તન કર્યું છે, એટલે કે તમે દેવોએ ચાલુ કરેલા પ્રાચીન માર્ગમાં ગયા છો; માટે તમારા આત્માને સ્થિર કરો. તમને વધારે શું કહેવું? તમે તો શાસ્ત્રોનાં તત્ત્વને જાણો જ છો.[૩૩] હે પાંડવશ્રેષ્ઠ! તમે નિશ્ચય જાણો કે, તમારા જેવા ધર્માત્મા અને સદાચારી પુરુષો કદી પણ નરકમાં જતા નથી, માટે હે પરંતપ! તમારા આ ભાઈઓને તથા સુહૃદોને શાંત કરો.[૩૪] જે પુરુષ પાપી ભાવનાથી પ્રેરાઈને પાપકાર્યનો આરંભ કરે છે અને આરંભ કર્યા પછી પણ તે કાર્ય કરતાં મનમાં તેવી પાપી ભાવના રાખે છે તથા તે કાર્ય કર્યા પછી પણ પશ્ચાત્તાપ કર્યા વિના ઊલટો નિર્લજ્જ થઈને ફર્યા કરે છે, તે પુરુષને જ તે પાપકાર્યનું ફળ અવશ્ય મળે છે; એટલું જ નહિ પરંતુ તેને શુદ્ધ કરવા માટે શાસ્ત્રમાં કોઈ સ્થળે પ્રાયશ્ચિત્ત કહેવામાં આવ્યું નથી અને તે પુરુષના પાપકર્મનો કદી હ્રાસ પણ થતો નથી.[૩૫-૩૬] પણ તમે તો આ યુદ્ધના આરંભસમયથી જ શુદ્ધ ભાવનાથી ભાવિત છો; વળી તમે જે આ યુદ્ધ કર્યું છે તે પણ કેવળ બીજાઓના (દુર્યોધન આદિના) દોષને લીધે જ કર્યું છે અને પોતાની ઇચ્છા ન હતી છતાં આવું યુદ્ધકર્મ કરીને તમે પશ્ચાત્તાપ કરૂ કરો છો; માટે તમે લેશમાત્ર દોષપાત્ર નથી.[૩૭] તોપણ હે મહારાજ! તમને ખેદ થતો હોય તો

ગણોથી વીંટાઈ ને સર્વ દિશાઓને પ્રકાશમાન કરતા શોભી રહ્યા છે, સ્વર્ગલોકમાં પૂજાય છે, અપ્સરાઓથી સેવાય છે અને દેવોના રાજા થઈ ઋષિઓ તથા દેવોથી ઉપાસાય છે.[૪૦-૪૧] હે નિર્દોષ રાજા ! તમે આ પૃથ્વીને પરાક્રમથી પ્રાપ્ત કરી છે તથા પરાક્રમથી જ સ્વર્ગના રાજાઓને તમે જીત્યા છે;[૪૨] માટે હવે સર્વ સુહૃદોને સાથે લઈ તમે તે મરણ પામેલા રાજાઓના રાજ્યોમાં જાઓ અને તેઓના ભાઈઓનો, પુત્રોનો અથવા પૌત્રોનો તેઓના રાજ્યાસનો પર અભિષેક કરો.[૪૩] વળી તે તે રાજ્યોમાં જે સ્થળે હજી અંતઃપુરમાં જ રહેનારા જે બાળ રાજકુમારો હોય, તેઓને શાંતિજનક વચનો કહીને તમે શાંત પાડો તથા સર્વ પ્રધાનમંડળનું રંજન કરી આખી પૃથ્વીનું રક્ષણ કરો.[૪૪] આ યુદ્ધમાં મરણ પામેલા રાજાઓમાં જેઓને કુમાર ન હોય તેઓની કન્યાઓનો પણ રાજ્ય ઉપર અભિષેક કરો, જેથી વિષયગ્રસ્ત ચિત્તવાળો સર્વ સ્ત્રીવર્ગ શોકનો ત્યાગ કરી દેશે.[૪૫] હે ભારત ! આ રીતે સર્વ રાજ્યોમાં શાંતિ પાથરી દીધા પછી પૂર્વે જેમ વિજયી બનેલા ઇંદ્રે અશ્વમેધ યજ્ઞ કર્યો હતો, તેમ તમે પણ અશ્વમેધ યજ્ઞ કરો.[૪૬] હે ક્ષત્રિયશ્રેષ્ઠ ! યુદ્ધમાં મરણ પામેલા તે મહાત્મા ક્ષત્રિયો શોક કરવા યોગ્ય નથી. તેઓ કાળના બળથી મોહિત થઈને પોતપોતાનાં કર્મોને લીધે જ નાશ પામ્યા છે.[૪૭] હે ભારત ! તમે ક્ષાત્રધર્મ પ્રાપ્ત કર્યો છે, વળી નિષ્કંટક એવું રાજ્ય પણ મેળવ્યું છે; તો પછી હવે તમારે સ્વધર્મનું જ રક્ષણ કરવું જોઈએ; કારણ કે પરલોકમાં ગયા પછી તમારો ધર્મ જ તમને શ્રેયસ્કર થઈ પડશે.[૪૮]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'કાળ સર્વનો ભક્ષક છે' નામનો અધ્યાય ૩૩મો સમાપ્ત

## अध्याय ३४मो

### પાપપુણ્યવિચાર

॥ युधिष्ठिर उवाच ॥

यानि कृत्वेह कर्माणि प्रायश्चित्तीयते नरः ।
किं कृत्वा मुच्यते तत्र तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ વેદવ્યાસ ! પુરુષ કયાં કર્મો કરીને પ્રાયશ્ચિત્તનો ભોક્તા બને છે અને શું કર્મ કરવાથી તે પાપથી મુક્ત થાય છે, તે મને કહો.[૧]

વ્યાસ બોલ્યા : હે રાજા ! શાસ્ત્રોક્ત કર્મ નહિ કરવાથી તથા શાસ્ત્રનિષિદ્ધ કર્મોનું આચરણ કરવાથી પુરુષ પ્રાયશ્ચિત્તનો ભોક્તા બને છે; અર્થાત્ તે પાપ દૂર કરવા માટે તેણે પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ. વળી જે પુરુષ બ્રહ્મચારી હોવા છતાં સૂર્યોદય પહેલાં ઊઠતો નથી તથા સૂર્યાસ્ત પહેલાં સૂઈ જાય છે, તેણે પણ પ્રાયશ્ચિત્ત કરવું; તેમ જેના નખ તથા દાંત આપોઆપ કાળા પડી ગયા હોય તે પુરુષે પૂર્વજન્મમાં સુવર્ણ ચોર્યું હોવું જોઈએ અને મદ્યપાન કરેલું હોવું જોઈએ, માટે તેણે પણ આ જન્મમાં પ્રાયશ્ચિત્ત કરીને પાપથી મુક્ત થવું જોઈએ.[૨-૩] મોટાભાઈની પહેલાં પરણી બેઠેલા નાના ભાઈએ, વચેટ ભાઈને જ કુંવારો રાખીને પરણેલા સૌથી મોટા ભાઈએ, બ્રહ્મહત્યારાએ, હરકોઈની નિંદા કરનારાએ, નાની બહેનનાં લગ્ન થઈ ગયા પછી તેની મોટી બહેનને પરણનારા પુરુષે, મોટી બહેન પરણી ન હોય છતાં તેની નાની બહેનને પરણનારા પુરુષે, બ્રહ્મચર્યવ્રતને ખંડિત કરનારા પુરુષે, દ્વિજાતિનો વધ કરનારાએ, અપાત્રને દાન આપનારાએ, પાત્રને દાન નહિ આપનારાએ, આખા ગામનો નાશ કરનારાએ, માંસનો વ્યાપાર કરનારાએ, અગ્નિહોત્રીય અગ્નિનો ત્યાગ કરનારા બ્રાહ્મણે, પગાર લઈ વેદ ભણાવનાર બ્રાહ્મણે, ગુરુની તથા સ્ત્રીની હત્યા કરનારાએ, યજ્ઞ આદિ નિમિત્ત વિના પશુઓનો ઘાત કરનારાએ, બીજાના ઘરમાં આગ લગાડનારાએ, અસત્ય વ્યવહાર કરી આજીવિકા ચલાવનારાએ, ગુરુનું અપમાન કરનારાએ તથા વ્યાવહારિક, નૈતિક અથવા ધાર્મિક નિયમનો ભંગ કરનારાએ શાસ્ત્રોક્ત પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ; કારણ કે એ બધાં પાપકૃત્યો કરી તે પુરુષો પાપી બનેલા હોય છે.[૪-૮]

હે રાજા ! હવે વેદમાં તથા લોકમાં જે કર્મોને અકાર્ય ગણવામાં આવ્યાં છે, તેઓનું હું તમારી પાસે વર્ણન કરું છું, તે તમે એકાગ્ર ચિત્તથી સાંભળો.[૯] સ્વધર્મનો પરિત્યાગ, પરધર્મનો સ્વીકાર, યજ્ઞો કરવા માટે અનધિકારી શૂદ્રાદિકને યજ્ઞો કરાવવા, લસણ આદિ અભક્ષ્ય પદાર્થોનું ભક્ષણ કરવું,

પોતે રક્ષણ કરવા સમર્થ હોવા છતાં શરણે આવેલાનો પરિત્યાગ કરવો, પોષ્યવર્ગનું પોષણ નહિ કરવું; મીઠું, ગોળ, દૂધ, દહીં, ઘી વગેરે રસોનો વેપાર કરવો, પશુપક્ષીનો વધ કરવો, શક્તિ હોવા છતાં ગર્ભાધાન આદિ વૈદિક સંસ્કારો નહિ કરવા; ગોગ્રાસ, શ્વાનભાગ આદિ નિત્ય દાનો નહિ આપવાં, 'હું તને આપીશ' એમ પ્રતિજ્ઞા કરીને બ્રાહ્મણને દક્ષિણા નહિ આપવી, બ્રાહ્મણો ઉપર અત્યાચાર-આ સર્વ વેદવિરુદ્ધ તથા લોકવિરુદ્ધ અકાર્યો છે, એમ ધર્મવેત્તા વિદ્વાનો કહે છે.[૧૦-૧૩] હે પુરુષવ્યાઘ્ર રાજા ! પિતાની સાથે વાદવિવાદ કરનાર પુત્ર, ગુરુની સ્ત્રી સાથે વ્યભિચાર કરનાર શિષ્ય તથા ઋતુકાળે પોતાની સ્ત્રી સાથે મૈથુન નહિ કરનાર પુરુષ પણ અધાર્મિક ગણાય છે.[૧૪] આવાં આવા ઘણાં કર્મોનું ધર્મશાસ્ત્રોમાં વિસ્તારથી તથા સંક્ષેપથી વર્ણન કરવામાં આવ્યું છે કે, જે કર્મો નહિ કરવાથી તથા કરવાથી પુરુષને પ્રાયશ્ચિત્ત કરવું પડે છે.[૧૫] હવે આ પૂર્વોક્ત પાપકર્મોનું પણ જે જે નિમિત્તે આચરણ કરવાથી મનુષ્ય પાપી થતો નથી, તે તે નિમિત્તોનું તમારી પાસે હું વર્ણન કરું છું, તે તમે સાંભળો.[૧૬] વેદના પારને પામેલો એવો પણ કોઈ બ્રાહ્મણ હાથમાં શસ્ત્ર લઈને રણમાં મારી નાખવાની ઇચ્છાથી જો ધસી આવે તો તેને મારી નાખવો; અને તેમ કરવાથી તે પુરુષને બ્રહ્મહત્યા લાગતી નથી.[૧૭] હે કુંતીપુત્ર યુધિષ્ઠિર ! વેદોમાં પણ આવા આશયના મંત્રો જોવામાં આવે છે; માટે હું તમારી પાસે જે ધર્મનું વર્ણન કરું છું, તે વેદોક્ત પ્રમાણોથી યુક્ત જ છે; પરંતુ વેદવિરુદ્ધ નથી. વળી જે બ્રાહ્મણ તેનાં જાતીય સદાચરણોથી ભ્રષ્ટ થયો હોય,તથા શસ્ત્રો ધારણ કરીને આજીવિકા ચલાવતો હોય તેવા આતતાયી બ્રાહ્મણને પણ મારી જ નાખવો અને તેમ કરવાથી મારનારને બ્રહ્મહત્યા પણ લાગતી નથી; કારણ કે ધસી આવેલા ક્રોધ સામે સામાનો ક્રોધ પણ ચડાઈ કરે જ છે.[૧૮-૧૯] અજ્ઞાનતાથી અને તેવા અસાધ્ય રોગાદિકના ઉપદ્રવથી પ્રાણોનો નાશ થઈ જતો હોય, તો તેવે પ્રસંગે ધર્મચુસ્ત વૈદ્યોની આજ્ઞા પ્રમાણે મદિરાપાન કરીને પણ પુરુષ પાપભાગી બનતો નથી; પરંતુ તે પુરુષે રોગાદિકની નિવૃત્તિ થયા પછી પુનઃ શાસ્ત્રોક્ત સંસ્કાર કરવા જોઈએ.[૨૦] હે યુધિષ્ઠિર ! પૂર્વે અભક્ષ્ય પદાર્થોનું ભક્ષણ કરવાથી જે પાપ કહેવામાં આવ્યું છે, તે પણ જો અજ્ઞાનજન્ય હોય, તે પ્રાયશ્ચિત્ત કરવાથી શોધી શકાય છે.[૨૧] વળી પ્રથમ કહેલું છે કે, ગુરુની સ્ત્રી સાથે વ્યભિચાર કરનાર શિષ્ય પાતકી છે; પરંતુ ગુરુની આજ્ઞાથી તેની સ્ત્રી સાથે ગમન કરવાથી શિષ્યને પાપ લાગતું નથી. આવા જ આશયથી ઉદ્દાલક ઋષિએ પોતાના શિષ્ય દ્વારા શ્વેતકેતુ નામના પુત્રને ઉત્પન્ન કરાવ્યો હતો.[૨૨] માત્ર ગુરુજનોનું પોષણ કરવા માટે જ આપત્તિકાળમાં ચોરી કરનાર પુરુષ પાપી થતો નથી, પરંતુ તે પુરુષે પોતાના ગુરુજનોના પોષણ પૂરતી જ ચોરી કરવી જોઈએ, નહિ કે પોતાની ઇચ્છામાં આવે તેટલી ચોરી કરીને ધનવાન બની જવું જોઈએ.[૨૩] વળી ગુરુજન માટે ચોરી કરનાર પુરુષ જો બ્રાહ્મણના દ્રવ્યની ચોરી કરતો નથી તો જ તેને દોષ લાગતો નથી, તેમ જ ચોરેલા ધનનો જો પોતે ઉપભોગ કરતો નથી તો જ તેને પાપ લાગતું નથી, અન્યથા તો તે પાપી જ છે.[૨૪] પોતાના અથવા પારકાના પ્રાણ જે વેળા ભયમાં આવી પડ્યા હોય, તે વેળા પ્રાણનું રક્ષણ કરવા માટે અસત્ય ભાષણ કરવું, તેમ જ ગુરુને માટે, સ્ત્રીઓની પાસે તથા વિવાહકાળે પણ અસત્ય ભાષણ કરવું, સ્વપ્નમાં વીર્ય સ્ખલિત થઈ જવાથી બ્રહ્મચારી વ્રતભ્રષ્ટ થતો નથી, પરંતુ તેણે પ્રાતઃકાળે સ્નાનસંધ્યા કરીને પ્રજ્વલિત અગ્નિમાં ઘીનો હોમ કરી પ્રાયશ્ચિત્ત કરી લેવું.[૨૫-૨૬] મોટો ભાઈ પતિત થઈ ગયો હોય, વટલી ગયો હોય અથવા સંન્યાસી થઈ ગયો હોય તો નાના ભાઈને લગ્ન કરવામાં પાપ લાગતું નથી; અને કોઈ પરસ્ત્રીએ પણ માત્ર ગર્ભાધાન માટે જ જો મૈથુન માટે પ્રાર્થના કરી હોય તો તે પરસ્ત્રીગમન પણ પુરુષને ધર્મભ્રષ્ટ કરતું નથી. યજ્ઞાદિ નિમિત્ત વિના પશુઓનો વધ કરવો નહિ, તેમ કરાવવો પણ નહિ; પરંતુ યજ્ઞમાં શાસ્ત્રોક્ત વિધિએ કરેલુ પશુઓનું વિશસન તે પશુઓને પવિત્ર કરનાર છે તથા પશુયોનિમાંથી મુક્ત કરાવનાર છે, માટે યજ્ઞનિમિત્તે કરેલો પશુવધ પાપજનક નથી.[૨૭-૨૮] કુપાત્ર બ્રાહ્મણને અજ્ઞાનથી દાન અપાઈ જાય તો તે દૂષક નથી, તેમ જ સુપાત્રને

પણ અજ્ઞાનથી જ દાન ન અપાયું હોય તો તે દૂષક નથી.[29] પોતાની સ્ત્રી જો વ્યભિચારિણી હોય તો તેનો ધિક્કાર કરી પોતાનાથી દૂર કબજે રાખવી અને તેનું માત્ર પોષણ જ કરવું; કારણ કે તેમ કરવાથી તેના પતિને દોષ લાગતો નથી અને પેલી સ્ત્રી પણ અમુક સમય ગયા પછી પવિત્ર થાય છે.[30] સોમવલ્લીનો રસ સર્વ મનુષ્યોને તથા દેવોને તૃપ્તિ આપનારો છે, આમ સમજીને તેનો જો વ્યાપાર કરવામાં આવે અર્થાત્ તેને વેચવામાં આવે તો તેથી પાપ લાગતું નથી. પોતાનાં કાર્યો કરવામાં અસમર્થ થયેલા નોકરને રજા આપવાથી પણ શેઠને દોષ લાગતો નથી; તેમ જ ગાયોને માટે વનને સળગાવી મૂકવાથી દોષ લાગતો નથી.[31] હે ભરતવંશી યુધિષ્ઠિરરાજા ! જે કર્મો કરવાથી પુરુષને દોષ લાગતો નથી, તેવા કર્મો મે તમને કહ્યાં. હવે તે તે કર્મોના પ્રાયશ્ચિત્તો વિસ્તારપૂર્વક હું તમને કહું છું, તે સાંભળો.[32]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'પપપુણ્યવિચાર' નામનો અધ્યાય ૩૪મો સમાપ્ત

## अध्याय ३५मो

### પ્રાયશ્ચિત્તાધ્યાય

॥ व्यास उवाच ॥

तपसा कर्मणा चैव प्रदानेन च भारत।
पुनाति पापं पुरुषः पुनश्चेन्न प्रवर्तते ॥ १ ॥

વ્યાસ બોલ્યા : 'હે ભરતવંશી રાજા ! કૃચ્છ્ર ચાંદ્રાયણ આદિ તપથી, યજ્ઞાદિ કર્મથી તથા ગાયો વગેરેના દાનથી પુરુષ પાપથી મુક્ત થાય છે; પરંતુ તે તે પાપકર્મોમાં પુનઃ તે આસક્ત થાય નહિ તો જ.[1] જેણે બ્રહ્મહત્યા કરી હોય, તે મનુષ્યે ભિક્ષા માગી લાવીને એક વખત ભોજન લેવું, નોકરચાકર રાખ્યા વિના પોતે જાતે જ સર્વ કાર્યો કરી લેવાં, હાથમાં કપાલ અને ખટ્વાંગ ધારણ કરવાં, નિરંતર કાળજીપૂર્વક બ્રહ્મચર્ય પાળવું, કોઈની અસૂયા કરવી નહિ, કંઈ પણ પાથર્યા વિના પૃથ્વી પર શયન કરવું અને પોતે કરેલી બ્રહ્મહત્યાને લોકમાં પ્રકાશ કરી દેવી. આમ બાર વર્ષ પર્યંત કરવાથી બ્રહ્મહત્યાના પાપમાંથી મનુષ્ય મુક્ત થાય છે.[2-3] અથવા પોતાની જો ઇચ્છા હોય તો પ્રાયશ્ચિત્તનો ઉપદેશ કરનારા વિદ્વાનોનો મત લઈને અથવા પોતાનામાં જો વિદ્વત્તા હોય તો પોતાના મત પર આધાર રાખીને શસ્ત્રધારી પુરુષોના શસ્ત્રનું નિશાન થઈને પ્રાણોનો ત્યાગ કરવો; અથવા બળતા અગ્નિ ઉપર ઊંધે મસ્તકે ત્રણ વખત લટકીને છેવટે બળી મરવું; અથવા ચારે વેદોમાંથી કોઈ એક વેદનું પઠન કરતાં કરતાં સો યોજન સુધી ચાલ્યા જવું; અથવા વેદવેત્તા બ્રાહ્મણને પોતાનું સર્વસ્વ દાનમાં આપી દેવું; અથવા પોતાનું જીવનોપયોગી ધન કે સર્વ સાહિત્યોથી ભરેલું પોતાનું ગૃહ વેદ ભણેલા બ્રાહ્મણોને દાનમાં આપી દેવું, જેથી પુરુષ બ્રહ્મહત્યાના પાપમાંથી મુક્ત થઈ જાય છે; તેમ જ ગાયોનું તથા બ્રાહ્મણોનું રક્ષણ કરનાર અને છ વર્ષ પર્યંત કૃચ્છ્ર ભોજન કરનાર અર્થાત્ ત્રણ દિવસ પ્રાતઃકાળે, ત્રણ દિવસ સાયંકાળે અને બીજા ત્રણ દિવસ માગ્યા વિના મળેલા અન્નનું ભોજન કરનાર પુરુષ બ્રહ્મહત્યાના પાપથી મુક્ત થઈ પવિત્ર થાય છે. એ જ પ્રમાણે સાત દિવસ પ્રાતઃકાળે, સાત દિવસ સાયંકાળે અને સાત દિવસ માગ્યા વિના મળેલા અન્નનું ભોજન કરનાર તથા પાછળથી સાત દિવસ ઉપવાસ કરી ત્રણ વર્ષ પર્યંત વ્રત કરનાર પુરુષ પણ બ્રહ્મહત્યાથી મુક્ત થાય છે;[4-7] તેમ જ હે રાજા ! એક માસ થઈ ગયા પછી સાયંકાળે, બીજો માસ થઈ ગયા પછી પ્રાતઃકાળે, ત્રીજો માસ થઈ ગયા પછી માગ્યા વિના મળેલા અન્નનું ભોજન કરીને, ચોથે માસે ઉપવાસ કરનાર પુરુષ એક વર્ષ પર્યંત વ્રત કરે, તો તે પણ હરકોઈ પાપથી મુક્ત થાય છે. વળી એક માસથી કંઈક અધિક સમય સુધી કેવળ જળપાન કરી પ્રાણ ધારણ કરનાર પુરુષ તે અનશનવ્રતના પ્રભાવથી થોડા જ સમયમાં પાપથી છૂટો થઈ પવિત્ર થાય છે;[8] અને કેટલાએક તેવા બ્રહ્મહત્યારા પુરુષો અશ્વમેધ યજ્ઞ કરીને પણ પવિત્ર થાય છે. આવા જ આશયની એક શ્રુતિ પણ કહે છે કે, 'तरति तरति ब्रह्महत्यां योऽश्वमेधेन यजते।' અશ્વમેધ યજ્ઞ કરી અંતે અવભૃથ સ્નાનથી પુરુષ પવિત્ર થાય છે. વળી જે પુરુષ બ્રાહ્મણોને માટે યુદ્ધમાં મરણ પામે છે, તે પણ બ્રહ્મહત્યાથી મુક્ત થાય છે; અથવા એક લાખ ગાયોનું સુપાત્રને દાન કરીને બ્રહ્મઘાતી મનુષ્ય સર્વ પાપોથી મુક્ત થાય

છે; તેમ જ પચીસ હજાર દૂઝણી કપિલા ગાયોનું દાન કરનાર પુરુષ સર્વ જાતનાં પાપોથી મુક્ત થાય છે અથવા જે પુરુષ પ્રાણસંશયપ્રસંગે દરિદ્ર એવા સાધુ પુરુષોને એક હજાર વાછરડાંવાળી દૂઝણી ગાયોનું દાન કરીને પાપથી મુક્ત થાય છે.[૯-૧૩] વળી હે મહીપાલ! જે મનુષ્ય કાંબોજ દેશમાં જન્મેલા સો ઘોડાઓનું સુપાત્ર બ્રાહ્મણોને દાન કરે તે પણ પાપથી છૂટી જાય છે;[૧૪] અને હે ભારત! જે પુરુષ એક સુપાત્રને પણ તેના મનોરથ જેટલું ધન આપે છે અને આપ્યા પછી કોઈની પાસે કહી દેખાડતો નથી, તે પણ પાપબંધનથી છૂટી જાય છે.[૧૫] જે મનુષ્યે મદિરાપાન કર્યું હોય, તેણે અગ્નિ સરખી તપાવેલી મદિરા પીવી, જેથી તે મનુષ્ય આ લોકમાં તથા પરલોકમાં પોતાના આત્માને પવિત્ર કરે છે;[૧૬] અને જે પાપી નિર્જળ પ્રદેશમાં જઈને પર્વતના શિખર ઉપરથી પડતું મૂકે અથવા અગ્નિમાં પ્રવેશ કરે કે કેદારતીર્થમાં જઈને મહા પ્રસ્થાન કરે અર્થાત્ હિમાલયમાં જઈને ગાત્રો ગાળી નાખે તે પણ સર્વ પાપોથી મુક્ત થઈ જાય છે.[૧૭] શ્રુતિ કહે છે કે, જે બ્રાહ્મણે મદ્યપાન કર્યું હોય તેણે 'બૃહસ્પતિસવ' નામનો યજ્ઞ કરવો, જેથી તે નિષ્પાપ થઈને બ્રાહ્મણોની સભામાં પુનર્ગમન કરી શકે છે.[૧૮] તેમ જ જે પુરુષ મદ્યપાન કરીને મત્સરરહિત ચિત્તે પૃથ્વીનું દાન કરે અને ફરીથી કદી મદ્યનું પાન ન કરે તો તે પણ સંસ્કારયુક્ત થઈને શુદ્ધ થાય છે.[૧૯] જેણે ગુરુની સ્ત્રી સાથે વ્યભિચાર કર્યો હોય, તેણે તપાવેલી લોખંડની શિલા પર સૂવું અથવા પોતાનું લિંગ કાપી નાખી ઊર્ધ્વ દૃષ્ટિએ સંન્યાસ લઈને વનમાં ચાલ્યા જવું;[૨૦] અથવા તેથી પણ તીવ્ર પ્રાયશ્ચિત્ત કરવું હોય તો તે શરીરનો જ ત્યાગ કરી દેવો, જેથી પાપથી મુક્ત થવાય છે. વ્યભિચાર આદિ દુષ્ટ કર્મ કરનારી સ્ત્રીઓ એક વર્ષ પર્યંત આહાર વિહારનો ત્યાગ કરી દઈને તે તે પાપકર્મોથી મુક્ત થઈ જાય છે.[૨૧] વળી જે પુરુષ એક માસ પર્યંત જળ સુદ્ધાંનો ત્યાગ કરી મહાવ્રતનું આચરણ કરે અથવા પોતાના સર્વસ્વનું દાન કરી દે અથવા ગુરુને માટે યુદ્ધમાં પ્રાણત્યાગ કરે, તે અશુભ કર્મથી મુક્ત થાય છે.[૨૨] જેણે અસત્ય ભાષણ કરીને ગુરુનું અપમાન કર્યું હોય, તેણે ગુરુની ઇચ્છાનુસાર પ્રિય કાર્ય કરીને તે પાપમાંથી મુક્ત થવું.[૨૩] બ્રહ્મચર્યવ્રતનું સ્ખલન કરનારા બ્રહ્મચારીએ પૂર્વોક્ત બ્રહ્મહત્યાનાં વ્રતોનું આચરણ કરવું તથા છ મહિના સુધી ગાયના ચામડાને શરીરે લપેટી રાખવું, જેથી તે વ્રતસ્ખલન-જન્ય પાપથી મુક્ત થવાય છે.[૨૪] પરસ્ત્રીનું તથા પરદ્રવ્યનું હરણ કરનાર પુરુષે એક વર્ષ પર્યંત બ્રહ્મચર્યવ્રત પાળવું, એટલે તે પાપથી મુક્ત થવાય છે,[૨૫] અથવા જેનું દ્રવ્ય હરી લીધું હોય તેને તેટલું જ દ્રવ્ય આપવું અને વિવિધ ઉપાયોથી તેને વીનવવો, જેથી તે પુરુષ પરદ્રવ્યહરણના પાપથી મુક્ત થાય છે.[૨૬] જે પુરુષે પોતાના મોટા ભાઈને મૂકીને પરણી લીધું હોય તથા જે મોટા ભાઈએ પોતાના વચેટ ભાઈને જ મૂકીને જ ત્રીજા ભાઈને પરણાવીને પરણી લીધું હોય તેઓ બન્નેએ જિતેંદ્રિય થઈને બાર દિવસનું કૃચ્છ્રવ્રત કરવું; જેથી તેઓ બન્ને પાપથી મુક્ત થઈ પવિત્ર થાય છે; પણ નાના ભાઈએ તથા તેની સ્ત્રીએ મોટા ભાઈનાં લગ્ન થઈ ગયા પછી પોતાના પિતૃઓને તારવા માટે પુનઃ લગ્નવિધિ કરવો જોઈએ, તે વિના તેની શુદ્ધિ થતી નથી અને વળી તેમ કરવાથી તે પૂર્વવિવાહિત સ્ત્રી પણ પાપથી લિપ્ત થતી નથી અને પવિત્ર થાય છે.[૨૭] ધર્મવેત્તાઓ કહે છે કે, 'પાપિણી સ્ત્રીઓએ ચાતુર્માસમાં એક દિવસે ઉપવાસ અને બીજે દિવસે મધ્યાહ્ન ભોજન કરવારૂપ ધારણા-પારણા નામનું શુદ્ધ વ્રત કરીને શુદ્ધ થવું'.[૨૮,૨૯] જે સ્ત્રીએ એક જ વખત વ્યભિચાર કર્યો હોય અથવા વ્યભિચાર કરવાની મનમાં ભાવનામાત્ર કરી હોય, તો તેના પતિએ રજોદર્શનના સમય સુધી તેની પાસે જવું નહિ; તેમ જ પોતાની સ્ત્રીએ વ્યભિચાર કર્યો છે, એવી શંકામાત્ર થતાં પણ તેના પતિએ તે સ્ત્રી પાસે રજોદર્શનપર્યંત જવું નહિ; પરંતુ ભસ્મથી જેમ પાત્ર શુદ્ધ થાય છે, તેમ સ્ત્રીઓ રજોદર્શનથી શુદ્ધ થાય છે; માટે રજોદર્શન પછી તેની સાથે વ્યવહાર કરવામાં પુરુષને બાધ નથી.[૩૦]

વળી શૂદ્રજાતિના મનુષ્યે ઉચ્છિષ્ટ કરેલું કાંસાનું પાત્ર, ગાયનું સૂંઘેલું કાંસાનું પાત્ર અને જેમાં કોગળા કર્યા હોય તેવું કાંસાનું પાત્ર અગ્નિમાં તપાવ્યા પછી પંચગવ્યથી, માટીથી, જળથી, ભસ્મથી તથા ખટા-

થથી સાફ કરવાથી શુદ્ધ થાય છે બ્રાહ્મણને માટે ચારે પાદવાળો સંપૂર્ણ ધર્મ શાસ્ત્રવિહિત છે, ક્ષત્રિયને માટે ત્રણ પાદવાળો શચાદિ ધર્મ શાસ્ત્રવિહિત છે, વૈશ્યને માટે બે પાદવાળો શૌચાદિ ધર્મ શાસ્ત્રવિહિત છે તથા શૂદ્રને માટે એક પાદવાળો શૌચાદિ ધર્મ શાસ્ત્રજ્ઞાપિત છે, માટે તેઓના પાપનુ ગૌરવલાઘવ વિચારીને યથાયોગ્ય પ્રાયશ્ચિત્તો માટે તેઓને ઉપદેશ આપવો. જે પુરુષે શ્રાદ્ધાદિ નિમિત્ત વિના પશુ પક્ષીઓનો વ્યર્થ વધ કર્યો હોય અથવા વ્યર્થ અનેક વનસ્પતિઓનુ છેદનભેદન કર્યું હોય તો તેણે ત્રણ રાત્રિ પર્યંત કેવળ વાયુનુ જ ભક્ષણ કરી રહેવુ તથા પોતાના પાપકર્મો જગતમા પ્રસિદ્ધ કરવા.[૩૧–૩૪] હે રાજન્! હરકોઈ અગમ્યા સ્ત્રીની સાથે ગમન કરનાર પુરુષ માટે પણ શાસ્ત્રમા પ્રાયશ્ચિત્ત કહેલુ છે. તે એજ કે, તેવા પાપી પુરુષે છ મહિના સુધી શરીર પર ભીનુ વસ્ત્ર લપેટીને ફર્યા કરવુ અને રાત્રિએ ભસ્મ લગાવીને ભસ્મના ઢગ ઉપર જ શયન કરવુ.[૩૫] આ સિવાયના બીજા સર્વ અકાર્યો માટે પણ શાસ્ત્રમા એ જ*વિધિ બ્રહ્માએ કહેલો છે, તોપણ કેટલાએક પ્રાયશ્ચિત્તો દૃષ્ટાંતભૂત આગમમા કહેલા અનેક કારણો તરફ દૃષ્ટિ કરીને પણ કરવામા આવે છે.[૩૬] વળી જે પુરુષ સંપૂર્ણ અહિંસાધર્મ પાળીને રાગદ્વેષાદિથી રહિત થઈ ને તથા પવિત્ર પ્રદેશ ઉપર એકાસન ઠેરવીને કોઈની સાથે વાતચીત કર્યા વિના નિત્ય ગાયત્રીજપ કર્યા કરે છે, તે સર્વ જાતના પાપોથી મુક્ત થઈ જાય છે.[૩૭] વળી જે દિવસે અવિચ્છિન્ન રીતે ઊભો જ રહે, રાત્રે ખુલ્લા પ્રદેશમા સ્થંડિલ પર શયન કરે તથા દિવસમા ત્રણ વાર અને રાત્રિમા ત્રણ વાર વસ્ત્ર સહિત જળમા પ્રવેશ કરે, તે પણ અજ્ઞાનથી કરેલા પાપોથી મુક્ત થાય છે, પરંતુ તે પુરુષે જ્યા સુધી વ્રત લીધુ હોય, ત્યાં સુધી કોઈ શૂદ્ર જાતિના મનુષ્યની સાથે અથવા કોઈ સ્ત્રીની સાથે સંભાષણ માત્ર પણ કરવું નહિ.[૩૮–૩૯] પંચ મહાભૂતોની સાક્ષીમા જે પુરુષ પાપપુણ્ય કરે છે, તેને મરણ પછી તેનુ ફળ મળે છે. જો પુણ્ય અધિક કર્યું હોય તો પાપફળ દૂર કરીને પુણ્યફળને ભોગવે છે અને પાપકર્મ જો અધિક કર્યું હોય તો પુણ્ય ફળ દૂર કરી પાપફળને ભોગવે છે,[૪૦] માટે સર્વ કોઈ મનુષ્યે દાન, તપ અને યજ્ઞાદિ કર્મો કરીને પુણ્યફળની જ વૃદ્ધિ કરવી, જેથી કરીને કોઈ સામાન્ય પાપકર્મોનું પ્રાયશ્ચિત્ત કરી લેવાથી અધિક પુણ્યવાન થવાય.[૪૧] વળી નિરંતર શુભ કર્મો કરવા, પાપકર્મ કરતા અટકવુ અને નિત્ય સુપાત્રોને દાન આપવા, જેથી સર્વ જાતના પાપોથી મનુષ્ય મુક્ત થાય[૪૨] સામાન્ય પાતકોને દૂર કરવા માટે જ ધર્મશાસ્ત્રોમા તેને તેને યોગ્ય પ્રાયશ્ચિત્તો કહેલાં છે અને પૂર્વે કહેવાઈ ગયેલા વ્રતાદિરૂપ પ્રાયશ્ચિત્તો પણ તેવા સામાન્ય પાપોને માટે જ છે, કારણ કે મહાન પાપોનું પ્રાયશ્ચિત્ત શાસ્ત્રમા કોઈ સ્થળે કહ્યુ નથી[૪૩] હે રાજા! ભક્ષ્યાભક્ષ્ય અને વાચ્યાવાચ્યના સંબંધમા બે રીતે પાપ થઈ શકે છે. એક અજ્ઞાનથી કરેલું પાપ અને બીજુ જ્ઞાનથી (જાણી જોઈને) કરેલુ પાપ આ બન્ને પ્રકારમા અજાણતા કરેલા પાપો જાણવામા આવતાં પુરુષે શાસ્ત્રમા કહેલાં પ્રાયશ્ચિત્તો કરવાં જોઈએ.[૪૪] જે પુરુષ જાણી જોઈને પાપ કરે છે, તે સર્વ મહાપાતક ગણાય છે અને અજ્ઞાનથી કરેલુ પાપ સ્વલ્પ દોષવાળુ ગણાય છે. પ્રાયશ્ચિત્ત પણ તે અજ્ઞાનથી કરેલા પાપને માટે જ શાસ્ત્રમા કહેલ છે.[૪૫] શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે જ જો પ્રાયશ્ચિત્ત કરવામાં આવે તો પાપને દૂર કરી શકાય છે અને તે શાસ્ત્રવિધિ પણ આસ્તિક અને શ્રદ્ધાળુ મનુષ્યને માટે જ કહેલો છે,[૪૬] પરંતુ નાસ્તિક અને અશ્રદ્ધાળુ પુરુષોને માટે કદી પણ પ્રાયશ્ચિત્તવિધિ હોતો નથી, કારણ કે દંભ તથા દ્વેષનું જેઓમા પ્રાધાન્ય છે, તેવા એ નાસ્તિકોને માટે શાસ્ત્રવિધિ જોવામાં જ આવતો નથી.[૪૭] હે ધર્મધારીઓમા શ્રેષ્ઠ પુરુષવ્યાઘ્ર રાજા! આ લોકમા તથા પરલોકમા સુખ મેળવવાની ઇચ્છાવાળા સર્વ કોઈ મનુષ્યે શિષ્ટ પુરુષોના

* વૃદ્ધ શાતાતપ નામના એક આચાર્ય કહે છે કે, 'मद्यं पीत्वा गुरुदारांश्च गत्वा स्तेयं कृत्वा ब्रह्महत्यां च कृत्वा भस्मच्छन्नो भस्मशय्याशयानो रुद्राध्यायी मुच्यते सर्वपापैः ।' મદ્યપાન કરનારા પુરુષો, ગુરુપત્ની સાથે વ્યભિચાર કરનારા પુરુષો ચોરી કરનારા પુરુષો તથા બ્રહ્મહત્યા કરનારા પુરુષો વગેરે ભસ્મ લગાવીને ભસ્મની જ શય્યા પર શયન કરવુ. તથા નિત્ય રુદ્રાધ્યાયનો પાઠ કર્યા કરવો આમ કરવાથી તે પુરુષો સર્વ પાપથી મુક્ત થાય છે પરંતુ તેઓને આમ ક્યાં સુધી કર્યા કરવુ તેની વ્યવસ્થા બીજા ગ્રંથોમાથી જોઈ લેવી. —નીલકંઠ

આચારનું તથા શિષ્ટધર્મનું સેવન કરવું.[૪૮] હે રાજન્! તમે તમારા પ્રાણોનુ રક્ષણુ કરવા માટે અથવા પોતાના રાજધર્મને અનુસરી સંપૂર્ણ કારણુ હોવાને લીધે કૌરવોનો વધ કર્યો છે, જેથી તમે પાપથી મુક્ત થશો;[૪૯] છતાં પણુ તમારા મનમાં પાપ લાગવાની જો ઘૃણા રહેતી હોય તો તમે પ્રાય શ્ચિત્ત કરો; પણુ અનાર્ય પુરુષોએ આચરેલા શોકને વશ થઈને આત્મહત્યા કરો મા.[૫૦]

વૈશંપાયન બોલ્યા : હે જનમેજય ! એ પ્રમાણે ભગવાન વેદવ્યાસે કહ્યુ, એટલે એક મુહૂર્તભર વિચાર કરીને યુધિષ્ઠિર રાજા તેમના પ્રતિ બોલ્યા.[૫૧]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાન્તર્ગત રાજધર્માનુશાસનપર્વ મા 'પ્રાયશ્ચિત્તાધ્યાય' નામનો અધ્યાય ૩૫મો સમાપ્ત

# अध्याय ३६ मो

## ભગવાન મનુએ કહેલો ભક્ષ્યાભક્ષ્યવિવેક

॥ युधिष्ठिर उवाच ॥

**किं भक्ष्यं चाप्यभक्ष्यं च किं च देयं प्रशस्यते ।**
**किं च पात्रमपात्रं वा तन्मे ब्रूहि पितामह ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ વેદવ્યાસ ! ભક્ષ્ય પદાર્થ કયો અને અભક્ષ્ય પદાર્થ કયો ? કયુ દાન ઉત્તમ ગણાય છે ? તેમ જ કોને પાત્ર જાણવો અને કોને અપાત્ર જાણવો ? તે મને કહો.[૧]

વ્યાસ બોલ્યા : હે યુધિષ્ઠિરરાજા ! આના સંબંધમાં સિદ્ધો અને પ્રજાપતિ મનુના સંવાદરૂપે એક પ્રાચીન ઇતિહાસ કહેવામા આવે છે.[૨] પૂર્વે વ્રતપરાયણ રહેનારા ઋષિઓ કોઈએક સમયે એકઠા મળીને મહાસમર્થ પ્રજાપતિ મનુ ભગવાનની પાસે જઈને ધર્મવિષયક પ્રશ્નો પૂછવા લાગ્યા કે,[૩] 'હે પ્રજાપતિ ! કયા પદાર્થો અન્નરૂપે ભક્ષ્ય છે ? કયુ દાન પ્રશંસાપાત્ર છે ? કોને પાત્ર સમજવો ? અધ્યયનનું, તપનુ, કર્તવ્યનુ તથા અકર્તવ્યનું સ્વરૂપ શું ? તે સર્વ અમને કહો.'[૪] ઋષિઓએ આ પ્રમાણે પૂછ્યું, એટલે ભગવાન સ્વાયંભુવ મનુ બોલ્યા : 'હે ઋષિઓ ! જે પ્રમાણે ધર્મનુ સ્વરૂપ શાસ્ત્રોમાં કહેલું છે તે પ્રમાણે જ હુ તમને સંક્ષેપથી અને વિસ્તારથી કહુ છું તે તમે સાભળો.[૫] ધર્મશાસ્ત્રો માં જે પાપોનું પ્રાયશ્ચિત્ત કરવા માટે વિશેષ વિધાન કહેવામા આવ્યુ નથી, તેવાં પાપો કરનારા પુરુષે જે પ્રદેશમાં જપહોમ કરનારા મહાત્માઓ વસતા હોય તે પ્રદેશમા જઈને અથવા ગંગા આદિ પવિત્ર નદીઓના કિનારે જઈને જપ, હોમ, ઉપવાસ વગેરે કરવાં અને આત્મજ્ઞાન મેળવવું, એ જ તેઓને પ્રાયશ્ચિત્તરૂપ છે.[૬] એ સિવાયનાં બીજાં કેટલાએક પવિત્ર કરનારાં સામાન્ય પ્રાયશ્ચિત્તો પણ છે; જેવા કે બ્રહ્મગિરિ આદિ પર્વતોમાં જઈને નિવાસ કરવો, સુવર્ણનુ પ્રાશન કરવું, રત્ન મિશ્રિત જળથી સ્નાન કરવુ, દેવતાઓને સ્થાનકે જવુ અને ઘીનુ પ્રાશન કરવુ આ બધા પણ પુરુષને તત્કાળ પવિત્ર કરે છે, એમા સંશય નથી.[૭-૮] દીર્ઘ આયુષ્યની ઇચ્છાવાળા સર્વ બુદ્ધિમાન પુરુષે કદી પણ ગર્વ કરવો નહિ, છતા પણ કોઈ સમયે જો ગર્વ થઈ જાય તો તેણે ધર્મશાસ્ત્રમાં કહેલુ ત્રણ રાત્રિનુ તપ્તકૃચ્છ્ર* નામનું વ્રત કરવુ.[૯] અદત્તાદાન (ચોરી નહિ કરવી તે), વેદાધ્યયન, તપ, અહિંસા, સત્ય, અક્રોધ અને યજ્ઞયાગાદિ–આ બધા ધર્મના લક્ષણો છે,[૧૦] પરંતુ જુદી જુદી અવસ્થાઓમા દેશ અને કાળને અનુસરીને ધર્મનું સ્વરૂપ અધર્મના રૂપમા આવે છે અને અધર્મનું સ્વરૂપ ધર્મના રૂપમાં આવે છે, જેમ કે ગુરુ આદિને માટે ચોરી, પ્રાણસંકટ સમયે અસત્ય ભાષણ અને યજ્ઞાદિ નિમિત્તે હિંસા ધર્મરૂપ જ ગણાય છે.[૧૧] માટે ધર્મ તથા અધર્મનું વિશેષ સ્વરૂપ જાણનારા પંડિતો તેઓના બબ્બે પ્રકાર કહે છે અને તે જ રીતે પ્રવૃત્તિ તથા નિવૃત્તિને પણ બે પ્રકારની કહેવામા આવે છે. એક વૈદિકી પ્રવૃત્તિ–નિવૃત્તિ તથા એક લૌકિકી પ્રવૃત્તિ–નિવૃત્તિ. તેમા વૈદિકી પ્રવૃત્તિથી જન્મમરણ રહે છે અને વૈદિકી નિવૃત્તિથી જન્મ મરણ ટળી જાય છે; તેમ જ લૌકિકી પ્રવૃત્તિ–નિવૃત્તિ જો શુભ હોય તો સામાન્ય શુભ ફળ મળે છે અને તે જો અશુભ હોય તો અશુભ ફળ મળે છે; અર્થાત્ બે પ્રકારના કર્મો કરનારા મનુષ્યોને તેઓના

* तप्तक्षीरघृताम्बूनामेकैकं प्रत्यहं पिबेत् । एकरात्रोपवासश्च तप्तकृच्छ्र उदाहृतः । પહેલા દિવસે ગરમ કરેલુ આઠ રૂપિયાભાર દૂધ પીવુ, બીજે દિવસ ગરમ કરેલુ આઠ રૂપિયાભાર ઘી પીવું, ત્રીજે દિવસે ગરમ કરેલુ આઠ રૂપિયાભાર પાણી પીવુ અને ચોથે દિવસે ઉપવાસ કરવો, એને તપ્તકૃચ્છ્રવ્રત કહેવામા આવે છે. –યાજ્ઞવલ્કય

કર્મના શુભપણા ઉપર અને અશુભપણા ઉપર યોગ્યાયોગ્ય ફળનો આધાર રહે છે,[૧૨-૧૩] કારણ કે કોઈ સમયે શુભ કર્મનું ફળ અશુભ પણ આવે છે અને કોઈ સમયે અશુભ કર્મનું ફળ શુભ પણ આવે છે, જેમ કે દેવોનિમિત્તે, શાસ્ત્રનિમિત્તે, પ્રાણસંરક્ષણનિમિત્તે તથા પ્રાણદાતાનિમિત્તે અપેક્ષા પૂર્વક કરવામા આવેલુ હરકોઈ કર્મ નીચ પુરુષોને પણ શુભ ફળ આપનારુ થાય છે,[૧૪] પરંતુ આ કર્મ કરવાથી પાપનો નાશ થશે કે નહિ આવો સંદેહ હોવા છતા કેવળ લોકનિંદા દૂર કરવા માટે અપેક્ષાપૂર્વક કરવામા આવેલુ નિત્યાદિ કર્મ તથા શત્રુઓના નાશરૂપ દૃષ્ટફળને પ્રાપ્ત કરવા માટે કરવામા આવેલુ શ્યેનયાગાદિ કર્મ બન્ને લોકમા પણ શુભ ફળને આપી શકતુ નથી, પણ ઊલટુ તે કર્મ કરવાથી પ્રાયશ્ચિત્ત કરવુ પડે છે[૧૫] વળી ક્રોધ તથા મોહને વશ થઈને પોતાના મનને પ્રિય અથવા અપ્રિય એવુ જે કોઈ પાપ કર્યું હોય તેથી મુક્ત થવા માટે ઉપવાસ આદિથી શરીરને કષ્ટ આપવારૂપ પ્રાયશ્ચિત્ત કરવુ જોઈએ, અથવા નિત્ય હવિષ્યાન્નનુ ભક્ષણ કરવુ, પવિત્ર મંત્રોનો જાપ કર્યા કરવો અને તીર્થાટન કરી શુદ્ધ થવુ, આ બધા પ્રાયશ્ચિત્તો દૃષ્ટાંતપૂર્વક શાસ્ત્રોમા કહેલા કારણો દ્વારા નિશ્ચિત કરવા, જેથી પાપની શાંતિ થાય છે[૧૬] અપરાધીને શિક્ષા નહિ કરનારો રાજા ચોવીસ કલાકનો ઉપવાસ કરીને શુદ્ધ થાય છે અને રાજાને યોગ્ય ઉપદેશ નહિ આપનાર પુરોહિત ત્રણ દિવસના ઉપવાસ કરીને શુદ્ધ થાય છે[૧૭] પુત્ર આદિના મરણને લીધે શોકાધીન થયેલો કોઈ પુરુષ હાથમા શસ્ત્ર લઈને આત્મહત્યા કરવા તૈયાર થાય અને પછી જો મરે નહિ તો તેણે ત્રણ દિવસના ઉપવાસ કરવા[૧૮] પણ જે પુરુષો બ્રાહ્મણત્વ આદિ જાતિથી ભ્રષ્ટ થયેલા હોય છે, વર્ણાશ્રમધર્મથી વિમુખ થયેલા હોય છે, પોતાની જન્મભૂમિ છોડીને દૂર વસ્યા હોય છે તથા કુલધર્મનો ત્યાગ કરી બેઠા હોય છે તેઓને માટે પ્રાયશ્ચિત્ત છે જ નહિ[૧૯] જ્યારે કોઈ ધાર્મિક સંશય ઊભો થાય, ત્યારે વેદશાસ્ત્રને જાણનારા દસ બ્રાહ્મણોને અથવા ત્રણ ધર્મશાસ્ત્રીઓને બોલા[વી] નિશ્ચય આપે તેને ધર્મ તરીકે માનવો.[૨૦] હવે ભક્ષ્યાભક્ષ્યના સંબંધમા જે કહેવામા આવે છે તે સાભળો. બળદ, મૃત્તિકા, વિષ, ક્ષુદ્ર કીડાઓ અને શ્લેષ્માતક (એક જાતનું પ્રાણી) દ્વિજાતિઓને ભક્ષ્ય નથી, તેમ જ શલ્ક (બન્ને તરફ લટકતી ચામડાની કોથળી) વિનાના માછલા, કાચબા સિવાયના-દેડકા વગેરે ચાર પગવાળા જળચર પ્રાણીઓ, ભાસ, હંસ, ગરુડ, ચક્રવાક, બતક, બગલા, કાગડા, મદ્ગુ (એક જાતનું જળચર પ્રાણી), ગીધ, બાજ તથા ઘુવડ વગેરે પક્ષીઓ અને માંસાહારી દાઢવાળા પ્રાણીઓ, ચાર પગવાળા પક્ષીઓ તથા ઉપરનીચે બન્ને બાજુ દાતવાળા, મનુષ્ય, વાનર વગેરે પ્રાણીઓ અને ચાર દાઢોવાળા પ્રાણીઓ દ્વિજાતિઓને અભક્ષ્ય છે.[૨૧-૨૪] બ્રાહ્મણે બકરી, ઘેટી, ગધેડી, ઊંટડી, સુવાવડી ગાય, મનુષ્યજાતિની સ્ત્રી તથા મૃગલીનું દૂધ પીવુ નહિ[૨૫] સુવાવડી સ્ત્રીએ રાંધેલુ અન્ન, પ્રેતનિમિત્તક અન્ન અને હરકોઈના વૃદ્ધિસૂતક અથવા મૃત્યુસૂતકથી દૂષિત થયેલું અન્ન બ્રાહ્મણને ભક્ષ્ય નથી, તેમ જ સુવાવડી ગાયનુ દૂધ પણ બ્રાહ્મણને પીવા યોગ્ય નથી[૨૬] રાજાનુ અન્ન બ્રહ્મતેજનો નાશ કરે છે, શૂદ્રનું અન્ન પણ બ્રહ્મતેજનો નાશ કરે છે તથા સોનીનુ અન્ન અને પતિપુત્ર વિનાની સ્ત્રીનું અન્ન આયુષ્યનો નાશ કરે છે, માટે તે પણ અભક્ષ્ય છે વ્યાજવટાવનો ધંધો કરી આજીવિકા ચલાવનાર મનુષ્યનુ અન્ન વિષ્ઠા સમાન છે તથા વેશ્યાનુ, પોતાની સ્ત્રીના રખાત પતિને સહન કરી સ્ત્રીની કમાઈ ખાનારનુ અને સ્ત્રીને વશ થઈ ગયેલા પુરુષનુ અન્ન શુક્ર (વીર્ય) સમાન છે અર્થાત તે પણ અભક્ષ્ય છે.[૨૭-૨૮] અગ્નિષોમીય વપાનો હોમ થયો ન હોય ત્યા સુધી તે દીક્ષિત યજમાનનુ અન્ન અભક્ષ્ય છે લોભી પુરુષનુ, યજ્ઞ કર્મનો વિક્રય કરનારાનુ, સુથારનુ, મોચીનું, વ્યભિચારિણી સ્ત્રીનું, ધોબીનુ, વૈદ્યનુ તથા ગ્રામરક્ષક-ચોકીદારનુ અન્ન અભક્ષ્ય છે, તેમ જ સમાજ અને ગામના સર્વ મનુષ્યોએ બહિષ્કૃત કરેલાનુ, રંગારાનુ, સ્ત્રી ઉપર જીવનારાનુ, મોટા ભાઈની પહેલા લગ્ન કરનારા નાના ભાઈનું, ભાટચારણોનુ, જુગારીઓનુ, ડાબા હાથે પીરસેલુ અને એઠું જૂઠું વાસી અન્ન ભોજન કરવા માટે અયોગ્ય છે.[૨૯-૩૧]

જે અન્ન મદિરાથી મિશ્ર હોય, ઉચ્છિષ્ટ હોય અને કુટુંબને આપ્યા વિના પોતાને માટે જ રાખી મૂકવામાં આવ્યું હોય તે સર્વ અન્ન ભક્ષણ કરવા યોગ્ય નથી. ઘણા વખતથી પડી રહેલો લોટનો પદાર્થ, જૂનો ગોળ, વાસી શાકપાન, વાસી દૂધપાક અને ઘણા સમયથી વાસી પડી રહેલો સાથવો, શેકેલા જવ તથા બે ત્રણ દિવસનું દહીં ભક્ષ્ય નથી; દેવ, પિતૃ આદિના નિમિત્ત વિના કરવામાં આવેલો દૂધપાક, તલ ભેળવેલી ખીચડી, માંસ અને પૂડા–માલપૂડા વગેરે અભક્ષ્ય છે.[૩૨-૩૩] ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણોએ દેવોને, ઋષિઓને, મનુષ્યોને, પિતૃઓને તથા પોતાના ઇષ્ટદેવતાઓને અન્નવિભાગ આપ્યા વિના ભોજન કરવું નહિ, પણ તેઓને ધરાવ્યા પછી જ ભોજન કરવું. પોતાની પ્રિય ધર્મપત્ની સાથે ગૃહસ્થાશ્રમમાં રહ્યા છતાં જે બ્રાહ્મણ ( ત્રણે જાતિ ) સંન્યાસી અથવા ભિક્ષુકના જેવું જ વર્તન રાખે અર્થાત્ સાંસારિક વિષયોમાં અનાસક્ત રહીને ગૃહ ધર્મ પાળે છે, તે ધર્મ સંપાદન કરી શકે છે. હવે દાન કોને ન આપવું અને કોને આપવું તે કહેવાય છે. પોતાની કીર્તિ ફેલાય તે માટે દાન આપવું નહિ; કોઈના ભયથી દાન આપવું નહિ, પોતાનો ઉપકાર કરનારા મનુષ્યને દાન આપવું નહિ, તેમ જ ધાર્મિક ગૃહસ્થ પુરુષે નાટકિયાઓને, ગવૈયાઓને, વિદૂષકોને, દારૂડિયાઓને, ઉન્મત્તોને, ચોરી કરનારાઓને, નિંદા કરનારાને, મૂર્ખોને, બ્રહ્મતેજથી ભ્રષ્ટ થયેલાને, ખોડખાંપણવાળાને, ઠીંગણાને, દુર્જનને, કુળહીનને, ઉપનયનાદિ સંસ્કારથી રહિતને, વેદ નહિ ભણેલા અશ્રોત્રિયને તથા કેવળ મૂર્ખાઈ ભરેલા બ્રાહ્મણને દાન આપવું નહિ; કારણ કે કુપાત્રોને આપેલું દાન અને કુપાત્રે લીધેલો પ્રતિગ્રહ દુષ્ટ છે, જેથી તે દાન અને પ્રતિગ્રહ દાતાને તથા પ્રતિગ્રહીતાને નરકમાં જ ધકેલી દે છે.[૩૪-૩૯] જેમ ખેરનાં લાકડાને વળગીને તથા મોટી શિલાને હાથમાં રાખીને સમુદ્ર તરવાની ઇચ્છાવાળો પુરુષ ડૂબી મરે છે, તેમ કુપાત્રને દાન આપનારો દાતા અને તે દાન લેનારો કુપાત્ર પ્રતિગ્રહીતા નરકમાં ડૂબી મરે છે; અર્થાત્ તેઓ બન્ને નરકના જ અધિકારી બને છે.[૪૦] જેમ લીલાં લાકડાંઓથી ઢાંકી દીધેલો અગ્નિ દેદીપ્યમાન થઈ ને પ્રજ્વલિત થતો નથી, તેમ તપ અને સ્વાધ્યાયરૂપ ચારિત્ર્ય વિનાનો કુપાત્ર પ્રતિગ્રહીતા ( બ્રાહ્મણ ) પણ પોતાના બ્રહ્મતેજથી પ્રકાશતો નથી અર્થાત્ નિસ્તેજ હોય છે. ( આ એક કુપાત્ર બ્રાહ્મણોને ઓળખવાનાં ચિહ્ન છે. )[૪૧] વળી જેમ માણસની ખોપરીમાં પડેલું પાણી તથા કૂતરાના ચામડાની બનાવેલી બતકમાં ભરેલું પાણી તેના આશ્રયના દોષથી અશુદ્ધ છે–અપવિત્ર છે, તેમ ચારિત્ર્યહીન બ્રાહ્મણની અંદર રહેલું શાસ્ત્ર પોતે અપવિત્ર હોવા છતાં આશ્રયના દોષથી અપવિત્ર છે.[૪૨] વેદાધ્યયન અને શાસ્ત્રાધ્યયનથી રહિત એવો પણ જે બ્રાહ્મણ સંતોષી હોય અને ઈર્ષ્યાળુ સ્વભાવનો ન હોય તેના પર દયા કરીને દાન આપવામાં દોષ નથી, તેમ જ બ્રહ્મચર્યાદિ વ્રતને નહિ પાળનારા સંસ્કારહીન બ્રાહ્મણોને પણ દયાદાન આપવામાં બાધ નથી.[૪૩] હરકોઈ દીનને, આર્તને તથા આતુરને પણ દયાને લીધે દાન આપવું, પણ સત્પુરુષોએ આચરેલો આ ધર્મ છે એવી બુદ્ધિથી આપવું નહિ.[૪૪] વેદાધ્યયનરહિત બ્રાહ્મણને આપેલું દાન કેવળ નિષ્ફળ છે. તેને દાન આપવાથી અવશ્ય કુપાત્ર દાનના દોષો ઉપસ્થિત થાય છે, એમાં સંશય નથી.[૪૫] જેમ લાકડાંનો બનાવેલો હાથી અને ચામડાનો બનાવેલો મૃગ કેવળ નામધારી છે, તેમ અભણ બ્રાહ્મણ પણ કેવળ નામધારી છે–કહેવાનો-જ બ્રાહ્મણ છે.[૪૬] જેમ નપુંસક પુરુષ સ્ત્રીઓ માટે નકામો છે, ગાય ગાયોને માટે નકામી છે અને પાંખો વિનાનું પક્ષી જેમ નકામું છે, તેમ અભણ બ્રાહ્મણને આપેલુ દાન નકામું છે–નિષ્ફળ છે.[૪૭] જેમ સડી ગયેલું ગ્રામ્યધાન્ય નકામું છે, જળ વિનાનો કૂવો જેમ નકામો છે અને ભસ્મની અંદર હોમેલું જેમ નિષ્ફળ છે, તેમ મૂર્ખ બ્રાહ્મણને આપેલું દાન નિષ્ફળ છે.[૪૮] દેવોના તથા પિતૃઓના હવ્ય કવ્યનો વિનાશ કરનાર અને તેથી જ દેવપિતૃઓનો શત્રુ એવો મૂર્ખ બ્રાહ્મણ દાતાઓનું ધન વ્યર્થ છીનવી લઈને સદ્ગતિએ જઈ શકતો નથી, પણ દુર્ગતિએ જ જાય છે.[૪૯]

હે ભરતશ્રેષ્ઠ યુધિષ્ઠિર રાજા ! આ પ્રમાણે ભગવાન સ્વાયંભુવ મનુએ સિદ્ધોની પાસે જે રીતે કહ્યું હતું તે સર્વ વૃત્તાંત મેં તમને કહ્યું; પરંતુ હે ભરતશ્રેષ્ઠ ! એ વૃત્તાંત મેં તમને સંક્ષેપમાં કહ્યું છે.

એનો વિસ્તાર તો ઘણો મોટો છે, તે યથા સમયે સાંભળવો.[૫૦]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન-પર્વમાં 'ભગવાન મનુએ કહેલો ભક્ષ્યાભક્ષ્યવિવેક' નામનો અધ્યાય ૩૬મો સમાપ્ત

# अध्याय ३७मो

## યુધિષ્ઠિરનો શોકત્યાગ અને હસ્તિનાપુરમાં પ્રવેશ

॥ युधिष्ठिर उवाच ॥

**श्रोतुमिच्छामि भगवन् विस्तरेण महामुने।**
**राजधर्मान् द्विजश्रेष्ठ चातुर्वर्ण्यस्य चाखिलान्॥१॥**

યુધિષ્ઠિરે પૂછ્યું : હે ભગવાન ! હે મહામુનિ ! હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ! હું આપની પાસેથી રાજાઓના સમગ્ર ધર્મોને તથા ચારે વર્ણોના સર્વ ધર્મોને વિસ્તારથી શ્રવણ કરવા ઇચ્છું છું.[૧] હે દ્વિજશ્રેષ્ઠ ! આપત્તિના સમયે મનુષ્યે કઈ નીતિનો ઉપયોગ કરવો ? અને ધર્મમાર્ગનું જ્ઞાન પ્રાપ્ત કરીને હું કેવી રીતે પૃથ્વીને વશ કરી શકું ? તે પણ કહો.[૨] ઉપવાસ આદિરૂપ પ્રાયશ્ચિત્તના સંબંધમાં આપે જે કથા કહી તે ઘણી આશ્ચર્યજનક છે અને તે સાંભળીને મને આનંદ થયો છે;[૩] પરંતુ એક તરફ ધર્માચરણ કરવું અને બીજી તરફ રાજ્યપાલન કરવું; એ બન્ને પરસ્પર વિરુદ્ધ છે. આવો વિચાર કરતાં મારું ચિત્ત મૂઢ બની જાય છે.[૪]

વૈશંપાયન કહે છે : હે મહારાજા જનમેજય ! યુધિષ્ઠિરનું એ વચન સાંભળ્યા પછી વેદવક્તાઓમાં શ્રેષ્ઠ ભગવાન વેદવ્યાસ સર્વજ્ઞ પુરુષોમાં પુરાતની ગણાતા નારદ મુનિ સામે જોઈને યુધિષ્ઠિર પ્રતિ બોલ્યા:[૫] 'હે રાજા ! તમારે ધર્મનું સંપૂર્ણ સ્વરૂપ જો સાંભળવાની ઇચ્છા હોય તો તમે કુરુઓમાં વૃદ્ધ એવા ભીષ્મપિતામહની પાસે જાઓ.[૬] ગંગાપુત્ર ભીષ્મ ધર્મરહસ્યોના સંબંધી તમારા જેટલા સંશયો હશે તે સર્વને દૂર કરશે; કારણ કે તે ભીષ્મ સર્વજ્ઞ હોવાથી સર્વ ધર્મોને જાણે છે.[૭] જે ભીષ્મને ત્રણ માર્ગે વહેનાર દિવ્ય નદીએ (ગંગાએ) જન્મ આપ્યો છે, જેણે ઇંદ્ર આદિ સર્વ દેવોનાં સાક્ષાત્ દર્શન કર્યાં છે, વળી જેણે યોગ્ય ઉપચાર દ્વારા બૃહસ્પતિ આદિ સર્વ દેવર્ષિઓને વારંવાર પ્રસન્ન કરી રાજનીતિનો સંપૂર્ણ અભ્યાસ કર્યો છે, કુરુઓમાં શ્રેષ્ઠ એવા જે ભીષ્મપિતામહ, જે નીતિશાસ્ત્રને શુક્રાચાર્ય જાણે છે, તથા જે નીતિશાસ્ત્રને દેવગુરુ બૃહસ્પતિ જાણે છે તે સર્વ નીતિશાસ્ત્રને વ્યાખ્યા સહિત જાણે છે;[૮–૧૦] અને બ્રહ્મચર્યવ્રતનિષ્ઠ મહાબાહુ ભીષ્મે પરશુરામ પાસેથી, ચ્યવનઋષિ પાસેથી તથા વસિષ્ઠઋષિ પાસેથી સાંગોપાંગ વેદાધ્યયન કર્યું છે;[૧૧] તેમ જ બ્રહ્મદેવના જ્યેષ્ઠ પુત્ર પ્રતાપી સનત્કુમારની પાસેથી તેમણે અધ્યાત્મશાસ્ત્રના તત્ત્વનો પણ પૂર્વે અભ્યાસ કર્યો છે;[૧૨] વળી મહાપુરુષ ભીષ્મે–માર્કંડેય ઋષિ પાસેથી યતિઓનો સંપૂર્ણ ધર્મ સંપાદન કર્યો છે તથા પરશુરામ પાસેથી અને ઇંદ્ર પાસેથી અસ્ત્રવિદ્યા મેળવી છે.[૧૩] જે મહાત્માનો મનુષ્યોમાં જન્મ હોવા છતાં સ્વેચ્છામૃત્યુ છે તથા જે ભીષ્મ પુત્રાદિ સંતતિથી રહિત છે, છતાં પવિત્ર કીર્તિવાળા વિખ્યાત દિવ્યલોકમાં જશે;[૧૪] જેની પૂર્વકાળની સભાઓમાં મહાપવિત્ર બ્રહ્મર્ષિઓ જ સભાસદો હતા અને સર્વ જ્ઞાનયજ્ઞોમાં જેને કંઈ પણ અજાણ્યું નથી તે ધર્મજ્ઞ અને સર્વ ધર્મનાં તત્ત્વોને જાણનારા ભીષ્મપિતામહ તમને સર્વ પ્રકારના ધર્મો કહેશે, માટે તેમના પ્રાણગમન પહેલાં તમે તેમની પાસે પહોંચી જાઓ.'[૧૫-૧૬] મહાબુદ્ધિમાન કુંતીપુત્ર યુધિષ્ઠિરને વ્યાસે એ પ્રમાણે કહ્યું, એટલે તેમણે વક્તાઓમાં શ્રેષ્ઠ સત્યવતીપુત્ર વ્યાસને જણાવ્યું કે, 'હે બ્રહ્મન્ ! મેં મારા જ્ઞાતિબંધુઓનો આવો રોમાંચજનક મહાન સંહાર કર્યો છે. વળી મેં આખી પૃથ્વીનો નાશ કરાવી સર્વ લોકોનો અપરાધ કર્યો છે; એટલું જ નહિ પણ ધર્મપૂર્વક યુદ્ધ કરનાર એ ભીષ્મપિતામહને મેં કપટ કરીને યુદ્ધમાં મરાવ્યા છે, જેથી હું કયું કારણ દર્શાવીને તેમને મારા ધાર્મિક સંશયો પૂછું ?'

વૈશંપાયન કહે છે : હે જનમેજય ! યુધિષ્ઠિરનાં એ વાક્યો સાંભળીને મહાબુદ્ધિમાન યાદવશ્રેષ્ઠ શ્રીકૃષ્ણ ચારેય વર્ણોનું હિત કરવાની ઇચ્છાથી તે મહારાજાને કહેવા લાગ્યા.[૧૭–૨૦]

શ્રીકૃષ્ણ બોલ્યા : હે મહારાજા ! હવે તમારે શોક માટે અતિ આગ્રહ કરવો તે યોગ્ય નથી. ભગવાન વ્યાસ જે કરવાનું કહે છે તે જ તમે કરો.

હે મહાબાહુ! આ સર્વ બ્રાહ્મણો તથા મહા તેજસ્વી એવા આ તમારા ભાઈઓ, વર્ષાઋતુમાં લોકો જેમ મેઘની પ્રાર્થના કરે છે તેમ, તમારી પ્રાર્થના કરી રહ્યા છે અને અહીં તમારી સમીપમાં બેઠા છે;[૨૧-૨૨] તેમ જ મરતા બચેલા આ રાજાઓ તથા કુરુજાંગલ દેશની સર્વ ચાતુર્વર્ણ્ય પ્રજાઓ અહીં તમારી સેવામાં હાજર થયેલ છે;[૨૩] માટે હે શત્રુ હંતા રાજા! આ મહાત્મા બ્રાહ્મણોનું પ્રિય કરવા માટે મહાતેજસ્વી ગુરુ વેદવ્યાસની આજ્ઞા પ્રમાણે વર્તીને અમારું-સર્વ સુહૃદોનું તથા દ્રૌપદીનું મન ગમતું કરો તથા સર્વ લોકનું હિત કરો.[૨૪]

વૈશંપાયને કહ્યું: હે જનમેજય! શ્રીકૃષ્ણે આમ કહ્યું એટલે કમળ સમાન નેત્રવાળા અને મહાઉદાર મનના રાજા યુધિષ્ઠિર સર્વ લોકનું હિત કરવા માટે તત્પર થઈ ગયા.[૨૫-૨૬] હે પુરુષવ્યાઘ્ર! મહાયશસ્વી યુધિષ્ઠિરરાજાને શ્રીકૃષ્ણે પોતે, વેદવ્યાસે, દેવસ્થાન ઋષિએ, અર્જુને તથા બીજા ઘણા મહાત્માઓએ જ્યારે ખૂબ સમજાવ્યા, ત્યારે તેમણે માનસિક દુઃખનો તથા શારીરિક સંતાપનો ત્યાગ કર્યો;[૨૭-૨૮] અને ઘણાં વૈદિક વાક્યોનું, મીમાંસાશાસ્ત્રનું તથા બીજાં ઘણાં નીતિશાસ્ત્રોનું શ્રવણ કરી તેઓનો ઊહાપોહ કરવામાં કુશળ બનેલા રાજા યુધિષ્ઠિર કર્તવ્યઅર્થનો મનમાં નિશ્ચય કરીને શાંત થયા.[૨૯] પછી નક્ષત્રોથી વીંટાયેલા ચંદ્રમાની પેઠે, વ્યાસ આદિ મહર્ષિઓથી વીંટાયેલા રાજા યુધિષ્ઠિર કાકા ધૃતરાષ્ટ્રને આગળ કરી હસ્તિનાપુર જવા તૈયાર થયા.[૩૦] અને નગરમાં પ્રવેશ કરવાની ઇચ્છાથી ધર્મજ્ઞ તે યુધિષ્ઠિર રાજાએ પ્રથમ સર્વ દેવોનું તથા હજારો બ્રાહ્મણોનું પૂજન કર્યું. તે પછી ચંદ્રમા જેમ અમૃતમય રથમાં બેસે તેમ બંદીજનોથી સ્તુતિ કરાતા રાજા યુધિષ્ઠિર નવા ઉજ્જ્વળ રથમાં બેઠા. એ રથને ગાલીચા અને મૃગચર્મોથી આચ્છાદિત કરવામાં આવ્યો હતો, સુંદર લક્ષણોવાળા અને શ્વેતવર્ણા સોળ બળદોથી જોડવામાં આવ્યો હતો તથા વેદોક્ત પવિત્ર મંત્રોથી પ્રથમ પૂજવામાં આવ્યો હતો.[૩૧-૩૩] એ રીતે રાજા રથમાં બેઠા હતા એટલે ભયંકર પરાક્રમી કુંતીપુત્ર ભીમસેને બળદોને હાંકવા માટે રાશ હાથમાં લીધી અને અર્જુને ઝળહળાટ કરતું શ્વેત વર્ણનું છત્ર રાજાના મસ્તક પર ધરી રાખ્યું.[૩૪] તે સમયે રથ ઉપર અર્જુને ધરી રાખેલું તે શ્વેત છત્ર આકાશમાં તારાગણોથી વ્યાપ્ત એવા ઉજ્જ્વળ મેઘ સરખું શોભતું હતું.[૩૫] બીજી તરફથી માદ્રીના વીર પુત્ર નકુલે તથા સહદેવે ચંદ્રનાં કિરણ સમાન પ્રભાવાળાં બે ઉજ્જ્વળ ચામરો હાથમાં લઈ લીધાં અને રથ ઉપર આજુબાજુ ઊભા રહીને યુધિષ્ઠિર રાજાને પવન ઢોળવા માંડ્યો.[૩૬] હે રાજા! તે વેળા સુંદર રાજવી પોશાકોથી શોભી રહેલા તે પાંચે ભાઈઓ જ્યારે રથમાં બેઠા, ત્યારે એકત્ર થયેલા પંચમહાભૂતોના સરખા દેખાતા હતા.[૩૭] હે રાજન્! આમ સૌથી આગળ ચાલતા રાજા યુધિષ્ઠિરના રથની પાછળ મનના સમાન વેગવાળા ઘોડાઓથી જોડેલા ચળકતા રથમાં બેસીને ધૃતરાષ્ટ્રનો પુત્ર યુયુત્સુ જવા લાગ્યો;[૩૮] અને તે કૌરવભાઈઓના રથોની પાછળ શૈબ્ય અને સુગ્રીવ નામના ઘોડાઓથી જોડેલા સુવર્ણમય પ્રદીપ્ત રથમાં બેસીને શ્રીકૃષ્ણ તથા સાત્યકિ જવા લાગ્યા.[૩૯] હે ભરતવંશી જનમેજય! પાંડવોના કાકા રાજા ધૃતરાષ્ટ્ર તથા ગાંધારી પાલખીમાં બેસીને યુધિષ્ઠિરના રથની આગળ જવા લાગ્યાં.[૪૦] તેમ જ કુંતા, દ્રૌપદી આદિ સર્વ કુરુસ્ત્રીઓ સૌ સૌની યોગ્યતાપૂર્વક ઉત્તમ-મધ્યમ પાલખીઓમાં બેસીને હસ્તિનાપુર તરફ જવા લાગી અને તે સર્વ સ્ત્રીઓની આગળ વિદુર જવા લાગ્યા.[૪૧] આ રીતે સર્વ રાજકુટુંબ જ્યારે નગરમાં જવા લાગ્યું, ત્યારે તેની પાછળ શણગારવામાં આવેલા અનેક રથો, હાથીઓ, ઘોડાઓ તથા પાળાઓ અનુક્રમે ચાલવા લાગ્યા. રાજા યુધિષ્ઠિરની સવારી આ પ્રમાણે હસ્તિનાપુર તરફ જતી હતી, ત્યારે ઘણા વૈતાલિકો, ભાટો, ચારણો તથા માગધો સુંદર ભાષાવાળાં કાવ્યોથી તેમની સ્તુતિ કરી રહ્યા હતા. તે સમયના મહાબાહુ યુધિષ્ઠિરના નગરપ્રયાણની ઉપમા પૃથ્વી પર એક પણ ન હતી. તે સવારીને જોવા માટે આવેલાં માણસોની મોટી ઠઠ જામી હતી અને સર્વ તરફ ઊભરાઈ જતાં હૃષ્ટપુષ્ટ મનુષ્યોના હર્ષનાદોથી સર્વ પ્રદેશ ગાજી રહ્યો હતો.[૪૨-૪૪] રાજા યુધિષ્ઠિરે જે વેળા નગર તરફ પ્રયાણ કર્યું, તે વેળા નગરવાસી મનુષ્યોએ આખા શહેરને તથા શહેરના

રાજમાર્ગોને સારી પેઠે શણગાર્યા હતા, પૃથ્વી પર શ્વેત રંગનાં પુષ્પો વેરી દીધાં હતાં, રાજમાર્ગમાં આસપાસ સર્વ સ્થળે પતાકાઓ બાંધી દીધી હતી તથા સુગંધીદાર ધૂપો કરી મૂકયા હતા.[૪૫-૪૬] રાજમહેલને પણ જાતજાતનાં સુવાસિત ચૂર્ણોથી સુગંધપૂર્ણ કરી દીધો હતો અને વિવિધ જાતનાં પુષ્પોની માળાઓથી તથા પ્રિયંગુ નામની લતાના વેલાઓથી આસપાસ વેષ્ટિત કરી શણગારી દીધો હતો;[૪૭] તેમ જ નગરને દરવાજે દરવાજે શ્વેતવર્ણના ચૂર્ણથી (કળીચૂનાથી) ઉજ્જવળ કરેલા, જળ ભરેલા નવા ઘડાઓ સ્થાપી દીધા હતા તથા પુષ્પ માળાઓ બાંધી દીધી હતી.[૪૮] આ રીતે સારી પેઠે શણગારેલા દરવાજાવાળા નગરમાં સુહૃદોથી વીંટાયેલા પાંડુપુત્ર યુધિષ્ઠિરે જયજયકારના શુભ વાક્યોથી સ્તવાતાં સ્તવાતાં પ્રવેશ કર્યો.[૪૯]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન પર્વમાં 'યુધિષ્ઠિરનો હસ્તિનાપુરમાં પ્રવેશ' નામનો અધ્યાય ૩૭મો સમાપ્ત

## अध्याय ३८मो

### રાજમંદિરમાં પ્રવેશ અને ચાર્વાકનો વધ

॥ वैशंपायन उवाच ॥

प्रवेशने तु पार्थानां जनानां पुरवासिनाम् ।
दिदृक्षूणां सहस्राणि समाजग्मुः सहस्रशः ॥ १ ॥

વૈશંપાયને કહ્યું: હે જનમેજયરાજ! એ રીતે પાંડવોએ નગરમાં જ્યારે પ્રવેશ કર્યો, ત્યારે તેઓનું દર્શન કરવા માટે હજારો નગરવાસી મનુષ્યો ટોળે મળીને રાજમાર્ગમાં આવી પહોંચ્યા હતા.[૧] હે રાજન્! ચંદ્રોદય સમયે ઉછાળા મારતો મહાસાગર જેમ શોભે છે, તેમ શણગારેલાં ચૌટાંવાળો તે રાજમાર્ગ પણ તે વેળા મનુષ્યોની ભીડને લીધે શોભી રહ્યો હતો.[૨] હે ભારત! રાજમાર્ગ ઉપર આવેલી રત્નજડિત મોટી મોટી હવેલીઓ રાજ દર્શન માટે એકઠી મળેલી સ્ત્રીઓના ભારથી જાણે કંપી જતી હોય તેવી દેખાતી હતી.[૩] પાંડવોના દર્શનાર્થે આવી મળેલી સર્વ સુંદરીઓ લજ્જાને લીધે ધીમા કોમળ સ્વરથી યુધિષ્ઠિરની, ભીમસેનની, અર્જુનની, નકુલની તથા સહદેવની પ્રશંસા કરતી હતી કે,[૪] 'હે કલ્યાણી પાંચાલપુત્રી! તને ધન્ય છે; કારણ કે ગૌતમી જેમ મહર્ષિઓનું સેવન કરે છે, તેમ તું આ મહાપુરુષોનું સેવન કરે છે!'[૫] હે મહારાજા! આ રીતે સર્વ સ્ત્રીઓ તે સમયે દ્રૌપદીની પ્રશંસા કરતી હતી. જેથી હે ભારત! તે સ્ત્રીઓનાં પ્રશંસાવચનોથી તથા માંહોમાંહેનાં પ્રીતિયુક્ત ભાષણોથી આખું નગર ગરજી રહ્યું હતું.[૬-૭] રાજા યુધિષ્ઠિર યથાયોગ્ય શણગારેલા અને તેથી જ શોભી રહેલા એ રાજમાર્ગનું ઉલ્લંઘન કર્યા પછી રાજમહેલ પાસે આવી પહોંચ્યા.[૮] ત્યાં પણ એકઠો મળેલો સર્વ અમાત્યવર્ગ તથા ગ્રામનગરવાસી લોક તેમની સમીપમાં આવીને કાનને સુખદાયક એવી વાણી કહેવા લાગ્યો: 'અહો! ધનભાગ્ય! હે શત્રુસંહર્તા રાજેંદ્ર! તમે શત્રુઓનો પરાજય કર્યો તથા ધર્મ અને બળના આશ્રયથી રાજ્યને પુનઃ પ્રાપ્ત કર્યું, તે બહુ જ સારું થયુ છે. હે મહારાજા! તમે સો વર્ષ પર્યંત અમારા સર્વના રાજા રહો અને ઈંદ્ર જેમ સ્વર્ગનું પાલન કરે છે, તેમ ધર્મપૂર્વક પ્રજાઓનું પાલન કરો.' આ રીતે રાજમંદિરના દ્વારમાં માંગલિક વાણીથી સન્માન પામીને તથા ચોતરફથી બ્રાહ્મણોએ કહેલા શુભ આશીર્વાદો ગ્રહણ કરીને રાજા યુધિષ્ઠિર ઈંદ્રના ભવન સરખા રાજમહેલમાં દાખલ થયા કે જે રાજમહેલ શ્રદ્ધા તથા વિજયનું નિવાસસ્થાન હતો. પછી પોતાના રથ ઉપરથી તે નીચે ઊતર્યા[૯-૧૩] અને પગે ચાલતા રાજમહેલના અંદરના ભાગમાં પ્રવેશ કરી શ્રીમાન યુધિષ્ઠિરે પ્રથમ જ પોતાના ઈષ્ટદેવોનાં (કુળદેવતાઓનાં) દર્શન કર્યાં ને રત્નો, ચંદન તથા પુષ્પમાળાઓ વડે દેવોનું પૂજન પણ કર્યું,[૧૪] પછી મહાયશસ્વી એવા તે રાજા તે તે દેવમંદિરોમાંથી બહાર નીકળ્યા કે તુરત જ તેમણે માંગલિક દ્રવ્યો હાથમાં લઈને સંમુખ ઊભેલા બ્રાહ્મણોનાં દર્શન કર્યાં.[૧૫] તે સમયે શુભસૂચક આશીર્વાદો આપી રહેલા તે બ્રાહ્મણોથી વીંટાયેલા રાજા યુધિષ્ઠિર તારાગણોથી વીંટાયેલા નિર્મળ ચંદ્રના સરખા શોભતા હતા.[૧૬] પછી કુંતાપુત્ર યુધિષ્ઠિર રાજાએ કાકા ધૃતરાષ્ટ્રને તથા ધૌમ્ય ગુરુને આગળ કરી સર્વ બ્રાહ્મણોની વિધિપૂર્વક પૂજા કરી;[૧૭] તથા પુષ્પોની માળા, મોદક, રત્નો, પુષ્કળ સુવર્ણ, ગાયો તથા વસ્ત્રો આપીને સર્વનો યોગ્ય સત્કાર કર્યો. હે રાજેંદ્ર!

એ સમયે રાજાના અનુચરો 'તમારી શી ઇચ્છા છે? તમારી શી ઇચ્છા છે?' આમ સન્માનપૂર્વક બ્રાહ્મણોને પૂછીને તેઓની ઇચ્છાનુસાર વિવિધ પદાર્થોનું દાન આપી રહ્યા હતા.[૧૮] પછી હે ભારત! તે સ્થળે આકાશને વ્યાપ્ત કરી દેનારો પુણ્યાહ વાચનનો મંગલધ્વનિ બ્રાહ્મણોએ ચાલુ કર્યો, કે જે ધ્વનિ રાજાના સુહૃદોને પ્રીતિ ઉપજાવનારો, પવિત્ર તથા શ્રોત્રેદ્રિયને સુખાવહ હતો.[૧૯] રાજા યુધિષ્ઠિરે વેદવેત્તા વિદ્વાન બ્રાહ્મણોની પુષ્કળ અર્થ ભરેલા પદાક્ષરોવાળી વૈદક વાણી હંસની પેઠે સાર ગ્રહણ કરીને સાભળવા માડી.[૨૦] હે રાજા! તે જ સમયે બીજી તરફ પાડવોના વિજયને સૂચવનારા શંખોનો તથા દુદુભિઓનો મનોહર શબ્દ સંભળાવા લાગ્યો.[૨૧] આમ થોડાએક સમય સુધી ચાલ્યા પછી તે સ્થળે સર્વ જાતના શબ્દો શાત થયા અને સર્વ મનુષ્યો કુતૂહલને લીધે બોલતા બધ થયા, એટલે સન્યાસીના વેશમા આવેલો ચાર્વાક નામનો રાક્ષસ બ્રાહ્મણ સભામાથી ઊભો થઈને યુધિષ્ઠિર પ્રત્યે કહેવા લાગ્યો.[૨૨] એ દુષ્ટ ચાર્વાક રાક્ષસ સન્યાસીનો વેશ લઈને બ્રાહ્મણસભામા ઘૂસી ગયો હતો. તેણે રુદ્રાક્ષની માળા, શિખા તથા ત્રિદડ ધારણ કર્યા હતા. તે નિર્લજ્જ અને નિર્ભય દેખાતો હતો અને રાજા યુધિષ્ઠિરને આશીર્વાદ આપવાની ઇચ્છાવાળા હજારો તપ અને નિયમસપન્ન બ્રાહ્મણોના મધ્યમા આવીને બેઠો હતો. હે રાજેંદ્ર! તે ચાર્વાક રાક્ષસ દુર્યોધનનો મિત્ર હોવાથી મહાત્મા પાડવોનુ અપ્રિય (અનિષ્ટ) કરવા ઇચ્છતો હતો, તેથી સર્વ બ્રાહ્મણોની અનુમતિ લીધા વિના જ ઊભો થઈને યુધિષ્ઠિરરાજાને કહેવા લાગ્યો કે,[૨૩–૨૫] 'હે કુતીપુત્ર યુધિષ્ઠિર! આ સર્વે બ્રાહ્મણો મારા વચન દ્વારા તને કહે છે કે, સર્વ જ્ઞાતિઓનો ઘાત કરાવનારા તને દુષ્ટ રાજાને ધિક્કાર છે. ઓ રાજા! આવો ઘોર સહાર કરીને તારા હાથમા શુ આવ્યુ છે? પોતાના જ્ઞાતિબંધુઓનો ક્ષય કરીને તથા સર્વ ગુરુજનોનો ઘાત કરાવીને તારે જીવવા કરતા મરી જવું, તે જ વધારે ઉત્તમ છે'[૨૬-૨૭]

તે દુષ્ટ રાક્ષસનુ એ વચન સાભળીને ત્યા બેઠેલા સર્વ બ્રાહ્મણો મનમા અત્યત ખિન્ન થઈ ગયા અને તેના વાક્યથી જાણે અપમાન પામ્યા હોય, તેમ કોલાહલ કરવા લાગ્યા.[૨૮] હે રાજા! તે બધા બ્રાહ્મણો તથા રાજા યુધિષ્ઠિર અત્યત ઉદ્વિગ્ન થઈને લજ્જાધીન થઈ ગયા અને કેવળ સ્તબ્ધ જ થઈ ગયા.[૨૯]

તે પછી યુધિષ્ઠિર બોલ્યા હે બ્રાહ્મણો! હુ આપ સર્વને પ્રણામ કરીને પ્રાર્થના કરુ છુ કે, આપ સર્વે મારા ઉપર પ્રસન્ન થાઓ. આપની સમીપમા શરણાગત થઈને ઊભેલા મને–હુ ખાકુળ મનુષ્યને ધિક્કાર આપવા આપ યોગ્ય નથી[૩૦]

વૈશપાયન કહે છે. હે જનમેજય! યુધિષ્ઠિરનું એ નમ્ર વચન સાભળી સર્વ બ્રાહ્મણો એકદમ બોલી ઊઠ્યા 'હે રાજન્! એ અમારુ વચન નથી, અમે એમ કહેતા જ નથી અમે તો તમને એ જ આશીર્વાદ આપીએ છીએ કે, તમારું નિરતર કલ્યાણ થાઓ.' રાજાને આમ કહીને તપથી શુદ્ધ થયેલા અત:કરણવાળા અને વેદવેત્તા એવા તે મહાત્મા બ્રાહ્મણોએ જ્ઞાનદૃષ્ટિથી જોઈને રાક્ષસ ચાર્વાકને ઓળખી કાઢ્યો ને પછી તેઓ બોલી ઊઠ્યા 'અરે! આ તો દુર્યોધનનો મિત્ર ચાર્વાક રાક્ષસ છે. સંન્યાસીના વેશે અહી અમારી વચ્ચે ઘૂસી જઈને દુર્યોધનનુ હિત કરવા ઇચ્છે છે હે ધર્માત્મા રાજા! અમે તેમ કહેતા જ નથી, માટે તમારો આવા પ્રકારનો ભય દૂર થાઓ અને હે રાજા! તમારું તથા તમારા ભાઈઓનુ કલ્યાણ થાઓ.'[૩૧–૩૪]

વૈશપાયન કહે છે: હે જનમેજય! તે પછી ક્રોધાધીન થયેલા તે પવિત્ર બ્રાહ્મણોએ એકીસાથે હુકાર કરીને તે પાપી રાક્ષસનો તિરસ્કારપૂર્વક નાશ કરી નાખ્યો,[૩૫] એટલે તુરત જ મહેદ્રના વજ્ર પ્રહારથી, અકુરયુક્ત વૃક્ષ જેમ ભસ્મ થઈને પૃથ્વી પર ઢળી પડે, તેમ બ્રહ્મવાદીઓના તેજથી બળીને ભસ્મ થઈ ગયેલો તે રાક્ષસ ધરણી પર ઢળી પડ્યો એ રીતે રાક્ષસ મરણ પામ્યો. તે પછી સારી પેઠે પૂજાસત્કારને પામેલા સર્વ બ્રાહ્મણો રાજાને અભિનદન આપી પોતપોતાને સ્થાનકે ગયા અને યુધિષ્ઠિરરાજા પણ પોતાના સર્વ સુહૃદોની સાથે આનદ પામ્યા[૩૬-૩૭]

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાતર્ગત રાજધર્માનુશાસન પર્વમા 'ચાર્વાકનો વધ' નામનો
અધ્યાય ૩૮મો સમાપ્ત

# अध्याय ३९ मो
## ચાર્વાકવૃત્તાંત

॥ वैशंपायन उवाच ॥

ततस्तत्र तु राजानं तिष्ठंतं भ्रातृभिः सह ।
उवाच देवकीपुत्रः सर्वदर्शी जनार्दनः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : હે જનમેજયરાજા ! રાજસભામાં સર્વ ભાઈઓની સાથે બેઠેલા યુધિષ્ઠિર રાજાને ચાર્વાકના વધના વિચારમાં લીન થઈ ગયેલા જોઈ, સર્વદ્રષ્ટા જનાર્દન શ્રીકૃષ્ણ કહેવા લાગ્યા.[1]

વાસુદેવ બોલ્યા : હે તાત યુધિષ્ઠિર ! આ જગતમાં બ્રાહ્મણો મારે પણ સદા પૂજ્ય છે. તેઓ પૃથ્વી પર વિચરનારા દેવતાઓ છે તથા સર્વ કોઈના પર તત્કાલ અનુગ્રહ કરનારા તથા ક્રોધાયમાન થતાં સર્વ કોઈના પર વાણીરૂપી ઝેર ફેંકીને બાળી ભસ્મ કરનારા છે.[2] હે મહાબાહુ રાજન્ ! આ ચાર્વાક રાક્ષસે પૂર્વે સત્યયુગમાં ઘણાં વર્ષો પર્યંત બદરિકાશ્રમમા તપશ્ચર્યા કરી હતી,[3] જેથી પ્રસન્ન થયેલા બ્રહ્મદેવે વરદાન માગવા માટે પુનઃ પુનઃ તેને મમજાવ્યો હતો. પછી હે ભારત ! તે આ રાક્ષસે સર્વ પ્રાણીઓ તરફથી અભય થવા માટેનું વરદાન માગ્યુ હતું.[4] બ્રહ્મદેવે પણ 'બ્રાહ્મણોના અપમાન વિના તને સર્વ પ્રાણીઓથી અભય થશે' એવું મહા ઉત્તમ વરદાન તેને આપી દીધું; જેથી મહાબળવાન થઈ પડેલો અતુલ પરાક્રમી તે પાપી રાક્ષસ મહાતીવ્ર કર્મો કરીને દેવોને સંતાપવા લાગ્યો.[5-6] તે સમયે રાક્ષસના બળથી પરાભવ પામીને સર્વ દેવતાઓ એકઠા મળ્યા અને બ્રહ્મદેવ પાસે જઈ ને તે રાક્ષસનો વધ કરવા માટે પ્રાર્થના કરવા લાગ્યા.[7] પછી હે ભારત ! બ્રહ્મદેવે દેવતાઓને કહ્યું કે, 'હે દેવો ! તે રાક્ષસનો હવે થોડા જ સમયમાં વિનાશ થાય, તે માટે મેં વ્યવસ્થા કરી નાખી છે. આ પૃથ્વી પર દુર્યોધન નામનો એક રાજા થશે, તે આ રાક્ષસનો મિત્ર થશે. પછી તેવા કોઈ પ્રસંગે પોતાના મિત્ર દુર્યોધનના સ્નેહથી બંધાઈ ને એ રાક્ષસ બ્રાહ્મણોનું અપમાન કરશે કે તુરત જ વાણીરૂપી બળવાળા બ્રાહ્મણો ક્રોધાયમાન થઈ ને તે પાપીને બાળી ભસ્મ કરી નાખશે. આ રીતે તે રાક્ષસ નાશ પામશે.'[8-9]

હે ભરતશ્રેષ્ઠ રાજા ! બ્રહ્મદેવના એ કથન પ્રમાણે જ તે આ ચાર્વાક રાક્ષસ બ્રહ્મદંડના બળથી મરણ પામી પૃથ્વી પર સૂતો છે, માટે હે મહારાજા તમે એને બ્રાહ્મણ માની શોક કરો મા;[10] તેમ હે રાજા ! ક્ષાત્રધર્મનો આશ્રય કરી યુદ્ધમાં મરણ પામેલા તમારા સર્વ સંબંધીઓ તથા બીજા વીર મહાત્મા ક્ષત્રિયો સ્વર્ગલોકમાં ગયા છે,[11] માટે હવે તમે ધૈર્ય ધારણ કરો અને ગ્લાનિનો ત્યાગ કરી સર્વ રાજકાર્યો કરો, શત્રુઓનો સંહાર કરો પ્રજાનું રક્ષણ કરો તથા બ્રાહ્મણોની પૂજા કરો.'[12]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમા 'ચાર્વાકવૃત્તાંત' નામનો અધ્યાય ૩૯ મો સમાપ્ત

# अध्याय ४० मो
## યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક

॥ वैशंपायन उवाच ॥

ततः कुंतीसुतो राजा गतमन्युर्गतज्वरः ।
कांचने प्राङ्मुखो हृष्टो न्यषीदत् परमासने ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : હે જનમેજય ! શ્રીકૃષ્ણનાં એ વાકય પરથી રાજા યુધિષ્ઠિર શોક અને દીનતાથી રહિત થઈ ગયા; અને પછી અભિષેક સમયે સુવર્ણના એક ઉત્તમ આસન પર પૂર્વાભિમુખે હર્ષપૂર્વક બેઠા.[1] તેમની સંમુખ જ સુવર્ણનાં બે પ્રદીપ્ત અને સુંદર આસનો ગોઠવી દેવામાં આવ્યાં હતાં. તેઓના પર શત્રુઓનું દમન કરનારા શ્રીકૃષ્ણ અને સાત્યકિ બેઠા.[2] મહાત્મા ભીમસેને અને અર્જુને રાજા યુધિષ્ઠિરને મધ્યમાં રાખીને આજુબાજુ ગોઠવેલાં બે મણિજડિત લીસાં આસનો પર બેઠક લીધી.[3] બીજી તરફ સુવર્ણથી મઢેલા દાંતના ઉજ્જવળ સિંહાસન પર નકુલ અને સહદેવની સાથે કુંતાજી બેઠાં.[4] તેમ જ સુધર્મા, વિદુર, ધૌમ્ય અને ધૃતરાષ્ટ્ર રાજા, અગ્નિ સરખા પ્રદીપ્ત જુદાં જુદાં આસનો પર બેઠા અને યુયુત્સુ, સંજય તથા યશસ્વી ગાંધારી જે બાજુ ધૃતરાષ્ટ્ર રાજા બેઠા હતા તે બાજુ બેઠાં.[5-6] આ રીતે સર્વ રાજકુટુંબ યથાયોગ્ય આસને બેસી ગયું. તે પછી રાજસિંહાસન પર બેઠેલા ધર્માત્મા યુધિષ્ઠિરે શ્વેતવર્ણનાં પુષ્પોનો, સર્વતોભદ્ર આદિથી ચિહ્નિત એવાં દેવતાઓનાં સ્થાપનોનો, અક્ષતોનો, મૃત્તિકાનો, સુવ-




યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક:–યુધિષ્ઠિરને, સંબંધીઓના શોકમાં ડૂબેલા જોઈને ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું કે, હે રાજા! તમારા વીરશ્રેષ્ઠ સગાસંબંધીઓ ક્ષાત્રધર્મથી જ હણાયા છે અને સ્વર્ગમાં જ ગયા છે; માટે તમે શોકનો ત્યાગ કરીને રાજકાર્યો કરો, શત્રુઓને હણો, પ્રજાનું પાલન કરો અને બ્રાહ્મણોનું પૂજન કરો. તે પછી સંતાપથી રહિત થઈને દ્રૌપદી સહિત યુધિષ્ઠિર રાજસિંહાસને બિરાજ્યા. આસપાસ વડીલો, માતાઓ, પુરોહિતો અને બંધુઓ વગેરે બિરાજ્યાં. શ્રીકૃષ્ણની આજ્ઞાથી પુરોહિતે યજ્ઞવેદી તૈયાર કરી ઘૃત હોમાવ્યું. પછી શ્રીકૃષ્ણ ભગવાને પાંચજન્ય શંખ વડે યુધિષ્ઠિરને અભિષેક કર્યો.

ર્ણનો, રૂપાનો તથા મણિનો હાથવતી સ્પર્શ કર્યો.[૭] પછી સર્વ પ્રધાનમંડળ પુરોહિત ધૌમ્યને આગળ કરી ઘણા માંગલિક પદાર્થો હાથમાં લઈને ધર્મરાજાના દર્શનાર્થે આવી પહોંચ્યું.[૮] એટલે તુરત જ માટી, સુવર્ણ, તરેહતરેહના રત્નો, સર્વ સામગ્રીઓથી ભરેલું અભિષેક માટેનું પાત્ર, સુવર્ણનો, ત્રાંબાના, રૂપાના તથા માટીના જળભરેલા કળશો, પુષ્પો, લાજા (ડાંગરની ધાણી), દર્ભો, ગોરસ; ખીજડીની, પીપળાની તથા ખાખરાની સમિધો, મધ, ઘી, ઊંબરના કાષ્ઠનો સરવો અને સુવર્ણથી મઢેલો શંખ વગેરે સર્વ સાહિત્યો ત્યાં ગોઠવી દેવામાં આવ્યાં.[૯–૧૧] તે પછી શ્રીકૃષ્ણની આજ્ઞા થતાં પુરોહિત ધૌમ્યે વેદિકા પર પૂર્વ તથા ઉત્તર ભાગમાં સરવા વડે રેખા કાઢી અને તે વેદિકાની સમીપમાં વ્યાઘ્રચર્મથી સર્વ તરફ આચ્છાદિત કરેલા, મજબૂત પગથિયાંવાળા તથા અગ્નિસમાન કાંતિવાળા ઉજ્જ્વળ સર્વતોભદ્ર આસન પર મહાત્મા યુધિષ્ઠિરને અને દ્રૌપદીને બેસાડ્યાં ને પછી બુદ્ધિમાન એવા તે પુરોહિતે વિધિ તથા મંત્રોચ્ચારપૂર્વક અગ્નિમાં આહુતિઓ આપી.[૧૨–૧૪] આ રીતે હવનક્રિયા થઈ રહી, એટલે યાદવવંશી શ્રીકૃષ્ણ લોકપૂજિત શંખને હાથમાં લઈ ઊભા થયા ને કુંતીપુત્ર યુધિષ્ઠિરનો પૃથ્વીના પતિ તરીકે અભિષેક કર્યો.[૧૫] વળી તેજ પ્રમાણે શ્રીકૃષ્ણની આજ્ઞા થવાથી રાજર્ષિ ધૃતરાષ્ટ્રે તથા સર્વ પ્રધાનમંડળે પણ યુધિષ્ઠિરરાજાનો અભિષેક કર્યો. તે સમયે પાંચજન્ય શંખના જળથી અભિષેક કરતા રાજા યુધિષ્ઠિર પોતાના ભાઈઓની સાથે ઘણા જ શોભાયમાન દેખાતા હતા. એ પ્રમાણે અભિષેક ક્રિયા ચાલી રહી હતી, ત્યારે બીજી તરફ ઢોલ, નગારાં અને દુંદુભિઓના ગડગડાટ પણ થઈ રહ્યા હતા.[૧૬-૧૭] પુષ્કળ દક્ષિણાઓ આપનારા ધર્મરાજાએ પણ તે સર્વ ઉપચારનો ધર્મપૂર્વક સ્વીકાર કર્યો તથા શ્રીકૃષ્ણ આદિ સર્વ સભ્યોની યથાવિધિ પૂજા પણ કરી.[૧૮] પછી તેમણે સ્વસ્તિવાચન કરાવીને ધૃતિ, શીલ તથા વેદાધ્યયનથી સંપન્ન એવા વિદ્વાન બ્રાહ્મણોને હજારો સોનામહોરોની દક્ષિણાઓ આપી.[૧૯] હે રાજા ! દક્ષિણા લઈને પ્રસન્ન થયેલા સર્વ બ્રાહ્મણોએ રાજા યુધિષ્ઠિરને કલ્યાણસૂચક તથા વિજયસૂચક આશીર્વાદો આપ્યા અને હંસ સરખા મંજુલ સ્વરથી તેમની પ્રશંસા કરવા લાગ્યા કે,[૨૦] 'હે મહાબાહુ યુધિષ્ઠિરરાજા ! ઘણી સુદૈવની વાત છે કે, તમારો આ રીતે વિજય થયો છે; હે મહાતેજસ્વી રાજા ! તમે પરાક્રમથી સ્વધર્મ પ્રાપ્ત કર્યો, તે મહાસુભાગ્યની વાત બની છે. હે રાજન્ ! અતિ આનંદ પામવા જેવું છે કે, વીર પુરુષોનો સંહાર કરનારા આ ઘોર સંગ્રામમાંથી તમે, ભીમસેન, અર્જુન, નકુલ તથા સહદેવ ક્ષેમકુશળ મુક્ત થયા છો. હે ભારત ! તમારા સર્વ શત્રુઓ જિતાયા છે, માટે સત્વર સર્વ રાજ્યકારભાર તમે સંભાળી લો.'[૨૧–૨૩]

હે ભરતવંશી જનમેજયરાજા ! આ રીતે સત્પુરુષોએ સન્માન કર્યું તે પછી ધર્મરાજા યુધિષ્ઠિરે સર્વ સુહૃદોની સાથે મહાન રાજ્યનો સ્વીકાર કર્યો.[૨૪]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક' નામનો અધ્યાય ૪૦ મો સમાપ્ત

# अध्याय ४१ मो

## રાજ્યરક્ષા માટે અધિકારીઓની યોજના

॥ वैशंपायन उवाच ॥

**प्रकृतीनां च तद्वाक्यं देशकालोपबृंहितम् ।**
**श्रुत्वा युधिष्ठिरो राजा सोत्तरं प्रत्यभाषत ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા . હે જનમેજય ! સર્વ પ્રજાવર્ગનું તથા પ્રધાનમંડળનું તે દેશકાલોચિત વચન સાંભળ્યા પછી રાજા યુધિષ્ઠિર બોલ્યા કે,[૧] 'હે શ્રેષ્ઠ બ્રાહ્મણો ! ખરેખર અમે–પાંડવો ધન્યવાદને પાત્ર તો છીએ જ; કારણ કે અહીં એકત્ર થયેલા તમે બધા અમારા સત્ય અથવા અસત્ય ગુણોનું વર્ણન કરી રહ્યા છો.[૨] હું નિશ્ચય માનું છું કે, તમે બધા અમારા પર કેવળ અનુગ્રહ જ કરી રહ્યા છો; અમે એટલા બધા ગુણશાળી નથી, છતાં તમે મત્સરનો ત્યાગ કરી અમને ગુણસંપન્ન કહો છો.[૩] હું તમારી આગળ સત્ય કહું છું કે, અમારા પિતા મહારાજા ધૃતરાષ્ટ્ર મારું પરમ દૈવત છે, માટે જેઓ મારું પ્રિય કરવા ઈચ્છતા હોય તેઓએ એ મહારાજાની પ્રિય

તત્પર રહેવું.[૪] મેં મારા જ્ઞાતિબંધુઓનો મહાન સંહાર કર્યો છે, તેથી હું પાપી થયા છતાં કેવળ એ મહારાજા માટે જ જીવી રહ્યો છું. મારે પોતાને પણ નિત્ય ઉત્સાહયુક્ત થઈને તેમની સેવા કરવાની જ હવે અવશ્ય જરૂર છે.[૫] તમે મારા સુહૃદો છો, તેથી તમારે મારા ઉપર જો અનુગ્રહ કરવો આવશ્યક હોય, તો હું કહું છું તે પ્રમાણે સર્વ કોઈએ મહારાજા ધૃતરાષ્ટ્ર તરફ દુર્યોધનના રાજ્યકાળની પેઠે જ પૂજ્ય વર્તન રાખવું યોગ્ય છે.[૬] અરે, હું ત્યાં સુધી કહું છું કે, આ સર્વ જગતના મારા અને તમારા બધાના ધૃતરાષ્ટ્ર પોતે જ મહારાજા છે અને આખી પૃથ્વી તથા અમે સર્વ પાંડવો સદાય એમના જ છીએ.[૭] આ મારા વચનને તમારે બધાયે હૃદયમાં દૃઢપણે સ્થાપી રાખવું. જાઓ, હવે તમારી ઇચ્છા હોય તો સૌ સૌને સ્થાનકે પધારો.' આમ કહીને કુરુનંદન રાજા યુધિષ્ઠિરે સર્વ નગરવાસી તથા દેશવાસી લોકોને જવા માટે રજા આપી. પછી રાજા યુધિષ્ઠિરે કુંતીપુત્ર ભીમસેનની યુવરાજના પદ ઉપર યોજના કરી. રાજ્યોને લગતા વિચારો કરવા ઉપર તથા સંધિ વિગ્રહાદિક છ ગુણોનો વિચાર કરી, રાજ્યવ્યવસ્થાનો નિશ્ચય કરવાના કાર્ય ઉપર બુદ્ધિમાન વિદુરની પ્રીતિપૂર્વક યોજના કરી.[૮-૧૦] કરેલાં તથા નહિ કરેલાં રાજ્યકાર્યોની દેખરેખ રાખવા પર તથા આવકજાવકનો હિસાબ રાખવાના કાર્ય પર સર્વ-ગુણસંપન્ન વૃદ્ધ સંજયની યોજના કરી;[૧૧] તેમ જ રાજા યુધિષ્ઠિરે સૈન્યબળનું માપ રાખવા માટે તથા સૈનિકોને ખોરાક-પગાર આપવાના કાર્ય માટે નકુલને આજ્ઞા કરી.[૧૨] શત્રુ-રાજ્યોનું આક્રમણ કરવા માટે અને દુષ્ટોને શિક્ષા કરવા માટે યુધિષ્ઠિરે અર્જુનને આજ્ઞા આપી.[૧૩] બ્રાહ્મણો, દેવો તથા બીજાં સર્વ ધાર્મિક કાર્યોની સદા દેખરેખ રાખવા માટે પુરોહિતોમાં શ્રેષ્ઠ એવા ધૌમ્યની યોજના કરી;[૧૪] અને હે રાજા! સહદેવને નિરંતર પોતાની પાસે રહેવાનું કહીને જણાવ્યું કે, સર્વ અવસ્થાઓમાં રાજાની તેણે રક્ષા કરવી.[૧૫] આ રીતે જે જે કાર્યો કરવામાં પોતે જેને જેને યોગ્ય માન્યા, તેઓ સર્વની તે તે કાર્યો કરવામાં રાજા યુધિષ્ઠિરે પ્રસન્નતાપૂર્વક યોજના કરી દીધી. પછી શત્રુવીરોનો સંહાર કરનારા ધર્મપ્રિય ધર્માત્મા યુધિષ્ઠિરે મહાબુદ્ધિમાન વિદુરને, સંજયને તથા યુયુત્સુને કહ્યું કે,[૧૬-૧૭] 'તમારે સર્વ જણાએ મારા પિતા આ ધૃતરાષ્ટ્રરાજાનું જે કંઈ કાર્ય હોય તેને નિત્ય સાવધાન થઈને યથાયોગ્ય રીતે કર્યા કરવું. તેમાં કદી પ્રમાદ કરવો નહિ![૧૮] તેમ જ નગરનાં કે દેશનાં જે કોઈ કાર્યો હોય તે બધાં પણ મહારાજા ધૃતરાષ્ટ્રની આજ્ઞા લઈને જ વિભાગવાર કરવાં.'[૧૯]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'રાજ્યરક્ષા માટે અધિકારીઓની યોજના' નામનો અધ્યાય ૪૧ મો સમાપ્ત

## અધ્યાય ૪૨ મો

### યુધિષ્ઠિરે સંબંધીઓનાં શ્રાદ્ધ કર્યાં

॥ वैशंपायन उवाच ॥

**ततो युधिष्ठिरो राजा ज्ञातीनां ये हता युधि।**
**श्राद्धानि कारयामास तेषां पृथगुदारधीः ॥ १॥**

વૈશંપાયન બોલ્યા: હે જનમેજય! તે પછી ઉદાર બુદ્ધિના રાજા યુધિષ્ઠિરે યુદ્ધમાં મરણ પામેલા સર્વ જ્ઞાતિબંધુઓનાં જુદાં જુદાં શ્રાદ્ધ કરાવવા માંડ્યાં.[૧] મહાયશસ્વી ધૃતરાષ્ટ્રે પોતાના સર્વ રાજપુત્રોનાં પ્રેતકાર્યો કર્યાં ને તેઓની પાછળ પુણ્યાર્થે બ્રાહ્મણોને સર્વ જાતના અભીષ્ટ ગુણોથી યુક્ત અન્ન, ધન તથા મહા અદ્ભુત કિંમતી રત્નોનું દાન આપ્યું.[૨] યુધિષ્ઠિરે પણ દ્રોણાચાર્ય, મહાત્મા કર્ણ, ધૃષ્ટદ્યુમ્ન, અભિમન્યુ, રાક્ષસ ઘટોત્કચ, વિરાટ આદિ બીજા ઉપકાર કરનાર સંબંધીઓ, રાજા દ્રુપદ તથા દ્રૌપદીના પુત્રો વગેરે પોતાના સ્નેહીઓનાં ઉત્તરકાર્યો કરીને તેઓ પ્રત્યેકને ઉદ્દેશી હજારો બ્રાહ્મણોને ધન, રત્નો, ગાયો તથા વસ્ત્રોનાં દાન આપ્યાં. એ સિવાય બીજા જે રાજાઓના સંબંધીજન ન હતા તેઓને ઉદ્દેશીને પણ રાજા યુધિષ્ઠિરે પિંડદાનાદિક ઉત્તર ક્રિયા કરી. યુદ્ધમાં મરણ પામેલા પોતાના સર્વ સંબંધીઓના આત્માના કલ્યાણાર્થે રાજા યુધિષ્ઠિરે અનેક ધર્મશાળાઓ બંધાવી, ઘણી પરબો ચાલુ કરાવી તથા પુષ્કળ તળાવો બંધાવ્યાં. આ રીતે સર્વ સંબંધીઓનાં શ્રાદ્ધ કરીને ધર્મપૂર્વક પ્રજાઓનું પાલન કરતા રાજા યુધિષ્ઠિર મરણ પામેલાઓના ઋણમાંથી મુક્ત થયા, લોકોમાં નિર્દોષ ઠર્યા તથા પોતે કૃતકૃત્ય થયા. તેમણે ધૃતરાષ્ટ્રનું, ગાંધા-

રીનું તથા વિદુરનું યથાયોગ્ય માન જાળવ્યું હતું તથા બીજા કૌરવોના માન્ય સેવકોનો સારી પેઠે સત્કાર કર્યો હતો. વળી જેઓના પુત્રો તથા પતિઓ મરણ પામ્યા હતા, તેવી સર્વ કૌરવની સ્ત્રીઓનું દયાળુ રાજા યુધિષ્ઠિર માનપૂર્વક પાલન કરતા હતા, તેમ જ ગરીબો, આંધળાં તથા બીજા દયા કરવા યોગ્ય નિરાધાર મનુષ્યોને રહેવા માટે ગૃહ, પહેરવા માટે વસ્ત્ર તથા ભોજન માટે અન્ન વગેરે આપીને રાજા યુધિષ્ઠિરે અનુગ્રહ કર્યો હતો અને નિત્ય સર્વ મનુષ્યોની સાથે માયાળુપણે વર્તી 'રાજા' શબ્દને સાર્થક કર્યો હતો. આ રીતે યુધિષ્ઠિરરાજા સમગ્ર પૃથ્વીને જીતીને તથા શત્રુઓના ઋણમાંથી મુક્ત થઈને શત્રુરહિત થયા હતા અને સુખેથી રાજ્યવૈભવો ભોગવી રહ્યા હતા.[૩–૧૨]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન-પર્વમાં 'યુધિષ્ઠિરે સંબંધીઓનાં શ્રાદ્ધ કર્યાં' નામનો અધ્યાય ૪૨ મો સમાપ્ત

# अध्याय ४३ मो

## આભારપ્રદર્શન—શ્રીકૃષ્ણસ્તુતિ

॥ वैशंपायन उवाच ॥

अभिषिक्तो महाप्राज्ञो राज्यं प्राप्य युधिष्ठिरः ।
दाशार्हं पुंडरीकाक्षमुवाच प्रांजलिः शुचिः ॥ १ ॥

વૈશંપાયન કહે છે: હે જનમેજયરાજા! એ રીતે અભિષેક થઈ ગયા પછી રાજ્ય સંપાદન કરીને મહાબુદ્ધિમાન રાજા યુધિષ્ઠિર બે હાથ જોડીને શુદ્ધ અંતઃકરણથી કમળનયન શ્રીકૃષ્ણને આ પ્રમાણે કહેવા લાગ્યાઃ[૧] 'હે યાદવસિંહ શ્રીકૃષ્ણ! તમારી કૃપાથી, નીતિથી, બળથી, બુદ્ધિથી તથા પરાક્રમથી મેં મારા પૂર્વજોના રાજ્યને પુનઃ પ્રાપ્ત કર્યું છે. હે કમળનયન! હે શત્રુદમન શ્રીકૃષ્ણ! હું તમને પુનઃ પુનઃ પ્રણામ કરું છું. તત્ત્વવેત્તા મહાપુરુષો તમને એકને જ સર્વ પ્રાણીઓના શરીરમાં વસી રહેલા પરમ પુરુષ તરીકે વર્ણવે છે, ઉપાસક ભક્તોના પરિપાલક કહે છે અને સંયમશીલ બ્રાહ્મણો અનેક નામો લઈને તમારી જ સ્તુતિ કરે છે.[૨–૪] હે કૃષ્ણ! હે વિશ્વસ્રષ્ટા! હે વિશ્વાત્મા! હે જગતના ઉત્પત્તિકારણ! હે સર્વવ્યાપક! હે વિષ્ણુ! હે હરિ! હે વૈકુંઠસ્વરૂપ! હે પુરુષોત્તમ! હું તમને નમસ્કાર કરું છું.[૫] તમે પુરાણપુરુષ છો છતાં અદિતિના ઉદરમાં સાત વખત ગર્ભરૂપે નિવાસ કરીને અનુક્રમે પૃશ્નિગર્ભ, પરશુરામ, રામચંદ્ર, આદિત્ય, વામન, શ્રીકૃષ્ણ તથા બલરામના સ્વરૂપે ઉત્પન્ન થયા છો અને આ સર્વ ગર્ભોમાં તમે તો એક જ સ્વરૂપે વ્યાપ્ત છો, પણ પ્રત્યેક ગર્ભે ભિન્ન સ્વરૂપ નથી. વળી બીજા કેટલાએક જ્ઞાની પુરુષો તો તમને ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય, શ્રી તથા યશસ્વરૂપ કહે છે.[૬] વળી તમે પવિત્ર કીર્તિવાળા છો, સર્વ ઇંદ્રિયોના નિયંતા છો, યજ્ઞના પણ ઈશ્વર છો અને બ્રહ્મદેવના પણ ગુરુ કહેવાઓ છો. તમે એક જ ત્રિનેત્ર શંકર સ્વરૂપ છો, વ્યાપક છો તથા દામોદર છો.[૭] વરાહ, અગ્નિ, સૂર્ય, ધર્મ અને ગરુડધ્વજ તમે છો; તેમ જ શત્રુઓની સેનાનું મર્દન કરનાર તથા સર્વનાં શરીરોમાં જીવસ્વરૂપે રહેનાર પરમ પુરુષ તમે છો.[૮] તમે સર્વ દેવોમાં ઉત્તમ છો, ઉગ્ર સેનાનાયક છો, સત્યસ્વરૂપ છો, અન્નદાતા છો, દેવોના સેનાપતિ ગુહસ્વરૂપ છો, અસ્ખલિત જ્ઞાનશક્તિવાળા અચ્યુત છો, શત્રુઓનો વિનાશ કરનારા છો, બ્રાહ્મણાદિ સંસ્કૃત જાતિસ્વરૂપ છો, અનુલોમ પ્રતિલોમ વિકૃત જાતિસ્વરૂપ છો, સર્વશ્રેષ્ઠ છો, સંન્યાસીસ્વરૂપ છો, યજ્ઞાદિરૂપ છો, સર્વના આદિ છો, ઇંદ્રના ગર્વનો નાશ કરનારા છો, હરિ અને હરસ્વરૂપ છો, સમુદ્રરૂપ છો, નિર્ગુણ છો, કર્મ કરવા યોગ્ય પૂર્વ, ઉત્તર અને ઈશાન એ ત્રણ દિશાઓરૂપ છો, સૂર્ય, ચંદ્ર તથા અગ્નિસ્વરૂપ છો અને સ્વર્ગમાંથી અહીં પૃથ્વી પર અવતરેલા છો.[૯–૧૦] વળી તમે સર્વના મહારાજા છો, વિરાટ છો, સ્વરાટ છો, દેવોના રાજા છો, સંસારના ઉત્પત્તિકારણ છો, સર્વવ્યાપક છો, સત્તાસ્વરૂપ છો, શરીરરહિત છો, કૃષ્ણ છો અને અગ્નિસ્વરૂપ છો.[૧૧] તમે યજ્ઞોનાં ઉત્કૃષ્ટ ફળને આપનારા છો, અશ્વિનીકુમારોના પિતા છો, સાંખ્યાચાર્ય કપિલસ્વરૂપ છો, વામનરૂપ છો, યજ્ઞ છો, નિશ્ચળ સ્વભાવ છો, ગરુડસ્વરૂપ છો અને યજ્ઞસેન પણ તમે જ કહેવાઓ છો.[૧૨] તમે શિખંડી, નહુષ, મહેશ્વર, આકાશમાં વસનાર પુનર્વસુ, નક્ષત્ર અને અત્યંત પિંગલવર્ણ સુવર્ણ છો, તમે રુકમયજ્ઞ છો, સુષેણ છો, દુંદુભિ છો. કાળચક્રરૂપ છો, શ્રીપદ્મ છો, લક્ષ્મીના નિવાસસ્થાનભૂત કમળ છો, પુષ્પમાળાને

ધારણ કરનારા છો, ઋભુ નામના દેવસ્વરૂપ છો, વિભુ છો, સર્વના કરતાં સૂક્ષ્મ છો અને ચારિત્ર્યવાન પણ તમે જ કહેવાઓ છો.[૧૩।૧૪] હે કેશવ! તમે મહાસાગરસ્વરૂપ છો, બ્રહ્મદેવરૂપ છો, પવિત્ર ધામ છો, તૈજસ પદાર્થને જાણનારા છો, તમને જ વેદવેત્તાઓ હિરણ્યગર્ભ, સ્વાહા અને સ્વધા કહે છે.[૧૫] હે કૃષ્ણ! આ સર્વ જગતનું ઉત્પત્તિસ્થાન તથા પ્રલયસ્થાન તમે છો, તમે જ પૂર્વે આ જગતને ઉત્પન્ન કર્યું છે અને હે વિશ્વયોનિ! આ સમગ્ર જગત તમારે આધીન રહેનારું છે. હે ખગ, ચક્ર અને ધનુષને ધારણ કરનારા ભગવાન! હું આપને નમસ્કાર કરું છું.[૧૬]

આ રીતે સભાની વચ્ચે ધર્મરાજાએ સ્તુતિ કરી એટલે કમળ સમાન નેત્રોવાળા યાદવશ્રેષ્ઠ શ્રીકૃષ્ણે પ્રસન્ન થઈને અનેક વચનોથી ભરતકુલોત્પન્ન જ્યેષ્ઠ પાંડવ યુધિષ્ઠિરને અભિનંદન આપ્યું.[૧૭]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'આભારપ્રદર્શન—શ્રીકૃષ્ણસ્તુતિ' નામનો અધ્યાય ૪૩ મો સમાપ્ત

# અધ્યાય ૪૪ મો

## ગૃહવિભાગ

॥ वैशंपायन उवाच ॥

**ततो विसर्जयामास सर्वाः प्रकृतयो नृपः ।**
**विविशुश्चाभ्यनुज्ञाता यथा स्वानि गृहाणि ते ॥१॥**

વૈશંપાયન કહે છે: હે જનમેજય! તે પછી રાજા યુધિષ્ઠિરે સર્વ પ્રધાનમંડળને સૌ સૌને ઘેર જવા માટે રજા આપી, એટલે રાજાની આજ્ઞા લઈ તેઓ સર્વે પોતપોતાનાં ગૃહ તરફ ચાલ્યા ગયા.[૧] પછી શ્રીમાન યુધિષ્ઠિરરાજા ભયંકર પરાક્રમ કરનારા ભીમસેનને, અર્જુનને, નકુલને તથા સહદેવને સાંત્વન આપવા માટે આ પ્રમાણે બોલ્યા:[૨] 'હે ભરતકુળના મહાપુરુષો! આ મહારણમાં શત્રુઓએ તમારાં શરીરોને અનેક પ્રકારનાં શસ્ત્રો વડે ક્ષતવિક્ષત કરી નાખ્યાં છે, વળી તમે આટલા દિવસ સુધી મહાન શ્રમ કરીને અત્યંત થાકી ગયા છો તથા શોક અને ક્રોધથી ઘણા જ તપી ગયા છો; તમે મારે માટે વનવાસ વેઠીને કોઈ સામાન્ય પુરુષોની પેઠે અત્યંત દુઃખો ભોગવ્યાં છે, માટે હવે સુખ તથા શાંતિપૂર્વક આ વિજયથી પ્રાપ્ત થયેલા વૈભવોને ભોગવો. તમે આજે સારી પેઠે વિશ્રાંતિ લઈ લેશો અને સુખોનો અનુભવ કરી લેશો એટલે પછી આવતી કાલે હું તમને મળીશ.'[૩-૫] આમ કહીને યુધિષ્ઠિરરાજાએ ધૃતરાષ્ટ્રની આજ્ઞા લઈને અનેક રત્નોથી વ્યાપ્ત, પુષ્કળ દાસદાસીઓથી ભરેલો તથા ઘણા જુદા જુદા ઓરડાઓવાળો દુર્યોધનનો રાજમહેલ ભીમસેનને અર્પણ કર્યો, જેથી ઇંદ્ર જેમ દેવમંદિરમાં નિવાસ કરે તેમ, મહાબાહુ ભીમસેને મોટા ભાઈએ આપેલા દુર્યોધનના રાજમહેલમાં નિવાસ કર્યો.[૬।૭] જેવો દુર્યોધનનો રાજમહેલ સુશોભિત હતો, તેવો જ દુઃશાસનનો મહેલ પંક્તિબંધ ઓરડાઓથી યુક્ત હતો, સુવર્ણનાં તોરણોથી શણગારેલો હતો, પુષ્કળ દાસદાસીઓથી ભરપૂર હતો તથા પુષ્કળ ધનધાન્યથી પરિપૂર્ણ હતો. તે મહેલમાં મોટા ભાઈની આજ્ઞા પ્રમાણે મહાબાહુ અર્જુને નિવાસ કર્યો;[૮।૯] તેમ જ એ દુઃશાસનના મહેલ કરતાં પણ દુર્મર્ષણનો મહેલ ઘણો શ્રેષ્ઠ હતો, તે કુબેરના ભવન સરખો સુંદર હતો તથા મણિ અને સુવર્ણથી જડિત હોઈને શોભી રહ્યો હતો. હે મહારાજા જનમેજય! ધર્મપુત્ર યુધિષ્ઠિરે મહાવનમાં દુઃખ વેઠીને કૃશ થયેલા અને શ્રેષ્ઠ ભોગોને ભોગવવા યોગ્ય એવા નકુલને પ્રસન્નતાપૂર્વક તે દુર્મર્ષણનો મહેલ અર્પણ કર્યો.[૧૦।૧૧] પછી પોતાનુ નિત્ય પ્રિય કરનાર સહદેવને દુર્મુખનો મહેલ સોંપી દીધો, કે જે મહેલ ઘણો જ ઉત્તમ હોઈને શોભાસંપન્ન હતો, સુવર્ણથી શણગારેલો હતો તથા કમળ સમાન નેત્રોવાળી સ્ત્રીઓનાં શયનોથી વ્યાપ્ત હતો. સહદેવ પણ કુબેર જેમ કૈલાસભવન મેળવીને પ્રસન્ન થાય તેમ, એ રાજભવન મેળવીને પ્રસન્ન પ્રસન્ન થઈ ગયો.[૧૨।૧૩] હે રાજા! એ રીતે ગૃહવિભાગ થઈ ગયા પછી યુયુત્સુ, વિદુર, સંજય, સુધર્મા અને ધૌમ્ય પોતપોતાને ગૃહે વિદાય થયા.[૧૪] અને પુરુષવ્યાઘ્ર શ્રીકૃષ્ણ વ્યાઘ્ર જેમ પર્વતની ગુફામાં પ્રવેશ કરે તેમ, સાત્યકિને સાથે લઈ અર્જુનના મહેલમાં દાખલ થયા.[૧૫] આ રીતે પોતપોતાના રાજમહેલોમાં ભક્ષ્ય, અન્નપાન આદિનો ઉપભોગ કરી પ્રસન્ન થયેલા તે સર્વ રાજાઓ તે રાત્રિએ સુખેથી સૂઈ રહ્યા અને બીજે દિવસે



રાજ્યાભિષેક થયા પછી રાજા યુધિષ્ઠિર ભગવાન શ્રી [illegible] ને બે હાથ જોડી પગે પડી [illegible] ઊભા રહી વાત
કર્યું, મંદ મંદ હસતા કુંતીના પુત્રો અને રાજ્યપ્રાપ્તિ મળવા માટે આભાર માન્યા. ઘણીવાર તેમને ધ્યાનમગ્ન જોઈ પૂછ્યું
'હે પ્રભો! આપ કોના ધ્યાનમાં છો? તે કૃપા કરીને કહો. હું આપના શરણાગત છું ભક્ત છું યાચક છું.' વાસુદેવ ધ્યાન
મુક્ત થતા મંદ મંદ હસતા બોલ્યા [illegible] બાણશય્યામાં પડેલા નરકેસરી ભીષ્મે મારું ધ્યાન કરવાથી હું મન વડે ત્યાં ગ[illegible]
હતો. સર્વ વિદ્યાઓ તથા પુષ્કળ અનુભવોના ભંડાર એવા પિતામહનો દેહાંત થતા આ જગતમાંથી એ સર્વ જ્ઞાનનો
અસ્ત થઈ જઈ પૃથ્વી નિસ્તેજ થશે માટે ત્યાં પધારી જાઓ અને સદા સાથ રહે એવો સર્વોત્તમ ખજાનો વારસો મેળવી લો.

પ્રાતઃકાળમાં સુખશય્યામાંથી જાગૃત થઈને રાજા યુધિષ્ઠિરની પાસે હાજર થયા.[૧૧]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાન્તર્ગત રાજધર્માનુશાસન પર્વમાં 'ગૃહવિભાગ' નામનો અધ્યાય ૪૪મો સમાપ્ત

# अध्याय ४५मो

## યુધિષ્ઠિર અને શ્રીકૃષ્ણ

॥ जनमेजय उवाच ॥

**प्राप्य राज्यं महाबाहुर्धर्मपुत्रो युधिष्ठिरः ।**
**यदन्यदकरोद्विप्र तन्मे वक्तुमिहार्हसि ॥ १ ॥**

જનમેજયે પૂછ્યું હે મુનિ વૈશંપાયન! ધર્મપુત્ર મહાબાહુ યુધિષ્ઠિરે તે રાજ્ય મેળવ્યા પછી જે બીજાં કર્મો કર્યાં હોય તે મને કહો[૧] અને હે ઋષિ! ત્રૈલોક્યના પરમ ગુરુ વીર ભગવાન શ્રીકૃષ્ણે પણ જે જે કર્મો કર્યાં હોય તેનું કથન કરવાની કૃપા કરો.[૨]

વૈશંપાયન બોલ્યા : હે નિર્દોષ મહારાજા! પાંડવોએ રાજ્ય મેળવીને શ્રીકૃષ્ણની આગેવાની હેઠળ જે જે કર્મો કર્યાં હતાં, તે સર્વનું હું યથાર્થ રીતે વર્ણન કરું છું, તે તમે સાંભળો.[૩]

હે મહારાજ! રાજ્ય સંપાદન કર્યા પછી કુંતીપુત્ર યુધિષ્ઠિરે ચારેય વર્ણોની પ્રજાને પોતપોતાના સ્થાનકો પર યથાયોગ્ય રીતે સ્થાપી દીધી,[૪] અને પાંડુપુત્ર યુધિષ્ઠિરે બ્રહ્મચર્યવ્રત સમાપ્ત કરી સ્નાતક બનેલા એક હજાર મહાત્મા બ્રાહ્મણોને એક એક હજાર સોનામહોર દાનમાં અપાવી,[૫] તેમ જ સેવકોને, ચાકરોને, આશ્રિતોને, અતિથિઓને, કૃપણોને તથા જ્યોતિષીઓને યથેષ્ટ દાન આપીને તેઓના મનોરથો પૂર્ણ કર્યા.[૬] પુરોહિત ધૌમ્યને દશ હજાર ગાયો, બીજું કેટલુંએક ધન, સુવર્ણ, ચાંદી તથા વિવિધ પ્રકારનાં વસ્ત્રો દાનમાં આપ્યાં[૭] હે મહારાજ! નિયમનિષ્ઠ રાજા યુધિષ્ઠિરે કૃપાચાર્ય પ્રત્યે ગુરુના જેવું જ વર્તન રાખવા માંડ્યું તથા વિદુરને પૂજ્ય તરીકે સન્માન આપવા માંડ્યું.[૮] દાતાઓમાં શ્રેષ્ઠ એવા તે યુધિષ્ઠિરે બીજા સર્વ આશ્રિતોને ભક્ષ્ય, અન્ન, પાન, વિવિધ વસ્ત્રો, શયનો તથા આસનો અર્પણ કરીને સંતુષ્ટ કર્યા[૯] હે શ્રેષ્ઠ રાજા! આ રીતે પ્રાપ્ત થયેલા ધનનો સદ્વ્યય કરી મહાયશસ્વી થયેલા યુધિષ્ઠિરે ધૃતરાષ્ટ્રના પુત્ર યુયુત્સુનું પણ ઘણું સન્માન કર્યું. રાજા ધૃતરાષ્ટ્રને, ગાંધારીને તથા વિદુરને તો આખું રાજ્ય નિવેદન કરી દઈ યુધિષ્ઠિરરાજા સ્વસ્થની પેઠે સુખેથી રહેવા લાગ્યા.[૧૦/૧૧]

હે ભરતશ્રેષ્ઠ જનમેજય! એ પ્રમાણે સર્વ નગરને પ્રસન્ન કરી દીધા પછી યુધિષ્ઠિરરાજા બે હાથ જોડી મહાત્મા શ્રીકૃષ્ણની પાસે ગયા.[૧૨] તેમણે મણિ અને સુવર્ણથી ભૂષિત એવા મહાન પલંગ પર બેઠેલા શ્યામ મેઘ સમાન કાંતિવાળા શ્રીકૃષ્ણનાં દર્શન કર્યાં એ સમયે શ્રીકૃષ્ણસ્વરૂપ મહાત્મા વિષ્ણુ જાજ્વલ્યમાન શરીરવાળા ભાસતા હતા. દિવ્ય અલંકારોથી સુશોભિત જણાતા હતા તેમણે પીળાં પીતાંબર ધારણ કર્યાં હતાં. તેમના વક્ષ:સ્થળમાં જાણે સુવર્ણમાં જડ્યો ન હોય તેમ કૌસ્તુભ મણિ વિરાજી રહ્યો હતો, અને ઉદયાચલના શિખર ઉપર આરૂઢ થયેલા સૂર્યદેવ હોય તેમ, તે શોભી રહ્યા હતા અવશ્ય તેમના એ દિવ્ય સ્વરૂપને ઉપમા આપી શકાય તેવી એક પણ વસ્તુ આ ત્રૈલોક્યમાં નથી આ સ્વરૂપસંપન્ન શ્રીકૃષ્ણની પાસે જઈને રાજા યુધિષ્ઠિર સ્મિતપૂર્વક મધુરી વાણીથી કહેવા લાગ્યા કે, 'હે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ શ્રીઅચ્યુત! તમારી રાત્રિ સુખેથી પસાર થઈ છે ને? તમારાં સર્વ જ્ઞાનો પ્રસન્ન છે ને? અને હે મહાબુદ્ધિમાન શ્રીકૃષ્ણ! બુદ્ધિદેવીએ તમારો પૂર્વની પેઠે જ આશ્રય કર્યો છે ને?[૧૩–૧૮] હે ભગવન્! તમારું પરાક્રમ ત્રણે લોકમાં ગતિ કરવાને સમર્થ છે, જેથી અમે તમારા એ પરાક્રમથી તથા અનુગ્રહથી રાજ્યને પામી શક્યા છીએ અને આખી પૃથ્વીને વશ કરી શક્યા છીએ,[૧૯] એટલું જ નહિ પણ તમારી કૃપાથી જ અમે આવો ઉત્તમ વિજય મેળવ્યો છે અને ધર્મભ્રષ્ટ પણ થયા નથી.'

શત્રુદમન યુધિષ્ઠિરે એ પ્રમાણે કહ્યું તોપણ ભગવાન શ્રીકૃષ્ણે તેનો કંઈ પ્રત્યુત્તર આપ્યો નહિ; કારણ કે તે તો કોઈ જાતના વિચારમાં જ મગ્ન થઈ ગયા હતા[૨૦]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાન્તર્ગત રાજધર્માનુશાસન પર્વમાં 'યુધિષ્ઠિર અને શ્રીકૃષ્ણ' નામનો અધ્યાય ૪૫મો સમાપ્ત

# अध्याय ४६ मो

## મહાપુરુષ ભીષ્મની પ્રશંસા

॥ युधिष्ठिर उवाच ॥

**किमिदं परमाश्चर्यं ध्यायस्यमितविक्रम।**
**कच्चिल्लोकत्रयस्यास्य स्वस्ति लोकपरायण ॥ १ ॥**

(એ પ્રમાણે શ્રીકૃષ્ણને વિચારલીન થયેલા જોઈ) યુધિષ્ઠિરે પૂછ્યું : 'હે મહાપરાક્રમી શ્રીકૃષ્ણ! આજે આ શું આશ્ચર્ય ? આપ શા વિચારમાં મગ્ન થયા છો ? આ ત્રૈલોક્યનું ક્ષેમકુશળ તો છે ને ? બોલો, બોલો, તમે તો આ સર્વ લોકના આધાર ભૂત છો.[૧] હે મહાપુરુષ ! તમે આ સમયે જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિથી પર રહેલા ચોથા ધ્યાનમાર્ગમાં સ્થિત થયા છો અને તમારો જીવાત્મા આ સ્થૂલ શરીરમાંથી જાણે બહાર ગયો હોય તેમ મને જણાય છે, જેથી મારુ મન વિસ્મિત થઈ ગયુ છે.[૨] તમે શરીરની અંદર પ્રાણુન આદિ પાંચ કર્મોને કરી રહેલા વાયુનો આ વેળા નિગ્રહ કર્યો છે તથા પ્રસન્ન એવી સર્વ ઇંદ્રિયોને મનમાં સ્થાપી દીધી છે.[૩] હે ગોવિંદ! વાણીને તથા મનને તમે બુદ્ધિની અંદર દાખલ કરી દીધાં છે તથા શ્રોત્રાદિક સર્વ ઇંદ્રિયોને અને તે તે ઇંદ્રિયોના શબ્દાદિ ગુણોને ક્ષેત્રજ્ઞ જીવાત્મામાં સ્થાપિત કર્યો છે.[૪] અહો શ્રીમાધવ ! મને ઘણુ જ આશ્ચર્ય થાય છે કે, આ સમયે તમારાં રોમાંચો પણ લેશમાત્ર ચેષ્ટા કરતાં નથી, બુદ્ધિ તથા મન સ્થિર દેખાય છે અને તમે પોતે પણ કાષ્ઠ, ભીંત કે શિલાની પેઠે કેવળ નિશ્ચેષ્ટ દેખાઓ છો![૫] હે ભગવન્! વાયુરહિત પ્રદેશમાં રહેલો દીવો જેમ સ્થિર થઈને પ્રકાશે છે, તેમ તમે પણ આ વખતે સ્થિર થઈ ગયા છો અને હે દેવ! પાષાણની પેઠે નિશ્ચલ જણાઓ છો તે શું ?[૬] હુ આપને શરણે આવીને યાચના કરું છું કે, આપ જે વિચારમા ધ્યાનમગ્ન થયા છો, તે જો ગુપ્ત ન હોય તથા મારે સાંભળવા યોગ્ય હોય તો આપ મને કહો અને હે દેવ! મારો સંશય દૂર કરો.[૭] હે પુરુષોત્તમ! આપ સર્વના કર્તા છો, વિકર્તા છો, ક્ષરાક્ષરસ્વરૂપ છો, આદિઅંતરહિત છો અને આપ જ સર્વના આદ્ય છો.[૮] હે ધાર્મિકોમાં શ્રેષ્ઠ ભગવન્! હું આપને શરણે આવ્યો છું. [illegible] આપનો ચરણસ્પર્શ કરું છું, તો કૃપા કરીને આપના આ ધ્યાનનું યથાર્થ સ્વરૂપ મને જણાવો.'[૯]

યુધિષ્ઠિરરાજાએ એ પ્રમાણે પ્રાર્થના કરી એટલે ઉપેંદ્ર ભગવાન શ્રીકૃષ્ણે મન, બુદ્ધિ તથા ઇંદ્રિયોને પોતપોતાના વિષયોમાં પ્રવૃત્ત કરી દઈ મંદ હાસ્ય કરીને કહ્યું.[૧૦]

શ્રીકૃષ્ણ બોલ્યા : હે રાજા! શાંત થયેલા અગ્નિની પેઠે બાણશય્યામાં પોઢેલા પુરુષવ્યાઘ્ર ભીષ્મે આ સમયે મારું ધ્યાન કર્યું હતું; તેથી મારું મન તેની પાસે ગયુ હતું.[૧૧] અરે! જે ભીષ્મ પિતામહના વજ્રના કડાકા સરખા ધનુષની દોરીના ટંકારને સાક્ષાત્ દેવરાજ પણ સહન કરી શકતો નહોતો, તે ભીષ્મની પાસે હું મન દ્વારા ગયો હતો.[૧૨] જેણે પૂર્વે સમસ્ત રાજમંડળને બળપૂર્વક જીતીને કાશીરાજની અંબા, અંબાલિકા અને અંબિકા નામની ત્રણ રાજકન્યાઓનું હરણ કર્યું હતું અને તે કન્યાઓ પોતાના ભાઈને પરણાવી હતી, તે ભીષ્મની પાસે હું મન દ્વારા ગયો હતો.[૧૩] જેણે ત્રેવીસ દિવસ સુધી પોતાના ગુરુ પરશુરામ સાથે યુદ્ધ કરીને તેમને હંફાવ્યા હતા, તે ભીષ્મની પાસે હું મન દ્વારા ગયો હતો.[૧૪] પિતામહ ભીષ્મ આ સમયે ઇંદ્રિયોને, મનને તથા બુદ્ધિને મારામાં સ્થાપી દઈ મારે શરણે આવ્યા હતા, તેથી મારું મન તેમની પાસે ગયુ હતું.[૧૫] હે રાજા ! જેને દેવી ગંગાએ વિધિપૂર્વક ગર્ભમા ધારણ કર્યા હતા, હે તાત ! જેને વસિષ્ઠે શિક્ષણ આપ્યુ હતું, તે ભીષ્મની પાસે હું મન દ્વારા ગયો હતો.[૧૬] મહાબુદ્ધિમાન અને મહાતેજસ્વી એવા જે ભીષ્મ દિવ્ય અસ્ત્રોને તથા અંગોપાંગ સહિત ચારે વેદોને સંપૂર્ણ રીતે જાણે છે, તે ભીષ્મની પાસે હું મન દ્વારા ગયો હતો.[૧૭] હે પાંડુપુત્ર ! જે ભીષ્મ જમદગ્નિના પુત્ર પરશુરામના પ્રિય શિષ્ય છે અને સર્વ વિદ્યાઓના આધાર છે, તેની પાસે હું મન દ્વારા ગયો હતો.[૧૮] હે ભરતશ્રેષ્ઠ રાજા ! જે ભીષ્મ ભૂત, ભવિષ્ય તથા વર્તમાનને જાણે છે અને ધર્મવેત્તાઓમાં શ્રેષ્ઠ છે તેની પાસે હું મન દ્વારા ગયો હતો.[૧૯] હે પાર્થ ! ચંદ્રનો અસ્ત થતાં રાત્રિ જેમ અંધકારમય બની જાય છે, તેમ પુરુષવ્યાઘ્ર એ ભીષ્મ પોતાનાં સુકૃત્યોને લીધે જ્યારે સ્વર્ગારોહણ કરશે, ત્યારે આ



બ્રહ્મવેત્તાઓ વચ્ચે બાણશય્યા પર પોઢેલા ભીષ્મપિતામહે–મનવાણીકાયાથી પવિત્ર થઈ બે હાથ જોડ્યા, ભગવાન મધુસૂદનનું ધ્યાન ધર્યું અને ધીર-ગંભીર સ્વરથી 'ભીષ્મસ્તવરાજ' દ્વારા સ્તુતિ કરીને સર્વભાવથી તેમને શરણ થયા. ભક્તવત્સલ માધવ તરત જ તે જાણી જઈ મનોમય–સૂક્ષ્મશરીરથી ત્યાં પહોંચી ગયા; દર્શન દઈ સર્વ પીડા દૂર કરી દીધી અને ત્રિલોકી તથા ત્રિકાળને પણ જાણવાની શક્તિ આપી! પછી મહાભક્ત ભીષ્મે ગદ્‌ગદ કંઠે શ્રીકૃષ્ણાય નમઃ કહીને મનોમય પ્રણામ કર્યાં. પછી આગળ કહ્યા મુજબ માધવે સ્વશરીરમાં આવી શરણાગત ભક્ત યુધિષ્ઠિરને માગ્યા વિના જ જે સૂચના આપી તે પ્રભુપ્રેરણાને તેમણે ગદ્‌ગદ કંઠે માથે ચઢાવી; પરંતુ સ્વાશ્રયના મિથ્યાભિમાનમાં ન ડૂબતાં શ્રીહરિને આગેવાન બનાવીને જ તે પિતામહ પાસે ગયા!! પછી તો કહેવું જ શું! તેમના જ્ઞાનાનુભવનો અદ્‌ભુત ખજાનો એટલો બધો મળ્યો, કે હજારો વર્ષથી તેનો લાભ જે કોઈ ઇચ્છે તે **શાંતિપર્વ** દ્વારા લઈ શકે છે!!!

પૃથ્વી અજ્ઞાનરૂપ અંધકારથી વ્યાપ્ત થઈ જશે;[20] માટે હે યુધિષ્ઠિર! ભયંકર પરાક્રમી ગંગાપુત્ર ભીષ્મ સ્વર્ગારોહણ કરે નહિ તે પહેલાં તમે તેમની પાસે પહોંચી જાઓ અને તેમના ચરણમાં મસ્તક નમાવીને તમારા મનોગત ધર્મપ્રશ્નો પૂછો. હે રાજા! એ ભીષ્મ પાસે જઈને તમે ધર્મ, અર્થ, કામ તથા મોક્ષના સંબંધમાં પ્રશ્નો પૂછો, બ્રાહ્મણાદિ ત્રણ વર્ણો માટેના યજ્ઞાદિ વિશિષ્ટ ધર્મો પૂછો, બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ તથા સન્યાસ એ ચારે આશ્રમોના ધર્મો પૂછો અને સમગ્ર રાજધર્મો પૂછો.[21-22] કૌરવોના ધુરંધર એ ભીષ્મનો આ પૃથ્વી પરથી જ્યારે અસ્ત થશે, ત્યારે તેની સાથે સર્વ પ્રકારનાં જ્ઞાનનો પણ અસ્ત થશે, માટે હું તમને કહું છું કે, તેમની પાસે જઈને જ્ઞાનોપદેશ ગ્રહણ કરો.[23]

વાસુદેવ શ્રીકૃષ્ણનું સત્યતાભરેલું તે ઉત્તમ વચન સાંભળીને ધર્મજ્ઞ રાજા યુધિષ્ઠિરે ગદ્‌ગદિત કંઠે શ્રીકૃષ્ણને કહ્યું કે,[24] 'હે શ્રીમાધવ! તમે ભીષ્મપિતામહનો પ્રભાવ વર્ણવ્યો તે યથાર્થ જ છે, એમાં મને લગારે સંદેહ નથી.[25] હે મહાતેજસ્વી શ્રીકૃષ્ણ! મેં કેટલાએક મહાત્મા બ્રાહ્મણો પાસેથી પણ ભીષ્મના પ્રભાવના સંબંધમાં તથા તેમના મહાન ભાગ્યના સંબંધમાં ઘણું ઘણું સાંભળ્યું છે.[26] હે શત્રુસૂદન શ્રીયાદવનંદન! સર્વ લોકના કર્તા એવા આપ જે કંઈ કહો છો તેમાં વિચારવા જેવું છે જ નહિ.[27] માટે હે માધવ! મારા ઉપર અનુગ્રહ કરવાનો આપનો જો નિશ્ચય હોય તો મારી પ્રાર્થના સ્વીકારીને એમ જ કરો કે, અમે બધા આપને અગ્રેસર કરીને ભીષ્મની પાસે જઈએ અને આપ અમારા અગ્રેસર થાઓ.[28] હે મહાબાહુ! ભગવાન સૂર્યદેવ ઉત્તરાયણના થશે એટલે તુરત જ કુરુવંશી ભીષ્મ પિતામહ દિવ્ય લોકમાં પ્રયાણ કરશે, માટે આપનાં દર્શન કરવાને તે યોગ્ય છે.[29] વળી સર્વના આદ્યદેવ તથા ક્ષર–અક્ષરસ્વરૂપ એવા આપનું દર્શન ભીષ્મને લાભ તરીકે જ થશે; કારણ કે આપ બ્રહ્મસ્વરૂપ એક નિધિ છો.'[30]

વૈશંપાયન બોલ્યા: હે જનમેજય! ધર્મરાજાનું એ વાક્ય સાંભળ્યા પછી મધુસૂદન શ્રીકૃષ્ણે પાસે બેઠેલા સાત્યકિને કહ્યું કે, 'મારો રથ તૈયાર કરો.' તુરત જ સાત્યકિ ત્યાંથી ઊઠીને બહાર ગયો અને તેણે દારુક સારથિને કહ્યું કે, 'શ્રીકૃષ્ણનો રથ જોડી લાવ.'[31-32] સાત્યકિનું એ વચન સાંભળીને દારુકે એકદમ શ્રીકૃષ્ણનો ઉત્તમ રથ જોડ્યો કે જે રથ સર્વાંગે સુવર્ણથી મઢેલો હોવાથી ઝળહળાટ કરી રહ્યો હતો, મરકતમણિ, સૂર્યકાંતમણિ તથા ચંદ્રકાંતમણિથી આસપાસ જડેલો હતો, સુવર્ણથી મઢેલાં પૈડાંવાળો હોઈને પ્રકાશી રહ્યો હતો, સૂર્યનાં કિરણો સમાન પ્રભાવાળો હતો, ઝડપથી ચાલનારો હતો, વિચિત્ર અનેક પ્રકારના મણિઓથી મધ્યમાં ભૂષિત હતો, નવોદિત સૂર્યના સરખો પ્રતાપી હતો. ઉપર ફરકતા ગરુડધ્વજથી અદ્‌ભુત દેખાતો હતો; પતાકાઓથી વિરાજી રહ્યો હતો અને મન સમાન વેગવાળા તથા સુવર્ણના સાજથી શણગારેલા સુગ્રીવ અને શૈબ્ય નામના ઉત્તમ ઘોડાઓથી જોડેલો હતો. હે રાજસિંહ જનમેજય! એ પૂર્વોક્ત રથને તૈયાર કરી સાથે સારથિ દારુકે બે હાથ જોડીને શ્રીકૃષ્ણને જણાવ્યું કે, 'પધારો, રથ તૈયાર છે.'[33-35]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'મહાપુરુષ ભીષ્મની પ્રશંસા' નામનો અધ્યાય ૪૬ મો સમાપ્ત

## અધ્યાય ૪૭મો

### શ્રીભીષ્મસ્તવરાજ

॥ जनमेजय उवाच ॥

शरतल्पेशयानस्तु भारतानां पितामहः।
कथमुत्सृष्टवान्देहं कं च योगमधारयत् ॥ १ ॥

જનમેજયે પૂછ્યું: હે મુનિ વૈશંપાયન! બાણશય્યામાં સૂતેલા ભરતવંશીઓના પિતામહ ભીષ્મે કેવી રીતે શરીરત્યાગ કર્યો હતો અને તે સમયે તેમણે કયો યોગ ધારણ કર્યો હતો, તે મને કહો.[1]

વૈશંપાયન બોલ્યા: હે કુરુસિંહ રાજા! મહાત્મા ભીષ્મના શરીરત્યાગની કથા હું તમને કહું છું, તે તમે પવિત્ર અને એકચિત્ત થઈને ધ્યાનપૂર્વક સાંભળો.[2]

સૂર્ય ઉત્તરાયણના થયા એટલે તુરત જ ભીષ્મ પિતામહે સાવધાન થઈને પોતાના ચિત્તને આત્મામાં જ સ્થિર કર્યું.[3] અને તે સમયે અનેક

ઉત્તમ બ્રાહ્મણોથી વીંટાયેલા તથા સેંકડો બાણોથી શરીરે વ્યાપ્ત થયેલા તે ભીષ્મ વિસ્તારેલા કિરણોવાળા સૂર્યની પેઠે પરમ શોભાસંપન્ન થઈને દીપી નીકળ્યા હતા.[૪] વળી વેદવેત્તા વ્યાસ, દેવર્ષિ નારદ, દેવસ્થાન, વાત્સ્ય, અશ્મક, સુમંતુ, જૈમિનિ, મહાત્મા પૈલ, શાંડિલ્ય, દેવલ, બુદ્ધિમાન મૈત્રેય, અસિત, વસિષ્ઠ, મહાત્મા કૌશિક, હારીત, લોમશ, બુદ્ધિમાન આત્રેય, બૃહસ્પતિ, શુક્ર, મહામુનિ ચ્યવન, સનત્કુમાર, કપિલ, વાલ્મીકિ, તંબુરુ, કુરુ, મૌદ્ગલ્ય, ભૃગુવંશી પરશુરામ, તૃણબિંદુ, મહામુનિ પિપ્પલાદ, વાયુ,સંવર્ત, પુલહ, કચ, કશ્યપ,પુલસ્ત્ય, ક્રતુ, દક્ષ, પરાશર, મરીચિ, અંગિરા, કાશ્ય, ગૌતમ, મુનિ ગાલવ, ધૌમ્ય, વિભાંડ, માંડવ્ય, ધૌમ્ર, કૃષ્ણાનુભૌતિક, બ્રાહ્મણશ્રેષ્ઠ ઉલૂક, મહામુનિ માર્કંડેય, ભાસ્કરિ, પૂરણ, કૃષ્ણ તથા પરમ ધાર્મિક સૂત આ સર્વ મુનિગણોથી તથા બીજા મોટા ભાગ્યવાળા અને શ્રદ્ધા, દમ, શમ આદિ ગુણસંપન્ન મહાત્માઓથી વીંટાયેલા પુરુષવ્યાઘ્ર ભીષ્મ, ગ્રહગણોથી વીંટાયેલા ચંદ્રમાના સરખા શોભતા હતા. તેમણે બાણશય્યામાં સૂતા સૂતાં બે હાથ જોડીને શુદ્ધ અંતઃકરણથી મન, વચન અને કર્મ વડે શ્રીકૃષ્ણનું ધ્યાન ધર્યું અને પછી પરમ ધર્માત્મા, વાણીને જાણનારાઓમાં શ્રેષ્ઠ અને મહાસમર્થ એવા તે ભીષ્મે યોગીઓના ઈશ્વર, કમળ સમાન નાભિવાળા, સર્વવ્યાપક, વિજયશીલ અને જગતના પતિ શ્રીકૃષ્ણની હૃષ્ટપુષ્ટ સ્વરથી સ્તુતિ કરવા માંડી.[૫-૧૫]

॥ भीष्म उवाच ॥

आरिराधयिषुः कृष्णं वाचं जिगदिषामि याम् ।
तया व्याससमासिन्या प्रीयतां पुरुषोत्तमः ॥१६॥

ભીષ્મ બોલ્યા: શ્રીકૃષ્ણનું આરાધન કરવાની ઈચ્છાથી હું જે વાણીનો ઉચ્ચાર કરું છું, તે વિસ્તૃત અથવા સંક્ષિપ્ત વાણીથી પુરુષોત્તમ શ્રીકૃષ્ણ મારા પર પ્રસન્ન થાઓ.[૧૬]

शुचिं शुचिपदं हंसं तत्पदं परमेष्ठिनम् ।
युक्त्वा सर्वात्मनात्मानं तं प्रपद्ये प्रजापतिम् ॥१७॥

સ્વપર દોષથી રહિત, દોષશૂન્ય માર્ગ દ્વારા પ્રાપ્ત કરવા યોગ્ય, સર્વના કરતાં અધિક શક્તિમાન, 'तत्त्वमसि' એ મહાવાક્યના 'तत्' પદના અર્થભૂત-ઈશ્વર, સર્વના આત્મારૂપ તથા હિરણ્યગર્ભસ્વરૂપ શ્રીકૃષ્ણને, સ્થૂલ, સૂક્ષ્મ અને કારણશરીરના અહંભાવનો ત્યાગ કરી હું શરણે જાઉં છું.[૧૭]

अनाद्यन्तं परं ब्रह्म न देवा नर्षयो विदुः ।
एकोऽयं वेद भगवान् धाता नारायणो हरिः ॥१८॥

આદિ તથા અંતરહિત જે પરબ્રહ્મને દેવો કે ઋષિઓ જાણતા નથી, તે પરબ્રહ્મને સર્વના ઉત્પાદક તથા સંહારક ભગવાન નારાયણ જાણે છે.[૧૮]

नारायणादृषिगणास्तथा सिद्धमहोरगाः ।
देवा देवर्षयश्चैव यं विदुः परमव्ययम् ॥ १९ ॥

એ નારાયણ પાસેથી સર્વ ઋષિગણોએ, દેવોએ, દેવર્ષિઓએ, સિદ્ધોએ તથા નાગરાજાઓએ અવિનાશી પરબ્રહ્મનું જ્ઞાન સંપાદન કર્યું છે.[૧૯]

देवदानवगंधर्वा यक्षराक्षसपन्नगाः ।
यं न जानन्ति को ह्येष कुतो वा भगवानिति ॥२०॥

દેવો, દાનવો, ગંધર્વો, યક્ષો, રાક્ષસો તથા સર્પો ભગવાનને 'આ કોણ છે? અને શા માટે ઉત્પન્ન થયા છે?' આવો વિચાર કરતાં પણ જાણી શકતા નથી.[૨૦]

यस्मिन् विश्वानि भूतानि तिष्ठंति च विशंति च ।
गुणभूतानि भूतेशे सूत्रे मणिगणा इव ॥ २१ ॥

સર્વભૂતોના નિયંતા એવા જે પરમાત્મા વિષે, માળાના મણકાઓ જેમ સૂત્ર(દોરા)વિષે ગૂંથાઈને રહે છે, તેમ સત્ત્વાદિ ગુણવાળા આ સર્વ સ્થાવર-જંગમ ભૂતસમુદાયો રહેલા છે તથા અંતે-સૃષ્ટિના પ્રલય સમયે તે પરમાત્મામાં જ લીન થઈ જાય છે.[૨૧]

यस्मिन्नित्ये तते तंतौ दृढे स्रगिव तिष्ठति ।
सदसद्ग्रथितं विश्वं विश्वांगे विश्वकर्मणि ॥ २२ ॥

વિશ્વના આધારભૂત, સર્વ કર્મના પ્રવર્તક અને સર્વવ્યાપક જે નિત્યસ્વરૂપ પરમાત્મા વિષે કાર્યકારણથી ગૂંથાયેલું આ સમગ્ર જગત, મજબૂત તંતુ(દોરા)વિષે જેમ પુષ્પમાળા રહેલી હોય છે તેમ રહેલું છે.[૨૨]

हरिं सहस्रशिरसं सहस्रचरणेक्षणम् ।
सहस्रबाहुमुकुटं सहस्रवदनोज्ज्वलम् ॥ २३ ॥

જે હરિભગવાનને હજાર મસ્તકો છે, હજાર ચરણો છે, હજાર નેત્રો છે, હજાર બાહુઓ છે, હજાર

મુકુટો છે અને હજાર ઉજ્જવળ મુખો છે;[૨૩]

प्राहुर्नारायणं देवं यं विश्वस्य परायणम् ।
अणीयसामणीयांसं स्थविष्ठं च स्थवीयसाम् ॥२४॥
गरीयसां गरिष्ठं च श्रेष्ठं च श्रेयसामपि ॥ २५ ॥

વિદ્વાનો જે નારાયણદેવને જગતના પરમ આધારભૂત કહે છે, અત્યંત સૂક્ષ્મના કરતાં પણ અતિ સૂક્ષ્મ કહે છે, અતિ સ્થૂલના કરતાં પણ અતિ સ્થૂલ કહે છે, અતિ ગુરુના કરતાં પણ અતિ ગુરુ કહે છે તથા શ્રેષ્ઠના કરતાં પણ શ્રેષ્ઠ કહે છે;[૨૪-૨૫]

यं वाकेष्वनुवाकेषु निषत्सूपनिषत्सु च ।
गृणंति सत्यकर्माणं सत्यं सत्येषु सामसु ॥ २६ ॥

અબાધિત સ્વરૂપ અને સત્યકર્મનિષ્ઠ જે પરમાત્માની, સામાન્ય રીતે કર્મનો પ્રકાશ કરનારા વૈદિક મંત્રોના અર્થનું વિવરણ કરનારા બ્રાહ્મણ ગ્રંથોમાં, કર્મના અંગભૂત દેવતા આદિકનું જ્ઞાન કરાવનારાં, નિષત્-વાકયોમાં, કેવળ આત્મજ્ઞાનને જ પ્રસિદ્ધ કરનારાં ઉપનિષદ-વાકયોમાં તથા સત્યાર્થનો પ્રકાશ કરનારાં સામવેદનાં વાકયોમાં સ્તુતિ કરેલી છે;[૨૬]

चतुर्भिश्चतुरात्मानं सत्त्वस्थं सात्वतां पतिम् ।
यं दिव्यैर्देवमर्चंति गुह्यैः परमनामभिः ॥ २७ ॥

બ્રહ્મ, જીવ, મન તથા અહંકારસ્વરૂપ, બુદ્ધિની અંદર પ્રકટ થનારા તથા ભક્તોના પતિ એવા જે દેવનું ઉપાસકો વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ આ ચાર દિવ્ય નામો વડે પૂજન કરે છે;[૨૭]

यस्मिन्नित्यं तपस्तप्तं यदंगेष्वनुतिष्ठति ।
सर्वात्मा सर्ववित् सर्वः सर्वज्ञः सर्वभावनः ॥२८॥

જેને પ્રસન્ન કરવા માટે આચરેલો સ્વધર્મ જેના પ્રભાવથી ચિત્તમાં સ્થિર થઈને રહે છે અને જે સર્વના આત્મા છે, સર્વના વેત્તા છે, સર્વસ્વરૂપ છે, સર્વને જાણનારા છે તથા સર્વના ઉત્પાદક છે, તે શ્રીકૃષ્ણ પરમાત્માને હું શરણે જાઉં છું.[૨૮]

यं देवं देवकी देवी वसुदेवादजीजनत् ।
भौमस्य ब्रह्मणो गुप्त्यै दीप्तमग्निमिवारणिः ॥२९॥

અરણિનું કાષ્ઠ જેમ પ્રદીપ્ત અગ્નિને ઉત્પન્ન કરે છે, તેમ જે દેવને દેવી દેવકીજીએ વેદ, બ્રાહ્મણો અને યજ્ઞોનું રક્ષણ કરવા માટે વસુદેવથી ઉત્પન્ન કર્યા છે તે શ્રીકૃષ્ણને હું શરણે જાઉં છું.[૨૯]

यमनन्यो व्यपेताशीरात्मानं वीतकल्मषम् ।
दृष्ट्वाऽऽनंत्याय गोविंदं पश्यत्यात्मानमात्मनि ॥

સર્વ પ્રકારની ભેદબુદ્ધિનો ત્યાગ કરનાર તથા સર્વ ઇચ્છાઓને દૂર કરનાર જે જ્ઞાની પુરુષ પોતાના હૃદયાકાશમાં, સૂક્ષ્મ બુદ્ધિથી, નિષ્પાપ શ્રીગોવિંદને, પરમાત્મસ્વરૂપે જ જુએ છે તે પુરુષ મોક્ષને માટે અધિકારી બને છે.[૩૦]

अतिवाय्विन्द्रकर्माणमतिसूर्यातितेजसम् ।
अतिबुद्धीन्द्रियात्मानं तं प्रपद्ये प्रजापतिम् ॥३१॥

વાયુ તથા ઇંદ્રના કરતાં પણ અધિક પરાક્રમી, સૂર્યના કરતાં પણ અધિક તેજસ્વી અને બુદ્ધિ, ઇંદ્રિયો તથા મનથી અગોચર એવા પ્રજાપતિ શ્રીકૃષ્ણને હું શરણે જાઉં છું.[૩૧]

पुराणे पुरुषं प्रोक्तं ब्रह्म प्रोक्तं युगादिषु ।
क्षये संकर्षणं प्रोक्तं तमुपास्यमुपास्महे ॥ ३२ ॥

જેને સૃષ્ટિના આદિમાં 'પુરુષ' નામથી કહ્યા છે, સૃષ્ટિના આરંભ સમયે 'બ્રહ્મ' એવા નામથી કહ્યા છે તથા સૃષ્ટિના પ્રલય સમયે 'સંકર્ષણ' એવા નામથી કહ્યા છે, તે ઉપાસના કરવા યોગ્ય શ્રીકૃષ્ણ ભગવાનની અમે ઉપાસના કરીએ છીએ.[૩૨]

यमेकं बहुधाऽऽत्मानं प्रादुर्भूतमधोक्षजम् ।
नान्यभक्ताः क्रियावंतो यजन्ते सर्वकामदम् ॥३३॥

ઇંદ્રિયજન્ય જ્ઞાનથી અતીત એવા જે ભગવાન એક જ છે છતાં ઇંદ્રાદિક દેવોનાં અનેક સ્વરૂપે પ્રકટ થયેલા ભાસે છે અને સર્વ પ્રકારનાં અભીષ્ટ કામોને આપનારા જે ભગવાનની ક્રિયાનિષ્ઠ અનન્ય ભક્તો યજ્ઞો દ્વારા પૂજા કરે છે તે શ્રીકૃષ્ણને શરણે હું જાઉં છું.[૩૩]

यमाहुर्जगतः कोशं यस्मिन् सन्निहिताः प्रजाः ।
यस्मिँल्लोकाः स्फुरंतीमे जले शकुनयो यथा ॥३४॥

જે દેવને વિદ્વાનો જગતના કોશ (સંગ્રહસ્થાન) તરીકે વર્ણવે છે, જેની અંદર આ સર્વ પ્રજાઓ વસી રહી છે અને જેના વિષે સર્વ જગત જળમાં સંચરી રહેલાં જળપક્ષીઓ (હંસ, કારંડવ વગેરે)-ની પેઠે સંચાર કરી રહેલું છે,[૩૪]

ऋतमेकाक्षरं ब्रह्म यत्तत् सदसतः परम् ।
अनादिमध्यपर्यंतं न देवा नर्षयो विदुः ।
यं सुरासुरगंधर्वाः सिद्धा ऋषिमहोरगाः ॥ ३५ ॥
प्रयता नित्यमर्चंति परमं दुःखभेषजम् ।
अनादिनिधनं देवमात्मयोनिं सनातनम् ॥ ३६ ॥

વળી સત્યસ્વરૂપ, કાર્યકારણથી પર, આદિ, મધ્ય અને અંતથી રહિત એવા એકાક્ષર (ॐ) બ્રહ્મ સ્વરૂપ જે ભગવાનને દેવો અને ઋષિઓ પણ જાણી શકતા નથી તેને શરણે હું જાઉં છું

દુઃખના પરમ ઔષધભૂત, આદિ અને અંત રહિત, સ્વયંભૂ તથા સનાતન એવા જે દેવના દેવો, અસુરો, ગંધર્વો, સિદ્ધો, ઋષિઓ અને નાગરાજાઓ પ્રયત્નશીલ થઈને નિત્ય પૂજા કર્યા કરે છે, તે દેવને હું શરણે જાઉં છું.[૩૫-૩૬]

अप्रेक्ष्यमनभिज्ञेयं हरिं नारायणं प्रभुम् ।
यं वै विश्वस्य कर्तारं जगतस्तस्थुषां पतिम् ॥
वदंति जगतोऽध्यक्षमक्षरं परमं पदम् ॥ ३७ ॥

દષ્ટિથી જોવાને અશક્ય, મનબુદ્ધિથી દુર્જ્ઞેય, સહારશક્તિસંપન્ન, નારાયણસ્વરૂપ, સર્વના પ્રભુ, વિશ્વના કર્તા, સ્થાવરજંગમના પતિ અને જગતના અધ્યક્ષ એવા જે દેવને પંડિતો અક્ષરબ્રહ્મ કહે છે તેને હું શરણે જાઉં છું.[૩૭]

हिरण्यवर्णं यं गर्भमदितेर्दैत्यनाशनम् ।
एकं द्वादशधा जज्ञे तस्मै सूर्यात्मने नमः ॥३८॥

સુવર્ણ સમાન પ્રદીપ્ત વર્ણવાળા તથા દૈત્યોનો નાશ કરનારા જે ભગવાન નિત્ય એક સ્વરૂપ જ છે, છતાં અદિતિના ગર્ભરૂપે અવતીર્ણ થઈને બાર સૂર્ય સ્વરૂપે પ્રકટ થયા છે, તે સૂર્યસ્વરૂપ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૩૮]

शुक्ले देवान् पितॄन् कृष्णे तर्पयत्यमृतेन यः ।
यश्च राजा द्विजातीनां तस्मै सोमात्मने नमः ॥ ३९ ॥

જે ભગવાન શુક્લપક્ષમાં દેવોને તથા કૃષ્ણ પક્ષમાં પિતૃઓને અમૃત વડે તૃપ્ત કરે છે અને જે બ્રાહ્મણોના રાજા છે, તે ચંદ્રસ્વરૂપ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૩૯]

महतस्तमसः पारे पुरुषं ह्यतितेजसम् ।
यं ज्ञात्वा मृत्युमत्येति तस्मै ज्ञेयात्मने नमः ॥४०॥

અજ્ઞાનરૂપી ઘોર અંધકારની પેલી પાર રહેલા પરમ પુરુષ અને મહાતેજસ્વી જે પરમાત્માનું જ્ઞાન મેળવીને મનુષ્ય મૃત્યુથી મુક્ત થાય છે, તે જ્ઞેયસ્વરૂપ પ્રભુને હું નમસ્કાર કરું છું.[૪૦]

यं बृहंतं बृहत्युक्थे यमग्नौ यं महाध्वरे ।
यं विप्रसंघा गायंति तस्मै वेदात्मने नमः ॥४१॥

જેનો બૃહદુક્થ નામની ઋચાઓ ભણતી વેળા તથા મોટા યજ્ઞોમાં અગ્નિચયનના પ્રસંગે અધ્વર્યુ બ્રાહ્મણો સ્તુતિપાઠ કરે છે, તે વેદસ્વરૂપ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૪૧]

ऋग्यजुःसामधामानं दशार्धहविरात्मकम् ।
यं सप्ततन्तुं तन्वन्ति तस्मै यज्ञात्मने नमः ॥४२॥

જે પરમાત્માનું ઋગ્વેદ, યજુર્વેદ તથા સામવેદ નિવાસસ્થાન છે, ધાના, કરંભ, પરિવાપ, પુરોડાશ તથા દૂધ આ પાંચ હવ્ય પદાર્થો જેનું સ્વરૂપ છે અને ગાયત્રી આદિ સપ્ત તંતુઓની જેમાં યોજના કરવામાં આવે છે. તે યજ્ઞસ્વરૂપ પરમેશ્વરને હું નમસ્કાર કરું છું.[૪૨]

चतुर्भिश्च चतुर्भिश्च द्वाभ्यां पंचभिरेव च ।
हूयते च पुनर्द्वाभ्यां तस्मै होमात्मने नमः ॥४३॥

જેને ઉદ્દેશીને 'आश्रावय' એ ચાર અક્ષરો વડે, 'अस्तु श्रौषट्' એ ચાર અક્ષરો વડે, 'यज' એ બે અક્ષરો વડે, 'ये यजामहे' એ પાંચ અક્ષરો વડે તથા 'वषट्' એ બે અક્ષરો વડે હોમ કરવામાં આવે છે, તે હોમમૂર્તિ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૪૩]

यः सुपर्णो यजुर्नाम छंदोगात्रस्त्रिवृच्छिराः ।
रथंतरं बृहत्साम तस्मै स्तोत्रात्मने नमः ॥ ४४ ॥

જે વેદપુરુષનું 'યજુષ' એવું નામ છે, ગાયત્રી આદિ છંદો હસ્તપાદાદિક અવયવ છે, યજ્ઞરૂપી મસ્તક છે તથા રથંતરસામ અથવા બૃહત્સામ પ્રીતિયુક્ત ભાષણ છે, તે સ્તોત્રરૂપ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૪૪]

यः सहस्रसमे सत्रे जज्ञे विश्वसृजामृषिः ।
हिरण्यपक्षः शकुनिस्तस्मै हंसात्मने नमः ॥४५॥

જ્ઞાનસ્વરૂપ જે ભગવાન, પૂર્વે એક હજાર વર્ષ પર્યંત ચાલેલા પ્રજાપતિઓના યજ્ઞમાં સુવર્ણની

પાંખોવાળા પક્ષીસ્વરૂપે પ્રકટ થયા હતા, તે હંસમૂર્તિ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૪૫]

पादांगं संधिपर्वाणं स्वरव्यंजनभूषणम् ।
यमाहुरक्षरं दिव्यं तस्मै वागात्मने नमः ॥४६॥

વિદ્વાનો જેને વાક્યસમૂહોરૂપી અંગવાળા, સંધિઓરૂપી સાંધાઓવાળા તથા સ્વર અને વ્યંજનરૂપી આભૂષણવાળા દિવ્ય અક્ષરરૂપે વર્ણવે છે તે વાણીસ્વરૂપ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૪૬]

यज्ञांगो यो वराहो वै भूत्वा गामुज्जहार ह ।
लोकत्रयहितार्थाय तस्मै वीर्यात्मने नमः ॥४७॥

જેણે યજ્ઞરૂપ અંગવાળા વરાહનું સ્વરૂપ ધારણ કરીને પૂર્વે ત્રણ લોકનું હિત કરવા માટે પૃથ્વીનો ઉદ્ધાર કર્યો હતો, તે વીર્યમૂર્તિ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૪૭]

यः शेते योगमास्थाय पर्यंके नागभूषिते ।
फणासहस्ररचिते तस्मै निद्रात्मने नमः ॥४८॥

જે યોગધારણા કરીને હજારો ફણાઓથી યુક્ત એવા શેષનાગરૂપ ભવ્ય પલંગ પર શયન કરે છે, તે નિદ્રાત્મા ભગવાનને હું નમસ્કાર કરું છું.[૪૮]

यस्तनोति सतां सेतुमृतेनामृतयोनिना ।
धर्मार्थव्यवहारांगैस्तस्मै सत्यात्मने नमः ॥४९॥

જે ભગવાન સત્પુરુષોને સેતુભૂત યોગધર્મનો, મોક્ષદાયી વેદોક્ત ઉપાયથી કેવળ ધર્માર્થે જ વ્યવહાર કરનારી વશીભૂત ઇંદ્રિયો દ્વારા જગતમાં વિસ્તાર કરે છે, તે સત્યમૂર્તિ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૪૯]

यं पृथग्धर्मचरणाः पृथग्धर्मफलैषिणः ।
पृथग्धर्मैः समर्चंति तस्मै धर्मात्मने नमः ॥५०॥

ભિન્ન ભિન્ન ધર્મવાળાં ફળો મેળવવાની ઇચ્છાવાળા પુરુષો જુદા જુદા ધર્મોનું આચરણ કરીને પૃથક્ પૃથક્ ધર્મો દ્વારા જેનું પૂજન કરે છે, તે ધર્મમૂર્તિ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૫૦]

यतः सर्वे प्रसूयंते ह्यनंगात्मांगदेहिनः ।
उन्मादः सर्वभूतानां तस्मै कामात्मने नमः ॥५१॥

જેઓના પ્રત્યેક અવયવો કેવળ કામનારૂપ જ બનેલા હોય છે, એવાં સર્વ પ્રાણીઓ જેનાથી ઉત્પન્ન થાય છે તથા જેને લીધે પ્રાણીઓને ઉન્માદ દશા પ્રાપ્ત થાય છે, તે કામસ્વરૂપ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૫૧]

यं च व्यक्तस्थमव्यक्तं विचिन्वन्ति महर्षयः ।
क्षेत्रे क्षेत्रज्ञमासीनं तस्मै क्षेत्रात्मने नमः ॥५२॥

જે ક્ષેત્રજ્ઞ નામધારી પરમાત્મા શરીરની અંદર જ રહેલા છે, છતાં ઇંદ્રિયોથી અગોચર છે તથા બુદ્ધિની અંદર વસી રહેલા જે દેવને મહર્ષિઓ શોધ્યા કરે છે, તે ક્ષેત્રસ્વરૂપ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૫૨]

यं त्रिधात्मानमात्मस्थं वृतं षोडशभिर्गुणैः ।
प्राहुः सप्तदशं सांख्यास्तस्मै सांख्यात्मने नमः ॥५३

જે આત્મા નિત્યસ્વરૂપમાં જ રહે છે, છતાં જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિરૂપ ત્રણ અવસ્થાઓમાં સાંખ્યાચાર્યો, અગિયાર ઇંદ્રિયો તથા પાંચ મહાભૂતોરૂપ સોળ ગુણોથી વીંટાયેલો માને છે અને સત્તરમા તત્ત્વ તરીકે સ્વીકારે છે, તે સાંખ્યસ્વરૂપ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૫૩]

यं विनिद्रा जितश्वासाः सत्त्वस्थाः संयतेन्द्रियाः ।
ज्योतिः पश्यन्ति युंजानास्तस्मै योगात्मने नमः ५४

સત્ત્વગુણમાં સ્થિત થઈ, નિદ્રાનો ત્યાગ કરી ઇંદ્રિયોને વશ રાખનાર સમાધિનિષ્ઠ પુરુષો યોગધારણ કરીને જ્યોતિસ્વરૂપે જેનો સાક્ષાત્કાર કરે છે, તે યોગમૂર્તિ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૫૪]

अपुण्यपुण्योपरमे यं पुनर्भवनिर्भयाः ।
शांताः संन्यासिनो यांति तस्मै मोक्षात्मने नमः ॥५५

પુણ્યપાપની નિવૃત્તિ થઈ ગયા પછી પુનર્જન્મના ભયથી મુક્ત થયેલા શાંત સંન્યાસીઓ જેને પામે છે, તે મોક્ષરૂપ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૫૫]

योऽसौ युगसहस्रांते प्रदीप्तार्चिर्विभावसुः ।
संभक्षयति भूतानि तस्मै घोरात्मने नमः ॥५६॥

જે હજારો યુગને અંતે પ્રદીપ્ત જ્વાળાઓવાળા અગ્નિરૂપ થઈને ભૂતોનું રક્ષણ કરે છે, તે ઘોરસ્વરૂપ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૫૬]

संभक्ष्य सर्वभूतानि कृत्वा चैकार्णवं जगत् ।
बालः स्वपिति यश्चैकस्तस्मै मायात्मने नमः ॥५७

પ્રલયસમયે સર્વ ભૂતોનું રક્ષણ કરીને તથા

સમગ્ર વિશ્વને એક સમુદ્રાકાર કરી દઈને જે એકલા બાળકસ્વરૂપે શયન કરે છે, તે માયાસ્વરૂપ પરમાત્માને હુ નમસ્કાર કરુ છુ.[૫૭]

तद्यस्य नाभ्यां संभूत यस्मिन् विश्वं प्रतिष्ठितम् ।
पुष्करे पुष्कराक्षस्य तस्मै पद्मात्मने नमः ॥ ५८ ॥

કમળ સમાન નેત્રવાળા જે ભગવાનની નાભિ માથી પૂર્વે કમળ ઉત્પન્ન થયુ હતુ, કે જે કમળ વિષે આ સમગ્ર વિશ્વ સ્થિતિ કરી રહ્યુ છે, તે કમળ સ્વરૂપ પરમાત્માને હુ નમસ્કાર કરુ છુ.[૫૮]

सहस्रशिरसे चैव पुरुषायामितात्मने ।
चतुःसमुद्रपर्याययोगनिद्रात्मने नमः ॥ ५९ ॥

હજાર મસ્તકોવાળા તથા પરિણામશૂન્ય શરીર વાળા જે પરમ પુરુષ પરમાત્મા પ્રસુપ્ત, તનુ, વિચ્છિન્ન અને ઉદાર, એ ચાર કામનાઓરૂપ સમુદ્રો જેમા નષ્ટ થઈ ગયા છે તેવી યોગનિદ્રાસ્વરૂપ છે, તે પરમાત્માને હુ નમસ્કાર કરુ છુ [૫૯]

यस्य केशेषु जीमूता नद्यः सर्वांगसंधिषु ।
कुक्षौ समुद्राश्चत्वारस्तस्मै तोयात्मने नमः ॥६०॥

જેના કેશોની અંદર મેઘો વસી રહ્યા છે, જેના સર્વ અંગોની સધિઓમા નદીઓ વહી રહી છે તથા જેની કુક્ષિ(પેટ)ની અંદર ચારે સમુદ્રોનો નિવાસ છે, તે જળરૂપ પરમાત્માને હુ નમસ્કાર કરુ છુ [૬૦]

यस्मात्सर्वाः प्रसूयंते सर्गप्रलयविक्रियाः ।
यस्मिँश्चैव प्रलीयन्ते तस्मै हेत्वात्मने नमः ॥६१॥

જેનાથી જગતની ઉત્પત્તિ અને નાશ આદિ સર્વ વિક્રિયાઓ ઉત્પન્ન થાય છે અને જેનામા પાછી લય પામે છે, તે કારણસ્વરૂપ પરમાત્માને હુ નમસ્કાર કરુ છુ.[૬૧]

अकुंठं सर्वकार्येषु धर्मकार्यार्थमुद्यतम् ।
वैकुंठस्य च तद्रूपं तस्मै कार्यात्मने नमः ॥६२

સર્વ કાર્યોમા જેની ગતિ અસ્ખલિત છે, ધર્મના કાર્યોમા નિત્ય જે તત્પર રહે છે તથા જે વૈકુંઠનુ સ્વરૂપ છે, તે કાર્યસ્વરૂપ પરમાત્માને હુ નમસ્કાર કરું છુ [૬૨]

यो निषण्णो भवेद्रात्रौ दिवा भवति धिष्ठितः ।
.ष्टम्प च तथा तस्मै द्रष्टात्मने नमः ॥ ६३ ॥

જે સુષુપ્તિની અંદર સાક્ષી તરીકે જાગતા જ બેસી રહે છે પણ સૂઈ જતા નથી તથા જાગ્રત અને સ્વપ્નમા પણ જે અકર્તારૂપે જ રહે છે, તેમ જ ઇષ્ટ તથા અનિષ્ટના જે દ્રષ્ટા જ છે પણ કર્તા નથી, તે દ્રષ્ટાસ્વરૂપ પરમાત્માને હુ નમસ્કાર કરુ છુ.[૬૩]

त्रिःसप्तकृत्वो यः क्षत्रं धर्मव्युत्क्रांतगौरवम् ।
क्रुद्धो निजघ्ने समरे तस्मै क्रौर्यात्मने नमः ॥६४॥

ધર્મમર્યાદાનો લોપ કરનાર ક્ષત્રિયોનો જેણે રણમા ક્રોધાયમાન થઈ એકવીસ વાર સહાર કર્યો હતો તે ક્રૂરાત્માને હુ નમસ્કાર કરુ છું.[૬૪]

विभज्य पंचधात्मानं वायुर्भूत्वा शरीरगः ।
यश्चेष्टयति भूतानि तस्मै वाय्वात्मने नमः ॥६५॥

પોતાના સ્વરૂપનો પાચ પ્રકારે વિભાગ કરીને સર્વના શરીરમા વાયુસ્વરૂપે જે વસી રહ્યા છે અને સર્વ પ્રાણીઓને ચેષ્ટાવાળા કરી રહ્યા છે, તે વાયુ-મૂર્તિ પ્રભુને હુ નમસ્કાર કરું છુ.[૬૫]

युगेष्वावर्तते योगैर्मासर्त्वयनहायनैः ।
सर्गप्रलययोः कर्ता तस्मै कालात्मने नमः ॥ ६६ ॥

સત્યયુગ વગેરે યુગોમા યોગમાયાના બળનો આશ્રય કરીને નટની પેઠે જે મત્સ્ય, વરાહ, નૃસિંહ આદિ સ્વરૂપો ધારણ કરે છે તથા માસ, ઋતુ, અયન અને વર્ષના ક્રમથી જગતની ઉત્પત્તિ તથા પ્રલયના જે કર્તા છે, તે કાળસ્વરૂપ પરમાત્માને હુ નમસ્કાર કરુ છુ [૬૬]

ब्रह्म वक्त्रं भुजौ क्षत्रं कृत्स्नमूरूदरं विशः ।
पादौ यस्याश्रिताः शूद्रास्तस्मै वर्णात्मने नमः ॥६७

બ્રાહ્મણો જેનુ મુખ છે, ક્ષત્રિયો જેની ભુજાઓ છે, વૈશ્યો જેના જાઘો તથા ઉદર છે અને શૂદ્રો જેના બે પાદ (પગ) છે, તે ચાર વર્ણરૂપ પરમાત્માને હુ નમસ્કાર કરુ છુ.[૬૭]

यस्याग्निरास्यं द्यौर्मूर्धा खं नाभिश्चरणौ क्षितिः ।
सूर्यश्चक्षुर्दिशःश्रोत्रे तस्मै लोकात्मने नमः ॥६८॥

તેમ જ અગ્નિ જેનુ મુખ છે, સ્વર્ગ જેનુ મસ્તક છે, આકાશ જેની નાભિ છે, પૃથ્વી જેના ચરણ છે, સૂર્યચંદ્ર જેના નેત્રો છે તથા દિશાઓ જેના શ્રોત્ર (કાન) છે, તે લોકસ્વરૂપ પરમાત્માને હુ નમસ્કાર કરું છુ.[૬૮]

परः कालात्परोयज्ञात् परात्परतरश्च यः ।
अनादिरादिर्विश्वस्य तस्मै विश्वात्मने नमः ॥६९॥

જે કાળથી પર છે, જે યજ્ઞથી પર છે અને જે પરથી પણ અતિશય પર છે તથા જે પોતે અનાદિ હોઈને જગતના આદિ છે, તે વિશ્વરૂપ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૬૯]

विषये वर्तमानानां यं तं वैशेषिकैर्गुणैः ।
प्राहुर्विषयगोप्तारं तस्मै गोप्त्रात्मने नमः ॥७०॥

વિષયમા સર્વ મનુષ્યોની સ્વયંપ્રવૃત્તિ હોય છે; પરંતુ ભગવાન તે તે રાગદ્વેષાદિ ગુણો દ્વારા વિષયોનું રક્ષણ કરે છે, એમ વિદ્વાનો જેને વિષયોના રક્ષક કહે છે, તે રક્ષકસ્વરૂપ પરમાત્માને હુ નમસ્કાર કરું છુ.[૭૦]

अन्नपानेन्धनमयो रसप्राणविवर्धनः ।
यो धारयति भूतानि तस्मै प्राणात्मने नमः ॥७१॥

અન્ન તથા જળરૂપ પુષ્કળ ઇંધણાં દ્વારા શરીરમાં રસની તથા બળની વૃદ્ધિ કરી સર્વ પ્રાણીઓને જે જિવાડે છે તે પ્રાણમૂર્તિ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૭૧]

प्राणानां धारणार्थाय योऽन्नं भुङ्क्ते चतुर्विधम् ।
अंतर्भूतः पचत्यग्निस्तस्मै पाकात्मने नमः ॥७२॥

પ્રાણોનું ધારણ કરી રાખવા માટે ચાર પ્રકારનાં અન્નનું જે ભોજન કરે છે તથા સર્વનાં શરીરોમાં અગ્નિસ્વરૂપે પ્રવેશ કરી તે અન્નનું જે પાચન કરે છે, તે પાકમૂર્તિ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૭૨]

पिंगेक्षणसटं यस्य रूपं दंष्ट्रनखायुधम् ।
दानवेन्द्रांतकरणं तस्मै दृप्तात्मने नमः ॥७३॥

જેણે દાનવેંદ્ર હિરણ્યકશિપુનો નાશ કરવા માટે પિંગળાં નેત્રવાળું તથા પીંગળી કેશવાળીવાળું અને દાઢો તથા નખોરૂપ આયુધવાળું નરસિંહસ્વરૂપ ધારણ કર્યું હતું, તે નૃસિંહ ભગવાનને હું નમસ્કાર કરું છું.[૭૩]

यं न देवा न गंधर्वा न दैत्या न च दानवाः ।
तत्त्वतो हि विजानंति तस्मै सूक्ष्मात्मने नमः ॥७४॥

દેવો, ગંધર્વો, દૈત્યો, કે દાનવો જેને યથાર્થ રીતે જાણી શકતા નથી, તે સૂક્ષ્મમૂર્તિ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૭૪]

रसातलगतः श्रीमाननंतो भगवान् विभुः ।
जगद्धारयते कृत्स्नं तस्मै वीर्यात्मने नमः ॥७५॥

સર્વવ્યાપક જે ભગવાન રસાતળમાં રહીને શ્રીમાન શેષનાગના સ્વરૂપે સમગ્ર જગતને ધારણ કરી રાખે છે, તે વીર્યમૂર્તિ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૭૫]

यो मोहयति भूतानि स्नेहपाशानुबंधनैः ।
सर्गस्य रक्षणार्थाय तस्मै मोहात्मने नमः ॥७६॥

જે ભગવાન સૃષ્ટિનું રક્ષણ કરવા માટે સ્નેહપાશરૂપ બંધનથી સર્વ પ્રાણીઓને મોહિત કરી નાખે છે, તે મોહમૂર્તિ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૭૬]

आत्मज्ञानमिदं ज्ञानं ज्ञात्वा पंचस्ववस्थितम् ।
यं ज्ञानेनाभिगच्छंति तस्मै ज्ञानात्मने नमः ॥७७॥

શબ્દાદિક પાંચ વિષયોમાં રહેલું જ્ઞાન પ્રાપ્ત થયા પછી જે જ્ઞાન પ્રાપ્ત થાય છે, તે આત્મસ્વરૂપભૂત જ આત્મજ્ઞાન છે, આમ સમજીને મુમુક્ષુ પુરુષો જ્ઞાનસાધનભૂત વાક્યો દ્વારા જેનો સાક્ષાત્કાર કરે છે, તે જ્ઞાનમૂર્તિ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૭૭]

अप्रमेयशरीराय सर्वतो बुद्धिचक्षुषे ।
अनंतपरिमेयाय तस्मै दिव्यात्मने नमः ॥७८॥

જેનું શરીર પરિણામશૂન્ય હોઈને દુર્જ્ઞેય છે, જેની બુદ્ધિ તથા દૃષ્ટિ સર્વત્ર વ્યાપક છે અને જે અપાર વિષયસમુદાયોના આધારભૂત છે, તે દિવ્યસ્વરૂપ પરમાત્માને હું પ્રણામ કરું છું.[૭૮]

जटिने दंडिने नित्यं लंबोदरशरीरिणे ।
कमंडलुनिषंगाय तस्मै ब्रह्मात्मने नमः ॥७९॥

જે નિત્ય જટા અને દંડને ધારણ કરે છે, જેનું શરીર વિશાળ ઉદરવાળું છે તથા કમંડલુરૂપ ભાથામાં રહેલા જળરૂપ બાણોનો પ્રયોગ કરી અસુરોનો જે વિનાશ કરે છે, તે બ્રહ્મસ્વરૂપ પરમાત્માને હુ પ્રણામ કરું છું.[૭૯]

शूलिने त्रिदशेशाय त्र्यंबकाय महात्मने ।
भस्मदिग्धोर्ध्वलिंगाय तस्मै रुद्रात्मने नमः ॥८०॥

જે ત્રિશૂળને ધારણ કરે છે, જે દેવોના નિયંતા

સમગ્ર વિશ્વને એક સમુદાયરૂપ કરી લઈને જે એકલા બાળકસ્વરૂપે શયન કરે છે, તે માયારવરૂપ પરમાત્માને હુ નમસ્કાર કરું છુ.૫૭

तद्यस्य नाभ्यां संभूतं यस्मिन् विश्वं प्रतिष्ठितम् ।
पुष्करे पुष्कराक्षस्य तस्मै पद्मात्मने नमः ॥५८॥

કમળ સમાન નેત્રવાળા જે ભગવાનની નાભિ માંથી પૂર્વે કમળ ઉત્પન્ન થયુ હતુ, કે જે કમળ વિષે આ સમગ્ર વિશ્વ સ્થિતિ કરી રહ્યુ છે, તે કમળ સ્વરૂપ પરમાત્માને હુ નમસ્કાર કરુ છુ.૫૮

सहस्रशिरसे चैव पुरुषायामितात्मने ।
चतुःसमुद्रपर्याययोगनिद्रात्मने नमः ॥५९॥

હજાર મસ્તકોવાળા તથા પરિશ્રમશૂન્ય શરીરવાળા જે પરમ પુરુષ પરમાત્મા પ્રસુપ્ત, તનુ, વિચ્છિન્ન અને ઉદાર, એ ચાર કામનાઓરૂપ સમુદ્રો જેમા નષ્ટ થઈ ગયા છે તથી યોગનિદ્રાસ્વરૂપ છે, તે પરમાત્માને હુ નમસ્કાર કરુ છુ ૫૯

यस्य केशेषु जीमूता नद्यः सर्वांगसंधिषु ।
कुक्षौ समुद्राश्चत्वारस्तस्मै तोयात्मने नमः ॥६०॥

જેના કેશોની અંદર મેઘો વસી રહ્યા છે, જેના સર્વ અંગોની સંધિઓમા નદીઓ વહી રહી છે તથા જેની કુક્ષિ(પેટ)ની અંદર ચારે સમુદ્રોનો નિવાસ છે, તે જળરૂપ પરમાત્માને હુ નમસ્કાર કરુ છુ.૬૦

यस्मात्सर्वाः प्रसूयंते सर्गप्रलयविक्रियाः ।
यस्मिंश्चैव प्रलीयन्ते तस्मै हेत्वात्मने नमः ॥६१॥

જેનાથી જગતની ઉત્પત્તિ અને નાશ આદિ સર્વ વિક્રિયાઓ ઉત્પન્ન થાય છે અને જેનામા પાછી લય પામે છે, તે કારણસ્વરૂપ પરમાત્માને હુ નમસ્કાર કરુ છું.૬૧

अकुंठं सर्वकार्येषु धर्मकार्यार्थमुद्यतम् ।
वैकुंठस्य च तद्रूपं तस्मै कार्यात्मने नमः ॥६२

સર્વ કાર્યોમાં જેની ગતિ અસ્ખલિત છે, ધર્મના કાર્યોમા નિત્ય જે તત્પર રહે છે તથા જે વૈકુંઠનુ સ્વરૂપ છે, તે કાર્યસ્વરૂપ પરમાત્માને હુ નમસ્કાર કરુ છુ ૬૨

यो निषण्णो भवेद्रात्रौ दिवा भवति विष्ठितः ।
इष्टानिष्टस्य च द्रष्टा तस्मै द्रष्ट्रात्मने नमः ॥६३॥

જે સુષુપ્તિની અંદર સાક્ષી તરીકે જાગતા જ ઊભી રહે છે પણ સૂઈ જતા નથી તથા જાગ્રત અને સ્વપ્નમા પણ જે અકર્તારૂપે જ રહે છે, તેમ જ ઇષ્ટ તથા અનિષ્ટના જે દ્રષ્ટા જ છે પણ કર્તા નથી, તે દ્રષ્ટાસ્વરૂપ પરમાત્માને હુ નમસ્કાર કરું છું.૬૩

त्रिःसप्तकृत्वो यः क्षत्रं धर्मव्युत्क्रांतगौरवम् ।
क्रुद्धो निजघ्ने समरे तस्मै क्रौर्यात्मने नमः ॥६४॥

ધર્મમર્યાદાનો લોપ કરનાર ક્ષત્રિયોનો જેણે રણમા ક્રોધાયમાન થઈ એકવીસ વાર સંહાર કર્યો હતો તે ક્રૂરાત્માને હુ નમસ્કાર કરું છું.૬૪

विभज्य पंचधात्मानं वायुर्भूत्वा शरीरगः ।
यश्चेष्टयति भूतानि तस्मै वाय्वात्मने नमः ॥६५॥

પોતાના સ્વરૂપનો પાચ પ્રકારે વિભાગ કરીને સર્વના શરીરમા વાયુસ્વરૂપે જે વસી રહ્યા છે અને સર્વ પ્રાણીઓને ચેષ્ટાવાળા કરી રહ્યા છે, તે વાયુમૂર્તિ પ્રભુને હુ નમસ્કાર કરું છુ.૬૫

युगेष्वावर्तते योगैर्मासर्त्वयनहायनैः ।
सर्गप्रलययोः कर्ता तस्मै कालात्मने नमः ॥६६॥

સત્યયુગ વગેરે યુગોમા યોગમાયાના બળનો આશ્રય કરીને નટની પેઠે જે મત્સ્ય, વરાહ, નૃસિંહ આદિ સ્વરૂપો ધારણ કરે છે તથા માસ, ઋતુ, અયન અને વર્ષના ક્રમથી જગતની ઉત્પત્તિ તથા પ્રલયના જે કર્તા છે, તે કાળસ્વરૂપ પરમાત્માને હુ નમસ્કાર કરું છુ.૬૬

ब्रह्म वक्त्रं भुजौ क्षत्रं कृत्स्नमूरूदरं विशः ।
पादौ यस्याश्रिताः शूद्रास्तस्मै वर्णात्मने नमः ॥६७

બ્રાહ્મણો જેનુ મુખ છે, ક્ષત્રિયો જેની ભુજાઓ છે, વૈશ્યો જેના જાઘો તથા ઉદર છે અને શૂદ્રો જેના બે પાદ (પગ) છે, તે ચાર વર્ણરૂપ પરમાત્માને હુ નમસ્કાર કરુ છુ.૬૭

यस्याग्निरास्यं द्यौर्मूर्धा खं नाभिश्चरणौ क्षितिः ।
सूर्यश्चक्षुर्दिशः श्रोत्रे तस्मै लोकात्मने नमः ॥६८॥

તેમ જ અગ્નિ જેનું મુખ છે, સ્વર્ગ જેનુ મસ્તક છે, આકાશ જેની નાભિ છે, પૃથ્વી જેના ચરણ છે, સૂર્યચંદ્ર જેના નેત્રો છે તથા દિશાઓ જેનાં શ્રોત્ર (કાન) છે, તે લોકસ્વરૂપ પરમાત્માને હુ નમસ્કાર કરું છું.૬૮

परः कालात्परोयज्ञात् परात्परतरश्च यः ।
अनादिरादिर्विश्वस्य तस्मै विश्वात्मने नमः ॥६९॥

જે કાળથી પર છે, જે યજ્ઞથી પર છે અને જે પરથી પણ અતિશય પર છે તથા જે પોતે અનાદિ હોઈને જગતના આદિ છે, તે વિશ્વરૂપ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[६९]

विषये वर्तमानानां यं तं वैशेषिकैर्गुणैः ।
प्राहुर्विषयगोप्तारं तस्मै गोप्त्रात्मने नमः ॥७०॥

વિષયમાં સર્વ મનુષ્યોની સ્વયંપ્રવૃત્તિ હોય છે; પરંતુ ભગવાન તે તે રાગદ્વેષાદિ ગુણો દ્વારા વિષયોનું રક્ષણ કરે છે, એમ વિદ્વાનો જેને વિષયોના રક્ષક કહે છે, તે રક્ષકસ્વરૂપ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[७०]

अन्नपानेन्धनमयो रसप्राणविवर्धनः ।
यो धारयति भूतानि तस्मै प्राणात्मने नमः ॥७१॥

અન્ન તથા જળરૂપ પુષ્કળ ઇંધણાં દ્વારા શરીરમાં રસની તથા બળની વૃદ્ધિ કરી સર્વ પ્રાણીઓને જે જિવાડે છે તે પ્રાણમૂર્તિ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[७१]

प्राणानां धारणार्थाय योऽन्नं भुङ्क्ते चतुर्विधम् ।
अंतर्भूतः पचत्यग्निस्तस्मै पाकात्मने नमः ॥७२॥

પ્રાણોનું ધારણ કરી રાખવા માટે ચાર પ્રકારનાં અન્નનું જે ભોજન કરે છે તથા સર્વનાં શરીરોમાં અગ્નિસ્વરૂપે પ્રવેશ કરી તે અન્નનું જે પાચન કરે છે, તે પાકમૂર્તિ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[७२]

पिंगेक्षणसटं यस्य रूपं दंष्ट्रनखायुधम् ।
दानवेन्द्रांतकरणं तस्मै दृप्तात्मने नमः ॥७३॥

જેણે દાનવેંદ્ર હિરણ્યકશિપુનો નાશ કરવા માટે પિંગળાં નેત્રવાળું તથા પીંગળી કેશવાળીવાળું અને દાઢો તથા નખોરૂપ આયુધવાળું નરસિંહસ્વરૂપ ધારણ કર્યું હતું, તે નૃસિંહ ભગવાનને હું નમસ્કાર કરું છું.[७३]

यं न देवा न गंधर्वा न दैत्या न च दानवाः ।
तत्त्वतो हि विजानंति तस्मै सूक्ष्मात्मने नमः ॥७४

દેવો, ગંધર્વો, દૈત્યો, કે દાનવો જેને યથાર્થ રીતે જાણી શકતા નથી, તે સૂક્ષ્મમૂર્તિ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[७४]

रसातलगतः श्रीमाननंतो भगवान् विभुः ।
जगद्धारयते कृत्स्नं तस्मै वीर्यात्मने नमः ॥७५॥

સર્વવ્યાપક જે ભગવાન રસાતળમાં રહીને શ્રીમાન શેષનાગના સ્વરૂપે સમગ્ર જગતને ધારણ કરી રાખે છે, તે વીર્યમૂર્તિ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[७५]

यो मोहयति भूतानि स्नेहपाशानुबंधनैः ।
सर्गस्य रक्षणार्थाय तस्मै मोहात्मने नमः ॥७६॥

જે ભગવાન સૃષ્ટિનું રક્ષણ કરવા માટે સ્નેહપાશરૂપ બંધનથી સર્વ પ્રાણીઓને મોહિત કરી નાખે છે, તે મોહમૂર્તિ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[७६]

आत्मज्ञानमिदं ज्ञानं ज्ञात्वा पंचस्ववस्थितम् ।
यं ज्ञानेनाभिगच्छंति तस्मै ज्ञानात्मने नमः ॥७७॥

શબ્દાદિક પાંચ વિષયોમાં રહેલું જ્ઞાન પ્રાપ્ત થયા પછી જે જ્ઞાન પ્રાપ્ત થાય છે, તે આત્મસ્વરૂપભૂત જ આત્મજ્ઞાન છે, આમ સમજીને મુમુક્ષુ પુરુષો જ્ઞાનસાધનભૂત વાક્યો દ્વારા જેનો સાક્ષાત્કાર કરે છે, તે જ્ઞાનમૂર્તિ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[७७]

अप्रमेयशरीराय सर्वतो बुद्धिचक्षुषे ।
अनंतपरिमेयाय तस्मै दिव्यात्मने नमः ॥७८॥

જેનું શરીર પરિણામશૂન્ય હોઈને દુર્જ્ઞેય છે, જેની બુદ્ધિ તથા દૃષ્ટિ સર્વત્ર વ્યાપક છે અને જે અપાર વિષયસમુદાયોના આધારભૂત છે, તે દિવ્યસ્વરૂપ પરમાત્માને હું પ્રણામ કરું છું.[७८]

जटिने दंडिने नित्यं लंबोदरशरीरिणे ।
कमंडलुनिषंगाय तस्मै ब्रह्मात्मने नमः ॥७९॥

જે નિત્ય જટા અને દંડને ધારણ કરે છે, જેનું શરીર વિશાળ ઉદરવાળું છે તથા કમંડલુરૂપ ભાથામાં રહેલા જળરૂપ બાણોનો પ્રયોગ કરી અસુરોનો જે વિનાશ કરે છે, તે બ્રહ્માસ્વરૂપ પરમાત્માને હું પ્રણામ કરું છું.[७९]

शूलिने त्रिदशेशाय त्र्यंबकाय महात्मने ।
भस्मदिग्धोर्ध्वलिंगाय तस्मै रुद्रात्मने नमः ॥८०॥

જે ત્રિશૂળને ધારણ કરે છે, જે દેવોના નિયંતા

છે, જે મહાત્માને ત્રણ નેત્રો છે તથા જેનું લિંગ (મૂર્તિ) ભસ્મચર્ચિત અને ઊર્ધ્વમુખ છે તે રુદ્રાત્મા ભગવાનને હું નમસ્કાર કરું છું.૮૦

चंद्रार्धकृतशीर्षाय व्यालयज्ञोपवीतिने ।
पिनाकशूलहस्ताय तस्मै उग्रात्मने नमः ॥ ८१ ॥

જે મસ્તકે અર્ધચંદ્રને ધારણ કરે છે, શરીરે સર્પનું જનોઈ પહેરે છે, હાથમાં પિનાક ધનુષને તથા ત્રિશૂળને ધારણ કરે છે, તે ઉગ્રમૂર્તિ ભગવાનને હું નમસ્કાર કરું છું.૮૧

सर्वभूतात्मभूताय भूतादिनिधनाय च ।
अक्रोधद्रोहमोहाय तस्मै शांतात्मने नमः ॥८२॥

જે સર્વ ભૂતસમુદાયોમાં જીવાત્મારૂપે વસી રહેલા છે, વળી જે અહંકારના મૃત્યુરૂપ છે તથા ક્રોધ, દ્રોહ અને મોહથી જે રહિત છે, તે શાંતમૂર્તિ પરમાત્માને હુ નમસ્કાર કરું છું.૮૨

यस्मिन् सर्वं यतः सर्वं यः सर्वं सर्वतश्च यः ।
यश्च सर्वमयो नित्यं तस्मै शांतात्मने नमः ॥८३॥

જેના વિષે આ સર્વ જગત નિવાસ કરી રહ્યું છે, જેનાથી સર્વ જગતની ઉત્પત્તિ થાય છે, જે સર્વસ્વરૂપ છે, જે સર્વત્ર વ્યાપક છે અને જે નિત્ય સર્વમય છે, તે સર્વસ્વરૂપ પરમાત્માને હું નમસ્કાર કરૂં છું.૮૩

विश्वकर्मन् नमस्तेऽस्तु विश्वात्मन् विश्वसंभव ।
अपवर्गस्थ भूतानां पंचानां परतः स्थित ॥८४॥

હે વિશ્વસ્રષ્ટા! હું તમને નમસ્કાર કરું છું. હે વિશ્વાત્મન્! હે વિશ્વોત્પાદક! હે મોક્ષસ્વરૂપ! હે પાંચેય ભૂતોથી પર રહેલા! તમને હું નમસ્કાર કરું છું.૮૪

नमस्ते त्रिषु लोकेषु नमस्ते परतस्त्रिषु ।
नमस्ते दिक्षु सर्वासु त्वं हि सर्वमयोनिधिः ॥८५॥

ત્રણે લોકમાં વસી રહેલા તમને મારા નમસ્કાર હો, સર્વ લોકથી પર રહેલા તમને મારા નમસ્કાર હો, ત્રણે કાળથી પર રહેલા તમને મારા નમસ્કાર હો, સર્વ દિશામાં નિવાસ કરી રહેલા તમને મારા નમસ્કાર હો. હે ભગવન્! અવશ્ય તમે સર્વસ્વરૂપ એક નિધિ જ છો.૮૫

नमस्ते भगवन् विष्णो लोकानां प्रभवाप्यय ।
त्वं हि कर्ता हृषीकेश संहर्ता चापराजितः ॥८६॥

હે ભગવન્ વિષ્ણો! લોકોની ઉત્પત્તિ કરનાર તથા વિનાશ કરનાર તમને હું નમસ્કાર કરું છું. હે ઇંદ્રિયોના પ્રવર્તક! તમે સર્વદા અજિત છો અને સૃષ્ટિના ઉત્પાદક તથા સંહારક છો.૮૬

न हि पश्यामि ते भावं दिव्यं हि त्रिषु वर्त्मसु ।
त्वां तु पश्यामि तत्त्वेन यत्ते रूपं सनातनम् ॥८७॥

હે ભગવન્! વર્તમાનાદિ ત્રણે કાળમાં રહેનારી તમારી દિવ્ય સત્તાને હું જોઈ શકતો નથી; તોપણ તમારા સનાતન સ્વરૂપને હું તત્ત્વતઃ જાણું છું.૮૭

दिवं ते शिरसा व्याप्तं पद्भ्यां देवी वसुंधरा ।
विक्रमेण त्रयो लोकाः पुरुषोऽसि सनातनः ॥८८॥

તમારા મસ્તકથી સ્વર્ગ વ્યાપ્ત છે, તમારા બે ચરણોથી દેવી પૃથ્વી વ્યાપ્ત છે તથા તમારા પરાક્રમથી ત્રણે લોકો વ્યાપ્ત છે, તમે સનાતન પુરુષ છો.૮૮

दिशो भुजा रविश्चक्षुर्वीर्ये शुक्रः प्रतिष्ठितः ।
सप्त मार्गा निरुद्धास्ते वायोरमिततेजसः ॥ ८९ ॥

દિશાઓ તમારી ભુજાઓ છે, સૂર્યચંદ્ર તમારાં નેત્રો છે, તમારા વીર્યને સ્થાને શુક્ર રહેલ છે અને તમે મહાતેજસ્વી એવા વાયુદેવના પ્રવાહ, નિવહ આદિ સાતે માર્ગોને રૂંધી દીધા છે. (અર્થાત્ સર્વ કંઈ તમારા વડે જ વ્યાપ્ત છે.)૮૯

अतसीपुष्पसंकाशं पीतवाससमच्युतम् ।
ये नमस्यंति गोविंदं न तेषां विद्यते भयम् ॥९०॥

જે મનુષ્યો અળસીના પુષ્પ સમાન કાંતિવાળા, પીળાં પીતાંબરને ધારણ કરનારા તથા અસ્ખલિત જ્ઞાનશક્તિવાળા શ્રીગોવિંદને (ગોપ્રતિપાલક શ્રીકૃષ્ણને) નમસ્કાર કરે છે, તેઓને કોઈ જાતનો ભય નથી.૯૦

एकोऽपि कृष्णस्य कृतः प्रणामो ।
दशाश्वमेधावभृथेन तुल्यः ॥
दशाश्वमेधी पुनरेति जन्म ।
कृष्णप्रणामी न पुनर्भवाय ॥९१॥

શ્રીકૃષ્ણને કરેલો એક પણ પ્રણામ દશ અશ્વમેધ યજ્ઞોના અવભૃથસ્નાન તુલ્ય છે. (અર્થાત્ શ્રીકૃષ્ણને એક જ વખત પ્રણામ કરનારો પુરુષ દશ અશ્વમેધ

યજ્ઞો કર્યાના પુણ્યને પ્રાપ્ત કરે છે, એટલું જ નહિ પણ) દશ અશ્વમેધ યજ્ઞોને કરનારા મનુષ્યને પુનઃ સંસારમાં જન્મ લેવો પડે છે, પરંતુ શ્રીકૃષ્ણને પ્રણામ કરનારા પુરુષને પુનર્જન્મ રહેતો જ નથી, પણ મોક્ષ મળે છે.[९१]

कृष्णव्रताः कृष्णमनुस्मरंतो
रात्रौ च कृष्णं पुनरुत्थिता ये।
ते कृष्णदेहाः प्रविशंति कृष्ण-
माज्यं यथा मंत्रहुतं हुताशे ॥९२॥

શ્રીકૃષ્ણનું જ જેઓને વ્રત છે અને દિવસે, રાત્રે, સૂતી વખતે અને ઊઠતી વખતે જેઓ શ્રીકૃષ્ણનું જ સ્મરણ કરે છે તેઓ, મંત્રથી હોમેલું ઘી જેમ અગ્નિમાં પ્રવેશ કરે છે, તેમ શ્રીકૃષ્ણસ્વરૂપ થઈને શ્રીકૃષ્ણમાં જ પ્રવેશ કરે છે–સાયુજ્ય મુક્તિને પામે છે.[९२]

नमो नरकसंत्रासरक्षामंडलकारिणे।
संसारनिम्नगावर्ततरिकाष्ठाय विष्णवे ॥९३॥

સંસારના ત્રાસથી રક્ષણ કરવા માટે શરીર ધારણરૂપી મંડલને કરનાર અને સંસારરૂપી નદીના આવર્તને (ધૂમરીને) તરી જવામાં સાધનભૂત કાષ્ઠ સમાન એવા શ્રીવિષ્ણુસ્વરૂપ કૃષ્ણને મારા નમસ્કાર હો.[९३]

नमो ब्रह्मण्यदेवाय गोब्राह्मणहिताय च।
जगद्धिताय कृष्णाय गोविंदाय नमो नमः ॥९४॥

ગાયો, બ્રાહ્મણો તથા સર્વ જગતનું હિત કરનાર, વેદવાણીનું રક્ષણ કરનાર તથા બ્રહ્મનિષ્ઠ જ્ઞાની પુરુષોના પરમ ઇષ્ટદેવ શ્રીકૃષ્ણને મારા અનેક વાર નમસ્કાર હો.[९४]

प्राणकांतारपाथेयं संसारोच्छेदभेषजम्।
दुःखशोकपरित्राणं हरिरित्यक्षरद्वयम् ॥९५॥

'હરિ' એ બે અક્ષરો સંસારરૂપી અરણ્યમાં પ્રવાસ કરનારાં પ્રાણીઓને મુસાફરીમાં ઉપયોગી ખોરાક(ટીમણ)રૂપ છે, સંસારનું ઉચ્છેદન કરનાર ઔષધરૂપ છે તથા દુઃખ અને શોકથી રક્ષણ કરનાર છે.[९५]

यथा विष्णुमयं सत्यं तथा विष्णुमयं जगत्।
यथा विष्णुमयं सर्वं पाप्मा मे नश्यतां तथा ॥९६॥

જેમ સત્ય વિષ્ણુનું સ્વરૂપ છે તેમ જ જગત પણ વિષ્ણુસ્વરૂપ છે. જ્યારે આ દૃશ્યમાન પ્રપંચ કેવળ વિષ્ણુમય છે, તો પછી મારાં પાપો નષ્ટ થઈ જાઓ.[९६]

त्वां प्रपन्नाय भक्ताय गतिमिष्टां जिगीषवे।
यच्छ्रेयः पुंडरीकाक्षः तद्ध्यायस्व सुरोत्तम ॥९७॥

હે કમળ સમાન નેત્રવાળા ઉત્તમ દેવ! હું આપનો ભક્ત છું, ઇષ્ટ ગતિ મેળવવા ઇચ્છું છું અને આપને શરણે આવેલો છું, માટે મારા શ્રેયસ્કર માર્ગનું તમે ચિંતન કરો.[९७]

इति विद्यातपोयोनिरयोनिर्विष्णुरीडितः।
वाग्यज्ञेनार्चितो देवः प्रीयतां मे जनार्दनः ॥९८॥

આ રીતે વિદ્યા અને તપના કારણભૂત શ્રીવિષ્ણુનું મેં સ્તવન કર્યું છે તથા વાણીરૂપ યજ્ઞ દ્વારા પૂજન કર્યું છે, જેથી જનાર્દન શ્રીવિષ્ણુદેવ મારા પર પ્રસન્ન થાઓ.[९८]

नारायणः परं ब्रह्म नारायणपरं तपः।
नारायणः परो देवः सर्वं नारायणः सदा ॥९९॥

નારાયણ પરબ્રહ્મસ્વરૂપ છે, નારાયણ તપનું મુખ્ય ફળ છે, નારાયણ જ પરમ દેવ છે તથા સર્વદા સર્વ વસ્તુ નારાયણસ્વરૂપ જ છે.[९९]

વૈશંપાયન બોલ્યા: હે જનમેજય! આટલું સ્તુતિવચન કહ્યા પછી શ્રીકૃષ્ણમાં જ જેમનું મન લીન થયું હતું એવા શ્રીભીષ્મે 'નમ' એમ કહીને શ્રીકૃષ્ણને પ્રણામ કર્યા.[१००] શ્રીકૃષ્ણ પણ ભીષ્મની એ ભક્તિને યોગબળથી જાણી લઈને મન દ્વારા તેમની પાસે આવ્યા હતા અને સમગ્ર ત્રૈલોક્યના દર્શન કરાવનારું દિવ્ય જ્ઞાન તેમને આપીને પાછા પોતાના નિવાસસ્થાનમાં જઈ પહોંચ્યા હતા.[१०१] આ તરફ ભીષ્મ સ્તુતિ કરતા વિરામ પામ્યા એટલે સમીપમાં બેઠેલા સર્વ બ્રહ્મવાદી મહર્ષિઓ અશ્રુભરેલા કંઠે મહાબુદ્ધિમાન ભીષ્મના વાણીથી વખાણ કરવા લાગ્યા.[१०२] ઘણા ઉત્તમ બ્રાહ્મણો તે સમયે પુરુષોત્તમ શ્રીકૃષ્ણની સ્તુતિ કરતા હતા તેમ જ મંદસ્વરે ભીષ્મની પણ વારવાર પ્રશંસા કરતા હતા.[१०३]

પુરુષોત્તમ શ્રીકૃષ્ણ ભીષ્મના ભક્તિયોગને જાણી લઈને એકદમ હર્ષપૂર્વક શયનમાંથી ઊભા થઈ ગયા ને પછી દારુકે તૈયાર કરેલા રથમાં પોતે

અને સાત્યકિ બન્ને જણા બેસીને ભીષ્મ તરફ જવા નીકળી પડ્યા. તેમ જ મહાત્મા યુધિષ્ઠિર અને અર્જુન બીજા એક રથમાં બેસીને તથા ભીમસેન નકુલ અને સહદેવ તેની પાછળ એક રથમાં બેસીને ભીષ્મ પાસે જવા ચાલી નીકળ્યા. એ પાંચે ભાઈઓની પાછળ કૃપાચાર્ય, યુયુત્સુ અને સંજય, એ ત્રણ મહાપુરુષો પણ નગર સમાન આકારવાળા મોટા રથમાં બેસીને નેમિના મોટા ધ્વનિથી પૃથ્વીને ધણધણાવી મૂકતા ભીષ્મની પાસે જવા નીકળી પડ્યા.[૧૦૪-૧૦૭] એ પ્રમાણે જ્યારે તેઓ ભીષ્મ પાસે જતા હતા, ત્યારે માર્ગમાં બ્રાહ્મણોના મુખથી નીકળતી મહાપુરુષ ભીષ્મની સ્તુતિભરેલી વાણી સાંભળીને શ્રીકૃષ્ણ મનમાં પ્રસન્ન થયા અને તે સમયે જે મનુષ્યો બે હાથ જોડીને તેમને નમન કરતા હતા, તે સર્વને કેશિનિષૂદન શ્રીકૃષ્ણે પ્રસન્ન ચિત્તથી અભિનંદન આપ્યું.[૧૦૮]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'શ્રીભીષ્મસ્તવરાજ' નામનો અધ્યાય ૪૭ મો સમાપ્ત

## અધ્યાય ૪૮મો

### પરશુરામચરિત્રનો ઉપક્રમ

॥ वैशंपायन उवाच ॥

**ततः स च हृषीकेशः स च राजा युधिष्ठिरः ।**
**कृपादयश्च ते सर्वे चत्वारः पांडवाश्च ते ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : હે જનમેજય ! તે પછી શ્રીકૃષ્ણ, રાજા યુધિષ્ઠિર, કૃપાચાર્ય વગેરે તથા ચાર પાંડવભાઈઓ નગર સમાન દેખાવના તથા ધજાપતાકાથી શોભતા મોટા રથોમાં બેસીને ઉતાવળી ચાલના ઘોડાઓને દોડાવતા સત્વર કુરુક્ષેત્ર ભણી જવા લાગ્યા.[૧-૨] જે કુરુક્ષેત્રમાં મહાત્મા ક્ષત્રિયોએ દેહત્યાગ કર્યો હતો અને કેશ, મજ્જા તથા હાડકાંથી જે ભરપૂર હતું, તેમાં આવીને તેઓએ જોયું તો સ્થળે સ્થળે હાથીઓનાં, ઘોડાઓનાં તથા મનુષ્યોનાં હાડકાંઓના પર્વતોના જેવડા મોટા ઢગો એકઠા થયા હતા, સર્વ તરફ શંખોના જેવાં મનુષ્યોનાં શિર્ષકપાલો (ખોપરીઓ) રવડતાં હતાં, હજારો ચિતાઓ તેમાં દૃષ્ટિએ પડતી હતી, કવચો તથા જાતજાતનાં શસ્ત્રોથી સર્વ પ્રદેશ વ્યાપ્ત થઈ ગયો હતો; જાણે ઉપયોગ કરીને છોડી દીધેલી કાળની મદ્યપાન માટેની ભૂમિ હોય તેવો દેખાવ લાગતો હતો, ઠેકઠેકાણે ભૂતોનાં ટોળાં ત્યાં ઘૂમી રહ્યાં હતાં અને સંખ્યાબંધ રાક્ષસો તે પ્રદેશનું સેવન કરતા હતા. આવા ભયંકર દેખાવના તે કુરુક્ષેત્રને જોતા જોતા તે મહારથીઓ આગળ વધ્યે જતા હતા.[૩-૬] પછી જતાં જતાં મહાબાહુ શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને પરશુરામનું પરાક્રમ કહી સંભળાવવા માટે આરંભ કર્યો.[૭] તે બોલ્યા કે, 'હે પાર્થ ! સામે અહીંથી કેટલેક દૂર અંતરે જે પાંચ સરોવરો દેખાય છે તે 'રામહ્રદ' એવા નામથી જગતમાં પ્રસિદ્ધ છે. પરશુરામે તે સરોવરોને ક્ષત્રિયોના રુધિરથી ભરી દઈ તેમાંથી પોતાના પિતૃઓને જલાંજલિ આપી તૃપ્ત કર્યા હતા.[૮] મહાસમર્થ પરશુરામે એકવીસ વાર પૃથ્વીને ક્ષત્રિયો વિનાની કરીને આ સ્થળે આવ્યા પછી તે સંહારકર્મથી વિરામ લીધો હતો.'[૯]

યુધિષ્ઠિર બોલ્યા : હે કૃષ્ણ ! તમે મને કહો છો કે, પરશુરામે પૂર્વે એકવીસ વાર પૃથ્વીને ક્ષત્રિયો વિનાની કરી હતી, પરંતુ તેના સંબંધમાં મને મહાન સંશય લાગે છે. પરશુરામે ક્ષત્રિયોનો સમૂળગો જો ઉચ્છેદ કરી નાખ્યો હતો તો પછી તેઓની આટલી બધી વૃદ્ધિ કેમ થઈ? મહાપરાક્રમી યાદવશ્રેષ્ઠ ! પરશુરામે ક્ષત્રિયોના બીજને બાળીને ભસ્મ કરી નાખ્યું હતું, તો પછી તેઓની ફરી આટલી બધી ઉત્પત્તિ ક્યાંથી થઈ?[૧૦-૧૧] હે યદુપુંગવ ! મહાત્મા ભગવાન પરશુરામે ક્ષત્રિયોનો કેવી રીતે નાશ કરી નાખ્યો હતો અને પાછી તેઓની વૃદ્ધિ કેવી રીતે થઈ તે મને કહો.[૧૨] હે વક્તાઓમાં શ્રેષ્ઠ શ્રીકૃષ્ણ ! મહાન રથયુદ્ધ કરીને પરશુરામે કરોડો ક્ષત્રિયોનો સંહાર કરી નાખ્યો હતો, છતાં પૃથ્વી પાછી ક્ષત્રિયોથી ઊભરાઈ ગઈ છે.[૧૩] હે યાદવસિંહ ! ભૃગુવંશના મહાત્મા પરશુરામે પૂર્વે ક્ષત્રિયોનો શા માટે સંહાર કરી નાખ્યો હતો? આ મારા સંશયનો તમે નાશ કરો. હે ગરુડધ્વજ ! હે ઉપેંદ્ર ! આપના કહેવાથી મારો સંશય દૂર થશે; કારણ કે વેદ પણ તમારા વચનથી શ્રેષ્ઠ નથી.[૧૪-૧૫]

વૈશંપાયન બોલ્યા : યુધિષ્ઠિરનું એ પ્રશ્નવચન સાંભળ્યા પછી ગદના મોટા ભાઈ ભગવાન શ્રીકૃષ્ણે

ક્ષત્રિયોનો પૂર્વે કેવી રીતે વિનાશ થયો હતો અને પુનઃ પૃથ્વી પર ક્ષત્રિયોની વૃદ્ધિ કેવી રીતે થઈ, તે સંબંધની કથા મહાતેજસ્વી યુધિષ્ઠિરની આગળ કહેવા માંડી.[૧૬]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન-પર્વમાં 'પરશુરામચરિત્રનો ઉપક્રમ' નામનો અધ્યાય ૪૮મો સમાપ્ત

# अध्याय ४९ मो

## પરશુરામચરિત્ર

॥ वासुदेव उवाच ॥

**शृणु कौंतेय रामस्य प्रभावो यो मया श्रुतः ।**
**महर्षीणां कथयतां विक्रमं तस्य जन्म च ॥ १ ॥**

શ્રીકૃષ્ણ બોલ્યા: હે કુંતીપુત્ર યુધિષ્ઠિર! જન્મ અને પરાક્રમનું વર્ણન કરતા મહર્ષિઓ પાસેથી તેમનો જે પ્રભાવ સાંભળ્યો છે, તે હું તમને કહું છું તે સાંભળો.[૧] પરશુરામે કરોડો ક્ષત્રિયોનો સંહાર કરી નાખ્યો હતો; પરંતુ તે ક્ષત્રિયોના વંશમાં પુનઃ તેઓ ઉત્પન્ન થયા હતા અને આ મહાભારત યુદ્ધમાં તેઓ નાશ પામ્યા છે.[૨] હે રાજા! પૂર્વે જહ્નુ નામે એક રાજા હતો. તેને અજ નામનો એક પુત્ર થયો. તે અજને બલાકાશ્વ નામનો પુત્ર થયો અને બલાકાશ્વને ધર્મવેત્તા કુશિક નામનો પુત્ર થયો.[૩] પૃથ્વીમાં ઇંદ્ર સમાન વિખ્યાત થયેલા તે કુશિકે 'મને ત્રણ લોકનો રાજા થાય તેવો અજિત પુત્ર મળે' આવી કામનાથી મહા ઉગ્ર તપ કરવા માંડ્યું.[૪] આમ તેને ઉગ્ર તપશ્ચર્યા કરતો જોઈ સહસ્રાક્ષ–ઈંદ્ર પોતે જ પુત્રોત્પાદન કરવામાં સમર્થ એવા તે કુશિકને ત્યાં પુત્રરૂપે ઉત્પન્ન થયો.[૫] હે રાજા! આ રીતે લોકેશ્વરનો ઈશ્વર ઇંદ્ર કુશિકને ત્યાં પુત્રરૂપે જન્મ્યો અને તેનું 'ગાધિ' એવું નામ પાડવામાં આવ્યું.[૬] તે ગાધિરાજાને સત્યવતી નામની એક પુત્રી હતી. તે પુત્રીને ગાધિ રાજાએ ભૃગુપુત્ર ઋચીક મુનિને પરણાવી હતી.[૭] હે કુરુનંદન! ભૃગુવંશના તે ઋચીક મુનિ સત્યવતીની પવિત્રતાથી અત્યંત પ્રસન્ન થયા, જેથી તેમણે સત્યવતીને એક પુત્ર આપવા માટે તથા તેના પિતા ગાધિને એક પુત્ર આપવા માટે જુદા જુદા બે ચરુ તૈયાર કર્યા[૮] અને પોતાની પત્ની સત્યવતીને પાસે બોલાવી તેમણે કહ્યું કે, 'આ બન્ને ચરુઓમાંથી એકનો તારે ઉપયોગ કરવો અને બીજાનો તારી માતાએ ઉપયોગ કરવો.[૯] તારી માતા માટે તૈયાર કરેલા આ ચરુથી તેને મહાતેજસ્વી અને ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ એવો પુત્ર ઉત્પન્ન થશે કે જે પુત્ર જગતમાંના સર્વ ક્ષત્રિયોથી અજિત અને મોટા મોટા ક્ષત્રિયોનો પરાજય કરનાર થશે;[૧૦] તેમ જ હે કલ્યાણિ! તને પણ આ ચરુનું ભક્ષણ કરવાથી ધૈર્યસંપન્ન, શમગુણપ્રધાન અને તપોનિષ્ઠ એવો એક દ્વિજશ્રેષ્ઠ પુત્ર થશે.' પોતાની સ્ત્રીને આમ કહીને ભૃગુનંદન શ્રીમાન ઋચીક મુનિ તપશ્ચરણમાં અભિરક્ત થઈ અરણ્યમાં ગયા.[૧૧-૧૨]

મુનિના ગયા પછી તે જ સમયે રાજા ગાધિ તીર્થયાત્રા કરતો કરતો પોતાની સ્ત્રી સાથે ઋચીક મુનિના આશ્રમમાં આવી પહોંચ્યો.[૧૩] હે રાજન્! પોતાનાં માતાપિતાને જોતાં જ હર્ષઘેલી બની ગયેલી સત્યવતીએ પેલા બે ચરુ હાથમાં લઈ પોતાના પતિનું વાક્ય જણાવતાં જણાવતાં હર્ષપૂર્વક પોતાની માતાને તે અર્પણ કર્યા.[૧૪] હે કુંતીપુત્ર! હવે એવું બન્યું કે, તેની માતાએ પોતાને ખબર નહિ હોવાથી પુત્રીને પોતાનો ચરુ આપ્યો અને પુત્રી માટેનો ચરુ પોતે રાખ્યો.[૧૫] આ પ્રમાણે ચરુની અદલાબદલી થઈ જવાથી સત્યવતીએ ક્ષત્રિયોનો સંહાર કરનારો તથા પ્રદીપ્ત શરીરથી ઘોર દેખાવનો ગર્ભ ધારણ કર્યો.[૧૬] પછી તે સમયે તપોવનમાંથી આવેલા ભૃગુશ્રેષ્ઠ ઋચીક મુનિએ સત્યવતીની માતાના ઉદરમાં રહેલા બ્રાહ્મણગર્ભને જ્ઞાનદૃષ્ટિથી જોઈ લઈને દિવ્ય સ્વરૂપવાળી પોતાની સ્ત્રીને કહ્યું કે, 'હે ભદ્રે! ચરુની અદલાબદલી કરીને તારી માતાએ તને છેતરી છે. ક્ષત્રિયને ઉત્પન્ન કરનારા ચરુનું ભક્ષણ કરવાથી તને મહાક્રૂર કર્મ કરનારો તથા અતિ અમર્ષી ક્રોધી પુત્ર થશે અને તારી માતાના ઉદરમાં ઉત્પન્ન થનારો તારો ભાઈ, તપશ્ચરણમાં આસક્તિ રાખનારો ઉત્તમ બ્રાહ્મણ થશે. તેનું કારણ એ જ છે કે, મેં તને આપવાના ચરુમાં સંપૂર્ણ રીતે અતિ મહાન બ્રહ્મતેજ સ્થાપિત કર્યું હતું અને તારી માતાને આપવાના ચરુમાં સંપૂર્ણ ક્ષાત્રતેજ મૂકી દીધું હતું; પરં કલ્યાણિ! ચરુની ફેરબદલી થઈ ...

થશે નહિ. હવે તો તારી માતાને બ્રાહ્મણપુત્ર થશે અને તને ક્ષત્રિયપુત્ર થશે.' પોતાના પતિએ એ પ્રમાણે કહ્યું એટલે મહાભાગ્યવતી સત્યવતી પોતાના પતિના ચરણમાં મસ્તક નમાવીને ધ્રૂજતી ધ્રૂજતી કહેવા લાગી કે, 'હે ભગવન્! 'તને બ્રાહ્મણ કર્મથી હીન (ક્ષત્રિય)પુત્ર થશે' આમ મને કહેવુ તે તમને યોગ્ય નથી.'[૧૭-૨૨]

તે સાંભળી ઋચીક બોલ્યા : હે ભદ્રે! મેં તારે માટે કંઈ પ્રથમથી જ આવો સંકલ્પ કર્યો ન હતો. ચરુની અદલાબદલીને લીધે જ તને ઉગ્ર કર્મ કરનારો પુત્ર થશે, માટે તે સંબંધમાં હું તો કેવળ નિર્દોષ છું.[૨૩]

સત્યવતી બોલી : હે મહાસમર્થ મુનિ! તમે જો ઇચ્છા કરો તો બીજા લોકોની પણ સૃષ્ટિ કરી શકો છો, તો પછી એક પુત્રને ઉત્પન્ન કરવો તેમાં કંઈ આશ્ચર્ય જેવું નથી; માટે હે ભગવન્! મને શમગુણપ્રધાન અને સદાચારી પુત્ર આપવાની તમે કૃપા કરો.[૨૪]

ઋચીક બોલ્યા : 'હે ભદ્રે! મેં તને પરિહાસ કરવાના સમયે પણ પૂર્વે કદી અસત્ય વચન કહ્યું નથી, તો પછી અગ્નિસમાધાન કરી મંત્રપૂર્વક સિદ્ધ કરેલા ચરુના સંબંધમાં મેં તારે માટે અસત્યભરેલું કાર્ય કેમ કર્યું હશે, તેનો તું જ વિચાર કરી લે.[૨૫] વળી હે કલ્યાણી! મેં પ્રથમથી જ તપોબળથી જાણી લીધું હતું અને જોઈ લીધું હતું કે, તારા પિતાનું સમગ્ર કુળ કેવળ બ્રાહ્મણમય બની જશે.'[૨૬] સત્યવતી બોલી : 'હે પ્રભુ! ભલે, તમારી જો ઇચ્છા હોય તો તમારો અને મારો પૌત્ર (છોકરાનો છોકરો) તેવો ક્ષત્રિયધર્મી થાય, પરંતુ હે જિતેંદ્રિય શ્રેષ્ઠ ભગવન્! મને તો શમ ગુણપ્રધાન બ્રાહ્મણપુત્ર મળવો જોઈએ.'[૨૭] ઋચીક બોલ્યા કે, 'હે સુંદરી! મને તો પુત્ર પર કે પૌત્ર પર કોઈ જાતની વિશેષ મમતા નથી, તોપણ તારો જ્યારે આટલો બધો આગ્રહ છે ત્યારે હું તને કહું છું કે ભલે, તારા કહેવા પ્રમાણે તારો પુત્ર ઉત્તમ બ્રાહ્મણ થશે અને પૌત્ર બ્રાહ્મણ હોઈને ક્ષાત્ર કર્મી થશે.'[૨૮]

શ્રીકૃષ્ણ બોલ્યા : હે યુધિષ્ઠિર રાજા! તે સત્યવાએ તપોનિષ્ઠ, શાંત અને જિતેંદ્રિય એવા ભૃગુવંશી જમદગ્નિ નામના બ્રાહ્મણપુત્રને જન્મ આપ્યો.[૨૯] અને કુશિકના પુત્ર ગાધિને ત્યાં સત્યવતીની માતાએ વિશ્વામિત્ર નામના પુત્રને જન્મ આપ્યો, કે જે વિશ્વામિત્ર બ્રાહ્મણોના સમગ્ર ગુણથી યુક્ત હોઈને પાછળથી સર્વમાન્ય 'બ્રહ્મર્ષિ' પદને પામ્યા હતા.[૩૦] આ રીતે ઋચીક મુનિએ તપના ભંડાર જમદગ્નિ પુત્રને ઉત્પન્ન કર્યા પછી તે જમદગ્નિએ મહાદારુણ કર્મ કરનારા પુત્રને ઉત્પન્ન કર્યો તે પુત્ર સર્વ વિદ્યાસંપન્ન થયો, ધનુર્વેદનો પારગામી થયો, ક્ષત્રિયોનો સંહાર કરનાર થયો, પ્રદીપ્ત અગ્નિ સરખો તેજસ્વી થયો અને તે જ 'પરશુરામ' એવા નામથી પ્રસિદ્ધ થયો.[૩૧-૩૨] તેમણે ગંધમાદન પર્વતમાં જઈને તપશ્ચર્યાથી મહાદેવને પ્રસન્ન કર્યા અને તે મહાદેવ પાસેથી અનેક જાતનાં અસ્રો તથા મહાતેજસ્વી ફરશી સંપાદન કરી.[૩૩] જેને લીધે તે પરશુરામ મહાતીક્ષ્ણ ધારવાળી તથા ધગધગતા અગ્નિ સરખી તેજસ્વી એવી અનુપમ ફરશી ધારણ કરીને લોકમાં અતુલ પરાક્રમી થઈ પડ્યા[૩૪]

હવે એ પરશુરામના સમયમાં જ કૃતવીર્યનો પુત્ર અને હૈહયોનો રાજા અર્જુન નામનો તેજસ્વી ક્ષત્રિય મહાબળવાન થઈ પડ્યો.[૩૫] તે રાજાએ દત્તાત્રેયના પ્રસાદથી એક હજાર હાથ મેળવ્યા હતા અને સમગ્ર જગતમાં મહાતેજસ્વી ચક્રવતીનુ પદ પ્રાપ્ત કરી અશ્વમેધ યજ્ઞમાં, સાત સમુદ્રો અને પર્વતો સહિત સમગ્ર પૃથ્વી બ્રાહ્મણોને દક્ષિણામાં આપી દીધી હતી. વળી પરમ ધર્મવેત્તા તે રાજાએ પ્રત્યેક યુદ્ધમાં પોતાના બાહુના તથા અસ્રોના બળથી વિજય મેળવ્યો હતો.[૩૬-૩૭] હે કુંતીપુત્ર! એક સમયે તૃષાતુર થયેલા અગ્નિદેવે તેની પાસે ભિક્ષા માગી હતી અને મહાપરાક્રમી તે સહસ્રાર્જુને પણ અગ્નિદેવને યથેષ્ટ ભિક્ષા આપી હતી.[૩૮] જેથી વીર્યવાન એવા અગ્નિદેવે તે રાજાના બાણના અગ્રભાગમાંથી પ્રકટ થઈ ઘણાં ગ્રામો, નગરો, દેશો તથા વાડાઓને બાળી ભસ્મ કરી મૂકયા;[૩૯] એટલું જ નહિ પરંતુ મહાપુરુષ સહસ્રાર્જુનના પ્રભાવથી અગ્નિએ ઘણા પર્વતોને તથા વૃક્ષોને પણ બાળી ખાખ કરી નાખ્યાં.[૪૦] વળી પવનના સપાટાથી પ્રજ્વલિત થયેલા તથા સહસ્રાર્જુનના

બાહુબળથી ઉત્તેજિત બનેલા અગ્નિએ મહાત્મા આપવ મુનિના (વસિષ્ઠના) શૂન્ય એવા સુંદર આશ્રમને પણ છોડ્યો નહિ.[૪૧] હે મહાબાહુ રાજા! એ રીતે પોતાના આશ્રમને અગ્નિએ બાળી નાખ્યો એટલે વીર્યવાન વસિષ્ઠ મુનિને ક્રોધ ચડી ગયો. તેમણે સહસ્રાર્જુનને શાપ આપ્યો કે, 'હે અર્જુન! તે મારા મહાન આશ્રમને પણ છોડ્યો નહિ ને વિચાર કર્યા વિના બાળી નાખ્યો માટે જ, હુ તને શાપ આપુ છુ કે, 'પરશુરામ યુદ્ધમા તારા હજારે બાહુઓને કાપી નાખશે '[૪૨-૪૩] હે ભારત! મહાતેજસ્વી, બળવાન, નિત્ય શાતિસ પન્ન, બ્રાહ્મણ ભક્ત, શરણાગતનુ રક્ષણ કરનાર, દાની અને શૂર વીર એવા સહસ્રાર્જુને તો મહાત્મા વસિષ્ઠે આપેલા તે શાપનો કઈ વિચાર જ કર્યો નહિ, પરતુ તેના પુત્રો જ બળથી છકી જઈને શાપ દ્વારા પોતાના પિતાનો વિનાશ કરવામા નિમિત્તભૂત થયા.[૪૪-૪૫] સહસ્રાર્જુનના પુત્રો એ શાપના કારણથી જ સર્વદા ગર્વિષ્ઠ અને ક્રૂર બનતા ગયા. તેઓ એક દિવસ પોતાના પિતાને જણાવ્યા વિના જમદગ્નિ ઋષિની ગાયના વાછરડાને હરી લાવ્યા. આ વાતની મહાત્મા પરશુરામને ખબર પડી કે તુરત જ તેમણે બુદ્ધિમાન હૈહયરાજા સહસ્રાર્જુનની સામે યુદ્ધ માટે ચડાઈ કરી અને તે યુદ્ધમા ક્રોધાયમાન થયેલા પર શુરામે સહસ્રાર્જુનના હજારે બાહુઓ છેદી નાખી ને તેના મહેલમા રહેલા પોતાની ગાયના વાછ રડાને આશ્રમમા પોતાને ઘેર આણ્યો [૪૬-૪૮] હે રાજેંદ્ર! મહાસમર્થ પરશુરામે એ પ્રમાણે યુદ્ધ કરી સહસ્રાર્જુનના અ ત પુરમાથી વાછરડાને પાછો આણ્યો, તે પછી કોઈ એક સમયે સહસ્રાર્જુનના બુદ્ધિહીન છોકરાઓ એકઠા મળીને મહાત્મા જમ દગ્નિના આશ્રમમા આવ્યા અને હે રાજા! ત્યા આવીને તે અજ્ઞાનીઓએ ભાલાના અગ્રભાગથી જમદગ્નિના મસ્તકને ધડથી જુદુ પાડ્યુ.[૪૯-૫૦] તે સમયે યશસ્વી પરશુરામ સમિધો તથા દર્ભો લેવાને માટે વનમા નીકળી ગયા હતા. એ સમયનો લાભ લઈ તે ઘાતકી રાજકુમારોએ તેમના પિતાનો વધ કર્યો હતો અને પછી ત્યાથી પલાયન કરી ગયા હતા, પરતુ એ વાતની પરશુરામને જ્યારે ખબર પડી, ત્યારે પિતૃવધના ક્રોધને લીધે અત્યત કોપાયમાન થઈને તેમણે પ્રતિજ્ઞા કરી કે, 'આ પૃથ્વીમાથી સર્વ ક્ષત્રિયોનો હુ ઉચ્છેદ કરી નાખીશ.' આવી પ્રતિજ્ઞા કરીને ભૃગુવશમા સિહ સમાન તે પરશુરામે પોતાની ફરશી હાથમા લીધી અને તેમણે સહસ્રાર્જુનની રાજધાની પર ચડાઈ કરી તેના સર્વ પુત્રોનો, પૌત્રોનો તથા હજારો હૈહય વશી ક્ષત્રિયોનો સહાર કરી નાખ્યો અને હે રાજા! અત્યત કોપાયમાન થયેલા વીર્યવાન પરશુ રામે પૃથ્વીને લોહીના કીચડવાળી કરી દીધી, પર તુ આખી પૃથ્વીને ક્ષત્રિયોથી રહિત કરી નાખ્યા પછી પ્રતાપી પરશુરામને ઘણી જ દયા આવી ગઈ, જેથી તે વનમા જ ચાલ્યા ગયા આમ તેમના વન ગમનને કેટલાએક હજારો વર્ષો વીતી ગયા, તે પછી કોઈ એક સમયે ક્રોધી સ્વભાવના ભગવાન પરશુરામે વનમા રહેતા રહેતા જગતમા પોતાની નિંદા થતી સાભળી કે, 'પરશુરામ ક્ષત્રિયોનો વિનાશ કરવા અશક્ત થયો તેથી વનમા ચાલ્યો ગયો.' હે મહા રાજા! તે સમયે વિશ્વામિત્રનો પૌત્ર અને રૈભ્યનો પુત્ર મહાતપસ્વી પરાવસુ રાજા પૃથ્વી પર રાજ્ય કરતો હતો. તે રાજાએ એક દિવસ મનુષ્યોની સભા વચ્ચે પરશુરામને ધિક્કારી કાઢી કહ્યુ કે, 'હે રામ! યયાતિ રાજાના નગરમા યજ્ઞનિમિત્તે પ્રતર્દન આદિ જે સત્પુરુષો એકઠા થયા હતા તેઓ શુ ક્ષત્રિય ન હતા કે? અલબત્ત, તેઓ ક્ષત્રિય જ હતા. હે રામ! તમે તમારી પ્રતિજ્ઞાને મિથ્યા કરી છે. તમે સર્વ ક્ષત્રિયોનો વધ કરી શક્યા નથી, તો પછી મનુષ્યોની સભામા શા માટે વ્યર્થ બડાઈ મારો છો? તમે તો ક્ષત્રિયવીરના ભયના માર્યા પર્વતમા જ ભરાઈ રહો છો, પણ તમે જાણો છો કે, વળી પાછી પૃથ્વી સેકડો ક્ષત્રિયોથી સર્વ તરફ છવાઈ ગઈ છે ' પરાવસુ રાજાનુ એ વચન સાભળ્યા પછી પરશુરામે પુન· શસ્ત્ર હાથમા લીધુ અને વળી પાછો સેકડો ક્ષત્રિયોનો તેમણે સહાર કરી નાખ્યો, પરંતુ તેમણે જે સેકડો ક્ષત્રિયોના બાળકોને છોડી દીધા હતા, તેઓ પુન વૃદ્ધિ પામીને પૃથ્વીના મહાપરાક્રમી રાજાઓ થયા અને વળી પાછી પૃથ્વી ક્ષત્રિયોથી ભરાઈ ગઈ. હે રાજા! પછી તો પરશુરામે મોટા મોટા સર્વ ક્ષત્રિયોનો તથા ક્ષત્રિયોના બાળકોનો પણ ઘાણ કાઢી નાખ્યો, પરતુ તે સમયે જે ક્ષત્રિય

બીજો ગર્ભમાં રહી ગયાં હતાં, તેઓને છોડી દીધેલાં હોવાથી વળી પણ પૃથ્વી ક્ષત્રિયોથી વ્યાપ્ત થઈ ગઈ. તે જોઈ પુનઃ પરશુરામે પૃથ્વીને નિઃક્ષત્રિય કરી. મોટા નાના સર્વ ક્ષત્રિયોને મારી નાખ્યા, તેમ જ જેઓ ગર્ભમાં હતા તેઓને પણ જેમ જેમ જન્મતા ગયા તેમ તેમ મારી નાખવા માંડ્યા. તે સમયે કેટલીએક ક્ષત્રિય સ્ત્રીઓએ ગુપ્તપણે કેટલાએક ક્ષત્રિયોને જન્મ આપી રક્ષણ કર્યું હતું. સમર્થ પરશુરામે પણ એ રીતે એકવીશ વાર પૃથ્વીને ક્ષત્રિયો વિનાની કરીને એક અશ્વમેધ યજ્ઞ કર્યો હતો. તેમાં આખી પૃથ્વીનું તેમણે કશ્યપ મુનિને દક્ષિણામાં દાન કરી દીધું. પછી તે કશ્યપ મુનિએ ગુપ્ત રીતે રાખવામાં આવેલા ક્ષત્રિયોનું રક્ષણ કરવા માટે સ્રુવો ધારણ કરેલો હાથ ઊંચો કરીને પરશુરામને કહ્યું કે, 'હે મહામુનિ! તમે હવે દક્ષિણસમુદ્રના તીર ઉપર નિવાસ કરવા માટે ચાલ્યા જાઓ. હું તમને આજ્ઞા આપું છું કે, તમારે હવે મારા તાબામાં આવેલી પૃથ્વી પર કોઈ સ્થળે પણ રહેવું નહિ.' કશ્યપ મુનિનું વચન સાંભળ્યા પછી પરશુરામ દક્ષિણસમુદ્રને તીરે વસવા માટે ચાલ્યા ગયા અને સમુદ્રે પણ તેમને વસવા માટે શૂર્પારક નામનો પ્રદેશ નિર્માણ કરી દીધો, જેથી જમદગ્નિપુત્ર પરશુરામ જેના બીજા છેડા ઉપર પૃથ્વીનો ભાગ હતો તેવા એ શૂર્પારક દેશમાં વસવા લાગ્યા.[૫૧-૬૭] હે મહારાજા! કશ્યપ મુનિએ પરશુરામ પાસેથી તે પૃથ્વીનું દાન લીધા પછી આખી પૃથ્વી બ્રાહ્મણોને અર્પણ કરી દીધી અને પોતે તપશ્ચર્યા કરવા માટે મોટા વનમાં ચાલ્યા ગયા.[૬૮]

હે ભરતશ્રેષ્ઠ રાજા! એ રીતે બ્રાહ્મણોના હાથમાં પૃથ્વી ગઈ એટલે રાજ્યરક્ષણની યોગ્ય વ્યવસ્થાના અભાવે લોકો જેને જેમ ફાવે તેમ વર્તવા લાગ્યા. શૂદ્રો અને વૈશ્યો સ્વેચ્છાચારી બની ગયા અને તેઓએ ઉત્તમ ઉત્તમ બ્રાહ્મણોની સ્ત્રીઓ સાથે વ્યભિચારકર્મો કરવા માંડ્યાં.[૬૯] આખી પૃથ્વી પર અરાજકતા થઈ જવાથી અતિ બળવાન પુરુષો દુર્બળોને પીડવા લાગ્યા અને બ્રાહ્મણોમાં પણ કોઈના હાથમાં કોઈ જાતની પ્રભુતા રહી નહિ.[૭૦] આમ કેટલોએક સમય વીતી ગયો અને ધર્મની રક્ષા કરનારા ક્ષત્રિયોની વિધિપૂર્વક રક્ષા કોઈ સ્થળે પણ જ્યારે ન રહી, ત્યારે દુરાત્મા પુરુષોનાં અનેક દુરાચરણોથી ત્રાહીત્રાહી પોકારી ગયેલી પૃથ્વી એકદમ રસાતલમાં પેસી જવા તત્પર થવા લાગી. આમ રક્ષાહીન થઈ પડેલી પૃથ્વીને ત્રાસને લીધે રસાતલમાં પ્રવેશ કરતી જોઈ ઉદાર મનના કશ્યપ મુનિએ તેને પોતાની સાથળ ઉપર (ઉરુ ઉપર) ધારણ કરી રાખી. એ રીતે કશ્યપે પૃથ્વીને પોતાના ઉરુ પર ધરી રાખી તેથી પૃથ્વીનું 'ઉર્વી' એવું નામ તે દિવસથી પ્રસિદ્ધ થયું છે.[૭૧-૭૩] પછી પૃથ્વીદેવીએ કશ્યપ મુનિને પ્રસન્ન કરીને પોતાનું રક્ષણ કરનાર રાજા માટેનો વર માગતાં આ પ્રમાણે કહ્યું:[૭૪]

પૃથ્વી બોલી: હે મુનિ! જેઓ હૈહય ક્ષત્રિયોના વંશમાં જન્મ્યા છે તેવા ઘણા શ્રેષ્ઠ ક્ષત્રિયોનું મેં ક્ષત્રિય સ્ત્રીઓ દ્વારા રક્ષણ કર્યું છે; તેઓ હાલ હયાત છે, માટે તેઓ મારી રક્ષા કરે, એમ હું આપની પાસે માગું છું.[૭૫] હે પ્રભુ! પૌરવ રાજાનો વંશજ વિદૂરથ રાજાનો એક પુત્ર હાલ હયાત છે, તે ઋક્ષવાન પર્વતમાં રહીને રીંછોની સાથે ઊછરીને મોટો થયો છે.[૭૬] તેમ જ મહાતેજસ્વી યાજ્ઞિક પરાશરે સૌદાસ રાજાના પુત્રની પણ દયાને લીધે રક્ષા કરી છે.[૭૭] તે બિચારો ઉત્તમ ક્ષત્રિય છે, તોપણ હમણાં શૂદ્રની પેઠે સર્વ જાતનાં કર્મો કરી રહ્યો છે, તેથી તેનું 'સર્વકર્મ' એવું નામ પ્રસિદ્ધ થયું છે. તે રાજા ભલે મારું રક્ષણ કરે.[૭૮] હે મુનિ! શિબિરાજાનો પુત્ર ગોપતિ નામનો વનમાં ગાયોની સાથે ઊછરીને હાલમાં મોટો થઈ ગયો છે, તે પણ મારું ભલે રક્ષણ કરે.[૭૯] તેમ જ પ્રતર્દનનો વત્સ નામનો મહાબળવાન પુત્ર હાલ હયાત છે. તે વાડામાં ગાયોનાં વાછરડાંઓની સાથે રહીને ઊછર્યો છે, માટે તે પણ રાજા થઈને મારું ભલે રક્ષણ કરે.[૮૦] વળી દધિવાહનના પૌત્ર અને દિવિરથના પુત્ર એક ક્ષત્રિય કુમારનું ગૌતમ ઋષિએ ગંગાકિનારે રાખીને રક્ષણ કર્યું છે.[૮૧] ઉપરાંત વળી મહાતેજસ્વી અને પુષ્કળ ઐશ્વર્યવાન હોવાથી દીપી રહેલો બૃહદ્રથ નામનો એક મહાભાગ્યશાળી રાજકુમાર ગૃધ્રકૂટ પર્વતમાં ગોલાંગૂલ વાનરોની રક્ષા તળે રહેલો છે.[૮૨] એ જ પ્રમાણે મરુત્ત રાજાના વંશના ઇંદ્ર સમાન પરાક્રમથી ઘણા ક્ષત્રિયકુમારોનું સમુદ્રના તટ પર ગુપ્ત રીતે રક્ષણ કરવામાં આવ્યું

છે.[૮૩] આ મેં ગણાવેલા એ સર્વ રાજકુમારો તે તે સ્થળે રહેલા પ્રસિદ્ધ રીતે સાંભળવામાં આવે છે, પરંતુ તેઓ હાલના સમયમા કડિયા, સુતાર, સોની વગેરે જાતિઓનો આશ્રય કરીને રહેલા છે.[૮૪] તે રાજકુમારો જો મારુ રક્ષણ કરશે તો જ હવે હુ નિશ્ચળ રહી શકીશ, કારણ કે તેઓના પિતાઓ તથા પિતામહો કેવળ મારા માટે જ પરાક્રમી પરશુરામ સાથે યુદ્ધ કરીને માર્યા ગયા છે, માટે હે મહામુનિ! તેઓના ઋણમાથી મુક્ત થવા માટે મારે તેઓના વશજોનો યોગ્ય સત્કાર કરવો જ જોઈએ.[૮૫-૮૬] વળી હુ ધર્મમર્યાદાનુ ઉલ્લઘન કરનાર દુરાત્મા પુરુષોના રક્ષણ તળે રહેવા હવે ઇચ્છતી નથી, પરતુ ધર્મમાર્ગમા રહેનારા પુરુષોના રક્ષણ તળે જ રહેવા માટે ઇચ્છુ છુ, માટે સત્વર તમે મારુ રક્ષણ કરે તેવા ક્ષત્રિયોની યોજના કરી દો.[૮૭]

શ્રીકૃષ્ણ કહે છે: હે યુધિષ્ઠિર રાજા! તે પછી પૃથ્વીદેવીએ દર્શાવેલા તે તે સર્વ વીર્યવાન ક્ષત્રિય કુમારોને શોધી આણી કશ્યપ મુનિએ તેઓનો રાજા તરીકે પૃથ્વી પર અભિષેક કર્યો.[૮૮] અને પછી તો તેઓના પુત્રો, પૌત્રો અને બીજા તેઓના ઘણા વશજો આ પૃથ્વી પર રાજ્ય કરી ગયા. આ રીતે તમે મને જેના સબંધનો પૂર્વે ઇતિહાસ પૂછ્યો હતો, તેનુ વૃત્તાત મે તમને કહ્યું.[૮૯]

વૈશપાયન બોલ્યા : હે જનમેજય! ધાર્મિકોમા શ્રેષ્ઠ રાજા યુધિષ્ઠિરને આમ કહીને યદુવીર મહાત્મા શ્રીકૃષ્ણ રથમા બેસીને ભગવાન સૂર્યની પેઠે દિશાઓને પ્રકાશિત કરતા એકદમ વેગથી આગળ જવા લાગ્યા.[૯૦]

ઇતિ શ્રીમદ્‌ભારતમા શાતિપર્વાતર્ગત રાજધર્માનુશાસન પર્વમા 'પરશુરામચરિત્ર' નામનો અધ્યાય ૪૯ મો સમાપ્ત

## અધ્યાય ૫૦ મો

### શ્રીકૃષ્ણ અને ભીષ્મ

॥ वैशपायन उवाच ॥

**ततो रामस्य तत्कर्म श्रुत्वा राजा युधिष्ठिरः ।**
**विस्मयं परमं गत्वा प्रत्युवाच जनार्दनम्॥ १ ॥**

વૈશપાયન બોલ્યા : હે જનમેજય રાજા! શ્રીકૃષ્ણે કહેલું તે પરશુરામનુ ચરિત્ર સાભળીને રાજા યુધિષ્ઠિર પરમ વિસ્મય પામ્યા. તેમણે શ્રીકૃષ્ણ પ્રત્યે કહ્યુ કે,[૧] 'અહો શ્રીકૃષ્ણ! જેમણે ક્રોધે ભરાઈને પૃથ્વીને એકવીસ વાર નિઃક્ષત્રિયા કરી હતી, તે મહાત્મા પરશુરામનુ પરાક્રમ ઇદ્રના સરખુ જ અદ્‌ભુત છે.[૨] અહો! કેટલુ બધું આશ્ચર્ય! પરશુરામના ભયથી ઉદ્વિગ્ન થયેલા ક્ષત્રિયોના કુળધુરંધર કુમારોની તે સમયે ગાયોએ, સમુદ્રે, ગોલાંગૂલોએ, રીંછોએ તથા વાનરોએ રક્ષા કરી હતી.[૩] અહો! આ મનુષ્યલોક ધન્યવાદને પાત્ર છે તથા પૃથ્વી પરના સર્વ મનુષ્યો પણ ખરેખર ભાગ્યશાળી છે, કારણ કે તે ઠેકાણે બ્રાહ્મણ પરશુરામે આવુ ધાર્મિક કૃત્ય કર્યું છે.'[૪] હે તાત જનમેજય! એ પ્રમાણે અન્યોન્ય વાર્તાલાપ કરતા તે યુધિષ્ઠિર અને શ્રીકૃષ્ણ જ્યા ગગાપુત્ર ભીષ્મ પિતામહ બાણશય્યામા સૂતા હતા ત્યા જઈ પહોચ્યા.[૫] એ સમયે બાણશય્યામા પોઢેલા ભીષ્મ પિતામહ જે પોતાની કિરણજાળથી વીંટાયલા સાયંકાલના સૂર્ય સમાન તેજસ્વી જણાતા હતા, તેમના તેઓએ દૂરથી દર્શન કર્યા.[૬] પરમ ધર્મિષ્ઠ ઓઘવતી નદીના તટ પર આવેલા કુરુક્ષેત્રના પ્રદેશમા ભીષ્મ સૂતા હતા અને દેવો જેમ ઇદ્રનુ ઉપાસન કરે, તેમ મુનિગણો તેમનુ ઉપાસન કરી રહ્યા હતા અર્થાત્ સખ્યાબંધ મુનિઓ તેમની પાસે બેઠા હતા.[૭] શ્રીકૃષ્ણ, ધર્મરાજા, ચારે પાડવો તથા કૃપાચાર્ય આદિ મહાપુરુષો દૂરથી જ તેમના દર્શન થતા પોતપોતાના રથો પરથી નીચે ઊતરી પડ્યા અને ચચળ મનને નિયમમા રાખી, સર્વ ઇંદ્રિયોને એકાગ્ર કરી જ્યા આગળ મહામુનિઓ બેઠા હતા, ત્યા તેઓની સમીપમા ગયા.[૮-૯] શ્રીકૃષ્ણ, સાત્યકિ અને તે રાજાઓ (પાડવો) પ્રથમ વ્યાસ આદિ મહર્ષિઓને નમ્યા અને પછી ગગાપુત્ર ભીષ્મની પાસે જઈ ઊભા રહ્યા.[૧૦] તે પછી ગગાના પુત્ર વૃદ્ધ ભીષ્મના દર્શન કરી તે સર્વ મહાપુરુષો તેમને વીંટાઈ વળીને બેઠા.[૧૧] અને શાત થતા અગ્નિ સરખા જણાતા એ ગંગાકુમાર સન્મુખ દૃષ્ટિ કરીને મનમા કઈક ઉદાસ થયેલા શ્રીકેશવ (શ્રીકૃષ્ણ) ભીષ્મ પ્રત્યે બોલ્યા કે,[૧૨] 'હે વક્તાઓમા શ્રેષ્ઠ ભીષ્મ! તમારા સર્વ જ્ઞાનો પૂર્વની પેઠે નિર્મળ છે વારુ? તમારી બુદ્ધિ વ્યાકુળ તો નથી?[૧૩] બાણોના આવા સખ્ત પ્રહારો

થયા છતાં તમારાં ગાત્રોમાં પીડા થતી નથી ? મને તો જણાય છે કે, માનસિક દુઃખના કરતાં શારીરિક દુઃખ ઘણું વિશેષ બળવાન હોય છે. હે સમર્થ ભીષ્મ ! નિત્ય ધર્મનિષ્ઠ તમારા પિતા શંતનુના વરદાનથી તમે સ્વેચ્છામરણ સંપાદન કર્યું છે, તેને માટે હું સત્ય જ કહું છું કે, આવા સ્વેચ્છામરણના કારણભૂત તેવી મહાન પિતૃભક્તિ જ્યારે મેં પોતે પણ કરી નથી, ત્યારે અન્ય મનુષ્યે તો ક્યાંથી જ કરી હશે ?[૧૪-૧૫] હે રાજા ! એક અતિ સૂક્ષ્મ કાંટો પણ જો શરીરમાં ખૂંપી જાય છે, તો તે પણ ઘણી વેદના કરનારો થઈ પડે છે, ત્યારે બાણોના મોટા જથાથી તમારું શરીર વ્યાપ્ત થઈ ગયુ છે, જેથી તમને ઘણી મોટી વ્યથા થાય, એમાં શું પૂછવાનું છે ?[૧૬] હેભારત! પ્રાણીઓની ઉત્પત્તિ અને નાશ કેવી રીતે થાય છે તેના સંબંધમા તમને જે કંઈ કહેવુ તે ખરેખર અયોગ્ય જ છે; કારણ કે તમે દેવોને પણ તે વિષયમાં ઉપદેશ આપવા સમર્થ છો; અર્થાત્ તમે સર્વજ્ઞ હોવાથી તમને ઉપદેશ આપવો તે યોગ્ય જ નથી. હે મહાપુરુષ ભીષ્મ ! ભૂત, ભવિષ્ય અને વર્તમાન-વિષયક સર્વ જ્ઞાન તમારી બુદ્ધિમાં સ્થિર થઈને રહેલું છે, તેથી જ તમે કેવળ વયોવૃદ્ધ નહિ હોઈને જ્ઞાનવૃદ્ધ પણ છો.[૧૭-૧૮] હે મહાબુદ્ધિમાન ભીષ્મ ! પ્રાણીઓનો સંહાર કેવી રીતે થાય છે અને ધર્માચરણ કરવાથી મનુષ્યોને કેવી રીતે ફલોદય પ્રાપ્ત થાય છે, એ સર્વ વાત તમારા જાણવામાં છે; કારણ કે તમે ધર્મના એક નિધિ છો.[૧૯] તમે જ્યારે મહા સમૃદ્ધિપૂર્ણ મહારાજ્યમાં રહેતા હતા, ત્યારે તમારાં સર્વ અંગો સંપૂર્ણ રીતે નીરોગી હતાં તથા તમારા શરીરના અવયવોમાં એકની પણ ન્યૂનતા ન હતી; છતાં હજારો સ્ત્રીઓનાં ટોળાઓની મધ્યમાં પણ હું તમને ઊર્ધ્વરેતા જ (બ્રહ્મચારી જ) જોતો હતો.[૨૦] હે રાજા ! સત્યધર્મનિષ્ઠ, મહાવીર્યવાન, શૌર્યસંપન્ન તથા નિત્યધર્મપરાયણ, શંતનુકુમાર ભીષ્મ વિના આ ત્રિલોકમાં આજદિન પર્યંત તેવો એક પણ પુરુષ અમારા સાંભળવામાં આવ્યો નથી કે, જેણે આવી બાણશય્યામાં શયન કરી પોતાના તપોબળથી નૈસર્ગિક મૃત્યુને અટકાવી રાખ્યુ હોય,[૨૧-૨૨] તેમ જ સત્યમાં, તપમાં, દાનમાં, યજ્ઞકર્મમાં, ધનુર્વેદમાં, વેદવિજ્ઞાનમાં, નીતિશાસ્ત્રમાં, શરણાગતનું રક્ષણ કરવામાં, દયાળુપણામાં, પવિત્રતામાં, ઇંદ્રિયોના સંયમમાં તથા સર્વ ભૂતોનું હિત કરવાની સાહજિક અભિરતિમાં તમારી તુલના કરે તેવો બીજો કોઈ પણ મહારથી અમારા સાંભળવામાં આવ્યો નથી.[૨૩-૨૪] તમે તમારા એક રથમાં જ બેસીને ( બીજા કોઈની સહાય લીધા વિના ) દેવોને, ગંધર્વોને, અસુરોને, યક્ષોને તથા રાક્ષસોને જીતવા માટે સમર્થ છો, એમાં લગારે સંશય નથી.[૨૫] હે મહાબાહુ ભીષ્મ! ઉત્કૃષ્ટ ગુણસંપન્ન તથા ઇંદ્ર સમાન પરાક્રમી તમને બ્રાહ્મણો, વસુઓના ( તે નામના દેવોના ) અંશમાંથી ઉત્પન્ન થયેલા નવમા વસુ તરીકે જ કહે છે.[૨૬] હે મહાપુરુષ ! પોતાની શક્તિના પ્રભાવથી દેવોની મધ્યમાં પણ વિખ્યાત થયેલા તમે એક ઉત્તમ પુરુષ છો, એ હું સારી પેઠે જાણું છું.[૨૭] હે મનુષ્યોના ઇંદ્ર ! મનુષ્યોમા તમારા સરખો એક પણ મનુષ્ય મેં જોયો નથી કે સાંભળ્યો નથી; અથવા તમારા ગુણો જેવા ગુણોથી યુક્ત એવો એક પણ પુરુષ આ પૃથ્વી પર કોઈ સ્થળે નથી.[૨૮] હે રાજન્ ! સર્વ પ્રકારના ગુણ-સમુદાયોથી તમે દેવોના કરતાં પણ ઘણા અધિક છો; એટલું જ નહિ પણ તમે તમારી તપની શક્તિથી બીજા સ્થાવરજંગમ લોકની રચના કરવામાં પણ સમર્થ છો,[૨૯] તો પછી મહાઉત્તમ ગુણવાળા અનુત્તમ દિવ્ય લોકોની તમે તમારે પોતાને માટે પ્રાપ્તિ કરશો, એમાં શું આશ્ચર્ય છે ? હે ભીષ્મ ! જ્ઞાતિઓનો સંહાર કરીને પાંડુના જ્યેષ્ઠ પુત્ર આ યુધિષ્ઠિર નિત્ય સંતાપ કર્યા કરે છે, માટે તેના શોકને તમે દૂર કરો. હે ભારત ! ચાતુર્વર્ણ્ય મનુષ્ય-લોકના ચાતુરાશ્રમ્ય ( ચારે આશ્રમોને લગતા ) જે ધર્મો ધર્મશાસ્ત્રોમાં કહેલા છે, તે સર્વ તમારા જાણવામાં છે; તેમ જ હે ભારત ! ચાર વેદ, યજ્ઞાદિ પ્રકરણ તથા યોગ અને સાંખ્યમાં જે સનાતન ધર્મો કહેવામાં આવ્યા છે, તથા જેનું સેવન કરવાથી ચારે વર્ણોને કોઈ જાતનો વિરોધ ન આવે તેવા સર્વસામાન્ય ધર્મને પણ વ્યાખ્યા સહિત તમે જાણો છો. વળી પ્રતિલોમ આદિ સંકર જાતિઓનો જે ધર્મ છે તથા દેશ, જાતિ અને કાળને અનુસરતું જે ધર્મલક્ષણ છે, તે અને વેદમાં કહેલા તથા શિષ્ટ પુરુષોએ પ્રતિપાદન કરેલા જે સચ્ચારિ-

ન્ય માટેના ધર્મો છે, તેનુ પણ તમને જ્ઞાન છે, એટલુ જ નહિ પરંતુ ઇતિહાસ તથા પુરાણની સર્વ કથાઓનુ તમને સંપૂર્ણ જ્ઞાન છે અને આખુ ધર્મશાસ્ત્ર તો તમારામા જ રમી રહ્યુ છે[૩૦-૩૧] હે મહાપુરુષ! આ જગતમાહેના જે જે વિષયો સંશયાસ્પદ છે, તે તે વિષયોના સર્વ સંશયોનો નાશ કરનાર તમારા વિના બીજો કોઈ પણ નથી[૩૭] માટે હે નરેંદ્ર! યુધિષ્ઠિરના મનમા ઉત્પન્ન થયેલા શોકનો તમે તમારી બુદ્ધિથી નાશ કરો, કારણ કે તમારા જેવા ઉત્તમ અને વિશાળ બુદ્ધિમંપન્ન મહાપુરુષો મોહવશ થયેલા મનુષ્યને ઉપદેશ દ્વારા શાંતિજનક થાય છે[૩૮]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન પર્વમા 'શ્રીકૃષ્ણ અને ભીષ્મ' નામનો અધ્યાય ૫૦ મો સમાપ્ત

## અધ્યાય ૫૧ મો

### ભીષ્મ અને શ્રીકૃષ્ણનો સંવાદ

॥ वैशंपायन उवाच ॥

**श्रुत्वा तु वचनं भीष्मो वासुदेवस्य धीमतः ।**
**किंचिदुन्नाम्य वदनं प्राञ्जलिर्वाक्यमब्रवीत् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા હે જનમેજય! બુદ્ધિમાન શ્રીકૃષ્ણના એ વચન સાભળ્યા પછી ભીષ્મપિતામહે મુખને સહેજ ઊંચુ કર્યું ને પછી બે હાથ જોડી તે આ પ્રમાણે બોલ્યા[૧]

ભીષ્મ કહે છે હે ભગવન્! હે શ્રીકૃષ્ણ! તમે લોકોના ઉત્પાદક તથા સંહારક છો, સર્વદા અજિત છો અને સર્વના સ્રષ્ટા તથા સંહર્તા પણ તમે જ છો, માટે હુ તમને નમસ્કાર કરુ છુ[૨] હે વિશ્વકર્મન્! હે વિશ્વાત્મન્! હે વિશ્વોત્પાદક! હે મોક્ષસ્વરૂપ! પંચમહાભૂતોથી પર રહેલા તમને હુ પ્રણામ કરુ છુ.[૩] હે યોગીશ્વર! તમે ત્રણે લોકથી પર છો, ત્રણે કાળમા અગમ્ય છો અને સર્વના પરમ આશ્રયસ્થાન છો, જેથી હુ તમને નમસ્કાર કરુ છુ[૪] હે પુરુષોત્તમ! તમે મારા સંબંધમા જે જે વચનો કહ્યા તેના પ્રભાવથી હુ ત્રણે લોકમા રહેલા સર્વ દિવ્ય પદાર્થોને જોઈ શકુ છુ[૫] વળી હે ગોવિંદ! તમારુ જે સનાતન સ્વરૂપ છે, તેના પણ મને દર્શન થયા છે અને મને પ્રત્યક્ષ થાય છે કે, મહાતેજસ્વી વાયુના પ્રવહ, નિવહ આદિ સાતે માર્ગોને તમે રૂંધી નાખ્યા છે સ્વર્ગ તમારા મસ્તકથી વ્યાપ્ત થયુ છે, બે ચરણોથી દેવી વસુંધરા વ્યાપ્ત થયેલી છે, દિશાઓ તમારી ભુજાઓ છે, સૂર્યચંદ્ર તમારા નેત્ર છે તથા શુક્ર તમારા વીર્યમા રહ્યો છે[૬-૭] અળસીના પુષ્પ સમાન શ્યામ કાંતિવાળુ, પીળા પીતાંબરને ધારણ કરનારુ તથા અસ્ખલિત ચેતનાશક્તિવાળુ તમારુ આ દિવ્ય શરીર વીજળીવાળા મેઘ સરખુ અમને જણાય છે[૮] હે કમળનયન ઉત્તમ દેવ! હુ તમારો ભક્ત છુ, વળી શરણે આવ્યો છુ અને ઇષ્ટ ગતિ સંપાદન કરવા આવ્યો છુ, માટે હે ભગવન્! મારુ જેના વડે શ્રેય થાય તેનો તમે વિચાર કરો[૯]

શ્રીવાસુદેવ બોલ્યા હે મહાપુરુષ! તમારી મારા પર પરમ ભક્તિ છે તેથી મે તમને મારુ આ દિવ્ય શરીર પ્રદર્શિત કર્યું છે.[૧૦] હે ભરતવંશી રાજેંદ્ર! જે પુરુષ મારો ભક્ત નથી, સરળ સ્વભાવનો નથી અને શાંતિસંપન્ન નથી તેને મારા સ્વરૂપના હુ દર્શન કરાવતો નથી[૧૧] હે ભીષ્મ! તમે તો મારા ભક્ત છો, નિત્ય સરળગુણસ્વભાવ છો, ઇંદ્રિયનિગ્રહ, તપશ્ચરણ અને સત્ય ભાષણમા નિરંતર આસક્ત છો અને પવિત્ર છો, તેથી હે રાજન્! પોતાના તપોબળના પ્રભાવથી તમે મારુ દર્શન કરવાને યોગ્ય છો અને તેથી જ તમે જ્યાથી પુનરાવૃત્તિ થતી નથી તેવા દિવ્ય લોકો મેળવ્યા છે[૧૨-૧૩] હે કુરુવીર ભીષ્મ! તમારા જીવિતના હવે ત્રીસ દિવસો* અવશેષ રહેલા છે, પરંતુ

* આ ચૌદમા શ્લોકના મૂળમા ઉપનક દૃષ્ટિએ જોતા હરકોઈને તેવો જ અર્થ ભાસિત થાય કે, 'હે ભીષ્મ' તમારા જીવિતના હવે છપ્પન દિવસો બાકી છે' પરંતુ અમે આ શ્લોકનો અર્થ નીલકંઠને અનુસરીને લખ્યો છે નીલકંઠે આગળપાછળનો સંબંધ જોઈને તે અર્થ યોગ્ય જ કર્યો છે તેણે મૂળ માહેના 'पञ्चाशत' એ પદને એક નહિ માનતા જુદા જુદા માની 'पञ्च' અને 'आशत' એવો છેદ કર્યો છે અને પછી 'पञ्च' પદનો 'षट्' પદની સાથે સંબંધ કરી, 'પાંચે ગુણેના છે' એવો અર્થ કરી ત્રીસ દિવસની સંખ્યા કાઢી છે અને 'आशत' એ પંતો મો દિવસ એવો અર્થ કર્યો છે ને પછી તાત્પર્યમા સ્પષ્ટ આશય એવો જણાયો છે કે, 'હે ભીષ્મ' તમારુ

તે ત્રીસ દિવસોમા તમે સો દિવસોમાં કરી શકાય તેટલું કાર્ય કરી શકશો અને પછી તે ત્રીસ દિવસો પૂર્ણ થતા શરીરનો ત્યાગ કરી શુભ કર્મોના પુણ્ય ફલોદયને લીધે નિર્માણ કરાયલા દિવ્ય લોકોમાં તમે જશો.[૧૪] જુઓ, પેલી તરફ દૃષ્ટિ કરો. ધગ ધગતા અગ્નિ સમાન તેજસ્વી પેલા દિવ્યસ્વરૂપી વસુઓ વિમાનોમાં બેસીને અહીં આવ્યા છે અને તેઓ સૂર્ય ઉત્તરાયણના થાય ત્યા સુધી અંતરિક્ષ માં રહીને તમારી રાહ જોયા કરે છે.[૧૫] હે મહા વીરપુરુષ! કાળને અધીન એવા આ જગતમા આવીને ભગવાન સૂર્યદેવ જ્યારે ઉત્તરમા ગમન કરશે, ત્યારે તમે એવા દિવ્ય લોકોમા જશો કે જે લોકની પ્રાપ્તિ કર્યા પછી જ્ઞાની પુરુષ પુનઃ સંસાર તરફ પાછો ફરતો નથી;[૧૬] પરંતુ હે વીર ભીષ્મ! તમે જ્યારે દિવ્ય લોકોમા પ્રયાણ કરશો, ત્યારે આ જગતમાહેના સર્વ વિજ્ઞાનો સંપૂર્ણ રીતે નષ્ટ થઈ જશે. આવા હેતુથી આ બધા તમારા મુખથી ધર્મનુ વિવેચન સાભળવા માટે એકઠા મળી અહી તમારી પાસે આવ્યા છે,[૧૭] માટે સંબંધીઓના શોકથી નષ્ટ થયેલા જ્ઞાનવાળા તથા સત્ય પ્રતિજ્ઞા-વાળા આ યુધિષ્ઠિરને તમે ધર્મ તથા અર્થવિષયક સમાધાનથી યુક્ત એવું સત્ય શિક્ષણ આપો અને તેના શોકને સત્વર દૂર કરો.[૧૮]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન પર્વમા 'ભીષ્મ અને શ્રીકૃષ્ણનો સંવાદ' નામનો અધ્યાય ૫૧ મો સમાપ્ત

# અધ્યાય ૫૨મો

## ભીષ્મને શ્રીકૃષ્ણનું વરપ્રદાન

॥ वैशंपायन उवाच ॥

**ततः कृष्णस्य तद्वाक्यं धर्मार्थसहितं हितम्।**
**श्रुत्वा शांतनवो भीष्मः प्रत्युवाच कृतांजलिः ॥१॥**

વૈશંપાયન બોલ્યા : હે જનમેજય! ધર્માર્થ યુક્ત એવું શ્રીકૃષ્ણનુ તે હિતવાક્ય સાંભળ્યા પછી શંતનુકુમાર ભીષ્મે બે હાથ જોડીને પ્રત્યુત્તર આપ્યો કે,[૧] 'હે લોકના નાથ! હે મહાબાહુ! હે શિવ! હે નારાયણ! હે અચ્યુત! તમારું વાક્ય સાંભળીને હું હર્ષમાં મગ્ન બની ગયો છું.[૨] હું તમારી પાસે જે કંઈ બોલીશ તે તમારાં વાક્યો જ તમારી પાસે બોલીશ; કારણ કે વાણીના સર્વ વિષયો તમારી વેદ રૂપ વાણીમાં અંતર્ગત થઈ જાય છે.[૩] આ લોકમાં કે પરલોકમાં, ભૂત, ભવિષ્ય કે વર્તમાન કાળમાં જે કોઈ સ્થળે જે કંઈ કર્તવ્યને વિદ્વાનો કરી રહ્યા છે, તે સર્વ બુદ્ધિમાન એવા તમારામાંથી જ ઉત્પન્ન થયેલું હોય છે.[૪] વિશ્વમાંહેનો જે કોઈ પુરુષ દેવ-રાજાની પાસે સ્વર્ગલોકનું વર્ણન કરી શકે તે પુરુષ કદાચ ધર્મ, અર્થ, કામ અને મોક્ષનુ તમારી પાસે વર્ણન કરી શકે.[૫] વળી હે મધુસૂદન! બાણોના પ્રહારને લીધે મારું મન વ્યથિત થઈ ગયું છે, શરીરના સર્વ અવયવોમાં ભારે વેદના થાય છે અને મારી બુદ્ધિ પ્રસન્નતારહિત થઈ ગઈ છે.[૬] હે ગોવિંદ! વિષ તથા અગ્નિ સમાન દાહ કરનારાં આ બાણોના પ્રહારને લીધે મને એટલી બધી પીડા થાય છે કે, કોઈ જાતનું ભાષણ કરવા માટે મારી પ્રતિભા કામ જ કરી શકતી નથી—મારામાં કોઈ જાતની સ્ફૂર્તિ જ રહી નથી.[૭]

મારું બળ જાણે મને ત્યજી જતું હોય તેમ લાગે છે, મારા પ્રાણો પણ હવે ઉતાવળ કરી રહ્યા

---

આયુષ હવે ત્રીસ દિવસનું છે, પરંતુ તે ત્રીસ દિવસમા તમે સો દિવસોના જેટલું કાર્ય કરી શકશો.' વળી નીલકંઠ આ સ્થળે લખે છે કે, પોતાના પ્રાણત્યાગના સમયે ભીષ્મ યુધિષ્ઠિરને કહેશે કે, 'अष्टपञ्चाशत रात्र्य शयानस्याद्य मे गता। હે યુધિષ્ઠિર' આ બાણશય્યામાં સૂતા સૂતા આજે મારી અઠ્ઠાવન રાત્રિઓ વીતી ગઈ છે.' આ ભીષ્મના વાક્યમા એવો આશય છે કે, 'આજે ત્રીસ દિવસો થયા હું તને ઉપદેશ આપી રહ્યો છું અને તે પહેલા મારા અઠ્ઠાવીસ દિવસો આ બાણશય્યામાં વીતી ગયા છે.' આ વાક્ય પરથી તે અઠ્ઠાવન દિવસોની સંખ્યા આ પ્રમાણે હોવી જોઈએ. મહાભારતના યુદ્ધના દશમે દિવસે ભીષ્મ પડ્યા તે પછી આઠ દિવસ યુદ્ધ ચાલ્યુ. યુદ્ધ પૂરું થયા પછી સોળ દિવસ પર્યંત યુયુત્સુએ તથા પાંડવોએ દુર્યોધનનું સૂતક પાળી નગરની બહાર નિવાસ કર્યો તે પછી પચીસમે દિવસે સર્વની શ્રાદ્ધક્રિયા કરવામાં આવી, છવ્વીસમે દિવસે નગરમાં પ્રવેશ કર્યો, સત્તાવીસમે દિવસે રાજ્યાભિષેક થયો, અઠ્ઠાવીસમે દિવસે પ્રજામંડલનું સાત્વન અને અભ્યુદયનિમિત્ત દાન આદિ કર્યાં અને ઓગણત્રીસમે દિવસે ભીષ્મ પાસે ધર્મોપદેશ સાંભળવા માટે આવ્યા, તે દિવસથી આરંભી ત્રીસ દિવસ પર્યંત ભીષ્મ જીવ્યા. આ રીતે અઠ્ઠાવન દિવસો થાય છે.

છે, મારા સર્વ મર્મભાગોમાં બળતરા થઈ રહી છે અને મારું ચિત્ત ભ્રમિત થઈ ગયું છે.૮ વળી એટલો શક્તિહીન થઈ ગયો છું કે જેથી મારી વાણી સ્ખલન પામે છે–અવિચ્છિન્ન રીતે હું બોલી શકતો પણ નથી; માટે હે યદુકુળની વૃદ્ધિ કરનાર શ્રીકૃષ્ણ! મારા ઉપર કૃપા કરી તમે પ્રસન્ન થાઓ અને હે મહાબાહુ! આ સમયે હું કંઈ પણ બોલી શકું તેમ નથી, તેને તમે ક્ષમા કરો. વળી હે અચ્યુત! તમારી સમક્ષ બોલતાં જો બૃહસ્પતિને પણ ભય ઉત્પન્ન થાય, તો પછી મારી શી વિસાત?૯-૧૦ હે મધુસૂદન! મને આ સમયે દિશાઓનું, આકાશનું કે પૃથ્વીનું કંઈ પણ ભાન નથી. હું તો કેવળ તમારા વીર્યપ્રભાવથી આ સ્થિતિમાં પણ નભી રહ્યો છું;૧૧ માટે તમે જ ધર્મરાજાને જે કંઈ હિતોપદેશ આપવો હોય તે આપો, વિલંબ કરો મા; કારણ કે તમે સર્વ શાસ્ત્રોના પણ શાસ્ત્ર છો.૧૨ વળી જગતના સ્રષ્ટા અને સનાતન એવા તમે શ્રીકૃષ્ણ અહીં ઊભા છો, ત્યારે તમારી સમક્ષ મારા જેવો કયો પુરુષ ધાર્મિક વિષયોની ચર્ચા કરી શકે તેમ છે? છતાં હું તે ધર્મચર્ચા જો કરું તો ગુરુની હયાતીમાં શિષ્યનું ડહાપણ જેમ અવિનયરૂપ ગણાય છે તેમ મારો પણ અવિનય જ ગણાય.૧૩

શ્રીકૃષ્ણ બોલ્યા: હે ભીષ્મ! કૌરવકુલધુરંધર, મહાવીર્યવાન, અતિ બલસંપન્ન, સ્થિરબુદ્ધિ અને સર્વાર્થદ્રષ્ટા એવા તમે જે વચનો કહ્યાં તે યોગ્ય જ છે.૧૪ હે ગંગાપુત્ર! બાણોના પ્રહારની વેદનાના સંબંધમાં તમે જે કહ્યું તેને માટે હે સમર્થ ભીષ્મ! હું તમને પ્રસન્નતાપૂર્વક વર આપું છું તેનો તમે સ્વીકાર કરો.૧૫ હે ગંગાકુમાર! મારા પ્રસાદથી તમને ગ્લાનિ, મૂર્છા, દાહ, વ્યથા, ક્ષુધા કે તૃષા કોઈ જાતની અસર કરી શકશે નહિ.૧૬ વળી હે નિર્દોષ ભીષ્મ! તમારા અંતઃકરણમાં સર્વ પ્રકારનાં જ્ઞાનો સ્ફુરી નીકળશે અને તમારી બુદ્ધિ કોઈ વિષયમાં પણ સ્ખલન પામશે નહિ.૧૭ હે ભીષ્મ! તમારું મન નિત્ય સત્ત્વગુણમાં સ્થિર રહેશે અને મેઘમંડલથી મુક્ત થયેલા ચંદ્રની પેઠે રજોગુણ તથા તમોગુણથી મુક્ત રહી નિર્મળ થશે.૧૮ તમે જે કંઈ ધર્મવિષયક અથવા અર્થવિષયક ચિંતન કરશો તેમાં તમારી બુદ્ધિ ઉત્કૃષ્ટપણે આગળ વધશે.૧૯ હે મહાપરાક્રમી રાજસિંહ! સ્વેદજ, અંડજ, ઉદ્‌ભિજ્જ અને જરાયુજ એ ચારે પ્રકારના ભૂતસમુદાયોને તમારી દિવ્ય દૃષ્ટિ પ્રત્યક્ષ જોઈ શકશે;૨૦ અને હે ભીષ્મ! નિર્મળ જળમાં માછલું જેમ સર્વ પદાર્થોને જોઈ શકે છે, તેમ તમે પણ આ સંસારમાં જન્મમરણ પામતી સર્વ પ્રજાઓને જ્ઞાનદૃષ્ટિ દ્વારા યથાર્થ રીતે જોઈ શકશો.૨૧

વૈશંપાયને કહ્યું: હે જનમેજય! તે પછી વ્યાસઆદિક સર્વ મહર્ષિઓએ ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદનાં મંત્રવચનોથી શ્રીકૃષ્ણની સ્તુતિ કરી.૨૨ તે સમયે ભીષ્મ અને યુધિષ્ઠિરની સાથે શ્રીકૃષ્ણ જે સ્થળે બેઠા હતા, તે સ્થળે આકાશમાંથી સર્વ ઋતુઓનાં દિવ્ય પુષ્પોની વૃષ્ટિ પડી.૨૩ ઉપરાંત, સર્વ પ્રકારનાં દિવ્ય વાદિત્રો વાગવા લાગ્યાં; અપ્સરાઓ ગાવા લાગી અને એ વેળા ત્યાં અહિત કે અનિષ્ટ કંઈ પણ જોવામાં આવતું ન હતું.૨૪ કલ્યાણકારક, સુખકારક અને પવિત્ર એવો વાયુ સર્વ જાતના સુગંધોને વહીને વાવા લાગ્યો તથા સર્વ શાંત દિશાઓમાં મૃગો અને પક્ષીઓના ગણો મધુર શબ્દો કરવા લાગ્યા.૨૫ તે પછી એક મુહૂર્તકાળમાં સહસ્રકિરણ ભગવાન સૂર્ય નિર્જન પ્રદેશમાં અરણ્યને જાણે બાળતો હોય, તેમ પશ્ચિમ દિશામાં દેખાયો.૨૬ તે જોઈ સર્વ મહર્ષિઓ પોતપોતાને સ્થાનકે જવા માટે ઊભા થઈને શ્રીકૃષ્ણની, ભીષ્મની તથા રાજા યુધિષ્ઠિરની આજ્ઞા માગવા લાગ્યા.૨૭ એટલે શ્રીકૃષ્ણે, યુધિષ્ઠિરે, સાત્યકિએ, સંજયે તથા કૃપાચાર્યે તે ધર્માસક્ત મુનિઓને પ્રણામ કર્યા અને વિધિપૂર્વક પૂજા કરી. પછી તે મહર્ષિઓ, 'આવતી કાલે પાછા અમે આવીશું' એમ કહીને ઉતાવળા યથેષ્ટ સ્થાને વિદાય થયા.૨૮-૨૯ તેમ જ શ્રીકૃષ્ણ અને પાંડવો પણ ભીષ્મપિતામહની આજ્ઞા લઈ, તેમની પ્રદક્ષિણા કરી પોતપોતાના સુંદર રથો પર બેઠા.૩૦ ત્યારે મોટા પર્વતો સમાન દેખાવના તથા સુવર્ણના અદ્‌ભુત ઊંટડાવાળા રથો વડે, મદ ઝરતા હાથીઓ વડે, ગરુડની પેઠે ઝડપથી ચાલનારા ઘોડાઓ વડે તથા ધનુષ્યોને ધારણ કરનારા પાળાઓ વડે ભરપૂર એવી પાંડવી સેના, મહાનદી નર્મદા જેમ ઋક્ષવાન પર્વતના આગળપાછળના ભાગમાં વહે છે, તેમ કૃષ્ણ સહિત પાંડવોના રથોની આગળ

તે સર્વ મહાપુરુષોએ અન્યોન્યનો સમાગમ થતાં રાત્રિની સુખાકારી વિષેના એકબીજાને પ્રશ્નો પૂછ્યા ને પછી મેઘ સમાન ગર્જના કરનારા રથોમા બેસીને ભીષ્મ પાસે જવા પ્રયાણ કર્યું સારથિ દારુકે બલાહક, મેઘપુષ્પ, શૈબ્ય અને સુગ્રીવ નામના શ્રીકૃષ્ણના ઘોડાઓને જેવા હકાર્યા કે તુરત જ તે મહાબળવાન ઘોડાઓ આકાશને જાણે ગળી જતા હોય તેમ એકદમ વેગથી પૃથ્વીને ખરીઓથી ખોદી નાખતા આગળ વધવા લાગ્યા.[૧૪-૨૩] જોતજોતામા તો જે સ્થળે મહાસમર્થ ભીષ્મ બાણશય્યામા પોઢ્યા હતા ત્યા સમગ્ર ધર્મના ક્ષેત્રભૂત કુરુક્ષેત્રમા તે મહાપુરુષો આવી પહોચ્યા.[૨૪] ત્યા આવીને દેવગણોથી વીટાયેલા બ્રહ્મદેવની પેઠે મોટા ઋષિગણોથી વીટાયેલા ભીષ્મપિતામહના દર્શન થતાની સાથે જ શ્રીકૃષ્ણ, યુધિષ્ઠિર, ભીમસેન, નકુલ, સહદેવ તથા સાત્યકિ પોતપોતાના રથોમાથી ઊતરી ગયા અને પોતાના જમણા બાહુઓ ઊંચા કરીને તેઓએ સર્વ ઋષિમડલને સન્માન આપ્યુ.[૨૫-૨૬] પછી નક્ષત્રગણોથી વીંટાયેલા ચંદ્રમાની પેઠે શ્રીકૃષ્ણ આદિથી વીંટાયેલા રાજા યુધિષ્ઠિર ઇદ્ર જેમ બ્રહ્મદેવની પાસે જાય, તેમ ગંગાપુત્ર ભીષ્મની પાસે ગયા,[૨૭] અને આકાશમાથી પડેલા સૂર્યની પેઠે બાણશય્યામા પડેલા મહાબાહુ ભીષ્મના ભયથી કમકમી જઈને તેમણે દર્શન કર્યા [૨૮]

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વા તર્ગત રાજધર્માનુશાસન પર્વમા 'શ્રીકૃષ્ણાદિકનુ ભીષ્મ પાસે પુનર્ગમન' નામનો અધ્યાય ૫૩મો સમાપ્ત

## અધ્યાય ૫૪મો
### શ્રીકૃષ્ણની ભીષ્મને આજ્ઞા

॥ जनमेजय उवाच ॥

**धर्मात्मनि महावीर्ये सत्यसंधे जितात्मनि।**
**देवव्रते महाभागे शरतल्पगतेऽच्युते ॥ १ ॥**

જનમેજયે પૂછ્યું : હે મહામુનિ ! સર્વ સૈન્યોનો સહાર થઈ ગયા પછી જે સમયે ધર્માત્મા, મહા વીર્યવાન, સત્ય પ્રતિજ્ઞાવાળા, જિતેદ્રિય, મહાભાગ્યવાન, અસ્ખલિત જ્ઞાનશક્તિવાળા, શંતનુ અને ગગાના પુત્ર, પુરુષોમા વ્યાઘ્ર સમાન અને જેમનુ બીજુ નામ દેવવ્રત હતુ એવા તે ભીષ્મપિતામહ વીરશયનમા પોઢ્યા હતા અને પાડવો તેમની ઉપાસના કરી રહ્યા હતા; તે સમયે એ વીર પુરુષનો સમાગમ થતા શી શી કથાઓ ચાલી હતી, તે મને કહો.[૧-૩]

વૈશપાયને કહ્યુ : હે જનમેજય રાજા ! કુરુકુલધુરધર ભીષ્મપિતામહ જે સમયે વીરશય્યામાં સૂતા હતા, તે સમયે નારદ વગેરે ઘણા સિદ્ધ ઋષિઓ ત્યા કુરુક્ષેત્રમા આવ્યા હતા,[૪] તેમ જ એ યુદ્ધમાથી મરતા બચી ગયેલા યુધિષ્ઠિરાદિ રાજાઓ, ધૃતરાષ્ટ્ર, શ્રીકૃષ્ણ, ભીમસેન, અર્જુન, નકુલ, સહદેવ, વગેરે મહાત્માઓ સ્વર્ગમાથી ચ્યવી પડેલા સૂર્ય સરખા ભરતવશીઓના પિતામહ ભીષ્મની પાસે આવીને તેમને માટે શોક કરી રહ્યા હતા [૫-૬] એ વેળા દિવ્ય જ્ઞાનસપન્ન દેવર્ષિ નારદ એક મુહૂર્તભર વિચાર કરીને પાડવોને તથા યુદ્ધમાથી મરતા બચેલા સર્વ રાજાઓને કહેવા લાગ્યા કે,[૭] 'હુ તમને આ વેળા જે કહુ છુ તે સમયોચિત છે આ ભીષ્મને તમારે જે વિષયના પ્રશ્નો પૂછવા હોય તે પૂછી લો; કારણ કે ભરતવશીના આ ગગાપુત્ર સૂર્યની પેઠે હવે અસ્ત પામવાની તૈયારી પર છે.[૮] મને લાગે છે કે, હવે તેઓ પ્રાણોનો ત્યાગ કરવા ઇચ્છે છે, માટે તમે બધા તેમને જે કઈ પૂછવું હોય તે પૂછી લો. આ ભીષ્મ ચાતુર્વર્ણ્યના વિવિધ ધર્મોને સપૂર્ણપણે જાણે છે. જુઓ, આ વૃદ્ધ ભીષ્મ શરીરનો ત્યાગ કરી પરલોકમા પધારે છે, માટે હવે સત્વર તેમને તમારા માનસિક સશયો પૂછી લો. [૯-૧૦]

વૈશપાયને કહ્યુ · હે જનમેજય ! નારદ મુનિએ એ પ્રમાણે કહ્યુ, એટલે સર્વ રાજાઓ પોતપોતાના ધર્મ-સંશયો પૂછવા માટે ભીષ્મની સમીપ ગયા, પરતુ તેમને પ્રશ્નો પૂછવાની હિંમત નહિ ચાલવાથી તેઓ અન્યોન્યના મુખ સામે જોવા લાગ્યા.[૧૧] પછી પાડુપુત્ર યુધિષ્ઠિર 'શ્રીકૃષ્ણ વિના બીજો કોઈ પણ પિતામહને પ્રશ્નો પૂછી શકે તેમ નથી' એવો મનમા વિચાર કરીને શ્રીકૃષ્ણને કહેવા લાગ્યા [૧૨] 'હે યદુશ્રેષ્ઠ શ્રીકૃષ્ણ ! તમે જ અમારા બધાની વતી પિતામહને પ્રશ્નો પૂછો. હે તાત મધુસૂદન ! તમે અમારા સર્વના કરતા ઉત્તમ ધર્મવેત્તા છો.'[૧૩] યુધિષ્ઠિરના એ કથન ઉપરથી ભગવાન શ્રીકૃષ્ણ તે જ સમયે દુરાધર્ષ ભીષ્મ પાસે ગયા

અને આ પ્રમાણે પૂછવા લાગ્યા.[૧૪]

શ્રીકૃષ્ણ બોલ્યા: 'હે ઉત્તમ રાજા! કેમ, તમારી આજની રાત્રિ સુખપૂર્વક વીતી છે ને? તમને સ્પષ્ટ લક્ષણોવાળી બુદ્ધિ ઉપસ્થિત થઈ છે કે?[૧૫] હે નિર્દોષ ભીષ્મ! તમારા અંતઃકરણમા સર્વ પ્રકારનાં જ્ઞાનો સ્ફુરી નીકળ્યા છે કે? તમારા હૃદયમા કોઈ જાતની ગ્લાનિ તો થતી નથી ને? અને તમારું મન હવે વ્યાકુળ નથી ને?[૧૬]

ભીષ્મ બોલ્યા: 'હે શ્રીકૃષ્ણ! મારા શરીરમા જે દાહ, મોહ, શ્રમ, દુઃખ, ગ્લાનિ અને વ્યથા થતા હતા, તે સર્વે તમારી કૃપાથી એકદમ નાશ પામ્યા છે.[૧૭] હે પરમ તેજસ્વી પ્રભુ! ભૂતકાળના, ભવિષ્યકાળના તથા વર્તમાનકાળના સર્વ વિષયોને હુ હાથમા રહેલા ફળની પેઠે પ્રત્યક્ષ જોઈ શકુ છુ.[૧૮] હે અચ્યુત! તમારા વરપ્રદાનના પ્રભાવથી વેદ અને વેદાંતમા કહેલા સર્વ ધર્મોનુ જ્ઞાન હુ સારી પેઠે જાણી શકયો છુ.[૧૯] હે જનાર્દન! શિષ્ટ પુરુષોએ જે ધર્મનુ પ્રવચન કર્યું છે, તે તો મારા હૃદયમા જ છે અને દેશ, જાતિ તથા કુળના ધર્મોનુ પણ મને જ્ઞાન થઈ ગયું છે.[૨૦] વળી હે કેશવ! ચારે આશ્રમોના ધર્મોમા જે અર્થ રહ્યો છે, તે તથા રાજાઓના સમગ્ર ધર્મોને પણ હું જાણી શકયો છુ,[૨૧] માટે હે જનાર્દન! હવે જે વિષયના સંબંધમાં જે કંઈ કહેવુ હશે તે બધુ હું કહી શકીશ; કારણ કે તમારા અનુગ્રહથી મારા અંતઃકરણમા શુભ બુદ્ધિએ નિવાસ કર્યો છે અર્થાત્ તમારી કૃપાથી મારા હૃદયમા સર્વોત્કૃષ્ટ જ્ઞાનનો ઉદય થઈ ગયો છે,[૨૨] એટલુ જ નહિ પણ હે જનાર્દન! તમારા ધ્યાનના બળથી પુષ્ટ બનેલો હું એક તરુણ મનુષ્યના જેવો બળવાન બની ગયો છું, જેથી હવે તમારી કૃપાથી સર્વ વિષયોનો શ્રેયસ્કર ઉપદેશ આપવા હુ સમર્થ છુ,[૨૩] પરતુ હે માધવ! હુ તમને પૂછુ છું કે, તમે પોત જ યુધિષ્ઠિરને કલ્યાણમાર્ગનો ઉપદેશ કેમ આપતા નથી? અને મારી પાસે ઉપદેશ અપાવવા મા તમારો શો હેતુ રહેલો છે, તે મને કહો.[૨૪]

વાસુદેવ બોલ્યા: હે કુરુવંશી ભીષ્મ! સર્વ યશનુ તથા શ્રેયનું હું એક મૂળ છું, એમ તમારે જાણવુ અને જગત માહેના સર્વ સત્-અસત્ પદાર્થો મારામાથી જ ઉત્પત્તિ પામેલી છે.[૨૫] ચંદ્રના કિરણો શીતલ હોય છે, એમ કહેવાથી લોકમાં કોને વિસ્મય થશે? તેમ જ મારા યશની પરિપૂર્ણતાના સંબંધમાં કોને આશ્ચર્ય થશે![૨૬] પરંતુ હે મહાકાંતિમાન ભીષ્મ! મારે તમારા યશને આ વિશ્વમાં વિસ્તારવો છે અને તે માટે જ મેં તમને વિશાળ બુદ્ધિ અર્પણ કરી છે.[૨૭] હે રાજા! જ્યા સુધી આ પૃથ્વી અચળ રહેશે, ત્યાં સુધી તમારી કીર્તિ પણ આ જગતમાં અક્ષય રહીને ઉપર નીચેના સર્વ લોકમા સચાર કરશે;[૨૮] અને હે ભીષ્મ! પ્રશ્ન કરનાર આ યુધિષ્ઠિરને તમે જે હિતોપદેશ આપશો, તે વેદવચનની પેઠે સર્વમાન્ય થઈને પૃથ્વી પર સ્થિર રહેશે;[૨૯] તેમ જ એ તમારા હિતોપદેશને પ્રમાણ માની જે મનુષ્ય પોતાના અંતઃકરણને પરમાત્માની સાથે યોજશે, તે મનુષ્ય પોતાના મરણ પછી સર્વ પ્રકારનાં પુણ્યફળોનો અનુભવ કરશે.[૩૦] હે ભીષ્મ! તમારી વિશાળ કીર્તિ આ જગતમા પુષ્કળ વિસ્તારને કેમ પામે, એનો વિચાર કરીને મે તમારામા દિવ્ય બુદ્ધિ સ્થાપિત કરી છે;[૩૧] કારણ કે એવો એક સિદ્ધાંત છે કે, પૃથ્વી પર જે પુરુષનો અન્ય સર્વ પ્રાણીઓના અંતઃકરણને આશ્ચર્યચકિત કરનાર સદ્ગુણસમુદાય જેટલા પ્રમાણમાં વિસ્તાર પામે છે, તેટલા જ પ્રમાણમાં તેની કીર્તિ દૃઢ અને અક્ષય થાય છે.[૩૨] હે ભરતવંશી રાજા! આ યુદ્ધમાથી મરતા બચી ગયેલા આ રાજાઓ પોતાના ધાર્મિક સંશયો પૂછવા માટે તમારી આસપાસ બેસી ગયા છે, માટે તેઓને તમે ધર્મોપદેશ આપો.[૩૩] તમે વયોવૃદ્ધ છો, શાસ્ત્રોક્ત આચાર અને જ્ઞાનથી સંપન્ન છો તથા સર્વ વર્ણાશ્રમના ધર્મોમા અને રાજાઓના ધર્મોમા કુશળ છો.[૩૪] તમારા જન્મથી આરંભી આજદિન પર્યંત તમારામા કોઈ જાતનુ પાપ કોઈ પણ વ્યક્તિના જોવામા આવ્યુ નથી, તેમ જ સર્વ રાજાઓ પણ તમને સર્વ ધર્મોના જ્ઞાતા જાણે છે, માટે તે રાજાઓને, પિતા જેમ પુત્રને નીતિનુ શિક્ષણ આપે, તેમ તમે ધર્મનું શિક્ષણ આપો. તમે અનેક ઋષિઓની તથા દેવોની નિત્ય ઉપાસના કરી છે, માટે તમારે ધર્મ શ્રવણ કરવાની ઈચ્છાવાળા આ રાજાઓને અવશ્ય સંપૂર્ણ ઉપદેશ આપવો જોઈએ; કારણ કે વિદ્વાન પુરુષે ધર્મનો જ્યારે કોઈ પ્રશ્ન કરે ત્યારે તેને જરૂર ઉપદેશ

આપવો જોઈએ, એમ પ્રાચીન પંડિતો કહે છે. તેથી હે રાજા! પ્રશ્ન કર્યા છતાં તમે જો ઉપદેશ નહિ આપો, તો તમને હું બાધક દોષ લાગશે, માટે હે ભરતશ્રેષ્ઠ! તમે વિદ્વાન છો, એમ ધારીને તમારા પુત્રો અને પૌત્રો સનાતનધર્મના સંબંધમાં તમને પ્રશ્ન પૂછે, છે, તો જિજ્ઞાસાવાળા તે સર્વને તમે ઉપદેશ આપો.[૩૫-૩૯]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન પર્વમાં 'શ્રીકૃષ્ણની ભીષ્મને આજ્ઞા' નામનો અધ્યાય ૫૪ મો સમાપ્ત

## अध्याय ५५मो

### ભીષ્મકૃત યુધિષ્ઠિર–આશ્વાસન

॥ वैशंपायन उवाच ॥

अथाब्रवीन्महातेजा वाक्यं कौरवनंदनः।
हंत धर्मान् प्रवक्ष्यामि दृढे वाङ्मनसी मम ॥१॥

વૈશંપાયન બોલ્યા: હે જનમેજય! એ પ્રમાણે શ્રીકૃષ્ણની આજ્ઞા થયા પછી મહાતેજસ્વી કૌરવનંદન ભીષ્મ બોલ્યા કે, 'ભલે, જો તમારી એવી જ ઇચ્છા છે તો અતિ આનંદપૂર્વક હું ધર્મનું પ્રવચન કરીશ. તમારી કૃપાથી હવે મારું મન અને વાણી સ્થિર થયેલ છે. હે ગોવિંદ! તમે સર્વ ભૂતોના સનાતન અંતરાત્મા છો, તેથી તમારી કૃપા મારા ચિત્તને કેમ પ્રસન્ન ન કરે? હવે હું તમને કહું છું કે, ધર્માત્મા યુધિષ્ઠિર ધર્મોના સંબંધમાં જે પ્રશ્નો પૂછવા ધારતા હોય તે ભલે મને પૂછે. હું તેને સમગ્ર ધર્મોનો ઉપદેશ આપીશ.[૧-૨] રાજાઓમાં શ્રેષ્ઠ એવા જે ધર્માત્મા યુધિષ્ઠિર મહાત્માનો જ્યારે જન્મ થયો, ત્યારે સર્વ ઋષિઓ હર્ષ પામ્યા હતા, તે યુધિષ્ઠિર ભલે મને ધર્મપ્રશ્નો પૂછે.[૩] પ્રદીપ્ત યશવાળા તથા નિત્ય ધર્મનું આચરણ કરનારા કુરુવંશી રાજાઓમાં જેના સરખો બીજો એક પણ રાજા થયો નથી, તે યુધિષ્ઠિર ભલે મને ધર્મપ્રશ્નો પૂછે.[૪] જેની અંદર ધૃતિ, દમ, બ્રહ્મચર્ય, ક્ષમા, ધર્મ, પ્રભાવ અને તેજ નિત્ય નિવાસ કરી રહ્યા છે, તે યુધિષ્ઠિર ભલે મને ધર્મપ્રશ્નો પૂછે.[૫] જે પોતાના સંબંધીઓને, અતિથિઓને, ભૃત્યોને તથા આશ્રિતોને સત્કારપૂર્વક સન્માન આપે છે, તે યુધિષ્ઠિર ભલે મને ધર્મપ્રશ્નો પૂછે.[૬] જેને વિષે સત્ય, દાન, તપ, શૌર્ય, શાંતિ, દક્ષતા અને અસંભ્રમ (સંકટના સમયે પણ નહિ ગભરાવું તે) નિત્ય વસી રહ્યા છે, તે યુધિષ્ઠિર ભલે મને ધર્મપ્રશ્નો પૂછે.[૭] જે ધર્માત્મા કામવશ થઈને, ક્રોધવશ થઈને, ભયભીત થઈને કે ધનલુબ્ધ થઈને કદી અધર્માચરણ કરતો નથી, તે યુધિષ્ઠિર ભલે મને ધર્મપ્રશ્નો પૂછે.[૮] વળી જે નિત્ય સત્યવાદી છે, ક્ષમાશીલ છે, જ્ઞાન સંપન્ન છે, અતિથિઓના પર પ્રીતિ રાખનારો છે અને સર્વદા સુપાત્રોને દાન આપનારો છે, તે યુધિષ્ઠિર ભલે મને ધર્મપ્રશ્નો પૂછે,[૯] અને જે નિત્ય યજ્ઞયાગો કરનારો છે, વેદાધ્યયનમાં જે તત્પર રહે છે, ધર્મમાં આસક્ત રહે છે, નિત્ય ક્ષમાશીલ છે અને શાસ્ત્રના રહસ્યને જાણનારો છે તે યુધિષ્ઠિર ભલે મને ધર્મ પ્રશ્નો કરે.'[૧૦]

શ્રીકૃષ્ણ બોલ્યા: હે ભીષ્મ! ધર્મરાજા યુધિષ્ઠિરને તમારી પાસે આવતાં ઘણી જ લજ્જા આવે છે. વળી તેમને તમારા શાપનો ભય પણ લાગે છે, તેથી તમારી પાસે તે આવી શકતા નથી.[૧૧] હે રાજા! લોકના નાથ થઈને યુધિષ્ઠિરે લોકોનો સંહાર કર્યો છે, જેથી તમે શાપ આપો, તેવા ભયથી તમારી પાસે તે આવી શકતા નથી.[૧૨] વળી તેમણે પોતાના પૂજ્ય પુરુષોને, માન્ય પુરુષોને, ભક્ત પુરુષોને, ગુરુઓને, સંબંધીઓને, બાંધવોને તથા અર્ઘ્ય પ્રદાનને યોગ્ય મહાપુરુષોને બાણો મારીને વીંધી નાખ્યા છે, તે માટેની ઘૃણાને લીધે તમારી પાસે તે આવી શકતા નથી.[૧૩]

ભીષ્મ બોલ્યા: હે શ્રીકૃષ્ણ! દાન, અધ્યયન અને તપ, એ જેમ બ્રાહ્મણોનો ધર્મ છે, તેમ યુદ્ધમાં જે દેહપાત કરવો, તે ક્ષત્રિયોનો ધર્મ છે.[૧૪] જે ક્ષત્રિય પોતાના પિતાઓને, પિતામહોને, ભાઈઓને, ગુરુઓને, સંબંધીઓને તથા બાંધવોને અધર્મમાં પ્રવૃત્ત થયેલા જોઈને યુદ્ધમાં જો મારી નાખે તો તેણે એ ધર્મ જ કર્યો ગણાય છે.[૧૫] હે કેશવ! જે ક્ષત્રિય ધર્મમર્યાદાનો ત્યાગ કરી ધનલુબ્ધ બનેલા ગુરુઓનો પણ જો વધ કરે છે, તો જ તે ધર્મવેત્તા ગણાય છે,[૧૬] જે પુરુષ લોભને અધીન થઈ ધર્મ મર્યાદા તરફ દૃષ્ટિ કરતો નથી તે પુરુષને યુદ્ધમાં મારી નાખી ક્ષત્રિય ધર્મવેત્તા જ કહેવાય છે.[૧૭] જે જે ક્ષત્રિય યુદ્ધમાં રણભૂમિને લોહીરૂપ જળવાળી,

કેશોરૂપી ઘાસવાળી, હાથીઓરૂપી પર્વતોવાળી અને ધજાઓરૂપી વૃક્ષોવાળી કરી દે છે, તે ક્ષત્રિય ધર્મવેત્તા ગણાય છે.[૧૮] યુદ્ધ માટે જ્યારે કોઈ આહ્વાન કરે ત્યારે સર્વ ક્ષત્રિયોએ નિત્ય યુદ્ધ કરવું જ જોઈએ; કારણ કે યુદ્ધ ક્ષત્રિયોને ધર્મવિહિત છે, સ્વર્ગપ્રદ છે તથા ઉભયલોકમા સુખપ્રદ છે, એમ ભગવાન મનુએ કહ્યું છે.[૧૯]

વૈશપાયને કહ્યુ : હે જનમેજય ! ભીષ્મે એ પ્રમાણે કહ્યુ, એટલે ધર્મપુત્ર યુધિષ્ઠિર વિનયપૂર્વક તેમની પાસે ગયા અને તેમની દૃષ્ટિ આગળ જઈને ઊભા રહ્યા.[૨૦] પછી તેમણે ભીષ્મના ચરણનો સ્પર્શ કર્યો એટલે ભીષ્મે પણ અભિનંદન આપ્યુ અને મસ્તક સૂંઘીને કહ્યું કે, 'આવ, અહીં બેસ.'[૨૧] આમ કહ્યા પછી વળી પણ સર્વ ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ ગંગાપુત્ર ભીષ્મે યુધિષ્ઠિરને કહ્યું કે, 'હે કુરુ શ્રેષ્ઠ તાત યુધિષ્ઠિર ! તારે જે પ્રશ્નો પૂછવા હોય, તે નિર્ભય થઈને પૂછ, ડર મા.'[૨૨]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન પર્વમા 'ભીષ્મકૃત યુધિષ્ઠિરને આશ્વાસન' નામનો અધ્યાય ૨૨મો સમાપ્ત

# अध्याय ५६ मो

## રાજધર્મનો ઉપદેશ

॥ वैशंपायन उवाच ॥

**प्रणिपत्य हृषीकेशमभिवाद्य पितामहम् ।**
**अनुमान्य गुरून् सर्वान् पर्यपृच्छद्युधिष्ठिरः ॥१॥**

વૈશંપાયને કહ્યું : હે જનમેજય ! એ પ્રમાણે પ્રશ્નો પૂછવા માટે ભીષ્મપિતામહે આજ્ઞા કરી એટલે યુધિષ્ઠિર રાજા શ્રીકૃષ્ણને પ્રણામ કરીને, પિતામહ ભીષ્મને વંદન કરીને તથા વ્યાસાદિક સર્વ ગુરુ ઓની અનુમતિ લઈને ભીષ્મને પૂછવા લાગ્યા.[૧]

યુધિષ્ઠિરે પૂછ્યું : હે રાજા ! ધર્મવેત્તાઓ કહે છે કે, પ્રજાઓનું રક્ષણ કરવું તે રાજાઓનો પરમ ધર્મ છે; પરંતુ હું તો તે ધર્મને એક મોટા ભાર જેવો માનું છું, માટે તમે મને રાજધર્મનો ઉપદેશ આપો.[૨] હે પિતામહ ! તમે મને રાજ ધર્મનુ જ વિશેષ સ્વરૂપ સમજાવો; કારણ કે રાજ ધર્મ એ સર્વ જીવલોકનો એક મુખ્ય આધાર છે.[૩] હે કુરુવંશી પિતામહ ! રાજધર્મમાં જ ધર્મ, અર્થ અને કામનો અંતર્ભાવ થઈ જાય છે અને સંપૂર્ણ મોક્ષધર્મ પણ સ્પષ્ટ રીતે રાજધર્મમાં રહેલો છે.[૪] જેમ લગામ ઘોડાને વશ રાખનાર છે અને જેમ અંકુશ હાથીને વશ રાખનાર છે, તેમ રાજધર્મ સર્વ લોકને વશ રાખનાર છે.[૫] રાજર્ષિઓએ સેવેલા એ રાજધર્મમાં કોઈ રાજાનો મોહ અથવા પ્રમાદ થઈ જાય તો અવશ્ય લોકમર્યાદા અથવા લોકવ્યવસ્થા નો વિનાશ જ થઈ જાય અને સર્વ સ્થળે સુસ્નેહ શાંતિનો ભંગ થઈ જાય.[૬] જેમ ઉદય પામતો સૂર્ય અશુભ અંધકારનો વિનાશ કરે છે, તેમ રાજ-ધર્મ+ પણ મનુષ્યોની અપ્રકાશરૂપ અશુભ ગતિનો (નરકાદિ ગતિનો) વિનાશ કરે છે; માટે હે પિતા-મહ ! બીજા સર્વ ધર્મોનું વ્યાખ્યાન કરતા પહેલાં તે રાજધર્મનુ જ તમે મારી આગળ વ્યાખ્યાન કરો. હે ભરતકુલશ્રેષ્ઠ ! તમે ધર્મવેત્તાઓમાં શ્રેષ્ઠ છો જેથી હે પરંતપ ! અમને બધાને ધર્મનું પરમ રહસ્ય તમારી પાસેથી જ ભલે પ્રાપ્ત થાઓ. વળી વાસુદેવ શ્રીકૃષ્ણ પણ તમને સર્વોત્કૃષ્ટ બુદ્ધિમાન માને છે.[૭-૯]

ભીષ્મ બોલ્યા : સર્વપૂજ્ય મહાન ધર્મને હું નમસ્કાર કરું છું, સર્વોત્પાદક શ્રીકૃષ્ણને હું પ્રણામ કરું છું તથા સર્વ બ્રાહ્મણોને પણ હું નમન કરું છું અને હવે વેદપરંપરાથી ચાલતા આવેલા સનાતન ધર્મોનું પ્રવચન કરુ છું. હે યુધિ ષ્ઠિર ! હું તને સંપૂર્ણ રાજધર્મો કહું છું તથા બીજી તારી જે સંબંધની ઇચ્છા હશે તે પણ હું કહું છું, માટે તું સાવધાન થઈને સાંભળ,[૧૦-૧૧] હે કુરુશ્રેષ્ઠ ! હરકોઈ રાજાએ પ્રજાઓનું રંજન કરવાની ઇચ્છાથી પ્રથમ તો દેવતાઓની તથા બ્રાહ્મણોની યથાવિધિ પૂજા કરીને તેઓને પ્રસન્ન કરવાની ઇચ્છાથી પવિત્ર આચરણપૂર્વક વર્તવું જોઈએ;[૧૨] કારણ કે હે કુરુકુલધુરંધર રાજા ! દેવતા ઓનું તથા બ્રાહ્મણોનું પૂજન કરીને રાજા ધર્મના

---

+ ધર્મશાસ્ત્ર કહે છે કે

राजभि कृतदण्डास्तु शुध्यति मलिना जना ।
कृतार्थाश्च ततो याति स्वर्गं सुकृतिनो यथा ॥

રાજાઓએ જેઓને શિક્ષા કરેલી હોય છે તેવા પાપી મનુષ્યો આ લોકમા જ શુદ્ધ અને કૃતાર્થ થાય છે, અર્થાત્ પાપમુક્ત થઈને પવિત્ર થાય છે અને અંતે મરણ પછી પુણ્યશાળી મહાત્માઓ જેમ સ્વર્ગમા જાય છે, તેમ તેઓ પણ સ્વર્ગમાં જાય છે. —નીલકંઠ

ઋણમાથી મુક્ત થાય છે અને લોકમા બહુ માન પાત્ર થઈ પડે છે.[૧૩]

હે પુત્ર યુધિષ્ઠિર! વિજય આદિ સંપાદન કરવા માટે તારે નિત્ય પુરુષાર્થ ઉપર જ આધાર રાખવો; કારણ કે પુરુષાર્થ વિના પાગળુ ગણાતુ દૈવ એકલુ જ રાજાઓના ઇષ્ટ અર્થને સાધી શકતું નથી.[૧૪] રથના બે પૈડાઓની પેઠે દૈવ અને પુરુષાર્થ એ બન્ને જોકે સમાન જ છે, તોપણુ દૈવના કરતા પુરુષાર્થને હું વધારે શ્રેષ્ઠ માનુ છું; કારણ કે તેનુ સ્વરૂપ પ્રત્યક્ષ જોવામા આવે છે અને દૈવનો તો ભવિષ્યમા ફળ દ્વારા નિશ્ચય કરી શકાય છે[૧૫] કોઈ સમયે તારો કાર્યારંભ જો નિષ્ફળ નીવડે તો તુ સંતાપ કરીશ નહિ, પરંતુ પુનઃ તે કાર્યની સિદ્ધિ કરવા માટે યત્ન કરજે, કારણ કે એમ કરવું તે જ રાજાઓની ઉત્તમ નીતિ કહેવાય છે[૧૬] વળી રાજાઓની કાર્યસિદ્ધિને માટે સત્યના જેવો બીજો એક પણુ ઉપાય નથી; એટલું જ નહિ પણુ સત્યનિષ્ઠ એવો રાજા આ લોકમા અને પરલોકમા આનંદમગ્ન રહે છે.[૧૭] હે રાજેંદ્ર! જેમ ઋષિઓને સત્ય એ જ પરમ ધનરૂપ છે, તેમ રાજાઓને પણુ સામંત આદિ પ્રકૃતિમંડળનો વિશ્વાસ મેળવવા માટે સત્ય વિના બીજુ એક પણુ ઉત્તમ સાધન નથી.[૧૮] જે રાજા ગુણુવાન હોય છે, સદાચારસંપન્ન હોય છે, ઇંદ્રિયોને વશ રાખનારો હોય છે, દયાવાન હોય છે, ધર્મનિષ્ઠ હોય છે, મનને જીતનારો હોય છે, પ્રસન્ન મુખવાળો હોય છે અને દાન આપવામા ઘણો જ ઉદાર હોય છે, તે રાજા રાજ્યલક્ષ્મીથી ભ્રષ્ટ થતો નથી હે કુરુનંદન! તુ રાજકીય સર્વ કાર્યો કરતી વેળા સરળતાનો આશ્રય કરજે, પરંતુ પોતાના છિદ્રો ગુપ્ત રાખવામા, બીજાઓના છિદ્રોનુ શોધન કરવામા, પોતાના કાર્યોને બીજાઓથી ગુપ્ત રાખવામા તથા પોતાના રાજકીય વિચારોને ગુપ્ત રાખવામા તુ સરળતાનો આશ્રય કરીશ મા.[૧૯,૨૦] વળી કેવળ કોમળતાનો જ આશ્રય કરનાર રાજા હરકોઈના અપમાનનું પાત્ર બને છે અને કેવળ તીક્ષ્ણુતાનો આશ્રય કરનારા રાજાથી હરકોઈ ને ઉદ્વેગ થાય છે, માટે તુ મૃદુતાનો અને તીક્ષ્ણુતાનો બન્નેનો આશ્રય કરજે[૨૧] હે પુત્ર! તીક્ષ્ણ ગુણનો આશ્રય કરતી વેળા પણુ તારે બ્રાહ્મણોને કદી શિક્ષા કરવી નહિ, કારણ કે હે પાડવ! બ્રાહ્મણો આ લોકમા પરબ્રહ્મનું જ સ્વરૂપ ગણાય છે.[૨૨] હે કુરુવંશી રાજેન્દ્ર! મહાત્મા ભગવાન મનુએ એ સંબંધમા બે શ્લોક કહ્યા છે, તે સ્વધર્મનુ ચિંતન કરવા માટે તારે હૃદયમા સદાકાળ ધારણ કરી રાખવા:[૨૩]

'अद्भ्योऽग्निर्ब्रह्मतः क्षत्रमश्मनो लोहमुत्थितम् ।
तेषां सर्वत्रगं तेजः स्वासु योनिषु शाम्यति ॥२४॥
अयो हंति यदाश्मानमग्निना वारि हन्यते ।
ब्रह्म च क्षत्रियो द्वेष्टि तदा सीदंति ते त्रयः ॥२५॥

જળથી અગ્નિ ઉત્પન્ન થયો છે, બ્રાહ્મણથી ક્ષત્રિય ઉત્પન્ન થયા છે અને પથ્થરથી લોઢું ઉત્પન્ન થયુ છે. એ ત્રણે અગ્નિ, ક્ષત્રિય અને લોઢાનુ તેજ જગતમા સર્વત્ર વ્યાપક છે—સર્વના પર સત્તા ચલાવનારુ છે, પરંતુ પોતપોતાના ઉત્પત્તિકારણોનો સમાગમ થતા તેઓનુ (અગ્નિ, ક્ષત્રિય અને લોઢાનુ) તેજ શાંત પડી જાય છે, અર્થાત્ અગ્નિ, ક્ષત્રિય અને લોઢું પોતાના ઉત્પાદક જળ, બ્રાહ્મણુ અને પથ્થરના ઉપર પોતાની સત્તા ચલાવી શકતા નથી, છતા પણુ કોઈ સમયે લોઢુ જો પથ્થરનો નાશ કરવા જાય, અગ્નિ જળનો નાશ કરવા જાય અને ક્ષત્રિય બ્રાહ્મણુનો નાશ કરવા જાય તો તેઓ ત્રણે (અગ્નિ, ક્ષત્રિય અને લોઢુ) પોતાનો જ વિનાશ કરી બેસે છે.[૨૪,૨૫] આમ સમજીને હે મહારાજા! તારે બ્રાહ્મણોને તો સદાય નમસ્કાર જ કરવા, કારણુ કે જગતમા માન્ય ગણાયેલા ઉત્તમ બ્રાહ્મણો પાર્થિવ બ્રહ્મને (વેદોને તથા યજ્ઞોને) ધારણુ કરી રાખનારા છે.[૨૬] હે પુરુષવ્યાઘ્ર! બ્રાહ્મણોને શિક્ષા નહિ કરવા વિષે મે તને કહ્યુ, પરંતુ જે બ્રાહ્મણો ત્રણે લોકનો વિઘાત કરવા તત્પર થયેલા હોય તેઓને તો તારે બાહુઓ બાધીને કેદ પકડવા જોઈએ[૨૭] હે મહારાજ! એ વિષયમા મહર્ષિ શુક્રાચાર્યે પૂર્વે બે શ્લોક કહ્યા છે, તે તુ એકાગ્ર ચિત્તથી સાભળ.[૨૮]

'उद्यम्य शस्त्रमायान्तमपि वेदांतगं रणे ।
निगृह्णीयात् स्वधर्मेण धर्मापेक्षी नराधिपः ।
विनश्यमानं धर्मं हि योऽभिरक्षेत् स धर्मवित् ।
न तेन धर्महा स स्यान्मन्युस्तन्मन्युमृच्छति ॥

વેદ અને વેદાતના પારને પામેલો એવો પણુ

કોઈ બ્રાહ્મણ શસ્ત્ર ઉગામીને જો યુદ્ધ કરવા ચડી આવે, તો ધર્મની અપેક્ષા રાખનારા રાજાએ સ્વધર્માનુસાર સામે શસ્ત્ર ઉગામીને તે બ્રાહ્મણને શિક્ષા કરવી;[૨૯] કારણ કે તેવા આતતાયી બ્રાહ્મણને શિક્ષા નહિ કરવાથી વિનાશ પામતા ધર્મની જે રાજા રક્ષા કરે છે, તે ધર્મવેત્તા કહેવાય છે. વળી તેવા આતતાયીને શિક્ષા કરવાથી રાજા ધર્મભ્રષ્ટ થતો જ નથી; કારણ કે એવો સિદ્ધાંત જ છે કે, શાંત રહેલો એવો ક્રોધ પણ પોતાની સામે ચડી આવેલા બીજાના ક્રોધ સામે ધસારો કરે જ છે.[૩૦*]

હે નરશ્રેષ્ઠ! શુક્રાચાર્યે એ પ્રમાણે કહ્યું છે, તોપણ બ્રાહ્મણોની તો નિરંતર રક્ષા જ કરવી જોઈએ અને કોઈ સમયે તેઓએ જો અપરાધ કર્યો હોય તોપણ તેઓને દેહાંતદંડની શિક્ષા નહિ કરતાં દેશનિકાલની જ શિક્ષા કરવી.[૩૧] હે રાજા! કોઈ મનુષ્યે આવીને બ્રાહ્મણોની સારીનરસી ચાડીચુગલી કરી હોય, તોપણ તેઓના પર કૃપા કરવી; પરંતુ જે બ્રાહ્મણે બ્રહ્મહત્યા કરી હોય, ગુરુપત્નીની સાથે વ્યભિચાર કર્યો હોય, બાળહત્યા કરી હોય અને રાજાનો દ્રોહ કર્યો હોય, તેને દેશનિકાલની જ શિક્ષા કરવી, પણ દેહાંતશિક્ષા કદી ન કરવી.[૩૨-૩૩] વળી જે પુરુષો બ્રાહ્મણોના પર ભક્તિ રાખનારા હોય, તેઓની પણ તારે કૃપા સંપાદન કરવી; કારણ કે રાજાઓને તેવા બ્રાહ્મણભક્ત પુરુષોનો સંગ્રહ તે જ મોટા ભંડારરૂપ છે. બીજા ભંડાર તે ભંડાર નથી. હે મહારાજ! મરુ (નિર્જળ પ્રદેશ), જળ, પૃથ્વી, વન, પર્વત અને મનુષ્યો, આ છ પ્રકારના દુર્ગોનું (કિલ્લાઓનું) શાસ્ત્રમાં વર્ણન છે, પરંતુ તેઓમાં મનુષ્યોના દુર્ગને વિદ્વાનોએ મહા દુસ્તર માન્યો છે. માટે વિદ્વાન રાજાએ ચારે વર્ણોની પ્રજા ઉપર નિત્ય દયા કરવી અને જે રાજા ધર્માત્મા તથા સત્યવચની હોય છે, તે રાજા પ્રજાઓનું રંજન કરી શકે છે.[૩૪-૩૬] વળી હે પુત્ર! તારે નિત્ય ક્ષમાપરાયણ પણ થવું નહિ; કારણ કે ક્ષમાવાન હાથીની પેઠે ક્ષમાવાન અથવા નરમ સ્વભાવનો રાજા ધર્મનો વિરોધી કહેવાય છે.[૩૭] હે મહારાજ! આના સંબંધમાં બૃહસ્પતિના નીતિશાસ્ત્રમાં એક પ્રાચીન શ્લોક કહ્યો છે, તે હું તમને કહું છું, સાંભળો.[૩૮]

**क्षममाणं नृपं नित्यं नीचः परिभवेज्जनः ।**
**हस्तियंता गजस्येव शिर एवारुरुक्षति ॥ ३९ ॥**

જે રાજા નિત્યક્ષમાશીલ હોય છે તેનું નીચ માણસ પણ અપમાન કરી જાય છે. દૃષ્ટાંત તરીકે હાથી જો ક્ષમાશીલ છે તો તેનો માવત સામાન્ય બળવાળો હોઈને પણ તેના મસ્તક પર ચડી બેસે છે.[૩૯] માટે રાજાએ નિત્ય મૃદુ સ્વભાવના થવું નહિ, તેમ નિત્ય તીક્ષ્ણ સ્વભાવના પણ થવું નહિ; પરંતુ વસંતઋતુનો શોભાયમાન સૂર્ય જેમ શીત હોતો નથી અને ઉગ્ર પણ હોતો નથી, તેમ રાજાએ પણ નહિ તીક્ષ્ણ અને નહિ ઉગ્ર–સામાન્ય બન્ને ધર્મનો[૪૦] આશ્રય કરવો, તેમ જ હે મહારાજા! રાજાએ પ્રત્યક્ષ (ઉપકાર–અપકાર વગેરે જોઈને), અનુમાન (મુખના તથા નેત્રના વિકારો જોઈને), ઉપમાન (બીજે સ્થળે કરેલાં કાર્યોની સરખામણી કરીને) તથા સામુદ્રિક શાસ્ત્રમાં દર્શાવેલાં લક્ષણો દ્વારા તપાસ કરીને પોતાના અને પારકા માણસોની નિરંતર પરીક્ષા કરવી.[૪૧] વળી હે પુષ્કળ દક્ષિણા આપનાર રાજા! તારે અઢારે પ્રકારનાં*વ્યસનોનો

* અર્થાત્ જેમ સૂર્યનાં કિરણોથી તપી ગયેલો સ્ફટિકમણિ રૂના ઢગને સળગાવી મૂકી તેના તાપ દ્વારા પોતે પણ નાશ પામે છે, તેમ આતતાયી (હથિયાર લઈ મારવા આવેલા) મનુષ્યનો ક્રોધ સામેથી બીજાના ક્રોધને પ્રદીપ્ત કરીને તેના દ્વારા પોતાનો તથા પોતાના આશ્રિત–આતતાયીનો નાશ કરે છે, માટે આતતાયીનો વધ કરનારા રાજાને કોઈ જાતનો દોષ લાગતો નથી.
—નીલકંઠ

* ભગવાન મનુ અઢાર વ્યસનો ગણાવે છે:
मृगयाऽक्षा दिवास्वप्नः परिवादः स्त्रियो मदः ।
तौर्यत्रिक वृथापानं कामजो दशको गणः ॥
મૃગયા, જુગાર, દિવસે નિદ્રા, નિંદા, સ્ત્રીસેવન, મદ, વાદિત્રનો શોખ, ગાયનો સાંભળવાની ટેવ, નાચરંગ જોવાનો પ્રેમ તથા વૃથા મદિરાનું પાન–આ દશ કામ સંબંધી વ્યસનો છે.
पैशुन्यं साहसं द्रोह ईर्ष्याऽसूयाऽर्थदूषणम् ।
वाग्दण्डजं च पारुष्यं क्रोधजोऽपि गणोऽष्टकः ॥
ચાડિયાપણું, સાહસ, દ્રોહ, ઈર્ષ્યા, અસૂયા, અર્થદૂષણ, કઠોર વાણી તથા મારામારી કરવી આ આઠ ક્રોધ સંબંધી વ્યસનો છે. આ અઢાર વ્યસનોમાંથી સાત વ્યસનો મહાદુઃખદાયી છે. જેવાં કે–
पानमक्षाः स्त्रियश्चैव मृगया च यथाक्रमम् ।

ત્યાગ કરવો, શત્રુઓનો પરાજય કરવા માટે શૂરવીર પુરુષોની સદાકાળ યોજના કર્યા કરવી તથા પ્રયુક્તિ-અપ્રયુક્તિના સંકીર્ણ ઉપાયનો ત્યાગ કરવો. સર્વથા વ્યસનોમાં જ આસક્તિ રાખનારો રાજા પ્રજાઓના તિરસ્કારને પાત્ર થઈ પડે છે અને પ્રજાઓનો દ્રોહ કરનાર રાજા પણ લોકને ઉદ્વેગકર્તા થઈ પડે છે;[૪૨-૪૩] માટે રાજાએ તો ગર્ભિણી સ્ત્રીના જેવું જ સદા વર્તન રાખવું જોઈએ. હે મહારાજ! એમ વર્તવામાં શું કારણ છે તે હું તમને કહું છું, તે સાંભળો.[૪૪] જેમ ગર્ભિણી સ્ત્રી પોતાની મન ગમતી વસ્તુઓનો ત્યાગ કરી કેવળ ગર્ભનું જ હિત થાય તેમ કરે છે, તે પ્રમાણે જ નિરંતર ધર્મપરાયણ એવા રાજાએ પોતાની પ્રિય વસ્તુનો પણ પરિત્યાગ કરીને જે જે લોકહિત હોય તે જ કરવું જોઈએ–લોકનું હિત થાય તેમ વર્તવું જોઈએ.[૪૫-૪૬] વળી હે પાંડવ! તમારે ધૈર્યનો કદી પણ ત્યાગ કરવો નહિ; કારણ કે જે રાજા ધૈર્યવાન છે તથા જેનો દંડ હાથી, ઘોડા, રથો અને પાળાઓના સમુદાય જગતમાં પ્રસિદ્ધ છે, તે રાજાને કોઈનો ભય રહેતો નથી.[૪૭] તેમ જ વક્તાઓમાં શ્રેષ્ઠ એવા હે રાજસિંહ! રાજાઓએ પોતાના નોકરચાકરોની સાથે અતિશય ઠઠ્ઠામશ્કરી કરવી નહિ; કારણ કે તેમ કરવામાં ઘણા દોષો છે, તે હું તમને કહું છું તે સાંભળો.[૪૮] નોકરચાકરોની સાથે અતિશય હાસ્યવિનોદનો પરિચય કરવાથી તેઓ કોઈ સમયે રાજાનું અપમાન કરી બેસે છે; પોતપોતાની મર્યાદામાં રહેતા નથી, રાજાની આજ્ઞાનું પણ ઉલ્લંઘન કરે છે, કોઈ કાર્યને માટે મોકલતી વેળા તે કાર્યના સંબંધમાં સંશય દેખાડે છે; રાજાની ગુપ્ત વાતને પણ પ્રકટ કરી દે છે, નહિ માગવા જેવી વસ્તુને પણ માગે છે, રાજાને ભોજન કરવા યોગ્ય પદાર્થોને વચમાંથી જ ખાઈ જાય છે, કોઈ સમયે સામી ગાળો પણ ભાંડી દે છે, રાજાના કરતાં પણ વિશેષ પ્રતાપી થઈ પડે છે, રાજાની ઉપર ચડી બેસે છે; લાંચો લઈને તથા ખોટા ગુણદોષોનું પ્રદર્શન કરીને રાજાનાં કાર્યોનો વિનાશ કરે છે, બનાવટી આજ્ઞાપત્રો ઘડી કાઢીને રાજાના દેશને પાયમાલ કરી મૂકે છે, અંતઃપુરમાં પ્રવેશ કરવાની ઇચ્છાથી સ્ત્રીરક્ષક અધિકારીઓની સાથે પ્રીતિ બાંધે છે, રાજાના જેવા જ પોશાકો પહેરીને મહાલે છે, રાજાની સમીપ પણ અપાનવાયુ છોડે છે, થૂંકે છે અને હે રાજસિંહ! નિર્લજ્જ બની જઈને રાજાની સમક્ષ જેમ આવે તેમ બકે છે;[૪૯-૫૩] એટલું જ નહિ પણ હે મહારાજા! જો કદાચ રાજા હાસ્યવિનોદી સ્વભાવનો અને જો કોમળ સ્વભાવનો હોય તો તેના સેવકો તેનું અપમાન કરે છે અને તેના ઘોડા ઉપર, હાથી ઉપર કે રથ ઉપર ચડી બેસવા પણ ચૂકતા નથી.[૫૪] વળી તેવા રાજાના સેવકો સભાની વચ્ચે 'હે રાજા! તમે આ કામ ખરાબ કર્યું છે, આ તમારું ચેષ્ટિત દુષ્ટ છે' આવાં મિત્રોને ન કહેવાનાં વચનો કહેવા મંડી જાય છે. (તેથી રાજાનો દરજ્જો પ્રતિદિન ઘટતો જાય છે.)[૫૫] એવો રાજા જો ક્રોધાયમાન થાય તોપણ તેના સેવકો સામા ઊભા રહીને ખડખડ હસે છે, નિત્ય સત્કાર કરવામાં આવતો હોવા છતાં પ્રસન્ન થતા નથી, તે સમયે અન્યોન્યના કારણથી તેઓ હર્ષિત થાય છે, રાજાના ગુપ્ત વિચારને પ્રકટ કરે છે, રાજાના દુષ્ટ કૃત્યને જાહેર કરી દે છે, રાજાની આજ્ઞાને રમત જેવી ગણી બેદરકારીથી અનુસરે છે અને નિર્ભય થઈને રાજાના અલંકારો માટે, ખાનપાન માટે, સ્નાન માટે તથા વિલેપન માટે યથાયોગ્ય સવડ રાખતા નથી અને રાજાના સાંભળતાં પણ અયોગ્ય શબ્દોનો વ્યવહાર કરે છે. વળી હે ભારત! તેવા રાજાના સેવકો પોતાના અધિકારીઓની નિંદા કરે છે, પોતાના અધિકારોને પણ તિલાંજલિ આપી દે છે, પોતાને મળતા પગારમાં સંતોષ પામતા નથી, રાજાના ભાગને છીનવી લે છે, સૂત્રથી બાંધેલા પક્ષીની સાથે જેમ રમે, તેમ રાજાની સાથે રમતગમત

---

एतत् कष्टतम विद्याच्चतुष्कं कामजे गणे ॥

પૂર્વોક્ત કામ સંબંધી વ્યસનોમાં મદિરાપાન, જુગાર, સ્ત્રીસેવન તથા મૃગયા એ ચાર વ્યસનો મહા દુઃખદાયી છે, એમ સમજવું. અને–

दंडस्य पातनं चैव वाक्पारुष्यार्थदूषणे ।
क्रोधजेऽपि गणे विद्यात् कष्टमेतत्त्रिकं सदा ॥

પૂર્વોક્ત ક્રોધ સંબંધી આઠ વ્યસનોમાં મારામારી કરવી, કઠોર વાણીથી કોઈનો તિરસ્કાર કરવો તથા અર્થદૂષણ કરવું એ ત્રણ વ્યસનો મહા દુઃખદાયી છે, એમ સમજવું. —નીલકંઠ

કરે છે અને પ્રજાઓને કહે છે કે, 'રાજા અમારે વશ છે.'[૫૯-૬૦] હે યુધિષ્ઠિર! આ પ્રમાણે રાજા જો હાસ્યવિનોદી અને કોમળ સ્વભાવનો હોય તો તેના સેવકો અનેક દોષોથી યુક્ત બની જાય છે; એટલું જ નહિ પરંતુ પરસ્ત્રીહરણ આદિ બીજાં ઘણાં નિંદ્ય કર્મોને પણ કરવા મચી પડે છે.[૬૧]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન-પર્વમાં 'રાજધર્મનો ઉપદેશ' નામનો અધ્યાય ૫૬ મો સમાપ્ત

# અધ્યાય ૫૭મો

## રાજધર્મનો ઉપદેશ (ચાલુ)

॥ भीष्म उवाच ॥

**नित्योद्युक्तेन वै राज्ञा भवितव्यं युधिष्ठिर ।
प्रशस्यते न राजा हि नारीवोद्यमवर्जितः ॥ १ ॥**

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર! રાજાએ નિત્ય ઉદ્યોગપરાયણ જ રહેવું જોઈએ. સ્ત્રીની પેઠે ઉદ્યમ વિનાનો રાજા પ્રશંસાપાત્ર નથી.[૧] હે રાજા! એ સંબંધમાં ભગવાન શુક્રાચાર્યે એક શ્લોક કહ્યો છે તે હું તમને કહું છું, સાંભળો.[૨]

**'द्वाविमौ ग्रसते भूमिः सर्पो बिलशयानिव ।
राजानं चाविरोद्धारं ब्राह्मणं चाप्रवासिनम् ॥३॥**

સર્પ જેમ દરમાં ભરાઈ બેસનારા ઊંદરોને ગળી જાય છે, તેમ પૃથ્વી પણ શત્રુઓ સામે ચડાઈ નહિ કરનાર રાજાને તથા વેદાધ્યયન માટે પ્રવાસ નહિ કરનાર બ્રાહ્મણને ગળી જાય છે.'[૩] હે પુરુષસિંહ રાજા! તમારે પણ એ શુક્રાચાર્યના શ્લોકને હૃદયમાં સ્થાપી રાખવો યોગ્ય છે અને તેમાં કહ્યા પ્રમાણે વર્તીને સંધિ કરવા યોગ્યની સાથે તમે સંધિ કરો અને વિરોધ કરવા યોગ્ય સાથે વિરોધ કરો.[૪] રાજા, મંત્રી, મિત્ર, કોશ, દેશ, દુર્ગ અને સૈન્ય આ સાત રાજ્યનાં અંગો માંહેના એક અંગનું પણ જે પુરુષ અપ્રિય કરવા ઇચ્છે તે ભલે ગુરુ હોય અથવા મિત્ર હોય તોપણ રાજાએ મારી જ નાખવા યોગ્ય છે.[૫] હે રાજેંદ્ર! એ રાજાધિકારના સંબંધમાં બૃહસ્પતિના મતને અનુસરી મરુત્ત રાજાએ એક પ્રાચીન શ્લોક કહ્યો છે:[૬]

**'गुरोरप्यवलिप्तस्य कार्याकार्यमजानतः ।
उत्पथं प्रतिपन्नस्य दण्डो भवति शाश्वतः ॥७॥**

ગુરુ પણ ગર્વિષ્ઠ બની જઈને અવળા માર્ગનો સ્વીકાર કરે અને કાર્યાકાર્યના વિવેકથી જો ભ્રષ્ટ થાય તો તેને શાશ્વત (અપ્રતિસમાધેય, પર્વતારોહ આદિ) દંડ આપી શકાય છે.'[૭] બાહુના બુદ્ધિમાન પુત્ર સગર રાજાએ પ્રજાઓને રંજાડનાર પોતાના 'અસમંજસ્' નામના પાટવી કુમાર પુત્રને નગરના લોકનું હિત ઇચ્છીને ત્યજી દીધો હતો.[૮] હે રાજા! સગર રાજાનો પાટવી કુમાર અસમંજસ્ નગરવાસીઓનાં બાળકોને પકડીને સરયૂ નદીમાં ડુબાડી દેતો હતો, તેથી એના પિતાએ તેને ધિક્કારી કાઢીને દેશનિકાલની સજા કરી હતી.[૯] મહાતપસ્વી ઋષિ ઉદ્દાલકે પણ બ્રાહ્મણોને ઠગનાર પોતાના પ્રિય પુત્ર શ્વેતકેતુનો ત્યાગ કરી દીધો હતો.[૧૦] પ્રજાઓનું રંજન કરવું, સત્યની રક્ષા કરવી અને વ્યવહારમાં સરળ રહેવું, એ જ રાજાઓનો સનાતન ધર્મ છે.[૧૧] જે રાજા કર લેવા માટે ખેડૂતવર્ગનાં નીપજેલાં અન્નોને ખેતરોમાં અટકાવી રાખી વૃષ્ટિ આદિથી બગાડતો નથી, બરાબર સમય થતાં જ નોકરોના પગારો ચૂકવી દે છે, નિત્ય પરાક્રમ કર્યા કરે છે, સત્યવચની હોય છે અને ક્ષમાશીલ હોય છે, તે રાજા શુભમાર્ગથી કદી ભ્રષ્ટ થતો નથી.[૧૨] જે કોઈ પુરુષ માનસિક જય કરનારો હોય છે, ક્રોધને વશ રાખનારો હોય છે, શાસ્ત્રીય વિષયોમાં નિઃસંદેહ હોય છે, ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થોનું સેવન કરવામાં નિત્ય આસક્ત હોય છે અને પોતાનાં છિદ્રોને ઢાંકવામાં, પારકાં છિદ્રોને શોધી કાઢવામાં, પોતાનાં કૃત્યોને ગુપ્ત રાખવામાં તથા રાજકીય વિચારોને ગુપ્ત રાખવામાં કુશળ હોય છે, તે પુરુષ રાજા થવાને યોગ્ય છે. રાજકીય વિચારોને ગુપ્ત ન રાખવા, એનાથી બીજું રાજાઓને સંકટ નથી; અર્થાત્ ગુપ્ત વિચારો પ્રકટ થઈ જવાથી જ રાજાઓ પર સંકટ આવી પડે છે.[૧૩-૧૪] વળી દરેક રાજાએ ચારે વર્ણોના ધર્મની રક્ષા કરવી જોઈએ અને સર્વ વર્ણોમાં ધર્મસંકરતા થતી અટકાવવી તે પણ રાજાઓનો સનાતન ધર્મ છે.[૧૫] તેમ જ રાજાએ પોતાના આપ્તવર્ગના માણસો વિના બીજા કોઈનો વિશ્વાસ કરવો નહિ,

તેમ વિશ્વાસપાત્ર એવા આપ્ત માણસોનો પણ અત્યંત વિશ્વાસ કરવો નહિ અને* સંધિ, વિગ્રહ, યાન, આસન, સંશ્રય અને દ્વૈધીભાવ, એ છ રાજનીતિના ગુણોનો તથા દોષોનો પોતાની જ બુદ્ધિ સાથે નિરંતર વિચાર કર્યા કરવો.[૧૬] જે રાજા શત્રુઓનાં છિદ્રોને જોનારો છે, ધર્મ, અર્થ અને કામરૂપ ત્રિવર્ગના તત્ત્વને જાણનારો છે અને છૂપા દૂતો મોકલીને શત્રુઓના અધિકારીઓને ગુપ્ત રીતે ફોડે છે, તે રાજા પ્રશંસાપાત્ર ગણાય છે.[૧૭] વળી યમ અને કુબેરની પેઠે જે રાજા કોશને ધનથી ભરપૂર રાખે છે, પોતાના તથા શત્રુના અમાત્ય, રાષ્ટ્ર, દુર્ગ, કોશ અને દંડ ઇત્યાદિ દશેનું બરાબર જ્ઞાન મેળવીને બન્ને તરફની જો સમાનતા જાણવામાં આવે છે તો શાંત બેસી રહે છે, પોતાનામાં જો ન્યૂનતા જાણવામાં આવે છે તો વૃદ્ધિ કરે છે અને શત્રુમાં જો અધિકતા જાણવામાં આવે છે તો તેનો (શત્રુના અમાત્ય આદિ પાંચેનો) નાશ કરવા તત્પર થાય છે, તે રાજા ઉત્તમ કહેવાય છે.[૧૮] હરકોઈ રાજાએ જેઓનું પોષણ ન થતું હોય તેવાઓને પોષવા જોઈએ, પોષ્યવર્ગના પોષણની દેખરેખ રાખવી જોઈએ, મુખનો દેખાવ પ્રસન્ન રાખવો જોઈએ. મુખને હસતું રાખી ભાષણ કરવું જોઈએ, વૃદ્ધોની સેવા કરવી જોઈએ, આળસને દૂર કરવું જોઈએ, અતિલુબ્ધ ન થવું જોઈએ, સત્પુરુષોનાં વર્તન તરફ બુદ્ધિને સ્થિર કરવી જોઈએ, પોતાના અનુયાયીઓને સંતુષ્ટ રાખવા જોઈએ, સુંદર પોષાક પહેરીને દેખાવડા રહેવું જોઈએ, સત્પુરુષોના ધનને કદી હરી લેવું ન જોઈએ અને દુષ્ટ પુરુષોનુ ધન હરી લઈ સત્પુરુષોને અર્પણ કરવું જોઈએ.[૧૯–૨૧] વળી રાજાએ પોતે જ શત્રુઓને શિક્ષા કરવી, નિત્ય દાન આપવાં, મનને વશ રાખવું, સુંદર સાધનો રાખવાં, યોગ્ય સમયે ઇનામો વગેરે આપીને નોકરોની કદર કરવી, વૈભવો ભોગવવા અને પોતાનું ચારિત્ર્ય શુદ્ધ રાખવું.[૨૨] વળી સમૃદ્ધિસંપન્ન એવા રાજાએ જે પુરુષો શૂરા હોય, ભક્તિનિષ્ઠ હોય, બીજાઓથી છેતરાય નહિ એવા હોય, કુળવાન હોય, નીરોગી હોય, સદાચારી હોય, ઉત્તમ મનુષ્યોની સાથે સંબંધ રાખનારા હોય, અભિમાની હોય, બીજાઓનું અપમાન કરનારા ન હોય, વિદ્વાન હોય, લોકવ્યવહારને જાણનારા હોય, પરલોક તરફ દૃષ્ટિ રાખનારા હોય, ધર્મમાં આસક્ત હોય, સદ્‌ગુણસંપન્ન હોય અને આપત્તિના સમયે પર્વતની પેઠે અડગ રહેનારા હોય, તેવા પુરુષોને પોતાના સહાયકો કરવા અને છત્રધારણ તથા આજ્ઞામાં જ માત્ર પોતાની અધિકતા રાખી તે સહાયક પુરુષોની સાથે સર્વ ભોગવૈભવોમાં પોતે સમાન રીતે જ વર્તવું જોઈએ;[૨૩–૨૫] એટલું જ નહિ પણ તે સહાયક પુરુષોની પ્રત્યક્ષ અથવા પરોક્ષ પોતાની વૃત્તિ સમાન જ રાખવી જોઈએ. આ પ્રમાણે વર્તન કરનારો રાજા આ લોકમાં કદી ખેદ પામતો નથી.[૨૬] જે રાજા સર્વના તરફ શંકાભરેલી દૃષ્ટિથી જોનારો હોય છે, સર્વ કોઈને લૂંટી લેનારો હોય છે, વક્રપ્રકૃતિનો હોય છે અને લોભી હોય છે તે રાજાને તેના સેવકો જ છળકપટ કરીને સત્વર મારી નાખે છે.[૨૭] પરંતુ જે રાજા પ્રજાઓનું ચિત્ત આકર્ષવા માટે નિત્ય તત્પર રહે છે અને પવિત્ર વર્તનવાળો હોય છે તે રાજા કદાચ શત્રુઓના સપાટામાં સપડાઈ ગયો હોય તોપણ રાજ્યાસનથી ભ્રષ્ટ થતો નથી, પરંતુ ઊલટો સર્વતઃ સત્તાવાન થઈ પડે છે.[૨૮] તેમ જ ક્રોધ વિનાનો, વ્યસનોથી મુક્ત, સૌમ્ય, શિક્ષા કરનારો તથા ઇંદ્રિયોને વશમાં રાખનારો રાજા હિમાલય પર્વતની પેઠે સર્વ પ્રજાસંઘમાં વિશ્વાસપાત્ર થઈ પડે છે.[૨૯] વળી જે રાજા બુદ્ધિમાન છે, દાનરૂપી ગુણથી યુક્ત છે, શત્રુઓનાં છિદ્રો જોવામાં તત્પર છે, સુંદર દેખાવનો છે, સર્વ વર્ણોના ન્યાય–અન્યાયને જાણનારો છે, આરંભેલા કાર્યનો સત્વર

* શત્રુ બળવાન હોય તો તેની સાથે સલાહ કરવી તે 'સંધિ' કહેવાય છે, શત્રુ સમાન બળવાળો હોય તો તેની સામે લડાઈ જાહેર કરવી તે 'વિગ્રહ' કહેવાય છે, શત્રુ નિર્બળ હોય તો તેની સામે ચડાઈ કરીને તેના કિલ્લા વગેરેને ઘેરી લેવા તે 'યાન' કહેવાય છે, શત્રુના કરતાં પોતે જો નિર્બળ હોય તો તેની સામે ચડાઈ ન કરતા કિલ્લામાં રહીને જ પોતાનું રક્ષણ કરવું તે 'આસન' કહેવાય છે, શત્રુના કરતાં પોતે જો નિર્બળ હોય તો શત્રુસેનામાં ફાટફૂટ કરીને કાર્ય સાધી લેવું તે 'દ્વૈધીભાવ' કહેવાય છે અને શત્રુ કરતા પોતે જો નિર્બળ હોય તો પોતાના મિત્ર વગેરેનો આશ્રય કરી યુદ્ધ કરવું તે 'સંશ્રય' કહેવાય છે. —નીલકંઠ

સંત આપનાર છે, ક્રોધનો જય કરનાર છે, આશ્રિતોનો અનુગ્રહ કરનાર છે; ઉદાર મનનો છે, શાંત પ્રકૃતિનો છે, ઉદ્યોગી છે, ક્રિયાઓ કરવામાં શૂરો છે, આત્મશ્લાઘારહિત છે અને જેનાં આરંભેલાં કાર્યો પૂરાં થઈને સંપૂર્ણ જોવામાં આવે છે તે રાજા ઉત્તમ ગણાય છે.[૩૦-૩૨] પુત્રો જેમ પિતાના ઘરમાં નિર્ભય થઈને વિચરે છે, તેમ જે રાજાના રાજ્યમાં મનુષ્યો નિર્ભય થઈને વિચરે છે, તે રાજા ઉત્તમ કહેવાય છે.[૩૩] જે રાજાના રાજ્યમાં નગરવાસી અને દેશવાસી સર્વ મનુષ્યોના વૈભવો પ્રકટ રીતે જાણવામાં આવતા હોય અને જે રાજાની પ્રજા નીતિ અનીતિને જાણનારી હોય, તે રાજા ઉત્તમ કહેવાય છે.[૩૪] વળી જેના રાજ્યમાં મનુષ્યો પોતપોતાનાં કર્મોની અંદર તત્પર રહેનારાં હોય, શરીર ઉપર મમતા રાખનારા ન હોય, પરંતુ શરીરથી સાધી શકાતા ધર્મ ઉપર પ્રીતિ રાખનારા હોય, વિધિપૂર્વક પાલન કરાતા હોય, રાજાના વશમાં રહેનારાં હોય, કેળવાયેલા હોય, અન્યોન્ય ક્લેશ કરવાના સ્વભાવથી મુક્ત હોય અને દાન આપવામાં પ્રીતિવાળાં હોય તે જ રાજા વાસ્તવિક રીતે 'રાજા' કહેવાય છે.[૩૫-૩૬] વળી જેના રાજ્યમાં કૂડ, કપટ, માયા કે મત્સરનો છેક અભાવ જ હોય છે, તે રાજાને સનાતન ધર્મનો લાભ પ્રાપ્ત થાય છે એમ સમજવું.[૩૭] અને જે રાજા જ્ઞાનસંપન્ન પંડિતોનો યોગ્ય સત્કાર કરે છે, લોકોનું હિત કરનારા શાસ્ત્રીય અર્થોમાં આસક્ત રહે છે, સત્પુરુષોએ આચરેલા માર્ગમાં ગમન કરે છે અને દાનશીલ છે, તે રાજા રાજ્ય કરવાને યોગ્ય ગણાય છે.[૩૮] તેમ જ જે રાજાના છૂપા દૂતો તથા વિચારો કૃતકૃત્ય હોવા છતાં અકૃતાર્થ જેવા ગણાય છે અને તપાસ કરવા છતાં પણ શત્રુઓ જેઓના ભેદને સમજી શકતા નથી તે રાજા રાજ્યને યોગ્ય ગણાય છે.[૩૯] હે ભરતવંશી યુધિષ્ઠિરરાજા! પૂર્વે મહાત્મા શુક્રાચાર્યે રામચરિત્ર કહ્યા પછી રાજાને ઉદ્દેશીને એક શ્લોક આ પ્રમાણે કહ્યો છે:[૪૦]

'राजानं प्रथमं विन्देत् ततो भार्यां ततो धनम् ।
राजन्यसति लोकस्य कुतो भार्या कुतो धनम् ॥

સર્વ કોઈ મનુષ્યે પ્રથમ તો સારા રાજાને મેળવવો જોઈએ અને પછી સ્ત્રી તથા ધન મેળવવા [illegible] કરવો જોઈએ; કારણ કે લોકના ઉપર સારા રાજાનું જો રક્ષણ ન હોય તો સ્ત્રી અને ધન પાસે રહી જ ક્યાંથી શકે?[૪૧] માટે રાજ્યની ઇચ્છાવાળા રાજાઓનો પ્રજાઓનું રક્ષણ કરવું તે જ સનાતન ધર્મ છે. એ સિવાય તેઓનો બીજો ધર્મ જ નથી; કારણ કે પ્રજાઓનું રક્ષણ તે જ લોકોને ધારણ કરી રાખે છે.[૪૨] એ વિષયમાં પ્રચેતાના પુત્ર ભગવાન મનુએ રાજધર્મને અનુસરતા બે શ્લોક કહ્યા છે. હે રાજેન્દ્ર! તે બન્ને શ્લોકો તમે એકાગ્ર ચિત્તથી સાંભળો:[૪૩]

'षडेतान् पुरुषो जह्याद् भिन्नां नावमिवार्णवे ।
अप्रवक्तारमाचार्यमनधीयानमृत्विजम् ॥ ४४ ॥
अरक्षितारं राजानं भार्यां चाप्रियवादिनीम् ।
ग्रामकामं च गोपालं वनकामं च नापितम् ॥ ४५ ॥

સમુદ્રમાં ભાંગી પડેલી નાવનો જેમ ત્યાગ કરી દેવો જોઈએ, તેમ પુરુષે ઉપદેશ નહિ આપનાર આચાર્યનો, વેદાધ્યયન નહિ કરનાર બ્રાહ્મણનો, રક્ષણ નહિ કરનાર રાજાનો, અપ્રિય બોલનારી પોતાની સ્ત્રીનો, ગામમાં વસવાની ઇચ્છાવાળા ગોવાળનો તથા વનમાં વસવાની ઇચ્છાવાળા હજામનો ત્યાગ કરી દેવો જોઈએ; કારણ કે એ છયે જણા પ્રજાઓનો અનર્થ કરનાર છે.'[૪૪-૪૫]

ઇતિ શ્રીમદ્ભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'રાજધર્મનો ઉપદેશ' નામનો અધ્યાય ૫૭મો સમાપ્ત

## अध्याय ५८मो

### સંક્ષિપ્ત રાજધર્મ

॥ भीष्म उवाच ॥

एतत्ते राजधर्माणां नवनीतं युधिष्ठिर ।
बृहस्पतिर्हि भगवान् न्याय्यं धर्मं प्रशंसति ॥ १ ॥

ભીષ્મ બોલ્યા: હે યુધિષ્ઠિરરાજા! એ પ્રમાણે મેં તમને રાજધર્મોનો સર્વ તાત્ત્વિક સાર કહ્યો. ભગવાન બૃહસ્પતિ પણ મેં કહ્યા તેવા ન્યાયયુક્ત ધર્મની પ્રશંસા કરે છે.[૧] એ સિવાય ભગવાન વિશાલાક્ષ, મહાતપસ્વી શુક્રાચાર્ય, સહસ્રનેત્ર ઇંદ્ર, પ્રચેતાના પુત્ર મનુ, ભગવાન ભરદ્વાજ અને મુનિ ગૌરશિરા વગેરે રાજાઓને ઘટતાં ધર્મશાસ્ત્રો રચનારા વેદપારંગત બ્રહ્મનિષ્ઠ મહાપુરુષોએ

પ્રજાઓના રક્ષણને જ રાજાઓના મુખ્ય ધર્મ તરીકે કહેલ છે. હે ધાર્મિક શ્રેષ્ઠ! હે કમળ સમાન લાલ નેત્રવાળા યુધિષ્ઠિર! એ રક્ષાધર્મ કઈ યુક્તિથી આચરી શકાય છે, તે હું તમને કહું છું, સાંભળો.[૨-૪] છૂપા દૂતો રાખવા, પ્રકટ રીતે કામ કરનારા દૂતો રાખવા, યથાયોગ્ય સમયે સર્વ અધિકારીઓને પગાર આપી દેવા, મત્સરનો ત્યાગ કરવો, યુક્તિથી પ્રજાઓ પાસેથી પોતાનો રાજભાગ લેવો; પણ દમનનીતિનો ઉપયોગ કરી પ્રજાઓ પાસેથી કર ન લેવો, સત્પુરુષોનો સંગ્રહ કરવો, શૂરવીરતા કેળવવી, ડહાપણનો ઉપયોગ કરવો, સત્યતાભરેલો વ્યવહાર કરવો, પ્રજાઓનું હિત કરવું, સરળતાથી અથવા કુટિલતાથી પણ શત્રુપક્ષમાં ફાટફૂટ કરવી, જૂનાં થયેલાં મકાનોનો પુનરુદ્ધાર કરવો, દુઃખી મનુષ્યોની માવજત રાખવી, યથાયોગ્ય સમયે શારીરિક અને આર્થિક દંડનો ઉપયોગ કરવો, સદ્ગુણી પુરુષોનો ત્યાગ ન કરવો, કુળવાનોનું પોષણ કરવું, સંગ્રહ કરવા યોગ્ય ધાન્યાદિ પદાર્થોનો સંગ્રહ કરવો, કેવળ સેવાબુદ્ધિ ધરાવનાર પુરુષોને પોતાની પાસે રાખવા, સૈન્યોને નિત્ય હર્ષથી પ્રફુલ્લ રાખવાં, પ્રજાઓની દેખરેખ રાખવી, હરકોઈ કાર્ય કરતી વેળા ખિન્ન થવું નહિ, કોશની (ભંડારની) વૃદ્ધિ કર્યા કરવી, નગરનું રક્ષણ કરવામાં સાવધ રહેવું, પહેરેગીરોનો પણ સંપૂર્ણ વિશ્વાસ ન રાખવો, વેપાર આદિનો લોભ બતાવી શત્રુઓએ વશ કરેલા નગરના લોકોમાં માંહોમાંહે ભેદ પડાવવો. શત્રુરાજાની, તટસ્થ રાજાની તથા મિત્રરાજાની આંતરિક તપાસ રાખવી, પોતાના સેવકોને પણ અંદર અંદર ફોડી જોવા, પોતાના નગરની ચર્ચા પકડે જ જોવી, સેવકવર્ગનો વિશ્વાસ ન રાખવો, શત્રુનું પણ યોગ્ય સમયે આશ્વાસન કરવું, નીતિ અને ધર્મને અનુસરીને વર્તવું, નિત્ય પુરુષાર્થ કરતા રહેવું, શત્રુઓનું પણ અપમાન કરવું નહિ. અનાર્ય-હીન કર્મોનો ત્યાગ કરવો, આ સર્વ પ્રજારક્ષણના સાધનો છે.[૫-૧૨] વળી બૃહસ્પતિએ રાજાઓને ઉદ્યોગી રહેવા માટે ખાસ ભાર દઈને કહ્યું છે; કારણ કે રાજધર્મનું મૂળ ઉદ્યોગ જ છે. તેના સંબંધમાં બૃહસ્પતિએ કહેલા શ્લોકો તમે સાંભળો :[૧૩]

'उत्थानेनामृतं लब्धमुत्थानेना सुराहताः ।
उत्थानेन महेन्द्रेण श्रेष्ठ्यं प्राप्तं दिवीह च ॥ १४ ॥
उत्थानवीरः पुरुषो वाग्वीरानधितिष्ठति ।
उत्थानवीरान् वाग्वीरा रमयंत उपासते ॥ १५ ॥
उत्थानहीनो राजा हि बुद्धिमानपि नित्यशः ।
प्रधर्षणीयः शत्रूणां भुजंग इव निर्विषः ॥ १६ ॥

ઇંદ્રાદિક દેવતાઓએ પૂર્વે ઉદ્યોગ કરીને જ અમૃત મેળવ્યુ હતું, ઉદ્યોગ કરીને જ તેઓએ અસુરોનો સંહાર કર્યો હતો અને મહેદ્રે ઉદ્યોગ કરીને જ સ્વર્ગલોકમાં તથા આ લોકમાં શ્રેષ્ઠ પ્રતિષ્ઠા મેળવી છે.[૧૪] વળી જે પુરુષ ઉદ્યોગ કરવામાં વીર છે, તે પુરુષ વાગ્વીર-વિદ્વાનોને પણ દબાવી શકે છે, એટલું જ નહિ પણ વાગ્વીર-વિદ્વાનો તેવા ઉદ્યોગવીર મહાપુરુષોને પોતાના વાણીવિલાસથી રંજન કરતા ઉપાસે છે;[૧૫] નિત્ય ઉદ્યોગશૂન્ય રહેનારો રાજા બુદ્ધિમાન હોય તોપણ વિષ (ઝેર) વિનાનો સર્પ જેમ સર્વ લોકના અપમાનનું પાત્ર બને છે, તેમ શત્રુઓના અપમાનનું પાત્ર બને છે.[૧૬] વળી બળવાન રાજાએ પોતાના દુર્બળ શત્રુનું પણ અપમાન કરવું નહિ. તેને તુચ્છ ગણી કાઢી તેની ઉપેક્ષા કરવી નહિ; કારણ કે અગ્નિનો નાનો તણખો પણ બાળી શકે છે અને થોડું ઝેર પણ મનુષ્યનાં પ્રાણ લે છે.[૧૭] હાથી, ઘોડા, રથ અને પાયદળ એ માંહેના એક જ અંગથી જો શત્રુ સંપન્ન હોય છે તો કિલ્લાનો આશ્રય કરી, મહાસમૃદ્ધિમાન એવા રાજાના દેશને પણ રંજાડી શકે છે.[૧૮] રાજાનું એ કર્તવ્ય છે કે, પોતાનું જે કોઈ યથાર્થ ગુપ્ત વચન, શત્રુઓનો પરાજય કરવા માટે કરેલો સેનાસંગ્રહ, તેવા કોઈ કારણને અંગે પોતાના હૃદયમાં જે કંઈ કપટ હોય તથા શત્રુઓ પર વિજય મેળવવા માટે પોતે તેવું જે કોઈ નીચ કામ કર્યું હોય તે સર્વનું પ્રજાઓની પાસે પોતાની સરળતા દેખાડીને ગોપન કરવું જોઈએ અને લોકોનું ઐક્ય-સંગઠન કરવા માટે તેવી ધાર્મિક ક્રિયાઓનું આચરણ કરવું જોઈએ;[૧૯-૨૦] કારણ કે રાજ્ય એ અતિ મહાન તંત્ર છે. ક્રૂર પુરુષો તે રાજ્યતંત્રને ચલાવી શકતા નથી, તેમ એ તંત્ર ચલાવવામાં ઘણો જ પરિશ્રમ પડતો

હોવાથી કોમળ પ્રકૃતિનો પુરુષ તેના ભારને વહી શકતો નથી.[૨૧] વળી રાજ્ય એ સર્વનો ભોગ્ય પદાર્થ છે, જેથી કેવળ સરળતાના ગુણનો આશ્રય કરવાથી તેનું રક્ષણ કરી શકાતું નથી, માટે હે યુધિષ્ઠિર! તમારે સરળતા અને કઠોરતા, એ બન્ને ગુણોથી મિશ્રવૃત્તિનો આશ્રય કરીને વર્તન કરવું.[૨૨] જોકે એ રીતે વર્તન કરી પ્રજાઓનું રક્ષણ કરનારા રાજાને ઘણાં સંકટો વેઠવાં પડે છે; તોપણ એમ વર્તવાથી રાજાને મહાન ધર્મનો લાભ થાય છે અને પૂર્વકાળના રાજાઓ એ માર્ગે જ વર્ત્યા છે.[૨૩] હે કુરુશ્રેષ્ઠ યુધિષ્ઠિર! આ તો મેં તમારી પાસે રાજધર્મોના એક લેશ માત્રનું જ વર્ણન કરી બતાવ્યું છે, છતાં એમાં તમને જે કંઈ સંદેહ થતો હોય, તે વિષે મને ફરી પૂછો.[૨૪]

વૈશંપાયને કહ્યું : હે જનમેજય! ભીષ્મે એ પ્રમાણે કહ્યું, એટલે ભગવાન વ્યાસ, દેવસ્થાન, અશ્મા, શ્રીકૃષ્ણ, કૃપાચાર્ય, સાત્યકિ તથા સંજય હર્ષથી પ્રફુલ્લ થયેલાં મુખો વડે 'વાહ, વાહ, વાહ, વાહ' એમ કહીને મહાન ધર્મવેત્તા પુરુષવ્યાઘ્ર ભીષ્મની સ્તુતિ કરવા લાગ્યા.[૨૫-૨૬] તે પછી કુરુમહારાજા યુધિષ્ઠિર દીનચિત્ત થઈને પોતાનાં અશ્રુભરેલાં બન્ને નેત્રો વડે ભીષ્મના ચરણને સ્પર્શ કરી બોલ્યા કે, 'હે પિતામહ! મારા સંદેહ વિષે હવે હું આવતી કાલે આપને પૂછીશ; કારણ કે ભગવાન સૂર્યદેવ પૃથ્વીના રસનું પાન કરીને અસ્ત પામવાની તૈયારી પર છે.'[૨૭-૨૮] આમ કહીને યુધિષ્ઠિર, શ્રીકૃષ્ણ અને કૃપાચાર્ય વગેરેએ સર્વ બ્રાહ્મણોને વંદન કર્યું તથા ગંગાપુત્ર ભીષ્મની પ્રદક્ષિણા કરી પોતપોતાના રથોમાં બેઠા.[૨૯] પછી દૃષદ્વતી નદીના તટ પર જઈને તેઓએ સ્નાનાદિક ઉદકક્રિયાઓ, વિધિપૂર્વક સંધ્યાવંદન તથા જપાદિક મંગલ કર્મો કર્યાં ને તે કર્યા પછી શત્રુતાપન તે રાજાઓ હસ્તિનાપુરમાં દાખલ થયા.[૩૦]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'સંક્ષિપ્ત રાજધર્મ' નામનો અધ્યાય ૫૮ મો સમાપ્ત

# અધ્યાય ૫૯મો

## રાજા અને રાજ્યબંધારણનો કાળ

॥ वैशंपायन उवाच ॥

ततः कल्यं समुत्थाय कृतपूर्वाह्णिकक्रियाः ।
ययुस्ते नगराकारै रथैः पांडवयादवाः ॥ १ ॥

વૈશંપાયને કહ્યું : હે જનમેજય! તે પછી બીજે દિવસે પ્રાતઃકાળમાં ઊઠીને પાંડવોએ તથા યાદવોએ દિવસના પૂર્વભાગને લગતી સર્વ સ્નાનસંધ્યાદિક નિત્યક્રિયાઓ કરી અને પછી નગર સમાન દેખાવના રથોમાં બેસીને તેઓ ભીષ્મ પાસે જવા નીકળ્યા.[૧] હે નિર્દોષ રાજા! જોતજોતામાં તેઓ કુરુક્ષેત્રમાં પોઢેલા ભીષ્મની પાસે આવી પહોંચ્યા અને ત્યાં આવીને તેઓએ રથીશ્રેષ્ઠ ગંગાપુત્ર ભીષ્મને રાત્રિની સુખાકારીના પ્રશ્નો પૂછ્યા. વ્યાસાદિક મહર્ષિઓને વંદન કર્યું અને પછી તેઓનું અભિનંદન સ્વીકારી, ભીષ્મની ચોતરફ વીંટાઈને તેમની સમીપ તેઓ બેઠા.[૨-૩] પછી મહાતેજસ્વી ધર્મરાજા યુધિષ્ઠિરે વિધિપૂર્વક ભીષ્મની પૂજા કરી બે હાથ જોડીને બોલ્યા.[૪]

યુધિષ્ઠિરે પૂછ્યું : હે શત્રુતાપન ભરતવંશી રાજન્! આ જગતમાં 'રાજા' એવો શબ્દ જે પ્રસિદ્ધ થયો છે તે કેવી રીતે ઉત્પન્ન થયો તે મને કહો.[૫] મને આશ્ચર્ય થાય છે કે, જે એક પુરુષને બીજા સર્વ મનુષ્યોની પેઠે ભુજા, હાથ અને કંઠ સમાન છે; ઇંદ્રિયો, બુદ્ધિ અને આત્મા સરખાં છે; સુખ તથા દુઃખ પણ સર્વની સમાન છે; પીઠ, મુખ ઉદર, વીર્ય, હાડકાં, મજ્જા, માંસ અને રુધિર પણ બીજાના જેવાં છે; નિઃશ્વાસ અને ઉચ્છ્વાસ પણ સર્વના જેવો છે; પ્રાણ તથા શરીર પણ અન્યના સમાન છે તેમ જ જન્મ અને મરણ પણ બીજાઓની પેઠે સરખું જ છે, આ રીતે મનુષ્યોના સર્વ ગુણોની સમાનતા ધરાવનારો તે રાજા શબ્દવાચ્ય એક જ પુરુષ જગતમાંહેના મહાબુદ્ધિમાન અને શૂર પુરુષોની ઉપર પણ પોતાનો અધિકાર કેમ ચલાવી રહ્યા છે?[૬-૮] તે એકલો શૂરવીર અને આર્યપુરુષોથી ભરેલી સમગ્ર પૃથ્વીનું કેમ રક્ષણ કરે છે? અને શા માટે જગતના સર્વ લોકો તેની જ કૃપા મેળવવાની

ઇચ્છા રાખે છે?[૯] વળી એ પણ નિશ્ચય જોવામાં આવે છે કે, 'રાજા' શબ્દને ધારણ કરનારા તે એક જ પુરુષની પ્રસન્નતાથી આખું વિશ્વ પ્રસન્ન થાય છે અને તેની એકની વ્યાકુળતાથી સમગ્ર જગત વ્યાકુળ થઈ જાય છે, તે શું?[૧૦] હે વક્તાઓમાં શ્રેષ્ઠ ભરતવંશના મહાપુરુષ! તે 'રાજા' શબ્દની ઉત્પત્તિના સંબંધમાં જે યથાર્થ તત્ત્વ રહેલું હોય તે સાંભળવાની મને ઇચ્છા છે, માટે તે જ મને કહો.[૧૧] હે રાજા! માત્ર એક જ પુરુષને આખું જગત દેવની પેઠે નમે છે, તેમાં કંઈ અલ્પ કારણ નહિ હોય.[૧૨]

ભીષ્મ બોલ્યા : હે પુરુષવ્યાઘ્ર રાજા! પૂર્વે સત્યયુગના સમયમાં રાજ્યની જે રીતે ઉત્પત્તિ થઈ હતી તે સર્વ હું તમને સંપૂર્ણ કહું છું, તમે સાવધાન થઈને સાંભળો.[૧૩] તે સમયે–સત્યયુગમાં રાજ્ય ન હતું, રાજા ન હતો, દંડ ન હતો અને દંડને પાત્ર કોઈ મનુષ્ય પણ ન હતો. માત્ર ધર્મને અનુસરીને જ સર્વ પ્રજાઓ પરસ્પરનું રક્ષણ કરતી હતી.[૧૪] હે ભારત! તે સમયના મનુષ્યોએ ધર્મપૂર્વક વર્તીને એ પ્રમાણે ઘણા કાળ સુધી અન્યોન્યનું રક્ષણ કર્યું; પરંતુ આખરે એ રીતે રક્ષણ કરવામાં તેઓને ઘણો જ પરિશ્રમ પડવા લાગ્યો અને પછી તેઓમાં મોહ દાખલ થયો.[૧૫] હે મનુષ્યશ્રેષ્ઠ! આમ જ્યારે તેઓ મોહવશ થઈ ગયા ત્યારે તેઓના જ્ઞાનનો લોપ થઈ ગયો અને જ્ઞાનનો લોપ થવાથી તેઓનો ધર્મ પણ નાશ પામ્યો.[૧૬] હે ભરતશ્રેષ્ઠ રાજા! એ રીતે જ્ઞાનનો લોપ થતાં મોહાધીન થયેલા તે કાળના મનુષ્યો અનુક્રમે લોભના સપાટામાં પણ સપડાયા[૧૭] અને પછી તો પોતાને નહિ મળેલી વસ્તુના લોભને અધીન થઈ તે વસ્તુ મેળવવાની ઇચ્છા કરવા લાગ્યા. જેથી હે રાજા! તેઓનામાં 'કામ' નામના બીજા શત્રુએ પણ પ્રવેશ કરી દીધો.[૧૮] આમ જેવા તેઓ કામાધીન થયા કે તુરત જ કામજન્ય 'રાગ' નામના શત્રુએ તેઓનો સ્પર્શ કર્યો અને પછી તો હે યુધિષ્ઠિર! રાગાધીન થયેલા તે મનુષ્યો કાર્યાકાર્યના વિવેકથી ભ્રષ્ટ જ બની ગયા;[૧૯] એટલું જ નહિ પરંતુ શું ગમન કરવા યોગ્ય છે, શું ગમન કરવા યોગ્ય નથી; શું બોલવા યોગ્ય છે, શું બોલવા યોગ્ય નથી; શું ભક્ષણ કરવા યોગ્ય છે, શું ભક્ષણ કરવા યોગ્ય નથી અને શું કરવાથી દોષ લાગે છે તથા શું કરવાથી દોષ નથી લાગતો–એ સંબંધનું પણ તેઓને જ્ઞાન રહ્યું નહિ.[૨૦] આવો જ્ઞાનવિપ્લવ થયો એટલે મનુષ્યલોકમાંથી વેદનો નાશ થઈ ગયો અને વેદનો નાશ થયો કે તુરત હે રાજા! તેના અંગભૂત યજ્ઞાદિ ધર્મનો પણ છેક લોપ થઈ ગયો.[૨૧] હે પુરુષસિંહ! એ રીતે વેદનો તથા યજ્ઞાદિ ધર્મનો લોપ થતાં દેવોમાં ભયપેસારો થયો. ત્રાસ પામી જઈને તેઓ બ્રહ્મદેવને શરણે ગયા.[૨૨] લોકોના પિતામહ ભગવાન બ્રહ્મદેવને સ્તુતિ દ્વારા પ્રસન્ન કરી દુઃખના વેગથી હાવરાબાવરા બની ગયેલા તે દેવો બે હાથ જોડીને તેમને કહેવા લાગ્યા કે,[૨૩] 'હે ભગવન્! મનુષ્યલોકમાં રહેલો સનાતન કાળનો વેદ આજે નષ્ટપ્રાય થઈ ગયો છે. સર્વ સ્થળે લોભ, મોહ આદિ દુષ્ટ ભાવોનું પ્રાબલ્ય વધી પડ્યું છે, જેથી અમે ભયગ્રસ્ત બની ગયા છીએ.[૨૪] હે જગતના નિયંતા! વેદનો વિનાશ થવાથી યજ્ઞાદિ ધર્મનો છેક લોપ થઈ ગયો છે અને તેથી હે ત્રિભુવનેશ્વર! અમે મનુષ્યની સમાનતામાં આવી પડ્યા છીએ–અર્થાત્ સ્વાહા આદિનો અભાવ થઈ જવાથી અમે ક્ષીણ થઈ ગયા છીએ–મનુષ્યોની પેઠે મરણધર્મની અણી પર આવી પડ્યા છીએ.[૨૫] આ વેદધર્મના નાશની પહેલાં યજ્ઞ કરનારા મનુષ્યો અગ્નિમાં હવિર્ધારાઓ કરીને ઊર્ધ્વવૃષ્ટિ કરતા હતા અને અમે ઉપરથી જળવૃષ્ટિ કરીને અન્નાદિ નિપજાવતા હતા, જેથી અમારું અને તેઓનું સારી રીતે પોષણ થતું હતું; પરંતુ હાલના સમયમાં તો યજ્ઞાદિ ક્રિયાઓ બંધ પડી ગયેલી હોવાથી અમે સંશયમાં આવી પડ્યા છીએ–અન્નપુષ્ટિ નહિ હોવાથી મરણશરણ થઈ ગયા છીએ;[૨૬] માટે હે પિતામહ! આ સ્થિતિમાં અમારું શું કરવાથી કલ્યાણ થાય, તેનો તમે વિચાર કરો અને જે કરવાથી તમારા પ્રભાવથી પ્રાપ્ત થયેલાં અમારાં ઐશ્વર્યોનો વિનાશ ન થઈ જાય, તે તમે કરો.'[૨૭] સ્વયંભૂ ભગવાન બ્રહ્મદેવની દેવોએ એ પ્રમાણે જ્યારે પ્રાર્થના કરી, ત્યારે તેમણે કહ્યું કે, 'હે દેવો! આમ ભયભીત ન બનો; હું તમારા કલ્યાણ માટેનો જરૂર વિચાર કરીશ.'[૨૮] દેવોને આવું સાંત્વન આપ્યા પછી

ભગવાન બ્રહ્મદેવે પોતાની બુદ્ધિના બળથી એક લાખ અધ્યાયનું નીતિશાસ્ત્ર તૈયાર કર્યું કે જે શાસ્ત્રમાં ધર્મ, અર્થ અને કામ એ વિખ્યાત ત્રિવર્ગનું સંપૂર્ણ વર્ણન છે. વળી ચોથા પુરુષાર્થ મોક્ષનું પણ ભિન્ન ભિન્ન ઉદ્દેશ પરત્વે અને ભિન્ન ભિન્ન સત્ત્વાદિ ગુણોના અધિકારી પરત્વે વર્ણન કરવામાં આવ્યું છે.[૨૯।૩૦] તથા પૂર્વોક્ત ત્રિવર્ગથી ભિન્ન મોક્ષનો જ ત્રિવર્ગ તેમાં વર્ણવ્યો છે કે જે ત્રિવર્ગમાં સત્ત્વ, રજ અને તમનો સમાવેશ થઈ જાય છે. વળી તે ઉપરાત દંડજન્ય ત્રિવર્ગ*સ્થાન, વૃદ્ધિ અને ક્ષયનું પણ તેમા વર્ણન કરેલુ છે;[૩૧] તેમ જ ચિત્ત×, દેશ, કાળ, ઉપાય, કૃત્ય અને સહાય આ છ નીતિજન્ય ગુણોનુ તે શાસ્ત્રમા બ્રહ્મદેવે વર્ણન કર્યું છે.[૩૨] હે ભરતશ્રેષ્ઠ યુધિષ્ઠિર! બ્રહ્મદેવે રચેલા એ લક્ષ અધ્યાયના શાસ્ત્રમા કર્મકાંડનું, જ્ઞાનકાંડનું, જીવિકાકાડનુ (ખેતીવાડી, વ્યાપારરોજગાર વિષેનું), દંડનીતિ(પાલનવિદ્યા)નું તથા બીજી ઘણી વિદ્યાઓનું કથન કરવામા આવ્યુ છે.[૩૩] વળી અંદર અંદર ફાટફૂટ થવાની શંકાથી મંત્રીઓની ખાનગી તપાસ રાખવા માટે, ગુપ્ત દૂતો રાખવા માટે, રાજપુત્રનાં લક્ષણો જાણવા માટે, બ્રહ્મચારી આદિનો વેશ ધારણ કરનારા છૂપા જાસૂસો રાખવા માટે, એક એક સ્થાને જુદા જુદા ત્રણ ત્રણ વેશો ધારણ કરનાર ચાલાક ગુપ્ત દૂતો એકઠા કરવા માટે, સામ, દાન, દંડ, ભેદ અને ઉપેક્ષા એ પાંચ ઉપાયોનું યોજન કરવા માટે એ શાસ્ત્રમાં વિસ્તારથી વર્ણન કરેલું છે.[૩૪।૩૫] વળી બ્રહ્મદેવે પણ પોતાના એ શાસ્ત્રમાં સર્વ પ્રકારના રાજ્ય સંબંધી ગુપ્ત વિચારોનું, શત્રુઓમાં ફાટફૂટ કરવા માટેના ઉપાયોનું, તે ઉપાયોમાં પડનારા વિભ્રમોનું, રાજકીય વિચારોની સિદ્ધિ, અસિદ્ધિ તથા ફળનું ઉત્તમ, મધ્યમ અને અધમ એ ત્રણ પ્રકારની સંધિનું અને ભય, સત્કાર તથા દ્રવ્યદાન કરીને કરવામા આવતી સંધિનું સંપૂર્ણ વર્ણન કરેલું છે.[૩૬।૩૭] તે ઉપરાંત શત્રુ સામે ચડાઈ લઈ જવાના ચાર* સમયો ધર્મ, અર્થ અને કામ એ ત્રિવર્ગનો વિસ્તાર, ધાર્મિક, આર્થિક અને આસુરી× વિજય, તથા ઉત્તમ, મધ્યમ અને અધમ એવા ભેદથી અમાત્ય, રાષ્ટ્ર, દુર્ગ, બળ અને કોશ એ પાચેનાં લક્ષણો એ શાસ્ત્રમાં સમગ્ર વર્ણવેલાં છે.[૩૮।૩૯] તેમ જ અનેક પ્રકારની પ્રકટ સેનાઓ રાખવા વિષે, આઠ પ્રકારની ગુપ્ત સેનાઓ રાખવા વિષે; રથો, હાથીઓ, ઘોડાઓ અને પાળાઓ એકઠા કરવા વિષે, કેવા માણસોને વેઠે પકડી જવા તે વિષે, નૌકાબળ જમાવવા વિષે, અનુચરો રાખવા વિષે તથા રાજ્યના ખર્ચથી ધર્મોપદેશકો રાખવા વિષે, એ શાસ્ત્રમાં સંપૂર્ણ વર્ણન કરેલું છે.[૪૦।૪૧] હે કુરુવંશી રાજા! પૂર્વોક્ત સૈન્યનાં આઠે પ્રકટ અંગો; વીંછી, સર્પ આદિ જંગમ વિષ, સોમલ વગેરે સ્થાવર વિષ, વસ્ત્રાદિકમાં છાંટી દેવાનાં ઝેરી ચૂર્ણો, ભોજનમાં નાખી દેવાનાં ઝેરી ચૂર્ણો, અનેક પ્રકારનાં મારણજારણ વગેરેના આભિચારિક પ્રયોગો તથા શત્રુ, મિત્ર અને તટસ્થ મનુષ્યોનાં લક્ષણો પણ એ બ્રહ્મદેવના શાસ્ત્રમાં વર્ણવ્યાં છે.[૪૨।૪૩] તે ઉપરાંત ગ્રહનક્ષત્રાદિના માર્ગનાં ફળો, ચોરાશી પ્રકારના પૃથ્વીના ગુણો, મંત્રયંત્રાદિકથી પોતાનું રક્ષણ, આશ્વાસન, જુદાં જુદાં કારખાનાંઓની દેખરેખ, પોતાના માણસો, હાથીઓ, રથો અને ઘોડાઓને દૃઢ તથા પુષ્ટ કરવાના તરેહ તરેહના ઉપાયો, ચક્રવ્યૂહ, ક્રૌંચવ્યૂહ વગેરે ભિન્ન ભિન્ન

* રાજકીય દંડના બળથી જ વેપારીઓના વેપારનું સ્થાન નિર્વિઘ્નતાવાળું થાય છે અર્થાત્ વેપારસ્થિતિનું બંધારણ મજબૂત થાય છે દંડના બળથી જ તપસ્વીઓનાં તપની વૃદ્ધિ થાય છે અને દંડના બળથી જ પ્રજાઓમાંથી ચોરલૂંટારાઓનો ક્ષય થાય છે; માટે સ્થાન, વૃદ્ધિ અને ક્ષય એ દંડજન્ય ત્રિવર્ગ છે.

× નીતિના બળથી પ્રજાઓનું ચિત્ત અવ્યવસ્થિત હોય તોપણ વ્યવસ્થિત અને શાંત થાય છે; દેશની કોઈ ભાગની પાયમાલી થઈ ગઈ હોય તોપણ આબાદી થાય છે; કળિયુગ ચાલતો હોય તોપણ સત્યયુગનું વાતાવરણ પ્રકટ થાય છે; મંત્ર' માવનો પણ અનુકૂળ થઈ પડે છે અને કાર્યસાધક કારણો તથા મિત્ર આદિ સહાયો યોગ્ય સમયે આવી મળે છે. આ છયે નીતિજન્ય ગુણોનું બ્રહ્મદેવના નીતિશાસ્ત્રમાં વર્ણન છે.

* પોતાના મિત્ર રાજાના અભ્યુદયના સમયે, પોતાના ખજાનામાં ધનનો સારો સંગ્રહ થઈ ગયો હોય તે સમયે, શત્રુના મિત્રનો નાશ થયો હોય તે સમયે તથા શત્રુના ખજાનામાં ધન ખૂટી પડ્યુ હોય તે સમયે શત્રુના પર ચડાઈ કરવા માટે શાસ્ત્રકારો કહે છે. —નીલકંઠ

× પ્રથમ સાભિકપર્વમાં વર્ણવ્યો છે તે.

વ્યૂહરચનાઓ, જાતજાતના યુદ્ધોની કુશળતા, આકાશમા થનારા ગ્રહયુદ્ધ તથા ધૂમકેતુ આદિ ઉત્પાતો, ઉલ્કાપાત અને ભૂમિકપ આદિ નિપાતો, ઉત્તમ પ્રકારના યુદ્ધો, સમયને અનુસરી યુદ્ધમાથી કરેલુ પલાયન, શસ્ત્રોને તીક્ષ્ણ કરવાના પ્રકારો તથા હે ભરતશ્રેષ્ઠ! સામર્થ્યનુ અને સકટ વિષેના વર્તનનું જ્ઞાન એ નીતિશાસ્ત્રમા દર્શાવેલ છે.[૪૪–૪૬] તેમ જ હે પાડવ! સૈન્યને સકટમા આવી પડેલુ જોઈ શા પગલા લેવા તે વિષે, સૈન્યને ઉત્સાહિત કરવા વિષે, પીડા તથા આપત્તિના સમયે તેને અનુસરતુ વર્તન રાખવા વિષે, પાયદળવિદ્યા વિષે, મત્રેલુ નગારું આપોઆપ જ્યારે વાગવા માડે ત્યારે શત્રુ સામે ચઢાઈ કરવા વિષે, પોતાની પતાકા દેખાડીને તથા મોહજનક મત્રો સભળાવીને શત્રુને ગભરાવી નાખવા વિષે, ચોરો દ્વારા તથા જગલમા ભટકનારા ભયકર ભિલ્લો દ્વારા શત્રુના રાજ્યમા પીડા કરવા વિષે, આગ લગાડનારા, ઝેર આપનારા તથા પ્રતિમા (પ્રતિબિબ અથવા પ્રતિમૂર્તિ કે છબી) પાડનારા પુરુષો દ્વારા શત્રુના રાજ્યમા પીડા કરવા વિષે અને શત્રુના સેનાપતિઓને ફોડીને શત્રુએ સગ્રહ કરેલા ધાન્યાદિકનો નાશ કરી નાખીને મત્ર, તંત્ર, ઔષધિ વગેરેના પ્રયોગથી શત્રુઓના હાથીઓને દૂષિત અથવા રોગી કરી નાખીને તથા શત્રુના ભક્ત માણસને વશ કરીને અથવા તેને પોતાના પર વિશ્વાસ બેસાડીને પણ શત્રુના દેશને પાયમાલ કરવા વિષે એ શાસ્ત્રમા કહેવામા આવ્યુ છે [૪૭–૫૦] વળી સાત અગવાળા રાજ્યની વૃદ્ધિ, ક્ષય તથા સમસ્થિતિનુ સ્વરૂપ, દૂતોના સામર્થ્યના યોગથી પોતાના રાજ્યની કેવી રીતે વૃદ્ધિ કરવી અને શત્રુ, મધ્યસ્થ તથા મિત્ર કોને જાણવા, તેનુ પણ તે શાસ્ત્રમા વિસ્તારથી વર્ણન છે. બળવાન શત્રુઓને કેવી રીતે દબાવી દેવા, તેઓના પર કેવી રીતે છાપો મારવો, અતિ સૂક્ષ્મ વ્યવહારમા કેવી રીતે વર્તવુ, ખલ પુરુષોનુ ઉન્મૂલન કેવી રીતે કરવુ, મલ્લવિદ્યા તથા કસરતવિદ્યાનો કયા ઉપયોગ કરવો, સૈનિકોને શસ્ત્રો વાપરવા માટે કઈ જાતનું શિક્ષણ આપવુ, કેવા મનુષ્યને દાન આપવુ, દ્રવ્યનો સગ્રહ કયા ઉપાયે કરવો, પોષણ નહિ પામનારનુ કેવી રીતે પોષણ કરવુ, પોષણ પામતા પોષ્યવર્ગની કેવી રીતે દેખરેખ રાખવી, યોગ્ય સમયે દ્રવ્યદાન કયા કરવુ, વ્યસનોમા અત્યંત આસક્ત શા માટે ન થવું, રાજાના ગુણો કેવા હોવા જોઈએ, સેનાપતિમા કેવા ગુણો હોવા જોઈએ, ધર્મ, અર્થ તથા કામનું મૂળ કારણ શું, તે ત્રિવર્ગના દોષો અને ગુણો કેવી રીતે જાણવા, અનેક પ્રકારના દુરાચારોનું શું ફળ છે, પોતાના અનુયાયીઓની આજીવિકા કેવી રીતે બાધી આપવી, સર્વ કોઈના પર શા માટે વિશ્વાસ ન રાખવો જોઈએ, પ્રમાદનો કેવી રીતે ત્યાગ કરવો, નહિ મળેલુ કેવી રીતે મેળવવુ, મળેલાની કેવી રીતે વૃદ્ધિ કરવી, વૃદ્ધિ પામેલા ધનનુ વિધિપૂર્વક સુપાત્રોને કેવી રીતે દાન કરી દેવુ, ધર્મને માટે કેવાને દાન આપવુ, કામ્યદાન કયે સ્થળે આપવુ તથા સકટસમયે દાન આપીને કેમ છૂટી જવુ, તે વિષેના સર્વ સમાધાનો એ શાસ્ત્રમા દર્શાવ્યા છે,[૫૧–૫૮] તેમ જ હે કુરુશ્રેષ્ઠ! ક્રોધથી તથા કામથી થનારા દસ ઉગ્ર વ્યસનો એ નીતિશાસ્ત્રમા વર્ણવ્યા છે.[૫૯] હે ભરતશ્રેષ્ઠ! મૃગયા, જુગાર, મદિરાપાન તથા સ્ત્રીસેવન એ ચાર કામજન્ય ઉગ્ર વ્યસનો છે તથા વાણીની કઠોરતા, મારામારી, મનનો અસયમ તથા બીજાઓનું આર્થિક નુકસાન કરવુ તે ક્રોધજન્ય ઉગ્ર વ્યસનો છે, એમ કેટલાએક આચાર્યોએ તથા બ્રહ્મદેવે પોતે પણ કહેલુ છે [૬૦] વળી વિવિધ જાતના યત્રો વિષે, તે યત્રોને બનાવવાની ભિન્ન ભિન્ન ક્રિયાઓ વિષે, બીજાઓની લશ્કરી સહાય લઈને શત્રુના દેશને પાયમાલ કરવા વિષે, શત્રુના પર અકસ્માત્ ધસારો લઈ જવા માટે, શત્રુના રાજમહેલોને તથા વૃક્ષોને જમીનદોસ્ત કેમ કરવા તે વિષે, તેના જીર્ણ દેવાલયોનો નાશ કરવા વિષે, તેની ખેતીવાડીના ફળની લૂટ કરવા વિષે, પોતાની ખેતીવાડીના ફળનું રક્ષણ કરવાની આજ્ઞા કરવા વિષે, લડાયક સાધનો એકઠા કરવા વિષે તથા કવચ વગેરે બનાવવાની યુક્તિઓ વિષે બ્રહ્મદેવના શાસ્ત્રમા વર્ણન આપેલુ છે.[૬૧–૬૩] તે ઉપરાત ઢોલ, નગારા, શખો તથા ભેરીઓ વગેરે વાદિત્રો તૈયાર કરવાની યુક્તિઓ માટે, મણિઓ, પશુઓ, પૃથ્વી, વસ્ત્રો, દાસદાસીઓ તથા સુવર્ણ, એ છ દ્રવ્યોનો નાશ કરવા માટે, જીતીને મેળવેલા રાજ્યોમા શાતિ સ્થાપવા માટે, સત્પુરુષોનુ પૂજન કરવા માટે,

વિદ્વાનોની સાથે એકતા રાખવા માટે, દાનવિધિનુ તથા હોમવિધિનુ જ્ઞાન સંપાદન કરવા માટે, સુવર્ણ (સોનુ) આદિ મંગલ પદાર્થોનો સ્પર્શ કરવા વિષે, શરીર પર અલંકારો ધારણ કરવાની રીતિઓ વિષે, કેવા આહારની યોજના કરવી તે વિષે, નિત્ય આસ્તિકતા રાખવા માટે રાજાએ એકલાએ પણ કેવા ઉદ્યોગો કરવા જોઈએ તેના પ્રકારો વિષે, સત્ય ભાષણ વિષે, મધુર વાણી બોલવા વિષે, ઉત્સવોના તથા સમાજોના કર્તવ્યો વિષે, ધજારોપણ આદિ ગૃહકૃત્યો કરવા વિષે, મનુષ્યોના એકત્ર થવાના ચૌટા વગેરે સ્થાનોમા ચર્ચાતી રાજકીય વાતોનુ પ્રત્યક્ષ અથવા પરોક્ષ શ્રવણ કરવા વિષે અને હે ભરત સિંહ રાજા! પોતાના અનુચરોના વર્તનની દેખરેખ રાખવા વિષે એ નીતિશાસ્ત્રમા કથન કરવામા આવ્યુ છે[૬૪-૬૮] બ્રાહ્મણોને શિક્ષા નહિ કરવા માટે તેઓને યુક્તિપૂર્વક શિક્ષા કરવા માટે, પોતાના નોકરચાકરોને જાતિ અને ગુણના પ્રમાણમા માન્ય અધિકારો આપવા માટે, નાગરિકોના રક્ષણ માટે, પોતાના રાજ્યની વૃદ્ધિ માટે, ચાર દિશાના ચાર શત્રુરાજા, ચાર મિત્રરાજા તથા ચાર તટસ્થ રાજા એમ બધા મળીને બાર રાજાઓના મંડળનો મધ્યસ્થ જિગીષુ રાજાએ વિચાર કરવા માટે, વૈદ્યશાસ્ત્રમા દર્શાવેલા શૌચ, અભ્યંગ આદિ બોતેર શરીરસંસ્કારો કરવા માટે અને દેશના, કુળના તથા જાતિના ધર્મો માટે બ્રહ્મદેવના એ નીતિશાસ્ત્રમા સંપૂર્ણ વર્ણન કરવામા આવ્યુ છે[૬૯-૭૧] પુષ્કળ દક્ષિણા આપનારા હે રાજા! તે ઉપરાંત બ્રહ્મદેવના એ નીતિશાસ્ત્રમા ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચારે પુરુષાર્થો વર્ણવ્યા છે તથા વિવિધ પ્રકારના ઉપાયો અને દ્રવ્ય મેળવવાની અનેક જાતની ઇચ્છાઓ તેમા દર્શાવેલી છે[૭૨] વળી તે સિવાય ખેતીવાડી વગેરે કોશની વૃદ્ધિ કરનારી મૂળ ક્રિયાઓ કરવાના પ્રકારો, અનેક જાતના કપટભરેલા પ્રયોગો, વહેતા પાણી વાળા ઝરાઓમા ઝેરી પદાર્થો નાખીને તેઓને દૂષિત કરવાના ઉપાયો અને જે જે ઉપાયોની યોજના કરવાથી મનુષ્યો આર્યમાર્ગથી ભ્રષ્ટ થાય નહિ તેવા તેવા સર્વ ઉપાયો એ નીતિશાસ્ત્રમા વર્ણવ્યા છે[૭૩ ૭૪] મહાસમર્થ ભગવાન બ્રહ્મદેવે સર્વનુ કલ્યાણ કરનારુ તે નીતિશાસ્ત્ર રચીને ઇંદ્ર પ્રમુખ દેવતાઓને હર્ષપૂર્વક કહ્યુ કે,[૭૫] 'હે દેવો! લોકોનો ઉપકાર કરવા માટે તથા ધર્મ, અર્થ અને કામરૂપ ત્રિવર્ગનુ સ્થાપન કરવા માટે મે મારી બુદ્ધિના પ્રભાવથી સર્વ શાસ્ત્રના સાર ભૂત આ નીતિશાસ્ત્ર રચ્યુ છે[૭૬] મારી બુદ્ધિથી ઉત્પન્ન થયેલુ આ નીતિશાસ્ત્ર દંડ દ્વારા નિગ્રહ અનુગ્રહ કરીને લોકોનુ રક્ષણ કરશે અને સર્વ લોકમા પ્રચાર પામશે[૭૭] આ શાસ્ત્રમા દર્શાવેલા દંડના ઉપયોગથી લોકો પુરુષાર્થરૂપી ફળને પ્રાપ્ત થશે અથવા આ શાસ્ત્રના અભ્યાસથી સર્વનુ દંડની પ્રાધાન્યતા તરફ વલણ થશે, માટે આનુ 'દંડનીતિ' એવુ નામ પ્રસિદ્ધ થશે અને તે ત્રણે લોકમા વ્યાપ્ત થશે[૭૮] વળી આ દંડ નીતિશાસ્ત્રમા નીતિના છયે ગુણોનો સાર દર્શાવ્યો છે તથા ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થોનુ સંપૂર્ણ વર્ણન કર્યું છે, તેથી આ શાસ્ત્ર મહાત્મા પુરુષોમા માન્ય થઈ પડશે' બ્રહ્મદેવે એ પ્રમાણે કહ્યુ, તે પછી અનેક સ્વરૂપોને ધારણ કરનારા તથા વિશાળ નેત્રોવાળા પાર્વતી પતિ ભગવાન શંકરદેવે સૌની પહેલા એ નીતિ શાસ્ત્ર ગ્રહણ કર્યું.[૭૯ ૮૦] કાળ પરત્વે પ્રજાઓના આયુષ્યો ટૂંકા થતા જોઈ ભગવાન શંકરે મોટા મોટા અર્થોનુ જેમા વર્ણન છે તેવા એ બ્રહ્મદેવના શાસ્ત્રને સંક્ષેપમા રચીને 'વૈશાલાક્ષ' એવુ નામ આપ્યુ[૮૧] પછી દસ હજાર અધ્યાયના પ્રમાણમા તૈયાર થયેલા તે વૈશાલાક્ષ નીતિશાસ્ત્રનુ મહાતપસ્વી અને બ્રહ્મનિષ્ઠ ભગવાન ઇંદ્રદેવે શંકર પાસેથી અધ્યયન કર્યું અને તેણે પણ સમય તરફ લક્ષ્ય આપીને તે શાસ્ત્રને પાચ હજાર અધ્યાયના પ્રમાણમા સંક્ષિપ્ત કરી નાખ્યુ તથા 'બાહુદંતક' એવુ નવુ નામ આપ્યુ[૮૨-૮૩] તે પછી મહાસમર્થ પુરોહિત બૃહસ્પતિએ તે શાસ્ત્રનુ ઇંદ્ર પાસેથી અધ્યયન કરીને સંક્ષેપમા ત્રણ હજાર અધ્યાયોના પ્રમાણમા તેની રચના કરી દીધી, જેથી તે શાસ્ત્ર 'બાર્હસ્પત્ય' એવા નામથી જગતમા પ્રસિદ્ધ થયુ,[૮૪] અને તે પછી અપાર બુદ્ધિમાન અને મહાયશસ્વી એવા શુક્રાચાર્યે તે શાસ્ત્રને એક હજાર અધ્યાયના પ્રમાણમા સંક્ષિપ્ત કરી નાખ્યુ[૮૫] આમ લોકોના આયુષ્યને

ટૂંકાં થતાં જોઈ મહર્ષિઓએ તે તે યુગના મનુષ્યોને નીતિશાસ્ત્રનું જ્ઞાન કરાવવા માટે સંક્ષિપ્ત શાસ્ત્રની રચના કરી છે.૮૬

આ પ્રમાણે બ્રહ્મદેવના નીતિશાસ્ત્રની વ્યવસ્થા થઈ ગયા પછી દેવો પ્રજાપતિ વિષ્ણુ પાસે ગયા અને તેમને કહેવા લાગ્યા કે, 'હે ભગવન્! મનુષ્યોમાં જે એક પુરુષ સર્વના કરતાં શ્રેષ્ઠ હોય તે અમને બતાવો.' પછી મહાસમર્થ ભગવાન નારાયણ દેવે તે વિષે વિચાર કરીને 'વિરજા' નામના એક મહાતેજસ્વી પુત્રને મનથી ઉત્પન્ન કર્યો;૮૭-૮૮ પરંતુ હે પાંડુપુત્ર! મહાભાગ્યશાળી વિરજાએ પૃથ્વીના રાજા થવાની ઇચ્છા કરી નહિ, તેને તો સંન્યાસ લેવાની જ બુદ્ધિ સૂઝી હતી.૮૯ વિરજાનો કીર્તિમાન નામનો પુત્ર હતો, તે પણ વિષયોથી મુક્ત થવાની ઇચ્છાવાળો હતો અને તે કીર્તિમાનનો પુત્ર કર્દમ પણ મહાન તપશ્ચર્યા કરવામાં જ તત્પર થયો.૯૦ પ્રજાપતિ કર્દમનો અનંગ નામનો પુત્ર થયો અને તેણે દંડનીતિમાં કુશળતા સંપાદન કરીને પ્રજાઓનું સારી પેઠે રક્ષણ કર્યું.૯૧ એ અનંગનો અતિબલ નામનો નીતિમાન પુત્ર થયો અને તેણે મહારાજ્યનો સ્વીકાર પણ કર્યો; પરંતુ આખરે તે ઇંદ્રિયોને આધીન થઈ ગયો.૯૨ હે રાજા! મૃત્યુની સુનીથા નામની ત્રણે લોકમાં વિખ્યાત એવી એક માનસી (મનથી ઉત્પન્ન થયેલી) પુત્રી હતી. તેનાથી અતિબલે વેન નામના એક પુત્રને ઉત્પન્ન કર્યો.૯૩ તે વેન રાજા મહારાજ્ય ઉપર આવીને પ્રજાઓ પર અધર્મ ગુજારવા લાગ્યો અને રાગદ્વેષને અધીન થઈ અનાર્ય આચરણ કરવા લાગ્યો, જેથી બ્રહ્મવાદી ઋષિઓએ મંત્રેલી દર્ભશલાકા(સળી) નો પ્રહાર કરી તેને મારી નાખ્યો.૯૪ પછી સર્વ ઋષિઓએ એકઠા મળી મંત્રોચ્ચારપૂર્વક તે વેનરાજાના મૃત શરીરની જમણી સાથળ ચીરી, એટલે તુરત જ તેની સાથળમાંથી એક બેડોળ આકૃતિનો પુરુષ ઉત્પન્ન થયો. તે પુરુષનું શરીર ઠીંગણું હતું; તેનો વર્ણ બળી ગયેલી થાંભલીના જેવો હતો, તેનાં નેત્રો લાલ વર્ણનાં હતાં તથા તેના કેશ શ્યામ વર્ણના હતા. તે પુરુષને જોઈને બ્રહ્મવાદી ઋષિઓએ કહ્યું કે, 'તું નીચે બેસી જા.૯૫-૯૬ ઋષિઓએ તેને એ પ્રમાણે કહ્યું એટલે તુરત તે પુરુષના શરીરમાંથી નિષાદ (ભિલ્લ) જાતિના ક્રૂર પુરુષો ઉત્પન્ન થયા. તેઓ પર્વતો અને વનોના પ્રદેશમાં વસવા લાગ્યા અને તેમાંના જેઓ વિંધ્યાચળ પર્વતની આસપાસ જઈ વસ્યા, તેઓના સેંકડો અને હજારો વંશજો 'મ્લેચ્છ' એ નામથી ઓળખાયા.૯૭ પછી બધા મહર્ષિઓએ પુનઃ વેનરાજાના મૃત શરીરના જમણા હાથને મંત્રીને ચીરી જોયો. એટલે તેમાંથી સ્વરૂપમાં જાણે બીજો ઇંદ્ર હોય તેવો એક પુરુષ ઉત્પન્ન થયો.૯૮ તેણે શરીર પર કવચ ધારણ કર્યું હતું, કેડે તલવાર લટકતી હતી, હાથમાં બાણ ચડાવેલું ધનુષ પકડ્યું હતું, તે વેદો અને વેદોનાં અંગોનો વેત્તા હતો અને ધનુર્વેદના પારને પામેલો હતો.૯૯ વળી હે રાજા! એ મહાપુરુષનો રાજનીતિએ સંપૂર્ણ રીતે આશ્રય કર્યો હતો. પછી વેનરાજાના જમણા હાથમાંથી ઉત્પન્ન થયેલા તે પુરુષે બે હાથ જોડીને મહર્ષિઓને કહ્યું કે,૧૦૦ 'હે મુનિઓ! મારામાં જન્મની સાથે અતિ સૂક્ષ્મ બુદ્ધિ ઉત્પન્ન થયેલી છે. તે બુદ્ધિ ધર્મના તથા અર્થના તાત્ત્વિક સ્વરૂપને જોનારી છે, માટે તમે મને કહો, એ બુદ્ધિનો મારે શો ઉપયોગ કરવો?૧૦૧ તમે મને જે અર્થવાળું કાર્ય કરવા માટે કહેશો તેને હું વિચાર કર્યા વિના તત્કાળ કરીશ.'૧૦૨

તે સાંભળી દેવોએ અને મહર્ષિઓએ તેને કહ્યું કે, 'જે કાર્ય નિત્ય ધર્મયુક્ત હોય તે તારે નિઃશંક થઈને કરવું. તારે કોઈના પર પ્રીતિ કે અપ્રીતિ રાખ્યા વિના સર્વ પ્રાણીઓ પર સમદૃષ્ટિ રાખીને વર્તવું. કામ, ક્રોધ, લોભ અને માનને તો દૂર જ ફેંકી દેવા અને નિરંતર ધર્મ તરફ દૃષ્ટિ કરીને તારે જે કોઈ મનુષ્ય ધર્મવિરુદ્ધ પગલું ભરે તેને એ બાહુઓ બાંધીને કેદ પકડવો. તું તારાં મન, વચન અને કર્મથી અમારી પાસે પ્રતિજ્ઞા કર કે, હું પૃથ્વીમાં પરબ્રહ્મસ્વરૂપ ગણાયલા વેદનું નિત્ય રક્ષણ કરીશ, દંડનીતિશાસ્ત્રમાં જે ધર્મ દર્શાવેલો છે તેનું હું નિત્ય આચરણ કરીશ અને મારી ઇંદ્રિયોને વશ કદી હું થઈશ નહિ. વળી હે વિભુ! તું પ્રતિજ્ઞા કર કે, બ્રાહ્મણોને હું કદી દંડીશ નહિ અને લોકોમાં વર્ણસંકરતા થતી અટકાવીને તેઓનું હું રક્ષણ કરીશ.

ઋષિઓનાં તે વચનો સાંભળ્યા પછી વેનના પુત્રે

તે મહર્ષિઓને કહ્યું કે, 'હે મહાપુરુષો! મહાભાગ્યશાળી બ્રાહ્મણો મારે સદા પૂજ્ય છે.' તેણે એ પ્રમાણે કહ્યું એટલે બ્રહ્મવાદી મહર્ષિઓએ 'एवमस्तु' એમ કહીને તેને ધન્યવાદ આપ્યો; ને પછી વેદના ભંડારરૂપ શુક્રાચાર્ય તેના પુરોહિત થયા, વાલખિલ્ય અને સારસ્વત નામના મુનિગણો તેના મંત્રીઓ થયા તથા મહર્ષિ ભગવાન ગર્ગાચાર્ય તેના જ્યોતિષી થયા. એ રીતે વેનનો પુત્ર જ્યારે રાજ્યાસને આવ્યો, ત્યારે મનુષ્યોમાં પ્રમાણભૂત એવી એક ઐતિહાસિક કહેણી સંભળાવા લાગી કે, આ 'વેનપુત્ર વિષ્ણુથી આઠમો* પુરુષ છે.' એ પૃથુરાજાની ઉત્પત્તિ પહેલાં જ સૂત અને માગધ નામના તેના બે સ્તુતિપાઠકો ઉત્પન્ન થયા હતા. કોઈ એક સમયે વેનપુત્ર પ્રતાપી પૃથુરાજા તેઓ બન્નેના પર પ્રસન્ન થયો, જેથી સૂતને અનુપદેશ (કચ્છ-વાગડ) અને માગધને મગધદેશ તેણે ભેટમાં આપી દીધા. વળી બીજું અમારા સાંભળવામાં આવ્યું છે કે, પૃથુરાજાના રાજ્યકાળમાં પૃથ્વી સ્થળે સ્થળે ઊંચીનીચી હતી; પરંતુ તે રાજાએ પૃથ્વીને સરખી કરી છે.[૧૦૩-૧૧૪] જોકે સામાન્ય એવો નિયમ જ હોય છે કે, સર્વ મન્વંતરોના આરંભ સમયે પૃથ્વી ઊંચીનીચી થઈ જાય છે, તેથી વેનપુત્ર પૃથુરાજાએ ચારે બાજુ જામી ગયેલા મોટા મોટા પથ્થરોને તથા વધી પડેલા મોટા મોટા પર્વતોને પોતાના ધનુષની અણીથી ઉખેડી નાખ્યા હતા અને પૃથ્વીને સપાટ કરી હતી. હે મહારાજા! તે પછી વિષ્ણુદેવે, ઇંદ્રે, બીજા દેવોએ, ઋષિઓએ, પ્રજાપતિઓએ તથા બ્રાહ્મણોએ પૃથુરાજાનો રાજ્યાભિષેક કર્યો અને તે સમયે હે પાંડવ! પૃથ્વીદેવી સાક્ષાત્ સ્વરૂપ ધારણ કરીને, હાથમાં રત્નો લઈને પૃથુરાજાની સેવા કરવા માટે હાજર થઈ હતી.[૧૧૫-૧૧૭] વળી તે વેળા હે યુધિષ્ઠિર! નદીઓના પતિ સમુદ્રે, પર્વતોમાં ઉત્તમ હિમાચલે તથા ઇંદ્રે પૃથુરાજાને અખૂટ ધન આપ્યું હતું.[૧૧૮] તેમ જ સુવર્ણાચલ મહામેરુ પર્વતે જાતે આવીને તેને પુષ્કળ સુવર્ણની ભેટ કરી હતી અને મનુષ્ય પર સવારી કરનારા તથા યક્ષોના અને રાક્ષસોના રાજા ભગવાન કુબેરે ધર્મ, અર્થ અને કામની સિદ્ધિ કરવામાં સમર્થ એવા તે પૃથુરાજાને પુષ્કળ ધન અર્પણ કર્યું હતું. હે પાંડુપુત્ર! ઘોડાઓ, રથો, હાથીઓ તથા કરોડો પુરુષો પૃથુરાજાના ચિંતન માત્રથી જ તે વેળા ઉત્પન્ન થઈ ગયા હતા; એટલું જ નહિ પરંતુ એ રાજાના રાજ્યરક્ષણના સમયે પ્રજાઓને વૃદ્ધાવસ્થાનો, દુષ્કાળનો, માનસિક પીડાનો, શારીરિક વ્યથાનો, સર્પોનો, ચોરોનો કે માંહોમાંહેની કોઈ જાતની અશાંતિનો ભય ન હતો.[૧૧૯-૧૨૨] એ પૃથુરાજા જ્યારે સમુદ્રમાર્ગે મુસાફરી કરવા નીકળતો, ત્યારે સમુદ્રનું જળ સ્થંભી જતું, પૃથ્વી પર જ્યારે મુસાફરી કરવા નીકળતો ત્યારે પર્વતો પણ તેને માર્ગ આપી દેતા અને તેની ધજાનો કોઈ સ્થળે ભંગ થતો જ નહિ, વળી તેણે સત્તર પ્રકારનાં ધાન્યોનું પૃથ્વીમાંથી દોહન કર્યું હતું અને પ્રજાઓમાં જેને જે વસ્તુ ઇષ્ટ હતી તેને તે વસ્તુ યક્ષો, રાક્ષસો તથા સર્પો પાસેથી અપાવી હતી.[૧૨૩-૧૨૪] એ મહાત્માએ આ મનુષ્યલોકને અતિશય ધાર્મિક કર્યો હતો અને તેણે સર્વ પ્રજાઓનું રંજન કર્યું હતું, તેથી એ 'રાજા' કહેવાયો હતો;[૧૨૫] તેમ જ એણે સર્વ સંકટોમાંથી બ્રાહ્મણોનું રક્ષણ કર્યું હતું, તેથી લોકો એને 'ક્ષત્રિય' એવા નામથી કહેતા અને તેણે આ ભૂમિને ધર્મમાર્ગથી પ્રથિત (પ્રસિદ્ધ) કરી માટે ઘણા લોકો તે દિવસથી આરંભીને જ ભૂમિને 'પૃથ્વી' એવું નામ પ્રાપ્ત થયેલું કહે છે.[૧૨૬] હે ભારત! સનાતન ભગવાન વિષ્ણુએ પોતે જ એ રાજાને મર્યાદા બાંધી આપી હતી કે, 'હે રાજા! જગત માંહેનો કોઈ પણ પુરુષ તારું અપમાન કરી શકશે નહિ'[૧૨૭] વળી એ રાજાના શરીરમાં ભગવાન વિષ્ણુએ તપશ્ચર્યા દ્વારા પ્રવેશ કર્યો હતો, જેથી આજકાલ હજી સુધી પણ આખું જગત રાજાને દેવની પેઠે નમે છે.[૧૨૮] હે રાજા! સર્વ કોઈ રાજાઓએ દંડનીતિશાસ્ત્રનો આધાર લઈને જ પ્રજાઓનું રક્ષણ કરવું જોઈએ અને ગુપ્ત દૂતોનો રાજ્યમાં સંચાર કરાવીને લોકોની સઘળી હિલચાલથી વાકેફ થવું જોઈએ, જેથી રાજ્યક્રાંતિ થવાનો સંભવ ન રહે.[૧૨૯] હે રાજેંદ્ર! જે રાજાનું આચરણ મન, વચન અને કર્મમાં એકસરખું હોય છે, તે

* પહેલા વિષ્ણુ, બીજો વિરજા, ત્રીજો કીર્તિમાન, ચોથો કર્દમ, પાંચમો અનંગ, છઠ્ઠો અતિબલ, સાતમો વેન અને આઠમો પૃથુ. —નીલકંઠ

રાજાનાં પ્રત્યેક શુભ કર્મોનું ફળ શુભ જ આવે છે.[૧૩૦] અને હે યુધિષ્ઠિર! 'રાજા' એવા નામને ધારણ કરનારા એક જ પુરુષના વંશમાં આખું જગત રહે છે તેમાં દૈવી ગુણ વિના બીજું કયું કારણ માની શકાય?

હે પાંડુપુત્ર! વિષ્ણુભગવાને પૃથુરાજાના શરીરમાં પ્રવેશ કર્યો હતો, તે સમયે તેમના લલાટમાંથી એક સુવર્ણનું કમળ ઉત્પન્ન થયું હતું અને તે કમળમાં બુદ્ધિમાન ધર્મદેવની ધર્મપત્ની શ્રીદેવી (લક્ષ્મી) ઉત્પન્ન થઈ હતી. પછી તે શ્રીદેવીથી ધર્મના સંયોગે અર્થની ઉત્પત્તિ થઈ હતી.[૧૩૧-૧૩૨] એ ધર્મ, અર્થ અને શ્રીદેવી (લક્ષ્મી) તે સમયથી આરંભીને જ રાજ્યમાં સ્વસ્થ થઈને રહેવા લાગ્યાં છે. હે તાત! કોઈ દૈવી જીવના પુણ્યનો જ્યારે ક્ષય થાય છે, ત્યારે તે સ્વર્ગલોકમાંથી પડીને પૃથ્વી પર આવે છે અને કોઈ રાજ્યકુટુંબમાં દંડનીતિકુશળ રાજા તરીકે અવતરે છે. તે પુરુષ સ્વાભાવિક રીતે જ વૈષ્ણવી માહાત્મ્યથી યુક્ત હોય છે તથા વિશાળ બુદ્ધિથી સંપન્ન હોય છે, તેથી પૃથ્વી પર સર્વના કરતાં અધિક માહાત્મ્યને તે સંપાદન કરે છે, એવા રાજાની દેવોએ જ આ પૃથ્વીના મહાન અધિકારી તરીકે સ્થાપના કરેલી હોય છે, તેથી જગતનો કોઈ પણ પુરુષ તેની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકતો નથી અને સર્વ જગત તેના વશમાં રહીને પોતાનું સ્વતંત્ર સામર્થ્ય ચલાવી શકતું નથી. હે રાજેંદ્ર! એવો સિદ્ધાંત જ છે કે, હરકોઈ મનુષ્ય જો શુભ કર્મ કરે છે તો તેનું શુભ જ ફળ આવે છે, જેને લીધે હાથ, પગ આદિ અવયવોમાં સર્વની સમાનતા ધરાવનારા એક જ ઉત્કૃષ્ટ પુણ્યશાળી મહાપુરુષની આજ્ઞામાં આખા જગતને રહેવું પડે છે.[૧૩૩-૧૩૬] જે કોઈ પુરુષ એ પુણ્યવાન મહાપુરુષ(રાજા)ના સૌમ્ય મુખનું દર્શન કરે છે, તે પુરુષ તુરત જ તેનો વશવર્તી બની જાય છે અને તે મહાપુરુષને જ સર્વના કરતાં અધિક ભાગ્યશાળી, અધિક રૂપસંપન્ન તથા અધિક અર્થસંપન્ન જુએ છે.[૧૩૭] એ રાજારૂપે અવતરેલા પુરુષની દંડનીતિ સ્પષ્ટ લક્ષણોવાળી તથા મહાસામર્થ્યવાળી હોઈને જગતમાં મહાન ન્યાયધર્મનો પ્રચાર કરે છે કે જે ન્યાયધર્મ વડે આ સર્વ જગત વ્યાપ્ત બની જાય છે.[૧૩૮] હે યુધિષ્ઠિર! પિતામહ બ્રહ્મદેવે જે દંડનીતિશાસ્ત્રની રચના કરી છે, તેમાં સર્વ શાસ્ત્રોનું, પુરાણોનું, મહર્ષિઓની ઉત્પત્તિનું. તીર્થો તથા નક્ષત્રોના વંશનું, સંપૂર્ણ ચારે આશ્રમોનું, ચાર પ્રકારનાં હોમકર્મનું, ચારે વર્ણોના ધર્મોનું, ચારે વેદોનું, ઇતિહાસોનું, વેદવિદ્યાનું, સંપૂર્ણ ન્યાયશાસ્ત્રનું, તપનું, જ્ઞાનનું, અહિંસાનું, સત્યનું, અસત્યનું, શ્રેષ્ઠનીતિનું, વૃદ્ધોની સેવાનું, દાનનું, શાચનું, ઉદ્યોગનું તથા સર્વ પ્રાણીઓ પર દયા રાખવા વિષે સર્વ વર્ણન કરવામાં આવ્યું છે; એટલું જ નહિ પણ હે પાંડવ! તે પિતામહના નીતિશાસ્ત્રમાં આ પૃથ્વી પરના સર્વ પદાર્થો વિષે તથા નીચેના પાતાળલોકસંબંધના સર્વ જાણવા યોગ્ય વિષયો વિષે પણ પૂરેપૂરું વર્ણન કરેલું છે, એમાં સંશય નથી[૧૩૯-૧૪૩] હે રાજેંદ્ર! એ નીતિશાસ્ત્રનું જ્ઞાન સંપાદન કરીને જ વિદ્વાનોએ નિરંતર જગતમાં જાહેર કર્યું છે કે, 'દેવો અને મનુષ્યોના દેવો (રાજાઓ) સર્વથા સમાન યોગ્યતાવાળા હોય છે.[૧૪૪]

હે ભરતશ્રેષ્ઠ! એ પ્રમાણે રાજાઓના મહત્ત્વના સબંધમાં જે કહેવાનું હતું તે સર્વ મેં તમને સંપૂર્ણ કહી સંભળાવ્યુ. હવે બીજું તમને શું કહું તે મને કહો.[૧૪૫]

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'રાજા અને રાજ્યબંધારણનો કાળ' નામનો અધ્યાય ૫૯ મો સમાપ્ત

# અધ્યાય ૬૦ મો

## વર્ણાશ્રમધર્મ

॥ वैशंपायन उवाच ॥

**ततः पुनः स गांगेयमभिवाद्य पितामहम्।**
**प्रांजलिर्नियतो भूत्वा पर्यपृच्छद्युधिष्ठिरः ॥ १ ॥**

વૈશંપાયને કહ્યું : હે જનમેજય! તે પછી નિયમશીલ યુધિષ્ઠિરરાજાએ ગંગાના પુત્ર પિતામહ ભીષ્મને પ્રણામ કરી બે હાથ જોડીને પુનઃ પૂછ્યું કે,[૧] 'હે ભરતશ્રેષ્ઠ પિતામહ! અનુલોમવિલોમ આદિ સર્વ વર્ણોના ધર્મો કયા કયા છે? તેમ જ ચારે વર્ણોના ભિન્ન ભિન્ન ધર્મો, ચારે વર્ણોના જુદા જુદા આશ્રમધર્મો અને રાજાઓના ધર્મો કેવા પ્રકારના શાસ્ત્રકારોએ કહ્યા છે? વળી કયા ઉપાયથી

રાજ્યનો તથા રાજાનો અભ્યુદય થાય? અને શું કરવાથી નગરના લોકોની તથા સેવકોની અભિવૃદ્ધિ થાય?[૨-૩] રાજાએ કેવા કોશનો, દંડનો, દુર્ગનો, સહાયકોનો, મંત્રીઓનો, ઋત્વિજોનો, પુરોહિતોનો તથા આચાર્યોનો ત્યાગ કરી દેવો જોઈએ?[૪] તેમ જ હે પિતામહ? રાજાએ કોઈ જાતની આપત્તિ આવી પડે ત્યારે, કેવા કેવા પુરુષો પર વિશ્વાસ રાખવો જોઈએ અને રાજાએ કેવા માણસોથી પોતાનું ખાસ કરીને રક્ષણ કરવું જોઈએ, તે સર્વ મને કહો.[૫]

ભીષ્મ બોલ્યા: પ્રથમ મહાન ધર્મને, સર્વોત્પાદક શ્રીકૃષ્ણને તથા અહીં બેઠેલા સર્વ બ્રાહ્મણોને નમસ્કાર કરી હું સનાતન ધર્મોનું પ્રવચન કરવાનો આરંભ કરું છું.[૬] ક્રોધ ન કરવો, સત્ય ભાષણ, અતિથિ આદિને માટે અન્નનો સંવિભાગ, ક્ષમા, પોતાની ધર્મપત્ની વિષે પ્રજાનું ઉત્પાદન, દ્રોહ ન કરવો (અહિંસા), શૌચ (બાહ્ય અને આભ્યંતર પવિત્રતા), આર્જવ (સરળતા) અને પોષ્યવર્ગનું પોષણ આ નવ ધર્મો સર્વસાધારણ હોઈને સર્વ વર્ણોના લોકોએ પાળવા યોગ્ય છે.

હવે હું તમને કેવળ બ્રાહ્મણોના જ ધર્મો કહું છું. હે મહારાજ! ઇંદ્રિયોનું દમન કરવું અને સ્વાધ્યાયનો અભ્યાસ કરવો, તે બ્રાહ્મણોનો સનાતન ધર્મ છે. તેમાં પણ સ્વાધ્યાયાભ્યાસ (વેદાધ્યયન)ની અંદર તો બ્રાહ્મણોનાં સર્વ કર્મોની સમાપ્તિ થઈ જાય છે. એ પોતાનાં કર્મોની અંદર યથાયોગ્ય રીતે વર્તન કરનારા, વિરુદ્ધ કર્મોનું આચરણ નહિ કરનારા, શાંત અને જ્ઞાનમાં જ કેવળ તૃપ્ત રહેનારા બ્રાહ્મણે પોતાની મેળે જ જે ધન આવી મળે તે દ્વારા માત્ર પ્રજોત્પત્તિની બુદ્ધિથી જ વિધિપૂર્વક વિવાહ કરવો, સંતાન ઉત્પન્ન કરવાં, દાન આપવું, યજ્ઞો કરવા અને પોતાને મળેલા ધનમાંથી પાત્ર પુરુષોને વિભાગ આપી દીધા પછી તે ધનનો ઉપભોગ કરવો, એમ સત્પુરુષોએ કહેલું છે.[૭-૧૧] વળી બ્રાહ્મણ તો કેવળ વેદસ્વાધ્યાય કરીને જ સંપૂર્ણ કૃતાર્થ થઈ શકે છે, જેથી સદાકાળ સ્વાધ્યાય કરવામાં જ એકનિષ્ઠ થયેલો બ્રાહ્મણ પોતાનાં બીજાં કર્મો કરે તો ભલે અથવા ન કરે તોપણ ભલે; કારણ કે તેવો બ્રાહ્મણ સાક્ષાત્ મિત્ર દેવ(સૂર્ય)નું જ સ્વરૂપ કહેવાય છે.[૧૨]

હવે હે ભારત! હું તમને ક્ષત્રિયોના ધર્મો પણ કહું છું, તે તમે સાંભળો. હે રાજા! ક્ષત્રિયે નિત્ય દાન આપવું, યાચના કરવી નહિ, યજ્ઞો કરવા પણ પોતે યજ્ઞોનો પ્રયોગ કરાવવા તૈયાર થવું નહિ, વેદોનું અધ્યયન કરવું પણ અધ્યયન કરાવવું નહિ, પ્રજાઓનું પાલન કરવું, નિત્ય ઉદ્યોગપરાયણ રહેવું,[૧૩] ચોરલોકોનો વિનાશ કરવો અને રણક્ષેત્રમાં પરાક્રમ કરવું.[૧૪] જે રાજાઓ યજ્ઞો કરીને ઈશ્વરનું યજન કરે છે, શાસ્ત્રજ્ઞાનસંપન્ન છે અને યુદ્ધોમાં વિજયને સંપાદન કરનારા છે, તે રાજાઓ દિવ્ય લોકોને જીતનારા મહાપુરુષોમાં અગ્રેસર થઈને વિરાજે છે.[૧૫] જે ક્ષત્રિય શરીરે ક્ષતવિક્ષત થયા વિના જ રણમાંથી પલાયન કરી જાય છે, તેને પ્રાચીન ઇતિહાસવેત્તાઓ ક્ષત્રિય જ કહેતા નથી અને તેના એ કર્મની તેઓ પ્રશંસા પણ કરતા નથી.[૧૬] સંગ્રામમાં યથાશક્તિ પરાક્રમ કરવું તેને જ ક્ષત્રિયોનો મુખ્ય ધર્મ કહ્યો છે અને પ્રજાઓમાં લૂંટફાટ કરનારા દુષ્ટ લૂંટારુઓનો વિનાશ કરવો, તે જ ક્ષત્રિયનું પરમ કર્તવ્ય છે; તે સિવાય તેનું કંઈ કર્તવ્ય જ નથી.[૧૭] દાન, અધ્યયન અને યજ્ઞ એ તો રાજાઓને પોતાની સંપત્તિનું રક્ષણ કરવા માટેનો એક શાસ્ત્રીય ઉપાય માત્ર જ છે, પરંતુ વિશેષે કરી કેવળ ધર્મની જ અભિલાષા ધરાવનારા ક્ષત્રિયે સદાય યુદ્ધ જ કર્યા કરવું જોઈએ.[૧૮] તે સિવાય રાજાએ સર્વ પ્રજાઓને પોતપોતાના વર્ણાશ્રમધર્મમાં સ્થાપવી જોઈએ અને પોતે પણ ધર્મનિષ્ઠ થઈને પ્રજાઓમાં શાંતિ ફેલાવનારાં કર્મો કરાવવાં જોઈએ.[૧૯] પ્રજાઓનું પરિપાલન કરીને જ રાજા કૃતાર્થ થઈ શકે છે, જેથી તેવો પ્રજારક્ષક રાજા પોતાનાં બીજાં કર્મો કરે અથવા ન કરે, તોયે ચાલી શકે છે; કારણ કે રાજા સાક્ષાત્ ઇંદ્રનું સ્વરૂપ કહેવાય છે.[૨૦]

હવે હું તમને વૈશ્યોના સનાતન ધર્મો કહું છું, તે તમે સાંભળો. દાન આપવું, અધ્યયન કરવું, યજ્ઞો કરવા અને નીતિથી ધનસંચય કરવો, એ વૈશ્યોના ધર્મો છે.[૨૧] પ્રત્યેક વૈશ્યે પિતાની પેઠે સાવધાન થઈને સર્વ પશુઓનું પાલન કરવું જોઈએ તથા પોતાનાં જે કર્મો શાસ્ત્રમાં કહેલાં છે

તેનું જ આચરણ કરવું, પણ બીજાં સ્વજાતિથી વિરુદ્ધ કર્મોનું કદી આચરણ કરવું નહિ; કારણ કે તે કર્મો તેને માટે વિકર્મ (વિરુદ્ધ કર્મ) ગણાય છે.[૨૨] વૈશ્ય પશુઓનું રક્ષણ કરવાથી મહાન સુખ સંપાદન કરે છે; કારણ કે પ્રજાપતિએ સર્વ પશુઓ ઉત્પન્ન કરીને તેઓનું રક્ષણ કરવાનું વૈશ્યોને સોંપ્યુ છે.[૨૩] તથા સર્વ પ્રજાઓનું રક્ષણ બ્રાહ્મણોને સોંપ્યુ છે. હવે વૈશ્યોએ પોતાની આજીવિકા કેવી રીતે ચલાવવી તે વિષે હું તને કહું છું. કોઈ વૈશ્ય જ્યારે છ ગાયોનું રક્ષણ કરે, ત્યારે તેણે એક ગાયનું દૂધ પોતાના પગાર બદલ લેવું અને જો સો ગાયોનું રક્ષણ કરે તો દર વર્ષે એક ગાય અને એક બળદ પોતાના પગાર બદલ લેવા. જો તેણે વેપાર કર્યો હોય તો મળેલા લાભમાંથી સાતમો ભાગ પોતાના નિર્વાહ માટે રાખવો અને શિંગડાંવાળા પશુઓનો જો વેપાર કર્યો હોય તો તેના નફામાંથી પણ સાતમો ભાગ જ લેવો તથા એક ખરીવાળાં–ઘોડા વગેરે પશુઓનો જો વેપાર કર્યો હોય તો તેના લાભમાંથી સોળમો ભાગ લેવો.[૨૪,૨૫] વળી તેણે ધાન્યનો, ઘાસનો અથવા કોઈ જાતનાં બીજોનો જો વેપાર કર્યો હોય, તોપણ તેના લાભમાંથી સાતમો ભાગ લેવો અને દરેક વૈશ્યજાતિના પુરુષે એક વર્ષ ચાલે તેટલું ધાન્ય પોતાના ઘરમાં એકઠું કરી જ રાખવું જોઈએ; પરંતુ 'હું પશુઓનું પાલન કરીશ નહિ' એવી તો તેણે ઇચ્છા પણ કરવી નહિ.[૨૬] જ્યાં સુધી વૈશ્ય પશુઓનું પાલન કરવાની ઈચ્છા રાખે, ત્યાં સુધી બીજા કોઈ પણ વર્ણે પશુઓનું રક્ષણ કરવું નહિ.

હે ભરતવંશના યુધિષ્ઠિર રાજા! હવે હું શૂદ્રોના ધર્મો કહું છું તે તમે સાંભળો. પ્રજાપતિએ શૂદ્રને સર્વ વર્ણોનું દાસત્વ કરવા માટે જ ઉત્પન્ન કર્યા છે, માટે શૂદ્રવર્ણના પુરુષે સર્વ વર્ણોની સેવા જ કરવી જોઈએ.[૨૭,૨૮] ત્રણે વર્ણોની સેવા કરવાથી શૂદ્ર મહાન સુખ સંપાદન કરે છે, માટે શૂદ્રે ત્રણે વર્ણોની અનુક્રમે સેવા કરવી.[૨૯] વળી શૂદ્રે કદી પણ ધનનો સંગ્રહ કરવો નહિ, કારણ કે ધન મેળવીને શૂદ્ર અતિશય પાપી બની જાય છે; એટલું જ નહિ પણ ધનના ગર્વથી છકી જઈને તે મોટા પુરુષોને વશ કરવા તૈયાર થઈ જાય છે, માટે ધાર્મિક શૂદ્રે રાજાની આજ્ઞા લઈને ધર્મકાર્યમાં ઉપયોગ આવે તેટલું જ માત્ર ધન એકઠું કરવું, પણ ભોગવૈભવો ભોગવવા માટે અથવા લોભને વશ થઈને ધન એકઠું કરવું નહિ. હવે શૂદ્રે પોતાની આજીવિકા કેવી રીતે ચલાવવી, તે હું તમને કહું છું. ત્રણે વર્ણોના મનુષ્યોએ શૂદ્રનું અવશ્ય ભરણપોષણ કરવું જોઈએ, એમ શાસ્ત્રકારો કહે છે; માટે પોતાની સેવા કરનારા શૂદ્રને ત્રણે વર્ણના મનુષ્યોએ પોતાનાં જૂનાં કપડાં, છત્રી, પાઘડીઓ, ઘર ઢાંકવા માટેનાં ઘાસનાં છજાં, ઉપાનહ (પગરખાં) અને પંખા વગેરે આપવાં જોઈએ; તેમ જ સર્વ દ્વિજાતિ ત્રિવર્ણિકોએ પોતાને પહેરવા બિનઉપયોગી ફાટ્યાંતૂટ્યાં વસ્ત્રો શૂદ્રને જ આપવાં જોઈએ; કારણ કે તે વસ્ત્રો શૂદ્રનું ધર્મોપયોગી ધન છે. ધર્મવેત્તાઓ કહે છે કે, ત્રણ વર્ણના હરકોઈ ગૃહસ્થ પુરુષની પાસે, કોઈ શૂદ્ર સેવા કરવાની ઈચ્છાથી જો આવે તો તેણે તેની આજીવિકા માટેનો નિર્વાહ કરી જ દેવો જોઈએ; તેમ જ શૂદ્રે પણ પુત્રરહિત મરણ પામેલા પોતાના પોષક સ્વામીનો પિંડદાનાદિક ક્રિયાઓ કરવી, વૃદ્ધોનું તથા દુર્બળનું પાલન કરવું અને પોતાના પર કોઈ જાતની આપત્તિ આવી પડી હોય તે સમયે પણ પોતાના પોષક સ્વામીનો તેણે પરિત્યાગ કરવો નહિ; એટલું જ નહિ પણ કોઈ સમયે પોતાના પોષક સ્વામીની પાસે દ્રવ્ય જો ખૂટી પડ્યુ હોય તો ઘણી વિશેષ કાળજી રાખીને તેનું ભરણપોષણ કરવું. શૂદ્રે કરેલો ધનસંચય તેની પોતાની માલિકીનો કદી ગણાતો જ નથી; કારણ કે તેણે એકઠા કરેલા ધન ઉપર તેના પોષક–સ્વામી(શેઠ)નો જ હક હોય છે × અને હે ભારત! ત્રણે વર્ણના મનુષ્યો જે યજ્ઞયાગાદિ કરે છે, તેના ફળમાંથી શૂદ્રને પણ ફળ મળે છે; કારણ કે વૈદિક સ્વાહાકાર અને વષટ્કારયુક્ત

× त्रय एवाधना राजन् भार्यादासस्तथाऽसुत ।
यत्ते समधिगच्छति यस्यैते तस्य तद्धनम् ॥

હે રાજા! સ્ત્રી, શૂદ્ર અને વાઝિયો પુરુષ એ ત્રણે સદાકાળ નિર્ધન ગણાય છે, અર્થાત્ તેઓએ એકઠા કરેલા ધન પર તેઓનો પોતાનો હક નથી; પરંતુ તેઓ જેના તાબામાં હોય છે તેને જ તેઓનું ધન મળે છે. આ વચન પ્રમાણે જ મૂળમાં કહ્યું છે કે, શૂદ્રના ધન ઉપર તેના સ્વામીનો હક છે. —નીલકંઠ

મન્ત્રોનો તેને અધિકાર નથી, તોપણ હરકોઈ શૂદ્ર વૈદિકમન્ત્રોની યોજના વિનાનો (પૌરાણિક) યજ્ઞ કરી શકે છે, માટે શૂદ્રે શ્રૌતવ્રત લીધા વિના તથા વૈદિક મન્ત્રોનો ઉચ્ચાર કર્યા વિના ગ્રહશાંતિ, વૈશ્વદેવ આદિ નાના પાકયજ્ઞો કરવા અને તે પાકયજ્ઞોમા પૂર્ણપાત્રની× દક્ષિણા આપવી.[૩૦–૩૮] અમારા સાભળવામા આવ્યુ છે કે, પૂર્વે પૈજવન નામના એક શૂદ્રે ઐન્દ્રાગ્નવિધિ (શ્રૌતમા જે ચરુનો અથવા પશુનો વિધિ કરવામા આવે છે તે) વૈદિક મન્ત્રોના વિનિયોગ વિના યજ્ઞ કરીને એક લાખ પૂર્ણપાત્રોનું (બે કરોડ ને છપ્પન લાખ મુષ્ટિ ધાન્યનુ) દક્ષિણાદાન કર્યું હતુ.[૩૯] આ ઉપરથી હે ભારત! તમારે એવી શકા ન કરવી કે, 'तस्माच्छूद्रो यज्ञेऽनवक्लृप्तः। શૂદ્રને યજ્ઞ કરવાનો અધિકાર નથી' એ શ્રુતિવાકય પ્રમાણે શૂદ્ર વૈદિક મન્ત્રોના વિનિયોગ વિના પણ કેમ યજ્ઞ કરે છે તેનું ફળ તેઓના સેવક શૂદ્રને પણ મળે છે.* વળી શાસ્ત્રમા કહેલું પણ છે કે, સર્વ જાતના યજ્ઞોમા શ્રદ્ધાયજ્ઞ સર્વોત્કૃષ્ટ છે. અને સર્વ જાતના યજ્ઞો કરનારા પુરુષોનુ શ્રદ્ધા એ જ મહાપવિત્ર દૈવત છે. તેમ જ બ્રાહ્મણો સર્વ પ્રજાઓનું પરમ દૈવત છે અને પોતપોતાનામા તેઓ પરસ્પર પરમ દૈવત છે[૪૦–૪૧] વળી બ્રાહ્મણોએ સર્વ પ્રજાઓને ઉત્પન્ન કરેલી છે, જેથી તેઓ બીજા સર્વ વર્ણોને પોતાના જ માનીને તેઓના વતી તે તે કામનાઓ દ્વારા સાવધાન થઈને યજ્ઞયાગો કરી શકે છે, અર્થાત્ સર્વ વર્ણો બ્રાહ્મણોથી જ ઉત્પન્ન થયેલા હોવાથી શૂદ્રને પણ બ્રાહ્મણોએ કરેલા યજ્ઞનુ ફળ મળી શકે છે અથવા તે શૂદ્રને પૌરાણિક પદ્ધતિ પ્રમાણે યજ્ઞો કરવાનો અધિકાર સભવી શકે છે.[૪૨] બ્રાહ્મણો દેવોના પણ દેવો છે, તેથી તેઓ તમને જે કર્મ કરવાનુ કહે છે, તે તમને પરમ હિતકારક જ હશે. વળી શૂદ્ર સહિત સર્વ વર્ણોએ શ્રૌત–સ્માર્ત વગેરે યજ્ઞોમાં સ્વેચ્છાથી પ્રવૃત્તિ કરી શકાતી નથી, પણ પોતપોતાના અધિકાર પરત્વે જ પ્રવૃત્તિ કરી શકાય છે; માટે જ ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદને જાણનારો દ્વિજ (ત્રણ વર્ણોમાહેનો હરકોઈ પુરુષ) દેવની પેઠે પૂજ્ય ગણાય છે, પરંતુ શૂદ્રને ઋગ્વેદનો, સામવેદનો કે યજુર્વેદનો અધિકાર નથી અને તેના ઇષ્ટદેવ પણ પ્રજાપતિ જ કહેવાય છે. તેમ જ હે ભારત! ચાર વર્ણોમાહેનો હરકોઈ પુરુષ માનસિક અગ્નિ સ્થાપન કરીને તથા માનસિક હવિર્હોમ કરીને સર્વ જાતના યજ્ઞો કરી શકે છે, જેથી શૂદ્ર પણ માનસિક યજ્ઞો કરવા માટે અધિકારી છે જ અને તેવા માનસિક યજ્ઞને કરનારા શૂદ્રના યજ્ઞમા બીજા લોકો અથવા દેવતાઓ યજ્ઞભાગ લેવાની ઇચ્છા નથી રાખતા એમ નથી; કારણ કે તે માનસયજ્ઞ કરનાર શૂદ્ર શ્રદ્ધા ધારણ કરીને પવિત્ર થયેલો હોય છે, તેથી સર્વે દેવો અને મનુષ્યો તેણે આપેલા યજ્ઞભાગનો સ્વીકાર કરે જ છે. આવા હેતુથી જ શ્રદ્ધારૂપ યજ્ઞ કરવાનો શાસ્ત્રકારોએ સર્વ વર્ણોને અધિકાર આપેલો છે.[૪૩–૪૫] હવે તમે અહીં શકા કરશો કે, વૈશ્વદેવાદિક ક્ષુદ્ર પાકયજ્ઞો અથવા પૌરાણિક વિધિના યજ્ઞો કરવા માટે જો શૂદ્રને અધિકાર છે તો પછી તેણે યજ્ઞોપયોગી અગ્નિ માટે શું કરવું? આ શકાનુ સમાધાન પણ શાસ્ત્રમા છે. જેમ કે બ્રાહ્મણો ત્રણે વર્ણોનું અસાધારણ પરમ દૈવત ગણાય છે, જેથી તે બ્રાહ્મણો પોતાના દ્વારા બીજા વર્ણોને માટે પણ યજ્ઞો કરી શકે છે. માત્ર તેમા ભેદ એટલો જ રાખવામા આવે છે કે, તેવા ઇતર વર્ણોના યજ્ઞસમારંભમા 'વિતાન'

---

× अष्टमुष्टि भवेत् किंचित् किंचिदष्टौ तु पुष्कलम्।
पुष्कलानि तु चत्वारि पूर्णपात्र प्रचक्षते॥

આઠ મુષ્ટિ ધાન્યને એક કિંચિત્ કહે છે, આઠ કિંચિત્ ધાન્યને એક પુષ્કલ કહે છે અને ચાર પુષ્કલને એક પૂર્ણપાત્ર કહે છે, અર્થાત્ બસો છપ્પન મુષ્ટિ ધાન્યને એક પૂર્ણપાત્ર કહે છે, અર્થાત્ બસો છપ્પન મુષ્ટિ ધાન્યને એક પૂર્ણપાત્ર કહે છે

ત્રણ વર્ણોના લોકો જ્યારે યજ્ઞ કરે છે, ત્યારે તેમા ગાયોનુ દાન આપે છે અને શૂદ્ર જ્યારે યજ્ઞ કરે છે ત્યારે તેમા પૂર્ણપાત્રનુ દાન આપે છે ત્રણ વર્ણોના લોકોના યજ્ઞોમા વૈદિક મન્ત્રોથી કર્મ કરવામા આવે છે અને શૂદ્રના યજ્ઞમા ૐકારના ઉચ્ચાર વિના પૌરાણિક મન્ત્રોથી કર્મ કરાય છે આ વિષયનો વિશેષ વિસ્તાર 'શૂદ્રકર્મ–પદ્ધતિ' નામના ગ્રન્થમા જોઈ લેવો —નીલકંઠ

* અર્થાત્ પૂર્વે શ્રદ્ધાયુક્ત થઈને ગુરુનું તથા અગ્નિનુ ઉપાસન કરનારા ઉપકોસલને અધિકાર ન હતો છતાં અગ્નિએ જેમ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો હતો, તેમ શ્રદ્ધાયુક્ત થઈ બ્રાહ્મણાદિ ત્રણ વર્ણોની સેવા કરનારા શૂદ્રને પણ અધિકાર નહિ હોવા છતા બ્રાહ્મણાદિએ કરેલા યજ્ઞોનુ ફળ અવશ્ય મળે છે. —નીલકંઠ

નામના લૌકિક અગ્નિનું યજ્ઞકુંડમાં સ્થાપન કરવું જોઈએ અને તે વિતાન નામનો લૌકિક અગ્નિ કોઈ ધનાઢ્ય વૈશ્યના ગૃહમાથી જ આણેલો હોવો જોઈએ; માટે જ બ્રાહ્મણોને સર્વ વર્ણોના યજ્ઞસ્રષ્ટા કહ્યા છે. તેઓ ત્રણે વર્ણોને ઉદ્દેશી યજ્ઞો કરી શકે છે.[૪૬] આ રીતે સર્વ વર્ણો બ્રાહ્મણો દ્વારા યજ્ઞ કરી શકે છે, માટે યજ્ઞના સંબંધને લીધે તેઓ સદાય પવિત્ર છે તેમ જ ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ત્રણે વર્ણો બ્રાહ્મણોથી જ ઉત્પન્ન થયેલા છે; કારણ કે બ્રાહ્મણને ચારે વર્ણોની કન્યાઓ સાથે વિવાહ કરવાનો અધિકાર છે. માટે જેમ એક ‘अकार’ વર્ણ (અક્ષર)નો ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદરૂપ વિસ્તાર થયેલો છે, તેમ એક જ બ્રાહ્મણવર્ણનો બીજા ત્રણ વર્ણોરૂપી વિસ્તાર થયો છે; અર્થાત્ સર્વ વર્ણો બ્રાહ્મણોની જ સંતતિ હોઈ ને બ્રાહ્મણસ્વરૂપ જ છે.[૪૭] હે રાજેંદ્ર! પૂર્વે વૈખાનસ મુનિઓએ યજ્ઞો કરવાની જ્યારે ઇચ્છા કરી, ત્યારે આ વિષયની જ પ્રાચીન ઇતિહાસવેત્તા પંડિતોએ યજ્ઞની સ્તુતિરૂપ ગાથાઓ ગાયેલી છે, તે તમે સાંભળો.[૪૮]

‘उदितेऽनुदिते वापि श्रद्धानो जितेन्द्रियः ।
वह्निं जुहोति धर्मेण श्रद्धा वै कारणं महत् ॥४९॥
यत्स्कन्नमस्यतत्पूर्वं यदस्कन्नं तदुत्तरम् ।
बहूनि यज्ञरूपाणि नानाकर्मफलानि च ॥ ५० ॥
तानि यः संप्रजानाति ज्ञाननिश्चयनिश्चितः ।
द्विजातिः श्रद्धयोपेतः स यष्टुं पुरुषोऽर्हति ॥५१॥
स्तेनो वा यदि वा पापो यदि वा पापकृत्तमः ।
यष्टुमिच्छति यज्ञं यः साधुमेव वदंति तम् ॥५२॥
ऋषयस्तं प्रशंसंति साधु चैतदसंशयम् ।
सर्वथा सर्वदा वर्णैर्यष्टव्यमिति निर्णयः ।
नहि यज्ञसमं किंचित् त्रिषु लोकेषु विद्यते ॥५३॥
तस्माद्यष्टव्यमेवेति पुरुषेणानसूयता ।
श्रद्धापवित्रमाश्रित्य यथाशक्ति यथेच्छया ॥५४॥

સૂર્યનો ઉદય થયા પછી અથવા સૂર્યોદયની પૂર્વે પોતાનાં નિત્યકર્મો કરી લીધા પછી સર્વ કોઈ મનુષ્યે ઇંદ્રિયોનો જય કરીને તથા શ્રદ્ધાયુક્ત થઈ ને ધાર્મિક વિધિ પ્રમાણે અગ્નિમાં આહુતિઓ આપવી જોઈએ. તેમાં શ્રદ્ધા એ જ મહાન કારણ છે.[૪૯] ‘બહ્વૃચ બ્રાહ્મણ’ ગ્રંથમાં સોળ પ્રકારનાં જે અગ્નિહોત્રો દર્શાવ્યાં છે તેમાંથી ‘સ્કન્ન’ નામનું જે અગ્નિહોત્ર છે તેના અધિષ્ઠાયક દેવતા ‘મરુત’ છે અને તે અગ્નિહોત્રની પહેલાનું જે ‘અસ્કન્ન’ નામનું અગ્નિહોત્ર છે તેમાં યથાવિધિ હવનકર્મ દર્શાવેલું છે અને તે સર્વોત્કૃષ્ટ (ઉત્તમ) છે. વૈદિકશાસ્ત્રમાં અનેક પ્રકારનાં યજ્ઞોનાં સ્વરૂપો તથા ભિન્ન ભિન્ન પ્રકારનાં કર્મફળો દર્શાવ્યાં છે. તે સર્વને જે શ્રદ્ધાસંપન્ન દ્વિજાતિ પુરુષ જ્ઞાનનિશ્ચય દ્વારા નિઃસંશયપણે જાણે છે, તે પુરુષ યજ્ઞ કરવાને યોગ્ય ગણાય છે. હરકોઈ પુરુષ ભલે પછી તે ચોર હોય, પાપી હોય અથવા મહાન પાપકર્તા હોય, તે પુરુષ પણ જો યજ્ઞ કરવાની ઇચ્છા કરે તો તેને સાધુ પુરુષ જ કહેવામાં આવે છે. ઋષિઓ તેવા પુરુષની અવશ્ય પ્રશંસા કરે છે અને કહે છે કે, યજ્ઞ કરવો એ મહા ઉત્તમ કર્મ છે, એમાં સંશય નથી; માટે સર્વ વર્ણના મનુષ્યોએ સર્વથા યજ્ઞયાગ જ કરવા એવો નિશ્ચય થાય છે; કારણ કે યજ્ઞ સમાન ત્રણે લોકમાં બીજું કંઈ પણ પવિત્ર નથી. આવા હેતુથી સર્વ કોઈ પુરુષે અસૂયાનો ત્યાગ કરીને તથા શ્રદ્ધા અને પવિત્રતાનો આશ્રય કરીને પોતાની ઇચ્છાનુસાર યથાશક્તિ યજ્ઞયાગ કરવા, એમ ધર્મવેત્તાઓ કહે છે.[૫૦–૫૪]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમા ‘વર્ણાશ્રમધર્મ’ નામનો અધ્યાય ૬૦ મો સમાપ્ત

## अध्याय ६१ मो
## આશ્રમોના ધર્મો

॥ भीष्म उवाच ॥

आश्रमाणां महाबाहो शृणु सत्यपराक्रम ।
चतुर्णामपि नामानि कर्माणि च युधिष्ठिर ॥१॥

ભીષ્મ બોલ્યા: હે સત્યપરાક્રમી મહાબાહુ યુધિષ્ઠિર! હવે હું તમને ચારે આશ્રમોનાં નામ અને કર્મો કહું છું તે તમે સાંભળો.[૧] બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય, વાનપ્રસ્થ અને સંન્યસ્ત આ ચાર આશ્રમો જગતમાં પ્રસિદ્ધ છે. તેમાં ચોથો સંન્યસ્ત આશ્રમ કેવળ બ્રાહ્મણોને જ સ્વીકાર કરવા યોગ્ય છે.[૨] શિખાધારણ સંસ્કાર થઈ ગયા પછી ઉપનયન (જનોઈ) આદિના સંસ્કારો દ્વારા બ્રાહ્મણત્વ સંપાદન

કરીને પ્રથમ વેદોનું અધ્યયન કરવું અને પછી વિવાહ કરીને અગ્ન્યાધાન વગેરે ધર્મકર્મો કરવાં અને તે સર્વ ગૃહસ્થના ધર્મોનું આચરણ કર્યા પછી કૃતકૃત્ય થઈને સ્ત્રીને સાથે રાખીને અથવા તજી દઈને વાનપ્રસ્થ આશ્રમનો સ્વીકાર કરવો. એ વાનપ્રસ્થ આશ્રમમાં આવીને ધર્મવેત્તા પુરુષે મન તથા ઇંદ્રિયોનો જય કરવો, વાનપ્રસ્થ આશ્રમને લગતાં આરણ્યક શાસ્ત્રોનું અધ્યયન કરવું અને બ્રહ્મચર્ય પાળવું. આમ કેટલાએક સમય સુધી વ્રતનિષ્ઠ રહીને મન તથા ઇંદ્રિયોની બરાબર દૃઢતા પ્રાપ્ત કર્યા પછી તે વાનપ્રસ્થી પુરુષે સંન્યાસ આશ્રમનો સ્વીકાર કરવો, જેથી તેને પરમ પદની ( મોક્ષની ) પ્રાપ્તિ થાય છે.૩-૫ હે રાજન્! બ્રહ્મચર્યનિષ્ઠ મુનિઓને પણ એ પૂર્વોક્ત શિખાધારણ આદિ સંસ્કારો પ્રથમ અવશ્ય કરવા પડે છે અને તે દ્વારા જ તેઓને મોક્ષની પ્રાપ્તિ થાય છે; માટે સમજુ બ્રાહ્મણે પણ તેમ જ કરવું;૬ અને હે રાજા! બ્રાહ્મણને તો બ્રહ્મચર્ય આશ્રમ ધારણ કર્યા પછી લાગલો જ સંન્યાસ લેવા માટે પણ અધિકાર છે; પરંતુ તે પક્ષ કેવળ મોક્ષની જ ઇચ્છાવાળા બ્રાહ્મણને માટે ઉત્તમ છે.૭ તે આ સંન્યાસાશ્રમનો સ્વીકાર કરનારા સંન્યાસીએ જે સ્થળે સૂર્યનો અસ્ત થાય તે સ્થળે જ રાત્રિવાસ કરીને શયન કરવું જોઈએ, સર્વ જાતની આશાઓનો ત્યાગ કરવો જોઈએ, મઠો બાંધીને સ્થાયી નિવાસ ન કરવો, જે કંઈ મળી આવે તેથી આજીવિકા ચલાવી લેવી, મુનિવૃત્તિ ધારણ કરવી, સુખદુઃખાદિ દ્વંદ્વો સહન કરવાં, ઇંદ્રિયોનો જય કરવો, સર્વ ઇચ્છાઓનો ત્યાગ કરવો, સર્વના પર સમભાવ રાખવો, ભોગવૈભવોનો ત્યાગ કરવો અને કામસંકલ્પાદિ વિકારોને ચિત્તમાંથી દૂર કરવા. આ રીતે કલ્યાણકારક સંન્યાસ આશ્રમમાં રહેલો બ્રાહ્મણ તે ધર્મોનું બરાબર જો પાલન કરે છે તો બ્રહ્મસ્વરૂપ થઈ શકે છે-મોક્ષપદને પામી જાય છે.૮૯

હવે હું તમને ગૃહસ્થાશ્રમ ધર્મ કહું છું, સાંભળો. વેદાધ્યયન કરીને બ્રહ્મચર્યાશ્રમને લગતાં સર્વ કર્મોનું અનુષ્ઠાન કર્યા પછી પુરુષે ગુરુની આજ્ઞા પ્રમાણે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો. તેમાં પ્રથમ વિવાહ કરીને સંતાનો ઉત્પન્ન કરવાં, સંસારસુખો ભોગવવાં, મનને વશ રાખવું અને મુનિઓના ધર્મની પ્રણાલિકા પ્રમાણે વર્તી મહાદુશ્ચર ગૃહસ્થધર્મોનું પાલન કરવું.૧૦ તે ગૃહાસ્થાશ્રમી પુરુષે પોતાની સ્ત્રીમાં જ સંતુષ્ટ રહેવું, ઋતુકાળે સ્ત્રીગમન કરવું, શાસ્ત્રાજ્ઞાનું પાલન કરવું, શઠ થવું નહિ, કુટિલતાનો ત્યાગ કરવો, નિયમિત આહાર લેવો, દેવો પર ભક્તિ રાખવી, કૃતજ્ઞ થવું, સત્ય વચન બોલવું, મૃદુતા રાખવી, દયા રાખવી, ક્ષમાશીલ થવું, ઇંદ્રિયોનો નિગ્રહ કરવો, ગુરુ તથા શાસ્ત્રની આજ્ઞાનું પાલન કરવું, યજ્ઞો કરી દેવોને હવ્ય આપવા, શ્રાદ્ધ કરી પિતૃઓને કવ્ય આપી તૃપ્ત કરવા, નિત્ય સાવધાન રહેવું, નિત્ય બ્રાહ્મણોને અન્નનું દાન આપવું, કોઈની ઈર્ષ્યા કરવી નહિ, સર્વ આશ્રમીઓનું પોષણ કરવું તથા અહર્નિશ શ્રૌત-સ્માર્ત કર્મો કરવાં. આ સર્વ ગૃહસ્થકર્તવ્યોનું યથાવિધિ આચરણ કરનારો પુરુષ પણ કૈવલ્ય( મોક્ષ)પદ પામે છે.૧૧-૧૨ હે તાત યુધિષ્ઠિર! આ ગૃહસ્થાશ્રમધર્મના સંબંધમાં ભગવાન નારાયણે એક શ્લોક કહ્યો છે. તે શ્લોક મહાન તપશ્ચરણથી પ્રયુક્ત હોઈને ગંભીર અર્થવાળો છે અને મોટા પ્રભાવશાળી મહર્ષિઓ તેનું ગાન કર્યા કરે છે. તે હું તમને કહું છું, તે સાંભળો.૧૩ ગૃહસ્થાશ્રમીએ સત્યલાભરેલો વ્યવહાર કરવો. સરળ થવું, અતિથિઓનું પૂજન કરવું, ધર્મ તથા અર્થ સંપાદન કરવાં, પોતાની સ્ત્રી વિષે રતિસુખના અનુભવ લેવા અને આ લોકમાં તથા પરલોકમાં સુખદાયક થાય તેવાં કર્મોનું સેવન કરવું-આવો મારો મત છે.૧૪ વળી બીજા મોટા મોટા ઋષિઓ પણ કહે છે કે, સર્વશ્રેષ્ઠ ગૃહસ્થાશ્રમમાં વસનારા પુરુષોએ પુત્ર, સ્ત્રી વગેરેનું પોષણ કરવું તથા વેદોનું અધ્યયન કરવું.૧૫ આમ વર્તનારો જે બ્રાહ્મણ ન્યાયથી સંપાદન કરેલા ધન વડે આજીવિકા ચલાવતો અને યથાશક્તિ યજ્ઞયાગ કરતો શાસ્ત્રાજ્ઞાપૂર્વક ગૃહસ્થાશ્રમમાં રહે છે, તે બ્રાહ્મણ સ્વર્ગલોકમાં ઉત્તમ ફળને પ્રાપ્ત કરે છે;૧૬ એટલું જ નહિ, પરંતુ તેવો સ્વધર્મનિષ્ઠ ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણ પોતાના સ્થૂળ શરીરનો ત્યાગ કર્યા પછી સ્વર્ગમાં અથવા પોતાના હૃદયાકાશમાં યથેષ્ટ અવિનાશી ભોગોનો ઉપભોગ કરે છે અને જે સમયે જે વિષય માટે મનમાં સંકલ્પ કરે છે, તે સમયે તે વિષય અનંતકાળ પર્યંત

તેની પાસે રહેવા માટે હાજર થાય છે.[૧૭] એ પ્રમાણે જ બ્રહ્મચર્યાશ્રમમાં રહેનારા પુરુષને પણ મોક્ષપદ મળે છે, તે વિષે હું તમને કહું છું. હે યુધિષ્ઠિર ! બ્રહ્મચારીએ એકલા બેસીને ઈશ્વરસ્મરણ કરવું, એકલા બેસીને મંત્રજાપ કરવો, એકલા બેસીને દેવપૂજા કરવી, એક જ આચાર્યની સેવા કરવી, શરીરને મળ તથા કાદવથી ખરડેલું રાખવું, બ્રહ્મચર્યવ્રતનું પાલન કરવું, નિત્ય વિશેષ નિયમોનો સ્વીકાર કરવો, ઇંદ્રિયોને વશમાં રાખવી, વેદાંતશાસ્ત્રનું પરિશીલન કરવું, સર્વદા ધ્યાનયોગપરાયણ રહેવું, નિરંતર ગુરુની સેવા કરવી, ગુરુને નમન કરવું, યજન આદિ છ કર્મોથી નિવૃત્ત થવું, સર્વત્ર પ્રવૃત્તિ રાખવી નહિ, કોઈનો નિગ્રહ—અનુગ્રહ કરવારૂપ અધિકાર ધારણ કરવો નહિ તથા પોતાનો દ્વેષ કરનારાઓનો સંસર્ગ રાખવો નહિ. હે તાત યુધિષ્ઠિર ! આ સર્વ બ્રહ્મચારી પુરુષના આશ્રમ-ધર્મ મેં તમને કહ્યા.[૧૮-૨૧]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'આશ્રમોના ધર્મો' નામનો અધ્યાય ૬૧ મો સમાપ્ત

# અધ્યાય ૬૨ મો

## બ્રાહ્મણોના ધર્મો

॥ युधिष्ठिर उवाच ॥

शिवान् सुखान्महोदर्कानहिंस्रान् लोकसंमतान् ।
ब्रूहि धर्मान् सुखोपायान् मद्विधानां सुखावहान् ॥ १

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ ! જે ધર્મો કલ્યાણકારક હોય, સુખાવહ હોય, મહાન ફળ આપનારા હોય, હિંસાથી રહિત હોય, સર્વ લોકને માન્ય હોય, સુખ મેળવવાના ઉપાયભૂત હોય તથા મારા જેવા પુરુષોને સુખ આપનારા હોય તે ધર્મોનું તમે કથન કરો.[૧]

ભીષ્મ બોલ્યા : હે ભરતવંશીઓમાં શ્રેષ્ઠ રાજા ! શાસ્ત્રમાં કહેલા ચારે આશ્રમોનો સ્વીકાર કરવા માટે માત્ર બ્રાહ્મણોને જ અધિકાર છે, પણ બીજા ત્રણ વર્ણોને ચારે આશ્રમોનો સ્વીકાર કરવા માટે અધિકાર નથી. અર્થાત્ છેલ્લા—સંન્યાસ આશ્રમ સિવાયના ત્રણ આશ્રમોમાં ત્રણ વર્ણોનો પ્રવેશ થઈ શકે છે.[૨] હે રાજા ! ક્ષત્રિયોને માટે અનેક સ્વર્ગપ્રદ કર્મોનું શાસ્ત્રમાં વર્ણન કરેલું છે. વળી ક્ષત્રિયોનું ધર્મશાસ્ત્ર કેવળ પ્રવૃત્તિમાર્ગને જ પ્રધાનપદ આપનારું છે તથા હિંસાકર્મની આજ્ઞા આપનારું છે; અને બ્રાહ્મણધર્મ-શાસ્ત્ર તો નિવૃત્તિમાર્ગને જ પ્રધાન પદ આપનારું હોઈને અહિંસાકર્મની આજ્ઞા આપનારું છે, જેથી ક્ષાત્રધર્મ અને બ્રાહ્મણધર્મની અન્યોન્ય ભિન્નતાને લીધે કેવળ ક્ષાત્રધર્મનું જ વર્ણન કરવું તે તમારા હમણાંના પ્રશ્નના ઉત્તર તરીકે યોગ્ય નથી.[૩] જે પુરુષ બ્રાહ્મણવર્ણનો હોવા છતાં ક્ષત્રિયોનાં, વૈશ્યોનાં અથવા શૂદ્રોનાં કર્મો કરવા મચી પડે છે, તે મંદબુદ્ધિ પુરુષ આ લોકમાં નિંદાપાત્ર બને છે અને મૂઆ પછી પરલોકમાં નરકનાં દુઃખો ભોગવે છે.[૪] હે પાંડુપુત્ર ! આ લોકની અંદર દાસને, શ્વાનને (કૂતરાને), વૃકને (નહારને) તથા પશુને જે જે સંજ્ઞાઓ આપવામાં આવી છે, તે જ સંજ્ઞાઓ સ્વકર્મભ્રષ્ટ બ્રાહ્મણને આપી શકાય છે; અર્થાત્ કર્મભ્રષ્ટ થયેલો બ્રાહ્મણ દાસ, શ્વાન, વૃક અને પશુ સમાન છે;[૫] પરંતુ જે બ્રાહ્મણ પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા, તર્ક અને સમાધિ એ છ નિત્યકર્મોમાં પ્રવૃત્ત રહે છે, ચારેય આશ્રમોમાં અનુક્રમે પ્રવેશ કરે છે, અહિંસાધર્મમાં પરાયણ રહે છે, મનનો જય કરે છે. બાહ્યાભ્યંતર પવિત્રતા જાળવે છે, તપશ્ચરણમાં આસક્ત રહે છે, નિઃસ્પૃહવૃત્તિ ધારણ કરે છે અને દાનશીલ હોય છે, તે બ્રાહ્મણને અક્ષય્ય લોકની પ્રાપ્તિ થાય છે.[૬-૭] આમ હોવા છતાં બ્રાહ્મણ સ્વધર્મનો ત્યાગ કરીને હીનધર્મમાં અભિરક્ત થાય છે તેનું કારણ એ જ છે કે, જે પુરુષ જે અવસ્થામાં જે દેશ અથવા કાળને અનુસરીને જે ફળ મેળવવા માટે જેવું કંઈ સારુંનરસું કર્મ કરે છે, તે પુરુષ લોભ અને લાંબા સમયના અભ્યાસના બળથી તે કર્મને સંપૂર્ણ રીતે ગુણયુક્ત માને છે, જેથી 'આ કર્મ ઉત્તમોત્તમ છે' એવું સ્વકલ્પનાથી જ માની લઈને સ્વધર્મભ્રષ્ટ થતાં તે અટકતો નથી.[૮] હે રાજેંદ્ર ! આ જગતમાંહેના ઘણા બ્રાહ્મણો વેદાધ્યયન આદિ સ્વજાતીય કર્મોનો ત્યાગ કરી દઈ વ્યાજવટંતરનો ધંધો કરવા મંડી જાય છે, ખેતીવાડીનો આરંભ કરી બેસે છે, વેપાર કરવા મચી પડે છે અને મૃગયા દ્વારા પણ આજીવિકા ચલાવવા તત્પર

થઈ જાય છે. તેમાં પૂર્વોક્ત કારણ પ્રમાણે જ તેઓની એ જ માન્યતા હોય છે કે, આ અમારાં કર્મો સર્વ મહાન એવા વેદાભ્યાસ આદિ કર્મોની સાથે પણ સમાનતા ધરાવનારાં છે, આમ તમારે જાણવું;[૯] માટે એ વાત જ સિદ્ધ છે કે, હરકોઈ મનુષ્યને તે તે અભ્યાસને લીધે જ અમુક કર્મો કરવાની રુચિ થાય છે, છતાં પણ સર્વ કોઈને ઉત્તમ કર્મો કરવાની જ કેમ રુચિ થતી નથી? તેમાં વળી એક મહાન હેતુ રહેલો છે અને તે એ જ કે, સર્વ મનુષ્યો કાળને તથા પૂર્વજન્મના સંસ્કારોને નિત્ય અધીન રહેનારા છે, જેથી તે કાળની તથા પૂર્વજન્મોના સંસ્કારોની વાસનાઓની પ્રેરણા દ્વારા પોતાના મનમાં અમુક દૃઢ નિશ્ચય કરીને ઉત્તમ, મધ્યમ અથવા અધમ કર્મો કરવા તત્પર થઈ જાય છે;[૧૦] તોપણ શાસ્ત્રોક્ત વિધિનિષેધની આજ્ઞાઓ નિરર્થક થતી નથી; કારણ કે શરીર જ નાશવંત હોવાથી તે શરીરનો આરંભ કરાવનારાં પૂર્વજન્મનાં શુભ–અશુભ કર્મો પણ નાશવત છે. માત્ર તેનો સંબંધ ધરાવનારાં સુખ અને દુઃખ ટાળ્યાં ટળે તેવાં નથી; પરંતુ લોક શુભ અથવા અશુભ કર્મોમાં જે પ્રવૃત્તિ કરે છે તે તો કેવળ પોતાને ઇષ્ટ રાગાદિ વિષયોને અધીન થઈને–જાણી જોઈને જ પ્રવૃત્તિ કરે છે; કારણ કે જીવાત્મા પ્રવૃત્તિ અથવા નિવૃત્તિ કરવામાં સ્વતંત્ર છે; અર્થાત્ પૂર્વજન્મનાં કર્મોના યોગથી પ્રાપ્ત થનારાં સુખદુઃખ સિવાય બીજાં સ્વેચ્છાથી કરવામા આવતાં કર્મોમાં અશુભનો પરિત્યાગ કરવો જોઈએ અને શુભનો સ્વીકાર કરવો જોઈએ, તે માટે જ વિધિશાસ્ત્ર અને નિષેધશાસ્ત્રની આવશ્યકતા છે.[૧૧]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમા 'આશ્રમોના ધર્મ' નામનો અધ્યાય ૬૨મો સમાપ્ત

# अध्याय ६३ मो

## ચારે આશ્રમધર્મોનો રાજધર્મ સાથે સંબંધ

॥ भीष्म उवाच ॥

**ज्याकर्षणं शत्रुनिबर्हणं च कृषिर्वणिज्यापशुपालनं च**
**शुश्रूषणंचापि तथार्थहेतोरकार्यमेतत्परमं द्विजस्य॥१**

ભીષ્મ કહે છે: હે યુધિષ્ઠિર! ધનુષની પણછ ખેંચવી, શત્રુઓનો સંહાર કરવો, ખેતી કરવી, વેપાર કરવો, પશુપાલન કરવું અને ધનને માટે અન્યની સેવા કરવી. એ સર્વ બ્રાહ્મણો માટે અકાર્ય છે.[૧] બુદ્ધિમાન બ્રાહ્મણે બ્રહ્મચર્યાશ્રમમાં રહ્યા પછી ગૃહસ્થાશ્રમમા પ્રવેશ કરવો અને તે આશ્રમમાં રહી પોતાનાં ષટ્કર્મોનું સેવન કરવું. તે પછી કૃતકૃત્ય થઈને વાનપ્રસ્થાશ્રમમાં પ્રવેશ કરવા માટે અરણ્યવાસ કરવો, તે બ્રાહ્મણને માટે ઉત્તમ ગણાય છે.[૨] સર્વ બ્રાહ્મણોએ રાજાની સેવા, ખેતીનું ધન, વેપારમાર્ગે જીવન, કુટિલતા, પરસ્ત્રીસેવન અને વ્યાજવટંતરથી આજીવિકા સર્વથા તજી દેવા યોગ્ય છે.[૩] હે રાજન્! જે બ્રાહ્મણ દુષ્ટ ચરિત્રવાળો છે, ધર્મથી ભ્રષ્ટ થયેલો છે, શૂદ્ર જાતિની સ્ત્રીને ઘરમાં રાખી બેઠેલો છે, ચાડીચુગલી કરનારો છે, નાટકભવાઈ કરનારો છે, રાજાનો સેવક છે અને સ્વકર્મથી હીન છે, તે બ્રાહ્મણ નથી, પણ શૂદ્ર છે.[૪] તેવો બ્રાહ્મણ વેદાધ્યયન કરે અથવા ન કરે તોપણ કેવળ શૂદ્ર સમાન જ છે અને તેને શૂદ્રની પંક્તિમાં જ ભોજન આપવું યોગ્ય છે. વળી હે રાજા! તેવા શૂદ્રની યોગ્યતાવાળા બ્રાહ્મણોનો, સર્વ દેવ કાર્યોમાં પણ ત્યાગ કરવો જોઈએ,[૫] તેમ જ જે બ્રાહ્મણ મર્યાદાનો લોપ કરનાર છે, અપવિત્ર આચરણવાળો છે, ક્રૂર વૃત્તિનો છે, હિંસામય જીવન ગાળનારો છે તથા ધર્મ અને આચારને તિલાંજલિ આપનારો છે, તે બ્રાહ્મણને દેવપિતૃનિમિત્ત ભોજન આપવું નહિ અને બીજું કોઈ જાતનાં દાન પણ આપવાં નહિ; કારણ કે તેવાને આપેલું દાન નહિ આપ્યા જેવું જ છે.[૬] માટે હે રાજા! બ્રાહ્મણોનો શાસ્ત્રવિહિત એ જ ધર્મ છે કે, તેઓએ ઇંદ્રિયોનું દમન કરવું, બાહ્યાભ્યંતર શુદ્ધિ રાખવી તથા કુટિલતાનો ત્યાગ કરવો. ઉપરાંત હે રાજા! બ્રહ્મદેવે પ્રથમ

ચારે આશ્રમોનુ કેવળ બ્રાહ્મણોને માટે જ બધારણ કરેલુ છે. (માટે તે આશ્રમોના ધર્મોનું પણ તેઓએ પાલન કરવું જોઈએ.)[૭] જે બ્રાહ્મણ ઇંદ્રિયોને વશ રાખે છે, સોમરસનુ પાન કરે છે, સદાચરણથી વર્તે છે, સર્વ પ્રાણીઓના પર દયા રાખે છે, સર્વ સુખ દુઃખાદિ સહન કરે છે, કામનાઓનો ત્યાગ કરે છે, સરળસ્વભાવનો છે, કોમળ પ્રકૃતિનો છે, ક્રૂરતારહિત છે અને ક્ષમાસપન્ન છે, તેને જ બ્રાહ્મણ કહી શકાય છે, પણ એથી વિરુદ્ધ વર્તનવાળો પાપકર્મ કરનાર બ્રાહ્મણ કહેવાતો નથી[૮] હે પાડુપુત્ર! ધર્મસપાદનની અભિલાષા રાખનારા સર્વે લોકો તેવા ભિન્ન ભિન્ન પ્રસગોમા શૂદ્ર, વૈશ્ય તથા ક્ષત્રિયનો માહો માહે આશ્રય કરે છે, માટે ભગવાન વિષ્ણુ (સર્વ વ્યાપક પરમાત્મદેવ) શાતિધર્મમા આસક્તિ નહિ રાખનારા તેવા આચારભ્રષ્ટ લોકોને પોતાના તરીકે સ્વીકારવા ઇચ્છતા નથી[૯] અને ધારો કે, ભગવાન વિષ્ણુ સર્વ કોઈને માટે તેવી ઇચ્છા કરે તો સ્વર્ગ લોકમાથી સર્વ પ્રકારના સુખો લુપ્તપ્રાય થઈ જાય, આ ભૂલોકમાથી સર્વ લોકોનો વિનાશ થઈ જાય, ચારેય વર્ણોનું સનાતન બંધારણ છિન્નભિન્ન થઈ જાય, વેદવાદોનો લોપ થઈ જાય, યજ્ઞયાગાદિ સર્વ લોકક્રિયાઓ નાશ પામે અને જુદા જુદા આશ્રમોમા રહેલા મનુષ્યો પોતપોતાના ધર્મમા રહે નહિ; અર્થાત્ સ્વર્ગાદિના સર્વ સુખો કેવળ વ્યાપક પરમાત્માની કૃપાથી જ મળે છે, જેથી તેમની કૃપા વિના કરેલા સર્વ કર્મો વ્યર્થ જ છે[૧૦]

હવે જે કોઈ રાજા, પોતાના રાજ્યમા બ્રાહ્મણ, વૈશ્ય અને શૂદ્ર એ ત્રણ વર્ણોના આશ્રમધર્મોની યોગ્ય વ્યવસ્થા કરવા ઇચ્છતો હોય, તેણે અવશ્ય જાણવા યોગ્ય ચારે આશ્રમોના ધર્મો હુ તમને કહુ છું, તે સાભળો.[૧૧] હે રાજા! જે કોઈ શૂદ્ર વેદાત શાસ્ત્રમા પોતાને અધિકાર નહિ હોવાથી પુરાણ આદિના શ્રવણ દ્વારા આત્મસ્વરૂપ જાણવાની ઇચ્છા કરે છે, પોતાના શરીરની શક્તિ પ્રમાણે ત્રણે વર્ણની સેવા કરે છે, પોતાના આચારમા એકનિષ્ઠ હોવાથી ત્રણે વર્ણના લોકોની સમાન યોગ્યતા ધરાવનારો છે, તથા યોગના ધર્મથી અજાણ્યો છે, તે શૂદ્ર પણ પોતાની સ્ત્રી વિષે પ્રજોત્પાદન કર્યા પછી રાજાની આજ્ઞા લઈને ચારે આશ્રમોના ધર્મો પાળવા અધિકારી થઈ શકે છે. માત્ર શમદમાદિ કલ્યાણગુણોને તે ધારણ કરી શકતો નથી.*[૧૨-૧૩] હે રાજેન્દ્ર! પૂર્વોક્ત સ્વધર્મનું આચરણ કરનારા શૂદ્રને, વૈશ્યને તથા ક્ષત્રિયને પણ સન્યાસાશ્રમ સ્વીકારવા માટે શાસ્ત્રકારોએ આજ્ઞા આપી છે.[૧૪] ગૃહસ્થધર્મનુ પાલન કરી કૃતકૃત્ય થયેલો તથા રાજાના કાર્યોમા જેણે પરિશ્રમ કરેલો છે તેવો વૃદ્ધ વૈશ્ય રાજાની આજ્ઞા લઈને સન્યાસ આશ્રમમા જઈ શકે છે,[૧૫] તેમ જ હે નિર્દોષ રાજા! ધર્મપૂર્વક વેદાધ્યયન કરીને રાજાને લગતા ધર્મશાસ્ત્રોનુ અધ્યયન કરીને, પોતાની સ્ત્રી વિષે પ્રજા ઉત્પન્ન કરીને, સોમયાગ કરીને, સર્વ પ્રજાઓનુ ધર્મપૂર્વક પાલન કરીને, રાજસૂય, અશ્વમેધ તથા બીજા પુષ્કળ યજ્ઞયાગો કરીને, બ્રાહ્મણોને તેઓના વેદાધ્યયનના પ્રમાણમા દક્ષિણા ઓ આપીને, નાનોમોટો પણ સગ્રામમા વિજય મેળવીને, પ્રજાઓનું પાલન કરી શકે તેવા પુત્રને રાજ્યાસન પર બેસાડીને, પોતાને જો પુત્ર ન હોય તો પોતાના ગોત્રના જ કોઈ ઉત્તમ ક્ષત્રિયને દત્તક કુમાર તરીકે રાજ્યગાદી પર સ્થાપીને, શ્રાદ્ધાદિ પિતૃયજ્ઞો દ્વારા વિધિપૂર્વક પિતૃઓનુ પૂજન કરીને તથા યજ્ઞોથી દેવોનુ અને વેદાધ્યયનથી ઋષિઓનુ પ્રયત્નપૂર્વક આરાધન કરીને જે રાજા પોતાનો અંતકાળ જ્યારે સમીપમા આવે ત્યારે, ચારે આશ્રમોનો અનુક્રમે સ્વીકાર કરે છે તે રાજા સિદ્ધિપદને–મોક્ષને પામે છે.[૧૬-૨૧] હે રાજેન્દ્ર! ગૃહધર્મનો ત્યાગ કરીને રાજાએ કેવળ વેદાતશ્રવણ કરવાની ઇચ્છાથી સન્યાસ લેવાની ઇચ્છા કરવી, પરંતુ ગુરુની સેવાપૂર્વક વેદાત શ્રવણ નહિ કરીને માત્ર અન્નપ્રાપ્તિની ઇચ્છાથી જ ભિક્ષાવૃત્તિ કરવી નહિ અર્થાત્ કેવળ જીવિતનું રક્ષણ કરવા માટે શ્રવણમનનપૂર્વક જ ભિક્ષાવૃત્તિ કરવી.[૨૨] હે રાજસિંહ! સંન્યાસાશ્રમરૂપી કર્મ ક્ષત્રિયાદિ ત્રણ વર્ણોને માટે નિત્ય અને અવશ્ય કર્તવ્ય તો નથી જ, માત્ર તેઓએ વિક્ષેપક કર્મોના ત્યાગરૂપી કામ્ય સન્યાસ જ સ્વીકારવો યોગ્ય છે અને તે કામ્ય સન્યાસ તો ચારે આશ્રમવાસી લોકોને સરખો જ છે[૨૩] મેં વેદમાથી

* શૂદ્ર પણ નૈષ્ઠિક બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ તથા સમગ્ર વિક્ષેપક કર્મોનો ત્યાગ કરી શાતિ, દાતિ આદિ કલ્યાણગુણોથી રહિત સન્યાસી થઈ શકે છે —નીલકંઠ

સાંભળ્યું છે કે, સર્વ લોકમાં શ્રેષ્ઠ ગણાયેલા ધર્મનું સેવન કરનારા ક્ષત્રિયોએ મનુષ્યોનાં સર્વ કલ્યાણો પોતાના બાહુબળને અધીન કરી લીધાં છે; કારણ કે ત્રૈવર્ણિકોના સર્વ ધર્મો તથા ઉપધર્મો રાજધર્મને લીધે જ સ્થિતિ કરી રહ્યા છે.[૨૪] હે રાજન્! જેમ હાથીના એક પગલામાં સર્વ પ્રાણીઓનાં પગલાંઓનો સમાવેશ થઈ જાય છે, તેમ રાજધર્મમાં બીજા સર્વ ધર્મોનો સર્વ પ્રકારે સમાવેશ થઈ જાય છે, એમ તમારે સમજવું.[૨૫] ધર્મવેત્તા આર્ય મનુષ્યો કહે છે કે, જગત માંહેના બીજા સર્વ ધર્મો અલ્પ આશ્રયવાળા હોઈને અલ્પ ફળને આપનારા છે; પણ ક્ષાત્રધર્મ તો મહાન આશ્રયવાળો હોઈને અનેક કલ્યાણોનું સાક્ષાત્ સ્વરૂપ છે, જેથી બીજો કોઈ પણ ધર્મ તે ધર્મની તુલનામાં ઊભો રહી શકે તેમ નથી;[૨૬] તેમ જ હે રાજા! સર્વ વર્ણોના ધર્મોને રાજધર્મની જ મુખ્યતાની અપેક્ષા રહે છે, કારણ કે રાજધર્મ સર્વ ધર્મોનું પાલન કરે છે; એટલું જ નહિ પણ હે રાજા! જે દાનધર્મને વિદ્વાનો સર્વોત્કૃષ્ટ અને પુરાણકાળનો કહે છે, તે દાનધર્મનો પણ રાજધર્મમાં જ અંતર્ભાવ થઈ જાય છે. જો કદાચ કોઈ રાજા દંડનીતિનો તથા પુરાણ રાજધર્મનો ત્યાગ કરે તો સર્વ વેદો પ્રથમ જ રસાતલમાં ગરક થઈ જાય, વૃદ્ધિ પામેલા સર્વ ધર્મો ક્ષય પામે તથા આશ્રમોના ધર્મોનો પણ વિનાશ જ થઈ જાય. વળી સર્વ દાનધર્મોનો રાજધર્મમાં સમાવેશ થઈ જાય છે, સર્વ દીક્ષાધર્મોનો રાજધર્મમાં અંતર્ભાવ થઈ જાય છે, સર્વ વિદ્યાઓનો રાજધર્મમાં જ સમાસ થઈ જાય છે તથા સર્વ લોકો રાજધર્મને આધારે જ સ્થિતિ કરી રહ્યા છે; અર્થાત્ જગતના ધર્મોને, દીક્ષાઓને, વિદ્યાઓને તથા લોકોને રાજધર્મનું જ રક્ષણ હોવાથી સંપૂર્ણ નિર્ભયતા છે.[૨૭–૨૯] જેમ નીચ મનુષ્યોએ કરેલી પ્રાણીઓની હિંસા, તે પ્રાણીઓનો વધ કરનારા પુરુષોના ધર્મનો તથા શાસ્ત્રજ્ઞાનનો નાશ કરે છે, તેમ રાજધર્મથી તજાયેલા જગતના સર્વે બીજા ધર્મો પાખંડીઓના પ્રાબલ્યને લીધે વિનાશ પામીને ધાર્મિક પુરુષોના ચિત્તને ખેદજનક થઈ પડે છે અને ધર્માચરણ કરનારા પુરુષો પણ પોતાના રક્ષણની શોધમાં વ્યાકુળ બની જઈને સ્વધર્મનો આદર કરી શકતા નથી, માટે રાજધર્મ જ સર્વ ધર્મોમાં મુખ્ય છે.[૩૦]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'ચારે આશ્રમધર્મોનો રાજધર્મ સાથેનો સંબંધ' નામનો અધ્યાય ૬૩ મો સમાપ્ત

# અધ્યાય ૬૪મો

## ક્ષાત્રધર્મની શ્રેષ્ઠતા

॥ भीष्म उवाच ॥

**चातुराश्रम्यधर्माश्च यतिधर्माश्च पांडव।**
**लोकवेदोत्तराश्चव क्षात्रधर्मे समाहिताः ॥ १ ॥**

ભીષ્મે કહ્યું : હે પાંડવ! લોકમાં તથા વેદમાં ઉત્તમ ગણાયેલા ચાર આશ્રમધર્મોનો તથા યતિધર્મોનો મુખ્ય આધાર ક્ષાત્રધર્મ છે.[૧] હે ભરતશ્રેષ્ઠ! વળી સર્વ જાતનાં લૌકિક, વૈદિક કર્મો પણ ક્ષાત્રધર્મને જ અવલંબી રહ્યાં છે, માટે ક્ષાત્રધર્મની વ્યવસ્થાનો જો ભંગ થાય તો જીવલોકનાં સર્વ કલ્યાણો પણ પડી ભાંગે.[૨] બીજા સર્વ આશ્રમવાસીઓના ધર્મો પરોક્ષ ફળ આપનારા છે અને ઘણા દ્વારવાળા છે. ઘણા વાદવિવાદ કરનારા પુરુષો વિરુદ્ધ શાસ્ત્રોનાં પ્રમાણ આપીને તે ધર્મોનાં સનાતન સ્વરૂપને ડહોળી નાખે છે, તેમ જ બીજા કેટલાએક વાદીઓ તો યુક્તિપ્રયુક્તિવાળાં શાસ્ત્રવિરુદ્ધ વચનો વડે તે આશ્રમધર્માનુયાયી લોકોના ધાર્મિક નિશ્ચયને ફેરવી પણ નાખે છે; કારણ કે તેઓ ધર્મના પરમ નિશ્ચયને નહિ સમજનારા હોવાથી સારાસારબુદ્ધિથી હીન હોય છે,[૩,૪] પણ જે ધર્મ પ્રત્યક્ષ ફળવાળો છે, લગભગ પુષ્કળ સુખથી ભરેલો છે, સ્વતઃ જ સમજી શકાય તેવો છે, છળકપટથી રહિત છે તથા સર્વ લોકનું હિત કરનારો છે, તે ધર્મ ક્ષત્રિયોનો આશ્રય કરીને રહેલો છે.[૫] હે યુધિષ્ઠિર! ગૃહસ્થધર્મમાં જેમ બીજા ત્રણે વર્ણોના ધર્મોનો અંતર્ભાવ થઈ જાય છે તથા બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ, સંન્યાસ તથા સર્વ બ્રાહ્મણધર્મોનો પણ તે ગૃહસ્થધર્મમાં જેમ અંતર્ભાવ થઈ જાય છે, તેમ રાજધર્મમાં સર્વ ધર્મોનો તથા લોકોનો અંતર્ભાવ થઈ જાય છે. હે રાજેંદ્ર! મેં તમને પ્રથમ એ કથા કહેલી જ છે કે, પૂર્વે એક સમયે અનેક સંખ્યાબંધ શૂરા રાજાઓ પોતાના આશ્રમ સંબંધી એક એક કર્મ તથા દંડનીતિની

તુલના કરીને એમાંથી વિશેષ ઉત્તમ કોણ છે, એ વિષેનો સંશય થવાથી તેને દૂર કરનાર સિદ્ધાંતનું શ્રવણ કરવા માટે સર્વ ભૂતોના ઈશ્વર મહાતેજસ્વી અને સર્વવ્યાપક પ્રભુ નારાયણદેવની પાસે ગયા હતા.[૬-૯] વળી પૂર્વના પ્રાચીન સમયમા પણ આદિદેવ નારાયણે ઉત્પન્ન કરેલા સાધ્યો, દેવો, વસુઓ, અશ્વિનીકુમારો, રુદ્રો, વિશ્વેદેવતાઓ, મરુદ્‌ગણો તથા સિદ્ધો ક્ષાત્રધર્મ પ્રમાણે જ વર્ત્યા હતા.[૧૦] આ ક્ષાત્રધર્મના સંબધમા અર્થના નિશ્ચય વાળો એક ધાર્મિક ઇતિહાસ હુ તમને કહુ છું તે તમે સાભળો. પૂર્વે જે સમયે દાનવોરૂપી સમુદ્ર મર્યાદાનો ત્યાગ કરી જગતને બોળી દેવા તૈયાર થયો હતો, તે સમયે હે રાજેદ્ર! માધાતા નામનો એક વીર્યવાન રાજા આ પૃથ્વી પર રાજ્ય કરતો હતો. હે રાજસિંહ! તે રાજાએ આદિ, મધ્ય અને અંતરહિત પ્રભુ નારાયણ દેવના દર્શન કરવાની ઇચ્છાથી યજ્ઞસમારભ કર્યો. તે યજ્ઞમાં એણે મહાત્મા વિષ્ણુના ચરણમાં પોતાનું મસ્તક નમાવ્યુ, એટલે તરત ઇદ્રના સ્વરૂપમા આવેલા શ્રીવિષ્ણુના તે રાજાને દર્શન થયાં. પછી તે સમયે માધાતાએ કેટલાએક મોટા મોટા રાજાઓને સાથે રાખી તે પ્રભુનુ પૂજન કર્યું અને તે વેળા રાજ સિંહ તે માધાતા રાજાનો તથા એ મહાત્માનો (વિષ્ણુના માયિક સ્વરૂપ ઇદ્રનો) મહાતેજસ્વી શ્રીવિષ્ણુના સંબધમા આવો મહાન સંવાદ થયો.

ઇદ્ર બોલ્યો: હે ધાર્મિકશ્રેષ્ઠ રાજા! તું શ્યામસ્વરૂપ, પ્રમાણાતીત, અનત માયાઓથી યુક્ત, અપાર મત્રવીર્યશાળી અને પુરાણપુરુષ આદિદેવ નારાયણના દર્શન કરવાની ઇચ્છા કરે છે, તે તારી કેવી ઇચ્છા છે![૧૧-૧૬] તું નથી જાણતો કે, વિશ્વસ્વરૂપ એ નારાયણદેવનાં હું કે બ્રહ્મદેવ પણ સાક્ષાત્ દર્શન કરી શકતા નથી. માટે હે રાજા! એ નારાયણદેવના દર્શન વિના તારા હૃદયમા જે જે કામનાઓ હશે તે હું પૂર્ણ કરીશ, કારણ કે તું મનુષ્યોનો રાજા છે.[૧૭] વળી તુ સત્યનિષ્ઠ છે, ધર્મપરાયણ છે, જિતેદ્રિય છે, શૂરવીર છે, દેવોના પર દૃઢ પ્રીતિ રાખનારો છે, બુદ્ધિસપન્ન છે, ભક્તિયુક્ત છે તથા ઉત્તમ શ્રદ્ધાળુ છે, માટે હુ તને યથેષ્ટ વર આપવા તૈયાર છું.[૧૮]

માંધાતા બોલ્યો: હે ભગવન્! હું તમારા ચરણમાં મસ્તક નમાવી પ્રથમ તમારો પોતાનો જ પ્રસાદ મેળવીશ અને તે દ્વારા આદિદેવ નારાયણના હુ અવશ્ય દર્શન કરીશ. હુ હવે સર્વ કામનાઓનો ત્યાગ કરી કેવળ ધર્મ સપાદન કરવાની ઇચ્છાથી લોકમા સન્માર્ગરૂપ ગણાયેલો આરણ્યવાસ કરવા ઇચ્છું છું. મને વાનપ્રસ્થધર્મ સ્વીકારવાની જ હવે ઇચ્છા થઈ છે.[૧૯] મે વિશાળ અને અમર્યાદ એવા ક્ષાત્રધર્મનુ આચરણ કરીને અભીષ્ટ દિવ્ય લોકો મેળવ્યા છે તથા પોતાના યશને જગતમા સ્થાપિત કર્યો છે; પણ માત્ર આદિદેવથી ચાલુ થયેલા લોકશ્રેષ્ઠ ધર્મનુ આચરણ કરવા માટે મારામા જ્ઞાન નથી.[૨૦]

ઇદ્ર બોલ્યો: આ જગતમાં જેઓ રાજા નથી તેઓ ધર્મપરાયણ હોવા છતા બીજા ધર્મજ્ઞાન-રહિત પુરુષોને ધર્મના વિષયમાં ઉત્કૃષ્ટ ગતિ પમાડી શકતા નથી, તેમ પોતે પણ સપૂર્ણ ધર્માચરણ કરી શકતા નથી; પરંતુ રાજાઓ તો માત્ર પોતાના ધર્મનુ આચરણ કરીને જ પોતે પણ ધર્મિષ્ઠ બને છે અને બીજાઓને પણ ધર્મિષ્ઠ બનાવી શકે છે. વળી ક્ષાત્રધર્મ જ પ્રથમ આદિદેવથી ઉત્પન્ન થયેલો છે અને બીજા ધર્મો તો તેના અગરૂપે પાછળથી જ ઉત્પન્ન થયેલા છે,[૨૧] તેમ જ બીજા સંન્યાસધર્મ સુદ્ધા અનેક ધર્મો નાશવત ફળવાળા હોઈને ક્ષાત્ર ધર્મની અપેક્ષાએ ઉત્તમતા ધરાવી શકતા નથી, પરતુ ક્ષાત્રધર્મમા તો સર્વ ધર્મોનો સમાવેશ થઈ જાય છે, માટે જ વિદ્વાનો એ ધર્મને શ્રેષ્ઠ કહે છે. પૂર્વે વિષ્ણુ ભગવાને પણ ધર્મોક્ત કર્મોનુ અવલંબન કરીને અસુરોનો પરાજય કર્યો હતો અને મહા તેજસ્વી એવા દેવોનું તથા ઋષિઓનું રક્ષણ કર્યું હતું.[૨૨-૨૩] જો કદાચ તે સર્વવ્યાપક ભગવાન વિષ્ણુએ અસુરોનો સહાર ન કર્યો હોત, તો આ જગતમા બ્રાહ્મણો રહેત નહિ, લોકસ્રષ્ટા બ્રહ્મા પણ રહેત નહિ, ક્ષાત્રધર્મ પણ રહેત નહિ તથા બ્રાહ્મણધર્મનો પણ લોપ થઈ જાત.[૨૪] દેવોમા શ્રેષ્ઠ એવા તે આદિદેવે પરાક્રમ કરીને અસુરોથી ઊભરાઈ ગયેલી આ પૃથ્વીને જો ન જીતી હોત તો બ્રાહ્મણોનો સર્વથા વિનાશ થઈ જાત અને તેને લીધે ચારે વર્ણોના તથા ચારે આશ્રમોના સર્વ ધર્મો

પણ રહેતા નથી [25] આ જગતમાંથી સનાતન ધર્મોનો અનેકવાર વિનાશ થયો હતો અને તેઓનો ક્ષાત્રધર્મે જ પુનરુદ્ધાર કર્યો હતો તથા પ્રત્યેક યુગમા તે ક્ષાત્રધર્મના બળથી જ બ્રાહ્મણધર્મોની પુનઃ પ્રવૃત્તિ થયેલી છે, માટે ક્ષાત્રધર્મને વિદ્વાનો સર્વશ્રેષ્ઠ કહે છે [26] ક્ષાત્રધર્મમા વર્તનારા રાજાઓના એ જ કર્મ છે કે, તેઓએ સંપૂર્ણ આત્મત્યાગ કરવો, સર્વ પ્રાણીઓ પર દયા રાખવી, લૌકિક જ્ઞાન મેળવવું, પ્રજાઓનુ પાલન કરવુ, સર્વને ભયમાથી મુક્ત કરવા દુખિયાઓને દુખથી છોડાવવા અને પીડા-પામેલાની પીડાઓ દૂર કરવી [27] સર્વ લોકો સ્વાભાવિક રીતે જ કામ તથા ક્રોધમા વિશેષ પ્રવૃત્તિ કરે છે અને સર્વ ભોગનો ત્યાગ કરી ઉચ્છૃંખલ રીતે વર્તવા તત્પર થાય છે પરંતુ રાજાના ભયથી જ તેઓ પાપ કરતા નથી તેમ જ સદાચારસંપન્ન એવા શ્રેષ્ઠ પુરુષો પણ રાજાના રક્ષણને લીધે પોતાના આચારોનુ સારી રીતે પાલન કરી શકે છે, માટે લોકો ક્ષાત્રધર્મને જ સર્વશ્રેષ્ઠ કહે છે [28] આ પૃથ્વી પર રાજ્ય કરનારા રાજાઓ પોતાના રાજધર્મને અનુસરીને સર્વ પ્રાણીઓનુ પુત્રની પેઠે રક્ષણ કરે છે, તેથી તેઓ નિર્ભય થઈને લોકમા સંચાર કરી શકે છે એમા સંશય નથી [29] આમ સર્વ રીતે ક્ષાત્રધર્મ બીજા સર્વ ધર્મોની રક્ષા કરનાર હોઈને લોકોમા શ્રેષ્ઠ ગણાય છે, સનાતન છે, નિત્ય છે, મોક્ષ પર્યંત ઉપયોગી છે, અવિનાશી છે તથા સર્વ પ્રધાન છે [30]

ઇતિ શ્રીમહાભારતના શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન પર્વમા 'ક્ષાત્રધર્મની પ્રશંસા' નામનો અધ્યાય ૬૪ મો સમાપ્ત

## अध्याय ६५मो

### ઇંદ્રના રૂપમાં આવેલા વિષ્ણુ અને માંધાતાનો સંવાદ

॥इंद्र उवाच॥

एवंवीर्यः सर्वधर्मोपपन्नः।
क्षात्रः श्रेष्ठः सर्वधर्मेषु धर्मः॥
पाल्यो युष्माभिर्लोकहितैरुदारै-
र्विपर्यये स्यादभावः प्रजानाम्॥१॥

ઇંદ્ર બોલ્યો એવા મહાન સામર્થ્યવાળા, સર્વ ધર્મોથી યુક્ત અને સર્વ ધર્મોમા શ્રેષ્ઠ ક્ષાત્રધર્મનુ લોકોનુ હિત કરનારા તમારા જેવા ઉદાર રાજાઓએ યથાયોગ્ય પાલન કરવુ જોઈએ જો તેનું પાલન કરવામા ન આવે તો પ્રજાઓનો વિનાશ જ થઈ જાય [1] સર્વ પ્રાણીઓ પર દયા રાખનારા રાજાનો મુખ્ય ધર્મ એ જ છે કે, તેણે ધાન્યાદિકના વાવેતર માટે પૃથ્વીને સંપૂર્ણ સંસ્કારોવાળી કરવી, (જમીન ખેડાવીને તેમા ખાતર વગેરે પુરાવવા, જેથી પાક સારો થાય) રાજસૂય, અશ્વમેધ આદિ યજ્ઞો કરી અવભૃથસ્નાન કરવુ, ભિક્ષાચર્યા ન કરવી (સંન્યાસ ન લેવો), પ્રજાઓનુ પાલન કરવું તથા યુદ્ધમા શરીરનો ત્યાગ કરવો આ મુખ્ય ધર્મનુ રાજાએ જ્ઞાન મેળવવુ જોઈએ [2] મુનિઓ ત્યાગને જ સર્વ કરતા શ્રેષ્ઠ કહે છે તેમા પણ ક્ષત્રિયો યુદ્ધ કરીને પોતાના શરીરનો ત્યાગ કરે છે, તે તો ઉત્તમોત્તમ છે આવા હેતુથી જ સર્વ રાજાઓ રાજધર્મમા નિત્ય આસક્ત રહીને યુદ્ધોમા પોતાના શરીરોનો ત્યાગ કરે છે, એ તે પ્રત્યક્ષ જોયુ છે [3] પુષ્કળ શાસ્ત્રજ્ઞાન સંપાદન કરીને ગુરુની સેવા કર્યા પછી રણક્ષેત્રોમા પરસ્પર સંહાર કરીને પ્રાણોનો ત્યાગ કરવો, એ ક્ષત્રિયનો ઉત્તમ ધર્મ છે અને ધર્મની ઇચ્છાવાળા ક્ષત્રિયે પ્રથમ એકલુ બ્રહ્મચર્યવ્રત પાળીને ગૃહસ્થાશ્રમનો આશ્રય કરવો [4] પછી તે ગૃહસ્થાશ્રમમા દાખલ થઈને તેણે સામાન્ય વ્યાવહારિક પ્રવૃત્તિઓમા પ્રિય અપ્રિય તરફ સમાનદૃષ્ટિ રાખવી, ચારે વર્ણોને પોતપોતાના ધર્મોમા સ્થાપવા, પ્રજાઓનું પાલન કરવું અને તે તે ઉપાયોની યોજના કરીને, નિયમો ધારણ કરીને તથા પુરુષાર્થ ભરેલા સર્વ પ્રકારના ઉદ્યોગોની ખિલવણી કરીને પોતાના આશ્રમધર્મને એક આદર્શરૂપ બનાવવો વિદ્વાનો ક્ષાત્રધર્મને શ્રેષ્ઠ કહે છે તેનુ એ જ કારણ છે કે, તે ધર્મમા બીજા સર્વ ધર્મોનો સમાવેશ થઈ જાય છે

હવે જે લોકો પોતપોતાના વર્ણાશ્રમધર્મોનુ આચરણ કરતા નથી અને તે તે સર્વ ધર્મોને નિષ્ફળ તથા વિપરીત અર્થવાળા ઠરાવે છે તથા પોતે તો કેવળ સર્વ (ધન) સંપાદન કરવામા જ મશગુલ રહે છે, તે લોકોને શાસ્ત્રકારોએ નિર્મર્યાદ (ઉદ્ધત) કહ્યા છે તથા પશુ સમાન જ ગણ્યા છે, પરંતુ તેવા ઉદ્ધત લોકોને પણ પોતાની ઉદ્ધતાઈનુ ફળ દેખાડી

જે ક્ષાત્રધર્મ નીતિના માર્ગ ઉપર આણી મૂકે છે, માટે જ તેને બીજા ધર્મોના કરતાં કલ્યાણકારક કહેવામાં આવ્યો છે.[૫-૭] ત્રણે વેદનું જ્ઞાન ધરાવનારા બ્રાહ્મણોને માટે જે યજ્ઞાદિ કર્મો તથા આશ્રમધર્મો શાસ્ત્રમાં કહ્યા છે, તે જ બીજા સર્વ બ્રાહ્મણોને પણ મુખ્ય કર્તવ્ય તરીકે છે; છતાં પણ કોઈ બ્રાહ્મણ શૂદ્રની પેઠે બીજાં ફાવે તે કર્મો કરવા તત્પર થાય તો તે બ્રાહ્મણ શસ્ત્રથી વધ કરવા યોગ્ય ગણાય છે.[૮] હે રાજા! ચારે આશ્રમધર્મોનું તથા વેદોક્ત યજ્ઞ યાગાદિ કર્મકલાપનું બ્રાહ્મણે જ જ્ઞાન સંપાદન કરવું જોઈએ, પણ બીજા વર્ણના કોઈ પુરુષે તે જ્ઞાન કદી સંપાદન કરવું નહિ.[૯] બ્રાહ્મણવર્ણનો કોઈ પુરુષ પૂર્વોક્ત સ્વધર્મથી જો વિરુદ્ધ વર્તન કરે તો તેની આજીવિકા ધર્મયુક્ત ગણાતી નથી; કારણ કે કર્મને અંગે જ ધર્મની વૃદ્ધિ થાય છે અને જેવો ધર્મ તેવો જ ધર્મી પણ ગણાય છે.[૧૦] જે બ્રાહ્મણ પોતાનાં જાતીય કર્મોથી ભ્રષ્ટ થઈને વિજાતીય કર્મો કરવા તત્પર થાય છે તે બ્રાહ્મણ બ્રાહ્મણ તરીકેના સન્માનને પાત્ર રહેતો નથી; એટલું જ નહિ પણ સ્વકર્મોનું આચરણ નહિ કરનારો તે બ્રાહ્મણ વિશ્વાસપાત્ર પણ નથી.[૧૧] સર્વ વર્ણોના જે ધર્મો શાસ્ત્રોમાં વર્ણવ્યા છે, તેઓને ઉત્કર્ષમાં આણવા, એ ક્ષત્રિયોનો પરમ ધર્મ છે. આવા હેતુથી જ બીજા સર્વ ધર્મોના કરતાં રાજધર્મોને શ્રેષ્ઠ કહ્યા છે અને હું માનું છું કે, વીરપુરુષોના પણ તે જ ધર્મો હોવાથી જેઓ તે ધર્મોને આચરણમાં મૂકે છે, તેઓ જ સર્વ વીર પુરુષોમાં શ્રેષ્ઠ ગણાય છે.[૧૨]

માંધાતા બોલ્યો: હે ભગવન્ ઇંદ્ર! મારા રાજ્યમાં યવનો, કિરાતો, ગાંધારો, ચીનાઓ (ચીન દેશના વતનીઓ), શબરો, બર્બરો, શકો, તુષારો, કંકો, પલ્હવો, આંધ્રો, મદ્રકો, પૌંડ્રો, પુલિંદો, રમઠો, કાંબોજો તથા બ્રાહ્મણો અને ક્ષત્રિયોથી ઉત્પન્ન થયેલા વૈશ્ય અને શૂદ્રજાતિના સંકીર્ણ વર્ણો વસે છે, તેઓ આ વૈદિક ધર્મોનું આચરણ કેવી રીતે કરી શકશે? વળી તેઓ ચોરી કરીને જ આજીવિકા ચલાવનારા છે, તેથી મારા જેવા રાજાઓએ તેઓને ધર્મમાર્ગમાં કેવી રીતે સ્થાપવા, એ સાંભળવાની મને ઇચ્છા છે, માટે તે મને કહો. હે સુરેશ્વર! તમે અમારા ક્ષત્રિયોના એક બંધુરૂપ છો.[૧૩-૧૬]

ઇંદ્ર બોલ્યો: હે નિર્દોષ રાજા! ચોરી કરીને આજીવિકા ચલાવનારા તે સંકીર્ણવર્ણના લોકોએ પોતાનાં માતાપિતાની સેવા કરવી, આચાર્યની, ગુરુની તથા સર્વ આશ્રમવાસીઓની સેવા કરવી, રાજાની સેવા કરવી, વૈદિક ધર્મક્રિયાઓને પણ તેઓએ પોતાનો ધર્મ સમજીને કરવી, શ્રાદ્ધો કરવાં, કૂવા ખોદાવવા, પરબો મંડાવવી, ધર્મશાળાઓ બંધાવવી, બ્રાહ્મણોને નિરંતર સમયોચિત દાનો આપવાં, અહિંસા પાળવી, સત્ય બોલવું, ક્રોધ ન કરવો, વંશપરંપરાથી આવેલી વૃત્તિનું પાલન કરવું, સ્ત્રીપુત્રાદિનું ભરણપોષણ કરવું, પવિત્રતા જાળવવી, દ્રોહ ન કરવો, પોતાનો અભ્યુદય કરવાની ઇચ્છાથી સર્વ યજ્ઞોમાં દક્ષિણાદાન કરવું તથા પોતાને માટે અત્યંત યોગ્ય ગણાતા પાકયજ્ઞો કરવા. આ રીતે સર્વ લોકોને માટે કર્મો કરવાની વ્યવસ્થા પ્રાચીન કાળથી જ બંધાયલી છે.[૧૭-૨૨]

માંધાતા બોલ્યો: આ મનુષ્યલોકમાં પ્રત્યેક વર્ણોમાં તથા ચારેય આશ્રમોમાં જુદા જુદા વેશોમાં ગુપ્ત રહેલા ઘણા ચોર લોકો જોવામાં આવે છે, તેનું કારણ શું?[૨૩]

ઇંદ્ર બોલ્યો: હે નિર્દોષ રાજા! આ જગતમાં દંડનીતિનો જ્યારે વિનાશ થાય છે તથા રાજધર્મની અધોગતિ થાય છે, ત્યારે રાજાની જ દુષ્ટતાને લીધે સર્વ પ્રાણીઓ મૂઢ બની જાય છે; કાર્યાકાર્યના જ્ઞાનથી ભ્રષ્ટ થાય છે.[૨૪] અરે! આ સત્યયુગ વીત્યા પછી તો માત્ર વેશને જ ધારણ કરનારા સંખ્યાબંધ સાધુ-લંગોટાઓ જગતમાં ઊભરાઈ નીકળશે અને માત્ર ચાર જ આશ્રમોને બદલે અસંખ્યાત નવા નવા આશ્રમોની રચના ઘડાઈ જશે.[૨૫] તે કાળના મનુષ્યો ઉત્કૃષ્ટ ગતિને આપનારાં પુરાણોનું કે ધર્મશાસ્ત્રોનું શ્રવણ કરશે નહિ અને કામ તથા ક્રોધથી પ્રેરાઈ અવળા માર્ગનો સ્વીકાર કરશે;[૨૬] માટે જ મહાત્મા પુરુષો દંડનીતિનો ઉપયોગ કરીને પાપી મનુષ્યોને પાપકર્મ કરતા જ્યારે અટકાવે છે, ત્યારે જ સનાતન સત્યધર્મ જગતમાંથી ચલિત થતો નથી.[૨૭] જે મનુષ્ય સર્વ લોકના ગુરુ એવા રાજાનું અપમાન કરે છે તેનાં દાન, હોમ, શ્રાદ્ધ વગેરે સર્વ કર્મો નિષ્ફળ થાય છે.[૨૮] ધર્મની ઇચ્છા રાખનારો

રાજા કેવળ મનુષ્યોનો જ અધિપતિ છે એમ નથી; પણ તે સનાતન દેવનું જ એક સ્વરૂપ છે તેથી દેવતાઓ પણ તેનું અપમાન કરતા નથી.[29] જોકે આ સર્વ જગતની રચના ભગવાન પ્રજાપતિએ જ કરી છે, તોપણ તે જગતની શુભ કર્મમા પ્રવૃત્તિ કરાવવા માટે તથા અશુભ કર્મમાંથી નિવૃત્તિ કરાવવા માટે તે પ્રજાપતિને પણ ક્ષત્રિયની અપેક્ષા રહી છે.[30] જે રાજા જગતમા પ્રવર્તેલા ધર્મનું બુદ્ધિ વડે જ્ઞાન ધરાવે છે, તે રાજા આસ્તિક હોવાને લીધે મને પણ માન્ય અને પૂજ્ય છે; કારણ કે તે રાજા ક્ષાત્રધર્મનો આધારભૂત છે.[31]

ભીષ્મ બોલ્યા : હે યુધિષ્ઠિર ! આમ કહીને ઇન્દ્રના સ્વરૂપમા આવેલા તે ભગવાન વિષ્ણુપ્રભુ દેવગણોને સાથે લઈ, વિષ્ણુલોકરૂપી પોતાના સનાતન સ્થાન ભણી ચાલ્યા ગયા.[32]

હે નિર્દોષ રાજા! એ પ્રમાણે પ્રાચીન કાળથી ક્ષાત્રધર્મની શુભ પ્રવૃત્તિ ચાલી જ આવેલી છે. જેથી કયો જ્ઞાની પુરુષ તેવા ક્ષાત્રધર્મસંપન્ન ક્ષત્રિયની અવગણના કરે ?[33] છતાં પણ કોઈ પુરુષ તે ક્ષાત્રધર્મની અવજ્ઞા કરીને કોઈ જાતનાં કર્મોમાં પ્રવૃત્તિ કરે છે અથવા કોઈ જાતનાં કર્મોમાંથી નિવૃત્તિ કરે છે, તો તેનાં એ સર્વ કર્મો અંધ મનુષ્યોની પેઠે મધ્યમાંથી જ નાશ પામે છે.[34] માટે હે પુરુષવ્યાઘ્ર યુધિષ્ઠિરરાજા ! આદિ કાળથી ચાલી આવેલી તથા આપણા પૂર્વજોના પૂર્વજોએ પણ સંપૂર્ણ રીતે સ્વીકારેલી એ ક્ષાત્રધર્મરૂપી વિધાતાની આજ્ઞાને અનુસરીને તમે વર્તન કરો. તે આજ્ઞાનું પાલન કરવા માટે તમે સારી રીતે સમર્થ છો, એમ હું જાણું છું.[35]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'ઇંદ્રના રૂપમા આવેલા વિષ્ણુ અને માધાતાનો સંવાદ' નામનો અધ્યાય ૬૫મો સમાપ્ત

## अध्याय ६६ मो

### રાજધર્મ જ સર્વ ધર્મોનું કેંદ્ર છે

॥ युधिष्ठिर उवाच ॥

श्रुता मे कथिताः पूर्व चत्वारो मानवाश्रमाः ।
व्याख्यानयित्वा व्याख्यानमेषामाचक्ष्व पृच्छतः॥१

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ! તમે મને મનુષ્યોના પ્રાચીન એવા ચારે વર્ણાશ્રમો કહ્યા, પણ હવે તે આશ્રમોનું વિસ્તારથી સ્પષ્ટીકરણ કરીને તમે મને કહો.[1]

ભીષ્મ બોલ્યા : હે મહાબાહુ યુધિષ્ઠિર ! સત્પુરુષોએ માન્ય ગણેલા જે ધર્મો હું જાણું છું તે ધર્મોને જ તમે પણ જાણો છો;[2] પરંતુ હે ધાર્મિકશ્રેષ્ઠ યુધિષ્ઠિરરાજા ! તે ધર્મોનું સૂક્ષ્મ સ્વરૂપ જાણવા માટે તમે મને પૂછો છો, તેથી હું તમને તે સૂક્ષ્મ ધર્મ કહું છું, તે સાંભળો.[3] હે મનુષ્યોમાં શ્રેષ્ઠ કુંતીપુત્ર ! જે ચારે આશ્રમવાસી મનુષ્યોનાં સર્વ આશ્રમદ્યોતક ચિહ્નો હોય છે, તે બધાં સદાચારસંપન્ન રાજાઓના રાજધર્મોમાં પણ હોય છે. હે યુધિષ્ઠિર ! જે કોઈ રાગદ્વેષરહિત રાજા દંડનીતિનો ઉપયોગ કરીને સર્વ પ્રાણીઓ પર સમદૃષ્ટિ રાખીને વર્તે છે, તે રાજાને સંન્યાસીને પ્રાપ્ત થનારા બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે; તેમ જ જે રાજા જ્ઞાન, દાન, નિગ્રહ તથા અનુગ્રહના યથાર્થ સ્વરૂપને જાણે છે તથા શાસ્ત્રોક્ત કર્મોનું આચરણ કરીને યોગ્ય વૃત્તિએ વર્તે છે, તે ધીર રાજાને ગૃહસ્થાશ્રમ ધર્મ આચરવાનું ફળ મળે છે.[4-6] હે પાંડવ ! જે રાજા પૂજાપાત્ર મનુષ્યોને અન્નાદિનો વિભાગ આપી નિત્ય પૂજે છે તેને બ્રહ્મચર્યાશ્રમનું સંપૂર્ણ ફળ મળે છે;[7] અને હે યુધિષ્ઠિર ! જે રાજા આપત્તિઓમાં આવી પડેલા પોતાના જ્ઞાતિલાઓનો, સંબંધીઓનો તથા મિત્રોનો આપત્તિમાંથી ઉદ્ધાર કરે છે તે રાજાને વૈખાનસ મુનિઓને પ્રાપ્ત થનારા દિવ્યલોકની પ્રાપ્તિ થાય છે.[8] વળી હે કુંતીપુત્ર! જે રાજા લોકમાં મુખ્ય ગણાતા મહાપુરુષોનો તથા સાધુ-સંન્યાસીઓમાં મુખ્ય ગણાતા મહાત્માઓનો નિરંતર સત્કાર કરે છે, તેને વાનપ્રસ્થ મુનિઓને મળતી ગતિ મળે છે;[9] તેમ જ હે પાર્થ ! જે રાજા નિત્ય આહ્નિકક્રિયાઓ, પિતૃયજ્ઞ (શ્રાદ્ધાદિ), ભૂતયજ્ઞ તથા મનુષ્યયજ્ઞને વિસ્તારપૂર્વક કરે છે, તે રાજાને પણ વૈખાનસ મુનિઓને મળતી પવિત્ર ગતિ મળે છે.[10] વળી હે રાજેંદ્ર ! જે રાજા પોતાના ઐશ્વર્યમાં સર્વ કોઈનો હક રહેલો છે એમ માનીને સર્વ પ્રાણીઓને અન્નાદિનો વિભાગ આપે છે તથા અતિથિઓનું પૂજન અને દેવયજ્ઞાદિ કરે છે, તે રાજાને વાનપ્રસ્થ-આશ્રમીઓના લોકની પ્રાપ્તિ થાય છે.[11] હે સત્ય પરાક્રમી મહાપુરુષ ! જે રાજા સત્પુરુષોનું

રક્ષણ કરવા માટે શત્રુઓના રાજ્યનો નાશ કરે છે, તેને પણ વાનપ્રસ્થની ગતિ મળે છે.[૧૨] હે રાજા! સર્વ પ્રાણીઓનું રક્ષણ કરવાથી તથા સ્વદેશનું પાલન કરવાથી રાજાને અનેક યજ્ઞદીક્ષાઓ લીધાનું ફળ મળે છે તથા સંન્યાસીને મળનારા બ્રહ્મલોકની ગતિ મળે છે.[૧૩] વળી જે રાજા નિત્ય વેદાધ્યયન કરે છે, સર્વના પર ક્ષમા રાખે છે, આચાર્યોનું પૂજન કરે છે અને ઉપાધ્યાયની સેવા કરે છે, તે રાજાને પણ સંન્યાસીના બ્રહ્મલોકની ગતિ મળે છે.[૧૪] હે પુરુષવ્યાઘ્ર! જે રાજા દિવસે જપવા યોગ્ય મંત્રોનો જાપ કરે છે અને યજ્ઞાદિ ધર્મ દ્વારા દેવોનું નિરંતર પૂજન કરે છે, તેને ગૃહસ્થાશ્રમીના લોકની ગતિ મળે છે; તેમ જ જે રાજા પ્રાણદ્યૂત ખેલવાના પ્રસંગે (યુદ્ધમાં) મરવું કે મારવું, એવો નિશ્ચય કરે છે તેને સંન્યાસીને પ્રાપ્ત થનારા બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે.[૧૫-૧૬] તેમ જ હે ભારત! જે રાજા છળકપટનો અને શઠતાનો ત્યાગ કરીને સર્વ પ્રાણીઓની સાથે સર્વદા સન્માર્ગે વર્તન રાખે છે, તેને પણ સંન્યાસીના બ્રહ્મલોકની ગતિ મળે છે.[૧૭] હે ભરતવંશી રાજા! સર્વ વાનપ્રસ્થોને તથા સંપૂર્ણ વેદ ભણેલા બ્રાહ્મણોને પુષ્કળ દ્રવ્યદાન આપનારા રાજાને વાનપ્રસ્થઆશ્રમીઓની ગતિ મળે છે. વળી હે ભારત! સર્વ પ્રાણીઓ પર દયા રાખનારા અને ક્રૂરવૃત્તિનો ત્યાગ કરી વર્તનારા રાજાને ચારે આશ્રમીઓને મળનારા દિવ્ય લોકો મળે છે.[૧૮-૧૯] હે કુંતીપુત્ર યુધિષ્ઠિર! હરકોઈ અવસ્થામાં બાળકોના પર તથા વૃદ્ધોના પર દયા રાખનારા રાજાને પણ સર્વ આશ્રમીઓની ગતિ મળે છે.[૨૦] હે કુરુકુલધુરંધર! જે રાજા કોઈ નીચ પુરુષોએ કરેલા બળાત્કારના ત્રાસથી શરણે આવેલા પ્રાણીઓનું રક્ષણ કરે છે, તેને ગૃહસ્થાશ્રમીની ગતિ પ્રાપ્ત થાય છે;[૨૧] તેમ જ સ્થાવરજંગમ સર્વ પ્રાણીઓનું રક્ષણ કરનારો તથા તેઓનું યથાયોગ્ય સન્માન કરનારો રાજા ગૃહસ્થની ગતિ સંપાદન કરે છે.[૨૨] હે પાર્થ! પોતાના મોટા ભાઈની અને નાના ભાઈની સ્ત્રીઓ, પોતાના ભાઈઓ, પોતાના પુત્રો અને પૌત્રો વગેરે જે કોઈ સંબંધીઓમાં શિક્ષાપાત્ર હોય તેને શિક્ષા કરે છે અને અનુગ્રહપાત્ર હોય તેના પર અનુગ્રહ કરે છે, તે રાજાને ગૃહસ્થાશ્રમમાં પણ તપશ્ચરણનું ફળ મળે છે.[૨૩] હે પુરુષોમાં વ્યાઘ્ર સમાન રાજા! પૂજા કરવા યોગ્ય આત્મજ્ઞાની સત્પુરુષોનું પૂજન અને પાલન કરનારા રાજાને ઉત્તમ ગૃહસ્થાશ્રમીની ગતિ મળે છે.[૨૪] હે ભરત વંશી યુધિષ્ઠિર! જે રાજા ચારે આશ્રમવાસી મનુષ્યોને પોતાને ત્યાં નિમંત્રીને ભોજન આપે છે, તે રાજાનો ગૃહસ્થાશ્રમ સર્વના કરતાં ઉત્તમ છે;[૨૫] અને બીજો હરકોઈ પુરુષ પણ વિધાતાએ નિર્માણ કરેલા એ ધર્મમાં રહીને યથાર્થ વર્તન કરે છે, તે પુરુષ પણ સર્વ આશ્રમોના અવિનાશી ફળને પ્રાપ્ત કરે છે.[૨૬] હે કુંતાપુત્ર યુધિષ્ઠિર! જે કોઈ સદ્ગુણી પુરુષ વિષે રહેલા અનેક સદ્ગુણો હરકોઈ પ્રસંગે પણ નાશ પામતા નથી, પરંતુ સર્વદા તે ને તેજ સ્થિતિમા રહે છે તે મહાપુરુષ એક જ આશ્રમમા રહ્યો હોય છતા સર્વ આશ્રમોમા રહેલો ગણાય છે, એમ વિદ્વાનો કહે છે.[૨૭]

વળી હે યુધિષ્ઠિર! જે પુરુષ હરકોઈ મનુષ્યના સ્થાન તરફ દૃષ્ટિ કરીને, કુળ તરફ દૃષ્ટિ કરીને તથા વય તરફ દૃષ્ટિ કરીને તેને યોગ્ય સન્માન આપે છે, તે પણ એક આશ્રમમાં રહ્યો હોય છતાં સર્વ આશ્રમમાં રહેલો ગણાય છે[૨૮] હે પુરુષવ્યાઘ્ર રાજા! પોતાના દેશધર્મોનું તથા કુલધર્મોનું પાલન કરનારો રાજા પણ સર્વ આશ્રમધર્મોનું પાલન કરનારો ગણાય છે.[૨૯] હે પુરુષશ્રેષ્ઠ! યોગ્ય સમયે ઐશ્વર્ય સંપાદન કરનારો, સર્વ પ્રાણીઓને તે ઐશ્વર્યમાંથી બલિ (તેઓનો વિભાગ) આપનારો અને સત્પુરુષોની યોગ્યતા જાળવનારો રાજા આશ્રમમાં નિવાસ કર્યાનું યોગ્ય ફળ મેળવે છે.[૩૦] હે કુંતાપુત્ર! જે રાજા કોઈ સંયોગોને લીધે મોટા ભયમાં આવી પડ્યો હોય અને તેને લીધે અત્યંત વ્યાકુળ થઈને ધર્મ–અધર્મના જ્ઞાનથી રહિત થયો હોય, તોપણ સર્વ લોકનું રક્ષણ કરવામાં પ્રમાદી થતો નથી તે રાજાને સર્વ આશ્રમોનું ફળ મળે છે.[૩૧] હે ભરતવંશી રાજા! જેના રાજ્યમાં સારી રીતે રક્ષણ પામેલા ધર્મકુશળ પુરુષો લોકમાં રહીને ધર્માચરણ કરે છે, તે રાજાને એ ધાર્મિક પુરુષોના ધર્મમાંથી અમુક ભાગ મળે છે.[૩૨] પણ હે મહાપુરુષ! જે રાજાઓ ધર્મમાં જ રમણ કરનારા ધર્મનિષ્ઠ પુરુષોનું રક્ષણ કરતા નથી

રાજાઓ એ પુરુષોના પાપના ભાગી થાય છે.[33] હે નિર્દોષ યુધિષ્ઠિર ! જે પુરુષો પ્રજાપાલનરૂપ સ્વધર્મમાં આસક્ત રહેનારા રાજાઓને પોતાનાથી બનતી સહાય આપે છે, તે પુરુષોને પણ બીજાઓએ કરેલા ધર્મમાંથી ભાગ મળે છે.[34] હે પુરુષવ્યાઘ્ર ! જે ગૃહસ્થધર્મનું આપણે ઉપાસન કરી રહ્યા છીએ તે ગૃહસ્થધર્મ બીજા સર્વ આશ્રમોના ધર્મો કરતાં અત્યંત ઉજ્જવળ, શુદ્ધિકારક અને પાવન છે.[35] જે કોઈ મનુષ્ય સર્વ પ્રાણીઓને પોતાની માફક જુએ છે, કોઈના હિંસા કરતો નથી અને ક્રોધનો જય કરે છે, તે આ લોકમાં સુખી થાય છે અને મૂઆ પછી પરલોકમાં પણ સુખ સંપાદન કરે છે.[36] રાજધર્મરૂપી એક નૌકા ધર્મરૂપી સમુદ્રના મધ્ય પ્રદેશમાં આવી રહે છે, સત્ત્વગુણરૂપી ચાલાક નાવિકના બળથી તે આગળ વધી રહે છે, ધર્મશાસ્ત્રરૂપ સઢબંધનની દોરડીથી તેને બાંધવામાં આવી છે અને દાનધર્મરૂપ અનુકૂળ વાયુથી ઝપાટાબંધ તે ચાલી રહી છે. આ રાજધર્મરૂપી નૌકા અંદર બેઠેલા રાજાને તારી શકે છે;[37] અને જ્યારે રાજાના હૃદયમાં રહેલી સર્વ પ્રકારની કામનાઓ સર્વ તરફથી નિવૃત્ત થઈ જાય છે, ત્યારે તેની સ્થિતિ માત્ર બુદ્ધિસત્ત્વમાં જ અચળ થાય છે અને પછી તેને બ્રહ્મપદની પ્રાપ્તિ થાય છે.[38] હે પુરુષસિંહ રાજા ! પ્રજારક્ષણના કાર્યમાં આસક્ત રહેનારો રાજા ચિત્તવૃત્તિના નિરોધરૂપ યોગના બળથી ચિત્તની અતિશય પ્રસન્નતા પ્રાપ્ત કરીને ધર્મ સંપાદન કરે છે.[39] હે યુધિષ્ઠિર ! જે બ્રાહ્મણો સત્કર્મપરાયણ છે અને વેદાધ્યયનશીલ છે, તેઓનું તથા સર્વ લોકોનું પાલન કરવામાં તમારે પ્રયત્ન કરવો; કારણ કે હે ભારત ! જે પુરુષો વનમાં જઈને અથવા આશ્રમોમાં રહીને જે ધર્માચરણ કરે છે, તેથી સોગણો ધર્મ પ્રજાઓનું રક્ષણ કરનારો રાજા પ્રાપ્ત કરે છે.[40-41] હે પાંડુપુત્ર ! મેં તમને આ વિવિધ પ્રકારનો ધર્મ કહી સંભળાવ્યો માટે એ પરંપરાથી ચાલી રહેલા પ્રાચીન સનાતનધર્મનું આચરણ કરો.[42] હે પુરુષસિંહ ! તમે પ્રજાપાલનરૂપ સ્વધર્મમાં પરાયણ રહેશો, તો ચારે વર્ણોના તથા ચારે આશ્રમોના ધર્મોનું ફળ પ્રાપ્ત કરશો.[43]

અધ્યાય ૬૬ મો સમાપ્ત

# અધ્યાય ૬૭મો

## રાષ્ટ્રમાં રાજાની આવશ્યકતા

॥ युधिष्ठिर उवाच ॥

**चातुराश्रम्यमुक्तं ते चातुर्वर्ण्यं तथैव च ।**
**राष्ट्रस्य यत्कृत्यतमं ततो ब्रूहि पितामह ॥ १ ॥**

યુધિષ્ઠિરે કહ્યું : હે પિતામહ ! તમે મને ચારે આશ્રમોના તથા ચારે વર્ણોના ધર્મો કહ્યા. હવે રાષ્ટ્ર–પ્રજાનું જે મુખ્ય કર્તવ્ય હોય તે કહો.[1]

ભીષ્મ બોલ્યા : રાષ્ટ્રનું એ જ મુખ્ય કર્તવ્ય છે કે, કોઈ એક રાજાનો રાજ્યાભિષેક કરવો, કારણ કે રાજા વિનાના નિર્બળ રાષ્ટ્રમાં ચોર લોકો લૂંટફાટ ચલાવી મૂકે છે અને પ્રજાને હેરાન કરે છે.[2] વળી રાજા વિનાના રાષ્ટ્રમાં ધર્મની વ્યવસ્થા રહેતી નથી, તેમ જ પ્રજાઓ માંહોમાંહે લડીને વિનાશ પામે છે; માટે અરાજકતા સર્વથા ધિક્કારપાત્ર છે.[3] પ્રજાઓ પોતાના પર એક રાજાને નીમીને સાક્ષાત્ એક ઇંદ્રને જ પોતાનો નિયંતા બનાવે છે, એમ શ્રુતિ કહે છે; માટે અભ્યુદયની ઇચ્છા રાખનારા પુરુષે રાજાની ઇંદ્રની પેઠે પૂજા કરવી.[4] હું તો એ જ પસંદ કરું છું કે, રાજા વિનાના રાષ્ટ્રમાં કદી નિવાસ જ ન કરવો. વળી રાજા વિનાના રાષ્ટ્રમાં અગ્નિ હુતદ્રવ્યનો સ્વીકાર કરતો નથી.[5] જે રાષ્ટ્રો રાજારહિત હોવાથી નષ્ટવીર્ય હોય છે, તે રાષ્ટ્રો પર રાજ્યની ઇચ્છાવાળો મહાબળવાન રાજા જો ચડાઈ કરી આવે, તો તે રાષ્ટ્રની પ્રજાઓએ તેની સામે જઈને તેનું સન્માન કરવું, એ જ તે વેળા રાષ્ટ્રના રક્ષણનો એક મહાન ઉપાય છે; છતાં પણ એ સમયે તે બળવાન રાજાને જો સન્માન આપવામાં ન આવે તો અત્યંત કોપાયમાન થઈને તે રાજા સમગ્ર રાષ્ટ્રનો સમૂળગો નાશ કરી નાખે; પરંતુ તેને જો પ્રસન્ન કરવામાં આવે, તો એની દેખરેખ નીચે આખા દેશનું કલ્યાણ થઈ જાય. આવા હેતુથી જ વિદ્વાનો કહે છે કે, અરાજકતાના જેવું બીજું એક પણ રાષ્ટ્રીય પાપ નથી.[6-8] જગતમાં પણ આપણે જોઈએ છીએ કે, જે ગાય મહાપ્રયત્ને દોહવા દે છે, તેને પ્રહાર આદિનું ઘણું દુઃખ સહન કરવું પડે છે; પણ જે ગાય વિનાપ્રયાસે દોહવા દે છે, તેને લોકો દુઃખ દેતા નથી;[9] તેમ જ જે કાષ્ઠ તપાવ્યા

વિના વળી જાય છે તેને અગ્નિનો તાપ આપવાની યોગ્યતા નથી રહેતી અને જે કાષ્ઠ પોતાની મેળે નમી પડે છે, તેને કોઈ નમાવતું નથી.[૧૦] હે વીર યુધિષ્ઠિર! એ ઉપમા પ્રમાણે નિર્બળ પુરુષે પોતાના કરતાં અધિક બળવાળા પુરુષને સદાય નમતા રહેવું. આ ઉપરથી જ કહેવાય છે કે, જે પુરુષ બળવાનને નમે છે તે પુરુષ સાક્ષાત્ ઇંદ્રને જ નમે છે. તે માટે જ પોતાની નિરંતરની આબાદીની ઇચ્છા રાખનાર સર્વ કોઈ રાષ્ટ્રે રક્ષણકર્તા એક રાજાની નિમણુક કરવી જોઈએ; કારણ કે જે મનુષ્યોના પર રાજાનું રક્ષણ નથી તેઓના ધનની કે સ્ત્રીઓની સહીસલામતી રહી નથી.[૧૧-૧૨] વળી રાજા વિના રાષ્ટ્રમાં પાપી લોકો બીજાઓનું દ્રવ્ય હરણ કરીને પ્રસન્ન થાય છે, પણ જ્યારે ચોરના ભાઈ–ઘંટીચોરો તે પાપી લોકોના દ્રવ્યને લૂંટી જાય છે, ત્યારે તેઓ પણ રાજાની ઇચ્છા કરે છે;[૧૩] તેમ જ અરાજક રાષ્ટ્રમાં કોઈ એકના ધનને બે લૂંટારાઓ લૂંટી જાય છે અને તે બે લૂંટારાઓના ધનને બીજા અનેક લૂંટારાઓ લૂંટી જાય છે, તે સમયે એ પાપી લોકો પણ કદી ક્ષેમકુશળ રહી શકતા નથી અને રાજસત્તાની ઇચ્છા કરે છે; અરે! એટલું જ નહિ પણ રાજા વિનાના રાજ્યમાં ગુલામ ન હોય તેને પણ જોરજુલમથી ગુલામ કરવામાં આવે છે અને સ્ત્રીઓનું બલાત્કારે હરણ કરાય છે. આ કારણથી જ દેવોએ પ્રજાઓનું પાલન કરનારા રાજાઓની સ્થાપના કરી છે.[૧૪-૧૫] આ પૃથ્વી પરના સર્વ દેશોમાં દંડને ધારણ કરનારો રાજા જો ન હોય, તો જળમાં નાનાં માછલાંઓને જેમ મોટાં માછલાંઓ ખાઈ જાય છે, તેમ બળવાન મનુષ્યો દુર્બળ મનુષ્યોનું ભક્ષણ કરી જાય–તેઓની માલમત્તાને હજમ કરી જાય.[૧૬]

અમારા સાંભળવામાં આવ્યું છે કે, પૂર્વે અરાજક પ્રજાઓનો વિનાશ થઈ ગયો હતો અને પાણીમાં મોટાં માછલાં જેમ નાનાં માછલાંઓનું ભક્ષણ કરી જાય છે, તેમ બળવાન પ્રજાઓ દુર્બળ પ્રજાઓનું ભક્ષણ કરી ગઈ હતી.[૧૭] પછી તે સમયે સર્વ પ્રજાઓએ મળીને આવા કાયદા ઘડ્યા હતા કે, આપણામાંહેનો જે કોઈ મનુષ્ય કઠોર ભાષણ કરે, બીજાઓ સાથે મારામારી કરે, પરસ્ત્રી સાથે ગમન કરે અથવા બીજાઓના દ્રવ્યની ચોરી કરે, તેને આપણે દેશપાર મૂકી દેવો. સર્વ વર્ણોનો માંહોમાંહે સંપૂર્ણ વિશ્વાસ ચાલુ રહે તે માટે તેઓએ એવા પ્રકારના કાયદા ઘડ્યા હતા; પરંતુ તેઓએ એ કાયદાઓનું પાલન કર્યું નહિ, જેથી તેવી ને તેવી દુઃખી સ્થિતિ પુનઃ ચાલુ રહી. પછી દુઃખથી ઘણી જ વિહ્વળ થઈ ગયેલી તે પ્રજાઓ એકઠી મળીને પિતામહ બ્રહ્મદેવ પાસે ગઈ અને તેમને કહેવા લાગી કે, 'હે ભગવન્! રાજા વિના અમારો વિનાશ થતો જાય છે, માટે અમને કોઈ એક રાજા આપો કે જે અમારું રક્ષણ કરે અને અમે જેનું યથાયોગ્ય પૂજન કરીએ.' પ્રજાઓની એ પ્રાર્થના સાંભળીને બ્રહ્મદેવે મનુને રાજા થવાની આજ્ઞા આપી; પરંતુ મનુએ તે પ્રજાઓ પર રાજ્ય કરવા અભિનંદન આપ્યું નહિ અને આ પ્રમાણે કહ્યું.[૧૮-૨૧]

મનુ બોલ્યા: મને પાપકર્મનો ભય લાગે છે. રાજ્ય કરવું અને તેમાં પણ વિશેષે કરી નિરંતર અસન્માર્ગે પ્રવૃત્તિ કરનારા મનુષ્યો પર રાજ્ય કરવું, તે મહાક્લિષ્ટ કામ છે.[૨૨]

ભીષ્મે કહ્યું: મનુનાં એ વચન સાંભળીને સર્વ પ્રજાઓએ તેને કહ્યું કે, 'તમે ડરો મા. અમારામાં જે કોઈ પાપ કરશે તેનું ફળ તેના કર્તાને જ ભોગવવું પડશે. વળી તમારા ખજાનામાં દ્રવ્યની વૃદ્ધિ થાય તે માટે અમે પચાસ પશુઓનો લાભ થતાં એક પશુ તમને અર્પણ કરશું અને સુવર્ણમાંથી પણ પચાસમો ભાગ તથા ધાન્યના ઉત્પન્નમાંથી દશમો ભાગ તમને રાજાના કર તરીકે અર્પણ કરીશું; તેમ જ અતિશય રૂપવતી કન્યાનું પલ્લું લેવાનો જ્યારે પ્રસંગ આવશે અથવા તે કન્યાના વિવાહના સંબંધમાં અમારામાં અંદર અંદર વાદવિવાદ ઊભો થશે, ત્યારે તે કન્યા તમને અર્પણ કરી દઈશું. વળી અમારા માંહેના જે પુરુષો શસ્ત્રોનો ઉપયોગ કરવામાં તથા વાહનો પર સવારી કરવામાં કુશળ છે, તેઓ દેવો જેમ મહેંદ્રના અનુયાયીઓ થાય છે, તેમ તમારા અનુયાયીઓ થશે. આમ સર્વ અનુકૂળ સહાયકોને લીધે બળવાન, દુરાધર્ષ અને પ્રતાપી થઈ પડેલા તમે અમારા રાજા થઈને, કુબેર જેમ યક્ષોને સુખી કરે છે તેમ અમને સુખી કરશો અને તમે સર્વના રાજા થઈને પ્રજાઓનું યથાયોગ્ય રક્ષણ

કરશે, જેથી તે પ્રજાઓએ આચરેલા ધર્મમાંથી ચતુર્થાંશ (ભાગ) તમને પ્રાપ્ત થશે, માટે હે રાજન્! અનાયાસે આવી મળેલા મહાન ધર્મને સંપાદન કરી ઇંદ્ર જેમ દેવોનું રક્ષણ કરે છે, તેમ તમે પણ અમારું સર્વ તરફથી રક્ષણ કરો અને પ્રખર તપતા સૂર્યની પેઠે પ્રતાપી થઈને વિજય કરવા માટે નીકળી પડો તથા શત્રુઓના અભિમાનનો નાશ કરો. અમે તમને આશીર્વાદ આપીએ છીએ કે, તમારો સર્વદા વિજય થાઓ. ૨૩-૨૮

પ્રજાઓએ એ પ્રમાણે કહ્યું, એટલે મહા તેજસ્વી અને મહાકુલસંપન્ન મનુ મહારાજા મોટા સૈન્યથી વીંટાઈને તેજને લીધે જાણે પ્રજ્વલિત થયા હોય તેમ, પ્રકાશિત દેખાતા રાજ્ય કરવા માટે નીકળી પડ્યા. ૩૦ તે સમયે દેવતાઓ જેમ મહેંદ્રનું મહત્ત્વ જોઈને ત્રાસ પામી જાય, છે તેમ એ મનુ મહારાજના મહત્ત્વને જોઈને સર્વ મનુષ્યો ત્રાસ પામી ગયા અને પોતપોતાના ધર્મમાં લક્ષ્ય આપવા લાગ્યા. ૩૧ પછી એ મનુ મહારાજાએ મેઘરાજા વૃષ્ટિ કરતો કરતો જેમ આખી પૃથ્વી પર સંચાર કરે છે, તેમ પાપી મનુષ્યોનો સર્વ સ્થળેથી નાશ કરી નાખી પૃથ્વી પર સંચાર કર્યો અને સર્વ પ્રજાઓને પોતપોતાના ધર્મકર્મમાં આસક્ત કરી દીધી. ૩૨

એ પ્રમાણે સર્વ રાષ્ટ્રની પ્રજાઓએ પૃથ્વી પર સમૃદ્ધિસંપન્ન થવા માટે કોઈ એક મહાપુરુષને રાજા બનાવી આગળ કરવો જોઈએ અને તેના દ્વારા પોતાના દેશને આબાદ કરવો જોઈએ, ૩૩ એટલું જ નહિ પણ શિષ્યો જેમ ગુરુને ભક્તિપૂર્વક સદા નમન કરે છે તથા દેવો જેમ દેવેંદ્રને પ્રણામ કરે છે, તેમ સર્વ પ્રજાઓએ ભક્તિપૂર્વક સમીપમાં જઈને રાજાને નમન કરવું જોઈએ. ૩૪ જેમ પોતાના કુટુંબી મનુષ્યોના સત્કારને પામેલા પુરુષને બીજા લોકો પણ ઘણું માન આપે છે અને પોતાના કુટુંબી માણસોના અપમાનપાત્ર થયેલા પુરુષનું બીજાઓ પણ અપમાન કરે છે, તેમ રાજા પણ પોતાની પ્રજાના સત્કારને પામીને બીજા રાજાઓના સત્કારને પામી શકે છે અને પ્રજાઓના તિરસ્કારને પામીને બીજા રાજાઓના તિરસ્કારને પામે છે, માટે પ્રજાઓએ પોતાના રાજાનું નિરંતર સન્માન કરવું જોઈએ, કારણ કે બીજા શત્રુ રાજાઓ પોતાના રાજાનો જો તિરસ્કાર કરે છે, તો તેને લીધે સર્વ પ્રજાઓને મહાન દુઃખ ભોગવવું પડે છે. આટલા માટે પ્રજાએ પોતાના રાજાને છત્ર, વાહન, વસ્ત્રો, અલંકારો, ભોજનો, જાતજાતનાં પેય દ્રવ્યો, ગૃહો, આસનો, શય્યાઓ અને બીજી સર્વ રાજ્યોપયોગી સામગ્રી આપવી જોઈએ, ૩૫-૩૭ જેથી રાજા શત્રુઓ સામે ટક્કર ઝીલે તેવો મહાબળવાન થાય. એ પ્રમાણે જ હે યુધિષ્ઠિર! પ્રજાઓનું રક્ષણ કરનારા રાજાએ પણ હરકોઈ મનુષ્યની સાથે ભાષણ કરતી વેળા મુખને હસતું રાખવું જોઈએ, કોઈ મનુષ્ય જ્યારે વિજ્ઞપ્તિ કરવા આવે, ત્યારે તેને મધુર ભાષામાં ઉત્તર આપવો જોઈએ, પોતાનું માન જાળવવું જોઈએ, કોઈએ કરેલા કામની કદર કરવી જોઈએ, પ્રજાઓ પર પ્રેમ રાખવો જોઈએ, પોતાની સંપત્તિમાંથી સર્વને યથાયોગ્ય વિભાગ આપવા જોઈએ, ઇંદ્રિયોનો જય કરવો જોઈએ અને પોતાની સામે દૃષ્ટિ કરનાર મનુષ્ય સામે સૌમ્ય, સુંદર અને વિશ્વાસજનક દૃષ્ટિએ જોવું જોઈએ. ૩૮-૩૯

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન પર્વમાં 'રાષ્ટ્રમાં રાજાની આવશ્યકતા' નામનો અધ્યાય ૬૭ મો સમાપ્ત

## अध्याय ६८मो

### બૃહસ્પતિએ વર્ણવેલું રાજાનું ગૌરવ

॥ युधिष्ठिर उवाच ॥

**किमाहुर्दैवतं विप्रा राजानं भरतर्षभ ।**
**मनुष्याणामधिपतिं तन्मे ब्रूहि पितामह ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે ભરતશ્રેષ્ઠ પિતામહ! મનુષ્યોના અધિપતિ રાજાને બ્રાહ્મણો દેવસ્વરૂપ શા માટે કહે છે, તે મને કહો. ૧

ભીષ્મ બોલ્યા: હે ભારત! તમારા એ પ્રશ્નનો જ સંબંધ ધરાવનાર એક પ્રાચીન ઇતિહાસ જગતમાં કહેવાય છે, તે આ પ્રમાણે છે: પૂર્વે વસુમના નામનો એક મહાબુદ્ધિમાન રાજા થઈ ગયો છે. તે રાજા કોસલદેશ ઉપર રાજ્ય કરતો હતો. એક સમયે તેણે બુદ્ધિકુશળ મહર્ષિ બૃહસ્પતિને પૂછ્યું હતું. તે રાજા વિનયની રીતિને જાણનારો હતો, જેથી પોતાને ત્યાં આવેલા મહર્ષિ બૃહસ્પતિની સામે અભ્યુત્થાન, અભિવાદન આદિ વિનય કરીને તથા તેમની પ્રદક્ષિણા કરીને સર્વ લોકનું હિત

કરવામાં પ્રીતિવાળા તે રાજાએ પ્રજાઓના સુખની મનમાં ઇચ્છા રાખીને ધર્મશીલ બૃહસ્પતિને રાજ્યવિધિ વિષે આ પ્રમાણે પ્રશ્ન પૂછ્યો.[૨-૫]

વસુમનાએ પૂછ્યું : હે મહાબુદ્ધિમાન બૃહસ્પતિ! કયા ઉપાયથી પ્રજાઓની વૃદ્ધિ થાય, કયાં કર્મો કરવાથી તેઓ નાશ પામે અને કોનું પૂજન કરીને તેઓ અવિનાશી સુખ સંપાદન કરે?[૬]

મહાતેજસ્વી કોસલ રાજા વસુમનાએ જ્યારે આવો પ્રશ્ન પૂછ્યો, ત્યારે મહાબુદ્ધિમાન મહર્ષિ બૃહસ્પતિ રાજાનો જ સત્કાર કરવાના સંબંધમાં સાવધાન થઈને કહેવા લાગ્યા.[૭]

બૃહસ્પતિ બોલ્યા : હે મહાબુદ્ધિમાન રાજા! પ્રજાઓના ધર્મનું મૂળ કેવળ રાજા જ છે, એમ અમને જણાય છે. વળી તે ઉપરાંત રાજાના ભયને લીધે જ પ્રજાઓ પરસ્પરનું ભક્ષણ કરી જતી નથી.[૮] આ સમગ્ર લોક જ્યારે મર્યાદાનો ત્યાગ કરીને પરસ્ત્રીગમન આદિ અનાચારો કરવા તત્પર થઈ જાય છે, ત્યારે રાજા જ પોતાના રાજધર્મ પ્રમાણે તેઓને શિક્ષા કરીને સદાચારનિષ્ઠ કરે છે–શુદ્ધ કરે છે અને તેઓને પવિત્ર કરીને પોતે શોભાસ્પદ બને છે.[૯] હે રાજન્! આ જગતમાં ચંદ્રસૂર્યનો જો ઉદય ન થાય તો સર્વ પ્રજાઓ અને પ્રાણીઓ જેમ ગાઢ અંધકારમાં ડૂબી જાય તથા અન્યોન્યને જેમ જોઈ શકે નહિ,[૧૦] તેમ જ અલ્પ જળવાળા કોઈ એક જળાશયમાં નાનાંમોટાં માછલાંઓ અન્યોન્યનું જેમ ભક્ષણ કરી જાય છે અને કોઈ એક હિંસક પશુઓ વિનાના અરણ્યમાં એકબીજાનો સંહાર કરનારાં પક્ષીઓ પોતાની ઇચ્છાનુસાર જેમ હરેફરે છે તથા માંહોમાંહે મારફૂટ કરીને એકબીજાને દબાવી દે છે અને પછી થોડા જ સમયમાં જેમ વિનાશ પામે છે, તેમ આ જગતમાં જો રાજા ન હોય તો આ સર્વ પ્રજાઓ માંહોમાંહે લડીને વિનાશ પામે અને ગોવાળ વિનાનાં પશુઓની પેઠે દુઃખરૂપી ઘોર અંધકારવાળા ખાડામાં પછડાઈ મરે.[૧૧-૧૩] જો કદાચ રાજા કોઈનું પાલન ન કરે તો બળવાન મનુષ્યો દુર્બળ મનુષ્યોનાં ઘરબાર લૂંટી લે અને તેઓ જો આગ્રહ કરીને ઘરબારનું રક્ષણ કરવા તૈયાર થાય તો તેઓને પેલા (બળવાનો) ઠાર કર્યા વિના પણ ન છોડે.[૧૪] જો રાજા પ્રજાઓનું રક્ષણ ન કરે તો પાપી લોકો બીજાઓનાં વાહનો, વસ્ત્રો, અલંકારો અને જાતજાતનાં રત્નો બળાત્કારે લૂંટી લે.[૧૫] જગતમાં રક્ષણ કરનારો રાજા જો ન હોય તો 'આ વસ્તુ મારી છે' આમ કોઈ પણ માની શકે નહિ. સર્વ કોઈનાં સ્ત્રીપુત્ર તથા ધનાદિક પરિગ્રહનો સર્વથા અભાવ થઈ જાય અને ધનને માટે સર્વ તરફ મોટી લૂંટફાટ ચાલુ રહે.[૧૬] જો પ્રજાઓ પર રાજાનું રક્ષણ ન હોય તો ધર્માચરણ કરનારા પુરુષો પર અનેક પ્રકારના શસ્ત્રપ્રહારો થવા લાગે અને સર્વ મનુષ્યો અધર્મનો સ્વીકાર કરી બેસે.[૧૭] વળી જો રાજાનું રક્ષણ ન હોય તો દુષ્ટ પુરુષો માતા, પિતા, વૃદ્ધ, આચાર્ય, અતિથિ અને ગુરુને પણ દુઃખ દેવા લાગે અથવા મારી નાખે; ધનવાનોને તો નિરંતર મરણનાં તથા બંધનનાં દુઃખો ભોગવવાં પડે, કોઈ પણ 'આ વસ્તુ મારી છે,' એમ ન કહી શકે, અકાલ મૃત્યુઓનો તો પાર જ ન રહે, સર્વ લોક લગભગ લૂંટારાઓને સ્વાધીન થઈ જાય, સર્વ મનુષ્યોને ઘોર નરકમાં પડવું પડે, વ્યભિચારનું તો કંઈ પ્રમાણ જ ન રહે, ખેતીવાડીનો તથા વેપારમાર્ગનો વિનાશ થઈ જાય, ધર્મ તો રસાતળમાં પેસી જાય, વેદોનો લોપ થઈ જાય, વિધિપૂર્વક દક્ષિણાદાનવાળા યજ્ઞો ચાલુ રહે નહિ, વિવાહવિધિને કોઈ કરે જ નહિ, સમાજ–બંધારણ રહે નહિ, બળદો ગાયો વિષે વીર્યસિંચન કરે નહિ, દહીંનાં વલોણાં વલોવાય નહિ, નેસડાઓનો નાશ થઈ જાય, સર્વનાં હૃદયો ત્રાસને લીધે ઉદ્વિગ્ન રહે, કોઈને કંઈ સૂઝ પડે નહિ, સર્વ સ્થળે હાહાકાર થઈ રહે અને સર્વ જગતનો એક ક્ષણવારમાં વિનાશ થઈ જાય.[૧૮-૨૪] જગતનું પાલન કરનાર રાજા જો ન હોય તો લોકો નિર્ભય થઈને વિધિપૂર્વક જેમાં દક્ષિણા અપાય છે તેવા એક વર્ષ પર્યંત ચાલનારા યજ્ઞો કરી શકે નહિ. વિદ્યાસ્નાત અને વ્રતસ્નાત એવા બ્રાહ્મણો તપોનિષ્ઠ રહીને ચારે વેદોનું અધ્યયન કરે નહિ, બ્રાહ્મણો વિનાશ પામે, તેને લીધે મનુષ્યો પણ નષ્ટપ્રાય થઈ જાય, લૂંટારો પારકું ધન ચોરી લઈને નિરાંતે ચાલ્યો જાય, ચોરો લોકોના હાથમાં રહેલી વસ્તુઓને પણ ઝૂંટ મારીને લઈ જાય, સર્વ મર્યાદાઓ નષ્ટ થઈ જાય, લોકો ભયભીત અને વ્યાકુળ થઈને ખૂણેખાંચરે પલા-

ચન કરી જાય, પરસ્રીગમન આદિ અનેક અનીતિઓ ચાલુ થઈ જાય, પ્રજાઓમા વર્ણસંકરતા ફેલાઈ જાય અને રાષ્ટ્રમાં ઉપરાઉપરી દુષ્કાળ પડે.[૨૫-૨૯] રાજાનું રક્ષણ છે, તેથી જ મનુષ્યો ઘરનાં બારણાં ખુલ્લાં મૂકીને નિર્ભય થઈ યથેષ્ટ શયન કરી શકે છે.[૩૦] ધર્મનિષ્ઠ રાજા સારી રીતે પૃથ્વીનું જો રક્ષણ કરે નહિ તો મનુષ્યો એકબીજાની નિંદાને પણ સહન કરે નહિ, તો પછી એકબીજાના મારને તો કયાથી જ સહન કરે?[૩૧] પરંતુ જો રાજા જગતનું રક્ષણ કરે છે, તો સ્ત્રીઓ સર્વ અલંકારોથી ભૂષિત થઈને પુરુષોને સાથે રાખ્યા વિના એકલી પણ નિર્ભય થઈને માર્ગમાં આવજા કરી શકે છે.[૩૨] જો રાજા સર્વનું રક્ષણ કરે છે તો પ્રજાઓ ધર્મનો જ સ્વીકાર કરે છે, માંહોમાંહે મારફૂટ કરતી નથી અને એકબીજાને મદદ કરવા તૈયાર થાય છે.[૩૩] રાજા પ્રજાઓનું રક્ષણ કરે છે, તેથી દરેક વર્ણો જુદા જુદા પ્રકારના મોટા યજ્ઞો કરીને દેવોનું યજન કરી શકે છે તથા એકાગ્રચિત્તે વિદ્યા ભણી શકે છે.[૩૪] આ લોકનું મૂળ કોઈ એક કૃષિ આદિક આજીવિકા જ છે અને વેદોક્ત કર્મોને લીધે જ સર્વ જગતની પ્રાણધારણા થઈ રહી છે; કારણ કે વેદોક્ત યજ્ઞાદિ કર્મો દ્વારા જગતમાં વૃષ્ટિ થાય છે અને તે સર્વ યજ્ઞ-યાગાદિ કર્મો રાજાનું ઉત્તમ પ્રતિનું જો રક્ષણ હોય તો જ લોકમાં ચાલુ રહે છે.[૩૫] જ્યારે રાજા રાજ્યરૂપી શકટ(ગાલ્લા)ની મહા ઉત્તમ ઝૂંસરીને પોતાના મહાન સામર્થ્યના યોગથી ધારણ કરે છે, ત્યારે લોકો પ્રસન્ન અને સુખી રહે છે.[૩૬] જે રાજાના અભાવથી સર્વ લોકોનો પણ અભાવ થઈ જાય છે અને જેની હયાતીથી સર્વ લોકની પણ હયાતી રહે છે, તે રાજાને કયો મનુષ્ય ન પૂજે?[૩૭] વળી જે પુરુષ રાજાનું પ્રિય અને હિત કરવા તત્પર થઈને, સર્વ લોકને ભય ઉત્પન્ન કરે તેવા એના રાજ્યભારને ઉઠાવી લે છે, (અર્થાત્ રાજાને બનતી સહાય કરે છે) તે પુરુષ આ લોકમાં ને પરલોકમાં સુખી થાય છે;[૩૮] પરંતુ જે કોઈ પુરુષ માત્ર મનથી પણ રાજાનું અપ્રિય કરવાનો વિચાર કરે છે, તે આ લોકમાં અવશ્ય દુઃખી થાય છે અને મૂઆ પછી નરકમાં જાય છે.[૩૯] 'આ પણ એક સામાન્ય મનુષ્ય છે' એમ માનીને રાજાનું કદાપિ અપમાન કરવું નહિ; કારણ કે રાજા મનુષ્યના સ્વરૂપમાં એક દેવ જ છે.[૪૦] વળી રાજા તે તે ભિન્ન ભિન્ન સમયને અનુસરીને અગ્નિ, સૂર્ય, મૃત્યુ, કુબેર અને યમ એ પાચે દેવોનાં સ્વરૂપોને નિરંતર ધારણ કરે છે.[૪૧] જે સમયે કોઈ નીચ લોકો તેને ઠગે છે, તે સમયે સન્મુખ ઊભેલા તે પાપી લોકોને પોતાના ઉગ્ર તેજથી બાળવા તત્પર થયેલો રાજા અગ્નિનું સ્વરૂપ ધારણ કરે છે.[૪૨] જે સમયે રાજા પોતાના ગૂઢ અનુચરો દ્વારા સર્વ લોકો પર દેખરેખ રાખે છે અને તેઓનું કલ્યાણ કરવા તત્પર થાય છે, તે સમયે તે સૂર્યનું સ્વરૂપ ધારણ કરે છે.[૪૩] પછી જે સમયે રાજા ક્રોધાયમાન થઈને પાપયુક્ત અને અપવિત્ર એવા સેંકડો પુરુષોનો તેઓના પુત્રો, પૌત્રો અને અમાત્યો સહિત નાશ કરી નાખે છે, તે સમયે તે મૃત્યુનું સ્વરૂપ ધારણ કરે છે;[૪૪] અને જે સમયે રાજા અધર્માચરણ કરનારા દાંભિક પુરુષોને ભારે શિક્ષાઓ કરીને નિયમમાં રાખે છે તેમ જ ધાર્મિક પુરુષોનો અનુગ્રહ કરે છે તે સમયે તે યમનું સ્વરૂપ ધારણ કરે છે. વળી જ્યારે રાજ્યનો ઉપકાર કરનારા પુરુષોને પુષ્કળ ધન આપીને રાજા તૃપ્ત કરે છે અને રાજ્યનો અપકાર કરનારા પુરુષો પાસેથી વિવિધ જાતનું રત્નાદિ દ્રવ્ય હરી લે છે, ત્યારે તે કુબેરનું સ્વરૂપ ધારણ કરે છે.[૪૫-૪૭] જે મનુષ્ય ધર્માચરણથી પ્રાપ્ત થનારા પરમાત્માના સ્વરૂપને પામવાની ઇચ્છા રાખનારો છે, કોઈના પર અસૂયા રાખ્યા વિના ઉત્તમ કર્મ કરનારો છે અને વ્યવહાર-કુશળ છે, તે મનુષ્યે પણ રાજા પર દોષારોપ કરવામાં સામેલ થવું નહિ;[૪૮] કારણ કે રાજાનું અપ્રિય કરનાર પુરુષ કદી સુખસંપત્તિ પામતો નથી—ભલે પછી તે રાજાનો પુત્ર હોય, ભાઈ હોય, મિત્ર હોય અથવા તેના પોતાના સમાન હોય![૪૯] પોતાના ગમનમાર્ગને કાળો મેશ જેવો કરી નાખનાર અગ્નિ વાયુની સહાયથી ભડભડાટ સળગી ઊઠ્યો હોય, તોપણ કંઈક વસ્તુને બાળ્યા વિના શેષ રહેવા દે છે, પરંતુ રાજાનો અપરાધ કરનારા મનુષ્ય પર તૂટી પડેલો રાજાનો કોપાગ્નિ તેના સર્વસ્વનો નાશ કરી નાખે છે.[૫૦] વળી જે પદાર્થો રાજાના રક્ષણ તળે રહેલા હોય છે, તેઓનો તો દૂરથી જ ત્યાગ કરી દેવો; કારણ કે રાજદ્રવ્યનું હરણ કરનારા પુરુષની

મૃત્યુના જેવી જ પાયમાલી થઈ જાય છે.[૫૧] જેમ મૃગ મારણયંત્રનો સ્પર્શ કરતાં જ મૃત્યુ પામે છે, તેમ મનુષ્ય ચોરી કરવાની ઇચ્છાથી રાજદ્રવ્યનો સ્પર્શ કરતાં જ નાશ પામે છે; માટે બુદ્ધિમાન પુરુષે પોતાના દ્રવ્યની પેઠે જ રાજાના દ્રવ્યનું રક્ષણ કરવું.[૫૨] છતાં જેઓ રાજદ્રવ્યનું હરણ કરે છે, તેઓ ઘણા કાળ પર્યંત છેડા વિનાના અને જડ રૂપ એવા મહાઘોર નરકમાં પડે છે.[૫૩] રાજા (રંજન કરનાર), ભોજ (સુખ ભોગવનાર), વિરાટ (વિરાજનાર), સમ્રાટ (મહારાજા), ક્ષત્રિય (નાશથી રક્ષણ કરનાર), ભૂપતિ (પૃથ્વીનું પાલન કરનાર) અને નૃપ (મનુષ્યોનો અધિપતિ) વગેરે શબ્દોથી જેની સ્તુતિ કરાય છે, તેનું કોણ સન્માન ન કરે? અર્થાત્ સર્વ કોઈએ કરવું જ જોઈએ.[૫૪] માટે જે પુરુષ અભ્યુદયની ઇચ્છા રાખે છે, સાવધાનપણે મનનો જય કરે છે, ઇંદ્રિયોને વશ રાખનારો છે, બુદ્ધિમાન છે, સ્મરણશક્તિસંપન્ન છે તથા ઉત્સાહશક્તિથી યુક્ત છે, તેણે રાજાનો અવશ્ય આશ્રય કરવો.[૫૫] તેમ જ રાજાએ પણ કરેલા ઉપકારને જાણનારા, મહાબુદ્ધિમાન, ક્ષુદ્ર વૃત્તિ વિનાના, પોતાને વિષે દૃઢ ભક્તિ રાખનારા, ઇંદ્રિયોનો જય કરનારા, નિત્ય ધર્મયુક્ત રહેનારા અને નીતિભરેલું વર્તન રાખનારા મંત્રીને યથાયોગ્ય માન આપવું.[૫૬] રાજાએ દૃઢ ભક્તિ ધરાવનારા, બુદ્ધિકુશળ, ધર્મવેત્તા, જિતેંદ્રિય, ઉત્તમ કર્મ કરનાર અને યુદ્ધાદિના સમયે 'હું એકલો જ આપણા શત્રુઓને જીતી આવીશ, આ સૈનિકોનું મારે શું કામ છે?' આમ વીરતાભરેલાં વચનો બોલનાર શૂરવીર પુરુષને પણ નિરંતર માન આપવું.[૫૭] જેમ જ્ઞાનસંપન્ન બુદ્ધિ મનુષ્યને પ્રૌઢ બનાવે છે, તેમ રાજા પોતાના આશ્રિતને સુખી કરે છે, પરંતુ પોતાનો અપરાધ કરનારા મનુષ્યને તો પાયમાલ જ કરી નાખે છે; માટે રાજાના તિરસ્કારપાત્ર બનેલા મનુષ્યને સુખો ક્યાંથી મળી શકે?[૫૮] હે રાજેંદ્ર! (કહેવાનો ભાવ એ જ છે કે) રાજા પ્રજાઓનું ગૌરવયુક્ત હૃદય છે, રાજા પ્રજાઓનો આધાર છે, રાજા પ્રજાઓની પ્રતિષ્ઠા છે અને રાજા પ્રજાઓનું ઉત્તમ સુખ છે; એટલું જ નહિ પણ જે પુરુષો રાજાનો આશ્રય કરે છે, તેઓ આ લોકમાં અને પરલોકમાં સારી રીતે સુખી થાય છે.[૫૯] તેમ જ રાજા પણ ઇંદ્રિયદમન, સત્યતા અને સુહૃદભાવ ધારણ કરી આ પૃથ્વીનું પાલન કરે છે અને મોટા મોટા યજ્ઞો કરીને પરમાત્માનું પૂજન કરે છે તો આ લોકમાં મહાયશસ્વી બને છે અને મૂઆ પછી સ્વર્ગલોકમાં સનાતન સ્થાન સંપાદન કરે છે.[૬૦]

ભીષ્મ કહે છેઃ હે યુધિષ્ઠિર! કોસલ દેશના વીર મહારાજા વસુમનાને બૃહસ્પતિએ એ પ્રમાણે કહ્યું, તે પછી એણે યત્નપૂર્વક પ્રજાઓનું પાલન કરવા માંડયું.[૬૧]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'બૃહસ્પતિએ વર્ણવેલું રાજાનું ગૌરવ' નામનો અધ્યાય ૬૮ મો સમાપ્ત

# अध्याय ६९ मो

## રાજ્યરક્ષાના ઉપાયો અને દંડનીતિનું મહત્ત્વ

॥ युधिष्ठिर उवाच ॥

**पार्थिवेन विशेषेण किं कार्यमवशिष्यते।**
**कथं रक्ष्यो जनपदः कथं जेयाश्च शत्रवः॥१॥**

યુધિષ્ઠિરે પૂછ્યુંઃ હે ભરતવંશી પિતામહ! તમે કહ્યાં તે સિવાયનાં રાજાનાં અવશ્ય કર્તવ્યો બીજાં કયાં છે? રાજાએ દેશની કેવી રીતે રક્ષા કરવી અને શત્રુઓને કેવી રીતે જીતવા?[૧] વળી રાજાએ ગુપ્ત દૂતોની કેવી રીતે યોજના કરવી તથા ચારે વર્ણોનો, સેવકોનો, સ્ત્રીઓનો તથા પુત્રોનો વિશ્વાસ શી રીતે મેળવવો? તે મને કહો.[૨]

ભીષ્મ બોલ્યાઃ હે મહારાજા! વિશાળ વંશમાં ઉત્પન્ન થયેલા રાજાએ અથવા રાજાએ મોકલેલા તેના પ્રતિનિધિએ કેવી રીતે વર્તવું જોઈએ અને તેણે પ્રથમ શું કરવું જોઈએ, તે સર્વ હું તમને કહું છું, સાવધાન થઈને સાંભળો.[૩] પ્રથમ તો રાજાએ પોતાના ચિત્તનો જય કરવો જોઈએ અને પછી પોતાના શત્રુઓને જીતવા જોઈએ; કારણ કે જે રાજાએ પોતાના ચિત્તનો જય કર્યો નથી, તે રાજા પોતાના શત્રુઓને ક્યાંથી જીતી શકે?[૪] શ્રોત્રાદિ પાંચ ઇંદ્રિયોનો જે જય કરવો તેનું નામ જ આત્મવિજય કહેવાય છે અને જેણે ઇંદ્રિયોને જીતી છે, તે રાજા પોતાના બાહ્ય શત્રુઓને પણ જીતી શકે છે.[૫] હે કુરુનંદન! રાજાએ શહેરોના કિલ્લાઓમાં, રાજ્ય-

ની હદ ઉપર, રાજધાનીના શહેરમાં, ઉપવનોમાં, નગરના બાગબગીચાઓમાં, સર્વ સંસ્થાનોમાં, પુરોમાં, નગરોમાં, અંતઃપુરમાં તથા રાજમહેલમાં પાયદળ સૈનિકોનાં થાણાં રાખવાં જોઈએ; તેમ જ સર્વ મંત્રીઓ, મિત્રો અને પુત્રો સુદ્ધાંની પરીક્ષા કરવા ગુપ્ત દૂતો રાખવા જોઈએ. પરંતુ તે બધા દૂતો જડ, અંધ અને બહેરા માણસોના જેવી આકૃતિવાળા પુરુષોની પરીક્ષા કરનારા અને ભૂખ, તરસ તથા પરિશ્રમને સહન કરનારા હોવા જોઈએ.૬-૯ વળી નગરમાં, દેશમાં તથા સામંત રાજાઓના રાજ્યમાં પણ એવા દૂતોને મોકલવા જોઈએ કે જે દૂતો માંહોમાંહે પણ એકબીજાને ઓળખતા ન હોય તથા અન્યોન્યનાં કર્તવ્યને જાણતા ન હોય.૧૦ હે ભરતશ્રેષ્ઠ યુધિષ્ઠિરરાજા! એ રીતે જ બજારોમાં, તરુણ પુરુષોના વિહારક્ષેત્ર–અખાડાઓમાં, સમાજોના મેળાવડાઓમાં, ભિક્ષુકોની મંડળીઓમાં, નગરના બાગબગીચાઓમાં, નગર બહારની વાડીઓમાં, પંડિતોની સભાઓમાં, પોતાના તાબાના દેશોમાં, અધિકારીઓને બેસવાનાં સ્થળોમાં, રાજકીય સભાઓમાં તથા રાજકીય પુરુષોનાં ગૃહોમાં પોતાના છૂપા દૂતો રાખીને રાજાએ શત્રુઓના ગુપ્ત મનુષ્યોને શોધી કાઢવા.૧૧-૧૨ હે પાંડવ! એ પ્રમાણે જે કોઈ વિચક્ષણ રાજા શત્રુઓના દૂતોને પ્રથમથી જ જો શોધી કાઢે છે, તો તેનું પરિણામ હિતકારક આવે છે.૧૩

વળી બીજું રાજા પોતે જ જો પોતાની નિર્બળતા જાણતો હોય તો તેણે પોતાના ખાનગી સલાહકારો સાથે તે વિષેનો વિચાર ચલાવી બળવાન શત્રુ સાથે સલાહ કરવી;૧૪ અને પોતાની નિર્બળતા જણાતી ન હોય તોપણ અમુક કોઈ જાતનું કાર્ય સાધી લેવાની ઇચ્છાથી ચતુર રાજાએ શત્રુની સાથે સત્વર સંધિ કરી લેવી;૧૫ તેમ જ ધર્મપૂર્વક રાજ્યનું રક્ષણ કરવાની ઈચ્છાવાળા રાજાએ જે રાજાઓ ગુણવાન હોય, મહાન ઉત્સાહી હોય, ધર્મવેત્તા હોય અને સજ્જન હોય તેવાઓની સાથે પણ સંધિ જ કરવી.૧૬ જો કદાચ મહાબુદ્ધિમાન રાજાને પોતાને પદભ્રષ્ટ થવાનો પ્રસંગ જાણવામાં આવે, તો તુરત જ તેણે પ્રથમના સમયે અપકાર કરનારા રાજદ્રોહીઓનો તથા પ્રજાદ્રોહીઓનો સર્વ તરફથી નાશ કરી નાખવો;૧૭ પરંતુ જે રાજા કોઈનો ઉપકાર કરવાને સમર્થ નથી, કોઈનો અપકાર કરવાને સમર્થ નથી, તેમ શત્રુઓનો ઉચ્છેદ કરવા માટે પણ શક્તિમાન નથી, તેવો નિર્માલ્ય રાજા પ્રજાઓની ઉપેક્ષાનું પાત્ર બને છે.૧૮ જે રાજાને શત્રુ પર ચડાઈ કરવાની ઈચ્છા હોય તેણે પોતાના કરતાં દુર્બળ શત્રુ સામે જ ચડાઈ કરવી અને તે પણ શત્રુને મિત્રહીન, બંધુહીન તથા બીજા સામે યુદ્ધ કરવામાં આસક્ત રહેલો અને પ્રમાદી જાણ્યા પછી જ ચડાઈ કરવી.૧૯ તેવા નિર્બળ શત્રુ સામે ચડાઈ કરવાના સમયે પણ રાજાએ પ્રથમ પોતાના રાજ્યરક્ષણની વ્યવસ્થા કરી લેવી; એટલું જ નહિ પણ પોતે શૌર્યસંપન્ન, પુષ્ટ બળવાળો, નિશ્ચિંત અને સામગ્રીઓથી સજ્જ સ્થિતિવાળો હોવો જોઈએ તથા પ્રથમથી જ તેણે સર્વ તૈયારીઓ કરી લઈને અકસ્માત્ આક્રમણ કરવા માટે સૈનિકોને નગરમાંથી નીકળવાની આજ્ઞા આપવી જોઈએ.૨૦ જો કોઈ સમયે પોતે બળ અને વીર્યમાં હીન થયેલો હોવાથી મહાવીર્યવાન શત્રુરાજાને વશ કરી શકતો ન હોય તો તે નિર્બળ રાજાએ કોઈ બીજા માર્ગે શત્રુને પાયમાલ કરવા તત્પર થવું.૨૧ શસ્ત્રો દ્વારા આગ લગાડીને, જલાશયોમાં ઝેર નંખાવીને તથા મુખ્ય મુખ્ય મંત્રીઓમાં ફાટફૂટ કરાવીને તે શત્રુરાજાના રાજ્યને દુઃખિત કરવું.૨૨ બૃહસ્પતિ કહે છે કે, રાજ્યનું કુશળ ઇચ્છનારા બુદ્ધિમાન રાજાએ યુદ્ધનો તો સદા ત્યાગ જ કરવો; પરંતુ સામ, દાન અને ભેદ એ ત્રણ ઉપાયો દ્વારા જ પોતાના ઈષ્ટ અર્થને સાધી લેવો.૨૩ હે રાજા! બુદ્ધિસંપન્ન રાજાએ*

* તમારે મારી પાસેથી વાર્ષિક કર લેવો નહિ અને મારે તમારા દેશને નુકસાન કરવું નહિ, આવો કરાર સામથી કર્યો કહેવાય છે અને તમારે મને અમુક બે ગામ આપી દેવાં જેથી હું શાંત થઈશ, આવો જે ઠરાવ તે દાનથી કર્યો કહેવાય છે અને શત્રુરાજાના અમાત્યો વગેરેને ફોડીને પોતાના પર ચડાઈ કરતાં તેને જે અટકાવવા તેનું નામ ભેદ કર્યો કહેવાય છે; આ ત્રણ ઉપાયોની યોજના કરીને નિર્બળ રાજાએ પોતાના બળવાન શત્રુ સામે યુદ્ધ કર્યા વિના જ સ્વાર્થ સાધી લેવો.

—નીલકંઠ

-સામ, દાન અને ભેદ એ ત્રણ ઉપાયો દ્વારા જે અર્થ પ્રાપ્ત થાય તેથી જ સંતુષ્ટ રહેવું જોઈએ. -હે કુરુનંદન! ડાહ્યા રાજાએ પ્રજાઓ પાસેથી -ષષ્ઠાંશ કર પણ લેવો અને તેવી આવકના સઘળા ભાગનો તેઓના રક્ષણમાં જ ઉપયોગ કરવો.[૨૪-૨૫] મત્ત, પ્રમત્ત, ઉન્મત્ત આદિ દશ પ્રકારના મનુષ્યો જ્યારે અપરાધ કરે, ત્યારે તેઓની પાસેથી દંડ બદલ લેવામાં આવતું થોડુંઘણું દ્રવ્ય એકદમ લઈ લેવું અને તેનો ઉપયોગ પણ પ્રજાઓના રક્ષણમાં જ કરવો.[૨૬] રાજાએ પોતાના પુત્ર અને પૌત્ર પ્રમાણે જ પ્રજાઓ પર દૃષ્ટિ રાખવી જોઈએ, પરંતુ વ્યાવહારિક નિશ્ચય આપવાના સમયે તેઓ તરફ પ્રેમભાવ રાખવો નહિ.[૨૭] પ્રજાઓના ટંટાફિસાદ પતાવવાના વ્યાવહારિક પ્રસંગો ઉપસ્થિત થાય, ત્યારે રાજાએ સર્વ પ્રકારના વિષયોનું જ્ઞાન ધરાવનારા પંડિતો નીમીને તેઓની ફરિયાદો સાંભળવી; કારણ કે રાજ્યનો સર્વ આધાર તેવા વ્યાવહારિક નિર્ણયો ઉપર જ રહેલો છે.[૨૮] સુવર્ણ વગેરે ધાતુઓની ખાણો પર, મીઠું નીપજવાના સ્થાન ઉપર, ધાન્યાદિ વેચવાના સ્થાન ઉપર, નદી તરવાના ઘાટ ઉપર તથા હાથીઓના સૈન્ય ઉપર રાજાએ પોતાના ખાસ મંત્રીઓની અથવા હિતૈષી આપ્ત પુરુષોની નિમણૂક કરવી.[૨૯] રાજા હમેશાં યથાયોગ્ય દંડ ધારણ કરે છે, તો તે ધર્મ સંપાદન કરે છે; કારણ કે નિરંતર યથાયોગ્ય દંડ ધારણ કરવો તે રાજાનો ઉત્તમ ધર્મ કહેવાય છે.[૩૦] વળી હે ભારત! બુદ્ધિમાન રાજાએ વેદોનું તથા વેદોનાં અંગોનું જ્ઞાન મેળવવું જોઈએ, મહાતપસ્વી થવું જોઈએ, નિરંતર દાનશીલ થવું જોઈએ તથા યજ્ઞશીલ પણ થવું જોઈએ.[૩૧] સર્વ કોઈ રાજાની અંદર એ પૂર્વોક્ત સમગ્ર ગુણો સદાને માટે સ્થિર હોવા જોઈએ; તેમ જ રાજા વ્યવહારનો જો લોપ કરે તો તેને સ્વર્ગ ક્યાંથી મળે અને યશ પણ ક્યાંથી મળે?[૩૨]

હવે જે સમયે કોઈ અતિ બળવાન શત્રુરાજા પોતાના પર ચડી આવીને પીડા કરે, તે સમયે બુદ્ધિમાન છતાં પણ નિર્બળ રાજાએ કિલ્લાનો જ આશ્રય લેવો[૩૩] અને પોતાના મિત્ર રાજાઓને વશ કરીને -તેને માટે યોગ્ય ઉપાયો ઘડવા અથવા સામ, દાન કે ભેદની યોજના કરીને કાર્યસિદ્ધિમાં નિષ્ફળ થતાં છેવટે લડાઈ માટેની તૈયારી કરવી.[૩૪] તેમાં પ્રથમ તો વનમાં રહેનારી વસ્તીને પ્રસિદ્ધ રાજમાર્ગો પર વસાવી દેવી, પોતાના શહેરની આસપાસનાં ગામડાંઓને ઉજ્જડ કરી મૂકવાં અથવા તેઓને શાખાનગરો(પરાં)ની સાથે મેળવી દેવાં, ધનવાન મનુષ્યોને તથા સૈન્યના મુખ્ય ભાગોને વારંવાર ધીરજ આપીને શહેરમાંહેના ગુપ્ત પ્રદેશોમાં અથવા કિલ્લામાં દાખલ કરી દેવા, બહાર ખેતરોમાં જે ધાન્ય તૈયાર થયેલું હોય તેને જેમ બને તેમ સત્વર નગરમાં દાખલ કરી દેવું; પણ જો કદાચ સમયના અભાવને લીધે તેમ ન બની શકે તો તે સર્વ ધાન્યને સળગાવી મૂકવું, પરંતુ શત્રુને હાથ જવા દેવું નહિ અને કદાચ તેમ કરવાનો સમય પણ ન મળે તો શત્રુના માણસને ફોડીને અથવા પોતાના સૈન્યને મોકલીને પણ તે સર્વ ધાન્યનો નાશ કરી નાખવો; તેમ જ નદીઓ ઉપરના પુલના માર્ગોને તોડી પાડવા; બહારના પ્રદેશમાં આવેલાં બાંધેલાં જળાશયોમાંથી પાણીને બહાર ફેલાવી દેવું અને જેમાંથી પાણી બહાર ન નીકળી શકે તેવા વાવકૂવા વગેરેમાં ઝેર નાખી દઈને પાણી દૂષિત કરી નાખવું.[૩૫-૩૯] જો કદાચ તેવે સમયે પોતાના મિત્રરાજાનું કાર્ય કરવાનો પ્રસંગ પણ સાથે જ આવી પડે તો વર્તમાન સ્થિતિનો તથા ભવિષ્યની સ્થિતિનો વિચાર કરીને પોતાના રાજ્યનું રક્ષણ કરવા માટે તે મિત્રકાર્યને પડતું મૂકવું અને પોતાના દેશમાં આવેલા કોઈ સુરક્ષિત સ્થાનનો આશ્રય લઈ ચડી આવેલા શત્રુનો, જે કોઈ શત્રુરાજા પાસેના દેશમાં વસતો હોય અને આવેલા શત્રુ સામે યુદ્ધમાં ટક્કર ઝીલે તેવો હોય તેની સાથે મિત્રતા બાંધીને તેના સૈન્ય દ્વારા શત્રુને પોતાના રાજ્યમાંથી નસાડી મૂકવો.[૪૦] પોતાની રાજધાનીની આસપાસ આવેલા નાના નાના કિલ્લાઓને રાજાએ મૂળમાંથી ઉખેડી પાડવા, જેથી શત્રુઓ તેનો આશ્રય લઈ શકે નહિ; તેમ જ લોકો જેઓનું પૂજન કરતા હોય તેવાં ચૈત્યવૃક્ષો સિવાયનાં બીજાં સર્વ નાનાં વૃક્ષોને કપાવી નાખી દેશમાં ઝાડીઓ થવા દેવી નહિ અને ઘણાં જ વધી ગયેલાં મોટાં વૃક્ષોની પણ શાખાઓને ક નાખવી, પણ ચૈત્યવૃક્ષોનું તો એક પ

કપાવવું નહિ.[૪૧-૪૨] કિલ્લાની આજુબાજુ બહારના પ્રદેશમાં બાંધવામાં આવતી પ્રગંડીઓ* (પ્રકારો) ઘણી જ ઊંચી બંધાવવી, જેથી તેના ઉપર ચઢીને શત્રુનો સંચાર દૂરથી જ જાણી શકાય, શહેરના કિલ્લાની આસપાસ ફરતી ખાઈ ખોદાવીને તેમાં પુષ્કળ જળ ભરાવી રાખવું અને તેમાં ઉપર ભાલાઓવાળા સ્તંભો રોપાવી દેવા કે જેના ઉપર ચડનારો શત્રુ વીંધાઈ જાય; તથા તે ખાઈના જળમાં પુષ્કળ મગરમચ્છો, ઝૂંડો અને માછલાં લાવી મૂકવાં કે જેથી તેને તરીને શત્રુઓ કિલ્લા પાસે આવી શકે નહિ;[૪૩] તેમ જ શહેરનું રક્ષણ કરવા માટે બાંધેલા કિલ્લામાં નાનાં નાનાં જાળિયાં પણ બંધાવવાં, જેથી તેવા કોઈ સંકટના સમયે તે દ્વારા બહાર નીકળી જવાય; પરંતુ તે જાળિયાંઓનું પણ બીજા મોટા દરવાજાઓની પેઠે જ પૂરતા જાપતાથી રક્ષણ કરવું.[૪૪] શહેરના દરવાજાઓ ઉપર મોટાં મોટાં યંત્રો નિરંતર ગોઠવેલાં જ રાખવાં અને કિલ્લાના ઉપરના ભાગમાં પણ ફરતી હારબંધ તોપો ગોઠવી રાખવી; પરંતુ તે સર્વ યંત્રો પોતાના સ્વાધીનમાં રાખવાં.[૪૫] શહેરના અંદરના ભાગમાં લાકડાંઓનો મોટો સંગ્રહ એકઠો કરી રાખવો, કૂવાઓ ખોદાવવા અથવા પૂર્વકાળમાં કોઈએ ખોદાવેલા કૂવાઓને ગાળી શોધાવવા અને જે ઘરો ઘાસનાં છજાંઓથી ઢંકાયેલાં હોય તેઓને માટીથી લિંપાવવાં, લડાઈ જે સમયે ચાલુ થાય તે સમયે જો ચૈત્ર મહિનો ચાલતો હોય તો તેવા ઘાસનાં છજાંવાળાં ઘરો પરથી છજાં ઉતરાવી જ લેવાં, જેથી આગ લાગવાનો ભય રહે નહિ અને તેવા સમયે પોતાના સૈનિકો માટે પણ રાત્રે જ રસોઈ પકાવવાની વ્યવસ્થા કરવી; પરંતુ અગ્નિહોત્રના અગ્નિ સિવાય દિવસે અગ્નિ સળગાવવો જ નહિ.[૪૬] માત્ર લુહાર, સુથાર વગેરે કારીગરોના ઘરમાં તથા સૂતિકાગૃહમાં (જે ગૃહે સ્ત્રીને સુવાવડ આવી હોય તે ગૃહમાં) દિવસે અગ્નિ સળગાવવા દેવો. તે પણ બહુ સાવચેતી રખાવીને જ સળગાવવા દેવો અને જ્યાં જ્યાં ગૃહોની અંદર અગ્નિ હોય તેને પણ ભારી રખાવવો.[૪૭-૪૯] આખા શહેરની અંદર દાંડી પિટાવીને જાહેર કરવું કે, 'નગરનું રક્ષણ જાળવવા માટે કોઈ પણ મનુષ્યે દિવસે અગ્નિ સળગાવવો નહિ; છતાં જો કોઈ દિવસે અગ્નિ સળગાવશે તો તેને દેહાંતદંડની શિક્ષા કરવામાં આવશે.'[૫૦] હે પુરુષશ્રેષ્ઠ! શત્રુ સામે જ્યારે લડાઈ જાહેર થાય ત્યારે, રાજાએ પોતાના શહેરમાંથી ભિક્ષુકોને, ગાડાં હાંકનારાઓને, હીજડાઓને, ઉન્મત્તોને (ગાંડા માણસોને), ગવૈયાઓને અથવા કૃપણ–કંજૂસોને બહાર કાઢી મૂકવા; અન્યથા તેઓ અનર્થના કારણભૂત થઈ પડે છે.[૫૧] તે ઉપરાંત રાજાએ ચૌટાંઓમાં, મંત્રી આદિ પૂર્વોક્ત અઢાર તીર્થો(સ્થાનો)માં, સભાઓમાં તથા અધિકારી પુરુષોનાં ગૃહોમાં ચાલાક ગુપ્ત દૂતોની યોજના કરવી.[૫૨] વળી રાજાએ રાજમાર્ગો વિશાળ કરાવવા તથા પાણીની પરબો અને દુકાનો જ્યાં જોઈએ ત્યાં મંડાવવી.[૫૩] વળી હે કુરુવંશી રાજા! ભંડારો, આયુધશાળાઓ, યોદ્ધાઓનાં નિવાસસ્થાનો (કૅમ્પો), અશ્વશાળાઓ, ગજશાળાઓ, સૈન્યોનાં મુખ્ય મથકો (હેડ ક્વાર્ટરો), ખાઈઓ, શેરીઓ અથવા પોળો અને મકાનોના નાના બાગબગીચાઓ શત્રુપક્ષના કોઈ પણ મનુષ્યના જોવામાં ન આવે તેવે સ્થળે બાંધીને તૈયાર કરાવવાં જોઈએ.[૫૪-૫૫] તેમ જ શત્રુસૈન્યોની ચડાઈના સમયે ઉપયોગમાં આવે તે માટે રાજાએ તેલ, ચરબી, મધ, ઘી, સર્વ જાતનાં ઔષધો, કોલસા, દર્ભ, મૂંજ નામનું ઘાસ, ખાખરાનાં પાંદડાં, બાણો, જવનું પરાળ, લાકડાં અને ઝેર ચોપડેલાં બાણો વગેરેનો તથા પુષ્કળ ધનનો પ્રથમથી જ સંગ્રહ કરી રાખવો જોઈએ.[૫૬-૫૭] ઉપરાંત સર્વ જાતનાં આયુધોનો, શક્તિઓનો, બેધારી તલવારોનો, ભાલાઓનો તથા બખ્તરોનો પણ

* संचारा यत्र लोकानां दूरादेवावबुध्यते ।
प्रगंडी सा च विज्ञेया बहिः प्राकारसंज्ञिता ॥
प्रणिधिस्तत्र यत्नेन कर्तव्यो भूतिमिच्छता ।
स एवाकाशरक्षीति ह्युच्यते शास्त्रकोविदैः ॥

જેના ઉપર ચઢીને લોકોનો સંચાર દૂરથી જ જાણવામાં આવે તેને પ્રગંડી અથવા બહિઃપ્રકાર કહેવામાં આવે છે. શહેરના કિલ્લાની બાજુમાં, ચારે દિશાઓમાં આ પ્રગંડીઓ બાંધવામાં આવે છે. રાજાએ પોતાની રક્ષા જાળવવા માટે એ પ્રગંડીઓ પર વિશ્વાસપાત્ર માણસોને રાખવા જોઈએ, કે જે માણસોને નીતિશાસ્ત્રના પંડિતો 'આકાશરક્ષક' એવા નામથી કહે છે. —નીલકંઠ

પ્રથમથી જ સંગ્રહ કરી રાખવો.[૫૮] સર્વ જાતનાં ઔષધોનો, મૂળોનો અને ફળોનો પણ સંગ્રહ કરવો તથા વિષવૈદ્ય, શસ્ત્રવૈદ્ય, રોગવૈદ્ય અને દુષ્ટ દૈવીક્રિયાઓનું નિર્માણ કરી જાણનાર કૃત્યાવૈદ્ય એ ચારે પ્રકારના વૈદ્યોને પણ તે સમયે ખાસ સમીપમાં જ રાખવા.[૫૯] વળી નટોને, નાટકિયાઓને, મલ્લોને તથા ઈંદ્રજાલાદિક માયાઓને જાણનારા માયાવી પુરુષોને પણ રાજાએ આશ્રય આપવો; કારણ કે તેઓ રાજધાનીના પટ્ટનગરને શોભાવનારા છે અને સર્વ પ્રજાવર્ગને પ્રસન્ન કરનારા છે.[૬૦] રાજાને હરકોઈ પોતાના સેવકનું, મંત્રીનું, નાગરિકનું કે સામંત રાજાનુ વર્તન જો શંકાભરેલું જોવામાં આવતું હોય, તો તુરત જ તેઓને કેદ પકડાવવા.[૬૧] હે રાજેંદ્ર! કોઈ પોતાના સેવકે યથાયોગ્ય રીતે રાજ્યનું કામ પૂર્ણ કર્યું હોય તો રાજાએ જ તેને કામના પ્રમાણમાં ઈનામ વગેરે આપીને તથા જુદા જુદા પ્રકારનાં સાંત્વન વચનો કહીને સન્માન આપવું.[૬૨] હે કુરુનંદન! શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે શત્રુને બરાબર હંફાવીને અથવા મારી નાખીને રાજા રાજ્યના ઋણમાંથી મુક્ત થાય છે.[૬૩]

હવે રાજાએ રાજ્યનાં સાત અંગોનું રક્ષણ કરવું જોઈએ, તે વિષે હું તમને કહું છું, સાંભળો. હે કુરુનંદન! રાજા, મંત્રી, કોશ, દંડ, મિત્ર, દેશ અને રાજધાનીનું નગર આ સાત રાજ્યનાં અંગો છે અને તેઓનું રાજાએ યત્નપૂર્વક રક્ષણ કરવું જોઈએ.[૬૪,૬૫] હે પુરુષવ્યાઘ્ર! જે રાજાને છ ગુણોનું, ત્રિવર્ગનું તથા પરમ ત્રિવર્ગનું યથાર્થ જ્ઞાન છે તે રાજા આ પૃથ્વી પર રાજ્ય કરી શકે છે.[૬૬] હે યુધિષ્ઠિર! છ ગુણોનું નીતિશાસ્ત્રમાં કથન કર્યું છે, તે હું તમને કહું છું. સંધાનાસન (શત્રુની સાથે સંધિ કરીને બેસી રહેવું), યાત્રાસંધાન (ચડાઈ કરવી), વિગૃહ્યાસન (શત્રુ સામે લડાઈ જાહેર કરી ઘેરો ઘાલવો), શત્રુને ભય ઉપજાવવા માટે ચડાઈ કરવાનો ડોળ દેખાડીને સ્વસ્થાને બેસી જવું, શત્રુઓના માણસોમાં ફાટફૂટ કરાવવી અને સંકટ સમયે કિલ્લાનો અથવા કોઈ બળવાન રાજાનો આશ્રય કરવો, આ છ પ્રકારના ગુણો શાસ્ત્રમાં કહ્યા છે.[૬૭,૬૮] હવે ત્રિવર્ગ અને પરમ ત્રિવર્ગના સંબંધમાં હું તમને કહું છું, તે એકચિત્ત થઈને સાંભળો. ક્ષય, સ્થાન અને વૃદ્ધિ એ ત્રિવર્ગ કહેવાય છે તથા ધર્મ, અર્થ અને કામ એ પરમ ત્રિવર્ગ કહેવાય છે. બરાબર સમયને અનુસરીને જે રાજા એ બન્ને પ્રકારના ત્રિવર્ગોનું ધર્મપૂર્વક સેવન કરે છે, તે રાજા ચિરકાળ પર્યંત આ પૃથ્વીનું પાલન કરે છે.[૬૯,૭૦] હે કુંતીપુત્ર યુધિષ્ઠિર! આના સંબંધમાં અંગિરા મુનિએ પોતે જ બે શ્લોકો કહ્યા છે, તે હું તમને કહી સંભળાવું છું, તે તમે સાંભળો; તમારું કલ્યાણ થાઓ.[૭૧]

कृत्वा सर्वाणि कार्याणि सम्यक्संपाल्य मेदिनीम्।
पालयित्वा तथा पौरान् परत्र सुखमेधते ॥७२॥
किं तस्य तपसा राज्ञः किं च तस्याध्वरैरपि।
सुपालितप्रजो यः स्यात्सर्वधर्मविदेव सः॥७३॥

જે રાજા રાજ્યને લગતાં સર્વ કાર્યો કરીને પૃથ્વીનું સારી રીતે પાલન કરે છે તથા નાગરિકોનું રક્ષણ કરે છે, તે રાજા પરલોકમાં સુખી થાય છે;[૭૨] એટલુ જ નહિ પણ પ્રજાઓનું રૂડી રીતે પાલન કરે છે. તે રાજાને તપ અથવા યજ્ઞો કરવાનું શું પ્રયોજન છે? કારણ કે તે તો પ્રજાપાલનથી જ સર્વ ધર્મનો વેત્તા થઈ શકે છે.[૭૩]

યુધિષ્ઠિરે પૂછ્યું: હે પિતામહ! દંડનીતિ એકલી રાજાને શું ફળ આપનારી છે? રાજા એકલો દંડનીતિને શું ફળ આપનારો છે? અને તેઓ બન્ને સાથે મળીને અન્યોન્યને શું ફળ આપે છે? તે મને કહો.[૭૪]

ભીષ્મ બોલ્યા: હે ભરતવંશી રાજા! દંડનીતિથી રાજાનું તથા પ્રજાનું જે કલ્યાણ થાય છે, તે હું તમને હેતુવાળા સિદ્ધ શબ્દોથી યથાવત કહું છું, સાંભળો.[૭૫] રાજાએ જો દંડનીતિનો સારો રીતે ઉપયોગ કર્યો હોય તો તે ચારે વર્ણોને પોતપોતાના ધર્મમાં પ્રવૃત્ત રાખે છે અને અધર્મથી અટકાવે છે.[૭૬] દંડનીતિ ચારે વર્ણોને સ્વકર્મોમાં સ્થિર કરે છે, મર્યાદાને સંકીર્ણ થવા દેતી નથી, પ્રજાઓનું કલ્યાણ કરે છે તથા સર્વને નિર્ભય કરે છે.[૭૭] તે ઉપરાંત દંડનીતિના સામર્થ્યથી જ ત્રણે વર્ણો માંહોમાંહે શાંતિ પ્રસરાવવાનો યથાવિધિ પ્રયત્ન કરે છે, જેથી સર્વ મનુષ્યોને સમાધાનયુક્ત સુખની પ્રાપ્તિ થાય છે, એમ તમારે જાણવું.[૭૮] હે

યુધિષ્ઠિર ! કાળ રાજાની ઉત્પત્તિનું કારણ હશે કે રાજા કાળની ઉત્પત્તિનું કારણ હશે, આવો તમારે સંશય કરવો નહિ; કારણ કે રાજા જ કાળની ઉત્પત્તિનું કારણ છે.૭૯ જે સમયે રાજા દંડનીતિને સંપૂર્ણ રીતે અનુસરે છે, તે સમયે જગતમાં સત્યયુગ નામનો કાળ ચાલુ થાય છે.૮૦ જેથી એ સત્યયુગમાં સર્વ સ્થળે ધર્મ જ જોવામાં આવે છે, પણ કયાંય અધર્મ જોવામાં આવતો નથી; તેમ જ સર્વ વર્ણોનું મન કેવળ ધર્મમાં જ આસક્ત રહે છે, પ્રજાઓનાં યોગ અને ક્ષેમ નિઃસંશયપણે ચાલુ રહે છે, વેદોક્ત સર્વ કર્મો સંપૂર્ણ ફળ આપનારાં થાય છે. સર્વ ઋતુઓ સુખાકારી અને રોગરહિત થાય છે, મનુષ્યોના સ્વરો, વર્ણો (રંગો) તથા મન પ્રસન્ન રહે છે, રોગો રહેતા જ નથી, કોઈ પણ મનુષ્ય અલ્પ આયુષ્યવાળો દેખાતો નથી, સ્ત્રીઓ વિધવા થતી નથી, કોઈ પણ મનુષ્ય દીન થતો નથી, પૃથ્વીમાં ખેડ્યા વિના ધાન્ય પાકે છે, ઔષધિઓ ઊગી નીકળે છે, છાલ, પાંદડાં, ફળ અને મૂળ રસાળ નીપજે છે અને અધર્મ નહિ રહેતાં જ્યાં ત્યાં કેવળ ધર્મ જ સત્તા ભોગવે છે. હે યુધિષ્ઠિર ! એ બધા સત્યયુગના ધર્મો છે, એમ તમારે સમજવું.૮૧–૮૬ એ રીતે જ્યારે રાજા દંડનીતિના ત્રણ અંશને અનુસરે છે અને ચોથા અંશનો ત્યાગ કરે છે, ત્યારે જગતમાં ત્રેતાયુગ શરૂ થાય છે.૮૭ પછી તે યુગમાં અધર્મનો ચતુર્થાંશ ચાલુ થાય છે, ધર્મના ત્રણ અંશને લોક અનુસરે છે, ખેડવાથી જ પૃથ્વી પર અન્ન પાકે છે અને વાવેતર કરવાથી જ ઔષધિઓ નીપજે છે.૮૮ તે પછી જ્યારે રાજા દંડનીતિના અર્ધ ભાગનો ત્યાગ કરી કેવળ અર્ધ ભાગને જ અનુસરે છે, ત્યારે જગતમાં દ્વાપરયુગ ચાલુ થાય છે.૮૯ એટલે તે યુગમાં લોકો અધર્મના અર્ધ ભાગને તથા ધર્મના અર્ધ ભાગને અનુસરે છે અને પૃથ્વીમાં ખેડવાથી જ ધાન્ય નીપજે છે ખરું, પણ તે સંપૂર્ણ નીપજતું નથી.૯૦ પછી જ્યારે રાજા દંડનીતિનો સંપૂર્ણ ત્યાગ કરે છે અને અનીતિ કરીને પ્રજાઓને દુઃખ દે છે, ત્યારે જગતમાં કલિયુગનો આરંભ થાય છે.૯૧ એ યુગમાં અધર્મ ઘણો વધી જાય છે, ધર્મ તો કોઈ સ્થળે રહેતો જ નથી, ચારે વર્ણોનું મન સ્વધર્મથી ભ્રષ્ટ થાય છે, શૂદ્ર લોકો ભિક્ષાવૃત્તિ કરીને આજીવિકા ચલાવે છે, બ્રાહ્મણો સેવા કરીને આજીવિકા ચલાવે છે, સર્વ મનુષ્યોના યોગક્ષેમનો વિનાશ થાય છે, પ્રજાઓ વર્ણસંકર બની જાય છે, વેદોક્ત કર્મો ગુણહીન થઈ જાય છે, સર્વ ઋતુઓ દુઃખકારી થઈ પડે છે, લોકો રોગી થાય છે, મનુષ્યોના સ્વરોનો, રંગોનો તથા મનનો હ્રાસ થાય છે, રોગોનું પ્રાબલ્ય વધે છે, અકાળ મૃત્યુઓ પુષ્કળ થાય છે, સ્ત્રીઓ વિધવાઓ બને છે, પ્રજાઓ ક્રૂર બની જાય છે, વરસાદ કોઈ કોઈ સ્થળે સાધારણ વરસે છે અને ધાન્ય પણ તેવું જ સાધારણ પાકે છે.૯૨–૯૬ જે સમયે રાજા પ્રજાઓનું રક્ષણ કરવા માટે બરાબર લક્ષ્ય આપીને દંડનીતિનો ઉપયોગ કરતો નથી તે સમયે પૃથ્વી પરના સર્વ રસો નાશ પામે છે.૯૭ આ રીતે રાજા જ સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિયુગના સમયનું કારણ થાય છે.૯૮ રાજા જગતમાં જો સત્યયુગનો આરંભ કરે છે, તો તેને સદાને માટે સ્વર્ગ મળે છે અને જગતમાં જો ત્રેતાયુગનો આરંભ કરે છે, તો તેને તેટલા અલ્પ સમયના પ્રમાણમાં સ્વર્ગનાં સુખો મળે છે;૯૯ તેમ જ રાજા જગતમાં જો દ્વાપરયુગનો આરંભ કરે છે, તો તેને તેટલા પુણ્યના પ્રમાણમાં સ્વર્ગનાં સુખો મળે છે; પરંતુ કલિયુગનો આરંભ કરવાથી તો રાજા અત્યંત પાપભાગી જ બને છે; એટલું જ નહિ પણ તે દુષ્કર્મી રાજા સદાને માટે નરકમાં નિવાસ કરે છે, પ્રજાઓના પાપમાં ડૂબી જાય છે અને અપકીર્તિ તથા અધર્મનાં ફળોને પામે છે;૧૦૦-૧૦૧ આમ સમજીને રાજાએ સદા દંડનીતિને માન આપવું, નહિ મેળવેલી વસ્તુને મેળવવાની ઇચ્છા કરવી તથા મેળવેલી વસ્તુનું રક્ષણ કરવું.૧૦૨ વળી દંડનીતિ લોકોની વ્યવસ્થા કરનારી છે તથા મર્યાદાનું રક્ષણ કરનારી છે; એટલું જ નહિ પણ દંડનીતિનો જો યથાયોગ્ય ઉપયોગ કરવામાં આવ્યો હોય તો તે માતા અને પિતાની પેઠે સર્વનું પાલન કરનારી છે.૧૦૩ હે મનુષ્યશ્રેષ્ઠ ! દંડનીતિની હયાતીને લીધે જ સર્વ પ્રાણીઓ જગતમાં સ્થિતિ કરી રહ્યાં છે અને દંડનીતિને ધારણ કરનારો રાજા જ પરમ ધર્મિષ્ઠ ગણાય છે, એમ તમારે જાણવું.૧૦૪ માટે હે કુરુશ્રેષ્ઠ

રાજા! તમે દંડનીતિનો આશ્રય કરીને જ ધર્મપૂર્વક પ્રજાઓનું રક્ષણ કરો, જેથી અંતે દુર્જય સ્વર્ગને જીતશો.[૧૦૫]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'રાજ્યરક્ષાના ઉપાયો અને દંડનીતિમહત્ત્વ' નામનો અધ્યાય ૬૯ મો સમાપ્ત

# अध्याय ७०मो

## રાજાના વર્તનના છત્રીસ પ્રકારો

॥ युधिष्ठिर उवाच ॥

केन वृत्तेन वृत्तज्ञ वर्तमानो महीपतिः ।
सुखेनार्थान् सुखोदर्कानिह च प्रेत्य चाप्नुयात् ॥१॥

યુધિષ્ઠિરે પૂછ્યું : હે સદ્વર્તનને જાણનારા ભીષ્મપિતામહ ! કયા સદાચાર પ્રમાણે વર્તવાથી રાજા અનાયાસે આલોકમાં અને પરલોકમાં શુભ પરિણામવાળા અર્થોને સંપાદન કરી શકે ? તે મને કહો.[૧]

ભીષ્મ બોલ્યા : રાજાના વર્તનના છત્રીસ પ્રકારો છે, તે છત્રીસ ગુણપ્રકારોથી યુક્ત એવો ગુણી રાજા ધર્માદિ ગુણોનું આચરણ કરીને કલ્યાણ સંપાદન કરે છે, માટે હું તમને તે છત્રીસે પ્રકારો કહું છું, સાંભળો.[૨] રાજાએ રાગદ્વેષરહિત થઈને સર્વ ધર્મોનું આચરણ કરવું (૧), શ્રદ્ધાળુ થઈને કેવળ પરલોક મેળવવાનો જ સ્નેહ કરવો; પરંતુ લોભાદિકને વશ થઈ ને કોઈ સ્થળે સ્નેહ કરવો નહિ (૨), ક્રૂરતાનો ત્યાગ કરી અર્થ સંપાદન કરવું (૩), ધર્મ-અર્થનો નાશ કર્યા વિના અને ઉદ્ધત થયા વિના ઇંદ્રિયોને પ્રસન્ન કરવી (૪), દીન થવું નહિ (૫), આત્મશ્લાઘા કરવી નહિ ને શૂરવીર થવું (૬), સર્વ પ્રાણીઓ પર દયા રાખવી (૭), પોતાના આર્યપણાનો વિચાર કરીને શત્રુ સાથે સંધિ કરવી (૮), દાતા થવું પણ કુપાત્રે દાન આપવું નહિ (૯), કોઈ બંધુઓ સાથે લડાઈ કરવી નહિ (૧૦), ભક્તિહીન માણસને ગુપ્ત દૂત બનાવવા નહિ (૧૧), કોઈને દુઃખ દીધા વિના કાર્ય સાધી લેવું (૧૨), દુષ્ટ માણસોને પોતાનો ઉદ્દેશ જણાવવો નહિ (૧૩), પોતાના ગુણોનું વર્ણન કરવું નહિ (૧૪), સત્પુરુષો પાસેથી કર લેવો નહિ (૧૫), દુષ્ટ પુરુષનો આશ્રય કરવો નહિ (૧૬), પરીક્ષા કર્યા વિના કોઈનો દંડ કરવો નહિ (૧૭), પોતાનો ગુપ્ત વિચાર જાહેર કરવો નહિ (૧૮), લોભિયાને દાન આપવું નહિ (૧૯), પોતાનો અપકાર કરનારા માણસોનો વિશ્વાસ કરવો નહિ (૨૦), ઇર્ષ્યા કર્યા વિના પોતાની સ્ત્રીનું રક્ષણ કરવું (૨૧), નિર્દય થયા વિના બાહ્યાભ્યંતર પવિત્રતા જાળવવી (૨૨), સ્ત્રીઓનું અત્યંત સેવન કરવું નહિ (૨૩), મિષ્ટાન્ન ભોજન કરવું, પણ પોતાને જે અપથ્ય હોય તેનું ભોજન કરવું નહિ (૨૪), પોતાના માનનીય મહાપુરુષોનું નમ્રતાપૂર્વક પૂજન કરવું (૨૫), નિષ્કપટભાવથી ગુરુઓનું સેવન કરવું (૨૬), દંભ(ડોળ)નો ત્યાગ કરીને દેવોની પૂજા કરવી (૨૭), ન્યાયમાર્ગે લક્ષ્મી મેળવવાની ઇચ્છા રાખવી (૨૮), અતિશય આસક્તિ રાખ્યા વિના લક્ષ્મીનો ઉપયોગ કરવો (૨૯), ચતુર થવું પણ સમયના જ્ઞાનથી રહિત થવું નહિ (૩૦), કોઈ જાતના ફળને આપવાની ઇચ્છા દર્શાવીને જ હરકોઈને ધૈર્ય આપવું (૩૧), તિરસ્કારપૂર્વક અનુગ્રહ કરવો નહિ (૩૨), શત્રુ તરીકે અથવા અપરાધી તરીકે જાણ્યા વિના કોઈને પ્રહાર કરવો નહિ (૩૩), શત્રુઓને માર્યા પછી શોક કરવો નહિ (૩૪), અકસ્માત્ કોઈના પર ક્રોધ કરવો નહિ (૩૫) અને અપરાધી ઉપર દયા રાખવી નહિ (૩૬).[૩–૧૧]

હે યુધિષ્ઠિર! આ લોકમાં અને પરલોકમાં જો તમારે કલ્યાણ સંપાદન કરવાની ઇચ્છા હોય તો રાજ્યાસન પર આરૂઢ થઈને એ છત્રીસે પ્રકારોને તમે વર્તનમાં મૂકો; કારણ કે તેથી વિરુદ્ધ રીતે વર્તનારો રાજા અતિ મહાન ભયમાં આવી પડે છે;[૧૨] પરંતુ મેં કહેલા એ સર્વ પ્રકારોને જે રાજા અનુસરે છે, તે આ લોકમાં સર્વ જાતનાં કલ્યાણોનો અનુભવ કરીને મૂઆ પછી સ્વર્ગલોકમાં પૂજાય છે.[૧૩]

વૈશંપાયન કહે છે: હે જનમેજય! ભીષ્મપિતામહનો એ ઉપદેશ સાંભળ્યા પછી ભીમસેન આદિ પાંડવભાઈઓથી વીંટાયેલા બુદ્ધિમાન યુધિષ્ઠિરરાજાએ તેમને વંદન કર્યું અને તેમના કહ્યા પ્રમાણે વર્તવાનો આરંભ કર્યો.[૧૪]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'રાજાના વર્તનના છત્રીસ પ્રકારો' નામનો અધ્યાય ૭૦ મો સમાપ્ત

# अध्याय ७१मो

## રાજધર્મનો સંક્ષેપ

॥ युधिष्ठिर उवाच ॥

**कथं राजा प्रजा रक्षन्नाधिबंधेन युज्यते ।**
**धर्मे च नापराध्नोति तन्मे ब्रूहि पितामह ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે પિતામહ ! હરકોઈ રાજા 'આટલી બધી પ્રજાઓનું હું એકલો કેવી રીતે રક્ષણ કરી શકીશ ?' આવી માનસિક ચિંતાના બંધનમાં શું ન આવી પડે? અને તેવી ચિંતાને લીધે તેના હાથે કોઈ ધાર્મિક અપરાધ શું ન થાય તે મને કહો.[1]

ભીષ્મ બોલ્યા: હે રાજન્! ધર્મોનું જો વિસ્તારથી કથન કરવા બેસીએ તો તેનો અંત જ ન આવે, માટે હું તમને સંક્ષેપમાં જ સર્વ સનાતન રાજધર્મો કહું છું, તે તમે સાંભળો.[2] ધર્મમાં નિષ્ઠાવાળા, શાસ્ત્રજ્ઞાનસંપન્ન, દેવોનું પૂજન કરવામાં તત્પર રહેનારા અને ગુણવાન એવા બ્રાહ્મણોનું પૂજન કરીને તમારે નિત્ય ગૃહયજ્ઞો કરવા.[3] વળી તેવા પૂજ્ય બ્રાહ્મણો જ્યારે તમારે ઘેર આવે, ત્યારે એકદમ ઊઠીને તેમની સામા જવું, તેમને ઘરમાં તેડી લાવી સન્માન આપવું અને તેમના ચરણોનો સ્પર્શ કરી પ્રણામ કરવા અને પછી પુરોહિતને સાથે રાખી તમારે સર્વ રાજ્યકાર્યો કરવાં.[4] તે પહેલાં પણ તમારે સર્વ માંગલિક ધર્મકાર્યો કરી લેવાં ને પછી બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવીને અર્થસિદ્ધિ તથા વિજયને આપનારા વેદમંત્રોના આશીર્વાદ ગ્રહણ કરવા.[5] હે ભારત! સરળતા, ધૈર્ય અને બુદ્ધિસંપન્ન થઈને તમારે કામ અને ક્રોધનો ત્યાગ કરવો ને પછી સર્વ યોગ્યતા ભરેલાં કામકાજ હાથમાં લેવાં.[6] પરંતુ જે રાજા કામક્રોધને આધીન થઈને કાર્ય કરવાનો આરંભ કરે છે, તે રાજા પોતાની મૂર્ખાઈને લીધે ધર્મ કે અર્થને સંપાદન કરી શકતો નથી.[7] હે રાજા ! તમારે પોતાનાં ઇષ્ટ કાર્યો સિદ્ધ કરવા માટે લોભી કે મૂર્ખ માણસોની યોજના કરવી નહિ, પણ ઉદાર અને બુદ્ધિસંપન્ન માણસોની જ સર્વ કાર્યોમાં યોજના કરવી;[8] કારણ કે કાર્યો કરવામાં અકુશળ એવા મૂર્ખ અધિકારીની કાર્યોમાં ના કરી હોય તો તે કામક્રોધાધીન અધિકારી અનીતિ કરીને પ્રજાઓને દુઃખી કરે છે.[9] પ્રજાઓ પાસેથી રાજગ્રાહ્ય છઠ્ઠો ભાગ લઈને, અપરાધીઓને યથાયોગ્ય દંડ કરીને તથા વેપારીઓ પાસેથી શાસ્ત્રાનુસાર દાણ લઈને તમારે ધન સંપાદન કરવાની ઇચ્છા કરવી.[10] પ્રજાઓ પાસેથી યથાયોગ્ય કર લઈને નીતિ અને વિધિપૂર્વક રાજ્યનું રક્ષણ કરવું તથા તેવા કોઈ ગરીબ માણસો પાસેથી ધાન્યાદિકનો છઠ્ઠો ભાગ લઈ લેતાં તેઓ પાસે એક વર્ષ પર્યંત ચાલે તેટલી ખોરાકી જો ન રહે, તો રાજાએ જ ઉત્સાહપૂર્વક તેઓના યોગક્ષેમનો નિર્વાહ કરવો.[11] જે રાજા યથાયોગ્ય રક્ષણ કરે છે, દાનશીલ હોય છે, નિત્ય ધર્મપરાયણ હોય છે, આલસ્યથી રહિત હોય છે તથા રાગદ્વેષથી રહિત હોય છે તેના પર મનુષ્યો પ્રેમાળ બની રહે છે.[12] વળી હે યુધિષ્ઠિર! લોભથી કે અધર્મથી ધન મેળવવાની તમારે કદી ઇચ્છા કરવી નહિ; કારણ કે જે રાજા શાસ્ત્રપરાયણ રહેતો નથી તે રાજાના ધર્મ અને અર્થ નાશવંત હોય છે.[13] કેવળ અર્થશાસ્ત્રને જ અનુસરનારો રાજા ધર્મને કે અર્થને સંપાદન કરી શકતો નથી અને તેણે મેળવેલું સર્વ દ્રવ્ય પણ અયોગ્ય માર્ગે ખર્ચાઈ જઈને વિનાશ જ પામે છે.[14] અને જે રાજા કેવળ અર્થાર્થી જ બની જઈને પ્રજાઓ પર શાસ્ત્ર વિરુદ્ધ અનેક જાતના કરો નાખે છે અને તે દ્વારા પ્રજાઓને પીડે છે, તે રાજા મોહાધીન થઈને કેવળ પોતે જ પોતાનો નાશ કરે છે.[15] દાખલા તરીકે જેમ કોઈ એક પુરુષ દૂધ મેળવવાની ઇચ્છાથી ગાયના ઉધસ્‌ને (આઉને, બાવલાને–અડાણને–જેમાંથી દૂધ નીકળે છે તેને) જો કાપી નાખે, તો તેને દૂધ મળી શકતું નથી, પણ ઊલટું ગાયનું મૃત્યુ થવાથી પોતાની ગાયને જ ખોઈ બેસે છે, તેમ રાષ્ટ્રને પણ અનીતિના માર્ગે જો પીડવામાં આવે તો તેની વૃદ્ધિ થતી નથી, પણ ઊલટો નાશ થાય છે.[16] જેમ કોઈ મનુષ્ય દૂઝણી ગાયનું નિરંતર જો પાલન કરે છે તો તેને સદાકાળ દૂધ મળ્યા કરે છે, તેમ યોગ્ય ઉપાયોથી રાષ્ટ્રનું રક્ષણ કરનારો રાજા ઉત્તમ ફળ મેળવે છે.[17] હે યુધિષ્ઠિર! જે રાજા યોગ્ય ઉપાયો દ્વારા રાષ્ટ્રનું રક્ષણ કરીને તેનો જો ઉપભોગ કરે છે તો તેનો કોશ ધનથી ભરચક બની જાય છે;[18] જેમ તૃપ્ત

થયેલી (ગો)માતા પોતાનાં બાળકોને તથા બીજાઓને બન્નેને નિરંતર દૂધ આપે છે, તેમ રાજાના સુયોગ્ય રક્ષણથી રક્ષાયેલી પૃથ્વી નિરંતર ધાન્ય અને સુવર્ણ આપ્યા કરે છે.[૧૯] હે રાજન્! તમારે વૃક્ષોનું પાલનપોષણ કરનારા માળીના જેવું થવું, પણ વૃક્ષોને બાળી મૂકીને કોલસા પાડનારાના જેવા થવું નહિ અને આ રીતે બરાબર સાવધાન થઈને પ્રજાઓનું તમે જો પાલન કરશો તો ચિરકાળ પર્યંત રાજ્ય ભોગવી શકશો.[૨૦]

હવે જો શત્રુસૈન્યના પર ચઢાઈ કરવાથી તમારી પાસે કદાચ ધન ખૂટી પડે, તો તમારે બ્રાહ્મણો સિવાયની સર્વ પ્રજાઓ પાસેથી સામ ઉપાય વડે ધન મેળવવું.[૨૧] હે ભરતવંશી રાજા! તમે કદાચ છેક દ્રવ્યરહિત થઈને અધમ અવસ્થામાં આવી પડો, તોપણ તમારું મન ધનવાન બ્રાહ્મણને જોઈને તેનું દ્રવ્ય લેવા માટે ચલાયમાન થવું ન જોઈએ, તો પછી તમે જ્યારે ધનસમૃદ્ધિસંપન્ન હો ત્યારે તો બ્રાહ્મણનું દ્રવ્ય લેવા માટે ક્યાંથી જ તત્પર થઈ શકો?[૨૨] તમારે તમારી શક્તિ પ્રમાણે અને તેઓની યોગ્યતા પ્રમાણે બ્રાહ્મણોને ધનનું દાન કરવું તથા તેઓનું સાંત્વન કરીને રક્ષણ કરવું, જેથી તમે દુર્લભ એવા સ્વર્ગને પણ મેળવી શકશો.[૨૩] હે કુરુનંદન! એ રીતનું ધર્માચરણ કરીને તમારે પ્રજાઓનું પાલન કરવું, જેથી તમને અક્ષય પુણ્યની તથા યશની પ્રાપ્તિ થશે.[૨૪] હે પાંડુપુત્ર યુધિષ્ઠિર! તમે ધર્મ તથા વ્યવહારને અનુસરીને પૂર્વોક્ત પ્રકારે જો પ્રજાઓનું પાલન કરશો, તો માનસિક પીડાના બંધનમાં કદી સપડાશો નહિ.[૨૫] સર્વ પ્રજાઓનું રક્ષણ કરવું અને પ્રાણીમાત્ર પર પરમ દયા રાખવી, એ રાજાનો પરમ ધર્મ છે.[૨૬] એ ઉપરથી જ ધર્મવેત્તા મહાપુરુષો માને છે કે, લોકરક્ષણમાં યુક્ત થઈને જે રાજા સર્વ પ્રાણીઓ પર દયા કરે છે, તે જ એનો પરમ ધર્મ છે.[૨૭] ભયના પ્રસંગોમાંથી પ્રજાઓનું રક્ષણ નહિ કરનારો રાજા એક જ દિવસમાં જે કંઈ પાપ કરે છે, તેમાંથી છૂટવા માટે તેને એક હજાર વર્ષ જેટલા સમય સુધી નરકયાતનાઓ ભોગવવી પડે છે;[૨૮] તેમ જ પ્રજાઓનું ધર્મપૂર્વક પાલન કરીને રાજા એક જ દિવસમાં જે ધર્મ સંપાદન કરે છે, તે બદલ તેને દસ હજાર વર્ષ પર્યંત સ્વર્ગના સુખોપભોગ મળે છે.[૨૯] અરે, એટલું જ નહિ પણ ઉત્કૃષ્ટ યજ્ઞો કરનારો ગૃહસ્થાશ્રમી ઉત્તમ પ્રકારે વેદાધ્યયન કરનારો બ્રહ્મચારી અને મહાતીક્ષ્ણ તપશ્ચર્યા કરનારો વાનપ્રસ્થ જે દિવ્યલોકને મેળવે છે, તે જ લોકને ધર્મપૂર્વક પ્રજાઓનું પાલન કરનારો રાજા એક ક્ષણમાં મેળવે છે;[૩૦] માટે હે કુંતાપુત્ર! એ પ્રજાપાલનરૂપ સ્વધર્મનું જ તમે પરિપાલન કરો, જેથી મહાન પુણ્યફળ સંપાદન કરીને તમે માનસિક વ્યથાના બંધનમાં સપડાશો નહિ.[૩૧] અને હે પાંડવ! સ્વર્ગલોકમાં તમને મહાન લક્ષ્મી (ઐશ્વર્ય) પ્રાપ્ત થશે. રાજા સિવાય બીજા પુરુષો વિષે આવું ધર્માચરણ છેક અસંભવિત જ છે, માટે રાજાને જ આવા પરમ ધર્મનું ફળ મળે છે. તે સિવાયના બીજા પુરુષને તે ધર્મનું ફળ મળતું નથી અને વળી તમે તો ધૈર્યસંપન્ન છો, તેમ જ ધર્મપૂર્વક રાજ્યને પામ્યા છો, માટે રાજ્યારૂઢ થઈને પ્રજાઓનું પાલન કરો, સોમયાગ કરીને ઇંદ્રને તૃપ્ત કરો અને મનોરથો પૂર્ણ કરાવીને સુહૃદવર્ગને પ્રસન્ન કરો.[૩૨-૩૩]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'રાજધર્મોનો સંક્ષેપ' નામનો અધ્યાય ૭૧ મો સમાપ્ત

## अध्याय ७२ मो

### બ્રાહ્મણોની શ્રેષ્ઠતા વિષે વાયુ અને પુરુરવાનો સંવાદ

॥ भीष्म उवाच ॥

**य एव तु सतो रक्षेदसतश्च निवर्तयेत्।**
**स एव राज्ञा कर्तव्यो राजन् राजपुरोहितः ॥ १ ॥**

ભીષ્મ બોલ્યા : હે રાજન્! જે બ્રાહ્મણ સત્પુરુષોનું રક્ષણ કરે તથા દુષ્ટોને રાજ્યમાંથી દૂર કરે, તે બ્રાહ્મણને જ રાજાએ રાજપુરોહિત કરવો.[૧] આના સંબંધમાં વાયુ અને ઇલાપુત્ર પુરુરવાના સંવાદરૂપ એક પ્રાચીન ઇતિહાસ જગતમાં કહેવાય છે, તે આ પ્રમાણે છે :[૨] એક સમયે પુરુરવાએ વાયુદેવને પૂછ્યું કે, 'હે વાયુદેવ! બ્રાહ્મણવર્ણ ક્યાંથી ઉત્પન્ન થયો અને બીજા ત્રણ વર્ણો પણ ક્યાંથી ઉત્પન્ન થયા? વળી તેમાં બ્રાહ્મણવર્ણ સર્વના કરતાં શ્રેષ્ઠ શા માટે? તે મને કહો.[૩]

વાયુએ કહ્યું : બ્રાહ્મણવર્ણ બ્રહ્મદેવના મુખ-

માંથી ઉત્પન્ન થયેલ છે, ક્ષત્રિય તેમના બાહુમાંથી ઉત્પન્ન થયેલ છે, વૈશ્ય તેમની સાથળમાંથી ઉત્પન્ન થયેલ છે અને તે ત્રણે વર્ણોની સેવા કરવા માટે ચોથો શૂદ્રવર્ણ તેમના ચરણમાંથી ઉત્પન્ન થયો છે.

**ब्राह्मणो जायमानो हि पृथिव्यामनुजायते ।**
**ईश्वरः सर्वभूतानां धर्मकोशस्य गुप्तये ॥ ६ ॥**

બ્રાહ્મણ પોતાના જન્મની સાથેજ સર્વ ભૂતોનો ઈશ્વર થઈને પૃથ્વી પર રહેલા ધર્મરૂપ કોશ-(ખજાના)નું રક્ષણ કરવા માટે અધિકારી બને છે. આ બ્રાહ્મણવર્ણ પછી ક્ષત્રિયવર્ણને પૃથ્વીનું નિયમન કરવા માટે તથા દંડ ધારણ કરીને પ્રજાઓનું રક્ષણ કરવા માટે જાણે મૂર્તિમાન બીજો દંડજ હોય નહિ તેમ ઉત્પન્ન કર્યો છે. ત્રીજા વૈશ્યવર્ણે ધનધાન્યાદિ ઉત્પન્ન કરીને સર્વ મનુષ્યોનું ભરણપોષણ કરવું તથા ચોથા શૂદ્રવર્ણે સર્વ વર્ણોની સેવા કરવી, એવી બ્રહ્મદેવની આજ્ઞા છે.[૪-૮]

પુરુરવાએ પૂછ્યું : હે વાયુદેવ ! આ પૃથ્વી પર ધર્મસિદ્ધ હક કોનો ગણાય ? બ્રાહ્મણનો હક ગણાય કે ક્ષત્રિયનો ? તે મને સ્નેહપૂર્વક કહો.[૯]

વાયુએ કહ્યું : ધર્મકુશળ મહાત્માઓ કહે છે કે, બ્રાહ્મણકુળ સર્વ વર્ણોના કરતાં જ્યેષ્ઠ છે શ્રેષ્ઠ છે, માટે આ પૃથ્વી અને પૃથ્વી પરના જેટલા પદાર્થો છે તે સર્વના પર કેવળ બ્રાહ્મણનો જ ધર્મસિદ્ધ હક છે.[૧૦] તેથી બ્રાહ્મણ પોતાના જ દ્રવ્યનો ઉપયોગ કરે છે, પોતાના જ વસ્ત્રો પહેરે છે અને પોતાનું જ સર્વ કોઈને આપે છે. વળી બ્રાહ્મણ સર્વ વર્ણોનો ગુરુ છે, સર્વના કરતાં જ્યેષ્ઠ છે અને શ્રેષ્ઠ પણ છે.[૧૧] આ મુખ્ય પક્ષ મેં તમને કહ્યો, પણ જેમ પોતાનાં પતિના મૃત્યુ પછી સ્ત્રી પોતાના દિયરને પતિ તરીકે સ્વીકારે છે, તેમ આ પૃથ્વી બ્રાહ્મણોની સંમતિને લીધે જ ક્ષત્રિયને પોતાના પતિ તરીકે સ્વીકારે છે અને આપત્કાળમાં આનાથી પણ બીજો એક પક્ષ શાસ્ત્રમાં છે.[૧૨] હે રાજા ! તમને સ્વર્ગમાં જો ઉત્તમ સ્થાન મેળવવાની ઇચ્છા હોય અને સ્વધર્મ સંપાદન કરવાની જો ઇચ્છા હોય, તો તમે જે પૃથ્વી પર વિજય મેળવો તે સઘળી પૃથ્વી શાસ્ત્રજ્ઞાનસંપન્ન, સદાચરણનિષ્ઠ, , તપશ્ચરણયુક્ત, સ્વધર્મમાં તૃપ્ત રહેનાર અને ધનસંચય કરવામાં આસક્ત નહિ રહેનાર બ્રાહ્મણને અર્પણ કરી દેજો;[૧૩-૧૪] કારણ કે જે બ્રાહ્મણ ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલો હોય છે, બુદ્ધિકુશળ હોય છે તથા ઉત્તમ કેળવણીને પામેલો હોય છે, તે બ્રાહ્મણ પોતાની બુદ્ધિનો સંપૂર્ણ ઉપયોગ કરીને રાજાને સન્માર્ગે લઈ જાય છે અને અનેક પ્રકારના ઉપદેશવાળી વાણી કહીને રાજાનું કલ્યાણ કરે છે; તેમ જ જે કોઈ બુદ્ધિમાન રાજા તેવા બ્રાહ્મણે દર્શાવેલા ધર્મનું આચરણ કરે છે અને ક્ષાત્રધર્મપરાયણ રહીને તથા અહંકારનો ત્યાગ કરીને જો બ્રાહ્મણે કહેલાં હિતોપદેશનાં વચનો સાંભળવાની આદરપૂર્વક ઇચ્છા કરે છે, તો તે રાજા પ્રજાઓનો સત્કાર સંપાદન કરીને ઘણો જ યશસ્વી બને છે.[૧૫-૧૭] તેમ જ તે રાજાનો પુરોહિત પણ સર્વ પ્રકારના ધર્મોનો ભાગી બને છે. એ પ્રમાણે જ જે રાજ્યની સર્વ પ્રજાઓ રાજાનો આશ્રય કરી રહે છે, શાસ્ત્રોક્ત આચારથી સંપન્ન છે, પોતપોતાના ધર્મમાં સ્થિતિ કરનારી છે, સર્વ પ્રકારના ભયથી રહિત છે અને રાજાના ઉત્તમ રક્ષણથી રક્ષિત છે, તે સર્વ પ્રજાઓ જે કંઈ ધર્માચરણ કરે છે, તેનો ચોથો ભાગ તેના રાજાને પણ મળે છે. સર્વ દેવો, મનુષ્યો, પિતૃઓ, ગંધર્વો, સર્પો અને રાક્ષસો કેવળ યજ્ઞ ઉપર જ જીવી રહ્યા છે; પરંતુ જે દેશમાં રાજાનો અભાવ હોય છે તે દેશમાં યજ્ઞયાગાદિ થતા નથી. વળી યજ્ઞોની અંદર અર્પણ કરેલાં હવ્યદ્રવ્યો વડે દેવો તથા પિતૃઓ જીવી રહ્યા છે અને તે સર્વ યજ્ઞાદિ ધર્મના યોગક્ષેમનો નિર્વાહ કેવળ રાજાના આધારે જ સ્થિતિ કરી રહ્યો છે. સર્વ કોઈ નિર્ભય પુરુષનું અંતઃકરણ ગ્રીષ્મઋતુના પ્રખર તાપમાં, વૃક્ષોની શીતળ છાયામાં, જળમાં તથા વાયુવાળા પ્રદેશમાં સુખી થાય છે; શીતકાળની ઠંડીના સમયે અગ્નિ, વસ્ત્ર કે સૂર્યનું સેવન કરીને સુખી થાય છે તથા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષયોને લગતા સર્વ ભોગોમાં પણ જે મનુષ્ય નિર્ભય હોય તે જ સુખ મેળવી શકે છે, માટે જે રાજા સર્વને અભય આપે છે, તેને અતિ મહાન પુણ્યફળ પ્રાપ્ત થાય છે; કારણ કે ત્રણે લોકમાં પ્રાણદાન (અભયદાન) સમાન બીજું એક પણ દાન ઉત્તમ નથી, તેથી તે પ્રાણદાનને આપ-

નારો રાજા ઇંદ્રસ્વરૂપ છે, યમસ્વરૂપ છે તથા ધર્મ-સ્વરૂપ છે અને ખરી રીતે તો રાજા, સર્વ દેવોનાં સ્વરૂપ ધારણ કરે છે; એટલું જ નહિ પણ રાજા જ સર્વ જગતને ધારણ કરી રાખે છે.[૧૮-૨૬]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન-પર્વમાં 'વાયુ અને પુરુરવાનો સંવાદ' નામનો અધ્યાય ૭૨ મો સમાપ્ત

# अध्याय ७३ मो

## રાજપુરોહિત કેવો કરવો જોઈએ?

॥ भीष्म उवाच ॥

**राज्ञा पुरोहितः कार्यो भवेद्विद्वान् बहुश्रुतः ।**
**उभौ समीक्ष्य धर्मार्थावप्रमेयावनंतरम् ॥ १ ॥**

ભીષ્મે કહ્યું: હે રાજા! ધર્મ તથા અર્થનું સ્વરૂપ ઘણું વિશાળ હોઈને દુર્જ્ઞેય પણ છે, આમ સમજીને સર્વ રાજાએ વિલંબ કર્યા વિના તુરત જ બહુશ્રુત અને વિદ્વાન એવો એક પુરોહિત કરવો જોઈએ.[૧] હે રાજન્! જે રાજાઓનો પુરોહિત ધર્માત્મા અને રાજકીય વિચારોનો જાણનારો છે તથા જે પ્રજાઓનો રાજા પણ તેવો જ ધર્માત્મા અને મંત્રવેત્તા છે, તેઓનું સર્વથા કુશળ થાય છે.[૨] રાજા અને પુરોહિત જો અન્યોન્ય મિત્રભાવથી વર્તીને એકચિત્ત રહે છે, તો તેઓ બન્ને એકઠા મળીને પ્રજાઓની વૃદ્ધિ કરી શકે છે; દેવો, પિતૃઓ તથા પુત્રોને તૃપ્ત કરી શકે છે; પરંતુ તેઓ બન્નેએ ધર્મનિષ્ઠ, શ્રદ્ધાળુ અને મહાતપસ્વી થવું જોઈએ. તેમ જ પ્રજાઓએ પણ બ્રાહ્મણોનું અને ક્ષત્રિયોનું સન્માન કરવું જોઈએ, જેથી તેઓ સુખી થાય છે; પણ સર્વ વર્ણોનું મૂળ બ્રાહ્મણો અને ક્ષત્રિયો જ કહેવાય છે, માટે તેઓનું અપમાન કરવાથી પ્રજાઓ નાશ જ પામે છે.[૩-૫] હે યુધિષ્ઠિર! આ વિષયમાં ઐલરાજાના તથા કશ્યપમુનિના સંવાદરૂપે એક પ્રાચીન ઇતિહાસ કહેવાય છે, તે હું તમને કહું છું, સાંભળો.[૬]

ઐલે પૂછ્યું: હે કશ્યપમુનિ! જ્યારે બ્રાહ્મણ ક્ષત્રિયના આશ્રયનો ત્યાગ કરે છે અને ક્ષત્રિય બ્રાહ્મણના આશ્રયનો ત્યાગ કરે છે, ત્યારે પાછળથી તેઓમાં કોણ વિશેષ બળવાન થાય છે? અને બીજા વર્ણો તેઓ બન્નેમાંથી કોના બળને આધારે ટકી રહે છે, તે મને કહો.[૭]

કશ્યપે કહ્યું: જે રાષ્ટ્રમાં બ્રાહ્મણો અને ક્ષત્રિયો વચ્ચે વિરોધ ઊભો થાય છે, તે રાષ્ટ્ર ક્ષત્રિયની રક્ષા તળે રહ્યું હોય તોપણ નાશ પામે છે અને તે રાષ્ટ્રમાં પાછળથી ચોર લોકો બળવાન થઈ પડે છે, તેથી સત્પુરુષો અનુમાનથી* જાણે છે કે, આ રાષ્ટ્રનો રાજા મ્લેચ્છજાતિનો છે.[૮] જ્યારે બ્રાહ્મણો અને ક્ષત્રિયો અન્યોન્યનો ત્યાગ કરે છે, ત્યારે તેઓમાં બ્રહ્મજ્ઞાનની વૃદ્ધિ થતી નથી, તેઓને ત્યાં પુત્ર-પૌત્ર થતાં નથી, દહીંના વલોણાં વલોવાતાં નથી અને તેઓની સંતતિ વેદાધ્યયન કરતી નથી;[૯] તેમ જ જ્યારે ક્ષત્રિયો બ્રાહ્મણોનો ત્યાગ કરે છે, ત્યારે તેઓનાં ગૃહોમાં ધનની વૃદ્ધિ થતી નથી, તેઓને ઉત્તમ પ્રકારની સંતતિ પ્રાપ્ત થતી નથી, તેઓને હાથે યજ્ઞયાગાદિ થતા નથી અને તેઓ પોતે પણ ચોરના જેવી સ્થિતિમાં આવી પડીને વર્ણસંકર બની જાય છે;[૧૦] માટે બ્રાહ્મણ અને ક્ષત્રિય અન્યોન્યના અસ્તિત્વમાં કારણભૂત હોઈને બ્રાહ્મણ ક્ષત્રિયનું ઉત્પત્તિસ્થાન છે અને ક્ષત્રિય બ્રાહ્મણનું ઉત્પત્તિસ્થાન છે.[૧૧] બ્રાહ્મણ અને ક્ષત્રિય અન્યોન્યનું શરણ લઈને જો કામ કરે છે, તો સદાને માટે મહાન પ્રતિષ્ઠાને+ પામે છે; પરંતુ તેઓ બન્ને વચ્ચેની પુરાણ-સંધિમાં કોઈ જાતની જો ફાટફૂટ થાય છે, તો જગતનો સર્વ પ્રજાસંઘ મોહગ્રસ્ત બની જાય છે, મહાન સંશયમાં આવી પડે છે;[૧૨] એટલું જ નહિ પણ બ્રાહ્મણ-ક્ષત્રિય વચ્ચેની પ્રાચીન કાળની સંધિનો ભેદ થતા, મહા અગાધ સમુદ્રમાં ભાંગી પડેલી નૌકાની પેઠે કોઈ પણ મનુષ્ય આ સંસાર-સમુદ્રના પારને પામી શકે નહિ, ને પછી ચારે વર્ણો જ્યારે અત્યંત મોહગ્રસ્ત બની જાય છે, ત્યારે સર્વ પ્રજાઓનો સંહાર થવા લાગે છે.[૧૩] બ્રાહ્મણરૂપી એક વૃક્ષ છે; તેનું જો રક્ષણ કરવામાં આવે તો સુખ અને સુવર્ણરૂપી ફળોની વૃષ્ટિ કરી મૂકે છે; અને જો રક્ષણ કરવામાં ન આવે તો તે, દુઃખ અને નરક-

---

* भोगेन ज्ञायते कर्म कर्मणा ज्ञायते जनि. । ભોગથી કર્મ જણાય છે અને કર્મથી જાતિ જણાય છે.

+ ક્ષત્રિયનુ શરણ લઈને બ્રાહ્મણો નિર્વિઘ્ન તપશ્ચર્યા કરી શકે છે અને બ્રાહ્મણોનું શરણ લઈને ક્ષત્રિયો વિજય મેળવી શકે છે. —નીલકંઠ

રૂપ ફળની વૃષ્ટિ કરી મૂકે છે.[૧૪] જે દેશમા રાજ્ય રક્ષારહિત થયેલો બ્રાહ્મણ બ્રહ્મચારી દુષ્ટ મનુષ્યોએ કરેલા વિઘ્નોને લીધે પોતાની વેદશાખાથી ભ્રષ્ટ થાય છે અને વેદાધ્યયન કરવા માટે ક્ષત્રિયરૂપ રક્ષણની ઇચ્છા કરે છે, તે દેશમા વૃષ્ટિ અત્યત દુર્લભ થઈ પડે છે, તે ઉપરાત મહામારી, દુષ્કાળ વગેરે દુસહ ઉપદ્રવો વધી પડે છે.[૧૫] જે સમયે કોઈ પાપી પુરુષ સ્ત્રીહત્યા અથવા બ્રાહ્મણહત્યા કરીને પણ જગતમા પ્રશંસાને પામે છે તથા રાજાની પાસે જઈને પણ લેશમાત્ર ડરતો નથી, તે સમયે સમજવુ કે, ક્ષત્રિયો હવે ભયમા આવી પડ્યા છે.[૧૬] હે ઐલરાજા! પાપી લોકો જ્યારે પુષ્કળ પાપ કરવા માડે છે, ત્યારે આ જગતમા રુદ્રદેવ અવતાર ધારણ કરે છે (કળિકાળનો આરભ થાય છે). પાપી લોકો પોતાના પાપકર્મોને લીધે રુદ્રદેવને જગતમા જન્મ આપે છે અને પછી તે રુદ્રદેવ સર્વ સાધુ–અસાધુ પુરુષોનો વિનાશ કરે છે.[૧૭]

ઐલે પૂછ્યુ : હે કશ્યપમુનિ! એ રુદ્રદેવ ક્યાંથી ઉત્પન્ન થાય છે? તેમનુ સ્વરૂપ કેવુ હોય છે? જ્યારે પ્રાણી જ પ્રાણીનો નાશ કરતું જોવામાં આવે છે, ત્યારે એ રુદ્રદેવને સર્વના સહારકર્તા કેમ માની શકાય? વળી એ રુદ્રદેવ જન્મ શા માટે ધરે છે? તે સર્વ મને કહો.[૧૮]

કશ્યપ બોલ્યા : હે રાજા! સર્વ પુરુષોના હૃદયમા રહેલો આત્મા જ તેવા પ્રસગોમા રુદ્રનું સ્વરૂપ ધારણ કરે છે અને તે જ પોતાના શરીરનો તથા પારકા શરીરનો નાશ કરે છે. જેમ આકાશમા ઉત્પન્ન થયેલો ઉત્પાતવાયુ આકાશમા રહેલા મેઘમડળોને જ્યા પોતાની ઇચ્છામા આવે ત્યા ઘસડી જાય છે, કડાકા ને ભડાકા કરાવી મૂકે છે અને વીજળી, વજ્ર તથા જળધારાની વૃષ્ટિ વરસાવી મૂકે છે, તેમ હૃદયમાં ઉત્પન્ન થયેલા રુદ્રદેવ (કામ ક્રોધાદિ) જીવ દ્વારા સર્વ હિંસક કર્મો જ કરાવે છે અર્થાત્ રુદ્રદેવનું સ્વરૂપ ઔત્પાતિક વાયુના જેવું અથવા તે વાયુએ ભમાવેલા મેઘમડળોના જેવું હોય છે.[૧૯]

ઐલે પૂછ્યુ : હે કશ્યપમુનિ! તમે કહ્યું કે, રુદ્રનુ સ્વરૂપ વાયુના જેવું અથવા મેઘના જેવું છે, પણ તે ઘટી શકતુ નથી; કારણ કે આકાશની અદર રહેલો વાયુ અને મેઘ પ્રત્યક્ષ અથવા શાસ્ત્રજ્ઞાન દ્વારા આકાશથી ભિન્ન સ્વરૂપે દેખાય છે, પરતુ એ પ્રમાણે આત્મા અને આત્માને ભમાવનારા કામક્રોધાદિ અન્યોન્યથી ભિન્ન સ્વરૂપે જોવામા આવતા નથી; તેમ જ અગ્નિમા જેમ ઉષ્ણતા રહેલી છે, તેમ આત્માની અદર કામ અને ક્રોધ રહેલા છે અને તેઓ આત્માના સબધમાં આવી તેને મોહિત કરી દે છે. વળી વાયુ અમુક કોઈ એક વસ્તુને જોઈને તેની આસપાસ વીટાઈ વળતો નથી, ને મેઘ પણ સદાને માટે વૃષ્ટિ કર્યા કરતો નથી, પણ મનુષ્યોમા રહેલા કામક્રોધ વડે તો સર્વ કોઈ બધાય છે અને સર્વ કોઈ મોહિત થાય છે, માટે તમે આપેલુ દૃષ્ટાત સપૂર્ણ રીતે ઘટી શકતું નથી તેનું કેમ?[૨૦]

કશ્યપે કહ્યું : જેમ કોઈ એક ગૃહમા પ્રદીપ્ત થયેલો અગ્નિ ધીમે ધીમે આખા ગામને અથવા અમુક મહોલ્લાને બાળીને ભસ્મ કરી નાખે છે, તેમ આ રુદ્રદેવ પણ સર્વ કોઈને મોહિત કરી નાખે છે તથા સર્વ જગતને પુણ્યપાપનો સબધ કરાવે છે.*[૨૧]

* આ એકવીસમા શ્લોકમા કહેવાનો ભાવ એ છે કે, જેમ અગ્નિ અલ્પ હોય છે, છતા અધિક અધિક કાષ્ઠસમુદાયમા આરૂઢ થઈને આખા ગામને બાળી મૂકે છે, પણ તેમા ઉપલક દૃષ્ટિએ જોતા એમ જ જણાય છે કે, કાષ્ઠસમુદાય જ્યા સુધી એકલો હતો, ત્યા સુધી તેમા દાહકશક્તિ ન હતી અને અગ્નિ પણ જ્યા સુધી એકલો હતો ત્યા સુધી તેનામા એટલી બધી દાહકશક્તિ ન હતી, પરતુ તેઓ બન્ને એકત્ર મળીને જ સર્વને બાળી નાખે છે વળી જો વિવેકદૃષ્ટિથી જોઈએ છીએ તો જણાય છે કે, અગ્નિ જ કાષ્ઠરૂપ ઉપાધિના યોગથી અન્યનો દાહક થઈ શકે છે. એ પ્રમાણે જ આત્મારૂપ કાષ્ઠમા આરૂઢ થઈને અહકારરૂપ અગ્નિ કામક્રોધાદિરૂપ વાયુના સપાટાથી પ્રદીપ્ત થઈને રુદ્રદેવનુ સ્વરૂપ ધારણ કરે છે અને પછી 'લોઢું બાળે છે, લાકડા રાધે છે' ઇત્યાદિ ઔપચારિક વાક્યોની પેઠે અહકારકૃત કર્તૃત્વનો આત્માને વિષે કેવળ ઔપચારિક આક્ષેપ કરવામા આવે છે, માટે સર્વ જગત ખરુ જોતા અસગ છે, તોપણ જળમા રહેલા ચદ્રની પેઠે પુણ્યપાપના સગવાળુ કહે વાય છે અર્થાત્ જગત શબ્દવાચ્ય આત્મા કેવળ અસગ છે

—નીલકંઠ

ઐલે પૂછ્યું : પાપી અને પુણ્યાત્મા બન્ને પુરુષને રુદ્રદેવ સરખી જ શિક્ષા કરે છે, તો પછી પાપ વિશેષ કરવાથી અથવા પુણ્ય વિશેષ કરવાથી ફળદૃષ્ટિએ અધિકતા શી રહી? અને પછી મનુષ્ય ઉત્તમ ફળ મેળવવા માટે પુણ્ય શા માટે કરે અને કેવળ પાપ જ શા માટે ન કરે? અર્થાત્ આત્મા પુણ્યપાપથી રહિત છે છતા પાપની અધિકતારૂપ નિમિત્તને લીધે ગાલનતાડન આદિ પાપજન્ય દુઃખનો તેને અનુભવ કરવો પડે છે અને તેમા મોહ જ કારણભૂત છે, એમ તમે જો કહેતા હો તો 'પુણ્ય કરવુ અને પાપ ન કરવું,' એ શાસ્ત્રની આજ્ઞા વ્યર્થ થાય છે અને આત્માની અદર વાસ્તવિક દૃષ્ટિએ દુઃખનો અભાવ જો સિદ્ધ જ છે, તો પછી મોહજન્ય દુ:ખની નિવૃત્તિ કરવા માટે તે તે સાધનોનો સ્વીકાર કરવો તે પણ વ્યર્થ જ છે, તે માટે તમે શુ કહો છો? [૨૨]

કશ્યપે કહ્યું : પાપનો લેશમાત્ર સંબધ નહિ હોવા છતા નિષ્પાપ પુરુષોને પાપીઓના સગને લીધે જ રુદ્રદેવની શિક્ષા ભોગવવી પડે છે. જેમ દાખલા તરીકે, લીલુ લાકડુ સૂકા લાકડાનો સંગ કરીને જો રહ્યુ હોય છે, તો તેની સાથે તે પણ બળી જાય છે, માટે પુણ્યવાન પુરુષે પાપીઓનો કદી પણ સંગ કરવો નહિ.× [૨૩]

ઐલે પૂછ્યુ 'પાપ અને પુણ્યના ફળમા કોઈ જાતની વિશેષતા હોય, એમ મને જોવામા આવતુ નથી, કારણ કે પૃથ્વી પાપીને તથા પુણ્યશાળીને બન્નેને એકસરખી રીતે જ ધારણ કરે છે, સૂર્ય પાપીને તથા પુણ્યવાનને-બન્નેને એકસરખો જ તાપ આપે છે, વાયુ પાપીને તથા પુણ્યશાળીને બન્નેને એકસરખી રીતે વાય છે તથા જળ પાપીને અને પુણ્યશાળીને બન્નેને એકસરખી રીતે જ પવિત્ર કરે છે, તો પછી પાપ અને પુણ્યના ફળમા વિશેષતા શી છે? [૨૪]

કશ્યપે કહ્યુ : હે રાજપુત્ર! તમે કહો છો તેમ કેવળ આ મનુષ્યલોકમા જ જોવામા આવે છે, પણ પરલોકમા તેમ હોતું નથી. જે મનુષ્ય કેવળ પુણ્ય જ કરે છે અને જે મનુષ્ય કેવળ પાપ જ કરે છે, તેઓ બન્નેને મરણ પછી જુદા જુદા વિશેષ ફળોનો અનુભવ કરવો પડે છે.[૨૫] પુણ્યશાળી મનુષ્યને મધુમાન, ઘૃતાર્ચિ, હિરણ્યજ્યોતિ અને અમૃતનાભિ વગેરે દિવ્યલોકોની પ્રાપ્તિ થાય છે, કે જે લોકોમા ગયેલો બ્રહ્મનિષ્ઠ પુરુષ જરા, મૃત્યુ અને દુ ખના અભાવને લીધે આનદમગ્ન રહે છે, તેમ જ પાપી મનુષ્યને નરકલોકની પ્રાપ્તિ થાય છે, કે જે લોકમા ગાઢ અધકાર છે, સદાને માટે દુ:ખ જ છે તથા લગભગ શોકની જ અધિકતા છે. પાપકર્મ કરનારો મનુષ્ય એ નરકલોકમા ઘણા વર્ષો સુધી અધમ સ્થિતિએ રહીને પોતાના પાપકર્મો માટે શોક કર્યા કરે છે.

આ રીતે બ્રાહ્મણ અને ક્ષત્રિયોમા માહેમાહે વિરોધ થવાના પરિણામે પ્રજાઓમા દુસહ દુ:ખનો પેસારો થઈ જાય છે, એમ સમજીને રાજાએ સર્વ વિદ્યામા કુશળતા ધરાવનારો એક રાજપુરોહિત અવશ્ય કરવો જોઈએ.[૨૬-૨૮] અને તેવો પુરોહિત કર્યા પછી જ રાજાએ પોતાનો રાજ્યાભિષેક કરાવવો જોઈએ એવી ધર્મશાસ્ત્રની આજ્ઞા છે. વળી બ્રહ્મવેત્તાઓ કહે છે, ધર્મદૃષ્ટિએ જોતા જણાય છે કે, આ લોકમા બ્રાહ્મણ જ સર્વના કરતા અધિક શ્રેષ્ઠ છે, કારણ કે *બ્રાહ્મણ બ્રહ્મદેવની સૌથી પ્રથમ સૃષ્ટિ* છે, જેથી સર્વોત્કૃષ્ટ કુલીનતાવાળા બ્રાહ્મણોને સર્વના વડીલ ગણીને જગતની ઉત્તમોત્તમ વસ્તુનો ભાગ સૌની પહેલા અપાય છે,[૨૯-૩૦] માટે ધર્મ પ્રમાણે વર્તનારા હરકોઈ મનુષ્યે બ્રાહ્મણને ઉત્પન્ન થયેલા ફળના મુખ્ય ભાગીદાર ગણીને માન આપવુ જોઈએ, પૂજવા જોઈએ ને પોતાની ઉત્તમ અને વિશિષ્ટ વસ્તુ પણ તેમને અર્પણ કરવી જોઈએ.[૩૧] જે રાજા બળવાન છે, તેણે પણ એ પ્રમાણે જ અવશ્ય કરવુ જોઈએ અને 'બ્રાહ્મણના તપોબળથી ક્ષત્રિયની વૃદ્ધિ થાય છે તથા ક્ષત્રિયના રક્ષણબળથી બ્રાહ્મણોની વૃદ્ધિ થાય છે' એમ સમજીને દરેક રાજાએ નિત્ય બ્રાહ્મણોની અવશ્ય પૂજા કરવી જોઈએ.[૩૨]

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાતર્ગત રાજધર્માનુશાસન પર્વમા 'બ્રાહ્મણોની શ્રેષ્ઠતા વિષે વાયુ અને પુરુરવાનો સવાદ' નામનો અધ્યાય ૭૩ મો સમાપ્ત

× કહેવાનો ભાવ એ છે કે, આત્મા અને અહંકારના મિશ્રભાવને લીધે જ અહકારજન્ય દુ ખની આત્મા વિષે પ્રતીતિ થાય છે, માટે અહકારના સગનો ત્યાગ કરવાથી નિ સગ થયેલા આત્માને કોઈ જાતનુ દુ ખ પ્રતીત થતું નથી. —નીલકંઠ

# अध्याय ७४ मो

## મહારાજા મુચુકુંદનું જીવનચરિત્ર

॥ भीष्म उवाच ॥

**योगक्षेमो हि राष्ट्रस्य राजन्यायत्त उच्यते ।**
**योगक्षेमश्च राज्ञो हि समायत्तः पुरोहिते ॥ १ ॥**

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિરરાજા ! રાષ્ટ્રનું ક્ષેમકુશળ રાજાને અધીન છે અને રાજાનું ક્ષેમકુશળ પુરોહિતને અધીન છે, એમ વિદ્વાનો કહે છે.[૧] જ્યારે પ્રજાઓ પર દુર્ભિક્ષ આદિ દૈવી ભય આવી પડે છે, ત્યારે બ્રાહ્મણો તેની શાંતિ કરે છે અને શત્રુ સૈન્યાદિકનો દષ્ટભય જ્યારે આવી પડે છે, ત્યારે રાજા પોતાના બાહુબળથી તે ભયને શાંત કરે છે.[૨] આ વિષયમાં રાજા મુચુકુંદનો અને કુબેરનો જેમાં સંવાદ રહેલો છે, એવો એક પ્રાચીન ઇતિહાસ કહેવાય છે તે તમે સાંભળો.[૩] એક સમયે રાજા મુચુકુંદ આખી પૃથ્વીને જીત્યા પછી પોતાના બળની પરીક્ષા કરવા માટે અલકાનગરીના રાજા કુબેર પર ચડાઈ લઈ ગયા,[૪] ત્યારે રાજા કુબેરે મુચુકુંદને પાછો હઠાવી દેવા માટે પોતાના રાક્ષસ સૈનિકોને આજ્ઞા આપી કે તુરત જ તે રાક્ષસોએ મુચુકુંદનાં સૈન્યનો સંહાર કરવા માંડ્યો.[૫] આ રીતે પોતાના સૈન્યનો જ્યારે સંહાર થવા માંડ્યો, ત્યારે શત્રુદમન રાજા મુચુકુંદે પોતાના વિદ્વાન પુરોહિત વસિષ્ઠની નિંદા કરવા માંડી. પછી મહાન ધર્મવેત્તા પુરોહિત વસિષ્ઠે ઉગ્ર તપશ્ચર્યા કરીને કુબેરના સર્વ રાક્ષસોનો સંહાર કરી નાખ્યો અને રાજા મુચુકુંદને શત્રુ સામે આગળ વધવાનો માર્ગ કરી આપ્યો.[૬-૭] આમ શત્રુને આગળ વધતો જોઈને તથા પોતાનાં સૈન્યોનો સંહાર થતો જોઈને રાજા કુબેરે મુચુકુંદને પ્રત્યક્ષ દર્શન દીધાં અને આ પ્રમાણે કહ્યું.[૮]

કુબેર બોલ્યા : હે રાજા ! તારી પહેલાંના ઘણા રાજાઓ પણ પુરોહિતની સહાયને લીધે તારા જેવા બલિષ્ઠ હતા, પણ તેઓએ આમ તારી પેઠે વર્તન કર્યું ન હતું; અર્થાત્ તેઓએ મારા પોતાના પર કદી ચડાઈ કરી ન હતી.[૯] તે રાજાઓ પણ ઘણા અસ્ત્રકુશળ અને બળવાન હતા, છતાં મારી પાસે આવીને મારી ઉપાસના કરતા હતા; કારણ કે હું સુખદુઃખ આપવામાં સમર્થ છું. જો તારા પોતાનામાં તેવું બાહુબળ હોય તો તું મને દેખાડી આપ; પરંતુ બ્રાહ્મણના બળનો આશ્રય કરીને તું આમ શા માટે ઉદ્ધતાઈ કરી રહ્યો છે ?' કુબેરનાં એ વચનો સાંભળીને મુચુકુંદને ક્રોધ ચડી ગયો; પણ તેણે ક્ષોભનો તથા ગભરાટનો ત્યાગ કરીને ન્યાયપૂર્વક આવું વચન કહ્યું:[૧૦-૧૨] 'બ્રાહ્મણને તથા ક્ષત્રિયને બ્રહ્મદેવે એકસરખા બંધુભાવને માટે ઉત્પન્ન કર્યા છે અને તેઓનું મૂળ ઉત્પત્તિકારણ એક જ છે, જેથી તેઓ બન્નેનાં સામર્થ્ય અને ક્રિયાઓ જો અલગ અલગ થઈ જાય તો તેઓ લોકનું રક્ષણ કરી શકે નહિ.[૧૩] તપોબળ અને મંત્રબળ નિત્ય બ્રાહ્મણમાં વસી રહ્યું છે; તેમ જ અસ્ત્રબળ અને બાહુબળ નિત્ય ક્ષત્રિયોનો આશ્રય કરી રહ્યું છે.[૧૪] માટે હે કુબેર ! બ્રાહ્મણે અને ક્ષત્રિયે-બન્નેએ એકત્ર મળીને પ્રજાઓનું પાલન કરવું જોઈએ, આવા હેતુથી જ હું પણ તે પ્રમાણે વર્તી રહ્યો છું, તેમાં તમે મારી નિંદા શા માટે કરો છો ?' રાજાએ આમ કહ્યું એટલે કુબેરે તેને તથા પુરોહિતને કહ્યું કે, 'હે રાજા ! ઈશ્વરની આજ્ઞા વિના હું કોઈને રાજ્ય આપી શકતો નથી, તેમ કોઈનું રાજ્ય છીનવી લઈ શકતો પણ નથી, એમ તારે જાણવું; તોપણ જા, હું તને આખી પૃથ્વી અર્પણ કરું છું. તું એના પર યથેષ્ટ રાજ્ય કર.' કુબેરે એ પ્રમાણે કહ્યું એટલે મુચુકુંદરાજાએ તેના પ્રત્યે કહ્યું.[૧૫-૧૭]

મુચુકુંદ બોલ્યો : હે રાજા કુબેર ! તમે આપેલા રાજ્યનો ઉપભોગ કરવાની મને ઇચ્છા જ નથી. હું તો મારા બાહુબળથી મેળવેલા રાજ્યને જ ભોગવવા ઇચ્છું છું.[૧૮]

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર ! મુચુકુંદનો એ યોગ્ય ઉત્તર સાંભળીને તથા ક્ષાત્રધર્મમાં તેની અડગ સ્થિતિ જોઈને રાજા કુબેર આશ્ચર્યચકિત થઈ ગયા. પછી ક્ષાત્રધર્મ પ્રમાણે વર્તનારો તે મુચુકુંદરાજા પોતાના બાહુબળથી મેળવેલી આખી પૃથ્વી પર સારી રીતે રાજ્ય ચલાવવા લાગ્યો.[૧૯-૨૦] આ રીતે જે ધર્મવેત્તા રાજા બ્રાહ્મણને આગળ કરીને રાજ્યશાસન ચલાવે છે, તે રાજા આખી પૃથ્વીને જીતીને મહાન યશ સંપાદન કરે છે;[૨૧] માટે બ્રાહ્મણે નિત્ય પોતાનાં ષટ્કર્મો કરવામાં તત્પર રહેવું અને ક્ષત્રિયે નિત્ય શસ્ત્ર ધારણ કરીને સજ્જ રહેવું; કારણ કે

પૃથ્વી પર જે કંઈ રહેલું છે તે સર્વ તેઓ બન્નેના આધારે જ ટકી રહ્યું છે.[૨૨]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'મહારાજ મુચુકુંદનું જીવનચરિત્ર' નામનો અધ્યાય ૭૪મો સમાપ્ત

# अध्याय ७५मो

## રાજ્ય કરવું એ જ રાજાનો ધર્મ છે

॥ युधिष्ठिर उवाच ॥

**यया वृत्त्या महीपालो विवर्धयति मानवान् ।**
**पुण्यांश्च लोकान् जयति तन्मे ब्रूहि पितामह ॥१॥**

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ ભીષ્મ ! કઈ વૃત્તિનો આશ્રય કરીને રાજા પ્રજાઓની વૃદ્ધિ કરી શકે છે અને મરણ પછી સ્વર્ગાદિ પવિત્ર લોકને મેળવી શકે છે ? તે મને કહો.[૧]

ભીષ્મે કહ્યું : હે ભારત ! રાજાએ દાનશીલ થવું, યજ્ઞશીલ થવું, ઉપવાસશીલ થવું, તપઃશીલ થવું અને પ્રજાઓનું પાલન કરવામાં આસક્ત થવું; રાજાએ નિત્ય ઉદ્યોગપૂર્વક સર્વ પ્રજાઓનું ધર્માનુસાર રક્ષણ કરવું તથા ધાર્મિક પુરુષોનું માનદાનાદિકથી પૂજન કરવું.[૨-૩] રાજા જો ધર્મનું સારી રીતે આચરણ કરે છે તો તે ધર્મ સર્વ સ્થળે માન્ય થઈ પડે છે; કારણ કે રાજા જે જે આચરણ કરે છે, તે તે પ્રજાને પ્રિય થઈ પડે છે;[૪] તેમ જ રાજાએ મૃત્યુની પેઠે શત્રુઓને નિત્ય દંડ્યા કરવા જોઈએ, ચોર લોકોનો સર્વ તરફથી નાશ કરી નાખવો જોઈએ અને કોઈને બુદ્ધિપૂર્વક ક્ષમા ન આપવી જોઈએ. હે ભારત ! રાજાના યોગ્ય રક્ષક તળે રહેલી પ્રજાઓ જે કંઈ ધર્માચરણ કરે છે, તેમાંથી ચોથો ભાગ રાજાને પણ મળે છે.[૬] સુરક્ષિત પ્રજાઓ જે કંઈ વેદાધ્યયન કરે છે, જે કંઈ દાન આપે છે, જે કંઈ યજ્ઞયાગ કરે છે અને જે કંઈ પૂજાપાઠ કરે છે, તે સર્વમાંથી ધર્મપૂર્વક પ્રજાપાલન કરનારા રાજાને ચોથો ભાગ મળે છે;[૭] તેમ જ હે ભારત ! પ્રજાઓનું રક્ષણ નહિ કરનારા રાજાના રાજ્યમાં જે કંઈ પાપાચરણ થાય છે, તેમાંથી પણ ચોથો ભાગ રાજાને મળે છે જ.[૮] વળી કેટલાએક ધર્માચાર્યો કહે છે કે, કોઈ ક્રૂર પુરુષ અથવા મિથ્યાભાષી પુરુષ જે કંઈ દુષ્ટ કર્મ કરે છે, તે સર્વનું પાપ સંપૂર્ણ અથવા તેથી પણ અધિક કેવળ રાજાને જ પ્રાપ્ત થાય છે અને સિદ્ધાંતદૃષ્ટિએ જોતાં પણ તે પાપમાંથી અર્ધો ભાગ તો રાજાને મળે જ છે.[૯] હે રાજા ! તેવા પાપમાંથી રાજાએ કેવી રીતે મુક્ત થવું, તે પણ હું તમને કહું છું, સાંભળો. કોઈ મનુષ્યના સર્વસ્વને ચોર લોકો લૂંટી જાય તો રાજાએ ગમે તે ઉપાયે પણ તેને પાછું લાવી આપવું જોઈએ; પણ તેમ ન બની શકે અને તેને લીધે તે મનુષ્ય પોતાની આજીવિકા ચલાવવાને માટે જો અશક્ત થઈ પડે તો રાજાએ પોતાના ખજાનામાંથી પણ તે મનુષ્યને તેટલું દ્રવ્ય આપવું જોઈએ.[૧૦] સર્વ વર્ણોનો એ પણ ધર્મ છે કે, તેઓએ બ્રાહ્મણના પ્રાણની પેઠે બ્રાહ્મણના દ્રવ્યની પણ રક્ષા કરવી અને જે મનુષ્ય બ્રાહ્મણોને દુઃખ દેતો હોય તેણે દેશમાં રહેવું પણ નહિ.[૧૧] બ્રાહ્મણના દ્રવ્યનું જો રક્ષણ કરવામાં આવે છે તો સર્વની રક્ષા થયેલી જ છે અને તેમ થતાં બ્રાહ્મણોના અનુગ્રહથી જ રાજા કૃતાર્થ થાય છે.[૧૨] જેમ મેઘના આશ્રયથી સર્વ પ્રાણીઓ જીવી રહ્યાં છે અને કોઈ એક મોટા વૃક્ષનો આશ્રય કરીને પક્ષીઓ જેમ નિવાસ કરી રહે છે, તેમ સર્વના મનોરથોને પરિપૂર્ણ કરનાર રાજાનો આશ્રય કરીને સર્વ લોકો પોતાની આજીવિકા ચલાવી રહે છે;[૧૩] પણ જે રાજા વિષયાસક્ત છે, નિરંતર વિષયલંપટ બુદ્ધિવાળો છે, ક્રૂર છે અને અતિશય લોભી છે, તે રાજા પ્રજાઓનું પાલન કરી શકતો નથી.[૧૪]

યુધિષ્ઠિરે કહ્યું : ઓ પિતામહ ! હું રાજ્યસુખની શોધ કરનારો નથી, મને એક ક્ષણવાર પણ રાજ્યની ઇચ્છા નથી, હું તો કેવળ ધર્મને માટે જ રાજ્ય કરવાની ઇચ્છા રાખું છું; પણ અફસોસ ! એ રાજ્ય કરવાથી મને લગારે ધર્મપ્રાપ્તિ થશે નહિ; માટે જેમાં ધર્મ નથી એવું રાજ્ય કરવાની મને તૃષ્ણા નથી. હું તો ધર્મ સંપાદન કરવાની ઇચ્છાથી વનમાં જ ચાલ્યો જઈશ અને ત્યાં પવિત્ર તપોવનમાં કોઈની હિંસા કર્યા વિના માત્ર ફળમૂળનું જ ભક્ષણ કરીને મુનિવૃત્તિ ધારણ કરીશ તથા જિતેંદ્રિય થઈને ધર્મનું આરાધન કરીશ.[૧૫-૧૭]

ભીષ્મ બોલ્યા : હું જાણું જ છું કે, તમારી બુદ્ધિ ક્રૂરતારહિત છે પણ તેવી સાત્ત્વિકી બુદ્ધિ હિંસાપ્રધાન રાજધર્મોનું આચરણ કરવા માટે છેક

મેઘના આધારે જીવે છે અને પક્ષીઓ જેમ કોઈ સ્વાદિષ્ટ ફળવાળા વૃક્ષ પર જીવે છે, તેમ તમારા સુહૃદો અને સત્પુરુષો તમારા આશ્રયે ભલે જીવતા રહો.[36] જે પુરુષ ધૃષ્ટ છે, શૂરો છે, દુષ્ટોને શિક્ષા કરનારો છે, દયાળુ છે, જિતેંદ્રિય છે, સર્વના પર પ્રેમ રાખનારો છે અને પોતાના વૈભવોમાંથી સર્વને ભાગ આપનારો છે, તેના આશ્રય નીચે ઘણા મનુષ્યો જીવે છે.[37]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાં તર્ગત રાજધર્માનુશાસન પર્વમા 'રાજ્ય કરવું એ જ રાજાનો ધર્મ છે' નામનો અધ્યાય ૭૫ મો સમાપ્ત

# અધ્યાય ૭૬ મો

## બ્રાહ્મણોના ભેદ

॥ युधिष्ठिर उवाच ॥

**स्वकर्मण्यपरे युक्तास्तथैवान्ये विकर्मणि ।**
**तेषां विशेषमाचक्ष्व ब्राह्मणानां पितामह ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ ! કેટલાએક બ્રાહ્મણો પોતાનાં કર્મોમા જ આસક્ત હોય છે, ત્યારે બીજા કેટલાએક બ્રાહ્મણો સ્વકર્મથી ભ્રષ્ટ થઈને વિજાતીય કર્મો કરવા મચી પડ્યા હોય છે, તો એ બધા બ્રાહ્મણોમા વિશેષતા શી સમજવી ? તે મને કહો.[1]

ભીષ્મ બોલ્યા : હે રાજન્ ! જે બ્રાહ્મણો સંપૂર્ણ વિદ્યાઓને ભણેલા હોય છે, સ્વજાતીય લક્ષણોથી યુક્ત હોય છે અને સર્વત્ર સમદૃષ્ટિ રાખનારા હોય છે, તે બ્રાહ્મણો સાક્ષાત્ બ્રહ્મદેવ સમાન હોઈને બ્રહ્મ–બ્રાહ્મણ કહેવાય છે,[2] તેમ જ હે રાજન્ ! જે બ્રાહ્મણો ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદને ભણેલા હોય છે અને પોતાના ષટ્કર્મમા પરાયણ રહેનારા હોય છે તે બ્રાહ્મણો દેવ–બ્રાહ્મણ કહેવાય છે,[3] પરંતુ હે રાજા ! જે બ્રાહ્મણો પોતાના જન્મસિદ્ધ કર્મોનો ત્યાગ કરી બેઠા હોય છે, કૃપણ હોય છે અને કેવળ નામધારી જ હોય છે, તેઓને શૂદ્ર-બ્રાહ્મણ કહેવામા આવે છે.[4] આવા અશ્રોત્રિય (વેદાધ્યયનરહિત) અને અગ્નિહોત્રકર્મથી હીન થયેલા બ્રાહ્મણો પાસેથી ધાર્મિક રાજાએ કર લેવો જોઈએ અને તેઓ પાસે વેઠ પણ કરાવવી જોઈએ.[5] વળી જેઓ રાજાની કચેરીઓમા અથવા અદાલતોમા ધર્માધિકારીની નોકરી કરનારા છે, પગાર લઈને દેવમંદિરોમાં પૂજા કરનારા છે, જ્યોતિષનો ધંધો કરનારા છે, અમુક ઇષ્ટસિદ્ધિ માટે ગામ પાસે યજ્ઞ કરાવનારા છે અને દાણ લેવાની રાજસેવા કરનારા છે, તેઓને ચાંડાલ–બ્રાહ્મણ કહ્યા છે.[6] હે રાજન્ ! જે બ્રાહ્મણ ઋત્વિજ, પુરોહિત, મંત્રી, દૂત અને બેપિયાનો ધંધો કરનારા છે તેને ક્ષત્રિય–બ્રાહ્મણ કહ્યા છે,[7] તેમ જ હે રાજા ! જે બ્રાહ્મણો ઘોડેસવાર, હાથીસવાર, રથીસવાર અને પાયદળ થઈને આજીવિકા ચલાવનારા છે, તેઓ વૈશ્ય–બ્રાહ્મણ કહેવાય છે.[8] રાજાના કોશમા જે વેળા ધન ખૂટી પડે તે વેળા એવા નીચ બ્રાહ્મણો પાસેથી તેણે કર લેવો. માત્ર પૂર્વોક્ત બ્રહ્મ–બ્રાહ્મણ અને દેવ–બ્રાહ્મણ પાસેથી જ કર ન લેવો.[9] રાજા બ્રાહ્મણો સિવાયના બીજા સર્વનાં ધનનો સ્વામી છે અને બ્રાહ્મણોમા પણ જેઓ સ્વકર્મથી ભ્રષ્ટ થઈને વિરુદ્ધ કર્મોને સ્વીકારી બેઠેલા હોય છે, તેઓના ધનનો પણ રાજા સ્વામી છે, એવી વૈદિક આજ્ઞા છે.[10] રાજાએ વિરુદ્ધ કર્મોનું આચરણ કરી રહેલા બ્રાહ્મણોની કોઈ પ્રકારે ઉપેક્ષા કરવી નહિ, પણ ધર્મ ટકાવી રાખવાને ખાતર તેઓને શિક્ષા કરીને નિયમમા રાખવા અને તેઓની આજીવિકા માટે પોતાના વૈભવમાથી અમુક વિભાગ તેઓને આપવો. હે રાજન્ ! જે રાજાના રાજ્યમા બ્રાહ્મણ ચોરીનો ધંધો કરવા લાગે છે, તેમા ખરુ જોતા રાજાનો જ અપરાધ માનવામા આવે છે વેદવેત્તાઓ કહે છે કે, જો કદાચ આજીવિકાના અભાવે કરીને કોઈ વેદવેદાંગ ભણેલો સ્નાતક બ્રાહ્મણ ચોરી કરવા મંડી પડે તો રાજાએ જ અમુક વર્ષાસન બાંધી આપીને તેનુ ભરણપોષણ કરવુ જોઈએ. હે શત્રુતાપન રાજા ! રાજાએ તેવુ વર્ષાસન બાંધી આપ્યા છતા જે બ્રાહ્મણ તેવી નીચવૃત્તિ કરતા અટકતો નથી તેને રાજાએ તેના કુટુંબ પરિવાર સાથે પોતાના દેશમાથી હાંકી કાઢવો જોઈએ.[11–14]

ઇતિ શ્રીમહાભારત-શાંતિપર્વાં તર્ગત રાજધર્માનુશાસનપર્વમા 'બ્રાહ્મણનો ભેદ' નામનો અધ્યાય ૭૬ મો સમાપ્ત

## अध्याय ७७मो

### રાજા કૈકેયનું આખ્યાન

॥ युधिष्ठिर उवाच ॥

**केषां प्रभवते राजा वित्तस्य भरतर्षभ ।**
**कया च वृत्त्या वर्तेत तन्मे ब्रूहि पितामह ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે પિતામહ! કોના ધન ઉપર રાજાનો અધિકાર ગણાય છે અને રાજાએ કેવા પ્રકારની આજીવિકા કરવી, તે મને કહો.[1]

ભીષ્મ બોલ્યા: વેદની આજ્ઞા છે કે, બ્રાહ્મણ સિવાયના ત્રણે વર્ણોના ધન ઉપર રાજાનો અધિકાર ગણાય છે અને બ્રાહ્મણોમાં પણ જેઓ સ્વકર્મથી ભ્રષ્ટ થયેલા હોય છે, તેઓના ધનનો પણ રાજા હકદાર છે.[2] રાજાઓના પ્રાચીન આચાર વિષે સત્પુરુષો કહે છે કે, સ્વકર્મથી ભ્રષ્ટ થયેલા બ્રાહ્મણોની રાજાએ કદી ઉપેક્ષા કરવી નહિ, પણ તેઓને નિયમમાં રાખવા.[3] નીતિકુશળ પંડિતો કહે છે કે, જે રાજાના રાજ્યમાં બ્રાહ્મણ ચોરી કરે છે, તેમાં કેવળ રાજાનો જ અપરાધ માનવામાં આવે છે.[4] પ્રાચીનકાળના સર્વ રાજર્ષિઓ બ્રાહ્મણોનું રક્ષણ નહિ કરવાથી પોતાને દૂષિત માનતા હતા અને તેથી જ તેઓ બ્રાહ્મણોનું રક્ષણ કરતા હતા.[5] આ વિષયમાં એક રાક્ષસના હાથમાં સપડાતાં કૈકેયરાજાએ કહેલો એક પ્રાચીન ઇતિહાસ કહેવામાં આવે છે, તે આ પ્રમાણે છે.[6]

હે રાજન્! પૂર્વે કેકય દેશનો રાજા કૈકેય પોતે સ્વાધ્યાયસંપન્ન અને તીક્ષ્ણ વ્રતને ધારણ કરનારો હતો; છતાં એક સમયે કોઈ એક અરણ્ય માં ભયંકર રાક્ષસના હાથમાં સપડાઈ ગયો, ત્યારે તેણે આ પ્રમાણે કહ્યું.[7]

રાજા બોલ્યો: હે રાક્ષસ! મારા રાજ્યમાં કોઈ પણ મનુષ્ય ચોર નથી. કદર્ય નથી,* મદિરા પાન કરનાર નથી, અગ્ન્યાધાનરહિત નથી, તેમ યજ્ઞકર્મથી ભ્રષ્ટ પણ નથી; છતાં તેં મારા શરીરમાં કેમ પ્રવેશ કર્યો?[8] હું નથી ધારતો કે, મારા રાજ્યમાં કોઈ બ્રાહ્મણ મૂર્ખ, ચારિત્ર્યહીન, સોમરસનું પાન ન કરનાર, અગ્નિહોત્ર વગરનો કે યજ્ઞ ન કરનારો હોય, છતાં તેં મારા શરીરમાં શા માટે પ્રવેશ કર્યો?[9] મારા રાજ્યમાં સર્વ મનુષ્યો ભિન્ન ભિન્ન દક્ષિણાઓવાળા યજ્ઞો કરીને પરમાત્માનું યજન કરે છે, ત્રણે વર્ણો વેદાધ્યયન કરે છે અને સર્વ કોઈ વ્રતનિષ્ઠ છે, તો પછી તેં મારા શરીરમાં કેમ પ્રવેશ કર્યો?[10] મારા રાજ્યના બ્રાહ્મણો પોતાના ષટ્કર્મમાં પરાયણ રહીને પોતે અધ્યયન કરે છે, બીજાઓને અધ્યયન કરાવે છે, પોતે યજ્ઞ કરે છે, બીજાઓને યજ્ઞ કરાવે છે, પોતે દાન આપે છે અને બીજાઓ પાસેથી દાનનો પ્રતિગ્રહ લે છે, વળી તેઓ સર્વ વર્ણોમાં પૂજાય છે, પોતાની સંપત્તિમાંથી સર્વને વિભાગ આપનારા છે, દયાળુ છે, સત્યવાદી છે અને સ્વજાતીય કર્મો કરવામાં ચુસ્ત રહેનારા છે, તોપણ તેં મારા શરીરમાં શા માટે પ્રવેશ કર્યો?[11-12] તેમજ મારા રાજ્યમાં વસનારા ક્ષત્રિયો પોતપોતાનાં કર્મો કરવામાં તત્પર રહીને કોઈની પાસે યાચના કરતા નથી, સુપાત્રોને દાન આપે છે, સત્યધર્મમાં કુશળ છે, બીજાઓને વેદાધ્યયન કરાવતા નથી, પણ પોતે વેદાધ્યયન કરે છે, પોતે યજ્ઞ કરાવતા નથી પણ કરે છે, બ્રાહ્મણોની રક્ષા કરે છે અને સંગ્રામોમાંથી પાછા હઠતા નથી, છતાં તેં મારા શરીરમાં કેમ પ્રવેશ કર્યો?[13-14] મારા દેશના વૈશ્યો પોતપોતાનાં કર્મોમાં રહીને ખેતીવાડી કરે છે, ગાયોનું પાલન કરે છે, નિષ્કપટ વ્યાપાર કરીને આજીવિકા ચલાવે છે, ધર્મકાર્યમાં પ્રમાદ કરતા નથી, યજ્ઞયાગાદિ ક્રિયાઓ કરવામાં તત્પર રહે છે, ઉત્તમ નિયમોને ધારણ કરનારા છે, સત્યવાદી છે, પોતાની સંપત્તિમાં બીજાઓનો વિભાગ સમજનારા છે, ઇંદ્રિયોને વશ રાખનારા છે, બાહ્યાભ્યંતર પવિત્રતા જાળવનારા છે અને અન્યોન્ય મિત્રભાવે વર્તનારા છે, છતાં તેં મારા શરીરમાં શા કારણથી પ્રવેશ કર્યો?[15-16] મારા રાજ્યના શૂદ્રો પોતાનાં કર્મોમાં પરાયણ રહીને તથા અસૂયાનો ત્યાગ

---

* કદર્ય કોને કહેવો? તે માટે શાસ્ત્રકારો કહે છે:

आत्मानं धर्मकृत्यं च पुत्रदारांश्च पीडयेत् ।
विभवे सति यो दुष्ट. स कदर्य इति स्मृतः ॥

પોતાની પાસે સંપૂર્ણ વૈભવસાધન હોવા છતાં જે દુષ્ટ માણસ પોતાની જાતને, પુત્રોને તથા સ્ત્રીને દુ:ખી કરે છે અને ધર્મકાર્યો કરવામાં પણ ખર્ચ થઈ જવાના ભયથી પ્રવૃત્તિ કરતો નથી તેને 'કદર્ય' કહેવામાં આવે છે.

કરીને ત્રણે વર્ણોની યથાવત્ સેવા કરી રહ્યા છે છતાં તેં મારા શરીરમાં કેમ પ્રવેશ કર્યો?[૧૭] તેમ જ હું પણ કૃપણ, અનાથ, વૃદ્ધ, દુર્બળ, આતુર અને સ્ત્રીઓ વગેરે સર્વને અન્નાદિનો વિભાગ આપનારો છું, તો પછી તેં શા હેતુથી મારા શરીરમાં પ્રવેશ કર્યો?[૧૮] યોગ્ય પ્રકારે વિસ્તાર પામેલા કુલધર્મો, દેશધર્મો વગેરે કોઈ ધર્મનો પણ મેં નાશ કર્યો નથી, તોપણ તેં મારા શરીરમાં કેમ પ્રવેશ કર્યો? મારા દેશમાં તપસ્વીઓ પૂજાય છે, રક્ષાય છે અને સત્કારપૂર્વક પોતાના સંવિભાગોને પ્રજાઓ પાસેથી ગ્રહણ કરે છે, છતાં તેં મારા શરીરમાં શા માટે પ્રવેશ કર્યો?[૧૯-૨૦] વળી હું પોતે પણ અતિથિ આદિને વિભાગ આપ્યા વિના ભોજન લેતો નથી, પરસ્ત્રી સાથે વ્યભિચાર કરતો નથી અને સ્વતંત્ર થઈને કદી ખેલતો નથી; તોપણ તેં મારા શરીરમાં શા માટે પ્રવેશ કર્યો?[૨૧] મારા રાજ્યમાં બ્રહ્મચારી સિવાય કોઈ ભિક્ષાચરણ કરતો નથી, બ્રહ્મચર્યથી ભ્રષ્ટ થયેલો એક પણ ભિક્ષુ નથી ને ઋત્વિજ વિના કોઈ અગ્નિહોત્ર કરતો નથી, તોપણ તેં મારા શરીરમાં કેમ પ્રવેશ કર્યો?[૨૨] હું પણ કોઈ વિદ્વાનોનું, વૃદ્ધોનું કે તપસ્વીઓનું અપમાન કરતો નથી ને આખો દેશ જ્યારે નિદ્રાવશ થાય છે, ત્યારે પણ જાગૃત રહું છું; છતાં તેં મારા શરીરમાં કયા કારણથી પ્રવેશ કર્યો?[૨૩] મારો પુરોહિત પણ આત્મવિજ્ઞાનથી યુક્ત છે, તપસ્વી છે, સર્વ ધર્મોનો વેત્તા છે, આખા દેશ ઉપર આધિપત્ય ભોગવનારો છે અને બુદ્ધિમાન છે, છતાં તેં મારા શરીરમાં કેમ પ્રવેશ કર્યો?[૨૪] હું દાન આપીને વિદ્યાધ્યયન કરવાની ઇચ્છા રાખું છું, સત્ય અને બ્રાહ્મણોની રક્ષા કરીને અર્થ સંપાદન કરું છું ને સેવા કરવાની ઇચ્છાથી ગુરુઓને શરણે જાઉં છું, તેથી મને રાક્ષસોનો ભય નથી.[૨૫] મારા રાજ્યમાં સ્ત્રીઓ વિધવા નથી, નામધારી બ્રાહ્મણ નથી, કપટી અથવા ચોરી કરનાર બ્રાહ્મણ પણ નથી, તેમ જ કોઈ બ્રાહ્મણ અયજ્ઞશીલ અને પાપકર્મશીલ પણ નથી, જેથી મને રાક્ષસો તરફનો ભય નથી.[૨૬] હું ધર્મને માટે યુદ્ધ કરનારો છું, જેને લીધે મારું શરીર બે આંગળના અંતરમાં પણ શસ્ત્રોના પ્રહારો વિનાનું નથી, તોપણ તેં મારા શરીરમાં કેમ પ્રવેશ કર્યો?[૨૭] વળી મારી પ્રજાઓ ગાયો, બ્રાહ્મણો અને યજ્ઞો દ્વારા નિત્ય મારું કલ્યાણ ઇચ્છે છે, તોપણ તેં મારા શરીરમાં કેમ પ્રવેશ કર્યો, તે મને કહે.[૨૮]

રાક્ષસે કહ્યું : હે કૈકેયરાજા! સર્વ અવસ્થાઓમાં તું ધર્મ તરફ જ લક્ષ્ય આપે છે, માટે ખુશીથી તું તારે ઘેર જા, તારું કલ્યાણ થાઓ. હું પણ હવે જાઉં છું.[૨૯] હે કૈકેયરાજા! જે રાજાઓ ગાયોની, બ્રાહ્મણોની તથા સર્વ પ્રજાઓની રક્ષા કરે છે, તેઓને રાક્ષસોથી કે અગ્નિથી લેશમાત્ર ભય નથી[૩૦] અને જે રાજાઓ બ્રાહ્મણોને સર્વપ્રધાન ગણે છે, વેદને જ પોતાનું સર્વોત્તમ બળ માને છે તથા અતિથિઓ અને પ્રજાઓ પર સંપૂર્ણ પ્રેમ રાખે છે, તે રાજાઓ સ્વર્ગલોકને જીતે છે.[૩૧]

ભીષ્મે કહ્યું : હે રાજન્! એ ઐતિહાસિક વૃત્તાંતને લક્ષ્યમાં રાખીને તમારે બ્રાહ્મણોનું રક્ષણ કરવું, જેથી તેઓ તમારું પણ રક્ષણ કરી શકશે. જે રાજાઓ બ્રાહ્મણોનું સારી રીતે રક્ષણ કરે છે, તેઓને બ્રાહ્મણોનો શુભ આશીર્વાદ મળે છે;[૩૨] માટે દરેક રાજાએ સ્વકર્મથી વિરુદ્ધ રીતે વર્તનારા બ્રાહ્મણોને તેઓના પર અનુગ્રહ કરવાને ખાતર ખાસ નિયમમાં રાખવા જોઈએ અને પછી પોતાની સંપત્તિમાંથી તેઓને અમુક અંશ આપવો જોઈએ. આ રીતે વર્તીને જે રાજા પોતાની નાગરિક અને રાષ્ટ્રીય પ્રજાઓ પર રાજ્યશાસન ચલાવે છે, તે આલોકમાં કલ્યાણોનો અનુભવ કરીને અંતે ઇંદ્રલોકમાં જાય છે.[૩૩-૩૪]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમા 'રાજા કૈકેયનું' આખ્યાન' નામનો અધ્યાય ૭૭મો સમાપ્ત

# अध्याय ७८मो

## આપદ્ધર્મ

॥ युधिष्ठिर उवाच ॥

व्याख्याता राजधर्मेण वृत्तिरापत्सु भारत।
कथंस्विद् वैश्यधर्मेण संजीवेद् ब्राह्मणो न वा॥१॥

યુધિષ્ઠિરે પૂછ્યું : 'હે ભારત! બ્રાહ્મણે આપત્તિના સમયે રાજધર્મ સ્વીકારીને પણ પોતાની આજીવિકા ચલાવવી, એમ શાસ્ત્રમાં કહ્યું છે, પણ તેવે સમયે વૈશ્યધર્મ સ્વીકારીને તેણે આજીવિકા

કરવી કે કેમ ? તે મને કહો.[૧]

ભીષ્મ બોલ્યા: આપત્તિકાળમાં પોતાની આજીવિકાના સાધનનો જ્યારે નાશ થાય, ત્યારે બ્રાહ્મણે ક્ષાત્રધર્મનો આશ્રય લઈ ને પણ આજીવિકા કરવી, પણ તે ધર્મનું આચરણ કરવામાં જે બ્રાહ્મણ અશક્ત હોય તેણે ખેતીવાડી અથવા ગોપાલનરૂપ વૈશ્યધર્મનો સ્વીકાર કરીને પણ આજીવિકા કરવી.[૨]

યુધિષ્ઠિરે પૂછ્યું: હે ભરતશ્રેષ્ઠ પિતામહ! વૈશ્યધર્મ સ્વીકારીને આજીવિકા કરનારો બ્રાહ્મણ કયા કયા પદાર્થો વેચીને સ્વર્ગથી ભ્રષ્ટ થતો નથી ?[૩]

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર! બ્રાહ્મણ અતિમહાન આપત્તિમાં આવી પડ્યો હોય તોપણ તેણે મદિરા, મીઠું, તલ, ઘોડા, ગાયો, બકરાં, ઘેટાં, બળદ, મધ, માંસ અને રાંધેલું અન્ન, એ સર્વ વસ્તુઓ કદી વેચવી નહિ; કેમ કે હે તાત ! એ વસ્તુઓ વેચવાથી બ્રાહ્મણ નરકમાં પડે છે.[૪-૫] બકરાં વેચનાર બ્રાહ્મણને અગ્નિ વેચ્યાનું પાપ લાગે છે, ઘેટાં વેચનાર બ્રાહ્મણને વરુણદેવ વેચ્યાનું પાપ લાગે છે, ઘોડા વેચનાર બ્રાહ્મણને સૂર્ય વેચ્યાનું પાપ લાગે છે, પૃથ્વી વેચનાર બ્રાહ્મણને વિરાટસ્વરૂપ પરમાત્માને વેચ્યાનું પાપ લાગે છે અને ગાય વેચનાર બ્રાહ્મણને યજ્ઞ અને સોમ વેચ્યાનું પાપ લાગે છે; માટે તે પદાર્થોને કદી વેચવા નહિ.[૬] હે ભારત! રાંધેલું અન્ન આપીને તેના બદલામાં કાચું અન્ન લેવું તેને સત્પુરુષો ઉત્તમ માનતા નથી, પણ કાચું અન્ન આપીને તેના બદલામાં રાંધેલું અન્ન લેવું અને તેનો જ ભોજનને માટે ઉપયોગ કરવો, તે ઉત્તમ છે.[૭] 'અમે રાંધેલા અન્નનું ભોજન કરીશું, તમે આ કાચું અન્ન રાંધીને તૈયાર કરો.' આમ કહીને અન્નની અદલાબદલી કરનારા પુરુષને કોઈ રીતે અધર્મજન્ય પાપ લાગતું નથી.[૮] આના સંબંધમાં હું તમારી પાસે માંહોમાંહે આવો વ્યવહાર કરતા પુરુષોના પ્રાચીનકાળના સનાતનધર્મનું વર્ણન કરું છું.[૯] 'હું તમને આ અમુક વસ્તુ આપું છું, તેના બદલામાં તમે મને પેલી અમુક વસ્તુ આપો,' આમ કહીને અન્યોન્ય ઇચ્છાનુસાર વ્યવહાર કરવો તે તો ધર્મ જ છે, પણ ઇચ્છા ન હોવા છતાં બળાત્કારે એવો વ્યવહાર કરવો, તે ધર્મ નથી;[૧૦] અને ... રીતના વ્યવહારો ઋષિઓના તથા બીજાઓના ઘણા પ્રાચીન કાળથી ચાલ્યા આવે છે ને તે યોગ્ય જ છે, એમાં સંશય નથી.[૧૧]

યુધિષ્ઠિરે પૂછ્યું: હે તાત! જે સમયે સર્વ પ્રજાઓ શસ્ત્રો ઉઠાવીને રાજાની સામે થઈ જાય અને સ્વધર્મથી જ ભ્રષ્ટ થઈ જાય તે સમયે રાજાનું બળ તો ક્ષીણ જ થઈ જાય;[૧૨] અને એ રીતે ક્ષીણબળ થયેલો રાજા લોકોનું રક્ષણ કેવી રીતે કરી શકે ? વળી તેવે સમયે રાજાને મુખ્ય આશ્રય કોનો ? હે રાજા! આ મારો સંશય દૂર કરવા માટે તમે મને વિસ્તારથી કહો.[૧૩]

ભીષ્મ બોલ્યા: બ્રાહ્મણપ્રમુખ સર્વ વર્ણોએ દાન, તપ, યજ્ઞ, અહિંસા અને ઇંદ્રિયનિગ્રહ દ્વારા પોતપોતાનું કલ્યાણ કરવાની ઇચ્છા કરવી જોઈએ. એમાં પણ જે બ્રાહ્મણો વૈદિક મંત્રોનું વિશેષ બળ ધરાવતા હોય તેઓએ, દેવો જેમ ઇંદ્રના બળની વૃદ્ધિ કરે છે તેમ સર્વ પ્રકારનો ઉદ્યમ કરીને રાજાના બળની વૃદ્ધિ કરવી.[૧૪-૧૫] વિદ્વાનો કહે છે કે, જે સમયે રાજા ક્ષીણબળ થયો હોય તે સમયે તેને મુખ્ય આધાર બ્રાહ્મણોનો જ છે. આમ સમજીને તેવા રાજાએ બ્રહ્મબળનો આશ્રય કરીને જ પ્રજાઓનાં હુલ્લડો શાંત કરવા સજ્જ થવું જોઈએ.[૧૬] આખી પૃથ્વી પર વિજય મેળવનારો રાજા જ્યારે પોતાના દેશમાં શાંતિને ફેલાવી દે છે, ત્યારે સર્વ વર્ણો પોતપોતાના ધર્મ પ્રમાણે કોઈ રીતે પણ વર્તવા તત્પર થાય છે.[૧૭] અને હે યુધિષ્ઠિર! જે સમયે દુષ્ટ લોકોએ સંકરતા કરવા માંડી હોય અને તેથી સર્વ લોકો જ્યારે નિર્મર્યાદ બની જાય, ત્યારે દરેક વર્ણના મનુષ્યોએ શસ્ત્ર ધારણ કરવાં ને તે અધર્મ-પ્રવૃત્તિને અટકાવવી એમાં કોઈને દોષ લાગતો નથી.[૧૮]

યુધિષ્ઠિરે પૂછ્યું: હવે જે સમયે બધા ક્ષત્રિયો જ એકઠા મળીને બ્રાહ્મણોનો દ્વેષ કરવા લાગી પડે, ત્યારે બ્રાહ્મણોનો રક્ષક કોણ ? તેવે સમયે બ્રાહ્મણોનો ધર્મ કયો ? અને તેઓને મુખ્ય આશ્રય કોનો ? ૧૯

ભીષ્મે કહ્યું: જ્યારે બ્રાહ્મણો સામે જ તેવો પ્રસંગ પ્રાપ્ત થાય, ત્યારે તેઓએ તપશ્ચર્યા કરીને, બ્રહ્મચર્ય પાળીને, શસ્ત્રો ઉઠાવીને, બાહુબળનો આશ્રય કરીને તથા કપટ કે અકપટ ગમે તે

કરીને પણ ક્ષત્રિયોને વશ કરવા જોઈએ [૨૦] અતિ ઉદ્ધત બની ગયેલા ક્ષત્રિયો જ્યારે બ્રાહ્મણો પર જ વિશેષે કરીને અત્યાચારો કરવા માંડે, ત્યારે બ્રાહ્મણોએ જ તેઓને શિક્ષા કરવી, કારણ કે બ્રાહ્મણો ક્ષત્રિયોના ઉત્પાદક છે [૨૧] અગ્નિ, ક્ષત્રિય અને લોહુ એ ત્રણે જળ, બ્રાહ્મણ અને પથ્થરથી ઉત્પન્ન થયેલ છે એ ત્રણેની શક્તિ જોકે સર્વત્ર અસ્ખલિત ગતિ કરનારી છે, તોપણ પોતપોતાના ઉત્પત્તિક્ષેત્રો મા તેઓની શક્તિ શાંત પડી જાય છે, ત્યા તેઓનુ કંઈ પણ ચાલતુ નથી [૨૨] આમ હોવાથી જે સમયે લોઢું પથ્થરનો નાશ કરવા જાય છે, અગ્નિ જળનો નાશ કરવા જાય છે અને ક્ષત્રિય બ્રાહ્મણનો નાશ કરવા જાય છે, તે સમયે તેઓ (લોહુ, અગ્નિ અને ક્ષત્રિય) પોતાનો જ નાશ કરે છે,[૨૩] માટે હે યુધિષ્ઠિર! અતિશય ઉત્કૃષ્ટ અને સર્વત અજેય એવા ક્ષત્રિયોના તેજ અને બળ પણ બ્રાહ્મણો સામે થતા શાંત પડી જાય છે [૨૪] વળી જે સમયે બ્રાહ્મણોનુ તેજ શાંત પડી ગયુ હોય, ક્ષત્રિયોનુ પરાક્રમ દુર્બળ થઈ પડ્યુ હોય અને સર્વ વર્ણો બ્રાહ્મણો પ્રત્યે દુષ્ટ ભાવથી વર્તતા હોય, તેવે સમયે જે મનસ્વી પુરુષો આવેશાવિષ્ટ થઈને તથા પોતાના જીવિતની દરકાર નહિ રાખીને યુદ્ધ કરે છે અને બ્રાહ્મણોની, ધર્મની તથા પોતાની રક્ષા કરે છે, તેઓ મહાપવિત્ર યશસ્વી બને છે, માટે બ્રાહ્મણો માટે તો સર્વ વર્ણોએ હથિયાર હાથમા લેવા જ જોઈએ [૨૫–૨૭] જે શૂરાઓ બ્રાહ્મણોને માટે યુદ્ધ કરીને પોતાના પ્રાણોની આહુતિ આપે છે, તેઓ યજ્ઞ કરનારા, વેદાધ્યયન કરનારા, મહાન તપશ્ચર્યા કરનારા, અનશનવ્રત સ્વીકારનારા તથા અગ્નિપ્રવેશ કરનારા પુણ્યવાન લોકોને મળનારી દિવ્ય ગતિને પામે છે [૨૮] ધર્મવેત્તાઓ કહે છે કે, એ રીતે જ જ્યારે ત્રણે વર્ણો સંકટમા આવી પડે ત્યારે શસ્ત્રગ્રહણ કરનારા બ્રાહ્મણને પણ દોષ લાગતો નથી, કારણ કે એમ ધર્માર્થે પ્રાણનો ત્યાગ કરવા જેવો બીજો એક પણ ધર્મ નથી [૨૯] જે મહાપુરુષો બ્રાહ્મણોનુ રક્ષણ કરવા માટે બ્રહ્મદ્વેષીઓ સામે યુદ્ધયજ્ઞ આરંભીને પોતાના શરીરોને હોમે છે, તેઓને અમે નમસ્કાર કરીએ છીએ, તેઓનુ સદા કલ્યાણ થાઓ અને તેઓને મળેલી ગતિ અમને પણ મળો [૩૦] ભગવાન મનુ પણ કહે છે કે, અશ્વમેધ યજ્ઞમા અવભૃથ સ્નાન કરીને પવિત્ર થયેલા પુરુષોની પેઠે બ્રાહ્મણાર્થે યુદ્ધ કરીને શસ્ત્રોથી મરણ પામેલા શૂરાઓ બ્રહ્મલોકનો તથા સ્વર્ગલોકનો જય કરે છે અને સર્વ પાપોથી મુક્ત થઈને પવિત્ર થાય છે [૩૧] દેશ અને કાળના કારણને લીધે કોઈ સમયે ધર્મ અધર્મરૂપ થાય છે અને અધર્મ ધર્મરૂપ થાય છે, કેમ કે દેશ અને કાળનો એવો પ્રભાવ જ હોય છે [૩૨] સર્વ પ્રાણીઓ તરફ મિત્રભાવે વર્તનારા એવા પણ ઘણા મહા પુરુષો ક્રૂર કર્મ કરવા છતા ઉત્તમ સ્વર્ગલોકને મેળવે છે અને કેટલાએક ધાર્મિક પુરુષો પાપકર્મ કરવા છતા પરમગતિને પામે છે *[૩૩] ત્રણ વર્ણો અસન્માર્ગે જઈ રહ્યા હોય, ઉદ્ધત લોકોને શિક્ષા કરવી હોય અને પોતાનુ જો રક્ષણ કરવુ હોય તો બ્રાહ્મણે પણ શસ્ત્ર ગ્રહણ કરવા અને તેમ કરવાથી તેને ત્રણે કાળમા દોષ લાગતો નથી [૩૪]

યુધિષ્ઠિર પૂછે છે : જે સમયે દસ્યુ લોકોનું બળ વધી પડ્યુ હોય, પ્રજાઓ વર્ણસંકર બની ગઈ હોય અને સર્વ મનુષ્યોનુ રક્ષણ કેમ કરવુ, એ બાબતમા સર્વ લોકો જ્યારે મૂઢ બની ગયા હોય, ત્યારે ક્ષત્રિયવર્ણ સિવાયના બીજા વર્ણનો હરકોઈ બળવાન પુરુષ દસ્યુ લોકોનો જો પરાજય કરે અને પ્રજાઓનુ જો રક્ષણ કરે તો તે પુરુષ ધર્મદૃષ્ટિએ રાજાનુ કાર્ય કરનાર ગણાય કે નહિ? અને જો તેણે એ કાર્ય યોગ્ય જ કરેલુ ગણાય, તો પછી તે પુરુષ સર્વનો સ્વામી થઈ શકે કે નહિ? તે મને કહો હુ તો ધારું છુ કે, તેવે પ્રસંગે ક્ષત્રિય સિવાયના હરકોઈ વર્ણના પુરુષે શસ્ત્ર ગ્રહણ કરવુ આવશ્યક છે.

ભીષ્મ બોલ્યા હે રાજન્! ક્ષત્રિય સિવાયના હરકોઈ વર્ણનો પુરુષ ભલે તે પછી શૂદ્ર હો, વૈશ્ય

* જેમ કે ઉત્તંક અને પરાશર આદિ મહામુનિઓએ તે તે કાળને અનુસરીને સર્પયજ્ઞ તથા રાક્ષસ યજ્ઞ (સર્પો અને રાક્ષસોને હોમી દેવાના યજ્ઞો) જેવા ક્રૂર કર્મો કર્યા હતા, તોપણ તે કર્મો ધર્મરૂપ થઈને સ્વર્ગ આપનારા થયા હતા, તેવી રીતે જ કેટલાએક ધાર્મિક રાજાઓએ શત્રુઓના દેશને પાયમાલ કરી નાખવા જેવા પાપી કૃત્યો કર્યાં હતા, છતા તે તે દેશ કાળને અનુસરી તે તે કર્મો તેઓને પરમ ગતિ આપનારા થયા હતા —નીલકંઠ

હો કે બ્રાહ્મણ હો, પરંતુ તે પુરુષ અપાર સંકટ-સાગરમાં જો પારરૂપ બનતો હોય અને દુઃખરૂપી નિરાધાર મહાસાગરમાં જો નૌકારૂપ બનતો હોય, તો સર્વથા તે માનપાત્ર જ છે-પ્રજાએ તે પુરુષને પોતાના સ્વામી તરીકે વધાવી જ લેવો જોઈએ.[૩૫-૩૮] દુષ્ટ શત્રુઓના ત્રાસથી પીડિત થયેલી અનાથ પ્રજાઓ જે કોઈ પુરુષનો આશ્રય કરીને સુખેથી રહી શકતી હોય, તે પ્રજાઓએ પોતાના બાંધવની પેઠે એ પુરુષને પૂજવો જોઈએ; કારણ કે હે કુરુવંશી રાજા! જે પુરુષ નિર્ભય થઈને નિરંતર કાર્ય કરી શકે છે, તેને સન્માન આપવું યોગ્ય જ છે.[૩૯-૪૦] જેમ ભારને નહિ ઊંચકનારા બળદો ઉપયોગી નથી, દૂધને નહિ આપનારી ગાય ઉપયોગી નથી અને પ્રજા નહિ ઉત્પન્ન કરનારી વાંઝણી સ્ત્રી ઉપયોગી નથી, તેમ રક્ષણ નહિ કરનારો રાજા પણ પ્રજાઓને ઉપયોગી નથી.[૪૧] હે પાર્થ! જેમ લાકડાનો હાથી, ચામડાનો મૃગ, નપુંસક પુરુષ, ક્ષારવાળું ક્ષેત્ર, અભણ બ્રાહ્મણ અને નહિ વરસનારો મેઘ પ્રજાઓને નકામો છે, તેમ રક્ષણ નહિ કરનારો રાજા પણ પ્રજાઓને નકામો જ છે;[૪૨-૪૩] માટે જે પુરુષ સત્પુરુષોનું રક્ષણ કરી શકે અને દુષ્ટોને શિક્ષા કરી શકે, તેને જ દેશનો રાજા કરવો જોઈએ; કારણ કે તેને આધારે આ જગત સ્વસ્થ રહી શકે છે.[૪૪]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'આપદ્ધર્મ' નામનો અધ્યાય ૭૮મો સમાપ્ત

## અધ્યાય ૭૯ મો

### ઋત્વિજનાં લક્ષણો અને યજ્ઞની આવશ્યકતા

॥ युधिष्ठिर उवाच ॥

**क्व समुत्थाः कथं शीला ऋत्विजः स्युः पितामह ।**
**कथंविधाश्च राजेन्द्र तद्ब्रूहि वदतां वर ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે વક્તાઓમાં શ્રેષ્ઠ રાજેંદ્ર! ઋત્વિજોની ઉત્પત્તિ ક્યાંથી થઈ? તેઓનો આચાર કેવો હોવો જોઈએ અને તેઓ કેવા પ્રકારના હોવા જોઈએ? તે હે પિતામહ! તમે મને કહો.[૧]

ભીષ્મ બોલ્યા: બ્રાહ્મણોમાં જેઓ ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને મીમાંસાશાસ્ત્રને જાણનારા હોય, તેવા ઋત્વિજોએ રાજાનાં શાંતિક, પૌષ્ટિક આદિ પ્રયોગશુદ્ધિ નામનાં કર્મો લક્ષ્યપૂર્વક કરવાં જોઈએ;[૨] પરંતુ તે ઋત્વિજો અન્યોન્ય એક જ નિશ્ચયવાળા, વીર પુરુષો સામે નિત્ય વાદવિવાદ કરી શકે તેવા, પરસ્પર મિત્રભાવે વર્તનારા, સર્વ સ્થળે સમદૃષ્ટિ રાખનારા, ક્રૂરતારહિત, સત્ય ભાષણ કરનારા, વ્યાજવટંતરનો ધંધો નહિ કરનારા અને સરળ સ્વભાવના હોવા જોઈએ. વળી જે ઋત્વિજ દ્રોહ અને અભિમાનથી રહિત હોય છે; લજ્જા, ક્ષમા, ઇંદ્રિયદમન અને શાંતિથી યુક્ત હોય છે, બુદ્ધિમાન હોય છે, સત્ય અને ધૈર્યથી યુક્ત હોય છે, ઇંદ્રિયોને વશ રાખનારો હોય છે, સર્વ પ્રાણીઓ પર દયા રાખનારો હોય છે, રાગદ્વેષથી રહિત હોય છે; શુદ્ધ શાસ્ત્ર, શુદ્ધ વર્તન અને શુદ્ધ વંશવાળો હોય છે, હિંસાકર્મથી રહિત હોય છે તથા જ્ઞાનમાં જ તૃપ્ત રહેનારો હોય છે, તે ઋત્વિજ યજ્ઞમંડપમાં બ્રહ્માના આસન પર બેસવાને યોગ્ય છે. હે તાત! આ સર્વ ઉત્તમ (બ્રહ્માસનને યોગ્ય) ઋત્વિજનું અને બીજા સર્વે સામાન્ય (બ્રાહ્મણાચ્છંસી વગેરે) ઋત્વિજોનું ધનાદિકથી યથાયોગ્ય સન્માન કરવું જોઈએ.[૩-૬]

યુધિષ્ઠિરે પૂછ્યું: ઋત્વિજોને દક્ષિણા આપવી' એવું વેદવચન છે, પણ અમુક આટલા પ્રમાણમાં જ દક્ષિણા આપવી, એવી કોઈ વ્યવસ્થા જોવામાં આવતી નથી.[૭] યજ્ઞ કરનાર યજમાને બારસો રૂપિયાની દક્ષિણા આપવી એવું એક શાસ્ત્રવચન છે અને બીજું આપદ્ધર્મશાસ્ત્ર કહે છે કે, યજ્ઞ કરનાર યજમાન બારસો રૂપિયાની દક્ષિણા જો ન આપી શકે તો તેણે પોતાનું સર્વસ્વ દક્ષિણામાં આપી દેવું. આ ધર્મશાસ્ત્રની આજ્ઞા તો મહાભયંકર છે. તેણે યજ્ઞ કરનારની શક્તિનો લેશમાત્ર વિચાર જ કર્યો નથી.[૮] વળી એક વૈદિકી શ્રુતિ કહે છે કે, શ્રદ્ધાવાન પુરુષે યજ્ઞ કરવો. આ શ્રુતિની આજ્ઞાથી કોઈ નિર્ધન પુરુષે કરેલા મિથ્યાચાર યજ્ઞને શ્રદ્ધા કેવી રીતે પૂર્ણ કરી શકશે? અર્થાત્ યજ્ઞમાં જ્યાં ગાય આપવાનું કહ્યું છે ત્યાં અશક્તિને લીધે તે પુરુષ માત્ર એક ચરુનું દાન આપશે, જ્યાં વસ્ત્ર આપવાનાં કહ્યાં છે ત્યાં માત્ર એક જવનો દાણો આપશે ને જ્યાં સુવર્ણ આપવાનું કહ્યું છે, ત્યાં માત્ર

એક પૈસો જ આપશે, જેથી તે યજ્ઞ મિથ્યાચાર થશે અને તેવી મિથ્યા શ્રદ્ધાવાળો યજ્ઞ સાંગોપાગ સંપૂર્ણ થયેલો કેમ કહેવાશે ?[૯]

ભીષ્મે કહ્યું : વેદાજ્ઞાઓનું અપમાન કરવાથી અથવા તે આજ્ઞાઓનું પાલન કરવામાં શઠતા કે માયા (કપટ) કરવાથી કોઈ પણ મનુષ્ય મહત્ત્વ સંપાદન કરી શકતો નથી; માટે તેમને એવી બુદ્ધિ ન થાઓ.[૧૦] હે તાત! દક્ષિણા એ યજ્ઞનું અંગ છે અને વેદોની વૃદ્ધિ કરવાનું એક સાધન છે; એટલું જ નહિ પણ દક્ષિણા વિનાના યજ્ઞો યજમાનોને કદી તારી શકતા નથી.[૧૧] પોતાની શક્તિ અનુસાર જ દક્ષિણા આપવાનું વેદમાં કહ્યું છે, જેથી યજ્ઞ કરનારાઓએ આપેલી દક્ષિણાની તુલના નહિ કરતાં કેવળ તેની શક્તિની જ તુલના કરવી જોઈએ; અર્થાત્ એક પ્રસ્થ (ત્રણ શેર) સાથવાનું દાન કરનારને જેમ એક અશ્વમેધ યજ્ઞથી પણ અધિક ફળ મળે છે, તેમ એક પૂર્ણપાત્ર(બસો છપ્પન મુષ્ટિ ચોખા)નું દાન કરનાર દરિદ્ર યજમાનને બારસો રૂપિયા દક્ષિણા આપ્યાનું ફળ મળે છે; માટે હે તાત! ત્રણે વર્ણોના મનુષ્યોએ એ વેદોક્તવિધિપ્રમાણે અવશ્ય યજ્ઞો કરવા. 'સોમ (તે નામની એક લતા) એ બ્રાહ્મણોનો રાજા છે' એમ વેદમાં કહ્યું છે; માટે કેવળ યજ્ઞ કરવાની ઈચ્છાથી જ બ્રાહ્મણ એ સોમવલ્લીને વેચી શકે છે, પણ પોતાની આજીવિકા ચલાવવા માટે તેને વેચી શકે નહિ.[૧૨,૧૩] ધર્માચરણ કરનારા ઋષિઓએ ધર્માનુસાર નિર્ણય કર્યો છે કે, સોમવલ્લીને વેચવાથી મળેલા દ્રવ્ય વડે માત્ર યજ્ઞ જ કરી શકાય છે.[૧૪] યજ્ઞકર્તા પુરુષ, યજ્ઞ અને સોમ એ ત્રણે જો ન્યાયસંપન્ન હોય તો જ કલ્યાણકર્તા થઈ શકે છે; પરંતુ યજ્ઞકર્તા પુરુષ જ જો અન્યાયી આચરણવાળો હોય તો પોતાનું કે પારકું શ્રેય કરી શકતો નથી.[૧૫] જે મહાત્મા-બ્રાહ્મણો માત્ર શરીર ધારણ માટે જ કર્મપ્રવૃત્તિ કરી રહ્યા હોય છે, તેઓને માટે અગ્નિસાધ્ય યજ્ઞાદિ કર્મો શ્રેયસ્કર નથી; કારણ કે તે કર્મો કેવળ હિંસાપ્રધાન જ હોય છે;[૧૬] માટે શ્રુતિ કહે છે કે, તેવા બ્રહ્મનિષ્ઠ પુરુષોએ યજ્ઞો નહિ કરતાં તપ કરવું, એ જ અતિ ઉત્તમ છે. હે વિદ્વાન રાજા! તે તપનું સ્વરૂપ કહું તે તમને કહું છું તે સાંભળો.[૧૭] અહિંસા, સત્ય વચન, આનૃશંસ્ય (ક્રૂરતાનો અભાવ), ઇંદ્રિયદમન અને દયા, આને ધીર પુરુષો તપ કહે છે, પણ શરીરનું શોષણ કરવું તે કંઈ તપ નથી.[૧૮] વેદાજ્ઞાઓનું અપમાન કરવું, શાસ્ત્રમર્યાદાનું ઉલ્લંઘન કરવું ને સર્વ પ્રકારના આચારોમાં અવ્યવસ્થા કરી નાખવી, તે આત્મનાશનું કારણ છે.[૧૯] હે પાર્થ! યજ્ઞમાં દશ હોતાઓના વિધાનનો શો ઉદ્દેશ છે, તે હું તમને કહું છું, સાંભળો. યજ્ઞમાં જે સરવો હોય છે કે જેના વડે આહુતિ અને અગ્નિનું ઐક્ય થાય છે, તે કેવળ સરવો જ નથી પણ જીવ અને પરમાત્માનું ઐક્ય સાધવાના સાધનભૂત યોગ છે તેમ જ અગ્નિમાં હોમવાનું જે દ્રવ્ય ઘી છે, તે માત્ર હોમદ્રવ્ય જ નથી, પણ આત્મામાં હોમી દેવાનું ચિત્ત છે; માટે ખરું જોતાં બાહ્ય યજ્ઞોના કરતાં આભ્યંતર જ્ઞાનયજ્ઞ જ ઉત્તમ અને પવિત્ર છે અને સંક્ષેપમાં એટલું જ કહી શકાય કે, મનુષ્યોનાં સર્વ કર્મો જો કુટિલતાભરેલાં હોય છે, તો મૃત્યુપદને આપે છે ને જો નીતિથી ભરેલાં હોય છે તો બ્રહ્મપદને આપે છે. બસ, આટલો જ જ્ઞાનનો વિષય છે. વિશેષ પ્રલાપો કરવાથી શું ફળ છે?[૨૦,૨૧]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'ઋત્વિજનાં લક્ષણો અને યજ્ઞની આવશ્યકતા' નામનો અધ્યાય ૭૯મો સમાપ્ત

# अध्याय ८०मो
## મિત્રામિત્ર વિચાર

॥ युधिष्ठिर उवाच ॥

**यदप्यल्पतरं कर्म तदप्येकेन दुष्करम्।**
**पुरुषेणासहायेन किमु राज्ञा पितामह ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ! નાનું સરખું એવું પણ કોઈ એક કાર્ય સહાય વિનાના એકલા પુરુષને મહા દુષ્કર થઈ પડે છે, તો પછી કોઈની સહાય વિનાનો એકલો રાજા રાજ્યકાર્યરૂપ સર્વમહાન કાર્યને કેમ કરી શકે? (માટે અવશ્ય રાજાને કોઈ એક સહાયકની તો જરૂર છે જ,)[૧] તેથી હું પૂછું છું કે, રાજાનો સહાયક મંત્રી કેવા સ્વભાવનો અને કેવા આચરણવાળો હોવો જોઈએ? તેમ જ રાજાએ કોના પર વિશ્વાસ કરવો અને કોના પર વિશ્વાસ ન કરવો?[૨]

ભીષ્મ બોલ્યા : હે રાજન્! રાજાઓને ચાર

પ્રકારના મિત્રો હોય છે : એક સહાર્થ મિત્ર, બીજો ભજમાન મિત્ર, ત્રીજો સહજ મિત્ર અને ચોથો કૃત્રિમ મિત્ર. તેમાં 'આપણે બન્નેએ મળીને અમુક આપણા શત્રુ રાજાનો નાશ કરવો ને તેનું રાજ્ય સરખે ભાગે વહેંચી લેવું,' આવી શરત કરીને કરેલો મિત્ર સહાર્થ મિત્ર કહેવાય છે; પોતાના પિતા–પિતામહોના સમયથી જે સેવા કરતો આવતો હોય તે ભજમાન મિત્ર કહેવાય છે; માશીનો પુત્ર, ફોઈનો પુત્ર વગેરે સહજ મિત્ર કહેવાય છે અને જેને ધનાદિકથી વશ કરેલો હોય તે કૃત્રિમ મિત્ર કહેવાય છે.[૩] આ સિવાયનો એક પાંચમો મિત્ર પણ હોય છે, કે જે કેવળ ધર્માત્મા હોય છે અને બન્ને પક્ષમાથી કોઈ એકનો જ પક્ષ નહિ સ્વીકારતાં જે તરફ ધર્મ જ હોય છે, તે તરફ પોતે મિત્ર તરીકે રહે છે.[૪] જે કોઈ વિષય અધાર્મિક હોઈને આ ધર્માત્મા મિત્રને રુચતો ન હોય તે વિષય એની પાસે પ્રકટ જ કરવો નહિ; કારણ કે રાજાઓએ વિજય મેળવવાની ઇચ્છાથી ધર્મ–અધર્મ બન્નેનું આચરણ કરવું પડે છે, જેથી અધર્માચરણમાં તે ધર્માત્મા મિત્ર પોતાની અનુમતિ આપતો નથી.[૫] પૂર્વોક્ત ચાર મિત્રોમાં વચલા બે ભજમાન અને સહજ મિત્ર ઉત્તમ ગણાય છે, પરંતુ પહેલા અને છેલ્લા, સહાર્થ અને કૃત્રિમ મિત્ર તો નિત્ય શંકા કરવા યોગ્ય જ હોય છે;* પણ જ્યારે અમાત્યોને શિક્ષા કરવા જેવાં પોતાનાં ખાસ કાર્યો કરવાનાં હોય ત્યારે તો એ પાંચે મિત્રોના પર શંકા રાખવી, તે યોગ્ય છે; અર્થાત્ એવાં કાર્યો એ પાંચે મિત્રોની સમક્ષ કદી કરવાં નહિ.[૬] વળી રાજાએ મિત્રનું રક્ષણ કરવામાં પ્રમાદી થવું નહિ; કેમ કે પ્રમાદી રાજાનો લોકો તિરસ્કાર કરે છે,[૭] તેમ જ મનુષ્યોનાં ચિત્ત સદાને માટે સમાન સ્થિતિમાં રહેતાં નથી, જેથી કોઈ સમયે દુર્જન મનુષ્ય સજ્જન થઈ જાય છે, સજ્જન મનુષ્ય દુર્જન બની જાય છે, શત્રુ મિત્ર થઈ જાય છે ને મિત્ર પણ શત્રુ બની જાય છે. આમ હોવાથી અમુક કોઈ એક જ મનુષ્ય પર કોણ વિશ્વાસ રાખી શકે? માટે રાજાએ પોતાના અંગત માણસનો પણ વિશ્વાસ કર્યા વિના કોશ, દુર્ગ આદિના રક્ષણ-રૂપ મુખ્ય કાર્યો પોતાની દેખરેખ નીચે જ કરાવવાં. રાજા કોઈ એકના પર જો સંપૂર્ણ વિશ્વાસ રાખે છે તો પોતાના ધર્મનો તથા અર્થનો નાશ જ કરી બેસે છે, તેમ સર્વ સ્થળે માત્ર જો અવિશ્વાસ જ રાખે તો મૃત્યુથી અધિક દુઃખમા આવી પડે છે; અર્થાત્ કોઈનો કેવળ વિશ્વાસ પણ ન કરવો અને કેવળ કોઈનો અવિશ્વાસ પણ ન રાખવો; કારણ કે કેવળ અવિશ્વાસ ઉપર જ વ્યવહાર કરનારો વિશ્વાસુ માણસ કોઈ સમયે અકાલમૃત્યુનો ભોગ થઈ પડે છે. તેનો હેતુ એ જ છે કે, જેનો તેણે વિશ્વાસ કર્યો હોય છે તેની ઇચ્છાને આધારે જ તેની જીવન દોરી ટકી રહી છે.[૮–૧૧] માટે હે તાત! રાજાએ કોઈ કોઈ સ્થળે વિશ્વાસ પણ રાખવો ને કોઈ કોઈ સ્થળે શંકા પણ રાખવી. આ સનાતન કાળની રાજનીતિ છે, જેથી તેના તરફ લક્ષ્ય આપવું.[૧૨] હવે કોનો કોનો વિશ્વાસ ન કરવો, તે કહેવાય છે. પોતાના મરણ પછી પોતાની સંપત્તિનો માલિક થનાર મનુષ્ય ભલે પછી તે પોતાનો ભાઈ હોય કે પુત્ર હોય, તોપણ તેના પર શંકા રાખવી; કારણ કે વિદ્વાનોએ તેને શત્રુ જ કહ્યો છે.[૧૩] જેમ કોઈ ક્ષેત્રમાં થઈને કોઈ એક મોટા તળાવનું પાણી આસપાસનાં બધાં ક્ષેત્રોમાં વહેતું હોય તે ક્ષેત્રનો માલિક તળાવના બંધનું જો બરાબર રક્ષણ કરે છે, તો બધાં ક્ષેત્રોમાં એકસરખું પાણી પહોંચી વળવાથી ઉત્તમ ધાન્યનિષ્પત્તિ થાય છે, પરંતુ કોઈ સમયે પાણી ઘણું જ છલકાઈ જશે એવા ભયથી તે પુરુષ તળાવના બંધને જો તોડી નાખે તો બધાં ક્ષેત્રોમાં પાણી ભરાઈ જવાથી ઘણું મોટું નુકસાન થઈ જાય; એ પ્રમાણે જ રાજ્યની સરહદનું રક્ષણ કરનારો પુરુષ સીમાડાનું જો બરાબર રક્ષણ કરે છે તો બીજાના દેશોમાંથી ઉત્તમ વસ્તુઓની આવકને લીધે તે રાજાનો દેશ આબાદ અને સુખી થાય છે; પણ તે સીમાંતપાલક પુરુષ શત્રુરાજાથી ડરી જઈને સીમાડાનું જો રક્ષણ ન કરે તો તે માર્ગે શત્રુઓ રાજ્યમાં પ્રવેશ કરે ને દેશનો નાશ કરી નાખે; માટે એ

* સહાર્થ મિત્ર પોતાના કરતાં જો વિશેષ બળવાન હોય તો ફલપ્રાપ્તિના સમયે બધું પોતે જ પચાવી પાડે છે અને કૃત્રિમ મિત્રને બીજા તરફથી જો વિશેષ ધન-લાભ થાય તો તુરત જ તે બીજાનો મિત્ર થઈ બેસે છે, માટે એ બન્ને મિત્રોના પર શંકા જ રાખવી.
–નીલકંઠ

સીમાંતપાલકનો પણ રાજાએ વિશ્વાસ કરવો નહિ, પણ તેને શત્રુ તરીકે જ જાણવો.[૧૪-૧૫] હવે ઉત્તમ મિત્રનુ લક્ષણ શુ ? તે વિષે કહેવામા આવે છે જે પુરુષ રાજાના અભ્યુદયથી તૃપ્ત જ ન થાય ને વિપત્તિ ના સમયે અત્યંત ઉદાસ થઈ જાય તે રાજાનો ઉત્તમ મિત્ર કહેવાય છે[૧૬] વળી રાજા જેના સબધમા ખાતરીથી માનતો હોય કે, 'મારા નાશથી આનો પણ નાશ થઈ જશે' તેવા પુરુષનો પિતાની પેઠે તેણે વિશ્વાસ કરવો,[૧૭] એટલુ જ નહિ પણ પોતાની શક્તિની વૃદ્ધિ થતા જ તે પુરુષનો સર્વ પ્રકારે અભ્યુદય કરી દેવો તેમ જ જે પુરુષ હરકોઈ ધર્મકાર્યોમા પણ રાજાનો જો પ્રમાદ થતો હોય તો તે પ્રમાદરૂપ નાશથી તેને અટકાવે છે અને તે સિવાયના બીજા પ્રસગોમા પણ રાજાની હરકોઈ હાનિથી ભયભીત રહ્યા કરે છે, તેને પણ રાજાએ પોતાનો ઉત્તમ મિત્ર જાણવો; પરતુ જેઓ તેથી ઊલટું વર્તન કરવા ઇચ્છતા હોય તેને પોતાના શત્રુ જ જાણવા;[૧૮-૧૯] પણ જે મિત્ર રાજાના પર સકટ આવતા જ ભયથી ધ્રૂજી જતો હોય અને સમૃદ્ધિ દેખીને દુષ્ટબુદ્ધિ ન થતો હોય, તેને તો રાજાએ પોતાની સમાન જ ગણવો જોઈએ.[૨૦] વળી જે પુરુષ રૂપરગમાં સર્વોત્તમ હોય, મધુર સ્વરથી યુક્ત હોય, ક્ષમાશીલ હોય, અસૂયાદોષથી રહિત હોય, કુળવાન હોય ને સંતતિમાન હોય, તેને રાજાએ પૂર્વોક્ત મિત્રોથી બીજી પદવીનો ગણવો.[૨૧] તે સિવાય જે પુરુષ ભલે પછી તે ઋત્વિજ હોય, આચાર્ય હોય કે અતિ પ્રશસાપાત્ર મિત્ર હોય, પણ જો બુદ્ધિમાન હોય, સ્મરણશક્તિસપન્ન હોય, ઉત્સાહ શક્તિથી પૂર્ણ હોય, સ્વભાવે દયાળુ હોય, ને માનાપમાનમા કદી પ્રફુલ્લ કે ખિન્ન થતો ન હોય, તે પુરુષને તો અમાત્ય તરીકે જ પોતાની સમીપ રાખવો ને અતિ માનપૂર્વક પોતાના રાજમહેલમા જ વસાવવો,[૨૨-૨૩] એટલુ જ નહિ પણ તે પુરુષ ને તમારે ગુપ્ત વિચારોથી તથા ધર્મપ્રકૃતિ અને અર્થધર્મપ્રકૃતિ[×] વગેરેથી જાણીતો રાખવો ને પિતાની પેઠે તેનો વિશ્વાસ કરવો.[૨૪] વળી એક જ રાજકાર્ય કરવા ઉપર અધ્યક્ષ તરીકે એક જ પુરુષની નિમણૂક કરવી, પણ બે કે ત્રણ પુરુષની નિમણૂક કરવી નહિ; કેમ કે સામાન્ય એવો નિયમ જ છે કે, એક કાર્યમા મનુષ્યોના અનેક મતભેદો સર્વદા હોય જ છે ને તેવા એક જ કામ ઉપર નિમાયેલા બે ત્રણ અધિકારીઓ એકબીજાના સ્વતત્ર વિચારોને સહન પણ કરી શકે નહિ, તેમ જ જે પુરુષ મહાકીર્તિમાન હોય, નીતિમર્યાદામા સ્થિર રહેનારો હોય, સમર્થ પુરુષોનો દ્વેષી ન હોય, અનર્થો કરતો ન હોય, કામથી, ભયથી, લોભથી કે ક્રોધથી ધર્મનો ત્યાગ કરતો ન હોય, કાર્યકુશળ હોય અને બોલ્યા પ્રમાણે જ સપૂર્ણ કાર્ય કરનારો હોય, તે પુરુષને તમારે પ્રતિનિધિ અથવા પ્રધાન તરીકે નીમવો.[૨૫-૨૭] વળી જે પુરુષો કુળવાન, શીલવાન, ક્ષમાવાન, આત્મશ્લાઘા નહિ કરનારા, શૂરવીર, આર્ય, વિદ્વાન અને કાર્યાકાર્યના વિવેકમા કુશળ હોય તે પુરુષોને પોતાના અમાત્યો બનાવીને રાજ્યને લગતા સર્વ કાર્યોમા નીમવા તથા તેઓ જ્યારે પોતાનુ કર્તવ્ય સારી રીતે બજાવે, ત્યારે તેઓને ધનાદિકથી ઉત્તમ સન્માન આપવુ અને યથાયોગ્ય સહાય આપવી,[૨૮-૨૯] જેથી તે ઉત્તમ અમાત્યો પોતાને સોપવામા આવેલા યોગ્ય કાર્યોમા સપૂર્ણ લક્ષ્ય આપીને તથા બીજાં કેટલા એક મહાન કાર્યોમા પણ ઉત્સાહભેર જોડાઈને તમારા અનેક કલ્યાણો કરતા રહેશે,[૩૦] કારણ કે તેઓ અન્યોન્યની સ્પર્ધા કરીને કાર્યો કર્યા કરે છે ને તેવા કોઈ ગહન વિષયોમા એકબીજાની સલાહ લઈને જ કાર્યક્રમ રચે છે.[૩૧]

હે યુધિષ્ઠિર રાજા ! પ્રાણીઓને જેવો મૃત્યુથી ભય હોય છે, તેવો જ જ્ઞાતિઓથી પણ ભય હોય છે, એ પણ તમારે લક્ષ્યમા રાખવું. જેમ પાસે રહેનારો સામત રાજા પોતાના મહારાજાની સમૃદ્ધિને સહન કરી શકતો નથી, તેમ જ્ઞાતિભાઈ પણ પોતાની જ્ઞાતિની સમૃદ્ધિને સહન કરી શકતો નથી. સરળ, દયાળુ, દાતા, લજ્જાળુ અને સત્યવાદી, એવા પણ કોઈ મહાપુરુષના વિનાશને તેની જ્ઞાતિ સિવાય બીજો કોઈ (પગચો) પુરુષ પસદ કરતો નથી.[૩૨-૩૩] વળી એ પણ લક્ષ્યમા રાખવુ કે, જેઓ

× દુર્ગાધ્યક્ષ (કોટવાળ) બલાધ્યક્ષ (સેનાપતિ), ધર્માધ્યક્ષ, રાજા, પુરોહિત, રાજવૈદ્ય ને રાજજોશી—આ સાતે પ્રકૃતિ કહેવાય છે તેમા ધર્માધ્યક્ષને ધર્મપ્રકૃતિ કહેવામા આવે છે અને બીજાઓને અર્થધર્મપ્રકૃતિ કહેવામા આવે છે —નીલકંઠ

જ્ઞાતિજનોથી રહિત છે, તેઓ પણ કદી સુખી થતા નથી, એટલું જ નહિ પણ તે પુરુષોના જેવા અપમાનપાત્ર બીજા કોઈ પણ હોતા નથી. જે પુરુષ જ્ઞાતિવર્ગથી બહિષ્કૃત છે, તેનો બીજાઓ પણ પરાભવ કરી જાય છે.[૩૪] જે સમયે પરજ્ઞાતિના મનુષ્યો તે પુરુષને તિરસ્કારી કાઢે છે, ત્યારે જ્ઞાતિ જ તેને પરમ આશ્રયભૂત થઈ પડે છે બીજો નહિ પણ જ્ઞાતિભાઈ, પોતાના જ્ઞાતિભાઈના અપમાનને કદી સહન કરતો નથી,[૩૫] કારણ કે કોઈ પુરુષના સંબંધીજનોએ પણ તેનું જો અપમાન કર્યું હોય છે તો તેની આખી જ્ઞાતિ એમ જ માને છે કે, તે અપમાન કેવળ તેનું જ કરવામાં આવ્યું છે એમ નથી, પણ સમાજનું જ કરવામાં આવ્યું છે. આ રીતે જ્ઞાતિઓમાં કેટલાએક ગુણો પણ છે અને અવગુણો પણ છે.[૩૬] જ્ઞાતિ વિનાનો પુરુષ બીજા કોઈ મનુષ્યના પર અનુગ્રહ કરી શકતો નથી, તેમ જ્ઞાતિ વિનાનો પુરુષ બીજાથી કદાપિ નમતો પણ નથી, માટે જ્ઞાતિવર્ગમાં અનુગ્રહ–નિગ્રહ–સારુનરસું બન્ને જોવામાં આવે છે.[૩૭] આમ સમજીને તમારે નિત્ય વાણી, વચન અને કર્મથી જ્ઞાતિઓનું સન્માન કરવું, સત્કાર કરવો ને પ્રિય કરવું, પણ તેઓનું અપ્રિય તો કદી કરવું જ નહિ.[૩૮] તમારે તેઓના તરફ વિશ્વાસ ન હોવા છતાં સંપૂર્ણ વિશ્વાસ રાખ્યાના જેવું વર્તન કરવું, પરંતુ ખરો વિશ્વાસ તો રાખવો જ નહિ, કારણ કે તેઓની અંદર રહેલા ગુણદોષ બારીકાઈથી જોવા છતાં જોઈ શકાતા નથી,[૩૯] માટે દરેક પુરુષે એ પ્રમાણે પ્રમાદ રાખ્યા વિના જ્ઞાતિઓ તરફ વર્તન રાખવું, જેથી પોતાના શત્રુઓ પણ પ્રસન્ન થાય છે અને મિત્ર થઈ રહે છે,[૪૦] એટલું જ નહિ પણ આ રીતે પોતાના જ્ઞાતિમંડળ, સંબંધીમંડળ, મિત્રમંડળ, શત્રુમંડળ અને મધ્યસ્થ સર્વ કોઈની સાથે વર્તનારા પુરુષનો યશ ચિરકાળ પર્યંત

[illegible]
[illegible]
[illegible]
[illegible]
[illegible]
[illegible]
... અમ ... ઈને
અને ... પના ... ને
... નથી, ... નથી ...

પૃથ્વી પર સ્થિર રહે છે.[૪૧]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાન્તર્ગત રાજધર્માનુશાસન પર્વમાં 'મિત્રામિત્રવિચાર' નામનો અધ્યાય ૮૦ મો સમાપ્ત

# अध्याय ८१ मो

## શ્રીકૃષ્ણ અને નારદનો સંવાદ

॥ युधिष्ठिर उवाच ॥

**एवमग्राह्यके तस्मिन् ज्ञातिसंबंधिमंडले ।**
**मित्रेष्वमित्रेष्वपि च कथं भावो विभाव्यते ॥१॥**

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ! તમારા એ કથન પ્રમાણે જ્ઞાતિમંડળ અને સંબંધીમંડળ વશ કરવું જો અશક્ય છે તો પછી તે માહેના કોઈ મિત્રનું અથવા શત્રુનું ચિત્ત કેવી રીતે વશ કરી શકાય?[૧]

ભીષ્મ બોલ્યા : હે રાજા! આ વિષયમાં શ્રીકૃષ્ણ અને નારદના સંવાદરૂપ એક પ્રાચીન ઇતિહાસ કહેવાય છે, તે આ પ્રમાણે છે.[૨]

એક વખતે શ્રીકૃષ્ણે નારદને પૂછ્યું કે, હે નારદ! જે પુરુષ પોતાનો મિત્ર ન હોય તેને પોતાનો ગુપ્ત વિચાર જણાવવો તે યોગ્ય નથી, તેમ જ મિત્ર હોય પણ પંડિત ન હોય અને પંડિત હોય પણ ઠરેલ મનનો ન હોય તો તે પણ ગુપ્ત વિચાર જણાવવા માટે યોગ્ય નથી, માટે હું તમારામાં મિત્રના અને સંપૂર્ણ બુદ્ધિબળ જોઈને કોઈ એક ગુપ્ત વિષયનો પ્રશ્ન પૂછું છું, તે તમે સાંભળો.[૩,૪] હું ઐશ્વર્યવાદથી જ્ઞાતિઓનું દાસત્વ કરતો નથી, પણ ઊલટો મારી આવકમાંથી અર્ધો ભાગ તેઓને આપીને અવશેષ રહેલા અર્ધભાગનો જ ઉપયોગ કરું છું તથા તેઓના દુષ્ટ ભાષણોને સહન કરું છું.[૫] હે દેવર્ષિ! અગ્નિની ઇચ્છાવાળો કોઈ પુરુષ અરણીના કાષ્ઠને જેમ મથી નાખે છે, તેમ આહુક અને અક્રૂર જેવા કેટલાએક મારા જ્ઞાતિવાળાઓ દુષ્ટ વચનો બોલીને મારા હૃદયને નિત્ય મથી નાખે છે, બાળી નાખે છે.[૬] હે નારદ! બળદેવને વિષે બળ રહેલું છે, મારા નાનાભાઈ ગદને વિષે કોમળતા રહેલી છે અને પ્રદ્યુમ્ન તો રૂપના મદથી છકી જ ગયો છે, તેથી હું કેવળ સહાય વિનાનો થઈ પડ્યો છું.[૭] હે નારદ! બીજા પણ અંધક અને યાદવ વંશના મહાપુરુષો મહાભાગ્યશાળી, બળવાન,

બીજાઓથી સહન ન થઈ શકે તેવા અને નિત્ય ઉત્સાહસંપન્ન પણ છે.૮ એ બધા પુરુષો જેના પક્ષમાં ન હોય તેનો નાશ જ થઈ જાય અને જેના પક્ષમાં તેઓ હોય છે તેને સંપૂર્ણ પુરુષાર્થ મળે છે; છતાં મને તો તેઓ સહાય કરતા નથી.૯ અહો! જેની પાસે આહુક અને અક્રૂર હોય તેને એનાથી મોટું સુખ કયું છે અને જેની પાસે આહુક અને અક્રૂર મંત્રી તરીકે નથી તેને એનાથી બીજું વિશેષ દુઃખ કયું છે? અર્થાત્ બે પાડા લડતા હોય અને તેમાં વચ્ચે રહેલાં વૃક્ષોનો જેમ ક્ષય થાય છે તેમ આહુક અને અક્રૂરના વિરોધમાં વચ્ચે મને મહાન દુઃખ થયા કરે છે. અક્રૂર કહે છે કે, 'આહુક ઉપર સ્નેહ રાખીને કૃષ્ણ મારો દ્વેષ કરે છે' અને આહુક કહે છે કે, 'અક્રૂર ઉપર સ્નેહ રાખીને કૃષ્ણ મારો દ્વેષ કરે છે;' પણ ખરું જોતાં મને તો બન્નેના પર સરખી જ પ્રીતિ છે, હું તો બન્નેને એકસરખી રીતે જ ચાહું છું. જેમ બે જુગારીઓની માતા પોતાના બન્ને પુત્રોના વિજયને ઇચ્છે છે, તેમ હું પણ આહુકનો તથા અક્રૂરનો બન્નેનો વિજય જ ઇચ્છું છું. મને કોઈના પર રાગદ્વેષ નથી, છતાં મારે તેઓ બન્નેનાં દુર્ભાષણો સાંભળીને દુઃખ સહન કરવું પડે છે, માટે તમે મને કહો કે, શું કરવાથી મારું અને મારા જ્ઞાતિલાઓનું-બન્નેનું શ્રેય થાય? ૧૦-૧૨

નારદ બોલ્યા : હે કૃષ્ણ! મનુષ્યો પર હમેશાં બાહ્ય અને આભ્યંતર એમ બે પ્રકારની આપત્તિઓ આવે છે. તેમાં બાહ્ય આપત્તિ પરાયા માણસોથી આવે છે અને આભ્યંતર આપત્તિ પોતાથી અથવા જ્ઞાતિઓથી પ્રાપ્ત થાય છે.૧૩ તમારા પર આ સમયે જે કષ્ટદાયક આપત્તિ આવી પડી છે, તે આભ્યંતર આપત્તિ છે અને તેનું મૂળ કારણ તમારાં તેવાં કર્મો તથા આ બળદેવ, અક્રૂર, ભોજ અને તેના વંશજો પણ છે. બીજા કેટલાએક તમારા જ્ઞાતિલાઓ પણ અર્થના હેતુથી, તેવી કોઈ અભિલાષાના હેતુથી અથવા બીભત્સ વાણીના પ્રભાવથી આ વેળા અક્રૂરને અનુસરે છે. હે સહાયવાન શ્રીકૃષ્ણ! તમે પોતે જ હાથે કરીને આવું દુઃખ ઉત્પન્ન કર્યું છે; કારણ કે તમે તમારી જાતે જે ઐશ્વર્ય સંપાદન કર્યું હતું, તે બધું પ્રથમથી જ આહુકને અર્પણ કરી દીધું અને હવે દૃઢમૂલ થઈ ગયેલા તે ઐશ્વર્યનો તમારી જ્ઞાતિના (આહુક) પાસેથી તમે નાશ કરી શકો તેમ નથી. હે કૃષ્ણ! વમન કરેલા અન્નનું જેમ ફરીથી ભક્ષણ થતું નથી, તેમ બભ્રુ અને ઉગ્રસેનને પ્રથમ આપી દીધેલું રાજ્ય હવે તમે પાછું લઈ શકો તેમ પણ નથી; કેમ કે તેમ કરવા જતાં તમારા જ્ઞાતિલાઓમાં માંહોમાંહે મહાન ફાટફૂટ થવાનો ભય રહે છે.૧૪-૧૭ છતાં પણ મહા દુષ્કર પ્રયત્ન અથવા પરાક્રમ કરીને તે રાજ્યને તમે કદાચ પાછું મેળવો, તોયે અંદર અંદર મહાન સંહાર થઈ જાય, ધનનો પુષ્કળ ખર્ચ થઈ જાય ને કદાચ વિનાશપ્રસંગ પણ આવી પડે;૧૮ માટે આપત્તિ દૂર કરવા માટે લોખંડથી નહિ બનેલા, કોમળ અને હૃદયને ચીરી નાખનારા એક શસ્ત્રનો ઉપયોગ કરીને તેઓની જીભ જ ખેંચી લો, જેથી સર્વ દોષો સાફ થઈ જઈ ને કલહનું બીજ જ નહિ રહે.૧૯

શ્રીકૃષ્ણ બોલ્યા : હે મુનિ! લોખંડથી નહિ બનેલા તે કોમળ શસ્ત્રને હું કેવી રીતે જાણી શકું? કે જેથી તે શસ્ત્રનો ઉપયોગ કરીને હું સર્વની જીભ ખેંચી લઉં ને દોષોનું નિવારણ કરી દઈ કલહનું બીજ જ રહેવા ન દઉં? ૨૦

નારદે કહ્યું : શક્તિપૂર્વક અન્નદાન કરવું, નિરંતર ક્ષમા, સરળતા અને મૃદુતા રાખવી તથા યથાયોગ્ય સર્વનો આદરસત્કાર કરવો, એ લોહ વિના બનેલું શસ્ત્ર છે.૨૧ તમારા જ્ઞાતિલાઓ જે વેળા કડવાં અને હલકાં વચનો બોલવાની ઇચ્છા કરે, તે વેળા મધુરી વાણીથી તમારે તેઓનાં હૃદયને, વાણીને તથા મનને શાંત પાડી દેવાં.૨૨ કોઈ એક ક્ષુદ્ર પુરુષ પ્રથમ પોતાના મનને જીત્યા વિના તથા ઉત્તમ સહાય પ્રાપ્ત કર્યા વિના રાજ્યની મહાન ધુરાને કદી ધારણ કરી શકતો નથી; પણ તમે તો એક મહાપુરુષ છો, મનને જીતનારા છો અને સહાયવાન છો, જેથી એ રાજ્યધુરાને છાતી ઉપર લઈ ને ક્ષમાપૂર્વક વહન કરો.૨૩ જે રસ્તો સરળ અને સપાટ હોય છે, તેના ઉપર તો બધા બળદો મોટો ભારે બોજો વહી જાય છે, પણ ખાડાટેકરાવાળા વિષમ માર્ગમાં તો જે બળદ પુષ્ટ અને ઉત્તમ હોય છે, તે જ મહાન ભારને વહી

શકે છે.[૨૪] હે કેશવ! અંદર અંદર ફાટફૂટ થવાથી સર્વ કોઈ પ્રજાસંઘોનો નાશ થઈ જાય છે; તમે આ યાદવસંઘના મુખ્ય પુરુષ છો; તો તમારે શરણે પડેલા તેનો જે રીતે વિનાશ ન થાય તે રીતે તમે કરો.[૨૫] હરકોઈ મનુષ્ય સંધ, બુદ્ધિ, ક્ષમા, ઇંદ્રિયનિગ્રહ અને ધનદાન-એ ચાર ગુણો જેમાં ન હોય તેવા સુજ્ઞ મનુષ્યના આધીનમાં પણ રહેતો નથી.[૨૬] વળી સ્વપક્ષીય સમુદાયનો સદાય અભ્યુદય કરવો તે, ધન આપનાર, યશ આપનાર તથા આયુષ્યની વૃદ્ધિ કરનાર છે; માટે હે કૃષ્ણ! જે કર્મ કરવાથી તમારા જ્ઞાતિલાઓનો વિનાશ ન થાય તે કર્મ તમે કરો.[૨૭] હે પ્રભુ! સંધિવિગ્રહાદિ છ નૈતિક ગુણોનો ઉપયોગ કરવામાં તથા શત્રુ સામે ચઢાઈ લઈ જવાના સબંધમાં વર્તમાનકાળ અને ભવિષ્યકાળને માટે શું શ્રેયસ્કર છે, એ તમારાથી અજાણ્યું નથી.[૨૮] હે મહાબાહુ! સર્વ યાદવો, કુકુરો, ભોજો, અંધકો અને વૃષ્ણિઓ તમારા દઢ અનુરાગી છે તેમ જ સર્વ લોક અને લોકપાલો પણ કેવળ તમારામાં જ આસક્ત છે;[૨૯] એટલું જ નહિ પણ હે માધવ! સમગ્ર ઋષિઓ પણ કેવળ તમારી જ બુદ્ધિનો આશ્રય લે છે; કારણ કે યદુશ્રેષ્ઠ! તમે સર્વ પ્રાણીઓના ગુરુ છો, ભૂતભવિષ્યને જાણનારા છો અને તમારું શરણ લઈ ને જ સર્વ યાદવો સુખપૂર્વક વૃદ્ધિ પામ્યે જાય છે.[૩૦]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'શ્રીકૃષ્ણ અને નારદનો સંવાદ' નામનો અધ્યાય ૮૧ મો સમાપ્ત

# अध्याय ८२मो

## કાલકવૃક્ષીય મુનિનું આખ્યાન

॥ भीष्म उवाच ॥

एषा प्रथमतो वृत्तिर्द्वितीयां शृणु भारत।
यः कश्चिज्जनयेदर्थं राज्ञा रक्ष्यः सदा नरः ॥१॥

ભીષ્મે કહ્યું : હે ભરતવંશી રાજા યુધિષ્ઠિર! એ પ્રમાણે મેં તમને રાજાના વર્તનનો પ્રથમ પ્રકાર કહ્યો, પણ હવે તેનો બીજો પ્રકાર હું તમને કહું છું, તે સાંભળો. જે કોઈ પુરુષ રાજાના કોશમાં (ભંડારમાં) દ્રવ્યની વૃદ્ધિ કરે તેનું રાજાએ નિરંતર રક્ષણ કરવું જોઈએ.[૧] હે યુધિષ્ઠિર! રાજાના કોશને અમાત્ય (મંત્રી) ચોરી જતો હોય અને તેને લીધે કોશમાં ધનનો જ્યારે નાશ થવા લાગે, ત્યારે કોઈ પોતાનો વિશ્વાસુ નોકર અથવા બીજો હરકોઈ મનુષ્ય તે વાતની જો સૂચના કરવા આવે તો રાજાએ એકાંતમાં તેની સઘળી વાત સાંભળવી ને તેવા પોતાના હિતૈષી માણસનું અમાત્યથી રક્ષણ કરવું; કેમ કે હે ભારત! ઘણે ભાગે અમાત્યો જ રાજાના કોશને ચોરી જનારા હોય છે અને તેઓ રાજાના કોશનો નાશ કરનારા હોવાથી જે પુરુષ તેનું (કોશનું) રક્ષણ કરનારા હોય છે, તેને એકઠા મળીને દુઃખ દે છે; માટે કોશનું રક્ષણ કરનારા પોતાના હિતૈષી પુરુષનું જો રક્ષણ કરવામાં ન આવે તો અમાત્યો દ્વારા તે નાશ પામે છે.[૨-૪] આના સંબંધમાં કાલકવૃક્ષીય નામના એક મુનિએ કોસલ દેશના રાજાને જે કંઈ કહ્યું હતું તે વિષયનો એક પ્રાચીન ઇતિહાસ જગતમાં કહેવાય છે, એમ અમે સાંભળ્યું છે, તે આ પ્રમાણે છે :

પૂર્વે ક્ષેમદર્શી નામનો એક રાજા કોસલ દેશ ઉપર રાજ્ય કરતો હતો. તે સમયે કાલકવૃક્ષીય નામના એક મુનિ તે રાજાનું હિત કરવાની ઇચ્છાથી એ કોસલ દેશમાં આવી ચડ્યા હતા.[૫-૬] તે મુનિ, એક કાગડાને પાંજરામાં પૂરીને તે પાંજરાની સાથે ક્ષેમદર્શી રાજાના આખા રાજ્યમાં પુનઃ પુનઃ ફરવા લાગ્યા ને અમાત્યના દોષ જોવા માટે રાજાને પ્રેરણા કરવાની ઇચ્છાથી લક્ષ્યપૂર્વક રાજ્યવ્યવસ્થા તપાસવા લાગ્યા. તે મુનિ સર્વ સ્થળે ફરતા ફરતા આ પ્રમાણે કહેતા હતા કે, 'હે મનુષ્યો! તમે બધા કાકવિદ્યાનું અધ્યયન કરો. આ મારો કાગડો ભૂત, ભવિષ્ય અને વર્તમાનની સમગ્ર વાત કહી શકે છે.' આમ કહીને અનેક પુરુષોની સાથે રાજ્યમાં ફરતાં ફરતાં તે મુનિએ રાજાના સર્વ અધિકારીઓનું દુષ્કૃત્ય નજરે જોઈ લીધું.[૭-૮] તે ઉપરાંત રાષ્ટ્રનો સમગ્ર વ્યવસાય તથા રાજ્યના અધિકારીઓ કેવી રીતે ધનની ચોરી કરે છે, તે બધું ચોતરફથી જાણી લઈને પવિત્ર આચરણવાળા તે મુનિ કાગડાને સાથે લઈ રાજાને મળવા માટે આવ્યા અને કહ્યું કે, 'તમારા રાજ્યની સર્વ વ્યવસ્થા હું જાણું છું.'[૯-૧૧] પછી એક રાજાની સમીપ જઈને તે મુનિ અહંકારો

પહેરીને બેઠેલા રાજાના અમાત્યને રાજાની સમક્ષ કહેવા લાગ્યા કે, 'અમુક સ્થળેથી તેં રાજાનું અમુક દ્રવ્ય ચોરી લીધુ છે, વળી તેં રાજાના ભંડાર માથી કેટલુક ધન હરી લીધું છે અને તે બાબતમાં અમુક અમુક માણસોને ખબર પણ છે, એમ આ કાગડો કહે છે તેના કહેવા ઉપરથી જ હું તને કહું છું; માટે તે ચોરી તુ સત્વર કબૂલ કર.' આમ રાજાના અમાત્યને પ્રથમ કહ્યા પછી તે મુનિએ રાજાના કોશને ચોરનારા બીજા કેટલાએક અધિકારીઓને પણ તે પ્રમાણે કહ્યું અને પછી રાજાની સમક્ષ સર્વ મંત્રીઓને જણાવ્યુ કે, 'આ મારો કાગડો કોઈ વિષયમાં કદી અસત્ય બોલ્યો નથી.'

હે કુરુવંશી યુધિષ્ઠિર રાજા! એ પ્રમાણે તે મુનિએ રાજાના સર્વ અધિકારીઓને દોષયુક્ત ઠરાવ્યા, જેથી રાત્રિના સમયે મુનિએ શયન કર્યું; એટલે તે સર્વ અધિકારીઓએ એક નિશ્ચય કરીને પેલા કાગડાને બાણ વડે વીંધી નાખ્યો.[૧૨-૧૫] બીજે દિવસે પ્રાતઃકાળમાં બાણ વડે વીંધાઈ ગયેલા કાગડાને પાંજરામાં મરણ પામેલો જોઈ બ્રાહ્મણ કાલકવૃક્ષીય રાજા ક્ષેમદર્શી પાસે જઈ ને કહેવા લાગ્યા કે,[૧૬] 'હે રાજન્! હું તારી પાસે અભય માટે યાચના કરું છું. તું સર્વના પ્રાણોનો તથા ધનનો પ્રભુ છે-ઈશ્વર છે. હું તારી સાથેની મિત્રતાને લીધે સંતાપ પામીને કેવળ સંપૂર્ણ ભક્તિભાવને લીધે અહીં આવ્યો છું, માટે જો તારી આજ્ઞા હોય તો હું તને તારા હિતની વાત કહું.[૧૭] જે પુરુષ નિત્ય ઐશ્વર્યની અભિલાષા રાખે છે અને પોતાના અભ્યુદયને ઇચ્છે છે તેણે, સારથિ જેમ ઉત્તમ ઘોડાને કેળવવાની ઇચ્છા કરે તેમ, પોતાને બોધ આપવા ઇચ્છનાર કોઈ એક મિત્ર, શત્રુવર્ગના માણસોનું અન્યાય-આચરણ સહન નહિ થવાથી અત્યંત ક્રોધાયમાન થઈને બલાત્કારે પણ હિત કરવાની ઇચ્છાથી 'આ માણસ તમારું ધન ચોરી જાય છે' એમ ખરા મિત્રભાવથી જો સૂચના કરે, તો તેને પોતાનો હિતૈષી જાણીને ક્ષમા આપવી જોઈએ-સાંભળવો જોઈએ (પણ પ્રમાદવશ થઈને આ કાગડાને જેમ મરાવી નાખ્યો તેમ, તેવા મિત્રને શત્રુને હાથે મરાવી નાખવો નહિ જોઈએ.)[૧૮,૧૯]

મુનિ કાલકવૃક્ષીયનાં એ વચનો સાંભળીને ક્ષેમદર્શી રાજાએ તેના પ્રત્યે કહ્યું કે, બ્રાહ્મણ! તમે મારું હિત કરવા માટે જ જો મને કહો છો તો પછી હું મારું હિત ઇચ્છીને તમને કેમ ક્ષમા નહિ આપું વારુ? હે વિપ્ર! હું તમારી પાસે પ્રતિજ્ઞા કરું છુ કે, તમે મને જે કંઈ કહેશો તે પ્રમાણે જ હુ કરીશ, માટે તમારે જે કહેવું હોય તે ખુશીથી કહો.[૨૦,૨૧]

મુનિ કાલકવૃક્ષીય બોલ્યા : હે રાજા! તમારા અધિકારીઓમાં પાપી કોણ છે અને નિષ્પાપ કોણ છે, તે જાણીને તથા કેટલાએક અધિકારીઓ તરફથી તમારા પર ભય આવી પડવાના પ્રસંગને જાણી લઈને ભક્તિને લીધે તે વૃત્તાંત જણાવવા માટે હુ તમારી પાસે આવ્યો છું.[૨૨] જોકે પ્રાચીન આચાર્યોએ રાજસેવા કરનારાઓને દોષપાત્ર જ કહ્યા છે ને રાજસેવકોની વૃત્તિને પાપી, નીચ અને નિરાધારની વૃત્તિ સમાન જ કહેલી છે.[૨૩] વળી વિદ્વાનોએ કહ્યું છે કે, રાજાઓ સાથે જ પુરુષને સંગત છે, તેને દાઢમાં ઝેરવાળા સર્પોની સાથે જ સંગત છે. રાજાઓના ઘણા મિત્રો હોય છે ને ઘણા શત્રુઓ હોય છે, જેથી તે સર્વના તરફથી રાજસેવકોને ભય રહેલો છે; તેમ જ હે રાજા! જેઓ રાજાની સેવા કરે છે, તેઓને એક મુહૂર્ત જેટલા સમયમાં રાજા તરફથી પણ ભય આવી નડે છે.[૨૪,૨૫] રાજસેવા કરનાર પુરુષ છેક પ્રમાદ ન જ કરી શકે તેમ બનતું નથી, તોપણ કલ્યાણની ઇચ્છાવાળા રાજસેવકે રાજાની પાસે રહીને કોઈ પ્રકારનો પ્રમાદ કરવો નહિ,[૨૬] કેમ કે સેવકે કરેલા એકાદ પ્રમાદથી પણ રાજા તેના પૂર્વકૃત ઉપકારોને ભૂલી જઈને કોપાયમાન થઈ જાય છે અને રાજા કોપાયમાન થાય, ત્યારે સમજી લેવું કે, હવે જીવિત ટકશે નહિ; માટે સુશિક્ષિત સેવકે બળતા અગ્નિ સરખા તીક્ષ્ણ અને કોપેલા સર્પ સરખા ભયંકર એવા રાજાની પાસે નિત્ય સાવધ થઈને રહેવું, તેમ જ પોતાના જીવનની આશાનો ત્યાગ કરીને સર્વના પ્રાણધનના ઈશ્વર-પ્રભુ-રાજા-ની નિત્ય પ્રયત્નપૂર્વક સેવા કરવી.[૨૭,૨૮] વળી રાજાની સેવા કરનાર પુરુષે 'મારાથી કંઈ દુષ્ટ ભાષણ તો બોલાઈ જતું નથી? હું અવિનયથી તો ઊભો રહેતો નથી? મારી બેસવાની રીતિમાં કોઈ જાતની ભૂલ તો નથી? મારી

હાલવાચાલવાની રીતિ એબદબીભરેલી તો નથી? અને મારા શારીરિક વેપારોમાં કોઈ જાતનો દોષ તો નહિ હોય?' ઇત્યાદિ શંકાઓ હમેશાં કર્યા કરવી.[૨૯] 'રાજા જો પ્રસન્ન થાય છે, તો દેવતાની પેઠે સર્વ મનોરથોને પૂર્ણ કરે છે અને જો ક્રોધાયમાન થાય છે, તો અગ્નિની પેઠે મૂળમાંથી બાળી ભસ્મ કરી નાખે છે,'[૩૦] એ પ્રમાણે યમરાજાએ પોતેજ કહ્યું છે અને તે તેમ જ છે તોપણ હે રાજા! હું તારી સેવા સ્વીકારીને તને મહાન ઐશ્વર્યવાળો કરી દઈશ.[૩૧] જોકે મારા જેવો અમાત્ય આપત્તિને સમયે બુદ્ધિની ઉત્તમ સહાય આપે છે, તોપણ હે રાજા! તેવી સહાય આપવા જતાં મારી પણ મારા કાગડાના જેવીજ દુર્દશા થાય એમ હું ધારું છું. જેમ મારો કાગડો તારું કાર્ય કરવા જતાં અમાત્યોને હાથે મરણ પામ્યો છે, તેમ હું પણ તારું કાર્ય કરવા જતાં અમાત્યોને હાથે કદાચ મરણ પામીશ, એવી મને શંકા રહે છે.[૩૨] હા, એ વાત ખરી છે કે, મારો કાગડો મરણ પામ્યો તેમાં તું લેશમાત્ર નિંદાપાત્ર નથી, તેમ તારા ઉપર જેઓને પ્રીતિ છે તેઓ પણ આ બાબતમાં તદ્દન નિર્દોષ છે, તોપણ તારે હિતેચ્છુ માણસોને તથા અહિતેચ્છુ માણસોને ઓળખવા જોઈએ ને કેવળ પરોક્ષબુદ્ધિવાળા ન થવું જોઈએ.[૩૩] જેઓ કોશમાંથી ચોરી કરવાની ઇચ્છાથી જ તારા ઘરમાં અમાત્ય તરીકે વસી રહ્યા છે અને જેઓ પ્રજાઓનો વિનાશ કરવાની ઇચ્છાવાળા છે, તેઓએ જ મારા કાગડાને મારી નાખીને મારી સાથે વેર ઊભું કર્યું છે.[૩૪] હે રાજા! જે કોઈ પુરુષ તારો વિનાશ કરીને તારા પછી રાજ્યગાદી લેવાની ઇચ્છા રાખે છે, તે પુરુષનો ઇષ્ટ અભિલાષ રસોઇયા વગેરે તારા આંતર–સેવકોની સાથે સ્નેહ કરવાથી જરૂર સિદ્ધ થાય. માત્ર તારું આયુષ શેષ હોય તો જ તેવા પ્રસંગોમાંથી તું બચવા પામે.[૩૫] હે રાજન્! આ પ્રમાણે જેઓ તારા અંતઃશત્રુ છે, તેઓના ભયને લીધે હું કોઈ બીજા આશ્રમમાં જ ચાલ્યો જઈશ. હું તો કેવળ નિઃસ્પૃહ છું, છતાં મને જ મારી નાખવા માટે કપટ ઇચ્છીને તેઓએ મારા ઉપર જ બાણસંધાન કર્યું હતું, પણ દૈવયોગે તે બાણ મને નહિ વાગતાં મારા કાગડાને વાગ્યું, જેથી તે બિચારો યમલોકમાં પહોંચી ગયો છે. આ બધું મેં મારી દીર્ઘ તપોદૃષ્ટિથી જોઈ લીધું છે.[૩૬-૩૭] તારા રાજ્યરૂપી જે નદી, હરકોઈ સજાતીય–વિજાતીય દુર્બળ પ્રાણીનું ભક્ષણ કરી જનારા તારા અધિકારી પુરુષોરૂપી ઝૂડોથી ભરપૂર છે અને સંખ્યાબંધ લાંચિયા માણસોરૂપી મગરમચ્છોથી વ્યાપ્ત છે; જેથી વૃક્ષો, પથ્થરો, કાંટા, સિંહો અને વ્યાઘ્રોથી વીંટાયેલી હિમાલયની ગુફાની પેઠે તે રાજ્યનદી દુર્ગમ અને દુઃસહ છે, છતાં હું એક મૂર્ખ કાગડાની સહાય લઈને એ નદીને તરી ગયો છું; પણ અંતે તે કાગડાના મરણથી હું પણ મરણની અણી પર આવી ચડ્યો છું.[૩૮-૩૯] પંડિતો કહે છે કે, ઘોર અંધકારરૂપી દુર્ગને અગ્નિની સહાયથી ઉલ્લંઘી શકાય છે અને જળથી સંપૂર્ણ ભરેલી અગાધ નદીને પણ નૌકાની સહાયથી તરી શકાય છે, પણ રાજારૂપી દુર્ગમ દુર્ગનું ઉલ્લંઘન કરવા માટે કોઈ જાતનો ઉપાય નથી.[૪૦] હે રાજા! તારું રાજ્ય કપટરૂપી ઘોર અંધકારથી છવાયેલું છે અને ધર્માધર્મદર્શનથી છેક શૂન્ય હોઈને મહાગહન છે, તેથી તેનો તું પણ વિશ્વાસ કરી શકે તેમ નથી, તો પછી મારાથી તો ક્યાંથી જ વિશ્વાસ કરી શકાય?[૪૧] ખરેખર, તારા આ રાજ્યમાં નિવાસ કરવો તે ઉત્તમ નથી; કારણ કે અહીં સજ્જન અને દુર્જન બન્નેને સરખો જ ન્યાય આપવામાં આવે છે, જેથી ધર્મકૃત્ય કરવા જતાં કે અધર્મકૃત્ય કરવા જતાં પણ સર્વથા વિનાશનો જ સંભવ છે, એમાં સંશય નથી.[૪૨] વાસ્તવિક રીતે તો અધર્મકૃત્ય કરવાથી જ મનુષ્યનો વિનાશ થવો જોઈએ, પણ ધર્મકૃત્ય કરવાથી મનુષ્યને કોઈ પ્રકારનો ભય ન રહેવો જોઈએ; પરંતુ અહીં તે તત્ત્વદૃષ્ટિની સ્થિતિ નથી, માટે સમજુ મનુષ્યે ઝાઝો સમય અહીં રહેવું નહિ પણ સત્વર અહીંથી પલાયન જ કરી જવું.[૪૩] હે રાજન્! સીતા નામની એક નદીમાં જેમ મોટી મોટી નૌકાઓ પણ ડૂબી જાય છે, તેમ તારા રાજ્યરૂપી સીતા–નદીમાં મારા જેવો પુરુષ અવશ્ય ડૂબી જાય તેમ છે. તારા આ રાજ્યને હું તો સર્વનો સંહાર કરનારી એક જાળ માનું છું.[૪૪] હે રાજા! તું મધમાખોથી છવાયેલા મધ જેવો છે; ઉપરથી સુંદર દેખાતા ઝેરી ભોજન જેવો છે; સર્પોથી વીંટાયેલા એક

કૂવા જેવો છે; મહાભયંકર પગથિયાંવાળા, વિશાળ તટપ્રદેશવાળી અને કેરડાનાં તથા નેતરનાં વૃક્ષોથી છવાયેલી મધુર જળવાળી નદીના જેવો છે; કૂતરાં, ગીધડાં અને શિયાળવાંથી વીંટાયેલા રાજહંસ જેવો છે અને તારો ઉપલક આશય અસત્પુરુષોના જેવો જ છે, પણ સત્પુરુષોના જેવો નથી.[૪૫–૪૭] અરણ્યમાં કોઈ મહાન વૃક્ષનો આશ્રય કરીને નાની નાની લતાઓનો સમુદાય પ્રથમ ખૂબ વૃદ્ધિ પામે છે ને પછી તે વૃક્ષને ચોતરફથી ઢાંકી દઈ તેની ઉપરના ભાગમાં પણ સર્વ તરફ ફેલાઈ જાય છે; પણ જ્યારે આસપાસ દારુણ દાવાનળ સળગી ઊઠે છે, ત્યારે તે જામી પડેલો લતાગુલ્મ પુષ્કળ ઇંધણાનું કામ સારીને પોતાના આશ્રયભૂત વૃક્ષને તથા પોતાને બાળીને ભસ્મ કરી નાખે છે; તેમ તારા અમાત્યો પ્રથમ તારો જ આશ્રય લઈને વૃદ્ધિ પામ્યા છે અને હવે તારું જ ઉલ્લંઘન કરી રહ્યા છે, જેથી આસપાસ સળગી ઊઠેલા વૈરાગ્નિથી તેઓની સાથે તારો નાશ થઈ જશે, તેનો તું વિચાર કર અને તે અમાત્યોને વશ કર.[૪૮-૪૯]

હે રાજન્ ! જેઓને તેં જ વૃદ્ધિ પમાડ્યા છે અને તેં જ પાળીપોષીને ઉચ્ચ પદે ચડાવ્યા છે, તેઓ તને પોતાને જ છેતરીને તારા પ્રિય મનુષ્યનો ઘાત કરવા ઇચ્છે છે.[૫૦] જેમ કોઈ સર્પવાળા ઘરમાં મનુષ્ય શંકાશીલ થઈને રહે છે અને કોઈ વીર પુરુષના ઘરમાં તેની સ્ત્રીનો ઉપપતિ ભયપૂર્વક ભરાઈ રહે છે, તેમ હું પણ તારું તથા તારા અધિકારીઓનું વર્તન જાણવાની ઇચ્છાથી ઘણો જ સાવધ અને શંકાશીલ થઈ ને તારા રાજ્યમાં રહ્યો છું. હે મહારાજા ! 'આ દેશનો રાજા જિતેંદ્રિય છે કે નહિ, આ દેશના રાજાએ કામાદિ આંતરશત્રુઓને જીત્યા છે કે નહિ, આ દેશનો રાજા પ્રજાઓને પ્રિય છે કે નહિ અને અહીંના રાજાને પોતાની પ્રજાઓ પર પ્રીતિ છે કે નહિ,' એ જાણવાની ઇચ્છાથી તારા રાજ્યમાં હું આવ્યો છું. હે રાજા ! ક્ષુધિત થયેલા મનુષ્યને જેવી ભોજન ઉપર રુચિ થાય, તેવી જ મને તારા પર રુચિ અથવા પ્રીતિ થયેલી છે, પણ તૃષારહિત મનુષ્યને જળ ઉપર જેમ રુચિ થતી નથી, તેમ તારા અમાત્યો પર મને રુચિ અથવા પ્રીતિ થતી નથી; કારણ કે તેઓ મને તારું પ્રિય કરનાર જાણીને મારો દ્રોહ કરવા લાગ્યા છે. તે સિવાય બીજું કંઈ કારણ નથી, એ નિઃસંશય છે.[૫૧–૫૪] મેં તેઓનો દ્રોહ કર્યો નથી, છતાં તેઓ મને દ્રોહ કરનાર માને છે, એ તેઓની દોષદૃષ્ટિ છે અને તેથી જ હવે મારે અહીં રહેવું નથી. પીઠ ઉપર જેને પ્રહાર કરવામાં આવ્યો હોય તેવા ક્રોધે ભરાયલા સર્પથી જેમ ડરવું જોઈએ, તેમ એક વખત દુષ્ટહૃદય થયેલા શત્રુથી પણ મનુષ્યે ડરવું જોઈએ.[૫૫]

રાજાએ કહ્યું : હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ! તમારે ઘણે ભાગે મારા ઘરમાં જ રહેવું. હું તમારો દ્રોહ કરનારા સર્વ મનુષ્યોનો ત્યાગ કરી દઈ તમારો આદરસત્કાર કરીશ–તમારી પૂજા કરીશ.[૫૬] વળી હે બ્રાહ્મણ ! જેઓ તમને ઇચ્છતા નથી તેઓને મારા ઘરમાંથી હું હાંકી કાઢીશ અને હવે પછી તેઓને માટે શાં શાં પગલાં લેવાં, તે પણ તમારે જ જાણવાનું રહ્યું છે.[૫૭] હે ભગવન્ ! મેં ધારણ કરેલો દંડ જે રીતે યોગ્ય કહેવાય અને મેં કરેલાં કાર્યો જે રીતે ઉત્તમ ગણાય તે રીતે સંપૂર્ણ વિચાર કરીને તમે મને કલ્યાણને માર્ગે લઈ જાઓ.[૫૮]

મુનિ બોલ્યા : પ્રથમ તો મારા કાગડાને શા માટે મારી નાખવામાં આવ્યો છે, તેની તપાસ કર્યા વિના એક એક અમાત્યને તું દુર્બળ કર–પોતપોતાના અધિકાર પરથી ભ્રષ્ટ કર અને પછી કાગડાને શા માટે મારી નાખ્યો હતો, તેનું કારણ જાણી લઈ ને તેમાંના એક એકને મારી નાખ.[૫૯] આમ કરવાનું કારણ એ છે કે, એકીસાથે સર્વને જો શિક્ષા કરવામાં આવે તો આપણા ગુપ્ત વિચારોમાં ફાટફૂટ થવાનો ભય રહે અને એક જાતનો અપરાધ કરનારા અનેક મનુષ્યો એકઠા મળીને કંટક સરખા તીક્ષ્ણ પુરુષોને પણ જો મસળી નાખે, તો પછી મારા જેવા એક બ્રાહ્મણને મસળી નાખે તેમાં શું આશ્ચર્ય છે ? આવા હેતુથી હું તને તેમ કરવાની સલાહ આપું છું.[૬૦] અમે તો બ્રાહ્મણ કહેવાઈએ, જેથી સ્વાભાવિક રીતે જ કોમળ દંડ કરનારા અને દયાળુ હોઈ ને પોતાની પેઠે તારું કે બીજા હરકોઈનું પણ કલ્યાણ જ ઇચ્છીએ છીએ.[૬૧] હે રાજા ! હવે હું તને મારા પોતાના સંબંધમાં કહું છું, તે તું સાંભળ. હું તારો એક સંબંધી છું. 'મુનિ

હાલવાચાલવાની રીતિ બેઅદબીભરેલી તો નથી? અને મારા શારીરિક વેપારોમાં કોઈ જાતનો દોષ તો નહિ હોય?' ઇત્યાદિ શંકાઓ હમેશાં કર્યા કરવી.[૨૯] 'રાજા જો પ્રસન્ન થાય છે, તો દેવતાની પેઠે સર્વ મનોરથોને પૂર્ણ કરે છે અને જો ક્રોધાયમાન થાય છે, તો અગ્નિની પેઠે મૂળમાંથી બાળી ભસ્મ કરી નાખે છે,'[૩૦] એ પ્રમાણે યમરાજાએ પોતેજ કહ્યું છે અને તે તેમ જ છે તોપણુ હે રાજા! હું તારી સેવા સ્વીકારીને તને મહાન ઐશ્વર્યવાળો કરી દઈશ.[૩૧] જોકે મારા જેવો અમાત્ય આપત્તિને સમયે બુદ્ધિની ઉત્તમ સહાય આપે છે, તોપણુ હે રાજા! તેવી સહાય આપવા જતાં મારી પણુ મારા કાગડાના જેવીજ દુર્દશા થાય એમ હું ધારું છું. જેમ મારો કાગડો તારું કાર્ય કરવા જતાં અમાત્યોને હાથે મરણુ પામ્યો છે, તેમ હું પણુ તારું કાર્ય કરવા જતા અમાત્યોને હાથે કદાચ મરણુ પામીશ, એવી મને શંકા રહે છે.[૩૨] હા, એ વાત ખરી છે કે, મારો કાગડો મરણુ પામ્યો તેમાં તું લેશમાત્ર નિંદાપાત્ર નથી, તેમ તારા ઉપર જેઓને પ્રીતિ છે તેઓ પણુ આ બાબતમાં તદ્દન નિર્દોષ છે, તોપણુ તારે હિતેચ્છુ માણુસોને તથા અહિતેચ્છુ માણુસોને ઓળખવા જોઈએ ને કેવળ પરોક્ષબુદ્ધિવાળા ન થવું જોઈએ.[૩૩] જેઓ કોશમાંથી ચોરી કરવાની ઈચ્છાથી જ તારા ઘરમાં અમાત્ય તરીકે વસી રહ્યા છે અને જેઓ પ્રજાઓનો વિનાશ કરવાની ઇચ્છાવાળા છે, તેઓએ જ મારા કાગડાને મારી નાખીને મારી સાથે વેર ઊભું કર્યું છે.[૩૪] હે રાજા! જે કોઈ પુરુષ તારો વિનાશ કરીને તારા પછી રાજ્યગાદી લેવાની ઇચ્છા રાખે છે, તે પુરુષનો ઇષ્ટ અભિલાષ રસોઇયા વગેરે તારા આંતર-સેવકોની સાથે સ્નેહ કરવાથી જરૂર સિદ્ધ થાય. માત્ર તારું આયુષ શેષ હોય તો જ તેવા પ્રસંગોમાંથી તું બચવા પામે.[૩૫] હે રાજન્! આ પ્રમાણે જેઓ તારા અંતઃશત્રુ છે, તેઓના ભયને લીધે હું કોઈ બીજા આશ્રમમાં જ ચાલ્યો જઈશ. હું તો કેવળ નિઃસ્પૃહ છું, છતાં મને જ મારી નાખવા માટે કપટ ઇચ્છીને તેઓએ મારા ઉપર જ બાણુસંધાન કર્યું હતું, પણુ દૈવયોગે તે બાણુ મને નહિ વાગતાં મારા કાગડાને વાગ્યું, જેથી તે બિચારો યમલોકમાં પહોંચી ગયો છે. આ બધું મેં મારી દીર્ઘ તપોદૃષ્ટિથી જોઈ લીધું છે.[૩૬-૩૭] તારા રાજ્યરૂપી જે નદી, હરકોઈ સજાતીય-વિજાતીય દુર્બળ પ્રાણીનું ભક્ષણુ કરી જનારા તારા અધિકારી પુરુષોરૂપી ગ્રૂડોથી ભરપૂર છે અને સંખ્યાબંધ લાંચિયા માણુસોરૂપી મગરમચ્છોથી વ્યાપ્ત છે; જેથી વૃક્ષો, પથ્થરો, કાંટા, સિંહો અને વ્યાઘ્રોથી વીંટાયેલી હિમાલયની ગુફાની પેઠે તે રાજ્યનદી દુર્ગમ અને દુઃસહ છે, છતાં હું એક મૂર્ખ કાગડાની સહાય લઈને એ નદીને તરી ગયો છું; પણુ અંતે તે કાગડાના મરણુથી હું પણુ મરણુની અણી પર આવી ચડ્યો છું.[૩૮-૩૯] પંડિતો કહે છે કે, ઘોર અંધકારરૂપી દુર્ગને અગ્નિની સહાયથી ઉલ્લંઘી શકાય છે અને જળથી સંપૂર્ણ ભરેલી અગાધ નદીને પણુ નૌકાની સહાયથી તરી શકાય છે, પણુ રાજારૂપી દુર્ગમ દુર્ગનું ઉલ્લંઘન કરવા માટે કોઈ જાતનો ઉપાય નથી.[૪૦] હે રાજા! તારું રાજ્ય કપટરૂપી ઘોર અંધકારથી છવાયેલું છે અને ધર્માધર્મદર્શનથી છેક શૂન્ય હોઈને મહાગહન છે, તેથી તેનો તું પણુ વિશ્વાસ કરી શકે તેમ નથી, તો પછી મારાથી તો ક્યાંથી જ વિશ્વાસ કરી શકાય?[૪૧] ખરેખર, તારા આ રાજ્યમાં નિવાસ કરવો તે ઉત્તમ નથી; કારણુ કે અહીં સજ્જન અને દુર્જન બન્નેને સરખો જ ન્યાય આપવામાં આવે છે, જેથી ધર્મકૃત્ય કરવા જતાં કે અધર્મકૃત્ય કરવા જતાં પણુ સર્વથા વિનાશનો જ સંભવ છે, એમાં સંશય નથી.[૪૨] વાસ્તવિક રીતે તો અધર્મકૃત્ય કરવાથી જ મનુષ્યનો વિનાશ થવો જોઈએ, પણુ ધર્મકૃત્ય કરવાથી મનુષ્યને કોઈ પ્રકારનો ભય ન રહેવો જોઈએ; પરંતુ અહીં તે તત્ત્વદૃષ્ટિની સ્થિતિ નથી, માટે સમજુ મનુષ્યે ઝાઝો સમય અહીં રહેવું નહિ પણુ સત્વર અહીંથી પલાયન જ કરી જવું.[૪૩] હે રાજન્! સીતા નામની એક નદીમાં જેમ મોટી મોટી નૌકાઓ પણુ ડૂબી જાય છે, તેમ તારા રાજ્યરૂપી સીતા-નદીમાં મારા જેવો પુરુષ અવશ્ય ડૂબી જાય તેમ છે. તારા આ રાજ્યને હું તો સર્વનો સંહાર કરનારી એક જાળ માનું છું.[૪૪] હે રાજા! તું મધમાખોથી છવાયેલા મધ જેવો છે; ઉપરથી સુંદર દેખાતા ઝેરી ભોજન જેવો છે; સર્પોથી વીંટાયેલા એક

કૂવા જેવો છે; મહાભયંકર પગથિયાંવાળા, વિશાળ તટપ્રદેશવાળી અને કેરડાનાં તથા નેતરનાં વૃક્ષોથી છવાયેલી મધુર જળવાળી નદીના જેવો છે; કૂતરાં, ગીધડાં અને શિયાળવાંથી વીંટાયેલા રાજહંસ જેવો છે અને તારો ઉપલક આશય અસત્પુરુષોના જેવો જ છે, પણ સત્પુરુષોના જેવો નથી.[૪૫-૪૭] અરણ્યમાં કોઈ મહાન વૃક્ષનો આશ્રય કરીને નાની નાની લતાઓનો સમુદાય પ્રથમ ખૂબ વૃદ્ધિ પામે છે ને પછી તે વૃક્ષને ચોતરફથી ઢાંકી દઈ તેની ઉપરના ભાગમાં પણ સર્વ તરફ ફેલાઈ જાય છે; પણ જ્યારે આસપાસ દારુણ દાવાનળ સળગી ઊઠે છે, ત્યારે તે જામી પડેલો લતાગુલ્મ પુષ્કળ ઇંધણાનું કામ સારીને પોતાના આશ્રયભૂત વૃક્ષને તથા પોતાને બાળીને ભસ્મ કરી નાખે છે; તેમ તારા અમાત્યો પ્રથમ તારો જ આશ્રય લઈને વૃદ્ધિ પામ્યા છે અને હવે તારું જ ઉલ્લંઘન કરી રહ્યા છે, જેથી આસપાસ સળગી ઊઠેલા વૈરાગ્નિથી તેઓની સાથે તારો નાશ થઈ જશે, તેનો તું વિચાર કર અને તે અમાત્યોને વશ કર.[૪૮|૪૯]

હે રાજન્ ! જેઓને તેં જ વૃદ્ધિ પમાડ્યા છે અને તેં જ પાળીપોષીને ઉચ્ચ પદે ચડાવ્યા છે, તેઓ તને પોતાને જ છેતરીને તારા પ્રિય મનુષ્યનો ઘાત કરવા ઇચ્છે છે.[૫૦] જેમ કોઈ સર્પવાળા ઘરમાં મનુષ્ય શંકાશીલ થઈને રહે છે અને કોઈ વીર પુરુષના ઘરમાં તેની સ્ત્રીનો ઉપપતિ ભયપૂર્વક ભરાઈ રહે છે, તેમ હું પણ તારું તથા તારા અધિકારીઓનું વર્તન જાણવાની ઇચ્છાથી ઘણો જ સાવધ અને શંકાશીલ થઈને તારા રાજ્યમાં રહ્યો છું. હે મહારાજા ! 'આ દેશનો રાજા જિતેંદ્રિય છે કે નહિ, આ દેશના રાજાએ કામાદિ આંતરશત્રુઓને જીત્યા છે કે નહિ, આ દેશનો રાજા પ્રજાઓને પ્રિય છે કે નહિ અને અહીંના રાજાને પોતાની પ્રજાઓ પર પ્રીતિ છે કે નહિ,' એ જાણવાની ઇચ્છાથી તારા રાજ્યમાં હું આવ્યો છું. હે રાજા ! ક્ષુધિત થયેલા મનુષ્યને જેવી ભોજન ઉપર રુચિ થાય, તેવી જ મને તારા પર રુચિ અથવા પ્રીતિ થયેલી છે, પણ તૃષારહિત મનુષ્યને જળ ઉપર જેમ રુચિ થતી નથી, તેમ તારા અમાત્યો પર મને રુચિ અથવા પ્રીતિ થતી નથી; કારણ કે તેઓ મને તારું પ્રિય કરનાર જાણીને મારો દ્રોહ કરવા લાગ્યા છે. તે સિવાય બીજું કંઈ કારણ નથી, એ નિઃસંશય છે.[૫૧-૫૪] મેં તેઓનો દ્રોહ કર્યો નથી, છતાં તેઓ મને દ્રોહ કરનાર માને છે, એ તેઓની દોષદૃષ્ટિ છે અને તેથી જ હવે મારે અહીં રહેવું નથી. પીઠ ઉપર જેને પ્રહાર કરવામાં આવ્યો હોય તેવા ક્રોધે ભરાયલા સર્પથી જેમ ડરવું જોઈએ, તેમ એક વખત દુષ્ટહૃદય થયેલા શત્રુથી પણ મનુષ્યે ડરવું જોઈએ.[૫૫]

રાજાએ કહ્યું : હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ! તમારે ઘણે ભાગે મારા ઘરમાં જ રહેવું. હું તમારો દ્રોહ કરનારા સર્વ મનુષ્યોનો ત્યાગ કરી દઈ તમારો આદરસત્કાર કરીશ-તમારી પૂજા કરીશ.[૫૬] વળી હે બ્રાહ્મણ ! જેઓ તમને ઇચ્છતા નથી તેઓને મારા ઘરમાંથી હું હાંકી કાઢીશ અને હવે પછી તેઓને માટે શાં શાં પગલાં લેવાં, તે પણ તમારે જ જાણવાનું રહ્યું છે.[૫૭] હે ભગવન્ ! મેં ધારણ કરેલો દંડ જે રીતે યોગ્ય કહેવાય અને મેં કરેલાં કાર્યો જે રીતે ઉત્તમ ગણાય તે રીતે સંપૂર્ણ વિચાર કરીને તમે મને કલ્યાણને માર્ગે લઈ જાઓ.[૫૮]

મુનિ બોલ્યા : પ્રથમ તો મારા કાગડાને શા માટે મારી નાખવામાં આવ્યો છે, તેની તપાસ કર્યા વિના એક એક અમાત્યને તું દુર્બળ કર-પોતપોતાના અધિકાર પરથી ભ્રષ્ટ કર અને પછી કાગડાને શા માટે મારી નાખ્યો હતો, તેનું કારણ જાણી લઈને તેમાંના એક એકને મારી નાખ.[૫૯] આમ કરવાનું કારણ એ છે કે, એકીસાથે સર્વને જો શિક્ષા કરવામાં આવે તો આપણા ગુપ્ત વિચારોમાં ફાટફૂટ થવાનો ભય રહે અને એક જાતનો અપરાધ કરનારા અનેક મનુષ્યો એકઠા મળીને કંટક સરખા તીક્ષ્ણ પુરુષોને પણ જો મસળી નાખે, તો પછી મારા જેવા એક બ્રાહ્મણને મસળી નાખે તેમાં શું આશ્ચર્ય છે ? આવા હેતુથી હું તને તેમ કરવાની સલાહ આપું છું.[૬૦] અમે તો બ્રાહ્મણ કહેવાઈએ, જેથી સ્વાભાવિક રીતે જ કોમળ દંડ કરનારા અને દયાળુ હોઈને પોતાની પેઠે તારું કે બીજા હરકોઈનું પણ કલ્યાણ જ ઇચ્છીએ છીએ.[૬૧] હે રાજા ! હવે હું તને મારા પોતાના સંબંધમાં કહું છું, તે તું સાંભળ. હું તારો એક સંબંધી છું. 'મુનિ

કાલકવૃક્ષીય' એવા નામથી જગતમાં પ્રસિદ્ધ છું. સત્ય પ્રતિજ્ઞાવાળો એવો હું, તારા પિતાનો માનીતો મિત્ર છું, પણ જ્યારે તારા પિતા મરણ પામ્યા અને તારું રાજ્ય જ્યારે સંકટમાં આવી પડ્યું ત્યારે હું સર્વ પ્રકારની કામનાઓનો ત્યાગ કરી તપશ્ચર્યા કરવા માટે વનમાં ચાલ્યો ગયો હતો; પરંતુ તારા ઉપરના સ્નેહને લીધે ફરી અહીં આવ્યો છું અને તારો પ્રમાદ ન થાય, તે માટે તને આ પ્રમાણે કહી રહ્યો છું.[૧૨-૧૪] હે રાજન્! તને સુખનો અને દુઃખનો બન્નેનો અનુભવ થઈ ચૂક્યો છે, તને દૈવેચ્છાથી જ રાજ્ય પ્રાપ્ત થયું છે; છતાં અમાત્યો ઉપર સર્વ રાજ્યકારભાર મૂકી દઈને તું શા માટે પ્રમાદ કરે છે?[૧૫]

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર! પુરોહિત-કુલના બ્રાહ્મણશ્રેષ્ઠ તે કાલકવૃક્ષીય મુનિએ એ પ્રમાણે કહ્યું અને રાજા ક્ષેમદર્શીની પ્રાર્થનાથી તેમણે જ્યારે મંત્રીપદ સ્વીકાર્યું, ત્યારે તે રાજાના રાજકુળમાં પુનઃ આનંદ આનંદ થઈ રહ્યો.[૧૬] મુનિ કાલકવૃક્ષીયે પોતાના બુદ્ધિબળના પ્રભાવથી, કોશલદેશના યશસ્વી રાજા ક્ષેમદર્શીને આખી પૃથ્વીનું સામ્રાજ્ય અપાવ્યું અને પોતે ઉત્તમ ઉત્તમ યજ્ઞો કરીને પરમાત્માનું યજન કર્યું.[૧૭] હે ભારત! રાજા કોશલેશે પણ તે મુનિનાં હિતકારક વચનો સાંભળીને આખી પૃથ્વી પર જય મેળવ્યો અને તેમના કહેવા પ્રમાણે જ સર્વ રાજ્યવ્યવસ્થા કરી.[૧૮]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'કાલકવૃક્ષીય મુનિનું આખ્યાન' નામનો અધ્યાય ૮૨ મો સમાપ્ત

## અધ્યાય ૮૩ મો

### સભાસદો વગેરે કેવા હોવા જોઈએ?

॥ युधिष्ठिर उवाच ॥

**सभासदः सहायाश्च सुहृदश्च विशांपते ।**
**परिच्छदास्तथाऽमात्याः कीदृशाः स्युः पितामह ॥१**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે પિતામહ! રાજાના સભાસદો (વ્યાવહારિક નિશ્ચય કરનારા), સહાયકો (યુદ્ધાદિમાં સલાહ આપનારા), સુહૃદો (હિત કરનારા મિત્રો), પરિચ્છદો (સેનાપતિ વગેરે) અને અમાત્યો (મંત્રીઓ) કેવા હોવા જોઈએ?[૧]

ભીષ્મે કહ્યું: હે રાજા! જે પુરુષો લોકલજ્જાએ વર્તનારા હોય, ઇંદ્રિયોને વશ રાખનારા હોય, સત્ય અને સરળતાથી યુક્ત અને ન્યાય-અન્યાય કહેવાને શક્તિમાન હોય, તે પુરુષોને તમારે સભાસદ બનાવવા.[૨] હે કુંતીપુત્ર! જે બ્રાહ્મણ જાતિના પુરુષો અતિ શૂરા હોય, જગતમાં પ્રસિદ્ધ હોય, અતિશય સંતોષી હોય અને કાર્યો કરવામાં મહાન ઉત્સાહ ધરાવનારા હોય, તેઓને સર્વ આપત્તિઓમાં તમારે સહાયક બનાવવા. જે પુરુષ કુળવાન હોય, લોકમાં નિત્ય સન્માનપાત્ર હોય અને પોતાની શક્તિને ગુપ્ત રાખતો ન હોય, તેને જ તમારે સુહૃદ તરીકે પાળવો; કારણ કે તેવા પુરુષને તમે પ્રસન્ન કરો, અપ્રસન્ન કરો, પીડા આપો કે માર મારો, તોપણ તે ઊલટો વધુ તમારી પાસે જ રહે છે.[૩-૫] જેઓ કુળવાન હોય, પોતાના દેશમાં જ જન્મેલા હોય, બુદ્ધિમાન હોય, રૂપવાન હોય, અનેક શાસ્ત્રોને ભણેલા હોય, પ્રગલ્ભ હોય અને તમારા પર પ્રેમ રાખનારા હોય, તેઓને જ તમારે સેનાપતિ વગેરેના અધિકારો આપવા;[૬] કેમ કે હે તાત! નીચ કુળના, લોભિયા, ઘાતકી અને નિર્લજ્જ પુરુષોને જો તમે તેવા અધિકાર આપશો તો તેઓ જ્યાં સુધી પોતાના હાથ ભીના રહેશે અર્થાત્ જ્યાં સુધી પોતાને દ્રવ્ય મળશે, ત્યાં સુધી જ તમારી સેવા કરશે, પણ ખરે સમયે તમારી સેવા નહિ કરે.[૭] જેઓ કુળવાન, શીલસંપન્ન, નેત્ર, મુખ આદિની ચેષ્ટા ઉપરથી અભિપ્રાયને જાણનારા, કોમળ સ્વભાવના, દેશકાળનાં કાર્યોને જાણનારા તથા સ્વામીના કાર્યમાં હિત ઇચ્છનારા હોય, તેઓને રાજાએ પોતાનાં સર્વ કાર્યોમાં મંત્રી તરીકે નીમવા અને તમે જેઓને પોતાના પ્રિય માનતા હો તેઓને તમારે ધન, માન, આદરસત્કાર અને નાનામોટા પ્રિય ભોગોનો ઉપભોગ કરાવીને ધનવાન અને સુખી કરવા;[૮-૯] કેમ કે તેઓ આપત્તિના સમયમાં પણ એક જ વૃત્તિવાળા રહીને પોતાના સ્વામીના દુઃખમાં ભાગીદાર બને છે, વિદ્વાન હોય છે, સદાચારી હોય છે, વ્રતનિષ્ઠ હોય છે, ઉદાર સ્વભાવના હોય છે, સુખદુઃખ બંનેમાં નિત્ય સંબંધ રાખનારા હોય છે અને સત્યવાદી હોય છે, તેથી તેઓ તમારો કદી ત્યાગ કરશે નહિ; પણ જેઓ મંદબુદ્ધિના તથા

અનાર્ય હોઈ ને ધર્માધર્મની મર્યાદાને જાણતા નથી અને જેઓ તે મર્યાદાનો ભગ કરી ધર્મથી ભ્રષ્ટ થયેલા હોય છે, તેઓથી તો તમારે તમારા આત્માનુ રક્ષણ કરવુ.૧૦,૧૧ તમારે સમુદાયના પક્ષનો ત્યાગ કરીને કોઈ એક જ મનુષ્યનો પક્ષ સ્વીકારવાની ઇચ્છા કરવી નહિ, પણ જે સમયે એક ગુણવાન પુરુષ અને નિર્ગુણ પુરુષોનો સમુદાય, એ બન્નેમાથી કોનો પક્ષ સ્વીકારવો ? આવો પ્રશ્ન ઊભો થાય, તે સમયે સમુદાયને પડતો મૂકીને એક ગુણવાન પુરુષને જ પોતાના પક્ષમા લેવો, કેમ કે નિર્ગુણના સમુદાય કરતા તે એકલો ગુણવાન પુરુષ વધારે શ્રેયસ્કર થઈ પડે છે.૧૨ જેનામા પરાક્રમ જોવામા આવતુ હોય, કીર્તિને જે મુખ્ય માનતો હોય અને ધર્માધર્મની મર્યાદામા જે રહેતો હોય, તે સત્પુરુષ છે, એમ તેના લક્ષણ ઉપરથી સમજવુ.૧૩ જે પુરુષ સમર્થ પુરુષોની પૂજા કરે છે, સ્પર્ધા નહિ કરવા યોગ્યની સાથે સ્પર્ધા કરતો નથી, કામ, ભય, ક્રોધ કે લોભને લીધે ધર્મનો ત્યાગ કરતો નથી, માનરહિત છે, સત્યનિષ્ઠ છે, ક્ષમાશીલ છે, મનને વશ રાખનારો છે, લોકમા જે માન્ય થયેલો છે અને સર્વ અવસ્થાઓમા જેની પરીક્ષા કરવામા આવી છે, તે પુરુષને તમારે સલાહ આપનાર મંત્રી તરીકે માનવો.૧૪,૧૫ હે પૃથાપુત્ર! કુળવાન, આબરૂદાર, ક્ષમાવાન, કાર્યકુશળ, જિતેન્દ્રિય, શૂરવીર, કૃતજ્ઞ અને સત્યવાદી પુરુષને તમારે સજ્જન તરીકે ઓળખવો.૧૬ જે જ્ઞાનસપન્ન રાજા એ રીતે પુરુષના ગુણ—અવગુણોનો વિચાર કરીને તથા ઉત્તમ પુરુષોને પાસે રાખીને રાજ્યતત્ર ચલાવે છે, તેના શત્રુઓ પણ પ્રસન્ન થાય છે; એટલુ જ નહિ પણ તેના મિત્ર બની જાય છે.૧૭ મનને વશ રાખનાર, બુદ્ધિમાન અને ઐશ્વર્યની ઇચ્છા રાખનાર રાજાએ રાજ્યની યોગ્ય વ્યવસ્થા કર્યા પછી પોતાના સબધી પુરુષો, હિતેચ્છુઓ, કુળવાનો, સ્વદેશમા જન્મેલા, લાચ લઈને વશ નહિ થનારા, વ્યભિચાર નહિ કરનારા અને સપૂર્ણ રીતે પરીક્ષા કરેલા પુરુષો દ્વારા અમાત્યોના ગુણદોષની બારીકીથી પરીક્ષા કરવી.૧૮,૧૯ વૈભવવાન થવાની ઇચ્છાવાળા રાજાએ ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલા, વૈદિક માર્ગે ચાલનારા, કુલપરપરાથી રાજસેવા કરનારા અને અહંકારનો ત્યાગ કરનારા પુરુષોને પોતાના મત્રી બનાવવા.૨૦ જેઓની બુદ્ધિ વિનયશીલ હોય, પ્રકૃતિ સૌમ્ય હોય, જેઓમા તેજ, ધૈર્ય, ક્ષમા, શૌચ, સ્વામીભક્તિ, અવ્યભિચારિતા, ધારણાશક્તિ અને સ્થિરતા હોય, જેઓ નિત્ય પ્રૌઢ ભાવવાળા, મહાન ધુરાને ધારણ કરનારા, કપટથી રહિત, રાજાના કાર્યો કરનારા, બોલવા પ્રમાણે કાર્ય કરનારા, વીર, કાર્યકુશળ, કુલીન, સત્ત્વસપન્ન, બીજાઓના અભિપ્રાયને જાણનારા, દયાળુ, દેશકાળના સ્વરૂપને જાણનારા અને સ્વામીના કાર્યનુ હિત ઇચ્છનારા હોય, તેવા પાચ પુરુષોને ગુણદોષની બરાબર પરીક્ષા કરીને રાજાએ પોતાના સર્વ કાર્યોમા સલાહ આપનારા મંત્રી તરીકે નીમવા.૨૧–૨૪ પણ જે મંત્રી તેજોહીન અને શત્રુઓની સાથે સંબંધ રાખનારો હોય તે મત્રી રાજકીય કર્તવ્યનો અથવા અકર્તવ્યનો નિશ્ચય કરી શકતો નથી; પણ ઊલટો સર્વ પ્રકારના કાર્યોમા સંશય જ ઉત્પન્ન કરે છે. એ પ્રમાણે જ જે મંત્રી ઉત્તમ કુળનો હોય અને ધર્માર્થ-કામથી યુક્ત હોય પણ શાસ્ત્રના જ્ઞાનથી જો રહિત હોય, તો તે પણ રાજકીય વિચારોની પરીક્ષા કરી શકતો નથી. તેમ જ જે મંત્રી ઘણો જ વિદ્વાન હોય પણ જો કુળવાન ન હોય તો તે પણ નાયક (દોરનાર) વિનાના અંધ મનુષ્યની પેઠે સામાન્ય કાર્યો કરવામા પણ મૂઢ બની જાય છે,૨૫–૨૭ અને વળી જે મત્રી બુદ્ધિમાન હોય, વિદ્વાન હોય અને ઉપાયોને જાણનારો હોય પણ સ્થિર સંકલ્પવાળો ન હોય, તો તે પણ કોઈ જાતનુ કાર્ય સમાપ્ત કરી શકતો નથી.૨૮ એ રીતે જ જે મત્રી દુર્મતિ અથવા મૂર્ખ હોય, છતા આરંભ કરવામા શૂરો હોય તેનાથી પણ એ કર્મ કેવળ હાથમા લઈને જ સિદ્ધ કરી શકાતુ નથી; કારણ કે કર્મના જુદા જુદા ફળોને તે જાણી શકતો નથી.૨૯ જે મત્રી પોતાના પર પ્રીતિ રાખનારો ન હોય તેનો કદી પણ વિશ્વાસ કરવો નહિ, તેમ જ તેવા પ્રીતિશૂન્ય મંત્રી આગળ પોતાના ગુપ્ત વિચારો પ્રકટ કરવા નહિ,૩૦ કેમ કે તેવો કપટી મત્રી બીજા મત્રીઓ સાથે મળી જઈને, વાયુએ કરેલા છિદ્રો દ્વારા અદર દાખલ થઈને અગ્નિ જેમ વૃક્ષને બાળી નાખે છે તેમ રા નાશ કરે છે.૩૧

રાજા કોઈ સમયે જો કોપાયમાન થાય છે, તો પોતાના વિશ્વાસુ મંત્રીને પણ તેના અધિકારથી ભ્રષ્ટ કરે છે, અતિ આવેશમાં આવી જઈને ખૂબ ઝાટકી નાખે છે અને પાછો પ્રસન્ન પણ થાય છે.[૩૨] આવાં આવાં રાજાનાં તે કૃત્યોને જે મંત્રી અત્યંત અનુરાગી હોય છે, તે જ સહન કરે છે; માટે પોતાના પર પ્રીતિ રાખનારા સહનશીલ પુરુષને જ રાજાએ મંત્રી બનાવવો; કેમ કે મંત્રીઓનો ક્રોધ વજ્રપાત સરખો ભયંકર થઈ પડે છે.[૩૩] જે મંત્રી પોતાના સ્વામીનું પ્રિય કરવાની ઇચ્છાથી તેનાં સર્વ પ્રકારનાં વર્તનોને સહન કરે છે અને સુખદુઃખમાં સમાન રીતે વર્તે છે, તે મંત્રીને રાજાએ પોતાના સર્વ કાર્યોમાં સલાહ પૂછવી;[૩૪] પરંતુ જે મંત્રી પોતાના પર પ્રીતિ રાખતો હોય, ઉત્તમ જ્ઞાનથી યુક્ત હોય અને બીજા સર્વ પ્રકારના ગુણોથી સંપન્ન હોય, છતાં જો શઠ હોય, તો તે મંત્રી રાજાનો ગુપ્ત વિચાર સાંભળવાને યોગ્ય નથી.[૩૫] જે મંત્રી શત્રુની સાથે સંબંધ રાખનારો હોય અને નગરના લોકોને બહુ માન આપતો ન હોય, તેને પોતાનો શત્રુ જ જાણવો ને તે પણ રાજ્યના ગુપ્ત વિચારો સાંભળવાને યોગ્ય નથી.[૩૬] જે મંત્રી મૂર્ખ છે, અપવિત્ર છે, અભિમાની છે, શત્રુની સેવા કરનારો છે, આત્મશ્લાઘી છે, ક્રોધી છે અને લોભી છે, તેને પોતાનો સુહૃદ જાણવો નહિ અને તે પણ રાજકીય વિચારો સાંભળવાને યોગ્ય નથી.[૩૭] જે મંત્રી પોતાના પર પ્રીતિ રાખનારો હોય, અતિશય વિદ્વાન હોય, સત્કારપાત્ર થયેલો હોય અને રાજ્ય-સંપત્તિમાંથી વિભાગને પામેલો હોય તોપણ જો નવો આવેલો હોય તો રાજ્યના ગુપ્ત વિચારો સાંભળવાને યોગ્ય નથી.[૩૮] જેના પિતાને તેવાં કોઈ અધર્માચરણને લીધે પ્રથમ દંડેલો હોય અને પછી સત્કાર કરીને તેને પાછો તેની જગ્યાએ નીમ્યો હોય તે પણ રાજ્યના ગુપ્ત વિચારો સાંભળવાને યોગ્ય નથી;[૩૯] તેમ જ જેને પોતાનો સ્નેહી હોવા છતાં તેવા કોઈ અલ્પ કાર્યને માટે ધન છીનવી લઈને ખાલી કરી મૂકયો હોય તેવો પુરુષ બીજા અનેક ગુણોથી યુક્ત હોવા છતાં રાજ્યના ગુપ્ત વિચારો સાંભળવાને યોગ્ય નથી;[૪૦] પણ જે પુરુષ કુશળ બુદ્ધિવાળો હોય, ધારણાશક્તિથી યુક્ત હોય, વિદ્વાન હોય, સ્વદેશમાં જ જન્મેલો હોય, પવિત્ર હોય અને સર્વ કર્મોમાં શુદ્ધ જણાયો હોય, તે પુરુષ રાજકીય વિચારો સાંભળવાને યોગ્ય છે.[૪૧] જે પુરુષ જ્ઞાનવિજ્ઞાનસંપન્ન હોય, સ્વપરની પ્રકૃતિને જાણનારો હોય, પવિત્ર હૃદયવાળો હોય અને પોતાના સમાન ગુણવાળો હોય, તે પુરુષ રાજકીય વિચારો સાંભળવાને યોગ્ય છે;[૪૨] તેમ જ સત્યવાદી, શીલસંપન્ન, ગંભીર, લજ્જાશીલ, મૃદુ સ્વભાવનો અને પોતાના પૂર્વજોની પરંપરાથી રાજ-સેવા કરતો આવતો હોય તે પુરુષ રાજ્ય સંબંધી વિચારો સાંભળવાને યોગ્ય છે.[૪૩] નિત્ય સંતુષ્ટ રહે-નારો, પ્રજાઓમાં પ્રિય થઈ પડેલો, સત્ય ભાષણ બોલનારો, પ્રૌઢ, પાપનો દ્વેષ કરનાર, ગુપ્ત વિષયના વિચારને જાણનાર, સમયને જાણનાર અને શૂરવીર એવો પુરુષ રાજકીય વિચારો સાંભળવાને યોગ્ય છે.[૪૪] હે રાજા! દંડને ધારણ કરવાની ઇચ્છાવાળા રાજાએ જે પુરુષ સાંત્વવાદનાં વચનોથી આખા જગતને વશ કરવા સમર્થ હોય, તેને પોતાનો વિચાર જણાવવો.[૪૫] જેને વિષે નગરના તથા દેશના સર્વ લોકો ધર્માનુસાર વિશ્વાસ પામ્યા હોય તેવો નીતિકુશળ અને યુદ્ધકુશળ પુરુષ રાજાના ગુપ્ત વિચારો સાંભળવાને યોગ્ય છે.[૪૬] આવા સર્વગુણસંપન્ન, સર્વલોકમાન્ય અને સ્વામી, અમાત્ય આદિ સર્વ રાજકીય પ્રકૃતિને જાણનારા પાંચ પુરુષોને રાજાએ મંત્રી બનાવવા અને તેવા પાંચ પુરુષ જો ન મળે તો ઓછામાં ઓછા ત્રણ પુરુષોને પોતાના મંત્રી બનાવવા.[૪૭] મંત્રીઓએ પણ પોતાનાં તથા પારકાં છિદ્રો લક્ષ્યપૂર્વક જોવાં જોઈએ, તેમ જ પોતાની સાતે રાજકીય પ્રકૃતિઓમાં કોઈ જાતની ફાટફૂટ થઈ નથી ને, તેની તપાસ રાખવી જોઈએ; કારણ કે મંત્રીઓનો મંત્ર એ રાજ્યનું મૂળ છે અને તેને લીધે જ રાજાના રાજ્યની વૃદ્ધિ પણ થાય છે.[૪૮] પોતાનું છિદ્ર શત્રુની દૃષ્ટિએ પડવા ન દેવું, શત્રુનું છિદ્ર શોધી કાઢીને તે માર્ગે તેના પર ચડાઈ કરવી અને કાચબો જેમ પોતાનાં અંગોને ગુપ્ત રાખે છે, તેમ રાજાએ પોતાનાં છિદ્રોને ગુપ્ત રાખવાં.[૪૯] જે મંત્રીઓ રાજ્યના ગૂઢ વિચારોને ગુપ્ત રાખે છે, તેઓ જ ખરા બુદ્ધિમાન છે; કેમ કે મંત્ર એ રાજાનું કવચ છે

અને રાજ્યના શૂરા પુરુષો મંત્ર(ગુપ્તવિચાર)ના અંગ છે. વિદ્વાનો કહે છે કે, રાજ્યરક્ષાના ગુપ્ત દૂતો રાજ્યનું મૂળ છે અને ગુપ્ત સ્થળે કરવામાં આવેલા રાજકીય ગૂઢ વિચારો રાજ્યના સારભૂત છે.[૫૦] રાજાઓ અને મંત્રીઓ મદ, ક્રોધ, માન અને ઈર્ષ્યાનો ત્યાગ કરીને અન્યોન્યના ચિત્તને જો અનુસરે છે તો સુખી થાય છે, પણ કેવળ આજીવિકાને માટે જ અન્યોન્યને અનુસરનારા તેઓ કદી સુખી થતા નથી વળી રાજાએ[×] પાંચ પ્રકારના કપટભાવનો ત્યાગ કરનારા મંત્રીઓની સાથે રહીને રાજકીય વિચારો કરવા.[૫૧-૫૨] તેમાં પ્રથમ ત્રણે મંત્રીઓના ભિન્ન ભિન્ન વિચારોને જાણી લઈને પોતાના ચિત્ત વિષે તેઓને સ્થિર કરવા અને પોતે નિશ્ચય કરેલા ચોથા વિચારને તેની સાથે જોડીને એ ચારે વિચારોનો અંતિમ નિર્ણય કરવાના સમયે નિશ્ચયવેત્તા પુરોહિતને તે સર્વ મતભેદો જણાવવા.[૫૩] ધર્મ, અર્થ અને કામ સંબંધી સર્વ વિષયોને જાણનારા બ્રાહ્મણજાતિના પુરોહિત પાસે જઈને તેનો અંતિમ નિર્ણય પૂછવો અને તે પુરોહિત પણ ચારેની સાથે ઊહાપોહ કરીને જે સિદ્ધાંત નક્કી કરે, તેમાં સર્વ મંત્રીઓનો તથા પોતાનો પણ જ્યારે એકમત થાય, ત્યારે તે નિશ્ચિત વિચારને તટસ્થ તરીકે રહીને રાજાએ અમલમાં મૂકવો.[૫૪] વિચારના તત્ત્વાર્થનો નિશ્ચય જાણનારા પંડિતો કહે છે કે, એ રીતે જ રાજાએ સદા મંત્રણા કરવી, જેથી તે નિશ્ચિત થયેલો મંત્ર જ્યારે અમલમાં મુકાય છે, ત્યારે પ્રજાઓને વશ કરવામાં સમર્થ થાય છે,[૫૫] પણ આવો રાજકીય વિચાર જે સ્થળે ઘડવાનો હોય તે સ્થળની ઉપરના ભાગમાં, નીચેના ભાગમાં, આડાઅવળા ખૂણાખાચરે, આગળના ભાગમાં કે પાછળના ભાગમાં કોઈ ઠીંગણા, કૂબડા, દુર્બળ, લૂલા, લંગડા, આંધળા, મૂર્ખ, સ્ત્રી અને નપુંસક મનુષ્યોની કોઈ રીતે આવજા થવા દેવી નહિ,[૫૬] અથવા કોઈ શૂન્ય ગૃહના ઉપરના માળ ઉપર ચડીને કે જે સ્થળમાં સૂર્યનો પ્રકાશ આવતો હોય અને ઘાસ ચારાનો સંપર્ક ન હોય, આવે સ્થળે બેસીને સમયોચિત કાર્ય માટે જ્યારે વિચાર કરવો હોય, ત્યારે ઉચ્ચ સ્વરે ભાષણ કરવું નહિ, તેમ નેત્ર, મુખ વગેરે અંગોના ચાળા કરવા નહિ.[૫૭]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન પર્વમાં 'સભાસદો વગેરે કેવા હોવા જોઈએ' નામનો અધ્યાય ૮૩ મો સમાપ્ત

# अध्याय ८४ मो

## ઇંદ્ર અને બૃહસ્પતિનો સંવાદ

॥ भीष्म उवाच ॥

**अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम् ।**
**बृहस्पतेश्च संवादं शक्रस्य च युधिष्ठिर ॥ १ ॥**

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિર ! આના સંબંધમાં પણ બૃહસ્પતિ અને ઇંદ્રના સંવાદરૂપ એક પ્રાચીન ઇતિહાસ જગતમાં કહેવાય છે, તે હું તમને કહું છું, તે સાંભળો.[૧]

એક સમયે ઇંદ્રે બૃહસ્પતિને પૂછ્યું : હે બ્રહ્મન્ ! જેમાં સર્વ ગુણોનો અંતર્ભાવ થાય છે, તેવું એક જ કર્તવ્ય કયું છે કે જેનું સારી રીતે આચરણ કરીને પુરુષ જગતમાં સર્વમાન્ય મહાન યશને પામે ?[૨]

બૃહસ્પતિ બોલ્યા : હે ઇંદ્ર ! નિષ્કપટ એવું પ્રિય ભાષણ તે જ સર્વ ગુણોનો જેમાં અંતર્ભાવ થાય છે તેવું એક પરમ કર્તવ્ય છે, જેનું સારી રીતે આચરણ કરીને પુરુષ સર્વમાન્ય એવા મહાન યશને પામે છે.[૩] સર્વ લોકને સુખી કરનાર એ નિષ્કપટ

× એ પાંચ પ્રકારના કપટ આ પ્રમાણે સમજવાં : કેવળ વાચિક, કાયિકવાચિક મિશ્ર, કેવળ માનસિક, મિશ્ર તથા કેવળ કાયિક, આ પાંચે પ્રકારનાં કપટો મહાભારતમાં જોવામાં આવે છે. કેમ કે દ્રોણના વધપ્રસંગે યુધિષ્ઠિરે 'અશ્વત્થામા હણાયો' એમ કહીને કેવળ વાચિક કપટ કર્યું હતું. ભીમસેને અશ્વત્થામા નામના એક હાથીને મારીને 'અશ્વત્થામા હણાયો' એમ કહીને કાયિકવાચિક-મિશ્ર કપટ કર્યું હતું. રાજા ધૃતરાષ્ટ્રે પાંડવો પર દ્વેષભાવ રાખીને કેવળ માનસિક કપટ કર્યું હતું, કારણ કે તેણે વાણીથી અથવા શરીરથી કોઈ વખતે પાંડવો પરનો દ્વેષ જાહેર કર્યો ન હતો. દુર્યોધન આદિ ધૃતરાષ્ટ્રના પુત્રોએ લાક્ષાગૃહમાં પાંડવોને બાળી મૂકવાના વિચારથી કાયિક, વાચિક અને માનસિક મિશ્ર કપટ કર્યું હતું, તથા સૌપ્તિકપર્વમાં જણાવ્યા પ્રમાણે અશ્વત્થામાએ નિદ્રાવશ થયેલા પાંડવ સૈનિકોનો સંહાર કરીને કેવળ કાયિક કપટ કર્યું હતું.
—નીલકંઠ

પ્રિય ભાષણરૂપ પરમ કર્તવ્યનું આચરણ કરનાર પુરુષ સર્વ પ્રાણીઓમાં સર્વદા પ્રિય થઈ પડે છે.[૪] જે પુરુષ કોઈની સાથે ભાષણ કર્યા વિના મૂંગો બેસી રહે છે અને સદાને માટે મુખ ઉપર ભ્રૂકુટી ચડાવેલી જ રાખે છે, તે પુરુષ સર્વ પ્રાણીઓનો દ્વેષપાત્ર બની રહે છે; કારણ કે તેણે પૂર્વોક્ત સાત્વવાદને આચરણમાં મૂક્યો નથી;[૫] પણ જે પુરુષ હરકોઈ મનુષ્યને જોઈ ને તેના બોલતા પહેલાં પ્રથમ જ મંદ હાસ્યપૂર્વક તેની સાથે ભાષણ કરવાનો આરંભ કરે છે, તેના પર સર્વ લોકો પ્રસન્ન થાય છે.[૬] જેમ મસાલેદાર શાકપાન વિનાનું ઉત્તમ ભોજન પણ મનુષ્યોને પ્રીતિકર થતું નથી, તેમ પૂર્વોક્ત સાત્વવાદ (નિષ્કપટ પ્રિય ભાષણ) વિનાનું ઉત્તમ દાન પણ પ્રાણીઓને પ્રસન્ન કરી શકતું નથી.[૭] હે ઇંદ્ર! મધુર વાણી બોલતો બોલતો સર્વસ્વ છીનવી લેનાર પુરુષ પણ તે સાત્વવાદના પ્રભાવથી સર્વ લોકને વશ કરે છે;[૮] માટે દંડ ધારણ કરવાની ઇચ્છાવાળા રાજાએ જેમ બને તેમ સાત્વવાદનો જ પ્રયોગ કરવો, જેથી પોતાને ઉત્તમ ફળની પ્રાપ્તિ થાય છે અને સર્વ લોક પણ ઉદ્વિગ્ન થતા નથી.[૯] મધુર અને હૃદયાકર્ષક એ સાંત્વવાદરૂપ પુણ્યનું સારી પેઠે સેવન કરનાર પુરુષના પુરુષાર્થની તુલના કરી શકે તેવું બીજું એક પણ કૃત્ય આ જગતમાં નથી.[૧૦]

ભીષ્મે કહ્યું: પોતાના પુરોહિત બૃહસ્પતિએ એ પ્રમાણે કહ્યું, એટલે ઇંદ્રે તેવું નિષ્કપટ પ્રિય ભાષણ કરવાનો જ આરંભ કરી દીધો. માટે હે કુંતીપુત્ર! તમે પણ તે ઉત્તમ રીતિનું આચરણ કરો.[૧૧]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન પર્વમા 'ઇંદ્ર અને બૃહસ્પતિનો સંવાદ' નામનો અધ્યાય ૮૪ મો સમાપ્ત

## અધ્યાય ૮૫મો

### અમાત્યયોજના અને વિવાદનિર્ણય

॥ युधिष्ठिर उवाच ॥

**कथंस्विदिह राजेन्द्र पालयन् पार्थिवः प्रजाः ।**
**प्रीतिं धर्मं विशेषेण कीर्तिमाप्नोति शाश्वतीम् ॥१॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે રાજાધિરાજ ભીષ્મપિતામહ! કેવી રીતે પ્રજાપાલન કરીને રાજા સર્વની પ્રીતિને, ધર્મને તથા ચિરકાળ રહેનારી કીર્તિને પ્રાપ્ત કરે છે?[૧]

ભીષ્મ બોલ્યા: પ્રજાઓના વ્યાવહારિક વાદવિવાદપ્રસંગે સત્યાસત્યનો નિષ્પક્ષપાત નિર્ણય આપીને પ્રજાઓનું પાલન કરવામાં તત્પર રહેનારો પવિત્ર રાજા ધર્મ અને કીર્તિ મેળવીને આ લોકમાં તથા પરલોકમાં સુખી થાય છે.[૨]

યુધિષ્ઠિરે પૂછ્યું: હે મહાબુદ્ધિમાન પિતામહ! રાજાએ કેવા પ્રકારના વ્યવહારોથી કેવા મનુષ્યોની સાથે કેવી રીતે વર્તવું? તે હું તમને પૂછું છું, માટે તે વિષે મને કહો.[૩] વળી તમે પ્રથમ જે ગુણોનું વર્ણન કર્યું તે સમગ્ર ગુણો કોઈ એક જ પુરુષમાં સર્વથા હોતા નથી, એમ હું નિશ્ચય માનું છું.[૪]

ભીષ્મ બોલ્યા: હે મહાબુદ્ધિમાન યુધિષ્ઠિર! તમે કહો છો તે તેમ જ છે. ખરેખર, તેવા સર્વ સદ્ગુણોથી યુક્ત એવો કોઈ એક જ પુરુષ જગતમાં ભાગ્યે જ મળી શકે છે,[૫] તેમ જ પ્રયત્નપૂર્વક તપાસ કરવા છતાં સદ્વર્તન પણ જગતમાં દુર્લભ જ છે, તોપણ તમારે અમાત્યો કેવા પ્રકારના કરવા, તે વિષે હું તમને સંક્ષેપમાં કહું છું.[૬]

વેદવિદ્યાનિષ્ઠ, પ્રૌઢ, સ્નાતક અને પવિત્ર એવા ચાર બ્રાહ્મણો, હાથમાં શસ્ત્રો ધારણ કરનારા અને મહાબલિષ્ઠ આઠ ક્ષત્રિયો, ધનસંપન્ન એવા એકવીસ વૈશ્ય અને પોતાનાં નિત્યકર્મો કરીને પવિત્ર રહેનારા વિનયસંપન્ન ત્રણ શૂદ્રો—આ છત્રીસ પુરુષોને તમારે અમાત્યપદે નીમવા; શુશ્રૂષા, શ્રવણ, ગ્રહણ, ધારણ, ઊહન, અપોહન, વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન—એ આઠ ગુણોથી યુક્ત સૂતજાતિના એક પુરાણવેત્તા પુરુષને પણ અમાત્ય તરીકે સમીપમાં રાખવો. આ કુલ સાડત્રીસ પુરુષોનું અમાત્યમંડળ પચાસ પચાસ વર્ષના વૃદ્ધ પુરુષોવાળું જ હોવું જોઈએ, પ્રૌઢ સ્વભાવનું હોવું જોઈએ, અસૂયાદોષથી રહિત, શ્રુતિસ્મૃતિના જ્ઞાનથી યુક્ત, વિનયશીલ, સર્વ પર સમદૃષ્ટિ રાખનાર, વાદવિવાદ કરનાર લોકોના કાર્યનો યોગ્ય નિર્ણય આપવામાં સમર્થ, દ્રવ્યના લોભથી રહિત અને સાત પ્રકારનાં ઘોર વ્યસનોથી* મુક્ત હોવું

* મૃગયા, જુગાર, સ્ત્રીસેવન, મદિરાપાન, મારામારી કરવી, કઠોર ભાષણ અને અર્થદૂષણ, આ સાત વ્યસનો મહાઘોર છે. —નીલકંઠ

જોઈએ. રાજાએ આ અમાત્યમંડળમાંથી ચાર બ્રાહ્મણોને, ત્રણ શૂદ્રોને તથા એક સૂત પૌરાણિકને સાથે રાખીને રાજકીય વિચારો માટે મંત્રણા કરવી; અર્થાત્ એ આઠ પુરુષોનું સલાહકાર મંત્રી-મંડળ નીમવું અને તે મંડળની સાથમાં રહીને જ કોઈ રાજકીય વિચારનો નિર્ણય કરવો.[૭–૧૧] પછી એ નિર્ણીત થયેલા વિચારને રાજ્યમાં પ્રસિદ્ધ કરવો અને તેને અમલમાં મૂકવા માટે રાજ્યના મુખ્ય અધિકારી તરફ મોકલી આપવો. આવા પ્રકારના વ્યવહારથી તમારે નિરંતર પ્રજાઓનું રક્ષણ કરવું.[૧૨] કોઈની ગુપ્ત થાપણ કોઈએ ઓળવી હોય તો તે ધનને તમારે લેવું નહિ, તેમ જ અમુક કોઈ મિલકતને માટે બે જણા વાદવિવાદ કરતા હોય અને તે મિલકતનો ખરો વારસ કોણ છે, તે જ્યાં સુધી સાબિત ન થાય, ત્યાં સુધી એ મિલકત રાજાની છે, એમ જાણીને તમારે લેવી નહિ; કેમ કે તેમ કરવાથી કોઈના કાર્યનો વિનાશ થાય છે અને તેથી અધર્મ તમને પીડશે;[૧૩] એટલું જ નહિ પણ તેવા અન્યાયોની જો વૃદ્ધિ થાય છે તો, પક્ષીઓ જેમ શકરાને જોઈને નાસી જાય છે તેમ પ્રજાઓ તમારાથી દૂર નાસી જશે અને સમુદ્રમાં ભાંગી પડેલી નૌકા જેમ નાશ પામે છે, તેમ તમારા રાજ્યનો નાશ થઈ જશે.[૧૪] જે રાજા અધર્મથી અથવા અન્યાયથી પ્રજાઓને પીડે છે, તેના પર કોઈ સમયે હાર્દ ભય આવી પડે છે અને તેને સ્વર્ગ નહિ મળતાં નરક જ મળે છે.[૧૫] હે પુરુષશ્રેષ્ઠ યુધિષ્ઠિર ! ધર્મ-મૂલક ન્યાયાસન પર આરૂઢ થઈને જે રાજા મંત્રી કે રાજપુત્ર પ્રજાઓ પર અન્યાય ગુજારે છે, તેની પણ તે જ ગતિ થાય છે.[૧૬] તે તે રાજકીય કાર્યો કરવાના અધિકાર પર નિમાયેલા રાજાના અધિ-કારીઓ પોતાને સોંપવામાં આવેલું કામ જો બરા-બર નથી કરતા તો તેઓ પોતે તો નરકમાં જાય છે અને સાથે પોતાના રાજાને પણ નરકમાં ઘસડી જાય છે;[૧૭] કેમ કે બળવાન લોકોના ત્રાસથી અનેક પ્રકારના કૃપણ વિલાપો કરનારા અનાથ મનુષ્યોનો નાથ રાજા પોતે જ છે; માટે રાજાએ પ્રજાઓનું બરા-બર રક્ષણ કરવું.[૧૮] ન્યાયાસન પર આરૂઢ થયેલા રાજા કે મંત્રી વ્યાવહારિક વાદવિવાદોનો જો યોગ્ય ઈન્સાફ આપતો નથી તો પોતે અધોગતિમાં જાય છે. આવા હેતુથી જ્યારે કોઈ વાદી–પ્રતિવાદી-ઓની એક જ મિલકતને માટે તકરાર ઊભી થાય, ત્યારે બન્ને તરફના સાક્ષીઓના પુરાવા તરફ લક્ષ્ય આપીને જ રાજાએ યોગ્ય ન્યાય આપવો; પણ કોઈ તકરાર એવી જ હોય કે, જેમાં કોઈ સાક્ષી ન હોય અને પુરાવો પણ ન હોય, ત્યારે તેનો ન્યાય આપવા માટે બુદ્ધિપૂર્વક ખૂબ પરીક્ષા કરવી અર્થાત્ એક મિલકત માટે જ્યારે જ્યારે બે જણ વાદવિવાદ કરતા હોય, ત્યારે રાજા-એ તેઓના સાક્ષીઓ ઉપર આધાર રાખીને ન્યાય કરવો; પણ જ્યારે કોઈ સાક્ષી ન મળે અને તકરારી મિલકત ઉપર બેમાથી એકનો દાવો સાબિત ન થાય ત્યારે તેની પરીક્ષા વિશેષે કરીને સોગંદ વગેરે આપીને કરવી[૧૯] રાજાએ પાપીઓને તેઓ-ના અપરાધ પ્રમાણે જ શિક્ષા કરવી. ધનવાન માણસે જો અપરાધ કર્યો હોય તો તેની પાસેથી દંડ લેવો–શિક્ષા બદલ અમુક ધન લેવું; પણ નિર્ધન માણસે જો અપરાધ કર્યો હોય તો તેને કેદની શિક્ષા કરવી.[૨૦] પોતાના રાજ્યમાં જેઓ દુરાચારી હોય, તેઓને રાજાએ માર મારીને પણ સીધા કરવા ને જેઓ શિષ્ટ અથવા સજ્જન હોય તેઓને દાન, માન વગેરે આપીને પાળવા.[૨૧] જે પુરુષ રાજાનું ખૂન કરવા ઇચ્છે, કોઈના ઘરમાં આગ લગાડે, ચોરી કરે અને પ્રજાઓમાં વર્ણસંકરતા ફેલાવે, તેને અનેક ઉપાયે પણ મારી જ નાખવો.[૨૨] હે રાજા ! શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે પ્રજાઓના અપરાધ તરફ દૃષ્ટિ કરીને યથાયોગ્ય શિક્ષા કરનાર રાજાને અધર્મ થતો નથી, પણ ઊલટો ધર્મ જ થાય છે;[૨૩] પરંતુ શાસ્ત્રજ્ઞાનરહિત એવો જે અનઘડ રાજા પોતાની ઇચ્છાનુસાર જો દંડ કરે છે, તો આ લોકમાં તેની અપકીર્તિ થાય છે અને મૂઆ પછી તે નરકમાં પડે છે;[૨૪] તેમ જ કોઈના અપરાધને લીધે રાજાએ કોઈ બીજાને શિક્ષા કરવી નહિ; અર્થાત્ પિતાના અપ-રાધને લીધે પુત્રને શિક્ષા કરવી નહિ; પણ પિતા પકડાય ત્યાં સુધી પુત્રને કેદ પકડી રાખી જણા-વવું કે, 'તારા પિતાને પત્રાદિ દ્વારા અહીં તેડાવ અને તું છૂટો થા.' પછી તેનો પિતા જ્યારે આવે, ત્યારે તેને શિક્ષા કરવી અને તેના પુત્રને છોડી મૂકવો; પણ જો તેનો પિતા ન જ આવે તો પુત્રને શિક્ષા

કર્યા વિના જ છૂટો કરવો; કેમ કે તેના પિતાએ હાથે કરીને જ દેશપાર થવાની સજા વહોરી લીધી છે.[૨૫] રાજાએ ગમે તેવી આપત્તિના સમયે પણ દૂતને કદી મારવો નહિ, કેમ કે દૂતનો વધ કરનાર રાજા પોતાના મંત્રીઓની સાથે નરકમાં પડે છે;[૨૬] એટલું જ નહિ પણ ક્ષાત્રધર્મમાં પ્રીતિ રાખનારો જે રાજા જેવું હોય તેવું સત્ય બોલનાર દૂતનો જો વધ કરે છે તો તેના પિતૃઓને ગર્ભહત્યાનું પાતક લાગે છે.[૨૭] રાજાનો દૂત કુળવાન, આબરૂદાર, વાચાળ, ચતુર, પ્રિયભાષી, સત્યવાદી અને સ્મરણશક્તિમાન–આવા સાત ગુણોથી યુક્ત હોવો જોઈએ.[૨૮] તેમ જ રાજાનો પ્રતિહાર, અંગરક્ષક અને છત્રાદિ ધારણ કરનાર શિરસ્થાનનો રક્ષક પણ તેવા સાત ગુણોથી યુક્ત હોવો જોઈએ.[૨૯] સંધિ અને વિગ્રહના કાર્ય ઉપર નિમાયેલો રાજાનો એલચી પણ ધર્મશાસ્ત્રના તત્ત્વાર્થને જાણનારો, બુદ્ધિમાન, ધૈર્યસંપન્ન, લજ્જાશીલ અને ગુપ્ત વાર્તાને છૂપી રાખનારો હોવો જોઈએ.[૩૦] અમાત્ય સત્ત્વસંપન્ન, કુળવાન અને સદાચારી હોય તે જ ઉત્તમ ગણાય છે, ને સેનાપતિ પણ તેવા જ ગુણોવાળો હોવો જોઈએ,[૩૧] તથા વ્યૂહ, યંત્ર અને આયુધોની રચનાને જાણનારો, તત્ત્વજ્ઞ, પરાક્રમી, ટાઢ, તાપ, વૃષ્ટિ વગેરેને સહન કરનારો અને શત્રુઓનાં છિદ્રોને જાણનારો હોવો જોઈએ.[૩૨] હે રાજેંદ્ર! રાજાએ બીજાઓને વિશ્વાસુ બનાવવા, પરંતુ પોતે કોઈના વિશ્વાસુ થવું નહિ. પુત્રો ઉપર પણ રાજાએ વિશ્વાસ કરવો ઉત્તમ નથી.[૩૩] હે નિર્દોષ રાજા! આ સઘળો મેં તને નીતિશાસ્ત્રનો જ સાર કહ્યો છે. રાજાઓનું પરમ ગુહ્ય એ જ કહેવાય છે કે, તેઓએ કોઈનો વિશ્વાસ કરવો નહિ.[૩૪]

તિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન-
પર્વમાં 'અમાત્યયોજના અને વિવાહનિર્ણય'
નામનો અધ્યાય ૮૫મો સમાપ્ત

પોતે જ બંધાવેલા અથવા પોતાના પૂર્વજોએ બંધાવેલા કેવા નગરમાં નિવાસ કરવો, તે મને કહો.[૧]

ભીષ્મ બોલ્યા : હે ભારત! જે નગરમાં રાજાએ પોતાના પુત્રો, જ્ઞાતિલાઓ અને બંધુઓ સાથે નિવાસ કરવો હોય તે નગરનું રક્ષણ કેવા પ્રકારનું હોવું જોઈએ અને તેમાં કેવી રીતે વસવું જોઈએ, એ વિષયનો પ્રશ્ન પૂછવો તે યોગ્ય જ છે;[૨] માટે પ્રથમ તો હું તમને રાજધાનીના શહેરનું રક્ષણ કરવા માટે કિલ્લા કેવા બાધવા, તે વિષે કહું છું. તે સાંભળીને તમારે તેમ કરવાનો યત્ન કરવો.[૩] રાજાએ જેમાં સર્વ પ્રકારની મુખ્ય સંપત્તિઓ રહી શકે અને સર્વ મનુષ્યોનો સમાવેશ થઈ શકે તેવા છ પ્રકારના કિલ્લાઓ બંધાવીને નગરો વસાવવાં.[૪] ધન્વદુર્ગ (ચોતરફ પાંચ યોજન સુધી જેમાં જળ પણ ન હોય તેવા વેરાન પ્રદેશરૂપ કિલ્લો), ભૂદુર્ગ (શહેરની આસપાસ પાકી ભીંત બાંધેલો કિલ્લો), ગિરિદુર્ગ (આજુબાજુ રહેલા પર્વતોરૂપી કિલ્લો), મનુષ્યદુર્ગ (આસપાસ છાવણી નાખીને પડેલા સૈનિકોના રક્ષણરૂપ કિલ્લો), મૃત્તિકાદુર્ગ (માટીથી બાંધેલો કિલ્લો) અને વનદુર્ગ (શહેરની આસપાસ દુર્ગમ ઝાડીરૂપ કિલ્લો) આ છ પ્રકારના કિલ્લાઓ બાંધીને નગરો વસાવવાં.[૫] જે નગર પૂર્વોક્ત કિલ્લાઓમાંના કોઈ એકથી રક્ષિત હોય, ધાન્ય અને શસ્ત્રોથી ભરપૂર હોય, આસપાસ મજબૂત ભીંત અને પાણીની ખાઈવાળું હોય, હાથી, ઘોડા અને રથોના સંગ્રહવાળું હોય, જેમાં વિદ્વાન કારીગરો વસતા હોય, જેમાં ધાન્યાદિ સર્વ પદાર્થોનો સંચય કરેલો હોય, જેમાં કાર્યકુશળ એવા ધાર્મિક મનુષ્યોની વસતી હોય, બળવાન પુરુષો, હાથીઓ અને ઘોડાઓથી જે ભરપૂર હોય, ચૌટાં અને બજારોથી જે શોભી રહ્યું હોય, જેમાં પ્રકટ રીતે વ્યવહારો થતા હોય, જેમાં સર્વ પ્રકારની શાંતિ

એ પોતાના વશમાં રહેનારા અમાત્યોને તથા સૈન્યને સાથે રાખી નિવાસ કરવો.[૯–૧૦] એ નગરમાં નિવાસ કર્યા પછી રાજાએ કોશની, સૈન્યની, મિત્રની તથા વ્યવહારની વૃદ્ધિ કરવી અને નગરમાં તથા પ્રાંતિક સંસ્થાનોમાં જે જે દોષો જોવામાં આવે તે તે સર્વ દૂર કરવા.[૧૧] ભંડાર અને આયુધશાળામાં પણ ધાન્ય વગેરેનો તથા યંત્ર અને આયુધ વગેરેનો યત્નપૂર્વક વધારો કર્યે જવો;[૧૨] ઉપરાંત લાકડાં, લોખંડ, ધાન્યાદિકનાં ફોતરાં, કોલસા, (ઇમારતી) લાકડાં, શિંગડાં, હાડકાં, વાંસ, ચરબી, ઘી, તેલ, વસા,* મધ, સર્વ જાતનાં ઔષધો, શણ, રાળ, ધાન્ય, શસ્ત્રો, બાણો, ચામડાં, તાંત, નેતર, મુંજ નામનું ઘાસ, છાજ અને નોબત વગેરે વાદિત્રોનો સંગ્રહ કરવો.[૧૩-૧૪] રાજાએ તે તે મોટાં મોટાં રાજનગરોમાં પુષ્કળ પાણીથી ભરેલાં તળાવો, વાવ, કૂવા વગેરે બંધાવવાં, ને જેમાંથી છીર નીકળે છે તેવાં વૃક્ષોનું નિરંતર રક્ષણ કરવું.[૧૫] તેમ જ બુદ્ધિમાન ધારણાશક્તિવાળા, ઇંદ્રિયોનું દમન કરનારા, કાર્યકુશળ, શૂરવીર, વિદ્વાન, કુળવાન અને સત્વસંપન્ન એવા પોતાના આચાર્યનો, ઋત્વિજોનો, પુરોહિતોનો, મોટા ધનુર્ધર યોદ્ધાઓનો, સલાટ વગેરે કારીગરોનો, જોશીઓનો તથા વૈદ્યોનો પ્રયત્નપૂર્વક સત્કાર કરવો અને તેઓની સર્વ કાર્યોમાં યોજના કરવી.[૧૬-૧૭] વળી રાજાએ ધાર્મિક પુરુષોની પૂજા કરવી, અધાર્મિક પુરુષોને શિક્ષા કરવી ને સર્વ વર્ણના મનુષ્યોને પોતપોતાનાં ધર્મકર્મમાં સ્થાપવા.[૧૮] નગરનાં તથા દેશના સર્વ મનુષ્યોનાં બાહ્યાભ્યંતર વર્તનોને પોતાના ગુપ્ત અનુચરો દ્વારા જાણવાં ને પછી પોતાને યોગ્ય લાગે તેવા પુરુષોને રાજકીય અધિકારો પર નીમવા.[૧૯] સર્વ અધિકારીઓની, મંત્રીની, કોશની તથા સૈન્યબળની રાજાએ પોતે જ દેખરેખ રાખવી; કેમ કે રાજ્યનો સર્વ આધાર મુખ્યત્વે તેના પર જ રહેલો હોય છે.[૨૦] વળી તે ઉપરાંત મધ્યસ્થરાજા, શત્રુરાજા અને મિત્રરાજા પોતપોતાના નગરમાં અથવા આખા દેશમાં જુદી જુદી શી શી પ્રવૃત્તિ કરી રહ્યા છે, તે પણ પોતાના ગુપ્તચરો દ્વારા જાણવું;[૨૧] અને તે સર્વ જાણ્યા પછી પ્રમાદ રાખ્યા વિના તે તે માટે ચાંપતા ઉપાયો લેવા. પોતાના ભક્ત–પુરુષોનું સન્માન કરવું ને શત્રુઓને શિક્ષા કરવી.[૨૨] હમેશાં યજ્ઞયાગ કરવા, કોઈને પીડા કર્યા વિના દાન દેવું, પ્રજાઓનું રક્ષણ કરવું, ધર્મને બાધ આવે તેવું કાર્ય કરવું નહિ, કૃપણ, અનાથ, વૃદ્ધ અને વિધવા સ્ત્રીઓનું રક્ષણ કરવું, તેઓને વર્ષાસનો બાંધી આપવાં અને સર્વ આશ્રમવાસી લોકોને યથાયોગ્ય સમયે સત્કાર, પૂજા અને માનપૂર્વક વસ્ત્ર, પાત્ર, ભોજન વગેરે આપવાં.[૨૩-૨૫] જે પુરુષ તપસ્વી હોય તેની પાસે રાજાએ પોતાની જાતને તથા સર્વ રાજકીય કાર્યો યત્નપૂર્વક નિવેદન કરવાં ને સર્વદા નમ્રતાપૂર્વક વર્તવું.[૨૬] ઉપરાંત જે પુરુષ સર્વાર્થનો ત્યાગી હોય, ઉત્તમ કુલમાં ઉત્પન્ન થયેલો હોય અને ઘણો જ વિદ્વાન હોય, તેને શયન, આસન, ભોજન વગેરે આપીને સન્માન આપવું; એટલું જ નહિ પણ પોતાના પર તેવી કોઈ આપત્તિ આવી પડે, ત્યારે તેવા પુરુષ પર વિશ્વાસ રાખવો; કેમ કે ચોર લોકો પણ તપસ્વી પુરુષોનો વિશ્વાસ કરે છે,[૨૭-૨૮] માટે તેવા પુરુષોને તમારે ધનભંડારો સોંપવા તથા તેઓની પાસેથી બુદ્ધિ ગ્રહણ કરવી; પણ એટલું લક્ષ્યમાં રાખવું કે, તેવા તાપસ પુરુષોની તમારે અત્યંત સેવા અથવા પૂજા ન કર્યા કરવી. તમે તેઓનું જો નિરંતર સેવન કરો, તો તેઓની પાસે રાજધન હોવાની ચોર લોકોને ખબર પડી જાય અને તેથી ચોર લોકો તેવા તપસ્વીઓને વખતે મારી પણ નાખે.[૨૯] રાજાએ પોતાના દેશમાંથી કોઈ એક તાપસને પોતાનો મિત્ર બનાવવો, શત્રુરાજાના દેશમાંથી એક તાપસને મિત્ર બનાવવો, અરણ્યમાં વસનારા તાપસોમાંથી એકને મિત્ર બનાવવો અને એક સામંત (ખંડિયા) રાજાઓના રાજ્યમાંથી તાપસમિત્ર કરવો.[૩૦] એ ચારે તાપસમિત્રોને સત્કાર, માન વગેરે આપીને પોતાની સંપત્તિમાંથી યથાયોગ્ય રીતે સંતોષવાને પોતાના દેશમાં જેવી રીતે તપસ્વીઓનું માન જાળવવામાં આવે, તેવી રીતે જ શત્રુરાજાના દેશના તપસ્વીઓનું પણ માન જાળવવું;[૩૧] જેથી ઉત્તમ વ્રતાચરણ-

* क्षुद्रमांसस्य यः स्नेहः सा वसा परिकीर्तिता। શુદ્ધ માંસમાંહેના ચીકાશવાળા પદાર્થને વસા કહે છે.
—સુશ્રુત

વાળા તે તાપસો કોઈ અવસ્થામાં આપત્તિના પ્રસંગને લીધે રાજા જો શરણે જાય તો તેને યથેષ્ટ આશ્રય આપે છે.[૩૨] આ રીતે રાજાએ કેવા નગરમાં નિવાસ કરવો યોગ્ય છે, એ વિષે મેં તમને સંક્ષેપમાં નગરનાં લક્ષણો કહી સંભળાવ્યાં.[૩૩]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન-પર્વમાં 'રાજધાનીનું શહેર કેવું હોવું જોઈએ' નામનો અધ્યાય ૮૬ મો સમાપ્ત

## अध्याय ८७ मो

### રાષ્ટ્રરક્ષણના પ્રકાર

॥ युधिष्ठिर उवाच ॥

**राष्ट्रगुप्तिं च मे राजन् राष्ट्रस्यैव तु संग्रहम् ।**
**सम्यग् जिज्ञासमानाय प्रब्रूहि भरतर्षभ ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે ભરતશ્રેષ્ઠ પિતામહ! રાષ્ટ્રનું રક્ષણ શું કરવાથી થઈ શકે અને રાષ્ટ્રને સ્વાધીનમાં કેવી રીતે રાખવું, એ સારી રીતે જાણવાની મને ઇચ્છા છે, માટે તે કહો.[૧]

ભીષ્મ બોલ્યા: હે રાજા! રાષ્ટ્રનું રક્ષણ કેવી રીતે કરવું અને રાષ્ટ્રને વશમાં કેવી રીતે રાખવું, તે સર્વ હું તમને કહું છું, સાવધાન થઈ ને તમે સાંભળો.[૨] રાજાએ એક એક ગામ ઉપર એક એક સામાન્ય અધિકારી નીમવો. પછી તેવાં દસ દસ ગામો ઉપર એક ઉપરી અધિકારી નીમવો. એવા બે અધિકારીઓ પર એટલે વીસ ગામોના અધિકારીઓ પર વળી એક અધિકારી નીમવો. તેવા પાંચ અધિકારીઓ પર એટલે સો ગામોના અધિકારીઓ પર વળી એક અધિકારી નીમવો અને તેવા દશ અધિકારીઓ પર એટલે એક હજાર ગામોની તપાસ રાખનારા અધિકારીઓ પર દેખરેખ રાખનાર એક અધિકારી નીમવો.[૩] પ્રત્યેક ગામમાં ગામવાસી લોકોના જે જે દોષો જાણવામાં આવે, તે સર્વને ગામના પટેલે અથવા મુખીએ પોતાના ઉપરી-દસ ગામના અધિકારીને જણાવવા, દસ ગામના અધિકારી પુરુષે પોતાના તાબાનાં દસે ગામોમાં જે જે દોષો જણાય તે સર્વ પોતાના ઉપરી અધિકારી વીસ ગામો પર દેખરેખ રાખનારને જણાવવા અને તે વીસ ગામ ઉપર તપાસ રાખનારા અમલદારે પોતાના તાબાનાં ગામોના જે જે દોષો જાણ્યા હોય તે બધા સો ગામોનું રક્ષણ કરનારા પોતાના ઉપરી અધિકારીને જણાવવા.[૪-૫] એક ગામ ઉપર દેખરેખ રાખનારા મુખીએ પોતાના તાબાના ગામમાં જે જે ભોજ્ય પદાર્થો ઉત્પન્ન થાય તેમાંથી અમુક ભાગ પોતાના ઉપભોગ માટે લેવો, તેમ જ તેણે પોતાના તાબાના ગામની આવકમાંથી દસ ગામના અધિપતિ પોતાના ઉપરી અમલદારનું પોષણ કરવું અને તે દસ ગામના અધિપતિએ પોતાના ઉપરી વીસ ગામના અધિકારીનું પોષણ કરવું.[૬] હે ભરતશ્રેષ્ઠ યુધિષ્ઠિર! જે અધિકારી સો ગામ ઉપર અધ્યક્ષપણું કરતો હોય, તેને ધનધાન્યાદિની સમૃદ્ધિવાળું અને મનુષ્યોની વસ્તીથી ભરપૂર એવું એક મોટું ગામ ઉપભોગ માટે માનપૂર્વક અર્પણ કરવું; પણ હે ભારત! રાજાના રાષ્ટ્રમાં સો સો ગામનું રક્ષણ કરનારા અધિકારીઓને જે એક ગામ અર્પણ કરવામાં આવે તેના પર અનેક અધિકારીઓની દેખરેખ હોવી જોઈએ; કેમ કે જો તેમ કરવામાં ન આવે તો સો ગામનો ઉપરી અમલદાર પોતાને અર્પણ કરવામાં આવેલા તે એક ગામને ધનના લોભથી ઘણું જ દુઃખી કરે. રાષ્ટ્રીય પ્રજાઓની સાથે મળીને ચાલનારો એક હજાર ગામનો ઉપરી અમલદાર પોતાની લાયકાત પ્રમાણે એક શાખાનગરના ઉત્પન્નનો ઉપભોગ કરે અને તે શાખાનગરમાં જે કંઈ ધાન્ય અને સુવર્ણાદિની પેદાશ થતી હોય, તે સંબંધી ધનને પોતાના પગાર બદલ લઈ શકે. જ્યારે કોઈ યુદ્ધપ્રસંગ ઉપસ્થિત થાય, ત્યારે તે હજાર ગામોના ઉપરી અમલદારોએ યુદ્ધકાર્યોની તપાસ રાખવી ને તે સિવાયના પ્રસંગે પોતાના તાબાનાં ગામકૃત્યો કરવાં. આ સર્વ અધિકારીઓ પર દેખરેખ રાખવા માટે પ્રમાદરહિત એવો એક ધર્મજ્ઞ અમાત્ય નીમવો જોઈએ; તેમ જ પ્રત્યેક નગરમાં બીજો એક એવો અધિકારી રાખવો જોઈએ કે જે નક્ષત્રોમાં સર્વથી ઉચ્ચસ્થાને રહેલા ઘોરસ્વરૂપ ગ્રહની પેઠે સર્વ અધિકારીઓના કરતાં ઉચ્ચ દરજ્જા પર રહી ને સર્વ કાર્યોની દેખરેખ રાખે. વળી તે સર્વોપરી પ્રધાન અધિકારીએ રાજ્યના તમામ અમલદારો પાસે પોતે જાતે જઈ ને તેઓની માંહોમાંહેની વૃત્તિ જાણવી અને રાષ્ટ્રની અંદર જે કોઈ પરકીય રાજ્યનો ગુપ્ત દૂત ફરતો હોય તેની

તપાસ રાખવી. ઘણે ભાગે રાજ્યરક્ષા પર નિમાયેલા સર્વ અધિકારીઓ પ્રજાઓને ચૂસી લેવાની ઈચ્છાવાળા, પાપકૃત્ય કરનારા, પરદ્રવ્યને છીનવી લેનારા અને શઠ હોય છે; માટે રાજાએ તેવા અધિકારીઓથી પ્રજાઓનું રક્ષણ કરવું, વેપારીઓ ઉપર કર નાખતા પહેલાં તેઓનો વેપાર કેવી રીતે ચાલે છે, તેઓને શી આવક થાય છે, તેઓ કયે માર્ગે વેપાર કરે છે, વેપારમાંથી તેઓનું પોતાના પરિવારની સાથે પોષણ થાય છે કે નહિ અને તેઓના યોગક્ષેમનો નિર્વાહ યોગ્ય રીતે ચાલે છે કે નહિ, તે વિષેની બરાબર તપાસ કરીને તેઓના પર યથાયોગ્ય કર નાખવો; તેમ જ કારીગરો ઉપર પણ તેઓની આવક, જાવક, કારીગરી વગેરેની તપાસ કર્યા પછી જ ઘટતી રીતે કર નાખવો. હે યુધિષ્ઠિર ! રાજાએ પ્રજાઓ પાસેથી નાનામોટા કર ન્યાયપૂર્વક જ લેવા.[૭–૧૫] સારાંશ કે જે પ્રકારના કર લેવાની યોજનાથી પ્રજાનો નાશ ન થઈ જાય તે પ્રકારના કર રાજાએ લેવા. કોઈ પણ મનુષ્ય અમુક કાર્યનો આરંભ કરતી વેળા તેના ઉદ્દેશનો અથવા ફળનો વિચાર કરે છે જ; પણ અમુક ફળની અપેક્ષા રાખ્યા વિના કોઈ પ્રકારનો ઉદ્યમ કરતો નથી; માટે પુરુષના ઉદ્યમ તરફ અને તેના ફળ તરફ દૃષ્ટિ કરીને જ રાજાએ તેના પર ઘટતો કર નાખવાની યોજના કરવી; જેથી રાજાને તથા જુદા જુદા ધંધા કરનારા પ્રજાકીય મનુષ્યોને ધંધામાંથી યથાવિભાગ ધનપ્રાપ્તિ થયા કરે.[૧૬-૧૭]

રાજાએ કર નાખતી વેળા આસપાસનો બરાબર વિચાર કરવો; પણ તૃષ્ણાધીન થઈ જઈ ને પોતાના તથા પ્રજાના મૂળનો (દેશનો તથા દેશના રોજગારનો) ઉચ્છેદ કરી નાખવો નહિ.[૧૮] પોતાની લોભવૃત્તિને વશમાં રાખીને રાજાએ પ્રજાઓ પર અત્યંત પ્રીતિ દેખાડવી; કેમ કે સર્વભક્ષક તરીકે પ્રખ્યાત થયેલો લોભી રાજા પ્રજાઓના દ્વેષનું પાત્ર થઈ પડે છે.[૧૯] જે રાજા પ્રજાઓના દ્વેષનું અને અપ્રીતિનું પાત્ર બની રહે છે, તેનું શ્રેય તો ક્યાંથી થાય, પણ તેને કોઈ પ્રકારનું ફળ સુદ્ધાં મળતું નથી, માટે મહાબુદ્ધિસંપન્ન રાજાએ પોતાના રાજ્યને ગાયના વાછરડા જેવું સમજીને પ્રજાઓ પાસેથી કરરૂપ દૂધ લેવું.[૨૦] હે યુધિષ્ઠિર ! વાછરડાને સારી પેઠે પ્રથમ ધવરાવીને જો ગાયને દોહી હોય, તો વાછરડો પુષ્ટ અને બળવાન બને છે, તેમ દોહનારને દૂધ પણ મળે છે; પરંતુ વાછરડાને બરાબર ધવરાવ્યા વિના જો ગાયને દોહવામાં આવે તો વાછરડો નિર્બળ થઈ જઈને ધણીના ઉપયોગનો રહેતો નથી અને તેનું કંઈ કામ પણ કરી શકતો નથી. એ રીતે જ રાષ્ટ્રને જો અત્યંત દોહવામાં આવે, તેમાંથી સંપૂર્ણ રસકસ ખેંચી લેવામાં આવે, તો તે ઘણું વિશાળ હોય તોપણ નિર્બળ બની જઈને રાજાનું કાર્ય કરી શકતું નથી અર્થાત્ કરના અતિશય ભારે બોજાથી પ્રજાઓ નિર્માલ્ય અને નિરુદ્યમી બની જાય છે; માટે જે રાજા પોતાના રક્ષણની સાથે રાષ્ટ્રનું પણ સારી રીતે રક્ષણ કરે છે અને રાજ્યના ઉત્પન્ન ઉપર જ પોતાની આજીવિકા કરે છે, તે રાજાને સદાકાળ અતિ મહાન ફળ મળે છે.

સંકટપ્રસંગે પોતાને ઉપયોગમાં આવે એવા વિચારથી રાજાએ વ્યાજ લઈને પણ રાષ્ટ્રને ધન આપવું ને તેની વૃદ્ધિ કરવી; કેમ કે રાષ્ટ્ર એ રાજાનો ઘરમાં રહેલો કોશ (ભંડાર–તિજોરી) છે. જે જે પોતાના નગરવાસીઓ, દેશવાસીઓ, આશ્રિતો અને ઉપાશ્રિતો અલ્પ ધનવાળા હોય તેઓ સર્વને રાજાએ યથાશક્તિ ધન આપીને વેપારરોજગારમાં સહાય કરવી.[૨૧–૨૪] જે સમયે પોતાને ધનની જરૂર પડે, તે સમયે અરણ્યના લૂંટારુઓને છોડીને મધ્યમવર્ગના મનુષ્યોની પાસેથી પણ, ચોર લોકોથી રક્ષણ કરવાને બહાને, જેટલું જોઈએ તેટલું ધન લેવું. એમ કરવાથી સુખી કે દુઃખી કોઈ પણ મનુષ્ય રાજા ઉપર કોપ કરતા નથી.[૨૫] 'ચોર લોકોને શિક્ષા કરવા માટે લશ્કરની તૈયારી કરવી પડશે, તે માટે અમુક ધનની જરૂર છે,' આમ સર્વ પ્રજાઓમાં જાહેર કરીને પોતે જાતે જ પોતાના દેશમાં ફરી વળીને રાષ્ટ્રમાં દેખાડી આપવું કે, આ સમયે દેશ ભયમાં આવી પડ્યો છે.[૨૬] વળી સર્વ લોકોને જણાવવું કે, 'આપણા પર આ સમયે આપત્તિ આવી પડી છે, શત્રુઓનું મહાન સૈન્ય દેશ પર ચડી આવશે, એવો ભય રહે છે, વાંસને આવેલાં ફળો વાંસનો જ નાશકર્તા થઈ પડે છે, તેમ આપણી સંપત્તિ આપણો જ નાશકર્તા થઈ

પડશે. મારા કેટલાએક શત્રુઓ ચોર લોકોની સાથે મળી જઈને આપણા પર ચડી આવવા તૈયાર થયા છે અને આપણા દેશને દુઃખ દેવા ઇચ્છે છે, પણ તેથી આપણે ડરવાનું નથી. તેઓનો એ પ્રયાસ કેવળ પોતાના વિનાશનો જ હેતુ છે; તોપણ આ ઘોર આપત્તિના સમયે આપણે મહાદારુણ ભયમાં આવી પડ્યા છીએ, જેથી આ વેળા તમારું રક્ષણ કરવા માટે હું તમારી પાસે ધનની સહાય માગું છું. તમે મને આ વખતે જો ધન આપશો તો આવી પડેલો ભય દૂર થતા જ હું તમને તે ધન પાછું આપી દઈશ; પણ શત્રુઓ બલાત્કારે ચડી આવીને તમને જો લૂટી જશે તો તેઓ તમારું ધન કદી પાછું આપશે નહિ તમે કદાચ કહેશો કે, 'અમે કરેલો ધનસંચય તમને આપી દેવા માટે નથી, પણ અમારા સ્ત્રીપુત્રાદિનું પોષણ કરવા માટે છે.' એ તમારુ કહેવુ ખરું છે, પણ મને સહાય નહિ કરવાથી શત્રુઓ અહીં ચડી આવશે અને તમારાં સ્ત્રીપુત્રાદિ સર્વનો જો નાશ કરી નાખશે, તો પછી એ ધનસંચયનો શો ઉપયોગ? પુત્રોના ઉદય સમયે જેમ પિતા પ્રસન્ન થાય છે, તેમ તમારા આ (મને સહાય આપી શકવાના) પ્રભાવને લીધે હું પ્રસન્ન થાઉં છું અને આખા દેશને તથા તમને જે રીતે પીડા ન થાય તે રીતે મારી શક્તિ અનુસાર ઉપાય કરીને તમારા પર હું અનુગ્રહ કરવા ઇચ્છું છું. આવી આપત્તિના સમયે તમારે બળવાન બળદોની પેઠે સર્વ પ્રકારનો ભાર ઉપાડી લેવો જોઈએ અને આની કોઈ પ્રકારની આપત્તિ આવી પડે, ત્યારે તમારે ધનને વહાલામાં વહાલું ન ગણવું જોઈએ.[૨૭-૩૩] આવી મધુર, કોમળ અને ઉપકારક વચનવાળી વાણી કહીને સમય ઓળખનાર રાજાએ પ્રજાઓ પાસેથી ધન કઢાવવાનો ઉપાય ગોઠવીને, પોતાના અંગત પાયદળ અધિકારીઓને તેઓ પાસેથી ધન લેવા માટે મોકલવા.[૩૪]

વળી રાજાએ કિલ્લાનું બાંધકામ દેખાડીને, પોષ્યવર્ગનું પોષણ બતાવીને, રાજ્યનો ખર્ચ દેખાડીને તથા સંગ્રામ થવાનો ભય દર્શાવીને વેપારીઓ પાસેથી કર લેવો; પણ તેઓના નિર્વાહસાધનનો અંકેર્ક વિચાર કરવો.[૩૫] જે વેપારીઓ અરણ્યમાં વસતા હોય, તેઓના તરફ જો ઉપેક્ષા રાખવામાં આવે છે તો તેઓનો નાશ થઈ જાય છે; માટે રાજાએ તેઓના તરફ ઘણી જ કોમળતાથી વર્તવું. હે કુંતાપુત્ર! રાજાએ વેપારીઓને વારંવાર ધીરજ આપ્યા કરવી, તેઓનું રક્ષણ કરવું, દાન આપવું, રાજ્યમાં રહેવા માટે તેઓને વ્યવસ્થા કરી આપવી અને પોતાની સંપત્તિના ભાગીદાર ગણીને તેઓનુ પ્રિય કરવું. હે ભારત! વેપારીઓને યથાસમયે (ઉપર્યુક્ત સહાય) આપીને તેના ફળનો રાજાએ નિરંતર ઉપયોગ કરવો; કેમ કે વેપારીઓ ખેતીવાડી, ધંધોરોજગાર અને વ્યવહારની વૃદ્ધિ કરીને દેશને આબાદ કરે છે. માટે બુદ્ધિકુશળ રાજાએ વેપારીઓની ખાસ કરીને પ્રીતિ મેળવવી, તેઓના તરફ દયા રાખવી અને તેઓનાથી ઊપડી શકે તેવા કોમળ કરો લેવા માટે સાવધાન રહેવું.[૩૬-૩૯] હે યુધિષ્ઠિર! સર્વ કોઈનું ક્ષેમ કરવાનો એક સ્વાભાવિક ગુણ વેપારીઓ વિષે જ સુલભ છે; માટે તેઓના રક્ષણથી બીજું ઉત્તમ કાર્ય રાજાને એક પણ નથી.[૪૦]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'રાષ્ટ્રરક્ષણના પ્રકાર' નામનો અધ્યાય ૮૭મો સમાપ્ત

## अध्याय ८८मो

### કોશસંચય કેવી રીતે કરવો?

॥ युधिष्ठिर उवाच ॥

यदा राजा समर्थोपि कोशार्थी स्यान्महामते।
कथं प्रवर्तेत तदा तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિરે પૂછ્યું: હે મહાબુદ્ધિમાન પિતામહ! જ્યારે સમર્થ રાજાને પણ દ્રવ્યસંગ્રહ કરવાની જરૂર હોય, ત્યારે તેણે કેવા પ્રકારે વર્તવું, તે મને કહો.[૧]

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર! ધર્માથી રાજાએ પ્રજાઓનું હિત કરવામાં આસક્ત રહીને દેશ, કાળ, બુદ્ધિ અને બળને અનુસરીને પ્રજાપાલન કરવું.[૨] રાજાએ પોતાના રાષ્ટ્રમાં એવા પ્રકારનાં સર્વ કાર્યો આરંભવાં જોઈએ કે જેથી પ્રજાઓનું અને પોતાનું બંનેનું કલ્યાણ થાય.[૩] ભમરાઓ વૃક્ષમાંથી જેમ મધને ચૂસી લે છે, તેમ રાજાએ રાષ્ટ્રને દુઃખ દીધા

વિના દ્રવ્ય ગ્રહણ કરવું; તેમ જ વાછરડાના પોષણની અપેક્ષાવાળો પુરુષ ગાયનું દૂધ દોહી લે છે ખરો, પણ તેના આંચળોને કચરીને જેમ નીચોવી લેતો નથી તેમ રાજાએ પણ પ્રજાઓના પોષણની અપેક્ષા રાખીને રાષ્ટ્રમાંથી ધન ગ્રહણ કરવું અથવા રાજાએ જળોના જેવું થવું; એટલે જળો જેમ કોમળ દંશ કરીને રુધિરને ચૂસી લે છે, તેમ રાજાએ કોમળ ઉપાયોની યોજના કરીને જ દેશમાંથી દ્રવ્ય હરણ કરવું. જેમ વાઘણ પોતાનાં બચ્ચાંને દાંત વતી પકડીને લઈ જાય છે, પણ તેના શરીરમાં દાંત ઘોચી દઈને પીડા ઉપજાવતી નથી, તેમ રાજાએ પ્રજાઓને પીડા આપ્યા વિના રાષ્ટ્રમાંથી દ્રવ્યહરણ કરવું; અથવા જેમ તીણા દાંતવાળો ઉંદર નિદ્રાવશ થયેલા મનુષ્યના પગને ફૂંકીફૂંકીને કોચી ખાય છે કે જેથી નિદ્રાધીન થયેલો મનુષ્ય સાધારણ વેદનાથી માત્ર પગને સહેજ હલાવે છે, પણ તીવ્ર વેદનાથી એકદમ જાગી ઊઠીને ઉંદરને નસાડી મૂકતો નથી, તેમ રાજાએ કોમળ ઉપાયોની યોજના કરીને જ રાષ્ટ્રમાંથી દ્રવ્ય સંપાદન કરવું.[૪-૬] પ્રથમ થોડો થોડો કર નાખીને પ્રજાઓ પાસેથી ધન લેવું ને પછી તેઓને જેમ ભારે ન પડે તેમ, કરમાં અનુક્રમે વૃદ્ધિ કરી દઈને રાજ્યના ઉત્પન્નમાં યથાયોગ્ય વધારો કરી દેવો.[૭] જેમ કોઈ પુરુષ નાના નાના વાછરડાઓને પ્રથમ ધીમે રહીને નાથી દે છે ને પછી નિરંતર થોડો થોડો ભાર ઉપડાવીને તેઓને પુષ્કળ ભાર ઉપાડી શકે તેવી યોગ્યતાવાળા કરી મૂકે છે, તેમ રાજાએ પણ યત્નપૂર્વક કોમળ કરો લેવાની યોજના પ્રથમ ચાલુ કરીને પ્રજાઓને વશ કરવી ને પછી ધીમે ધીમે મોટા ભારે કર આપતી કરી દેવી.[૮] જેઓએ કદી ભાર ઉપાડ્યો નથી, તેવા નાના વાછરડાઓને નાથ ઘાલ્યા પછી તુરત જ મોટા એક ગાડાને ખેંચવા માટે જોડી દેવામાં આવે તો તેઓ હાંકનારના વશમાં નહિ રહીને એકદમ મરણ પામે છે; એ પ્રમાણે જ પ્રજાઓને ધીમે ધીમે પ્રથમ યથોચિત કર આપતી કરી દેવી, જેથી તેઓની પાસેથી જોઈતું દ્રવ્ય કઢાવી શકાશે અને તેઓને તે ભારરૂપ પણ થશે નહિ.[૯] પ્રત્યેક મનુષ્યની પાસે પ્રથમ સર્વ પ્રકારના સમારંભો કરાવવા, તે મહાક્લિષ્ટ થઈ પડે છે, માટે રાજાએ પ્રથમ આગેવાન માણસોને સમજાવી-પટાવીને બીજા સામાન્ય માણસોને કર આપતા કરી દેવા. પ્રજાઓમાં મુખ્ય ગણાતાઓમાં અંદરમાં અંદર ફાટફૂટ કરાવીને રાજાએ પોતાને વશ કરવા ધારેલા અને કારભારને ઉઠાવી શકે તેવા બીજા મનુષ્યોને પ્રથમ તાબે કરવા ને પછી તે સર્વને શાંત પાડીને વિનાપ્રયાસે અને સુખપૂર્વક તેઓ પાસેથી જોઈતું ધન કઢાવી લેવું.[૧૦-૧૧] રાજાએ પ્રજાઓ પાસેથી અયોગ્ય રીતે અને અયોગ્ય સમયે કર લેવો નહિ, પણ ધીમે ધીમે સમજૂતી આપીને સમયાનુસાર અને રીતસર કર લેવો.[૧૨] હુ તમને આ પ્રમાણે જે કહું છું તે કર લેવાના ઉપાયો છે, પણ કોઈ એક જાતનું કપટ નથી; અર્થાત્ કપટ કરવા માટે હું તમને કહેતો નથી; કેમ કે એ તો સ્વાભાવિક જ છે કે, યથાયોગ્ય ઉપાયોની યોજના કર્યા વિના ઘોડાઓને વશ કરવા જનારો પુરુષ ઊલટા તેઓને કોપાયમાન કરે છે.[૧૩] રાજાનો ધર્મ છે કે, તેણે મદ્યશાળાઓ (દારૂનાં પીઠાં), વેશ્યાઓ, વ્યભિચાર માટે સ્ત્રીપુરુષોનો મેળાપ કરાવી દેનારી કૂટણીઓ, ધર્મહિંસક દુરાચારીઓ, જુગારીઓ અને તેવા બીજા જે કોઈ દેશહત્યારા પુરુષો હોય તે સર્વને નિયમમાં રાખવા; કેમ કે તેઓ રાષ્ટ્રમાં રહીને ભદ્રિક રાજાઓને પણ નીતિભ્રષ્ટ કરે છે. ભગવાન મનુએ સર્વ મનુષ્યોના સંબંધમાં પ્રથમથી જ એવી વ્યવસ્થા કરી છે કે, કોઈ પણ મનુષ્યે પોતાના પર આપત્તિ ન આવી હોય તેવા સમયમાં અન્ય કોઈની પાસે લેશમાત્ર યાચના કરવી નહિ; કેમ કે સર્વ મનુષ્યો તે પ્રમાણે યાચના કરીને જ જો આજીવિકા ચલાવે અને કોઈ પ્રકારનું કર્મ જો ન કરે તો અવશ્ય જગત માંહેના સર્વ લોકો નાશ પામે.[૧૪-૧૭] વેદમાં પણ કહ્યું છે કે, પાપીઓનું નિયમન કરવામાં સમર્થ હોવા છતાં જે રાજા તેઓનું નિયમન કરતો નથી, તેને એકત્ર થયેલા પાપનો એક ચતુર્થાંશ મળે જ છે.[૧૮] રાજા જેમ પાપના ચતુર્થાંશનો ભોક્તા બને છે, તેમ પુણ્યના ચતુર્થાંશનો પણ ભોક્તા બને છે; માટે હે રાજા! રાષ્ટ્રની અંદર જે લોકો પાપકૃત્ય કરનારા હોય, તેઓને શિક્ષા કરીને રાજાએ વશ રાખવા;[૧૯] છતાં જે રાજા પાપકૃત્ય કરનારા દુષ્ટ લોકોને વશમાં રાખતો નથી, તો તે પણ પાપકર્મ કરનાર જ

ગણાય છે, માટે જ પાપીઓને વશ રાખનારો રાજા પ્રજાઓના પુણ્યમાંથી ચતુર્થાંશ પુણ્યને ભોગવે છે.[૨૦] સારાંશ એ જ કે, રાજાએ પોતાના રાજ્યમાં મદ્યશાળા આદિ પૂર્વોક્ત પાપસ્થાનકોને થવા જ દેવા નહિ, કેમ કે તેવા પાપસ્થાનકોમાં આસક્ત થયેલો પુરુષ પોતાના સર્વ ઐશ્વર્યનો વિનાશ કરી દે છે, એટલું જ નહિ પણ તેવા કામોત્તેજક વિષયો માં લંપટ બનેલો પુરુષ કયા અકાર્યનો ત્યાગ કરે છે? અર્થાત્ તે પુરુષ સર્વ અકાર્યને કરે જ છે[૨૧] સર્વ પ્રકારના કામ્ય વિષયોમાં રાગાધીન થયેલો પુરુષ મદ્ય, માંસ, પરદ્રવ્ય અને પરસ્ત્રી વગેરે સર્વનું સેવન કરે છે અને તેમ કરવા માટે બીજાઓને પણ કલ્પિત શાસ્ત્રાર્થો પ્રદર્શિત કરે છે.[૨૨] ધનાદિક પરિગ્રહના અભાવને લીધે પોતાના પર જ્યારે આપત્તિ આવી પડી હોય, ત્યારે જેઓ યાચનાવૃત્તિને સ્વીકારે છે, તેઓને રાજાએ દયા અથવા ભયની લાગણીથી નહિ, પણ ધર્મની લાગણીથી યથાશક્તિ ધનાદિક આપવું.[૨૩] હે રાજા! હું ઈચ્છું છું કે, તમારા રાજ્યમાં યાચકો અને લૂંટારુઓ સર્વથા ન થાઓ! કેમ કે તેઓ પ્રજાઓ પાસેથી દ્રવ્યનું હરણ કરનારા જ છે, પણ પ્રજાઓનું કલ્યાણ કરનારા નથી,[૨૪] માટે જેઓ સર્વ પ્રાણીઓનો અનુગ્રહ કરનારા છે અને પ્રજાઓની વૃદ્ધિ કરનારા છે તેઓ જ તમારા રાજ્યમાં સર્વથા રહો, પણ પ્રાણીઓનું અશુભ કરનારા લોકો તમારા રાજ્યમાં ન રહો.[૨૫] રાજાએ ખાનપાન, વસ્ત્ર વગેરે આપીને ધનવાન પુરુષોનું નિત્ય સન્માન કરવું અને તેઓને કહેવું કે, તમે મારી સાથે રહીને પ્રજાઓ પર કૃપા કરો.[૨૬] હે મહારાજા! તમારા રાજ્યમાં જે અધિકારીઓ પ્રજાઓ પાસેથી ધન કઢાવવાનો જ ઈરાદો રાખનારા હોય, તેઓને તમારે અવશ્ય શિક્ષા કરવી અને તેવા અધિકારીઓ પ્રજાઓ પાસેથી યથાયોગ્ય રાજ્યકર ગ્રહણ કરે, તે માટે બીજા અધિકારીઓની તેઓના પર દેખરેખ રખાવવી[૨૭] ખેતીવાડી, ગોરક્ષા, વેપાર વગેરે સર્વ પ્રકારના કર્મો જુદા જુદા અનેક પુરુષો પાસે રાજાએ કરાવવા, નહિ તો તે કર્મોનો કાલાંતરે વિનાશ થવાનો સંભવ રહે છે[૨૮] તેમ જ ખેતીવાડી, ગોરક્ષા, વેપાર વગેરે હરકોઈ ધંધો કરવામાં તત્પર થયેલા મનુષ્યને ચોર લોકોનો કે રાજ્યાધિકારીઓનો જો ભય હોય છે અને તેને લીધે પોતાના ધંધામાં તેને જો સંશય પ્રાપ્ત થાય છે, તો રાજાની જ લોકો નિંદા કરે છે, માટે રાજાએ ચોરોને તથા દુષ્ટ અધિકારીઓને બરાબર નિયમમાં રાખવા.[૨૯] હે ભારત! રાજ્યમાં વસી રહેલા ધનવાન પુરુષો રાજ્યનું એક મોટું અંગ ગણાય છે અને તેઓ સર્વ પ્રાણીઓમાં ઉત્તમ છે, એમાં સંશય નથી, માટે ધનવાનોને નિરંતર માન આપવું.[૩૦] જે રાજા જ્ઞાનસંપન્ન, શૂરવીર, ધનવાન, ધાર્મિક, તપસ્વી, સત્યવાદી અને બુદ્ધિમાન છે, તે જ પ્રજાઓનું રક્ષણ કરી શકે છે,[૩૧] માટે હે રાજા! તમે સર્વ પ્રાણીઓ પર પ્રીતિ રાખનારા થાઓ અને સત્યનું, સરળતાનું, અક્રોધ(ક્ષમા)નું અને દયાનું પાલન કરો.[૩૨] જેથી હે રાજા! તમને સૈન્યબળનો, કોશનો (ભંડારનો), મિત્રનો તથા પૃથ્વીનો લાભ થશે; માટે હું તમને ફરીથી કહું છું કે, મિત્રબળ અને કોશબળથી યુક્ત થઈને તમે સત્ય અને સરળતાપરાયણ થજો.[૩૩]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન પર્વમાં 'કોશસંચય કેવી રીતે કરવો?' નામનો અધ્યાય ૮૮મો સમાપ્ત

## अध्याय ८९ मो

### રાજનીતિવર્ણન

॥ भीष्म उवाच ॥

वनस्पतीन् भक्ष्यफलान्न छिंद्युर्विषये तव।
ब्राह्मणानां मूलफलं धर्ममाहुर्मनीषिणः॥ १॥

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર! તમારા રાજ્યમાં જેઓનાં ફળ ભક્ષણ કરવા યોગ્ય હોય તેવી વનસ્પતિઓને કોઈ કાપે નહિ, તેની તમારે સંભાળ રાખવી, કેમ કે વિદ્વાનો કહે છે કે, ફળમૂળ એ બ્રાહ્મણોનું ધર્મસાધન દ્રવ્ય છે.[૧] બ્રાહ્મણોના ઉપભોગ કરતાં જે ફળમૂળ અવશેષ રહે, તેમાંથી બીજા સર્વ મનુષ્યોએ સમાન હિસ્સે ઉપભોગ કરવો; પણ બ્રાહ્મણોનો અપરાધ કરીને બીજો કોઈ મનુષ્ય તેની વૃત્તિનું હરણ કરે, તેમ કોઈ પ્રકારે થવું ન જોઈએ હે રાજા! પોતાની આજીવિકા નહિ ચાલવાથી જો બ્રાહ્મણ દેશનો ત્યાગ કરી જતો હોય તો રાજાએ તેના કુટુંબની અને તેની પોતાની આજીવિકા કરી

આપવી;[૨-૩] છતાં પણ તે બ્રાહ્મણ પોતાના દેશમાં રહેવા માટે જો ન ઇચ્છે તો બ્રાહ્મણોની સભા બોલાવીને તેની વચ્ચે તે બ્રાહ્મણને કહેવું કે, 'આપ જેવા પણ આમ જો ચાલ્યા જશો તો હવે આ લોક શું મર્યાદામાં રહેશે કે?'[૪] હે કુંતાપુત્ર! એમ કહેવાથી અવશ્ય તે દેશનો ત્યાગ કરી જતાં અટકશે; તોપણ તે બ્રાહ્મણ કદાચ આવો ઉપાલંભ આપે કે, 'જ્યારે હું વિદેશ જવા તૈયાર થયો ત્યારે જ તેં મારી આજીવિકા બાંધી આપી.' આના ઉત્તરમાં તેને કહેવું કે, 'હે બ્રહ્મન્! આપની આજીવિકા કૃશ થઈ હતી, એ વાતને હું જાણતો ન હતો, તે માટે મને ક્ષમા આપો.' આમ કહીને પણ બ્રાહ્મણની ક્ષમા માગવી, એ સનાતન ધર્મ છે. વળી તે ઉપરાંત રાજાએ તે બ્રાહ્મણને કહેવું જોઈએ કે, 'લોકોના કહેવા પ્રમાણે, બ્રાહ્મણને આજીવિકાથી વધારે કંઈ આપવું ન જોઈએ; તોપણ મને એ વાત ઉપર શ્રદ્ધા નથી. મારું માનવું તો ત્યાં સુધીનું છે કે, બ્રાહ્મણને આજીવિકા બાંધી આપવી અને તેટલાથી પણ જો ન માને તો તેને બોલાવીને રાજ્ય-વૈભવો ભોગવવાની પણ છૂટ આપવી, જેથી તેને સ્વદેશત્યાગ ન કરવો પડે.'[૫-૬]

હે યુધિષ્ઠિર! ખેતી, ગોરક્ષા અને વેપાર એ આ લોકમાં મનુષ્યોનાં ઉપજીવિકા ચલાવવાનાં સાધનો છે અને વેદોક્ત યજ્ઞયાગાદિ કર્મો મનુષ્યોનાં પારલૌકિક આજીવિકાનાં સાધનો છે તથા ખરી રીતે તો વેદવિદ્યા જ સર્વ પ્રાણીઓનું રક્ષણ કરે છે;[૭] પણ જ્યારે એ વેદવિદ્યાની પડતી દશા આવે છે, ત્યારે તેનાથી વિરુદ્ધ વર્તનારા જે દુષ્ટ લોકો જગતમાં ઉત્પન્ન થાય છે તેઓનો વિનાશ કરવા માટે બ્રહ્માએ ક્ષત્રિયોને ઉત્પન્ન કર્યા છે;[૮] માટે હે કૌરવનંદન રાજા! તમે શત્રુઓનો પરાજય કરો, પ્રજાઓનું રક્ષણ કરો, યજ્ઞો કરીને પરમાત્માનું પૂજન કરો અને સંગ્રામમાં વીર થઈને યુદ્ધ કરો.[૯] જે રાજા રક્ષણ કરવા યોગ્ય પ્રજાનું રક્ષણ કરે છે, તે ઉત્તમ ગણાય છે, પણ જેઓ તેનું રક્ષણ કરતા નથી (પણ ઊલટું ભક્ષણ કરે છે), તેઓની આ જગતમાં લેશમાત્ર જરૂર નથી.[૧૦]

હે યુધિષ્ઠિર! લોકનું હિત કરવા માટે રાજાએ સદાકાળ યુદ્ધ કર્યા કરવું ને પોતાનું તથા શત્રુનું ચરિત્ર જાણવા માટે કેટલાએક ગુપ્ત દૂતોની સર્વ સ્થળે યોજના કરવી.[૧૧] ઉપરાંત પોતાના અંતરંગ મનુષ્યોથી બહારના સામાન્ય મનુષ્યોનું, બહારના સામાન્ય મનુષ્યોથી પોતાના અંતરંગ મનુષ્યોનું, બહારના માણસોથી બહારના માણસોનું અને પોતાના માણસોથી પોતાના માણસોનું રાજાએ રક્ષણ કરવું. આમ વર્તીને હે રાજા! તમારે પ્રજાઓનું નિત્ય રક્ષણ કરવું. હે રાજા! પોતાના આત્માનું સર્વ તરફથી રક્ષણ કર્યા પછી તમારે પૃથ્વીનું રક્ષણ કરવું; કેમ કે વિદ્વાનો કહે છે કે, આ સર્વ જગત પોતાના હોવાને લીધે જ છે. રાજાએ નિત્ય વિચાર કરવો જોઈએ કે, મારાં છિદ્રો શાં છે? મને કયા વ્યસનનો સંગ છે? મેં કયા શત્રુરાજ્યને જમીનદોસ્ત કર્યું નથી? અને કયા કારણથી દોષે મારો આશ્રય કર્યો?[૧૨-૧૪] વળી મેં ગઈ કાલે કરેલા કાર્યની આજે લોકો પ્રશંસા કરે છે કે નહિ? પ્રજાઓ મારા આચરણને જો જાણે છે તો તેને વખાણે છે કે નહિ? અથવા દેશમાં અને સર્વ રાજ્યમાં મારા યશને લોકો પસંદ કરે છે કે નહિ, ઇત્યાદિ સર્વ વૃત્તાંત જાણવા માટે રાજાએ પોતાના પ્રિય અને ગુપ્ત દૂતોને પૃથ્વી પર ફરતા રાખવા. હે યુધિષ્ઠિર! ધર્મને જાણનારા, ધૃતિસંપન્ન અને યુદ્ધમાંથી કદી પાછા નહિ હઠનારા અમાત્યોમાં સર્વ મધ્યસ્થ પુરુષોમાં, જેઓ રાષ્ટ્ર ઉપર જીવી રહ્યા હોય તેઓમાં અને જેઓ પોતાને આધારે જીવી રહ્યા હોય તેઓ સર્વમાં જે કોઈ પોતાની પ્રશંસા કરતા હોય અથવા નિંદા કરતા હોય તે બધાનો તમારે સત્કાર કરવો; કેમ કે હે તાત! અમુક એક જ પ્રકારનું વર્તન જગતના સર્વ મનુષ્યોને રુચતું આવે એમ કદી પણ બની શકતું નથી, જેથી હે ભારત! સર્વ પ્રાણીઓને મિત્ર, શત્રુ અને મધ્યસ્થ હોય જ છે.[૧૫-૧૯]

યુધિષ્ઠિરે પૂછ્યું: સર્વ મનુષ્યોને હાથ, પગ, બળ વગેરે સમાન છે અને સર્વ મનુષ્યો ગુણદૃષ્ટિએ પણ સરખા જ છે, છતાં તે માંહેનો કોઈ એક જ પુરુષ સર્વના કરતાં અધિક થઈને સર્વના ઉપર આધિપત્ય કેમ ભોગવે?[૨૦]

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર! જે પ્રમાણે જંગમ પ્રાણી સ્થાવર પ્રાણીનું ભક્ષણ કરી જાય છે, દાઢવાળાં

પ્રાણીઓ પોતાના કરતાં દુર્બળ એવાં દાઢવાળાં પ્રાણીઓને ખાઈ જાય છે અને ક્રોધાયમાન થયેલા ઝેરી દાઢવાળા સર્પો બીજા સામાન્ય સર્પોનો ગ્રાસ કરી જાય છે, તેમ મનુષ્યોમાં પણ દુર્બળ મનુષ્યો પર બળવાન મનુષ્યો સત્તા ચલાવે છે; માટે તમારે પણ તેવા બળવાન પુરુષોથી અથવા શત્રુથી સદા સાવધ રહેવું; કેમ કે જે પુરુષ પ્રમાદમાં રહે છે તેના પર તેઓ ગીધપક્ષીની પેઠે એકદમ તૂટી પડે છે–તેઓને પોતાની ઝડપમાં લઈ લે છે.[૨૧-૨૨] હે રાજા! તમારા રાજ્યમાં કરના ત્રાસને લીધે વેપારીઓ દુઃખી થતા નથી ને? તેઓને ઘણું આપીને થોડું તો લેવું પડતું નથી ને? અથવા તેઓને વનવગડામાં જ વિશ્રામ કરવો પડતો નથી ને? અને ખેડૂતો અત્યંત પીડાઈને તમારા રાજ્યને છોડી જતા નથી ને? કેમ કે તે ખેડૂતો જ રાજાઓની ભારે ધૂંસરીને ઉઠાવનારા છે અને બીજા સર્વ મનુષ્યોનું પણ પોષણ કરનારા છે. ખેડૂતો જ્યારે તૈયાર કરીને આપે છે, ત્યારે દેવો, પિતૃઓ, મનુષ્યો, સર્પો, રાક્ષસો, પક્ષીઓ અને પશુઓ જીવી રહે છે.[૨૩-૨૫] હે ભારત! એ પ્રમાણે મેં તમને રાષ્ટ્રની વૃત્તિ અને રાજાના રક્ષણના સંબંધમાં કહી સંભળાવ્યું; તોપણ હે પાંડવ! હજી એ વિષયને હું પુનઃ ચર્ચવા ઇચ્છું છું.[૨૬]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'રાજનીતિવર્ણન' નામનો અધ્યાય ૮૯ મો સમાપ્ત

## अध्याय ९० मो

### ઉતથ્યગીતા–ધર્મનું મહત્ત્વ

॥ भीष्म उवाच ॥

**यानंगिराः क्षात्रधर्मानुतथ्यो ब्रह्मवित्तमः।**
**मांधात्रे यौवनाश्वाय प्रीतिमानभ्यभाषत ॥ १ ॥**

ભીષ્મ બોલ્યા: હે યુધિષ્ઠિર! અંગિરસ ગોત્રમાં ઉત્પન્ન થયેલા મહાબ્રહ્મવેત્તા ઉતથ્યમુનિએ યુવનાશ્વના પુત્ર માંધાતા રાજા ઉપર પ્રસન્ન થઈને તેને જે ક્ષાત્રધર્મો કહ્યા હતા અને જે ધર્મશિક્ષણ આપ્યું હતું, તે સર્વ હું તમને સંપૂર્ણ રીતે કહું છું.[૧-૨]

ઉતથ્ય બોલ્યા: હે માંધાતા! તારે જાણવું કે, લોકનું રક્ષણ કરનારો રાજા ધર્મનું રક્ષણ કરવા માટે જ જન્મે છે, પણ વિષયોપભોગ કરવા માટે (મોજશોખ કરવા માટે) જન્મતો નથી.[૩] રાજા જો ધર્માચરણ કરે છે તો દેવ સમાન ગણાય છે, પણ જો અધર્માચરણ કરે છે તો નરકમાં જ જાય છે.[૪] ધર્મ એ સર્વ પ્રાણીઓનો આધાર છે અને રાજા ધર્મનો આધારભૂત છે; માટે જે રાજા ધર્મનું રક્ષણ કરે છે, તે જ ખરો રાજા છે.[૫] પરમ ધર્માત્મા અને લક્ષ્મીવાન એવો રાજા ધર્મસ્વરૂપ જ કહેવાય છે; પણ જ્યારે 'ધર્મ નથી જ' એવો નાસ્તિકવાદ જગતમાં બોલાય છે, ત્યારે દેવતાઓ નિંદાપાત્ર બને છે.[૬] સ્વધર્મમાં વર્તનારા રાજાઓનાં સર્વ કાર્યો સિદ્ધ થયેલાં જોવામાં આવે છે અને તેથી સર્વ લોકો પણ તે જ પરમ મંગલ રાજવર્તનને અનુસરે છે. પંડિતો કહે છે કે, જ્યારે મહાપાપસ્વરૂપ અધર્મને અટકાવવામાં આવે નહિ અને તેને લીધે તે અધર્મ સર્વ સ્થળે પ્રવૃત્ત થઈ જાય, ત્યારે ધર્માચરણનો ઉચ્છેદ થઈ જાય છે ને પ્રજાઓ પર રાત્રિદિવસ ભય રહ્યા કરે છે;[૭-૮] એટલું જ નહિ પણ હે તાત! જે સમયે અધર્મની પાપી પ્રવૃત્તિને અટકાવવામાં આવે નહિ, તે સમયે સત્પુરુષો 'અમુક વસ્તુ મારી છે' એમ ધર્મદૃષ્ટિએ કહી શકતા નથી અને લોકોમાં કોઈ પ્રકારની વ્યવસ્થા રહેતી નથી.[૯] આમ જ્યારે મનુષ્યોમાં પાપનું બળ સર્વત્ર વ્યાપી જાય છે, ત્યારે સ્ત્રીઓ, પશુઓ, ક્ષેત્રો કે ગૃહો વગેરે કંઈ પણ જોવામાં આવતાં નથી; અર્થાત્ તે સર્વનો નાશ થઈ જાય છે; તેમ જ હે મહારાજા! જે વેળા અધર્મની પાપી પ્રવૃત્તિનું વારણ કરવામાં આવતું નથી, તે વેળા દેવોની પૂજા થતી નથી, પિતૃઓનાં શ્રાદ્ધ થતાં નથી, અતિથિઓ પૂજાતા નથી, બ્રાહ્મણો બ્રહ્મચર્ય પાળીને વેદાધ્યયન કરતા નથી, યજ્ઞો કરતા નથી અને શરીરો જાણે કપાઈ ગયાં હોય તેમ, સર્વ પ્રાણીઓનાં મન વિહ્વળ રહે છે. ઋષિઓએ પોતે આ લોકનો તથા પરલોકનો વિચાર કરીને 'આ એક સાક્ષાત ધર્મનું જ સ્વરૂપ થશે, આવી ઇચ્છાથી રાજારૂપી એક મહાન પ્રાણીને ઉત્પન્ન કરેલ છે, માટે જેની અંદર ધર્મ વિરાજી રહે છે તેને મહર્ષિઓ રાજા કહે છે;[૧૦-૧૪] પરંતુ જેના રાજ્યકાળમાં ધર્મનો લય થાય છે, તે રાજાને દેવો 'વૃષલ' કહે છે; કેમ કે 'વૃષ' એટલે ભગવાન ધર્મ અને તેનો જે 'અલં' એટલે નાશ કરે

છે તે હેતુથી દેવો અધર્મી રાજાને 'વૃષલ' કહે છે; માટે જેમ બને તેમ ધર્મની તો વૃદ્ધિ જ કરવી.૧૫ ધર્મની વૃદ્ધિ થતાં સર્વ પ્રાણીઓની સર્વદા વૃદ્ધિ થાય છે અને તેનો હ્રાસ થતાં સર્વ પ્રાણીઓનો પણ હ્રાસ થાય છે, માટે ધર્મનો કદી લોપ કરવો નહિ.૧૬ હે મનુષ્યેંદ્ર! ધનાદિ આપીને મનુષ્યોના પર જે કૃપા કરે છે, તેનું નામ ધર્મ કહેવાય છે અથવા સર્વ કોઈનું જે ધારણ કરી રાખે તેનું નામ ધર્મ કહેવાય છે. આમ 'ધર્મ' શબ્દની બે પ્રકારે વ્યાખ્યા થતી હોવાથી ધર્મ મનુષ્યોનાં દુષ્કર્મોની મર્યાદા બાંધનારો છે–જેઓનું જેટલું પાપ હોય તેઓને તેટલી નરકયાતના આપનારો છે.૧૭ સર્વ પ્રાણીઓના અભ્યુદયને માટે જ બ્રહ્મદેવે ધર્મમર્યાદા બાંધી છે; માટે રાજાએ પ્રજાઓનું શ્રેય કરવાની ઇચ્છાથી ધર્મપ્રવૃત્તિ કરવી.૧૮ હે રાજસિંહ માંધાતા! શાસ્ત્રકારોએ કહ્યું છે કે, ધર્મ સર્વના કરતાં શ્રેષ્ઠ છે અને હે મહાપુરુષ! ઉત્કૃષ્ટ પ્રકારનાં ધર્મકૃત્યો કરીને પ્રજાઓનું જે પાલન કરે છે તે જ ખરો રાજા છે.૧૯ હે ભરતશ્રેષ્ઠ રાજા! કામક્રોધને દૂર કરીને તું સર્વથા ધર્મનું જ પાલન કર; કેમકે ધર્મ રાજાઓનું અત્યંત શ્રેય કરનાર છે.૨૦ હે માંધાતા! ધર્મનું મૂળ બ્રાહ્મણો છે, માટે તેઓની સદા પૂજા કરવી; એટલું જ નહિ પણ મત્સરનો ત્યાગ કરીને તેઓના સર્વ મનોરથો પૂર્ણ કરવા.૨૧ બ્રાહ્મણોની ઇચ્છા પ્રમાણે નહિ કરવાથી રાજાઓને ભય રહે છે, તેઓના શત્રુઓ વધી પડે છે અને મિત્રો પણ શત્રુ બની રહે છે.૨૨ વિરોચનનો પુત્ર બલિરાજા પૂર્વે બાલ્યાવસ્થાથી આરંભીને જ નિરંતર બ્રાહ્મણોની ઈર્ષ્યા કર્યા કરતો હતો, જેને લીધે તેનામાં વસી રહેલી પ્રતાપિની રાજ્યલક્ષ્મી તેનો ત્યાગ કરીને દૂર નાસી ગઈ હતી૨૩ અને તે બલિરાજાનો ત્યાગ કરીને ઇંદ્રનો આશ્રય કરી રહી હતી. આ રીતે જ્યારે પોતાની રાજ્યલક્ષ્મીને ઇંદ્ર પાસે જઈને વસી રહેલી જોઈ, ત્યારે જ બલિરાજાને પશ્ચાત્તાપ થયો હતો કે, આ બધું બ્રાહ્મણોની ઈર્ષાનું તથા અભિમાનનું જ ફળ છે; માટે હે રાજા માંધાતા! બ્રાહ્મણોનું કદી અપમાન નહિ કરવા માટે તું સદા જાગ્રત રહે, જેથી આ પ્રતાપિની રાજ્યલક્ષ્મી તારો કદી ત્યાગ કરે નહિ.૨૪-૨૫ દર્પ નામનો લક્ષ્મીનો પુત્ર અધર્મના સંબંધથી ઉત્પન્ન થયો છે, એમ શ્રુતિ કહે છે. હે રાજન્! તું જાણ કે એ દર્પે (અભિમાને) અનેક દેવોનો, અસુરોનો તથા રાજર્ષિઓનો સંહાર કરી નાખ્યો છે. માટે જે પુરુષ એ દર્પનો પરાજય કરે છે, તે રાજા થઈ શકે છે અને તેનાથી જે પરાજય પામે છે તે તેનો દાસ થઈ રહે છે.૨૬-૨૭ હે માંધાતા! તારે જો ઘણા સમય સુધી પૃથ્વી પર રાજા તરીકે રહેવું હોય તો તારે એવી રીતે વર્તવું જોઈએ કે જેથી દર્પ અને અધર્મ તારો પરાજય કરે નહિ.૨૮ વળી તારે મત્ત, પ્રમત્ત, પાખંડી અને ઉન્મત્તનો પરિચય રાખવો નહિ અને તેઓના એકત્ર મંડળનું કદી સેવન કરવું નહિ.૨૯ તેમ જ જે અમાત્યને એક વખત શિક્ષા કરી હોય તેનો, સ્ત્રીઓનો, પર્વતનો, વિષમ પ્રદેશનો, હાથીનો, ઘોડાનો તથા સર્પનો વિશ્વાસ કરવો નહિ; રાત્રિએ ફરવા નીકળવું નહિ; લોભનો, અભિમાનનો, ગર્વનો તથા દંભનો ત્યાગ કરવો; અજાણી સ્ત્રીઓ સાથે, નપુંસક સ્ત્રીઓ સાથે, વ્યભિચારિણી સ્ત્રીઓ સાથે, પારકી સ્ત્રીઓ સાથે અને કન્યા સાથે મૈથુન કરવું નહિ.૩૦-૩૨ જે સમયે રાજા ધર્મથી ભ્રષ્ટ થાય છે તે સમયે પ્રજાઓનાં ઉત્તમ કુળોમાં પાપી અને રાક્ષસો જન્મ ધરે છે, પ્રજાઓ વર્ણસંકર બની જાય છે અને નપુંસક, ખોડખાંપણવાળાં, મૂગાં અને વિચારશૂન્ય બાળકો અવતરે છે; માટે રાજાએ પ્રજાનું હિત થાય તેમ વિશેષે કરીને ધર્મપૂર્વક વર્તવું જોઈએ.૩૩-૩૪ ક્ષત્રિય જો પ્રમાદી બની જાય તો જગતમાં મહાન દોષ ઉત્પન્ન થાય છે, અધર્મો વધી પડે છે અને પ્રજાઓ વર્ણસંકર બની જાય છે;૩૫ એટલું જ નહિ પણ ઠંડીની ઋતુ ન હોય છતાં ઠંડી પડે છે, ઠંડીની ઋતુ હોય છતાં ઠંડી પડતી નથી, વૃષ્ટિ થતી નથી, જો થાય છે તો પુષ્કળ થઈને પાકને હાનિકારક થઈ પડે છે. પ્રજાઓમાં રોગચાળો વધી પડે છે, ધૂમકેતુ વગેરે ઉત્પાતસૂચક નક્ષત્રો ઉદય પામે છે, ક્રૂર ગ્રહો આકાશમાં ઊગી નીકળે છે અને તે સિવાયના બીજા ઘણા રાજાનો નાશ સૂચવનારા ઉત્પાતો જગતમાં દેખાવ દે છે.૩૬-૩૭ જે રાજા ધર્મરક્ષણ દ્વારા પોતાનું રક્ષણ કરતો નથી અને પ્રજાઓનું પણ રક્ષણ કરતો નથી, તે રાજાની પ્રજાઓ વિનાશ પામે છે તથા તેની પાછળ પોતે પણ નાશ

પામે છે.[૩૮] જ્યારે રાષ્ટ્રમાં બે લૂંટારાઓ એક મનુષ્યના હાથમાંથી ધન લૂંટી જાય છે, એક લૂંટારો બે મનુષ્યના હાથમાંથી દ્રવ્ય ઝૂંટવી જાય છે, અનેક લૂંટારાઓ અનેકના હાથમાંથી પૈસા પડાવી લે છે તથા કુમારી સ્ત્રીઓની લાજ લૂંટાય છે, ત્યારે એ બધો રાજાનો જ દોષ ગણાય છે[૩૯] અને જે સમયે રાજા ધર્મનો ત્યાગ કરીને પ્રમાદી બની જાય છે, તે સમયે મનુષ્યોમાં કોઈ પણ ' આ વસ્તુ મારી છે ' એમ કહી શકતો નથી.[૪૦]

ઇ ત શ્રીમહાભારતમા શાતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન પર્વમા ' ઉતથ્યગીતા–ધર્મનુ મહત્વ ' નામનો અધ્યાય ૯૦ મો સમાપ્ત

## अध्याय ९१ मो

### ઉતથ્યગીતા–રાજાનાં કર્તવ્ય

॥ उतथ्य उवाच ॥

**कालवर्षी च पर्जन्यो धर्मचारी च पार्थिवः ।**
**संपद्यदैषा भवति सा बिभर्ति सुखं प्रजाः ॥ १ ॥**

ઉતથ્ય બોલ્યા : જ્યારે મેઘ સમયાનુસાર વરસે છે અને રાજા ધર્માચરણ કરે છે, ત્યારે રાષ્ટ્રમાં સંપત્તિ વધે છે અને તે સંપત્તિ પ્રજાઓનું સુખેથી પોષણ કરે છે.[૧] જે ધોબી મલિન વસ્ત્રોના મેલને દૂર કરી જાણતો નથી અને રંગીન વસ્ત્રોના મેલને રંગને કાયમ રાખી દૂર કરી શકતો નથી તે ધોબી નથી.[૨] એ પ્રમાણે જ બ્રાહ્મણ, ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર એ ચારે વર્ણોમાંનો હરકોઈ મનુષ્ય પોતાના કર્મથી ભ્રષ્ટ થઈ ને અન્ય જાતિનાં ભિન્ન ભિન્ન કર્મોમાં જો આસક્ત થાય છે, તો તેનો ચાર વર્ણોમાંના કોઈ એકમાં પણ સમાવેશ ગણાતો નથી.[૩] સેવાકર્મ શૂદ્રનું છે, ખેતીવાડી કરવી એ વૈશ્યનું કર્મ છે, દંડનીતિનું પાલન એ ક્ષત્રિયનું કર્મ છે અને બ્રહ્મચર્ય, તપ, સ્વાધ્યાય તથા સત્ય એ બ્રાહ્મણનું કર્મ છે.[૪] તેમાં જે ક્ષત્રિય વસ્ત્રશોધનને જેમ ધોબી જાણે છે, તેમ પ્રજાઓના આચરણદોષોને દૂર કરી જાણે છે તે પ્રજાપતિ અથવા પ્રજાઓનો પિતા ગણાય છે.[૫]

હે ભરતકુલશ્રેષ્ઠ માંધાતા ! સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિ એ ચારે યુગો રાજાનાં તે તે આચરણ ઉપરથી જ જગતમાં પ્રવૃત્ત થાય છે. જેથી રાજા જ યુગનું કારણ કહેવાય છે.[૬] જ્યારે રાજા સ્વધર્મથી ભ્રષ્ટ થાય છે, ત્યારે ચારે વર્ણો, ચારે વેદો, ચારે આશ્રમો અને આ સર્વ જગત અજ્ઞાનના વાતાવરણથી મૂઢ બની જાય છે.[૭] જ્યારે રાજા સ્વધર્મથી ભ્રષ્ટ થાય છે, ત્યારે ગાર્હપત્ય, દક્ષિણાગ્નિ અને આહવનીય એ ત્રણ અગ્નિઓ, ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ એ ત્રણ વેદો અને દક્ષિણાવાળા સર્વે યજ્ઞો જગતમાંથી લુપ્તપ્રાય બની જાય છે.[૮] આ ઉપરથી જણાય છે કે, રાજા જ સર્વ જગતનો સ્રષ્ટા અને વિનાશકર્તા છે. જ્યારે તે ધર્મપૂર્વક વર્તે છે ત્યારે સર્વનો સ્રષ્ટા બને છે અને ધર્મથી ભ્રષ્ટ થાય છે ત્યારે સર્વનો વિનાશકર્તા બને છે.[૯] જે સમયે રાજા પ્રમાદવશ થાય છે તે સમયે રાજાની સ્ત્રીઓ, પુત્રો, બાંધવો અને સુહૃદો એકત્ર મળીને શોક કરે છે;[૧૦] એટલું જ નહિ પણ રાજા અધર્માચરણ કરવા મંડી જાય છે, ત્યારે તેના હાથીઓ, ઘોડા, બળદો, ગાયો, ઊંટો, ખચ્ચરો અને ગધેડ વગેરે મૂંગાં પ્રાણીઓ પણ દુઃખી થઈ જાય છે.[૧૧] હે માંધાતા ! વિધાતાએ દુર્બળ પ્રાણીને માટે જ રાજારૂપ બળની ઉત્પત્તિ કરી છે, જેથી જેના પર રાજાનાં સર્વ સુખદુઃખનો આધાર રહેલો છે તેવા નિર્બળ પ્રાણીનું રક્ષણ કરવાથી રાજાને મહાન પુણ્ય થાય છે અને રક્ષણ નહિ કરવાથી રાજાને મહાન પાપનો સંબંધ થાય છે.[૧૨] હે રાજા ! જે વેળા રાજા અધર્મ કરવામાં પ્રવૃત્ત થાય છે, તે વેળા અન્નાદિક લઈ ને તેનું સેવન કરનારાં દુર્બળ પ્રાણીઓ અને બીજા તેના વંશજ મનુષ્યો અત્યંત શોકાતુર બની જાય છે.[૧૩] હું માનું છું કે, દુર્બળ મનુષ્યનો, તપસ્વી મુનિનો તથા ઝેરી દાઢવાળા સર્પનો ક્રોધયુક્ત દૃષ્ટિપાત મહાઅસહ્ય થઈ પડે છે; માટે તું દુર્બળ પ્રાણીઓને કદી દુઃખ દઈશ નહિ.[૧૪] હે તાત ! દુર્બળ પ્રાણીઓ સદાને માટે અપમાન જ પામી રહ્યાં હોય છે, એમ તારે જાણવું, જેથી તેઓની ક્રોધભરેલી દૃષ્ટિ તને તારા બાંધવોની સાથે બાળી ભસ્મ કરી ન નાખે, તે માટે તું લક્ષ્ય રાખજે.[૧૫] જે પુરુષના કુળને દુર્બળે પોતાની ક્રોધભરી દૃષ્ટિથી બાળી નાખ્યું હોય છે, તેમાં પુનઃ અંકુર ફૂટતા જ નથી, અર્થાત્ તે કુળનો જડમૂળથી નાશ થઈ જાય છે, માટે તું દુર્બળ સામે કદી થઈશ નહિ.[૧૬] બળવાનના કરતાં નિર્બળનું બળ અતિશય અધિક બળવત્તર

છે; કેમ કે બળવાને નાશ કરેલા નિર્બળનો અમુક અંશ અવશેષ રહે છે, પણ નિર્બળે બાળીને ખાખ કરી નાખેલા બળવાનનું નામનિશાન રહેતું નથી.[૧૭] કોઈનાથી અપમાન પામેલો, માર મરાયલો અથવા ધિક્કારપાત્ર કરાયલો દુર્બળ મનુષ્ય પોતાના રક્ષક અથવા સહાયકને મેળવી શકતો નથી, તો તેના તરફથી ઊતરી આવેલો દૈવી દંડ રાજાનું સત્યાનાશ વાળી નાખે છે.[૧૮] હે તાત! દુર્બળનો શત્રુ થઈને તું તેની પાસેથી કર લઈશ મા; તેમ જ અગ્નિ જેમ કાષ્ઠને બાળી નાખે છે, તેમ દુર્બળનો દૃષ્ટિપાત તને બાળી નાખે નહિ, તે માટે તું સાવધ રહેજે.[૧૯] જેઓના પર ખોટો દોષારોપ મૂકવામાં આવ્યો હોય અને તેને લીધે રુદન કરતાં તેઓનાં નેત્રોમાંથી જે અશ્રુબિંદુઓ પૃથ્વી પર પડે છે, તે તેઓના પર મિથ્યા દોષારોપ મૂકનારા મનુષ્યોના પુત્રોનો તથા પશુઓનો સંહાર કરી નાખે છે.[૨૦] હરકોઈ મનુષ્યે કરેલું પાપકર્મ તેને પોતાને જ ફળદાતા થાય છે, પણ તેને પોતાને જો ફળ ન આપે તો તેના પુત્રોને, પુત્રોને નહિ તો પૌત્રોને અને પૌત્રોને નહિ તો પ્રપૌત્રોને પણ પોતાનું ફળ અવશ્ય આપે છે; કેમ કે પૃથ્વીમાં વાવેલું બીજ જેમ તુરત જ ફળદાયક થતું નથી, તેમ કરેલું પાપકર્મ પણ તુરત જ ફળદાયક થતું નથી.[૨૧] જે દેશમાં દુર્બળ પ્રાણીનો વધ કરવામાં આવતો હોય અને તે દુર્બળનો કોઈ રક્ષક ન હોય, તે દેશમાં દૈવકૃત મહા દારુણ દંડ અકસ્માત્ તૂટી પડે છે.[૨૨] જે સમયે ઉદ્યોગશીલ એવી રાષ્ટ્રીય પ્રજાઓ પણ પોતાનું પોષણ કરી શકે તેવા ઉદ્યોગોને અભાવે બ્રાહ્મણોની પેઠે ભિક્ષાચરણ કરે છે, તે સમયે તેવી ભિક્ષુસ્વરૂપ પ્રજાઓ પ્રતિદિન રાજાનો જ ક્ષય કરે છે.[૨૩] જે રાજાના રાજ્યમાં અનેક રાજકીય પુરુષો પ્રજાઓ પર અત્યાચાર ગુજારે છે, તે રાજાને મહાન પાપ ભોગવવું પડે છે અથવા તે દોષ કેવળ તે રાજાનો જ છે.[૨૪] કોઈ પ્રકારની યુક્તિ કરીને, કામાધીન થઈને અથવા લોભાકૃષ્ટ બનીને રાજા પોતાની પાસે દીનતાપૂર્વક યાચના કરી રહેલા લોકોનો અનાદર કરીને તેઓના ધનને હરી લે છે, તે એની મહાન ક્રૂરતા છે.[૨૫] જેમ કોઈ એક મહાન વૃક્ષ પ્રથમ ઉત્પન્ન થાય છે, પછી ધીમે ધીમે વૃદ્ધિ પામે છે ને પછીથી સર્વ પ્રાણીઓ તેનો આશ્રય કરે છે, પણ જ્યારે તે વૃક્ષને કાપી નાખવામાં આવે અથવા બાળી નાખવામાં આવે, ત્યારે તેનો આશ્રય કરનારાં પ્રાણીઓ છેક નિરાશ્રિત બની જાય છે,[૨૬] તેમ જ જે રાષ્ટ્રમાં રાજાનો ગુણાનુવાદ ગાનારી રાષ્ટ્રીય પ્રજાઓ ઉત્તમ પ્રકારના ધર્મનું અથવા સદ્‌વર્તનનું જ્યારે આચરણ કરે છે, ત્યારે રાજાનો અભ્યુદય થાય છે; પણ તે પ્રજાઓ અધર્મતત્ત્વમાં મોહિત થઈ જઈને જો અધર્માચરણ કરવા મંડી પડે છે, તો સત્વર રાજા પુણ્યથી ભ્રષ્ટ થાય છે અને પાપનો ભાગી બને છે.[૨૭] વળી જે રાજ્યમાં પાપી લોકો જાહેર રીતે સત્પુરુષોનાં મંડળોમાં પાપભરેલી વર્તણૂકો ચલાવે છે, તે રાજ્યમાં રાજા જ તે સર્વ પાપોનો ભોક્તા બને છે; પણ જે રાજ્યમા રાજા દુષ્ટ લોકોને શિક્ષા કરે છે તે રાજ્યની પોતાના રાજાની સાથે ચડતી કળા વૃદ્ધિ પામે છે.[૨૮] જે રાજા પોતાના મંત્રીઓનું માન જાળવીને તેઓની યોગ્યતાભરેલા રાજકીય વિચારો ચલાવવામાં તથા યુદ્ધવિષયક મંત્રણા કરવામાં યોજના કરે છે, તે રાજાનું રાજ્ય પ્રતિદિન વૃદ્ધિ પામે છે અને તે રાજા ચિરકાળ પર્યંત આખી પૃથ્વી પર રાજ્ય કરે છે.[૨૯] પ્રજાઓનાં પુણ્યભરેલાં કર્મોને તથા ઉત્તમ પ્રતિનાં સુભાષિત ભાષણોને જોઈ-વિચારીને સન્માન આપનારો રાજા ઉત્તમોત્તમ ધર્મ પ્રાપ્ત કરે છે.[૩૦] પોતાની સંપત્તિમાંથી યથાયોગ્ય વિભાગ આપવા, અમાત્યોનું અપમાન ન કરવું અને મદાંધ બની ગયેલા બળવાન શત્રુનો વિનાશ કરવો, તે રાજાનો ધર્મ છે.[૩૧] મન, વચન અને કાયાથી સર્વનું રક્ષણ કરવું અને અપરાધ કરનારા પુત્રને પણ ક્ષમા નહિ આપતાં યથાયોગ્ય શિક્ષા કરવી, એ રાજાનો ધર્મ છે.[૩૨] રાજા જ્યારે દુર્બળ મનુષ્યોને અન્નવિભાગ આપીને જ ભોજન કરે છે ત્યારે તેઓ બળવાન બને છે અને તેમ કરવું એ રાજાનો ધર્મ પણ છે.[૩૩] રાષ્ટ્રનું સારી રીતે રક્ષણ કરવું, ચોર લોકોને દૂર હાંકી કાઢવા અને સંગ્રામોમાં વિજય મેળવવો, એ રાજાનો ધર્મ છે. પોતાનો પ્રીતિપાત્ર મનુષ્ય પણ વાણીથી અથવા કર્મથી જો પાપાચરણ કરે તો તેને ક્ષમા નહિ આપતાં શિક્ષા જ કરવી, એ રાજાનો ધર્મ છે.[૩૪-૩૫] પોતાના રાજ્યના મુખ્ય વેપારીઓનું રક્ષણ કરવું અને કોઈ

પ્રકારની મર્યાદાનો ભંગ ન કરવો, તે રાજાનો ધર્મ છે.[૩૬] સંપૂર્ણ દક્ષિણાવાળા યજ્ઞો કરીને શ્રદ્ધાપૂર્વક પરમાત્માનું પૂજન કરવું ને રાગદ્વેષનો અનાદર કરવો, એ રાજાનો ધર્મ છે.[૩૭] કૃપણ, અનાથ અને વૃદ્ધોનાં શોકાશ્રુઓને લૂછી નાખવા અર્થાત્ તેઓને બનતી સહાય આપવી અને તેમ કરીને પ્રજાવર્ગને સંતોષ પમાડવો, તે રાજાનો ધર્મ છે.[૩૮] મિત્રોનો અભ્યુદય કરવો, શત્રુઓનો વિનાશ કરવો અને સત્પુરુષોનું પૂજન કરવું, એ રાજાનો ધર્મ છે.[૩૯] સત્યનું પાલન કરવું, પ્રીતિપૂર્વક નિરંતર ભૂમિદાન આપવું, અતિથિઓનો સત્કાર કરવો ને પોષ્ય વર્ગનું પોષણ કરવું, એ રાજાનો ધર્મ છે.[૪૦] જે રાજામાં યોગ્યતાભરેલો નિગ્રહ અને અનુગ્રહ વ્યવસ્થિત અથવા પ્રતિષ્ઠિત છે, તે રાજા આ લોકમાં તથા પરલોકમાં ઉત્તમ ફળ સંપાદન કરે છે. હે માધાતા! રાજા ધાર્મિક મનુષ્યોનો પરમેશ્વર છે–અનુગ્રાહક છે માટે તે ઇંદ્રિયોને જો વશમાં રાખે છે, તો ઐશ્વર્યવાન થાય છે અને ઇંદ્રિયોને જો વશમાં નથી રાખતો તો નરકમાં જ પડે છે.[૪૧-૪૨] પોતાના ઋત્વિજ, પુરોહિત અને આચાર્યનું અપમાન નહિ કરતાં સન્માન કરીને તેઓને સારી રીતે સહાય આપવી, એ રાજાનો ધર્મ છે.[૪૩] જેમ યમ રાજા સર્વ પ્રાણીઓને એકસરખી રીતે જ નિયમમાં રાખે છે, તેમ સર્વ પ્રજાઓને નિયમમાં રાખીને રાજાએ સ્વધર્મપૂર્વક વર્તન કરવું જોઈએ.[૪૪] હે મહાપુરુષ! રાજાને સાક્ષાત્ ઇંદ્રની જ ઉપમા આપવામાં આવે છે, જેથી રાજા જેને ધર્મ તરીકે જુએ છે તે જ પરમ ધર્મ છે.[૪૫] તારે પ્રમાદનો ત્યાગ કરીને ક્ષમા, બુદ્ધિ, ધૃતિ અને મતિને કેળવવાં જોઈએ તથા પ્રાણીઓની સારીનરસી જિજ્ઞાસાને સર્વદા ઓળખવી જોઈએ.[૪૬] સર્વ પ્રાણીઓને આશ્રય આપવો, દાન આપવું, મધુર વાક્યો કહેવાં અને નાગરિક પ્રજાનું તથા સર્વ ગ્રામ્ય પ્રજાનું જે રીતે સુખ થાય તે રીતે પાલન કરવું, એ તારું કર્તવ્ય છે.[૪૭] જે રાજામાં દક્ષતા નથી ત રાજા પ્રજાઓનું રક્ષણ કરી શકતો નથી, માટે જ હે તાત! રાજ્ય ચલાવવું, એ મહાદુષ્કર અને અતિશય ભારરૂપ છે.[૪૮] તેથી જ જે રાજા દંડનીતિને જાણનારો જે. બુદ્ધિમાન છે અને શૂરો છે, તે જ રાજા પ્રજાઓનું રક્ષણ કરી શકે છે; પણ દંડનીતિ નહિ જાણનારો બુદ્ધિહીન અને નપુંસક રાજા પ્રજાઓને પાળી શકતો નથી.[૪૯] હે રાજા! તારે વિદ્વાન, કુલીન, કાર્યદક્ષ, રાજભક્ત અને બહુશ્રુત એવા અમાત્યોની સાથે રહીને સર્વ તાપસોની તથા સર્વ આશ્રમવાસીઓની બુદ્ધિની પરીક્ષા કરવી,[૫૦] જેથી તું સર્વ પ્રાણીઓના પરમ ધર્મને જાણીશ અને તારા પોતાના દેશમાં અથવા પરદેશમા તારા ધર્મનો નાશ થશે નહિ.[૫૧] અર્થ અને કામના કરતાં ધર્મ જ શ્રેષ્ઠ છે; કેમ કે ધર્માત્મા પુરુષ જ આ લોકમાં તથા પરલોકમાં સુખી થાય છે.[૫૨] મનુષ્યોને રાજા તરફથી જો યથોચિત માન આપવામાં આવે છે, તો તેઓ રાજાને અર્થે સ્ત્રીઓનો તથા પુત્રોનો પણ ત્યાગ કરી દે છે; માટે સર્વ પ્રાણીઓને આશ્રય આપવો, મધુર વાણી બોલવી, સદાકાળ પ્રમાદરહિત થવું અને બાહ્યાભ્યંતર પવિત્રતા જાળવવી, એ રાજાના મહાન ઐશ્વર્યના હેતુઓ છે. હે માંધાતા! તારે એ પૂર્વોક્ત કર્તવ્યોમાં કદી પ્રમાદ કરવો નહિ; કેમ કે રાજાએ નિત્ય પ્રમાદરહિત થવું જોઈએ, પોતાનાં અને પારકાં છિદ્રો જોવાં જોઈએ, પોતાનું છિદ્ર પારકો ન જોઈ જાય તે માટે સાવધ રહેવું જોઈએ તથા શત્રુનાં છિદ્રો જોવા માટે સદા તત્પર રહેવું જોઈએ.[૫૩] આવો જ આચાર ઇંદ્રનો, યમનો, વરુણનો તથ સર્વ રાજર્ષિઓનો હોય છે, માટે તું તેનું પાલન કર.[૫૪] હે ભરતશ્રેષ્ઠ મહારાજા! મોટા મોટા રાજર્ષિઓએ પણ પૂર્વે એ આચારનું જ સેવન કર્યું હતું, માટે તું પણ સત્વર એ દિવ્ય માર્ગનો આશ્રય કર.[૫૫] હે ભારત! મહાતેજસ્વી દેવર્ષિઓ, પિતૃઓ અને ગંધર્વો ધર્મશીલ રાજાનાં આ લોકમાં ને પરલોકમાં વખાણ કરે છે.[૫૬]

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિર! ઉતથ્યમુનિએ એ પ્રમાણે કહ્યું, એટલે માંધાતાએ શંકાનો ત્યાગ કરીને તેમના કહેવા પ્રમાણે જ કર્યું ને આખી પૃથ્વી પર રાજ્યશાસન કર્યું.[૫૭] તે પ્રમાણે જ હે રાજા! તમે પણ સારી રીતે ધર્માચરણ કરીને પૃથ્વીનું રક્ષણ કરો, જેથી તમને સ્વર્ગીય સ્થાન પ્રાપ્ત થાય.[૫૮]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'ઉતથ્યગીતા–રાજાના કર્તવ્ય' નામનો અધ્યાય ૯૧ મો સમાપ્ત

# अध्याय ९२ मो

## વામદેવગીતા–રાજાનાં વર્તન

॥ युधिष्ठिर उवाच ॥

**कथं धर्मे स्थातुमिच्छन् राजा वर्तेत धार्मिकः ।**
**पृच्छामि त्वां कुरुश्रेष्ठ तन्मे ब्रूहि पितामह ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું : હે કુરુશ્રેષ્ઠ ભીષ્મપિતામહ! ધર્મમાં સ્થિર રહેવા ઇચ્છનારા ધાર્મિક રાજાએ કેવી રીતે વર્તવું, તે મને કહો.[1]

ભીષ્મ બોલ્યા : હે યુધિષ્ઠિર! આ વિષયમાં બુદ્ધિમાન વામદેવઋષિએ શાસ્ત્રાર્થતત્ત્વને અનુસરીને જે એક પ્રાચીન ઇતિહાસ કહ્યો છે, તેને લોકો આ પ્રમાણે કહે છે.[2] પૂર્વે જ્ઞાનવાન, ધીર અને પવિત્ર એવા વસુમના નામના એક રાજાએ મહાતપસ્વી મહર્ષિ વામદેવને એક સમયે પૂછ્યું કે,[3] 'હે ભગવન્! ધર્માર્થયુક્ત વાક્યો વડે મને આપ ઉપદેશ આપો કે જે પ્રમાણે વર્તીને હું સ્વધર્મથી ભ્રષ્ટ થાઉં નહિ.'[4] તે સાંભળીને મહાતપસ્વી અને તેજસ્વી મહર્ષિ વામદેવે નહુષના પુત્ર યયાતિની પેઠે સુખપૂર્વક બેઠેલા અને સુવર્ણ સમાન કાંતિવાળા રાજા વસુમનાને ઉપદેશ આપવાનો આરંભ કર્યો.[5]

વામદેવ બોલ્યા : હે રાજા! ધર્મના કરતાં બીજું કંઈ ઉત્તમ નથી, માટે તું ધર્મનું આચરણ કર. ધર્મમાં સ્થિર રહેનારા રાજાઓ આ પૃથ્વીને જીતી શકે છે.[6] જે રાજા ધર્મને અર્થસિદ્ધિના કરતાં ઉત્તમ માને છે અને ધર્મવૃદ્ધિ કરવા માટે જ નિશ્ચય કરે છે, તે રાજા ધર્મના પ્રભાવથી દીપી નીકળે છે.[7] અધર્મ તરફ દૃષ્ટિ રાખનારો જે રાજા પ્રજાઓ સાથે બલાત્કારથી જ વર્તન ચલાવે છે, તે રાજાની પાસેથી ધર્મ અને અર્થ એ બંને પુરુષાર્થો સત્વર દૂર ચાલ્યા જાય છે–તે રાજા ધર્માર્થથી ભ્રષ્ટ થાય છે.[8] દુષ્ટ અને પાપી સલાહકારોની સલાહ પ્રમાણે વર્તનારો ધર્મહત્યારો રાજા લોક દ્વારા વિનાશ પામવાને યોગ્ય બનીને થોડા જ સમયમાં પોતાના પરિવારની સાથે નાશ પામે છે.[9] અર્થશાસ્ત્રના નિયમોનું આચરણ નહિ કરનારો અને પોતે જ પોતાની પ્રશંસા કરનારો સ્વચ્છંદી રાજા આખી પૃથ્વીનું રાજ્ય મેળવીને પણ તરત વિનાશ પામે છે;[10] પણ જે બુદ્ધિમાન રાજા કલ્યાણકારક કર્મ-પ્રવૃત્તિનો સ્વીકાર કરે છે, અસૂયાનો ત્યાગ કરે છે અને ઇંદ્રિયોને જીતે છે, તે રાજા નદીઓના પ્રવાહોથી જેમ સમુદ્ર વૃદ્ધિ પામે છે તેમ, પ્રતિદિન વૃદ્ધિ પામે છે.[11] હે રાજા! 'ધર્મ, અર્થ, કામ, બુદ્ધિ અને મિત્રોના સંબંધમાં હું પૂર્ણ છું' એમ રાજાએ કદી માનવું નહિ;[12] કેમ કે લોકોનો સર્વ વ્યવહાર ધર્માદિ પુરુષાર્થોના આધાર પર જ અવલંબી રહ્યો છે; માટે તે સમગ્રનું શ્રવણ કરનારો રાજા યશ, કીર્તિ, લક્ષ્મી અને પ્રજાને સંપાદન કરે છે[13] અને તેથી જ ત્વરાપૂર્વક ધર્માચરણ કરનારો ને ધર્મ તથા અર્થના વિષયમાં પરિપૂર્ણ વિચાર કરનારો જે રાજા પૂર્વાપર દૃષ્ટિ કરીને અર્થ સંપાદન કરે છે, તે અવશ્ય મહાન ફળને પામે છે;[14] પણ જે રાજા કોઈને દાન આપતો નથી, કોઈના પર સ્નેહ રાખતો નથી અને કેવળ દંડનીતિનો જ ઉપયોગ કરીને પ્રજાઓને વશ કરે છે, તે સાહસિક પ્રકૃતિનો રાજા થોડા જ સમયમાં નાશ પામે છે.[15] વળી જે રાજા વિચારશક્તિથી રહિત હોઈને પ્રજાઓમાં 'પાપકૃત્ય કરનારો કોણ છે?' એ વિષેનો પોતાની બુદ્ધિ સાથે વિચાર કરી શકતો નથી, તેની આ લોકમાં અપકીર્તિ થાય છે ને મૂઆ પછી તે નરકમાં પડે છે;[16] પરંતુ જે રાજા સર્વનું સન્માન કરનારો છે, દાતા છે, કોમળ પ્રકૃતિનો છે અને ગુરુની આજ્ઞામાં વશ રહેનારો છે, તે રાજા ઉપર કોઈ સમયે જો સંકટ આવી પડે છે, તો સર્વ પ્રજાજનો તેના સંકટને પોતાના પર આવેલું જ માની લઈ ને, તેને દૂર કરવા માટે તૈયાર થાય છે;[17] પણ જેનો કોઈ ગુરુ નથી, ધર્મવિષયમાં બીજાઓને જે પૂછતો નથી અને દ્રવ્ય મેળવવામાં જ કેવળ સુખ માનીને જે સ્વચ્છંદપણે વર્તે છે, તે રાજા ચિરકાળ પર્યંત સુખ ભોગવી શકતો નથી.[18] સારાંશ કે, જે રાજા ધાર્મિક વિષયોમાં ગુરુઓનું પ્રાધાન્ય ગણે છે, પોતે કેવળ આર્થિક વિષયોમાં જ લક્ષ્ય આપે છે અને કોઈ પ્રકારના લાભપ્રસંગે ધર્મનું જ મહત્ત્વ માને છે, તે રાજા ચિરકાળ પર્યંત સુખ ભોગવે છે.[19]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન-પર્વમાં 'વામદેવગીતા–રાજાનાં વર્તન' નામનો અધ્યાય ૯૨ મો સમાપ્ત

# अध्याय १३ मो

## વામદેવગીતા-રાજોપનિષદ

॥ वामदेव उवाच ॥

यत्राधर्मं प्रणयते दुर्बले बलवत्तरः ।
तां वृत्तिमुपजीवंति ये भवंति तदन्वयाः ॥ १ ॥

વામદેવે કહ્યુ : હે રાજા! જે દેશમાં મહા-બળવાન થઈ પડેલો રાજા દુર્બળ પ્રજાઓ પર અધર્મ ગુજારે છે, તે દેશમાં એ રાજાના જે વંશજો હોય છે તેઓ પણ એ વૃત્તિએ જ પોતાની આજી-વિકા ચલાવે છે;[૧] એટલુ જ નહિ પણ તે દેશમાં બીજા મનુષ્યો પણ તે પાપપ્રવર્તક રાજાનું જ અનુકરણ કરે છે, જેથી ઉદ્ધત મનુષ્યોથી વ્યાપ્ત બની ગયેલું તે રાષ્ટ્ર આખરે વિનાશ પામે છે.[૨] સ્વધર્મમાં સ્થિર રહેનારા રાજાના જે આચરણને ઉત્તમોત્તમ માનીને મનુષ્યો અનુસરી રહ્યા હોય છે, તે જ (બાહ્ય) આચરણને રાજા જો કુમાર્ગે પ્રવૃત્ત થાય છે તો તેનાં સ્વજનો જ સહન કરી શકતાં નથી.[૩] શાસ્ત્રવિરુદ્ધ લક્ષણોવાળો જે રાજા સાહસપૂર્ણ પ્રકૃતિવાળો થઈને જ્યારે કંઈ ભયંકર આચરણ કરે છે, ત્યારે તેનો તત્કાળ વિનાશ થાય છે.[૪] જે રાજા સંગ્રામમાં પકડાયલા પોતાના શત્રુ-રાજાને તેણે પ્રથમ ઉપકાર કર્યો હોય છતાં તેના પરના દ્વેષને લીધે માન આપતો નથી, તે ક્ષાત્રધર્મથી ભ્રષ્ટ થાય છે;[૫] અથવા જે ક્ષત્રિય પોતે જીતેલા અથવા નહિ જીતેલા રાજાઓના સંબંધમાં પોતાના પૂર્વજોએ ખાસ આચરેલી વૃત્તિને અનુસરતો નથી, તે પણ ક્ષાત્રધર્મથી ભ્રષ્ટ થાય છે.[૬] રાજાએ પોતે જ્યારે સશક્ત સ્થિતિમાં હોય ત્યારે સુખનો અનુભવ કરવો અને પોતે જ્યારે આપત્તિમાં આવી પડ્યો હોય ત્યારે આપત્તિને દૂર કરવાનો ઉપાય કરવો. આમ વર્તવાથી રાજા પ્રજાઓમાં પ્રિય થઈ પડે છે અને રાજ્યલક્ષ્મીથી ભ્રષ્ટ પણ થતો નથી.[૭] પોતે જેનું કોઈ સમયે અપ્રિય કર્યું હોય તેનું રાજાએ પુનઃ પ્રિય કરવું; કેમ કે જે કોઈ પ્રથમ બીજાનું અપ્રિય કરીને પાછળથી તેનું જો પ્રિય કરે છે, તો તે સર્વનો પ્રેમપાત્ર બની રહે છે.[૮] રાજાએ મિથ્યા-ભાષણનો ત્યાગ કરવો, લોકોએ પ્રાર્થના કર્યા વિના તેઓનું પ્રિય કરવું ને કામ, ક્રોધ અથવા દ્વેષને અધીન થઈને ધર્મનો ત્યાગ કરવો નહિ.[૯] કોઈ મનુષ્ય જ્યારે પ્રશ્ન કરે, ત્યારે તેને તિરસ્કારભરેલો ઉત્તર આપવો નહિ; ગંભીરતા વિનાની વાણી બોલવી નહિ; હરકોઈ કાર્ય કરતી વેળા અત્યંત ઉતાવળા થવું નહિ અને કોઈના પર અસૂયા રાખવી નહિ, જેથી શત્રુ પણ વશ થઈ શકે છે.[૧૦] પ્રજાનું હિત વિચારનારા રાજાએ પોતાનું પ્રિય થતાં અતિ હર્ષઘેલા બનવું નહિ, અપ્રિય થતાં સંતાપ કરવો નહિ, તેમ જ દ્રવ્ય સંબંધના સંકટ પ્રસંગે પરિતાપ કરવો નહિ.[૧૧] જે રાજા ગુણ તરફ દૃષ્ટિ કરીને પ્રજાઓનું નિત્ય પ્રિય કરે છે, તેનાં સર્વ કાર્યો સિદ્ધ થાય છે ને પોતે રાજ્યલક્ષ્મીથી ભ્રષ્ટ પણ થતો નથી.[૧૨] રાજાએ સદાકાળ સાવધાન રહીને પોતાનું પ્રતિકૂળ નહિ કરનારા અને અનુકૂળ કરવામાં જ આસક્ત રહેનારા રાજભક્ત પુરુષનું હમેશાં સેવન કરવું;[૧૩] અને જે રાજસેવક ઇંદ્રિયવર્ગનો જય કરનાર હોય છે, અત્યંત અનુરાગી હોય છે, પવિત્ર હોય છે, શક્તિમાન હોય છે તથા પોતાને અનુસર-નાર હોય છે, તેને રાજાએ મહાન કાર્ય કરવા માટે યોજવો.[૧૪] એ પ્રમાણે જ પૂર્વોક્ત ગુણોથી જે યુક્ત હોય, રાજા પર સ્નેહ રાખનારો હોય અને સ્વામીનું કાર્ય કરવામાં સાવધાન રહેનારો હોય, તેને રાજ-કીય દ્રવ્યસાધનના કાર્યમાં રાજાએ નીમવો;[૧૫] પણ જે રાજપુરુષ મૂઢ હોય છે, ઇંદ્રિયોના વશમાં રહેનારો હોય છે, લોભી હોય છે, અનાર્ય આચરણ-વાળો હોય છે, શઠ હોય છે, કપટી હોય છે, હિંસક હોય છે, બુદ્ધિભ્રષ્ટ હોય છે, વિદ્વત્તારહિત હોય છે, ઉદાર કર્મોનો ત્યાગ કરનાર હોય છે, મદિરાપાનમાં પ્રીતિ રાખનારો હોય છે, જુગારી, વ્યભિચારી અને શિકારી હોય છે, તે પુરુષની મહાન કાર્ય કરવામાં નિમણૂક કરીને રાજા લક્ષ્મીથી ભ્રષ્ટ થાય છે.[૧૬-૧૭] જે રાજા પોતાના આત્માનું રક્ષણ કરીને રક્ષણ કરવા યોગ્ય પ્રજાઓનું પણ બરાબર રક્ષણ કરે છે, તે રાજાની પ્રજાઓ વૃદ્ધિ પામે છે અને તેને પોતાને પણ મહા અચળપદ પ્રાપ્ત થાય છે.[૧૮] રાજાએ પોતાના અને પારકા માણસોથી અજ્ઞાત રહેનારા ગુપ્ત દૂતોની યોજના કરીને જે કોઈ રાજાઓ પોતાના વશમાં રહેનારા હોય તે સર્વની તપાસ રાખવી, જેથી પોતે સર્વના કરતાં શ્રેષ્ઠ થઈ

શકે છે.[૧૯] કોઈ બળવાન રાજા સાથે વેર બાંધીને રાજાએ 'હું તેનાથી ઘણો દૂર છું' એમ માનીને સ્વસ્થ બેસી રહેવું નહિ; કેમ કે તેવા પ્રમાદી રાજાના ઉપર શત્રુઓ બાજપક્ષીની પેઠે આવીને એકદમ તૂટી પડે છે.[૨૦] અંતઃકરણની દુષ્ટતાનો ત્યાગ કરનારા દૃઢમૂલ બનેલા રાજાએ પોતાના બળના પ્રમાણમાં નિર્બળ રાજાઓ સામે જ ચડાઈ કરવી, પણ પોતાના કરતાં અધિક બળવાળા રાજાઓ સામે ચડાઈ કરવી નહિ.[૨૧]

ધર્મપરાયણ રાજાએ પરાક્રમથી પૃથ્વી મેળવીને ધર્મપૂર્વક પ્રજાઓનું રક્ષણ કરવું અને રણમાં યુદ્ધ કરી શત્રુઓનો વિનાશ કરવો.[૨૨] આ જગતમાં જે કંઈ વસ્તુ વિદ્યમાન છે, તે સર્વનો અંતે વિનાશ જ થવાનો છે. જેનો કદી વિનાશ ન થાય તેવી એક પણ વસ્તુ નથી, આમ સમજીને રાજાએ સ્વધર્મમાં સ્થિર રહીને ધર્મપૂર્વક જ પ્રજાઓનું પાલન કરવું.[૨૩] રક્ષણના આધારભૂત કિલ્લાઓ, રણ સંગ્રામ, ધર્માનુશાસન (ન્યાયમંદિરો), રાજકીય ગુપ્ત વિચારોની મંત્રણા અને સમયાનુસાર પ્રજાઓને સુખ આપવું એ પાંચ સાધનોથી રાષ્ટ્રની વૃદ્ધિ થાય છે.[૨૪] હે મહારાજા! જે રાજાનાં પૂર્વોક્ત પાંચ સાધનો બરાબર સુરક્ષિત હોય છે, તે રાજા જ નિરંતર પૃથ્વીનું પાલન કરી શકે છે;[૨૫] પણ એ પાંચે સાધનો પર રાજા એકલો કદી દેખરેખ રાખી શકતો નથી, માટે તેઓ પ્રત્યેકના પર રક્ષક અધિકારીઓની યથાયોગ્ય યોજના કરીને રાજા દીર્ઘકાળ પર્યંત પૃથ્વી પર રાજ્ય કરી શકે છે.[૨૬] જે પુરુષ દાનશીલ છે, પોતાની સંપત્તિમાંથી સર્વને વિભાગ આપનારો છે, માર્દવગુણથી યુક્ત છે, પવિત્ર આચારવાળો છે અને સંકટસમયે પણ પોતાનાં મનુષ્યોનો ત્યાગ નહિ કરનારો છે, તે પુરુષને પ્રજાઓ રાજા બનાવે છે.[૨૭] જે રાજા પોતાનો મત છોડી દઈને કલ્યાણકારક હિતોપદેશને શ્રવણ કરે છે અને તે શ્રવણ કરીને તે પ્રમાણે વર્તે છે, તે રાજાને લોકો અનુસરે છે;[૨૮] પણ જે રાજા પોતાના હિતૈષી મિત્રના વચનને દ્વેષભાવને લીધે પ્રતિકૂળ માનીને સહન કરતો નથી, શત્રુએ કહેલાં પ્રતિકૂળ વચનોને પણ સાંભળે છે, સર્વદા ઉદાસીનના જેવો રહે છે અને જિતાયેલા અથવા નહિ જિતાયેલા શત્રુઓના સંબંધમાં બુદ્ધિમાન પુરુષોએ આચરેલા વર્તનનું સેવન કરતો નથી, તે રાજા ક્ષાત્રધર્મથી ભ્રષ્ટ થાય છે.[૨૯-૩૦] હમેશાં સાવધાન રહીને રાજાએ એક વખત જેને શિક્ષા કરી હોય, તેવા મંત્રીથી, સ્ત્રીઓથી, પર્વતથી, વિષમ પ્રદેશોથી, હાથીઓથી, ઘોડાઓથી અને સર્પોથી પોતાનું રક્ષણ કરવું.[૩૧] પોતાના મુખ્ય અમાત્યનો ત્યાગ કરીને તેઓનાથી ઊતરતી કોટીના મનુષ્યોની સાથે પ્રેમ રાખનારો રાજા મહાઘોર સંકટમાં આવી પડીને દુઃખી થાય છે ને તે સમયે પોતાના રક્ષક પુરુષને મેળવી શકતો નથી.[૩૨] વળી જે રાજા કલ્યાણકારક ગુણ ધરાવનારા પોતાના જ્ઞાતિભાઈઓના પર દ્વેષ રાખીને તેઓની તરફેણમાં રહેવા ઇચ્છતો નથી, મનને વશ રાખતો નથી અને ક્રોધને અત્યંત વશ થઈ રહે છે, તે રાજા મૃત્યુની પાડોશમાં જ વસે છે એમ સમજવું;[૩૩] પરંતુ જે રાજા પોતાના હૃદયને પ્રિય લાગનારા પુરુષોને તથા બીજા ગુણવાન પુરુષોને પણ પ્રિય ભાષણ, પ્રિય કાર્ય આદિથી વશ કરે છે, તેનો યશ પૃથ્વીમાં દીર્ઘકાળ પર્યંત સ્થિર રહે છે.[૩૪] રાજાએ અયોગ્ય સમયે કર નાખી દઈને પ્રજાઓનું દ્રવ્ય લેવું નહિ, પોતાનું અપ્રિય થતાં કદી સંતાપ કરવો નહિ, પ્રિય થતાં અતિ હર્ષઘેલા થવું નહિ અને પોતાના આરોગ્યની વૃદ્ધિ કરનારાં કર્મો કરવામાં તત્પર રહેવું.[૩૫] પોતાના પર સ્નેહ રાખનારા રાજાઓ કયા છે, કયા રાજાઓ કેવળ ભયને લીધે જ પોતાનો આશ્રય કરી રહ્યા છે અને તે રાજાઓમાં મધ્યસ્થ અથવા શત્રુરૂપ કયા કયા છે? એ વિષેનો રાજાએ નિરંતર વિચાર કરવો.[૩૬] રાજા પોતે બળવાન હોય તોપણ તેણે દુર્બળોનો કદી વિશ્વાસ કરવો નહિ; કેમ કે તેઓ પ્રમાદવશ રહેનારા બળવાન રાજા ઉપર પણ સમય આવ્યે ગીધપક્ષીઓની પેઠે તૂટી પડે છે.[૩૭] પાપી મનુષ્યનો સ્વભાવ જ હોય છે કે, તે પોતાનો સ્વામી સર્વ ગુણોથી યુક્ત હોય અને પ્રિય ભાષણ કરનારો હોય તોપણ તેનો (સ્વામીનો) દ્રોહ કરે છે; માટે રાજાએ કોઈ મનુષ્ય પર સંપૂર્ણ વિશ્વાસ કરવો નહિ.[૩૮] હે વસુમના રાજા! નહુષના પુત્ર યયાતિરાજાએ મેં કહેલ આ રાજોપનિષદ (રાજાઓની રહસ્ય-

વિધા) કરી હતી કે, જેનું શ્રવણ કરી મનુષ્યોના સંબંધમાં સાવધાનપણે વર્તનારો રાજા પોતાના મહાન શત્રુઓનો પણ નાશ કરી શકે છે ૩૯

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'વામદેવગીતા-રાજોપનિષદ' નામનો અધ્યાય ૯૩મો સમાપ્ત

## अध्याय ९४मो

### વામદેવગીતા-રાજધર્મ

॥ वामदेव उवाच ॥

अयुद्धेनैव विजयं वर्धयेद् वसुधाधिपः ।
जघन्यमाहुर्विजयं युद्धेन च नराधिपः ॥ १ ॥

વામદેવે કહ્યું : હે વસુમના રાજા! પ્રત્યેક રાજાએ યુદ્ધ કર્યા વિના જ વિજય મેળવવો, તે સર્વોત્તમ છે. યુદ્ધ કરીને મેળવેલા વિજયને તો વિદ્વાનો અધમ કહે છે ૧ જો પોતાનું મૂળ અત્યંત દૃઢ ન હોય તો રાજાએ નહિ મળેલું મેળવવા માટે ઇચ્છા કરવી નહિ, કેમ કે દુર્બળ મૂળવાળા રાજાને અલભ્ય વસ્તુનો લાભ થતો નથી ૨ જે રાજાનો દેશ સમૃદ્ધિસંપન્ન હોય છે, વિશાળ હોય છે, રાજા ઉપર પ્રીતિ રાખનારો હોય છે અને સંતુષ્ટ તથા પુષ્ટ મંત્રીમંડળવાળો હોય છે, તે રાજા દૃઢ મૂળવાળો ગણાય છે. ૩ જેના યોદ્ધાઓ અતિશય સંતોષી હોય છે, સાંત્વના મેળવેલા હોય છે અને શત્રુઓને ઠગવામાં કુશળ હોય છે, તે રાજા અલ્પ સૈન્યથી પણ પૃથ્વીને જીતી શકે છે ૪ જે રાજાની નાગરિક પ્રજાઓ તથા ગ્રામ્ય પ્રજાઓ પ્રાણીઓ પર દયા રાખનારી હોય છે તથા ધનધાન્યથી સંપન્ન હોય છે, તે રાજાનું મૂળ દૃઢ ગણાય છે ૫ બુદ્ધિમાન રાજા જે સમયે પોતાના પ્રતાપની ચડતી કળા માનતો હોય, તે સમયે તેણે શત્રુની પૃથ્વીને તથા ધનસંપત્તિને મેળવવાની ઇચ્છા કરવી ૬ જેના ભોગવૈભવોનો પ્રતિદિન ઉદય થતો જાય છે, પ્રાણીઓ પર જે દયાળુ હોય છે અને ચાલાકીપૂર્વક પોતાનું જે રક્ષણ કરનારો છે, તે રાજાનો દેશ પ્રતિદિન આબાદ બને છે ૭ જે રાજા યથાસ્થિત વર્તન કરનારા પોતાના પ્રજાવર્ગ તરફ અન્યાયથી વર્તે છે, તે રાજા ફરશીથી જેમ વનને કાપે, તેમ પોતાને જ છિન્નભિન્ન કરે છે ૮ રાજા શત્રુઓનો નિત્ય સંહાર કર્યા વિના તેઓનો નાશ કરી શકતો નથી, પણ જે રાજા ક્રોધનો જ સમૂળગો નાશ કરી જાણે છે, તેનો એક પણ શત્રુ હયાત રહેતો નથી ૯ આર્યપુરુષો જે કર્મનો તિરસ્કાર કરતા હોય તે કર્મને સુજ્ઞ રાજાએ કદી કરવું નહિ, પરંતુ જે કર્મથી પોતાનું કલ્યાણ થતું જોવામાં આવે તે કર્મ જ રાજાએ કરવું ૧૦ પોતે આરંભેલા કાર્યનો અંત આણ્યા પછી જ જે રાજા સુખનો અનુભવ લેવાની ઇચ્છા રાખે છે, તેનું બીજા લોકો અપમાન કરતા નથી, તેમ જ તેને પોતાને પણ અમુક કાર્ય અપૂર્ણ રહ્યા બદલ પશ્ચાત્તાપ થતો નથી, ૧૧ માટે જે રાજા મેં કહેલા આ વર્તનને જનસમુદાયના મધ્યમાં આચરી દેખાડે છે, તે રાજા આ લોકને તથા પરલોકને હસ્તગત કરીને સદા વિજયનિષ્ઠ રહે છે ૧૨

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિર! મહર્ષિ વામદેવે એ પ્રમાણે ઉપદેશ આપ્યો, તે પછી રાજા વસુમનાએ તે પ્રમાણે જ સર્વ રાજ્યવ્યવસ્થા કરી હતી, માટે તમે પણ એ રીતે જો વર્તશો તો અવશ્ય ઉભય લોકને જીતશો ૧૩

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'વામદેવગીતા-રાજધર્મ' નામનો અધ્યાય ૯૪મો સમાપ્ત

## अध्याय ९५मो

### યુદ્ધધર્મ

॥ युधिष्ठिर उवाच ॥

अथ यो विजिगीषेत क्षत्रियः क्षत्रियं युधि ।
कस्तस्य विजये धर्मो ह्येतं पृष्टो ब्रवीहि मे ॥१॥

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ! જે ક્ષત્રિય પોતાના ક્ષત્રિય શત્રુને યુદ્ધમાં જીતવા માટે ઇચ્છે છે તેણે વિજય મેળવવા માટે કયા ધર્મનો આશ્રય કરવો, તે મને કહો ૧

ભીષ્મ બોલ્યા : હે યુધિષ્ઠિર! વિજયેચ્છુ રાજાએ સહાયકોને સાથે લઈને અથવા સાથે લીધા વિના જ અકસ્માત્ બીજા દેશ પર ચડાઈ લઈ જઈને ત્યાંની પ્રજાઓને જાહેર કરવું કે, 'હું તમારો રાજા છું અને નિરંતર તમારું રક્ષણ કરીશ, માટે તમે મને ધર્મ પ્રમાણે કર આપો અથવા મારી સામે શસ્ત્ર ગ્રહણ કરો.' આમ કહે ને તે ચડી આવેલા રાજાને

તે દેશની પ્રજાઓ પોતાના રાજા તરીકે જો સ્વીકારી લે છે, તો બન્નેનું કુશળ થાય છે અને યુદ્ધ પણ બંધ રહે છે;[૨-૩] પરંતુ હે રાજા! તે દેશના લોકો ક્ષત્રિય જાતિથી ઇતર જાતિના હોઈ ને પણ તે રાજાની સામે વિરોધ કરવા તૈયાર થાય તો તેઓને હરકોઈ ઉપાયે તેણે વશ કરવા; કેમ કે તેઓ પોતાની મેળે જ વિરોધ કરવા ઊભા થયા હોય છે.[૪] કોઈ દેશમાં પોતાનું રક્ષણ કરવા માટે પણ અસમર્થ અને શત્રુને પોતાના કરતાં અધિક બળવાન માનનારા ક્ષત્રિયને શસ્ત્રહીન ઊભેલો જાણી અન્ય હીનજાતિનો પુરુષ પણ શસ્ત્ર ગ્રહણ કરે છે. (માટે વિજયેચ્છુ રાજાએ શસ્ત્રબળથી જ જીતવામાં આવેલાં શામાદિકનું ઉલ્લંઘન કરીને તે તે સ્થળે અધિપતિ મુખે જ સ્થિર રહેવું, જીતેલા રાષ્ટ્રને સામાદિક ઉપાયથી જ વશ કરવું.)[૫]

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ! જે ક્ષત્રિય રાજા કેવળ યુદ્ધ કરવાની ઇચ્છાથી જ અન્ય ક્ષત્રિય રાજા સામે ચડાઈ કરે, તેણે ધર્મદૃષ્ટિએ તેની સામે કેવી રીતે યુદ્ધ કરવું, તે મને કહો.[૬]

ભીષ્મે કહ્યું : રણમાં જે ક્ષત્રિયે કવચ પહેર્યું ન હોય તેની સામે યુદ્ધ કરવુ નહિ; અને યુદ્ધ-પ્રસંગ ઉપસ્થિત થાય તે વેળા એકે બીજાને કહેવું જોઈએ કે, 'તું મારી સામે શસ્ત્ર ફેંક, હું તારી સામે શસ્ત્ર ફેંકું છું.'[૭] પછી જ્યારે તે બરાબર સજ્જ થઈને પોતાની સામે ચડી આવે, ત્યારે પોતે પણ તેની સામે સજ્જ થવું અને જો સૈન્ય લઈને સામે આવે તો પોતે પણ સૈન્ય લઈને જ સામા જવું.[૮] શત્રુ પોતાની સામે જો કપટથી યુદ્ધ કરે, તો પોતે પણ તેની સામે કપટથી જ યુદ્ધ કરવું અને જો ધર્મથી યુદ્ધ કરે, તો તેની સામે ધર્મથી જ યુદ્ધ કરવું.[૯] શત્રુ જો રથ ઉપર બેસીને આવ્યો હોય તો તેની સામે ઘોડેસવાર થઈને યુદ્ધ કરવા જવું નહિ, પણ રથમાં બેઠેલા સામે રથમા બેસીને જ યુદ્ધ કરવું. શત્રુ જ્યારે સંકટમાં આવી પડ્યો હોય, ભયમાં આવી પડ્યો હોય અથવા જિતાઈ ગયો હોય, ત્યારે તેની સામે હુમલો કરવો નહિ.[૧૦] યુદ્ધ કરતી વેળા ઝેર ખરડેલાં બાણોનો અથવા વાંકા કાંટાવાળાં બાણોનો પ્રયોગ કરવો નહિ; કેમ કે તેવાં આયુધોનો નીચ પુરુષો જ પ્રયોગ કરે છે. વળી ન્યાયપૂર્વક જ યુદ્ધ કરવું અને પોતાનો વિનાશ કરવાની ઇચ્છાવાળા શત્રુ પર ક્રોધે ભરાવું નહિ.[૧૧] સત્પુરુષોની મધ્યમાં કોઈ પ્રકારની ફાટફૂટ થવાથી એકાદો સત્પુરુષ જો સંકટમાં આવી પડે તો તેને મારવો નહિ, તેમ જ બેભાન થયેલા શત્રુને તથા પુત્રરહિત શત્રુને પણ કદી મારવો નહિ.[૧૨] જેનું શસ્ત્ર ભાંગી પડ્યું હોય, જેના ઉપર વિપત્તિ આવી પડી હોય, જેના ધનુષની દોરી તૂટી ગઈ હોય અને જેના વાહનનો નાશ થઈ ગયો હોય, તેવા શત્રુ પર કદી પ્રહાર કરવો નહિ. વળી જો શત્રુ ઘાયલ થઈને પડ્યો હોય, તો તેને એના દેશમાં જ પહોંચતો કરી દેવો અથવા પોતાને ત્યાં જ રાખીને વૈદ્યો દ્વારા તેની ચિકિત્સા કરાવવી ને તે જ્યારે બરાબર વ્રણ રહિત (રુઝાયલા ઘાવાળો) થઈને સાજો થઈ જાય, ત્યારે તેને છોડી મૂકવો. આવો સનાતન ધર્મ છે. ભગવાન સ્વાયંભુવ મનુએ પણ કહ્યું છે કે, 'જ્યારે સત્પુરુષો સામે યુદ્ધપ્રસંગ પ્રાપ્ત થાય ત્યારે સત્પુરુષોએ ધર્મપૂર્વક જ યુદ્ધ કરવું, પણ અધર્મ-યુદ્ધ કરીને ધર્મનો નાશ કરવો નહિ. જે યુદ્ધમાં ધાર્મિક યુદ્ધ કરવાની પ્રતિજ્ઞાવાળો ક્ષત્રિય અધર્મ કરીને જય મેળવે છે, તે ક્ષત્રિય પાપી અને કપટી જીવનવાળો બનીને પોતે જ પોતાનો નાશ કરે છે; તેમ જ એવા પ્રકારનું અધર્મ કૃત્ય દુષ્ટ પુરુષો જ કરે છે; માટે ધાર્મિક ક્ષત્રિયે અસાધુ પુરુષોને પણ ધર્મયુદ્ધથી જ જીતવા.[૧૩-૧૬] ધર્મયુદ્ધ કરતાં જો મરણ થાય તો તે શ્રેયસ્કર છે, પણ પાપકર્મ કરી-ને વિજય મેળવવો તે ઉત્તમ નથી. હે રાજન્! વાવેલા બીજવાળી પૃથ્વી તત્કાળ ફળને આપતી નથી, તેમ આચરેલો અધર્મ પણ તત્કાળ ફળ આપતો નથી;[૧૭] પરંતુ તે અધર્મ અનુક્રમે વૃદ્ધિ પામીને કર્તાપુરુષનાં મૂળોને તથા શાખા–પ્રશાખા-ઓને પણ બાળીને ભસ્મ કરી નાખે છે. પાપી પુરુષ પાપકર્મ દ્વારા દ્રવ્ય મેળવીને અત્યંત હરખાય છે, પણ તે જાણતો નથી કે, ચૌર્યકર્મથી અત્યંત ભર-પૂર બની જઈને પાપી મનુષ્ય પાપમાં જ ડૂબી મરે છે. જે પુરુષ 'જગતમાં ધર્મ છે જ નહિ' એમ માનીને સર્વના તરફ અશ્રદ્ધા રાખે છે તથા ધર્મા ચરણ કરનારા પવિત્ર પુરુષોની હાંસી કરે છે, તે પુરુષ વિનાશની અણી ઉપર જઈ પહોંચે છે. વળી તેવો

પાપી પુરુષ વરુણના પાશોથી જકડાયલો હોય છે, છતાં પોતાને અજરામર માને છે; એટલું જ નહિ પણ વાયુથી ફૂલી ગયેલી ચામડાની ધમણની પેઠે કેવળ પાપકૃત્યો કરીને ફૂલી જાય છે–રાતોમાતો બની જાય છે અને ધર્મમાં પ્રવૃત્તિ કરતો જ નથી; પણ આખરે નદીના તટ પર ઊગેલું વૃક્ષ જેમ મૂળ સહિત ઊખડી જઈને પાણીમાં તણાય જાય છે, તેમ એ પાપી પુરુષ પણ પરિવારની સાથે નાશ પામે છે.[૧૮–૨૧] જેમ પથ્થરની સાથે અફળાયેલો માટીનો ઘડો ફૂટી જાય છે, તેમ સંસારપ્રદેશમાંથી નષ્ટ થયેલા એ પાપી પુરુષની લોકો પાછળથી નિંદા કરે છે, માટે રાજાએ ધર્મપૂર્વક જ વિજય મેળવવાની ઇચ્છા રાખવી અને ધર્મથી જ ધનસંચય કરવો.[૨૨]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન-'પર્વમાં યુદ્ધધર્મ' નામનો અધ્યાય ૯૫મો સમાપ્ત

## અધ્યાય ૯૬ મો

### વિજયી રાજાનો ધર્મ

॥ भीष्म उवाच ॥

नाधर्मेण महीं जेतुं लिप्सेत जगतीपतिः ।
अधर्मविजयं लब्ध्वा कोऽनुमन्येत भूमिपः ॥१॥

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર! અધર્માચરણ કરીને પૃથ્વીનો જય કરવા માટે રાજાએ ઇચ્છા કરવી નહિ અને એવો કયો ધાર્મિક રાજા હોય કે જે અધર્મ-વિજય મેળવીને પોતાને ઉત્તમ ધાર્મિક માને?[૧] જે વિજય અધર્મયુક્ત છે તે નાશવંત છે, સ્વર્ગથી ભ્રષ્ટ કરનારો છે અને રાજાને તથા પૃથ્વીને દુઃખ આપનારો છે.[૨] વિજયી રાજાએ જેનું કવચ તૂટી ગયેલું હોય, જે કહેતો હોય કે, 'હું આપનો જ છું' અને જેણે શસ્ત્રો ફેંકી દઈ હાથ જોડ્યા હોય તેવા શત્રુને પકડીને મારી નાખવો નહિ, પણ કેદ કરવો.[૩] જે શત્રુરાજા સૈન્યથી જિતાઈ ગયો હોય તેની સામે વિજયી રાજાએ યુદ્ધ કરવું નહિ; પરંતુ એક વર્ષ પર્યંત તેને કેદમાં રાખીને 'હું તમારો દાસ છું' એમ તેની પાસે બોલાવવું ને પછી તેને છોડી મૂકવો; અને કદાચ તે રાજા પોતે દાસ હોવાનું જો ન કહે તોપણ એક વર્ષ પર્યંત કેદમાં રાખીને પોતાના પુત્ર તુલ્ય ગણાયેલા તે રાજાને છોડી જ મૂકવો.[૪] તેમ જ જે રાજકન્યાનું પરાક્રમપૂર્વક પોતે હરણ કર્યું હોય, તેને એક વર્ષ પર્યંત પોતાના રાજમહેલમાં અલગ રાખ્યા પછી પૂછવું કે, 'તારે મને પરણવાની ઇચ્છા છે કે કોઈ બીજાને?' આમ પૂછતાં તે જો બીજાને પરણવા ઇચ્છતી હોય, તો તેને પોતાને ત્યાં રાખવી નહિ. વળી એ જ પ્રમાણે દાસી, દાસ વગેરે જે કંઈ શત્રુ રાજાનું ધન પોતે હરી આણેલું હોય, તેને એક વર્ષ પર્યંત પોતાને ત્યાં રાખીને પુનઃ તે જેનું હોય તેને પાછું આપી દેવું, જેથી તે પોતાનું જ આપેલું ગણાય છે.[૫] દેહાંતદંડની શિક્ષાને પાત્ર ચોર વગેરેના ધનને રાજાએ ભંડારમાં રાખવું નહિ, પણ વાપરી નાખવું. તેનું દૂધ લઈને બ્રાહ્મણોને પાઈ દેવું; પણ ચોર સિવાયના પકડી આણેલા શિક્ષાપાત્ર પુરુષને દેહાંતદંડની શિક્ષા નહિ કરતાં ક્ષમા આપવી ને તેનું ધન પાછું આપવું. તે સિવાય શત્રુરાજાના બળદો જો પકડી આણ્યા હોય તો તેઓનો ખેડવાના કામમાં અથવા બીજો કંઈ બોજો ઉપાડવાના કામમાં ઉપયોગ કરવો.[૬] ધર્મશાસ્ત્રની આજ્ઞા છે કે, રાજાએ રાજા સામે જ યુદ્ધ કરવું અને રાજા સિવાય બીજા કોઈ પણ પુરુષે રાજા સામે શસ્ત્ર ફેંકવું નહિ.[૭] બન્ને સૈન્યો યુદ્ધ કરતાં હોય અને તે વેળા કોઈ બ્રાહ્મણ શાંતિ કરવાની ઇચ્છાથી વચમાં આવી ઊભો રહે તો બન્ને પક્ષનાં સૈન્યોએ યુદ્ધ બંધ કરવું;[૮] કેમ કે જે પુરુષ બ્રાહ્મણનું અપમાન કરે છે, તે સનાતનકાળની મર્યાદાનો ભંગ કરે છે, માટે જો કોઈ નીચ ક્ષત્રિય તે મર્યાદાનું ઉલ્લંઘન કરે તો તેને ક્ષત્રિયોની ગણનામાં ગણવો નહિ અને ક્ષત્રિયસભામાં બેસવા પણ દેવો નહિ; કારણ કે તે નામધારી ક્ષત્રિયે મર્યાદાનો ભંગ કરીને ધર્મનો જ લોપ કર્યો ગણાય છે;[૯-૧૦] માટે વિજય મેળવવાની ઇચ્છાવાળા રાજાએ તેવા અધર્મવર્તનનું અનુકરણ કરવું નહિ, પણ ધર્મપૂર્વક જ વિજય મેળવવો; કેમ કે ધાર્મિક વિજયના કરતાં બીજો અધિક લાભ કયો હોય?[૧૧] રાજાઓની આવી એક નીતિ હોય છે કે, તેઓએ પારકાં રાજ્યની પ્રજાઓ પર જીત મેળવ્યા પછી તુરત જ તે પ્રજાને દાન, ભોગ, ધીરજ વગેરે આપીને પ્રસન્ન કરવી જોઈએ.[૧૨] અન્યથા અશાંતિજનક ઉપાયો યોજીને તેઓના પર જો રાજ્યસત્તા ચલાવવામાં આવે તો તેઓ પોતાના રાષ્ટ્રથી કંટાળી જાય છે અને પોતાના

પર જીત મેળવનાર રાજાને સંકટમાં આવી પડેલો જોવાની રાહ જુએ છે ને ત્યાં સુધી શત્રુભૂત બનીને તે રાજાની ઉપાસના કરી રહે છે.[૧૩] હે રાજન્! પછી જ્યારે તે વિજયી રાજા સંકટમાં આવી પડે છે કે તુરત જ તેનાથી કંટાળેલી સર્વ પ્રજાઓ અત્યંત સંતુષ્ટ થઈને તે રાજાના શત્રુરાજાને પક્ષમાં લે છે અને પોતાને દુઃખ દેનાર રાજાનો નાશ કરવા તૈયાર થાય છે.[૧૪] વિજયી રાજાએ પોતાના શત્રુને કપટથી છેતરવો નહિ તેમ એને અત્યંત ઘાયલ પણ કરવો નહિ; કેમ કે તેને જો અત્યંત ઘાયલ કરવામાં આવે છે, તો કદાચ તેના જીવિતનો પણ નાશ થઈ જાય.[૧૫] વળી કોઈ સમયે રાજા અલ્પ લાભથી યુક્ત થઈને પણ સંતુષ્ટ રહે છે અને તેવો રાજા પોતાના શુદ્ધ જીવિતને જ અતિ મહત્ત્વનું માને છે.[૧૬] જે રાજાનો દેશ વિશાળ તથા સમૃદ્ધિ-સંપન્ન છે, પોતાના રાજા ઉપર પ્રીતિ રાખનારો છે તથા જેના સેવકો અને અમાત્યો સંતુષ્ટ રહેનારા છે, તે રાજા દૃઢ મૂળવાળો ગણાય છે.[૧૭] વળી જે રાજા પૂજાપાત્ર ઋત્વિજોની, પુરોહિતની, આચાર્યની તથા વિદ્વાનોની પૂજા કરે છે, તે રાજા લોકવેત્તા કહેવાય છે.[૧૮] આ વર્તન પ્રમાણે જ વર્તીને દેવશ્રેષ્ઠ ઇંદ્રે રાજ્ય સંપાદન કર્યું છે તથા બીજા ઘણા રાજાઓ એ પ્રમાણે વર્તીને ઇંદ્રલોકને જીતવા ઇચ્છે છે.[૧૯] હે રાજા! પૂર્વે પ્રતર્દન નામના રાજાએ શત્રુઓ સામે મહાન યુદ્ધ કરીને પૃથ્વી સિવાયનું તેઓનું સર્વ ધન જીતી લીધું હતું અને તેઓના રાજ્યની સર્વ ઔષધિઓ પણ હરી લીધી હતી.[૨૦] તેમ જ દિવોદાસ નામના રાજાએ શત્રુઓના અગ્નિહોત્ર સંબંધનું સર્વ દ્રવ્ય, યજ્ઞોપયોગી સર્વ પદાર્થો તથા ભોજ્ય પદાર્થો સુદ્ધાંનું હરણ કર્યું હતું, પણ તેવી અતિશય અનીતિ કરવાના કારણથી તેણે સ્વર્ગ ગુમાવ્યુ જ હતું, માટે રાજાએ તેવો પુષ્કળ અન્યાય કરવો નહિ.[૨૧] હે ભારત! નાભાગ નામના રાજાએ શ્રોત્રિય બ્રાહ્મણો તથા તાપસોના દ્રવ્ય સિવાય શત્રુઓનાં સર્વ રાજ્યો જીતી લઈને તે બધા દ્રવ્યની બ્રાહ્મણોને દક્ષિણા આપી દીધી હતી.[૨૨] હે યુધિષ્ઠિર! પ્રાચીનકાળના ધર્મવેત્તા રાજાઓની પાસે ઉત્તમ અને મધ્યમ–બન્ને પ્રકારનાં દ્રવ્યો શત્રુઓ પાસેથી હરી લીધેલાં જ હતાં; માટે રાજાએ શત્રુઓનું સર્વ કંઈ હરી લેવું, એ વાત મને સંમત છે,[૨૩] તોપણ રાજાએ પોતાનો અભ્યુદય ઇચ્છીને કપટ અથવા દંભપૂર્વક વિજય મેળવવાની ઇચ્છા રાખવી નહિ. માત્ર કપટ અને દંભનો ત્યાગ કરીને સર્વ વિદ્યાઓનો અધિક ઉપયોગ કરવો ને તે દ્વારા વિજય મેળવવો.[૨૪]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન-પર્વમાં 'વિજયી રાજાનો ધર્મ' નામનો અધ્યાય ૯૬મો સમાપ્ત

# અધ્યાય ૯૭મો

## યુદ્ધજન્ય પ્રાણીહત્યાનું પ્રાયશ્ચિત્ત અને યુદ્ધમરણનું માહાત્મ્ય

॥ યુધિષ્ઠિર ઉવાચ ॥

**क्षत्रधर्माद्धि पापीयान्नधर्मोऽस्ति नराधिप।**
**अपयानेन युद्धेन राजा हंति महाजनम् ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછયું : હે મનુષ્યશ્રેષ્ઠ પિતામહ! ક્ષાત્રધર્મના કરતાં બીજો એક પણ ધર્મ અતિશય પાપભરેલો નથી; કેમ કે રાજા યુદ્ધ કરતી વેળા અને યુદ્ધમાંથી પલાયન કરતી વેળા અનેક મનુષ્યોનો સંહાર કરી નાખે છે.[૧] માટે હે ભરતશ્રેષ્ઠ વિદ્વાન ભીષ્મ! રાજા કયુ કર્મ કરીને દિવ્ય લોકોને જીતી શકે છે, તે જાણવાની મને ઇચ્છા છે, માટે તે કહો.[૨]

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિર! રાજાઓ પાપીઓને શિક્ષા કરીને, સત્પુરુષોને આશ્રય આપીને, યજ્ઞો કરીને તથા દાન આપીને પવિત્ર અને શુદ્ધ થાય છે.[૩] જોકે વિજય મેળવવાની ઇચ્છાથી રાજાઓ પ્રાણીઓને દુઃખ દે છે, તોપણ તેના તે જ રાજાઓ વિજય મેળવ્યા પછી પુનઃ પ્રજાઓની વૃદ્ધિ કરે છે.[૪] જે રાજાઓ પ્રજાઓ પર અનુગ્રહ કરવા માટે દાન, યજ્ઞ અને તપોબળ દ્વારા પોતાનાં પાપોનો નાશ કરે છે, તેઓનુ પુણ્ય પણ પ્રતિદિન વધે છે.[૫] જેમ ક્ષેત્રની શુદ્ધિ કરનારો પુરુષ (ખેતરને નિંદનારો ખેડૂત); ક્ષેત્રની શુદ્ધિ કરવા માટે તેમાં ઊગી નીકળેલા ઘાસને તથા નિષ્ફળ ધાન્યને ઉખેડી નાખે છે, પણ તેથી ક્ષેત્રમાં પક્વ થયેલા ધાન્યનો નાશ થતો નથી,[૬] તેમ જ શસ્ત્રપ્રહાર કરીને વધ્ય પુરુષોનો સંહાર કરનારો ક્ષત્રિય રાજા

ઓનો સંહાર કરે છે, તોપણ વિજય મેળવ્યા પછી સર્વ પ્રાણીઓની પુનઃ અભિવૃદ્ધિ કરીને તે રાજા ભૂતકાળનાં પાપ બદલ સંપૂર્ણ પ્રાયશ્ચિત્ત કરી શકે છે.[૭] જે રાજા ચોરલોકોથી થતા દ્રવ્યહરણને, નાશને તથા ક્લેશને અટકાવી દઈ પ્રજાઓનું રક્ષણ કરે છે, તે રાજા આણદાતા, ધનદાતા તથા સુખદાતા ગણાય છે અને તે જ સર્વનો મહારાજા છે,[૮] એટલું જ નહિ પણ તે રાજા અભયદાનરૂપ દક્ષિણાઓવાળા સર્વ પ્રકારના યજ્ઞો કરીને પરમાત્માનું પૂજન કરનારો મનાય છે ને આ લોકમાં અનેક કલ્યાણોનો અનુભવ કરીને અંતે ઇંદ્રલોકને પામે છે.[૯] વળી જે રાજા બ્રાહ્મણો માટેના ધર્મયુદ્ધમાં શત્રુઓ સામે ધસી જઈને યુદ્ધ કરે છે અને તે યુદ્ધમાં પોતાના શરીરરૂપી યજ્ઞસ્તંભનો ત્યાગ કરીને મૃત્યુ પામે છે, તે રાજાને અનંત દક્ષિણાઓવાળા યજ્ઞ કર્યાનું ફળ પ્રાપ્ત થાય છે.[૧૦] હરકોઈ ક્ષત્રિય યુદ્ધમાં નિર્ભય થઈને પોતાના શત્રુ સામે સંખ્યાબંધ બાણો ફેંકે છે અને શત્રુનાં સંખ્યાબંધ બાણોને પોતાના શરીર પર ઝીલે છે, તેના જેવું આ પૃથ્વીમાં બીજું એક પણ શ્રેયસ્કર નથી, એમ દેવો પોતે માને છે.[૧૧] રણમાં તે ક્ષત્રિયની ત્વચાને જેટલાં શસ્ત્રો ભેદે છે, તેટલા અક્ષય દિવ્ય લોકો કે જેમાં સર્વ મનોરથો પૂર્ણ થાય છે, તેઓની તેને પ્રાપ્તિ થાય છે.[૧૨] વળી રણક્ષેત્રમાં યુદ્ધ કરતાં કરતાં ક્ષત્રિયનાં ગાત્રોમાંથી જે રુધિરધારા વહે છે, તેની સાથે જ તેનાં સર્વ પાપો પણ બહાર વહી જાય છે, જેથી તે પાપરહિત થાય છે.[૧૩] ધર્મવેત્તાઓ કહે છે કે, શસ્ત્રોના પ્રહારોથી યુદ્ધમાં સંતપ્ત થયેલો ક્ષત્રિય જે જે દુઃખો સહન કરે છે, તે તે દુઃખો તેના તપની જ વૃદ્ધિ કરે છે.[૧૪] મેઘથી લોકો જેમ જળની ઇચ્છા રાખે છે, તેમ શૂરવીર ક્ષત્રિય પાસેથી શરણ મેળવવાની ઇચ્છા રાખનાર ધર્મનિષ્ઠ ભીરુ પુરુષો યુદ્ધમાં સૌનાથી પાછળના ભાગમાં રહે છે.[૧૫] જે વેળા યુદ્ધપ્રસંગ ઉપસ્થિત થાય અને પ્રજાઓ પર ભય આવી પડે, તે વેળા શૂરવીર પુરુષ બીજા સામાન્ય મનુષ્યોને યુદ્ધમાં આગળ નહિ કરતાં પોતે જ આગળ થઈને તેઓનું ક્ષેમપૂર્વક જો રક્ષણ કરે છે, તો તેને અતિ મહાન પુણ્ય પ્રાપ્ત થાય છે;[૧૬] પરંતુ તે ભીરુ પુરુષો પોતાનું રક્ષણ કરનારા શૂરવીર ક્ષત્રિયના પૂર્વકૃત ઉપકારોને લક્ષ્યમાં લઈને સદાકાળ તેને નમતા-ભજતા રહે અને યુદ્ધપ્રસંગે પોતાની મેળે જ સૌનાથી આગળ નીકળી પડે, તો તેઓનું એ કર્મ યોગ્ય તથા ન્યાયયુક્ત જ ગણાય છે; પણ તેથી પેલા શૂરવીરને પૂર્વના જેવું પુણ્ય મળતું નથી.[૧૭] જ્યારે સંગ્રામમાં ઉભય પક્ષનાં સૈન્યોની સામસામી ભેટંભેટા થઈ જાય છે અને અન્યોન્યની ગર્જનાઓ થવા લાગે છે, ત્યારે આકૃતિમાં પ્રથમ સમાન દેખાતા સર્વ પુરુષોમાં મહાન ભેદ જોવામાં આવે છે. જેમ કે તે વેળા કેટલાએક શૂરાઓ નિર્ભયતાપૂર્વક સન્મુખ ધસી જાય છે અને બીજા ભીરુઓ રણમાંથી પલાયન કરી જાય છે.[૧૮] સ્વર્ગીય માર્ગનો આશ્રય કરીને શૂરવીર પુરુષ શત્રુઓને દેખતાં જ તેઓની સામે તૂટી પડે છે; પણ કાયર પુરુષ શત્રુઓને દેખતાં જ પલાયન કરી જાય છે. અરે! પોતાના સહાયકોને પ્રાણસંકટના પ્રસંગમાં મૂકી જાય છે.[૧૯] હે તાત! જે નીચ પુરુષો રણમાં પોતાના સહાયકોને પડતા મૂકીને પોતે ક્ષેમકુશળ ઘેર પહોંચી જાય, તેવા પુરુષોને તમે ઉત્પન્ન કરશો મા.[૨૦] જે કાયર પુરુષ પોતાના સહાયકોનો રણમાં ત્યાગ કરીને પોતાના જ પ્રાણની રક્ષા કરવા ઇચ્છે છે, તે પુરુષનું ઇંદ્રાદિ દેવતાઓ સદા અકલ્યાણ જ કરે છે;[૨૧] એટલું જ નહિ પણ તેવા અધમ ક્ષત્રિયોને રાજાએ પોતે જ લાકડીઓ અથવા માટીનાં ઢેફાં મારીને મારી નાખવા. તેઓનાં શરીર પર ઘાસ લપેટીને સળગાવી મૂકવા અથવા પશુની પેઠે માર મારીને તેઓનો નાશ કરી નાખવો.[૨૨] જે પુરુષ ક્ષત્રિયજાતિનો થઈને પથારીમાં પડ્યો પડ્યો બડખા અને મૂત્ર કાઢતો કાઢતો તથા દીનતાભરેલા વિલાપ કરતો કરતો મરણ પામે છે, તે તેને માટે અધર્મભરેલું છે.[૨૩] પોતે ક્ષત્રિયજાતિનો હોવા છતાં શરીરે ઘાયલ થયા વિના જે મરણ પામે છે, તેના એ કર્મને પ્રાચીન શાસ્ત્રકારો વખોડી કાઢે છે.[૨૪] હે તાત! શાર્યનું અભિમાન રાખનારા ક્ષત્રિયોનું ઘરમાં થયેલું મરણ પ્રશંસનીય નથી, પણ કાયરતાભરેલું, નિંદાપાત્ર, ધર્મવિરુદ્ધ અને દીનતાયુક્ત જ છે.[૨૫] 'હાય, હાય! આ દુઃખ તો મહાકષ્ટદાયક છે અને અતિશય પાપ ભરેલું છે.' આમ પથારીમાં પડ્યો પડ્યો કલ્પાંત

કરીને નિસ્તેજ મુખવાળો થઈને તથા દુર્ગંધયુક્ત શરીરવાળો થઈને સ્ત્રીપુત્રાદિનો શોક કરતો કરતો જે પુરુષ મરણ પામે છે, તે ક્ષત્રિય ન જ હોય;[૨૬] કેમ કે વીરતાના અભિમાનથી ગર્વિષ્ઠ રહેનારો ક્ષત્રિય તો નિરંતર નીરોગીઓના મરણની જ મનમાં ઇચ્છા રાખે છે–યુદ્ધમરણને જ પ્રિય ગણે છે; પણ પૂર્વોક્ત કંગાલ મરણને પસંદ કરતો નથી.[૨૭] તે જ ખરો ક્ષત્રિય છે કે, જે પોતાના જ્ઞાતિલાઓથી વીંટાઈને રણમાં ઘોર સંહાર કરે છે અને આખરે તીક્ષ્ણ શસ્ત્રોથી ઘાયલ થઈને મૃત્યુ પામે છે.[૨૮] શૂરવીર પુરુષનું લક્ષણ એ છે કે, જે વિજયાભિલાષ અને ક્રોધાવેશથી યુક્ત થઈને યુદ્ધમાં તૂટી પડે છે અને જેને શત્રુઓથી કાપી નખાતાં પોતાનાં ગાત્રોનું પણ ભાન રહેતું નથી.[૨૯] આવા લક્ષણવાળો વીર ક્ષત્રિય યુદ્ધમાં મરણ પામીને લોકમાન્ય એવા ઉત્તમ ધર્મને સંપાદન કરે છે તથા ઇંદ્રના લોકમાં જાય છે.[૩૦] યુદ્ધમાં પીઠ દેખાડ્યા વિના હરકોઈ ઉપાયે સામે પગલે લડનારો શૂરવીર પુરુષ પ્રાણોનો ત્યાગ કરીને ઇંદ્રલોકને પામે છે.[૩૧] વળી જે શૂરવીર પુરુષ આખે શરીરે જખમી થયા છતાં અને શત્રુઓથી ચોતરફ ઘેરાયા છતાં જો દીનતાનો આશ્રય કરતો નથી, તો અક્ષય એવા દિવ્યલોકોને પામે છે.[૩૨]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન-પર્વમાં 'યુદ્ધજન્ય પ્રાણીહત્યાનું પ્રાયશ્ચિત્ત અને યુદ્ધ-મરણનું માહાત્મ્ય' નામનો અધ્યાય ૯૭ મો સમાપ્ત

# अध्याय ९८मो

## યુદ્ધયજ્ઞ અને તેનાં ફળનું વર્ણન

॥ युधिष्ठिर उवाच ॥

**के लोका युध्यमानानां शूराणामनिवर्तिनाम् ।**
**भवंति निधनं प्राप्य तन्मे ब्रूहि पितामह ॥ १ ॥**

યુધિષ્ઠિરે કહ્યું: હે પિતામહ! પીઠ દેખાડ્યા વિના રણમાં યુદ્ધ કરનારા શૂરા પુરુષોને મરણ પછી કયા દિવ્ય લોકો મળે છે, તે મને કહો.[૧]

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર! આ વિષે ઇંદ્ર અને અંબરીષ રાજાના સંવાદરૂપ એક પ્રાચીન ઇતિહાસ કહેવાય છે, તે તમે સાંભળો.[૨] નાભાગનો પુત્ર અંબરીષ રાજા મહાદુર્લભ એવા સ્વર્ગલોકમાં જ્યારે ગયો, ત્યારે ત્યાં દેવલોકમાં ઇંદ્રની સાથે રહેલા પોતાના સેનાપતિને તેણે જોયો.[૩] પછી તેણે નીરખીને જોયું તો એ સેનાપતિ મહાતેજસ્વી દેખાતો હતો, ઉત્તમ વિમાનમાં બેઠેલો હતો અને તે સ્વર્ગના કરતાં પણ ઉપર ઉપરના લોકમાં જતો હતો. ઉદાર બુદ્ધિવાળો અંબરીષ રાજા સુદેવ નામના પોતાના સેનાપતિને આવો ઐશ્વર્યવાન તથા સમૃદ્ધિમાન જોઈને આશ્ચર્ય પામ્યો, જેથી તેણે ઇંદ્રને પૂછ્યું.[૪-૫]

અંબરીષ બોલ્યો: હે ઇંદ્ર! સમુદ્ર સુધી આખી પૃથ્વી પર મેં યથાવિધિ રાજ્ય કર્યું છે, ધર્મ સંપાદન કરવાની ઇચ્છાથી ચારે વર્ણોની પ્રજાઓ તરફ મેં શાસ્ત્રોક્ત વર્તન રાખ્યું છે, ઘોર બ્રહ્મચર્ય પાળીને, ઉત્તમ પ્રતિનું આચરણ કરીને તથા ગુરુની સેવા કરીને મેં ચારે વેદોનું તથા સંપૂર્ણ રાજશાસ્ત્રનું ધર્માનુસાર અધ્યયન કર્યું છે, અન્નપાન વગેરે આપીને અતિથિઓને તૃપ્ત કર્યા છે, સ્વધાન્ન વડે પિતૃઓનાં શ્રાદ્ધ કર્યાં છે, સ્વાધ્યાયદીક્ષાઓ લઈને ઋષિઓનું આરાધન કર્યું છે, ઉત્તમોત્તમ યજ્ઞો કરીને દેવતાઓનું યજન કર્યું છે; તેમ જ શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે મારા ક્ષાત્રધર્મમાં સ્થિર રહીને તથા મારાં સર્વ સૈન્યો પર દેખરેખ રાખીને મેં યુદ્ધોમાં વિજય પણ મેળવ્યો છે,[૬-૯] છતાં હે દેવરાજ! મારો સેનાપતિ આ સુદેવ કે જે પૂર્વે શાંત સ્વભાવનો એક યોદ્ધો હતો, તે મારા કરતાં અધિક ઐશ્વર્યવાળો કેમ થયો?[૧૦] હે ઇંદ્ર! આ મારા સેનાપતિએ ઉત્તમ પ્રતિના યજ્ઞો કર્યા નથી, તેમ શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે દેવોનું પૂજન પણ કર્યું નથી, છતા તે મારા કરતાં અધિક ઐશ્વર્યવાન કેમ થયો?[૧૧]

ઇંદ્રે કહ્યું: હે તાત અંબરીષ! તારા આ સેનાપતિ સુદેવે યુદ્ધયજ્ઞ નામનો એક મહાન યજ્ઞ કર્યો હતો અને બીજો હરકોઈ ક્ષત્રિય પણ રણમાં ઊતરીને યુદ્ધ કરે છે તે પણ તેવો જ યજ્ઞ કરે છે, એમ સમજવું.[૧૨] શાસ્ત્રકારોએ નિશ્ચય કર્યો છે કે, યુદ્ધ કરવાની દીક્ષા લઈને તથા સેનાના મોખરામાં રહીને યુદ્ધ કરવા સજ્જ થયેલો હરકોઈ યોદ્ધો યુદ્ધયજ્ઞમાં અધિકારી થઈ શકે છે.[૧૩]

અંબરીષે પૂછ્યું: હે ઇંદ્ર! એ યુદ્ધયજ્ઞમાં હોમવાનાં હુતદ્રવ્યો કયાં હોય છે, તેમાં ઘી કયું

હોય છે, તેમાં દક્ષિણા શી હોય છે અને તે યજ્ઞમાં ઋત્વિજો કયા કહ્યા છે, તે મને કહો. ૧૪

ઇંદ્રે કહ્યું: હે રાજા! યુદ્ધયજ્ઞમાં હાથીઓ ઋત્વિજ છે, ઘોડાઓ અધ્વર્યુ છે, શત્રુઓનાં માંસ હુતદ્રવ્યો છે અને રુધિર આજ્ય (ઘી) છે.૧૫ શિયાળ, ગીધ, કાગડા અને બીજાં કેટલાંએક માંસાહારી પક્ષીઓ તે યજ્ઞના સદસ્ય છે કે, જેઓ એ યજ્ઞમાં આહુતિ આપતાં અવશેષ રહેલા રુધિર-માંસરૂપ હવિષનું પાન કરે છે તથા પ્રાશન કરે છે.૧૬ તીક્ષ્ણ, પાણીદાર અને જ્વલંત એવા ભાલા, તોમર, તલવાર, શક્તિ અને ફરશીઓ એ યજ્ઞકર્તાના સ્રુક્ (સરવા) છે.૧૭ ધનુષના વેગથી છૂટેલું, શત્રુના શરીરને ચીરી નાખનારું, સીધી ગતિનું અને પાણીદાર એવું જે તીક્ષ્ણ બાણ તે એ યજ્ઞકર્તાનો મહાન સરવો છે.૧૮ વળી એ રણયજ્ઞમાં વ્યાઘ્રચર્મના મ્યાનવાળું, હાથીદાંતની મૂઠવાળું તથા હાથીની સૂંઢને વિદારી નાખનારું ખડ્ગ (તલવાર) યજ્ઞોપયોગી સ્ફ્ય (રેખાઓ દોરવાનું ખડ્ગાકાર કાષ્ઠ) તરીકે છે. તીક્ષ્ણ અને જાજ્વલ્યમાન એવા ભાલા, શક્તિ, બેધારી તલવાર, ફરશી અને બીજાં નરદમ લોખંડનાં અણીદાર શસ્ત્રો વડે જે માર મારવામાં આવે છે તે એ યજ્ઞમાં યજ્ઞિય દ્રવ્યો છે. કુલીન યોદ્ધાઓના શરીરમાંથી નીકળેલું તથા યુદ્ધનિયમના આધારે અન્યોન્ય પર પ્રહાર કરવાથી વિસ્તીર્ણ થયેલું જે રુધિર એકદમ વેગપૂર્વક સંગ્રામભૂમિ પર સ્રવે છે, તે યજ્ઞકર્તાના સર્વ મનોરથોને પૂર્ણ કરનારી હોમકર્મની સમૃદ્ધિમાન પૂર્ણાહુતિ છે. સેનાઓના મોખરાના ભાગમાં 'મારો, કાપો' એવો જે શબ્દ સંભળાય છે, તે યમગૃહે મોકલનાર એ રણયજ્ઞમાં સામવેત્તા ઋત્વિજોનાં સામગાનો છે. શત્રુસેનાના મુખ ભાગને એ યજ્ઞનું હવિર્ધાન (હુતદ્રવ્ય સ્થાપવાનું સ્થળ) કહે છે.૧૯-૨૩ હાથી, ઘોડા અને કવચ પહેરીને સજ્જ ઊભેલા યોદ્ધાઓનો જે સમૂહ, તે એ યજ્ઞમાં શ્યેનચિત્ નામનો અગ્નિ છે.૨૪ હજારોનો સંહાર થઈ ગયા પછી રણક્ષેત્રમાં મસ્તક વિનાનાં ધડો ઊઠીને જે ઊભાં થઈ જાય છે, તે શૂરવીર પુરુષના રણયજ્ઞમાં આઠ ખૂણાઓવાળો ખેરનો યજ્ઞસ્તંભ છે;૨૫ તેમ જ હે રાજા! અંકુશોના [illegible]ાં આવેલા અને તેથી ગર્જના કરી રહેલા જે હાથીઓ, તે ઇડામંત્રનો ઉચ્ચાર કરનારા યજ્ઞિય બ્રાહ્મણો છે, તેઓની ગર્જનાઓ તે મંત્રધ્વનિ છે અને વીર પુરુષોના સિંહનાદો તથા હસ્તતલના પ્રચંડ આઘાતો એ યજ્ઞમાં વષટ્કાર છે. હે રાજા! સંગ્રામભૂમિ ઉપર દુંદુભિઓનો જે ગડગડાટ થઈ રહ્યો હોય છે, તે એ રણયજ્ઞમાં ત્રિસામા ઉદ્ગાતાનો સામધ્વનિ છે અને તે પોતે જ ત્રિસામા ઉદ્ગાતા છે. જે ક્ષત્રિય બ્રાહ્મણોનું દ્રવ્ય જ્યારે ચોરાઈ જતું હોય ત્યારે પોતાના પ્રિય શરીરની દરકાર કર્યા વિના યુદ્ધમાં ઝંપલાવે છે અને પોતાના શરીરરૂપી યજ્ઞસ્તંભનો ત્યાગ કરીને પ્રાણોનો હોમ કરે છે, તેને અનંત દક્ષિણાવાળા યજ્ઞનું ફળ મળે છે. જે શૂરવીર પુરુષ પોતાના સ્વામીનું કાર્ય કરવા માટે સેનાના મોખરામાં રહીને પરાક્રમ કરે છે અને પ્રાણ જતાં પણ ભયનો માર્યો કદી પાછો હઠતો નથી, તેને મારા જેવા દિવ્યલોકોનો લાભ થાય છે. જે પુરુષના રણયજ્ઞની વેદિકા શ્યામ રંગનાં મ્યાનોવાળી તલવારો વડે તથા પરિઘ સરખા બાહુઓ વડે આચ્છાદિત થયેલી હોય છે, તેને મારા જેવા દિવ્યલોકોનો લાભ થાય છે. જે વીર પુરુષ યુદ્ધમાં કોઈની સહાય માટે અપેક્ષા રાખતો નથી અને વિજય મેળવવાનો નિશ્ચય કરીને શત્રુઓની સેનાના મધ્યભાગમાં દાખલ થઈ ઝૂઝી મરે છે, તેને મારા જેવા દિવ્યલોકોનો લાભ થાય છે. જે યોદ્ધાઓ સંગ્રામભૂમિ પર રુધિરના પ્રવાહને વહી રહેલી, ભેરી અને મડુક આદિ વાદિત્રોરૂપ કાચબાઓવાળી, વીરપુરુષોનાં હાડકાંના ચૂર્ણરૂપ રેતીવાળી, માંસ અને રુધિરના કાદવવાળી, ઢાલ અને તલવારરૂપ નાના ત્રાપાઓવાળી, કેશોરૂપ શેવાળ અને લીલાં ઘાસવાળી, કપાઈ પડેલા ઘોડા, હાથી અને રથોથી બંધાઈ ગયેલા પુલવાળી, પતાકાઓ અને ધજાઓરૂપી નેતરવાળી, મરણ પામેલા હાથીઓને ખેંચી જનારી, લોહીરૂપ જળથી ભરપૂર બનેલી, તીર ઉપર ઊભેલા મનુષ્યોને તરવી અશક્ય એવી, મરેલા હાથીઓરૂપી મોટા મગરમચ્છોવાળી, પરલોકમાં વહી જનારી અમંગલસ્વરૂપ, ઋષ્ટિ અને અને ખડ્ગોરૂપ મોટી નૌકાઓવાળી, ગીધ, કાગડા અને કંકપક્ષીઓરૂપ હોડકાંઓવાળી, રાક્ષસોના ભયંકર સંચારવાળી, કાયર પુરુષોને

ત્રાસ આપનારી, મહા દુર્ગમ અને ઘોર એવી નદી ચાલુ કરી દીધી છે, તે યોદ્ધાને યજ્ઞમા કરાતા અવભૃથસ્નાનનું પુણ્ય પ્રાપ્ત થાય છે. વળી જે પુરુષના રણયજ્ઞની વેદિકા શત્રુઓના મસ્તકોથી તથા હાથીઘોડાઓની કાંધોથી છવાઈ ગયેલી હોય છે, તેને મારા જેવા દિવ્યલોકો મળે છે. રણયજ્ઞની દીક્ષા લેનારા જે પુરુષને શત્રુઓની સેનાનો અગ્ર ભાગ પોતાની પત્નીના ગૃહરૂપ છે, પોતાની સેનાનુ મુખ હવિષ સ્થાપવાના સ્થાનભૂત છે, જમણી બાજુ ઊભેલા યોદ્ધાઓ સદસ્યભૂત છે, ઉત્તર દિશામા ઊભેલા યોદ્ધાઓ આગ્નીધ્રરૂપ છે અને શત્રુઓની સેના જેની સ્ત્રી છે, તે પુરુષને દેવતાઓના સર્વ લોકો દૂર નથી, એમ વિદ્વાનો કહે છે. ઉભય પક્ષનાં સૈન્યોની વ્યૂહરચના થઈ ગયા પછી તે બન્ને સૈન્યોના મધ્યભાગમા જે ખુલ્લું મેદાન જોવામાં આવે છે, તે વીરપુરુષની યજ્ઞવેદિકા છે કે, જે વેદિકામાં વેદોરૂપ ત્રણ અગ્નિઓનું સ્થાપન કરીને તે પુરુષ યુદ્ધરૂપી યજ્ઞ કર્યા કરે છે. જે યોદ્ધો યુદ્ધ કરતાં ડરી જઈને રણમાંથી પાછો ફરે છે અને તે વેળા શત્રુઓના હાથે જો મરણ પામે છે, તો જગતમાં પ્રતિષ્ઠારહિત થઈને નરકમા જાય છે, એમાં સંશય નથી; પણ જે પુરુષના રણયજ્ઞની વેદિકા રુધિરના વેગથી તરબોળ બની જાય છે અને કેશ, માસ તથા હાડકાંના ઢગોથી ભરપૂર બની જાય છે, તે પુરુષ પરમ ગતિને પામે છે. વળી જે પુરુષ શત્રુઓના સેનાપતિને હણીને તેના વાહન ઉપર ચડી બેસે છે, તે પુરુષ બૃહસ્પતિ સમાન પૂજ્ય અને સમર્થ બનીને વિષ્ણુના વિહારસ્થાનભૂત વૈકુંઠલોકમાં ગમન કરે છે, તેમ જ જે યોદ્ધો શત્રુસેનાના નાયકને, તેના પુત્રને અથવા બીજા હરકોઈ માનપાત્ર શત્રુને જીવતો પકડી લાવે છે, તેને મારા જેવા દિવ્યલોકોનો લાભ થાય છે. યુદ્ધમાં મરણ પામેલા શૂરવીર પુરુષનો કોઈ પણ રીતે શોક કરવો નહિ; કેમ કે રણમાં મરણ પામેલો શૂરો પુરુષ સ્વર્ગમાં પૂજાય છે, તેથી શોક કરવા યોગ્ય નથી અને તે માટે જ યુદ્ધમાં મરણ પામેલા મનુષ્યને પિંડદાન કે ઉદકદાન આપવાની અથવા તેના સંબંધનું સ્નાન કરવાની કે સૂતક પાળવાની શાસ્ત્રકારો મનાઈ કરે છે. તે પુરુષને મરણ પછી કયા લોકની પ્રાપ્તિ થાય છે, તે હું તને કહું છું, સાભળ. યુદ્ધમા મરણ પામેલો વીરપુરુષ મર્ત્યલોકમાંથી જ્યારે સ્વર્ગલોકમાં આવે છે, ત્યારે હજારો સુદર અપ્સરાઓ 'આ મારો પતિ થશે, આ મારો પતિ થશે' એમ બોલતી ઉતાવળી ઉતાવળી તેની સામે દોડી જાય છે; માટે જે પુરુષ યુદ્ધધર્મનું પાલન કરે છે, તેને તપ, પુણ્ય, સનાતનધર્મ અને ચારે આશ્રમોનું ફળ મળે છે; પણ યુદ્ધ કરનાર પુરુષે વૃદ્ધનો, બાળકનો, સ્ત્રીનો, પીઠ દેખાડનારનો તથા મુખમા તૃણ લઈને 'હું તમારે શરણે છુ' એમ બોલનારનો કદી વધ કરવો નહિ. હે અબરીષરાજા! જંભાસુરનો, વૃત્રાસુરનો, બલાસુરનો, પાક દૈત્યનો, શતમાયાનો, વિરોચનનો, દુર્વાર્ય એવા નમુચિનો, અનેક માયાઓને જાણનારા શંબરાસુરનો, દૈત્ય વિપ્રચિત્તિનો, દનુના સર્વ પુત્રોનો તથા પ્રહ્‌લાદનો યુદ્ધમાં વધ કરીને હું દેવોનો રાજા થયો છું.'

ભીષ્મ બોલ્યા : હે યુધિષ્ઠિર! ઇંદ્રનું એ વચન સાંભળ્યા પછી અંબરીષ રાજાએ પોતાના સેનાપતિને મળેલી સિદ્ધિ યોગ્ય જ છે, એમ કબૂલ કર્યું. ૨૭-૫૧

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાતર્ગત રાજધર્માનુશાસન પર્વમા 'યુદ્ધયજ્ઞ અને તેના ફળનું વર્ણન' નામનો અધ્યાય ૯૮ મો સમાપ્ત

# अध्याय ९९ मो

## વીરપુરુષનું વર્તન

॥ भीष्म उवाच ॥

**अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम्।**
**प्रतर्दनो मैथिलश्च संग्रामं यत्र चक्रतुः ॥ १ ॥**

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિર! રાજા પ્રતર્દને અને મિથિલાધિપતિ જનકે જે સ્થળે પૂર્વે સગ્રામ કર્યો હતો, તે વિષયનો એક પ્રાચીન ઇતિહાસ લોકોમાં કહેવાય છે, તે આ પ્રમાણે છે.[૧] હે યુધિષ્ઠિર! યજ્ઞોપવીત(જનોઈ)ને ધારણ કરનારા મિથિલાધિપતિ જનકરાજાએ, એક સગ્રામના સમયે પોતાના યોદ્ધાઓને કેવી રીતે ઉત્સાહ આપ્યો હતો, તે હું તમને કહું છું, તે સાંભળો.[૨] સર્વ તત્ત્વને જાણનારા મૈથિલ મહાત્મા જનકે યોગ બળના પ્રભાવથી પોતાના યોદ્ધાઓને સ્વર્ગ તથા

નરકનાં દર્શન કરાવીને કહ્યું હતું કે,[૩] 'મારા વીર સૈનિકો ! જુઓ, આ તરફ દૃષ્ટિ કરો. આ દેદીપ્યમાન અક્ષય લોકો સંગ્રામમાં ભય નહિ પામનારા શૂરાઓને મળે છે. જુઓ, જુઓ, તે લોકોમાં ગંધર્વની કન્યાઓ કેટલી બધી દેખાય છે? તેમાં સર્વ પ્રકારના મનોરથો પૂર્ણ થાય છે.[૪] હવે જુઓ, આ બીજી તરફ જે લોક જોવામાં આવે છે, તે નરકલોક છે. જેઓ યુદ્ધમાંથી પલાયન કરે છે, તેઓને આ નરકલોકની પ્રાપ્તિ થાય છે. ઉપરાંત સદાને માટે તેઓની જગતમાં અપકીર્તિ થાય છે, માટે આ જોઈને હવે પછી તમને યોગ્ય લાગે તેવો યત્ન કરો.[૫] ઓ વીર યોદ્ધાઓ ! આ બંને ગતિ પ્રત્યક્ષ જોઈને હવે તમે શરીરત્યાગનો જ નિશ્ચય કરો ને સન્મુખ ઊભેલા શત્રુઓને જીતો; પણ પ્રતિષ્ઠાશૂન્ય એવી નરકગતિને વશ ન થાઓ. યુદ્ધમાં શરીરોનો ત્યાગ કરવો એ જ શૂરા પુરુષોને ઉત્તમોત્તમ સ્વર્ગ મેળવવામાં કારણભૂત છે.

હે શત્રુના નગરોને જીતનારા યુધિષ્ઠિર ! રાજા જનકે એ પ્રમાણે જ્યારે કહ્યું, ત્યારે તેના યોદ્ધાઓએ રણમાં શત્રુઓનો પરાજય કર્યો ને પોતાના રાજાને હર્ષ પમાડ્યો; માટે સર્વ કોઈ બુદ્ધિમાન ક્ષત્રિયે નિત્ય રણના મોખરામાં જ ઊભા રહેવું, હાથી–સવારોની મધ્યમાં રથીયોદ્ધાઓને ગોઠવવા, રથીઓની મધ્યમાં ઘોડેસવારોને ગોઠવવા અને ઘોડેસવારોની વચમાં કવચધારી પાયદળ સૈન્યને ઊભું રાખવું.[૬-૯] હે યુધિષ્ઠિર ! જે રાજા પોતાના સૈન્યને એ પ્રમાણે વ્યૂહરચનામાં ગોઠવે છે, તે નિત્ય પોતાના શત્રુઓને જીતે છે, માટે તમારે હમેશાં તે પ્રમાણે જ કરવું.[૧૦] સર્વે યોદ્ધાઓ અતિશય ક્રોધમાં આવી જઈ ને મગરમચ્છો જેમ સમુદ્રોને ખળભળાવી દે છે તેમ, ઉત્તમ પ્રતિનું યુદ્ધ કરીને શત્રુઓનાં સૈન્યોને ખળભળાવી દે છે અને સ્વર્ગ મેળવવાની ઇચ્છા રાખે છે.[૧૧] શૂરવીર યોદ્ધાઓએ પરસ્પર યોગ્ય વ્યવસ્થા કરીને ખિન્ન થયેલા સૈનિકોને હર્ષ પમાડવો જોઈએ, જીતેલી પૃથ્વીનું રક્ષણ કરવું જોઈએ તથા રણમાંથી પલાયન કરી જનારા શત્રુઓની પાછળ બહુ દોડાદોડી કરવી નહિ;[૧૨] કેમ કે હે રાજન્ ! જીવિતને માટે નિરાશ થયેલા તેવા શત્રુઓ મરણિયા થઈને જો પાછા ફરે છે, તો તેઓનો વેગ મહાદુઃસહ થઈ પડે છે, માટે જ તેવા નાસી જતા શત્રુઓની પાછળ બહુ સુધી જવું નહિ.[૧૩] અને જેઓ શૂરવીર છે તેઓ રણમાંથી પલાયન કરી જનારા શત્રુઓ પર પ્રહાર કરવાની ઇચ્છા રાખતા નથી; આમ સમજીને પણ નાસભાગ કરનારાની પાછળ બહુ સુધી દોડવું નહિ.[૧૪] આ જગતમાં જંગમ પ્રાણીઓનું અન્ન સ્થાવર પ્રાણીઓ છે, દાઢવાળાં પ્રાણીઓનું અન્ન દાઢવિનાનાં પ્રાણીઓ છે; તૃષાતુર થયેલાં પ્રાણીઓનું અન્ન જળ છે અને શૂરવીર પુરુષનું અન્ન કાયર પુરુષો છે.[૧૫] જોકે ભીરુ પુરુષોને પણ પીઠ, ઉદર, હાથ, પગ વગેરે અવયવો સરખા જ હોય છે, છતાં તેઓ પોતાની ભીરુતાને લીધે પરાભવ પામે છે અને તેથી જ ભયવિહ્વળ બની જઈને તેઓ બે હાથ જોડી, વારંવાર પ્રણામ કરીને શૂરવીર પુરુષોને શરણે જાય છે;[૧૬] એટલું જ નહિ પણ આ સઘળા લોક, પુત્ર જેમ પિતાનો આધાર રાખે તેમ, શૂરવીર પુરુષના બાહુનો જ આધાર રાખી રહ્યા છે; માટે શૂરવીર પુરુષ સર્વ અવસ્થાઓમાં સન્માનને યોગ્ય છે.[૧૭] આ ત્રણે લોકમાં શૂરવીરતા કરતાં અધિક ઉત્તમ કોઈ પણ વસ્તુ નથી અને ખરી રીતે તો શૂરવીર પુરુષ જ સર્વ જગતનું પાલન કરે છે તથા શૂરવીરના આધારે જ સર્વ કંઈ ટકી રહ્યું છે.[૧૮]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'વીરપુરુષનું વર્તન' નામનો અધ્યાય ૯૯ મો સમાપ્ત

## अध्याय १०० मो

### યુદ્ધ કરવાની રીતિ

॥ युधिष्ठिर उवाच ॥

**यथाजयार्थिनः सेनां नयंति भरतर्षभ ।**
**ईषद्धर्मं प्रपीड्यापि तन्मे ब्रूहि पितामह ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું : હે ભરતશ્રેષ્ઠ પિતામહ ! વિજયેચ્છુ રાજાઓ ધર્મને લગાર હાનિ પહોંચાડીને પણ અર્થાત્ ભીરુ પુરુષોને પણ રાજભય દેખાડીને સેનામાં આગળ કરીને શત્રુઓ સામે લઈ જાય છે, તે શા માટે ? એ મને કહો.[૧]

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિર ! કેટલાએક માને છે કે, કેવળ ક્ષાત્રધર્મને લીધે જ યુદ્ધધર્મ સ્થિર

થાય છે; કેટલાએક માને છે કે, 'મારવું કે મરવું' આવા નિશ્ચયથી જ યુદ્ધધર્મ સ્થિર થાય છે; કેટલાએક માને છે કે, 'શિષ્ટ પુરુષોના આચાર પ્રમાણે વર્તવાથી જ યુદ્ધધર્મ સ્થિર થાય છે' અને બીજા કેટલાએક માને છે કે, 'રાજભય દેખાડીને પણ ભીરુઓને શત્રુઓ સામે લઈ જવાથી યુદ્ધધર્મ સ્થિર થાય છે.'[૨] હવે ધર્મ તથા અર્થનું સત્વર ફળ આપનારા ઉપાયો કેવા છે? અને તે ઉપાયોને કામે લગાડવા માટે કેવા ધર્મોનું આચરણ કરવું જોઈએ, તે હું તમને કહું છું. જે મનુષ્યો અર્થ અને ધર્મની મર્યાદાનો ત્યાગ કરીને પ્રવૃત્તિ કરે છે, તેઓ દસ્યુ તરીકે જ કહેવાય છે અને સર્વનો વિનાશ કરનારા ગણાય છે;[૩] માટે તેવા મનુષ્યોનો વિનાશ કરવા માટે તથા કાર્યોની હરકોઈ પ્રકારની સિદ્ધિને માટે જે જે ઉપાયો વેદમાં કહ્યા છે, તે સર્વ હું તમને કહું છું, તે સાંભળો.[૪] હે ભરતવંશી રાજા! શાસ્ત્રમાં બે પ્રકારની બુદ્ધિ કહેલી છે: એક વક્રબુદ્ધિ અને બીજી સરલબુદ્ધિ. તેમાં વક્રબુદ્ધિનું જાણીજોઈને કદી સેવન કરવું નહિ, પણ સામા પક્ષવાળા મનુષ્યોએ જો વક્રબુદ્ધિનો ઉપયોગ કર્યો હોય તો આપણે પણ વક્રબુદ્ધિનો ઉપયોગ કરીને તેનો નાશ કરવો.[૫] જે સેવકો ભેદબુદ્ધિનો આશ્રય કરીને રાજાની સેવા કરે છે, તેઓ રાજાના શત્રુ જ છે; માટે રાજાએ તેવા સેવકોની એ પ્રકારની કપટબુદ્ધિને જાણી લઈને શત્રુઓની પેઠે તેનો નાશ કરી નાખવો.[૬] હે પાર્થ! બાણના પ્રહારથી હાથીઓનું રક્ષણ કરનારાં, ગાય, બળદ અને અજગરના ચામડાનાં બખ્તરો, શલ્ય, કંટક, લોખંડ, કવચો, ચામરો, તીક્ષ્ણ અને પાણીદાર શસ્ત્રો, પીળા વર્ણનાં તથા લાલ વર્ણનાં બખ્તરો, જુદા જુદા રંગથી રંગેલી ધજાપતાકાઓ, બેધારી તલવારો, તોમરો, ખડ્ગો, તીક્ષ્ણ ફરશીઓ, બાણોનાં ફળાંઓ અને અનેક પ્રકારની ઢાલો વગેરે પુષ્કળ યુદ્ધ-સામગ્રીની શત્રુ સામે ચડાઈ કર્યા પહેલાં જ તૈયારી કરી રાખવી.[૭-૯] તેમ જ યુદ્ધની તાલીમમાં ઉપયોગ કરીને બરાબર પરીક્ષા કરાયેલાં શસ્ત્રોને તથા યુદ્ધમાં દૃઢ નિશ્ચયવાળા યોદ્ધાઓને પ્રથમથી જ સજ્જ રાખવા જોઈએ; અને પછી જ્યારે યુદ્ધપ્રસંગ ઉપસ્થિત થાય, ત્યારે ચૈત્ર મહિનામાં અથવા માર્ગશીર્ષ મહિનામાં શત્રુઓ સામે સૈન્ય મોકલવું, તે ઉત્તમ ગણાય છે;[૧૦] કેમ કે હે ભારત! તે વખતે પૃથ્વી પર ધાન્યનો પાક થઈ ગયો હોય છે, સર્વ પ્રદેશ પર જળાશયો ભરપૂર હોય છે અને સમય પણ અતિ શીત હોતો નથી તેમ અતિ ઉષ્ણ હોતો નથી;[૧૧] માટે તેવે સમયે અથવા શત્રુઓ જ્યારે સંકટમાં આવી પડ્યા હોય તેવે સમયે શત્રુઓ સામે ચડાઈ કરવી તે ઉત્તમ છે.[૧૨] વળી શત્રુ સામે જવા માટે જળ અને ઘાસચારો જે માર્ગે પુષ્કળ હોય, તે જ માર્ગ પ્રશંસનીય છે; પણ તે માર્ગ વનમાં ફરનારા અને કુશળ એવા દૂતોનો જાણીતો અને પરિચિત હોવો જોઈએ.[૧૩] મૃગનાં ટોળાંઓ અરણ્યમાં જેમ ગમે ત્યાં જઈ શકે છે, તેમ લશ્કરી સેનાઓ અરણ્યમાં ગમન કરી શકતી નથી; માટે વિજયેચ્છુ રાજાઓએ સેનાઓને પૂર્વોક્ત માર્ગો દ્વારા જ શત્રુઓ સામે લઈ જવી.[૧૪] પછી સેના જ્યારે કૂચ કરે ત્યારે તેના અગ્રભાગમાં શક્તિમાન અને કુળવાન યોદ્ધાઓની એક પાયદળ ટુકડી ગોઠવાયેલી રહેવી જોઈએ. માર્ગમાં કોઈ સ્થળે જો પડાવ કરવો હોય, તો જ્યાં સમીપમાં જલાશય હોય ત્યાં અને જે પ્રદેશ શત્રુઓથી દુર્ગમ હોય ત્યાં-મેદાનમાં પડાવ કરવો, તે ઉત્તમ ગણાય છે; કેમ કે તેવે સ્થળે પડાવ કરવાથી શત્રુઓને ચડી આવવાનો પ્રતિષેધ થઈ શકે છે. વળી તેવા ખુલ્લા પ્રદેશમાં પડાવ નાખ્યા કરતાં કોઈ અરણ્યની સમીપમાં પડાવ નાખવો તે વધારે ગુણભરેલો છે, એમ યુદ્ધકુશલ પુરુષો માને છે; કારણ કે તેવે સ્થળે પડાવ નાખવાથી સમીપની ઝાડીઓમાં સૈન્યમાંહેનો અમુક ભાગ અનામત તરીકે રાખી શકાય છે. વળી તે અનામત રાખેલા સૈન્યને અકસ્માત્ જો આવી પહોંચવું હોય તોપણ બની શકે છે, તેમ કેટલુંએક પાયદળ સૈન્ય પણ શત્રુઓને છેતરવા માટે વૃક્ષોની ઘટાઓમાં ગુપ્ત રીતે રહી શકે છે; અને તેવે સમયે શત્રુઓ જો અચાનક ચડી આવે તો પેલું અનામત રાખેલું સૈન્ય તથા વૃક્ષોમાં છુપાઈ રહેલું પાયદળ સૈન્ય ચડી આવેલા શત્રુઓનો નાશ કરી શકે છે ને મુખ્ય લશ્કર પર આવી પડેલી આપત્તિ દૂર કરવા માટે પરમ આશ્રયભૂત થઈ પડે છે.[૧૫-૧૮] પછી યુદ્ધ કરવાનો જ્યારે સમય આવે ત્યારે સર્વ

યોદ્ધાઓએ સપ્તર્ષિમંડળને પાછળ રાખીને તથા પર્વતની પેઠે અડગ ઊભા રહીને યુદ્ધ કરવું; કેમ કે એ વિધિ પ્રમાણે યુદ્ધ કરવાથી દુર્જય શત્રુઓને પણ જીતી શકાય છે.[૧૯] હે યુધિષ્ઠિર! વાયુ, સૂર્ય અને શુક્ર જે દિશામાં ગતિ કરી રહ્યા હોય, તે દિશામા અવશ્ય વિજય મળી શકે છે; પણ એ ત્રણેના સમુદાયમાં શુક્રની ગતિના કરતાં સૂર્યની ગતિ અને સૂર્યની ગતિ કરતાં વાયુની ગતિ વધારે અનુકૂળ ગણાય છે; અર્થાત્ જે દિશામાં વાયુની ગતિ હોય તે દિશામાં પ્રયાણ કરવાથી વિજય જ મળે છે.[૨૦] યુદ્ધકુશળ પુરુષો માને છે કે, જે ભૂમિ પર કાદવકીચડ ન હોય, પાણીનાં ખાબોચિયાં ન હોય, પુલ અથવા પ્રાકાર (કિલ્લો) ન હોય અને પથ્થર કે માટીનાં ઢેફાં ન હોય, તે ભૂમિ અશ્વસૈન્યને માટે ઉત્તમ છે.[૨૧] તેમ જ કાદવકીચડ વિનાની તથા ખાડાખડિયા વિનાની ભૂમિ રથીસેનાને માટે શ્રેષ્ઠ ગણાય છે; હાથીસૈન્યને માટે નાનાં નાનાં વૃક્ષોવાળી, પુષ્કળ ઘાસવાળી તથા પુષ્કળ જળભરેલી ભૂમિ વખણાય છે અને પાયદળ સૈન્યને માટે અતિ દુર્ગમ પ્રદેશવાળી, પુષ્કળ ઘાસવાળી, વાંસ અને નેતરનાં વૃક્ષોની ઝાડીવાળી ને પર્વતો તથા ઉપવનોવાળી ભૂમિ વધારે ઉત્તમ છે અર્થાત્ પાયદળ સૈન્યને તેવી ભૂમિ ઉપર યુદ્ધ કરવું અનુકૂળ થઈ પડે છે.[૨૨।૨૩] હે ભારત! જે સેનામાં પાયદળ યોદ્ધાઓ પુષ્કળ હોય, તે સેના દૃઢ ગણાય છે અને જેમાં રથો તથા ઘોડાઓ પુષ્કળ હોય તેવી સેના વર્ષાઋતુ સિવાયના સમયમાં ઉત્તમ ગણાય છે.[૨૪] પણ જેમાં પાળાઓ અને હાથીઓ પુષ્કળ હોય, તેવી સેના વર્ષાઋતુના સમયે પણ ઉત્તમ કાર્ય કરી શકે છે. આ સર્વ ગુણોનો સારી રીતે વિચાર કર્યા પછી શ્રેષ્ઠ તિથિ અને શ્રેષ્ઠ નક્ષત્રમાં સ્વસ્તિવાચન વગેરે કરીને તથા દેશ અને કાળની અનુકૂળતા જોઈને જ રાજા શત્રુ સામે ચઢાઈ કરે છે તેને સદાય વિજય જ મળે છે. વળી યુદ્ધ કરતી વેળા જે શત્રુઓ નિદ્રાવશ થયા હોય, તૃષાતુર થયા હોય, થાકી ગયા હોય અને છૂટાછવાયા નાસી જતા હોય તેઓને કદી મારવા નહિ.[૨૫।૨૬] તેમ જ બાણ છોડવાના સમયે, એક સ્થાનેથી બીજે સ્થાને જવાના સમયે અને ભોજન કરવાના સમયે જેઓ તે તે કાર્યમાં જ આસક્ત થયા હોય, આકુળવ્યાકુળ બની ગયા હોય, ઘાયલ થયેલા હોય, શરીરે ક્ષીણ થયેલા હોય, અવિશ્વાસમાં ફસાઈ ગયેલા હોય, ધાર્મિક કાર્યનો આરંભ કરનારા હોય, શુભ ઉપાયોથી જેઓને દુઃખી કર્યા હોય, સુરંગ આદિ ગુપ્તમાર્ગે બહાર નીકળીને ઘાસની શોધમાં જેઓ ફરતા હોય, ઘાસ વગેરેને જેઓ લઈ જતા હોય, જેઓ પોતાના નિવાસસ્થાને જતા હોય, પરંપરાથી જેઓ દ્વારપાળનું કામ કરતા હોય, જેઓ સામાન્ય સેવા કરનારા હોય અને જેઓ રાજદ્વારમાં તથા અમાત્યદ્વારમાં રહેનારા સામાન્ય મનુષ્યો પર ઉપરીપણું કરતા હોય, તે સર્વને રાજાએ યુદ્ધસમયે મારવા નહિ.[૨૭–૨૯]

હે રાજા! પોતાના અધિકારીઓમાં જેઓ શત્રુઓના સૈન્યમાં ભંગાણ પાડનારા હોય અને શત્રુઓએ ભંગાણ પાડેલા પોતાના સૈન્યને સ્થિર કરી શકનારા હોય, તેવા પુરુષોને તમારે પોતાના જેવાં જ ખાનપાન આપવાં ને તેઓને બમણો પગાર આપવો.[૩૦] વળી પોતાના સૈન્યમાં દસ સૈનિકો ઉપર દેખરેખ રાખનારા તથા સો સૈનિકો પર આજ્ઞા ચલાવનાર જુદા જુદા પુરુષોની તમારે નિમણૂક કરવી અને જે પુરુષ શૂરો તથા ઉત્સાહી હોય તેને એક હજાર સૈનિકોના સરદાર તરીકે નીમવો.[૩૧] જે સમયે યુદ્ધ કરવાનો પ્રસંગ ઉપસ્થિત થાય, તે સમયે પોતાના મુખ્ય મુખ્ય સરદારોને એકઠા કરીને તેઓને જણાવવું કે, 'આ સમયના યુદ્ધમાં આપણો વિજય થશે કે કેમ, એ સંશય છે, તોપણ આપણે બધાયે એકત્ર મળીને નિશ્ચય કરવો જોઈએ કે, આ સંગ્રામમાં વિજય મેળવવા માટે આપણે બનતો પ્રયત્ન કરીશું અને સંકટસમયે પણ અન્યોન્યનો ત્યાગ કરીશું નહિ; આપણા આ સૈન્યમાં જે પુરુષો ભીરુ હોય અને શત્રુઓ સામે તુમુલ રણસંગ્રામ કરાવીને આપણા મુખ્ય મુખ્ય પુરુષોનો ઘાત કરાવવા માગતા હોય, તેઓએ અહીંથી જ આપણા દેશ તરફ પાછા ફરવું; કેમ કે તેવા ભીરુ યોદ્ધાઓ ખરી કટોકટીના સમયે શત્રુઓમાં ભંગાણ પાડી શકતા નથી, તેમ તેઓનો વધ પણ કરી શકતા નથી. જે યોદ્ધો પોતાનું તથા પોતાના પક્ષનું રક્ષણ કર્યે જાય છે, તે જ યુદ્ધમાં

શત્રુઓને મારી શકે છે. વળી રણમાંથી પલાયન કરનારા પુરુષના સર્વ પુરુષાર્થોનો નાશ થાય છે, જગતમાં તેની અપકીર્તિ થાય છે, અપયશ બોલાય છે અને અપ્રિય તથા દુઃખદાયી વાણીનું તેને શ્રવણ કરવું પડે છે. જેના હોઠ અને દાંત છિન્નભિન્ન થઈ ગયા હોય, જેનાં સર્વ આયુધો છીનવી લેવામાં આવ્યાં હોય અને જેને શત્રુઓએ ચોતરફથી ઘેરી લીધો હોય, તેવા યોદ્ધાની જે દુર્દશા થાય, તે આપણા શત્રુઓને જ ભલે પ્રાપ્ત થાઓ, એમ તમે ઇચ્છો. જે યોદ્ધાઓ રણમાંથી પાછી પાની કરે છે, તેઓની નીચ મનુષ્યોમાં જ ગણના થાય છે, એટલું જ નહિ પણ તેવા નરાધમો મનુષ્યસંખ્યામાં કેવળ વ્યર્થ વૃદ્ધિ કરનારા છે, તેઓનો આ લોકમાં કે પરલોકમાં લેશમાત્ર ઉપયોગ નથી. જે પુરુષ રણમાંથી પલાયન કરી જાય છે, તેના શત્રુઓ મનમાં અત્યંત પ્રસન્ન થઈને તેને મારી નાખવા માટે ધસે છે અને અંતે તેના પર વિજય મેળવીને તેઓ અતિશય હર્ષપૂર્વક ચંદનાદિ અલંકારો ધારણ કરે છે. હું માનું છું કે, સંગ્રામ કરવા ચડી આવેલા શત્રુઓ જેના યશનો નાશ કરે છે, તે પુરુષને મરણના કરતાં પણ મહા અસહ્ય દુઃખ અનુભવવું પડે છે. તમારે જાણવું કે, શત્રુઓ પર મેળવેલો વિજય ધર્મનું તથા સર્વ પ્રકારનાં સુખોનું મૂળ છે અને ભીરુ પુરુષોને પ્રહાર આદિથી જે રીતની મનમાં મોટી ગ્લાનિ થાય છે, તે જ ગ્લાનિ શૂરવીર પુરુષને મહા હર્ષપ્રદ અને સુખપ્રદ થઈ પડે છે. શૂરવીર પુરુષ સામે પગલે થઈને તેનો સ્વીકાર કરે છે; માટે આપણે પણ આ સંગ્રામમાં જીવિતનો ત્યાગ કરીને સ્વર્ગ મેળવવાની ઇચ્છા રાખીશું અથવા શત્રુઓને મારીને વિજય મેળવીશું અને તેમ નહિ બને તો શત્રુઓને હાથે મરણ પામીને સદ્‌ગતિને પામીશું.૩૨-૪૧

એ પ્રમાણે માંહોમાંહે પ્રતિજ્ઞા કરીને તથા જીવિતની દરકાર નહિ કરીને વીર પુરુષો નિર્ભયતાપૂર્વક શત્રુસેનામાં પ્રવેશ કરે છે.૪૨ સૈન્યના આગળના ભાગમાં ઢાલતરવારવાળા યોદ્ધાઓનું સૈન્ય રાખવું જોઈએ, તેના પાછળના ભાગમાં રથીસૈન્ય ગોઠવવું જોઈએ અને સૈન્યના મધ્યભાગમાં પોતાના કુટુંબને રાખવું જોઈએ.૪૩ શત્રુઓ સામે મારો ચલાવતી વેળા સૈન્યના મોખરામાં રહેલા મુખ્ય મુખ્ય સેનાનીઓએ શત્રુઓનો વિઘાત કરવા માટે પાયદળસૈન્યને ઉત્સાહ આપ્યા કરવો જોઈએ.૪૪ સૈન્યમાંહેના જે પુરુષો બલાઢ્ય, લોકમાન્ય અને શૂરા હોય, તેઓએ સૌથી આગળ થઈને શત્રુઓ સામે ધસારો કરવો, જેથી તેઓની પાછળ બીજા સામાન્ય યોદ્ધાઓ પણ ધસારો કરે.૪૫ સૈન્યમાં જેઓ બીકણ હોય તેઓને એ સમયે પ્રયત્નપૂર્વક ઉત્સાહ આપવો; કેમ કે 'સૈન્યસમુદાય ઘણો જ છે,' એમ દેખાડવા માટે પણ તેવા ભીરુ પુરુષોને અવશ્ય સમીપમાં રાખવા જોઈએ.૪૬ યુદ્ધ ચાલુ થાય તે વેળા સેનાપતિએ પોતાના સૈનિકોને અન્યોન્યની સહાયમાં રાખીને શત્રુઓ સામે લડાવવા. જો પોતાની સંખ્યા અલ્પ હોય તો બધાએ એકત્ર મળીને યુદ્ધનો આરંભ કરવો અને તેવે સમયે પોતાના સૈન્યને ઘણા વિસ્તારમાં ફેલાવી દેવું તથા સૂચીમુખ નામનો વ્યૂહ રચવો, જેથી અલ્પ સંખ્યાવાળા યોદ્ધાઓ પણ ઘણા સૈનિકો સાથે યુદ્ધ કરી શકે.૪૭ શત્રુઓ સામે જ્યારે બરાબર ભેટંભેટા થઈ જાય અને તેમાં પોતાનું સૈન્ય જો હારી જવા માંડે તો મુખ્ય મુખ્ય પુરુષોએ બાહુઓ ઊંચા કરીને સાચીખોટી બૂમો પાડવી કે, 'શાબાશ, શાબાશ, આગળ વધો, મારો, કાપો, શત્રુઓમાં ભંગાણ પડ્યું છે, માટે ગભરાઓ મા. આપણને સહાય કરવા માટે મિત્રોનું સૈન્ય આવી પહોંચ્યું છે; લડો! નિર્ભય થઈને લડો!' આવા ભયંકર શબ્દો કરીને સત્ત્વસંપન્ન યોદ્ધાઓએ પોતાના સૈન્યને ધીરજ આપવી ને શત્રુઓને ડરાવવા,૪૮-૪૯ તેમ જ એ સમયે સિંહનાદો કરવા, કિલકિલાટના શબ્દો કરવા, ક્રકચ અને રણશિંગાં વગડાવવાં ને આગળ ચાલનારા માણસો દ્વારા ભેરી, મૃદંગ, પણવ વગેરે વાદિત્રો વગડાવવાં.૫૦

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'યુદ્ધ કરવાની રીતિ' નામનો
અધ્યાય ૧૦૦ મો સમાપ્ત

# अध्याय १०१ मो

## શૂરાઓનાં લક્ષણ

॥ युधिष्ठिर उवाच ॥

किंशीलाः किंसमाचाराः कथंरूपाश्च भारत।
किंसन्नाहाः कथं शस्त्रा जनाः स्युः संगरे क्षमाः ॥१॥

યુધિષ્ઠિરે પૂછ્યું : હે ભારત! કેવા સ્વભાવના, કેવા આચારવાળા, કેવા દેખાવના, કેવાં કવચ પહેરનારા અને કેવાં શસ્ત્રો ધારણ કરનારા યોદ્ધાઓ યુદ્ધ કરવા સમર્થ થઈ શકે છે?[૧]

ભીષ્મે કહ્યું : વીરપુરુષનું શસ્ત્ર અને વાહન પોતાના કુલાચાર અને દેશાચારને અનુકૂળ જ હોય છે અને પરાક્રમ કરતી વેળા પણ પોતાના આચારને અનુસરીને જ તે વર્તે છે.[૨] ગાધાર, સિંધુ અને સૌવીર દેશના યોદ્ધાઓ વાઘનખ અને ભાલાઓથી જ યુદ્ધ કરનારા હોય છે અને તેઓ ભયરહિત તથા મહાબળવાન હોય છે, જેથી તે યોદ્ધાઓનું સૈન્ય સર્વ પ્રકારનાં યુદ્ધોમાં વિજય મેળવનારું હોય છે.[૩] ઉશીનર દેશના યોદ્ધાઓ સર્વ જાતનાં શસ્ત્રો વાપરવામાં કુશળ હોય છે અને પૂર્વદેશના યોદ્ધાઓ હાથીઓ પર બેસીને યુદ્ધ કરવામાં કુશળ હોય છે; પણ તેઓ કપટયુદ્ધ કરનારા હોય છે.[૪] યવનો, કાંબોજો અને મથુરાની આસપાસ વસનારા યોદ્ધાઓ બાહુયુદ્ધમાં પ્રવીણ હોય છે, ત્યારે દક્ષિણદેશના યોદ્ધાઓ તલવારના યુદ્ધમાં કુશળ હોય છે.[૫] ઘણું કરીને સર્વ દેશોમાં મહાસત્ત્વવાન અને મહાબળવાન શૂરવીર પુરુષો ઉત્પન્ન થાય છે કે, જેઓ તે તે દેશોમાં પ્રખ્યાત હોય છે. તેઓનાં લક્ષણો હું તમને કહું છું, સાંભળો.[૬] જેઓનાં વચન, ગમન અને નેત્ર સિંહ અથવા વ્યાઘ્ર જેવાં હોય છે, વળી જેઓનાં નેત્રો પારેવાના જેવાં અથવા સર્પના જેવાં હોય છે, તે સર્વ પુરુષો શૂરવીર હોય છે ને શત્રુઓનો નાશ કરનારા હોય છે.[૭] મૃગ સમાન સ્વરવાળા, વ્યાઘ્ર સમાન નેત્રવાળા તથા બળદ સમાન દૃષ્ટિવાળા પુરુષો ઘણા જ બળવાન હોય છે. જેઓનો સ્વર ક્ષુદ્ર ઘંટડીના જેવો હોય છે તે પુરુષો પ્રમાદી, ક્રોધી અને મૂર્ખ હોય છે;[૮] તેમ જ જેઓનો સ્વર મેઘના જેવો ગંભીર હોય છે, મુખ ક્રોધપૂર્ણ હોય છે, ઊંચાઈમાં જેઓ ઊંટના જેવા હોય છે અને જેઓની નાસિકા તથા જીભ અગ્ર ભાગમાં સહેજ વાંકી હોય છે, તે પુરુષો ઘણે દૂર સુધી જઈ શકનારા અને શત્રુઓ પર અત્યંત તૂટી પડનારા હોય છે.[૯] જેઓનાં શરીર બિલાડાનાં જેવાં કુબ્જ હોય છે, જેઓના કેશ અને શરીરની ચામડી સૂક્ષ્મ હોય છે, જેઓની ગતિ ઉતાવળી હોય છે અને જેઓનું વર્તન ચપળતાભરેલું હોય છે, તેઓ શત્રુઓને દુરાસદ (દુર્જેય) થઈ પડનારા હોય છે.[૧૦] જે પુરુષો ચંદનઘોની પેઠે લગાર મિચાયલાં નેત્રવાળા હોય છે, કોમળ સ્વભાવના હોય છે અને ઘોડાના જેવી ગતિ અને સ્વરવાળા હોય છે, તેઓ હરકોઈ શત્રુને પહોંચી વળનારા હોય છે.[૧૧] જેઓના અવયવો ઘણા જ મજબૂત હોય છે, શરીર અત્યંત સુંદર હોય છે, વક્ષઃસ્થળ વિશાળ હોય છે અને જેઓની આકૃતિ રમણીય હોય છે, તે પુરુષો રણવાદિત્રોનો ધ્વનિ સાંભળતાં જ કોપી ઊઠે છે અને લડાઈપ્રસંગે હર્ષમાં આવી જાય છે.[૧૨] જેઓનાં નેત્રો ઘણાં જ ઊંડાં હોય છે અથવા કંઈક બહાર પડતાં હોય છે અને કંઈક પીંગળા વર્ણનાં હોય છે તેમ જ જેઓનાં મુખ સદાય ચડેલી ભ્રમરવાળાં હોય છે અને આંખો નોળિયાના જેવી હોય છે, તે બધા પુરુષો શૂરવીર અને શરીરની દરકાર નહિ રાખનારા હોય છે.[૧૩] વળી જેઓની દૃષ્ટિ કંઈક વક્રતા-(કુટિલતા)વાળી હોય છે, જેઓનાં લલાટ વિશાળ હોય છે, જેઓની હડપચી માંસ વિનાની શુષ્ક હોય છે, જેઓના બાહુઓ વજ્રના જેવા મજબૂત હોય છે, જેઓની આંગળીઓમાં ચક્રાકાર રેખાઓ હોય છે, જેઓનાં શરીર કૃશ હોય છે અને જેઓનાં શરીરમાં સર્વ નાડીઓ સ્પષ્ટ જોવામાં આવતી હોય છે, તે પુરુષો યુદ્ધપ્રસંગ ઉપસ્થિત થતાં જ શત્રુસેનાઓમાં પ્રવેશ કરે છે ને મદોન્મત્ત હાથીઓની પેઠે દુર્જય થઈ પડે છે.[૧૪-૧૫] જેઓના કેશના છેડા ચળકતા અને ફાટ પડેલા હોય છે, જેઓનાં પડખાં, હડપચી અને મુખ માંસથી ભરાવદાર હોય છે, જેઓના ખભા ઉન્નત હોય છે, જેઓની ગ્રીવા વિશાળ હોય છે, જેઓનો દેખાવ મહાવિકટ (ઉગ્ર) હોય છે, જેઓના પગની પિંડીઓ

ઘણી જ સ્થૂલ હોય છે, વાસુદેવના ઘોડાઓની પેઠે જેઓ ઉદ્ધત હોય છે, ગરુડની પેઠે જેઓ ઊંચે ઊછળી શકનારા હોય છે, જેઓનાં મસ્તકો ગોળમટોળ હોય છે, જેઓનાં મુખ ઘણાં જ પહોળાં અને બિલાડાના જેવાં હોય છે, જેઓનો સ્વર અતિ ઉગ્ર હોય છે અને જેઓ ક્રોધી સ્વભાવના હોય છે, તેઓ યુદ્ધમાં વાદિત્રોના શબ્દ સાંભળતાં જ શત્રુઓ સામે ધસી જનારા હોય છે. વળી જેઓ કેવળ અધર્મને જ સમજનારા, ગર્વિષ્ઠ, ક્રૂર કર્મ કરનારા અને રૌદ્ર દેખાવના હોય છે, તેઓ સર્વ દેશના પ્રાંતભાગમાં ઉત્પન્ન થયેલા ભીલ, કિરાત વગેરે અંત્યજો યુદ્ધમાં જીવને જોખમે લડનારા હોય છે અને કદી પાછી પાની કરનારા હોતા નથી. આવા જંગલી યોદ્ધાઓને હમેશાં સૈન્યના અગ્ર ભાગમાં જ રાખવા; કેમ કે તેઓ શત્રુઓને હાથે મરણ પણ પામે છે;[૧૧-૧૯] પરંતુ યાદ રાખવું કે, તે જંગલી લોકો અધાર્મિક અને આચારભ્રષ્ટ હોય છે, તેથી તેઓના પ્રત્યે જો બહુ માનપૂર્વક વર્તવામાં આવે છે, તો તેઓ વશ થતા નથી; કેમ કે તેઓ પોતાના શત્રુઓ ઉપર જેમ કોપાયમાન થઈ જાય છે, તેમ પોતાના રાજા ઉપર પણ વારંવાર કોપાયમાન થઈ જાય છે.[૨૦]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'શૂરાઓનાં લક્ષણ' નામનો અધ્યાય ૧૦૧ મો સમાપ્ત

## अध्याय १०२ मो
### વિજયનાં લક્ષણો અને સામાદિક ઉપાયોનું મહત્ત્વ

॥ युधिष्ठिर उवाच ॥

जयित्र्याः कानि रूपाणि भवंति भरतर्षभ ।
पृतनायाः प्रशस्तानि तानि चेच्छामि वेदितुम् ॥१॥

યુધિષ્ઠિરે પૂછ્યું : હે ભરતશ્રેષ્ઠ પિતામહ! ભવિષ્યમાં વિજય મેળવનારી સેનાનાં ઉત્તમ લક્ષણો કેવા પ્રકારનાં હોય છે, તે જાણવાની મને ઇચ્છા છે.[૧]

ભીષ્મે કહ્યું : હે ભરતવંશના શ્રેષ્ઠ રાજા! ભવિષ્યમાં વિજયશીલ થનારી સેનાનાં જે જે ઉત્તમ લક્ષણો હોય છે, તે સર્વ હું તમને કહું છું, સાંભળો. યુદ્ધની પૂર્વે દૈવનો જે પ્રકારનો કોપ થાય છે અને પછી કાલપ્રેરિત મનુષ્યોમાં જે રીતનો ખળભળાટ થવા લાગે છે, તે બધું જ્ઞાની પુરુષો દિવ્યદૃષ્ટિથી જોઈ શકે છે[૨-૩] અને તે તે અશુભ ઉત્પાતોની શાંતિને માટે વિદ્વાનો અનેક પ્રકારનાં પ્રાયશ્ચિત્તો કરે છે; જપ, હોમ વગેરે માંગલિક કર્મો કરે છે ને તે અનિષ્ટોને શાંત કરે છે.[૪] હે ભારત! જે સેનામાં યોદ્ધાઓનાં મન તથા સર્વ વાહનો ઉત્સાહપૂર્ણ જોવામાં આવે છે, તે સેનાનો ભવિષ્યમાં અવશ્ય વિજય થાય છે, એમ સમજવું.[૫] વળી તે સેના શત્રુઓ સામે જ્યારે હલ્લો કરે છે, ત્યારે વાયુ અનુકૂળ વાય છે, પાછળના ભાગમાં ઇંદ્રધનુષ્યો પ્રકટ થાય છે, મેઘમંડળ તેની પાછળ પાછળ ગતિ કરે છે અને સૂર્યનાં કિરણો પાછળના ભાગમાં રહે છે.[૬] શિયાળ, ગીધ, કાગડા વગેરે પક્ષીઓ જ્યારે અનુકૂળ શબ્દો કરીને તે સેનાને માન આપે, ત્યારે સમજવું કે, એ સેનાને મહાઉત્તમ સિદ્ધિનો લાભ થશે.[૭] જે કોઈ સેનાના નીકળવાના સમયે અગ્નિની કાંતિ જો નિર્મળ જણાય, શિખાઓ ઊર્ધ્વ ગતિ કરે, ઝાળ જમણી બાજુએથી નીકળે, તે અગ્નિમાંથી ધુમાડો ન નીકળે અને આહુતિઓની પવિત્ર સુગંધ છૂટી નીકળે તો તે સેનાનો ભવિષ્યમાં વિજય થાય છે, એમ વિદ્વાનો કહે છે.[૮] જે સેનામાં શંખો અને ભેરીઓ મહાગંભીર શબ્દની ગર્જનાઓ કરે અને સર્વ યોદ્ધાઓ પોતાના નાયકની આજ્ઞાને અનુકૂળ રહે, તો ભવિષ્યમાં તેનો વિજય થાય છે, એમ યુદ્ધકુશળ પુરુષો કહે છે.[૯] યુદ્ધ માટે નીકળી ચૂકેલા અથવા નીકળવા માટે તૈયાર થયેલા જે સેનાનીઓની પાછળના ભાગમાં અથવા ડાબી બાજુમાં શુભસૂચક મૃગોનાં ટોળાં જો ગમન કરે, તો તેઓને વિજય મળે છે અને યુદ્ધમાં શત્રુઓનો સંહાર કરતી વેળા મૃગોનાં ટોળાં જો જમણી બાજુ ઊતરે તોપણ તેઓ સિદ્ધિસૂચક છે; પરંતુ આગળના ભાગમાં તેઓ જો ગમન કરે, તો અનિષ્ટસૂચક છે અને શત્રુઓ સામે યુદ્ધ કરવા ન જવાનું તેઓ જણાવે છે, એમ સમજવું.[૧૦] સેનાના પ્રયાણ સમયે હંસ, ક્રૌંચ, શતપત્ર (મોર) અને ચાસ વગેરે પક્ષીઓ મંગલસૂચક શબ્દો બોલીને જો શકુન જણાવે ને સર્વ યોદ્ધાઓ ધૈર્યસંપન્ન થઈને હર્ષપૂર્ણ જો દેખાતા હોય તો તે ચિહ્નને ભવિષ્યના વિજયનું સ્વરૂપ કહે છે;[૧૧] તેમ જ જે યોદ્ધાઓની સેવા

ઝગઝગાટ કરી રહેલાં શસ્ત્રોથી, યંત્રોથી, કવચોથી, ધજાઓથી અને યુવાન પુરુષોનાં પ્રફુલ્લ મુખકમળોથી પ્રકાશમાન અને દુષ્પ્રેક્ષ્ય દેખાતી હોય, તે યોદ્ધાઓ શત્રુઓનો પરાજય કરે છે.[૧૨] વળી જેઓના યોદ્ધાઓ સેનાપતિઓની આજ્ઞા સાંભળવા માટે તત્પર રહે છે, અભિમાનથી રહિત હોય છે, પરસ્પર મિત્રભાવે વર્તનારા હોય છે અને બાહ્યાભ્યંતર પવિત્રતાને જાળવનારા હોય છે, તેઓને ભવિષ્યમાં અવશ્ય વિજય મળે છે, એમ વિદ્વાનો કહે છે.[૧૩] જે સેનાના યોદ્ધાઓનો શબ્દ, સ્પર્શ અને ગંધ, મનને આનંદ આપનારો બહાર પડે છે તે યોદ્ધાઓમાં ધૈર્યનો સંપૂર્ણ સંચાર અડગ રહે છે, તે તેના ભાવી વિજયનું સુખ છે.[૧૪] રણમાં પ્રવેશ કર્યા પછી કાગડો જો ડાબી બાજુ શબ્દ કરે તો તે ઉત્તમ શકુન જાણવું; રણમાં પ્રવેશ કરતાં પહેલાં કાગડો જો જમણી બાજુ શબ્દ કરે તો તે શુભસૂચક છે અને તે વેળા જો પાછળ રહીને શબ્દ કરે તો કાર્યની સિદ્ધિ સૂચવે છે, પણ આગળ રહીને જો બોલે તો કાર્ય નહિ કરવા માટે તે સૂચવે છે, એમ જાણવું.[૧૫] હે યુધિષ્ઠિર! ચતુરંગી મહાન સેનાને એકઠી કરીને પણ પ્રથમ સામ ઉપાયથી જ શત્રુને વશ કરવાનો તમારે યત્ન કરવો અને તેમ કરતાં જો શત્રુ વશ ન જ થાય તો પછી અંતે યુદ્ધ કરવા તૈયાર થવું.[૧૬] હે ભારત! યુદ્ધ કરીને વિજય મેળવવો, તે ઘણો જ અધમ છે, કેમ કે યુદ્ધથી મળેલો વિજય યાદચ્છિક એટલે ઘુણાક્ષરન્યાયના જેવો છે અથવા દૈવહેતુક ગણાય છે, એમ વિદ્વાનો માને છે.[૧૭] વળી પાણીનો મહાન વેગ અને ભયભીત થયેલાં મૃગોનાં ટોળાં જેમ દુર્નિવાર્ય છે–અટકાવ્યાં અટકે નહિ તેવાં છે, તેમ શત્રુઓએ હાંકી કાઢેલી મોટી સેના પણ અટકાવી અટકતી નથી.[૧૮] સેનામાંથી અમુક માણસો નાઠા એટલે તેઓને જોઈને વિદ્વાન અને અનુભવી યોદ્ધાઓ પણ વિના કારણે નાસવા માંડે છે; ભલે પછી તે સેના ઘણી બળવાન અને મોટી હોય, તોપણ તેને રુરુ મૃગનાં ટોળાંની જ ઉપમા ઘટી શકે છે; અર્થાત્ રુરુ મૃગના ટોળામાં એક મૃગને નાસતો જોઈ તેની પાછળ બીજા સર્વ મૃગો પણ વિના કારણ જેમ નાસી જાય છે, તેમ સેનામાં પણ એક સૈનિકની પાછળ બીજા અનેક સૈનિકો એક પછી એક નાસભાગ કરી મૂકે છે;[૧૯] માટે તેવી મોટી સેનાના કરતાં માત્ર પચાસ જ શૂરા પુરુષો કે જેઓ અન્યોન્યના સ્વભાવને જાણતા હોય, હર્ષપૂર્વક યુદ્ધ કરવા તૈયાર થયા હોય અને પ્રાણોની પરવા કર્યા વિના મારવું કે મરવું, એવો જ નિશ્ચય કરીને શત્રુઓ સામે ઊતરી પડ્યા હોય, તેઓ પણ શત્રુઓની મહાન સેનાનો સંહાર કરી શકે છે. અરે! તેવા પચાસ પુરુષો તો શું, પણ દૃઢ નિશ્ચયવાળા, કુળવાન અને લોકમાન્ય એવા માત્ર પાંચ, છ કે સાત જ પુરુષો એકઠા મળીને શત્રુઓ પર જો તૂટી પડે તો તેઓ પણ સારી રીતે વિજય મેળવી શકે છે![૨૦-૨૧] સારાંશ કે જ્યાં સુધી બની શકે ત્યાં સુધી યુદ્ધ માટે કદી પણ તૈયાર થવું નહિ; કારણ કે સામ, દાન અને ભેદ એ ત્રણ ઉપાયો પછીનો છેલ્લો ઉપાય જ યુદ્ધ છે.[૨૨] જેમ બળબળતી વીજળીને જોઈને લોકો 'અરેરે! આ કોના પર તૂટી પડશે' આવા વિચારથી ભયગ્રસ્ત બની જાય છે, તેમ સેનાને જોતાંવેંત જ કેટલાએક ભીરુ પુરુષો ભયથી અત્યંત ગભરાઈ જાય છે–હાવરાબાવરા બની જાય છે.[૨૩] સંગ્રામપ્રસંગ ઉપસ્થિત થયો છે, એમ જાણીને જે યોદ્ધાઓ ભયભીત ચિત્તે શત્રુઓ સામા ધસી જાય છે, તેઓનાં ગાત્રો ત્યાં પહોંચતાં જ પાણી પાણી થઈ જાય છે અને તે યોદ્ધાઓ પર વિજય મેળવવાની ઇચ્છાવાળા સેનાનીનાં ગાત્રો પણ નરમ ઘેંશ જેવાં બની જાય છે.[૨૪] હે રાજન્! પોતાના પર અમુક સેના ચઢી આવી છે, એમ જાણતાંની સાથે જ સ્થાવરજંગમ પ્રાણીઓ સહિત આખો દેશ ગભરાઈ જાય છે; એટલું જ નહિ પણ અસ્ત્રોના પ્રતાપથી તપી ગયેલાં સર્વ પ્રાણીઓની મજ્જા (ચરબી) શિથિલ શિથિલ થઈ જાય છે;[૨૫] માટે યુદ્ધ કરવાનું બાજુ પર મૂકી દઈને પ્રથમ તો શત્રુને વશ કરવા માટે ક્રૂરતામિશ્ર એવા સામ ઉપાયનો જ વારંવાર પ્રયોગ કરવો, જેને લીધે શત્રુઓના ચોતરફના ત્રાસથી પીડાઈને સલાહ કરવા માટે તે કબૂલ કરે છે;[૨૬] તેમ જ શત્રુઓના આંતરિક મિત્રવર્ગમાં ફાટફૂટ કરાવવા માટે ગુપ્ત દૂતોની યોજના કરવી અને પછી તેઓમાં જે શ્રેષ્ઠ રાજા હોય તેની સાથે સંધિ કરવી તે વધારે ઉત્તમ છે. આમ એકી વખતે ભય દેખાડીને, સંધિ કરીને તથા શત્રુના શત્રુને પોતાના સ્વાધીનમાં કરીને શત્રુને જીતવો;[૨૭] એ સિવાય

બીજી કોઈ પણ રીતે શત્રુને વશ કરી શકાતો નથી. શત્રુની સાથે એવું વર્તન કરવું જોઈએ કે જેથી તેના ઉપર સર્વ તરફથી દુઃખ આવી પડે.[૨૮] હવે કદાચ તમે એમ કહેશો કે, શત્રુ સામે કપટ નહિ કરતાં તેના પર ક્ષમા જ કેમ ન કરવી? આના ઉત્તરમાં જણાવવાનું કે, સત્પુરુષોના પ્રત્યે ક્ષમા કરવી યોગ્ય છે, પણ અસત્પુરુષો પ્રત્યે ક્ષમા કરવી યોગ્ય નથી, માટે હે પાર્થ! ક્ષમા અને અક્ષમાનું શું પ્રયોજન છે તેનો તથા કોના પ્રત્યે ઉપયોગ કરી શકાય છે, તે પણ તમારે સમજવું જોઈએ.[૨૯] શત્રુ પર વિજય મેળવ્યા પછી તેના પર ક્ષમા કરનાર રાજાનો યશ જગતમાં વૃદ્ધિ પામે છે અને તેવા રાજાએ કદાચ મહાન અપરાધ કર્યો હોય, તોપણ તેના જિતાયેલા શત્રુઓ તેનો વિશ્વાસ કરે છે.[૩૦] શંબરાસુર પણ માને છે કે, શત્રુને પ્રથમ સારી રીતે શિક્ષા કર્યા પછી તેના પર ક્ષમા કરવી તે વધારે ઉત્તમ છે; કેમ કે જે કાષ્ઠને અગ્નિમાં તપાવ્યા વિના સીધું કરવામાં આવે છે, તે પુનઃ પોતાની મૂળ સ્થિતિમાં જઈને વાંકું જ બની રહે છે;[૩૧] પરંતુ શંબરાસુરના એ મતને ઘણા નીતિકુશળ આચાર્યો ઉત્તમ માનતા નથી તેમ તેણે આપેલા દૃષ્ટાંતને પણ યોગ્ય માનતા નથી. તેઓનો તો એવો જ મત છે કે, જેમ પોતાના પુત્રને શાંતિપૂર્વક અને માર માર્યા વિના વશ કરવામાં આવે છે, તેમ શત્રુને પણ શાંતિપૂર્વક અને શિક્ષા કર્યા વિના જ વશ કરવો.[૩૨] હે યુધિષ્ઠિર! જે રાજા અતિ ઉગ્ર હોય છે, તે સર્વ પ્રાણીઓના દ્વેષનું પાત્ર બને છે અને જે રાજા અતિશય શાંત હોય છે, તેનું સર્વ કોઈ અપમાન કરે છે; માટે રાજાએ ઉગ્રતા અને મૃદુતા એ બન્ને ગુણોનો આશ્રય કરવો.[૩૩] હે ભારત! શત્રુઓ પર શસ્ત્રપાત કરતાં પહેલાં અને શસ્ત્રપાત કરતાં કરતાં પણ રાજાએ પ્રિય ભાષણ જ કરવું તેમ જ શત્રુઓનો સંહાર કર્યા પછી પણ તેઓના સંબંધીઓની આગળ શોક અને રુદન કરવાનો આડંબર દેખાડીને દયાળુતા દેખાડવી.[૩૪] શત્રુઓને મારી નાખ્યા પછી તેઓના સ્નેહીઓ પાસે રાજાએ કહેવું કે, 'અરેરે! ઘણુ જ ખોટું થયુ છે કે, આ સંગ્રામમાં મારા સૈનિકોએ તેઓને મારી નાખ્યા છે. હું ખરું કહુ છું કે, તેઓનું મૃત્યુ મને લગારે પ્રિય લાગતું નથી. અફસોસ! મેં તેઓને વારંવાર સમજાવ્યા હતા, છતાં તેઓએ મારું કહેવું માન્યું ન હતું. અહો! તેવા મહાન પુરુષો તો જગતમાં સદાકાળ જીવતા જ રહે, એવી આકાંક્ષા રાખવી જોઈએ. તેઓનો આવો વધ થવો યોગ્ય જ ન હતો; કેમ કે સંગ્રામમાંથી કદી પાછા નહિ હઠનારા તેવા મહાપુરુષો આ જગતમાં હવે દુર્લભ છે. મારા જે માણસોએ તેઓનો યુદ્ધમાં વધ કર્યો છે, તેઓએ ખરી રીતે મારું જ અપ્રિય કર્યું છે.' આવી વાણીથી શત્રુઓના સ્નેહીઓ આગળ પોતાને શોક થયાનુ જાહેર કરીને એકાંતમાં તે શત્રુઓનો નાશ કરનારા પોતાના સૈનિકોનુ યથાયોગ્ય સન્માન કરવું;[૩૫-૩૭] તેમ જ શત્રુઓના હાથે જેઓ ઘવાયેલા હોય અને જેઓ મરણ પામ્યા હોય, તેવા પોતાના સૈનિકોનો જાણે પોતે અપરાધ કર્યો હોય, તેવો દેખાવ કરીને લોકોની પ્રીતિ સંપાદન કરવા માટે, તેઓના (ઘવાઈ પડેલાઓના તથા મરી ગયેલાઓના) બાહુઓ પકડીને ધ્રુસકે ધ્રુસકે રડવું અને તેઓના સંબંધીઓને ધીરજ આપવી.[૩૮] આ રીતે સર્વ અવસ્થાઓમાં રાજાએ સાંત્વનપૂર્વક જ વર્તન કરવું જેથી તે ધર્મજ્ઞ રાજા લોકોમા પ્રિય થઈ પડે છે અને સર્વ વાતે નિર્ભય બને છે;[૩૯] એટલુ જ નહિ પણ હે ભારત! તેવા રાજાનો સર્વ પ્રાણીઓ વિશ્વાસ કરે છે અને એ રીતે વિશ્વાસુ બનેલી પ્રજાઓ પાસેથી રાજાએ પોતાની ઇચ્છા પ્રમાણે ભોગ ભોગવી શકાય છે;[૪૦] માટે જે રાજાને પૃથ્વી પર ભોગો ભોગવવાની ઇચ્છા હોય, તેણે નિષ્કપટભાવથી સર્વને વિશ્વાસુ બનાવવા જોઈએ અને સર્વ પ્રકારે પ્રજાઓનું રક્ષણ કરવું જોઈએ.[૪૧]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'વિજયના લક્ષણો' નામનો અધ્યાય ૧૦૨ મો સમાપ્ત

## अध्याय १०३ मो

### શત્રુને જીતવાના ઉપાયો

॥ युधिष्ठिर उवाच ॥

कथं मृदौ कथं तीक्ष्णे महापक्षे च पार्थिव।
आदौ वर्तेत नृपतिस्तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિરે પૂછ્યું: હે પિતામહ! ..
સ્વભાવના શત્રુ તરફ, તીક્ષ્ણ સ્વભાવના

અને મોટા પક્ષવાળા બળવાન શત્રુ તરફ કેવી રીતે વર્તવું, તે મને કહો.[૧]

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર! આ વિષયમાં બૃહસ્પતિનો તથા ઇંદ્રનો એક સંવાદ પ્રાચીન ઇતિહાસરૂપે લોકમાં કહેવાય છે, તે હું તમને કહું છું, સાંભળો.[૨] એક સમયે શત્રુવીરોનો સંહાર કરનારા દેવરાજા ઇંદ્રે ગુરુ બૃહસ્પતિની પાસે જઈ હાથ જોડીને પ્રણામપૂર્વક પૂછયું.[૩]

ઇંદ્ર બોલ્યો: હે બ્રહ્મન્! મારે સાવધાન થઈ ને શત્રુઓ તરફ કેવી રીતે વર્તવું? અને શત્રુઓને ઉખેડી નાખ્યા વિના કયા ઉપાયે તેઓને હું વશ કરું ?[૪] ઉભય પક્ષનાં સૈન્યોનું યુદ્ધ થવાથી અમુક એક પક્ષનો જ વિજય નિશ્ચિત હોય છે, પણ બન્નેનો તો કદી વિજય થતો જ નથી, માટે શું કરવાથી આ પ્રતાપિની અને જ્વલંત એવી રાજ્યલક્ષ્મી મારો ત્યાગ ન કરે?[૫]

ઇંદ્રે એ પ્રમાણે પૂછયું એટલે ધર્માર્થકામના વિષયમાં કુશળ, અતિશય પ્રતિભાશાળી અને રાજધર્મના વિધિને જાણનારા ગુરુ બૃહસ્પતિએ તેના પ્રત્યે કહ્યું.[૬]

બૃહસ્પતિ બોલ્યા: યુદ્ધ કરીને શત્રુઓને વશ કરવા માટે કદી ઇચ્છા કરવી નહિ; કેમ કે અમર્ષ અને અક્ષમાને લીધે કલહપ્રસંગ ઉપસ્થિત થાય છે અને તે અમર્ષ તથા અક્ષમાનો મૂર્ખ પુરુષો જ આશ્રય કરે છે.[૭] શત્રુનો વધ કરવાની ઇચ્છા રાખનારા રાજાએ ક્રોધ, ભય અને હર્ષને પોતાના વશમાં રાખીને 'અમુક મારો શત્રુ છે' એમ પ્રકટ થવા દેવું નહિ ને શત્રુને સાવધાન થવા દેવો નહિ.[૮] જાણે પોતે વિશ્વાસ રાખ્યો હોય, તેવો ડોળ કરીને શત્રુનું સેવન કરવું, પણ તેનો વાસ્તવિક વિશ્વાસ કરવો નહિ. વળી નિત્ય શત્રુને પ્રિય લાગે તેવું જ ભાષણ કરવું પણ તેને અપ્રિય લાગે તેવું આચરણ કરવું નહિ.[૯] શુષ્ક વેર કરવાં છોડી દેવાં, વ્યર્થ કંઠશોષ કરવો નહિ અને પક્ષીઓને પકડીને આજીવિકા ચલાવનારો પુરુષ જેમ પક્ષીઓના જેવા શબ્દો કરીને પક્ષીઓને પકડી લે છે, તેમ હે ઇંદ્ર! રાજાએ પણ શત્રુ જેવી રીતે વશ થાય તેવા પ્રયોગો કરવા અને તેને વશ કર્યા પછી સમય આવ્યે મારી નાખવો.[૧૦/૧૧] હે વાસવ! શત્રુઓનો નિત્ય પરાભવ કરીને રાજા સુખેથી સૂઈ શકતો નથી; કેમ કે જેનું મન દુષ્ટ બનેલું હોય છે, તેવા શત્રુઓ નિત્ય જાગ્રત રહે છે અને અગ્નિની ચિનગારીની પેઠે અકસ્માત્ ભભૂકી ઊઠે છે-ચઢી આવે છે.[૧૨] હે સમર્થ ઇંદ્ર! યુદ્ધ કરવાથી વિજય મળે જ છે, એવો કંઈ નિશ્ચય નથી, માટે યુદ્ધ તો કદી કરવું જ નહિ; પણ વિશ્વાસ પમાડીને જ શત્રુને વશ કરવો અને જ્યારે તે વશ થઈ જાય, ત્યારે પોતાનું કાર્ય સાધી લેવું.[૧૩] શત્રુરાજાએ કોઈ સમયે પોતાનું જો અપમાન કર્યું હોય, તો પ્રથમ તો તેના તરફ ઉપેક્ષા જ બતાવવી, પણ તેનું વેર લેવા માટે હૃદયમાં હારી ગયા વિના મંત્રને જાણનારા મહાત્મા મંત્રીઓ સાથે તે વિષે વિચાર ચલાવવો ને પછી જ્યારે વખત મળે ત્યારે અને શત્રુના મૂળ સ્થાનમાં તેવી કંઈક વિરુદ્ધ ચળવળ ચાલુ થાય ત્યારે, અકસ્માત્ તેના પર પ્રહાર કરવો ને પોતાનું હિત કરનારા પુરુષો દ્વારા શત્રુના સૈન્યમાં ફાટફૂટ કરાવવી.[૧૪/૧૫] કાર્યના આરંભમાં, મધ્યમાં અને અંતમાં પરિણામ કેવું આવશે, તે વિષેનું ભાન ધરાવનારા રાજાએ શત્રુવિષયક દ્વેષને પોતાના મનમાં ગુપ્ત રાખવો અને શત્રુસૈન્યોનું પ્રમાણ કેટલું છે, તે જાણી લઈને તેઓમાં ભેદ પડાવવો.[૧૬] આ રીતે ભેદ પડાવીને, લાંચ આપીને અથવા ઔષધોના પ્રયોગો કરીને પણ શત્રુઓને હેરાન કરવા; પણ યાદ રાખવું કે, તેણે પોતે શત્રુઓનો સંસર્ગ કરતાં સંભાળવું.[૧૭] કોઈ સમયે શત્રુઓનો સંહાર કરવા માટે ઘણા લાંબા સમય સુધી પણ તક મેળવવાની રાહ જોયા કરવી અને પછી જેવી તક મળે કે તુરત જ તેઓનો નાશ કરી નાખવો. શત્રુઓ વિશ્વાસ પામે, એટલા માટે કેટલાએક સમય સુધી ચૂપચાપ બેસી રહેવું ને પછી લાગ આવતાં કામ કાઢી નાખવું;[૧૮] પણ એકદમ વગર વિચાર્યું પગલું ભરીને શત્રુઓ પર પ્રહાર કરવો નહિ; પરંતુ 'વિજય મળશે જ' એવો જો નિશ્ચય હોય તો જ તેઓના પર પ્રહાર કરવો. જે રાજા બુદ્ધિમાન હોય છે, તે વિનાસમયે શત્રુના પર શસ્ત્રપ્રહાર કરતો નથી તેમ વાણી વડે પણ તેને છંછેડતો નથી; પરંતુ જેવો સમય મળે કે તુરત જ પ્રહાર કરી દે છે. તે સમયે કાલાંતર માટે રાહ જોતો નથી;[૧૯/૨૦] કેમ કે હરકોઈ

પ્રકારનું કાર્ય કરવાની ઇચ્છાથી તે કાર્યને યોગ્ય એવા સમયની રાહ જોનારો પુરુષ પોતાને મળેલો જે સમય ગુમાવે છે તે સમય પુનઃ દુર્લભ થઈ પડે છે.[૨૧] જો કદાચ શત્રુ પોતે જ અકસ્માત્ પોતાના પર ચડી આવે તો તેવે સમયે પોતાના સામર્થ્યને બાજુ પર જ મૂકી દેવું અને સત્પુરુષોના મતનો સ્વીકાર કરીને તેની સાથે મિત્રતા બાંધી લેવી, પણ તેને પીડવો નહિ અને પાછો વખત આવે ત્યારે ચૂકવું પણ નહિ.[૨૨] કામ, ક્રોધ તથા અહંકારનો ત્યાગ કરીને રાજાએ સાવધાન થઈને શત્રુઓનાં છિદ્રો વારંવાર જોયા કરવાં.[૨૩] હે દેવશ્રેષ્ઠ ઇંદ્ર ! અતિશય મૃદુતા, અતિશય ઉગ્રતા, આલસ્ય, પ્રમાદ અને સારી રીતે યોજેલાં એવાં કપટો પણ બુદ્ધિહીન રાજાનો વિનાશ કરી નાખે છે.[૨૪] માટે તે મૃદુતા આદિ ચારેય દોષોનો તથા કપટોનો ત્યાગ કર્યા પછી વિચાર કર્યા વિના પણ શત્રુઓનો સંહાર કરી શકાય છે.[૨૫] જે કોઈ ગુપ્ત કાર્ય એક જ મંત્રીથી બની શકે તેવું હોય, તેને એક જ મંત્રી દ્વારા કરાવી લેવું, પણ તે કાર્ય એકથી વધારે મંત્રીઓને જણાવવું નહિ, કેમ કે તેમ કરવાથી મંત્રીઓ તે કાર્યને પ્રકટ કરી દે છે અને એકબીજાના મતભેદને લીધે તે કાર્યને પૂર્ણ કરી શકતા નથી;[૨૬] પરંતુ તે કાર્ય એકથી બનવું જો અશક્ય જ હોય તો પછી તેમાં બીજાઓની સંમતિ લેવી. શત્રુઓ પોતાના પર ચડી આવતા હોય અને તેઓ નજરે ન દેખાય તેટલા દૂર હોય, તો તેઓના પર બ્રહ્મદંડનો ઉપયોગ કરવો અર્થાત્ પુરોહિત દ્વારા આભિચારિક પ્રયોગ કરાવવો, પણ નજરે દેખાય તેટલા સમીપમાં જો આવી પહોંચ્યા હોય, તો તેઓની સામે ચતુરંગી સેના જ મોકલી દેવી.[૨૭] રાજાએ શત્રુ સામે પ્રથમ ભેદ ઉપાયનો જ ઉપયોગ કરવો અને તેવે સમયે શાંત પણ બેસી રહેવું અર્થાત્ તે તે સમયને અનુસરીને જ તે તે ઉપાયોની યોજના કરવી.[૨૮] શત્રુ જો બળવાન હોય તો તેને નમસ્કાર પણ કરી દેવો. પછી જ્યારે તે પ્રમાદી બની જાય, ત્યારે સાવધાન થઈને તેનો વધ કરવાની ઇચ્છા કરવી.[૨૯] શત્રુને બળવાન જોઈને પ્રણિપાત (નમસ્કાર), દાન અને મધુર વાણીથી તેનું સેવન કરવા મંડી પડવું, પણ તે શત્રુને સેવતી વખતે પોતાના પર તેને શંકા થવા દેવી નહિ.[૩૦] પોતાના શત્રુની સાથે પ્રીતિ રાખનારા અને પોતે જેઓને પ્રથમ કાઢી મૂક્યા હોય તેવા શંકાપાત્ર પુરુષોનાં સ્થાનકોનો રાજાએ સદાય ત્યાગ કરવો અને તે પુરુષોનો પણ રાજાએ વિશ્વાસ કરવો નહિ, કેમ કે તેઓ રાજાનો પરાભવ કરવા માટે નિત્ય જાગ્રત રહે છે.[૩૧] હે દેવપતિ ઇંદ્ર ! અનેક પ્રકારનું આચરણ કરનારા, અસ્થિરચિત્ત રાજાઓનું ઐશ્વર્ય ચિરકાળ પર્યંત ટકી રહે, તેના જેવું બીજું કંઈ પણ દુષ્કર અથવા અસંભવિત નથી; માટે રાજાએ નિત્ય સ્થિરચિત્ત થવું.[૩૨] જેથી વિવિધ પ્રકારનું આચરણ કરવા છતાં તેનું ઐશ્વર્ય સ્થિર રહે તેવો સંભવ છે, એમ વિદ્વાનો કહે છે; માટે રાજાએ બરાબર સાવધાન થઈને રાજ્યરક્ષાનો યત્ન કરવો તથા મિત્ર કોણ અને અમિત્ર કોણ, તેનો વિચાર કરવો.[૩૩] જે રાજા કેવળ કોમળતાનો આશ્રય કરે છે, તેનું સર્વ લોકો અપમાન કરે છે અને જે રાજા કેવળ તીક્ષ્ણતાનો આશ્રય કરે છે, તેનાથી પ્રજાઓ કંટાળે છે; માટે તારે કેવળ કોમળ ન થવું તેમ કેવળ તીક્ષ્ણ પણ ન થવું; પરંતુ મૃદુતા અને તીક્ષ્ણતા બન્નેનો આશ્રય કરવો.[૩૪] જેમ કોઈ જળાશયમાં સર્વ તરફ ફેલાયેલું પાણીનું વેગવાળું પૂર કાંઠો તોડી નાખવાથી એકદમ નષ્ટ થઈ જાય છે, તેમ પ્રમાદવશ થયેલા રાજાનું મહાવિસ્તીર્ણ રાજ્ય પણ અંદર અંદર ફાટફૂટ થવાથી નષ્ટ થઈ જાય છે.[૩૫] હે પુરંદર ! અનેક શત્રુઓ સાથે એકીવખતે વેર બાંધી બેસવું નહિ; પણ સામ, દાન, દંડ અને ભેદ એ ચારે ઉપાયોની યોજના કરીને અનુક્રમે એક એક શત્રુનો વિનાશ કરતા રહેવું;[૩૬] તથા સર્વનો સંહાર કર્યા છતાં પણ અમુક શત્રુઓ જે બાકી રહ્યા હોય, તેઓથી સાવધ રહીને કુશળતાપૂર્વક તેઓનો પણ ઘાટ ઘડવો. હે દેવરાજા ! પોતે શક્તિમાન હોવા છતાં પણ બુદ્ધિમાન રાજા અનેક શત્રુઓ સામે એકીવખતે વેરનો આરંભ કરતો નથી.[૩૭] જે વેળા પોતાની મહાન સેના, પુષ્કળ હાથી, ઘોડા અને રથ વગેરેથી ભરપૂર હોય, પાયદળ અને યંત્રોથી વ્યાપ્ત હોય, પોતાના પર પ્રેમ રાખનારી હોય; રથ, ઘોડા, હાથી, પાયદળ કોશ અને વાણિજ્યમાર્ગરૂપ છ અંગોથી પરિપૂર્ણ

હોય અને જે સમયે પોતાની આબાદી શત્રુના કરતાં ઘણી જ અધિક જોવામાં આવતી હોય, તે વેળા રાજાએ કોઈ જાતનો પણ વિચાર કર્યા વિના પ્રકટ થઈને શત્રુ પર તૂટી પડવું.[૩૮-૩૯] શત્રુ જો બળવાન હોય તો તેની સામે સામ ઉપાયનો પ્રયોગ કરવો યોગ્ય નથી, પણ તેવા શત્રુને ગુપ્તદંડથી અને પ્રપંચ-કપટથી શિક્ષા કરવી. માટે જ શાસ્ત્રકારો કહે છે કે, શત્રુઓ સામે અત્યંત કોમળતા પણ દાખવવી નહિ અને વિજયની વાત અનિશ્ચિત હોય છે, જેથી એકદમ ચડાઈ પણ કરવી નહિ. વળી શત્રુ સામે ચડાઈ કરવાથી ઘણાં હિંસામૂલક અને ચિંતાજનક કાર્યો કરવાં પડે છે. જેવાં કે તેના દેશ માં તૃણધાન્ય વગેરેનો નાશ કરવો પડે છે, તેનાં જલાશયોને ઝેર વગેરે ઉપાયથી દૂષિત કરવાં પડે છે અને પોતાના રાજ્યની સાતે પ્રકારની પ્રકૃતિઓના સંબધમાં 'મારા સૈન્યમાં કોઈ જાતની ફાટફૂટ તો નહિ થાય? મારો ખજાનો ખૂટી તો નહિ પડે? મારા પ્રધાનોમાં કોઈ જાતનો ભેદ તો નહિ પડે?' ઈત્યાદિ અનેક સંશયો ઊભા થાય છે; માટે ગુપ્ત રીતે દંડ કરવાની જ કોઈ યુક્તિ ઘડવી.[૪૦] જેવી કે તેને વશ કરવા માટે અનેક પ્રકારનાં છળકપટ કરવાં, તેઓમાં માંહોમાંહે લડાઈ જગાડવી, પોતાના યશનું રક્ષણ કરીને તેવું કોઈ પાપકૃત્ય (વિશ્વાસઘાત વગેરે) પણ કરવું અને પોતાના વિશ્વાસુ માણસો દ્વારા તેઓનાં નગરોમાં તથા રાષ્ટ્રમાં હાનિકારક પ્રયોગો કરવા.[૪૧] તેમ જ હે બલદૈત્યનો તથા વૃત્રાસુરનો નાશ કરનાર ઇંદ્ર! શત્રુઓને વશ કરવાની ઇચ્છાવાળા રાજાઓ તેઓનાં નગરોમાં તથા રહેવાનાં સ્થાનકોમાં ગુપ્ત રીતે પાછળ પડીને તેઓના સર્વ ભોગોને જીતી લે છે ને પોતાના તાબામાં આવેલાં તેઓનાં નગરોમાં યથાવિધિ રાજનીતિનો પ્રયોગ કરે છે અર્થાત્ ત્યાની પ્રજાઓને શાસ્ત્રોક્ત ઉપાયોથી વશ કરે છે.[૪૨] હે રાજા પોતાના અમાત્યોને ગુપ્ત રીતે દ્રવ્ય આપીને તથા જાહેરમાં તેઓની સર્વ માલમિલકતને લૂંટી લઈને લોકમાં પ્રકટ કરવું કે, 'મારા અમુક અમાત્યો પોતાના જ દોષથી દુષ્ટ છે; તેઓએ મારો ત્યાગ કરીને મારા શત્રુરાજાનો આશ્રય કર્યો છે.' આમ સર્વ સ્થળે જાહેર કરી દઈને તે અમાત્યોને શત્રુઓનાં નગરોમાં તથા રાષ્ટ્રોમાં છળકપટ કરવા માટે મોકલવા;[૪૩] તેમ જ વળી શત્રુઓનું ખેદાનમેદાન કરી નાખવા માટે પોતાના નગરમાં જે બીજા પુરુષો શાસ્ત્રોને જાણનારા હોય, ઉત્તમ મર્યાદાથી અલંકૃત હોય, શાસ્ત્રોક્ત વિધિને અનુસરનારા હોય, સારી પેઠે કેળવાયલા હોય અને ભાષ્યો તથા કથાઓના વ્યાખ્યાનમાં કુશળ હોય, તેવા પુરુષો દ્વારા મૃત્યુકારક દેવતાનું આરાધન કરાવવું.[૪૪]

ઇંદ્રે પૂછ્યું: હે ઉત્તમ બ્રાહ્મણ! દુષ્ટ પુરુષનાં લક્ષણ કેવાં હોય છે અને દુષ્ટ પુરુષને હું કેવી રીતે જાણી શકું? એ હું આપને પૂછું છું, માટે તે મને કહો.[૪૫]

બૃહસ્પતિ બોલ્યા: જે પુરુષ દુષ્ટ હોય છે, તે પરોક્ષમાં દુર્ગુણોનું કથન કરે છે, સદ્ગુણોની ઈર્ષ્યા કરે છે, બીજાઓના મુખથી સદ્ગુણોનું વર્ણન થતું હોય છે ત્યારે ચૂપ બેસી રહે છે અથવા અવળું મુખ કરીને ઊભો રહે છે;[૪૬] એટલું જ નહિ પણ કોઈ જાતનું કારણ ન હોવા છતાં અને મૂંગો બેસી રહ્યો હોય છે છતાં ઘણા જોસથી શ્વાસોછ્વાસ બહાર કાઢે છે, માથું ધુણાવે છે, હોઠ પીસે છે, કોઈની સાથે જાણે વાતચીત કરતો હોય, તેમ કંઈક બબડે છે, નિત્ય આપણી સાથે સંસર્ગ રાખે છે, વાતચીત કરતી વખતે જાણે પારકો માણસ હોય તેવો દેખાય છે, આપણાથી પરોક્ષમાં પોતે સ્વીકારેલું કાર્ય પણ કરતો નથી અને સામો મળે ત્યારે કોઈ વેળા બોલે પણ નહિ.[૪૭-૪૮] વળી તેવો દુષ્ટ માણસ પંક્તિની અંદર ભોજન કરવા ન બેસતાં સૌનાથી જુદો જ ભોજન કરવા બેસે છે અને તે વખતે તેમ કરવા માટે કોઈ તેને પ્રશ્ન કરે તો તે કહે છે કે, 'આજે સૌની સાથે બેસવું મને ઠીક લાગતું નથી.' આ રીતે બેસવામાં, જવામાં, સૂવામાં અને ખાવાપીવામાં જુદા જુદા ભાવો વ્યક્ત કરે છે, જે ઉપરથી તેની દુષ્ટતા જાણી શકાય છે;[૪૯] પણ મિત્રનાં લક્ષણ તો એવાં હોય છે કે, આપણને દુઃખી જોઈને તે દુઃખી થાય છે અને આપણને પ્રસન્ન જોઈને તે પ્રસન્ન થાય છે; તેમ જ એનાથી જે વિરુદ્ધ લક્ષણોવાળો હોય છે તે શત્રુ છે, એમ સમજવું.[૫૦] હે દેવપતિ ઇંદ્ર! પૂર્વે કહેલાં એ લક્ષણો પરથી તારે શત્રુમિત્રને ઓળખવા અને જાણવું

પુરુષોનો, કેટલુંક સ્વભાવ બીજા સર્વના કરતા મહા બળવાન હોય છે-તે તેના સ્વભાવ ઉપર જઈને જ ઊભો રહે છે.[૫૧] હે દેવશ્રેષ્ઠ ઇદ્ર! એ પ્રમાણે શાસ્ત્રોક્ત તત્ત્વને યથાવત્ રીતે વિચારીને મેં તને દુષ્ટનું લક્ષણ કહ્યુ છે.[૫૨]

ભીષ્મે કહ્યુ : બૃહસ્પતિનું એ સત્યવચન સાભળ્યા પછી શત્રુઓનો વિનાશ કરવામા તત્પર રહેનારા ઇદ્રે વિજય મેળવવા માટે યથાયોગ્ય સમયે શત્રુઓ પ્રત્યે ચડાઈ કરી અને તેઓને વશ કર્યા.[૫૩]

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાતર્ગત રાજધર્માનુશાસન પર્વમા 'શત્રુને જીતવાના ઉપાયો' નામનો અધ્યાય ૧૦૩મો સમાપ્ત

# अध्याय १०४ मो

## ઐશ્વર્ય સદાને માટે સ્થિર રહેતું નથી

॥ युधिष्ठिर उवाच ॥

धार्मिकोऽर्थानसंप्राप्य राजाऽमात्यैः प्रबाधितः।
च्युतः कोशाच्च दंडाच्च सुखमिच्छन् कथं चरेत्॥१॥

યુધિષ્ઠિરે પૂછ્યુ : હે પિતામહ! અમાત્યોના ત્રાસથી દુ:ખી થઈ ગયેલો ધાર્મિક રાજા દ્રવ્યને ન પામીને જે સમયે કોશ અને સૈન્યથી રહિત થયેલો હોય છે, તે સમયે સુખ મેળવવાની ઇચ્છાથી કેવી રીતે વર્તે?[૧]

ભીષ્મે કહ્યુ હે યુધિષ્ઠિર! આ વિષયમા રાજા ક્ષેમદર્શીનો ઇતિહાસ જગતમા કહેવાય છે, તે હુ તમને કહુ છું, સાભળો.[૨] અમારા સાભળવામા આવ્યુ છે કે, પૂર્વે ક્ષેમદર્શી નામનો એક રાજકુમાર જ્યારે નિર્બળ થઈ પડ્યો, ત્યારે કાલકવૃક્ષીય નામના એક મુનિ પાસે આવ્યો અને પોતે મહાકષ્ટદાયક આપત્તિમા આવી પડ્યો હતો, તેથી મુનિને પ્રણામ કરીને પૂછવા લાગ્યો

રાજાએ પૂછ્યુ : 'હે બ્રહ્મન્! મારા જેવો સપત્તિ ભોગવવાને યોગ્ય એવો પુરુષ રાજ્ય સપાદન કરવા માટે વારંવાર યત્ન કર્યા કરે છે, છતા તેને રાજ્ય મળતું નથી તો પછી તેણે શુ કરવુ યોગ્ય છે?[૩-૪] હે સત્પુરુષ! મરણ, દીનતાપૂર્વક અન્યનો આશ્રય અને બીજુ ક્ષુદ્ર આચરણ કર્યા વિના મારા જેવાએ બીજુ શુ કરવુ, તે મને કહો.[૫] જે પુરુષ શારીરિક પીડાથી ગ્રસ્ત થયો હોય અને જેને બીજા કોઈ પ્રકારનો માનસિક વ્યાધિ લાગુ થયો હોય, તે પુરુષે તમારા જેવા ધર્મજ્ઞ અને કૃતજ્ઞ પુરુષનું શરણ લેવું જોઈએ[૬] જ્ઞાનરૂપ અખૂટ ધન-દોલતને મેળવ્યા પછી મનુષ્ય સાસારિક પદાર્થો પરની પ્રીતિનો તથા શોકનો ત્યાગ કરીને વિષયોપભોગથી વિરક્ત થાય છે અને પછી અવિનાશી સુખને પામે છે,[૭] પણ જે મનુષ્યોનુ સુખ અર્થ(ધન)ને અધીન છે, તેઓનો હુ શોક કરુ છું, કેમ કે મારી પાસે અખૂટ ધન હતુ, છતા તે સ્વપ્નમા મળેલા પદાર્થની પેઠે નષ્ટ થઈ ગયુ છે, જેથી મારુ સુખ પણ હતું ન હતું થઈ ગયુ છે.[૮] ખરેખર, જેઓ પોતાની પાસે રહેલી મહાન સપત્તિનો ત્યાગ કરી દે છે, તેઓ મહાદુષ્કર કર્મ કરે છે, તેઓ ધન્યવાદને પાત્ર છે, કેમ કે અમારી પાસે દ્રવ્ય નથી, છતા તેનો અમે ત્યાગ કરી શકતા નથી[૯] હે બ્રહ્મન્! હુ દીન અને દુ:ખી થઈ ગયો છુ, લક્ષ્મીથી ભ્રષ્ટ થઈને આવી દુષ્ટ અવસ્થામા આવી પડ્યો છુ, માટે આ લોકમા બીજુ જે કઈ સુખ હોય તેને માટે તમે મને ઉપદેશ આપો.'[૧૦] કોશલ દેશના બુદ્ધિમાન રાજપુત્ર ક્ષેમદર્શીએ એ પ્રમાણે કહ્યુ, એટલે મહાતેજસ્વી મુનિ કાલકવૃક્ષીયે તેને ઉત્તર આપ્યો[૧૧]

મુનિએ કહ્યુ : આ સમયે તને જે બુદ્ધિ સૂઝી છે, તે બુદ્ધિ સુજ્ઞ મનુષ્યને પ્રથમ જ સૂઝેલી હોવી જોઈએ. આ જગતમા હુ અને મારી પાસે જે કઈ વસ્તુ રહેલી છે તે સર્વ અનિત્ય જ છે નાશવત જ છે, આમ પ્રથમ જ સમજવુ જોઈએ[૧૨] તું જે કઈ માને છે કે, 'અમુક પદાર્થ મારી પાસે વિદ્યમાન છે' પરતુ તે પદાર્થ તુચ્છ હોવાથી કદી વિદ્યમાન નથી જ એમ તારે સમજવુ. જે બુદ્ધિમાન પુરુષ જગતના પદાર્થોને નાશવત અને મિથ્યા માને છે, તે મહાદુ:ખદાયી આપત્તિમા આવી પડે તોપણ ગભરાતો નથી.[૧૩] ભૂતકાળમા જે વસ્તુ હતી અને ભવિષ્યકાળમા જે વસ્તુ હશે, તે સર્વ હતી નહિ અને હશે પણ નહિ અર્થાત્ મિથ્યા છે, આવા પ્રકારનુ જ્ઞાન જ્યારે તને થશે, ત્યારે તું અધર્મોથી મુક્ત થઈશ[૧૪] તારાથી પૂર્વકાળના રાજાઓની પાસે જે જે ધાન્યાદિક સપત્તિ હતી અથવા તે રાજાઓથી અતિ પ્રાચીનકાળના રાજાઓ પાસે જે

જે સંપત્તિ હતી, તે સર્વ સંપત્તિ સાથે તારો લેશમાત્ર સંબંધ નથી, આમ સમજીને તું સર્વત્ર મમતાનો ત્યાગ કર, જેથી તને સંતાપ થશે નહિ.[૧૫] વર્તમાન કાળમાં જે પદાર્થો ઉત્પન્ન થયેલા જોવામાં આવે છે, તે વસ્તુતઃ છે જ નહિ અને જે પદાર્થો ઉત્પન્ન થયેલા જોવામાં આવતા નથી, તેઓ પણ તેવા જ સ્વરૂપમાં ઉત્પન્ન થશે; તો પછી તેઓની અપ્રાપ્તિને લીધે શોક શા માટે કરવો? શોકમાં કંઈ તેવું સામર્થ્ય નથી કે જે નહિ મળેલા પદાર્થને મેળવી આપે? માટે શોક તો કદી કરવો જ નહિ.[૧૬] હે રાજન્! તારા પિતા અને પિતામહ કે જેઓ તારા દેશ પર રાજ્ય કરતા હતા, તેઓ આજે ક્યાં છે? આજે તું તેઓને જોઈ શકતો નથી અને તેઓ તને જોઈ શકતા નથી.[૧૭] અરે! એ પ્રમાણે જ તું તારા પોતાના શરીરને પણ જો નાશવંત જુએ છે, તો પછી તું કોનો શોક કરે છે? જો, લગાર બુદ્ધિ સાથે વિચાર કર! તું પણ આ જગતમાં રહેવાનો નથી, પણ મરવાનો જ છે.[૧૮] ઓ રાજા! હું, તું, તારા મિત્રો અને શત્રુઓ આ જગતમા અવશ્ય રહીશું નહિ, તેમ આ જગત પણ રહેશે નહિ.[૧૯] આજે જે મનુષ્યો વીસ વર્ષની વયના અને ત્રીસ વર્ષની વયના જોવામાં આવે છે, તેઓ સર્વે સો વર્ષ થતાં થતાં મરી જશે.[૨૦] પોતાની પાસે અથાગ સંપત્તિ હોવાને લીધે પુરુષ તે સંપત્તિથી જો મુક્ત ન થાય તોપણ 'આ બધું મારું નથી' એમ માનીને તે પુરુષે આત્મકલ્યાણ જ કરવું જોઈએ.[૨૧] ભવિષ્યકાળમાં જે વસ્તુ મને મળનારી છે, તે મારી નથી અને ભૂતકાળમાં જે વસ્તુ મારી પાસે હતી, તે પણ મારી ન હતી; પરંતુ દૈવ જ સર્વના કરતાં અધિક બળવાન છે, આમ માનીને જેઓ સર્વ પદાર્થને અનિત્ય જાણે છે તેઓ જ ખરા પંડિત કહેવાય છે અને તેઓ જ સત્પુરુષોની પદવીને યોગ્ય છે, એમ જ્ઞાની પુરુષો કહે છે.[૨૨] આ જગતમાં જેઓ બુદ્ધિ અને પુરુષાર્થથી યુક્ત છે તેવા તારા જેવા અનેક પુરુષો અથવા તારા કરતાં કંઈક અધિકતાવાળા ઘણા પુરુષો ધનાઢ્ય નહિ હોવા છતાં જીવી રહ્યા છે અને રાજ્ય પણ કરી રહ્યા છે; પરંતુ તારી પેઠે તેઓ શોક કરતા નથી, માટે તું પણ શોક કર મા. શું બુદ્ધિ અને પુરુષાર્થમાં તું તે પુરુષો સમાન નથી? અથવા તેઓના કરતાં અધિક નથી?

રાજાએ કહ્યું: હે બ્રાહ્મણ! મને જે રાજ્ય મળ્યું હતું તે કેવળ યત્ન કર્યા વિના જ મળ્યું હતું, પણ તે સર્વ રાજ્યને મહાઉગ્ર એવા કાળે મારી પાસેથી છીનવી લીધું.[૨૩-૨૫] હે તપોધન! હું જાણું છું કે, જળનો પ્રવાહ જેમ કોઈ પદાર્થને હરી જાય છે, તેમ કાળે મારા રાજ્યને હરી લીધું છે અને તેના ફળ તરીકે જ આ શોક મને ઉપસ્થિત થયો છે. વળી હું મને જે કંઈ મળે છે, તેથી મારી આજીવિકા ચલાવી લઉં છું, છતાં શોકનો ત્યાગ કરી શકતો નથી.[૨૬]

મુનિએ કહ્યું: હે કોશલદેશના રાજા! 'પદાર્થોની વાસ્તવિક સ્થિતિનો નિશ્ચય કરીને ભૂત ભવિષ્યના સંબંધમાં કદી શોક કરવો નહિ.' આ સિદ્ધાંતવાક્યને તું સર્વ વિષયોમાં અનુસર.[૨૭] જે પદાર્થો તને અવશ્ય મળી શકે તેવા હોય, તેઓની તું ઇચ્છા કર, પણ દુર્લભ પદાર્થોની ઇચ્છા કર મા; તેમ જ જે વિષયો તને આવી મળ્યા છે, તેઓનો તું ઉપભોગ કર; પણ જે વિષયો તને મળ્યા નથી તેઓ માટે તું શોક કર મા.[૨૮] હે કોશલદેશના રાજા! જે ભોગો તને આવી મળ્યા હોય તેઓમાં જ તું રમણ કર. તું લક્ષ્મીથી રહિત થયો છે, તોપણ શુદ્ધ સ્વભાવે વર્તન કરવામાં તને શોક થતો નથી ને?[૨૯] જે પુરુષ દુષ્ટ બુદ્ધિનો છે, તે પૂર્વકાળના ભોગોનો વિનાશ થવાથી પોતે જ્યારે ભોગોથી રહિત થઈ પડે છે, ત્યારે વિધાતાની નિંદા કરે છે અને દૈવયોગે ભોગવૈભવોની જો પ્રાપ્તિ થાય તો સંતુષ્ટ રહેતો નથી;[૩૦] એટલું જ નહિ પણ તે પુરુષ મ્લેચ્છ આદિ નીચ મનુષ્યોને ધનવાન જોઈને માને છે કે, 'જેઓ યોગ્ય નથી તેઓને ઈશ્વરે શા માટે ધન આપ્યુ હશે?' આવી માન્યતાથી પણ તેને ઘણું દુઃખ થયા કરે છે.[૩૧] હે કોશલપતિ રાજા! કેટલાએક પોતાને પુરુષાર્થી માનનારા પુરુષો ઈર્ષા અને અભિમાનથી યુક્ત હોય છે. તેઓના જેવો તું ઈર્ષ્યાખોર તો નથી ને?[૩૨] તારી પાસે લક્ષ્મી ન હોય, તોપણ બીજાઓની લક્ષ્મીને તું સહન કરજે; કેમ કે કુશળ પુરુષો બીજાઓ પાસે રહેલી લક્ષ્મીનો પણ ઉપભોગ કરી શકે છે; પરંતુ જેઓ

અન્ય મનુષ્યોને ધનવાન જોઈને તેઓનો દ્વેષ કરે છે, તેઓની પાસેથી લક્ષ્મી હોય છે, તે પણ ચાલી જાય છે.[૩૩] યોગધર્મને જાણનારા કેટલા એક ધીર પુરુષો ધર્માચરણ કરવાની ઇચ્છાથી લક્ષ્મીનો, પુત્રોનો તથા પૌત્રોનો પોતાની મેળે જ ત્યાગ કરી દે છે.[૩૪] તેમ જ બીજા કેટલાએક પ્રાકૃત (બુદ્ધિહીન) પુરુષો ઉપરાઉપરી ક્રિયાસાધનો કરવાથી કંટાળી જઈને તથા નિત્ય નવો નવો આરંભ કરવાની ખટપટ જોઈને દ્રવ્યોપાર્જનને દુર્લભ માને છે અને પછી તેનો ત્યાગ કરી દે છે.[૩૫] ત્યારે તું તો બુદ્ધિમાન છે, છતાં કૃપણતાભરેલો સંતાપ કેમ કરી રહ્યો છે? અને કામના કરવાને અયોગ્ય, પરાધીન તથા નાશવંત એવા પદાર્થોની ઇચ્છા શા માટે કરી રહ્યો છે?[૩૬] ઉપર ઉપરથી અનર્થના જેવા દેખાતા જ્ઞાનસાધન ક્રિયાકલાપો અને ઉપર ઉપરથી અર્થના જેવા દેખાતા સાંસારિક અનર્થોનું તારે જો સમ્યગ્ જ્ઞાન સંપાદન કરવું હોય, તો હું તને કહું છું, તે બુદ્ધિનો તું આશ્રય કર અને સર્વ કામ્યવસ્તુઓનો ત્યાગ કરી દે.[૩૭] કેટલાએક પુરુષોનું ધન નાશ પામે છે, ત્યારે તેઓને મહાન અર્થનો લાભ થાય છે-તેઓને મોક્ષરૂપ અનંત સુખ, તે નાશ દ્વારા જ મળી આવે છે. આમ પોતે માનતો હોય છે, છતાં કોઈ બીજો પુરુષ લક્ષ્મી સંપાદન કરવાની જ ઇચ્છા કરે છે.[૩૮] અને તે લક્ષ્મીની સાથે જ રમણ કરનારા કેટલાક પુરુષો તો લક્ષ્મી સિવાયનું બીજું શ્રેયઃસાધન માનતા જ નથી; પણ તેવી માન્યતાવાળા પુરુષોના વાસ્તવિક કલ્યાણના સમારંભોનો વિનાશ થઈ જાય છે.[૩૯] હે કોશલદેશના રાજા! જ્યારે તે અર્થાભિલાષી પુરુષોની મહાકષ્ટથી મેળવેલી અભીષ્ટ સંપત્તિ નષ્ટ થઈ જાય છે, ત્યારે તેઓ નિરુપાય બની જઈને દ્રવ્યોપાર્જનના સંબંધમાં વિરક્ત થઈ જાય છે, ઠોકર ખાય છે, ત્યારે જ તેઓને સમજણ આવે છે;[૪૦] માટે જ કેટલાએક મહાકુળવાન પુરુષો પરલોકમાં સુખ મેળવવાની ઇચ્છાથી ધર્મનું જ શરણ લે છે અને લૌકિક ભોગવિભવોથી વિરક્ત બની જાય છે; પણ તે સિવાયના બીજા કેટલાએક ધનલુબ્ધ પુરુષો તો ધન મેળવવાને માટે પોતાના જીવિત સુદ્ધાંનો ત્યાગ કરે છે; કેમ કે તેવા કૃપણ પુરુષો ધનોપાર્જન વિના બીજું કંઈ પણ જીવિતનું સાર્થકય માનતા નથી.[૪૧-૪૨] અહો! જે જીવિત ક્ષણભંગુર અને અવશ્ય વિનાશી છે, તેના પર મોહને લીધે જેઓ અર્થદૃષ્ટિ કરી રહ્યા છે, તેઓની કૃપણતા અને મૂર્ખતા કેટલી બધી છે, તે તો તું જો![૪૩] ગમે તેટલા ધનનો સંગ્રહ કર્યો હોય, તોપણ અંતે તેનો વિનાશ જ છે, જીવિતને અંતે મરણ જ છે અને સંયોગને અંતે વિયોગ જ છે, આમ સમજનારો કયો સુજ્ઞ પુરુષ નાશવંત ધનસંચયમાં, મરણશીલ જીવતરમાં અને કાં તો અશાશ્વત સંયોગવિયોગમાં પોતાનું મન લગાડે?[૪૪] હે રાજન્! કાં તો પુરુષ ધનનો ત્યાગ કરે છે અને ધન પુરુષનો ત્યાગ કરે છે; પણ તેઓ અન્યોન્યનો ત્યાગ તો અવશ્ય કરે જ છે, તો પછી કયો વિદ્વાન પુરુષ ધનના નાશને લીધે સંતાપ પામે?[૪૫] હે રાજા! આ જગતમાં બીજા ઘણા મનુષ્યોના ધનનો તથા મિત્રોનો નાશ થાય છે, તે વિષેનો તું તારી બુદ્ધિ સાથે વિચાર કર. જેમ સર્વ કોઈના પર કલ્પિત આપત્તિ આવી પડે છે, તેમ તારા પોતાના પર પણ કલ્પિત આપત્તિ જ આવી પડી છે, તેનો ખ્યાલ કર. તું તારી ઇંદ્રિયોને વશમાં રાખ, મન ઉપર કાબૂ મેળવ અને વાણીને નિયમમાં રાખ, જેથી તને જગત્તત્ત્વનું સમ્યગ્ જ્ઞાન થશે અને પોતાના પર આવી પડેલી આપત્તિનું કલ્પિતપણું સ્ફુટ સમજાશે. જગતમાંહેના સર્વ પદાર્થો કે જેઓ દુર્બળ છે અને શત્રુભૂત પણ છે, તેઓ સર્વ માત્ર દર્શનથી જ ઉત્પન્ન થયેલા છે-માત્ર કલ્પિત સ્વરૂપે જ દેખાય છે, વસ્તુતઃ ખરા નથી, છતાં તેઓના દર્શનને કોઈ અટકાવી શકતો નથી અર્થાત્ તે તે પદાર્થોનું દર્શન સર્વથા અપ્રત્યાખ્યેય છે- અખંડનીય છે, તોપણ ભૂતકાળના તથા ભવિષ્યકાળના તે તે દુરસ્થ પદાર્થો દૈવયોગે જ્યારે દેશ અને કાળથી અંતર્હિત થાય છે, ત્યારે તેઓનું દર્શન અસંભવિત થઈ પડે છે. આવા પ્રકારના ઉત્તમ જ્ઞાનમાં જ તૃપ્ત રહેનારો તારા જેવો પરાક્રમી પુરુષ તે પદાર્થોને માટે શોક કરે જ નહિ.[૪૬-૪૮] તારા જેવો પુરુષ કે જે દેહનિર્વાહ યોગ્ય અલ્પ સાધનની જ અપેક્ષા રાખે છે, ચપળતાથી રહિત છે, કોમળ સ્વભાવનો છે, ઇંદ્રિયોને વશ રાખનારો છે, આત્મનિશ્ચયમાં દૃઢ રહેનારો છે અને બ્રહ્મચર્યને

પાળનારો છે, તે એવા તુચ્છ પદાર્થોને માટે કદી શોક કરે જ નહિ.[૪૯] કેવળ તારા ઉદરપોષણને માટે જ તારે અતિશય નીચતા ભરેલી કાપાલિકી વૃત્તિ સ્વીકારવાની ઇચ્છા કરવી જ નહિ; કેમ કે તે ક્રૂરવૃત્તિ પાપિષ્ઠ–દુષ્ટ અને નિંદ્ય પુરુષોને માટે જ યોગ્ય ગણાય છે.[૫૦] માટે તું વનનાં ફળમૂળો પર જ આજીવિકા ચલાવીને આ મહાવનમાં એકલો રહીને પણ રમણ કર અને તારાં મનવચનને વશમાં રાખીને સર્વ પ્રાણીઓ પર દયાળુ થા.[૫૧] જેમ ઈષના જેવી સૂંઢવાળો કોઈ એક આરણ્યક હાથી વનમાં એકલો વિહાર કરે છે અને અરણ્યમાં જે કંઈ મળે છે, તે વડે આનંદ માને છે, તેમ અરણ્યમાં એકલા રહીને વનનાં ફળફૂલોથી સંતુષ્ટ રહેવું અને તેમાં જ આનંદ માનવો, તે પંડિત પુરુષને શોભે તેવું છે.[૫૨] જેમ કોઈ એક મોટો ધરો ડહોળાઈ જઈને પોતાની મેળે જ પાછો નિર્મળ બની જાય છે, તેમ જે કોઈ મહાત્મા પુરુષ પણ તેવા કોઈ સંયોગોને લીધે ક્ષુબ્ધ થઈ જઈને મેં કહેલી વૃત્તિનો જો આશ્રય કરે છે, તો સુખેથી જીવી શકે છે, એમ હું જોઈ શકું છું.[૫૩] હે રાજન્! તને લક્ષ્મી પ્રાપ્ત થવાનો જ્યારે સંભવ નથી, પ્રધાનો વગેરેથી તું હીન થઈ પડ્યો છે અને આ સમયે તારું દૈવ પણ જ્યારે પ્રતિકૂળ છે, ત્યારે તું શું શ્રેયસ્કર માને છે?[૫૪]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન-પર્વમાં 'ઐશ્વર્ય સદાને માટે સ્થિર રહેતું નથી' નામનો અધ્યાય ૧૦૪ મો સમાપ્ત

## अध्याय १०५ मो*

### બળવાન શત્રુને કપટથી પણ જીતવો

॥ मुनिरुवाच ॥

अथ चेत् पौरुषं किंचित् क्षत्रियात्मानि पश्यसि।
ब्रवीमि तां तु ते नीतिं राज्यस्य प्रतिपत्तये ॥ १ ॥

મુનિએ (કાલકવૃક્ષીયે) કહ્યું: હે ક્ષત્રિય! પણ જો તારા પોતાનામાં તને કંઈ પુરુષાર્થ દેખાતો હોય, તો રાજ્ય પ્રાપ્ત કરવા માટે હું તને નીતિનો ઉપદેશ આપું[૧] કે જે પ્રમાણે વર્તીને તું જો કર્મ કરીશ, તો તારા ધાર્યા પ્રમાણે ફળ મેળવી શકીશ, માટે સાંભળ, હું તને તે સર્વ રાજનીતિનો યથાર્થ ઉપદેશ આપું છું.[૨] તું તે પ્રમાણે જો કર્મ કરીશ, તો મહાન અર્થોને સંપાદન કરીશ; એટલું જ નહિ પણ રાજ્ય, રાજ્યનો મંત્ર તથા મહાન રાજ્યલક્ષ્મી-ને પણ મેળવી શકીશ; માટે હે રાજા! બોલ, તને એ રુચે છે? જો રુચતું હોય તો હું તને કહું.

રાજાએ કહ્યું: હે પ્રભુ! રાજ્ય મેળવી શકું તેટલો મારામાં પુરુષાર્થ છે, માટે આપ તે નીતિનો મને ઉપદેશ આપો; જેથી આપની સાથે થયેલો મારો સમાગમ આજે સફળ થાય.

મુનિએ કહ્યું: હે રાજા! તારે દંભ, કામ, ક્રોધ, હર્ષ અને ભયનો ત્યાગ કરીને બે હાથ જોડી પ્રણામ કરીને શત્રુઓનું પણ સેવન કરવું; એટલું જ નહિ પણ ઉત્તમ અને પવિત્ર એવાં કર્મોનું આચરણ કરીને તારે શત્રુઓને પ્રસન્ન કરવા.[૩-૬] વિદેહી રાજા જનક સત્ય પ્રતિજ્ઞાવાળો છે. તે તને પગાર બદલ અમુક દ્રવ્ય જરૂર આપશે, જેથી તું સર્વ પ્રજાવર્ગમાં વિશ્વાસપાત્ર બની રહીશ ને રાજા જનકના જમણા બાહુને ઠેકાણે થઈ પડીશ.[૭] વળી તું મેં શીખવેલા નીતિશાસ્ત્ર પ્રમાણે વર્તીને મન તથા ઇંદ્રિયોને જો વશ કરીશ, તો ઉત્સાહી સહાયકો-ને મેળવી શકીશ, જે સહાયકો વ્યસનો વિનાના તથા પવિત્ર હશે.[૮] જે રાજા સ્વધર્મને અનુસરીને રાજ્યશાસન ચલાવે છે, તે રાજા પોતાના આત્માનો ઉદ્ધાર કરે છે, તેમ પ્રજાઓને પણ પ્રસન્ન કરે છે. રાજા જનક શ્રીમાન અને ધૃતિમાન છે, તેથી તે જ્યારે તારો સત્કાર કરશે, ત્યારે તું સર્વ પ્રજાઓમાં માન્ય થઈ પડીને મોટો આદર પામીશ. પછી તારે ઉત્તમ મંત્રીઓ સાથે વિચાર કરીને મિત્રોનું મહાન બળ સંપાદન કરવું ને શત્રુઓમાં અંદર અંદર ફાટફૂટ કરાવીને બીલા વડે જેમ બીલું ભાંગી નાખવામાં આવે તેમ શત્રુઓનો નાશ કરાવવો અથવા શત્રુઓના શત્રુ સાથે સંધિ કરીને પણ

* પૂર્વના અધ્યાયમાં શત્રુથી પરાજય પામેલા દુર્બળ રાજાએ આરણ્યક ધર્મોનું (નિવૃત્તિમાર્ગનું) સેવન કરવું યોગ્ય છે, એમ કહ્યું. હવે આ અધ્યાયમાં શત્રુથી પરાજય પામેલા બળવાન રાજાએ કેવી રીતે વર્તવું, તે વિષેનો ઉપદેશ અપાશે. વળી આ અધ્યાય-માં વિદેહી રાજા જનકનું નામ ઘણા શ્લોકમાં દેખાય છે. તે પરથી જણાય છે કે, જનક રાજા કોશલરાજ ક્ષેમદર્શીનો શત્રુ હતો.

તેઓના સૈન્યનો તારે ઘાત કરાવવો.[૯-૧૧] સુંદર અને દુર્લભ એવા પદાર્થો, સ્ત્રીઓ, આચ્છાદનો, શય્યાઓ, આસનો, વાહનો, મહાકિંમતી ઘરો, પક્ષીઓ, જાતજાતના પશુઓ, રસો, સુગંધી પદાર્થો અને ફળો વગેરે ભોગ્ય પદાર્થોમા તારા શત્રુને તારે એટલો બધો આસક્ત કરી દેવો કે જેથી તે નાશ પામે [૧૨-૧૩] વળી તે તે ભોગ્ય પદાર્થોમા શત્રુ જયારે અત્યંત આસક્ત બની જાય, ત્યારે એકાદ વખત તેને અટકાવવો પણ ખરો અને પછી સદાને માટે તેની ઉપેક્ષા કરવી, પરંતુ ઉત્તમ પ્રકારની નીતિને ઇચ્છનારા પુરુષે શત્રુને કદી પ્રકટ રીતે શત્રુતા જણાવવી નહિ.[૧૪] હે શ્રેષ્ઠ રાજા ! રાજ્યના બુદ્ધિમાન પુરુષોમા માન્ય થઈને તારે શત્રુની સમીપ કૂતરાની પેઠે નિત્ય જાગૃત રહેવું, મૃગની પેઠે નિત્ય ભયભીત રહેવુ તથા કાગડાની પેઠે બીજાઓના અભિપ્રાયોથી જાણીતા રહીને મિત્ર ધર્મનો આશ્રય કરવો અને તે પ્રમાણે વર્તીને શત્રુનો ઘાટ ઘડનારા દાવ રમવા [૧૫] વળી તેને સલાહ આપીને મોટા અને દુ સાધ્ય કાર્યોનો તું આરંભ કરાવજે અને તેના બળવાન શત્રુઓની જોડે મોટી નદીના જેવા દુસ્તર વિરોધો ઊભા કરાવજે.×[૧૬] મોટા મોટા બાગબગીચાઓ, મહા કિંમતી શયનો તથા ઉત્તમ પ્રતિના આસનો વગેરે ભોગવૈભવ ભોગવવાના સાહિત્યોમા સુખ ઉપજાવવા ના બહાનાથી તારા શત્રુનો ખજાનો ખાલી કરાવજે વળી બ્રાહ્મણોના વખાણ કરીને યજ્ઞ, દાન વગેરે ધાર્મિક કાર્યો કરવાનો તું ઉપદેશ આપજે, જેથી બ્રાહ્મણો તને કલ્યાણકારક આશીર્વાદો આપશે અને તારા શત્રુનુ વરુઓની પેઠે ભક્ષણ કરી જશે.[૧૭-૧૮] જે મનુષ્ય પુણ્યશીલ છે, તેને અવશ્ય પરમગતિ પ્રાપ્ત થાય છે અને સ્વર્ગમા મહાપવિત્ર સ્થાન મળે છે [૧૯] હે કોસલદેશના રાજા ! ધર્મથી કે અધર્મથી કોશનો જ્યારે ક્ષય થાય છે, ત્યારે રાજા શત્રુઓના સપાટામા સપડાઈ જાય છે, માટે જેમ બને તેમ શત્રુરાજાના કોશનો જ પ્રથમ વિનાશ કરવો, કેમ કે કોશ (ખજાનો) સ્વર્ગ આદિ ફળનુ તથા વિજય આદિ અર્થનુ મૂળ કારણ છે. વળી તારા શત્રુરાજાના કોશનો ક્ષય થશે એટલે તેના શત્રુઓ પણ આનંદમાં આવી જશે અને તારે શત્રુની પાસે મનુષ્યલોક સબંધી કર્મોનું કદી વર્ણન કરવુ નહિ, પણ યજ્ઞાદિ દૈવી કર્મોનું જ વર્ણન કરવું, કેમ કે કેવળ દૈવી કર્મોમા જ આસક્ત રહેનારો રાજા તત્કાળ વિનાશ પામે છે ઉપરાત વળી જેમા સર્વસ્વની દક્ષિણા અપાય છે, તેવો વિશ્વજિત નામનો યજ્ઞ કરવાની શત્રુને તું સલાહ આપજે. પછી જ્યારે યજ્ઞાદિ કાર્યો કરવામા તે ઘણો જ આસક્ત બની જાય, ત્યારે તે નિમિત્તે થતી પ્રજાઓની પીડા તેને જણાવજે અને તે પીડા દૂર કરવા માટે કોઈ એક યોગધર્મવેત્તા પવિત્ર આચાર્યનું (શરણ લેવા માટે) તારા શત્રુ પાસે તું વર્ણન કરજે, જેથી તે તારો શત્રુ ત્યાગી બની જવાની પણ ઇચ્છા કરશે અને રાજ્ય વગેરેનો ત્યાગ કરીને નિર્વિઘ્ને અરણ્યમા પણ ચાલ્યો જશે, અથવા તેમ કદાચ ન બને તો સર્વ શત્રુઓનો નાશ કરનારા ઔષધિઓના સિદ્ધ પ્રયોગોનો તથા કૃત્રિમ વિષપ્રયોગોનો ઉપયોગ કરીને શત્રુના હાથીઓનો, ઘોડાઓનો તથા મનુષ્યોનો ઘાત કરાવવો. હે રાજા ! આવા પ્રકારના બીજા અનેક દાંભિક ઉપાયો પણ છે કે જેઓનો નીતિશાસ્ત્રમા સારી રીતે વિચાર કરવામા આવ્યો છે, પરંતુ તેઓનો પ્રયોગ જિતેંદ્રિય અને સહનશીલ એવો કોઈ એક જ પુરુષ કરી શકે છે [૨૦-૨૫]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન પર્વમા 'બળવાન શત્રુને કપટથી પણ જીતવો' નામનો અધ્યાય ૧૦૫ મો સમાપ્ત

# અધ્યાય ૧૦૬ મો

## કપટ કરવા નહિ ઇચ્છતો ધાર્મિક રાજા સાંત્વનથી પણ શત્રુને જીતે છે

॥ राजोवाच ॥

**न निकृत्या न दंभेन ब्रह्मन्निच्छामि जीवितुम् ।**
**नाधर्मयुक्तानिच्छेयमर्थान् सुमहतोऽप्यहम् ॥१॥**

રાજા ક્ષેમદર્શીએ કહ્યુ ' બ્રાહ્મણ કાલકવૃક્ષીય !

× દરેક રાજાએ આ બાબત ઉપર તથા આ અધ્યાય મા પ્રથમ કહેવાયેલી બાબતો પર લક્ષ્ય આપવુ આવશ્યક છે. પોતાના મંત્રીઓની અથવા બીજા હરકોઈ મનુષ્યની સલાહ ઉપલક રીતે હિતકારક દેખાતી હોય, પણ અંદરખાનેથી પોતાના ખજાના વગેરેનો અથવા સૈન્યબળનો જે નાશ કરનારી હોય, તો તે વિષે પૂરતો વિચાર કરીને જ કાર્ય કરવાનો આરંભ કરવો

કપટ અથવા દંભ કરીને જીવવાની મને ઇચ્છા જ નથી. અધર્મભરેલી મહાન સંપત્તિ મને મળે તોપણ હું તેની ઇચ્છા કરું નહિ.[૧] હે ભગવન્! મારા પ્રત્યે કોઈ ને શંકા ન થાય અને મારું સંપૂર્ણ હિત થાય, આવા હેતુથી મેં પ્રથમથી જ કપટનો તથા દંભનો ત્યાગ કર્યો છે.[૨] હું ક્રૂરતાભરેલા ધર્મનો આશ્રય કરીને આ લોકમાં જીવવા ઇચ્છતો નથી, મારાથી તેવું અધર્માચરણ કદી થઈ શકે તેમ નથી; માટે તમારે મને એવો ઉપદેશ આપવો યોગ્ય નથી.[૩]

મુનિએ કહ્યું : હે ક્ષત્રિય ! તું જે પ્રમાણે બોલે છે, તે પ્રમાણે જ તું આચરણસંપન્ન પણ છે. ખરેખર, તું તારા સ્વભાવથી જ બુદ્ધિમાન અથવા બહુદર્શી છે,[૪] જેથી હું તારા માટે તથા રાજા જનકને માટે જરૂર યત્ન કરીશ અને તમારા બન્ને વચ્ચે કદી નાશ ન પામે તેવી શાશ્વતી સંધિ કરી આપીશ;[૫] તારા જેવા કુળવાન, સૌમ્ય, રાજ્યવિદ્વાન અને રાજનીતિકુશળ પુરુષને પામીને કયો પુરુષ અમાત્ય કરવા તૈયાર ન થાય? અર્થાત્ તારા જેવાને સર્વે પુરુષો પોતાનો અમાત્ય કરે જ.[૬] હે ક્ષત્રિય ! જો તું તારા રાજ્યપદથી ભ્રષ્ટ થયો છે અને મોટા ભારે સંકટમાં આવી પડ્યો છે, છતાં ક્રૂરતારહિત–ધાર્મિક આચરણથી જીવવાની ઇચ્છા રાખે છે (માટે તને ધન્ય છે).[૭] હે તાત ! સત્ય પ્રતિજ્ઞાવાળો રાજા જનક મારા બોલાવવાથી મારે ઘેર આવશે અને હું તેને જે પ્રમાણે કરવાની આજ્ઞા કરીશ, તે પ્રમાણે જ તે કરશે, એમાં સંશય નથી.[૮]

આમ કહીને મુનિ કાલકવૃક્ષીયે જનકરાજાને પોતાને ત્યાં બોલાવ્યો ને તેને આ પ્રમાણે કહ્યું : 'આ પુરુષ રાજકુળમાં જન્મેલો છે. મેં તેનો આંતરિક અભિપ્રાય જાણી લીધો છે. તેનું મન શરદઋતુના ચંદ્ર જેવું અથવા દર્પણ જેવું શુદ્ધ છે, સર્વ તરફથી પરીક્ષા કરતાં મને જણાયું છે કે, એનામાં લેશમાત્ર પાપ નથી;[૯/૧૦] માટે હું કહું છું કે, તું એની સાથે સંધિ કર અને મારા પર જેવો વિશ્વાસ રાખે છે, તેવો જ એના પર પણ તું વિશ્વાસ રાખ; તારે નિશ્ચય જાણવું કે, અમાત્ય વિનાનો રાજા માત્ર ત્રણ દિવસ પણ રાજ્ય કરી શકતો નથી.[૧૧] હે રાજન્ ! અમાત્ય શૂરવીર અને બુદ્ધિસંપન્ન હોવો જોઈએ; કેમ કે શૌર્ય અને બુદ્ધિના બળથી જ આ લોક તથા પરલોક સાધી શકાય છે અને રાજ્ય પણ તેના આધારે જ ટકી રહે છે.[૧૨] વળી ધર્માત્મા રાજાઓને તેવા શૂરવીર અને બુદ્ધિમાન અમાત્યો વિના બીજો એક પણ આધાર નથી. આ રાજપુત્ર મહાત્મા છે, સત્પુરુષોને માર્ગે ચાલનારો છે અને ધર્મને જ મુખ્ય માનનારો છે; માટે તું એનો સ્વીકાર કર અને તારા રાજ્યમાં લઈ જઈને તેને માન આપ. યાદ રાખજે કે, એમ કરવાથી તે તારા મહાન શત્રુગણોને વશ કરશે.[૧૩/૧૪] જો કદાચ આ પુરુષ પોતાના પૂર્વજોનું રાજ્યપદ મેળવવાની ઇચ્છાથી યુદ્ધમાં તને જીતવા માટે તૈયાર થાય, તોપણ તે અયોગ્ય નહિ જ ગણાય; કેમ કે તેમ કરવું, એ ક્ષત્રિયનું પરમ કર્તવ્ય છે.[૧૫] અને તેવો પ્રસંગ જો ઉપસ્થિત થાય તો તું પણ વિજયેચ્છુ રાજાના વ્રતમાં સ્થિર રહીને તેની સામે યુદ્ધ કરવા માટે તૈયાર થજે; પણ મારી આજ્ઞા પ્રમાણે વર્તીને તું યુદ્ધ કર્યા વિના જ પોતાનું હિત કરવા માટે આ પુરુષને વશ કરી લે.[૧૬] તું અયોગ્ય એવી લોભવૃત્તિનો ત્યાગ કરીને સ્વધર્મ તરફ લક્ષ આપ. કામ અને ક્રોધને અધીન થઈને તારે તારા ધર્મનો ત્યાગ કરવો યોગ્ય નથી.[૧૭] હે તાત ! સદાને માટે કદી વિજય મળતો નથી, તેમ સદાકાળ પરાજય પણ થતો નથી; માટે ખાનપાન વગેરે ભોગસાધનો પૂરાં પાડીને શત્રુઓની સાથે સંધિ જ કરવી.[૧૮] અર્થાત્ દંડની અપેક્ષાએ સામ ઉપાય જ વધારે શ્રેયસ્કર છે. હે તાત ! જેમ કોઈ સમયે શત્રુનો જય અથવા પરાજય થાય છે, તેમ કોઈ સમયે પોતાનો પણ જય અથવા પરાજય થાય છે, એમ જાણવું જોઈએ. શત્રુઓનો સંહાર કરીને કેવળ વિજય મેળવવાની જ ઇચ્છાવાળા રાજાઓને તેમ કરવાથી કોઈ વેળા ભય પણ પ્રાપ્ત થાય છે.'[૧૯]

મુનિ કાલકવૃક્ષીયે જનકરાજાને એ પ્રમાણે કહ્યું, એટલે તેણે પૂજવાયોગ્ય એવા તે શ્રેષ્ઠ બ્રાહ્મણનું પૂજન તથા આદરસત્કાર કર્યો અને તેમનું માન જાળવીને આ પ્રમાણે કહ્યું :[૨૦] 'મહાબુદ્ધિમાન, મહાવિદ્વાન અને સર્વનું શ્રેય કરવાની ઇચ્છાવાળા તમે અમારા બન્નેના સંબંધમાં જે કંઈ કહ્યું તે યોગ્ય જ છે.[૨૧] તમે મને જે પ્રમાણે કરવાની આજ્ઞા આપી તે પ્રમાણે જ હું કરીશ, એમાં કાંઈ

વિચારવા જેવું છે જ નહિ; કેમ કે એમ કરવાથી મારું પરમ કલ્યાણજ થશે.' આમ કહીને જનકરાજાએ કોશલદેશના ક્ષેમદર્શી રાજાને પોતાની સમીપ બોલાવીને કહ્યું કે, 'હે મહારાજા! ધર્મથી તથા નીતિથી મેં આ સમગ્ર લોકને જીત્યા છે, પણ તમે તમારા પોતાના ગુણોથી મને જીતી લીધો છે; માટે તમે તમારા આત્માને પરાજય નહિ પામેલો માનીને વિજય પામેલાની પેઠે જ વર્તજો. હું તમારી બુદ્ધિની કે તમારા પુરુષાર્થની અવગણના કરતો નથી; તેમ જ મેં તમારા પર વિજય મેળવ્યો છે, આમ માનીને હું તમારું અપમાન કરતો નથી, માટે તમે પોતાને વિજયી થયેલા માનીને જ મારી સાથે વર્તજો.[૨૨–૨૫] હે રાજન્! હું તમારો યથાયોગ્ય આદરસત્કાર કરીશ, માટે તમે મારે ઘેર ચાલો.'

આ રીતે જનકરાજાએ કહ્યું, એટલે તેઓ બન્ને રાજાઓ અન્યોન્યનો વિશ્વાસ પામ્યા અને બ્રાહ્મણ કાલકવૃક્ષીયની પૂજા કરીને ઘર તરફ વિદાય થયા. રાજા જનકે કોશલરાજા ક્ષેમદર્શીને પોતાના રાજમહેલમાં લઈ જઈને પાદ્ય, અર્ઘ્ય, મધુપર્ક વગેરેથી તેનું પૂજન કર્યું; એટલું જ નહિ પણ તે પૂજાપાત્ર રાજાને પોતાની પુત્રી પરણાવી તથા અનેક પ્રકારનાં રત્નોની ભેટ આપી. ખરેખર રાજાઓએ તેમ કરવું તે જ ઉત્તમ ધર્મ છે; કેમ કે જય અને પરાજય તો અનિત્ય છે.[૨૬–૨૮]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'ધાર્મિક રાજા સાંત્વનથી પણ શત્રુને જીતે છે' નામનો અધ્યાય ૧૦૬મો સમાપ્ત

## अध्याय १०७मो

### વીરપુરુષોના સમુદાયોનું વર્તન

॥ युधिष्ठिर उवाच ॥

**ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप।**
**धर्मवृत्तं वित्तं च वृत्त्युपायाः फलानि च ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે શત્રુતાપન ભીષ્મ! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રોના ધર્મો, તેઓનાં આચરણ, દ્રવ્ય મેળવવાના ઉપાયો, આજીવિકાનાં સાધનો, તેઓનાં ફળો, રાજાઓના ધર્મો, તેઓનું દ્રવ્ય, તેઓનો કોશ ( ખજાનો ), કોશસંગ્રહ કરવાનો વિધિ, વિજય મેળવવાનો ઉપાય, અમાત્યોના ગુણો, તેઓનાં વર્તન, પ્રજાઓની વૃદ્ધિ કરવાનો પ્રકાર, સંધિવિગ્રહાદિ છ ગુણોની યોજના, તેના ગુણો, સેનાનું વર્તન, દુષ્ટને ઓળખવાની રીતિ, સત્પુરુષોનાં લક્ષણો; ઉત્તમ, મધ્યમ અને અધમનાં લક્ષણો, અભ્યુદય પામનારા રાજાએ મધ્યમ વર્ગના લોકોને પ્રસન્ન રાખવા માટે કેવી રીતે વર્તવું તેનો પ્રકાર, જેઓની આજીવિકા ક્ષીણ થઈ ગઈ હોય તેવા મનુષ્યોનું કેવી રીતે ગ્રહણ કરવું તથા તેઓની આજીવિકા કેવી રીતે ચલાવવી તે સર્વના સંબંધમાં તમે મને સારી રીતે સમજી શકાય તેમ ધર્માનુસાર અને ઉપદેશાત્મક વાક્યો વડે કહ્યું;[૧–૫] તેમ જ હે મહાબુદ્ધિમાન ભીષ્મ! વિજય મેળવવાની ઇચ્છાવાળા રાજાએ કેવી રીતે વર્તવું, તે વિષે પણ તમે મને કહ્યું, પણ હવે શૂરવીર પુરુષોના સમુદાયોએ કેવી રીતે વર્તવું, તે વિષે સાંભળવાની મને ઇચ્છા છે.[૬] હે ભારત! શું કરવાથી વીરપુરુષોના સમુદાયની વૃદ્ધિ થાય? કયા ઉપાયની યોજના કરવાથી તેઓમાં અંદર અંદર ફાટફૂટ ન થાય? શું કરવાથી તેઓ શત્રુઓને જીતવાની ઇચ્છા કરે? અને તેઓ કેવી રીતે વર્તવાથી સુહૃદોને સંપાદન કરે? તે મને કહો.[૭] મને જણાય છે કે, વીરપુરુષોના વિનાશનું મૂળ કારણ તેઓમાં થયેલી ફાટફૂટ જ હોય છે. વળી હું માનું છું કે, રાજદ્વારી વિચારોને અનેક પુરુષોની મધ્યમાં ગુપ્ત રાખવા તે મહાકઠિન કામ છે;[૮] માટે હે શત્રુતાપન રાજા! કયા પ્રકારે વર્તવાથી પોતાના તાબાના વીરપુરુષોમાં ફાટફૂટ ન થાય, તે સાંભળવાની મને સંપૂર્ણ ઇચ્છા છે.[૯]

ભીષ્મે કહ્યું: હે ભરતશ્રેષ્ઠ રાજા! લોભ અને અમર્ષ એ બન્ને જ રાજાઓના વીરપુરુષોમાં તથા કુળોમાં વૈરાગ્નિને સળગાવનારા છે.[૧૦] રાજા જ્યારે લોભી બને છે, ત્યારે તેના વીરપુરુષો કોપી ઊઠે છે અને પછી તે લોભ અને ક્રોધના સંઘર્ષણને લીધે તેઓ બન્ને પક્ષમાં ક્ષીણતા તથા દ્રવ્યનાશનો સંબંધ થાય છે અને આખરે તેઓ બન્ને પક્ષ માંહોમાંહે વિનાશકર્તા થઈ પડે છે.[૧૧] વળી ગુપ્ત દૂતોની યોજના કરીને, માંહોમાંહે મસલત ચલાવીને, બળાત્કારે ગ્રહણ કરીને, સામનો ઉપયોગ કરીને, અન્યને લાંચ આપીને, ભેદ પડાવીને, ક્ષય કરીને, દ્રવ્યાદિકનો

વ્યય કરીને તથા ભયદર્શક ઉપાયો યોજીને તેઓ એકબીજાને પોતાના પક્ષમાં ખેંચે છે.[૧૨] તેમાં રાજા લોભવૃત્તિને અધીન થઈ ને વીરસમુદાયને કંઈ આપતો નથી, ત્યારે સંઘાતવૃત્તિવાળા તે વીરપુરુષો મા અંદર અંદર ફાટફૂટ થાય છે, તેઓના મન રાજા ઉપરથી ઊતરી જાય છે અને પછી તેઓ ભયના માર્યા શત્રુઓને તાબે થઈ જાય છે.[૧૩] વળી જ્યારે વીરગણોમા માહોમાહે ભેદ પડે છે, ત્યારે તેઓ નાશ પામે છે અને શત્રુઓથી એકદમ જિતાઈ જાય છે, માટે વીરગણોએ સદાય એકમત રહેવા માટે યત્ન કરવો;[૧૪] કેમ કે નિરંતર એકમત રહેનારા વીરગણો પોતાના બળ ને પુરુષાર્થના પ્રભાવથી સર્વ પ્રકારના અર્થો સંપાદન કરી શકે છે અને સંઘાતવૃત્તિનો આશ્રય કરનારા તેઓના સમુદાયની સાથે બીજા બહારના લોકો પણ મિત્રતા કરે છે.[૧૫] જ્ઞાનીઓ કહે છે કે, અન્યોન્યની સેવા કરીને સદાય એકસંપે રહેનારા વીરગણો સર્વોત્કૃષ્ટ સુખને પામે છે,[૧૬] તેમ જ વીરગણોના આગેવાન પુરુષો શાસ્ત્રોક્ત ધાર્મિક વ્યવહારોની સ્થાપના કરીને સર્વના પર જો યોગ્ય પ્રકારે દેખરેખ રાખે છે, તો પોતાના ગણની સંપૂર્ણ વૃદ્ધિ કરી શકે છે.[૧૭] પોતાના પુત્રો હોય કે ભાઈઓ હોય, તોપણ તેઓને પોતપોતાના અપરાધ બદલ યોગ્ય શિક્ષા કરનારા, નિરંતર ઉત્તમ કેળવણી આપનારા અને કેળવાયેલાઓનો ઉત્તમ પ્રકારે સત્કાર કરનારા ગણનાયક પુરુષો મહાન અભ્યુદયને પામે છે.[૧૮] હે મહાબાહુ રાજા! ગુપ્ત દૂતોની યોજના કરવામાં, રાજદ્વારી વિચારો ચલાવવામાં તથા કોશનો સંગ્રહ કરવામાં નિરંતર સાવધાન રહેનારા વીરગણો સર્વ પ્રકારે વૃદ્ધિને પામે છે.[૧૯] હે રાજા! બુદ્ધિમાન, શૂરવીર, મહાન ઉત્સાહવાળા તથા કાર્યોની અંદર અડગ પુરુષાર્થ પ્રકટ કરનારા પુરુષોનું હમેશા માન જાળવનારા કાર્યકુશળ વીરગણો સદાય અભ્યુદય પામે છે.[૨૦] જે વીરગણો દ્રવ્યવાન, શૂરા, શસ્ત્રકુશળ અને શાસ્ત્રકુશળ હોય છે, તેઓ મહાકષ્ટકારક આપત્તિમાં આવી પડીને અત્યંત મૂઢ બની ગયેલા પુરુષોને પણ તારી શકે છે.[૨૧] હે ભરતશ્રેષ્ઠ રાજા! ક્રોધ, ભેદ (અંદર અંદર ફાટફૂટ), ભય, દંડ, માહોમાંહેની ખેંચતાણ, મારામારી અને એકબીજાનો વધ આ સર્વ કારણો વીરસમુદાયને તત્કાલ શત્રુઓને અધીન કરનારાં છે;[૨૨] માટે હે રાજા! વીરસમુદાયના જે મુખ્ય મુખ્ય પુરુષો હોય તેઓનું તમારે ખાસ કરીને સન્માન કરવું; કેમ કે લોકવ્યવહારના પુષ્કળ વિષયોનો તેઓના ઉપર આધાર રહેલો હોય છે.[૨૩] હે શત્રુહંતા ભારત! ગુપ્ત વિચારો ચલાવતી વેળા અને રાજ્યમા ગુપ્ત દૂતોની યોજના કરતી વેળા વીરગણોના મુખ્ય પુરુષોને જ પોતાની સમીપ રાખવા; કેમ કે વીરસમુદાયના સમગ્ર પુરુષો રાજ્યના ગુપ્ત વિચારો સાંભળવાને યોગ્ય હોતા નથી.[૨૪] જે પુરુષો વીરસમુદાયમાં આગળપડતા હોય, તેઓએ એકત્ર મળીને અંદર અંદર વિચાર ચલાવવા અને પોતાના સમુદાયનું જે રીતે હિત થાય, તે રીતે કાર્ય કરવું; કેમ કે પ્રત્યેક ગણ જ્યારે ભિન્ન ભિન્ન થઈ જાય છે અને જુદાં જુદા સ્થળોમા વિસ્તાર પામી જાય છે, ત્યારે તેથી ઊલટું તેઓનું અહિત થાય છે.[૨૫] વીર સમુદાયના પુરુષો અન્યોન્યથી જુદા પડી જઈને પોતપોતાની શક્તિનો જો ઉપયોગ કરવા માંડે છે, તો દ્રવ્યનો વિનાશ થાય છે અને બીજા ઘણા અનર્થો ઉત્પન્ન થાય છે.[૨૬] હરકોઈ કુળમાં જ્યારે કલહનાં બીજ ઉત્પન્ન થાય અને તેઓના કુળની વૃદ્ધ પુરુષો જ્યારે ઉપેક્ષા કરે, ત્યારે બીજા મુખ્ય ગણાતા બુદ્ધિમાન પુરુષોએ સત્વર તેઓનો નાશ કરવો.[૨૭] સમુદાયની અંદર કોઈ એક કલહબીજ ઉત્પન્ન થઈને જો વૃદ્ધિ પામે છે, તો તે આખા સમુદાયનો નાશકર્તા થઈ પડે છે અને સમુદાયને છિન્નભિન્ન કરી નાખે છે; માટે તેવા આભ્યંતર ભયથી જ સમુદાયનું રક્ષણ કરવું. બાહ્ય ભયમાં તો કોઈ જાતનો સાર હોતો નથી.[૨૮] હે રાજન્! સમુદાયમાં ઉત્પન્ન થયેલો આભ્યંતર ભય સત્વર તેના મૂળને જ કાપી નાખે છે. વળી જે વીર પુરુષો પોતાની જાતિ તથા કુળ સમાન હોય છે, છતાં અકસ્માત્ ઉદ્ભવેલા ક્રોધને લીધે, મોહને લીધે અથવા સ્વાભાવિક લોભને લીધે અન્યોન્ય સામે જ્યારે ભાષણ કરતા નથી, ત્યારે સમજવું કે, તેઓના પરાજયનાં લક્ષણો હવે પ્રકટ થયાં છે.[૨૯/૩૦] કોઈ પ્રકારનો ઉદ્યોગ કરીને, બુદ્ધિનો ઉપયોગ કરીને અથવા રૂપસંપન્ન દ્રવ્યનો યોગ કરીને શત્રુઓ વીરસમુદાયોને ફોડી શકતા નથી; પણ અંદર અંદર વિરોધ ઊભો કરાવીને અથવા

લાંચરુશવત આપીને જ તેઓને ફોડી શકે છે; માટે નિરંતર એકસંપથી વર્તવું તે જ વીરસમુદાયોને મહાન શરણભૂત છે.[૩૧-૩૨]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન-પર્વમાં 'વીરપુરુષોના સમુદાયોનું વર્ણન' નામનો અધ્યાય ૧૦૭મો સમાપ્ત

# अध्याय १०८मो

## માતાપિતા અને ગુરુનું માહાત્મ્ય

॥ युधिष्ठिर उवाच ॥

**महानयं धर्मपथो बहुशाखश्च भारत।**
**किं स्विदेवेह धर्माणामनुष्ठेयतमं मतम् ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું : હે ભરતવંશી પિતામહ ! ધર્મરૂપી માર્ગ ઘણો વિસ્તીર્ણ છે અને તેની શાખાઓ પણ અનેક છે, માટે તે ભિન્ન ભિન્ન ધર્મ-શાખાઓમાં કોનું અવશ્ય સેવન કરવું ?[૧] સર્વ પ્રકારના ધર્મોમાં તમે કયા ધર્મને અતિશય ગૌરવ-વાળો માનો છો, તે મને કહો; જેથી હું આ લોક-માં તથા પરલોકમાં ઉત્તમ ધર્મફળને સંપાદન કરું.[૨]

ભીષ્મે કહ્યું : માતા, પિતા અને ગુરુઓની પૂજા કરવી તે જ સર્વના કરતાં શ્રેષ્ઠ છે, એમ હું માનું છું. જે પુરુષ એ પૂજાધર્મમાં પરાયણ રહે છે, તેને સ્વર્ગાદિ દિવ્યલોકો મળે છે અને આ લોકમાં મહાન યશ મળે છે.[૩] હે તાત યુધિષ્ઠિર ! અત્યંત માન્ય ગણાતાં માતા, પિતા અને ગુરુઓ, ધર્મા-ધર્મથી વિરુદ્ધ એવું પણ જે કાર્ય કરવા માટે આજ્ઞા કરે, તે કાર્ય અવશ્ય કરવું જોઈએ.[૪] તેમણે જે ધર્મ પ્રમાણે વર્તવાની આજ્ઞા કરી હોય તેથી વિરુદ્ધ બીજા ધર્મનું કદી આચરણ કરવું નહિ; કેમ કે તેઓ જે કર્મ કરવાની આજ્ઞા કરે તે જ ધર્મ છે, એવો શાસ્ત્રીય નિશ્ચય છે.[૫] માતા, પિતા અને ગુરુ એ જ સ્વર્ગાદિ ત્રણ લોક છે, એ જ બ્રહ્મચર્યાદિ ત્રણ આશ્રમો છે, એ જ ઋગ્વેદ આદિ ત્રણ વેદો છે અને એ જ ગાર્હ-પત્યાદિ ત્રણ અગ્નિઓ છે. પિતા એ ગાર્હપત્ય અગ્નિ છે; માતા એ દક્ષિણાગ્નિ છે અને ગુરુરૂપ ત્રણ અગ્નિઓ યજ્ઞોપયોગી ત્રણ અગ્નિઓના કરતા ઘણા જ શ્રેષ્ઠ છે;[૬-૭] માટે નિત્ય પ્રમાદરહિત થઈને તમે એ ત્રણેય વડીલોનું જો સેવન કરશો, તો ત્રણે લોકોને જીતશો; પિતાની સેવા કરવાથી તમે આ લોકને જીતશો, માતાની સેવા કરવાથી તમે પરલોકને જીતશો અને ગુરુની નિયમપૂર્વક સેવા કરવાથી તમે બ્રહ્મલોકને મેળવી શકશો; માટે હે ભારત ! ત્રણે લોક પર વિજય મેળવવાની જો ઇચ્છા હોય તો તમે એ ત્રણે વડીલો તરફ પૂજ્યભાવે વર્તન કરજો;[૮-૯] જેથી તમે યશ, કલ્યાણ, ધર્મ અને ઉભય લોકમાં મહાન ફળ પ્રાપ્ત કરશો. હરકોઈ ભોજનાદિક ક્રિયાઓમાં તમે તેઓનું કદી પણ અતિક્રમણ કરશો મા, તેઓના કરતાં તમારી પોતાની અધિકતા દર્શાવશો મા અને તેઓના મનને દુભાવશો મા.[૧૦] હે મહારાજા ! નિત્ય તમારે તેમની પરિચર્યા કરવી, કેમ કે એ જ ઉત્તમ પુણ્યરૂપ છે. વળી તેમ કરવાથી તમને કીર્તિનો, પુણ્યનો, યશનો તથા દિવ્યલોકોનો લાભ થશે.[૧૧] જે પુરુષ એ ત્રણે વડીલોનો આદરસત્કાર કરે છે, તેનો સર્વ લોકો આદરસત્કાર કરે છે અને જે તેઓનું અપમાન કરે છે, તેનું સર્વે લોકો અપમાન કરે છે ને તેની સર્વ ક્રિયાઓ અફળ થાય છે.[૧૨] હે શત્રુતાપન રાજા ! જે પુરુષ એ ત્રણે વડીલોનું નિત્ય અપમાન કરે છે, તે આ લોકથી અને પરલોકથી ભ્રષ્ટ થાય છે;[૧૩] એટલું જ નહિ પણ તે પુરુષનો યશ આ લોકમાં કે પરલોકમાં પ્રકાશતો નથી ને તેને બીજું પારલૌકિક કલ્યાણ પણ મળતું નથી.[૧૪] હે યુધિષ્ઠિર ! હું પોતે જે કંઈ કર્મ કરું છું, તે સર્વ મારા એ પૂજ્ય વડીલોને જ અર્પણ કરી દઉં છું, જેથી મારાં કર્મો સોગણાં અને હજારગણાં ફળો આપે છે ને આ ત્રણે લોક મને સ્પષ્ટ રીતે દેખાય છે. એક આચાર્ય દશ શ્રોત્રિય બ્રાહ્મણો કરતાં શ્રેષ્ઠ છે, એક ઉપાધ્યાય દશ આચાર્યો કરતાં શ્રેષ્ઠ છે, એક પિતા દશ ઉપાધ્યાયો કરતાં શ્રેષ્ઠ છે, એક માતા દશ પિતાઓ કરતાં અધિક શ્રેષ્ઠ છે અથવા માતા તો આખી પૃથ્વી કરતાં પણ વધારે શ્રેષ્ઠ છે. ખરે-ખર, માતા સમાન ગૌરવવાળો એક પણ પદાર્થ આ જગતમાં નથી; તોપણ હું માનું છું કે પિતા કરતાં અને માતા કરતાં ગુરુ અત્યંત શ્રેષ્ઠ છે; કેમ કે હે ભારત ! માતા અને પિતા તો કેવળ જન્મ જ આપે છે અથવા શરીરને જ ઉત્પન્ન કરે છે, પરંતુ વિદ્યાધ્યયન કરાવીને ગુરુએ આપેલો નૂતન જન્મ અથવા સાંસ્કારિક શરીર દિવ્ય છે અને અજરામર છે; માટે જ માતા, પિતા અને ગુરુએ તેવો કોઈ

અપરાધ કર્યો હોય, તોપણ તેઓ વધને પાત્ર નથી.[15-20] જેમ રાજા વધ્ય પુરુષોનો વધ નહિ કરવાથી દોષપાત્ર ગણાય છે, તેમ પુત્ર અથવા શિષ્ય વધપાત્ર એવા પણ પિતા, માતા અને ગુરુનો વધ નહિ કરીને દોષપાત્ર ગણાતો નથી. અરે ! એટલું જ નહિ પણ માતા, પિતા અને ગુરુ દુષ્ટ હોય તોપણ તેઓનું પાલન કરવારૂપ સ્વધર્મનું આચરણ કરનારા પુરુષો દેવતાઓના તથા મહર્ષિઓના અનુગ્રહપાત્ર બને છે.[21] જે ગુરુ સત્યકર્મમાં એકનિષ્ઠ રહીને વેદનું અધ્યાપન કરાવે છે અને તે દ્વારા મોક્ષરૂપ દુર્લભ સ્થાનનું દાન કરે છે, તે ગુરુને કૃતજ્ઞ પુરુષે પોતાનાં માતાપિતા સમાન માનવા જોઈએ અને તેમનો કદી પણ દ્રોહ કરવો ન જોઈએ.[22] જે પુરુષો ગુરુ પાસેથી વિદ્યાધ્યયન કરી લીધા પછી નિત્ય તેમની સમીપ રહી મન, વચન ને કર્મથી તેમની સેવા કરતા નથી, તેઓને બાળહત્યાનું પાતક લાગે છે, તેઓના જેવો આ લોકમાં બીજો એક પણ પાપી મનુષ્ય નથી. જે પ્રમાણે ગુરુઓએ પોતાના શિષ્યોને જગતમાં સર્વોત્કૃષ્ટ બનાવ્યા હોય છે અથવા વિશ્વમાં સર્વમાન્ય બનાવ્યા હોય છે, તે પ્રમાણે જ તે શિષ્યોએ ગુરુઓનું પૂજન-અર્ચન કરવું જોઈએ;[23] માટે સનાતન ધર્મ પ્રમાણે વર્તન કરવાની ઇચ્છાવાળા સર્વ કોઈ મનુષ્યે ગુરુઓનું પ્રયત્નપૂર્વક પૂજન-અર્ચન કરવું ને પોતાની સંપત્તિમાંથી તેઓને યથાયોગ્ય સંવિભાગ આપવો.[24] જે પુરુષ પોતાના પિતાને પ્રસન્ન કરે છે, તે પુરુષે પ્રજાપતિને પ્રસન્ન કર્યા જ છે. જે પુરુષ પોતાની માતાને પસંદ કરે છે, તેણે સાક્ષાત્ પૃથ્વીદેવીને જ પ્રસન્ન કરી છે અને જેણે પોતાના ગુરુને પ્રસન્ન કર્યા છે, તેણે સાક્ષાત્ પરબ્રહ્મની જ પૂજા કરી છે. આવા હેતુથી જ માતાં અને પિતાના કરતાં ગુરુ અધિક પૂજ્ય છે.[25-26] ગુરુનું પૂજન કરવાથી સર્વ ઋષિઓ, દેવો અને પિતૃઓ પ્રસન્ન થાય છે; માટે જ ગુરુ સર્વના કરતા અધિક પૂજ્ય છે.[27] કોઈ પણ પ્રકારના આચરણ દ્વારા ગુરુનું કદી અપમાન કરવું નહિ; કેમ કે જેવા ગુરુ માન્ય ગણાય છે, તેવાં માતાપિતા પણ માન્ય ગણાતાં નથી;[28] પરંતુ તેથી એમ સમજવાનું નથી કે, ગુરુનું અપમાન ન કરવું અને માતપિતાનું અપમાન કરવું. કહેવાનું તાત્પર્ય એ છે કે, તેઓ ત્રણે અપમાનપાત્ર ગણાતાં જ નથી; એટલું જ નહિ પણ તેઓએ કરેલાં કાર્ય સુદ્ધાંને દોષપાત્ર ન ગણતાં સન્માન આપવું જોઈએ, કેમ કે ગુરુઓના (માતા, પિતા અને ગુરુના) કરેલા સત્કારને જ દેવો તથા મહર્ષિઓ પોતાનો સત્કાર કરેલો માને છે.[29] જે પુરુષો મન વચન અથવા કર્મથી માતા, પિતા અને ગુરુનો દ્રોહ કરે છે, તેઓને બાળહત્યા કર્યાનું પાતક લાગે છે અને તેઓના જેવો આ લોકમાં બીજો એક પણ પાપી પુરુષ નથી.[30] માતાપિતાએ ઉછેરીને મોટો કરેલો જે ઔરસ પુત્ર પોતાનાં માતા-પિતાનું ભરણપોષણ કરતો નથી, તે બાળહત્યાના પાપનો ભોક્તા બને છે અને તેના જેવો આ લોકમાં બીજો એક પણ પાપી મનુષ્ય નથી.[31] જે પુરુષ મિત્રદ્રોહી છે, જે પુરુષ કૃતઘ્ની છે, જે પુરુષ સ્ત્રી-હત્યારો છે અને જે પુરુષ ગુરુઘાતી છે, એ ચારેને માટે શાસ્ત્રમાં કોઈ જાતનું પ્રાયશ્ચિત્ત હોય, એમ અમે સાંભળ્યું જ નથી.[32] પુરુષે આ લોકમાં જે કંઈ અવશ્ય કરવું જોઈએ તે સર્વ મેં તમને વિસ્તારથી કહી સંભળાવ્યું છે. બસ, એ પૂર્વોક્ત જ આચરણ અત્યંત શ્રેયસ્કર છે, એના કરતાં બીજું કંઈ પણ શ્રેષ્ઠ નથી; કેમ કે મેં તમને જે આ ઉપદેશ આપ્યો છે તે સર્વ ધર્મને અનુસરતો છે.[33]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન-પર્વમાં 'માતાપિતા અને ગુરુનું માહાત્મ્ય' નામનો અધ્યાય ૧૦૮ મો સમાપ્ત

## अध्याय १०९ मो*

### સત્યાસત્યવિભાગ

॥ युधिष्ठिर उवाच ॥

कथं धर्मे स्थातुमिच्छन्नरो वर्तेत भारत ।
विद्वन् जिज्ञासमानाय प्रब्रूहि भरतर्षभ ॥ १ ॥

યુધિષ્ઠિરે પૂછ્યું : હે ભારત ! ધર્મમાં સ્થિર રહેવાની ઇચ્છાવાળા પુરુષે કેવી રીતે વર્તવું, તે

* આ અધ્યાય સત્ય અને અસત્યના વિવેકને સમજાવનારો છે. સત્ય એ ધર્મ છે અને અસત્ય એ અધર્મ છે; તોપણ જે સત્ય હિંસા આદિ દોષનું જનક હોય અને જે અસત્ય અહિંસા આદિ ધાર્મિક ગુણોને ઉત્પન્ન કરનારું હોય, તે અનુક્રમે ધર્મસ્વરૂપ અને અધર્મસ્વરૂપ થઈ શકે છે; માટે સત્યભાષણરૂપ ધર્મનું

જાણવાની મને ઇચ્છા છે; માટે હે ભરતવંશના શ્રેષ્ઠ વિદ્વાન! તે મને કહો.[1] હે રાજન્! સત્ય અને અસત્ય જગતના સર્વ લોકમાં વ્યાપ્ત થઈને રહેલાં છે, પણ ધાર્મિક વિષયમાં નિશ્ચય કરનારા પુરુષે તે બન્નેમાંથી કોનું આચરણ કરવું? શું સત્ય જ સનાતન ધર્મને પુષ્ટિ આપનારું છે? કે શું અસત્ય જ સનાતન ધર્મને પુષ્ટિ આપનારું છે? કયે સમયે સત્ય ભાષણ કરવું? અને કયે સમયે અસત્ય ભાષણ કરવું?[૨-૩]

ભીષ્મે કહ્યું: હે ભરતવંશના રાજા! સત્ય ભાષણ કરવું તે જ ઉત્તમ છે, સત્યના કરતાં બીજું કંઈ પણ શ્રેષ્ઠ નથી; પરંતુ એ સત્યના સંબંધમાં જે વિપરીત જ્ઞાન ફેલાયેલું છે તેને માટે હું તમને કહું છું.[૪] જે સમયે સત્યનું સ્વરૂપ અસત્યના રૂપમાં આવતું હોય, તે સમયે સત્ય ભાષણ કરવું નહિ, પણ અસત્ય ભાષણ કરવું અને જ્યાં અસત્યનું પરિણામ સત્યના જેવું આવતું હોય, ત્યાં પણ અસત્ય ભાષણ કરવું.[૫] જે મૂર્ખ પુરુષ સત્યાસત્યના તત્ત્વને બરાબર સમજતો નથી, તે પુરુષ પાપજાળમાં બંધાઈ જાય છે; માટે જે વિષયમાં અસત્ય બોલવાથી પણ હિંસા અટકતી હોય અથવા અનેકનો ઉપકાર થતો હોય, ત્યાં સત્ય હોય છતાં અસત્ય બોલવું અને જ્યાં સત્ય બોલવાથી હિંસા થવાનો પ્રસંગ જણાતો હોય અથવા અનેકને નુકસાન થતું હોય, ત્યાં સત્ય હોય તોપણ અસત્ય બોલવું. આવા સત્યાસત્યના નિર્ણયને અનુસરીને જે પુરુષ વર્તન કરે છે, તે ધર્મવેત્તા થઈ શકે છે.[૬] જે પુરુષ અનાર્ય હોય, બુદ્ધિકૌશલ્યથી રહિત હોય અને અતિ દારુણ કર્મ કરનારો હોય તોપણ તે કોઈ સમયે અતિ મહાન પુણ્ય સંપાદન કરે છે. જેમ કે બલાક નામના એક હિંસક પારધીએ સર્વ પ્રાણીઓનો વધ કરવા તૈયાર થયેલા એક અંધ પક્ષીનો વધ કરીને પણ સ્વર્ગગતિ મેળવી હતી.[૭] વળી એ કેવું આશ્ચર્યકારક વૃત્તાંત છે કે, ધર્મ સંપાદન કરવાની ઇચ્છાવાળો હોય છતાં જો મૂઢ હોય તો ધર્મવેત્તા થઈ શકતો નથી;* તેમ જ એ કેવું આશ્ચર્ય છે કે, ધર્મજ્ઞાનથી રહિત હોય છતાં જો બુદ્ધિમાન હોય તો હિંસાકર્મ કરીને પણ અતિ મહાન પુણ્ય પ્રાપ્ત કરી શકે છે; જેમ કે ગંગાના તીર ઉપર વસનારા એક ઘુવડે સર્પનાં ઈંડાંઓનો સંહાર કરીને પણ મહાન પુણ્ય પ્રાપ્ત કર્યું હતું.×

હે રાજા! તમે ધર્મવિષયક જે પ્રશ્ન પૂછ્યો છે, તેમાં ધર્મનું પ્રવચન કરવું મહાકઠિન છે. ખરેખર, તમારા આ પ્રશ્નનો ઉત્તર આપવા માટે કોઈ પણ સમર્થ થઈ શકે તેમ નથી; એટલું જ નહિ પણ તે વિષેનો કોઈનાથી નિશ્ચય પણ થઈ શકે તેમ નથી, છતાં હું તમને તેનો ઉત્તર આપું છું.[૮-૯] સર્વ પ્રાણીઓનો અભ્યુદય થાય, તે માટે ધર્મનું પ્રવચન કરવામાં આવ્યું છે અને ધર્મવેત્તાઓનો એવો નિશ્ચય છે કે, જેનાથી સર્વનો અભ્યુદય થાય તેનું નામ ધર્મ.[૧૦] વળી જેને લીધે સર્વનું ધારણ એટલે સંરક્ષણ થાય તેનું નામ ધર્મ; અર્થાત્ ધર્મથી જ પ્રજાઓનું રક્ષણ થાય છે, માટે જે ધારણા શક્તિથી યુક્ત હોય તેને વિદ્વાનો ધર્મ કહે છે, આવો નિશ્ચય છે.[૧૧] કોઈ પણ પ્રાણીને પીડા કરવામાં ન આવે એટલા માટે ધર્મનું પ્રવચન કરવામાં આવ્યું છે, માટે જે અહિંસાથી યુક્ત હોય તેને જ ધર્મ કહી શકાય, આવો શાસ્ત્રીય નિશ્ચય છે.[૧૨] કેટલાએક કહે છે કે, વેદમાં જે કંઈ કહેવામાં આવ્યું છે, તે સર્વ ધર્મ છે; ત્યારે બીજા કેટલાએક કહે છે કે, વેદમાં જે કંઈ કહેવામાં આવ્યું છે, તે સર્વ ધર્મરૂપ હોઈ શકે નહિ. આ બન્ને પ્રકારના મતવાદીઓ તરફ અમારી કોઈ પ્રકારની ઈર્ષ્યા નથી તોપણ અમે કહીશું કે, વેદોક્ત સર્વ વિષયોનું ધર્મ

આચરણ કરીને હિંસા જેવો અધર્મ થવા દેવો કે અસત્યભાષણરૂપ અધર્મનું આચરણ કરીને અહિંસા જેવો ધર્મ થવા દેવો? આ સાહજિક સંશયને દૂર કરવા માટે યુધિષ્ઠિરે આ અધ્યાયના આરંભમાં ધર્મ સંબંધી પ્રશ્ન કર્યો છે.

* આ કથા કર્ણપર્વના ૬૯મા અધ્યાયમાં આપેલી છે, તે ત્યાંથી જોઈ લેવી.

× ગંગાના તીર ઉપર એક ઘુવડ રહેતું હતું. એક સમયે તે પ્રદેશ ઉપર ઝેરી સર્પના હજારો ઈંડાં તેના જોવામાં આવ્યાં. પછી તેણે મનમાં વિચાર કર્યો કે, આ ઈંડાંઓમાંથી ઉત્પન્ન થયેલા હજારો સર્પો જગતનો નાશ કરી નાખશે, માટે તે સર્પોની ઉત્પત્તિ થયા પહેલાં જ હું આ ઈંડાંઓને ફોડી નાખું. આવો વિચાર કરીને તેણે પોતાની ચાંચ વતી તે સઘળાં ઈંડાંઓને ફોડી નાખ્યાં અને તે કર્મથી મહાન પુણ્ય સંપાદન કર્યું.

તરીકે વિધાન નથી જ.×[13] જે પુરુષો બીજાઓ પાસેથી અન્યાયમાર્ગે ધન હરી લેવાની ઇચ્છા રાખતા હોય, તેઓને પોતાના જાણવામાં હોય છતાં બીજાઓનું ધન બતાવવું નહિ એ ધર્મ છે.[14] ચોર વગેરે દુષ્ટ લોકો કોઈ ધનવાન મનુષ્યના ઘરને જાણવા માટે જ્યારે પ્રશ્ન પૂછે, ત્યારે કોઈ પ્રકારનો ઉત્તર ન આપતાં જ જો છૂટકો થતો હોય તો તેવે પ્રસંગે અસત્ય બોલવાની જરૂર નથી, પણ કંઈ બોલવું જ નહિ; પરંતુ તેમ કરવાથી તેઓને શંકા થાય અને ઉત્તર આપવાની જો આવશ્યકતા જણાય, તો તે વેળા સત્ય નહિ બોલતાં અસત્ય જ બોલવું; કેમ કે એવા પ્રસંગે સત્ય બોલવા કરતાં અસત્ય બોલવું તે જ વધારે શ્રેયસ્કર છે, આવો શાસ્ત્રકારોએ નિર્ણય કર્યો છે. વળી કોઈ પ્રસંગે પાપી પુરુષોના પંજામાં સપડાઈ જવાયું હોય, તો જૂઠા જૂઠા સોગંદ ખાઈને પણ તેઓની પાસેથી છૂટી જવું; પણ તે વેળા બની શકે ત્યાં સુધી પોતાના છુટકારા બદલ તેઓને ધન તો આપવું જ નહિ; કેમ કે પાપી પુરુષોને આપેલું ધન તેના દાતાને નરકમાં જ ધકેલી દે છે.[15–17] જ્યારે કોઈ બે પુરુષોએ એકત્ર મળીને આવો ઠરાવ કર્યો હોય કે, 'આપણે બન્ને જણા ભાગીદાર થઈને અમુક કાર્યનો આરંભ કરીએ. તેમાં જે કંઈ દ્રવ્ય જોઈએ તે તારે આપવું અને જે કંઈ પ્રયત્ન કરવો પડે તે હું કરીશ; પણ તે કાર્યમાં જે કંઈ લાભ મળે તે આપણે બન્નેએ સરખે ભાગે વહેંચી લેવો.' આવો ઠરાવ કર્યા પછી અમુક કાર્યનો આરંભ કરવા માટે તેમાંના એક પુરુષે કાઢેલા દ્રવ્યને ચોર લોકો ચોરી જાય; ત્યારે પેલો દ્રવ્ય આપનાર પુરુષ બીજા પોતાના ભાગીદાર પુરુષ પાસેથી ધન લેવાની ઇચ્છાથી તેને પોતાનો દાસ બનાવવાની જો ઇચ્છા કરે તો તે વેળા સત્યાસત્યનો નિર્ણય કરવા માટે બોલાવવામાં આવેલા સાક્ષીઓ પેલા લેણદાર પુરુષની તરફેણમાં જઈને જે કહેવાનું હોય છે તે કહેતા નથી અને માત્ર એટલું જ કહે છે કે, 'પહેલા ભાગીદારે બીજા ભાગીદારને અમુક ધન આપ્યું હતું' તો તે સાક્ષીઓ અસત્યભાષી જ કહેવાય છે; કેમ કે તેઓએ બન્ને ભાગીદારો વચ્ચે થયેલા ઠરાવને પણ સભા વચ્ચે કહેવો જોઈએ. જે સમયે પ્રાણ જવાનો પ્રસંગ આવી પડ્યો હોય અથવા વિવાહ તૂટી જવાનો પ્રસંગ આવી પડ્યો હોય, તે વેળા અસત્ય ભાષણ કરવાથી દોષ લાગતો નથી; તે વેળા અસત્ય જ બોલવું.[18–19] બીજાઓના દ્રવ્યનું રક્ષણ કરવા માટે અને સ્વધર્મનું પાલન કરવા માટે અસત્ય ભાષણ કરવું પડે, તેમાં દોષ નથી. વળી બીજાઓના કાર્યને સિદ્ધ કરવાની ઇચ્છાથી જો નીચ થવું પડે અથવા ધર્મને માટે જો ભિક્ષુક થવું પડે તો તે પણ ધર્મ જ ગણાય છે.[20] જે પુરુષે અમુક વસ્તુ આપવા માટે પ્રતિજ્ઞા કરી હોય તેણે તે વસ્તુ આપવી જ જોઈએ; છતાં તે જો ન આપે તો રાજાએ તેની પાસેથી બળાત્કારે પણ તે વસ્તુ બીજાને અપાવવી; તેમ જ જે કોઈ ધર્મસાધન કરવાની ઇચ્છાવાળા પુરુષે અમુક કાર્યનો આરંભ કર્યા પછી તે સંબંધની ધાર્મિક પ્રતિજ્ઞા તોડી હોય તો તેને રાજાએ સખત શિક્ષા કરવી જોઈએ; કેમ કે આસુરી ધર્મનો આશ્રય કરનાર તે પ્રતિજ્ઞાભ્રષ્ટ પુરુષ વિરુદ્ધ માર્ગનો આશ્રય કરીને ધર્મથી સદાય ભ્રષ્ટ થયેલો ગણાય છે.[21–22] જે શઠ પુરુષ સ્વધર્મનો ત્યાગ કરીને અધમમાર્ગે આજીવિકા કરવાની ઇચ્છા કરે, તેને પાપી અને કપટ ભરેલા જીવનવાળો જાણીને રાજાએ દેહાંતદંડની જ શિક્ષા કરવી ઘટે છે.[23] સર્વ પાપી પુરુષોનો જ એવો નિશ્ચય હોય છે કે, 'ધન જ સર્વનું શ્રેય કરનાર છે પણ ધર્મ સર્વનું શ્રેય કરનાર નથી.' આવા નિશ્ચયવાળા તે પાપી પુરુષો ક્ષમા કરવાને યોગ્ય નથી, તેમ આજીવિકા માટે કંઈ આપવા યોગ્ય પણ નથી; કેમ કે તેઓ કપટભરેલું વર્તન કરીને પતિત થયેલા હોય છે–અધોગતિને પામ્યા હોય છે, પ્રેતોની પેઠે દેવલોકથી તથા મનુષ્યલોકથી ભ્રષ્ટ થયેલા હોય છે અને યજ્ઞ, તપ વગેરે

× કેમ કે શ્યેનયાગ વગેરે કેટલાંએક વૈદિક કર્મો શત્રુનાશ આદિ અનર્થજનક અને હિંસામૂલક હોવાથી તેઓને ધર્મ તરીકે ન જ માની શકાય. ધર્મજનક કર્મ તો એ જ હોઈ શકે કે, फलतोऽपि चयत्कर्म नानर्थेनानुबध्यते। केवलं प्रीतिहेतुत्वात्तद्धर्म इति कथ्यते। અર્થાત્ જે કર્મનું ફળ અનર્થની સાથે લેશમાત્ર સંબંધવાળું ન હોય પરંતુ જગતનાં પ્રાણીઓને કેવળ પ્રીતિ ઉપજાવનારું હોય તે કર્મને ધર્મસ્વરૂપ કહી શકાય છે. આ ઉપરથી જ જણાય છે કે, વેદોક્ત સર્વ વિષયો કેવળ ધર્મરૂપ જ હોતા નથી.
—નીલકંઠ

ધાર્મિક કર્મોથી હીન હોય છે. તમારે તેઓની સાથે લગારે સંબંધ રાખવો નહિ;[૨૪-૨૫] કેમ કે તેવા પાપી પુરુષોમાંના કોઈ એકના ધનનો જ્યારે નાશ થાય છે, ત્યારે તે મહાન દુઃખમાં આવી પડે છે કે જેને લીધે આત્મહત્યા કરવાને પણ તૈયાર થઈ જાય છે. પાપીઓની મધ્યમાં તેવો એક પણ પુરુષ હોતો નથી કે જેને ઘણો યત્ન કરીને પણ 'આ તારો સ્વધર્મ છે, માટે તું એને પસંદ કર' આવી વાણીથી યથાયોગ્ય ઉપદેશ આપી શકાય! કારણ કે તેઓનો એવો જ નિશ્ચય હોય છે કે, જગતમાં જે કંઈ કર્મ કરવામાં આવે છે, તે સર્વ ધર્મ-સ્વરૂપ જ હોય છે. અધર્મ એ વસ્તુ જ નથી.[૨૬] 'અમુક કર્મ ધાર્મિક ગણાય છે અને અમુક કર્મ અધાર્મિક ગણાય છે' આવો નિશ્ચય પાપી પુરુષોને હોતો જ નથી; માટે જે પુરુષ પાપી મનુષ્યનો વધ કરે છે, તેને દોષ લાગતો જ નથી.[૨૭] તેનો હેતુ એ છે કે, પાપી મનુષ્ય પોતાનાં પાપકર્મોને લીધે મૂએલો જ પડ્યો છે જેથી તેનો વધ કરનાર પુરુષ મૂએલાને જ મારે છે; માટે તેવા બુદ્ધિહીન પાપી પુરુષોનો વધ કરવા માટે જે પુરુષ પ્રતિજ્ઞા લે છે તેને પુણ્ય જ થાય છે, પાપ લાગતું નથી.[૨૮] શાસ્ત્ર કહે છે કે, છળકપટ કરીને જીવન ગાળનારા પાપી પુરુષો કાગડા અને ગીધના જેવા છે અને તેઓ આ લોકમાંથી મરણ પામ્યા પછી પણ કાગડા અને ગીધની યોનિઓમાં જ જન્મે છે.[૨૯] હે રાજા! જે મનુષ્ય પોતાની સાથે જે રીતે વર્તન રાખે, તે રીતે જ તેની સામે વર્તન રાખવું, એ ધર્મ ગણાય છે. જે પોતાની સાથે કપટથી વર્તતો હોય તેની સામે કપટ કરીને જ તેને દુઃખી કરવો અને જે પોતાની સામે સદાચરણથી વર્તતો હોય, તેની સામે સદાચરણથી વર્તીને જ તેનો ઉપકાર કરવો.[૩૦]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન-પર્વમા 'સત્યાસત્યવિભાગ' નામનો અધ્યાય ૧૦૯મો સમાપ્ત

# अध्याय ११०मो

## સંકટો તરી જવાના ઉપાયો

॥ युधिष्ठिर उवाच ॥

**क्लिश्यमानेषु भूतेषु तैस्तैर्भावैस्ततस्ततः ।**
**दुर्गाण्यतितरेद्येन तन्मे ब्रूहि पितामह ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ! સર્વ પ્રાણીઓ તે તે ક્લેશજનક સ્થિતિઓમાં આવી પડીને જ્યારે દુઃખી થઈ જાય, ત્યારે તેઓ કયા ઉપાયે દુસ્તર દુઃખોને તરી જાય? તે મને કહો.[૧]

ભીષ્મે કહ્યું : જે દ્વિજાતિઓ (બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય) ઇંદ્રિયોને વશમાં રાખીને પોતપોતાના વર્ણાશ્રમધર્મોમાં શાસ્ત્રોક્ત રીતે વર્તે છે, તેઓ દુસ્તર દુઃખોને તરી જાય છે.[૨] જેઓ હરકોઈ ધાર્મિક કાર્ય દંભપૂર્વક કરતા નથી, જેઓની માનસિક વૃત્તિ સંયમી હોય છે અને જેઓ ઇંદ્રિયોને વશમાં રાખે છે, તેઓ દુસ્તર દુઃખોને તરી જાય છે.[૩] જેઓ પોતાની નિંદા કરવામાં આવતી હોય છતાં સામાની નિંદા કરતા નથી, માર્યા છતાં સામે મારતા નથી, સુપાત્રોને દાન આપે છે અને કોઈની પાસે યાચના કરતા નથી, તેઓ દુસ્તર દુઃખોને તરી જાય છે.[૪] જેઓ નિત્ય અતિથિઓને પોતાને ગૃહે નિવાસ આપે છે, કોઈની અસૂયા કરતા નથી અને નિત્ય સ્વાધ્યાયકર્મ કર્યા કરે છે, તેઓ દુસ્તર દુઃખોને તરી જાય છે.[૫] જે ધર્મકુશળ પુરુષો માતા-પિતાની મનોવૃત્તિને અનુસરે છે અને દિવસે નિદ્રા કરતા નથી, તેઓ દુસ્તર દુઃખોને તરી જાય છે.[૬] જેઓ મન, વચન અને કર્મથી પાપાચરણ કરતા નથી તેમ જ કોઈ પણ પ્રાણીની હિંસા કરતા નથી તેઓ દુસ્તર દુઃખોને તરી જાય છે.[૭] જે રાજાઓ લોભને તથા રજોગુણને અધીન થઈને કોઈનું દ્રવ્ય-હરણ કરતા નથી તથા ધર્મપૂર્વક રાષ્ટ્રનું રક્ષણ કરે છે, તેઓ દુસ્તર દુઃખોને તરી જાય છે.[૮] જેઓ નિત્ય અગ્નિહોત્રકર્મમા પરાયણ રહીને પોતાની સ્ત્રી સાથે જ કેવળ ઋતુકાળે સમાગમ કરે છે અને ન્યાયવૃત્તિથી વર્તે છે, તેઓ દુસ્તર દુઃખોને તરી જાય છે.[૯] જે રણશૂરા પુરુષો મરણના ભયનો ત્યાગ કરીને યુદ્ધમાં ધર્મપૂર્વક વિજય મેળવવાની ઇચ્છા કરે છે. તેઓ દુસ્તર દુઃખોને તરી જાય છે.[૧૦] જેઓ

પ્રાણસંકટનો પ્રસંગ ઉપસ્થિત થયો હોય તે વેળા પણ સત્ય ભાષણ જ બોલે છે, તેઓ સર્વ લોકમાં માન્ય થઈ પડે છે અને દુસ્તર દુઃખોને તરી જાય છે.[૧૧] જેઓના કર્મો દંભને માટે હોતા નથી, જેઓની વાણી નિરંતર સત્યપૂર્ણ હોય છે અને જેઓનું દ્રવ્ય ન્યાયમાર્ગે સંપાદિત હોય છે, તેઓ દુસ્તર દુઃખોને તરી જાય છે[૧૨] જે બ્રાહ્મણો અનધ્યાયના દિવસે સ્વાધ્યાય કર્મ કરતા નથી અને જેઓ તપમા નિષ્ઠા રાખીને ઉત્તમ પ્રકારનુ તપ કર્યા કરે છે, તેઓ દુસ્તર દુઃખોને તરી જાય છે.[૧૩] જેઓ વિદ્યાસ્નાત, વ્રતસ્નાત અને વેદસ્નાત બનીને કુમારાવસ્થાથી જ બ્રહ્મચર્યનું પાલન કરે છે તથા ઉત્તમ પ્રકારનું તપશ્ચરણ કરે છે, તેઓ દુસ્તર દુઃખોને તરી જાય છે.[૧૪] જેઓનો રજોગુણ તથા તમોગુણ શાંત થઈ ગયો હોય છે અને જેઓનું મન કેવળ સત્ત્વગુણમા જ સ્થિર થયેલું હોય છે, તે મહાત્મા પુરુષો દુસ્તર દુઃખોને તરી જાય છે.[૧૫] જેઓનાથી કોઈને ભય થતો નથી, જેઓ કોઈનાથી ભય પામતા નથી અને જેઓને સર્વ લોક આત્મવત્ દેખાય છે, તેઓ દુસ્તર દુઃખોને તરી જાય છે.[૧૬] જે મહાપુરુષો બીજાઓની લક્ષ્મીને દેખીને સંતાપ પામતા નથી અને ગ્રામ્ય વિષયોથી નિવૃત્ત થયેલા હોય છે, તેઓ દુસ્તર દુઃખોને તરી જાય છે.[૧૭] જેઓ શ્રદ્ધાસંપન્ન થઈને સર્વ દેવોને નમન કરે છે, સર્વ ધર્મોનું શ્રવણ કરે છે તથા શાંત હોય છે, તેઓ દુસ્તર દુઃખોને તરી જાય છે[૧૮] જેઓ અભિમાનીપણાનો અભિલાષ રાખતા નથી, બીજા માન્ય પુરુષોને માન આપે છે તથા પોતાને માન આપનારાઓને નમન કરે છે, તેઓ દુસ્તર દુઃખોને તરી જાય છે.[૧૯] જેઓ સંતાનોત્પત્તિને માટે પ્રત્યેક તિથિએ શુદ્ધ અંતઃકરણપૂર્વક પિતૃઓના શ્રાદ્ધ કરે છે, તેઓ દુસ્તર દુઃખોને તરી જાય છે.[૨૦] જેઓ ક્રોધને વશમા રાખે છે, ક્રોધાયમાન થયેલા મનુષ્યોને શાંત કરે છે અને કોઈ પણ પ્રાણી ઉપર કોપ કરતા નથી, તેઓ દુસ્તર દુઃખોને તરી જાય છે.[૨૧] જેઓ જન્મથી આરંભીને મદ્યમાંસ વગેરેનો ત્યાગ કરી દે છે, તેઓ દુસ્તર દુઃખોને તરી જાય છે.[૨૨] જેઓનું ભોજન કેવળ શરીરધારણાર્થે જ હોય છે, જેઓનું મૈથુન કેવળ પ્રજોત્પત્તિને માટે જ હોય છે અને જેઓનું ભાષણ કેવળ સત્યને માટે જ હોય છે, તેઓ દુસ્તર દુઃખોને તરી જાય છે.[૨૩] જે ભક્ત પુરુષો સર્વ પ્રાણીઓના ઈશ્વર અને જગતના ઉત્પાદક તથા સંહારક દેવ નારાયણનું ભજન કરે છે, તેઓ દુસ્તર દુઃખોને તરી જાય છે.[૨૪] આ શ્રીકૃષ્ણ જે લાલ કમળ સમાન નેત્રોવાળા છે, પીળાં પીતાંબરને ધારણ કરનારા છે, મોટી ભુજાઓવાળા છે, તમારા સુહૃદ, મિત્ર અને સંબંધી છે તથા અવિનાશી છે, તેમણે આ સર્વ લોકોને ચર્મની પેઠે વેષ્ટન કર્યું છે-સર્વ લોકમાં તે વ્યાપ્ત થઈને રહેલા છે. વળી જે પ્રભુ પોતાની ઇચ્છાથી જ અર્જુનનું પ્રિય તથા હિત કરવામાં તત્પર રહે છે, તે આ અચિંત્યસ્વરૂપ શ્રી ગોવિંદ સાક્ષાત્ પુરુષોત્તમ છે. હે મહાપુરુષ યુધિષ્ઠિરરાજા! આ વૈકુંઠાધિપતિ શ્રીકૃષ્ણ ભગવાનનુ તમે કદી પણ ધર્ષણ કરી શકો તેમ નથી-તેમનાથી તમે કદી પણ અધિક થઈ શકો તેમ નથી.[૨૫-૨૭] જે ભક્ત પુરુષો સર્વનો સંહાર કરનારા આ નારાયણ દેવનો આશ્રય કરે છે, તેઓ મહા દુસ્તર દુઃખોને તરી જાય છે, એમાં કંઈ સંદેહ જ નથી,[૨૮] અને જે પુરુષો 'દુર્ગાતિતરણ' નામના આ અધ્યાયનું પઠન કરે છે અથવા અન્ય દ્વિજાતિઓને શ્રવણ કરાવે છે તેઓ મહા દુસ્તર દુઃખોને તરી જાય છે.[૨૯] હે નિર્દોષ રાજા! એ પ્રમાણે મનુષ્યો જે ઉપાયથી આ લોકોમા તથા પરલોકમા દુસ્તર દુઃખોને તરી જાય છે તે સર્વ કર્તવ્યઉપાય મે તમને કહી દર્શાવ્યો છે[૩૦]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન પર્વમા 'સંકટો તરી જવાના ઉપાયો' નામનો અધ્યાય ૧૧૦મો સમાપ્ત

## अध्याय १११ मो

### વ્યાઘ્ર અને શિયાળની કથા

॥ युधिष्ठिर उवाच ॥

असौम्याः सौम्यरूपेण सौम्याश्चासौम्यदर्शनः।
ईद्दशान् पुरुषॉस्तात कथं विद्यामहे वयम् ॥ १ ॥

યુધિષ્ઠિરે પૂછ્યુ : હે તાત ભીષ્મ! કેટલાએક પુરુષો ઉપરથી સૌમ્ય દેખાતા હોય છે, પણ

વસ્તુતઃ સૌમ્ય હોતા નથી અને કેટલાએક જો વસ્તુતઃ સૌમ્ય હોય છે તો ઉપર ઉપરથી ક્રૂર દેખાતા હોય છે; માટે તેવા પુરુષોને કેવી રીતે ઓળખવા, તે મને કહો.[૧]

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિર! આ વિષયમાં એક પુરાતની ઈતિહાસ કહેવામાં આવે છે કે, જેમાં એક વ્યાઘ્રનો તથા શિયાળનો સંવાદ વર્ણવેલો છે, તે હું તમને કહું છું, સાંભળો.[૨] પૂર્વે પુરિકા નામની શોભાયમાન નગરીમાં પૌરિક નામનો રાજા રાજ કરતો હતો. તે રાજા ક્રૂર સ્વભાવનો હતો, બીજાઓની હિંસા કરવામાં તત્પર રહેતો હતો અને અધમ પુરુષ હતો. તેનું આયુષ્ય જ્યારે ક્ષીણ થયુ, ત્યારે તે મરણ પામ્યો અને પૂર્વજન્મનાં દુષ્ટ કર્મોના દોષને લીધે અનીપ્સિત ગતિને પામ્યો-શિયાળના જન્મને પામ્યો.[૩-૪] એ જન્મમાં તેને પોતાના પૂર્વજન્મના ઐશ્વર્યનું સ્મરણ થયુ, તેથી તેને પરમ વૈરાગ્ય થયો અને બીજાઓએ આણી આપેલા માંસનું પણ તે ભક્ષણ કરતો ન હતો.[૫] તે શિયાળ કોઈ પણ પ્રાણીની હિંસા કરતો નહિ, સત્ય વાણી બોલતો, દૃઢતાપૂર્વક વ્રતપરાયણ રહેતો અને આપોઆપ પૃથ્વી પર પડી ગયેલાં ફળોનો જ સમય પ્રમાણે આહાર કરતો.[૬] વળી તેણે પોતાની જન્મભૂમિને અનુસરીને સ્મશાનમાં જ રહેવાનું પસંદ કર્યું હતું પણ બીજે સ્થળે રહેવાનું પસંદ કર્યું ન હતું.[૭] આ રીતના તેના શૌચાચારને બીજા તેના સજાતીય શિયાળો સહન કરી શકયા નહિ, જેથી તેઓ એકઠા મળીને તેની બુદ્ધિને ચલાયમાન કરવા લાગ્યા અને વિનયયુક્ત વચન કહેવા લાગ્યા :[૮] 'તું આ ભયંકર સ્મશાનમા રહીને શૌચાચરણથી વર્તવા ઇચ્છે છે, પણ તું જ્યારે માસાહારી પ્રાણી છે તો તારી એ બુદ્ધિ વિપરીત છે,[૯] માટે તું અમારી સમાન આચરણ કર, અમે તને ભોજન લાવી આપીએ તેનું તું ભક્ષણ કર અને આ શૌચાચારનો ત્યાગ કરી દે. ઈશ્વરે તારે માટે જે ભોજનનું નિર્માણ કર્યું છે તે જ સદાને માટે ભલે રહે.'[૧૦]

એ પ્રમાણે તે શિયાળોનું કહેવું સાંભળ્યા પછી તે પવિત્ર શિયાળે મધુર વિસ્તારવાળાં સૌમ્ય અને હેતુગર્ભિત વાકયો કહીને તેઓને સમાધાન-પૂર્વક ઉત્તર આપ્યો.[૧૧]

'(ખરું છે, હું તમારી પેઠે માંસાહારી પ્રાણી તરીકે જ જન્મ્યો છું,) પરંતુ જન્મને હું પ્રમાણ માનતો નથી; કારણ કે મુખ્યત્વે કરીને પ્રત્યેક કુળનો આધાર તેના સદ્વર્તન ઉપર જ રહેલો હોય છે. ઉત્તમ ચારિત્ર્યથી જ પુરુષ કુળવાન થઈ શકે છે; માટે હું તેવું કર્મ કરવાની જ ઇચ્છા રાખું છું કે, જેને લીધે મારો યશ પૃથ્વી પર વિસ્તાર પામે.[૧૨] તમે કહો છો તે પ્રમાણે મારો વાસ સ્મશાનમાં જ છે, પણ તેમાં મારો શો અભિપ્રાય રહેલો છે તે તમે સાભળો. હરકોઈ ધાર્મિક કર્મો પ્રાણીના પોતાના સ્વભાવને લીધે જ ઉત્પન્ન થાય છે. ધર્મક્રિયામાં પ્રાણીનો સ્વભાવ જ કારણભૂત છે, પણ કોઈ જાતનો આશ્રમ ધર્મક્રિયાઓનું કારણ નથી.[૧૩] ધારો કે કોઈ પુરુષ પવિત્ર આશ્રમમા (સંન્યાસાશ્રમમાં) રહીને પણ બ્રાહ્મણનો વધ કરે અને બીજો કોઈ પુરુષ તેવા આશ્રમમાં રહ્યા વિના જ ગાયનું દાન કરે, તો શું તેઓ બન્ને પુરુષોને પાપ અને પુણ્યનું ફળ નહિ મળે? આશ્રમવાસીએ કરેલી બ્રહ્મહત્યા અને આશ્રમમા નહિ રહેલાએ કરેલું ગોદાન શું વૃથા થશે કે?[૧૪] તમે બધા કેવળ સ્વાર્થના લાભને આધીન થઈને માંસભક્ષણ જેવાં દુષ્ટ કર્મમા મગ્ન રહો છો; પણ મોહને લીધે તમે જાણતા નથી કે, તે કર્મના પરિણામે ત્રણ પ્રકારના દોષો ઉત્પન્ન થાય છે;[૧૫] માટે જ હું અસંતોષના કારણભૂત ધર્મહત્યાથી દૂષિત થયેલી અને આ લોકમાં તથા પરલોકમાં અનિષ્ટ ગણાતી નીચ વૃત્તિને પસંદ કરતો નથી.'[૧૬] આ પ્રમાણે તે શિયાળે કહ્યું, એટલે એક પ્રખ્યાત પરાક્રમી વ્યાઘ્રે તેને પવિત્ર અને પંડિત માનીને પોતાના જેવું જ સન્માન આપ્યુ અને પોતાનું અમાત્ય પ સ્વીકારવા માટે આ પ્રમાણે કહ્યું.[૧૭]

વ્યાઘ્ર બોલ્યો : 'હે સૌમ્ય શિયાળ! મેં તારા સ્વભાવને જાણી લીધો છે, માટે તું મારી સાથે રહીને રાજ્યનાં તમામ કાર્ય કર. તને ઇષ્ટ લાગે તેવા પુષ્કળ ભોગો ભોગવ અને અનિષ્ટ ભોગોનો ત્યાગ કર.[૧૮] અમે તને પ્રથમથી જ સૂચના આપીએ છીએ કે, અમે તીક્ષ્ણ તરીકે જગતમાં પ્રસિદ્ધ થયા છીએ, માટે તું અમને

કોમળતાપૂર્વક હિતશિક્ષા આપીને શ્રેયઃસાધન સંપાદન કર.[૧૯] મહાત્મા મૃગેંદ્ર (વાઘનાં તે વાકયને નમ્ર મસ્તકે માન આપીને શિયાળે વિનય પૂર્વક કહ્યું કે,[૨૦] 'હે મૃગરાજ! તમે મારા સંબંધમાં જે કંઈ કહ્યું છે, તે યોગ્ય છે અને તમે ધર્માર્થકુશળ તથા પવિત્ર સહાયકોની શોધ કરો છો તે પણ પ્રશંસાપાત્ર છે.[૨૧] હે વીર વ્યાઘ્ર! જે રાજા અમાત્યથી રહિત હોય છે, તે મહત્તાપૂર્ણ એવા રાજ્યતંત્રનું કદી પાલન કરી શકતો નથી, તેમ જ રાજ્યરૂપ શરીરના શત્રુભૂત એવા દુષ્ટ અમાત્યને સાથે રાખીને પણ રાજા રાજ્યતંત્રને ચલાવી શકતા નથી;[૨૨] માટે હે મહાભાગ્યશાળી વ્યાઘ્ર રાજા! જેઓ તમારા પર પ્રેમ રાખનારા હોય, નીતિશાસ્ત્રને જાણનારા હોય, પરસ્પર મળીને વર્તનારા હોય, અન્યોન્ય વિરોધ ન કરનારા હોય, શત્રુઓને જીતવાની ઇચ્છાવાળા હોય, લોભવૃત્તિથી રહિત હોય, છળકપટથી રહિત હોય, બુદ્ધિમાન હોય, તમારુ હિત કરવામાં યુક્ત રહેતાં હોય અને શૂરવીર હોય તેવા સહાયકોને (અમાત્યોને) પોતાના આચાર્ય અથવા પિતૃઓની પેઠે તમે સન્માન આપજો.[૨૩-૨૪] હે મૃગપતિ! મને તો સંતોષને લીધે બીજું કંઈ પણ રુચતું નથી અને સુખોની, ભોગોની કે તેના આશ્રયભૂત ઐશ્વર્યની પણ ઇચ્છા નથી.[૨૫] વળી બીજી વાત એ છે કે, તમારા જૂના નોકરોની સાથે મારો સ્વભાવ મળશે નહિ, જેથી તે દુષ્ટ સ્વભાવના નોકરો મારા નિમિત્તે તમારા અંતઃકરણમાં ભેદભાવ ઉત્પન્ન કરશે.[૨૬] તેમ જ હું બીજા મહાતેજસ્વી રાજકારભારીઓના આશ્રય તળે રહું, એ પણ વખાણવા યોગ્ય નથી; કેમ કે હું કૃત્યકૃત્ય છું, મહાઉત્તમ ભાગ્યવાળો છું, પાપીઓના તરફ પણ દયાદૃષ્ટિ રાખનારો છું, દીર્ઘદર્શી છું, અતિશય ઉત્સાહી છું, મોટો દાતા છું, મહાબળવાન છું, સર્વ વાતે કૃતાર્થ છું, હરકોઈ કાર્યને સફળ કરનારો છું અને ભોગ્ય પદાર્થોથી અલંકૃત છું.[૨૭-૨૮] વળી હું સ્વલ્પ મેળવીને સંતોષ માનતો નથી, મેં સેવાવૃત્તિ કરી નથી અને તેથી હું સેવા કરવામાં અજાણ્યો છું. હું તો મારી ઇચ્છામાં આવે તેમ આ વનમાં ફરનારો છું.[૨૯] જે પુરુષો રાજાનો આશ્રય કરીને તેની સમીપ રહે છે, તેઓ પર નિંદાજન્ય અનેક દોષો આવી પડે છે; પણ વનમાં નિવાસ કરીને મનાચરણ કરનારા પુરુષોને તો કોઈ પ્રકારનો ભય હોતો નથી; કેમ કે તેઓની વૃત્તિ નિઃસંગ હોય છે.[૩૦] હરકોઈ રાજસેવકને જ્યારે રાજા પોતાની પાસે બોલાવે છે, ત્યારે તેના (તે સેવકના) હૃદયમાં જે ભયપેસારો થઈ જાય છે, તે ફળમૂળનું ભક્ષણ કરીને સંતોષ માનનારા વનવાસીઓના હૃદયમાં કદી પણ થતો નથી.[૩૧] વિનાપ્રયાસે મળી આવે તેવું માત્ર પાણી અને જેની પાછળ મહાન ભયનો સંબંધ હોય તેવું સ્વાદિષ્ટ મિષ્ટાન્ન આ બન્ને વસ્તુઓની સરખામણીનો વિચાર કરતાં મારો નિશ્ચય થાય છે કે, જેમાં સ્વર્ગ જેટલું સુખ મળે છે, તેવું વિનાપ્રયાસે મળેલું પાણી જ વધારે સુખદાયી છે.[૩૨] વળી રાજકીય કારસ્થાનોમાં મિથ્યા દોષારોપ મૂકીને અપરાધી ઠરાવવામાં આવેલા રાજસેવકોનો જેટલા પ્રમાણમાં રાજાઓ વધ કરે છે, તેટલા પ્રમાણમાં ખરા અપરાધીઓનો વધ કરવામાં આવતો નથી. અર્થાત્ રાજાને હાથે નિરપરાધી સેવકોનાં જેટલાં મરણ થાય છે, તેટલાં અપરાધી સેવકોનાં (મરણ) થતાં નથી;[૩૩] તોપણ હે મૃગેંદ્ર! તમે માનતા હો કે, મારે તને અમાત્યપદ આપવું જ છે, તો મારા પ્રત્યે તમારે જે રીતે વર્તવું જોઈએ તે વિષેનો હું ઠરાવ કરવા ઇચ્છું છું.[૩૪] જેઓને હું મારા પોતાના ગણીને રાજ્યસેવામાં દાખલ કરું, તેઓને તમારે માન આપવું, મારાં હિતકારક વચનો સાંભળતાં, તમે મારે માટે જે વૃત્તિનું નિર્માણ કરો તેને તમારે કાયમને માટે નિભાવવી. હું તમારા બીજા કોઈ પણ મંત્રીઓની સાથમાં રહીને રાજકીય વિચારો ઘડીશ નહિ; કારણ કે રાજનીતિમાં કુશળ એવા બીજા મંત્રીઓ પોતાની મોટાઈ ઇચ્છીને મારી આગળ વ્યર્થ બડાઈઓ મારશે. હું એકલો જ મારા બીજા એક વિશ્વાસુ માણસની સાથે મળીને સર્વ વિચારો ચલાવીશ અને જેમાં તમારું હિત હશે તે વિચારને એકાંતમાં તમને જણાવીશ. તમારે તમારા જ્ઞાતિઓના કાર્ય વિષે હિતઅહિતના સંબંધમાં મને કંઈ પણ પૂછવું નહિ. મારી સાથે વિચાર કર્યા પછી તુરત જ તમારે મંત્રીઓને મારવા નહિ અને મારા વિશ્વાસુ માણસો પર કોપાયમાન

થઈ ને તમારે તેઓને દંડવા નહિ.'૩૫–૩૮

શિયાળની એ પૂર્વોક્ત શરતોને વ્યાઘ્રે 'બહુ સારું, તેમ કરીશું' એમ કહીને કબૂલ કરી અને પછી તે શિયાળે અતિશય આદરપૂર્વક વ્યાઘ્રનું અમાત્યપદ સ્વીકાર્યું.૩૯ શિયાળની કાર્યકુશળતા એટલી બધી હતી કે જેથી વ્યાઘ્ર તરફથી તેને ઘણું જ માન મળવા લાગ્યું. તે જોઈ ને વ્યાઘ્રના પૂર્વ-સેવકો પરસ્પર ઐક્ય કરીને વારંવાર તેનો દ્વેષ કરવા લાગ્યા.૪૦ તે દુષ્ટબુદ્ધિ રાજસેવકો, ઉપર ઉપરથી મિત્રબુદ્ધિ દેખાડીને શિયાળને શાંત કરવા લાગ્યા અને તેને પ્રસન્ન કરીને પોતાના જેવો દોષયુક્ત કરવા ઇચ્છવા લાગ્યા.૪૧ બીજાઓના દ્રવ્યનું હરણ કરી લેવાની જ જેઓને ટેવ પડી ગઈ હતી એવા તે જૂના સેવકો શિયાળના રાજ્યવહીવટ પહેલાં પોતાને ફાવે તેમ વર્ત્યા હતા; પણ જ્યારથી શિયાળના હાથમાં રાજ્યવહીવટ આવ્યો, ત્યારથી તેઓ એટલા બધા નિયંત્રિત થઈ ગયા હતા કે જેથી કોઈનું કંઈ પણ હરી શકતા ન હતા.૪૨ તે રાજસેવકો શિયાળની બુદ્ધિને વિપરીત કરી નાખવાની ઇચ્છાથી અનેક પ્રકારની કથાઓ કહીને તથા ધનની મોટી રકમો આપી આપીને તેને લોભાવવા લાગ્યા; પણ તે મહાબુદ્ધિમાન શિયાળ કોઈ રીતે ધૈર્યથી ભ્રષ્ટ થયો નહિ તેમ તેની બુદ્ધિ પણ લોભાઈ નહિ. પછી તો તે શિયાળનો ઘાટ ઘડવા માટે જ તેઓએ ઠરાવ કર્યો.૪૩/૪૪ અને તે માટે એવું એક કપટ કર્યું કે, જે માંસ વ્યાઘ્રને અતિપ્રિય હતું અને ખાસ તેને માટે જ તૈયાર કરીને તેના રહેવાના સ્થાન પર રાખી મૂકયું હતું તેને ત્યાંથી ઉઠાવી લઈ ને તેઓએ જ્યાં પેલો શિયાળ રહેતો હતો ત્યાં લાવી મૂકયું.૪૫ એ માંસ કયા કારણથી વ્યાઘ્રના ઘરમાંથી ચોરાયું હતું, કયો ચોર તેને પોતાના ઘરમાં મૂકી ગયો હતો અને તે કાર્ય કરવા માટે કોણે કોણે વિચાર કર્યો હતો, એ સર્વ વાત શિયાળના જાણવામાં હતી, પણ અમુક કોઈ કારણને લીધે તેણે એ બધું સહન કર્યું હતું.૪૬ વળી તેણે પ્રથમ અમાત્યપદ સ્વીકારતી વખતે જ વ્યાઘ્રની સાથે કરાર કર્યો હતો કે, 'હે રાજા! તમારે મારી સાથે મિત્રતા રાખવાની જો ઇચ્છા હોય, તો તમારે મારા પક્ષનો કદી પણ ઘાત કરવો નહિ.'૪૭

ભીષ્મે કહ્યું: 'હે યુધિષ્ઠિર! પછી વ્યાઘ્રને જ્યારે ક્ષુધા લાગી, ત્યારે તે ભોજન કરવા માટે ઊઠ્યો, પણ પોતાના ભોજનને માટે જે માંસ પ્રથમથી તૈયાર કરીને લાવી મૂકવાનું હતું, તે તેના જોવામાં આવ્યું નહિ;૪૮ એટલે તુરત જ મૃગરાજાએ (વ્યાઘ્રે) મંત્રીઓને આજ્ઞા કરી કે, 'માંસના ચોરની તપાસ કરો.' તે આજ્ઞા સાંભળતાં જ પેલા કપટી મંત્રીઓએ મૃગેંદ્રને તે માંસના સંબંધમાં આ પ્રમાણે જાહેર કર્યું: 'હે મહારાજા! પોતાને બુદ્ધિમાન માનનારા તમારા વિદ્વાન મંત્રી શિયાળે જ તે માંસ લીધું છે.' શિયાળની એ ચપળતા સાંભળીને રાજા વ્યાઘ્ર ક્રોધાયમાન થઈ ગયો અને અત્યંત અમર્ષમાં આવી જઈ ને શિયાળનો વધ કરવાનો જ તેણે વિચાર કર્યો. એ સમયનો લાગ જોઈને પેલા જૂના મંત્રીઓ બોલી ઊઠ્યા કે, 'અરે! તે શિયાળ તો અમારા બધાની આજીવિકાને પણ તોડી નાખવા માટે તૈયાર થયો છે.' આમ કહીને વળી તેઓ નિશ્ચય કરીને શિયાળનાં બીજાં કર્મોનું પણ વર્ણન કરવા લાગ્યા. 'હે મહારાજા! તે શિયાળે માંસ જેવા તુચ્છ પદાર્થની પણ જ્યારે ચોરી કરી છે, ત્યારે તેણે બીજું કયું કર્મ નહિ કર્યું હોય? આવું કર્મ કરનાર મંત્રી તો સર્વ કંઈ કરે. આપ નામદારે તેને પ્રથમ જેવો સાંભળ્યો હતો તેવો તે નથી. વાણીમાત્રમાં જ તે ધર્મિષ્ઠ જણાય છે, પણ સ્વભાવે તો મહાદારુણ છે. એ પાપી શિયાળ ધર્મનો કેવળ ઢોંગ જ કરે છે અને મિથ્યા આચારનો ડોળ ઘાલી બેઠો છે. પોતાનું કાર્ય સિદ્ધ કરવા માટે અને સારાં સારાં ભોજનો મેળવવા માટે તેણે વ્રતો કરવાની ખટપટ આરંભી છે. અમારા આ વચન ઉપર આપ મહારાજાને જો અવિશ્વાસ હોય, તો અમે આ પ્રત્યક્ષ બતાવીએ છીએ.'૪૯–૫૫ આમ કહીને તેઓએ સત્વર શિયાળને ત્યાં મુકાવેલું માંસ મંગાવીને વ્યાઘ્રને બતાવ્યું. તે વખતે પોતાની નજર આગળ આણેલા તે માંસને જોઈ ને તથા તે જૂના સેવકોનાં વચન સાંભળીને વ્યાઘ્રને એવી જ ખાતરી થઈ કે, માંસની ચોરી કરનાર તે શિયાળ જ છે અને પછી તો તેણે આજ્ઞા જ આપી દીધી કે, 'એ શિયાળનો વધ કરો.' વ્યાઘ્રની એ આજ્ઞા સાંભળીને તેની માતા હિતકારક

વાકયોથી તેને બોધ આપવા માટે ત્યાં આવી પહોંચી અને તેણે કહ્યું કે, 'હે પુત્ર! છળકપટથી ભરેલાં વચનો સાંભળીને તારે આવું સાહસકર્મ કરવું નહિ. જે પુરુષ પવિત્ર હોય છે, તે પણ અન્યોન્યની સ્પર્ધાને લીધે ઉત્પન્ન થયેલા અપવિત્ર દોષોના આરોપથી કોઈ સમયે દોષપાત્ર જણાય છે અને એ વાત સ્પષ્ટ છે કે, રાજ્યનો હરકોઈ સેવક બીજા સેવકને ઉચ્ચ સ્થાને આરુઢ થયેલો જોઈને સહન કરી શકતો નથી. વળી દેખીતું જ છે કે, અન્ય કોઈએ કરેલું ઉત્તમ કર્મ તેના પ્રતિસ્પર્ધી બીજા પુરુષના હૃદયમાં વેરની જાગૃતિ કરે જ છે અને તેને લીધે કાર્ય કરવામાં તત્પર રહેનાર પવિત્ર પુરુષ ઉપર પણ દોષારોપ મૂકવામાં આવે છે. વનમાં નિવાસ કરનારો કોઈ એક મુનિ પોતાનાં ધાર્મિક કાર્યો કરવામાં જ આસક્ત હોય છે, છતાં તેની આગળ મિત્રપક્ષ, ઉદાસીનપક્ષ અને શત્રુપક્ષ એવા ત્રણ પક્ષો ઉત્પન્ન થાય છે, તેમ જ સ્વાભાવિક એવો નિયમ હોય છે કે, લોભિયા પુરુષો પવિત્ર પુરુષોનો દ્વેષ કરે છે, કાયર પુરુષો બળવાનોનો દ્વેષ કરે છે, મૂર્ખાઓ પંડિતોનો દ્વેષ કરે છે, દરિદ્રો ધનવાનોનો દ્વેષ કરે છે, અધાર્મિકો ધર્મિષ્ઠોનો દ્વેષ કરે છે અને કદ્રૂપાઓ અતિશય રૂપવાળાઓનો દ્વેષ કરે છે.[૫૬–૬૨] તે સિવાય મૂર્ખ, લોભી અને કપટથી આજીવિકા ચલાવનારા ઘણા પંડિતો પણ બૃહસ્પતિ સમાન બુદ્ધિવાળા કોઈ નિર્દોષ પુરુષના પર દોષ મૂકે જ છે.[૬૩] ધારો કે કદાચ તારા શૂન્યગૃહમાંથી તેણે માંસની ચોરી કરી હશે, તોપણ તારે પૂરતો વિચાર કરવો જોઈએ કે જ્યારે આપણે તેને ઘણો જ આગ્રહ કરીને માંસ આપીએ છીએ, ત્યારે તે શા માટે નહિ લેતો હોય?[૬૪] આ જગતમાં ઘણા પુરુષો અસભ્ય હોય છે, છતાં ઉપરથી સભ્ય જેવા દેખાય છે અને ઘણા પુરુષો ઉપરથી અસભ્ય જેવા દેખાય છે; છતાં વસ્તુતઃ સભ્ય હોય છે; માટે તેવા વિવિધ ભાવોના સંબંધમાં પરીક્ષા કરીને જ કામ કરવું તે યોગ્ય છે.[૬૫] આકાશ, ઊંધા મુખવાળા કટાહના ગર્ભ જેવું (તળવાના કઢાયાના અંદરના ભાગના જેવું) પ્રત્યક્ષ દેખાય છે, અને આગિયો કીડો અગ્નિના જેવો પ્રત્યક્ષ દેખાય છે; પણ આકાશમાં કટાહના ગર્ભ જેવું કંઈ હોતું નથી, તેમ આગિયા કીડામાં અગ્નિ હોતો નથી.[૬૬] કહેવાનું તાત્પર્ય એ છે કે, જે બાબતને પ્રત્યક્ષ જોઈ હોય તેમાં પણ સૂક્ષ્મ રીતે પરીક્ષા કરવી યોગ્ય છે; કેમકે પરીક્ષા કરીને વસ્તુતત્ત્વને જાણનારા પુરુષને પશ્ચાત્તાપ કરવાનો સમય આવતો નથી.[૬૭] હે પુત્ર! કોઈએક સમર્થ રાજા બીજા સામાન્ય પુરુષોનો ઘાત કરે, એ કાર્ય કંઈ દુષ્કર નથી; પણ તેવા સામર્થ્યસંપન્ન રાજાઓ જો ક્ષમા કરનારા હોય તો જગતમાં વખણાય છે અને યશસ્વી બને છે.[૬૮] હે પુત્ર! તેં પોતે જ આ શિયાળને ઉચ્ચ પદવીએ સ્થાપિત કર્યો છે, વળી તે તારો હિતૈષીમિત્ર છે અને સર્વ સામંતોમાં પ્રખ્યાત પણ થયો છે; માટે તે સત્પાત્ર મંત્રીને પુનઃ દુર્લભ માનીને તું જીવતો રાખ.[૬૯] જે રાજા અન્યના દોષારોપોને લીધે પવિત્ર અમાત્યોને પણ દૂષિત માને છે અને બીજા અપવિત્ર અમાત્યોને પવિત્ર માને છે, તે તુરત જ વિનાશ પામે છે.' આ રીતે વ્યાઘ્રની માતા વ્યાઘ્રને ઉપદેશ આપતી હતી, તેટલામાં શિયાળના શત્રુસમુદાયમાંથી પણ કોઈ એક ધર્માત્મા પુરુષ વ્યાઘ્રની પાસે આવ્યો અને તેણે શિયાળ ઉપર જે તરકટ ઊભું કરવામાં આવ્યું હતું તે જાહેર કરી દીધું.[૭૦-૭૧] તે સાંભળીને શિયાળનું ઉત્તમ ચરિત્ર વ્યાઘ્રના જાણવામાં આવ્યું અને તે ઉપરથી તેને સત્કારપૂર્વક છૂટો કરવામાં આવ્યો; એટલું જ નહિ, પણ મૃગરાજાએ તેને સ્નેહપૂર્વક વારંવાર આલિંગન આપ્યું.[૭૨] પછી નીતિશાસ્ત્રને જાણનારા તે શિયાળે પોતાના પર ઊભા કરવામાં આવેલા તરકટથી અમર્ષ વડે તપી જઈને અનશનવ્રત સ્વીકારવાની ઇચ્છા કરી અને તે માટે વ્યાઘ્રની અનુજ્ઞા માગી.[૭૩] તે વખતે શિયાળના સ્નેહને લીધે જેનાં નેત્રો પ્રફુલ્લિત થઈ ગયાં હતાં, એવા તે વ્યાઘ્રે ધર્મમાં જ એકનિષ્ઠા રાખનારા એ શિયાળનું પૂજાસત્કાર વડે અતિશય સન્માન કર્યું અને અનશનવ્રત લેતાં તેને અટકાવવા માંડ્યો.[૭૪] એટલે તે શિયાળે સ્નેહથી વિહ્વળ થયેલા પોતાના રાજા સામે જોઈને તેને પ્રણામ કર્યા ને પછી અશ્રુ વડે ગદ્ગદ થયેલી વાણીથી આ પ્રમાણે કહેવા માંડ્યું: 'ઓ રાજા! તમે પ્રથમ મને અત્યંત માન આપ્યું અને પાછળથી મારું અપમાન કરીને શત્રુના સ્થાનમાં મને લાવી મૂકયો; માટે

હવે હુ તમારી પાસે રહેવાને યોગ્ય નથી.૭૫-૭૬ રાજાના જે સેવકો અસતોષ પામ્યા હોય, સ્થાનથી ભ્રષ્ટ થયા હોય, માનથી રહિત કરાયા હોય, પોતે જ પોતાની મેળે લૂટાયા હોય, શત્રુઓથી ઠગાયા હોય, ક્ષીણ થયા હોય, લોભી હોય, ક્રોધી હોય, ભયભીત હોય, છેતરાયા હોય, દ્રવ્યરહિત થઈ પડ્યા હોય, અભિમાની હોય, પારકુ દ્રવ્ય લેવાનો ત્યાગ કરી બેઠા હોય, મહત્ત્વનો અભિલાષ રાખનારા હોય, સતપ્ત કરાયેલા હોય, રાજા ઉપર કયારે આપત્તિ આવે તે માટે રાહ જોઈ રહ્યા હોય, ગુપ્ત રીતે છિદ્રોને જોનારા હોય અને જેઓ છેતરપિડી કરનારા હોય, તે સર્વ સેવકો રાજા ઉપરની પ્રીતિથી શૂન્ય હોય છે અને નિર્ધન હોય છે ૭૭-૭૯ જેનુ અપમાન કરવામા આવ્યુ છે અને જેને ઉચ્ચ સ્થાનથી ભ્રષ્ટ કરવામા આવ્યો છે, એવા મારા ઉપર હવે તમે વિશ્વાસ કેવી રીતે રાખી શકશો? અને હુ પણ તેવી સ્થિતિમા તમારી પાસે શી રીતે રહી શકીશ?૮૦ તમે મને પ્રથમ સમર્થ જાણીને તથા પરીક્ષા કરીને ઉચ્ચ પદવી પર ચડાવી દીધો અને પાછળથી મે કરેલા ઠરાવનો ભગ કરીને મારુ તમે અપમાન કર્યું છે ૮૧ પોતાની પ્રતિજ્ઞાનુ રક્ષણ કરવા ઇચ્છનાર હરકોઈ પુરુષે સભામા પ્રથમ જે શીલવાન (સદાચારી) તરીકે પ્રસિદ્ધ થયો હોય, તે પુરુષને પાછળથી દુરાચારી તરીકે જાહેર ન કરવો જોઈએ ૮૨ તમે આ રીતે મારું અપમાન કર્યું છે, તેથી હવે તમને મારા પર વિશ્વાસ રહેશે નહિ, તેમ મને પણ તમારા પરનો વિશ્વાસ નહિ હોવાથી હમેશા ઉદ્વેગ રહ્યા કરશે ૮૩ વળી તમે નિત્ય શકાશીલ રહ્યા કરો, હુ સદાય ભયભીત રહ્યા કરુ અને બીજાઓના છિદ્ર જોનારા આપણા શત્રુભૂત મનુષ્યો નિરતર સતુષ્ટ રહે, આમ અનેક પ્રકારના છળથી ભરેલુ આ રાજ્યરૂપ કર્મ હવે મને દુ ખદ જણાય છે,૮૪ તેમ જ સામાન્ય એવો નિયમ છે કે, જેનો એક વખત ભગ થયો હોય તેનુ પુન સધાન કરવુ અતિશય કઠિન થઈ પડે છે જેનો કદી ભંગ ન થયો હોય, તેને મહાદુ ખથી અથવા અતિશય પ્રયાસથી ભેદી શકાય છે-જુદું પાડી શકાય છે, પણ જે પ્રીતિ પ્રથમ અત્યત ગાઢ રીતે બધાયલી હોય અને તેનો અકસ્માત્ જ્યારે ભેદ થાય છે, ત્યારે તેમા સ્નેહ રહેતો નથી અર્થાત્ તે સાધી સધાતી નથી ૮૫ કોઈ પણ સેવક કેવળ પોતાના સ્વામીનુ જ હિત કરવામા આસક્ત હોતો નથી, પણ પોતાનુ અને સ્વામીનુ બન્નેનુ હિત કરનારા સેવકો જ આજકાલ જોવામા આવે છે, અર્થાત્ સ્વામી ઉપરનો સેવકનો સ્નેહ કેવળ સ્વામીનુ જ કાર્ય કરવા માટે હોતો નથી, માત્ર પોતાનુ જ કાર્ય સિદ્ધ કરવાની અપેક્ષાએ આજકાલના સેવકો સેવા કરી રહ્યા છે, પણ સ્વાભાવિક સ્નેહથી સેવા કરનારા નિરપેક્ષ સેવકો અત્યત દુર્લભ હોય છે ૮૬ રાજાઓનુ ચિત્ત સદાને માટે ચલાચલ અથવા અસ્થિર હોય છે, તેથી પોતાના હિતૈષી પુરુષોને ઓળખવાનુ જ્ઞાન તેઓને દુર્લભ થઈ પડે છે. જે રાજા સમર્થ હોવા છતા પણ નિ શક હોય તેવો તો સેકડોમાથી એકાદ જ મળી શકે છે ૮૭ જોયા વિચાર્યા વિના અકસ્માત્ મનુષ્યોને ઉચ્ચ દરજ્જે ચડાવી દેવા, અકસ્માત્ ઉચ્ચ સ્થાનેથી ઉતારી પાડવા, અકસ્માત્ કોઈનુ શુભ કરવુ, અકસ્માત્ કોઈનુ અશુભ કરવુ અને એકદમ કોઈને મોટાઈ આપી દેવી, તે બુદ્ધિની લઘુતા છે ૮૮ એ પ્રમાણે ધર્મ, અર્થ અને કામના હેતુઓવાળુ સાત્વનયુક્ત વચન કહીને તે બુદ્ધિમાન શિયાળે પોતાના રાજાને (વ્યાઘ્રને) પ્રસન્ન કર્યો ને પછી પોતે વનમા ચાલ્યો ગયો ૮૯ વ્યાઘ્રરાજાએ તેને પોતાની પાસે રાખવા માટે ઘણો ઘણો વિનવ્યો હતો, પણ તેની એ વિનવણીને નહિ સ્વીકારીને તે બુદ્ધિમાન શિયાળે અનશનવ્રતનો જ સ્વીકાર કર્યો, જેથી દેહનો ત્યાગ કરીને તે સ્વર્ગમા ગયો ૯૦

ઇતિ શ્રીમહ ભારતમા શાતિપર્વાતર્ગત રાજધર્માનુશાસન પર્વમા 'વ્યાઘ્ર અને શિયાળની કથા' નામનો અધ્યાય ૧૧૧ મો સમાપ્ત

# अध्याय ११२मो

## આલસ્યનું પરિણામ-એક ઊંટની કથા×

॥ युधिष्ठिर उवाच ॥

किं पार्थिवेन कर्तव्यं किं च कृत्वा सुखी भवेत् ।
एतदाचक्ष्व तत्त्वेन सर्वधर्मभृतां वर ॥ १ ॥

યુધિષ્ઠિરે પૂછ્યુ 'હે સર્વ ધાર્મિકોમા શ્રેષ્ઠ

× આ કથાનો સાર એ છે કે, નીચ પુરુ। મહાન

પિતામહ! રાજાએ શું કરવું યોગ્ય છે? અને શું કરીને તે સુખી થાય, તે મને યથાર્થ રીતે કહો.[૧]

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર! રાજાએ આ લોકમાં શુ કરવુ યોગ્ય છે અને કયું કાર્ય કરીને તે સુખી થાય, તે વિષે હુ તમને મુખ્ય નિશ્ચય કહું છું તેને આનંદથી સાભળો.[૨] હે યુધિષ્ઠિર! એક ઊંટનું મહાન વૃત્તાંત જે રીતે અમારા સાંભળવામાં આવ્યુ છે, તે રીતે રાજાએ વર્તવું નહિ. હું તમને તે ઊંટનુ વૃત્તાંત કહું છું, સાભળો.[૩]

પૂર્વે પ્રજાપતિના યુગમાં જેને પોતાના પૂર્વજન્મનુ સ્મરણ હતું એવુ એક મોટું ઊંટ તીક્ષ્ણ વ્રત ધારણ કરીને અરણ્યમાં મહાન તપશ્ચર્યા કરતું હતું.[૪] તેની તપશ્ચર્યા જ્યારે પૂર્ણ થઈ, ત્યારે પિતામહ બ્રહ્મદેવ તેના પર પ્રસન્ન થયા ને તેમણે પોતાનો ઈષ્ટ વર માગવા માટે તેને આજ્ઞા કરી.[૫] [illegible] વરદાન માગ્યુ કે, ‘હે ભગવન્! આપની કૃપાથી મારી ડોક એટલી બધી લાંબી થઈ જાઓ કે, જેથી [illegible] એક જ સ્થળે બેસીને સો યોજનથી પણ વધારે દૂરના પ્રદેશ ઉપરથી ચારો ચરી શકું.’[૬] ઊંટની એ પ્રાર્થના પ્રમાણે વર આપનારા મહાત્મા બ્રહ્મદેવે ‘તથાસ્તુ’ એમ કહીને તેને વર આપ્યો, પછી ઊંટ પણ તે ઉત્તમ વરદાન મેળવીને પોતાના વન તરફ ચાલ્યું ગયુ; પરંતુ કાલાંતરે તે ઊંટ વરદાનના સાધનથી અત્યંત આળસુ બની ગયુ અને કાળથી મોહિત થઈને તે દુરાત્માએ ચરવા જવાનું માંડી વાળ્યુ. હવે એક દિવસ તે ઊંટ પોતાની સો યોજનની ડોકને પ્રસારીને નિરાંતે ચારો ચરતું હતું, તેવામાં એકાએક પવનનું તોફાન વધી ગયુ અને સાથે વરસાદ પણ એટલો બધો પડવા લાગ્યો કે, જેથી આખું જગત પાણીમાં ગરકાવ થઈ ગયુ. એ વખતે પેલું મૂર્ખ ઊંટ પોતાની ડોકને એક પર્વતની ગુફામા મૂકીને બેસી રહ્યું હતું.[૭-૧૦] તે અરસામાં એક શિયાળ કે જે ટાઢથી થરથર ધ્રૂજતો હતો, ક્ષુધા અને શ્રમથી વિહ્વળ થઈ ગયો હતો અને પાણીથી નીતરી રહ્યો હતો, તે પોતાની સ્ત્રીને સાથે લઈને એકદમ તે ગુફામાં આવી પેઠો.[૧૧] તે શિયાળ માંસ ઉપર જ જીવનારો હતો અને વળી તેને ક્ષુધા પણ કકડીને લાગી હતી, તેથી હે ભરતશ્રેષ્ઠ રાજા! ત્યાં પડેલી ઊંટની ડોકને જોતાં જ તેનું તેણે ભક્ષણ કરવા માંડ્યું.[૧૨] એ વખતે જ્યારે ઊંટના જાણવામાં આવ્યું કે, મારી ડોકને કોઈ માંસાહારી પ્રાણી કરડી ખાય છે, ત્યારે અત્યંત દુઃખિત થઈને ડોકને સંકુચિત કરવા માટે તેણે ઘણો જ યત્ન કર્યો; પણ તે સર્વ વ્યર્થ જ ગયો.[૧૩] જેટલામાં તેણે પોતાની ડોકને ઊંચીનીચી કરીને સંકોચી લેવાનાં ફાંફાં માર્યાં, તેટલામાં તો પેલા શિયાળે અને તેની સ્ત્રીએ તેને મારી ખાધો.[૧૪] એ પ્રમાણે ઊંટને મારી નાખીને તથા તેના માંસનું ભક્ષણ કરીને તે શિયાળ વાયુ અને વરસાદ જ્યારે શાંત થયાં, ત્યારે ગુફામાંથી બહાર નીકળી ગયો.[૧૫] આ રીતે દુષ્ટબુદ્ધિવાળું ઊંટ મરણ પામ્યુ હતું. તે ઉપરથી તમે વિચાર કરો કે, આલસ્યમાંથી અનુક્રમે કેવા દોષો ઊભા થાય છે.[૧૬] હે રાજા! તમે પણ એ પ્રકારના આલસ્યનો ત્યાગ કરીને તથા ઇંદ્રિયોને વશમાં રાખીને નિરંતર ઉદ્યમ કરતા રહો; કેમ કે ભગવાન મનુ કહે છે કે, વિજયનું મૂળ બુદ્ધિ છે.[૧૭] હે ભારત! બુદ્ધિબળથી કરાતાં કાર્યો શ્રેષ્ઠ, છે, બાહુબળથી કરાતાં કાર્યો મધ્યમ છે, કેવળ પાદસંચારથી (પગ ચલાવીને) કરાતાં કાર્યો અધમ છે અને પીઠ ઉપર ભાર વહીને કરાતાં કર્મો અધમાધમ છે.[૧૮] જે રાજા ઉત્સાહસંપન્ન હોય છે, ઇંદ્રિયોને વશ રાખનારો હોય છે અને અત્યંત દ્રવ્યલોભી હોય છે, તેનું રાજ્ય સ્થિર થઈને ટકી રહે છે; માટે જ મનુ ભગવાન કહે છે કે, વિજયનું મૂળ બુદ્ધિ છે. હે નિર્દોષ યુધિષ્ઠિર! રાજ્યના ગુપ્ત વિચારોને એકાંતમાં સાંભળનાર, ઉત્તમ પ્રતિના સહાયકોવાળા અને પરીક્ષાપૂર્વક કાર્ય કરનારા રાજાની રાજ્ય લક્ષ્મી સ્થિર થઈને રહે છે અને જે રાજા સહાયકોથી યુક્ત હોય છે તે આખી પૃથ્વી ઉપર રાજ્ય કરી શકે છે.[૧૯-૨૦] હે ઇંદ્ર સમાન પ્રભાવવાળા રાજા! રાજનીતિના વિધિને જાણનારા પ્રાચીન સત્પુરુષોએ એ પ્રમાણે જ વર્તવા માટે રાજાઓને આજ્ઞા કરી છે અને મેં પણ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે જ તમને આ ઉપદેશ આપ્યો છે, માટે તેને બુદ્ધિથી ગ્રહણ કરીને તે પ્રમાણે તમે વર્તો.[૨૧]

અધ્યાય ૧૧૨ મો સમાપ્ત

---

પદને પામે તોપણ મૂર્ખતા અને આળસને લીધે નાશ જ પામે છે.

## अध्याय ११३ मो

### નમ્રતા રાખવા વિષે નેતરનું દૃષ્ટાંત

॥ युधिष्ठिर उवाच ॥

**राजा राज्यमनुप्राप्य दुर्लभं भरतर्षभ।**
**अमित्रस्यातिवृद्धस्य कथं तिष्ठेदसाधनः ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે ભરતશ્રેષ્ઠ પિતામહ! દુર્લભ એવું રાજ્ય સંપાદન કર્યા પછી રાજાએ અતિશય બળવાન થઈ પડેલા શત્રુ સામે સાધન-રહિતપણાને લીધે કેવી રીતે વર્તવું, તે મને કહો.[1]

ભીષ્મે કહ્યું: હે ભારત! આ વિષયમાં સમુદ્ર અને નદીઓના સંવાદરૂપે એક પ્રાચીન ઇતિહાસ કહેવાય છે, તે હું તમને કહું છું, સાંભળો.[2] એક સમયે દૈત્યોના નિત્યના નિવાસસ્થાનભૂત નદીઓના પતિ સમુદ્રે સર્વ નદીઓને પોતાનો સંશય પૂછ્યો.[3]

સમુદ્રે પૂછ્યું: હે નદીઓ! તમારામાં જ્યારે પાણીનું ભારે પૂર આવે છે, ત્યારે તમે મહાપ્રચંડ વૃક્ષોને તેઓનાં મૂળો અને શાખાઓની સાથે ઉખેડી નાખીને અહીં સુધી ખેંચી લાવો છો, એ હું જોઉં છું, પણ તેમાં કોઈ વખતે નેતરને હું જોતો નથી.[4] નેતર તો બિચારું નાની કાયાવાળું હોય છે, અલ્પ બળવાળું હોય છે અને તમારા તીર ઉપર જ ઊગેલું હોય છે, છતાં તેને તમે અહીં સુધી ઘસડી નથી લાવતાં તેનું કારણ શું? શું તેને તુચ્છ સમજીને તેના પરની અવજ્ઞાને લીધે તમે એને નથી ખેંચી લાવતાં? અથવા શું તેણે તમારું કંઈ પ્રિય કર્યું છે કે જેથી નેતર તમારા કાંઠાઓનો ત્યાગ કરીને અહીં સુધી આવતું નથી? એ વિષે તમારો સર્વનો અભિપ્રાય સાંભળવાની મને ઇચ્છા છે.[5-6]

તે સાંભળીને ગંગા નદીએ નદીઓના પતિ સમુદ્ર પ્રત્યે ઉત્તમ અર્થવાળું, હેતુગર્ભિત અને હૃદયાકર્ષક એવું વાક્ય કહી સંભળાવ્યું.[7]

ગંગા બોલી: આ બધાં વૃક્ષો પોતાના સ્થાન ઉપર રહીને અમારા વેગ સામે ટટાર ને ટટાર ઊભાં રહે છે, તેથી તેઓ પોતાના સ્થાન ઉપરથી ભ્રષ્ટ થાય છે; પણ નેતર તેથી વિરુદ્ધ રીતે વર્તે છે અને તેથી જ પોતાના સ્થાન પર સ્થિર રહે છે.[8] અમારા વેગને આવતો જોઈને નેતર એકદમ નમી જાય છે અને પછી વેગ જ્યારે નરમ પડી જાય છે, ત્યારે પાછું પોતાના સ્થાન પર જઈને ઊભું રહે છે; પણ બીજાં વૃક્ષો તેની પેઠે નમી જતાં નથી અને તેથી જ તેઓને પોતાનું સ્થાન છોડવું પડે છે.[9] વળી નેતર સમયને તથા આચારને જાણનારું છે, સદાય વશ રહેનારું છે, ઉદ્ધતાઈથી રહિત છે, અનુકૂળ રહેનારું છે અને અભિમાનથી રહિત છે, તેથી તે અહીં સુધી ઘસડાઈ આવતું નથી.[10] જે ઓષધિઓ, વૃક્ષો અને લતાગુલ્મો વાયુના તથા પાણીના વેગને જોઈને નમી જાય છે અને તે વેગના ગયા પછી પાછાં ઉન્નત રહે છે, તેઓ પરાભવને પામતાં નથી.[11]

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર! જે પુરુષ હરકોઈ બંધનનો નાશ કરવામાં સમર્થ એવા બળવાન શત્રુના વેગને પ્રથમ સહન કરતો નથી, તે સત્વર વિનાશ પામે છે.[12] અને જે બુદ્ધિમાન પુરુષ પોતાના તથા શત્રુના સામર્થ્યનો, અસામર્થ્યનો, સૈન્યનો અને પરાક્રમનો વિચાર કરીને વર્તે છે, તે કદી પરાભવ પામતો નથી.[13] એ પ્રમાણે જ જે પુરુષ શત્રુને અત્યંત બળવાન માનીને નેતરના જેવી વૃત્તિનો આશ્રય કરે છે, તે વિદ્વાન ગણાય છે અને તેમ કરવું એ જ જ્ઞાનનું લક્ષણ છે.[14]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન-પર્વમાં 'નમ્રતા રાખવા વિષે નેતરનું દૃષ્ટાંત' નામનો અધ્યાય ૧૧૩મો સમાપ્ત

## अध्याय ११४ मो

### દુર્જન સામે દુર્જન થવું નહિ

॥ युधिष्ठिर उवाच ॥

**विद्वान् मूर्खप्रगल्भेन मृदुतीक्ष्णेन भारत।**
**आक्रुश्यमानः सदसी कथं कुर्यादरिंदम ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે શત્રુદમન ભરતવંશી પિતામહ! કોઈ મૂર્ખ અને નિર્લજ્જ પુરુષ કોમળતાભરેલાં ક્રૂર વચનો કહીને સભા વચ્ચે વિદ્વાન પુરુષની જો નિંદા કરે, તો તે વિદ્વાન પુરુષે શું કરવું?[1]

ભીષ્મે કહ્યું: હે રાજા! તે વિષે શાસ્ત્રકારોએ જે કંઈ કહ્યું છે, તે હું તમને કહું છું, સાંભળો. જે પુરુષનું મન ઉદાર હોય છે, તે અલ્પ બુદ્ધિવાળા પુરુષનાં કટુ વચનોને હમેશાં સહન કરે છે.[2] જે પુરુષ પોતાની નિંદા કરનાર મનુષ્ય ઉ॰

માન થતો નથી, તેને પેલા નિંદક મનુષ્યનું પુણ્ય પ્રાપ્ત થાય છે અને તે ક્ષમાશીલ પુરુષ પોતાના પાપને પેલા નિંદક પુરુષને અર્પણ કરે છે.૩ ટિટોડો જેમ અતિશય આતુર થઈને વ્યર્થ ટે ટે કરે છે, તેમ નિંદક પુરુષ પણ વ્યર્થ લવારી કરનારો છે, એમ સમજીને તેની ઉપેક્ષા જ કરવી, કેમ કે લોકોમાં દ્વેષપાત્ર થયેલો તે નિંદક પુરુષ નિષ્ફળ બકવાદ કર્યા કરે છે.૪ નિંદા કરનારો પુરુષ તેવું પાપકર્મ કરીને નિત્ય પોતાની પ્રશંસા કરે છે કે, 'મેં એક લોકમાન્ય પુરુષને આ પ્રમાણે એવો તો ધિક્કારી કાઢ્યો કે, જેથી તે શરમાઈ ગયો, ઝંખવાણો પડી ગયો અને મૃતવત્ બની ગયો.' આ રીતે નિંદ્ય એવા પોતાના કર્મના તે નિર્લજ્જ પુરુષ વખાણ કરે છે,૫-૬ તોપણ વિદ્વાન પુરુષે તેવા અધમ પુરુષની યત્નપૂર્વક ઉપેક્ષા જ કરવી અને તે અલ્પમતિ પુરુષ જે કંઈ બકવાદ કરે તે સહન કરવો,૭ કારણ કે તેવો પ્રાકૃત પુરુષ પ્રશંસા કરે અથવા તો નિંદા કરે, પણ તેથી વળવાનું શું છે ? જેમ કોઈ બુદ્ધિહીન કાગડો વનમાં નિરર્થક શબ્દ બોલ્યા કરે છે, તેમ એ પ્રાકૃત પુરુષ પણ પ્રશંસાના કે નિંદાના શબ્દો નિરર્થક બોલ્યા કરે છે.૮ 'અમુક માણસે અમુક કુકર્મ કર્યું છે' આમ કહીને નિર્દોષ ઉપર દોષારોપ મૂકનાર નિંદક પુરુષ કેવળ વાણીમાત્રથી જ દોષસિદ્ધિ કરી શકે છે, વાસ્તવિક રીતે તેનાથી બીજું કંઈ પણ થઈ શકતું નથી જેમ 'તારો પુત્ર મરી જાઓ' એમ કહેવા માત્રથી કોઈના પુત્રનું મરણ થતું નથી, તેમ માત્ર વાણીથી જ દોષયુક્ત કરાયેલો પુરુષ વસ્તુતઃ દૂષિત થતો નથી.૯ જે પુરુષ કોઈની વ્યર્થ નિંદા કરીને પોતાનું દુષ્ટ આચરણ વ્યક્ત કરે છે, તે પોતાની એવી ચેષ્ટાથી પોતાની માતામાં વિપરીત રીતે કરાયેલા વીર્યસેકને જાહેર કરે છે, અર્થાત્ પોતાની માતા વિષે કોઈ પરપુરુષે જ વીર્યસિંચન કરીને પોતાને ઉત્પન્ન કર્યો છે એમ સ્પષ્ટ જણાવી આપે છે જેમ મયૂરપક્ષી પોતાના ગુહ્યપ્રદેશને (ગુદા ભાગને) ખુલ્લો કરીને જ્યારે નાચવા માંડે છે, ત્યારે પોતાના મનમાં માને છે કે, 'હું કેવું ઉત્તમ નૃત્ય કરું છું ?' પરંતુ તેને એ વિષે લજ્જા નથી આવતી કે, 'મારા ગુહ્યપ્રદેશને લોકો જોઈ જાય છે (તેમ જ ખલ પુરુષ પણ 'મેં અમુક લોકમાન્ય પુરુષને ભર સભા વચ્ચે દુષ્ટ વાક્યો કહીને ધિક્કારી કાઢ્યો છે' આમ કહીને પોતાના વખાણ કરે છે, પરંતુ તેથી પોતે લાજતો નથી કે મેં તેવું દુષ્ટ કર્મ કરીને મારી માતાનો જ દોષ ઉઘાડો કર્યો છે–મેં જ મારી માતાને વ્યભિચારિણી તરીકે જાહેર કરી દીધી છે)૧૦ જે પુરુષને જગતમાં કંઈ અવાચ્ય (નહિ બોલવા યોગ્ય) નથી અથવા અકાર્ય (નહિ કરવા યોગ્ય) નથી, તેવા દુષ્ટકર્મી પુરુષની સાથે પવિત્ર પુરુષે ભાષણ પણ ન કરવું.૧૧ જે મનુષ્ય પ્રત્યક્ષમાં ગુણાનુવાદ કરે છે અને પરોક્ષમાં નિંદા કરે છે, તે મનુષ્ય લોકમાં કૂતરાના જેવો છે, એટલું જ નહિ પણ તેના પરલોકનો, જ્ઞાનનો તથા ધર્મનો નાશ થાય છે.૧૨ વળી પરોક્ષમાં નિંદા કરનારો જે પુરુષ સેંકડો મનુષ્યોને દાન આપે અથવા યજ્ઞયાગ કરે, તોપણ તેના એ પુણ્યકૃત્યનો તત્કાળ વિનાશ જ થાય છે,૧૩ માટે બુદ્ધિમાન પુરુષે સજ્જનોએ ત્યાજ્ય ગણેલા તેવા પાપી ચિત્તવાળા પુરુષનો કૂતરાના માંસની પેઠે એકદમ ત્યાગ કરી દેવો.૧૪ જેમ સર્પ પોતાની ફેણને ઊંચી કરીને ક્રૂરપણું જાહેર કરે છે, તેમ દુરાત્મા પુરુષ પણ જનસમુદાયમાં કોઈની નિંદા કરીને પોતાના દોષોને જ પ્રકટ કરે છે,૧૫ માટે નિંદારૂપ સ્વકર્તવ્યમાં નિરંતર તત્પર રહેનાર તેવા નીચ મનુષ્યની સામે જે પુરુષ પ્રતિકાર કરવા ધારે છે અથવા તે નિંદક પુરુષને સુધારવા માટે કોઈ પ્રકારનો યત્ન કરવા ઇચ્છે છે, તે પુરુષ રાખોડીના ઢગમાં આળોટતા ગધેડાની પેઠે દુઃખમાં જ ડૂબી જાય છે.૧૬ મનુષ્યોની નિંદા કરવામાં જ સદોદિત તત્પર રહેનારો નિંદક પુરુષ મનુષ્યના રૂપમાં એક કૂતરો જ છે અથવા ઉન્મત્ત થઈને મોટી ચીસો પાડનારો એક તોફાની હાથી છે અથવા તો એક ભયંકર શ્વાન જ છે, આમ સમજીને ડાહ્યા માણસોએ તેનાથી દૂર જ રહેવું.૧૭ જે પાપબુદ્ધિ મનુષ્ય પારકી નિંદા કરવારૂપ અધીર પુરુષોના કર્તવ્યમાર્ગનું સેવન કરી રહ્યો છે, ઇંદ્રિયદમન અને વિનયથી ભ્રષ્ટ થયેલો છે, નિત્ય બીજાઓની શત્રુતા કરવાનું જ વ્રત સ્વીકારી બેઠો છે અને સર્વનું અપ્રિય કરવાની જ ઇચ્છા રાખનારો છે, તે પાપી મનુષ્યને સદાય ધિક્કાર હજો.૧૮ કોઈ સમયે દુર્જનો કોઈ સુજનની નિંદા કરતા હોય અને તે

સુજન તેઓને જો પ્રત્યુત્તર આપતો હોય તો તે વેળા બીજાઓએ 'ભાઈ! તું એમને પ્રત્યુત્તર ન આપ અને તેઓએ કરેલી નિંદાથી દુઃખી થા મા.' એમ કહીને તેને અટકાવવો જોઈએ, કેમ કે સ્થિર બુદ્ધિવાળા મહાત્માઓ ઉત્તમ પુરુષના નીચ મનુષ્ય સાથેના સંભાષણ આદિ પ્રસંગને નિંદ્ય ગણે છે.[૧૯] ક્રૂર એવો મૂર્ખ પુરુષ જ્યારે કોપાયમાન થાય છે, ત્યારે હાથની પાંચે આંગળીઓ પહોળી કરીને લપડાક લગાવી દે છે, ધૂળ ઉડાડવા મંડી પડે છે, ધાન્યનાં ફોતરાં ફેંકે છે અથવા દાંત બહાર કાઢીને બિવડાવે છે; કારણ કે કોપાયમાન થયેલા તેવા મૂઢ પુરુષમાં પૂર્વોક્ત કોપચિહ્નો સ્વતઃસિદ્ધ હોય છે.[૨૦] જે પુરુષ મેં કહેલા આ ઉપદેશનું પઠન કરે છે, તે સભા વચ્ચે દુર્જનોએ કરેલી પોતાની નિંદાને સહન કરે છે; એટલું જ નહિ પણ તે પુરુષને, દુર્જનોની વાણીરૂપ અપ્રિયની લગારે અસર થતી નથી.[૨૧]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'દુર્જન સામે દુર્જન થવું નહિ' નામનો અધ્યાય ૧૧૪ મો સમાપ્ત

## अध्याय ११५ मो

### રાજાના સહાયકો કેવા હોવા જોઈએ?

॥ युधिष्ठिर उवाच ॥

**पितामह महाप्राज्ञ संशयो मे महानयम्।**
**संछेत्तव्यस्त्वया राजन् भवान् कुलकरो हि नः॥१॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે મહાબુદ્ધિમાન પિતામહ! મને આ એક મહાન સંશય થયો છે, તેને તમારે દૂર કરવો જોઈએ; કારણ કે તમે અમારા કુળમાં સ્થિતિકર્તા પુરુષ છો.[૧] હે તાત! દુરાચારી અને દુરાત્મા પુરુષોનાં નિંદારૂપ વાક્યો સહન કરવા વિષે તમે મને કહ્યું; પણ હવે હુ તમને વિનંતી કરું છું કે,[૨] જે કર્મ રાજ્યતંત્રને તથા કુળને હિતકારક હોય, સુખને ઉત્પન્ન કરનારું હોય, વર્તમાનકાળમાં અને ભવિષ્યકાળમાં કલ્યાણકારક હોય, ઉન્નતિજનક હોય, પુત્રોને તથા પૌત્રોને સુંદર લાગે તેવું હોય, રાષ્ટ્રની વૃદ્ધિ કરનારું હોય અને અન્ન, પાન તથા શરીરને હિતકારક હોય તે મને કહો.[૩-૪] રાજ્યારુઢ થયા પછી રાજાએ પોતાના મિત્રો અને સુહૃદોની સાથે રાષ્ટ્રમાં રહીને પ્રજાઓનું કેવી રીતે રંજન કરવું? જે રાજા ઇંદ્રિયોને વશ રાખી શકતો નથી અને સ્નેહ તથા રાગને અધીન થઈ ગયેલો હોય છે, તે રાજા ઇંદ્રિયોના અનિગ્રહને લીધે પ્રાયઃ દુર્જનતાનો જ સ્વીકાર કરવા ઇચ્છે છે; એટલું જ નહિ પણ તેના અસંયમીપણાને લીધે તેના કુળવાન સેવકો તેનાથી વિરુદ્ધ થઈ જાય છે અને તેથી તે રાજાને સેવકોના બળથી પ્રાપ્ત થનારા ધનાદિક અર્થનો લાભ થતો નથી.[૫-૭] માટે (સુખાભિલાષી રાજાએ કેવી રીતે વર્તીને રાજ્યફળ સંપાદન કરવું) એ વિષે મને સંશય થયો છે, તેનું નિવારણ કરવા માટે મહાદુર્બોધ એવા રાજધર્મોનું તમે વર્ણન કરો. તમે બુદ્ધિમાં સાક્ષાત્ બૃહસ્પતિ સમાન છો.[૮] હે પુરુષવ્યાઘ્ર ભીષ્મપિતામહ! આપણા કુળનું હિત કરવામાં આસક્ત એવા તમે એક જ અમને હિતોપદેશ આપનારા છો અને એક મહાબુદ્ધિમાન વિદુર અમને સર્વદા ઉપદેશ આપી શકે તેમ છે.[૯] તમારી પાસેથી કુળનું તથા રાજ્યનું હિત કરનાર વાક્ય સાંભળીને હું જાણે નિર્વિકાર એવા અમૃતનું પાન કરીને તૃપ્ત થયો હોઉં તેમ તૃપ્ત થઈને સુખેથી શયન કરીશ;[૧૦] (માટે હું પૂછું છું કે,) રાજાની સમીપ રહેનારા સેવકો કેવા પ્રકારના સર્વ ગુણોવાળા હોવા જોઈએ અને કેવા કુળના તથા કેવા શીલના સેવકોને સાથે રાખીને રાજાએ શત્રુઓ સામે ચડાઈ કરવી જોઈએ?[૧૧] હું ધારું છું કે, સેવકો વિનાનો એકલો રાજા રાજ્યનું રક્ષણ કરી શકતો નથી, માટે જ રાજ્યમાં સર્વ કુળવાન સેવકોની તે આકાંક્ષા રાખે છે.[૧૨]

ભીષ્મ બોલ્યા: હે ભરતવંશના રાજા! સેવકો વિનાનો એકલો રાજા રાજ્યતંત્રને ચલાવી શકતો નથી; કેમ કે હે તાત! સહાય વિનાનો કોઈ પણ પુરુષ અર્થનું (દ્રવ્યનું) રક્ષણ કરી શકતો નથી;[૧૩] માટે જે રાજાની પાસે જ્ઞાનવિજ્ઞાનકુશળ પ્રજાઓનું હિત ઇચ્છનારા, કુળવાન અને સ્નેહાળ એવા સેવકો હોય છે, તે રાજા ધનાદિક અર્થોને સંપાદન કરી શકે છે, મેળવેલા અર્થોનું રક્ષણ કરી શકે છે અને રાજ્યના ફળને પામે છે.[૧૪-૧૫] જે રાજાના મંત્રીઓ કુળવાન હોય છે, લાંચરુશવત લઈને શત્રુઓને વશ થનારા હોતા નથી, નિત્ય રાજાની સાથે જ રહેનારા હોય છે, રાજાને સદ્બુદ્ધિ આપ-

નારા હોય છે, સંબધને જાણવામાં કુશળ હોય છે, સંકટને દૂર કરવા માટે આગળથી ઉપાયો યોજી રાખનારા હોય છે, સમયસૂચક હોય છે અને બની ગયેલા બનાવ માટે શોક કરનારા હોતા નથી, તે રાજા રાજ્યનું ફળ સંપાદન કરે છે.[૧૬-૧૭] વળી જે રાજાના સહાયકો સુખદુઃખમાં સમાન ભાગ લેનારા હોય છે, રાજાનું પ્રિય કરનારા હોય છે, દ્રવ્ય કેવી રીતે મળે, તે વિષેનો વિચાર કરનારા હોય છે અને સત્યનિષ્ઠ હોય છે, તે રાજા રાજ્યનું ફળ સંપાદન કરે છે.[૧૮] જે રાજાનો દેશ કોઈ રીતે દુઃખી હોતો નથી, સદાય રાજાના હૃદયમાં જ વસી રહ્યો હોય છે, ક્ષુદ્રતાથી રહિત હોય છે અને સન્માર્ગનું અવલંબન કરનાર હોય છે, તે રાજા રાજ્યનું ફળ પામી શકે છે.[૧૯] જે રાજાના કોશાધ્યક્ષો રાજાના હિતેચ્છુ અને સંતુષ્ટ રહીને નિરંતર કોશની વૃદ્ધિ કરનારા હોય છે, તે રાજા સર્વના કરતાં ઉત્તમ થઈ શકે છે.[૨૦] જે રાજાનો ભંડાર લાંચરુશવતથી વશ નહિ થનારા, હિતેચ્છુ, સંગ્રહ કરવામાં તત્પર, સુપાત્ર અને લોભવૃત્તિથી રહિત એવા સેવકોથી સુરક્ષિત હોય છે, તે રાજા ઘણો જ ગુણવાન થઈ શકે છે.[૨૧] જે રાજાના નગરમાં વાદીપ્રતિવાદીના વિવાદ-નિર્ણયનો વ્યવહાર, શંખલિખિતના* વ્યવહાર પ્રમાણે કર્માનુસાર ફલોદયવાળો જોવામાં આવે છે, તે રાજાને સ્વધર્મનું ફળ મળે છે.[૨૨] રાજધર્મને જાણનારો જે રાજા પોતાના રાજ્યમાં ઉત્તમ મનુષ્યોનો સંગ્રહ કરે છે અને સંધિવિગ્રહાદિક છ ગુણોનો યથાયોગ્ય આશ્રય કરે છે, તે રાજા ધર્મનું ફળ સંપાદન કરે છે.[૨૩]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન-પર્વમાં 'એક શ્વાનનું દૃષ્ટાંત' નામનો અધ્યાય ૧૧૫મો સમાપ્ત

* શંખ અને લિખિત નામના બે ભાઈઓની કથા પ્રથમ ૨૩મા અધ્યાયમાં આવી ગયેલી છે.

# અધ્યાય ૧૧૬મો

## એક શ્વાનનું દૃષ્ટાંત

॥ भीष्म उवाच ॥

अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम् ।
निदर्शनं परं लोके सज्जनाचरितं यथा ॥ १ ॥

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિર રાજા! ઉત્તમ, મધ્યમ અને અધમ સ્થાનો પર અનુક્રમે ઉત્તમ, મધ્યમ અને અધમ મનુષ્યોની જ યોજના કરવી, પણ ઉત્તમ સ્થાન પર નીચની યોજના કદી કરવી નહિ; એ વિષયમાં ઉત્તમ દૃષ્ટાંતભૂત એક પ્રાચીન ઇતિહાસ લોકમાં કહેવાય છે અને તે સજ્જનોનું આચરણ કરનારા લોકસમુદાયમાં પરમ પ્રમાણભૂત ગણાય છે.[૧] પૂર્વે હું જમદગ્નિના પુત્ર પરશુરામના તપોવનમા જ્યારે રહેતો હતો, ત્યારે આ વિષયને જ લગતું તે દૃષ્ટાંત મોટા મોટા ઋષિઓના કહેવા પરથી મેં સાંભળ્યું હતું.[૨] તે આ પ્રમાણે છે: જેમાં મનુષ્યોનો સંચાર પણ ન હતો, એવા એક મહાન વનમાં ફળમૂળનો જ આહાર કરનારા કોઈ એક મહર્ષિ રહેતા હતા. તે ઋષિ નિયમો પાળવામાં એકનિષ્ઠ હતા, ઇંદ્રિયોને વશ રાખનારા હતા, વ્રતોની દીક્ષામાં તથા બાહ્ય વિષયોથી નિવૃત્ત થવામાં પરાયણ રહેતા હતા, શાંત હતા, સ્વાધ્યાયનિષ્ઠ હતા, પવિત્ર હતા, ઉપવાસોથી શુદ્ધ મનવાળા હતા અને નિરંતર સત્ત્વગુણનો જ આશ્રય કરનારા હતા.[૩-૪] આ રીતે ચારિત્ર્યનિષ્ઠ રહીને પોતાના સ્થાન પર બેસી રહેનારા તે બુદ્ધિમાન ઋષિના મનોગત સદ્‌ભાવને જોઈને વનવાસી સર્વ પ્રાણીઓ તેમની સમીપ આવીને બેસતાં હતાં. સિંહો, વ્યાઘ્રો, ક્રૂર અને મદમત્ત એવા મોટા હાથીઓ, દીપડાઓ, ગેંડાઓ, રીંછો અને બીજાં ઘણા ભયંકર દેખાવનાં માંસાહારી પ્રાણીઓ અન્યોન્યના કુશલ પ્રશ્નનો ઉત્તર આપીને ત્યાં એકઠાં થતાં હતાં અને તે ઋષિના શિષ્યોની પેઠે અથવા દાસોની પેઠે આજ્ઞાપરાયણ રહીને તેમનું પ્રિય કરતાં હતાં.[૫-૭] જ્યારે રાત્રિનો સમય થતો હતો, ત્યારે તે સર્વ પ્રાણીઓ અન્યોન્ય કુશલ સમાચાર પૂછીને જ્યાંથી આવતાં હતાં ત્યાં પાછાં ચાલ્યાં જતાં હતાં; પણ તેમાંનો એક ગ્રામ્યપશુ (કૂતરો) એ

મહામુનિનો કદી પણ ત્યાગ કરતો ન હતો.[૮] તે કૂતરો ઋષિનો ભક્ત હતો, અનુરાગી હતો, નિરંતર ઉપવાસો કરીને શરીરે કૃશ થઈ ગયો હતો, કોઈ સમયે જ ફળ, મૂળ અથવા જળનો આહાર કરતો હતો, સ્વભાવે શાંત હતો અને કોઈ એક સજ્જનના જેવો દેખાતો હતો.[૯] હે મહાબુદ્ધિમાન રાજા! પોતાની પર્ણકુટીમાં બેસી રહેનાર તે ઋષિના ચરણ પાસે જ તે કૂતરો બેસી રહેતો હતો અને અત્યંત સ્નેહબદ્ધ થઈને કોઈ એક મનુષ્યની પેઠે ઋષિ પર ભાવ રાખતો હતો.[૧૦]

હવે એક સમયે કોઈ મહાપરાક્રમી અને રુધિરનું ભોજન કરનાર એક દીપડો તે ઋષિના આશ્રમ પાસે આવી ચડ્યો. તે દીપડો કેવળ પોતાના સ્વાર્થમાં જ અત્યંત સંતુષ્ટ રહેતો હતો, સર્વભક્ષક કાળના જેવો ક્રૂર દેખાતો હતો, તૃષાતુર થયેલો હોવાથી વારંવાર પોતાનાં ગલોફાં ચાટતો હતો; જમીન પર પૂંછડું પછાડતો હતો અને ક્ષુધાથી અત્યંત પિડિત થયેલો હોવાથી મોઢું પહોળું કરીને પેલા કૂતરાના માંસની ઈચ્છા રાખતો હતો.[૧૧-૧૨] હે રાજા! તે ક્રૂર દીપડાને ત્યાં આવી ચડેલો જોઈ કૂતરાએ પોતાના પ્રાણનું રક્ષણ કરવાની ઇચ્છાથી મુનિ પ્રત્યે જે વચન કહ્યું હતું, તે તમે સાંભળો.[૧૩] તેણે કહ્યું કે, 'હે ભગવન્! આ દીપડો કૂતરાનો શત્રુ છે, તે મને મારી નાખવા ઇચ્છે છે; માટે હે મહામુનિ! તમારી કૃપાથી મને તેનો ભય ન રહે તેમ તમારે કરવું જોઈએ. હે મહાબાહુ મુનિરાજ! તમે તો સર્વજ્ઞ જ છો એમાં કંઈ સંશય નથી.' તે સાંભળીને સર્વના અભિપ્રાયનું તથા સર્વ પ્રાણીઓની ભિન્ન ભિન્ન ભાષાઓનું જ્ઞાન ધરાવનાર તે ઐશ્વર્યસંપન્ન ઋષિ કૂતરાના ભયનું કારણ જાણી ગયા.[૧૪-૧૫]

મુનિએ કહ્યું : 'હે પુત્ર! મૃત્યુરૂપ આ દીપડાથી તારે ભયભીત થવું નહિ. જો તું શ્વાનના રૂપનો ત્યાગ કરીને દીપડો બની ગયો છે.' આમ કહીને તેમણે એ કૂતરાને સુવર્ણ સમાન રંગવાળો, શરીરે ટપટપકાંવાળો અને ચમકતી દાઢોવાળો દીપડો બનાવી દીધો, જેથી તે દીપડારૂપ બનેલો કૂતરો નિર્ભય થઈને વનમાં રહેવા લાગ્યો.[૧૬-૧૭] એ પ્રમાણે તે કૂતરાને પોતાના સમાન આકારવાળો થઈને સન્મુખ ઊભેલો જોઈ પેલો બીજો દીપડો એક ક્ષણવારમાં તેની સામેના વિરોધથી રહિત થયો.[૧૮] તે વાતને કેટલોએક સમય વીતી ગયો, તે પછી એક સમયે મહાભયંકર અને રુધિરની ઇચ્છાવાળો એક મોટો વ્યાઘ્ર મુખ પહોળું કરીને ક્ષુધાને લીધે ગલોફાં ચાટતો ચાટતો પેલા દીપડા (કૂતરા) સામે ધસી આવ્યો. ક્ષુધાતુર અને મોટી દાઢોવાળા તે જંગલી વ્યાઘ્રને ધસી આવેલો જોઈ દીપડારૂપ બનેલો તે કૂતરો પોતાના પ્રાણ બચાવવા માટે ઋષિને શરણે ગયો;[૧૯-૨૦] એટલે ઋષિએ પણ પોતાના સહવાસજન્ય સ્નેહને અધીન થઈને તે કૂતરાને દીપડાના આકારમાંથી મોટો વ્યાઘ્ર બનાવી દીધો કે, જે વ્યાઘ્ર પોતાના શત્રુઓ પર અત્યંત બળવાન થઈ પડ્યો.[૨૧] પછી હે રાજા! પેલા ચડી આવેલા વ્યાઘ્રે પોતાના સજાતીય એવા તે વ્યાઘ્ર(કૂતરા)ને માર્યો નહિ. આ પ્રમાણે તે કૂતરો દીપડો મટીને બળવાન અને માંસભક્ષક વ્યાઘ્ર બની ગયો. તે પછી તેણે ફળમૂળ વગેરેનો આહાર છોડી દીધો અને સિંહ જેમ વનવાસી પ્રાણીઓનો નિત્ય આહાર કરે છે, તેમ તે વ્યાઘ્ર પણ પ્રાણીઓનું ભક્ષણ કરવા લાગ્યો.[૨૨-૨૩]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમા 'એક શ્વાસનું દૃષ્ટાંત' નામનો અધ્યાય ૧૧૬ મો સમાપ્ત

## अध्याय ११७मो

### નીચ તે તો નીચ જ–શ્વાનની કથા (ચાલુ)

॥ भीष्म उवाच ॥

व्याघ्रश्चोटजमूलस्थस्तृप्तः सुप्तो हतैर्मृगैः ।
नागश्चागात्तमुद्देशं मत्तो मेघ इवोद्धतः ॥ १ ॥

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિર! એ રીતે વ્યાઘ્રસ્વરૂપ થયેલો તે કૂતરો નિત્ય મૃગોને મારવા લાગ્યો અને તેઓના માંસનું ભક્ષણ કરી, તૃપ્ત થઈને, ઋષિની પર્ણકુટિ પાસે નિરાંતે પડી રહેવા લાગ્યો. સમય જતાં વળી એક દિવસ એવું બન્યું કે, કોઈ એક મદમત્ત હાથી આકાશમાં જેમ મેઘ ચડી આવે છે, તેમ તે પ્રદેશ પર ચડી આવ્યો.[૧] તે હાથી ઘણો જ ઊંચો હતો, તેનાં લમણાંઓમાંથી મદની ધારા વહી રહી હતી, તેના શરીર પર પદ્માકાર (કમળાકાર) ચિહ્નો હતાં, તેનું ગંડસ્થળ

વિશાળ હતું, તેના દંતૂશળ મોટા હતા, તેનું શરીર મહાપ્રચંડ હતું અને તેની ગર્જના મેઘ-ગર્જના જેવી ગંભીર હતી.[૨] બળથી ગર્વિષ્ઠ થયેલા તે મદમત્ત હાથીને પોતાની સામે આવતો જોઈ પેલો વ્યાઘ્ર(કૂતરો) ભયભીત બની ગયો, એટલે વળી પાછો તે ઋષિને શરણે ગયો.[૩] ત્યારે તે શ્રેષ્ઠ ઋષિએ પોતાને શરણે આવેલા એ વ્યાઘ્રને હાથી બનાવી દીધો. પછી મોટા મેઘ સમાન દેખાતા તે હાથી(કૂતરા)ને જોઈને પેલો ચડી આવેલો હાથી એકદમ ભયભીત થઈને નાસી ગયો.[૪] આ રીતે વ્યાઘ્રમાંથી હાથી બની ગયેલો તે કૂતરો હર્ષયુક્ત થઈને કમળોના વનમા તથા શલ્લકી નામના વૃક્ષોના અરણ્યમાં પદ્મના પરાગથી વિભૂષિત બનીને ઘૂમવા લાગ્યો.[૫] આમ અનેક દિવસો પર્યંત પર્ણ-કુટિમાં રહેલા ઋષિની સન્મુખ ભમતાં ભમતાં અને તે આશ્રમમાં રહેતાં રહેતાં તે હાથીનો ઘણો સમય વીતી ગયો.[૬] પછી એક દિવસે કોઈ એક કેસરી–સિંહ કે જે કેશવાળીથી લાલ વર્ણનો દેખાતો હતો, પર્વતની ગુફામાં ઉત્પન્ન થયેલો હતો, મહાભયંકર હતો અને હાથીઓના કુળનો કાળ હતો, તે ફરતો ફરતો એ પ્રદેશ પર આવી ચડ્યો.[૭] એ સિંહને ત્યાં આવી ચડેલો જોઈ પેલો હાથી ભયથી વિહ્વળ થઈ ગયો ને ત્રાસથી ધ્રૂજતો ધ્રૂજતો તે ઋષિને શરણે ગયો;[૮] એટલે ઋષિએ તે હાથીને કેસરી–સિંહ બનાવી દીધો; ત્યારે તુલ્ય જાતિના સંબંધને લીધે તે સિંહ(કૂતરા)ને પેલા જંગલી સિંહનો ભય લાગ્યો નહિ, પણ ઊલટો પેલો જંગલી સિંહ જ તે સિંહને જોઈને ભય પામ્યો. (ત્યાંથી પલાયન કરી ગયો.) પછી હાથીમાંથી સિંહ બનેલો તે કૂતરો એ મહાવનમાં (સુખેથી) રહેવા લાગ્યો.[૯-૧૦] તેના ભયથી ત્રાસ પામી ગયેલાં બીજાં સર્વ પશુઓ જીવિતની આકાંક્ષાથી એ તપોવનની સમીપ બિલકુલ દેખાતાં ન હતાં.[૧૧]

એ પ્રમાણે તે કૂતરો સિંહના સ્વરૂપને પામીને તે આશ્રમમાં રહેતો હતો, તેવામાં એક દિવસે સર્વ પ્રાણીઓનો શિકાર કરનારો, રુધિરનો આહાર કરનારો, અનેક પ્રાણીઓને ભય ઉપજાવનારો, આઠ પગવાળો, કપાળમાં નેત્રવાળો અને બળવાન એવો એક જંગલી શરભ (તે નામનું એક પ્રાણી કે જે સિંહ કરતાં પણ ઘણું બળવાન હોય છે) પેલા સિંહને(કૂતરાને) મારી નાખવા માટે મુનિના આશ્રમમાં આવી ચડ્યો.[૧૨-૧૩] હે શત્રુદમન રાજા! તે શરભને ત્યાં આવેલો જોઈ મુનિએ પેલા સિંહને બલોત્કટ શરભ બનાવી દીધો, જેથી પેલો જંગલી શરભ અતિ ઉગ્ર એવા મુનિના શરભને પોતાની સન્મુખ આવેલો જોઈ, સત્વર તે આશ્રમમાંથી નાસી ગયો. આ રીતે મુનિએ સિંહમાંથી શરભના સ્થાનમાં આણી મૂકેલો તે કૂતરો નિત્ય મુનિની પાસે રહીને સુખપૂર્વક જીવન ગાળવા લાગ્યો. હે રાજન્! એ શરભના ત્રાસને લીધે તપોવનનાં સર્વે પ્રાણીઓ જીવ બચાવવાની ખાતર જુદી જુદી દિશાઓમાં નાસી ગયાં અને પેલો શરભ(કૂતરો) પણ પ્રાણીઓનો વધ કરવામાં જ આસક્ત રહીને અતિશય હૃષ્ટપુષ્ટ બની ગયો હતો અને માંસાહારી બની જઈને ફળમૂળનો આહાર લેવાની તો તે ઇચ્છા જ કરતો નહિ. આમ કેટલાએક સમય સુધી ચાલ્યું અને પછી એક દિવસ તે શરભને રુધિરપાન કરવાની મહાબળવાન ઇચ્છા થઈ; તેથી તે કૃતઘ્ની શરભે મુનિને જ મારી નાખવાનો વિચાર કર્યો. અહો! નીચ તે તો નીચ જ–ભલે તે શરભ થયો હતો, પણ મૂળ તો કૂતરામાંથી જ થયો હતો ને! તેથી જ તેને એ દુષ્ટ વિચાર સૂઝ્યો હતો. પરંતુ તે મુનિ મહાબુદ્ધિમાન હતા. તેમણે શરભના એ દુષ્ટ વિચારને પોતાની તપઃશક્તિથી અને જ્ઞાનદૃષ્ટિથી તુરત જ જાણી લીધો અને પછી તેમણે એ કૂતરાને કહ્યું: 'અરે ઓ નીચ કૂતરા! મેં તને કૂતરામાંથી દીપડો બનાવ્યો, દીપડામાંથી વ્યાઘ્ર બનાવ્યો, વ્યાઘ્રમાંથી મદમત્ત હાથી બનાવ્યો, હાથીમાંથી સિંહ બનાવ્યો અને સિંહમાંથી બળવાન શરભ બનાવ્યો.[૧૪-૨૧] આમ તારા પરના સ્નેહને લીધે મેં તને અનુક્રમે સર્વોત્કૃષ્ટ પદે સ્થાપિત કર્યો; તોપણ તું કુળવાન ન થયો—તને તે તે ઉચ્ચ કુળના ગુણોની સાથે સંબંધ ન જ થયો અને અંતે તારી જાત ઉપર જઈને જ તું ઊભો રહ્યો. અરે ઓ પાપી! હું નિષ્પાપ છું, છતાં તું મને મારી નાખવા માટે ઇચ્છે છે; માટે જા, ફરીથી તું કૂતરો જ બની જા.' આ રીતે ઋષિએ શાપ આપ્યો કે, તુરત જ મુનિજનનો દ્વેષ કરનાર, દુષ્ટાત્મા અને મૂર્ખ એવો

તે નીચ શરભ પુનઃ તે જ રૂપને પામ્યો–કૂતરો બની ગયો.[૨૨-૨૩]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન-પર્વમાં 'નીચ તે તો નીચ જ–શ્વાનની કથા (ચાલુ)' નામનો અધ્યાય ૧૧૭ મો સમાપ્ત

# अध्याय ११८ मो

## અમાત્ય અને રાજાના ગુણો

॥ भीष्म उवाच ॥

**स श्वा प्रकृतिमापन्नः परं दैन्यमुपागतः ।**
**ऋषिणा हुंकृतः पापस्तपोवनबहिष्कृतः ॥ १ ॥**

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે તે પાપી કૂતરો જ્યારે પોતાના મૂળ સ્વરૂપને પામી ગયો, ત્યારે અત્યંત દીન થઈ ગયો અને પછી તો ઋષિએ હુંકારપૂર્વક તેને ધિક્કારી કાઢીને તપોવનમાંથી હાંકી મૂક્યો.[૧] એ રીતે બુદ્ધિમાન રાજાએ સત્ય, પવિત્રતા, સરળતા, સ્વભાવ, વાસ્તવિક શાસ્ત્રજ્ઞાન, સદાચાર, કુળ, સંયમ, દયા, બળ, વીર્ય, પ્રભાવ, વિવેક અને ક્ષમા વગેરે ગુણોની પરીક્ષા કર્યા પછી જેઓની યોગ્યતા જણાય તેવા સેવકોને જ પોતાની પાસે રાખવા અને તેઓનું સારી રીતે રક્ષણ કરવું.[૨-૩] રાજાએ પરીક્ષા કર્યા વિના કોઈ પુરુષને પોતાનો પ્રધાન બનાવવો યોગ્ય નથી; કેમ કે નીચ કુળના મનુષ્યોથી વીંટાયેલો રાજા સુખ પામતો નથી.[૪] વળી કુળવાન સેવકને રાજા કોઈ સમયે અપરાધ વિના શિક્ષા કરે છે; તોપણ તે સેવક પોતાની કુલીનતાને લીધે રાજા ઉપર પાપબુદ્ધિ કરતો નથી;[૫] પણ જે સેવક નીચ કુળનો હોય છે, છતાં કોઈ મહાપુરુષનો આશ્રય કરીને જો દુર્લભ ઐશ્વર્યને પામે છે, તો કોઈ વખતે માત્ર તેની નિંદા કરવાથી જ તે શત્રુતાને ધારણ કરે છે;[૬] માટે રાજાએ જે પુરુષ કુળવાન, શિક્ષિત, બુદ્ધિમાન, જ્ઞાન અને વિજ્ઞાનમાં પારંગત, સર્વ શાસ્ત્રીય અર્થના તત્ત્વને જાણનાર, સહનશીલ, સ્વદેશમાં ઉત્પન્ન થયેલ, કૃતજ્ઞ, બળવાન, ક્ષમાવાન, સંયમી, જિતેંદ્રિય, લોભરહિત, જેટલું મળે તેટલાથી સંતુષ્ટ રહેનાર, પોતાના રાજાને તથા મિત્રોને ઐશ્વર્ય પ્રાપ્ત થાય એવી ઇચ્છા રાખનાર, હરકોઈ પ્રસંગમાં સહાય કરનાર, દેશકાળને જાણનાર, પ્રાણીમાત્રનું રંજન કરનાર, સ્વામીનું હિત કરવામાં જ મન લગાડનાર, હિતૈષી, ઉદ્યોગશીલ, પોતાના દેશના આચારોનું યોગ્ય રીતે પાલન કરનાર, સંધિ કરવામાં તથા વિગ્રહ કરવામાં કુશલ, રાજાના ધર્મ, અર્થ અને કામરૂપ ત્રિવર્ગને જાણનાર, નગરવાસી અને દેશવાસી લોકોમાં પ્રીતિપાત્ર, શત્રુસૈન્યોનો સંહાર કરનારા વ્યૂહોને રચી જાણનાર, સૈન્યોને ઉત્સાહ આપવામાં પ્રવીણ, અભિપ્રાય અને આકાર ઉપરથી તત્ત્વાર્થને જાણનાર, શત્રુઓ પર ક્યારે અથવા કેવી રીતે ચડાઈ કરવી તે વિષેના જ્ઞાનમાં કુશળ, હાથીઓને કેળવવાના તત્ત્વને જાણનાર, અહંકારથી રહિત, પ્રૌઢ, ચતુર, ઇંદ્રિયોનું દમન કરનાર, બળવાન, યોગ્ય કાર્ય કરનાર, શુદ્ધ, શુદ્ધ મનવાળા મનુષ્યોથી વીંટાયેલો, સુંદર મુખવાળો, દેખાવડો, સેનાપતિપણું કરી શકે તેવો, નીતિકુશળ, ગુણભરેલી ચેષ્ટાઓવાળો, નમ્ર, સૂક્ષ્મ વિષયોને સમજનારો, કોમળ, મૃદુ વચનોને બોલનારો, ધૈર્યવાન, શૂરવીર, ઐશ્વર્યવાળો અને દેશકાળ પ્રમાણે કાર્યને સાધનારો હોય છે, તેને પોતાનો પ્રધાન બનાવવો અને તે પુરુષનું કદી અપમાન કરવું નહિ. જે રાજા પૂર્વોક્ત ગુણોવાળા પુરુષને પોતાનો મંત્રી બનાવે છે, તેનું રાજ્ય ચંદ્રમાની ચાંદનીની પેઠે સર્વત્ર વિસ્તીર્ણ થાય છે.[૭-૧૫]

હે યુધિષ્ઠિર ! સર્વ પ્રજાઓએ પણ જે પુરુષ પૂર્વોક્ત સર્વ ગુણોથી યુક્ત હોય, શાસ્ત્રકુશળ હોય, ધર્મપરાયણ હોય અને પ્રજાઓનું પાલન કરવામાં તત્પર હોય, તેને જ પોતાના રાજા તરીકે ઇચ્છવો જોઈએ;[૧૬] તેમ જ ધીર, ક્ષમાશીલ, પવિત્ર–કાલપરત્વે તીક્ષ્ણતાનો સ્વીકાર કરનાર, મનુષ્ય અને કાળને ઓળખનાર, સેવ્ય પુરુષોની સેવા કરનાર, કાર્યકુશળ, હિતવચનને સાંભળનાર, તર્કવિતર્ક કરવામાં કુશળ, બુદ્ધિમાન, ધારણાશક્તિયુક્ત, ન્યાય પ્રમાણે કાર્યને સિદ્ધ કરનારો, ઇંદ્રિયોને વશ રાખનારો, સદાય પ્રિય બોલનારો, પોતાનો અપકાર કરનારા પુરુષ ઉપર પણ ક્ષમા કરનારો, નિરંતર પોતે જ દાન આપનાર, શ્રદ્ધાળુ, સુખકારક દેખાવનો, દુઃખીને સહાય કરનારો, નિત્ય પ્રજાઓની સમીપ રહેનારો, પ્રજાઓનું હિત કરનારો, અહંકારરહિત પરિગ્રહવાળો, જેવું તેવું તુચ્છ કાર્ય નહિ કરનારો,

અમુક કોઈ કાર્ય થઈ ગયા પછી અમાત્યોનો ઉપકાર કરનારો, પોતાના સેવકો પર પ્રેમ રાખનારો, ઉત્તમ મનુષ્યોનો સંગ્રહ કરનારો, નમ્ર, સદાય પ્રસન્ન મુખવાળો, નોકરવર્ગને રાજી રાખનારો, ક્રોધરહિત, ઉદાર મનનો, યોગ્ય રીતે દંડ કરનારો, દંડનો સર્વથા ત્યાગ નહિ કરનારો, ધાર્મિક કાર્યોનું રક્ષણ કરનારો, શુભ હતોરૂપી નેત્રોવાળો, પ્રજાઓ પર દેખરેખ રાખનારો અને ધર્મ તથા અર્થના વિષયમાં કુશળતાવાળો રાજા પ્રજાઓએ ઇચ્છવા યોગ્ય ગણાય છે. સારાંશ કે બધા મળીને સો ગુણવાળો× રાજા પ્રજાઓમાં પ્રેમપાત્ર થઈ પડે છે. વળી હે રાજા! રાજ્યનું ધારણ થઈ શકે માટે રાજાએ સર્વ પ્રકારના ગુણોથી યુક્ત એવા મહાપુરુષોને યોદ્ધાઓ તરીકે પોતાની સહાયમાં રાખવા અને રાજ્યની આબાદી ઇચ્છનારા રાજાએ તેવા યોદ્ધાઓનું કદી અપમાન કરવું નહિ.૧૭–૨૪ જે રાજાના યોદ્ધાઓ યુદ્ધ કરવામાં કુશળ હોય છે, કરેલાં કામને જાણનારા હોય છે, શસ્ત્રો વાપરવામાં પ્રવીણ હોય છે, ધર્મશાસ્ત્રને જાણનારા હોય છે, પાયદલ સૈન્યથી વીંટાયેલા હોય છે, ભયથી રહિત હોય છે, હાથીઓ પર બેસી જાણનારા હોય છે, રથમાં બેસીને લડાઈ કરવામાં કુશળ હોય છે અને અસ્ત્રવિદ્યામાં પારંગત હોય છે, તે રાજા આખી પૃથ્વી પર રાજ્ય કરી શકે છે.૨૫-૨૬ જે રાજા સર્વ પ્રજાઓનું રંજન કરવામાં નિરંતર યુક્ત રહે છે, ઉદ્યોગશીલ હોય છે અને મિત્રોની સહાયતાવાળો હોય છે, તે રાજા ઉત્તમ ગણાય છે.૨૭ હે ભારત! ઉત્તમ મનુષ્યોનો સંગ્રહ કરનાર રાજા માત્ર એક હજાર વીર ઘોડેસવારોની સહાય લઈને આખી પૃથ્વીને જીતી શકે છે.૨૮

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'અમાત્ય અને રાજાના ગુણો' નામનો અધ્યાય ૧૧૮મો સમાપ્ત

× કુલીનતા આદિ એકાવન અમાત્યના ગુણો અને ધર્મપરાયણતા આદિ એકતાલીસ ગુણો તથા સંધિવિગ્રહમાં કુશળતા વગેરે બીજા આઠ ગુણો—એ બધા મળીને સંપૂર્ણ સો ગુણો ચાલુ અધ્યાયમાં જ પ્રદર્શિત કર્યા છે.

# अध्याय ११९मो

## પરીક્ષા કરીને જ સેવકોને રાખવા

॥ भीष्म उवाच ॥

एवं शुना समान् भृत्यान् स्वे स्वे स्थाने नराधिपः।
नियोजयति कृत्येषु स राज्यफलमश्नुते ॥ १ ॥

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિર! પૂર્વોક્ત શ્વાનનું દૃષ્ટાંત લક્ષમાં લઈને જે રાજા તે શ્વાનના જેવી વૃત્તિવાળા પુરુષોની તેમનાં યોગ્ય સ્થાનો પર અને કાર્યો પર યોજના કરે છે, તે રાજાને રાજ્યનું ફળ મળે છે.૧ શ્વાન જેવી વૃત્તિવાળા પુરુષને તેને યોગ્ય સ્થાન નહિ આપીને ઉચ્ચ સ્થાને ચડાવી દેવો નહિ; કેમ કે તેવા પુરુષને સત્કારપૂર્વક જો ઉચ્ચ સ્થાને ચડાવી દેવામાં આવે છે, તો તે પોતાની સ્થાનમર્યાદાનું ઉલ્લંઘન કરે છે અને પ્રમાદી બની જાય છે;૨ માટે જેઓ સ્વજાતીય ગુણોથી યુક્ત હોય અને પોતપોતાનાં જાતીય કર્મો કરવામાં સ્થિર રહેનારા હોય, તેઓને રાજાએ પોતાના અમાત્યો બનાવવા, પણ અયોગ્ય ગુણવાળા પુરુષોને અયોગ્ય સ્થાનો પર ચડાવી દેવા, તે યોગ્ય નથી.૩ જે રાજા સેવકોને તેઓની યોગ્યતા પ્રમાણે કાર્યો સોંપે છે, તે રાજા સેવકોથી પ્રાપ્ત થનારા લાભોથી યુક્ત થઈને મહાન ફળ પામે છે.૪ જેમ શરભની શરભને સ્થાને યોજના થવી જોઈએ, બળવાન સિંહની સિંહને સ્થાને યોજના થવી જોઈએ, વ્યાઘ્રની વ્યાઘ્રને સ્થાને યોજના થવી જોઈએ અને દીપડાની દીપડાને સ્થાને યોજના થવી જોઈએ,૫ તેમ જ સેવકોની પણ તેઓની યોગ્યતા પ્રમાણે જ અને તેઓને યોગ્ય હોય તેવાં સ્થાનો પર જ નિમણૂક કરવી; પણ કર્મનાં ફળની ઇચ્છા રાખનારા રાજાએ અયોગ્ય સ્થાનો પર અયોગ્ય સેવકોની યોજના કરવી નહિ અર્થાત્ નીચને નીચ સ્થાન ઉપર નીમવો અને ઉત્તમને ઉત્તમ સ્થાન ઉપર નીમવો.૬ જે મૂર્ખ રાજા પૂર્વોક્ત શ્વાનના દૃષ્ટાંતનું ઉલ્લંઘન કરીને અયોગ્ય સેવકોને અયોગ્ય સ્થાનો પર નીમે છે, તે રાજા પ્રજાઓનું રંજન કરી શકતો નથી.૭ જે રાજાને સંખ્યાબંધ લાભો મેળવવાની ઇચ્છા હોય તેણે મૂર્ખ, ક્ષુદ્ર, બુદ્ધિરહિત, ઇંદ્રિયાધીન અને નીચ કુળના પુરુષોને ઉચ્ચ સ્થાનો પર નીમવા નહિ;

પરંતુ જેઓ સજ્જન હોય, કુળવાન હોય, શૂરવીર હોય, જ્ઞાનસંપન્ન હોય, અસૂયારહિત હોય, અક્ષુદ્ર હોય, પવિત્ર હોય અને ચતુર હોય, તે પુરુષોને જ રાજાએ પોતાના સેવકો બનાવવા.[૯] જેઓ નમ્રતાપૂર્વક આજ્ઞાને પાળનારા હોય, શાંત હોય, શુદ્ધ હોય, સ્વાભાવિક ઉત્તમ ગુણોથી યુક્ત હોય અને પોતાના અધિકાર પર રહીને લોકોની નિંદા ન પામ્યા હોય, તેવા સેવકો તો રાજાના બહાર ફરનારા પ્રાણ જ ગણાય છે.[૧૦] સિંહની પાસે તો હમેશાં સિંહ જ રહેવો જોઈએ અને તેનો અનુયાયી પણ સિંહ જ હોવો જોઈએ; તેમ જ જે કોઈ સિંહ ન હોય છતાં જો સિંહની સાથે રહે છે, તો સિંહના જેવું જ ફળ સંપાદન કરે છે. (કહેવાનો ભાવ એ છે કે, રાજાએ પોતાની પાસે શૂરવીર પુરુષોને જ રાખવા, જેથી રાજા પોતે કદાચિત્ શૌર્યહીન હોય તોપણ પોતાના શૂરવીર સેવકોના પ્રભાવથી શૂરો બની જાય છે;)[૧૧] પણ જે સિંહ કૂતરાઓથી વીંટાઈને કૂતરાઓ સાથે જ જો પડી રહે છે, તો સિંહના જેવું કર્મ કર્યા છતાં પણ તે સિંહના જેવું ફળ ભોગવી શકતો નથી; કેમ કે તેની સેવા કરનારા કૂતરા હોય છે, (તેથી તે કૂતરા જેવો જ બની જાય છે.)[૧૨] માટે હે રાજા! શૂરવીર, બુદ્ધિમાન, બહુશ્રુત (પંડિત) અને કુળવાન સેવકોની સાથે રહીને જ રાજા આખી પૃથ્વીને જીતી શકે છે.[૧૩] હે સેવકસંપન્ન રાજાઓમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિરરાજા! જે પુરુષ વિદ્યાવાન ન હોય, સરળ ગુણવાળો ન હોય, બુદ્ધિમાન ન હોય અને દ્રવ્યસંપન્ન ન હોય, તેને રાજાઓએ પોતાના સેવક તરીકે પાસે રાખવો જ નહિ;[૧૪] પણ જેઓ આજ્ઞા આપતાની સાથે જ છૂટેલાં બાણની પેઠે કામ કરવા નીકળી પડે છે, સ્વામીનું કાર્ય કરવામાં તત્પર રહે છે અને રાજાનું હિત કરનારા હોય છે, તે સેવકોને રાજાએ શાંતિયુક્ત વચનોથી પ્રસન્ન રાખવા.[૧૫] વળી રાજાઓએ નિરંતર યત્નપૂર્વક કોશનું રક્ષણ કરવું; કેમ કે કોશ રાજાઓનું મૂળ છે અને કોશ રાજાઓનો અભ્યુદય કરનાર છે.[૧૬] હે રાજા! તમારો ધાન્ય ભરવાનો કોઠાર હમેશાં પુષ્કળ ધાન્યથી ભરપૂર હોવો જોઈએ અને તેનું રક્ષણ રાજ્યના ઉત્તમ અધિકારીઓ દ્વારા જ થવું જોઈએ. હું તમને સલાહ આપું છું કે, ધનધાન્યનો સંગ્રહ કરવા માટે તમારે ખાસ લક્ષ્ય આપવું.[૧૭] તમારા સેવકો નિરંતર ઉદ્યોગશીલ અને યુદ્ધકુશળ થાઓ, તેમ જ તેઓ ઘોડાઓ પર સવારી કરવામાં તથા અશ્વયુદ્ધ કરવામાં કુશળ થાઓ, એમ હું ઇચ્છું છું; કારણ-કે રાજ્યમાં અશ્વકુશલ યોદ્ધાઓ અવશ્ય હોવા જોઈએ.[૧૮] હે કૌરવનંદન! મિત્રો અને સંબંધીઓથી વીંટાઈને તમારે જ્ઞાતિજનોની તથા બંધુજનોની નિત્ય સંભાળ લેવી ને પ્રજાઓનું હિતકાર્ય કરવામાં તત્પર રહેવું.[૧૯] હે તાત! રાજાની પ્રજાઓ પ્રત્યે કેવા પ્રકારની નૈષ્ઠિકી બુદ્ધિ હોવી જોઈએ, એ વિષે મેં તમને કહ્યું, (અને જેવા તેવા સેવકો નહિ રાખવા વિષે) મેં તમને શ્વાનનું દૃષ્ટાંત આપીને સમજાવ્યું. બોલો, હવે પુનઃ તમારે શું સાંભળવાની ઇચ્છા છે?[૨૦]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમા 'પરીક્ષા કરીને જ સેવકોને રાખવા' નામનો અધ્યાય ૧૧૯મો સમાપ્ત

# अध्याय १२०मो

## સંક્ષિપ્ત રાજનીતિ

॥ युधिष्ठिर उवाच ॥

**राजवृत्तान्यनेकानि त्वया प्रोक्तानि भारत।**
**पूर्वैः पूर्वनियुक्तानि राजधर्मार्थवेदिभिः ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું : હે ભારત! રાજધર્મના તત્ત્વાર્થને જાણનારા પ્રાચીન પુરુષોએ પ્રથમ જેઓનું આચરણ કર્યું છે, તેવા અનેક રાજધર્મો તમે મને કહ્યા;[૧] તોપણ હે ભરતશ્રેષ્ઠ ભીષ્મપિતામહ! રાજધર્મને જાણનારા સત્પુરુષોમાં માન્ય ગણાયેલો પ્રાચીન રાજધર્મ તમે મને જે વિસ્તારથી કહ્યો છે, તે સહેલાઈથી સમજવા માટે પુનઃ સંક્ષેપમાં કહો.[૨]

ભીષ્મે કહ્યું : હે રાજા! સર્વ પ્રાણીઓનું રક્ષણ કરવું એ ક્ષત્રિયોનો મુખ્ય ધર્મ છે, પણ તે રક્ષણ કેવી રીતે કરી શકાય, તે વિષે હું તમને કહું છું, સાંભળો.[૩] જેમ મયૂર અનેક પ્રકારનાં રંગ-બેરંગી પીછાંઓને ધારણ કરે છે, તેમ ધર્મવેત્તા રાજાએ અનેક પ્રકારનાં સ્વરૂપો ધારણ કરવાં; ક્રૂરતા, કુટિલતા, અભયપ્રદાન, સત્ય અને સરલતા વગેરે સર્વ ગુણના મધ્યમાં રહીને રાજાએ સત્ત્વગુણનો

આશ્રય કરવો, જેથી સુખ પ્રાપ્ત થાય છે.[૪૫] રાજાએ જે વિષયમાં જે સ્વરૂપ દર્શાવવું હિતકર જણાય, તે સ્વરૂપ દર્શાવવું અર્થાત્ શિક્ષા કરતી વખતે ક્રૂર સ્વરૂપ પ્રદર્શિત કરવું અને અનુગ્રહ કરતી વખતે સૌમ્ય સ્વરૂપ ધારણ કરવું; આમ અનેક સ્વરૂપોને ધારણ કરનાર રાજાનો સૂક્ષ્મ એવો પણ અર્થ નષ્ટ થતો નથી.[૬] જેમ શરદઋતુમાં મયૂર મૌનગુણનો આશ્રય કરે છે, તેમ રાજાએ પણ પોતાના રાજકીય વિચારોનું રક્ષણ કરવા માટે મૌનપણું ધારણ કરવું, તેમ જ નિત્ય સ્વલ્પ અને મૃદુતાભરેલું ભાષણ કરવું, શાસ્ત્રીય વિષયમાં કુશળ રહેવું અને વસ્ત્રાલંકાર ધારણ કરીને શોભાયમાન રહેવું.[૭] જળનાં ઝરણાઓ જેમ એકદમ વહી જાય છે, તેમ રાજકીય ગુપ્ત વિચારો પણ એકદમ ફૂટી જાય છે અને તેથી જ તે આપત્તિઓનાં દ્વાર ગણાય છે; માટે રાજાએ તે તરફ અત્યંત સાવધ રહેવું—ગુપ્ત વિચારોને સુરક્ષિત રાખવા અને પર્વતના પ્રદેશમાં વૃષ્ટિથી ઉત્પન્ન થયેલા મહાનદીઓનાં જળનો મનુષ્ય જેમ આશ્રય કરે છે, તેમ વિદ્યાસિદ્ધ બ્રાહ્મણોનો રાજાએ આશ્રય કરવો; તેમ જ દ્રવ્યસંપાદન કરવાની ઇચ્છાથી ધર્મનિષ્ઠાના જેવો ડોળ કરીને સમયાનુસાર ક્રૂરત્વાદિક ચિહ્નો પ્રકટ કરવાં.[૮] નિત્ય દંડ ધારણ કરવામાં ઉદ્યત રહેવું, પણ કદી પ્રમાદ કરવો નહિ. જે પ્રમાણે તાડી કાઢનારો પુરુષ તાડવૃક્ષના કોઈ એક જ પ્રદેશમાં આઘાત કરીને તેમાંથી રસ કાઢી લે છે, તે પ્રમાણે રાજાએ લોકોની આવકજાવક ઉપર વિચાર કરીને તેઓ પર કર નાખવો—અર્થાત્ તાડીની ઇચ્છા રાખનારો પુરુષ તાડવૃક્ષનો જેમ સમૂળ ઉચ્છેદ કરતો નથી, તેમ રાજાએ પણ પ્રજાઓનો સમૂળ ઉચ્છેદ કરવો નહિ.[૯] વળી રાજાએ પોતાનાં આંતરપક્ષનાં મનુષ્યોની સાથે શુદ્ધ અંતઃકરણથી વર્તવું. શત્રુઓનાં ધાન્યાદિકનો અશ્વાદિકની ધૂમાધૂમ કરાવીને નાશ કરાવવો, પોતાના પક્ષની વૃદ્ધિના સમયે જ શત્રુ સામે ચઢાઈ કરવી, પોતાની ન્યૂનતા જોવી, શત્રુઓના દોષો જાહેર કરવા, મૃગયા આદિનું બહાનું કાઢીને અકસ્માત્ શત્રુપક્ષ ઉપર આક્રમણ કરવું અને અરણ્યમાંહેનાં પુષ્પોની પેઠે તેઓને મુઝાવવા.[૧૦/૧૧] જે રાજાઓ મહાબળવાન અને પર્વતોના જેવા ઉન્નત હોય, તેઓના દુર્ગાધ્યક્ષ પુરુષોને ઓળખાણ આપ્યા વિના ફોડીને તથા દેવદર્શન આદિને બહાને અકસ્માત્ તેઓના નગરમાં ઘૂસી જઈને તેઓનો નાશ કરવો; પણ તે વેળા ગુપ્ત રીતે યુદ્ધ કરવું.[૧૨] મયૂર વર્ષાઋતુની રાત્રિમાં જેમ એકાંતપ્રદેશમાં બેસી રહે છે, તેમ રાજાએ મયૂરના ગુણનો આશ્રય કરીને જ ગુપ્ત રીતે અંતઃપુરમાં સ્ત્રીઓ સાથે રમણ કરવું.[૧૩] પોતાના શરીર ઉપરથી કવચને કદી ઉતારવું જ નહિ, પોતે જ પોતાના વિશ્વાસ પર આધાર રાખીને પોતાનું રક્ષણ કરવું અને ગુપ્ત દૂતો દ્વારા જાણવામાં આવેલા વિષાદિક દુષ્ટ પ્રયોગના પાશલાઓથી પણ પોતાનું રક્ષણ કરવું; અર્થાત્ પોતાની ધાવ, રસોઇયો અથવા અંતઃપુરનો કોઈ પણ માણસ શત્રુને મળ્યો છે અને તેણે વિષાદિકનો પ્રયોગ કર્યો છે, એમ જાણવામાં આવતા જ તેઓનો નાશ કરીને પોતાનું રક્ષણ કરવું.[૧૪] શત્રુઓએ પાથરેલી ગહન કપટજાળ જો જાણવામાં આવતી નથી, તો શત્રુઓના માણસો દ્વારા તેમાં ફસાઈને રાજા નાશ જ પામે છે. વળી કેટલાએક શત્રુઓ એવા પ્રકારનું કપટ પણ કરે છે કે, તેઓ એક વિષકન્યાને બનાવીને પોતાના માણસોને રાજા પાસે મોકલે છે અને તે માણસો દ્વારા કહેવરાવે છે કે, 'આ પદ્મિની કન્યા અમને એક દ્વીપાંતરમાંથી મળી આવી છે, તેને આપ ભેટ તરીકે સ્વીકારો. આ કન્યામાં એવો મહાન ગુણ છે કે, તેનો માત્ર સ્પર્શ કરવાથી એંશી વર્ષનો પુરુષ પણ સોળ વર્ષનો તરુણ બની જાય છે, માટે એનો સ્વીકાર કરીને આપ અમારા ઉપર કૃપા કરો.' આમ કહેનારા શત્રુઓના કપટને પોતાના દૂતો દ્વારા જાણી લઈને રાજાએ તે વિષકન્યાનો તથા કુટિલ જણાયેલા ક્રોધાયમાન શત્રુઓનો વધ કરવો.[૧૫] મયૂર પક્ષી જેમ પોતાનાં મોટાં મોટાં પીછાંઓને દૂર કરે છે, તેમ રાજાએ સૈન્યના પક્ષભૂત ગણાતાં મોટાં મોટાં શિબિરોને, વેશ્યાઓને, નટોને તથા નર્તકોને દૂર કરવા; પોતાના તાબામાં આવેલાં શત્રુઓનાં ગ્રામનગરાદિમાં દૃઢમૂળ એવા અમાત્ય આદિ શૂરા પુરુષોને સ્થાપિત કરવા અને મોર જેમ પોતાની ઇચ્છા પ્રમાણે પીછાંઓને પહોળાં કરે છે, તેમ રાજાએ પોતાના પક્ષભૂત માણસોને સર્વત્ર યોજી દેવા; તેમ

જ રાજાએ પ્રત્યેક પશુપક્ષી વગેરેની જાતિઓ પાસેથી બુદ્ધિ ગ્રહણ કરવી* અને તીડ જેમ ગહન પ્રદેશ ઉપર તૂટી પડીને કોઈ સ્થળે એક પાંદડું સરખું પણ રહેવા દેતાં નથી; તેમ શત્રુઓનાં રાજ્યો પર તૂટી પડીને તેઓને પાયમાલ કરી નાખવા.[૧૬] મયૂર પક્ષી જેમ પોતાના આશ્રયસ્થાનનું રક્ષણ કરે છે, તેમ રાજાએ રાજ્યનું રક્ષણ કરવું અને પોતાની બુદ્ધિની-વૃદ્ધિ કરે તેવી ઉત્તમ રાજનીતિનો સુજ્ઞ રાજાએ આશ્રય કરવો.[૧૭] શાસ્ત્ર કહે છે કે, અમુક કોઈ કાર્ય કરવા માટે પ્રથમ પોતાની જ બુદ્ધિથી સારી રીતે વિચાર કરવો, પછી તે જ વિષયમાં બીજાની બુદ્ધિની અનુકૂળતા લઈને તે કાર્યનો દૃઢતર નિશ્ચય કરવો અને પછી શાસ્ત્રજન્ય જ્ઞાન દ્વારા તે નિશ્ચયને અમલમાં મૂકવો.[૧૮] રાજાએ સામોપચારનો પ્રયોગ કરીને શત્રુને વિશ્વાસુ બનાવવો, પોતાની શક્તિનો પણ સાથે સાથે પ્રકાશ પાડતા રહેવું તેમ જ ભૂતભવિષ્યના સંબંધમાં પોતાની વિચારશક્તિ દોડાવીને ઊહાપોહ કરવામાં કુશળ એવી બુદ્ધિથી કાર્યાકાર્યનો નિશ્ચય કરવો અર્થાત્ કાર્યની સાધક ભૂમિકા પર તથા કાર્યની બાધક ભૂમિકા પર પોતાની બુદ્ધિનો સંચાર કરવો.[૧૯] જે રાજા નિત્ય સામોપચારનો પ્રયોગ કરવામાં જ દૃઢ બુદ્ધિવાળો રહે છે, જ્ઞાનસંપન્ન છે, કાર્યાકાર્યની યોજનાને કરી જાણનારો છે, રાજકીય વિચારોને ગુપ્ત રાખનારો છે અને ધૈર્યસંપન્ન છે, તે રાજાને કોઈ પ્રકારનો ઉપદેશ આપવાની જરૂર નથી;[૨૦] કેમ કે બુદ્ધિમાં બૃહસ્પતિ સમાન બુદ્ધિમાન તે રાજા કોઈ સમયે બુદ્ધિહીન પુરુષના જેવું ભાષણ કરે તોપણ અગ્નિથી તપી ગયેલો લોઢાનો ગોળો જળમાં પડીને જેમ પોતાના મૂળ સ્વરૂપને પામે છે, તેમ પોતાના મૂળ સ્વભાવને પામી શકે છે.[૨૧] રાજાએ પોતાનાં અથવા પારકાં સર્વ કાર્યો શાસ્ત્રના ઉપદેશ પ્રમાણે જ કરવાં;[૨૨] તેમ જ કર્તવ્યના વિધાનને જાણનારા રાજાએ જે પુરુષ મૃદુ સ્વભાવનો હોય, બુદ્ધિમાન હોય, શૂરવીર હોય અને અતિશય બળવાન હોય, તેને જ પોતાનું કાર્ય કરવા માટે નીમવો; પછી જેમ એક વિશાળ વીણા સપ્ત પ્રકારના સ્વરોને અનુસરે છે, તેમ સેવકોને પોતાનાં કર્મોમાં યોગ્ય રીતે જોડાયેલા જોઈ પોતે પણ તેઓ સર્વને અનુસરીને જ ચાલવું;[૨૩-૨૪] પરંતુ યાદ રાખવું કે, જે રીતે કરવાથી ધર્મને વિરોધ ન આવે તે રીતે વર્તીને સર્વ કોઈનું પ્રિય કરવું. જેની પ્રજાઓ 'આ અમારો રાજા છે,' એમ માનીને નિત્ય પ્રસન્ન રહે છે, તે રાજા પર્વતની પેઠે સ્થિર રહે છે; અર્થાત્ તેનું રાજ્ય ચિરસ્થાયી રહે છે.[૨૫] જેમ સૂર્ય સારી કે નરતી હરકોઈ વસ્તુ ઉપર પોતાનાં વિશાળ કિરણોને ફેંકે છે; તેમ રાજાએ પણ પ્રિયઅપ્રિય સમાન ગણીને નિત્ય ઉદ્યોગ કરતા રહેવું ને જેમ બને તેમ ધર્મનું જ રક્ષણ કરવું.[૨૬] જેઓ કુળના, પ્રજાઓના તથા દેશના ધર્મોને જાણતા હોય, સૌમ્ય ભાષણ કરનારા હોય, મધ્યમ વયના હોય, સર્વ કોઈનું હિત કરનારા હોય, વિકળતારહિત હોય, લોભશૂન્ય હોય, કેળવાયેલા હોય, ઈંદ્રિયોનું દમન કરનારા હોય, ધર્મમાં પરમ નિષ્ઠાવાળા હોય અને ધર્મ તથા અર્થની રક્ષા કરનારા હોય, તે પુરુષોની રાજાએ સર્વ કાર્યોમાં નિમણૂક કરવી.[૨૭-૨૮]

આ પ્રકારે નિત્ય સાવધાન રહીને, સંતુષ્ટ રહીને તથા ગુપ્ત દૂતો દ્વારા સર્વના પર દેખરેખ રાખીને રાજકાર્યોના આરંભને તથા અંતને રાજાએ પોતે જ કરવો.[૨૯] જે રાજાનો ક્રોધ અને હર્ષ સફળ હોય છે, કાર્યોની પોતે જ તપાસ રાખે છે અને કોશવૃદ્ધિનો આધાર પોતાની બુદ્ધિ ઉપર જ રાખે છે, તે રાજાને આખી પૃથ્વી ધનદાતા થઈ પડે છે. જે રાજાનો અનુગ્રહ સ્પષ્ટ સ્વરૂપમાં દેખાય છે, જેનો નિગ્રહ યથાર્થ જ હોય છે અને જે પોતાનું તથા દેશનું રક્ષણ કરે છે, તે રાજા રાજધર્મને જાણે છે.[૩૦-૩૧] ઉદય પામેલો સૂર્ય જેમ પોતાનાં કિરણો દ્વારા આખા જગતને જોઈ લે છે, તેમ રાજાએ પણ ઉત્તમ આચારવાળા ગુપ્ત દૂતો દ્વારા રાજ્યની હમેશાં તપાસ રાખવી અને કાર્યઅકાર્યમાં પોતાની બુદ્ધિ સાથે વિચાર કર્યા પછી જ આગળ વધવું.[૩૨] બુદ્ધિમાન રાજાએ મળેલી તક ગુમાવવી નહિ, પોતાનું ધનવાનપણું જાહેર કરવું નહિ ને પ્રતિદિન જેમ ગાયને દોહવામાં આવે છે, તેમ પૃથ્વીને દોહવા

* નીતિશાસ્ત્રમાં કહ્યું છે કે, बकवच्चिन्तयेदर्थान् सिंहवच पराक्रमेत्। રાજાએ બકપક્ષીની પેઠે શાંત ગુણનો ડોળ કરીને રાજકીય વિષયોનું ચિંતન કરવું અને સિંહની પેઠે પરાક્રમ કરવું. —નીલકંઠ

કરવી.[33] જેમ ભ્રમર અનુક્રમે એક એક પુષ્પમાંથી મકરંદને એકઠો કરે છે, તેમ રાજાએ ધીમે ધીમે દ્રવ્ય સંપાદન કરીને કોશસંગ્રહ કરવો.[34] વળી શાસ્ત્રોને જાણનારા બુદ્ધિમાન રાજાએ કોશસંગ્રહ કર્યા પછી જે ધન બાકી રહે, તેમાંથી જ ધર્મકાર્યો કરવાં અને સુખોપભોગ કરવો, પણ સંગ્રહ કરેલા ધનમાંથી કોઈને કંઈ આપવું નહિ; (કેમ કે તે ધન કોઈ સમયે આપત્તિનો પ્રસંગ આવે, ત્યારે ઉપયોગી થઈ પડે છે.)[35] તેમ જ કોઈ પણ બાબતને નાનીસૂની માનીને તેનો તિરસ્કાર કરવો નહિ; શત્રુઓની અવગણના કરવી નહિ, પોતાની બુદ્ધિથી જ પોતાના આત્માને ઓળખવો અને મૂર્ખ પુરુષોનો વિશ્વાસ કરવો નહિ.[36] ધૈર્ય, દક્ષતા (ઉત્સાહશક્તિ), સંયમ, બુદ્ધિ, દેહ, સ્થિરતા, શૌર્ય અને દેશકાળમાં અપ્રમાદ આ આઠ ગુણો થોડા અથવા ઘણા ધનની વૃદ્ધિ કરનારા છે.[37] અગ્નિ થોડો હોય તોપણ તેના પર ઘૃતધારાનું જો સિંચન કરવામાં આવે છે, તો એકદમ વધી પડે છે, તેમ જ એક જ બીજ સારી રીતે જો પોષાયું હોય છે, તો હજારો બીજને ઉત્પન્ન કરી શકે છે. આમ સમજીને રાજાએ પોતાની આવકજાવક પુષ્કળ હોય છતાં સ્વલ્પ દ્રવ્યની પણ અવગણના કરવી નહિ. (તાત્પર્ય કે, થોડા દ્રવ્યને પણ જતું કરવું નહિ.)[38] શત્રુ બાળક હોય, યુવાન હોય કે વૃદ્ધ હોય, તોપણ તે પ્રમાદી પુરુષનો નાશ કરી શકે છે; એટલું જ નહિ પણ તે શત્રુ સમય આવ્યે બળવાન થઈ પડીને પ્રમાદી પુરુષના મૂળ સુદ્ધાંનો નાશ કરી નાખે છે; માટે જે રાજા સમયને ઓળખનારો છે તે સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ ગણાય છે.[39] વળી મનમાં દ્વેષ રાખનારો, દુર્બળ અથવા બળવાન શત્રુ પોતાનો જ્યારે સમય આવે છે, ત્યારે રાજાની કીર્તિનો, ધર્મનો, ધનનો તથા અતિ મહાન પરાક્રમનો પણ નાશ કરી નાખે છે; માટે મનને વશ રાખનારા રાજાએ શત્રુથી સાવધ જ રહેવું.[40] પોતાના ઐશ્વર્યના નાશનો, અભિવૃદ્ધિનો, પાલનનો, સંગ્રહનો તથા વિજયેચ્છાનો પૂરતો વિચાર કર્યા પછી જ રાજાએ શત્રુ સાથે સંધિ અથવા વિગ્રહ (યુદ્ધ) વગેરે કરવાં તેમ જ બુદ્ધિમાનપણાનો આશ્રય કરવો અર્થાત્ બુદ્ધિમાન થવું. બુદ્ધિ જવલંત હોય છે, તો રાજા બળવાન શત્રુને પણ મારી શકે છે, બુદ્ધિના બળથી પ્રતિદિન ક્ષીણ થતા રાજ્યનું પણ પાલન કરી શકાય છે, અને બળવાન શત્રુને પણ બુદ્ધિના બળથી પીડી શકાય છે, માટે જ બુદ્ધિપૂર્વક કરવામાં આવેલું હરકોઈ કર્મ પ્રશંસાપાત્ર થઈ શકે છે.[41-42] પોતે અલ્પસત્ત્વથી યુક્ત હોય છતાં પણ જે રાજા દોષોથી રહિત હોય છે અને ધૈર્યસંપન્ન હોય છે, તે પોતાની ઈચ્છાનુસાર સર્વ મનોરથોને પામી શકે છે; પરંતુ લોભી અને ગર્વિષ્ઠ એવો રાજા કલ્યાણથી ભ્રષ્ટ જ થાય છે;[43] માટે રાજાએ સ્નેહાળ દૃષ્ટિ રાખીને જ લક્ષ્મીના મૂળભૂત એવી પ્રજાઓ પાસેથી ન્યાયપૂર્વક દ્રવ્ય ગ્રહણ કરવું; કેમ કે તેવો માયાળુ રાજા ઘણા કાળ સુધી પ્રજાઓ પર વીજળીની પેઠે તૂટી પડીને પણ અર્થાત્ યુક્તિપૂર્વક જુલમ ગુજારીને પણ બળવાન થઈ શકે છે. (આ વિષયમાં પ્રથમ કહેવાયેલું તાડવૃક્ષનું દૃષ્ટાંત લક્ષ્યમાં રાખવું.)[44] વિદ્યા, તપ અને પુષ્કળ ધનસંપત્તિ એ બધું કેવળ ઉદ્યોગથી જ મેળવી શકાય છે અને તે ઉદ્યોગ બુદ્ધિને અધીન હોઈને પ્રત્યેક પ્રાણીઓ વિષે વસી રહ્યો છે; માટે રાજાએ જેમ બને તેમ પુષ્કળ ઉદ્યોગ જ કરવો.[45] બુદ્ધિમાન અને મનસ્વી પુરુષો પણ જેનો આશ્રય કરે છે; ઇંદ્ર, વિષ્ણુ અને સરસ્વતીનો જેમાં નિવાસ છે તથા સર્વ પ્રાણીઓ જેના આધારે ટકી રહે છે; તેવા પોતાના શરીરનો વિદ્વાન રાજાએ ઉદ્યોગ કર્યા વિના વ્યર્થ નાશ કરવો નહિ.[46] રાજાએ લોભી મનુષ્યને નિત્ય કંઈક આપીને જ વશ કરવો. લોભી મનુષ્ય પારકું દ્રવ્ય લઈને તૃપ્ત જ થતો નથી. જગતના સર્વ મનુષ્યોને યજ્ઞાદિ કર્મના ફળભૂત સુખોપભોગનો તો લોભ હોય જ છે, પરંતુ જેઓની પાસે દ્રવ્ય હોતું નથી, તેઓ એ પ્રકારનું સુખ મેળવવાના લોભથી ધર્મ અને કામનો ત્યાગ કરી દે છે. લોભી મનુષ્ય બીજાઓના ધનની, ભોગોની, પુત્રોની, સ્ત્રીઓની તથા સમૃદ્ધિની, એમ સર્વની ઇચ્છા કરે છે; એટલું જ નહિ પણ લોભી મનુષ્ય વિષે લગભગ સર્વ દોષોનો સંભવ હોય છે, માટે રાજાએ લોભી મનુષ્યને પોતાની પાસે રાખવો નહિ.[47-48] બુદ્ધિમાન રાજાએ કોઈ નીચ પુરુષને જોઈને પણ

જરૂર હોય તો આજ્ઞા આપવી અને શત્રુઓના આરંભોનો તથા સર્વ પ્રકારનાં કાર્યોનો મૂલતઃ વિનાશ કર્યા કરવો.૪૯ હે પાંડુપુત્ર! જે રાજા ધર્મયુક્ત બ્રાહ્મણમંડળમાં જઈને જ્ઞાન સંપાદન કરતો હોય, મંત્રીઓથી રક્ષાયેલો હોય, પ્રજાઓનું હિત ઇચ્છનારો હોય અને કુળવાન હોય, તે પોતાના સામંત રાજાઓને વશ કરી શકે છે.૫૦

હે રાજા! એ પ્રમાણે શાસ્ત્રોક્ત રાજધર્મો મેં તમને સંક્ષેપમાં કહી સંભળાવ્યા, તેને તમે બુદ્ધિથી ગ્રહણ કરો. આ રાજધર્મોને જે રાજા પોતાના ગુરુ પાસેથી ગ્રહણ કરી હૃદયમાં સ્થાપિત કરે છે, તે પૃથ્વીનું પાલન કરવા માટે સમર્થ થઈ શકે છે; જે રાજાનું સુખ અનીતિજન્ય હોય, દૈવથી પ્રાપ્ત થયેલું હોય અથવા બળાત્કારે સંપાદિત કરેલું હોય, તે ઉપર ઉપરથી વિધિવત્ જેવું ભાસે છે. પરંતુ રાજધર્મના અજ્ઞાનને લીધે તે રાજ્યસુખ સર્વોત્તમ ગણાતું નથી, તેમ જ એ રાજાને ઉત્તમ ગતિ પણ મળતી નથી.૫૧-૫૨ બુદ્ધિમાન રાજા સંધિવિગ્રહાદિક રાજકીય ગુણોનો સંપૂર્ણ વિચાર કર્યા પછી અતિશય ધનાઢ્ય, બુદ્ધિ અને શીલના પ્રભાવથી જગતમાં માન્ય ગણાયેલા ગુણોથી યુક્ત અને યુદ્ધમાં જેઓનું પરાક્રમ પોતે જોયેલું હોય તેવા બળવાન શત્રુઓની સાથે પ્રથમ સંધિ કરીને સમય આવતાં તેઓનો નાશ કરી નાખે છે.૫૩ અનેક પ્રકારના ક્રિયામાર્ગો દ્વારા રાજાએ ધન સંપાદન કરવાના ઉપાયો યોજવા, પણ જે ઉપાય શાસ્ત્રસંમત નથી તેમાં પોતાની બુદ્ધિનો ઉપયોગ કરવો નહિ. વળી જે રાજા નિર્દોષ પુરુષો ઉપર પણ દોષદૃષ્ટિ કરે છે, તે રાજા મોટી રાજ્યલક્ષ્મીને, મહાન યશને તથા પુષ્કળ ધનને મેળવી શકતો નથી.૫૪ કોઈ બે મિત્ર અન્યોન્ય પ્રીતિ રાખનારા હોય, તેઓ બન્નેને એક જ કાર્ય સોંપવામાં આવ્યું હોય અને તેઓ બન્ને તે કાર્યને બરાબર કરી રહ્યા હોય તો તેમાં જે એક મિત્ર બીજાના કરતાં ઘણું જ અધિક કાર્ય કરતો હોય, તેને વિદ્વાન પુરુષે પોતાનો ખરો સ્નેહી જાણીને વખાણવો.૫૫ હે રાજા! મેં કહેલા આ રાજધર્મોનું આચરણ કરીને પ્રજાઓનું રક્ષણ કરવાનો તમે નિશ્ચય કરો, જેથી તમે સુખેથી પુણ્યફળ પ્રાપ્ત કરશો; કેમ કે સર્વ લોકોનું મૂળ રાજધર્મ જ છે.૫૬

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'સંક્ષિપ્ત રાજનીતિ' નામનો અધ્યાય ૧૨૦ મો સમાપ્ત

# अध्याय १२१मो

## દંડનું સ્વરૂપ

॥ युधिष्ठिर उवाच ॥

**अयं पितामहेनोक्तो राजधर्मः सनातनः ।**
**ईश्वरश्च महादंडो दंडे सर्वं प्रतिष्ठितम् ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે પ્રભુ! તમે–મારા પિતામહે સનાતન એવો રાજધર્મ મને કહી સંભળાવ્યો અને તેમાં દંડને એક મહાન ઈશ્વર તરીકે તમે વર્ણવ્યો. વળી તમે કહ્યું કે, દંડને આધારે જ આ સર્વ જગત રહ્યું છે; એટલું જ નહિ, પણ દેવો, ઋષિઓ, પિતૃઓ, યક્ષો, રાક્ષસો, પિશાચો, સાધ્યો અને લોકમાંહિનાં સર્વ પશુપક્ષી પર્યંતનાં પ્રાણીઓમાં મહાતેજસ્વી એવો દંડ વ્યાપી રહ્યો છે. દંડ સર્વનું શ્રેય કરનાર છે અને સ્થાવરજંગમ સર્વ જગતને કેવળ દંડનો જ આધાર છે; તેમ જ દેવો, અસુરો અને મનુષ્યો સદાય દંડનું જ અવલંબન કરે છે;૧-૪ તો હે ભરતશ્રેષ્ઠ પિતામહ! હું યથાર્થ રીતે જાણવા ઇચ્છું છું કે, એ દંડ કોણ છે? તે કેવા પ્રકારનો છે? તેનું સ્વરૂપ કેવું છે? તે કોના આધારે રહેલો છે? તેનો આત્મા કોણ છે? તેનો સ્વભાવ કેવો છે? તેની મૂર્તિ કેવી છે? અને હે પ્રભુ! પ્રજાઓ પર નિરંતર સાવધાન રહીને તે કેવી રીતે જાગ્રત રહે છે?૫-૬ વળી નિત્ય જાગ્રત રહીને પૂર્વાપર સમગ્ર જગતનું જે પાલન કરે છે તે દંડ કોણ છે? પૂર્વે એ દંડને કઈ રીતે જાણ્યો હતો? દંડસંજ્ઞાને ધારણ કરનારો એ સર્વોત્તમ કોણ છે? તેની સ્થિતિ કેવી છે? અને તેની ગતિ શી કહેવાય છે?૭

ભીષ્મે કહ્યું: હે કુરુવંશી રાજા! એ દંડ કોણ છે? અને તેનું 'વ્યવહાર' એવું બીજું નામ શા ઉપરથી પડ્યું છે? તે વિષે હું તમને કહું છું, સાંભળો. આ જગતમાંનું સર્વ કંઈ, જેને આ... રહેલું છે તેવો કેવળ એક દંડ જ છે.૮ હે મહારા... ધર્મનો જગતમાં સમ્યક્ પ્રકાશ પાડે તેને જ

અથવા વ્યવહાર કહેવામાં આવે છે. લોકોમાં નિત્ય સાવધ રહેનાર એવા રાજાના ધર્મનો કયા પ્રકારે વિનાશ ન થાય, તે માટેનો જે એક પ્રકાર તેને વ્યવહાર અથવા દંડ કહેવાય છે. વ્યવહારનો અર્થ જ એ છે કે, જેને લીધે નીચ માર્ગે પરદ્રવ્યાદિનું હરણ થતું અટકે, તેનું નામ વ્યવહાર. આ વ્યવહાર સંબંધી ભગવાન મનુએ પણ પૂર્વે કહ્યું છે કે,[૯-૧૦]

**सुप्रणीतेन दंडेन प्रियाप्रियसमात्मना।**
**प्रजा रक्षति यः सम्यग्धर्म एव स केवलः ॥१॥**

જે પ્રજા પ્રિય-અપ્રિય મનુષ્ય પર સમાન ભાવ રાખીને તથા દંડનો યથાયોગ્ય ઉપયોગ કરીને પ્રજાઓનું સારી રીતે રક્ષણ કરે છે, તે કેવળ ધર્મસ્વરૂપ જ ગણાય છે.[૧૧] મનુ ભગવાનનું આ પ્રાચીન વચન સર્વરક્ષક વ્યવહારનું જ સૂચન કરે છે અને હે રાજા! મેં કહેલું એ મનુ મહારાજાનું વચન વાસ્તવિક રીતે બ્રહ્મદેવનું જ મહાવચન છે; અર્થાત્ એ વચન બ્રહ્મદેવનું જ હોઈને, મનુરાજાના મુખથી જગતમાં પ્રસિદ્ધ થયું છે, માટે વિદ્વાનો તેને 'પ્રાગ્વચન' અથવા 'ધર્મવચન' પણ કહે છે; તેમ જ એ વચનથી વ્યવહાર કથન કરાય છે, માટે તેને વ્યવહાર પણ કહે છે.[૧૨-૧૩] દંડનો જો યથાયોગ્ય રીતે પ્રયોગ કરવામાં આવે છે તો તે દ્વારા ધર્મ, અર્થ અને કામ—એ ત્રિવર્ગની સતત પ્રવૃત્તિ ચાલુ રહે છે, માટે જ દંડ એ પરમ દૈવત ગણાય છે. તેનું સ્વરૂપ જાજ્વલ્યમાન અગ્નિના જેવું પ્રદીપ્ત[૧] છે, તેનો વર્ણ નીલકમલની પાંખડીના જેવો શ્યામ[૨] છે, તેને ચાર દાઢો[૩] છે, ચાર ભુજાઓ[૪] છે, આઠ પગ[૫] છે, અનેક નેત્રો[૬] છે, તેના કાન શંકુના જેવા[૭] છે અને તેના કેશ ઊભા છે.[૧૪-૧૫] તે જટાને ધારણ[+] કરે છે, તેને બે જીભો

૧—ભળભળતો અગ્નિ બીજાઓને જેમ તપાવે છે, તેમ દંડ પણ અપરાધી પુરુષોને તપાવે છે; તેથી તેનું સ્વરૂપ અગ્નિના જેવું ક્રૂર વર્ણવ્યું છે. —નીલકંઠ

૨—જે અપરાધીને શિક્ષા કરવામાં આવી હોય છે, તેનો વર્ણ લગભગ શ્યામ જ બની જાય છે. આવા આશયથી દંડનો વર્ણ શ્યામ હોવો જોઈએ, એમ સિદ્ધ થાય છે. —નીલકંઠ

૩—કેટલાએક ગુનેગારોને કેવળ અપમાન કરીને જ શિક્ષા કરવામાં આવે છે, કેટલાએકના ધનનું હરણ કરીને દંડવામાં આવે છે, કેટલાએકને નાક, કાન વગેરે અવયવો કાપી લઈને દંડવામાં આવે છે અને કેટલાએકને દેહાંતદંડની શિક્ષા કરવામાં આવે છે; માટે આ ચારે શિક્ષા કરવાના પ્રકારોને દંડની ચાર-દાઢો તરીકે વર્ણવ્યા છે. —નીલકંઠ

૪—પ્રજાઓ અને સામંતો પાસેથી જે કર લેવાય છે, કોઈના પર ખોટો દાવો માંડનાર પુરુષ પાસેથી તેણે દાવો કરેલા ધન કરતાં જે બમણું ધન લેવામાં આવે છે, મિથ્યા ભાષણ કરનારા પ્રતિવાદી પાસેથી જે સમાન દ્રવ્ય લેવામાં આવે છે અને ધનવાન લોભી બ્રાહ્મણ પાસેથી તેનું સર્વસ્વ જે લઈ લેવામાં આવે છે, તે ચારે આદાન પ્રકારોને દંડના ચાર બાહુઓ તરીકે વર્ણવ્યા છે. —નીલકંઠ

૫—આવેદન (ફરિયાદ), ભાષા (વાદીપ્રતિવાદીનાં લખાણ), પ્રતિપત્તિ (અપરાધની કબૂલાત), મિથ્યોત્તર (અસત્ય ઉત્તર), કારણોત્તર (મેં અમુક વસ્તુ લીધી હતી પણ તેને પાછી આપી દીધી હતી આવું કારણ દર્શાવીને આપેલો ઉત્તર), પ્રાઙ્ન્યાયોત્તર (મેં તેની સામે પહેલાં ફરિયાદ માંડી હતી અને તેમાં તે હાર્યો હતો આવો ઉત્તર આપવો તે), પ્રતિભૂ (સાક્ષી), ક્રિયા (પોતાનો મત સિદ્ધ કરવા માટે સાક્ષીઓ આપવા, સોગંદ ખાવા વગેરે) અને ફળસિદ્ધ (આખરે સાચાખોટાનો નિર્ણય કરીને આપેલો ફેંસલો) આ આઠ નિમિત્તો દ્વારા દંડ ચાલી શકે છે, માટે તે એના પગ છે. —નીલકંઠ

૬—રાજા, પ્રધાન, પુરોહિત અને ધારાસભા એ બધાં મળીને સર્વ પ્રકારનાં કાર્યો તપાસે છે, માટે દંડને અનેક નેત્રો છે. —નીલકંઠ

૭—દંડના કાન શંકુના જેવા તીક્ષ્ણ હોય છે, જેથી તે અવશ્ય સર્વનું સાંભળે જ છે. —નીલકંઠ

+ દંડ જટાધારી છે અર્થાત્ અનેક પ્રકારના સંદેહોથી તે જટિલ છે અને તેને બે જીભો છે અર્થાત્ વાદીપ્રતિવાદીઓનાં પરસ્પર વિરુદ્ધ એવાં જે વાક્યો તે દંડની બે પ્રકારની જિહ્વાઓ છે. દંડના હાથ, પગ વગેરે અવયવોવાળું સ્વરૂપ વર્ણવીને એમ જણાવવામાં આવે છે કે, કોઈ અમાત્ય વગેરે રાજપુરુષોએ કોઈ સમયે અજાણતાં નિરપરાધી પુરુષને પણ જો શિક્ષા કરી દીધી હોય, તો તેથી થયેલો દોષ દૂર કરવા માટે તેઓએ દંડવિષયક દેવતાનું ધ્યાન કરવું અને તે માટે તેઓએ અહીં વર્ણવેલું સ્વરૂપ જ લક્ષમાં રાખવું. —નીલકંઠ

છે, તેનું મુખ લાલ વર્ણનું છે અને તેણે શરીર પર મૃગરાજનું ચર્મ ધારણ કર્યું છે. આ રીતે નિત્ય દુર્ધર એવો તે દંડદેવ મહાઉગ્ર સ્વરૂપ ધારણ કરે છે.[૧૬] તલવાર, ધનુષ, ગદા, શક્તિ, ત્રિશૂળ, મુદ્ગર, બાણ, મૂસલ, ફરશી, ચક્ર, પાશ, દંડ, બેધારી તલવાર અને તોમર વગેરે જે જે શસ્ત્રો આ જગતમાં જોવામાં આવે છે, તે બધાં વાસ્તવિક દંડનાં જ સ્વરૂપો છે અને તે તે સ્વરૂપો ધારણ કરીને સર્વાત્મા દંડ જ મૂર્તિમાન થઈને લોકોમાં ઘૂમ્યા કરે છે.[૧૭/૧૮] શિક્ષા કરવા યોગ્ય પુરુષોને ભેદતો, છેદતો, પીડા કરતો, કાપતો, ચીરતો, ફાડી નાખતો, મારતો અને ઠોકતો દંડ જ સર્વત્ર ઘૂમ્યા કરે છે.[૧૯] હે યુધિષ્ઠિર! અસિ, વિશસન, ધર્મ, તીક્ષ્ણવર્મા, દુરાધર, શ્રીગર્ભ, વિજય, શાસ્તા, સનાતન વ્યવહાર, શાસ્ત્ર, બ્રાહ્મણમંત્ર (વેદનો અમુક ભાગ), પ્રાગ્વદતાંવર, ધર્મપાલ, અક્ષર, દેવ, સત્યગ, નિત્યગ, અગ્રજ, અસંગ, રુદ્રપુત્ર, મનુ, જ્યેષ્ઠ અને શિવંકર આ બધાં દંડનાં નામો છે.[૨૦–૨૨] ખરેખર, દંડ એ ભગવાન વિષ્ણુનું જ સ્વરૂપ છે, દંડ એ પ્રભુ નારાયણ જ છે અને દંડ નિરંતર મહાન સ્વરૂપ ધારણ કરે છે; માટે તેને મહાપુરુષ કહેવામાં આવે છે;[૨૩] તેમ જ બ્રહ્મકન્યા, લક્ષ્મી, વૃત્તિ, સરસ્વતી અને જગદ્ધાત્રી એ બધાં દંડદેવની ધર્મપત્ની દંડનીતિનાં નામો છે. હે રાજા! દંડનાં અનેક સ્વરૂપો છે.[૨૪] અર્થ, અનર્થ, સુખ, દુઃખ, ધર્મ, અધર્મ, બળ, અબળ, દુર્ભાગ્ય, સુભાગ્ય, પુણ્ય, પાપ, ગુણ, અવગુણ, કામ, અકામ, ઋતુ, માસ, રાત્રિ, દિવસ, ક્ષણ, અપ્રમાદ, પ્રમાદ, હર્ષ, ક્રોધ, શમ, દમ, દૈવ, પુરુષાર્થ, મોક્ષ, બંધ, ભય, અભય, હિંસા, અહિંસા, તપ, યજ્ઞ, સંયમ, વિષ, અમૃત, આદિ, મધ્ય, અંત, કાર્યોનો વિસ્તાર, મદ, પ્રમાદ, ગર્વ, દંભ, ધૈર્ય, ન્યાય, અન્યાય, અશક્તિ, શક્તિ, માન, અપમાન, નાશ, અનાશ, વિનય, દાન, કાલ, અકાલ, અસત્ય, સત્ય, જ્ઞાનીપણું, શ્રદ્ધા, અશ્રદ્ધા, નપુંસકતા, વ્યવસાય (ઉદ્યોગ), લાભ, અલાભ, જય, પરાજય, તીક્ષ્ણતા, મૃદુતા, મૃત્યુ, આગમ, અનાગમ, વિરોધ, અવિરોધ, કાર્ય, અકાર્ય, અસૂયા, અનસૂયા, ધર્મ, અધર્મ, લજ્જા, અલજ્જા, સંપત્તિ, વિપત્તિ, તેજ, કર્મો, પાંડિત્ય, વાક્શક્તિ અને તત્ત્વજ્ઞાન, આ પ્રમાણે દંડનાં અનેક સ્વરૂપો જગતમાં જોવામાં આવે છે.[૨૫–૩૩] હે યુધિષ્ઠિર! જો આ જગતમાં દંડ ન હોય તો મનુષ્યો અન્યોન્યનો સંહાર કરી નાખે; પણ દંડના ભયથી જ તેઓ અન્યોન્યનો વિનાશ કરતા નથી.[૩૪] હે રાજન્! દંડના રક્ષણ તળે રહેલી પ્રજાઓ રાજાનો અભ્યુદય કરે છે, માટે દંડ જ સર્વનો આધારભૂત છે.

વળી હે રાજા! દંડ આ સર્વ લોકને સત્વર વ્યવસ્થિત કરે છે અને એ પ્રમાણે વ્યવસ્થા થયા પછી સત્યમાં સ્થિર થયેલો ધર્મ બ્રાહ્મણોમાં પ્રતિષ્ઠા પામે છે.[૩૫/૩૬] ધર્મનિષ્ઠ થયેલા ઉત્તમ બ્રાહ્મણો વેદાધ્યયન કરવામાં જ નિરંતર તત્પર રહે છે, વેદોમાંથી યજ્ઞોની ઉત્પત્તિ થાય છે અને યજ્ઞ દેવતાઓને પ્રસન્ન કરે છે.[૩૭] પ્રસન્ન થયેલા દેવતાઓ લોકોની ધાર્મિકતાના સંબંધમાં ઇંદ્ર પાસે વખાણ કરે છે, જેથી ઇંદ્ર વૃષ્ટિ દ્વારા પ્રજાઓ પર અનુગ્રહ કરીને તેઓને અન્ન આપ્યા કરે છે.[૩૮] જગતમાં સર્વ પ્રાણીઓના પ્રાણો મુખ્યત્વે કરીને અન્નના આધારે જ ટકી રહ્યા છે, માટે અન્નાદિના મૂળ કારણ તરફ દૃષ્ટિ કરતાં એમ જ સિદ્ધ થાય છે કે, જે પ્રજાઓ આ જગતમાં સ્થિતિ કરી રહી છે તે સર્વના પર દંડ હમેશાં જાગ્રત રહે છે.[૩૯] આ પ્રકારનું દંડનું પ્રયોજન હોવાથી દંડ જ મનુષ્યોમાં ક્ષત્રિયસ્વરૂપ થઈને પ્રજાઓનું રક્ષણ કરે છે અને અવિનાશીસ્વરૂપ દંડ નિત્ય સાવધાન રહીને પ્રજાઓ પર જાગ્રત રહે છે.[૪૦] એ દંડનાં બીજાં પણ આવાં નામો છે. જેમ કે ઈશ્વર, પુરુષ, પ્રાણ, સત્ત્વ, ચિત્ત, પ્રજાપતિ, ભૂતાત્મા અને જીવ.[૪૧] આ જગતમાં ક્ષત્રિયને ધર્મ, વ્યવહાર, દંડ, ઈશ્વર અને જીવસ્વરૂપે માનેલો છે; વળી તે (ક્ષત્રિય) બળથી યુક્ત હોય છે; કેમ કે પરમાત્માએ તેને દંડ, ધૈર્ય અને ઐશ્વર્ય અર્પણ કર્યાં છે.[૪૨] હે યુધિષ્ઠિર! કુળ, પુષ્કળ ધનવાળા અમાત્યો અને બુદ્ધિ એ બધાં ક્ષત્રિયનાં નૈસર્ગિક બળ કહેવાય છે; પરંતુ તે સિવાય હવે પછીના શ્લોકમાં કહેવાતાં આઠ સાધનો વડે બીજા પ્રકારનાં (કોશવૃદ્ધિ વગેરે) બળ પણ રાજાએ સંપાદન કરવાં જોઈએ.[૪૩] હાથી, ઘોડા, રથ, પાયદળ, નૌકા, વેઠ કરનારા મનુષ્યો, દેશની પ્રજાઓ અને ઘેટાં, બકરાં વગેરે પશુઓ આ અષ્ટાંગ બળનું પણ નીતિશાસ્ત્રમાં વર્ણન છે;[૪૪]

અથવા સર્વાંગે સંપૂર્ણ એવું સૈન્ય, રથીઓ, હાથીસવારો, ઘોડેસવારો, પાળાઓ, મંત્રીઓ, વૈદો, ભિક્ષુકો, ન્યાયાધીશો, મુહૂર્તવેત્તાઓ, દૈવવેત્તાઓ, કોશ, મિત્રો, ધાન્ય, સર્વ સામગ્રીઓ, રાજકીય સાત પ્રકૃતિઓ અને પૂર્વોક્ત આઠ અંગો રાજ્યનું શરીર કહેવાય છે, એમ વિદ્વાનો કહે છે; અને વળી દંડ તો રાજ્યનું મુખ્ય અંગ ગણાય છે એટલું જ નહિ પણ રાજ્યની ઉત્પત્તિ કરવાનો દંડ જ છે.[૪૫-૪૭] આ સમગ્ર લોકનું યત્નપૂર્વક રક્ષણ કરી શકાય એ કારણથી ઈશ્વરે સર્વત્ર સમાન રીતે વર્તનારો દંડ ક્ષત્રિયને અર્પણ કર્યો છે, જેથી એમ જ કહી શકાય કે, આ અનાદિ કાળનું જગત કેવળ દંડને જ આધીન છે.[૪૮] બ્રહ્મદેવે લોકોનું રક્ષણ કરવા માટે તથા સ્વધર્મનું સ્થાપન કરવા માટે દંડરૂપી ધર્મને પ્રદર્શિત કર્યો છે, જે ધર્મ રાજાઓને બીજા ધર્મના કરતાં અતિશય પૂજ્ય ગણાય છે;[૪૯] તેમ જ બીજો એક વ્યવહાર છે, જે વાદીપ્રતિવાદીના વિવાદમાંથી ઉત્પન્ન થાય છે. તે પણ લોકનું સંરક્ષણ કરનારો અને સ્વધર્મનું સ્પાપન કરનારો છે. આ વ્યવહાર વાદીપ્રતિવાદીમાંહેના એક મનુષ્યને પરાજય આપનારો છે અને બીજાને જય આપનારો છે.[૫૦] આ વ્યવહાર પણ વેદોક્ત છે, તેથી તેને 'વેદપ્રત્યય' એવું નામ આપવામાં આવ્યું છે. હે પુરુષવ્યાઘ્ર રાજા! એ વ્યવહારના બીજા બે ભેદો પણ માનવામાં આવ્યા છે. એક વૈદિક વ્યવહાર અને બીજો કુલાચારપ્રયુક્ત વ્યવહાર. (તેમાં પ્રથમનો વ્યવહાર એવો છે કે, કોઈ એક ત્રૈવર્ણિક પુરુષે પરસ્ત્રીગમન આદિ હરકોઈ શાસ્ત્રવિરુદ્ધ કર્મ કર્યું હોય તો તેનો દોષ દૂર કરવા માટે તેણે પ્રજાઓ તરફથી નિમાયેલી વિદ્વત્પરિષદ પાસે જવું અને તેની આગળ પોતે કરેલું કર્મ નિવેદન કરવું. પછી તે પરિષદ વેદોક્ત પ્રાયશ્ચિત્તરૂપ જે કંઈ દંડ ફરમાવે છે, તે વૈદિકવ્યવહાર તરીકે ગણાય છે. હવે બીજો કુલાચારપ્રયુક્ત વ્યવહાર એવો છે કે, કોઈ એક શૂદ્રજાતિના પુરુષે મદિરાપાન કર્યું હોય, તો તેને માટે શાસ્ત્રમાં કોઈ પ્રકારનું પ્રાયશ્ચિત્ત કહેવામાં આવ્યું નથી, તોપણ તેના કુળમાં એવા પ્રકારનો જો પ્રતિબંધ કરવામાં આવ્યો હોય કે, 'આપણામાંથી જે પુરુષ મદિરાપાન કરે તેને જ્ઞાતિબહાર મૂકવો' તો એ શૂદ્રને તેનો કુલાચાર જ મદિરાપાનના પ્રાયશ્ચિત્ત તરીકે ગણાય છે. આ સર્વ વ્યવહારોમાં શાસ્ત્રવેત્તા પુરુષોએ બાંધેલો ક્રમ, ધાર્મિક પુરુષોએ કરેલા ઠરાવો અને વૈદિક આજ્ઞાઓ પ્રમાણભૂત ગણાય છે;)[૫૧] પરંતુ પૂર્વોક્ત 'ભર્તૃપ્રત્યયલક્ષણ' નામના વાદીપ્રતિવાદીના વિવાદથી ઉત્પન્ન થયેલા વ્યવહારમાં અમુક અંશે રાજાની સત્તા પણ પ્રમાણભૂત ગણાય છે અર્થાત્ તેમાં નિર્ણય આપવાનું કામ રાજાને અધીન હોય છે; માટે આપણે રાજાઓએ દંડવિષયક જ્ઞાન અને વાદીપ્રતિવાદીના સાક્ષીપુરાવાને ઓળખવાનું જ્ઞાન અવશ્ય સંપાદન કરવું જોઈએ. જોકે આ વ્યવહારાત્મક દંડ મુખ્યત્વે કરીને વાદીપ્રતિવાદીઓના સાક્ષીપુરાવા ઉપર જ આધાર રાખે છે; તોપણ તેનો નિર્ણય શાસ્ત્રવિહિત જ છે, અર્થાત્ મનુ વગેરે ધર્મશાસ્ત્રકારોએ તે તે ધર્મગ્રંથોમાં દંડને વ્યવહાર તરીકે જ વર્ણવ્યો છે અને તે ઉપરથી સિદ્ધ થાય છે કે, પૂર્વોક્ત 'ભર્તૃપ્રત્યયલક્ષણ' નામનો વાદીપ્રતિવાદીથી જણાતો વ્યવહાર પણ દંડ શબ્દથી કહેવાય છે અને વેદવિષયાત્મક છે-વૈદિક જ છે.[૫૨-૫૩] આ પ્રમાણે જો દંડરૂપ ધર્મ વેદમાંથી જ ઉત્પન્ન થયેલો છે તો તે સર્વ કોઈને ગુણકારક હોય, તેમાં કંઈ આશ્ચર્ય જેવું નથી. આમ સમજીને કાર્યકુશળ એવા પ્રાચીન વિદ્વાનોએ પોતપોતાના ધર્મોનું યથાર્થ રક્ષણ જળવાઈ રહે, તે માટે આ દંડરૂપ ધાર્મિક વ્યવહારને જગતમાં પ્રદર્શિત કર્યો છે.[૫૪] હે યુધિષ્ઠિર! બ્રહ્મદેવે દર્શાવેલો આ વ્યવહારરૂપ દંડધર્મ પ્રજાઓનું રક્ષણ કરનાર છે. ત્રણે લોકને ધારણ કરે છે, સત્યસ્વરૂપ છે અને પ્રજાઓની આબાદીમાં વૃદ્ધિ કરનારો છે.[૫૫] પંડિતોનો આવો નિશ્ચય છે કે, જેને દંડ કહેવામાં આવે છે, તે જ આપણો સનાતન વ્યવહાર છે; જેને વ્યવહાર કહેવામાં આવે છે, તે જ વેદોક્ત હોઈને વેદસ્વરૂપ ગણાય છે; જે વેદ છે તે ધર્મરૂપ છે અને ધર્મ તે એક પ્રકારનો સન્માર્ગ જ છે. આ સૃષ્ટિના આરંભની પૂર્વે પ્રજાઓના પતિ પિતામહ બ્રહ્મદેવ ઉત્પન્ન થયા અને તેમણે દેવ, અસુર, મનુષ્ય, રાક્ષસ અને સર્પ વગેરે સર્વ લોક ઉત્પન્ન કર્યા; માટે જ એ દેવને લોકો 'ભૂતકૃત્' એવા નામથી ઓળખે છે.[૫૬-૫૮] પિતામહ બ્રહ્મદેવે

સર્વ પ્રજાઓને ઉત્પન્ન કર્યા પછી વાદીપ્રતિવાદીના વિવાદરૂપ 'ભર્તૃપ્રત્યયલક્ષણ' નામનો વ્યવહાર ઉત્પન્ન કર્યો અને તે વ્યવહારના સંબંધમાં તેમણે આવું એક વચન કહ્યું છે કે :–[૫૯]

**माता पिता च भ्राता च भार्या चैव पुरोहितः ।**
**नादण्ड्यो विद्यते राज्ञो यः स्वधर्मेण तिष्ठति ॥ १ ॥**

જે રાજા સ્વધર્માનુસાર વર્તીને રાજ્યતંત્ર ચલાવે છે, તેણે માતા, પિતા, ભાઈ, સ્ત્રી અને પુરોહિત– એમાંનો કોઈ પણ જો અપરાધ કરે તો તેને અવશ્ય શિક્ષા કરવી.[૬૦]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'દંડનું સ્વરૂપ' નામનો અધ્યાય ૧૨૧ મો સમાપ્ત

# अध्याय १२२ मो

## દંડની ઉત્પત્તિ

॥ भीष्म उवाच ॥

**अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम् ।**
**अंगेषु राजा द्युतिमान् वसुहोम इति श्रुतः ॥ १ ॥**

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિર ! આ વિષયમાં એક પ્રાચીન ઇતિહાસ કહેવામાં આવે છે કે, પૂર્વે 'વસુહોમ' નામનો એક પ્રતાપી રાજા અંગદેશ ઉપર રાજ્ય કરતો હતો.[૧] તે ધર્મવેત્તા રાજા પોતાની રાણીને સાથે રાખીને નિત્ય મહાન તપશ્ચર્યા કર્યા કરતો હતો. એક સમયે તે રાજા પિતૃઓ અને દેવર્ષિઓમાં માન્ય ગણાયેલા મુંજપૃષ્ઠનામના તીર્થક્ષેત્રમાં ગયો. એ મુંજપૃષ્ઠક્ષેત્ર સુવર્ણના મેરુ પર્વતની સમીપ આવેલા હિમાલય પર્વતના એક શિખર ઉપર આવેલું છે અને તેનું બીજું નામ 'મુંજાવટ' પણ છે. હે રાજેંદ્ર ! પૂર્વે એ પ્રદેશ પર આવીને રાજા રામચંદ્રે પોતાની જટાને બાંધી હતી.[૨-૩] તે સમયથી આરંભીને તીક્ષ્ણ વ્રતને ધારણ કરનારા ઋષિઓએ તે પ્રદેશને મુંજપૃષ્ઠ એવું નામ આપેલું છે. વળી તે પ્રદેશમાં રુદ્રદેવ સાક્ષાત્ રહે છે.[૪] રાજા વસુહોમ તપશ્ચર્યાના પ્રભાવથી વેદસ્વરૂપ અનેક ગુણસમુદાયોથી યુક્ત થયો અને તેથી જ ત્યાં વસનારા બ્રાહ્મણોમાં દેવર્ષિની પેઠે માન્ય થઈ પડ્યો.

હવે એક સમયે ઉદાર મનનો રાજા માંધાતા કે જે ઇંદ્રનો માનીતો મિત્ર હતો અને શત્રુઓનો સંહાર કરનારો હતો, તે ફરતો ફરતો ત્યાં આવી ચડ્યો.[૫-૬] ત્યાં આવીને તેણે જોયું કે, રાજા વસુહોમ મહાઉગ્ર તપશ્ચર્યા કરતો અહીં વસી રહ્યો છે, જેથી તેની પાસે જઈને વિનયપૂર્વક તે ઊભો રહ્યો.[૭] વસુહોમે પણ પોતાની પાસે આવેલા માંધાતા રાજાનું પાદ્ય, અર્ઘ્ય વગેરે અર્પણ કરીને પૂજન કર્યું અને પછી સાત અંગોવાળા રાજ્યના સંબંધમાં કુશળતાનો તથા નાશરહિતપણાનો પ્રશ્ન પૂછ્યો.[૮] ઉપરાંત સત્પુરુષોના પ્રાચીન માર્ગને અનુસરનારા રાજા માંધાતાને વસુહોમે પૂછ્યું કે, 'હે રાજા ! હું તારું શું પ્રિય કરું ?'[૯] એટલે હે કુરુનંદન ! અત્યંત પ્રસન્ન થયેલા માંધાતા રાજાએ આસન ઉપર બેઠેલા મહાબુદ્ધિમાન મહારાજા વસુહોમને કહ્યું.[૧૦]

માંધાતા બોલ્યો : હે મહાપુરુષ રાજા ! તમે બૃહસ્પતિના તથા શુક્રાચાર્યના સમગ્ર નીતિશાસ્ત્રનું જ્ઞાનપૂર્વક અધ્યયન કર્યું છે,[૧૧] તેથી હું તમારી પાસેથી જાણવા ઇચ્છું છું કે, દંડની ઉત્પત્તિ કેવી રીતે થઈ ? એ દંડની પૂર્વે કોણ જાગૃત રહે છે ? વળી તેની મહત્તા શી છે ? અને આધુનિક સમયમાં એ દંડ ક્ષત્રિયોને અધીન કેમ રહ્યો છે ? તે મને કહો. હે મહાબુદ્ધિમાન રાજા ! હું તમને તે ઉપદેશના બદલામાં ગુરુદક્ષિણા આપીશ.[૧૨-૧૩]

વસુહોમે કહ્યું : હે રાજા ! લોકને વશ રાખનારો અને ધર્મના પ્રાણભૂત એવો આ સનાતન દંડ પ્રજાઓના વિનયની રક્ષા કરવા માટે જગતમાં કેવી રીતે ઉત્પન્ન થયો ? એ વિષે હું તને કહું છું, સાંભળ.[૧૪] અમે એમ સાંભળ્યું છે કે, પૂર્વે સર્વ લોકના પિતામહ ભગવાન બ્રહ્મદેવને એક યજ્ઞ કરવાની ઇચ્છા થઈ; પરંતુ પોતાના જેવી જ યોગ્યતાવાળો એક પણ ઋત્વિજ તેમના જોવામાં આવ્યો નહિ.[૧૫] પછી તે બ્રહ્મદેવે અનેક વર્ષો પર્યંત પોતાના મસ્તકમાં ગર્ભને ધારણ કર્યો. બરાબર એક હજાર વર્ષ પૂરાં થયાં, એટલે એક વખતે તેમને છીંક આવી, જેથી તે ગર્ભ નાસિકા દ્વારા બહાર નીકળ્યો. હે શત્રુદમન રાજા ! એ પ્રમાણે તે ગર્ભ છીંક થવાથી બહાર પડ્યો, જેથી તેનું 'ક્ષુપ પ્રજાપતિ' એવું નામ પ્રસિદ્ધ થયું અને હે મહારાજા ! એ ક્ષુપ પ્રજાપતિએ મહાત્મા બ્રહ્મદેવના યજ્ઞમાં ઋત્વિક્પદ સ્વીકાર્યું.[૧૬-૧૭] હે શ્રેષ્ઠ રાજા ! તે પછી બ્રહ્મદેવનો

તે યજ્ઞ જ્યારે ચાલુ થયો, ત્યારે દંષ્ટરૂપને પ્રધાન જોઈને અર્થાત્ પ્રજાઓના નિયંતા બ્રહ્મદેવને પોતાને જ યજ્ઞદીક્ષામાં દાખલ થયેલા જોઈને સર્વના નિયમરૂપ દંડ જગતમાંથી અંતર્હિત થઈ ગયો.[૧૮] દંડ અંતર્હિત થઈ ગયો એટલે પ્રજાઓમાં વર્ણસંકરતા ફેલાવા લાગી; કાર્યાકાર્યનું કોઈને ભાન ન રહ્યું, ભોજ્યાભોજ્ય પદાર્થોનો વિવેક નષ્ટ થઈ ગયો અને શું પાન કરવા યોગ્ય છે અને શું પાન કરવા યોગ્ય નથી, એ વિષેના જ્ઞાનનો પણ લોપ થવા લાગ્યો અને પછી ફળસિદ્ધિની તો વાત જ શી? પણ સર્વ પ્રજાઓ અન્યોન્યનો સંહાર કરવા લાગી, ગમ્યઅગમ્યનો ભેદ રહ્યો નહિ; અમુક દ્રવ્ય પારકું ગણાય અને અમુક દ્રવ્ય પોતાનું ગણાય, એ વ્યવસ્થા રહી નહિ; એટલું જ નહિ પણ માંસને માટે કૂતરાઓ જેમ લડી મરે છે, તેમ લોકો અમુક એક વસ્તુને માટે માંહોમાંહે લડી મરવા લાગ્યા. સર્વ સ્થળે લૂંટાલૂંટ ચાલી રહી ને બળવાનો નિર્બળનો નાશ કરવા લાગ્યા. આ રીતે જ્યારે કોઈ જાતની મર્યાદા ન રહી, ત્યારે પિતામહ બ્રહ્મદેવ વર આપનારા સનાતન ભગવાન વિષ્ણુદેવની પાસે ગયા અને તેમની પૂજા કરીને આ પ્રમાણે કહેવા લાગ્યા:[૧૯–૨૨] 'હે કેશવ! હવે આ સમયે તમારે કૃપા કરવી યોગ્ય છે. જે રીતે કરવાથી આ પ્રજાઓમાં વર્ણસંકરતા ન ફેલાઈ જાય, તે રીતે તમે કરો.'[૨૩] બ્રહ્મદેવે એ પ્રમાણે કહ્યું, એટલે ઉત્તમ ત્રિશૂળરૂપ આયુધને ધારણ કરનારા ભગવાન વિષ્ણુએ મનમાં ખૂબ વિચાર કર્યો ને પછી તે મહાન દેવે પોતાના અંશભૂત દંડને ઉત્પન્ન કર્યો.[૨૪] આ રીતે દંડ ઉત્પન્ન થયો એટલે તુરત સર્વ સ્થળે ધર્મનું આચરણ વધવા લાગ્યું, જેથી નીતિસ્વરૂપ એવાં દેવી સરસ્વતીએ દંડને સહાય કરવા માટે દંડનીતિ નામની એક કન્યાને ઉત્પન્ન કરી કે જે પાછળથી ત્રણે લોકમાં પ્રસિદ્ધ થઈ.[૨૫] તે પછી વળી ત્રિશૂલધારી ભગવાન વિષ્ણુએ ઘણા સમય સુધી મનમાં વિચાર કરીને જુદા જુદા સર્વ લોકસમુદાયમાં એક એક પુરુષને રાજા બનાવ્યો.[૨૬] હજાર નેત્રોવાળા ઇંદ્રદેવને દેવોનો રાજા બનાવ્યો, સૂર્યના પુત્ર યમને પિતૃઓનો અને કુબેરને ધનનો તથા રાક્ષસોનો રાજા બનાવ્યો, મેરુ પર્વતને સર્વ પર્વતોનો રાજા બનાવ્યો, સમુદ્રને નદીઓનો રાજા બનાવ્યો, વરુણદેવને જળનો તથા અસુરોનો રાજા બનાવ્યો, મૃત્યુને પ્રાણીઓનો રાજા બનાવ્યો, અગ્નિને સર્વ પ્રકારનાં તેજોનો રાજા બનાવ્યો, ઈશાનદેવને સર્વ રુદ્રોના રક્ષક અથવા રાજા બનાવ્યા કે જે ઈશાનદેવ મહાત્મા મહાદેવ, વિશાલાક્ષ અને સનાતન એવા નામથી પ્રસિદ્ધ છે.[૨૭–૩૦] વસિષ્ઠને બ્રાહ્મણોના રાજા બનાવ્યા, જાતવેદા નામના દેવને વસુઓનો રાજા બનાવ્યો, સૂર્યને સર્વ તેજોનો રાજા બનાવ્યો, ચંદ્રને નક્ષત્રોનો તથા લતાઓનો રાજા બનાવ્યો, બાર ભુજાઓવાળા કુમાર કાર્તિકસ્વામીને સર્વ ભૂતોના રાજા બનાવ્યા, સંહાર અને ઉત્કર્ષ જેનું સ્વરૂપ છે એવા કાલને સર્વ કોઈનો રાજા બનાવ્યો, તેમ જ મૃત્યુના વિભાગરૂપ ગણાતા શસ્ત્રનો, શત્રુનો, યમનો તથા કર્મનો અને સુખદુઃખનો રાજા પણ કાળ જ થયો.[૩૧–૩૩] શ્રુતિ કહે છે કે, સર્વના દેવ, રાજાઓના પણ રાજા, મનુષ્યોના અધિપતિ ને ત્રિશૂલને ધારણ કરનારા ભગવાન શંકર સર્વ રુદ્રદેવોના ઈશ્વર છે.[૩૪] બ્રહ્મદેવનો પુત્ર જે ક્ષુપ પ્રજાપતિ ઉત્પન્ન થયો હતો, તે સર્વ ધર્મનિષ્ઠ પુરુષોમાં શ્રેષ્ઠ હતો, તેથી તેને સર્વ મનુષ્યોનું આધિપત્ય અર્પણ કર્યું.[૩૫] પછી એ વેળા બ્રહ્મદેવનો તે યજ્ઞ વિધિપૂર્વક જ્યારે સમાપ્ત થયો, ત્યારે મહાદેવે ધર્મનું રક્ષણ કરનારા દંડને સત્કારપૂર્વક વિષ્ણુ ભગવાનને અર્પણ કર્યો.[૩૬] વિષ્ણુએ અંગિરા મુનિને અર્પણ કર્યો, મહામુનિ અંગિરાએ ઇંદ્રને તથા મરીચિને અર્પણ કર્યો, મરીચિએ ભૃગુને અર્પણ કર્યો, ભૃગુએ સર્વ ઋષિઓને અર્પણ કર્યો, ઋષિઓએ ધર્મનું સમાધાન કરનારા તે દંડને લોકપાલોને અર્પણ કર્યો, લોકપાલોએ ક્ષુપ પ્રજાપતિને અર્પણ કર્યો, ક્ષુપ પ્રજાપતિએ સૂર્યના પુત્ર મનુને અર્પણ કર્યો અને તે શ્રાદ્ધદેવ નામના મનુએ સૂક્ષ્મ એવા ધર્મનું તથા અર્થનું રક્ષણ કરવા માટે એ દંડ પોતાના પુત્રોને અર્પણ કર્યો.[૩૭–૩૯]

રાજાએ ન્યાય–અન્યાયનો બરાબર વિવેક કર્યા પછી ધર્મપૂર્વક જ દંડનો ઉપયોગ કરવો, પણ પોતાની ઇચ્છામાં આવે તેમ ઉપયોગ કરવો નહિ; કેમ કે દુષ્ટોને શિક્ષા કરવી તે જ દંડનું મુખ્ય પ્રયોજન છે. લોકો પાસેથી જે દ્રવ્યનો દંડ લેવામાં

આવે છે, તે તો કેવળ બાહ્ય ક્રિયા છે અર્થાત્ લોકોને ડરાવવા માટેનો એક બાહ્ય ઉપચાર માત્ર જ છે; નહિ કે તેનો ઉદ્દેશ ભંડાર ભરપૂર રાખવો તે છે![40] કોઈ મનુષ્યે અલ્પ અપરાધ કર્યો હોય, તો રાજાએ તેના શરીરને વ્યંગ બનાવી દેવું નહિ, અર્થાત્ સામાન્ય અપરાધને માટે તેના શરીરને ખોડખાંપણવાળું કરવું નહિ, તેમ તેને દેહાંતદંડની શિક્ષા કરવી નહિ; શરીરને અત્યંત પીડા થાય તેવી શિક્ષા પણ કરવી નહિ, પર્વતના શિખર ઉપરથી ફેંકી દેવાની શિક્ષા પણ કરવી નહિ અને દેશનિકાલની સજા પણ કરવી નહિ. જ્યારથી આરંભીને સૂર્યના પુત્ર મનુએ પ્રજાઓનું રક્ષણ કરવા માટે પોતાના પુત્રોને દંડ અર્પણ કર્યો, ત્યારથી આરંભીને અનુક્રમે તે દંડ પ્રજાઓનું પાલન કરતો નિત્ય જાગૃત રહે છે.[41-42] આ પ્રજાપાલનરૂપ કાર્ય કરવા માટે સૌથી પહેલાં ભગવાન ઇંદ્ર જાગૃત રહે છે, ઇંદ્રથી અગ્નિ, અગ્નિથી વરુણ, વરુણથી પ્રજાપતિ, પ્રજાપતિથી વિનયાત્મક ધર્મ, ધર્મથી બ્રહ્મદેવનો પુત્ર સનાતન વ્યવસાય (ઉદ્યોગ), વ્યવસાયથી તેજ સર્વનું રક્ષણ કરતું જાગૃત રહે છે, તેજથી ઔષધિઓ, ઔષધિઓથી પર્વતો, પર્વતોથી રસ, એ રસગુણથી નિર્ઋતિ દેવી જાગૃત રહે છે, નિર્ઋતિ દેવીથી નક્ષત્રમંડલ, નક્ષત્રમંડલથી સર્વે વેદો, વેદોથી પ્રભુ હયગ્રીવ, હયગ્રીવથી સર્વના પ્રભુ અને અવિનાશી પિતામહ બ્રહ્મદેવ જાગૃત રહે છે; એ પિતામહથી સર્વનું કલ્યાણ કરનારા ભગવાન મહાદેવ જાગૃત રહે છે, મહાદેવથી વિશ્વે દેવાઓ જાગૃત રહે છે, વિશ્વેદેવાઓથી ઋષિઓ જાગૃત રહે છે, ઋષિઓથી ભગવાન ચંદ્ર જાગૃત રહે છે, ચંદ્રથી સનાતન કાળના દેવો જાગૃત રહે છે અને દેવોથી સર્વ બ્રાહ્મણો જાગૃત રહે છે, એમ તમારે સમજવું.[43-49] વળી હે રાજા! બ્રાહ્મણોથી ક્ષત્રિયો જાગૃત રહે છે અને તેઓ ધર્માનુસાર લોકોનું રક્ષણ કરે છે; તેમ જ એ ક્ષત્રિયોથી આદિકાળનું આ સ્થાવરજંગમ જગત જાગૃત રહે છે અને તે સર્વ જગતમાં પ્રજાઓ જાગૃત રહે છે કે જેઓના પર દંડ નિત્ય જાગૃત રહે છે. સાક્ષાત્ પિતામહ સમાન કાંતિવાળો દંડ જગતના સર્વ પદાર્થોનો પોતાનામાં સમાવેશ કરે છે.[50-51] હે ભારત! સૃષ્ટિના આરંભ, મધ્ય અને અંતમાં સર્વ લોકના ઈશ્વર પ્રજાપતિ મહાદેવ કાળનું સ્વરૂપ ધારણ કરીને નિરંતર જાગૃત રહે છે;[52] માટે કાળ દેવનો દેવ છે, શિવસ્વરૂપ છે, સર્વમય છે, જટાધારી શંકર છે, રુદ્ર છે, સ્થાણુરૂપ છે, ઉમાપતિ મહાદેવ છે અને તે પ્રભુ આખા વિશ્વ પર સતત જાગૃત રહે છે.[53] આ રીતે આદિ, મધ્ય અને અંતમાં દંડ કેવા સ્વરૂપમાં વિખ્યાત થાય છે, તે સર્વ મેં તને કહ્યું અને આ મારા કહેવા પ્રમાણે જ ધર્મવેત્તા રાજાએ ન્યાયપૂર્વક વર્તવું.[54]

ભીષ્મ બોલ્યા: વસુહોમ રાજાના આ મતનું જે પુરુષ શ્રવણ કરે છે અને શ્રવણ કર્યા પછી તે પ્રમાણે સારી રીતે જો વર્તે છે, તો એ પુરુષ સર્વ મનોરથોને સંપાદન કરે છે.[55] હે મનુષ્યશ્રેષ્ઠ યુધિષ્ઠિર રાજા! એ પ્રમાણે જે દંડ ધર્માક્રાંત એવા આ સર્વ લોકનો નિયંતા છે, તેના સંબંધમાં મેં તમને સર્વ વાત કહી.[56]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'દંડની ઉત્પત્તિ' નામનો અધ્યાય ૧૨૨ મો સમાપ્ત

# अध्याय १२३ मो

## ધર્મ, અર્થ અને કામ—એ ત્રિવર્ગનો વિચાર

॥ युधिष्ठिर उवाच ॥

**तात धर्मार्थकामानां श्रोतुमिच्छामि निश्चयम्।**
**लोकयात्रा हि कार्त्स्न्येन त्रिष्वेतेषु प्रतिष्ठिता ॥१॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે તાત! ધર્મ, અર્થ અને કામ એ ત્રિવર્ગનો નિશ્ચય સાંભળવાને હું ઇચ્છું છું (અને તેથી હું તમને પૂછું છું) કે, લોકોનો સમગ્ર વ્યવહાર કોના આધારે અવલંબી રહ્યો છે?[1] ધર્મ, અર્થ અને કામ એ ત્રિવર્ગનું મૂળ શું? એ ત્રણેનો ઉત્પાદક કોણ? તેઓ અન્યોન્ય એકત્ર થઈને શી રીતે રહ્યા છે? અને તેઓ જુદા જુદા કેમ જણાય છે?

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર! જે સમયે શુદ્ધ અંતઃકરણવાળા પુરુષો જગતમાં ઉત્પન્ન થાય છે અને તેઓનો નિશ્ચય ધર્મપૂર્વક કાર્ય કરવાનો દૃઢ થાય છે, તે વખતે અનુકૂળ કાળ, ધર્માદિકનું ઉત્પાદક સ્થાન અને સત્કર્મની નિષ્પત્તિરૂપ સંસ્થામાં

નિષ્કામ અર્થ અને નિષ્કામ કામસેવન ચિત્તશુદ્ધિ દ્વારા બ્રહ્માનંદરૂપ મહાન ફળને આપે છે.[૧૦] આ વિષયમાં ઋષિ કામંદક અને રાજા આંગરિષ્ઠ–એ બન્નેના સંવાદરૂપ એક પ્રાચીન ઈતિહાસ જગતમાં કહેવાય છે, તે આ પ્રમાણે છે:[૧૧]

એક સમયે કામંદકઋષિ પોતાના આશ્રમમાં બેઠા હતા, ત્યારે આંગરિષ્ઠ નામનો એક રાજા મર્યાદા પૂર્વક તેમની પાસે ગયો અને તેમને પ્રણામ કરીને તેણે પૂછ્યું કે, 'હે ઋષિ! જે રાજા કામ તથા મોહને અધીન થઈને પ્રથમ ખુબ પાપાચરણ કરે અને પછી તેને માટે જો પશ્ચાત્તાપ કરે, તો તે રાજાના પાપનો નાશ થાય કે નહિ? તેમ જ જે પુરુષ અજ્ઞાનને લીધે અધર્મને ધર્મ માનીને તેનું આચરણ કરે અને અધાર્મિક તરીકે જગતમાં પ્રસિદ્ધ થાય તો રાજાએ તે પુરુષને કેવી રીતે અટકાવવો?'[૧૨–૧૪]

કામંદકે કહ્યું: જે પુરુષ ધર્મ તથા અર્થનો પરિત્યાગ કરીને કેવળ કામને જ અનુસરે છે, તે બુદ્ધિથી ભ્રષ્ટ થાય છે; કેમ કે તેણે ધર્મનો અને અર્થનો પરિત્યાગ કર્યો છે;[૧૫] એટલું જ નહિ પણ એ રીતે બુદ્ધિભ્રષ્ટ થયેલો પુરુષ ધર્માર્થનો નાશ કરીને મોહાધીન બને છે અને મોહવશ થયા પછી નાસ્તિક અથવા દુરાચારી બની જાય છે.[૧૬] જ્યારે રાજા તેવા દુરાચારી દુષ્ટ પુરુષોને વશ રાખતો નથી, ત્યારે લોકો સર્પવાળા ઘરથી જેમ કંટાળી જાય છે, તેમ તે રાજાથી કંટાળી જાય છે;[૧૭] એટલું જ નહિ પણ તેવા રાજાને પ્રજાઓ, બ્રાહ્મણો કે સાધુ પુરુષો પોતાના રાજા તરીકે માનતા નથી. પછી તે રાજા સંશયમાં આવી પડે છે અને છેવટે વધપાત્ર પણ થાય છે; અર્થાત્ પ્રજાઓ તરફથી જ તેનું મરણ નીપજે છે.[૧૮] ધારો કે કદાચ તે રાજાનું મૃત્યુ ન થાય તોપણ લોકમાં ધિક્કારપાત્ર થઈને જીવતા રહેવું અથવા પોતાના રાજ્યપદથી ભ્રષ્ટ થઈને જીવતર ગાળવું, તે એનું શુદ્ધ મરણ જ થયેલું ગણાય છે; અર્થાત્ તેવું જીવતર મૃત્યુના જેવું ગણાય છે. કોઈ પણ રાજા જ્યારે આવી સ્થિતિમાં આવી પડે, ત્યારે તેણે પાપનો વિનાશ કેમ કરવો, તે વિષે ધર્માચાર્યોએ કહ્યું છે કે, તેવા રાજાએ પોતાના પાપકૃત્યની નિંદા કર્યા કરવી, વેદવિદ્યાનું સેવન કરવું, બ્રાહ્મણોનો સત્કાર કરવો, ધર્માચરણ કરવામાં ઉદાર મનના થવું, ઉત્તમ કુળમાં પોતાનો વિવાહ કરવો, ક્ષમાશીલ અને વિચારસંપન્ન બ્રાહ્મણોનું સેવન કરવું, પવિત્ર મંત્રોનો જાપ કરવો, તીર્થજળમાં સ્નાન કરવું, ધર્મનિષ્ઠ પુરુષોને સમીપ રાખીને તથા પાપિષ્ઠ પુરુષોને દેશપાર કરીને નિરંતર સુખપૂર્વક રહેવું, મધુર વાણી બોલીને તથા ઉત્તમ કર્મ કરીને સર્વને પ્રસન્ન રાખવા અને બીજાઓના ગુણાનુવાદનું કીર્તન કરીને 'હું તમારો પોતાનો જ છું' એમ સર્વની આગળ જાહેર કરવું.[૧૯–૨૩] આમ કરવાથી હરકોઈ પાપી રાજા નિષ્પાપ થઈને લોકમાં સત્વર માન્ય થઈ પડે છે અને મહાપાપોને પણ શાંત કરે છે, એમાં સંશય નથી.[૨૪] હે રાજા! તારા ગુરુઓ તને જે શ્રેષ્ઠ ધર્મનું આચરણ કરવાનો ઉપદેશ આપે તે ધર્મનું તું આચરણ કર, જેથી ગુરુઓની કૃપાને લીધે પરમ શ્રેયને તું પ્રાપ્ત થઈશ.[૨૫]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન-પર્વમાં 'ધર્મ, અર્થ અને કામ–એ ત્રિવર્ગનો વિચાર' નામનો અધ્યાય ૧૨૩મો સમાપ્ત

## अध्याय १२४ मो
## શીલનું મહત્ત્વ અને તેની પ્રાપ્તિનો ઉપાય

॥ युधिष्ठिर उवाच ॥

**इमे जना नरश्रेष्ठ प्रशंसंति सदा भुवि।**
**धर्मस्य शीलमेवादौ ततो मे संशयो महान् ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે મહાપુરુષ પિતામહ! આ પૃથ્વી પર ધર્મના કરતાં પણ શીલ પ્રથમ છે–વધારે ઉત્તમ છે, એમ સર્વ લોકો શીલની (સદાચારની) વધારે પ્રશંસા કરે છે. તે ઉપરથી મને મહાન સંશય થયો છે કે, શીલમાં એટલું બધું શું સામર્થ્ય છે?[૧] હે ધાર્મિકોમાં શ્રેષ્ઠ ભીષ્મ પિતામહ! એ વિષે જો અમારાથી જાણી શકાય તેમ હોય તો મને સાંભળવાની ઈચ્છા થઈ છે કે, કયા પ્રકારે વર્તવાથી એ શીલ પ્રાપ્ત થઈ શકે? અને હે ભારત! એ શીલનું લક્ષણ શું કહેવાય છે? તે મને કહો. તમે ઉપદેશ આપવામાં શ્રેષ્ઠ છો.[૨-૩]

ભીષ્મે કહ્યું: હે માન આપનારા રાજા! પૂર્વે તમારી રાજ્યલક્ષ્મીને જોઈને દુર્યોધન જ્યારે

ધર્મ, અર્થ અને કામ એકસાથે જ ઉત્પન્ન થાય છે; અર્થાત્ પુરુષોના મનમાં ધર્માદિ પ્રત્યે જ્યારે શ્રદ્ધા થાય છે, ત્યારે તેઓ માને છે કે, 'ગર્ભાધાનમાં કહેલા વિધિ પ્રમાણે ઋતુકાળે સ્ત્રીસમાગમ કરીને હું ઉત્તમ પુત્ર મેળવીશ.' આવી માન્યતા થયા પછી ઋતુકાળે યોનિસંસ્કારરૂપ ધર્માચરણ કર્યા પછી સ્ત્રીસમાગમરૂપ કામનું સેવન કરીને ઉત્તમ પુત્રરૂપ અર્થને તેઓ સંપાદન કરે છે. આ રીતે એકીસાથે ધર્મ, અર્થ અને કામની ઉત્પત્તિ થાય છે.[૨-૩] અર્થનું મૂળ ધર્મ છે, અર્થનું ફળ કામ છે, તે ત્રણેનું મૂળ સંકલ્પ છે અને તે સંકલ્પ અમુક કોઈ વિષયનું જ સ્વરૂપ છે.[૪] ચક્ષુ આદિ ઇંદ્રિયોના રૂપાદિક સર્વ વિષયો સંપૂર્ણપણે ઉપભોગ સિદ્ધ થાય તે માટે છે. આ ઉપરથી એમ જ સિદ્ધ થાય છે કે, ધર્મ, અર્થ અને કામરૂપ ત્રિવર્ગનું મૂળ કેવળ સંકલ્પ જ છે અને તે સંકલ્પના નાશને જ મોક્ષ કહેવામાં આવે છે.[૫] કેવળ શરીરસંરક્ષણને માટે આચરેલો ધર્મ, કેવળ કામ્ય કર્મો કરવા માટે સંપાદન કરેલો અર્થ અને કેવળ રતિસુખને માટે જ સેવેલો કામ રજોગુણ-પ્રધાન ગણાય છે અને તેનો સર્વથા ત્યાગ જ કરવો જોઈએ; અર્થાત્ ધર્મ, અર્થ ને કામ કેવળ સત્ત્વ-ગુણપ્રધાન જ હોવા જોઈએ.[૬] જે ધર્મનું, અર્થનું તથા કામનું ફળ કેવળ આત્મજ્ઞાન જ હોય, તેનું નિરંતર સેવન કરવું, પણ જે ધર્માર્થકામનું ફળ સ્વર્ગાદિ હોય તેનું કદી સેવન કરવું નહિ. તાત્પર્ય કે, આત્મજ્ઞાનરૂપ સંનિકૃષ્ટ ફળવાળા ધર્માદિ ત્રિવર્ગનું સદાકાળ સેવન કરવું, પણ સ્વર્ગાદિરૂપ બાહ્ય ફળવાળા અથવા વિપ્રકૃષ્ટ ફળવાળા ધર્માદિકનું સેવન કદી કરવું નહિ; માટે પૂર્વોક્ત સંનિકૃષ્ટ ફળવાળા ત્રિવર્ગનો તો કદી મનથી પણ ત્યાગ કરવો નહિ; અર્થાત્ ચિત્તશુદ્ધિને માટે ધર્મનું, નિષ્કામ કર્મો કરવા માટે અર્થનું તથા કેવળ દેહધારણને માટે જ કામનું સેવન કરવું. જો તે ત્રિવર્ગનો ત્યાગ કરવો હોય તો માત્ર વિચારથી જ ત્યાગ કરી શકાય છે. સારાંશ કે, સંગ અને ફળના ત્યાગપૂર્વક જ ધર્માદિકનું આચરણ કરવું.[૭] આ રીતે સંગ અને ફળના ત્યાગપૂર્વક ત્રિવર્ગનું સેવન કરનારા મનુષ્યની નિષ્ઠા કેવળ મોક્ષમાં જ હોય છે અને તેથી જ તેવા મનુષ્યને મોક્ષ મળવાનો સંભવ પણ છે; પરંતુ જે કર્મ 'મને અમુક ફળ મળે' આવી આસક્તિ-વાળી બુદ્ધિથી કરવામાં આવે છે, તેનું કોઈ સમયે ફળ મળે અથવા ન પણ મળે, માટે ફલાસક્ત બુદ્ધિથી કોઈ પણ કર્મ કરવું નહિ;[૮] તેમ જ ધન સંપાદન કરવાના ઉદ્દેશથી ધર્માચરણ કરવું નહિ; કેમ કે ધન સંપાદન કરવા માટે ખેતી, સેવા, વેપાર વગેરે અનેક ઉપાયો છે. વળી 'ધર્માચરણ કરવાથી ધનની પ્રાપ્તિ થાય છે' આ મતની વિરુદ્ધ એવા બીજા કેટલાએક મતો પણ છે; જેમ કે કેટલાએક લોકો માને છે કે, દૈવયોગે જ અર્થનો લાભ થાય છે, હઠથી પણ ધન સંપાદન કરી શકાય છે અથવા સ્વાભાવિક રીતે જ દ્રવ્ય તો મળી આવે છે; માટે અર્થ મેળવવા માટે ધર્મ કરવો તે તો યોગ્ય નથી જ. એ પ્રમાણે જ ધર્માચરણ કરવા માટે અર્થ સંપાદન કરવો નહિ; કારણ કે આપણે જોઈએ છીએ કે, અર્થ સંપાદન કર્યા પછી પણ જગત અનર્થ કરવા માટે જ નિરંતર તત્પર રહે છે; એટલું જ નહિ પણ ધનપ્રાપ્તિ થયા પછી મદમત્ત બની ગયેલો પુરુષ સર્વ પ્રકારનાં પાપાચરણો કરે છે, માટે અર્થ સંપાદન કર્યા પછી કેવળ ધર્મની જ ઉત્પત્તિ થયા કરે છે, એમ કંઈ નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી. હા, એ વાત સંભવી શકે છે ખરી કે, ધન વિના પણ ધર્માચરણ થઈ શકે છે, જેમ કે જગતમાંહેના ઘણા મનુષ્યો ધનનો જેમાં લેશમાત્ર સંબંધ નથી તેવાં ઉપવાસાદિક વ્રતો દ્વારા પણ ધર્મવૃદ્ધિ કરી શકે છે. માટે એમ જ સિદ્ધ થાય છે કે, અર્થ મળે એવી બુદ્ધિથી આચરેલો ધર્મ વૃથા છે અને ધર્મ કરી શકાશે, એવી બુદ્ધિથી મેળવેલો અર્થ વૃથા છે. જે પુરુષની બુદ્ધિ અજ્ઞાનથી ઘેરાયલી હોય છે, તેની જ એવી માન્યતા હોય છે કે, ધર્મ કરવાથી અર્થ મળે છે અને અર્થ મેળવવાથી ધર્મ થઈ શકે છે. વસ્તુતઃ તેમ હોતું જ નથી અને તેવી માન્યતાવાળા પુરુષને ધર્મ તથા અર્થનું વાસ્તવિક ફળ મળતું જ નથી.[૯] વળી ફળ મેળવવાની ઇચ્છાથી ધર્માચરણ કરવું, એ ધર્મનો મેલ ગણાય છે—દાન આપ્યા વિના અથવા ભોગ ભોગવ્યા વિના કેવળ ધનનો સંગ્રહ કરી રાખવો તે અર્થનો મેલ કહેવાય છે અને પ્રીતિપૂર્વક કામાસક્તિ કરવી તે કામનો મેલ કહેવાય છે; માટે તે તે મેલ વિનાનો નિષ્કામ ધર્મ,

નિષ્કામ અર્થ અને નિષ્કામ કામસેવન ચિત્તશુદ્ધિ દ્વારા બ્રહ્માનંદરૂપ મહાન ફળને આપે છે.[૧૦] આ વિષયમાં ઋષિ કામંદક અને રાજા આંગરિષ્ઠ—એ બન્નેના સંવાદરૂપ એક પ્રાચીન ઇતિહાસ જગતમાં કહેવાય છે, તે આ પ્રમાણે છે:[૧૧]

એક સમયે કામંદકઋષિ પોતાના આશ્રમમાં બેઠા હતા, ત્યારે આંગરિષ્ઠ નામનો એક રાજા મર્યાદાપૂર્વક તેમની પાસે ગયો અને તેમને પ્રણામ કરીને તેણે પૂછ્યું કે, 'હે ઋષિ! જે રાજા કામ તથા મોહને અધીન થઈને પ્રથમ ખૂબ પાપાચરણ કરે અને પછી તેને માટે જો પશ્ચાત્તાપ કરે, તો તે રાજાના પાપનો નાશ થાય કે નહિ? તેમ જ જે પુરુષ અજ્ઞાનને લીધે અધર્મને ધર્મ માનીને તેનું આચરણ કરે અને અધાર્મિક તરીકે જગતમાં પ્રસિદ્ધ થાય તો રાજાએ તે પુરુષને કેવી રીતે અટકાવવો?'[૧૨-૧૪]

કામંદકે કહ્યું: જે પુરુષ ધર્મ તથા અર્થનો પરિત્યાગ કરીને કેવળ કામને જ અનુસરે છે, તે બુદ્ધિથી ભ્રષ્ટ થાય છે; કેમ કે તેણે ધર્મનો અને અર્થનો પરિત્યાગ કર્યો છે;[૧૫] એટલું જ નહિ પણ એ રીતે બુદ્ધિભ્રષ્ટ થયેલો પુરુષ ધર્માર્થનો નાશ કરીને મોહાધીન બને છે અને મોહવશ થયા પછી નાસ્તિક અથવા દુરાચારી બની જાય છે.[૧૬] જ્યારે રાજા તેવા દુરાચારી દુષ્ટ પુરુષોને વશ રાખતો નથી, ત્યારે લોકો સર્પવાળા ઘરથી જેમ કંટાળી જાય છે, તેમ તે રાજાથી કંટાળી જાય છે;[૧૭] એટલું જ નહિ પણ તેવા રાજાને પ્રજાઓ, બ્રાહ્મણો કે સાધુ પુરુષો પોતાના રાજા તરીકે માનતા નથી. પછી તે રાજા સંશયમાં આવી પડે છે અને છેવટે વધપાત્ર પણ થાય છે; અર્થાત્ પ્રજાઓ તરફથી જ તેનું મરણ નીપજે છે.[૧૮] ધારો કે કદાચ તે રાજાનું મૃત્યુ ન થાય તોપણ લોકમાં ધિક્કારપાત્ર થઈને જીવતા રહેવું અથવા પોતાના રાજ્યપદથી ભ્રષ્ટ થઈને જીવતર ગાળવું, તે એનું શુદ્ધ મરણ જ થયેલું ગણાય છે; અર્થાત્ તેવું જીવતર મૃત્યુના જેવું ગણાય છે. કોઈ પણ રાજા જ્યારે આવી સ્થિતિમાં આવી પડે, ત્યારે તેણે પાપનો વિનાશ કેમ કરવો, તે વિષે ધર્માચાર્યોએ કહ્યું છે કે, તેવા રાજાએ પોતાના પાપકૃત્યની નિંદા કર્યા કરવી, વેદવિદ્યાનું સેવન કરવું, બ્રાહ્મણોનો સત્કાર કરવો, ધર્માચરણ કરવામાં ઉદાર મનના થવું, ઉત્તમ કુળમાં પોતાનો વિવાહ કરવો, ક્ષમાશીલ અને વિચારસંપન્ન બ્રાહ્મણોનું સેવન કરવું, પવિત્ર મંત્રોનો જાપ કરવો, તીર્થજળમાં સ્નાન કરવું, ધર્મનિષ્ઠ પુરુષોને સમીપ રાખીને તથા પાપિષ્ઠ પુરુષોને દેશપાર કરીને નિરંતર સુખપૂર્વક રહેવું, મધુર વાણી બોલીને તથા ઉત્તમ કર્મ કરીને સર્વને પ્રસન્ન રાખવા અને બીજાઓના ગુણાનુવાદનું કીર્તન કરીને 'હું તમારો પોતાનો જ છું' એમ સર્વની આગળ જાહેર કરવું.[૧૯-૨૩] આમ કરવાથી હરકોઈ પાપી રાજા નિષ્પાપ થઈને લોકમાં સત્વર માન્ય થઈ પડે છે અને મહાપાપોને પણ શાંત કરે છે, એમાં સંશય નથી.[૨૪] હે રાજા! તારા ગુરુઓ તને જે શ્રેષ્ઠ ધર્મનું આચરણ કરવાનો ઉપદેશ આપે તે ધર્મનું તું આચરણ કર, જેથી ગુરુઓની કૃપાને લીધે પરમ શ્રેયને તું પ્રાપ્ત થઈશ.[૨૫]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'ધર્મ, અર્થ અને કામ—એ ત્રિવર્ગનો વિચાર' નામનો અધ્યાય ૧૨૩ મો સમાપ્ત

## अध्याय १२४ मो

## શીલનું મહત્ત્વ અને તેની પ્રાપ્તિનો ઉપાય

॥ युधिष्ठिर उवाच ॥

**इमे जना नरश्रेष्ठ प्रशंसंति सदा भुवि।**
**धर्मस्य शीलमेवादौ ततो मे संशयो महान् ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે મહાપુરુષ પિતામહ! આ પૃથ્વી પર ધર્મના કરતાં પણ શીલ પ્રથમ છે—વધારે ઉત્તમ છે, એમ સર્વ લોકો શીલની (સદાચારની) વધારે પ્રશંસા કરે છે. તે ઉપરથી મને મહાન સંશય થયો છે કે, શીલમાં એટલું બધું શું સામર્થ્ય છે?[૧] હે ધાર્મિકોમાં શ્રેષ્ઠ ભીષ્મ પિતામહ! એ વિષે જો અમારાથી જાણી શકાય તેમ હોય તો મને સાંભળવાની ઇચ્છા થઈ છે કે, કયા પ્રકારે વર્તવાથી એ શીલ પ્રાપ્ત થઈ શકે? અને હે ભારત! એ શીલનું લક્ષણ શું કહેવાય છે? તે મને કહો. તમે ઉપદેશ આપવામાં શ્રેષ્ઠ છો.[૨-૩]

ભીષ્મે કહ્યું: હે માન આપનારા રાજા! પૂર્વે તમારી રાજ્યલક્ષ્મીને જોઈને દુર્યોધન જ્યારે

સંતાપ પામ્યો હતો, ત્યારે તેણે પોતાના પિતા ધૃતરાષ્ટ્રને આ વિષે જ પ્રશ્ન પૂછ્યો હતો.[૪] હે મહારાજ! સર્વ ભાઈઓની સાથે તમે જ્યારે ઇંદ્રપ્રસ્થમાં રહેતા હતા, ત્યારે સભામાં તેણે જે વચનો કહ્યાં હતાં, તે સર્વ તમે સાંભળો.[૫] તમારી એ દિવ્ય સભાને તથા મહાઉત્તમ સમૃદ્ધિને જોઈને સભામાં બેઠેલા દુર્યોધને એ બધી વાત પોતાના પિતાને જણાવી હતી.[૬] તે વખતે દુર્યોધનનાં એ વચન સાંભળીને ધૃતરાષ્ટ્રે કર્ણને તથા દુર્યોધનને આ પ્રમાણે કહ્યું હતું.[૭]

ધૃતરાષ્ટ્રે કહ્યું : હે પુત્ર! તું શા માટે સંતાપ કરે છે, તે હું યથાર્થ રીતે સાંભળવા ઇચ્છું છું; કેમ કે તને સંતાપ થવાનું કારણ સાંભળ્યા પછી જો તે યોગ્ય હશે તો હું તારું સમાધાન કરીશ.[૮] હે શત્રુઓના નગરોને જીતનારા પુત્ર! તેં મહાન ઐશ્વર્ય સંપાદન કર્યું છે, તારા ભાઈઓ અને સંબંધીઓ સેવકોની પેઠે સદાય તારી આજ્ઞામાં છે, તું શરીર પર ઉત્તમ પ્રતિના દુપટ્ટાઓ ધારણ કરે છે, માંસમિશ્ર ભાતનું ભોજન કરે છે અને ઉત્તમ જાતિના ઘોડાઓ પર સવારી કરે છે, છતાં તું નિસ્તેજ અને કૃશ (દુર્બળ) કેમ થઈ ગયો છે?

દુર્યોધને કહ્યું : હે પિતા! યુધિષ્ઠિરના મહેલમાં વેદવેદાંગમાં પારંગત થયેલા દસ હજાર મહાત્મા બ્રાહ્મણો સુવર્ણના થાળોમાં નિત્ય ભોજન કરે છે.[૯–૧૧] તેની દિવ્ય સભા દિવ્ય પુષ્પોથી અને દિવ્ય ફળોથી યુક્ત છે. તેના ઘોડાઓ તેતરના જેવા કાબર ચીતરા રંગના છે અને તેની પાસે અનેક પ્રકારનાં ઉત્તમ વસ્ત્રો છે. આ બધું જોઈને તથા આપણા શત્રુ પાંડવોની અતિ મહાન સમૃદ્ધિને કુબેરના જેવી ઉત્તમ જોઈને હું બળી જાઉં છું.

ધૃતરાષ્ટ્રે કહ્યું : હે પુરુષવ્યાઘ્ર પુત્ર! યુધિષ્ઠિરની પાસે જેવી રાજ્યલક્ષ્મી છે, તેવી અથવા તેથી પણ અધિક રાજ્યલક્ષ્મી મેળવવાની તને જો ઇચ્છા હોય તો તું શીલવાન થા.[૧૨–૧૪] હું તને સત્ય કહું છું કે, શીલના પ્રભાવથી ત્રણે લોકને જીતી શકાય છે, એમાં કંઈ સંશય નથી. અરે! જેઓ શીલસંપન્ન છે, તેઓને આ જગતમાં કંઈ પણ અસાધ્ય નથી.[૧૫] જો, માંધાતારાજાએ એક જ રાત્રિમાં પૃથ્વી મેળવી હતી, જનમેજયે ત્રણ દિવસમાં પૃથ્વી સંપાદન કરી હતી અને નાભાગરાજાએ સાત દિવસમાં પૃથ્વીને વશ કરી હતી.[૧૬] આ બધા રાજાઓ શીલસંપન્ન અને દયાળુ હતા, તેથી જ તેઓના ગુણોથી ખરીદાઈ ગયેલી પૃથ્વી આપોઆપ તેમની પાસે હાજર થઈ હતી.[૧૭]

દુર્યોધને કહ્યું : હે ભરતવંશી પિતા! જે શીલના પ્રભાવથી તે રાજાઓએ તત્કાળ પૃથ્વીને મેળવી હતી, તે શીલ કયા ઉપાયે પ્રાપ્ત થઈ શકે, તે સાંભળવાની મને ઇચ્છા થઈ છે.[૧૮]

ધૃતરાષ્ટ્રે કહ્યું : હે ભરતકુળના પુત્ર! આ શીલના સંબંધમાં જ મહર્ષિ નારદે એક પ્રાચીન ઇતિહાસ કહ્યો છે અને તેનું દૃષ્ટાંત હજી સુધી પણ લોકમાં અપાય છે.[૧૯] પૂર્વે જ્યારે મહાત્મા મહેંદ્રના રાજ્યને દૈત્ય પ્રહ્લાદે લઈ લીધું અને શીલનો આશ્રય કરીને ત્રણે જગતને તેણે વશ કરી લીધાં, ત્યારે[૨૦] ઇંદ્ર બૃહસ્પતિની પાસે જઈને બે હાથ જોડી બોલ્યો કે, 'હે મહાબુદ્ધિમાન ગુરુ! મારું કલ્યાણ કેવી રીતે થાય, તે સાંભળવાની મને ઇચ્છા છે.'[૨૧] પછી બૃહસ્પતિએ તેને મોક્ષોપયોગી ઉત્તમ જ્ઞાનનો ઉપદેશ આપ્યો અને કહ્યું કે, 'હે દેવેંદ્ર! આટલામાં જ તારું શ્રેય સમાયલું છે.' તે સાંભળીને ઇંદ્રે પુનઃ પ્રશ્ન કર્યો કે, 'આનાથી કંઈ વિશેષ હશે ખરું?'

એટલે બૃહસ્પતિએ કહ્યું : હે તાત! આના કરતાં પણ બીજું ઘણું સમજવાનું છે, પણ તે વિષે મહાત્મા શુક્રાચાર્ય જાણે છે; માટે હે દેવશ્રેષ્ઠ! તું એમની પાસે જા. તારું કલ્યાણ થાઓ.[૨૨–૨૩] બૃહસ્પતિએ એ પ્રમાણે કહ્યું, એટલે મહાતપસ્વી અને મહાકાંતિમાન એવો ઇંદ્ર પોતાનું શ્રેય સંપાદન કરવા માટે શુક્રાચાર્ય પાસે ગયો. એટલે તેમણે પણ ઇંદ્રને પ્રીતિપૂર્વક જ્ઞાનનો ઉપદેશ આપ્યો અને કહ્યું કે, 'આટલામાં જ તારા શ્રેયનો સમાવેશ થઈ જાય છે.' તે સાંભળીને ઇંદ્રે શુક્રાચાર્યને પ્રશ્ન પૂછ્યો કે, 'આના કરતાં કંઈ વિશેષ સમજવાનું છે?' સર્વજ્ઞ શુક્રાચાર્યે ઉત્તર આપ્યો કે, 'આના કરતાં વિશેષ સમજવાનું મારી પાસે નથી, પણ મહાત્મા પ્રહ્લાદ પાસે છે; માટે તું તેની પાસે જા.' શુક્રાચાર્યના એ કહેવા પરથી ઇંદ્રને ઘણો જ હર્ષ થયો. પછી તુરત જ બુદ્ધિમાન ઇંદ્ર બ્રાહ્મણનો વેશ ધારણ કરીને પ્રહ્લાદ પાસે ગયો અને તેની પાસે જઈને તેણે કહ્યું કે, 'તમારી

પાસેથી હું શ્રેય સંપાદન કરવાની ઇચ્છા રાખું છું.[૨૪–૨૮] તે સાંભળીને પ્રહ્લાદે બ્રાહ્મણના વેશમાં આવેલા ઇંદ્રને કહ્યું કે, 'હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! હું ત્રણે લોકનું રાજ્ય કરવામાં જ નિરંતર આસક્ત રહું છું, તેથી તમને ઉપદેશ આપવાનો મને સમય નથી.'[૨૯] તે પછી બ્રાહ્મણવેશધારી ઇંદ્રે કહ્યું: 'રાજન્! તમને જ્યારે સમય મળે ત્યારે તમે મને ઉપદેશ આપો. આ જગતમાં આચરણ કરવા યોગ્ય એવું સર્વોત્તમ કર્તવ્ય શું છે? તે જાણવાની મને ઉત્કટ ઇચ્છા છે.'[૩૦]

પોતાને બ્રાહ્મણ કહેતારા તે ઇંદ્રનું વચન સાંભળીને પ્રહ્લાદ તેના પર અત્યંત પ્રસન્ન થયો અને 'બહુ સારું' એમ કહીને શુભ સમયે તત્ત્વજ્ઞાનનો તેને ઉપદેશ આપ્યો.[૩૧] બ્રાહ્મણસ્વરૂપ ઇંદ્રે પણ યથાયોગ્ય રીતે વર્તન કરીને પ્રહ્લાદની ગુરુભક્તિ કરવા માંડી અને સર્વભાવે તેની મનોવૃત્તિને અનુસરીને ચાલવા માંડ્યું.[૩૨] આ રીતે કેટલોએક સમય વીતી ગયો. તે પછી એક દિવસ ઇંદ્રે પ્રહ્લાદને પૂછ્યું કે, 'હે ધર્મજ્ઞ રાજા! તમે ત્રણે લોકનું આ સર્વોત્તમ રાજ્ય કેવી રીતે સંપાદન કર્યું તે મને કહો.' હે મહારાજા! દુર્યોધન! ઇંદ્રના એ પ્રશ્નનો પ્રહ્લાદે આ પ્રમાણે ઉત્તર આપ્યો.[૩૩]

પ્રહ્લાદે કહ્યું: 'હે બ્રાહ્મણ! હું 'રાજા છું' એમ માનીને કદી અભિમાન કરતો નથી, બ્રાહ્મણોની ઈર્ષ્યા કરતો નથી, તેમ જ સર્વજ્ઞત્વનું અભિમાન રાખીને શુક્રાચાર્યે બનાવેલાં નીતિશાસ્ત્રોની અસૂયા કરતો નથી. બ્રાહ્મણો જ્યારે મને કંઈ ઉપદેશ આપે છે, ત્યારે તેઓને હું દાનાદિક આપું છું અને તેઓનો નિર્વાહ કરું છું.[૩૪] તે બ્રાહ્મણો પણ મારા ઉપર વિશ્વાસ રાખીને મને ઉપદેશ આપ્યા કરે છે, વિરુદ્ધ માર્ગે જતો અટકાવે છે અને હું તેઓના ઉપદેશોને અસૂયા રાખ્યા વિના શ્રવણ કરવા ઇચ્છું છું, ધર્માત્મા તરીકે રહું છું, ક્રોધોને જીતું છું, નિત્ય ઇંદ્રિયોને વશમાં રાખું છું અને શુક્રાચાર્યના નીતિમાર્ગમાં સાવધાન થઈને તત્પર રહું છું, તેથી તે બ્રાહ્મણો મધમાખીઓ મધપૂડામાં જેમ મધનું સિંચન કરે છે, તેમ મારામાં શાસ્ત્રોપદેશનું સિંચન કર્યા કરે છે–મને શાસ્ત્રોપદેશ આપ્યા કરે છે.[૩૫-૩૬] વળી હું વિદ્યાઓને જિહ્વાગ્રે ધારણ કરનારા વિદ્વાન પુરુષોના સમાગમરસનો સ્વાદ લેનારો છું અને તેથી જ ચંદ્રમા જેમ નક્ષત્રોના ઉપર આધિપત્ય ભોગવે છે, તેમ હું મારા જાતીયપુરુષો પર આધિપત્ય ભોગવું છું.[૩૭] ખરેખર, બ્રાહ્મણોના મુખની અંદર વસી રહેલાં શુક્રાચાર્યનાં વચનો પૃથ્વી પર એક અમૃતનું જ કામ કરે છે અથવા સર્વોત્તમ દિવ્ય દૃષ્ટિનું કાર્ય સારે છે; માટે સર્વ કોઈએ તે વચનોનું શ્રવણ કરીને તે પ્રમાણે જ વર્તવું જોઈએ. બસ, આટલું જ શ્રેયઃસાધન છે.' એ પ્રમાણે પ્રહ્લાદે બ્રાહ્મણવેશધારી ઇંદ્રને કહ્યું તોપણ તેને પોતાની સેવા કરવામાં તત્પર રહેલો જોઈ દૈત્યરાજા પ્રહ્લાદે પુનઃ તેને કહ્યું: 'હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! તમારી ઉત્તમોત્તમ ગુરુભક્તિથી હું પ્રસન્ન થયો છું, માટે તમે વરદાન માગો, હું તમને જે માગશો તે આપીશ, એમાં સંશય નથી. તમારું કલ્યાણ થાઓ.' દૈત્યરાજાએ આમ કહ્યું, એટલે તે બ્રાહ્મણે (ઇંદ્રે) કહ્યું: 'ના, હું આપની પાસે રહીને કૃતાર્થ જ થયો છું.' એટલે વળી પણ અત્યંત પ્રસન્ન થઈને પ્રહ્લાદે કહ્યું કે, 'વરદાન માગો.'[૩૮–૪૧]

ત્યારે બ્રાહ્મણ (ઇંદ્ર) બોલ્યો: હે રાજન્! તમે મારા ઉપર જો પ્રસન્ન થયા છો અને મારું પ્રિય કરવાની જો ઇચ્છા રાખો છો, તો મને તમારું શીલ પ્રાપ્ત થાય, એ વરદાન હું માગું છું.'[૪૨] બ્રાહ્મણે આવું વરદાન માગ્યું, એટલે દૈત્યરાજા પ્રસન્ન થયો, પણ તેના મનમાં મહાન ભય ઉત્પન્ન થયો. તેણે વિચાર કર્યો કે, આ બ્રાહ્મણ આવા પ્રકારનું વરદાન માગે છે, તેથી જણાય છે કે, આ કોઈ સામાન્ય તેજવાળો પુરુષ નથી. પછી તેણે 'તથાસ્તુ' એમ કહીને અતિ આશ્ચર્યની સાથે તે વરદાન તો આપ્યું; પરંતુ બ્રાહ્મણને વરદાન આપ્યા પછી પ્રહ્લાદ અત્યંત દુઃખી થયો.[૪૩] હે મહારાજ! એ રીતે વરદાન આપ્યા પછી અને તે બ્રાહ્મણના ગયા પછી પ્રહ્લાદને ઘણી મોટી ચિંતા થવા લાગી, પણ તેને માટે કોઈ પ્રકારનો તે નિશ્ચય કરી શક્યો નહિ.[૪૪]

હે તાત! એ પ્રમાણે ચિંતાતુર થઈને પ્રહ્લાદ વિચારમાં પડી ગયો હતો, તેવામાં છાયાસ્વરૂપ મહાતેજસ્વી અને તેજોમય શરીરવાળું શીલ પ્રહ્લાદ-

ના શરીરમાંથી બહાર નીકળ્યું.[૪૫] એટલે પ્રહ્લાદે મહાપ્રચંડ શરીરવાળા તે શીલને પૂછ્યું કે, 'તું કોણ છે?' પછી તેણે ઉત્તર આપ્યો: 'હું શીલ છું. તેં મારો ત્યાગ કર્યો માટે હું હવે જાઉં છું. હે રાજન્! જે બ્રાહ્મણ તારો શિષ્ય થઈને અહીં રહેતો હતો અને તારી સેવા કર્યા કરતો હતો, તે નિર્દોષ બ્રાહ્મણમાં હું નિવાસ કરીશ.'[૪૬-૪૮] આમ કહીને તે તેજ અંતર્હિત થઈ ગયુ અને ઇંદ્રના શરીરમાં દાખલ થયું. એ શીલરૂપ તેજના ગયા પછી હે રાજા! પ્રહ્લાદના શરીરમાંથી તેના જેવા જ સ્વરૂપને ધારણ કરનારો એક તેજસ્વી પુરુષ બહાર નીકળ્યો.[૪૯] તેને પણ પ્રહ્લાદે પૂછ્યું કે, 'તું કોણ છે?' એના ઉત્તરમાં તેણે કહ્યું કે, 'હે પ્રહ્લાદ! હું ધર્મ છું. હે દૈત્યેંદ્ર! તે શ્રેષ્ઠ બ્રાહ્મણ જ્યાં ગયો છે ત્યાં હું પણ જાઉં છું; કેમ કે જ્યાં શીલ હોય છે, ત્યાં જ ધર્મનો નિવાસ હોય છે.' આમ કહીને ધર્મ પણ ઇંદ્રના શરીરમાં દાખલ થયો. તે પછી હે મહારાજા! તુરત જ તેજથી પ્રદીપ્ત શરીરવાળો એક પુરુષ મહાત્મા પ્રહ્લાદના શરીરમાંથી બહાર નીકળ્યો. પ્રહ્લાદે તેને પૂછ્યું કે, 'તું કોણ છે?' એટલે તે મહાતેજસ્વી પુરુષે ઉત્તર આપ્યો: 'હે અસુરોના રાજા! હું સત્ય છું અને જ્યાં ધર્મ ગયો છે, ત્યાં હું પણ તેની પાછળ જાઉં છું.' આમ કહીને તે સત્ય પણ ઇંદ્રની પાસે ચાલ્યું ગયું. ત્યાર પછી તુરત જ પ્રહ્લાદના શરીરમાંથી બીજો એક મહાપુરુષ બહાર નીકળ્યો અને તેને પણ પ્રહ્લાદે પ્રશ્ન કર્યો કે, 'તું કોણ છે?' તેના ઉત્તરમાં એ મહાબળવાન પુરુષે કહ્યું કે, 'હું વૃત્ત છું. હે પ્રહ્લાદ! જ્યાં સત્ય હોય છે, ત્યાં વૃત્ત હોય છે; માટે હું સત્યની પાછળ જાઉં છું.' આમ કહી તે પણ ઇંદ્રની પાસે ચાલ્યું ગયું. તેના ગયા પછી વળી પણ મોટી ગર્જના કરતી એક આકૃતિ પ્રહ્લાદના શરીરમાંથી બહાર નીકળી. તેને પણ પ્રહ્લાદે પૂછ્યું, એટલે ઉત્તર મળ્યો કે, 'હું બળ છું. જ્યાં વૃત્ત હોય ત્યાં બળ હોય, આ નિયમને અનુસરીને હું વૃત્તની પાછળ જાઉં છું.' આમ કહીને બળ પણ ચાલ્યું ગયું. તે પછી પ્રહ્લાદના શરીરમાંથી તેજોમય શરીરવાળી એક દિવ્ય આકૃતિ બહાર નીકળી. દૈત્યરાજાએ તેને પણ પૂછ્યું કે, 'તું કોણ છે?' એટલે તેણે ઉત્તર આપ્યો કે, 'હું લક્ષ્મી છું. હે સત્ય પરાક્રમી વીરપુરુષ! મારી મેળે આવીને હું તારામાં વસી રહી હતી, પણ તેં મારો ત્યાગ કર્યો જેથી હું બળની પાછળ ચાલી જાઉં છું.'[૫૦-૫૭] લક્ષ્મીએ આમ કહ્યું એટલે મહાત્મા પ્રહ્લાદને ભય ઉત્પન્ન થયો. તેણે ફરી પણ લક્ષ્મીને પૂછ્યું કે, 'હે કમળમાં વસનારી દેવી! તું કયાં જાય છે? તું સત્યવ્રતને ધારણ કરનારી છે, દિવ્ય શક્તિવાળી છે અને લોકની પરમેશ્વરી છે; માટે હું તને પૂછું છું કે, શિષ્યવૃત્તિ ધારણ કરીને મારી સેવા કરનારો તે શ્રેષ્ઠ બ્રાહ્મણ કોણ હતો? તે વિષે યથાર્થ વૃત્તાંત જાણવાની મને ઇચ્છા છે.'[૫૮-૫૯]

લક્ષ્મીએ કહ્યું: હે રાજા! બ્રહ્મચર્યવ્રત પાળીને તારી પાસેથી જે શિક્ષણ લેતો હતો, તે બ્રાહ્મણના વેશમાં ઇંદ્ર પોતે હતો. ત્રણે લોકનું જે કાંઈ ઐશ્વર્ય તારી પાસે હતું, તે સમગ્ર તેણે લઈ લીધું છે.[૬૦] હે ધર્મવેત્તા રાજા! શીલના પ્રભાવથી તેં ત્રણે લોકને જીત્યા હતા, એ વાત જાણી લઈને ઇંદ્ર તારા શીલને હરી ગયો છે.[૬૧] હે મહાબુદ્ધિમાન રાજા! ધર્મ, સત્ય, વૃત્ત, બળ અને હું આ સર્વનું મૂળ એક શીલ છે, એમાં લગારે સંશય નથી.[૬૨]

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર! આમ કહીને લક્ષ્મી પણ પ્રહ્લાદનો ત્યાગ કરીને ઇંદ્રની પાસે ચાલી ગઈ. ધૃતરાષ્ટ્રે પૂર્વોક્ત ઇતિહાસ દુર્યોધનને કહી સંભળાવ્યો. તે પછી દુર્યોધને પણ પોતાના પિતાને પ્રશ્ન કર્યો:[૬૩] 'હે કૌરવનંદન! શીલનું યથાર્થ સ્વરૂપ જાણવાની મને ઇચ્છા છે, માટે તેનું સ્વરૂપ અને તેને પ્રાપ્ત કરવાનો ઉપાય એ બન્ને મને કહો.'[૬૪]

ધૃતરાષ્ટ્રે કહ્યું: હે રાજા! મહાત્મા પ્રહ્લાદે શીલ અને તેને મેળવવાનો ઉપાય પ્રથમ જ પ્રદર્શિત કરેલ છે, તોપણ શીલને પ્રાપ્ત કરવા માટે હું તને સંક્ષેપમાં કહું છું.[૬૫] મન, વચન અને કર્મથી કોઈ પણ પ્રાણીનો દ્રોહ ન કરવો, સર્વના પર અનુગ્રહ કરવો અને સુપાત્રને દાન આપવું, આને શીલ કહેવામાં આવે છે.[૬૬] પોતાનું જે કર્મ અથવા પુરુષાર્થ અન્યનું હિત કરનાર ન હોય અને

જેના આચરણથી લોકમાં લાજવું પડે, તે કર્મ કદી કરવું નહિ.[૧૭] પણ જે કર્મ કરવાથી જનસમાજમાં પોતાની પ્રશંસા થાય, તે જ કર્મ પુરુષે કરવું. હે કુરુશ્રેષ્ઠ દુર્યોધન! આ પ્રમાણે મેં તને સંક્ષેપમાં શીલનું સ્વરૂપ કહ્યું.[૧૮] હે રાજા! શીલ વિનાના પુરુષો પણ તેવા કોઈ એકાદ પ્રસંગે લક્ષ્મીને પ્રાપ્ત કરે છે, પણ હે તાત! તેઓ એ લક્ષ્મીનો લાંબા કાળ સુધી ઉપભોગ કરી શકતા નથી; એટલું જ નહિ પણ તેવા શીલરહિત પુરુષોનો મૂળથી જ વિનાશ થઈ જાય છે.[૧૯]

વળી ધૃતરાષ્ટ્રે કહ્યું: હે પુત્ર! યુધિષ્ઠિરના કરતાં અતિશય અધિક રાજ્યલક્ષ્મી મેળવવાની તને જો ઇચ્છા હોય, તો તું પૂર્વોક્ત ઇતિહાસને યથાર્થ રીતે જાણીને શીલસંપન્ન થા.

ભીષ્મે કહ્યું: હે કુંતાપુત્ર યુધિષ્ઠિર! એ રીતે રાજા ધૃતરાષ્ટ્રે પોતાના પુત્ર દુર્યોધનને શીલસંપન્ન થવા માટે ઉપદેશ આપ્યો હતો, માટે તમે પણ શીલવાન થાઓ, જેથી તેનું મહાન ફળ પ્રાપ્ત કરશો.[૭૦/૭૧]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'શીલનું મહત્ત્વ અને તેની પ્રાપ્તિનો ઉપાય' નામનો અધ્યાય ૧૨૪ મો સમાપ્ત

## अध्याय १२५ मो

### ઋષભગીતા—સુમિત્રની મૃગયા

॥ युधिष्ठिर उवाच ॥

**शीलं प्रधानं पुरुषे कथितं ते पितामह।**
**कथं त्वाशा समुत्पन्ना या चाशा तद्वदस्व मे ॥१॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે પિતામહ! પુરુષમાં શીલની જ મુખ્યતા હોવી જોઈએ, એ વિષે તમે કહ્યું. હવે આશા એ કોણ છે? અને તે કેવી રીતે ઉત્પન્ન થાય છે? એ વિષે મને કહો.[૧] હે પિતામહ! એ આશાના સંબંધમાં મને મહાન સંશય થયો છે, તેને દૂર કરવા માટે હે શત્રુઓનાં નગરોને જીતનારા ભીષ્મ! તમારા વિના બીજો કોઈ પુરુષ (લોકમાં) નથી.[૨] હે પિતામહ! દુર્યોધનના પ્રત્યે મેં એવી મોટી આશા બાંધી હતી કે, જ્યારે યુદ્ધસમય ઉપસ્થિત થશે, ત્યારે દુર્યોધન યુદ્ધ કર્યા વિના જ મને અર્ધું રાજ્ય આપી દેશે.[૩] ખરેખર, આ જગતમાં સર્વ કોઈ પુરુષને અમુક અમુક વિષયની મહાન આશા હોય છે, પણ જ્યારે તે આશા પડી ભાંગે છે, ત્યારે પુરુષમાત્રને મરણપ્રાય દુઃખ થાય છે, એમાં સંશય નથી.[૪] હે રાજેંદ્ર! દુરાત્મા દુર્યોધને મને હતાશ કર્યો છે, ઉપરાંત બુદ્ધિદુષ્ટ પણ કર્યો છે. તમે જુઓ તો ખરા! હું કેવો મંદાત્મા છું![૫] હું માનું છું કે, આશા પર્વતો કરતાં અને વૃક્ષો કરતાં પણ ઘણી મોટી છે. અથવા તો હે રાજન્! મને લાગે છે કે, આશા આકાશના કરતાં પણ વિશાળ છે—પ્રમેય છે.[૬] હે કુરુશ્રેષ્ઠ પિતામહ! આશાના સંબંધમાં વિચાર કરવો પણ અશક્ય છે અર્થાત્ તે દુર્વિચિંત્ય છે અને મહાદુર્જય છે. તે એટલી બધી દુર્જય છે કે, જગતની બીજી કોઈ પણ વસ્તુ તેના જેવી ભાગ્યે જ દુર્જય હશે, એમ મને જણાય છે.

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર! એ આશાના સંબંધમાં હું તમને એક ઇતિહાસ કહું છું કે, જેમાં સુમિત્રનો તથા ઋષભનો સંવાદ વર્ણવ્યો છે, તે તમે સાંભળો.[૭/૮] પૂર્વે સુમિત્ર નામનો એક હૈહયવંશનો રાજર્ષિ મૃગયા કરવા માટે વનમાં ગયો. ત્યાં તેણે કોઈ એક મૃગની પાછળ પડીને નતપર્વવાળા એક બાણથી તેને વીંધી નાખ્યો; પણ તે મૃગ એટલો બધો પરાક્રમી હતો કે જેથી શરીરમાં ખૂંપેલા બાણને સાથે જ લઈને આગળ દોડવા લાગ્યો. એટલે રાજા સુમિત્ર પણ એકદમ જોસથી તેની પાછળ પડ્યો.[૯/૧૦] હે રાજેંદ્ર! અતિશય વેગપૂર્વક દોડનારો પેલો મૃગ અરણ્યના ઊંચાનીચા પ્રદેશોનું ઉલ્લંઘન કરીને એક મુહૂર્ત જેટલા સમયમાં તો સપાટ પ્રદેશમાં જઈ પહોંચ્યો. રાજા સુમિત્ર કે જે તારુણ્ય અને ઔરસબળથી યુક્ત હતો, તે પણ ધનુષ, તલવાર અને કવચને ધારણ કરીને ઝડપથી તેની પાછળ જ દોડ્યે જતો હતો.[૧૧/૧૨] માર્ગમાં અનેક નદીઓ, નદો, તળાવો અને વનો આવતાં હતાં, પણ તે સર્વને ઓળંગી ઓળંગીને તે રાજા એકલો જ વનમાં તે મૃગની પાછળ દોડ્યે જતો હતો.[૧૩] હે રાજન્! એ મૃગ પણ ઘણો ઝડપવાળો હતો, જેથી થોડી વારમાં રાજાની સમીપ જ જાણે આવી પહોંચ્યો હોય તેમ જણાતો હતો અને ઘડીકમાં વળી અતિશય

વેગપૂર્વક દોડી જઈને રાજાથી દૂર નીકળી જતો હતો.[૧૪] હે રાજેંદ્ર! વનમાં ઘૂમવાનો જેનો સ્વભાવ જ હતો, એવા તે મૃગને રાજાએ ઉપરાઉપરી અનેક બાણો મારવા માંડ્યાં; પરંતુ તે મૃગ જાણે ક્રીડા કરતો હોય તેમ ગતિને મંદ કરી દઈને ઘડીકમાં રાજાની સમીપ જ જણાતો હતો અને વળી પાછો ઝડપથી આગળ વધી જતો હતો. આ રીતે તે મહામૃગ ઘડીકમાં રાજાથી દૂર નીકળી જતો હતો અને ઘડીકમાં રાજાની નજીક આવી પહોંચતો હતો.[૧૫-૧૬] પછી શત્રુઓનો સંહાર કરનારા રાજા સુમિત્રે મર્મભાગોને કાપી નાખે તેવું તીક્ષ્ણ અને ઘોર એવું એક બાણ ધનુષમાં સાંધીને મૃગની પાછળ ફેંક્યું;[૧૭] પણ પેલો મૃગ અત્યંત ચાલાક અને ચપળ હતો. તેણે બે ગાઉ સુધીના પ્રદેશમાં એકદમ દૂર નીકળી જઈને રાજાના બાણમાર્ગને ચુકાવી દીધો ને પોતે જાણે હસતો હોય તેવો દેખાવ કરીને એક બાજુ ઊભો રહ્યો.[૧૮] આ રીતે લક્ષ્યથી ચૂકેલું અને જાજ્વલ્યમાન તેજવાળું રાજાનું બાણ નિષ્ફળ થઈને પૃથ્વી પર પડ્યું એટલે પેલો મૃગ કોઈ મહાન અરણ્યમાં નાસી ગયો. તે જોઈ રાજા પણ તેની પાછળ દોડ્યો.[૧૯]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'ઋષભગીતા-સુમિત્રની મૃગયા' નામનો અધ્યાય ૧૨૫ મો સમાપ્ત

## अध्याय १२६ मो

### ઋષભગીતા—કોણ વિશાળ? આશા કે આકાશ?

॥ भीष्म उवाच ॥

**प्रविश्य स महारण्यं तापसानामथाश्रमम्।**
**आससाद ततो राजा श्रांतश्चोपाविशत्तदा ॥ १ ॥**

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિર! એ મહાન અરણ્યમાં પ્રવેશ કરીને રાજા સુમિત્ર તપસ્વીઓના આશ્રમ પાસે આવી પહોંચ્યો અને પોતાને થાક લાગેલો હોવાથી તે આશ્રમમાં જઈને બેઠો.[૧] ધનુષને ધારણ કરનારા તે રાજાને શ્રમિત અને ક્ષુધાતુર થયેલો જોઈને સર્વ ઋષિઓ તેની પાસે આવ્યા અને તેનો યથાવિધિ સત્કાર કર્યો.[૨] રાજા સુમિત્રે ઋષિઓ તરફનું આદરાતિથ્ય ગ્રહણ કર્યું ને પછી સર્વ તાપસોને પૂછ્યું કે, 'તમારાં તપશ્ચરણો ઉત્તમ પ્રકારે વૃદ્ધિ પામે છે ને?'[૩] રાજાના એ પ્રશ્નવચનનો યથાસ્થિત ઉત્તર આપીને સર્વ તપોધનોએ તે મહારાજાને વનમાં આવવાનું કારણ પૂછ્યું.[૪]

હે ભદ્રમૂર્તિ રાજા! કેડે તલવાર લટકાવીને તથા હાથમાં ધનુષબાણ ધારણ કરીને કયા સુખની અભિલાષાથી તમે પગે ચાલતા આ તપોવનમાં આવ્યા છો?[૫] હે માન આપનારા રાજા! તમે ક્યાંથી આવ્યા છો? કયા કુળમાં ઉત્પન્ન થયા છો? તમારું નામ શું છે, તે સાંભળવા અમે ઇચ્છીએ છીએ માટે અમને કહો.[૬]

હે મહાપુરુષ યુધિષ્ઠિર! તપસ્વીઓના એ પ્રશ્નનો રાજાએ યથાયોગ્ય ઉત્તર આપવા માંડ્યો તથા પોતે વનમાં શા હેતુથી આવી ચડ્યો હતો, તે પણ સર્વ બ્રાહ્મણોને તેણે કહ્યું:[૭] 'હું હૈહયવંશના ક્ષત્રિયોના કુળમાં જન્મ્યો છું. મારું નામ સુમિત્ર છે અને મિત્ર નામના રાજાનો હું પુત્ર છું. મૃગયા કરવા માટે હું નીકળ્યો છું, જેથી બાણો વડે હજારો મૃગોનો સંહાર કરતો વનની અંદર ફરું છું.[૮] મહાન સૈન્ય મારું રક્ષણ કરવા માટે સાથે જ આવેલું છે અને અમાત્યો તથા મારું અંતઃપુર (જનાનખાનું) પણ મારી સાથે જ નીકળેલું છે. શિકાર કરતાં કરતાં મેં એક મૃગને બાણ મારીને વીંધી નાખ્યો; પણ તે મૃગ શરીરમાં ખૂંપેલા બાણની સાથે જ એકદમ નાસવા માંડ્યો; એટલે હું પણ તેની પાછળ પડીને દૈવેચ્છાએ આ વનમાં તમારી પાસે આવી ચડ્યો છું. મૃગની પાછળ પડીને હું અહીં સુધી આવ્યો છતાં મારી આશાનો અને શોભાનો તો અંતે નાશ જ થયો છે; તેમ જ શ્રમને લીધે હું લોથપોથ થઈ ગયો છું. અફસોસ! આશા અને રાજ્યચિહ્નથી ભ્રષ્ટ થઈને તથા પરિશ્રમથી કૃશ થઈને હું તમારા આશ્રમમાં આવ્યો છું, તેના કરતાં બીજું કયું દુઃખ ગણાય?[૯-૧૧] હે તપોધનો! આ સમયે મારી આશાનો નાશ થયો છે, તેને લીધે મને જે તીવ્ર દુઃખ થાય છે તેટલું દુઃખ રાજનાં લક્ષણોના ત્યાગથી કે નગરના ત્યાગથી પણ મને થતું નથી.[૧૨] જગતનો મહાન પર્વત હિમાલય, જળથી છલોછલ ભરેલો

મહાસાગર અથવા આકાશનો વિશાળ મધ્યભાગ પણ આશાની મહત્તાને પહોંચી શકે તેમ નથી અર્થાત્ આશા પૂર્વોક્ત ત્રણે પદાર્થોના કરતાં ઘણી મોટી છે.[૧૩] હે શ્રેષ્ઠ તપસ્વીઓ ! હું આશાના અંતને પામી શકયો નથી, એ સર્વ વાત તમારા જાણવામાં જ છે; કેમ કે હે તપોધનો ! તમે બધા સર્વજ્ઞ છો.[૧૪] અને તેથી જ હે મહાભાગ્યશાળી તાપસો ! હું તમને મારો સંશય પૂછું છું કે, જે પુરુષ આશાવાળો હોય તેની આશા વિશાળ ગણાય કે આકાશ વિશાળ ગણાય ?[૧૫] એ બન્ને પદાર્થોમાંથી લોકમાં કોનું અતિશય મહત્ત્વ તમને જણાય છે ? હે મુનિઓ ! આ જગતમાં આશાના કરતાં બીજો કયો પદાર્થ અતિશય મોટો અને દુર્લભ છે ? તે વિષે હું યથાર્થ રીતે સાંભળવા ઇચ્છું છું.[૧૬] એ વાત તમારે ગુહ્ય રાખવાની જો ન હોય, તો મને સત્વર કહો. હે શ્રેષ્ઠ બ્રાહ્મણો ! તમારી પાસેથી ગુહ્ય વાત સાંભળવાની મને ઇચ્છા જ નથી, તેમ જ મારા આ પ્રશ્નથી તમારા તપનો જો વિઘાત થતો હોય તો તે જાણવાની મને જરૂર નથી. મેં તમને જે પ્રશ્ન પૂછ્યો છે, તેનો ઉત્તર જો કહેવા જેવો હોય તો જ તમે મને કહો; કેમ કે તે કારણનું યથાર્થ સામર્થ્ય સાંભળવાની મને ઇચ્છા થઈ છે, માટે તમે સર્વ તપસ્વીઓ એ વિષયમાં એકમત થઈને મને કહો.[૧૭–૨૨]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'ઋષભગીતા–કોણ વિશાળ ? આશા કે આકાશ ?' નામનો અધ્યાય ૧૨૬ મો સમાપ્ત

# अध्याय १२७मो

## ઋષભગીતા–રાજા વીરદ્યુમ્ન અને તનુઋષિનો સંવાદ

॥ युधिष्ठिर उवाच ॥

**ततस्तेषां समस्तानामृषीणामृषिसत्तमः ।**
**ऋषभो नाम विप्रर्षिर्विस्मयन्निदमब्रवीत् ॥१॥**

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિર ! તે પછી ત્યાં એકત્ર થયેલા સમગ્ર ઋષિઓમાં અત્યંત શ્રેષ્ઠ એવા ઋષભ નામના એક બ્રહ્મર્ષિએ સર્વને વિસ્મય ઉપજાવતાં આ પ્રમાણે કહેવા માંડયું :[૧] 'હે રાજાઓમાં સિંહ સરખા સુમિત્રરાજા ! પૂર્વે હું તીર્થાટન કરવા માટે જ્યારે નીકળ્યો હતો, ત્યારે ફરતો ફરતો નરનારાયણના દિવ્ય આશ્રમમાં જઈ પહોંચ્યો.[૨] એ આશ્રમમાં બદરી( બોરડી )નું સુંદર વૃક્ષ છે, 'વૈહાયસ' નામનો એક ધરો છે અને હે રાજા ! અશ્વશિર નામના એક ઋષિ તે આશ્રમમાં સનાતન વેદોના નિત્ય પાઠ કર્યા કરે છે.[૩] ત્યાં જઈને મેં પ્રથમ તો પૂર્વોક્ત ધરામાં સ્નાન કર્યું અને પછી પિતૃઓનું તથા દેવોનું વિધિપૂર્વક તર્પણ કરીને આશ્રમમાં પ્રવેશ કર્યો.[૪] પછી એ આશ્રમમાં જે સ્થળે નરનારાયણ ઋષિ નિત્ય સ્મરણ કર્યા કરે છે, તેની સમીપના પ્રદેશમાં નિવાસ કરવા માટે હું ગયો.[૫] તેવામાં તનુ નામના એક તપોધન ઋષિને ત્યાં આવતા મેં જોયા. એ ઋષિએ વલ્કલવસ્ત્ર અને મૃગચર્મ ધારણ કર્યાં હતાં અને તેમનું શરીર અત્યંત દુર્બળ અને ઊંચું હતું.[૬] હે મહાબાહુ રાજા ! એ ઋષિનું શરીર જગતના સર્વ પુરુષોના કરતાં આઠગણું ઊંચું હતું; તેમ જ હે રાજર્ષિ ! તેમના શરીરના જેવી દુર્બળતા મેં કોઈ સ્થળે જોઈ નથી.[૭] હે રાજેંદ્ર ! તેમનું શરીર લગભગ ટચલી આંગળીના જેવું જ પાતળું હતું, પણ તેમની ગ્રીવા ( ડોક ), બાહુઓ, પગ અને કેશોનો દેખાવ ઘણો જ અદ્ભુત હતો; તેમ જ મસ્તક, નેત્ર અને કાન શરીરના પ્રમાણમાં જ હતાં અને હે મહારાજા ! તેમની વાણી અને ચેષ્ટા સર્વસામાન્ય જ હતી.[૮-૯] તે દુર્બળ બ્રાહ્મણને જોઈને મને ભય ઉત્પન્ન થયો. મારું મન અત્યંત ઉદાસ થઈ ગયું. પછી તેમના ચરણનો સ્પર્શ કરીને, બે હાથ જોડીને હું તેમની પાસે ઊભો રહ્યો.[૧૦] હે રાજા ! મેં મારું નામ, ગોત્ર અને પિતાનું નામ તેમને જણાવ્યું ને પછી તેમણે બતાવેલા આસન પર હું ધીમે રહીને બેઠો.[૧૧] હે મહારાજા ! ધાર્મિક પુરુષોમાં શ્રેષ્ઠ એવા તે તનુઋષિ ઋષિઓના મધ્યભાગમાં બિરાજીને ધર્માર્થયુક્ત એવી કથા કહેવા લાગ્યા; તેવામાં કમળ સમાન નેત્રવાળો એક રાજા ઝડપદાર ઘોડાઓને દોડાવતો દોડાવતો પોતાના સૈન્ય અને અંતઃપુરની સાથે ત્યાં આવી ચડ્યો.[૧૨-૧૩] મહાયશસ્વી એવા તે રાજાનું નામ શ્રીમાન વીરદ્યુમ્ન હતું. તે ભૂરિદ્યુમ્નનો પિતા હતો અને અરણ્યમાં ખોવાઈ ગયેલા પોતાના પુત્રનું સ્મરણ કરતો તે રાજા મનમાં અત્યંત ઉદાસ

જણાતો હતો.[૧૪] 'મારા પુત્રને અહીં જોઈશ, અહીં જોઈશ,' એવી આશામાં ને આશામાં તે રાજા એ નરનારાયણના આશ્રમ સુધી આવી પહોંચ્યો હતો.[૧૫] તે વારંવાર બોલ્યા કરતો હતો કે, 'અફસોસ! મારો એકનો એક પુત્ર કે જે મહાન ધાર્મિક હતો, તે આ મોટા અરણ્યમાં ખોવાઈ ગયો. ખરેખર, હવે હું તેને જોઈ શકીશ નહિ, તેનાં દર્શન મને દુર્લભ જ છે. અરેરે! હું જાણું છું કે, તેનાં દર્શન હવે દુર્લભ જ છે, છતાં તેને જોવા માટે મને મહાન આશા છે. તે આશાથી મારાં ગાત્રો ઘેરાઈ ગયાં છે. હાય, હવે હું મરણની અણી પર આવી પહોંચ્યો છું, એમાં લગારે સંશય નથી.'[૧૬-૧૭] રાજાનાં એ વિલાપવચનો સાંભળીને મહામુનિ તનુ ભગવાન મસ્તક નમાવીને એક મુહૂર્ત જેટલા સમય સુધી ધ્યાનમગ્ન અવસ્થામાં બેસી રહ્યા.[૧૮] મુનિને આ પ્રમાણે ધ્યાન કરતા જોઈ રાજા વીરદ્યુમ્નનું મન અત્યંત ખિન્ન થઈ ગયું. તેણે મનમાં ઉદાસ થઈ ને ધીમે ધીમે અને વારંવાર આ પ્રમાણે પૂછવા માંડ્યું:[૧૯] 'હે મહર્ષિ! આ જગતમાં દુર્લભ વસ્તુ કઈ છે અને કઈ વસ્તુ આશાના કરતાં મોટી છે? આ વાત જો ગુહ્ય ન હોય, તો આપ મને કહો.'[૨૦]

મુનિએ કહ્યું: 'પોતાની મૂર્ખ બુદ્ધિનો આશ્રય કરીને તથા પોતાના મંદભાગ્યને અધીન થઈને તારા પુત્ર ભૂરિદ્યુમ્ને એક સમર્થ મહર્ષિનું અપમાન કર્યું હતું.[૨૧] હે રાજા! તે મહર્ષિએ તારા પુત્રની પાસે સુવર્ણના કલશની અને વલ્કલવસ્ત્રોની યાચના કરી હતી, પણ તારા પુત્રે તેમને કંઈ આપ્યું નહિ અને ઊલટું તેમનું અપમાન કર્યું.'[૨૨] મુનિએ એ પ્રમાણે કહ્યું, એટલે રાજા વીરદ્યુમ્ન મનમાં અત્યંત ખિન્ન થયો અને પુત્રપ્રાપ્તિને માટે નિરાશ થઈ ગયો. હે રાજા! તે ધર્માત્મા વીરદ્યુમ્ન લોકમાન્ય એવા તનુઋષિને વંદન કરીને ત્યાં બેઠો. ખરેખર, તે રાજા પણ તારી પેઠે જ શ્રમિત અને ક્ષીણ સરખો થઈ ગયો હતો.[૨૩] તે પછી મહર્ષિ તનુ ભગવાને અર્ઘ્ય અને પાદ્ય મંગાવીને અરણ્યોચિત વિધિ પ્રમાણે રાજાને તે સર્વ નિવેદન કર્યું.[૨૪] પછી હે નરશ્રેષ્ઠ! સપ્તર્ષિઓ જેમ ધ્રુવને વીંટાઈ વળે, તેમ સર્વ મુનિઓ તે રાજાને વીંટાઈ વળીને ત્યાં બેઠા અને તે અજિત રાજાને આશ્રમમાં આવવાનું પ્રયોજન પૂછવા લાગ્યા.[૨૫-૨૬]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'ઋષભગીતા–રાજા વીરદ્યુમ્ન અને તનુઋષિનો સંવાદ' નામનો અધ્યાય ૧૨૭ મો સમાપ્ત

# अध्याय १२८मो

## ઋષભગીતા–આશા આકાશના કરતાં પણ વિશાળ અને ક્ષુદ્ર છે

॥ राजोवाच ॥

**वीरद्युम्न इति ख्यातो राजाऽहं दिक्षु विश्रुतः।**
**भूरिद्युम्नं सुतं नष्टमन्वेष्टुं वनमागतः॥१॥**

રાજાએ કહ્યું: હે મુનિઓ! હું વીરદ્યુમ્ન નામનો એક રાજા છું. મારી પ્રસિદ્ધિ સર્વ દિશાઓમાં થયેલી છે. ભૂરિદ્યુમ્ન નામનો મારો એકનો એક પુત્ર ક્યાંક ખોવાઈ ગયેલો છે. તેની શોધમાં ને શોધમાં હું આ વન સુધી આવી ચડ્યો છું.[૧] હે શ્રેષ્ઠ બ્રાહ્મણો! મારો એકનો એક પુત્ર હજી બાળક જ છે. તેની શોધ કરવા માટે આ વનમાં હું સર્વ સ્થળે ફર્યો, પણ હે નિર્દોષ મુનિઓ! તેને મેં ક્યાંય જોયો નહિ.[૨]

ઋષભે કહ્યું: રાજા વીરદ્યુમ્ને એ પ્રમાણે કહ્યું, એટલે વળી પણ તનુમુનિ, નીચું મુખ રાખીને શાંત જ બેસી રહ્યા. તેમણે રાજાને કંઈ પણ પ્રત્યુત્તર આપ્યો નહિ.[૩]

હે રાજેંદ્ર! પ્રથમ કોઈ સમયે તે વીરદ્યુમ્ન રાજાએ બ્રાહ્મણ તનુમુનિને યથાયોગ્ય માન આપ્યું ન હતું અને અમુક કોઈ વસ્તુને માટે નિરાશ કર્યા હતા; તે જ સમયથી આરંભીને તનુમુનિએ 'આજથી હું કોઈ પણ રાજા પાસેથી અથવા કોઈ પણ વર્ણ પાસેથી કોઈ પણ વસ્તુનો પ્રતિગ્રહ કરીશ નહિ' આવો દૃઢ સંકલ્પ કરીને મહાન તપશ્ચર્યાનો આરંભ કર્યો હતો.[૪-૫] ઉપરાંત એ મુનિએ પ્રતિજ્ઞા કરી હતી કે, 'જે આશા મનમાં સ્થિર થઈને અજ્ઞાની પુરુષને પણ ઉદ્યમ કરવા માટે ઊભો કરે છે, તે આશાને હું દૂર કરીશ.' આ પ્રતિજ્ઞાને અનુસરીને તેમણે તપશ્ચરણ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો. રાજા વીરદ્યુમ્ને ફરી પણ તે મહામુનિને આ પ્રમાણે પ્રશ્ન કર્યો:[૬]

રાજાએ પૂછ્યું : આ જગતમાં આશાના જેવી બીજી કોઈ પણ વસ્તુ કૃશ (દુર્બળ) હશે ? અને પૃથ્વીમાં તેવી કઈ વસ્તુ છે કે જે અત્યંત દુર્લભ હોય તે મને કહો. હે ભગવન્ ! તમે ધર્મના તથા અર્થના સૂક્ષ્મ તત્ત્વને જાણો છો.[૭]

રાજાનો એ પ્રશ્ન સાંભળીને ભગવાન તનુમુનિ તે રાજાને પૂર્વવૃત્તાંતનું જાણે સ્મરણ કરાવતા હોય તેમ આ પ્રમાણે કહેવા લાગ્યા.[૮]

મુનિ બોલ્યા : હે રાજા ! આ જગતમાં આશાના જેવી બીજી એક પણ વસ્તુ કૃશ નથી; તેમ જ એ આશાના વિષયભૂત બનેલા પદાર્થ અત્યંત દુર્લભ થઈ પડે છે. ( આ વાતનો મને પોતાને પણ સંપૂર્ણ અનુભવ મળ્યો છે. ) મેં અમુક પદાર્થની આશા કરીને ઘણા ઘણા રાજાઓ પાસે યાચના કરેલી છે, પણ તે સફળ થઈ નથી.

રાજાએ કહ્યું : હે બ્રહ્મન્ ! આપનાં વચનથી મેં જાણી લીધું કે, આશાના જેવી બીજી એક પણ વસ્તુ કૃશ નથી; અર્થાત્ જેણે આશાને જીતી નથી તેના જેવો બીજો એક પણ પુરુષ કૃશ નથી ને જેણે આશાને જીતી છે તેના જેવો બીજો એક પણ પુરુષ હૃષ્ટપુષ્ટ નથી; તેમ જ હું જાણી શકયો છું કે, આશાના વિષયભૂત બનેલા સર્વ પદાર્થો વેદવાક્યની પેઠે દુર્લભ જ થઈ પડે છે.[૯-૧૦] પણ હે મહાબુદ્ધિમાન મુનિ ! મારા હૃદયમાં એક મહાન સંશય ઉત્પન્ન થયો છે, તે વિષે હું આપને પૂછું છું; માટે યથાર્થ રીતે તેનો મને ઉત્તર આપો.[૧૧] હે મહામુનિ ! આપના શરીરના કરતાં પણ જે અત્યંત કૃશ હોય તેવી વસ્તુ કઈ છે ? આ વાત જો ગુપ્ત રાખવા જેવી ન હોય તો હે ભગવન્ ! તમે મને કહો.[૧૨]

તનુમુનિએ કહ્યું : હે તાત ! જે પુરુષ પોતે યાચક હોય છતાં ધૈર્યસંપન્ન હોય, તે અત્યંત દુર્લભ છે અથવા છે જ નહિ; પરંતુ જે દાતા યાચકનું કદી અપમાન કરતો નથી, તે તો અત્યંત દુર્લભ જ છે.[૧૩] જે પુરુષ આદરસત્કારપૂર્વક પ્રથમ આશા બતાવીને પોતાની શક્તિ અને યોગ્યતા પ્રમાણે યાચકનો જો ઉપકાર કરતો નથી, તો તે નિરાશ બનેલા સર્વ યાચક પ્રાણીની આશા મારા શરીરના કરતાં પણ અતિશય કૃશ બની જાય છે;[૧૪] તેમ જ જે આશા કૃતઘ્ન પુરુષો વિષે રહેલી છે, ઘાતકી પુરુષોને વિષે રહેલી છે, આળસુ પુરુષોને વિષે રહેલી છે અને અપકારી પુરુષોને વિષે રહેલી છે, તે આશા મારા શરીર કરતાં પણ અત્યંત કૃશ છે.[૧૫] જેનો એકનો એક જ પુત્ર હોય છે તેવો પિતા પોતાનો પુત્ર ખોવાઈ ગયો હોય અથવા પરદેશમાં ગયો હોય, ત્યારે તેની પ્રવૃત્તિને પોતે જાણતો ન હોય છતાં તેને મળવાની જે આશા રાખે છે, તે આશા મારા શરીરના કરતાં પણ અત્યંત કૃશ છે.[૧૬] તેમ જ હે નરેંદ્ર ! સંતતિ પ્રાપ્ત કરવાના સંબંધમાં સ્ત્રીઓની, પુત્રની પ્રાપ્તિ વિષેની વૃદ્ધોની તથા ધનવાન પુરુષોની જે આશા હોય છે તે આશા મારા શરીરના કરતાં પણ અત્યંત કૃશ હોય છે.[૧૭] યોગ્ય વય થઈ જાય ત્યારે, પોતાના વિવાહને માટે ઇચ્છા રાખનારી કન્યાઓ પોતાના વિવાહ વિષેની વાતો સાંભળીને જે આશા બાંધે છે, તે આશા મારા શરીરના કરતાં પણ કૃશ છે.[૧૮]

ભગવાન તનુમુનિના એ ઉપદેશને સાંભળીને રાજા વીરદ્યુમ્ને પોતાની રાણીઓ સહિત તેમના ચરણમાં મસ્તક નમાવ્યુ અને તે શ્રેષ્ઠ બ્રાહ્મણને પ્રણામ કર્યા.[૧૯]

રાજા બોલ્યો : હે ભગવન્ ! હું આપને પ્રસન્ન કરું છું, મને મારા પુત્રને મળવાની ઇચ્છા છે. હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ! તમે હમણાં જે ઉપદેશ આપ્યો છે, તે અક્ષરશઃ સત્ય છે. આપના કહેવામાં લેશમાત્ર સંદેહ નથી.' રાજાનાં એ વચન સાંભળીને ધાર્મિકશ્રેષ્ઠ ભગવાન તનુમુનિ ખૂબ હસ્યા. તેમણે પોતાના તપના અને શાસ્ત્રના બળથી સત્વર તે રાજાના પુત્રને ત્યાં હાજર કર્યો અને પછી એ રાજાને તેના અપરાધને માટે ઠપકો આપીને ધાર્મિકશ્રેષ્ઠ એવા તે મહામુનિએ પોતાનું દિવ્ય સ્વરૂપ દેખાડ્યું કે, જે સ્વરૂપ અત્યંત અદ્ભુત દેખાવનું હતું. આ રીતે પોતાના દિવ્ય શરીરનાં દર્શન કરાવીને તે નિષ્પાપ મહામુનિ ક્રોધરહિત થઈને સમીપના અરણ્યમાં ચાલ્યા ગયા.[૨૦-૨૩] હે સુમિત્રરાજા ! આ બધો બનાવ મેં મારી નજરે જોયો છે અને એ ઋષિનાં વચન પણ સાંભળ્યાં છે; માટે તું અત્યંત કૃશ એવી આશાનો સત્વર ત્યાગ કરી દે.[૨૪]

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિરરાજા ! મહાત્મા

# अध्याय १३० मो×

## આપત્તિ સમયે દ્રવ્ય મેળવવાનો ઉપાય

॥ युधिष्ठिर उवाच ॥

**मित्रैः प्रहीयमाणस्य बह्वमित्रस्य का गतिः ।**
**राज्ञः संक्षीणकोशस्य बलहीनस्य भारत ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછયું: હે ભરતવંશી પિતામહ! જે સમયે રાજા મિત્રોથી હીન થયો હોય, અનેક શત્રુઓથી ઘેરાઈ ગયો હોય, કોશસંપત્તિથી ક્ષીણ થયો હોય, સૈન્યથી રહિત થઈ પડ્યો હોય, શત્રુને મળી ગયેલા દુષ્ટ અમાત્યોની સહાયવાળો હોય, રાજકીય ગુપ્ત વિચારોથી ભ્રષ્ટ થયો હોય, રાજ્યપદથી ભ્રષ્ટ થયો હોય, પોતાની ઉત્તમ ગતિને જોઈ શકતો ન હોય, શત્રુઓના સૈન્ય સામે ચડાઈ લઈ ગયો હોય, શત્રુઓનાં રાષ્ટ્રોને પાયમાલ કરી રહ્યો હોય, પોતે દુર્બળ હોય છતાં બળવાન શત્રુઓની સામે યુદ્ધ કરવા તૈયાર થયો હોય, પોતાના દેશનું રક્ષણ કરવા માટે અશક્ત થયો હોય અને દેશકાળના જ્ઞાનથી શૂન્ય થઈ પડ્યો હોય, તે સમયે એ રાજાએ કેવી રીતે વર્તવું? વળી એવે સમયે તે દુર્બળ રાજા સામઉપાયથી શત્રુઓને વશ કરી શકતો નથી અને પોતે અત્યંત દુઃખમાં આવી પડેલો હોવાથી શત્રુઓના પ્રધાનમંડળને ફોડી પણ શકતો નથી; વળી એવે પ્રસંગે પણ જીવિતને ટકાવી રાખવા માટે દ્રવ્યસહાયની તો જરૂર પડે જ છે, તો એવા દુઃખી રાજાએ અધર્મમાર્ગે દ્રવ્ય સંપાદન કરીને જીવિતને ટકાવી રાખવું તે ઉત્તમ છે કે દ્રવ્યના અભાવે મરણ પામવું તે ઉત્તમ છે? શું કરવાથી તે રાજાનું એવા વખતે કલ્યાણ થાય? ૧–૪

ભીષ્મે કહ્યું: હે ભરતશ્રેષ્ઠ ધર્મપુત્ર યુધિષ્ઠિર! તમે મને જે આ પ્રશ્ન પૂછ્યો છે, તે અત્યંત ગુહ્ય છે, જેથી તમે એ વિષયનો પ્રશ્ન ન પૂછ્યો હોત, તો હું તમને એ ધર્મનો ઉપદેશ આપવા ખુશી ન હતો;[૫] કેમ કે ધર્મ અને તેનું જ્ઞાન અત્યંત સૂક્ષ્મ હોય છે, જેથી શાસ્ત્ર દ્વારા તેનું શ્રવણ કરીને તથા સદાચારપૂર્વક ઉપાસન કરીને કોઈ સ્થળે કોઈ એક જ મનુષ્ય ઉત્તમ થાય છે.[૬] જ્યારે આપત્તિનો સમય આવે છે, ત્યારે બુદ્ધિપૂર્વક દુષ્કર્મ કરીને પણ રાજા ધનાઢ્ય થાય છે કે નહિ, એ વાત સંશયભરેલી છે. જો કદાચ તેમ કરવાથી ધનાઢ્ય થઈ શકાય તો પોતે આપત્તિમાંથી તરી જાય છે અને પાછળથી પ્રજાઓને પણ સુખી કરી શકે છે; પરંતુ કદાચ તેવાં દુષ્કર્મને લીધે ધનાઢ્ય ન થવાય તો પોતાનો તથા પ્રજાનો બન્નેનો વિનાશપ્રસંગ આવી પડે છે; માટે તે વિષયનો વિચાર કરીને તમે પોતે જ તમારા પ્રશ્નનો ઉત્તર મેળવી લો.[૭] હે ભારત! આપત્તિના સમયે રાજાઓના વ્યવહારનો નિર્વાહ થઈ શકે, તે માટે આપદ્ધર્મરૂપ એક ઉપાય છે, તે હું તમને કહું છું; પરંતુ તે ઉપાયને ધર્મ તરીકે સ્વીકારી લેવા માટે હું ખુશી નથી.[૮] પોતાના પર જ્યારે આપત્તિ આવી પડે, ત્યારે પ્રજાઓને અત્યંત દુઃખ દઈ ને પણ તેઓની પાસેથી અયોગ્ય રીતે કર લેવો ને ધનસંચય કરવો, એ આપદ્ધર્મરૂપ ઉપાય રાજાને મરણ જેવો જ દુઃખદાયી* છે, આવો જગતના સર્વ બુદ્ધિમાન પુરુષોનો નિશ્ચય છે.[૯] પુરુષ જેમ જેમ શાસ્ત્રનું અવલોકન કરે છે, તેમ તેમ તેને ધર્મનું જ્ઞાન થાય છે અને વિજ્ઞાન ઉપર રુચિ થાય છે.[૧૦] જ્યાં સુધી પુરુષને અજ્ઞાન છે, ત્યાં સુધી તેને કોઈ પ્રકારનો ઉપાય સૂઝતો નથી; પણ જ્યારે જ્ઞાન થાય છે, ત્યારે અનેક ઉપાયો સૂઝે છે અને તે તે ઉપાયોની યોજના કરવાથી મહાન સમૃદ્ધિ મળે છે.[૧૧] હે રાજા! કોઈ પ્રકારની શંકા રાખ્યા વિના તથા અસૂયા કર્યા વિના તમે મારા આ વાક્યને સાંભળો. ખજાનો ખાલી થવાથી જ રાજાના બળનો નાશ થાય છે.[૧૨] જેમ નિર્જળ પ્રદેશમાંથી પણ જળને બહાર કાઢવામાં આવે છે, તેમ રાજાએ આપત્તિના વખતે પ્રજાઓ

× આ અધ્યાય હવે પછી કહેવામાં આવતા આપદ્ધર્મોના મૂત્રરૂપે ગણાય છે. આ અધ્યાયનો તાત્પર્યાર્થ એ છે કે, પોતાના પર જ્યારે સર્વ પ્રકારે આપત્તિ આવી પડે, ત્યારે રાજાએ પ્રજાપીડનરૂપ અધર્મનો આશ્રય કરીને પણ દ્રવ્યસંગ્રહ કરવો અને તે ઉપાય દ્વારા સર્વ પ્રકારની આપત્તિઓને દૂર કરવી. –નીલકંઠ

* અર્થાત્ प्रजापीडनसंतापात् समुद्भूतो हुताशनः । राज्ञः प्राणान् वलं कोशं नादग्ध्वा विनिवर्तते । પ્રજાઓને દુ:ખ દેવારૂપ સંતાપમાંથી જે અગ્નિ ઉત્પન્ન થાય છે તે, રાજાના પ્રાણને, બળને તથા કોશને બાળીને ભસ્મ કર્યા વિના કદી શાંત થતો નથી. –નીલકંઠ

પાસેથી કર વગેરે લઈને કોશવૃદ્ધિ કરવી અને પછી જ્યારે પોતે આપત્તિથી મુક્ત થાય, ત્યારે સમયને અનુસરીને પ્રજાઓ પર અનુગ્રહ કરવો, આવો સનાતન ધર્મ છે; એટલું જ નહિ પણ પ્રાચીનકાળના મનુષ્યોએ મેં કહેલા એ ઉપાયધર્મનું અથવા ગૌણધર્મનું આચરણ પણ કર્યું છે.[૧૩] હે ભરતવંશી રાજા! જે સમયે રાજાઓ સંપત્તિસંપન્ન અને સમર્થ હોય, તે સમયે તેઓના ધર્મ ભિન્ન હોય છે અને જે સમયે આપત્તિથી ઘેરાયેલા અને દુર્બળ હોય, તે સમયે તેઓના ધર્મ ભિન્ન હોય છે અર્થાત્ જ્યારે પોતાનો સારો સમય હોય, ત્યારે રાજાએ પોતાના મુખ્ય ધર્મનું જ આચરણ કરવું અને જ્યારે પોતે આપત્તિમાં આવી પડ્યો હોય, ત્યારે ગૌણ-ધર્મ (આપદ્ધર્મનું) આચરણ કરવું. જોકે કોશસંગ્રહ વિના પણ કેવળ તપશ્ચરણ વગેરે કરીને રાજા ધર્માચરણ કરી શકે છે, તોપણ ધર્મના કરતાં જીવન વધારે ઉત્તમ ગણાય છે; (માટે ધર્માચરણ કરતાં જો જીવનનો નાશપ્રસંગ થતો હોય, તો કોશસંગ્રહ આદિનો વિરોધ કરનારા ધર્મને બાજુ પર મૂકી દઈને પણ જીવનનું રક્ષણ કરવું અને તેને માટે અન્યાયમાર્ગે પણ ધનોપાર્જન કરીને કોશ સંચય કરવો.)[૧૪] જે રાજા દુર્બળ સ્થિતિમાં આવી પડ્યો હોય અથવા આપત્તિથી ઘેરાઈ ગયો હોય, તે રાજા કેવળ ધર્મને જ અનુસરીને પોતાની આજી-વિકાને શ્રેષ્ઠ રીતે ચલાવી શકતો નથી. વળી તેવો રાજા કદાચ યત્ન કરે, તોપણ યત્ન કરવાથી બળ અવશ્ય પ્રાપ્ત જ થાય છે એવો કંઈ નિયમ હોતો નથી. (માટે આપત્તિના સમયે અધર્મ એ જ ધર્મ-રૂપ થાય છે અને તેવા સમયે આચરણ કરવા યોગ્ય અધર્મરૂપ ધર્મનું જો આચરણ કરવામાં ન આવે, તો ઊલટો અધર્મ થાય છે; અર્થાત્ પ્રજાપીડનરૂપ અધર્મ પણ આપત્તિના સમયે ધર્મ છે અને તે સમયે એ ધર્મનું જો આચરણ કરવામાં ન આવે, તો તે જ અધર્મરૂપ થઈ પડે છે, આવી શાસ્ત્રમર્યાદા છે.)[૧૫] આવા આશયથી જ વિદ્વાનો કહે છે કે, આપત્તિકાળમાં અધર્મ પણ વેદોક્ત ધર્મરૂપ છે અને તેનું આચરણ નહિ કરવાથી ઊલટો અધર્મ થાય છે;[૧૬] પણ આપત્તિનો સમય વીતી ગયા પછી પૂર્વકાળમાં કરેલા નૈમિત્તિક અધર્મનું શું પ્રાયશ્ચિત્ત કરવું યોગ્ય છે કે, તેણે પ્રજાઓ પર નાખેલા કર ઓછા કરી નાખવા અને જે રીતે ધર્મનો નાશ ન થાય તે રીતે વર્તીને શત્રુના સપાટા-માં ન સપડાવું? બસ, વિદ્વાનોએ એ જ આપત્તિ-કાળનું કર્તવ્ય માન્યું છે; તેમ જ શાસ્ત્રનો પણ એ જ નિશ્ચય છે કે, ગમે તે ઉપાયો યોજીને પણ રાજાએ પોતાનો નાશ થવા દેવો નહિ. જે વેળા પોતાનો નાશપ્રસંગ આવી પડ્યો હોય, ત્યારે રાજાએ સ્વધર્મ અથવા પરધર્મની દરકાર કરવી નહિ; પણ હરકોઈ ઉપાયે પોતાની જાતનું જ રક્ષણ કરવું. અર્થાત્ સ્વધર્મને કે પરધર્મને જતો કરી દઈને પણ પોતાનો નાશ થતો અટકાવવો.[૧૭-૧૮] હે તાત! ધર્મવેત્તા પુરુષોનો એવો જ નિશ્ચય હોય છે કે, કેવળ ધર્મમાં જ નિપુણતા મેળવવી; પણ ક્ષત્રિયોએ તો પોતાના બાહુબળથી જ નિપુણતા મેળવવી અને ઉદ્યમ કરવો એવી વેદોક્ત આજ્ઞા છે.[૧૯] હે ભારત! પોતાની આજીવિકા ચલાવવા માટે સંકટમાં આવી પડેલો ક્ષત્રિય તપસ્વી અને બ્રાહ્મણોના દ્રવ્ય સિવાય હરકોઈનું દ્રવ્ય લઈ શકે છે.[૨૦] જેમ બ્રાહ્મણ આજી-વિકા ચલાવવા માટે જ્યારે સંકટભરેલી સ્થિતિમાં આવી પડે છે, ત્યારે યજ્ઞના અધિકારી શૂદ્રાદિને પણ યજ્ઞ કરાવીને તથા જેઓનું ભોજન લેવાનો નિષેધ કરવામાં આવ્યો છે, તેવાઓનું પણ ભોજન લઈને પોતાની આજીવિકા ચલાવે છે, તેમ જ ક્ષત્રિય પણ આપત્તિના સમયે તપસ્વી અને બ્રાહ્મણના ધન વિના હરકોઈનું ધન લઈ શકે છે, એમાં સંશય નથી.[૨૧] જે મનુષ્ય કેદ પકડાયેલો હોય છે, તેને નાસી છૂટવા માટે અદ્વાર અથવા ઉન્માર્ગ કયો છે? અને દુઃખથી ઘેરાયેલા પુરુષને દુઃખમાંથી મુક્ત થવા માટે કયો માર્ગ સરળ નથી જણાતો? (અર્થાત કેદ પુરાયેલો માણસ અને દુઃખી માણસ ગમે તે દ્વારે અને ગમે તે માર્ગે કેદમાંથી અને દુઃખમાંથી છૂટવા માટે તૈયાર થાય જ છે. એ પ્રમાણે ક્ષત્રિય પણ આપત્કાળે અમુક અંશે અધર્માચરણ કરીને પણ આજીવિકા ચલાવવા તત્પર થાય છે.)[૨૨] જે રાજાના કોશનો તથા સૈન્યનો નાશ થઈ ગયેલો હોવાથી સર્વ લોકમાં પરાભવ થયો હોય, તેવા રાજા-એ ભિક્ષાચરણ કરવું અથવા વૈશ્ય કે શૂદ્રની વૃત્તિનો આશ્રય કરવો, તે તો શાસ્ત્રવિહિત નથી જ તેમ જ

પોતાના જ્ઞાતિલાઓ પાસે યાચના કરીને જીવવું અથવા કોઈને આધારે જીવવું, તે પણ રાજાનો ધર્મ નથી; માટે રાજાએ અથવા હરકોઈ ક્ષત્રિયે વિજય મેળવીને જ પોતાની આજીવિકા ચલાવવી, પણ વિજયને માટે અસમર્થ થયેલા રાજાએ મુખ્ય ધર્મરૂપ પ્રથમ કલ્પથી જો ન જીવી શકાય તો ગૌણ ધર્મરૂપ અનુકલ્પથી પણ જીવવું અર્થાત્ નહિ કે મરી જવું, છેક ધર્મભ્રષ્ટ નહિ થઈને પ્રજાપીડનરૂપ ગૌણ ધર્મનો પણ આશ્રય કરીને આજીવિકા કરવી. સારાંશ કે જે રાજા આપત્તિમાં આવી પડ્યો હોય અને ધર્મમાર્ગે આજીવિકા ચલાવવા માટે અશક્ત થઈ પડ્યો હોય, તેણે પ્રજાપીડનરૂપ અન્યાયમાર્ગનો આશ્રય કરીને પણ ઉપજીવિકા કરવી; કેમ કે આપણે જોઈએ છીએ કે, બ્રાહ્મણોમાં પણ જે કોઈ સ્વધર્મથી આજીવિકા ચલાવવા માટે અશક્ત થઈ પડ્યો હોય છે, તે શૂદ્રયાજન આદિ× અધર્મમાર્ગે પણ આજીવિકા ચલાવે છે.[૨૩–૨૫] તો પછી ક્ષત્રિયના સંબંધમાં સંશય ઊભો કરવાનું શું કારણ છે? ક્ષત્રિયે પણ આપત્તિના સમયે ધનવાન પ્રજાઓ પાસેથી બલાત્કારે પણ ધન લેવું; પરંતુ કોઈ પ્રકારે દુઃખી થવું નહિ.[૨૬] ક્ષત્રિય પ્રજાઓનો રક્ષક અને સંહાર કરનાર છે, એમ વિદ્વાનો કહે છે; માટે સુખના સમયે પ્રજાઓનું રક્ષણ કરનારા ક્ષત્રિયે આપત્કાળે જુલમ કરીને પણ પ્રજાઓ પાસેથી ધન લેવું.[૨૭] હે રાજન્! હિંસા કર્યા વિના આ જગતમાં કોઈની પણ આજીવિકા ચાલી શકતી નથી. અરણ્યમાં એકલો રહેનાર મુનિ પણ હિંસારહિત જીવન ગાળી શકતો નથી, તો પછી સંસારમાં રહેનારો સામાન્ય મનુષ્ય હિંસા કર્યા વિના કેમ જીવી શકે? હે કુરુશ્રેષ્ઠ! જે રાજા ઉત્કંઠાપૂર્વક પ્રજાપાલન કરવાની ઇચ્છા રાખે છે, તેણે પોતાના લલાટમાં લખાયેલી દૈવી રેખાના આધારે કદી જીવી શકાતું નથી; અર્થાત્ ખાસ કરીને પ્રજાપાલનરૂપ સ્વકર્તવ્યમાં તત્પર રહેનારો રાજા કેવળ દૈવ ઉપર આધાર રાખીને જીવી શકતો નથી. જ્યારે આપત્તિનો સમય ઉપસ્થિત થાય, ત્યારે રાજાએ અને રાષ્ટ્રે અન્યોન્યની અવશ્ય રક્ષા કરવી, એ રાજાનો તથા રાષ્ટ્રનો સનાતન ધર્મ છે. જેમ પોતાની આબાદીના સમયે રાજા પુષ્કળ દ્રવ્યનો ખર્ચ કરીને પણ પ્રજાઓને આપત્તિમાંથી બચાવે છે, તેમ પ્રજાએ પણ પોતાની આબાદીના સમયે પુષ્કળ ધન આપીને સંકટમાંથી રાજાનું રક્ષણ કરવું જોઈએ. રાજા આજીવિકાને માટે ભારે સંકટમાં આવી પડ્યો હોય, તોપણ તેણે કોશને, દંડને, સૈન્યને, મિત્રને તથા સંગ્રહ કરી રાખેલા બીજા સર્વ પદાર્થોને કદી પણ દૂર કરવા નહિ.[૨૮–૩૨] ધર્મવેત્તાઓ કહે છે કે, જેમ વાવણી માટે રાખી મૂકેલાં બીજ-ધાન્યને પણ રાંધી ખાવાથી ભવિષ્યમાં અન્ન માટે સાંસા પડે છે, તેમ નિર્ધન થયેલા રાજાનું જો રક્ષણ કરવામાં નથી આવતું, તો તેનો નાશ થાય છે અને તેનો નાશ થવાથી સર્વ પ્રજાઓ પણ વિનાશ પામે છે. આ વિષયમાં મહામાયાવી શંબરાસુરનો પણ તેવો જ મત છે, એમ નીતિજ્ઞ પુરુષો કહે છે.[૩૩] જે રાજાનું રાષ્ટ્ર દુઃખથી પીડાય છે, તે રાજાના જીવિતને ધિક્કાર છે અને જેની પ્રજાઓ આજીવિકાના અભાવે પરદેશમાં જઈને વસે છે, તે રાજાને પણ ધિક્કાર છે.[૩૪] કોશ અને સૈન્ય એ રાજાનું મૂળ છે, સૈન્યનુ મૂળ કોશ (ખજાનો) છે; તે સૈન્ય સર્વ ધર્મોનું મૂળ છે અને ધર્મ પ્રજાઓનું મૂળ છે, (માટે કોશને જ સર્વનો મુખ્ય આધાર જાણીને રાજાએ પ્રતિદિન તેની વૃદ્ધિ કરવી.)[૩૫] હવે કોશની વૃદ્ધિ કરવી, એ બીજાઓને દુઃખ દીધા વિના કદી બની શકે નહિ અને જો કોશની વૃદ્ધિ ન થઈ શકે તો સૈન્યબળ તો ક્યાંથી જ ટકી શકે? માટે કોશની વૃદ્ધિ કરવા માટે પ્રજાઓને દુઃખ દઈને પણ રાજા દોષભાગી થતો નથી.[૩૬] જેમ યજ્ઞકર્મમાં કેવળ યજ્ઞના ઉદ્દેશથી જ કરવામાં આવેલાં હિંસાદિ અકાર્યો યજ્ઞકર્તા પુરુષને દોષજનક થતાં નથી, તેમ કેવળ રક્ષણના ઉદ્દેશથી જ પ્રજાઓનું પીડન (કર વગેરે લઈને કર્ષણ) કરનારો રાજા દોષભાગી ગણાતો નથી.[૩૭] આપત્તિના સમયે પ્રજાપીડનરૂપ અનર્થ પણ અર્થજનક થઈ પડે છે અને તેવા સમયે એ અનર્થનો જો આશ્રય કરવામાં ન આવે, તો

× બુભુક્ષિતસ્ત્ર્યહં વિપ્રો ધાન્યમબ્રાહ્મણાદ્ધરેત્ ।

આજીવિકાના અભાવે ઉપરાઉપરી ત્રણ લાંઘણો થઈ ગયા પછી પણ જો અન્ન ન મળે, તો બ્રાહ્મણે શૂદ્રાદિકના અન્નનો પણ પ્રતિગ્રહ કરવો અને કોઈ સમયે તેવો પ્રતિગ્રહ પણ જો ન મળે, તો છેવટે ચોરી કરીને પણ પોતાનું ઉદરભરણ કરવું. —નીલકંઠ

દેશનો ઉચ્છેદ વગેરે બીજા ઘણા અનર્થો ઊભા થાય છે; તેમ જ રાજ્યમાં હાથીઓનું પાલન વગેરેમાં જે કંઈ ખર્ચ કરવામાં આવે છે, તેમાં દ્રવ્યનો ઘણો જ નાશ થાય છે; અર્થાત્ ઉપલક દૃષ્ટિએ તે ખર્ચ અનર્થજનક દેખાય છે, પણ વસ્તુતઃ તે બધાં અર્થ (દ્રવ્ય) ઉત્પન્ન કરવાનાં જ કારણો છે. આ પ્રમાણે પોતાની બુદ્ધિ સાથે વિચાર કરીને બુદ્ધિમાન રાજાએ કાર્યનો નિશ્ચય કરવો.[૩૮] જેમ પશુ વગેરે યજ્ઞની પરિપૂર્ણતા કરવા માટે હોય છે, યજ્ઞ ચિત્તને શુદ્ધ કરવા માટે હોય છે અને પશુઓ વગેરે યજ્ઞનાં સાધનો, યજ્ઞ તથા તે દ્વારા થયેલી ચિત્તની શુદ્ધિ મોક્ષ મેળવવા માટે હોય છે, તેમ જ રાજાનું સૈન્યબળ કોશની વૃદ્ધિ કરવા માટે હોય છે; કોશ સૈન્યની વૃદ્ધિ કરવા માટે હોય છે, સૈન્ય શત્રુઓ પર વિજય મેળવવા માટે હોય છે અને કોશ, સૈન્ય તથા શત્રુઓ પર મેળવેલો વિજય રાષ્ટ્રની આબાદી કરવા માટે હોય છે.[૩૯] આ વિષયમાં હું તમને ધર્મના તત્ત્વ ઉપર પ્રકાશ પાડનારું એક દૃષ્ટાંત આપું છું. જેમ કે જે વૃક્ષના કાષ્ઠનો યજ્ઞમાં યૂપ (યજ્ઞસ્તંભ) બનાવવા માટે ઉપયોગ થતો હોય, તે વૃક્ષનું છેદન કરતી વેળા વચ્ચે આડાં આવતાં બીજાં અનેક વૃક્ષોનું છેદન કરવામાં આવે છે અને તે યૂપ માટેના વૃક્ષનું છેદન કર્યા પછી પણ તે વૃક્ષ જ્યારે પૃથ્વી પર પડે છે, ત્યારે આસપાસનાં ઘણાં વૃક્ષોનો ઘાણ કાઢી નાખે છે;[૪૦-૪૧] એ જ પ્રમાણે હે શત્રુતાપન રાજા! જેને સર્વના કરતાં મહાન ગણવામાં આવે છે, તેવા કોશની વૃદ્ધિ કરતી વેળા જે પુરુષો વચ્ચે વિઘ્નરૂપ થઈને આડા આવે છે, તેઓનો સંહાર કર્યા વિના બીજા કોઈ પ્રકારે પણ કોશની વૃદ્ધિ થઈ શકતી નથી, એમ હું જોઈ શકું છું; (માટે નિરુપાયે અથવા નાઈલાજે પણ કોશહત્યારાઓનો નાશ કરીને કોશની વૃદ્ધિ કરવી.)[૪૨] કેમ કે ધન વડે મનુષ્ય આ લોકને તથા પરલોકને બન્નેને જીતી શકે છે, તેમ જ સત્યનું તથા ધર્મવચનનું પણ ધનને લીધે જ પાલન થઈ શકે છે, માટે નિર્ધન પુરુષ તો જીવતો હોવા છતાં પણ મૂએલો જ ગણાય છે. (કારણ કે તેનાથી આ લોકને કે પરલોકને જીતી શકાતો નથી, તેમ સત્યનું કે ધર્મનું પાલન થઈ શકતું નથી.)[૪૩] હે ભારત! કોઈ સમયે કેવળ યજ્ઞને માટે જ ધનની જરૂર પડી હોય તો સારાનરસા હરકોઈ ઉપાયે પણ પ્રજાઓ પાસેથી તે લેવું અને તેમ કરવાથી રાજાને દોષ પણ લાગતો નથી; પરંતુ હે રાજા! યાદ રાખવું કે કાર્યાકાર્યના સંબંધમાં સદાય એકસરખો દોષ જોવો નહિ અર્થાત્ જે કર્મ શાસ્ત્રવિહિત હોય છે, તે જ કર્મ આપત્તિના સમયે શાસ્ત્રનિષિદ્ધ થઈ પડે છે અને તે કરવાથી દોષ ઉત્પન્ન થાય છે; તેમ જ જે કર્મ શાસ્ત્રનિષિદ્ધ હોય છે, તે કર્મ પણ આપત્તિના સમયે શાસ્ત્રવિહિત થઈ પડે છે અને તે નહિ કરવાથી તે વેળા દોષ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે દેશકાળને અનુસરીને કાર્ય અકાર્ય થાય છે અને અકાર્ય કાર્ય થાય છે; માટે જ શાસ્ત્રકારોએ આપત્તિના સમયે, પ્રજાપીડનરૂપ અધર્મને પણ ધર્મ માન્યો છે; પણ સારા સમયમાં તો તેનો (પ્રજાપીડનનો) નિષેધ જ કર્યો છે.[૪૪] હે પૃથ્વીપતિ રાજા! ધનનો સંગ્રહ અને ધનનો ત્યાગ એ બન્ને કર્તવ્યો એક જ પુરુષમાં એકીસાથે જોવામાં આવતાં નથી. (પરંતુ ભિન્ન ભિન્ન પુરુષોમાં જોવામાં આવે છે અને તેથી જ આપણે અનુભવીએ છીએ કે, જેઓ સંસારમાં આસક્તિ રાખનારા છે, તેઓ ધનનો સંગ્રહ કરે છે અને જેઓ સંસારથી વિરક્ત થયેલા હોય છે તેઓ ધનનો પરિત્યાગ કરે છે.) હું અરણ્યમાં જઈને જ્યારે જોઉં છું, ત્યારે ત્યાં મોટા ધનાઢ્ય પુરુષો જોવામાં આવતા નથી. (અને નગરમાં આવી જ્યારે જોઉં છું, ત્યારે ત્યાં મોટા વિરક્ત પુરુષો જોવામાં આવતા નથી.)[૪૫] જે મનુષ્યો સંસારમાં આસક્તિ રાખનારા છે, તેઓ સર્વ આ પૃથ્વી પર જે કંઈ ધન જોવામાં આવે છે તેના સંબંધમાં 'એ બધું મને મળે, મને મળે' આવી અભિલાષા રાખે છે; (તો પછી તેઓ સર્વ પુરુષોની પેઠે જ સંસારથી વિરક્ત નહિ થયેલા રાજાએ શા માટે ધનની ઇચ્છા ન કરવી?)[૪૬] હે શત્રુતાપન યુધિષ્ઠિર! (તમે કદાચ કહેશો કે, ધન એ પાપનું મૂળ છે અને રાજ્ય પણ તેવું પાપમૂલક જ છે, તો પછી ત ધનને માટે અને રાજ્યને માટે શા માટે સ્પૃહા રાખવી? આ તમારા કથનને હું યોગ્ય માનતો નથી; કેમ કે) રાજ્ય સમાન બીજો કોઈ પણ ધર્મ નથી. રાજાઓએ પોતાના પર

જ્યારે આપત્તિનો પ્રસંગ આવે, ત્યારેજ પ્રજાપીડનરૂપ આપદ્ધર્મનો સ્વીકાર કરવાનો છે, પણ તે સિવાયના પ્રસંગે તો પોતાના મુખ્ય ધર્મનો જ સ્વીકાર કરવો.[૪૭] આ જગતમાં કેટલાએક પુરુષો દાન લઈને ધનનું સંપાદન કરે છે, કેટલાએક તપસ્વીઓ તપશ્ચર્યા કરીને તપરૂપ ધનને મેળવે છે અને કેટલાએક પુરુષો પોતાના બુદ્ધિબળથી અથવા દાક્ષ્યબળથી ( ચતુરાઈથી ) દ્રવ્યને પ્રાપ્ત કરે છે.[૪૮] નીતિવેત્તાઓ કહે છે કે, જે પુરુષ નિર્ધન છે, તે દુર્બળ ગણાય છે અને ધનવાન છે, તે બળવાન ગણાય છે; કેમ કે ધનવાન પુરુષ સર્વ કંઈ મેળવી શકે છે અને કોશસંપન્ન (ધનાઢ્ય) પુરુષ સર્વ પ્રકારની આપત્તિઓને તરી જાય છે;[૪૯] એટલું જ નહિ પણ ધનસંગ્રહના બળથી મનુષ્ય ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પુરુષાર્થોને મેળવી શકે છે ને છેવટે પરલોકને પણ સંપાદન કરી શકે છે; પરંતુ યાદ રાખવું કે, ધર્માનુસાર ધન મેળવવાની ઈચ્છા કરવી. અધર્મથી કદી પણ ધન મેળવવાની ઇચ્છા કરવી નહિ.[૫૦]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'આપત્તિના સમયે દ્રવ્ય મેળવવાનો ઉપાય' નામનો અધ્યાય ૧૩૦ મો સમાપ્ત

## રાજધર્માનુશાસનપર્વ સમાપ્ત

# आपद्धर्मानुशासनपर्व

॥ मंगलाचरण ॥

नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥ १ ॥

ભગવાન નારાયણને, નરોમાં ઉત્તમ નર ભગવાનને તથા દેવી સરસ્વતીને નમસ્કાર કર્યા પછી ઇતિહાસ આદિ માંગલિક શાસ્ત્રગ્રંથોનો આરંભ કરવો.[૧]

## अध्याय १३१ मो

### આપત્સમયનાં રાજાનાં વર્તન

॥ युधिष्ठिर उवाच ॥

क्षीणस्य दीर्घसूत्रस्य सानुक्रोशस्य बंधुषु ।
परिशंकितवृत्तस्य श्रुतमन्त्रस्य भारत ॥ १ ॥

યુધિષ્ઠિરે પૂછ્યું: હે ભરતવંશના પિતામહ! જે રાજા ધનધાન્યાદિકથી ક્ષીણ થયો હોય, આળસુ બની ગયો હોય, બંધુઓના વિનાશના ભયથી કિલ્લામાંથી બહાર નીકળીને યુદ્ધ કરવા અસમર્થ હોય, જેને અમાત્ય વગેરે પ્રધાનમંડળ ઉપર શંકા ઉત્પન્ન થઈ હોય, જેના ગુપ્ત વિચારો લોકમાં પ્રકટ થઈ ગયા હોય, જેનાં નગરોને તથા દેશને શત્રુઓએ વહેંચી લીધા હોય, જેના દ્રવ્યસંગ્રહનો નાશ થઈ ગયો હોય, દ્રવ્યના અભાવને લીધે પોતાના મિત્રોનું સન્માન ન કરી શકતો હોય, જેના અમાત્યોમાં ફાટફૂટ થઈ હોય; જેના પર શત્રુઓનું સૈન્ય ચડી આવ્યું હોય અને પોતે દુર્બળ હોય છતાં બળવાન રાજાની સામે યુદ્ધ કરવા તૈયાર થયો હોય, તેવા આકુળવ્યાકુળ ચિત્તવાળા રાજાએ તે આપત્તિના સમયે કેવી રીતે વર્તવું?[૧-૩]

ભીષ્મ બોલ્યા: હે યુધિષ્ઠિર! વિજય મેળવવાની ઇચ્છાથી ચડી આવેલો બહારનો શત્રુરાજા ધર્મપૂર્વક અર્થસંપાદન કરવામાં જો કુશળ હોય અને પવિત્ર હોય તો તુરત જ તેની સાથે સંધિ કરી લેવી અને પછી પોતાના પૂર્વજોએ ભોગવેલાં ગ્રામોને તથા નગરોને સામ ઉપાયથી જ એક પછી એક તેની પાસેથી છોડાવવાં.[૪] તેમ જ જે શત્રુ અધર્મપૂર્વક જીતવાની ઇચ્છાવાળો હોય, બળવાન હોય અને પાપી નિશ્ચયવાળો હોય, તો તેને પણ કેટલાંએક ગામડાંઓ આપીને સંધિ કરવાનું પસંદ કરાવવું;[૫] પરંતુ તે શત્રુરાજા અત્યંત દુષ્ટ હોય અને ગામડાંઓ લઈને પણ સંધિ કરવાની ઇચ્છા ન ધરાવતો હોય, તો પોતાની રાજધાનીને પડતી મૂકીને પલાયન કરી જવું અથવા શત્રુની ઈચ્છા પૂરતું દ્રવ્ય આપીને તે આપત્તિમાંથી મુક્ત થવું, પરંતુ યુદ્ધ કરવાની તો વાત જ ન કરવી; કેમ કે જો રાજા પોતાના રાજત્વના ગુણોને કાયમ રાખીને જીવતો રહે છે, તો ભવિષ્યમાં કોઈ સમયે પણ ગુમાવેલા દ્રવ્યને અથવા રાજ્યને પુનઃ મેળવી શકે છે.[૬] અર્થ અને ધર્મના તત્ત્વને જાણનારો કયો રાજા કેવળ કોશ અને સૈન્યના ત્યાગથી જ દુસ્તર આપત્તિઓને જો તરી શકતો હોય. તે સર્વના કરતાં શ્રેષ્ઠ એવા પોતાના આત્માનો ત્યાગ કરે? (અર્થાત્ કોશ અને સૈન્યનો ત્યાગ કરીને પણ પોતાની જાતનું રક્ષણ કરવું.)

શત્રુ ચડી આવ્યો હોય, તે સમયે રાજાએ અંતઃપુરની સ્ત્રીઓને ગુપ્ત રીતે નસાડી મૂકવી; પરંતુ તેઓને નસાડી મૂકવાનું ન બની શકે અને તે સર્વ સ્ત્રીઓ શત્રુઓના તાબામાં આવી ગઈ હોય, તો તેઓને શત્રુઓના ધન તરીકે સમજીને જતી જ કરવી; પણ તેઓ માટે દયા કરવી નહિ. (કહેવાનું તાત્પર્ય એ છે કે, તેવા સંકટના સમયે સ્ત્રીપુત્રાદિની પણ દરકાર કર્યા વિના જેમ બને તેમ પોતાની જાતનું જ રક્ષણ કરવું, નહિ કે પોતે પણ શત્રુઓના હાથમાં સપડાઈ પડવું; અર્થાત્ તેવે સમયે 'जीवन्नरो भद्रशतानि पश्येत्' એ સૂત્રને જ સંપૂર્ણ રીતે અનુસરવું.)[૮]

યુધિષ્ઠિરે પૂછ્યું: જે વખતે પોતાના આભ્યંતર મંત્રીઓમાં જ ફાટફૂટ થઈ હોય, કિલ્લાને તથા સર્વ દેશને શત્રુઓએ દબાવી દીધો હોય, ખજાનો ખૂટી પડ્યો હોય અને ગુપ્ત વિચાર પ્રકટ થઈ ગયો હોય, તે સમયે રાજાએ શું કરવું?[૯]

ભીષ્મે કહ્યું: એ સમયે સત્વર સંધિ કરી લેવી. સંધિ કરવાનું જો ન બને તો તુરત જ મહાતીક્ષ્ણ પરાક્રમ પ્રકટ કરવું; કેમ કે તેમ કરવામાં જો ફાવી શકાય છે તો શત્રુને શીઘ્ર ત્યાંથી નસાડી શકાય છે અથવા ધર્મપૂર્વક યુદ્ધ કરીને સ્વર્ગમાં જવાય છે.[૧૦] જો પોતાનું સૈન્ય અનુરાગી હોય, પોતાને પ્રિય હોય અને ઉત્સાહી હોય તો તેવા અલ્પ સૈન્યના બળથી પણ રાજા આખી પૃથ્વીને જીતી શકે છે.[૧૧] વળી તેવા અલ્પ સૈન્યની સહાયથી યુદ્ધ કરનારો રાજા લડતાં લડતાં જો મરણ પામે છે, તો સ્વર્ગમાં જાય છે અને વિજય મેળવે છે, તો ઘણા કાળ સુધી આ પૃથ્વી પર ટકી શકે છે. વિદ્વાનો કહે છે કે, જે રાજા યુદ્ધમાં પ્રાણોનો ત્યાગ કરે છે, તે ઇંદ્રના લોકમાં જાય છે;[૧૨] પણ જે સમયે સૌમ્યપણાનો જ આશ્રય કરવાનું યોગ્ય લાગતું હોય, તે સમયે યુદ્ધ કરવાનું માંડી વાળીને શત્રુ સામે વિનયભાવ પ્રદર્શિત કરવો અને પાછળથી કપટ થવાનો જો ભય રહેતો હોય, તો સંધિ કરતી વેળા સર્વ લોકોને એકઠા કરીને શત્રુને સોગંદ આપવા અને પોતે પણ સોગંદ લઈને શત્રુને વિશ્વાસ પમાડવો તથા મૃદુતા દેખાડવી, (પરંતુ યુદ્ધ કરવાનો દુરાગ્રહ તો ન જ કરવો.) વળી જ્યારે પોતાના આભ્યંતર પ્રધાનમંડળમાં ફાટફૂટ થયેલી હોય અને તેથી યુદ્ધ કરવું જો અશક્ય થઈ પડે તેમ હોય, તો સત્વર રાજધાનીમાંથી પલાયન કરી જવું અથવા સામ ઉપાયનો આશ્રય કરીને શત્રુને શાંત પાડવો; પરંતુ શત્રુના અત્યંત કોપને લીધે સામ ઉપાયની યોજના કરવાથી કાર્યસિદ્ધિ જો ન જ થાય, તો પછી એકદમ ત્યાંથી નાસી છૂટીને કોઈ દૂર દેશાવરમાં ચાલ્યા જવું અને ત્યાં કેટલોએક કાળ વીતાવ્યા પછી પુનઃ મંત્રના બળનો ઉપયોગ કરીને પોતાનું રાજ્ય મેળવવા પોતે યત્ન કરવો.[૧૩-૧૪]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત આપદ્ધર્માનુશાસનપર્વમાં 'આપત્સમયનાં રાજાનાં વર્તન' નામનો અધ્યાય ૧૩૧ મો સમાપ્ત

# अध्याय १३२ मो

## આપત્પ્રસંગે રાજર્ષિઓના આચાર

॥ युधिष्ठिर उवाच ॥

**हीने परमके धर्मे सर्वलोकाभिसंहिते।**
**सर्वस्मिन् दस्युसाद्भूते पृथिव्यामुपजीवने ॥१॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે પિતામહ! સર્વ લોકની સાથે સંબંધ ધરાવનારો સર્વશ્રેષ્ઠ ધર્મ જ્યારે નાશ પામવા માંડે અને પૃથ્વી પરનાં સર્વ પ્રકારનાં આજીવિકાનાં સાધનો જ્યારે દુષ્ટ લોકોના કબજામાં આવી પડે, ત્યારે એ મહાદારુણ સમયે દયાને લીધે પોતાના પુત્રપૌત્રોનો ત્યાગ નહિ કરનારા બ્રાહ્મણે કેવી રીતે આજીવિકા ચલાવવી?*

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર! તેવો વખત જ્યારે ઉપસ્થિત થાય, ત્યારે બ્રાહ્મણે વિજ્ઞાન-(શાસ્ત્રજન્ય જ્ઞાન)બળનો આશ્રય કરીને આજીવિકા ચલાવવી. આ જગતમાં જે કાંઈ ધનાદિક વસ્તુઓ છે, તે સર્વ કેવળ સત્પુરુષોને માટે જ છે, પણ અસત્પુરુષોને માટે નથી;[૧-૩] માટે જે રાજા તેવા દારુણ સમયમાં, આપત્તિમાં આવી પડેલા જનસમુદાયને છોડાવવા માટે પોતે જ દ્રવ્યને આવવાના ઉત્તમ માર્ગભૂત થઈને અસત્પુરુષોની પાસે રહેલા

* અર્થાત્ તેવા ભયંકર સમયે રાજાએ બ્રાહ્મણોની રક્ષા કેવી રીતે કરવી? —નીલકંઠ

દ્રવ્યને પોતાના તાબામાં કરી લઈને સત્પુરુષોને અર્પણ કરે છે, તે રાજા ખરો આપદ્ધર્મવેત્તા છે.[૪] જે રાજા પોતાના રાજ્યને ટકાવી રાખવા ઇચ્છે છે, તેણે પ્રજાપાલનરૂપ સ્વધર્મનો ત્યાગ કરીને રાષ્ટ્રમાં ખળભળાટ થવા દેવો નહિ, પણ ધર્માનુસાર પ્રજાઓનું રક્ષણ કરીને લોકોને શાંત રાખવા. પછી સંકટસમયે કૃપણ ધનાઢ્યો પાસેથી તેઓએ નહિ આપેલા ધનને 'આ ધન, રક્ષક એવા મારું છે' એમ કહીને લઈ લેવું અને તેનું બ્રાહ્મણોને દાન કરી દેવું; અર્થાત્ સ્થાનભ્રષ્ટ થયેલો રાજા બ્રાહ્મણોનું રક્ષણ કરવા માટે કૃપણ પુરુષોના સર્વસ્વને હરી લે, તોપણ તેને દોષ લાગતો નથી.[૫] જે રાજા શાસ્ત્રજન્ય અનુભવજ્ઞાનથી પવિત્ર થયેલો હોય છે, આજીવિકા ચલાવવાના જ્ઞાનથી યુક્ત હોય છે અને ધૈર્યસંપન્ન હોય છે, તે રાજા તેવા કોઈ આપત્તિના સમયે કદાચ નિંદ્ય કર્મો કરવામાં પ્રવૃત્તિ કરે છે, તોપણ તેની કોણ નિંદા કરી શકે તેમ છે?[૬] હે યુધિષ્ઠિર! જે પુરુષોએ કેવળ પોતાના બળનો જ આશ્રય કરીને આજીવિકા ચલાવી હોય છે, તેઓને સંકટના સમયે પણ બીજી તુચ્છ વૃત્તિ ગમતી નથી; માટે જ બળવાન પુરુષો નિરંતર પોતાના તેજનો (પરાક્રમનો)જ આશ્રય કરીને કાર્યપ્રવૃત્તિ કરે છે.[૭] જે સમયે સર્વ પ્રકારે આપદ્ધર્મને જ અનુસરીને ચાલવાનું હોય છે, તે વેળા રાજાએ પોતાના દેશમાંથી અને પારકા દેશમાંથી ધન લૂંટી લાવીને પણ પોતાનો ભંડાર ભરવો, એમ સામાન્ય શાસ્ત્ર કહે છે; પણ જે રાજા બુદ્ધિમાન હોય છે, તેણે એવા સમયે પણ પોતાના અને પારકા દેશમાં જેઓ ધનવાન હોવા છતાં લોભી હોય છે અને જેઓ રાજદંડને યોગ્ય હોય છે, તેઓ પાસેથી જ દ્રવ્ય ગ્રહણ કરવું એમ વિશેષ શાસ્ત્ર કહે છે.[૮] પોતે અતિ દુસ્તર આપત્તિમાં આવી પડ્યો હોય, તોપણ રાજાએ સત્કાર કરવા યોગ્ય અને લોક સમુદાયમાં સત્કારને પામેલા ઋત્વિજો, પુરોહિતો અને આચાર્યો પાસેથી ધન લૂંટી લઈને તેઓનો નાશ કરવો નહિ; અર્થાત્ તેઓ ધનવાન હોય તોપણ તેઓની પાસેથી ધન લેવું નહિ; કેમ કે જે રાજા તેઓ પાસેથી ધનનું હરણ કરે છે, તે દોષભાગી બને છે.[૯] બ્રાહ્મણ, પુરોહિત વગેરે તો લોકનાં સનાતન નેત્રરૂપ છે અને સર્વ કોઈને માન્ય છે, માટે રાજાએ પોતાના હરકોઈ કાર્યમાં તેઓની સલાહ લીધા પછી જ આગળ વધવું ને તેઓને જ સર્વ વિષયમાં પ્રમાણભૂત ગણવા.[૧૦]

ગામમાં કે નગરમાં વસનારા ઘણા લોકોનો તેવો સ્વભાવ હોય છે કે, તેઓ રોષને લીધે એકબીજાનું ભૂંડું બોલે છે અને ચાડીચુગલી કરે છે, પણ રાજાએ તેઓના કહેવા ઉપરથી કોઈને શિક્ષા કરવી નહિ કે કોઈનો સત્કાર કરવો નહિ.[૧૧] ઋત્વિજ અને આચાર્ય વગેરેની જો નિંદા થતી હોય તો કદી સાંભળવી નહિ, તેમ પોતે પણ તેઓની નિંદા કરવી નહિ. જે સ્થળે તેઓની નિંદા થતી હોય, તે સ્થળેથી પોતે બીજે ઠેકાણે ચાલ્યા જવું અથવા તેમ ન બની શકે તો આંગળીઓ વતી પોતાના બન્ને કાનને ઢાંકી દેવા.[૧૨] હે રાજા! પારકી નિંદા કરવી અથવા પારકી ચાડીચુગલી કરવી એ દુર્જનોનો સ્વભાવ જ હોય છે, પણ સત્પુરુષો તો સત્પુરુષોના મધ્યમાં બીજાઓનાં ગુણોનું જ કથન કરે છે.[૧૩] જેમ સારી રીતે નાથેલા અને બરાબર પલોટેલા બે સુંદર બળદો ગાડાની ધૂંસરીને ગળા ઉપર ઉપાડીને એકસરખી રીતે ગાડાને વહી જાય છે, તેમ રાજાએ પણ રાજ્યની ધૂંસરીને હમેશાં સમાન રીતે વહેવી જોઈએ.[૧૪] રાજા જેમ જેમ સદાચારનિષ્ઠ થઈને વર્તે છે, તેમ તેમ તેને અનેક સહાયકો આવી મળે છે, એમ કેટલાએક વિદ્વાનો માને છે અને બીજા કેટલાએક પંડિતો માને છે કે, પોતાનો કુલાચાર જ સર્વના કરતાં ઉત્તમ ધર્મલક્ષણ છે;[૧૫] પરંતુ બીજા કેટલાએક શાસ્ત્રોક્ત ધર્મને પ્રમાણ માનનારા વિદ્વાનો પૂર્વોક્ત આચારરૂપ ધર્મને જ ધર્મલક્ષણ તરીકે માનતા નથી, પણ તેઓ તો શંખલિખિતના શાસ્ત્રીય વ્યવહારને જ પ્રિય ગણે છે. (જેમ શંખે પોતાના ભાઈ લિખિતનો પણ ચોરી કરવાના અપરાધ માટે હસ્તચ્છેદ કરાવ્યો હતો, તેમ હરકોઈ પૂજ્ય-અપૂજ્ય અપરાધીને તેના અપરાધ બદલ યોગ્ય શિક્ષા થવી જ જોઈએ; અર્થાત્ ઋત્વિજ, આચાર્ય વગેરે હરકોઈ માનનીય પુરુષને પણ તેના અપરાધ પ્રમાણે શિક્ષા કરવી, એ ધર્મ છે. હા, એ વાત ખરી મત્સર અથવા લોભને અધીન થઈને આવાં

આગળ મૂકવાં નહિ, પણ ધર્મદૃષ્ટિએ તો આવાં વચનોને માન્ય જ ગણવાં જોઈએ.[૧૬] વળી તે વિદ્વાનો પોતાના મતને મજબૂત કરવા માટે ઋષિઓના એકાદ× વચનને પ્રમાણ તરીકે માને છે અને તે પ્રમાણને અનુસરીને ઋત્વિજ આદિ અપરાધ કરનારા પૂજ્ય પુરુષોને પણ શિક્ષા કરવાનું કહે છે, પણ તેઓનો દુરાગ્રહ જ છે; કારણ કે ઋત્વિજ આદિ માન્ય પુરુષોને શિક્ષા ફરમાવનારું તેવું એક પણ વૈદિક પ્રમાણ કોઈ સ્થળે જોવામાં આવતું નથી.[૧૭] તે ઉપરથી હું તો એવો જ મત આપુ છુ કે, આપણે જેને પૂજ્ય માનતા હોઈએ તેવા કોઈ પાપિષ્ઠ ઋત્વિજ આદિને દેવતાઓ જ શિક્ષા કરશે, આપણે તેઓને શિક્ષા કરવાની જરૂર નથી; અર્થાત્ ઋત્વિજ આદિ અપરાધીઓના સંબંધમાં રાજાએ ઉદાસીન વૃત્તિ જ ધારણ કરવી; છતાં જે રાજા અમુક કોઈ અપરાધનું બહાનું બતાવીને ઋત્વિજ આદિની પાસેથી જો દ્રવ્ય ગ્રહણ કરે છે, તો પોતાના ધર્મથી તે ભ્રષ્ટ જ થાય છે.[૧૮] ધર્મની સિદ્ધિ ચાર કારણોથી થઈ શકે છે, તેમાં એક તો સર્વ લોકોએ માન્ય ગણેલો શ્રૌત (વૈદિક) ધર્મ, બીજો મનુ આદિ સત્પુરુષોએ પ્રમાણ ગણેલો સ્માર્ત ધર્મ, ત્રીજો કુલ અને દેશની પરંપરાથી ચાલતો આવેલો કુલાચાર ધર્મ એટલે મનુ વગેરે ધર્મશાસ્ત્રકારોએ પણ નહિ કહેલો છતા શિષ્ટ પુરુષોએ માન્ય ગણેલો ધર્મ અને ચોથો પોતાના હૃદયે નિશ્ચિત કરેલો સદાચાર ધર્મ આ ચાર હેતુઓથી ધર્મનું સ્વરૂપ જાણી શકાય છે. કેવળ અમુક એક શાસ્ત્રના વચન ઉપરથી અથવા અમુક એક પુરુષના કહેવા ઉપરથી ધર્મનું સ્વરૂપ જાણી શકાતું નથી.[૧૯] જે પુરુષ આન્વીક્ષિકી (તર્કવિદ્યા), ત્રયી (વેદ), વાર્તા (ધર્મશાસ્ત્ર) અને દંડનીતિ આ ચારેના ગુણોથી યુક્ત એવા ધર્મનું પ્રવચન કરે છે, તે ધર્મવેત્તા કહેવાય છે; પરતુ સર્પના પગ કેટલા અથવા કેવા હશે, એ બાબતની શોધ જેમ મહા કઠિન છે, તેમ ધર્મવિષયની શોધ પણ મહા કઠિન છે.[૨૦] જેમ બાણથી વીંધી નાખ્યા છતા હાથમાંથી છટકી ગયેલા મૃગનાં પગલાંને આસપાસ પડેલા રુધિરના છાંટાઓ ઉપરથી ઓળખી કાઢીને મનુષ્ય મૃગના સ્થાનને શોધી લે છે, તેમ ધર્મમાર્ગને પણ તેને અનુસરતાં શાસ્ત્રોનું પઠનપાઠન કરીને યુક્તિથી શોધી કાઢવો.[૨૧] હે યુધિષ્ઠિર! વિનયસંપન્ન રાજાએ તથા સત્પુરુષોએ જે વર્તનનું અનુસરણ કરવાનું છે, તે રાજર્ષિઓનું વર્તન મેં તમને કહ્યું છે, માટે તમે પણ એ પ્રમાણે જ વર્તો.[૨૨]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત આપદ્ધર્માનુશાસનપર્વમા 'આપત્પ્રસંગે રાજર્ષિઓના આચાર' નામનો અધ્યાય ૧૩૨ મો સમાપ્ત

## अध्याय १३३ मो

### કોશ(ભંડાર)સંગ્રહની આવશ્યકતા

॥ भीष्म उवाच ॥

**स्वराष्ट्रात् परराष्ट्राच्च कोशं संजनयेन्नृपः ।**
**कोशाद्धि धर्मः कौन्तेय राज्यमूलं च वर्धते ॥१॥**

ભીષ્મે કહ્યું : હે કુંતાપુત્ર યુધિષ્ઠિર! પ્રત્યેક રાજાએ (આપત્તિના સમયે) પોતાના અને પારકાના દેશમાંથી દ્રવ્ય લૂંટી લાવીને પણ ભંડાર ભરપૂર રાખવો; કેમ કે ભંડાર જો ભરપૂર હોય છે, તો ધર્મ તથા રાજ્યનું મૂળ વૃદ્ધિ પામે છે.[૧] માટે રાજાએ કોશની વૃદ્ધિ કરવી, વૃદ્ધિ કરીને તેનું રક્ષણ કરવું અને (મધ્યમ પ્રતિનું ખર્ચ રાખીને પ્રતિદિન) તેમાં વધારો કર્યે જવો, એ સનાતન ધર્મ છે.[૨] કેવળ શુદ્ધ અને પવિત્ર આચરણ રાખીને અથવા કેવળ ક્રૂરતાનો જ ઉપયોગ કરીને કોશસંગ્રહ થઈ શકતો નથી; પરંતુ મધ્યમ પ્રતિનું એટલે નહિ અતિ ક્રૂર અને નહિ અતિ સૌમ્ય એવી વૃત્તિનું અવલંબન કરીને રાજાએ કોશસંગ્રહ કરવો.[૩] જે રાજા નિર્બળ છે, તેની પાસે કોશનો સંગ્રહ ક્યાંથી હોઈ શકે? જે રાજાની પાસે કોશનો સંગ્રહ હોતો નથી તેની પાસે સૈન્ય ક્યાંથી હોઈ શકે? જે રાજા સૈન્યબળથી રહિત છે તેનું રાજ્ય

× गुरोरप्यवलिप्तस्य कार्याकार्यमजानत । उत्पथ प्रतिपन्नस्य कार्यं भवति शासनम् । જે ગુરુ, ભલે પછી બ્રાહ્મણ હોય અથવા બ્રાહ્મણેતર હોય કે ગમે તે કોઈ પૂજ્ય વડીલ હોય, પણ કાર્ય-અકાર્યના જ્ઞાનથી ભ્રષ્ટ થયો હોય અને ગર્વિષ્ઠ બની જઈને કુમાર્ગનો જો આશ્રય કરતો હોય, તો તેને પણ શિક્ષા કરવી ઘટે છે, એમ કેટલાએક વિદ્વાનો માને છે. —નીલકંઠ

ક્યાંથી ટકી શકે ? અને રાજ્ય વિનાના રાજાની પાસે રાજ્યલક્ષ્મી ક્યાંથી હોય ?[૪] જે પુરુષે ઉચ્ચ વૃત્તિનું અવલંબન કરી જીવન ગાળેલું છે, તેને લક્ષ્મીના નાશથી મરણ જેવું દુઃખ ઉત્પન્ન થાય છે, માટે રાજાએ કોશની, સૈન્યની તથા મિત્રોની સદોદિત વૃદ્ધિ કર્યા કરવી.[૫] જે રાજા કોશસંપત્તિથી હીન છે, તેનું સર્વ મનુષ્યો અપમાન કરે છે; એટલું જ નહિ પણ તેના નોકરચાકરો અલ્પ દ્રવ્યથી સંતુષ્ટ રહેતા નથી અને તેનું કાર્ય કરવા માટે ઉત્સાહ ધરાવતા નથી.[૬] વળી હરકોઈ રાજા કેવળ લક્ષ્મીને લીધે જ લોકમાં મહાન સત્કારને પામે છે; કેમ કે વસ્ત્ર જેમ સ્ત્રીના ગુહ્ય અંગને ઢાંકી દે છે, તેમ લક્ષ્મી પણ રાજાનાં પાપકૃત્યોને ઢાંકી દે છે.[૭] રાજાએ પૂર્વે જેઓની સાથે વિરોધ કર્યો હોય છે, તેઓ એની સંપત્તિ જોઈ ને બળી જાય છે અને પોતાને મારી નાખવાને ઇચ્છતા તેને કપટથી મારવાને કૂતરાઓની પેઠે નિરંતર સેવે છે.[૮] હે ભારત! એવા શત્રુઓથી વીંટાયલા રાજાને સુખ ક્યાંથી હોઈ શકે ? માટે તે રાજાએ નિત્ય ઉદ્યમ જ કરતા રહેવું, પણ તેવા ક્ષુદ્ર પુરુષોને નમવું નહિ; કેમ કે ઉદ્યમ જ ખરો પુરુષાર્થ છે.[૯] પોતાના પરાભવસમયે શુષ્ક કાષ્ઠ જેમ પર્વ વિનાના ભાગમાં ભાંગી પડે છે, તેમ મરી જવું, પણ દુષ્ટ પુરુષોને નમવું તો નહિ જ; અથવા અરણ્યમાં ચાલ્યા જઈ ને મૃગોનાં ટોળાંઓની સાથે ફરવું, પણ ચોર જેવા નિર્મર્યાદ અમાત્યોની સાથે રહીને જીવન ગાળવું નહિ. હે ભરતવંશી રાજા! ચોરલૂંટારા જેવા અમાત્યોની વચ્ચે રહીને આપત્તિમાં આવી પડેલા રાજાએ વનનો જ આશ્રય કરવો, જેથી ત્યાં જંગલમાં રહેનારા ચોર લોકોની મોટી સેના રાજાને મળી આવે છે અને તે સેના મહાભયંકર કર્મો કરવામાં પણ ઉપયોગી થઈ પડે છે;[૧૦-૧૧] પરંતુ તે સેનાને પક્ષમાં લઈ ને રાજાએ સત્ય અને મૃદુતાનો આશ્રય કરીને જ વર્તવું જોઈ એ; કારણ કે મર્યાદાનો અત્યંત ત્યાગ કરનારા રાજાથી સર્વ મનુષ્યો કંટાળી જાય છે અને જંગલના લૂંટારાઓ પણ તેવા નિર્દય રાજા ઉપર શંકાશીલ બને છે.[૧૨] માટે જેમ બને તેમ મનુષ્યોના ચિત્તને પ્રસન્ન કરનારી મર્યાદાનું જ સ્થાપન કરવું; કેમ કે અલ્પ વિષયમાં પણ જો મર્યાદાનું રક્ષણ કરવામાં આવે છે, તો મનુષ્યોમાં તેનો અત્યંત આદર થાય છે.[૧૩] જે નાસ્તિક મનુષ્ય 'આ લોક પણ નથી ને પરલોક પણ નથી,' આવો નિશ્ચય કરી બેઠો હોય છે, તેવા ભયશંકિત મનુષ્યનો રાજાએ વિશ્વાસ કરવો યોગ્ય નથી.[૧૪] જે સજ્જન-લૂંટારાઓ મર્યાદા જાળવીને લૂંટ ચલાવે છે, તેઓ પણ વસ્તુતઃ અહિંસાને જ પાળે છે, એમ હું કહી શકું છું; વળી આપણે સાંભળીએ છીએ કે, જે લૂંટારાઓ બીજાઓનું દ્રવ્ય લૂંટી લઈ ને પણ જો મર્યાદાનું રક્ષણ કરે છે, તો તેઓના પર લોકો પ્રસન્ન થાય છે.[૧૫] આપત્તિના પ્રસંગે લૂંટ ચલાવીને આજીવિકા કરનારા રાજાએ યુદ્ધ નહિ કરનારા પુરુષનો વધ કરવો નહિ, પરસ્ત્રી સાથે વ્યભિચાર કરવો નહિ, કૃતઘ્ની થવું નહિ, બ્રાહ્મણનું દ્રવ્ય લેવું નહિ, કોઈનું સર્વસ્વ હરણ કરવું નહિ, કન્યાની ચોરી કરવી નહિ, ખોટી રીતે કોઈ પણ ગ્રામાદિકના ધણી થઈ બેસવું નહિ અને પરસ્ત્રીઓ સાથે આલિંગન કરવું નહિ; કેમ કે તે બધાં કૃત્યો સામાન્ય લૂંટારાઓમાં પણ નિંદ્ય ગણાય છે.[૧૬-૧૭] ચોરલોકોએ જે મનુષ્યોનું સર્વસ્વ લૂંટી લીધું હોય છે, તે મનુષ્યો એકત્ર મળીને ચોરલોકો સાથે મળી જાય છે અને પછી તેઓનો વિશ્વાસ મેળવીને તથા તેઓનાં રહેઠાણ વગેરેથી માહિતગાર થઈ ને તેઓનું (ચોરોનું) સર્વસ્વ લૂંટી લે છે અને તેમ જો ન બને તો બીજાઓ દ્વારા તેઓને પાયમાલ કરી નાખે છે;[૧૮] માટે ચોરલોકોએ પોતાના હાથમાં આવેલું સર્વ ધન લૂંટી લેવું નહિ, પણ તેમાંથી અમુક અંશ બાકી રહેવા દેવો, તેમ જ 'હું તેઓના કરતાં બળવાન છું,' એમ માનીને ઘાતકી કૃત્યો કરવાં નહિ.[૧૯] જે લૂંટારાઓ, પ્રજાઓના દ્રવ્યનો અમુક ભાગ બાકી રાખીને લૂંટી લાવે છે, તેઓ પોતાના ઘરમાં પણ અમુક ભાગને બાકી રહેલો જુએ છે, પણ જેઓ પ્રજાઓનું સર્વસ્વ લૂંટી લાવે છે, તેઓને પોતાના સર્વસ્વનો પણ વિનાશ થવાનો ભય રહે છે; અર્થાત્ કોઈક સમયે તેઓનું પણ સર્વસ્વ લૂંટાઈ જાય છે.[૨૦]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત આપદ્ધર્માનુશાસન-પર્વમાં 'કોશ(ભંડાર)સંગ્રહની આવશ્યકતા' નામનો અધ્યાય ૧૩૩ મો સમાપ્ત

# अध्याय १३४मो

## બળની શ્રેષ્ઠતા

॥ भीष्म उवाच ॥

**अत्र धर्मानुवचनं कीर्तयंति पुराविदः ।**
**प्रत्यक्षावेव धर्मार्थौ क्षत्रियस्य विजानतः ॥ १ ॥**

ભીષ્મ બોલ્યા : હે યુધિષ્ઠિર ! પ્રાચીન કાળના ધર્મજ્ઞ પુરુષો આ સર્વસ્વદાનના વિષયમાં અથવા સ્તેયકર્મ (ચોરી)ના સંબંધમાં આવું ધર્મવચન કહે છે. જેમ કે જે ક્ષત્રિય જ્ઞાનસંપન્ન છે, તેને ધર્મ અને અર્થ એ બન્ને પુરુષાર્થો પ્રત્યક્ષ જ છે;[૧] માટે શાસ્ત્રોક્ત ધર્મ–અધર્મના વિચારની ભાંજગડમાં પડીને દૃષ્ટસુખમાં અંતરાય કરવો નહિ. ધર્મનો ઉપદેશ તો પરોક્ષ છે; અર્થાત્ તેમાં કોઈ જાતનું પ્રત્યક્ષ ફળ જોવામાં આવતું નથી માટે તેના ઉપર વિશ્વાસ રાખી શકાય નહિ. જેમ કોઈ અરણ્યમાં એક પશુનું પગલું જોઈને 'શું આ તે નહારનું પગલું હશે ? કૂતરાનું પગલું હશે કે દીપડાનુ પગલું હશે ?' આવો વિચાર કરવો તે વ્યર્થ જ છે, તેમ 'આ અમુક ધર્મ અને આ અમુક અધર્મ' આવો વિચાર કરવો તે પણ વ્યર્થ જ છે;[૨] કેમ કે આ જગતમાંનો કોઈ પણ પુરુષ ધર્મના તથા અધર્મના ફળને પ્રત્યક્ષ જોઈ શક્યો નથી, માટે કેવળ બળ* સંપાદન કરવાની જ ઇચ્છા રાખવી; કારણ કે આ સર્વ જગત કેવળ બળને જ આધીન રહેનારું છે.[૩] લોકમાં જે પુરુષ બળવાન છે, તેને લક્ષ્મી, બળ (સૈન્ય) અને અમાત્યો સ્વતઃ મળી આવે છે; તેમ જ જે મનુષ્ય નિર્ધન છે, તેને પતિત સરખો જાણવો અને જેની પાસે કંઈ અલ્પ ધન હોય છે, તે તો ઉચ્છિષ્ટ અન્નના જેવું છે.[૪] બળવાન પુરુષ અનેક પ્રકારનો અત્યાચાર કરે; તોપણ ભયને લીધે તેને કોઈ કંઈ કરી શકતું નથી (ને 'આ પુરુષ પતિત છે' એમ કહીને તેને કોઈ સમાજની બહાર પણ મૂકી શકતું નથી;) બળ અને ધર્મ બરાબર જો સત્ય અધિકારમાં રહે છે, તો તે જગતને મહાન ભયમાંથી મુક્ત કરે છે.[૫] હું બળને ધર્મના કરતાં પણ વધારે ઉત્તમ માનું છું; કારણ કે બળને લીધે જ ધર્મની પ્રવૃત્તિ થાય છે અને જેમ પૃથ્વી ઉપર જંગમ પ્રાણીઓ સ્થિતિ કરી રહ્યાં છે, તેમ બળમાં જ ધર્મ સ્થિતિ કરી રહ્યો છે.[૬] ધુમાડો જેમ વાયુને અનુસરે છે, તેમ ધર્મ બળને અનુસરે છે; એટલું જ નહિ પણ બળની આગળ ધર્મનું કંઈ પણ સામર્થ્ય ચાલતું નથી; પરંતુ લતા જેમ વૃક્ષનો આશ્રય કરીને રહે છે, તેમ ધર્મ બળનો આશ્રય કરીને રહે છે;[૭] જેમ સુખ ભોગ ભોગવનારા પુરુષોને વશ રહે છે, તેમ ધર્મ બળવાન પુરુષોને વશ રહે છે. આ જગતમાં એવું કોઈ પણ કાર્ય નથી કે જે બળવાન પુરુષોને અસાધ્ય હોય ! વળી બળવાન પુરુષોનાં સર્વ કાર્યો પવિત્ર ગણાય છે.[૮] જે પુરુષ બળહીન અને દુરાચારી હોય છે, તે કોઈ સ્થળેથી પોતાનું રક્ષણ મેળવી શકતો નથી અને તેવા પુરુષથી સર્વ લોક પણ જેમ નહારથી દૂર નાસે છે તેમ દૂર નાસે છે.[૯] ખરેખર, તેવો પુરુષ લોકોમાં તિરસ્કારપાત્ર અને અપમાનપાત્ર થઈને દુઃખભરેલું જીવન ગાળે છે અને તેવું ધિક્કારપાત્ર જીવન ગાળવું તે તો મૃત્યુ સમાન જ છે.[૧૦] વળી વિદ્વાનો કહે છે કે, તેવા દુરાચારી પુરુષને તેના બાંધવો તજી દે છે; એટલું જ નહિ પણ તે પુરુષને તેના પાપી ચરિત્રને લીધે અતિશય સંતાપ પમાડીને સર્વ મનુષ્યો વાણીરૂપી શલ્યના પ્રહારથી અત્યંત ઘાયલ કરી નાખે છે[૧૧] (એ પાપી પુરુષે પોતાના પાપમાંથી કેવી રીતે છૂટવું, એ વિષે ધર્મશાસ્ત્રને જાણનારા) આચાર્યો કહે છે કે, તેણે વેદવિદ્યાનું અધ્યયન કરવું, બ્રાહ્મણોનું સેવન કરવું; દૃષ્ટિ, વાણી અને ક્રિયાઓથી સર્વને પ્રસન્ન રાખવા, ઉદાર મનના થવું, ઉત્તમ કુળમાં વિવાહ કરવો, જગતમાં જાહેર કરવું કે, 'હું એવો પાપી છું,' બીજાઓના ગુણાનુવાદનું વર્ણન કરવું, પવિત્ર મંત્રોનો જાપ કરવો, તીર્થજળમાં સ્નાન કરવું, કોમળ સ્વભાવના થવું, બહુ બકબક કરવું નહિ, બ્રાહ્મણોની તથા ક્ષત્રિયોની સભાઓમાં ભાગ લેવો, અનેક પ્રકારનાં મહાદુષ્કર તપશ્ચરણો કરવાં, લોકો ગમે તેમ કહે તોપણ ઘણુ

* विद्याभिजनमित्राणि बुद्धिसत्त्वधनानि च । तप सहायवीर्याणि दैवं च दशमं बलम् ॥ વિદ્યા, ઉત્તમ કુળ, મિત્રો, [બુ]દ્ધિ, ધૈર્ય, ધન, તપ, સહાય, વીર્ય અને દૈવ આ દસ [પ્ર]કારનું બળ છે, એમ વિશાલ નામના આચાર્ય કહે છે, [આ]પત્કાળમાં ધર્મ–અધર્મનો વિચાર કર્યા વિના આ [પ્રકા]રના બળનો જે આશ્રય કરવો. —નીલકંઠ

કાળ સુધી તે પ્રમાણે આચરણ કર્યા કરવું અને પોતે કોઈનો ઘણો જ ઉપકાર કર્યો હોય તોપણ તે વિષેનો મનમાં વિચાર કરવો નહિ.[૧૨-૧૫] એ રીતે કરવાથી અતિશય પાપી પુરુષ પણ થોડા સમયમાં નિષ્પાપ બની જઈને લોકોમાં ઘણો માન્ય થઈ પડે છે અને તે ઉપરાંત વિચિત્ર પ્રકારનાં સુખને ભોગવે છે. વળી તે પોતે કરેલા સદાચારના જ બળથી સર્વ પાપકૃત્યોને ઢાંકી શકે છે, લોકમાં પૂજાને પામે છે અને આ લોકમાં તથા પરલોકમાં મહાન ફળને સંપાદન કરે છે.[૧૬-૧૭]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત આપદ્ધર્માનુશાસન-પર્વમા 'બળની શ્રેષ્ઠતા' નામનો
અધ્યાય ૧૩૪મો સમાપ્ત

# अध्याय १३५मो

## કાયવ્ય લૂંટારાની કથા

॥ भीष्म उवाच ॥

**अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम् ।
यथा दस्युः समर्यादः प्रेत्यभावे न नश्यति ॥१॥**

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિર! ચોરી જેવા અધમ કૃત્યને કરનારો લૂંટારો પણ જો મર્યાદા-પૂર્વક વર્તે છે, તો મૂઆ પછી તેની અધોગતિ થતી નથી. આ વિષયમાં એક પ્રાચીન ઇતિહાસનું જગતમાં ઉદાહરણ અપાય છે.[૧] જેમ કે પૂર્વે કાયવ્ય નામનો એક લૂંટારો અરણ્યમાં લૂંટફાટનો ધંધો ચલાવીને પણ સિદ્ધિને પામ્યો હતો. તે લૂંટારો એક ભીલજાતિની સ્ત્રીના પેટે ક્ષત્રિયના સંબંધથી જન્મ્યો હતો. તે એક મહાન યોદ્ધો હતો, બુદ્ધિમાન હતો, શૂરવીર હતો, શાસ્ત્રવેત્તા હતો, અત્યંત ક્રૂર હતો, છતાં આશ્રમીઓના ધર્મનું રક્ષણ કરતો હતો, બ્રાહ્મણો પર ભક્તિ રાખનારો હતો, ગુરુઓની પૂજા કરનારો હતો અને ક્ષાત્રધર્મનું પાલન કરતો હતો.[૨-૩] પ્રતિદિન સાયંકાળે અને પ્રભાતકાળે તે અરણ્યમાં જતો હતો અને મૃગોનાં ટોળાંઓને કોપાવતો હતો, જેથી તેને મૃગની તમામ જાતિઓના સ્વભાવનું તથા મૃગોને પકડવાની રીતિઓનું પૂરતું જ્ઞાન થયું હતું. વનવાસી સર્વ ભીલોના મધ્યમાં તે કુશળ ગણાતો હતો. તેને સર્વ પ્રકારના કાળનું તથા દેશનું જ્ઞાન હતું અને પારિયાત્ર નામના પર્વત ઉપર સદાકાળ તે ફર્યા કરતો હતો. વળી તે સર્વ પ્રાણીઓની રીતભાતને જાણતો હતો. તેનાં બાણો અમોઘ હતાં અને તેનું ધનુષ પણ અમોઘ હતું; જેથી તે એકલો જ હજારો મનુષ્યોની સેનાને જીતી લેતો હતો. એ મહાન લૂંટારો એક મોટા જંગલમાં રહીને પોતાનાં વૃદ્ધ માતાપિતા કે જેઓ આંધળાં અને બહેરાં હતાં, તેઓનું પૂજન-અર્ચન કર્યા કરતો હતો;[૪-૬] અને મધ, માંસ, ફળ, મૂળ તથા ભાતભાતનાં અન્ન લાવી આપીને તેઓને જમાડતો હતો, તેમ જ બીજા માન્ય પુરુષોની પણ સેવા કર્યા કરતો હતો.[૭] જે સંન્યાસીઓ અને બ્રાહ્મણો અરણ્યમાં રહેતા હતા, તેઓની પણ તે પૂજા કરતો હતો અને હમેશાં વનનાં મૃગોનો શિકાર કરીને તેઓને અર્પણ કરતો હતો.[૮] જે ધર્મચુસ્ત બ્રાહ્મણો ચોરનું ભોજન કરવામા શંકાશીલ થઈને તેની પાસેથી અન્નનો પ્રતિગ્રહ કરતા ન હતા, તેઓને ઘેર વહેલો પ્રાતઃકાળમાં જઈને ગુપ્ત રીતે પ્રતિગ્રહ દ્રવ્યને તે મૂકી આવતો હતો.[૯] એક વખતે તે અરણ્યમાં વસનારા હજારો લૂંટારાઓએ પેલા કાયવ્ય લૂંટારાને પોતાનો નાયક થવાની પ્રાર્થના કરી. તે બધા લૂંટારાઓ મર્યાદાનો ત્યાગ કરીને લૂંટફાટ કરનારા હતા અને લોકો પર ક્રૂર વર્તન ચલાવનારા હતા.[૧૦] તે સર્વ લૂંટારાઓએ એકત્ર મળીને કાયવ્યને કહ્યું કે, 'તમે મુહૂર્ત, દેશ અને કાળને જાણનારા છો, શૂરવીર છો, વ્રતમાં દૃઢ રહેનારા છો અને બુદ્ધિમાન છો; માટે અમારા સર્વના મુખ્ય નાયક થાઓ.[૧૧] તમે અમને જે કાર્ય કરવાની આજ્ઞા કરશો તે અમે કરીશું; માટે માતાપિતા જેમ પુત્રોનું પાલન કરે છે, તેમ તમે અમારું પાલન કરો.'[૧૨]

કાયવ્યે કહ્યું : તમારે મને નાયક તરીકે સ્વીકારવો હોય તો હું તમને જે પ્રમાણે વર્તવાની આજ્ઞા આપું તે પ્રમાણે તમારે વર્તવું પડશે. તેમાં પ્રથમ તો એ જ કે, તમારામાંના કોઈએ પણ સ્ત્રીહત્યા કરવી નહિ, બીકણ મનુષ્યોને મારવા નહિ, બાળહત્યા કરવી નહિ, તપસ્વીઓને મારવા નહિ, યુદ્ધમાં નહિ ઊતરેલાનો વધ કરવો નહિ, બળાત્કારે સ્ત્રીઓને પકડવી નહિ, સર્વ પ્રાણીઓમાં સ્ત્રીને

કોઈએ સર્વથા મારવી નહિ, બ્રાહ્મણોનુ નિત્ય કલ્યાણ કરવું, તેઓને માટે યુદ્ધ કરવુ, સત્યનો ત્યાગ કરવો નહિ, વિવાહ આદિ માગલિક કાર્યોમા વિઘ્ન કરવુ નહિ અને જે સ્થળે દેવોનુ, પિતૃઓનુ તથા અતિથિઓનુ પૂજન કરવામા આવતુ હોય, તે સ્થળે પણ વિઘ્ન કરવુ નહિ સર્વ પ્રાણીઓમા બ્રાહ્મણો મોક્ષને યોગ્ય ગણાય છે, માટે પોતાનું સર્વસ્વ અર્પણ કરીને પણ તેઓની પૂજા કરવી, કેમ કે બ્રાહ્મણો કોધાયમાન થઈને જેઓનો પરાભવ કરવા ધારે છે, તેઓને આ ત્રણે લોકમા કોઈ પણ બચાવી શકતો નથી; તેમ જ જે પુરુષ બ્રાહ્મણોની નિંદા કરે છે અથવા તેઓનો નાશ કરવાનો મનમા વિચાર કરે છે, તેનો સૂર્યોદય થતા જેમ અધકારનો વિનાશ થાય છે, તેમ અવશ્ય વિનાશ જ થાય છે. તમારે ' આ લોકમા જ અમને કર્મોના ફળ મળે ' એવી મનમા ઇચ્છા રાખીને ન્યાયપૂર્વક દ્રવ્ય મેળવવાની ઇચ્છા રાખવી જે જે વેપારીઓ આપણને કર પૂરતુ જ દ્રવ્ય નહિ આપે તેઓના પર આપણે ચડાઈ કરીશું, કેમ કે દંડને જગતના દુષ્ટ પુરુષોને શિક્ષા કરવા માટે જ ઉત્પન્ન કરવામા આવ્યો છે, પણ કોશને ભરપૂર રાખવા માટે દડને ઉત્પન્ન કરવામા આવ્યો નથી. આ જગતમા જે દુષ્ટ પુરુષો સત્પુરુષોને પીડા કરે છે તેઓનો વધ કરવો, એ જ દડનુ લક્ષણ છે.[૧૩-૨૦] જે પુરુષો રાષ્ટ્રને કેવળ દુઃખ દઈ ને ભંડારમા ધનનો સગ્રહ કરે છે, તેઓ શરીરના કોઈ સડેલા ભાગમા પડેલા કીડા જેવા છે અને તે કીડાઓને જેમ તત્કાળ મારી નાખવામા આવે છે, તેમ તે દુષ્ટ પુરુષોને પણ સત્વર મારી નાખવા જોઈએ,[૨૧] પણ જે પુરુષો લૂટફાટ ચલાવવાનો ધધો કરે છે, છતા ધર્મશાસ્ત્રની આજ્ઞા પ્રમાણે વર્તે છે, તેઓ લૂટારા હોવા છતા તુરત જ સિદ્ધિને પામે છે.[૨૨]

ભીષ્મે કહ્યુ કાયવ્ય લૂટારાએ એ પ્રમાણે બીજા લૂટારાઓને શિખામણ આપી, એટલે તેઓ એ તે પ્રમાણે જ વર્તવાનો આરભ કર્યો, તેથી અલ્પ સમયમા તેઓએ અભ્યુદય મેળવ્યો અને પાપકર્મ કરવાનો ત્યાગ કર્યો.[૨૩] કાયવ્ય પણ તે કર્મ કરીને મહાન સિદ્ધિને પ્રાપ્ત થયો, કેમ કે તેણે સત્પુરુષોનું કલ્યાણ કર્યું હતું અને ચોર લોકોને પાપકર્મ કરતા અટકાવ્યા હતા[૨૪] જે પુરુષ આ કાયવ્ય લૂંટારાના ચરિત્રનું નિત્ય ચિંતન કરે છે, તેને અરણ્યના કોઈ પણ પ્રાણીનો ભય રહેતો નથી, તેમ જ હે ભારત! તે પુરુષને સર્વ પ્રાણીઓ તરફથી અભય મળે છે, દુષ્ટ પુરુષો તરફથી પણ ભય રહેતો નથી અને તે પુરુષ અરણ્યોનો એક રાજા જ બની જાય છે.[૨૫-૨૬]

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાન્તર્ગત આપદ્ધર્માનુશાસન-પર્વમા ' કાયવ્ય લૂટારાની કથા ' નામનો અધ્યાય ૧૩૫મો સમાપ્ત

# અધ્યાય ૧૩૬ મો

## કોશસંચય અને તેનો ઉપયોગ

॥ भीष्म उवाच ॥

**अत्र गाथा ब्रह्मगीताः कीर्तयंति पुराविदः ।**
**येन मार्गेण राजा वै कोशं संजनयत्युत ॥ १ ॥**

ભીષ્મે કહ્યુ : હે યુધિષ્ઠિર! કયા માર્ગનો આશ્રય કરીને રાજાએ કોશસચય ( ધનસંગ્રહ ) કરવો, એ વિષે પૂર્વે બ્રહ્મદેવે જે ગાથાઓ કહી હતી તે ગાથાઓને ઘણા પ્રાચીન ઇતિહાસવેત્તાઓ આ પ્રમાણે કહે છે.[૧] ક્ષત્રિયે જે પુરુષો યજ્ઞશીલ હોય તેઓનુ તથા દેવોને નિમિત્તે મદિરાદિમા એકઠું કરવામા આવેલુ ધન કદી પણ લેવુ નહિ, પણ જેઓ યજ્ઞાદિ કર્મો કરતા ન હોય, તેઓનુ તથા ચોરલૂટારાઓનુ દ્રવ્ય લઈ લેવુ, તે યોગ્ય ગણાય છે[૨] હે ભરતવશી રાજા! આ સર્વ પ્રજાઓ અને રાજ્યના સર્વ ભોગવૈભવો ક્ષત્રિયોના જ ગણાય છે, માટે ધન એ ક્ષત્રિયનું જ છે. બીજા કોઈનું નથી.[૩] આ જગતમા જે કઈ ધન છે, તે બધું રાજાના સૈન્યને માટે તથા યજ્ઞોને માટે છે, માટે જેમ લોજ નાદિકમા નિરુપયોગી ગણાયેલી ઔષધિઓને કાપીને મનુષ્યો ખાવાના પદાર્થોને પકાવવા માટે બળતણ તરીકે વાપરે છે, તેમ યજ્ઞાદિ નહિ કરનારા લોભી પુરુષોના ધનને પણ નિરર્થક ગણીને રાજાએ તેનો ઉપયોગ કરવો.[૪] ધર્મવેત્તાઓ કહે છે કે, જે મનુષ્યો દેવોને, પિતૃઓને તથા અતિથિઓને હવિર્ભાગ આપીને પૂજતા નથી, અર્થાત યજ્ઞાદિ કર્મો કરતા નથી, તેઓનુ દ્રવ્ય નિરર્થક છે.[૫] હે

રાજન્ ! ધાર્મિક રાજાએ તેવા મનુષ્યો પાસેથી દ્રવ્યને હરી જ લેવુ અને તે હરણ કરેલા ધનથી પ્રજાઓનુ રક્ષણ કરવુ, જેથી તે રાજાને તે વિષેનો શોક પણ થતો નથી [૬] જે રાજા પોતાના નિમિત્તે દુષ્ટ પુરુષોની પાસેથી દ્રવ્યને પડાવી લઈને સત્પુરુષોને અર્પણ કરે છે, તે રાજા સપૂર્ણ ધર્મવેત્તા કહેવાય છે [૭] જેમ કીડી, મકોડી વગેરે ઉદ્ભિજ્જ જીવો અને વજ્ર નામના શુક્ર જીવો પૃથ્વીમાથી બહાર નીકળીને ધીમે ધીમે ઘણા દૂર પ્રદેશ સુધી પણ જઈ શકે છે, તેમ રાજાએ ધીમે ધીમે શક્તિનો ઉપયોગ કરીને છેક પરલોક સુધાનો પણ જય કરવો [૮] વળી જેમ ડાસ, મચ્છર, કીડીઓના ધોળા ઈંડા અને કીડીઓ, વિના નિમિત્તે જગતમા ઉત્પન્ન થાય છે, તેમ યજ્ઞયાગાદિ નહિ કરનારા પુરુષો વિના નિમિત્તે (નકામા) જગતમા ઉદ્ભવે છે, એમ સમજીને રાજાએ ગાય વગેરે ઉપયોગી પ્રાણીઓના શરીર પરથી ડાસ, મચ્છર વગેરે જીવોને જેમ દૂર કરવામા આવે છે, તેમ પોતાના રાષ્ટ્રમાથી પૂર્વોક્ત અયજ્ઞશીલ (નકામા) પુરુષોને દૂર જ કરવા, જેથી ધર્મપ્રવૃત્તિ વધી શકે છે પૃથ્વીની રજને જો ઘટીમા દળવામા આવે છે, તો તે જેમ અત્યત સૂક્ષ્મ થતી જાય છે, તેમ ધર્મ પણ ખૂબ વિચાર કરવાથી અતિશય સૂક્ષ્મ સ્વરૂપે જણાય છે, અર્થાત્ જેમ જેમ ધર્મના સબધમા વિચાર કરવામા આવે છે તેમ તેમ તેનુ સૂક્ષ્મ સ્વરૂપ જણાતુ જાય છે [૯–૧૧]

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાતર્ગત આપદ્ધર્માનુશાસન પર્વમા 'કોશસચય અને તેનો ઉપયોગ' નામનો અધ્યાય ૧૩૬મો સમાપ્ત

## अध्याय १३७ मो

### ત્રણ માછલાંઓની વાર્તા

॥ भीष्म उवाच ॥

अनागतविधाता च प्रत्युत्पन्नमतिश्च यः ।
द्वावेव सुखमेधेते दीर्घसूत्री विनश्यति ॥ १ ॥

ભીષ્મે કહ્યુ હે યુધિષ્ઠિર ! અનાગતવિધાતા (સકટ આવ્યા પહેલા જ તેનો ઉપાય શોધી કાઢનાર) અને પ્રત્યુત્પન્નમતિ (સકટ આવે તે સમયે જેની બુદ્ધિમા તેને દૂર કરવાનો ઉપાય સૂઝે તે) આ બન્ને પુરુષો જ સુખને પામે છે, પણ દીર્ઘસૂત્રી (હરકોઈ કાર્યને વિલબથી કરનારો) પુરુષ વિનાશ પામે છે [૧] હરકોઈ કાર્ય–અકાર્યનો નિશ્ચય કરવામા દીર્ઘસૂત્રી થવાથી કેવુ પરિણામ આવે છે, એના સબધમા એક ઉત્તમ આખ્યાન હુ તમને કહુ છુ, તેને તમે ધ્યાનપૂર્વક સાભળો [૨] એક બહુ જ છીછરા પાણીવાળા જળાશયમા પુષ્કળ માછલાઓ રહેતા હતા તેમા ત્રણ માછલાઓ ઘણા જ કુશળ અને હમેશા સાથે જ ફરનારા હતા [૩] એ ત્રણે માછલાઓમા એક માછલુ દીર્ઘદર્શી અથવા આગળથી જ ભવિષ્યને માટે વિચાર કરનારુ હતુ, ત્યારે બીજુ સમય આવતાની સાથે જ યોગ્ય ઉપાયને શોધી કાઢનારુ હતુ અને ત્રીજુ દીર્ઘસૂત્રી હતુ [૪] હવે એક સમયે એવુ બન્યુ કે, એ જળાશય પાસે કેટલાએક મચ્છીમારો આવી ચડ્યા તેઓએ એ જળાશયના બધા માછલાઓને પકડી લેવા માટે ચોબાજુ અનેક માર્ગો કરીને જળાશયના પાણીને નીચાણના પ્રદેશમા વહેવડાવવા માડ્યુ [૫] ત્યારે પાણીને ઓછુ થતુ જોઈને પેલુ દીર્ઘદર્શી માછલુ જાણી ગયુ કે, જલાશય ઉપર કોઈક જાતનો ભય આવી પડવાનો છે પછી તેણે પોતાના બન્ને મિત્રોને કહ્યુ કે, [૬] 'આ જળાશયમા જેટલા પ્રાણીઓ વસી રહ્યા છે, તેઓ સર્વ ઉપર ભવિષ્યમા મહાન આપત્તિ આવી પડવાની છે, માટે ચાલો, આપણે નીકળી જવાનો માર્ગ જ્યા સુધીમા રોકાઈ ગયો નથી, ત્યા સુધીમા આપણે બહાર નીકળી જઈએ [૭] પોતાના પર સકટ આવી પડ્યુ ન હોય, ત્યા સુધીમા ઉત્તમ પ્રતિના ઉપાયોની યોજના કરીને તેને જે અટકાવી દે છે, તે સશયમા આવી પડતો નથી, માટે તમને જો રુચતું હોય તો આપણે અહીથી ચાલ્યા જઈએ [૮] ત્યારે દીર્ઘસૂત્રીએ કહ્યુ 'હા, તુ કહે છે તે ખરુ છે, પણ હાલ તુરત આપણે ઉતાવળ કરવાની જરૂર નથી, એમ હુ તને ખાતરીથી કહી શકુ છુ' પછી પ્રત્યુત્પન્નમતિએ દીર્ઘદર્શી પ્રત્યે કહ્યુ કે, 'જ્યારે સમય આવશે ત્યારે હુ કોઈ પ્રકારે ભૂલુ તેમ નથી' [૯–૧૦] એ પ્રમાણે તે બન્ને માછલાઓના વિચાર જાણી લીધા પછી મહાબુદ્ધિમાન પેલુ દીર્ઘદર્શી માછલુ માછીઓએ કરેલા પ્રવાહ દ્વારા જળાશયમાથી બહાર નીકળી ગયુ અને બીજા ઊડા પાણીવાળા જળાશયમા જઈ પહોચ્યુ [૧૧] પછી

મચ્છીમારોએ જોયું કે, જળાશયનું ઘણુંખરું પાણી બહાર વહી ગયું છે, એટલે તેઓએ જુદા જુદા અનેક ઉપાયો કરીને, માછલાંઓને પકડવા માંડ્યાં[12] અને લગભગ નિર્જળ થઈ ગયેલા તે આખા જળાશયને ડહોળવા માંડ્યું, જેથી તેમાંનાં ઘણાંખરાં માછલાં પેલા દીર્ઘસૂત્રી માછલાની સાથે પકડાઈ ગયાં. પછી મચ્છીમારોએ તો બધાં માછલાંઓને દોરીઓની સાથે બાંધવા માંડ્યાં, ત્યારે પ્રત્યુત્પન્નમતિ (સમય આવ્યે ઉપાયને શોધી કાઢનાર) માછલું મૂઆ જેવો ઢોંગ કરીને બીજાં મરણ પામેલાં માછલાંઓની વચ્ચે ભરાઈ પેઠું.[13,14] મચ્છીમારોએ જાણ્યું કે, આ બધાં માછલાં જાળમાં સપડાઈ જવાથી મરી ગયાં છે, જેથી તેઓએ એક પુષ્કળ પાણીવાળા જળાશય પાસે એ માછલાંઓને લઈ જઈ ને એક પછી એક ધોવા માંડ્યાં. ત્યારે પેલું પ્રત્યુત્પન્નમતિ માછલું એકદમ જાળમાંથી મુક્ત થઈ ને પાણીમાં ચાલ્યું ગયું; પણ મંદાત્મા અને બુદ્ધિહીન એવું પેલું દીર્ઘસૂત્રી માછલું સમયસૂચક ન હતું, જેથી ઇંદ્રિયજ્ઞાન વિનાના મૂર્ખ પ્રાણીની પેઠે મરણ પામ્યું. એ પ્રમાણે જે પુરુષ પોતાના પર આવી પડેલા સંકટના સમયને અજ્ઞાનથી જાણી શકતો નથી, તે પુરુષ પેલા દીર્ઘસૂત્રી માછલાની પેઠે તત્કાળ વિનાશ પામે છે;[15-18] તેમ જ જે પુરુષ 'હું કુશળ છું' આવું અભિમાન રાખીને સંકટ આવ્યા પહેલાં જ તેને માટે ઉપાય કરતો નથી, તે પુરુષ પણ પેલા પ્રત્યુત્પન્નમતિ માછલાની પેઠે સંશયમાં આવી પડે છે.[19] માટે જ હું કહું છું કે, અનાગતવિધાતા અને પ્રત્યુત્પન્નમતિ આ બન્ને પુરુષો જ સુખને પામે છે, પણ દીર્ઘસૂત્રી વિનાશ પામે છે.[20] કાષ્ઠા, કલા, મુહૂર્ત, દિવસ, રાત્રિ, લવ, માસ, પક્ષ, છ ઋતુઓ, કલ્પ અને સંવત્સર, એ બધાં કાળનાં સ્વરૂપો છે અને પૃથ્વી એ દેશ કહેવાય છે. તેમાં કાળ એ અદૃશ્ય પદાર્થ છે. પોતાના ઇષ્ટ અર્થની સિદ્ધિને માટે જેનો જેવો વિચાર કરવામાં આવે છે, તેનું તેવું જ ફળ આવે છે. આ કાળ અને દેશ, ધર્મશાસ્ત્રમાં, અર્થશાસ્ત્રમાં તથા મોક્ષશાસ્ત્રમાં મુખ્ય મનાય છે અને કામશાસ્ત્રમાં પણ તેઓનું જ પ્રાધાન્ય છે; માટે મનુષ્યોએ દેશકાળને અનુસરીને જ ચાલવું, એમ ઋષિઓએ કહ્યું છે.[21-23] જે પુરુષ પૂરતો વિચાર કર્યા પછી જ અમુક કાર્ય કરવાને તૈયાર થાય છે, તે પોતાને અનુકૂળ એવા ઉત્તમ દેશને તથા કાળને સંપાદન કરી શકે છે અને પછી તે દેશકાળની અનુકૂળતાને લીધે તેને ઉત્તમ ફળ પ્રાપ્ત થાય છે.[24]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત આપદ્ધર્માનુશાસનપર્વમાં 'ત્રણ માછલાંઓની વાર્તા' નામનો અધ્યાય ૧૩૭ મો સમાપ્ત

## અધ્યાય ૧૩૮ મો

### મહાવિકટ સમયે શત્રુ સાથે પણ સંધિ કરવી

॥ युधिष्ठिर उवाच ॥

**सर्वत्र बुद्धिः कथिता श्रेष्ठा ते भरतर्षभ ।**
**अनागता तथोत्पन्ना दीर्घसूत्रा विनाशिनी ॥ १ ॥**

યુધિષ્ઠિરે કહ્યું : હે ભારતશ્રેષ્ઠ ભીષ્મપિતામહ ! તમે કહ્યું કે, સંકટ આવ્યા પહેલાં જ ઉપાયને શોધી કાઢનારી તથા સંકટના સમયે ઉપાયને શોધી કાઢનારી બુદ્ધિ સર્વ વિષયોમાં શ્રેષ્ઠ ગણાય છે અને દીર્ઘસૂત્રી બુદ્ધિ પુરુષનો વિનાશ કરનારી છે;[1] પણ હવે હું એ બુદ્ધિ વિષે સાંભળવા ઇચ્છું છું કે, જે રાજા ધર્મ તથા અર્થને સંપાદન કરવામાં કુશળ હોય અને ધર્મશાસ્ત્રમાં પ્રવીણ હોય, છતાં જે સમયે અનેક શત્રુઓથી ઘેરાઈ જાય, ત્યારે જેના આશ્રયથી મૂંઝાય નહિ—આ વિષયમાં હું તમને પૂછું છું, માટે હે કુરુશ્રેષ્ઠ ! તે વિષે તમે મને કહો.[2,3] રાજા જે વેળા અનેક શત્રુઓના સપાટામાં સપડાઈ ગયો હોય, તે વેળા તેણે કેવી રીતે વર્તવું જોઈએ ? એ સર્વ હું વિધિપૂર્વક સાંભળવાની ઇચ્છા રાખું છું.[4] કોઈ એક રાજા જ્યારે સંકટમાં આવી પડે છે, ત્યારે પૂર્વકાળમાં તેનાથી ત્રાસ પામેલા તેના અનેક શત્રુઓ એકઠા મળીને તેનો નાશ કરવા માટે યત્ન કરે છે.[5] તેવે સમયે મહાબળવાન એવા ઘણા શત્રુઓ પેલા દુઃખી સ્થિતિમાં આવી પડેલા દુર્બળ રાજાને મૂળમાંથી ઉખેડી નાખવા માટે જ્યારે તૈયાર થાય છે, ત્યારે તેણે એકલાએ સહાયકોના અભાવને લીધે કેવી રીતે વર્તવું ?[6] હે ભરતશ્રેષ્ઠ ! એ વખતે, તે એકલા રાજાએ મિત્રને અથવા શત્રુને કેવી રીતે પોતાના

પક્ષમાં લેવો ? અને શત્રુ તથા મિત્રની વચ્ચે આવી પડીને તે રાજાએ કેવા ઉપાયો યોજવા ?[૭] જેનાં લક્ષણો પ્રથમથી જાણવામાં આવ્યાં હોય, તેવો એક મિત્ર પણ પાછળથી જ્યારે શત્રુ બની જાય, ત્યારે પુરુષે શું કરવું ? અને શું કરવાથી તે પુરુષ સુખી થાય ?[૮] કોની સાથે લડાઈ કરવી ? કોની સાથે સંધિ કરવી ? અને જે પુરુષ બળવાન હોય છતાં પણ કોઈ સમયે શત્રુઓના મધ્યમાં સપડાઈ પડ્યો હોય, ત્યારે તેણે કેવી રીતે વર્તવું જોઈએ ?[૯] હે શત્રુતાપન ભીષ્મપિતામહ ! હું માનું છું કે, શત્રુ-મિત્ર સાથે સાવધાન થઈને વર્તન કરવાનું કાર્ય બીજા સર્વ કાર્યોમા મુખ્ય છે, છતાં એ વિષયને યથાર્થ રીતે સમજાવનાર અને તે વિષયને યથાર્થ રીતે જાણવાની ઇચ્છા કરનાર પુરુષ આ જગતમાં અત્યંત દુર્લભ છે. માત્ર સર્વ ઇંદ્રિયોને જીતનારા શંતનુના પુત્ર તમે એક જ એ વિષયને સમજાવી શકો તેમ છો; માટે હે મોટા ભાગ્યશાળી પિતામહ ! મે પૂછેલા આ પ્રશ્નના સંબધમા બરાબર વિચાર કરીને એ સર્વ તમે મને કહો.[૧૦-૧૧]

ભીષ્મે કહ્યું : હે પુત્ર યુધિષ્ઠિર ! તમે પૂછેલો આ પ્રશ્ન ખરેખર યોગ્ય છે અને આનંદદાયક છે. આપત્તિના સમયે પુરુષે કેવી રીતે વર્તવું, એ વાત ઘણી ગુહ્ય છે, માટે તે વિષે તમે સંપૂર્ણ રીતે સાંભળી લો.[૧૨] હે ભારત ! ઘણી વખત એવું બને છે કે, મિત્ર હોય તે શત્રુ બની જાય છે અને શત્રુ હોય તે મિત્ર બની જાય છે. એનુ કારણ એ છે કે, તેવા સંયોગોને લીધે કાર્યોની કોઈ પણ સ્થિતિ સદાકાળ તેવી ને તેવી રહેતી નથી;[૧૩] માટે હર-કોઈ કાર્યનો અથવા અકાર્યનો નિર્ણય કરતી વેળા દેશકાળનો સંપૂર્ણ વિચાર કર્યા પછી જ અમુક કોઈના ઉપર વિશ્વાસ કરવો અને અમુક કોઈની સાથે લડાઈ કરવી.[૧૪] પોતાનુ હિત ઇચ્છનારા ડાહ્યા પુરુષોએ પ્રથમ બરાબર નિશ્ચય કર્યા પછી સર્વની સાથે હમેશા સંધિ કરવી. પણ હે ભારત ! જે સમયે પ્રાણસંકટનો પ્રસંગ ઉપસ્થિત થયો હોય, તે સમયે શત્રુઓ સાથે પણ સંધિ કરીને પોતાના પ્રાણ બચાવી લેવા.[૧૫] હે રાજા ! મૂર્ખ પુરુષ (પ્રાણસંકટપ્રસંગ વિના) સદાકાળ શત્રુઓની જોડે સંધિ રાખે છે, તેનું કોઈ પ્રકારનું કાર્ય સિદ્ધ થતું નથી, તેમ તેને કોઈ જાતનાં ફળ પણ મળતાં નથી; પરંતુ જે પુરુષ પોતાના કાર્યની સિદ્ધિ તરફ દૃષ્ટિ કરીને યોગ્ય સમયે શત્રુઓ સાથે પણ સંધિ કરે છે અને મિત્રો સાથે પણ વિરોધ કરે છે, તેને અતિ મહાન ફળ મળી શકે છે.[૧૬-૧૭] આ વિષયમાં એક પ્રાચીન કાળનું ઉદાહરણ જગતમાં કહેવાય છે. તેમાં એક વડ ઉપર રહેનારા બિલાડાનો તથા એ વડના મૂળમા રહેનારા ઊંદરનો સંવાદ વર્ણવ્યો છે, તે હું તમને કહું છું; સાભળો.[૧૮]

કોઈ એક મોટા વનમા વડનુ એક મહાન વૃક્ષ હતું. તે વૃક્ષ લતાઓના અનેક જાળાંઓથી ઢંકાઈ ગયુ હતું અને તેના ઉપર અનેક પક્ષીઓ નિવાસ કરી રહ્યા હતા. તેનું થડ ઘણુ જ મોટું હતું. તેનો વિસ્તાર એટલો બધો હતો કે જેથી દૂરથી જોનારને તે એક મેઘમંડળ જેવુ દેખાતું હતું. તેની છાયા અત્યંત શીતળ હતી, દેખાવમા પણ તે વૃક્ષ ઘણું સુંદર જણાતુ હતુ અને લગભગ આખા અરણ્યમા તેની શાખાઓ પથરાઈ ગઈ હતી, જેથી અનેક શિકારી પશુઓ તથા મૃગો તે વૃક્ષનો આશ્રય કરી રહેતાં હતા.[૧૯-૨૦] એ વૃક્ષના મૂળના ભાગમા સો મોઢાંવાળું એક મોટું દર કરીને પલિત નામનો મહાબુદ્ધિમાન ઊંદર રહેતો હતો,[૨૧] તેમ જ એ વડની એક શાખા ઉપર લોમશ નામનો એક બિલાડો સુખેથી રહેતો હતો. તે બિલાડો પક્ષીઓનું ભક્ષણ કરીને પોતાની જિંદગી ગાળતો હતો.[૨૨] હવે એક સમયે કોઈ એક ચાંડાલ તે મહાવનમા આવી ચડ્યો. તેણે એ જંગલમાં જ ઘર બાંધી કાયમ માટે રહેવા માંડ્યું. હમેશા સૂર્યાસ્તના સમયે તે વડ પાસે આવીને એ ચાંડાલ મૃગો તથા પક્ષીઓને બાંધી શકે તેવું એક કૂટયંત્ર મૂકી જતો હતો અને તેમા તાંતના પાશલાઓને બરાબર ગોઠવીને પાછો પોતાને ઘેર જઈ નિરાંતે સૂઈ રહેતો હતો. પછી જ્યારે પ્રભાતનો સમય થતો હતો, ત્યારે પુનઃ ત્યા આવતો હતો.[૨૩-૨૪] નિત્ય રાત્રિના સમયે તે ચાંડાલે ગોઠવેલા કૂટયંત્રમા અનેક પ્રકારના મૃગપક્ષીઓ બંધાઈ જતાં હતાં. તેમા એક દિવસ પેલો બિલાડો પણ પ્રમાદને લીધે બંધાઈ ગયો.[૨૫] હમેશાં અનેક પક્ષીઓનો વધ કરનારો અને પોતાનો મહાબળવાન શત્રુ બિલાડો

એ કૂટયત્રમા સપડાઈ ગયો એ વાત જાણીને ત્યા રહેનારો પેલો પલિત નામનો ઊદરડો નિર્ભય થઈ ને ચારે બાજુ કૂદવા લાગ્યો.[26] તે ઊંદર પોતાનુ ભક્ષ્ય શોધવા માટે વનમા ચોતરફ વિશ્વાસ પૂર્વક ફરવા લાગ્યો. તેવામા મૃગપક્ષીઓને લોભાવવા માટે ચાડાલે કૂટયંત્ર ઉપર જે માસ મૂક્યુ હતું, તે એ ઊદરના જોવામા આવ્યુ;[27] એટલે તુરત જ એકદમ કૂદીને એ કૂટયંત્ર ઉપર તે ચડી ગયો અને ત્યા બેઠો બેઠો પેલા માસને ખાવા લાગ્યો. પોતાનો શત્રુ બિલાડો એ યંત્રમા સપ ડાઈ ગયો હતો, તેને જોઈ ને એ ઊદર મનમા ખૂબ હસતો હતો ને માસ ખાવામા લીન બની જઈને ભાગ્યે જ આડુંઅવળું જોતો હતો. પછી તે ઊંદરે કેટલીક વારે એક બાજુ નજર કરી; એટલે પોતાના બીજા એક ભયકર શત્રુને ત્યા આવી પહોચેલો જોયો. તે શત્રુ હરિણ નામનો એક ચપળ નોળિયો હતો. તેનો વર્ણ કાસદાના પુષ્પ જેવો હતો. પૃથ્વીની બખોલમા તે પડી રહેનારો હતો અને તેના નેત્રો લાલ રગના હતા. તેને પેલા ઊંદરની ગધ આવી હતી, તેથી ઉતાવળો ઉતાવળો ત્યાં આવી પહોચ્યો હતો. કૂટયત્ર ઉપર રહેલા પોતાના ભક્ષ્યને (ઊદરને) માટે તે પોતાના ગલોફા ચાટતો હતો ને ઊચુ મુખ કરીને ઊદરના ઊતરવાની રાહ જોતો પૃથ્વી પર ઊભો હતો. આ રીતે પોતાના પર ટાપી રહેલા એ નોળિયાને જોઈને પેલા ઊદરે ભયભીત થઈને ઊચેનીચે જોવા માડ્યુ, તેવામા વડની ડાળ ઉપર બેઠેલા પોતાના બીજા શત્રુને તેણે જોયો એ શત્રુ ચંદ્રક નામનુ એક ઘુવડ હતુ કે જે એ વડની બખોલમા રહેતું અને રાત્રિના સમયે બહારના પ્રદેશમા ઘૂમનારું હતુ. તેની ચાચ ઘણી તીક્ષ્ણ હતી. આ રીતે એક બાજુ નોળિયો અને ઉપરના ભાગમા ઘુવડ, એમ એ શત્રુઓની વચ્ચે આવી પડેલા તે ઊદરને મોટી ભારે ચિંતા થવા લાગી. તેણે મનમા વિચાર કરવા માડ્યો કે, 'અરેરે! મારા ઉપર તો ઘણો મોટો ભય ટમટમી રહ્યો છે આવી મહાકષ્ટદાયક આપત્તિ મા આવી પડવાથી હુ મરણની અણી ઉપર આવી પહોચ્યો છું, પણ આવો ચોતરફનો ભય જ્યારે ઊભો થાય ત્યારે પોતાનુ હિત ઇચ્છનારાએ શું કરવું જોઈએ?' આ પ્રમાણે વિચાર કરતો તે ઊંદર ચારે બાજુ શત્રુઓથી ઘેરાઈ જઈને સર્વત્ર ભયને જ દેખવા લાગ્યો અને ભયને લીધે સંતપ્ત થઈ ગયો; પરંતુ ઉપરાઉપરી વિચાર કરવાથી તેને એક ઉત્તમ વિચાર સૂઝી આવ્યો કે, 'આપત્તિમા આવી પડેલા પુરુષે હરકોઈ ઉપાયે પણ આપત્તિનો નાશ કરીને પોતાના જીવિતનું રક્ષણ કરવું જોઈએ મારા ઉપર પણ આ સમયે ચોતરફથી આપત્તિ આવી પડી છે કે, જેને લીધે મારું જીવન સશયમાં આવી પડ્યુ છે. જો હું પૃથ્વી ઉપર ઊતરી પડીશ તો આ નોળિયો એકદમ મને ખાઈ જશે, જો કદાચ અહી ને અહી બેસી રહીશ તો ઉપર બેઠેલુ ઘુવડ મને ખાઈ જશે અને જો આ પાશને કાતરી નાખીને અહી થી જ નીચે ઊતરીશ, તો આ બિલાડો મને ખાઈ જશે; (આમ ચારે બાજુથી હુ ભયમાં આવી પડ્યો છુ,) છતા પણ આવે વખતે મારા જેવા બુદ્ધિમાન પુરુષે ગભરાઈ જવું તે યોગ્ય નથી.[28-38] હું આ સંકટમાથી મારા જીવિતનું રક્ષણ કરવા માટે યુક્તિ પૂર્વક યત્ન કરીશ. જે પુરુષ બુદ્ધિમાન, ડાહ્યો અને નીતિશાસ્ત્રમાં કુશળ હોય છે, તે મહાદારુણ આપ ત્તિમા આવી પડ્યો હોય, છતાં તેમા ડૂબી મરતો નથી.[39/40] હું ધારું છું કે, આ વખતે આ બિલા ડાનુ શરણ લીધા વિના ચાલે તેમ નથી. જોકે એ મારો શત્રુ છે, તોપણ આ સમયે તે સંકટમા આવી પડ્યો છે, જેથી એને પણ મારી પાસે મોટુ કામ કરાવવુ છે.[41] આજે હું ત્રણ શત્રુઓના સપાટામા સપડાઈ ગયો છું, છતા મારા જીવિતનું કેવી રીતે રક્ષણ કરુ? આવો વિચાર કરીને હુ એ જ નિશ્ચય ઉપર આવ્યો છુ કે, મારા શત્રુ બિલાડાનો જ મારે આશ્રય લેવો.[42] નીતિશાસ્ત્રનો આશ્રય કરીને હુ આ બિલાડાને તેના હિતની વાત કહીશ અને (તે વાતને જો એ કબૂલ કરશે તો હુ) આ ત્રણે શત્રુઓને મારી બુદ્ધિથી છેતરીશ.[43] આ બિલાડો મારો મહાન શત્રુ છે, તો પણ આ વખતે તે સંકટમા આવી પડ્યો છે, તેને લીધે મૂઢ જેવો બની ગયો છે, જેથી તેની સોબત કરીને હુ બન્નેના સ્વાર્થની વાત તેને સમજાવી શકીશ [44]મને લાગે છે કે, તે દુઃખમા આવી પડ્યો છે, તેથી મારી સાથે કદાચ સંધિ કરશે, કેમ કે સકટના સમયે બળવાન પુરુષે પણ પોતાની

સમીપ રહેનારા શત્રુને પક્ષમાં લઈને જીવિતનું રક્ષણ કરવું, એમ આચાર્યોએ કહ્યું છે. (વળી કહ્યું છે કે,) બુદ્ધિમાન શત્રુ સારો, પણ મૂર્ખ મિત્ર સારો નહિ.[૪૫-૪૬] આ વખતે મારા શત્રુ આ બિલાડાને આધારે જ મારું જીવિત ટકી શકે તેમ છે, માટે પોતાનું રક્ષણ કરવા માટે હું તેને કહી જોઉં તો ખરો? જેથી તે મારો શત્રુ છે, છતાં કદાચ મારી સંગત કરીને પંડિત થાય-મારું કહેવું માને!' આ પ્રમાણે તેણે વિચાર કર્યા પછી શત્રુથી ઘેરાયેલા, અર્થશાસ્ત્રના રહસ્યને જાણનારા અને સંધિવિગ્રહના સમયનું જ્ઞાન ધરાવનારા તે ઊંદરે બિલાડાને સાંત્વનપૂર્વક વચનો કહેવા માંડ્યાં:[૪૭-૪૯] 'હે માર્જાર! મિત્રભાવે હું તને પૂછું છું કે, તું જીવતો છે ને? હું તારા જીવિતને ઇચ્છું છું, કેમ કે જીવવારૂપી કલ્યાણ તારે ને મારે બન્નેને સરખું છે.[૫૦] હે સૌમ્ય! તારે લગારે ભય રાખવો નહિ, તું સુખપૂર્વક જીવી શકીશ. તું જો મને મારી નાખવાની ઇચ્છા ન કરે, તો હું તારો ઉદ્ધાર કરું. આ બંધનમાંથી તને મુક્ત કરું.[૫૧] આ વખતે મેં એવો ઉત્તમ ઉપાય શોધી કાઢ્યો છે કે, જેથી તું આ બંધનમાંથી છૂટો થઈ શકે અને મારું પણ શ્રેય થઈ જાય; પણ તે ઉપાય મહાદુષ્કર છે એમ મને લાગે છે.[૫૨] મેં મારી બુદ્ધિ સાથે વિચાર ચલાવીને તારે માટે અને મારે માટે એ ઉપાયને ખોળી કાઢ્યો છે અને તેમાં તારું અને મારું બન્નેનું શ્રેય સમાયલું છે.[૫૩] હે મર્જાર! આ નોળિયો અને પેલું ઘુવડ (મને ખાઈ જવાની) પાપી બુદ્ધિથી અહીં ઊભા રહ્યાં છે. તેઓએ જ્યાં સુધી મારા પર તરાપ મારી નથી, ત્યાં સુધી જ હું ક્ષેમકુશળ છું.[૫૪] આ ચપળ નેત્રવાળું પાપી ઘુવડ વૃક્ષની શાખા ઉપર બેસીને ઘુઘવાટ કરતું મારી સામે જોઈ રહ્યું છે; તેથી મને ઘણો જ ત્રાસ લાગે છે.[૫૫] માત્ર સાત પગલાં સાથે ચાલવાથી સત્પુરુષોની સાથે મિત્રતા બંધાય છે. તું મારો બુદ્ધિમાન મિત્ર છે અને વળી આપણે બન્ને અહીં સાથે જ રહીએ છીએ, માટે હું આજે એક સહવાસીના કર્તવ્યને કરી બતાવીશ, તારે લગારે રડવું નહિ.[૫૬] હે માર્જાર! મને પક્ષમાં લીધા વિના તું આ પાશોને કદી કાપી શકે તેમ નથી, માટે તું મને જો મારી ન નાખે, તો હું તારા આ પાશોને કાપી નાખું.[૫૭] તું આ વૃક્ષના ઉપરના ભાગમાં રહે છે અને હું તેના મૂળના ભાગમાં રહું છું. આપણે બન્ને અહીં ઘણા કાળથી સાથે રહીએ છીએ, એ તું જાણે જ છે.[૫૮] જેના ઉપર બીજાઓ વિશ્વાસ રાખતા નથી અને જે બીજાઓનો વિશ્વાસ કરતા નથી, તે બન્ને પુરુષોને ધીર પુરુષો ઉત્તમ માનતા નથી; એટલું જ નહિ પણ તેવા પુરુષોનાં મન નિત્ય ઉદ્વિગ્ન રહે છે.[૫૯] માટે આપણા બન્નેની પ્રીતિ ભલે વૃદ્ધિ પામે અને આપણા બન્નેની સંગત (મિત્રતા) ભલે નિત્ય માટે રહે. આ જગતમાં સમય વીતી ગયા પછી જે કંઈ કાર્ય કરવામાં આવે છે, તેને વિદ્વાનો પ્રશંસાપાત્ર કહેતા નથી.[૬૦] આ વખતે આપણે જે કંઈ કાર્યયોજના કરીશું, તે યથાયોગ્ય છે, એમ તું જાણ; કેમ કે હું તારા જીવિતની ઇચ્છા રાખું છું અને તું મારા જીવિતની ઇચ્છા રાખે છે.[૬૧] જે કોઈ પુરુષ એક કાષ્ઠ(લાકડા)-ની સહાય લઈને મહાગંભીર એવી મોટી નદીને તરી જાય છે, તે પુરુષ પેલા કાષ્ઠને તારે છે અને પોતે પણ તે કાષ્ઠને લીધે તરી જાય છે.[૬૨] આપણા બન્નેનો સંયોગ પણ તે કાષ્ઠ અને પુરુષના જેવો જ છે અને તે સંયોગ ભવિષ્યમાં મહાવિસ્તીર્ણ થઈ પડશે; કેમ કે હું તને તારીશ અને તું મને તારશે.'[૬૩]

એ રીતે બન્નેનું હિત કરનારી, સ્વીકારવા યોગ્ય અને હેતુગર્ભિત એવી વાત બિલાડાને કહીને તે પલિત ઊંદર સમયની અપેક્ષા રાખતો (બિલાડાના ઉત્તરની) રાહ જોઈને બેસી રહ્યો.[૬૪] પછી પેલો વિચક્ષણ બિલાડો પોતાના શત્રુ ઊંદરનું સ્વીકારવા યોગ્ય અને હેતુગર્ભિત એવું ઉત્તમ વાક્ય સાંભળીને તેને કહેવા લાગ્યો.[૬૫] તે બિલાડો બુદ્ધિમાન અને વક્તા હતો. તેણે ઊંદરનાં વાક્યોની પ્રથમ ખૂબ પ્રશંસા કરી, મીઠાં મીઠાં વચનો કહીને ઊંદરને ખૂબ માન આપ્યું અને પછી પોતાની અવસ્થાનું નિરીક્ષણ કર્યું.[૬૬] ત્યાર બાદ જેના દાંત તીણા અને અણીદાર હતા તથા જેનાં નેત્રો વૈડૂર્યમણિની પેઠે ચળકતાં હતાં, એવો તે લોમશ નામનો બિલાડો ઊંદર સામે જોઈને ધીમેથી બોલ્યો:[૬૭] 'હે સૌમ્ય! હું તને જોઈને પ્રસન્ન થાઉં છું. તું મને જિવાડવા ઇચ્છે છે, તે બદલ તારું કલ્યાણ થાઓ. આપણા બન્નેનું જેમાં શ્રેય સમાયેલું હોય, એવા ઉ

જો તું જાણતો હોય તો હવે સત્વર તેની યોજના કર; વિચાર કર મા.૬૮ ખરેખર, આ સમયે હું અતિશય આપત્તિમાં આવી પડ્યો છું અને તું પણ મારા કરતાં ઘણા મોટા સંકટમાં આવી પડ્યો છે. આમ એકીવખતે આપત્તિમાં આવી પડેલા આપણા બન્ને વચ્ચે ભલે સંધિ કરવામાં આવે! તેમાં વિલંબ કરવો યોગ્ય જ નથી.૬૯ હે સમર્થ ઊંદર! હું તારું જે કંઈ સિદ્ધિકારક કાર્ય હશે, તેને સમયાનુસાર કરીશ. હું આ સંકટમાંથી મુક્ત થઈશ, એટલે તેં કરેલા કાર્યનો વિનાશ થશે નહિ અર્થાત્ હું પણ તારું તેવું જ કાર્ય કરીશ.૭૦ મેં મારું અભિમાન છોડી દીધું છે, હું તારો ભક્ત છું, શિષ્ય છું, હિતૈષી છું, તારી આજ્ઞામાં રહેનારો છું અને તારે શરણે આવ્યો છું.'૭૧

બિલાડાએ એ પ્રમાણે કહ્યું, એટલે તેને પોતાને વશ થયેલો જાણીને અર્થવેત્તા તે પલિત ઊંદરે પુનઃ યોગ્ય અર્થવાળું અને હિતકારક વાક્ય કહ્યું :૭૨ 'વાહ, વાહ, તેં ઘણાં ઉદાર વાક્યો કહ્યાં છે. તારા જેવો બુદ્ધિમાન એ પ્રમાણે બોલે તેમાં કંઈ આશ્ચર્ય નથી. આપણા બન્નેનું જેમાં હિત સમાયલું છે તેવો એક માર્ગ મેં કરી મૂકયો છે, તેને તું સાંભળ. આ નોળિયાનો મને મહાન ભય છે, માટે હું તારા ખોળામાં ભરાઈ પેસીશ; પરંતુ હે બિલાડા! તું મારું રક્ષણ કરજે, મને મારી નાખીશ નહિ; કેમ કે હું તારું રક્ષણ કરવા માટે સમર્થ છું.૭૩-૭૪ આ ઘુવડથી પણ તું મારી રક્ષા કર; કારણ કે એ ક્ષુદ્ર ઘુવડ મને ખાઈ જવા માટે ઇચ્છે છે. હે મિત્ર! હું તારી પાસે સત્યના સોગંદ ખાઈને કહું છું કે, હું તારા પાશોને કાપી નાખીશ.૭૫

ઊંદરનું એ યોગ્ય સંબંધવાળું, યુક્તિયુક્ત અને અર્થસંપન્ન વચન સાંભળીને લોમશ બિલાડો હર્ષથી ઊંદરની સામે જોઈને સ્વાગતવચનથી તેનું સન્માન કરવા લાગ્યો.૭૬ અને તે ધીર બિલાડાએ પ્રસન્નતાપૂર્વક મિત્રભાવનો આશ્રય કરીને ઊંદરની પ્રશંસા કરી ને પછી મનમાં વિચાર કરીને એકદમ તે બોલી ઊઠ્યો :૭૭ 'હે બુદ્ધિમાન ઊંદર! આવ, તું મારી પાસે જલદી આવ. તું મારો પ્રાણ સમાન મિત્ર છે. તારું કલ્યાણ થાઓ. મને લાગે છે કે, તારી કૃપાથી હું ઘણું કરીને મારા જીવિતને મેળવી શકીશ.૭૮ જોકે હું આ વેળા સંશયભરેલી સ્થિતિમાં આવી પડ્યો છું; છતાં મારાથી બની શકે તેવું કાર્ય કરવા માટે તું મને આજ્ઞા કર. હે મિત્ર! તે કાર્યને હું અવશ્ય કરીશ. આપણા બન્ને વચ્ચે હવે સંધિ જ થવા દે.૭૯ આ સંકટમાંથી જ્યારે હું મુક્ત થઈશ, ત્યારે મારા મિત્રો અને બાંધવોની સાથે તારાં પ્રિય અને હિતકારક એવાં સર્વ કાર્યોને હું કરીશ.૮૦ હે સૌમ્ય! આ સંકટમાંથી મુક્ત થયા પછી હું તને પ્રસન્ન કરીશ અને મારા ઉપર પ્રીતિ કરનારા તારો બનતો સત્કાર કરીશ, (તોપણ તારી યોગ્યતાને હું પહોંચી શકીશ નહિ;)૮૧ કેમ કે એક પુરુષ પોતાના પર ઉપકાર કરનારનો ઘણોય પ્રત્યુપકાર કરે, તોપણ પેલા પ્રથમ ઉપકાર કરનારની સમાનતાએ તે આવી શકતો નથી-લેશમાત્ર તેની સમાનતા ધરાવી શકતો નથી; કારણ કે પ્રત્યુપકાર કરનારો પુરુષ જે કંઈ કરે છે, તે પેલાના ઉપકાર બદલ કરે છે-કારણને લીધે જ તેનું પ્રિય કરે છે; પણ પ્રથમ ઉપકાર કરનારાએ તો કારણ વિના જ તેનું પ્રિય કરેલું હોય છે.'૮૨

ભીષ્મે કહ્યું : એ પ્રમાણે બિલાડા પાસે પોતાનો સ્વાર્થ ગ્રહણ કરાવીને તે ઊંદર વિશ્વાસુ થઈને પોતાના શત્રુ બિલાડાના ખોળામાં લપાઈ પેઠો.૮૩ બિલાડાએ પણ તે વિદ્વાન ઊંદરને એટલો બધો વિશ્વાસુ બનાવી દીધો કે જેથી તે ઊંદર પોતાનાં માતાપિતાના ખોળામાં જાણે બેઠો હોય તેમ નિશ્ચિંત થઈને બિલાડાની છાતીમાં ભરાઈ બેઠો હતો.૮૪ આ રીતે ઊંદરને બિલાડાના શરીરમાં ભરાઈ પેઠેલો જોઈ પેલો નોળિયો અને ઘુવડ નિરાશ થઈ ગયા૮૫ અને (હાથ આવેલા શિકારને જતો કરી દઈને અત્યંત) આળસુ ગણાયેલા તે બન્ને જણા ઊલટા ત્રાસી ગયા; એટલું જ નહિ પણ બિલાડાની તથા ઊંદરની અન્યોન્ય ઉપરની પ્રીતિ જોઈને પરમ વિસ્મય પામ્યા.૮૬ જોકે તેઓ બન્ને બળવાન, બુદ્ધિમાન, પોતાના શિકારને પકડી પાડવામાં કુશળ અને ત્યાં સમીપ જ બેઠેલા હતા; તોપણ તેઓ ઊંદરે યોજેલી તે ઉત્તમ નીતિના બળથી પોતાના શિકારને બળાત્કારે ઝડપી લેવા માટે અસમર્થ જ હતા.૮૭ એ રીતે પોતપોતાનું કાર્ય સાધી લેવા માટે બિલાડાએ અને ઊંદરે પરસ્પર સંધિ કરી; એટલે તે જોઈને

પેલુ ઘુવડ અને નોળિયો ઉતાવળા ઉતાવળા પોત પોતાનાં રહેઠાણ ભણી ચાલ્યા ગયા

હે યુધિષ્ઠિરરાજા ! દેશકાળને જાણનારો પલિત ઊંદર કે જે બિલાડાના શરીરમા ભરાઈ બેઠો હતો, તે પેલા ચાંડાલના આવવાના સમયની રાહ જોતો ધીમે ધીમે બિલાડાના બંધનપાશોને કાપતો હતો.[૮૮,૮૯] ત્યારે બંધનથી દુ:ખી થયેલો બિલાડો ઊંદરને ધીમે ધીમે પાશોને કાપતો જોઈ ઘણો જ ઉતાવળો થવા લાગ્યો અને જેમ બને તેમ જલદી પાશોને કાપી નાખવા માટે ઊંદરને પ્રેરણા કરવા લાગ્યો.[૯૦,૯૧] તેણે કહ્યું કે, 'ઓ ભલા ઊંદર! તુ ઉતાવળ કેમ કરતો નથી ? શું તું કૃતાર્થ થઈ ગયો, એટલે મારી અવગણના કરે છે? હે શત્રુહંતા ઊંદર! પેલો ચાંડાલ અહીં ન આવી પહોચે તે પહેલા તું આ પાશોને કાપી નાખ.'[૯૨] બિલાડાએ આમ ઉતાવળા થઈને જ્યારે કહ્યું, ત્યારે તે બુદ્ધિમાન પલિત ઊંદરે બુદ્ધિહીન બિલાડાને પોતાના હિતનું વચન કહ્યું: 'હે સૌમ્ય! તું શાંત રહે. તારે હવે ઉતાવળ કરવી નહિ અને ગભરાવું નહિ. હુ સમયને જાણનારો છું, જેથી સમય આવ્યે ચૂકીશ નહિ[૯૩,૯૪] સમય વિના કોઈ પણ કાર્યનો જો આરંભ કરવામા આવે છે, તો તેના કર્તાને કંઈ ફળ મળતું નથી, પણ તેના તે જ કાર્યનો જો સમયાનુસાર આરંભ કર્યો હોય છે, તો તેનુ મહાન ફળ મળે છે,[૯૫] તેમ જ હુ તને જો સમય વિના છોડી મૂકુ, તો મને તારા તરફથી જ ભય પ્રાપ્ત થાય. માટે હે મિત્ર ! તું સમય આવ્યાની રાહ જો, આમ ઉતાવળો શા માટે થાય છે ?[૯૬] જ્યારે એ ચાંડાલને હાથમા શસ્ત્ર લઈને અહીં આવતો હુ જોઈશ અને તને સાધારણ ભય થશે, એટલે તુરત જ તારા બંધનોને તોડી નાખીશ.[૯૭] તે સમયે છૂટો થઈને તું ઝટપટ ઝાડ ઉપર ચડી જઈશ, કેમ કે એ વેળા જીવિતની રક્ષા વિનાનુ બીજુ એક પણ કાર્ય તને સૂઝશે નહિ.[૯૮] હે લોમશ! એ પ્રમાણે તું ત્રાસ અને ભયનો માર્યો જેવો નાસી જશે, એટલે તુરત હુ મારા દરમા પેસી જઈશ અને તું વૃક્ષની શાખા ઉપર ચડી જશે.'[૯૯] ઊંદરે પોતાના હિતનુ એ રીતે કહ્યુ; એટલે વાક્યના તત્ત્વને જાણનારા અને જીવિતની ઇચ્છાવાળા મહાબુદ્ધિમાન બિલાડાએ પોતાનુ કાર્ય સાધી લેવા માટે ઉતાવળા બની જઈને સારી રીતે વિનયપૂર્વક પેલા વિલંબ કરનારા ઊંદરને કહેવા માડ્યું:[૧૦૦,૧૦૧] 'સત્પુરુષો પોતાના મિત્રોના કાર્યોને આ રીતે કરતા નથી મે તને પ્રીતિપૂર્વક અને ઘણી જ ઉતાવળ કરીને સંકટમાથી જેમ છોડાવ્યો છે, તેમ તારે પણ એકદમ ઉતાવળથી મારુ હિત કરવુ જોઈએ. હે મહાબુદ્ધિમાન ઊંદર! તું એવો યત્ન કર કે જેથી તારુ અને મારુ બન્નેનું રક્ષણ થાય[૧૦૨,૧૦૩] અથવા મને લાગે છે કે, તું પ્રથમના વેરનુ સ્મરણ કરીને વખત વિતાડે છે, પણ ઓ પાપી કર્મ કરનારા! તારે જોવુ જોઈએ કે, તારા પોતાના આયુષ્યનો નાશ પણ સ્પષ્ટ જ છે.[૧૦૪] મે પૂર્વે અજ્ઞાનને લીધે તારો જે કંઈ અપરાધ કર્યો હોય, તેને તારે મનમા ન લાવવો. હુ તારી પાસે ક્ષમા માગુ છુ અને વિનંતિ કરુ છુ કે, તું મારા પર પ્રસન્ન થા.'[૧૦૫] આમ કહેનારા તે બિલાડાને, શાસ્ત્રબુદ્ધિસંપન્ન અને મહાબુદ્ધિમાન ઊંદરે શ્રેષ્ઠ વચન કહ્યું કે,[૧૦૬] 'હે માર્જાર! પોતાનું કાર્ય સિદ્ધ કરવા માટે તે મને જે વચનો કહ્યા તે મેં સાભળ્યા, તેમ જ હુ પણ તને જે કંઈ વચન કહુ, તેમા મારુ કાર્ય સિદ્ધ કરવાની જ વાત હોય, એમ તુ જાણે છે[૧૦૭] જે મિત્રને ભયભીત થઈને પક્ષમા લેવાનો હોય છે અને જે મિત્રથી ભવિષ્યમા ભય આવવાની શંકા રહેતી હોય, તે મિત્રથી, સર્પના મુખથી જેમ હાથની રક્ષા કરવામા આવે છે, તેમ પોતાના કાર્યની ખાસ રક્ષા કરવી[૧૦૮] જે પુરુષ બળવાનની સાથે સંધિ કર્યા પછી પોતાની જાતનુ રક્ષણ કરતો નથી, તે પુરુષને એ સંધિ, અપથ્ય ભોજન જેમ કંઈ પણ ફળ આપતું નથી, તેમ ફળદાયક થતી નથી[૧૦૯] આ જગતમા કોઈ કોઈનો મિત્ર નથી અને કોઈ કોઈનો શત્રુ નથી માત્ર સ્વાર્થના સંબંધને લીધે જ સૌ કોઈ અન્યોન્યના મિત્ર અને શત્રુ થઈ રહે છે[૧૧૦] જેમ હાથીઓ વડે વનના હાથીઓને પકડવામા આવે છે, તેમ કાર્યો વડે જ બીજા કાર્યોને સિદ્ધ કરી શકાય છે અને અમુક કોઈ કાર્ય થઈ ગયા પછી તેના કરનારા તરફ કોઈ લક્ષ્ય જ આપતું નથી.[૧૧૧] માટે સર્વ પ્રકારનાં

કાર્યોને એકદમ સંપૂર્ણ કરી દેવા નહિ, પણ કંઈક અપૂર્ણ રાખવા. તને સ્મરણમા હશે કે, તે સમયે પણ તું પેલા ઘુવડના ભયથી મને પકડી શકયો ન હતો અને પલાયન કરવા માટે જ તત્પર થઈ ગયો હતો. જો, આ ઘણાખરા તાતણાઓને તો મે કાપી નાખ્યા છે. માત્ર આ એક જ તાતણો બાકી રહ્યો છે ૧૧૨-૧૧૩ તેને પણ હુ જેમ બનશે તેમ જલદી કાપી નાખીશ, માટે હે લોમશ ! તું લગાર શાતિ રાખ '

એ પ્રમાણે આપત્તિમા આવી પડેલા તેઓ બન્ને જણા વાતચીત કરતા હતા, તેટલામા તો રાત્રિ વીતી ગઈ, એટલે લોમશના હૃદયમા ભય પેસારો થઈ ગયો. બરાબર જ્યારે પ્રભાતનો સમય થયો, ત્યારે પરિઘ નામનો પેલો ચાડાલ હાથમા શસ્ત્ર લઈને તે તરફ આવતો દેખાયો તેનો દેખાવ ઘણો જ બેડોળ હતો., તેના શરીરનો વર્ણ કાળાશપડતો પિંગળો હતો, તેના નિતબ ઘણા જ સ્થૂળ હતા, તેનો વેષ પણ મહાભયકર અને રૂક્ષ હતો, કૂતરાઓનું ટોળુ તેને વીંટાઈ વળ્યુ હતું, તેના કાન શંકુના જેવા આકારના હતા, તેનુ મુખ મોટું હતું, તેનુ શરીર ઘણુ મલિન હતું અને તેનો દેખાવ મહાઘોર હતો, સાક્ષાત્ યમદૂતના જેવા દેખાવના તે ચાડાલને જોતા જ બિલાડાનુ મન ભયભીત બની ગયુ.૧૧૪–૧૧૭ તેણે ભયમા ને ભયમા પલિતને કહ્યું કે, 'હવે તુ શું કરીશ?' તે સાભળીને ઊંદરે તુરત જ બિલાડાના પાશને કાપી નાખ્યો.૧૧૮ એટલે પેલો બિલાડો ઘોર શત્રુના સપાટામાથી મુક્ત થઈને સપાટાભેર વૃક્ષ તરફ દોડી ગયો.૧૧૯ પલિત ઊંદર પણ ઝડપથી પોતાના દરમા પેસી ગયો, તેટલામા પેલો બિલાડો વૃક્ષની શાખા સુધી છેક પહોચી ગયો પછી ચાડાલે ત્યા આવીને પોતાના કૂટયત્રને ચારેબાજુથી જોયુ, પણ તેમા સપડાયલો શિકાર છટકી ગયો હતો.૧૨૦ એટલે હે ભરતશ્રેષ્ઠ યુધિષ્ઠિર ! તે નિરાશ થઈને પાછો પોતાના ઘર ભણી ચાલ્યો ગયો.૧૨૧ તે પછી પેલો બિલાડો ભયથી મુક્ત થઈને તથા દુર્લભ જીવિતને પ્રાપ્ત કરીને નિરાતે વૃક્ષની શાખા ઉપર બેઠો ને દરમા બેઠેલા પલિતને આ પ્રમાણે કહેવા લાગ્યો:૧૨૨ 'હુ કંઈ પ્રકારની વાતચીત કર્યા વિના એક દમ વૃક્ષ પર કૂદી આવ્યો છુ, તેને લીધે તું કૃતઘ્ન અને તારા રક્ષક–મારા પર શકિત થનો નથી ને?૧૨૩ હે મિત્ર ! મારો વિશ્વાસ રાખ્યા પછી અને મને જીવતદાન આપ્યા પછી હવે જ્યારે સુખ ભોગવવા નો સમય પાસે આવ્યો છે, ત્યારે તું મારી સમીપ કેમ નથી આવતો?૧૨૪ જે દુર્મતિ પુરુષ પ્રથમ કાર્યના સમયે અનેક મિત્રો કરે છે અને પછી કાર્ય થઈ રહે એટલે તેઓની સાથે મિત્રાચારી રાખતો નથી, તેને પુન: મહાકષ્ટદાયક આપત્તિના સમયે મિત્ર મળતા નથી.૧૨૫ હે મિત્ર ! તેં તારા સામર્થ્ય થી મારો સંપૂર્ણ સત્કાર કર્યો છે, માટે હવે તારા મિત્ર બનેલા મારી પાસેથી પણ યોગ્ય સત્કાર ગ્રહણ કરવો તને યોગ્ય છે.૧૨૬ મારા જેટલા મિત્રો, સબધીઓ અને બાધવો છે, તેઓ બધા શિષ્યો જેમ પ્રિય ગુરુની પૂજા કરે, તેમ તારી પૂજા કરશે, તેમ જ હુ પણ મારા મિત્રગણો અને બાધવોની સાથે તારી પૂજા કરીશ, કેમ કે કયો કૃતજ્ઞ પુરુષ પોતાને જીવતદાન આપનારા પુરુષનુ પૂજન ન કરે?૧૨૭-૧૨૮ આજથી તું મારા શરીરનો તથા ગૃહનો સ્વામી થા અને મારા સર્વ પ્રકારના કાર્યોમા ઉત્તમ સલાહ આપનારો થા.૧૨૯ હે બુદ્ધિમાન ઊંદર ! તું મારો અમાત્ય થા અને પિતા જેમ પુત્રનુ પાલન કરે છે, તેમ તું મારુ પાલન કર હુ મારા જીવિતના સોગંદ ખાઈને કહુ છું કે, તને અમારા કોઈના તરફથી ભય ઉત્પન્ન થશે નહિ૧૩૦ તુ બુદ્ધિમા સાક્ષાત્ શુક્રાચાર્ય જેવો છે તેં આજે મને જીવત દાન આપ્યુ છે, તેથી મને જણાયુ છે કે, તારામા બુદ્ધિપૂર્વક વિચાર કરવાનુ મહાન બળ છે અને અમે તો કેવળ બળના જ અધિકારી છીએ, પણ વિચારશક્તિથી શૂન્ય છીએ.'૧૩૧ એ પ્રમાણે બિલાડાએ પરમ શાતિપૂર્વક વચન કહ્યુ એટલે બીજાના વિચારને જાણી જનારો ઊંદર પોતાના હિતનુ સુદર વચન બોલ્યો:૧૩૨ 'હે લોમશ ! તે જે કંઈ કહ્યુ, તે સર્વ મે સાભળ્યું, હવે મને જે પ્રમાણે સૂઝે છે તે પ્રમાણે હુ પણ કહુ છુ, તે તુ સાભળ ૧૩૩ (હરકોઈની સાથે સબધ કરવા ઇચ્છનાર પુરુષે) મિત્રોના લક્ષણ જાણવા જોઈએ, તેમ શત્રુ ઓના લક્ષણ પણ જાણવા જોઈએ. આ વાત લોકમા ઘણી જ સૂક્ષ્મ ગણાય છે અને બુદ્ધિમાનોમા માન્ય

ગણાય છે.[૧૩૪] આ જગતમાં કેટલાએક મિત્રો શત્રુરૂપ હોય છે અને કેટલાએક શત્રુઓ મિત્રરૂપ હોય છે. તેઓની સાથે સંધિ કરી હોય છે, છતાં જ્યારે તેઓ કામક્રોધને અધીન થઈ જાય છે, ત્યારે (સંધિ કર્યાનું) ભાન રાખતા નથી[૧૩૫] અને ખરું જોતાં તો એમ જ લાગે છે કે, કોઈ કોઈનો શત્રુ નથી અને કોઈ કોઈનો મિત્ર નથી. માત્ર સામર્થ્યના સંબંધથી જ મિત્રો અને શત્રુઓ થાય છે.[૧૩૬] જે પુરુષ અમુક કોઈ બીજા પુરુષના આધારે જીવી રહ્યો હોય છે, તે પુરુષ કેવળ પોતાના સ્વાર્થને લીધે જ પેલા પુરુષના પર પીડા જુએ છે, ત્યારે જીવવા ઇચ્છતો નથી અને જ્યાં સુધી સ્વાર્થ સર્યો હોતો નથી, ત્યાં સુધી જ તેનો મિત્ર થઈને રહે છે.[૧૩૭] આ જગતમાં કોઈની સાથેની મિત્રતા અથવા શત્રુતા સ્થાયી તરીકે રહેતી નથી, પરંતુ કાર્યના યોગથી જ મિત્રો અને શત્રુઓ ઉત્પન્ન થાય છે.[૧૩૮] કોઈક વેળા એમ પણ બને છે કે, જ્યારે સમય પલટાય છે, ત્યારે મિત્ર શત્રુ બની જાય છે અને શત્રુ મિત્ર બની જાય છે. એમાં કેવળ સ્વાર્થ જ મહાબળવાન હોય છે.[૧૩૯] જે પુરુષ કાર્યની યુક્તિને જાણ્યા વિના મિત્રો ઉપર વિશ્વાસ રાખે છે અને શત્રુઓ પર વિશ્વાસ રાખતો નથી અથવા જેનું મન કાર્યની યુક્તિને જાણ્યા વિના શત્રુ ઉપર કે મિત્ર ઉપર પ્રીતિ કરે છે, તે પુરુષની બુદ્ધિ પણ શત્રુ અથવા મિત્રના સંબંધમાં ચલિત હોય છે. નીતિશાસ્ત્રની આજ્ઞા છે કે, જેના પર આપણો વિશ્વાસ ન ઠરતો હોય, તેનો વિશ્વાસ કરવો નહિ; એટલું જ નહિ પણ જેના પર સંપૂર્ણ વિશ્વાસ હોય, તે પુરુષનો પણ અત્યંત વિશ્વાસ કરવો નહિ; કેમ કે વિશ્વાસમાંથી જ કોઈ વેળા એવો મહાન ભય ઉત્પન્ન થાય છે કે, જે મૂળ સુદ્ધાંનો ઉચ્છેદ કરી નાખે છે.[૧૪૦-૧૪૧] પિતા, માતા, પુત્ર, મામા, ભાણેજો, સંબંધીઓ અને બાંધવો કેવળ પોતપોતાના સ્વાર્થને લીધે જ અન્યોન્યનો સંબંધ રાખે છે.[૧૪૨] (પરંતુ સ્વાર્થ સરી રહે એટલે) માતાપિતા પણ પોતાના પ્રિય પુત્રને પતિત થયેલો જાણીને તજી દે છે. તું સ્વાર્થનો સાર તો જો ! આ સમગ્ર લોક પોતાના પ્રિય મનુષ્યના ભોગે પણ પોતાના દેહનું રક્ષણ કરવા તત્પર રહે છે.[૧૪૩] હે બુદ્ધિમાન બિલાડા ! આપણે બન્નેએ અન્યોન્યનો ઉપકાર કરીને સમાન રીતે જ નિષ્કૃતિ (બદલો) કરી લીધેલી છે; છતાં હવે બંધનમાંથી મુક્ત થયા પછી તું તારા ઉપર ઉપકાર કરનારા શત્રુને શોધે છે, તે કેવળ તારા સુખના ઉપાયને જ તું શોધે છે, એમાં સંશય નથી.[૧૪૪] તું અત્યંત ચપળ છે, તેથી જ આ વૃક્ષ ઉપરથી તું જ્યારે નીચે ઊતર્યો, ત્યારે આ સ્થાન ઉપર પ્રથમથી મૂકી રાખેલા ચાંડાલના કૂટયંત્રને જાણી શક્યો ન હતો.[૧૪૫] જે પુરુષ ચપળ હોય છે, તેને પોતાના શરીરનું પણ ભાન હોતું નથી, તો પછી તેને બીજાનું તો ક્યાંથી જ ભાન રહે ? ખરેખર, ચપળ પુરુષ પોતાનાં સર્વ કાર્યોનો વિનાશ કરે છે.[૧૪૬] હે મિત્ર ! હમણાં તું મને જે મધુર વચન કહે છે કે, 'તું મને પ્રિય છે,' તેમાં પણ કારણ સમાયેલું છે, તે હું તને વિસ્તારથી કહું છું, સાંભળ.[૧૪૭] અમુક કોઈ પુરુષ કારણને લીધે જ કોઈનો મિત્ર થાય છે અને કારણને લીધે જ કોઈનો શત્રુ થાય છે. આ સમગ્ર જગત કેવળ સ્વાર્થી છે. કોઈ કોઈને પ્રિય નથી.[૧૪૮] બે ભાઈઓ વચ્ચે અથવા સ્ત્રીપુરુષના યુગલ વચ્ચે જે પ્રીતિ જોવામાં આવે છે, તે પણ નિષ્કારણ (સ્વાભાવિક) હોય છે, એમ હું માનતો નથી.[૧૪૯] હા, એટલું હોય છે ખરું કે, ભાઈઓ ભાઈઓમાં અથવા સ્ત્રીપુરુષોમાં તેવા કોઈ કારણને લીધે ક્રોધપૂર્વક ઝઘડો થાય છે, તોપણ અમુક થોડો સમય ગયા પછી તેઓ વળી પાછાં સ્વાભાવિક પ્રેમને લીધે હળીમળી જાય છે; પરંતુ એ પ્રમાણે પરાયા માણસો પુનઃ હળીમળી જતા નથી.[૧૫૦] કોઈ એક પુરુષને દાન આપવાથી મિત્ર કરી શકાય છે, વળી બીજા કોઈને મિષ્ટ વચનો કહીને મિત્ર કરી શકાય છે અને ત્રીજા કોઈને મંત્ર, હોમ અને જપ વગેરેથી મિત્ર કરી શકાય છે. આમ અનેક કાર્યોને લીધે એકબીજા એકબીજાના મિત્રો થાય છે. આપણા બન્ને વચ્ચે પણ કારણને લીધે જ પ્રીતિ ઉત્પન્ન થઈ હતી; પણ તે પ્રીતિ તેના કારણના નાશની સાથે જ નાશ પામી છે.[૧૫૧-૧૫૨] હવે આ સમયે હું તને પ્રિય લાગું છું, તેમાં પણ એક કારણ રહ્યું છે, એમ હું માનું છું. મને ખાઈ જવા સિવાય બીજું હવે શું કારણ છે; કે જેને લીધે તું મારા પર પ્રીત કરે છે? અમે તો તે વિષયને પણ

બરાબર જાણનારા છીએ.[૧૫૩] સમય કારણમાં ફેર ફાર કરે છે અને સ્વાર્થ તે કારણને અનુસરે છે. ડાહ્યો પુરુષ તે સ્વાર્થને સમજી શકે છે અને આ સમગ્ર લોક ડાહ્યા પુરુષને અનુસરે છે.[૧૫૪] હું વિદ્વાન છું, તેમ જ સ્વાર્થના વિષયમા કુશળ છુ; માટે તારે હવે આપણા બન્ને વચ્ચે સ્નેહ રાખવાની વાત મને કહેવી જ નહિ. તું હવે સમર્થ છે, છતાં આ સમયે મારી સાથે સ્નેહ રાખવામાં તારો હેતુ છે, તે કાળથી વિરુદ્ધ છે. (વળી તારી આ સ્નેહ-લાગણીમા જે હેતુ રહ્યો છે, તે મારા જાણવામાં છે,) માટે હું મારા સ્વાર્થથી ચલિત થઈશ નહિ, કેમ કે સધિ કરવામાં તથા વિગ્રહ કરવામાં હું ઘણો જ સ્થિર (બુદ્ધિનો) છું.[૧૫૫।૧૫૬] જેમ વાદળાં નાં સ્વરૂપો ક્ષણે ક્ષણે બદલાયાં કરે છે, તેમ પ્રાણી-ઓના સ્વભાવ પણ ક્ષણે ક્ષણે બદલાયા કરે છે. તું આજે જ મારો શત્રુ હતો, આજેજ મારો મિત્ર હતો અને આજે જ પાછો શત્રુ બની ગયો છે. અહો! કાર ણોની ચપળતા કેવી છે! તે તું જો. જ્યાં સુધી કારણ હતું, ત્યા સુધી આપણે બન્ને મિત્ર થયા હતા, પણ કાળની પ્રેરણાને લીધે તે કારણ જ્યારે દૂર થયુ, કે તુરત જ આપણી મિત્રતા પણ દૂર થઈ છે. તું મારો જન્મનો શત્રુ છે, પણ મારા સમર્થ્યને લીધે જ આજે મારો મિત્ર થયો હતો, હવે જ્યારે આપણું કાર્ય સિદ્ધ થઈ ગયુ છે, ત્યારે આપણી બન્નેની પ્રકૃતિ પુનઃ શત્રુભાવને પામી છે. હું આ પ્રકારનાં નીતિશાસ્ત્રનાં રહસ્યોને યથાવત્ જાણું છું, તેથી તેં પાથરેલી જાળમાં હું શી રીતે સપડાઈશ, તે તું પોતે જ મને કહે. હુ તારા પરાક્રમથી સંકટ માંથી મુક્ત થયો છું અને તું મારા પરાક્રમથી મુક્ત થયો છે. આ રીતે આપણો એકબીજાના ઉપર અનુગ્રહ થઈ ચૂકયો છે, તો હવે આપણો બન્નેનો પુનઃ સમાગમ થશે નહિ. હે સૌમ્ય! આજે તું કૃતકૃત્ય થયો છે અને મારું કાર્ય પણ પૂર્ણ થયુ છે;[૧૫૭-૧૬૨] જેથી હવે મારું ભક્ષણ કરવા સિવાય બીજું એક પણ કાર્ય તારે મારી સાથે રહ્યું નથી. હુ તારું અન્ન છું, તું મારું ભોજન કરનારો છે; વળી હુ દુર્બળ છું અને તું બળવાન છે.[૧૬૩] આમ ભિન્નસ્વભાવ તથા વિષમ બળ હોવાથી આપણા બન્ને વચ્ચે સંધિ હોઈ શકે જ નહિ, હું તારી બુદ્ધિને જાણી ગયો છું કે, બંધનમાથી છૂટો થયા પછી તું પોતાના ભક્ષ્યની પ્રશંસા કરે છે તથા તે ઉપાયરૂપ કર્મ કરીને સુખેથી ભક્ષ્ય મેળવવાની ઇચ્છા રાખે છે. વળી તું પ્રથમ ભક્ષ્ય મેળવવાની શોધ માટે જ (આ વૃક્ષ ઉપરથી નીચે ઊતર્યો હતો, પણ દૈવયોગે) ચાંડાલના કૂટયંત્રમાં સપડાઈ ગયો હતો. પછી જ્યારથી તેમાથી તું મુક્ત થયો છે, ત્યારથી ક્ષુધાને લીધે પીડાય છે; માટે જ આ નીતિ-શાસ્ત્રની બુદ્ધિનો આશ્રય કરીને (મને મિત્ર તરીકે સમીપ બોલાવે છે, પણ) આજે તું મને ખાધા વિના છોડે નહિ. હું જાણું જ છું કે, તું ભૂખ્યો થયો છે અને તારો આહાર કરવાનો સમય પણ થઈ ચૂકયો છે[૧૬૪-૧૬૭] અને તેથી જ તું મને છેતરીને પોતાનું ભક્ષ્ય મેળવવા ઇચ્છે છે. હે મિત્ર! તું મારી સાથે મિત્રતા કરવા ધારે છે અને પોતાનાં સ્ત્રીપુત્રાદિકની સાથે રહીને મારી સેવા કરવાનો યત્ન કરે છે, પણ મને એવી સેવા કરાવવી યોગ્ય લાગતી નથી. ધાર કે કદાચ હું તારી સાથે સધિ કરું, તોપણ તારી પ્રિય સ્ત્રી અને પુત્રો કે જેઓ તારા ઉપર સ્નેહ ધરાવે છે, તેઓ મને તારી સાથે બેઠેલો જોઈ શા માટે હર્ષપૂર્વક ખાઈ ન જાય? માટે હું તારી પાસે આવીશ નહિ. આપણા બન્નેનો સમાગમ થવામાં જે પ્રથમનું કારણ હતું, તે હવે નથી રહ્યું.[૧૬૮-૧૭૦] તને મારા ઉપકારનું જો સ્મરણ આવ્યા કરતું હોય, તો શાંત બેઠો બેઠો મારા કલ્યાણનો વિચાર કર. તેવો કયો ડાહ્યો પુરુષ હોય કે જે ક્ષુધાતુર થઈને ભક્ષ્યને શોધી રહેલા પોતાના દુષ્ટ શત્રુની સમીપ આપોઆપ જઈ ચડે! તારું કલ્યાણ થાઓ. હવે હું જાઉ છું, કેમ કે દૂર રહ્યા છતાં પણ મને તારાથી ત્રાસ છૂટે છે,[૧૭૧।૧૭૨] જે પુરુષ વિશ્વાસુ હોય છે અથવા પ્રમાદી હોય છે, તેણે એ જ પરમ કર્તવ્ય માનવું જોઈએ કે, તેણે બળવાન પુરુષનો બિલકુલ પરિચય જ રાખવો નહિ; કેમ કે પરિણામે તે પ્રશંસા પાત્ર નથી.[૧૭૩] હે લોમશ! હવે તારી પાસે હું કદી પણ આવીશ નહિ; માટે તું વ્યર્થ આગ્રહ છોડી દે. જો તું મારા ઉપકારને જાણતો હો તો માત્ર મિત્રધર્મને અનુસરીને વર્તજે.[૧૭૪] જે બળવાન પુરુષ સ્વભાવતઃ દુષ્ટ હોય, તે કોઈ સમયે શાંત

જેવો દેખાય, તોપણ તેના તરફથી મારે સદા ડરવું જોઈએ. (માટે જ હું તારી પાસે આવતો નથી.) જો તારું કાર્ય સ્વાર્થભરેલું ન હોય; અર્થાત્ મને ખાઈ જવાનો તારો વિચાર જો ન હોય, તો તું મને કહે, હું તારું શું પ્રિય કરું ?૧૭૫ (હું તને સત્ય કહું છું કે,) તારી ઈચ્છા પ્રમાણે મારી સર્વ વસ્તુઓ હું તને આપીશ, પણ મારો આત્મા કદી આપીશ નહિ; કેમ કે (નીતિવેત્તાઓ કહે છે કે) આત્માના રક્ષણને માટે સંતતિનો, રાજ્યનો, રત્નોનો તથા સર્વ પ્રકારના ધનનો પણ ત્યાગ કરી દેવો.૧૭૬ કોઈ સમયે સર્વસ્વ તજી દેવું પડે તોપણ તેની દરકાર ન કરતાં આત્માનું રક્ષણ કરવું; કારણ કે અમે સાભળ્યું છે કે, મહા કષ્ટદાયક આપત્તિના સમયે ઐશ્વર્ય, ધન, રત્ન વગેરે સર્વ પદાર્થો શત્રુઓને અર્પણ કરી દઈ પોતાના જીવિતનું રક્ષણ કરનારા પુરુષોને તે સર્વ પુનઃ આવી મળે છે, માટે જ ધન અથવા રત્નોની પેઠે આત્માનું સમર્પણ કરી દેવું તે ઈચ્છવા યોગ્ય નથી.૧૭૭-૧૭૮ સ્ત્રી તથા ધન સુદ્ધાંનો ત્યાગ કરીને કેવળ આત્માનું જ રક્ષણ કરવું. જે પુરુષો આત્મરક્ષણ કરવામાં તત્પર રહે છે અને સારી પેઠે પરીક્ષા કર્યા પછી જ કાર્યોને કરે છે, તેઓના પર સ્વદોષજન્ય આપત્તિઓ કદી આવતી જ નથી અને જે નિર્બળ પુરુષો પોતાના બળવાન શત્રુને સારી રીતે ઓળખી કાઢે છે, તેઓની બુદ્ધિ શાસ્ત્રીય નિશ્ચયથી દૃઢતર બની જઈને કદી ચળાયમાન થતી નથી.' એ પ્રમાણે પલિત ઊંદરે બિલાડાને સાફ સાફ કહીને ધિક્કારી કાઢ્યો; એટલે તે શરમાઈ ગયો અને પછી ઊંદરને આ રીતે કહેવા લાગ્યો.

લોમશે (બિલાડાએ) કહ્યું : 'ખરેખર, તારી પાસે હું સોગંદ ખાઈને કહું છું કે, મિત્રનો દ્રોહ કરવો તે નિંદનીય છે. હું તારી બુદ્ધિને માન્ય ગણું છું અને કબૂલ કરું છું કે, તું મારું હિત કરવામાં તત્પર રહેનારો છે.૧૭૯-૧૮૩ તેં મારા તરફ ભેદદૃષ્ટિ રાખીને જે કંઈ કહ્યું છે, તે તાત્ત્વિક અર્થથી યુક્ત છે, તોપણ હે ભલા ઊંદર! તારે મને દુષ્ટ તરીકે માનવો, એ યોગ્ય નથી.૧૮૪ તેં મને પ્રાણદાન આપ્યું છે; તેને લીધે મારા મનમાં તારા પરનો સુહૃદ્ભાવ જાગૃત થયો છે. વળી હું ધર્મવેત્તા છું, ગુણગ્રાહી છું અને વિશેષે કરીને કરેલા ઉપકારને જાણનારો છું૧૮૫ એટલું જ નહિ પણ મિત્રો પર હું સ્નેહ ધરાવનારો છું ને તારો તો ખાસ ભક્ત છું; માટે હે સત્પુરુષ! તારે મારી સાથે (પૂર્વની પેઠે જ) પુનઃ મિત્ર તરીકે વર્તન રાખવું યોગ્ય છે. તું મને જો કહે તો હું મારા બાંધવોનો તથા પ્રાણો સુદ્ધાંનો પણ ત્યાગ કરી દઉં! પંડિતોએ મારા જેવા મનસ્વી પુરુષો વિષે વિશ્વાસની સ્થિરતા અનુભવી છે.૧૮૬-૧૮૭ માટે હે ધર્મતત્ત્વને જાણનારા ઊંદર! મારા પર શંકા લાવવાને તું યોગ્ય નથી.' એ પ્રમાણે બિલાડાએ સ્તુતિ કરી; તોપણ ઊંદરે મનમાં ગંભીર ભાવને જ ધારણ કર્યો અર્થાત્ પોતે ફુલાઈ ગયો નહિ. પછી તેણે બિલાડાને કહ્યું કે, 'તું કહે છે કે હું સાધુપુરુષ છું' તે સાંભળીને મને આનંદ થાય છે, પણ તેથી હું તારો વિશ્વાસ તો નહિ જ કરું. તું મારી ઘણી ઘણી સ્તુતિ કરીશ અથવા ધનના ઢગો મને અર્પણ કરીશ, તોપણ તું મને વશ કરી શકશે નહિ; કેમ કે હે મિત્ર! બુદ્ધિમાન પુરુષો કારણ વિના શત્રુઓને વશ થતા નથી.૧૮૮-૧૯૧ આના સંબંધમાં શુક્રાચાર્યે બે ગાથાઓ કહેલી છે, તે હું તને કહું છું, સાંભળ:

शत्रुसाधारणे कृत्ये कृत्वा संधिं बलीयसा ।
समाहितश्चरेद् युक्त्या कृतार्थश्च न विश्वसेत् ॥
न विश्वसेदविश्वस्ते विश्वस्ते नातिविश्वसेत् ।
नित्यं विश्वासयेदन्यान् परेषां तु न विश्वसेत् ॥

'પોતાનું તથા પોતાના શત્રુનું કાર્ય જ્યારે એક જ હોય, ત્યારે નિર્બળ પુરુષે પોતાના બળવાન શત્રુની સાથે સંધિ કરવી, પણ તેની સાથે સંધિ કર્યા પછી અત્યંત સાવધ રહીને ચાલવું અને યુક્તિપૂર્વક કામ કાઢી લેવું. પછી જ્યારે કાર્યની સિદ્ધિ થઈ જાય, ત્યારે તે બળવાન શત્રુનો વિશ્વાસ કરવો નહિ; કેમ કે એવો સિદ્ધાંત છે કે, અવિશ્વાસુ પુરુષનો વિશ્વાસ કરવો નહિ; તેમ જ વિશ્વાસુનો પણ અતિશય વિશ્વાસ કરવો નહિ. નિત્ય બીજાઓને વિશ્વાસુ કરવા, પણ પોતે બીજાઓનો વિશ્વાસ કરવો નહિ.' આ શુક્રનીતિના વચન પ્રમાણે વર્તીને સર્વ અવસ્થાઓમાં પોતાના જીવિતનું રક્ષણ કરવું.૧૯૨-૧૯૪ પુરુષ જો જીવતો રહે છે, તો

દ્રવ્ય અને સંતતિ વગેરે સર્વ કંઈ તેને મળી આવે છે. આખા નીતિશાસ્ત્રનો સંક્ષિપ્ત સાર એ જ છે કે, કોઈ નો વિશ્વાસ કરવો નહિ;[૧૯૫] માટે જે પુરુષો માં અવિશ્વાસ રાખવાનો ગુણ રહેલો છે, તેઓ પોતાનું પુષ્કળ હિત કરી શકે છે. દુર્બળો પણ કોઈ નો વિશ્વાસ ન રાખે તો શત્રુઓ તેઓને મારી શકતા નથી.[૧૯૬] અને બળવાન પુરુષો પણ જો વિશ્વાસ રાખનારા હોય છે, તો તેઓને દુર્બળ શત્રુઓ પણ મારી શકે છે, માટે હે માર્જાર ! કોઈ નો વિશ્વાસ નહિ કરીને મારે તારા જેવા બળવાન શત્રુઓથી આત્માનું સદાય રક્ષણ કરવું જોઈએ[૧૯૭] અને તું પણ જન્મથી પાપકૃત્ય કરનારા પેલા ચાંડાલથી તારા આત્માનું રક્ષણ કરજે.' આ રીતે ઊંદરે પ્રસંગમાં ને પ્રસંગમાં ચાંડાલનું નામ લીધું એટલે તુરત જ પેલો બિલાડો ત્રાસને લીધે ભયભીત બની ગયો, જેથી એકદમ તે વૃક્ષની શાખાનો ત્યાગ કરીને બીજે સ્થળે નાસી ગયો, તેમ જ શાસ્ત્રાર્થના તત્ત્વને જાણનારો પલિત ઊંદર પણ પોતાનું બુદ્ધિસામર્થ્ય સંભળાવીને બીજા દરમાં પેસી ગયો.

હે યુધિષ્ઠિરરાજા ! એ રીતે દુર્બળ અને એકલો હોવા છતાં તે પલિત ઊંદરે પોતાની બુદ્ધિના બળથી મહાબળવાન એવા ઘણા શત્રુઓને છેતર્યા હતા; માટે ડાહ્યા પુરુષે સમય આવ્યે સમર્થ એવા શત્રુની સાથે પણ સંધિ કરવી.[૧૯૮-૨૦૧] અન્યોઅન્ય શત્રુ હોવા છતાં બિલાડાએ અને ઊંદરે જો સંધિ કરી હતી, તો એકબીજાના આશ્રયથી મહાદુઃખદાયી આપત્તિમાંથી તેઓ છૂટી ગયા હતા. હે મહારાજા ! એ પ્રમાણે મેં તમને ક્ષાત્રધર્મનો માર્ગ વિસ્તારથી પ્રદર્શિત કર્યો, પણ હવે તેનો હું સંક્ષેપ કહું છું, તે તમે સાંભળો. કોઈ બે પુરુષોએ માંહોમાંહે પ્રથમ વેર કર્યું હોય અને પછી કોઈ કાર્યપ્રસંગે તેઓ બન્નેએ ઉત્તમ પ્રીતિ કરી હોય, તોપણ તેઓ બન્નેની બુદ્ધિ અન્યોન્યને છેતરવા માટે જ નિત્ય તત્પર રહે છે. તેમાં જે બુદ્ધિમાન પુરુષ હોય છે, તે ઉત્તમ પ્રકારની બુદ્ધિનો આશ્રય કરીને પેલાને છેતરે છે;[૨૦૨-૨૦૪] પરંતુ બુદ્ધિમાન પુરુષ પણ જો પ્રમાદી હોય છે, તો તેના પ્રમાદને સાધનભૂત કરીને મૂર્ખ પુરુષો પણ તને છેતરી જાય છે, માટે (પ્રમાદનો ત્યાગ કરીને શત્રુથી ડરતા રહેવું અને) અંતઃકરણમાં ભય હોવા છતાં ઉપરથી નિર્ભયના જેવો દેખાવ રાખવો; તથા અંદરખાનેથી અવિશ્વાસ હોવા છતાં ઉપરથી વિશ્વાસુના જેવો ડોળ કરવો.[૨૦૫] જે પુરુષ પ્રમાદથી રહિત છે, તે શત્રુઓના છળપ્રપંચથી કદી પણ ચલાયમાન થતો નથી અને કદાચ ચલાયમાન થાય, તોપણ વિનાશ પામતો નથી. હે રાજા ! સંધિવિગ્રહને જાણનારા નીતિવેત્તાઓ કહે છે કે, સમય આવ્યે શત્રુની સાથે પણ સંધિ કરવી અને સમય આવ્યે મિત્રની સાથે પણ યુદ્ધ કરવું. હે મહારાજા ! મેં કહેલા આ શાસ્ત્રાર્થજ્ઞાનને જાણીને તથા સંપાદન કરીને કાર્ય કરવામાં આસક્ત રહેવું અને પ્રસન્ન રહેવું, પરંતુ સંકટપ્રસંગ ઉપસ્થિત થાય તે પહેલાં જ ભયભીતની પેઠે આચરણ કરવું. જે વેળા કોઈનો આશ્રય કરવાનો સમય આવે, ત્યારે ભયભીતની પેઠે જ વર્તવું અને કોઈની સાથે સંધિ કરવાના સમયે પણ ભયભીતના જેવો જ ડોળ કરવો.[૨૦૬-૨૦૮] હે રાજન્ ! નિત્ય ભયભીત રહેવાથી તથા સાવધાનીપૂર્વક કાર્ય કરવાથી હરકોઈ પ્રસંગે બુદ્ધિ ગભરાતી નથી, પણ ઊલટી નવા સ્વરૂપમાં ઉત્પન્ન થાય છે; તેમ જ જે પુરુષ ભય આવ્યા પહેલાં ભયભીત રહે છે, તેને ભયપ્રસંગ ઉપસ્થિત થતાં ભય રહેતો નથી.[૨૦૯] પણ જે પુરુષ વિશ્વાસથી નિર્ભય થઈ ને વર્તે છે, તેને જે સમયે ભય આવે છે, ત્યારે અતિ મહાન ભય ઉત્પન્ન થાય છે. વળી જે પુરુષ નિત્ય નિર્ભય થઈને ફર્યા કરે છે, તેને પોતાનો વિચાર કદી જણાવવો નહિ;[૨૧૦] કેમ કે તે પુરુષના અજ્ઞાનને લીધે તે વિચાર પોતાનું છિદ્ર જોનારા પુરુષોમાં કદાચ પ્રસિદ્ધ થઈ જાય. વળી પોતે સૌનાથી ડરીને ચાલતો હોય અને કોઈ નો પણ વિશ્વાસ કરતો ન હોય, છતાં ઉપર ઉપરથી નિર્ભયની પેઠે અને વિશ્વાસુની પેઠે વર્તવું; તેમ જ કાર્યના ગૌરવનો વિચાર કરીને લગારે અસત્ય આચરણ કરવું નહિ. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે મેં તમને એ ઇતિહાસ કહ્યો છે.[૨૧૧-૨૧૨] તે સાંભળીને તમે તમારા સુહૃદો, શત્રુઓ અને મિત્રોની વચ્ચે યથાવત્ વર્તન કરજો ને ઉત્તમ બુદ્ધિને સંપાદન કરજો.[૨૧૩] સંધિવિગ્રહના સમયે પોતાને યોગ્ય લાગે તેવા ઉપાયોની યોજના કરીને સંકટપ્રસંગમાંથી મુક્ત થજો; તેમ જ જે કાર્ય

શત્રુથી તથા તમારાથી–બન્નેથી બની શકે તેવું હોય, તે કાર્ય કરવા માટે બળવાનની સાથે સંધિ કરજો. શત્રુના સમાગમમાં આવ્યા પછી યુક્તિથી કામ લેજો અને કાર્યસિદ્ધિ થઈ ગયા પછી તેનો વિશ્વાસ કરશો મા. હે રાજા! આ મેં કહેલી નીતિ ધર્માર્થ-કામરૂપ ત્રિવર્ગનો વિરોધ કરનારી નથી; માટે આ નીતિશાસ્ત્રનું અવલંબન કરીને પ્રજાઓનું રક્ષણ કરો. હે પાંડુપુત્ર! બ્રાહ્મણોને સાથે રાખીને તમારે રાષ્ટ્રમાં યાત્રા કરવી અથવા શત્રુઓ સામે ચડાઈ કરવી;[૨૧૪-૨૧૫] કેમ કે હે ભારત! આ લોકમાં તથા પરલોકમાં બ્રાહ્મણો જ પરમ શ્રેયરૂપ છે, એટલું જ નહિ પણ તે બ્રાહ્મણો ધર્મને તથા કરેલા ઉપકારને જાણનારા હોય છે અને તેઓનું બરાબર જો પૂજન કરવામાં આવે છે, તો પરમ કલ્યાણ કરનારા થઈ પડે છે, માટે હે રાજા! તમારે તેઓનું પૂજન કરવું. બ્રાહ્મણોનું પૂજન કરવાથી તમે રાજ્યને, શ્રેયને, યશને, કીર્તિને તથા કુલસંતતિને ન્યાયપૂર્વક અને ક્રમપૂર્વક સંપાદન કરશો.[૨૧૬-૨૨૧] હે ભરતવંશી રાજા! બિલાડાના તથા ઊંદરના સંવાદરૂપ આ સંધિવિગ્રહનું સુભાષિત ઉત્તમ બુદ્ધિને આપનારું છે, માટે રાજાએ તેનો વિચાર કરીને શત્રુમંડળના મધ્યમાં સદાકાળ તેનો ઉપયોગ કરવો.[૨૨૨]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત આપદ્ધર્માનુશાસનપર્વમાં 'મહાવિકટ સમયે શત્રુ સાથે પણ સંધિ કરવી' નામનો અધ્યાય ૧૩૮ મો સમાપ્ત

## अध्याय १३९ मो

### રાજા બ્રહ્મદત્ત અને પૂજની(ચકલી)નો સંવાદ

॥ युधिष्ठिर उवाच ॥

**उक्तो मंत्रो महाबाहो विश्वासो नास्ति शत्रुषु।**
**कथं हि राजा वर्तेत यदि सर्वत्र नाश्वसेत्॥ १॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે મહાબાહુ પિતામહ! શત્રુઓ પર વિશ્વાસ નહિ રાખવાનો મંત્ર તમે મને કહ્યો, પરંતુ સર્વત્ર વિશ્વાસ નહિ રાખીને રાજાએ કેવી રીતે વર્તવું? તમે કહ્યું કે વિશ્વાસ રાખવાથી રાજાઓ પર ભય આવી પડે છે, પણ હું પૂછું છું કે, વિશ્વાસ નહિ રાખનારો રાજા શત્રુઓને કેવી રીતે જીતી શકે?[૧-૨] હે પિતામહ! સર્વત્ર અવિશ્વાસ રાખવા વિષેની કથા તમારી પાસેથી સાંભળીને મારી બુદ્ધિ મોહમાં પડી ગઈ છે, માટે મારા એ સંશયને તમે દૂર કરો.[૩]

ભીષ્મે કહ્યું: હે રાજન્! પૂર્વે બ્રહ્મદત્ત રાજાના ઘરમાં એક ચકલીનો તથા તે રાજાનો જે સંવાદ થયો હતો, તે તમે સાંભળો.[૪] કાંપિલ્ય નામના નગરમાં બ્રહ્મદત્ત નામે એક રાજા રાજ્ય કરતો હતો. તેના અંતઃપુરમાં (રાણીવાસમાં) પૂજની નામની એક ચકલી ઘણા લાંબા સમયથી રહેતી હતી. તે ચકલી 'જીવજીવક' નામના પક્ષીની પેઠે સર્વ પ્રાણીઓની ભાષાને જાણતી હતી અને પક્ષીની જાતિમાં ઉત્પન્ન થયેલી હતી, છતાં સર્વ વિષયોના તત્ત્વને જાણનારી અને સર્વજ્ઞ હતી.[૫-૬] એ ચકલીએ રાજાના અંતઃપુરમાં જ એક તેજસ્વી પુત્રને જન્મ આપ્યો અને તે જ સમયે રાજાની રાણીએ પણ એક રાજકુમારને જન્મ આપ્યો.[૭] આકાશગામિની પૂજની ચકલી કૃતજ્ઞ હતી, તેથી હમેશાં તે સમુદ્રના તીર ઉપર જઈને બન્ને બાળકો માટે (પોતાના બચ્ચાને માટે તથા રાજકુમારને માટે) બે ફળ લાવતી હતી.[૮] પોતાનું બચ્ચું અને પેલો રાજકુમાર પુષ્ટ થાય, તે માટે પ્રતિદિન બે ફળ તોડી લાવીને એક ફળ પોતાના બચ્ચાને આપતી હતી અને બીજું ફળ રાજપુત્રને આપતી હતી.[૯] પૂજની જે ફળ લાવતી હતી, તે અમૃતના જેવાં સ્વાદિષ્ટ હતાં અને બળ તથા તેજની વૃદ્ધિ કરનારાં હતાં. આવાં બે ફળને તે વારંવાર લાવતી અને બન્ને બાળકોને આપતી, જેથી તે ફળનું ભક્ષણ કરીને રાજકુમારનું શરીર અત્યંત પુષ્ટ બની ગયું. એક સમયે રાજકુમારને કેડ ઉપર બેસાડીને તેની ધાવમાતા અંતઃપુરમાં ફરતી હતી, તેવામાં રાજકુમારની દૃષ્ટિ પેલા પક્ષીના બાળક ઉપર પડી; એટલે તુરત જ ધાવની કેડ ઉપરથી ઊતરીને તે રાજકુમાર બાળસ્વભાવને લીધે પેલા બચ્ચા પાસે જઈ પહોંચ્યો અને તે પક્ષીની સાથે બાળકપણાથી જ યત્નપૂર્વક રમવા લાગ્યો.[૧૦-૧૨] હે રાજેંદ્ર! તે પછી પોતાની સાથે જ જન્મેલા તે પક્ષીના બાળકને રમતાં ને રમતાં પકડી લઈને રાજકુમાર રાજમહેલના એક ખૂણામાં તેને લઈ ગયો ને ત્યાં તેને મારી નાંખીને પોતાની ધાવમાતા પાસે આવતો રહ્યો.[૧૩] હે

રાજન્! દરરોજના નિયમ પ્રમાણે પૂજની ફળ લઈને જ્યારે આવી, ત્યારે તેણે રાજકુમારે મારી નાખેલા પોતાના બચ્ચાને પૃથ્વી પર પડેલું જોયું.[૧૪] બચ્ચાને મરણ પામેલું જોઈ પૂજનીનું મોઢું અશ્રુઓથી ઊભરાઈ જવા લાગ્યું. તે બિચારી દુઃખથી સંતપ્ત થઈને રડવા લાગી અને રડતી રડતી આ પ્રમાણે બોલી:[૧૫] 'ખરેખર ક્ષત્રિયની સંગત કરવી નહિ; કેમ કે તેઓનામાં પ્રીતિ કે સુહૃદ્ભાવ હોતો નથી. જ્યારે તેઓને પોતાનો સ્વાર્થ સાધવાનો હોય છે, ત્યારે મીઠાં મીઠાં વચનો બોલે છે અને સ્વાર્થ સરી રહે એટલે સામાનો ત્યાગ કરે છે.[૧૬] ક્ષત્રિયોનો કદી વિશ્વાસ જ ન કરવો; કારણ કે તેઓ સર્વનો અપકાર કરનારા છે. વળી તેઓ પ્રથમ અપકાર કરીને પાછળથી વ્યર્થ મીઠું મીઠું બોલે છે.[૧૭] આ રાજકુમાર કૃતઘ્ની છે, ક્રૂર છે અને અત્યંત વિશ્વાસઘાતી છે, માટે હું તેણે કરેલા વેરનો આજે યોગ્ય બદલો લઈશ.[૧૮] મારું બચ્ચું જે તેની સાથે જ ઉત્પન્ન થયું હતું, તેની સાથે જ ઊછરીને મોટું થયુ હતું અને તેની સાથે જ ખાનપાન કરતું હતું, તેનો–શરણાગતનો વધ કરીને તેણે ત્રણ પ્રકારનું પાતક કર્યું છે.'[૧૯] આમ કહીને તે ચકલીએ પોતાના બન્ને પગના નહોર ભરાવીને રાજપુત્રનાં નેત્રને ફોડી નાખ્યાં અને પછી આકાશમાં ઊડી જઈને તે આ પ્રમાણે બોલી: 'જે કોઈ પ્રાણી બુદ્ધિપૂર્વક પાપકૃત્ય કરે છે, તેને તત્કાળ તે પાપકૃત્યનું ફળ મળે છે. હરકોઈ પ્રકારના શુભઅશુભ કર્મનો કદી વિનાશ થતો નથી. જેણે જેવું કર્મ કર્યું હોય છે, તેને તેવું ફળ મળે જ છે. હે બ્રહ્મદત્ત રાજા! જે કંઈ પાપકૃત્ય કરવામાં આવે છે, તેનું ફળ તેના કર્તાને જો નથી મળતું, તો એ કર્તા પુરુષના પુત્રને, પૌત્રોને અથવા પૌત્રોના પુત્રોને પણ અવશ્ય મળે જ છે.' ચકલી આમ કહેતી હતી, તે વેળા રાજા બ્રહ્મદત્તે પોતાના પુત્ર સામે જોયું, તો તેનાં નેત્રોને પૂજનીએ ફોડી નાખ્યાં હતાં; પરંતુ રાજાએ માન્યું કે, આમાં પૂજનીનો દોષ નથી; રાજકુમારે જે પાપી કૃત્ય કર્યું હતું, તેનો તેને યોગ્ય બદલો મળ્યો છે. પછી તેણે પૂજનીને કહ્યું.[૨૦–૨૩]

બ્રહ્મદત્ત બોલ્યો: હે પૂજની! તારા પુત્રને મારીને અમે જે પાપી કૃત્ય કર્યું હતું, તેનો તેં યોગ્ય બદલો લીધો છે, જેથી અમારું અને તારું કર્મ પરસ્પર સમાન થઈ ગયું છે; માટે હવે તું જા મા, પણ મારા ઘરમાં રહે.[૨૪]

પૂજની બોલી: જેણે એક વખત કોઈનો અપરાધ કર્યો હોય, તેણે પુનઃ તેના જ ઉપર વિશ્વાસ કરવો, એ વિદ્વાનોની દૃષ્ટિએ પ્રશંસાપાત્ર ગણાતું નથી; માટે તે અપરાધીએ તેનાથી દૂર ચાલ્યા જવું, એમાં જ તેનું શ્રેય સમાયલું છે.[૨૫] જેની સાથે એક વખત વેર બંધાયું હોય, તે પુરુષ હરઘડી સાંત્વન કર્યા કરે, તોપણ તેનો વિશ્વાસ કરવો નહિ; છતાં પણ જે મૂઢ પુરુષ તેવા વેરીનો વિશ્વાસ કરે છે, તે તત્કાળ સપડાઈ પડે છે, કેમ કે વેરની કદી શાંતિ થતી નથી.[૨૬] જેઓએ માંહોમાંહે વેર કર્યું હોય છે, તેઓના પુત્રોનો તથા પૌત્રોનો મૃત્યુ નાશ કરે છે અને પછી પુત્રપૌત્રોના નાશને લીધે તેઓના પરલોકનો પણ વિનાશ થાય છે; અર્થાત્ પુત્રપૌત્રોના નાશ દ્વારા નષ્ટ થયેલી પારલૌકિક ક્રિયાના અભાવે તેઓ પરલોકથી ભ્રષ્ટ થાય છે; માટે જેઓની સાથે એક વખત વેર થયું હોય, તેઓનો સર્વથા અવિશ્વાસ રાખવો, તે જ પરિણામે સુખકર છે. તાત્પર્ય કે વિશ્વાસઘાતી પુરુષોનો કદી વિશ્વાસ જ કરવો નહિ. નીતિશાસ્ત્રનો સિદ્ધાંત છે કે, અવિશ્વાસુનો કદી વિશ્વાસ કરવો નહિ તેમ જ વિશ્વાસુનો પણ ઘણો વિશ્વાસ કરવો નહિ; કેમ કે વિશ્વાસમાંથી કોઈ વેળા એવો મહાન ભય ઉત્પન્ન થાય છે કે, જે મૂળ સુદ્ધાંને કાપી નાખે છે. બીજાઓને પોતાની ઇચ્છામાં આવે ત્યાં સુધી વિશ્વાસુ બનાવવા, પણ પોતે બીજાઓનો વિશ્વાસ કરવો નહિ.[૨૭–૨૯] જગતમાં જેટલા બાંધવો ગણાય છે, તેઓમાં કેવળ માતાપિતા જ શ્રેષ્ઠ ગણાય છે. સ્ત્રી તો વીર્યનું હરણ કરનારી એક વૃદ્ધાવસ્થા જ છે, પુત્ર વંશના એક બીજરૂપ છે, ભાઈ શત્રુરૂપ છે, મિત્ર હાથ ચીકણા થાય ત્યાં સુધી જ સંબંધ રાખનારો છે. વસ્તુતઃ આત્મા એકલો જ સુખદુઃખનો ભોક્તા છે.[૩૦] જેઓએ અન્યોન્ય વેર કરેલું હોય છે, તેઓ વચ્ચે પુનઃ સંધિ કરવામાં આવે તે યોગ્ય ગણાતું નથી, હું જે કારણથી તારા ઘરમાં નિવાસ કરી રહી હતી, તે કારણ હવે દૂર થયુ છે.[૩૧] જેણે કોઈનો અપકાર અથવા અપ્રિય કર્યું હોય છે, તેને ધન, માન વગેરે આપીને ખૂબ સત્કાર કરવામાં આવે,

તોપણ તેનું મન ( અપકાર અથવા અપ્રિયને સહન કરનારા પેલા પુરુષના ઉપર ) વિશ્વાસુ બની શકતું નથી અને તે પુરુષનું કર્મ બીજા નિર્બળ પુરુષોને ત્રાસ પમાડે છે.[૩૨] જે સ્થળે પ્રથમ પોતાનું ઘણું જ સન્માન કરવામાં આવ્યું હોય, તે સ્થળે પાછળથી જો અપમાન કરવામાં આવે, તો બુદ્ધિમાન પુરુષે ત્યાં રહેવું જ નહિ; કેમ કે અપમાન કર્યા પછી તે સ્થળે ભલે કદાચ પુષ્કળ માન આપવામાં આવે; તોપણ તે સ્થાન શત્રુનું જ સ્થાન ગણાય છે.[૩૩] હું તારે ઘેર પ્રથમ ઘણા કાળથી સુખેથી રહેતી હતી; પરંતુ હવે આવું વેર ઊભું થયું છે, માટે હું સુખેથી સત્વર ચાલી જઈશ.

બ્રહ્મદત્તે કહ્યું: હે પૂજની! જે પુરુષ પોતાના અપરાધ બદલ સામાનો અપરાધ કરે છે, તે અપરાધી ગણાતો નથી, પણ ઊલટો તે ઋણમુક્ત થાય છે, માટે તું સુખેથી અહીં રહે, પણ જા મા.

પૂજનીએ કહ્યું: જેણે પ્રથમ અપરાધ કર્યો હોય છે, તે પુરુષની અને જેણે તેના અપરાધ બદલ સામો અપરાધ કર્યો હોય છે, તે પુરુષની પુનઃ મિત્રતા બંધાતી નથી; કેમ કે તેઓએ કરેલા અન્યોન્યના અપરાધને તેઓનાં હૃદય તો જાણે જ છે.

બ્રહ્મદત્તે કહ્યું: જેણે પ્રથમ અપરાધ કર્યો હોય છે તેની તથા તેના અપરાધ બદલ જેણે સામો અપરાધ કર્યો હોય છે તેની મિત્રતા પુનઃ સંધાય છે; કેમ કે તેઓનું વેર અન્યોન્યનો બદલો લઈને શાંત પડી જાય છે ને વળી તે અપરાધીને પાપ પણ ભોગવવું પડતું નથી.[૩૪-૩૭]

પૂજનીએ કહ્યું: વેર કદી શાંત થતું જ નથી, જેથી માંહોમાંહે સાંત્વન કર્યા છતાં પણ એમ માનવું નહિ કે, 'મેં અપરાધ કર્યો હતો, છતાં તેણે મારું સાંત્વન કર્યું છે,' કેમ કે તેવો વિશ્વાસ રાખવાથી આ જગતમાં ઘણા પુરુષો સપડાઈ પડે છે, માટે જ્યાં વેર બંધાયું હોય ત્યાંથી પલાયન કરી જવામાં જ શ્રેય સમાયલું છે.[૩૮] જેમ મોટા મદમત્ત હાથીઓને હાથણીઓ દ્વારા કેદ પકડી શકાય છે, તેમ જેઓને બળથી અથવા મહાતીક્ષ્ણ શસ્ત્રોથી પણ વશ કરી શકાતા નથી, તેઓને કેવળ સામવચનથી ( મીઠાં મીઠાં ઔપચારિક વચનથી ) વશ કરી શકાય છે.[૩૯]

બ્રહ્મદત્તે કહ્યું: અરે! જેઓની વચ્ચે મહાજીવલેણ વેર બંધાયાં હોય, છતાં પણ જો તેઓ સાથે રહે છે તો તેથી સ્નેહ ઉત્પન્ન થાય છે અને એકબીજા પર વિશ્વાસ બંધાય છે, જેમ કે કૂતરાના માંસનું ભક્ષણ કરનારો ચાંડાલ કૂતરાના સહવાસમાં આવીને તેની સાથે સ્નેહ કરે જ છે.[૪૦] જેઓએ અન્યોન્ય વેર કર્યું હોય છે, તેઓ જો નિરંતર સાથે જ રહે છે, તો તેઓનું વેર શાંત પડી જાય છે અને જેમ કમળનાં પાંદડાં ઉપર પાણી ટકી શકતું નથી, તેમ તેઓના હૃદયમાં વેર ટકી શકતું નથી.[૪૧]

પૂજનીએ કહ્યું: પંડિતો કહે છે કે, પાંચ પ્રકારે વેરની ઉત્પત્તિ થાય છે. તેમાં એક તો સ્ત્રીને માટે થયેલું વેર, બીજું રાજ્ય અથવા ગૃહાદિકને માટે થયેલું વેર, ત્રીજું દુષ્ટ વાણી બોલવાથી થયેલું વેર, ચોથું જન્મસિદ્ધ વેર અને પાંચમું અન્યોન્ય અપરાધ કરવાથી ઉત્પન્ન થયેલું વેર.*[૪૨] જે પુરુષે પોતાની સાથે વેર કર્યું હોય, તે પુરુષ ધનાદિક અર્થને જો આણી આપનારો હોય તો તેને કદી પણ ગુપ્ત રીતે અથવા જાહેરમાં મારવો નહિ. તેમાં ક્ષત્રિયે તો તેવા પુરુષને ખાસ મારવો જ નહિ. ભલે પછી તેને બળવાન તરીકે જાણવામાં આવે અથવા નિર્બળ તરીકે જાણવામાં આવે.[૪૩] ( આ ન્યાય પ્રમાણે મેં તારી સાથે વેર કર્યું છે, છતાં હું નિત્ય બે સ્વાદિષ્ટ ફળોને લાવી આપનારી છું, જેથી તું-ક્ષત્રિય મને મારીશ નહિ તોપણ ) જેની સાથે એક વખત વેર બંધાયુ હોય તે સુહૃદ હોય છતાં તેનો વિશ્વાસ કરવો નહિ; કેમ કે ( તેવાની સાથે વિશ્વાસમાં રહેવું, એ નીતિશાસ્ત્રથી વિરુદ્ધ છે; અને ) અગ્નિ જેમ લાકડામાં ગુપ્ત રીતે રહે છે, તેમ વેર પણ પુરુષના હૃદયમાં ગુપ્ત રીતે રહે છે.[૪૪] હે રાજન્! સમુદ્રમાં સળગી ઊઠેલા વડવાગ્નિને જેમ શાંત પાડી શકાતો નથી, તેમ પુરુષના હૃદયમાં

* કૃષ્ણ અને શિશુપાલ વચ્ચે સ્ત્રી( રુક્મિણી )ને લીધે વેર બંધાયું હતું, પાંડવકૌરવોની વચ્ચે રાજ્યને લીધે વેર બંધાયું હતું, દ્રોણાચાર્ય અને દ્રુપદરાજા વચ્ચે દુષ્ટ વાણી બોલવાથી વેર બંધાયું હતું. ઊંદર અને બિલાડા વચ્ચે જન્મસિદ્ધ વેર છે અને અહીં જણાવ્યા પ્રમાણે રાજા બ્રહ્મદત્ત અને પૂજની ચકલી વચ્ચે જે વેર બંધાયું હતું તેવું વેર અન્યોન્યના અપરાધથી ઉત્પન્ન થાય છે. -નીલકંઠ

સળગી ઊઠેલા કોપાગ્નિને ધનદાનથી, હિતોપદેશથી, સાંત્વનવચનોથી અથવા શરણુ લેવાથી પણ શાંત પાડી શકાતો નથી.૪૫ હે રાજા ! માંહોમાંહે સળગી ઊઠેલો વૈરાગ્નિ બેમાંથી એકને બાળીને ભસ્મ કર્યા વિના કદી શાંત થતો નથી, તેમ જ અપરાધજન્ય કર્મ પણ બેમાંથી એકનો નાશ કર્યા વિના કદી વિરામ પામતું નથી.૪૬ જેણે પ્રથમ અપકાર કર્યો હોય, તેને બીજો સામો માણસ તેના અપરાધને સહન કરીને પણ ધનમાનાદિકથી સત્કાર આપે, તોપણ તે પૂર્વઅપરાધીએ પેલા સત્કાર આપનાર પુરુષને પોતાનો શત્રુ જ માનીને કોઈ પ્રસંગે તેનો વિશ્વાસ કરવો નહિ; કેમ કે તેણે પ્રથમ જે અપકારરૂપી કર્મ કર્યું હોય છે, તે નિર્બળ પુરુષોને ત્રાસજનક થઈ પડે છે.૪૭ હું જેમ બીજા કોઈ પણ અપકાર કરનારા પુરુષ ઉપર વિશ્વાસ રાખતી નથી, તેમ તારા ઉપર પણ વિશ્વાસ રાખી શકું તેમ નથી; એ પ્રમાણે જ તારે મારો વિશ્વાસ રાખવો યોગ્ય નથી. આજ દિવસ સુધી હું તારા ઘરમાં રહી હતી, પણ હવે મને તારા ઉપર વિશ્વાસ આવતો નથી.૪૮

બ્રહ્મદત્તે કહ્યું : સર્વ કાર્યોને તથા બીજી અનેક પ્રકારની ક્રિયાઓને કાળ જ કરે છે. કાળને અધીન રહીને આ સર્વ જગત પ્રવૃત્તિ કરે છે, તેમાં કોણ કોનો અપરાધ કરે છે?૪૯ જન્મ અને મરણ એ બન્ને કેવળ કાળને લીધે જ સમાન રીતે પ્રવૃત્તિ કર્યા કરે છે. જગતમાં જે કંઈ કરાય છે, તેમાં કાળ જ હેતુભૂત છે અને કાળના નિમિત્તે જ કોઈ જીવી શકતું નથી.૫૦ આ જગતમાં કેટલાંએક પ્રાણીઓ એકીસાથે કાળના સપાટામાં સપડાય છે, કેટલાંએક એક પછી એક કાળથી ઘેરાઈ જાય છે અને બીજાં કેટલાંએક અમુક ઘણા કાળ સુધી પણ કાળના સપાટામાં સપડાતાં નથી; પરંતુ અગ્નિ જેમ કાષ્ઠને બાળીને ભસ્મ કરી નાખે છે, તેમ કાળ પણ સર્વ પ્રાણીઓને બાળીને ભસ્મ કરે જ છે.૫૧ હે શુભે પૂજની! સ્થૂળદૃષ્ટિએ જોઈએ છીએ, ત્યારે જ આપણને એમ જણાય છે કે, તારા અપરાધનું કારણ અથવા પ્રમાણ હું છું અને મારા અપરાધનું કારણ તું છે, પણ વસ્તુતઃ તેમ નથી; કેમ કે કાળ જ સર્વ પ્રાણીઓને સુખદુઃખ આપ્યા કરે છે.૫૨ માટે હે પૂજની! તું અમારા પર સ્નેહ રાખીને તારી ઇચ્છા પ્રમાણે અહીં નિવાસ કર, તને કોઈ પણ મારશે નહિ, તું મારા અપરાધને ક્ષમા કર અને હું તારા અપરાધને ક્ષમા કરું છું.૫૩

પૂજનીએ કહ્યું : તારા મત પ્રમાણે કાળ જ પ્રમાણભૂત છે—સર્વનો કર્તાહર્તા છે, તો પછી કોઈને કોઈની સાથે વેર જ ન થવું જોઈએ અને એ રીતે જો વેર જ ન બંધાય, તો પછી શા માટે બાંધવો બીજાએ કરેલા બાંધવોના નાશને માટે વેર લે છે? અને શા માટે પ્રાચીનકાળમાં દેવો તથા અસુરોએ અન્યોન્યને પ્રહાર કર્યા હતા? તેમ જ જો કાળ જ સર્વને મારે છે, સુખદુઃખ આપે છે અને કાળ જ જન્મમરણનું કારણ છે, તો પછી વૈદ્યો શા માટે રોગીઓના ઔષધોપચાર કરવાની ઇચ્છા કરે છે? જો કાળ જ સર્વને સુખીદુઃખી કરે છે, તો પછી ઔષધોનો શો ઉપયોગ?૫૪-૫૬ અને તારા મત પ્રમાણે કાળ જ સર્વ પ્રકારનાં કર્મોનું કારણ છે, તો પછી લોકો શા માટે શોકથી બેભાન બની જઈને રોકકળ કરે છે? અને હરકોઈ પ્રકારનું કર્મ કરનારાઓ ઉપર કર્તૃત્વધર્મ કેમ સંભવી શકશે? ( અર્થાત્ પાપપુણ્યનો કર્તા જગતમાં કોઈ પણ નહિ મળે, તો પછી વિધિનિષેધશાસ્ત્રની શી દશા?)૫૭ હે રાજા! તારા પુત્રે મારા બચ્ચાને મારી નાખ્યું; તેથી મેં તેનાં નેત્ર ફોડી નાખ્યાં અને હવે હે રાજા! તારે મારો જ વધ કરવાનો બાકી રહ્યો છે.૫૮ મેં પુત્રના શોકથી વિહ્વળ થઈને તારા પુત્રના સંબંધમાં પાપી કૃત્ય કર્યું છે, તેથી તું મને કેવી રીતે મારવા તૈયાર થઈશ, તે હું તને યથાર્થ રીતે કહું છું, સાંભળ. જગતમાં મનુષ્યો પક્ષીઓને પાળવાની જે ઇચ્છા કરે છે, તેમાં બે હેતુઓ હોય છે, કાં તો તેઓનું ભક્ષણ કરવા માટે પાલન કરવામાં આવે છે અને કાં તો તેઓની સાથે રમતગમત કરવા માટે પાલન કરવામાં આવે છે. આ રીતે વધ અથવા બંધન સિવાય ત્રીજો કોઈ પણ મનુષ્યોનો અને પક્ષીઓનો યોગ્ય સંબંધ નથી;૫૯-૬૦ માટે જ પક્ષીઓ વધ અને બંધનના ભયથી સ્વતંત્રતાનો આશ્રય કરે છે. વળી વેદવેત્તાઓ કહે છે કે, મરણરૂપ ઉત્પાતમાંથી દુઃખની ઉત્પત્તિ થાય છે.૬૧ સર્વ પ્રાણીઓને પોતાના પ્રાણ વહાલા હોય છે, સર્વ પ્રાણીઓને પુત્રો વહાલા હોય છે, સર્વ કોઈને દુઃખથી ઉદ્વેગ થાય છે અને સર્વ

કોઈને સુખની જ ઇચ્છા હોય છે.[૬૨] હે બ્રહ્મદત્તરાજા! વૃદ્ધાવસ્થા દુઃખરૂપ છે, અર્થનો નાશ દુઃખરૂપ છે, અનિષ્ટની સાથે સંવાસ તે દુઃખરૂપ છે, ઇષ્ટની સાથે વિયોગ તે દુઃખરૂપ છે, વધ અને બંધનને લીધે પણ દુઃખ થાય છે, સ્ત્રીના સંબંધને લીધે પણ દુઃખ થાય છે, સ્વાભાવિક રીતે પણ દુઃખ ઉદ્દભવે છે અને પુત્રના નાશથી અથવા પુત્રની દુષ્ટતાથી પણ મનુષ્યોને દુઃખ થાય છે.[૬૩,૬૪] કેટલાએક બુદ્ધિહીન પુરુષો બીજાના દુઃખને દુઃખ જ માનતા નથી અને જે પુરુષ દુઃખને ઓળખતો નથી, તે પણ દુઃખના સંબંધમાં મનુષ્યોની વચ્ચે જેમ આવે તેમ બકે છે;[૬૫] પરંતુ જે પુરુષ સર્વ પ્રકારનાં દુઃખના રસને જાણનારો છે અથવા સર્વ જાતનાં દુઃખોને અનુભવી ચૂકયો છે, તે તો બીજાના દુઃખને જોઈ ને પોતે પણ દુઃખાર્ત બનીને શોક કરે છે અને પારકાના દુઃખને પોતાનું જ દુઃખ માને છે. (અને તે પુરુષ અજ્ઞાનીની પેઠે બકવાદ કરવાનો કેમ ઉત્સાહ કરશે?)[૬૬] હે શત્રુદમન રાજા! તેં મને જે દુઃખ આપ્યું છે અને મેં તને જે દુઃખ આપ્યું છે, તેને સેંકડો વર્ષો સુધી પણ દૂર કરી શકાય તેમ નથી.[૬૭] આપણા બંને વચ્ચે જે મિત્રતા હતી, તે હવે સમાપ્ત થઈ છે. આપણા બન્ને વચ્ચે હવે સંધિ થશે નહિ. તું તારા પુત્રનું જેમ જેમ સ્મરણ કરીશ, તેમ તેમ તારા હૃદયમાં નિત્ય નવું વેર થયા કરશે.[૬૮] હૃદયમાં વેરનું સાંનિધ્ય હોવા છતાં જે પુરુષ વેરીની સાથે પ્રીતિ કરવા ઇચ્છે છે, તે ભાંગી ગયેલા માટીના વાસણને પુનઃ સાંધવા માટે ઇચ્છે છે; અર્થાત્ ભાંગી પડેલું માટીનું વાસણ પુનઃ જેમ સંધાતું નથી, તેમ વેરી બનેલા પુરુષની સાથે પુનઃ પ્રીતિ કરી શકાતી નથી;[૬૯] માટે જ સ્વાર્થનો બોધ આપનારાં નીતિશાસ્ત્રોમાં એવો નિશ્ચય કરવામાં આવ્યો છે કે, વિશ્વાસ દુઃખને ઉત્પન્ન કરનારો છે. પૂર્વે શુક્રાચાર્યે એ વિષયમાં પ્રહ્લાદને બે ગાથાએ, કહી હતી કે,[૭૦]

ये वैरिणैः श्रद्धते सत्ये सत्येतरेऽपि वा।
वध्यंते श्रद्धानास्ते मधु शुष्कतृणैर्यथा॥७१॥
न हि वैराणि शाम्यंति कुले दुःखगतानि च।
आख्यातारश्च विद्यंते कुले वै म्रियते पुमान्॥

'શત્રુઓના વચન પર વિશ્વાસ રાખીને તેઓએ દેખાડેલા મધને લેવા માટે દોડેલા પુરુષો માર્ગમાં શત્રુઓએ સૂકા ઘાસથી ઢાંકી દીધેલા ભયંકર કૂવામાં જેમ પડીને મરે છે, તેમ જેઓ શત્રુના સત્ય અથવા અસત્ય વચન ઉપર શ્રદ્ધા રાખે છે, તેઓ પણ શત્રુઓની કપટજાળમાં ફસાઈ મરે છે.[૭૧] જે કુળમાં દુખદાયી વેર ઊભાં થયાં હોય છે, તેઓ કદી શાંત થતાં નથી; કેમ કે તે વેરને તાજું કરી આપનારા ઘણા પુરુષો કુળમાં હયાત હોય છે અને કદાચ વેરને જાણનારા બધાય પુરુષો મરીખૂટી જાય; તોપણ તેમાંનો એકાદ પુરુષ તો કુળમાં જીવતો હોય જ છે અને તે પુરુષ પેલા વેરને ટકાવી રાખે છે.[૭૨] હે રાજા! ઘણા પુરુષો તેવા પણ હોય છે કે, પ્રથમ વેર કરીને પાછળથી સાંત્વન કરે છે અને પછી શત્રુને વશ થયેલો જાણી પાણીથી ભરેલા ઘડાને જેમ પથ્થર ઉપર ભાગી નાખવામાં આવે છે, તેમ તેને (શત્રુને) પીસી નાખે છે.[૭૩] જે રાજાએ કોઈની સાથે મહા પાપજનક વેર બાંધ્યું હોય તો તેણે કોઈનો વિશ્વાસ જ કરવો નહિ; કેમ કે બીજાઓનો અપકાર કર્યા પછી તેઓના પર વિશ્વાસ રાખવાને લીધે રાજા દુઃખી થાય છે.[૭૪]

બ્રહ્મદત્તે કહ્યું : સર્વત્ર અવિશ્વાસ રાખવાથી મનુષ્યો અર્થને સંપાદન કરી શકે નહિ અને કોઈ પ્રકારનું કાર્ય કરવાની ઇચ્છા પણ કરી શકે નહિ. વળી હરકોઈ પ્રકારના એક ભયનું જ નિત્ય ચિંતન કરવાથી મનુષ્યો લગભગ મૂએલા જેવા થઈ જાય છે.[૭૫]

પૂજનીએ કહ્યું : જે પુરુષના બન્ને પગમાં ગૂમડાં થયાં હોય છે, તે પુરુષ જો ચાલવા માંડે છે, તો તેના બન્ને પગ લૂલા બની જાય છે ને તે ઉપરાંત તેના પગની ધાતુઓમાં અત્યંત ગુપ્ત રીતે વિકાર ઉત્પન્ન થાય છે;[૭૬] તેમ જ જેનાં નેત્રોમાં કોઈ પ્રકારની પીડા થઈ હોય છે, તે પુરુષ વાયુની સામે જો જુએ છે, તો અવશ્ય તેનાં નેત્રોમાં ઊલટી વધારે પીડા ઉત્પન્ન થાય છે.[૭૭] જે પુરુષ મોહને લીધે પોતાના બળને જાણ્યા વિના દુષ્ટ માર્ગે ગમન કરે છે, તેનું જીવિત તે માર્ગમાં ગમન કર્યા સુધીનું જ હોય છે.[૭૮] જે ખેડૂત વૃષ્ટિકાળને જાણ્યા વિના ક્ષેત્રને ખેડીને બીજ વાવે છે, તેનો પુરુષાર્થ (જાત-

મહેનત ) વ્યર્થ જાય છે અને તેને ધાન્યલાભ પણ થતો નથી;[૭૯] જે પુરુષ કડવા, તૂરા, સ્વાદિષ્ટ અથવા મધુર પણ પથ્ય આહારનું નિત્ય ભોજન કરે છે, તેને તે આહાર અમૃત તુલ્ય ગુણકારક થઈ પડે છે; પણ જે પુરુષ મૂર્ખાઈને લીધે પથ્ય આહારનો ત્યાગ કરીને પરિણામને જાણ્યા વિના દુષ્ટ અથવા અપથ્ય આહારનું ભોજન કરે છે, તેનું જીવિત તે આહારના ભક્ષણ સુધીનું જ સમજવું.[૮૦-૮૧] દૈવ અને પુરુષાર્થ એ બન્ને અન્યોન્યનો આશ્રય કરીને રહેલાં છે. તેમાં જેઓ ઉદાર બુદ્ધિવાળા અથવા પરાક્રમી હોય છે, તેઓ સત્કર્મરૂપ પુરુષાર્થનો આશ્રય કરે છે, ત્યારે નપુંસકો દૈવનું ઉપાસન કર્યા કરે છે.[૮૨] માટે તીક્ષ્ણ અથવા કોમળ હરકોઈ પ્રકારનું પોતાને હિતકારક કર્મ જ કરવું; કેમ કે કર્મ નહિ કરનારો દરિદ્રી પુરુષ સદાકાળ અનર્થોનો ગ્રાસ થઈ પડે છે.[૮૩] એટલા માટે કાળ, દૈવ, સ્વભાવ વગેરે સર્વ અર્થોનો ત્યાગ કરીને કેવળ પરાક્રમ જ કરવું—પુરુષાર્થ જ કરવો અને સર્વસ્વનો ત્યાગ કરી દઈને પણ પુરુષોએ પોતાનું હિત કરવું.[૮૪] વિદ્યા, શૌર્ય, ચતુરાઈ, બળ અને ધૈર્ય આ પાંચે પુરુષોનાં સહજમિત્ર છે. ડાહ્યા પુરુષો એ પાંચેનો આશ્રય કરીને પોતાનો નિર્વાહ ચલાવે છે.[૮૫] ઘર, સોનું, રૂપું, ખેતર, સ્ત્રી અને હિતચિંતક મિત્રો આ બધા પુરુષના ઉપમિત્ર ગણાય છે અને તેઓને તો પુરુષ સર્વત્ર મેળવી શકે છે.[૮૬] જે પુરુષ બુદ્ધિમાન હોય છે તે સર્વત્ર આનંદ કરે છે, તે સર્વત્ર બધાના ઉપર વિરાજી રહે છે, તેને કોઈ ડરાવતો નથી અને તે ડરાવ્યા છતાં ડરતો પણ નથી.[૮૭] બુદ્ધિમાનની પાસે થોડામાં થોડું ધન હોય, તોપણ નિત્ય વૃદ્ધિ પામ્યા કરે છે; કેમ કે તે જે કંઈ કર્મ કરે છે તે ચતુરાઈ પૂર્વક કરે છે અને તે પુરુષ સંયમના બળથી સર્વત્ર પ્રતિષ્ઠા પામે છે;[૮૮] પણ જે પુરુષો અલ્પ બુદ્ધિવાળા હોય છે, તેઓ ઘરના સ્નેહથી બંધાઈને ઘરમાં જ સદાય પડી રહે છે, જેથી કરચલીને તેનાં બચ્ચાંઓ જેમ ખાઈ જાય છે, તેમ તેઓની કુભાર્યાઓ તેઓના માંસને ખાઈ જાય છે.[૮૯] બુદ્ધિનો જ્યારે વિપર્યાસ થાય છે, ત્યારે કેટલાએક પુરુષો ઘર, ખેતર, મિત્રો અને સ્વદેશ ઉપર મમત્વભાવ કરે છે અને તેને લીધે અત્યંત દુઃખી થાય છે.[૯૦] માટે બુદ્ધિમાન પુરુષે તો પોતાનો સહજ દેશ જ્યારે વ્યાધિ અથવા દુષ્કાળથી પીડાતો હોય, ત્યારે ત્યાંથી બીજે વસવા માટે નીકળી જવું અને ત્યાં નિત્ય માનપૂર્વક નિવાસ કરવો.[૯૧] હે બ્રહ્મદત્ત-રાજા ! હું પણ હવે કયાંક બીજે રહેવા માટે જાઉં છું, પણ અહીં રહેવા ઇચ્છતી નથી; કેમ કે મેં તારા પુત્ર તરફ અનાર્ય આચરણ કર્યું છે. સર્વકોઈ પ્રાણીએ કુલટા સ્ત્રીનો, દુષ્ટ પુત્રનો, નીતિભ્રષ્ટ રાજાનો, દુર્ગુણી મિત્રનો, નીચ સંબંધીઓના સંબંધનો તથા દુષ્ટ દેશનો દૂરથી જ ત્યાગ કરવો;[૯૨] કેમ કે દુષ્ટ પુત્ર ઉપર વિશ્વાસ રખાતો નથી, કુલટા સ્ત્રીમાં રતિસુખ મળતું નથી, નીતિભ્રષ્ટ રાજ્યમાં શાંતિ હોતી નથી, દુષ્ટ દેશમાં આજીવિકા ચાલતી નથી, દુર્ગુણી મિત્ર કે જેનો સ્નેહ નિત્ય અસ્થિર હોય છે, તેની સંગતિ ટકતી નથી અને નીચ સંબંધીઓનો સંબંધ રાખવાથી કોઈ વેળા તેઓનો સ્વાર્થ ન સધાય, ત્યારે અપમાન સહન કરવું પડે છે.[૯૩-૯૫] તેને જ સ્ત્રી કહી શકાય, કે જે નિત્ય પ્રિય વચન બોલે, તેને જ પુત્ર કહી શકાય કે જેનાથી શાંતિસુખ મળે, તેને જ મિત્ર કહી શકાય કે જેના પર વિશ્વાસ થાય અને તેને જ દેશ કહી શકાય કે જ્યાં સુખપૂર્વક આજીવિકા ચાલે; જ્યાં બળાત્કાર થાય નહિ અને ભય હોય નહિ તથા જ્યાં દરિદ્રીનું પાલન થતું હોય, ત્યાં રાજ્યનો તથા રાજાનો સમ્બંધ છે અને તે જ રાજા તીવ્ર શાસનકર્તા કહેવાય છે.[૯૬-૯૭] રાજા ગુણવાન અને ધર્મધુરંધર હોય તો સર્વ પુરુષોને સ્ત્રી, દેશ, મિત્રો, પુત્રો, સંબંધીઓ અને બાંધવો પણ સારાં મળી આવે છે;[૯૮] પરંતુ જે રાજા અધર્મી હોય છે, તેની પ્રજાઓ જુલમને લીધે વિનાશ પામે છે, માટે રાજાએ પ્રમાદ રાખ્યા વિના પ્રજાઓનું રક્ષણ કરવું જોઈએ; કેમ કે રાજા જ ધર્માર્થકામરૂપ ત્રિવર્ગનું મૂળ ગણાય છે.[૯૯] રાજાએ પ્રજાઓ પાસેથી કર તરીકે છઠ્ઠો ભાગ લેવો ( ને તેનો પ્રજાઓના હિતાર્થે જ ઉપયોગ કરવો) પરંતુ જે રાજા પ્રજાઓનું સારી રીતે રક્ષણ કરતો નથી, તે રાજા નથી, પણ એક લૂંટારો છે.[૧૦૦] જે રાજા સર્વ પ્રજાઓને અભયદાન આપ્યા પછી ધનના લોભને લીધે પોતે

જ તેને પ્રમાણુ ગણુતો નથી, તે અધર્મબુદ્ધિ રાજા સર્વ પ્રજાઓનાં પાપને વહોરી લઈને મૂઆ પછી નરકમાં પડે છે;[૧૦૧] પરંતુ જે રાજા પ્રજાઓને અભયદાન આપ્યા પછી પોતે પણુ તેને પ્રમાણુભૂત ગણે છે અને ધર્મપૂર્વક પ્રજાઓનું રક્ષણુ કરે છે, તે રાજા સર્વ કોઈને સુખ આપનારો છે, એમ સમજવું.[૧૦૨] પ્રજાપતિ મનુભગવાન કહે છે કે, માતા, પિતા, ગુરુ, રક્ષક, અગ્નિ, કુબેર અને યમ આ સાતેના ગુણો રાજામાં હોવા જોઈએ.[૧૦૩] જે રાજા પ્રજાઓ પર દયા રાખનારો છે, તે રાજા સર્વનો પિતા ગણાય છે, માટે તેવા રાજાની પાસે જે મનુષ્ય મિથ્યા વિનય અથવા ઉદ્ધતાઈ કરે છે, તે મૂઆ પછી પશુપક્ષીમાં જન્મે છે.[૧૦૪] રાજા દીન મનુષ્યોનું પાલન કરે છે માટે માતારૂપ ગણાય છે; દુષ્ટ પુરુષોને તપાવનારો છે, માટે અગ્નિરૂપ છે અને નીચ મનુષ્યોનું નિયમન કરે છે, માટે યમસ્વરૂપ છે[૧૦૫] તેમ જ રાજા પોતાના ઇષ્ટ મનુષ્યોને ઇચ્છાનુસાર ધન અર્પણુ કરે છે, માટે કુબેરના જેવો ગણાય છે અને ધર્મનો ઉપદેશ આપીને પ્રજાઓનું રક્ષણુ કરે છે, માટે ગુરુ તુલ્ય ગણાય છે.[૧૦૬] જે રાજા પોતે ધર્મનું પાલન કરીને ઉત્તમ ગુણો વડે નાગરિક અને રાષ્ટ્રિય પ્રજાઓનું રંજન કરે છે, તે રાજાનું રાજ્ય નિત્ય અચળ રહે છે.[૧૦૭] તેમ જ જે રાજા નગરની પ્રજાઓનું તથા દેશની પ્રજાઓનું રક્ષણુ કેમ કરવું, એ વિષે પોતે જ બરાબર જાણે છે, તે રાજા આ લોકમાં ને પરલોકમાં સુખી થાય છે;[૧૦૮] પરંતુ જે રાજાની પ્રજાઓ કરના બોજાથી પીડિત થઈને નિત્ય ઉદ્વિગ્ન રહે છે અને અનર્થોને લીધે પ્રતિદિન ક્ષીણુ થતી જાય છે, તે રાજા પરાભવને પામે છે;[૧૦૯] પણુ જે રાજાની પ્રજાઓ સરોવરમાં ખીલતા કમળની પેઠે હમેશાં આબાદ થતી જાય છે, તે રાજાને સર્વ પ્રકારનાં ફળો મળે છે, એટલું જ નહિ પણુ સ્વર્ગલોકમાં તે પૂજાય છે.[૧૧૦] હે રાજન્! બળવાનની સાથે વિગ્રહ કરવો, તે કદી પણુ પ્રશંસાપાત્ર ગણાતો નથી. જે રાજાને બળવાનની સાથે વિગ્રહ થયો હોય છે, તેને રાજ્ય અથવા સુખ ક્યાંથી મળે?'[૧૧૧]

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિરરાજા! એ પ્રમાણે રાજા બ્રહ્મદત્તને કહીને તથા તેની અનુજ્ઞા લઈને તે ચકલી પોતાની ઇષ્ટ દિશામાં ઊડી ગઈ.[૧૧૨] હે મહારાજા! તે પૂજની ચકલીએ બ્રહ્મદત્તરાજાને જે કંઈ કહી સંભળાવ્યું હતું, તે સર્વ મેં તમને કહ્યું. બોલો, હવે તમને શું સાભળવાની ઈચ્છા છે?[૧૧૩]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત આપદ્ધર્માનુશાસન-પર્વમાં 'રાજા બ્રહ્મદત્ત અને પૂજની(ચકલી)નો સંવાદ' નામનો અધ્યાય ૧૩૯ મો સમાપ્ત

# अध्याय १४० मो

## મુનિ ભારદ્વાજ અને શત્રુંજય રાજાનો સંવાદ

॥ युधिष्ठिर उवाच ॥

**युगक्षयात् परिक्षीणे धर्मे लोके च भारत।**
**दस्युभिः पिड्यमाने च कथं स्थेयं पितामह॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું : હે ભરતવંશી ભીષ્મ પિતામહ! યુગના નાશને લીધે ધર્મનો જ્યારે ક્ષય થવા લાગે અને દસ્યુઓ (ચોરલૂંટારાઓ) લોકને જ્યારે પીડવા માંડે, ત્યારે રાજાએ કેવી રીતે વર્તવું?[૧]

ભીષ્મે કહ્યું : હે ભરતવંશના રાજા! અહીં હું તમને આપત્પ્રસંગની નીતિ અને તેવા વખતે દયાનો ત્યાગ કરીને પણુ રાજાએ કેવી રીતે વર્તવું, તે વિષે કહું છું.[૨] તેમાં મુનિ ભારદ્વાજનો તથા શત્રુંજય રાજાનો જેમાં સવાદ રહેલો છે, એવા એક પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણુ અપાય છે.[૩] પૂર્વે શત્રુજય નામનો એક મહારથી રાજા સૌવીર દેશ ઉપર રાજ્ય કરતો હતો. તે રાજા એક દિવસ ભારદ્વાજમુનિ પાસે ગયો અને રાજકીય અર્થ-નિર્ણયના સંબંધમાં તેમને પૂછવા લાગ્યો:[૪] 'રાજાએ જે પદાર્થ મળ્યો ન હોય તેને કેવી રીતે મેળવવો? મેળવેલા પદાર્થની કેવી રીતે વૃદ્ધિ કરવી? વૃદ્ધિ પામેલા પદાર્થનું કેવી રીતે પાલન કરવું? અને સુરક્ષિત પદાર્થનો કેવી રીતે ઉપયોગ કરવો?'[૫] એ પ્રમાણે રાજાએ જ્યારે પ્રશ્ન કર્યો, ત્યારે બ્રાહ્મણુ ભારદ્વાજે સર્વ વિષયોનું નિર્ણયાત્મક જ્ઞાન ધરાવનારા તે રાજાને અર્થનિશ્ચયના સંબંધવાળું હેતુગર્ભિત ઉત્તમ વચન કહેવા માંડ્યું.[૬] રાજાએ નિરંતર દંડને ઉગામતા રહેવું, નિત્ય પુરુષાર્થ પ્રકટ કરવો, છિદ્ર ન હોય ત્યાં પણુ છિદ્ર જોવાની

ટેવ રાખવી અને શત્રુઓના છિદ્ર શોધી કાઢીને તે દ્વારા તેઓનામા પ્રવેશ કરવો[૭] જે રાજા નિત્ય દડ ધારણ કરવામા તત્પર રહે છે, તેનાથી પ્રજાઓ ડરતી રહે છે, માટે રાજાએ સર્વ પ્રાણીઓને દડથી જ નિયમમા રાખવા,[૮] આ રીતે તત્ત્વવેત્તા પડિતો દડની પ્રશસા કરે છે, માટે ચાર પ્રકારના સાધનોમા ( સામ, દાન, દડ અને ભેદમા ) દડ જ મુખ્ય કહેવાય છે[૯] જ્યારે સર્વ કોઈના આધારભૂત ગણાયેલા પદાર્થનો મૂલત ઉચ્છેદ કરવામા આવે છે, ત્યારે સર્વ કોઈનુ જીવન નાશ પામે છે જેમ કે કોઈએક વનસ્પતિનુ મૂળ જ કાપી નાખવામા આવે, તો તેની શાખાઓ કેવી રીતે રહે ? આવો મનમા વિચાર કરીને બુદ્ધિકુશળ રાજાએ પ્રથમ શત્રુપક્ષના મૂળનો જ ઉચ્છેદ કરવો અને પછી તેના સહાયકોને, પક્ષકારોને તથા મૂળભૂત ગણાયેલા પુરુષોને અનુક્રમે વશ કરવા[૧૦-૧૧] જે સમયે આપત્તિનો પ્રસગ ઉપસ્થિત થાય, તે સમયે રાજાએ યથાયોગ્ય વિચાર કરવો, ઉત્તમ પ્રકારનુ પરાક્રમ કરવું, સારી પેઠે લડવુ અને અણીનો વખત આવી પહોચે તો પલાયન પણ કરી જવુ, એમા કઈ વિચાર કરવો નહિ[૧૨] રાજાએ માત્ર વાણીમા જ વિનયને પ્રદર્શિત કરવો, પણ હૃદયમા તો સજાયાની ધાર જેવા તીક્ષ્ણ થવું, તેમ જ કોમળતાપૂર્વક ભાષણ કરવુ અને કામક્રોધનો ત્યાગ કરવો[૧૩] જે કાર્ય કરવામા શત્રુની સહાયતાની આવશ્યકતા હોય, તે કાર્ય કરતી વખતે શત્રુ સાથે સધિ કરવી, પણ સધિ કર્યા પછી શત્રુનો વિશ્વાસ કરવો નહિ અને તે કાર્ય થઈ રહે કે તુરત વિચક્ષણ રાજાએ શત્રુના સબધથી દૂર થવુ[૧૪] મિત્રની પેઠે જ મધુર ભાષણ કરીને શત્રુને પણ શાત પાડવો, પરતુ સર્પવાળા ઘરથી જેમ ભય રાખવામા આવે છે, તેમ શત્રુથી નિત્ય ભય રાખવો[૧૫] રાજાએ પોતાના બુદ્ધિસામર્થ્ય પ્રમાણે શત્રુઓનો પરાભવ કરવો અને 'જે થવાનુ હતુ તે થયુ છે' આવા સાત્વનવચનો કહીને તેઓને શાત પાડવા, પરતુ જે શત્રુ દુષ્ટબુદ્ધિ હોય તેને ભવિષ્યમા થનારા લાભો દેખાડીને વશ કરવો અને જે શત્રુ બુદ્ધિમાન હોય તેને તાત્કાલિક લાભ દેખાડીને વશ કરવો[૧૬] જે રાજા પોતાની આબાદી ઇચ્છે છે, તેણે પ્રસગ આવે ત્યારે શત્રુની આગળ હાથ જોડવા, સોગદ ખાવા, મીઠુ મીઠુ બોલવુ, શિરસાવદન કરીને પણ ભાષણ કરવુ અને પોતાને હાથે તેના અશ્રુઓને લૂછી નાખવા ( જેથી તેના હૃદયનુ વેર શાત થાય )[૧૭] પોતાનો સમય સારો ન હોય તે વખતે શત્રુને પોતાની ખાધ ઉપર બેસાડીને પણ ફેરવવો, પરતુ જ્યારે પોતાનો વખત આવે, ત્યારે પાણીના ઘડાને જેમ પથ્થર ઉપર પટકી પાડવામા આવે છે, તેમ શત્રુને પણ ઝીંકી પાડવો[૧૮] હે રાજેદ્ર ! પુરુષે ટીબરવાના લાકડાના ઊબાડિયાની પેઠે એક મુહૂર્ત જેટલા સમય સુધી કોપથી જાજ્વલ્યમાન રહેવુ, પણ ફોતરાના અગ્નિની પેઠે જ્વાળાને બહાર કાઢ્યા વિના લાબા કાળ સુધી ધૂધવાયા કરવુ નહિ[૧૯] જે પુરુષ કૃતઘ્ની હોય, તેની સાથે અનેક પ્રકારે આર્થિક સબધ ( દ્રવ્યસબંધ ) કરવો નહિ, કેમ કે તેવા પુરુષને આપણી સાથે જ્યા સુધી સ્વાર્થ હોય છે, ત્યા સુધી તેની પાસેથી હરકોઈ પ્રકારનુ કાર્ય કરાવી શકાય છે, પણ પોતાનો સ્વાર્થ સરી રહ્યા પછી તે આપણુ અપમાન જ કરે છે, માટે તેવા પુરુષના સર્વ કાર્યોને સપૂર્ણ કરી દેવા નહિ, પણ અધૂરા રાખવા ( જેથી તે આપણા તાબામા રહે છે ).[૨૦] રાજાએ કોયલ, વરાહ ( ભૂડ ), મેરુ પર્વત, શૂન્યગૃહ, નટ અને ભક્તિને જ પ્રિય માનનારા પુરુષ આ છયેના ગુણો ગ્રહણ કરીને પોતાનુ શ્રેય સાધન કરવુ, અર્થાત્ કોયલ*જેમ પોતાના બચ્ચાને બીજા પાસે ઉછેરાવે છે, તેમ રાજાએ ખેતી, વેપાર, જગલના માર્ગ, નદી ઉપરના પુલ, હાથીઓનુ પાલન, ખાણો ખોદાવવી, કર લેવો અને કોશનો સગ્રહ કરવો, એ આઠે રાજકીય× અર્થોને પ્રજાઓ પાસે જ સિદ્ધ કરાવવા. જેમ કે જે જમીનદારો પોતાની દસ વીઘા

* એમ કહેવાય છે કે, કોયલ પોતાના ઇંડાને કાગડીના માળામા કાગડીના ઈંડાને ફેકી દઈને તેની જગ્યાએ મૂકી આવે છે, જેથી કાગડી તે ઈંડાઓને પોતાના સમજીને ઉછેરે છે —નીલકઠ

× રાજકીય આઠ અર્થો આ પ્રમાણે છે

कृषिर्वणिकपथो दुर्गं सेतु कुजरबधनम् ।
सन्याकरकरादानसचयार्थाष्टक मतम् ॥

ખેતી વેપાર જગલના માર્ગ, નદી ઉપરના પુલ, હાથીઓનુ પાલન, ખાણો ખોદાવવી, કર લેવો અને કોશનો સગ્રહ કરવો —નીલકઠ

જમીન ખેડતા હોય, તેઓને સરખે ભાગે દસ દસ વીઘાં સરકારી જમીન પણ ખેડવા માટે આપવી; અને તે જમીનને પોતાની જમીનની પેઠે સંભાળવાની આજ્ઞા આપીને તેમાથી ઉત્પન્ન થયેલા ધાન્યાદિકને પોતે લેવું; તેમ જ ઢોરઢાંખરનો વેપાર કરનારા જે વેપારીઓ સો સો બળદોને પાળીને વેપાર કરતા હોય, તેઓને દસ દસ સરકારી બળદો પણ પાળવા માટે આપવા. જે મુસાફરો જંગલી માર્ગોમાં મુસાફરી કરતા હોય તેઓને કહેવું કે, 'તમારે તમારી જાતરક્ષા બદલ સરકારને અમુક પૈસાનો કર આપવો પડશે; કેમ કે જંગલના માર્ગોમાં સરકાર તમારી રક્ષા કરે છે.' આમ કહીને તેઓની પાસેથી કર લેવો, તેમ જ જે જે નદીઓ ઉપર પુલ બાંધવામાં આવ્યા હોય, તે ઉપર થઈને આવજા કરનારા મનુષ્યો પાસેથી પણ કર લેવો, જેથી તે પુલ બંધાવવાનો ખર્ચ બારોબાર નીકળી જાય. હાથીઓનું પાલન પણ એ પ્રમાણે કરાવવું કે પ્રત્યેક ગામે તે તે ગામની સમૃદ્ધિ પ્રમાણે હાથીઓ બાંધવા અને તેઓનું પોષણ ગામના લોકો દ્વારા જ કરાવવું. સોનારૂપાની ખાણો ખોદાવવા માટે વેઠે પકડેલા માણસો પાસેથી જ કામ લેવું. પ્રજાઓની આવકમાંથી છઠ્ઠો ભાગ પોતાના કર તરીકે લેવો અને તે સઘળા દ્રવ્યનો ખજાનામાં સંગ્રહ કરવો. આ રીતે પોતાના આઠે અર્થોને રાજાએ પ્રજાઓ દ્વારા જ સિદ્ધ કરવા અને કોયલના ગુણનું અનુકરણ કરવું. બીજો ગુણ વરાહનો લેવો. જેમ વરાહ (ભૂંડ) વૃક્ષોને મૂળમાંથી ઉખેડી નાખે છે, તેમ રાજાએ શત્રુઓને મૂળમાંથી ઉખેડી નાખવા. ત્રીજો ગુણ મેરુ પર્વતનો લેવો. જેમ મેરુ પર્વત સદાય સ્થિર રહે છે અને કોઈનાથી ઉલ્લંઘન કરી શકાતો નથી, તેમ રાજાએ પણ અડગ વિચારના થવું અને શત્રુઓથી ઉલ્લંઘન (પરાભવ) કરી શકાય નહિ તેવા થવું. ચોથો ગુણ શૂન્યગૃહ પાસેથી ગ્રહણ કરવો. જેમ કોઈ એક શૂન્યગૃહ પોતાને સમૃદ્ધિમાન થવાની ઇચ્છા કરે છે, તેમ રાજાએ પણ સમૃદ્ધિમાન થવાની ઇચ્છા રાખવી. પાંચમો ગુણ નટ પાસેથી લેવો. જેમ કોઈ એક નટ જુદા જુદા અનેક પ્રકારના વેશો ધારણ કરે છે, તેમ રાજાએ પણ સમયને અનુસરીને સ્નિગ્ધ, પ્રસન્ન આદિ જુદાં જુદાં સ્વરૂપો ધારણ કરવાં અને છઠ્ઠો ગુણ ભક્તિમિત્ર પુરુષ પાસેથી ગ્રહણ કરવો. જેમ કે કોઈ ભક્તિપ્રિય મનુષ્ય પોતે જેનું આરાધન કરતો હોય તેના ઉદયને ઇચ્છે છે, તેમ રાજાએ પણ પોતાના રક્ષણ તળે રહેનારી પ્રજાઓનો નિત્ય ઉદય ઇચ્છવો.[૨૧] રાજાએ નિત્યે ઉદ્યોગશીલ રહીને પ્રતિદિન શત્રુને ઘેર જતા રહેવું ને તેનું અકુશળ હોય છતાં કુશળ સમાચાર પૂછતા રહેવું.[૨૨] જેઓ આળસુ હોય છે, નપુંસક હોય છે, અભિમાની હોય છે, લોકાપવાદથી ડરનારા હોય છે અને હરઘડી સમયની રાહ જોનારા હોય છે, તેઓ અર્થને (ધનને) સંપાદન કરી શકતા નથી.[૨૩] રાજાએ શત્રુ પોતાનાં છિદ્રને ન જાણી જાય તેમ વર્તવું, પણ શત્રુનાં છિદ્રને જાણ્યા કરવાં; કાચબાની પેઠે પોતાનાં અંગોનું રક્ષણ કરવું અને પોતાનાં છિદ્રોને ઢાંકવાં.[૨૪] જે વેળા બીજાઓ પાસેથી ધનને ગ્રહણ કરવું હોય, તે વેળા રાજાએ બગલાની પેઠે ધ્યાનમગ્ન રહીને એકાગ્રતા ધારણ કરવી. સિંહની પેઠે પરાક્રમ કરીને નિર્ભયતા દાખવવી, નહારની પેઠે એકદમ ઝડપી લઈને શીઘ્રકારિતા પ્રદર્શિત કરવી અને બાણની પેઠે છૂટી નીકળીને ગમે તે સ્થળે ઘૂસી જવું.[૨૫] મદિરાપાન, જુગાર, સ્ત્રીઓ, મૃગયા (શિકાર), ગીત અને વાદિત્ર આ છયેને રાજાએ યોગ્ય રીતે સેવવાં, પણ તેમાં અત્યંત આસક્ત થવું નહિ; કેમ કે તેમાં અત્યંત લપટાઈ પડવાથી અનેક દોષો ઉત્પન્ન થાય છે.[૨૬] સમય આવે ત્યારે ઘાસને જ ધનુષ બનાવી લેવું; અર્થાત્ લાગ મળે ત્યારે ઘાસની સળી લઈને પણ શત્રુની આંખ ફોડી નાખવી; પણ આ વખતે મારી પાસે શસ્ત્ર નથી, તેથી શું કરું, આવો વિચાર કરવા રોકાવું નહિ. મૃગની પેઠે શયન કરવાની ટેવ રાખવી; એટલે મૃગ જ્યારે શયન કરે છે, ત્યારે અચેતન અને અસાવધની પેઠે પડી રહે છે, પણ જ્યારે ભયપ્રસંગ આવે છે, ત્યારે સૂતો હોય તેમાંથી એકદમ જાગી ઊઠીને પલાયન કરી જાય છે અને શત્રુના હાથમાં સપડાતો નથી; તેમ રાજાએ પણ ગમે તે અવસ્થામાં હોવા છતાં શત્રુના સપાટામાં સપડાવું નહિ. તેમ જ જ્યારે અંધ થવાનો સમય આવે, ત્યારે અંધ થઈ જવું અને બહેરા થવાનો સમય આવે, ત્યારે બહેરા થઈ જવું.[૨૭] તાત્પર્ય કે વિચક્ષણ

રાજાએ દેશકાળને અનુસરીને પરાક્રમ કરવું; કેમ કે દેશકાળને જાણ્યા વિના જો પરાક્રમ કરવામાં આવે છે, તો નિષ્ફળ થાય છે.[૨૮] સમયની યોગ્યતાનો અને અયોગ્યતાનો, પોતાના બળનો તથા નિર્બળતાનો અને શત્રુના બળનો તથા પોતાના બળનો વિચાર કર્યા પછી કાર્ય કરવામાં જોડાવું.[૨૯] જે રાજા પોતાના સપાટામાં આવેલા શત્રુને દંડ વડે વશ કરતો નથી, તે રાજા ગર્ભ ધારણ કરીને જેમ ખચ્ચરી* મૃત્યુ પામે છે, તેમ મૃત્યુ પામે છે.[૩૦] રાજાએ પુષ્કળ પુષ્પવાળા પણ ફળ વિનાના વૃક્ષના જેવું થવું, એટલી મોટી મોટી લાલચો બતાવીને કોઈને કંઈ પણ પરખાવવું નહિ અને કદાચ ફળવાળા થવું, તો જેના પર દુઃખથી ચડી શકાય તેવા ફળપૂર્ણ વૃક્ષના જેવું થવું; તેમ જ જેમ કેટલાંએક ફળો ઉપરથી પાકાં જેવા દેખાય છે, પણ અંદર તો કાચાં હોય છે, તેમ રાજાએ ઉપરનો દેખાવ સૌમ્ય રાખવો, પણ હૃદયમાં સૌમ્યતા રાખવી નહિ. વળી તેણે કોઈના ભમાવ્યા ભમવું નહિ.[૩૧] રાજાએ તેવા કોઈ પ્રસંગે શત્રુને આશા પણ આપવી, પરંતુ તેમાં અમુક સમયનું અંતર નાખવું અને પછી તે સમય આવી પહોંચે, ત્યારે તે આશામાં વિઘ્નો નાખવાં. વિઘ્નો નાખીને પણ કોઈ નિમિત્ત દર્શાવવું ને નિમિત્તમાં પણ કોઈ બીજા હેતુઓ જણાવવા. (પરંતુ પોતે નિમિત્તભૂત થવું નહિ.)[૩૨] જ્યાં સુધી ભય આવ્યો ન હોય, ત્યાં સુધી ભયભીતની પેઠે વર્તીને પ્રત્યેક ક્રિયાઓ કરવી; પરંતુ ભય આવી પહોંચેલો જોઈ નિર્ભયની પેઠે સજ્જ થઈને તેના ઉપર પ્રહાર કરવો.[૩૩] જીવિત સંશયમાં આવી પડે તેવાં સંકટો વેઠ્યા વિના પુરુષ કલ્યાણને જોઈ શકતો નથી; પરંતુ અમુક કોઈ કાર્ય કરતી વેળા જીવિત સંશયમાં આવી પડે તેવાં સંકટો વેઠ્યા પછી પુરુષ જો જીવતો રહે છે, તો 'કલ્યાણને જોઈ શકે છે–સંપૂર્ણ સુખી થાય છે.[૩૪] પોતાના પર ભય ન આવી પડ્યો હોય તે પહેલાં જ તેણે જાણી લેવું કે, અમુક સમયે ભય આવી પડશે. પછી જ્યારે ભય આવી પહોંચે, ત્યારે તેનો નાશ કરવો ને નાશ કર્યા પછી પુનઃ કદાચ વૃદ્ધિ પામે, એવા ભયથી તેનો નાશ જ નથી થયો, એમ જાણવું; અર્થાત્ નષ્ટ થયેલા ભયથી પણ નિત્ય સાવધ રહેવું.[૩૫] જેના ઉપભોગનો કાળ સમીપ જ આવી પહોંચ્યો હોય, તેવા સુખનો ત્યાગ કરીને ભવિષ્યના સુખની જે આશા રાખવી, તે બુદ્ધિમાન પુરુષોની નીતિ નથી.[૩૬] જે પુરુષ શત્રુ સાથે સંધિ કર્યા પછી તેના પર વિશ્વાસ રાખીને સુખપૂર્વક શયન કરે છે, તે પુરુષ વૃક્ષની અગ્રશાખા ઉપર નિદ્રાવશ થઈને પછડાઈ પડેલા મનુષ્યની પેઠે શત્રુના પ્રહાર પછી જ જાગૃત થાય છે.[૩૭] હરકોઈ પ્રકારનાં કોમળ અથવા દારુણ કર્મ કરીને પણ પોતાના દીન આત્માનો ઉદ્ધાર કરવો; અર્થાત્ ગમે તેવાં કર્મ કરીને પણ સંકટભરેલી સ્થિતિમાંથી પોતાનું રક્ષણ કરવું અને પછી સમર્થ થઈને ધર્માચરણ કરવું.[૩૮] રાજાએ પોતાના શત્રુઓના પણ જેઓ શત્રુ હોય તે સર્વનું નિત્ય સેવન કરવું, તેમ જ શત્રુઓએ પોતાના પર જે ગુપ્ત દૂતોની યોજના કરી હોય, તેઓની માહિતી મેળવવી.[૩૯] પોતે પણ એવા ગુપ્ત દૂતોની યોજના કરવી કે જેઓને પોતાના કે શત્રુપક્ષના કોઈ પણ માણસો ઓળખતા ન હોય; અને શત્રુના રાજ્યમાં પાખંડી વેશને ધારણ કરનારા તપસ્વીઓને ગુપ્ત દૂતો તરીકે મોકલવા.[૪૦] સાર્વજનિક બાગબગીચાઓમાં, નાટકશાળાઓમાં, પાણીની પરબોમાં, ધર્મશાળાઓમાં, દારૂનાં પીઠાંઓમાં, વેશ્યાઓનાં નિવાસસ્થાનોમાં, તીર્થક્ષેત્રોમાં તથા મનુષ્યોની સભાઓમાં અનેક ધર્મદ્રોહી, પાપી, ચોર અને પ્રજાઓમાં કંટક સરખા દુષ્ટ પુરુષો આવજા કર્યા કરે છે, માટે તે તે સ્થળેથી તેઓને શોધી કાઢીને કેદ પકડવા અને શિક્ષા કરીને શાંત પાડવા.[૪૧-૪૨] અવિશ્વાસુનો વિશ્વાસ કરવો નહિ, તેમ વિશ્વાસુનો પણ અતિશય વિશ્વાસ કરવો નહિ; કેમ કે અંધવિશ્વાસ રાખવાથી કોઈ વેળા ભય આવી પડે છે, માટે પરીક્ષા કર્યા વિના કોઈનો વિશ્વાસ જ કરવો નહિ.[૪૩] રાજાએ તત્ત્વભૂત અથવા ઉપર ઉપરથી સત્ય દેખાતાં કારણો દર્શાવીને શત્રુને પ્રથમ વિશ્વાસુ બનાવવો અને પછી વિશ્વાસમાં ને વિશ્વાસમાં જેવો તે આગળ પગલું ભરે કે તુરત જ તેના પર પ્રહાર કરવો.[૪૪] જેના ઉપર શંકા લાવવી અયોગ્ય હોય તેના ઉપર પણ શંકા લાવવી અને

* ખચ્ચરીએ ધારણ કરેલો ગર્ભ તેના પેટને ફાડીને બહાર નીકળે છે જેથી ખચ્ચરી મરણ પામે છે.

જે પુરુષ આપણા પર શંકાશીલ રહેતો હોય, તેનાથી તો નિત્ય શંકિત જ રહેવું; કેમ કે જેના ઉપર કદી શંકા જ કરી ન હોય, તેવા પુરુષ તરફથી જે ભય ઉપસ્થિત થાય છે, તે મૂળ સુદ્ધાંનો નાશ કરી નાખે છે.[૪૫] ધ્યાન કરવાનો ડોળ કરીને, મૌનવૃત્તિ ધારણ કરીને તથા ભગવાં, જટા, મૃગચર્મ વગેરે વૈરાગ્યનાં ચિહ્નો ધારણ કરીને શત્રુને પોતાના પર વિશ્વાસુ બનાવવો ને પછી જ્યારે સમય આવે કે તુરત જ નહાર જેમ શિકારને ઝડપી લે છે, તેમ શત્રુને ઝડપી લેવો અને મારી નાખવો.[૪૬] ઐશ્વર્ય મેળવવાની ઇચ્છા રાખનારા રાજાએ અર્થ સંપાદન કરવામાં વિઘ્ન કરનારા પોતાના પુત્રને, ભાઈને, પિતાને અથવા સુહૃદને પણ મારી નાખવો[૪૭] અને પોતાનો ગુરુ પણ ગર્વિષ્ઠ બનીને કાર્યાકાર્યના વિવેકથી જો ભ્રષ્ટ થયો હોય અથવા દુષ્ટ માર્ગનો સ્વીકાર કરી બેઠો હોય, તો તેને પણ યથાયોગ્ય શિક્ષા કરવી.[૪૮] જેમ કોઈ તીક્ષ્ણ ચાંચવાળું પક્ષી વૃક્ષમાંનાં સર્વ પુષ્પફળોનો વિનાશ કરી નાખે છે, તેમ રાજાએ પણ અભ્યુત્થાન (શત્રુને જોઈને ઊભા થવું તે), અભિવાદન (પ્રણામ કરવો તે) અને કોઈ પ્રકારની વસ્તુને ભેટમાં આપીને શત્રુને વશ કરવો; ને પછી તક મળે ત્યારે તેના સર્વ પુરુષાર્થનો તથા પુરુષાર્થનાં સાધનોનો વિનાશ કરી નાખવો.[૪૯] શત્રુઓનાં મર્મસ્થાનોને કાપી નાખ્યા વિના, હરકોઈ પ્રકારનું દારુણ કર્મ કર્યા વિના તથા મચ્છીમારની પેઠે અનેક જીવોનો સંહાર કર્યા વિના રાજા મહાન રાજ્યલક્ષ્મીને મેળવી શકતો નથી. જન્મથી આરંભીને કોઈ કોઈનો શત્રુ કે મિત્ર હોતો નથી. સામર્થ્યને લીધે જ શત્રુઓ અને મિત્રો ઉત્પન્ન થાય છે.[૫૦-૫૧] સપાટામાં સપડાયેલો શત્રુ દયા ઉપજાવે તેવાં દીન વચનો બોલે, તોપણ તેના પર દયા લાવવી નહિ; પરંતુ પૂર્વકાળના અપકારી તે શત્રુને મારી જ નાખવો અને તેમ કરવામાં રાજાએ મનમાં લગારે દુઃખ આણવું નહિ.[૫૨] પોતાની આબાદી ઇચ્છનારા રાજાએ અસૂયાધર્મનો ત્યાગ કરીને પ્રજાઓને વશ કરવા માટે તથા તેઓના પર અનુગ્રહ કરવા માટે યત્ન કરવો, તેમ જ પ્રજાકીય દુષ્ટ વર્ગને યત્નપૂર્વક શિક્ષા પણ કરવી.[૫૩] જે વેળા શત્રુ ઉપર પ્રહાર કરવાનો હોય, તે વેળા પ્રથમ પ્રિય વચનો જ બોલવાં, પ્રહાર કરીને પણ પ્રિય વચનો બોલવાં અને તલવાર વતી શત્રુના મસ્તકને કાપી નાખ્યા પછી પણ (તેના માણસોને સારું લગાડવા માટે) શોક કરવો અને રડવું.[૫૪] ઐશ્વર્યની ઇચ્છા રાખનારા રાજાએ લોકોને પ્રસન્ન રાખવા માટે શત્રુને પણ સાંત્વનવચનો કહીને, સન્માન આપીને તથા ક્ષમા દેખાડીને પોતાને ત્યાં નોતરવો. કોઈની સાથે શુષ્કવેર* કરવું નહિ, તેમ બે બાહુઓ વતી નદીને તરવી નહિ; કેમ કે 'આ ગાય શત્રુની છે,' એમ માનીને તેનાં શિંગડાનું ભક્ષણ કરવાથી જેમ કોઈ પ્રકારનો અર્થ સરતો નથી, પણ ઊલટું આયુષ્ય નાશ પામે છે, દાંત પડી જાય છે ને કંઈ રસ પણ મળતો નથી, તેમ શુષ્ક વેર કરવાથી અને બાહુઓ વતી નદી તરવાથી પણ કંઈ અર્થ સરતો નથી ને આયુષ્યનો નાશ થાય છે.[૫૫-૫૬] ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પુરુષાર્થોનું એવી રીતે સેવન કરવું, કે જેથી ધર્મનું સેવન કરવાથી અર્થને બાધ ન આવે, અર્થનું સેવન કરવાથી ધર્મને બાધ ન આવે ને કામનું સેવન કરવાથી ધર્મ અને અર્થ બન્નેને બાધ ન આવે; તેમ જ ધર્મ, અર્થ ને કામનાં× ફળોને જાણી લઈને તે મેળવવાની ઇચ્છા કરવી; પણ એ ત્રણેમાં કોઈને કોઈનાથી બાધ ન આવે, તે માટે સાવધ રહેવું.[૫૭] શેષ રહેલું ઋણ (બાકી રહેલું કરજ), શેષ રહેલો અગ્નિ અને શેષ રહેલો શત્રુ પુનઃ પુનઃ વૃદ્ધિ પામ્યા કરે છે; માટે ઋણને, અગ્નિને તથા શત્રુને શેષ રહેવા દેવા નહિ; અર્થાત્ તેઓનો મૂલતઃ નાશ કરી નાખવો;[૫૮] કારણ કે પ્રતિદિન વૃદ્ધિ પામતા ઋણની, એક વખત તિરસ્કારી કાઢેલા શત્રુની તથા ઉત્પન્ન થયેલા રોગની જો ઉપેક્ષા (બેદરકારી) કરવામાં આવે છે, તો તેઓ મહાતીવ્ર ભયને ઉત્પન્ન કરે છે.[૫૯] હરકોઈ કાર્યને ઉત્તમ

---

* જેમાંથી કોઈ પ્રકારના ફળનો લાભ ન થાય, તેને શુષ્ક વેર કહે છે.

× ક્ષુદ્ર લોકો માને છે કે, ધર્મનું ફળ અર્થ છે, અર્થનું ફળ કામ છે અને કામનું ફળ ઇંદ્રિયોને પ્રસન્ન કરવી તે છે; પરંતુ જ્ઞાની પુરુષોની માન્યતા તેથી ભિન્ન છે. તેઓ કહે છે કે, ધર્મનું ફળ ચિત્તશુદ્ધિ છે, અર્થનું ફળ યજ્ઞયાગાદિ છે ને કામનું ફળ માત્ર શરીરધારણ છે.

અને પરિપૂર્ણ કરવું તથા પ્રમાદનો ત્યાગ કરીને હમેશાં સાવધાન રહેવું; કેમ કે પગમાં લાગેલા કાંટાને પણ જો પૂરેપૂરો કાઢી નાખવામાં આવતો નથી, તો ઘણા કાળ સુધી તે વેદના કરનાર થઈ પડે છે.૬૦ રાજાએ શત્રુના માણસોનો ઘાત કરીને, તેના માર્ગોને વિષાદિકથી દૂષિત કરીને તથા તેની પ્રજાઓનાં ઘરબારને તોડી પાડીને શત્રુના દેશને પાયમાલ કરવો. રાજાએ ગીધપક્ષીની પેઠે દૂરદર્શી થવું, બગલાની પેઠે નિશ્ચળ થઈને અર્થચિંતન કરવું, કૂતરાની પેઠે નિત્ય જાગ્રત રહીને ચોરલોકોની ખબર રાખવી, સિંહની પેઠે પરાક્રમી થવું તથા હમેશાં નિશ્ચિત રહેવું; કાગડાની પેઠે શંકાશીલ રહીને બીજાઓના અભિપ્રાય જાણવા અને સર્પની પેઠે હમેશાં આચરણ કરવું, અર્થાત્ સર્પ જેમ બીજાઓએ કરેલા દરમાં અકસ્માત્ પેસી જાય છે, તેમ રાજાએ પણ શત્રુઓએ બંધાવેલા કિલ્લાઓમાં અકસ્માત્ ઘૂસી જવું.૬૧-૬૨ જે શત્રુ શૂરવીર હોય તેને નમતું આપીને વશ કરવો, જે શત્રુ બીકણ હોય તેને ભય બતાવીને વશ કરવો, જે શત્રુ લોભી હોય તેને ધન આપીને વશ કરવો અને જે શત્રુ પોતાના જેવો જ બળવાન હોય તેની સાથે યુદ્ધ કરીને તેને વશ કરવો.૬૩ જેઓ ભિન્ન ભિન્ન જાતિના હોય, છતાં રાજદ્રોહ જેવા કોઈ એક જ કાર્યમાં સામેલ થયા હોય, તેવા પુરુષોના સમુદાયમાં જે જે મુખ્ય પુરુષો હોય તેઓમાં ફાટફૂટ પડાવવી. પોતાના મિત્રમંડળમાં શત્રુઓ તરફથી કંઈ ભેદ કરવામાં આવ્યો હોય, તો પોતાના અમાત્યોને તેઓથી સંભાળવા અને અમાત્યોમાં પણ કોઈ પ્રકારની ફાટફૂટ ન થઈ જાય અને તેઓ એક થઈ જઈને પોતાને પદભ્રષ્ટ ન કરે, તે માટે સાવધ રહેવું.૬૪ રાજા કેવળ જો કોમળ સ્વભાવનો હોય છે, તો તેનું અપમાન કરવામાં આવે છે અને કેવળ તીક્ષ્ણ સ્વભાવનો હોય છે, તો સર્વની તેના પર અપ્રીતિ થાય છે, માટે રાજાએ તીક્ષ્ણ થવાના સમયે તીક્ષ્ણ થવું અને કોમળ થવાના સમયે કોમળ થવું.૬૫ હે રાજા! જે શત્રુ કોમળ સ્વભાવનો હોય તેનો તમે કોમળ ઉપાયથી જ નાશ કરજો; કેમ કે કોમળ ઉપાયની યોજના કરવાથી મહાદારુણ શત્રુનો પણ નાશ કરી શકાય છે. આ જગતમાં તેવું એક પણ કાર્ય નથી કે જે મૃદુ ઉપાયથી સિદ્ધ ન થઈ શકે; માટે મૃદુ ઉપાય તીક્ષ્ણના કરતાં ઘણો જ તીક્ષ્ણ ગણાય છે.૬૬ જે રાજા કોમળ થવાના સમયે કોમળ થાય છે અને તીક્ષ્ણ થવાના સમયે તીક્ષ્ણ થાય છે, તે રાજા સર્વ પ્રકારનાં કાર્યો સાધી શકે છે ને શત્રુને પણ વશ કરી શકે છે.૬૭ બુદ્ધિમાન પુરુષની સાથે વિરોધ કર્યા પછી ઘણે દૂર નાસી જઈને પણ કોઈએ એમ ન માનવું કે, 'હું ઘણો જ દૂર નીકળી આવ્યો છું. તેનાથી હવે શું થનાર છે?' કેમ કે બુદ્ધિમાન પુરુષના બાહુઓ ઘણા લાંબા હોય છે, તે દૂર રહીને પણ પોતાનું અપ્રિય કરનારનો નાશ કરે છે.૬૮ જેને પાર ન ઊતરી શકાય તેને તરી જવાનો આરંભ કરવો નહિ, જેને બીજો માણસ પુનઃ હરણ કરી જાય તેવી વસ્તુનું હરણ કરવું નહિ, જેને ખોદીને મૂળ સુધ્ધાં ઉખેડી ન શકાય તેને ખોદવાનો આરંભ કરવો નહિ અને જેના મસ્તકને છેદી નાખીને પૃથ્વી પર પાડી ન શકાય તેના પર શસ્ત્રપ્રહાર કરવો નહિ.૬૯ હે શત્રુંજય રાજા! તારું હિત ઇચ્છીને મેં તને જે આ ઉપદેશ આપ્યો છે, તે અમુક અંશે પાપથી યુક્ત છે; માટે આપત્તિના સમયે જ પુરુષે તેનું આચરણ કરવું, પરંતુ સદાયને માટે એ પ્રમાણે વર્તવું નહિ; પણ જ્યારે શત્રુ પોતે જ એ નીતિનો આશ્રય કરીને તારા પર ચડી આવે ત્યારે તારે પણ મારા આ ઉપદેશ પ્રમાણે કેમ ન વર્તવું? અર્થાત્ વર્તવું જ; કેમ કે આપત્તિના સમયે એ પ્રમાણે વર્તવાથી અધર્મ થતો નથી.૭૦

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર! પોતાનું હિત ઇચ્છનારા બ્રાહ્મણ ભારદ્વાજે એ પ્રમાણે ઉપદેશ આપ્યો; એટલે મહાઉદાર મનના સુવીર દેશના રાજા શત્રુંજયે, તે ઉપદેશ પ્રમાણે વર્તવાનો આરંભ કર્યો, જેથી તે રાજા પોતાના બાંધવોની સાથે પ્રદીપ્ત લક્ષ્મીનો ઉપભોગ કરવા લાગ્યો.૭૧

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત આપદ્ધર્માનુશાસનપર્વમાં 'મુનિ ભારદ્વાજ અને શત્રુંજય રાજાનો સંવાદ' નામનો અધ્યાય ૧૪૦ મો સમાપ્ત

# अध्याय १४१ मो

## બાર વર્ષનો ભયંકર દુષ્કાળ

॥ युधिष्ठिर उवाच ॥

**हीने परमके धर्मे सर्वलोकाभिलंघिते ॥**
**अधर्मे धर्मतां नीते धर्मे चाधर्मतां गते ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે પિતામહ! જે વેળા ઉત્તમ ધર્મ હીન થઈ જાય, સર્વ લોકો તે ધર્મનું ઉલ્લંઘન કરે, ધર્મ અધર્મરૂપ બની જાય, અધર્મ ધર્મરૂપ બની જાય, સર્વ મર્યાદાઓનો નાશ થઈ જાય, ધર્મનો નિશ્ચય ડગમગી જાય, રાજાઓ અથવા બીજાઓ લોકને પીડવા માંડે, સર્વ આશ્રમો જ્યારે મૂઢ બની જાય, સર્વ કર્મોનો વિનાશ થઈ જાય, કામ, લોભ અને મોહને અધીન થઈ ને સર્વ લોકો ત્યાં ભયનું જ દર્શન કરે, કોઈને કોઈ નો વિશ્વાસ ન રહે, લોકો નિત્ય ભયભીત જ રહે, કપટ કરીને અન્યોન્યનો સંહાર કરવા લાગે તથા એક-બીજાને છેતરવા માંડે, આખા દેશમાં ચોતરફથી આગ લાગે, બ્રાહ્મણો અત્યંત દુઃખમાં આવી પડે, કોઈ સ્થળે વરસાદ ન વરસે, લોકોમાં માંહોમાંહે ભેદભાવ ઉત્પન્ન થાય, પૃથ્વી પરની સર્વ આજી-વિકાઓ લગભગ ચોરલોકોને અધીન બની જાય અને સમય બહુ બારીક આવી પડે, ત્યારે બ્રાહ્મણે કેવી રીતે આજીવિકા ચલાવવી?[૧-૬] હે ભીષ્મપિતા-મહ! એવા ભયંકર સમયે દયાને લીધે પોતાના પુત્રોનો તથા પૌત્રોનો ત્યાગ નહિ કરનારો અને તેઓનું ભરણપોષણ કરવા અસમર્થ થયેલો બ્રાહ્મણ કેવી રીતે વર્તે તે મને કહો.[૭] તેમ જ હે શત્રુ-તાપન રાજા! એવા વખતે લોકો જ્યારે પાપી બની જાય, ત્યારે રાજાએ કેવી રીતે વર્તવું અને કેવી રીતે વર્તવાથી ભ્રષ્ટ ન થવાય તે મને કહો.[૮]

ભીષ્મે કહ્યું: હે મહાબાહુ યુધિષ્ઠિર રાજા! પ્રજાઓનું યોગક્ષેમ સારી રીતે જળવાઈ રહે ને જગતમાં નિયમિત રીતે વૃષ્ટિ થયા કરે, તે સર્વનું મૂળ એક રાજા જ છે; તેમ જ પ્રજાઓમાં વ્યાધિઓ વધી પડે, મરણપ્રમાણ અધિક થવા લાગે ને અનેક પ્રકારના ભય ઉપસ્થિત થાય, તેનું કારણ પણ રાજા જ છે.[૯] હે ભરતશ્રેષ્ઠ રાજા! હું નિશ્ચય માનું છું કે, સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિ એ ચારે યુગોનું મૂળ કારણ રાજા છે, એમાં સંશય નથી.[૧૦] જે વેળા તમે કહ્યો તેવો, પ્રજાઓમાં દોષ ઉત્પન્ન કરનારો બારીક સમય પ્રાપ્ત થાય, તે વેળા બ્રાહ્મણે પોતાના વિજ્ઞાનબળનો આશ્રય કરીને આજીવિકા ચલાવવી.[૧૧] આ વિષયમાં એક પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ અપાય છે કે, જેમાં એક ચાંડાલવાડામાં વિશ્વામિત્રનો તથા ચાંડાલનો જે સંવાદ થયો હતો, તેનું વર્ણન કરેલું છે.[૧૨] પૂર્વે ત્રેતાયુગ અને દ્વાપર-યુગની સંધિના સમયે દૈવયોગે એવું જ બન્યું કે, આ પૃથ્વી પર બાર વર્ષનો ભયંકર દુષ્કાળ પડ્યો. બરાબર ત્રેતાયુગના અંતમાં અને દ્વાપરયુગના આરંભમાં અત્યંત વધી પડેલી પ્રજાઓનો પ્રલય-કાળ ઉપસ્થિત થયો.[૧૩-૧૪] તે વખતે ઇંદ્ર (વરસાદ) વરસ્યો નહિ, ગુરુ વક્ર ગતિનો થયો અને ચંદ્ર પણ વિપરીત લક્ષણોવાળો થઈને દક્ષિણમાર્ગે જવા લાગ્યો.[૧૫] એ વેળા ઝાકળ પણ પડતું ન હતું, તો પછી વાદળાં તો હોય જ શાનાં? નદીઓના મોટા જળપ્રવાહો છેક ક્ષીણ થઈ ગયા અને કેટલીએક નાની નદીઓ તો ભૂગર્ભમાં જ પેસી ગઈ.[૧૬] એ સમયે દૈવઘટનાનું કંઈ જુદું જ સ્વરૂપ પ્રકટ થયું હતું, કે જેને લીધે બધાં તળાવો, નદીઓ, કૂવાઓ તથા ઝરણાંઓ કેવળ શુષ્ક બની જઈને નિસ્તેજ દેખાતાં હતાં;[૧૭] પૃથ્વી ઉપર પણ નાનાં નાનાં જેટલાં જળાશયો હતાં, તે બધાં સુકાઈ ગયાં, મુસા-ફરોને વિશ્રાંતિ લેવાનાં સ્થળો અને પાણીની પરબો ગતપ્રાય બની ગયાં; ચોબાજુ યજ્ઞો અને સ્વાધ્યાયો બંધ પડી ગયાં, વષટ્કારરૂપી મંગલનો વિનાશ થઈ ગયો, ખેતીવાડી અને ગોરક્ષાનો તો ઉચ્છેદ જ થઈ ગયો, બજારોમાં ચાલતા વેપારરોજગાર અદૃશ્ય થઈ ગયા, યજ્ઞસ્તંભો તથા યજ્ઞની સામગ્રીઓ કોણ જાણે ક્યાંય ઊડી ગઈ, મોટા મોટા ઉત્સવો નષ્ટ થઈ ગયા, જ્યાં જોઈએ ત્યાં હાડકાંના ગંજાવર ઢગો દૃષ્ટિએ પડવા લાગ્યા; ભૂત, પ્રેત, પિશાચ અને રાક્ષસો જેવાં માંસાહારી પ્રાણીઓ ભયંકર શબ્દો કરવા લાગ્યાં, ઘણાંખરાં નગરો અને શહેરો ઉજ્જડ થઈ ગયાં, ગામડાંઓ અને તેમાંનાં સર્વ નિવાસસ્થાનો બળીને ભસ્મ થઈ ગયાં, કોઈ સ્થળે ઘોર ઉત્પાતોથી, કોઈ સ્થળે શસ્ત્રોના પ્રહારોથી, કોઈ સ્થળે રાજા-ઓના ત્રાસથી અને કોઈ સ્થળે માંહોમાહેના ભયથી

પ્રજાઓ આકુળવ્યાકુળ બની ગઈ, જેથી આખી પૃથ્વી લગભગ નિર્જન ને વેરાન જેવી બની ગઈ; તેમ જ દેવમંદિરો ખાલી ખંડેર જેવાં થઈ ગયાં, વૃદ્ધ લોકોને તો સર્વ ઠેકાણેથી હાંકી જ કાઢવામાં આવ્યા; ગાયો, બકરાં, ઘેટાં અને ભેંસો વગેરે પશુઓનો નાશ થઈ ગયો, મનુષ્યોમાં પણ પરસ્પર મારામારી થવા લાગી, બ્રાહ્મણોનો સંહાર થવા લાગ્યો, કોઈ કોઈની રક્ષા કરનાર ન રહ્યું, ઔષધિઓનો સમુદાય નષ્ટ થઈ ગયો અને આખી પૃથ્વી સ્મશાનના વૃક્ષની પેઠે અગમ્ય થઈ પડી.[૧૮–૨૩]

હે યુધિષ્ઠિર! એ મહાભયંકર સમયે ધર્મનો નાશ થઈ ગયો, ક્ષુધાતુર થયેલા મનુષ્યો એકબીજાને ખાઈ જવા લાગ્યા અને ઋષિઓ નિયમોનો, અગ્નિહોત્રાદિ કર્મનો, દેવપૂજાનો તથા સર્વ આશ્રમોનો પરિત્યાગ કરીને ઠેકઠેકાણે ભિક્ષાને માટે ભટકવા લાગ્યા.[૨૪'૨૫] એ વખતે મહર્ષિ ભગવાન વિશ્વામિત્ર કે જેઓ મહાબુદ્ધિમાન હતા, તે પણ ક્ષુધાને લીધે પોતાના આશ્રમનો ત્યાગ કરીને ચોતરફ ભટકવા લાગ્યા.[૨૬] તેમણે પોતાની સ્ત્રીને તથા પુત્રોને કોઈ જનસમાજમાં તજી દીધાં હતાં અને પોતે આશ્રમનો તથા અગ્નિનો (અગ્નિહોત્રનો) ત્યાગ કરીને તથા ભક્ષ્યાભક્ષ્યને સમાન ગણીને અન્નને માટે જ્યાં ત્યાં ભટકતા હતા.[૨૭] એક વખત ઋષિ વિશ્વામિત્ર આમતેમ ફરતા ફરતા કોઈ એક વનમાં આવી ચડ્યા કે જ્યાં પ્રાણીઓનો ઘાત કરનાર હિંસાવિહારી ચાંડાલલોકોનું નિવાસસ્થાન હતું.[૨૮] એ નિવાસસ્થાનમાં (ચાંડાલવાડામાં) ઠેકઠેકાણે ભાંગી પડેલા માટીના ઘડાઓની ઠીંકરીઓ વેરાઈ પડી હતી, કૂતરાંના ચામડાના ટુકડાઓ જ્યાં ત્યાં પડ્યા હતા, વરાહોનાં (ભૂંડોનાં) તથા ગધેડાંઓનાં ભાંગી ગયેલાં હાડકાંઓ, ખોપરીઓ અને માટીનાં હાંલ્લાંઓ આસપાસ દૃષ્ટિએ પડતાં હતાં; મુડદાં ઉપર ઓઢાડેલાં વસ્ત્રો ચોબાજુ સૂકવેલાં હતાં, મુડદાં ને પહેરાવેલી માળાઓથી ઘરોને શણગાર્યાં હતાં, સર્પની કાંચળીઓની બનાવેલી માળાઓ વડે ઝૂંપડીઓને તથા મઠોને ચિહ્નિત કર્યા હતા, ઠામઠામ કૂકડાઓના શબ્દો સંભળાતા હતા, ગધેડાંઓના ભૂંકવાના ધ્વનિઓથી તે પ્રદેશ ગાજી રહ્યો હતો, પ્રત્યેક ઘરમાં મોટા મોટા બૂમબરાડા પાડીને તથા કઠોર વચનો બોલીને ચાંડાલો પરસ્પર લડી રહ્યા હતા, ઘુવડ પક્ષીઓના ઘુઘવાટા ત્યાં સંભળાતા હતા, નાનાં નાના દેવસ્થાનોથી તે સ્થાન વ્યાપ્ત હતું, દેવમંદિરોમાં લટકાવેલી લોઢાની ઘંટડીઓના રણકાર તે સ્થળે સંભળાતા હતા અને કૂતરાઓના ટોળાઓ તેની ચોબાજુ વીંટાઈ વળ્યાં હતાં.[૨૯–૩૨] આવા અગમ્ય ચાંડાલવાડામાં પ્રવેશ કરીને મહર્ષિ વિશ્વામિત્ર ક્ષુધાતુર હોવાથી પરમ યત્નપૂર્વક આહારની શોધ કરવા લાગ્યા.[૩૩] તેમણે ચાંડાલવાડામાં ઘેરઘેર ભિક્ષા માગી; પણ અફસોસ! માંસ, અન્ન, ફળ, મૂળ અથવા બીજો કંઈ પણ ભક્ષ્યપદાર્થ તેમને મળ્યો નહિ.[૩૪] પછી ઋષિ વિશ્વામિત્ર 'આહ! આ વેળા હું મહાન દુઃખમાં આવી પડ્યો છું,' આમ બોલીને શરીરની ક્ષીણતાને લીધે તે ચાંડાલવાડામાં (પૃથ્વી પર) પછડાઈ પડ્યા. હે મહારાજા યુધિષ્ઠિર! મુનિ વિશ્વામિત્ર પૃથ્વી પર પડ્યા પડ્યા મનમાં વિચાર કરવા લાગ્યા કે, 'હવે મારે શું કરવું જોઈએ કે જેથી મારો અર્થ સિદ્ધ થાય અને આ રીતે હું વૃથા મૃત્યુને ન પામું?' આવો વિચાર કરીને તેમણે આસપાસ નજર કરી, તો હે રાજન્! પાસેના જ એક ચાંડાલના ઘરમાં, તત્કાળ શસ્ત્રથી મારી નાખેલા એક કૂતરાના માંસને બાંધીને લટકાવેલી લાંબી દોરી તેમના જોવામાં આવી.[૩૫–૩૭] તેને જોઈ ને મુનિએ વિચાર કર્યો કે, 'બસ, હવે આ માંસને હું અહીંથી ચોરી જાઉં; કેમ કે મારા પ્રાણ બચાવવા માટે બીજો એક પણ ઉપાય હવે મને સૂઝતો નથી, તેમ જ વળી આપત્તિના સમયે મહાન પુરુષે પણ ચોરી કરીને જીવન ધારણ કરવું, એમ શાસ્ત્રમાં કહ્યું છે અને એવો નિર્ણય કરવામાં આવ્યો છે કે, બ્રાહ્મણે પણ પ્રાણરક્ષા કરવા માટે ચોરી કરવી. જે વેળા મહાન આપત્તિ આવી પડે, ત્યારે પ્રથમ પોતાના કરતાં હલકા મનુષ્યને ત્યાં ચોરી કરીને અન્નાદિ ગ્રહણ કરવું. તેની પાસેથી જો ન મળે, તો પછી પોતાના સમાન મનુષ્ય પાસેથી ચોરી કરીને અન્નાદિ લેવું અને તેમ કરતાં પણ જો કંઈ ન મળે, તો પછી ઉત્તમ ધાર્મિક પુરુષની પાસેથી પણ ચોરી કરીને અન્ન મેળવવું.[૩૮–૪૦] આ વેળા હું મરણની અણી ઉપર આવી પડ્યો છું, માટે આ ચાંડાલના ઘરમાં

રહેલી કૂતરાની જાંઘને ચોરી લઉં. મને લાગે છે કે, ‘ પ્રતિગ્રહથી ઉત્પન્ન થનારા દોષ કરતાં ચોરી કરવાથી ઉત્પન્ન થનારો દોષ કંઈ અધિક નથી; અર્થાત્ પ્રતિગ્રહ અને ચોરી એ બન્નેમાં સરખો દોષ સમાયેલો છે.’[૪૧] આવો બુદ્ધિ સાથે નિશ્ચય કરીને મહામુનિ વિશ્વામિત્ર એકદમ ત્યાંથી ઊઠ્યા અને હે ભારત! જ્યાં પેલો ચાંડાલ સૂતો હતો, ત્યાં જઈ છાનામાના સૂઈ રહ્યા.[૪૨] પછી જ્યારે રાત્રિ ગાઢ થઈ ગઈ અને ચાંડાલવાડામાં સૌ કોઈ સૂઈ ગયાં, ત્યારે ભગવાન વિશ્વામિત્ર ધીમે રહીને ઊભા થયા ને જ્યાં પેલું કૂતરાનું માંસ લટકાવ્યું હતું, તે ઝૂંપડીમાં દાખલ થયા.[૪૩] તે સમયે પેલો ચાંડાલ સૂઈ ગયો હોય તેવો જણાતો હતો, પણ ખરી રીતે તે સૂઈ ગયો ન હતો. માત્ર ચીપડાઓને લીધે તેનાં નેત્રો બંધ થઈ ગયાં હતાં અર્થાત્ તે જાગતો જ પડ્યો હતો. તેનો દેખાવ રૂક્ષ અને અપ્રિય હતો. તેણે ખોખરે અવાજે વિશ્વામિત્રને આ પ્રમાણે કહ્યું.[૪૪]

ચાંડાલ બોલ્યો : ‘ અરે! આ ચાંડાલવાડામાં સૌને સૂઈ ગયેલા જાણીને તું કોણ આવ્યો છે? અને શા માટે કૂતરાનું માંસ બાંધેલી દોરીને ખેંચી રહ્યો છે? તું ધારતો હોઈશ કે, આ ચાંડાલ સૂઈ ગયો છે, પણ તેમ નથી. હું જાગું છું. અલ્યા ઓ દારુણ કર્મ કરનારા! ઊભો રહેજે, હવે તારું આવી બન્યું છે.’[૪૫] ચાંડાલનાં એ વચન સાંભળીને વિશ્વામિત્ર એકાએક ચોંકી ગયા અને પોતાના એ ચોરીના કર્મથી તેમને ઉદ્વેગ થવા લાગ્યો. તેમનું મુખ શરમથી વ્યાકુળ બની ગયું. પછી તેમણે પેલા ચાંડાલને કહ્યું :[૪૬] ‘ હે આયુષ્મન્! હું વિશ્વામિત્ર છું. મને ઘણી જ ભૂખ લાગી છે, તેથી તારા ઘરમાં ચોરી કરવા માટે આવ્યો છું; માટે હે બુદ્ધિમાન ચાંડાલ! તું જો સારી પેઠે વિચાર કરી જુએ, તો હું વધ કરવા યોગ્ય નથી.’[૪૭] શુદ્ધાત્મા મહર્ષિ વિશ્વામિત્રનાં એ વચન સાંભળીને પેલો ચાંડાલ એકદમ સંભ્રમપૂર્વક શયનમાંથી ઊભો થઈ ગયો અને તુરત વિશ્વામિત્રની પાસે આવ્યો.[૪૮] તેણે પોતાનાં નેત્રનાં અશ્રુઓ લૂછી નાખીને બે હાથ જોડીને બહુ માનપૂર્વક વિશ્વામિત્રને કહ્યું કે, ‘ હે બ્રહ્મન્! આવા રાત્રિના સમયે તમે શું કરવા ધાર્યું છે?’[૪૯] તે સાંભળીને વિશ્વામિત્રે ચાંડાલને આં-પાડતાં પાડતાં કહ્યું : ‘ હું ભૂખ્યો થયો છું. મારા પ્રાણ ચાલ્યા જાય છે, માટે આ કૂતરાની જાંઘને હું ચોરી જવા ધારું છું.[૫૦] હું ક્ષુધાતુર થયો છું, તેથી જ આવું પાપકર્મ કરવા તૈયાર થયો છું. જે મનુષ્ય ક્ષુધાતુર થયેલો હોય છે, તેને હરકોઈ કૃત્ય કરવામાં શરમ આવતી નથી. મને ક્ષુધાએ જ દુષ્ટ કર્યો છે ને તેથી આ કૂતરાની જાંઘને હું લઈ જવા તૈયાર થયો છું.[૫૧] ભૂખને લીધે મારા પ્રાણ ગભરાય છે, મારું શાસ્ત્રજ્ઞાન આ વેળા નષ્ટ થઈ ગયું છે, હું દુર્બળ થઈ ગયો છું અને મારું ભાન પણ લગભગ ચાલ્યું ગયું છે, જેથી ભક્ષ્યાભક્ષ્યનો વિચાર મને સૂઝતો જ નથી.[૫૨] હું સમજું છું કે, આ કૃત્ય અધર્મભરેલું છે; તોપણ આ કૂતરાની જાંઘને હું લઈ જઈશ; કેમ કે તમારા આ ચાંડાલવાડામાં હું ઘેરઘેર ભટકી વળ્યો છતાં મને કંઈ પણ ભિક્ષા ન મળી, ત્યારે મને આવું પાપી કૃત્ય કરવાની બુદ્ધિ સૂઝી છે અને તેથી જ આ કૂતરાની જાંઘને હું લઈશ. અગ્નિ દેવતાઓનું મુખ છે અને તેઓનો પુરોહિત છે, વળી તે અગ્નિ પોતાનામાં હોમેલા પવિત્ર પદાર્થને જ પસંદ કરે છે, પણ અપવિત્ર પદાર્થથી તો ઊલટો કોપાયમાન થાય છે; છતાં જગતમાં તે સમર્થ અગ્નિદેવને સર્વભક્ષી કહેવામાં આવે છે; તેમ જ હું બ્રાહ્મણ છું, તે અગ્નિના જેવો જ પવિત્ર છું અને સર્વભક્ષી નથી, છતાં સર્વભક્ષી થવા ઇચ્છું છું, એમાં ધર્મદૃષ્ટિએ જ મારી પ્રવૃત્તિ છે, એમ તારે જાણવું.’ વિશ્વામિત્રે એ પ્રમાણે કહ્યું, એટલે ચાંડાલ બોલી ઊઠ્યો : ‘ હે મહર્ષિ! હવે મારું વચન સાંભળો અને તે સાંભળ્યા પછી તમને જેમ સત્ય લાગે તેમ વર્તો ને ધર્મથી ભ્રષ્ટ ન થવાય તેમ કરો. હે બ્રહ્મર્ષિ! હું તમારો ધર્મ પણ તમને કહું છું, તેને તમે સાંભળો. વિદ્વાનો કહે છે કે,’ કૂતરું શિયાળના કરતાં પણ અધમ પ્રાણી છે અને કૂતરાના શરીરમાં પણ તેની જાંઘનો ભાગ અત્યંત અધમ ગણાય છે;[૫૩-૫૭] માટે હે મહર્ષિ! તમારો આ નિશ્ચય યોગ્ય નથી અને ધર્મદૃષ્ટિએ નિંદાપાત્ર પણ છે, કેમ કે તમે ચાંડાલના દ્રવ્યની ચોરી કરવા તૈયાર થયા છો; વળી તેમાં પણ અભક્ષ્ય પદાર્થનું જ હરણ કરવાની તમે ઇચ્છા કરો છો.[૫૮] હે મહામુનિ! આપના પ્રાણનું રક્ષણ કરવા માટે તમે કોઈ બીજા

ઉપાયને શોધી કાઢો, પણ આ રીતે માંસભક્ષણના લોભને અધીન થઈને તમારા તપશ્ચરણનો નાશ ન થવા દો.[૫૯] શાસ્ત્રોક્ત ધર્મને જાણનારા તમારા જેવા મહાપુરુષે આવી ધર્મસંકરતા ન કરવી જોઈએ; તમે ધર્મનિષ્ઠ પુરુષોમાં શ્રેષ્ઠ ગણાઓ છો, માટે તમારા સ્વધર્મનો ત્યાગ કરશો મા.'[૬૦]

હે ભરતશ્રેષ્ઠ યુધિષ્ઠિર રાજા! ચાંડાલનાં એ વચનો સાંભળ્યા પછી ક્ષુધાતુર મહામુનિ વિશ્વામિત્રે તેના પ્રત્યે કહ્યું : [૬૧] 'અરે ઓ ચાંડાલ! આહારના અભાવે ઉપવાસ કરી કરીને આમતેમ દોડાદોડી કરતાં મારો ઘણો કાળ વીતી ગયો છે; જેથી હવે મારા પ્રાણનું રક્ષણ કરવા માટે બીજો એક પણ ઉપાય રહ્યો નથી.[૬૨] પુરુષ જ્યારે પ્રાણ-સંકટમાં આવી પડે, ત્યારે તેણે સારું–નરસું હરકોઈ પ્રકારનું કર્મ કરીને પ્રથમ જીવતા રહેવું ને પછી સમર્થ થઈને ધર્માચરણ કરવું.[૬૩] સર્વ કોઈનું પાલન કરવારૂપ ઇંદ્રદેવનો ધર્મ ક્ષત્રિયોનો છે અને સર્વભક્ષણરૂપ અગ્નિદેવનો ધર્મ બ્રાહ્મણોનો છે. વળી વેદરૂપી અગ્નિ મારું બળ છે, માટે એ બળના સામર્થ્યથી આ કૂતરાના માંસનું ભક્ષણ કરીને હું મારી ક્ષુધાને શાંત કરીશ.[૬૪] જે કર્મ કરવાથી પોતે જીવી શકે, તે કર્મ ગમે તેવું હોય તોપણ મનુષ્યે સત્વર કરવું જોઈએ; કેમ કે મરણના કરતાં જીવવું એ વધાર શ્રેયસ્કર છે અને જીવતો માણસ જ ધર્મ-ને સંપાદન કરી શકે છે;[૬૫] માટે જ હું અભક્ષ્યનું ભક્ષણ કરીને પણ જીવવાની ઇચ્છા રાખું છું અને તે મારો નિશ્ચય અજ્ઞાનથી નથી, પણ બુદ્ધિપૂર્વક જ છે, માટે તું મને અનુમતિ (સલાહ) આપ.[૬૬] (હું જો જીવતો રહીશ તો) જ્યોતિર્ગણો જેમ ઘોર અંધકારનો નાશ કરે છે, તેમ મારા તપોબળથી અને વિદ્યાબળથી સર્વ પાપોનો નાશ કરીશ; એટલુંજ નહિ પણ મારા આત્માને મહાબળવાન કરીશ.'[૬૭]

ચાંડાલે કહ્યું : આ કૂતરાના માંસનું ભક્ષણ કરવાથી તમારું આયુષ્ય લાંબું થશે નહિ, સદાને માટે પ્રાણ રહેશે નહિ અને અમૃતના જેવી તૃપ્તિ થશે નહિ; માટે કૂતરાને ખાવાનો વિચાર મનમાંથી કાઢી નાખીને તમે કોઈ બીજી ભિક્ષા માગો; કેમ કે કૂતરું દ્વિજજાતિને અભક્ષ્ય છે.[૬૮]

વિશ્વામિત્રે કહ્યું : હે ચાંડાલ! આ દુષ્કાળના સમયમાં બીજાં કોઈ માંસ મને સત્વર મળી આવે એમ હું માનતો નથી; તેમ મારી પાસે દ્રવ્ય પણ નથી. (જેથી હું બીજું કંઈ ખરીદી શકું!) હું ક્ષુધાથી વિહ્વળ બની ગયો છું, મને બીજો એકેય આધાર દેખાતો નથી અને તેથી હું છેક નિરાશ થઈ ગયો છું; માટે આ કૂતરાના માંસમાં છયે રસો છે, એમ હું સારી રીતે માનું છું.[૬૯]

ચાંડાલે કહ્યું : શાસ્ત્રમાં એવો નિયમ કરવામાં આવ્યો છે કે, બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રૈવર્ણિકોએ પાંચ નખવાળાં પાંચ જ પ્રાણીઓનું ભક્ષણ કરવું. આ શાસ્ત્રીય નિયમને તમે જો પ્રમાણ માનતા હો, તો આ કૂતરાનાં માંસને અભક્ષ્ય ગણીને તેનું ભક્ષણ કરવાનો વિચાર છોડી દો.[૭૦]

વિશ્વામિત્રે કહ્યું : અગસ્ત્યઋષિ જ્યારે ભૂખ્યા થયા હતા, ત્યારે વાતાપિ નામના અસુરનું પણ ભક્ષણ કરી ગયા હતા; તેમ હું પણ આ વેળા ક્ષુધાને લીધે આપત્તિમાં આવી પડ્યો છું, માટે આ કૂતરાની જાંઘનું ભક્ષણ કરીશ.[૭૧]

ચાંડાલે કહ્યું : તમે કોઈ બીજી ભિક્ષા માગી લાવો; પણ આ અભક્ષ્યનું ભક્ષણ કરવું, તે તમને યોગ્ય નથી. હું તમને ખરું જ કહું છું કે આવું કર્મ તમને યોગ્ય નથી; છતાં તમારી જો તેવી જ ઇચ્છા હોય તો ભલે, આ કૂતરાની જાંઘને તમે લઈ જાઓ.[૭૨]

વિશ્વામિત્રે કહ્યું : ધર્મના વિષયમાં શિષ્ટ પુરુષોનાં આચરણને પ્રમાણભૂત જ માનવામાં આવે છે, જેથી હું પણ અગસ્ત્ય આદિ શિષ્ટ પુરુષોના આચરણને અનુસરું છું અને તેથી આ કૂતરાની જાંઘને પવિત્ર ભોજનના કરતાં પણ શ્રેષ્ઠ અને ભક્ષ્ય માનું છું.[૭૩]

ચાંડાલે કહ્યું : અસત્ પુરુષોના આચરણને સનાતન ધર્મ તરીકે કદી મનાય જ નહિ. આ જગતમાં જે અકાર્ય છે તે કાર્ય (કરવા યોગ્ય) થઈ શકતું નથી. માટે તમે અગસ્ત્યઋષિનું બહાનું બતાવીને અધર્મ કૃત્ય કરો મા.[૭૪]

વિશ્વામિત્રે કહ્યું : અગસ્ત્ય પણ એક ઋષિ હતા. તે (મનુષ્યભક્ષણ જેવું) પાપી અને નિંદ્ય કૃત્ય કદી કરે જ નહિ. વળી હું આ વખતે પશુત્વ-

ધર્મ તરફ દૃષ્ટિ કરીને કૂતરાને તથા મૃગને સમાન માનું છું, માટે આ કૂતરાની જાંઘને હું ખાઈશ.૭૫

ચાંડાલે કહ્યું : (તમે કહો છો કે,) 'અગસ્ત્યઋષિએ જેમ વાતાપિ દૈત્યનું ભક્ષણ કર્યું હતું, તેમ હું પણ આ કૂતરાની જાંઘનું ભક્ષણ કરીશ.' પણ તેમ કહેવું યોગ્ય નથી; કેમ કે અગસ્ત્યઋષિએ બ્રાહ્મણોની પ્રાર્થનાને અધીન થઈને બ્રાહ્મણોનું ભક્ષણ કરનારા વાતાપિ દૈત્યનું ભક્ષણ કર્યું હતું અને બ્રાહ્મણોને દુઃખમાંથી મુક્ત કર્યા હતા; અર્થાત્ અગસ્ત્યમુનિએ કેવળ બ્રાહ્મણોને માટે જ વાતાપિનું ભક્ષણ કર્યું, પણ પોતાનું ઉદર ભરવા માટે ભક્ષણ કર્યું ન હતું અને તે પણ અવસ્થાના અધિકાર પરત્વે જ તેમણે એ કર્મ કર્યું હતું. (તાત્પર્ય કે તે સમય જ એવો હતો, જેથી તેમ કર્યા વિના ચાલે તેમ ન હતું.) માટે અગસ્ત્યે કરેલા એ કર્મમાં પાપનો સંભવ જ ન હતો, પરંતુ ધર્મ જ હતો; કેમ કે લોકના ગુરુ ગણાતા બ્રાહ્મણોનું હરકોઈ ઉપાયે પણ રક્ષણ કરવું જોઈએ.૭૬

વિશ્વામિત્રે કહ્યું : હું પણ એક બ્રાહ્મણ છું અને મારો આ દેહ મારો પ્રિય મિત્ર છે, તેમ લોકમાં ઘણો જ પૂજ્ય છે; માટે તેનું રક્ષણ કરવા માટે આ કૂતરાની જાંઘને હું લઈ જવા ઇચ્છું છું અને તેથી જ આવું ક્રૂર કર્મ કરતાં પણ હું ડરતો નથી.૭૭

ચાંડાલે કહ્યું : ધર્મનિષ્ઠ પુરુષો પોતાના જીવિતનો સુખપૂર્વક ત્યાગ કરે છે; પરંતુ અભક્ષ્યનું ભક્ષણ કરીને જીવવાનો વિચાર કરતા નથી. હે વિદ્વાન! ક્ષુધાને જીતવાથી જગતમાં ઘણા પુરુષો પોતાની ઇષ્ટ કામનાઓને પામ્યા છે, માટે તમે પણ ક્ષુધાને જીતીને એટલે ઉપવાસો કરીને જ તમારી કામનાને પૂર્ણ કરો.૭૮

વિશ્વામિત્રે કહ્યું : જે વેળા મરણકાળ જ ઉપસ્થિત થયો હોય, તે વેળા અનશનવ્રતનો સ્વીકાર કરીને મરણ પામવું તે શ્રેયસ્કર છે અને તે રીતે મરણ પામવાથી સર્વ કર્મોનો પણ વિનાશ થાય છે, એ વાત સત્ય છે; પરંતુ જીવન ટકી રહે તેવી સ્થિતિ હોય, છતાં અનશનવ્રતનો સ્વીકાર કરવાથી પ્રત્યક્ષ ધર્મનો લોપ જ થાય છે; અર્થાત્ ધર્મ કરવાના આધારભૂત ગણાયેલા શરીરનું જો રક્ષણ કરવામાં નથી આવતું, તો ખુલ્લી રીતે ધર્મનો વિરોધ અથવા અધર્મ જ કર્યો ગણાય છે અને હું તો નિત્ય વ્રતાચરણ કરનારો છું તથા શાંત સ્વભાવનો છું; માટે ધર્મના મૂળભૂત એવા મારા આ શરીરનું રક્ષણ કરવા માટે હું અભક્ષ્યનું પણ ભક્ષણ કરીશ.૭૯ જ્યારે જ્ઞાનદૃષ્ટિથી જોઈએ છીએ, ત્યારે તો સ્પષ્ટ દેખાય છે કે, આ કૂતરાનું માંસ ખાઈને પણ હું પુણ્ય જ પ્રાપ્ત કરીશ; કેમ કે જ્ઞાનોત્પત્તિના* સાધનભૂત શરીરનું ગમે તે માર્ગનો આશ્રય કરીને પણ રક્ષણ કરવું જોઈએ; પરંતુ કર્તાપણાના અભિમાનવાળી મોહાત્મક દૃષ્ટિથી જ્યારે જોઈએ છીએ, ત્યારે જણાય છે કે, કૂતરાનું માંસ ખાવામાં દોષ છે અને વળી તે વિષયમાં મને હજી સંશય જ છે કે, હું જ્ઞાની છું કે અજ્ઞાની? તોપણ આ માંસનું ભક્ષણ કરીને હું તારા જેવો ચાંડાલ તો નહિ જ બની જાઉં. (કેમ કે તપશ્ચરણ દ્વારા તે દોષને દૂર કરવાની મારામાં શક્તિ છે.)૮૦

ચાંડાલે કહ્યું : જોકે હું મહાપાપી છું અને સર્વના કરતાં અધમ છું, જેથી તમને આવો ઠપકો આપીને ઊલટો વધારે પાપી બનું છું; કેમ કે તમે એક પૂજ્ય બ્રાહ્મણ છો, તોપણ મારો દૃઢ નિશ્ચય છે કે, આવું નિંદ્ય અને દુઃખજનક પાપકૃત્ય કરતાં મારે તમને અટકાવવા.૮૧

વિશ્વામિત્રે કહ્યું : કોઈ જલાશયમાંનાં દેડકાંઓ ભલેને બૂમો પાડ્યા જ કરે! પરંતુ ગાયો તેઓની બૂમોને નહિ ગણકારીને, પાણી પીએ જ છે; તે પ્રમાણે તું ગમે તેટલું કહ્યા કરીશ, તોપણ હું આ કૃત્ય કરવાનો જ! વળી ધર્માનુશાસનમાં તને અધિકાર નથી, તો વ્યર્થ આત્મશ્લાઘા કર મા.૮૨

ચાંડાલે કહ્યું : હે બ્રાહ્મણ! હું તમારો મિત્ર થઈને તમને શિખામણ આપું છું અને મને તમારા ઉપર દયા આવે છે, તેથી આમ કહી રહ્યો છું; માટે જેમાં તમારું શ્રેય હોય તેવું કર્મ તમે કરો, પણ લોભને અધીન થઈને આવું પાપી કૃત્ય

* છાંદોગ્ય ઉપનિષદમાં કહ્યું છે કે, મન એ અન્નમય છે, જેથી અન્નભક્ષણ નહિ કરવાથી મન અસ્વસ્થ રહે છે અને તેની અસ્વસ્થતાને લીધે અધ્યયન કરેલી વિદ્યાનું સ્મરણ થતું નથી ઉપરાંત મનની અસ્વસ્થતાને લીધે શરીરની સ્થિતિમાં પણ ઘણો જ ફેરફાર અનુભવાય છે.

કરો મા.[૮૩]

વિશ્વામિત્રે કહ્યું : તું જો મારો મિત્ર હો અને મારા સુખની ઇચ્છા રાખતો હો, તો આ આપત્તિમાંથી મારો ઉદ્ધાર કર. મારો ધર્મ શું છે તે હું જાણું છું, માટે આ કૂતરાની જાંઘ મને આપ.[૮૪]

ચાંડાલે કહ્યું : હું મારા હાથથી આ જાંઘ તમને આપી શકતો નથી, તેમ મારી નજર આગળ ચોરાઈ જતા મારા અન્નની ઉપેક્ષા પણ કરી શકતો નથી; અને ધારો કે આ માંસ હું તમને અર્પણ કરું ને તમે બ્રાહ્મણ હોવાથી તેનો જો પ્રતિગ્રહ કરો, તો આપણે બન્ને દોષભાગી બનીને નરકમાં જ પડીએ.[૮૫]

વિશ્વામિત્રે કહ્યું : આજે આ પાપકર્મ કરીને જો હું જીવતો રહીશ, તો પાછળથી મહાપવિત્ર ધર્માચરણ કરીશ અને તેના પ્રભાવથી પવિત્રાત્મા બનીને ધર્મને જ સંપાદન કરીશ; માટે આવું પાપકૃત્ય કરીને જીવવું તે શ્રેષ્ઠ છે કે નિરાહાર રહીને પ્રાણ ત્યાગ કરવા તે શ્રેષ્ઠ છે, એ વિષે તું જ મને કહે.[૮૬]

ચાંડાલે કહ્યું: પોતાના કુલને યોગ્ય એવું ધર્માચરણ કરવામાં પોતાનો આત્મા જ સાક્ષીભૂત હોય છે, જેથી તમે પોતે જ જાણો છો કે, આ કૃત્ય કરવામાં પાપ છે કે પુણ્ય છે? હું તો ધારું છું કે, જે પુરુષ કૂતરાના માંસને પણ ભક્ષ્ય ગણીને તેનો સ્વીકાર કરે, તે બીજી કોઈ પણ વસ્તુનો ત્યાગ કરે નહિ; અર્થાત્ તે પુરુષ સર્વભક્ષી જ હોવો જોઈએ.[૮૭]

વિશ્વામિત્રે કહ્યું : હું કબૂલ કરું છું કે, અભક્ષ્ય પદાર્થનો પ્રતિગ્રહ કરવામાં તથા તેનું ભક્ષણ કરવામાં દોષ છે; પરંતુ જે વેળા પ્રાણ જવાનો પ્રસંગ આવી પડે, ત્યારે અભક્ષ્ય પદાર્થનું પણ દાન લેવું અને તેનું ભક્ષણ કરવું, આવો સામાન્ય વિધિશાસ્ત્રનો* અપવાદ પણ છે. (તાત્પર્ય કે) જે ભક્ષ્યમાં હિંસાનો તથા અસત્યનો સંબંધ હોય છે, તે ભક્ષ્ય નિંદનીય ગણાય છે; પરંતુ જે ભક્ષ્યમાં હિંસા કે અસત્યનો સંબંધ નથી અને જેનું ભક્ષણ કરવાથી જગતમાં અલ્પ જ નિંદા થાય છે, તે અભક્ષ્ય પદાર્થનું પણ પ્રાણ જવાના પ્રસંગે ભક્ષણ કરવું; કેમ કે તેમાં હિંસા અને અસત્યના જેવું ભારે પાપ નથી અને પોતાના પ્રાણની રક્ષારૂપ મહાન કાર્ય તેથી સિદ્ધ પણ થાય છે.[૮૮]

ચાંડાલે કહ્યું : હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! આ અભક્ષ્ય વસ્તુનું પણ ભક્ષણ કરીને તમારે કેવળ પ્રાણપોષણ કરવાની જ જો ઇચ્છા છે, તો પછી સ્પષ્ટ જણાય છે કે, તમે વેદને કે આર્યધર્મને પ્રમાણ માનતા નથી અને તેથી જ હું જેમ ભક્ષ્યાભક્ષ્યમાં દોષને જોતો નથી, તેમ તમે પણ દોષને જોતા નથી.[૮૯]

વિશ્વામિત્રે કહ્યું : અભક્ષ્યનું ભક્ષણ કરવાથી પાપ લાગે છે, એ વાત ખરી છે; પણ હિંસાના જેવું મહાન પાપ લાગતું નથી. જેમ કે શાસ્ત્રની આજ્ઞા છે કે, 'મદિરાપાન કરીને પુરુષ પતિત થાય છે.' આ આજ્ઞા પુરુષને પતિત થયાનું કહે છે, પરંતુ હિંસા કર્યાના જેવો મહાપાપી થયાનું કહેતી નથી; તેમ જ અભક્ષ્યના ભક્ષણમાં પાપ રહેલું છે ખરું, પણ પાપનો મુખ્ય હેતુ જે હિંસા, તે એમાં જોવામાં આવતો નથી. વળી જેમ કે મૈથુનરૂપ પાપકૃત્ય કરેલા પુણ્યનો પણ નાશ કરે છે, તેમ આ અભક્ષ્યભક્ષણરૂપ પાપકૃત્ય કરેલા પુણ્યનો નાશ કરનાર નથી; અર્થાત્ આ અભક્ષ્ય વસ્તુના ભક્ષણથી સામાન્ય પાપની ઉત્પત્તિ થશે, પણ મારો બ્રાહ્મણત્વાદિ ધર્મ નાશ નહિ પામે.[૯૦]

ચાંડાલે કહ્યું : તમારા જેવો એક વિદ્વાન પુરુષ આ ચાંડાલના ઘર જેવા અયોગ્ય સ્થળેથી અને તે પણ ચોરીના જેવા નિંદ્ય કર્મથી તેમ જ મારા જેવા નીચ પુરુષની પાસેથી અતિ આગ્રહપૂર્વક આ કૂતરાની જાંઘ જેવા અભક્ષ્ય પદાર્થને લઈ જાય, તે સદાચરણથી વિરુદ્ધ છે, એમ હું વારંવાર કહ્યા કરું છું. છતાં તમે માનતા નથી; માટે આ પાપકર્મનું ફળ તમારે જ ભોગવવાનું છે, મને તેમાં કંઈ પણ લેવાદેવા નથી.[૯૧]

ભીષ્મે કહ્યું : હે રાજા! વિશ્વામિત્રને એમ કહીને તે ચાંડાલ ત્યાંથી પાછો ફર્યો, એટલે તુરત જ વિશ્વામિત્રે પેલી કૂતરાની જાંઘને ઉઠાવી લીધી; કેમ કે તેમનો તો એ પ્રથમથી જ નિશ્ચય હતો.[૯૨] મહામુનિ વિશ્વામિત્ર તે કૂતરાની જાંઘને લઈને

* सर्वान्नानुमतिश्च प्राणात्यये तद्दर्शनात्। પ્રાણ જવાનો પ્રસંગ ઉપસ્થિત થાય તે વેળા સર્વ પ્રકારનું ભક્ષ્યાભક્ષ્ય અન્ન ભક્ષણ કરીને પ્રાણધારણા કરવી, એમ શાસ્ત્ર કહે છે.
—વેદાંતદર્શન

એકદમ વન તરફ ચાલી નીકળ્યા અને ત્યાં આવીને પોતાની સ્ત્રીની સાથે જીવિત ટકાવી રાખવાની ઇચ્છાથી તેને ખાવાનો તેમણે વિચાર કર્યો.૯૩ એ વેળા તેમને એવી બુદ્ધિ થઈ કે, 'હું પ્રથમ, વિધિ-પૂર્વક દેવોને તૃપ્ત કરું અને પછી મારી ઇચ્છાનુસાર આ શ્વમાંસનું ભક્ષણ કરું.'૯૪ એવો નિશ્ચય કરી તે મુનિએ વેદોક્ત વિધિ પ્રમાણે અગ્નિ લાવીને ઐંદ્રાગ્નેય વિધિથી પોતે જાતે જ ચરુ પકાવ્યો.૯૫ હે ભરતવંશી રાજા! તે પછી ઇંદ્રાદિક દેવતાઓનું તથા પિતૃઓનું આહ્વાન કરીને તેમણે દેવોના અને પિતૃના કર્મનો આરંભ કર્યો અને અનુક્રમે સર્વ દેવપિતૃઓને ચરુમાંથી ભાગ આપ્યા;૯૬ એટલે તે જ સમયે ઇંદ્રે વરસાદ વરસાવ્યો અને સર્વ પ્રજાઓને તથા ઔષધિઓને જિવાડી.૯૭ ભગવાન વિશ્વામિત્રે પણ તપશ્ચર્યાથી પાપોને બાળી નાખીને કેટલોએક મહાન કાળ વીતી ગયા પછી પરમ અદ્ભુત સિદ્ધિ સંપાદન કરી. એ પ્રમાણે બ્રાહ્મણશ્રેષ્ઠ વિશ્વામિત્રે કૂતરાની જાંઘરૂપ હવિષ્ય વડે હોમકર્મ સમાપ્ત કરીને દેવોને તથા પિતૃઓને તૃપ્ત કર્યા હતા, પરંતુ પોતે તેનું ભોજન કર્યું ન હતું;૯૮-૯૯ તેમ જ હરકોઈ ઉદાર મનવાળા, વિદ્વાન અને ઉપાયને જાણનારા મનુષ્યે સંકટમાં આવી પડ્યા પછી જો જીવવાની ઇચ્છા હોય તો ગમે તે ઉપાયની યોજના કરીને, પણ પોતાના દીન આત્માનો ઉદ્ધાર કરવો.૧૦૦ અને એ વિશ્વામિત્રના જેવી બુદ્ધિનો આશ્રય કરીને સદાય જીવતા રહેવું; કેમ કે જીવતો પુરુષ પુણ્યને તથા કલ્યાણને સંપાદન કરી શકે છે;૧૦૧ માટે હે કુંતીપુત્ર યુધિષ્ઠિર! ધર્મ-અધર્મના નિશ્ચયને જાણનારા કુશલાત્મા પુરુષે પૂર્વોક્ત બુદ્ધિનો આશ્રય કરીને આ જગતમાં વર્તવું.૧૦૨

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત આપદ્ધર્માનુશાસન-પર્વમાં 'બાર વર્ષનો ભયંકર દુષ્કાળ' નામનો અધ્યાય ૧૪૧ મો સમાપ્ત

# अध्याय १४२मो

## શાસ્ત્રનું જ્ઞાન બુદ્ધિપૂર્વક જ હોવું જોઈએ

॥ युधिष्ठिर उवाच ॥

यदि घोरं समुद्दिष्टमश्रद्धेयमिवानृतम् ।
अस्ति स्विद्दस्युमर्यादा यामहं परिवर्जये ॥ १ ॥

યુધિષ્ઠિરે પૂછ્યુ : હે પિતામહ! તમે મને કહ્યું કે, 'મહાન પુરુષે પણ આવા પ્રકારનું ઘોર કૃત્ય કરવું, જે સત્યથી રહિત અને શ્રદ્ધા કરવાને અયોગ્ય છે; તો પછી હું તમને પૂછું છું કે, ચોરલોકોને માટે તેવી કોઈ મર્યાદા છે કે જેનો હું ત્યાગ કરું? અર્થાત્ તમારા કહેવા પ્રમાણે મોટા પુરુષો પણ તેવાં નીચ કૃત્યો કરે, તો પછી ચોરલોકોમાં અને તેઓમાં ભેદ શો?૧ ખરેખર તમારો આ ઉપદેશ સાંભળીને હું મૂંઝાઈ ગયો છું. મને ઘણો ખેદ થાય છે અને મારો ધર્મ પણ શિથિલ થઈ ગયો છે, તેથી હું મારા મનનું સમાધાન કરું છું, તોપણ કોઈ પ્રકારના નિશ્ચય ઉપર આવી શકતો નથી તમે કહેલા આ ધર્મોને આચરણમાં મૂકી શકતો નથી.૨

ભીષ્મે કહ્યું : હે રાજા! તમને જે ધર્મ-શિક્ષણ આપ્યું છે, તે કેવળ શાસ્ત્રોનું શ્રવણ કરીને જ આપ્યું નથી; પરંતુ એ જ્ઞાન વિદ્વાનોના બુદ્ધિતત્ત્વમાંથી બહાર પડેલું છે અને વિદ્વાનોએ સંગ્રહ કરેલા મધ સરખું છે.૩ રાજાએ કોયલ, વરાહ, નહાર અને સિંહ આદિ અનેક પ્રાણીઓ પાસેથી જ્ઞાન સંપાદન કરવું જોઈએ; માત્ર એક ઇંદ્રિયના જ્ઞાનથી અથવા એક જ પ્રકારના જ્ઞાનથી સર્વત્ર નિર્વાહ થઈ શકતો નથી.૪ હે કુરુવંશી રાજા! મારા વચનને લક્ષ્યમાં રાખો કે, સત્પુરુષોનો આચાર અને પોતાનો ધર્મ સદાય બુદ્ધિજન્ય જ હોય છે; અર્થાત્ ધર્મનો તથા આચારનો નિર્ણય કરનાર બુદ્ધિ જ છે અને બુદ્ધિ દ્વારા જ તેઓનું જ્ઞાન થઈ શકે છે.૫ જે રાજાઓની બુદ્ધિ ઉત્તમ હોય છે, તેઓ વિજયની ઇચ્છાવાળા થઈને પણ ધર્માચરણ કરી શકે છે; માટે રાજાએ પોતાની ઉત્તમ બુદ્ધિનો આશ્રય કરીને ચારેબાજુ ધર્મને શોધવો જોઈએ.૬ એકદેશીય જ્ઞાનનો આશ્રય કરીને રાજા ધર્મવાન થઈ શકતો નથી. જે રાજાની બુદ્ધિને પ્રથમ અધ્યયન કરવાના સમયે જ વિશાળ જ્ઞાનનું શિક્ષણ મળ્યું નથી, તો રાજા દુર્બળ ગણાય છે અને તેને ધર્મવિષયક જ્ઞાન ક્યાંથી જ હોઈ શકે?૭ હે ભારત! એક જ કર્મ કોઈ સમયે ધર્મરૂપ બને છે અને કોઈ સમયે અધર્મરૂપ બને છે, જેથી તેવા બન્ને પ્રકારના સમય-જ્ઞાનને નહિ ધરાવનારો પુરુષ તેવો સમય ઉપસ્થિત થતાં સંશયમાં આવી પડે છે; માટે હરકોઈ ધર્મ-જિજ્ઞાસુ પુરુષે તે બન્ને પ્રકારનું જ્ઞાન પ્રથમ જ

સંપાદન કરવું જોઈએ. જેમ કે અહિંસા પાળવી એ ધર્મ છે, પરંતુ ચોરની રક્ષા કરીને પાળેલી અહિંસા પાપરૂપ ગણાય છે, ઇત્યાદિ.[૮] જે કોઈ બુદ્ધિમાન રાજા 'આવતા વર્ષે પ્રજાઓ પાસેથી હું છ ભાગ કરને બદલે ત્રણ ભાગ કર લઈશ' આવો નિશ્ચય કરીને આપત્તિના સમયે તેના તે જ વર્ષમાં છ ભાગને બદલે તેનાથી દોઢો કે સવાયો કર ગ્રહણ કરે, તોપણ પ્રજાઓ તેના વર્તનને ધર્મ તરીકે જ માન્ય ગણે છે. ભલે પછી મૂઢ પુરુષોની દૃષ્ટિએ તે રાજા અધર્મી ગણાય, પણ બુદ્ધિમાનોની દૃષ્ટિએ તો તે રાજા ધર્મિષ્ઠ જ છે.[૯] આ જગતમાં કેટલાએક પુરુષો સત્ય જ્ઞાનવાળા હોય છે અને કેટલાએક મિથ્યા જ્ઞાનવાળા હોય છે, માટે ડાહ્યા પુરુષે યથાર્થ રીતે વિચાર કરીને જે જ્ઞાનને સત્પુરુષે ગ્રહણ કર્યું હોય, તેનું ગ્રહણ કરવું.[૧૦] કેટલાએક ધર્મથી વિરુદ્ધ વર્તનારા પુરુષો કહે છે કે, 'ધર્મશાસ્ત્રનો વિરોધ કરનારા અર્થશાસ્ત્રનો સ્વીકાર ન કરવો.' આમ કહીને તે અર્થહીન (નિર્ધન) પુરુષો અર્થશાસ્ત્રની વિષમતાને અથવા અધર્મરૂપતાને પ્રસિદ્ધ કરે છે;[૧૧] પરંતુ હે રાજા! કેવળ વિદ્યા ઉપર જ આજીવિકા ચલાવવાની ઇચ્છા રાખનારા તથા (તે દ્વારા) યશ અને કામનાનો અભિલાષ ધરાવનારા તે સર્વ પુરુષો મહાપાપી છે અને ધર્મના શત્રુઓ છે;[૧૨] કેમ કે જેઓની બુદ્ધિ પરિપક્વ થયેલી નથી અને જેઓએ શાસ્ત્રકુશળતા મેળવી નથી, તેવા એ મૂર્ખ પુરુષો શાસ્ત્રના યથાર્થ અર્થને યુક્તિયુક્ત માનતા નથી.[૧૩] વળી તેઓ શાસ્ત્ર તરફ દોષદૃષ્ટિથી જોનારા હોય છે કે, જેથી શાસ્ત્રના વાસ્તવિક અર્થનો લોપ કરીને કહે છે કે, 'તમારા જાણવામાં આવેલો આ શાસ્ત્રીય અર્થ બરાબર નથી.'[૧૪] એ પ્રમાણે કહીને તેઓ બીજાઓની નિંદા કરે છે અને પોતાની વિદ્યાને પ્રસિદ્ધ કરે છે. એવા માણસો વાણીરૂપી અસ્ત્રવાળા તથા વાણીરૂપી બાણ છોડનારા હોઈને પોતાના સંબંધમાં એમ જ માને છે કે, સર્વ વિદ્યાઓના ફળનું જાણે અમે જ દોહન કરી લીધું છે;[૧૫] પણ હે ભારત! તેઓને તમારે વિદ્યાનો વેપાર કરનારા અથવા રાક્ષસો જેવા જ સમજવા, માટે હે રાજા! તમે પણ દાંભિકપણાનો આશ્રય કરીને જો ધર્માચરણ કરશો, તો સત્પુરુષોએ કહેલા ધર્મને ખોઈ બેસશો.[૧૬] અમે સાંભળ્યું છે કે, કેવળ વાદવિવાદ કરવાથી અથવા કેવળ તર્કવિતર્ક કરવાથી ધર્મનો નિશ્ચય થઈ શકતો નથી, પણ બુદ્ધિ અને વાણી એ બન્નેનો સાથે ઉપયોગ કરવાથી ધર્મનો નિશ્ચય થઈ શકે છે, એવો બૃહસ્પતિનો મત છે, એમ ઇંદ્રે પોતે કહ્યું છે.[૧૭] શાસ્ત્રમાં કોઈ પણ વચન નિષ્કારણ કહેવામાં આવ્યું નથી, છતાં કેટલાએક વિદ્વાનો અહિંસા આદિનું મહત્ત્વ માનીને શાસ્ત્રના યુક્તિયુક્ત વચનનો પણ અંગીકાર કરતા નથી,[૧૮] ત્યારે બીજા કેટલાએક મુખ્ય આચાર્યો કહે છે કે, 'લોકવ્યવહાર જળવાઈ રહે માટે ધર્મની રચના કરવામાં આવી છે, તેથી ચોર વગેરેનો વધ કર્યા વિના લોકવ્યવહાર જળવાઈ રહે નહિ, એમ સમજીને તેવે પ્રસંગે અવશ્ય હિંસા પણ કરવી.' એ પ્રમાણે વિદ્વાન પુરુષોમાં પણ અનેક મતભેદ છે; માટે બુદ્ધિમાન પુરુષે સત્પુરુષોમાં માન્ય ગણાયેલા ધર્મનો પોતાની બુદ્ધિથી જ યુક્તિપૂર્વક નિશ્ચય કરવો. હે ભારત! બુદ્ધિમાન પુરુષ ક્રોધને આધીન થઈને અથવા અજ્ઞાનને લીધે શાસ્ત્રના અર્થને નહિ સમજીને જો શાસ્ત્રનું પ્રવચન કરે છે, તો જનસમાજમાં તેનો શાસ્ત્રોપદેશ અપ્રમાણ થઈ પડે છે, માટે ક્રોધાદિકનો ત્યાગ કર્યા પછી જ જનસમુદાયમાં શાસ્ત્રપ્રવચન કરવું.[૧૯-૨૦] જે શાસ્ત્ર વેદાનુકૂળ તર્ક અને વચનથી યુક્ત હોય છે, તે જગતમાં વખણાય છે; છતાં કેટલાએક લોકો માને છે કે, તર્કથી રહિત હોય તોપણ વચન જ ઉત્તમ છે, (પરંતુ એ માન્યતા અજ્ઞાનભરેલી છે;)[૨૧] તેમ જ બીજા કેટલાએક માને છે કે, આ યુક્તિથી આ શાસ્ત્ર દૂષિત ઠરે છે, માટે તે વ્યર્થ છે; પરંતુ એમ માનવું તે પણ અજ્ઞાન જ છે, કેમ કે પૂર્વે શુક્રાચાર્યે પણ સંશયનો નાશ કરનારો પોતાનો મત દૈત્યોને પ્રદર્શિત કર્યો હતો કે, તર્કથી શાસ્ત્રનો અને શાસ્ત્રથી તર્કનો બાધ કર્યા વિના શાસ્ત્ર અને તર્ક એ બન્નેને જે સંમત હોય તેનું આચરણ કરવું.[૨૨] હે રાજા! જે જ્ઞાન સંશયરૂપ હોય છે તેને વ્યર્થ જ સમજવું; માટે તેવા સંશયરૂપ જ્ઞાનને મૂળમાંથી જ દૂર કરવાને તમે યોગ્ય છો. હે રાજા! તમે મારા આ નીતિવાક્યનો સ્વીકાર કરતા નથી, તે અયોગ્ય છે. શું

તમે નથી જાણતા કે, ઉગ્ર કર્મ કરવા માટે જ તમને ઈશ્વરે ઉત્પન્ન કર્યા છે?[૨૩,૨૪] હે તાત! તમે મારા તરફ દૃષ્ટિ કરો. જે વાતને બીજા લોકો પસદ કરતા ન હતા અને મારી નિંદા કરતા હતા કે, આ ભીષ્મ સર્વની હિંસા કરનારો છે, છતા મેં તેઓની નિંદાને નહિ ગણકારીને પોતાનુ હિત નહિ સમજનારા અને આ પૃથ્વી પરના ઐશ્વર્યની ઈચ્છા રાખનારા રાજાઓને કેવળ ઉપકાર કરવાની બુદ્ધિથી જ શું નથી માર્યા? (અર્થાત્ માર્યા જ છે.) એ જ પ્રમાણે તમે પણ સ્વાર્થબુદ્ધિનો ત્યાગ કરીને કેવળ પ્રજાઓના હિતાર્થે જ તેઓનુ શાસન કરો.[૨૫] બકરાને, ઘોડાને તથા ક્ષત્રિયને બ્રહ્મદેવે સમાન ધર્મવાળા જ ઉત્પન્ન કર્યા છે, અર્થાત્ બકરાને જેમ તેના તથા યજ્ઞના હિત માટે જ યજ્ઞસ્તંભ પ્રત્યે લઈ જવામા આવે છે, તેમ ઘોડાને અને ક્ષત્રિયને પણ સ્વપરના હિત માટે જ સંગ્રામભૂમિ પ્રત્યે લઈ જવામા આવે છે, માટે એ ક્ષત્રિય વગેરેથી સર્વ પ્રાણીઓનો અમુક કોઈ નિર્વાહ નિરંતર સિદ્ધ થાય છે.[૨૬] વધ કરવાને અયોગ્ય એવા હરકોઈ પ્રાણીનો વધ કરવાથી જે દોષ લાગે છે, તે જ દોષ વધ કરવાને યોગ્ય પ્રાણીનો વધ નહિ કરવાથી પણ લાગે છે. આવી ધર્મમર્યાદા છે, પરંતુ એ મર્યાદાનું ચોર લોકો ઉલ્લંઘન કરે છે અને રાજા ઉલ્લંઘન કરતો નથી. બસ, આટલો જ રાજામા અને ચોરમા ભેદ રહેલો છે[૨૭] માટે રાજાએ તીક્ષ્ણ થઈને પ્રજાઓને સ્વધર્મમા સ્થાપવી જોઈએ, કેમ કે એમ કરવામા ન આવે તો વરુઓની પેઠે પ્રજાઓ અન્યોન્યનું ભક્ષણ કરી જાય.[૨૮] જે રાજાના રાજ્યમાં ચોર લોકો, કાગડાઓ જળમાથી જેમ માછલાઓને ઉઠાવી જાય છે તેમ પ્રજાઓના દ્રવ્યને ચોરી જાય છે, તે રાજા અધમ ગણાય છે હે રાજા! જે પુરુષો વેદવિદ્યાને ભણેલા હોય અને કુળવાન હોય તેઓને તમે મંત્રી બનાવજો અને તેઓની સલાહ પ્રમાણે ધર્માનુસાર પ્રજાઓનું પાલન કરીને પૃથ્વી પર રાજ્ય કરજો[૨૯,૩૦] જે રાજા પાલનરૂપ કર્મથી રહિત અને ઉપાયોની વિશેષતાથી અજ્ઞાત હોવા છતા અન્યાયમાર્ગે પ્રજાઓ પાસેથી કર લે છે, તે રાજા નપુંસક છે[૩૧] ક્ષાત્રધર્મ પ્રમાણે વર્તવાની ઈચ્છાવાળા રાજાએ કેવળ ઉગ્રતા રાખવી અથવા કેવળ કોમળતા રાખવી, તે વખાણવા યોગ્ય નથી; માટે હે રાજા! તીક્ષ્ણતા અને મૃદુતા એ બન્નેનું ઉલ્લંઘન કર્યા વિના તમે સમય પરત્વે તીક્ષ્ણ થાઓ અને સમય પરત્વે મૃદુ પણ થાઓ.[૩૨] ક્ષાત્રધર્મ મહાક્લિષ્ટ છે, પણ તમારા ઉપર મારી પ્રીતિ છે, તેથી હુ તમને કહુ છું કે, ઉગ્ર કર્મ કરવા માટે જ ઈશ્વરે તમને ઉત્પન્ન કર્યા છે, માટે તમે રાજ્યનુ પાલન કરો.[૩૩] હે ભરતશ્રેષ્ઠ રાજા! બુદ્ધિમાન શુક્રાચાર્યે કહ્યુ છે કે, દુષ્ટ પુરુષોને શિક્ષા કરવી અને સત્પુરુષોનું રક્ષણ કરવુ, એ આપત્તિ કાળમા પણ રાજાનો પરમ ધર્મ ગણાય છે.[૩૪]

યુધિષ્ઠિરે પૂછ્યું: હે સત્પુરુષોમા શ્રેષ્ઠ ભીષ્મ પિતામહ! હુ તમને પૂછું છુ કે, જેનુ બીજો કોઈ પણ પુરુષ ઉલ્લંઘન કરી શકે નહિ તેવી કોઈ મર્યાદા છે? જો હોય તો મને કહો.[૩૫]

ભીષ્મે કહ્યુ: હે રાજા! જે બ્રાહ્મણો વિદ્યાવૃદ્ધ હોય, તપસ્વી હોય અને શાસ્ત્રજ્ઞાન તથા ચારિત્રબળથી યુક્ત હોય, તેઓનુ નિત્ય સેવન કરવુ, એ જ પવિત્ર અને શ્રેષ્ઠ કર્તવ્ય છે.[૩૬] તમારો દેવો તરફ જેવો ભાવ છે, તેવો જ નિત્ય બ્રાહ્મણો તરફ પણ હોવો જોઈએ, કેમ કે ક્રોધાયમાન થયેલા બ્રાહ્મણોએ જગતમા અનેક પ્રકારની ઊથલપાથલ કરી નાખેલી છે[૩૭] બ્રાહ્મણોને પ્રસન્ન રાખવાં[illegible] મહાન યશ મળે છે, તેમ જ તેઓને ક્રોધાયમાન કરવાથી મહાન ભય આવી પડે છે, કેમ કે બ્રાહ્મ[illegible] જો પ્રસન્ન થાય છે, તો અમૃતના જેવા સુખદા[illegible] થાય છે અને જો ક્રોધાયમાન થાય છે તો ઝેર[illegible] જેવા દુઃખદાયી થાય છે.[૩૮]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત આપદ્ધર્માનુશાસન પર્વમા 'શાસ્ત્રનુ જ્ઞાન બુદ્ધિપૂર્વક જ હોવુ જોઈએ' નામનો અધ્યાય ૧૪૨ મો સમાપ્ત

## अध्याय १४३ मो

### એક પારધી અને હોલાની કથા-ઉપક્રમ

॥ युधिष्ठिर उवाच ॥

पितामह महाप्राज्ञ सर्वशास्त्रविशारद ।
शरणं पालयमानस्य यो धर्मस्तं ब्रवीहि मे ॥१॥

યુધિષ્ઠિરે પૂછ્યું હે સર્વ શાસ્ત્રોમા કુશળ મહાબુદ્ધિમાન પિતામહ! શરણે આવેલાનુ રક્ષણ

કરનારા પુરુષને શું ધર્મફળ પ્રાપ્ત થાય છે, તે મને કહો.[1]

ભીષ્મે કહ્યું : હે મહારાજા ! શરણે આવેલાનું રક્ષણ કરવાથી મહાન ધર્મફળ પ્રાપ્ત કરી શકાય છે; માટે જ એ પ્રશ્ન તમારે પૂછવા યોગ્ય હતો.[2] હે રાજન્ ! શિબિ વગેરે અનેક મહાત્મારાજાઓ શરણે આવેલાનું રક્ષણ કરીને પરમ સિદ્ધિને પામી ગયા છે.[3] તેમ જ અમે સાંભળ્યું છે કે, એક હોલાએ શરણે આવેલા પોતાના શત્રુનો પણ યથાયોગ્ય સત્કાર કર્યો હતો અને પોતાનું માંસ અર્પણ કરીને તેને ભોજન માટે નોતર્યો હતો.[4]

યુધિષ્ઠિરે પૂછ્યું : હે ભરતવંશી પિતામહ ! તે હોલાએ શરણે આવેલા શત્રુને પોતાના માંસનું ભોજન શા માટે આપ્યું હતું ? અને તેને શી ગતિ પ્રાપ્ત થઈ હતી ?[5]

ભીષ્મે કહ્યુ : હે રાજન્ ! મુનિ ભાર્ગવે સર્વ પાપનો નાશ કરનારી એ દિવ્ય કથા રાજા મુચુકુંદને કહી હતી, તેને તમે સાંભળો.[6] હે મહાપુરુષ ! પૂર્વે રાજા મુચુકુંદે આ વિષયનો જ પ્રશ્ન ભાર્ગવ-મુનિને પ્રણામપૂર્વક પૂછ્યો હતો, જેથી તે મુનિએ હોલો કેવી રીતે સિદ્ધિને પામ્યો હતો, એ સંબંધની કથા સાંભળવાને ઉત્સુક બનેલા મુચુકુંદ રાજાને આ પ્રમાણે કહી હતી.

ભાર્ગવ મુનિએ કહ્યું : હે વિશાળ ભુજાવાળા રાજા ! ધર્મના નિશ્ચયવાળી તથા કામ અને અર્થથી યુક્ત એવી જે કથા હું તમને કહું છું, તેને સાવધાન થઈને સાંભળો.[7-8] કોઈ એક મહાન અરણ્યમાં પૃથ્વી પરનો જાણે કાળ હોય તેવો ઘોર દેખાવનો અને ક્ષુદ્ર આચરણવાળો એક પક્ષીહિંસક પારધી ફર્યા કરતો હતો.[10] તેના શરીરનો વર્ણ કાગડાના જેવો શ્યામ હતો, તેનાં નેત્રો લાલચોળ રંગનાં હતાં, દેખાવમાં તે કાળના જેવો જ હતો તેની જાંઘો લાંબી લાંબી હતી, પગ ટૂંકા હતા મુખ મોટું હતું અને તેની હડપચી ઘણી લાંબી હતી.[11] તેનો કોઈ મિત્ર ન હતો, સંબંધી ન હતો કે બાંધવ પણ ન હતો; કારણ કે મૂળથી જ તેનાં રૌદ્રકર્મોને લીધે તેના મિત્ર વગેરે સંબંધીઓએ તેને તજી દીધો હતો.[12] જે પુરુષનું આચરણ પાપી હોય છે તેનો ડાહ્યા પુરુષોએ દૂરથી જ ત્યાગ કરી દેવો જોઈએ; કેમ કે તેવો પુરુષ પોતાના આત્માનો જ નાશ કરવા જ્યારે તૈયાર થાય છે, ત્યારે તે પારકાનું શું ઉકાળવાનો ?[13] જે દુરાત્મા પુરુષો ક્રૂર હોય છે અને પ્રાણીઓના પ્રાણને હરણ કરનારા હોય છે, તેઓ સર્પોની પેઠે સર્વ પ્રાણીઓને ઉદ્વેગ કરનારા થઈ પડે છે.[14] હે રાજા ! એ પ્રમાણે તે પારધી હાથમાં જાળ લઈને વનમાં ભટક્યા કરતો અને હમેશાં ઘણાં પક્ષીઓનો સંહાર કરીને તેઓનાં માંસને વેચી નાખતો.[15] આવી દુષ્ટ આજીવિકાનો આશ્રય કરીને ગુજરાન ચલાવતાં એ દુરાત્મા પારધીનો ઘણો સમય વીતી ગયો; પરંતુ છેવટ સુધી તેના જાણવામાં જ ન આવ્યું કે મારી આજીવિકા ઘણી અધર્મભરેલી છે.[16] પોતાની સ્ત્રીના સાથમાં રહીને નિરંતર રમણ કરી રહેલો એ પારધી દૈવયોગે એટલો બધો મૂઢ બની ગયો હતો, જેથી પક્ષીહિંસા વિનાની બીજી કોઈ પણ આજીવિકા તેને પસંદ આવતી ન હતી.[17] હવે એક દિવસ એવું બન્યું કે, એ પારધી પક્ષીઓની શોધમાં ને શોધમાં જંગલમાં ઘૂમ્યા કરતો હતો, તેવામાં વૃક્ષોને જાણે ઉખેડી પાડતો હોય તેવો અતિ મહાન પવન ઘણા જ જોસથી ફૂંકાવા લાગ્યો; એટલું જ નહિ પણ મહાસાગર જેમ નૌકાઓથી છવાઈ જાય, તેમ એક ક્ષણવારમાં આકાશ મેઘમંડળોથી છવાઈ ગયું ને સાથે સાથે વીજળીઓના કડાકાભડાકા પણ થવા લાગ્યા.[18-19] મેઘરાજા પણ એવી મોટી જળધારાઓને વરસાવવા લાગ્યો કે, જેથી એક ક્ષણમાં તો પૃથ્વી પર પાણી પાણી થઈ રહ્યું.[20] આ રીતે વરસાદની ઝડી ચાલુ થઈ તે સમયે પેલો પારધી ટાઢથી પીડાઈ ને લગભગ બેભાન જેવો બની ગયો ને આકુળ ચિત્તે આખા વનમાં આમતેમ ભટકવા લાગ્યો;[21] પરંતુ વનનો સર્વ પ્રદેશ પાણીના પૂરથી એટલો બધો ભરાઈ ગયો હતો કે, જેથી તે પક્ષીહિંસક પારધીને નીચુંઊંચું કોઈ પણ સ્થળ પોતાને વિશ્રાંતિ લેવા માટે મળ્યું નહિ.[22] વૃષ્ટિના વેગને લીધે તે વેળા ઘણાં પક્ષીઓ માર્યાં ગયાં હતાં અને જેઓ જીવતાં હતાં તેઓ જ્યાંત્યાં ભરાઈ પેઠાં હતાં; તેમ જ મૃગો, સિંહો અને વરાહો પણ જેને જે ફાવ્યું તે સ્થળનો આશ્રય કરીને પડી રહ્યાં હતાં.[23] એ સિવાયનાં

બીજાં ઘણાં વનવાસી પશુઓ તો વાયુ અને વૃષ્ટિથી ત્રાસ પામી જઈને તથા ભય અને ક્ષુધાથી પીડિત થઈને એકીસાથે વનમાં ભમતાં હતાં.[૨૪] પેલો પારધી પણ ટાઢથી એટલો બધો ઠરી ગયો હતો, કે જેથી કયાંય જઈ શકતો પણ ન હતો, તેમ ત્યાં ઊભી શકતો પણ ન હતો. એ જ સમયે તેણે ટાઢથી વિહ્વળ થઈને પૃથ્વી પર પડેલી એક હોલીને જોઈ.[૨૫] પાપાત્મા પારધી પોતે દુઃખથી ઘેરાઈ ગયો હતો, છતાં પેલી હોલીને જોઈને તેણે તુરત જ તેને પકડી લઈને પાંજરામાં નાખી દીધી. તે પારધી પ્રથમથી જ પાપકૃત્ય કરનારો હતો, જેથી પોતે દુઃખી અવસ્થામાં હતો, છતાં બીજાને તેણે દુઃખ ઉપજાવ્યું ને તેવું પાપી કૃત્ય કર્યું. પછી તેણે સમીપ રહેલી વૃક્ષની ઝાડીમાં એક મહાન વૃક્ષ જોયુ કે જે વૃક્ષ મેઘના જેવું શ્યામ દેખાતું હતું. અનેક પક્ષીઓ છાયા, નિવાસ અને ફળ મેળવવાની ઇચ્છાથી તે વૃક્ષનો આશ્રય કરી રહ્યાં હતાં, જેથી તે વૃક્ષ કેવળ પરોપકાર કરવા માટે જ વિધાતાએ ઉત્પન્ન કરેલા એક સાધુપુરુષના જેવું જણાતું હતું.[૨૬–૨૮] પારધીએ તે વૃક્ષને જોયું તે જ ક્ષણે આકાશમાં વાદળાંઓ વીખરાઈ ગયાં ને નિર્મળ તારાઓ પ્રકાશી નીકળ્યા, જેથી ચંદ્રવિકાસી કમળોથી વ્યાપ્ત થયેલું મોટું એક સરોવર જેમ શોભે તેમ તે (આકાશ) શોભી નીકળ્યું. આ પ્રમાણે આકાશને નિર્મળ થયેલું જોઈ ટાઢથી ધ્રૂજી રહેલો તે પારધી દિશાઓ તરફ જોવા લાગ્યો અને તેણે જાણી લીધું કે, રાત્રિ ગાઢ થઈ ગઈ છે, તેમ જ મારું ઘર અહીંથી ઘણું દૂર છે.[૨૯–૩૧] પછી તેણે પેલા વૃક્ષ નીચે જ એ રાત્રિએ નિવાસ કરવાનો મનમાં નિશ્ચય કર્યો અને તુરત જ એ વૃક્ષ પાસે જઈને બે હાથ જોડી પ્રણામ કરીને તે બોલ્યો કે,[૩૨] 'આ વનસ્પતિમાં જે દેવતાઓ વસી રહ્યા હોય તેઓનું હું શરણ લઉં છું.' આમ કહીને પૃથ્વી પર પાંદડાંની શય્યા બિછાવીને અને એક પથ્થર ઉપર મસ્તક મૂકીને તે દુઃખી પારધી નિદ્રાવશ થઈ ગયો.[૩૩-૩૪]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત આપદ્ધર્માનુશાસનપર્વમાં 'એક પારધી અને હોલાની કથા' નામનો અધ્યાય ૧૪૩ મો સમાપ્ત

# अध्याय १४४मो

## હોલાની ચિંતા અને સ્ત્રીપ્રશંસા

॥ भीष्म उवाच ॥

**अथ वृक्षस्य शाखायां विहंगः ससुहृज्जनः ।**
**दीर्घकालोषितो राजँस्तत्र चित्रतनूरुहः ॥ १ ॥**

ભીષ્મે કહ્યું : હે રાજન્! એ વૃક્ષની શાખા ઉપર રંગબેરંગી પીછાંવાળો એક હોલો પોતાના સગાંસંબંધીઓની સાથે ઘણો કાળ થયાં રહેતો હતો.[૧] તેની સ્ત્રી (હોલી) તે દિવસે પ્રાતઃકાળમાં ચરવાને માટે ગઈ હતી, છતાં રાત્રિ થઈ ગઈ, તો પણ પાછી આવી ન હતી, જેથી તે હોલો આ પ્રમાણે ચિંતા કરવા લાગ્યો :[૨]

આજે વાયુના તોફાન સાથે વરસાદ ઘણો જ પડ્યો છે, છતાં મારી પ્રિયા હજી સુધી આવી નથી. અરેરે! પણ તેવું તે શું કારણ હશે કે જેથી તે હજી સુધી પણ આવી શકી નથી?[૩] મારી વહાલી સ્ત્રી આ અરણ્યમાં કુશળક્ષેમ તો હશેને? ખરેખર, આ મારું ઘર તેના વિના આજે શૂન્ય દેખાય છે.[૪] પુત્રો, પૌત્રો, વહુઓ અને નોકરચાકરોથી ભરપૂર એવું પણ ગૃહસ્થ પુરુષનું ઘર જો સ્ત્રી વિનાનું હોય તો શૂન્ય જ લાગે છે;[૫] માટે જ વિદ્વાનો કહે છે કે, એકલા ઘરને ઘર કહી શકાતું નથી, પણ સ્ત્રીને જ ઘર કહી શકાય છે; કેમ કે સ્ત્રી વિનાનું ઘર તો અરણ્ય સમાન જ લાગે છે. તે મારી સ્ત્રી લાલ નેત્રોવાળી છે, સુંદર અંગવાળી છે અને મધુર સ્વરવાળી છે. તે આજે જો નહિ આવે તો મારે જીવવાનું કંઈ કામ નથી![૬-૭] તે મારી સ્ત્રી ઉત્તમ વ્રતને ધારણ કરનારી છે, મારા ખાધા પહેલાં ખાતી નથી, મારા નાહ્યા પહેલાં નાહતી નથી, મારા બેઠા પહેલાં બેસતી નથી અને મારા સૂતા પહેલા સૂતી નથી.[૮] હું જ્યારે આનંદમાં હોઉં છું, ત્યારે તે આનંદમા રહે છે; હું જ્યારે દુઃખી હોઉં છું ત્યારે તે દુઃખી થાય છે; હું જ્યારે ઘરની બહાર જવા તૈયાર થયો હોઉં છું, ત્યારે તેનું મુખ દીન થઈ જાય છે અને હું જ્યારે ક્રોધ કરું છું, ત્યારે ઊલટું તે પ્રિય બોલે છે.[૯] આવા પતિવ્રતધર્મને પાળનારી, પતિને જ પોતાનો આધાર માનનારી અને પતિનું જ પ્રિય હિત કર..

આસક્ત રહેનારી સાધ્વી સ્ત્રી જે પુરુષને હોય છે, તે પુરુષ આ પૃથ્વીમાં ધન્યવાદપાત્ર ગણાય છે.[૧૦] તે મારી તપસ્વિની સ્ત્રી હું જ્યારે થાકી ગયો હોઉં છું અથવા ભૂખ્યો થયો હોઉં છું, ત્યારે તુરત જ જાણી જાય છે, મારા પર દૃઢ અનુરાગ રાખે છે, મારી ભક્તિ કરે છે, મારા પર સ્નેહ ધરાવે છે અને તેથી જ તે યશસ્વિની છે.[૧૧] ખરેખર, વૃક્ષના મૂળમાં જ રહેઠાણ કરી રહેલા પુરુષની પાસે પણ તેવી સ્ત્રી જો સહાયમાં હોય છે, તો એ એનું ઘર જ છે; પરંતુ એક મોટા પ્રાસાદમાં (બંગલા-માં) વસી રહેલા સ્ત્રીરહિત પુરુષને તો એ પ્રાસાદ અરણ્ય સમાન જ લાગે છે;[૧૨] એટલા માટે સ્ત્રી ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પુરુષાર્થો સિદ્ધ કરવાના સમયે પુરુષને સહાયકારિણી ગણાય છે; એટલું જ નહિ પણ વિદેશગમન કરતી વેળા પણ કેવળ એક સ્ત્રી જ પુરુષને વિશ્વાસજનક થઈ પડે છે;[૧૩] માટે જ એમ કહેવાય છે કે, સ્ત્રી એ પુરુષનો પરમ અર્થ છે અને આ જગતમાં લોકવ્યવહાર ચલા-વવાના સમયે પણ સહાય વિનાના પુરુષને સહાય કરનારી એકલી સ્ત્રી જ છે.[૧૪] જે પુરુષ રોગોથી ઘેરાઈ ગયો હોય અને નિત્ય દુઃખભરેલી સ્થિતિમાં રહેતો હોય, તેને તેની સ્ત્રી સમાન બીજું કંઈ પણ ઔષધ નથી;[૧૫] તેમ જ આ લોકમાં સ્ત્રીના જેવો કોઈ બંધુ નથી, સ્ત્રીના જેવો કોઈ આધાર નથી અને ધર્મસંગ્રહ કરવા સમયે પણ સ્ત્રીના જેવો કોઈ સહાયક નથી.[૧૬] જે પુરુષના ઘરમાં સદાચારિણી અને પ્રિયભાષિણી સ્ત્રી નથી, તેણે અરણ્યમાં જ ચાલ્યા જવું; કેમ કે તેવા પુરુષને અરણ્યવાસ અને ગૃહવાસ સરખો જ છે.[૧૭]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત આપદ્ધર્માનુશાસન-પર્વમાં 'હોલાની ચિંતા અને સ્ત્રીપ્રશંસા' નામનો અધ્યાય ૧૪૪ મો સમાપ્ત

## अध्याय १४५ मो

### હોલીનાં વચનો

॥ भीष्म उवाच ॥

एवं विलपतस्तस्य श्रुत्वा तु करुणं वचः ।
गृहीता शकुनिघ्नेन कपोती वाक्यमब्रवीत् ॥ १ ॥

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે વિલાપ કરી રહેલા પોતાના પતિનાં કરુણવચન સાંભળીને પારધીના પાંજરામાં પુરાયલી હોલી આ પ્રમાણે (મનમાં) કહેવા લાગી.[૧]

હોલી બોલી : 'અહો ! હું ઘણી જ ભાગ્ય શાળી છું. મારામાં ગુણો છે અથવા નથી; તોપણ આ મારો વહાલો પતિ મારા ગુણોને ગાઈ રહ્યો છે.[૨] જે સ્ત્રી માટે તેના પતિને પૂરતો સંતોષ હોતો નથી, તેને સ્ત્રી જ ન કહેવાય; કેમ કે જે સ્ત્રીના પર તેનો પતિ સંતુષ્ટ રહે છે, તેના પર સર્વ દેવતાઓ પણ સંતુષ્ટ રહે છે.[૩] અગ્નિની સાક્ષીએ જે પુરુષને પોતાનો પતિ કર્યો હોય છે, તે પુરુષ જ સ્ત્રીનો સ્વામી અથવા પરમ દૈવત ગણાય છે, માટે જે સ્ત્રીનો પતિ તેના પર સંતુષ્ટ રહેતો નથી, તે સ્ત્રી પુષ્પોના ગુચ્છાઓ વાળી વેલડી જેમ દાવાનળથી બળીને ભસ્મ થઈ જાય છે, તેમ બળીને ભસ્મ થઈ જાય છે.' આ રીતે મનમાં જ બોલીને દુઃખાતુર થયેલી તે હોલી પારધીએ પોતાને કેદ પૂરી હતી, છતાં પોતાના દુઃખી પતિને કહેવા લાગી કે, 'હે કાંત ! ઘણા જ આનંદ-ની સાથે હું તમને એક શ્રેયસ્કર વાત કહું, તે સાંભળી ને તમે તે પ્રમાણે કરો. હે નાથ ! જુઓ, આ પારધી તમારા ઘરનો આશ્રય લઈને અહીં સૂતો છે; તે બિચારો ટાઢથી અને ક્ષુધાથી હેરાન થઈ ગયો છે, માટે તેનો તમે સત્કાર કરો. આ જગતમાં જો પુરુષ બ્રાહ્મણની હત્યા કરે, લોકની માતા ગણાયલી ગાયની હત્યા કરે અથવા શરણાગતની હત્યા કરે, તો એ ત્રણેનું પાપ સમાન જ લાગે છે. આપણે હોલાની જાતિમાં જન્મ્યાં છીએ, માટે આપણા જ્ઞાતિધર્મ પ્રમાણે આપણે હોલાંની વૃત્તિ કરવી તે જ શાસ્ત્રવિહિત છે; માટે તમારા જેવા આત્મવેત્તા પુરુષે તે વૃત્તિને જ અનુસરવું યોગ્ય છે. જે ગૃહસ્થ પુરુષ પોતાની શક્તિ પ્રમાણે ગૃહસ્થધર્મને પાળે છે, તે પુરુષને મૂઆ પછી અક્ષયલોકની પ્રાપ્તિ થાય છે, એમ આપણે સાંભળ્યું છે, તો હે પક્ષી ! તમે હવે પુત્રપૌત્રાદિ પરિવારવાળા થઈ ચૂક્યા છો, માટે પોતાના શરીર પરની મમતાનો ત્યાગ કરીને તથા ધર્મ અને અર્થનો આશ્રય કરીને આ પારધીનો સત્કાર કરો, જેથી તેનું મન પ્રસન્ન થાય.[૪-૧૨] હે પક્ષી ! તમે તમારા શરીર માટે સંતાપ કરશો મા; કેમ કે તમારા શરીરનિર્વાહને માટે તમે બીજી સ્ત્રીને

પણ મેળવી શકશો.[૧૩]

પોતાના પતિને એ પ્રમાણે કહીને તે તપસ્વિની હોલી પાંજરામા રહી રહી અત્યંત દુઃખની સાથે પોતાના પતિ સામે જોઈ રહી.[૧૪]

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વા તર્ગત આપદ્ધર્માનુશાસન પર્વમા 'હોલીના વચનો' નામનો અધ્યાય ૧૪૫ મો સમાપ્ત

## अध्याय १४६ मो

### અતિથિસત્કાર–હોલાનું આત્મસમર્પણ

॥ भीष्म उवाच ॥

**स पत्न्या वचनं श्रुत्वा धर्मयुक्तिसमन्वितम् ।**
**हर्षेण महता युक्तो वाक्यं व्याकुललोचनः ॥१॥**

ભીષ્મે કહ્યું : પોતાની સ્ત્રીનુ ધર્મ અને યુક્તિથી ભરેલુ તે વચન સાભળ્યા પછી હોલાને અત્યત આનદ થયો. તેના નેત્ર હર્ષાશ્રુથી ઊભરાઈ જવા લાગ્યા. પછી તુરત જ એ હોલો પેલા પક્ષીહિસક પારધીને જોઈને તેની પાસે ઊડી આવ્યો અને શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે યત્નપૂર્વક તેનો સત્કાર કરવા લાગ્યો.[૧-૨] તેણે પારધીને કહ્યું કે, 'તમે ભલે પધાર્યા. બોલો તમારુ હું શું પ્રિય કરું? તમારે સતાપ કરવો નહિ. તમે એમ જ માની લેજો કે, હુ મારે ઘેર જ છુ;[૩] માટે તમે જલદી કહો. તમારી શી ઇચ્છા છે? તમારુ હું કયુ કાર્ય કરુ? તમે આજે અમારે શરણે આવ્યા છો, તેથી હુ તમને સ્નેહપૂર્વક આ વચનો કહુ છુ.[૪] શત્રુ પણ જો પોતાને ઘેર આવે તો તેનો યોગ્ય અતિથિસત્કાર કરવો, એ પરમ ધર્મ છે. જુઓ, વૃક્ષ જેવું એક સ્થાવર પ્રાણી પણ પોતાને કાપવા માટે આવેલા પુરુષ ઉપરથી પણ પોતાની છાયાને પાછી લઈ લેતું નથી![૫] માટે ઘર માડીને રહેલા હરકોઈ પુરુષે શરણે આવેલાનો અતિથિસત્કાર અવશ્ય કરવો જોઈએ અને પાચ મહાયજ્ઞો કરવામા નિરંતર તત્પર રહેવું જોઈએ.[૬] જે ગૃહસ્થ પુરુષ ગૃહસ્થાશ્રમમા રહ્યા છતા અજ્ઞાનને લીધે પચમહાયજ્ઞો કરતો નથી, તે પુરુષ ધર્મદૃષ્ટિએ ઉભયલોકથી ભ્રષ્ટ થાય છે,[૭] માટે તમે મને ખુશીથી કહો. તમે જે કહેશો તે સર્વ હુ કરીશ. તમારે મનમાં શોક કરવો નહિ.' હોલાના એ વચનો સાભળીને પારધીએ કહ્યું કે, 'મને ટાઢથી ઘણી પીડા થાય છે, માટે તેનાથી મારું રક્ષણ કર.'

પારધીએ એમ કહ્યું, કે તુરત જ હોલાએ સૂકા પાદડાની એક શય્યા પૃથ્વી પર બિછાવી દીધી અને પછી એક પાદડામા અગ્નિ લાવવા માટે પોતાની શક્તિ અનુસાર એકદમ ત્યાથી ઊડ્યો.[૮-૧૦] જોત જોતામા તે એક લુહારને ઘેર જઈ પહોચ્યો ને ત્યાથી અગ્નિ ઉપાડી લાવીને પુનઃ પારધી પાસે આવી પહોચ્યો. ત્યા આવ્યા પછી સૂકા પાદડાનો એક મોટો ઢગ એકઠો કરીને તેણે અગ્નિને પ્રજ્વલિત કર્યો અને શરણે આવેલા પેલા પારધીને કહ્યુ કે, 'હવે નિરાતે તમારા ગાત્રોને આ અગ્નિથી તપાવી લો. તમારે હવે કોઈનાથી ભય રાખવાનુ કારણ નથી.'[૧૧-૧૨]

હોલાએ એમ કહ્યુ, એટલે 'બાહુ સારુ' એ પ્રમાણે કહીને પારધીએ પોતાના ગાત્રોને તપાવવા માડ્યા, જેથી તેના શરીરમા પુન પ્રાણનો સચાર થવા લાગ્યો અને પછી મહાન હર્ષાવેશમા આવી જઈને વ્યાકુળ નેત્રે પેલા પક્ષી (હોલા) સામે જોઈને તે પારધીએ કહ્યુ કે,[૧૩-૧૪] 'તું મને કઈક આહાર આપ, એમ હુ ઇચ્છુ છું. મને ભૂખ સખ્ત લાગી છે.' પારધીના એ વચન સાભળીને હોલાએ કહ્યુ કે,[૧૫] 'મારી પાસે કોઈ પ્રકારનો વૈભવ નથી, જેથી તમારી ક્ષુધાનો હુ નાશ કરી શકુ. અમે વનવાસી પક્ષીઓ નિત્યનો નિત્ય આહાર ઉત્પન્ન કરીને જીવન ગાળીએ છીએ. (મનુષ્યપ્રાણીની પેઠે અમે સગ્રહ કરનારા નથી.)[૧૬] જેમ મુનિ લોકો ભોજનને માટે અન્નનો સગ્રહ કરી રાખતા નથી, તેમ અમે પણ સગ્રહ કરી રાખતા નથી.' આમ કહ્યા પછી તે પક્ષીનુ મુખ નિસ્તેજ બની ગયુ.[૧૭] હે ભરતશ્રેષ્ઠ યુધિષ્ઠિર! તે હોલાને મનમા ચિતા થવા લાગી કે, 'હવે શુ કરવુ?' તે પોતાની વૃત્તિને નિંદવા લાગ્યો.[૧૮] પછી એક મુહૂર્ત જેટલો સમય વીતી ગયો, એટલે તે હોલાને કંઈ ભાન આવ્યુ. તેણે પેલા પારધીને કહ્યું કે, 'તમે એક મુહૂર્ત જેટલા સમય સુધી જરા થોભી જાઓ. હું હમણા જ તમને તૃપ્ત કરુ છુ.'[૧૯] એમ કહીને તેણે સૂકા પાદડા એકઠા કરીને અગ્નિ સળગાવ્યો અને પછી તે પક્ષી મોટા હર્ષમા આવી જઈને આ પ્રમાણે બોલ્યો : 'ઋષિઓ, દેવતાઓ અને મહાત્મા

પિતૃઓની પાસે પૂર્વે મેં સાંભળ્યું છે કે, અતિથિનું પૂજન કરવાથી મહાન ધર્મ પ્રાપ્ત થાય છે; માટે હે સૌમ્ય પારધી! તમે મારા પર અનુગ્રહ કરો. હું તમને સત્ય જ કહું છું કે, અતિથિનું પૂજન કરવા માટે મેં નિશ્ચય વિચાર કર્યો છે.'[૨૦-૨૨] આવી પ્રતિજ્ઞા કરીને તે મહાબુદ્ધિમાન પક્ષી જાણે હસતો હોય તેમ અગ્નિની ત્રણ પ્રદક્ષિણા કરીને તેમાં પડ્યો. હોલાને એ રીતે અગ્નિમાં પડેલો જોઈ પારધી મનમાં વિચાર કરવા લાગ્યો કે, 'હાય, હાય! મેં આ શું કર્યું![૨૩-૨૪] અહાહા! હું ઘણો ઘાતકી છું અને મારાં કર્મથી જ નિંદાપાત્ર છું, છતાં આ પવિત્ર હોલાનો મેં ઘાત કર્યો, તેથી મને મહાઘોર અધર્મ લાગશે, એમાં સંશય નથી.' એ પ્રમાણે હોલાને અગ્નિમાં પડેલો જોઈ પારધી અનેક પ્રકારના વિલાપો કરવા લાગ્યો ને પોતાનાં કર્મોને નિંદવા લાગ્યો.[૨૫-૨૬]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત આપદ્ધર્માનુશાસન-પર્વમાં 'અતિથિસત્કાર-હોલાનું આત્મસમર્પણ' નામનો અધ્યાય ૧૪૬ મો સમાપ્ત

## अध्याय १४७मो
### પારધીનો વૈરાગ્ય

॥ भीष्म उवाच ॥

**ततः स लुब्धकः पश्यन् क्षुधयाऽपि परिप्लुतः ।**
**कपोतमग्निपतितं वाक्यं पुनरुवाच ह ॥ १ ॥**

ભીષ્મે કહ્યું: હે રાજા! તે પારધી ક્ષુધાને લીધે ઘણો જ વ્યાકુળ બની ગયો હતો, છતાં એ વેળા હોલાને અગ્નિમાં પડેલો જોઈ પુનઃ આ પ્રમાણે કહેવા લાગ્યો:[૧] 'અરેરે! મેં ઘાતકીએ બુદ્ધિના અભાવને લીધે આ શું કર્યું? હું નિત્ય જીવોની હિંસા કરીને જીવન ગાળું છું. તેમાં વળી આ કૃત્યને લીધે તો મને અતિ મહાન પાપ લાગશે.' આ રીતે પોતાના આત્માની નિંદા કરીને તે વારંવાર કહેવા લાગ્યો કે,[૨] 'ખરેખર, હું વિશ્વાસપાત્ર નથી, મારી બુદ્ધિ અત્યંત દુષ્ટ છે અને મારા વિચારો સદાને માટે પાપી છે. હાય! હાય! મેં શુભ કર્મનો પરિત્યાગ કર્યો છે અને હું પક્ષીહિંસક પારધી થયો છું.[૩] આ મહાત્મા હોલાએ પોતાના દેહને અગ્નિમાં નાખીને મને ક્રૂરને ધિક્કારપૂર્વક ઉપદેશ આપ્યો છે, એમાં સંશય નથી.[૪] બસ, હવે હું મારા પ્રિય પ્રાણનો, પુત્રોનો તથા સ્ત્રીનો ત્યાગ કરી દઈશ. મહાત્મા હોલાએ મને ધર્મમાર્ગ દેખાડ્યો છે.[૫] આજથી આરંભીને હું સર્વ પ્રકારના ભોગ વૈભવોનો ત્યાગ કરીને મારા આ દેહને ગ્રીષ્મઋતુમાં નાનું તળાવ જેમ સુકાઈ જાય છે, તેમ સૂકવી નાખીશ.[૬] હું ક્ષુધા, તૃષા અને તાપને સહન કરીને શરીરને એટલું બધું કૃશ કરી નાખીશ કે, જેથી શરીરની તમામ નાડીઓ એકદમ બહાર દેખાઈ આવે અને અનેક પ્રકારના ઉપવાસો કરીને પારલૌકિક સાધન સંપાદન કરીશ.[૭] અહો! આ હોલાએ પોતાના દેહ સુદ્ધાંને અર્પણ કરી દઈને અતિથિની પૂજા કેમ કરવી, તે મને દેખાડ્યું છે, માટે હવે હું ધર્માચરણ જ કરીશ, કેમ કે ધર્મ એ જ પરમ ગતિરૂપ છે.[૮] જેવો ધર્મ આ ઉત્તમ પક્ષી વિષે મેં જોયો છે, તેવો જ ધર્મ હું આચરીશ.' એમ કહીને તે ઘોર કર્મ કરનારા પારધીએ ધર્માચરણ કરવા માટે મનમાં દૃઢ નિશ્ચય કર્યો.[૯] પછી તે તીક્ષ્ણ વ્રત ધારણ કરીને મહાપ્રસ્થાન (પરલોકગમન) કરવા તૈયાર થયો.[૧૦] તે સમયે તેણે પોતાના હાથમાં રાખેલી લાકડીને, લોખંડના કાંટાને, પક્ષીઓને પકડવાની જાળને તથા પીંજરાને દૂર ફેંકી દીધાં ને પેલી પીંજરામાં પકડેલી હોલીને પણ છોડી મૂકી.[૧૧]

*ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત આપદ્ધર્માનુશાસન-પર્વમાં 'પારધીનો વૈરાગ્ય' નામનો અધ્યાય ૧૪૭મો સમાપ્ત*

## अध्याय १४८मो
### હોલો ને હોલી સ્વર્ગમાં!

॥ भीष्म उवाच ॥

**ततो गते शाकुनिके कपोती प्राह दुःखिता ।**
**संस्मृत्य सा च भर्तारं रुदती शोककर्शिता ॥ १ ॥**

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર! પારધી ત્યાંથી ગયો, તે પછી દુઃખાતુર થયેલી અને શોકથી કૃશ થયેલી પેલી હોલી પોતાના પતિનું સ્મરણ કરીને રુદન કરતી બોલી કે,[૧] 'ઓ નાથ! તમે મારું કદી પણ અપ્રિય કર્યું હોય, એવું મને યાદ આવતું નથી. વિધવા થયેલી સર્વ સ્ત્રીઓ અનેક પુત્રોવાળી હોવા છતાં પોતાના પતિને માટે નિરંતર શોક

કર્યા કરે છે;[૨] અને તે બિચારી સર્વ બંધુઓને શોક ઉપજાવનારી થઈ પડે છે. તમે મને નિત્ય લાડ લડાવતા હતા, બહુ જ માનપૂર્વક મીઠાં અને સ્નેહાળ વચનો બોલીને મારો સત્કાર કરતા હતા, તેમ જ દુઃખનો નાશ કરનારાં મનોહર વાક્યો કહીને તમે મને રીઝવતા હતા. પર્વતોની ગુફાઓમાં, નદીઓનાં ઝરણાંઓ પાસે તથા વૃક્ષોના સુંદર અગ્રભાગ ઉપર (બેસીને) તમારી સાથે હું રમતી હતી અને આકાશમાં પણ તમારી સાથે હું સુખપૂર્વક વિહાર કરતી હતી.[૩-૫] ઓ કાંત! પૂર્વે હું આનંદમાં રહેતી હતી, પરંતુ આજે તેવો લગારે આનંદ મને થતો નથી. હરકોઈ સ્ત્રીને તેનો પિતા, ભાઈ કે પુત્ર અમુક માપસર જ સુખ આપે છે, પણ પતિ તો અપરિમિત અથવા અમાપ સુખ આપે છે, માટે તેવી કઈ સ્ત્રી હોય કે જે પોતાના પતિની સેવા ન કરે? પોતાના પતિના સમાન સ્ત્રીઓનો કોઈ નાથ (રક્ષક) નથી અને પતિના સમાન બીજું કંઈ સુખ નથી;[૬-૭] આમ સમજીને પ્રત્યેક સ્ત્રીએ પોતાના ધનાદિક સર્વસ્વનો ત્યાગ કરી દઈને કેવળ પતિનું જ શરણ લેવું જોઈએ. હે નાથ! હવે તમારા વિના એકલી રહીને મારે જીવવાનું શું પ્રયોજન છે?[૮] એવી કઈ સ્ત્રી હોય કે જે પતિ વિનાની થઈ હોય છતાં જીવવાનો ઉત્સાહ ધરાવે?'

આવો અનેક પ્રકારનો કરુણ વિલાપ કરીને તે પતિવ્રતા હોલી અત્યંત દુઃખને લીધે (જીવવાનો વિચાર માંડી વાળીને) બળબળતા અગ્નિમાં પડી; એટલે તુરત જ સુંદર બાહુભૂષણને ધારણ કરનારા, વિમાનમાં બેઠેલા, પુણ્યશાળી મહાત્માઓથી પૂજાતા, તરેહ તરેહની માળાઓ અને વસ્ત્રોને ધારણ કરનારા, સર્વ પ્રકારના અલંકારોથી શોભી રહેલા, કરોડો વિમાનોથી વીંટાયેલા તથા અનેક પુણ્યકર્મી મહાપુરુષોના મધ્યમાં બેઠેલા પોતાના પતિનાં તેને દર્શન થયાં. આ પ્રમાણે શરણાગતની રક્ષાના કર્મથી તે હોલો એક પક્ષીની જાતિનો હોવા છતાં વિમાનમાં બેસીને સ્વર્ગમાં ગયો અને ત્યાં એ કર્મથી પૂજાઈને પોતાની સ્ત્રીની સાથે આનંદમાં રહેવા લાગ્યો.[૯-૧૨]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત આપદ્ધર્માનુશાસનપર્વમાં 'હોલો ને હોલી સ્વર્ગમાં!' નામનો અધ્યાય ૧૪૮ મો સમાપ્ત

# અધ્યાય ૧૪૯ મો

## પારધી પણ સ્વર્ગમાં ગયો

॥ भीष्म उवाच ॥

**विमानस्थौ तु तौ राजन् लुब्धकः खे ददर्श ह।**
**दृष्ट्वा तौ दंपती राजन् व्यचिंतयत तां गतिम्॥१॥**

ભીષ્મે કહ્યુંઃ હે રાજન્! એ હોલો ને હોલી વિમાનમાં બેસીને સ્વર્ગમાં ગયાં, તે સમયે પેલો પારધી નીચે ઊભો ઊભો તે દૃશ્ય જોઈ રહ્યો હતો. પારધીએ હોલાહોલીને મળેલી સ્વર્ગગતિને પોતાની નજરે જોઈ, તેથી તેણે પણ મનમાં વિચાર કર્યો કે,[૧] 'હું પણ આવી જ તપશ્ચર્યા કરીને પરમ ગતિ સંપાદન કરું.' આવો મનમાં નિશ્ચય કરીને તેણે મહાપ્રસ્થાન કરી જવાનો જ આરંભ કર્યો.[૨] જે પારધી પ્રથમ પક્ષીઓ ઉપર જીવનારો હતો તેના તે જ પારધીએ મહાપ્રસ્થાન કરવાની ઇચ્છાથી સર્વ પ્રકારની ચેષ્ટાઓનો તથા મમતાઓનો ત્યાગ કરી દીધો.[૩] આવી સ્થિતિએ વનમાં તે ફર્યા કરતો હતો, તેવામાં એક મહાન સરોવર તેના જોવામાં આવ્યું. તે સરોવર ઘણું જ સુંદર હતું, ખીલી નીકળેલાં કમળોથી શોભી રહ્યું હતું, અનેક જાતનાં પક્ષીઓથી સેવાયેલું હતું, શીતળ જળથી ભરપૂર હતું અને જોનારને સુખ ઉપજાવે તેવું હતું.[૪] ખરેખર, તૃષાતુર મનુષ્ય તે સરોવર તરફ દૃષ્ટિ નાખતાં જ અત્યંત તૃપ્ત થઈ જાય તેવું એ તૃપ્તિજનક હતું; છતાં હે રાજા! ઉપવાસો કરી કરીને શરીરે અત્યંત કૃશ થયેલા તે પારધીએ તે સરોવર તરફ દૃષ્ટિ પણ કરી નહિ; પરંતુ અત્યંત હર્ષપૂર્વક મહાપ્રસ્થાન કરવાનો જ મનમાં નિશ્ચય કરીને તે પારધી શિકારી પશુઓથી ભરેલા અરણ્ય તરફ જ ચાલ્યો ગયો.[૫-૬] જંગલમાં પ્રવેશ કરતાં જ તે પારધી કાંટાઓનાં જાળાંઓથી જકડાઈ ગયો; તેનાં સર્વ અંગોમાં કાંટાઓ ભોંકાઈ ગયા અને તેથી તેનું શરીર રુધિરની ધારાઓથી નીતરી રહ્યું.[૭] (તોપણ લગારે ગ્લાનિ પામ્યા વિના) તે પારધી અનેક જાતનાં જંગલી પશુઓથી ભરપૂર એવા નિર્જન અરણ્યમાં આમતેમ ભટકવા લાગ્યો. એ વેળા તે જંગલમાં અકસ્માત્ પવનનો ઝપાટો વધી પડ્યો ને જોતજોતામાં તો વૃક્ષોના પરસ્પર સંઘ-

ર્ષણને લીધે અતિ મહાન દાવાનળ (વનનો અગ્નિ) સળગી ઊઠ્યો. એ જંગલ પણ વૃક્ષોની ગીચ ઘટાઓ તથા લતાઓની સંકુલ ડાળીઓથી ચારે બાજુ ભરપૂર હતુ, જેથી એકદમ વધી પડેલા દાવાનળે કોપેલા પ્રલયાગ્નિની પેઠે તે વનને ચારે તરફથી બાળવા માંડ્યુ અને પવનના સુસવાટા સાથે અગ્નિના બળબળતા તણખા ચારે બાજુ ઊડવા લાગ્યા. તેથી મૃગો અને પક્ષીઓથી વ્યાપ્ત એવુ તે ઘોર વન ભડભડાટ કરતુ બળવા માંડ્યુ. આ પ્રમાણે વનને સળગી ઊઠેલુ જોઈ, પેલો પારધી મનમા અત્યંત પ્રસન્ન થયો. તેણે પોતાના દેહથી મુક્ત થવા માટે એકદમ સન્મુખ સળગી રહેલા અગ્નિ સામે દોટ જ મૂકી (અને અતિ આનંદપૂર્વક તે અગ્નિમા ઝપલાવ્યુ) હે ભરતશ્રેષ્ઠ રાજા! અગ્નિમા પડતાની સાથે જ તે પારધી બળીને ભસ્મ થઈ ગયો ને પાપોથી મુક્ત થઈને ઉત્તમ સિદ્ધિને પામ્યો પછી ત્રણે પ્રકારના સંતાપોથી મુક્ત થયેલા એ પારધીએ પોતાના આત્માને સ્વર્ગલોકમા આવી પહોચેલો જોયો ને ત્યાં યક્ષો, ગંધર્વો તથા સિદ્ધોની મધ્યમા ઇન્દ્રની પેઠે પ્રકાશી રહેલો દીઠો.[૮-૧૩] આ પ્રમાણે તે હોલો અને પતિવ્રતા હોલી પવિત્ર કર્મોનુ આચરણ કરીને પેલા પારધીની સાથે સ્વર્ગલોકમા ગયા[૧૪] જે કોઈ સ્ત્રી એ હોલીના જેવુ આચરણ કરીને પોતાના પતિને અનુસરે છે, તે પણ જેમ હોલી સ્વર્ગમા ગઈ, તેમ સ્વર્ગમા જાય છે અને ત્યા પોતાના પતિની સાથે આનંદ કરે છે.[૧૫] આ ઈતિહાસ, મહાત્મા પારધીએ અને હોલાએ પુણ્ય કર્મ કરીને કેવી ધર્મિષ્ઠ ગતિ પ્રાપ્ત કરી હતી, એનુ ભાન કરાવનારો છે,[૧૬] માટે જે પુરુષ આ ઇતિહાસનુ નિત્ય શ્રવણકીર્તન કરે છે, તે પુરુષ કદી માનસિક પ્રમાદ કરે છે, તોપણ તેના અશુભો રહેતા નથી.[૧૭] હે ધાર્મિકશ્રેષ્ઠ યુધિષ્ઠિરરાજા! શરણાગતનુ રક્ષણ કરવામા એ પ્રમાણે મહાન ધર્મ સમાયેલો છે, એટલુ જ નહિ પણ ગોવધ કરનારા પુરુષો સુધ્ધા શરણાગતનુ રક્ષણ કરીને પાપથી મુક્ત થાય છે, પરંતુ શરણાગતનો વધ કરનાર પુરુષ કોઈ રીતે પાપથી મુક્ત થતો નથી.[૧૮] આ ઇતિહાસ પાપનો નાશ કરનાર અને પવિત્ર છે, માટે જે પુરુષ આ ઇતિહાસનું શ્રવણ કરે છે તેની દુર્ગતિ થતી નથી, પણ તે સ્વર્ગમા જ જાય છે.[૧૯]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત આપદ્ધર્માનુશાસનપર્વમા 'પારધી પણ સ્વર્ગમા ગયો' નામનો અધ્યાય ૧૪૯ મો સમાપ્ત

# अध्याय १५० मो

## ઇંદ્રોત અને જનમેજયનો સંવાદ

॥ युधिष्ठिर उवाच ॥

**अबुद्धिपूर्वं यत्पापं कुर्याद् भरतसत्तम।**
**मुच्यते स कथं तस्मादेतत्सर्वं ब्रवीहि मे ॥१॥**

યુધિષ્ઠિરે પૂછ્યું. હે ભરતશ્રેષ્ઠ પિતામહ! જે પાપ બુદ્ધિપૂર્વક કર્યું ન હોય પણ અજાણતા કર્યું હોય તે પાપથી પુરુષ કેવી રીતે મુક્ત થાય, તે સર્વ મને કહો[૧]

ભીષ્મે કહ્યુ : હે રાજા! આ વિષયમા શૌનક કુળના બ્રાહ્મણ ઇંદ્રોતે રાજા જનમેજયને એક પ્રાચીન કથા કહી હતી કે જે કથા ઋષિઓમા વખણાયલી છે, તે હું તમને કહુ છુ.[૨] પૂર્વ કાળમા પરીક્ષિતનો પુત્ર જનમેજય નામનો એક મહાપરાક્રમી રાજા હતો. તે રાજાએ કોઈ વેળા અજાણતા બ્રહ્મહત્યા કરી,[૩] જેથી પુરોહિત વગેરે સર્વ બ્રાહ્મણોએ તેનો ત્યાગ કર્યો; એટલે રાજાને રાતદિવસ મનમા સંતાપ થવા લાગ્યો અને આખરે તે વનમા ચાલ્યો ગયો[૪] સર્વ પ્રજાઓએ પણ તે રાજાને તજી દીધો હતો, પરંતુ પાછળથી તે રાજાએ મહાન કુશળ કર્મ કર્યું હતુ. તેણે શોકને લીધે બળી જઈને નિરંતર તપશ્ચર્યા કરવા માંડી હતી[૫] આખી પૃથ્વીમાના પ્રત્યેક દેશોમા પર્યટન કરીને તે રાજાએ બ્રહ્મહત્યાને દૂર કરવા માટે અનેક બ્રાહ્મણોને પૂછપરછ કરી હતી પછી કેટલોએક સમય વીતી ગયો, એટલે એક ધર્મપોષક ઐતિહાસિક બનાવ બન્યો, તે હુ તમને કહુ છુ. રાજા જનમેજય બ્રહ્મહત્યાના પાપથી મનમા ઘણો જ બળ્યા કરતો હતો, જેથી તેના પ્રાયશ્ચિત્ત માટે સર્વ સ્થળે ફર્યા કરતો હતો એક સમયે તે રાજા ફરતો ફરતો શૌનક કુળના ઇંદ્રોતમુનિ પાસે જઈ ચડ્યો. તીક્ષ્ણ વ્રતને ધારણ કરનારા એ મુનિની પાસે જઈને રાજાએ તેમના બંને ચરણો પકડીને પગચંપી કરવા માંડી (અર્થાત્ તેમની સેવા કરવા માડી)

મુનિએ તે રાજાને પોતાની સમીપમાં આવેલો જોઈ અત્યંત ધિક્કારી કાઢ્યો અને કહ્યું કે, 'અલ્યા ઓ બાળહત્યારા*! તારા જેવા મહાપાપી પુરુષે અહીં આવવું ન જોઈએ, છતાં તું કેમ આવ્યો?[૬-૯] તારે અમારું શું કામ છે? જા, દૂર જા, તું મને અડકીશ મા. તુ અહીં ઊભો છે તે અમને લગારે પસંદ નથી.[૧૦] તારા શરીરમાંથી રુધિરના જેવી ગંધ છૂટે છે, તારું દર્શન મુડદાના દર્શન જેવું છે, તું પોતે કેવળ અમંગળની જ મૂર્તિ છે; છતાં ઉપર ઉપરથી મંગળના જેવો દેખાય છે અને તુ મૂએલો જ છે, છતાં જીવતાની પેઠે સર્વત્ર ભટકયા કરે છે.[૧૧] તું બ્રાહ્મણોનો કાળ છે, તારું મન અપવિત્ર છે, તું નિરંતર પાપી વિચાર કરનારો છે, તું સૂએ છે અને જાગે છે ખરો પણ કોઈ એક મહાન દુઃખમાં સદાય રહ્યા કરે છે.[૧૨] હે રાજન્! તારું જીવતર નિષ્ફળ છે, તું મહાક્લેશભરેલું જીવન ગાળી રહ્યો છે; ખરેખર, તું પાપકર્મ કરવામાં અને હલકાં કર્મો કરવા માટે જગતમાં ઉત્પન્ન થયો છે.[૧૩] આ જગતમાં સર્વ કોઈના પિતાઓ પુત્રો તરફથી અનેક કલ્યાણો મેળવવાની ઇચ્છા કરે છે અને એટલા માટે જ તેઓ તપ, દેવપૂજન, દેવવંદન અને સહિષ્ણુતા વગેરેનું આચરણ કરીને પુત્રોને મેળવે છે;[૧૪] પરંતુ તું તારા પિતૃઓ તરફ લગાર દૃષ્ટિ કર. તેઓ તારે લીધે નરકમાં ડૂબી ગયા છે અને તેઓએ તારા ઉપર જે જે આશાઓ બાંધી હતી, તે સર્વે કેવળ નિષ્ફળ થઈ છે.[૧૫] અરે! જે બ્રાહ્મણોની પૂજા કરીને મનુષ્યો સ્વર્ગ, આયુષ, યશ અને સંતતિ સંપાદન કરે છે, તે બ્રાહ્મણોનો તું વ્યર્થ દ્વેષ કર્યા કરે છે;[૧૬] પણ યાદ રાખજે કે, એ પાપ કૃત્યના ફળરૂપે તારે આ લોકનો ત્યાગ કર્યા પછી નરકમાં હજારો વર્ષ પર્યંત ઊંધે માથે લટકવું પડશે;[૧૭] અને ત્યાં કાળી ડોકવાળાં તથા તીક્ષ્ણ મુખવાળાં ગીધ પક્ષીઓ તને કોચી ખાશે. પછી એ યમયાતનાઓને તું જ્યારે ભોગવી લઈશ, ત્યારે પુનઃ આ સંસાર તરફ પાછો ફરીને પાપી લોકોની જાતિમાં અવતરીશ.[૧૮] હે રાજન્! તું કદાચ એમ માનતો હોઈશ કે, જ્યારે આ લોક જ સત્ય નથી તો પરલોક તો કયાંથી જ સત્ય હશે? પરંતુ જ્યારે તું યમલોકમાં જઈશ, ત્યારે યમદૂતો જ એ વાતનું તને ભાન કરાવશે.[૧૯]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત આપદ્ધર્માનુશાસન-પર્વમાં 'ઇંદ્રોત અને જનમેજયનો સંવાદ' નામનો અધ્યાય ૧૫૦મો સમાપ્ત

## अध्याय १५१ मो

### બ્રાહ્મણોનો દ્રોહ નહિ કરવા માટે જનમેજયની પ્રતિજ્ઞા

॥ भीष्म उवाच ॥

**एवमुक्तः प्रत्युवाच तं मुनिं जनमेजयः ।**
**गर्ह्यं भवान् गर्हयते निंद्यं निंदति मां पुनः ॥१॥**

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર રાજા! ઇંદ્રોત મુનિએ એ પ્રમાણે કહ્યા પછી જનમેજયે તેમને કહ્યું કે, 'હે ભગવન્! હું તિરસ્કારને પાત્ર છું, માટે જ તમે મારો તિરસ્કાર કરો છો; હુ નિંદાને પાત્ર છું માટે જ તમે મારી નિંદા કરો છો અને હું ધિક્કારને પાત્ર છું માટે જ તમે મને ધિક્કારો છો; તોપણ હું તમારી ક્ષમા માગું છું. મારાં જે જે પાપી કૃત્યો છે, તે સર્વનો જ્યારે હું વિચાર કરું છું, ત્યારે જાણે મને અગ્નિમાં મૂકયો હોય, તેમ ઘણો જ સંતાપ થાય છે અને મારું મન એ સર્વ પાપકૃત્યોને કદી અભિનંદન આપતું જ નથી. ખરેખર, યમરાજા તરફથી પણ મને ઘોર ભય રહ્યા કરે છે અને મને વિચાર જ આવ્યા કરે છે કે, તે પાપરૂપી શલ્યને મારા હૃદયમાંથી ખેંચી કાઢ્યા વિના હું કેવી રીતે જીવી શકીશ? ઓ શૌનકવંશના મુનિ! તમે મારા ઉપરનો સઘળો કોપ દૂર કરો ને મને કહો કે, મારે શું કરવું?[૧-૪] હું બ્રાહ્મણોનો મહાન ભક્ત હતો અને હજી પણ કહું છું કે, હું બ્રાહ્મણોનો પરમ ભક્ત છું. મારું કુળ આ જગતમાં બચવા પામે તેમ તમે કરો, પણ તેનો વિનાશ ન થવા દો.[૫] જોકે એ પણ ખરું જ છે કે, જે અમે બ્રાહ્મણોની હિંસા

* રાજા જનમેજયે બાળહત્યા કરી હશે કે બ્રહ્મહત્યા કરી હશે, એ વિષે સંશય રહે છે; કેમ કે આ નવમા શ્લોક વાંચતા જણાય છે કે, રાજાએ બાળહત્યા કરી હતી, પણ જ્યારે ત્રીજો શ્લોક વાચીએ છીએ ત્યારે જણાય છે કે, રાજાએ બ્રહ્મહત્યા કરી હતી, તોપણ પાછળના શ્લોકો વાંચવાથી સિદ્ધ જ થાય છે કે, તેણે બ્રહ્મહત્યા કરી હતી.

કરી છે અને જે અમે પોતાના જાતિભાઈઓ સાથે એકમત થઈને ધન્યવાદને મેળવતા નથી, તે અમારું કુળ જગતમાં શેષ રહેવાને (બચવાને) માટે યોગ્ય જ નથી, તોપણ હું વેદના નિશ્ચિત અર્થને જાણનારા તમારા પ્રત્યે પુનઃપ્રાર્થના કરુ છું કે, યોગી લોકો પોતાના સામર્થ્યથી જેમ નિર્ધન પુરુષોની રક્ષા કરે છે, તેમ તમે પણ તમારા પોતાના સામર્થ્યથી મારા કુળની રક્ષા કરો. મને મારી જાતને માટે નિરંતર અને પુનઃ પુનઃ ખેદ થયા કરે છે. આ શરીરથી હું ઘણો જ કંટાળી ગયો છું.[૭] જેઓ યજ્ઞયાગાદિ કરતા નથી, તેઓને કોઈ પ્રકારે પણ સ્વર્ગાદિ પરલોકની પ્રાપ્તિ થતી નથી, પણ તેઓ પુલિંદ અને શબર વગેરે મ્લેચ્છ જાતિઓની પેઠે નરકમાં જ પડે છે.[૮] હે બ્રાહ્મણ શૌનક! તમે એક પંડિત પુરુષ છો, માટે મારી બાળકના જેવી બુદ્ધિ તરફ તમે લક્ષ્ય ન આપો અને પિતા જેમ પુત્રો ઉપર પ્રસન્ન થાય છે, તેમ મારા ઉપર તમે પ્રસન્ન થાઓ.[૯]

શૌનકે (ઇંદ્રોતે) કહ્યું: એમાં શું આશ્ચર્ય છે કે, બ્રાહ્મણજાતિ જ્યારે કોપાયમાન થાય છે, ત્યારે કંઈક અયોગ્ય કાર્ય પણ કરી નાખે છે? પણ જે બ્રાહ્મણ બુદ્ધિમાન હોય છે; તે તો સર્વ પ્રાણીઓ પર કોપ કરતો જ નથી;[૧૦] એટલું જ નહિ, પણ હરકોઈ બુદ્ધિમાન પુરુષ કે જે કદી શોકપાત્ર હોતો જ નથી, તે પોતાની બુદ્ધિરૂપી મહેલ ઉપર આરૂઢ થઈને સર્વ અજ્ઞાની મનુષ્યો માટે શોક કરે છે ને પર્વત ઉપર ચડેલો પુરુષ પૃથ્વી પરનાં સર્વ મનુષ્યોને જેમ જોઈ શકે છે, તેમ એ પુરુષ પોતાની બુદ્ધિ વડે સર્વ લોકનાં ચરિત્રને જાણી શકે છે.[૧૧] જે પુરુષને સત્પુરુષો ઉપર પ્રેમ હોતો નથી અને જેને સત્પુરુષોએ પ્રથમથી જ ધિક્કારી કાઢ્યો હોય છે, તે પુરુષને વૈજ્ઞાનિક બુદ્ધિ મળતી નથી અને તેને માટે બીજા લોકોને કંઈ આશ્ચર્ય પણ થતું નથી. (કેમ કે સત્સંગ વિના બુદ્ધિ દુર્લભ જ હોય છે.)[૧૨] તેં બ્રાહ્મણોની શક્તિને તથા વેદશાસ્ત્રના માહાત્મ્યને જાણ્યું છે, માટે શાંતિનો ત્યાગ કર્યા વિના તું બ્રાહ્મણો અને વેદશાસ્ત્રને અનુકૂળ એવાં કાર્યો કર. બ્રાહ્મણો તારું રક્ષણ કરશે.[૧૩] હે તાત! બ્રાહ્મણો જ્યારે કોપાયમાન થયા ન હોય, ત્યારે જે કંઈ કર્મ કરવામાં આવે છે, તે પરલોક મેળવવામાં હેતુભૂત થઈ પડે છે; (પરંતુ બ્રાહ્મણોનો કોપ થયા પછી સર્વ કંઈ વ્યર્થ થાય છે) અથવા તો તું પાપકર્મ કરીને પણ હવે પશ્ચાત્તાપ કરે છે, માટે ધર્મ તરફ જ લક્ષ્ય આપ, જેથી પાપથી મુક્ત થઈશ.[૧૪]

જનમેજયે કહ્યું: હે શૌનક! મારાં પાપને માટે પશ્ચાત્તાપ કરીને હું હવે ધર્મનો લોપ નહિ કરું. મને કલ્યાણ મેળવવાની જ ઇચ્છા છે અને હું તમારી ભક્તિ કરવા તૈયાર થયો છું, માટે મારા પર પ્રસન્ન થાઓ.[૧૫]

શૌનકે કહ્યું: દંભ અને માનનો ત્યાગ કરીને તું બ્રાહ્મણો ઉપર પ્રીતિ કર, એમ હું ઇચ્છું છું; તેમ જ હે રાજા! સર્વ પ્રાણીઓનું જેમાં હિત સમાયેલું છે, તેવા ધર્મનું જ સ્મરણ કરીને તું ધર્માચરણ કર.[૧૬] અહીં બેઠેલા આ સર્વ બ્રાહ્મણોની સમક્ષ તું મારી દૈવી અને સત્ય વાણી સાંભળ કે, હું તને મારો શિષ્ય બનાવું છું; તેમાં ભય, દૈન્ય કે લોભ કારણભૂત નથી.[૧૭] હું તને શિષ્ય બનાવીશ કે તુરત જ સર્વ પ્રાણીઓ પોકાર કરી મૂકશે કે, 'હા, હા, હા, ધિક્કાર, ધિક્કાર, શૌનકે એક બ્રહ્મહત્યારા પુરુષને પોતાનો શિષ્ય બનાવ્યો!' પણ લોકોના તે પોકારને નહિ ગણકારીને કેવળ ધર્મની ખાતર જ હું તને શિષ્ય બનાવું છું. મારે તારી સાથે ધર્મ વિના બીજું કંઈ પણ પ્રયોજન નથી.[૧૮] જોકે તને શિષ્ય બનાવવાથી મને લોકો અધર્મજ્ઞ કહેશે, મારા સુહૃદો મારો ત્યાગ કરશે અને આ વાતને જાણતાની સાથે જ મારા કેટલાએક મિત્રો મારા ઉપર અત્યંત કોપાયમાન થઈ જશે;[૧૯] તોપણ જેઓ મહાબુદ્ધિમાન હશે, તેઓ મારા વાસ્તવિક આશયને જાણશે. હે તાત! હું જે કંઈ કરું છું, તે ઉપરથી તું જાણી લેજે કે, બ્રાહ્મણો પ્રત્યે મારી શી ઇચ્છા છે?[૨૦] હે રાજા! મારા નિમિત્તે તારા દ્વારા બ્રાહ્મણોનું જે રીતે કલ્યાણ થાય તે રીતે તું વર્ત અને બ્રાહ્મણોનો દ્રોહ ન કરવા માટે તું પ્રતિજ્ઞા કર.[૨૧]

જનમેજયે કહ્યું: હે વિપ્ર! હું તમારા બન્ને ચરણોનો સ્પર્શ કરીને પ્રતિજ્ઞા કરું છું કે, આજથી માંડીને હું કદી પણ મન, વચન કે કર્મથી બ્રાહ્મણોનો દ્રોહ કરીશ નહિ.[૨૨]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં 'બ્રાહ્મણોનો દ્રોહ નહિ કરવા માટે જનમેજયની પ્રતિજ્ઞા' નામનો અધ્યાય ૧૫૧ મો સમાપ્ત

# अध्याय १५२ मो

## ઇંદ્રોતનો ઉપદેશ ને જનમેજયની શુદ્ધિ

॥ शौनक उवाच ॥

तस्मात्तेऽहं प्रवक्ष्यामि धर्ममावृतचेतसे ।
श्रीमान् महाबलस्तुष्टः स्वयं धर्ममवेक्षसे ॥१॥

શૌનકે (ઇંદ્રોતે) કહ્યું: હે રાજા! તારું ચિત્ત હવે ધર્મ કરવામાં આસક્ત થયું છે અને તું પોતે વિદ્યાવાન, મહાબળવાન, સંતોષી અને ધર્મ તરફ લાગણી ધરાવનારો છે, માટે હું તને ધર્મનો ઉપદેશ આપું છું.[1] અહો! ઘણા આશ્ચર્યની વાત છે કે, જે રાજા પ્રથમ મહા ક્રૂર હોય છે, તે જ રાજા પોતાના સદાચરણથી સર્વ પ્રાણીઓના પર પાછો અનુગ્રહ કરે છે.[2] હે જનમેજય! જેને માટે લોકો પ્રથમ એમ જ માનતા હતા કે, આ રાજા આખા જગતને બાળીને ભસ્મ કરી નાખશે, તે જ તું પાછળથી મોટો તપસ્વી બની જઈને આ વેળા ધર્મ કરવાનો વિચાર કરે છે અને ઘણો લાંબો સમય થયાં ભક્ષ્યનો તથા ભોજ્યનો ત્યાગ કરીને તપશ્ચર્યા કરી રહ્યો છે, એ પણ સર્વ પ્રાણીઓને આશ્ચર્યજનક થઈ પડયું છે.[3-4] જે પુરુષ ધનાદિકની સંપત્તિથી સંપન્ન હોય, તે પુરુષ મોટો દાતા બને અને જે પુરુષ કૃપણ અથવા કંગાલ હોય, તે મોટો તપસ્વી બને, એમાં કંઈ આશ્ચર્ય નથી; કેમ કે એવા થવું, એ તેઓને માટે કંઈ દૂર નથી, એમ વિદ્વાનો કહે છે.[5] હરકોઈ કાર્ય કરતી વેળા પૂર્વાપરનો સંપૂર્ણ વિચાર ન કરવો, તે જ કંગાલ અવસ્થાનું મુખ્ય કારણ છે; માટે કોઈ પણ કાર્યને જો વિચારપૂર્વક કરવામાં આવે છે, તો તેનું મહાન ફળ પ્રાપ્ત થાય છે.[6] હે રાજન્! યજ્ઞ, દાન, દયા, વેદ, સત્ય અને સારી રીતે આચરેલું તપશ્ચરણ, આ છયે મનુષ્યોને પવિત્ર કરનારાં છે.[7] હે જનમેજય! એ છયે સાધનો રાજાને પરમ પવિત્ર કરનારાં છે; માટે તું એ સાધનોનો જો સારી રીતે સ્વીકાર કરીશ, તો શ્રેયસ્કર ધર્મને સંપાદન કરીશ; તેમ જ પવિત્ર પ્રદેશમાં તીર્થાટન કરવા જવું એ પણ અત્યંત પવિત્ર કરનારું છે. આના સંબંધમાં યયાતિ-રાજાએ એક ગાથા ગાએલી છે કે,[8-9]

यो मर्त्यः प्रतिपद्येत आयुर्जीवितमात्मनः ।
यज्ञमेकांततः कृत्वा तत्संन्यस्य तपश्चरेत् ॥

–જે મનુષ્યને લાંબા આયુષની અથવા જીવિતની પ્રાપ્તિ થયેલી છે, તેણે યત્નપૂર્વક યજ્ઞો કરવા ને પછી તેઓએ સંન્યાસાશ્રમ ધારણ કરીને તપશ્ચર્યા કરવી.[10] આ જગતમાં સર્વ ક્ષેત્રોના કરતાં કુરુક્ષેત્ર પવિત્ર છે, કુરુક્ષેત્રના કરતાં સરસ્વતી પવિત્ર છે, સરસ્વતીના કરતાં બીજાં તીર્થો પવિત્ર છે અને સર્વ તીર્થોમાં પણ પૃથુદકનામનું તીર્થ વધારે પવિત્ર છે; કેમ કે એ તીર્થમાં સ્નાન કરીને તથા તેનું જળપાન કરીને મનુષ્યને અકાલમૃત્યુનો ભય રહેતો નથી, તેમ જ મહાસર તીર્થમાં, પુષ્કર ક્ષેત્રમાં, પ્રભાસ ક્ષેત્રમાં, ઉત્તર તરફ આવેલા માનસ સરોવરમાં તથા કાલોદક ક્ષેત્રમાં પણ તું જજે, જેથી તું પુનઃ દીર્ઘ આયુષને તથા જીવિતને પ્રાપ્ત કરીશ. જે સ્થળે સરસ્વતી અને દૃષદ્વતીનો સંગમ થાય છે, તેને માનસ સરોવર કહે છે.[11-13] ભગવાન મનુએ કહ્યું છે કે, 'પૂર્વોક્ત સર્વ તીર્થોમાં વેદનો સ્વાધ્યાય કરતાં કરતાં પુરુષે સ્નાન કરવું અને દાન કરવું; કેમ કે દાનધર્મ સર્વના કરતાં પવિત્ર ગણાય છે અને તે દાનધર્મના કરતાં પણ સંન્યાસધર્મ ઘણો જ પવિત્ર છે.'[14] આના સંબંધમાં સત્યવાને જે ગાથાઓ ગાયેલી છે, તે આ પ્રમાણે છે: જેમ કોઈએક બાળક રાગદ્વેષથી રહિત હોવાને લીધે કેવળ સત્યસ્વરૂપ છે અને પુણ્યપાપના સંબંધથી રહિત છે, તેવી જ રીતે રાગદ્વેષથી રહિત થઈને સર્વ પ્રકારનાં કર્મો કરવાં. આ જગતમાં કોઈ પણ પ્રાણીને કોઈ પ્રકારનું દુઃખ છે જ નહિ; તો પછી સુખ પણ કયાથી જ હોય? સુખ અને દુઃખ એ કેવળ મનઃકલ્પિત જ છે, પણ કોઈ જાતના સ્વતંત્ર પદાર્થ નથી. જગતનાં સર્વ પ્રાણીઓ કેવળ બ્રહ્મસ્વરૂપ જ છે, માત્ર અવિદ્યાના સંગને લીધે જ તેઓને સુખ-દુઃખ વગેરેનો અનુભવ થાય છે, માટે જ પાપપુણ્યના સંસર્ગને દૂર ફેંકી દઈને પ્રાણત્યાગ કરનારા પુરુષોનું શ્રેય થાય છે અર્થાત્ તેઓ જન્મમરણના ફેરામાંથી છૂટી જાય છે.

હવે હે રાજા! હું તને રાજાઓનું મુખ્ય કર્તવ્ય કહું છું, તેને તુ સાંભળ. હે જનમેજય! બળ તથા દાનનાં પ્રભાવથી તું સ્વર્ગને જીતજે. જે

પુરુષ બળવાન અને ઓજસ્વી હોય છે, તે ધર્માચરણ કરવાને સમર્થ થઈ શકે છે.[૧૫–૧૮] હે રાજા! તું બ્રાહ્મણોના હિતાર્થે અને પ્રજાઓના સુખાર્થે પૃથ્વીનું પાલન કર. તેં જે પ્રમાણે પ્રથમ બ્રાહ્મણોનું અપમાન કર્યું હતું, તે પ્રમાણે જ હવે તેઓને તું પ્રસન્ન કર.[૧૯] બ્રાહ્મણો તારું અપમાન કરે અથવા અનેક પ્રકારે તારો ત્યાગ કરે, તોપણ તું તેઓને પોતાના જેવા જ સમજ અને તેઓનો 'હું વધ નહિ કરું,' આવી પ્રતિજ્ઞા કર. તારે તારાં પોતાનાં કર્તવ્યોમાં આસક્ત રહીને નિરંતર શ્રેયઃસાધન કર્યા કરવું.[૨૦] હે શત્રુતાપન રાજા! કોઈ રાજા હિમની પેઠે શીતળ પ્રકૃતિનો હોય છે, કોઈ રાજા અગ્નિના જેવો ઘોર અથવા ક્રૂર હોય છે, કોઈ રાજા હળની પેઠે દુષ્ટોને મૂળમાંથી ઉખેડી નાખનારો હોય છે, ત્યારે બીજો કોઈ રાજા વજ્રની પેઠે શત્રુઓના પર અકસ્માત્ તૂટી પડનારો હોય છે.[૨૧] દુષ્ટ પુરુષોને વિષે વિદ્વત્તા આદિ વિશેષ ગુણ જોઈને અથવા બ્રાહ્મણત્વ આદિ સામાન્ય ધર્મને જોઈને પણ તેઓનો સંગ કરવો નહિ; તેમ જ 'મારે જગતમાં હજી જીવવું છે પણ મરી જવું નથી,' એમ માનીને દુષ્ટો પર પ્રીતિ કરવી નહિ.[૨૨] જેણે એક વખત પાપકર્મ કર્યું હોય છે, તે કેવળ પશ્ચાત્તાપ કરીને જ પાપમાંથી મુક્ત થાય છે; જેણે બે વાર પાપ કર્યું હોય છે તે 'હવે ફરીથી હું પાપ કરીશ નહિ' આવો નિયમ લેવાથી પાપમાંથી છૂટી જાય છે; જેણે ત્રણ વાર પાપ કર્યું હોય છે, ત 'હવે હું ધર્માચરણ જ કરીશ' આવો સંકલ્પ કરીને પાપમાંથી મુક્ત થાય છે અને જેણે અનેક વાર પાપ કર્યું હોય છે, તે પુરુષ તીર્થાટન કરવાથી પવિત્ર થાય છે.[૨૩-૨૪] જેને પોતાનું કલ્યાણ કરવાની ઇચ્છા હોય તેણે શુભ કર્મોનું જ આચરણ કરવું; કેમ કે જે જેનું સેવન કરે છે, તે તેવો જ બને છે. દાખલા તરીકે જો: સુગંધી પદાર્થોનું સેવન કરવામાં આવે છે, તો સુગંધી થવાય છે અને દુર્ગંધી પદાર્થોનું સેવન કરવામાં આવે છે, તો દુર્ગંધી થવાય છે; તેમ જ જે પુરુષ નિત્ય તપશ્ચર્યા કરવામાં તત્પર રહે છે, તે પુરુષ સત્વર પાપમાંથી મુક્ત થાય છે.[૨૫-૨૬] જે પુરુષના પર વ્યભિચાર આદિનો લોકાપવાદ આવ્યો હોય, તે પુરુષ એક વર્ષ પર્યંત અગ્નિનું સેવન કરે, તો અપવાદથી મુક્ત થાય છે; જેણે બાળહત્યા કરી હોય, તે ત્રણ વર્ષ પર્યંત અગ્નિનું સેવન કરીને પાપમાંથી મુક્ત થાય છે; તેમ જ બાળહત્યારો પુરુષ મહાસર, પુષ્કર, પ્રભાસ અને ઉત્તરમાં આવેલા માનસસરોવર–એમાંના હરકોઈ તીર્થમાં સો યોજન સુધી ચાલીને યાત્રા કરે છે, તો પાપથી મુક્ત થાય છે.[૨૭-૨૮] જે પુરુષે જેટલાં પ્રાણીઓની હિંસા કરી હોય તે તેટલી જ જાતનાં પ્રાણીઓને મરણ પામતાં જો બચાવે તો પાપમાંથી મુક્ત થાય છે.[૨૯] મનુ ભગવાને કહ્યું છે કે, અશ્વમેધ યજ્ઞના અંતમાં અવભૃથસ્નાન કરનારો પુરુષ જેમ સર્વ પાપોથી મુક્ત થાય છે, તેમ જળમાં રહીને ત્રણ વાર 'અઘમર્ષણ' મંત્રનો જપ કરનાર પુરુષ પણ સર્વ પ્રકારનાં પાપોથી મુક્ત થાય છે;[૩૦] એટલું જ નહિ પણ તે પુરુષ સર્વત્ર સત્કાર પામે છે અને સર્વ પ્રાણીઓ જડ તથા મૂંગાની પેઠે તેના પર પ્રસન્ન રહે છે.[૩૧] હે રાજન્! પૂર્વે એક સમયે સર્વ દેવો અને અસુરો એકત્ર થઈને દેવના ગુરુ બૃહસ્પતિ પાસે ગયા અને તેમને પૂછવા લાગ્યા કે, 'હે મહર્ષિ! ધર્મ કરવાથી પરલોકમાં જે કંઈ સુખરૂપ ફળ પ્રાપ્ત થાય છે અને પાપ કરવાથી નરકમાં જે દુઃખરૂપ ફળ પ્રાપ્ત થાય છે, તે સર્વ તમે જાણો છો;[૩૨] માટે હે મહર્ષિ! તમે અમને કહો કે, જે પુરુષનાં પાપ અને પુણ્ય સમાન હોય, તે પુરુષ પુણ્યના પ્રભાવથી પાપને દૂર કરી શકે છે કે નહિ? પુણ્યનું ફળ શું છે? અને ધર્મશીલ પુરુષ પાપને કેવી રીતે દૂર કરી શકે છે?[૩૩]

બૃહસ્પતિએ કહ્યું: જે પુરુષ પ્રથમ અબુદ્ધિપૂર્વક એટલે અજાણતાં પાપકર્મ કર્યા પછી બુદ્ધિપૂર્વક જો ધર્માચરણ કરે છે, તો ક્ષાર જેમ મલિન વસ્ત્રના મેલને દૂર કરે છે, તેમ તે પુરુષનાં પાપોને તેનું ધર્માચરણ દૂર કરે છે;[૩૪] તેમ જ જે પુરુષ પાપકર્મ કરીને પણ એમ માને છે કે, 'તેનો કર્તા હું નથી' અને શ્રદ્ધાયુક્ત થઈને અસૂયાના ત્યાગપૂર્વક કલ્યાણ કરવાની ઇચ્છા કરે છે, તેને પ્રથમ કરેલાં પાપનો સંબંધ જ થતો નથી. વળી જે પુરુષ પાપકર્મ કર્યા પછી પણ સત્પુરુષોનાં ખુલ્લાં થયેલાં છિદ્રોને ઢાંકે છે, તેનું કલ્યાણ જ થાય છે.[૩૫-૩૬] જેમ સૂર્ય પ્રાતઃકાળમાં ઉદય પામતાં

જ સર્વ અંધકારનો નાશ કરે છે, તેમ હરકોઈ પુરુષ પુણ્યકર્મોનું આચરણ કરતાં જ સર્વ પાપોનો નાશ કરે છે.[૩૭]

ભીષ્મે કહ્યું : શૌનક વંશના મહર્ષિ ઇંદ્રોતે જનમેજયરાજાને એ પ્રમાણે ઉપદેશ આપ્યા પછી, તેની પાસે વિધિપૂર્વક અશ્વમેધ યજ્ઞ કરાવ્યો,[૩૮] જેથી તે રાજાનાં સર્વ પાપો દૂર થઈ ગયાં ને તેનું સ્વરૂપ બળતા અગ્નિના જેવું દેદીપ્યમાન થઈ ગયું. પછી શત્રુઓનો સંહાર કરનારો તે જનમેજ્ય-રાજા પૂર્ણિમાનો પૂર્ણચંદ્ર જેમ આકાશમાં દાખલ થાય, તેમ પોતાના રાજ્યમાં દાખલ થયો.[૩૯]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત આપદ્ધર્માનુશાસન-પર્વમાં 'ઇંદ્રોતનો ઉપદેશ અને જનમેજયની શુદ્ધિ' નામનો અધ્યાય ૧૫૨ મો સમાપ્ત

# अध्याय १५३ मो

## ગીધ અને શિયાળનો વિવાદ

॥ युधिष्ठिर उवाच ॥

कच्चित् पितामहेनासीच्छ्रुतं वा दृष्टमेव च।
कच्चिन्मर्त्यो मृतो राजन् पुनरुज्जीवितो भवेत्॥१॥

યુધિષ્ઠિરે પૂછ્યું : હે રાજન્! હે પિતામહ! મરણ પામેલો કોઈ મનુષ્ય પુનઃ જીવતો થયો હોય એવું તમે સાંભળ્યું છે કે જોયું છે?*[૧]

ભીષ્મે કહ્યું : હે કુંતાપુત્ર! પૂર્વે નૈમિષારણ્ય-માં એક ગીધનો તથા શિયાળનો સંવાદ થયો હતો એ વિષેનો પ્રાચીન ઇતિહાસ હું તમને કહું છું, સાંભળો.[૨]

પૂર્વકાળમાં કોઈએક બ્રાહ્મણે અનેક પ્રકારનાં દુઃખ વેઠીને એક પુત્રને મેળવ્યો હતો; પરંતુ એ વિશાળ નેત્રોવાળો પુત્ર બાલગ્રહથી પીડાઈને બાલ્યાવસ્થામાં જ મરણ પામ્યો.[૩] તે બાળક આખા કુળના સર્વસ્વરૂપ હતો અને તરુણ અવસ્થાએ પહોંચ્યા વિના જ મરણ પામ્યો હતો, તેથી તેના સર્વ સંબંધીઓ દુઃખ અને શોકને લીધે વિહ્વળ થઈ ને રોકકળ કરી રહ્યા હતા.[૪] પછી તેઓ એ મરેલા બાળકને લઈ ને શ્મશાનમાં આવ્યા ને ત્યાં તે બાળક-ને એકબીજાના ખોળામાં લઈ લઈ ને અત્યંત દુઃખને લીધે પોકેપોકે રડવા લાગ્યા.[૫] તેઓ એ બાળકના પૂર્વોક્ત મધુર શબ્દોને વારંવાર સંભારીને શોક કરવા લાગ્યા ને તે બાળકને શ્મશાનભૂમિ પર એકલો મૂકીને ત્યાંથી ચાલ્યા જવા માટે અશક્ત થઈ પડ્યા. એવામાં એક ગીધ પક્ષી તેઓના રડવાના શબ્દ સાંભળીને ત્યાં આવી પહોંચ્યું અને તેઓને કહેવા લાગ્યુ કે, 'અરે ઓ મનુષ્યો! તમારા આ એકના એક બાળકને પણ અહીં પડતો મૂકીને તમે અહીંથી જલ્દી ચાલ્યા જાઓ.[૬-૭] તમે જાણો જ છો કે સર્વનો સંહાર કરનારા કાળે હજારો પુરુષોને તથા હજારો સ્ત્રીઓને આ શ્મશાનભૂમિ ઉપર આણ્યાં છે અને તે સર્વ સ્ત્રીપુરુષોના સંબંધીજનો તેઓને અહીં પડતાં મૂકીને પોતપોતાનાં ઘર ભણી ચાલ્યા ગયા છે.[૮] તમે જોઈ શકો છો કે, આ સર્વ જગત સુખ અને દુઃખથી ભરપૂર છે અને તેમાં સર્વ કોઈનો અનુક્રમે સંયોગ અને વિયોગ થયા કરે છે.[૯] જે મનુષ્યો પોતાના મરણ પામેલા સંબંધીને લઈ ને શ્મશાનમાં જાય છે અને જેઓ શ્મશાનમાં ન જતાં ઘેર જ બેસીને રોકકળ કર્યા કરે છે, તેઓ સર્વે પોતાના આયુષ્યના પ્રમાણનો ક્ષય થયા પછી મૃતક અવસ્થાએ શ્મશાન તરફ જ જાય છે; અર્થાત્ આયુ ષ્ય પૂરું થયા પછી સૌ કોઈ ને શ્મશાનમાં જવાનુ જ છે.[૧૦] આમ સમજીને તમે આ શ્મશાનમાંથી હવે ચાલ્યા જાઓ, અહીં બેસી રહેવાથી તમને શું ફળ મળવાનું છે? જુઓ, આ શ્મશાન સર્વ પ્રાણીઓને ભયંકર છે, ગીધડાં અને શિયાળોથી ભરપૂર છે અને ઠેકઠેકાણે પડેલાં મનુષ્યનાં હાડકાંઓથી મહારૌદ્ર દેખાય છે.[૧૧] હરકોઈ પ્રાણી કે જે એક વખત કાળધર્મને (મૃત્યુને) પામ્યું છે, તે આપણું પ્રિય સંબંધી હોય કે શત્રુ હોય, તોપણ પુનઃ સજીવન થતું નથી. આવી જ સવ પ્રાણીઓની ગતિ છે.[૧૨] આ મનુષ્યલોકમાં જન્મ પામેલા સર્વ પ્રાણીને એક દિવસે મરવાનું તો છે જ; તો પછી કાળે નિર્માણ કરેલા એ માર્ગને અનુસરીને જે પ્રાણી મરણ પામ્યુ છે, તેને પુનઃ કોણ જિવાડનાર છે?[૧૩] જુઓ, જગત-ના સર્વ લોકો હવે પોતપોતાનું કામ કરતા બંધ

* યુધિષ્ઠિરના આ પ્રશ્નનો આશય એ છે કે, એક વખત મરણ પામેલો મનુષ્ય જો સજીવન થાય, તો જ તમારા કહેવા પ્રમાણે અજાણતાં પાપકર્મ કરનારો પુરુષ પુનઃ પુણ્યશાળી બને; અન્યથા મારા ધારવા પ્રમાણે પાપી પુરુષ પુનઃ પુણ્યશાળી થાય જ નહિ.

પડ્યા છે અને સૂર્ય પણ અસ્ત પામવાને તૈયાર થયો છે; માટે તમે પણ આ બાળક પરના સ્નેહનો ત્યાગ કરીને પોતપોતાને ઘેર ચાલ્યા જાઓ.[૧૪]

હે રાજા! ગીધનાં એ વચન સાંભળ્યા પછી શ્મશાનમાં આવેલા તે સર્વ મનુષ્યો મરણ પામેલા બાળકને પૃથ્વી પર મૂકીને રડતા રડતા ત્યાંથી ચાલતા થયા.[૧૫] તેઓએ નિશ્ચય માની લીધું હતું કે, 'આ બાળક જરૂર મરણ પામ્યો છે અને તેનું દર્શન કરવા માટે હવે આપણે નિરાશ જ થયા છીએ,' આમ માનીને તેઓ રડતા રડતા ચાલતા થયા.[૧૬] પોતાના પુત્રને ત્યાં પડતો મૂકીને તેઓ સર્વે પોતપોતાના ઘર ભણી જવા માટે નિશ્ચય ઉપર આવ્યા ને બાળકના જીવિત માટે નિરાશ થઈ ને ઘેર જવાના માર્ગમાં ટોળે વળીને ઊભા રહ્યા.[૧૭] તેવામાં કાગડાની પાંખોના જેવા શ્યામ વર્ણનો એક શિયાળ પાસેની બખોલમાંથી બહાર નીકળીને જવા માટે તૈયાર થયેલા પેલા મનુષ્યોને કહેવા લાગ્યો કે, 'ખરું છે કે, મનુષ્યો હમેશાં નિર્દય જ હોય છે?[૧૮] અરે ઓ મૂઢ મનુષ્યો! હજી તો આ સૂર્ય અસ્ત પામ્યો નથી, માટે તમે નિર્ભય થાઓ અને આ બાળક ઉપર સ્નેહ રાખો. પ્રત્યેક મુહૂર્તનો પ્રભાવ અનેક પ્રકારનો હોય છે, તેથી તેવા કોઈ મુહૂર્તના પ્રભાવે આ બાળક કદાચ જીવતો પણ થાય![૧૯] અરે ઓ નિર્દય મનુષ્યો! તમે આ શ્મશાનની ભૂમિ પર પોતાના પુત્રને પડતો મૂકીને શા માટે ચાલ્યા જાઓ છો? મને લાગે છે કે, તમે પુત્રસ્નેહથી રહિત છો.[૨૦] જેના માત્ર ભાષણથી જ તમે પ્રથમ પ્રસન્ન થતા હતા, તે આ મધુરું બોલનારા બાળક ઉપર તમને શું સ્નેહ જ નથી?[૨૧] જુઓ તો ખરા! પશુપક્ષીઓને પણ પોતાનાં બચ્ચાં ઉપર કેટલો બધો સ્નેહ હોય છે! તેઓને પોતાનાં બચ્ચાંઓનું પાલન કરીને તેઓના તરફથી કંઈ પણ ફળ મેળવવાનું હોતું નથી, છતાં તેઓ બચ્ચાંઓ ઉપર કેવો સ્નેહ રાખે છે![૨૨] પરલોકની ગતિમાં જ એકનિષ્ઠા રાખનારા મુનિઓને જેમ યજ્ઞાદિ ક્રિયાઓના ફળની અપેક્ષા હોતી નથી, તેમ પોતાનાં સંતાનો સાથે સ્નેહની લાગણીથી જોડાયેલાં ચોપગાં પશુઓને, પક્ષીઓને તથા કીડાઓને સંતાનો તરફના કોઈ પ્રકારના ફળની અપેક્ષા હોતી નથી.[૨૩] વળી પુત્રોના સંબંધથી આનંદમાં રહેનારાં તે પશુપક્ષીઓને પુત્રપોષણના કર્મથી આ લોકમાં કે પરલોકમાં કોઈ પ્રકારનો લાભ મળતો નથી, છતાં તેઓ પોતાનાં સંતાનોનું પાલનપોષણ કરે જ છે.[૨૪] પશુપક્ષીના બચ્ચાંઓ જ્યારે મોટાં થાય છે, ત્યારે પોતાનાં માતાપિતાનું પોષણ કરતાં નથી, તોપણ તેઓનાં માતાપિતાઓને પોતાના પ્રિય પુત્રોને નહિ જોવાથી શું શોક થતો નથી?[૨૫] તો પછી જેઓને શોક પણ થાય છે, તેવા મનુષ્યોને પોતાનાં બાળકો પર સ્નેહ કેમ ન હોય? તમારો આ પુત્ર કુળની વૃદ્ધિ કરનારો છે, છતાં તેનો ત્યાગ કરીને તમે ક્યાં જાઓ છો?[૨૬] અરે! તમે એની પાસે બેસીને ઘણા કાળ સુધી આંસુઓ પાડો! અને સ્નેહપૂર્વક એના તરફ લાંબો દૃષ્ટિપાત કરો!! ખરેખર, આવાં ઇષ્ટ સંતાનોનો ત્યાગ કરવો એ મહા કઠિન છે.[૨૭] જે પુરુષ ક્ષીણ થઈ ગયો હોય, અનેક મનોરથોથી ઘેરાયેલો હોય અથવા શ્મશાને જવા તૈયાર થઈ રહ્યો હોય (મરણપથારીએ પડ્યો હોય), તેને સહાય કરવા માટે જે સ્થળે બંધુઓ ઊભા રહે છે, તે સ્થળે બીજો કોઈ ઊભો રહેતો નથી.[૨૮] આ જગતમાં સર્વ કોઈ ને પ્રાણ વહાલા હોય છે અને સર્વ કોઈના હૃદયમાં સ્નેહની લાગણી હોય જ છે. જુઓ, પશુપક્ષીઓમાં પણ સ્નેહ જેવો ને તેવો જ દેખાય છે.[૨૯] આ બાળક જે કમળના સમાન ચંચળ અને વિશાળ નેત્રોવાળો છે તથા નવા વરરાજાની પેઠે સ્નાન કરીને પુષ્પની માળા વડે શોભી રહ્યો છે તેનો ત્યાગ કરીને તમે કેમ જઈ શકો છો?'[૩૦] એ રીતે શિયાળનાં વચનો સાંભળીને કૃપણતાભરેલો વિલાપ કરી રહેલા તે સર્વ મનુષ્યો પેલા બાળકના મુડદા તરફ પાછા ફર્યા.[૩૧]

ત્યારે ગીધે* કહ્યું: અરે ઓ સત્ત્વહીન

* ગીધ અને શિયાળ બન્ને જણા મરેલા બાળકનાં સંબંધીઓને જુદું જુદું સમજાવે છે. તેનો હેતુ એ છે કે, ગીધના મનમાં એમ છે કે, સૂર્યાસ્ત પહેલાં જ આ મનુષ્યો જો ચાલ્યા જાય તો હું આ મુડદાને લઈ જાઉં, કેમ કે જો રાત્રિ થઈ જશે, તો મારો લાગ ફાવશે નહિ; તેમજ શિયાળના મનમાં એમ છે કે, રાત્રિ થઈ જાય ત્યાં સુધી આ મનુષ્યો જો અહીં રોકાય તો મને ઠીક ફાવે; કારણ કે દિવસ હોવાને લીધે કૂતરાં વગેરેનો

મનુષ્યો! (ઘણા જ ખેદની સાથે મારે તમને કહેવું પડે છે કે,) બુદ્ધિ વિનાના અને ક્રૂર સ્વભાવના આ ક્ષુદ્ર શિયાળના કહેવા ઉપરથી તમે શા માટે પાછા ફરો છો?[૩૨] આ બાળકના શરીરને પાંચે મહાભૂતોએ તજી દીધેલું છે અને તેથી જ તે શૂન્ય કાષ્ઠના જેવું અચેતન થઈ પડ્યું છે; માટે હવે તેનો તમે શોક શા માટે કરો છો? અને શા માટે તમારો પોતાનો શોક કરતા નથી?[૩૩] તમે તીવ્ર તપશ્ચર્યા કરો કે જેથી સર્વ પ્રકારનાં પાપોથી મુક્ત થઈ જાઓ. તપ કરવાથી પ્રાણીને સર્વ કંઈ મળી શકે છે, પણ આમ વિલાપ કરવાથી શું વળવાનું છે?[૩૪] ખરેખર, આ બાળકના શરીરની સાથે જ તેનું દુર્ભાગ્ય પણ જન્મ્યું હતું, કે જેને લીધે આ બાળક પોતાનાં સંબંધીઓને અપાર શોક આપીને ચાલ્યો ગયો છે.[૩૫] આ જગતમાં ધન, ગાયો, સુવર્ણ, મણિઓ, રત્નો અને સંતાનો એ બધાં કેવળ તપશ્ચરણ કરવાથી જ મળે છે અને તપશ્ચરણ યોગના બળથી મેળવી શકાય છે.[૩૬] પ્રાણીએ જેવાં જેવાં કર્મો કર્યાં હોય છે, તે પ્રમાણે જ તેને સુખદુઃખ મળ્યા કરે છે અને સર્વ કોઈ પ્રાણી પોતાના જન્મસમયે જ સુખદુઃખને સાથે લઈને જન્મે છે.[૩૭] પિતાનાં કર્મોની સાથે પુત્રને કે પુત્રનાં કર્મોની સાથે પિતાને કંઈ પણ સંબંધ નથી. સૌ કોઈ પોતપોતાનાં ઉત્તમ–અધમ કર્મોથી બંધાઈને ભિન્ન ભિન્ન માર્ગે ચાલ્યા જાય છે;[૩૮] માટે તમે યત્નપૂર્વક ધર્માચરણ કરો. અધર્મ કરવાનો મનમાં વિચાર પણ ન કરો અને સમયાનુસાર દેવબ્રાહ્મણોનાં કાર્યો કર્યા કરો.[૩૯] તમે શોકનો તથા દીનતાનો ત્યાગ કરો. પુત્ર ઉપરના સ્નેહને છોડી દો અને આ બાળકને અહીં ખુલ્લા પ્રદેશમાં જ છોડી દઈને સત્વર ઘર તરફ પાછા ફરો.[૪૦] જે કોઈ શુભ કે અશુભ કર્મ કરે છે, તેનું ફળ તેના કર્તાને ભોગવવું પડે છે, તેમાં એના બાંધવોને શું?[૪૧] જેટલા જેટલા બાંધવો પોતાના પ્રિય સંબંધીને લઈને આ શ્મશાનમાં આવે છે, તેઓ સર્વે તેને અહીં મૂકીને ઊભા રહેતા નથી, પણ અશ્રુભરેલાં નેત્રે ઘર તરફ પાછા ફરે છે અને મૂએલાના સ્નેહનો ત્યાગ કરી દે છે.[૪૨] બુદ્ધિમાન હો કે મૂર્ખ હો, ધનવાન હો કે નિર્ધન હો, પણ સર્વ કોઈને પોતપોતાનાં પુણ્યપાપની સાથે, કાળને સ્વાધીન થવું પડે છે;[૪૩] માટે આમ શોક કરીને તમે શું કરી શકશો? અને જ્યારે તમારાથી કંઈ પણ બનવાનું નથી, તો પછી તમે આ મૂએલાની પાછળ શોક શા માટે કરો છો? કાળ સર્વ કોઈનો પ્રભુ છે અને તે પોતાના ધર્મને અનુસરીને સર્વના ઉપર સમદૃષ્ટિ રાખનારો છે.[૪૪] આ જગતમાં જેઓ યુવાવસ્થાએ પહોંચેલા છે, જેઓ બાલ્યાવસ્થામાં ખેલી રહ્યા છે, જેઓ વૃદ્ધાવસ્થાને શિખરે જઈ પહોંચ્યા છે અને જેઓ હજી ગર્ભાશયમાં જ પડી રહેલા છે, તેઓ સર્વના પર મોતના ડંકા વાગી જ રહ્યા છે–તેઓ સર્વે મૃત્યુની સત્તામાં આવી ચૂક્યા છે; કારણ કે આ જગતની એવી જ ઘાટી પડી રહી છે.[૪૫]

તે સાંભળી તરત જ શિયાળ બોલી ઊઠ્યો: 'અરેરે! આ અલ્પબુદ્ધિ ગીધડાએ તમારા સ્નેહને મંદ કરી નાખ્યો છે; કેમ કે જે તમે પ્રથમ પુત્રના સ્નેહને અધીન થઈને ઘણો મોટો શોક કરતા હતા તેના તે જ તમે પેલા મૂર્ખ ગીધડાનાં સારી રીતે બોલાયેલાં, શાંતિને ઉપજાવનારાં અને વિશ્વાસજનક એવાં તુચ્છ વચનો સાંભળીને ઘર તરફ પાછા ફરો છો અને મહાદુસ્ત્યજ સ્નેહનો ત્યાગ કરી દો છો.[૪૬-૪૭] અફસોસ! અફસોસ! હું તો હજી એમ જ માનું છું કે, પુત્રના વિયોગથી મોટી બૂમો પાડીને રડી રહેલા અને જેનો વાછડો મરણ પામ્યો હોય તેવી ગાયની પેઠે અત્યંત દુઃખમાં આવી પડેલા આ સર્વ મનુષ્યોને મરનારથી શૂન્ય થયેલા ગૃહ ભણી જતાં કેવો મહાન શોક થાય છે? આ પૃથ્વી પર મનુષ્યોને સ્નેહને લીધે કેવો શોક થાય છે? આવો વિચાર કરતાં મારાં પોતાનાં નેત્રોમાંથી પણ અશ્રુધારા વહી રહી છે. (પણ તમે તો આ રીતે સ્નેહનો ત્યાગ કરીને ચાલ્યા જાઓ છો, તેથી જણાય છે કે, તમારો સ્નેહ વાસ્તવિક નથી.)[૪૮-૪૯] હરકોઈ પ્રાણીએ સતત યત્ન તો કરવો જ જોઈએ; કેમ કે દૈવયોગે કદાચ કાર્યસિદ્ધિ થઈ જાય, એવું સંભવી શકે છે. જોકે એ વાત ખરી જ છે કે, કાળની પાસે દૈવનું કે પુરુષાર્થનું

મને ભય રહે છે અને તેથી આ મુડદાને લઈ જવામાં હું ફાવું તેમ નથી. આ રીતે બન્ને પોતાનો સ્વાર્થ જ સાધે છે.

કંઈ પણ ઊપજતું નથી, તોપણ મનુષ્યે સદાય ઉત્સાહ જ રાખવો; કેમ કે ઉત્સાહરહિત થઈને કેવળ ખેદ કરવાથી સુખ ક્યાંથી મળે? યત્ન કરવાથી અવશ્ય કાર્યસિદ્ધિ થાય જ છે; માટે તમે નિર્દય થઈને કેમ ચાલ્યા જાઓ છો? આ બાળક તમારા પોતાના જ માંસથી ઉત્પન્ન થયો છે, તમારા અર્ધા શરીરરૂપ જ છે અને વંશને વધારનારો છે; છતાં એને આ શ્મશાનમાં પડતો મૂકીને તમે ક્યાં જાઓ છો?[૫૦-૫૨] સૂર્યને અસ્ત થવા દો અથવા સંધ્યાકાળ થવા દો. પછી તમે આ બાળકને અહીંથી લઈ જજો અને લઈ ન જાઓ તો તેની પાસે અહીં બેસી રહેજો.[૫૩]

ગીધે કહ્યું: અરે હે મનુષ્યો! મારો જન્મ થયો ત્યારથી આરંભીને આજે એક હજાર વર્ષની ઉપર પણ કેટલાંએક વર્ષો વીતી ગયાં છે, પરંતુ ત્યાં સુધીમાં મેં કોઈ પણ પુરુષને, સ્ત્રીને કે નપુંસકને મૂઆ પછી સજીવન થયેલ જોયુ નથી.[૫૪] આ જગતમાં અનેક લોકો ગર્ભાશયમાં જ મરણ પામીને જન્મે છે, બીજા અનેક લોકો જન્મ્યા પછી તરત જ મરી જાય છે, વળી કેટલાએક તો હજી ચાલતાં જ શીખ્યા હોય છે, તેટલામાં મરી જાય છે અને ઘણાય તો યુવાવસ્થાએ પહોંચ્યા પછી મરણ પામે છે.[૫૫] અરે! ચોપગાં પશુઓ અને પક્ષીઓનાં ભાગ્ય પણ અનિત્ય જ જોવામાં આવે છે; તેમ જ સ્થાવરજંગમ પ્રાણીઓનાં આયુષ્યો પણ અમુક મર્યાદામાં બંધાઈને આગળ ને આગળ જ ઊભાં હોય છે.[૫૬] અનેક પુરુષો, પોતાનાં સગાંવહાલાંઓથી તથા સ્ત્રીઓથી વિયોગી થઈને અને પુત્રોના શોકથી ઘેરાયેલા બનીને શોકથી બળતા બળતા નિત્ય આ શ્મશાનમાંથી પોતાના ઘર ભણી ચાલ્યા જાય છે.[૫૭] વળી તે સિવાયના બીજા ઘણા સંબંધી જનો હજારો ઇષ્ટજનોને તથા હજારો અનિષ્ટ(શત્રુ)જનોને આ શ્મશાનમાં છોડી દઈને અત્યંત દુઃખી થતા થતા પોતાના ઘર ભણી ચાલ્યા ગયા છે;[૫૮] માટે તમે પણ આ નિસ્તેજ, શૂન્ય અને કાષ્ઠપણાને પામેલા બાળકને અહીં છોડી જાઓ. તેનો આત્મા હવે બીજા શરીરમાં પ્રયાણ કરી ગયો છે, તેથી આ મુડદું કાષ્ઠરૂપ જ થઈ ગયુ છે.[૫૯] અરે! લગાર જાઓ તો ખરા! આ બાળકનો જીવાત્માએ ત્યાગ કર્યો છે. તેનું શરીર નિશ્ચેષ્ટ અને પ્રાણરહિત થઈ પડ્યું છે, છતાં તેનો ત્યાગ કરીને તમે ઘર તરફ કેમ જતા નથી? મને તો લાગે છે કે, તમારો સ્નેહ અને પરિશ્રમ હવે વ્યર્થ છે, નિષ્ફળ છે.[૬૦] આ બાળક તેનાં નેત્રો વડે હવે જોઈ શકતો નથી જ, તેમ કાન વડે સાંભળી પણ શકતો નથી, તો પછી તેને અહીં છોડી દઈને શા માટે તમે જલદી ઘેર જતા નથી?[૬૧] મેં તમને ઘણાં ઘણાં ક્રૂર એવાં પણ મોક્ષધર્મના આધારવાળાં અને હેતુયુક્ત વાક્યો કહી સંભળાવ્યાં છે; માટે હવે તમે ઉતાવળથી પોતપોતાને ઘેર જ જાઓ. હે મનુષ્યો! મારામાં બુદ્ધિ અને વિજ્ઞાન બન્ને રહેલાં છે, તેથી હું બીજાઓને બુદ્ધિ અને વિચારશક્તિ આપી શકું છું અને તે માટે જ મેં તમને આવાં વચનો કહી સંભળાવ્યાં છે, તેને ધ્યાનમાં લઈને તમે ઘર તરફ પાછા ફરો.[૬૨-૬૩] વળી પોતાના મરી ગયેલા સંબંધીને જોવાથી અને તેના ચરિત્રનું સ્મરણ કરવાથી હરકોઈનો શોક બમણો થઈ પડે છે.

ગીધના એ વચન સાંભળીને તે સર્વ મનુષ્યો ઘર ભણી પાછા ફર્યા; એટલે તુરત જ પેલો શિયાળ પૃથ્વી પર સૂતેલા બાળકની સમીપ આવીને તેને જોવા લાગ્યો અને પછી એકદમ તે બોલી ઊઠ્યો:[૬૪]

શિયાળે કહ્યું: અહો! આ બાળકનો વર્ણ કેવો સુવર્ણના જેવો પ્રદીપ્ત છે? અને તેનું શરીર અલંકારોથી કેવું શોભી રહ્યું છે? અરે, હે મનુષ્યો! આ ગીધડાના વચન ઉપરથી પિતૃપિંડને આપનારા પોતાના પુત્રનો તમે કેમ ત્યાગ કરો છો?[૬૫] હું તમને ખરું જ કહું છું કે, આ મરણ પામેલા બાળકનો પરિત્યાગ કરવાથી તમારા સ્નેહનો, વિલાપનો અને રુદનનો કોઈ કાળે વિનાશ થવાનો નથી, પણ ઊલટો તમને સંતાપ જ થશે.[૬૬] આપણે સાંભળ્યું જ છે કે, સત્યપરાક્રમી શ્રીરામચંદ્રે જંબૂક નામના એક શૂદ્રનો વધ કરીને ધર્મ વડે બ્રાહ્મણના પુત્રને સજીવન કર્યો હતો;[૬૭] તેમ જ શ્વેત નામના રાજર્ષિના મરણ પામેલા પુત્રને પણ ધર્મનિષ્ઠ શ્વેતમુનિએ પુનઃ જીવતો કર્યો હતો.[૬૮] એ પ્રમાણે જ વેળા આ કોઈ સિદ્ધ, કોઈ મુનિ કે કોઈ દેવ તમને મળી આવે ને દીનતાભરેલો વિલાપ કરી રહેલા તમારા સર્વના ઉપર કદાચ કૃપા કરે (તો

આ બાળક જીવતો ન થાય કે ?)[૬૯]

શિયાળે એ પ્રમાણે કહ્યુ, એટલે તે સર્વ મનુષ્યો પુત્ર પરના પ્રેમને લીધે શોકાર્ત થઈને પુન શ્મશાન ભણી પાછા ફર્યા અને બાળકના મસ્તકને ખોળામા લઈને મોટી પોકો મૂકીને રડવા લાગ્યા પછી તેઓના રડવાના શબ્દને સાભળીને ગીધ ત્યા આવ્યો ને આ પ્રમાણે બોલ્યો

ગીધે કહ્યુ 'અરે ! તમારા અશ્રુપાતથી ભીજાઈ ગયેલો અને તમારા હાથના સ્પર્શથી લગ ભગ છોલાઈ ગયેલો આ બાળક યમદેવની આજ્ઞાથી દીર્ઘ નિદ્રાને (મરણને) પામી ગયો છે[૭૦-૭૧] ભલે મોગ તપસ્વીઓ હોય, શ્રીમતો હોય કે મહા બુદ્ધિશાળી હોય પણ તેઓ સર્વે મૃત્યુને અધીન થઈ ને જ્યા આવી પહોચે છે, તે જ આ પ્રેતનગર છે[૭૨] મરનારના અનેક બાધવો પણ હજારો બાળ કોને તથા વૃદ્ધોને સદાને માટે અહી છોડી દઈને રાતદિવસ દુ ખ ભોગવતા આ પૃથ્વી પર વસી રહ્યા છે[૭૩] માટે તમે વ્યર્થ શોક કરવાના દુરાગ્રહમા પડો મા આ બાળક પુન અહી જીવતો થાય, એ વાત કેવળ અસભવિત છે એવુ બને જ ક્યાથી ?[૭૪] જે પ્રાણી દેહનો ત્યાગ કરીને એક વખત મરણ પામ્યો છે, તેને પુન તે જ દેહની પ્રાપ્તિ થતી નથી ('આ બાળક પુન સજીવન થશે' આવો આશાવાદ કરનારા આ) શિયાળના જેવા સેકડો શિયાળો પોતાના શરીરને અર્પણ કરે અને સેકડો વર્ષો સુધી પ્રયત્ન કર્યા કરે, તોપણ આ બાળકને જીવતો કરી શકે તેમ નથી જ હા, કદાચ રુદ્ર, કાર્તિકસ્વામી, બ્રહ્મા કે વિષ્ણુ આ બાળકને જો વરદાન આપે તો એ જીવતો થાય, એવો સભવ છે, પરતુ આ રીતે આસુ પાડવાથી, નિ શ્વાસ નાખ્યા કરવાથી કે મોટી પોકો મૂકીને રડવાથી આ બાળક પુન સજીવન થશે નહિ હુ, આ શિયાળ, તમે અને આ બાળકના સર્વ સબધીઓ એમ આપણે બધા ધર્મ-અધર્મને સાથે લઈ ને એક જ માર્ગમા આવી રહ્યા છીએ, માટે બુદ્ધિમાન પુરુષે અપ્રિય અથવા કઠોર ભાષણ નો, બીજાઓના દ્રોહનો, પારકી સ્ત્રીનો, અધર્મનો તથા અસત્યનો દૂરથી જ ત્યાગ કરવો અને ધર્મનુ સત્યનુ, શાસ્ત્રનુ, ન્યાયનુ, પ્રાણીઓ પરની મોટી દયાનુ, સરળતાનુ તથા પ્રમાણિકતાનુ યત્નપૂર્વક શોધન કરવુ-સેવન કરવુ. જેઓ પોતાના માતા પિતાને, બાધવોને તથા સુહૃદોને જીવી રહેલા જોઈ શકતા નથી, તેઓનામા અધર્મની જ અધિકતા હોવી જોઈએ અરે ! તમે વિચાર તો કરો કે, આ બાળક જે પોતાના નેત્રો વડે જોઈ શકતો નથી અને કોઈ પ્રકારની ચેષ્ટા કરતો નથી, તેથી સ્પષ્ટ જણાય છે કે, તે મૃત્યુ પામ્યો છે, તો હવે તેની પાછળ રુદન કરીને તમે શુ કરશો ?' ગીધના એ કહેવા ઉપરથી તે સર્વ મનુષ્યો શોકગ્રસ્ત હોવા છતા પેલા બાળકને પૃથ્વી પર મૂકી દઈને પુત્ર ઉપરના સ્નેહને લીધે બળતાઝળતા ઘેર જવા માટે તૈયાર થયા

તે જોઈ શિયાળે કહ્યુ અરેરે ! સર્વ પ્રાણી ઓનો વિનાશ કરનારો આ મનુષ્યલોક મહાદારુણ દેખાય છે, કેમ કે આ મનુષ્યલોકમા પોતાના પ્રિય સબધીઓ સાથે વિયોગ થાય છે જીવિત ટૂકા હોય છે, દુ ખ અને અસત્ય ઘણુ હોય છે અને અતિશય બકવાદ તથા અપ્રિય ભાષણ પુષ્કળ હોય છે તેમા પણ આવા દુ ખશોકને વધારનારા બનાવો જોઈને મને આ માનુષલોક એક મુહૂર્ત જેટલા સમય માટે પણ નથી ગમતો અહો ! ધિક્કાર છે તમારા જીવતરને ! તમે કોઈ મૂર્ખના જેવા જ દેખા ઓ છો, કારણ કે આ ગીધડાના કહેવા પરથી સ્નેહ રહિત થઈને તથા પુત્ર ઉપરના સ્નેહનો ત્યાગ કરીને કેમ ચાલ્યા જાઓ છો ? હે મનુષ્યો ! પુત્રના શોકથી જો તમે બળી રહ્યા છો, તો આ શ્મશાન તરફ પાછા ફરો[૭૫-૮૭] આ ગીધડો તો પાપી અને સસ્કારરહિત મનવાળો છે તેનુ વચન સાભળીને તમે શા માટે ચાલ્યા જાઓ છો ? આ સમગ્ર લોક સુખ અને દુ ખથી વ્યાપ્ત થયેલા છે તેમા સુખ પછી દુ ખ અને દુ ખ પછી સુખ અનુક્રમે આવ્યા જ કરે છે, (પણ સદાયને માટે સુખ જ હોય અથવા સદાયને માટે દુ ખ જ હોય તેવુ કઈ હોતુ નથી,) તો પછી હે મૂઢ મનુષ્યો ! તમારા કુળમા શોભા કરનારા, રૂપ તથા યૌવનથી યુક્ત અને શોભાથી દીપી રહેલા આ દેખાવડા પુત્રને અહી પૃથ્વી પર સૂતો મૂકીને તમે ક્યા જશો ? મારા મનથી તો આ પુત્રને હુ જીવતો જ જોઉ છુ અને તેથી જ તમને ખરી ખાતરીથી કહુ છુ કે, હે મનુષ્યો ! આ બાળકનો વિનાશ જ થયો નથી,

છતા એનો ત્યાગ કરીને તમે ચાલ્યા જશો, તો સુખી થશો નહિ ૮૮–૯૧ તમે આજે પુત્રના શોકથી તપી ગયા છો તેમ જ મરણપ્રાય દશામા આવી પડ્યા છો, તોપણ તે યોગ્ય જ છે અને વળી તમોએ પૂર્વકાળમા આ બાળક દ્વારા પોતાને સુખ મળવાની ધારણા રાખી હતી તથા તમે પોતે જ આ બાળકનુ સુખપૂર્વક પાલન કર્યું હતુ, છતા આજે આ ગીધના વચન ઉપર વિશ્વાસ રાખીને બુદ્ધિહીન મનુષ્યોની પેઠે આનો ત્યાગ કરીને કયા જવા ધારો છો ? ૯૨

ભીષ્મે કહ્યું હે રાજા ! શ્મશાનમા રહેનારા અને રાત્રિને માટે રાહ જોઈ રહેલા તે શિયાળે પોતાના સ્વાર્થને માટે ધર્મવિરુદ્ધ અને મિથ્યા એવા પણ અમૃત તુલ્ય પ્રિય વચનો કહી સમજાવીને તે બાળકના સબધીઓને ' નહિ ઘરના કે નહિ ઘાટના ' એવી મધ્યસ્થિતિમા લાવી મૂકયા અને ત્યાના ત્યા જ થોભાવી રાખ્યા ૯૩–૯૪

ત્યારે ગીધ બોલ્યો ' આ શ્મશાનનો પ્રદેશ યક્ષો, રાક્ષસો અને પ્રેતોથી ભરપૂર છે, અતિશય દારુણ છે, ઘુવડોના ઘુઘવાટોથી ગાજી રહ્યો છે, ભયકર છે, મહાઘોર છે અને કાળા મેઘમડળ જેવો દેખાય છે, માટે આ મુડદાને અહી મૂકીને તમે એકદમ પ્રેતકાર્ય કરી લો ૯૫–૯૬ જુઓ, આ સૂર્ય અસ્ત પામવાને તૈયાર થયો છે, માટે જ્યા સુધીમા સર્વ દિશાઓ હજી પ્રકાશિત છે, ત્યા સુધીમા આ મુડદાને અહી મૂકી દઈને તેમા પ્રેતકાર્યો કરી લો ૯૭ જુઓ, આ સૂર્ય હવે અસ્ત પામે છે (અને રાત્રિનો સમય થવા આવ્યો છે,) તેથી બાજપક્ષીઓ કઠોર શબ્દો કરી રહ્યા છે, શિયાળો દારુણ ચીસો પાડી રહ્યા છે, સિંહો ઘોર ગર્જનાઓ કરી રહ્યા છે આ બધા વૃક્ષો ચિતાના શ્યામ ધુમાડાથી રગાઈ ગયા છે અને ક્ષુધાતુર થયેલી શ્મશાનદેવીઓ મહાભયકર બરાડા પાડી રહી છે.૯૮–૯૯ આ મહાદારુણ પ્રદેશમા જે જે પ્રાણીઓ વસે છે, તેઓ સર્વે માસનુ ભોજન કરનારા છે, ક્રૂર છે અને અત્યત ભયકર શરીરવાળા છે તેઓ તમારા પર તૂટી જ પડશે ૧૦૦ વળી આ શ્મશાનનો પ્રદેશ ક્રૂર દેખાવનો છે, જેથી તમને આજે ભયકર થઈ પડશે, માટે આ કાષ્ઠના જેવા અચેતન બાળકને હવે છોડી દો અને શિયાળના કહેવા પર લક્ષ્ય ન આપો ૧૦૧ આ શિયાળના વચનો નિષ્ફળ અને અસત્ય છે, છતા તમે એ વચનોને જો સાભળશો તો બુદ્ધિથી ભ્રષ્ટ થઈને એકીસાથે નાશ પામશો ૧૦૨

શિયાળે કહ્યુ અરે ! ઊભા રહો, ઊભા રહો કયા ચાલ્યા ? તમારે ડરવાનુ કઈ કારણ નથી જ્યા સુધી આ સૂર્યનારાયણ તપી રહ્યા છે, ત્યા સુધી આ બાળક પરના સ્નેહને લીધે ધીરજ ધરો,૧૦૩ તેમ જ જ્યા સુધી સૂર્યનો અસ્ત થયો નથી ત્યા સુધી તમારી ઇચ્છામા આવે તેટલુ રુદન કરો અને નિરાતે ખૂબ સ્નેહભરેલી દૃષ્ટિથી આ બાળકને જોયા કરો આ માસાહારી ગીધના કહેવા ઉપર શા માટે ધ્યાન આપો છો ?૧૦૪ જો તમે ગીધના તીવ્ર અને સાહસિક વચનોનો સ્વીકાર કરશો અને મૂઢાત્મા બની જશો તો યાદ રાખજો કે, આ પુત્રને તમે ખોઈ બેસશો ૧૦૫

ભીષ્મે કહ્યુ હે રાજા એ પ્રમાણે તે ગીધ અને શિયાળ, મરેલાના સબધીઓને સમજાવતા હતા તેમાથી ગીધ કહેતો હતો કે, ' સૂર્ય અસ્ત પામ્યો છે, ' ત્યારે શિયાળ કહેતો હતો કે, ' હજી સૂર્યાસ્ત થયો નથી, ' પણ તેમા ખરુ તો એ જ હતું કે, તેઓ બન્નેને ભૂખ સખત લાગી હતી.૧૦૬ તેથી બન્ને જણા પોતાનુ કાર્ય સાધવા માટે કમર કસીને તૈયાર થઈ ગયા હતા, અને હે રાજા ! ક્ષુધા તથા તૃષાથી વ્યાકુળ થયેલા બન્ને જણા પોતાનો સ્વાર્થ સાધવા માટે શાસ્ત્રનો આધાર લઈને પેલા મનુષ્યોને ઉપદેશ આપી રહ્યા હતા,૧૦૭ જેથી તે મનુષ્યો પણ વિજ્ઞાનકુશળ તે બન્ને પશુપક્ષીના અમૃત તુલ્ય મધુર વાક્યોથી આકર્ષાઈને થોડી વાર ઊભા રહેતા હતા અને થોડી વારમા ચાલતા થતા હતા ૧૦૮ તેઓ શોક અને દીનતાથી ઘેરાઈ ગયા હતા, તેથી ત્યા ઊભા ઊભા રુદન કર્યા કરતા હતા અને પોતાનુ કાર્ય સાધી લેવામા કુશળ એવા પેલા બન્ને–ગીધ અને શિયાળ પોતપોતાની નિપુણતા દેખાડીને તેઓને આમતેમ ભમાવતા હતા ૧૦૯ એ પ્રમાણે વિજ્ઞાનવેત્તા ગીધ અને શિયાળ વાદવિવાદ ચલાવી રહ્યા હતા અને પેલા બાળકના બાધવો ત્યા ઊભા રહ્યા હતા, તેવામા ભગવાન શકર તે સ્થળે આવી પહોચ્યા ૧૧૦ દયાને લીધે આર્દ્ર દૃષ્ટિવાળા દેવ શકરે

દેવી પાર્વતીની પ્રેરણાથી ત્યાં ઊભેલા મનુષ્યોને કહ્યું કે, 'હું વરદાન દેનારો શંકર છું.' તે સાંભળીને સ્મશાનમાં ઊભેલા તે દુઃખી મનુષ્યોએ તેમને પ્રણામ કર્યા ને પછી આ પ્રમાણે કહ્યું : 'અમે આ એકના એક પુત્રથી રહિત થઈ પડ્યા છીએ, તેથી અમે બધા તેને જીવતો જોઈ ને જીવવાની ઇચ્છા રાખીએ છીએ, તો આ પુત્રને જીવતો કરી અમને બધાને જીવિતદાન આપવું આપને યોગ્ય છે.'

તેઓએ એમ કહ્યું એટલે ભગવાન શંકરે હર્ષાશ્રુપૂર્ણ દૃષ્ટિપાત કરીને બાળકને જીવતો કર્યો અને સો વર્ષનુ આયુષ તેને આપ્યુ; તેમ જ પેલા શિયાળ અને ગીધને પણ સર્વ ભૂતોનુ હિત કરનારા ભગવાન શંકરે ક્ષુધાનો નાશ કરનારું વરદાન આપ્યુ. પછી હે રાજા! અત્યંત હર્ષમાં આવી ગયેલા તે સર્વ મનુષ્યો ભગવાન શંકરને પ્રણામ કરીને અને કૃતકૃત્ય થઈ ને હરખાતા હરખાતા સુખેથી પોતપોતાના ઘર ભણી ચાલી નીકળ્યા.

આ રીતે હરકોઈ મનુષ્યે પોતાના કોઈ પણ કાર્યમાં ઘણા કાળ સુધી ખિન્ન થયા વિના અને દૃઢ નિશ્ચય તથા દેવાધિદેવની કૃપા ઉપર આધાર રાખવાથી તુરત જ બળ સંપાદન કરી શકાય છે. જુઓ, એ કેવો દૈવયોગ અને એ બાળકના બાંધવોનો કેવો નિશ્ચય કે જેથી અલ્પ સમયમાં જ ભગવાન શંકરે કૃપણતાભરેલું રુદન કરી રહેલા તે સર્વ સંબંધીઓનાં અશ્રુઓને લૂછી નાખ્યાં![૧૧૧–૧૧૮] તેઓ દુઃખમાં આવી પડ્યા હતા, છતાં દૃઢ નિશ્ચયના પ્રભાવથી ભગવાન શંકરના અનુગ્રહને સંપાદન કરીને કેવું સુખ પામ્યા? તે તમે જુઓ, પોતાનો પુત્ર સજીવન થયો, તેથી તેઓને ઘણો જ હર્ષ અને વિસ્મય થયો હતો.[૧૧૯] હે ભરતશ્રેષ્ઠ રાજા! ભગવાન શંકરની કૃપાથી પોતાના પુત્ર સંબંધી શોકનો ત્યાગ કરીને હર્ષપૂર્ણ થયેલા મનવાળા તે સંબંધીજનો પુત્રને સાથે લઈ ને ઉતાવળા ઉતાવળા નગરમાં દાખલ થયા અને ત્યાં ચારે વર્ણના લોકોએ તે સમસ્ત સંબંધીઓની નિશ્ચિન બુદ્ધિનું ફળ પ્રત્યક્ષ જોયુ[૧૨૦,૧૨૧] હે રાજા! ધર્મ, અર્થ અને મોક્ષ એ ત્રણેની સાથે સંબધ ધરાવનારા આ ઇતિહાસનું તમે શ્રવણ કરજો; કેમ કે એનુ નિત્ય શ્રવણ કરીને મનુષ્ય આ લોકમા ને પરલોકમાં અત્યંત સુખી થાય છે.[૧૨૨]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત આપદ્ધર્માનુશાસનપર્વમા 'ગીધ અને શિયાળનો વિવાદ' નામનો અધ્યાય ૧૫૩ મો સમાપ્ત

# अध्याय १५४ मो

## શાલ્મલિવૃક્ષની કથા

॥ युधिष्ठिर उवाच ॥

बलिनः प्रत्यमित्रस्य नित्यमासन्नवर्तिनः ।
उपकारापकाराभ्यां समर्थस्योद्यतस्य च ॥ १ ॥

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ! કોઈ એક શત્રુ નિત્ય પોતાની સમીપમા રહેતો હોય, બળવાન હોય, ઉપકાર–અપકાર કરવામા સમર્થ હોય અને ઉદ્યમશીલ હોય, તેની સામે બીજા સાર વિનાના અને અલ્પ બળવાળા ક્ષુદ્ર પુરુષે અજ્ઞાનને લીધે પોતાની વ્યર્થ પ્રશસા કરીને તથા અયોગ્ય વચનો કહી સંભળાવીને વેર ઊભુ કર્યું હોય અને તેને લીધે પેલો બળવાન શત્રુ અત્યંત ક્રોધાયમાન થઈ ને મૂળમાથી ઉખેડી નાખવા માટે જો ચડી આવે તો તે નિર્બળ પુરુષે કેવળ પોતાના બળનો જ આશ્રય કરીને કેવી રીતે વર્તવુ? તે મને કહો.[૧–૩]

ભીષ્મે કહ્યું : હે ભરતશ્રેષ્ઠ! આ વિષયમાં પણ એક પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ અપાય છે, કે જેમા એક શાલ્મલિના (શીમળાના) વૃક્ષનો તથા વાયુનો સંવાદ વર્ણવ્યો છે (તે હું તમને કહું છું, સાભળો.)[૪] હિમાલય પર્વત ઉપર ઘણાં વર્ષો થયાં વૃદ્ધિ પામેલું એક મોટું શાલ્મલિનું વૃક્ષ હતું. તે વૃક્ષને અનેક શાખાઓ, અનેક ઉપશાખાઓ અને અનેક પાંદડાં હતા.[૫] હે મોટી ભુજાઓવાળા રાજા! તે વૃક્ષની ઘાટી છાયામા ઘણા મદમત્ત હાથીઓ ઘામથી પીડાઈ ને તથા પરિશ્રમથી આકુળ થઈ ને વિશ્રાંતિ લેતા હતા, તેમ જ બીજી અનેક મૃગની જાતિઓ પણ તેની છાયામાં વિશ્રાંતિ લેતી હતી.[૬] તે વૃક્ષનો વિસ્તાર ચારસો હાથ જેટલો હતો, તેની છાયા પુષ્કળ ઘાટી હતી, તેના ઉપર મેનાઓ અને પોપટો નિવાસ કરી રહ્યાં હતાં અને તેને પુષ્પો તથા ફળો પણ પુષ્કળ આવતા હતાં.[૭] વેપાર માટે જતા–આવતા મનુષ્યોના કાફલાઓ અને વનવાસી તપસ્વીઓ એ સુદર વનસ્પતિ નીચે માર્ગમાં

રહીને નિવાસ કરતા હતા.[૯] હે ભરતશ્રેષ્ઠ રાજા ! એક સમયે નારદમુનિ તે વૃક્ષ પાસે થઈ ને ક્યાંક જતા હતા. તેમણે તેની વિશાળ શાખાઓને તથા ઉપશાખાઓને ચોતરફ ફેલાયલી જોઈ ને તેને કહ્યું કે, 'હે મહાન વૃક્ષ શાલ્મલિ ! ખરેખર તું અતિશય રમણીય અને મનોહર છે. તને જોતાં જ અમને ઘણો આનંદ થાય છે.[૯-૧૦] હે મનોહર વૃક્ષ ! ઘણાં પક્ષીઓ, મૃગો અને સુંદર હાથીઓ તારી નીચે આવીને અત્યંત હર્ષપૂર્વક નિવાસ કરે છે.[૧૧] હે વિશાળ શાખાઓવાળા શાલ્મલિ ! તારી મોટી મોટી શાખાઓને તથા ઉપશાખાઓને વાયુએ કદી ભાંગી નાખી હોય, એમ મને ભાસતું નથી.[૧૨] તે ઉપરથી હું તને પૂછું છું કે, હે તાત ! પવનને તારા ઉપર પ્રીતિ છે ? અથવા શું ને તારો મિત્ર છે ? ખરેખર, આ સમગ્ર વનમાં તારું એક જ પવન સદાય રક્ષણ કરે છે.[૧૩] અતિશય વેગવાળો ભગવાન વાયુ નાનાં મોટાં ઘણાં વૃક્ષો તથા પર્વતોનાં શિખરોને તેઓના સ્થાન પરથી ઉખેડી પાડે છે, એટલું જ નહિ પણ સદાય પવિત્ર ગણાયેલો પવન જ્યારે વાવા માંડે છે ત્યારે મોટાં મોટાં તળાવોને, નદીઓને, સમુદ્રોને તથા પાતાળ સુદ્ધાંને પણ શુષ્ક કરી નાખે છે;[૧૪-૧૫] છતાં એ પવન તારું રક્ષણ કરે છે તેમાં તમારા બન્નેની મિત્રતા જ કારણભૂત હોવી જોઈએ અને તેથી જ તારી શાખાઓ ઘણા મોટા પ્રમાણમાં વધી ગયેલી છે. તું પાંદડાં અને પુષ્પોથી પરિપૂર્ણ દેખાય છે.[૧૬] હે વનસ્પતિ ! કેવળ તારે લીધે જ આ સમગ્ર વન અતિશય રમણીય ભાસે છે; કારણ કે હે તાત ! આ સર્વ પક્ષીઓ તારા ઉપર બેસીને આનંદપૂર્વક રમી રહ્યાં છે.[૧૭] જે સમયે તારાં પુષ્પો ખીલી નીકળે છે, તે સમયે જુદાં જુદાં અને એકીસાથે અતિ મનોહર શબ્દ કરી રહેલાં સર્વ પક્ષીઓનો સ્વર ઘણો જ મધુર સંભળાય છે,[૧૮] તેમ જ હે શાલ્મલિ ! પોતાના ટોળાંઓમાં શોભી રહેલા અને ગર્જનાઓ કરી રહેલા આ હાથીઓ જ્યારે તાપથી પીડાય છે, ત્યારે તારી છાયાનો આશ્રય લઈને સુખ મેળવે છે;[૧૯] તે જ પ્રમાણે હે વૃક્ષ ! મૃગ વગેરે બીજાં અનેક જાતિનાં પ્રાણીઓ તારો આશ્રય કરે છે અને તારા ઉપરના ભાગમાં પણ ઘણાં પ્રાણીઓ નિવાસ કરે છે, તેથી તું મેરુ પર્વતના જેવો શોભે છે.[૨૦] વળી કેટલાએક બ્રાહ્મણો, તપથી સિદ્ધ થયેલા તાપસો અને સંન્યાસીઓ પણ અહીં તારી છાયામાં વિશ્રાંતિ લે છે; માટે તારા આ સ્થાનને હું સ્વર્ગ સમાન જ માનું છું.[૨૧]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત આપદ્ધર્માનુશાસનપર્વમાં 'શાલ્મલિવૃક્ષની કથા' નામનો અધ્યાય ૧૫૪ મો સમાપ્ત

# અધ્યાય ૧૫૫ મો

## શાલ્મલિના મિથ્યા પ્રલાપ

॥ नारद उवाच ॥

बंधुत्वादथवा सख्याच्छाल्मले नात्रसंशयः ।
पालयत्येव सततं भीमः सर्वत्रगोऽनिलः ॥ १ ॥

નારદે કહ્યું : હે શાલ્મલિ ! સર્વ સ્થળે ગતિ કરનારો વાયુ સ્વાભાવિક રીતે ભયંકર છે, છતાં તારું નિરંતર રક્ષણ કરે છે તેમાં તમારા બન્ને વચ્ચે બંધુભાવ અથવા મિત્રભાવ જ કારણભૂત છે, એમાં સંશય નથી.[૧] અથવા હે શાલ્મલિ ! અત્યંત નમ્રતા ધારણ કરીને વાયુ પાસે તું કહેતો હોઈશ કે, 'હું સદાય તારો છું' તેને લીધે વાયુ તારું રક્ષણ કરે છે. મેં આ પૃથ્વીમાં તેવાં કોઈ પણ વૃક્ષને, પર્વતને કે ગૃહને જોયું નથી કે, જે વાયુના બળને લીધે ભાંગી પડેલ ન હોય; માટે હે શાલ્મલિ ! હું ખાતરીપૂર્વક માનું છું કે, પૂર્વોક્ત તેવાં કોઈ કારણોને લીધે જ વાયુ તારું અને તારા પરિવારનું રક્ષણ કરે છે અને તેથી જ તું અહીં ટકી રહ્યો છે, એમાં સંશય નથી.[૨-૪]

શાલ્મલિએ કહ્યું : હે બ્રહ્મન્ ! વાયુ મારો મિત્ર નથી, બંધુ નથી, સુહૃદ નથી કે પરમેશ્વર નથી, કે જેને લીધે તે મારું રક્ષણ કરે.[૫] હે નારદ ! મારું તેજ અને બળ વાયુના રક્ષણ કરતાં પણ ભયંકર છે. હું સત્ય જ કહું છું કે, મારા સામર્થ્યના અઢારમા ભાગને પણ વાયુ પહોંચી શકે તેમ નથી.[૬] જે સમયે વાયુ તોફાન કરતો કરતો અને માર્ગના અનેક વૃક્ષોને, પર્વતોને તથા બીજા હરકોઈ પદાર્થોને ભાંગી ભૂકા કરી નાખતો મારી સામે ધસી આવે છે, તે વેળા હું તેને મારા બળથી થંભાવી દઉં છું.[૭] હે દેવર્ષિ ! સર્વ કોઈને ભાંગીતોડી નાખનારા વાયુને

મેં ઘણી વાર હરાવ્યો છે, જેથી તે કદાચ ક્રોધાયમાન થાય તોપણ તેનાથી હું ડરતો નથી.૮

નારદે કહ્યું : હે શાલ્મલિ! તારી આ માન્યતા વિપરીત છે–ઘણી જ ભૂલભરેલી છે, એમાં સંશય નથી. આ જગતમાં એવું એક પણ પ્રાણી નથી કે જે વાયુના જેવું બળવાન હોય.૯ હે વનસ્પતિ! ઇંદ્ર, યમ, કુબેર અને વરુણ એ ચારે લોકપાલો પણ વાયુના જેવા બળવાન નથી તો પછી તું કોણ માત્ર ?૧૦ હે શાલ્મલિ! આ પૃથ્વી પર જે કોઈ પ્રાણી જે કંઈ ચેષ્ટા કરી રહ્યું છે તે સર્વનું કારણ ભગવાન વાયુ છે અને મહાસમર્થ એવો વાયુદેવ સર્વ પ્રાણીઓની અંદર નિવાસ કરીને તેઓને ચેષ્ટાવાળાં અને પ્રાણવાળાં કરી રહ્યો છે.૧૧ એ વાયુદેવ સર્વ સ્થળે સારી પેઠે વિસ્તાર પામીને જો વાય છે, તો પ્રાણીઓ ઉત્તમ પ્રકારે ચેષ્ટાઓ કરી શકે છે; પણ જો બરાબર વિસ્તાર પામ્યા વિના વાય છે, તો પ્રાણીઓની ચેષ્ટાઓમાં પણ વિકાર થઈ જાય છે.૧૨ આ રીતે વાયુ સર્વ સત્ત્વવાન પ્રાણીઓમાં શ્રેષ્ઠ છે અને સર્વનો પૂજ્ય છે, છતાં તું એની પૂજા કરતો નથી–એને માન આપતો નથી, એમાં તારી બુદ્ધિની લઘુતા વિના બીજું શું કારણ છે?૧૩ હે શાલ્મલિ! તું સાર વિનાનો છે અને દુષ્ટબુદ્ધિ છે, તેથી જ કેવળ આવા વ્યર્થ પ્રલાપો કર્યા કરે છે. તું ક્રોધાદિકથી ઘેરાયેલો છે અને કેવળ અસત્ય બોલે છે.૧૪ તું આવું અસત્ય ભાષણ કરે છે, તેથી મને ક્રોધ ચડ્યો છે; માટે હું પંડે જ વાયુની પાસે જઈને તારા આ બકવાદોને જાહેર કરી દઈશ.૧૫ ઓ દુષ્ટબુદ્ધિ શાલ્મલિ! ચંદન, સ્યંદન (તે નામનું ઝાડ), સાગ, સરલ, દેવદાર, નેતર, ધાવડો અને બીજાં ઘણાં મહાબળવાન વૃક્ષો કૃતકૃત્ય હોવા છતાં આમ તારી પેઠે વાયુનું અપમાન કરતાં નથી; કેમ કે તેઓ વાયુના બળને તથા પોતાના બળને બરાબર જાણે છે અને તેથી જ તે મહાવૃક્ષો વાયુને નમે છે, પણ તું તો મોહને લીધે વાયુના અપાર બળને જાણતો નથી અને આ રીતે તેનો તિરસ્કાર કરે છે, માટે હું વાયુની પાસે જઈશ. (અને તારો ગર્વ ઉતારીશ.)૧૬–૧૯

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત આપદ્ધર્માનુશાસનપર્વમાં 'શાલ્મલિના મિથ્યા પ્રલાપ' નામનો અધ્યાય ૧૫૫ મો સમાપ્ત

# अध्याय १५६ मो

## વાયુનો કોપ

॥ भीष्म उवाच ॥

**एवमुक्त्वा तु राजेन्द्र शाल्मलिं ब्रह्मवित्तमः ।**
**नारदः पवने सर्वं शाल्मलेर्वाक्यमब्रवीत् ॥ १ ॥**

ભીષ્મે કહ્યું : હે રાજેંદ્ર! એ પ્રમાણે શાલ્મલિને કહ્યા પછી મહાન બ્રહ્મવેત્તા મુનિ નારદ પવનની પાસે ગયા અને તેને શાલ્મલિનાં સર્વ વાક્યો કહેવા લાગ્યા.૧

નારદે કહ્યું : હે વાયુ! હિમાલયના પૃષ્ઠ ભાગ ઉપર એક મહાન શાલ્મલિ વૃક્ષ છે, તેની શાખા-પ્રશાખાઓ ઘણી જ મોટી છે, તેનાં મૂળ ઘણાં ઊંડાં છે અને તેનો ઘેરાવો પણ ઘણો જ છે; પરંતુ તે વૃક્ષ તારું અપમાન કરે છે.૨ હે વાયુ! તેણે તારાં નિંદાભરેલાં ઘણાં વચનો કહ્યાં છે કે, જે વચનોને તારી આગળ હું કહી શકું તેમ પણ નથી અર્થાત્ ન કહેવાનાં વચનો તેણે કહ્યાં છે.૩ હે વાયુ! હું જાણું છું કે, તું સર્વ પ્રાણધારીઓમાં શ્રેષ્ઠ છે, અરે! અત્યંત શ્રેષ્ઠ છે અને ઘણો જ પ્રભાવશાળી છે, તેમ જ ક્રોધમાં તો કાળના જેવો જ છે.૪

ભીષ્મે કહ્યું : નારદનાં એ વચન સાંભળીને વાયુને ઘણો જ ક્રોધ ચડી ગયો. તે એકદમ પેલા શાલ્મલિ પાસે ગયો અને તેને કહેવા લાગ્યો :૫

વાયુએ કહ્યું : અલ્યા ઓ શાલ્મલિ! મુનિ નારદ અહીંથી જ્યારે જતા હતા, ત્યારે તેમની પાસે તેં મારી નિંદા કરી, ખરું કે? પણ તું જાણે છે કે, હું કોણ છું? હું વાયુદેવ છું. મારે તને મારો પ્રભાવ અને બળ હવે દેખાડવાં પડશે (તે વિના તું નહિ સમજે.)૬ ઓ વૃક્ષ! હું તને સારી પેઠે ઓળખું છું, તું મારા જાણવામાં જ છે. પૂર્વે જ્યારે પ્રજાઓની ઉત્પત્તિ કરવામાં આવી, ત્યારે પ્રભુ પિતામહે (બ્રહ્માએ) અહીં તારી છાયામાં વિશ્રાંતિ લીધી હતી,૭ તે કારણથી આજદિન પર્યંત મેં તારા ઉપર કૃપા કરી હતી અને ઓ દુર્બુદ્ધિ! મેં તારું રક્ષણ કર્યું હતું, નહિ કે તારા પોતાના પરાક્રમથી તું અધમ વૃક્ષ મારા સપાટામાંથી બચી ગયું છે!૮ છતાં તું મારું અપમાન કરે છે ને મને બીજા ક્ષુદ્ર-પ્રાણી જેવો તુચ્છ માને છે, માટે હું તને મારું સ્વરૂપ

દેખાડી દઈશ, જેથી ફરીને તુ મારુ અપમાન ન કરે ૯

ભીષ્મે કહ્યુ વાયુએ એ પ્રમાણે કહ્યું એટલે પેલો શાલ્મલિ જાણે એ વાતને હસી કાઢતો હોય તેવો ડોળ કરીને બોલ્યો 'અરે ઓ પવન! તને આટલો બધો જે ક્રોધ ચડ્યો છે તો તારુ સ્વરૂપ તુ મને દેખાડી આપ અને તારા ક્રોધને મારા પર ઢોળી પાડ, (હુ તો જાણુ છુ કે) ક્રોધાયમાન થઈને પણ તુ મને શું કરી નાખવાનો છે? હે પવન! ભલે, તુ પોતે ગમે તેટલો સમર્થ છે, તો પણ હુ તારાથી ડરતો નથી ૧૦-૧૧ હુ તારા કરતા અધિક બળવાન છુ, તેથી મારે તારાથી ડરી જવાનુ કઈ કારણ નથી (તુ નથી જાણતો કે,) જેઓ બુદ્ધિથી બળવાન છે, તેઓ જ મોટા બળવાન ગણાય છે, પણ જેઓનામા કેવળ શારીરિક બળ હોય છે તેઓ બળવાન ગણાતા નથી '

એ પ્રમાણે શાલ્મલિએ કહ્યુ એટલે પવન બોલી ઊઠ્યો 'ઠીક છે, ત્યારે આવતી કાલે મારુ બળ હુ તને દેખાડીશ ' આમ કહીને પવન ત્યાથી ચાલ્યો ગયો પછી રાત્રિ પડી એટલે પેલો શાલ્મલિ વાયુની પ્રતિજ્ઞાના સબધમા મન સાથે વિચાર કરવા લાગ્યો તેને ખરી ખાતરીથી દેખાતુ હતુ કે, પોતે વાયુના જેવો બળવાન નથી જ, જેથી તે મનમા કહેવા લાગ્યો કે, 'ખરેખર, મે નારદની પાસે જે વચનો કહ્યા છે, તે મિથ્યા છે હુ વાયુની સામે ટક્કર ઝીલવા માટે અસમર્થ છુ, કારણ કે વાયુ મારા કરતા અધિક બળવાન છે. નારદે મને જે પ્રમાણે કહ્યું હતું, તે પ્રમાણે જ વાયુ નિત્ય બળવાન છે જોકે એમા કઈ સશય જ નથી કે, હુ બીજા વૃક્ષોના કરતા પણ દુર્બળ છુ, પરતુ બુદ્ધિમા બીજુ એક પણ વૃક્ષ મારી સમાનતા કરી શકે તેમ નથી,૧૨-૧૭ માટે મારી બુદ્ધિનો આશ્રય કરીને વાયુના ભયમાથી હુ મુક્ત થઈશ હુ જે બુદ્ધિનો આશ્રય કરીશ, તે બુદ્ધિનો વનમાના બીજા સર્વ વૃક્ષો પણ જો આશ્રય કરે, તો તેઓને ક્રોધાયમાન થયેલા પવનથી કદી પણ ભય રહે નહિ, એમા સશય નથી, પરતુ તે મૂર્ખ વૃક્ષો મારી પેઠે એ વાતને જાણતા જ નથી કે ક્રોધાયમાન થયેલો વાયુ પોતાનો કેવી રીતે નાશ કરે છે?'૧૮-૧૯

# अध्याय १५७मो

## શાલ્મલિનો નાશ અને કથાનું તાત્પર્ય

॥ भीष्म उवाच ॥

**ततो निश्चित्य मनसा शाल्मलिः क्षुभितस्तदा। शाखाः स्कंधान् प्रशाखाश्च स्वयमेव व्यशातयत्॥१**

ભીષ્મે કહ્યુ હે યુધિષ્ઠિર! એ રીતે મન સાથે નિશ્ચય કરીને વાયુથી ભય પામેલા શાલ્મલિએ પોતાની શાખાઓને, પ્રશાખાઓને તથા મોટી મોટી ડાળીઓને પોતાની મેળે જ કાપી નાખી[1] એ પ્રમાણે શાખાઓ, પાદડા અને પુષ્પોનો ત્યાગ કરીને તે વનસ્પતિએ પ્રભાતમા પોતાની સામે આવતા વાયુને જોયો [2] વાયુ પણ કોપને લીધે સુસવાટા કરતો કરતો અને મોટા મોટા વૃક્ષોને જમીનદોસ્ત કરતો કરતો તે સ્થળે આવી પહોચ્યો, કે જ્યા પેલુ શાલ્મલિવૃક્ષ ટટાર થઈ ને ઊભુ હતું[3] ત્યા આવીને વાયુએ જોયુ તો તેના બધા પાદડા, મોટી શાખાઓ અને પુષ્પો આપોઆપ જમીન ઉપર ખરી પડ્યા હતા શીમળાની એ સ્થિતિ જોઈને પવન હર્ષ પામ્યો પછી તેણે હસતા હસતા મોટી શાખાઓવાળા શીમળાને આ પ્રમાણે કહ્યુ.[4]

વાયુ બોલ્યો ઓ શાલ્મલિ! હુ પણ ક્રોધમા આવી જઈને તારી આવી જ સ્થિતિ કરવાનો હતો, કે જે સ્થિતિને તે પોતે જ કરી મૂકી છે અને શાખા વગેરેને કાપી નાખીને પોતાની મેળે જ કષ્ટ વેઠી લીધુ છે[5] તું તારા પોતાના જ દુષ્ટ વિચારને પરિણામે પુષ્પો, શાખાઓ, અકુરો અને પાદડાઓથી હીન થઈ પડ્યો છે અને પોતાની મેળે જ મારા પરાક્રમને વશ થયો છે[6]

ભીષ્મે કહ્યુ વાયુના એ વચન સાભળીને શાલ્મલિ ઘણો જ શરમાઈ ગયો અને નારદે કહેલા વચનો યાદ કરીને મનમા સતાપ પામ્યો[7] હે રાજસિહ યુધિષ્ઠિર! એ પ્રમાણે જે પુરુષ પોતે દુર્બળ હોય છતા બળવાનની સાથે જો વેર કરે છે, તો તે એ શાલ્મલિની પેઠે સતાપ પામે છે[8] માટે દુર્બળ પુરુષે પોતાના કરતા વધારે બળવાન પુરુષોની સાથે વેર કરવુ નહિ, કેમ કે તેવુ વેર કરનારો દુર્બળ પુરુષ એ શીમળાની પેઠે શોક પામે છે હે મહારાજ! મહાત્મા પુરુષો પોતાનો

અપકાર કરનારા પુરુષોની આગળ વેરને પ્રકટ કરી દેતા નથી, પણ તેઓ ધીમે ધીમે પોતાનું બળ તેઓને દેખાડે છે.[૧૦] અલ્પ બુદ્ધિવાળા મનુષ્યે બુદ્ધિના બળ ઉપર પોતાની આજીવિકા ચલાવનારા પુરુષની સાથે વેર કરવું નહિ; કેમ કે તેવા બુદ્ધિમાન પુરુષની બુદ્ધિ ઘાસના ઢગલામાં જેમ અગ્નિ પ્રવેશ કરે છે, તેમ બુદ્ધિહીન વેરીઓના સમુદાયમાં પ્રવેશ કરે છે (ને તેઓનો સંહાર કરી નાખે છે).[૧૧] હે રાજા! પુરુષમાં બુદ્ધિના જેવું બીજું કંઈ પણ તત્ત્વ નથી; તેમ જ હે રાજેંદ્ર! આ જગતમાં બળના જેવો બીજો એક પણ ગુણ નથી;[૧૨] માટે હે શત્રુ-હંતા રાજા! હરકોઈ પુરુષે બાળક, મૂર્ખ, આંધળો, બહેરો અને જે પુરુષ પોતાના કરતાં અધિક બળવાન હોય તે સર્વના પર ક્ષમા કરવાનો સ્વભાવ રાખવો (અર્થાત્ તેઓએ કરેલા અપરાધને સહન કરવા.) આ ગુણ તમારામાં દેખાય છે.[૧૩] હે મહાતેજસ્વી રાજા! દુર્યોધનની પાસે અગિયાર અક્ષૌહિણી સેનાઓ હતી પરંતુ, તેઓ મહાત્મા અર્જુનના બળ સમાન ન હતી;[૧૪] અને તેથી જ પોતાના બળનો આશ્રય કરીને રણમાં ઘૂસી રહેલા ઇંદ્રના યશસ્વી પુત્ર અર્જુને તે સેનાઓમાં ભંગાણ પાડ્યું હતું અને અંતે તેઓનો સંહાર પણ કર્યો હતો.[૧૫] હે ભારત! આ પ્રમાણે મેં તમને રાજધર્મો અને આપદ્ધર્મોનો વિસ્તારથી ઉપદેશ આપ્યો; તો હે મહારાજા! હવે ફરી શું સાંભળવાની તમને ઇચ્છા છે?[૧૬]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત આપદ્ધર્માનુશાસન-પર્વમાં 'શાલ્મલિનો નાશ અને કથાનું તાત્પર્ય' નામનો અધ્યાય ૧૫૭મો સમાપ્ત

# अध्याय १५८ मो

## લોભ જ સર્વ અનર્થોનું કારણ છે

॥ युधिष्ठिर उवाच ॥

**पापस्य यदधिष्ठानं यतः पापं प्रवर्तते।**
**एतदिच्छाम्यहं श्रोतुं तत्त्वेन भरतर्षभ ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે ભરતશ્રેષ્ઠ પિતામહ! પાપનું જે નિવાસસ્થાન હોય અને જેને લીધે પાપની પ્રવૃત્તિ થતી હોય, તેને યથાર્થ રીતે સાંભળવા હું ઇચ્છું છું.[૧]

ભીષ્મે કહ્યું: હે રાજા! પાપનું જે નિવાસસ્થાન છે તે હું તમને કહું છું, સાંભળો. એકલો લોભ જ મોટા ઝૂડની પેઠે સર્વનો ગ્રાસ કરનાર છે અને લોભથી જ પાપની પ્રવૃત્તિ થાય છે;[૨] એટલું જ નહિ પણ લોભમાંથી જ પાપની, અધર્મની તથા મોટાં દુઃખોની ઉત્પત્તિ થાય છે. જેને લીધે મનુષ્યો પાપી બની જાય છે, તે લોભ જ કપટનું મૂળ છે. લોભમાંથી ક્રોધ ઉત્પન્ન થાય છે, લોભમાંથી કામ પ્રવર્તે છે અને લોભમાંથી જ મોહ, માયા, માન, અવિવેક, પરાધીનતા, અસહિષ્ણુતા, નિર્લજ્જતા, લક્ષ્મીનો નાશ, ધર્મનો ક્ષય, ચિંતા અને અપકીર્તિ એ સર્વ ઉત્પન્ન થાય છે;[૩–૫] તેમ જ દાન નહિ આપવાનો ગુણ, અતિશય તૃષ્ણા, વિરુદ્ધ કર્મો કરવાની પ્રવૃત્તિ, કુળ અને વિદ્યાનો મદ, રૂપ તથા ઐશ્વર્યનો મદ, સર્વ પ્રાણીઓનો દ્રોહ, સર્વ પ્રાણીઓ પ્રત્યે તિરસ્કાર, હરકોઈનો અવિશ્વાસ, હરકોઈના પ્રત્યે કુટિલતા, પારકા દ્રવ્યનું હરણ, પરસ્ત્રીઓ ઉપર બળાત્કાર, [૧]વાણીનો વેગ, [૨]મનનો વેગ, [૩]નિંદાનો વેગ, [૪]ઉપસ્થ (લિંગ) ઇંદ્રિયનો વેગ,[૫] ઉદરનો વેગ,[૬] મૃત્યુનો દારુણ વેગ,[૭] ઈર્ષ્યાનો બળવાન વેગ,[૮] અસત્યનો દુર્જય વેગ,[૯] રસનો અનિવાર્ય વેગ,[૧૦] શ્રોત્રનો દુઃસહ વેગ, પારકી નિંદા, પોતાની પ્રશંસા, અદેખાઈ, પાપ, દુષ્કર્મોનું આચરણ અને સર્વ પ્રકારનાં સાહસો તથા અકાર્યો કરવાં વગેરે સર્વ દોષો કેવળ લોભમાંથી જ ઉત્પન્ન થાય છે; જે લોભને અધીન થઈને મનુષ્યો બાલ્યાવસ્થામાં, કૌમારાવસ્થામાં અને યુવાવસ્થામાં પોતપોતાનાં કર્મોનો ત્યાગ કરી શકતા નથી. વળી જે લોભ વૃદ્ધાવસ્થાએ પહોંચ્યા પછી પણ નાશ પામતો નથી અને હે કુરુવંશીરાજા! નિત્ય અગાધ જળવાળી નદીઓનો ભરાવો હોવા છતાં પણ સમુદ્ર

૧ જેમ આવે તેમ બોલ્યા કરવું તે. ૨ અયોગ્ય સ્થળે પણ મનને દોડાવવું તે. ૩ દેવબ્રાહ્મણોની પણ નિંદા કરવી તે. ૪ પરસ્ત્રીઓ સાથે ગમન કરવું તે. ૫ અભક્ષ્યનું પણ ભક્ષણ કરવુ તે. ૬ આત્મહત્યા કરવી વગેરે. ૭ ધર્મનિષ્ઠ મહાપુરુષની પણ ઈર્ષ્યા કરવી તે. ૮ દેવ અને રાજાની સમક્ષ પણ અસત્ય બોલવું. તે ૯ મદિરા સુદ્ધાંનું પણ પાન કરવું તે. ૧૦ દુષ્ટ વાત સાંભળવાની પણ ઇચ્છા કરવી તે.

જેમ પૂર્ણ થતો નથી, તેમ જે લોભને કદી પૂર્ણ કરી શકાતો નથી, અનેક પ્રકારના લાભો મળ્યા છતા પણ જે તૃપ્ત થતો નથી, અનેક પ્રકારના વિષયોનો ઉપભોગ કર્યા છતા પણ જે તૃપ્ત થતો નથી અને હે રાજા! દેવો, ગંધર્વો, અસુરો, મોટા સર્પો અને જગતના સર્વ ભૂતગણો પણ જેના યથાર્થ સ્વરૂપને જાણી શકયા નથી તે લોભને તથા મોહને સર્વ કોઈ પુરુષે મનનો જય કરીને જીતવા જોઈએ. હે કુરુવંશના રાજા! દંભ, દ્રોહ, નિંદા, ચાડી-ચુગલી અને ઈર્ષ્યા એ સર્વ દોષો મનને વશ નહિ રાખનારા લોભી પુરુષો વિષે હોય છે. આ જગતમાં ઘણા પુરુષો મોટા મોટાં શાસ્ત્રો ભણીને બહુશ્રુત (વિદ્વાન) થયા હોય છે અને બીજાઓના સંશયોનો નાશ કરનારા હોય છે, તેઓ પણ (લોભના પ્રભાવને લીધે) બુદ્ધિહીન બની જઈને કલેશ પામે છે. (જે પુરુષો લોભી હોય છે) તેઓ દ્વેષ અને ક્રોધ કરવામા જ આસક્ત રહે છે, શિષ્ટાચારથી ભ્રષ્ટ હોય છે, અંતઃકરણના ક્રૂર હોય છે, મધુર વાણી બોલનારા હોય છે અને ઘાસથી ઢાંકેલા કૂવાની પેઠે ઉપર ઉપરથી જ મનોહર દેખાવના હોય છે; પણ તેઓનું અંતઃકરણ મહાભયકર હોય છે. તેવા ધર્મધ્વજી (ધર્મઢોંગી) ક્ષુદ્ર પુરુષો ધર્મને બહાને બીજાઓની હિંસા કરીને જગતને લૂંટી લે છે.[૯–૧૮] વળી તેઓ શાસ્ત્રીય બળનો તથા હેતુઓનો આશ્રય કરીને અનેક પ્રકારના નવા નવા સંપ્રદાયો ચાલુ કરે છે* અને લોભમૂલક જ્ઞાનમા એકનિષ્ઠ થઈને સત્પુરુષોના માર્ગનો નાશ કરે છે–સદાચાર માર્ગનો લોપ કરે છે.[૧૯] લોભગ્રસ્ત દુરાત્મા પુરુષોએ હ્રાસ પમાડેલા ધર્મની જે સ્થિતિમા વિકાર અથવા સડો થાય છે, તે કાલાંતરે એ પ્રમાણે જ પ્રથા પામે છે, અર્થાત્ લોભાધીન થયેલા દુષ્ટ પુરુષોએ ચલાવેલા અનેક અધર્મપંથો કાલાંતરે ધર્મપંથરૂપ થઈ પડે છે.[૨૦] હે કુરુવંશના રાજા! જેઓની બુદ્ધિ લોભને અધીન થયેલી હોય છે, તેઓમા ગર્વ, ક્રોધ, મદ, અત્યંત નિદ્રા, શોક અને અતિશય અભિમાન એ બધા દુર્ગુણો જોવામાં આવે છે.[૨૧] હે રાજા! જેઓ નિત્ય લોભવૃત્તિથી યુક્ત હોય છે, તેઓને તમારે અશિષ્ટ અથવા દુષ્ટ સમજવા

ત્યારે પવિત્ર આચરણવાળા શિષ્ટ પુરુષો કોણ? એવો પ્રશ્ન જો તમે પૂછતા હો તો સાભળો. હું તમને તેઓના લક્ષણ કહુ છુ.[૨૨] જેઓને મૃત્યુ પછી પુનર્જન્મનો ભય નથી, જેઓને નરકાદિ પરલોકથી ભય નથી, જેઓ માંસભક્ષણ કરતા નથી, જેઓને પ્રિયઅપ્રિય સમાન હોય છે, જેઓને શિષ્ટ પુરુષોનો આચાર પ્રિય હોય છે, જેઓ ઇંદ્રિયોને વશ રાખી શકે છે, જેઓ સુખદુઃખને સમાન ગણે છે, જેઓ સત્ય ભાષણ કરવામાં જ તત્પર રહે છે, જેઓ દાનશીલ હોય છે, પણ પ્રતિગ્રહ કરતારા હોતા નથી, દયાળુ હોય છે, પિતૃઓ, દેવો અને અતિથિઓનો સત્કાર કરનારા હોય છે, નિત્ય ઉદ્યમશીલ હોય છે, સર્વનો ઉપકાર કરનારા હોય છે, વીર હોય છે, સર્વ ધર્મનું પાલન કરનારા હોય છે, સર્વ પ્રાણીઓનું હિત કરનારા હોય છે અને પોતાના સર્વસ્વનું પરાર્થે અર્પણ કરી દેનારા હોય છે, તેઓને જ હે ભારત! તમારે શિષ્ટ અથવા સત્પુરુષ જાણવા;[૨૩–૨૬] આવા ધર્મનો જ વેપાર કરનારા સત્પુરુષોને કોઈ રીતે પણ ધર્મમાર્ગથી ભ્રષ્ટ કરી શકાતા નથી અને તેઓનુ ચારિત્ર્ય પણ પ્રાચીન કાળના સાધુપુરુષોના આચારથી ભિન્ન હોતું નથી.[૨૭] તેઓ કોઈને ત્રાસ આપતા નથી, ચપળ વૃત્તિવાળા હોતા નથી, ક્રૂર હોતા નથી, સન્માર્ગમા જ સ્થિતિ કરનારા હોય છે અને અહિંસા તેઓમા સ્થિર થયેલી હોય છે, માટે તેવા પુરુષોનુ સજ્જનોએ નિત્ય સેવન કરવું.[૨૮] હે રાજા! જેઓ કામ અને ક્રોધનો ત્યાગ કરનારા હોય, મમતારહિત હોય, અહંકાર વિનાના હોય, આદર્શરૂપ ચારિત્ર્યથી યુક્ત હોય અને સ્થિર મર્યાદાવાળા હોય, તેઓનું તમે સેવન કરજો અને તેઓને જ ધર્મવિષયક પ્રશ્નો પૂછજો.[૨૯] હે યુધિષ્ઠિર! તેઓ ધનને માટે કે યશને

* येनकेन प्रकारेण यस्यकस्यापि देहिन ।
सतोष जनयेत्प्राज्ञस्तदेवेश्वरपूजनम् ॥

ગમે તે પ્રકારે હરકોઈ પ્રાણીને સંતોષ ઉપજાવવો તે જ ઈશ્વરપૂજન ગણાય છે આવા શાસ્ત્રીય વાક્યોને આગળ ધરીને ઘણા ધૂર્ત પુરુષો પરસ્ત્રીગમન અને અને પરધનહરણ વગેરે અકાર્યોને પણ ધર્મ તરીકે પ્રસિદ્ધ કરે છે, કેમકે તેઓ કહે છે કે વ્યભિચાર આદિથી પણ અન્યોન્યને સંતોષ થાય છે, માટે તે ધર્મ અથવા ઈશ્વરપૂજન જ છે

માટે ધર્માચરણ કરતા નથી, પરંતુ શરીરનાં પોષણ માટે આહારાદિક ક્રિયાઓ જેમ આવશ્યક કર્તવ્ય છે, તેમ ધર્મ પણ આવશ્યક કર્તવ્ય છે, એમ સમજીને ધર્માચરણ કરે છે.[30] તેઓને વિષે ભય, ક્રોધ, ચપળતા કે શોક હોતો નથી; તેમ જ તેઓ ધર્મધ્વજી (ધર્મઢોંગી) થઈને કોઈ પાખંડ ધર્મનો આશ્રય કરતા નથી.[31] હે કુંતાપુત્ર! તેવા મહાત્મા પુરુષો વિષે લોભ કે મોહ હોતો નથી; તેઓ નિત્ય સત્ય અને સરળતામાં જ સ્થિતિ કરનારા હોય છે અને તેમનામાં કદી આચારભ્રષ્ટતા પણ જોવામાં આવતી નથી; માટે તેવા પુરુષો ઉપર તમે પ્રીતિ કરજો.[32] જે પુરુષો સત્ત્વગુણનો આશ્રય કરનારા અને સર્વત્ર સમદૃષ્ટિ રાખનારા હોય છે, તેઓ પોતાને અમુક ઇષ્ટ વસ્તુનો લાભ થતાં હર્ષ પામતા નથી, ગેરલાભ થતાં દુઃખી થતા નથી અને તેઓ મમતા તથા અહંકારનો ત્યાગ કરનારા હોય છે.[33] હે તાત! સત્ત્વગુણપ્રધાન માર્ગનો આશ્રય કરીને પરમાત્મતત્ત્વને જાણવાની ઇચ્છા રાખનારા અને સ્થિર પરાક્રમવાળા મહાન પુરુષોને લાભ, હાનિ, સુખ, દુઃખ, પ્રિય, અપ્રિય અને જીવિત તથા મરણ સમાન જ હોય છે.[34] માટે એવા મહાનુભાવ અને ધર્મપ્રિય મહાત્માઓનું તમે ઇંદ્રિયોનો નિગ્રહ કરીને લક્ષ્યપૂર્વક પૂજન કરજો; કેમ કે હે ભદ્ર! સત્પુરુષોની વાણીના સર્વ ઉદ્‌ગારો દૈવી અને શુભ-સંપન્ન થઈ પડે છે અને મૂર્ખ અથવા દુષ્ટ પુરુષોની વાણીના પ્રલાપો કેવળ અશુભ કરનારા જ થઈ પડે છે. (અર્થાત્ લોભને જીતવાની ઇચ્છા રાખનારા પુરુષે સત્પુરુષોનો જ સંગ કરવો.)[35]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત આપદ્ધર્માનુશાસન-પર્વમાં 'લોભ જ સર્વ અનર્થોનું કારણ છે' નામનો અધ્યાય ૧૫૮ મો સમાપ્ત

# अध्याय १५९ मो

## અજ્ઞાનનું વર્ણન

॥ युधिष्ठिर उवाच ॥

अनर्थानामधिष्ठानमुक्तो लोभः पितामह।
अज्ञानमपि वै तात श्रोतुमिच्छामि तत्त्वतः॥ १॥

યુધિષ્ઠિરે પૂછ્યું : તમે કહ્યું કે સર્વ અનર્થોનું મૂળ કારણ લોભ છે, તો હવે અજ્ઞાનનું વાસ્તવિક સ્વરૂપ કેવું છે તે સાંભળવાની પણ મને ઇચ્છા થઈ છે.[1]

ભીષ્મે કહ્યું હે રાજા! જે પુરુષ અજ્ઞાનને લીધે પાપકૃત્ય કરે છે, તે પોતાના વિનાશને જાણતો નથી, સદાચારી પુરુષોનો દ્વેષ કરે છે અને લોકમાં નિંદાપાત્ર બને છે.[2] અજ્ઞાનને લીધે પુરુષ નરકમાં પડે છે, અજ્ઞાનને લીધે દુર્ગતિને તથા કલેશોને પામે છે અને અજ્ઞાનને લીધે આપત્તિઓમાં ડૂબી જાય છે.[3]

યુધિષ્ઠિરે પૂછ્યું : હે રાજન્! અજ્ઞાનની પ્રવૃત્તિ, સ્થાન, વૃદ્ધિ, ક્ષય, ઉદય, મૂળ, પ્રાપ્તિ, પ્રવેશ, કાળ, કારણ અને હેતુ એ સર્વનું વાસ્તવિક સ્વરૂપ જાણવાને હું ઇચ્છું છું; કેમ કે મને ભાસે છે કે, અજ્ઞાનને લીધે જ સર્વ દુઃખો ઉત્પન્ન થાય છે.[4-5]

ભીષ્મે કહ્યું : રાગ, દ્વેષ, મોહ, હર્ષ, શોક, અભિમાન, કામ, ક્રોધ, દર્પ, તંદ્રા, આલસ્ય, ઇચ્છા, દ્વેષ, સંતાપ, બીજાનો અભ્યુદય જોઈને બળી જવું તે અને હિંસા આદિ પાપજનક ક્રિયાઓ એ બધું અજ્ઞાન જ છે.[6-7] હે મહારાજા! અજ્ઞાનનું સ્વરૂપ, તેની પ્રવૃત્તિ અને વૃદ્ધિ વગેરેના સંબંધમાં તમે જે પ્રશ્નો પૂછ્યા તેનો હું સવિસ્તાર અને વિશેષતા ભરેલો ઉત્તર આપું છું, તેને તમે સાંભળો.[8] હે ભારત! અજ્ઞાન અને લોભ એ બન્નેનાં ફળ તથા દોષ સમાન જ છે, તેથી એ બન્નેને તમારે એક જ સમજવાં.[9] લોભમાંથી જ અજ્ઞાન પ્રવર્તે છે. લોભ જ્યારે વૃદ્ધિ પામે છે ત્યારે અજ્ઞાન પણ વધી પડે છે, લોભની જ્યારે સામ્યાવસ્થા હોય છે, ત્યારે અજ્ઞાનની પણ સામ્યાવસ્થા હોય છે; લોભનો જ્યારે ક્ષય થાય છે ત્યારે અજ્ઞાનનો પણ ક્ષય થાય છે અને લોભનો જ્યારે ઉદય થાય છે ત્યારે અજ્ઞાન પણ ઉદય પામે છે. આ પ્રમાણે કેવળ લોભને લીધે જ (દુઃખ, સંતાપ મોહ, આદિ) અનેક ગતિઓ પ્રાપ્ત થાય છે.[10] આ અજ્ઞાનાત્મક લોભનું મૂળ કારણ મોહ છે. (અર્થાત્ મોહ જ અજ્ઞાનનું મૂળ છે) અને તે જ કાલાત્મકગતિ–સ્વર્ગ નરક, મનુષ્ય, દેવ, પશુ તથા પક્ષીઓ વગેરે ગતિનું કારણ છે; તેમ જ જ્યારે કોઈ ઇષ્ટ પદાર્થ મેળવવાના લોભનો તેવાં કોઈ વિઘ્નોને લીધે છેદભેદ થઈ જાય છે, ત્યારે કાળ જ અજ્ઞાનનું કારણ બને છે.[11] પછી તે કાળના અજ્ઞાનથી લોભ ઉત્પન્ન થાય છે અને લોભમાંથી

અજ્ઞાન ઉત્પન્ન થાય છે; માટે લોભ જ, સર્વ દોષોનું મૂળ છે, એમ સમજીને લોભનો ત્યાગ કરવો.[૧૨] લોભનો નાશ કરીને જ, જનક, યુવનાશ્વ, વૃષાદર્ભિ અને પ્રસેનજિત્ વગેરે રાજાઓ સ્વર્ગલોકને પામ્યા છે.[૧૩] હે કુરુશ્રેષ્ઠ! લોભનું ફળ જગતમાં પ્રત્યક્ષ છે, માટે તેનો અંતઃકરણપૂર્વક તમે ત્યાગ કરો; કેમ કે લોભનો ત્યાગ કરીને તમે આ લોકમાં તથા મૂઆ પછી પરલોકમાં સુખેથી વિચરી શકશો.[૧૪]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત આપદ્ધર્માનુશાસનપર્વમાં 'અજ્ઞાનનું વર્ણન' નામનો અધ્યાય ૧૫૯મો સમાપ્ત

# अध्याय १६०मो

## દમ–ઇંદ્રિયનિગ્રહનું માહાત્મ્ય

॥ युधिष्ठिर उवाच ॥

**स्वाध्याये कृतयत्नस्य नरस्य च पितामह ।**
**धर्मकामस्य धर्मात्मन् किं नु श्रेय इहोच्यते ॥१॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે ધર્માત્મા પિતામહ! સ્વાધ્યાયમાં યત્ન કરનારા ધર્માભિલાષી પુરુષને આ જગતમાં શું કર્તવ્ય શ્રેયસ્કર થઈ પડે છે?[૧] હે પિતામહ! આ જગતમાં અનેક પ્રકારના ધર્મો અને ધર્મશાસ્ત્રો જોવામાં આવે છે. તેમાંથી જેને આ લોકમાં તથા પરલોકમાં તમે શ્રેયસ્કર માનતા હો તે મને કહો.[૨] હે ભારત! ધર્મનો માર્ગ મહા વિસ્તીર્ણ છે અને તેની શાખાઓ પણ અનેક છે; પરંતુ તે સર્વ ધર્મોમાં જેનું અવશ્ય આચરણ કરવા માટે શાસ્ત્રકારોએ કહ્યું છે, તે ધર્મ કયો?[૩] હે રાજન્! જે ધર્મ સર્વમહાન ગણાય છે અને ઘણી શાખાઓવાળો મનાય છે, તેનું પરમ વાસ્તવિક મૂળ કયું છે? હે તાત! તે સર્વ સંપૂર્ણ રીતે મને કહો.[૪]

ભીષ્મે કહ્યું: અત્યંત આનંદપૂર્વક હું તમને એવો માર્ગ બતાવું છું કે જેથી તમે કલ્યાણને મેળવી શકશો અને અમૃતપાન કરીને જેમ તૃપ્ત થવાય, તેમ તેનું જ્ઞાન મેળવીને તમે બુદ્ધિમાન હોવાને લીધે તૃપ્ત થશો.[૫] પ્રાચીન મહર્ષિઓએ પોતપોતાના વિજ્ઞાનબળનો આશ્રય કરીને અનેક ધર્મવિધિઓ કહ્યા છે, પરંતુ તે સર્વનો મુખ્ય આધાર એકદમ ઉપર જ રહેલો છે;[૬] માટે જ સર્વ પ્રકારના વિષયોનું નિશ્ચયાત્મક જ્ઞાન ધરાવનારા વૃદ્ધ પુરુષો કહે છે કે; 'દમ એ જ પરમ શ્રેયરૂપ છે અને બ્રાહ્મણને માટે તો દમ એ જ સનાતનધર્મ ગણાય છે;[૭] કેમ કે દમને લીધે જ બ્રાહ્મણની સર્વ ક્રિયાઓ યથાવત્ સિદ્ધ થાય છે અને દાન, યજ્ઞો તથા વેદાધ્યયનના કરતાં પણ દમ શ્રેષ્ઠ ગણાય છે.[૮] દમ તેજની વૃદ્ધિ કરે છે, દમ અત્યંત પવિત્ર છે અને દમને લીધે પાપરહિત થયેલો પુરુષ તેજઃસંપન્ન થઈને પરબ્રહ્મની પ્રાપ્તિ કરી શકે છે.[૯] અમે સાંભળ્યું છે કે, દમના જેવો બીજો કોઈ ધર્મ જગતમાં નથી; કેમ કે આ જગતમાં સર્વ પ્રકારના ધર્મનિષ્ઠ પુરુષોમાં દમ જ પરમ પ્રશંસાપાત્ર થયો છે.[૧૦] હે મનુષ્યોના ઇંદ્ર! દમને ધારણ કરનારો પુરુષ મહાન્ ધર્મ પામે છે અને આ લોકમાં તથા મૂઆ પછી પરલોકમાં પણ સુખી થાય છે;[૧૧] તેમ જ દમશીલ પુરુષ સુખપૂર્વક નિદ્રા કરે છે, સુખપૂર્વક જાગ્રત થાય છે, સર્વ લોકમાં સુખેથી વિચરી શકે છે અને તેનું મન પણ પ્રસન્ન રહે છે;[૧૨] પરંતુ જે પુરુષ દમશીલ હોતો નથી, તે પુરુષ નિરંતર ક્લેશોને પામ્યા કરે છે અને પોતાના દોષોથી ઉત્પન્ન થનારા બીજા અનેક અનર્થોને પેદા કરે છે.[૧૩] વિદ્વાનો કહે છે કે, ચારે આશ્રમોમાં દમ એ જ ઉત્તમ વ્રત છે. હવે જે પુરુષોમાં દમગુણનો ઉદય થયો હોય છે તેઓનાં લક્ષણો હું તમને કહું છું.[૧૪] જેઓનામાં ક્ષમા, ધૈર્ય, અહિંસા સમદૃષ્ટિ, સત્ય, સરળતા, ઇંદ્રિયોનો જય, દક્ષતા, વિનય, લજ્જા, ગંભીરતા, ઉદારતા, શાંતિ, સંતોષ, પ્રિય ભાષણ, જીવદયા અને ઈર્ષ્યાનો અભાવ એ સર્વ ગુણો પ્રકટ રીતે જોવામાં આવતા હોય, તેઓનામાં દમગુણનો ઉદય થયો છે, એમ સમજવું.[૧૫-૧૬] હે કુરુવંશી રાજા! દમશીલ પુરુષ ગુરુઓ(વડીલો)ની પૂજા કરનારો હોય છે, સર્વ પ્રાણીઓ પર દયાભાવ રાખનારો હોય છે અને ચાડીચુગલી, લોકાપવાદ, અસત્ય ભાષણ, કોઈની સ્તુતિ, કોઈની નિંદા, કામ, ક્રોધ, લોભ, ગર્વ, અવિવેક, આત્મશ્લાઘા, રોષ, ઈર્ષ્યા અને અપમાન એ સર્વ દુર્ગુણોનો ત્યાગ કરનારો હોય છે.[૧૭-૧૮] વળી તે પુરુષ નિંદા કરવાને અયોગ્ય હોય છે, કોઈ પ્રકારના વિષયથી નિરપેક્ષ હોય છે, સાંસારિક તુચ્છ પદાર્થોની સ્પૃહા રાખતો નથી, કોઈની ઈર્ષ્યા કરતો નથી અને સમુદ્રની પેઠે કોઈ પ્રકારે પૂર્ણ થતો

નથી; અર્થાત્ અનેક નદીઓનું જળ આવવા છતાં જેમ સમુદ્ર સદાય અપૂર્ણ રહે છે, તેમ દાંત પુરુષ પણ બ્રહ્મલોક જેવા દિવ્યલોકની પ્રાપ્તિ થાય તોપણું અતૃપ્ત જ રહે છે; કેમ કે તે તો કેવળ બ્રહ્માનંદથી જ તૃપ્ત થનારો હોય છે;[૧૯] તેમ જ ' હું તારા પર પ્રીતિ રાખું છું, તું મારા પર પ્રીતિ રાખે છે, તેઓ મારા પર પ્રીતિ રાખે છે અને હું તેઓના પર પ્રીતિ રાખું છું,' ઇત્યાદિ પૂર્વાગત સંબંધોનું દાંત પુરુષ સેવન કરતો નથી.[૨૦] જે પુરુષ ગ્રામ્ય પ્રવૃત્તિઓનો, જંગલી પ્રવૃત્તિઓનો, લૌકિક પ્રવૃત્તિઓનો, નિંદાનો તથા પ્રશંસાનો આશ્રય કરતો નથી, તે સંસારથી મુક્ત થાય છે.[૨૧] જે પુરુષ સર્વના તરફ મિત્રભાવથી વર્તે છે, શીલસંપન્ન હોય છે, પ્રસન્નચિત્ત હોય છે, આત્મવેત્તા હોય છે અને જુદા જુદા પ્રકારના સર્વ સંગોથી મુક્ત હોય છે, તેને મૂઆ પછી મહાન ફળ મળે છે.[૨૨] જે વિદ્વાન પુરુષ ઉત્તમ આચરણવાળો હોય છે, શીલસંપન્ન હોય છે, મનને પ્રફુલ્લ રાખનારો હોય છે અને આત્મવેત્તા હોય છે, તે પુરુષ આ લોકમાં સત્કાર પામીને પરલોકમાં ઉત્તમ ગતિને પામે છે.[૨૩] જે કર્મ આ જગતમાં શુભ ગણાય છે અને જેનું સત્પુરુષોએ આચરણ કરેલું હોય છે, તે જ કર્મ જ્ઞાનસંપન્ન મુનિનું કર્તવ્ય ગણાય છે અને તેનું આચરણ કરનારો પુરુષ સન્માર્ગથી ભ્રષ્ટ થતો નથી.[૨૪] જ્ઞાનસંપન્ન બનેલો જિતેંદ્રિય પુરુષ ( ગૃહસ્થાશ્રમ પાળ્યા પછી ) કોઈ અરણ્યમાં નીકળી પડીને (વાનપ્રસ્થાશ્રમનો સ્વીકાર કરીને ) પોતાના મૃત્યુના સમયની રાહ જોતો વિચર્યા કરે છે અને તે પુરુષ અંતે બ્રહ્મસ્વરૂપ બની જાય છે.[૨૫] જેને કોઈપણ પ્રાણી તરફનો ભય હોતો નથી અને જેનાથી કોઈ પ્રાણીને પણ ભય હોતો નથી તે પુરુષને દેહનો ત્યાગ કર્યા પછી કોઈનાથી ભય રહેતો નથી.[૨૬] તત્ત્વવેત્તા પુરુષ પ્રારબ્ધકર્મોનો ભોગ વડે નાશ કરે છે, નવાં કર્મોનો સંગ્રહ કરતો નથી અને સર્વ પ્રાણીઓ પર સમભાવ રાખીને તેઓને અભયદાન આપે છે.[૨૭] જેમ આકાશમાં પક્ષીઓની ગતિ જોવામાં આવતી નથી અને જળમાં જળચર પ્રાણીઓની ગતિ જેમ જોવામાં આવતી નથી, તેમ જ્ઞાની પુરુષની પણ ( દેવયાન આદિ હરકોઈ માર્ગે થયેલી ) ગતિ જાણવામાં આવતી નથી; અર્થાત્ તે પુરુષ બ્રહ્મસ્વરૂપ થઈને બ્રહ્મમાં જ લય પામે છે, એમાં સંશય નથી.[૨૮] હે રાજન્ ! જે પુરુષ સંપૂર્ણ રીતે ગૃહસ્થાશ્રમ સેવ્યા પછી તેનો ત્યાગ કરી દઈને મોક્ષમાર્ગનો જ આશ્રય કરે છે, તેને અનંતકાળ પર્યંત તેજોમય દિવ્યલોકો મળે છે.[૨૯] સર્વ કર્મોનો ત્યાગ કરી દઈને વિધિપૂર્વક આચરેલા તપશ્ચરણનો પણ ત્યાગ કરી દઈને તેમ જ અનેક પ્રકારની વિદ્યાઓનો તથા જગતના સર્વ કોઈ પદાર્થોનો ત્યાગ કરી દઈને સત્ય કામનાવાળો થયેલો, સર્વત્ર સ્વેચ્છાનુસાર આચારનું સેવન કરનારો, મનને પ્રસન્ન રાખનારો, આત્મવેત્તા અને પવિત્ર એવો પુરુષ આ લોકમાં સત્કાર પામીને અંતે સ્વર્ગલોકને પામે છે.[૩૦-૩૧] હૃદયકમળની અંદર ગુપ્ત રીતે રહેલું અને અનંત વેદોને ઉત્પન્ન કરનારું બ્રહ્મલોક નામનું જે સ્થાન નિત્ય ગણાય છે, તેની પ્રાપ્તિ પણ કેવળ દમને લીધે જ થાય છે.[૩૨] જે પુરુષ તત્ત્વજ્ઞાનમાં જ રમણ કરનારો છે, બ્રહ્મવિષયક જ્ઞાનથી યુક્ત છે અને સર્વ પ્રાણીઓની સાથે મિત્રભાવથી વર્તનારો છે, તેને ફરીથી આ સંસારના ફેરામાં પડવાનો ભય રહેતો નથી; તો પછી નરકાદિ પરલોકનો ભય તો કયાંથી જ રહે ?[૩૩] દમમાં કેવળ એક જ દોષ રહેલો છે, બીજો કોઈ જાતનો દોષ નથી. તે એ જ કે દમગુણને ધારણ કરનારા ક્ષમાવાન પુરુષને લોકો અશક્ત માને છે.[૩૪] હે મહાબુદ્ધિમાન યુધિષ્ઠિર ! દમમાં એ એક જ દોષ છે, પરંતુ તે દોષ એક મોટા ગુણરૂપ જ છે; કેમ કે ક્ષમા વડે મોટા દિવ્યલોકો મળી શકે છે અને તે ક્ષમા દમશીલ પુરુષને સુલભ જ છે.[૩૫] હે ભારત ! જે પુરુષ દાંત અથવા જિતેંદ્રિય છે, તેને અરણ્યમાં જવાની શી જરૂર છે ? અને જે પુરુષ અદાંત અથવા ઇંદ્રિયાધીન છે, તે અરણ્યમાં જઈને પણ શું ઉકાળવાનો ? માટે દાંત પુરુષ જ્યાં નિવાસ કરે છે, ત્યાં જ તેનો આશ્રમ તથા અરણ્ય છે.[૩૬]

વૈશંપાયને કહ્યું : હે જનમેજયરાજા ! ભીષ્મનાં એ વચનો સાંભળીને યુધિષ્ઠિર રાજા અમૃતપાન કરીને જેમ તૃપ્ત થાય તેમ તૃપ્ત થયા અને અત્યંત આનંદ પામ્યા;[૩૭] તથા ફરી પણ તેમણે ધાર્મિકશ્રેષ્ઠ ભીષ્મપિતામહને પ્રશ્નો પૂછવા માંડ્યા, જેને

લીધે કુરુકુલશ્રેષ્ઠ ભીષ્મપિતામહ અત્યંત પ્રસન્ન થઈને સર્વ પ્રકારના ધર્મો કહેવા લાગ્યા.[૩૮]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત આપદ્ધર્માનુશાસન-પર્વમાં 'દમ-ઇંદ્રિયનિગ્રહનું માહાત્મ્ય' નામનો અધ્યાય ૧૬૦ મો સમાપ્ત

## अध्याय १६१ मो

### તપની પ્રશંસા

॥ भीष्म उवाच ॥

सर्वमेतत्तपोमूलं कवयः परिचक्षते।
नह्यतप्ततपामूढा क्रियाफलमवाप्नुते ॥ १ ॥

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિરરાજા! વિદ્વાનો કહે છે કે, આ સર્વ જગતનું મૂળ તપ છે. તપ શ્ચરણ નહિ કરનારો મૂઢ પુરુષ કોઈ પ્રકારની ક્રિયાઓના ફળને મેળવી શકતો નથી.[૧] પ્રભુ પ્રજાપતિએ આ સર્વ જગતને તપ કરીને જ ઉત્પન્ન કર્યું છે, તેમ જ ઋષિઓએ તપશ્ચર્યા કરીને જ વેદો મેળવ્યા છે;[૨] એટલું જ નહિ, પણ તપ વડે જ વિધાતાએ અન્ન, ફળ, મૂળ વગેરે ઉત્પન્ન કર્યાં છે અને તપથી સિદ્ધ થયેલા પુરુષો અત્યંત એકાગ્ર ચિત્તે ત્રણે લોકોને પ્રત્યક્ષ જોઈ શકે છે.[૩] સર્વ પ્રકારનાં ઔષધો અને તેની અનેક પ્રકારની ક્રિયાઓ કેવળ તપથી જ સિદ્ધ થાય છે; માટે તપ એજ સર્વનું મૂળ સાધન ગણાયું છે.[૪] આ જગતમાં જે કંઈ દુર્લભ મનાય છે, તે સર્વ તપશ્ચરણથી સુલભ થઈ પડે છે. સર્વ ઋષિઓ તપ વડે જ ઐશ્વર્યને પામ્યા છે, એમાં સંશય નથી.[૫] મદિરાપાન કરનારો પુરુષ, ચોરી કરનારો પુરુષ, બાળહત્યારો પુરુષ અને ગુરુપત્ની સાથે વ્યભિચાર કરનારો પુરુષ પણ મહાપ્રચંડ તપશ્ચર્યા કરીને પાપમાંથી મુક્ત થાય છે.[૬] તપના ભેદો અનેક છે અને તેનાં પ્રવૃત્તિદ્વારો પણ ઘણાં ભિન્ન ભિન્ન છે; પરંતુ તે સર્વમાં કેવળ નિવૃત્તિમાર્ગનો આશ્રય કરીને ઉપવાસરૂપ તપ કરનારા પુરુષનું તપ સર્વોત્કૃષ્ટ ગણાય છે.[૭] જોકે હે મહારાજા! અહિંસા, સત્યવચન, દાન, ઇંદ્રિયનિગ્રહ વગેરે બધાં તપ જ કહેવાય છે, પણ ઉપવાસના જેવું બીજું એકે તપ ઉત્તમ નથી,[૮] દાનના જેવું કંઈ દુષ્કર નથી, માતાના જેવો કોઈ આશ્રમ નથી, (અર્થાત્ હરકોઈ આશ્રમમાં રહીને પણ માતાનું અવશ્ય પાલન કરવું જોઈએ.) વેદના જેવી ઉત્તમ કોઈ વિદ્યા નથી અને સંન્યાસના જેવું પરમ તપ નથી.[૯] આ જગતમાં ઘણા પુરુષો સ્વર્ગ મેળવવા માટે તથા ધર્મનું રક્ષણ કરવા માટે ઇંદ્રિયોનું રક્ષણ કરે છે-ઇંદ્રિયોને વિષયલંપટ થવા દેતા નથી; પરંતુ એમ કરવું એના કરતાં સ્વર્ગને માટે અને ધર્મને માટે ઉપવાસો કરીને તપ કરવું, એ વધારે ઉત્તમ છે.[૧૦] ઋષિઓ, પિતૃઓ, દેવો, મનુષ્યો, મૃગો, પક્ષીઓ અને તે સિવાયનાં બીજાં જે કોઈ સ્થાવરજંગમ પ્રાણીઓ જો તપશ્ચર્યા કરવામાં પરાયણ રહે છે, તો તેઓ સર્વે તપના પ્રભાવથી સિદ્ધિને પામે છે. આમ હોવાને લીધે દેવોએ પણ તપ કરીને મહત્ત્વ મેળવ્યું છે.[૧૧-૧૨] આકાશમાં જે જે નક્ષત્રાદિ જ્યોતિર્ગણો દેખાય છે, તેઓ સર્વે કેવળ તપનાં જ ઇષ્ટવિભાગરૂપ પ્રત્યક્ષ ફળો છે અને તપ કરવાથી દેવપણું પણ પ્રાપ્ત કરી શકાય છે, એ વાત નિશ્ચય છે.[૧૩]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત આપદ્ધર્માનુશાસન-પર્વમાં 'તપની પ્રશંસા' નામનો અધ્યાય ૧૬૧ મો સમાપ્ત

## अध्याय १६२ मो

### સત્યની પ્રશંસા

॥ युधिष्ठिर उवाच ॥

सत्यं धर्मं प्रशंसंति विप्रर्षिपितृदेवताः।
सत्यमिच्छाम्यहं श्रोतुं तन्मे ब्रूहि पितामह ॥१॥

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ! બ્રહ્મર્ષિઓ, પિતૃઓ અને દેવતાઓ સત્ય ધર્મનાં ભારે વખાણ કરે છે, માટે હું સત્યના સ્વરૂપને શ્રવણ કરવા ઇચ્છું છું, તે મને કહો.[૧] હે રાજન્! સત્યનું લક્ષણ શું છે? તેને કેવી રીતે પ્રાપ્ત કરી શકાય છે? તેને પ્રાપ્ત કર્યા પછી શું ફળ મળે છે? અને તે કેવી રીતે મળે છે તે મને કહો.[૨]

ભીષ્મે કહ્યું : હે ભરતવંશી રાજા! સત્યના નાશથી ચારે વર્ણોમાં વર્ણસંકરતા ફેલાઈ જાય, તે કંઈ પ્રશંસાપાત્ર નથી; માટે કોઈ જાતના વિકાર વિનાના શુદ્ધ સત્યની સર્વ વર્ણોમાં આવશ્યકતા છે. સત્યરૂપ ધર્મ સત્પુરુષો વિષે રહેલો હોય છે અને તે ધર્મ સનાતન ગણાય છે; માટે સત્યને જ નમસ્કાર

કરવા જોઈએ; કેમ કે સત્ય એ જ પરમ ગતિરૂપ છે.[૩-૪] સત્ય ધર્મરૂપ છે, સત્ય તપરૂપ છે, સત્ય યોગ રૂપ છે, સત્ય સનાતન બ્રહ્મ છે, સત્ય ઉત્તમ યજ્ઞરૂપ છે અને સત્યના આધારે જ સર્વ કંઈ ટકી રહ્યું છે.[૫] આ જગતમાં સત્યના આચારો કયા છે અને સત્યનું લક્ષણ શું છે એ વિષે હું તમને યથાવત્ અનુક્રમે કહું છું.[૬] વળી સત્યને કેવી રીતે પ્રાપ્ત કરી શકાય છે, તે સાંભળવું પણ તમારે યોગ્ય છે.

હે ભરતવંશના રાજા! સર્વલોકમાં સત્યના તેર પ્રકાર માનવામા આવ્યા છે.[૭] તે આ પ્રમાણે છે: સત્ય, સમતા (સમદૃષ્ટિ), દમ (ઇંદ્રિયનિગ્રહ), અમાત્સર્ય (મત્સરનો અભાવ), ક્ષમા, હ્રી (લજ્જા), તિતિક્ષા (સહનશીલતા), અસૂયા (કોઈની ઈર્ષ્યા ન કરવી તે), ત્યાગરૂપ ધ્યાન, આર્યત્વ, ધૃતિ, દયા અને અહિંસા આ તેર પ્રકારનું સત્ય છે.[૮-૯] તેમાંથી સત્ય એટલે જેનું સ્વરૂપ અવિનાશી છે અને અવિકારી છે તે. આવું સત્ય સર્વ પ્રકારના ધર્મોની સાથે વિરોધ નહિ ધરાવનારા યોગ વડે પ્રાપ્ત કરી શકાય છે;[૧૦] તેમ જ ઇચ્છાનો, દ્વેષનો, કામનો તથા ક્રોધનો નાશ કરીને પોતાના ઉપર, પોતાના પ્રિયજન ઉપર, અપ્રિયજન ઉપર અને શત્રુ ઉપર પણ જે સમાન દૃષ્ટિ રાખવી, તેનું નામ સમતા કહેવાય છે.[૧૧] દમ એટલે બીજા કોઈ પણ સાંસારિક વિષયો પર સ્પૃહા ન રાખવી, ગંભીરતા ધારણ કરવી અને ધીરજ રાખવી તે. આ દમ સર્વ પ્રાણીઓને અભય આપનાર છે, સર્વ રોગોને શાંત કરનાર છે અને જ્ઞાન વડે તેને મેળવી શકાય છે.[૧૨] વિદ્વાનો કહે છે કે, દાન અને ધર્મમાં સંયમ રાખવો તેનું નામ અમાત્સર્ય કહેવાય છે. જે પુરુષ નિત્ય સત્યમાં જ નિષ્ઠા રાખનારો હોય છે, તે મત્સર વિનાનો થઈ શકે છે;[૧૩] તેમ જ જે મનુષ્ય ક્ષમાના વિષયભૂત પ્રિય વાક્યોને તથા અક્ષમાના વિષયભૂત અપ્રિય વાક્યોને સહન કરે છે, તે મનુષ્ય ક્ષમાવાન ગણાય છે; કેમ કે પ્રિયઅપ્રિય ગમે તે વાતને સહન કરવી, તેનું નામ ક્ષમા કહેવાય છે. સત્ય ભાષણ કરનારો અને લોકમાં માન્ય ગણાયેલો સાધુપુરુષ એ ક્ષમાગુણને સારી પેઠે પ્રાપ્ત કરી શકે છે.[૧૪] જે બુદ્ધિમાન પુરુષની વાણી અને મન નિત્ય શાંત રહે છે, તે પોતાનું અત્યંત કલ્યાણ કરે છે. તે કોઈ વિષયમાં ગ્લાનિ પામતો નથી અને તે પુરુષમાં જે મુખ્ય ગુણ રહેલો હોય છે, તે હ્રી (લજ્જા) છે. આ લજ્જાગુણ ધર્માચરણથી મેળવી શકાય છે:[૧૫] કેવળ ધર્મને જાળવી રાખવા માટે જે કંઈ અપ્રિય આદિને સહન કરવામાં આવે, તેનું નામ તિતિક્ષા અથવા ક્ષાંતિ કહેવાય છે. આ તિતિક્ષાગુણનો લોકહિતાર્થે ઉપયોગ કરવામાં આવે છે અને તેની પ્રાપ્તિ ધૈર્ય દ્વારા થઈ શકે છે.[૧૬] સર્વ પ્રકારના વિષય ઉપરના સ્નેહને જે છોડી દેવો, તેને ત્યાગ કહે છે. આ ત્યાગ રાગદ્વેષથી રહિત થયેલા પુરુષથી જ થઈ શકે છે, બીજાથી થઈ શકતો નથી.[૧૭] જે ગુણનો આશ્રય કરીને દંભ તથા રાગદ્વેષથી રહિત થયેલો પુરુષ સર્વ પ્રાણીઓનું યત્નપૂર્વક કલ્યાણ કરે છે, તેનું નામ આર્યત્વ કહેવાય છે.[૧૮] જેને લીધે મનુષ્યને સુખમાં કે દુઃખમાં કોઈ જાતનો વિકાર થતો નથી, તે ગુણનું નામ ધૃતિ કહેવાય છે. પોતાનું કલ્યાણ ઇચ્છનારા બુદ્ધિમાન પુરુષે એ ધૃતિગુણનું નિત્ય સેવન કરવું[૧૯] અને સર્વથા ક્ષમાવાન તથા સત્યનિષ્ઠ થવું. હર્ષ, ભય અને ક્રોધનો ત્યાગ કરવાથી પંડિત પુરુષ દયાગુણને સંપાદન કરે છે.[૨૦] મન, વચન અને કર્મથી કોઈ પણ પ્રાણીનો દ્રોહ ન કરવો, તેનું નામ જ અહિંસા કહેવાય છે; તેમ જ સર્વ કોઈના ઉપર અનુગ્રહ કરવો અને યથાશક્તિ દાન આપવું, એ સત્પુરુષોનો સનાતનધર્મ છે.[૨૧] સત્યના આ તેરે પ્રકારોનાં ભિન્નભિન્ન લક્ષણો મેં તમને કહ્યાં, તેઓ સર્વે સત્ય સાથે જ સંબંધ ધરાવે છે અને તેઓ હે ભારત! સત્યની જ વૃદ્ધિ કરે છે[૨૨] હે રાજા! સત્યના ગુણો એટલા બધા છે કે, જેઓનું વર્ણન કરતાં કદી અંત જ આવી શકે નહિ. આવા હેતુથી જ બ્રાહ્મણો, પિતૃઓ અને દેવતાઓ સત્યની પ્રશંસા કરે છે.[૨૩] સત્યના જેવો ઉત્તમ ધર્મ નથી અને અસત્યના જેવું મોટું પાપ નથી. વેદ પણ કહે છે કે, ધર્મનું વાસ્તવિક સ્વરૂપ સત્ય છે, માટે સત્યનો કદી લોપ કરવો નહિ; અર્થાત્ અસત્ય ભાષણ કદી કરવું નહિ.[૨૪] કેવળ સત્યનો જ આશ્રય કરવાથી દાન, દક્ષિણાવાળા યજ્ઞો, ત્રણે અગ્નિઓમાં હોમ, વેદોનું અધ્યયન તથા બીજા ધર્મ સંબંધી નિશ્ચયો મનુષ્યને પ્રાપ્ત થાય છે.[૨૫] એક હજાર અશ્વમેધોને તથા સત્યને જો

ત્રાજવામાં મૂકીને જોખી જોયાં હોય તો હજાર અશ્વમેધોના કરતાં સત્યનું જ વજન વધી જશે.[૨૬]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત આપદ્ધર્માનુશાસન-પર્વમાં 'સત્યની પ્રશંસા' નામનો અધ્યાય ૧૬૨મો સમાપ્ત

# અધ્યાય ૧૬૩ મો

## ક્રોધાદિક તેર શત્રુઓનું નિરૂપણ

॥ युधिष्ठिर उवाच ॥

**यतः प्रभवति क्रोधः कामो वा भरतर्षभ।**
**शोकमोहौ विधित्सा च परासुत्वं च तद्वद ॥१॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે ભરતશ્રેષ્ઠ પિતામહ! ક્રોધ, કામ, શોક, મોહ, વિધિત્સા (દુષ્ટ આરંભો કરવાની ઇચ્છા), પરાસુતા (હિંસા), મદ, માત્સર્ય, ઈર્ષ્યા, નિંદા, અસૂયા (ગુણો ઉપર દોષારોપ), કૃપા અને ભય આ તેર દોષો જેમાંથી ઉત્પન્ન થાય છે, તે મને યથાર્થ રીતે કહો.[૧-૨]

ભીષ્મે કહ્યું: હે મહારાજા! તમે કહેલા એ તેર દોષો સર્વ પ્રાણીઓના મહાબલવાન શત્રુઓ છે. તેઓ પ્રત્યેક પુરુષોને ચારે તરફથી વીંટી લેનારા છે.[૩] વળી સદાકાળ સાવધ રહેનારા તે શત્રુઓ જે પુરુષ પ્રમાદી હોય છે, તેને તો અત્યંત દુઃખદાયક થઈ પડે છે; એટલું જ નહિ પણ તેવા પુરુષને જોતાંની સાથે જ તેઓ વરુની પેઠે ઘણા જોસથી (તેના પર હલ્લો કરીને) તેનો નાશ કરી નાખે છે.[૪] હે મહાપુરુષ! આ તેરે શત્રુઓ દ્વારા દુઃખ અને પાપ પ્રવૃત્ત થાય છે, એમ પ્રત્યેક મનુષ્યે હમેશાં લક્ષ્યમાં રાખવું.[૫] હે રાજા! એ તેરે શત્રુઓની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ હું તમને યથાવત્ કહી સંભળાવું છું; તેમાં પ્રથમ તો ક્રોધની ઉત્પત્તિનું જ તમે એકચિત્ત થઈને શ્રવણ કરો.

હે રાજન્! લોભમાંથી ક્રોધ ઉત્પન્ન થાય છે અને તે બીજાઓના દોષોને દેખતાં જ એકદમ વધી પડે છે; પરંતુ ક્ષમાગુણને લીધે તેનો વેગ રોકાઈ જાય છે અને ક્ષમા વડે તેની નિવૃત્તિ પણ થઈ જાય છે, સંકલ્પમાંથી કામની ઉત્પત્તિ થાય છે અને તેનું સેવન કરતાં તે વધી પડે છે; પરંતુ બુદ્ધિમાન પુરુષ તેનું સેવન કરતાં જો અટકે છે, તો તુરત જ તેનો નાશ થાય છે. ક્રોધમાંથી અથવા લોભમાંથી બીજાઓનાં ગુણો પર દોષારોપ કરવારૂપ અસૂયા ઉત્પન્ન થાય છે, પણ તે અસૂયા સર્વ પ્રાણીઓ પર દયા રાખવાથી અને વૈરાગ્ય ધારણ કરવાથી દૂર થાય છે. જોકે આ અસૂયા બીજાઓ પર દોષદૃષ્ટિ કરવાથી ઉદય પામે છે, તોપણ જેઓ બુદ્ધિમાન હોય છે, તેઓ તત્ત્વજ્ઞાન દ્વારા તેનો નાશ કરે છે.[૬-૧૦] મોહની ઉત્પત્તિ અજ્ઞાનમાંથી થાય છે અને પાપકર્મ કરવાનો અભ્યાસ રાખવાથી તેની વૃદ્ધિ થાય છે; પરંતુ મનુષ્ય જ્યારે જ્ઞાની પુરુષોનો સંગ કરે છે, ત્યારે તત્કાળ તેનો (મોહનો) નાશ થાય છે.[૧૧] હે કુરુવંશી રાજા! આ જગતમાં જેઓ વેદવિરુદ્ધ કૌલિક આદિ શાસ્ત્રોનું પઠનપાઠન કરે છે, તેઓનામાં અનેક દુષ્ટ આરંભો કરવાની ઇચ્છારૂપ વિધિત્સા-દોષ પ્રકટ થાય છે; પરંતુ તેઓ વૈદિક અર્થનું જો સારી રીતે જ્ઞાન મેળવે છે અને તેમાં જો વિશ્વાસ રાખે છે, તો એ દોષનો નાશ કરે છે.[૧૨] જેના ઉપર સંપૂર્ણ પ્રીતિ હોય, તેનો વિયોગ થવાથી પ્રાણીને શોક ઉત્પન્ન થાય છે; પણ જ્યારે તે સમજે છે કે, 'આ સંસાર અસાર છે,' ત્યારે તુરત જ તેનો શોક નાશ પામે છે.[૧૩] ક્રોધ અથવા લોભમાંથી પરાસુતા-રૂપ દોષ ઉત્પન્ન થાય છે અને ક્રોધલોભનો નિત્ય પરિચય રાખવાથી તે વૃદ્ધિ પામે છે; પરંતુ સર્વ પ્રાણીઓ પર દયા કરવાથી અને વૈરાગ્ય ધારણ કરવાથી તે દોષનો નાશ થાય છે.[૧૪] હે તાત! સત્યનો ત્યાગ કરવાથી અને દુષ્ટ પુરુષોનો સમાગમ રાખવાથી દોષની ઉત્પત્તિ થાય છે; પરંતુ સાધુપુરુષોનું સેવન કરવાથી તેનો નાશ થાય છે.[૧૫] કુળ, જ્ઞાન અને ઐશ્વર્યને લીધે પ્રાણીઓમાં મદ–દોષની ઉત્પત્તિ થાય છે; પણ જ્યારે તેઓનું મિથ્યાપણું સમજાય છે, ત્યારે સત્વર તેનો નાશ થાય છે.[૧૬] અમુક વસ્તુનો અભિલાષ કરવાથી અને અત્યંત હર્ષ પામવાથી ઈર્ષ્યાની ઉત્પત્તિ થાય છે અને જ્યારે બીજાં પ્રાણીઓની સ્થિતિનું ભાન થાય છે, ત્યારે તેનો નાશ થાય છે.[૧૭] હે રાજન્! લોકબાહ્ય ગણાતા પુરુષોનાં વિલાસચેષ્ટિતથી અને પોતાને અપ્રિય એવાં અસંમત વાક્યોનું શ્રવણ કરવાથી નિંદાદોષ ઉત્પન્ન થાય છે; પરંતુ એ દોષ લોકસમુદાયનું સૂક્ષ્મ નિરીક્ષણ કરવાથી શાંત થાય છે. જે મનુષ્યો પોતાનો અપકાર કરનારા બળવાન પુરુષને યથાયોગ્ય શિક્ષા

કરવા માટે અસમર્થ હોય છે, તેઓનામાં તીવ્ર અસૂયાદોષ ઉત્પન્ન થાય છે; પણ તેઓ જો કરુણા-ગુણનો આશ્રય કરે છે, તો એ અસૂયાદોષનો નાશ કરે છે.[૧૮-૧૯] દીન પ્રાણીઓનું અવલોકન કરવાથી મનુષ્યોનાં હૃદયમાં કૃપાદોષની ઉત્પત્તિ થાય છે; પણ જ્યારે ધર્મનિષ્ઠા જાણવામાં આવે છે, ત્યારે તે કૃપા શાંત થાય છે.[૨૦] અજ્ઞાનને લીધે ભય ઉત્પન્ન થાય છે અને તે ભય સર્વ પ્રાણીઓમાં સદાય જોવામાં આવે છે; પરંતુ સાંસારિક ભોગોનું અસ્થિરપણું જ્યારે દેખાય છે અને જણાય છે, ત્યારે ભયની નિવૃત્તિ થાય છે.[૨૧] વિદ્વાનો કહે છે કે, આ તેર શત્રુઓને શાંતિગુણનો સ્વીકાર કરવાથી જીતી શકાય છે. ખરેખર, ધતરાષ્ટ્રના સર્વ પુત્રોમા આ તેર દોષો જોવામા આવતા હતા, પણ નિત્ય સત્યની ઇચ્છા રાખનારા તમે તો સત્પુરુષોનું સેવન કરીને એ સર્વ દોષોને જીતી લીધા છે.[૨૨]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત આપદ્ધર્માનુશાસન-પર્વમા 'ક્રોધાદિક તેર શત્રુઓનું નિરૂપણ' નામનો અધ્યાય ૧૬૩ મો સમાપ્ત

# अध्याय १६४ मो

## નૃશંસ–ઘાતકી પુરુષનાં લક્ષણો

॥ युधिष्ठिर उवाच ॥

आनृशंस्यं विजानामि दर्शनेन सतां सदा ।
नृशंसान्न विजानामि तेषां कर्म च भारत ॥ १ ॥

યુધિષ્ઠિરે પૂછ્યું: હે ભરતવંશી પિતામહ! સત્પુરુષોનાં નિત્ય દર્શન કરવાથી હું આનૃશંસ્યને (સજ્જનતાને) બરાબર જાણું છું, પણ નૃશંસ પુરુષોને તથા તેઓનાં કર્મોને બરાબર જાણતો નથી; માટે તેઓનાં લક્ષણો મને કહો.[૧] મનુષ્યો જે પ્રમાણે કાંટાઓનો, કૂવાનો તથા અગ્નિનો દૂરથી જ ત્યાગ કરી દે છે, તે પ્રમાણે ઘાતકી કર્મ કરનારા નૃશંસ પુરુષનો પણ દૂરથી જ ત્યાગ કરી દે છે.[૨] હે કુરુવંશના રાજા! નૃશંસ પુરુષ આ લોકમાં તો ખુલી રીતે દુઃખી થાય જ છે, પણ મૂઆ પછી મળનારા પરલોકમાં પણ દુઃખી થાય છે; માટે તે પુરુષનો ધર્મનિશ્ચય કેવા પ્રકારનો હોય છે, તે મને કહો.[૩]

ભીષ્મે કહ્યું: જે પુરુષની માનસિક વાસનાઓ તથા કર્મ કરવાની ઇચ્છાઓ નિંદાપાત્ર હોય, જે પોતે 'અરેરે! હું આવાં નિંદ્ય કર્મ કરું છું' આવી નિંદા કરતો હોય, લોકોથી નિંદાતો હોય અને પોતે જાણતો હોય કે, 'આવાં કૃત્યો કરીને હું આ જગતમાં છેતરાયો છું' છતાં દુષ્ટ કર્મો કર્યે જતો હોય, તે પુરુષ નૃશંસ છે–આત્મહત્યારો છે.[૪] આવો નૃશંસ પુરુષ દાન આપ્યા પછી પોતાની કીર્તિને ગાયા કરે છે, બીજાઓનો દ્વેષ કરનારો હોય છે, ક્ષુદ્ર કર્મ કરનારો હોય છે, વિશ્વાસઘાતી હોય છે, શઠ હોય છે, કોઈને કંઈ આપ્યા વિના પોતે એકલો જ ભોગોને ભોગવે છે, અભિમાની હોય છે, વિષયાસક્ત હોય છે, પોતાના વખાણ કરનારો હોય છે, સર્વના ઉપર અત્યંત શંકા રાખનારો હોય છે, કાગડાની પેઠે બીજાઓને છેતરવાની દૃષ્ટિવાળો હોય છે, લોભી હોય છે, પોતાના વર્ગના મનુષ્યોની પ્રશંસા કરનારો હોય છે, બ્રહ્મચર્ય આદિ આશ્રમોનો દ્વેષ કરનારો અને તેમા સંકરતા ફેલાવનારો હોય છે, હિંસાવિહારી હોય છે, નિરંતર ગુણ–અવગુણને સમાન માનનારો હોય છે, અત્યંત મિથ્યા ભાષણ કરનારો હોય છે, મનસ્વી હોય છે અને ઘણો જ કંજૂસ હોય છે.[૫-૭] વળી તેવો નૃશંસ પુરુષ, ધર્મશીલ અને ગુણવાન પુરુષને પાપી સમજે છે, તેમ જ પોતાના સ્વભાવને પ્રમાણ ગણીને બીજા કોઈનો વિશ્વાસ કરતો નથી.[૮] જેમાં બીજાઓનો કંઈ દોષ હોય તેવી ગુપ્ત વાતને જાહેર કરી દે છે અને કોઈ એક કાર્યમાં પોતાના તથા બીજાના દોષો સમાન હોય છે. છતા પોતાની આજીવિકાને માટે સામા માણસનો ઘાત કરાવે છે. પોતાના ઉપર જેણે ઉપકાર કર્યો હોય તેને એ પુરુષ છેતરાઈ ગયેલો માને છે અને કોઈ સમયે પોતાના પર ઉપકાર કરનારાને કંઈ ધન આપ્યુ હોય તો તે આપ્યા પછી પશ્ચાત્તાપ કરે છે.[૯-૧૦] ખાવાના, પીવાના કે ચૂસવાના જે જે પદાર્થો હોય અથવા બીજું જે કંઈ ઉત્તમ ભોજન હોય તે સર્વને, બીજા મનુષ્યો જોઈ રહ્યા હોય, છતા જે ખાઈ જાય છે, તે પુરુષને નૃશંસ કહેવામાં આવે છે;[૧૧] પણ જે પુરુષ પ્રથમ બ્રાહ્મણોને આપ્યા પછી બાકી રહેલા અન્નનું પોતાના સુહૃદોની સાથે ભોજન કરે છે, તે પુરુષને આ લોકમાં અનંત સુખ મળે છે અને મૂઆ પછી સ્વર્ગ

મળે છે.[૧૨] હે ભરતશ્રેષ્ઠ! એ પ્રમાણે મેં તમને નૃશંસ પુરુષનાં લક્ષણો કહ્યાં. બુદ્ધિમાન પુરુષે તેવા પુરુષનો સદાય ત્યાગ કરવો.[૧૩]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત આપદ્ધર્માનુશાસન-પર્વમાં 'નૃશંસ-ઘાતકી પુરુષનાં લક્ષણો' નામનો અધ્યાય ૧૬૪મો સમાપ્ત

# अध्याय १६५मो

## પાપો અને તેનાં પ્રાયશ્ચિત્તો

॥ भीष्म उवाच ॥

**हृतार्थो यक्ष्यमाणश्च सर्ववेदांतगश्च यः ।**
**आचार्यपितृकार्यार्थं स्वाध्यायार्थमथापि वा ॥१॥**

ભીષ્મે કહ્યું: જેનું ધન ચોરાઈ ગયું હોય, જેને યજ્ઞ કરવાની ઇચ્છા હોય, જે સર્વ વેદાંતના પારને પામ્યો હોય, જેને ગુરુ અને પિતૃઓનાં કાર્યો કરવાની ઇચ્છા હોય તથા જેને વેદાધ્યયન કરવાની ઇચ્છા હોય તે સર્વ બ્રાહ્મણોને સુપાત્ર સમજવા અને ધર્મભિક્ષુ જાણવા. હે ભારત! એ બ્રાહ્મણો જો નિર્ધન હોય, તો તેઓને દ્રવ્યદાન આપવું અને વિદ્યાદાન પણ દેવું.[૧૨] હે ભરતશ્રેષ્ઠ! તે સિવાયના બીજા સુપાત્ર બ્રાહ્મણોને પણ દક્ષિણા દાન આપવું; પણ જેઓ બીજા કેવળ નામના જ બ્રાહ્મણ હોય છે, તેઓને તો યજ્ઞવેદિકાની બહાર ઊભા રાખીને કાચું અન્ન જ આપવું એમ ધર્મશાસ્ત્ર કહે છે.[૩] રાજાએ જેની જેવી યોગ્યતા હોય, તે પ્રમાણે બ્રાહ્મણોને સર્વ પ્રકારનાં રત્નો પણ આપવાં; કેમ કે બ્રાહ્મણો જ પ્રત્યક્ષ વેદરૂપ છે અને પુષ્કળ દક્ષિણાવાળા યજ્ઞસ્વરૂપ છે.[૪] જેઓના વૈભવ અને આચારો અન્યોન્યના હિત માટે હોય છે, તેવા બ્રાહ્મણો પોતપોતાના ગુણોને અનુસરીને સદાય યજ્ઞો કર્યા કરે છે અને તેમાં પણ તેની પાસે ત્રણ વર્ષ પર્યંત પોતાના કુટુંબનું પોષણ થઈ શકે તેટલું અથવા તેના કરતાં અધિક અન્ન હોય, તે બ્રાહ્મણ સોમપાન કરવાને યોગ્ય ગણાય છે.[૫] જે કોઈ યજમાન થયેલા બ્રાહ્મણનો યજ્ઞ એકાદ અંગથી હીન થઈને જો અટકી પડ્યો હોય અને ત્યાંનો રાજા જો ધાર્મિક હોય તો તેણે (રાજાએ) અનેક પશુઓનું પાલન કરનારા, યજ્ઞયાગ નહિ કરનારા અને સોમરસનું પાન નહિ કરનારા વૈશ્યની પાસેથી ધનહરણ કરીને પેલા બ્રાહ્મણને, યજ્ઞની સમાપ્તિ કરવા માટે આપવું;[૬-૭] પરંતુ યાદ રાખવું કે, રાજાએ શૂદ્રના ઘરમાંથી યજ્ઞનિમિત્તે ધન લાવવું નહિ; કેમ કે શૂદ્રનું ધન યજ્ઞ માટે નિરુપયોગી છે.[૮] જે વૈશ્યને ત્યાં સો ગાયો હોય છતાં તે અગ્નિહોત્રથી રહિત હોય અને જે વૈશ્યને ત્યાં એક હજાર ગાયો હોય, છતાં તે યજ્ઞયાગ કરતો ન હોય તેઓ બન્નેની પાસેથી રાજાએ કોઈ પ્રકારનો વિચાર કર્યા વિના યજ્ઞનિમિત્તે દ્રવ્ય છીનવી લેવું.[૯] તેમ જ જેઓ દાન આપનારા ન હોય તેઓની પાસેથી પણ રાજાએ તેઓને જાહેર સૂચનાઓ આપીને દ્રવ્ય લઈ લેવું. આમ કરવાથી રાજાને સંપૂર્ણ રીતે ધર્મ જ થાય છે, પણ અધર્મ થતો નથી.[૧૦]

હવે હું તમને એક બીજો આપદ્ધર્મ કહું છું, તેને તમે સાંભળો. જે બ્રાહ્મણને લાગલાગટ ત્રણ દિવસ ઉપવાસ થયા હોય તેણે પોતાનું જીવન ટકાવી રાખવા માટે કોઈ હીન કર્મ કરનારા પુરુષની પાસેથી, ખળામાંથી, ખેતરમાંથી, બાગબગીચામાંથી કે બીજેથી જ્યાંથી મળે ત્યાંથી પણ એક દિવસ ચાલે તેટલું અન્ન હરી લાવવું અને તે વાત રાજા પૂછે કે ન પૂછે, તોપણ તેને જણાવવી. ધર્મવેત્તા રાજાએ ધર્મ તરફ દૃષ્ટિ કરીને તે બ્રાહ્મણને શિક્ષા કરવી નહિ; કેમ કે જે દેશમાં બ્રાહ્મણ ભૂખથી પીડાય છે, તે દેશમાં ત્યાંના રાજાની જ મૂર્ખતા ગણાય છે.[૧૩] માટે રાજાએ બ્રાહ્મણની વિદ્યાની તથા સદાચારની પરીક્ષા કરીને તેની આજીવિકા બાંધી આપવી અને પિતા જેમ ઔરસ પુત્રનું રક્ષણ કરે તેમ તેનું રક્ષણ કરવું.[૧૪] રાજાએ પ્રત્યેક વર્ષની આખરે વૈશ્વાનર નામનો એક યજ્ઞ કરવો જોઈએ, જોકે એ આચાર મુખ્ય નથી, પણ ગૌણ છે, છતાં ધર્મવેત્તા પુરુષોએ તે ગૌણ આચારને પણ પરમ ધર્મ માન્યો છે,[૧૫] કેમ કે આપત્તિના પ્રસંગે જ્યારે મૃત્યુ પામવાનો ભય આવી પડે, ત્યારે પુરુષોએ ગૌણ આચારને પણ મુખ્ય આચારના જેવા માનવો, એમ વિશ્વેદેવોએ, સાધ્યદેવોએ, બ્રાહ્મણોએ અને મહર્ષિઓએ કહ્યું છે;[૧૬] પરંતુ જે પુરુષ પ્રથમ કલ્પ(મુખ્ય આચાર)નું પાલન કરવા સમર્થ હોય, છતાં તેનો ત્યાગ કરીને અનુકલ્પ(ગૌણ આચાર)નું પાલન

કરવા તૈયાર થાય છે, તે દુષ્ટબુદ્ધિવાળા પુરુષને (તેની શઠતાને લીધે) પરલોક સબંધી ફળ મળતુ નથી.[૧૭] વેદવેત્તા બ્રાહ્મણે પોતાની આજીવિકાને માટે રાજાની પાસે જઈને દીનતાપૂર્વક કહેવુ નહિ કે, 'હુ બ્રાહ્મણ છુ, માટે તમે મારા ઉપર કૃપા કરો.' કેમ કે બ્રહ્મતેજ રાજતેજના કરતા અતિશય બળવાન છે.[૧૮] માટે બ્રહ્મવાદી બ્રાહ્મણોનુ તેજ રાજા ને સદા દુ:સહ છે, એમ સમજવુ વળી કહેવાય છે કે, બ્રાહ્મણ સર્વનો કર્તા, શાસ્તા અને વિધાતા દેવ છે [૧૯] આમ સમજીને કોઈએ પણ બ્રાહ્મણને અકુશલ વચનો કહેવા નહિ અને તેની આગળ શુષ્ક વાણી બોલવી નહિ. ક્ષત્રિયે પોતાના બાહુબળથી આપત્તિને તરી જવી, વૈશ્યે તથા શૂદ્રે ધન અર્પણ કરીને આપત્તિમાથી મુક્ત થવુ અને બ્રાહ્મણે મત્ર પૂર્વક હોમહવન કરીને આપત્તિમાથી મુક્ત થવુ કન્યાએ, યુવાન સ્ત્રીએ, મિત્રોને નહિ જાણનારા પુરુષે, મૂર્ખાએ તથા જનોઈના સંસ્કારથી રહિત શૂદ્રાદિએ અગ્નિહોમ કરવો નહિ, કારણ કે તેઓ જો હોમ કરે છે, તો પોતે અને જેને માટે હોમ કરવા મા આવ્યો હોય છે તે બન્ને નરકમા પડે છે, માટે યજ્ઞના વૈતાનરૂપ કર્મમા કુશળતા ધરાવનારા વેદ પારગત બ્રાહ્મણે જ અગ્નિહોમ કરવો.[૨૦-૨૨] ધર્મ વેત્તા પંડિતો કહે છે કે, જેણે અગ્ન્યાધાનસંસ્કારની દક્ષિણા તરીકે પ્રજાપતિ જેના દેવ છે એવા ઘોડા નુ દાન આપ્યું નથી, તે પુરુષ અગ્નિહોત્રી કહેવાતો નથી [૨૩] શ્રદ્ધાળુ અને જિતેંદ્રિય એવા પુરુષે બીજા ગમે તે પુણ્યકર્મો કરવા, પણ અપૂર્ણ દક્ષિણાવાળા યજ્ઞો કદી કરવા નહિ,[૨૪] કેમ કે અપૂર્ણ દક્ષિણાવાળો યજ્ઞ પ્રજાનો, પશુઓનો તથા સ્વર્ગનો નાશ કરે છે, એટલું જ નહિ પણ ઇંદ્રિયોનો, યશનો. કીર્તિનો તથા આયુષનો સમૂળો ઉચ્છેદ કરી નાખે છે [૨૫]

હે રાજા! જે બ્રાહ્મણો રજસ્વલા સ્ત્રી સાથે મૈથુન કરે છે, અગ્નિહોત્રકર્મથી રહિત હોય છે અને અશ્રોત્રિય અથવા અવૈદિક-વેદવિરુદ્ધ હવનહોમ કરે છે, તેઓ સર્વે પાપકર્મ કરનારા ગણાય છે [૨૬] જે ગામમા એક જ કૂવો હોય છે, તે ગામમા બાર વર્ષ પર્યંત રહેનારો બ્રાહ્મણ અને બાર વર્ષ પર્યંત શૂદ્ર જાતિની સ્ત્રીનો પતિ થઈને રહેનારો બ્રાહ્મણ શૂદ્રનાં કર્મોનો જ અધિકારી બને છે [૨૭] પોતાની પરણેતર ન હોય તેવી હરકોઈ સ્ત્રીને પોતાની સાથે શયનમા સુવાડનારો વ્યભિચારી બ્રાહ્મણ અને બ્રાહ્મણવર્ણથી ઊતરતા કોઈ વૈશ્યને અથવા શૂદ્રને પોતાના કરતા ઉચ્ચ કક્ષાના માનનારો બ્રાહ્મણ તથા બ્રાહ્મણ સિવાયના હરકોઈને માનપૂર્વક ઉચ્ચ આસને બેસાડીને પોતે ઘાસની સાદડી ઉપર બેસનાર બ્રાહ્મણ પાપી ગણાય છે, માટે હે રાજન્! તેવો પાપી બ્રાહ્મણ કેવી રીતે પાપમાથી મુક્ત થઈને પવિત્ર થાય, તે હુ તમને કહુ છું, સાભળો.[૨૮] પોતાના કરતા ઊતરતા વર્ણના પુરુષને ઉચ્ચ આસન આપીને અથવા તેની સમક્ષ પોતે ઊભો રહીને સેવા કરનારો બ્રાહ્મણ માત્ર એક જ રાત્રિમા જે પાપ ઉત્પન્ન કરે છે, તેના પ્રાયશ્ચિત્ત માટે તેણે ત્રણ વર્ષ પર્યંત કોઈ જાતનું વ્રત ધારણ કરીને પૃથ્વી પર વિહાર કર્યા કરવો, જેથી તે પોતાના પાપથી મુક્ત થાય છે.[૨૯] હે રાજન્! ઠઠ્ઠામશ્કરીમા બોલાયેલું અસત્ય, સ્ત્રીની પાસે બોલાયેલુ અસત્ય, વિવાહનિમિત્તે બોલાયેલુ અસત્ય, ગુરુને માટે બોલાયેલું અસત્ય અને પોતાનો જીવ બચાવવા માટે બોલાયેલુ અસત્ય આ પાચ અસત્ય પાપજનક ગણાતા નથી.[૩૦] પુરુષે પોતાના કરતા હીનજાતિના પુરુષની પાસેથી પણ શ્રદ્ધાપૂર્વક ઉત્તમ વિદ્યા મેળવી લેવી, અપવિત્ર સ્થાનેથી પણ કંઈ વિચાર કર્યા વિના સુવર્ણ લઈ લેવુ, નીચ કુળમાથી પણ સ્ત્રીરૂપી રત્નને સ્વીકારવુ અને ઝેરમા પણ જો અમૃત રહેલુ હોય તો પી લેવુ, કેમ કે ધર્મશાસ્ત્રની દૃષ્ટિએ સ્ત્રીઓ, રત્નો અને જળ સદાય પવિત્ર ગણાય છે [૩૧-૩૨] વૈશ્યજાતિના પુરુષે પણ ગાયો અને બ્રાહ્મણોનું રક્ષણ કરવા માટે, વર્ણસંકરતા દૂર કરવા માટે તથા પોતાનું રક્ષણ કરવા માટે શસ્ત્રો ગ્રહણ કરવા.[૩૩] મદિરાપાન, બ્રહ્મહત્યા અને ગુરુપત્ની સાથે વ્યભિચાર આ ત્રણ પાપો જો બુદ્ધિપૂર્વક કરવામા આવ્યા હોય, તો તેઓને માટે પ્રાયશ્ચિત્ત જ નથી, એમ વિદ્વાનો માને છે, માટે તેવુ પાપ કરનાર પુરુષે પ્રાણત્યાગ કરવા, એ જ તેનુ પ્રાયશ્ચિત્ત છે [૩૪] સુવર્ણની ચોરી કરવાથી, બીજી ગમે તે વસ્તુની ચોરી કરવાથી, બ્રાહ્મણના દ્રવ્યને લૂંટી લેવાથી, મદિરાનુ પાન કરવાથી, માતા, બહેન વગેરે અગમ્ય સ્ત્રી

સાથે વ્યભિચાર કરવાથી, પતિત પુરુષોની સાથે વ્યવહાર રાખવાથી અને બ્રાહ્મણસ્ત્રી સાથે ગમન કરવાથી તત્કાલ પુરુષ પતિત થાય છે, એમાં સંશય નથી.[૩૫-૩૬] તેમ જ પતિત પુરુષોની સાથે એક વર્ષ પર્યંત કોઈ જાતનો વ્યવહાર કરવાથી, પતિતને યજ્ઞ કરાવવાથી, પતિતને ભણાવવાથી, પતિતની સાથે વિવાહના સંબંધો કરવાથી, પતિતની સાથે એક વાહનમા બેસવાથી અને પતિતની સાથે ભોજન કરવાથી પણ પતિત થવાય છે *[૩૭] હે ભરતવંશી રાજા! પૂર્વોક્ત મહાન પાતકોને માટે પ્રાયશ્ચિત્ત નથી, પણ બીજા સામાન્ય પાતકોને માટે તો પ્રાયશ્ચિત્ત છે, માટે તેવુ સામાન્ય પાપ કરનારા પુરુષે તત્કાળ ચેતી જઈને શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે પ્રાયશ્ચિત્ત કરવુ અને પાપમાથી મુક્ત થવુ; પરંતુ ફરીથી તેવુ પાપ કરવાની ઈચ્છા કરવી નહિ.[૩૮] મદિરાપાન કરનારો, બ્રહ્મહત્યા કરનારો કે ગુરુપત્નીની સાથે વ્યભિચાર કરનારો પાપી પુરુષ મરણ પામે, ત્યારે તેની દાહાદિક પ્રેતક્રિયાઓ, (શાસ્ત્રમા મનાઈ કરવામા આવેલી હોવાથી) ન કરી હોય છતા તેના વારસે તેનું અન્ન અને સુવર્ણ લઈ લેવું, તેમા કોઈ જાતનો વિચાર કરવો નહિ; (કેમ કે તેવા પાપી પુરુષના સબધીઓને સ્નાન સૂતક લાગતું નથી અને તેનું પ્રેતકર્મ કરવા માટે શાસ્ત્રમા નિષેધ કરવામા આવ્યો છે)[૩૯] પોતાનો અમાત્ય હોય કે ગુરુ હોય, પણ તેણે પૂર્વોક્ત મદિરાપાન આદિ મહાન પાપ જો કર્યું હોય, તો ધાર્મિક પુરુષે ધર્મ પ્રમાણે વર્તીને તેનો ત્યાગ કરવો; કેમ કે તેઓને માટે કોઈ પ્રકારનું પ્રાયશ્ચિત્ત નહિ હોવાથી તેઓની કદી શુદ્ધિ જ થતી નથી, માટે તેઓની સાથે વાર્તાલાપ પણ કરવો નહિ.[૪૦] અધર્મ કરનારો પુરુષ જો ધર્મ કરે અથવા તપ કરે તો પાપનો નાશ કરે છે, ચોરને ચોર કહેવાથી ચોરી કર્યાનુ જ પાપ લાગે છે,[૪૧] પણ જે પુરુષ ચોર ન હોય, તેને ચોર કહેવાથી બમણુ પાપ લાગે છે. જે કન્યાને કદાચ પરણાવી ન હોય છતા મૈથુનને માટે જો તે ઈચ્છા કરે તો તેને એક તૃતીયાંશ બ્રહ્મહત્યા લાગે છે અને જે પુરુષ તે કન્યાની સાથે મૈથુન કરીને તેને દૂષિત કરે છે તેને શેષ રહેલી બ્રહ્મહત્યા લાગુ થાય છે. (અર્થાત્ મૈથુનની ઈચ્છા કરનારી કન્યાને તથા તેની સાથે મૈથુન કરી તેને દૂષિત કરનારા પુરુષને સંપૂર્ણ બ્રહ્મહત્યાનું પાપ લાગે છે.) તેમ જ જે પુરુષ બ્રાહ્મણોને ગાળો દે છે અથવા તેઓને ગળચી પકડીને હડસેલી કાઢે છે, તેને મહાન પાપ લાગે છે–કન્યાને દૂષિત કરનારા કરતા પણ ભારે મોટુ પાપ લાગે છે,[૪૨-૪૩] એટલુ જ નહિ, પણ તે પુરુષ સો વર્ષ પર્યંત કદાચ પ્રતિષ્ઠા પામતો નથી–મૂઆ પછી પ્રેત થઈને સો વર્ષ પર્યંત પૃથ્વી પર ભટકયા કરે છે અને તે પ્રેત જન્મમાથી મુક્ત થયા પછી પણ એક હજાર વર્ષ પર્યંત નરકમા પડી રહે છે,[૪૪] માટે બ્રાહ્મણની કદી નિંદા કરવી નહિ, તેમ તેને મારવો પણ નહિ હે રાજન્! બ્રાહ્મણના શરીર પર પ્રહાર કરવાથી તેમા જે ક્ષત થાય છે અને તેમાથી ટપકેલુ લોહી પૃથ્વીના જેટલા રજકણને પલાળે છે, તેટલાં વર્ષો પર્યંત તેને પ્રહાર કરનારો પુરુષ નરકમાં પડી રહે છે. બાળહત્યા કરનારો પુરુષ ગાયોની કે બ્રાહ્મણોની રક્ષા કરવા માટે રણસંગ્રામમા શસ્ત્રપ્રહારો ખમીને જો લડી મરે અથવા બળબળતા અગ્નિમાં પોતાના શરીરને જો હોમી દે, તો જ શુદ્ધ થાય છે. મદિરાપાન કરનારો પુરુષ અગ્નિના જેવી તપાવેલી મદિરા જો પાન કરે છે, તો પાપમાથી મુક્ત થાય છે.[૪૫-૪૭] મદિરાપાન કરનારા બ્રાહ્મણે પણ તપાવેલી મદિરાથી શરીરને બાળી નાખીને અથવા મૃત્યુ પામીને શુદ્ધ થવું; કેમ કે તેમ કરે છે તો જ તેને સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિ થાય છે, અન્યથા થતી નથી.[૪૮] ગુરુપત્નીની સાથે વ્યભિચાર કરનારા દુરાત્મા પાપી પુરુષે તપાવેલી લોખંડની સ્ત્રીની પ્રતિમાનું આલિંગન કરીને મરણ પામવુ, જેથી શુદ્ધ થવાય છે.[૪૯] અથવા પોતાના લિંગને તથા વૃષણને કાપી નાખી, ખોળામા લઈને મૃત્યુ થતા સુધીમા સીધા ને સીધા નૈર્ઋત્ય દિશા તરફ ચાલ્યા જવુ અને મૃત્યુ આવે એટલે પૃથ્વી પર પડવું, જેથી શુ

* પતિતને ભણાવવાથી, પતિતને યજ્ઞ કરાવવાથી અને પતિતની સાથે વિવાહિક સંબંધ જોડવાથી પુરુષ તત્કાળ પતિત થાય છે, પણ તેની સાથે એક વાહનમા બેસવાથી કે ભોજન કરવાથી તુરત જ પતિત થવાતું નથી, પરંતુ એની એ સ્થિતિ એક વર્ષ પર્યંત જો ચાલુ રહે તો જ પતિત થવાય છે. —નીલકંઠ

થવાય છે[૫૦] અથવા બ્રાહ્મણોને માટે પ્રાણત્યાગ કરવા, જેથી પવિત્ર થવાય છે.[૫૧] અને તેમ ન બને તો એક અશ્વમેધ યજ્ઞ કે ગોસવયજ્ઞ કે અગ્નિષ્ટોમ યજ્ઞ કરવો, જેને લીધે આ લોકમા સારી રીતે પ્રતિષ્ઠા પામીને પરલોકમા પણ તે પૂજાય છે[૫૨] બ્રહ્મહત્યા કરનારા પુરુષે બાર વર્ષ પર્યંત પોતે મારેલા બ્રાહ્મણની ખોપરીને હાથમા રાખીને પોતાના કર્મને જગતમા પ્રસિદ્ધ કરતા કરતા ફર્યા કરવુ, બ્રહ્મચર્ય પાળવું અને નિત્ય મુનિવૃત્તિ ધારણ કરવી[૫૩] વળી તેવા બ્રહ્મઘાતી પુરુષે તપશ્ચર્યા કરવી અને ત્રિકાળ સ્નાનસધ્યા કરીને શુદ્ધ થવુ જે પુરુષ જાણતો હોય કે, આ સ્ત્રી ગર્ભિણી છે, છતા તેનો જો વધ કરે છે તો તેને બે બ્રહ્મહત્યા કર્યાનુ પાપ લાગે છે જે પુરુષે મદિરાનુ પાન કર્યું હોય, તેણે નિયમિત આહાર કરવો, બ્રહ્મચર્ય પાળવુ, પૃથ્વી પર (દર્ભશય્યા બિછાવીને) સૂવુ અને ત્રણ વર્ષ વીતી ગયા પછી અગ્નિષ્ટોમ નામનો યજ્ઞ કરીને એક હજાર બળદોનુ અથવા ગાયોનું દાન કરવુ, જેથી તે પુરુષ પવિત્ર થાય છે[૫૪-૫૬] જે પુરુષે એક ,વશ્યનો વધ કર્યો હોય, તેણે બે વર્ષ પર્યંત વ્રત પાળીને સો બળદોનુ અથવા ગાયોનુ દાન આપવું, તેમ જ શૂદ્રનો વધ કરીને એક વર્ષ પર્યંત વ્રત પાળવું ને સો બળદોનુ અથવા ગાયોનુ દાન આપવુ[૫૭] કૂતરા, વરાહ (ભૂડ), ગધેડા, બિલાડા, ચાષ (બપૈયા), દેડકા, કાગડા, સર્પ કે ઊદર વગેરેમાના કોઈ પણ પ્રાણીની જો હિસા થઈ જાય તો શૂદ્રના વધનુ જે પ્રાયશ્ચિત્ત કહેવામા આવ્યુ તે જ કરવુ[૫૮] હે રાજન્! મનુષ્ય સિવાયના હરકોઈ પ્રાણીનો વધ કરવાથી પશુહત્યાના જેટલો જ દોષ લાગે છે હવે હુ તમને બીજાં પણ પ્રાયશ્ચિત્તો અનુક્રમે કહુ છુ[૫૯] અજાણતા નાના કીડાઓ વગેરેની જો હિસા થઈ જાય તો અત કરણપૂર્વક પશ્ચાત્તાપ કરવો, જેથી પાપમાથી મુક્ત થવાય છે, તેમ જ ગોવધ સિવાયના બીજા સામાન્ય પાપો જો થઈ જાય તો એક વર્ષ સુધીનુ કોઈ વ્રત ધારણ કરીને પ્રાયશ્ચિત્ત કરવુ વેદ ભણેલા શ્રોત્રિય બ્રાહ્મણની સ્ત્રી સાથે વ્યભિચાર કરનારાએ ત્રણ વર્ષ સુધીનુ વ્રત ગ્રહણ કરીને પ્રાયશ્ચિત્ત કરવુ અને બીજી હરકોઈ પરસ્ત્રીની સાથે વ્યભિચાર કરનારાએ બે વર્ષ સુધીનુ વ્રત કરીને પ્રાયશ્ચિત્ત કરવુ.[૬૦] તે પ્રાયશ્ચિત્તનો વિધિ આ પ્રમાણે છે' પ્રતિદિન દિવસના ચોથા પ્રહરે ભોજન કરવુ, બ્રહ્મચર્યવ્રત પાળવુ અને ઊઠ-બેસ કરતા કરતા વિચર્યા કરવુ. એજ પ્રમાણે જે પુરુષે માતાપિતા અને ગુરુનુ અપમાન કર્યું હોય અથવા અગ્નિહોત્રના અગ્નિનો વિચ્છેદ કર્યો હોય, તેણે ત્રણ દિવસ થઈ ગયા પછી માત્ર જળપાન જ કરવુ.[૬૧] હે કુરુવશી રાજા! ધર્મશાસ્ત્રનો એ સિદ્ધાત છે કે, જે પુરુષ કારણ વિના માતાનો, પિતાનો કે ગુરુનો જો ત્યાગ કરે છે, તો તે પતિત થાય છે[૬૨] પોતાની સ્ત્રી જો વ્યભિચારિણી હોય, તો વિશેષે કરીને તેને એક સ્થળે પૂરી જ રાખવી અને માત્ર અન્નવસ્ત્ર જ આપવા, ઉપરાત પરસ્ત્રી સાથે વ્યભિચાર કરનારા પુરુષને માટે જે પ્રાયશ્ચિત્ત કહેવામા આવ્યુ છે, તે પ્રાયશ્ચિત્ત તેની પાસે કરાવવુ[૬૩] જે સ્ત્રી પોતાના બ્રાહ્મણ પતિનો ત્યાગ કરી બીજા નીચ વર્ણના પુરુષ સાથે વ્યભિચાર કરે, તેને રાજાએ કોઈ વિશાળ પ્રદેશમા ઊભી રાખીને કૂતરાઓ પાસે કરડી ખવડાવવી,[૬૪] અને તે સ્ત્રી સાથે વ્યભિચાર કરનારા પુરુષને પણ બુદ્ધિમાન રાજાએ લોખડની તપાવેલી શિલા ઉપર સુવાડવો તથા ઉપર લાકડા નાખીને તે પાપીને બાળી નખાવવો[૬૫] હે મહારાજા! પોતાના પતિને છોડીને અન્ય પુરુષો સાથે વ્યભિચાર કરનારી પ્રત્યેક સ્ત્રીને એ પ્રમાણે જ શિક્ષા કરવી, તેમ જ જે દુષ્ટ પુરુષે પાપકર્મ કર્યું હોય છતા તુરત જ પ્રાયશ્ચિત્ત કરે નહિ અને એક વર્ષ જેટલો સમય ગાળી નાખે તો તેની પાસે બમણુ પ્રાયશ્ચિત્ત કરાવવુ.[૬૬] જે પુરુષ પાપકર્મ કર્યા પછી બે વર્ષ સુધી પ્રાયશ્ચિત્ત ન કરે, તો તેણે ત્રણ વર્ષ સુધી પ્રાયશ્ચિત્ત કર્યા કરવુ, પણ જેણે ચાર વર્ષ કે પાચ વર્ષ સુધી પતિત પુરુષનો સસર્ગ રાખ્યો હોય, તેણે મુનિવ્રત ધારણ કરીને ભિક્ષાચરણ કરતા કરતા પૃથ્વીપર્યટન કર્યા કરવુ[૬૭] મોટા ભાઈની પહેલા પરણનારો નાનો ભાઈ, તેની સ્ત્રી અને મોટો ભાઈ એ ત્રણે જણા અધર્મથી પતિત ગણાય છે-પાપી ગણાય છે,[૬૮] માટે તેઓ ત્રણેએ, વીરપુરુષની હત્યા કરનારો પુરુષ જે પ્રાયશ્ચિત્ત કરે છે, તે પ્રાયશ્ચિત્ત કરવુ ઉપરાત પાપની શુદ્ધિને માટે એક મહિના સુધીનુ ચાદ્રાયણ વ્રત અથવા કૃચ્છ્ર ચાદ્રાયણ વ્રત કરવુ,[૬૯] અને પછી નાના ભાઈએ

પોતાની સ્ત્રીને મોટા ભાઈની આગળ લઈ જઈને કહેવું કે, 'આ તમારા નાના ભાઈની અથવા પુત્રની વહુ છે.' આમ કહીને માનપૂર્વક અર્પણ કરીને તેને પ્રસન્ન કરવો. પછી મોટો ભાઈ જ્યારે આજ્ઞા આપે, ત્યારે નાના ભાઈએ તે સ્ત્રીનો સ્વીકાર કરવો; જેથી ત્રણે જણા પાપથી મુક્ત થાય છે.[70] આપત્તિના સમયે ગાય વિના બીજાં ગમે તે પશુઓનો વધ કરવાથી દોષ લાગતો નથી; કેમ કે વિદ્વાનો કહે છે કે, પુરુષ પશુઓનો અધિષ્ઠાતા છે-માલિક છે, તેથી પશુઓની અવગણના કરવાનો તેને હક છે.[71] તો પણ (પોતે બ્રાહ્મણ હોવા છતા જો પશુવધ કરે છે તો) તેણે ચમરી ગાયના પૂંછડાના વાળનું વસ્ત્ર પહેરીને, હાથમા માટીનુ પાત્ર લઈને, પોતાનુ કર્મ લોકોને જણાવતા જણાવતા બાર દિવસ સુધી સાત ઘેર ફરીને ભિક્ષાન્ન લાવવુ અને તે ઉપર નિર્વાહ કરવો, જેથી તે શુદ્ધ થાય છે અથવા એક વર્ષ પર્યંત એવુ વ્રત ધારણ કરવાથી પાપનો સમૂળગો નાશ થાય છે.[72-73] આ પ્રાયશ્ચિત્ત મનુષ્યોના સર્વ પ્રાયશ્ચિત્તોમા ઘણુ જ ઉત્તમ છે; પરંતુ જે મનુષ્યો ગમે તે પ્રકારનું અને ગમે તે પ્રમાણનું દાન આપવાને શક્તિમાન હોય છે, તેઓને માટે સર્વ પ્રાયશ્ચિત્તોને બદલે દાન કરવારૂપ પ્રાયશ્ચિત્તની જ યોજના કરવી.[74] ધર્મવેત્તાઓ કહે છે કે, જે મનુષ્યો અત્યત આસ્તિક હોય છે, તેઓ કેવળ ગાયોનું દાન કરીને પણ પાપથી મુક્ત થાય છે. જેઓએ કૂતરાં, વરાહ, મનુષ્યો, કૂકડાં અને ગધેડાનુ માસ, મૂત્ર કે વિષ્ટાનું ભક્ષણ કર્યું હોય તેઓએ પુનઃ સસ્કાર કરવા એ જ યોગ્ય છે; અર્થાત તેઓએ ફરીથી ઉપનયન સંસ્કાર કરવા; તેમ જ જેણે સોમરસનુ પાન કરીને સોમયાગ કર્યો હોય તેવા બ્રાહ્મણથી, (ભૂલેચૂકે) મદિરાપાન કરનારા મનુષ્યના મુખની દુર્ગંધ જો સૂંઘાઈ જાય તો તેણે ત્રણ દિવસ સુધી ગરમ પાણી પીને રહેવુ, ત્રણ દિવસ સુધી ગરમ દૂધ પીને રહેવું અને ત્રણ દિવસ સુધી કેવળ વાયુનુ ભક્ષણ કરવું.[75-77] આ પ્રમાણે મેં તમને સનાતન પ્રાયશ્ચિત્તો કહી બતાવ્યા અને તે બધા વિશેષ કરી અજ્ઞાનથી કરેલા પાપોથી મુક્ત થવા માટે બ્રાહ્મણને અવશ્ય કરવા યોગ્ય છે.[78]

અધ્યાય ૧૬૫ મો સમાપ્ત

# अध्याय १६६ मो

## ખડ્ગ(તલવાર)ની ઉત્પત્તિ

॥ वैशंपायन उवाच ॥

**कथांतरमथासाद्य खड्गयुद्धविशारदः।**
**नकुलः शरतल्पस्थमिदमाह पितामहम् ॥ १ ॥**

વૈશંપાયને કહ્યુ : હે જનમેજય ! ભીષ્મપિતામહ એ પ્રમાણે આપદ્ધર્મ કહી રહ્યા હતા, તે વેળા જ્યારે એક બીજી કથાનો (આયુધોના સંબંધનો) પ્રસગ આવ્યો, એટલે તલવારના યુદ્ધમાં કુશળ એવા નકુલે બાણશય્યામાં સૂતેલા ભીષ્મપિતામહને આ પ્રમાણે પ્રશ્ન કર્યો.[1]

નકુલે પૂછયુ : હે પિતામહ ! સર્વ પ્રકારના આયુધોમા ધનુષ નામનું આયુધ અત્યંત શ્રેષ્ઠ ગણાય છે, તોપણ હે ધર્મવેત્તા પિતામહ ! મારું મન તો તલવારને જ સર્વ આયુધોમા શ્રેષ્ઠ માને છે, કેમ કે હે રાજન્ ! યુદ્ધ ચાલતું હોય તે વેળા ધનુષ જ્યારે ભાગી પડયુ હોય, બીજા સર્વ પ્રકારના આયુધો ખૂટી પડ્યા હોય અને ઘોડાઓ પણ માર્યા ગયા હોય, ત્યારે કેવળ તલવારથી જ પોતાના યુદ્ધકુશળ શરીરનું સારી રીતે રક્ષણ કરી શકાય છે.[2-3] એટલું જ નહિ પરંતુ તલવારને ધારણ કરનારો વીર પુરુષ એકલો હોય તોપણ ધનુષ, ગદા અને શક્તિને ધારણ કરનારા અનેક પુરુષોને જીતવા માટે સમર્થ થઈ શકે છે.[4] તો હે રાજા ! એ વિષયમા મને સશય અને અત્યંત આશ્ચર્ય થાય છે કે, સર્વ પ્રકારના યુદ્ધોમાં કયુ આયુધ શ્રેષ્ઠ ગણાય છે ?[5] વળી હે પિતામહ ! હું પૂછું છું કે, તલવારની ઉત્પત્તિ કેવી રીતે થઈ ? શા માટે અને કોણે તલવારને ઉત્પન્ન કરી ? તેમ જ એ ખડ્ગવિદ્યાનો પ્રથમ આચાર્ય કોણ તે મને કહો.[6]

વૈશંપાયને કહ્યું : હે જનમેજય ! માદ્રીના બુદ્ધિમાન પુત્રનું એ વચન સાભળીને પિતામહ ભીષ્મે કુશળતાભરેલો અને સૂક્ષ્મતા તથા વિચિત્રતાપૂર્ણ અર્થથી મમત એવો આ પ્રમાણે ઉત્તર આપ્યો.[7] હે ભરતવંશના જનમેજય ! શાસ્ત્રશિક્ષામાં પાર અને દ્રોણાચાર્યના શિષ્ય એવા નકુલને ભીષ્મ પિતામહે જે ઉત્તર આપ્યો હતો, તે સ્પષ્ટ સ્વર અને સ્પષ્ટ વર્ણોથી યુક્ત હતો.[8] સર્વ ધર્મોને જાણનારા,

ધનુર્વેદના પારને પામેલા અને બાણુશય્યામાં પોઢેલા ભીષ્મપિતામહે મહાત્મા નકુલને આ પ્રમાણે કહ્યું.૯

ભીષ્મ બોલ્યા: હે માદ્રીના પુત્ર! તેં મને જે પ્રશ્ન પૂછ્યો છે, તે વિષે હું તને કહું છું, સાંભળ. ખરેખર, (રુધિરથી છંટાયેલા શરીરવાળા અને તેથી જ) ગૈરિક (ગેરુ) ધાતુવાળા પર્વત સમાન દેખાતા મને તે (આ પ્રશ્ન પૂછીને) જાગૃત કર્યો છે.૧૦ હે તાત! સૃષ્ટિની પૂર્વે આ સર્વ વિશ્વ પાણીને લીધે કેવળ એક સમુદ્રના જેવું થઈ ગયું હતું, નિશ્ચેષ્ટ અથવા સ્તબ્ધ બની ગયુ હતું. આકાશ કે પૃથ્વીનું નામનિશાન પણ રહ્યું ન હતું, સર્વ કંઈ અંધકારથી છવાઈ ગયું હતું, સ્પર્શ કરવાને માટે પણ અશક્ય થઈ પડ્યું હતું, અત્યંત ગંભીર દેખાવનું જણાતું હતું અને છેક નિઃશબ્દ તથા બુદ્ધિપ્રમાણુથી રહિત થઈ પડ્યું હતું, તે વેળા જળના મધ્યપ્રદેશમાં બ્રહ્મદેવ ઉત્પન્ન થયા.૧૧-૧૨ વીર્યવાન તે બ્રહ્મદેવે વાયુ, અગ્નિ, સૂર્ય, આકાશ ઉપરનો પ્રદેશ, નીચેનો પ્રદેશ, પૃથ્વી, યમ, ચંદ્ર, તારા, નક્ષત્રો, ગ્રહો, સંવત્સરો, ઋતુઓ, માસો, પક્ષો, લવો અને ક્ષણો એ સર્વને ઉત્પન્ન કર્યાં.૧૩-૧૪ પછી ભગવાન બ્રહ્મદેવે લૌકિક શરીર ધારણ કરીને મહાતેજસ્વી પુત્રો ઉત્પન્ન કર્યા.૧૫ જેવા કે મરીચિ, અત્રિ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, વસિષ્ઠ, અંગિરા અને સર્વના ઈશ્વર પ્રભુ રુદ્ર વગેરે.૧૬ પછી પ્રચેતાના પુત્ર દક્ષે સાઠ કન્યાઓને ઉત્પન્ન કરી કે, જે કન્યાઓને બ્રહ્મર્ષિઓએ પ્રજા ઉત્પન્ન કરવા માટે પોતાની સ્ત્રીઓ તરીકે સ્વીકારી;૧૭ એટલે તેઓમાંથી સર્વ પ્રાણીઓ, દેવો, પિતૃઓ, ગંધર્વો, અપ્સરાઓ, રાક્ષસો, મૃગો, માછલાંઓ, વાનરો, મોટા સર્પો, પક્ષીઓ, સર્વ જલવિહારી પ્રાણીઓ, સ્થલવિહારી પ્રાણીઓ, પૃથ્વીમાંથી ઉત્પન્ન થનાર-ઉદ્ભિજ્જ પ્રાણીઓ, પરસેવામાંથી ઉત્પન્ન થનારાં સ્વેદજ પ્રાણીઓ, ઈંડાંમાંથી ઉત્પન્ન થનારાં અંડજ પ્રાણીઓ અને ઓળમાં વીંટાઈને ઉત્પન્ન થનારાં જરાયુજ પ્રાણીઓ ઉત્પન્ન થયાં. હે તાત! આ રીતે સર્વ સ્થાવરજંગમ જગત ઉત્પન્ન થયુ.૧૮-૨૦ પછી સર્વ લોકના પિતામહ બ્રહ્મદેવે આ સર્વ ભૂતસૃષ્ટિને ઉત્પન્ન કરીને વેદોક્ત સનાતન ધર્મની સર્વત્ર યોજના કરી.૨૧ એટલે સર્વ દેવો, આચાર્યો, પુરોહિતો, આદિત્યો, વસુઓ, રુદ્રો, સાધ્યો, મરુતો, અશ્વિનીકુમારો, ભૃગુ, અત્રિ, અંગિરા, સિદ્ધો, કશ્યપના તપોધન પુત્રો, વસિષ્ઠ, ગૌતમ, અગસ્ત્ય, નારદ, પર્વત, વાલખિલ્ય ઋષિઓ, પ્રભાસ, સિક્ત, ઘૃતપ, સોમ, વાયવ્ય, વૈશ્વાનર, મરીચિપ વગેરે ઋષિઓ, અકૃષ્ટ, હંસ, અગ્નિયોનિ, વાનપ્રસ્થ અને પૃશ્નિ વગેરે મુનિઓ, એ સનાતન ધર્મમાં સ્થિર રહીને બ્રહ્મદેવની આજ્ઞા પ્રમાણે વર્તવા લાગ્યા; પરંતુ કેટલાએક દાનવોના રાજાઓ બ્રહ્મદેવની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને તથા ક્રોધ અને લોભને આધીન થઈને વેદોક્ત ધર્મનો નાશ કરવા લાગ્યા. હિરણ્યકશિપુ, હિરણ્યાક્ષ, વિરોચન, શંબર, વિપ્રચિત્તિ, પ્રહ્લાદ, નમુચિ, બલિ અને બીજા ઘણા દૈત્યો તથા દાનવો ધર્મમર્યાદાનો નાશ કરીને તથા અધર્મ કરવાનો જ નિશ્ચય કરીને યથેષ્ટ આચરણ કરવા લાગ્યા. તેઓ કહેવા લાગ્યા કે, 'અમે અને દેવો એક જ કુળના છીએ, તેથી અમે પણ દેવોના જેટલી જ યોગ્યતા ધરાવીએ છીએ.' આમ કહીને તેઓ દેવો અને ઋષિઓ સાથે સ્પર્ધા કરવા લાગ્યા. હે ભારત! તેઓ કોઈ પણ પ્રાણીનું પ્રિય કરતા ન હતા, તેમ કોઈના પર દયા પણ કરતા ન હતા. માત્ર દંડનો જ ઉપયોગ કરીને તથા સામ, દાન અને ભેદ એ ત્રણે ઉપાયોનો ત્યાગ કરીને પ્રજાઓને પીડતા હતા. વળી તે મોટા મોટા અસુરો અભિમાનથી અક્કડ રહીને દેવોની સાથે વાર્તાલાપ પણ કરતા ન હતા. આવી સ્થિતિ પ્રાપ્ત થઈ એટલે સર્વ બ્રહ્મર્ષિઓ (એકઠા મળીને) બ્રહ્મદેવની પાસે ગયા.૨૨-૩૧ તે સમયે દેવોમાં શ્રેષ્ઠ એવા ભગવાન બ્રહ્મદેવ લોકોનું કાર્ય સિદ્ધ કરવા માટે હિમાલયના સુંદર શિખર ઉપર રહ્યા હતા, (તે શિખર એટલું બધું ઊંચું હતું કે,) જેથી તેની આસપાસ આવી રહેલા તારાઓ કમળોના જેવા દેખાતા હતા, તેનો વિસ્તાર લગભગ સો યોજનનો હતો, મણિઓ અને રત્નોના સમુદાયથી તે વ્યાપ્ત હતું અને તેના ઉપર પત્રપુષ્પોથી લચી રહેલાં અનેક વૃક્ષોવાળું વન આવી રહ્યું હતું.૩૨-૩૩ એ શિખર ઉપર એક હજાર વર્ષ પર્યંત રહ્યા પછી, પ્રભુ બ્રહ્મદેવે કલ્પસૂત્રોક્ત વિધિ પ્રમાણે યથાવત્ સામગ્રીથી યુક્ત એવો એક યજ્ઞ કરવાનો આરંભ

એ યજ્ઞમા યથાવત્ કર્મ કરનારા યજ્ઞકુશળ ઋષિઓ આવ્યા હતા, સમિધો વડે તે યજ્ઞ વ્યાપ્ત થઈ રહ્યો હતો અને દેદીપ્યમાન અગ્નિઓ વડે તથા સુવર્ણના પ્રકાશિત યજ્ઞપાત્રો વડે તે યજ્ઞ શોભી રહ્યો હતો. વળી ત્યાં-યજ્ઞમંડપમા મોટા મોટા દેવો પણ આવ્યા હતા અને બ્રહ્મર્ષિઓ સદસ્ય થઈને બિરાજ્યા હતા, તેથી તે પ્રદેશ અત્યંત શોભી રહ્યો હતો. હે નકુલ ! ઋષિઓના મુખથી મેં સાભળ્યુ છે કે, તે બ્રહ્મદેવના યજ્ઞમા એક મહાઘોર બનાવ બન્યો હતો, તે હું તને કહું છુ, સાભળ.[૩૪-૩૭]

તારાઓનો જેમા ઉદય થયો હોય તેવા સ્વચ્છ આકાશમાથી જેમ ચંદ્રમા બહાર આવે છે, તેમ એ સમયે યજ્ઞમંડપમા રહેલા અગ્નિના કુડમાંથી, ચોતરફ અગ્નિને ઉછાળતુ એક અદ્ભુત પ્રાણી બહાર નીકળ્યુ, એમ અમે સાભળ્યુ છે. તેના શરીરનો વર્ણ કાળા કમળના જેવો હતો, તેની દાઢો તીક્ષ્ણ હતી, તેનું પેટ અત્યંત કૃશ હતું, તેનું શરીર અત્યંત ઊચુ હતું, તેનો પરાભવ કરવો અશક્ય હતો અને તેનું તેજ અપાર હતું.[૩૮।૩૯] એ પ્રાણી અગ્નિકુડમાથી જ્યારે બહાર નીકળ્યુ, ત્યારે આખી પૃથ્વી એકદમ ધણધણી ગઈ, સમુદ્રની અંદર મોટાં મોજાંઓ ઊછળવા લાગ્યાં અને ઘૂમરીઓ પડવા લાગી, આકાશમાથી મોટા મોટા અંગારાઓ ખરવા લાગ્યા, સર્વત્ર મોટા ઉત્પાતો થવા લાગ્યા, વૃક્ષોની શાખાઓ પડી ભાગી, સર્વ દિશાઓમા ખળભળાટ થઈ રહ્યો, કઠોર પવન ફુંકાવા લાગ્યો અને સર્વ પ્રાણીઓ વારંવાર ભયથી કપી જવા લાગ્યા. તે પછી એ ભયંકર પ્રાણીને યજ્ઞમંડપમા ઉપસ્થિત થયેલું જોઈ, પિતામહ બ્રહ્મદેવ સર્વ મહર્ષિઓને, દેવોને તથા ગંધર્વોને આ પ્રમાણે કહેવા લાગ્યા: 'લોકોનુ રક્ષણ કરવા માટે અને અસુરોનો વધ કરવા માટે મેં આવા પ્રાણીને જ ઉત્પન્ન કરવાનો વિચાર કર્યો હતો. તેને પરિણામે આ વીર્યવાન પ્રાણી ઉત્પન્ન થયુ છે. તેનુ નામ 'અસિ' છે.' બ્રહ્મદેવે એ પ્રમાણે કહ્યું, તે પછી પેલા પ્રાણીએ પોતાનું અદ્ભુત રૂપ છોડી દીધુ અને ઉદય પામેલા કાળની પેઠે તીક્ષ્ણ ધારવાળી નિર્મળ તલવાર થઈને તે પ્રકાશવા લાગ્યુ, એટલે બ્રહ્મદેવે અધર્મનું વારણ કરનારી તે તીક્ષ્ણ તલવાર, શ્યામ કંઠવાળા વૃષભ ધ્વજ રુદ્રદેવને અર્પણ કરી. પછી મોટા મોટા ઋષિઓ જેમની સ્તુતિ કરી રહ્યાં હતા, એવા ભગવાન રુદ્રદેવે તે તલવાર હાથમા લઈને બીજા પ્રકારનું જ સ્વરૂપ ધારણ કર્યું. તુરત જ તેમનુ શરીર ચાર બાહુઓવાળું થઈ ગયુ અને તેઓ પોતે પૃથ્વી પર ઊભા હતા છતા મસ્તકથી સૂર્યને અડકવા લાગ્યા. તેમની દૃષ્ટિ ઊર્ધ્વ હતી, તેમનું લિંગ ઘણુ મોટુ હતું, તેમના મુખમાથી જ્વાળાઓ નીકળી રહી હતી અને તેમનું શરીર કાળા, ધોળા, લાલ, એમ અનેક વર્ણોને બદલ્યા કરતું હતું.[૪૦-૪૮] તેમણે સુવર્ણના સુદર સતારાવાળું કાળું મૃગચર્મ પહેર્યું હતું, તેમના લલાટમા સૂર્ય સમાન પ્રભાવ વાળું એક નેત્ર પ્રકાશી રહ્યું હતું અને તેમનાં બીજાં બે નેત્રો પણ કાળા અને પિંગળા વર્ણનાં હોઈને અત્યંત પ્રકાશી રહ્યાં હતાં.

પછી ભગદેવનાં નેત્રનો નાશ કરનારા ત્રિશૂળ ધારી ભગવાન મહાદેવ પ્રલયકાળના અગ્નિ સમાન તેજવાળી તે તલવારને હાથમાં લઈને અને વીજળી ના મેઘના જેવી દેખાતી ત્રણ ખૂણાવાળી ઢાલને બીજા હાથમાં ઊંચી રાખીને અતિશય બળ અને પરાક્રમપૂર્વક અનેક ગતિઓ કરી દેખાડીને આમ તેમ ઘૂમવા લાગ્યા; તેમ જ યુદ્ધ કરવાની ઇચ્છાથી તલવારને આકાશમા ઘુમાવતા ઘુમાવતા મોટી મોટી ગર્જનાઓ કરવા લાગ્યા અને મોટેથી હસવા લાગ્યા.[૪૯-૫૨] હે ભરતવંશના નકુલ ! તે વેળા રુદ્રદેવનું સ્વરૂપ મહાભયંકર દેખાતુ હતું અને તેઓ પડે પણ એ સ્વરૂપ ધારણ કરીને કોઈ રૌદ્ર કર્મ કરવા માટે તૈયાર થઈ ગયાં હતા.[૫૩] પછી સર્વ દાનવોએ સાભળ્યુ કે, રુદ્રદેવ યુદ્ધ માટે સજ્જ થઈ ગયા છે, એટલે તેઓ તુરત જ તેમની સામા ધસી ગયા અને પથ્થરો, બળતા અંગારાઓ તથા સજાયા જેવી તીક્ષ્ણ ધારવાળા બીજાં ઘોર લોખડી શસ્ત્રોની તેમના ઉપર વૃષ્ટિ કરવા લાગ્યા; પરંતુ મહાબળવાન રુદ્રદેવ લગારે ડગ્યા વિના હાથમા તલવાર લઈને ઘણી ઝડપથી યુદ્ધમા જ્યારે ઘૂમવા લાગ્યા, ત્યારે તેમના અદ્ભુત સ્વરૂપને જોઈને દાનવસૈન્ય અત્યંત ગભરાઈ ગયુ અને ખળભળી ગયુ.[૫૪-૫૬] એ યુદ્ધમાં રુદ્રદેવ એકલા જ હતા, તોપણ હાથમા તલવાર લઈને એવા ઉતાવળે પગે

અને આશ્ચર્ય થાય તેમ ઘૂમતા હતા કે, જેથી સર્વ અસુરો તેમને હજારો સ્વરૂપે જોવા લાગ્યા. વળી અગ્નિ જેમ ઘાસમાં સંચાર કરે, તેમ શત્રુઓનાં ટોળાંઓમાં ઘૂમી વળીને ભગવાન રુદ્ર કેટલાએક અસુરોને કાપી નાખતા હતા, કેટલાએકને ચીરી નાખતા હતા, કેટલાએકને ઘાયલ કરતા હતા, કેટલાએકના કટકા કરી નાખતા હતા, કેટલાએકને ઊભા ને ઊભા ફાડી નાખતા હતા અને કેટલાએકને જમીન ઉપર પટકી પાડતા હતા. વળી તે યુદ્ધમાં રુદ્રદેવની તલવાર એટલા બધા વેગથી ઘૂમતી હતી કે જેથી ઘણા મહાબળવાન અસુરો છિન્નભિન્ન થઈ ગયા, ઘણાઓના બાહુઓ કપાઈ ગયા અને ઘણાઓના ઉરુઓ, વૃક્ષઃસ્થલો અને આંતરડાં રણભૂમિ પર વીખરાઈ પડ્યાં; તેમ જ બીજા કેટલાએક દાનવો તો તલવારના પ્રહારથી પીડાઈને રણમાંથી પલાયન કરી ગયા.[૫૭-૫૯] કેટલાએક અન્યોન્ય સામે ગર્જનાઓ કરતા દિશાઓમાં નાસી ગયા, કેટલાએક પૃથ્વીમાં પેસી ગયા, કેટલાએક પર્વતો ઉપર ચડી ગયા, કેટલાએક આકાશમાં ચાલ્યા ગયા અને કેટલાએક પાણીમાં પેસી ગયા. આ રીતે અત્યંત દારુણ એવો તે મહાન સંગ્રામ ચાલી રહ્યો હતો, તે વેળા પૃથ્વી અત્યંત ભયંકર થઈ પડી અને તેના ઉપર માંસ તથા રુધિરનો કીચડ થઈ ગયો. હે મોટી ભુજાઓવાળા નકુલ! રુધિરથી છંટાયેલાં દાનવોનાં શરીરો રણભૂમિ પર ઠેકઠેકાણે પડ્યાં હતાં. તેથી પુષ્પોથી ખીલી નીકળેલા ખાખરાઓવાળા પર્વતો વડે જેમ વનભૂમિ શોભે, તેમ તે રણભૂમિ શોભી રહી હતી, એ પ્રમાણે દાનવોનો સંહાર કરીને ભગવાન રુદ્રે જગતમાં ધર્મની વૃદ્ધિ કરી અને પછી તે મંગળમૂર્તિ મહાદેવે રૌદ્રસ્વરૂપનો ત્યાગ કરીને શિવસ્વરૂપ ધારણ કર્યું, ત્યારે સર્વ મહર્ષિઓ અને દેવગણો અતિ આશ્ચર્યકારક વિજય સંપાદન કરીને દેવના દેવ શંકરનું પૂજન-અર્ચન કરવા લાગ્યા. તે વેળા ભગવાન રુદ્રે અસુરોના રુધિરથી ખરડાયેલી અને ધર્મનું રક્ષણ કરનારી તે તલવાર સત્કારપૂર્વક વિષ્ણુને અર્પણ કરી. તે પછી વિષ્ણુએ તે તલવાર મરીચિને આપી, ભગવાન મરીચિએ મહર્ષિઓને આપી, મહર્ષિઓએ ઇંદ્રને આપી અને ઇંદ્રે લોકપાલોને આપી. હે પુત્ર નકુલ! સર્વ લોકપાલોએ તે વિશાળ તલવાર સૂર્યના પુત્ર મનુને આપી અને તેને કહ્યું કે, 'તું સર્વ મનુષ્યોનો રાજા થયો છે, માટે તું આ ધર્મરક્ષક તલવારને ધારણ કરીને પ્રજાઓનું પાલન કર અને જે લોકો શરીર તથા મનને સુખ ઉપજાવવા માટે ધર્મમર્યાદાનું ઉલ્લંઘન કરી ગયા છે, તેઓને યથાયોગ્ય શિક્ષા કરીને તારે ધર્માનુસાર પ્રજાઓનું રક્ષણ કરવું; પરંતુ યાદ રાખવું કે જેઓ અધર્મી હોય તેઓને જ તારે શિક્ષા કરવી, પણ પોતાની ઇચ્છા પ્રમાણે હરકોઈને શિક્ષા કરવી નહિ. (આ જગતમાં જેઓ અપરાધ કરે છે, તેઓને ચાર પ્રકારે શિક્ષા થઈ શકે છે. જેમ કે) સામાન્ય અપરાધીને તીક્ષ્ણ વચનો કહીને શિક્ષા કરવી, તેના કરતાં કંઈક વિશેષ અપરાધીને સુવર્ણાદિક દ્રવ્યદંડથી શિક્ષા કરવી, એથી વિશેષ અપરાધ કરનારને શરીરના કોઈ અવયવો કાપી લઈને શિક્ષા કરવી અને ઘણો જ મોટો અપરાધ કરનારાને દેહાંતદંડની શિક્ષા કરવી. આ ચારે પ્રકારની શિક્ષાઓ તલવારનાં જ સ્વરૂપો છે, એમ જાણવું.'[૬૦-૭૧] લોકપાલોનાં એ વચનને માન્ય કરીને તથા તલવારનાં ચારે સ્વરૂપોને જાણીને મનુએ ધર્મમર્યાદાનું સારી પેઠે રક્ષણ કર્યું ને પછી પોતાના પુત્ર ક્ષુપને પ્રજાઓનો રાજા બનાવીને પ્રજાઓનું રક્ષણ કરવા માટે તે તલવાર તેને અર્પણ કરી. પછી એ ક્ષુપની પાસેથી ઇક્ષ્વાકુએ તે તલવાર લીધી. ઇક્ષ્વાકુ પાસેથી પુરુરવાએ લીધી, પુરુરવા પાસેથી આયુએ લીધી, આયુ પાસેથી નહુષે લીધી, નહુષ પાસેથી યયાતિએ લીધી, યયાતિ પાસેથી પૂરુએ લીધી, પૂરુ પાસેથી અમૂર્તરયસ રાજાએ તે તલવાર લીધી, અમૂર્તરયસ્ પાસેથી ભૂમિશય રાજાએ લીધી, ભૂમિશય પાસેથી દુષ્યંતના પુત્ર ભરતે લીધી, ભરત પાસેથી ધર્મવેત્તા રાજા ઐલવિલે લીધી, ઐલવિલ પાસેથી ધુંધુમાર રાજાએ લીધી, ધુંધુમાર પાસેથી કાંબોજ રાજાને તે તલવાર મળી, કાંબોજ પાસેથી મુચુકુંદ રાજાને મળી, મુચુકુંદ પાસેથી મરુત્ત રાજાને મળી, મરુત્ત પાસેથી રૈવત રાજાને તે તલવાર મળી, રૈવત રાજાએ યુવનાશ્વને આપી, યુવનાશ્વે રઘુરાજાને આપી, રઘુએ ઇક્ષ્વાકુવંશના પ્રતાપી રાજા હરિશ્ચંદ્રને તે તલવાર આપી, હરિશ્ચંદ્રે શુન-

કને આપી, શુનકે ધર્માત્મા ઉશીનરને આપી, ઉશીનરે યદુવંશી ભોજરાજાને આપી, ભોજે શિબિ રાજાને આપી, શિબિએ પ્રતર્દનરાજાને આપી, પ્રતર્દને અષ્ટક રાજાને આપી, અષ્ટકે પૃષદશ્વરાજાને આપી, પૃષદશ્વે ભરદ્વાજને આપી, ભરદ્વાજે દ્રોણાચાર્યને આપી, દ્રોણાચાર્યે કૃપાચાર્યને આપી અને કૃપાચાર્યે તને તથા તારા ભાઈઓને એ તલવાર આપી છે.[૭૨-૮૧] તે તલવારનું નક્ષત્ર કૃત્તિકા છે, દેવતા અગ્નિ છે, ગોત્ર રોહિણી છે અને તેના પ્રથમ આચાર્ય રુદ્ર છે.[૮૨] હે પાંડુપુત્ર! તલવારનાં ગુપ્ત નામો આઠ છે, તે હું તને કહું છું, સાંભળ; કેમ કે એ આઠ નામોનું સ્મરણ કરવાથી મનુષ્યને વિજય મળે છે.[૮૩] અસિ, વિશસન, ખડ્ગ, તીક્ષ્ણધાર, દુરાસદ, શ્રીગર્ભ, વિજય અને ધર્મપાલ. ( આ આઠ નામોનું યુદ્ધ સમયે સ્મરણ કરવું. )[૮૪] હે માદ્રીના પુત્ર! સર્વ પ્રકારનાં આયુધોમાં તલવાર એ ઉત્તમ આયુધ છે; કેમ કે મહેશ્વર પોતે જ તેના આદિગુરુ છે, એમ પુરાણોમાં નિશ્ચય કર્યો છે.[૮૫] ધનુષની ઉત્પત્તિ તો શત્રુદમન પૃથુરાજાએ કરી છે અને તેણે ધનુષના સાધનથી આ પૃથ્વીમાંથી અનેક પ્રકારનાં ધાન્ય દોહ્યાં હતાં. વેનના પુત્ર પૃથુરાજાએ પૂર્વકાળમાં ધર્માનુસાર પૃથ્વીનું રક્ષણ કર્યું હતું.[૮૬] એમ ઋષિઓએ પંડે કહ્યું છે; માટે એ વાતને તારે પ્રમાણ ગણવી યોગ્ય છે. જેઓ યુદ્ધવિદ્યામાં કુશળ હોય, તેઓએ હમેશાં તલવારની પૂજા કરવી જોઈએ.[૮૭] હે ભરતશ્રેષ્ઠ નકુલ! એ પ્રમાણે તલવારની ઉત્પત્તિ વિષેનો પ્રાચીન ઇતિહાસ મેં તને વિસ્તારથી યથાવત્ કહી સંભળાવ્યો.[૮૮] જે પુરુષ તલવારરૂપી સાધનના આ ઉત્તમ વૃત્તાંતનું શ્રવણ કરે છે, તેને આ લોકમાં કીર્તિ મળે છે અને મૂઆ પછી પરલોકમાં અનંત ફળ મળે છે.[૮૯]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત આપદ્ધર્માનુશાસનપર્વમાં 'ખડ્ગ( તલવાર )ની ઉત્પત્તિ' નામનો અધ્યાય ૧૬૬ મો સમાપ્ત

# अध्याय १६७ मो

## ષડ્જગીતા-ધર્માદિ ત્રિવર્ગનું કથન

॥ वैशंपायन उवाच ॥

**इत्युक्तवति भीष्मे तु तूष्णींभूते युधिष्ठिरः। पप्रच्छावसथं गत्वा भ्रातॄन् विदुरपंचमान् ॥ १ ॥**

વૈશંપાયને કહ્યું : હે જનમેજય! એ પ્રમાણે કહીને ભીષ્મપિતામહ શાંત ( બોલતા બંધ ) થયા, એટલે યુધિષ્ઠિરરાજા ( ત્યાંથી ઊઠીને ) પોતાને ઘેર ગયા; અને ત્યાં જઈને તેમણે વિદુરને તથા ચારે ભાઈઓને પૂછ્યું કે,[૧] 'ધર્મ, અર્થ અને કામ એ ત્રણેમાં લોભવૃત્તિ સારી પેઠે રહેલી છે, તો પછી તે ત્રણેમાં કોણ ઉત્તમ, કોણ મધ્યમ અને કોણ અધમ ?[૨] વળી કામ, ક્રોધ અને લોભનો વિજય કરવા માટે એ ત્રિવર્ગમાંથી કોને વિષે આત્માને સ્થિર કરવો; અર્થાત્ કોનું આચરણ કરવું, તે તમે હર્ષપૂર્વક અને નિશ્ચયપૂર્વક યથાવત્ મને કહો.'[૩]

યુધિષ્ઠિરનાં એ વચન સાંભળ્યા પછી અર્થશાસ્ત્રના તત્ત્વને જાણનારા અને બુદ્ધિમાન એવા વિદુરે ધર્મશાસ્ત્રનું સ્મરણ કરીને સૌની પહેલાં આ પ્રમાણે કહેવા માંડ્યું.[૪]

વિદુરે કહ્યું : અતિશય વિદ્વત્તા, તપ, દાન, શ્રદ્ધા, યજ્ઞક્રિયા, ક્ષમા, નિષ્કપટીપણું, દયા, સત્ય અને સંયમ આ દસ ગુણો ધર્મના ઐશ્વર્યરૂપ ગણાય છે;[૫] માટે હે રાજા! એ દસ ગુણોનો જ તમે આશ્રય કરો. તમારા મનને એ ગુણોમાંથી ચલાયમાન ન થવા દો; કેમ કે એ દસે ગુણો ધર્મ તથા અર્થનાં મૂળ કહેવાય છે અને મેં પોતે પણ મુખ્યત્વે કરીને એ દસ ગુણોનો જ આશ્રય કર્યો છે.[૬] તેમ જ ધર્મથી જ સર્વ ઋષિઓ સંસારને તરી ગયા છે, ધર્મને આધારે લોકો ટકી રહ્યા છે, ધર્મથી જ દેવોનો અભ્યુદય થયો છે અને ધર્મમાં જ અર્થનો (ધનનો) સમાવેશ થઈ જાય છે;[૭] માટે હે રાજા! ધર્મ જ સૌના કરતાં શ્રેષ્ઠ છે; અર્થ મધ્યમ છે અને કામ કનિષ્ઠ છે, એમ વિદ્વાનો કહે છે.[૮] આમ સમજીને તમારે ધર્મ કરવામાં જ મનને સ્થિર કરવું અને સર્વ પ્રાણીઓને પોતાના સમાન જ ગણીને તેઓ તરફ વર્તન રાખવું.[૯]

વૈશંપાયને કહ્યું : હે જનમેજય! એ પ્રમાણે

કહીને વિદુર બોલતા બંધ થયા; એટલે અર્થશાસ્ત્રમાં કુશળ અને ધર્મ તથા અર્થનો તત્ત્વવેત્તા અર્જુન ધર્મરાજાની પ્રેરણાથી બોલી ઊઠ્યો.

અર્જુને કહ્યું : હે રાજન્! આ પૃથ્વી કર્મભૂમિ કહેવાય છે, માટે આ પૃથ્વી પર જન્મ ધરીને મનુષ્યે પોતાના જીવનને માટે હરકોઈ પ્રકારનો ઉદ્યમ કરવો તે જ વખાણવા યોગ્ય છે. ખેતી, વેપાર, ગોરક્ષા અને બીજી અનેક પ્રકારની કળાઓ એ સર્વ કર્મોની મર્યાદા એ જ છે કે, તે તે કર્મો દ્વારા કેવળ અર્થ જ સંપાદન કરવો. શ્રુતિ પણ કહે છે કે, અર્થ વિના ધર્મ કે કામની સ્થિતિ જ નથી. જે પુરુષ અર્થવાન (ધનવાન) હોય છે તે ઉત્તમ પ્રકારે અર્થનું આચરણ કરી શકે છે અને બીજા અકુશલાત્મા પુરુષોને દુર્લભ એવા કામનું પણ યથાયોગ્ય સેવન કરી શકે છે.[૧૦–૧૩] આવા આશય થી જ શ્રુતિમાં કહ્યું છે કે, 'ધર્મ અને કામ અર્થના અવયવરૂપ છે.' જો અર્થની સિદ્ધિ થાય છે, તો ધર્મ અને કામ બન્ને સિદ્ધ થઈ શકે છે.[૧૪] જે પુરુષની પાસે ધન હોય છે, તેની મોટા કુળવાન પુરુષો પણ, પ્રાણીઓ જેમ બ્રહ્મદેવની ઉપાસના કરે છે, તેમ નિરંતર સેવા કર્યા કરે છે.[૧૫] જેઓ જટા અને મૃગચર્મને ધારણ કરનારા હોય છે, જેઓ દમ ગુણને ધારણ કરનારા હોય છે, જેઓ આખે શરીરે કાદવથી ખરડાયેલા હોય છે, જેઓ જિતેંદ્રિય હોય છે, જેઓએ મસ્તક મૂંડાવી નાખ્યાં હોય છે અને જેઓ નૈષ્ઠિક બ્રહ્મચારી હોય છે, તેઓ પણ ભિન્ન ભિન્ન પ્રકારે અર્થની જ અપેક્ષા રાખનારા હોય છે; તેમ જ જેઓએ ભગવાં વસ્ત્ર પહેરી લીધાં હોય છે, મોટી મોટી દાઢીઓ વધારી હોય છે, જેઓ લજ્જાશીલ હોય છે, વિદ્વાન હોય છે, શાંત હોય છે અને સર્વ પરિગ્રહનો ત્યાગ કરનારા હોય છે, તેઓ સર્વેની દશા તો એ જ હોય છે કે, તેમાંથી કેટલાએક પોતપોતાના ધર્મનું આચરણ કરીને ધનની ઇચ્છા રાખે છે, કેટલાએક સ્વર્ગની ઇચ્છા રાખે છે અને કેટલાએક કુલવૃદ્ધિની ઇચ્છા રાખે છે; અર્થાત તેઓ સર્વને જુદા જુદા પ્રકારના અર્થની જ ઇચ્છા હોય છે.[૧૬–૧૮] તાત્પર્ય કે જેઓ આસ્તિક છે, નાસ્તિક છે કે ઉત્તમ પ્રકારના સંયમને પાળનારા છે, તેઓ બધા પણ એમ જ માને છે કે, અર્થશાસ્ત્રની શ્રેષ્ઠતા જણાવનારું જે જ્ઞાન તે પ્રકાશરૂપ છે અને તેની શ્રેષ્ઠતા નહિ જણાવનારું જે જ્ઞાન તે અંધકારરૂપ છે.[૧૯] હે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ રાજા! જે પુરુષ પોતાના પોષ્યવર્ગને ભોગસંપન્ન બનાવી દે છે અને શત્રુઓને શિક્ષા કરી શકે છે, તે જ પુરુષ ખરો અર્થવાન છે, આવો મારો યથાર્થ મત છે. હવે આ નકુલ અને સહદેવ કે જેઓ પોતાના મત જણાવવા માટે ઉત્સુક બની ગયા છે તેઓનાં વચનોને તમે સાંભળો.[૨૦]

વૈશંપાયને કહ્યું : હે જનમેજય! તે પછી ધર્મ અને અર્થમાં કુશળ એવા માદ્રીના બન્ને પુત્ર નકુલ અને સહદેવ યુધિષ્ઠિરને કહેવા લાગ્યા.[૨૧]

નકુલ–સહદેવ બોલ્યા : પ્રત્યેક મનુષ્યે બેસતાં, સૂતાં, ફરતાં કે ઊભા રહેતાં હરકોઈ નાનામોટા ઉપાયો યોજીને અર્થ સંપાદન કરવાનો જ દૃઢ યોગ સાધવો જોઈએ;[૨૨] કેમ કે પરમપ્રિય અને દુર્લભ એવું ધન જેવું પ્રાપ્ત થાય છે કે, તુરત જ મનુષ્યના સર્વ મનોરથો પૂર્ણ થાય છે, એ વાત પ્રત્યક્ષ છે અને સંશયરહિત છે.[૨૩] જે અર્થ ધર્મથી યુક્ત હોય છે અને જે ધર્મ અર્થથી યુક્ત હોય છે, તે તમને અમૃત તુલ્ય થશે, એમ અમે બન્ને જણા માનીએ છીએ.[૨૪] જે પુરુષની પાસે અર્થ નથી, તેને કામભોગ મળી શકતો નથી અને જે પુરુષ ધર્મહીન હોય છે, તેને અર્થનો લાભ થતો નથી; તેમ જ જે પુરુષ ધર્મ તથા અર્થથી રહિત હોય છે, તેનાથી તો આ લોક કંટાળી જ જાય છે;[૨૫] માટે ધર્મનું પ્રદાન કરીને પણ જિતાત્મા પુરુષે અર્થ સંપાદન કરવો. આ અમારાં વચન ઉપર જેઓ વિશ્વાસ રાખે છે, તેઓ સર્વ વસ્તુઓને મેળવવા માટે સમર્થ થઈ શકે છે.[૨૬] જે પુરુષ સૌની પહેલાં ધર્મનું આચરણ કરે છે, પછી ધર્મપૂર્વક અર્થ સંપાદન કરે છે અને પછી કામનું સેવન કરે છે, તે પુરુષ સંપૂર્ણ સિદ્ધાર્થ થઈ શકે છે.[૨૭]

વૈશંપાયને કહ્યું : એ રીતે કહીને નકુલ અને સહદેવ વિરામ પામ્યા, એટલે ભીમસેને બોલવાનો આરંભ કર્યો.[૨૮]

ભીમસેને કહ્યું : કામરહિત પુરુષ અર્થની અભિલાષા કરતો નથી, કામરહિત પુરુષ ધર્મની ઇચ્છા કરતો નથી અને કામરહિત પુરુષ કોઈ જાતની

કામનાને પણ ઇચ્છતો નથી; માટે સર્વ પુરુષાર્થોમાં કામ જ શ્રેષ્ઠ છે.[૨૯] ઋષિઓ પાદડાં, ફળ અને મૂળોનો આહાર કરીને અથવા વાયુનું ભક્ષણ કરીને અત્યંત નિયમનિષ્ઠ રહે છે અને તપ કરવામાં જ સાવધાન રહે છે, તેનું કારણ એ જ છે કે, તેઓ અમુક પ્રકારના કામથી યુક્ત હોય છે. વળી જેઓ વેદો તથા ઉપવેદોનું અધ્યયન કરવામાં તત્પર રહે છે, કેટલાએક સ્વાધ્યાયનું સંપૂર્ણ પઠનપાઠન કરે છે, જેઓ શ્રાદ્ધ અને યજ્ઞક્રિયાઓ કર્યા કરે છે, જેઓ દાન આપે છે, પ્રતિગ્રહ કરે છે (દાન લે છે), વેપાર કરે છે, ખેતી કરે છે, ગાયો પાળે છે, કારીગરી કરે છે, કળાઓ શીખે છે અને દેવક્રિયાઓ કરે છે, તેઓ બધા કેવળ કામને જ અધીન થઈને પોતપોતાનાં કર્મો કર્યા કરે છે.[૩૦–૩૨] અરે! એટલું જ નહિ પણ કેટલાએક કામવાસિત પુરુષો પોતાની કામનાને સિદ્ધ કરવા માટે સમુદ્રમાં પણ પ્રવેશ કરે છે; માટે જણાય છે કે, કામનું સ્વરૂપ અનેક પ્રકારનું છે અને તેના વડે આ સમગ્ર જગત વ્યાપ્ત થઈ રહ્યું છે.[૩૩] હે મહારાજા! આ જગતમાં એવું એકે પ્રાણી ભૂતકાળમાં થયું નથી, વર્તમાનમાં છે નહિ અને ભવિષ્યમાં થશે પણ નહિ કે, જે કામવાસનાથી મુક્ત હોય; માટે કામ જ સર્વના કરતાં શ્રેષ્ઠ છે અને ધર્મ તથા અર્થનો પણ કામમાં જ સમાવેશ થઈ જાય છે.[૩૪] જેમ માખણ દહીંનું સારભૂત હોઈને ઉત્તમ છે, તેમ કામ પણ ધર્મ–અર્થના સારભૂત હોઈને ઉત્તમ છે. વળી જેમ તલમાંથી નીકળેલું તેલ ખોળના કરતાં શ્રેષ્ઠ છે, ઘી છાશના કરતાં શ્રેષ્ઠ છે અને પુષ્પ તથા ફળ કાષ્ઠના કરતાં શ્રેષ્ઠ છે, તેમ કામ ધર્મ તથા અર્થના કરતાં શ્રેષ્ઠ છે. જે પ્રમાણે પુષ્પના કરતાં તેનો મકરંદ રસ ઉત્તમ ગણાય છે, તે પ્રમાણે કામ ધર્મ અને અર્થના કરતાં ઉત્તમ ગણાય છે; એટલું જ નહિ પણ ધર્મ અને અર્થનું ઉત્પત્તિસ્થાન કામ જ છે; અથવા કામ એ ધર્મ તથા અર્થનું સ્વરૂપ છે.[૩૫-૩૬] જો કામ ન હોય તો કેવળ અર્થના સંબંધથી જ બ્રાહ્મણો મિષ્ટાન્ન મેળવી શકે નહિ; જો કામ ન હોય, તો બ્રાહ્મણોને કોઈ કંઈ આપે નહિ અને જો કામ ન હોય, તો જગતમાં અનેક પ્રકારની લોકચેષ્ટાઓ પણ થઈ શકે નહિ; માટે ધર્માદિ ત્રિવર્ગમાં કામ જ સર્વના કરતાં ઉત્તમ છે.[૩૭] આમ સમજીને હે રાજા! તમે કામનો જ સ્વીકાર કરીને સુંદર વસ્ત્રાલંકારોને ધારણ કરનારી અને પ્રિય દેખાવવાળી મદોત્કટ સ્ત્રીઓની સાથે રમણ કર્યા કરો; કેમ કે આપણે ક્ષત્રિયો કામને જ શ્રેષ્ઠ માનનારા છીએ.[૩૮] હે ધર્મપુત્ર! સર્વ પ્રકારની પરિસ્થિતિની સારી પેઠે શોધ કર્યા પછી જ હું આવા દૃઢ નિશ્ચય ઉપર આવ્યો છું, માટે એ વિષે હવે તમે વિચાર જ કરો મા; કારણ કે મારું આ વચન સત્પુરુષોએ માન્ય કરેલું છે, સારવાળું છે અને અતિશય સૌમ્ય છે.[૩૯] પ્રત્યેક પુરુષે ધર્મ, અર્થ અને કામનું સમાન રીતે જ સેવન કરવું જોઈએ. જે પુરુષ કેવળ એકનું જ સેવન કરે છે, તે તો અધમ જ છે, બે પુરુષાર્થોનું સેવન કરે છે, તે મધ્યમ છે અને ત્રણે પુરુષાર્થોનું સેવન કરે છે, તે ઉત્તમ છે, એમ વિદ્વાનો કહે છે.[૪૦]

આ રીતે પોતાના વીર ભાઈઓને સંક્ષેપમાં અને વિસ્તારમાં કહી સંભળાવીને નિષ્કપટ હૃદયવાળો, શરીરે ઉત્તમ ચંદનનું લેપન કરનારો અને સુંદર પુષ્પો તથા અલંકારોને ધારણ કરનારો બુદ્ધિમાન ભીમસેન બોલતો બંધ થયો.[૪૧] તે પછી એક મુહૂર્ત જેટલા સમય સુધી તેઓનાં વાક્યોનો સારી રીતે વિચાર કરીને શાસ્ત્રશ્રવણ કરનારા ધાર્મિક પુરુષોમાં શ્રેષ્ઠ રાજા યુધિષ્ઠિર લગાર હસીને સત્ય ભાષણ કરવા લાગ્યા.[૪૨]

યુધિષ્ઠિરે કહ્યું : ધર્મશાસ્ત્રના સિદ્ધાંતને તથા પ્રમાણોને જાણનારા તમે સર્વેએ મને જિજ્ઞાસુને જે વાક્યો કહ્યાં છે તે ખરેખર, સિદ્ધાંતરૂપ છે અને તેનું મેં શ્રવણ પણ કર્યું છે; તોપણ હવે હું તે વિષે જે કંઈ કહું છું, તેને તમે એકાગ્રચિત્તે અવશ્ય સાંભળો.[૪૩] જે મનુષ્ય પાપમાં, પુણ્યમાં, અર્થમાં કે કામમાં આસક્તિ રાખતો નથી, સર્વ દોષોથી રહિત છે અને માટીના ઢેફામાં તથા સુવર્ણમાં પણ સમાન દૃષ્ટિ રાખનારો છે, તે મનુષ્ય સુખદુઃખ આદિની પ્રાપ્તિ કરાવનારાં સર્વ પ્રકારનાં કર્મોથી મુક્ત થાય છે.[૪૪] આ જગતનાં સર્વ પ્રાણીઓ જન્મ–મરણના સ્વભાવવાળાં છે, વૃદ્ધાવસ્થા આદિ વિકારોથી યુક્ત છે અને વારંવાર તે તે વિકારો દ્વારા મોક્ષ મેળવવા માટે જાગ્રત થઈને મોક્ષની પ્રશંસા પણ કરે છે; પરંતુ મોક્ષ એ શી વસ્તુ છે, એ વિષે આપણે

જાણુતા નથી.[૪૫] ભગવાન સ્વયંભૂએ કહ્યું છે કે, 'જે મનુષ્ય સ્નેહપાશથી યુક્ત છે, તેને મોક્ષ મળતો નથી; માટે જ વિદ્વાનો (રાગદ્વેષનો ત્યાગ કરીને) મોક્ષ મેળવવા માટે તત્પર રહે છે અને કહે છે કે, કોઈનું પ્રિય કે અપ્રિય કરવું નહિ.[૪૬] સર્વ મનુષ્યે આ પ્રમાણે માનવું તે જ ઉત્તમ છે કે, 'હું જે કંઈ કરું છું, તે મારી પોતાની ઇચ્છાથી કરતો નથી, પણ દૈવે મને જે પ્રમાણે પ્રેરણા કરી છે તે પ્રમાણે હું કરું છું.' કારણ કે જગતનાં સર્વ પ્રાણીઓને દૈવ જ પ્રેરણા કરે છે અને દૈવ જ સર્વના કરતાં વધારે બળવાન છે, એમ તમારે જાણવું.[૪૭] જે પદાર્થ મહાદુર્લભ છે, તેને કર્મ કરવાથી મેળવી શકાતો નથી; પણ જે થવાનું હોય છે તે જ થાય છે, એમ તમે જાણો. જે પુરુષ ધર્માર્થકામરૂપ ત્રિવર્ગથી રહિત હોય, તોપણ જો અધિકારી હોય છે, તો તેને મોક્ષ માટેનું ગુપ્ત જ્ઞાન અવશ્ય મળે જ છે અને તે દ્વારા તે મોક્ષને પણ પામે છે.[૪૮]

વૈશંપાયને કહ્યું : હે જનમેજય! યુધિષ્ઠિરે કહેલાં એ હેતુગર્ભિત અને મનગમતાં ઉત્તમ વચનો સાંભળીને તેઓ સર્વે અત્યંત આનંદપૂર્વક ગર્જનાઓ કરવા લાગ્યા અને કુરુવીર યુધિષ્ઠિર રાજાને પ્રણામ કરવા લાગ્યા.[૪૯] વળી હે રાજા! સુંદર વર્ણો (વ્યંજનો) તથા અક્ષરો (સ્વરો)ના યથાયોગ્ય વિન્યાસથી શોભી રહેલી, મનને પ્રિય લાગે તેવી અને કઠોર વાક્યોરૂપી કાંટાઓથી રહિત એવી તે યુધિષ્ઠિરની વાણી સાંભળીને, (ત્યાં બેઠેલા) સર્વ રાજાઓ તેમની પ્રશંસા કરવા લાગ્યા.[૫૦] પરાક્રમી ધર્મરાજાએ પણ પોતાના ભાષણથી હર્ષમાં આવી ગયેલા તેઓ સર્વની ઉદાર અંતઃકરણપૂર્વક પ્રશંસા કરી અને પછી ફરી જ્ઞાનસંપન્ન ગંગાપુત્ર ભીષ્મની પાસે જઈને તેમને ધર્મપ્રશ્નો પૂછવા માંડ્યા.[૫૧]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત આપદ્ધર્માનુશાસનપર્વમાં 'ષડ્જગીતા-ધર્માદિ ત્રિવર્ગનું કથન' નામનો અધ્યાય ૧૬૭ મો સમાપ્ત

# અધ્યાય ૧૬૮ મો

## કૃતઘ્ન આખ્યાન–કેવાની સાથે મિત્રતા કરવી ?

॥ युधिष्ठिर उवाच ॥

**पितामह महाप्राज्ञ कुरूणां प्रीतिवर्धन।**
**प्रश्नं कंचित् प्रवक्ष्यामि तन्मे व्याख्यातुमर्हसि॥१**

યુધિષ્ઠિરે પૂછ્યું : કુરુઓની પ્રીતિને વધારનારા હે મહાબુદ્ધિમાન પિતામહ! હું તમને એક પ્રશ્ન પૂછવા ઇચ્છું છું, તેનું વ્યાખ્યાન કરવા માટે તમે યોગ્ય છો.[૧] સૌમ્ય મનુષ્યો કેવા પ્રકારના હોય છે, કેવાઓની સાથે કરેલી પ્રીતિ પરિણામમાં શ્રેષ્ઠ થઈ પડે છે અને કેવા મનુષ્યો તત્કાળ કાર્ય સિદ્ધ કરવા માટે યોગ્ય ગણાય છે, તે મને કહો.[૨] હું નિશ્ચય માનું છું કે, જે દુઃખદ પ્રસંગે સહાય કરવા માટે મિત્રો આવીને ઊભા રહે છે, તે પ્રસંગે પુષ્કળ ધન, સંબંધીઓ કે બાંધવો પણ સહાયને માટે નિરુપયોગી થાય છે; અર્થાત્ ઉત્તમ મિત્રોના જેવી સહાય કરનાર આ જગતમાં કોઈ પણ નથી.[૩] હે ધાર્મિક શ્રેષ્ઠ પિતામહ! જે મિત્ર સુખદુઃખની વાત સાંભળે (અથવા સર્વ પ્રસંગોમાં સહાય કરે) તેવો મિત્ર આ જગતમાં દુર્લભ છે; તેમ જ જે મિત્ર સદાય હિતૈષી હોય તેવો મિત્ર પણ અત્યંત દુર્લભ છે; માટે એ સર્વનું વ્યાખ્યાન કરવા માટે તમે યોગ્ય છો.[૪]

ભીષ્મે કહ્યું : હે રાજા યુધિષ્ઠિર! જે પુરુષો મિત્રતાને માટે યોગ્ય ગણાય છે અને જે અયોગ્ય ગણાય છે, તેઓનું યથાર્થ સ્વરૂપ હું તમને સંપૂર્ણ રીતે કહું છું, સાંભળો.[૫] જે પુરુષ લોભી હોય, ક્રૂર હોય, ધર્મભ્રષ્ટ હોય, કપટી હોય, શઠ હોય, ક્ષુદ્ર હોય, પાપી આચરણવાળો હોય, સર્વના તરફ શંકા રાખનારો હોય, આળસુ હોય, મહિનાનું કામ એક વર્ષે કરે તેવો દીર્ઘસૂત્રી હોય, વક્ર સ્વભાવનો (કુટિલ) હોય, લોકમાં નિંદાપાત્ર થયો હોય, ગુરુપત્નીની સાથે વ્યભિચાર કરનારો હોય, સંકટપ્રસંગે તજી દેનારો હોય, અંતઃકરણનો દુષ્ટ હોય, નિર્લજ્જ હોય, સર્વના તરફ પાપદૃષ્ટિથી જોનારો હોય, નાસ્તિક હોય, વેદની નિંદા કરનારો હોય, જિતેંદ્રિય ન હોય. પોતાની ઇચ્છામાં આવે

તેમ જનસમાજમાં વર્તતો હોય, અસત્યવાદી હોય, સમાજનો શત્રુ હોય, પ્રતિજ્ઞાને તોડનારો હોય, ચાડિયો હોય, મૂર્ખ હોય, ઈર્ષ્યાળુ હોય, પાપી નિશ્ચયવાળો હોય, ચારિત્ર્યભ્રષ્ટ હોય, મનને વશ નહિ રાખનારો હોય, ઘાતકી હોય, નીચ કર્મ કરનારો હોય, મિત્રોનો અપકાર કરનારો હોય, હમેશાં પારકું દ્રવ્ય લેવાની ઈચ્છા રાખતો હોય, યથાશક્તિ આપ્યા છતાં પણ જે અસંતુષ્ટ રહેતો હોય, મંદ બુદ્ધિનો હોય, મિત્રની સાથે પણ અધીરાઈથી વર્તનારો હોય, અયોગ્ય સ્થાને ક્રોધ કરનારો હોય, પ્રમાદી હોય, અકસ્માત્ વિરોધ કરનારો હોય, પોતાનું કલ્યાણ કરનારા મિત્રોનો પણ એકદમ ત્યાગ કરનારો હોય, પાપી હોય, અલ્પ અપકાર કર્યો હોય છતાં અથવા અજાણતાં અપરાધ થઈ ગયો હોય છતાં મોહવશ થનારો હોય, પોતાનું કાર્ય સિદ્ધ કરવાનું હોય, ત્યાં સુધી જ મિત્રોની સેવા કરનારો હોય, મિત્રોનો દ્વેષ કરનારો હોય, પ્રત્યક્ષમાં જ મિત્રતા દેખાડનારો હોય, પરોક્ષમાં શત્રુ હોય, સર્વત્ર કુટિલ દૃષ્ટિથી જોનારો હોય, વિપરીત દૃષ્ટિવાળો હોય અને કોઈના કલ્યાણમાં રાજી નહિ રહેનારો હોય, તેવા પુરુષને પોતાનો મિત્ર કરવો નહિ.[૬-૧૪] તેમ જ મદિરાનું પાન કરનારો, સર્વ કોઈનો દ્વેષ કરનારો, ક્રોધી સ્વભાવનો, નિર્દય, ક્રૂર, બીજાને સંતાપ ઉપજાવનારો, મિત્રનો દ્રોહ કરનારો, પ્રાણીઓની હિંસા કરવામાં આસક્ત રહેનારો, કૃતઘ્ની અને પરાયાં છિદ્રો જોવાનો જેનો સ્વભાવ હોય, તેવો પુરુષ પણ મિત્રતા કરવા માટે અયોગ્ય છે–તેવાની સાથે પણ મિત્રતા કરવી નહિ.

હવે કેવા પુરુષો મિત્રતા કરવાને યોગ્ય ગણાય છે, તે વિષે હું તમને કહું છું, સાંભળો.[૧૫-૧૬] જેઓ કુળવાન ગણાતા હોય, જેઓ વચન બોલી જાણતા હોય, જ્ઞાનવિજ્ઞાનમાં કુશળ હોય, રૂપસંપન્ન હોય, ગુણવાન હોય, લોભરહિત હોય, પરિશ્રમને ન ગણકારતા હોય, ઉત્તમ મિત્રોવાળા હોય, કરેલા કામને જાણનારા હોય, સર્વ લોકવ્યવહારને જાણનારા હોય, લોભનો ત્યાગ કરનારા હોય, માધુર્યગુણથી યુક્ત હોય, સત્યપ્રતિજ્ઞાવાળા હોય, જિતેંદ્રિય હોય, વ્યાયામશીલ હોય, કુળવાન માતાપિતાના પુત્ર હોય, કુળમાં ધુરંધર ગણાતા હોય, સર્વ પ્રકારના દોષોથી રહિત હોય અને જગતમાં પ્રસિદ્ધિ પામ્યા હોય, તેવા પુરુષોને રાજાઓએ પોતાના મિત્ર બનાવવા.[૧૭-૧૯] હે રાજા! જેઓ યથાશક્તિ સદાચારને પાળનારા હોય, સંતોષી હોય, અયોગ્ય સ્થાને ક્રોધ નહિ કરનારા હોય, અકસ્માત્ મિત્રતાનો ત્યાગ નહિ કરનારા હોય, કદાચ સ્નેહથી રહિત થયા હોય; તોપણ મનમાં જેઓ દોષ રાખતા ન હોય, અર્થશાસ્ત્રમાં કુશળ હોય, પોતે દુઃખ વેઠીને પણ મિત્રોનું કાર્ય કરવા માટે તત્પર રહેનારા હોય, ઘેટાના ઊનનું રંગેલું વસ્ત્ર જેમ તેવું ને તેવું રહે છે, તેમ જેઓ મિત્ર ઉપરના સ્નેહથી વિરક્ત થનારા ન હોય, ક્રોધને અધીન થઈને જેઓ નિર્ધન પુરુષના ઉપર પણ અપ્રીતિ દેખાડતા ન હોય, તેમ જ જેઓ લોભ તથા મોહને અધીન થઈને સ્ત્રીઓના ઉપર પણ અપ્રીતિ દેખાડતા ન હોય, પવિત્ર હૃદયના હોય, મિત્રોના ઉપર અતિ દૃઢ વિશ્વાસબુદ્ધિ રાખનારા હોય, માટીનાં ઢેફાંમાં તથા સુવર્ણમાં પણ સમાન દૃષ્ટિ રાખનારા હોય, ધર્મ પર પ્રેમ રાખનારા હોય, જેઓ પ્રમાણભૂત શાસ્ત્રોને તથા પ્રારબ્ધકર્મને અનુસરનારા હોય, અભિમાનથી રહિત હોય, સંબંધીજનોને આશ્રય આપનારા હોય અને પોતાના સ્વામીનું કાર્ય કરવામાં તત્પર રહેનારા હોય, તેવા ઉત્તમ પુરુષોની સાથે રાજાએ મિત્રતા કરવી; કેમ કે જે રાજા તેવા પુરુષોની સાથે મિત્રતા કરે છે, તેનું રાજ્ય ચંદ્રની જ્યોત્સ્નાની પેઠે પૃથ્વીમાં વિસ્તાર પામે છે. જેઓ નિત્ય શાસ્ત્રાભ્યાસ કરે છે, ક્રોધને જીતે છે, રણમાં સદાય બળવાન હોય છે અને ઉત્તમ કુળ તથા ઉત્તમ ચારિત્ર્યગુણથી યુક્ત હોય છે, તેવા મહાપુરુષોની સાથે અવશ્ય મિત્રતા કરવી. પણ હે નિર્દોષ રાજા! જે દુષ્ટ પુરુષોનું મેં પ્રથમ વર્ણન કર્યું છે, તેઓમાં પણ જેઓ અધમ હોય છે, તેઓ તો કૃતઘ્ની, મિત્રઘાતક અને દુરાચારી જ હોય છે; માટે તેવા પુરુષોનો તો સર્વ કોઈએ ત્યાગ જ કરવો, એવો નિશ્ચય છે.

યુધિષ્ઠિરે પૂછ્યું: હે પિતામહ! મિત્રદ્રોહીના સંબંધમાં તથા કૃતઘ્નના સંબંધમાં તમે મને જે વાત કહી, તેને હું વિસ્તારથી સાંભળવા ઈચ્છું છું, માટે તેનું યથાર્થ સ્વરૂપ મને કહો.[૨૦-૨૮]

ભીષ્મે કહ્યું: હે રાજા ! અતિ આનંદપૂર્વક હું તમને એક પ્રાચીન ઇતિહાસ કહું છું, કે જેમાં ઉત્તર દિશામાં વસનારા મ્લેચ્છોના સંબંધનું એક વૃત્તાંત વર્ણવેલું છે.[૨૯] પૂર્વે કોઈ એક બ્રાહ્મણ મધ્ય દેશમાં વસતો હતો. તેણે વેદાધ્યયન કર્યું જ ન હતું, જેથી વેદોક્ત બ્રાહ્મકર્મોથી તે રહિત હતો. એક સમયે તે કોઈ એક સમૃદ્ધિવાળા ગામને જોઈને ભિક્ષાચરણની ઇચ્છાથી તેમાં દાખલ થયો.[૩૦] તે ગામમાં એક દસ્યુ જાતિનો (મ્લેચ્છ) ધનવાન પુરુષ રહેતો હતો કે, જે સર્વ વર્ણોના વિશેષ ધર્મોને જાણતો હતો, બ્રાહ્મણોનો ભક્ત હતો, સત્ય પ્રતિજ્ઞાવાળો હતો અને દાનધર્મમાં આસક્ત હતો. પેલો બ્રાહ્મણ તે દસ્યુને ઘેર ગયો અને ત્યાં જઈને તેણે રહેવાને માટે ઘર અને એક વર્ષ સુધી ચાલે તેટલી ભિક્ષા (અન્ન) માગી.[૩૧-૩૨] ત્યારે બ્રાહ્મણે જે વસ્તુઓ માગી હતી તે ઉપરાંત તે દસ્યુએ કિનારીવાળું એક નવું ધોતિયું અને તરુણ વયની એક વિધવા દાસી પણ તેને આપી.[૩૩] આ રીતે દસ્યુ પાસેથી તે સર્વ વસ્તુઓ મેળવીને બ્રાહ્મણ અત્યંત પ્રસન્ન થયો અને પછી તો હે રાજા ! તે ગૌતમ નામનો બ્રાહ્મણ દસ્યુએ આપેલા સુંદર ઘરમાં રહીને પેલી દાસીની સાથે સંસારભોગો ભોગવવા લાગ્યો; તેમ જ પોતાના કુટુંબને માટે તથા એ દાસીને માટે (ધનાદિ એકઠું કરીને) તેઓને સહાય કરવા લાગ્યો. આ પ્રમાણે સમૃદ્ધિપૂર્ણ એવા તે ભીલલોકોના ગામમાં નિવાસ કરતાં તે બ્રાહ્મણનાં ઘણાં વર્ષો વીતી ગયાં. તે અરસામાં તેણે બાણ વડે બીજાઓને વીંધી નાખવાની કળામાં (શિકારમાં) પરમ યત્ન કરવા માંડ્યો ને પછી હે રાજન્ ! ગૌતમ નામનો તે બ્રાહ્મણ બીજા ભીલલોકોની પેઠે હમેશાં અનેક વનવાસી હંસપક્ષીઓનો શિકાર કરવા લાગ્યો; એટલું જ નહિ પણ પ્રાણીઓનો વધ કરવામાં સદા આસક્ત રહેવાથી તે નિર્દય અને હિંસાકુશળ બની ગયો. આ રીતે સહવાસને લીધે બ્રાહ્મણ ગૌતમ ભીલોના જેવો જ બની ગયો અને તે ભીલલોકોના ગામમાં સુખેથી રહેવા લાગ્યો.[૩૪-૩૮]

પ્રતિદિન અનેક પક્ષીઓનો સંહાર કરનારા બ્રાહ્મણ ગૌતમને એ ગામમાં આવ્યે ઘણા મહિનાઓ થઈ ગયા. તે પછી એક દિવસ કોઈ બીજો બ્રાહ્મણ તે ગામમાં આવી ચડ્યો.[૩૯] તે બ્રાહ્મણે મસ્તકે જટા ધારણ કરી હતી, શરીર પર વલ્કલ વસ્ત્રો પહેર્યાં હતાં અને આસન માટે એક મૃગચર્મ સાથે રાખ્યું હતું. વળી તે બ્રાહ્મણ સ્વાધ્યાય કરવામાં તત્પર રહેનારો હતો, પવિત્ર હતો, વિનયશીલ હતો, નિયમિત આહાર કરનારો હતો, બ્રાહ્મણો પર શ્રદ્ધા રાખનારો હતો અને વેદમાં પારંગત થયેલો હતો.[૪૦] બ્રહ્મચર્યનિષ્ઠ એવો તે બ્રાહ્મણ ગૌતમના દેશનો જ રહેવાસી હતો અને તે ઉપરાંત ગૌતમનો પ્રિય મિત્ર હતો. એ બ્રાહ્મણ જ્યાં ગૌતમ રહેતો તે જ ભીલોના ગામમાં આવી ચડ્યા.[૪૧] ગામમાં આવીને તેણે ભિક્ષા લેવા માટે બ્રાહ્મણોના ઘરની શોધ કરવા માંડી; કેમ કે શૂદ્રના અન્નનો તેણે ત્યાગ કર્યો હતો; પરંતુ એ ગામ તો કેવળ ભીલલોકોની વસતીથી જ ભરપૂર હતું, જેથી તે ગામની સર્વ દિશાઓમાં તે ફર્યો; (તોપણ બ્રાહ્મણનું ઘર તેના જોવામાં આવ્યુ નહિ.)[૪૨] પછી તે ઉત્તમ બ્રાહ્મણને પોતાના મિત્ર ગૌતમનું ઘર જાણવામાં આવ્યુ, એટલે તુરત જ તે ગૌતમને ઘેર ગયો. એ જ અરસામાં શિકારે ગયેલો ગૌતમ પણ ત્યાં આવી પહોંચ્યો, જેથી તેઓ બન્ને અન્યોન્યને મળ્યા.[૪૩] એ વેળા ગૌતમે મરણ પામેલા હંસોનો મોટો ભારો પોતાની કાંધ ઉપર લાદ્યો હતો, હાથમાં ધનુષ અને બીજાં કેટલાંએક હથિયારો ધારણ કર્યાં હતાં ને તેનું શરીર પક્ષીઓનાં લોહીથી નીતરી રહ્યું હતું; જેથી તેનો દેખાવ પ્રત્યક્ષ રાક્ષસના જેવો જ દેખાતો હતો. આવા કર્મભ્રષ્ટ ગૌતમને ઘેર આવેલો જોઈ અને ઘરના બારણામાં છેક સમીપ આવ્યા પછી તેને ઓળખી લઈને પેલો બ્રાહ્મણ શરમાતો શરમાતો આ પ્રમાણે કહેવા લાગ્યો:[૪૪] 'અરે ! મોહને વશ થઈને તેં આ શું કરવા માંડ્યું છે? તું બ્રાહ્મણ છે, વળી મધ્ય દેશમાં સર્વત્ર પ્રસિદ્ધ થયો છે અને કુળવાન છે; છતાં આવો મ્લેચ્છ કેમ બની ગયો છે? અરે ઓ બ્રાહ્મણ ! તું તારા પૂર્વજોનું લગાર સ્મરણ તો કર ! અને તારા જ્ઞાતિલાઓ કે જેઓ વેદપારંગત અને પ્રખ્યાત છે, તેઓને સંભાર તો ખરો ! તું તેઓના વંશમાં જન્મ્યો છે છતાં આવો કુલદૂષક કેમ બન્યો? ઓ બ્રાહ્મણ ! તારા મનમાં વિચારી તો જો કે, 'હું કોણ છું?

તારા સત્ત્વનું, શીલનું, શાસ્ત્રનું તથા દમનું સ્મરણ કરીને તું આ કુગ્રામવાસને છોડી દે.'૪૫-૪૮ હે રાજન્! પોતાના હિતૈષી મિત્રે એ પ્રમાણે કહ્યું, એટલે ગૌતમે મનમાં વિચાર કરીને દુઃખી મનુષ્યની પેઠે તેને કહેવા માંડ્યું :૪૯ 'હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! હું નિર્ધન તેમ જ વેદજ્ઞાનથી રહિત છું જેથી હે ઉત્તમ બ્રાહ્મણ! કેવળ દ્રવ્યની લાલસાથી જ હું આ ગામમાં આવ્યો છું, એમ તું જાણ.૫૦ હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! તારાં દર્શન કરીને આજે હું કૃતાર્થ થયો છું. આપણે બન્ને જણા આવતી કાલે અહીંથી ચાલ્યા જઈશું, માટે આજની રાત્રિ તું અહીં રહી જા.'૫૧ ગૌતમનાં એ વચનો સાંભળીને પેલા બ્રાહ્મણને તેના પર દયા આવી, જેથી તે ત્યાં રહ્યો; પરંતુ તેણે કોઈ પણ પદાર્થનો સ્પર્શ કર્યો નહિ, તેમ જ તેને સખત ભૂખ લાગી હતી અને ગૌતમે પુષ્કળ આગ્રહ કર્યો છતા તેણે ભોજન કરવું પસંદ કર્યું નહિ.૫૨

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાંતર્ગત આપદ્ધર્માનુશાસન-પર્વમા 'કૃતઘ્ન આખ્યાન-કેવાની સાથે મિત્રતા કરવી?' નામનો અધ્યાય ૧૬૮ મો સમાપ્ત

## अध्याय १६९मो

### કૃતઘ્ન આખ્યાન-ગૌતમને બકરાજ નાડીજંઘનાં દર્શન

॥ भीष्म उवाच ॥

**तस्यां निशायां व्युष्टायां गते तस्मिन् द्विजोत्तमे ।**
**निष्क्रम्य गौतमोऽगच्छत् समुद्रं प्रति भारत ॥१॥**

ભીષ્મે કહ્યું: હે ભરતવંશના રાજા! તે રાત્રિ વીતી અને પ્રભાત થયું, એટલે પેલો ઉત્તમ બ્રાહ્મણ ગૌતમને ત્યાંથી ગયા પછી ગૌતમ પણ તે ગામમાંથી નીકળીને સમુદ્ર ભણી ગયો.૧ માર્ગે જતાં સમુદ્રમાર્ગે વેપાર કરનારા કોઈ એક સાર્થ(કાફલા)નો તેને મેળાપ થયો, એટલે તે ગૌતમ પણ તે સાર્થની સાથે સમુદ્રને કિનારે કિનારે મુસાફરી કરવા લાગ્યો. હે રાજન્! તે મહાન સાર્થ, વેપારાર્થે મુસાફરી કરતો કરતો એક પર્વતની ગુફા પાસે આવી પહોંચ્યો. તેવામાં કોઈ એક મદમત્ત હાથીએ તે સાર્થનાં લગભગ સર્વ મનુષ્યોનો સંહાર કરી નાખ્યો.૨-૩ વ્યાકુળ થયેલો બ્રાહ્મણ ગૌતમ માંડ માંડ તે હાથીના ભયથી મુક્ત થઈને જીવિતની ઇચ્છાથી ઉત્તર દિશા તરફ નાસી ગયો.૪ આ રીતે સાર્થથી વિખૂટો પડી જઈને તથા એ પ્રદેશથી નાસી છૂટીને તે બ્રાહ્મણ વનમાં જેમ ગંધર્વ ફરે તેમ, એકલો ફરવા લાગ્યો.૫ પછી તે બ્રાહ્મણ સમુદ્ર ભણી જનારા એક માર્ગમાં આવી પહોંચ્યો અને તે માર્ગે થઈને આગળ વધતાં એક સુંદર વનમાં તે જઈ પહોંચ્યો. એ વન પુષ્પભરેલાં વૃક્ષોથી તથા સર્વ ઋતુમાં પુષ્પફળને આપનાર આંબાનાં વૃક્ષોથી શોભી રહ્યું હતું. નંદનવનના અમુક એક ભાગના જેવું તે દેખાતું હતું, યક્ષો અને કિન્નરોથી તે સેવાયલું હતું અને સાગ, તાડ, તમાલ, કાળું અગર અને ચંદનનાં મોટાં મોટાં વૃક્ષોથી તે શોભતું હતું. વળી તે વનમાં પર્વતોનાં સુંદર શિખરો કે જેઓ સુગંધમય હતાં, તેઓના પર ઉત્તમ જાતિનાં અનેક પક્ષીઓ ચોતરફ કિલકિલાટ કરી રહ્યાં હતાં; તેમ જ બીજાં મનુષ્ય સમાન મુખવાળાં ભારુંડ નામનાં પ્રસિદ્ધ પક્ષીઓ તથા સમુદ્રમાં અને પહાડી પ્રદેશોમાં ઉત્પન્ન થયેલાં ભૂલિંગ જાતિનાં પક્ષીઓ પણ તે વનમાં શબ્દ કરી રહ્યાં હતાં. બ્રાહ્મણ ગૌતમ તે પક્ષીઓના અતિ મનોહર શબ્દોને સાંભળતો ચાલ્યો જતો હતો. તેવામાં હે રાજા! સુવર્ણની રેતીથી ભરેલો અને સ્વર્ગ સરખો પરમ રમણીય અને સુખકર સપાટ પ્રદેશ તેના જોવામાં આવ્યો. એ પ્રદેશના મધ્યભાગમાં વડનું એક મોટું વૃક્ષ હતું. તે ઘણું જ શોભાયમાન હતું, તેનો ઘેરાવો મંડલાકાર હતો, તેને અનેક ઉત્તમ શાખાઓ હતી, જેથી તેનો દેખાવ છત્રના જેવો જણાતો હતો. તેના મૂળને ઉત્તમ ચંદનના પાણીથી સિંચવામાં આવતું હતું, તેમાં દિવ્ય પુષ્પો ખીલી નીકળ્યાં હતાં અને તે વડ બ્રહ્મદેવની સભા સરખો જ શોભી રહ્યો હતો. બ્રાહ્મણ ગૌતમ મનને પ્રસન્ન કરનાર, અત્યંત શ્રેષ્ઠ, પવિત્ર, દેવગૃહ સમાન સુંદર અને પુષ્પપૂર્ણ વૃક્ષોથી વીંટાયલા તે વડને જોઈને મનમાં પ્રસન્ન થયો અને ત્યાં જઈને તે વડ નીચે બેઠો.૬-૧૫ હે કુંતાપુત્ર! ગૌતમ એ વડ નીચે બેઠો, એ વેળા ત્યાં પુષ્પોને સ્પર્શ કરનારો અને પવિત્ર એવો સુખકર પવન વાતો હતો, જેથી ગૌતમનાં પ્રત્યેક ગાત્રો પ્રસન્ન થઈ ગયાં. પવિત્ર વાયુના સ્પર્શથી જ્યારે તે શાંત થયો અને સુખ પામ્યો, ત્યારે તેને નિદ્રા આવવા લાગી, જેથી તે સૂઈ ગયો અને બીજી તરફ સૂર્યનો અસ્ત થયો.

તે પ્રમાણે સૂર્ય અસ્ત પામ્યો અને સંધ્યાકાળ થઈ ગયો, ત્યારે નાડીજંઘ નામનો એક બકરાજ કે જે સર્વ પક્ષીઓમા ઉત્તમ હતો, બ્રહ્મદેવનો પ્રિય મિત્ર હતો, મહાબુદ્ધિમાન હતો અને કશ્યપનો પુત્ર હતો તે બ્રહ્મલોકમાથી પાછો ફરીને તે સ્થળે પોતાના નિવાસસ્થાનમા આવી પહોચ્યો.[૧૬–૧૯] તે બકરાજ 'રાજધર્મા' એવા બીજા નામથી પણ જગતમાં પ્રખ્યાત હતો, આખી પૃથ્વીમા તેના જેવું બીજું કોઈ પણ પક્ષી ન હતું. તે દેવકન્યા વિષે ઉત્પન્ન થયો હતો, સપત્તિમાન હતો, વિદ્વાન હતો અને દેવ સમાન કાતિવાળો હતો [૨૦] તેણે પોતાના શરીર ઉપર સૂર્ય સમાન પ્રકાશતા સુંદર અલકારો ધારણ કર્યા હતા, જેની શોભા વડે દેવપુત્રની પેઠે તે દીપી રહ્યો હતો.[૨૧] એ પક્ષીને ત્યા આવેલો જોઈ ગૌતમને આશ્ચર્ય થયુ. તે ક્ષુધા અને તૃષાને લીધે લોથપોથ થઈ ગયેલો હતો, જેથી તેને મારી ખાવાની ઇચ્છાથી એકીટશે તેની સામે જોઈ રહ્યો.[૨૨]

ત્યારે રાજધર્માએ કહ્યુ : હે બ્રાહ્મણ ! તું ભલે આવ્યો. મારા ઉત્તમ ભાગ્ય છે કે, આજે એક અતિથિ તરીકે તું મારે ઘેર આવ્યો છે. જો, સૂર્ય અસ્ત પામ્યો છે, સંધ્યાકાળનો સમય થઈ ચૂકયો છે અને વળી નિર્દોષ એવો તું પ્રિય અતિથિ તરીકે મારે ઘેર આવ્યો છે, માટે શાસ્ત્રવિધિપૂર્વક કરવામાં આવેલા મારા તરફના અતિથિસત્કારથી પૂજાઈને કાલે સવારમા તું અહીથી જજે.[૨૩-૨૪]

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાં તર્ગત આપદ્ધર્માનુશાસન પર્વમા 'કૃતઘ્ન આખ્યાન–ગૌતમને બકરાજ નાડીજંઘના દર્શન' નામનો અધ્યાય ૧૬૯ મો સમાપ્ત

## अध्याय १७० मो

## કૃતઘ્ન આખ્યાન–ગૌતમનો મેરુવ્રજ નગરમાં પ્રવેશ

॥ भीष्म उवाच ॥

गिरं तां मधुरां श्रुत्वा गौतमो विस्मितस्तदा ।
कौतूहलान्वितो राजन् राजधर्माणमैक्षत ॥ १ ॥

ભીષ્મે કહ્યુ · હે રાજન્ ! બકરાજની એ મધુર વાણી સાભળીને ગૌતમને વધારે આશ્ચર્ય થયુ તે આશ્ચર્યપૂર્વક રાજધર્મા સામે જોઈ રહ્યો.

ત્યારે પુન રાજધર્માએ કહ્યુ : હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ! હુ કશ્યપનો પુત્ર છું અને દક્ષની પુત્રી મારી માતા છે. તું ગુણવાન અતિથિ (મારે ત્યા આવ્યો, તે બહુ સારું થયુ) છે. તારું સ્વાગત હો.[૧૨]

ભીષ્મે કહ્યું : એ પ્રમાણે કહીને બકરાજ નાડીજંઘે શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે ગૌતમનો અતિથિસત્કાર કર્યો અને સાગના પુષ્પોથી ગૂંથેલુ એક દિવ્ય આસન તેને બેસવા માટે આપ્યુ.[૩] પછી જે પ્રદેશમાં ભગીરથરાજાનો રથ ફરી વળ્યો છે અને જયા ગગાનદી વહી રહી છે, તે પ્રદેશમાં સચાર કરનારા મોટા મોટા માછલા તેને ભોજનને માટે અર્પણ કર્યા.[૪] વળી કશ્યપના પુત્ર તે બકરાજે બીજા પુષ્ટ માછલાઓ તથા ટાઢ દૂર કરવા માટે પ્રદીપ્ત અગ્નિ અતિથિ ગૌતમને નિવેદન કર્યાં.[૫] પછી મનમા પ્રસન્ન થયેલો બ્રાહ્મણ ગૌતમ જ્યારે ભોજન કરવા લાગ્યો, ત્યારે તેનો પરિશ્રમ દૂર કરવા માટે, મહાતપસ્વી બકરાજ પોતાની બન્ને પાખો વડે તેને પવન ઢોળવા લાગ્યો.[૬] ભોજન કરી લીધા પછી વિશ્રાતિથી જ્યારે તે બેઠો, ત્યારે બકરાજે તેને ગોત્ર વગેરેનો પ્રશ્ન પૂછયો. એટલે તેણે 'મારું નામ ગૌતમ છે,' એ સિવાયનો બીજો કંઈ પણ વેદવિષયક ઉત્તર આપ્યો નહિ. પછી બકરાજે દિવ્ય પુષ્પોથી મહેકી રહેલી અને પાંદડાની બનાવેલી દિવ્ય શય્યા ગૌતમને અર્પણ કરી કે જેના ઉપર તે સુખેથી બેઠો.[૭-૮] એ પ્રમાણે ગૌતમ શય્યામાં બેઠો, ત્યારે બોલવામા કુશળ, કશ્યપના પુત્ર રાજધર્માએ તેને પૂછયુ કે, 'કયા કારણને લીધે તારે અહી સુધી આવવુ પડયુ છે ?[૯] હે ભરતવશના યુધિષ્ઠિર ! રાજધર્માના એ પ્રશ્નનો ગૌતમે આ પ્રમાણે ઉત્તર આપ્યો : 'હે મહાબુદ્ધિમાન બકરાજ ! હુ દરિદ્ર છુ, માટે કઈ દ્રવ્ય મેળવવાના કારણથી સમુદ્ર માર્ગે જવા ઇચ્છુ છુ'[૧૦] તે સાભળી રાજધર્માએ પ્રસન્ન થઈને તેને કહ્યુ કે, 'તારે સમુદ્ર સુધી પ્રયાણ કરવાની કંઈ જરૂર નથી હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ! તારું કાર્ય સિદ્ધ થયુ છે, એમ તું માનજે અને દ્રવ્ય લઈને જ તું અહીથી ઘર તરફ જજે.[૧૧] બૃહસ્પતિ માને છે કે, 'આ જગતમા ચાર પ્રકારે દ્રવ્યની સિદ્ધિ થાય છે. એક તો વશપરપરાથી દ્રવ્યની પ્રાપ્તિ થાય છે. બીજું દૈવયોગે દ્રવ્ય આવી મળે છે, ત્રીજું પોતાની ઇચ્છાને અનુસરીને કરેલા પરિશ્રમથી દ્રવ્ય

મળે છે અને ચોથુ મિત્ર તરફથી દ્રવ્ય મળે છે.[૧૨] હુ તારો મિત્ર થયો છુ અને મારો સુહૃદ્ભાવ તારા પર સ્થિર થયો છે, માટે હુ એવા પ્રકારનો પ્રયત્ન કરીશ કે જેથી તું ધનવાન બની જઈશ '[૧૩] (આમ કહ્યા પછી તેઓ બન્ને જણા નિદ્રાવશ થયા ) તે પછી જ્યારે પ્રભાત થયુ, ત્યારે સુખશયનના કુશળ સમાચાર પૂછીને બકરાજે ગૌતમને કહ્યુ કે, ' હે સૌમ્ય ! તું આ માર્ગે થઈને જા, જેથી કૃતકૃત્ય થઈશ અહીથી ત્રણેક યોજન દૂર જતા રાક્ષસોના મહાન રાજા વિરૂપાક્ષનો તને મેળાપ થશે. એ રાક્ષસ જગતમા પ્રખ્યાત થયેલો છે, મારો મિત્ર છે અને મહાબળવાન છે [૧૪-૧૫] માટે હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ! મારા વચનને અનુસરીને તુ તેની પાસે જા તે તારા ઇચ્છિત મનોરથોને પૂર્ણ કરશે, એમા કઈ સશય નથી '[૧૬]

હે રાજન્ ! નાડીજઘે એ પ્રમાણે કહ્યું એટલે ગૌતમ પરિશ્રમથી રહિત થઈને ત્યાથી ચાલી નીકળ્યો અને માર્ગમા અમૃતના જેવા મધુર ફળોનુ યથેષ્ટ ભક્ષણ કરતો તથા ચદન, અગર, તજ અને તમાલપત્ર વગેરેના મોટા મોટા વનોનું સેવન કરતો સત્વર જવા લાગ્યો [૧૭-૧૮] આગળ જતા રાક્ષસ વિરૂપાક્ષનુ મેરુવ્રજ નામનુ નગર તેની દૃષ્ટિએ પડ્યું. એ નગરના દરવાજા કેવળ પથ્થરના હતા, તેની આસપાસ પર્વતનો કિલ્લો હતો, તેનો તટપ્રદેશ પણ કેવળ પર્વતમય હતો અને તેની ચોતરફ પર્વતોના જેવડા મોટા યંત્રો ગોઠવી દેવામા આવ્યા હતા.[૧૯] હે રાજન્ ! તે નગરમા રહેનારો રાક્ષસ રાજા વિરૂપાક્ષ બુદ્ધિમાન હતો. તેના જાણવામા આવ્યુ કે, પોતાના મિત્ર બકરાજે એક પ્રિય અતિથિને પ્રીતિપૂર્વક પોતાની પાસે મોકલ્યો છે,[૨૦] તેથી હે યુધિષ્ઠિર ! તેણે પોતાના સેવકોને આજ્ઞા આપી કે, 'જાઓ, નગરના દ્વારમા આવેલા બ્રાહ્મણ ગૌતમને એકદમ અહી તેડી લાવો '[૨૧] એ પ્રમાણે પોતાના રાજાની આજ્ઞા થઈ, એટલે અનેક સેવકો બાજપક્ષીના જેવા વેગથી તે મહાનગરમાથી બહાર નીકળ્યા અને 'ગૌતમ ! ગૌતમ !' એવી બૂમો પાડતા શહેરના દરવાજા આગળ આવી પહોચ્યા [૨૨] પછી હે મહારાજા ! રાક્ષસ વિરૂપાક્ષના સેવકોએ બ્રાહ્મણ ગૌતમને કહ્યુ કે, 'ચાલ, જલદી કર, સર્વ રાક્ષસોનો રાજા વીર વિરૂપાક્ષ તને મળવા માટે ઇચ્છે છે, માટે તું ઝટ ચાલ '[૨૩-૨૪] તે સાભળીને બ્રાહ્મણ ગૌતમ પરમ આશ્ચર્ય પામ્યો તેનો પરિશ્રમ તો એકદમ દૂર જ થઈ ગયો પછી તે એકદમ પેલા રાજસેવકોની સાથે નગરમા દાખલ થયો. એ વેળા નગરની ઉત્તમ સમૃદ્ધિ જોઈને તે ઘણો જ વિસ્મય પામ્યો અને રાક્ષસરાજાના દર્શનની આકાક્ષાથી સત્વર તેજ રાજસેવકોની સાથે રાજમહેલ પાસે તે જઈ પહોચ્યો.[૨૫-૨૬]

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાતર્ગત આપદ્ધર્માનુશાસન પર્વમા ' કૃતઘ્ન આખ્યાન ગૌતમનો મેરુવ્રજ નગરમા પ્રવેશ ' નામનો અધ્યાય ૧૭૦ મો સમાપ્ત

# अध्याय १७१ मो

## કૃતઘ્ન આખ્યાન—ગૌતમને દ્રવ્યપ્રાપ્તિ અને તેનો દુષ્ટ વિચાર

॥ भीष्म उवाच ॥

**ततः स विदितो राज्ञः प्रविश्य गृहमुत्तमम् ।**
**पूजितो राक्षसेन्द्रेण निषसादासनोत्तमे ॥ १ ॥**

ભીષ્મે કહ્યુ હે યુધિષ્ઠિર ! તે પછી ગૌતમ રાજાના સુદર મહેલમા દાખલ થયો, એટલે રાક્ષસેદ્ર વિરૂપાક્ષે તેને ઓળખી લઈ ને વિધિપૂર્વક પૂજા કરી અને ઉત્તમ આસન ઉપર બેસાડ્યા પછી તેને ગોત્ર, વેદની શાખા તથા બ્રહ્મચર્યાવસ્થામા કરેલા વેદાધ્યયન વિષે પ્રશ્ન પૂછ્યો, પરતુ ગૌતમે પોતાના ગોત્ર સિવાય બીજા કશાનો ઉત્તર આપ્યો નહિ, કેમ કે તે બ્રહ્મતેજથી ભ્રષ્ટ હતો, વેદાધ્યયનથી રહિત હતો ને માત્ર એક ગોત્રને જ જાણતો હતો પછી રાજા વિરૂપાક્ષે તેના નિવાસસ્થાન વિષે પ્રશ્ન કર્યો [૧-૩]

રાક્ષસે પૂછ્યુ : હે કલ્યાણમૂર્તિ બ્રાહ્મણ ! તમે ક્યાના રહેવાસી છો, તમારી સ્રી કયા ગોત્રની છે? એ તમે કહો. તમારે અહી કોઈનાથી ડરવુ નહિ તમે સુખેથી અમારા પર વિશ્વાસ રાખો [૪]

ગૌતમે કહ્યુ ' મારો જન્મ મધ્યદેશમા થયેલો છે, હમણા હુ એક ભીલલોકોના ગામમા રહેતો હતો અને મારી સ્રી શૂદ્રજાતિની હોઈને પુનર્લગ્ની છે, આ હુ તમને સત્ય કહુ છુ.[૫]

ભીષ્મે કહ્યુ : ગૌતમના એ વાક્યો સાભળીને રાક્ષસરાજા મનમા વિચાર કરવા લાગ્યો કે, 'હવે

મારે શું કરવું? અને શું કરવાથી મને પુણ્ય પ્રાપ્ત થાય? આ ગૌતમ કેવળ જન્મનો જ બ્રાહ્મણ છે, તોપણ મહાત્મા બકરાજનો મિત્ર છે. વળી કશ્યપના પુત્ર તે બકરાજે આને મારી પાસે મોકલ્યો છે; માટે (ગમે તે હો) પણ મારે જે બકરાજને પ્રિય હોય તે જ કરવું જોઈએ, કેમ કે તે મારો આશ્રિત છે, મારો ભાઈ છે, બાંધવ છે અને મારા હૃદયમાં રહેલો મિત્ર છે.[૧-૮] આજે કાર્તિકી પૂર્ણિમા છે, તેથી મારે ત્યાં એક હજાર ઉત્તમ બ્રાહ્મણો ભોજન લેવાના છે. તેઓની સાથે આ ગૌતમ પણ ભોજન લેશે અને પછી તેને હું ધન આપીશ.[૯] ખરેખર, આજનો દિવસ પવિત્ર છે અને વળી આ અતિથિ મારે ત્યાં આવ્યો છે; માટે હું તેને ધન આપવાનો સંકલ્પ જ કરું છું, એમાં વિચાર કરવાનું શું કારણ છે?'[૧૦]

એ પ્રમાણે રાક્ષસરાજા વિચાર કરતો હતો, તેવામાં એક હજાર વિદ્વાન બ્રાહ્મણો કે જેઓએ સ્નાનસંધ્યા કરીને રેશમી વસ્ત્રો પહેર્યાં હતાં અને ઉત્તમ પ્રકારના અલંકારો ધારણ કર્યા હતા તેઓ ત્યા ભોજન લેવા માટે આવી પહોંચ્યા.[૧૧] હે રાજા! રાક્ષસ વિરૂપાક્ષે પોતાને ત્યાં આવેલા તે ઉત્તમ બ્રાહ્મણોની શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે યથાયોગ્ય પૂજા કરી.[૧૨] પછી રાક્ષસરાજાની આજ્ઞા થતાં સેવકોએ નીચે દર્ભ મૂકીને, ઉત્તમ આસનો પૃથ્વી પર બિછાવી દીધાં.[૧૩] તેના ઉપર રાજાના સત્કારપૂર્વક બ્રાહ્મણો બિરાજ્યા, એટલે તલ અને દર્ભથી મિશ્ર કરેલા જળ વડે તેઓની યથાવિધિ પૂજા કરવામાં આવી.[૧૪] વળી તેઓને વિશ્વેદેવાઓ, પિતૃઓ તથા અગ્નિઓ તરીકે માનવામાં આવ્યા ને પછી તે સર્વ બ્રાહ્મણોને ચંદનનું લેપન કરવામાં આવ્યું, પુષ્પોની માળાઓ પહેરાવી અને બીજા કેટલાએક ઉત્તમ ઉપચારો કરીને સારી રીતે પૂજા કરી.[૧૫] હે મહારાજા! તે સમયે એ બ્રાહ્મણો નક્ષત્રપતિ ચન્દ્રના જેવા શોભતા હતા. એ રીતે પૂજન-અર્ચન થઈ રહ્યા પછી પ્રત્યેક બ્રાહ્મણને સુવર્ણની ઉત્તમ થાળીઓનું દાન કરવામાં આવ્યુ. તે સર્વ થાળીઓ હીરાઓથી જડેલી હતી, અત્યંત સ્વચ્છ હતી અને મધ તથા ઘીથી વ્યાપ્ત એવા ઉત્તમ પ્રતિના અન્નથી ભરપૂર હતી. હે રાજા! અમે સાંભળ્યું છે કે, રાક્ષસ વિરૂપાક્ષને ત્યાં પ્રત્યેક આષાઢી તથા પ્રત્યેક માઘ માસની પૂર્ણિમાને દિવસે અનેક બ્રાહ્મણોને સત્કારપૂર્વક ઉત્તમ ભોજન આપવામાં આવતું હતું અને તેમાં પણ શરદઋતુ વીતી ગયા પછી કાર્તિકી પૂર્ણિમાને દિવસે તો બ્રાહ્મણોને જમાડ્યા પછી રત્નો, સુવર્ણ, રૌપ્ય, હીરા અને મોતીઓનું ખાસ કરીને દાન આપવામાં આવતું હતું.[૧૬-૧૯]

હે ભારત! એ પ્રમાણે પ્રત્યેક વર્ષના નિયમને અનુસરીને રાક્ષસ વિરૂપાક્ષે સર્વ બ્રાહ્મણોની સમીપ મહાકિંમતી હીરા, વૈડૂર્યમણિ તથા રત્નોના ઢગો દક્ષિણા તરીકે મૂકીને અને વસ્ત્રમાં મૃગ ચર્મ તથા રંકુમૃગના ચર્મને મૂકીને બ્રાહ્મણોને કહ્યુ કે, 'હે બ્રાહ્મણો! આ રત્નોને તથા મૃગચર્મોને તમારી ઇચ્છામાં આવે તેમ અને તમારા ઉત્સાહ પ્રમાણે લઈ જાઓ; તેમ જ હે ઉત્તમ બ્રાહ્મણો! તમે જે જે સુવર્ણપાત્રોમાં ભોજન કર્યું છે, તે તે પાત્રને પણ તમે તમારે ઘેર લઈ જાઓ.' મહાત્મા રાક્ષસે એ પ્રમાણે કહ્યું, એટલે સર્વ બ્રાહ્મણોએ પોતાની ઇચ્છાનુસાર રત્નો લીધાં[૨૦-૨૩] અને પછી ઉત્તમ પ્રકારનાં વસ્ત્રાદિકનુ દાન લઈને તથા શ્રેષ્ઠ રત્નો ગ્રહણ કરીને તેઓ પ્રસન્ન થયા.[૨૪] આ રીતે બ્રાહ્મણોને પ્રસન્ન થયેલા જોઈ રાક્ષસરાજાએ તેઓને પુનઃ કહ્યું કે, 'હે બ્રાહ્મણો! તમને હેરાન નહિ કરવા માટે આ સર્વ જુદા જુદા દેશના રાક્ષસોને મનાઈ કરવામાં આવી છે, જેથી આજનો દિવસ તમને રાક્ષસો તરફનો ભય રહેશે નહિ; માટે તમે આનંદમાં રહો અને જેમ બને તેમ શીઘ્ર યથેષ્ટ સ્થળે ચાલ્યા જાઓ.'[૨૫,૨૬]

રાક્ષસનાં એ વચન સાંભળીને બ્રાહ્મણોનાં ટોળે ટોળાં ચારે બાજુ જવા માટે નીકળી પડ્યાં, એટલે પેલો ગૌતમ પણ સુવર્ણનો ભારો મસ્તકે ઉપાડીને ઉતાવળો ઉતાવળો ત્યાંથી ચાલી નીકળ્યો. તેણે એટલાં બધાં રત્નોનો ભારો બાંધ્યો હતો કે જેથી તે મહાપ્રયત્ને ઊંચકી શકતો હતો. એ પ્રમાણે પુષ્કળ દ્રવ્ય સંપાદન કરીને બ્રાહ્મણ ગૌતમ પેલા વડના વૃક્ષ પાસે આવી પહોચ્યો. તેને થાક ઘણો લાગ્યો હતો અને ક્ષુધા પણ કકડીને લાગી હતી, જેથી વિશ્રાંતિ લેવા માટે વડના વૃક્ષ નીચે જઈને તે બેઠો.[૨૭,૨૮] એ વેળા હે રાજન્! પક્ષીઓમાં ઉત્તમ એવો બકરાજ રાજધર્મા પોતાના મિત્ર ઉપરના

પ્રેમભાવને લીધે ગૌતમ પાસે આવ્યો અને સ્વાગત વચનથી તેને અભિનંદન આપવા લાગ્યો;[૨૯] એટલું જ નહિ પણ પોતાની બન્ને પાંખો વડે પવન ઢોળીને તેના શ્રમને દૂર કરવા લાગ્યો અને પૂજાસત્કાર કરીને તેના ભોજન માટે પણ તેણે વ્યવસ્થા કરી આપી.[૩૦] ખૂબ વિશ્રાંતિ લઈ ને ગૌતમે ભોજન કર્યું અને પછી મનમાં વિચાર કરવા માંડ્યો કે, 'મારી પાસે આ સુવર્ણનો ભાર પુષ્કળ છે. મેં લોભ અને મોહને અધીન થઈને પુષ્કળ દ્રવ્ય ઉઠાવ્યું છે; પરંતુ મારે અહીંથી ઘણે દૂર જવાનું છે. વળી માર્ગમાં ખાવાને માટે મારી પાસે કંઈ પણ નથી. તો મારા પ્રાણને હું કેવી રીતે ટકાવી શકીશ ?' આવો વિચાર કરીને તેણે આસપાસ જોયુ, તોપણ માર્ગમાં ખાવા માટેનો કોઈ પણ પદાર્થ તેની નજરે પડ્યો નહિ.[૩૧-૩૩] હે પુરુષવ્યાઘ્ર! પછી તે કૃતઘ્ની બ્રાહ્મણે મનમાં એક એવો ક્ષુદ્ર વિચાર કર્યો કે, 'આ બકરાજ મારી પાસે જ બેઠેલો છે અને વળી તે માસનો મોટો ઢગલો જ છે; માટે એને મારી નાખીને અને (ભાતા તરીકે) સાથે લઈને હું મારા ઘર તરફ એકદમ ચાલ્યો જઈશ.'[૩૪-૪૫]

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાંતર્ગત આપદ્ધર્માનુશાસનપર્વમા 'કૃતઘ્ન આખ્યાન-ગૌતમને દ્રવ્યપ્રાપ્તિ અને તેનો દુષ્ટ વિચાર' નામનો અધ્યાય ૧૭૧ મો સમાપ્ત

## अध्याय १७२ मो

### કૃતઘ્ન આખ્યાન-ગૌતમનું ઘોર પાપ અને તે પાપનું ભયંકર ફળ

॥ भीष्म उवाच ॥

**अथ तत्र महार्चिष्माननलो वातसारथिः ।**
**तस्या विदूरे रक्षाथ खगेन्द्रेण कृतोऽभवत् ॥ १ ॥**

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિર! ગૌતમે એવો વિચાર કરી રાખ્યો; તે પછી એવું બન્યું કે, તે વડ નીચે પક્ષીરાજ નાડીજંઘે પોતાના અતિથિ ગૌતમની ટાઢ દૂર કરવા માટે તેની સમીપ જ અગ્નિનો મોટો ભડકો સળગાવી રાખ્યો હતો.[૧] બકરાજને તો બ્રાહ્મણ ગૌતમનો સંપૂર્ણ વિશ્વાસ હતો, જેથી પોતે નિશ્ચિંત થઈને ગૌતમની પાસે નિદ્રાવશ થઈ ગયો.[૨] (એ સમયનો લાભ લઈ ને) દુષ્ટાત્મા અને કૃતઘ્ની બ્રાહ્મણ ગૌતમ બકરાજા નાડીજંઘને મારી નાખવાની ઇચ્છાથી ધીમે રહીને ઊભો થયો અને પાસે સળગતા અગ્નિમાંથી એક ભળભળતું ઊંબાડિયું હાથમાં લઈને પેલા વિશ્વાસુ પક્ષીના ઉપર તેણે ચાંપી દીધું અને એ રીતે તેને મારી નાખ્યો. અફસોસ! તે કૃતઘ્ની બ્રાહ્મણ પક્ષીરાજ નાડીજંઘને મારીને મનમાં પ્રસન્ન થયો, પણ તેણે એ દુષ્ટ કૃત્યના પાપનો કે દોષનો લેશમાત્ર વિચાર કર્યો નહિ અને તુરત જ તે પક્ષીનાં પીછાં તથા રુવાંટાં જુદાં કરી નાખીને અગ્નિમાં તેને રાંધી નાખ્યો. પછી તે તૈયાર થયેલા ખોરાકને તથા સુવર્ણને સાથે લઈ ને તે બ્રાહ્મણ ઉતાવળે પગલે ત્યાંથી ચાલતો થયો.[૩-૪] એ વાતને એક દિવસ વીતી ગયો એટલે બીજે દિવસે રાક્ષસ વિરૂપાક્ષે પોતાના પુત્રને કહ્યું કે, 'હે પુત્ર! પક્ષીરાજ રાજધર્માને આજે હું કેમ જોઈ શકયો નથી?[૫] તે હમેશાં પ્રાતઃકાલના સમયે બ્રહ્મદેવને વંદન કરવા માટે જાય છે અને ત્યાંથી જ્યારે પાછો ફરે છે, ત્યારે મને મળ્યા વિના કદી પણ પોતાને ઘેર જતો નથી.[૬] આજે બે દિવસ થયા તે મારે ઘેર આવ્યો નથી, જેથી મારા મનમાં તેના જીવિત માટે શંકા રહે છે; માટે જા, એ મારા મિત્રની તું તપાસ કર.[૭] મને શંકા રહે છે કે, પેલો નીચ બ્રાહ્મણ ગૌતમ જે સ્વાધ્યાય અને બ્રહ્મતેજથી ભ્રષ્ટ હતો, તેણે એ મારા મિત્રને કદાચ મારી નાખ્યો હશે;[૮] કેમ કે મેં તેની ચેષ્ટાઓ ઉપરથી જાણી લીધું છે કે, એ બ્રાહ્મણ દુરાચારી, દુર્બુદ્ધિ, નિર્દય, દારુણ આકૃતિનો, દુષ્ટ તથા દસ્યુના જેવો અધમ હોવો જોઈએ.[૯] વળી તે નીચ ગૌતમ અહીંથી તે તરફ જ ગયો છે, જેથી મારા મનમાં ઉદ્વેગ થયા કરે છે; માટે હે પુત્ર! તું અહીંથી સત્વર રાજધર્માના ગૃહ તરફ જા અને તપાસ કર કે, પવિત્રાત્મા તે રાજધર્મા જીવે છે કે નહિ ?'

રાક્ષસ વિરૂપાક્ષે એ પ્રમાણે કહ્યું, એટલે તેનો પુત્ર અનેક રાક્ષસોને સાથે લઈ ને સત્વર ત્યાંથી નીકળી પડ્યો[૧૦-૧૧] અને પેલા વડના ઝાડ નીચે આવી પહોંચ્યો. ત્યાં આવીને તેણે જોયું તો રાજધર્માનાં હાડકાં ત્યાં પડ્યાં હતાં. તે જોઈને બુદ્ધિમાન રાક્ષસરાજ વિરૂપાક્ષનો પુત્ર પ્રથમ તો રડી પડ્યો અને પછી ઘણી જ ઝડપથી અને

પૂર્ણ ઝુસ્સાથી ગૌતમને પકડવા માટે દોડ્યો. ગૌતમ હજી બહુ દૂર જઈ શકયો ન હતો, તેવામાં તો તે રાક્ષસોએ તેને પકડી પાડ્યો અને તેની પાસેથી પાંખો, હાડકાં અને પગ વિનાનું રાજધર્માનું શરીર પણ ખૂંચવી લીધું. પછી તે ગૌતમને પણ સાથે લઈને રાક્ષસો ઘણી જ ઝડપથી મેરુવ્રજમાં જઈ પહોંચ્યા.૧૨-૧૪ ત્યાં જઈને તેઓએ રાજધર્માના શરીરને તથા પાપકર્મ કરનારા કૃતઘ્ન ગૌતમને પોતાના રાજાની આગળ રજૂ કર્યો.૧૫ રાજા વિરૂપાક્ષ પોતાના મિત્રના મૃત શરીરને જોઈને અમાત્યો અને પુરોહિતોની સાથે પોકેપોકે રડવા લાગ્યો અને તે વેળા તેના રાજમહેલમાં મોટી રડારોળ થઈ રહી, એટલું જ નહિ પણ તેના આખા નગરમાં સ્ત્રીઓ તથા બાળકો સુદ્ધાંનાં મન અત્યંત ઉદાસ થઈ ગયાં. પછી રાજા વિરૂપાક્ષે પોતાના પુત્રને આજ્ઞા કરી કે, 'હે પુત્ર! આ પાપીને તું મારી નાખ. આના માંસનું ભક્ષણ કરીને આ સર્વ રાક્ષસો ભલે પોતાની ઇચ્છાનુસાર સર્વત્ર વિહાર કરે.' (પોતાના પુત્રને એમ કહ્યા પછી તેણે સર્વ રાક્ષસોને ઉદ્દેશીને કહ્યું) કે, 'હે રાક્ષસો! આ પુરુષ પાપી આચરણ કરનારો છે, પાપકર્મી છે, પાપી મનનો છે અને પાપકૃત્યને સાધનારો છે; માટે એને તમારે મારી નાખવો, એમ હું ઇચ્છું છું.' એ પ્રમાણે રાક્ષસરાજા વિરૂપાક્ષે કહ્યું, તોપણ ઘોર પરાક્રમ કરનારા રાક્ષસોએ પાપી કર્મ કરનારા તે ગૌતમને ખાઈ જવાની ઇચ્છા કરી નહિ; પરંતુ હે યુધિષ્ઠિર! તેઓએ પોતાના રાજાને શિરસા પ્રણામ કરીને પ્રાર્થના કરી કે, 'આ અધમ પુરુષ ભીલલોકોને સોંપો તો સારું, પણ અમને તેનું પાપી શરીર ભક્ષણ કરવા માટે ન આપો; (કેમ કે એ પુરુષના પાપી શરીરનું ભક્ષણ કરવાથી અમે પણ પાપી જ થઈએ.)' 'બહુ સારું' એમ કહીને રાક્ષસરાજા વિરૂપાક્ષે સર્વ રાક્ષસોને અનુમતિ આપી અને પુનઃ કહ્યું કે, 'હે રાક્ષસો! આ કૃતઘ્ની પુરુષને આજ ને આજ ભીલ લોકોને સોંપી દો.' આવી આજ્ઞા થતાં જ રાક્ષસોએ ત્રિશૂળો અને પટ્ટિશો હાથમાં લઈને પાપી ગૌતમના કટકેકટકા કરી નાખ્યા અને ભીલલોકોને વહેંચી દીધા; પરંતુ ભીલલોકોએ પણ તે પાપકર્મી ગૌતમને ખાવાની ઇચ્છા કરી નહિ. આમ હે રાજેંદ્ર! માંસાહારી ભીલલોકો પણ કૃતઘ્ની પુરુષના શરીરનું ભક્ષણ કરતા નથી;૧૬-૨૪ માટે જ હે રાજા! શાસ્ત્રકારોએ બ્રહ્મહત્યા કરનાર, મદિરાપાન કરનાર, ચોરી કરનાર કે વ્રતનું ખંડન કરનાર પુરુષને શુદ્ધ કરવા માટે પ્રાયશ્ચિત્ત કહેલાં છે, પણ કૃતઘ્ની પુરુષને શુદ્ધ કરવા માટે કોઈ સ્થળે પ્રાયશ્ચિત્ત કહ્યું નથી.૨ જે પુરુષ મિત્રદ્રોહી હોય, કૃતઘ્ની હોય અને ઘાતકી હોય, તેવા અધમને માંસાહારી પશુપક્ષીઓ કીડાઓ પણ ખાતા નથી.૨૬

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત આપદ્ધર્માનુશાસન-પર્વમાં 'કૃતઘ્ન આખ્યાન-ગૌતમનું ઘોર પાપ અને તે પાપનું ભયંકર ફળ' નામનો અધ્યાય ૧૭૨ મો સમાપ્ત

## अध्याय १७३ मो

### કૃતઘ્ન આખ્યાન-સજ્જન કદી દુર્જન થતો જ નથી

॥ भीष्म उवाच ॥

**ततश्चितां बकपतेः कारयामास राक्षसः ।**
**रत्नैर्गन्धैश्च बहुभिर्वस्त्रैश्च समलंकृताम् ॥ १ ॥**

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર રાજા! તે પછી રાક્ષસ વિરૂપાક્ષે પોતાના મિત્ર બકરાજનો અગ્નિદાહ કરવા માટે એક ચિતા કરાવી, જે ચિતા રત્નો, સુગંધી પદાર્થો અને અનેક જાતનાં વસ્ત્રોથી સુશોભિત હતી.૧ પ્રતાપી રાજા વિરૂપાક્ષે એ ચિતામાં બકરાજના શરીરને પધરાવીને તેનું દહન કર્યું અને પછી વિધિપૂર્વક સર્વ પ્રેતકૃત્યો કરવા માંડ્યાં. તે સમયે દક્ષની કન્યા કલ્યાણી કામધેનુ દેવી, બકરાજની ચિતાના ઉપરના ભાગમાં પયઃક્ષરણ કરતી (દૂધની ધારા વરસાવતી) સાક્ષાત્ પ્રકટ થઈ.૨-૩ હે નિર્દોષ રાજા! તેના મુખમાંથી નીકળેલું દૂધમિશ્ર ફીણ બકરાજ રાજધર્માની ચિતા ઉપર જેવું પડ્યું કે તુરત જ બકરાજ સજીવન થયો અને એકદમ ત્યાંથી ઊડીને વિરૂપાક્ષની પાસે જઈ બેઠો.૪-૫ એ જ સમયે દેવરાજા ઇંદ્ર પણ વિરૂપાક્ષના નગરમાં આવી પહોંચ્યો અને તેણે વિરૂપાક્ષને કહ્યું કે, 'તેં ૨ બકરાજને જીવતો કર્યો, તે બહુ જ સારું કર્યું છે. પછી ઇંદ્રે રાજધર્માને પૂર્વે બ્રહ્મદેવનો શાપ થ હતો, એ વિષેની પુરાતની કથા વિરૂપાક્ષને

સભળાવી કે,[૭] 'હે રાજન્! પૂર્વે એક દિવસ આ બકરાજ જ્યારે બ્રહ્મદેવની પાસે ગયો ન હતો, ત્યારે બ્રહ્મદેવે ક્રોધાયમાન થઈને તેને આ પ્રમાણે શાપ આપ્યો હતો[૮] 'એ મૂઢ, નીચ બગલો આજે મારી સભામા આવ્યો નથી, માટે તે દુરાત્મા અલ્પકાળમા જ નાશ પામશે' આવા શાપને લીધે ગાતમે આ બકરાજને મારી નાખ્યો હતો અને પુન તે બ્રહ્મદેવે જ અમૃતસિચન કરીને આને સજીવન કર્યો છે.' ઇદ્રે એ પ્રમાણે કહ્યુ તે પછી બકરાજે તેને પ્રણામ કરીને પ્રાર્થના કરી કે, 'હે દેવરાજ! તમે મારા ઉપર કૃપાબુદ્ધિ કરી છે, તેથી હુ પ્રાર્થના કરુ છું કે, મારા પ્રિય મિત્ર ગૌતમને તમે જીવતો કરો' હે પુરુષશ્રેષ્ઠ યુધિષ્ઠિર! બકરાજની એ પ્રાર્થના ઉપરથી ઇદ્રે અમૃતસિચન કરીને બ્રાહ્મણ ગૌતમને જીવતો કર્યો, એટલે હે રાજા! બકરાજ નાડીજઘે ગૌતમ પાસે આવીને પરમ પ્રીતિપૂર્વક તેને ભેટીને તેનુ સુવર્ણાદિ દ્રવ્ય પુન તેને અર્પણ કર્યું અને પછી તે પાપકર્મી બ્રાહ્મણને તેના દેશ તરફ રવાના કરીને પોતે પોતાના નિવાસ સ્થાનમા દાખલ થયો. પછી દરરોજના નિયમ પ્રમાણે બકરાજ રાજધર્મા બ્રહ્મદેવની સભામા ગયો, એટલે બ્રહ્મદેવે પોતે તે મહાત્માને આતિથ્યસત્કાર પૂર્વક ઘણુ માન આપ્યુ. બીજી તરફ પેલો ગૌતમ પણ ત્યાથી નીકળીને પુન. તે ભીલના ગામમા જ ગયો અને ત્યા રહેલી પોતાની શૂદ્ર સ્રીને પેટે પાપકર્મ કરનારા પુત્રોને તેણે ઉત્પન્ન કર્યા,[૯-૧૬] જેથી સર્વ દેવગણોએ તેને અતિ મહાન શાપ આપ્યો કે, 'આ પાપી ગૌતમે પુનર્લગ્ન કરનારી શૂદ્ર સ્રીના ઉદરે ઘણા કાળ પર્યંત પુત્રોને ઉત્પન્ન કર્યા છે, માટે એ કૃતઘ્ની ઘોર નરકમા પડશે'

હે ભરતવશી રાજા! આ કૃતઘ્નનુ આખ્યાન પૂર્વે નારદે મને કહ્યુ હતુ અને તે મોટા આખ્યાનનું આજે યથાવત્ સ્મરણ કરીને મે તમને કહ્યુ છે[૧૭-૧૯] જે પુરુષ કૃતઘ્ની હોય છે તેને યશ, સ્થાન કે સુખ ક્યાથી મળે? કૃતઘ્નનો કોઈ વિશ્વાસ કરતુ નથી અને કૃતઘ્નને માટે કોઈ પ્રકારનુ પ્રાયશ્ચિત્ત પણ નથી,[૨૦] માટે પ્રત્યેક પુરુષે ખાસ કરીને મિત્રનો દ્રોહ તો કરવો જ નહિ, કેમ કે મિત્રનો દ્રોહ કરનાર પુરુષ અનંતકાળ પર્યંત ઘોર નરકમા પડી રહે છે,[૨૧] માટે મિત્ર સપાદન કરવાની ઇચ્છાવાળાએ સદાય કૃતજ્ઞ થવું, કેમ કે મિત્રની પાસેથી સર્વ કઈ મેળવી શકાય છે અને મિત્ર દ્વારા પૂજાસત્કાર પણ મળે છે,[૨૨] એટલુ જ નહિ પણ મિત્ર દ્વારા ભોગો ભોગવી શકાય છે અને મિત્ર દ્વારા આપત્તિઓમાથી પણ મુક્ત થવાય છે, માટે વિદ્વાન પુરુષે ઉત્તમ સત્કાર પૂર્વક મિત્રની પૂજા કરવી-તેને માન આપવુ.[૨૩] જે પુરુષ કૃતઘ્ની હોય છે, તે પાપી હોય છે, નિર્લજ્જ હોય છે, મિત્રોનો દ્રોહ કરનાર હોય છે, કુળમા અગારા સરખો હોય છે અને પાપકૃત્ય કરનારો હોય છે, માટે વિદ્વાનોએ તેવા અધમ પુરુષનો ત્યાગ જ કરી દેવો.[૨૪] હે ધાર્મિક શ્રેષ્ઠ યુધિષ્ઠિર રાજા! એ પ્રમાણે મે તમારી આગળ મિત્રોનો દ્રોહ કરનારા પાપી અથવા કૃતઘ્ની પુરુષની કથા કહી સભળાવી, તો હવે ફરી શું સાભળવાની તમને ઇચ્છા છે?

વૈશપાયને કહ્યુ : હે જનમેજય! મહાત્મા ભીષ્મે કહેલા એ વાક્યને સાભળીને રાજા યુધિષ્ઠિર મનમા પ્રસન્ન થયા[૨૫-૨૬]

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાતર્ગત આપદ્ધર્માનુશાસનપર્વમા 'કૃતઘ્ન આખ્યાન-સજ્જન કી દુર્જન થતો જ નથી' નામનો અધ્યાય ૧૭૩ મો સમાપ્ત

## આપદ્ધર્માનુશાસનપર્વ સમાપ્ત

# मोक्षधर्मानुशासनपर्व

मगलाचरण

नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम्।
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥१॥

ભગવાન નારાયણને, નરોમા ઉત્તમ ભગવાન નરને તથા દેવી સરસ્વતીને નમસ્કાર કર્યા પછી ઐતિહાસિક શાસ્રગ્રથનો આરભ કરવો.[૧]

## અધ્યાય ૧૭૪ મો

### રાજા સેનજિત્ અને બ્રાહ્મણનો સંવાદ-પિંગલાગીત

॥ युधिष्ठिर उवाच ॥

धर्माः पितामहेनोक्ता राजधर्माश्रिताः शुभाः।
धर्ममाश्रमिणां श्रेष्ठं वक्तुमर्हसि पार्थिव ॥१॥

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ! રાજધર્મના

અંગભૂત અને કલ્યાણ કરનારા આપદ્ધર્મોનું તમે નિરૂપણ કર્યું, તો હવે હે રાજા! ગૃહસ્થ આદિ હરકોઈ આશ્રમનું સેવન કરનારા પુરુષોના શ્રેષ્ઠ ધર્મરૂપ મોક્ષધર્મને તમે કહો.[૧]

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિરરાજા! સર્વ આશ્રમોમાં બે પ્રકારના ધર્મોનું આચરણ કરવા માટે વેદમાં કહ્યું છે. (એક પ્રવૃત્તિરૂપ ધર્મ અને બીજો નિવૃત્તિરૂપ ધર્મ. તેમાં અગ્નિહોત્રાદિ વૈદિક કર્મોના અનુષ્ઠાનરૂપ પ્રવૃત્તિધર્મ મૃત્યુ થયા પછી પરલોકમાં ફળ આપનારો છે–પરોક્ષ ફળવાળો છે; પરંતુ) પરબ્રહ્મરૂપ સત્ય વસ્તુના શ્રવણ, મનન અને નિદિધ્યાસનરૂપ તપનું અનુષ્ઠાન કરવાથી; અર્થાત્ નિવૃત્તિધર્મનું આચરણ કરવાથી પરબ્રહ્મના સાક્ષાત્કારરૂપ જે ફળ પ્રાપ્ત થાય છે, તેને મનુષ્ય મરણ પહેલાં આ લોકમાં જ અનુભવી શકે છે. તાત્પર્ય કે નિવૃત્તિધર્મ દૃષ્ટફલક છે–આ લોકમાં જ પ્રત્યક્ષ ફળ આપનાર છે. (આ ઉપરથી એમ તો ન જ કહી શકાય કે, 'નિવૃત્તિધર્મનું ફળ આ લોકમાં જ જો પ્રત્યક્ષ મળે છે, તો પછી પરલોકમાં ફળ આપનારા યજ્ઞાદિકરૂપ પ્રવૃત્તિધર્મનો શા માટે આશ્રય કરવો?' કેમ કે) યજ્ઞયાગાદિ પ્રવૃત્તિધર્મનાં પણ ચિત્તશુદ્ધિ આદિ અનેક ફળ મળે છે; માટે હરકોઈ ધાર્મિક ક્રિયા નિષ્ફળ ગણાતી જ નથી.[૨] હે ભરતશ્રેષ્ઠ યુધિષ્ઠિર! જે જે પુરુષને જે જે પ્રકારના ધાર્મિક વિષયમાં અમુક એક દૃઢ નિશ્ચય થઈ જાય છે, તે પુરુષ તે જ વિષયને પોતાનું કલ્યાણ કરનાર માને છે, બીજાને માનતો નથી.[૩] પછી જેમ જેમ તે પુરુષ આ લોકતંત્રને તૃણાદિના જેવો અસાર અથવા તુચ્છ જાણતો જાય છે, તેમ તેમ તેનું ચિત્ત શુદ્ધ થાય છે અને આ સંસાર ઉપર તેને વૈરાગ્ય થાય છે, એમાં સંશય નથી.[૪] હે યુધિષ્ઠિર! સ્થાવરથી આરંભી સત્યલોક સુધીનું આ સર્વ જગત અનેક પ્રકારના દોષોથી ભરપૂર છે. આવો નિશ્ચય કરીને બુદ્ધિમાન પુરુષે મોક્ષ મેળવવા માટે અવશ્ય યત્ન કરવો જોઈએ.[૫]

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ! જે વેળા ધનનો નાશ થઈ જાય અથવા સ્ત્રી, પુત્ર કે પિતાનું મરણ થાય, તે વેળા કયા જ્ઞાનનો આશ્રય કરીને શોકને દૂર કરવો, તે મને કહો.[૬]

ભીષ્મે કહ્યું : જે વેળા ધનનો નાશ થઈ જાય અથવા સ્ત્રી, પુત્ર કે પિતાનું મરણ થાય તે વેળા પુરુષે 'અહો! આત્માથી ભિન્ન એવું આ સર્વ જગત કેવળ દુઃખસ્વરૂપ છે.' આવો મનમાં વિચાર કરી શોકને દૂર કરવા માટે ઉપાય કરવો. શમદમાદિ મોક્ષસાધનોનું સેવન કરવું[૭] આના સંબધમાં એક પ્રાચીન ઇતિહાસનું વિદ્વાનો ઉદાહરણ આપે છે કે, પૂર્વે સેનજિત્ નામનો એક રાજા પોતાના પુત્રના મરણથી શોક વડે વિહ્વળ થઈ ગયો અને શોકને લીધે તપી જઈને મનમાં ખિન્ન થઈ ગયો, ત્યારે તેનો મિત્ર કે જે એક બ્રાહ્મણ હતો, તે તેની પાસે આવ્યો અને આ પ્રમાણે કહેવા લાગ્યો :[૮-૯] તું આમ મોહવશ શા માટે થાય છે? (અને આવી મૂઢતાને લીધે) તું પોતે જ જ્યારે શોક કરવા યોગ્ય છે, ત્યારે તારા પુત્રનો તું શા માટે શોક કરે છે? તું જાણતો નથી કે, તું જેમ શોક કરે છે, તેમ બીજા લોકો (તારાં સંબંધીઓ) તારો પણ શોક કરશે અને તેઓનો વળી બીજાઓ શોક કરશે; માટે સમજ કે જગતમાં સર્વ પ્રાણીઓ તારા પુત્રની ગતિને જ પામવાનાં છે.[૧૦] હે રાજા! તું, હું અને બીજા આ સર્વ પુરુષો કે જેઓ તારી સેવા કરી રહ્યા છે, તેઓ બધા આપણે જ્યાંથી આવ્યા છીએ, ત્યાં જ જવાના છીએ.[૧૧]

સેનજિતે પૂછ્યું : હે તપોધન બ્રાહ્મણ! એવી તે કઈ બુદ્ધિ છે? કયું તપ છે? કઈ સમાધિ છે? કયું જ્ઞાન છે? અને કયું શાસ્ત્ર છે, કે જેને પ્રાપ્ત કરીને તમે ખેદ કરતા નથી?'[૧૨]

બ્રાહ્મણે કહ્યું : 'આ જગતમાં ઉત્તમ, મધ્યમ અને અધમ જાતિનાં સર્વ પ્રાણીઓ તે તે કર્મોને લીધે કેવા પ્રકારનાં દુઃખોથી ચોતરફ ઘેરાઈ ગયાં છે, તે તું જો.[૧૩] આ શરીર મારું નથી, આ સર્વ પૃથ્વી મારી નથી અને જેમ મારી નથી, તેમ બીજા કોઈની નથી. આવો વિચાર કરવાથી મને કોઈ જાતની વ્યથા થતી નથી. વળી એવા પ્રકારની નિશ્ચયાત્મિકા બુદ્ધિનો આશ્રય કરવાથી મને હર્ષ થતો નથી, તેમ શોક પણ થતો નથી.[૧૪] જેમ કોઈ મહાસમુદ્રમાં એક લાકડું બીજા લાકડાની સાથે મળે છે અને પાછું તેનાથી જુદું પડી જાય છે, તેમ આ સંસારમાં પ્રાણીઓનો એકબીજાની

સાથે સમાગમ થાય છે અને સમય પૂરો થતાં પાછો વિયોગ થાય છે. (તેમાં શોક કરવાનું શું કારણ છે?) પુત્રો, પૌત્રો, જ્ઞાતિઓ અને બાંધવો પણ એ પ્રમાણે જ આવી મળે છે અને પુનઃ પોતપોતાને રસ્તે પડે છે, માટે તેઓના પર સ્નેહ જ ન રાખવો; (તે વધારે ઉત્તમ છે;) કેમ કે તેઓની સાથે વિયોગ તો અવશ્ય થવાનો જ છે. (જેથી સ્નેહ રાખવાને લીધે અંતે દુઃખ જ ઉત્પન્ન થાય છે.)[૧૫-૧૬] તારો પુત્ર કે જે શુદ્ધ પરબ્રહ્મના સ્વરૂપમાંથી એક અંશરૂપે અહીં આવ્યો હતો, તે જ પાછો પરમાત્માના અદશ્ય સ્વરૂપમાં લીન થઈ ગયો છે, તે હવે તને જાણતો નથી અને તું એને જાણતો નથી, ત્યારે તું કોણ છે અને કોનો શોક કરે છે?[૧૭] જગતમાંહેનાં સર્વ દુઃખો તૃષ્ણા(અતૃપ્તિ)રૂપી પીડામાંથી ઉત્પન્ન થાય છે અને સર્વ પ્રકારનાં સુખો દુઃખના નાશમાંથી ઉત્પન્ન થાય છે. વળી તે સુખમાંથી પાછું દુઃખ ઉત્પન્ન થાય છે, જેથી વારંવાર દુઃખ જ પ્રાપ્ત થયા કરે છે.[૧૮] સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ એમ ગાડીના પૈડાની પેઠે સુખદુઃખ મનુષ્યોના પર ઘૂમ્યા કરે છે.[૧૯] તું પોતે પ્રથમ સુખ પામ્યા પછી આ વેળા દુઃખ પામ્યો છે અને પાછો વળી સુખને પામીશ. તાત્પર્ય કે કોઈ પણ મનુષ્યને સદાય દુઃખ હોતું નથી અને સદાય સુખ હોતું નથી.[૨૦] હરકોઈ સુખનું અથવા દુઃખનું આશ્રયસ્થાન શરીર જ છે; માટે પ્રાણી શરીર વડે જે જે પ્રકારનું કર્મ કરે છે, તે તે દ્વારા સુખદુઃખ તેને આવી મળે છે.[૨૧] (પણ તે શરીર બે પ્રકારનાં છેઃ એક તો લિંગશરીર અને બીજું સ્થૂળશરીર. તેમાંનું) લિંગશરીર જે જીવનના હેતુભૂત છે તે સ્થૂળશરીરની સાથે જ ઉત્પન્ન થાય છે અને પછી તેઓ બન્ને એકીસાથે રહીને સંસારમાં ભિન્ન ભિન્ન સ્વરૂપે વર્ત્યા કરે છે; પરંતુ જ્યારે જીવાત્માનો સંસારથી મોક્ષ થાય છે, ત્યારે તે બન્ને શરીરોનો એકીસાથે જ નાશ થાય છે.[૨૨] અનેક પ્રકારના સ્નેહપાશોથી જકડાયેલા અને અનેક પ્રકારના વિષયોથી ઘેરાયેલા ચિત્તવાળા મનુષ્યો તે તે વિષયનાં સુખો સંપાદન કરવા માટે મહાભગીરથ પ્રયત્ન કરે છે, પરંતુ પાણીનાં મોજાંઓના આઘાતથી તૂટી પડેલી રેતીની પાળીની પેઠે પોતાના પ્રયત્નમાં નિષ્ફળ થઈને તેઓ ક્લેશ જ પામ્યા કરે છે.[૨૩] જેમ તલની અંદર સ્નેહ (તેલ) હોવાને લીધે ઘાંચી તેઓને ઘાણીમાં ઘાલીને પીલી કાઢે છે, તેમ મનુષ્યોની અંદર પણ અન્યોન્ય પરનો સ્નેહ હોવાને લીધે, અજ્ઞાનથી ઉત્પન્ન થનારા ક્લેશો, તેઓને આ સૃષ્ટિચક્રરૂપી ઘાણીમાં ઘાલીને પીલી કાઢે છે.[૨૪] વળી તે સ્નેહને લીધે જ મનુષ્ય પોતાના કુટુંબનું પોષણ કરવા માટે પ્રવૃત્ત થઈને ચોરી જેવાં અશુભ કૃત્યો કરે છે; પરંતુ તે નથી જાણતો કે, આ લોકમાં ને પરલોકમાં પોતાને એકલાને જ તે અશુભ કૃત્યોના ફળભૂત ક્લેશો ભોગવવાના છે.[૨૫] પુત્ર, સ્ત્રી આદિ કુટુંબનું પોષણ કરવામાં આસક્ત થયેલા સર્વ મનુષ્યો, જેમ વનના ઘરડા હાથીઓ કાદવના સમુદ્રમાં ડૂબી જાય છે, તેમ શોકરૂપી કાદવના સમુદ્રમાં ડૂબી જાય છે. હે રાજન્! પુત્રનો, જ્ઞાતિનો, સંબંધીનો કે ધનનો જ્યારે નાશ થાય છે, ત્યારે મનુષ્યને દાવાનળમાં પડ્યા જેવું મહાન દુઃખ થાય છે. (માટે તે પુત્રાદિ ઉપર મમતા કરવી જ નહિ.) આ જગતમાં જે કંઈ સુખ, દુઃખ, સંપત્તિ કે વિપત્તિ પ્રાપ્ત થાય છે, તે સર્વ દૈવને આધીન છે, જેથી મનુષ્ય સુહૃદોવાળો હોય કે સુહૃદો વિનાનો હોય, શત્રુઓથી ઘેરાયલો હોય કે મિત્રોથી વીંટાયલો હોય અથવા બુદ્ધિમાન હોય કે બુદ્ધિથી હીન હોય તોપણ દૈવયોગે જ તેને સુખ મળે છે.[૨૬-૨૮] સુહૃદો હોય તોપણ તેઓ સુખ આપવાને સમર્થ નથી; તેમ જ શત્રુઓ હોય તોપણ તેઓ દુઃખ આપવાને સમર્થ નથી. વળી એવો પણ કંઈ નિયમ નથી કે, બુદ્ધિથી જ ધનનો લાભ થાય છે અને ધનથી જ સુખ મળી શકે છે.[૨૯] અથવા જ્ઞાનથી જ ધનનો લાભ થાય છે અને મૂર્ખતાથી જ ધનનો નાશ થાય છે, એમ પણ કહી શકાય તેમ નથી; કેમ કે આ સુખદુઃખાદિ ભોગ્યપ્રપંચનું નિર્માણ કેવી રીતે થાય છે, એ વિષયના સિદ્ધાંતને કોઈ તત્ત્વવેત્તા પુરુષ જ જાણી શકે છે, બીજો સામાન્ય પુરુષ જાણી શકતો નથી.[૩૦] બુદ્ધિમાન હો, મૂર્ખ હો, શૂરવીર હો, બીકણ હો, વિદ્વાન હો, મૂઢ હો, બળવાન હો કે દુર્બળ હો, પરંતુ જે પુરુષ ભાગ્યસંપન્ન હોય છે, તેને જ સુખ પ્રાપ્ત થાય છે.[૩૧] જેમ એક ગાય ઉપર તેના

વાછરડાનો, ગોવાળનો, તેના માલિકનો અને ચોરનો, એમ ચારેનો અધિકાર ગણાય છે, પરંતુ જે પુરુષ તે ગાયનું દૂધ પી શકે છે, તેનો જ તે ગાય ઉપર ખરો અધિકાર છે, (બાકીનાઓનો અધિકાર તો કેવળ નામનો જ છે,) એવો નિશ્ચય છે. (તેમ જે ભોગ્યપદાર્થનો પોતાનાથી ઉપભોગ લઈ શકાય, તેને જ પોતાનો ગણીને તેની જરૂરિયાત હોય તેટલી જ સ્પૃહા કરવી, તે યોગ્ય ગણાય છે, પણ તેથી વધારે મેળવવા માટે ફાંફાં મારવાં તે યોગ્ય નથી.*) આ જગતમાં જેઓ અત્યંત મૂઢ હોય છે (સુષુપ્તિ અવસ્થામાં રહેલા હોય છે) અથવા તો બુદ્ધિના પારને પામેલા હોય છે (નિર્વિકલ્પ સમાધિમાં સ્થિત થયેલા હોય છે અથવા તો તુર્યાવસ્થામાં રહેલા હોય છે), તેઓ જ અત્યંત સુખી છે. (બ્રહ્મભાવરૂપ સુખનો અનુભવ કરનારા છે.) પણ જે મનુષ્ય મધ્યસ્થિતિમાં (જાગ્રત કે સ્વપ્નાવસ્થામાં) રહેલો છે, તે તો દુઃખી જ છે;[૩૨-૩૩] માટે જ જ્ઞાની પુરુષો સુષુપ્તિ અને નિર્વિકલ્પ સમાધિરૂપ તુર્યાવસ્થામાં જ આનંદ માને છે, પણ જાગ્રત કે સ્વપ્નાવસ્થામાં આનંદ માનતા નથી. વળી તેઓ કહે છે કે, સુષુપ્તિ અને તુર્યાવસ્થામાં જ સુખ રહેલું છે; પરંતુ જાગ્રત અને સ્વપ્નાવસ્થામાં તો દુઃખ જ ભરેલું છે.[૩૪] (જે પુરુષો વિવેકી–જ્ઞાનસંપન્ન હોય છે, તેઓ તો જાગ્રત અને સ્વપ્નાવસ્થામાં રહીને પણ ક્લેશ પામતા નથી; કેમ કે) તેઓ બુદ્ધિથી પર રહેલા પરમાત્મસ્વરૂપને જાણી શકયા હોય છે, સુખદુઃખાદિ દ્વંદ્વોથી રહિત થયા હોય છે અને મત્સર(અદેખાઈ)નો ત્યાગ કરનારા હોય છે; માટે જ તેઓને સ્ત્રી આદિના સંયોગરૂપી અર્થ અને તેના વિયોગરૂપી અનર્થ કદી દુઃખી કરી શકતા નથી;[૩૫] પરંતુ જેઓ પરમાત્મસ્વરૂપને જાણી શકયા નથી અને મૂઢતાને તજી શકયા નથી, તેઓ કોઈ સમયે અત્યંત હર્ષ પામે છે અને કોઈ સમયે અત્યંત સંતાપ પામે છે.[૩૬] વળી જેઓ અત્યંત મૂઢ હોય છે, તેઓ તો સ્વર્ગમાં રહેલા દેવગણોની પેઠે (આ સંસારમાં રહીને પણ) નિત્ય આનંદમાં જ દિવસો ગાળે છે અને મોટા ગર્વથી ફૂલી જઈને તથા કામાદિને વશ થઈને બીજાઓને દુઃખ દેવામાં જ તત્પર રહે છે.[૩૭] આ સાંસારિક સુખમાંથી તો અંતે દુઃખ જ ઉત્પન્ન થાય છે, પણ જ્ઞાનને પ્રાપ્ત કરવાનાં સાધનોનું અનુષ્ઠાન કરવામાં જે દુઃખ જણાય છે, તેમાંથી અંતે પરમ સુખનો ઉદય થાય છે; એ વાત લક્ષમાં રાખીને જ્ઞાન મેળવવાનો જ ઉત્સાહ ધારણ કરવો; કેમ કે ઉત્સાહી મનુષ્યને વિષે અણિમાદિ ઐશ્વર્ય અને વેદોક્ત આત્મવિદ્યા નિવાસ કરે છે, પણ આળસુને વિષે નિવાસ કરતાં નથી.[૩૮] જે સમયે સુખ કે દુઃખ અથવા પ્રિય કે અપ્રિય પ્રાપ્ત થાય, તે સમયે મનમાં ધૈર્ય ધારણ કરીને તેને ભોગવી લેવાં.[૩૯] આ જગતમાં સેંકડો શોકનાં સ્થાનકો છે અને સેંકડો ભયનાં સ્થાનકો છે; પરંતુ તેઓ મૂઢ મનુષ્યોનાં હૃદયમાં જ પોતાની સત્તા ચલાવી શકે છે, પણ પંડિત પુરુષોનાં હૃદયમાં લગારે સત્તા ચલાવી શકતાં નથી.[૪૦] જે પુરુષ બુદ્ધિમાન હોય છે, ઊહાપોહ કરવામાં કુશળ હોય છે, શાસ્ત્રીય અભ્યાસ કરવામાં તત્પર રહે છે, અસૂયાદોષથી રહિત હોય છે, બાહ્ય ઇંદ્રિયોને જીતનારો હોય છે અને મનને વશ રાખનારો હોય છે, તેને શોક સ્પર્શ પણ કરી શકતો નથી;[૪૧] માટે વિદ્વાન પુરુષે પૂર્વોક્ત બુદ્ધિનો આશ્રય કરીને તથા કામાદિ દુષ્ટ વાસનાઓથી મનનું રક્ષણ કરીને સંસારમાં વર્તવું. જે પુરુષે જગતની ઉત્પત્તિ અને લયના સ્થાનભૂત પરબ્રહ્મનો સાક્ષાત્કાર કર્યો હોય છે, તેને શોક સ્પર્શ કરી શકતો નથી.[૪૨] જેને નિમિત્તે આપણને શોક થતો હોય અથવા જેને લીધે સંતાપ, દુઃખ કે પરિશ્રમ થતો હોય, તે યદ્યપિ પોતાના શરીરનો જ એક અવયવ હોય, તોપણ તેનો ત્યાગ કરી દેવો જોઈએ.[૪૩] હરકોઈ વસ્તુના સંબંધમાં 'આ મારી પોતાની છે,' આવી મમત્વબુદ્ધિ જ્યારે થાય છે, ત્યારે જ તે સર્વ વસ્તુ મનુષ્યને સંતાપ કરાવનાર

* गोशतादपि गोक्षीरं प्रस्थं धान्यशतादपि । प्रासादादपि खट्वार्धं शेषाः परविभूतयः ॥ સેંકડો ગાયો હોય, તોપણ તેમાંથી માત્ર એક ગાયના દૂધનો જ માંડ માંડ ઉપયોગ કરી શકાય છે. સેંકડો મણ અનાજ ભરી રાખ્યું હોય, તોપણ તેમાંથી માત્ર એક શેર અનાજનો જ તેના માલિકથી ઉપયોગ થઈ શકે છે અને એક મોટો વિશાળ મહેલ હોય, પણ તેના માલિકને એક ખાટલાના અડધિયા જેટલી જગ્યા જ ઉપયોગી ગણાય છે. બાકી તો એ બધી સંપત્તિઓ પારકા જ ગણાય છે.

થઈ પડે છે.[૪૪] સર્વ પ્રકારના વિષયોમાથી જે જે વિષયનો પુરુષ ત્યાગ કરી દે છે, તે તે વિષય તેના સુખમા ઊલટો વૃદ્ધિકર્તા થઈ પડે છે, પરતુ વિષયોની પાછળ દોડદોડ કરનારો પુરુષ તો તેઓની પાછળ વિનાશ જ પામે છે.[૪૫] આ જગતમા જે કંઈ વિષયજન્ય સુખ છે અને સ્વર્ગમા જે મહાન સુખ રહેલુ છે, તે બન્ને પ્રકારના સુખો વૈરાગ્યના સુખની સોળમી કળાને પણ યોગ્ય નથી. પૂર્વ જન્મમા જે કંઈ શુભઅશુભ કર્મ કરેલું હોય છે, તેને આ જન્મમા વિદ્વાન, મૂર્ખ કે શૂરવીર પુરુષે અવશ્ય ભોગવવુ પડે છે[૪૬/૪૭] એ જ પ્રમાણે પ્રિય અને અપ્રિય એવા સુખ અને દુઃખ પણ જીવોને સ્વતઃ જ પ્રાપ્ત થયા કરે છે,[૪૮] માટે ગુણવાન પુરુષ એ પૂર્વોક્ત બુદ્ધિનો આશ્રય કરીને સુખેથી રહે છે અને સર્વ પ્રકારના વિષયોને મનથી ધિક્કારી કાઢીને દૂર કરે છે;[૪૯] કારણ કે વિષય શબ્દથી કહેવાતો અને મનમાથી, ઉત્પન્ન થનારો એ કામ પ્રાણીઓનાં હૃદયમા રહેલું મહાન મૃત્યુ જ છે અને તે કામ કોઈ પણ કારણને લીધે જો સિદ્ધ થઈ શકતો નથી, તો ક્રોધનું સ્વરૂપ ધારણ કરીને પ્રાણીઓના શરીરમા વ્યાપ્ત થઈ જાય છે, એમ વિદ્વાનો કહે છે.[૫૦] જેમ કાચબો પોતાના સર્વ અગોને સંકોચી લે છે, તેમ મનુષ્ય પોતાની સર્વ વિષયવાસનાઓને સર્વ તરફથી જ્યારે સંકોચી લે છે, ત્યારે તેને પોતાના સ્વરૂપમાં જ આત્મજ્યોતિના દર્શન થાય છે.[૫૧] પછી જ્યારે તે મનુષ્ય કોઈનાથી ભય પામતો નથી, તેમ જ બીજાઓને તેના તરફનો ભય રહેતો નથી; કોઈ જાતની ઇચ્છા કરતો નથી અને કોઈનો દ્વેષ પણ કરતો નથી, ત્યારે તે બ્રહ્મસ્વરૂપ થઈ જાય છે. એટલુ જ નહિ પણ તેવો મનુષ્ય સત્યનો, અસત્યનો, શોકનો, આનંદનો, ભયનો, અભયનો, પ્રિયનો તથા અપ્રિયનો ત્યાગ કરીને કેવળ શાતસ્વરૂપ જ બની જાય છે.[૫૨/૫૩] હરકોઈ ધીર પુરુષ જ્યારે સર્વ પ્રાણીઓની મનસા, વાચા કે કર્મણા હિંસા કરતો નથી, ત્યારે તે બ્રહ્મસ્વરૂપ બની જાય છે.[૫૪] દુષ્ટબુદ્ધિ પુરુષોને જેનો ત્યાગ કરવો અશક્ય થઈ પડે છે, પુરુષ વૃદ્ધ થાય છે તોપણુ જે વૃદ્ધ થતી નથી અને જે એક પ્રાણનાશક રોગ સરખી જ છે, તે તૃષ્ણાનો ત્યાગ કરનારા પુરુષને પરમ સુખ પ્રાપ્ત થાય છે.[૫૫] હે રાજા! આ તૃષ્ણાના સંબધમાં પિંગલા નામની એક વેશ્યાએ કેટલીએક ગાથાઓ ગાઈ હતી, તે મારા સાભળવામા આવી છે. (તે ગાથાઓનું તાત્પર્ય એ છે કે,) પિંગલાએ સંકટ સમયમા આવી પડીને પણ સનાતન ધર્મ સપાદન કર્યો હતો.[૫૬] જેમ કે એક સમયે પિગલા વેશ્યાએ કોઈ એક સંકેતસ્થાનમા મળવા માટે પોતાના પ્રિય પતિને (જારને) નોતર્યો હતો, પણ તેવા કોઈ કારણને લીધે તે ત્યાં આવી શક્યો નહિ. ત્યારે તેના વિયોગને લીધે પિગલાને અત્યત દુઃખ થયુ અને પછી તેણે પોતાની બુદ્ધિને શાત અને સ્થિર કરીને આ પ્રમાણે કહ્યું.[૫૭]

પિંગલા બોલી: ખરેખર, હુ ઉન્મત્ત છુ, કારણ કે મારો શાણો પતિ પ્રથમ મારી સમીપ જ રહેતો હતો અને મારી પાસે જ રમણ કર્યા કરતો હતો; છતા મેં તેને ઓળખ્યો નહિ,[૫૮]* પણ હવે તો અવિદ્યારૂપી એક થાભલી પર રહેલા અને પાચ ઇંદ્રિયો તથા ચાર અતઃકરણરૂપી નવ દ્વારવાળા આ શરીરરૂપી ઘરને (જ્ઞાનના બળથી) હુ ઢાકી દઈશ, અર્થાત્ તેને તુચ્છ અને અસાર માનીશ, તો પછી મારા આ હૃદયાકાશમા રહેલા પ્રિય પરમાત્માને 'આ મારો પતિ છે,' એમ કોણ માનનાર છે? અર્થાત્ મારી ભેદદૃષ્ટિનો નાશ થઈ જતા મંતા અને મતવ્યભાવ એ બન્નેનો અભાવ થઈ જશે.[૫૯] (મને હવે આત્મજ્ઞાન થયુ છે) અને વળી મે સર્વ પ્રકારની કામનાઓનો ત્યાગ કરી દીધો છે, તેથી પ્રત્યક્ષ નરકસ્વરૂપ એવા ધૂર્ત પુરુષો કામી સ્વરૂપે પુનઃ મને છેતરી શકશે નહિ. હવે મેં આત્મતત્ત્વને જાણ્યુ છે અને હવે હુ (અવિદ્યારૂપી નિદ્રાનો ત્યાગ કરીને) જાગ્રત થઈ છુ.[૬૦] જે સમયે દૈવનો અનુગ્રહ થાય છે અથવા પ્રાચીન કર્મવિપાક ઉદય પામે છે, તે વેળા (ધનાદિકની આશાની જે વિફલતા તે રૂપી) અનર્થ પણ અર્થરૂપ બની જાય છે. મારા સબધમા પણ તેમ જ બન્યું છે અને તેથી જ હવે હુ નિર્વિષયક જ્ઞાનસ્વરૂપ બની ગઈ છું, સપૂર્ણ જાગ્રત થઈ છુ

* અર્થાત્ હુ કામક્રોધાદિ વિકારવાળી છુ અને મે મારા હૃદયમા જ રહેલા અતર્યામી પરમાત્માને વિકારશૂન્ય હોવા છતા વિકારો વડે આચ્છાદિત કરી દીધા હતા જેથી તે આનદદાયક પ્રભુને હુ જાણી શકી નહિ.

અને જિતેંદ્રિય બની ગઈ છું.[૬૧] ખરેખર, જે પુરુષે આશાનો સમૂળગો ત્યાગ કર્યો છે, તે પુરુષ સુખેથી સૂઈ શકે છે; કેમ કે નિરાશા એ જ પરમ સુખ છે. હું પિંગલા એક વેશ્યા છું, છતાં આશાને નિરાશાના રૂપમાં બદલી નાખીને આજે સુખેથી સૂઈ શકું છું.[૬૨]

ભીષ્મે કહ્યું : એ પ્રમાણે પિંગલાગીતનું ગાન કરી બતાવીને તથા બીજાં કેટલાંએક હેતુગર્ભિત વાક્યોનો ઉપદેશ આપીને તે બ્રાહ્મણે સેનજિત્ રાજાને શાંત પાડ્યો, જેથી રાજા સેનજિત્ પ્રસન્ન થયો અને સુખી થયો.[૬૩]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમા 'રાજા સેનજિત્ અને બ્રાહ્મણનો સંવાદ' નામનો અધ્યાય ૧૭૪ મો સમાપ્ત

# अध्याय १७५ मो

## પિતા-પુત્રનો સંવાદ

॥ युधिष्ठिर उवाच ॥

**अतिक्रामति कालेऽस्मिन् सर्वभूतक्षयावहे ।**
**किं श्रेयः प्रतिपद्येत तन्मे ब्रूहि पितामह ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ! સર્વ પ્રાણીઓનો ક્ષય કરનારો આ કાળ જ્યારે એકસરખો પ્રયાણ કરી રહ્યો છે, ત્યારે મનુષ્યે કયા કલ્યાણકારક માર્ગનો આશ્રય કરવો તે મને કહો.[૧]

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિર! એ વિષયમાં પણ એક પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે કે, જેમાં પિતા અને પુત્રનો સંવાદ વર્ણવેલો છે, તે ઇતિહાસ હું તમને કહું છું, સાંભળો.[૨] હે પાર્થ! પૂર્વે એક બ્રાહ્મણ હતો. તે નિત્ય વેદાધ્યયન કરવામાં જ આસક્ત રહેતો હતો. તેને મેધાવી નામનો એક મહાબુદ્ધિમાન પુત્ર હતો.[૩] તે પુત્ર મોક્ષધર્મનો તાત્ત્વિક વિચાર કરવામાં કુશળ હતો અને લૌકિક વ્યવહારજ્ઞાનમાં પણ વિચક્ષણ હતો. તેણે વેદાધ્યયન કરવામાં આસક્ત રહેનારા પોતાના પિતાને એક સમયે પ્રશ્ન કર્યો.[૪]

પુત્રે પૂછ્યું : હે પિતા! મનુષ્યોનું આયુષ સત્વર ક્ષીણ થતું જાય છે, એમ સમજનારા ધીર પુરુષે શું કરવું જોઈએ, તે મને યથાર્થ રીતે અને ક્રમપૂર્વક કહો, જેથી હું (યથાયોગ્ય) ધર્માચરણ કરી શકું![૫]

ત્યારે પિતાએ કહ્યું : હે પુત્ર! સૌ પહેલાં તો (બ્રાહ્મણે) બ્રહ્મચર્યવ્રત પાળીને વેદાધ્યયન કરવું અને પછી પિતૃઓનો ઉદ્ધાર કરવા માટે (ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરીને) પુત્રોત્પાદન કરવાની ઇચ્છા કરવી. તે પછી અગ્ન્યાધાન કરીને તથા વિધિપૂર્વક યજ્ઞયાગાદિક કરીને વનમાં ચાલ્યા જવું, વાનપ્રસ્થ આશ્રમમાં પ્રવેશ કરવો અને પછી ધ્યાનનિષ્ઠ થઈને મુનિવ્રત ધારણ કરવું અર્થાત્ સંન્યાસી થવું.[૬]

પુત્રે કહ્યું : આ સમગ્ર લોક (મૃત્યુના) માર ખાઈખાઈને જર્જરિત બની ગયો છે, (જરા વડે) ચોતરફથી ઘેરાઈ રહ્યો છે અને પોતાનું કામ કાઢી લઈને આ (રાત્રિઓ) પસાર થઈ રહી છે, છતાં તમે ધીર પુરુષની પેઠે આમ કેમ બોલો છો?[૭]

પિતાએ કહ્યું : લોક કોનો માર ખાઈને જર્જરિત થઈ રહ્યો છે? કોના વડે ચોતરફથી ઘેરાઈ ગયો છે? અને કોણ પોતાનું કામ કાઢી લઈને પસાર થઈ જાય છે? તું મને આમ ડરાવે છે કેમ?[૮]

પુત્રે કહ્યું : આ સર્વ લોક મૃત્યુના પ્રહારથી જર્જરિત થઈ રહ્યો છે અને વૃદ્ધાવસ્થાથી ઘેરાઈ રહ્યો છે, તેમ જ (આયુષને ક્ષીણ કરનારા) રાત્રિદિવસો ઘણી ઝડપથી પસાર થતા જાય છે; છતાં તમે હજી કેમ જાગ્રત થતા નથી? અજ્ઞાન નિદ્રામાં કેમ પડ્યા છો?[૯] આ રાત્રિઓ નિત્ય સફળ થઈને આવ-જા કર્યા કરે છે. એ વિષેનો હું વિચાર કરું છું, ત્યારે જાણી શકું છું કે, મૃત્યુ કોઈની રાહ જોઈને ઊભું રહેતું નથી, તો પછી હું જ્ઞાનરૂપી કવચથી સુરક્ષિત ન હોવા છતાં કેવળ તમારા જેવું ધર્માચરણ કરતો કરતો કાળપ્રતીક્ષા કેમ કરી શકું?[૧૦] વિચક્ષણ પુરુષે તો એમ જ સમજવું જોઈએ કે, પ્રત્યેક રાત્રિઓ આયુષ્યનો ક્ષય કરતી કરતી પસાર થઈ જાય છે અને મનુષ્યનું આયુષ્ય અતિ અલ્પ છે, તો પછી જ્ઞાન સંપાદન કર્યા વિનાનો એક દિવસ પણ નિષ્ફળ જ ગણાય છે.[૧૧] જેમ છીછરા પાણીમાં રહેલા માછલાનું આયુષ્ય અલ્પ છે, તેમ આ સંસારમાં આવેલા મનુષ્યનું આયુષ્ય પણ અલ્પ છે. આમ સમજનારો કયો પુરુષ સુખને પામી શકે? મનુષ્યોની કામનાઓ અપૂર્ણ જ રહે છે, તેટલામાં મૃત્યુ તેઓની સમીપ આવી પહોંચે

છે.[૧૨] જેમ એક ઋતુમતી બકરીની શોધ કરી રહેલા પ્રમાદી બોકડાને વરુની માદા અકસ્માત્ તરાપ મારીને ઉઠાવી જાય છે, તેમ મૃત્યુ મનુષ્યને ઝડપી લે છે;[૧૩] માટે જે કંઈ શ્રેય કરવાનું હોય, તે તમે આજે જ કરી લો; પણ તેને માટે કાલપ્રતીક્ષા કરો મા; કારણ કે મૃત્યુ તમારાં કાર્યો અધૂરાં હશે તોપણ તમને ઘસડી જશે.[૧૪] જગતના પ્રત્યેક મનુષ્યે જે કાર્ય આવતી કાલે કરવાનું હોય તે આજે જ કરી લેવું અને આજના પાછળના ભાગમાં કરવાનું હોય, ત પ્રથમના ભાગમાં કરી લેવું; કેમ કે અમુક મનુષ્યે પોતાનું કાર્ય કર્યું છે કે નથી કર્યું, તેને માટે મૃત્યુ રાહ જોતું નથી.[૧૫] કોણ જાણે છે કે, અમુકનું મૃત્યુ અમુક દિવસે જ થશે ? માટે તરુણ અવસ્થામાં જ ધર્માચરણ કરવા મંડી પડવું; કેમ કે આ જિંદગી અવશ્ય અનિત્ય છે—નાશવંત છે.[૧૬] ધર્મ કરવાથી કીર્તિ મળે છે; એટલું જ નહિ પણ આ લોકમાં ને પરલોકમાં સુખ પણ મળે છે. જે પુરુષ મોહથી ઘેરાયેલો હોય છે તે જ પુત્ર સ્ત્રી આદિનું પોષણ કરવા માટે પ્રયત્ન કરે છે અને કાર્ય–અકાર્ય ગમે તે કરીને પણ તેઓનું ભરણ કરે છે;[૧૭] પરંતુ સૂતેલા મૃગને જેમ વાઘ ઉઠાવી જાય છે, તેમ તેવા પુત્ર, પશુ વગેરેથી સંપન્ન બનેલા અને સાંસારિક વિષયોમાં આસક્ત મનવાળા પુરુષને મૃત્યુ ઉઠાવી જાય છે.[૧૮] વિષયવાસનાઓથી અતૃપ્ત રહેલા અને પ્રતિદિન નવા નવા વિષયોની શોધમાં ફરનારા તે પ્રમાદી પુરુષને વાઘ જેમ પશુને ઉપાડી જાય છે, તેમ મૃત્યુ ઉપાડી જાય છે.[૧૯] 'આજે આ કાર્ય પૂર્ણ કર્યું છે, આ કાર્ય અપૂર્ણ રહ્યું છે અને આવતી કાલે અમુક કાર્ય કરવાનું છે,' ઇત્યાદિ વાતો કરીને આશાજન્ય સુખને અધીન થયેલા પુરુષને કાળ પોતાના સપાટામાં સપડાવી દે છે.[૨૦] ખેતર, દુકાન, ઘર વગેરેના આરંભો કરવામાં આસક્ત બનેલો અને પોતાનાં કર્મ પ્રમાણે બ્રાહ્મણાદિ સંજ્ઞાને પામેલો મનુષ્ય આરંભેલાં કર્મોનાં ફળને હજી મેળવી શકયો નથી, તેટલામાં તો મૃત્યુ તેને પકડી જાય છે.[૨૧] દુર્બળ હોય કે બળવાન હોય, શૂરવીર હોય કે બીકણ હોય અથવા મૂર્ખ હોય કે વિદ્વાન હોય; તોપણ સર્વ વિષયવાસનાઓને પ્રાપ્ત કરી ન શકે તે પહેલાં જ મૃત્યુ તેને લઈ જાય છે.[૨૨] ઓ પિતા! આપણા સર્વના દેહની પાછળ મૃત્યુ, જરા, વ્યાધિ અને અનેક પ્રકારનાં દુઃખો લાગ્યાં જ રહ્યાં છે, છતાં તમે સ્વસ્થની પેઠે કેમ બેઠા છો ?[૨૩] હરકોઈ પ્રાણી જેવું ઉત્પન્ન થાય છે કે, તુરત જ કાળ અને જરા તેનો નાશ કરવા માટે તેની પાછળ પડે છે. આ જગતમાં જે જે સ્થાવરજંગમ પ્રાણીઓ ઉત્પન્ન થયાં છે, તે સર્વની પાછળ કાળ અને જરા લાગુ જ છે.[૨૪] અમે સાંભળ્યું છે કે, ગામની અંદર રહીને સ્ત્રીપુત્રાદિ પરિવારને વિષે જે આસક્તિ રાખવી, તે જ મૃત્યુનું દ્વાર ગણાય છે; માટે અરણ્યવાસ કરીને ધ્યાનપરાયણ રહેવું તે જ ઉત્તમ છે; કેમ કે અરણ્ય એ દેવતાઓનું નિવાસસ્થાન ગણાય છે; અથવા ગાયોને જેમ એક વાડામાં બાંધી શકાય છે, તેમ અરણ્યમાં ઇંદ્રિયોને વશ કરી શકાય છે.[૨૫] ગામમાં રહીને કુટુંબપરિવાર ઉપર જે પ્રીતિ કરવી તે તો જકડી બાંધનારી એક રજ્જુ (દોરી) છે; માટે જ પુણ્યશાળી પુરુષો એ રજ્જુને કાપી નાખીને અરણ્યમાં ચાલ્યા જાય છે, પણ પાપી પુરુષો તો તેને કાપી જ શકતા નથી.[૨૬] જે પુરુષ મન, વચન, કાયા અને શ્રાદ્ધાદિ કર્મના નિમિત્તે પણ કોઈ જીવોની હિંસા કરતો નથી, તેને જીવિતનો તથા અર્થનો નાશ કરનારાં કોઈ પણ પ્રાણી મારી શકતાં નથી.[૨૭] યોગધર્મનો આશ્રય કર્યા વિના કોઈ પણ પુરુષ મૃત્યુની ચડી આવતી સેનાને (વૃદ્ધાવસ્થા અને વ્યાધિઓરૂપી સેનાને) જાણી શકતો નથી; માટે (યોગધર્મ સિવાયના) અસત્નો ત્યાગ કરવો; કેમ કે યોગધર્મ જ અમૃતનું (મરણના અભાવનું) આશ્રયસ્થાન છે,[૨૮] માટે મનુષ્યે સત્ય એવાં યમનિયમાદિ વ્રતોનું આચરણ કરીને, જીવનો બ્રહ્મમાં લય કરવારૂપ સત્ય યોગસાધનામાં પરાયણ રહીને, ગુરુ અને વેદવાકયરૂપ સત્ય આગમને પ્રમાણભૂત ગણીને તથા ઇંદ્રિયોનો જય કરીને યોગધર્મ વડે જ મૃત્યુ ઉપર વિજય મેળવવો.[૨૯] મોક્ષ અને મૃત્યુ એ બન્ને આપણા દેહની અંદર જ રહેલા છે. જો મોહનો આશ્રય કરવામાં આવે છે, તો મૃત્યુને પામી શકાય છે અને યોગધર્મનો આશ્રય કરવામાં આવે છે, તો મોક્ષને મેળવી શકાય છે;[૩૦] માટે હું તો

યોગધર્મનો આશ્રય કરીશ, હિંસાધર્મનો ત્યાગ કરીશ, કામક્રોધને દૂર ફેંકી દઈશ, સુખદુઃખને સમાન ગણીશ અને તે દ્વારા અજરામર થઈને હિરણ્યગર્ભની પેઠે ક્ષેમકુશળ થઈશ.[31] વળી દેવ યાનમાર્ગે ગમન કરવા માટે હું નિવૃત્તિમાર્ગના અભ્યાસરૂપ શાંતિયજ્ઞને કરીશ, ઇંદ્રિયોને જીતીશ, ઉપનિષદોના અર્થચિંતનરૂપ બ્રહ્મયજ્ઞને કરીશ, મૌન વ્રત ધારણ કરીશ, ૐકારના જાપરૂપી વાગ્યજ્ઞને કરીશ, પ્રણવમંત્રના અકાર, ઉકાર અને મકારનું ઉત્તરોત્તર પ્રવિલાપન કરવારૂપ મનોયજ્ઞને કરીશ અને સ્નાન, શૌચ, ગુરુસેવા વગેરે આવશ્યક ધર્મોનું અનુષ્ઠાન કરવારૂપ કર્મયજ્ઞને કરીશ.[32] મારા જેવો એક બુદ્ધિમાન પુરુષ હિંસાપ્રાય અને નાશવંત ફળવાળા પશુયજ્ઞો કરવાને માટે કેમ યોગ્ય થઈ શકશે? તે યજ્ઞો તો પિશાચોએ+ કરેલા ક્ષેત્ર યજ્ઞોના જેવા જ (તુચ્છ) છે.[33] જે પુરુષ પોતાનાં વાણી, મન, તપ, દાન અને સત્ય એ પાંચેને બ્રહ્માર્પણ કરી દે છે, તે પુરુષ પરબ્રહ્મને પ્રાપ્ત કરે છે. જ્ઞાન સમાન નેત્ર નથી, સત્ય સમાન તપ નથી, રાગ સમાન દુઃખ નથી અને ત્યાગ(સંન્યાસ) સમાન સુખ નથી.[34-35] (આ સર્વ જગત કેવળ બ્રહ્મમય છે,) તેથી હું બ્રહ્મને વિષે જ બ્રહ્મસ્વરૂપે ઉત્પન્ન થયો છું. (નહિ કે માતાને વિષે પિતાથી ઉત્પન્ન થયો છું.) વળી હું કેવળ બ્રહ્મરૂપ જ છું, તેથી પ્રજા ઉત્પન્ન કર્યા વિના પણ પરબ્રહ્મ વિષે જ નિવાસ કરવાનો છું. પ્રજા મને તારી શકે તેમ નથી.[36] એકલા રહેવું, સર્વના પર સમદૃષ્ટિ રાખવી, સત્ય બોલવું, સદાચારી થવું, મનને સ્થિર કરવું, મન, વચન અને કાયાથી હિંસાનો ત્યાગ કરવો, સરળ થવું અને સર્વ ક્રિયારલોથી ઉપરામ પામવો આના જેવું બ્રાહ્મણનું બીજું ધન નથી.[37] હે બ્રહ્મન્! તમે જ્યારે અવશ્ય મરણ પામવાના છો, ત્યારે ધન, બાંધવ અને સ્ત્રીનું તમારે શું પ્રયોજન છે? માટે બુદ્ધિરૂપી ગુફામાં રહેલા આત્માની તમે શોધ કરો અને તમારા પિતા તથા પિતામહો ક્યાં ગયા છે, તેનો વિચાર કરો.[38]

ભીષ્મે કહ્યું: હે રાજા! પુત્રનાં એ વચન સાંભળ્યા પછી પિતાએ જે પ્રમાણે કર્યું હતું, તે પ્રમાણે તમે કરો અને સત્યધર્મનું આચરણ કરવા તત્પર થાઓ.[39]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન-પર્વમાં 'પિતા–પુત્રનો સંવાદ' નામનો અધ્યાય ૧૭૫મો સમાપ્ત

## અધ્યાય ૧૭૬ મો

## શંપાકગીતા–ત્યાગ વિના સુખ નથી

॥ युधिष्ठिर उवाच ॥

**धनिनश्चाधना ये च वर्तयन्ते स्वतंत्रिणः ।**
**सुखदुःखागमस्तेषां कः कथं वा पितामह ॥ १॥**

યુધિષ્ઠિરે કહ્યું: હે પિતામહ! ધનવાન હો કે નિર્ધન હો, પણ જેઓ પોતપોતાનાં શાસ્ત્રોને અનુસરીને વર્તે છે, તેઓને પણ સુખદુઃખની પ્રાપ્તિ કેમ થાય છે?[1]

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર! એ વિષયમાં એક પ્રાચીન ઇતિહાસ કહેવામાં આવે છે, જે ઇતિહાસ શાંતિનિષ્ઠ અને મુક્ત એવા એક શંપાક નામના બ્રાહ્મણે કહ્યો છે.[2] એ શંપાક નામનો બ્રાહ્મણ પોતાની સ્ત્રીની દુષ્ટતાને લીધે દુઃખી થઈ ગયો હતો, નિર્ધન હોવાથી મલિન વસ્ત્રોને પહેરતો હતો અને ક્ષુધાથી પીડાતો હતો. (જેથી સંસારનો ત્યાગ કરીને સર્વત્ર વિચર્યા કરતો હતો. એક દિવસે આ તરફ આવી ચડીને) તેણે મને આ પ્રમાણે કહ્યું હતું:[3] 'આ સંસારમાં ઉત્પન્ન થયેલા મનુષ્યને જન્મથી આરંભીને અનેક પ્રકારનાં સુખો અને દુઃખો પ્રાપ્ત થયા કરે છે[4] અને દૈવ જ સુખદુઃખરૂપી બે માર્ગોમાંના કોઈ એક માર્ગમાં મનુષ્યને જ્યારે લાવી મૂકે છે, ત્યારે સુખ પામીને કોઈએ હર્ષ પામવો નહિ અને દુઃખ પામીને કોઈએ સંતાપ કરવો નહિ.[5] તું સ્વતઃ સર્વ પ્રકારની કામવાસનાઓથી રહિત છે, છતાં યમનિયમાદિ યોગાંગની ધૂંસરીને સદાકાળ વહીને તારું પોતાનું કલ્યાણ કરતો નથી, તેનું કારણ જ એ છે કે, તું

+ જે મનુષ્ય આત્મઘાત કરીને મરણ પામે છે, તેને પિશાચયોનિમાં અવતરવું પડે છે અને પિશાચયોનિમાં ગયા પછી પણ પૂર્વજન્મની વાસનાને અધીન થઈને ઝેર વડે, અગ્નિ વડે કે ગળાફાંસા વડે તે પોતાના દેહનો નાશ કરે છે, આનું નામ જ ક્ષેત્રયજ્ઞ કહેવાય છે અને તે ક્ષેત્રયજ્ઞ આત્મહત્યાથી સિદ્ધ થાય છે; માટે અત્યંત તુચ્છ છે.

તારા મનને વશ રાખી શકતો નથી.[૬] તું જો નિષ્કિંચન (ત્યાગી) થઈને સર્વત્ર વિચર્યા કરીશ, તો જ તને સુખનો સ્વાદ મળશે; કેમ કે નિષ્કિંચન પુરુષ સુખેથી સૂવે છે અને સુખેથી ઊઠે છે.[૭] આ જગતમાં નિષ્કિંચનપણું (ત્યાગીપણું) જ સુખકારક છે. હિતકારક છે, કલ્યાણરૂપ છે અને સર્વ પ્રકારના ઉપદ્રવોથી રહિત છે. ખરેખર કોઈ પ્રકારના શત્રુઓ વિનાનો આ અકિંચનતારૂપી માર્ગ કામી પુરુષોને તો દુર્લભ જ છે; પરંતુ કામવાસનાઓનો ત્યાગ કરનારા પુરુષોને ઘણો જ સુલભ છે.[૮] હું ત્રણે લોકમાં જ્યારે દૃષ્ટિ કરું છું, ત્યારે વૈરાગ્યસંપન્ન થઈને નિષ્કિંચન બનેલા શુદ્ધ પુરુષના જેવા એક પણ પુરુષને જોઈ શકતો નથી.[૯] મેં અકિંચનતાને તથા રાજ્યને ત્રાજવાંમાં મૂકીને તોળી જોયાં, ત્યારે રાજ્યના કરતાં પણ અધિક ગુણવાળી અકિંચનતાનું વજન ઘણું જ વધી ગયું.[૧૦] આ રીતે રાજ્યમાં અને અકિંચનતામાં અતિમહાન તફાવત રહેલો છે; કેમ કે રાજ્યાદિકથી ધનવાન બનેલો પુરુષ જાણે મૃત્યુના મુખમાં આવી પડ્યો હોય, તેમ સદાને માટે ઉદ્વિગ્ન રહે છે.[૧૧] જે પુરુષ ધનનો તથા સર્વ આશાઓનો ત્યાગ કરીને સંસારથી મુક્ત (ત્યાગી) બને છે, તેના ઉપર અગ્નિની, રોગાદિ ઉપદ્રવોની, મૃત્યુની કે ચોરલૂંટારાઓની લેશમાત્ર પણ સત્તા ચાલતી નથી.[૧૨] પોતાની ઇચ્છાનુસાર સર્વત્ર વિહાર કરનાર, પૃથ્વી પર કંઈ પણ પાથર્યા વિના શયન કરનાર, પોતાના બાહુનું જ ઓશીકું બનાવનાર અને સદાય શાંતિમાં રહેનાર અકિંચન પુરુષની દેવતાઓ પણ પ્રશંસા કરે છે.[૧૩] જે પુરુષ ધનવાન હોય છે, તે ક્રોધ અને લોભથી ઘેરાયેલો રહે છે, વિચારશક્તિથી શૂન્ય હોય છે, વક્ર દૃષ્ટિથી જોનારો હોય છે, શુષ્ક મુખવાળો હોય છે, પાપી હોય છે, ભ્રૂકુટીને ચડાવી રાખનારો હોય છે અને જ્યારે ક્રોધાયમાન થાય છે, ત્યારે દાંત વડે નીચલા હોઠને પીસીને કઠોર ભાષણ કરવા માંડે છે. આવો ધનાઢ્ય પુરુષ કદાચ આખી પૃથ્વી આપવા તૈયાર થાય, તોપણ તેની સામે કોણ દૃષ્ટિ કરે?[૧૪-૧૫] જે મૂર્ખ પુરુષ લક્ષ્મીની સાથે નિત્ય સંવાસ રાખે છે, તેને લક્ષ્મી મોહિત કરી નાખે છે અને વાયુ શરદઋતુનાં વાદળાંને જેમ હરી જાય છે, તેમ એ પુરુષના ચિત્તને લક્ષ્મી ગમે તે વિષયમાં ખેંચી જાય છે;[૧૬] એટલું જ નહિ, પણ તે પુરુષને રૂપનો તથા ધનનો ગર્વ ચડી જાય છે અને તે એમ જ માને છે કે, હું કુળવાન છું અને કેવળ સામાન્ય મનુષ્ય નથી, પણ સિદ્ધ છું.[૧૭] પ્રત્યેક મનુષ્યનું ચિત્ત ધન, રૂપ અને કુળ એ ત્રણ કારણોથી પ્રમાદવશ બની જાય છે અને પછી તેનું મન વિષયોપભોગ કરવામાં આસક્ત બની જાય છે, ત્યારે પોતાના બાપદાદાઓએ એકઠા કરેલા દ્રવ્યને તે ઉડાવી દે છે અને તેને જ લીધે નિર્ધન અવસ્થામાં આવી પડીને બીજાઓના ધનની ચોરી કરવાના કામને પણ યોગ્ય માને છે.[૧૮] આ રીતે જ્યારે મર્યાદાનું ઉલ્લંઘન કરીને તે પુરુષ જ્યાં ત્યાંથી પ્રજાઓનું દ્રવ્ય લૂંટવા માંડે છે, એટલે પારધીઓ બાણો વડે જેમ મૃગોને અટકાવે છે, તેમ રાજાઓ તેને શિક્ષા કરીને અટકાવે છે.[૧૯] આ પ્રકારે તે અનેક દુઃખો ધનવાન મનુષ્યને પ્રાપ્ત થાય છે અને કોઈ સમયે અંગનું છેદનભેદન પણ અનુભવવું પડે છે;[૨૦] માટે નાશવંત એવા દેહાદિ પદાર્થો ઉપરની મમતાની સાથે પુત્રૈષણાદિરૂપ લોકધર્મનો પણ ત્યાગ કરીને તે સર્વ દુઃખોને દૂર કરવા માટે બુદ્ધિપૂર્વક ઓષધ કરવું.[૨૧] સર્વ પ્રકારના સંબંધોનો ત્યાગ કર્યા વિના મનુષ્યને સુખ મળતું નથી, પરબ્રહ્મની પ્રાપ્તિ થતી નથી અને નિર્ભયપણે નિદ્રા પણ આવતી નથી; માટે સર્વના સંબંધનો ત્યાગ કરીને તું સુખી થા.[૨૨] આ પ્રમાણે હસ્તિનાપુરમાં શંપાક નામના બ્રાહ્મણે મને કહ્યું હતું, માટે ત્યાગ જ સર્વના કરતાં શ્રેષ્ઠ છે; એવો મારો મત છે.[૨૩]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'શંપાકગીતા–ત્યાગ વિના સુખ નથી' નામનો અધ્યાય ૧૭૬ મો સમાપ્ત

# अध्याय १७७ मो

## મંકિગીતા–દૈવબળ વિના પુરુષાર્થ વ્યર્થ છે

॥ युधिष्ठिर उवाच ॥

ईहमानः समारंभान् यदि नासादयेद्धनम् ।
धनतृष्णाभिभूतश्च किं कुर्वन् सुखमाप्नुयात् ॥१॥

યુધિષ્ઠિરે પૂછ્યું: ધન સંપાદન કરવાની ઇચ્છાથી પુરુષ ખેતી વગેરે અનેક સમારંભો કરે, તોપણ તેને ધનની પ્રાપ્તિ જો ન થાય, તો ધનની

તૃષ્ણાથી પરાભવ પામેલા તે પુરુષે શું કરીને સુખ મેળવવું ?[૧]

ભીષ્મે કહ્યું: હે ભરતવંશી રાજા ! લાભ, અલાભ, માન, અપમાન વગેરે સર્વમાં સમભાવ રાખવો, ધનાદિકને માટે લગારે શ્રમ ન કરવો, સત્ય ભાષણ કરવું, વૈરાગ્ય ધારણ કરવો અને કર્મો કરવા માટે ઇચ્છા ન કરવી–આ પાંચ ગુણો જે પુરુષમાં વસી રહેલા છે, તે સુખી થાય છે. વૃદ્ધ પુરુષો કહે છે કે, એ પાંચે ગુણોનો આશ્રય કરવાથી મોક્ષ પણ મળે છે અને તે પાંચે ગુણો સ્વર્ગ, ધર્મ અને સર્વોત્તમ સુખરૂપ છે.[૨-૩] હે યુધિષ્ઠિરરાજા ! આ વિષયમાં મંકિએ વૈરાગ્યને લીધે જે કંઈ કહ્યું હતું, તેનો પ્રાચીન ઇતિહાસ લોકમાં કહેવાય છે, તે હું તમને કહું છું, સાંભળો.[૪] દ્રવ્ય મેળવવાની ઇચ્છાથી મંકિએ વારંવાર ઘણા પ્રયત્નો કર્યા હતા, પરંતુ તે સર્વમાં તે નિષ્ફળ થયો હતો. પછી તેણે કંઈ બાકી રહેલા ધનમાંથી બે વાછરડા ખરીદ્યા અને તેઓને પલોટવા માટે એક ધૂંસરી લીધી.[૫] તે પછી એક સમયે તે બન્ને વાછરડાની ખાંધ ઉપર બરાબર ધૂંસરી બાંધીને તેઓને પલોટવા માટે મંકિએ બહાર કાઢ્યા ને હાંકવા માંડ્યા. આગળ જતાં માર્ગમાં એક ઊંટ બેઠું હતું, તેને જોઈને તે બન્ને વાછરડા એકદમ ભડક્યા અને પેલા ઊંટને વચમાં રાખી દઈને વેગથી દોડ્યા. વાછરડા જેવા સમીપ આવ્યા; એટલે પેલું ઊંટ પણ એકદમ ખિજવાઈ ગયું અને પોતાની ખાંધ ઉપર આવી ગયેલા તે બન્ને વાછરડાઓને ઊંચકીને મોટા વેગથી દોડવા લાગ્યું.[૬-૭] આ રીતે પોતાના બન્ને વાછરડાઓને ઊંટ ઘણા જુસ્સાથી ઊંચકી જતું હતું, જેથી તેઓને મૃત્યુ પામતા મંકિએ કહ્યું કે, 'પુરુષ ગમે તેવો કાર્યકુશળ હોય અને ગમે તેટલી શ્રદ્ધાથી યુક્ત થઈને કામનો સારી રીતે આરંભ કરનારો હોય, તોપણ દૈવયોગ વિના તેનાથી દ્રવ્ય મેળવી શકાતું નથી.[૮-૯] પૂર્વે મેં જે જે કાર્ય કર્યાં હતાં, તે સર્વમાં મને અનર્થોની જ પ્રાપ્તિ થઈ હતી; છતાં મેં આ બન્ને વાછરડાઓને ખરીદીને તેઓને પલોટવાના કાર્યનો આરંભ કર્યો; પરંતુ તેમાં પણ આ રીતે ઊંટનો સંબંધ જોડી દઈને દૈવે મારા પર કેવું સંકટ નાખી દીધું છે, તે તમે જુઓ ![૧૦] આ ઊંટની વેગવાળી ગતિને લીધે મારા બન્ને વાછરડા કૂદી કૂદીને મહાકષ્ટથી ગમન કરી શકે છે અને પેલું ઊંટ તો તેઓને ડોક ઉપર લટકાવીને આડુંઅવળું દોડ્યે જ જાય છે. અહો ! આ દૈવઘટના કાકતાલીય ન્યાયના* જેવી જ છે ![૧૧] આ મારા પ્રિય વાછરડાઓ ઊંટની ડોકે બે મણિઓની પેઠે લટકી રહ્યા છે. ખરેખર, આ બનાવ કેવળ દૈવયોગે જ બન્યો છે. અને આ ઉપરથી સિદ્ધ થાય છે કે, દૈવયોગ વિના કેવળ હઠ જ કરવાથી પુરુષાર્થ સિદ્ધ થતો નથી.[૧૨] જોકે કોઈ વેળા પુરુષાર્થ પણ સિદ્ધ થતો જોવામાં આવે છે; પરંતુ તેના સંબંધમાં પણ જો સંપૂર્ણ શોધ કરવામાં આવે છે, તો જણાય છે કે, એ સિદ્ધ થયેલા પુરુષાર્થને કેવળ દૈવનો જ આધાર હતો.[૧૩] માટે સુખની ઇચ્છા રાખનારા પુરુષે વૈરાગ્યનો જ આશ્રય કરવો; કેમ કે વૈરાગ્યનો આશ્રય કરીને ધન અને તેનાં સાધનોની આશાને દૂર ફેંકી દેનારો પુરુષ સુખેથી સૂવે છે.[૧૪] અહો ! સર્વ પ્રકારના સંબંધનો ત્યાગ કરીને જનકરાજાના ઘરમાંથી મોટા અરણ્ય તરફ ચાલી નીકળેલા શુકદેવે ઠીક જ કહ્યું છે કે,[૧૫] 'એક પુરુષ સર્વ પ્રકારની કામનાઓને સંપાદન કરે અને બીજો પુરુષ સર્વ કામનાઓનો કેવળ ત્યાગ જ કરી દે–તેઓ બન્નેમાંથી સર્વ કામનાઓને સંપાદન કરનારા કરતાં સર્વ કામનાઓનો ત્યાગ કરનારો જ ઉત્તમ છે.'[૧૬] આ જગતમાં કોઈ પણ પુરુષ ધનાદિકને પ્રાપ્ત કરવાની પ્રવૃત્તિઓના અંતને પામ્યો જ નથી અને જે પુરુષ મૂર્ખ હોય છે, તેને તો શરીર અને જીવિત ઉપરની તૃષ્ણા પ્રતિદિન વધતી જ જાય છે;[૧૭] માટે ઓ કામાભિલાષી મન ! તું હવે સર્વ પ્રવૃત્તિઓથી વિરામ પામ અને વૈરાગ્ય ધારણ કરીને શાંત થા. પ્રવૃત્તિ કરી કરીને તું વારંવાર ઠગાયું છે, છતાં તને તેના પર વૈરાગ્ય

* એક તાડના વૃક્ષ ઉપર આવીને કાગડો જેવો બેઠો કે તુરત જ તેનું ફળ પૃથ્વી પર તૂટી પડ્યું. આ બનાવમાં વાસ્તવિક કારણ તો દૈવ જ છે, છતાં કાગડાના સ્પર્શથી જ તે ફળ પડ્યું જેથી કાગડાના બેસવાને જ તાડવૃક્ષના ફળપતનનું સામાન્ય કારણ માનવામાં આવે છે. આને કાકતાલીય ન્યાય કહે છે, અર્થાત્ અતર્કિત રીતે કાગડાનું બેસવું અને અકસ્માત્ તાડફળનું પડવું, એવો જે બનાવ તેને કાકતાલીય ન્યાય કહે છે

કેમ થતો નથી?[૧૮] હે દ્રવ્યાભિલાષી મન! તારે મારો જો વિનાશ ન કરવો હોય અને મારે લીધે તને આનંદ મળતો હોય, તો તું મને લોભીની સાથે વ્યર્થ જોડ મા.[૧૯] હે મૂઢ! તેં અનેકવાર દ્રવ્યનો સંગ્રહ કર્યો અને અનેકવાર તે દ્રવ્ય નાશ પામ્યું; તો પછી ઓ ધનલંપટ મન! તું તારી ધનાશાને કદી છોડશે કે નહિ?[૨૦] અહો! મારી મૂર્ખતા કેટલી બધી છે કે હું તારું રમકડું બની ગયો છું! ખરેખર, જે પુરુષ વાસનાગ્રસ્ત હોતો નથી, તે આ પ્રમાણે કોઈનું દાસત્વ કરે જ નહિ.[૨૧] પૂર્વકાળમાં થઈ ગયેલા પુરુષો અને હવે પછી થનારા પુરુષો વિષયવાસનાઓના અંતને પામ્યા જ નથી. આમ સમજીને હવે મેં સર્વ સમારંભોનો ત્યાગ કર્યો છે, મને જ્ઞાન થયું છે અને હવે હું જાગ્રત થયો છું.[૨૨] ખરેખર, ઓ વિષયવાસના! તારું હૃદય વજ્રના સારથી જ બનેલું છે અને તેથી જ અત્યંત મજબૂત છે; કારણ કે તેને સેંકડો અનર્થો ખૂંદી વળ્યા છે, છતાં તેના સો સો ટુકડા થઈ ગયા નથી.[૨૩] ઓ વિષયાભિલાષ! હું જાણું જ છું કે, અમુક અમુક વસ્તુઓ તને પ્રિય છે; પરંતુ તારું પ્રિય કરવાની ઇચ્છા કરતાં જ હું સુખ પામી શકતો નથી.[૨૪] ઓ વિષયવાસના! હું તારા મૂળને પણ જાણું છું કે, તું સંકલ્પમાંથી ઉત્પન્ન થાય છે, માટે હવે હું કોઈ જાતનો સંકલ્પ જ કરીશ નહિ, જેથી તારો સમૂળગો નાશ થઈ જશે.[૨૫] ધન મેળવવાની ઇચ્છા કરવી, એ જ મહાદુઃખદાયક છે અને જો કદાચ ધન મળી આવે છે, તો પછી તેના રક્ષણ માટે ઘણી મોટી ચિંતા થઈ પડે છે અને વળી તે મળેલા ધનનો જો નાશ થઈ જાય છે, તો તે મૃત્યુના જેવું જ દુઃખ થાય છે; તેમ જ ધન મેળવવાનો પ્રયત્ન કરવામાં આવે છે, તોપણ તે (ધન) કોઈ સમયે મળે છે અને કોઈ સમયે નથી પણ મળતું.[૨૬] અરે! પોતાનો દેહ કોઈને અર્પણ કરી દેવામાં આવે છે; તોપણ ધનનો લાભ થતો નથી, તો પછી એનાથી વધારે બીજું કયું દુઃખ હોઈ શકે? દૈવયોગે કદાચ ધન મળે; તોપણ સંતોષ રહેતો નથી. પરંતુ અધિક અધિક મેળવવાની ઇચ્છા થયા કરે છે; માટે સિદ્ધ થાય છે કે, દ્રવ્ય એ તૃષ્ણાનો નાશ કરનારું નથી, પણ ગંગાના સ્વાદિષ્ટ જળની પેઠે તૃષ્ણાની વૃદ્ધિ કરનારું છે. હું હવે બરાબર સમજી શક્યો છું કે, તૃષ્ણાની વૃદ્ધિ એ જ મારા વિનાશનું કારણ છે, માટે ઓ તૃષ્ણા! તું મને છોડી દે.[૨૭-૨૮] આ મારા શરીરમાં જે પંચમહાભૂતોનો સમુદાય એકત્રિત થયો છે, તે હવે ભલે ગમે ત્યાં ચાલ્યો જાય અને તેની ઇચ્છામાં આવે ત્યાં ભલે જઈને રહે. (પણ અહીં તો નહિ જ.)[૨૯] ઓ વિષયવાસનાઓ! હવે તમારા ઉપર મને પ્રીતિ જ રહી નથી; કારણ કે તમે કામ અને લોભને અનુસરો છો; માટે તમારો સર્વનો ત્યાગ કરીને હવે હું સત્વગુણનો જ આશ્રય કરીશ;[૩૦] એટલું જ નહિ, પણ મારા આ દેહની અંદર જ હૃદયકમળમાં હું સર્વ ભૂતસમુદાયને જોવા માંડીશ, જેથી મને એકાત્મદર્શન પ્રત્યક્ષ થશે. તે ઉપરાંત મારી બુદ્ધિને યોગના વિષયમાં સ્થાપિત કરીશ, ચિત્તને શ્રવણમનનાદિ સાધનોમાં સ્થિર કરીશ અને મનને લવણોદક ન્યાય પ્રમાણે (મીઠું જેમ જળાકાર બની જાય છે તેમ) પરબ્રહ્મ વિષે લય પમાડીશ.[૩૧] પછી રાગદ્વેષથી રહિત થઈને કોઈ સ્થળે આસક્તિ રાખ્યા વિના સુખેથી લોકમાં વિચરીશ; જેથી હે કામ! તું મને આ રીતે પુનઃ દુઃખોમાં નાખી શકીશ નહિ.[૩૨] તું મારી પાછળ બરાબર લાગુ થયો છે, માટે એમ કર્યા વિના બીજી કોઈ ગતિ જ નથી. હે કામ! હું જાણી શક્યો છું કે, તૃષ્ણા, શોક અને શ્રમ એ સર્વનું ઉત્પત્તિસ્થાન તું જ છે.[૩૩] હું માનું છું કે ધનના નાશથી જે કંઈ અનિર્વાચ્ય દુઃખ થાય છે, તે સર્વ દુઃખોના કરતાં અતિશય મોટું છે. જેમ કે, ધનથી ભ્રષ્ટ થયેલા પુરુષનું જ્ઞાતિલાઓ અને મિત્રો અપમાન કરે છે, એટલુ જ નહિ પણ બીજાં હજારો અપમાનો તેને સહેવાં પડે છે અને તે ઉપરાંત ધનનો સંબંધ રાખવામાં બીજા અનેક કષ્ટદાયક દોષો સમાયેલા છે. વળી ધનની અંદર જે કંઈ સુખનો અંશ રહેલો છે, તે પણ અનેક પ્રકારનાં દુઃખોથી ઘેરાયેલો છે.[૩૪-૩૫] જે પુરુષની પાસે ધન હોય છે, તેનું ચોરલોકો ખૂન કરે છે અથવા તેને અનેક મારકૂટ કરીને નિત્ય દુઃખી કરે છે.[૩૬] મેં ઘણે લાંબે સમયે પણ જાણ્યું છે કે, ધનની લોલુપતા રાખવામાં જ દુઃખ સમાયેલું છે. હે વિષયાભિલાષ! તું જે જે પદાર્થનો આશ્રય કરે છે, તેની પાછળ લાગ્યો ને

લાગ્યો રહે છે.[૩૭] ખરેખર, તું તત્ત્વને જાણનારો નથી, અત્યંત અજ્ઞાની છે, ઘણો જ અસંતોષી છે અને અગ્નિની પેઠે તૃપ્ત કરવાને અશક્ય છે. તું અમુક વસ્તુ સુલભ છે કે અમુક વસ્તુ દુર્લભ છે, એમ કંઈ સમજતો જ નથી.[૩૮] વળી તું પાતાલની પેઠે પૂર્ણ કરવાને અશક્ય છે અને મને દુઃખોમાં દબાયલો રાખવા ઇચ્છે છે જ, ખરું કે ? પણ અલ્યા ઓ કામ ! હવે તું મને તારા સપાટામાં સપડાવી શકે તેમ નથી.[૩૯] આજે દૈવયોગે મારા દ્રવ્યનો નાશ થયો છે, તેથી મને વૈરાગ્ય થયો છે અને હવે તો હું પરમ શાંતિનો આશ્રય કરીને વિષય-વાસનાઓનું ચિંતન જ નહિ કરું.[૪૦] મેં મૂર્ખાએ આ સંસારમાં ઘણા ઘણા કલેશો સહન કર્યા છતાં હું અબુદ્ધિ કંઈ સમજ્યો જ નહિ ! પરંતુ મારા ધનનો નાશ કરીને દૈવે મને ધિક્કારી કાઢ્યો છે, જેથી હવે સર્વાંગે સંતાપથી રહિત થઈને હું નિરાંતે શયન કરીશ.[૪૧] અરે ઓ વિષયાભિલાષ! મનોગત સર્વ વૃત્તિઓને સમેટી લઈને તારો હું ત્યાગ કરું છું, જેથી પુનઃ તું મારામાં નિવાસ કરી શકીશ નહિ અને મારી સાથે મોજમજા પણ કરી શકીશ નહિ.[૪૨] હું, જેઓ મને ધિક્કારી કાઢશે, તેઓને ક્ષમા આપીશ, જેઓ મને પ્રહાર કરશે, તેઓને સામો પ્રહાર નહિ કરું અને જે કોઈ મારો શત્રુ થઈને અપ્રિય બોલશે, તેને પણ લક્ષ્યમાં નહિ લાગીને પ્રિય ભાષણ કરીશ.[૪૩] હવે હું સદાય તૃપ્ત રહીશ, ઇંદ્રિયોને શાંત કરીશ અને હમેશાં જે કંઈ મળી આવશે, તેનાથી મારી આજીવિકા ચલાવી લઈશ; પરંતુ હે કામ ! તને–મારા શત્રુને કદી પણ કૃતાર્થ કરીશ નહિ.[૪૪] તું જાણજે કે મેં હવે વૈરાગ્ય-નો, નિવૃત્તિનો–શાંતિનો, સત્યનો, ઇંદ્રિયનિગ્રહનો, ક્ષમાનો અને સર્વ પ્રાણીઓ ઉપરની દયાનો આશ્રય કર્યો છે.[૪૫] વળી હું કહું છું કે, મે મોક્ષમાર્ગે જવાનો નિશ્ચય કર્યો છે અને હવે હું સત્ત્વગુણમાં સ્થિર થયો છું; માટે કામ, લોભ, તૃષ્ણા અને કૃપણતા મારો ત્યાગ કરી જાઓ ![૪૬] મે હવે કામનો તથા લોભનો ત્યાગ કર્યો છે, તેથી હું સુખી થયો છું, તો હવે કોઈ મૂર્ખ પુરુષની પેઠે લોભાધીન થઈને પુનઃ દુઃખી થઈશ નહિ.[૪૭] વિષયવાસનાઓમાંથી જેનો જેનો પુરુષ ત્યાગ કરે છે, તે તો તેના સુખમાં વૃદ્ધિ કરનાર થઈ પડે છે; પરંતુ નિત્ય કામને અધીન રહેનારો પુરુષ તો દુઃખ જ પામે છે.[૪૮] રજોગુણ કામને અનુસરનારો છે, માટે પુરુષે હરકોઈ પ્રકારના રાજસ વિકારનો ત્યાગ કરવો; કેમ કે કામક્રોધથી ઉત્પન્ન થનારું દુઃખ, નિર્લજ્જતા અને અશાંતિ, એ બધાં રજોગુણમાંથી ઉત્પન્ન થાય છે.[૪૯] ગ્રીષ્મ-ઋતુમાં તાપથી તપી ગયેલો પુરુષ જેમ શીતલ ધરાનો આશ્રય કરે, તેમ મેં હવે પરબ્રહ્મનો આશ્રય કર્યો છે. અહો ! હું કેવો શાંત થયો છું ! કેવો દુઃખમુક્ત થઈ રહ્યો છું અને કેવા પરમ સુખનો અનુભવ કરી રહ્યો છું ! આ જગતમાં જે કંઈ કામજન્ય સુખ છે અને સ્વર્ગમા જે કંઈ મહાન સુખ રહેલું છે, તે બન્ને સુખો તૃષ્ણાનાશના સુખની સોળમી કળાને પણ યોગ્ય નથી, સ્થૂળદેહની ગણના સાથે સાતમા કામરૂપી મહાન શત્રુનો નાશ કરીને; અર્થાત્ અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, તમોગુણપ્રધાન, આનંદમય અને સત્ત્વ-ગુણપ્રધાન, સબીજ સમાધિ અથવા સાનંદકોશ આ ૭ કોશોનો તથા સર્વ અનર્થોના કારણભૂત મહત્તત્ત્વ નામના સાતમા કામનો નાશ કરીને હું પરબ્રહ્મરૂપી નગરમાં પ્રવેશ કરીશ અને ત્યાં રાજાની પેઠે સુખી થઈશ; કારણ કે એ બ્રહ્મનગર સર્વદા અવિનાશી છે.[૫૦–૫૨]

હે યુધિષ્ઠિર ! આવી બુદ્ધિનો આશ્રય કરીને પરમ વૈરાગ્યને પામેલા મંકિએ સર્વ વાસનાઓનો ત્યાગ કરી દીધો અને પોતે બ્રહ્મસ્વરૂપ થઈને મહાન સુખ સંપાદન કર્યું.[૫૩] બે વાછરડાઓના નાશને લીધે મંકિ મોક્ષને પામ્યો અને તેણે વાસનાઓની મૂળભૂત અવિદ્યાનો નાશ કરીને મહાન સુખ સંપાદન કર્યું.[૫૪]

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાંતગર્ત મોક્ષધર્માનુશાસન-પર્વમા ' મંકિગીતા–દૈવબળ વિના પુરુષાર્થ વ્યર્થ છે' નામનો અધ્યાય ૧૭૭ મો સમાપ્ત

# अध्याय १७८ मो

## બોધ્યગીતા–મારા ગુરુઓ ૭ છે

॥ भीष्म उवाच ॥

अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम् ।
गीतं विदेहराजेन जनकेन प्रशाम्यता ॥ १-॥

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિર રાજા!

ઉપર એક બીજો ઇતિહાસ પણ કહેવાય છે. તે ઇતિહાસમાં શાંત ગુણને ધારણ કરનારા વિદેહ રાજા જનકે કહેલું આત્મજ્ઞાન વર્ણવેલું છે.[૧] (પૂર્વે જ્યારે મિથિલાનગરીમાં આગ લાગી, ત્યારે જનકરાજાએ આ પ્રમાણે કહ્યું હતું:) 'મારી પાસે અનંત ગણું દ્રવ્ય છે, પરંતુ તેમાં મારું કંઈ નથી; જેથી આ મિથિલાનગરી આખી બળી જાય, તોપણ તેમાં મારું કંઈ પણ બળવાનું નથી; અર્થાત્ પંચકોશરૂપી ગુફામાં રહેલો આત્મા જ મારું સ્વરૂપ છે. બાકી એ સિવાયનો આ સર્વ પ્રપંચ દોરીમાં ભ્રાંતિથી દેખાયેલા સર્પના જેવો મિથ્યા છે; માટે જ મિથિલાનગરી બળી જાય; તોપણ મારું કંઈ બળે તેમ નથી; કેમ કે ઝાંઝવાના જળથી પૃથ્વી પર જેમ ભીનાશ થતી નથી, તેમ અધ્યસ્ત(મિથિલા)ના નાશથી અધિષ્ઠાન(આત્મા)નો નાશ થવાનો નથી.' હે યુધિષ્ઠિર! આ વિષય ઉપર બોધ્ય ઋષિએ કહેલો એક શ્લોક કહેવામાં આવે છે, તેનો ઉદ્દેશ પણ વૈરાગ્ય ઉપજાવવાનો જ છે. તે હું તમને કહું છું, સાંભળો.[૨-૩] બોધ્યઋષિ શાંત ગુણને ધારણ કરનારા હતા, વૈરાગ્યને લીધે શાંતિને પામ્યા હતા અને શાસ્ત્રજ્ઞાનથી તૃપ્ત થયેલા હતા. એક સમયે નહુષના પુત્ર યયાતિરાજાએ તેમને પ્રશ્ન કર્યો કે,[૪] 'હે મહાબુદ્ધિમાન ઋષિ! તમે મને શાંતિ પ્રાપ્ત થાય તેવો ઉપદેશ આપો. કઈ બુદ્ધિનો આશ્રય કરીને તમે આ રીતે શાંત અને સુખી થઈને વિચર્યા કરો છો?'[૫]

બોધ્યઋષિ બોલ્યા: હું કોઈના ઉપદેશ પ્રમાણે વર્તું છું, પણ બીજાઓને ઉપદેશ આપતો નથી. છતાં હું તને એ ઉપદેશનું લક્ષણ કહું છું, તેનો તું પોતે જ વિચાર કરી લેજે.[૬] વેશ્યા પિંગલા, ટિટોડો, સર્પ, ભ્રમર, બાણ બનાવનારો અને કુમારિકા આ છ મારા ગુરુઓ છે.[૭]

ભીષ્મે કહ્યું: હે રાજન્! આશા મહાબળવાન છે અને નિરાશામાં પરમ સુખ સમાયેલું છે. પોતાની આશાને નિરાશાના રૂપમાં બદલી નાખીને પિંગલા વેશ્યા નિરાંતે નિદ્રાવશ થઈ હતી.[૮] એક ટિટોડો ક્યાંકથી માંસ લઈ આવ્યો, એટલે તેને જોઈને બીજા માંસ વિનાના ટિટોડાઓ તેને મારવા માટે ચડી આવ્યા; ત્યારે કંકાસના કારણભૂત માંસનો ત્યાગ કરીને તે ટિટોડો સુખી થયો હતો.[૯] ગૃહનો આરંભ કરવો તે દુઃખજનક છે, પણ સુખજનક નથી જ. આમ સમજીને સર્પ બીજાએ કરેલા દરમાં પેસી જઈને સુખેથી રહે છે.[૧૦] જેમ ભ્રમરાઓ કોઈનો દ્રોહ કર્યા વિના વનમાં સુખેથી જીવન ગાળે છે, તેમ કોઈ ભિક્ષાવૃત્તિનો આશ્રય કરનારા મુનિઓ પણ કોઈ પ્રાણીઓનો દ્રોહ કર્યા વિના વનમાં સુખેથી જીવન ગાળે છે.[૧૧] બાણ બનાવનારા કોઈ એક પુરુષે જ્યારે બાણ બનાવવાનો આરંભ કર્યો, ત્યારે કેવળ બાણમાં જ એકતાન બની જઈને પોતાની સમીપમાંથી જ નીકળેલા રાજાને જાણ્યો ન હતો. (એ પ્રમાણે બીજા સર્વ આરંભોનો ત્યાગ કરીને કેવળ બ્રહ્મમાં જ ચિત્તની એકાગ્રતા કરવી.)[૧૨] કોઈ એક કુમારિકાને પોતાનાં માતાપિતાથી ગુપ્ત અતિથિઓ જમાડવાની ઇચ્છા થઈ, એટલે તેણે ડાંગર ખાંડવાનો આરંભ કર્યો. તે વેળા તેના કાંડામાં રહેલી ચૂડીઓનો ખણખણાટ થવા લાગ્યો. ત્યારે બીજાઓને ખબર ન પડી જાય, એવા કારણથી તેણે બધી ચૂડીઓ કાઢી નાખીને માત્ર એક એક જ ચૂડી રહેવા દીધી. જેથી લગારે ખણખણાટ થયો નહિ. આ ઉપરથી સમજી શકાય છે કે, અનેકની સાથે સહવાસ રાખવાથી ક્લેશ થાય છે અને બે જણા સાથે રહેવાથી વાતો કરવામાં આસક્ત થવાય છે; માટે કુમારિકાની એક ચૂડીની પેઠે એકલો જ રહીને હું સર્વત્ર વિહાર કરીશ. (આમ બોધ્યઋષિએ કહ્યું હતું.)[૧૩]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'બોધ્યગીતા—મારા ગુરુઓ છ છે' નામનો અધ્યાય ૧૭૮ મો સમાપ્ત

## અધ્યાય ૧૭૯ મો

### અજગરવૃત્તિની પ્રશંસા

॥ युधिष्ठिर उवाच ॥

**केन वृत्तेन वृत्तज्ञ वीतशोकश्चरेन्महीम्।**
**किंच कुर्वन्नरो लोके प्राप्नोति गतिमुत्तमाम्॥ १॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે ઉત્તમ આચરણને જાણનારા પિતામહ! કેવા પ્રકારનું આચરણ કરીને પુરુષ શોકરહિત થઈને પૃથ્વી પર વિચર્યા કરે અને શું કરવાથી મનુષ્યને ઉત્તમ ગતિ પ્રાપ્ત થાય?[૧]

ભીષ્મે કહ્યું : હે રાજા! આ વિષયમાં પણ એક પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ અપાય છે. એમાં પ્રહ્લાદનો તથા અજગરવૃત્તિને ધારણ કરનારા એક મુનિનો સંવાદ વર્ણવ્યો છે.[૨] જેમ કે કોઈ એક જ્ઞાની બ્રાહ્મણ ચિત્તને દઢ કરીને તથા રાગદ્વેષથી રહિત થઈને પૃથ્વી પર વિચર્યા કરતો હતો. તેને બુદ્ધિમાન રાજા પ્રહ્લાદે આ પ્રમાણે પ્રશ્ન કર્યો.[૩]

પ્રહ્લાદે પૂછ્યું : હે બ્રાહ્મણ! તમારું વિષયોએ આકર્ષણ કર્યું નથી, તમે દંભથી રહિત છો, દયાળુ છો, જિતેંદ્રિય છો, સર્વ આરંભોનો ત્યાગ કરનારા છો, અસૂયાદોષથી રહિત છો, સત્યવાદી છો, પ્રતિભાશાળી છો, ઊહાપોહ કરવામાં કુશળ છો અને તત્ત્વજ્ઞાની છો, છતાં આમ બાળકની પેઠે વિચર્યા કરો છો.[૪] તમે લાભ મેળવવાની ઇચ્છા રાખતા નથી, કોઈ વસ્તુની હાનિ થતાં શોક કરતા નથી અને હે બ્રહ્મન્! જાણે નિત્યતૃપ્ત થયા હો તેમ વર્તીને કોઈને ઇષ્ટ માનતા નથી અને કોઈને અનિષ્ટ માનતા નથી.[૫] આ સર્વ પ્રજાઓ જ્યારે કામાદિના પ્રવાહમાં તણાઈ રહી છે, ત્યારે તમે ઉદાસીનના જેવા દેખાઓ છો અને ધર્મ, અર્થ તથા કામના વિષયમાં પણ તમે વેપારશૂન્ય જણાઓ છો.[૬] તમે ધર્મનું આચરણ કરતા નથી, અર્થ સંપાદન કરતા નથી,તેમ જ કામના વિષયમાં પણ આસક્તિ રાખતા નથી. કેવળ સર્વ ઇંદ્રિયોના વિષયોનો ત્યાગ કરીને એક સાક્ષીની પેઠે મુક્ત થઈને પૃથ્વી પર વિચરો છો.[૭] હે મુનિ તમારું જ્ઞાન કેવા પ્રકારનું છે, તમારું શાસ્ત્ર કયું છે અને તમારું આચરણ કેવા પ્રકારનું છે, તે હે બ્રહ્મન્! તમે મારું જો શ્રેય કરવા ઇચ્છતા હો, તો મને સત્વર કહો.[૮]

ભીષ્મે કહ્યું : એ પ્રમાણે પ્રહ્લાદે પ્રશ્ન કર્યો એટલે જન્મજરાદિક લોકધર્મના કારણભૂત અવિદ્યા, કામ અને કર્માદિને જાણનારા તે બુદ્ધિમાન મુનિએ અર્થસંબંધવાળી મધુર વાણીથી પ્રહ્લાદને કહ્યું :[૯] 'હે પ્રહ્લાદ! તારે જાણવું કે, પ્રાણીઓની ઉત્પત્તિ, હ્રાસ, વૃદ્ધિ અને વિનાશ એ બધું કારણરહિત એવા એક પરમાત્માથી જ થયા કરે છે અને તેથી જ મને હર્ષ થતો નથી કે શોક થતો નથી.[૧૦] આ જગતમાં જે કંઈ પ્રવૃત્તિઓ થઈ રહી છે, તે પણ કેવળ તે સ્વરૂપસત્તાને લીધે જ થઈ રહી છે અને આ સર્વ પ્રજાઓ પણ તે સ્વરૂપસત્તામાં જ લય પામ્યા કરે છે, એમ સમજીને તે સિવાયની બીજી કોઈ પણ વસ્તુનો લાભ થતાં સંતુષ્ટ થવું નહિ.[૧૧] હે પ્રહ્લાદ! તારે જાણવું કે, જગતમાં જેટલા સંયોગો છે, તેઓ અંતે વિયોગવાળા છે અને જે જે વસ્તુઓનો સંગ્રહ કરવામાં આવે છે, તેઓનો અંતે નાશ જ છે. આમ સમજીને જ હું કોઈ વસ્તુ પર મન લગાડતો નથી.[૧૨] જે પુરુષ આ સર્વ પ્રાણીઓને સત્ત્વાદિ ગુણોવાળાં અને નાશવંત જાણે છે, તેમ જ સર્વની ઉત્પત્તિને તથા નાશને જાણે છે, તે પુરુષને શું કરવાનું બાકી રહે છે અર્થાત્ કંઈ જ નહિ.[૧૩] હું જોઈ શકું છું કે, મહાસાગરના જળની અંદર ઉત્પન્ન થનારાં મહાપ્રચંડ શરીરવાળાં અને સૂક્ષ્મ શરીરવાળાં પ્રાણીઓનો પણ અનુક્રમે નાશ થયા કરે છે.[૧૪] વળી હે અસુરોના રાજા! પૃથ્વી ઉપર ઉત્પન્ન થનારાં સ્થાવરજંગમ સર્વ પ્રાણીઓનું પણ મૃત્યુ સ્પષ્ટ રીતે મારા જોવામાં આવે છે;[૧૫] તેમ જ હે દાનવશ્રેષ્ઠ! આકાશમાં ફરનારાં બળવાન પક્ષીઓનું પણ સમયાનુસાર મૃત્યુ આવી જ પહોંચે છે.[૧૬] અરે! એટલું જ નહિ, પણ આકાશમાં સંચાર કરનારાં નાનાંમોટાં નક્ષત્રોને પણ સમય પૂર્ણ થતાં પોતાનાં સ્થાન ઉપરથી ભ્રષ્ટ થતાં હું જોઉં છું.[૧૭] આ રીતે સર્વ પ્રાણીઓને મૃત્યુની સાથે સંબંધ ધરાવનારાં જાણીને મેં પરબ્રહ્મનો જ આશ્રય કર્યો છે અને તેથી જ હું વિદ્વાન અને કૃતકૃત્ય થઈને સુખેથી સૂઈ રહું છું.[૧૮] કોઈ સમયે દૈવેચ્છાને લીધે મને અતિ ઉત્તમ ભોજન મળી આવે છે, તો તેને પણ હું ખાઈ લઉં છું અને કોઈ સમયે દિવસોના દિવસો સુધી ખાધા વિના પણ સૂઈ રહું છું.[૧૯] મને કોઈ વેળા સંપૂર્ણ રસભરેલું ભોજન લોકો જમાડે છે, કોઈ વેળા રસ વિનાનું ભોજન પણ આપે છે, કોઈ વેળા અતિ અલ્પ જ મળી આવે છે અને કોઈક વેળા નથીયે મળતું.[૨૦] કોઈ સમયે હું એક કણનું જ ભક્ષણ કરું છું, કોઈ સમયે તલનો ખોળ ખાઈને ચલાવી લઉં છું, કોઈ સમયે ડાંગરનો ભાત જમું છું, કોઈ સમયે માંસ ભક્ષણ કરું છું અને કોઈ સમયે સારાંનરસાં ભોજનો પણ જમું છુ,[૨૧] હું કોઈ વખતે પલંગ ઉપર સૂઈ રહું છું, કોઈ વખતે પૃથ્વી ઉપર પણ

ઉપર એક બીજો ઇતિહાસ પણ કહેવાય છે. તે ઇતિહાસમાં શાત ગુણને ધારણ કરનારા વિદેહ રાજા જનકે કહેલુ આત્મજ્ઞાન વર્ણવેલુ છે.[૧] (પૂર્વે જ્યારે મિથિલાનગરીમા આગ લાગી, ત્યારે જનકરાજાએ આ પ્રમાણે કહ્યુ હતુ ) 'મારી પાસે અનંત ગણું દ્રવ્ય છે, પરતુ તેમા મારુ કંઈ નથી, જેથી આ મિથિલાનગરી આખી બળી જાય, તોપણ તેમા મારુ કઈ પણ બળવાનુ નથી, અર્થાત્ પંચકોશરૂપી ગુફામા રહેલો આત્મા જ મારુ સ્વરૂપ છે બાકી એ સિવાયનો આ સર્વ પ્રપચ દોરીમા ભ્રાતિથી દેખાયેલા સર્પના જેવો મિથ્યા છે, માટે જ મિથિલાનગરી બળી જાય, તોપણ મારુ કઈ બળે તેમ નથી, કેમ કે ઝાઝવાના જળથી પૃથ્વી પર જેમ ભીનાશ થતી નથી, તેમ અધ્યસ્ત(મિથિલા)ના નાશથી અધિષ્ઠાન(આત્મા)નો નાશ થવાનો નથી' હે યુધિષ્ઠિર ! આ વિષય ઉપર બોધ્ય ઋષિએ કહેલો એક શ્લોક કહેવામા આવે છે, તેનો ઉદ્દેશ પણ વૈરાગ્ય ઉપજાવવાનો જ છે. તે હુ તમને કહુ છુ, સાભળો[૨-૩] બોધ્યઋષિ શાત ગુણને ધારણ કરનારા હતા, વૈરાગ્યને લીધે શાતિને પામ્યા હતા અને શાસ્ત્રજ્ઞાનથી તૃપ્ત થયેલા હતા. એક સમયે નહુષના પુત્ર યયાતિરાજાએ તેમને પ્રશ્ન કર્યો કે,[૪] 'હે મહાબુદ્ધિમાન ઋષિ ! તમે મને શાતિ પ્રાપ્ત થાય તેવો ઉપદેશ આપો. કઈ બુદ્ધિનો આશ્રય કરીને તમે આ રીતે શાત અને સુખી થઈને વિચર્યા કરો છો ?'[૫]

બોધ્યઋષિ બોલ્યા હુ કોઈના ઉપદેશ પ્રમાણે વર્તુ છુ, પણ બીજાઓને ઉપદેશ આપતો નથી. છતા હુ તને એ ઉપદેશનુ લક્ષણ કહુ છું, તેનો તુ પોતે જ વિચાર કરી લેજે[૬] વેશ્યા પિંગલા, ટિટોડો, સર્પ, ભ્રમર, બાણ બનાવનારો અને કુમારિકા આ છ મારા ગુરુઓ છે[૭]

ભીષ્મે કહ્યુ હે રાજન્ ! આશા મહાબળવાન છે અને નિરાશામા પરમ સુખ સમાયેલુ છે પોતાની આશાને નિરાશાના રૂપમા બદલી નાખીને પિંગલા વેશ્યા નિરાતે નિદ્રાવશ થઈ હતી[૮] એક ટિટોડો ક્યાકથી માસ લઈ આવ્યો, એટલે તેને જોઈને બીજા માસ વિનાના ટિટોડાઓ તેને મારવા માટે ચડી આવ્યા, ત્યારે ત્રાસના કારણભૂત માસનો ત્યાગ કરીને તે ટિટોડો સુખી થયો હતો[૯] ગૃહનો આરભ કરવો તે દુઃખજનક છે, પણ સુખજનક નથી જ. આમ સમજીને સર્પ બીજાએ કરેલા દરમા પેસી જઈને સુખેથી રહે છે.[૧૦] જેમ ભ્રમરાઓ કોઈનો દ્રોહ કર્યા વિના વનમા સુખેથી જીવન ગાળે છે, તેમ કોઈ ભિક્ષાવૃત્તિનો આશ્રયકરનારા મુનિઓ પણ કોઈ પ્રાણીઓનો દ્રોહ કર્યા વિના વનમા સુખેથી જીવન ગાળે છે[૧૧] બાણ બનાવનારા કોઈ એક પુરુષે જ્યારે બાણ બનાવવાનો આરભ કર્યો, ત્યારે કેવળ બાણમા જ એકતાન બની જઈને પોતાની સમીપમાથી જ નીકળેલા રાજાને જાણ્યો ન હતો. (એ પ્રમાણે બીજા સર્વ આરભોનો ત્યાગ કરીને કેવળ બ્રહ્મમા જ ચિત્તની એકાગ્રતા કરવી )[૧૨] કોઈ એક કુમારિકાને પોતાના માતાપિતાથી ગુપ્ત અતિથિઓ જમાડવાની ઇચ્છા થઈ, એટલે તેણે ડાંગર ખાડવાનો આરભ કર્યો તે વેળા તેના કાડામા રહેલી ચૂડીઓનો ખણખણાટ થવા લાગ્યો ત્યારે બીજાઓને ખબર ન પડી જાય, એવા કારણથી તેણે બધી ચૂડીઓ કાઢી નાખીને માત્ર એક એક જ ચૂડી રહેવા દીધી જેથી લગારે ખણખણાટ થયો નહિ આ ઉપરથી સમજી શકાય છે કે, અનેકની સાથે સહવાસ રાખવાથી કલેશ થાય છે અને બે જણા સાથે રહેવાથી વાતો કરવામા આસક્ત થવાય છે, માટે કુમારિકાની એક ચૂડીની પેઠે એકલો જ રહીને હુ સર્વત્ર વિહાર કરીશ (આમ બોધ્યઋષિએ કહ્યુ હતુ )[૧૩]

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમા 'બોધ્યગીતા-મારા ગુરુઓ છ છે' નામનો અધ્યાય ૧૭૮ મો સમાપ્ત

## अध्याय १७९ मो

### અજગરવૃત્તિની પ્રશંસા

॥ युधिष्ठिर उवाच ॥

केन वृत्तेन वृत्तज्ञ वीतशोकश्चरेन्महीम् ।
किंच कुर्वन्नरो लोके प्राप्नोति गतिमुत्तमाम् ॥ १ ॥

યુધિષ્ઠિરે પૂછ્યુ હે ઉત્તમ આચરણને જાણનારા પિતામહ ! કેવા પ્રકારનુ આચરણ કરીને પુરુષ શોકરહિત થઈ ને પૃથ્વી પર વિચર્યા કરે અને શુ કરવાથી મનુષ્યને ઉત્તમ ગતિ પ્રાપ્ત થાય[૧]

ભીષ્મે કહ્યું : હે રાજા! આ વિષયમાં પણ એક પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ અપાય છે. એમાં પ્રહ્લાદનો તથા અજગરવૃત્તિને ધારણ કરનારા એક મુનિનો સંવાદ વર્ણવ્યો છે.[૨] જેમ કે કોઈએક જ્ઞાની બ્રાહ્મણ ચિત્તને દૃઢ કરીને તથા રાગદ્વેષથી રહિત થઈને પૃથ્વી પર વિચર્યા કરતો હતો. તેને બુદ્ધિમાન રાજા પ્રહ્લાદે આ પ્રમાણે પ્રશ્ન કર્યો.[૩]

પ્રહ્લાદે પૂછ્યું : હે બ્રાહ્મણ! તમારું વિષયોએ આકર્ષણ કર્યું નથી, તમે દંભથી રહિત છો, દયાળુ છો, જિતેંદ્રિય છો, સર્વ આરંભોનો ત્યાગ કરનારા છો, અસૂયાદોષથી રહિત છો, સત્યવાદી છો, પ્રતિભાશાળી છો, ઊહાપોહ કરવામાં કુશળ છો અને તત્ત્વજ્ઞાની છો, છતાં આમ બાળકની પેઠે વિચર્યા કરો છો.[૪] તમે લાભ મેળવવાની ઇચ્છા રાખતા નથી, કોઈ વસ્તુની હાનિ થતાં શોક કરતા નથી અને હે બ્રહ્મન્! જાણે નિત્યતૃપ્ત થયા હો તેમ વર્તીને કોઈને ઇષ્ટ માનતા નથી અને કોઈને અનિષ્ટ માનતા નથી.[૫] આ સર્વ પ્રજાઓ જ્યારે કામાદિના પ્રવાહમાં તણાઈ રહી છે, ત્યારે તમે ઉદાસીનના જેવા દેખાઓ છો અને ધર્મ, અર્થ તથા કામના વિષયમાં પણ તમે વેપારશૂન્ય જણાઓ છો.[૬] તમે ધર્મનું આચરણ કરતા નથી, અર્થ સંપાદન કરતા નથી, તેમ જ કામના વિષયમાં પણ આસક્તિ રાખતા નથી. કેવળ સર્વ ઇંદ્રિયોના વિષયોનો ત્યાગ કરીને એક સાક્ષીની પેઠે મુક્ત થઈને પૃથ્વી પર વિચરો છો.[૭] હે મુનિ તમારું જ્ઞાન કેવા પ્રકારનું છે, તમારું શાસ્ત્ર કયું છે અને તમારું આચરણ કેવા પ્રકારનું છે, તે હે બ્રહ્મન્! તમે મારું જો શ્રેય કરવા ઇચ્છતા હો, તો મને સત્વર કહો.[૮]

ભીષ્મે કહ્યું : એ પ્રમાણે પ્રહ્લાદે પ્રશ્ન કર્યો એટલે જન્મજરાદિક લોકધર્મના કારણભૂત અવિદ્યા, કામ અને કર્માદિને જાણનારા તે બુદ્ધિમાન મુનિએ અર્થસંબંધવાળી મધુર વાણીથી પ્રહ્લાદને કહ્યું :[૯] 'હે પ્રહ્લાદ! તારે જાણવું કે, પ્રાણીઓની ઉત્પત્તિ, હ્રાસ, વૃદ્ધિ અને વિનાશ એ બધું કારણરહિત એવા એક પરમાત્માથી જ થયા કરે છે અને તેથી જ મને હર્ષ થતો નથી કે શોક થતો નથી.[૧૦] આ જગતમાં જે કંઈ પ્રવૃત્તિઓ થઈ રહી છે, તે પણ કેવળ તે સ્વરૂપસત્તાને લીધે જ થઈ રહી છે અને આ સર્વ પ્રજાઓ પણ તે સ્વરૂપસત્તામાં જ લય પામ્યા કરે છે, એમ સમજીને તે સિવાયની બીજી કોઈ પણ વસ્તુનો લાભ થતાં સંતુષ્ટ થવું નહિ.[૧૧] હે પ્રહ્લાદ! તારે જાણવું કે, જગતમાં જેટલા સંયોગો છે, તેઓ અંતે વિયોગવાળા છે અને જે જે વસ્તુઓનો સંગ્રહ કરવામાં આવે છે, તેઓનો અંતે નાશ જ છે. આમ સમજીને જ હું કોઈ વસ્તુ પર મન લગાડતો નથી.[૧૨] જે પુરુષ આ સર્વ પ્રાણીઓને સત્ત્વાદિ ગુણોવાળાં અને નાશવંત જાણે છે, તેમ જ સર્વની ઉત્પત્તિને તથા નાશને જાણે છે, તે પુરુષને શું કરવાનું બાકી રહે છે અર્થાત્ કંઈ જ નહિ.[૧૩] હું જોઈ શકું છું કે, મહાસાગરના જળની અંદર ઉત્પન્ન થનારાં મહાપ્રચંડ શરીરવાળાં અને સૂક્ષ્મ શરીરવાળાં પ્રાણીઓનો પણ અનુક્રમે નાશ થયા કરે છે.[૧૪] વળી હે અસુરોના રાજા! પૃથ્વી ઉપર ઉત્પન્ન થનારાં સ્થાવરજંગમ સર્વ પ્રાણીઓનું પણ મૃત્યુ સ્પષ્ટ રીતે મારા જોવામાં આવે છે;[૧૫] તેમ જ હે દાનવશ્રેષ્ઠ! આકાશમાં ફરનારાં બળવાન પક્ષીઓનું પણ સમયાનુસાર મૃત્યુ આવી જ પહોંચે છે.[૧૬] અરે! એટલું જ નહિ, પણ આકાશમાં સંચાર કરનારાં નાનામોટાં નક્ષત્રોને પણ સમય પૂર્ણ થતાં પોતાનાં સ્થાન ઉપરથી ભ્રષ્ટ થતાં હું જોઉં છું.[૧૭] આ રીતે સર્વ પ્રાણીઓને મૃત્યુની સાથે સંબંધ ધરાવનારાં જાણીને મેં પરબ્રહ્મનો જ આશ્રય કર્યો છે અને તેથી જ હું વિદ્વાન અને કૃતકૃત્ય થઈને સુખેથી સૂઈ રહું છું.[૧૮] કોઈ સમયે દૈવેચ્છાને લીધે મને અતિ ઉત્તમ ભોજન મળી આવે છે, તો તેને પણ હું ખાઈ લઉં છુ અને કોઈ સમયે દિવસોના દિવસો સુધી ખાધા વિના પણ સૂઈ રહું છું.[૧૯] મને કોઈ વેળા સંપૂર્ણ રસભરેલું ભોજન લોકો જમાડે છે, કોઈ વેળા રસ વિનાનું ભોજન પણ આપે છે, કોઈ વેળા અતિ અલ્પ જ મળી આવે છે અને કોઈક વેળા નથીયે મળતું.[૨૦] કોઈ સમયે હું એક કણનું જ ભક્ષણ કરું છું, કોઈ સમયે તલનો ખોળ ખાઈને ચલાવી લઉં છું, કોઈ સમયે ડાંગરનો ભાત જમું છું, કોઈ સમયે માંસ ભક્ષણ કરું છું અને કોઈ સમયે સારાંનરસાં ભોજનો પણ જમું છુ.[૨૧] હું કોઈ વખતે પલંગ ઉપર સૂઈ રહું છુ, કોઈ વખતે પૃથ્વી ઉપર પણ

પડી રહું છું અને કોઈ વખતે મારી શય્યા પ્રાસાદમાં પણ પથરાય છે.[૨૨] હું કોઈ વેળા શણનાં, અળસીનાં, તાંતણાનાં કે મૃગચર્મનાં વસ્ત્રો પહેરું છું અને કોઈક વેળા મહાકિંમતી વસ્ત્રોને પણ ધારણ કરું છું.[૨૩] મને દૈવેચ્છાએ જે કંઈ ધાર્મિક ઉપભોગ આવી મળે છે, તેનો હું તિરસ્કાર કરતો નથી અને મહાદુર્લભ ભોગો સંપાદન કરવા માટે હું પ્રયત્ન પણ કરતો નથી.[૨૪] એ પ્રમાણે હું પવિત્ર થઈને દૃઢ મૃત્યુનો તિરસ્કાર કરનારું, કલ્યાણકારક, શોકનો નાશ કરનારું, પવિત્ર, અનુપમ, પર બ્રહ્મને પ્રાપ્ત કરાવનારું, મૂર્ખ પુરુષોએ અમાન્ય ગણેલુ અને તેથી જ તેઓએ નહિ સેવેલું અજગરનું વ્રત પાળું છું. (અર્થાત્ અજગર જેમ યત્ન કર્યા વિના સ્વતઃ જ આવી મળેલા પદાર્થોથી પોતાનું જીવન ગાળે છે, તેમ હું પણ પ્રારબ્ધવશાત્ મળી આવેલા પદાર્થોથી મારું જીવન ગાળું છું.)[૨૫] બુદ્ધિને ચલાયમાન કર્યા વિના, સ્વધર્મથી ભ્રષ્ટ થયા વિના, સંસારયાત્રાને મર્યાદિત કરીને, ઉત્તમઅધમનું જ્ઞાન મેળવીને અને ભયનો, રાગદ્વેષાદિ કષાયનો, લોભનો તથા મોહનો ત્યાગ કરીને પવિત્રતાપૂર્વક હું અજગરના વ્રતનું આચરણ કરું છું.[૨૬] જેમાં ફલાદિ ભક્ષ્યનો, ભોજનનો તથા પેય પદાર્થનો કોઈ પ્રકારનો નિયમ નથી, જેના દેશકાળની વ્યવસ્થા દૈવયોગે જ વિભાગ પામે છે, જે હૃદયને સુખ આપનારું છે અને વિષયલુબ્ધ પુરુષો જેનું સેવન કરી શકતા નથી, તે અજગરના વ્રતને હું પવિત્રતાપૂર્વક પાળું છું.[૨૭] 'મને અમુક વસ્તુ મળે, મને અમુકનો લાભ થાય,' ઇત્યાદિ આશાઓથી ઘેરાઈ ગયેલા અને ધન નહિ મળવાથી વિષાદગ્રસ્ત થયેલા મનુષ્યોને સારી રીતે જોઈને મેં તાત્ત્વિક બુદ્ધિથી નિશ્ચય કર્યો છે કે, ધન સપાદન કરવામાં કર્મ જ કારણભૂત છે, પણ પુરુષાર્થ કારણભૂત નથી અને તેથી જ હું આવી પવિત્રતા ધારણ કરીને અજગરના વ્રતનું આચરણ કરું છું.[૨૮] અનેક દીન મનુષ્યોને કેવળ દ્રવ્ય માટે જ નીચ સ્વામીનો (શેઠનો અથવા ઉપરી અધિકારીનો) આશ્રય કરતાં જોઈ મેં મનને વશ કરીને વૈરાગ્ય ઉપર જ પ્રીતિ કરી છે અને શાંતિનો સ્વીકાર કરીને આ રીતે પવિત્રતાપૂર્વક અજગરના વ્રતનું હું આચરણ કરી રહ્યો છું.[૨૯] આ જગતમાં જે કંઈ સુખ, દુઃખ, લાભ, હાનિ, પ્રીતિ, અપ્રીતિ, મરણ અને જીવિત જોવામાં આવે છે, તે સર્વે કેવળ દૈવાધીન જ છે. આવો તત્ત્વદૃષ્ટિથી સાક્ષાત્કાર કરીને હું શુદ્ધ અંતઃકરણથી આ અજગરના વ્રતનું પાલન કરું છું.[૩૦] ભયનો, રાગનો, મોહનો તથા ગર્વનો ત્યાગ કરીને ધૈર્યનો, મનનશક્તિનો તથા બુદ્ધિનો આશ્રય કરીને અને શાંતિનો સ્વીકાર કરીને પવિત્રતાપૂર્વક હું અજગરના વ્રતનું આચરણ કરી રહ્યો છું; કેમ કે મેં જોયું છે કે, અજગરો પોતાની સમીપ પ્રાપ્ત થયેલા પદાર્થોનો જ ઉપભોગ કરવાનું પસંદ કરે છે.[૩૧] મારા શયનનો કે આસનનો કંઈ નિયમ નથી, હું સ્વાભાવિક રીતે જ ઇંદ્રિયનિગ્રહ, નિયમો, વ્રતો, સત્ય અને શૌચાચારનું પાલન કરવા તત્પર રહું છું. મેં યૌગિક ફળસમુદાયનો ત્યાગ કર્યો છે અને અત્યંત હર્ષ તથા પવિત્રતાપૂર્વક આ અજગરવ્રતનું હું આચરણ કરું છું.[૩૨] મેં જ્ઞાન સંપાદન કરીને જોયું છે કે, મન આત્મતત્ત્વરૂપી સત્ય વસ્તુથી વિમુખ રહે છે, ધન પુત્રાદિની ઇચ્છારૂપ વિષયોને અધીન થઈને પરિણામમાં દુઃખ પામે છે અને નિરંતર તૃષ્ણાકુલ રહે છે; માટે તે ચંચલ મનને વશ કરવા માટે અને તેને વશ કરીને આત્મામાં જ લય પમાડવા માટે હું પવિત્રતાપૂર્વક અજગરવ્રતનું આચરણ કરું છું.[૩૩] મેં કર્તૃત્વ, ભોક્તૃત્વ આદિ માનસિક અને બૌદ્ધિક ધર્મોનો ત્યાગ કર્યો છે, વાણી અને મનના વિષયોની પણ ઉપેક્ષા કરી છે અને પ્રિય એવાં સુખોની દુર્લભતા તથા અનિત્યતા જોઈ છે; માટે હું શુદ્ધ અંતઃકરણપૂર્વક આ અજગરના વ્રતનું આચરણ કરું છું.[૩૪] તે તે શાસ્ત્રોમાં અનેક પ્રકારના તર્કવિતર્ક કરીને વિદ્વાનો આ ગહન આત્મતત્ત્વનું શૂન્યરૂપે, નિર્વિષયસ્વરૂપે, જ્ઞાનધારાસ્વરૂપે, જડરૂપે, બુદ્ધિ આદિ વિશેષ ગુણોથી રહિતસ્વરૂપે, સ્વરૂપસત્તારૂપે, ચિન્માત્રરૂપે, અખંડ સચ્ચિદાનંદસ્વરૂપે અને અનંતસ્વરૂપે વર્ણન કરીને પોતાની કીર્તિને તથા બુદ્ધિમત્તાને પ્રસિદ્ધ કરે છે તથા પોતાના મતોનું સ્થાપન કરીને બીજાના મતોનું ખંડન કરે છે; પરંતુ આ અજગરવ્રતની શ્રેષ્ઠતા માટે તો પોતાનો મતભેદ પ્રકટ નહિ કરતાં તેઓ બધાએ પોતાનો એક જ મત જાહેર કર્યો છે કે, અજગરવૃત્તિ જ

આત્મતત્ત્વનું દર્શન કરવા માટે સ્વીકારવા યોગ્ય છે.[૩૫] મૂર્ખ લોકો માને છે કે, પર્વત ઉપરથી કૂદી પડવું, તે જેમ નાશકર્તા છે, તેમ પ્રત્યક્ષ આદિ પ્રમાણોથી સિદ્ધ થયેલું આ જગત આત્માથી ભિન્ન હોઈ ને સર્વનો વિનાશકર્તા છે; પરંતુ વાસ્તવિક દૃષ્ટિએ જોતાં તો જણાય જ છે, કે, આ જગત દેશ, કાળ તથા ગુણથી અપરિમેય અને નાશ, દોષ તથા દેશ-પરિમાણથી રહિત એવા સનાતન બ્રહ્મથી ભિન્ન નથી, માટે જ હું શાસ્ત્ર અને યુક્તિથી તેનો વિચાર કરીને અને કામાદિ દોષોનો તથા તૃષ્ણાનો ત્યાગ કરીને જનસમુદાયમાં વિચર્યા કરું છું.[૩૬]

ભીષ્મે કહ્યું: જે મહાત્મા પુરુષ રાગદ્વેષથી રહિત થઈ ને તથા ભય, લોભ, મોહ અને શોકનો ત્યાગ કરીને આવા અજગરવ્રતનું આચરણ કરશે, તે અવશ્ય સુખી થઈ ને આ જગતમાં વિચર્યા કરશે.[૩૭]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમાં 'અજગર-વૃત્તિની પ્રશંસા' નામનો અધ્યાય ૧૭૯મો સમાપ્ત

## અધ્યાય ૧૮૦ મો

### ઇંદ્રનો કાશ્યપને ઉપદેશ

॥ युधिष्ठिर उवाच ॥

**बांधवाः कर्म वित्तं वा प्रज्ञावेह पितामह ।**
**नरस्य का प्रतिष्ठास्यादेतत् पृष्टो वदस्व मे ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે પિતામહ ! તમે કહેલી અજગરવ્રતરૂપી શાંતિમય સ્થિતિ મનુષ્યને બાંધવો દ્વારા મળી શકે છે, કર્મો દ્વારા મળી શકે છે, દ્રવ્યથી સાધી શકાતા યજ્ઞો દ્વારા મળી શકે છે કે બુદ્ધિ દ્વારા મળી શકે છે, તે હું તમને પૂછું છું, માટે તે મને કહો.'[૧]

ભીષ્મે કહ્યું હે: યુધિષ્ઠિર ! પ્રત્યેક પ્રાણીઓને બુદ્ધિ* દ્વારા જ તે સ્થિતિ પ્રાપ્ત થાય છે; કેમ કે સર્વ કોઈને બુદ્ધિનો લાભ એ જ પરમ લાભ છે અને આ જગતમાં બુદ્ધિ જ સર્વોત્કૃષ્ટ કલ્યાણને આપનારી છે; માટે જ સત્પુરુષો માને છે કે, બુદ્ધિ એ સ્વર્ગનું સ્વરૂપ છે.[૨] જ્યારે પોતાના ઐશ્વર્યનો નાશ થયો, ત્યારે બલિરાજાએ પોતાની બુદ્ધિ દ્વારા જ પુનઃ તેને સંપાદન કર્યું હતું; તેમ જ પ્રહ્લાદ, નમુચિ અને મંકિ પણ બુદ્ધિબળથી જ પરમ સુખને પામ્યા હતા; તો પછી બુદ્ધિના કરતાં બીજું શું શ્રેષ્ઠ છે અર્થાત્ કંઈ જ નહિ.[૩] હે યુધિષ્ઠિર ! આના સંબંધમાં પણ ઇંદ્ર અને કાશ્યપના સંવાદરૂપ એક પ્રાચીન ઇતિહાસ કહેવામાં આવે છે, તેને તમે સાંભળો.[૪] પૂર્વે કોઈ એક ધનવાન અને ગર્વિષ્ઠ વૈશ્યે કાશ્યપ નામના એક તીક્ષ્ણ વ્રતધારી તપસ્વી ઋષિપુત્રને રથનો ધક્કો લગાડીને પૃથ્વી પર પાડી નાખ્યા;[૫] ત્યારે તે ઋષિપુત્ર દુઃખને લીધે ધૈર્યનો ત્યાગ કરીને કોપી ઊઠ્યા અને આ પ્રમાણે બોલ્યા: 'બસ, હવે હું આત્મઘાત કરીશ; કેમ કે મારા જેવા નિર્ધન પુરુષને આ જગતમાં જીવવાનું કંઈ પ્રયોજન નથી.' આમ કહીને તે ઋષિ મરવાની ઇચ્છાથી સ્તબ્ધ અને વિચારશૂન્ય થઈ ને પૃથ્વી પર પડી જ રહ્યા. ત્યારે ઇંદ્રે શિયાળનું રૂપ ધારણ કરીને તે લોભી મનના ઋષિને કહેવા માંડ્યું.[૬-૭]

ઓ બ્રાહ્મણ ! સર્વ પ્રાણીઓને મનુષ્યજન્મ મેળવવાની ઘણી જ ઇચ્છા હોય છે અને તેમાં પણ બ્રાહ્મણજાતિમાં જન્મ લેવા માટે તો સર્વ કોઈ અભિનંદન આપે જ છે.[૮] હે કાશ્યપ ! તું એક મનુષ્ય છે. વળી બ્રાહ્મણ છે અને તેમાં પણ એક શ્રોત્રિય (વેદ ભણેલો) બ્રાહ્મણ છે. તને આ ત્રણેય મહાદુર્લભ વસ્તુઓ પ્રાપ્ત થઈ છે, તો પછી મૂર્ખતાને લીધે આત્મઘાત કરવો તે તને યોગ્ય નથી.[૯] વેદમાં સત્ય જ કહ્યું છે. આ જગતમાં જેટલા લાભો છે, તેઓ સર્વે કેવળ અભિમાનથી જ ભરેલા છે; અર્થાત્ 'મેં દ્રવ્ય મેળવ્યું' એવું અભિમાન તે જ દ્રવ્યના લાભ તરીકે ગણાય છે. ખરું જોતાં તો દ્રવ્યની સાથે કોઈનો સંબંધ જ નથી. ખરેખર, તારું આત્મસ્વરૂપ કે જે કેવળ સંતોષને જ યોગ્ય છે, તેનો તું લોભને અધીન થઈને (વૃથા) નાશ કરવા તૈયાર થયો છે ![૧૦] અહો ! તે પ્રાણીઓ જ કેવળ ધન્યવાદને પાત્ર છે કે જેઓને હાથ છે અને જેઓને હાથ છે તેઓને હું અત્યંત ચાહું છું.[૧૧] તને જેમ ધન મેળવવાની ઇચ્છા છે, તેમ અમને હાથ મેળવવાની ઇચ્છા છે; કેમ કે હાથના લાભથી અધિક એવો બીજો કોઈ પણ લાભ નથી.[૧૨] હે બ્રહ્મન્ ! અમને હાથ નથી, તેથી અમે શરીરમાં લાગેલા કાંટાઓને ખેંચી શકતા

* બુદ્ધિ એટલે સામાન્ય બુદ્ધિ નહિ પણ જ્ઞાનસંપન્ન બુદ્ધિ.

નથી; તેમ જ શરીર ઉપર કરડી જતાં નાનાંમોટાં જીવજંતુઓનો નાશ પણ કરી શકતા નથી;[૧૩] પરંતુ જેઓને ઈશ્વરે દશ આંગળીઓવાળા હાથ આપ્યા છે, તેઓ તો શરીરમાંથી કાંટાઓને ખેંચી શકે છે અને કરડી જતાં જીવજંતુઓનો નાશ પણ કરી શકે છે;[૧૪] એટલું જ નહિ, પણ હાથવાળાં મનુષ્યપ્રાણીઓ વરસાદ, ટાઢ અને તાપથી પોતાનું રક્ષણ કરી શકે છે ને વસ્ત્રોનો, અન્નનો, સુખનો, શય્યાનો તથા નિષ્કંટક પ્રદેશનો ઉપભોગ કરી શકે છે.[૧૫] વળી તેઓ બળદ વગેરે પ્રાણીઓ પર બેસીને પોતાનાં વાહનો તરીકે તેઓને ચલાવે છે, બળદ વગેરેએ ઉત્પન્ન કરેલા પદાર્થોને પોતે ભોગવે છે અને અનેક પ્રકારના ઉપાયો કરીને બીજાઓને પોતાને સ્વાધીન કરે છે;[૧૬] પરંતુ અમારા જેવાં વાચા વિનાનાં (મૂંગાં) પ્રાણીઓ બિચારાં હાથ વિનાનાં અને અલ્પ બળવાળાં હોય છે, તેથી ઘણાં દુઃખો સહન કરે છે, માટે હે મુનિ! તું ભાગ્યશાળી છે કે, અમારી પેઠે હાથ વિનાનો નથી.[૧૭] તું શિયાળ થયો નથી, કીડો થયો નથી, ઊંદર થયો નથી, સર્પ થયો નથી, દેડકો થયો નથી કે બીજી કોઈ પાપી યોનિમાં ઉત્પન્ન થયો નથી, એ તારું સુદૈવ જ છે.[૧૮] હે કાશ્યપ! આટલા લાભથી જ તારે સંતોષ માનવો યોગ્ય છે, વળી તું સર્વ પ્રાણીઓમાં ઉત્તમ એવો બ્રાહ્મણ થયો છે, તો કેમ સંતોષ ન માને?[૧૯] તું આ મારી અવસ્થા તરફ તો દૃષ્ટિ કર! આ કીડાઓ મને કરડી ખાય છે, તોપણ હું તેઓને દૂર કરી શકતો નથી;[૨૦] કેમ કે મને હાથ નથી; છતાં આત્મહત્યા કરવી, એ એક અકાર્ય છે અને તેમ કરવાથી આના કરતાં પણ વધારે પાપી એવી બીજી યોનિમાં મારે પડવું પડશે, એમ માનીને હું મારા દેહનો ત્યાગ કરતો નથી.[૨૧] હું જે આ શિયાળની યોનિમાં અવતર્યો છું, તે તો એક મધ્યમ યોનિ ગણાય છે—અત્યંત ઉત્તમ ગણાતી નથી, તેમ અત્યંત નીચ ગણાતી નથી; કેમ કે આનાં કરતાં પણ અતિશય વધારે પાપિષ્ઠ ગણાતી બીજી ઘણી પાપી યોનિઓ છે.[૨૨] આ જગતમાં કેટલાંએક પ્રાણીઓ પોતાની ઉત્તમ જાતિને લીધે જ અત્યંત સુખી છે, ત્યારે કેટલાંએક પ્રાણીઓ તેમ હોવા છતાં અત્યંત દુઃખી છે. તે ઉપરથી હું જાણી શકું છું કે, આ જગતમાં કોઈને અત્યંત સુખ તો નથી જ.[૨૩] જે મનુષ્યો ધનાઢ્ય હોય છે, તેઓ રાજ્ય મેળવવાની ઇચ્છા કરે છે. રાજ્ય મેળવ્યા પછી દેવપણું મેળવવાની ઇચ્છા કરે છે અને દેવપણું મેળવ્યા પછી ઇંદ્ર થવાની ઇચ્છા રાખે છે.[૨૪] તું કદાચ ધનવાન થઈશ, તોપણ (બ્રાહ્મણ હોવાને લીધે) રાજા કે દેવતા થઈશ નહિ; છતાં કદાચ તું દેવતા થઈશ, તો ઇંદ્ર થવાની તને ઇચ્છા થશે અને ઇંદ્ર થયા પછી પણ તને સંતોષ થશે નહિ;[૨૫] કેમ કે મનુષ્યને જેમ જેમ પ્રિય વસ્તુનો લાભ થયા કરે છે, તેમ તેમ તેને તૃપ્તિ થતી નથી. તૃષ્ણા વસ્તુ જ એવી છે કે, જળનું સિંચન કરવાથી જેમ અગ્નિ શાંત પડી જાય છે, તેમ તે શાંત પડી જતી નથી; પરંતુ લાકડાંઓના ભારાઓ નાખવાથી જેમ અગ્નિ વધારે પ્રદીપ્ત થાય છે, તેમ તૃષ્ણા પ્રિય વસ્તુનો લાભ થતાં વધારે ને વધારે પ્રદીપ્ત થતી જાય છે.[૨૬] તારામાં જેમ શોક રહેલો છે, તેમ હર્ષ પણ રહેલો છે અને દુઃખ રહેલું છે, તેમ સુખ પણ રહેલું છે; તો પછી તું હર્ષ અને સુખ દ્વારા શોકનો તથા દુઃખનો નાશ કરવા શક્તિમાન છે, છતાં આમ વિલાપ શા માટે કરે છે?[૨૭] બુદ્ધિ અને ઇંદ્રિયો જ સર્વ કામનાઓનું તથા કર્મોનું મૂળ છે; માટે પાંજરામાં જેમ પક્ષીઓને પૂરવામાં આવે છે, તેમ શરીરરૂપી પાંજરામાં તેઓને (બુદ્ધિને તથા ઇંદ્રિયોને) વશ રાખનારા પુરુષને કોઈ પ્રકારનો ભય નથી.[૨૮] આ જગતમાં કોઈને પણ જો બીજું મસ્તક જ નથી, તો પછી તેના છેદનનો ભય ક્યાંથી હોઈ શકે? અને કોઈ પણ મનુષ્યને ત્રીજો હાથ જ નથી, તો પછી તેને કપાઈ જવાનો ભય કેમ જ હોઈ શકે? (અર્થાત્ ત્રણે કાળમાં આત્મા સિવાયની એક પણ વસ્તુ નથી, તો પછી ભય કોનાથી રાખવો?)[૨૯] જે પુરુષે બુદ્ધિને તથા ઇંદ્રિયોને વશ કરી લીધી છે, તે પુરુષને વિષયજન્ય રસનું જ્ઞાન હોતું જ નથી અને તેથી જ તેને વિષયાભિલાષ પણ ઉત્પન્ન થતો નથી; કેમ કે બુદ્ધિને તથા ઇંદ્રિયોને ઘણી જ છૂટ આપીને સ્પર્શસુખનો, દર્શનસુખનો તથા શ્રવણસુખનો અનુભવ લેનાર પુરુષ જ વિષયગ્રસ્ત બને છે અને તેવા અજિતેંદ્રિય પુરુષને જ ટાઢ, તાપ વગેરેનો ભય રહે છે.[૩૦] આ જગતમાં

વારુણી મદિરાનો રસ અને લટ્વાક (ગામનગરમાં રહેનારી ચકલી) પક્ષીનું માંસ સર્વ ભક્ષ્ય પદાર્થોમાં અધિક સ્વાદિષ્ટ ગણાય છે, છતાં તને એના રસનું સ્મરણ પણ નથી. (કેમ કે તું બ્રાહ્મણ છે, તેથી તેના રસનો તેં અનુભવ લીધો નથી.)[31] તેમ જ બીજા અનેક ભક્ષ્ય પદાર્થો કે જેઓ બીજાં પ્રાણીઓમાં પ્રસિદ્ધ છે, તેઓનું તું સ્મરણ જ કરતો નથી; કારણ કે તેઓનું તેં કદી ભક્ષણ જ કર્યું નથી; અને એમાં પણ કંઈ સંશય જ નથી કે, જે પુરુષ (વાસનાઓને જાગ્રત કરે તેવા) સર્વ પદાર્થોનું પ્રાશન, સ્પર્શન અને દર્શન નહિ કરવા માટે નિયમ લે છે, તેનું કલ્યાણ જ થાય છે.[32-33] જેઓને હાથ હોય છે તેઓ જ બળવાન અને ધનવાન ગણાય છે, એમાં સંદેહ નથી. આપણે જોઈએ છીએ કે કેટલાએક મનુષ્યોને મનુષ્યોએ જ પોતાના દાસ બનાવેલા હોય છે અને તે દાસ બનેલા મનુષ્યો વારંવાર માર ખાઈને તથા કેદ પુરાઈને દુઃખોને અનુભવે છે, છતાં તેઓ તે સ્થિતિમાં રહીને આનંદ કરે છે, પ્રસન્ન રહે છે અને હાસ્યવિનોદ કરે છે. (પણ મરી જતા નથી.)[34-35] વળી બીજા કેટલાએક બાહુબળશાળી, વિદ્યાવાન અને શૂરવીર પુરુષો પણ (દૈવસત્તાને અધીન થઈને) નિંદવા યોગ્ય એવી અને દીનતાભરેલી પાપી વૃત્તિનો આશ્રય કરે છે.[36] જોકે તેઓ એ વૃત્તિ સિવાયની બીજી હરકોઈ સારી વૃત્તિનું સેવન કરવા માટે ઉત્સાહ ધરાવે છે, તોપણ પોતપોતાનાં કર્મને લીધે જે કંઈ નિર્માણ થયેલું હોય છે, તે તે પ્રમાણે જ થાય છે.[37] તું પરમાત્માની માયા તરફ દૃષ્ટિ તો કર કે, જે પુરુષ વર્ણસંકર હોય છે અથવા ચાંડાલજાતિનો હોય છે, તે પણ પોતાના દેહનો ત્યાગ કરવા માટે ઈચ્છતો નથી અને પોતાની જાતિમાં જ સંતુષ્ટ રહે છે.[38] ઓ કાશ્યપ! પ્રત્યેક અવયવોની સંપૂર્ણતાવાળા પુરુષે હાથપગ વિનાના ઠૂંઠા મનુષ્યોને, પક્ષઘાત નામના રોગવાળા મનુષ્યોને તથા અનેક પ્રકારના રોગોથી ઘેરાયેલા મનુષ્યોને જોઈને પોતાને સુખી માનવો જોઈએ, તો પછી તેં તો સર્વ પ્રકારના લાભો મેળવ્યા છે; છતાં તારી જાતિને માટે તું કેમ સંતોષ માનતો નથી?[39] તને બ્રાહ્મણનો દેહ પ્રાપ્ત થયો છે, વળી તે સર્વ પ્રકારના રોગો અને વિકારોથી રહિત છે, તારાં અંગો પણ સર્વ પ્રકારે સંપૂર્ણ છે; વળી તું પંડે પણ સ્વજાતિને ભ્રષ્ટ કરનારા કોઈ પ્રકારના સત્ય કલંકથી લોકોમાં ધિક્કારપાત્ર થયો નથી, તો હે બ્રહ્મર્ષિ! તું ધર્માચરણ કરવા માટે ઊઠ, તૈયાર થા. આમ આત્મઘાત કરવાને તું યોગ્ય નથી.[40-41] હે બ્રહ્મન્! તું મારા આ વચનને જો સાંભળીશ અને તેના ઉપર જો શ્રદ્ધા રાખીશ, તો વેદમાં કહેલા ધર્મના ઉત્તમ ફળને સંપાદન કરીશ.[42] તું પ્રમાદનો ત્યાગ કરીને વેદાધ્યયન કર્યા કર, અગ્નિહોત્રનો સ્વીકાર કર; સત્યનું, દમનું તથા દાનધર્મનું પાલન કર અને કોઈની સાથે સ્પર્ધા કર મા.[43] તારા જેવા બ્રાહ્મણો કે જેઓ સારી રીતે વેદાધ્યયન કરનારા છે અને યજ્ઞયાગાદિ કરનારા છે, તેઓ આ રીતે શોક કેમ કરે અને અશુભનો વિચાર પણ શા માટે કરે?[44] જે પુરુષો પુષ્ય વગેરે ઉત્તમ નક્ષત્રોમાં, ઉત્તમ તિથિઓમાં તથા ઉત્તમ મુહૂર્તોમાં જન્મેલા હોય છે, તેઓ યજ્ઞયાગાદિ કરવાની જ ઇચ્છા કરે છે, પોતાની શક્તિ પ્રમાણે યજ્ઞ, દાન અને પ્રજોત્પાદન કરવા માટે યત્ન કરે છે અને અંતે મહાન સુખ પ્રાપ્ત કરે છે.[45] પરંતુ જેઓ મૂળ, આશ્લેષા વગેરે આસુરી નક્ષત્રોમાં, દુષ્ટ તિથિઓમાં અને દુષ્ટ મુહૂર્તોમાં ઉત્પન્ન થયેલા હોય છે, તેઓ યજ્ઞયાગાદિ કરતા નથી અને પ્રજોત્પાદન પણ કરતા નથી, જેને લીધે તેઓ આસુરી યોનિમાં અવતરે છે.[46] હે બ્રાહ્મણ! હું પણ પૂર્વજન્મમાં એક પંડિત જ હતો, પરંતુ હેતુવાદનો સ્વીકાર કરીને આકાશાદિ અનિત્ય વસ્તુઓને પણ નિત્ય તરીકે સિદ્ધ કરતો હતો, વેદોની નિંદા કરતો હતો, કેવળ અનુમાનને જ પ્રમાણ માનનારી તુચ્છ તર્કવિદ્યામાં આસક્ત રહેતો હતો, હેતુવાદનો જ આશ્રય કરીને વાદવિવાદ કર્યા કરતો હતો, ઉત્તમ સજ્જનો પાસે પણ વેદવિરુદ્ધ હેતુવાદવાળી વાણી બોલતો હતો, કઠોર ભાષણ કરતો હતો, મર્યાદાનું ઉલ્લંઘન કરીને બકયા કરતો હતો, બ્રહ્મનું પ્રતિપાદન કરનારાં વેદવાકયોના સંબંધમાં વિચાર કરનારા બ્રાહ્મણોની હું નિંદા કરતો હતો, ઈશ્વરને માનતો ન હતો, સર્વના પર શંકા રાખતો હતો અને એ પ્રમાણે મૂર્ખ હતો, છતાં પંડિતનું અભિમાન ધરાવતો હતો; તેને લીધે આ શિયાળની જાતિમાં જન્મ

પામવાનુ ભયકર ફળ મને મળ્યું છે.[૪૭-૪૯] બસ, હવે તો મારી એ જ ઇચ્છા છે કે, કદાચ દૈવયોગે એક સો રાત્રિદિવસમા જ આ પાપી શરીરથી મુક્ત થઈને પુનઃ મનુષ્યના શરીરને જો હું પ્રાપ્ત થાઉં, તો સંતોષનો આશ્રય કરીને તથા પ્રમાદનો ત્યાગ કરીને યજ્ઞ, દાન અને તપ કરવામાં જ આસક્ત બની જાઉં, પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરું અને ત્યાગ કરવા યોગ્ય સર્વ પદાર્થોનો ત્યાગ કરું.[૫૦-૫૧]

શિયાળના રૂપમાં આવેલા ઇંદ્રે એ પ્રમાણે કહ્યું, એટલે મુનિ કાશ્યપ અત્યંત આશ્ચર્ય પામીને પૃથ્વી પરથી ઊભા થઈ ગયા અને બોલી ઊઠ્યા કે, 'અહો! તું તો ઘણો જ કુશળ અને બુદ્ધિમાન દેખાય છે!'[૫૨] એ પ્રમાણે કહીને બ્રાહ્મણ કાશ્યપે પોતાની વિશાળ જ્ઞાનદૃષ્ટિથી જોયુ કે, આ ખરેખરો શિયાળ નથી, પણ ઇંદ્રાણીનો પતિ દેવાધિદેવ ઇંદ્ર છે.[૫૩] પછી તેણે ઇંદ્રની યથાવિધિ પૂજા કરી અને તેની આજ્ઞા લઈને પોતાના ઘર તરફ પ્રયાણ કર્યું.×[૫૪]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમા 'ઇંદ્રનો કાશ્યપને ઉપદેશ' નામનો અધ્યાય ૧૮૦ મો સમાપ્ત

# अध्याय १८१ मो

## કરેલાં કર્મો ભોગવવાં જ પડે છે

॥ युधिष्ठिर उवाच ॥

**यद्यस्ति दत्तमिष्टं वा तपस्तप्तं तथैव च।**
**गुरूणां वापि शुश्रूषा तन्मे ब्रूहि पितामह ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ! દત્ત,* ઇષ્ટ,× તપ અને ગુરુસેવા એ ચારેમાં કેવા પ્રકારની શક્તિ રહેલી છે? શું તેઓ કાળાંતરની જ્ઞાનસંપન્ન બુદ્ધિ ઉત્પન્ન કરી શકે છે ખરાં? જો તેઓમાથી બુદ્ધિની ઉત્પત્તિ થતી હોય તો મારે તેઓનું જ આચરણ કરવું કે કોઈ બીજાનું, તે મને કહો.[૧]

ભીષ્મે કહ્યું : હે રાજા! પુરુષની બુદ્ધિ જ્યારે કામક્રોધાદિ અનર્થોથી ઘેરાઈ જાય છે, ત્યારે તેનું મન પાપકૃત્ય કરવા માટે તૈયાર થાય છે અને પછી પોતાનાં મલિન કર્મોને લીધે તે પુરુષ મહાદુઃખદાયી નરકલોકનો અધિકારી બને છે.[૨] જે પુરુષો પાપ કર્મ કરનારા હોય છે, તેઓ દરિદ્રી બને છે અને તેઓ એક દુષ્કાળ પછી બીજા દુષ્કાળને, એક ક્લેશ પછી બીજા ક્લેશને, એક ભય પછી બીજા ભયને તથા એક મરણ પછી બીજા મરણને વારંવાર પામ્યા જ કરે છે;[૩] પરંતુ જે પુરુષો શ્રદ્ધાસંપન્ન અને જિતેંદ્રિય થઈને પુણ્યકર્મ કર્યા કરે છે, તેઓ ધનાઢ્ય થાય છે અને પ્રતિદિન ઉત્સવોને, સ્વર્ગને તથા સુખને પામ્યા કરે છે;[૪] તેમ જ જેઓ નાસ્તિક હોય છે, તેઓને તેઓનું કર્મ, દુષ્ટ હાથીઓથી દુર્ગમ અને સર્પ, ચોર વગેરેથી ભયંકર એવાં ઘોર અરણ્યોમાં પરાધીન દશાએ હાંકી કાઢે છે; આનાથી બીજી ભારે શિક્ષા તેઓને માટે કઈ હોઈ શકે?[૫] જે પુરુષો દેવતા અને અતિથિઓ ઉપર પ્રીતિ રાખનારા હોય છે, દાનધર્મમાં પરાયણ રહે છે અને સાધુપુરુષો પર પ્રેમ રાખે છે, તેઓ પોતે કરેલાં દાનાદિક પુણ્યકર્મથી અનુકૂળ થયેલા, જિતેંદ્રિય યોગી પુરુષોને મળનારા અને કલ્યાણકારક દેવયાન માર્ગનો આશ્રય કરે છે; અર્થાત્ તેઓને દિવ્ય ગતિ પ્રાપ્ત થાય છે;[૬] પરંતુ જે મનુષ્યો ધર્મને સુખ વગેરેના કારણભૂત માનતા નથી, તેઓ ધાન્યમા સડી ગયેલા ધાન્ય જેવા છે અને પક્ષીઓમાં મચ્છર

× આ અધ્યાયનો આશય એ છે કે, દિવ્ય જ્ઞાનને ધરાવનારા કાશ્યપ જેવા મુનિઓને પણ દેહાભિમાનના આવેશને લીધે આત્મહત્યા કરવાની તુચ્છ બુદ્ધિ થઈ હતી, તો પછી સામાન્ય મનુષ્યોને તેવી બુદ્ધિ થાય, એમા કંઈ આશ્ચર્ય જેવુ નથી; માટે સર્વ કોઈએ જેમ બને તેમ દેહાભિમાનનો ત્યાગ કરવો; કેમ કે શાસ્ત્ર કહે છે કે, 'देहावेशात् प्रमाद्यति' દેહાભિમાનના આવેશથી મનુષ્ય પ્રમાદવશ થાય છે.

* शरणागतसंत्राणं भूतानामप्यहिंसनम्।
बहिर्वेदि च यद्दानं दत्तमित्यभिधीयते॥

શરણે આવેલાનુ રક્ષણ કરવુ, પ્રાણીમાત્રની હિંસા ન કરવી અને યજ્ઞવેદિકાની બહારના પ્રદેશમા ઊભીને દાન આપવું, એનું નામ દત્ત કહેવાય છે.

× अग्निहोत्रं तपः शौचं वेदानां चानुशासनम्।
आतिथ्यं वैश्वदेवं च इष्टमित्यभिधीयते॥

અગ્નિહોત્ર રાખવુ, તપ કરવું, બાહ્ય-આભ્યંતર પવિત્રતા રાખવી, વેદોની આજ્ઞાઓને પાળવી, અતિથિઓનો સત્કાર કરવો અને વૈશ્વદેવ કરવો, એનું નામ ઇષ્ટ કહેવાય છે.

આ દત્ત અને ઇષ્ટ એ ગૃહસ્થના ધર્મ છે, તપ એ વાનપ્રસ્થનો ધર્મ છે અને ગુરુની સેવા એ બ્રહ્મચારીનો ધર્મ છે.

ના જેવા છે[૭] મનુષ્ય ગમે તેટલા વેગથી દોડીને પસાર થઈ જાય, તોપણ તેણે કરેલું પૂર્વજન્મનુ કર્મ તેની પાછળ પહોચી જ વળે છે જે મનુષ્યે જે પ્રમાણે કર્યું હોય છે, તેને તે પ્રમાણે જ તેનુ ફળ મળે છે મનુષ્ય જ્યારે સૂઈ જાય છે, ત્યારે તેનુ કર્મ પણ સૂઈ જાય છે, તે ઊભો રહે છે, ત્યારે તેનુ કર્મ પણ સમીપ ઊભુ રહે છે, તે ચાલવા માડે છે, ત્યારે તેનુ કર્મ પણ તેની પાછળ ચાલવા માડે છે અને તે મનુષ્ય જ્યારે કોઈ પ્રકારનુ કાર્ય કરે છે, ત્યારે તેનુ કર્મ પણ પોતાનુ કામ કરવા લાગી પડે છે આ પ્રમાણે છાયાની પેઠે કર્મ મનુષ્યને અનુસરે છે. જે જે મનુષ્યે પોતાના પૂર્વજન્મમા જે જે પ્રકારનુ કર્મ કર્યું હોય છે, તેના તેના ફળને તે એકલો જ ભોગવ્યા કરે છે[૮-૧૦] પોતાના કર્મફળરૂપી થાપણવાળા અને પોતાના કર્મજન્ય પુણ્યના રક્ષણ તળે રહેલા આ સર્વ પ્રાણીસમુદાયને કાળ ચોતરફથી આકર્ષી રહ્યો છે[૧૧] જેમ વૃક્ષના પુષ્પો અને ફળો, કોઈની પ્રેરણા વિના જ પોતાનો સમય આવતા બહાર નીકળી આવે છે, તેમ જન્માતરના કર્મો પણ પોતાનો સમય આવતા મનુષ્ય પાસે હાજર થાય છે[૧૨] માન-અપમાન, લાભ હાનિ, નાશ અને ઉદય એ બધા કર્મોના જ ફળરૂપે પ્રકટ થાય છે અને કર્મોની સમાપ્તિ થતા જ પાછા અદૃશ્ય થઈ જાય છે. આમ વારવાર બન્યા કરે છે દુ ખ અને સુખને આપનારા જેવા જેવા કર્મો પોતે પૂર્વજન્મમા કર્યા હોય છે, તે સર્વનુ ફળ ગર્ભશય્યામા આવ્યા પછી (અનુક્રમે) પ્રાણીને ભોગવવુ પડે છે[૧૩-૧૪] પૂર્વજન્મના સમયે બાલ્ય, યુવા કે વૃદ્ધ ગમે તે અવસ્થામા મનુષ્યે શુભઅશુભ કર્મ કર્યું હોય છે, તેનુ ફળ આ જન્મમા તે તે અવસ્થામા જ પ્રાપ્ત થાય છે[૧૫] જેમ કોઈ એક વાછરડો હજારો ગાયોની મધ્યમાથી પોતાની માતાને શોધી કાઢે છે, તેમ પૂર્વજન્મનુ કર્મ પણ પોતાના કર્તાને ગમે ત્યાથી શોધી કાઢે છે[૧૬] જેમ એક મલિન વસ્ત્રને પ્રથમ પાણીમા પલાળ્યા પછી ધોઈ નાખવાથી સ્વચ્છ કરી શકાય છે, તેમ પાપી પુરુષો પણ વિષયત્યાગરૂપી ઉપવાસો કરીને પોતાને શુદ્ધ કરી શકે છે અને દીર્ઘકાળ પર્યંત અનત સુખ સપાદન કરે છે.[૧૭] તપોવનમા રહીને ઘણા કાળ સુધી તપશ્ચર્યા કરીને તથા ધર્માચરણ કરીને પાપ રહિત થયેલા મનુષ્યોના સર્વ મનોરથો પૂર્ણ થાય છે.[૧૮] જેમ પક્ષીઓના પગલા આકાશમા જોવામા આવતા નથી અને માછલાઓના પગલા જળમા જોવામા આવતા નથી, તેમ જ્ઞાની પુરુષોની ગતિ પણ કોઈના જોવામા આવતી નથી, અર્થાત્ તેઓનુ પ્રાપ્યસ્થાન પરબ્રહ્મ જ હોય છે[૧૯] હવે આનાથી વધારે આક્ષેપવાક્યો કહેવાની અથવા વિશેષ અપરાધોનુ વર્ણન કરવાની કઈ જરૂર નથી સક્ષેપમા એટલુ જ કહેવાનુ કે, જે કર્મ કુશળતાથી યુક્ત હોય, મનુષ્યદેહને યોગ્ય હોય અને પોતાનુ હિત કરનારુ હોય, તે જ કરવુ, પણ બીજું કરવુ નહિ[૨૦]

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમા 'કરેલા કર્મો ભોગવવા જ પડે છે' નામનો અધ્યાય ૧૮૧ મો સમાપ્ત

# अध्याय १८२ मो

## મુનિ ભરદ્વાજ અને ભૃગુનો સંવાદ

॥ युधिष्ठिर उवाच ॥

**कुतः सृष्टमिदं विश्वं जगत्स्थावरजंगमम् ।**
**प्रलये च किमभ्येति तन्मे ब्रूहि पितामह ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યુ હે પિતામહ ! આ સ્થાવર જગમ જગત શામાથી ઉત્પન્ન થયુ છે અને પ્રલયસમયે કોની અદર લય પામે છે, તે મને કહો[૧] સમુદ્ર, આકાશ, પર્વતો, મેઘમડળ, પૃથ્વી, અગ્નિ અને પવન સહિત આ સર્વ જગતને કોણે બનાવ્યુ?[૨] આ બધા પ્રાણીઓ કયાથી ઉત્પન્ન થયા? બ્રાહ્મણ આદિ વર્ણનો વિભાગ કેવી રીતે થયો? પવિત્રતા અને અપવિત્રતા કયાથી આવી? ધર્મ અને અધર્મનો વિધિ કેવી રીતે બધાયો? આ સર્વ જીવી રહેલા પ્રાણીઓનો જીવ કેવા સ્વરૂપનો છે અને મુક્તિ પામેલા જીવો આ લોકમાથી બીજા કયા લોકમા જાય છે, તે સર્વ તમે મને કહો[૩-૪]

ભીષ્મે કહ્યુ આના સબધમા પૂર્વે ભરદ્વાજ મુનિએ મહર્ષિ ભૃગુને પ્રશ્ન પૂછ્યો હતો, જેથી ભૃગુઋષિએ શાસ્ત્રમા કહ્યા પ્રમાણે તેનો યોગ્ય ઉત્તર આપ્યો હતો તેનો પ્રાચીન ઇતિહાસ હુ તમને કહુ છુ, સાભળો[૫] પૂર્વે કૈલાસ પર્વતના શિખર

ઉપર મહાતેજસ્વી અને દેદીપ્યમાન કાંતિવાળા મહર્ષિ ભૃગુ બેઠા હતા. તેમને ભરદ્વાજમુનિએ આ પ્રમાણે પૂછ્યુ કે,[૬] 'સમુદ્ર, આકાશ, પર્વતો, મેઘમંડલ, પૃથ્વી, અગ્નિ અને પવન સહિત આ સર્વ જગતને કોણે બનાવ્યુ?[૭] આ બધા પ્રાણીઓ કેવી રીતે ઉત્પન્ન થયા? બ્રાહ્મણ આદિ વર્ણનો વિભાગ કેવી રીતે થયો? પવિત્રતા અને અપવિત્રતા કયાંથી આવી? ધર્મ અને અધર્મનો વિધિ કેવી રીતે રચાયો? આ લોકમા જેઓ જીવી રહ્યા છે, તેઓનો જીવ કેવા સ્વરૂપનો છે અને જે જીવો મુક્તિને પામેલા છે, તેઓ આ લોકમાથી બીજા કયા લોકમા જાય છે, તે સર્વ તમે મને કહો.'[૮-૯] ભરદ્વાજે એ પ્રમાણે પોતાનો સંશય પૂછ્યો એટલે સાક્ષાત્ બ્રહ્મદેવ સરખા મહર્ષિ ભૃગુએ તે સર્વ પ્રશ્નોના ઉત્તર તેમને કહેવા માડ્યા.[૧૦]

ભૃગુએ કહ્યુ : હે ભરદ્વાજ! સત્ તરીકે અથવા અસત્ તરીકે જેનું નિરુપણ કરવું અશક્ય છે, એવા અજ્ઞાનમાથી પ્રથમ મનની ઉત્પત્તિ થઈ. તે મન ચૈતન્યના પ્રતિબિંબથી યુક્ત થઈને માનસ એવી સંજ્ઞાને પામ્યુ. તેને મોટા મોટા ઋષિઓ જ જાણી શક્યા હતા; કારણ કે તે માનસદેવ આદિઅંતથી રહિત છે, ભેદ પામવાને અશક્ય છે અને અજરામર છે.[૧૧] વળી એ માનસદેવ સદાય એકસ્વરૂપ છે, અવિનાશી છે, સર્વ પ્રકારના વિકારોથી રહિત છે અને 'અવ્યક્ત' એવા બીજા નામથી પણ જગતમા પ્રસિદ્ધ છે. આ અવ્યક્તમાથી જ સર્વ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે અને પાછા તેને વિષે જ લય પામે છે.[૧૨] તે અવ્યક્ત દેવે પ્રથમ મહત્તત્ત્વને ઉત્પન્ન કર્યું. ભગવાન મહત્તત્ત્વે અહંકારને ઉત્પન્ન કર્યો. સર્વ ભૂતોને ધારણ કરનારા પ્રભુ અહંકારે આકાશને (શબ્દ-તન્માત્રાને) ઉત્પન્ન કર્યું. આકાશમાંથી* પાણી (રસ-તન્માત્રા) ઉત્પન્ન થયુ. પાણીમાથી અગ્નિ (રૂપ-તન્માત્રા) અને વાયુ (સ્પર્શ-તન્માત્રા) ઉત્પન્ન થયા અને અગ્નિ તથા વાયુના સંયોગથી પૃથ્વી (ગંધ-તન્માત્રા) ઉત્પન્ન થઈ.[૧૩-૧૪] પછી સ્વયંભૂ ભગવાન માનસે તેજોમય એવું એક દિવ્ય કમળ ઉત્પન્ન કર્યું. તેમાથી વેદના એક નિધિરૂપ બ્રહ્મદેવ (વિરાટ) ઉત્પન્ન થયા.[૧૫] તે અહંકાર એવા નામથી જગતમાં પ્રસિદ્ધ થયા છે, આકાશાદિ સ્થૂળભૂતો તેમનુ શરીર છે અને તેમણે જ ચારે પ્રકારના ભૂત સમુદાયોને ઉત્પન્ન કર્યા છે. સંક્ષેપમાં એટલુ જ કહી શકાય કે, સમગ્ર જગતને ધારણ કરી રાખનારા આકાશાદિ પંચમહાભૂતો તે જ બ્રહ્મદેવનું અથવા વિરાટનુ સ્વરૂપ છે[૧૬] જે આ પર્વતો છે, તે તેમના અસ્થિ (હાડકા) છે, પૃથ્વી તેમના મેદ અને માંસ રૂપ છે, સમુદ્રો તેમનું રુધિર છે, આકાશ તેમનુ ઉદર (પેટ) છે, પવન તેમનો નિઃશ્વાસ છે, અગ્નિ તેમનું તેજ છે, નદીઓ તેમની નાડીઓ છે, ચંદ્ર અને સૂર્ય તેમના નેત્રો છે, આકાશ તેમનું મસ્તક છે, પૃથ્વી તેમના બે પગો છે અને દિશાઓ તેમની ભુજાઓ છે. આ વિરાટ પુરુષને સિદ્ધ પુરુષો પણ મહાદુઃખથી જાણી શકે છે, કેમ કે તેમનું સ્વરૂપ ખરેખર અચિંત્ય છે, એમા કંઈ સંશય નથી. વળી આ વિરાટ પુરુષને જ ભગવાન વિષ્ણુ અને અનંત એવા નામથી શાસ્ત્રકારો વર્ણવે છે અને તે જ સર્વ પ્રાણીઓના આત્મારૂપ અહંકારમા રહે છે, પણ અજ્ઞાની પુરુષો તેમને જાણી શકતા નથી. સર્વ પ્રાણીઓને ઉત્પન્ન કરવા માટે જેણે અહંકારને ઉત્પન્ન કર્યો છે, તેના સંબંધમા અને આ જગત કેવી રીતે ઉત્પન્ન થયુ છે, તેના સંબંધમા તમે મને જે પ્રશ્નો પૂછ્યા હતા, તેનો આ ઉત્તર મે તમને આપ્યો છે.'[૧૭-૨૧] ભરદ્વાજે પૂછ્યુ : 'આકાશનું, દિશાઓનું, પૃથ્વીનુ તથા વાયુનુ માપ કેટલુ છે? એ વિષે મને સંશય થયો છે, માટે તેનું માપ યથાર્થ રીતે કહીને તમે મારા સંશયને દૂર કરો.'[૨૨]

ભૃગુએ કહ્યુ : 'સિદ્ધો અને દેવોથી સેવાયેલુ આ સુંદર આકાશ અનંત છે, તે અનેક સ્થાનકોથી વ્યાપ્ત છે અને તેનો અંત જ પામી શકાતો નથી.[૨૩] સૂર્યના કિરણોની ગતિના ઉપરના ભાગમાં તથા નીચેના ભાગમા જ્યા ચંદ્ર અને સૂર્ય જોવામા આવતા નથી, ત્યા અગ્નિ સમાન તેજસ્વી અને સ્વતઃ પ્રકાશી રહેલા કાંતિમાન દેવતાઓ (ગ્રહગણો) વસી રહેલા છે.[૨૪] હે માન આપનારા ભરદ્વાજ! મહાઓજસ્વી એવા તે દેવતાઓ

* ટીકાકાર નીલકંઠ કહે છે કે, આકાશમાથી જળ ઉત્પન્ન થયુ, એવો આ મહાભારતનો ક્રમ ઠીક નથી, પણ વેદમા કહેલો આકાશમાથી વાયુ, વાયુમાથી અગ્નિ, અગ્નિમાથી જળ અને જળમાથી પૃથ્વી, એ ક્રમ જ ઠીક છે

પણ આકાશના અંતને જોઈ શકતા નથી; કારણ કે આકાશ દુર્ગમ અને અનંત છે, એમ તમારે જાણવું.[૨૫] જેના પ્રમાણને દેવતાઓ પણ જાણી શક્યા નથી, એવું આ અનંત આકાશ ઉપર ઉપરના ભાગમાં જ્વલંત કાંતિવાળા સ્વયંપ્રકાશ લોકોથી વ્યાપ્ત છે.[૨૬] ખગોળશાસ્ત્રીઓ કહે છે કે, પૃથ્વીને છેડે સમુદ્રો આવેલા છે, સમુદ્રોને છેડે અંધકાર આવેલો છે, અંધકારને છેડે જળ આવેલું છે અને જળને છેડે અગ્નિ આવેલો છે,[૨૭] તેમ જ છેક રસાતલને છેડે પાછું જળ આવેલું છે, એ જળને છેડે સર્પોના રાજાઓ વસી રહેલા છે, તેનાથી વળી આગળ જતાં પુનઃ આકાશ આવે છે અને એ આકાશ પછી પાછું જળ આવેલું છે.[૨૮] આવી રીતે આકાશ પછી જળ અને જળ પછી આકાશ એમ અનુક્રમે આવ્યા જ કરે છે; બસ, આટલું જ ભગવાન જલાકાશનું પ્રમાણ અમારા જાણવામાં છે; પણ વસ્તુતઃ અગ્નિ, વાયુ, જળ અને આકાશના પ્રમાણને દેવતાઓ પણ જાણી શકતા નથી.[૨૯] અગ્નિ, વાયુ, જળ અને પૃથ્વીનાં સ્વરૂપો કેવળ આકાશમાંથી જ ઉપલબ્ધ થાય છે; પરંતુ તેઓનું તાત્ત્વિક જ્ઞાન નહિ હોવાને લીધે જ આપણને તેઓનામાં અન્યોન્ય ભિન્નતા જોવામાં આવે છે.[૩૦] જોકે બૌદ્ધાદિ મુનિઓએ અનેક શાસ્ત્રોમાં કહ્યું છે કે, 'આ ત્રૈલોક્યસાગરમાં જે જે પદાર્થો રહેલા છે, તેઓ સર્વે અમુક નિયત પ્રમાણવાળા હોય છે' તોપણ વસ્તુસ્થિતિ તેવી નથી; કારણ કે જે પદાર્થો અદૃશ્ય અને અગમ્ય છે, તેઓનું પ્રમાણ કોણ કહી શકે તેમ છે? સિદ્ધો અને દેવતાઓને જવાના માર્ગરૂપ આકાશનું પણ જો માપ લઈ શકાતું હોય, તો નામ પ્રમાણે રૂપવાળા માનસ–પરમાત્મા અનંતનું અનંત એવું પ્રખ્યાત નામ પણ ગૌણ અથવા ઔપચારિક ઠરે. (અને 'अनंत ब्रह्म' એ વેદવાક્ય પણ અસત્ય ઠરે).[૩૧–૩૩] જે માનસમહાત્માનું દિવ્ય સ્વરૂપ સુષુપ્તિ અને પ્રલયાવસ્થામાં હ્રાસ પામે છે અને જાગ્રત તથા સૃષ્ટિકાળની અવસ્થામાં વૃદ્ધિ પામે છે, તેને સાક્ષાત્ બ્રહ્મભાવને પામેલો એવો કયો પુરુષ જાણી શકે તેમ છે? (અર્થાત્ જેમ ઝાંઝવાના જળનું સ્પર્શજ્ઞાન તથા રસજ્ઞાન થવું અશક્ય છે, તેમ અસત્સ્વરૂપ એવા આ જગતના પ્રમાણનું જ્ઞાન થવું તે પણ અશક્ય જ છે; કેમ કે આ જગત ઉત્પત્તિ પહેલાં ન હતું અને પ્રલય પછી પણ નથી જ; તો પછી 'જે વસ્તુ આદિ અને અંતમાં ન હોય, તે વર્તમાન સમયમાં પણ ન હોય' એ ન્યાય પ્રમાણે આ જગત બિલકુલ અસત્સ્વરૂપ જ છે અને તેથી જ તેનું પરિમાણ જાણવાને માટે કોઈ સમર્થ નથી.)[૩૪] પૂર્વે સ્થૂળસૂક્ષ્મ કાર્યરૂપ એવા એક કમળમાં સર્વજ્ઞ, સાક્ષાત્ ધર્મરૂપ અને સર્વોત્તમ પ્રજાપતિ પ્રભુ બ્રહ્મદેવ ઉત્પન્ન થયા હતા.[૩૫]

ભરદ્વાજે પૂછ્યું : જો પ્રથમ કમળમાંથી બ્રહ્મદેવ ઉત્પન્ન થયા હતા, તો એ કમળ જ બ્રહ્મદેવના કરતાં મોટું અને તેમની પહેલાં ઉત્પન્ન થયેલું હોવું જોઈએ; પણ તમે તો કહો છો કે, બ્રહ્મદેવ જ સૌની પહેલાં ઉત્પન્ન થયા હતા, તેથી મને સંશય થયો છે.[૩૬]

ભૃગુએ કહ્યું : 'પ્રથમ કહેલા માનસદેવની મૂર્તિ જ બ્રહ્મદેવ તરીકે ગણાય છે અને તેમના આસનને માટે નિર્માણ થયેલી આ પૃથ્વી જ બ્રહ્મદેવના કમળરૂપ મનાય છે. (સારાંશ કે, જેમ એક બીજમાંથી અંકુર અને વૃક્ષ એ બન્ને ઉત્પન્ન થાય છે; તોપણ વૃક્ષ પર રહેલું પાકેલું ફળ જેમ બીજા વૃક્ષને તથા અંકુરને ઉત્પન્ન કરવા માટે સમર્થ છે, તેમ પેલો અંકુર અને વૃક્ષ બીજા અંકુરને તથા વૃક્ષને ઉત્પન્ન કરવા માટે સમર્થ નથી; કારણ કે ફળ તો અનેક બીજોના ગર્ભરૂપ હોવાથી વૃક્ષ અને અંકુરના કરતાં પણ અધિક શક્તિવાળું છે. એ જ પ્રમાણે માનસદેવથી (હિરણ્યગર્ભથી) ઉત્પન્ન થયેલા સૂત્રાત્મા અને વિરાટ બીજા સૂત્રાત્માને તથા વિરાટને ઉત્પન્ન કરવા શક્તિમાન નથી; પણ બ્રહ્મદેવમાં તો માનસદેવની સમગ્ર શક્તિ રહેલી છે અને તેથી જ સૂત્રાત્મા અને વિરાટરૂપ એવા કમળના કરતાં મોટા છે–શ્રેષ્ઠ છે; (છતાં લોકમાં જેમ કહેવાય છે કે, વૃક્ષમાંથી ફળ ઉત્પન્ન થયું, તેમ જ કમળમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા, એમ કહેવાય છે.)[૩૭] બ્રહ્મદેવના એ કમળની કળી મેરુ પર્વત છે, જે છેક આકાશ સુધી ઊંચો વધ્યો છે. પ્રભુ બ્રહ્મદેવ તેના મધ્યમાં રહીને આ સમગ્ર લોકને ઉત્પન્ન કર્યા કરે છે.[૩૮]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'મુનિ ભરદ્વાજ અને ભૃગુનો સંવાદ' નામનો અધ્યાય ૧૮૨ મો સમાપ્ત

# અધ્યાય ૧૮૩ મો

## સૃષ્ટિરચના

॥ भरद्वाज उवाच ॥

**प्रजाविसर्गं विविधं कथं स सृजते प्रभुः ।
मेरुमध्ये स्थितो ब्रह्मा तद् ब्रूहि द्विजसत्तम ॥ १ ॥**

ભરદ્વાજે પૂછ્યું : હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ! મેરુ પર્વત ઉપર રહીને પ્રભુ બ્રહ્મદેવે વિવિધ પ્રકારની પ્રજાસૃષ્ટિ કેવી રીતે ઉત્પન્ન કરી, તે મને કહો.[૧]

ભૃગુએ કહ્યું : સૌ પહેલાં બ્રહ્મદેવે વિવિધ પ્રકારની પ્રજાસૃષ્ટિ ઉત્પન્ન કરી અને પછી સર્વ પ્રાણીઓનું રક્ષણ કરવા માટે તેમણે જળને ઉત્પન્ન કર્યું. જેને લીધે સર્વ પ્રાણીઓના પ્રાણ ટકી રહ્યા છે, જેને લીધે પ્રજાઓની વૃદ્ધિ થઈ રહી છે અને જેના ત્યાગથી સર્વ કોઈનો નાશ થઈ જાય છે, એવા તે જળ વડે આ સર્વ જગત વીંટાયેલું છે.[૨-૩] પૃથ્વી, પર્વતો, મેઘો અને તે સિવાયના બીજા જે મૂર્તિમાન પદાર્થો જોવામાં આવે છે, તે બધા જળમાંથી જ ઉત્પન્ન થયા છે અને જળને આધારે જ ટકી રહ્યા છે, એમ સમજવું.[૪]

ભરદ્વાજે પૂછ્યું : પ્રથમ જળ કેવી રીતે ઉત્પન્ન થયું, અગ્નિ અને વાયુ શામાંથી ઉત્પન્ન થયા અને આ પૃથ્વીને કેવી રીતે ઉત્પન્ન કરવામાં આવી, એ વિષે મને મહાન સંશય થયો છે.[૫]

ભૃગુએ કહ્યું : હે બ્રહ્મન્ ! પૂર્વે બ્રહ્મકલ્પના સમયે સર્વ મહર્ષિઓનો જ્યારે સમાગમ થયો હતો, ત્યારે તે મહાત્માઓની વચ્ચે જગતની ઉત્પત્તિ વિષેનો મહાન સંદેહ ઊભો થયો.[૬] એટલે તેઓએ દેવતાઓનાં સો વર્ષો સુધી સર્વ આહારનો ત્યાગ કરીને, મૌનવ્રત ધારણ કરીને તથા કેવળ વાયુનું જ ભક્ષણ કરીને એક આસને ધ્યાન કરવા માંડ્યું.[૭] ત્યારે આકાશમાંથી વેદમય દિવ્ય વાણી તેઓના સાંભળવામાં આવી કે,[૮] 'પૂર્વે આ અનંત આકાશ કેવળ સ્તબ્ધના જેવું જ ઉત્પન્ન થયું હતું, તેમાં ચંદ્ર, સૂર્ય કે પવન ન હતા અને તેનો દેખાવ પણ સૂઈ રહેલાંના જેવો જ (શાંત) હતો.[૯] પછી એક અંધકારમાં બીજો અંધકાર જેમ ઉત્પન્ન થાય, તેમ તે આકાશમાં જળ ઉત્પન્ન થયું અને તે પાણીના પૂરમાંથી (દબાણને લીધે) વાયુ ઉત્પન્ન થયો.[૧૦] જેમ કોઈ એક છિદ્ર વિનાનું પાત્ર પ્રથમ શબ્દરહિત જ હોય છે, પણ જ્યારે તેને પાણીથી પૂરવામાં આવે છે–તેમાં પાણી ભરવામાં આવે છે, ત્યારે વાયુ તે પાત્રમાં શબ્દ ઉત્પન્ન કરે છે;[૧૧] તેમ જ આકાશનો અંત (છેડો) જ્યારે પાણીના પૂરથી અંતર વિનાનો થઈ ગયો, ત્યારે તે જલસમુદાયના તળિયાને એકદમ ભેદીને સુસવાટા કરતો વાયુ ઉત્પન્ન થયો.[૧૨] તે જ આ વાયુ જળસમુદાયના દબાણને લીધે ઉત્પન્ન થઈને સર્વત્ર વાઈ રહ્યો છે અને આકાશના મધ્ય ભાગમાં તો લગારે શાંત થતો નથી.[૧૩] પછી તે આકાશમાં એકત્ર થયેલા વાયુ અને જળના સંઘર્ષણને લીધે મહાબળવાન અને પ્રદીપ્ત તેજવાળો અગ્નિ પોતાની ઊંચી શિખાઓ દ્વારા આકાશને અંધકાર રહિત કરીને પ્રકટ થયો.[૧૪] એ અગ્નિ પવનની સાથે રહીને જળને છેક આકાશમાં ઉછાળવા લાગ્યો અને વાયુના સંયોગને લીધે ઘનીભૂત થયો.[૧૫] પછી તે અગ્નિનો જે કોઈ સ્નિગ્ધ ભાગ આકાશમાંથી પડ્યો, તે એકદમ ઘટ્ટ બની જઈને પૃથ્વીરૂપ થયો. તે જ આ પૃથ્વી સર્વ પ્રકારના રસોનું, ગંધોનું, સ્નિગ્ધ પદાર્થોનું તથા પ્રાણીઓનું ઉત્પત્તિસ્થાન છે અને તેમાં સર્વ કંઈ ઉત્પન્ન થાય છે.[૧૬-૧૭]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'સૃષ્ટિરચના'નામનો અધ્યાય ૧૮૩ મો સમાપ્ત

# અધ્યાય ૧૮૪ મો

## પ્રત્યેક શરીરો પંચમહાભૂતોથી બનેલાં છે

॥ भरद्वाज उवाच ॥

**त एते धातवः पंच ब्रह्मा यानसृजत् पुरा ।
आवृता यैरिमे लोका महाभूताभिसंज्ञिताः ॥१॥**

ભરદ્વાજે પૂછ્યું : આ સર્વ જગતને ધારણ કરી રાખનારાં પંચમહાભૂતો કે જેઓને પૂર્વે બ્રહ્મદેવે ઉત્પન્ન કર્યાં છે અને જેઓનાથી આ સર્વ લોકો વ્યાપ્ત થઈ રહ્યાં છે, તે પાંચને જ મહાભૂત કેમ કહેવામાં આવે છે ? કેમ કે મહાબુદ્ધિમાન બ્રહ્મદેવે તો હજારો ભૂતોને ઉત્પન્ન કર્યાં છે ?'[૧-૨]

ભૃગુએ કહ્યું : તેઓ પાંચેય અપરિમિત–અમાપ છે, માટે તેઓને 'મહા' એવો શબ્દ લાગુ થાય છે અને તેઓ સર્વે ઉત્પન્ન થયેલાં છે માટે 'ભૂત'

કહેવાય છે એ પ્રમાણે તેઓને 'મહાભૂત' એવી સંજ્ઞા આપવામાં આવી છે[૩] સર્વ મનુષ્યોનું શરીર પંચમહાભૂતોથી જ બનેલું છે, કેમ કે તેમાં જે ચેષ્ટા જોવામાં આવે છે, તે વાયુનો અંશ છે, પોલાણ જોવામાં આવે છે, તે આકાશનો અંશ છે, ગરમી જોવામાં આવે છે, તે અગ્નિનો અંશ છે, પ્રવાહી ભાગ જોવામાં આવે છે, તે જળનો અંશ છે અને હાડકાં વગેરે જે કંઈ કઠિન ભાગ જોવામાં આવે છે, તે પૃથ્વીનો અંશ છે[૪] આ જગતમાં જે જે સ્થાવરજંગમ શરીરો જોવામાં આવે છે, તે બધાં પંચમહાભૂતોથી બનેલાં છે, એટલું જ નહિ પણ શ્રોત્ર, ઘ્રાણ, રસના, સ્પર્શ અને ચક્ષુ એ પાંચે ઇંદ્રિયો પણ પંચમહાભૂતોથી બનેલી છે, અર્થાત્ શ્રોત્રેંદ્રિય આકાશથી ઉત્પન્ન થઈ છે, ઘ્રાણેંદ્રિય પૃથ્વીથી ઉત્પન્ન થઈ છે, રસનેંદ્રિય જળથી ઉત્પન્ન થઈ છે, સ્પર્શેંદ્રિય (ત્વચા) વાયુથી ઉત્પન્ન થઈ છે અને ચક્ષુઇંદ્રિય તેજથી ઉત્પન્ન થઈ છે[૫]

ભરદ્વાજે પૂછ્યું તમે કહો છો કે, સ્થાવર જંગમ સર્વ શરીરો પંચમહાભૂતોથી ઉત્પન્ન થયાં છે, પરંતુ સ્થાવરોના શરીરમાં પંચમહાભૂતો જોવામાં આવતાં નથી જેમ કે વૃક્ષોનાં શરીર ગરમી વિનાનાં, ચેષ્ટારહિત અને ઘનીભૂત હોય છે, માટે જ તેઓમાં પંચમહાભૂતો નહિ હોય, એમ જણાય છે[૬-૭] વૃક્ષો સાંભળી શકતાં નથી, જોઈ શકતાં નથી, ગંધ અને રસનો અનુભવ લઈ શકતાં નથી, તેમ જ સ્પર્શને પણ જાણી શકતાં નથી, તો પછી તેઓને પંચમહાભૂતોમાંથી બનેલાં કેમ કહેવાય?[૮] વૃક્ષોમાં પ્રવાહી ભાગ જોવામાં આવતો નથી, ઉષ્ણતા પણ જણાતી નથી, પૃથ્વીનો ભાગ દેખાતો નથી, વાયુનો અંશ પણ નથી અને આકાશનું નામનિશાન પણ નથી તે ઉપરથી સિદ્ધ થાય છે કે, વૃક્ષો પંચમહાભૂતોમાંથી બનેલાં નથી[૯]

ભૃગુએ કહ્યું વૃક્ષો અત્યંત ઘનીભૂત છે, તોપણ તેઓમાં આકાશ છે, એ વાત નિઃસંશય છે, કેમ કે તેઓમાં નિત્ય પુષ્પ અને ફળ આવ્યા કરે છે, અર્થાત્ વૃક્ષોમાં જો આકાશ ન હોય, તો પુષ્પ અને ફળ ક્યાંથી પ્રકટ થાય?[૧૦] તેમ જ વૃક્ષોનાં ફળ, ફૂલ અને છાલ શુષ્ક થઈ જાય છે, તેથી જણાય છે કે, વૃક્ષોની અંદર ઉષ્ણતા અથવા અગ્નિ છે વળી કેટલાએક વૃક્ષોને સ્પર્શ કરવાથી તેઓનાં ફળફૂલ કરમાઈ જાય છે અથવા ખરી પડે છે તે ઉપરથી જણાય છે કે, તેમનામાં સ્પર્શેંદ્રિય છે[૧૧] વૃક્ષો શ્રોત્રેંદ્રિયથી શબ્દને ગ્રહણ કરે છે અને તેથી તેઓ સાંભળે છે, કેમ કે વાયુ, અગ્નિ કે મેઘના કડાકાથી તેઓનાં ફળફૂલ ખરી પડે છે[૧૨] વૃક્ષો ચક્ષુષ્ ઇંદ્રિયથી જોઈ પણ શકે છે, કારણ કે લતા (વેલ) ચોતરફથી વૃક્ષને વીંટાઈ વળે છે અને ચોબાજુ વૃક્ષ ઉપર ચડી જાય છે જો તેને દૃષ્ટિ ન હોય તો માર્ગ કેમ મળે?[૧૩] વૃક્ષો પવિત્ર-અપવિત્ર ગંધ વડે તથા વિવિધ પ્રકારના ધૂપો વડે રોગરહિત અને પુષ્પોવાળાં બને છે, તે ઉપરથી જણાય છે કે તેઓ ઘ્રાણેંદ્રિયને લીધે સૂંઘી શકે છે[૧૪] વૃક્ષો જળનું પાન કરે છે અને તેઓને જ્યારે રોગ થાય છે, ત્યારે તેઓનાં મૂળમાં ઔષધ વગેરેનું સિંચન કરીને રોગનો ઉપાય કરવામાં આવે છે, તેથી જણાય છે કે, તેઓનામાં રસનેંદ્રિય પણ છે[૧૫] જેમ કમળના દાંડલાથી જળને મુખમાં ખેંચી શકાય છે, તેમ વૃક્ષો પણ પવનની સહાય લઈને પોતાનાં મૂળો દ્વારા જળપાન કરી શકે છે[૧૬] વળી વૃક્ષો સુખદુઃખને અનુભવી શકે છે અને એક વખત કાપી નાખેલું વૃક્ષ ફરીથી ઊગી નીકળે છે, તેથી મને દેખાય છે કે, વૃક્ષોમાં જીવ છે, પણ તેઓ નિર્જીવ અથવા જડ નથી[૧૭] વૃક્ષોએ જે જળ પીધું હોય છે, તેને તેઓના શરીરમાં રહેલા અગ્નિ અને વાયુ પચાવે છે, જેથી પાચન થયેલા આહારને પરિણામે તેઓની વૃદ્ધિ થાય છે અને તેઓની અંદર ચીકાશનો ભાગ ઉત્પન્ન થાય છે સર્વ જંગમ પ્રાણીઓનાં શરીરમાં પણ પાંચ ધાતુઓ (પંચમહાભૂતો) રહેલી છે, પરંતુ તેઓ જુદા જુદા પ્રકારે રહેલી છે, તેથી તેઓનું શરીર હાલીચાલી શકે છે[૧૮-૧૯] પ્રત્યેક મનુષ્યના શરીરની અંદર ચામડી, માંસ, હાડકાં, ચરબી અને સ્નાયુ આ પાંચે પદાર્થો પૃથ્વીમય છે. તેજ, ક્રોધ, ચક્ષુ, ઉષ્ણતા અને જઠરાગ્નિ આ પાંચ પદાર્થો અગ્નિમય છે.[૨૦-૨૧] શ્રોત્ર (કાન), ઘ્રાણ (નાક), મુખ, હૃદય અને કોઠો આ પાંચ પદાર્થો આકાશમય છે[૨૨] કફ, પિત્ત, પરસેવો, ચરબી ને લોહી આ પાંચ ધાતુઓ જળમય છે,[૨૩] અને પ્રાણ વાયુને લીધે પ્રાણી ગમનઆગમન કરી શકે છે,

વ્યાનવાયુને લીધે બળસાધ્ય ઉદ્યમ કરી શકે છે, અપાનવાયુ શરીરના નીચેના ભાગમાંથી ગતિ કરે છે, સમાનવાયુ હૃદયમાં સ્થિતિ કરે છે અને ઉદાનવાયુથી પ્રાણી શ્વાસોચ્છ્વાસ લઈ શકે છે તથા કંઠ આદિ પ્રત્યેક સ્થાનના ભેદથી બોલી શકે છે. આ રીતે પાંચ વાયુઓ સર્વ પ્રાણીઓને ચેષ્ટા કરાવી રહ્યા છે.[૨૪/૨૫] વળી શરીરને ધારણ કરનારું પ્રાણી પોતાનામાં રહેલી પૃથ્વીને લીધે ગંધના ગુણને ગ્રહણ કરે છે, પોતાનામાં રહેલા જળને લીધે રસના ગુણને જાણી શકે છે, પોતાનામાં રહેલા તેજને લીધે રૂપના ગુણને જોઈ શકે છે, પોતાનામાં રહેલા વાયુને લીધે સ્પર્શના ગુણને અનુભવી શકે છે અને પોતાનામાં રહેલા આકાશને લીધે શબ્દના ગુણને સાંભળી શકે છે.[૨૬] શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આ પાંચે મહાભૂતોના ગુણો પૃથ્વીમાં રહેલા છે. તેમાંથી મુખ્ય ગણાતા ગંધના ગુણો વિસ્તારપૂર્વક હું તમને કહું છું.[૨૭] પૃથ્વીનો ગંધગુણ નવ પ્રકારે વિસ્તારને પામેલો છે. જેમ કે એક તો ઇષ્ટ ગંધ (કસ્તૂરી વગેરેનો), બીજો અનિષ્ટ ગંધ (મુડદાં વગેરેનો), ત્રીજો મધુર ગંધ (મધ, પુષ્પ વગેરેનો), ચોથો કટુ ગંધ (મરચાં વગેરેનો), પાંચમો નિર્હારી ગંધ (હિંગ વગેરેનો), છઠ્ઠો સંહત ગંધ (અનેક પદાર્થોને એકત્ર ખાંડવાથી નીકળેલો ગંધ), સાતમો સ્નિગ્ધ ગંધ (તાજા તાવેલા ઘી વગેરેનો), આઠમો રૂક્ષ ગંધ (સરસવના તેલ વગેરેનો) અને નવમો વિશદ ગંધ (ડાંગરના ભાત વગેરેનો); આ નવ પ્રકારના પૃથ્વીના ગંધગુણનું શાસ્ત્રોમાં વર્ણન છે. પૃથ્વી આદિમાં જે રૂપ રહેલું છે, તેને મનુષ્ય ચક્ષુષ્ ઇંદ્રિયથી જોઈ શકે છે અને પૃથ્વી આદિના સ્પર્શને ત્વચા ઇંદ્રિયથી જાણી શકે છે.[૨૮/૨૯] શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ આ ચાર ગુણો જળમાં રહેલા છે. તેમાંથી મુખ્ય ગણાતા રસગુણનું જ્ઞાન કેવી રીત થઈ શકે છે, તે વિષે હું તમને કહું છું, સાંભળો.[૩૦] વિશાળ વિચારશક્તિવાળા ઋષિઓએ રસના અનેક ભેદો કહેલા છે, તોપણ રસગુણના મધુર, લવણ, તિક્ત (કડવો), કષાય (તુરો), અમ્લ (ખાટો) અને કટુ (તીખો) આવા છ પ્રકાર મુખ્ય ગણાય છે અને તે છયે પ્રકારો કેવળ જળમય છે.' હવે તેજની અંદર શબ્દ, સ્પર્શ અને રૂપ એ ત્રણ ગુણો રહેલા છે. તેમાંથી રૂપ ગુણ મુખ્ય ગણાય છે; કેમ કે તેજને લીધે રૂપગુણને જોઈ શકાય છે અને તે રૂપ ગુણ અનેક પ્રકારનો છે; તોપણ નાનું, મોટું, જાડું, ચોખંડું, ગોળ, ધોળું, કાળું, લાલ, પીળું, લીલું, કઠિન, ચીકણું, સુંવાળું, લીસું, કોમળ અને દારુણ –આ પ્રમાણે રૂપના સોળ ભેદો જગતમાં પ્રસિદ્ધ છે. વાયુમાં શબ્દ અને સ્પર્શ એવા બે ગુણ રહેલા છે. તેમાથી સ્પર્શગુણ મુખ્ય ગણાય છે અને તે અનેક પ્રકારનો છે; તોપણ ઉષ્ણ, શીત, સુખકારક, દુઃખકારક, સ્નિગ્ધ, વિશદ, કઠોર, કોમળ, રૂક્ષ, લઘુ (હલકો), ગુરુ અને અતિશય ગુરુ (ભારે) આ પ્રકારે સ્પર્શના બાર ભેદો ગણાય છે.[૩૧–૩૭] હવે આકાશની અંદર કેવળ એક શબ્દગુણ જ રહેલો છે, તેનો પણ વિવિધ પ્રકારે ઘણો વિસ્તાર છે, તે હું તમને કહું છું.[૩૮] ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, ધૈવત, પંચમ અને નિષાદ આ પ્રમાણે સાત પ્રકારનો શબ્દગુણ છે. વળી તે સર્વત્ર વ્યાપ્ત થઈને રહેલો છે, તોપણ ઢોલ–નગારાં વગેરેમાં મુખ્યત્વે કરીને જણાય છે.[૩૯/૪૦] મૃદંગનો, ભેરીનો, શંખનો, મેઘગર્જનાનો, રથનો, પ્રાણીનો કે અપ્રાણીનો જે કંઈ શબ્દ સંભળાય છે, તે સર્વનો પૂર્વોક્ત સાત ભેદોમાં જ સમાવેશ થઈ જાય છે.[૪૧] આ રીતે આકાશમાંથી ઉત્પન્ન થનારા શબ્દગુણના અનેક પ્રકારો છે, એમ વિદ્વાનો કહે છે અને તેઓ સર્વે વાયુના ગુણની સાથે મળી જઈને કોઈ પણ પદાર્થ સાથે અથડાયા વિના સીધેસીધા જો આવે છે, તો સ્પષ્ટ સંભળાય છે અને કોઈની સાથે અથડાઈને આવે છે, તો સ્પષ્ટ રીતે સંભળાતા નથી. પ્રાણીઓનાં શરીરમાં, શબ્દાદિ ગુણોને ઉત્પન્ન કરનારી જે જે ધાતુઓ રહેલી છે, તેઓ અન્યોન્યને એકબીજાના ગુણો અર્પણ કરીને નિત્ય પોષી રહી છે.[૪૨/૪૩] જળ, અગ્નિ અને વાયુ એ ત્રણે પદાર્થો પ્રાણીઓનાં શરીરમાં સદાકાળ જાગ્રત રહ્યા કરે છે, તેઓ પ્રત્યેક શરીરનું મૂળ છે અને પ્રાણોમાં વ્યાપ્ત થઈને રહેલા છે.[૪૪]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'પ્રત્યેક શરીરો પંચ મહાભૂતોથી બનેલાં છે' નામનો અધ્યાય ૧૮૪ મો સમાપ્ત

# अध्याय १८५ मो

## પ્રાણવાયુ અને જઠરાગ્નિની ક્રિયા

॥ भरद्वाज उवाच ॥

पार्थिवं धातुमासाद्य शारीरोऽग्निः कथं प्रभो।
अवकाशविशेषेण कथं वर्तयतेऽनिलः ॥ १ ॥

ભરદ્વાજે પૂછ્યું: હે પ્રભુ! પૃથ્વી આદિ પંચમહાભૂતોથી બનેલા શરીરમાં દાખલ થઈને શરીરાભિમાની અગ્નિ કેવી રીતે રહે છે? અને વાયુ જુદા જુદા અવકાશોમાં રહીને કેવી રીતે શરીર પાસે ચેષ્ટાઓ કરાવે છે?[૧]

ભૃગુએ કહ્યું: હે નિર્દોષ બ્રાહ્મણ! બળવાન વાયુ પ્રાણીઓના શરીર પાસે કેવી રીતે ચેષ્ટાઓ કરાવે છે અને શરીરમાં કયે કયે સ્થળે સંચાર કરે છે, તે વિષે હું તમને કહું છું.[૨] અગ્નિ પ્રાણીઓનાં મસ્તકનો આશ્રય કરીને શરીરનું રક્ષણ કરે છે અને પ્રાણવાયુ પણ અગ્નિની સાથે જ મસ્તકમાં રહીને શરીરને ચેષ્ટાવાળું કરે છે.[૩] આ પ્રાણવાયુ અને અગ્નિ વગેરેનો જે સમુદાય તે જ જીવસ્વરૂપ છે, સર્વ પ્રાણીઓનો આત્મા છે અને સનાતન પુરુષ છે; પરંતુ ઉપાધિના યોગને લીધે જ મન, બુદ્ધિ, અહંકાર, પ્રાણી અને વિષયસ્વરૂપ બને છે[૪] અને તેને લીધે જ આ સર્વ જગતમાં અંદરના ભાગમાં તથા બહારના ભાગમાં જે કંઈ વિજ્ઞાન, દેહ અને ઇંદ્રિયો વગેરે રહેલાં છે, તે બધાં ગતિમાન થઈ રહ્યાં છે. આ પ્રમાણે જીવદશાને પ્રાપ્ત થયા પછી પ્રાણવાયુ સમાનવાયુનું સ્વરૂપ ધારણ કરે છે અને તેનો તે જ પાછો મૂત્રાશય, મલાશય અને જઠરાગ્નિનો જ્યારે આશ્રય કરે છે, ત્યારે મળમૂત્રને બહાર કાઢનારો અપાનવાયુ કહેવાય છે.[૫-૬] વળી જ્યારે એકનો એક પ્રાણવાયુ ગમનાદિ કર્મને, તેને અનુકૂળ ચેષ્ટાઓને તથા ભારવહનના સામર્થ્યને પ્રકટ કરે છે. ત્યારે તેનું નામ 'ઉદાન' કહેવાય છે, એમ અધ્યાત્મશાસ્ત્રવેત્તાઓ કહે છે,[૭] પરંતુ એ વાયુ મનુષ્યોનાં શરીરના પ્રત્યેક સાંધાઓમાં જ્યારે સંચાર કરે છે, ત્યારે તેને 'વ્યાન' કહેવામાં આવે છે.[૮] મનુષ્યોનાં શરીરમાં રહેલો જઠરાગ્નિ, સમાન વાયુથી પ્રદીપ્ત રહીને ત્વચા વગેરે સર્વ ધાતુઓમાં વ્યાપ્ત થઈ જાય છે અને અન્નાદિ રસોનું, ત્વચા વગેરે ધાતુઓનું તથા કફ વગેરે દોષોનું પરિણામ (ભિન્ન ભિન્ન અવસ્થાઓ) કર્યા કરે છે.[૯] અપાનવાયુ નાભિના નીચેના ભાગમાં રહે છે અને પ્રાણવાયુ નાભિના ઉપરના ભાગમાં રહે છે. તેમ જ જઠરાગ્નિ એ બન્ને વાયુના મધ્યભાગમાં રહે છે. આ જઠરાગ્નિ તે બન્ને વાયુથી પ્રદીપ્ત થઈને તથા તેઓની સાથે રહીને અન્નનું બરાબર રીતે પાચન કરે છે.[૧૦] સર્વ પ્રાણીઓનાં શરીરમાં મુખથી આરંભીને છેક ગુદાદ્વાર પર્યંત એક મોટું 'સ્રોતસ્' (નળી) હોય છે કે જેમાંથી (પ્રાણવાયુ સર્વત્ર સંચાર કરે છે અને) બીજાં અનેકસ્રોતસ્ (નાડીઓ) નીકળીને શરીરમાં વ્યાપ્ત થાય છે.[૧૧] આ નાડીઓ દ્વારા પ્રાણ આખા શરીરમાં ફર્યા કરે છે, જેથી જઠરાગ્નિની સાથે પણ તેનો સમાગમ થાય છે. આપણાં શરીરની અંદર જે ઉષ્ણતા જોવામાં આવે છે, તેને જ જઠરાગ્નિ સમજવો અને તે જઠરાગ્નિ જ પ્રાણીઓના અન્નને પચાવે છે.[૧૨] પ્રાણવાયુ જઠરાગ્નિના વેગથી ગતિમાન થઈને ગુદાના દ્વાર સુધી પહોંચી વળે છે અને ત્યાં અથડાઈને પાછો ઊર્ધ્વભાગમાં આવીને જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે.[૧૩] નાભિના નીચેના ભાગમાં પક્વાશય છે અને ઉપરના ભાગમાં આમાશય છે; તેમ જ નાભિના મધ્યભાગમાં શરીરના સર્વ પ્રાણો સ્થિતિ કરી રહ્યા છે.[૧૪] અન્નાદિક સર્વ રસો (પ્રાણ, અપાન, વ્યાન, સમાન, ઉદાન, નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત અને ધનંજય આ) દશ વાયુની પ્રેરણાથી હૃદયમાં થઈને સર્વ નાડીઓમાં વહે છે અને આડાઅવળા ઊંચાનીચા સર્વ પ્રદેશમાં પહોંચી વળે છે.[૧૫] જે યોગીપુરુષો શ્રમને જીતનારા છે, સર્વત્ર સમાન દૃષ્ટિ રાખનારા છે અને ધૈર્યસંપન્ન છે, તેઓનો જ આ યોગમાર્ગ છે કે જે દ્વારા તેઓ મસ્તકમાં રહેલા સહસ્રદલચક્ર સુધી જીવાત્માને આકર્ષી લઈને ત્યાં સ્થાપિત કરે છે અને પરમ પદને પ્રાપ્ત થાય છે.[૧૬] એ પ્રમાણે પ્રાણીઓની સર્વ ચેષ્ટાઓ પ્રાણ–અપાનને લીધે જ થયા કરે છે, જેથી પ્રાણનો જ નિરોધ કરવાનું યોગશાસ્ત્રમાં કહેલું છે અને જ્યારે પ્રાણનો નિરોધ કરવામાં આવે છે, ત્યારે થાળીમાં મૂકેલો અગ્નિ જેમ સ્પષ્ટ રીતે પ્રકાશે છે, તેમ સત્સ્વરૂપ બ્રહ્મતત્ત્વ સ્પષ્ટ રીતે પ્રકાશે છે; અર્થાત્ પ્રાણનો નિરોધ કરી યોગાનુષ્ઠાન કરનારા

પુરુષને પરબ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે.[૧૭]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન-પર્વમાં 'પ્રાણવાયુ અને જઠરાગ્નિની ક્રિયા' નામનો અધ્યાય ૧૮૫ મો સમાપ્ત

## अध्याय १८६ मो

### જીવતત્ત્વ હશે કે નહિ?

॥ भरद्वाज उवाच ॥

**यदि प्राणयते वायुर्वायुरेव विचेष्टते ।**
**श्वसित्याभाषते चैव तस्माज्जीवो निरर्थकः ॥ १ ॥**

ભરદ્વાજે કહ્યું : જો વાયુ જ સર્વને જિવાડી રહ્યો છે, જો વાયુ જ સર્વને ચેષ્ટાવાળાં કરી રહ્યો છે, જો વાયુ જ સર્વને શ્વાસોચ્છ્વાસવાળાં કરી રહ્યો છે અને વાયુ જ સર્વને વાચા આપી રહ્યો છે, તો પછી જીવતત્ત્વનો શો ઉપયોગ? તે નિરર્થક જ છે, એમ મનાશે![૧] તમે કહો છો કે, આપણાં શરીરમાં જે ઉષ્ણતા જણાય છે, તે જઠરાગ્નિ છે અને જઠરાગ્નિ જ અન્નને પચાવે છે, તો પછી જીવ તો નિરર્થક જ થયો! (મને લાગે છે કે, જીવતત્ત્વ હશે જ નહિ.)[૨] પ્રાણી જ્યારે મરણ પામે છે, ત્યારે પ્રાણવાયુ અને ઉષ્ણતા તેનો ત્યાગ કરે છે અને તેથી જ આપણે કહીએ છીએ કે, અમુક પ્રાણીમાં હવે જીવ નથી.[૩] જીવ જો વાયુમય હોય અને વાયુની સાથે જ સંબંધ રાખનારો હોય, તો (મરણસમયે) વાયુમંડળની પેઠે તે દેખાવો જોઈએ અને પવનના સમુદાયની સાથે જ જતો રહેવો જોઈએ.[૪] જો આપણે એમ માનીએ કે, વાયુની સાથે જીવનો સંબંધ જોડાયલો છે; અર્થાત્ વાયુરૂપી ઉપાધિથી તે વીંટાયો છે, તો પછી એમ થવું જોઈએ કે, પથ્થરની સાથે બંધાયલું એક તુંબડીનું જળપાત્ર, પથ્થરરૂપ ઉપાધિના યોગે મહાસમુદ્રમાં ડૂબી જાય છે; પરંતુ તે ઉપાધિથી જ્યારે મુક્ત થાય છે, ત્યારે એકદમ જળ ઉપર તરી આવે છે, તેમ જ જીવ પણ વાયુરૂપ ઉપાધિનો નાશ થતાં એકદમ ભિન્ન સ્વરૂપે દેખાવો જોઈએ.[૫] તમે કહેશો કે જીવ એ બ્રહ્મનો અંશ છે, તો તે પણ ઘટી શકતું નથી; કેમ કે અગ્નિમાં મૂકેલો દીવો જેમ તદાકાર બની જાય છે અને કૂવામાં નાખેલું જળ જેમ તદ્રૂપ બની જાય છે, તેમ જીવ પણ પ્રાણવાયુનો નાશ થતાં જ બ્રહ્મસ્વરૂપમાં પ્રવેશ કરીને સત્વર બ્રહ્મભાવને જ પામી જવો જોઈએ.[૬] આ શરીરને પાંચ મહાભૂતો જ ધારણ કરી રહ્યાં છે, તો પછી એમાં જીવતત્ત્વ શા માટે માનવું જોઈએ? વળી શરીરમાંનાં પાંચ ભૂતોમાંનું એક પણ જો નાશ પામે છે, તો બીજાં ચારેય ટકી શકતાં નથી. (અર્થાત્ તે ઉપરથી સિદ્ધ થાય છે કે, જીવ એ કોઈ સ્વતંત્ર તત્ત્વ નથી, પણ પાંચ મહાભૂતોના સમુદાયને જ જીવ કહેવામાં આવે છે.)[૭] મનુષ્ય જો જળમય પદાર્થનો આહાર કરતો નથી, તો તેના શરીરમાંથી જળતત્ત્વનો નાશ થાય છે; શ્વાસોચ્છ્વાસ લેતો નથી, તો વાયુતત્ત્વનો નાશ થાય છે; કોઠાની અંદરનો પોલાણનો ભાગ વાયુ વગેરેથી જો ભરાઈ જાય છે, તો આકાશતત્ત્વનો નાશ થાય છે; અન્નાદિનું ભોજન કરે નહિ, તો અગ્નિતત્ત્વનો નાશ થાય છે અને વ્યાધિ, સોજા વગેરે દુઃખો થવાથી શરીરના પૃથ્વીતત્ત્વનો નાશ થઈ જાય છે. તાત્પર્ય કે શરીરમાંનાં પાંચે તત્ત્વોમાંથી જો એકનો જ નાશ થાય છે તો બાકી રહેલાં સર્વ તત્ત્વો વિનાશ પામે છે,[૮-૯] અને જ્યારે એ સર્વ તત્ત્વો વિનાશ પામે છે, ત્યારે જીવ શું દોડી શકે છે, શું કંઈ જાણી શકે છે, શું કંઈ સાંભળી શકે છે? અથવા શું કંઈ બોલી શકે છે? અર્થાત કંઈ પણ કરી શકતો નથી. (તે ઉપરથી સિદ્ધ થાય છે કે, જીવ એ સ્વતંત્ર પદાર્થ નથી, પણ પાંચ મહાભૂતોનો સમુદાય તે જ જીવ છે!)[૧૦] મનુષ્ય માને છે કે, 'આ ગાયનું હું દાન કરું છું તેથી પરલોકમાં તે મને તારશે;' પરંતુ હું કહું છું કે, ગાયનું દાન કરીને તે મનુષ્ય જો મરી જાય છે, તો પછી આ લોકમાં રહેલી ગાય કોને તારવા જશે?[૧૧] અને ધારો કે, કદાચ એવું બને કે, ગાય, ગાયનું દાન લેનાર અને ગાયનું દાન આપનાર એ ત્રણેય એકીસાથે જ જો મૃત્યુ થાય તો પછી તેઓનો સમાગમ કયાં થવાનો?[૧૨] જો કોઈ એક મનુષ્યને પક્ષીઓ ખાઈ ગયાં છે અથવા પર્વતના શિખર ઉપરથી તે ગબડી પડ્યો છે અથવા અગ્નિમાં બાળી મૂકવામાં આવ્યો છે, તે ફરીથી જીવતો કયાંથી જ થાય?[૧૩] (કદાચ તમે કહેશો કે, એ રીતે નાશ પામેલો મનુષ્ય પણ કાપી નાખેલા વૃક્ષની પેઠે કર્મરૂપી બીજમાંથી પુનઃ ઉત્પન્ન થશે; તો એમ કહેવું તે પણ યોગ્ય નથી; કેમ કે) કાપી નાખેલા વૃક્ષનું મૂળ

ફરીથી ઊગતું નથી, પણ તેનાં બીજો ફરીથી ઊગી નીકળે છે. એ પ્રમાણે મરણ પામેલો મનુષ્ય પુનઃ કેવી રીતે ઉત્પન્ન થઈ શકશે? કારણ કે તેનાં કર્મરૂપી બીજ કંઈ પ્રત્યક્ષ જોવામાં આવતાં નથી.[૧૪] આ સંસારમાં જે કંઈ પરિવર્તન પામ્યા કરે છે, તેમાં પૂર્વે ઉત્પન્ન કરેલું એક બીજ જ કારણભૂત છે અને તે બીજમાંથી જ એકમાંથી બીજું, બીજામાંથી ત્રીજું, એમ અનેક બીજો ઉત્પન્ન થયા કરે છે, પણ જેઓનો નાશ થયો છે, તેઓ તો નાશ જ પામ્યા છે. તેઓ ફરીથી જીવતા થવાના નથી.[૧૫]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'જીવતત્ત્વ હશે કે નહિ?' નામનો અધ્યાય ૧૮૬ મો સમાપ્ત

# अध्याय १८७ मो

## જીવના સ્વરૂપનું નિરૂપણ

॥ भृगुरुवाच ॥

**न प्रणाशोऽस्ति जीवस्य दत्तस्य च कृतस्य च ।**
**याति देहांतरं प्राणी शरीरं तु विशीर्यते ॥ १ ॥**

ભૃગુએ કહ્યું : જીવનો કદી નાશ થતો જ નથી અને જીવે આપેલા દાનનો તથા કરેલાં કર્મનો પણ કદી નાશ થતો નથી. મરણસમયે જીવ બીજા શરીરમાં ચાલ્યો જાય છે, ત્યારે તેનું શરીર જ નાશ પામે છે.[૧] જોકે જીવ શરીરનો આશ્રય કરે છે, તોપણ તેનો નાશ થતાં જીવનો નાશ થતો નથી. એક સ્થળે બળી રહેલો લાકડાંઓ જો કે શાંત પડે છે—બળીને હોલવાઈ જાય છે; તોપણ અગ્નિ તો બીજે સ્થળે દેખાય જ છે.[૨]

ભરદ્વાજે પૂછ્યું : તમે કહો છો કે, અગ્નિનો જેમ નાશ થતો નથી, તેમ જીવનો પણ નાશ થતો નથી, પરંતુ તેમ કહેવું તે યોગ્ય નથી, આપણે જોઈએ જ છીએ કે, બળી રહેલાં લાકડાંઓ જ્યારે હોલવાઈ જાય છે, ત્યારે અગ્નિ જોવામાં આવતો નથી.[૩] એ ઉપરથી હું તો એમ જ માનું છું કે, લાકડાંના અભાવને લીધે શાંત થયેલો અગ્નિ જેમ નાશ પામે છે; તેમ શરીરના નાશને લીધે જીવનો પણ નાશ થાય છે; કેમ કે શરીરનો નાશ થઈ ગયા પછી જીવની ગતિ, પ્રમાણ કે સ્થિતિ જાણવામાં આવતાં નથી.[૪]

ભૃગુએ કહ્યું : લાકડાં બળી ગયા પછી અગ્નિ જોવામાં આવતો નથી, તેનું કારણ એ છે કે, લાકડાંના અભાવને લીધે નિરાશ્રિત થઈ પડેલો અગ્નિ આકાશમાં લીન થઈ જાય છે અને તેથી જ દુર્ગ્રાહ્ય થઈ પડે છે, પણ તેનો નાશ તો થતો જ નથી.[૫] જેમ અરણિમાં રહેલો અગ્નિ સૂક્ષ્મ હોવાને લીધે જોવામાં આવતો નથી, તેમ જીવ પણ આકાશની પેઠે સર્વવ્યાપક હોવાથી અને સૂક્ષ્મ હોવાથી શરીરના નાશ પછી જોવામાં આવતો નથી, એમાં સંશય નથી.[૬] જે જઠરાગ્નિ પ્રાણોને ધારણ કરી રાખે છે, વાયુને લીધે સ્થિતિ કરી રહે છે અને વાયુના રોકવાથી નાશ પામે છે, તે વિજ્ઞાનમય જઠરાગ્નિ જ જીવ છે, એમ તમારે જાણવું;[૭] કેમ કે શરીરમાં રહેલો તે અગ્નિ જ્યારે નાશ પામે છે, ત્યારે શરીર ચેતના વિનાનું થઈને પૃથ્વી પર ઢળી પડે છે અને પૃથ્વીમાં જ લય પામે છે.[૮] સર્વ સ્થાવરજંગમ પ્રાણીઓનાં શરીરમાં રહેલો વાયુ તેઓના મરણસમયે આકાશમાં ચાલ્યો જાય છે અને તેની પાછળ અગ્નિ પણ ચાલ્યો જાય છે. આ રીતે આકાશ, વાયુ અને અગ્નિ એ ત્રણે પદાર્થો એકસ્વરૂપ બની જાય છે અને બાકી રહેલા બે (જળ અને ભૂમિ) પદાર્થો પૃથ્વીરૂપ બની જાય છે.[૯] જ્યાં આકાશ હોય છે, ત્યાં વાયુ હોય છે અને જ્યાં વાયુ હોય છે, ત્યાં અગ્નિ હોય છે; પણ વાસ્તવિક રીતે આ ત્રણે પદાર્થો મૂર્તિમાન નથી, છતાં પ્રાણીઓના સંબંધમાં મૂર્તિમાન જણાય છે.[૧૦]

ભરદ્વાજે પૂછ્યું : હે નિર્દોષ મહર્ષિ ભૃગુ! પ્રાણીઓનાં શરીરમાં અગ્નિ, વાયુ, પૃથ્વી, આકાશ અને જળ એ પાંચ મહાભૂતો જ સ્થિતિ કરી રહ્યાં છે, તો પછી જીવ એ કોણ છે અને તેનું લક્ષણ શું છે, તે મને કહો.[૧૧] સર્વ પ્રાણીઓનું શરીર પંચમહાભૂતોથી જ બનેલું છે, પાંચ વિષયો ઉપર જ આસક્ત રહેનારું છે, પાંચ જ્ઞાનેંદ્રિયથી યુક્ત છે અને તે ઇંદ્રિયો દ્વારા થતા જ્ઞાનને ગ્રહણ કરનારું છે; તો એમાં જીવ નામનું તત્ત્વ કયું છે, એ જાણવાની મને ઇચ્છા છે.[૧૨] માંસ અને રુધિરના સમુદાયરૂપ અને સ્નાયુ (આંતરડાં) તથા હાડકાંના ઢગ સમાન આ શરીર જ્યારે નાશ પામે છે, ત્યારે તેમાં જીવ જોવામાં આવતો નથી.[૧૩] પંચ-

મહાભૂતોથી યુક્ત એવું પણ આ શરીર જો જીવ વિનાનું હોય, તો શારીરિક અને માનસિક દુઃખ થતાં તેનો અનુભવ કરનાર કોણ છે?[૧૪] હે મહર્ષિ! જે સમયે મન વ્યગ્ર હોય છે, તે વેળા કાન ખુલ્લા હોવા છતાં પણ મનુષ્ય બરાબર સાંભળી શકતો નથી, એટલું જ નહિ પણ જે વેળા મન સાવધાન હોય છે, ત્યારે જ મનુષ્ય પોતાની ચક્ષુષ ઇંદ્રિયથી પદાર્થોને જોઈ શકે છે, પરંતુ મન વ્યગ્ર હોય છે, ત્યારે ચક્ષુષ ઇંદ્રિયથી જોવા છતાં પણ મનુષ્ય બરાબર જોઈ શકતો નથી. એ ઉપરથી સિદ્ધ થાય છે કે, જીવ નામનું તત્ત્વ નિરર્થક જ છે. (પરંતુ મન એ જ જીવ છે.).[૧૫-૧૬] વળી જ્યારે મનુષ્ય નિદ્રાવશ હોય છે, ત્યારે કંઈ જોઈ શકતો નથી, કંઈ સૂંઘી શકતો નથી, કંઈ સાંભળી શકતો નથી, કંઈ બોલી શકતો નથી અને કોઈ પદાર્થના સ્પર્શનો કે રસનો પણ અનુભવ લઈ શકતો નથી.[૧૭] આ શરીરમાં હર્ષ કોણ પામે છે? ક્રોધાયમાન કોણ થાય છે? શોક કોણ કરે છે? ઉદ્વેગ કોણ પામે છે? ઇચ્છા કોણ કરે છે? ધ્યાન કોણ ધરે છે? દ્વેષ કોણ કરે છે અને વાણીનો ઉચ્ચાર કોણ કરે છે?[૧૮]

ભૃગુએ કહ્યું : હે ભરદ્વાજ! સર્વ ગુણોને ગ્રહણ કરાવનારું અને સર્વ ગુણોના આશ્રયભૂત એવું મન પણ પંચમહાભૂતોમાંથી જ બનેલું છે, જેથી મન નામનું કોઈ જુદું તત્ત્વ નથી; પરંતુ તેનો સમાવેશ પંચમહાભૂતોમાં જ થઈ જાય છે અને તેથી જ શરીરને ચેષ્ટાવાળું કરવામાં મન કારણભૂત નથી; પણ એકલો અંતરાત્મા જ (જીવ જ) શરીરને ચેષ્ટાવાળું કરી રહ્યો છે. એટલું જ નહિ પણ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષયોનો તથા બીજા સર્વ ગુણોનો અંતરાત્મા જ અનુભવ લઈ શકે છે.[૧૯] વળી તે અંતરાત્મા પંચભૂતોથી બનેલા આ શરીરમાં પાંચ ગુણવાળા મનનો પણ દ્રષ્ટા છે અને તે અંતરાત્મા જ મન દ્વારા પ્રાણીઓનાં પ્રત્યેક ગાત્રોમાં વ્યાપી રહ્યો છે તથા સુખને અને દુઃખને પણ તે પોતે જ જાણી રહ્યો છે; પણ તેનો જો વિયોગ થાય છે, તો આ દેહ સુખદુઃખને જાણી શકતો નથી.[૨૦] જીવાત્મા જ્યારે શરીરનો ત્યાગ કરે છે, ત્યારે શરીર નાશ પામે છે, તેમાંનો અગ્નિ શાંત પડી જાય છે, તેમાં ઉષ્ણતા રહેતી નથી અને સ્પર્શનો કે રૂપનો તેને અનુભવ થતો નથી.[૨૧] આ સર્વ જગત કેવળ જળમય છે અને પ્રાણીઓનાં શરીરો પણ જળમય છે; (અર્થાત્ પ્રાણીઓનાં સર્વ લિંગશરીરો સૂક્ષ્મ ભૂતસમુદાયથી જ બનેલાં છે અને સૂત્રાત્માથી વ્યાપ્ત થયેલાં છે.) તેમ જ જગતનાં સર્વ પ્રાણીઓમાં લોકસ્રષ્ટા બ્રહ્મદેવસ્વરૂપ માનસઆત્મા (જીવ) રહેલો છે.[૨૨] આત્મા જ્યારે પ્રકૃતિના ગુણોથી યુક્ત થાય છે, ત્યારે 'ક્ષેત્રજ્ઞ' કહેવાય છે અને તે ગુણોથી જ્યારે મુક્ત થાય છે, ત્યારે 'પરમાત્મા' કહેવાય છે.[૨૩] તેને જ તમારે સર્વ લોકનું હિત કરનારો આત્મા જાણવો કે, જે કમળપત્રની અંદર રહેલા જળબિંદુની પેઠે પ્રાણીઓનાં શરીરમાં રહેલો છે (અર્થાત્ કમળનાં પાંદડાંની ઉપર રહેલું જળનું બિંદુ તેનાથી જેમ ભિન્ન છે અને નિર્લેપ છે, તેમ દેહમાં રહેલો આત્મા પણ દેહથી ભિન્ન છે અને જરામરણ આદિ તેના ધર્મોથી નિર્લેપ છે.)[૨૪] 'ક્ષેત્રજ્ઞ' એવા નામવાળો તે આત્મા સદાય અવિનાશી છે અને લોકના હિતરૂપ છે; એમ તમારે જાણવું તથા સત્ત્વ, રજસ્ અને તમસ એ ત્રણે જીવના ગુણો છે, એમ સમજવું.[૨૫] આત્મવેત્તા વિદ્વાનો કહે છે કે, જીવના ગુણરૂપ ગણાતાં દેહ, ઇંદ્રિયો અને મન જ્યારે ચૈતન્યથી યુક્ત થાય છે, ત્યારે જ અનેક પ્રકારની ચેષ્ટાઓ કરે છે અને જીવથી પર રહેલા તથા સાત ભુવનના સ્રષ્ટા સર્વાત્મક બ્રહ્મ જ તેઓને ચેષ્ટાવાળાં કરે છે; (અર્થાત્ નટ જેમ લાકડાની પૂતળીને દોરી બાંધીને નચાવે છે, તેમ સર્વાત્મક પરમાત્મા દેહાદિ જડ પદાર્થોને ચૈતન્યયુક્ત અને ચેષ્ટાવાળા કરે છે.)[૨૬] પરંતુ દેહનો નાશ થતાં જીવનો કદી નાશ જ થતો નથી, તોપણ અજ્ઞાની લોકો કેવળ મિથ્યા જ કહે છે કે, જીવનો નાશ થયો! જીવ તો એક દેહમાંથી બીજા દેહમાં જ ચાલ્યો જાય છે અને પૂર્વના શરીરનો નાશ તે જ એનો નાશ ગણાય છે.[૨૭] આ રીતે દેહ, ઇંદ્રિય વગેરેમાં ગૂઢ રહેલો અને અજ્ઞાનથી ઢંકાયેલો જીવાત્મા, સર્વ પ્રાણીઓની અંદર રહેલો છે અને તત્ત્વવેત્તા વિદ્વાનો જ્ઞાનદૃષ્ટિથી તેને જોઈ શકે છે.[૨૮] જે વિદ્વાન પુરુષ અલ્પાહારી અને વિશુદ્ધાત્મા થઈને આગલીપાછલી રાત્રે યોગસાધના કરે છે, તે પોતાના અંતઃકરણ વિષે જ આત્માનાં દર્શન કરે છે.[૨૯] ચિત્તની વૃત્તિને અંતર્મુખ કરીને

તથા શુભઅશુભ કર્મનો ત્યાગ કરીને મનમાં પ્રસન્નતાને ધારણ કરનારો આત્મનિષ્ઠ પુરુષ અનંત સુખને સંપાદન કરે છે.[૩૦] આત્મા, અગ્નિના જેવો જ પ્રકાશમાન છે, મનમાં પ્રકટ થનારો છે અને શરીરોની અંદર નિવાસ કરીને 'જીવ' એવી સંજ્ઞાને પ્રાપ્ત થાય છે. આ સર્વ સૃષ્ટિ પ્રજાઓના પાલક એવા તે આત્મામાંથી જ થયેલી છે, એવો અધ્યાત્મ શાસ્ત્રનો નિશ્ચય છે.[૩૧]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમા 'જીવના સ્વરૂપનું નિરૂપણ' નામનો અધ્યાય ૧૮૭ મો સમાપ્ત

# अध्याय १८८मो

## ચાતુર્વર્ણ્ય વિભાગ

॥ भृगुरुवाच ॥

**असृजद् ब्राह्मणानेव पूर्वं ब्रह्मा प्रजापतीन् ।**
**आत्मतेजोऽभिनिर्वृत्तान् भास्कराग्निसमप्रभान् ॥ १**

ભૃગુએ કહ્યું : હે ભરદ્વાજ! બ્રહ્મદેવે પોતાના સત્ય સંકલ્પાદિ સામર્થ્યથી પ્રથમ બ્રાહ્મણોને ઉત્પન્ન કર્યા. તે સર્વ બ્રાહ્મણો પ્રજાઓના પતિ ગણાતા હતા અને સૂર્ય તથા અગ્નિ સમાન તેજસ્વી હતા.[૧] આવા બ્રાહ્મણોને ઉત્પન્ન કર્યા પછી તેઓને સ્વર્ગ પ્રાપ્ત થાય તે માટે પ્રભુ બ્રહ્મદેવે યજ્ઞાદિક ધર્મ, કૃચ્છ્રચાંદ્રાયણાદિક તપ, નિત્ય એવો વેદ, સ્નાનાદિક આચાર અને પ્રાયશ્ચિત્તાદિક શૌચવગેરેને ઉત્પન્ન કર્યાં.[૨] તે પછી દેવોને, દાનવોને, દૈત્યોને, ગંધર્વોને, અસુરોને, મોટા સર્પોને, યક્ષોને, રાક્ષસોને, નાગોને, પિશાચોને તથા મનુષ્યોને ઉત્પન્ન કર્યા[૩] અને તે પ્રમાણે જ હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર તથા બીજા પ્રાણીઓના સમુદાયના જે જે વર્ણો છે, તેને તેને પણ તેમણે ઉત્પન્ન કર્યા.[૪] બ્રાહ્મણોમાં સત્ત્વગુણનું પ્રાધાન્ય છે, માટે તેઓનો વર્ણ (રંગ) શ્વેત (ઉજ્જ્વળ) છે, ક્ષત્રિયોમાં રજોગુણનું પ્રાધાન્ય છે, માટે તેઓનો વર્ણ લોહિત (રતાશભરેલો) છે, વૈશ્યોમાં રજોગુણની તથા તમોગુણની મિશ્રતા છે, માટે તેઓનો વર્ણ પીળો છે અને શૂદ્રોમાં તમોગુણનું પ્રાધાન્ય છે માટે તેઓનો વર્ણ શ્યામ છે.[૫]

ભરદ્વાજે પૂછયું : તમે કહો છો કે, 'બ્રાહ્મણાદિ ચારે વર્ણોમાં, સાત્ત્વિક આદિ ગુણોની પ્રાધાન્યતાથી ઉત્પન્ન થયેલા શ્વેત આદિ વર્ણ(રંગ)ને લીધે પરસ્પર ભિન્નતા રહેલી છે,' પણ તેમ કહેવું એ ઠીક નથી; કારણ કે પ્રત્યેક વર્ણમાં ભિન્ન ભિન્ન (રંગના મનુષ્યો) જોવામાં આવે છે. (માટે રંગ ઉપરથી વર્ણભેદ (જાતિભેદ) માનવો તે કંઈ યોગ્ય નથી.)[૬] વળી આપણે—બ્રાહ્મણોથી જ આરંભીને છેક શૂદ્રવર્ણના લોકો સુદ્ધાંને કામ, ક્રોધ, ભય, શોક, ચિંતા, ક્ષુધા અને શ્રમ એકસરખી જ રીતે વશ કરવા સમર્થ થાય છે, તો પછી વર્ણભેદ માનવાની શી જરૂર છે?[૭] તેમ જ સર્વ કોઈનાં શરીરમાંથી સ્વેદ (પરસેવો), મૂત્ર, મળ, કફ, પિત્ત અને રુધિર એકસરખાં જ નીકળે છે તો પછી વર્ણવિભાગ શા માટે?[૮] વળી બીજા જંગમ પ્રાણીઓમાં તથા સ્થાવર પ્રાણીઓમાં અસંખ્યાત જાતિઓ જોવામાં આવે છે અને તેઓ સર્વના વર્ણ (રંગ) પણ ભિન્ન ભિન્ન હોય છે, તો પછી તેઓના વર્ણનો નિશ્ચય શી રીતે થઈ શકે?[૯]

ભૃગુએ કહ્યું : 'ખરી રીતે જોતાં જુદા જુદા વર્ણો છે જ નહિ; કેમ કે બ્રહ્મદેવે પ્રથમ બ્રાહ્મણોને જ ઉત્પન્ન કર્યા હતા, જેથી સર્વ જગત કેવળ બ્રાહ્મણમય જ છે; પરંતુ એ બ્રાહ્મણોએ જ જ્યારે ભિન્ન ભિન્ન કર્મો સ્વીકાર્યાં, ત્યારે તે તે કર્મને અનુસરતો વર્ણવિભાગ બંધાયો છે.[૧૦] જે બ્રાહ્મણોએ કામભોગ ઉપર પ્રીતિ કરી, તીક્ષ્ણતા અને ક્રોધનો આશ્રય કર્યો, સાહસકર્મને પસંદ કર્યું અને સ્વધર્મનો ત્યાગ કર્યો, તે બ્રાહ્મણો શરીરે લાલ વર્ણના (રજોગુણનું પ્રાધાન્ય ધરાવનારા) ક્ષત્રિયો ગણાયા; તેમ જ જે બ્રાહ્મણોએ ગોપાલનની વૃત્તિનો આશ્રય કર્યો, ખેતીવાડી કરીને આજીવિકા ચલાવવા માંડી અને સ્વધર્મનો ત્યાગ કર્યો, તેઓ શરીરે પીળા વર્ણના (રજોગુણ તથા તમોગુણનું પ્રાધાન્ય ધરાવનારા) વૈશ્યો ગણાયા[૧૧-૧૨] અને જે બ્રાહ્મણોએ હિંસા તથા અસત્ય ભાષણ ઉપર પ્રીતિ કરી, લોભી વૃત્તિનો સ્વીકાર કર્યો, સર્વ પ્રકારનાં કર્મો કરીને આજીવિકા ચલાવવા માંડી અને શૌચાચારનો ત્યાગ કરી દીધો, તેઓ શરીરે શ્યામ વર્ણના (તમોગુણનું પ્રાધાન્ય ધરાવનારા) શૂદ્ર ગણાયા.[૧૩] આ રીતે ભિન્ન ભિન્ન કર્મોને સ્વીકારનારા બ્રાહ્મણો જ જુદા

જુદા વર્ણોમાં વહેંચાઈ ગયા છે, તોપણ નિત્ય ધર્મ કરવા માટે તથા યજ્ઞક્રિયા કરવા માટે તેઓને નિષેધ કરવામાં આવ્યો નથી.[૧૪] બ્રહ્મદેવે પ્રથમ આ ચારે વર્ણોના લોકોને વેદવાણીનું પઠનપાઠન કરવા માટે અધિકારી ઠરાવ્યા હતા, પરંતુ પાછળથી લોભના દોષને લીધે અજ્ઞાનભાવને (તામસી પ્રકૃતિને) પામેલા શૂદ્રો (હાથે કરીને) વેદાધિકારથી ભ્રષ્ટ થયા છે.[૧૫] બ્રાહ્મણો વેદોક્ત કર્મક્રિયાઓ કરવામાં તત્પર રહે છે, વેદોને ધારણ કરી રાખે છે અને વ્રતોનું તથા નિયમોનું પાલન કરે છે, માટે તેઓના તપનો નાશ થતો નથી;[૧૬] પરંતુ જે તુચ્છ વૃત્તિવાળા બ્રાહ્મણો વેદવિજ્ઞાનને જાણતા નથી અને સર્વ કાર્યસ્વરૂપ પરબ્રહ્મને ઓળખતા નથી, તેઓ અનેક પ્રકારની અધમ જાતિઓમાં જન્મ ધારણ કરે છે.[૧૭] જેઓનાં જ્ઞાનવિજ્ઞાન નાશ પામ્યાં હોય છે અને જેઓ સ્વચ્છંદ આચાર-ચેષ્ટાઓ-(ક્રિયાઓ)ને કરનારા હોય છે, તેઓ પિશાચ, રાક્ષસ, પ્રેત અને અનેક પ્રકારની મ્લેચ્છજાતિઓમાં જન્મે છે.[૧૮] પ્રાચીન કાળના ઋષિઓએ પોતાના તપોબળના સામર્થ્યથી અર્વાચીન ઋષિઓને તથા વેદોક્ત સંસ્કારવાળી અને પોતપોતાનાં કર્મ પ્રમાણે વર્ણ-વ્યવસ્થાને પામેલી પ્રજાઓને ઉત્પન્ન કરી છે.[૧૯] તેમ જ એ પ્રાચીન ઋષિઓની માનસિક સૃષ્ટિ આદિદેવ બ્રહ્માથી ઉત્પન્ન થયેલી છે, પરબ્રહ્મરૂપી મૂળ કારણવાળી છે; માટેજ અવિનાશી અને વિકારશૂન્ય છે તથા યોગાનુષ્ઠાન કરવામાં પરાયણ રહેનારી છે.[૨૦]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'ચાતુર્વર્ણ્ય વિભાગ' નામનો અધ્યાય ૧૮૮ મો સમાપ્ત

## अध्याय १८९मो

### ચારેય વર્ણોનું સ્વરૂપ

॥ भरद्वाज उवाच ॥

ब्राह्मणः केन भवति क्षत्रियो वा द्विजोत्तम ।
वैश्यः शूद्रश्च विप्रर्षे तद् ब्रूहि वदतांवर ॥ १ ॥

ભરદ્વાજે પૂછ્યું: હે ઉત્તમ બ્રાહ્મણ! હે વક્તાઓમાં શ્રેષ્ઠ બ્રહ્મર્ષિ! શું કરવાથી પુરુષ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્ર થઈ શકે છે, તે મને કહો.[૧]

ભૃગુએ કહ્યું: જેને જાતકર્માદિ (અડતાળીશ) સંસ્કારો કરવામાં આવ્યા હોય છે, જે પવિત્ર હોય છે, વેદાધ્યયનસંપન્ન હોય છે, (સંધ્યા-સ્નાન, જપ, હોમ, દેવપૂજન, અતિથિસત્કાર અને વૈશ્વદેવ આ) છ પ્રકારનાં કર્મો પ્રતિદિન કર્યા કરતો હોય, શૌચાચારમાં તત્પર રહેતો હોય, બ્રાહ્મણને જમાડ્યા પછી જમતો હોય, ગુરુ ઉપર પ્રીતિ રાખતો હોય, વ્રતોનું નિત્ય પાલન કરતો હોય અને સત્યનિષ્ઠ હોય, તે પુરુષ બ્રાહ્મણ કહેવાય છે.[૨-૩] વળી જે પુરુષની અંદર સત્ય, દાન, અહિંસા, અક્રૂરતા, લજ્જા, દયા અને તપ આ સાતે ગુણો જોવામાં આવતા હોય, તેને બ્રાહ્મણ કહેવામાં આવે છે.[૪] પરંતુ જે પુરુષ યુદ્ધાદિક ક્ષાત્રકર્મનું સેવન કરતો હોય, વેદાધ્યયન કરવામાં આસક્ત હોય, બ્રાહ્મણોને દાન આપ્યા કરતો હોય અને પ્રજાઓ પાસેથી કર વગેરે લેતો હોય, તેને ક્ષત્રિય કહેવામાં આવે છે.[૫] તેમ જ જે પુરુષ વેપાર, પશુરક્ષા, ખેતીવાડી અને દાન કરવામાં તત્પર રહે છે; પવિત્ર રહે છે તથા વેદાધ્યયનસંપન્ન હોય છે, તેને વૈશ્ય કહેવામાં આવે છે.[૬] અને જે પુરુષ નિત્ય સર્વ પદાર્થોનું ભક્ષણ કરે છે, સર્વ પવિત્રતારહિત હોય છે, વેદનો ત્યાગ કરનાર હોય છે અને આચારભ્રષ્ટ હોય છે, તેને શૂદ્ર કહેવામાં આવે છે.[૭] સત્ય, દાન, અહિંસા અક્રૂરતા, લજ્જા, દયા અને તપ એ સાત ગુણો શૂદ્રની અંદર હોય અને બ્રાહ્મણની અંદર ન હોય, તો તે શૂદ્ર, શૂદ્ર નથી અને બ્રાહ્મણ, બ્રાહ્મણ નથી, અર્થાત્ ધર્મ જ વર્ણવિભાગમાં કારણભૂત છે, પણ જાતિ વર્ણવિભાગમાં કારણભૂત નથી.[૮] પ્રત્યેક મનુષ્યે હરકોઈ ઉપાયે પણ લોભનો, ક્રોધનો તથા મનનો જય કરવો; કેમ કે સર્વ જ્ઞાનોમાં પવિત્ર જ્ઞાન એ જ છે.[૯] ક્રોધ અને લોભ, કલ્યાણનો વિઘાત કરવા માટે સર્વદા તત્પર રહે છે, માટે સર્વ કોઈ પ્રકારે તેઓ બન્નેને અટકાવવા.[૧૦] મનુષ્યે ક્રોધથી પોતાની લક્ષ્મીનું રક્ષણ કરવું, મત્સરથી તપનું રક્ષણ કરવું, માન અને અપમાનથી વિદ્યાનું રક્ષણ કરવું તથા પ્રમાદથી પોતાની જાતનું રક્ષણ કરવું.[૧૧] હે બ્રાહ્મણ! જે પુરુષના યજ્ઞાદિ સર્વ સમારંભો ફલેચ્છારૂપ બંધનથી રહિત હોય છે અને જેનો હોમ, હવન તથા દાનધર્મ ફલત્યાગના નિમિત્તે જ ચાલ્યા કરતો હોય છે, તે પુરુષ જ ખરેખરો ત્યાગી

છે અને બુદ્ધિમાન છે.[૧૨] પ્રત્યેક પુરુષે અહિંસાશીલ થવું જોઈએ, સર્વ પ્રાણીઓના તરફ મિત્રભાવે વર્તવું જોઈએ અને જ્ઞાનપૂર્વક સર્વ પરિગ્રહનો ત્યાગ કરીને તથા જિતેંદ્રિય થઈને આ લોકમાં તથા પરલોકમાં ભયરહિત ગણાતા શોકમુક્ત સ્થાનનો આશ્રય કરવો જોઈએ; અર્થાત્ આત્મધ્યાન કરવામાં જ તત્પર રહેવું જોઈએ.[૧૩] તપશ્ચર્યા કરવામાં નિત્ય આસક્ત રહેનાર, ઇંદ્રિયોનો નિગ્રહ કરનાર, મૌન વ્રતને ધારણ કરનાર અને મનને વશ રાખનાર એવા જે કોઈ પુરુષને મોક્ષરૂપી અજિત સ્થાનને જીતવાની જો ઇચ્છા હોય, તો તેણે સ્ત્રીપુત્રાદિ સંગહેતુક વિષયોથી અસંગ રહેવું; અર્થાત્ તેઓનો સંગ કરવો નહિ.[૧૪] આ જગતમાં જે જે પદાર્થોને ઇંદ્રિયોથી ગ્રહણ કરી શકાય છે, તેને 'વ્યક્ત' કહેવામાં આવે છે અને જે પદાર્થોને ઇંદ્રિયો ગ્રહણ કરી શકતી નથી, તેને 'અવ્યક્ત' કહેવામાં આવે છે. આ અવ્યક્તસ્વરૂપ પરમાત્માને કેવળ યોગીલોકો જ પોતાના લિંગ (સૂક્ષ્મ) શરીરથી જોઈ શકે છે, એમ સમજવું;[૧૫] પરંતુ પરમાત્મા ઇંદ્રિયાતીત હોવાને લીધે અવ્યક્ત છે, તેથી તેમની સત્તા(હોવાપણુ)ના સંબંધમાં અવિશ્વાસ રાખવો નહિ, પણ ગુરુ અને વેદવાક્યો ઉપર શ્રદ્ધા રાખીને મનમાં વિશ્વાસ રાખવો. વળી મોક્ષપદ કેવળ વૈરાગ્ય ધારણ કરવાથી જ મળે છે, માટે કોઈ પણ વિષયનો મનમાં વિચાર કરવો નહિ, મનને પ્રાણ વિષે સ્થાપિત કરવું અને પ્રાણને પરબ્રહ્મ વિષે ધારણ કરવો. જે બ્રાહ્મણ આ રીતે વૈરાગ્યપૂર્વક યોગાનુષ્ઠાન કરે છે, તેને અનાયાસે બ્રહ્મની પ્રાપ્તિ થાય છે.[૧૬-૧૭] બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ દ્વિજાતિનું સામાન્ય લક્ષણ એ જ હોઈ શકે કે, તે નિત્ય શૌચાચારપરાયણ હોવો જોઈએ, સદાચારસંપન્ન હોવો જોઈએ અને સર્વ પ્રાણીઓ પર દયાભાવ રાખનારો હોવો જોઈએ.[૧૮]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'ચારેય વર્ણોનું સ્વરૂપ' નામનો અધ્યાય ૧૮૯ મો સમાપ્ત

# અધ્યાય ૧૯૦મો

## સત્ય અને અસત્યનું સ્વરૂપ

॥ भृगुरुवाच ॥

**सत्यं ब्रह्म तपः सत्यं सत्यं विसृजते प्रजाः।**
**सत्येन धार्यते लोकः स्वर्गं सत्येन गच्छति॥ १॥**

ભૃગુએ કહ્યું : હે ભરદ્વાજ! વેદ અને તપ (સ્વધર્માનુષ્ઠાન)એ બન્ને સત્યસ્વરૂપ ગણાય છે; તેમ જ આ વેદ અને તપરૂપ સત્યથી પ્રજાઓ ઉત્પન્ન થાય છે, લોકનું રક્ષણ થાય છે અને તેને લીધે જ મનુષ્ય સ્વર્ગલોકમાં જઈ શકે છે.[૧] પરંતુ વેદવિરુદ્ધ યથેષ્ટ આચરણ કરવું, તે અસત્યસ્વરૂપ ગણાય છે, જે કેવળ અંધકારનું જ બીજું સ્વરૂપ છે. આ અસત્યનું આચરણ કરવાથી (અર્થાત્ તમોગુણરૂપ મૂળ અજ્ઞાનને વશ થવાથી) મનુષ્યનો અધઃપાત થાય છે. વળી તે અસત્યસ્વરૂપ અંધકારથી ઘેરાયેલા મનુષ્યો સ્વર્ગલોકને કદી જોઈ શકતા જ નથી.[૨] વિદ્વાનો કહે છે કે, સ્વર્ગ એ પ્રકાશસ્વરૂપ છે અને નરક એ અંધકારસ્વરૂપ છે. આ પૃથ્વી પર વિહાર કરનારાં પ્રાણીઓ તે બન્ને લોકને મેળવી શકે છે. (અર્થાત્ સત્ત્વગુણનો આશ્રય કરવાથી પ્રકાશરૂપ દેવપણું પ્રાપ્ત થાય છે. તમોગુણનો આશ્રય કરવાથી નરક અથવા અંધકારરૂપ પશુપક્ષીપણું પ્રાપ્ત થાય છે અને તેઓ બન્ને ગુણનું મિશ્રણ કરીને વર્તવાથી મનુષ્યપણું મળે છે.)[૩] આ લોકમાં સત્ય તથા અસત્યના સંબંધમાં અનુક્રમે ધર્મ-અધર્મ, પ્રકાશ-અંધકાર અને સુખ તથા દુઃખ એવા પ્રકારની વૃત્તિ જોવામાં આવે છે.[૪] જેમ કે સત્ય એ ધર્મસ્વરૂપ છે, ધર્મ એ પ્રકાશરૂપ છે અને પ્રકાશ એ સુખ જ છે; તેમ જ અસત્ય એ અધર્મસ્વરૂપ છે, અધર્મ એ અંધકારનું રૂપ છે અને અંધકાર એ દુઃખ જ છે.[૫] આ વિષયમાં એમ કહેવાય છે કે, લોકસૃષ્ટિને જોનારા વિદ્વાન પુરુષો શારીરિક અથવા માનસિક દુઃખોથી અને પરિણામમાં દુઃખ ઉત્પન્ન કરનારાં વિષયજન્ય સુખોથી મોહિત થતા નથી.[૬] આ લોકમાં કે પરલોકમાં પુત્રાદિનું આલિંગન કરવાથી અથવા વિષયભોગ કરવાથી પ્રાણીઓને જે સુખ મળે છે, તે અનિત્ય છે-નાશવંત છે, આમ સમજનારા વિચક્ષણ પુરુષે તેવાં અનિત્ય સુખ મેળવવાનો યત્ન કરવો

નહિ; પણ એ ઔપાધિક દુઃખથી મુક્ત થવા માટે જ યત્ન કરવો.[7] જેમ રાહુથી ઘેરાયેલા ચંદ્રમાની કાંતિ જગતમાં પ્રકાશિત થતી નથી, તેમ અજ્ઞાનથી ઘેરાયેલા મનુષ્યોનું નિત્યસુખ (તે અજ્ઞાનને લીધે જ) પ્રકાશિત થતું નથી.[8] સર્વ પ્રકારનું લૌકિક સુખ બે પ્રકારનું છે: એક તો શારીરિક સુખ અને બીજું માનસિક સુખ. મનુષ્યો આ લોકમાં રહેવા માટે કે પરલોકમા રહેવા માટે જે કંઈ પ્રવૃત્તિ કરે છે, તે કેવળ સુખ મેળવવા માટે જ હોય છે; ધર્માર્થકામરૂપ ત્રિવર્ગનું ફળ પણ પૂર્વોક્ત સુખ કરતાં કંઈ વિશેષ હોતું નથી. પ્રત્યેક મનુષ્યને તે સુખ જ પ્રિય હોય છે. વળી એ સુખ આત્માનો એક ગુણ મનાય છે, તેને મેળવવા માટે જ ધર્મનો તથા અર્થનો આરંભ કરવામાં આવે છે, સુખ એ જ ધર્માચરણનો હેતુ છે અને પ્રત્યેક આરંભો તે સુખને માટે જ કરવામાં આવે છે.[9]

ભરદ્વાજે પૂછ્યું: તમે કહ્યું કે, આ જગતમાં સુખની જ સર્વોત્કૃષ્ટ સ્થિતિ છે–સુખનું જ પરમ પ્રાધાન્ય છે; પરંતુ તમારા એ કથનનો અમે સ્વીકાર કરતા નથી. મોટા મોટા ઋષિઓ કે જેઓ મહાન યોગૈશ્વર્યનું આરાધન કરનારા હોય છે, તેઓને આત્માના ગુણ તરીકે ગણાતું આ કામ્ય-સુખ અવશ્ય દુર્લભ તો નહિ જ હોય, છતાં તેઓ તેની ઇચ્છા કરતા નથી. વળી આપણે સાંભળીએ છીએ કે, ત્રિલોકીના સ્રષ્ટા પ્રભુ બ્રહ્મા, એ કામ્ય-સુખમાં લક્ષ્ય નહિ આપીને હમેશાં એકલા જ રહે છે અને બ્રહ્મચર્ય પાળે છે; તેમ જ જગતના ઈશ્વર ભગવાન શંકરે પણ પોતાની સમીપ આવતા કામદેવને શરીરરહિત કરી નાખીને શાંત પાડ્યો છે, માટે અમે કહીએ છીએ કે, મહાત્મા પુરુષોએ તમે કહેલા સુખને સ્વીકાર્યું નથી અને તે ઉપરથી જ સિદ્ધ થાય છે કે, સુખની અંદર કોઈ પ્રકારનો વિશેષ ગુણ પણ નથી. વળી તમે કહ્યું કે, સુખના કરતાં બીજું કંઈ પણ શ્રેષ્ઠ નથી. એ વાત મારા માનવામાં આવતી નથી. વળી લોકમા પણ કહેવાય છે કે, ફળનો ઉદય બે પ્રકારે થાય છે: પુણ્યમાંથી સુખ ઉત્પન્ન થાય છે અને પાપમાંથી દુઃખ ઉત્પન્ન થાય છે.[10]

ભૃગુએ કહ્યું: આ વિષયમાં કહેવાય છે કે, અજ્ઞાનરૂપ અસત્યમાંથી અંધકાર–અવિદ્યા (દેહાદિ અનિત્ય પદાર્થો પર નિત્યત્વબુદ્ધિરૂપ વિપર્યાસ) ઉત્પન્ન થાય છે કે, જેથી ગ્રસ્ત બનેલા મનુષ્યો અધર્મને જ અનુસરે છે, પણ ધર્મને અનુસરતા નથી. તે મનુષ્યો ક્રોધ, લોભ, હિંસા અને અસત્ય વગેરે આત્મનાશક ગુણોથી વ્યાપ્ત થયેલા હોય છે, તેથી જ તેઓને આ લોકમાં કે પરલોકમાં સુખ મળતું નથી; પણ તેઓ અનેક પ્રકારના વ્યાધિઓ, રોગો અને સંતાપોથી ઘેરાઈ જાય છે, તેમ જ વધ, બંધન વગેરેના કલેશોથી તથા ક્ષુધા, તૃષા, પરિશ્રમ વગેરેનાં દુઃખોથી સંતાપ પામે છે. વળી તે ઉપરાંત વૃષ્ટિ, વાયુ, અતિ ઉષ્ણતા અને અતિ શીતલતા વગેરેથી ઉત્પન્ન થનારાં મહાભયંકર શારીરિક દુઃખોથી તથા માનસિક દુઃખોથી પીડાય છે. વળી તેઓ બંધુઓના તથા ધનના નાશને લીધે અને વિયોગને લીધે ઊપજેલા માનસિક શોકોથી પરાભવ પામે છે અને જરા, મૃત્યુ વગેરેનાં બીજાં દુઃખોને પણ ભોગવે છે.[11] આ બધાં શારીરિક અને માનસિક દુઃખો જે પુરુષનો સ્પર્શ પણ કરી શકતાં નથી, તે પુરુષ જ ખરા સુખને જાણી શકે છે. વળી એ પૂર્વોક્ત દોષો સ્વર્ગલોકમાં પ્રકટ થતા નથી, પરંતુ ત્યાં તો અતિશય સુખકારી પવન વાય છે, સુગંધી ગંધ ફેલાઈ રહ્યો છે અને ક્ષુધા, તૃષા, પરિશ્રમ જરા કે પાપ એમાંનું કંઈ પણ તે સ્થળે નથી.[12-13] વળી તે સ્વર્ગલોકમા સદાને માટે સુખ જ હોય છે, ત્યારે આ લોકમાં સુખ અને દુઃખ એ બન્ને હોય છે અને નરકમાં તો કેવળ દુઃખ જ હોય છે; માટે જ વિદ્વાનો કહે છે કે, સુખ એ જ પરમ પદ છે.[14] જેમ આ પૃથ્વી સર્વ પ્રાણીઓને ઉત્પન્ન કરનારી છે, તેમ સ્ત્રીઓ પણ સર્વ દુઃખોને ઉત્પન્ન કરનારી છે અને તેવી સ્ત્રીઓ ત્યાં સ્વર્ગલોકમાં પણ છે. જેમ આ લોકમાં અવિદ્યાને વશ થયેલો પુરુષ અનેક પ્રકારના કલેશોનું પાત્ર બને છે, તેમ ત્યાં સ્વર્ગમાં પણ પ્રજાપતિ અનેક પ્રકારના કલેશો અનુભવ્યા કરે છે; તોપણ સ્વર્ગલોકમાં તથા આ લોકમાં વિશેષ ભેદ એ જ રહેલો છે કે, આ લોકમાં જન્માંતરના કારણભૂત એવી વાસનાઓ પુણ્યમય અને પાપમય હોય છે, પરંતુ સ્વર્ગલોકમાં કેવળ તેજોમય અને પુણ્યમય જ હોય છે.[15] બ્રહ્મદેવે

પૂર્વે આ પ્રમાણે જ લોકરચના કરેલી છે અને પોતપોતાનાં કર્મોથી વીંટાયલી આ પ્રજાઓ તે લોક રચનાને અનુસર્યા કરે છે.[૧૯*]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'સત્ય અને અસત્યનું સ્વરૂપ' નામનો અધ્યાય ૧૯૦ મો સમાપ્ત.

# अध्याय १९१ मो

## બ્રહ્મચર્ય અને ગૃહસ્થાશ્રમધર્મ

॥ भरद्वाज उवाच ॥

**दानस्य किं फलं प्राहुर्धर्मस्य चरितस्य च।**
**तपसश्च सुतप्तस्य स्वाध्यायस्य हुतस्य वा ॥१॥**

ભરદ્વાજે પૂછ્યું : હે બ્રહ્મર્ષિ ! દાનરૂપી ધર્માચરણનું, ઉત્તમ પ્રકારે કરેલા તપનું, સ્વાધ્યાયનું તથા અગ્નિહોમનું શું ફળ છે?[૧]

ભૃગુએ કહ્યું : હે ભરદ્વાજ ! અગ્નિહોમ કરવાથી પાપની શાંતિ થાય છે. સ્વાધ્યાય કરવાથી ઉત્તમ પ્રકારની શાંતિ મળે છે, દાનધર્મનું આચરણ કરવાથી ભોગવૈભવ પ્રાપ્ત થાય છે અને તપશ્ચરણ કરવાથી મનુષ્યને સ્વર્ગ મળે છે, એમ વિદ્વાનો કહે છે.[૨] તેમાં દાનના બે પ્રકાર કહેવામાં આવ્યા છે. એક તો પરલોકમાં ફળ આપનારું દાન અને બીજું કેવળ આ લોકમાં જ ફળ આપનારું દાન. જે દાન સત્પાત્રને આપવામાં આવે છે, તેનું ફળ પરલોકમાં પણ મળે છે અને જે દાન કુપાત્રને આપવામાં આવે છે, તેનું ફળ આ લોકમાં જ ભોગવી શકાય છે. વળી જેવા પ્રકારનું દાન આપવામાં આવે છે, તેવા પ્રકારનું જ ફળ મળે છે.[૩-૪]

ભરદ્વાજે પૂછ્યું : કેવા અધિકારી પુરુષનું કેવા સ્વરૂપનું ધર્માચરણ હોવું જોઈએ, ધર્મનું લક્ષણ શું અને ધર્મ કેટલા પ્રકારનો છે, તે પણ મને કહો.[૫]

ભૃગુએ કહ્યું : જે બુદ્ધિમાન પુરુષો સ્વધર્મનું આચરણ કરવામાં તત્પર રહે છે, તેઓને સ્વર્ગલોકનું ફળ પ્રાપ્ત થાય છે; પણ જે પુરુષ સ્વધર્મથી ભ્રષ્ટ થાય છે, તે તો મોહમાં જ ( નરકમાં જ ) પડે છે.[૬]

* આ અધ્યાયમાં કહેવાનું તાત્પર્ય એ જ છે કે, નિરુપાધિક સુખ જ પરમ પુરુષાર્થરૂપ છે, પણ સ્વર્ગ એ પરમ પુરુષાર્થ નથી; માટે હરકોઈ ઉપાયે નિરુપાધિક સુખને જ મેળવવા માટે યત્ન કરવો.—નીલકંઠ

ભરદ્વાજે પૂછ્યું : ત્યારે તો પૂર્વકાળના બ્રહ્મર્ષિઓએ બાંધેલા ચાર આશ્રમો તથા તે તે આશ્રમોના આચારધર્મો પણ તમારે મને કહેવા જોઈએ.[૭]

ભૃગુએ કહ્યું : લોકનું હિત કરનારા ભગવાન બ્રહ્માએ ધર્મની રક્ષા કરવા માટે પ્રથમથી જ ચાર આશ્રમો જગતમાં પ્રસિદ્ધ કર્યા છે. તેમાં ગુરુકુલમાં નિવાસ કરીને વેદાધ્યયન કરવું, એને જ પહેલો બ્રહ્મચર્યાશ્રમ કહે છે. આ આશ્રમમાં રહેનારા બ્રહ્મચારીએ ઉત્તમ પ્રકારની પવિત્રતા જાળવીને, સંસ્કારવિષયક નિયમો પાળીને તથા વ્રતોનું આચરણ કરીને મનને વશ કરવું જોઈએ. પ્રતિદિન પ્રાતઃકાળે અને સાયંકાળે સૂર્ય, અગ્નિ તથા દેવોનું પૂજન કરવું જોઈએ, તંદ્રા તથા આલસ્યનો ત્યાગ કરીને ગુરુને વંદન કરવું જોઈએ અને પછી વેદાભ્યાસ કરીને તથા ગુરુએ આપેલા અર્થપાઠનું મનન કરીને અંતરાત્માને પવિત્ર કરવો જોઈએ. વળી ત્રૈકાલિક સ્નાનસંધ્યા કરવાં જોઈએ, બ્રહ્મચર્ય પાળવું જોઈએ, અગ્નિહોમ કરવો જોઈએ, ગુરુની સેવા કરવી જોઈએ, પ્રતિદિન ભિક્ષા માગી લાવીને તથા તે ભિક્ષામાંના સર્વ પદાર્થો ગુરુને નિવેદન કરીને ગુરુની આજ્ઞાનુસાર વર્તવું જોઈએ, કદી પણ ગુરુની ઇચ્છા વિરુદ્ધ નહિ વર્તવું જોઈએ અને ગુરુની કૃપાથી પ્રાપ્ત કરેલા વેદપાઠનો સ્વાધ્યાય કરવામાં તત્પર રહેવું જોઈએ.[૮] આ બ્રહ્મચર્યના સંબંધનો આવો એક શ્લોક છે :

**गुरुं यस्तु समाराध्य द्विजो वेदमवाप्नुयात्।**
**तस्य स्वर्गफलावाप्तिः सिद्ध्यते चास्य मानसम् ॥**

જે કોઈ બ્રાહ્મણ ગુરુનું સેવન કરીને વેદાધ્યયન-સંપૂર્ણ કરે છે, તેને સ્વર્ગફળની પ્રાપ્તિ થાય છે અને તેના મનોરથો સિદ્ધ થાય છે.[૯]

હવે બીજા આશ્રમને ગૃહસ્થાશ્રમ કહે છે, તે આશ્રમના સર્વ આચારધર્મો હું તમને સ્પષ્ટ રીતે કહું છું ( સાંભળો ). વેદાધ્યયન કરી લીધા પછી જેઓએ સમાવર્તન સંસ્કાર કરેલો છે, તેવા સદાચારી દ્વિજોને સ્ત્રીની સાથે રહીને ધર્માચરણનું ફળ જો સંપાદન કરવું હોય, તો તેઓએ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો, એવી શાસ્ત્રની આજ્ઞા છે; કેમ કે એ ગૃહસ્થાશ્રમમાં ધર્માર્થકામરૂપ ત્રણે પુરુષાર્થો મળી શકે છે, માટે ગૃહસ્થ પુરુષે ધર્માર્થકામરૂપ ત્રિવર્ગ-

ને સિદ્ધ કરવાની અપેક્ષા રાખીને અનિંદ્ય માર્ગે દ્રવ્ય સપાદન કરવુ જેમ કે વેદશાસ્ત્રના સ્વાધ્યાયથી મેળવેલી શ્રેષ્ઠતા વડે, બ્રહ્મર્ષિઓએ નિર્માણ કરેલા યજ્ઞો વડે, બીજાઓને ભણાવવા વડે, દાનના પ્રતિગ્રહ વડે અથવા મણિઓ, દિવ્ય ઔષધિઓ ને સુવર્ણની ખાણો વગેરેની શોધમાથી મળી આવેલા દ્રવ્ય વડે પોતાનો નિર્વાહ ચલાવવો વળી તેમ ન બને તો યજ્ઞો કરીને, શ્રાદ્ધો કરીને, નિયમો પાળીને અથવા તપશ્ચર્યા દ્વારા દેવતાને પ્રસન્ન કરીને દ્રવ્ય મેળવવુ અને તે દ્વારા ગૃહસ્થાશ્રમ ચલાવવો આ ગૃહસ્થાશ્રમ બીજા સર્વ આશ્રમોનુ મૂળ છે, એમ ધર્મશાસ્ત્રીઓ કહે છે ગુરુકુલમા નિવાસ કરનારા સન્યાસીઓ અને બીજા જે કોઈ પોતાના સકલ્પિત વ્રતોનુ, નિયમોનુ તથા ધર્મોનુ આચરણ કરનારા સાધુ પુરુષોની પણ ગૃહસ્થાશ્રમીને ત્યાથી જ ભિક્ષા, બલિદાન અને સવિભાગ વગેરે પોતાની નિયમપ્રવૃત્તિઓ ચાલ્યા કરે છે,[૧૦] તેમ જ વળી જેઓ વાનપ્રસ્થ હોય છે, તેઓ પણ આ ગૃહસ્થાશ્રમમાથી જ દ્રવ્યસામગ્રી મેળવીને સ્વધર્મને અનુસરે છે અને તેવા સાધુ પુરુષો પ્રાય ગૃહસ્થને ત્યાથી જ પોતાને હિતકારક પવિત્ર ભોજનનો આહાર કરીને સ્વાધ્યાય કરવામા આસક્ત રહે છે તથા તીર્થયાત્રા અને દેશોનુ નિરીક્ષણ કરવા માટે પૃથ્વીપર્યટન કર્યા કરે છે, માટે ગૃહસ્થ પુરુષે એવા સાધુમહાત્માઓને પ્રત્યુત્થાન (સામે ઊભા થવુ), અભિગમન (સામે જવુ) અને અભિવાદન (પ્રણામ) વગેરે ઉપચારો દ્વારા માન આપવુ, અસૂયારહિત વાણીથી તેઓને આવકાર આપવો, શક્તિપૂર્વક દાન આપવુ અને યથાશક્તિ શયન, ભોજન વગેરે આપીને તેઓનો સત્કાર કરવો[૧૧] આ વિષયમા આવો એક શ્લોક છે

अतिथिर्यस्य भग्नाशो गृहात्प्रतिनिवर्तते ।
स दत्त्वा दुष्कृतं तस्मै पुण्यमादाय गच्छति ॥

જે ગૃહસ્થને ઘેરથી અતિથિ નિરાશ થઈને પાછો જાય છે, તેને (તે અતિથિ) પોતાનુ પાપ આપતો જાય છે અને તેનુ (એ ગૃહસ્થનુ) પુણ્ય લેતો જાય છે[૧૨] વળી આ ગૃહસ્થાશ્રમમા રહીને યજ્ઞક્રિયાઓ વગેરે કરવાથી દેવતાઓ પ્રસન્ન થાય છે, શ્રાદ્ધ વગેરે કરવાથી પિતૃઓ પ્રસન્ન થાય છે, વિદ્યાભ્યાસ અને તેનુ શ્રવણ–ધારણ કરવાથી ઋષિઓ પ્રસન્ન થાય છે અને પ્રજા ઉત્પન્ન કરવાથી પ્રજાપતિ પ્રસન્ન થાય છે,[૧૩] માટે જ ગૃહસ્થાશ્રમના સબધમા આવા બે શ્લોકો કહેવાય છે

वात्सल्यात्सर्वभूतेभ्यो वाच्याः श्रोत्रसुखा गिरः ।
परितापोपघातश्च पारुष्यं चात्र गर्हितम् ॥१४॥
अवज्ञानमहंकारो दंभश्चैव विगर्हितः ।
अहिंसा सत्यमक्रोधः सर्वाश्रमगतं तपः ॥१५॥

ગૃહસ્થાશ્રમમા રહેનારા પ્રત્યેક પુરુષે સર્વ પ્રાણીઓ પર પ્રેમભાવ રાખીને સર્વ કોઈના શ્રોત્રને (કાનને) સુખ ઉપજાવનારી વાણી બોલવી જોઈએ, પરતુ એ આશ્રમમા રહીને બીજાઓને સતાપ ઉપજાવવો કે કોઈને માર મારવો અથવા ક્રૂરતા દાખવવી, એ નિંદનીય છે, તેમ જ કોઈનુ અપમાન કરવુ, અહકાર રાખવો કે દભ ધારણ કરવો, તે પણ ગૃહસ્થાશ્રમીને માટે નિંદનીય છે, કેમ કે અહિંસા પાળવી, સત્ય બોલવુ અને ક્ષમા રાખવી એ સર્વ આશ્રમોનુ તપ ગણાય છે.[૧૪ ૧૫] વળી ગૃહસ્થાશ્રમમા રહેનારા મનુષ્યને હમેશા પુષ્પોની માળાઓ, અલકારો, વસ્ત્રો તથા વિલેપનોનો ઉપભોગ મળી શકે છે ગીત, વાદિત્ર વગેરેનુ શ્રવણસુખ તથા નેત્રને પ્રિય લાગે તેવા પદાર્થોનુ દર્શનસુખ પ્રાપ્ત થાય છે, ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય (ચાટવા યોગ્ય) તથા ચોષ્ય (ચૂસવા યોગ્ય) વગેરે અનેક પ્રકારના ખાવાના પદાર્થોનો ઉપભોગ આવી મળે છે, પોતાને ઇષ્ટ વિહાર કરવાથી સતોષ થાય છે તથા વિષયજન્ય સુખ પણ પ્રાપ્ત થાય છે[૧૬] જે પુરુષના ગૃહસ્થાશ્રમમા ધર્માર્થકામરૂપ ત્રિવર્ગ અને સત્ત્વ, રજ તથા તમ એ ત્રણ ગુણો સપૂર્ણ કૃતાર્થ થાય છે, તે પુરુષ આ લોકમા અનેક પ્રકારના સુખો અનુભવીને અતે શિષ્ટપુરુષોની સદ્‌ગતિ સપાદન કરે છે,[૧૭] અને જે ગૃહસ્થ પુરુષ ઉછવૃત્તિનો આશ્રય* કરીને સ્વધર્મનુ આચરણ કરવામા આસક્ત રહે છે તથા કામસુખોના આરભોનો ત્યાગ કરે છે, તે પુરુષને સ્વર્ગલોક દુર્લભ નથી[૧૮]

ઇતિ શ્રીમહાભારતમા શાન્તિપર્વાન્તર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમા 'બ્રહ્મચર્ય અને ગૃહસ્થાશ્રમધર્મ' નામનો અધ્યાય ૧૯૧ મો સમાપ્ત

* દાણાબજારમા વેપારીઓની દુકાન આગળ વેરાઈ પડેલા દાણાઓ વીણી લાવીને આજીવિકા ચલાવવી તેને 'ઉછવૃત્તિ' કહેવામા આવે છે

# अध्याय १९२ मो

## વાનપ્રસ્થ અને સંન્યાસાશ્રમના ધર્મ

॥ भृगुरुवाच ॥

वानप्रस्थाः खल्वपि धर्ममनुसरंतः पुण्यानि तीर्थानि नदीप्रस्रवणानि सुविविक्तेष्वरण्येषु मृगमहिषवराहशार्दूलवनगजाकीर्णेषु तपस्यंतोऽनुसंचरंति त्यक्तग्राम्यवस्त्राभ्यवहारोपभोगा वन्यौषधिफलमूलपर्णपरिमितविचित्रनियताहाराः स्थानासनिनो भूमिपाषाणसिकताशर्करावालुकाभस्मशायिनः काशकुशचर्मवल्कलसंवृताङ्गाः केशश्मश्रुनखरोमधारिणो नियतकालोपस्पर्शना अस्कंदितकालबलिहोमानुष्ठायिनः समित्कुशकुसुमापहारसंमार्जनलब्धविश्रामाः शीतोष्णवर्षपवनविष्टंभविभिन्नसर्वत्वचो विविधनियमोपयोगचर्यानुष्ठानविहितपरिशुष्कमांसशोणितत्वगस्थिभूता धृतिपराः सत्त्वयोगाच्छरीराण्युद्वहन्ते ॥ १ ॥

ભૃગુએ કહ્યું : વાનપ્રસ્થ આશ્રમનો આશ્રય કરનારા પુરુષોએ ધર્મશાસ્ત્રમાં કહેલા સ્વધર્મને અનુસરીને નદી, ઝરણાં વગેરે પવિત્ર તીર્થો ઉપર નિવાસ કરીને અથવા અત્યંત એકાંત એવાં અરણ્યોમાં નિવાસ કરીને અથવા મૃગ, પાડા, વરાહ, સિંહ અને જંગલી હાથીઓથી ભરેલાં વનોમાં નિવાસ કરીને તપશ્ચર્યા કરવી જોઈએ. ગ્રામ્ય વસ્ત્રોનો, ભોજનોનો તથા ઉપભોગોનો ત્યાગ કરી દેવો જોઈએ. વનમાં ઉત્પન્ન થયેલી ઔષધિઓનો, ફળોનો, મૂળોનો તથા પાંદડાં વગેરેનો નિયમિત અને ભિન્ન ભિન્ન આહાર લેવો જોઈએ. એક સ્થળે જ આસન રાખવું જોઈએ; પૃથ્વી, પાષાણ, રેતી, વેણુ કે ભસ્મ ઉપર શયન કરવું જોઈએ. દર્ભ, કાસ, મૃગચર્મ કે વલ્કલવસ્ત્રથી અંગોને ઢાંકવાં જોઈએ. જટા, દાઢી, નખ અને શરીર પરનાં રૂંવાડાં વધારવાં જોઈએ. નિયમિત રીતે સ્નાનસંધ્યામાં પ્રવૃત્ત રહેવું જોઈએ. યથાયોગ્ય સમયે દેવોનાં બલિદાન અને અગ્નિહોમ વગેરે ક્રિયાઓ કરવી જોઈએ. સમિધ, દર્ભ અને પુષ્પો વગેરે પૂજાસાહિત્ય એકત્ર કરીને દેવાદિકનું પૂજન કરવું જોઈએ. પોતાના આશ્રમોને સાફસૂફ રાખીને (ત્યા જ) વિશ્રામ લેવો જોઈએ. ટાઢ, તાપ, વૃષ્ટિ અને પવન વગેરેને સહન કરીને આખે શરીરે ભિન્નભિન્ન દશા પ્રાપ્ત કરવી જોઈએ. અનેક પ્રકારના નિયમોનું પાલન કરીને, પંચાગ્નિ તપશ્ચરણ વગેરે સાધનોનું અનુષ્ઠાન કરીને તથા આહારપ્રમાણને અલ્પ કરીને માંસ તથા રુધિરને સૂકવી નાખવાં જોઈએ અને શરીરમાં કેવળ ત્વચા અને હાડકાં જ રહ્યાં હોય, છતાં ધૈર્યપરાયણ રહીને શુદ્ધ સત્ત્વગુણના પ્રભાવથી જ શરીરધારણ કરવી જોઈએ.[1] જે કોઈ પુરુષ બ્રહ્મર્ષિઓએ નિર્માણ કરેલી પૂર્વોક્ત વાનપ્રસ્થચર્યાનું નિયમિત રીતે પાલન કરે છે, તે પુરુષ અગ્નિ જેમ કાષ્ઠને બાળીને ભસ્મ કરી નાખે છે, તેમ સર્વ પ્રકારના દોષોને બાળી નાખે છે અને મહાદુર્જય લોકોને જીતે છે.[2]

હવે સંન્યાસીઓના આચાર કહેવામાં આવે છે. જેમ કે સંસારનો ત્યાગ કરી સંન્યાસાશ્રમમાં દાખલ થયેલા પુરુષોએ અગ્નિ, ધન, સ્ત્રી વગેરે પરિગ્રહનો ત્યાગ કરવો જોઈએ. સર્વ પ્રકારના વિષયોનો તથા સ્નેહપાશોનો પણ પરિત્યાગ કરવો જોઈએ. માટીનું ઢેફું, પથ્થર અને સુવર્ણ એ ત્રણેના પર સમદૃષ્ટિ રાખવી જોઈએ. ધર્મ, અર્થ અને કામ એ ત્રિવર્ગને અનુકૂળ રહેનારી પ્રવૃત્તિઓમાં બુદ્ધિને આસક્તિરહિત કરવી જોઈએ. શત્રુ, મિત્ર અને ઉદાસીન એ સર્વને સમાન ગણવા જોઈએ. સ્થાવર, જંગમ, જરાયુજ (મનુષ્યો), અંડજ (પક્ષીઓ), સ્વેદજ (જૂ, માકડ વગેરે) અને ઉદ્‌ભિજ્જ (જમીન ફાડીને બહાર નીકળનારાં લતાવૃક્ષ વગેરે) એ સર્વ પ્રાણીઓનો મન, વચન કે કર્મથી દ્રોહ નહિ કરવો જોઈએ. કોઈ પણ સ્થળે આશ્રમ કે મઠ ન બાંધવો જોઈએ. પર્વતો, જળાશયોના કિનારા, વૃક્ષોનાં મૂળ અથવા દેવાલયો વગેરે હરકોઈ સ્થળે અકસ્માત્ જઈ ચડીને અમુક નિયત સમય સુધી જ નિવાસ કરવો જોઈએ. નગરમાં માત્ર પાંચ રાત્રિ જ નિવાસ કરવો જોઈએ અને ગામડામાં માત્ર એક રાત્રિ જ વસવું જોઈએ. ગામમાં કે નગરમાં પ્રવેશ કરીને પ્રાણધારણા કરવા માટે શુદ્ધ કર્મોનું આચરણ કરનારા બ્રાહ્મણોને ઘેર ભિક્ષા લેવા જવું જોઈએ. પોતાના પાત્રમાં એક વખત જેટલું પીરસવામાં આવે, તેટલાનું જ ભોજન કરવું, પણ બીજી વખત

માગવું ન જોઈએ. ભિક્ષા પણ માગ્યા વિના જ લેવી જોઈએ અને કામનો, ક્રોધનો, ગર્વનો, લોભનો, મોહનો, દીનતાનો, દંભનો, નિંદાનો, અભિમાનનો તથા હિંસાનો સર્વથા પરિત્યાગ કરવો જોઈએ.[૩] આ સંન્યાસ આશ્રમના સંબંધમાં પણ આવા શ્લોકો કહેવામાં આવે છેઃ

**अभयं सर्वभूतेभ्यो दत्त्वा यश्चरते मुनिः ।**
**न तस्य सर्वभूतेभ्यो भयमुत्पद्यते क्वचित् ॥४॥**
**कृत्वाग्निहोत्रं स्वशरीरसंस्थं शारीरमग्निं स्वमुखे जुहोति । विप्रस्तु भैक्ष्योपगतैर्हविर्भिश्चिताग्निनां सो व्रजते हि लोकम् ॥५॥ मोक्षाश्रमं यश्चरते यथोक्तं शुचिः सुसंकल्पितमुक्तबुद्धिः । अनिंधनं ज्योतिरिव प्रशांतं स ब्रह्मलोकं श्रयते मनुष्यः ॥६॥**

જે કોઈ દ્વિજાતિ મૌનવ્રત ધારણ કરીને તથા સર્વ પ્રાણીઓને અભય આપીને સર્વત્ર વિચરે છે, તેને કોઈ પણ પ્રાણી તરફથી કદી ભય ઉત્પન્ન થતો નથી.[૪] જે બ્રાહ્મણ પોતાના શરીરમાં જ અગ્નિહોત્રનું આરોપણ કરીને ભિક્ષામાં મળેલા પદાર્થોને જ હુતદ્રવ્ય કલ્પીને તથા પોતાના શરીરમાં રહેલા અગ્નિને ઉદ્દેશીને પોતાના મુખમાં જ હોમ કરે છે, તે બ્રાહ્મણ અગ્નિનું ચયન કરનારા મુનિઓના દિવ્ય લોકમાં જાય છે; અથવા જે બ્રાહ્મણ સંન્યાસી થઈને પોતાના શરીરમાં રહેલા અગ્નિને-જીવને તેના નિર્ગમનસ્થાનભૂત પરમાત્મામાં લય પમાડે છે, અર્થાત્ જીવ અને બ્રહ્મની એકતા કરે છે, તે બ્રાહ્મણ બ્રહ્મસ્વરૂપ બની જાય છે.[૫] જે મનુષ્ય પવિત્ર થઈને તથા સર્વ સંકલ્પોનો ત્યાગ કરનારી બુદ્ધિનો આશ્રય કરીને શાસ્ત્રોક્ત મોક્ષાશ્રમ(સંન્યાસ)નું આચરણ કરે છે, તે મનુષ્ય કાષ્ઠ વિનાના અગ્નિની પેઠે અત્યંત શાંત એવા બ્રહ્મલોકમાં જાય છે.[૬]

ભરદ્વાજે પૂછ્યુંઃ આ લોકથી ભિન્ન પરલોક પણ છે, એમ સાંભળવામાં આવે છે; પરંતુ તે પરલોક જોવામાં આવતો નથી. માટે એ પરલોકના સંબંધમાં જાણવાની મને ઇચ્છા છે, તો તે વિષે તમારે મને કહેવું જોઈએ.[૭]

ભૃગુએ કહ્યુંઃ સર્વ *ગુણોથી યુક્ત અને પવિત્ર એવા હિમાલયના ઉત્તર વિભાગમાં જે લોક આવેલો છે, તેને 'પરલોક' કહેવામાં આવે છે. એ પરલોક પવિત્ર છે, કલ્યાણકારી છે અને ઇચ્છવા યોગ્ય છે.[૮] વળી તે લોકમાં પુણ્યકર્મને કરનારા, પવિત્ર, અત્યંત નિર્મળ, લોભ-મોહનો ત્યાગ કરનારા અને સર્વ પ્રકારના ઉપદ્રવોથી રહિત એવા મનુષ્યો વસે છે.[૯] તે પ્રદેશ સ્વર્ગના જેવો જ છે, ત્યાં સર્વ પ્રકારના શુભ ગુણો રહેલા છે, યોગ્ય સમયે જ મૃત્યુ પ્રાપ્ત થાય છે અને ત્યાં વ્યાધિઓ કોઈને સ્પર્શ પણ કરતા નથી.[૧૦] તેમ જ એ પરલોકમાં પરસ્ત્રીગમનનો કોઈને લોભ જ થતો નથી. સર્વ મનુષ્યો પોતાની સ્ત્રીમાં જ આસક્ત રહે છે. કોઈ પણ મનુષ્ય કોઈનો નાશ કરતો નથી અને દ્રવ્યના સંબંધમાં તો ત્યાં કંઈ આશ્ચર્ય જ નથી. વળી ત્યાં અસત્યરૂપી અધર્મ લેશમાત્ર નથી; પરમાત્માની સત્તા(હોવાપણું)ના સંબંધમાં કોઈને કંઈ સંશય જ નથી.[૧૧] એ લોકમાં જે કંઈ કર્મ કરવામાં આવે છે, તેનું ફળ પ્રત્યક્ષ મળે છે અને ત્યાં નિવાસ કરનારા સર્વ મનુષ્યો ખાન, પાન, શયન વગેરેની સામગ્રીઓથી સંપન્ન છે. મોટા મોટા પ્રાસાદો અને મહેલોમાં વિશ્રામ લે છે. સર્વ પ્રકારની કામનાઓથી પરિપૂર્ણ રહે છે અને સુવર્ણ વગેરેના અલંકારોથી વિભૂષિત રહે છે. તે લોકમાં માત્ર પ્રાણધારણ કરનારા કોઈક જ હોય છે; અર્થાત્ માત્ર જીવનને જ પુરુષાર્થ નહિ માનીને ચારે પુરુષાર્થોને સિદ્ધ કરે છે; અને કેટલાએક પુરુષો તો મોટા શ્રમથી પ્રાણધારણા કરે છે; અર્થાત્ સર્વ પ્રકારની વાસનાઓનો ત્યાગ કરીને કેવળ તપશ્ચરણ વગેરેમાં જ આસક્ત રહે છે.

પરંતુ આ લોકમાં તો કેટલાએક મનુષ્યો ધર્મપરાયણ હોય છે, કેટલાએક મનુષ્યો અધર્મપરાયણ હોય છે, કેટલાએક સુખી હોય છે, કેટ-

* ટીકાકાર નીલકંઠ આ શ્લોકના શ્રૌતઅર્થને છોડી દઈને લાક્ષણિક અર્થને સ્વીકારે છે અને આખા વિષયને અધ્યાત્મમાં જ લઈ જાય છે. જેમ કે બે ભ્રમર અને નાસિકાના મધ્યભાગનો પ્રદેશ તે જ હિમાલયનો ઉત્તર વિભાગ છે. ધ્યાનમગ્ન રહેનારો યોગીપુરુષ તે પ્રદેશ ઉપર દૃષ્ટિને સ્થિર કરીને પરમાત્માનો સાક્ષાત્કાર કરી શકે છે; માટે તે નાસિકાના મધ્યભાગને જ પરલોક-પરમાત્માનો લોક કહેવામાં આવે છે. એ લોકમાં રહેલા સોપાધિક બ્રહ્મની ઉપાસના કરવાથી નિરુપાધિક બ્રહ્મની પ્રાપ્તિ થાય છે.

લાએક દુઃખી હોય છે, કેટલાએક નિર્ધન હોય છે અને કેટલાએક ધનવાન હોય છે.[૧૨–૧૪] વળી આ લોકમાં સર્વ મનુષ્યોનો શ્રમ, ભય, મોહ, તીવ્ર ક્ષુધા અને દ્રવ્યનો લોભ ઉત્પન્ન થાય છે, જેને લીધે અજ્ઞાની મનુષ્યો મોહાધીન બની જાય છે;[૧૫] તેમ જ આ લોકમાં ધર્મ અને અધર્મને ઉત્પન્ન કરનારી અનેક પ્રકારની વાર્તાઓ છે, પરંતુ જે બુદ્ધિમાન પુરુષ ધર્મ તથા અધર્મના વાસ્તવિક સ્વરૂપને જાણે છે, તેને પાપનો સ્પર્શ થતો નથી.[૧૬] જે પુરુષ દંભ, કપટ, ચોરી, નિંદા, અસૂયા, પારકાનો નાશ, હિંસા, ચાડીચુગલી અને અસત્ય આ નવ દુર્ગુણોનું સેવન કરે છે, તેનું તપ નાશ પામે છે; પણ જે વિદ્વાન પુરુષ એ દંભાદિ દુર્ગુણોનો ત્યાગ કરે છે, તેનું તપ વૃદ્ધિ પામે છે.[૧૭,૧૮] વળી મનુષ્યલોકમાં ધાર્મિક કર્મો વિષેનો તથા અધાર્મિક કર્મો વિષેનો ઘણો જ વિચાર કરવો પડે છે અને આ પૃથ્વી 'કર્મભૂમિ' જ કહેવાય છે, જેથી જો શુભ કર્મ કરવામાં આવે છે, તો શુભ ફળ મળે છે અને અશુભ કર્મ કરવામાં આવે છે, તો અશુભ ફળ મળે છે.[૧૯] પૂર્વે પ્રજાપતિ, દેવો અને સર્વ ઋષિગણો આ લોકમાં જ તપશ્ચર્યા અને યજ્ઞો કરીને પવિત્ર થયા હતા, જેથી તેઓ હમણાં બ્રહ્મલોકમાં વસી રહ્યા છે.[૨૦] પૃથ્વીનો સમગ્ર ઉત્તર વિભાગ અત્યંત પવિત્ર અને કલ્યાણકારી છે, તેથી પૃથ્વીના બીજા વિભાગોમાં રહેલા પુણ્યશાળી મનુષ્યો તે ઉત્તર વિભાગમાં ઉત્પન્ન થાય છે.[૨૧] વળી જેઓ યોગધર્મનો આશ્રય કરનારા હોય છે, તેઓ પણ તે વિભાગમાં ઉત્પન્ન થાય છે; પરંતુ તે સિવાયના મનુષ્યો આયુષ્યનો ક્ષય થયા પછી પશુપક્ષીની જાતિમાં જન્મે છે અને આ પૃથ્વી ઉપર જ જન્મમરણ પામ્યા કરે છે;[૨૨] તેમ જ જેઓ અન્યોન્યનું ભક્ષણ કરી જવામાં આસક્ત રહે છે અને લોભ તથા મોહથી ઘેરાયેલા રહે છે, તેઓ આ લોકમાં જ જન્મમરણના ફેરામાં ફર્યા કરે છે, પણ ઉત્તર વિભાગમાં જઈ શકતા નથી;[૨૩] પરંતુ જેઓ નિયમિત રીતે બ્રહ્મચર્યનું પાલન કરીને ગુરુઓની સેવા કરે છે, તે બુદ્ધિમાન પુરુષો સર્વ લોકના માર્ગને જાણે છે અર્થાત્ તેઓ જાણી શકે છે કે, સગુણબ્રહ્મ દ્વારા નિર્ગુણબ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે.[૨૪] હે ભરદ્વાજ! આ પ્રમાણે મેં તમને વેદોક્ત ધર્મમાર્ગ સંક્ષેપમાં કહ્યો. જે પુરુષ લોકના ધર્મને (કર્તવ્યને) તથા અધર્મને (અકર્તવ્યને) સારી રીતે જાણે છે, તે જ ખરો બુદ્ધિમાન છે.[૨૫]

ભીષ્મે કહ્યું: હે રાજન્! ભૃગુઋષિએ એ પ્રમાણે કહ્યું, એટલે પરમ ધર્માત્મા પ્રતાપી ભરદ્વાજે વિસ્મય પામીને ભૃગુની પૂજા કરી.[૨૬] હે મહાબુદ્ધિમાન રાજા! આ પ્રત્યગાત્મા જગતનું ઉત્પત્તિકારણ છે, એ વાત મેં તમને સંપૂર્ણ રીતે કહી. હવે ફરી શું સાંભળવાની તમને ઇચ્છા છે?[૨૭]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'વાનપ્રસ્થ અને સંન્યાસાશ્રમના ધર્મ' નામનો અધ્યાય ૧૯૨મો સમાપ્ત

# अध्याय १९३ मो

## સદાચારધર્મ

॥ युधिष्ठिर उवाच ॥

आचारस्य विधिं तात प्रोच्यमानं त्वयाऽनघ।
श्रोतुमिच्छामि धर्मज्ञ सर्वज्ञो ह्यसि मे मतः॥ १ ॥

યુધિષ્ઠિરે પૂછ્યું: હે તાત! હે ધર્મને જાણનારા નિર્દોષ પિતામહ! તમારા મુખથી આચારવિધિનું શ્રવણ કરવાની મને ઇચ્છા છે; કેમ કે તમે એક સર્વજ્ઞપુરુષ છો, એમ હું માનું છું.[૧]

ભીષ્મે કહ્યું: જે પુરુષો દુરાચારી હોય છે, દુષ્ટ ચેષ્ટાઓ કરનારા હોય છે, દુષ્ટ બુદ્ધિના હોય છે અને સાહસકર્મને પસંદ કરનારા હોય છે, તેઓ દુર્જન તરીકે જગતમાં પ્રસિદ્ધ હોય છે; અને જેઓ સદાચારી હોય છે, તેઓ સજ્જન તરીકે પ્રસિદ્ધ હોય છે.[૨] જે મનુષ્યો રાજમાર્ગમાં, ગાયોનાં ટોળાંની વચ્ચે અને ધાન્યના ઢગ વચ્ચે મળમૂત્રનો ત્યાગ કરતા નથી, તેઓ સજ્જન હોય છે.[૩] પ્રતિદિન પ્રાતઃકાળમાં પ્રથમ આવશ્યક શૌચાચાર કરીને (ઝાડે-જંગલ જઈ આવી હાથપગ ધોઈને) આચમન કરવું અને પછી નદીમાં સ્નાન કરીને દેવ-પિતૃઓનું તર્પણ કરવું; આ સર્વ મનુષ્યોનો ધર્મ છે, એમ ધર્મવેત્તાઓ કહે છે.[૪] પ્રત્યેક દ્વિજાતિએ નિત્ય સૂર્યોપસ્થાન કરવું, સૂર્યોદય થઈ ગયા પછી સૂઈ રહેવું નહિ, સાયંકાળે અને પ્રાતઃકાળે પશ્ચિમ તથા પૂર્વાભિમુખે બેસીને સંધ્યાવંદન કરવું અને

ગાયત્રીમંત્રનો જપ કરવો.[૫] બે હાથ, બે પગ અને મુખ એ પાંચે અંગોને ધોયા પછી પૂર્વ તરફ મુખ રાખીને ભોજન કરવા બેસવું. ભોજન સમયે મૌનવ્રત ધારણ કરવું, અન્નની કે બીજા ભક્ષ્ય પદાર્થોની નિંદા કરવી નહિ, પણ તેમાંથી જે સ્વાદિષ્ટ લાગે તેનું ભક્ષણ કરવું.[૬] ભોજન કરી લીધા પછી હાથ ધોઈને ઊઠવું. રાત્રિના સમયે ભીને પગે સૂઈ જવું નહિ; કેમ કે એ પણ આચારનું એક લક્ષણ છે, એમ દેવર્ષિ નારદે કહ્યું છે.[૭] યજ્ઞશાળા વગેરે પવિત્ર પ્રદેશને, બળદને, દેવમંદિરને, ગૌશાળાને, ચૌટાને, ધાર્મિક બ્રાહ્મણને તથા ચૈત્યવૃક્ષને નિત્ય પ્રદક્ષિણા કરવી.[૮] હરકોઈ પુરુષે સર્વ અતિથિઓને, પોતાના નોકરચાકરને તથા સર્વ કુટુંબીઓને પોતાના સમાન જ ભોજન આપવું, પણ પંક્તિભેદ કરવો નહિ, એ ઉત્તમ આચાર ગણાય છે.[૯] પ્રત્યેક મનુષ્યે સવાર ને સાંજ એમ બે વખત ભોજન કરવું, પણ મધ્યકાળે ભોજન કરવું નહિ, એવી વેદોક્ત આજ્ઞા છે. જે મનુષ્ય આ રીતે બે વખત ભોજન કરે છે, તેને ઉપવાસ કર્યાનું જ ફળ મળે છે;[૧૦] તેમ જ હોમ કરવાના સમયે હોમ કરનારો, ઋતુકાળે સ્ત્રીગમન કરનારો અને પરસ્ત્રીના સંસર્ગનો પણ ત્યાગ કરનારો બુદ્ધિમાન પુરુષ સદાય બ્રહ્મચારી જ ગણાય છે.[૧૧] બ્રાહ્મણોના જમી રહ્યા પછી બાકી રહેલું અન્ન અમૃત તુલ્ય ગણાય છે અને માતાના હૃદયની પેઠે હિતકારક મનાય છે; માટે જે સત્પુરુષો એ અન્નનું ભક્ષણ કરે છે, તેઓ અવશ્ય બ્રહ્મને સંપાદન કરે છે.[૧૨] જે પુરુષ નિષ્કારણ માટીનાં ઢેફાં ભાંગ્યા કરે છે, વ્યર્થ ઘાસને કાપ્યા કરે છે, નખ વતી કોઈ પદાર્થને તોડી ખાય છે, સદાય એઠો-જૂઠો જ રહે છે અને વ્યર્થ પંડિતાઈનું અભિમાન કરે છે, તેવો મૂર્ખ પુરુષ લાંબું આયુષ મેળવી શકતો નથી. અથવા જે પુરુષ યજ્ઞની વેદિકાઓ બનાવવા માટે માટીનાં ઢેફાં ભાંગ્યા કરે છે, દર્ભ વગેરે ઘાસને ઊખેડી લાવે છે, યજ્ઞમાં શેષ રહેલા માંસને નખ વતી તોડી ખાય છે, નિત્ય સોમપાન કર્યા કરે છે અને યજ્ઞના ફળની અપેક્ષા રાખે છે, તે પુરુષ મોટા આયુષને (પરબ્રહ્મને) મેળવી શકતો નથી.[૧૩] જે પુરુષે માંસભક્ષણનો ત્યાગ કર્યો હોય, તેણે યજુર્વેદને જાણનારા અધ્વર્યુએ સંસ્કારયુક્ત કરેલા યજ્ઞશેષ માંસનું પણ ભક્ષણ કરવું નહિ; તેમ જ સંસ્કાર વિનાના માંસનું કે શ્રાદ્ધ કરતાં બાકી રહેલા માંસનું પણ ભક્ષણ કરવું નહિ.*[૧૪] પોતે સ્વદેશમાં રહ્યો હોય કે પરદેશમાં રહ્યો હોય, તોપણ ગૃહસ્થે પોતાને ત્યાં આવેલા અતિથિને અવશ્ય જમાડવો અને પોતે કામ્યકર્મનું જે ફળ સંપાદન કર્યું હોય, તે પોતાના વડીલોને નિવેદન કરવું.[૧૫] પ્રત્યેક ગૃહસ્થ પુરુષે પોતાને ઘેર આવેલા ગુરુઓને આસન આપવું અને તેઓને પ્રણામ કરવા; કેમ કે ગુરુઓનું પૂજન-અર્ચન કરવાથી મનુષ્યને આયુષનો, યશનો તથા લક્ષ્મીનો લાભ થાય છે.[૧૬] વળી ગૃહસ્થે ઉદય પામતા સૂર્યને જોવો નહિ, પરસ્ત્રીને નગ્ન જોવી નહિ,× તેમ જ પોતાની સ્ત્રી જ્યારે ઋતુધર્મવાળી થઈ હોય, ત્યારે જ તેની સાથે એકાંતમાં મૈથુન કરવું.[૧૭] ગુરુ સર્વ તીર્થોનું રહસ્ય છે. અગ્નિ સર્વ પવિત્ર પદાર્થોનું રહસ્ય છે, શિષ્ટ પુરુષોનાં સર્વ આચરણો પવિત્ર ગણાય છે અને જે પદાર્થને ગાયના પૂછડાનો સ્પર્શ થયો હોય તેને પણ પવિત્ર માનવામાં આવે છે.[૧૮] પોતાના પરિચયવાળા માણસનાં જ્યારે જ્યારે દર્શન થાય, ત્યારે ત્યારે તેને કુશળ પ્રશ્ન પૂછવો અને પ્રભાતમાં તથા સાયંકાળે બ્રાહ્મણોને વંદન કરવું એવી શાસ્ત્રની આજ્ઞા છે.[૧૯] દેવોના મંદિરમાં, ગાયોની મધ્યમાં, બ્રાહ્મણોનાં શ્રૌતસ્માર્ત કર્મોમાં તથા સ્વાધ્યાય અને ભોજન કરવાના સમયે જનોઈને સવ્ય રાખવી.[૨૦] સવાર–સાંજ બ્રાહ્મણોની વિધિપૂર્વક પૂજા કરવી એ જ સર્વ વ્યાપારોમાં ઉત્તમ વ્યાપાર છે અને સર્વ ખેતીઓમાં ઉત્તમ ખેતી છે. વળી બ્રાહ્મણોનું પૂજન કરવાથી ધાન્ય વગેરેની વૃદ્ધિ થાય છે; તેમ જ ઇંદ્રિયોને તૃપ્ત કરનારા સર્વ વિષયો પ્રાપ્ત થાય છે.[૨૧] જ્યારે બ્રાહ્મણને ભોજન આપવામાં આવે, ત્યારે ભોજનદાતાએ 'संपन्नम् ?' એવો પ્રશ્ન પૂછવો. એટલે તેના ઉત્તરમાં બ્રાહ્મણે

* આ શ્લોકમાં કહેવાનો અભિપ્રાય એ છે કે હિંસાયુક્ત ધર્મનો સર્વથા ત્યાગ જ કરવો.

× મૈથુન સિવાયના બીજા સમયે પોતાની સ્ત્રીને પણ નગ્ન અવસ્થામાં જોવી નહિ એમ 'न नग्नां स्त्रियमीक्षेतान्यत्र मैथुनात्' અર્થાત્ મૈથુન સિવાયના સમયે પોતાની સ્ત્રીને પણ નગ્ન સ્થિતિમાં જોવી નહિ.' આ સૂત્રવાક્યથી સિદ્ધ થાય છે.

કહેવું કે, ‘सुसंपन्नम्’ જ્યારે જળ આપવામાં આવે ત્યારે દાતાએ ‘तर्पणम् ?’ એવો પ્રશ્ન પૂછવો એટલે તેના ઉત્તરમાં બ્રાહ્મણે કહેવું કે, ‘सुतर्पणम्’ અને જ્યારે દૂધપાક, રાબડી કે ખીચડી આપવામાં આવે ત્યારે દાતાએ ‘शृतम्’ ? એવો પ્રશ્ન પૂછવો એટલે તેના ઉત્તરમાં બ્રાહ્મણે ‘सुशृतम्’ એમ કહેવું.[૨૨] હરકોઈ રોગી મનુષ્યે ક્ષૌરકર્મ (હજામત) કરાવ્યા પછી, છીંક ખાધા પછી, સ્નાન કર્યા પછી અને ભોજન કર્યા પછી બ્રાહ્મણોને પ્રણામ કરવા, જેથી આયુષની વૃદ્ધિ થાય છે.[૨૩] સૂર્યની સામે બેસીને મૂત્રત્યાગ કરવો નહિ, પોતાની વિષ્ટા જોવી નહિ, સ્ત્રીની સાથે એક શયનમાં સૂવું નહિ અને એક પાત્રમાં જમવું નહિ.[૨૪] જેઓ પોતાના કરતાં મોટી વયના હોય તેઓને તુંકારેથી બોલાવવા નહિ, પણ જેઓ પોતાનાથી નાની વયના હોય અથવા પોતાની સમાન વયના હોય તેઓને તુંકારેથી બોલાવવામાં કંઈ દોષ નથી.[૨૫] જે પુરુષો પાપી આચરણવાળા હોય છે, તેઓએ કરેલાં પાપને તેનું હૃદય જ કહી દેખાડે છે; છતાં જે પાપી પુરુષો પોતાનાં પાપને જાણી જોઈ ને જનસમાજમાં છુપાવે છે તેઓ નાશ પામે છે.[૨૬] જે પુરુષ શાસ્ત્રજ્ઞાનથી રહિત હોય છે, તે જ પોતાના જ્ઞાનપૂર્વક કરાયેલા પાપને ગુપ્ત રાખવાનો પ્રયત્ન કરે છે; કારણકે તેના પાપને કદાચ મનુષ્યો જોઈ શકતા નથી, પરંતુ દેવતાઓ તો જુએ જ છે.[૨૭] પાપી મનુષ્ય પોતાના પાપને ગુપ્ત રાખે છે, પરંતુ તેથી ઊલટું તેને વધારે પાપ લાગે છે અને કોઈ ધાર્મિક મનુષ્ય પોતે આચરેલા ધર્મને જો ગુપ્ત રાખે છે, તો તેના ધર્મમાં ઊલટી વૃદ્ધિ થાય છે અર્થાત્ પાપને ગુપ્ત રાખવું નહિ પણ ધર્મને જ ગુપ્ત રાખવો. વળી ધર્મનિષ્ઠ પુરુષે કરેલો ધર્મ હમેશાં ધર્મને જ અનુસરે છે.[૨૮] મૂર્ખ મનુષ્ય પોતે કરેલાં પાપને સંભારતોય નથી; પરંતુ તે નથી જાણતો કે, પાપ કૃત્ય તેના કર્તાને ગમે તે સ્થળેથી શોધી કાઢે છે. જેમ રાહુ ચંદ્રમાની સમીપ જઈ પહોંચે છે, તેમ પાપકર્મ પણ પાપી પુરુષની સમીપ જઈ પહોંચે છે.[૨૯] જે દ્રવ્યને અનેક આશાઓથી એકઠું કરવામાં આવ્યુ હોય છે, તેનો મહાદુઃખપૂર્વક ઉપભોગ થઈ શકે છે, માટે વિદ્વાનો દ્રવ્યસંગ્રહ કરવાના કામને પ્રશંસાપાત્ર ગણતા નથી. વળી મરણ કોઈની રાહ જોતું નથી કે, અમુક માણસે દ્રવ્યસંગ્રહનો હજી ઉપભોગ કર્યો નથી ! ![૩૦]

વિદ્વાનો કહે છે કે, સર્વ પ્રાણીઓનો ધર્મ મનથી જ આચરી શકાય છે, માટે પ્રત્યેક મનુષ્યે મન વડે સર્વ પ્રાણીઓને અભયદાન આપવું.[૩૧] પુરુષે એકલા રહીને જ ધર્મનું આચરણ કરવું; કારણ કે ધર્માચરણ કરવાના કામમાં બીજાની સહાયતા હોવી જ ન જોઈએ. વળી જેમાં કેવળ શાસ્ત્રવિધિનો જ આશ્રય લઈ ને આગળ વધાય છે, તેમાં બીજો સહાયક મનુષ્ય શું કરી શકવાનો હતો ?[૩૨] ધર્મ એ જ મનુષ્યોનું ઉત્પત્તિસ્થાન છે, ધર્મ એ દેવોનું દિવ્ય અમૃત છે અને ધર્મને લીધે જ ધાર્મિક પુરુષો મૂઆ પછી (પરલોકમાં) શાશ્વત સુખનો ઉપભોગ કરે છે.[૩૩]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં ‘સદાચારધર્મ’ નામનો અધ્યાય ૧૯૩ મો સમાપ્ત

# अध्याय १९४मो

## અધ્યાત્મશાસ્ત્ર

॥ युधिष्ठिर उवाच ॥

**अध्यात्मं नाम यदिदं पुरुषस्येह चिन्त्यते ।**
**यदध्यात्मं यथा चैतत्तन्मे ब्रूहि पितामह ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ ! શાસ્ત્રમાં કહ્યું છે કે, પ્રત્યેક પુરુષે અધ્યાત્મનું (યોગધર્મનું) અવશ્ય આચરણ કરવું. તે ઉપરથી હું તમને પૂછું છું કે, અધ્યાત્મનું લક્ષણ શું છે અને તે કેવા પ્રકારનું છે તે મને કહો.[૧] હે બ્રહ્મનિષ્ઠ ભીષ્મ ! આ સ્થાવરજંગમ જગત ક્યાંથી ઉત્પન્ન થયું અને પ્રલયકાળે તેનો કેવી રીતે લય થાય છે, તે પણ તમારે મને કહેવું જોઈએ.[૨]

ભીષ્મે કહ્યું : હે પાર્થ ! અધ્યાત્મના સંબંધમાં તમે આ જે પ્રશ્ન પૂછ્યો છે, તેનું સ્પષ્ટીકરણ કરું છું, સાંભળો. હે તાત ! તે અધ્યાત્મ અત્યંત કલ્યાણકારક છે, સુખદાયી છે, સૃષ્ટિ અને પ્રલયની સાથે સંબંધ ધરાવનારું છે, મોટા મોટા આચાર્યોએ પ્રદર્શિત કર્યું છે અને તે અધ્યાત્મનું જ્ઞાન મેળવીને પુરુષ લોકમાં પ્રીતિને તથા સુખને સંપાદન કરે છે. વળી જે અધ્યાત્મ સર્વ પ્રાણીઓનું હિત કરનારું છે તેનું જ્ઞાન મેળવીને મનુષ્યને સર્વ

ફળોનો લાભ થાય છે.[૩-૪] પૃથ્વી, વાયુ, આકાશ, જળ અને તેજ આ પાંચ મહાભૂતો સર્વ પ્રાણીઓની ઉત્પત્તિનું તથા લયનું મૂળસ્થાન છે.[૫] જેમ મહાસાગરના તરંગો એક પછી એક મહાસાગરમાં જ લય પામે છે, તેમ પંચમહાભૂતો, બીજાં ભૂતોમાંથી ઉત્પન્ન થઈને પુનઃ જેમાંથી ઉત્પન્ન થયાં હોય તેમાં જ લય પામે છે.[૬] જેમ કાચબો પોતાનાં અંગોને પ્રસારી પુનઃ સમેટી લે છે, તેમ ભૂતાત્મા (જીવાત્મા) પોતાના અંગભૂત પ્રત્યેક પ્રાણીઓને ઉત્પન્ન કરીને પુનઃ પોતાનામાં લય પમાડી દે છે.[૭] ભૂતસ્રષ્ટા ઈશ્વરે પ્રત્યેક પ્રાણીમાં પંચમહાભૂતોને જ સ્થાપિત કર્યાં છે; પરંતુ દેહાભિમાન જીવાત્મા (અજ્ઞાનથી ઘેરાયેલો હોવાને લીધે) તેઓની વિષમતાને–વિલક્ષણતાને અથવા ભિન્નતાને જાણી શકતો નથી. શબ્દ, શ્રોત્રેંદ્રિય અને પોલાણનો ભાગ આકાશમાંથી ઉત્પન્ન થયો છે; સ્પર્શ, ચેષ્ટા અને ત્વચા એ ત્રણ વાયુમાંથી ઉત્પન્ન થયેલાં છે; રૂપ, ચક્ષુ અને જઠરાગ્નિ તેજમાંથી ઉત્પન્ન થયેલાં છે; રસ, રુધિર અને જિહ્વા જળમાંથી ઉત્પન્ન થયેલાં છે અને ગંધ, ઘ્રાણેંદ્રિય તથા શરીર પૃથ્વીમાંથી ઉત્પન્ન થયાં છે. આ રીતે પ્રત્યેક શરીરમાં પાંચ મહાભૂતો જ રહેલાં છે અને તેમાં મન એ છઠ્ઠું કહેવાય છે.[૮-૧૧] હે ભરતવંશી રાજા! જેઓનો સમાવેશ પંચમહાભૂતોમાં જ થઈ જાય છે, તેવી પાંચ ઇંદ્રિયો અને મન જ્ઞાનનાં દ્વારભૂત છે, સાતમી બુદ્ધિ નિશ્ચયાત્મિકા છે તથા આઠમો ક્ષેત્રજ્ઞ (જીવ) સાક્ષીભૂત છે, એમ વિદ્વાનો કહે છે.[૧૨] પાંચે ઇંદ્રિયો વિષયોને ગ્રહણ કરે છે, મન તેઓના સંબંધમાં સંશય કરે છે, બુદ્ધિ તેઓનો નિશ્ચય કરે છે અને ક્ષેત્રજ્ઞ તો કેવળ સાક્ષીની પેઠે જ (અલગ) રહે છે.[૧૩] નીચે પગનાં બન્ને તળિયાંથી આરંભીને ઊંચે મસ્તક પર્યંત શરીરના સર્વ ભાગને જે જોઈ રહ્યો છે તે સાક્ષીભૂત આત્મા વડે આ સર્વ જગત વ્યાપ્ત થયેલું છે, એમ તમારે જાણવું.[૧૪] વળી આ શરીરમાં રહેલી ઇંદ્રિયોને, મનને તથા બુદ્ધિને સર્વ પુરુષોએ સારી રીતે જાણવી જોઈએ; કેમ કે સત્ત્વ, રજ અને તમ એ ત્રણેય ગુણો તેઓનો જ આશ્રય કરીને રહેલા છે.[૧૫] જે પુરુષ આ ત્રિગુણાત્મિકા મૂળપ્રકૃતિને તથા આકાશાદિ પંચમહાભૂતોની ઉત્પત્તિને તથા લયને વિચારપૂર્વક જાણે છે, તેને ધીમે ધીમે વૈરાગ્ય અને વિવેકની વૃદ્ધિ દ્વારા ઉત્તમ સુખશાંતિ પ્રાપ્ત થાય છે.[૧૬] સત્ત્વ આદિ ત્રણે ગુણો, બુદ્ધિને અતિશય વિષયસ્વરૂપ બનાવી દે છે અને તે વિષયસ્વરૂપ થયેલી બુદ્ધિ જ સર્વ ઇંદ્રિયો, મન અને સ્થાવરજંગમ ભૂતસમુદાયરૂપ ગણાય છે; માટે એ બુદ્ધિને જ જો દૂર કરવામાં આવે, તો પછી સત્ત્વાદિ ગુણો ક્યાંથી ટકી શકે?[૧૭] આ સર્વ સ્થાવરજંગમ જગત કેવળ બુદ્ધિમય જ છે, એમ વેદમાં કહેલું છે; કેમ કે બુદ્ધિનો જ્યારે લય થાય છે, ત્યારે જગત લય પામે છે અને બુદ્ધિની જ્યારે ઉત્પત્તિ થાય છે, ત્યારે જગતની પણ ઉત્પત્તિ થાય છે.[૧૮] આ બુદ્ધિ શરીરમાંના જે દ્વારથી પદાર્થને જુએ છે તેને ચક્ષુ કહેવામાં આવે છે, જે દ્વારથી શબ્દનું શ્રવણ કરે છે તેને શ્રોત્ર (શ્રવણેંદ્રિય) કહેવામાં આવે છે, જે દ્વારથી ગંધને સૂંઘે છે તેને ઘ્રાણ કહેવામાં આવે છે, જે દ્વારા રસને જાણે છે તેને જિહ્વા કહેવામાં આવે છે અને જે દ્વારા સ્પર્શનો અનુભવ કરે છે તેને ત્વચા કહેવામાં આવે છે. આમ એકીસાથે બુદ્ધિ વિકારને પામ્યા કરે છે. વળી જ્યારે તે બુદ્ધિ અમુક સ્વરૂપે વિકાર પામીને અમુક કોઈ વિષયની ઇચ્છા કરે છે, ત્યારે મન કહેવાય છે.[૧૯-૨૦] બુદ્ધિના જુદા જુદા વિષયને ગ્રહણ કરનારાં પાંચ પ્રકારનાં જે અધિષ્ઠાનો છે, તેઓને જ પાંચ ઇંદ્રિયો કહેવામાં આવે છે, જેઓને ચિદાત્મા પોતે જ અદૃશ્ય રહીને વ્યાપારવાળાં કરે છે.[૨૧] પ્રત્યેક પુરુષની અંદર રહેલી બુદ્ધિ સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોથી વ્યાપ્ત હોય છે, જેને લીધે કોઈ સમયે તે પ્રસન્ન થાય છે, કોઈ સમયે શોક કરે છે અને કોઈ સમયે સુખ કે દુઃખ એમાંનું કંઈ પણ તેને જોવામાં આવતું નથી. આ રીતે ત્રણ અવસ્થાઓવાળી ત્રિગુણાત્મિકા બુદ્ધિ મનુષ્યોનાં મનની સાથે લાગેલી જ રહે છે અને મન દ્વારા ઇંદ્રિયો તથા ઇંદ્રિયોના વિષયો સાથે પણ સંબંધ ધરાવે છે.[૨૨-૨૩] જેમ કે* સર્વ

* સૂર્યનાં કિરણોથી આકર્ષાયેલું સમુદ્રનું જળ વૃષ્ટિરૂપે પૃથ્વી પર પડે છે અને તેથી જ નદીઓમાં પૂર આવે છે, માટે સમુદ્રને નદીઓને પૂર્ણ કરનાર કહેવામાં આવ્યો છે.

નદીઓને પૂર્ણ કરનારો મહાસાગર પોતાનામા આવેલી નદીઓની સાથે એકરૂપ થયો હોય છે, તોપણ પોતાના પ્રચંડ તરંગોથી નદીઓના તરંગોને દાબી દે છે તેમ, *ત્રિગુણાત્મિકા થયેલી બુદ્ધિ* પણ ત્રણે ગુણોનુ ઉલ્લઘન કરીને ગુણાતીતસ્વરૂપ થઈ શકે છે–અર્થાત્ જે વેળા બુદ્ધિ બ્રહ્માકાર થાય છે, તે વેળા ત્રિગુણાત્મક સસ્કારોનુ નામનિશાન પણ રહેતું નથી[૨૪×] આ પ્રમાણે બુદ્ધિ, ત્રિગુણાત્મક સસ્કારોનુ ઉલ્લઘન કરી જાય છે, તોપણ ત્રિગુણાત્મક મનની અદર સૂક્ષ્મસ્વરૂપે રહેલી જ હોય છે, જેથી પુન અભ્યુત્થાનસમયે (સમાધિમાથી વ્યુત્થાન પામ્યા પછી) રજોગુણની પ્રવૃત્તિ જોવામા આવે છે અને તે રજોગુણ વળી પાછો પણ *બુદ્ધિભાવને અનુસરે છે,*[૨૫] *જેથી ફરી* પણ બુદ્ધિ સર્વ ઇદ્રિયોને પ્રવર્તાવે છે અને તે સમયે સત્ત્વગુણ તથા તમોગુણ પણ રાગદ્વેષાદિ દોષોનો આશ્રય કરીને પોતાની પ્રવૃત્તિ ચાલુ કરે છે[૨૬] પ્રસન્નતા એ સત્ત્વગુણનુ સ્વરૂપ છે, શોક એ રજોગુણનું સ્વરૂપ છે અને મોહ એ તમોગુણનુ સ્વરૂપ છે આ જગતમા જે જે શમદમાદિક ભાવો જોવામા આવે છે, તે તે સર્વેનો આ ત્રણ ગુણોમા સમાવેશ છે[૨૭] હે ભરતવશી રાજા! એ રીતે મે તમને બુદ્ધિની સર્વ ગતિઓ કહી તેનુ જ્ઞાન મેળવીને બુદ્ધિમાન પુરુષે સર્વ ઇંદ્રિયોને વશ રાખવી[૨૮] સત્ત્વ, રજ અને તમ એ ત્રણે ગુણો પ્રાણીમાત્રનો આશ્રય કરીને રહ્યા છે અને તેને લીધે જ પ્રત્યેક પ્રાણીઓમા સાત્ત્વિકી, રાજસી અને તામસી એમ ત્રણ વેદનાઓ જોવામા આવે છે. હે ભારત! સત્ત્વગુણ સુખનો અનુભવ કરાવે છે અને રજોગુણ દુખનો અનુભવ કરાવે છે, પરતુ જ્યારે તમોગુણ પ્રકટ થાય છે ત્યારે વ્યાવહારિક સુખનો કે દુખનો કઈ પણ અનુભવ થતો નથી–અર્થાત્ કેવળ મોહગ્રસ્ત જ બની જવાય છે[૨૯,૩૦] જે વેળા શરીરમા કે મનમા પ્રસન્નતાનો સચાર થવા લાગે છે, તે વેળા જાણવુ કે, સત્ત્વગુણ પ્રકટ થયો છે[૩૧] વળી જ્યારે પોતાના મનમા શોક કરાવનાર દુખનો સચાર થવા લાગે ત્યારે જાણવુ કે, આ વેળા રાજસભાવ ઉત્પન્ન થયો છે અને તેનુ અનુસધાન કરવાથી ઊલટુ વધારે દુખ થશે, આવો ભય રાખીને તે દુખસચારને ગણકારવો નહિ[૩૨] તેમ જ જ્યારે પોતાના મનમા કે શરીરમા મોહનો સચાર થવા લાગે, સર્વ વિષયો *કેવળ અસ્પષ્ટ સ્વરૂપે ભાસે અને તે વિષેનો તર્ક* કરવા છતા પણ કઈ જાણવામા ન આવે ત્યારે સમજવુ કે, આ વેળા તમોગુણ પ્રકટ થયો છે[૩૩] હરકોઈ ઇષ્ટવસ્તુના શ્રવણથી થનારો હર્ષ, તેના દર્શનથી થનારી પ્રીતિ, તેની પ્રાપ્તિથી થનારો આનદ અને તેના ઉપભોગથી થનારુ સુખ આ ચારે ગુણો તથા નિર્વિકલ્પ સુખરૂપ ચિત્તની શાંતતા એમ કુલ પાચે ગુણો સાત્ત્વિક ગણાય છે અને

× ટીકાકાર નીલકઠ આ ચોવીસમા શ્લોકનો સ્પષ્ટાર્થ આ પ્રમાણે લખે છે જે પ્રમાણે સમુદ્રમાથી જ ઉત્પન્ન થયેલી નદીઓ પાછી જ્યારે સમુદ્રમા આવે છે ત્યારે તેઓના પ્રચડ તરગોને પણ સમુદ્રના તરગો આચ્છાદિત કરી નાખે છે, તે પ્રમાણે બુદ્ધિમાથી જ ઉત્પન્ન થયેલા દેહ ઇંદ્રિયો અને વિષયો, યોગ દ્વારા પાછા જ્યારે બુદ્ધિમા જ લય પામે છે, ત્યારે બ્રહ્માકાર થયેલી બુદ્ધિ પોતાના ત્રિગુણાત્મક સસ્કારોને દાબી દે છે–પોતે કેવળ ગુણાતીતસ્વરૂપ બની રહે છે જેમ કોઈ એક ઘડાનુ જ્ઞાન કરતી વેળા ચક્ષુને પ્રકાશની સહાયતા લેવી પડે છે, પરતુ જ્યારે દીવાનુ જ્ઞાન કરવુ હોય છે, ત્યારે ચક્ષુને બીજા સહાયક પ્રકાશની જરૂર રહેતી નથી કેમ કે દીવો એ સ્વત જ પ્રકાશસ્વરૂપ છે તે પ્રમાણે જ હરકોઈ પદાર્થનુ જ્ઞાન કરતી વેળા બુદ્ધિને ચિદાભાસના સાનિધ્યરૂપ સહાયની અવશ્ય જરૂર રહે છે અને ચિદાભાસની સહાયતાને લીધે જ બુદ્ધિ પદાર્થવિષયક જ્ઞાન મેળવી શકે છે આ વિષયમા આવુ એક પ્રમાણ પણ છે

बुद्धितत्स्थचिदाभासावुभौ व्याप्नुवतो घटम् ।
तत्राज्ञानधिया नश्येत् चैतन्येन घट स्फुरेत् ॥

બુદ્ધિ અને બુદ્ધિમા રહેલો ચિદાભાસ એ બને એકીસાથે ઘટરૂપ પદાર્થ ઉપર વ્યાપ્ત થાય છે તેમા બુદ્ધિના યોગથી ઘટવિષયક અજ્ઞાનનો નાશ થાય છે અને ચિદાભાસના યોગથી ઘટવિષયક જ્ઞાનનુ સ્ફુરણ થાય છે' પરતુ આત્માનુ જ જ્ઞાન કરવાનુ હોય છે, ત્યારે બુદ્ધિને કોઈ પણ સહાયક પદાર્થની આવશ્યકતા રહેતી નથી કેમ કે આત્મા એ સ્વત જ પ્રકાશસ્વરૂપ છે અને જ્યારે આનદસ્વરૂપ આત્મા, પ્રકાશમાન થાય છે, ત્યારે જળના મેલનો નાશ કરનારી નિર્મળીની પેઠે બુદ્ધિ પણ નષ્ટ થઈ જાય છે અને શુદ્ધ આત્મસ્વરૂપ ભાસિત થાય છે આ પ્રમાણે બુદ્ધિ ત્રિગુણાત્મક સર્વ સસ્કારોનુ ઉલ્લઘન કરી જાય છે

મહાદુર્લભ મનાય છે.[૩૪] અસંતોષ, સંતાપ, શોક, લોભ અને અક્ષમા એ બધા રાજસગુણો છે અને તેઓ કારણ હોય અથવા ન હોય તોપણ જોવામાં આવે છે.[૩૫] વળી અપમાન, મોહ, પ્રમાદ, નિદ્રા અને તંદ્રા આ બધા તામસગુણો કહેવાય છે ને દુર્ભાગ્યની અધિકતાથી આવી મળે છે.[૩૬] મન એ દુર્લભ વસ્તુમાં પણ આસક્ત થનારું છે, અનેક વિષયોમાં એકીસાથે દોડી જનારું છે અને ઇચ્છા તથા સંશયસ્વરૂપ છે; માટે જે પુરુષ મનનો સંયમ કરે છે તેને આ લોકમાં તેમ જ પરલોકમાં પણ સુખ મળે છે.[૩૭] હે રાજા! (જેમ તપેલા લોઢાના ગોળામાં અગ્નિ અને લોઢું એકસ્વરૂપે જણાય છે, તેમ એકસ્વરૂપ જણાતા) ક્ષેત્રજ્ઞમાં તથા બુદ્ધિમાં કેટલો બધો ભેદ રહેલો છે, તે તમે જુઓ. બુદ્ધિ અહંકારાદિ ગુણોને ઉત્પન્ન કરનારી છે, ત્યારે ક્ષેત્રજ્ઞ અહંકારાદિ ગુણોને ઉત્પન્ન કરતો નથી.[૩૮] જેમ મચ્છર અને ઉંબરાનું ફળ હમેશાં સાથેનાં સાથે જ રહે છે, તેમ બુદ્ધિ અને ક્ષેત્રજ્ઞ સાથે જ રહે છે, તોપણ ચૈતન્યયુક્ત મચ્છરમાં તથા જડત્વયુક્ત ઉંબરાના ફળમાં જેમ સ્વાભાવિક રીતે જ ભિન્નતા રહેલી છે, તેમ બુદ્ધિમાં તથા ક્ષેત્રજ્ઞમાં સ્વાભાવિક રીતે જ ભિન્નતા રહેલી છે. વળી જેમ મત્સ્ય અને જળ એકસાથે જ રહે છે, છતાં ચૈતન્ય અને જડતાને લીધે એકબીજાથી ભિન્ન છે, તેમ બુદ્ધિ અને ક્ષેત્રજ્ઞ પણ એકબીજાથી ભિન્ન છે;[૩૯-૪૦] તેમ જ દેહ, અહંકાર આદિ ગુણો કેવળ જડ હોવાથી આત્માના સ્વરૂપને જાણી શકતા નથી, પણ આત્મા તો (ચૈતન્યશક્તિમાન હોવાથી) તે સર્વ ગુણોને જાણી શકે છે. એટલું જ નહિ પણ આત્મા દેહાદિ સર્વ ગુણોનો પરિદ્રષ્ટા છે, છતાં તે ગુણોને પોતાની સાથે તદ્રૂપ થયેલા માને છે. (અને તેથી જ 'હું કાણો છું, સુખી છું, દુઃખી છું, કર્તા છું' આવા અહંભાવથી ગ્રસ્ત બની જાય છે; પરંતુ વાસ્તવિક રીતે તો આત્માનો તથા દેહાદિ ગુણોનો સંબંધ, નિર્જળ પ્રદેશમાં દેખાતા ઝાંઝવાના જળ જેવો જ કેવળ× અધ્યાસમૂલક છે.)[૪૧] પાંચ ઇંદ્રિયો, મન અને બુદ્ધિ એ સાતે પદાર્થો કેવળ જડ અને જ્ઞાનશૂન્ય છે; તોપણ ચિદાત્મા, જેમ એક ઘડાની અંદર રહેલો દીવો તેનાં છિદ્રો દ્વારા સર્વ પદાર્થને પ્રકાશિત કરે છે, તેમ ઇંદ્રિયાદિ જડ પદાર્થો દ્વારા સર્વ વસ્તુઓને પ્રકાશિત કરે છે.[૪૨] બુદ્ધિ અહંકારાદિ ગુણોને ઉત્પન્ન કરે છે અને ક્ષેત્રજ્ઞ તે ગુણોને જુએ છે. આ બુદ્ધિનો તથા ક્ષેત્રજ્ઞનો સંબંધ અનાદિ કાળનો છે.[૪૩] વળી આ બુદ્ધિસત્ત્વને તથા ક્ષેત્રજ્ઞને કોઈ જાતનો આશ્રય છે, તેમ પણ નથી. (કેમ કે ક્ષેત્રજ્ઞ પોતાના મહિમાથી જ સ્થિતિ કરી રહ્યો છે અને બુદ્ધિસત્ત્વ તો કેવળ અવિદ્યાસ્વરૂપી જ હોઈને મિથ્યાભૂત જ છે.) જોકે બુદ્ધિસત્ત્વ મનને પ્રકાશિત કરે છે; પરંતુ મનના મૂળભૂત ગુણોને પ્રકાશિત કરતું નથી.[૪૪] જ્યારે મનુષ્ય પરમાત્મતત્ત્વનાં કિરણરૂપ ગણાતી ઇંદ્રિયોને તથા મનને સારી રીતે નિયમમાં રાખે છે, ત્યારે ઘડાની અંદર રહેલો દીવો જેમ ઘટરૂપ ઉપાધિથી મુક્ત થઈને પ્રકાશે છે, તેમ તે મનુષ્યનો આત્મા પ્રકાશે છે અર્થાત્ ઇંદ્રિય વગેરેનો સંયમ કરવાથી જ મનુષ્યને આત્મજ્ઞાન થાય છે.[૪૫] જે પુરુષ સર્વસ્વાભાવિક કર્મોનો ત્યાગ કરીને (અર્થાત્ સંન્યાસી થઈને) કેવળ આત્મામાં જ રમણ કરે છે અને ધ્યાનશીલ બને છે, તે પુરુષ સર્વ પ્રાણીઓનો આત્મા જ બની રહે છે અને અંતે પરમ ગતિને પ્રાપ્ત કરે છે.[૪૬] જેમ જળમાં સંચાર કરનારો હંસ જળથી નિર્લેપ જ રહે છે, તેમ આત્મજ્ઞાની પુરુષ સંસારનાં પ્રાણીઓ વચ્ચે રહ્યા છતાં પણ તેઓના સંગજન્ય દોષથી નિર્લેપ જ રહે છે. (કેમ કે તેને તો સર્વમાં આત્મા જ જોવામાં આવે છે.)[૪૭] આ રીતે આત્મસ્વરૂપ કેવળ નિર્લેપ છે, એમ પોતાની બુદ્ધિ સાથે નિશ્ચય કરીને હર્ષશોકથી રહિત થયેલો જે પુરુષ સર્વત્ર સમભાવ રાખીને તથા મત્સરનો ત્યાગ કરીને સંસારમાં વિચરે છે, તેને જીવન્મુક્ત કહેવામાં આવે છે.[૪૮] આ જીવન્મુક્ત પુરુષ કેવળ સ્વરૂપાવસ્થામાં યુક્ત રહીને, પોતાના યૌગિક ઐશ્વર્યના બળથી અનેક ભૂતભૌતિક ગુણોને ઉત્પન્ન કરે છે; પરંતુ આસપાસ જાળને ફેલાવનારો કરોળિયો તે જાળથી જેમ અસંગ રહે છે, તેમ તે ગુણોથી અસંગ રહે છે. વળી આ સર્વ ભૂતભૌતિક ગુણો કરોળિયાએ ઉત્પન્ન કરેલા તંતુઓના જેવા જ છે એમ સમજવું.[૪૯] (જીવન્મુક્ત પુરુષનાં પ્રારબ્ધકર્મોની જ્યારે સમાપ્તિ

× જ્યાં જે વસ્તુનો સંબંધ જ ન હોય, ત્યાં તે વસ્તુનો જે આભાસ થાય તેનું નામ અધ્યાસ કહેવાય છે.

થાય છે, ત્યારે ) તેના દેહ ઇંદ્રિયાદિ ગુણ નષ્ટ થયા છતાં પણ સમૂળગા નિવૃત્ત થતા નથી, આમ માનવું તે ઠીક નથી; કેમ કે તેઓની નિવૃત્તિ પ્રત્યક્ષ જોવામાં આવતી નથી. વળી એ પરોક્ષ વાત કેવળ અનુમાનથી જ સિદ્ધ થઈ શકે તેવી છે.[૫૦] આમ કેટલાએક (અનેક જીવોને માનનારા) બીજા વિદ્વાનો (વ્યવહારને અનુસરીને) નિશ્ચય કરે છે; પરંતુ (જીવને એક જ માનનારા) વિદ્વાનો તો એમ જ કહે છે કે, ગુણોની નિવૃત્તિ જ થઈ જાય છે. આ બન્ને પ્રકારના મતનો શાસ્ત્ર દ્વારા વિચાર કરીને પોતાની બુદ્ધિ અનુસાર તેનો નિર્ણય કરવો.[૫૧] પ્રત્યેક મુમુક્ષુએ પોતાના હૃદયમાં બુદ્ધિના ભેદથી ઉત્પન્ન થનાર દૃઢ* ગ્રંથિને છોડી નાખીને સુખેથી રહેવું અને સંશયને છેદી નાખીને કોઈ પણ વસ્તુને માટે શોક કરવો નહિ.[૫૨] જેમ મલિન પુરુષો જળથી પૂર્ણ ભરેલી નદીમાં સ્નાન કરીને સ્વચ્છ થાય છે, તેમ અજ્ઞાનથી મલિન થયેલા પુરુષો આત્મજ્ઞાનરૂપી નદીમાં સ્નાન કરીને શુદ્ધ બની જાય છે-પરબ્રહ્મને પ્રાપ્ત કરે છે,[૫૩] એમ તમારે જાણવું. જેમ કોઈ એક મહાનદીને તરવાની ઇચ્છાવાળો પુરુષ તેના સામા કિનારાને જાણવા માત્રથી જ કૃતાર્થ થતો નથી, પણ તેથી તો ઊલટો સંતાપ પામે છે; માટે તેણે નૌકા વગેરેનું સાધન મેળવીને જ કૃતાર્થ થવું જોઈએ; પરંતુ આત્મજ્ઞાનના સંબંધમા તે પ્રમાણે નથી; કેમ કે આત્મવેત્તા થવાની ઇચ્છાવાળો પુરુષ કેવળ આત્માનું જ્ઞાન સંપાદન કરીને કૃતાર્થ થઈ જાય છે.[૫૪] આ પ્રમાણે જે પુરુષો પોતાના હૃદયાકાશમાં રહેલા નિર્વિષય આત્માને જાણે છે, તેઓ ઉત્તમ જ્ઞાન સપાદન કરે છે.[૫૫] વળી જે પુરુષ આ (બ્રહ્મસ્વરૂપ) જ્ઞાનને જ સર્વ પ્રાણીઓનાં ઉત્પત્તિસ્થાન તથા લયસ્થાન તરીકે જાણે છે અને ધીમે ધીમે પોતાની સૂક્ષ્મ બુદ્ધિથી તેનું અવલોકન કરે છે, તેને અનંત સુખશાંતિ પ્રાપ્ત થાય છે;[૫૬] તેમ જ જે પુરુષ ધર્માર્થકામરૂપ ત્રિવર્ગને નાશવંત સમજીને ત્યજી દે છે અને માનસિક યોગધર્મ દ્વારા આત્મતત્ત્વનું શોધન કરે છે, તે પુરુષ તત્ત્વવેત્તા થઈ શકે છે અને આત્મદર્શન દ્વારા જ સર્વ રીતે સંપૂર્ણકામ બને છે;[૫૭] પરંતુ જેઓએ પોતાના મનને જીત્યુ નથી તેવા અકૃતાત્મા પુરુષો જે તે વિષયમાં પડી પાથરી રહેનારી નિર્વાર ઇંદ્રિયો દ્વારા આત્માને વિભાગ પ્રમાણે જોઈ શકતા નથી; અર્થાત્ જગત આત્માથી ભિન્ન છે અને આત્મા જગતથી ભિન્ન છે એવું જ્ઞાન મેળવી શકતા નથી.[૫૮] બસ આ આત્મજ્ઞાન મેળવીને જ પુરુષ જ્ઞાની થઈ શકે છે, તો પછી જ્ઞાનીનું બીજું લક્ષણ શું હોઈ શકે ? બુદ્ધિમાન પુરુષો આત્મવિષયક જ્ઞાન મેળવીને જ પોતાને કૃતાર્થ માને છે;[૫૯] અને જેઓએ આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યું છે તેઓને આ સંસારથી લેશમાત્ર ભય નથી, પરતુ જેઓ અજ્ઞાની હોય છે તેઓને તો અતિ મહાન ભય રહે છે. (વળી બંધ અને મોક્ષનાં મુખ્ય કારણ અજ્ઞાનનો સંસર્ગ અને અસંસર્ગ જ છે, જેથી ) હરકોઈ જ્ઞાની પુરુષની સ્વરૂપમુક્તિ નામની એકસરખી જ ગતિ થાય છે, નહિ કે કોઈની ગતિમાં કંઈ અધિકતા હોય છે ! કારણ કે સગુણ બ્રહ્મનો આશ્રય કરનારાઓની જ જુદી જુદી ગતિ હોય છે; પણ નિર્ગુણ બ્રહ્મનો આશ્રય કરનારાઓ તો એકસરખી જ ગતિને પામે છે.[૬૦] જે પુરુષ ફ્લેચ્છાનો ત્યાગ કરી કેવળ નિષ્કામ કર્મો જ કર્યા કરે છે, તે પુરુષનાં પ્રાચીન કર્મોનો ક્ષય થાય છે અને એવા જ્ઞાની પુરુષે કરેલાં ભૂતકાળનાં તથા વર્તમાનકાળનાં કર્મો તેને બંધનકર્તા પણ થતાં નથી તેમ મોક્ષદાતા પણ થતાં નથી. (અર્થાત્ નિષ્કામ બુદ્ધિથી કરેલાં કર્મો ચિત્તશુદ્ધિને આપનારાં છે પણ મોક્ષને આપનારાં નથી, તેમ બંધનકર્તા પણ નથી અને મોક્ષ તો કેવળ જ્ઞાન દ્વારા જ મળી શકે છે એમ સમજવું.[૬૧] જે મનુષ્ય આ સંસારની સત્ય પરીક્ષા કરનારો છે તે કામક્રોધાદિનાં દુઃખોથી જર્જરિત બનેલા સંસારગ્રસ્ત મનુષ્યોને ધિક્કારી કાઢે છે; કેમ કે તે સમજે છે કે, કામક્રોધને અધીન થઈને કરવામાં આવતાં નિંદ્ય કર્મો, તેના કર્તાને સર્વ પ્રકારની યોનિઓમાં ધકેલી દે છે.[૬૨] હે રાજા ! આ લોકમાં

* બુદ્ધિ અને ક્ષેત્રજ્ઞનો જે અન્યોન્યાધ્યાસ તે જ બુદ્ધિકૃત દૃઢ ગ્રંથિ છે. જેમ કે સુખદુઃખાદિ બુદ્ધિના ધર્મો ક્ષેત્રજ્ઞમાં જોવામાં આવે છે અને સત્, ચિત્ વગેરે ક્ષેત્રજ્ઞના ધર્મો બુદ્ધિમાં જોવામા આવે છે, જેથી બુદ્ધિમાં આત્મભાસ થાય છે અને આત્મામા બુદ્ધિભાસ થાય છે; માટે મુમુક્ષુએ આ અન્યોન્યાધ્યાસરૂપી મજબૂત ગાંઠને બુદ્ધિ અને ક્ષેત્રજ્ઞના પરસ્પરના ભેદના જ્ઞાનથી છોડી નાખી સંશયરહિત થવું.

જેઓ કામક્રોધને અધીન થયેલા છે અને તેથી જ અનેક પ્રકારે શોક કરી રહ્યા છે, તેવા મનુષ્યો તરફ તમે લક્ષ્યપૂર્વક દૃષ્ટિ કરો અને જેઓ સારાસારનો વિવેક કરવામાં નિપુણ હોય છે તથા જ્ઞાન દ્વારા શોકરહિત રહે છે, તે મનુષ્યોના તરફ દૃષ્ટિ કરો ! (જેથી તમે જાણી શકશો કે, તે બન્ને પ્રકારના મનુષ્યોમાં કોણ સુખી છે?) આ જગતમાં જેઓ સગુણ બ્રહ્મનું ઉપાસન કરનારા છે તેઓની ક્રમમુક્તિ થાય છે, પણ જે જ્ઞાનીઓ નિર્ગુણ બ્રહ્મનું ઉપાસન કરનારા છે, તેઓની સદ્યોમુક્તિ (તત્કાળ મુક્તિ) થાય છે. (એ પણ લક્ષ્યમાં રાખવું.)[૬૩]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'અધ્યાત્મશાસ્ત્ર' નામનો અધ્યાય ૧૯૪ મો સમાપ્ત

# अध्याय १९५ मो

## ધ્યાનયોગ

॥ भीष्म उवाच ॥

हंत वक्ष्यामि ते पार्थ ध्यानयोगं चतुर्विधम् ।
यं ज्ञात्वा शाश्वतीं सिद्धिं गच्छंतीह महर्षयः ॥१॥

ભીષ્મે કહ્યું : હે પાર્થ ! હવે હું તમને* ચાર પ્રકારનો ધ્યાનયોગ કહું છું, જેનું જ્ઞાન મેળવીને મહર્ષિઓ સનાતન સિદ્ધિને સંપાદન કરે છે.[૧] જેઓનું મન કેવળ મોક્ષમાં જ લાગેલું હોય છે અને જેઓ જ્ઞાનલાભમાં જ તૃપ્ત રહે છે, તેવા યોગનિષ્ઠ મહર્ષિઓ એવા પ્રકારનું ઉત્તમ ધ્યાન કરે છે, જેથી હે પાર્થ ! સંસારના દોષથી મુક્ત થયેલા, આત્મસ્વરૂપમાં સ્થિર થયેલા અને જન્મમરણના દોષથી છૂટી ગયેલા તે યોગીઓ પુનઃ સંસારના ફેરામાં પડતા નથી, પરંતુ મોક્ષપદને પામી જાય છે.[૨-૩] વળી તેવા યોગીપુરુષો ટાઢ, તાપ વગેરે દ્વંદ્વોને સહન કરે છે, નિત્ય સ્વયંપ્રકાશરૂપમાં સ્થિત રહે છે, લોભ વગેરે દુર્ગુણોથી રહિત હોય છે અને શૌચ, સંતોષ વગેરે નિયમોમાં× એકનિષ્ઠ રહે છે. વળી તેઓ સ્ત્રી આદિના સંગ વિનાનાં, વિરુદ્ધ રીતનાં વાદ કરનારાં, પ્રતિપક્ષ વિનાના અને મનને શાંત કરનારાં સ્થાનકોનો આશ્રય કરે છે અને ત્યાં બેસીને ધ્યાન દ્વારા એકાગ્ર થયેલા મનને ધ્યેયવસ્તુમાં એકતાન કરે છે–સ્થિર કરે છે. મનનશીલ યોગીપુરુષે કાષ્ઠની પેઠે નિશ્ચળ બેસીને સર્વ ઇંદ્રિયોને એક ધ્યેયવસ્તુમાં જ સ્થાપી દેવી જોઈએ અને એવી તો તદાકાર કરવી જોઈએ કે, જેથી શ્રોત્ર દ્વારા શબ્દનું શ્રવણ થઈ શકે નહિ, ત્વચા દ્વારા સ્પર્શને જાણી શકાય નહિ, ચક્ષુ દ્વારા રૂપને જોઈ શકાય નહિ, જિહ્વા દ્વારા રસને અનુભવી શકાય નહિ અને ઘ્રાણેંદ્રિય દ્વારા સર્વ ગંધવાળા પદાર્થોને સૂંઘી શકાય નહિ. આવી રીતે યોગવેત્તા પુરુષે ધ્યાન દ્વારા સર્વ શબ્દાદિ વિષયોનો ત્યાગ કરી દેવો અને પાંચે ઇંદ્રિયોને મથી નાખનારા તે વિષયોની પોતાના યૌગિક વીર્યબળથી મનમાં ઇચ્છા પણ થવા દેવી નહિ.[૪-૭] પછી શ્રોત્રાદિ પાંચે ઇંદ્રિયોને મનમાં સ્થિર કરીને વિચક્ષણ યોગીએ પાંચ ઇંદ્રિયોની સાથે વિષયોમાં ભ્રમણ કરનારા મનને કેવળ એક ધ્યેયવસ્તુમાં જ સ્થિર કરવું.[૮] ધીર યોગીએ ધ્યાનમાર્ગમાં આરૂઢ થયા પહેલાં એ જ કરવું જોઈએ કે, વિષયોમાં સંચાર કરી રહેલા, કોઈ પ્રકારના આલંબન વિનાના ઇંદ્રિયોરૂપી પાંચ દ્વારવાળા અને સદાને માટે અત્યંત ચંચળ એવા પોતાના મનને હૃદયાકાશમાં સ્થાપિત કરવું; અર્થાત્ યોગશાસ્ત્રમાં કહેલાં ચાર પ્રકારનાં ધ્યાનાવલંબન પૈકી કોઈ એકમાં સ્થિર કરવું.[૯] જ્યારે એક યોગીપુરુષ પોતાની ઇંદ્રિયોને તથા

---

* ચાર પ્રકારના આલંબનોના ભેદથી ધ્યાનયોગને ચાર પ્રકારનો કહ્યો છે. તે આલંબનો આ પ્રકારે છે: રેચક અથવા પૂરકના અભ્યાસથી વાયુને સ્થિર કરીને પ્રાણાયામ કરવો અને મનને તેનું આલંબન આપીને સ્થિર કરવું; કેમ કે વાયુની સ્થિરતા થયા પછી મનની સ્થિરતા અવશ્ય થાય છે; અથવા સૂર્ય, ચંદ્ર, તેઓનાં કિરણો કે પ્રતિમા વગેરે બાહ્ય પદાર્થોનું મનને આલંબન આપવું; અથવા નાસિકાનો અગ્રભાગ કે જિહ્વાનો અગ્રભાગ વગેરે હરકોઈ આભ્યંતર પદાર્થોનું મનને આલંબન આપવું; અથવા જાગ્રત અને નિદ્રાવસ્થાના મધ્યમાં જે અસ્મિતામાત્રનો આભાસ થાય છે તેને જ મનનું આલંબન બનાવવું અથવા પોતાના ઇષ્ટદેવ શંકર, વિષ્ણુ વગેરેનું કે પ્રત્યક્ષ દેવતા આદિનું મનને આલંબન આપી તેને સ્થિર કરવું. —નીલકંઠ

× शौचसंतोषतपःस्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः. (યોગસૂત્ર)—બાહ્યાભ્યંતર પવિત્રતા જાળવવી, સંતોષ રાખવો, તપશ્ચર્યા કરવી, વેદાંતશાસ્ત્રનો સ્વાધ્યાય કરવો અને ઈશ્વરનું ધ્યાન કરવું આ પાંચ યોગસાધનાના નિયમો છે.

મનને કેવળ ધ્યેયવસ્તુમા જ લગાડી દે છે, ત્યારે જ તેનો ધ્યાનમાર્ગ આગળ વધી શકે છે આવા હેતુથી જ મે પ્રથમ એ વિષયનુ વર્ણન કર્યુ છે[10] જો કે પાચ ઇદ્રિયોનો તથા છઠ્ઠા મનનો પ્રથમ સપૂર્ણ રીતે નિરોધ કરવામા આવ્યો હોય, તોપણ પુન તેની ચચલતા થવા માટે સભવ રહે જ છે, કારણ કે આમતેમ ભમીને મેઘની અદર લીન થયેલી વીજળી પુન જેમ ચમકી નીકળે છે, તેમ ઇદ્રિયો અને મન પણ પુન ઉદ્દભ્રાત થઈને વિષયો તરફ દોડી જાય છે[11] જેમ કમળના પત્ર ઉપર રહેલુ જળનુ બિદુ સર્વ તરફથી ચચળ હોય છે, તેમ ધ્યાનમાર્ગમા આરૂઢ થયેલા સાધકનુ ચિત્ત પણ સર્વ તરફથી ચચળ હોય છે આવુ ચચળ મન કોઈ સમયે બરાબર એકાગ્ર થયુ હોય છે, તો એક ક્ષણભર ધ્યાનમાર્ગમા સ્થિર રહે છે, પરતુ નાડીમાર્ગમા પહોચ્યા પછી (ત્યા અનેક પ્રકારના સ્વરૂપો જોઈને પાછુ ) વાયુની પેઠે ભ્રમિત બની જાય છે,[12-13] તોપણ યોગને જાણનારા સાધક પુરુષે ખેદ પામ્યા વિના ક્લેશોનો, આળસનો તથા મત્સરનો ત્યાગ કરીને ધ્યાનમગ્ન જ થવુ અને ચિત્તને સ્થિર કરવુ[14] જે મુનિએ પ્રથમ જ યોગાભ્યાસ કરવાનો આરભ કર્યો હોય છે, તેને અધિકાર પરત્વે વિચાર, વિવેક અથવા વિતર્ક નામનુ ધ્યાન સાધ્ય થાય છે[15]* આ ત્રણમાનુ કોઈ એક ધ્યાન કરતા કરતા મનમા ગમે તેટલો ક્લેશ થાય, તોપણ મનનશીલ સાધકે ખિન્ન થવુ નહિ, પરતુ પરિણામે હિતકારક એવી ચિત્તની એકાગ્રતા જ કરવી,[16] કારણ કે જેમ ધૂળ, રાખ અને અડાયા છાણાના ભૂકાના એકત્રિત કરેલા ઢગલા ઉપર જળનુ સિચન કરતાની સાથે જ તેમાથી મૂર્તિ વગેરે આકારો ઘડાઈ જતા નથી, પરતુ ચીકાશ વિનાનુ ને શુષ્ક ચૂર્ણ અમુક કાળ સુધી પાણીમા પલળ્યા કરે છે, ત્યારે જ તેમા કઈક ચીકાશ આવે છે અને પછી ક્રમે ક્રમે તેમાથી મૂર્તિઓ વગેરે આકારો બનાવી શકાય છે,[17-18] તેમ જ ઇદ્રિયો અને મનને એકદમ સ્થિર કરી શકાતા નથી, પરતુ ક્રમે ક્રમે ધ્યાનમાર્ગમા આગળ વધ્યા પછી જ તેઓને સ્થિર કરી શકાય છે અને ધ્યાન કરવા યોગ્ય મૂર્તિ આદિના આકારસ્વરૂપ પણ બનાવી શકાય છે, એટલુ જ નહિ પરતુ એ રીતે જ્યારે ધ્યેયવસ્તુના સર્વ અવયવોમા ચિત્તની સ્થિરતા થઈ જાય, ત્યારે ક્રમે ક્રમે એક એક અવયવને છોડતા જવુ અને અતે આખા આકારનો ત્યાગ કરીને રૂપરહિત ચિત્તની જ ભાવના કરવી, જેથી તેને અત્યત શાત કરી શકાય છે, અર્થાત્ ક્રમે ક્રમે ધ્યાનમાર્ગમા આગળ વધીને ચિત્તને નિર્વિકલ્પસ્વરૂપ બનાવી શકાય છે ×

* જે અધિકારી મધ્યમ સ્થિતિનો હોય છે, તેને વિચાર નામનુ ધ્યાન સાધ્ય થાય છે કે જે ધ્યાન, મનકલ્પિત મૂર્તિ વગેરેમા ચિત્તની એકાગ્રતા કરવાથી થઈ શકે છે આ ધ્યાનના બે ભેદ કહેવામા આવ્યા છે એક તો સવિચાર-ધ્યાન અને બીજુ નિર્વિચાર-ધ્યાન ઈશ્વરવાચક પ્રણવમત્રનો જપ કરીને તથા તેના અર્થનો વિચાર કરીને જે ધ્યાન કરવામા આવે છે, તેને સવિચાર-ધ્યાન કહેવામા આવે છે અને તે સિવાયના ધ્યાનને નિર્વિચાર-ધ્યાન કહેવામા આવે છે જે અધિકારી અધમ સ્થિતિનો હોય છે, તેને વિતર્ક નામનુ ધ્યાન સાધ્ય થાય છે ભૌતિક સ્થૂલપદાર્થની મૂર્તિમા પરમાત્માનુ ધ્યાન કરવુ તેને વિતર્કધ્યાન કહેવામા આવે છે આ વિતર્કધ્યાનના પણ બે ભેદ કહેલા છે એક સવિતર્કધ્યાન અને બીજુ નીર્વિતર્કધ્યાન જો કે પૂર્વોક્ત વિચારધ્યાનમા તથા આ વિતર્કધ્યાનમા મનકલ્પિત સૂક્ષ્મપદાર્થ અને ભૌતિક સ્થૂલપદાર્થ જ ધ્યેયસ્વરૂપે હોય છે અને તેથી તે ધ્યાનના પ્રભાવથી ઈશ્વરસ્વરૂપ ન થતા કદાચ ધ્યેયપદાર્થસ્વરૂપ જ થઈ જવાય એવી શકા થવાનો સભવ છે તોપણ ધ્યાનના મુખ્ય ઉદ્દેશને અનુસરીને સમાધાન થઈ શકે છે કે, તે ધ્યાન દ્વારા અનુક્રમે કેવળ બ્રહ્મસ્વરૂપ જ થઈ શકાય છે હવે જે અધિકારી ઉત્તમ પ્રતિનો હોય છે, તેને વિવેક નામનુ ધ્યાન સાધ્ય થાય છે, કે જેમા બુદ્ધિ અને ક્ષેત્રજ્ઞના અન્યોન્યાધ્યાસની નિવૃત્તિ કરવાની હોય છે આ ધ્યાન બીજા સર્વ ધ્યાનો કરતા ઉત્તમ છે

× આ શ્લોકમા કહેવાનો ભાવ એ છે કે જે જે આલબન ઉપર ચિત્ત સ્થિર થાય તે તે આલબનનો ત્યાગ કરીને પગથિયે પગથિયે ઉપર ચડવાની રીતે બીજા બીજા આલબનોનો આશ્રય કરવો આમ કરતા કરતા સર્વ આકારનો વિરામ થઈ જાય છે, ત્યારે આપોઆપ ચિત્ત શાત થઈ જાય છે ધ્યાનમાર્ગમા આગળ વધવા માટે યોગશાસ્ત્રમા આવો ક્રમ પ્રસિદ્ધ છે પ્રથમ તો વિતર્કસમાધિનો જ આશ્રય કરવો અને પછી વિતર્કસમાધિમાથી વિચારસમાધિમા જવુ વિચાર

હે ભરતવંશી રાજા ! આ પ્રમાણે નિત્ય યોગાભ્યાસ કરીને બુદ્ધિ, મન તથા ઇંદ્રિયોને પૂર્વોક્ત ધ્યાનમાર્ગમાં સ્થિર કરવાં, જેથી પોતાની મેળે જ તેઓ શાંત થઈ જાય છે.[૧૯-૨૦] અને એ રીતે મનને સમાધિનિષ્ઠ કરનારા યોગીપુરુષને જે પરમ સુખની પ્રાપ્તિ થાય છે, તે આ લોકમાં પુરુષાર્થ કરવાથી મળતું નથી કે દૈવબળનો આશ્રય કરવાથી પણ મળતું નથી.[૨૧] જે યોગી પુરુષ તે પરમ સુખથી યુક્ત થાય છે, તે પોતાની મેળેજ ધ્યાનકર્મમાં આસક્ત રહે છે અને અંતે તેવા યોગીપુરુષો અદ્વૈત કૈવલ્યપદને પ્રાપ્ત થાય છે.[૨૨]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમા 'ધ્યાનયોગ' નામનો અધ્યાય ૧૯૫ મો સમાપ્ત

# અધ્યાય ૧૯૬ મો

## જપયોગ

॥ યુધિષ્ઠિર ઉવાચ ॥

**चातुराश्रम्यमुक्तं ते राजधर्मास्तथैव च ।**
**नानाश्रयाश्च बहव इतिहासाः पृथग्विधाः ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે પિતામહ! તમે મને ચારે આશ્રમો તથા તેઓના ધર્મો કહ્યા, રાજધર્મો કહ્યા અને તેઓના સંબંધમાં અનેક પ્રકારના જુદા જુદા ઇતિહાસો પણ કહ્યા.[૧] તેમ જ હે મહાબુદ્ધિમાન પિતામહ! મેં તમારી પાસેથી અનેક ધર્મયુક્ત કથાઓ સાંભળી; તોપણ હજી મને એક સંશય રહ્યો છે, તેને તમારે દૂર કરવો જોઈએ.[૨] હે ભારત! જપ કરનારા પુરુષોને જે ફળની પ્રાપ્તિ થતી હોય, તેનું શ્રવણ કરવાની મને ઇચ્છા છે. જપ કરનારાઓને મળનારું કયું ફળ શાસ્ત્રમાં કહ્યું છે, જપ કરનારાઓ કયા લોકમાં નિવાસ કરે છે અને જપ કરવા યોગ્ય મંત્રાદિનો સંપૂર્ણ વિધિ શો હોય છે, તે મને કહો. વળી હે નિર્દોષ પિતામહ! જપ કરનારાઓ જે વિધિને અનુસરે છે, તે શું વેદાંત શાસ્ત્રનો વિચાર હોય છે અથવા યોગશાસ્ત્રનું અનુષ્ઠાન હોય છે કે કર્મકાંડ સંબંધી કોઈ વિધિ હોય છે અથવા શું બ્રહ્મયજ્ઞનો વિધિ હોય છે, એ જપ કરવા યોગ્ય વસ્તુ શી છે તે સર્વ મને કહો. હું માનું છું કે, તમે એક સર્વજ્ઞ પુરુષ છો.[૩-૫]

ભીષ્મે કહ્યું: આ વિષયમાં એક પ્રાચીન ઇતિહાસ* કહેવામાં આવે છે, જેમાં યમનું, કાળનું (મૃત્યુનુ) તથા એક બ્રાહ્મણનુ વૃત્તાંત વર્ણવેલું છે.[૬]

મોક્ષદ્રષ્ટા મુનિઓએ વેદાંત અને યોગ એવાં બે શાસ્ત્રો કહેલાં છે. તેમાંના વેદાંતશાસ્ત્રમાં જપવિધિનો ત્યાગ કરવા માટે જ કહ્યું છે; કેમ કે વેદાંનાં સર્વ વાક્યો કેવળ નિવૃત્તિપ્રધાન છે, શાંતિનું પ્રતિપાદન કરનારાં છે અને બ્રહ્મમાં જ પર્યવસાન પામેલાં છે; અર્થાત્ જપવિધિ એ પ્રવૃત્તિરૂપ હોવાથી મોક્ષપ્રાપ્તિનું મુખ્ય સાધન નથી, જેથી વેદાંતદૃષ્ટિએ તે ત્યાજ્ય ગણાય છે, તોપણ સર્વત્ર સમાન દૃષ્ટિ રાખનારા મુનિઓએ યોગ અને વેદાંત નામનાં જે બન્ને શાસ્ત્રો કહ્યાં છે, તેમાં જપવિધિની અપેક્ષા રહે છે ખરી અને નથી પણ રહેતી; અર્થાત્ આ બન્ને માર્ગોમાં ઈશ્વરનો સાક્ષાત્કાર ન થયો હોય, ત્યાંસુધી ચિત્તશુદ્ધિને અર્થે જપવિધિની અપેક્ષા રહે છે અને ઈશ્વરનો સાક્ષાત્કાર થયા પછી જપવિધિની અપેક્ષા રહેતી નથી. હે રાજન્! વેદાંત અને યોગશાસ્ત્ર શા હેતુથી જપવિધિનો આશ્રય કરે છે, તે વિષે હું તમને કહું છું, સાંભળો. આ બન્ને માર્ગોમાં મનનો નિગ્રહ તથા ઇંદ્રિયોનો જય અવશ્ય પ્રથમ ઉપકારક છે, એમ કહેવામાં આવ્યું છે. (અને તે જપવિધિ વિના સિદ્ધ થઈ શકે તેમ નથી)[૭-૯] વળી સત્ય, અગ્નિનું સેવન, આહારાદિકની શુદ્ધિ, ધ્યાન, તપ, દમ, ક્ષમા, અસૂયાનો ત્યાગ, મિતાહાર, વિષયનિવૃત્તિ, મિત ભાષણ અને શાંતિ આ સર્વ ગુણો કેવળ જપયજ્ઞ જ છે અને પ્રવૃત્તિમાર્ગપરાયણ હોઈને સ્વર્ગાદિ દિવ્ય લોકને આપનાર છે. આ સિવાયનો બીજો નિવૃત્તિપરાયણ જપયજ્ઞ પણ છે અને તે હું તમને કહું છું, સાંભળો.[૧૦-૧૧] મનઃસમાધિ આદિ પૂર્વોક્ત ગુણોને જ જો નિષ્કામ બુદ્ધિથી પાળવામાં આવે તો તે રૂપી નિવર્તક જપયજ્ઞ કરનાર બ્રહ્મનિષ્ઠ પુરુષનાં સર્વ કર્મો નિવૃત્ત થઈ જાય છે-તે પુરુષને મોક્ષપદની પ્રાપ્તિ થાય છે.[૧૨] નિવૃત્તિમાર્ગનો આશ્રય કરીને તથા વિતર્ક, વિચાર, સાનંદ, સાસ્મિતા

સમાધિમાંથી આનંદસમાધિમાં જવું; આનંદસમાધિમાંથી અસ્મિતાસમાધિમાં જવું અને અસ્મિતાસમાધિમાંથી સ્વરૂપમાં જવું

* આ ઇતિહાસનું સંપૂર્ણ વર્ણન ૧૯૯ મા અધ્યાયમાં આવશે.

અને ભિન્ન નિર્વિષયક (નિરાલંબ) સમાધિમાં આરૂઢ થઈને બ્રહ્મનિષ્ઠ પુરુષે દર્ભના આસન ઉપર જ બેસવું જોઈએ, હાથમાં પણ દર્ભ જ રાખવા જોઈએ, મસ્તક ઉપર પણ દર્ભ જ રાખવા જોઈએ, ચોતરફ દર્ભથી જ વીંટાઈને રહેવું અને મધ્યભાગમાં પણ દર્ભોથી જ ઢંકાયલા રહેવું.×[૧૩,૧૪] વળી તેણે વિષયોને તો નમસ્કાર જ કરી દેવો, મનથી પણ તેઓનું ચિંતન કરવું નહિ, સર્વત્ર સમભાવ રાખીને મનમાં જ મનનો લય કરવો, બુદ્ધિથી બ્રહ્મનું ધ્યાન કરવું, ૐકાર અથવા ગાયત્રી આદિનો યથાયોગ્ય જાપ કરવો અને પછી જ્યારે ચિત્તશુદ્ધિ થઈ જાય છે, ત્યારે કેવળ સમાધિનિષ્ઠ થઈને તે જપવિધિનો પણ ત્યાગ કરી દેવો.[૧૫,૧૬] હરકોઈ યોગીપુરુષ ગાયત્રી આદિ મંત્રજાપના બળથી ધ્યાનશક્તિને ઉત્પન્ન કરી શકે છે અને અંતઃકરણને શુદ્ધ કરી શકે છે; તેમ જ તપોબળના પ્રભાવથી જિતેંદ્રિય થઈને અને દ્વેષનો, કામનો, રાગનો, મોહનો તથા સુખદુઃખાદિ દ્વંદ્વનો પરિત્યાગ કરીને તે પુરુષ કોઈને માટે શોક કરતો નથી અને કોઈ વસ્તુમાં આસક્ત પણ થતો નથી. વળી તે પુરુષ કોઈ જાતનાં કર્મો કરતો નથી, તેમ કર્મોના ફળભોગની ઇચ્છા પણ રાખતો નથી;[૧૭,૧૮] એટલું જ નહિ પરંતુ તેના મનમાં અહંકારનો કદી સંબંધ જ થતો નથી, દ્રવ્યાદિનો સંગ્રહ કરવામાં તેને આસક્તિ રહેતી નથી. કોઈનું તે અપમાન કરતો નથી, સર્વથા ક્રિયાઓનો ત્યાગ કરતો નથી, ધ્યાનક્રિયામાં પરાયણ રહે છે, યોગસાધનામાં તત્પર રહે છે, ધ્યાનનિષ્ઠ રહે છે ધ્યાન દ્વારા જ તત્ત્વવસ્તુનો નિશ્ચય કરે છે અને ધ્યાનરૂપ આલંબનમાં ચિત્તને એકાગ્ર કર્યા પછી તે સમાધિરૂપ આલંબનનો પણ અનુક્રમે ત્યાગ કરી દે છે.[૧૯,૨૦] એ પ્રમાણે સર્વ આલંબનોનો ત્યાગ કર્યા પછી તે યોગીને નિર્બીજ સમાધિસુખનું અથવા અસંપ્રજ્ઞાત સમાધિસુખનું ભાન થાય છે અને તે અવસ્થામાં ગયા પછી અણિમાદિક અષ્ટસિદ્ધિઓમાં પણ નિરપેક્ષ થયેલો તે યોગી પ્રાણોનો જો ત્યાગ કરે છે, તો બ્રહ્મદેવના શરીરમાં પ્રવેશ કરે છે.[૨૧] અથવા એ રીતે બ્રહ્મદેવના શરીરમાં પ્રવેશ કરવાની પણ તેને ઇચ્છા ન હોય, તો તે યોગી દેવયાનમાર્ગ દ્વારા કૈવલ્યપદને પ્રાપ્ત કરે છે અને પોતાની ઇચ્છા હોય તો બ્રહ્મલોકમાં જ પ્રયાણ કરે છે; પરંતુ પુનઃ સંસારમાં ઉત્પન્ન થતો નથી.[૨૨] આ રીતે આત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરીને સર્વ કામનાઓથી રહિત થયેલો અને જરામરણ આદિ ધર્મોથી મુક્ત થયેલો યોગીપુરુષ રજોગુણથી રહિત અને અમૃતસ્વરૂપ એવા શુદ્ધ આત્મસ્વરૂપને પ્રાપ્ત થાય છે.[૨૩]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'જપયોગ' નામનો અધ્યાય ૧૯૬મો સમાપ્ત

× આ ચૌદમા શ્લોકમાં જ્યાં જ્યાં દર્ભ શબ્દ વપરાયો છે, તેનો અર્થ 'હૃદયપિંડમાંથી નીકળેલી નાડીઓ' એવો થઈ શકે છે. એ નાડીઓનું ઉત્પત્તિસ્થાન–હૃદયપિંડ, કદંબપુષ્પની કળીના જેવું છે અને તેમાંથી નીકળેલી નાડીઓ દર્ભની પેઠે મૂળભાગમાં જાડી અને અગ્રભાગમાં સૂક્ષ્મ છે. આ નાડીઓ પોતાના અગ્રભાગથી હૃદયપિંડને સ્પર્શ કરે છે અને મૂળભાગથી આખા બ્રહ્માંડમાં વ્યાપ્ત થઈને રહેલી છે. આવા હેતુથી જ મૂળમાં આત્મપુરુષને દર્ભના આસન ઉપર બેઠેલો કહ્યો છે. એ નાડીઓ આગળ પ્રસરેલી છે, માટે હાથમાં દર્ભવાળો કહ્યો છે; ઉપરના ભાગમાં પણ રહેલી છે; માટે મસ્તક પર દર્ભવાળો કહ્યો છે; ચોબાજુ રહેલી છે; માટે ચોબાજુ દર્ભથી વીંટાયેલો કહ્યો છે અને હૃદયપિંડમાં પણ નાડીઓ રહેલી છે, માટે મધ્યભાગમાં પણ દર્ભથી ઢંકાયેલો કહ્યો છે. તાત્પર્ય કે દીવો જેમ ઘડામાં વ્યાપ્ત થઈ રહે છે, તેમ પુરુષ પણ બ્રહ્માંડમાં વ્યાપ્ત થઈ રહેલો છે.

## अध्याय १९७मो

### જપયોગનું ફળ

॥ युधिष्ठिर उवाच ॥

**गतीनामुत्तमा प्राप्तिः कथिता जापकेष्विह ।**
**एकैवैषा गतिस्तेषामुत यान्त्यपरामपि ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ! જપ કરનારા પુરુષોને (યોગસિદ્ધિની પ્રાપ્તિ દ્વારા જરામરણથી રહિતપણું, ઇચ્છાનુસાર દેહત્યાગ, બ્રહ્મલોક પ્રત્યે ગમન અને શુદ્ધ કૈવલ્યપદની પ્રાપ્તિરૂપ) ઉત્તમ ગતિ મળે છે, એમ તમે કહ્યું, તે ઉપરથી હું પૂછું છું કે, તેઓને એ એક જ ગતિ મળે છે કે બીજી કોઈ ગતિને પણ તેઓ પામે છે?[૧]

ભીષ્મે કહ્યું : હે રાજન્! જપ કરનારા પુરુષોને જે જે ગતિ પ્રાપ્ત થાય છે, તે હું તમને કહું છું,

સાવધાન થઈને તમે સાંભળો. હે પુરુષશ્રેષ્ઠ! જપ કરનારા પુરુષો (બુદ્ધિના અનેક ભેદોને લીધે) અનેક નરકોમાં પણ પડે છે.[2] જે જાપક પુરુષ મેં કહેલા (પૂર્વોક્ત) પ્રકારને અનુસરીને જપયજ્ઞ કરતો નથી, પણ અંગોની અપૂર્ણતાવાળો જપ કરવામાં તત્પર રહે છે, તે નરકમાં પડે છે.[3] વળી જે જાપક પુરુષ શ્રદ્ધા રાખ્યા વિના જપ કરે છે અને જપ કરીને પ્રસન્ન થતો નથી કે હર્ષ પામતો નથી, તે અવશ્ય નરકમાં જ જાય છે;[4] તેમ જ જપ કરીને અહંકાર કરનારા તથા બીજાનું અપમાન કરનારા સર્વ પુરુષો નરકને પામે છે.[5] વળી જે પુરુષ મોહાધીન થઈને અમુક કોઈ ફળ મેળવવાની ઇચ્છાથી જપ કરે છે, તે પુરુષ પોતે જે જે ફળમાં પ્રીતિ કરી હોય ત્યાં ઉત્પન્ન થાય છે.[6] જે જાપક પુરુષ અણિમાદિક અષ્ટસિદ્ધિઓ મેળવવા માટે જપ કરે છે અને તે તે સિદ્ધિઓ સંપાદન કરીને તેમાં આસક્ત બની જાય છે, તે પુરુષની તે આસક્તિ જ નરકરૂપ છે અને તેમાંથી તેની કદી મુક્તિજ થતી નથી. મોહવશ થયેલો જાપક પુરુષ જે જે વસ્તુ ઉપર રાગ કરીને જપ કરે છે, તે તે વસ્તુમાં તેની ઉત્પત્તિ થાય છે.[8] વળી ભોગોમાં આસક્ત થયેલી દુષ્ટ બુદ્ધિવાળો અને ભોગોના પરિણામની દુષ્ટતાને નહિ જાણનારો જાપક પુરુષ મનની ચંચલતા હોવા છતાં જપ કરવાનો આરંભ કરે છે, તો ચંચળ ગતિને જ પામે છે અથવા નરકમાં પડે છે.[9] બુદ્ધિની અસ્થિરતા હોવા છતાં જપયજ્ઞનો આરંભ કરનાર મૂર્ખ પુરુષ મોહાધીન બની જાય છે અને મોહને લીધે જ નરકમાં જઈ પડીને પાછળથી શોક કરે છે.[10] તેમ જ સંપૂર્ણ વૈરાગ્ય ન હોય છતાં દુરાગ્રહને લીધે 'ગમે તે થશે તોપણ હું જપ કરીશ.' આવો નિશ્ચય કરીને જપ કરવાનો આરંભ કરે છે, તે પુરુષ પણ પોતાની અપૂર્ણતાને લીધે નરકમાં જ પડે છે.[11]

યુધિષ્ઠિરે પૂછ્યું: હે રાજન્! જે પરબ્રહ્મ સ્વભાવસિદ્ધ, મન-વાણીથી અગોચર અને પ્રણવમંત્રના જપથી પ્રાપ્ત થઈ શકે છે, તે પરબ્રહ્મને પ્રાપ્ત કરનારો જાપક પુરુષ પુનઃ શરીરને શા માટે ધારણ કરે?[12]

ભીષ્મે કહ્યું: જાપકની ગતિ ઉત્તમ જ હોય છે, પરંતુ કામનાયુક્ત દુષ્ટ બુદ્ધિથી જપ કરનારા પુરુષને રાગાદિ અનેક દોષો ઘેરી વળે છે અને તે દોષોને લીધે જ જાપક પુરુષને અનેક પ્રકારનાં નરકોમાં પડવું પડે છે; અર્થાત્ વાસનાવાસિત બુદ્ધિવાળા જાપકને જ નરકાદિ ગતિ પ્રાપ્ત થાય છે અને તેથી તેને જ પુનઃ શરીર ધારણ કરવું પડે છે.[13]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'જપયોગનું ફળ' નામનો અધ્યાય ૧૯૭ મો સમાપ્ત

## अध्याय १९८मो

### વાસનાવાસિત જાપકને કેવું નરક મળે છે?

॥ युधिष्ठिर उवाच ॥

**कीदृशं निरयं याति जापको वर्णयस्व मे।**
**कौतूहलं हि राजन्मे तद्भवान् वक्तुमर्हसि ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે રાજન્! (વાસનાયુક્ત બુદ્ધિ હોવા છતાં) જપ કરનારો પુરુષ કેવા નરકમાં જાય છે તે મને કહો; કેમ કે તે સાંભળવાની મને ઉત્કટ ઇચ્છા છે.[1]

ભીષ્મે કહ્યું: હે નિર્દોષ રાજા! તમે ધર્મના અંશમાંથી ઉત્પન્ન થયા છો અને તેથી જ સ્વાભાવિક રીતે ધર્મનિષ્ઠ છો; માટે ધર્મના કારણભૂત વેદને અનુસરીને હું જે વાક્ય કહું છું, તેને તમે સાવધાન થઈને સાંભળો.[2] હે રાજન્! મહાબુદ્ધિમાન એવા દેવતાઓનાં જે જે સ્થાનો છે, તે બધાં ભિન્ન ભિન્ન આકૃતિવાળાં છે, ભાતભાતના વર્ણવાળાં છે, અનેક પ્રકારનાં રૂપવાળાં છે, તરેહ તરેહનાં ફળ આપનારાં છે, દિવ્ય છે અને ઇચ્છાનુસાર ગતિ કરનારાં વિમાનો, સભાઓ, જુદાં જુદાં વિહારનાં સ્થાનો તથા સુવર્ણમય કમળોથી ભરપૂર છે.[3-4] ચારે લોકપાલોનાં, શુક્રનાં, બૃહસ્પતિનાં, મરુદ્ગણોનાં, વિશ્વેદેવાઓનાં, સાધ્યદેવોનાં, અશ્વિનીકુમારોનાં, રુદ્રોનાં, આદિત્યોનાં, વસુઓનાં તથા બીજા સર્વ કોઈ દેવોનાં જે જે સ્થાનકો છે, તે બધાં હે તાત! પરમાત્માના સ્થાન આગળ નરક સમાન જ છે; અર્થાત્ પરમાત્મસ્વરૂપની પ્રાપ્તિ થયા પછી તે દિવ્ય સ્થાનકો નરક સમાન જ લાગે છે;[5-6] કેમ કે પરમાત્મસ્વરૂપરૂપી સ્થાન ભયરહિત છે, સ્વભાવસિદ્ધ છે, સર્વ પ્રકારના ક્લેશોથી રહિત છે,

પ્રિય–અપ્રિયથી મુક્ત છે, સત્ત્વાદિક ત્રણ ગુણોથી રહિત છે, પાંચ મહાભૂતો, મન, બુદ્ધિ, વાસના, કર્મ, ઇંદ્રિયો, વાયુઓ અને અવિદ્યા આ આઠે પદાર્થોથી અલિપ્ત છે; જ્ઞેય, જ્ઞાતા અને જ્ઞાન એ ત્રણે ભાવોથી મુક્ત છે; દર્શન, શ્રવણ, મનન અને વિજ્ઞાન એ ચારે લક્ષણોથી રહિત છે; પ્રત્યક્ષ, શાબ્દ, અનુમાન અને બુદ્ધિ એ ચારે કારણોથી રહિત છે અને ઇષ્ટ વિષયના લાભ વડે ઉત્પન્ન થનારા હર્ષથી તથા તેના ઉપભોગ વડે ઉત્પન્ન થનારા આનંદથી રહિત છે અને શોક તથા પરિશ્રમથી પણ મુક્ત છે.૭-૮ વળી હે રાજા! તે સ્થાનમાંથી કાળની ઉત્પત્તિ થાય છે, છતાં કાળની તે સ્થાન ઉપર સત્તા નથી, પણ ઊલટું કાળ ઉપર જ તે સ્થાનનું પ્રભુત્વ છે અને સ્વર્ગનો પણ તે ઈશ્વર છે.૯ જે કેવળ આત્મસ્વરૂપ થયેલો હોય છે, તે પુરુષને એ પરમ સ્થાન પ્રાપ્ત થાય છે અને ત્યાં ગયા પછી તે પુરુષને શોક જ થતો નથી. આ પરમ સ્થાનની સાથે સરખાવતાં બીજાં સર્વ સ્થાનો નરક તુલ્ય જ જણાય છે.૧૦ વાસનાવાસિત જાપક પુરુષને પરમાત્માનું પદ મળતું નથી; પરંતુ મેં કહેલાં આ નરકસ્થાનો (દિવ્યસ્થાનો–દેવતાઓનાં સ્થાનકો) મળે છે અને તેથી જ મેં તમને કહ્યું છે કે, વાસનાવાસિત જાપક પુરુષ નરકમાં પડે છે; કેમ કે પરમાત્માના ઉત્તમ સ્થાનની અપેક્ષાએ દેવોનાં સર્વ સ્થાનો નરક જેવાં જ છે.૧૧

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'વાસનાવાસિત જાપકને કેવું નરક મળે છે?' નામનો અધ્યાય ૧૯૮મો સમાપ્ત

# अध्याय १९९मो

## નિષ્કામ જપયજ્ઞનું ફળ

॥ युधिष्ठिर उवाच ॥

कालमृत्युयमानां ते इक्ष्वाकोर्ब्राह्मणस्य च।
विवादो व्याहृतः पूर्वं तद्भवान् वक्तुमर्हसि ॥१॥

યુધિષ્ઠિરે પૂછ્યું: હે પિતામહ! તમે પ્રથમ કહ્યું છે કે, આ જપવિધિના સંબંધમાં કાળ,* મૃત્યુ,+ યમ,× ઇક્ષ્વાકુરાજા અને બ્રાહ્મણનો પૂર્વે સંવાદ થયો હતો. તો હવે તે સંવાદ તમારે મને કહેવો જોઈએ.૧

ભીષ્મે કહ્યું: હે રાજા! આ જપવિષયના સંબંધમાં સૂર્યપુત્ર ઇક્ષ્વાકુરાજા, બ્રાહ્મણ, કાળ, મૃત્યુ અને યમના વૃત્તાંતનો એક પ્રાચીન ઇતિહાસ કહેવામાં આવે છે, તેને તમે મારી પાસેથી સાંભળો. તેઓનો સંવાદ કેવા પ્રકારે થયો હતો અને કયે સ્થળે થયો હતો, તે પણ હું તમને કહું છું. પૂર્વે કોઈ એક ધર્મનિષ્ઠ બ્રાહ્મણ હમેશાં જપ કરવામાં જ તત્પર રહેતો હતો. તે બ્રાહ્મણ મહાયશસ્વી હતો, વેદનાં છયે¶ અંગોને જાણનો હતો, મહાબુદ્ધિમાન હતો, પિપ્પલાદ નામના બ્રાહ્મણનો પુત્ર હતો અને તેનું ગોત્ર 'કૌશિક' હતું.૨-૪ એ બ્રાહ્મણને વેદોનાં છયે અંગોનું અપરોક્ષ (તત્ત્વદર્શનાત્મક) જ્ઞાન થયું હતું, વેદોમાં તે કુશળ થયો હતો અને હિમાલયની તળેટીના પ્રદેશમાં તે રહેતો હતો.૫ વળી તે બ્રાહ્મણ અર્થજ્ઞાનપૂર્વક વેદાધ્યયન કરીને સ્વધર્મપાલનમાં તત્પર રહેતો હતો અને બરાબર સાવધાન થઈને ગાયત્રીમંત્રનો જાપ કર્યા કરતો હતો. આ રીતે નિયમનિષ્ઠ રહીને મંત્રજાપ કરતાં કરતાં તે બ્રાહ્મણનાં એક હજાર વર્ષ વીતી ગયા,૬ એટલે એક દિવસ દેવી સાવિત્રીએ (ગાયત્રીએ) તેને સાક્ષાત્ દર્શન દીધાં અને કહ્યું કે, 'હું તારા પર પ્રસન્ન થઈ છું;' પણ દેવી સાવિત્રીના આગમનસમયે તે બ્રાહ્મણ મૌનવ્રત ધારણ કરીને જપ કર્યા કરતો હતો, જેથી દેવી સાવિત્રી પ્રત્યે તે કંઈ પણ બોલ્યો નહિ;૭ પરંતુ વેદમાતા દેવી સાવિત્રી તેના ઉપર પ્રસન્ન થઈ ગયાં હતાં, જેથી કૃપાને આધીન થઈને તેના જપનાં તેમણે ઘણાં વખાણ કર્યાં.૮ પછી જપ જ્યારે સમાપ્ત થયો, ત્યારે ધર્માત્મા એવો તે બ્રાહ્મણ ઊઠીને ઊભો થયો અને દેવીના ચરણમાં મસ્તક નમાવીને

* આયુષ્યનું પરિમાણ કરનારો દેવ 'કાળ' કહેવાય છે.

+ સર્વના પ્રાણને હરણ કરનારો દેવ 'મૃત્યુ' કહેવાય છે.

× પુણ્ય–પાપના ફળને આપનારો દેવ 'યમ' કહેવાય છે.

¶ શિક્ષા, કલ્પ, વ્યાકરણ, જ્યોતિષ, નિરુક્ત અને છંદ આ ૭ વેદોનાં અંગ છે.

આ પ્રમાણે બોલ્યો : ' હે દેવી ! તમે મારા પર પ્રસન્ન થયાં અને મને પ્રત્યક્ષ દર્શન આપ્યાં, એ મારાં અહોભાગ્ય છે અને વળી મારા પર તમે પ્રસન્ન થયાં છો, તો હું પ્રાર્થના કરું છું કે, મારું મન હમેશાં જપ કરવામાં જ રમણ કર્યા કરો.[૯-૧૦]

સાવિત્રી બોલ્યાં : હે બ્રહ્મર્ષિ ! તારી શી ઇચ્છા છે ? હું તારું શું પ્રિય કરું ? હે જાપકશ્રેષ્ઠ બ્રાહ્મણ ! બોલ, તારી જે ઇચ્છા હશે, તે સર્વ સફળ થશે.'[૧૧] દેવીએ એ પ્રમાણે કહ્યું, એટલે ધર્મવેત્તા બ્રાહ્મણે ફરી પણ કહ્યું કે, ' હે દેવી ! જપ કરવામાં મારી ઇચ્છા વારંવાર વૃદ્ધિ પામ્યા કરે.[૧૨] વળી હે શુભે ! મારા મનની સમાધિ ( એકાગ્રતા ) પ્રતિદિન વૃદ્ધિ પામો. ' બ્રાહ્મણની એ પ્રાર્થના સાંભળીને દેવીએ ' તથાસ્તુ ' એવું મધુર વાક્ય કહીને તેને વરદાન આપ્યું.[૧૩] અને તે ઉપરાંત બ્રાહ્મણનું પ્રિય કરવાની ઇચ્છાથી દેવીએ કહ્યું કે, ' જપ કરનારા અનેક ઉત્તમ બ્રાહ્મણો જે નરકમાં (સ્વર્ગાદિલોકમાં) ગયા છે, તે નરકમાં તું જઈશ નહિ, પણ તું તો સ્વભાવસિદ્ધ અને અનિંદ્ય એવા બ્રહ્મપદને જ પામીશ. બસ, હવે હું જાઉં છું. તેં મારી પાસે જે પ્રાર્થના કરી છે તે સફળ થશે. તું નિયમનિષ્ઠ અને એકાગ્ર થઈને જપ કરવામાં તત્પર રહેજે. અહીં તારી પાસે ધર્મ, કાળ, મૃત્યુ અને યમ પોતે આવશે, (તોપણ તેઓનો તને ભય રહેશે નહિ ) અને તારો તથા તે દેવોનો ધર્માનુસાર વાદવિવાદ થશે.

ભીષ્મે કહ્યું : એ પ્રમાણે કહીને ભગવતી સાવિત્રી પોતાના સ્થાન ભણી ચાલ્યાં ગયાં અને પેલો બ્રાહ્મણ પણ દેવતાઓનાં સો વર્ષ પર્યંત જપપરાયણ રહીને ત્યાં ને ત્યાં બેસી રહ્યો. તેણે ઇંદ્રિયોને વશ કરી હતી, ક્રોધને જીતી લીધો હતો, પ્રતિજ્ઞાને પાળી હતી અને અસૂયાનો ત્યાગ કર્યો હતો.[૧૪-૧૮] બુદ્ધિમાન એવા તે બ્રાહ્મણનો દેવતાઓનાં સો વર્ષ પર્યંતનો એ નિયમ જ્યારે સમાપ્ત થયો, ત્યારે તેના ઉપર પ્રસન્ન થયેલા ધર્મે તેને સાક્ષાત્ દર્શન આપ્યાં.[૧૯]

ધર્મે કહ્યું : હે બ્રાહ્મણ ! તું મારા તરફ દૃષ્ટિ કર. હું ધર્મ, તારાં દર્શન કરવા માટે આવ્યો છું. તેં આ (નિષ્કામ) જપયજ્ઞનું જે ફળ સંપાદન કર્યું છે, તે હું તને કહું છું, સાંભળ.[૨૦] હે સત્પુરુષ ! તેં દેવતાઓના તથા મનુષ્યોના સર્વ લોકોને જીતી લીધા છે, જેથી તું દેવતાઓના સર્વ લોકોનું ઉલ્લંઘન કરીને તેનાથી આગળ જઈશ.[૨૧] હે મુનિ! હવે તું પ્રાણોને તજી દે અને તારી ઇચ્છામાં આવે તે દિવ્ય લોકમાં જા. ખરેખર, પોતાના શરીરનો ત્યાગ કરીને તું યથેષ્ટ લોકમાં જઈ શકીશ.[૨૨]

બ્રાહ્મણે કહ્યું : હે વ્યાપક ધર્મ ! મારે દિવ્ય લોકમાં જઈને શું કરવું છે ? હું અનેક સુખદુઃખ વાળા આ દેહનો ત્યાગ કરવા ઇચ્છતો જ નથી.× માટે તું સુખેથી જ્યાં જવું હોય ત્યાં ચાલ્યો જા.[૨૩]

ધર્મે કહ્યું : ઓ મહામુનિ ! તારે આ શરીર અવશ્ય છોડવું જ પડશે, માટે હે નિર્દોષ બ્રાહ્મણ ! મારા વચનને અનુસરીને તું સ્વર્ગારોહણ કર અથવા તારી ઇચ્છામાં આવે તે લોકમાં જા.[૨૪]

બ્રાહ્મણે કહ્યું : હે વ્યાપક ધર્મ ! આ દેહનો ત્યાગ કરીને સ્વર્ગવાસ કરવાની મને ઇચ્છા જ નથી. હું મારા શરીર વિના સ્વર્ગમાં જવાની શ્રદ્ધા જ રાખતો નથી.* માટે તું જા.[૨૫]

ધર્મે કહ્યું : હે બ્રાહ્મણ ! તું તારા દેહ ઉપર મન લગાડ મા. પણ દેહનો ત્યાગ કરીને સુખી થા. તું રજોગુણ વિનાના દિવ્ય લોકમાં જા કે, જ્યાં જઈને તને શોક જ થશે નહિ.[૨૬]

બ્રાહ્મણે કહ્યું : હે મહાભાગ્યશાળી ધર્મ ! જપ કરીને જ હું આનંદ પામું છું, તો પછી સનાતન સ્વર્ગલોકમાં જવાનું મારે શું પ્રયોજન છે ? છતાં હે વિભો ! હું સ્વર્ગલોકમાં જઈશ, તો આ શરીર ની સાથે જ જઈશ, નહિ તો ત્યાં જવાની મને ઇચ્છા જ નથી.[૨૭]

ધર્મે કહ્યું : હે બ્રાહ્મણ ! તું આ શરીરનો ત્યાગ કરવાની જો ઇચ્છા કરતો નથી, તો જોઈ લે આ કાળ, મૃત્યુ અને યમ તારી પાસે આવી પહોંચ્યા છે.[૨૮]

× અર્થાત્ અનેક સુખદુઃખથી ભરેલા આ એક શરીરનો અનુભવ કર્યા પછી બીજું નવું શરીર ધારણ કરવાની મને ઇચ્છા જ નથી, કેમ કે હું જાપક છું.

* અર્થાત્ આત્મવસ્તુનો ત્યાગ કરીને અનાત્મવસ્તુભૂત એવા સ્વર્ગાદિ લોક ઉપર મને રુચિ નથી અને આત્મસ્વરૂપ સ્વર્ગલોક સિવાયના લૌકિક સ્વર્ગલોકમાં જવાની મને શ્રદ્ધા નથી.

ભીષ્મે કહ્યું : ધર્મે એ પ્રમાણે કહ્યું, એટલે તુરત જ કાળ, મૃત્યુ અને યમ એ ત્રણે જણા મોટા ભાગ્યવાળા તે બ્રાહ્મણની પાસે આવી પહોંચ્યા અને આ પ્રમાણે બોલ્યા.[૨૯]

યમે કહ્યું : હું યમદેવ તને કહું છું, આ મહાન તપશ્ચર્યાનું તથા સર્વોત્કૃષ્ટ સદાચારનું ઉત્તમ ફળ તને મળી ચૂક્યું છે. (માટે આ દેહને હવે તજી દે.)[૩૦]

કાળે કહ્યું : હું કાળ તારી પાસે આવ્યો છું અને તને કહું છું કે, તેં યથાવિધિ કરેલા જપયજ્ઞનું અતિ ઉત્તમ ફળ તને મળ્યું છે અને વળી તારો સ્વર્ગારોહણનો સમય પણ થઈ ચૂક્યો છે.[૩૧]

મૃત્યુએ કહ્યું : હે ધર્મવેત્તા બ્રાહ્મણ! હું સાક્ષાત્ મૃત્યુ તારી પાસે આવ્યો છું અને કાળની પ્રેરણાથી આજે તને અહીંથી લઈ જવા માટે ઇચ્છું છું, એમ તું જાણ.[૩૨]

બ્રાહ્મણે કહ્યું : હે સૂર્યપુત્ર યમદેવ! હે મહાત્મા કાળ! હે મૃત્યુ! હે ધર્મ! તમે ભલે પધાર્યા. બોલો, હું તમારું શું પ્રિય કરું?[૩૩]

ભીષ્મે કહ્યું : એ પ્રમાણે કહીને તે બ્રાહ્મણે આગંતુક તે ચારે દેવોને અર્ઘ્ય તથા પાદ્ય અર્પણ કર્યાં અને ફરી પણ કહ્યું કે, 'મારી શક્તિ અનુસાર હું તમારું શું પ્રિય કરું?'[૩૪]

હે યુધિષ્ઠિર રાજા! એમ કહીને તે બ્રાહ્મણ તેઓની આગતાસ્વાગતા કરતો હતો, તે જ સમયે ઇક્ષ્વાકુ નામનો રાજા તીર્થયાત્રા કરતો કરતો ત્યાં આવી ચડ્યો કે, જ્યાં તેઓ પાંચે જણા એકઠા થયા હતા.[૩૫] રાજાઓમાં ઋષિ સરખા મહારાજા ઇક્ષ્વાકુએ તેઓ સર્વની પૂજા કરી પ્રણામ કર્યા અને પછી તેઓને કુશલપ્રશ્ન પૂછ્યો.[૩૬] ત્યારે પેલા બ્રાહ્મણે પણ રાજા ઇક્ષ્વાકુને આસન, અર્ઘ્ય, પાદ્ય વગેરે અર્પણ કરીને કુશલસમાચાર પૂછ્યા અને પછી આ પ્રમાણે કહ્યું :[૩૭] 'હે મહારાજા! તું ભલે આવ્યો. બોલ, તારી શી ઇચ્છા છે? હું મારી શક્તિ પ્રમાણે તારું શું પ્રિય કરું, તે તું મને કહે.[૩૮]

રાજાએ કહ્યું : હું રાજા છું અને તમે અધ્યયન, અધ્યાપન, યજન, યાજન, દાન અને પ્રતિગ્રહ એ છ કર્મોમાં આસક્ત રહેનારા બ્રાહ્મણ છો, તેથી (તમારા પ્રતિગ્રહ કર્મને અનુસરીને) તમે મને આજ્ઞા આપો, એટલે સુવર્ણાદિક પ્રસિદ્ધ દ્રવ્યમાંનું કંઈક દ્રવ્ય હું તમને અર્પણ કરું.[૩૯]

બ્રાહ્મણે કહ્યું : હે રાજન્! બ્રાહ્મણો બે પ્રકારના હોય છે : એક તો પ્રવૃત્તિમાર્ગમાં રહેનારા અને બીજા નિવૃત્તિમાર્ગનો આશ્રય કરનારા. તેમ જ ધર્મ પણ બે પ્રકારના હોય છે : એક તો પ્રવૃત્તિરૂપ ધર્મ અને બીજો નિવૃત્તિરૂપ ધર્મ. તેમાં હું, નિવૃત્તિમાર્ગનો આશ્રય કરનારો છું અને તેથી જ પ્રતિગ્રહ કરવાથી નિવૃત્ત થયો છું.[૪૦] હે રાજા! તું તેવા બ્રાહ્મણોને જ દાન આપ કે, જેઓ પ્રવૃત્તિમાર્ગનો આશ્રય કરનારા હોય! હું પ્રતિગ્રહ કરતો નથી, માટે જ હું તને પૂછું છું કે, તારી શી ઇચ્છા છે? હું તને શું આપું? હે મહારાજા! મારા તપના પ્રભાવથી તારા કયા કાર્યને હું સિદ્ધ કરી આપું, તે તું મને કહે.[૪૧]

રાજાએ કહ્યું : હે ઉત્તમ બ્રાહ્મણ! હું ક્ષત્રિય છું. 'તમે મને આપો.' એવા યાચકવાક્યને હું જાણતો નથી. અમે ક્ષત્રિયો તો 'યુદ્ધ આપ' એવું જ વાક્ય બોલનારા છીએ.[૪૨]

બ્રાહ્મણે કહ્યું : હે રાજા! તું જેમ સ્વધર્મથી સંતુષ્ટ રહે છે, તેમ અમે પણ સ્વધર્મથી જ સંતુષ્ટ રહેનારા છીએ અને તેથી જ તારામાં ને મારામાં લેશમાત્ર અંતર નથી; તો હવે તારી ઇચ્છામાં આવે તેમ કર.[૪૩]

રાજાએ કહ્યું : હે બ્રાહ્મણ! તમે મને પ્રથમ જ કહ્યું છે કે, મારી શક્તિ પ્રમાણે હું તને આપીશ, જેથી હું તમારી પાસે યાચના કરું છું કે, તમારા આ જપયજ્ઞનું સંપૂર્ણ ફળ મને આપી દો.[૪૪]

બ્રાહ્મણે કહ્યું : તેં તો હમણાં જ આત્મશ્લાઘા કરી હતી કે, મારી વાણી હમેશાં યુદ્ધની જ યાચના કરે છે, પણ દાન લેવાની યાચના કરતી નથી; તો પછી તું મારી સાથે યુદ્ધ કરવાની કેમ યાચના કરતો નથી?[૪૫]

રાજાએ કહ્યું : હે વિપ્ર! બ્રાહ્મણો વાણીરૂપી વજ્રવાળા હોય છે અને ક્ષત્રિયો પોતાના બાહુબળથી જીવનારા હોય છે, જેથી મેં તમારી સાથે વાણીરૂપી તીવ્ર યુદ્ધ કરવાનો વિચાર કર્યો છે.[૪૬]

બ્રાહ્મણે કહ્યું : હજી સુધી પણ મારી તો એ જ પ્રતિજ્ઞા છે કે મારી શક્તિ અનુસાર હું તને

શું આપું? માટે હે રાજેંદ્ર! બોલ, વિલંબ કર મા. મારી પાસે જે વૈભવ હશે, તે હું સર્વ તને આપીશ.[૪૭]

રાજાએ કહ્યું: તમારે મને કંઈક આપવાની જ જો ઇચ્છા છે, તો હું યાચના કરું છું કે, સો વર્ષ પર્યંત જપ જપીને તમે જે ફળ સંપાદન કર્યું છે, તે મને આપો.[૪૮]

બ્રાહ્મણે કહ્યું: મેં જે જપ જપ્યો છે, તેનું ઉત્તમ ફળ વિના વિચારે તું ગ્રહણ કર. તે જપનું અર્ધફળ તને પ્રાપ્ત થાઓ;[૪૯] અથવા હે રાજન્! મારા જપનું સમગ્ર ફળ મેળવવાની તને ઇચ્છા હોય, તો ભલે તે સર્વ ફળ તને પ્રાપ્ત થાઓ.[૫૦]

રાજાએ કહ્યું: તમારા જપનું સમગ્ર ફળ મેળવવાની મને ઇચ્છા નથી. તમારું કલ્યાણ થાઓ. હવે હું જાઉં છું; પરંતુ હું તમને પૂછું છું કે, મેં તમારી પાસે જે જપના ફળની યાચના કરી હતી, તે જપનું ફળ શું છે, તે મને કહો.[૫૧]

બ્રાહ્મણે કહ્યું: મેં જપેલા જપનું શું ફળ પ્રાપ્ત થયું છે, તે હું જાણતો નથી; તોપણ મારા જપયજ્ઞનું સર્વ ફળ મેં તને આપી દીધું છે અને તે વાતમાં આ ધર્મ, કાળ, યમ અને મૃત્યુ સાક્ષીભૂત છે.[૫૨]

રાજાએ કહ્યું: જે તમારા જપધર્મનું ફળ હજી સુધી જણાયું નથી, તે મારું શું કલ્યાણ કરશે? વળી જો તમારા જપધર્મનું ફળ તમે મને કહેતા નથી, તો એ ફળ તમને પોતાને જ ભલે મળે; કેમ કે તેવા સંશયભરેલા ફળની મને ઇચ્છા નથી.[૫૩]

બ્રાહ્મણે કહ્યું: હું હવે બીજું કંઈ પણ કહેવા માગતો નથી. મેં તો મારા જપનું ફળ તને અર્પણ કરી દીધું છે. તો હે રાજર્ષિ! તારું અને મારું બન્નેનું વાક્ય હવે પ્રમાણભૂત જ થવું જોઈએ. મેં પૂર્વે જે જપ કર્યો છે, તેના ફળની કદી અપેક્ષા જ રાખી નથી; અર્થાત્ નિષ્કામ બુદ્ધિથી મેં જપધર્મ આચર્યો છે; તો હે રાજસિંહ! એ નિષ્કામજપના ફળને હું કેવી રીતે જાણી શકું?[૫૪-૫૫] તેં મારી પાસે યાચના કરી હતી કે, તમારા જપનું ફળ મને આપો અને તે ઉપરથી મેં તને કહ્યું છે કે, જપનું ફળ હું તને આપું છું; તો હવે હું મારી વાણીને દૂષિત કરવા ઇચ્છતો નથી અને તું પણ સત્યની રક્ષા કર અને સ્થિર થા.[૫૬] હે રાજન્! આ પ્રમાણે હું તને કહું છું, છતાં મારું વચન તું નહિ માને તો, અસત્યથી ઉત્પન્ન થયેલો મહાન અધર્મ તને પ્રાપ્ત થશે.[૫૭] હે શત્રુદમન રાજા! અસત્ય વાણી બોલવી, એ તને યોગ્ય નથી; તેમ જ મારું વચન પણ હવે મિથ્યા થઈ શકે તેમ નથી.[૫૮] મેં કોઈ જાતનો વિચાર કર્યા વિના જ પ્રથમ પ્રતિજ્ઞા કરી દીધી છે કે, મારા જપનું ફળ હું તને આપું છું; તો હવે તું જો સત્યનિષ્ઠ હોય, તો વિચાર કર્યા વિના તેનો સ્વીકાર કર.[૫૯] હે રાજન્! અહીં આવીને તેં, મારી પાસે જપના ફળની યાચના કરી, જેથી મેં એ ફળ તને અર્પણ કર્યું છે; માટે હવે તેનો તું સ્વીકાર કર અને સત્યમાર્ગમાં સ્થિર થા.[૬૦] જે પુરુષ અસત્ય ભાષણ કરવામાં તત્પર રહે છે, તે ઉભય લોકથી ભ્રષ્ટ થાય છે અને તે પુરુષ પોતાના પૂર્વજોને જ જ્યારે તારી શકતો નથી, ત્યારે પોતાની ભાવી સંતતિને તો ક્યાંથી જ તારી શકે?[૬૧] હે મહાપુરુષ! આ લોકમાંથી અને પરલોકમાંથી જે પ્રમાણે સત્ય તારે છે, તે પ્રમાણે યજ્ઞ, દાન, તપ કે નિયમો મનુષ્યને તારી શકતાં નથી.[૬૨] સેંકડો અને લાખો પ્રકારનાં તપશ્ચરણો મનુષ્યોએ કર્યાં હશે અને ભવિષ્યમાં કરશે; પરંતુ એ બધાની યોગ્યતા સત્યના કરતાં અધિક નથી.[૬૩] સત્ય એક અવિનાશી બ્રહ્મ છે, સત્ય એક અવિનાશી તપ છે, સત્ય એક અવિનાશી યજ્ઞ છે અને સત્ય એક અવિનાશી શાસ્ત્ર છે.[૬૪] વેદોમાં પણ સત્યની સતત જાગૃતિ છે, સત્યની અંદર ઉત્તમ ફળ રહેલું છે, એમ ધર્મશાસ્ત્ર કહે છે. સત્યને લીધે ધર્મ તથા ઇંદ્રિયનિગ્રહ થઈ શકે છે અને સત્યમાં જ સર્વ કંઈ સમાયેલું છે.[૬૫] સત્ય વેદસ્વરૂપ છે, સત્ય વેદનાં છ અંગો છે, સત્ય સર્વ વિદ્યારૂપ છે, સત્ય વિધિસ્વરૂપ છે, સત્ય જ વ્રતચર્યારૂપ છે અને ૐકારમંત્ર પણ સત્યનું જ સ્વરૂપ છે.[૬૬] અરે! સત્ય જ પ્રાણીઓને ઉત્પન્ન કરનારું છે. સત્ય સર્વ પ્રજાસ્વરૂપ છે, સત્યને લીધે વાયુ વાય છે અને સત્યના આધારે જ સૂર્ય તપી રહ્યો છે;[૬૭] એટલું જ નહિ પણ સત્યને લીધે જ અગ્નિદેવ બળી રહ્યો છે. સ્વર્ગ પણ સત્યને આધારે જ ટકી રહ્યું છે અને યજ્ઞ, તપ, વેદ, મંત્ર સરસ્વતી તથા સામવેદના 'હાઉ' વગેરે અર્થશૂન્ય

વર્ણો એ બધા સત્યસ્વરૂપ જ છે.[૬૮] અમે સાંભળ્યું છે કે, એક સમયે ધર્મને તથા સત્યને ત્રાજવામાં નાખીને જ્યારે તોળી જોયાં હતાં, ત્યારે સત્યનું જ વજન અધિક થયું હતું.[૬૯] વળી જે સ્થળે ધર્મ હોય છે, ત્યાં સત્ય હોય જ છે અને સર્વ કોઈની સત્યથી જ વૃદ્ધિ થાય છે; તો પછી હે રાજન્! શા માટે અસત્ય કર્મ કરવાની તું ઇચ્છા કરે છે?[૭૦] હે રાજા! તું તારા ભાવને સત્યમાં જ સ્થિર કર; પણ અસત્યમાં જવા ન દે. 'મને આપો,' એમ પ્રથમ કહીને હવે શા માટે તે વાક્યને અસત્ય અને દુષ્ટ કરે છે?[૭૧] હે રાજા! મેં મારા જપનું ફળ તને આપી દીધું છે, છતા તેનો સ્વીકાર કરવાની તું ઇચ્છા કરે નહિ, તો યાદ રાખજે કે, ધર્મથી ભ્રષ્ટ થઈને અનેક નારકી લોકમાં તારે રઝળવું પડશે.[૭૨] જે પુરુષ 'હું આપીશ' એવી પ્રતિજ્ઞા કર્યા પછી આપવા ઇચ્છતો નથી અને જે પુરુષ 'મને આપો' એવી યાચના કર્યા પછી લેવાની ઇચ્છા કરતો નથી, તેઓ બન્ને જણા મિથ્યાવાદી ગણાય છે; માટે તું તારા વાક્યને મિથ્યા કરવાને યોગ્ય નથી.[૭૩]

રાજાએ કહ્યું: હે બ્રાહ્મણ! યુદ્ધ કરવું અને રક્ષા કરવી, એ ક્ષત્રિયોનો ધર્મ છે. વળી ક્ષત્રિયો હમેશાં દાન કરનારા જ હોય છે, પણ દાન લેનારા હોતા નથી; તો પછી હું ક્ષત્રિય તમારી પાસેથી દાનનો પ્રતિગ્રહ કેવી રીતે કરું?[૭૪]

બ્રાહ્મણે કહ્યું: અરે ઓ રાજા! દાન લેવા માટે મેં તને વિનવ્યો ન હતો, તેમ જ દાન દેવા માટે હું તારે ઘેર પણ આવ્યો ન હતો. તેં પોતે જ અહીં આવીને મારી પાસે યાચના કરી છે, તો હવે શા માટે પ્રતિગ્રહ કરતો નથી?[૭૫]

ધર્મે કહ્યું: તમે બન્ને જણા વાદવિવાદ કરો મા, હું ધર્મ તેનો નિર્ણય કરવા માટે જ અહીં આવ્યો છું, એમ તમે જાણો. હું કહું છું કે, આ બ્રાહ્મણને દાનનું ફળ મળશે અને રાજાને સત્યનું ફળ ફળશે.[૭૬]

સ્વર્ગે કહ્યું: હે રાજેન્દ્ર! તું જાણ કે, હું મૂર્તિમાન સ્વર્ગ પોતે અહીં આવેલ છું. તમે બન્ને જણા વાદવિવાદ કરો મા. તમને બન્નેને સરખું જ ફળ મળશે.[૭૭]

રાજાએ કહ્યું: મારે સ્વર્ગનું કંઈ પણ કામ નથી, માટે હે સ્વર્ગ! તું જેમ આવ્યું હોય, તેમ પાછું જા. આ બ્રાહ્મણને સ્વર્ગમાં જવાની જો ઇચ્છા હોય તો મેં આચરેલા ધર્મના ફળને ભલે ગ્રહણ કરે.[૭૮]

બ્રાહ્મણે કહ્યું: મેં બાલ્યાવસ્થામાં અજ્ઞાનને લીધે કોઈની પાસે હાથ લાંબો કર્યો હોય તો ઈશ્વર જાણે; પરંતુ આ સમયે તો ગાયત્રીમંત્રનો જપ કરીને નિવૃત્તિપ્રધાન ધર્મની હું ઉપાસના કરું છું.[૭૯] હે રાજન્! હું ઘણો સમય થયાં નિવૃત્તિ-માર્ગનો આશ્રય કરી રહ્યો છું, છતાં તું મને કેમ લોભાવે છે? હું મારા સ્વધર્મના પ્રભાવથી કાર્યને સિદ્ધ કરીશ; પરંતુ તારા તરફથી ફળ મેળવવાની ઇચ્છા રાખીશ નહિ; કેમ કે હે રાજા! હું તપ અને સ્વાધ્યાયશીલ બ્રાહ્મણ પ્રતિગ્રહ કરનારો નથી.

રાજાએ કહ્યું: હે બ્રાહ્મણ! તમે તમારા જપનું ઉત્તમ ફળ મને અર્પણ જ કર્યું હોય, તો આપણા બન્નેનું પુણ્યફળ એકત્રિત થઈને આપણ બન્નેને સમાનભાગે મળે તેમ કરો.[૮૦-૮૧] હે વિપ્ર! બ્રાહ્મણો હમેશાં પ્રતિગ્રહ કરનારા હોય છે અને રાજ-વંશી ક્ષત્રિયો હમેશાં દાન આપનારા હોય છે. આ ધર્મને તમે જો સાંભળ્યો હોય, તો આપણ બન્નેનું એકત્ર ફળ એકીસાથે આપણને મળો.[૮૨] અથવા આપણે બન્નેએ એકીસાથે રહીને ફળ ભોગવવું, એ વાતને પડતી મૂકો અને મારા પોતાના જ ધર્મફળને તમે સંપાદન કરો. જો તમારો મારા પર અનુગ્રહ હોય તો મેં આચરેલા ધર્મના ફળનો તમે સ્વીકાર કરો.[૮૩]

ભીષ્મે કહ્યું: તેઓ બન્નેનો એ પ્રમાણે વાદ વિવાદ ચાલતો હતો, તેવામાં વિકૃત વેશને ધારણ કરનારા બે પુરુષો* ત્યાં આવી પહોંચ્યા. મલિન વસ્ત્રને ધારણ કરનારા તેઓ બન્ને જણા ત્યાં આવીને એકબીજાના હાથ પકડીને આ પ્રમાણે કહેવા લાગ્યા.[૮૪]

તેમાંના એકે કહ્યું: 'હું તારી પાસે કંઈ પણ માગતો નથી.' ત્યારે બીજાએ કહ્યું કે, 'તું મારી પાસે માગે છે.' પછી તેઓ બન્ને જણા બોલી

* આ બન્ને પુરુષો કામ અને ક્રોધ હતા, જેમાં-ના એકનું નામ 'વિરૂપ' હતું અને બીજાનું નામ 'વિકૃત હતું.'

ઊઠ્યા કે, 'આ વિષયમાં આપણા બન્ને વચ્ચે વિવાદ ઊભો થયો છે, તો ચાલો, આ રાજાની પાસે જઈને આપણે ન્યાય મેળવીએ; કેમ કે આ રાજા સર્વનો શાસક છે.'[૮૫] આમ કહીને વળી પણ તેમાંના એકે કહ્યું કે, 'હું ખરું કહું છું કે, હું તારી પાસે કંઈ પણ માગતો નથી.' ત્યારે બીજો બોલી ઊઠ્યો કે, 'તું જૂઠું બોલે છે. મારી પાસે તારું લેણું નીકળે છે.' આમ વાદવિવાદ કરીને અત્યંત તપી ગયેલા તેઓ બન્ને જણા રાજા પ્રત્યે કહેવા લાગ્યા કે, 'તમે અમારી બન્નેની પરીક્ષા કરીને યોગ્ય ન્યાય આપો, જેથી અમે બન્ને જણા આ જગતમાં નિંદાપાત્ર થઈએ નહિ.'[૮૬-૮૭] પછી તેમાંના વિરૂપે કહ્યું: 'હે પુરુષવ્યાઘ્ર રાજા! આ વિકૃત, મારી પાસે એક ગાય આપ્યાના ફળને માગે છે અને હું તેને આપવા માટે તૈયાર છું, છતાં તે લેતો નથી.'[૮૮]

ત્યારે વિકૃતે કહ્યું: હે રાજા! હું વિરૂપ પાસે કંઈ પણ માગતો નથી, છતાં તે સત્યના જેવું કેવળ જૂઠું બોલે છે.'[૮૯]

રાજાએ કહ્યું: હે વિરૂપ! તારી પાસે આ વિકૃતનું શું લેણું છે, તે તું મને કહે, જે સાંભળીને હું યોગ્ય ન્યાય આપીશ. આવો મારા મનનો વિચાર છે.[૯૦]

વિરૂપે કહ્યું: 'હે રાજર્ષિ! મારી પાસે વિકૃતનું શું લેણું છે, તે હું તમને સંપૂર્ણ રીતે કહું છું, સાવધાન થઈને સાંભળો.[૯૧] હે નિર્દોષ રાજા! પૂર્વે આ વિકૃતે ધર્મ સંપાદન કરવા માટે એક બ્રાહ્મણ કે જે તપ અને સ્વાધ્યાય કરવામાં તત્પર રહેતો હતો, તેને એક ઉત્તમ ગાયનું દાન આપ્યું હતું.[૯૨] પછી કેટલોક સમય ગયો, એટલે મેં તેની પાસે જઈને પેલા ગોદાનના ફળની યાચના કરી, જેથી વિકૃતે શુદ્ધ અંતઃકરણપૂર્વક તે પુણ્યફળ મને અર્પણ કર્યું.[૯૩] પછી મેં મારી આત્મશુદ્ધિને માટે એક એવું પુણ્યકર્મ કર્યું કે, વાછરડાવાળી અને પુષ્કળ દૂધ આપનારી બે કપિલા ગાયો ખરીદ કરીને ઉંછવૃત્તિથી આજીવિકા ચલાવનારા શ્રેષ્ઠ બ્રાહ્મણને, શ્રદ્ધા અને વિધિપૂર્વક દાનમાં આપી.[૯૪-૯૫] હે પુરુષવ્યાઘ્ર! હવે હું તે બન્ને ગાયોના દાનફળને, આ વિકૃતે આપેલા દાનફળના બદલામાં તેને અર્પણ કરું છું. અરે! હું બેગણું પુણ્ય તેને આપું છું, છતાં તે લેતો નથી. તો (તે ઉપરથી તમે જાણી શક્યા હશો કે,) અમારા બન્નેમાંથી કોણ શુદ્ધ છે અને કોણ દોષપાત્ર છે?[૯૬] હે રાજા! અમે બન્ને જણા આ વિષયમાં વાદવિવાદ કરતા તમારી પાસે આવ્યા છીએ, માટે તમે ધર્મ–અધર્મનો નિર્ણય કરીને યોગ્ય માર્ગે અમારું સમાધાન કરો.[૯૭] આ વિકૃતે મને જે ફળ આપ્યું હતું, તેના બદલામાં હું તેને બેગણું ફળ આપું છું, છતાં તે લેતો નથી, તો આ વિવાદમાં તમે પોતે જ વચ્ચે પડીને અમને બન્નેને ન્યાયમાર્ગે સ્થાપિત કરો–અમારું યોગ્ય સમાધાન કરો.[૯૮]

રાજાએ કહ્યું: હે વિકૃત! આ વિરૂપ તારું લેણું તને ચુકાવી આપે છે, છતાં તું કેમ લેતો નથી? તને એણે જે પ્રમાણે ઠરાવ કરી આપ્યો હોય, તે પ્રમાણે વર્તીને તું તારું લેણું લઈ લે. વિલંબ કર મા.[૯૯]

વિકૃતે કહ્યું: આ વિરૂપે મને કહ્યું હતું કે, 'હું તારી પાસે માગું છું,' એટલે મેં તેને કહ્યું હતું કે, 'હું તને આપું છું.' તો એ પ્રમાણે મેં તેને આપ્યું છે અને તેણે મારી પાસેથી લીધું છે, જેથી હવે હું તેની પાસે કંઈ પણ માગતો નથી; માટે ભલે તેને જ્યાં જવું હોય ત્યાં જાય![૧૦૦]

રાજાએ કહ્યું: અલ્યા વિકૃત! આ વિરૂપ તારું લેણું આપે છે, છતાં તું લેતો નથી. તે ઉપરથી મને જણાય છે કે, આમાં તારી જ આડાઈ છે અને તું જ શિક્ષાપાત્ર છે, એમાં કંઈ સંશય નથી.[૧૦૧]

વિકૃતે કહ્યું: હે રાજર્ષિ! મેં એને જે ફળનું દાન કરી દીધું છે, તેને હું ફરીથી પાછું કેમ લઉં? હે પ્રભુ! આમાં મારો જો અપરાધ હોય, તો તમારી ઇચ્છાનુસાર મને શિક્ષા કરો.[૧૦૨]

વિરૂપે કહ્યું: હું આપું છું, છતાં તું કોઈ પ્રકારે લેવા ઇચ્છતો નથી, માટે આ ધર્મશાસક રાજા તને અવશ્ય શિક્ષા કરશે.[૧૦૩]

વિકૃતે કહ્યું: તેં પોતે જ મારી પાસે આવીને ગોદાનના ફળની યાચના કરી હતી અને તે ઉપરથી મેં તને એ આપ્યું છે, તો હવે તે ફળને હું પાછું કેવી રીતે લઈ શકું? માટે હું તને અનુજ્ઞા આપું છું કે, તું તારે તારી ઇચ્છામાં આવે ત્યાં જા.[૧૦૪]

બ્રાહ્મણે કહ્યું: હે રાજન્! આ બન્ને જણાને

જે કંઈ કહ્યુ તેને તેં સાભળ્યુ કે? મેં પણ તને જે ફળ આપવાની પ્રતિજ્ઞા કરી છે, તેને તુ વિચાર કર્યા વિના લઈ લે.[૧૦૫]

રાજાએ કહ્યુ 'જેમ આ બન્ને જણાના વિવાદનું કાર્ય મહા ગહન છે, તેમ આ પ્રસંગે મારા ઉપર આવી પડેલુ કાર્ય પણ મહા ગહન છે. વળી આ જપ કરનારો બ્રાહ્મણ પણ દૃઢ આગ્રહી છે; તો હવે આ વાતનો નિર્ણય કેવી રીતે થઈ શકશે?[૧૦૬] આજે આ બ્રાહ્મણે આપેલા દાનનો હું પ્રતિગ્રહ ન કરું, તો મહાઘોર પાપથી કેમ લેપાઈ ન જાઉ? (અર્થાત્ હુ ઘોર પાપનો ભોક્તા કેમ ન બનુ?)' આમ કહીને તે રાજર્ષિએ પેલા બન્ને પુરુષો (વિરૂપ અને વિકૃત) પ્રત્યે કહ્યું: 'તમે બન્ને જણા અહી મારી પાસે આવ્યા છો, છતા કૃતાર્થ થઈને જો ન જાઓ, તો રાજધર્મ મિથ્યા ઠરે અને વળી રાજાઓનો તો એવો નિશ્ચય જ હોય છે કે, ગમે તેમ કરીને પણ તેઓએ સ્વધર્મને પાળવો જોઈએ, પરતુ અફસોસ! આ સમયે ગહન એવા બ્રાહ્મણધર્મે મને અનાત્મજ્ઞને બરાબર રીતે સપડાવ્યો છે.'

બ્રાહ્મણે કહ્યું 'હે રાજન્! તે મારી પાસે યાચના કરી અને તે ઉપરથી મે તને આપવાની પ્રતિજ્ઞા કરી, તો હવે હું તારો દેવાદાર છું, માટે હું તને જે આપુ, તેનો તું સ્વીકાર કર. જો તું એ વાતનો સ્વીકાર કરીશ નહિ, તો હુ તને અવશ્ય શાપ દઈશ.[૧૦૭–૧૧૦]

રાજાએ કહ્યુ: અરેરે! ધિક્કાર હજો આવા રાજધર્મને કે જેના કાર્યનો અહી આવો નિશ્ચય થયો છે! મારે આ વેળા એટલા માટે જ પ્રતિગ્રહ કરવો જોઈએ કે જેથી અમારા બન્નેનુ પુણ્યફળ એકસરખું કેવી રીતે થાય? હે બ્રાહ્મણ! પૂર્વે કદી નહિ લબાવેલા આ મારા હાથને હુ પ્રતિગ્રહ કરીને પુનઃ અર્પણ કરવા માટે જ લાંબો કરું છુ, તો હું તમારી પાસે જે કંઈ માગતો હોઉ, તેને હમણા જ મને આપી દો.[૧૧૧-૧૧૨]

બ્રાહ્મણે કહ્યું: મેં આજદિન પર્યંત ગાયત્રી મંત્રનો જપ કરીને જે પુણ્યફળ સંપાદન કર્યું હોય અને તે ઉપરાત મારુ જે કઈ પુણ્ય હોય, તે સર્વનો તું પ્રતિગ્રહ કર. (આમ કહીને બ્રાહ્મણે રાજાના હાથમા જળ અર્પણ કર્યું.)[૧૧૩]

રાજાએ કહ્યું: હે ઉત્તમ બ્રાહ્મણ! મારા હાથમાં તમે જે આ જળ અર્પણ કર્યું છે, તેનું જ પ્રત્યર્પણ કરીને હુ કહુ છું કે, આપણા બન્નેનુ પુણ્યફળ એકસરખું જ થાઓ અને એકીસાથે જ ઉપભોગ માટે પ્રાપ્ત થાઓ; માટે હવે તમે મારા દાનનો પણ પ્રતિગ્રહ કરો.[૧૧૪]

તે પછી વિરૂપે કહ્યું: હે રાજા! તમે જાણો કે, અમે બન્ને જણા કામ અને ક્રોધ છીએ. અમે બન્નેએ જ તમારી પાસે આ કામ કરાવ્યુ છે. તમે કહ્યું છે કે, 'અમને બન્નેને એકીસાથે એકસરખું ફળ પ્રાપ્ત થાઓ.' જેથી તમને તથા આ બ્રાહ્મણને સમાન લોકની જ પ્રાપ્તિ થશે,[૧૧૫] આ વિકૃત મારી પાસે કઈ પણ માગતો નથી. માત્ર તમને બોધ આપવા માટે જ આવી ન્યાયજિજ્ઞાસા અમે ઊભી કરી હતી, તેમ જ આ કાળ, ધર્મ, મૃત્યુ, કામ, ક્રોધ અને તમે બન્ને, એકબીજાના સંબધમા આવીને, તમારા દેખતા આ વિષયમા પરીક્ષા કરાયા છો; માટે હવે તમારા કર્મથી જિતાયલા દિવ્ય લોકોમા જ્યા જવાની તમારી ઇચ્છા હોય ત્યા ખુશીથી જાઓ[૧૧૬-૧૧૭]

ભીષ્મે કહ્યુ: આ રીતે (નિષ્કામ બુદ્ધિથી) જપ કરનારા પુરુષને કેવા ફળની, કેવી ગતિની તથા કેવા સ્થાનની પ્રાપ્તિ થાય છે, એ વિષે મે તમને કહી બતાવ્યુ. વળી એ જાપક બ્રાહ્મણે કેવા દિવ્ય લોકોને જીત્યા હતા, તે પણ મેં તમને કહ્યુ.[૧૧૮] ખરેખર, જે પુરુષ ગાયત્રીનો જાપ કરે છે, તેને પરબ્રહ્મમા સ્થિતિ કરનારા બ્રહ્મદેવની પ્રાપ્તિ થાય છે અથવા અગ્નિ કે સૂર્યમંડળમા તે પ્રવેશ કરે છે.[૧૧૯] ત્યા જઈને તે પુરુષ તેજોમય ભાવની સાથે જો રમણ કરવા લાગે છે, તો રાગથી મોહિત થઈને તેઓના જ ગુણોને ધારણ કરે છે.[૧૨૦] એ જ પ્રમાણે ચંદ્રલોકમાં, વાયુલોકમા, પૃથ્વીલોકમા કે આકાશલોકમા જઈને રાગપૂર્વક જે વસે છે તે પુરુષ તે તે લોકોના જ ગુણોનું આચરણ કરે છે,[૧૨૧] પરતુ તે તે દિવ્ય લોકમા જઈને બ્રહ્મપદને મેળવવાની ઇચ્છાથી વિરક્ત રહેનારો પુરુષ અવશ્ય સર્વોત્કૃષ્ટ મોક્ષપદને જ પ્રાપ્ત કરે છે અને પરબ્રહ્મમા જ લીન થઈ જાય છે.[૧૨૨] વળી તે તે દિવ્ય લોકમાં વિરાગી રહેનારો પુરુષ

પરમેષ્ઠિના પદમાંથી નીકળીને કૈવલ્યપદને પ્રાપ્ત થાય છે અને તેને પામ્યા પછી શાંત, અહંકારરહિત, દ્વંદ્વાતીત, દ્વૈતભાવથી મુક્ત, સુખી, નિષ્કામ અને કેવળ બ્રહ્મસ્વરૂપ થઈ રહે છે.[૧૨૩] નિષ્કામ જાપક જે બ્રહ્મસ્થાનને પ્રાપ્ત થાય છે, તે પુનરાવૃત્તિથી રહિત છે, દ્વૈતાતીત છે, અક્ષર નામને ધારણ કરનાર છે, દુઃખ અને જરાથી રહિત છે તથા કેવળ શાંતિમય છે.[૧૨૪] જે પુરુષ નિષ્કામ બુદ્ધિથી જપ કરે છે, તે કારણ બ્રહ્મનું ઉલ્લંઘન કરીને પરમ પુરુષ-પરમાત્માને પ્રાપ્ત થાય છે, જે પરમાત્મા (પ્રત્યક્ષ, અનુમાન, આગમ અને ચેતસ્ એ) ચાર લક્ષણોથી રહિત છે અને (પ્રાણના ધર્મભૂત ક્ષુધા-તૃષા, ચિત્તના ધર્મભૂત શોક-મોહ તથા દેહના ધર્મભૂત જરા અને મૃત્યુ એ) છ ઊર્મિઓથી તેમ જ, પાંચ પ્રાણ, પાંચ ભૂત, પાંચ ઇંદ્રિયો અને મન એ સોળ વિકારોથી મુક્ત છે. વળી તે પુરુષ કારણબ્રહ્મનું ઉલ્લંઘન કરીને ઉપાધિમુક્ત પરમ પુરુષને પામે છે;[૧૨૫] પરંતુ જે જાપક પુરુષ રાગાધીન થયેલો હોય છે અને પૂર્વોક્ત પરમ પુરુષની પ્રાપ્તિથી નિરપેક્ષ હોય છે, તે તો કારણબ્રહ્મને જ પામે છે અને પોતાના મનથી જે જે કામનાઓની ઇચ્છા કરે છે, તેને તેને સંપાદન કરે છે;[૧૨૬] અથવા તો પરમ વૈરાગ્યાધીન થયેલો તે પુરુષ તે તે સર્વ દિવ્ય લોકોને નરક તુલ્ય સંજ્ઞાવાળા જ જુએ છે-નરક સમાન જ દેખે છે અને સર્વ વિષયોથી મુક્ત થઈને કેવળ નિર્ગુણ-બ્રહ્મમાં જ સુખેથી રમણ કરે છે.[૧૨૭] હે મહારાજા! એ રીતે નિષ્કામ તથા સકામ જાપક પુરુષની ગતિના સંબંધમાં મેં તમને સંપૂર્ણ વૃત્તાંત કહ્યું, તો હવે એથી વધારે શું સાંભળવા માટે તમે ઇચ્છો છો ?[૧૨૮]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન-પર્વમાં 'નિષ્કામ જપયજ્ઞનું ફળ' નામનો અધ્યાય ૧૯૯મો સમાપ્ત

# अध्याय २००मो

## જાપક બ્રાહ્મણની તથા રાજા ઇક્ષ્વાકુની મુક્તિ

॥ युधिष्ठिर उवाच ॥

**किमुत्तरं तदा तौ स्म चक्रतुस्तस्य भाषिते।**
**ब्राह्मणो वाऽथवा राजा तन्मे ब्रूहि पितामह ॥१॥**

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ! તે સમયે વિરૂપે એ પ્રમાણે કહ્યું, એટલે જાપક બ્રાહ્મણે અને રાજા ઇક્ષ્વાકુએ તેને શો ઉત્તર આપ્યો હતો, તે મને કહો.[૧] તેઓ બન્ને-બ્રાહ્મણ અને રાજા, તમે કહેલા (સદ્યોમુક્તિ, ક્રમમુક્તિ અને દેવલોક, એમાંના) કયા સ્થાનમાં ગયા અને તેઓનો શો સંવાદ થયો હતો અથવા તેઓ બન્નેએ તે ઠેકાણે શું કર્યું હતું, તે સર્વ મને કહો.[૨]

ભીષ્મે કહ્યું : હે રાજા! પછી તે બ્રાહ્મણે 'બહુ સારું' એમ કહીને ધર્મની, યમની, કાળની, મૃત્યુની તથા સ્વર્ગની પૂજા કરી અને બીજા જે શ્રેષ્ઠ અને પૂજ્ય બ્રાહ્મણો ત્યાં પ્રથમથી જ આવ્યા હતા, તેઓ સર્વને મસ્તકથી પ્રણામ કરીને રાજાને આ પ્રમાણે કહ્યું :[૩-૪] 'હે રાજર્ષિ! આ મારા જપના ફળથી યુક્ત થઈને તું સર્વના કરતાં શ્રેષ્ઠ થા અને હું તારી અનુજ્ઞા સંપાદન કરીને પુનઃ જપયજ્ઞ આરંભીશ.[૫] હે મહાબળવાન રાજા! પૂર્વે દેવી ગાયત્રીએ મને વરદાન આપ્યું છે કે, 'જપ કરવામાં તારી શ્રદ્ધા નિત્ય અચળ રહો.''[૬]

રાજાએ કહ્યું : હે બ્રાહ્મણ! જો એ પ્રમાણે તમારી જપસિદ્ધિ નિષ્ફળ થઈ હોય અને પુનઃ જપ કરવાની તમારી શ્રદ્ધા હોય, તો ચાલો મારી સાથે અને તમે તમારા જપધર્મના ફળને સંપાદન કરો. (અર્થાત જપના પુણ્યનું દાન કરીને તમારા પુણ્યની વૃદ્ધિ જ થયેલી છે તો હવે તે સંપાદન કરેલા પુણ્યને તમે મેળવી લો.)

બ્રાહ્મણે કહ્યું : આ સર્વની સમક્ષ તેં અતિ મહાન પ્રયત્ન કર્યો છે, તો હવે ચાલો, આપણે બન્ને જણા સમાન ફળવાળા થઈને જ્યાં આપણી ગતિ નિર્માણ થઈ હોય ત્યાં જઈએ.[૭-૮]

તેઓ બન્નેનો એ નિશ્ચય જાણીને દેવરાજ ઇંદ્ર સર્વ દેવો અને લોકપાલોની સાથે ત્યાં આવ્યો;[૯]

તેમ જ સાધ્યો, વિશ્વેદેવાઓ, વાયુઓ, નદીઓ, પર્વતો, સમુદ્રો, અનેક પ્રકારનાં તીર્થો, તપો, વેદાંતશાસ્ત્રો, વેદો, સામવેદમાં પાદપૂર્તિને માટે બોલાતા 'હાવુ હાઇ' વગેરે અર્થશૂન્ય વર્ણો, સરસ્વતી, નારદ, પર્વત, વિશ્વાવસુ, હાહા, હુહુ, બીજા ગંધર્વો પોતાના પરિવાર સહિત ગંધર્વરાજા ચિત્રસેન, નાગો, સિદ્ધો, મુનિઓ, દેવના દેવ પ્રજાપતિ અને હજારો મસ્તકવાળા અચિંત્ય દેવ વિષ્ણુ પણ ત્યાં આવ્યા. તે સમયે આકાશમાં ભેરીઓ અને બીજાં ઘણાં વાદિત્રો વાગવા લાગ્યાં, તે મહાત્માઓ ઉપર દિવ્ય પુષ્પોની વૃષ્ટિ થવા લાગી અને ચોબાજુ સંખ્યાબંધ અપ્સરાઓ નૃત્ય કરવા લાગી.[૧૦–૧૪] પછી ત્યાં આવેલા મૂર્તિમાન સ્વર્ગે બ્રાહ્મણને તથા રાજાને કહ્યું કે, 'હે મહાભાગ્યશાળી બ્રાહ્મણ! તું ખરેખર સિદ્ધ થયો છે અને હે રાજા! તું પણ સિદ્ધિપદને પામ્યો છે.'[૧૫] તે પછી હે રાજન્! પરસ્પર ઉપકારી થયેલા તેઓ બન્ને જણાએ એકીસાથે (યોગમાર્ગનો આશ્રય કરીને) વિષયના કારણભૂત એવી ઇંદ્રિયોનો ઉપસંહાર કર્યો.[૧૬] અને પ્રાણ, અપાન, સમાન, વ્યાન તથા ઉદાન એ પાંચ વાયુઓને હૃદયમાં (અનાહતચક્રમાં) સ્થાપીને ત્યાં રહેલા મનને એકીભૂત થયેલા પ્રાણ તથા અપાનવાયુમાં સ્થિર કરીને વશ કર્યું.[૧૭] પછી પદ્માસન વાળીને બે ભ્રમરની નીચેના ભાગમાં નાસિકાના અગ્રભાગ ઉપર દૃષ્ટિને સ્થિર કરીને તેઓએ પોતાના મનને, પ્રાણને તથા અપાનને ભ્રમરના મધ્યભાગમાં આવેલા આજ્ઞાચક્રમાં સ્થિર કર્યાં.[૧૮] એ સમયે તેઓ બંનેનાં શરીર ચેષ્ટારહિત થઈ ગયાં હતાં, દૃષ્ટિ સ્થિર હતી અને ચિત્ત બરાબર એકાગ્ર હતું. આ રીતે મનને વશ કરીને તેઓએ પ્રાણ સહિત ચિત્તને સુષુમ્ણા નાડી દ્વારા ઉપર આકર્ષી લઈને મસ્તકની અંદર સ્થિર કર્યું.[૧૯] એટલે તુરત જ મહાત્મા બ્રાહ્મણના બ્રહ્મરંધ્રને ફાડીને તેજની ઝળહળતી જ્વાળા એકદમ બહાર નીકળી અને ત્યાંથી સ્વર્ગમાં ચાલી ગઈ.[૨૦] તે જોઈને ત્યાં ઊભેલાં સર્વ પ્રાણીઓમાં મોટો હાહાકાર થઈ રહ્યો અને તેનો પડઘો સર્વ દિશાઓમાં પડ્યો. તે વખતે બ્રાહ્મણના શરીરમાંથી નીકળેલા મહાન તેજે દેવોથી સ્તુતિ કરાતા બ્રહ્મદેવના શરીરમાં પ્રવેશ કર્યો.[૨૧] હે રાજા! પિતામહ બ્રહ્મદેવે એ તેજને સ્વાગતવચન કહીને માન આપ્યું અને તેની અંદર દેખાતા અંગુષ્ઠપ્રમાણ પુરુષની સામે જઈને તેનો સત્કાર કર્યો.[૨૨] વળી તેમણે એ વેળા આવું મધુર વચન કહી સંભળાવ્યું કે, 'જપ કરનારા પુરુષોને તથા યોગીઓને જે ફળ મળે છે, તે લગભગ સમાન જ હોય છે, એમાં કંઈ સંશય નથી.[૨૩] આ સર્વ સભાસદોએ યોગીપુરુષને મળનારાં ફળને તો પ્રત્યક્ષ જોયુ હશે; પરંતુ જપ કરનારા પુરુષોને મળનારા ફળની તો એટલી બધી વિશેષતા છે કે, મારે પોતાને પણ તેને પ્રત્યુત્થાન આપવું પડે છે.'[૨૪] આમ કહીને બ્રહ્મદેવે તે તેજને કહ્યું કે, 'તું મારે વિષે નિવાસ કર.' તે પછી તેમણે બ્રહ્મ તથા આત્માની એકતા વિષે તેને ઉપદેશ આપ્યો એટલે તુરત જ તેણે (તેજે અથવા અંગુષ્ઠમાત્ર બ્રાહ્મણના લિંગશરીરે) સર્વ સંતાપોથી રહિત થઈને બ્રહ્મદેવના મુખમાં પ્રવેશ કર્યો. આ રીતે તે શ્રેષ્ઠ બ્રાહ્મણ બ્રહ્મદેવના શરીરમાં જેમ દાખલ થયો, તેમ જ રાજા ઇક્ષ્વાકુ પણ ભગવાન બ્રહ્મદેવના શરીરમાં દાખલ થયો.[૨૫,૨૬] પછી સર્વ દેવતાઓ બ્રહ્મદેવને પ્રણામ કરીને કહેવા લાગ્યા કે, 'જપ કરનારાઓને મળનારું ફળ ઘણું જ ઉત્તમ છે; કેમ કે તમે પોતે આ જાપકને પ્રત્યુત્થાન આપ્યુ છે. વળી આ સર્વ પ્રયત્ન કેવળ જાપકને માટે જ કરવામાં આવ્યો છે અને અમે બધા પણ કેવળ તેને માટે જ અહીં સુધી આવ્યા છીએ. તમે આ બન્ને જણાનો સમાન રીતે જ સત્કાર કર્યો છે અને બન્નેને સમાન જ ફળ આપ્યું છે. યોગીઓને તથા જાપકોને આવું મહાન ફળ મળે છે, એ અમે આજે જ જોયુ છે. હવે આ બન્ને જણા સર્વ લોકોનું ઉલ્લંઘન કરીને જ્યાં પોતાની ઇચ્છા હશે ત્યા જશે.'[૨૭–૨૯]

બ્રહ્માએ કહ્યું : જે પુરુષ મહાસ્મૃતિનો (વેદનો) તથા પવિત્ર અનુસ્મૃતિનો (મનુસ્મૃતિ વગેરેનો) નિત્ય પાઠ કરે છે, તે પણ આવી રીતે મારા શરીરમાં પ્રવેશ કરે છે;[૩૦] તેમ જ જે પુરુષ યોગસાધના કરનારો હોય છે, તે પણ આ પ્રમાણે જ દેહનો ત્યાગ કરીને મારા લોકને પામે છે, એમાં સંશય નથી. બસ, હવે હું તમારું ઇષ્ટકાર્ય સિદ્ધ કરવા માટે અહીંથી જાઉં છું અને તમે પણ પોતપોતાનાં કાર્ય સિદ્ધ કરવા માટે પોતાનાં સ્થાનકો તરફ જાઓ.[૩૧]

પરમેષ્ઠિના પદમાંથી નીકળીને કૈવલ્યપદને પ્રાપ્ત થાય છે અને તેને પામ્યા પછી શાંત, અહંકારરહિત, દ્વંદ્વાતીત, દ્વૈતભાવથી મુક્ત, સુખી, નિષ્કામ અને કેવળ બ્રહ્મસ્વરૂપ થઈ રહે છે.[૧૨૩] નિષ્કામ જાપક જે બ્રહ્મસ્થાનને પ્રાપ્ત થાય છે, તે પુનરાવૃત્તિથી રહિત છે, દ્વૈતાતીત છે, અક્ષર નામને ધારણ કરનાર છે, દુઃખ અને જરાથી રહિત છે તથા કેવળ શાંતિમય છે.[૧૨૪] જે પુરુષ નિષ્કામ બુદ્ધિથી જપ કરે છે, તે કારણ બ્રહ્મનું ઉલ્લંઘન કરીને પરમ પુરુષ-પરમાત્માને પ્રાપ્ત થાય છે, જે પરમાત્મા (પ્રત્યક્ષ, અનુમાન, આગમ અને ચેતસ્ એ) ચાર લક્ષણોથી રહિત છે અને (પ્રાણના ધર્મભૂત ક્ષુધા-તૃષા, ચિત્તના ધર્મભૂત શોક-મોહ તથા દેહના ધર્મભૂત જરા અને મૃત્યુ એ) છ ઊર્મિઓથી તેમ જ, પાંચ પ્રાણ, પાંચ ભૂત, પાંચ ઇંદ્રિયો અને મન એ સોળ વિકારોથી મુક્ત છે. વળી તે પુરુષ કારણબ્રહ્મનું ઉલ્લંઘન કરીને ઉપાધિમુક્ત પરમ પુરુષને પામે છે;[૧૨૫] પરંતુ જે જાપક પુરુષ રાગાધીન થયેલો હોય છે અને પૂર્વોક્ત પરમ પુરુષની પ્રાપ્તિથી નિરપેક્ષ હોય છે, તે તો કારણબ્રહ્મને જ પામે છે અને પોતાના મનથી જે જે કામનાઓની ઇચ્છા કરે છે, તેને તેને સંપાદન કરે છે;[૧૨૬] અથવા તો પરમ વૈરાગ્યાધીન થયેલો તે પુરુષ તે તે સર્વ દિવ્ય લોકોને નરક તુલ્ય સંજ્ઞાવાળા જ જુએ છે-નરક સમાન જ દેખે છે અને સર્વ વિષયોથી મુક્ત થઈને કેવળ નિર્ગુણ બ્રહ્મમાં જ સુખેથી રમણ કરે છે.[૧૨૭] હે મહારાજા! એ રીતે નિષ્કામ તથા સકામ જાપક પુરુષની ગતિના સંબંધમાં મેં તમને સંપૂર્ણ વૃત્તાંત કહ્યું, તો હવે એથી વધારે શું સાંભળવા માટે તમે ઇચ્છો છો?[૧૨૮]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમાં 'નિષ્કામ જાપયજ્ઞનું ફળ' નામનો અધ્યાય ૧૯૯મો સમાપ્ત

# अध्याय २००मो

## જાપક બ્રાહ્મણની તથા રાજા ઇક્ષ્વાકુની મુક્તિ

॥ युधिष्ठिर उवाच ॥

**किमुत्तरं तदा तौ स्म चक्रतुस्तस्य भाषिते।**
**ब्राह्मणो वाऽथवा राजा तन्मे ब्रूहि पितामह॥१॥**

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ! તે સમયે વિરૂપે એ પ્રમાણે કહ્યું, એટલે જાપક બ્રાહ્મણે અને રાજા ઇક્ષ્વાકુએ તેને શો ઉત્તર આપ્યો હતો, તે મને કહો.[૧] તેઓ બન્ને-બ્રાહ્મણ અને રાજા, તમે કહેલા (સદ્યોમુક્તિ, ક્રમમુક્તિ અને દેવલોક, એમાંના) કયા સ્થાનમાં ગયા અને તેઓનો શો સંવાદ થયો હતો અથવા તેઓ બન્નેએ તે ઠેકાણે શું કર્યું હતું, તે સર્વ મને કહો.[૨]

ભીષ્મે કહ્યું: હે રાજા! પછી તે બ્રાહ્મણે 'બહુ સારું' એમ કહીને ધર્મની, યમની, કાળની, મૃત્યુની તથા સ્વર્ગની પૂજા કરી અને બીજા જે શ્રેષ્ઠ અને પૂજ્ય બ્રાહ્મણો ત્યાં પ્રથમથી જ આવ્યા હતા, તેઓ સર્વને મસ્તકથી પ્રણામ કરીને રાજાને આ પ્રમાણે કહ્યું:[૩-૪] 'હે રાજર્ષિ! આ મારા જપના ફળથી યુક્ત થઈને તું સર્વના કરતાં શ્રેષ્ઠ થા અને હું તારી અનુજ્ઞા સંપાદન કરીને પુનઃ જપયજ્ઞ આરંભીશ.[૫] હે મહાબળવાન રાજા! પૂર્વે દેવી ગાયત્રીએ મને વરદાન આપ્યું છે કે, 'જપ કરવામાં તારી શ્રદ્ધા નિત્ય અચળ રહો.''[૬]

રાજાએ કહ્યું: હે બ્રાહ્મણ! જો એ પ્રમાણે તમારી જપસિદ્ધિ નિષ્ફળ થઈ હોય અને પુનઃ જપ કરવાની તમારી શ્રદ્ધા હોય, તો ચાલો મારી સાથે અને તમે તમારા જપધર્મના ફળને સંપાદન કરો. (અર્થાત્ જપના પુણ્યનું દાન કરીને તમારા પુણ્યની વૃદ્ધિ જ થયેલી છે તો હવે તે સંપાદન કરેલા પુણ્યને તમે મેળવી લો.)

બ્રાહ્મણે કહ્યું : આ સર્વની સમક્ષ તે અતિ મહાન પ્રયત્ન કર્યો છે, તો હવે ચાલો, આપણે બન્ને જણા સમાન ફળવાળા થઈને જ્યાં આપણી ગતિ નિર્માણ થઈ હોય ત્યાં જઈએ.[૭-૮]

તેઓ બન્નેનો એ નિશ્ચય જાણીને દેવરાજ ઇંદ્ર સર્વ દેવો અને લોકપાલોની સાથે ત્યાં આવ્યે,

તેમ જ સાધ્યો, વિશ્વેદેવાઓ, વાયુઓ, નદીઓ, પર્વતો, સમુદ્રો, અનેક પ્રકારનાં તીર્થો, તપો, વેદાંતશાસ્ત્રો, વેદો, સામવેદમાં પાદપૂર્તિને માટે બોલાતા 'હાવુ હાઇ' વગેરે અર્થશૂન્ય વર્ણો, સરસ્વતી, નારદ, પર્વત, વિશ્વાવસુ, હાહા, હુહુ, બીજા ગંધર્વો પોતાના પરિવાર સહિત ગંધર્વરાજા ચિત્રસેન, નાગો, સિદ્ધો, મુનિઓ, દેવના દેવ પ્રજાપતિ અને હજારો મસ્તકવાળા અચિંત્ય દેવ વિષ્ણુ પણ ત્યાં આવ્યા. તે સમયે આકાશમાં ભેરીઓ અને બીજાં ઘણાં વાદિત્રો વાગવા લાગ્યાં, તે મહાત્માઓ ઉપર દિવ્ય પુષ્પોની વૃષ્ટિ થવા લાગી અને ચોબાજુ સંખ્યાબંધ અપ્સરાઓ નૃત્ય કરવા લાગી.[૧૦–૧૪] પછી ત્યાં આવેલા મૂર્તિમાન સ્વર્ગે બ્રાહ્મણને તથા રાજાને કહ્યું કે, 'હે મહાભાગ્યશાળી બ્રાહ્મણ! તું ખરેખર સિદ્ધ થયો છે અને હે રાજા! તું પણ સિદ્ધિપદને પામ્યો છે.'[૧૫] તે પછી હે રાજન્! પરસ્પર ઉપકારી થયેલા તેઓ બન્ને જણાએ એકી સાથે (યોગમાર્ગનો આશ્રય કરીને) વિષયના કારણભૂત એવી ઇંદ્રિયોનો ઉપસંહાર કર્યો.[૧૬] અને પ્રાણ, અપાન, સમાન, વ્યાન તથા ઉદાન એ પાંચ વાયુઓને હૃદયમાં (અનાહતચક્રમાં) સ્થાપીને ત્યાં રહેલા મનને એકીભૂત થયેલા પ્રાણ તથા અપાનવાયુમાં સ્થિર કરીને વશ કર્યું.[૧૭] પછી પદ્માસન વાળીને બે ભ્રમરની નીચેના ભાગમાં નાસિકાના અગ્રભાગ ઉપર દૃષ્ટિને સ્થિર કરીને તેઓએ પોતાના મનને, પ્રાણને તથા અપાનને ભ્રમરના મધ્યભાગમાં આવેલા આજ્ઞાચક્રમાં સ્થિર કર્યાં.[૧૮] એ સમયે તેઓ બંનેનાં શરીર ચેષ્ટારહિત થઈ ગયાં હતાં, દૃષ્ટિ સ્થિર હતી અને ચિત્ત બરાબર એકાગ્ર હતું. આ રીતે મનને વશ કરીને તેઓએ પ્રાણ સહિત ચિત્તને સુષુમ્ણા નાડી દ્વારા ઉપર આકર્ષી લઈને મસ્તકની અંદર સ્થિર કર્યું.[૧૯] એટલે તુરત જ મહાત્મા બ્રાહ્મણના બ્રહ્મરંધ્રને ફાડીને તેજની ઝળહળતી જ્વાળા એકદમ બહાર નીકળી અને ત્યાંથી સ્વર્ગમાં ચાલી ગઈ.[૨૦] તે જોઈ ને ત્યાં ઊભેલાં સર્વ પ્રાણીઓમાં મોટો હાહાકાર થઈ રહ્યો અને તેનો પડઘો સર્વ દિશાઓમાં પડ્યો. તે વખતે બ્રાહ્મણના શરીરમાંથી નીકળેલા મહાન તેજે દેવોથી સ્તુતિ કરાતા બ્રહ્મદેવના શરીરમાં પ્રવેશ કર્યો.[૨૧] હે રાજા! પિતામહ બ્રહ્મદેવે એ તેજને સ્વાગતવચન કહીને માન આપ્યુ અને તેની અંદર દેખાતા અંગુષ્ઠપ્રમાણ પુરુષની સામે જઈને તેનો સત્કાર કર્યો.[૨૨] વળી તેમણે એ વેળા આવું મધુર વચન કહી સંભળાવ્યું કે, 'જપ કરનારા પુરુષોને તથા યોગીઓને જે ફળ મળે છે, તે લગભગ સમાન જ હોય છે, એમાં કંઈ સંશય નથી.[૨૩] આ સર્વ સભાસદોએ યોગીપુરુષને મળનારાં ફળને તો પ્રત્યક્ષ જોયુ હશે; પરંતુ જપ કરનારા પુરુષોને મળનારા ફળની તો એટલી બધી વિશેષતા છે કે, મારે પોતાને પણ તેને અત્યુત્થાન આપવું પડે છે.'[૨૪] આમ કહીને બ્રહ્મદેવે તે તેજને કહ્યું કે, 'તું મારે વિષે નિવાસ કર.' તે પછી તેમણે બ્રહ્મ તથા આત્માની એકતા વિષે તેને ઉપદેશ આપ્યો. એટલે તુરત જ તેણે (તેજે અથવા અંગુષ્ઠમાત્ર બ્રાહ્મણના લિંગશરીરે) સર્વ સંતાપોથી રહિત થઈને બ્રહ્મદેવના મુખમાં પ્રવેશ કર્યો. આ રીતે તે શ્રેષ્ઠ બ્રાહ્મણ બ્રહ્મદેવના શરીરમાં જેમ દાખલ થયો, તેમ જ રાજા ઇક્ષ્વાકુ પણ ભગવાન બ્રહ્મદેવના શરીરમાં દાખલ થયો.[૨૫-૨૬] પછી સર્વ દેવતાઓ બ્રહ્મદેવને પ્રણામ કરીને કહેવા લાગ્યા કે, 'જપ કરનારાઓને મળનારું ફળ ઘણું જ ઉત્તમ છે; કેમ કે તમે પોતે આ જાપકને પ્રત્યુત્થાન આપ્યુ છે. વળી આ સર્વ પ્રયત્ન કેવળ જાપકને માટે જ કરવામાં આવ્યો છે અને અમે બધા પણ કેવળ તેને માટે જ અહીં સુધી આવ્યા છીએ. તમે આ બન્ને જણાનો સમાન રીતે જ સત્કાર કર્યો છે અને બન્નેને સમાન જ ફળ આપ્યુ છે. યોગીઓને તથા જાપકોને આવું મહાન ફળ મળે છે, એ અમે આજે જ જોયુ છે. હવે આ બન્ને જણા સર્વ લોકોનું ઉલ્લંઘન કરીને જ્યાં પોતાની ઇચ્છા હશે ત્યા જશે.'[૨૭–૨૯]

બ્રહ્માએ કહ્યું : જે પુરુષ મહાસ્મૃતિનો (વેદનો) તથા પવિત્ર અનુસ્મૃતિનો (મનુસ્મૃતિ વગેરેનો) નિત્ય પાઠ કરે છે, તે પણ આવી રીતે મારા શરીરમાં પ્રવેશ કરે છે;[૩૦] તેમ જ જે પુરુષ યોગસાધના કરનારો હોય છે, તે પણ આ પ્રમાણે જ દેહનો ત્યાગ કરીને મારા લોકને પામે છે, એમાં સંશય નથી. બસ, હવે હું તમારું ઇષ્ટકાર્ય સિદ્ધ કરવા માટે અહીંથી જાઉં છું અને તમે પણ પોતપોતાનાં કાર્ય સિદ્ધ કરવા માટે પોતાનાં સ્થાનકો તરફ જાઓ.[૩૧]

ભીષ્મે કહ્યું : એમ કહીને બ્રહ્મદેવ ત્યાં જ અંતર્ધાન થઈ ગયા; એટલે સર્વ દેવો પણ બ્રહ્મદેવની આજ્ઞા લઈને પોતપોતાનાં સ્થાન તરફ ચાલ્યા ગયા; તેમ જ ત્યાં આવેલા કાળ, મૃત્યુ વગેરે સર્વ મહાત્માઓ પણ અતિ પ્રસન્નચિત્તે ધર્મનો સત્કાર કરીને તેની પાછળ પાછળ પોતાનાં સ્થાન તરફ ચાલી નીકળ્યા.[૩૨-૩૩] હે મહારાજા! મેં જે પ્રમાણે સાંભળ્યું હતું, તે પ્રમાણે જાપકોને મળનારું ફળ અને ગતિ મેં તમને કહી. હવે તેથી વધારે શું સાંભળવાની તમને ઇચ્છા છે?[૩૪]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'જાપક બ્રાહ્મણની તથા રાજા ઇક્ષ્વાકુની મુક્તિ' નામનો અધ્યાય ૨૦૦ મો સમાપ્ત

## अध्याय २०१ मो

### વેદોક્ત કર્મમાર્ગ અને જ્ઞાનમાર્ગનું ફળ (મનુ અને બૃહસ્પતિનો સંવાદ)

॥ युधिष्ठिर उवाच ॥

**किं फलं ज्ञानयोगस्य वेदानां नियमस्य च।**
**भूतात्मा च कथं ज्ञेयस्तन्मे ब्रूहि पितामह ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું : 'હે પિતામહ! જ્ઞાન સહિત યોગનું, વેદોનું અને અગ્નિહોત્રાદિ નિયમનું શું ફળ છે? તેમ જ ભૂતાત્મા–જીવને કેવી રીતે ઓળખવો, તે મને કહો.[૧]

ભીષ્મે કહ્યું : આ વિષયમાં પણ એક પ્રાચીન ઇતિહાસ કહેવામાં આવે છે, જેમાં મહર્ષિ બૃહસ્પતિનો તથા પ્રજાપતિ મનુનો સંવાદ વર્ણવેલો છે.[૨] (તે આ પ્રમાણે છે.) એક સમયે દેવર્ષિઓના સમુદાયમાં શ્રેષ્ઠ મહર્ષિ બૃહસ્પતિ શિષ્યવૃત્તિ ધારણ કરીને પ્રજાઓના મહાશ્રેષ્ઠ પતિ-મનુની પાસે ગયા અને ગુરુ તરીકે તેમને પ્રણામ કરીને આવા પ્રાચીન પ્રશ્ન પૂછવા લાગ્યા.[૩] હે ભગવન્! આ જગતનું કારણ શું છે; કયા કારણને લીધે કર્મકાંડવિધિની પ્રવૃત્તિ થયેલી છે અને બ્રાહ્મણો જેને જ્ઞાનના ફળ તરીકે કહે છે તથા વેદનાં વાક્યો જેનું સ્પષ્ટ રીતે વર્ણન કરી શકતાં નથી, તે તત્ત્વવસ્તુ શી છે, તે મને યથાર્થ રીતે કહો.[૪] અર્થશાસ્ત્ર (ધર્માર્થકામરૂપ ત્રિવર્ગશાસ્ત્ર), વેદ અને વૈદિક મંત્રોનું જ્ઞાન ધરાવનારા મહાન પુરુષો અનેક યજ્ઞો કરીને તથા અનેક ગાયોનાં દાન આપીને જે ફળનું ઉપાસન કરે છે, તે ફળ શી વસ્તુ છે; કયા પ્રકારે તેની પ્રાપ્તિ થઈ શકે છે અને કયે સ્થળે તે વસ્તુ રહેલી છે?[૫] હે ભગવન્! આ પૃથ્વી, પૃથ્વી ઉપર ઉત્પન્ન થયેલાં સ્થાવરજંગમ પ્રાણીઓ, પવન, આકાશ, જળ, જળચર પ્રાણીઓ, સ્વર્ગ અને સ્વર્ગવાસી દેવો વગેરેની જેમાંથી ઉત્પત્તિ થઈ છે, તે પ્રાચીન તત્ત્વ કયું છે, તે મને કહો.[૬] જે વસ્તુનું મનુષ્યને જ્ઞાન થાય છે, તે વસ્તુ પ્રાપ્ત કરવા માટે પ્રથમ તો તેને ઇચ્છા થાય છે અને પછી તેને મેળવવા માટે તે પ્રવૃત્તિ કરે છે; પરંતુ હું તો પરમ પ્રાચીન એવા તે તત્ત્વને જાણતો જ નથી, તો પછી તેનું ઉપાસન કરવાની અથવા તેને પ્રાપ્ત કરવાની મિથ્યા પ્રવૃત્તિ કેવી રીતે કરું?[૭] મેં ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ, જ્યોતિષ, નિરુક્ત, કલ્પ સહિત વ્યાકરણ તથા શિક્ષા એ સર્વનું અધ્યયન કર્યું છે, તોપણ આકાશાદિ મહાભૂતોના ઉપાદાનકારણભૂત પરમાત્માને હું જાણતો નથી.[૮] માટે એ આત્મજ્ઞાનના સંબંધની સર્વ વાત તમે મને સામાન્ય શબ્દોમાં તથા વિશેષ શબ્દોમાં કહો, તેમ જ વેદોક્ત કર્મમાર્ગનું તથા જ્ઞાનમાર્ગનું શું ફળ છે અને શરીરધારી જીવ એક શરીરનો ત્યાગ કરીને બીજા શરીરને કેવી રીતે પામે છે તે પણ મને કહો.

મનુએ કહ્યું : જે મનુષ્યને જે વસ્તુ પ્રિય હોય છે, તેને તે સુખરૂપ કહે છે અને જે વસ્તુ અપ્રિય હોય છે, તેને દુઃખરૂપ કહે છે.[૯-૧૦] મને અમુક સુખરૂપ ઇષ્ટ વસ્તુનો લાભ થાઓ, પણ દુઃખરૂપ અનિષ્ટ વસ્તુનો લાભ ન થાઓ, આવી આંતરિક ઇચ્છાની પૂર્તિને માટે જગતમાં કર્મમાર્ગ ચાલુ થયો છે અને મને ઇષ્ટ વસ્તુનો પણ લાભ ન થાઓ તેમ અનિષ્ટ વસ્તુનો પણ લાભ ન થાઓ, આવી નિષ્કામ બુદ્ધિને માટે જ્ઞાનમાર્ગ પ્રવૃત્ત થયો છે.[૧૧] વેદની અંદર કહેવામાં આવેલા સર્વ કર્મવિધિઓ કેવળ કામનામય છે; માટે એ કર્મવિધિઓથી મુક્ત રહેનારો પુરુષ પરબ્રહ્મને પામી શકે છે, પણ સુખ મેળવવાની ઇચ્છાથી અનેક કર્મવિધિઓમાં પ્રવૃત્તિ કરનારો પુરુષ સ્વર્ગ કે નરકમાં જ જાય છે.

બૃહસ્પતિએ પૂછ્યું : જગતના પ્રત્યેક પ્રાણીને સુખ ઇષ્ટ હોય છે અને દુઃખ અનિષ્ટ હોય છે અર્થાત

સર્વ કોઈ ને સુખ જ ગ્રહણ કરવા યોગ્ય જણાય છે, પણ દુઃખનો તો ત્યાગ જ કરવાની ઇચ્છા થાય છે, જેથી મનુષ્યને (દુઃખનો ત્યાગ કરવાની તથા સુખને સંપાદન કરવાની) તે ઇચ્છા જ કર્મ વડે પ્રાપ્ત કરી દે છે.

મનુએ કહ્યું: જે પુરુષ સ્વર્ગાદિકની કામનાઓથી મુક્ત થયેલો હોય છે, તે પરબ્રહ્મસ્વરૂપ થઈ શકે છે; અને વાસ્તવિક રીતે તો એમ જ છે કે, વેદોક્ત કર્મવિધિની પ્રવૃત્તિ પરબ્રહ્મની જિજ્ઞાસા ઉત્પન્ન કરવા માટે જ છે; અર્થાત્ બ્રહ્મજ્ઞાન સંપાદન કરવા માટે જ કર્મો કરવાં, પણ સ્વર્ગાદિક ક્ષુદ્ર ફળની ઇચ્છા રાખીને કર્મો કરવા નહિ. જે પુરુષો કામનાઓથી ઘેરાયેલા હોય છે, તેઓને જ વેદમાં દર્શાવેલો કર્મયોગ (ફળની લાલચ આપીને) પોતાના તરફ આકર્ષે છે; પરંતુ જે પુરુષ કામનાઓથી મુક્ત થયેલો હોય છે, તે તો પરબ્રહ્મને જ પ્રાપ્ત કરે છે.[૧૨-૧૩] કેવળ નિષ્કામ બુદ્ધિથી જ નિત્યનૈમિત્તિક કર્મોના અનુષ્ઠાન વડે રાગાદિક દોષોથી મુક્ત થયેલું ચિત્ત–દર્પણની પેઠે સ્વચ્છ અને શુદ્ધ બની જાય છે, પછી તેવા શુદ્ધ અંતઃકરણવાળો આત્મસુખાથી પુરુષ સત્ અને અસત્ વિષયનું સંપૂર્ણ જ્ઞાન મેળવીને ધર્મને વિષે પ્રવૃત્ત થાય છે અને તેથી જ અંતે કર્મમાર્ગથી અત્યંત અગોચર તથા સર્વ વાસનાઓથી મુક્ત એવા પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરી શકે છે.[૧૪] જોકે આ સર્વ પ્રજાઓને કેવળ મન અને કર્મના યોગે જ ઉત્પન્ન કરવામાં આવી છે, (તેથી કોઈ ને આવી શંકા થવાનો પણ સંભવ છે કે, બંધનનાં કારણભૂત કર્મો બંધનની નિવૃત્તિ કેમ કરી શકે?) તોપણ નિષ્કામ બુદ્ધિથી કરવામાં આવેલાં કર્મો અને નિષ્કામ કર્મો દ્વારા શુદ્ધ થયેલું મન એ બન્ને જ જ્ઞાની પુરુષોએ સેવેલા ઉત્તમ મોક્ષમાર્ગો છે; કેમ કે વેદમાં કહેવામાં આવેલું પ્રત્યક્ષ કર્મ જો સકામબુદ્ધિથી આચરવામાં આવે છે, તો જ ક્ષુદ્ર ફળને આપનારું થાય છે; પણ જો નિષ્કામ બુદ્ધિથી સેવવામાં આવે છે, તો મોક્ષરૂપ શાશ્વત પદને આપનાર થઈ પડે છે. તેમાં મુખ્ય કારણ એ જ છે કે, તેના ફળનો શુદ્ધ અંતઃકરણથી ત્યાગ કરવામાં આવ્યો હોય છે અને તેથી જ બંધનહેતુક એવું પણ કર્મ મોક્ષહેતુક થઈ પડે છે; પરંતુ એ સિવાય કર્મોનો સમૂળગો ત્યાગ કરવાથી મોક્ષ મળતો નથી.[૧૫] જેમ રાત્રિ વીતી ગયા પછી અંધકારના આવરણથી મુક્ત થયેલાં ચક્ષુ પોતાના સ્વતઃસિદ્ધ પ્રકાશથી હરકોઈ કામમાં મનુષ્યને એક નાયકરૂપ થઈ પડે છે અને માર્ગમાં ત્યાગ કરવા યોગ્ય કાંટા વગેરે અશુભ પદાર્થોને જોઈ શકે છે, તેમ બુદ્ધિ પણ વિવેકજ્ઞાનના ગુણથી જ્યારે મુક્ત થાય છે, ત્યારે સર્વ પ્રકારના ત્યાગ કરવા યોગ્ય અશુભ કર્મને જોઈ શકે છે–જાણી શકે છે.[૧૬] આ જગતમાં જ્ઞાનફળની શ્રેષ્ઠતા કેટલી બધી છે, તે તો તમે જુઓ! મનુષ્યોને જો જ્ઞાન હોય છે, તો જ માર્ગમા રહેલા સર્પોનો, દર્ભનાં શુંબડાંઓનો તથા વાવ, કૂવા વગેરે જળાશયોનો ત્યાગ કરે છે; (અને એક બાજુ પર ચાલે છે) પરંતુ જેઓ અજ્ઞાની હોય છે, તેઓ તો તે પદાર્થના અજ્ઞાનને લીધે તેના ઉપર જ પડે છે.[૧૭] વિદ્વાનો કહે છે કે, વૈદિક કર્મોની સિદ્ધિ પાંચ અંગોથી થઈ શકે છે. એક તો વિધિપૂર્વક યોજેલા સંપૂર્ણ મંત્રો, બીજું શસ્ત્રોક્ત વિધિ પ્રમાણે કરવામાં આવેલા યજ્ઞો, ત્રીજું કર્મને અનુસરતી દક્ષિણાઓ, ચોથું અન્નનું દાન અને પાંચમું જે દેવતાને હવિર્ભાગ આપવાનો હોય તેનું ધ્યાન. આ પાંચ અંગોની સાથે કરેલું કર્મ ફળદાયક થાય છે.[૧૮] વળી વેદો કહે છે કે, કર્મ (સાત્ત્વિક, રાજસ અને તામસ એમ) ત્રણ પ્રકારનાં હોય છે અને તે કર્મ મંત્રપૂર્વક જ કરવામાં આવે છે, જેથી મંત્રો પણ ત્રણ પ્રકારના હોય છે. જેમ કે 'अग्निमीळे' ઇત્યાદિ મંત્રો સાત્ત્વિક છે. 'इषे त्वोर्जेत्वा' ઇત્યાદિ મંત્રો રાજસ છે અને 'सर्वं प्रविध्य हृदयं प्रविध्य' ઇત્યાદિ મંત્રો તામસ છે.) એ જ પ્રમાણે વિધિ પણ ત્રણ પ્રકારનો છે, (જેમ કે 'आत्मकामो यजेत' એ વિધિ સાત્ત્વિક છે, 'स्वर्गकामो यजेत' એ વિધિ રાજસ છે અને 'अभिचरन् यजेत' એ વિધિ તામસ છે.) વળી કર્મના ફળની સિદ્ધિ કર્તાપુરુષના ત્રિગુણાત્મક અંતઃકરણનો જ આધાર રાખે છે, જેથી કર્મનું ફળ પણ ત્રણ પ્રકારનું હોય છે અને તે ફળનો ભોક્તા પુરુષ પણ ત્રિગુણાત્મક હોઈને ત્રણ પ્રકારનો છે. (જેમ કે વિદ્યા, શ્રદ્ધા વગેરે સર્વ ગુણોવાળો કર્તા સાત્ત્વિક છે, વિદ્યા આદિ ગુણોથી હીન હોવા છતાં

કેવળ પ્રવૃત્તિપરાયણ જ રહેનારો કર્તા રાજસ છે અને દંભ અથવા ડોળ રાખીને કર્મ કરનારો કર્તા તામસ છે.)[૧૯] શબ્દો, રૂપો, રસો, પવિત્ર સ્પર્શો અને શુભ એવા ગંધો આ સર્વ વિષયો કર્મના ફળરૂપ જ છે અને તેનો ઉપભોગ મૂઆ પછી સ્વર્ગલોકમાં જ મળે છે; પરંતુ જ્ઞાનનું ફળ તો આ લોકમાં જ મરણ પામ્યા પહેલાં મનુષ્યને મળી શકે છે. (અર્થાત્ પરોક્ષ ફળવાળા કર્મના કરતાં પ્રત્યક્ષ ફળવાળું જ્ઞાન જ વધારે ઉત્તમ છે.)[૨૦] જીવ શરીરનો આશ્રય કરીને જ કર્મ કરે છે, જેથી શરીરની સાથે રહીને જ તેનું ફળ પ્રાપ્ત કરે છે; કેમ કે કર્મના ફળભૂત સુખદુઃખાદિનું આશ્રયસ્થાન શરીર જ છે; (પણ આત્મા નથી. માટે શરીરત્વાદિ ધર્મોથી રહિત એવો મોક્ષ, શારીરિક કર્મો કરવાથી સિદ્ધ થતો નથી.)[૨૧] તેમ જ જીવાત્મા વાણી વડે જે જે કર્મને કરે છે, તે સર્વને પોતે જ્યારે વાણીવાળો હોય છે, ત્યારે જ ભોગવે છે અને મન વડે જે કર્મને કરે છે તેને મન સાથે રહીને જ ભોગવે છે. (અર્થાત્ જપાદિક વાચિક કર્મ કરવાથી કે ધ્યાનાદિક માનસિક કર્મ કરવાથી પણ મોક્ષની સિદ્ધિ થતી નથી.)[૨૨] કર્મના ફળમાં આસક્ત થયેલો મનુષ્ય ફળની ઇચ્છા રાખીને જે જે સત્ત્વાદિ ગુણવાળાં કર્મ કરે છે, તે તે ગુણથી યુક્ત થઈને કર્મનાં શુભઅશુભ ફળને ભોગવે છે.[૨૩] જેમ માછલું જળના પ્રવાહમાં પડીને તેની સાથે સાથે તણાય છે, તેમ પૂર્વજન્મનું કર્મ પણ મનુષ્યની સાથે સાથે જાય છે; છતાં દેહધારી પ્રાણી ઇષ્ટનો લાભ થતાં સંતુષ્ટ થાય છે અને અનિષ્ટનો લાભ થતાં ઉદ્વેગ પામે છે. (એ તેની મૂર્ખતા જ છે.)[૨૪] હવે આ સર્વ જગત જેનાથી ઉત્પન્ન થયું છે, જેનો સાક્ષાત્કાર કરીને મનને જીતનારા પુરુષો સંસારનું ઉલ્લંઘન કરીને પરમપદને પ્રાપ્ત થાય છે અને વેદવાક્યો જેને સ્પષ્ટ રીતે વર્ણવી શકતાં નથી, તે શ્રેષ્ઠ તત્ત્વનું હું વર્ણન કરું છું, તેને તમે સાંભળો.[૨૫] એ તત્ત્વ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધથી રહિત છે, ઇંદ્રિયોથી અગ્રાહ્ય છે, અવ્યક્તસ્વરૂપ છે, લાલ, કાળો, ધોળો ઇત્યાદિ વર્ણો વિનાનું છે અને અદ્વિતીય છે; છતાં પણ તેણે પ્રજાઓના ઉપભોગને માટે શબ્દાદિ પાંચ વિષયોને ઉત્પન્ન કર્યા છે.[૨૬] વળી તે તત્ત્વભૂત વસ્તુ સ્ત્રી નથી, પુરુષ નથી, નપુંસક નથી, પ્રધાન પરમાણુ આદિ સત્સ્વરૂપ નથી, અસત્(શૂન્ય)સ્વરૂપ નથી, તેમ જ સદસત્મિશ્ર પણ નથી; પરંતુ બ્રહ્મવેત્તા મનુષ્યો જેનો સાક્ષાત્કાર કરી શકે છે, એવી તે તત્ત્વભૂત વસ્તુ અક્ષર છે—અવિનાશી છે, એમ તમારે જાણવું.[૨૭]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'વેદોક્ત કર્મમાર્ગ અને જ્ઞાનમાર્ગનું ફળ' નામનો અધ્યાય ૨૦૧મો સમાપ્ત

# અધ્યાય ૨૦૨મો

## મનુ—બૃહસ્પતિસંવાદ (ચાલુ)

॥ मनुरुवाच ॥

**अक्षरात् खं ततो वायुस्ततो ज्योतिस्ततो जलम् ।**
**जलात्प्रसृता जगती जगत्यां जायते जगत् ॥ १ ॥**

મનુએ કહ્યું: અક્ષરબ્રહ્મથી આકાશ ઉત્પન્ન થયું, આકાશમાંથી વાયુ, વાયુમાંથી તેજ, તેજમાંથી જળ, જળમાંથી પૃથ્વી અને પૃથ્વીમાંથી આ સર્વ જગત ઉત્પન્ન થયું છે. (અહીં કહેવાનો ભાવ એ છે કે, માયાની સહાયતાવાળા અક્ષરબ્રહ્મથી જગત ઉત્પન્ન થયું છે. કદાચ કોઈને શંકા થાય કે, અક્ષરની પહેલાં જો કંઈ પણ ન હતું, તો માયા ક્યાંથી આવી? અને માયા તે વખતે જો હતી જ, તો પછી અક્ષરને અદ્વૈત કેમ કહેવાય? આ શંકાનું સમાધાન આ રીતે થઈ શકે છે. જેમ છીપમાં રૂપાનો ભાસ થવાથી તેમાં કંઈ રૂપું આવી જતું નથી, તેમ જ છીપની સાથે રૂપું વળગેલું છે, એમ પણ કહેવાતું નથી. એ જ પ્રમાણે અક્ષરમાં માયાની મિથ્યા પ્રતીતિ થવાથી અક્ષરનું અદ્વૈતપણું મટી જતું નથી; કેમ કે માયા એ અક્ષરને વળગેલો કોઈ સ્વતંત્ર પદાર્થ જ નથી, પરંતુ અજ્ઞાનજન્ય મિથ્યા ભાસ જ છે.)[૧] આ રીતે જગતની ઉત્પત્તિ થયા પછી પુનઃ પ્રલયસમયે પૃથ્વીમાંથી ઉત્પન્ન થયેલાં સર્વ શરીરોનો અને પૃથ્વીનો જળમાં લય થઈ જાય છે, જળનો તેજમાં લય થઈ છે, તેજનો પવનમાં લય થઈ જાય છે અને પવનનો આકાશમાં લય થઈ જાય છે. આ રીતના સૃષ્ટિક્રમને જાણનારો બ્રહ્મનિષ્ઠ પુરુષ આકાશની પેલી પાર રહેલા અક્ષરબ્રહ્મને જ પોતાના આત્માસ્વરૂપે જાણે

છે અને તે પ્રમાણે જાણ્યા પછી તે પુરુષને પુનઃ સંસારના ફેરામાં પડવું પડતું નથી, પણ તે તો મોક્ષને જ પામે છે. (પરંતુ જેઓ એ અક્ષરને પોતાના આત્માસ્વરૂપ જાણતા નથી, તેઓને તો પુનઃ સંસારમાં આવવું પડે છે.)[2] બ્રહ્મનિષ્ઠ પુરુષો જે અક્ષરતત્ત્વનો સાક્ષાત્કાર કરે છે, તે ઉષ્ણ નથી, શીત નથી, મૃદુ નથી, તીક્ષ્ણ નથી, અમ્લ (ખાટું) નથી, કષાય (તૂરું) નથી, મધુર નથી, તિક્ત (કડવું) નથી, શબ્દવાળું નથી, ગંધવાળું નથી, રૂપવાળું નથી અને પ્રમાતા આદિ સ્વભાવવાળું પણ નથી.[3] સર્વ કોઈની ત્વચાઇંદ્રિય સ્પર્શને જાણી શકે છે, જિહ્વાઇંદ્રિય રસને જાણી શકે છે, ઘ્રાણેંદ્રિય ગંધને જાણી શકે છે, શ્રવણેંદ્રિય શબ્દને સાંભળે છે અને ચક્ષુઇંદ્રિય રૂપને જાણી શકે છે; પરંતુ એ સર્વ ઇંદ્રિયો અને તેના વિષયોથી પર એવા પરમાત્માને અધ્યાત્મવિદ્યા નહિ જાણનારા મનુષ્યો પોતાની એક ઇંદ્રિયથી જાણી શકતા નથી; અર્થાત્ પરમાત્મારૂપી વસ્તુ ઇંદ્રિયોથી અગ્રાહ્ય છે;[4] માટે જે પુરુષ (યોગસાધન દ્વારા) રસનેંદ્રિયને રસગુણથી, ઘ્રાણેંદ્રિયને ગંધગુણથી, શ્રવણેંદ્રિયને શબ્દગુણથી, ત્વચાઇંદ્રિયને સ્પર્શગુણથી અને ચક્ષુરિંદ્રિયને રૂપગુણથી નિવૃત્ત કરીને નિત્ય સમાધિયોગનો અભ્યાસ કરે છે, તે પુરુષને જ પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે.[5] મુનિઓ કહે છે કે, જે કોઈ કર્તા રાગદ્વેષાદિકનું અવલંબન કરીને હરકોઈ જ્ઞાન કે કર્મ દ્વારા જે કોઈ પ્રાપ્ય વસ્તુને ઉદ્દેશીને જે દેશમાં અથવા કાળમાં જે કંઈ સુખ–દુઃખના નિમિત્તે તેને અનુકૂળ એવી પ્રવૃત્તિ કરે છે, તે સર્વ સમુદાયનું કારણસ્વરૂપ અથવા આત્મા જ છે.[6] વળી જે સર્વવ્યાપક (ઈશ્વર) હોઈને વ્યાપ્ય (જીવ)સ્વરૂપ પણ છે, એમ વૈદિક મંત્રોથી સિદ્ધ થાય છે અને જે કૂટસ્થસ્વરૂપે આ સર્વ જગતમાં વસી રહ્યા છે, જે સર્વના કારણભૂત છે; તેમ જ જે એક અદ્વિતીયસ્વરૂપે સર્વના સ્રષ્ટા છે, તે પરબ્રહ્મને સર્વના કારણ કહેવામાં આવે છે અને તે સિવાયની બીજી સર્વ વસ્તુને કાર્ય કહેવામાં આવે છે.[7] જેમ કોઈ મનુષ્ય સારી રીતે કરેલાં પુણ્યપાપના યોગથી શુભ અને અશુભ ફળને સંપાદન કરે છે અને તે રીતે પ્રાપ્ત થયેલું શુભ–અશુભ ફળ વિનાવિરોધે મનુષ્યના શરીરમાં એકત્ર રહે છે, તે પ્રમાણે જ પુણ્યપાપના યોગથી શુભ–અશુભ ગણાતાં સર્વ (જડ) શરીરોમાં ચૈતન્યરૂપ એવું આત્મતત્ત્વ જ જ્ઞાનસ્વરૂપે રહેલું છે. (અર્થાત્ પુણ્ય અને પાપ જેમ વિનાવિરોધે એકીસાથે રહે છે, તેમ જડ (શરીર) અને ચૈતન્ય (આત્મા, સ્વરૂપ કે સ્વભાવ) પણ વિનાવિરોધે એકીસાથે રહે છે અને તે ચૈતન્ય જ્ઞાનસ્વરૂપ ગણાય છે.)[8] જેમ (દીવીની ટોચ ઉપર મૂકેલો) એક પ્રદીપ્ત દીવો દેદીપ્યમાન થઈને આગળ રહેલા બીજા સર્વ પદાર્થોને પ્રકાશમાન કરે છે, તેમ આ શરીરમાં રહેલા પાંચ ઇંદ્રિયોરૂપી દીપવૃક્ષો (દીવીઓ) જ્ઞાનરૂપી દીવાથી દેદીપ્યમાન થઈને વિષયોને ગ્રહણ કરે છે; (પણ સ્વતઃપ્રકાશરૂપ નથી) અને તેથી જ તેઓ પરતંત્ર છે–ચૈતન્યપ્રકાશની અપેક્ષા રાખનારા છે.[9] જેમ કોઈ રાજાના અનેક અમાત્યો રાજાની આજ્ઞાને અધીન રહીને જ બીજાઓને જુદી જુદી આજ્ઞાઓ કરે છે, તેમ શરીરની અંદર રહેલી પાંચ ઇંદ્રિયો આત્માની પ્રેરણાને અધીન રહીને જ તે તે વિષયોનું જ્ઞાન પ્રાપ્ત કરે છે અને તેથી જ જેમ અમાત્યોના કરતાં રાજા ઉત્તમ ગણાય છે, તેમ જ્ઞાનસ્વરૂપ આત્મા પણ ઇંદ્રિયોના કરતાં શ્રેષ્ઠ ગણાય છે.[10] જેમ અગ્નિની જ્વાળાઓ, પવનનો વેગ, સૂર્યનાં કિરણો અને નદીઓનાં જળ ઉત્પન્ન થાય છે, અમુક સમય સુધી રહે છે અને લય પામે છે, તેમ પ્રાણીઓનાં શરીરો પણ ઉત્પન્ન થાય છે, અમુક સમય સુધી રહે છે અને પાછાં લય પામે છે. (અર્થાત્ મન દ્વારા શરીરની અંદર બંધાઈ રહેલું એવું પણ જ્ઞાન (આત્મતત્ત્વ) શરીરનો નાશ થઈ ગયા છતાં પણ નાશ પામતું નથી.)[11] જેમ કોઈ એક પુરુષ લાકડામાં રહેલા અગ્નિને જોવાની ઇચ્છાથી હાથમાં ફરસી લઈને લાકડાને ચીરી નાખે, તોપણ તેને ધુમાડાનાં કે અગ્નિનાં દર્શન થતાં નથી; તેમ જ શરીરમાં રહેલા આત્માને જોવાની ઇચ્છાથી શરીરના હાથ, પગ, પેટ વગેરે અવયવોને કાપી નાખવામાં આવે, તોપણ આત્માનો સાક્ષાત્કાર થઈ શકતો નથી; કેમ કે આત્મા શરીરથી ભિન્ન છે.[12] પરંતુ અગ્નિનું દર્શન કરવા માટે તેનાં તે જ લાકડાંઓને જો મથવામાં આવે છે, તો તુરત જ અગ્નિનું તથા ધુમાડાનું જે

દર્શન થાય છે, તેમ કોઈ બુદ્ધિમાન જીવ યોગધર્મનો આશ્રય કરીને શરીરને જો મથવા માંડે છે, તો તુરતજ પરમાત્માનાં તથા બુદ્ધિનાં એકીસાથે તેને દર્શન થાય છે.[૧૩] જેમ પુરુષ સ્વપ્નમાં પોતાના શરીરને પોતાનાથી જુદું જ પૃથ્વી પર પડેલું જુએ છે, તેમ મરણસમયે પોતાના સ્થૂળ શરીરને આત્માથી ભિન્ન જોયા છતાં પણ સત્તર તત્ત્વોથી (દશ ઇંદ્રિયો, પાંચ પ્રાણ, મન તથા બુદ્ધિથી) બનેલા લિંગશરીરને આત્માથી ભિન્ન નહિ જાણનારો પુરુષ એક સ્થૂળદેહનો ત્યાગ કરીને બીજા સ્થૂળદેહમાં પ્રવેશ કરે છે.[૧૪] શરીરની ઉત્પત્તિથી, વૃદ્ધિથી, ક્ષીણતાથી કે નાશથી શરીરની અંદર રહેલો જીવાત્મા ઉત્પત્તિને, વૃદ્ધિને, ક્ષીણતાને કે નાશને પામતોજ નથી; માત્ર મરણસમયે પ્રાચીન કર્મફળના યોગે પૂર્વના શરીરનો ત્યાગ કરીને અદશ્યસ્વરૂપે બીજા શરીરમા પ્રવેશ કરે છે.[૧૫] આત્માના સ્વરૂપને ચક્ષુઇંદ્રિય દ્વારા જોઈ શકાતું નથી, તેમ ત્વચાઇંદ્રિય દ્વારા તેનો સ્પર્શ પણ કરી શકાતો નથી અર્થાત્ આત્મવસ્તુ ઇંદ્રિયોથી અગ્રાહ્ય છે. વળી તે ઇંદ્રિયો દ્વારા આત્માને કોઈ પણ કાર્ય સાધવાનું હોતું નથી અને સાક્ષીભૂત એવા આત્માને ઇંદ્રિયોનું જ્ઞાન હોય છે; તોપણ ઇંદ્રિયોને આત્માનું જ્ઞાન હોતું નથી. (કેમ કે ઇંદ્રિયો જડ છે અને આત્મા ચેતન છે.)[૧૬] જેમ એક લોઢાનો ગોળો સમીપમાં બળી રહેલા અગ્નિના તાપના સંબંધથી લાલચોળ જેવો દેખાય છે, તોપણ ખરી રીતે તે ગોળો લાલ નથી કે દાહક શક્તિમાન પણ નથી; તેજ પ્રમાણે જડ એવો પણ દેહ આત્માના સંબંધને લીધે જ ચૈતન્ય ધર્મને ધારણ કરે છે અને તેથી જ ચેતન જેવો દેખાય છે, તોપણ વસ્તુતઃ દેહ ચેતન છે જ નહિ.[૧૭] તેમ જ જીવાત્મા (મરણસમયે) એક શરીરનો ત્યાગ કરીને અદશ્ય રીતે બીજા શરીરમાં પ્રવેશ કરે છે અને પૂર્વના શરીરને પંચમહાભૂતોમાં તજી દઈ ને બીજા શરીરના સ્વરૂપને ધારણ કરે છે.[૧૮] દેહાભિમાની જીવ પંચમહાભૂતોથી બનેલા પૂર્વ શરીરનો ત્યાગ કરીને પણ આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી એ પાંચ ભૂતોના જ કાર્યરૂપ બીજા શરીરને ધારણ કરે છે અને તેની સાથે સાથે અનેક પદાર્થોનો આશ્રય કરનારી તથા કર્મની અંદર પ્રવૃત્તિ કરનારી શ્રોત્રાદિ ઇંદ્રિયો પણ શબ્દાદિ પાંચ વિષયોનો આશ્રય કરે છે.[૧૯] તેમાંની શ્રોત્રેંદ્રિય આકાશના શબ્દગુણનો આશ્રય કરે છે, ઘ્રાણેંદ્રિય પૃથ્વીના ગંધગુણનો આશ્રય કરે છે, ચક્ષુઇંદ્રિય તેજના રૂપગુણનો આશ્રય કરે છે, રસનેંદ્રિય જળના રસગુણનો આશ્રય કરે છે અને ત્વચા ઇંદ્રિય વાયુના સ્પર્શગુણનો આશ્રય કરે છે; (અર્થાત્ શ્રોત્રાદિક ઇંદ્રિયો શબ્દાદિક વિષયોની વાસનાથી યુક્ત થઈને જ કર્મની અંદર પ્રવૃત્તિ કરે છે.)[૨૦] પાંચ ઇંદ્રિયોના પાંચ વિષયો આકાશાદિ મહાભૂતોને વિષે વસે છે, પંચ મહાભૂતો ઇંદ્રિયોને વિષે વસે છે, ઇંદ્રિયો તેઓના વિષયો અને પાંચ મહાભૂતો મનને અનુસરનારાં છે, મન બુદ્ધિને અનુસરે છે અને બુદ્ધિ સ્વભાવને (ચિદાત્માને) અનુસરે છે. (તાત્પર્ય કે બુદ્ધિમાં જ સર્વ તત્ત્વોનો અંતર્ભાવ થાય છે અને તે બુદ્ધિના સંબંધને લીધે જ આત્માને પુનઃ પુનઃ સંસારમાં પડવું પડે છે.)[૨૧] પૂર્વજન્મમાં જે જે શુભઅશુભ કર્મ કરેલાં હોય છે, તે તે કર્મને જ ઇંદ્રિયાદિ તત્ત્વો પોતાના નવા શરીરમાં ગ્રહણ કરે છે અને જેમ જળચર પ્રાણીઓ જળના અનુકૂળ પ્રવાહમાં સહજ રીતે ઘસડાઈ જઈને બીજા જળમાં દાખલ થાય છે, તેમ બુદ્ધિ અને વિષયો મનના વેગને અનુસરીને તેની સાથે બીજા શરીરમાં નિવાસ કરે છે. (સારાંશ કે પૂર્વજન્મના સંસ્કારને આધીન થઈને ઉત્તરોત્તર નવા નવા દેહમાં દાખલ થનારો જીવાત્મા કર્મોને કરતો કરતો પુનઃ પુનઃ બંધાયા જ કરે છે.[૨૨] આ ઉપરથી કોઈને કદાચ શંકા થાય કે, એ રીતે જ્યારે વાસનાસંતતિ અવિચ્છિન્ન રીતે ચાલ્યા કરે અને તેનો કદી નાશ જ ન થાય, તો પછી મોક્ષની આશા દુર્લભજ થઈ પડે. આ શંકાનું સમાધાન કરવા માટે છેલ્લા શ્લોકમાં સંસારનું ભ્રાંતિજન્યપણું સિદ્ધ કરે છે અને અનાદિકાળથી ચાલ્યા આવેલા ભ્રમને પણ મૂળમાંથી ઉખેડી નાખવા માટે તત્ત્વજ્ઞાની પુરુષ સમર્થ થઈ શકે છે, એ વાતનું સ્પષ્ટીકરણ કરે છે.) ભ્રાંતિજન્યજ્ઞાન કેવળ ચંચળ અથવા અસ્થિર જ હોય છે, જેથી મનુષ્ય તે ભ્રાંતિજન્યજ્ઞાનને દૂર કરીને વસ્તુતત્ત્વને જાણી શકે છે. (જેમ નૌકામા

બેસીને નદીમાં ફરનારા મનુષ્યને તીર ઉપરનાં વૃક્ષો સ્થિર હોવા છતાં ચાલતાં હોય તેમ દેખાય છે, તેમ જ પરમાત્મા કૂટસ્થ–નિર્વિકાર હોવા છતાં બુદ્ધિના વિકારને લીધે અકૂટસ્થ–સવિકાર જાણવામાં આવે છે; પરંતુ એ ભ્રાંતિજનકરૂપ બુદ્ધિના માર્ગનો નિરોધ કરીને તત્ત્વજ્ઞાની પુરુષ પરમાત્માના વાસ્તવિક સ્વરૂપનો સાક્ષાત્કાર કરી શકે છે.) વળી જેમ પુસ્તકના સૂક્ષ્મ અક્ષરો પણ ચશ્માં અથવા સૂક્ષ્મદર્શકયંત્રના યોગથી મોટા–સ્થૂળ દેખાય છે, તેમ પરમાત્મવસ્તુ સૂક્ષ્મમાં સૂક્ષ્મ છે, તોપણ બુદ્ધિના સંબંધને લીધે સ્થૂળ પ્રપંચસ્વરૂપે જોવામાં આવે છે. એ જ પ્રમાણે જેમ પોતાના મુખનું પ્રતિબિંબ પોતાની દૃષ્ટિથી જોવાને અશક્ય છે, તોપણ દર્પણ તે પ્રતિબિંબને આબેહૂબ રીતે દેખાડી આપે છે. તે જ પ્રમાણે એક જ એવી પ્રત્યગ્વસ્તુને (પરમાત્માને) પોતાના અજ્ઞાનથી કલ્પી કાઢેલું બુદ્ધિરૂપી દર્પણ, આકાશાદિ અનેક સ્વરૂપે દેખાડી આપે છે. (પરંતુ જેમ ચક્ષુ ઉપર ચઢાવેલાં ચશ્માંને દૂર કરવાથી પુસ્તકના અક્ષરોનું સ્થૂળપણું દૂર થાય છે અને મુખ સામે ધરેલા દર્પણને ખસેડી લેવાથી પોતાના મુખનું દૃશ્યપણું પણ અદૃશ્ય થાય છે, તેમ જ) ભ્રાંતિજનક બુદ્ધિમાર્ગનો બોધ કરીને મનુષ્ય પરમાત્માના વાસ્તવિક સ્વરૂપને જાણી શકે છે. (અર્થાત્ અનાદિકાળથી ચાલી આવેલી એવી પણ ભ્રાંતિનો પાછળથી ઉદ્ભવેલા તત્ત્વજ્ઞાનથી બાધ થઈ શકે છે, માટે ભ્રાંતિજ્ઞાનને દૂર કરવા માટે આત્મજ્ઞાન મેળવવાનો જ પ્રયત્ન કરવો.[૨૩]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'મનુ–બૃહસ્પતિસંવાદ' નામનો અધ્યાય ૨૦૨ મો સમાપ્ત

# अध्याय २०३ मो

## આત્માનું અસ્તિત્વ

(મનુ–બૃહસ્પતિસંવાદ ચાલુ)

॥ मनुरुवाच ॥

यदिन्द्रियैस्तूपहितं पुरस्तात् ।
प्राप्तान् गुणान् संस्मरते चिराय ॥
तेष्विन्द्रियेषूपहतेषु पश्चात्
स बुद्धिरूपः परमः स्वभावः ॥ १ ॥

મનુએ કહ્યું : મન સહિત ઇંદ્રિયોથી ઢંકાયેલું એવું, પણ, જીવચૈતન્ય, પૂર્વે ઘણા કાળ પહેલાં પણ પ્રાપ્ત થયેલા વિષયોનું પાછળથી કાળાંતરે પણ સ્મરણ કરે છે (કે, મેં બાલ્યાવસ્થામાં સુખનો અનુભવ કર્યો હતો. તે ઉપરથી જણાય છે કે, મન તથા ઇંદ્રિયોથી ભિન્ન એવો આત્મા છે); તેમ જ જ્યારે તે ઇંદ્રિયોનો લય થાય છે, ત્યારે સ્વપ્નાવસ્થામાં આત્મા બુદ્ધિરૂપ હોય છે, તોપણ વસ્તુતઃ તે સર્વોત્કૃષ્ટ ચિદાત્માબુદ્ધિથી પણ ભિન્ન જ* છે. (કેમ કે સ્વપ્નાવસ્થામાં આત્મા કેવળ ભ્રાંતિને લીધે જ બુદ્ધિની સાથે એકરૂપ થયેલો અને વિકારીપણાને પામેલો દેખાય છે.)[૧] તે ચૈતન્યસ્વરૂપ આત્મા એક જ સમયે અથવા ભિન્ન ભિન્ન સમયે સમીપમાં રહેલા ઇંદ્રિયોના વિષયોને સંપૂર્ણ રીતે પ્રકાશિત કરે છે અને વળી તે એકલો જ પરસ્પર વિરુદ્ધ ધર્મવાળી ત્રણે અવસ્થાઓમા (જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિમાં) સંચાર કરે છે, જેથી તે દેહધારી જીવાત્મા સર્વ કોઈનો સાક્ષી છે–દ્રષ્ટા છે.[૨] જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે બુદ્ધિની અવસ્થાઓ સત્ત્વ, રજ અને તમ, એ ત્રણે ગુણોથી ભરપૂર છે અને તેમાં સાક્ષી તરીકે રહેનારો આત્મા તે તે અવસ્થાના પરસ્પર વિલક્ષણ ધર્મવાળા સુખદુઃખાદિ ગુણોને માત્ર જાણે જ છે, પણ ભોગવતો નથી. વળી જેમ વાયુ કાષ્ઠમાં રહેલા અગ્નિને કેવળ પ્રદીપ્ત જ કરે છે, પરંતુ પોતે કાષ્ઠને બાળતો નથી, તેમ દેહધારી આત્મા ઇંદ્રિયોમાં કેવળ સંચાર કરીને તેઓને ચેતનાવાળી કરે છે, પરંતુ ઇંદ્રિયોના વિષયોને પોતે ભોગવતો નથી; (અર્થાત્ બુદ્ધિ જ કર્તાભોક્તા વગેરે ધર્મોને ધારણ કરે છે; આત્મા તો કેવળ ઉદાસીન અને જ્ઞાનસ્વરૂપ જ છે.)[૩] ચક્ષુઇંદ્રિયથી આત્માના સ્વરૂપનું દર્શન કરી શકાતું નથી, ત્વચાઇંદ્રિયથી તેનું સ્પર્શન થઈ શકતું નથી અને શ્રોત્રઇંદ્રિયથી તેનું

* અર્થાત્ જેમ જાગ્રતાવસ્થામાં પ્રકાશ કરવા યોગ્ય ઘટથી અને પ્રકાશ કરનાર ચક્ષુથી ભિન્ન એવો કૂટસ્થ–નિર્વિકાર સૂર્ય, કેવળ પોતાની સત્તામાત્રથી ચક્ષુપ્ઇંદ્રિયને તેજસ્વી બનાવીને ઘટપદાર્થને પ્રકાશિત કરે છે, તેમ સ્વપ્નાવસ્થામાં પ્રમાતા અને પ્રમેયરૂપે રહેલી બુદ્ધિને તેનાથી ભિન્ન તથા ઉદાસીન એવો ચિદાત્મા જ પ્રકાશિત કરે છે. એ ઉપરથી સિદ્ધ થાય છે કે, બુદ્ધિથી ભિન્ન અને બુદ્ધિનો પણ પ્રકાશક આત્મા છે.

—નીલકંઠ

શ્રવણ થઈ શકતું નથી; (કેમ કે આત્મા રૂપ, સ્પર્શ અને શબ્દથી રહિત છે અને વળી જે આત્મા ઇંદ્રિયોનો પ્રકાશક છે, તેને ઇંદ્રિયો કેવી રીતે પ્રકાશિત કરી શકે?) માટે વેદાંતવાક્યોનું શ્રવણ મનન કરવાથી જ તેનો સાક્ષાત્કાર કરી શકાય છે અને તેથી જ સમસ્ત ક્રિયાકારક આદિ દ્વૈતભાવોનો વિનાશ થાય છે.[૪] શ્રોત્રાદિક ઇંદ્રિયો જ્યારે પોતપોતાનાં સ્વરૂપને જ જોઈ શકતી કે જાણી શકતી નથી, ત્યારે પરમાત્માને તો ક્યાંથી જોઈ શકે કે જાણી શકે? પરંતુ સર્વજ્ઞ અને સર્વનો દ્રષ્ટા એવો આત્મા તો તે સર્વ ઇંદ્રિયોને જોઈ શકે છે અને જાણી પણ શકે છે. (અર્થાત્ આત્મા સર્વ દૃશ્ય વસ્તુઓનો દ્રષ્ટા છે–સાક્ષી છે.)[૫] જેમ હિમાલયની બન્ને બાજુઓનો ભાગ તથા ચંદ્રમાના પૃષ્ઠનો (પાછળનો) ભાગ મનુષ્યોએ કદી જોયો નથી, તે ઉપરથી એમ તો ન જ કહી શકાય કે, તેનું અસ્તિત્વ હશે જ નહિ.[૬] તે પ્રમાણે જ સર્વ પ્રાણીઓની અંદર વ્યાપી રહેલો જ્ઞાનસ્વરૂપ આત્મા અતિશય સૂક્ષ્મ હોવાથી ઇંદ્રિયો દ્વારા કદી જોઈ શકાતો નથી, તે ઉપરથી એમ તો ન જ કહી શકાય કે, આત્મા કોઈ સ્થળે છે જ નહિ.[૭] (વળી આત્માની પ્રતીતિ થયા છતાં પણ મનુષ્યો તેને જાણી શકતા નથી.) જેમ કે દર્પણ તુલ્ય સ્વચ્છ એવા ચંદ્રના મંડળમાં પ્રતિબિંબિત થયેલા જગતને કલંકરૂપે જોયા છતાં પણ લોકો સ્પષ્ટ રીતે જાણી શકતા નથી કે, ચંદ્રની અંદર દેખાતું કલંક જગતનું પ્રતિબિંબ જ છે. એ જ પ્રમાણે મનુષ્યોને આત્મા સંબંધી જ્ઞાન હોવા છતાં પણ તેનું અભેદ જ્ઞાન હોતું નથી. વળી આત્મારૂપી વસ્તુ સ્વયંસિદ્ધ જ છે, જેથી પ્રથમ કદી ઉત્પન્ન થયેલી નથી અને તેને જાણવાથી દુઃખનો નાશ ન જ થાય એમ કહેવાય તેમ નથી જ. (હવે અહીં કોઈ કહેશે કે, જો આત્મા જ બ્રહ્મનું સ્વરૂપ છે, તો પછી એને તો અમે જાણીએ જ છીએ, છતાં અમારા શોકાદિકની નિવૃત્તિ કેમ થતી નથી? અને આ રીતે અમને આત્મજ્ઞાન થયેલું છે, તો પછી શાસ્ત્રની શી જરૂર છે? આ શંકાનું સમાધાન કરવા માટે કહે છે કે, કેવળ જીવસ્વરૂપે આત્માનું જ્ઞાન થવાથી યથાર્થ આત્મજ્ઞાન થયું ગણાતું નથી, માટે તેનું યથાર્થ જ્ઞાન મેળવવા માટે શાસ્ત્રનો અવશ્ય આશ્રય કરવો પડે છે અને તેનું યથાર્થ જ્ઞાન થાય છે કે, તરત જ શોકાદિકની નિવૃત્તિ થઈ જાય છે.*)[૮] વિદ્વાનો જે પદાર્થ રૂપવાળો હોય છે, તેની ઉત્પત્તિનો તથા નાશનો વિચાર કરીને જેમ જોઈ શકે છે કે, જગતના સર્વ સ્થૂળ પદાર્થો કેવળ અરૂપી જ છે. (જેમ કોઈ એક વૃક્ષ પોતાની ઉત્પત્તિની પહેલાં માટીરૂપ જ હતું અને નાશ થયા પછી પણ માટીરૂપ જ રહેવાનું; કેમ કે એવો ન્યાય જ છે કે, જે વસ્તુ આદિમાં નથી, તે વસ્તુ અંતમાં પણ ન જ હોય.) વળી જેઓ (સૂર્યના ઉદયને તથા અસ્તને જોઈ શકે છે) તેઓ તો માને જ છે કે, સૂર્ય એ એક ગતિમાન ગ્રહ છે;[૯] તે જ પ્રમાણે તત્ત્વવેત્તા જ્ઞાની પુરુષો પોતાની બુદ્ધિરૂપી દીવાના પ્રકાશથી આત્મવસ્તુને સમીપમાં જ જોઈ શકે છે; એટલું જ નહિ પણ આ દૃશ્યમાન સર્વ પ્રપંચનો જ્ઞાનશબ્દવાચ્ય પરબ્રહ્મમાં લય કરવા માટે તેઓ ઇચ્છે છે.[૧૦] અને એ વાત તો નક્કી જ છે કે, કોઈપણ અર્થની ઉપાય કર્યા વિના કદી સિદ્ધિ થતી જ નથી. જેમ દૃષ્ટાંત તરીકે જળચર પ્રાણીઓ ઉપર આજીવિકા ચલાવનારા લોકો જાળ વગેરે ઉપાયો કરીને જ માછલાંઓને પકડે છે તેમ. (અજ્ઞાનનો નાશ કરવા માટે ઉપાય તો કરવો જ જોઈએ.) જેમ મૃગ વડે મૃગોને પકડી શકાય છે, પક્ષીઓ વડે પક્ષીઓને પાંજરામાં પૂરી શકાય છે અને હાથીઓ વડે હાથીઓને બાંધી શકાય છે, તેમ જ્ઞાન વડે જ જ્ઞેયનો (આત્માનો) સાક્ષાત્કાર કરી શકાય છે.[૧૧/૧૨] આપણે સાંભળીએ છીએ કે, સર્પ જ સર્પના પગને જાણે છે. તેમ જ સ્થૂળદેહોમાં લિંગદેહની અંદર રહેલા આત્માને જ્ઞાન દ્વારા જ જોઈ શકાય છે.[૧૩] જેમ ઇંદ્રિયો વડે ઇંદ્રિયોને જાણવાનું બની શકતું નથી, તેમ પરા

* જેમ કોઈ એક રાજાનો 'ભજ્જુ' નામનો પ્રિય પ્રધાન અનેક વર્ષો થયાં દૂર દેશાવર ચાલ્યો ગયો હતો અને પછી જ્યારે તે પાછો આવ્યો, ત્યારે રાજાના બીજા પ્રધાનોએ રાજાની આગળ જાહેર કર્યું કે, 'આપણો ખરો પ્રધાન ભજ્જુ તો આજે ઘણા દિવસ પહેલાં મરણ પામ્યો છે, તો આ ભજ્જુ, તે ખરો ભજ્જુ નથી, પણ બ્રહ્મરાક્ષસ થયેલો ભજ્જુ છે.' આવું સાંભળીને રાજાએ પોતાની સમીપમાં જ રહેલા ભજ્જુને બુદ્ધિના દોષને લીધે ઓળખી કાઢ્યો નહિ. તે જ પ્રમાણે બુદ્ધિના દોષને લીધે સમીપમાં રહેલા આત્માને પણ ઓળખી શકાતો નથી. માટે તેનું યથાર્થ જ્ઞાન કરવાને શાસ્ત્રની જરૂર છે.

એવી બુદ્ધિ પણ (બુદ્ધિની છેલ્લી વૃત્તિ) શુદ્ધ-સ્વરૂપ જ્ઞેયવસ્તુને (આત્માને) જોઈ શકતી નથી.[૧૪] જેમ અમાવાસ્યાને દિવસે સૂર્યના સહવાસમાં આવેલું ચંદ્રમાનું બિંબ જોવામાં આવતું નથી તોપણ તે ઉપરથી તેનો નાશ થઈ ગયો છે, એમ કહી શકાતું નથી; કેમ કે તેના અદર્શનનું કારણ ઉપાધિની શૂન્યતા જ છે. એ જ પ્રમાણે શરીરધારી જીવનું અદશ્યપણું હોવાને લીધે તેનો નાશ થયો છે, એમ સમજવાનું નથી.[૧૫] અમાવાસ્યાને દિવસે ચંદ્રમા પ્રકાશતો નથી, તેનું મુખ્ય કારણ એ જ છે કે, તે દિવસે તેનું સ્થૂળ શરીર ક્ષીણ થઈ ગયેલું હોય છે; તે જ પ્રમાણે દેહધારી આત્મા અન્નમયાદિક કોશના નાશ વડે વૃત્તિથી રહિત હોવાને લીધે પ્રત્યક્ષ જોવામાં આવતો નથી.[૧૬] પરંતુ જેમ પુનઃ સમય આવતાં આકાશના મધ્યભાગમાં આરૂઢ થઈને ચંદ્રમા એકદમ પ્રકાશી નીકળે છે, તેમ શરીરધારી જીવાત્મા પણ બીજા શરીરને પામીને પુનઃ પ્રકાશી નીકળે છે.[૧૭] જન્મ, વૃદ્ધિ, નાશ વગેરે ધર્મો જેમ ચંદ્રમંડળમાં જોવામાં આવે છે, તેમ આપણા શરીરમાં પણ જોવામાં આવે છે; પરંતુ તે ધર્મો શરીરના જ છે, આત્માના નથી.[૧૮] જેમ બાલ્યાવસ્થાને, યુવાવસ્થાને તથા વૃદ્ધાવસ્થાને પામેલો એવો પણ દેવદત્ત તે ત્રણે અવસ્થામાં એક જ છે અને અમાવાસ્યાને દિવસે અદર્શન પામીને પુનઃ મૂર્તિમાન દેખાયેલો ચંદ્રમા એકનો એક જ છે, તેમ જીવાત્મા પણ એકનો ત્યાગ કરીને બીજા દેહમાં ગયા છતાં એકનો એક જ છે.[૧૯] જેમ અંધારું ચંદ્રમાની સમીપ જતું અથવા તેનો ત્યાગ કરી જતું જોવામાં આવતું નથી, તેમ જ જડ એવો દેહ ચૈતન્યસ્વરૂપ આત્માનો સંબંધ કરી શકતો નથી, તેમ ત્યાગ પણ કરી શકતો નથી, અર્થાત્ દેહનો અને જીવાત્માનો સંબંધ આપણને પ્રતીત થાય છે, તોપણ વાસ્તવિક રીતે તે સંબંધ ત્રણે કાળમાં નથી; કેમ કે આત્મા પ્રકાશસ્વરૂપ છે અને દેહ અંધકારસ્વરૂપ છે. પ્રકાશનો તથા અંધકારનો સંબંધ કદી હોઈ શકે જ નહિ.[૨૦] જેમ રાહુ અદશ્ય છે, તોપણ ચંદ્રસૂર્યરૂપ દશ્ય પદાર્થોનો સંબંધ કરીને પ્રકાશે છે, તેમ આત્મા અદશ્ય છે, તોપણ દેહરૂપ દશ્ય પદાર્થનો સંબંધ કરીને 'આ હું છું' એમ પ્રકાશે છે. (પરંતુ સુષુપ્તિ અવસ્થામાં દેહનો જ્યારે સંબંધ હોતો નથી, ત્યારે તે સ્પષ્ટ રીતે પ્રકાશતો નથી.)[૨૧] વળી જેમ ચંદ્રસૂર્યથી મુક્ત થયેલો રાહુ ઉપલબ્ધ થતો નથી, તેમ ચૈતન્યસ્વરૂપ આત્માથી મુક્ત થયેલો જડદેહ પ્રકાશતો નથી–ચેષ્ટા કરી શકતો નથી.[૨૨] જેમ અમાવાસ્યાને દહાડે સૂર્યની સાથે રહેલા ચંદ્રને આપણે નક્ષત્રની સાથે જોડાયલો જોઈ શકતા નથી, તોપણ તે નક્ષત્રની સાથે જોડાયલો જ હોય છે, તે પ્રમાણે એક શરીરથી મુક્ત થયેલો આત્મા કર્મનાં ફળભૂત એવાં બીજાં શરીરોની સાથે જોડાય જ છે.[૨૩]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત આપદ્ધર્માનુશાસનપર્વમાં 'આત્માનું અસ્તિત્વ' નામનો અધ્યાય ૨૦૩ મો સમાપ્ત

# अध्याय २०४मो

## મોક્ષવર્ણન

(મનુ–બૃહસ્પતિસંવાદ ચાલુ)

॥ मनुरुवाच ॥

**यथाव्यक्तमिदं शेते स्वप्ने चरति चेतनम् ।**
**ज्ञानमिन्द्रियसंयुक्तं तद्वत्प्रेत्य भवाभवौ ॥ १ ॥**

મનુએ કહ્યું : હે બૃહસ્પતિ ! (આત્માને શરીરનો યોગ અપરિહાર્ય છે, તોપણ તેનો મોક્ષ થતો નથી, એમ તો નથી જ; કેમ કે) જેમ આ સ્થૂળ શરીર જ્યારે સૂઈ જાય છે, ત્યારે આત્મા તેનો ત્યાગ કરીને લિંગશરીરમાં સંચાર કરે છે, તેમ મૃત્યુ પછી પણ સ્થૂળ શરીરનો ત્યાગ કરી લિંગશરીરમાં સંચાર કરે છે અને તેને લીધે જ આત્માને પુનઃ નવું શરીર ધારણ કરવું પડે છે; પરંતુ જેમ સુષુપ્તિ અવસ્થામાં તે લિંગશરીર પણ સર્વ ઇંદ્રિયોની સાથે જ્યારે સૂઈ જાય છે, ત્યારે આત્મા તે લિંગશરીરનો પણ ત્યાગ કરીને કેવળ જ્ઞાનસ્વરૂપ જ રહે છે; તેમ જ્ઞાની પુરુષના મૃત્યુ પછી તેના લિંગશરીરનો પણ સર્વ ઇંદ્રિયોની સાથે નાશ થઈ જાય છે, જેથી જ્ઞાનસ્વરૂપ રહેલા આત્માનો મોક્ષ જ થાય છે, પછી તેને સંસારના ફેરામાં પડવું પડતું નથી.[૧] (પણ આ સ્થિતિ પ્રાપ્ત કરવા માટે ઇંદ્રિયોનો જય કરવો તે જ આવશ્યક છે, કેમ કે) જેમ નિર્મળ જળમાં પોતાના સ્વરૂપને ચક્ષુ દ્વારા જોઈ શકાય છે

તેમ ઇંદ્રિયો જો પ્રસન્ન અથવા સ્વાધીન હોય છે, તો જ જ્ઞાન દ્વારા જ્ઞેયનો ( આત્માનો ) સાક્ષાત્કાર કરી શકાય છે,[૨] પરંતુ જો પાણી ડહોળાઈ ગયેલુ હોય છે, તો તેમા પોતાના સ્વરૂપને જેમ જોઈ શકાતું નથી, તેમ ઇંદ્રિયોનો આકુલીભાવ (ચચળ તા) હોય છે, તો બુદ્ધિમા આત્માનો સાક્ષાત્કાર થઈ શકતો નથી.[૩] અવિદ્યા અજ્ઞાનમાથી જ ઉત્પન્ન થાય છે અને તે અવિદ્યા મનનુ આકર્ષણ કરે છે. (અર્થાત્ અજ્ઞાનજન્ય અવિદ્યા જ મનને રાગદ્વેષની વાસનાવાળુ કરી મૂકે છે.) આ રીતે જ્યારે મન દૂષિત થાય છે, એટલે તેને અધીન રહેનારી ઇંદ્રિયો પણ દુષ્ટ બને છે. જે મનુષ્ય અજ્ઞાનજન્ય મોહથી ભરચક બની ગયેલો હોય છે, તે સાસારિક વિષયોમા દટાઈ રહેલો હોય છે, તોપણ તૃપ્ત થતો નથી અને તે જીવ ધર્મ અધર્મને સાથે લઈ વાર વાર વિષયભોગ કરવા માટે જન્મમરણને પામ્યા કરે છે.[૪।૫] આ જગતમા જ્યા સુધી પાપકર્મ બાકી હોય છે, ત્યા સુધી પુરુષની તૃષ્ણાનો કદી નાશ જ થતો નથી, પરતુ જ્યારે પાપ નો જ સમૂળગો નાશ થઈ જાય છે, ત્યારે તૃષ્ણા પણ નિવૃત્ત થાય છે.[૬] મનુષ્ય વિષયોની અંદર રચ્યોપચ્યો રહે છે, વારંવાર તેઓનો આશ્રય કરે છે અને વિરુદ્ધ કૃત્યો કરવાની મનમા ઇચ્છા કરે છે, તેથી જ પરમાત્માને પામી શકતો નથી,[૭] પણ જ્યારે મનુષ્યોના પાપી કર્મનો ક્ષય થાય છે, ત્યારે જ તેઓને જ્ઞાન ઉત્પન્ન થાય છે અને તે જ્ઞાન ઉત્પન્ન થયા પછી દર્પણની પેઠે સ્વચ્છ બની ગયેલી બુદ્ધિને વિષે આત્મદર્શન કરી શકે છે.[૮] પુરુષ ની ઇંદ્રિયો જો વિષયોમા ફેલાયેલી રહે છે, તો તે દુઃખી છે અને વિષયોથી નિવૃત્ત થઈ જાય છે તો તે સુખી છે, માટે જેમ બને તેમ ઇંદ્રિયોને તેઓના વિષયો તરફ જતા અટકાવવી અને મનથી જ તેઓનો નિગ્રહ કરવો.[૯] ઇંદ્રિયોનુ કારણ મન છે, મનનું કારણ બુદ્ધિ છે, બુદ્ધિનું કારણ જીવાત્મા છે અને જીવાત્માનું કારણ પરમાત્મા છે, (અર્થાત્ શબ્દાદિ વિષયોનો ઇંદ્રિયોમાં લય કરવો, ઇંદ્રિયોનો મનમા લય કરવો, મનનો બુદ્ધિમા લય કરવો, બુદ્ધિનો જીવાત્મામા લય કરવો અને જીવાત્માનો પરમાત્મામા લય કરવો. આ રીતે ઉત્તરોત્તર અવિલાપન કરવાથી છેવટે શુદ્ધ પરબ્રહ્મ જ અવશેષ રહે છે.)[૧૦] કેમ કે અવ્યક્તસ્વરૂપ એવા શુદ્ધ ચૈતન્ય માથી જીવાત્મા ઉત્પન્ન થયો છે, જીવાત્મામાથી બુદ્ધિ ઉત્પન્ન થઈ છે, બુદ્ધિમાંથી મનં ઉત્પન્ન થયુ છે, મનમાથી શ્રોત્રાદિ ઇંદ્રિયો ઉત્પન્ન થઈ છે અને શ્રોત્રાદિ ઇંદ્રિયોમાથી શબ્દાદિ વિષયો ઉત્પન્ન થયા છે.[૧૧] જે પુરુષ શબ્દાદિ વિષયોનો, તે વિષયોના આશ્રયભૂત આકાશાદિ કારણશરીરોનો તથા પ્રકૃતિ માથી ઉત્પન્ન થયેલાં સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ શરીરનો ત્યાગ કરે છે, તે કૈવલ્યપદને ( મોક્ષને) પામે છે.[૧૨] જેમ સૂર્ય ઉદય પામતી વેળા પોતાના કિરણમંડળને સર્વત્ર ફેલાવે છે અને અસ્ત પામતી વેળા પોતાના કિરણોને સમેટી લે છે, તેમ જ અતરાત્મા પણ દેહની અંદર પ્રવેશ કરીને પોતાના ઇંદ્રિયોરૂપી કિરણોને આસપાસ ફેલાવીને શબ્દાદિ પાચે વિષયોને ગ્રહણ કરે છે અને જ્યારે શરીરનો ત્યાગ કરે છે, ત્યારે તે ઇંદ્રિયોરૂપી કિરણોને સમેટી લે છે[૧૩।૧૪] જે પુરુષ પુણ્યપાપમય પ્રવૃત્તિપ્રધાન ધર્મનું આચરણ કરે છે, તે કર્મ દ્વારા ઉપસ્થિત થયેલા સસારમાર્ગમા વારંવાર દોરાયા કરે છે અને તે તે કર્મનાં ફળભૂત સુખદુઃખાદિને સંપાદન કરે છે;[૧૫] પરતુ કર્મના ત્યાગરૂપ નિવૃત્તિપ્રધાન ધર્મનુ આચરણ કરીને વિષયભોગનો ત્યાગ કરનાર પુરુષના વાસનાત્મક રસ સિવાયના સર્વ વિષયાભિલાષો આપોઆપ જ શાત પડી જાય છે અને તે પુરુષને પરમાત્માનો જ્યારે સાક્ષાત્કાર થાય છે, ત્યારે તેનો વાસનાત્મક રસ પણ નિવૃત્ત થઈ જાય છે.[૧૬] જ્યારે મુમુક્ષુની બુદ્ધિ વિષયાસક્તિથી રહિત થાય છે અને મનઃપ્રધાન ત્વં પદાર્થમા (અસ્મિતામાત્રમા) જ સ્થિર થાય છે, ત્યારે તેનું મન પણ બ્રહ્મસ્વરૂપ જ થઈ રહે છે, કેમ કે તે વેળા મનનો બ્રહ્મની અદર જ લય થઈ ગયો હોય છે[૧૭] જે બ્રહ્મ સ્પર્શન, શ્રવણ, સ્વાદન, દર્શન અને ગધન આદિ સર્વ ક્રિયાઓથી હીન છે, અર્થાત્ પાચે ઇંદ્રિયોના અવિષય છે અને અનુમાનથી પણ અગમ્ય છે, તે બ્રહ્મનો કેવળ બુદ્ધિથી જ સાક્ષાત્કાર થઈ શકે છે.[૧૮] અને તે વેળા મન કલ્પિત ઘટપટાદિ સર્વ આકૃતિઓનો મનમા લય થઈ જાય છે, મનનો બુદ્ધિમા લય થઈ જાય છે, બુદ્ધિનો જીવમા લય થઈ જાય છે અને જીવનો પરમાત્મામા લય થઈ જાય છે.[૧૯] શબ્દાદિક

વિષયોને ઇંદ્રિયોનું જ્ઞાન હોતું નથી, ઇંદ્રિયોને મનનું જ્ઞાન હોતું નથી, મનને બુદ્ધિનું જ્ઞાન હોતું નથી અને બુદ્ધિને આત્માનું જ્ઞાન હોતું નથી; પરંતુ સૂક્ષ્મસ્વરૂપ આત્માને તો એ સર્વનું જ્ઞાન હોય છે.[૨૦]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન-પર્વમાં 'મોક્ષવર્ણન' નામનો અધ્યાય ૨૦૪મો સમાપ્ત

# अध्याय २०५मो

## આત્મસાક્ષાત્કારનો ઉપાય

(મનુ–બૃહસ્પતિસંવાદ ચાલુ)

॥ मनुरुवाच ॥

**दुःखोपघाते शारीरे मानसे चाप्युपस्थिते ।**
**यस्मिन्न शक्यते कर्तुं यत्नस्तं नानुचिंतयेत् ॥१॥**

મનુએ કહ્યું : હે બૃહસ્પતિ! કોઈ સમયે શારીરિક અથવા માનસિક દુઃખની પીડા જો ઉપસ્થિત થાય છે, તો યોગાભ્યાસ કરવા માટે પ્રયત્ન કરી શકાતો નથી; માટે તે વેળા એ દુઃખનો વિચાર જ કરવો નહિ; (અર્થાત્ તેનું ચિંતન ન કરવા વડે જ તે દુઃખનો પરિહાર કરવો.)[૧] કેમ કે પોતાના પર આવી પડેલા દુઃખનો બિલકુલ વિચાર જ ન કરવો, એ જ તે દુઃખને દૂર કરવાનું ઔષધ છે. વળી દુઃખનો વિચાર કરવાથી ઊલટું તે સામું આવે છે અને અધિકાધિક થઈ પડે છે.[૨] મનુષ્યના વિજ્ઞાનનું સામર્થ્ય જ એ છે કે, માનસિક દુઃખનો જ્ઞાન વડે નાશ કરવો અને શારીરિક દુઃખનો ઔષધો વડે નાશ કરવો, પરંતુ બાળકોની પેઠે (અજ્ઞાનીઓની પેઠે) રોદણાં રોવાં નહિ.[૩] બુદ્ધિમાન પુરુષે યૌવનને, રૂપને, જીવિતને, દ્રવ્યસંગ્રહને, આરોગ્યને તથા પ્રિયજનના સહવાસને અનિત્ય સમજીને તેમાં લુબ્ધ થવું નહિ;[૪] તેમ જ એકલા પુરુષે આખા દેશના દુઃખનો શોક કરવો તે પણ યોગ્ય નથી; પરંતુ પોતે તે દુઃખને દૂર કરવાનો ઉપાય જો જાણતો હોય, તો શોક કર્યા વિના તેનો ઉપાય જ કરવો.[૫] ખરેખર, આ મનુષ્યજીવનમાં સુખના કરતાં દુઃખ ઘણું જ રહેલું છે; કેમ કે મોહાધીન થયેલો મનુષ્ય સુખ સંપાદન કરવા માટે ઇંદ્રિયોના વિષયો ઉપર જેટલામાં સ્નેહ કરે છે, તેટલામાં તો અપ્રિય એવું મરણ તેની પાસે આવી પહોંચે છે;[૬] માટે જે મનુષ્ય સુખનો તથા દુઃખનો બન્નેનો ત્યાગ કરે છે, તે પરબ્રહ્મને પામે છે અને એ પ્રકારે પરબ્રહ્મને પ્રાપ્ત થયેલા જ્ઞાની પુરુષો લેશમાત્ર શોક કરતા નથી.[૭] વિષયોને પ્રાપ્ત કરતી વેળા દુઃખ થાય છે, પ્રાપ્ત થયા પછી તેઓનું રક્ષણ કરતી વેળા દુઃખ થાય છે અને તેઓનો જ્યારે નાશ થાય છે, ત્યારે પણ દુઃખ જ ભોગવવું પડે છે; માટે વિષય સંબંધી ચિંતન જ ન કરવું (તે ઉત્તમ છે).[૮]

(એ પ્રમાણે વૈરાગ્યનું કથન કરીને હવે આત્મ-જ્ઞાનનો ઉપદેશ આપે છે:) જ્ઞાનસ્વરૂપ પરબ્રહ્મ જ અહંકારથી આરંભી ઘટ સુધીના સર્વ જ્ઞાનવિષક પદાર્થોરૂપે બનેલા છે અને તેનું મૂળ કારણ કેવળ અવિદ્યા જ છે; માટે તમારે જાણવું કે, મન એ જ્ઞાનસ્વરૂપ પરબ્રહ્મનો ધર્મ છે અને તે મન જ્યારે જ્ઞાનેંદ્રિયોની સાથે સંબંધવાળું થાય છે, ત્યારે બુદ્ધિ વિષયાકારવૃત્તિરૂપે પરિણમે છે; (તાત્પર્ય કે, સુવર્ણના ભિન્ન ભિન્ન અલંકારો જેમ ભિન્ન ભિન્ન સ્વરૂપે ભાસે છે, છતાં તે સર્વ સુવર્ણ જ છે, તેમ અહંકારથી આરંભીને ઘટ સુધીના સર્વ પદાર્થો જુદા જુદા ભાસે છે; પરંતુ તે સર્વ કેવળ બ્રહ્મ જ છે.)[૯] અને જ્યારે કર્મજન્ય સંસ્કારોવાળી બુદ્ધિ મનનાત્મક એવી વૃત્તિની અંદર એકરૂપ થઈ જાય છે, અર્થાત્ બુદ્ધિ કેવળ મનનાત્મક વૃત્તિને ધારણ કરે છે, ત્યારે ધ્યાનયોગ દ્વારા ઉત્પન્ન થયેલી સમાધિ વડે પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરી શકાય છે.[૧૦] જેમ પર્વતના શિખરમાંથી નીકળેલું જળ પૃથ્વીના નિમ્ન (નીચાણના) પ્રદેશ તરફ વહેવા માંડે છે, તેમ કર્મજન્ય સંસ્કારોવાળી બુદ્ધિ અજ્ઞાનમાંથી નીકળીને ઇંદ્રિયો અને તેના વિષયો તરફ જ વહી જાય છે. રૂપાદિક વિષયોમાં જ પ્રવૃત્તિ કરે છે;[૧૧] પરંતુ જ્યારે તે અજ્ઞાનનો વિનાશકાળ ઉપસ્થિત થાય છે અને મનનાત્મક બુદ્ધિની વૃત્તિમાં તે અજ્ઞાનના પણ કારણભૂત એવી નિર્ગુણ ધ્યેયવસ્તુનો જ્યારે પ્રાદુર્ભાવ થાય છે, ત્યારે કસોટીના પથ્થર ઉપર ઊઠેલી સુવર્ણના કસની રેખા જેમ સ્પષ્ટ દેખાય છે, તેમ બુદ્ધિમાં પરબ્રહ્મનો સંપૂર્ણ સાક્ષાત્કાર અનુભવાય છે.[૧૨] આ અખંડ ચૈતન્યસ્વરૂપ પરમાત્માનો હજી સાક્ષાત્કાર થયો નથી હોતો, તે પહેલાં મનનો તો તિરોભાવ જ થઈ જાય છે અને વળી મન એ

તેમ ઇંદ્રિયો જો પ્રસન્ન અથવા સ્વાધીન હોય છે, તો જ જ્ઞાન દ્વારા જ્ઞેયનો ( આત્માનો ) સાક્ષાત્કાર કરી શકાય છે;[2] પરંતુ જો પાણી ડહોળાઈ ગયેલું હોય છે, તો તેમાં પોતાના સ્વરૂપને જેમ જોઈ શકાતું નથી, તેમ ઇંદ્રિયોનો આકુલીભાવ (ચંચળતા) હોય છે, તો બુદ્ધિમાં આત્માનો સાક્ષાત્કાર થઈ શકતો નથી.[3] અવિદ્યા અજ્ઞાનમાંથી જ ઉત્પન્ન થાય છે અને તે અવિદ્યા મનનું આકર્ષણ કરે છે. (અર્થાત્ અજ્ઞાનજન્ય અવિદ્યા જ મનને રાગદ્વેષની વાસનાવાળું કરી મૂકે છે.) આ રીતે જ્યારે મન દૂષિત થાય છે, એટલે તેને અધીન રહેનારી ઇંદ્રિયો પણ દુષ્ટ બને છે. જે મનુષ્ય અજ્ઞાનજન્ય મોહથી ભરચક બની ગયેલો હોય છે, તે સાંસારિક વિષયોમાં દટાઈ રહેલો હોય છે, તોપણ તૃપ્ત થતો નથી અને તે જીવ ધર્મ-અધર્મને સાથે લઈ વારંવાર વિષયભોગ કરવા માટે જન્મમરણને પામ્યા કરે છે.[4,5] આ જગતમાં જ્યાં સુધી પાપકર્મ બાકી હોય છે, ત્યાં સુધી પુરુષની તૃષ્ણાનો કદી નાશ જ થતો નથી, પરંતુ જ્યારે પાપનો જ સમૂળગો નાશ થઈ જાય છે, ત્યારે તૃષ્ણા પણ નિવૃત્ત થાય છે.[6] મનુષ્ય વિષયોની અંદર રચ્યોપચ્યો રહે છે, વારંવાર તેઓનો આશ્રય કરે છે અને વિરુદ્ધ કૃત્યો કરવાની મનમાં ઇચ્છા કરે છે, તેથી જ પરમાત્માને પામી શકતો નથી;[7] પણ જ્યારે મનુષ્યોનાં પાપી કર્મનો ક્ષય થાય છે, ત્યારે જ તેઓને જ્ઞાન ઉત્પન્ન થાય છે અને તે જ્ઞાન ઉત્પન્ન થયા પછી દર્પણની પેઠે સ્વચ્છ બની ગયેલી બુદ્ધિને વિષે આત્મદર્શન કરી શકે છે.[8] પુરુષની ઇંદ્રિયો જો વિષયોમાં ફેલાયેલી રહે છે, તો તે દુઃખી છે અને વિષયોથી નિવૃત્ત થઈ જાય છે તો તે સુખી છે; માટે જેમ બને તેમ ઇંદ્રિયોને તેઓના વિષયો તરફ જતાં અટકાવવી અને મનથી જ તેઓનો નિગ્રહ કરવો.[9] ઇંદ્રિયોનું કારણ મન છે, મનનું કારણ બુદ્ધિ છે, બુદ્ધિનું કારણ જીવાત્મા છે અને જીવાત્માનું કારણ પરમાત્મા છે; (અર્થાત્ શબ્દાદિ વિષયોનો ઇંદ્રિયોમાં લય કરવો, ઇંદ્રિયોનો મનમાં લય કરવો, મનનો બુદ્ધિમાં લય કરવો, બુદ્ધિનો જીવાત્મામાં લય કરવો અને જીવાત્માનો પરમાત્મામાં લય કરવો. આ રીતે ઉત્તરોત્તર અવિલાપન કરવાથી છેવટે શુદ્ધ પરબ્રહ્મ જ અવશેષ રહે છે;)[10] કેમ કે અવ્યક્તસ્વરૂપ એવા શુદ્ધ ચૈતન્યમાંથી જીવાત્મા ઉત્પન્ન થયો છે, જીવાત્મામાંથી બુદ્ધિ ઉત્પન્ન થઈ છે, બુદ્ધિમાંથી મન ઉત્પન્ન થયું છે, મનમાંથી શ્રોત્રાદિ ઇંદ્રિયો ઉત્પન્ન થઈ છે અને શ્રોત્રાદિ ઇંદ્રિયોમાંથી શબ્દાદિ વિષયો ઉત્પન્ન થયા છે.[11] જે પુરુષ શબ્દાદિ વિષયોનો, તે વિષયોના આશ્રયભૂત આકાશાદિ કારણશરીરોનો તથા પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયેલાં સ્થૂળ, સૂક્ષ્મ અને કારણશરીરનો ત્યાગ કરે છે, તે કૈવલ્યપદને ( મોક્ષને) પામે છે.[12] જેમ સૂર્ય ઉદય પામતી વેળા પોતાના કિરણમંડળને સર્વત્ર ફેલાવે છે અને અસ્ત પામતી વેળા પોતાનાં કિરણોને સમેટી લે છે, તેમ જ અંતરાત્મા પણ દેહની અંદર પ્રવેશ કરીને પોતાનાં ઇંદ્રિયોરૂપી કિરણોને આસપાસ ફેલાવીને શબ્દાદિ પાંચે વિષયોને ગ્રહણ કરે છે અને જ્યારે શરીરનો ત્યાગ કરે છે, ત્યારે તે ઇંદ્રિયોરૂપી કિરણોને સમેટી લે છે.[13,14] જે પુરુષ પુણ્યપાપમય પ્રવૃત્તિપ્રધાન ધર્મનું આચરણ કરે છે, તે કર્મ દ્વારા ઉપસ્થિત થયેલા સંસારમાર્ગમાં વારંવાર દોરાયા કરે છે અને તે તે કર્મનાં ફળભૂત સુખદુઃખાદિને સંપાદન કરે છે;[15] પરંતુ કર્મના ત્યાગરૂપ નિવૃત્તિપ્રધાન ધર્મનું આચરણ કરીને વિષયભોગનો ત્યાગ કરનાર પુરુષના વાસનાત્મક રસ સિવાયના સર્વ વિષયાભિલાષો આપોઆપ જ શાંત પડી જાય છે અને તે પુરુષને પરમાત્માનો જ્યારે સાક્ષાત્કાર થાય છે, ત્યારે તેનો વાસનાત્મક રસ પણ નિવૃત્ત થઈ જાય છે.[16] જ્યારે મુમુક્ષુની બુદ્ધિ વિષયાસક્તિથી રહિત થાય છે અને મનઃપ્રધાન त्वं પદાર્થમાં (અસ્મિતામાત્રમાં) જ સ્થિર થાય છે, ત્યારે તેનું મન પણ બ્રહ્મસ્વરૂપ જ થઈ રહે છે; કેમ કે તે વેળા મનનો બ્રહ્મની અંદર જ લય થઈ ગયો હોય છે.[17] જે બ્રહ્મ સ્પર્શન, શ્રવણ, સ્વાદન, દર્શન અને ગંધન આદિ સર્વ ક્રિયાઓથી હીન છે; અર્થાત્ પાંચે ઇંદ્રિયોના અવિષય છે અને અનુમાનથી પણ અગમ્ય છે, તે બ્રહ્મનો કેવળ બુદ્ધિથી જ સાક્ષાત્કાર થઈ શકે છે.[18] અને તે વેળા મનઃકલ્પિત ઘટપટાદિ સર્વ આકૃતિઓનો મનમાં લય થઈ જાય છે, મનનો બુદ્ધિમાં લય થઈ જાય છે, બુદ્ધિનો જીવમાં લય થઈ જાય છે અને જીવનો પરમાત્મામાં લય થઈ જાય છે.[19] શબ્દાદિક

વિષયોને ઇંદ્રિયોનું જ્ઞાન હોતું નથી, ઇંદ્રિયોને મનનું જ્ઞાન હોતું નથી, મનને બુદ્ધિનું જ્ઞાન હોતું નથી અને બુદ્ધિને આત્માનું જ્ઞાન હોતું નથી; પરંતુ સૂક્ષ્મસ્વરૂપ આત્માને તો એ સર્વનું જ્ઞાન હોય છે.[20]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન-પર્વમાં 'મોક્ષવર્ણન' નામનો
અધ્યાય ૨૦૪મો સમાપ્ત

# अध्याय २०५मो

## આત્મસાક્ષાત્કારનો ઉપાય

(મનુ–બૃહસ્પતિસંવાદ ચાલુ)

॥ मनुरुवाच ॥

**दुःखोपघाते शारीरे मानसे चाप्युपस्थिते ।**
**यस्मिन्न शक्यते कर्तुं यत्नस्तं नानुचिंतयेत् ॥१॥**

મનુએ કહ્યું : હે બૃહસ્પતિ ! કોઈ સમયે શારીરિક અથવા માનસિક દુઃખની પીડા જો ઉપસ્થિત થાય છે, તો યોગાભ્યાસ કરવા માટે પ્રયત્ન કરી શકાતો નથી; માટે તે વેળા એ દુઃખનો વિચાર જ કરવો નહિ; (અર્થાત્ તેનું ચિંતન ન કરવા વડે જ તે દુઃખનો પરિહાર કરવો.)[1] કેમ કે પોતાના પર આવી પડેલા દુઃખનો બિલકુલ વિચાર જ ન કરવો, એ જ તે દુઃખને દૂર કરવાનું ઔષધ છે. વળી દુઃખનો વિચાર કરવાથી ઊલટું તે સામું આવે છે અને અધિકાધિક થઈ પડે છે.[2] મનુષ્યના વિજ્ઞાનનું સામર્થ્ય જ એ છે કે, માનસિક દુઃખનો જ્ઞાન વડે નાશ કરવો અને શારીરિક દુઃખનો ઔષધો વડે નાશ કરવો, પરંતુ બાળકોની પેઠે (અજ્ઞાનીઓની પેઠે) રોદણાં રોવાં નહિ.[3] બુદ્ધિમાન પુરુષે યૌવનને, રૂપને, જીવિતને, દ્રવ્યસંગ્રહને, આરોગ્યને તથા પ્રિયજનના સહવાસને અનિત્ય સમજીને તેમાં લુબ્ધ થવું નહિ;[4] તેમ જ એકલા પુરુષે આખા દેશના દુઃખનો શોક કરવો તે પણ યોગ્ય નથી; પરંતુ પોતે તે દુઃખને દૂર કરવાનો ઉપાય જો જાણતો હોય, તો શોક કર્યા વિના તેનો ઉપાય જ કરવો.[5] ખરેખર, આ મનુષ્યજીવનમાં સુખના કરતાં દુઃખ ઘણું જ રહેલું છે; કેમ કે મોહાધીન થયેલો મનુષ્ય સુખ સંપાદન કરવા માટે ઇંદ્રિયોના વિષયો ઉપર જેટલામાં સ્નેહ કરે છે, તેટલામાં તો અપ્રિય એવું મરણ તેની પાસે આવી પહોંચે છે;[6] માટે જે મનુષ્ય સુખનો તથા દુઃખનો બન્નેનો ત્યાગ કરે છે, તે પરબ્રહ્મને પામે છે અને એ પ્રકારે પરબ્રહ્મને પ્રાપ્ત થયેલા જ્ઞાની પુરુષો લેશમાત્ર શોક કરતા નથી.[7] વિષયોને પ્રાપ્ત કરતી વેળા દુઃખ થાય છે, પ્રાપ્ત થયા પછી તેઓનું રક્ષણ કરતી વેળા દુઃખ થાય છે અને તેઓનો જ્યારે નાશ થાય છે, ત્યારે પણ દુઃખ જ ભોગવવું પડે છે; માટે વિષય સંબંધી ચિંતન જ ન કરવું (તે ઉત્તમ છે).[8]

(એ પ્રમાણે વૈરાગ્યનું કથન કરીને હવે આત્મજ્ઞાનનો ઉપદેશ આપે છે :) જ્ઞાનસ્વરૂપ પરબ્રહ્મ જ અહંકારથી આરંભી ઘટ સુધીના સર્વ જ્ઞાનવિષક પદાર્થોરૂપે બનેલા છે અને તેનું મૂળ કારણ કેવળ અવિદ્યા જ છે; માટે તમારે જાણવું કે, મન એ જ્ઞાનસ્વરૂપ પરબ્રહ્મનો ધર્મ છે અને તે મન જ્યારે જ્ઞાનેંદ્રિયોની સાથે સંબંધવાળું થાય છે, ત્યારે બુદ્ધિ વિષયાકારવૃત્તિરૂપે પરિણમે છે; (તાત્પર્ય કે, સુવર્ણના ભિન્ન ભિન્ન અલંકારો જેમ ભિન્ન ભિન્ન સ્વરૂપે ભાસે છે, છતાં તે સર્વ સુવર્ણ જ છે, તેમ અહંકારથી આરંભીને ઘટ સુધીના સર્વ પદાર્થો જુદા જુદા ભાસે છે; પરંતુ તે સર્વ કેવળ બ્રહ્મ જ છે.)[9] અને જ્યારે કર્મજન્ય સંસ્કારોવાળી બુદ્ધિ મનનાત્મક એવી વૃત્તિની અંદર એકરૂપ થઈ જાય છે, અર્થાત્ બુદ્ધિ કેવળ મનનાત્મક વૃત્તિને ધારણ કરે છે, ત્યારે ધ્યાનયોગ દ્વારા ઉત્પન્ન થયેલી સમાધિ વડે પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરી શકાય છે.[10] જેમ પર્વતના શિખરમાંથી નીકળેલું જળ પૃથ્વીના નિમ્ન (નીચાણના) પ્રદેશ તરફ વહેવા માંડે છે, તેમ કર્મજન્ય સંસ્કારોવાળી બુદ્ધિ અજ્ઞાનમાંથી નીકળીને ઇંદ્રિયો અને તેના વિષયો તરફ જ વહી જાય છે. રૂપાદિક વિષયોમાં જ પ્રવૃત્તિ કરે છે;[11] પરંતુ જ્યારે તે અજ્ઞાનનો વિનાશકાળ ઉપસ્થિત થાય છે અને મનનાત્મક બુદ્ધિની વૃત્તિમાં તે અજ્ઞાનના પણ કારણભૂત એવી નિર્ગુણ ધ્યેયવસ્તુનો જ્યારે પ્રાદુર્ભાવ થાય છે, ત્યારે કસોટીના પથ્થર ઉપર ઊઠેલી સુવર્ણના કસની રેખા જેમ સ્પષ્ટ દેખાય છે, તેમ બુદ્ધિમાં પરબ્રહ્મનો સંપૂર્ણ સાક્ષાત્કાર અનુભવાય છે.[12] આ અખંડ ચૈતન્યસ્વરૂપ પરમાત્માનો હજી સાક્ષાત્કાર થયો નથી હોતો, તે પહેલાં મનનો તો તિરોભાવ જ થઈ જાય છે અને વળી મન એ

કોઈ જાતના સંસ્કારોને ઉત્પન્ન કરી શકતાં નથી. વળી તેઓ જિહ્વાના અગ્રભાગમાં જ પ્રવૃત્તિ કરનારાં છે, યત્નસાધ્ય છે અને નાશવંત છે;[૧૬] પરંતુ બ્રહ્મના સંબંધમાં તેવું કંઈ નથી. તે શરીરનો આશ્રય કરીને જ જીવસ્વરૂપે પ્રકટ થાય છે, તે યત્નસાધ્ય નથી; તેમ જ આદિ, મધ્ય કે અંતવાળું પણ નથી.[૧૭] ઋગ્વેદનો, યજુર્વેદનો તથા સામવેદનો કોઈ આદિ છે, એમ કહેવામાં આવે છે અને જેઓનો આદિ હોય તેઓનો અંત પણ હોય, એમ આપણે જોઈએ જ છીએ; પરંતુ બ્રહ્મનો તો કોઈ આદિ જ નથી અને તેથી જ તેમનો અંત પણ નથી.[૧૮] આ રીતે બ્રહ્મ અનાદિ અને અનંત છે, માટે જ વ્યાપક અને અવ્યય કહેવાય છે; તેમ જ અવ્યય હોવાથી જ દુઃખ અને દ્વંદ્વો(માન, અપમાન વગેરે)થી રહિત છે.[૧૯] મનુષ્યો કેવળ અદૃષ્ટનું (ભાગ્યનું) જ ×આલંબન કરીને તથા વિષયભોગ નામના કર્મથી ઉપરામ પામીને કોઈ પ્રકારનો ઉપાય કરતા નથી, તેથી જે ઉપાય વડે તે પરમપદને પામી શકાય છે, તે ઉપાયને જોઈ શકતા નથી[૨૦] અને કદાચિત્ જોઈ શકે છે તો વિષયોની અંદર સંસર્ગ થઈ જવાથી, નિરંતર વિષયોનું દર્શન કરવાથી અથવા યૌગિક ઐશ્વર્ય-સુખની મનમાં આકાંક્ષા રાખવાથી પરમપદને પ્રાપ્ત કરી શકતા નથી.[૨૧] વળી બીજા કેટલાએક મનુષ્યો આ જગતમા જે જે વિષયોનું દર્શન કરે છે, તેને તેને પ્રાપ્ત કરવાની ઇચ્છા કરે છે, પરંતુ પરબ્રહ્મને પ્રાપ્ત કરવાની ઇચ્છા કરતા નથી; કેમ કે તે મનુષ્યો ગુણોની (વિષયોની) ઇચ્છા રાખનારા હોય છે અને બ્રહ્મ તો કેવળ નિર્ગુણ જ છે;[૨૨] તેમ જ જેઓ અતિશય મૂઢ હોય છે, તેઓ અત્યંત તુચ્છ એવા બાહ્યગુણોમાં આસક્ત હોય છે અને તેથી જ તેઓ યોગીઓને પ્રાપ્ત થનારા સત્ય-સંકલ્પ આદિ બ્રહ્મસ્વરૂપ ગુણોને કેવી રીતે જાણી શકે? પરંતુ (ધુમાડા વડે જેમ અગ્નિનું અનુમાન કરી શકાય છે અને વૃક્ષની શાખાના અગ્રભાગનું દર્શન કરીને ચંદ્રની કળાનાં જેમ દર્શન કરી શકાય છે તેમ,) સત્યકામ આદિ ઉત્કૃષ્ટ ગુણો દ્વારા અનુમાન કરવાથી પરબ્રહ્મને પામી શકાય છે.[૨૩] અમે ધ્યાન દ્વારા સૂક્ષ્મ થયેલા મનથી પરબ્રહ્મને જાણી શકીએ છીએ, તોપણ વાણીથી તેમનું વર્ણન કરવા માટે શક્તિમાન નથી; કેમ કે મનોમય એવી વસ્તુને કેવળ મન જ ગ્રહણ કરી શકે છે અને દર્શનવિષય-ભૂત એવી વસ્તુને કેવળ દૃષ્ટિ જ ગ્રહણ કરી શકે છે.[૨૪] જે મનુષ્ય જ્ઞાન દ્વારા બુદ્ધિને નિર્મળ કરે છે, બુદ્ધિ વડે મનને નિર્મળ કરે છે અને મન વડે સર્વ

× આ 'અદૃષ્ટનું આલંબન કરીને' એ વાક્ય ઉપરથી ચાર પ્રકારની આધ્યાત્મિક તુષ્ટિઓ કહેવામાં આવી છે અને 'વિષયભોગ નામના કર્મથી ઉપરામ પામીને' એ બીજા વાક્યથી પાંચ પ્રકારની બાહ્ય તુષ્ટિઓ કહેવામાં આવી છે. તેમાં પ્રથમની આધ્યાત્મિક તુષ્ટિઓ આ પ્રમાણે છે: પ્રકૃતિ અને પુરુષનો શાસ્ત્ર દ્વારા વિવેક થવો, એટલે સંતોષ માનવો, તેને 'પ્રકૃતિતુષ્ટિ' કહે છે. વિવેકજ્ઞાન થયું એટલે જ કૃતાર્થપણું પ્રાપ્ત થાય છે, તો પછી ધ્યાન કરવાની શી જરૂર છે? આમ માનવું તેને 'ઉપાદાનતુષ્ટિ' કહેવામાં આવે છે; સંન્યાસ લીધા પછી પણ અમુક સમયે જ મોક્ષપ્રાપ્તિ થાય છે તો પછી વ્યર્થ ક્લેશ શા માટે ભોગવવો? આમ માનીને શાંત બેસી રહેવું તેને 'કાળ-તુષ્ટિ' કહેવામા આવે છે; પૂર્વજન્મના પુણ્યને લીધે જ આત્મસાક્ષાત્કાર થાય છે તો પછી ધ્યાન કરવાનો પ્રયાસ શા માટે કરવો જોઈએ? આમ માનીને શાંત રહેવું તેને 'ભાગ્યતુષ્ટિ' કહેવામાં આવે છે. આ ચાર તુષ્ટિઓના આલંબનને જ અદૃષ્ટનું આલંમન કહેવામાં આવ્યું છે. હવે પાંચ પ્રકારની બાહ્ય તુષ્ટિઓ આ પ્રમાણે છે: ધન મેળવવામા દુઃખ છે, એમ માનીને ધન મેળવવાનો ઉપાય જ ન કરવો, તેને 'પારતુષ્ટિ' કહેવામાં આવે છે; રાજા કે ચોરલોકો ધનને લૂંટી જશે તો ઊલટું દુઃખ થશે, એમ માનીને ધનથી ઉપરામ પામવો તેને 'સુપારતુષ્ટિ' કહેવામાં આવે છે; ભોગ ભોગવવાથી નાશ થાય છે અને તેમાંથી પાછું દુઃખ જ ઉત્પન્ન થાય છે, એમ માનીને ઉપરામ પામવો તેને 'પારાપારતુષ્ટિ' કહે છે. ભોગની અંદર પણ નાશવંતપણું વગેરે દોષો જોઈને ઉપરામ પામવો તેને 'અનુત્તમાંભરતુષ્ટિ' કહે છે. પ્રાણીઓની હિંસા કર્યા વિના ભોગપ્રાપ્તિ થતી નથી એ ન્યાય પ્રમાણે ભોગોની અંદર હિંસા આદિ અનેક દોષો રહેલા છે, માટે તેઓનો ત્યાગ કરવો તે જ ઉત્તમ છે, એમ માનીને ભોગોથી ઉપરામ પામવો તેને 'ઉત્તમાંભરતુષ્ટિ' કહેવામાં આવે છે. આ નવ પ્રકારની તુષ્ટિઓનું આલંમન કરીને પોતાને કૃતાર્થ માનનારા અને ઉપાયોની અંદર પ્રવૃત્તિ નહિ કરનારા મનુષ્યોને આત્મસાક્ષાત્કાર થતો નથી. –નીલકંઠ

ઈંદ્રિયોને નિર્મળ કરે છે, તેને અક્ષરબ્રહ્મની પ્રાપ્તિ થાય છે,[૨૫] તેમ જ જે મનુષ્ય બુદ્ધિની અંતિમ વૃત્તિથી પણ રહિત થયેલો હોય છે અને વિચારાત્મક મનથી સમૃદ્ધ થયેલો હોય છે, (અર્થાત્ શ્રવણ મનન આદિ ગુણોથી યુક્ત હોય છે તે) નિર્ગુણ બ્રહ્મને પ્રાપ્ત કરે છે, પરંતુ જે પુરુષો અનેક પ્રકારની વૈષયિક આશાઓથી ઘેરાઈ ગયેલા હોય છે, તેઓ કાષ્ઠની અંદરના ભાગમાં રહેલા અગ્નિનો જેમ વાયુ ત્યાગ કરે છે, તેમ પોતાના દેહની અંદર જ રહેલા આત્માનો ત્યાગ કરે છે—આત્મસાક્ષાત્કાર કરવાનો ઉપાય જ કરતા નથી[૨૬] સર્વ વિષયોનું મુખ્યત્વે કરીને આત્મામાં જ પ્રવિલાપન કરવામાં આવે છે, તો વિષયોથી મુક્ત થયેલું મન બુદ્ધિથી પર રહેલા બ્રહ્મને જ પ્રાપ્ત કરાવનારું થઈ પડે છે, પરંતુ જો આત્માથી ભિન્નસ્વરૂપે જાણીને વિષયોનું ગ્રહણ કરવામાં આવે છે, તો બ્રહ્મલોક સુધીનું તુચ્છ ઐશ્વર્ય જ પ્રાપ્ત થાય છે અથવા નરકાદિ અનૈશ્વર્ય પણ આવી મળે છે, માટે શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે વિષયોનો ત્યાગ કરવામાં જ પ્રવૃત્તિ કરનારો પુરુષ બ્રહ્મસ્વરૂપને સંપાદન કરે છે (અર્થાત્ 'વધાય વિષયાસક્તં મુક્ત્યૈ નિર્વિષયં મનઃ' વિષયોમાં આસક્ત થયેલું મન બંધનકર્તા થઈ પડે છે, પણ વિષયોથી મુક્ત થયેલું મન મોક્ષદાતા જ થઈ પડે છે)[૨૭] આત્માનું વાસ્તવિક સ્વરૂપ અવ્યક્ત જ છે, તોપણ દેહાદિક ઉપાધિના યોગથી તેના ધર્મો વ્યક્તના જેવા દેખાય છે, પરંતુ જ્યારે સુષુપ્તિકાળ, મરણકાળ અથવા મોક્ષકાળ ઉપસ્થિત થાય છે, ત્યારે તેનો તે જ આત્મા પુનઃ અવ્યક્તસ્વરૂપે જાણવામાં આવે છે (તે ઉપરથી નિશ્ચય થાય છે કે, દેહાદિકની ઉપાધિવાળી મધ્યમ અવસ્થામાં ભાસનારું આત્માનું વ્યક્તપણું કેવળ મિથ્યા જ છે) આ રીતે અવ્યક્તસ્વરૂપ એવો આત્મા વસ્તુતઃ સર્વ કામનાઓથી રહિત છે, છતાં ઇંદ્રિયોના સંબંધમાં જકડાયેલો હોવાથી ઇંદ્રિયોની વૃદ્ધિને લીધે વૃદ્ધિમાન થયેલો ભાસે છે અને ઇંદ્રિયોની ગ્લાનતાને લીધે ગ્લાન થયેલો ભાસે છે[૨૮] આ ચિદાભાસ પ્રથમ સર્વ ઇંદ્રિયો સાથે જોડાઈને લિંગ શરીરમાં દાખલ થાય છે અને પછી સ્થૂળદેહના આકારે પરિણામ પામેલા પાંચ મહાભૂતોનો આશ્રય કરે છે, અર્થાત્ સ્થૂળ શરીરને ધારણ કરે છે, પરંતુ જ્યાં સુધી તે બિંબસ્વરૂપ એવા અંતર્યામી પરમાત્માથી રહિત હોય છે, ત્યાં સુધી કોઈ જાતનું કર્મ કરવા માટે સમર્થ થઈ શકતો નથી[૨૯] (તોપણ જીવની દુઃખમાંથી મુક્તિ જ થતી નથી, એમ તો નથી જ) જેમ મનુષ્ય પૃથ્વીના અંતને જોઈ શકતો નથી, તોપણ તમારે જાણવું કે, અમુક સમય થઈ ગયા પછી પૃથ્વીનો અંત (નાશ) તો થવાનો જ. (કારણ કે પૃથ્વી એ કંઈ વિભુદ્રવ્ય નથી, એ જ પ્રમાણે દુઃખની પરંપરાનો પણ અવશ્ય નાશ જ થવાનો, કેમ કે દુઃખ એ એકજન્ય વસ્તુ છે અને જે જન્ય વસ્તુ હોય છે, તે અવશ્ય નાશવંત જ હોય છે) જેમ વાયુ સમુદ્રની અંદર પડેલા તૃણાદિક પદાર્થને આમતેમ ઘસડી જઈને પણ અંતે સમુદ્રની સામે પાર પહોંચાડી દે છે, તેમ કર્મરૂપી વાયુ પણ સંસારસમુદ્રમાં ગોથાં ખાતા જીવરૂપી મચ્છાને આમતેમ ઘસડી જઈને ચિત્તશુદ્ધિ આદિની ઉત્પત્તિ દ્વારા સામે પાર પહોંચાડી દે છે*[૩૦] જેમ સૂર્ય પોતાના કિરણમંડળને સર્વત્ર પ્રસારીને જગદ્વ્યાપક ગુણને ધારણ કરે છે, પરંતુ જ્યારે પોતાના કિરણમંડળને પુનઃ સમેટી લે છે, ત્યારે પાછો નિર્ગુણ સ્વરૂપને ધારણ કરે છે, તેમ ચિત્તશુદ્ધિ થયા પછી જ્ઞાનનો જ્યારે ઉદય થાય છે, ત્યારે સુખીત્વ આદિ ધર્મવાળા અહંકારનો ત્યાગ કરનારો મનનશીલ જીવાત્મા નિર્ગુણ તથા અવિનાશી એવા પરબ્રહ્મમાં પ્રવેશ કરે છે[૩૧] જે પરમાત્મા સ્વતઃ સિદ્ધસ્વરૂપ છે, પુણ્યશાળી મહાત્માઓની પરમ ગતિરૂપ છે, સ્વયંભૂ છે, જગતના ઉત્પાદક અને સંહારક છે, પરિણામધર્મથી રહિત છે, સનાતન છે, અમૃતસ્વરૂપ છે, વિકારશૂન્ય છે અને અવિનાશી છે, તેમનું જ્ઞાન કરીને મનુષ્ય મહાન મોક્ષપદને પ્રાપ્ત કરે છે—જન્મજરામૃત્યુથી રહિત થાય છે[૩૨]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમાં 'બ્રહ્મજ્ઞાનનું પ્રાધાન્ય' નામનો અધ્યાય ૨૦૬ મો સમાપ્ત

* અર્થાત્ કર્મણૈવ હિ સંસિદ્ધિમાસ્થિતા જનકાદયઃ — જનક વગેરે રાજાઓ કર્મ કરીને જ જ્ઞાન નિષ્ઠાના યોગ્યતાને પામ્યા છે' એ ગીતાના વાક્ય પ્રમાણે કર્મદ્વારા જ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે

# अध्याय २०७मो

## જગતની ઉત્પત્તિનું વર્ણન

॥ युधिष्ठिर उवाच ॥

**पितामह महाप्राज्ञ पुंडरीकाक्षमच्युतम् ।**
**कर्तारमकृतं विष्णुं भूतानां प्रभवाप्ययम् ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું : હે ભરતશ્રેષ્ઠ! હે મહા બુદ્ધિમાન પિતામહ! કમળ સમાન નેત્રવાળા, અવિનાશી, જગતના સ્રષ્ટા, ઉત્પત્તિથી રહિત, સર્વવ્યાપક, આકાશાદિ મહાભૂતોના ઉત્પાદક તથા સંહારક, સર્વ ઇંદ્રિયોના પ્રવર્તક, વેદવાણીના પણ રક્ષક, જરા આદિ શારીરિક ધર્મોથી અજિત અને બ્રહ્મામહેશને પણ સુખ આપનારા ભગવાન નારાયણનું (શ્રીકૃષ્ણનું) તાત્ત્વિક સ્વરૂપ સાંભળવાની મને ઇચ્છા છે.[૧૨]

ભીષ્મે કહ્યું: હે રાજા! જમદગ્નિના પુત્ર પરશુરામ, દેવર્ષિ નારદ અને કૃષ્ણ દ્વૈપાયન–વેદવ્યાસ પાસેથી આ વિષય મેં સાંભળ્યો છે.[૩] વળી હે તાત! અસિત, દેવલ, મહાતપસ્વી વાલ્મીકિ અને માર્કણ્ડેય ઋષિ પણ શ્રીગોવિંદના મહાઅદ્ભુત માહાત્મ્યનું કથન કર્યા કરે છે.[૪] હે ભરતશ્રેષ્ઠ રાજા! ભગવાન કેશવ (શ્રીકૃષ્ણ) સર્વ જગતના ઈશ્વર છે) પ્રભુ છે અને તે વ્યાપક દેવે જ આ સર્વ જગતને પુરુષરૂપે (જીવરૂપે) બહુધા વ્યાપ્ત કર્યું છે, એમ અમે સાંભળ્યું છે.[૫] હે મહાબાહુ યુધિષ્ઠિર! શાર્ઙ્ગધનુષને ધારણ કરનારા મહાત્મા શ્રીકૃષ્ણનાં જે કર્મોને બ્રાહ્મણો જાણે છે તે હું કહું છું, તમે સાંભળો.[૬] હે મનુષ્યોના ઇંદ્ર! પુરાણવેત્તા મનુષ્યો ગોવિંદનાં જે જે કર્મોનું કથન કરે છે, તે સર્વ હું તમને કહું છું.[૭] સર્વ ભૂતોના આત્મા મહાત્મા પુરુષોત્તમે (શ્રીકૃષ્ણે) વાયુ, તેજ, જળ, પૃથ્વી અને આકાશ આ પાંચ મહાભૂતોને પ્રથમ ઉત્પન્ન કર્યાં[૮] અને તે સર્વને ઉત્પન્ન કર્યા પછી સર્વ ભૂતોના ઈશ્વર અને સર્વના પ્રભુ મહાત્મા પુરુષોત્તમે જળની અંદર જ પોતાનું નિવાસસ્થાન કર્યું.[૯] પછી ત્યાં રહીને સર્વ પ્રકારે તેજોમય એવા તે પુરુષોત્તમે સર્વ પ્રાણીઓના આદિ કારણભૂત એવા સંકર્ષણને [અહંકારને] ઉત્પન્ન કર્યા.[૧૦] અમે સાંભળ્યું છે કે, મનની સાથે ઉત્પન્ન થયેલા તે સંકર્ષણ સર્વ પ્રાણીઓના આશ્રયભૂત છે અને ભૂત તથા ભવિષ્ય એ બન્ને કાળને તથા સર્વ પ્રાણીઓને ધારણ કરે છે.[૧૧] હે મોટી ભુજાઓવાળા રાજા! તે સંકર્ષણ મહાત્મા પ્રકટ થયા, તે પછી પુરુષોત્તમની નાભિમાંથી એક દિવ્ય કમળ ઉત્પન્ન થયું, જે સૂર્ય સમાન તેજસ્વી હતું.[૧૨] હે તાત! એ કમળમાં પોતાના તેજથી સર્વ દિશાઓને પ્રકાશિત કરતા ભગવાન બ્રહ્મદેવ ઉત્પન્ન થયા, જે સર્વ પ્રાણીઓના પિતામહ છે.[૧૩] એ પ્રમાણે મોટી ભુજાઓવાળા મહાત્મા બ્રહ્મદેવ પ્રકટ થયા કે, તુરત જ સૌની પહેલાં મધુ નામનો એક મહાન અસુર અંધકારમાંથી ઉત્પન્ન થયો.[૧૪] તે અસુર મહાઉગ્ર હતો, ઉગ્ર કર્મને કરનારો હતો અને બ્રહ્મદેવને મારી નાખવારૂપ ભયંકર કર્મ કરવા તૈયાર થયો હતો, જેથી પુરુષોત્તમે બ્રહ્મદેવનું રક્ષણ કરવા માટે તેને મારી નાખ્યો.[૧૫] હે તાત! એ વેળા મધુ દૈત્યનો વધ કર્યો હતો, તેથી સર્વ દેવો, દાનવો અને મનુષ્યો, સર્વ યાદવોમાં શ્રેષ્ઠ ભગવાન પુરુષોત્તમને 'મધુસૂદન' કહે છે.[૧૬] પછી બ્રહ્મદેવે દક્ષ, મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ અને ક્રતુ નામના સાત પુત્રોને પોતાના માનસિક સંકલ્પથી ઉત્પન્ન કર્યા. હે તાત! તેઓમાં સૌથી મોટા મરીચિએ, કશ્યપ નામના એક પુત્રને પોતાના મનથી ઉત્પન્ન કર્યો કે જે કશ્યપ, મરીચિના સર્વ પુત્રોમાં મોટો હતો, તેજસ્વી હતો અને મહાબ્રહ્મવેત્તા હતો.[૧૭-૧૮] હે ભરતશ્રેષ્ઠ! બ્રહ્મદેવે પ્રજાપતિ દક્ષને પોતાના અંગૂઠામાંથી પ્રથમ જ ઉત્પન્ન કર્યો હતો, જેથી દક્ષપ્રજાપતિ મરીચિના કરતાં પણ મોટો હતો.[૧૯] હે ભારત! પ્રજાપતિ દક્ષને ત્યાં પ્રથમ તેર પુત્રીઓ ઉત્પન્ન થઈ હતી. તેમાંની મોટીનું નામ 'દિતિ' હતું.[૨૦] હે તાત! સર્વ પ્રકારના વિશેષ ધર્મોને જાણનારા પવિત્ર કીર્તિવાળા અને મહાયશસ્વી એવા મરીચિના પુત્ર કશ્યપઋષિ દક્ષપ્રજાપતિની તેરે કન્યાઓના પતિ થયા હતા.[૨૧] ધર્મવેત્તા પ્રજાપતિ દક્ષ મહાભાગ્યશાળી હતા. તેમણે બીજી દશ કન્યાઓ ઉત્પન્ન કરીને ધર્મને પરણાવી હતી.[૨૨] હે ભારત! એ કન્યાઓ વિષે ધર્મના જે જે પુત્રો ઉત્પન્ન થયા તેઓ વસુઓ, મહાતેજસ્વી રુદ્રો, વિશ્વેદેવાઓ, સાધ્યો અને મરુદ્ગણોને નામે પ્રસિદ્ધ થયા.[૨૩] પ્રજાપતિ દક્ષે તે સિવાય બીજી સત્યાવીસ કન્યાઓ પણ ઉત્પન્ન કરી હતી અને

મહાભાગ્યશાળી ચંદ્રમા તે સત્યાવીસનો પતિ થયો હતો.[૨૪] હવે કશ્યપની બીજી જે સ્ત્રીઓ હતી તેઓએ ગંધર્વોને, ઘોડાઓને, પક્ષીઓને, ગાયોને, કિન્નરોને, માછલાઓને, ઉદ્‌ભિજ્જ પ્રાણીઓને તથા વનસ્પતિઓને ઉત્પન્ન કર્યો. વળી કશ્યપની સ્ત્રી અદિતિએ આદિત્યોને [બારે સૂર્યોને] તથા મહાબળવાન એવા શ્રેષ્ઠ દેવોને ઉત્પન્ન કર્યા. તેમનામાં જ પ્રભુ વિષ્ણુએ વામનરૂપે અવતાર લીધો હતો. એ વામન દેવના પરાક્રમથી [પાદન્યાસથી] સર્વ દેવતાઓની લક્ષ્મી વધી પડી હતી અને દાનવોનો પરાજય થયો હતો. વળી તે સમયે જેટલી આસુરી પ્રજા ઉત્પન્ન થઈ હતી, તે બધી કશ્યપની સ્ત્રી દિતિથી ઉત્પન્ન થઈ હતી,[૨૫-૨૭] કેમ કે કશ્યપની સ્ત્રી દનુએ વિપ્રચિત્તિ વગેરે દાનવોને ઉત્પન્ન કર્યા હતા અને દિતિએ મહાબળવાન એવા અસુરોને જન્મ આપ્યો હતો.[૨૮] પછી ભગવાન મધુસૂદને દિવસ, રાત્રિ અને ઋતુઓ અનુસાર કાળ, દિવસનો પ્રથમ ભાગ, પાછલો ભાગ વગેરેનું નિર્માણ કર્યું,[૨૯] અને પછી તેમણે ધ્યાન ધરીને મેઘોને, સ્થાવરજંગમ પ્રાણીઓને તથા પુષ્કળ તેજવાળા સર્વ પાર્થિવ પદાર્થોને ઉત્પન્ન કર્યા.[૩૦] હે યુધિષ્ઠિર! તે સર્વની ઉત્પત્તિ કર્યા પછી મહાભાગ્યવાન શ્રીકૃષ્ણ પ્રભુએ પોતાના મુખમાંથી સેંકડો શ્રેષ્ઠ બ્રાહ્મણોને ઉત્પન્ન કર્યા, બન્ને બાહુઓમાંથી સેંકડો ક્ષત્રિયોને ઉત્પન્ન કર્યા, સાથળોમાંથી સેંકડો વૈશ્યોને ઉત્પન્ન કર્યા અને બન્ને ચરણોમાંથી સેંકડો શૂદ્રોને ઉત્પન્ન કર્યો. આ રીતે હે ભરતશ્રેષ્ઠ! મહાતપસ્વી કેશવે ચારે વર્ણોની ઉત્પત્તિ કર્યા પછી પ્રજાપતિ બ્રહ્મદેવને સર્વ પ્રાણીઓના અધ્યક્ષ બનાવ્યા, કે જે બ્રહ્મદેવ વેદવિદ્યાના વિધાતા છે અને મહાતેજસ્વી છે વળી પણ તે કેશવે સર્વ ભૂતગણના તથા માતૃગણના અધ્યક્ષ વિરૂપાક્ષને ઉત્પન્ન કર્યા.[૩૧-૩૪] તેમ જ સર્વ પાપીઓને શિક્ષા કરનાર પિતૃપતિ યમને ઉત્પન્ન કર્યો. પછી સર્વ પ્રાણીઓના આત્મા ભગવાન કૃષ્ણે દેવના ધનભંડારનું રક્ષણ કરનારા કુબેરને ઉત્પન્ન કર્યા અને સર્વ જળચર પ્રાણીઓના પતિ જળદેવ વરુણને ઉત્પન્ન કર્યા તે પછી પ્રભુ શ્રીકૃષ્ણે ઇંદ્રને સર્વ દેવોનો અધ્યક્ષ બનાવ્યો.[૩૫-૩૬] આ રીતે સૃષ્ટિની પ્રવૃત્તિ થઈ ત્યારે તે યુગના મનુષ્યો પોતાની ઇચ્છા હોય ત્યાં સુધી શરીરને ધારણ કરી શકતા હતા અને પોતાની ઇચ્છાનુસાર જીવી શકતા હતા. તાત્પર્ય કે, તેઓને યમદેવ તરફનો ભય જ ન હતો.[૩૭] વળી હે ભરતશ્રેષ્ઠ! તે સમયે મૈથુનધર્મથી પ્રજા ઉત્પન્ન થતી ન હતી; પરંતુ મનમાં સંકલ્પ કરવા માત્રથી જ તે કાળના મનુષ્યો પ્રજાને ઉત્પન્ન કરી શકતા હતા.[૩૮] પછી જ્યારે ત્રેતાયુગનો સમય આવ્યો, ત્યારે પણ મનુષ્યો મૈથુનધર્મથી પ્રજોત્પાદન કરતા ન હતા; પરંતુ હે રાજા! અન્યોન્યનો સ્પર્શ કરવામાત્રથી જ પ્રજાઓને ઉત્પન્ન કરી શકતા હતા.[૩૯] હે રાજન્! તે પછી જ્યારે દ્વાપરયુગનો સમય પ્રાપ્ત થયો, ત્યારે પ્રજાઓમાં મૈથુનધર્મ દાખલ થયો અને કલિયુગમાં તો સ્ત્રીપુરુષોના યુગલ જ બંધાઈ ગયા.[૪૦]

હે તાત! આ શ્રીકૃષ્ણ પરમાત્મા જ સર્વ પ્રાણીઓના પતિ અને અધ્યક્ષ કહેવાય છે, (એ વિષે મેં તમને કહ્યું) પણ હવે જે પ્રજાઓ કેવળ નરકમાં જ જનારી છે તેઓનું હું વર્ણન કરું છું, તે સાંભળો. હે રાજા! દક્ષિણ દેશમાં જન્મેલા સર્વ આંધ્રો, ગુહો, પુલિંદો, શબરો, ચુચુકો અને મદ્રક લોકો (ઘણા પાપી હોય છે, માટે) નરકમાં જ જનારા છે,[૪૧-૪૨] તેમ જ ઉત્તર તરફ જન્મેલા યૌનો, કાંબોજો, ગાંધારો, કિરાતો અને બર્બરો પણ પાપકૃત્ય કરતા જ પૃથ્વી પર ભટકયા કરે છે, જેથી તેઓ પણ નરકવાસી જ થાય છે હે રાજા! આ સર્વ મનુષ્યો ચાંડાલ, કાગડા અને ગીધ પક્ષીના જેવા જ હોય છે.[૪૩-૪૪] હે ભરતશ્રેષ્ઠ રાજા! સત્યયુગના સમયમાં આવા મનુષ્યો પૃથ્વી પર હતા જ નહિ પણ ત્રેતાયુગના સમયનો આરંભ થયા પછી જ તેઓની પૃથ્વી પર વૃદ્ધિ થઈ પડી છે[૪૫] આ જગતમાં જ્યારે જ્યારે યુગોનો ભયંકર સંધિકાળ ઉપસ્થિત થાય છે, ત્યારે રાજાઓ એકબીજાના ઉપર ચડાઈ લઈ જઈને તુમુલ સંગ્રામ કરવા માંડે છે. (અને તેથી જ આ દ્વાપર અને કલિયુગના ભયંકર સંધિકાળમાં મહાભારતનું તુમુલ યુદ્ધ આરંભાયેલું.)[૪૬]

હે કુરુવંશના શ્રેષ્ઠ રાજા! એ પ્રમાણે આ સર્વ ભૂતસૃષ્ટિ મહાત્મા શ્રીકૃષ્ણથી જ ઉત્પન્ન થઈ છે, જેથી સર્વ લોકદ્રષ્ટા દેવર્ષિ નારદ શ્રીકૃષ્ણને પરમાત્મસ્વરૂપ જ કહે છે.[૪૭] હે મોટી ભુજાવાળા

ભરતશ્રેષ્ઠ યુધિષ્ઠિર! નારદે પોતે પણ શ્રીકૃષ્ણના પરમ સનાતનપણાને માન્ય કરેલ છે,[૪૮] જેથી મોટી ભુજાઓવાળા, સત્યપરાક્રમી, કમળ સમાન નેત્રવાળા અને અચિંતનીય એવા આ શ્રીકેશવ કેવળ મનુષ્ય નથી; પરંતુ સાક્ષાત્ પરમાત્મા જ છે.[૪૯]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન-પર્વમાં 'જગતની ઉત્પત્તિનું વર્ણન' નામનો અધ્યાય ૨૦૭મો સમાપ્ત

## અધ્યાય ૨૦૮મો

### પ્રજાપતિઓ, દેવતાઓ અને દિશાઓના ઋષિઓ

॥ युधिष्ठिर उवाच ॥

**के पूर्वमासन् पतयः प्रजानां भरतर्षभ ।**
**के चर्षयो महाभागा दिक्षु प्रत्येकशः स्मृताः ॥१॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે ભરતશ્રેષ્ઠ પિતામહ! પૂર્વે પ્રજાઓના અધિપતિઓ કોણ હતા અને કયા કયા મહાભાગ્યશાળી ઋષિઓ પ્રત્યેક દિશા-ઓમાં વસી રહ્યા છે?[૧]

ભીષ્મે કહ્યું: હે ભરતશ્રેષ્ઠ! પૂર્વે પ્રજાઓના અધિપતિઓ કોણ હતા અને દિશાઓના ઋષિઓ કોણ છે, આવો જે પ્રશ્ન તમે મને પૂછ્યો છે, તેના ઉત્તરમાં હું તમને કહું છું, સાંભળો.[૨] પૂર્વે સનાતન ભગવાન બ્રહ્મદેવ એકલા જ સૌની પહેલાં સ્વતઃ ઉત્પન્ન થયા હતા. પછી તે મહાત્માના સાત પુત્રો ઉત્પન્ન થયા કે જેઓ મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ અને બ્રહ્મદેવના જેવા જ મહાભાગ્યવાન વસિષ્ઠ, એવા નામથી પ્રસિદ્ધ છે. આ સાતેને પુરાણોમાં સાત બ્રહ્મા જ કહ્યા છે. હવે સર્વ પ્રજાપતિઓના સંબંધમાં હું તમને કહું છું.[૩-૫] અત્રિના વંશમાં સનાતન ભગવાન પ્રાચીનબર્હિ ઉત્પન્ન થયા કે જે વેદોનું કેવળ ઉત્પત્તિસ્થાન જ હતા. એ પ્રાચીનબર્હિના 'પ્રાચેતસ્' નામના દશ પુત્રો ઉત્પન્ન થયા અને તે દશેનો એક દક્ષપ્રજાપતિ નામનો પુત્ર ઉત્પન્ન થયો. તેનાં 'દક્ષ' અને 'ક' એવાં બે નામ જગતમાં કહેવાય છે.[૬,૭] મરીચિનો કશ્યપ નામે પુત્ર થયો. તેનાં પણ બે નામ કહેવાય છે. કેટલાક લોકો તેને 'અરિષ્ટનેમિ' કહે છે અને કેટલાક 'કશ્યપ' કહે છે.[૮] અત્રિનો ઔરસપુત્ર શ્રીમાન સોમ રાજા થયો, તે ઘણો વીર્યવાન હતો અને તેણે દેવતાઓના એક હજાર યુગ પર્યંત પરમાત્માનું ઉપાસન કર્યું હતું.[૯] હે રાજા! ભગવાન અર્યમા અને તેના જે પુત્રો ઉત્પન્ન થયા હતા, તેઓ સર્વ પ્રજાઓના અધિપતિઓ હતા અને ભુવનોના સ્રષ્ટાઓ હતા.[૧૦] હે અસ્ખલિત શક્તિવાળા રાજા! તે સમયે શશબિંદુ નામનો એક રાજા હતો. તેને દશ હજાર સ્ત્રીઓ હતી અને તે પ્રત્યેક સ્ત્રીમાં એક એક હજાર પુત્રો ઉત્પન્ન થયા હતા. આ રીતે તે મહાત્માને દશ લાખ પુત્રો થયા હતા. તેઓ સર્વે બીજા કોઈને પણ પ્રજાઓના પતિ તરીકે ઇચ્છતા ન હતા. કેટલાએક પ્રાચીન કાળના બ્રાહ્મણો તો ત્યાં સુધી કહે છે કે, આ સર્વ પ્રજા રાજા શશબિંદુની જ છે અને તે શશબિંદુ-પ્રજાપતિના મહાવંશમાંથી જ યાદવવંશની ઉત્પત્તિ થયેલી છે.[૧૧-૧૩] એ પ્રમાણે યશસ્વી એવા પ્રજાઓના પતિઓ મેં તમને કહ્યા. તો હવે, ત્રણે ભુવનના ઈશ્વર એવા દેવોનું હું વર્ણન કરું છું.[૧૪] ભગ, અંશ, અર્યમા, મિત્ર, વરુણ, સવિતા, ધાતા, વિવસ્વાન, ત્વષ્ટા, પૂષા, ઇંદ્ર અને વિષ્ણુ આ બારે આદિત્યો કહેવાય છે અને તેઓ કશ્યપથી ઉત્પન્ન થયેલા છે.[૧૫,૧૬] નાસત્ય અને દસ્ર એ બેઅશ્વિની-કુમારો કહેવાય છે અને તેઓ બન્ને મહાત્મા આઠમા આદિત્યના (વિવસ્વાનના) પુત્રો છે.[૧૭] પૂર્વે આ સર્વને દેવો જ કહેવામાં આવતા હતા, પરંતુ પાછળથી તેઓને બે પ્રકારના પિતૃઓ કહેવામાં આવે છે, તેમ જ મહાયશસ્વી શ્રીમાન વિશ્વરૂપ નવમા આદિત્ય ત્વષ્ટાનો પુત્ર થાય છે.[૧૮] વળી અજ, એકપાદ, અહિર્બુધ્ન્ય, વિરૂપાક્ષ, રૈવત, હર, બહુરૂપ, દેવોના ઈશ્વર ત્ર્યંબક, સાવિત્ર, જયંત અને અજિત એવા પિનાકી આ અગિયાર રુદ્રદેવો છે અને મહાભાગ્યશાળી આઠ વસુઓનું તો મેં પ્રથમ જ વર્ણન કરેલું છે.[૧૯,૨૦] પૂર્વે પ્રજાપતિ મનુના કાળમાં આ સર્વેને દેવો તરીકે જ કહેવામાં આવતા હતા; પરંતુ પાછળથી તેઓને બે પ્રકારના પિતૃઓ કહેવામાં આવે છે.[૨૧] વળી દેવોમાં બીજા બે વિભાગ પણ છે. જેઓ શીલસંપન્ન હોય છે, તેઓ સિદ્ધ કહેવાય છે અને જેઓ યૌવનસંપન્ન હોય છે, તેઓ સાધ્ય કહેવાય છે. ઉપરાંત ઋભુ

અને મરુત નામના પણ દેવગણો છે અને વિશ્વે દેવાઓ તથા અશ્વિનીકુમારોનુ પણ દેવ તરીકે શાસ્ત્રમા વર્ણન છે. હવે તે સર્વ દેવોમા જેઓ આદિત્ય કહેવાય છે તેઓ ક્ષત્રિય છે, જેઓ મરુત કહેવાય છે, તેઓ વૈશ્ય છે, ઉગ્ર તપશ્ચર્યા કરનારા બે અશ્વિનીકુમારો તે શૂદ્ર છે અને બીજા અગિરસ ગોત્રના જે દેવતાઓ છે, તેઓ બ્રાહ્મણો છે, આવો નિશ્ચય કરવામા આવ્યો છે.[૨૨–૨૪] આ પ્રમાણે સર્વ દેવતાઓના ચાર વર્ણો મે તમને કહ્યા. જે પુરુષ પ્રાત કાળમા ઊઠીને આ દેવોનું સ્મરણ કરે છે, તે પુરુષ જાણતાઅજાણતા કરેલા સર્વ પાપોથી મુક્ત થાય છે.

હે તાત યુધિષ્ઠિર! યવક્રીત, રૈભ્ય, અર્વાવસુ, પરાવસુ, ઔશિજ, કક્ષીવાન્, બલ, આગિરસ, મેધાતિથિનો પુત્ર ઋષિ કણ્વ, બર્હિષદ અને ત્રૈલોકયનુ રક્ષણ કરનારા પ્રતાપી સપ્તર્ષિઓ હમેશાં પૂર્વ દિશામા નિવાસ કરી રહ્યા છે. ઉન્મુચ, વિમુચ, વીર્યવાન સ્વસ્ત્યાત્રેય, પ્રમુચ, ઇધ્મવાહ, ભગવાન દઢવ્રત અને મિત્રાવરુણનો પ્રતાપી પુત્ર અગસ્ત્ય આ સર્વ બ્રહ્મર્ષિઓ સદાકાળ દક્ષિણ દિશામા રહે છે. ઉપગુ, કવષ, ધૌમ્ય વીર્યવાન પરિવ્યાધ, મહર્ષિ એકત, દ્વિત, ત્રિત અને અત્રિના પુત્ર ભગવાન સારસ્વત પ્રભુ આ સર્વ મહાત્માઓ પશ્ચિમ દિશામા વસી રહ્યા છે, તેમ જ આત્રેય, વસિષ્ઠ, મહર્ષિ કાશ્યપ, ગૌતમ, ભરદ્વાજ, કૌશિક ગોત્રના ઋષિ વિશ્વામિત્ર અને મહાત્મા ઋચીકના પુત્ર ભગવાન જમદગ્નિ ઉત્તર દિશામા વસી રહ્યા છે. આ સર્વ તીક્ષ્ણ તેજવાળા ઋષિઓ જે જે દિશામા રહે છે, તેનું મેં વર્ણન કર્યું. એ મહાત્માઓ સર્વના સાક્ષીભૂત છે અને ભુવનોનુ કલ્યાણ કરનારા છે એ પ્રમાણે તે મહાત્માઓ પ્રત્યેક દિશામા નિવાસ કરી રહ્યા છે[૨૫–૩૫] જે પુરુષ એ ઋષિઓનુ નામસ્મરણ કરે છે, તે સર્વ પ્રકારના પાપોથી મુક્ત થાય છે અને જે જે દિશામા તે મહાત્માઓ વસે છે. તે તે દિશાને શરણે ગયેલો પુરુષ સર્વ પાપોથી મુક્ત થઈને ક્ષેમકુશળ ગૃહસ્થાશ્રમમા આગળ વધે છે[૩૬]

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમા 'પ્રજાપતિઓ, દેવતાઓ અને દિશાઓના ઋષિઓ' નામનો અધ્યાય ૨૦૮મો સમાપ્ત

# અધ્યાય ૨૦૯મો

## વરાહ અવતાર

॥ युधिष्ठिर उवाच ॥

**पितामह महाप्राज्ञ युधि सत्यपराक्रम।**
**श्रोतुमिच्छामि कार्त्स्न्येन कृष्णमव्ययमीश्वरम्॥१**

યુધિષ્ઠિરે પૂછ્યુ· હે યુદ્ધમા સત્ય પરાક્રમ કરનારા બુદ્ધિમાન પિતામહ! સર્વના નિયતા અવિનાશી શ્રીકૃષ્ણના માહાત્મ્યનું સપૂર્ણ શ્રવણ કરવાની મને ઇચ્છા છે[૧] હે મહાપુરુષ! પૂર્વે કરેલા એમના મહાન કર્મો અને એમનુ મહાતેજ એ સર્વ તમે મને યથાર્થ રીતે કહો.[૨] હે મહાબળવાન પિતામહ! કયા કાર્યનિમિત્તે એમણે પશુયોનિમા અવતાર લીધો હતો અને એ પ્રભુએ તે વેળા કેવું સ્વરૂપ ધારણ કર્યું હતું, તે પણ મને કહો.[૩]

ભીષ્મે કહ્યું. પૂર્વે હુ મૃગયા રમવા માટે ગયો હતો, ત્યા ફરતો ફરતો માર્કણ્ડેયના આશ્રમમા જઈ પહોચ્યો તે આશ્રમમા મેં હજારો મુનિગણોને બેઠેલા જોયા.[૪] તેઓએ મધુપર્ક વગેરે આપીને મારો અતિથિસત્કાર કર્યો. મે પણ તે પૂજાસત્કારનો સ્વીકાર કરીને સર્વ ઋષિઓને અભિનદન આપ્યુ.[૫] પછી તે સમયે મહર્ષિ કશ્યપે મારા મનને પ્રસન્ન કરનારી જે એક દિવ્ય કથા મને કહી હતી, તે હુ તમને કહુ છુ. તમે એકચિત્ત થઈને સાભળો.[૬]

પ્રાચીન કાળમા સેકડો મોટા મોટા દાનવો અને નરકાસુર વગેરે મોટા મોટા અસુરો ક્રોધ તથા લોભને અધીન થઈને બળને લીધે મદમત્ત બની ગયા હતા,[૭] તેમ જ બીજા કેટલાએક યુદ્ધદુર્મદ દાનવો દેવોની અનુત્તમ સમૃદ્ધિને સહન કરી શકતા ન હતા.[૮] હે રાજન્! તે દાનવોએ દેવોને તથા દેવર્ષિઓને ખૂબ દુઃખ દેવા માડ્યુ, જેથી તેઓ પોતપોતાના સ્થાનકો છોડીને જ્યાત્યા ભરાઈ પેસવા લાગ્યા, પરતુ તેઓને કોઈ સ્થળે શાતિ મળી નહિ[૯] એ સમયે દેવોના જોવામા આવ્યુ કે, આખી પૃથ્વી અત્યત દુ ખી થઈ ગઈ છે, એટલુ જ નહિ પણ ઘોર દેખાવના મહાબળવાન દાનવોથી ચોતરફ છવાઈ ગઈ છે, અતિશય ભારથી પીડાય છે, હર્ષ વિનાની અને દુઃખગ્રસ્ત જણાય છે, તેમજ ભારને લીધે રસાતળમા પેસી જતી હોય તેમ લાગે

છે. પૃથ્વીનુ આવું સ્વરૂપ જોઈને દેવો ભયભીત બની ગયા. તેઓ બ્રહ્મદેવને શરણે જઈને આ પ્રમાણે કહેવા લાગ્યા.[૧૦-૧૧] 'હે બ્રહ્મન્! દાનવોના ભયંકર ત્રાસને અમે કેવી રીતે સહન કરી શકીએ?' તે સાંભળી બ્રહ્મદેવે તેઓને કહ્યું: 'આને માટે મેં પ્રથમથીજ ઉપાય કરી રાખ્યો છે.[૧૨] હું જાણું છું કે, દાનવો વરદાન મેળવીને બળ તથા મદથી છકી ગયા છે અને તેથીજ તે મૂર્ખાઓ જેમનું દર્શન અવ્યક્ત છે, એવા શ્રીવિષ્ણુને જાણી શકતા નથી.[૧૩] દેવતાઓ પણ જેમનો પરાભવ કરવાને અસમર્થ છે, એવા દેવ વિષ્ણુ વરાહનું સ્વરૂપ ધારણ કરશે અને પછી ભૂમિની અંદર જે સ્થળે તે ઘોર દેખાવના હજારો અધમ અસુરો નિવાસ કરી રહ્યા છે, ત્યાં એકદમ વેગથી દોડી જશે અને તેઓનો સંહાર કરી નાખશે.' બ્રહ્મદેવનું એ વાક્ય સાંભળીને સર્વ દેવતાઓ અત્યંત આનંદમાં આવી ગયા.[૧૪-૧૫]

પછી મહાતેજસ્વી ભગવાન વિષ્ણુએ (બ્રહ્મદેવના કહેવા પ્રમાણે) વરાહનું સ્વરૂપ ધારણ કર્યું અને પૃથ્વીની અંદર પ્રવેશ કરી જે સ્થળે દાનવો રહેતા હતા, ત્યાં ધસારો કર્યો.[૧૬] સર્વે દૈત્યો પણ તે દૈવી પ્રાણીને ત્યાં ધસી આવેલું જોઈ એકત્ર થઈને એકદમ વેગથી તેની સામા થયા; કેમ કે તેઓ કાળથી મોહિત થઈ ગયા હતા.[૧૭] પછી તેઓએ એકીસાથે વરાહ સામે ધસારો કરીને તેમને પકડી લીધા અને મહાક્રોધમાં આવી જઈને તે વરાહને આમતેમ ખેંચવા લાગ્યા.[૧૮] હે રાજા! સર્વ દાનવરાજાઓ મહાપ્રચંડ શરીરવાળા હતા, મહાપરાક્રમી હતા અને બળથી ઉદ્ધત હતા, તોપણ તેઓ વરાહ ભગવાનને કંઈ પણ કરી શકયા નહિ.[૧૯] તે સમયે હજારો દાનવરાજાઓ અત્યંત આશ્ચર્યમાં પડી ગયા અને ભયભીત બની ગયા. તેઓએ માન્યું કે, હવે આપણે સંશયમાં આવી પડ્યા છીએ.[૨૦] પછી હે ભરતશ્રેષ્ઠ! દેવાધિદેવ, યોગપ્રવર્તક અને યોગમૂર્તિ એવા ભગવાન વિષ્ણુએ યોગબળનો આશ્રય કરીને તે દૈત્યદાનવોને ક્ષોભ પમાડવા માટે ઘણી જ મોટી ગર્જના કરી, જેથી સર્વે લોકો અને દશે દિશાઓ ગાજી ઊઠી.[૨૧-૨૨] વળી તેમની ગર્જનાના શબ્દથી સર્વ લોકોમાં મોટો ખળભળાટ ફેલાઈ ગયો; એટલું ઇંદ્રપ્રમુખ દેવતાઓ પણ અત્યંત ભયભીત બની ગયા.[૨૩] તે સમયે આખું જગત પણ અત્યંત નિશ્ચેષ્ટ બની ગયું ને સર્વ સ્થાવર જંગમ પ્રાણીઓ તે શબ્દથી મોહાધીન બની ગયાં. સર્વ દાનવો પણ તે ગર્જારવને લીધે એટલા બધા ડરી ગયા કે જેથી તેઓ વિષ્ણુના તેજથી અંજાઈ જઈને તથા પ્રાણરહિત થઈને પૃથ્વી પર પછડાઈ પડ્યા.[૨૪-૨૫] રસાતલમાં રહેલા દેવ વરાહ પણ તે વેળા પૃથ્વી પર પછડાઈ પડેલા દેવોના શત્રુઓનાં માંસ, મેદ તથા હાડકાંના ઢગલાઓને પોતાની ખરીઓ વડે ખોદવા લાગ્યા. જેમની નાભિ કમળના જેવી છે (અથવા જેમની નાભિમાંથી કમળ ઉત્પન્ન થયું છે) અને જે સર્વ પ્રાણીઓના આચાર્ય તથા જીવસ્વરૂપે સર્વમાં પ્રકાશમાન છે, તે મહાયોગી ભગવાન વિષ્ણુ તે સમયની પોતાની મહાન ગર્જનાને લીધે 'સનાતન' (સનાદન) એવા નામથી જગતમાં પ્રસિદ્ધ થયા છે. તે પછી સર્વે દેવગણો પિતામહ બ્રહ્મદેવની પાસે એકદમ દોડી ગયા અને ત્યાં જઈને તે જગત્પતિ મહાત્માને કહેવા લાગ્યા કે, 'હે દેવ! હે પ્રભો! આ નાદ તે કેવા પ્રકારનો છે' તે અમે જાણી શકતા નથી. આ નાદ કોનો છે અને કેવો છે, કે જેનું શ્રવણ કરીને આખું જગત વિહ્વળ બની ગયું છે![૨૬-૨૯] વળી આ નાદના તેજથી સર્વ દેવો અને દાનવો કેવળ મૂઢ બની ગયા છે.' આ પ્રમાણે તેઓ કહેતા હતા તેટલામાં હે મહાબાહુ! મોટા મોટા ઋષિઓથી સ્તુતિ કરાતા ભગવાન વિષ્ણુ વરાહનું સ્વરૂપ ધારણ કરીને ત્યાં પ્રકટ થયા.[૩૦]

એટલે બ્રહ્મદેવે કહ્યું: હે દેવો! આ મહાપ્રચંડ શરીરને ધારણ કરનારા મહાબળવાન દેવ સર્વ દાનવરાજાઓનો સંહાર કરીને અહીં આવી પહોંચ્યા છે; માટે તમે સ્થિર થાઓ, ડરો મા. આ દેવ મહાન યોગી છે, સર્વ પ્રાણીઓના આત્મા છે, સર્વ પ્રાણીઓનું રક્ષણ કરનારા છે, સર્વના નિયંતા છે, મુનિ છે, આત્માના (જીવના) પણ આત્મા છે, શ્રીકૃષ્ણસ્વરૂપ છે. અને સર્વ વિઘ્નોનો નાશ કરનારા છે. મહાતેજસ્વી અને મહાભાગ્યશાળી એવા આ દેવે કોઈનાથી ન બની શકે તેવું ઉત્તમ કર્મ કર્યું છે. તે હવે પોતાના યથાર્થ સ્વરૂપને પામ્યા છે.[૩૧-૩૩] હે ઉત્તમ દેવતાઓ! આ દેવ

તે જ છે કે, જેમની નાભિમાંથી કમળ ઉત્પન્ન થયું હતું. વળી આ મહાત્મા મહાન યોગી છે અને સર્વ પ્રાણીઓનું કલ્યાણ કરનારા છે, માટે તમારે સંતાપ કરવો નહિ, ભય રાખવો નહિ અથવા શોક પણ કરવો નહિ.[૩૪] વળી આ વિધિસ્વરૂપ છે, સર્વના ઉત્પાદક છે અને સર્વનો ક્ષય કરનારા કાળરૂપ છે. લોકોને ધારણ કરનારા આ મહાત્માએ જ તેવી ગર્જના કરી હતી.[૩૫] તે જ આ કમળ સમાન નેત્રવાળા મહાબાહુ અચ્યુત (શ્રીવિષ્ણુ) છે કે, જે સર્વ લોકોના નમસ્કારને પ્રાપ્ત થયેલા છે અને સર્વ ભૂતોના આદિ કારણરૂપ ઈશ્વર છે.[૩૬]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાન્તર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમાં 'વરાહ અવતાર' નામનો અધ્યાય ૨૦૯ મો સમાપ્ત

## अध्याय २१०मो

### અધ્યાત્મવિચાર

॥ युधिष्ठिर उवाच ॥

**योगं मे परमं तात मोक्षस्य वद भारत।**
**तमहं तत्त्वतो ज्ञातुमिच्छामि वदतांवर ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું : હે ભરતવંશી પિતામહ! મોક્ષને માટે પરમ યોગ કયો છે, તે મને કહો. હે વક્તાઓમાં શ્રેષ્ઠ! એ પરમ યોગનું તાત્ત્વિક સ્વરૂપ જાણવાની મને ઇચ્છા છે.[૧]

ભીષ્મે કહ્યું : આ વિષયમાં એક પ્રાચીન ઇતિહાસ કહેવામાં આવે છે કે, જેમાં એક શિષ્યનો ગુરુની સાથે મોક્ષ સંબંધી સંવાદ વર્ણવેલો છે.[૨] કોઈ એક બ્રાહ્મણજાતિનો આચાર્ય (ગુરુ) હતો. તે ઋષિઓમાં શ્રેષ્ઠ હતો, તેજનો ભંડાર હતો, મહાત્મા હતો, સત્ય પ્રતિજ્ઞાવાળો હતો અને જિતેંદ્રિય હતો. એક સમયે તે સ્વસ્થ થઈને બેઠો હતો, તેવામાં તેનો એક બુદ્ધિમાન શિષ્ય કે જેનું ચિત્ત અત્યંત એકાગ્ર હતું, તે કલ્યાણમાર્ગને જાણવાની ઇચ્છાથી તેની પાસે આવ્યો અને તેનો ચરણસ્પર્શ કરીને બે હાથ જોડી સંમુખ ઊભો રહીને આ પ્રમાણે પૂછવા લાગ્યો : 'હે ભગવન્! મારી સેવાથી તમે મારા પર જો પ્રસન્ન થયા હો, તો મને એક મહાન સંશય થયો છે, તેનું નિરાકરણ કરવા માટે તમે યોગ્ય છો. હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! તમે અને હું કયા ઉપાદાન કારણમાંથી ઉત્પન્ન થયા છીએ, તે મને કહો. વળી આ સર્વ જગતનું શ્રેષ્ઠ ઉપાદાન કારણ કયું છે, તે પણ સારી રીતે મને કહો.[૩–૫] પ્રત્યેક પ્રાણીનું પંચમહાભૂતરૂપી ઉપાદાન કારણ એકસરખું જ છે, છતાં તેઓનો નાશ અને ઉદય વિષમ રીતે કેમ થયા કરે છે?[૬] હે વિદ્વાન! વળી વેદોની અંદર પણ વર્ણાશ્રમધર્મની વ્યવસ્થા કરનારા× વાક્યોમાં વિષમતા જોવામાં આવે છે, તેનું કેમ? અને તે પ્રમાણે જ લૌકિક–સ્મૃતિવાક્ય તથા સર્વ આશ્રમોને સામાન્ય રીતે પાળવા યોગ્ય વેદના વ્યાપક* વાક્ય પણ વિષમતાને જ સૂચવનારાં છે, માટે એ સર્વનું યથાર્થ રીતે વ્યાખ્યાન કરવાને તમે યોગ્ય છો.[૭]

ગુરુએ કહ્યું : હે મહાબુદ્ધિમાન શિષ્ય! તારો આ પ્રશ્ન બ્રહ્મવિષયક છે અને પરમ ગુહ્ય છે, એટલું જ નહિ પણ આ પ્રશ્ન અધ્યાત્મ સંબંધી હોવાને લીધે સર્વ વિદ્યાઓના તથા આગમોના ધનરૂપ છે.[૮] સમગ્ર વેદનું જે મુખ ગણાય છે, તે ૐકાર જ વાસુદેવસ્વરૂપ છે અને વેદવેત્તાઓ જેને સત્ય, જ્ઞાન, યજ્ઞ, ક્ષમા, ઇંદ્રિયનિગ્રહ, આર્જવ, સનાતન પુરુષ અને વિષ્ણુરૂપ કહે છે, તે વાસુદેવ પોતે જ સનાતન બ્રહ્મરૂપ છે, અવ્યક્ત છે અને સૃષ્ટિના ઉત્પાદક તથા સંહારક છે.[૯–૧૦] તે જ આ બ્રહ્મ યાદવોમાં શ્રીકૃષ્ણરૂપે અવતરેલા છે, તેનો ઇતિહાસ હું તને કહું છું, સાંભળ. મહાતેજસ્વી અને દેવના દેવ શ્રીવિષ્ણુનું માહાત્મ્ય બ્રાહ્મણે બ્રાહ્મણ પાસેથી સાંભળવું જોઈએ, ક્ષત્રિયે ક્ષત્રિય પાસેથી સાંભળવું જોઈએ, વૈશ્યે વૈશ્ય પાસેથી સાંભળવું જોઈએ અને શૂદ્રે મનમાં ઉદાર થઈને શૂદ્ર પાસેથી સાંભળવું જોઈએ.[૧૧–૧૨] તું શ્રીકૃષ્ણનું આખ્યાન સાંભળવાને યોગ્ય છે, માટે હું તને એ ઉત્તમ આખ્યાન કહું

× જેવા કે, 'ब्राह्मणो बृहस्पतिसवेन यजेत –બ્રાહ્મણે બૃહસ્પતિસવ નામનો યજ્ઞ કરવો. 'राजा राजसूयेन यजेत' ક્ષત્રિયે રાજસૂય યજ્ઞ કરવો. 'वैश्यो वैश्यस्तोमेन यजेत' વૈશ્યે વૈશ્યસ્તોમ નામનો યજ્ઞ કરવો. 'तस्माच्छूद्रो यज्ञेऽनवक्लृप्तः –' અને શૂદ્રને તો યજ્ઞ કરવાનો અધિકાર જ નથી ઇત્યાદિ.

* જેવા કે, 'मा हिंस्यात्सर्वभूतानि' કોઈ પણ વર્ણના મનુષ્યે કોઈ પણ પ્રાણીની હિંસા કરવી નહિ વગેરે

છું, સાંભળ. વિદ્વાનો કહે છે કે, શ્રીકૃષ્ણ આદિ અને અંત વિનાનું એક કાળચક્ર છે અને આ સૃષ્ટિની ઉત્પત્તિ તથા પ્રલય જ એ ભગવાનના યથાર્થ સ્વરૂપને જણાવનાર છે.[૧૩] સર્વ ભૂતોના નિયંતા એવા તે પરમાત્મા વિષે આ ત્રણે લોક ચક્રની પેઠે પરિવર્તન પામ્યા કરે છે, હે પુરુષવ્યાઘ્ર ! તત્ત્વવેત્તા પુરુષો કહે છે કે, મહાપુરુષ શ્રીકૃષ્ણ જ અક્ષર, અવ્યક્ત, અવિનાશી અને સનાતન એવા બ્રહ્મરૂપ છે.[૧૪] એ અવિનાશી પરમાત્મા પિતૃઓને, દેવોને, ઋષિઓને, યક્ષોને, રાક્ષસોને, નાગોને, અસુરોને તથા મનુષ્યોને ઉત્પન્ન કરે છે.[૧૫] વળી એ કૃષ્ણ પરમાત્મા જ નવા યુગના આરંભસમયે માયા શબલસ્વરૂપને ઉત્પન્ન કરે છે અને વૈદિક શાસ્ત્રોને તથા સનાતન લોકધર્મોને સરજે છે.[૧૬] જેમ ઋતુઓના ફેરફારસમયે તે તે ઋતુનાં ચિહ્નો ભિન્ન ભિન્ન સ્વરૂપે જોવામાં આવે છે, તેમ નવા નવા યુગના આરંભ સમયે પણ તે તે ભાવો જગતમાં પ્રકટ થાય છે, ( અર્થાત્ જેમ પ્રત્યેક વર્ષે વસંતઋતુમાં આંબામાં મોર આવે છે, ગ્રીષ્મઋતુમાં માલતી ફાલે છે અને વર્ષાઋતુમાં કદંબની અંદર પુષ્પો આવે છે, તેમ સૃષ્ટિના આરંભ સમયે બ્રહ્મદેવની અંદર સૃષ્ટિકર્તાપણું પ્રકટ થાય છે, રક્ષણસમયે વિષ્ણુની અંદર સ્થિતિકર્તાપણું પ્રકટ થાય છે અને સંહારસમયે શંકરની અંદર પ્રલયકર્તાપણું પ્રકટ થાય છે. )[૧૭] પછી જે જે યુગના આરંભમાં કાળના યોગે કરીને જે જે પદાર્થ ભાસે છે, તેનું તેનું જ્ઞાન પણ લોકવ્યવહારથી જ ઉત્પન્ન થાય છે.[૧૮] યુગના અંતમાં ઇતિહાસો સહિત વેદો પણ અંતર્ધાન થઈ જાય છે; પરંતુ પાછળથી બ્રહ્મદેવના ઉપદેશ પ્રમાણે તપશ્ચર્યા કરીને મહર્ષિઓ તેઓને સંપાદન કરે છે.[૧૯] ભગવાન બ્રહ્મદેવને જ સંપૂર્ણ વેદોનું જ્ઞાન છે, બૃહસ્પતિને વેદનાં અંગોનું જ્ઞાન છે, શુક્રાચાર્યે જગતને હિતકારક એવું નીતિશાસ્ત્ર રચ્યુ છે, નારદે ગાંધર્વશાસ્ત્ર ( સંગીતશાસ્ત્ર ) રચ્યું છે, ભરદ્વાજે ધનુર્વેદની રચના કરી છે, ગાર્ગ્યમુનિએ દેવોનું તથા ઋષિઓનું ચરિત્ર બનાવ્યું છે અને કૃષ્ણાત્રેય ઋષિએ ચિકિત્સાશાસ્ત્ર (વૈદકશાસ્ત્ર ) બનાવ્યુ છે.[૨૦,૨૧] તે સિવાય બીજા અનેકવાદી આચાર્યોએ તર્કશાસ્ત્ર, વૈશેષિક શાસ્ત્ર, કપિલ( સાંખ્ય )શાસ્ત્ર અને પાતંજલ ( યોગ )શાસ્ત્ર વગેરે ભિન્ન ભિન્ન શાસ્ત્રોને બનાવ્યાં છે. એ સર્વ શાસ્ત્રોમાં યુક્તિ, વેદ તથા પ્રત્યક્ષપ્રમાણ આદિને અનુસરીને મુનિઓએ સગુણ બ્રહ્મનું જ પ્રતિપાદન કરેલું છે; માટે ગમે તે શાસ્ત્રને અનુસરીને તું ( સગુણ ) બ્રહ્મનું જ ઉપાસન કર.[૨૨] જે પરબ્રહ્મ કેવળ નિર્ગુણ છે, ત તો આદિ અને અંતથી રહિત છે, જેથી પૂર્વે દેવો કે ઋષિઓ પણ તેમને જાણી શક્યા ન હતા. માત્ર લોકસ્રષ્ટા ભગવાન નારાયણ પ્રભુ એક જ તેમને જાણતા હતા;[૨૩] પરંતુ પાછળથી સર્વ દુઃખોના પરમ ઔષધરૂપ એવા તે પરબ્રહ્મને નારાયણ પાસેથી સર્વ ઋષિગણોએ,. મુખ્ય મુખ્ય દેવાસુરોએ તથા પ્રાચીન કાળના રાજર્ષિઓએ જાણ્યા છે.[૨૪] જ્યારે પ્રકૃતિ પુરુષથી અધિષ્ઠિત ( આલોચિત–પ્રેરિત ) એવા મહતત્ત્વાદિક ભાવોને ઉત્પન્ન કરે છે, ત્યારે તેમાંથી ધર્મ–અધર્મરૂપ હેતુથી યુક્ત એવું આ સર્વ જગત ઉત્પન્ન થયા કરે છે.[૨૫] જેમ એક દીવામાથી બીજા હજારો દીવા પ્રકટ થાય છે, તેમ પ્રકૃતિમાંથી અનેક ભાવો ( પદાર્થો ) ઉત્પન્ન થાય છે; છતાં અનંત એવી પ્રકૃતિનો કદી હ્રાસ થતો નથી.[૨૬] સૃષ્ટિના આરંભસમયે પ્રથમ અવ્યક્તથી ( માયાવિશિષ્ટ પુરુષ થકી ) કર્મજન્ય બુદ્ધિ ( મહત્તત્ત્વ ) ઉત્પન્ન થાય છે, બુદ્ધિમાંથી અહંકાર ઉત્પન્ન થાય છે, અહંકારમાંથી આકાશ.* આકાશમાંથી વાયુ, વાયુમાથી તેજ, તેજમાંથી જળ અને જળમાંથી પૃથ્વી ઉત્પન્ન થાય છે. આઠેને ( અવ્યક્ત, મહત્તત્ત્વ, અહંકાર, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધને ) મૂલ પ્રકૃતિ કહેવામાં આવે છે અને તેના વિષે જ આ સમગ્ર જગત સ્થિતિ કરી રહ્યું છે.[૨૭,૨૮] વળી પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ વિષયો અને મન એ સોળે વિકારો તે મૂલ પ્રકૃતિમાંથી જ ઉત્પન્ન થાય છે.[૨૯] શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિહ્વા અને ઘ્રાણ એ પાંચ જ્ઞાનેન્દ્રિયો; પાદ, વાયુ, ( ગુદા ), ઉપસ્થ ( લિંગ ), હાથ અને વાચા એ પાંચ કર્મેન્દ્રિયો; ગતિ, વિસર્ગ, આનંદ, આદાન ને વચન

* અહંકારમાંથી આકાશ એટલે શબ્દતન્માત્રા ઉત્પન્ન થાય છે. શબ્દતન્માત્રામાંથી સ્પર્શતન્માત્રા, સ્પર્શતન્માત્રામાંથી રૂપતન્માત્રા, રૂપતન્માત્રામાંથી રસતન્માત્રા અને રસતન્માત્રામાંથી ગંધતન્માત્રા ઉત્પન્ન થાય છે, એમ સમજવું

એ પાંચ કર્મેંદ્રિયનાં કર્મો તથા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ જ્ઞાનેંદ્રિયના વિષયો તે કેવળ વ્યાપક એવા ચિત્તરૂપ જ છે, એમ સમજવું; કેમ કે તે સર્વમાં કેવળ મનનું અનુસરણ હોય છે.[૩૦-૩૧] જેમ કે જ્યારે રસનું જ્ઞાન મેળવવું હોય છે, ત્યારે મન જ જિહ્‌વારૂપે બને છે અને વચન બોલવું હોય છે ત્યારે પણ મન જ વાણીરૂપે થાય છે. આ રીતે જુદી જુદી ઇંદ્રિયોથી યુક્ત થનારા સર્વ બાહ્યાભ્યંતર પદાર્થો પણ કેવળ મનરૂપે જ વ્યક્ત થાય છે.[૩૨] આ સોળે વિકારો જુદા જુદા વિભાગના સોળ દેવતાઓ જ છે કે, જેઓ પ્રત્યેક શરીરમાં નિવાસ કરીને પોતાની સમીપ રહેલા વિજ્ઞાનસ્વરૂપ પરમાત્માનું ઉપાસન કર્યા કરે છે.[૩૩] પ્રત્યેક પ્રાણીની અંદર રહેલો રસ એ જળનો ગુણ છે, ગંધ એ પૃથ્વીનો ગુણ છે, શબ્દ એ આકાશનો ગુણ છે, રૂપ એ અગ્નિનો ગુણ છે અને સ્પર્શ એ વાયુનો ગુણ છે.[૩૪] વિદ્વાનો કહે છે કે, મન એ સત્ત્વનું (બુદ્ધિનું) કાર્ય છે અને સત્ત્વ એ અવ્યક્તનું કાર્ય છે; માટે બુદ્ધિમાન પુરુષે સર્વ પ્રાણીઓના આત્મારૂપ ઈશ્વરની સમીપ ઉપાધિરૂપે રહેલા સત્ત્વને જ પ્રથમ ઓળખવું જોઈએ.[૩૫] જ્ઞાની પુરુષો જેને પ્રકૃતિથી પર કહે છે, તે સર્વ પ્રવૃત્તિથી રહિત કૂટસ્થ પરમાત્માનો જ આશ્રય કરીને આ સર્વ સત્ત્વાદિ પદાર્થો ચરાચર જગતને ધારણ કરી રહ્યા છે.[૩૬] આ શરીરરૂપી એક પવિત્ર પુર (નગર) છે. તેને બે નેત્ર, બે કર્ણ, બે નાસિકાછિદ્ર, મુખ, ગુદા અને લિંગ એ નવ દ્વારો છે અને તે પુર પૂર્વોક્ત સર્વ ભાવોથી યુક્ત છે. સર્વ મહાન એવો આત્મા આ પુરમાં સર્વત્ર વ્યાપ્ત થઈ ને રહે છે; માટે તેને પુરુષ (પુરિ શેતે પુરુષઃ) કહેવામાં આવે છે.[૩૭] આ આત્મા અજર (જરારહિત) છે, અમર (મૃત્યુરહિત) છે. વ્યક્તસ્વરૂપ છે, અવ્યક્ત સ્વરૂપ છે, સર્વવ્યાપક છે, સગુણ (સર્વજ્ઞત્વ આદિ ગુણોથી યુક્ત) છે, સૂક્ષ્મ છે અને સર્વ ભૂતોનો તથા સત્ત્વાદિક ગુણોનો આશ્રય છે–અધિષ્ઠાન છે.[૩૮] જેમ પ્રકાશરૂપ દીવો કોઈ ઉપાધિને લીધે જ નાનો કે મોટો દેખાય છે, તેમ જ્ઞાનસ્વરૂપ આત્મા પણ તે તે શરીરરૂપ ઉપાધિને લીધે જ નાનોમોટો જણાય છે. વસ્તુતઃ આત્મા તો સર્વ શરીરોમાં એકસરખો જ છે.[૩૯] શ્રોત્રેંદ્રિય જેના આધારે પોતાના શબ્દવિષયને ગ્રહણ કરે છે, તે આત્મા જ વાસ્તવિક રીતે શબ્દને શ્રવણ કરનારો છે; તેમ જ ચક્ષુઇંદ્રિય જેના આધારે પોતાના રૂપવિષયને ગ્રહણ કરે છે, તે આત્મા જ ખરી રીતે રૂપને જોનારો છે. (તાત્પર્ય કે, દેહ તો શબ્દાદિના જ્ઞાનમાં એક નિમિત્તભૂત છે, પરંતુ આત્મા જ સર્વ કર્મોનો કર્તા છે.)[૪૦] જેમ કાષ્ઠમાં રહેલો અગ્નિ કાષ્ઠને ચીરી જોવાથી પ્રત્યક્ષ થતો નથી, પરંતુ તેને મથવાથી જ પ્રત્યક્ષ થાય છે, તેમ જ શરીરમાં રહેલા આત્માનું પણ યોગાભ્યાસ દ્વારા જ દર્શન થાય છે. જેમ કોઈ ઉપાય દ્વારા કાષ્ઠનું મથન કરવાથી અગ્નિનાં દર્શન કરી શકાય છે, તેમ શરીરમાં રહેલા આત્માને પણ યોગ દ્વારા જ જોઈ શકાય છે.[૪૧-૪૨] જેમ નદીઓમાં સતત રીતે જળપ્રવાહ વહ્યા કરે છે અને સૂર્યમાં કિરણોનો સંબંધ જેમ નિત્યનો જ છે, તેમ પ્રાણીઓને પણ એક પછી એક અવિચ્છિન્ન રીતે નવા નવા દેહો પ્રાપ્ત થયા કરે છે. (માટે યોગનું શરણ લીધા વિના દેહ સાથેનો સંબંધ કદી છૂટતો જ નથી.)[૪૩] જેમ સ્વપ્નમાં દેહનો ત્યાગ કરીને આત્મા પાંચ ઇંદ્રિયોની સાથે અન્ય ઠેકાણે ગમન કરે છે, તેમ મરણાંતે પણ આત્મા એક દેહનો ત્યાગ કરીને બીજા દેહમાં પ્રવેશ કરે છે, એમ શાસ્ત્ર દ્વારા અથવા યોગ દ્વારા જાણી શકાય છે.[૪૪] આત્માનું સ્વરૂપ કર્મને લીધે જ બાધિત થાય છે–ઢંકાયેલું રહે છે અને ચિત્તશુદ્ધિજનક એવાં કર્મો દ્વારા જ તેના સ્વરૂપને પામી શકાય છે; તેમ જ પોતે કરેલાં અતિ બળવાન કર્મોને લીધે જ આત્માને એક દેહનો ત્યાગ કરીને બીજા દેહમાં ઘસડાઈ જવું પડે છે.[૪૫] આત્મા એક દેહનો ત્યાગ કરીને બીજા દેહને પ્રાપ્ત થાય છે, એ વાતને જ વિશેષ સ્પષ્ટ કરવા માટે હું તને પોતાના કર્મથી ઉત્પન્ન થનારા બીજા ભૂતસમુદાયનું વર્ણન કરી બતાવું છું.[૪૬]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'અધ્યાત્મવિચાર' નામનો અધ્યાય ૨૧૦મો સમાપ્ત

# अध्याय २११ मो

## અધ્યાત્મવિચાર (ચાલુ)

॥ भीष्म उवाच ॥

**चतुर्विधानि भूतानि स्थावराणि चराणि च ।**
**अव्यक्तप्रभवान्याहुरव्यक्तनिधनानि च ॥ १ ॥**

ભીષ્મે કહ્યુ ' હે યુધિષ્ઠિર ! જરાયુજ આદિ ચાર પ્રકારના સ્થાવરજંગમ પ્રાણીઓની ઉત્પત્તિ અને નાશ અવ્યક્ત છે-* અસ્પષ્ટ છે એમ વિદ્વાનો કહે છે, કેમ કે તેને સમજવા માટે તેવુ કોઈ સ્પષ્ટ લક્ષણ છે જ નહિ અને વળી મન પણ અવ્યક્તસ્વરૂપ એવા આત્મામા જ કલ્પિત છે, અર્થાત્ મનરૂપ સાધનથી પણ પ્રાણીઓની ઉત્પત્તિનુ તથા નાશનુ જ્ઞાન થઈ શકે તેમ નથી, કેમ કે મનનુ સ્વરૂપ પણ અવ્યક્ત છે [૧] જેમ પીપળાના સૂક્ષ્મ બીજમા અવ્યક્તરૂપે જ મહાન વૃક્ષ સમાયેલુ છે, પરંતુ તે જ્યારે ઊગી નીકળે છે, ત્યારે જ વ્યક્તસ્વરૂપે (જોઈ શકાય તેવા સ્વરૂપે) જોવામા આવે છે અને જ્યારે નાશ પામે છે, ત્યારે ફરી પણ તે અવ્યક્તસ્વરૂપે જ પૃથ્વીમા મળી જાય છે, તેમ જ સર્વ પ્રાણીઓ પણ અવ્યક્તસ્વરૂપ એવા મનમાથી ઉત્પન્ન થઈ ને મધ્ય અવસ્થામા જ વ્યક્તરૂપે જોવામા આવે છે, પરંતુ ઉત્પત્તિ અને નાશની અવસ્થામા તો અવ્યક્ત જ રહે છે [૨] જેમ લોઢુ જડ છે, છતા લોહચુંબક પાષાણની સામે એકદમ દોડી જાય છે, તેમ પૂર્વસંસ્કાર જેઓનો હેતુ છે, એવા કર્મોથી ઉત્પન્ન થયેલા ધર્મઅધર્મ આદિ ભાવો પણ જડ છે, છતા જીવે ધારણ કરેલા શરીરની પાછળ દોડી આવે છે અને તે પ્રમાણે જ બીજા અવિદ્યા આદિ ભાવો પણ દેહની પાછળ દોડ્યા આવે છે.[૩] વળી અવિદ્યાથી ઉત્પન્ન થયેલા કામ, કર્મ, વાસનાઓ, દેહ અને ઇંદ્રિયો વગેરે અચેતન ભાવો તથા ચેતનને બ્રહ્મનુ જ્ઞાન કરાવનારા અને પરમાત્મામાથી જ ઉત્પન્ન થયેલા સત, ચિત્, આનંદ આદિ ભાવો પણ શરીરધારી જીવને પૂર્વની પેઠે આવી મળે છે [૪] આ સૃષ્ટિની ઉત્પત્તિ પહેલા કેવળ એક જીવાત્મા સિવાય પૃથ્વી, આકાશ, સ્વર્ગ, પ્રાણીઓ, ઋષિઓ, દેવો કે અસુરો એમાનુ કંઈ પણ ન હતુ અને તેથી જ અજ્ઞાનરૂપી ઉપાધિવાળા જીવને પૂર્વોક્ત કોઈ પણ ભાવનો સંબંધ જ ન હતો [૫] પરંતુ જ્યારે જીવનો તથા માયાનો સંબંધ થયો, ત્યારે જ જીવને ' હુ મનુષ્ય છુ, હુ પશુ છુ ' ઇત્યાદિ તાદાત્મ્યભાવ જણાવા લાગ્યો કે, જે તાદાત્મ્યભાવ અનાદિ હોય તેવો દેખાય છે, અજ્ઞાનને લીધે નિત્યસ્વરૂપ ભાસે છે, વ્યવહારસમયે વિદ્વાનઅવિદ્વાન બન્નેમા એક સરખો જોવામા આવે છે, કેવળ મનથી જ ઉત્પન્ન થયેલો છે, અનિર્વચનીય છે, માયાનુ કાર્ય છે અને પૂર્વજન્મની વાસનાઓને લીધે જ તે પ્રતીત થાય છે [૬]× જીવાત્માનુ સ્વરૂપ જ એવુ છે કે, તે અનેક પ્રકારની વાસનાઓથી યુક્ત છે વિવિધ પ્રકારના કર્મોનો સંગ્રહ કરનાર છે અને તેને લીધે જ આદિ અંત વિનાનુ આ મહાન સંસારચક્ર ચાલ્યા જ કરે છે [૭] આ ચક્રને અવ્યક્ત (બુદ્ધિની અનેક વાસનાઓ)રૂપી નાભિ (મધ્યભાગ) છે, દેહ, ઇંદ્રિય આદિ વ્યક્ત પદાર્થો આરા છે, જ્ઞાનક્રિયા આદિ વિકારો તેનુ ચોતરફનુ મંડલ છે, રજોગુણ તેની ધરી છે અને તે ચક્ર શાશ્વત હોઈને જીવાત્માથી અધિષ્ઠિત છે, અર્થાત્ જીવાત્મા તે ચક્ર ઉપર બેસીને ભ્રમણ કર્યા કરે છે [૮] જેમ ઘાચીઓ ઘાણીમા ઘાલીને તલને પીલી કાઢે છે, તેમ અજ્ઞાનથી ઉત્પન્ન થનારા સુખદુઃખાદિ ભોગો રજોગુણવ્યાપ્ત આ સર્વ જગતને તે ચક્ર ઉપર ચડાવીને પીડાગ્રસ્ત કરી મૂકે છે [૯] આ સમુદાયાત્મક સંસારચક્ર ફળની તૃષ્ણાને લીધે અભિમાનને અધીન થઈ ને કર્મ કરવા લાગી પડે છે અને પછીથી તે કર્મ જ ભવિષ્યકાળના દેહની સાથે તથા અજ્ઞાનની સાથે તેનો સંયોગ કરાવવામા કારણભૂત થઈ પડે છે [૧૦] જગત બ્રહ્મનુ કાર્ય છે, તોપણ તે બ્રહ્મથી ભિન્ન જ છે, માટે જગતરૂપી કાર્ય બ્રહ્મરૂપી કારણની સાથે એકતા પામતુ નથી

* અર્થાત્ જેમ એક ઘરમાથી નીકળીને બીજા ઘરમા કરેલો પ્રવેશ સ્પષ્ટ રીતે જોવામા આવે છે, તેમ આત્માના પૂર્વ દેહના વિયોગને તથા બીજા દેહમા પ્રવેશને સ્પષ્ટ રીતે જોઈ શકાતો નથી.

× અર્થાત્ જેમ સ્વપ્નમા રાજા ન હોય તે પુરુષને પણ ' હુ રાજા છુ ' એવુ ભાન થાય છે, તેમ જીવને પણ નવા નવા દેહોની પ્રાપ્તિ થયા પછી પોતે બાળક, તરુણ કે વૃદ્ધ નહિ હોવા છતા ' હુ બાળક છુ, તરુણ છુ, વૃદ્ધ છુ.' ઇત્યાદિ પ્રતીત થાય છે

તેમ જ બ્રહ્મરૂપી કારણ જગતરૂપી કાર્યની સાથે એકતા પામતું નથી; છતાં બ્રહ્મરૂપી કારણમાં જગતરૂપી કાર્યનો જે પ્રાદુર્ભાવ થાય છે, તેનું મુખ્ય કારણ અદૃષ્ટાદિકની સહાયતાવાળો કાળ જ છે.[૧૧] પૂર્વે કહેવામાં આવેલી આઠ મૂળ પ્રકૃતિઓ અને ઇંદ્રિયાદિ સોળ વિકારો પુરુષથી અધિષ્ઠિત છે અને તેઓ સર્વે કર્મરૂપી હેતુથી યુક્ત થઈને જ પરસ્પર સંબદ્ધ થાય છે.[૧૨] પૂર્વના દેહસંબંધથી છૂટો થયેલો જીવાત્મા રજોગુણ અને તમોગુણથી ઉત્પન્ન થનારા પ્રાણ સૂક્ષ્મભૂત અને સંસ્કારોથી યુક્ત હોઈને તથા કર્મ પૂર્વજન્મની બુદ્ધિ અને વિદ્યાથી વ્યાપ્ત હોઈને પરમાત્મા તરફ લક્ષ્ય રાખીને વાયુએ ઉડાડેલી ધૂળની પેઠે લોકાંતરમાં (બીજા બીજા લોકમાં) પ્રયાણ કરે છે;[૧૩] તોપણ જેમ વાયુ ધૂળને ઉડાડીને ધૂળ સાથેના સંબંધથી રહિત જ હોય છે, તેમ મહાત્મા જીવ પણ તે તે પ્રાણાદિક ભાવોથી સદાય અસંબદ્ધ જ રહે છે. (કેમ કે અધ્યસ્ત વસ્તુના ધર્મોનો અધિષ્ઠાન સાથે કદી સંબંધ જ હોતો નથી.)[૧૪] માટે વિદ્વાન પુરુષે વાયુ અને ધૂળમાં જેમ અંતર રહેલું છે, તેમ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞમાં રહેલા અંતરને અદૃશ્ય જાણવું જોઈએ; કેમ કે દેહ અને આત્માને એકરૂપે જ જાણવાનો સતત અભ્યાસ પડી જવાથી મનુષ્ય આત્માના શુદ્ધ સ્વરૂપને જાણી શકતો નથી.[૧૫] જોકે આત્માના સ્વરૂપજ્ઞાનના સંબંધમાં અનેકાનેક સંશયો ઉત્પન્ન થાય છે; તોપણ ભગવાન વેદે (असंगो ह्ययं पुरुषः ' દેહરૂપ ઉપાધિને ધારણ કરનારો પુરુષ જીવાત્મા સર્વ પ્રકારની ઉપાધિથી મુક્ત છે ' ઇત્યાદિ મંત્રોનો ઉપદેશ કરીને) તે તે સંશયોને છેદી નાખ્યા છે. મુમુક્ષુ પુરુષે વિદ્યાના સાધનસમયે ક્રિયાસિદ્ધ લક્ષણની પેઠે આત્માને કર્તૃત્વાદિ વિશેષણયુક્ત જ જોવો જોઈએ. (અને પછી જ્યારે મોક્ષની પ્રાપ્તિ થઈ જાય, ત્યારે 'હું અસંગ છું' એમ જાણવું જોઈએ.*)[૧૬] જેમ અગ્નિમાં શેકી કાઢેલાં બિયાં ફરીથી ઊગી શકતાં નથી, તેમ જ્ઞાનાગ્નિથી દગ્ધ થઈ ગયેલા અવિદ્યાદિ ક્લેશો પુનઃ આત્માનો સંગ કરી શકતા નથી; અર્થાત્ જ્ઞાન થઈ ગયા પછી મોક્ષ જ થાય છે, પુનર્જન્મ થતો નથી.[૧૭]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન-પર્વમાં ' અધ્યાત્મવિચાર (ચાલુ) ' નામનો અધ્યાય ૨૧૧ મો સમાપ્ત

# अध्याय २१२मो

## કર્મોનો સ્વીકાર નિષ્કામ અને સાત્ત્વિક જ હોવો જોઈએ

॥ भीष्म उवाच ॥

**प्रवृत्तिलक्षणो धर्मो यथा समुपलभ्यते ।**
**तेषां विज्ञाननिष्ठानामन्यत्तत्त्वं न रोचते ॥ १ ॥**

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિરરાજા ! જેમ કર્મનિષ્ઠ પુરુષોને પ્રવૃત્તિરૂપ ધર્મ જ (શ્રેયસ્કર માર્ગ તરીકે વેદમાંથી) મળી આવે છે, તેમ જ્ઞાનનિષ્ઠ પુરુષોને જ્ઞાનમાર્ગ જ (પોતાના શ્રેયસ્કર માર્ગ તરીકે વેદમાંથી) મળી આવે છે અને વળી તેવા જ્ઞાની પુરુષોને જ્ઞાન વિના બીજું કંઈ ગમતું પણ નથી.[૧] તેવા વેદવેત્તા પુરુષો આ જગતમાં દુર્લભ છે કે, જેઓ વેદોક્ત અગ્નિહોત્રાદિ કર્મોમાં તથા શમદમાદિક કર્મોમાં એકસરખી જ નિષ્ઠા રાખનારા હોય છે ! સ્વર્ગ અને મોક્ષ એ બન્નેમાંથી મોક્ષનું પ્રયોજન મહત્ત્વભરેલું છે, એમ સમજીને કેટલાએક બુદ્ધિમાન પુરુષો તો પ્રશંસાપાત્ર એવા નિવૃત્તિમાર્ગનો જ આશ્રય કરવાની ઇચ્છા રાખે છે.[૨] જોકે એ પ્રમાણે નિવૃત્તિમાર્ગનો આશ્રય કરવો તે પણ સત્પુરુષોએ આચરેલ હોવાથી નિંદાપાત્ર તો નથી જ અને તે માર્ગનો આશ્રય કરનારી બુદ્ધિ

* અર્થાત્ જેમ વેદમાં કહ્યું છે કે, 'राजसूयेन स्वाराज्यकामो यजेत । સમ્રાટપદની ઇચ્છાવાળા રાજાએ રાજસૂય યજ્ઞ કરવો.' આ વાક્યને અનુસરીને દરેકોઈ રાજા રાજસૂય યજ્ઞ કરવા શક્તિમાન થઈ શકે છે; પરંતુ જ્યાં સુધી પોતાનો મૂર્ધાભિષિક્ત તરીકે અભિષેક થયો ન હોય, ત્યાં સુધી રાજસૂય યજ્ઞ કરવા માટે રાજાને યોગ્ય ગણવામાં આવતો નથી અને એવો તો કંઈ નિયમ જ નથી કે, યજ્ઞકર્મ પૂર્ણ થઈ ગયા પછી ફળપ્રાપ્તિના સમયે રાજા મૂર્ધાભિષિક્ત હોવો જોઈએ ! માટે યજ્ઞક્રિયાના આરંભસમયે જ રાજાએ મૂર્ધાભિષિક્ત થવું જોઈએ. એ જ પ્રમાણે મુમુક્ષુ પુરુષે મોક્ષસાધનાના આરંભસમયે 'હું કર્તા છું' એવી સંગબુદ્ધિ કરીને જ આત્મસાધન કરવું જોઈએ અને પછી જ્યારે મોક્ષફળ પ્રાપ્ત થઈ જાય, એટલે તે સંગબુદ્ધિનો ત્યાગ કરીને કેવળ નિર્લેપ જ થઈ જવું —નીલકંઠ

અવશ્ય પરમ ગતિને પામે જ છે[3] (તોપણ સર્વ કોઈ મનુષ્યો તે માર્ગનો આશ્રય કરી શકતા નથી કેમ કે) જે મનુષ્યને શરીર ઉપરનુ અભિમાન હોય છે તે રજોગુણ અને તમોગુણથી ઉત્પન્ન થનારા ક્રોધલોભાદિ ભાવોને અધીન થઈને મોહને લીધે સર્વ પ્રકારના પરિગ્રહોનો સ્વીકાર કરે છે,[4] માટે મોક્ષ મેળવવાની ઇચ્છા રાખનારા પુરુષે કોઈ અશુભ કર્મનુ આચરણ કરવું નહિ પરતુ ફલેચ્છાના ત્યાગપૂર્વક શુદ્ધ કર્મનુ આચરણ કરીને આત્મજ્ઞાન સપાદન કરવાની જ ઇચ્છા કરવી અને સ્વર્ગાદિ શુભ લોકોનો પણ સ્વીકાર કરવો નહિ (અર્થાત્ ચિત્તશુદ્ધિને પ્રાપ્ત કરવા માટે ફળના ત્યાગપૂર્વક જ કર્મો કરવા )[5] જેમ લોઢાની સાથે મળેલુ સુવર્ણ અપકવદશામા હોઈને સપૂર્ણ રીતે શોભતુ નથી, તેમ ચિત્તશુદ્ધિરહિત એવા પુરુષને ઉપદેશેલુ વિજ્ઞાન પણ સપૂર્ણ રીતે પ્રકાશતુ નથી,[6] એટલુ જ નહિ પણ રાગદ્વેષાદિ કષાયોથી દૂષિત અતઃકરણવાળો મનુષ્ય કામ તથા ક્રોધને અનુસરીને ધાર્મિક માર્ગનુ ઉલ્લઘન કરે છે અને અધર્માચરણ કરવા મડી પડે છે, જેથી અતે પરિવારની સાથે વિનાશ પામે છે,[7] માટે મુમુક્ષુ પુરુષે શબ્દાદિક વિષયો ઉપર અતિશય પ્રીતિ કરવી નહિ, કેમ કે અતિશય વિષયાસક્તિને લીધે જ ક્રોધ, હર્ષ અને વિષાદ એ ત્રિગુણાત્મક દોષો ઉત્પન્ન થાય છે[8] પ્રત્યેક પ્રાણીનુ શરીર પાચ મહાભૂતોથી અને રાજસ-તામસ વિકારોથી ઉત્પન્ન થયેલુ છે, (વળી તે શરીરમા આત્મા અવિકારી અને ચેતન્યરૂપ છે તથા મન વિકારી અને જડ છે) તો પછી મનુષ્ય એમાથી કોની સ્તુતિ કરે અને શુ કહીને કોની નિદા કરે?[9] મૂર્ખ મનુષ્યો જ સ્પર્શ, રૂપ, રસ વગેરે તુચ્છ વિષયોનો સગ કરે છે અને બુદ્ધિના વિપર્યાસને લીધે પોતાના દેહને પૃથ્વીના એક વિકારસ્વરૂપે તેઓ જાણતા નથી[10] જેમ માટીના ઘરને માટીનુ જ લીપણ કરીને સુરક્ષિત રાખી શકાય છે, તેમ પૃથ્વીના વિકારરૂપ આ દેહને પણ માટીના વિકાર રૂપ અન્નાદિકથી પોષી શકાય છે[11] મધ, તેલ, દૂધ, ઘી, માસ, મીઠુ, ગોળ, ધાન્ય, ફળ અને મૂળ, એ બધા જળમિશ્ર મૃત્તિકાના જ (પૃથ્વીના જ) વિકારો છે[12] જેમ અરણ્યમા નિવાસ કરનારો સન્યાસી મિષ્ટાન્ન આદિનુ ભોજન કરવા માટે ઉત્સુકતા ધરાવતો નથી, પણ કેવળ દેહને ટકાવી રાખવા માટે જ સ્વાદ વિનાના ગ્રામ્ય-આહારનુ ભક્ષણ કરે છે,[13] તેમ સસારરૂપી અરણ્યમા નિવાસ કરનારા ગૃહસ્થરૂપી સન્યાસીએ પણ પરિશ્રમ પરાયણ રહીને, વ્યાધિગ્રસ્ત મનુષ્ય જેમ ઔષધનુ સેવન કરે, તેમ પોતાના શરીરનિર્વાહ માટે જ ગ્રામ્ય અને નિસ્વાદ આહારનુ ભક્ષણ કરવુ[14] સત્ય, શૌચ (બાહ્યાભ્યતર પવિત્રતા), સરળતા, વૈરાગ્ય, વેદશાસ્ત્રનુ અધ્યયન, મનનો જય કરવાનુ પરાક્રમ, ક્ષમા, ધૈર્ય, શ્રવણજન્ય બુદ્ધિ, મનન અને તપ એ સર્વ ગુણો સપાદન કરીને ઉદારચિત્ત બનેલા પુરુષે સર્વ વિષયાત્મક ભાવોને પોતાની સમીપ આવેલા જોઈને શાતિ મેળવવાની ઇચ્છાથી સર્વ ઇદ્રિયોને વશ કરવી,[15-16] (પરતુ જો ઇદ્રિયોને વશ કરવામા આવતી નથી, તો) સત્ત્વ, રજ અને તમ એ ત્રણે ગુણોથી મોહિત થયેલા પ્રાણીઓ અજ્ઞાનને લીધે ચક્રની પેઠે સસારમા ભ્રમણ કર્યા કરે છે,[17] માટે મુમુક્ષુએ અજ્ઞાનથી ઉત્પન્ન થનારા દોષોની સારી રીતે પરીક્ષા કરવી અને અજ્ઞાનજન્ય દુઃખનો તથા અહકારનો પરિત્યાગ કરવો[18] પાચ મહાભૂતો, દશ ઇદ્રિયો, તેના વિષયો, સત્ત્વ, રજ ને તમ, એ ત્રણ ગુણો અને ટૂકામા કહીએ તો ઈશ્વર સહિત સર્વ ત્રૈલોક્ય કેવળ અહકારમા જ સ્થિતિ કરી રહ્યુ છે[19] જેમ કાળ સર્વ ઋતુઓના ગુણોને નિયમિત રીતે જગતમા પ્રકટ કરે છે, તેમ અહકાર જ સર્વ પ્રાણીઓ વિષે સ્થિતિ કરીને તેઓ પાસે કર્મપ્રવૃત્તિ કરાવ્યા કરે છે[20] તમારે જાણવુ કે, તમોગુણ એ કેવળ મોહજનક છે, અધકારનુ સ્વરૂપ છે અને અજ્ઞાનથી ઉત્પન્ન થનારો છે, તેમ જ સત્ત્વગુણ એ સુખજનક છે અને રજોગુણ એ દુઃખજનક છે વળી આ જગતમા જે જે વિશેષ ગુણો જોવામા આવે છે, તેઓ સર્વે પૂર્વોક્ત ત્રણ ગુણોના જ કાર્યભૂત હોય છે, એમ તમારે જાણવુ જેમ કે પ્રસન્નતા, હર્ષથી ઉત્પન્ન થનારી પ્રીતિ, અમ દેહ, ધૈર્ય અને સ્મરણશક્તિ આ બધા સાત્ત્વિક ગુણો છે, તેમ જ કામ, ક્રોધ, પ્રમાદ, લોભ, મોહ, ભય અને શ્રમ એ બધા રાજસગુણો છે અને વિષાદ (ખેદ), શોક, અપ્રીતિ,

માન, ગર્વ અને નીચતા એ બધા તામસ ગુણો છે.૨૧-૨૩ આ સર્વ દોષાત્મક ગુણોની અધિકતાના વિષયમા તથા ન્યૂનતાના વિષયમા હમેશા પરીક્ષા કરવી અને પોતાનામા તેમાનો કયો દોષ અધિક છે, કયો દોષ ક્ષીણ થઈ ગયો છે અને કયો દોષ ક્ષીણ થતા હજી અવશેષ રહ્યો છે, તે વિષેનો નિત્ય વિચાર કરવો ૨૪

યુધિષ્ઠિરે પૂછ્યુ હે પિતામહ! પ્રાચીન કાળના મુમુક્ષુ પુરુષોએ કયા દોષોનો મનથી ત્યાગ કર્યો છે, કયા દોષોને બુદ્ધિથી શિથિલ કર્યા છે, કયા દોષો તજ્યા તજાતા નથી, કયા દોષો મોહને લીધે ઉત્પન્ન થાય છે છતા નિષ્ફળ છે અને કયા દોષોના બળનો તથા અબળનો બુદ્ધિ અને કારણ દ્વારા વિદ્વાન પુરુષે વિચાર કરવો, એ વિષે મને સંશય થયો છે, માટે હે તાત! તેનુ તમે સમાધાન કરો.૨૫-૨૬

ભીષ્મે કહ્યું: હે રાજા! દોષોનો સમૂળગો નાશ થવાથી જેનુ ચિત્ત શુદ્ધ થયેલુ છે, એવો પુરુષ સસારથી મુક્ત થઈ જાય છે. જેમ લોખંડની છીણી લોખંડની બેડીનો નાશ કર્યા પછી પોતે પણ બુઠ્ઠી થઈને નાશ પામે છે, તેમ ધ્યાન દ્વારા સંસ્કારયુક્ત થયેલી બુદ્ધિ તમોગુણથી ઉત્પન્ન થયેલા અવિદ્યાદિક દોષોનો તથા અનાદિકાળના સાહજિક દોષોનો નાશ કરીને પોતે પણ (જળમા નાખેલી નિર્મળીની પેઠે) નાશ પામે છે.૨૭ રજોગુણ, તમોગુણ અને શુદ્ધ સત્ત્વગુણ પ્રાણીઓને દેહપ્રાપ્તિનુ કારણ થઈ પડે છે, પરંતુ જેણે પોતાના મનને જીત્યુ હોય છે, તે પુરુષને તો સત્ત્વગુણને લીધે પરબ્રહ્મની પ્રાપ્તિ થઈ જાય છે,૨૮ માટે જીવાત્મા પુરુષે રજોગુણનો તથા તમોગુણનો તો ત્યાગ જ કરી દેવો, કેમ કે રજ અને તમથી મુક્ત થયેલી બુદ્ધિ નિર્મળ સ્વરૂપને ધારણ કરે છે.૨૯ કેટલાએક સાખ્યદર્શની આચાર્યો કહે છે કે, બુદ્ધિને વશ કરવા માટે કરવામા આવતા મત્ર યુક્ત યજ્ઞાદિ કર્મો (હિંસામિશ્ર હોવાને લીધે) કેવળ પાપરૂપ જ છે, (માટે તેવા યજ્ઞાદિ કર્મોનો ત્યાગ કરીને જપતપાદિ દ્વારા બુદ્ધિને શુદ્ધ કરવી, તે જ વધારે શ્રેયસ્કર છે.) પણ તે વિષયમા અમારો તો એ જ મત છે કે, મત્રપૂર્વક કરવામા આવતા યજ્ઞાદિ કર્મો જ વૈરાગ્યને ઉત્પન્ન કરવામા નિમિત્ત ભૂત થઈ પડે છે એટલુ જ નહિ, પરંતુ શમદમાદિ શુદ્ધ ધર્મનુ રક્ષણ કરવામા પણ તે યજ્ઞાદિ ધર્મ જ સાધનભૂત થઈ પડે છે ૩૦ જે મનુષ્ય રજોગુણથી વ્યાપ્ત હોય છે, તે હમેશા અધર્મયુક્ત કાર્યો જ કરે છે અને અર્થની સાથે સંબંધ ધરાવનારા બીજાં કાર્યોમા પણ અત્યત આસક્ત થઈને સર્વ પ્રકારના વિષયોનું સેવન કરે છે ૩૧ તેમ જ જે મનુષ્ય તમો ગુણથી વ્યાપ્ત હોય છે, તે ક્રોધ અને લોભવાળાં કાર્યોનુ સેવન કરે છે, નિત્ય હિંસાવિહાર કરવામા પ્રીતિ રાખે છે અને આળસુ તથા ઊંઘણશી હોય છે,૩૨ પરતુ સત્ત્વગુણમા સ્થિતિ કરનારો પુરુષ હમેશા શુદ્ધ સાત્ત્વિક ભાવોનુ દર્શન કરે છે, પવિત્ર હોય છે, શ્રીમાન હોય છે અને સત્ત્વગુણના આશ્રય ને લીધે તે પુરુષ શ્રદ્ધાસપન્ન તથા વિદ્યાસપન્ન પણ હોય છે. (માટે પ્રત્યેક મુમુક્ષુએ રાજસ તથા તામસ કર્મોનો ત્યાગ કરીને વેદોક્ત સાત્ત્વિક કર્મોનુ જ સેવન કરવુ અને તે પણ કેવળ નિષ્કામ બુદ્ધિથી જ.)૩૩

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમા 'કર્મોનો સ્વીકાર નિષ્કામ અને સાત્ત્વિક જ હોવો જોઈએ' નામનો અધ્યાય ૨૧૨ મો સમાપ્ત

# अध्याय २१३ मो

## સ્ત્રીઓ એ ઘોર દેખાવની કૃત્યાઓ છે

॥ भीष्म उवाच ॥

**रजसा साध्यते मोहस्तमसा भरतर्षभ ।**
**क्रोधलोभौ भयं दर्प एतेषां सादनाच्छुचिः ॥१॥**

ભીષ્મે કહ્યુ . હે ભરતશ્રેષ્ઠ યુધિષ્ઠિરરાજા! રજોગુણ અને તમોગુણમાથી મોહની ઉત્પત્તિ થાય છે, તેમ જ ક્રોધ, લોભ, ભય તથા ગર્વ પણ એ બન્ને ગુણોના જ કાર્યો છે. મનુષ્ય એ ક્રોધાદિકનો નાશ કરવાથી પવિત્ર થઈ શકે છે,૧ એટલુ જ નહિ પણ ક્રોધાદિકનો નાશ કરનારો પુરુષો પરમ પરમાત્મા, અવિનાશી, અવિકારી, અવ્યક્તસ્વરૂપ અને દેવોમા શ્રેષ્ઠ શ્રીવિષ્ણુદેવને જાણી શકે છે.૨ જે મનુષ્યોની ઇન્દ્રિયો એ વિષ્ણુદેવની માયાથી ઢંકાઈ ગયેલી હોય છે, તેઓનું જ્ઞાન તથા વિવેક નાશ પામે છે અને પછી બુદ્ધિના વિપર્યાસને લીધે તેઓ ક્રોધાધીન બની જાય છે.૩ એ પ્રમાણે ક્રોધાધીન થયા પછી

અનુક્રમે વિષયાભિલાષને વશ થાય છે, લોભી બની જાય છે, મોહવશ થઈ જાય છે, અભિમાનમાં ચકચૂર બની જાય છે, ગર્વ તથા અહંકારને અધીન બની જાય છે અને પછી તે અહંકારને લીધે સર્વ ક્રિયાઓ કરવામાં પ્રવૃત્તિ કરે છે.[૪] એ ક્રિયાઓ વડે પરસ્પર સ્નેહસંબંધ થાય છે અને સ્નેહ થયા પછી અંતે શોક થાય છે. આ રીતે સુખજનક અને દુઃખજનક ક્રિયાઓનો આરંભ કરવાથી જ જન્મ-મરણનો સ્વીકાર કરવો પડે છે.[૫] તેમાં જ્યારે જન્મનો સ્વીકાર કરવો પડે છે, ત્યારે જેમાં વીર્ય અને રુધિરની ઉત્પત્તિ થાય છે, વિષ્ઠા અને મૂત્રથી જે વ્યાપ્ત હોય છે અને રુધિરના સ્રાવને લીધે જે અત્યંત મલિન હોય છે, તેવા ગર્ભાશયમાં અમુક કાળ પર્યંત વસવું પડે છે અને તેમાંથી બહાર નીકળ્યા પછી પણ તૃષ્ણાથી ઘેરાયેલો અને કામક્રોધાદિકથી જકડાયેલો પ્રાણી ફરી પણ તે તે વિષયો તરફ જ દોડી જાય છે. તેમાં સંસારરૂપી વસ્ત્રને વણવામાં સાળ સમાન એવી સ્ત્રીઓને જ કારણ તરીકે જાણવી. (માટે જેમ બને તેમ સ્ત્રીઓનો તો ત્યાગ જ કરી દેવો.)[૬-૭] સ્ત્રીઓ પ્રજાઓને ઉત્પન્ન કરનારું એક ક્ષેત્ર છે અને તેથી જ તેઓ પ્રકૃતિરૂપ કહેવાય છે; તેમ જ પુરુષો ક્ષેત્રજ્ઞરૂપ કહેવાય છે. જેમ પ્રકૃતિ ક્ષેત્રજ્ઞને બાંધે છે, તેમ સ્ત્રીઓ પણ પુરુષોને બાધનારી છે; માટે સ્ત્રીઓને તથા પ્રકૃતિને (માયાને-અવિદ્યાને) એકસરખી જ જાણીને પુરુષે તેઓનો ત્યાગ કરવો.[૮] જેમ ઘટ (ઘડો) માટીની અંદર સૂક્ષ્મરૂપે રહેલો છે, તેમ સ્ત્રીઓ રજોગુણની અંદર સૂક્ષ્મરૂપે રહેલી છે; એટલું જ નહિ પણ તેઓ ઇંદ્રિયોની સનાતની મૂર્તિ છે અને ભયંકર દેખાવની કૃત્યાઓ જ છે, જેથી અજ્ઞાની પુરુષોને તેઓ મોહિત કરી નાખે છે.[૯] આ સ્ત્રીપ્રધાન રાગરૂપ બીજમાંથી સર્વ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે; પરંતુ મનુષ્યે પોતાના દેહથી ઉત્પન્ન થયેલા અને મનુષ્યસંજ્ઞા વિનાના જૂ, લીખ વગેરે કીડાઓની પેઠે પોતાના અંગમાંથી ઉત્પન્ન થયેલા છતાં પોતાનું હિત નહિ કરનારા અને મનુષ્યસંજ્ઞાને ધારણ કરનારા પુત્રસંજ્ઞક કીડાઓનો પણ ત્યાગ કરી દેવો જોઈએ.[૧૦] દેહમાંથી નીકળેલા વીર્યરૂપી પ્રવાહી પદાર્થમાંથી પુત્રોની ઉત્પત્તિ થાય છે, તે પ્રમાણે જ દેહમાંથી નીકળેલા પરસેવારૂપી પ્રવાહી પદાર્થમાંથી જૂ વગેરેની ઉત્પત્તિ થાય છે અથવા બીજાઓના મત પ્રમાણે સ્વભાવ કે કર્મના યોગથી સર્વની ઉત્પત્તિ થાય છે; પરંતુ બુદ્ધિમાન પુરુષોએ જૂ વગેરે કીડાઓનો જેમ ત્યાગ કરી દેવામાં આવે છે, તેમ પુત્રોરૂપી કીડાઓનો પણ ત્યાગ જ કરી દેવો.[૧૧] સત્ત્વગુણનો રજોગુણમાં લય થાય છે અને રજોગુણનો તમોગુણમાં લય થાય છે. પછી અજ્ઞાનસંજ્ઞક એવો તે તમોગુણ જ પોતાના અધિષ્ઠાનરૂપ જ્ઞાનમાં અધ્યસ્ત થઈને બુદ્ધિ તથા અહંકારને પ્રકટ કરે છે.[૧૨] આ બુદ્ધિ અને અહંકારથી યુક્ત એવું અજ્ઞાન જ સર્વ જીવોને દેહપ્રાપ્તિ કરાવવામાં કારણભૂત થઈ પડે છે અને તે બુદ્ધિ તથા અહંકારયુક્ત એવું જે અજ્ઞાન તેના મૂળ અધિષ્ઠાન-જ્ઞાનને જ જીવસંજ્ઞા આપવામાં આવેલી છે; અર્થાત પોતાના કાર્ય સહિત એવા અજ્ઞાનના મૂળ અધિષ્ઠાનભૂત જ્ઞાનને જ જીવ કહેવામાં આવે છે. જીવને કાળ અને કર્મના યોગથી જ સંસારચક્રમાં ભમવું પડે છે.[૧૩] જેમ સ્વપ્નમાં જીવ પોતાના મનથી જ દેહવાન થઈને રમણ કરે છે, તેમ માતાના ઉદરમાં પણ જેઓમાં સૂક્ષ્મસ્વરૂપે કર્મબીજ રહેલાં છે, એવા ગુણો વડે દાખલ થઈને રમણ કરે છે-ગર્ભવાસમાં વસે છે.[૧૪] પછી ત્યાં રહીને કેવળ માંસના પિંડરૂપ થયેલો એ જીવ બીજભૂત કર્મને લીધે તથા અહંકારને લીધે રાગાધીન થયેલા ચિત્તમાં જે જે વિષયનું સ્મરણ કરે છે, તે તે વિષયને ગ્રહણ કરાવનારી ઇંદ્રિયો તેને પ્રાપ્ત થાય છે.[૧૫] ભાવનાયુક્ત ચિત્તવાળા એ જીવને જ્યારે શબ્દ સાંભળવાની પ્રીતિ થાય છે, ત્યારે શ્રોત્રેંદ્રિય ઉત્પન્ન થાય છે; રૂપ જોવાની પ્રીતિ થાય છે, ત્યારે ચક્ષુઇંદ્રિય ઉત્પન્ન થાય છે, ગંધ ગ્રહણ કરવાની ઇચ્છા થાય છે, ત્યારે ઘ્રાણઇંદ્રિય ઉત્પન્ન થાય છે; સ્પર્શ કરવાની ઇચ્છા થાય છે ત્યારે ત્વચાઇંદ્રિય ઉત્પન્ન થાય છે અને તેની દેહયાત્રાનો નિર્વાહ કરવા માટે પ્રાણ, અપાન, વ્યાન, સમાન અને ઉદાન એમ પાંચ પ્રકારનો વાયુ તેના શરીરમાં સંચાર કરવા માંડે છે.[૧૬-૧૭] એ પ્રમાણે કર્મથી ઉત્પન્ન થનારા અને આદિ, મધ્ય તથા અંતમાં કેવળ દુઃખમય એવા શારીરિક તથા માનસિક

અવયવો જ્યારે સંપૂર્ણ તૈયાર થઈ જાય છે, ત્યારે શરીરસંપન્ન થયેલો જીવાત્મા જન્મને પામે છે.[૧૮] તમારે જાણવું કે, ગર્ભમાં આવીને દેહ-ઇંદ્રિય આદિનો સ્વીકાર કરવાથી અને જન્મ પામ્યા પછી તે તે વિષયનું અભિમાન કરવાથી પ્રતિદિન દુઃખની જ વૃદ્ધિ થાય છે અને એ પ્રમાણે મરણ પછી પણ દુઃખનો જ વધારો થયા કરે છે; માટે જન્મ તથા મરણના હેતુભૂત વિષયોથી નિવૃત્ત થઈને પ્રત્યેક મનુષ્યે દુઃખનો નિરોધ કરવો જોઈએ; કેમ કે દુઃખના નિરોધને કરી જાણનારો પુરુષ સંસારમાંથી મુક્ત થાય છે.[૧૯] ઇંદ્રિયોની ઉત્પત્તિ અને નાશ કેવળ રજોગુણમાંથી જ થયા કરે છે, માટે વિદ્વાન પુરુષે શાસ્ત્રદૃષ્ટિથી યથાવત પરીક્ષા કરીને જગતમાં વર્તવું. (અર્થાત્ રજોગુણની પ્રવૃત્તિનો નિરોધ કરવાથી ઇંદ્રિયોનો પણ નિરોધ થઈ જાય છે અને ઇંદ્રિયોનો નિરોધ થઈ ગયા પછી સર્વ દુઃખોની પણ નિવૃત્તિ થઈ જાય છે, માટે બનતા પ્રયત્ને રજોગુણની પ્રવૃત્તિ થવા દેવી નહિ.)[૨૦] જે પુરુષ સર્વ તૃષ્ણાથી રહિત થયેલો હોય છે, તેની જ્ઞાનેંદ્રિયો તે તે વિષયને પ્રાપ્ત કરીને પણ તેની પાસે જતી નથી અને એ રીતે ઇંદ્રિયોની ક્ષીણતાવાળો પુરુષ પુનઃ દેહસંબંધને યોગ્ય જ નથી; અર્થાત્ ઇંદ્રિયોનો જય કરવાથી મનુષ્ય જન્મમરણથી મુક્ત થાય છે.[૨૧]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન-પર્વમા 'સ્ત્રીઓ એ ઘોર દેખાવની કૃત્યાઓ છે' નામનો અધ્યાય ૨૧૩ મો સમાપ્ત

# अध्याय २१४ मो

## ઇંદ્રિયનિગ્રહનો ઉપાય

॥ भीष्म उवाच ॥

**अत्रोपायं प्रवक्ष्यामि यथावच्छास्त्रचक्षुषा ।**
**तत्त्वज्ञानाच्चरन् राजन् प्राप्नुयात्परमां गतिम् ॥१॥**

ભીષ્મે કહ્યું : હે રાજન્! હવે ઇંદ્રિયોનો નિગ્રહ કરવાનો ઉપાય હું તમને કહું છું. તેનું શાસ્ત્રદૃષ્ટિથી યથાવત્ જ્ઞાન સંપાદન કરીને વર્તનારો પુરુષ પરમ ગતિને પ્રાપ્ત થાય છે.[૧] આ જગતનાં સર્વ પ્રાણીઓમાં મનુષ્ય જ શ્રેષ્ઠ છે, મનુષ્યોમાં પણ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રિવર્ણ શ્રેષ્ઠ છે અને તેમાં પણ મંત્રદ્રષ્ટા બ્રાહ્મણો શ્રેષ્ઠ છે;[૨] કેમ કે તે બ્રાહ્મણો તાત્ત્વિક અર્થનો નિર્ણય કરનારા હોય છે, વેદશાસ્ત્રને જાણનારા હોય છે, સર્વ પ્રાણીઓના આત્મારૂપ હોય છે, સર્વદર્શી હોય છે અને સર્વજ્ઞ હોય છે.[૩] જેમ નેત્ર વિનાનો એક પુરુષ માર્ગમાં જતા અનેક કષ્ટોને પામે છે, તેમ જ્ઞાન વિનાનો પુરુષ લોકમાં રહીને અનેક કષ્ટોને અનુભવે છે, માટે જ્ઞાની પુરુષોને સર્વના કરતાં ઉત્તમ માનેલા છે.[૪] ધર્મને સંપાદન કરવાની ઇચ્છાવાળા પુરુષો શાસ્ત્રમાં કહેલા તે તે અનેક ધર્મોનું ઉપાસન કરે છે; પરંતુ તેઓને હવે પછી કહેવામાં આવતા ગુણો સિવાય મોક્ષરૂપી ફળ તો મળતું જ નથી. (અર્થાત્ યજ્ઞયાગ કરવાથી અને વાવ, કૂવા, તળાવ વગેરે બંધાવવાથી ઉત્તમ ગુણોનો લાભ થાય છે, પણ મોક્ષનો લાભ થતો નથી.)[૫] ધર્મવેત્તા પુરુષો પ્રત્યેક ધર્મની અંદર આવા ઉત્તમ ગુણો હોવાનું જણાવે જ છે. જેવા કે વાણીની, દેહની તથા મનની પવિત્રતા; ક્ષમા, સત્ય, ધૈર્ય અને સ્મૃતિ; આ ગુણોની સર્વ ધર્મમાં આવશ્યકતા છે.[૬] શાસ્ત્ર કહે છે કે, બ્રહ્મચર્ય એટલે યોગધર્મ. તે બ્રહ્મનું જ સ્વરૂપ છે અને સર્વ ધર્મોના કરતાં શ્રેષ્ઠ છે, જેથી તે ધર્મનું આચરણ કરનાર મનુષ્ય પરમ ગતિને પ્રાપ્ત થાય છે.[૭] વળી આ (મુખ્ય) બ્રહ્મચર્યધર્મનું આચરણ કરવાથી પાંચ પ્રાણ, મન, બુદ્ધિ અને દશ ઇંદ્રિયો, એ સત્તર તત્ત્વોથી બનેલા લિંગશરીરનો સંયોગ છૂટી જાય છે, શબ્દ અને સ્પર્શથી રહિત થવાય છે, શ્રોત્રથી કંઈ સંભળાતું નથી અને ચક્ષુથી કાંઈ દેખાતું નથી; (અર્થાત્ પરબ્રહ્મને પ્રાપ્ત કરાવનારી નિર્વિકલ્પ સમાધિ અવસ્થા પ્રાપ્ત થાય છે.)[૮] પરંતુ તેથી કંઈ ઊતરતા નિર્દોષ બ્રહ્મચર્યધર્મનું આચરણ કરવાથી સવિકલ્પ સમાધિની અવસ્થા પ્રાપ્ત થાય છે કે, જેમાં વાણીની સંભાષણ પ્રવૃત્તિ રહે છે, કેવળ મનરૂપે જ સ્થિતિ હોય છે વિષયેંદ્રિયોનો ત્યાગ હોય છે અને શ્રવણમનનથી ઉત્પન્ન થયેલી બુદ્ધિથી તત્ત્વવસ્તુનો નિશ્ચય કરવામાં આવે છે.[૯] જે ઉત્તમ દ્વિજાતિ સર્વશ્રેષ્ઠ બ્રહ્મચર્ય (યોગ) ધર્મનું આચરણ કરે છે, તે સત્યલોકમાં જાય છે અને કનિષ્ઠ પ્રકારના બ્રહ્મચર્યનું આચરણ કરે છે, તે આવતા જન્મમાં વિદ્વાન થાય છે.[૧૦] બ્રહ્મચર્ય પાળવું એ

મહાદુષ્કર છે, માટે તેનો ઉપાય હું તમને કહું છું, સાંભળો. બ્રહ્મચર્ય પાળનારા દ્વિજાતિએ પ્રદીપ્ત થઈને વૃદ્ધિ પામેલા રજોગુણનો નિગ્રહ કરવો, સ્ત્રીઓની કથા સાંભળવી નહિ અને કોઈ પણ સ્ત્રીને નગ્ન અવસ્થામાં જોવી નહિ; કેમ કે તેવી અવસ્થામાં સ્ત્રીઓનું દર્શન કરવા માત્રથી પણ કેટલાએક દુર્બળ મનના પુરુષોમાં રજોગુણનો પ્રવેશ થાય છે.[૧૧-૧૨] આ રીતે વ્રતનું પાલન કરવા છતાં પણ કોઈ દિવસે મનમાં રાગોત્પત્તિ થઈ જાય, તો તેના પ્રાયશ્ચિત્ત તરીકે કૃચ્છ્ર+ નામનું વ્રત કરવું અને વીર્યની અતિશય વૃદ્ધિને લીધે જો ઘણી જ પીડા થવા લાગે તો જળાશયમાં પ્રવેશ કરવો; તેમ જ જો સ્વપ્નની અંદર વીર્યસ્રાવ થઈ જાય તો જળની અંદર મગ્ન રહીને ત્રણ વખત અઘમર્ષણ મંત્રનો મનમાં જાપ કરવો.[૧૩] આ રીતે વર્તીને વિચક્ષણ પુરુષે પોતાના અંતઃકરણમાં રહેલા રજોગુણમય પાપને જ્ઞાનયુક્ત મનથી બાળીને ભસ્મ કરી નાખવું. જેમ માંસાદિ અપવિત્ર પદાર્થોવાળા શરીરનાં આંતરડાં શરીરના દૃઢ બંધનરૂપ છે, તેમ શરીર પણ શરીરમાં રહેલા આત્માને દૃઢ બંધનરૂપ છે.[૧૪-૧૫] મનુષ્યોએ ભક્ષણ કરેલા પદાર્થોના જે રસો ઉત્પન્ન થાય છે, તેઓ નાડીઓ દ્વારા આખા શરીરમાં ફેલાઈ જઈને વાતને, પિત્તને, કફને, રુધિરને, ત્વચાને, માંસને, આંતરડાંઓને, હાડકાંઓને, મજ્જાને (ચરબીને) તથા દેહને તૃપ્ત કરે છે.[૧૬] આ મનુષ્યશરીરમાં ઇંદ્રિયોના વિષયોને વહન કરનારી દશ મુખ્ય નાડીઓ છે અને તે દશ નાડીઓમાંથી નીકળેલી બીજી હજારો સૂક્ષ્મ નાડીઓ આખા શરીરમાં ફેલાઈ ગયેલી છે.[૧૭] જેમ નદીઓ જળથી ભરપૂર થઈને સમયાનુસાર સમુદ્રને તૃપ્ત કરે છે, તેમ શરીરમાંની સર્વ નાડીઓરૂપી નદીઓ મનુષ્યે ભક્ષણ કરેલા અન્નાદિના રસોરૂપી જળપ્રવાહથી ભરપૂર થઈને સમયાનુસાર દેહરૂપી સમુદ્રને તૃપ્ત કરે છે.[૧૮] મનુષ્યોના હૃદયની અંદર બરાબર મધ્યભાગમાં 'મનોવહ' નામની એક નાડી છે. તે નાડી વિષયેચ્છાનો માત્ર સંકલ્પ થતાં જ મનુષ્યના આખા શરીરમાંથી વીર્યને આકર્ષી કાઢીને ઉપસ્થ ઇંદ્રિયના મુખ આગળ લાવી મૂકે છે;[૧૯] કેમ કે આ મનોવહા નાડીને શરીરનાં સર્વ ગાત્રોમાં ફેલાયલી નાડીઓ સાથે સંબંધ છે અને તૈજસગુણને (ઉષ્ણગુણને) વહન કરનારી તે સર્વ નાડીઓ છેક નેત્ર સુધી પહોંચેલી છે.[૨૦] જેમ દૂધમાં (દૂધના વિકારભૂત દહીંમાં) અવયવે અવયવે વ્યાપી રહેલા ઘીને રવૈયાથી મથીને બહાર કાઢવામાં આવે છે, તેમ શરીરમાં સર્વત્ર વ્યાપી રહેલા વીર્યરૂપી ઘીને માનસિક સંકલ્પ અને ઇંદ્રિયોથી ઉત્પન્ન થનારાં સ્ત્રીનાં દર્શન, સ્પર્શન આદિ રવૈયાથી મથીને (ઉપસ્થ દ્વારા) બહાર કાઢવામાં આવે છે.[૨૧] એ જ પ્રમાણે સ્વપ્નમાં પણ (સ્ત્રીસંગનો અભાવ હોય છે, છતાં) માનસિક સંકલ્પથી ઉત્પન્ન થનારો રજોગુણ (કામવિકાર) શરીરની અંદર દાખલ થાય છે અને પછી વીર્યવાહિની મનોવહા નાડી સંકલ્પજન્ય વીર્યને દેહમાંથી બહાર કાઢે છે.[૨૨] મહર્ષિ ભગવાન અત્રિ વીર્યની ઉત્પત્તિને જાણે છે અને તેમણે કહ્યું પણ છે કે, અન્નનો રસ, મનોવહા નાડી અને માનસિક સંકલ્પ, એ ત્રણમાંથી વીર્ય ઉત્પન્ન થાય છે. તેનો દેવતા ઇંદ્ર છે અને તેથી જ તેને 'ઇંદ્રિય' કહેવામાં આવે છે.[૨૩] જે પુરુષો જાણે છે કે, વીર્યની ગતિ જ (×અનુલોમ–પ્રતિલોમગમન કરીને) પ્રાણીઓમાં વર્ણસંકરતા ફેલાવનારી છે, તેઓ આ સંસારથી વિરક્ત થઈને પોતાના સર્વ દોષોને બાળી નાખે છે અને પુનર્જન્મને પામતા નથી.[૨૪] વળી જે પુરુષ માત્ર શરીરનિર્વાહ પૂરતું જ

+ 'त्र्यहं प्रातरुपहं सायं त्र्यहमद्यादयाचितम् ।
त्र्यहं परं च नाश्नीयात् प्राजापत्योऽयमुच्यते ॥'

ત્રણ દિવસ પ્રાતઃકાળમાં અને ત્રણ દિવસ સાયંકાળે ભોજન કરવું અને પછી ત્રણ દિવસ માગ્યા વિના જે કંઈ મળે તે ઉપર ચલાવી લઈને ત્રણ દિવસ સુધી કંઈ પણ ખાવું જ નહિ. તેનું નામ પ્રાજાપત્ય કૃચ્છ્રવ્રત કહેવામાં આવે છે. —નીલકંઠ

× અનુલોમગમન એટલે ઉચ્ચ વર્ણનો પુરુષ પોતાના કરતાં નીચ વર્ણની સ્ત્રીમાં વીર્યસિંચન કરે તે અને પ્રતિલોમગમન એટલે નીચ વર્ણનો પુરુષ પોતાના કરતાં ઉચ્ચ વર્ણની સ્ત્રીમાં વીર્યસેક કરે તે; આ અનુલોમ–પ્રતિલોમગમન કરવાથી જે પ્રજાઓ ઉત્પન્ન થાય છે; તેઓ વર્ણસંકર કહેવાય છે અને તેમાં પણ પ્રતિલોમગમનથી ઉત્પન્ન થયેલી વર્ણસંકર પ્રજા ઘણી જ નીચ કહેવાય છે.

કર્મ કરે છે; અર્થાત્ સર્વ બાહ્ય પ્રવૃત્તિઓનો ત્યાગ કરે છે અને પોતાના પ્રાણાંતસમયે યોગાભ્યાસના બળથી મન વડે જ ગુણોની સમાનતા કરીને (અર્થાત્ નિર્વિકલ્પ સમાધિમાં આરૂઢ થઈને) પોતાના પ્રાણવાયુને સુષુમ્ણા નામની નાડીના માર્ગમાં લઈ જઈને દેહનો ત્યાગ કરે છે, તે પુરુષ જન્મમરણના ફેરામાંથી છૂટી જાય છે–મોક્ષપદને પામે છે.[૨૫] (આ માર્ગ ક્રમમુક્તિને આપનારો છે; પણ જીવન્મુક્તિને આપનારો માર્ગ એવો છે કે,) જે મહાત્મા પુરુષોનું મન પ્રણવમંત્ર(ૐકાર)ની ઉપાસના કરવાથી સિદ્ધ થયેલું હોય છે; તેઓના એ મનને તત્કાળ એવું જ જ્ઞાન થાય છે કે, (જેમ સ્વપ્નમાં દેખાતા પદાર્થો કેવળ મનઃકલ્પિત અથવા મનોમય જ હોય છે, તેમ) જાગ્રત અવસ્થામાં દેખાતા આ સર્વ પદાર્થો પણ કેવળ મનોમય જ છે, વાસ્તવિક કંઈ નથી. આવા પ્રકારનું જ્ઞાન ધરાવનારું મન નિત્યસ્વરૂપ થઈ જાય છે, રજોગુણની સર્વ વાસનાઓથી રહિત થાય છે અને પ્રકાશમાન, સર્વજ્ઞ અથવા સર્વશક્તિમાન બની જાય છે.[૨૬] માટે સૃષ્ટિરૂપે દેખાતા મનનો જ નાશ કરવા માટે મનુષ્યે નિવૃત્તિધર્મરૂપ નિર્દોષ કર્મનું આચરણ કરવું જોઈએ કે, જેથી રજોગુણ અને તમોગુણથી રહિત થઈને ઇષ્ટગતિ પામી શકાય.[૨૭] યુવાવસ્થામાં મેળવેલું જ્ઞાન વૃદ્ધાવસ્થામાં દુર્બળ થાય છે, તોપણ જો ભાગ્યયોગ હોય છે, તો વૃદ્ધાવસ્થામાં પરિપક્વ થયેલી બુદ્ધિ (જ્ઞાનસંપન્ન થઈને) સંકલ્પાદિક માનસિક બળનો નાશ પણ કરે છે.[૨૮] જે મનુષ્ય દુર્ગમ માર્ગના જેવા દેહ ઇંદ્રિયાદિકના બંધનને (જ્ઞાન દ્વારા) તોડી પાડે છે અને પોતાને જે જે દોષો જોવામાં આવે છે, તે તે સર્વનું ઉલ્લંઘન કરે છે, તે મનુષ્ય મોક્ષપદને પ્રાપ્ત કરે છે.[૨૯]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'ઇંદ્રિયનિગ્રહનો ઉપાય' નામનો અધ્યાય ૨૧૪મો સમાપ્ત

# अध्याय २१५मो

## યોગીના નિયમો

॥ भीष्म उवाच ॥

**दुरन्तेष्विन्द्रियार्थेषु सक्ताः सीदन्ति जंतवः ।**
**ये त्वसक्ता महात्मानस्ते यांति परमां गतिम् ॥१**

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિર રાજા ! જે અજ્ઞાનવશ પ્રાણીઓ દુષ્ટ પરિણામને ઉત્પન્ન કરનારા ઇંદ્રિયોના વિષયોમાં આસક્તિ રાખે છે, તેઓ અવશ્ય દુઃખી થાય છે; પણ જે મહાત્માઓ તે વિષયોમાં આસક્ત થતા નથી, તેઓ પરમ ગતિને પ્રાપ્ત કરે છે.[૧] આ સમગ્ર લોકને જન્મ, મૃત્યુ અને જરામાં દુઃખોથી, શારીરિક વ્યાધિઓથી તથા માનસિક પીડાઓથી નિરંતર વ્યાપ્ત થયેલો જોઈને બુદ્ધિમાન પુરુષે મોક્ષ મેળવવાનો જ પ્રયાસ કરવો જોઈએ.[૨] તેણે કાયિક, વાચિક અને માનસિક પવિત્રતા જાળવવી જોઈએ, અહંકારરહિત થવું જોઈએ, શાંતિગુણને ધારણ કરવો જોઈએ, જ્ઞાનસંપન્ન થવું જોઈએ, ભિક્ષાવૃત્તિ સ્વીકારવી જોઈએ અને કોઈની અપેક્ષા રાખ્યા વિના જ સુખપૂર્વક જીવન ગાળવું જોઈએ.[૩] કોઈ પ્રાણી ઉપર પોતાને દયા આવે, તોપણ એમ જ સમજવું જોઈએ કે, તે પણ એક પ્રકારની મનની આસક્તિ જ× છે; માટે યોગીએ સર્વ જગતને કર્મના ફળનો ઉપભોગ કરવું જાણીને તેના તરફ ઉપેક્ષા જ કરવી.[૪] પ્રાણીએ જે કંઈ શુભ-અશુભ કર્મ કર્યું હોય છે, તેનું ફળ તેને ભોગવવું જ પડે છે, એમ સમજીને મુમુક્ષુએ મન, વચન અને કર્મથી શુભ કર્મો જ કરવાં.[૫] અહિંસા, સત્ય, સર્વ પ્રાણીઓ તરફ પ્રમાણિકતા, ક્ષમા અને અપ્રમાદ આ પાંચ ગુણો જે પુરુષની અંદર હોય છે, તે સુખી થાય છે.[૬] (આ સર્વ દૃશ્યમાન પદાર્થો કેવળ આત્મારૂપ છે, આવા શાસ્ત્રજ્ઞાનથી ઉત્પન્ન થયેલી)

× આના સંબંધમાં જ કહેવામાં આવ્યું છે કે, कृपयाऽपि कृतः संगः पतनायैव योगिनाम् । इति संदर्शयन्नाह भरतस्यैणपोषणम् । દયાને લીધે પણ કોઈ વસ્તુ પર કરેલી આસક્તિ યોગીઓને ભ્રષ્ટ કરનારી જ છે. જેમ કે રાજા ભરતે મૃગ ઉપર પ્રીતિ કરીને તેનું પોષણ કર્યું હતું. જેથી તે પરની વાસનાને લીધે બીજા જન્મમાં તેને મૃગની જાતિમાં જન્મ લેવો પડ્યો હતો. —નીલકંઠ

બુદ્ધિ વડે રાગદ્વેષરહિત થયેલા મનને સર્વ પ્રાણીઓ પર સમભાવયુક્ત રાખવું. જે પુરુષ પૂર્વોક્ત અહિંસાદિરૂપ ધર્મને, સર્વ પ્રાણીઓને સુખ ઉપજાવનાર તથા પોતાને સર્વ દુઃખોથી મુક્ત કરાવનાર તરીકે જાણે છે, તે પુરુષ જ સર્વ કંઈ જાણનારો છે અને સુખી થાય છે; માટે બુદ્ધિ દ્વારા મનને રાગદ્વેષરહિત કરીને સર્વ પ્રાણીઓ પર સમભાવ યુક્ત રાખવું[૭-૮] અને તે ઉપરાંત બીજાઓનું અનિષ્ટ ચિંતન કરવું નહિ. પોતે રંક હોય છતાં પોતાને માટે અયોગ્ય એવા રાજ્યાદિકની ઇચ્છા કરવી નહિ, નાશ પામેલાં સ્ત્રીપુત્રાદિકનો અથવા ભાવિ સ્ત્રીપુત્રાદિકનો વિચાર કરવો નહિ અને સફળ થાય તેવા પ્રયત્નો કરીને મનને જ્ઞાનમાર્ગમાં જ પરોવવું. વેદાંતવાકયના શ્રવણમનનપૂર્વક અમોઘ પ્રયત્ન કરવાથી પુરુષનું મન જ્ઞાનમાર્ગમાં પ્રવૃત્ત થાય છે.[૯] જે પુરુષ ધર્મના સૂક્ષ્મસ્વરૂપનું નિરીક્ષણ કરીને ઉત્તમ વાકય બોલવાની ઇચ્છા રાખે છે, તેણે સત્ય અને હિંસારહિત વાણી બોલવી, પણ અપવાદથી દૂષિત વાણી બોલવી નહિ;[૧૦] એટલું જ નહિ પણ ચિત્તને વિક્ષેપયુક્ત નહિ થવા દઈને, અર્થાત્ ચિત્તને સ્થિર રાખીને શઠતારહિત, કઠોરતા વિનાનું, ક્રૂરતાશૂન્ય અને ચાડીચુગલીરહિત એવું અલ્પ ભાષણ જ બોલવું.[૧૧] આ જગતનો સર્વ સંબંધ કેવળ વાણીથી જ બંધાયેલો છે, માટે જેમ બને તેમ મનુષ્યે ઉત્તમ વાણી જ બોલવી અને પોતાને જો વૈરાગ્ય થયો હોય, તો બુદ્ધિથી કે મનથી જે કંઈ (હિંસાદિક) તામસ કર્મ કર્યું હોય તેને જગતમાં જાહેર કરી દેવું. (કેમ કે પુણ્યકર્મને કે પાપકર્મને પોતાના મુખથી જ જો પ્રકટ કરી દેવામાં આવે છે, તો તેનો નાશ થઈ જાય છે.)[૧૨] ઇંદ્રિયો જ્યારે પ્રવૃત્તિપરાયણ થાય છે, ત્યારે મનુષ્ય કર્મ કરવા મચી પડે છે, પણ તેને લીધે આ લોકમાં દુઃખ પામીને તે મનુષ્ય નરકમાં જ પડે છે; માટે મન, વચન અને કાયાથી ઇંદ્રિયોનો નિગ્રહ જ કરવો.[૧૩] જેમ ચોરલોકો બકરાના માંસની ચોરી કરીને, તેનો ભાર ઉપાડીને જે દિશાને પોતે પ્રતિકૂળ અથવા રાજાના ભયવાળી જાણતા હોય, છતાં તે દિશામાં જો જાય છે તો ભયમાં આવી પડે છે; તેમ જે મૂર્ખ મનુષ્યો સંસારના ભયને જાણતા હોય છે, છતાં કર્મોનો સ્વીકાર કરીને સંસારમાં પ્રવૃત્તિ કરે છે, તેઓ જન્મમરણના ભયમાં આવી પડે છે;[૧૪] પરંતુ જેમ ચોરલોકો પોતાને પ્રતિકૂળ જણાયેલી દિશાનો અને ચોરેલા માંસનો ત્યાગ કરીને અનુકૂળ દિશામાં જો નાસી જાય છે, ભયથી મુક્ત થાય છે, તેમ મનુષ્યો પણ સંસારના ભયને જાણી જઈને તથા રાજસ-તામસ કર્મોનો ત્યાગ કરીને સંસારમાં જો પ્રવૃત્તિ જ કરતા નથી, તો કલ્યાણને પ્રાપ્ત કરે છે.[૧૫] જે પુરુષ સર્વ સંશયોથી મુક્ત થઈને નિઃસ્પૃહ વૃત્તિ ધારણ કરે છે, સર્વ પરિગ્રહોનો ત્યાગ કરે છે, એકાંત પ્રદેશનું સેવન કરે છે, અલ્પ ભોજન કરે છે, તપસ્વી હોય છે, જિતેંદ્રિય હોય છે, યોગનાં અંગોનું અનુષ્ઠાન કરવામાં આસક્ત રહે છે અને બુદ્ધિમાન હોય છે, તે પુરુષ મનનો નિગ્રહ કરીને પરબ્રહ્મને પ્રાપ્ત કરે છે.[૧૬-૧૭] ખરેખર, બુદ્ધિમાન અને ધૈર્યવાન પુરુષ જ બુદ્ધિનો નિગ્રહ કરી શકે છે અને તેવો પુરુષ પોતાની બુદ્ધિની સાથે મનનો પણ નિગ્રહ કરીને મનરૂપી વિષયોનો પણ નિગ્રહ કરી શકે છે.[૧૮] આ રીતે જે યોગીએ ઇંદ્રિયોનો તથા મનનો નિગ્રહ કર્યો હોય છે, તેની સન્મુખ ઇંદ્રિયોના અધિષ્ઠાયક દેવતાઓ હર્ષપૂર્વક પ્રકટ થાય છે અને તે દેવતાઓ ઈશ્વરરૂપ થયેલા તે યોગીમાં જ લય પામી જાય છે.[૧૯] આ પ્રમાણે જ્યારે તે યોગીનું મન તે તે દેવતાઓની સાથે એકાત્મભાવને પ્રાપ્ત થાય છે અને પોતે કેવળ બુદ્ધિમાત્રથી જ સ્થિતિ કરે છે, ત્યારે તેને બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે અને પછી ધીમે ધીમે તે બુદ્ધિસત્ત્વનો પણ લય થઈ જાય છે, ત્યારે તે યોગી કેવળ બ્રહ્મરૂપ જ થઈ રહે છે.[૨૦] આવા યોગીપુરુષે પોતાનામાં પ્રકટ થતા યોગૈશ્વર્યમાં પ્રવૃત્તિ કરવી જ નહિ; પરંતુ તેનો નિરોધ કરવા માટે પ્રયત્નો કરવાનો જ આરંભ કરવો અને જે જે યોગનું અનુષ્ઠાન કરવાથી પોતાની વૃત્તિ વિશિષ્ટ પ્રકારની (અત્યંત ઉત્તમ) થતી જાય, તેનું તેનું આચરણ કરવું.[૨૧] યોગીપુરુષે કાચા દાણાનું, અડદના બાકળાનું, ખોળનું, શાકપાનનું, જવના લોટની ઘેંસનું, સાથવાનું, ફળનું, મૂળનું કે ભિક્ષામાં જે કંઈ મળી આવે તેનું ભક્ષણ કરીને જીવવું. (પણ પોતાના યોગૈશ્વર્યનો ઉપયોગ કરીને જીવવું નહિ.)[૨૨] તેમ જ દેશકાળને અનુસરતા સાત્ત્વિક

આહારનો નિયમ કરીને સર્વત્ર પરીક્ષાપૂર્વક જ પ્રવૃત્તિ કરવી.[23] વળી કર્મની પ્રવૃત્તિ થઈ હોય, તોપણ તેને લીધે યોગસાધનમાં અંતરાય કરવો નહિ અને અગ્નિને જેમ ધીમે ધીમે પ્રદીપ્ત કરવામાં આવે છે, તેમ જ્ઞાનયુક્ત કર્મની જ ક્રમે ક્રમે વૃદ્ધિ કરવી, જેથી તે યોગીને સૂર્યની પેઠે પરબ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે.[24] જ્ઞાન જેનું અધિષ્ઠાન છે એવું અજ્ઞાન ત્રણે લોકમાં સર્વોપરી થઈને રહ્યું છે, (અર્થાત્ જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થામાં અજ્ઞાનનું પ્રાધાન્ય છે,) જેથી તે અજ્ઞાન બુદ્ધિને અનુસરનારા પ્રકાશસ્વરૂપ જ્ઞાનને પણ અપ્રકાશમાન કરી મૂકે છે.[25] જોકે આત્મા (જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ) ત્રણે અવસ્થાઓથી અતીત છે, તોપણ અજ્ઞાની મનુષ્ય ઉપાધિથી મુક્ત એવા તે સનાતન આત્માને જાણી શકતો નથી; કેમ કે તે મનુષ્ય માને છે કે, આત્મા ઉપાધિના સંયોગવાળો છે અને મારાથી ભિન્ન છે; પરંતુ રાગદ્વેષાદિ દોષોનો ત્યાગ કરનાર પુરુષ આત્માના નિરુપાધિકપણાને તથા પોતાની સાથેની તેની એકતાને જાણે છે, જેથી સંસારબંધનથી મુક્ત થાય છે.[26] વળી જે પુરુષે કાળને, જરાને તથા મૃત્યુને જીતી લીધાં છે, તે પણ સનાતન એવા અવિનાશી બ્રહ્મને પામે છે કે, જે બ્રહ્મ અક્ષય અને અવિકારી કહેવાય છે.[27]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'યોગીના નિયમો' નામનો
અધ્યાય ૨૧૫ મો સમાપ્ત

# અધ્યાય ૨૧૬ મો

## સ્વપ્નાવસ્થાનું નિરૂપણ

॥ भीष्म उवाच ॥

निष्कल्मषं ब्रह्मचर्यमिच्छता चरितुं सदा ।
निद्रा सर्वात्मना त्याज्या स्वप्नदोषानवेक्षता ॥१॥

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિર ! જે પુરુષને નિષ્કામ બ્રહ્મચર્યયોગનું પાલન કરવાની ઇચ્છા હોય, તેણે સ્વપ્નના દોષોનો વિચાર કરીને સર્વથા નિદ્રાનો ત્યાગ જ કરવો જોઈએ; કેમ કે સ્વપ્નાવસ્થામાં રજોગુણ તથા તમોગુણ જીવનો પરાભવ કરે છે, જેથી જાણે બીજા દેહને પ્રાપ્ત થયો હોય તેમ પોતાના મૂળદેહમાં સ્પૃહારહિત થઈને જીવ જ્યાં ત્યાં ભટક્યા કરે છે;[1,2] માટે બ્રહ્મજિજ્ઞાસાને અર્થે નિત્ય જ્ઞાનાભ્યાસ કરીને જાગરણ કરવું તે જ ઉત્તમ છે અને તેથી જ જે પુરુષને તત્ત્વવસ્તુનું જ્ઞાન થયેલું હોય છે, તે તો હમેશાં જાગૃત જ રહે છે.[3] હવે આ વિષય ઉપર કોઈ શંકા કરે કે, સ્વપ્નમાં દેખાતા પદાર્થો સત્ય હોય છે કે અસત્ય ? જો તમે કહેશો કે, સ્વપ્નના પદાર્થો સત્ય હોય છે તો તે યોગ્ય નથી; કેમ કે તે પદાર્થો ઇંદ્રિયોના વિષયરૂપ હોય તેવા દેખાય છે ખરા, પણ વસ્તુતઃ તેઓ વિષયવાન હોતા નથી; કારણ કે તે અવસ્થામાં ઇંદ્રિયોનો લય થઈ ગયો હોય છે, માટે સ્વપ્નના પદાર્થોને સત્ય કહી શકાય તેમ નથી; તેમ જ અસત્ય પણ કહી શકાય તેમ નથી; કેમ કે જે વસ્તુ સસલાંનાં શિંગડાં જેવી અસત્ય હોય છે, તેનું કદી ભાન જ થતું નથી. આમ હોવા છતાં સ્વપ્નમાં જીવ જાણે દેહધારી થયો હોય તેમ જણાય છે, તેનું શું કારણ ?[4] આ શંકાનું સમાધાન કરવા માટે કહેવાય છે કે, યોગેશ્વર હરિ જ એ સ્વપ્નના વિષયને બરાબર જાણે છે અને કેટલાએક મહર્ષિઓ એ વિષયનું યુક્તિયુક્ત વર્ણન કરે છે.[5] એ ઉપરથી વિદ્વાનો કહે છે કે, જાગ્રતાવસ્થામાં શ્રમિત થયેલી ઇંદ્રિયો નિદ્રાવસ્થામાં જ્યારે વિરામ લે છે, ત્યારે સર્વ પ્રાણીઓમાં પ્રસિદ્ધ એવું સ્વપ્ન પ્રાપ્ત થાય છે; કેમ કે તે અવસ્થામાં ઇંદ્રિયોનો વિરામ થયો હોય છે, તોપણ સંકલ્પાત્મક મનનો વિરામ થયેલો હોતો નથી. આ સ્વપ્નના સંબંધમાં આવું એક દૃષ્ટાંત કહેવામાં આવે છે.[6] જેમ કે જાગ્રત અવસ્થામાં મન કાર્યની અંદર આસક્ત થયેલું હોય છે, તોપણ તેના સંકલ્પરૂપ મનોરથનું ઐશ્વર્ય મનમાં આવજા કરે છે, તેમ સ્વપ્નાવસ્થામાં પણ જાગ્રત અવસ્થામાં અનુભવેલા માનસિક સંકલ્પો મનમાં આવજા કરે છે.[7]* પૂર્વના અનંત જન્મોના સંસ્કારોને લીધે જેનું ચિત્ત વિષયાસક્ત બનેલું

* અર્થાત્ જેમ મનોરથવૃત્તિ માત્ર સંકલ્પથી ઉત્પન્ન થાય છે, તેમ સ્વપ્નવૃત્તિ પણ સંકલ્પમાંથી જ ઉત્પન્ન થાય છે; તોપણ તે બન્નેમાં રહેલો ભેદ એટલો છે કે, જાગ્રત અવસ્થામાં ઇંદ્રિયોના વિક્ષેપને લીધે મનોરથવૃત્તિનો બરાબર ભાસ થતો નથી; પણ સ્વપ્નમાં ઇંદ્રિયોનો ઉપરામ હોય છે, તેથી જાગ્રત અવસ્થાની પેઠે જ તે તે સર્વ પદાર્થોનું સારી પેઠે ભાન થાય છે.—નીલકંઠ

છે, એવો પુરુષ તો તે સર્વ વિષયોને સ્વપ્નમાં પણ સંપાદન કરે છે; કેમ કે તે સર્વ વિષયો મનની અંદર સૂક્ષ્મસ્વરૂપે રહેલા હોય છે અને સાક્ષીરૂપ આત્માના જાણવામાં પણ હોય છે.[૮] વળી સત્ત્વાદિ ગુણોમાંહેનો જે જે ગુણ જે જે કર્મના યોગે મનમાં ઉપસ્થિત થાય છે ત્યારે અને જ્યારે જ્યારે મન જે જે કર્મ વડે સંસ્કારવાળું થાય છે, ત્યારે ત્યારે સૂક્ષ્મ ભૂતો તે તે સ્ત્રી આદિના આકારને સ્વપ્નમાં ખડો કરે છે.[૯] એટલે તરત જ રાજસ, તામસ અથવા સાત્ત્વિક ભાવો પણ ત્યાં આગળ હાજર થાય છે અને પછી તેઓ સુખદુઃખાદિરૂપ ફળને ઉત્પન્ન કરે છે.[૧૦] વિદ્વાનો કહે છે કે, સ્વપ્નાવસ્થામાં પણ કેવળ અજ્ઞાનને લીધે જ વાત, પિત્ત અને કફ એ ત્રણ ધાતુઓવાળા દેહોને મનુષ્યો જુએ છે અને તેનું દર્શન પણ રાજસ તથા તામસભાવોથી યુક્ત હોય છે, જેથી (યોગસાધના વિના) ટાળ્યું ટળી શકતું નથી.[૧૧] જાગ્રત અવસ્થામાં મનુષ્યનું મન પ્રસન્ન એવી ઇંદ્રિયોની સાથમાં રહીને જે જે વિષયનો સંકલ્પ કરે છે, તેને તેને પોતે સ્વપ્નમાં પણ હર્ષપૂર્વક જુએ છે.[૧૨] મન આત્માના પ્રભાવથી સર્વ પ્રાણીઓમાં અસ્ખલિતસ્વરૂપે વ્યાપ્ત થઈ રહ્યું છે, માટે જેમ બને તેમ આત્માને જ જાણવો જોઈએ; કેમ કે આકાશાદિ સર્વ તત્ત્વો કેવળ આત્માને આધારે જ ટકી રહ્યાં છે.[૧૩] સ્વપ્નદર્શનના દ્વારભૂત એવો આ સ્થૂળ દેહ જ્યારે સુષુપ્તિ અવસ્થાને પ્રાપ્ત થાય છે, ત્યારે મનની અંદર અંતર્હિત થઈ જાય છે અને તે વેળા મન પણ શુદ્ધ સાક્ષીસ્વરૂપ, સદસત્સ્વરૂપ, અવ્યક્તરૂપ અને અહંકારમાં પ્રતિબિંબસ્વરૂપ રહેનારા પરમાત્મામાં લય પામે છે, જે પરમાત્માને જ્ઞાની પુરુષો જીવ, અહંકાર અને પ્રકૃતિના ગુણોથી પણ ઉત્તમ જાણે છે.×[૧૪] જે યોગી પુરુષ પોતાના મન વડે સંકલ્પ કરીને જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય કે ધર્મ એમાંનો કોઈ એક ગુણ મેળવવાની ઇચ્છા કરે છે, (અને તે ગુણ તેને પ્રાપ્ત પણ થાય છે.) તે જ તેના ચિત્તની પ્રસન્નતા છે, એમ જાણવું; કેમ કે આત્માને વિષે જ સર્વ દેવતાઓનો વાસ છે.[૧૫] આ રીતે વિષયાદિકનું આલોચન કરવારૂપી તપશ્ચરણથી મન એ જ સ્થિતિમાં રહે છે, પરંતુ જ્યારે તે તમોગુણની પેલે પાર જાય છે, ત્યારે સૂર્યની પેઠે કેવળ પ્રકાશસ્વરૂપ બની રહે છે. જીવાત્મા જ્યારે અજ્ઞાનરૂપ ઉપાધિનો આશ્રય કરે છે, ત્યારે ત્રૈલોક્યપ્રકૃતિ અથવા કારણબ્રહ્મ તરીકે થાય છે; પણ જ્યારે અજ્ઞાનરૂપ ઉપાધિનો ત્યાગ કરે છે, ત્યારે તેનો તે જ જીવ મહેશ્વરરૂપ બની જાય છે–શુદ્ધ પરબ્રહ્મ થઈ રહે છે.[૧૬] પંડિતો કહે છે કે, દેવોએ અગ્નિહોત્રાદિક તપનો આશ્રય કરીને રજોગુણનો સ્વીકાર કર્યો છે અને અસુરોએ તપનો નાશ કરનાર દંભ, દર્પ આદિ તમોગુણનો સ્વીકાર કર્યો છે, જેથી તેઓને જ્ઞાનસ્વરૂપ એવા બ્રહ્મની પ્રાપ્તિ થઈ નથી.[૧૭] વિદ્વાનો કહે છે કે, સત્ત્વ, રજ અને તમ એ દૈવી તથા આસુરી ગુણો છે. તેમાં સત્ત્વ એ દૈવી ગુણ છે અને રજ તથા તમ એ આસુરી ગુણો છે.[૧૮] જે શુદ્ધાત્મા પુરુષો સાત્ત્વિક તથા અસાત્ત્વિક ભાવોથી પર રહેલા, ઉત્તમ જ્ઞાનસ્વરૂપ, અવિનાશી, પ્રકાશરૂપ અને અક્ષર એવા પરબ્રહ્મને જાણે છે, તે પુરુષો પરમ ગતિને પામે છે.[૧૯] પુરુષ ગમે તેવો તત્ત્વદર્શી હોય, તોપણ કારણો અને યુક્તિઓ દર્શાવીને પરબ્રહ્મના સંબંધમાં એટલું જ કહી શકે તેમ છે કે, ઇંદ્રિયોને વિષયો તરફથી આકર્ષી લઈને શ્રવણ-મનન આદિ સાધનોથી સંપન્ન થયેલો પુરુષ અક્ષરબ્રહ્મને જાણી શકે છે. (અર્થાત્ જેમ શિંગડું પકડીને પશુને પ્રત્યક્ષ રીતે દેખાડી શકાય છે, તેમ પરબ્રહ્મને પ્રત્યક્ષ રીતે બતાવી શકાતા નથી, માટે બ્રહ્મપ્રાપ્તિની ઇચ્છાવાળા પુરુષે સર્વ ઇંદ્રિયોને જ વશ કરવી, જેથી તેમને પામી શકાય છે.)[૨૦]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમાં 'સ્વપ્નાવસ્થાનું નિરૂપણ' નામનો અધ્યાય ૨૧૬ મો સમાપ્ત

# अध्याय २१७मो

## પ્રવૃત્તિ–નિવૃત્તિ

॥ भीष्म उवाच ॥

न स वेद परं ब्रह्म यो न वेद चतुष्टयम् ।
व्यक्ताव्यक्तं च यत्तत्त्वं संप्रोक्तं परमर्षिणा ॥१॥

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર ! જે પુરુષ સ્વપ્ન,

× આ શ્લોકનો સ્પષ્ટ આશય એ છે કે, સુષુપ્તિ અવસ્થામાં સ્થૂળ દેહનો, ઇંદ્રિયોનો, મનનો તથા અહંકારનો આત્મામાં લય થઈ જાય છે, જેથી તે અવસ્થામાં શુદ્ધ આત્મસ્વરૂપ જ અવશેષ રહે છે.

સુષુપ્તિ તથા બ્રહ્મનું સગુણ સ્વરૂપ અને નિર્ગુણ સ્વરૂપ–એ ચારેને યથાર્થ રીતે જાણતો નથી, તેને પરબ્રહ્મનું જ્ઞાન થતું નથી; તેમ જ જે પુરુષ મહર્ષિ વેદનારાયણે વર્ણવેલા વ્યક્ત(જગત)ના તત્ત્વને તથા અવ્યક્ત(ચિદાત્મા)ના તત્ત્વને જાણતો નથી, તે પણ બ્રહ્મને જાણી શકતો નથી.[1] તમારે જાણવું કે, વ્યક્ત (જગત) એ મૃત્યુના મુખમાં સપડાયેલું છે, પણ અવ્યક્ત જે ચિદાત્મા તે તો સદાય અવિનાશી જ છે. ભગવાન વેદનારાયણે એક પ્રવૃત્તિરૂપી ધર્મ કહ્યો છે કે, જેમાં સચરાચર સર્વ ત્રૈલોક્ય સ્થિતિ કરી રહ્યું છે અને બીજો નિવૃત્તિરૂપી ધર્મ કહ્યો છે કે, જે અવ્યક્ત એવા સનાતન બ્રહ્મસ્વરૂપ જ છે.[2,3] પ્રજાપતિ બ્રહ્મદેવ પોતે રજોગુણી હોવાથી પ્રવૃત્તિરૂપી ધર્મ પાળવાનું કહે છે; પરંતુ પ્રવૃત્તિધર્મથી પુનર્જન્મ લેવો પડે છે, ત્યારે નિવૃત્તિધર્મથી પરમ ગતિ પ્રાપ્ત થાય છે.[4] જે મનનશીલ પુરુષ શુભઅશુભના (મુક્તિના તથા સંસારના) સ્વરૂપને નિશ્ચયપૂર્વક જોવાની ઇચ્છા રાખે છે તથા નિવૃત્તિપરાયણ રહીને તત્ત્વજ્ઞાન મેળવવામાં જ નિત્ય તત્પર રહે છે, તે પુરુષ પરમ ગતિને પામે છે.[5] (જે પુરુષ તત્ત્વવસ્તુનો વિચાર કરવા ઇચ્છે છે, તેણે) પ્રથમ તો પ્રકૃતિ અને પુરુષ એ બન્નેને જાણવાં જોઈએ અને પછી તે પ્રકૃતિ અને પુરુષના કરતાં પણ જે ઘણા શ્રેષ્ઠ છે, તે ઈશ્વરને જાણવા જોઈએ.[6] વિચક્ષણ પુરુષે અવિદ્યાના ક્લેશાદિકથી અસંબદ્ધ એવા તે પરમાત્માનો જ (ઈશ્વરનો) વિશેષે કરીને સાક્ષાત્કાર કરવો જોઈએ. પ્રકૃતિ અને પુરુષ એ બન્ને અનાદિ અને અનંત છે, બીજા કોઈ પણ પ્રમાણથી દુર્વિજ્ઞેય છે, બન્ને નિત્ય છે, બન્ને અવિચળ છે અને બન્ને સર્વ મહાન પદાર્થો કરતાં પણ અતિશય મહાન છે. આ રીતે પ્રકૃતિ અને પુરુષમા (સ્થૂળ દૃષ્ટિએ જોનારને) પરસ્પર સદૃશભાવ અથવા અભિન્નતા જોવામા આવે છે; પણ વસ્તુતઃ તેઓ બન્નેમાં બીજી કેટલીએક વિધર્મતા અથવા વિલક્ષણતા અવશ્ય રહેલી જ છે.[7,8] જેમ કે પ્રકૃતિ સૃષ્ટિને ઉત્પન્ન કરવારૂપ ધર્મને ધારણ કરનારી છે અને ત્રિગુણાત્મિકા છે–સત્ત્વ, રજ અને તમ, એ ત્રણ ગુણોના ધર્મથી યુક્ત છે; પણ ક્ષેત્રજ્ઞ(પુરુષ)નુ લક્ષણ તેથી વિરુદ્ધ ધર્મવાળું છે; અર્થાત્ પુરુષ સૃષ્ટિને ઉત્પન્ન કરવારૂપી ધર્મથી રહિત છે અને નિર્ગુણ છે;[9] એટલું જ નહિ પણ તે પુરુષ પ્રકૃતિ અને તેના વિકારોનો દ્રષ્ટા છે અને ગુણોથી રહિત છે. આ રીતે જેમ પ્રકૃતિ અને પુરુષના ધર્મો જુદા જુદા છે, તેમ પુરુષ (ક્ષેત્રજ્ઞ) અને ઈશ્વરના ધર્મો લેશમાત્ર જુદા નથી; કેમ કે તેઓ બન્ને ચિત્સ્વરૂપ છે અને ગુણાદિકના સબંધથી રહિત હોવાને લીધે સર્વ વસ્તુઓથી અત્યંત ભિન્ન છે.[10] તોપણ તેઓ બન્નેમાં પરસ્પર ભેદ જોવામાં આવે છે, તેનું કારણ કેવળ ઉપાધિ જ છે, જેથી ક્ષેત્રજ્ઞ (જીવ) કર્તા ન હોવા છતાં કર્તાના જેવો જણાય છે. તેની જીવસંજ્ઞાનો આવિર્ભાવ કેવળ દ્રષ્ટા અને દૃશ્યના સંબંધને લીધે જ છે. એ જીવરૂપી કર્તા ઇંદ્રિયાદિકના સાધનથી કર્મો કરવા મંડી પડે છે અને તે તે અનેક જન્મોને આપનારાં કર્મોથી જ તેનું જીવરૂપે ગ્રહણ કરવામાં આવે છે. (આ રીતે વ્યવહારદૃષ્ટિએ જોતાં કર્તારૂપી જીવ ઈશ્વરથી જુદો જણાય છે, પણ વાસ્તવિક દૃષ્ટિએ જોતાં જીવ એ કોઈ સ્વતંત્ર તત્ત્વ જ નથી.) ઉપાધિના સંબંધને લીધે જ જીવદશાને પામેલો આત્મા પોતાના આત્મસ્વરૂપને ભૂલી જઈને પ્રશ્ન કરે છે કે, 'હું કોણ છું? અને તે ઈશ્વર કોણ છે?' (જેમ કર્ણ પોતાને કુંતાપુત્ર તરીકે નહિ જાણીને પૂછે છે કે, 'કુંતાપુત્ર કોણ છે?' પણ જ્યારે સૂર્ય તેને સમજાવે છે કે, 'કુંતાનો પુત્ર તું જ છે' ત્યારે તે જાણે છે કે, 'હું કુંતાનો પુત્ર છું.' તેમ જ અજ્ઞાની જીવ પૂછે છે કે, 'બ્રહ્મ શું છે?' પછી જ્ઞાની પુરુષ તેને ઉપદેશ આપે છે, ત્યારે તે જાણે છે કે, 'अहं ब्रह्मास्मि–હું પોતે જ બ્રહ્મ છું')[11] જેમ એક પાઘડીવાળો પુરુષ ત્રણ વસ્ત્રોથી ઢંકાયેલો હોય છે, તેમ આ જીવ પણ સત્ત્વ, રજ અને તમનાં કાર્યભૂત સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ શરીરથી ઢકાયેલો છે; (તોપણ જેમ પાઘડીવાળો પુરુષ તે પાઘડીથી અને વસ્ત્રોથી જુદો છે તેમ ત્રણ શરીરોથી ઢંકાયેલો આત્મા પણ તે ત્રણે શરીરોથી ભિન્ન છે.)[12] માટે પ્રત્યેક મુમુક્ષુએ *આ ચાર વિષયોને પૂર્વોક્ત ચાર હેતુ-

* આ ચાર વિષયોને ચાર હેતુઓથી જાણવા જોઈએ; અર્થાત્ પુરુષ તથા પ્રકૃતિના સાધર્મ્યને બન્નેના અનાદ્યનંતપણાથી જાણવુ જોઈએ પુરુષ તથા પ્રકૃતિના વૈધર્મ્યને ચૈતન્ય તથા જડપણાથી જાણવું જોઈ

ઓથી આવૃત હોવા છતા જાણવા જોઈએ, જેથી સિદ્ધાંતસમયે જ્ઞાનમાર્ગથી ભ્રષ્ટ નહિ થઈને મોહાધીન ન થઈ જવાય! જે દેહધારીને બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિરૂપી દિવ્ય સંપત્તિ સંપાદન કરવાની ઇચ્છા હોય, તેણે મનથી પવિત્ર થઈને શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઈશ્વરધ્યાન વગેરે શરીરસાધક ઉગ્ર નિયમોનુ પાલન કરીને નિષ્કામ યોગધર્મનુ આચરણ કરવુ જોઈએ, કેમ કે આ ત્રણે લોક આંતરિક સાધનોથી સાધ્ય અને પ્રકાશમય એવા તે યોગધર્મના બળથી વ્યાપ્ત થઈ રહ્યા છે અને આકાશમા સૂર્યચંદ્ર વગેરે ગ્રહો પણ તે યોગધર્મના સામર્થ્યથી જ પ્રકાશી રહ્યા છે,[૧૩-૧૫] આ યોગધર્મનુ ફળ જ્ઞાન છે, જેથી સર્વ લોકમા યોગધર્મ[×] પ્રખ્યાત થયો છે (એનુ અસાધારણ લક્ષણ એ જ હોઈ શકે કે,) રજોગુણ તથા તમોગુણને દૂર કરનારુ જે કર્મ તેને યોગધર્મ કહેવામા આવે છે, અર્થાત્ પ્રવૃત્તિ અને આવરણનો નાશ કરવા માટે વૈરાગ્યપૂર્વક વેદાંતશ્રવણ કરવુ, તેને યોગધર્મ કહે છે[૧૬]* બ્રહ્મચર્યને તથા અહિંસાને શારીરિક યોગધર્મ કહેવામા આવે છે અને વાણીના તથા મનના નિયમને માનસિક યોગ કહેવામા આવે છે[૧૭] યોગીએ વિધિને જાણનારા દ્વિજાતિઓ (ત્રૈવર્ણિકો) પાસેથી અન્ન ગ્રહણ કરવુ તે ઉત્તમ છે અને આહારનો નિયમ કરવાથી યોગીના રાજસ પાપ શાંત થાય છે[૧૮] વળી આહારનો નિયમ કરવાથી ઇંદ્રિયોને વિષયો ઉપર વૈરાગ્ય થાય છે, માટે યોગીએ યોગસાધના થઈ શકે તેટલા પ્રયોજન પૂરતુ જ અન્ન ભક્ષણ કરવુ જોઈએ[૧૯] મનને યોગયુક્ત કરીને જે જ્ઞાન ધીમે ધીમે પ્રાપ્ત થઈ શકે છે, તે જ્ઞાનને પ્રાણાંતસમયે સ્વસ્થચિત્ત થયેલો પુરુષ ઉત્કૃષ્ટ બળથી પણ પ્રાપ્ત કરી શકે છે (અર્થાત્ મરણકાળ પહેલા કાશીક્ષેત્રમા જઈને નિવાસ કરનારો મનુષ્ય આત્મજ્ઞાન મેળવી શકે છે, કેમ કે પુરાણોની આખ્યાયિકા પ્રમાણે એમ કહેવાય છે કે, કાશીક્ષેત્રમા પ્રાણત્યાગ કરનારા પુરુષને શ્રીશંકર પોતે જ તારકબ્રહ્મનો ઉપદેશ કરે છે, માટે અંતસમયે કાશીક્ષેત્રમા દેહપાત કરીને પણ આત્મજ્ઞાન સંપાદન કરવુ.)[૨૦] કોઈ યોગી પુરુષ (સંપ્રજ્ઞાત સમાધિમા આરૂઢ થઈને) રજોગુણના ત્યાગપૂર્વક સ્થૂળદેહનો ત્યાગ કરે, તોપણ તેના લિંગદેહનો નાશ થતો નથી, જેથી તે યોગી પુરુષ શબ્દાદિથી યુક્ત એવા લિંગશરીરમા સંચાર કરે જ છે, તેમ જ જે યોગી પુરુષની બુદ્ધિ વૈરાગ્યથી વાસિત હોવાને લીધે સૂક્ષ્મ ભોગોની અંદર પણ નિઃસ્પૃહ થયેલી હોય છે, તેનો લય પણ પ્રકૃતિમા જ થાય છે, પ્રકૃતિથી પર રહેલા પુરુષમા થતો નથી. (કેમ કે તે પુરુષ સ્થૂળ અને સૂક્ષ્મ બન્ને શરીરમાથી મુક્ત થયેલો હોય છે, તોપણ તેનુ કારણ શરીર અવશિષ્ટ જ હોય છે)[૨૧×] માટે જે યોગીપુરુષ દેહપાત પર્યંત પ્રમાદનો ત્યાગ કરનારા હોય છે અને (પ્રાણાંત સમયે અસંપ્રજ્ઞાત સમાધિમા આરૂઢ થઈને) સ્થૂળ, સૂક્ષ્મ તથા કારણ એ ત્રણે શરીરોનો ત્યાગ કરે છે, તેનો તત્કાળ મોક્ષ થઈ જાય છે, કેમ કે પ્રાણીમાત્રના જન્મમરણ મૂળ અજ્ઞાનના (ત્રણે શરીરના) અવિનાશને લીધે જ થયા કરે છે[૨૨] યોગીને જ્યારે શુદ્ધ પરબ્રહ્મનો સાક્ષાત્કાર થઈ જાય છે, ત્યારે ધર્મ કે અધર્મ તેને અનુસરી શકતા નથી (અર્થાત્ શુદ્ધ બ્રહ્મનુ જ્ઞાન ધરાવનારા યોગીના ભૂતકાળના પુણ્યપાપોનો નાશ થઈ જાય છે અને ભવિષ્યકાળના પુણ્યપાપોનો તેને સંબંધ રહેતો નથી આ રીતે આગામી જન્મના કારણનો અભાવ થઈ ગયેલો હોવાથી તેની મુક્તિ જ થાય છે,) પરંતુ જેઓ પ્રકૃતિથી આરંભીને દેહ સુધીના અનાત્મપદાર્થોમા આત્મબુદ્ધિ કરીને બેસી રહે છે, તેઓની પ્રજ્ઞા

જીવ-ઈશ્વરના સાધર્મ્યને નજના ગુણરહિતપણાથી જાણવુ જોઈએ અને જીવ-ઈશ્વરના વૈધર્મ્યને કર્તા તથા અકર્તાપણાથી જાણવુ જોઈએ

× 'योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनम्।' યોગધર્મનિષ્ઠ પુરુષો જ તે સનાતન ભગવાનનો સાક્ષાત્કાર કરી શકે છે ઇત્યાદિ —નીલકંઠ

* બ્રહ્મચર્ય પાળનારાએ આ આઠે પ્રકારનો ત્યાગ કરવો જોઈએ

स्मरणं कीर्तनं केलिः प्रेक्षणं गुह्यभाषणम्।
सङ्कल्पोऽध्यवसायश्च क्रियानिवृत्तिरेव च॥

સ્ત્રીનુ સ્મરણ, સ્ત્રી વિષેની વાતચીત, સ્ત્રી સાથે હાસ્યવિનોદ, સ્ત્રીનુ દર્શન, સ્ત્રી સાથે એકાંતમા વાતચીત, સ્ત્રી વિષેના વિચાર, સ્ત્રીસમાગમનો નિશ્ચય અને મૈથુન આ આઠ પ્રકારે બ્રહ્મચર્યથી ભ્રષ્ટ થવાય છે

× આ શ્લોકમા દર્શાવેલા બન્ને યોગીઓ ક્રમમુક્તિને પ્રાપ્ત થનારા છે, સદ્યોમુક્તિને નહિ.

મહત્તત્ત્વાદિક ભાવોની ઉત્પત્તિને તથા નાશને જ જોઈ રહેનારી હોય છે (જેથી તેઓનો કદી મોક્ષ જ થતો નથી.)[૨૩] કેટલાએક યોગીઓ ધૈર્યથી દેહને ધારણ કરી રાખીને તથા બુદ્ધિથી ચિત્તને સર્વ વિષયોમાંથી આકર્ષી લઈને સર્વ ઇંદ્રિયોના સ્થાનકોથી ચ્યુત થાય છે (અન્નમય કોશનો ત્યાગ કરે છે) અને પછી સૂક્ષ્મ એવા પ્રાણ ઇંદ્રિયાદિકની આત્મસ્વરૂપે* ઉપાસના કરે છે,[૨૪] પણ જેનું ચિત્ત શુદ્ધ થયેલું હોય છે, તેવો યોગી પુરુષ તો શાસ્ત્રને અનુસરીને ઉત્તરોત્તર આગળ વધે છે અને છેવટે અવ્યક્તથી (પ્રધાનથી) પણ પર રહેલા નિરાશ્રય (પરાકાષ્ઠારૂપ) બ્રહ્મને પોતાની બુદ્ધિ વડે જાણી લે છે અને પછી તેનો જ આશ્રય કરે છે[૨૫×] વળી કેટલાએક યોગીઓ આત્માને ધારણાવિષયક મૂર્ત સ્વરૂપે (શ્રીકૃષ્ણાદિ રૂપે) ઉપાસે છે, કેટલાએક સગુણ સ્વરૂપે ઉપાસે છે અને કેટલાએક નિર્ગુણ સ્વરૂપે ઉપાસે છે, તેમાંનું આ નિર્ગુણ સ્વરૂપ અક્ષર અથવા અપરિણામી કહેવાય છે અને 'વિદ્યુત્' એવા નામથી વેદમાં વર્ણવેલું છે[૨૬] તપશ્ચરણથી પાપને બાળી નાખનારા આ સર્વ મહાત્માઓ અંતકાળે બ્રહ્મને જ પ્રાપ્ત કરે છે અને ક્રમે ક્રમે અથવા તત્કાળ પરમ ગતિને પામે છે[૨૭] જે ઉપાસકો સગુણ બ્રહ્મની ઉપાસના કરે છે, તેઓએ તે સગુણ બ્રહ્મની ઉપાધિભૂત એવા સૂક્ષ્મ અંશને જ સગુણ નિર્ગુણ એવા ભેદના કારણ તરીકે શાસ્ત્રદૃષ્ટિથી જાણી લઈને તે અંશનો ત્યાગ કરવો જોઈએ અને જેને દેહાદિકનો સંબંધ નથી, એવા ઉપાધિશૂન્ય તત્ત્વને જ સર્વશ્રેષ્ઠ જાણવું જોઈએ જે યોગીએ સર્વ કર્મોનો સન્યાસ કર્યો છે, જેનું ચિત્ત કેવળ ધારણામાં જ આસક્ત થયેલું છે, જેનો સ્થૂળ દેહ સંબંધી અધ્યાસ નાશ પામ્યો છે અને જેને એવું જ્ઞાન થયેલું હોય છે કે, હું સ્થૂળ દેહથી ભિન્ન છું, તે યોગી પુરુષ હૃદયાકાશની પેલી પાર રહેલા જીવ અથવા ઈશ્વરસ્વરૂપ થઈ જાય છે, એમ સમજવું, પણ જે પુરુષોનું ચિત્ત વેદોક્ત ઉપાસના કરવામાં આસક્ત થયેલું હોય છે, તેઓ આ મનુષ્યશરીરથી મુક્ત થઈ જાય છે અને પછી ક્રમે ક્રમે રજો ગુણથી રહિત થઈને તથા બ્રહ્મસ્વરૂપ થઈને પરમ ગતિને પામે છે

આ પ્રમાણે વેદવેત્તા પુરુષોએ કેવળ એક બ્રહ્મ જ જેનું પ્રાપ્તિસ્થાન છે, એવો મોક્ષધર્મ કહ્યો છે,[૨૮–૩૦] જેથી પોતાના જ્ઞાન પ્રમાણે બ્રહ્મનું ઉપાસન કરનારા સર્વ મનુષ્યો મોક્ષને પામે જ છે અને જેઓને રાગાદિ દોષ વિનાનું અચળ જ્ઞાન ઉત્પન્ન થાય છે, તેઓ પણ પોતાના વૈરાગ્ય પ્રમાણે શ્રેષ્ઠ લોકોને પામે છે અને પછી ક્રમે ક્રમે મુક્તિપદને પણ પામે છે,[૩૧] તેમ જ જેઓનું અંતઃકરણ શુદ્ધ થયેલું હોય છે અને જેઓ સર્વ આશાઓનો ત્યાગ કરીને કેવળ જ્ઞાનમાં જ તૃપ્ત રહે છે, તેઓ અજન્મા, દિવ્ય અને અવ્યક્તસંજ્ઞક શ્રીવિષ્ણુ ભગવાનના સ્વરૂપને પામે છે[૩૨] વળી આવા અવિકારી પુરુષો સર્વના અંતર્યામી શ્રીહરિનું જ્ઞાન મેળવીને પુનઃ સંસારમાં પાછા ફરતા નથી, પણ અક્ષર અને અવિકારી એવા તે પરમ સ્થાનને પ્રાપ્ત કરીને તેઓ નિત્ય આનંદમગ્ન જ રહે છે[૩૩] બસ, આટલું જ વિજ્ઞાન અથવા જ્ઞેયતત્ત્વ છે, છતાં આ અનિર્વચનીય જગત તૃષ્ણાને લીધે બદ્ધ થઈને ચક્રની પેઠે પરિવર્તન પામ્યા કરે છે! (માટે મુમુક્ષુ પુરુષે જગતને મિથ્યા જાણવું અને તૃષ્ણાનો ત્યાગ કરવો.)[૩૪] જેમ કમળના દાંડવાનો તંતુ આખા દાંડલામાં વ્યાપી રહ્યો હોય છે, તેમ અનાદ્યનંત એવો તૃષ્ણારૂપી તંતુ પ્રાણીના સર્વ શરીરમાં વ્યાપી રહ્યો છે[૩૫] જેમ વસ્ત્રને તૂણનારો એક પુરુષ સોયમાં દોરો પરોવીને વસ્ત્રમાં તેને ભરી દે છે, તેમ સંસારરૂપી દોરો તૃષ્ણારૂપી સોયમાં

---

* આવા ઇંદ્રિયઉપાસક યોગીઓ પરબ્રહ્મને પામી શકતા નથી, પણ બ્રહ્મલોક સુધી જ જઈ શકે છે

× જેમ કઠોપનિષદમાં કહ્યું છે કે

इन्द्रियेभ्य परा ह्यर्था अर्थेभ्यश्च पर मन ।
मनसस्तु पराबुद्धिर्बुद्धेरात्मा महान् पर ॥
महत परमव्यक्तमव्यक्तात्पुरुष पर ।
पुरुषान्न पर किंचित् सा काष्ठा सा परागति ॥

ઇંદ્રિયોથી વિષયો પર (શ્રેષ્ઠ) છે, વિષયોથી મન પર છે, મનથી બુદ્ધિ પર છે બુદ્ધિથી મહત્તત્ત્વ પર છે, મહત્તત્ત્વથી અવ્યક્ત (પ્રકૃતિ) પર છે અને અવ્યક્તથી પુરુષ પર છે આ પુરુષનાથી પર–શ્રેષ્ઠ એવી કોઈ પણ વસ્તુ નથી જેથી તે સર્વની પરાકાષ્ઠા છે આ શાસ્ત્રીય ક્રમને અનુસરીને યોગી પુરુષ સૌનાથી પર રહેનાર પરમ પુરુષનો જ સાક્ષાત્કાર કરવા યત્ન કરે છે.

પરોવાયો છે. (આખા શરીરમાં ભરી દેવામાં આવ્યો છે.)[૩૬] માટે જે પુરુષ તૃષ્ણાનો ત્યાગ કરીને પ્રકૃતિનું, તેના વિકારોનું તથા સનાતન પુરુષનું (આત્માનું) યથાવત્ જ્ઞાન સંપાદન કરે છે, તે પુરુષ આ સંસારસૂત્રમાંથી મુક્ત થાય છે.[૩૭] જગતની ગતિરૂપ ભગવાન નારાયણ ઋષિએ પ્રાણીઓ પર કૃપા કરીને આ મોક્ષસાધનને સ્પષ્ટ રીતે કહ્યું છે.[૩૮]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુ-
શાસનપર્વમાં 'પ્રવૃત્તિ-નિવૃત્તિ' નામનો
અધ્યાય ૨૧૭ મો સમાપ્ત

## अध्याय २१८मो

### જનકપંચશિખસંવાદ-નાસ્તિક મતનું ખંડન

॥ युधिष्ठिर उवाच ॥

केन वृत्तेन वृत्तज्ञो जनको मिथिलाधिपः ।
जगाम मोक्षं मोक्षज्ञो भोगानुत्सृज्य मानुषान् ॥

યુધિષ્ઠિરે પૂછ્યું: હે ઇતિહાસને જાણનારા પિતામહ ! મોક્ષને જાણનારો મિથિલાનો રાજા જનક કેવાં આચરણથી મનુષ્યભોગોનો ત્યાગ કરીને મોક્ષને પામ્યો હતો ?[૧]

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર ! આ વિષયમાં એક પ્રાચીન ઇતિહાસ કહેવાય છે. તેમાં ધર્મને જાણનારો જનકરાજા જે આચરણથી મહાન સુખને (મોક્ષને) પામ્યો હતો, તેનું વર્ણન કરેલું છે.[૨] પૂર્વે મનુષ્યોમાં દેવ સરખો રાજા જનક મિથિલા નગરીમાં રાજ્ય કરતો હતો. તે રાજા બ્રહ્મને પ્રાપ્ત કરાવનારા ધર્મોનું ચિંતન કરવામાં સદાય તત્પર રહેતો હતો.[૩] તેના રાજમહેલમાં નિરંતર સો ધર્માચાર્યો નિવાસ કરતા હતા, જેઓ જુદા જુદા આશ્રમોમાં વસનારા હોઈને રાજાને જુદા જુદા ધર્મોનો ઉપદેશ કરતા હતા;[૪] પરંતુ રાજા જનક વૈદિક માર્ગને અનુસરનારો હતો; જેથી આત્મતત્ત્વ સંબંધમાં તે આચાર્યોના જુદા જુદા મતને લીધે અત્યંત સંતુષ્ટ થતો ન હતો; (કેમ કે તેઓમાંના કેટલાક કહેતા હતા કે, દેહનો નાશ થયા પછી આત્માનો પણ નાશ થાય છે અને કેટલાએક કહેતા હતા કે, મરણસમયે દેહનો જ નાશ થાય છે, પણ આત્માનો નાશ થતો નથી. આત્મા તો બીજા જન્મને ધારણ કરે છે, ઇત્યાદિ.)[૫] હવે તે સમયે કપિલા નામની બ્રાહ્મણીના પુત્ર મહામુનિ પંચશિખ આખી પૃથ્વીમાં ફરતા ફરતા તે મિથિલા નગરીમાં જઈ ચડ્યા.[૬] તે મહામુનિએ સર્વ સંન્યાસધર્મોના તાત્ત્વિક જ્ઞાનનો નિર્ણય કરીને તેના પ્રયોજનનો પણ સારી રીતે નિશ્ચય કર્યો હતો અને સુખદુઃખાદિ દ્વંદ્વોનો તથા સર્વ પ્રકારના સંશયોનો તેમણે નાશ કર્યો હતો.[૭] વળી તે કાળના ઋષિઓમાં તથા મનુષ્યોમાં તે એક જ સર્વ કામનાઓથી મુક્ત હતા અને મહાદુર્લભ એવા સનાતન સુખની જ અત્યંત ઇચ્છા રાખતા હતા.[૮] સાંખ્યશાસ્ત્રના આચાર્યો, જે મહર્ષિને પ્રજાપતિ કપિલ કહે છે, તેમના જ સ્વરૂપે તે પંચશિખ મુનિ જગતને વિસ્મય પમાડી રહ્યા હતા, એમ હું પોતે માનું છું.[૯] ઇતિહાસવેત્તાઓ કહે છે કે, તે પંચશિખમુનિ આસુરિ નામના ઋષિના ચિરંજીવી પ્રથમ શિષ્ય હતા કે, જે પંચશિખમુનિએ એક હજાર વર્ષ પર્યંત માનસિક યજ્ઞ કર્યો હતો.[૧૦] તેમનું મન ઊહાપોહ કરવામાં ઘણું કુશળ હતું. તેમણે શતપથ બ્રાહ્મણમાં કહેલો પંચરાત્ર યજ્ઞ કરીને કૃતકૃત્યપણું પ્રાપ્ત કર્યું હતું અને કપિલમતાનુયાયી મહાન ઋષિમંડળને પોતાની સમીપ બેસાડીને તેમણે તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપ્યો હતો.[૧૧] વળી તે મહામુનિ અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એ પાંચે કોશોને જાણતા હતા અને તેથી જ તે પાંચે કોશોના સંબંધમાં શાસ્ત્રીય ઉપાસનોને તે કરતા હતા; તેમ જ શમ, દમ, ઉપરમ, તિતિક્ષા અને સમાધાન એ પાંચ ગુણોને તે ધારણ કરતા હતા તથા પંચકોશની શિખા સમાન પરબ્રહ્મને તેમણે જાણ્યા હતા, તેથી તેમનું 'પંચશિખ' એવું નામ પ્રસિદ્ધ થયું હતું. આ પંચશિખ મુનિએ પાંચ કોશના આશ્રયભૂત અવ્યક્ત પુરુષ(આત્મા)નું તાત્ત્વિક સ્વરૂપ ઋષિઓને સમજાવ્યું હતું.[૧૨] એક સમયે તે મહામુનિએ આત્મજ્ઞાન સંપાદન કરવા માટે પોતાના ગુરુ આસુરિ મુનિને પૂછ્યું હતું, જેથી (તેમના કહેવા ઉપરથી તપશ્ચર્યા કરીને) તેમણે દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત કરી હતી અને પછી ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞના સ્પષ્ટ સ્વરૂપને જાણ્યું હતું.[૧૩] તેમના ગુરુ આસુરિને તો જે એકાક્ષર(ૐકાર)રૂપ પરબ્રહ્મ અવિકારી હોઈ ને અનેક

સ્વરૂપે જગતમાં દેખાય છે, તેનું યથાર્થ જ્ઞાન તે કાળના ઋષિમંડળમાં (પ્રથમથી જ) થયું હતું.[૧૪] મુનિ પંચશિખ એ આસુરિ મુનિના શિષ્ય હતા અને કપિલા નામની બ્રાહ્મણીનું પયઃપાન કરીને મોટા થયા હતા. તે મુનિ બ્રાહ્મણી કપિલાના પુત્ર હતા, જેથી તેમણે તે સ્ત્રીનું સ્તનપાન કરીને 'કાપિલેય' એવું નામ તથા બ્રહ્મનિષ્ઠ બુદ્ધિ પ્રાપ્ત કરી હતી.[૧૫-૧૬] આ પંચશિખ મુનિની ઉત્પત્તિ તથા તેમને પ્રાપ્ત થયેલું 'કાપિલેય' એવું નામ અને સર્વોત્તમ સર્વજ્ઞપણું વગેરેના સંબંધની કથા ભગવાન માર્કંડેયે તથા સનત્કુમારે મને કહી હતી.[૧૭]

ધર્મજ્ઞ મુનિ પંચશિખ રાજા જનકને સર્વ આચાર્યો ઉપર સમાન બુદ્ધિ રાખનારો જાણીને તેની પાસે આવ્યા અને તેને ઉત્તમ જ્ઞાનનો ઉપદેશ આપ્યો. પછી તેમણે પોતાના હેતુવાદોથી ત્યાં રહેલા સોએ આચાર્યોને મોહિત કરી નાખ્યા.[૧૮] રાજા જનક પંચશિખ મુનિનાં દર્શન કરીને તેમનો ભક્ત જ બની ગયો અને પેલા સોએ આચાર્યોનો ત્યાગ કરીને કેવળ તેમની જ પાછળ ફરવા લાગ્યો.[૧૯] પછી પંચશિખ મુનિએ મહાસમર્થ અને ધર્માનુસાર નમ્ર રહેનારા રાજા જનકને સર્વોત્તમ એવા મોક્ષધર્મનો ઉપદેશ આપ્યો, જેનું ઉપનિષદોમાં અપૂર્વ વર્ણન છે.[૨૦] તેમણે પ્રથમ, જન્મથી વૈરાગ્ય પામવાનો જનકને ઉપદેશ આપ્યો, પછી યજ્ઞાદિ કર્મથી વૈરાગ્ય પામવાનો ઉપદેશ આપ્યો અને પછી બ્રહ્મલોક સુધીના સર્વ લોકથી વૈરાગ્ય પામવાનો ઉપદેશ આપ્યો.[૨૧] વળી તેમણે કહ્યું કે, 'જેના મોહને લીધે મનુષ્ય ધર્મનો સંસર્ગ કરે છે અને યજ્ઞાદિ કર્મોનાં ફળ તરીકે જેની આંકાક્ષા રાખે છે, તે સર્વ દેહાદિક પદાર્થો વિશ્વાસ કરવાને અયોગ્ય છે, નાશવંત છે, ચંચળ છે અને અનિશ્ચિત્ત છે.'[૨૨] (કેટલાએક ચાર્વાકમતાનુયાયીઓ કહે છે કે,)* 'આ દેહરૂપ આત્માનો નાશ લોકોની સાક્ષીમાં પ્રત્યક્ષ રીતે જોવામાં આવે છે; છતાં (કેટલાએક આત્મવાદીઓ) વેદશાસ્ત્રનાં પ્રમાણો આપીને કહે છે કે, 'આત્મા દેહથી ભિન્ન એવો એક સ્વતંત્ર પદાર્થ છે.' પણ તેઓ (અમારાં પ્રત્યક્ષ પ્રમાણથી પરાજિત જ થયા છે.[૨૩] વળી દેહના સ્વરૂપનો જે અભાવ, તે જ આત્માનું મૃત્યુ છે અને ક્લેશ, વૃદ્ધાવસ્થા તથા રોગો એ બધા આત્માના સ્વરૂપનો નાશ કરનારા જ છે, છતાં કેટલાએક (આત્મવાદીઓ) પોતાના મોહને લીધે આત્મવસ્તુને દેહથી ભિન્ન માને છે; પણ તેઓનો એ મત (પ્રત્યક્ષ પ્રમાણથી જોતાં) યોગ્ય લાગતો નથી.[૨૪] (વેદમાં કહ્યું છે કે, 'સ્વર્ગની ઇચ્છા રાખનારાએ યજ્ઞ કરવો.' પણ તેનું તાત્પર્ય એટલું જ છે કે, જેમ કોઈ એક રાજાને આશીર્વાદ આપવામાં આવે છે કે, 'આ રાજા અજર થાઓ, અમર થાઓ.' પણ તેથી રાજા અજરે થતો નથી અને અમરે થતો નથી; માત્ર તે તો એક ઔપચારિક વચન છે, તે જ પ્રમાણે વેદનાં ફળદર્શક વચનો પણ કેવળ ઔપચારિક જ× છે, કેમ કે) જે સ્વર્ગાદિ વસ્તુ જગતમાં ક્યાંય છે જ નહિ, તેને પણ 'છે' એમ માનવામાં આવે, તો પછી માત્ર ઔપચારિક વચનો કહેવાથી રાજા પણ અજરામર થવો જોઈએ. (માટે તે ઉપરથી સિદ્ધ થાય છે કે, સ્વર્ગાદિ પરલોક છે જ નહિ અને તે પારલૌકિક ફળને ભોગવનારો શરીરથી જુદો આત્મા પણ નથી.)[૨૫] આત્મા હશે કે નહિ, આવો જ્યારે સંશય ઊભો થાય છે, ત્યારે તેની સત્તા(હોવાપણું)ને સિદ્ધ કરનારું કોઈ પણ લક્ષણ જોવામાં આવતું નથી; તો પછી કયા આધારે અગ્નિહોત્રાદિ વ્યવહારનો નિશ્ચય કરી શકાય? અર્થાત્ ન જ કરી શકાય. (કહેવાનો ભાવ એ છે કે, અનુમાનપ્રમાણથી પણ આત્માની સિદ્ધિ થઈ શકતી નથી.)[૨૬] અનુમાન અને શાસ્ત્ર-એ બન્નેનું મૂળ પ્રત્યક્ષ જ છે; પરંતુ શાસ્ત્ર જ્યારે પ્રત્યક્ષપ્રમાણથી વિરુદ્ધ પડે, ત્યારે અનુમાનપ્રમાણ તો નકામું જ થઈ પડે છે;[૨૭] માટે અનુમાન દ્વારા આત્માને શરીર-

* અહીંથી આરંભીને છેક ૨૯મા શ્લોક સુધીમાં નાસ્તિક મતનું નિરૂપણ કર્યું છે, એ વાત લક્ષમાં રાખવી.

× વેદોક્ત ફળદર્શક વચનો કેવળ વ્યર્થ જ છે અને તેવાં વચનોથી પ્રચલિત થયેલાં અગ્નિહોત્રાદિ કર્મો પણ મિથ્યા જ છે. આવા આશયને સૂચવનારો એક શ્લોક નાસ્તિકોએ રચી કાઢ્યો છે:

अग्निहोत्रं त्रयीधर्मस्त्रिदण्डं भस्मगुण्ठनम् ।
बुद्धिपौरुषहीनानां जीविकेति बृहस्पतिः ॥

બૃહસ્પતિ કહે છે કે, અગ્નિહોત્રાદિ વૈદિક ધર્મ, સંન્યાસ અને શરીરે રાખોડી ચોળવી-એ બધા બુદ્ધિ અને પુરુષાર્થ વિનાના મનુષ્યોનાં આજીવિકાનાં સાધનો છે.

થી ભિન્ન માનવાની ભાવના કરવાની કંઈ જરૂર જ નથી; કેમ કે પૂર્વોક્ત રીતે અનુમાનને પ્રમાણુ તરીકે મનાય જ નહિ; માટે નાસ્તિકોના મતમાં સિદ્ધ થાય છે કે જીવ શરીરથી ભિન્ન નથી.[૨૮] જેમ એક વડના બીજમાં વડનું વૃક્ષ, તેનાં પાંદડાં, પુષ્પ, ફળ, મૂળ, છાલ વગેરે સર્વ રૂપરસાદિ પદાર્થો પ્રથમથી જ સૂક્ષ્મરૂપે અંતર્હિત રહેલા હોય છે, તેમ વીર્યમાં પણુ મન, બુદ્ધિ, અહંકાર, ચિત્ત અને શરીરનો આકાર વગેરે સર્વ ગુણો પ્રથમથી જ સૂક્ષ્મરૂપે અંતર્હિત રહેલા હોય છે; માત્ર પાછળથી તે તે ગુણો તેમાંથી પ્રકટ જ થાય છે અથવા જેમ એક ગાય ઘાસ તથા જળનો ઉપભોગ કરે છે, જેથી દૂધ, ઘી વગેરે જુદા જુદા સ્વભાવના પદાર્થો ઉત્પન્ન થાય છે, તેમ સ્ત્રીએ ધારણુ કરેલા વીર્યમાંથી શરીર તથા ચૈતન્ય વગેરે ભિન્ન ભિન્ન સ્વભાવના પદાર્થો ઉત્પન્ન થાય છે; અથવા જેમ ચાર-પાંચ ઔષધિઓને સાથે કૂટીને એકત્ર કરી રાખવાથી એ ચાર દિવસમાં તેની અંદર માદક શક્તિ ઉત્પન્ન થાય છે, તેમ વીર્ય અને ભૂતોનો અમુક કાળ પર્યંત એકત્ર સંયોગ થવાથી ચૈતન્યની ઉત્પત્તિ થાય છે; અથવા જેમ બે કાષ્ઠનું સાથે સંઘર્ષણુ થવાથી તેને પ્રકાશ કરનારો અગ્નિ ઉત્પન્ન થાય છે, તેમ વીર્ય અને ભૂતોનો એકત્ર સંયોગ થવાથી તેને પ્રકાશ કરનારું ચૈતન્ય ઉત્પન્ન થાય છે. આ રીતે બે જડ વસ્તુનો સંયોગ થવાથી એક ચૈતન્ય વસ્તુ ઉત્પન્ન થાય છે. એ વિષયમાં તર્કશાસ્ત્રીઓએ માનેલું દૃષ્ટાંત અવશ્ય અનુકૂળ થઈ પડશે. જેમ કે જડ એવા પણુ આત્મા અને મનના સંયોગથી ચૈતન્યરૂપી સ્મરણુશક્તિ ઉત્પન્ન થાય છે, તેમ જ જડ એવાં પણુ વીર્ય અને ભૂતોના સંયોગથી ચૈતન્યશક્તિ ઉત્પન્ન થાય છે, એ પ્રમાણે ચૈતન્ય જેવું ઉત્પન્ન થાય છે કે તુરત જ લોહચુંબક જેમ લોઢાને ચલાયમાન કરે છે, તેમ ( એ ચૈતન્ય ) ઇંદ્રિયાદિ સમુદાયને ચલાયમાન કરે છે. જેમ સૂર્યનાં કિરણો સૂર્યકાંતમણિ સાથે જ સંબંધમાં આવીને અગ્નિને ઉત્પન્ન કરે છે, તેમ પંચમહાભૂતો પણુ વીર્યની સાથે સંબંધમાં આવીને ચૈતન્યને ઉત્પન્ન કરે છે. વળી જેમ અગ્નિ જળનું શોષણુ કરનાર છે, તેમ વીર્ય અને ભૂતોના સમુદાયથી બનેલું શરીર જ સુખદુઃખાદિ ધર્મને ભોગવનાર છે. તે ઉપરથી સિદ્ધ થાય છે કે, શરીરથી જુદો જીવ નામનો કોઈ પદાર્થ જ નથી.[૨૯] ( આ નાસ્તિક મતનું ખંડન આ પ્રમાણે છે. ) દેહ જ્યારે મરણુ પામે છે, ત્યારે તેમાંથી ચૈતન્યનો નાશ થાય છે. (જેથી સિદ્ધ થાય છે કે, દેહ સિવાયનો બીજો કોઈ ચૈતન્યપદાર્થ છે અને તે જ્યારે દેહનો ત્યાગ કરે છે, ત્યારે શરીર નિશ્ચેષ્ટ થઈ પડે છે; અર્થાત્ જો દેહ જ ચેતન હોય, તો મરણુ પછી પણુ તેની અંદર ચૈતન્ય જોવામાં આવવું જોઈએ, માટે જણાય છે કે, ચૈતન્ય એ દેહનો ધર્મ નથી,) વળી કેટલાએક (ચાર્વાક જેવા ) નાસ્તિકો પણુ શીતજ્વર વગેરેને દૂર કરવા માટે મંત્રપ્રતિપાદ્ય દેવતાઓનું પૂજન અર્ચન કરે છે, તેનું કેમ ? (તેઓ જે દેવતાનું સેવન કરે છે, તે જો કેવળ ભૂતમય હોય, તો ઘટ આદિ ભૌતિક પદાર્થોની પેઠે દૃષ્ટિગોચર થવા જોઈએ; કેમ કે નાસ્તિકોએ એ વાતનો સ્વીકાર જ કર્યો નથી કે, સૂક્ષ્મશરીર બીજા લોકમાં સંચાર કરવા માટે યોગ્ય છે ! વળી લોકમાં પણુ એક પ્રત્યક્ષ દૃષ્ટાંત મળી આવે છે કે, કોઈ એક મનુષ્યના શરીરમાં જ્યારે ભૂતનો પ્રવેશ થાય છે, ત્યારે તેના શરીરને પ્રહાર કર્યા છતાં પણુ તેને પોતાને પીડા થતી નથી, પણુ તેના શરીરમાં દાખલ થયેલા ભૂતને જ પીડા થાય છે; કારણુ કે તે સમયે તેના દેહમાં અભિમાની ભૂત હોય છે અને પછી જ્યારે તેના શરીરમાંથી ભૂત નીકળી જાય છે, ત્યારે તેને પોતાને જ પીડા થાય છે. હવે નાસ્તિકોના કહેવા પ્રમાણે જો દેહ જ આત્મા હોય, તો પૂર્વોક્ત અનુભવ પ્રમાણે સ્પષ્ટ વિરોધ જ છે; માટે સિદ્ધ થાય છે કે, શરીરથી ભિન્ન એવું આત્મતત્ત્વ છે જ. ) વળી એવો એક સિદ્ધાંત છે કે, કરેલાં કર્મોને ભોગવ્યા સિવાય તેઓનો નાશ થતો નથી અને નહિ કરેલાં કર્મ કદી પ્રાપ્ત થતાં નથી; પરંતુ જો દેહને જ આત્મા માનવામાં આવે, તો આ સિદ્ધાંત સાથે વિરોધ જ આવે છે, કેમ કે શરીરનો નાશ થાય, તેની સાથે કર્મનો પણુ નાશ થઈ જાય અને શરીરની ઉત્પત્તિ સાથે નહિ કરેલાં કર્મ પણુ આવી મળે; માટે નિશ્ચય થાય છે કે, શરીર આત્મા નથી.[૩૦] ( વળી નાસ્તિકો કહે છે કે, બે જડ વસ્તુઓનો સંયોગ થતાં ચૈતન્યવસ્તુ ઉત્પન્ન થાય છે; પણુ તેમ કહેવું તે યોગ્ય જ નથી; કારણ

કે ) તેઓએ કાષ્ઠ વગેરે જે જે હેતુઓ દર્શાવ્યા છે. તેમાંથી અગ્નિ વગેરે જડ પદાર્થો જ ઉત્પન્ન થાય છે અને તેઓના કહેવા પ્રમાણે મૂર્ત પદાર્થમાંથી પણ જો અમૂર્ત પદાર્થ ઉત્પન્ન થતો હોય, તો પૃથ્વી આદિ ચાર મૂર્ત ભૂતોમાંથી આકાશરૂપ અમૂર્ત ભૂતની ઉત્પત્તિ થવી જોઈએ; વળી કાર્યનું કારણની સાથે સરખાપણું કેવળ માટી, ઘડા વગેરે મૂર્ત કાર્યકારણમાં જ સંભવી શકે છે; પણ પરસ્પર અત્યંત વિલક્ષણ એવા મૂર્તઅમૂર્ત પદાર્થમાં સંભવી શકતું નથી; અર્થાત્ મૂર્ત વીર્ય અને મૂર્ત ભૂતોનો સંયોગ અમૂર્ત ચૈતન્યને કદી ઉત્પન્ન કરી શકે જ નહિ.[૩૧]

(એ પ્રમાણે ચાર્વાક જેવા નાસ્તિકોના મતનું ખંડન કરીને બૌદ્ધ જેવા ક્ષણિક વિજ્ઞાનવાદીઓના મતનું ખંડન કરવા માટે પ્રથમ તેઓના મતનો ઉપન્યાસ કરે છે.) કેટલાએક મતાંતરવાદીઓ કહે છે કે, અવિદ્યા, કર્મો, ચેષ્ટા, લોભ, મોહ અને દોષોનું સેવન એ જ પુનર્જન્મનું કારણ છે.[૩૨] તેઓ કહે છે કે, અવિદ્યા એ ક્ષેત્ર છે, પૂર્વે કરેલાં કર્મો તે એ ક્ષેત્રમાં ઊગી નીકળનારાં બીજ છે અને તૃષ્ણા તે એ બીજોને ઉગાડનારું જળ છે. આ રીતે તે અવિદ્યા, કર્મ અને તૃષ્ણાને લીધે જ પુનઃ પુનઃ જન્મમરણ થયા કરે છે.[૩૩] વળી તેઓ કહે છે કે, જ્યાં સુધી એ અવિદ્યા વગેરેનો સમુદાય ગૂઢપણે રહેલો હોય છે, ત્યાં સુધી એક દેહનો નાશ થયા છતાં પણ પુનઃ તેમાંથી બીજો દેહ ઉત્પન્ન થાય છે; પરંતુ જ્ઞાન દ્વારા તે અવિદ્યા વગેરેના સમુદાયને બાળીને ભસ્મ કરી નાખવામાં આવે છે, ત્યારે દેહના નાશ પછી મોક્ષ જ થઈ જાય છે.[૩૪]

(એ પ્રમાણે તે મતનો ઉપન્યાસ કરીને હવે તેનું ખંડન કરે છે.) જો તે ક્ષણિક વાદીઓના મતમા સ્વરૂપવિજ્ઞાન, જાતિવિજ્ઞાન, પુણ્યપાપ વિજ્ઞાન તથા બાહ્યવિજ્ઞાન એ સર્વ વિજ્ઞાનો અન્યોન્યથી ભિન્ન હોઈને કેવળ ક્ષણિક જ છે, તો પછી એક જ પુરુષને ભોગ, મોક્ષ વગેરેની અનુસંધાન પૂર્વક પ્રાપ્તિ કેવી રીતે થાય ? (અર્થાત્ તેઓના ક્ષણિકવાદ મત પ્રમાણે એકનો એક જ પુરુષ મુમુક્ષુ અવસ્થામાં જુદો ગણાશે. સાધનાવિષ્ટ અવસ્થામાં જુદો ગણાશે અને મુક્ત અવસ્થામાં પણ જુદો ગણાશે ! આ રીતે કોઈ પણ વિષયમાં એક એકનું અનુસંધાન રહેશે નહિ,)× જેથી દાન, વિદ્યા, તપ અને બળ સંપાદન કરીને પણ મનુષ્યને શી પ્રીતિ પ્રાપ્ત થવાની ? કેમ કે તેણે જે જે કર્મ આચર્યું હશે, તેનું ફળ તો બીજા કોઈને જ પ્રાપ્ત થવાનું.[૩૫-૩૬] વળી એ ક્ષણિકવાદ પ્રમાણે એકે કરેલાં પુણ્યથી બીજો સુખી થવાનો તથા એકે કરેલા પાપથી બીજો દુઃખી થવાનો; એટલુ જ નહિ પણ તેઓના એ મત પ્રમાણે દૃશ્યઅદૃશ્ય સર્વ પદાર્થોના સબંધમાં એવો વિપરીત જ નિર્ણય થવાનો.[૩૭] જેમ કે એક શરીરને મુશળના પ્રહારોથી છૂંદી નાખવામા આવે, તોપણ તેમાંથી બીજું નવું શરીર ઉત્પન્ન થવું જોઈએ; કેમ કે તેઓની એવી જ માન્યતા છે કે, એક જ્ઞાનનો નાશ થયા પછી બીજું નવું જ્ઞાન ઉત્પન્ન થાય જ છે, જેથી

× બૌદ્ધોનો અથવા ક્ષણિક વિજ્ઞાનવાદીઓનો મુખ્યત્વે કરીને એ જ મત છે કે, 'सर्वं क्षणिकम् क्षणिकम् ।' જગતના સર્વ પદાર્થો કેવળ એક ક્ષણભર રહેનારા છે, અર્થાત્ એક વસ્તુ ઉત્પન્ન થઈ કે તુરત જ તેનો નાશ થઈ જાય છે અને તેમાથી તેના જેવી જ બીજી વસ્તુ ઉત્પન્ન થાય છે. આ રીતે પ્રત્યેક ક્ષણે પદાર્થની ઉત્પત્તિ અને નાશ થયા જ કરે છે; તેમ જ તેઓના મતમા વિજ્ઞાન પણ એ પ્રકારનું જ છે. એક આલયવિજ્ઞાન અને બીજું પ્રવૃત્તિવિજ્ઞાન અથવા બાહ્યવિજ્ઞાન. તેમા 'अहं' એવુ જે જ્ઞાન થાય છે, તે આલયવિજ્ઞાન છે અને રૂપાદિ ગુણોથી યુક્ત એવા બાહ્યપદાર્થોનું જે જ્ઞાન થાય છે, તે પ્રવૃત્તિવિજ્ઞાન અથવા બાહ્યવિજ્ઞાન છે અને તે બન્ને વિજ્ઞાનો પણ ક્ષણિક જ છે–પ્રત્યેક ક્ષણે ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે. હવે આ મત પ્રમાણે જો સર્વ કંઈ ક્ષણિક છે, તો પછી ભોગ, મોક્ષ વગેરે પદાર્થો એક જ મનુષ્યને કેવી રીતે મળી શકશે ? વળી એક જ મનુષ્યને એક ક્ષણે જોયા પછી બીજી ક્ષણે કેવી રીતે ઓળખી શકાશે ? સિવાય એક શરીરથી કરેલુ કર્મ બીજા શરીરથી ભોગવવું પડશે, એક શરીરે સંપાદન કરેલુ જ્ઞાન બીજા શરીરને પ્રાપ્ત થશે અને મુમુક્ષુ, મુક્ત વગેરે જુદા જુદા જ ગણાશે, અર્થાત્ પ્રત્યેક વસ્તુ ક્ષણિક હોવાને લીધે કોઈના સંબધમા પણ અભેદ પ્રત્યભિજ્ઞાન થશે નહિ, કેમ કે પૂર્વે જોયેલો પદાર્થ વર્તમાનકાળમાં ભિન્ન થઈ ગયેલો હશે અને એવી રીતે જ ભોગમોક્ષના સંબધમાં પણ ઘણી જ અવ્યવસ્થા ઊભી થશે.

એક શરીરનો નાશ થયા પછી પણ બીજું નવું શરીર ઉત્પન્ન થવું જ જોઈએ. (પરંતુ તેમ કંઈ થતું નથી, એ ઉપરથી સિદ્ધ થાય છે કે, વિજ્ઞાનવાદીઓએ ગપોડા જ હાંક્યા છે.)[૩૮] તેઓના ક્ષણિક વાદ પ્રમાણે તેઓનો મોક્ષ પણ તેવો જ હોવો જોઈએ કે, ઋતુઓ, સંવત્સરો, યુગો, શીતકાળ, ઉષ્ણકાળ, પ્રિય અને અપ્રિય વગેરેની જેમ ઉત્પત્તિ અને નાશ થયા કરે છે, તેમ તેઓનો મોક્ષ પણ પુનઃ પુનઃ આવીને નિવૃત્ત થતો હોવો જોઈએ, કારણ કે 'सर्वं वस्तु क्षणिकम्' એ ન્યાય પ્રમાણે જ્ઞાનધારાઓ પણ અનંત જ થઈ પડશે. (આ રીતે ક્ષણિક વિજ્ઞાનવાદ અનેક દોષોથી ગ્રસ્ત હોવાને લીધે યુક્તિયુક્ત નથી.)[૩૯] (કેટલાએક તર્કશાસ્ત્રીઓ કહે છે કે, વિજ્ઞાન ભલે ક્ષણિક હોય, તોપણ વિજ્ઞાનનો આશ્રય આત્મા તો સ્થિર જ છે. આ તર્કમત પણ યોગ્ય નથી; કેમ કે) કોઈ એક જીર્ણ થયેલા ઘરના નબળા નબળા ભાગોનો પ્રથમ નાશ થવાથી અંતે આખા ઘરનો પણ જેમ નાશ થઈ જાય છે, તેમ વૃદ્ધાવસ્થા અને સર્વનો નાશ કરનારા મૃત્યુથી ઘેરાયેલા આત્માના વિજ્ઞાનોનો પ્રથમ નાશ થયા પછી તેનો પોતાનો પણ નાશ થઈ જશે. (કેમ કે એવો સિદ્ધાંત છે કે, ધર્મમાં કોઈ જાતનો વિકાર થતાં તેના આશ્રયભૂત ધર્મીમાં પણ અવશ્ય વિકાર થાય જ છે અને તેથી જ વિજ્ઞાનરૂપ ધર્મના આશ્રયભૂત આત્માનો પણ નાશરૂપ વિકાર અવશ્ય થવો જ જોઈએ.)[૪૦] (કદાચ તમે કહેશો કે, ધર્મ અનિત્ય હોય, તોપણ આકાશાદિકની પેઠે તેના આશ્રયનો નાશ થતો નથી. આમ કહેવું તે પણ ઠીક નથી; કેમ કે) ઈંદ્રિયો, મન, વાયુ, રુધિર, માંસ અને હાડકાંનો અનુક્રમે નાશ થાય જ છે અને તેઓ પોતપોતાની ધાતુમાં મળી જાય છે.[૪૧] (વળી તમે કહેશો કે, 'આત્મા બુદ્ધિ આદિ ગુણોનો આશ્રય નથી, પણ શુદ્ધ છે, અકર્તા છે અને અભોક્તા છે,' આમ કહેવું તે પણ યોગ્ય નથી; કેમકે) આત્મા અકર્તા અને અભોક્તા હોય, તો વેદોક્ત દાનધર્મ તથા તેનું ફળ વ્યર્થ થઈ પડે; એટલું જ નહિ પણ વૈદિક વાક્યો તથા લૌકિક વ્યવહારો કેવળ આત્મસુખને માટે જ છે. (છતાં તેનો પણ ઉચ્છેદ થઈ જાય છે.)

આ રીતે વાદીઓના મનમાં અનેક જાતના તર્કવિતર્કો ઊભા થાય છે, પરંતુ તેના સિદ્ધાંત તરીકે 'અમુક વસ્તુ આમ જ છે' એવો કોઈ જાતનો નિશ્ચય તેઓના જોવામાં આવતો નથી.[૪૨-૪૩] આવા વાદીઓ તે તે અનેક વિષયોમાં દોડ્યા જાય છે અને પછી તેઓની બુદ્ધિ અમુક એક વિષયની અંદર જ પ્રવેશ કરીને વૃક્ષની પેઠે ત્યાં ને ત્યાં જીર્ણ થઈ જાય છે.[૪૪] એ પ્રમાણે મહાવત જેમ હાથીઓને આમતેમ ખેંચી જાય છે, તેમ અર્થ અને અનર્થભૂત એવા અનેક મતમતાંતરો પ્રાણીઓને આમતેમ ખેંચી જાય છે; પણ તેથી અંતે તેઓ દુઃખી જ થાય છે.[૪૫] આ જગતમાં તેવા અનેક શુષ્ક જ્ઞાનવાળા પુરુષો પોતાને અત્યંત સુખ પ્રાપ્ત થાય તેવા અર્થો સંપાદન કરવાની ઈચ્છા રાખે છે; પરંતુ (તેને મેળવવા જતાં) અતિ મહાન દુઃખ પ્રાપ્ત કરીને પોતાના ઇચ્છિત અર્થનો ત્યાગ કરી મૃત્યુના સપાટામાં સપડાઈ પડે છે.[૪૬] પોતાનું જીવિત અવશ્ય નાશવંત છે અને અસ્થિર છે, તો પછી પુરુષને પોતાના બાંધવોની સાથે તથા જુદા જુદા પરિગ્રહો સાથે શું પ્રયોજન છે? આમ સમજીને જે પુરુષ એ સર્વનો એક ક્ષણમાં ત્યાગ કરીને ચાલ્યો જાય છે, તેને પુનઃ આ સંસારમાં આવવું પડતું નથી.[૪૭] આ શરીરને માટે પૃથ્વી, આકાશ, જળ, અગ્નિ અને વાયુ એ પાંચે તત્ત્વો નિરંતર રાહ જોઈને જ બેઠાં છે (કે ક્યારે આ શરીર અમારામાં મળી જશે?) તેનો વિચાર કરીને કયા પુરુષને તેના ઉપર પ્રીતિ થાય? (અને એ પણ ખરું જ છે કે,) આ નાશવંત શરીર ઉપર મમતા રાખનાર પુરુષને લેશમાત્ર સુખ મળતું નથી.[૪૮]

ભીષ્મે કહ્યું: રાજા જનક મહામુનિ પંચશિખનું એ નિષ્કપટ, છળવિનાનું, પરમ કલ્યાણકારક તથા આત્માનો સાક્ષાત્કાર કરાવનારું વચન સાંભળીને પરમ વિસ્મય પામ્યો અને પછી તેણે આ પ્રમાણે પૂર્વપક્ષ કરવાનો આરંભ કર્યો.[૪૯]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'જનકપંચશિખસંવાદ—નાસ્તિક મતનું ખંડન' નામનો અધ્યાય ૨૧૮ મો સમાપ્ત

# अध्याय २१९ म

## જનકપંચશિખસંવાદ-સાંખ્યશાસ્ત્ર

॥ भीष्म उवाच ॥

जनको जनदेवस्तु ज्ञपितः परमर्षिणा ।
पुनरेवानुपप्रच्छ सांपराये भवाभवौ ॥ १ ॥

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર! મહર્ષિ પંચશિખે એ પ્રમાણે ઉપદેશ આપ્યો, એટલે રાજા જનકે મરણ થયા પછી સંસાર અથવા મોક્ષની પ્રાપ્તિ કેવી રીતે થાય છે, એ વિષે પ્રશ્ન કર્યો.[૧]

જનકે પૂછ્યું: હે ભગવન્! પ્રમાતા આદિ ભાવોથી મુક્ત થયા પછી મનુષ્યને જ્યારે મોક્ષપ્રાપ્તિ થાય છે, ત્યારે (સુષુપ્ત અથવા મૂર્છાવસ્થાની પેઠે) કોઈ જાતનું વિશેષ જ્ઞાન રહેતું નથી. તો પછી જ્ઞાન મેળવીને કે અજ્ઞાની રહીને વિશેષ ફળ શું મેળવી શકાય છે? (અર્થાત્ કંઈ જ નહિ.)[૨] હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! તમે જુઓ તો ખરા! આ સર્વ યમનિયમાદિ કર્મો કેવળ આત્મનાશને માટે જ હોય તેમ લાગે છે અને જો એમ જ છે, તો પછી પ્રમાદી કે અપ્રમાદી હરકોઈ મનુષ્ય શું કરી શકે તેમ છે? (કેમ કે હરકોઈ મનુષ્યને ફળ તો એકસરખું જ મળવાનું છે.)[૩] વળી મોક્ષ મેળવીને પણ દિવ્ય અંગનાઓ વગેરેનો આનંદદાયક સંસર્ગ પ્રાપ્ત ન થાય અને જો થાય તોપણ સ્વર્ગના જેવા નાશવંત પદાર્થોનો જ થાય, તોપણ કયું ફળ મેળવવા માટે આમાં કયો તાત્ત્વિક નિશ્ચય કરી શકાય? (કેમ કે સ્વર્ગમાં અને મોક્ષમાં કોઈ જાતનો તફાવત ન રહ્યો.) અને જો કરી શકાય તો તે કેમ ઘટી શકે? (માટે મને તો લાગે છે કે, સ્વર્ગનું અવિનાશી સુખ તે જ મોક્ષ છે.)[૪]

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર! એ પ્રમાણે રાજા જનકને અંધકારથી જાણે ઢંકાઈ ગયેલો હોય અને રોગીની પેઠે જાણે ભ્રમિત થયેલો હોય તેવો જાણીને જ્ઞાની મુનિ પંચશિખ વાક્યો વડે તેને શાંત પાડતા પુનઃ આ પ્રમાણે કહેવા લાગ્યા:[૫] 'મોક્ષને માટે કરવામાં આવતાં કર્મોનું પરિણામ આત્મનાશરૂપ છે એમ નથી; અથવા તેનું પરિણામ શરીરયુક્ત રહેવું એ પણ નથી; (પરંતુ જેમ દોરડીમાં આરોપિત થયેલા સર્પને જ્ઞાન દ્વારા દૂર કરવાથી ભયની નિવૃત્તિ થઈ જાય છે, તેમ આત્માની અંદર આરોપિત થયેલા બુદ્ધિ, ઇંદ્રિય આદિ પદાર્થોને જ્ઞાન દ્વારા દૂર કરવા માત્રથી જ અનર્થની નિવૃત્તિ થઈ જાય છે.) કેમ કે શરીર, ઇંદ્રિયો અને મન એ સર્વનો સમુદાય અન્યોન્યથી ભિન્ન છે, છતાં એકબીજાનો આશ્રય કરીને કર્મોની અંદર પ્રવૃત્તિ કરે છે.[૬] પ્રત્યેક પ્રાણીઓની અંદર આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી એ પાંચ ધાતુઓ રહેલી છે કે, જેઓ સ્વાભાવિક રીતે જ અન્યોન્ય સાથે જોડાઈને રહે છે અને સ્વાભાવિક રીતે જ એકબીજાથી છૂટી થઈ જાય છે.[૭] આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી એ પાંચે જ્યારે એકત્ર થાય છે, ત્યારે જરાયુજ આદિ અનેક પ્રકારનાં શરીરો ઉત્પન્ન થાય છે.[૮] અને તે શરીરોમાં બુદ્ધિ, જઠરાગ્નિ અને વાયુ સર્વ કર્મોમાં પ્રવૃત્તિ કરાવનાર છે; કેમ કે ઇંદ્રિયાદિ સર્વ પદાર્થોની ઉત્પત્તિ તેમાંથી જ થયેલી છે. જેમ કે શબ્દાદિક વિષયો, તેઓનો પ્રકાશક સ્વભાવ, ઘટાદિકના આકારવાળી વૃત્તિરૂપ ચેતના અને સંકલ્પાદિકરૂપ મન એ બધાં બુદ્ધિનાં કાર્ય છે; પ્રાણ, અપાન, વ્યાન, સમાન અને ઉદાન એ પાંચે વાયુનાં કાર્ય છે અને ખાનપાનનું પાચન થઈને ઉત્પન્ન થનારા ઇંદ્રિયપોષક રસો તથા શરીરની બીજી ધાતુઓ જઠરાગ્નિનાં કાર્ય છે;[૯] તેમ જ શ્રોત્રેંદ્રિય, ત્વચાઇંદ્રિય, રસનેંદ્રિય, ચક્ષુઇંદ્રિય તથા ઘ્રાણેંદ્રિય એ પાંચે ઇંદ્રિયો મનમાંથી ઉત્પન્ન થયેલી છે.[૧૦] તેમાં ચિદાત્માના પ્રતિબિંબવાળી ચેતના વૃત્તિ સુખરૂપે, દુઃખરૂપે અને સુખદુઃખની સમાનતારૂપે ત્રણ પ્રકારની છે અને તે ધ્રુવ છે.[૧૧] વળી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ અને રૂપવાળાં દ્રવ્યો આ છ ગુણોને 'વિષય' કહેવામાં આવે છે અને તે વિષયો તથા ઇંદ્રિયોના સંયોગને લીધે મનુષ્યને મરણ પર્યંત તે તે પદાર્થનું જ્ઞાન થયા કરે છે;[૧૨] એટલું જ નહિ પણ સ્વર્ગાદિનાં સાધનભૂત યજ્ઞાદિ કર્મો, બ્રહ્મલોકને આપનારો સંન્યાસ તથા મોક્ષના બીજભૂત, જ્ઞાનસ્વરૂપ અને અવિકારી એવા પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરાવનાર શ્રેષ્ઠ તત્ત્વ અર્થનો નિશ્ચય પણ કેવળ શ્રોત્રાદિ ઇંદ્રિયોને જ અધીન છે, એમ વિદ્વાનો કહે છે.[૧૩] જે પુરુષ પૂર્વોક્ત ગુણસમુદાયને જ મિથ્યાદૃષ્ટિને લીધે આત્મસ્વરૂપે જુએ છે;

કરનારું એવું પણ અંતઃકરણ, સુષુપ્તિ અવસ્થામાં તમોગુણથી ગ્રસ્ત બની જઈને તત્કાળ ઇંદ્રિયાદિકનો ઉપસંહાર કરે છે અને કેવળ અલ્પ સમયને માટે જ પૂર્વોક્ત ઇંદ્રિયાદિકના યુગપદ્ભાવનો ઉચ્છેદ કરે છે, તેથી તે અવસ્થામાં શરીરમાં રહીને જ જે સુખનો અનુભવ કરવામાં આવે છે, તે જાણે મોક્ષસુખ હોય તેવું ભાસે છે; પરંતુ તે સુખ તામસ ગણાય છે–અજ્ઞાનપ્રધાન જ હોય છે. જોકે મોક્ષસુખ પણ કંઈક અંશે સુષુપ્તિના સરખું જ છે, તોપણ તે સુખ કેવળ પ્રકાશાત્મક છે, વેદોથી બોધિત છે અને તે સુખનો સાક્ષાત્કાર કરનાર પુરુષ કદી કષ્ટને જોતો નથી. વળી એ સુખમાં પણ પુરુષ અવ્યક્ત એવા તમોગુણને જાણે ગ્રહણ કરતો હોય તેમ લાગે છે. (પણ વસ્તુતઃ તે સુખમા તમોગુણનો અભાવ જ થઈ જાય છે; કેમ કે ત સુખમાં માત્ર અદ્વૈતદર્શન જ હોય છે–જ્ઞાતા આદિનો કેવળ અભાવ જ હોય છે.)[૩૭-૩૮] એ પ્રમાણે સુષુપ્તિની પેઠે મોક્ષમાં પણ અહંકારથી આરંભીને ઘટ સુધીના સર્વ દૃશ્યમાન ગુણો જેઓનો આવિર્ભાવ કર્મને લીધે જ થાય છે, તે સર્વનો કેવળ ત્યાગ જ થઈ જાય છે; પરંતુ જેઓ અવિદ્યાગ્રસ્ત હોય છે, તેઓને એ ગુણો વજ્રના બંધનની પેઠે વળગેલા રહે છે અને જેઓ જ્ઞાનસંપન્ન થયેલા હોય છે, તેઓને ત્રણે કાળમાં એ ગુણોનો સર્વથા અભાવ જ થઈ જાય છે.[૩૯]

અધ્યાત્મનું ચિંતન કરનારા વિદ્વાનો કહે છે કે, ઇંદ્રિયો, મહાભૂતો વગેરેના સમુદાયને જ ક્ષેત્ર (શરીર) કહેવામાં આવે છે અને (તે સમુદાયના બીજભૂત) મનની અંદર સત્તારૂપે રહેલો જે ભાવ તેને ક્ષેત્રજ્ઞ કહેવામાં આવે છે.[૪૦] આ રીતે જરાયુજ આદિ ચારે પ્રકારનાં પ્રાણીઓ અનાદિ કાળની અવિદ્યાને વશ થઈને સ્વાભાવિક રીતે જ વ્યવહારની અંદર પ્રવૃત્તિ કરે છે, તો પછી ઉચ્છેદ કોનો? અને શાશ્વત કોણ? અથવા આત્મા તો શાશ્વત કે સના- સત્યં જગન્મિથ્યા।')[૪૧] જેમ પ્રથમ સ્પષ્ટ સ્વરૂપે દેખાતી નાની નદીઓ મોટા નદોમાં મળી જઈને પોતાના નામરૂપનો ત્યાગ કરે છે અને પછી તે મોટા નદો સમુદ્રની અંદર મળી જઈને પોતાના નામરૂપનો ત્યાગ કરે છે, તેમ મહત્તત્ત્વથી આરંભીને દેહ સુધીનાં સર્વ સત્ત્વોનો (પદાર્થોનો) ઉત્પત્તિથી વિપરીત ક્રમે) લય થઈ જાય છે. (અને પછી તેઓ પોતાના નામરૂપનો ત્યાગ કરી દે છે; અર્થાત્ સ્થૂલનો સૂક્ષ્મમાં લય થઈ જાય છે, સૂક્ષ્મનો કારણમાં લય થઈ જાય છે અને કારણનો શુદ્ધ બ્રહ્મમાં લય થઈ જાય છે.)[૪૨] જો આમ જ છે, તો પછી દર્પણમાં દેખાતા મુખની પેઠે બુદ્ધિમાં દેખાતા જીવરૂપી પ્રતિબિંબનું દર્પણરૂપી ઉપાધિને દૂર કરવાથી જેમ તેમાંના પ્રતિબિંબનું ગ્રહણ થઈ શકતું નથી, તેમ બુદ્ધિરૂપી ઉપાધિને દૂર કરવાથી કેવી રીતે ગ્રહણ થઈ શકશે? અને પછી 'હું દેવદત્ત છું' એવી સંજ્ઞા પણ કેવી રીતે ઉપલબ્ધ થશે? (અર્થાત્ જેમ દર્પણને દૂર કરવાથી તેમાં દેખાતા મુખના પ્રતિબિંબનો અભાવ થાય છે; તોપણ મુખનો અભાવ થતો નથી, તેમ ઉપાધિને દૂર કરવાથી તેમાં જણાતા આત્માના પ્રતિબિંબનો (જીવનો) અભાવ થાય છે, તોપણ આત્માનો અભાવ થતો નથી.)[૪૩]

જે મનુષ્ય, પૂર્વોક્ત આત્મવિદ્યાને જાણે છે અને સાવધાન થઈને આત્મચિંતન કરે છે, તે મનુષ્ય જળથી સિંચેલું કમળનું પાંદડું જેમ જળથી લેપાતું નથી, તેમ અનિષ્ટ એવાં કર્મનાં ફળોથી લેપાતો નથી,[૪૪] તેમ મોક્ષની ઇચ્છાવાળો પુરુષ જ્યારે પ્રજાઓના (સંતતિના) સ્નેહને નિમિત્તે પ્રાપ્ત થનારા તથા દેવતાઓની ઉપાસનાનિમિત્તે પ્રાપ્ત થનારા અનેક પાશોથી છૂટો થાય છે અને સુખનો તથા દુઃખનો ત્યાગ કરી દે છે, ત્યારે લિંગશરીરથી મુક્ત થઈને પરમ ગતિને પામે છે.[૪૫] જે પુરુષ વેદોક્ત પ્રમાણોનો (તત્ત્વમસિ ઇત્યાદિ મહા

તેનું અનંતગણું દુઃખ કદી શાંત જ થતું નથી.[૧૪] આ જગતમાં જે કંઈ અહંકારાદિ પદાર્થો જોવામાં આવે છે, તે બધા આત્મરૂપ નથી, પણ મિથ્યા છે; અને તેથી જ અહંભાવદ્યોત્ય શરીરાદિ તથા મમભાવદ્યોત્ય પુત્રાદિ પણ કેવળ મિથ્યા જ છે. (આવું જ્ઞાન જ્યારે ઉત્પન્ન થાય છે, ત્યારે) કેવળ મિથ્યા પદાર્થ તરીકે પ્રતીયમાન થતી (જણાતી) દુઃખપરંપરા, કયા આધારે ટકી શકે તેમ છે? (અર્થાત્ કોઈ પણ આધારે ટકી શકે તેમ નથી; કેમ કે આત્મા અસંગ છે અને અહંકારાદિ પદાર્થો મિથ્યા છે.)[૧૫] આ વિષયમાં 'सम्यग्वध×' નામનું સર્વોત્તમ ત્યાગશાસ્ત્ર હું તને કહું છું, તેનું તું શ્રવણ કર. એનું શ્રવણ કરવાથી તને મોક્ષપ્રાપ્તિ થશે.[૧૬] જે પુરુષો મુક્તિને માટે નિત્ય ઉદ્યમશીલ રહે છે, તેઓએ સર્વ પ્રકારનાં કર્મોનો ત્યાગ કરી દેવો, એ જ શાસ્ત્રસંમત છે; છતાં જેઓ કર્મનો ત્યાગ કર્યા વિના જ નિત્ય શાંતિપરાયણ રહેવા પ્રયત્ન કરે છે, તેઓને અવિદ્યાદિ દુઃખજનક ક્લેશ પ્રાપ્ત થાય છે.[૧૭] (સર્વ શાસ્ત્રીય ઉપદેશનું તાત્પર્ય કેવળ ત્યાગમાં જ રહેલું છે, એમ કહેવામાં પણ વિરોધ નથી; કેમ કે વેદોક્ત યજ્ઞાદિ કર્મોનો ઉદ્દેશ કેવળ દ્રવ્યત્યાગ કરાવવાનો જ છે, શાસ્ત્રોક્ત વ્રતાચરણનો ઉદ્દેશ ભોગવૈભવોનો ત્યાગ કરાવવાનો જ છે, તપશ્ચરણનો ઉદ્દેશ સુખનો ત્યાગ કરાવવાનો જ છે અને સર્વ વસ્તુઓનો ત્યાગ કરાવવા માટે જ શાસ્ત્રકારો યોગ કરવાનો ઉપદેશ આપે છે; કેમ કે એ જ ત્યાગની પરાકાષ્ઠા છે.[૧૮] સર્વ પ્રકારનાં દુઃખોથી મુકત થવા માટે સર્વનો ત્યાગ કરવાનું જ શાસ્ત્રમાં દર્શાવ્યું છે. વળી એ ત્યાગમાર્ગમાં વિવિધ પ્રકારના ભેદો પણ રહેલા નથી; છતાં જે પુરુષ સર્વનો ત્યાગ કરતો નથી, તેની દુર્ગતિ જ થાય છે.*[૧૯] (માટે ત્યાગ કોનો કરવો) તે હું કહું છું. મન સહિત પાંચ જ્ઞાનેંદ્રિયો અને પ્રાણશક્તિ સહિત પાંચ કર્મેંદ્રિયો બુદ્ધિની અંદર રહેલી છે. (માટે બુદ્ધિનો ત્યાગ કરવાથી એ સર્વનો ત્યાગ થઈ જાય છે.)[૨૦] બે હાથને કર્મેંદ્રિય કહેવામાં આવે છે, બે પગને ગમનેંદ્રિય કહેવામાં આવે છે, શિશ્ન(લિંગ)ઇંદ્રિયને પ્રજનનેંદ્રિય અથવા આનંદેંદ્રિય કહેવામાં આવે છે. મળનો ત્યાગ કરનારી ઇંદ્રિયને પાયુ(ગુદા)ઇંદ્રિય કહેવામાં આવે છે અને ભિન્ન ભિન્ન શબ્દોને ગ્રહણ કરનારી ઇંદ્રિયને વાક્ઇંદ્રિય કહેવામાં આવે છે. આ પાંચ કર્મેંદ્રિયો, પાંચ જ્ઞાનેંદ્રિયો અને મન એમ મળીને બધી અગિયાર ઇંદ્રિયો થાય છે. તેમાંથી પ્રથમ મનનો ત્યાગ કરવા વડે પાંચ કર્મેંદ્રિયોનો તથા તેના વિષયોનો ત્યાગ સિદ્ધ થાય છે અને બુદ્ધિનો ત્યાગ કરવાથી પાંચ જ્ઞાનેંદ્રિયોનો તથા તેઓના વિષયોનો ત્યાગ સિદ્ધ થાય છે.[૨૧-૨૨] શ્રોત્રઇંદ્રિય, શબ્દ અને ચિત્ત એ ત્રણ મળીને શબ્દજ્ઞાનને પ્રાપ્ત કરે છે; ત્વચાઇંદ્રિય, સ્પર્શ અને ચિત્ત એ ત્રણ મળીને સ્પર્શજ્ઞાન સંપાદન કરે છે; ચક્ષુઇંદ્રિય, રૂપ અને ચિત્ત એ ત્રણ મળીને રૂપજ્ઞાન મેળવે છે; રસનાઇંદ્રિય, રસ અને ચિત્ત એ ત્રણ મળીને રસજ્ઞાન સંપાદન કરે છે અને ઘ્રાણઇંદ્રિય, ગંધ તથા ચિત્ત એ ત્રણ મળીને ગંધજ્ઞાન પ્રાપ્ત કરે છે. આ રીતે પાંચ ત્રિકો (ત્રણ ત્રણનો સમુદાય) પોતપોતાના વિષયનું જ્ઞાન મેળવવા માટે પ્રવૃત્ત થાય છે; જેથી કરણ, કર્મ અને કર્તારૂપ ત્રણ પ્રકારનો ભાવ જુદા જુદા અર્થમાં જીવસન્મુખ ઉપસ્થિત થાય છે.[૨૩-૨૪] આ ભાવ સાત્ત્વિક, રાજસ અને તામસ એવા ભેદથી ત્રણ પ્રકારનો હોય છે અને તેમાંથી ઉત્પન્ન થનારા અનુભવો પણ તે તે ગુણને લીધે ત્રણ ત્રણ પ્રકારના જ હોય છે કે જે અનુભવો હર્ષાદિક સર્વ વિકારોને સિદ્ધ કરનારા છે.[૨૫] જેમ કે ઇષ્ટવસ્તુના શ્રવણથી થનારો હર્ષ, ઇષ્ટવસ્તુના દર્શનથી થનારો પ્રેમ, ઇષ્ટવસ્તુની પ્રાપ્તિથી થનારો આનંદ, ઇષ્ટવસ્તુના સમાગમથી થનારું સુખ અને તે તે ઇષ્ટવસ્તુના ઉપભોગથી ઉત્પન્ન થનારી ચિત્તની શાંતિ વગેરે સર્વ ભાવો સાત્ત્વિક

× 'सम्यक्' એટલે વારંવાર અને 'वध' એટલે ગુણાકાર; અર્થાત્ જેમાં તત્ત્વોનો વારંવાર ગુણાકાર કરવામાં આવ્યો છે, તે સાંખ્યશાસ્ત્રને 'सम्यग्वध' કહેવામાં આવે છે. —નીલકંઠ

* માટે જ ભાલ્લવિ શાખાવાળાઓ કહે છે કે, 'त्याग एव हि सर्वेषां मोक्षसाधनमुत्तमम्। त्यजतैव हि तज्ज्ञेयं त्यक्तुः प्रत्यक्परंपदम्।' ત્યાગ જ સર્વ કોઈને સર્વોત્તમ મોક્ષસાધન છે, ત્યાગ કરનારને જ જ્ઞેય વસ્તુનું જ્ઞાન થાય છે અને ત્યાગ કરનારને જ પરમ પદ પ્રાપ્ત થાય છે. —નીલકંઠ

ગણાય છે અને તેઓ વૈરાગ્યને લીધે સ્વાભાવિક રીતે જ ઉત્પન્ન થાય છે અથવા કોઈ ઇષ્ટના લાભથી ઉત્પન્ન થાય છે;[૨૬] તેમ જ અસંતોષ, સંતાપ, શોક, લોભ અને અક્ષમા (અસહિષ્ણુતા) વગેરે ભાવો, રજોગુણનાં ચિહ્નો છે અને તેઓ કોઈ કારણને લીધે અથવા વિનાકારણે પણ ઉત્પન્ન થાય છે.[૨૭] પરંતુ અવિવેક, મોહ, પ્રમાદ સ્વપ્ન તથા તંદ્રા (આલસ્ય) વગેરે ભાવો તમોગુણમાંથી ઉત્પન્ન થાય છે અને તેઓ પણ સ્વાભાવિક રીતે અથવા કોઈ કારણને લીધે ઉદ્ભવે છે.[૨૮] પોતાના શરીરમાં અથવા મનમાં જ્યારે કોઈ પ્રીતિયુક્ત ભાવ ઉત્પન્ન થાય, ત્યારે જાણવું કે સાત્ત્વિક ભાવ ઉત્પન્ન થયો છે;[૨૯] પરંતુ જ્યારે શરીરમા કે મનમાં અસંતોષ યુક્ત અથવા અપ્રીતિકર ભાવ ઉત્પન્ન થાય ત્યારે જાણવું કે, રાજસભાવ ઉત્પન્ન થયો છે[૩૦] અને જ્યારે શરીરમાં કે મનમાં મોહયુક્ત, અતકર્ય અથવા જાણ્યો ન જણાય તેવો ભાવ ઉત્પન્ન થાય ત્યારે જાણવું કે, તમોગુણનો ઉદય થયો છે.

આકાશનો આશ્રય કરનારી શ્રોત્રેંદ્રિય આકાશ નામનું મહાભૂત જ છે અને એ પ્રમાણે જ શ્રોત્રેંદ્રિયનો આશ્રય કરનારો શબ્દ પણ પરંપરાથી આકાશ નામનું મહાભૂત જ છે, જેથી શબ્દના વિજ્ઞાનસમયે આકાશ અને શ્રોત્રેંદ્રિયનું વિજ્ઞાન થતું નથી; તેમ જ શબ્દ, આકાશ અને શ્રોત્રેંદ્રિયથી ભિન્ન નહિ હોવાને લીધે તેના વિજ્ઞાનસમયે શ્રોત્રેંદ્રિયનું તથા આકાશનું અજ્ઞાન પણ રહેતું નથી; (અર્થાત્ શબ્દ આકાશનો ગુણ છે અને શ્રોત્રેંદ્રિય આકાશનું કાર્ય છે; માટે શ્રોત્રાદિકનું પ્રવિલાપન કરવાથી તેનાથી અભિન્ન એવાં આકાશાદિનું પણ પ્રવિલાપન થઈ જશે, તેમ જ શ્રોત્રાદિક ઇંદ્રિયો પણ ચિત્તથી અભિન્ન છે, જેથી ચિત્તનું પ્રવિલાપન કરવાથી સર્વ ઇંદ્રિયોનું પણ પ્રવિલાપન થઈ જશે અને ચિત્ત પણ બુદ્ધિથી અભિન્ન હોવાને લીધે બુદ્ધિનું પ્રવિલાપન કરવાથી સર્વનું પ્રવિલાપન થઈ જશે.)[૩૧-૩૨] એ જ પ્રમાણે ત્વચા, ચક્ષુષ્, જિહ્વા, ઘ્રાણ અને પાંચમી નાસિકા તે તે પોતાનાં ઉત્પાદક ભૂતોનો જ આશ્રય કરનારાં હોવાથી ભૂતરૂપ જ છે અને સ્પર્શ, રૂપ તથા ગંધ એ વિષયો પણ તે તે ઇંદ્રિયોના આશ્રિત હોવાને લીધે પરંપરાથી તે તે મહાભૂતરૂપ જ છે; માટે તે તે વિષયના વિજ્ઞાનસમયે તે તે ઇંદ્રિયોનું તથા મહાભૂતોનું વિજ્ઞાન થતું નથી અને તેઓ અજ્ઞાનના વિષય પણ નથી. વળી તેઓ સર્વે કેવળ મનરૂપ જ છે. (અને મન બુદ્ધિરૂપ છે; જેથી બુદ્ધિનો લય કરવાથી સર્વ કોઈનો લય થઈ જશે.)[૩૩] તારે જાણવું કે, (ઘડો, કોઠિયું વગેરે માટીના પદાર્થોમાં જેમ માટી જ અનુગત છે તેમ) પાંચ વિષયો તથા પાંચ ઇંદ્રિયો એ દશેમાં અગિયારમું મન જ અનુગત છે; કેમ કે (સૂઈને ઊઠેલા પુરુષનું મન) તે પાંચે ઇંદ્રિયોના વિષયોનાં કર્મોનો એકીસાથે અનુભવ કરે છે. (તે ઉપરથી જણાય છે કે, ઇંદ્રિયો અને તેના વિષયો કેવળ મનરૂપ જ છે અને એ વાત ખુલ્લી જ છે કે, જે ઉપાદાન હોય તે જ પોતાનાં કાર્યોની સાથે એકીવખતે સંગત થાય છે; પણ જે અનુપાદાન હોય તે તો અનુક્રમે જ સંગત થાય છે.) હવે આ અગિયારેનો એકીસાથે અનુભવ કરનારી બારમી બુદ્ધિ છે; અર્થાત્ બારમી બુદ્ધિ ચિત્તમા પણ વ્યાપ્ત થઈને રહેલી છે.[૩૪] સુષુપ્તિ અવસ્થામાં આ બારેનો અયુગપદ્ભાવ (ઉપરામ) થઈ જાય છે, પરંતુ આત્માનો ઉચ્છેદ કે ઉપરામ થતો નથી; (કેમ કે સૂઈને ઊઠેલા પુરુષને એવો અનુભવ થાય છે કે, હું સુખેથી સૂતો હતો, મેં કંઈ પણ જાણ્યું નથી.) અને જાગ્રત અવસ્થામાં પણ આ બારે પદાર્થોનો યુગપદ્ભાવ (અર્થાત્ આત્માની અંદર એકીસાથે આરોપ) થયેલો જોવામાં આવે છે, તે પણ લૌકિકવ્યવહારરૂપ જ છે, અવાસ્તવિક છે અથવા અજ્ઞાનકૃત છે;[૩૫] તેમ જ સ્વપ્નાવસ્થાનો અનુભવ કરનાર પુરુષ સત્ત્વાદિક ત્રણ ભાવોથી યુક્ત થઈને તથા ઇંદ્રિયોનાં સૂક્ષ્મસ્વરૂપનું દર્શન કરીને વિષયસંગની ભાવના કરે છે. તે પણ ઇંદ્રિયોના પૂર્વકાલીન અનુભવની વાસનાઓને લીધે જ અને તેથી જ પુરુષ સ્વપ્નાવસ્થામાં પણ જાણે જાગ્રત અવસ્થામાં સંચાર કરી રહ્યો હોય, તેવો અનુભવ કરે છે. (અર્થાત્ જેમ જાગ્રત અવસ્થામાં જણાતો ઇંદ્રિયાદિકનો યુગપદ્ભાવ અથવા આત્માને વિષે અધ્યારોપ વ્યાવહારિક જ છે, તેમ સ્વપ્નાવસ્થામાં જણાતો ઇંદ્રિયાદિનો યુગપદ્ભાવ પણ કેવળ પ્રાતિભાસિક જ છે–આભાસમાત્ર છે.[૩૬] વિદ્વાનો કહે છે કે, પ્રવૃત્તિનો જ પ્રકાશ

તેનું અનંતગણું દુઃખ કદી શાંત જ થતું નથી.[૧૪] આ જગતમાં જે કંઈ અહંકારાદિ પદાર્થો જોવામાં આવે છે, તે બધા આત્મરૂપ નથી, પણ મિથ્યા છે; અને તેથી જ અહંભાવદ્યોત્ય શરીરાદિ તથા મમભાવદ્યોત્ય પુત્રાદિ પણ કેવળ મિથ્યા જ છે. (આવું જ્ઞાન જ્યારે ઉત્પન્ન થાય છે, ત્યારે) કેવળ મિથ્યા પદાર્થ તરીકે પ્રતીયમાન થતી (જણાતી) દુઃખપરંપરા, કયા આધારે ટકી શકે તેમ છે? (અર્થાત્ કોઈ પણ આધારે ટકી શકે તેમ નથી; કેમ કે આત્મા અસંગ છે અને અહંકારાદિ પદાર્થો મિથ્યા છે.)[૧૫] આ વિષયમાં 'सम्यग्वध×' નામનું સર્વોત્તમ ત્યાગશાસ્ત્ર હું તને કહું છું, તેનું તું શ્રવણ કર. એનું શ્રવણ કરવાથી તને મોક્ષપ્રાપ્તિ થશે.[૧૬] જે પુરુષો મુક્તિને માટે નિત્ય ઉદ્યમશીલ રહે છે, તેઓએ સર્વ પ્રકારનાં કર્મોનો ત્યાગ કરી દેવો, એ જ શાસ્ત્રસંમત છે; છતાં જેઓ કર્મનો ત્યાગ કર્યા વિના જ નિત્ય શાંતિપરાયણ રહેવા પ્રયત્ન કરે છે, તેઓને અવિદ્યાદિ દુઃખજનક ક્લેશ પ્રાપ્ત થાય છે.[૧૭] (સર્વ શાસ્ત્રીય ઉપદેશનું તાત્પર્ય કેવળ ત્યાગમાં જ રહેલું છે, એમ કહેવામાં પણ વિરોધ નથી; કેમ કે વેદોક્ત યજ્ઞાદિ કર્મોનો ઉદ્દેશ કેવળ દ્રવ્યત્યાગ કરાવવાનો જ છે, શાસ્ત્રોક્ત વ્રતાચરણનો ઉદ્દેશ ભોગવૈભવોનો ત્યાગ કરાવવાનો જ છે, તપશ્ચરણનો ઉદ્દેશ સુખનો ત્યાગ કરાવવાનો જ છે અને સર્વ વસ્તુઓનો ત્યાગ કરાવવા માટે જ શાસ્ત્રકારો યોગ કરવાનો ઉપદેશ આપે છે; કેમ કે એ જ ત્યાગની પરાકાષ્ઠા છે.[૧૮] સર્વ પ્રકારનાં દુઃખોથી મુક્ત થવા માટે સર્વનો ત્યાગ કરવાનું જ શાસ્ત્રમાં દર્શાવ્યું છે. વળી એ ત્યાગમાર્ગમાં વિવિધ પ્રકારના ભેદો પણ રહેલા નથી; છતાં જે પુરુષ સર્વનો ત્યાગ કરતો નથી, તેની દુર્ગતિ જ થાય છે.*[૧૯] (માટે ત્યાગ કોનો કરવો) તે હું કહું છું. મન સહિત પાંચ જ્ઞાનેંદ્રિયો અને પ્રાણશક્તિ સહિત પાંચ કર્મેંદ્રિયો બુદ્ધિની અંદર રહેલી છે. (માટે બુદ્ધિનો ત્યાગ કરવાથી એ સર્વનો ત્યાગ થઈ જાય છે.)[૨૦] બે હાથને કર્મેંદ્રિય કહેવામાં આવે છે, બે પગને ગમનેંદ્રિય કહેવામાં આવે છે, શિશ્ન(લિંગ)ઇંદ્રિયને પ્રજનનેંદ્રિય અથવા આનંદેંદ્રિય કહેવામાં આવે છે. મળનો ત્યાગ કરનારી ઇંદ્રિયને પાયુ(ગુદા)ઇંદ્રિય કહેવામાં આવે છે અને ભિન્ન ભિન્ન શબ્દોને ગ્રહણ કરનારી ઇંદ્રિયને વાક્ઇંદ્રિય કહેવામાં આવે છે. આ પાંચ કર્મેંદ્રિયો, પાંચ જ્ઞાનેંદ્રિયો અને મન એમ મળીને બધી અગિયાર ઇંદ્રિયો થાય છે. તેમાંથી પ્રથમ મનનો ત્યાગ કરવા વડે પાંચ કર્મેંદ્રિયોનો તથા તેના વિષયોનો ત્યાગ સિદ્ધ થાય છે અને બુદ્ધિનો ત્યાગ કરવાથી પાંચ જ્ઞાનેંદ્રિયોનો તથા તેઓના વિષયોનો ત્યાગ સિદ્ધ થાય છે.[૨૧-૨૨] શ્રોત્રઇંદ્રિય, શબ્દ અને ચિત્ત એ ત્રણ મળીને શબ્દજ્ઞાનને પ્રાપ્ત કરે છે; ત્વચાઇંદ્રિય, સ્પર્શ અને ચિત્ત એ ત્રણ મળીને સ્પર્શજ્ઞાન સંપાદન કરે છે; ચક્ષુઇંદ્રિય, રૂપ અને ચિત્ત એ ત્રણ મળીને રૂપજ્ઞાન મેળવે છે; રસનાઇંદ્રિય, રસ અને ચિત્ત એ ત્રણ મળીને રસજ્ઞાન સંપાદન કરે છે અને ઘ્રાણઇંદ્રિય, ગંધ તથા ચિત્ત એ ત્રણ મળીને ગંધજ્ઞાન પ્રાપ્ત કરે છે. આ રીતે પાંચ ત્રિકો (ત્રણ ત્રણનો સમુદાય) પોતપોતાના વિષયનું જ્ઞાન મેળવવા માટે પ્રવૃત્ત થાય છે; જેથી કરણ, કર્મ અને કર્તારૂપ ત્રણ પ્રકારનો ભાવ જુદા જુદા અર્થમાં જીવસન્મુખ ઉપસ્થિત થાય છે.[૨૩-૨૪] આ ભાવ સાત્ત્વિક, રાજસ અને તામસ એવા ભેદથી ત્રણ પ્રકારનો હોય છે અને તેમાંથી ઉત્પન્ન થનારા અનુભવો પણ તે તે ગુણને લીધે ત્રણ ત્રણ પ્રકારના જ હોય છે કે જે અનુભવો હર્ષાદિક સર્વ વિકારોને સિદ્ધ કરનારા છે.[૨૫] જેમ કે ઇષ્ટવસ્તુના શ્રવણથી થનારો હર્ષ, ઇષ્ટવસ્તુના દર્શનથી થનારો પ્રેમ, ઇષ્ટવસ્તુની પ્રાપ્તિથી થનારો આનંદ, ઇષ્ટવસ્તુના સમાગમથી થનારું સુખ અને તે તે ઇષ્ટવસ્તુના ઉપભોગથી ઉત્પન્ન થનારી ચિત્તની શાંતિ વગેરે સર્વ ભાવો સાત્ત્વિક

× 'सम्यक्' એટલે વારંવાર અને 'वध' એટલે ગુણાકાર; અર્થાત્ જેમાં તત્ત્વોનો વારંવાર ગુણાકાર કરવામાં આવ્યો છે, તે સાંખ્યશાસ્ત્રને 'सम्यग्वध' કહેવામાં આવે છે. —નીલકંઠ

* માટે જ ભાલ્લવિ શાખાવાળાઓ કહે છે કે, 'त्याग एव हि सर्वेषां मोक्षसाधनमुत्तमम्। त्यजतैव हि तज्ज्ञेयं त्यक्तुः प्रत्यक्परंपदम्।' ત્યાગ જ સર્વ કોઈને સર્વોત્તમ મોક્ષસાધન છે, ત્યાગ કરનારને જ જ્ઞેય વસ્તુનું જ્ઞાન થાય છે અને ત્યાગ કરનારને જ પરમ પદ પ્રાપ્ત થાય છે. —નીલકંઠ

ગણાય છે અને તેઓ વૈરાગ્યને લીધે સ્વાભાવિક રીતે જ ઉત્પન્ન થાય છે અથવા કોઈ ઇષ્ટના લાભથી ઉત્પન્ન થાય છે;[૨૬] તેમ જ અસંતોષ, સંતાપ, શોક, લોભ અને અક્ષમા (અસહિષ્ણુતા) વગેરે ભાવો, રજોગુણનાં ચિહ્નો છે અને તેઓ કોઈ કારણને લીધે અથવા વિનાકારણે પણ ઉત્પન્ન થાય છે.[૨૭] પરંતુ અવિવેક, મોહ, પ્રમાદ સ્વપ્ન તથા તંદ્રા (આલસ્ય) વગેરે ભાવો તમોગુણમાંથી ઉત્પન્ન થાય છે અને તેઓ પણ સ્વાભાવિક રીતે અથવા કોઈ કારણને લીધે ઉદ્ભવે છે.[૨૮] પોતાના શરીરમાં અથવા મનમાં જ્યારે કોઈ પ્રીતિયુક્ત ભાવ ઉત્પન્ન થાય, ત્યારે જાણવું કે સાત્ત્વિક ભાવ ઉત્પન્ન થયો છે;[૨૯] પરંતુ જ્યારે શરીરમાં કે મનમાં અસંતોષ યુક્ત અથવા અપ્રીતિકર ભાવ ઉત્પન્ન થાય ત્યારે જાણવું કે, રાજસભાવ ઉત્પન્ન થયો છે[૩૦] અને જ્યારે શરીરમાં કે મનમાં મોહયુક્ત, અતર્ક્ય અથવા જાણ્યો ન જણાય તેવો ભાવ ઉત્પન્ન થાય ત્યારે જાણવું કે, તમોગુણનો ઉદય થયો છે.

આકાશનો આશ્રય કરનારી શ્રોત્રેંદ્રિય આકાશ નામનું મહાભૂત જ છે અને એ પ્રમાણે જ શ્રોત્રેંદ્રિયનો આશ્રય કરનારો શબ્દ પણ પરંપરાથી આકાશ નામનું મહાભૂત જ છે, જેથી શબ્દના વિજ્ઞાનસમયે આકાશ અને શ્રોત્રેંદ્રિયનું વિજ્ઞાન થતું નથી; તેમ જ શબ્દ, આકાશ અને શ્રોત્રેંદ્રિયથી ભિન્ન નહિ હોવાને લીધે તેના વિજ્ઞાનસમયે શ્રોત્રેંદ્રિયનું તથા આકાશનું અજ્ઞાન પણ રહેતું નથી; (અર્થાત્ શબ્દ આકાશનો ગુણ છે અને શ્રોત્રેંદ્રિય આકાશનું કાર્ય છે; માટે શ્રોત્રાદિકનું પ્રવિલાપન કરવાથી તેનાથી અભિન્ન એવાં આકાશાદિનું પણ પ્રવિલાપન થઈ જશે, તેમ જ શ્રોત્રાદિક ઇંદ્રિયો પણ ચિત્તથી અભિન્ન છે, જેથી ચિત્તનું પ્રવિલાપન કરવાથી સર્વ ઇંદ્રિયોનું પણ પ્રવિલાપન થઈ જશે અને ચિત્ત પણ બુદ્ધિથી અભિન્ન હોવાને લીધે બુદ્ધિનું પ્રવિલાપન કરવાથી સર્વનું પ્રવિલાપન થઈ જશે.)[૩૧,૩૨] એ જ પ્રમાણે ત્વચા, ચક્ષુષ્, જિહ્વા, ઘ્રાણ અને પાંચમી નાસિકા તે તે પોતાનાં ઉત્પાદક ભૂતોનો જ આશ્રય કરનારાં હોવાથી ભૂતરૂપ જ છે અને સ્પર્શ, રૂપ તથા ગંધ એ વિષયો પણ તે તે ઇંદ્રિયોના આશ્રિત હોવાને લીધે પરંપરાથી તે તે મહાભૂતરૂપ જ છે; માટે તે તે વિષયના વિજ્ઞાન-સમયે તે તે ઇંદ્રિયોનું તથા મહાભૂતોનું વિજ્ઞાન થતું નથી અને તેઓ અજ્ઞાનના વિષય પણ નથી. વળી તેઓ સર્વે કેવળ મનરૂપ જ છે. (અને મન બુદ્ધિરૂપ છે; જેથી બુદ્ધિનો લય કરવાથી સર્વ કોઈનો લય થઈ જશે.)[૩૩] તારે જાણવું કે, (ઘડો, કોડિયું વગેરે માટીના પદાર્થોમાં જેમ માટી જ અનુગત છે તેમ) પાંચ વિષયો તથા પાંચ ઇંદ્રિયો એ દશેમાં અગિયારમું મન જ અનુગત છે; કેમ કે (સૂઈને ઊઠેલા પુરુષનું મન) તે પાંચે ઇંદ્રિયોના વિષયોનાં કર્મોનો એકીસાથે અનુભવ કરે છે. (તે ઉપરથી જણાય છે કે, ઇંદ્રિયો અને તેના વિષયો કેવળ મનરૂપ જ છે અને એ વાત ખુલ્લી જ છે કે, જે ઉપાદાન હોય તે જ પોતાનાં કાર્યોની સાથે એકીવખતે સંગત થાય છે; પણ જે અનુપાદાન હોય તે તો અનુક્રમે જ સંગત થાય છે.) હવે આ અગિયારેનો એકીસાથે અનુભવ કરનારી બારમી બુદ્ધિ છે; અર્થાત્ બારમી બુદ્ધિ ચિત્તમાં પણ વ્યાપ્ત થઈને રહેલી છે.[૩૪] સુષુપ્તિ અવસ્થામાં આ બારેનો અયુગપદ્ભાવ (ઉપરામ) થઈ જાય છે, પરંતુ આત્માનો ઉચ્છેદ કે ઉપરામ થતો નથી; (કેમ કે સૂઈને ઊઠેલા પુરુષને એવો અનુભવ થાય છે કે, હું સુખેથી સૂતો હતો, મેં કંઈ પણ જાણ્યું નથી.) અને જાગ્રત અવસ્થામાં પણ આ બારે પદાર્થોનો યુગપદ્ભાવ (અર્થાત્ આત્માની અંદર એકીસાથે આરોપ) થયેલો જોવામાં આવે છે, તે પણ લૌકિક વ્યવહાર-રૂપ જ છે, અવાસ્તવિક છે અથવા અજ્ઞાનકૃત છે;[૩૫] તેમ જ સ્વપ્નાવસ્થાનો અનુભવ કરનાર પુરુષ સત્ત્વાદિક ત્રણ ભાવોથી યુક્ત થઈને તથા ઇંદ્રિયોનાં સૂક્ષ્મસ્વરૂપનું દર્શન કરીને વિષયસંગની ભાવના કરે છે. તે પણ ઇંદ્રિયોના પૂર્વકાલીન અનુભવની વાસનાઓને લીધે જ અને તેથી જ પુરુષ સ્વપ્નાવસ્થામાં પણ જાણે જાગ્રત અવસ્થામાં સંચાર કરી રહ્યો હોય, તેવો અનુભવ કરે છે. (અર્થાત્ જેમ જાગ્રત અવસ્થામાં જણાતો ઇંદ્રિયાદિકનો યુગપદ્-ભાવ અથવા આત્માને વિષે અધ્યારોપ વ્યાવહારિક જ છે, તેમ સ્વપ્નાવસ્થામાં જણાતો ઇંદ્રિયાદિનો યુગપદ્ભાવ પણ કેવળ પ્રાતિભાસિક જ છે—આભાસ-માત્ર છે.[૩૬] વિદ્વાનો કહે છે કે, પ્રવૃત્તિનો જ પ્રકાશ

કરનારું એવું પણ અંતઃકરણ, સુષુપ્તિ અવસ્થામાં તમોગુણથી ગ્રસ્ત બની જઈ ને તત્કાળ ઇંદ્રિયાદિકનો ઉપસંહાર કરે છે અને કેવળ અલ્પ સમયને માટે જ પૂર્વોક્ત ઇંદ્રિયાદિકના યુગપદ્ભાવનો ઉચ્છેદ કરે છે, તેથી તે અવસ્થામાં શરીરમાં રહીને જ જે સુખનો અનુભવ કરવામાં આવે છે, તે જાણે મોક્ષસુખ હોય તેવું ભાસે છે; પરંતુ તે સુખ તામસ ગણાય છે– અજ્ઞાનપ્રધાન જ હોય છે. જોકે મોક્ષસુખ પણ કંઈક અંશે સુષુપ્તિના સરખું જ છે, તોપણ તે સુખ કેવળ પ્રકાશાત્મક છે, વેદોથી બોધિત છે અને તે સુખનો સાક્ષાત્કાર કરનાર પુરુષ કદી કષ્ટને જોતો નથી. વળી એ સુખમાં પણ પુરુષ અવ્યક્ત એવા તમોગુણને જાણે ગ્રહણ કરતો હોય તેમ લાગે છે. (પણ વસ્તુતઃ તે સુખમા તમોગુણનો અભાવ જ થઈ જાય છે; કેમ કે તે સુખમાં માત્ર અદ્વૈતદર્શન જ હોય છે–જ્ઞાતા આદિનો કેવળ અભાવ જ હોય છે.)[૩૭-૩૮] એ પ્રમાણે સુષુપ્તિની પેઠે મોક્ષમાં પણ અહંકારથી આરંભીને ઘટ સુધીના સર્વ દૃશ્યમાન ગુણો જેઓનો આવિર્ભાવ કર્મને લીધે જ થાય છે, તે સર્વનો કેવળ ત્યાગ જ થઈ જાય છે; પરંતુ જેઓ અવિદ્યાગ્રસ્ત હોય છે, તેઓને એ ગુણો વજ્રના બંધનની પેઠે વળગેલા રહે છે અને જેઓ જ્ઞાનસંપન્ન થયેલા હોય છે, તેઓને ત્રણે કાળમાં એ ગુણોનો સર્વથા અભાવ જ થઈ જાય છે.[૩૯]

અધ્યાત્મનું ચિંતન કરનારા વિદ્વાનો કહે છે કે, ઇંદ્રિયો, મહાભૂતો વગેરેના સમુદાયને જ ક્ષેત્ર (શરીર) કહેવામાં આવે છે અને (તે સમુદાયના બીજભૂત) મનની અંદર સત્તારૂપે રહેલો જે ભાવ તેને ક્ષેત્રજ્ઞ કહેવામાં આવે છે.[૪૦] આ રીતે જરાયુજ આદિ ચારે પ્રકારનાં પ્રાણીઓ અનાદિ કાળની અવિદ્યાને વશ થઈને સ્વાભાવિક રીતે જ વ્યવહારની અંદર પ્રવૃત્તિ કરે છે, તો પછી ઉચ્છેદ કોનો? અને શાશ્વત કોણ? અથવા આત્મા તો શાશ્વત કે સનાતન જ છે, તો પછી તેનો ઉચ્છેદ કેમ થાય? સારાંશ કે ભૂતાદિ સમુદાયનો સ્વરૂપતઃ જ અભાવ છે, જેથી તેનો ઉચ્છેદ સંભવતો નથી, તેમ જ આત્મા શાશ્વતરૂપ છે, તેથી તેનો પણ ઉચ્છેદ સંભવતો નથી; અર્થાત્ પુરુષ અને પ્રકૃતિ વચ્ચે અત્યંત વૈધર્મ્ય રહેલું છે. પુરુષ સત્ય છે, પ્રકૃતિ મિથ્યા છે–'ब्रह्म सत्यं जगन्मिथ्या।')[૪૧] જેમ પ્રથમ સ્પષ્ટ સ્વરૂપમાં દેખાતી નાની નદીઓ મોટા નદોમાં મળી જઈને પોતાના નામરૂપનો ત્યાગ કરે છે અને પછી તે મોટા નદો સમુદ્રની અંદર મળી જઈને પોતાના નામરૂપનો ત્યાગ કરે છે, તેમ મહત્તત્ત્વથી આરંભીને ઘટ સુધીનાં સર્વ સત્ત્વો (પદાર્થોનો) ઉત્પત્તિથી વિપરીત ક્રમે) લય થઈ જાય છે. (અને પછી તેઓ પોતાના નામરૂપનો ત્યાગ કરી દે છે; અર્થાત્ સ્થૂળનો સૂક્ષ્મમાં લય થઈ જાય છે, સૂક્ષ્મનો કારણમાં લય થઈ જાય છે અને કારણનો શુદ્ધ બ્રહ્મમાં લય થઈ જાય છે.)[૪૨] જો આમ જ છે, તો પછી દર્પણમાં દેખાતા મુખની પેઠે બુદ્ધિમાં દેખાતા જીવરૂપી પ્રતિબિંબનું દર્પણરૂપી ઉપાધિને દૂર કરવાથી જેમ તેમાંના પ્રતિબિંબનું ગ્રહણ થઈ શકતું નથી, તેમ બુદ્ધિરૂપી ઉપાધિને દૂર કરવાથી કેવી રીતે ગ્રહણ થઈ શકશે? અને પછી 'હું દેવદત્ત છું' એવી સંજ્ઞા પણ કેવી રીતે ઉપલબ્ધ થશે? (અર્થાત્ જેમ દર્પણને દૂર કરવાથી તેમાં દેખાતા મુખના પ્રતિબિંબનો અભાવ થાય છે; તોપણ મુખનો અભાવ થતો નથી, તેમ ઉપાધિને દૂર કરવાથી તેમાં જણાતા આત્માના પ્રતિબિંબનો (જીવનો) અભાવ થાય છે; તોપણ આત્માનો અભાવ થતો નથી.)[૪૩]

જે મનુષ્ય, પૂર્વોક્ત આત્મવિદ્યાને જાણે છે અને સાવધાન થઈને આત્મચિંતન કરે છે, તે મનુષ્ય જળથી સિંચેલું કમળનું પાંદડું જેમ જળથી લેપાતું નથી, તેમ અનિષ્ટ એવાં કર્મનાં ફળોથી લેપાતો નથી,[૪૪] તેમ મોક્ષની ઇચ્છાવાળો પુરુષ જ્યારે પ્રજાઓના (સંતતિના) સ્નેહને નિમિત્તે પ્રાપ્ત થનારા તથા દેવતાઓની ઉપાસનાનિમિત્તે પ્રાપ્ત થનારા અનેક પાશોથી છૂટો થાય છે અને સુખનો તથા દુઃખનો ત્યાગ કરી દે છે, ત્યારે લિંગશરીરથી મુક્ત થઈને પરમ ગતિને પામે છે.[૪૫] તે પુરુષ વેદોક્ત પ્રમાણોનો (तत्त्वमसि ઇત્યાદિ મહાવાક્યોનો) તથા શમદમાદિ માંગલિક સાધનોનો આશ્રય કરીને નિરાંતે આત્મસાધન કરે છે, તે પુરુષ જરા અને મૃત્યુના ભયમાંથી મુક્ત થાય છે; એટલું જ નહિ પરંતુ એમ કરતાં કરતાં પુણ્યનો તથા પાપનો જ્યારે ક્ષય થઈ જાય છે અને મોહજન્ય સુખદુઃખાત્મક ફળનો વિનાશ થઈ

જાય છે, ત્યારે તેવા વિરક્ત પુરુષને પોતાના બુદ્ધિતત્ત્વમાં પ્રથમ સગુણબ્રહ્મનાં દર્શન થાય છે અને પછી અનુક્રમે નિર્લેપ અને નિર્ગુણ એવા પરબ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે.[૪૬] જેમ કરોળિયો પોતાની લાળના તાંતણાઓથી બનેલા ઘરમાં રહે છે, તેમ અવિદ્યાને વશ થયેલો જીવ પણ પોતાનાં કર્મોરૂપી તાંતણાઓથી બનેલા શરીરરૂપી ગૃહમાં રહે છે; પરંતુ કરોળિયો પોતાના તંતુગૃહનો ત્યાગ કરીને જેમ છૂટો થાય છે, તેમ જીવ પણ અવિદ્યાના ત્યાગપૂર્વક શરીરગૃહનો ત્યાગ કરીને મુક્ત થાય છે અને તે સમયે માટીનું ઢેફું જેમ પથ્થર સાથે અથડાઈને છિન્નભિન્ન થઈ જાય છે, તેમ તેનાં દુઃખોનો પણ નાશ થઈ જાય છે.[૪૭] જેમ 'રુરુ' નામનો મૃગ કોઈના જાણવામાં ન આવે તેમ પોતાનાં જૂનાં શિંગડાંનો ત્યાગ કરીને ઇષ્ટસ્થાને ચાલ્યો જાય છે અને સર્પ પોતાની કાંચળીનો ત્યાગ કરીને યથેષ્ટ સ્થાને ચાલ્યો જાય છે, તેમ મુક્ત પુરુષ પણ સર્વ પ્રકારનાં દુઃખોનો ત્યાગ કરીને પરબ્રહ્મસ્વરૂપ થઈ જાય છે.[૪૮] જેમ કોઈએક વૃક્ષને પાણીમાં તૂટી પડતું જોઈ તેના પર આસક્તિ નહિ રાખનારું પક્ષી તેનો ત્યાગ કરીને ઊડી જાય છે, તેમ મુક્ત પુરુષ પણ લિંગશરીર પરની આસક્તિનો ત્યાગ કરીને તથા સુખદુઃખથી મુક્ત થઈને શ્રેષ્ઠ ગતિને પ્રાપ્ત કરે છે.[૪૯]

રાજા જનકે આવું જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી એક સમયે પોતાની નગરીને અગ્નિથી બળતી જોઈને આ પ્રમાણે કહ્યું હતું કે, 'આ મિથિલાનગરી બળી જાય છે, પણ તેમાં મારું કંઈ બળતું નથી. (કેમ કે હું તો બ્રહ્મસ્વરૂપ છું, અસંગ છું.)'[૫૦] રાજા જનકે, મહામુનિ પંચશિખે કહેલા મોક્ષદાયક તત્ત્વજ્ઞાનનું શ્રવણ કર્યા પછી આખા જગતના સંબંધમાં વિચાર કર્યો અને સર્વ વસ્તુનો નિશ્ચય કરીને તથા શોકરહિત થઈને પરમ સુખપૂર્વક તે વિહાર કરવા લાગ્યો.[૫૧] હે યુધિષ્ઠિર રાજા! જે પુરુષ આ મોક્ષનિશ્ચયનું પઠન કરે છે અને નિરંતર (અર્થપૂર્વક) તેનું મનન કર્યા કરે છે, તે પુરુષ પંચશિખને શરણે ગયેલા જનક રાજાની પેઠે ઉપદ્રવોને અનુભવતો નથી, સર્વ દુઃખોથી મુક્ત થાય છે અને સંસારબંધનથી પણ છૂટી જાય છે.[૫૨]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'જનકપંચશિખસંવાદ-સાંખ્યશાસ્ત્ર' નામનો અધ્યાય ૨૧૯ મો સમાપ્ત

# अध्याय २२०मो

## દમની પ્રશંસા

॥ युधिष्ठिर उवाच ॥

**किं कुर्वन् सुखमाप्नोति किं कुर्वन् दुःखमाप्नुयात्।**
**किं कुर्वन् निर्भयो लोके सिद्धश्चरति भारत ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે ભરતવંશી પિતામહ! શું કરવાથી મનુષ્ય સુખ સંપાદન કરે છે? શું કરવાથી દુઃખી થાય અને શું કરવાથી નિર્ભય તથા સિદ્ધ થઈને જગતમાં વિચર્યા કરે?[૧]

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર! વેદવેત્તા વૃદ્ધ પુરુષો સર્વ વર્ણોને માટે અને તેમાં પણ બ્રાહ્મણોને માટે ખાસ કરીને દમગુણની જ પ્રશંસા કરે છે.[૨] જે પુરુષ દમગુણ(ઇંદ્રિયનિગ્રહના ગુણ)થી રહિત હોય છે, તેની ક્રિયાઓ યથાવત્ સિદ્ધ થતી નથી; માટે જ કહેવામાં આવે છે કે ક્રિયા, તપ અને સત્ય એ સર્વનો આધાર કેવળ દમ ઉપર જ રહેલો છે;[૩] એટલું જ નહિ પણ દમ તેજમાં વૃદ્ધિ કરે છે, દમગુણ પવિત્ર કહેવાય છે અને દમગુણને ધારણ કરનારો પુરુષ સર્વ પાપોથી તથા ભયથી રહિત થઈને મહાન પદને પ્રાપ્ત કરે છે.[૪] દમનશીલ પુરુષ સુખેથી સુએ છે, સુખેથી જાગ્રત થાય છે, સુખેથી લોકમાં વ્યવહાર કરે છે અને તેનું મન પણ પ્રસન્ન રહે છે.[૫] દમ વડે તેજસ્વી થઈ શકાય છે. રજોગુણને જીતી શકાય છે અને કામાદિક અનેક શત્રુઓને પોતાનાથી પૃથક્સ્વરૂપે જોઈ શકાય છે.[૬] જેમ પ્રાણીઓને હિંસક પશુઓથી નિરંતર ભય રહે છે, તેમ દમગુણથી રહિત એવા પુરુષોથી પણ મનુષ્યોને ભય રહે છે જેથી તેઓને શિક્ષા કરવા માટે બ્રહ્મદેવે રાજાને ઉત્પન્ન કર્યો છે.[૭] સર્વ આશ્રમોમાં પણ દમની જ મુખ્યતા ગણાય છે અને તે તે આશ્રમોના ધર્મો પાળવાથી જે ફળ મળે છે, તેથી પણ અધિક ફળ દમગુણવાળાને પ્રાપ્ત થાય છે.[૮] જે પુરુષોમાં દમગુણનો ઉદય થયેલો હોય છે, તેઓનાં લક્ષણો હું તમને કહું છું; સાંભળો. દીનતાનો

અભાવ, કોઈ જાતના દુરાગ્રહનો અભાવ, સંતોષ, શ્રદ્ધાળુતા, ક્રોધનો અભાવ, સરળતા, લૌકિક વાર્તાલાપોનો અભાવ, અભિમાનનો ત્યાગ, ગુરુઓની પૂજા, અસૂયાનો ત્યાગ, પ્રાણીઓ પર દયા, ચાડીચુગલીનો ત્યાગ, રાજકીય વાર્તાઓનો ત્યાગ અને મિથ્યાભાષણ, પોતાની સ્તુતિ તથા પારકી નિંદા વગેરેનો ત્યાગ આ સર્વ ગુણોની મુમુક્ષુ દાન્ત પુરુષ સ્પૃહા રાખે છે, પણ સુખદુ:ખના અનુભવમાં ઉત્તરકાળની સ્પૃહા રાખતો નથી (અર્થાત્ દાન્ત પુરુષ પ્રાપ્ત થયેલા સુખને કે દુઃખને ભોગવી લે છે, પરંતુ તેથી ઉત્પન્ન થનારા હર્ષનો કે વિષાદનો વિચાર કરતો નથી) [૮-૧૧]વળી દમગુણને ધારણ કરનારો બુદ્ધિમાન પુરુષ કોઈની સાથે વેર કરતો નથી, શઠભાવનો ત્યાગ કરીને બીજાનો આદરસત્કાર કરે છે, નિંદા અને પ્રશંસા બન્નેને સમાન ગણે છે, સદાચારી હોય છે, શીલસંપન્ન હોય છે, માનસિક પવિત્રતાવાળો હોય છે, ધૈર્યગુણને ધારણ કરનારો હોય છે, કામાદિક દોષોને જીતવામાં સમર્થ હોય છે, લોકમાં સત્કાર પામીને અંતે સ્વર્ગલોકમાં જાય છે, બીજા અનેક પ્રાણીઓને પણ દુર્લભ સ્થાન પ્રાપ્ત કરાવીને પોતે પ્રસન્ન થાય છે, સદાય સુખી રહે છે, સર્વ પ્રાણીઓનું હિત કરવામાં તત્પર રહે છે, કોઈ મનુષ્યનો દ્વેષ કરતો નથી, મોટા હ્રદ(ધરા)ની પેઠે ગંભીર હૃદયનો હોય છે, જ્ઞાનતૃપ્ત રહીને પ્રસન્ન રહે છે, સર્વ પ્રાણીઓને અભય આપે છે, જેથી તેને પણ સર્વ પ્રાણીઓ તરફથી અભય મળે છે અને પ્રાણીમાત્રને નમસ્કાર કરવા યોગ્ય હોય છે [૧૨-૧૫] જે દ્વિજાતિ મહાન અર્થનો લાભ થયા છતાં હર્ષ પામતો નથી, તેમ જ મહાન સંકટ પ્રાપ્ત થયા છતાં શોક કરતો નથી અને વસ્તુતત્ત્વના પરિણામને જાણનારો હોય છે, તેને દમગુણનિષ્ઠ કહેવામાં આવે છે [૧૬] આવો દમગુણનિષ્ઠ પુરુષ શાસ્ત્રજ્ઞાનથી યુક્ત થઈને સત્પુરુષોએ આચરેલાં નિષ્કામ કર્મો કરે છે અને સદાય પવિત્ર રહે છે, જેથી તેને મહાન ફળ પ્રાપ્ત થાય છે [૧૭] અસૂયાનો અભાવ, ક્ષમા, શાંતિ, સંતોષ, પ્રિયભાષણ, સત્ય, દાન અને નિઃસ્પૃહતા એ કઈ દુરાત્માઓનો માર્ગ નથી, પણ દમગુણનિષ્ઠ સત્પુરુષોનો માર્ગ છે,[૧૮] તેમ જ કામ, ક્રોધ, લોભ, પારકી ઈર્ષ્યા અને આત્મશ્લાઘા એ કઈ સત્પુરુષોનો માર્ગ નથી, પણ દુરાત્માઓનો જ માર્ગ છે, માટે બ્રહ્મનિષ્ઠ પુરુષે કામક્રોધને વશ કરીને બ્રહ્મચારી થવું, જિતેંદ્રિય થવું, ઘોર અજ્ઞાનનું ઉલ્લંઘન કરીને તીક્ષ્ણ વ્રતો પાળવાં અને ઉપદ્રવરહિતની પેઠે દૃઢ ચિત્ત થઈને પોતાના મૃત્યુસમયની રાહ જોતાં જોતાં જગતમાં વિચર્યા કરવું [૧૯-૨૦]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમાં 'દમની પ્રશંસા' નામનો અધ્યાય ૨૨૦ મો સમાપ્ત

## अध्याय २२१ मो

### અહિંસાદિ સદાચાર

॥ युधिष्ठिर उवाच ॥

**द्विजातयो व्रतोपेता यदिदं भुंजते हविः।**
**अन्नं ब्राह्मणकामाय कथमेतत् पितामह ॥१॥**

યુધિષ્ઠિરે પૂછ્યું હે પિતામહ! કેટલાએક દ્વિજાતિઓ કે જેઓએ યજ્ઞદીક્ષા તથા મંત્રદીક્ષારૂપ વ્રતનો સ્વીકાર કરેલો હોય છે, તેઓ વેદોક્ત સ્વર્ગાદિ ફળની ઇચ્છા રાખીને દેવતાઓને આપતાં શેષ રહેલા હવિષ્યાન્નનું (માંસમદ્યાદિનું) ભક્ષણ કરે છે, તે યોગ્ય છે કે અયોગ્ય, તે મને કહો [૧]

ભીષ્મે કહ્યું હે યુધિષ્ઠિર! જે સ્વેચ્છાચારી પુરુષો વેદમાં નહિ કહેલા વ્રતનો સ્વીકાર કરી અભક્ષ્ય પદાર્થનું ભક્ષણ કરે છે, તેઓનો તો આ લોકમાં અધઃપાત થાય છે અને જેઓ વેદમાં કહેલાં વ્રતોનો સ્વીકાર કરીને દેવતાઓને આપતાં શેષ રહેલા અભક્ષ્ય પદાર્થનું, વેદોક્ત ફળ મેળવવાના લોભથી ભક્ષણ કરે છે, તેઓનો સ્વર્ગલોકને પામ્યા પછી અધઃપાત થાય છે.[૨]

યુધિષ્ઠિરે પૂછ્યું હે મહારાજા! કેટલાએક સામાન્ય મનુષ્યો કહે છે કે, ઉપવાસ કરવો તે એક જાતનું તપ છે, તો (હું તમને પૂછું છું કે,) ઉપવાસ કરવો એ જ તપ છે કે તે સિવાયનું બીજું કોઈ તપ છે [૩]

ભીષ્મે કહ્યું મહિનાના કે પખવાડિયાના ઉપવાસ કરીને કેટલાએક અજ્ઞાની મનુષ્યો માને છે કે, અમે તપશ્ચર્યા કરી, પરંતુ સત્પુરુષો તો એમ જ માને છે કે, તેવી તપશ્ચર્યા કરવાથી આત્મસંતાન

સંપાદન કરવામાં વિઘ્ન જ આવે છે;[૪] માટે ઉત્તમ તપ તો એ જ છે કે, પ્રાણીઓને ભય ઉપજાવનારાં કર્મોનો ત્યાગ કરી દેવો અને સર્વ પ્રાણીઓનું યથાશક્તિ આરાધન કરવું. જે પુરુષ સંન્યાસી ન હોય પણ ગૃહસ્થ હોય છતાં તે ઉત્તમ તપનું સેવન કરે છે, તો સદાને માટે ઉપવાસી ગણાય છે, બ્રહ્મચારી ગણાય છે, મુનિ કહેવાય છે, સદાને માટે જાગ્રત ગણાય છે અને કેવળ ધર્મની જ કામનાવાળો તે પુરુષ જો બ્રાહ્મણ હોય, તો સદા દેવસ્વરૂપ ગણાય છે.[૫-૬] હે રાજા! પ્રત્યેક ગૃહસ્થે માંસભક્ષણનો ત્યાગ કરવો, સદાય પવિત્ર રહેવું, વૈશ્વદેવ કરતાં અવશેષ રહેલા અમૃતાન્નનું ભોજન કરવું, દેવતાઓનું તથા અતિથિઓનું પૂજન કરવું, વિઘસાશી થવું, (અર્થાત્ સર્વને જમાડ્યા પછી જમવું,) અતિથિઓનો આદરસત્કાર કરવાનું વ્રત લેવું, શ્રદ્ધાળુ થવું અને દેવોનું તથા બ્રાહ્મણોનું નિત્ય પૂજન કરવું.[૭-૮]

યુધિષ્ઠિરે પૂછ્યું: ગૃહસ્થ પુરુષ સદાય ઉપવાસી કેમ થઈ શકે? સદાય બ્રહ્મચારી કેમ થઈ શકે? સદાય વિઘસાશી કેમ થઈ શકે અને અતિથિઓનો આદરસત્કાર કરવાનું વ્રત કવી રીતે લઈ શકે?[૯]

ભીષ્મે કહ્યું: જે ગૃહસ્થ પુરુષ પ્રાતઃકાળના તથા સાયંકાળના ભોજનની વચ્ચે ભોજન કરતો નથી, તે સદાય ઉપવાસી જ ગણાય છે.[૧૦] જે દ્વિજાતિ કેવળ ઋતુકાળે જ પોતાની સ્ત્રી સાથે ગમન કરે છે, તે સદાય બ્રહ્મચારી જ ગણાય છે; તેમ જ જે પુરુષ નિત્ય સત્ય ભાષણ કરતો હોય અથવા જ્ઞાનમાં જ તૃપ્ત રહેતો હોય, તે પણ બ્રહ્મચારી જ ગણાય છે.[૧૧] વળી જે ગૃહસ્થ યજ્ઞવિધિ અને પિતૃવિધિ સિવાય માંસભક્ષણ કરતો નથી, તે માંસાહારી ગણાતો નથી; તેમ જ જે પુરુષ નિત્ય દાનશીલ હોય છે, તે પવિત્ર ગણાય છે અને દિવસે નિદ્રા નહિ કરનારો પુરુષ સદાય જાગ્રત રહેનાર ગણાય છે.[૧૨] હે યુધિષ્ઠિર રાજા! જે ગૃહસ્થ પુરુષ પોતાના પોષ્યવર્ગને તથા અતિથિઓને જમાડ્યા પછી જમે છે, તે કેવળ અમૃતનું જ ભોજન કરે છે, એમ તમારે જાણવું.[૧૩] વળી જે દ્વિજાતિ અતિથિ વગેરે જ્યાં સુધી જમ્યા ન હોય, ત્યાં સુધી જમતો નથી, તે પોતાના એ અભોજનથી સ્વર્ગલોકને જીતે છે.[૧૪] વિદ્વાનો કહે છે કે, દેવતાઓ, પિતૃઓ, અતિથિઓ અને પોષ્યવર્ગ એ સર્વને આપી રહ્યા પછી અવશેષ રહેલા અન્નનું ભોજન કરનારો પુરુષ 'વિઘસાશી' કહેવાય છે.[૧૫] આવા વિઘસાશી પુરુષોનો ચિરકાળ પર્યંત દેવલોકમાં વાસ થાય છે અને આ લોકમાં પણ તેઓના ઘરમાં, બ્રહ્મા સહિત દેવતાઓ તથા અપ્સરાઓ સદાય આવે છે ને વસે છે.[૧૬] જે પુરુષો દેવતાઓ, પિતૃઓ અને અતિથિઓને અર્પણ કર્યા પછી અવશેષ રહેલા અન્નનું ભોજન કરે છે, તેઓ પુત્રપૌત્રાદિ સંતતિની સાથે આનંદમાં રહે છે અને મરણ પછી તેઓને ઉત્તમ સદ્‌ગતિ મળે છે.[૧૭]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'અહિંસાદિ સદાચાર' નામનો
અધ્યાય ૨૨૧ મો સમાપ્ત

# अध्याय २२२ मो

## ઇંદ્ર અને પ્રહ્લાદનો સંવાદ—આત્મજ્ઞાનનું માહાત્મ્ય

॥ युधिष्ठिर उवाच ॥

यदिदं कर्म लोकेऽस्मिन् शुभं वा यदि वाऽशुभम्।
पुरुषं योजयत्येव फलयोगेन भारत ॥ १ ॥

યુધિષ્ઠિરે પૂછ્યું: હે ભરતવંશી પિતામહ! આ જગતમાં જે કંઈ શુભ-અશુભ કર્મ કરવામાં આવે છે, તે પુરુષને પોતાનું ફળ અવશ્ય આપે જ છે.[૧] પરંતુ એ વિષયમાં મને એક સંશય થયો છે કે, પુરુષ તે તે કર્મનો કર્તા કહેવાય કે નહિ, તે હું તમારી પાસેથી યથાર્થ રીતે સાંભળવા ઇચ્છું છું.[૨]

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર! આ વિષયમાં ઇંદ્ર અને પ્રહ્લાદના સંવાદરૂપ એક પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ અપાય છે, (તે તમે સાંભળો.)[૩] દૈત્યોનો રાજા પ્રહ્લાદ કોઈ પણ વિષયમાં આસક્તિ રાખતો ન હતો, સર્વ પાપોથી મુક્ત થયો હતો, ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયો હતો, અનેક શાસ્ત્રોનું જ્ઞાન ધરાવતો હતો, આળસથી રહિત હતો, નિરભિમાની હતો, સાત્ત્વિક સ્વભાવનો હતો, શમદમાદિ ધર્મમાં પ્રીતિ રાખનારો હતો, નિંદા કે સ્તુતિને સમાન ગણનારો હતો, દમગુણને ધારણ કરનારો હતો, હમેશાં એકાંત પ્રદેશમાં જ નિવાસ કરનારો હતો, સ્થાવરજંગમ સર્વ પ્રાણીઓની ઉત્પત્તિને તથા નાશને

જાણનારો હતો, અપ્રિયનો લાભ થતાં ક્રોધ કરતો ન હતો, પ્રિયનો લાભ થતાં હર્ષ પામતો ન હતો સુવર્ણ અને માટીના ઢેફામાં પણ સમાન દૃષ્ટિ રાખનારો હતો, આનંદ અને ચિન્માત્રસ્વરૂપ આત્માના સંબંધમાં કુતર્કોથી અપરાજિત હતો, આત્મતત્ત્વનો નિશ્ચય કરનાર હતો, પર (હિરણ્યગર્ભ) તથા અવર(ઈશ્વર)ના સ્વરૂપને જાણનારો હતો, પ્રાણીમાત્ર ઉપર સમદૃષ્ટિ રાખનારો હતો, સર્વજ્ઞ હતો અને જિતેંદ્રિય હતો. એક સમયે તે પ્રહ્લાદ એકાંત પ્રદેશમાં બેઠો હતો ત્યાં ઇંદ્ર તેની પાસે આવ્યો અને તેની બુદ્ધિને જાણવાની ઈચ્છાથી આ પ્રમાણે પૂછવા લાગ્યો:[૪–૮] 'કોઈ એક પુરુષ, જે જે ઉત્તમ ગુણોને ધારણ કરીને જગતના સર્વ મનુષ્યોમાં માન્ય થઈ પડે તે સર્વ ગુણો, તમારામાં સ્થિર થયેલા છે, એમ અમે જોઈ શકીએ છીએ.[૯] તમારી બુદ્ધિ બાળકોના જેવી રાગદ્વેષરહિત જોવામાં આવે છે, તમે આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યું છે; તો હું તમને પૂછું છું કે, આત્મજ્ઞાન સંપાદન કરવા માટે કયા સાધનને તમે અતિશય ઉત્તમ માનો છો?[૧૦] વળી તમે પાશોથી બંધાયા છો, પોતાના સ્થાન ઉપરથી ભ્રષ્ટ થયા છો, શત્રુઓના વશમાં આવી પડ્યા છો અને રાજલક્ષ્મીથી ચ્યુત થયા છો, છતાં હે પ્રહ્લાદ! આવી શોકજનક સ્થિતિમાં રહીને પણ તમે શોક કેમ કરતા નથી?[૧૧] હે દૈત્યપુત્ર પ્રહ્લાદ! પોતાના પર આવી પડેલા સંકટને જોયા છતાં તમે આવા શાંતસ્વરૂપ જણાઓ છો, તે જ્ઞાનના લાભથી કે અત્યંત ધૈર્યનિષ્ઠતાથી?[૧૨]

એ પ્રમાણે ઇંદ્રે પૂછ્યું એટલે તત્ત્વવસ્તુનો નિશ્ચય કરનાર ધીર પ્રહ્લાદ, પોતાના જ્ઞાનનું વર્ણન કરતો મધુર વાણીથી બોલ્યો.[૧૩]

પ્રહ્લાદે કહ્યું: 'જે પુરુષ પ્રાણીમાત્રની પ્રવૃત્તિને તથા નિવૃત્તિને જાણતો નથી, તેને જ અજ્ઞાનને લીધે મોહ ઉત્પન્ન થાય છે, પણ પ્રવૃત્તિનિવૃત્તિનું જ્ઞાન ધરાવનારા પુરુષને મોહ થતો નથી.[૧૪]* જગતના સર્વ ભાવો (મહત્તત્ત્વ વગેરે) તથા અભાવો (મહત્તત્ત્વ આદિના પ્રલયો) કેવળ સ્વભાવને લીધે જ (પ્રકૃતિને લીધે જ) પ્રવૃત્તિનિવૃત્તિ કર્યા કરે છે. તેમાં પુરુષને કંઈ પણ લેવાદેવા નથી (અર્થાત્ પ્રકૃતિ જ કર્ત્રી અને ભોક્ત્રી છે. આત્મા કર્તા પણ નથી અને ભોક્તા પણ નથી.)[૧૫] આ રીતે પુરુષ નિર્લેપ છે અને અકર્તા છે, છતાં દેહાદિ ઉપર અભિમાન કરીને કોઈ સમયે તે માને છે, કે 'હું કર્તા છું' તેનું કારણ અવિદ્યા જ છે.[૧૬] હું નિશ્ચય માનું છું કે, જે મનુષ્ય આત્માને શુભ–અશુભ કર્મનો કર્તા માને છે, તેની બુદ્ધિ દૂષિત છે, તાત્ત્વિક અર્થને નહિ જાણનારી છે.[૧૭] હે ઇંદ્ર! જો કદાચ આત્મા જ કર્તા હોય, તો મનુષ્ય પોતાના કલ્યાણને માટે જે જે આરંભો કરે છે, તે તે અવશ્ય સિદ્ધ થવા જોઈએ અને તે કદી પરાભવ જ ન પામવો જોઈએ. (તે ઉપરથી સિદ્ધ થાય છે કે, પુરુષ કર્તા નથી.) મનુષ્યો પોતાનું હિત કરવા માટે અનેકાનેક પ્રયત્નો કર્યા કરે છે, છતાં આપણે જોઈએ છીએ કે, તેઓને અનિષ્ટનો જ લાભ થાય છે, પણ ઇષ્ટનો લાભ થતો નથી; તો પછી કર્મના ફળભોગ પ્રત્યે પણ પુરુષની શી અપેક્ષા રહી? (અર્થાત્ પુરુષ કર્મનાં ફળોનો ભોક્તા પણ નથી.) વળી આપણે જોઈએ છીએ કે, મનુષ્યો પ્રયત્ન કરતા નથી છતાં તેઓનાં અનિષ્ટો દૂર થાય છે અને ઇષ્ટ પદાર્થોની તેઓને પ્રાપ્તિ થાય છે. તાત્પર્ય કે અનિષ્ટની પ્રાપ્તિ અને ઇષ્ટનો નાશ, જેમ સ્વભાવથી જ થયા કરે છે, તેમ અનિષ્ટનો નાશ અને ઇષ્ટની પ્રાપ્તિ પણ સ્વભાવને લીધે જ થયા કરે છે.[૧૮–૨૦] વળી આપણે જોઈએ છીએ કે, આ જગતમાં કેટલાએક અત્યંત રૂપસંપન્ન અને બુદ્ધિસંપન્ન એવા પણ પુરુષો, અત્યંત કુરૂપ અને અલ્પબુદ્ધિવાળા પુરુષો પાસેથી ધન મેળવવાની ઈચ્છા રાખે છે.[૨૧] આ રીતે જ્યારે સ્વભાવની પ્રેરણાથી જ સર્વ શુભ–અશુભ ગુણો મનુષ્યોની અંદર દાખલ થાય છે, તો પછી 'હું સુખી છું, દુઃખી છું, કર્તા છું, ભોક્તા છું.' ઇત્યાદિ અભિમાન કરવાનું કોઈને પણ કારણ શું છે?[૨૨] મારી બુદ્ધિએ નિશ્ચય કર્યો છે કે, આ સર્વ જગત કેવળ સ્વભાવને લીધે જ

* અર્થાત્ પુરુષના બંધનને તથા મોક્ષને સિદ્ધ કરવા માટે અનુલોમપ્રતિલોમ પરિણામ કરનારી મૂળ પ્રકૃતિ કે જે કર્તા, કરણ અને ક્રિયારૂપ છે, તેને આત્માથી ભિન્ન સ્વરૂપે નહિ જાણનારા મનુષ્યને જ મોહ થાય છે; પણ પ્રકૃતિ તથા પુરુષને અન્યોન્યથી ભિન્ન જાણનારા પુરુષને મોહ થતો નથી. શ્રુતિ પણ કહે છે કે, तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ઇત્યાદિ. —નીલકંઠ

પ્રવૃત્તિનિવૃત્તિ કરી રહ્યું છે; એટલું જ નહિ પણ મોક્ષ કે આત્મજ્ઞાન પણ કેવળ સ્વભાવને લીધે જ થાય છે, એ સિવાય બીજું કંઈ પણ નથી, એમ મને લાગે છે. (અર્થાત્ આત્માને જ્યારે બંધનનો જ અભાવ છે, ત્યારે તેનો મોક્ષ થયો, એમ માનવું તે પણ એક અજ્ઞાન જ છે.)*[૨૩]

હવે કેટલાએક મનુષ્યો માને છે કે, શુભ-અશુભ ફળનો યોગ કેવળ કર્મને લીધે જ થાય છે; પરંતુ એ માન્યતા ભૂલભરેલી છે. સાંભળો, હું તમને કર્મોનો સમગ્ર વિષય કહું છું.[૨૪] જેમ એક કાગડો અન્નનું ભક્ષણ કરતાં કરતાં શબ્દ કરીને બીજા કાગડાઓને પણ જણાવે છે કે, અહીં અન્ન રહેલું છે, (અર્થાત્ કાગડાનો શબ્દ જેમ અન્નનો સૂચક છે,) તેમ સર્વ કર્મો પણ સ્વભાવનું જ લક્ષણ છે-સ્વભાવને જ સૂચવનારાં છે-સ્વભાવનો જ અસાધારણ ધર્મ છે.[૨૫] જે પુરુષ કેવળ પ્રકૃતિના ધર્મોને જ જાણે છે, પરંતુ સર્વનાથી પર રહેલી પ્રકૃતિને (સર્વના ઉપાદાનકારણ બ્રહ્મને) જાણતો નથી, તે પુરુષને અજ્ઞાનને લીધે મોહ થાય છે; પરંતુ પ્રકૃતિનું જ્ઞાન ધરાવનારા પુરુષને મોહ થતો નથી.[૨૬] આ વિશ્વમાં જે જે ભાવો દૃષ્ટિગોચર થાય છે, તે તે સર્વે કેવળ સ્વભાવમાંથી ઉત્પન્ન થયા છે, એમ નિશ્ચયપૂર્વક સમજનાર તત્ત્વજ્ઞ પુરુષને ગર્વ કે અભિમાન શું કરનાર છે?[૨૭] હે ઇંદ્ર! હું પણ સમગ્ર ધર્મવિધિને તથા પ્રાણીમાત્રની અનિત્યતાને જાણું છું, તેમ જ આ સર્વ દશ્યમાન પદાર્થને નાશવંત જોઉં છું, તેથી કોઈનો શોક કરતો નથી.[૨૮] વળી મેં સર્વ મમતાઓનો ત્યાગ કર્યો છે, અહંકારને હાંકી કાઢ્યો છે, આશાઓને તિલાંજલિ આપી છે અને વાસનાઓનો ત્યાગ કર્યો છે; તેમ જ હું આત્મસ્વરૂપમાં જ સ્થિતિ કરી રહ્યો છું, દેહાદિકના અભિમાનનો ત્યાગ કરીને સ્વરૂપસ્થિતિથી ભ્રષ્ટ થતો નથી અને તેથી જ સર્વ પ્રાણીની ઉત્પત્તિના તથા વિનાશના ઉપાદાનકારણભૂત પરબ્રહ્મનો હું સાક્ષાત્કાર કરી શકું છું.[૨૯] હે ઇંદ્ર! જે પુરુષની બુદ્ધિએ આત્મજ્ઞાન સંપાદન કર્યું છે, જેણે સર્વ ઇંદ્રિયોનો નિગ્રહ કર્યો છે, જેણે તૃષ્ણાનો ત્યાગ કર્યો છે, જેણે સર્વ આશાઓને દૂર ફેંકી દીધી છે અને જેણે અવિનાશી આત્મદેવનો સાક્ષાત્કાર કર્યો છે, તે પુરુષને કોઈ પ્રકારનો પરિશ્રમ પડતો નથી.[૩૦] હું જગતને ઉત્પન્ન કરનારી પ્રકૃતિ ઉપર કે તેના વિકારભૂત સુખદુઃખાદિ ઉપર પ્રીતિ કરતો નથી; અથવા તેઓનો દ્વેષ પણ કરતો નથી, તેમ જ મને નથી દેખાતું કે, મારો કોઈ દ્વેષ કરે છે અથવા પુત્ર, મિત્ર વગેરે આત્મીયવર્ગ મને પ્રસન્ન કરે છે! હે શક્ર! સ્વર્ગ, મર્ત્ય, કે પાતાલલોકની મને કામના નથી અને જ્ઞેયનું, વિજ્ઞાનનું કે જ્ઞાનનું પણ મને પ્રયોજન નથી.[૩૧-૩૨]

ઇંદ્રે પૂછ્યું: હે પ્રહ્લાદ! હું તમને આદરપૂર્વક પૂછું છું કે, આવી પ્રજ્ઞા અને આવી શાંતિ કયા ઉપાયથી મળી શકે છે, તે મને કહો.[૩૩]

પ્રહ્લાદે કહ્યું: હે શક્ર! સરળતા ધારણ કરવાથી, પ્રમાદનો ત્યાગ કરવાથી, બુદ્ધિને નિર્મળ કરવાથી, ઇંદ્રિયોને જીતવાથી અને વૃદ્ધ પુરુષોની સેવા કરવાથી પુરુષને મોક્ષપદ પ્રાપ્ત થાય છે.[૩૪] વળી સ્વભાવને લીધે જ આત્મજ્ઞાનનો લાભ થાય છે, સ્વભાવને લીધે જ શાંતિ પ્રાપ્ત થાય છે અને આ જગતમાં જે કંઈ તને દેખાય છે, તે સર્વ કેવળ સ્વભાવથી જ દેખાય છે.[૩૫]

દૈત્યોના રાજા પ્રહ્લાદે એ પ્રમાણે કહ્યું, એટલે ઇંદ્ર તો આશ્ચર્ય જ પામી ગયો અને હે રાજન્! મનમાં પ્રસન્ન થઈને તેના વાક્યોની પ્રશંસા કરવા લાગ્યો.[૩૬] પછી ત્રૈલોક્યના ઇશ્વર ઇંદ્રે દૈત્યેંદ્ર પ્રહ્લાદની પૂજા કરીને તેની અનુમતિ લઈને તે પોતાના ધામમાં ગયો.[૩૭]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'ઇંદ્ર અને પ્રહ્લાદનો સંવાદ-આત્મજ્ઞાનનું માહાત્મ્ય' નામનો અધ્યાય ૨૨૨ મો સમાપ્ત

* વસ્તુસ્થિતિ એવી છે કે, આ જગતમાં કોઈનો નાશ નથી, કોઈની ઉત્પત્તિ નથી, કોઈ બંધાયેલો નથી, કોઈ સાધક નથી, કોઈ મુમુક્ષુ નથી અને કોઈ મુક્ત પણ નથી.

# અધ્યાય ૨૨૩ મો

## બલિરાજા અને ઇંદ્રનો સંવાદ

॥ युधिष्ठिर उवाच ॥

**यया बुद्ध्या महीपालो भ्रष्टश्रीर्विचरेन्महीम् ।**
**कालदंडविनिष्पिष्टस्तन्मे ब्रूहि पितामह ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ ! (દૈવયોગે) રાજલક્ષ્મીથી ભ્રષ્ટ થયેલા અને કાળદંડથી કચડાઈ ગયેલા રાજાએ કેવી બુદ્ધિનો આશ્રય કરીને પૃથ્વી પર વિચરવું તે મને કહો.[૧]

ભીષ્મે કહ્યું : આ વિષયમાં પણ એક પ્રાચીન ઇતિહાસ કહેવામાં આવે છે, કે જેમાં ઇંદ્રનો તથા બલિરાજાનો સંવાદ વર્ણવેલો છે.[૨] પ્રાચીન કાળમાં સર્વ અસુરોનો પરાજય કર્યા પછી ઇંદ્ર બ્રહ્મદેવ પાસે ગયો અને બે હાથ જોડી પ્રણામ કરીને બલિરાજાના સંબંધમાં તેમને પૂછવા લાગ્યો કે,[૩] 'હે બ્રહ્મન્ ! જે બલિરાજા નિરંતર દ્રવ્યદાન કર્યા કરતો હતો છતાં દ્રવ્યરહિત થતો ન હતો, તે બલિરાજા મારા જોવામાં આવતો નથી, તો આપ કહો કે, તે ક્યાં છે ?[૪] જે બલિરાજા વાયુ, વરુણ, સૂર્ય અને ચંદ્રરૂપ હતો અને જે રાજા અગ્નિરૂપ થઈને સર્વ પ્રાણીઓને તપાવનો હતો, તેમ જ જળરૂપે થઈને સર્વને શાંતિ પમાડતો હતો, તે બલિરાજાની હું શોધ કરું છું, છતાં તે મારા જોવામાં આવતો નથી, તો હે બ્રહ્મન્ ! તમે મને કહો કે, તે ક્યાં છે ? અરે ! જે રાજા સૂર્યરૂપ થઈને સર્વ દિશાઓને પ્રકાશમાન કરતો હતો અને અસ્ત પણ પામતો હતો, તેમ જ જે રાજા તંદ્રાનો ત્યાગ કરીને સમયાનુસાર વરસાદ વરસાવતો હતો, તે બલિરાજા મને મળતો નથી, તો હે બ્રહ્મન્ ! તમે મને કહો કે તે ક્યાં છે ?[૫–૭]

બ્રહ્માએ કહ્યું : 'હે ઇંદ્ર ! બલિરાજાના સંબંધમાં તું મને પૂછે છે તે યોગ્ય નથી, તોપણ 'જો પૂછવામાં આવે તો અસત્ય બોલવું નહિ' એ ન્યાયને અનુસરીને હું તને કહું છું કે, બલિરાજા હમણાં ક્યાં છે, તે સાંભળ.[૮] હે ઇંદ્ર ! ઊંટ, ગધેડા, બળદ કે ઘોડા એમાંના કોઈ પણ પ્રાણીમાં જે સૌના કરતાં શ્રેષ્ઠ હોય અને શૂન્ય ઘરમાં પડી રહેતું હોય, તે જ બલિરાજા છે, એમ તારે જાણવું.[૯]

ઇંદ્રે કહ્યું : હે બ્રહ્મન્ ! કોઈ શૂન્ય ઘરમાં બલિરાજાને હું મળું તે વેળા મારે તેને મારવો કે નહિ, તે મને કહો.[૧૦]

બ્રહ્માએ કહ્યું : હે શક્ર ! તારે બલિરાજાને મારવો નહિ, કેમ કે તે મારવા યોગ્ય નથી હે ઇંદ્ર ! જો તારે ઇંદ્રપદને સ્થાયી રાખવાની ઇચ્છા હોય, તો તારે એને મારવો નહિ પણ નીતિવિષયક પ્રશ્ન પૂછવા.[૧૧]

ભીષ્મે કહ્યું : ભગવાન બ્રહ્મદેવે એ પ્રમાણે કહ્યું, એટલે મહેંદ્ર ઐરાવત હાથી ઉપર બેસીને રાજલક્ષ્મીના આડંબર સાથે પૃથ્વી પર ફરવા લાગ્યો.[૧૨] ફરતાં ફરતાં તેણે ભગવાન બ્રહ્મદેવના કહેવા પ્રમાણે ગધેડાના વેશમાં છુપાયલા અને એક શૂન્યગૃહમાં પડી રહેલા બલિરાજાને જોયો.[૧૩] એટલે તુરત જ ઇંદ્રે કહેવા માંડ્યું કે, 'હે દાનવ ! તું ગધેડાની યોનિને પામી ચૂક્યો છે, ધાન્યના ફોતરાંનું ભક્ષણ કરીને જીવી રહ્યો છે, આ તારી યોનિ મહાઅધમ છે, જેથી તને શોક થાય છે કે નહિ ?[૧૪] અહો ! કેવી ખેદની વાત છે કે, હું તને કદી નહિ જોયેલી દશામાં આજે જોઉં છું ! તું શત્રુઓના તાબામાં આવી પડ્યો છે, રાજ્યલક્ષ્મીથી ભ્રષ્ટ થયો છે, મિત્રોથી રહિત થયો છે અને વીર્ય તથા પરાક્રમથી ચ્યુત થયો છે.[૧૫] જે વેળા તું હજારો વાહનોની સાથે અને અનેક જ્ઞાતિઓથી વીંટાઈને સર્વ લોકોમાં પ્રતાપ પાડતો ફર્યા કરતો હતો, તે વેળા અમને કોઈને હિસાબમાં જ ગણતો ન હતો, ખરું કે ?[૧૬] તારા રાજ્યકાળમાં સર્વ દૈત્યો તારી આજ્ઞામાં રહેતા હતા, તારી આજ્ઞાને ઉઠાવી લેવા માટે તારા મુખ સામે જ જોઈ રહેતા હતા અને પૃથ્વી ખેડ્યા વિના જ ધાન્યપાકને ઉત્પન્ન કરતી હતી,[૧૭] પરંતુ આજે તારા પર મહાન સંકટ આવી પડ્યું છે, તેને માટે તું શોક કરે છે કે નહિ ? પૂર્વે સમુદ્રના પૂર્વ દિશાના કાંઠા પર તું રહેતો હતો અને જાતજાતના વૈભવોનો ઉપભોગ કરીને પોતાના જ્ઞાતિલાઓને પણ દ્રવ્યવિભાગ આપતો હતો, તે સમયે તારા મનની સ્થિતિ કેવી હતી ? વળી જે સમયે રાજ્યલક્ષ્મીથી દેદીપ્યમાન દેખાતા તારા વિહારક્ષેત્રમાં કમળની માળાઓને ધારણ કરનારી અને સુવર્ણ સમાન કાંતિવાળી હજારો દેવાંગનાઓ, સંખ્યાબંધ વર્ષો પર્યંત નૃત્ય કરતી હતી, તે સમયે

તારું મન કેવું હતું અને આ સમયે કેવું છે?[૧૮-૨૦] હે દાનવોના રાજા! તારી પાસે નરદમ સુવર્ણનું અને રત્નોથી શોભી રહેલું મહાન છત્ર હતું અને તારા દરબારમા છ હજાર ગંધર્વો સાત પ્રકારનું નૃત્ય કરી રહ્યા હતા, વળી જે સમયે તું યજ્ઞ કરવાનો આરંભ કરતો હતો, તે વેળા તદ્દન સુવર્ણનો મહાન યજ્ઞ સ્તંભ ઊભો કરવામા આવતો હતો અને તેની પાસે બેસીને તું એક અબજ ગાયોનું દાન આપતો હતો; તેમ જ યજ્ઞ થઈ રહ્યા પછી પણ પ્રતિદિન એક હજાર ગાયોનું દાન આપતો હતો; તે વેળા તારી બુદ્ધિ કેવી હતી?[૨૧-૨૩] વળી જે સમયે તું શમ્યાક્ષેપ* વિધિથી યજ્ઞ કરતો કરતો આખી પૃથ્વીમા ફરતો હતો, તે સમયે તારા હૃદયમા શું હતું?[૨૪] હે અસુરોના અધિપતિ! તારી પાસે સુવર્ણનું જળપાત્ર (ઝારી) હતું, છત્ર હતું, ચામરો હતા અને બ્રહ્મદેવે આપેલી એક સુવર્ણની માળા હતી. તેમાનું કંઈ પણ આ વખતે હું જોતો નથી.'[૨૪-૨૫]

બલિરાજાએ કહ્યું: 'હે વાસવ! મારા સુવર્ણના જલપાત્રને, છત્રને, ચામરોને તથા બ્રહ્મદેવે આપેલી મારી સુવર્ણની માળાને આ સમયે તું જોઈ શકીશ નહિ.[૨૬] વળી જે રત્નોના સંબંધમા તું મને પૂછે છે, તે રત્નોને મેં ગુહાની અંદર (મૂલ પ્રકૃતિની અંદર) હમણા મૂકી દીધા છે, જેથી તે પણ તારા જોવામા આવશે નહિ; પરંતુ જ્યારે મારો સમય આવશે, ત્યારે તે સર્વ તારા જોવામા આવશે.[૨૭] તું આ સમયે સમૃદ્ધિમાન થયો છે અને હું સમૃદ્ધિથી રહિત થયો છું, તેથી તું મારી પાસે બડાઈ મારવાની ઇચ્છા કરે છે, પરંતુ એ તારા યશને કે કુળને યોગ્ય નથી.[૨૮] જે બુદ્ધિમાન પુરુષો આત્મજ્ઞાન સંપાદન કરીને નિત્ય જ્ઞાનમા જ તૃપ્ત રહે છે અને ક્ષમાશીલ હોય છે, તેઓ પોતાના પર દુઃખ આવી પડે, ત્યારે શોક કરતા નથી, તેમ જ સમૃદ્ધિમાન થઈને હર્ષ પામતા નથી.[૨૯] હે ભદ્ર! તું પ્રાકૃત બુદ્ધિને લીધે આવી વ્યર્થ આત્મશ્લાઘા કરે છે, પરંતુ જ્યારે તું પણ મારા જેવી દુર્દશામા આવી પડીશ, ત્યારે આ પ્રમાણે બોલી શકીશ નહિ.[૩૦]

* મૂળના ભાગમા જાડા અને ટોચના ભાગમા પાતળા એક છત્રીસ આગળના દંડને 'શમ્યા' કહેવામા આવે છે. તે શમ્યાને એક બળવાન પુરુષ ફેંકે અને તે જ્યા પડે ત્યા યજ્ઞ કરવો, ને પછી ત્યા યજ્ઞ પૂરો થઈ જાય એટલે વળી પણ શમ્યા...ને ત્યાંથી આગળ ફેંકવો અને તે જ્યા પડે ત્યા વળી પણ યજ્ઞ કરવો. આમ કરી કરીને યજ્ઞ કરતા જવું તેને 'શમ્યાક્ષેપવિધિ' કહેવામા આવે છે.

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમા 'બલિરાજા અને ઇંદ્રનો સંવાદ' નામનો અધ્યાય ૨૨૩મો સમાપ્ત

## અધ્યાય ૨૨૪ મો

### ઇંદ્ર અને બલિનો સંવાદ–કાળનો વિલાસ

॥ भीष्म उवाच ॥

पुनरेव तु तं शक्रः प्रहसन्निदमब्रवीत् ।
निःश्वसंतं यथा नागं प्रव्याहाराय भारत ॥ १ ॥

ભીષ્મે કહ્યું: હે ભરતવંશના યુધિષ્ઠિરરાજા! તે પછી વળી પણ ઇંદ્રે સર્પની પેઠે ફૂંફાડા મારતા બલિરાજાને તીક્ષ્ણ શબ્દો કહેવા માટે મોટેથી હસીને આ પ્રમાણે કહ્યું.[૧]

ઇંદ્રે કહ્યું: ઓ બલિ! પૂર્વે હજારો વાહનોની સાથે તથા અનેક જ્ઞાતિપરિવારોની સાથે બહાર નીકળીને સર્વ લોકોને તપાવી રહેલો તું અમને હિસાબમાં જ ગણતો ન હતો, ખરું કે?[૨] પણ આ સમયે સર્વ જ્ઞાતિઓ અને મિત્રોથી ત્યજાયલો તું પોતાની આવી દીન અવસ્થા જોઈને શોક કરે છે કે નહિ?[૩] પૂર્વે સર્વ લોકોને પોતાના વશમા રહેલા જોઈને તને અતુલ પ્રીતિ થતી હતી, પણ આજે પોતાની આવી પ્રકટ અધમ દશાનો તું શોક કરે છે કે નહિ?[૪]

બલિએ કહ્યું: ઓ ઇંદ્ર! કાળના પરિવર્તન સ્વભાવને લીધે હું જોઈ શકું છું કે, આ સર્વ જગત નાશવંત છે અને તેથી જ હું શોક કરતો નથી.[૫] હે દેવોના રાજા! પ્રાણીમાત્રના શરીરો કેવળ નાશવંત છે, એમ જાણીને મને શોક થતો નથી. વળી હું જાણું છું કે, મને આ ગધેડાની યોનિ મળી છે, તેમાં મારો કંઈ પણ અપરાધ નથી. (પરંતુ કાળધર્મને લીધે જ મને આ દશા પ્રાપ્ત થઈ છે)[૬] પ્રાણીમાત્રનું સૂક્ષ્મશરીર અને સ્થૂળશરીર સ્વભાવથી જ સાથે ઉત્પન્ન થાય છે. પછી તે બન્ને શરીરોની

એકસાથે જ વૃદ્ધિ થાય છે અને બન્નેનો (મોક્ષકાળે) એકસાથે જ વિનાશ થાય છે.[૭] હું આ ગધેડાના શરીરને પ્રાપ્ત થયો છું, પરંતુ દેહના ધર્મોથી અલિપ્ત જ છું અને હુ જાણું છું કે, આત્મા અસંગ છે, તો પછી મને શોક શા માટે થાય ?[૮] એ વજ્રધારી ઇંદ્ર ! જેમ સર્વ જળપ્રવાહોની અંતિમ ગતિ મહાસાગર છે, તેમ સર્વ પ્રાણીઓની અંતિમ ગતિ મરણ છે. (અર્થાત્ પ્રાણીમાત્રનાં સ્થૂળસૂક્ષ્મ શરીરો મરણદશાને પામે છે, પણ આત્મા તો અજરામર છે.) આમ સારી રીતે જાણનારા પુરુષો મોહ પામતા નથી.[૯] પરંતુ રજોગુણ અને તમોગુણથી મૂઢ બનેલા અજ્ઞાનીઓ એ પ્રમાણે સમજતા નથી, તેથી જ તેઓની બુદ્ધિ નાશ પામે છે અને તેઓ કષ્ટ પામીને સિદાય છે.[૧૦] પુરુષ બુદ્ધિના (જ્ઞાનના) લાભથી જ સર્વ મોહજન્ય પાપોનો નાશ કરી શકે છે અને એ રીતે પાપરહિત થયેલો પુરુષ સત્ત્વગુણ સંપાદન કરીને હમેશાં પ્રસન્ન રહે છે;[૧૧] પણ જે પુરુષો તે સત્ત્વગુણથી ભ્રષ્ટ થઈ ને રજોગુણ તથા તમોગુણથી ઘેરાઈ જાય છે, તે બિચારા પુનઃ પુનઃ જન્મમરણને પામ્યા કરે છે અને કામાદિક દુષ્ટ ભાવોથી પ્રેરાઈ ને પરિતાપ પામ્યા કરે છે.[૧૨] હું અર્થની સિદ્ધિનો, અર્થની હાનિનો, જીવિતનો, મરણનો, સુખનો કે દુઃખનો દ્વેષ કરતો નથી અથવા તેઓની કામના પણ કરતો નથી.[૧૩] કાળથી હણાયલો જે પુરુષ કોઈ બીજાનો નાશ કરે છે, તે કાળથી હણાયલા તેના શરીરનો જ નાશ કરે છે, પણ તેના આત્માનો નાશ કરી શકતો નથી; (કેમ કે તેનું શરીર આત્માથી ભિન્ન હોઈ ને અચેતન હોવાથી નાશવંત જ છે અને આત્મા તો ચૈતન્યરૂપ હોઈને સદાય અવિનાશી જ છે;) છતાં એક પુરુષ (બુદ્ધિને આત્મા માનનારો) માને છે કે, 'અમુક માણસ અમુક માણસને હણે છે' અને બીજો (દેહને આત્મા માનનારો) માને છે કે, 'અમુક માણસે અમુક માણસને મારી નાખ્યો;' પણ તેઓ બન્ને આવું સમજતા જ નથી કે, 'કોણ હણે છે અને કોણ હણાય છે !×'[૧૪] હે મઘવન્ ! કોઈ-એક પુરુષાધમ (બુદ્ધિરૂપ પુરુષાભાસ–અનાત્મતત્ત્વ) બીજાને હણીને અથવા બંનેનો પરાજય કરીને પોતાને પુરુષરૂપે (આત્મારૂપે) માને છે, (પરંતુ) તેથી તે પુરુષ (આત્મા) ગણાતો નથી; કેમ કે પુરુષ તો સદાને માટે અકર્તા જ છે અને કર્મ કરનાર તો તે પુરુષાભાસ જ (બુદ્ધિ જ) છે. (અર્થાત્ બુદ્ધિ જ કર્તાભોક્તા છે, પણ આત્મા કર્તાભોક્તા નથી.)[૧૫] ત્યારે કોઈ કહેશે કે, આ જગતની ઉત્પત્તિને તથા નાશને કોણ કરે છે ? તેના ઉત્તરમાં એમ કહી શકાય કે, મન જ સર્વનું ઉત્પાદક અને સંહારક છે; પરંતુ એ મનનો કર્તા પણ કોઈ બીજો જ છે.[૧૬] પ્રાણીમાત્રનાં સ્થૂલસૂક્ષ્મ શરીરો પૃથ્વી, તેજ, આકાશ, જળ અને વાયુ એ પાંચ મહાભૂતોમાંથી ઉત્પન્ન થાય છે અને પાછાં તેમાં જ લય પામી જાય છે, તો પછી તેને માટે શોક શા સારુ કરવો જોઈએ ?[૧૭] વિદ્વાનને, અવિદ્વાનને, બળવાનને, દુર્બળને, રૂપાળાને, કદ્રૂપાને, ભાગ્યશાળીને કે દુર્ભાગીને સર્વને ગંભીર એવો કાળ પોતાના તેજથી ઝડપી લે છે. એ ન્યાય પ્રમાણે હું જાણું છું કે, મને પણ તે કાળને લીધે જ આવી દશા પ્રાપ્ત થઈ છે, તો પછી મારે શોક શા માટે કરવો ?[૧૮-૧૯] આ જગતમાં કાળે બાળી નાખેલા પદાર્થને જ અગ્નિ બાળે છે, કાળે મારી નાખેલાને જ બીજો કોઈ મારે છે, કાળે નાશ પમાડેલાને જ બીજો કોઈ નાશ પમાડે છે અને કાળે મેળવી આપેલાને જ પુરુષ મેળવે છે.[૨૦] ખૂબ વિચાર કરીને પણ હું નથી જોઈ શકતો કે, કાળરૂપી દિવ્ય મહાસાગરમાં દ્વીપ (બેટ) ક્યાં છે ? અથવા તેનો પાર ક્યાં આવે છે કે, તેનો તટપ્રદેશ કયે સ્થળે છે ?[૨૧] હે શચીપતિ ! જો આ કાળ મારા દેખતાં સર્વ પ્રાણીઓનો વિનાશ ન કરે તો જ મને હર્ષ, ગર્વ કે ક્રોધ થાય (પણ તેમ તો થતું નથી).[૨૨] હું ગધેડાનું રૂપ ધારણ કરીને અહીં આવ્યો છું, આ એકાંત ગૃહમાં પડી રહ્યો છું અને ધાન્યનાં ફોતરાંનું ભક્ષણ કરીને જીવી રહ્યો છું; એ વાત જાણીને તું મારી નંદા કરે છે ખરું કે ?[૨૩] પણ તું નથી જાણતો કે, મારી ઇચ્છા થાય તો બીજાં અનેક ભયંકર સ્વરૂપો ધારણ કરવાને હું સમર્થ છું, જે સ્વરૂપો જોઈને તું પોતે પણ અહીંથી પલાયન જ કરી જાય ![૨૪] હે ઇંદ્ર ! તું જાણ કે કાળ જ સર્વને ઝડપી લે છે, કાળ જ સર્વને આપનારો છે અને કાળે જ સર્વની રચના કરી છે; માટે આમ વ્યર્થ

× આ શ્લોકના જ આશયવાળો ગીતાના બીજા અધ્યાયમાં ૧૯મો શ્લોક છે.

અડાઈ ન માર.[૨૫] હે પુરંદર ! પૂર્વે જ્યારે હું ક્રોધાયમાન થતો હતો, ત્યારે આ સર્વ જગત કંપી જતું હતું, તોપણ હે શક્ર ! આ જગતના સનાતનધર્મને (કાળપરિવર્તનને) તો હું જાણતો જ હતો.[૨૬] તે જ પ્રમાણે તું પણ જાણ અને પોતાના મનથી આશ્ચર્ય ન પામ; કારણ કે ઐશ્વર્ય અને પરાક્રમ કદી કોઈના સ્વાધીનમાં રહ્યાં નથી.[૨૭] ઓ મઘવન્ ! તારું ચિત્ત હજી પણ પૂર્વની પેઠે બાળકના જેવું જ છે, પરંતુ હવે તારે જાણવું જોઈએ અને જ્ઞાનનિષ્ઠાયુક્ત બુદ્ધિ સંપાદન કરવી જોઈએ.[૨૮] હે વાસવ ! તારા જાણવામાં જ છે કે, પૂર્વે દેવો, મનુષ્યો, પિતૃઓ, ગંધર્વો, ઉરગો અને રાક્ષસો આ સર્વે મારા તાબામાં હતા;[૨૯] તેમ જ મત્સર(ઈર્ષા)વાળી બુદ્ધિથી મોહિત થયેલા તેઓ સર્વે 'જે દિશામાં વિરોચનનો પુત્ર બલિરાજા વસી રહ્યો છે, તે દિશાને નમસ્કાર હજો,' એમ કહીને મારે શરણે આવતા હતા.[૩૦] હે શચીપતિ ! આ સમયે હું પદભ્રષ્ટ થયો છું, તોપણ તે વિષેનો મને શોક નથી; કેમ કે મારી બુદ્ધિથી મેં નિશ્ચય કર્યો છે કે, હું લેશમાત્ર સ્વતંત્ર નથી, પણ સર્વના શાસક ઈશ્વરની આજ્ઞાને અધીન રહેનારો છું.[૩૧] આપણે જોઈએ છીએ કે, કોઈ એક મનુષ્ય પ્રખ્યાત કુળમાં ઉત્પન્ન થયેલો હોય છે, દેખાવડો હોય છે અને પ્રતાપી હોય છે, છતાં પોતાના પરિવારની સાથે દુઃખપૂર્વક જીવન ગાળતો હોય છે, એનું કારણ કેવળ ભવિતવ્યતા જ છે;[૩૨] તેમ જ હે શક્ર ! કોઈએક મનુષ્ય દુષ્ટ કુળમાં ઉત્પન્ન થયેલો હોય છે, કેવળ મૂઢ હોય છે અને દુરાચારી પણ હોય છે, છતાં તે મનુષ્ય પોતાના પરિવારની સાથે સુખથી જીવી રહ્યો હોય છે, તેનું કારણ પણ ભવિતવ્યતા જ છે.[૩૩] વળી હે શક્ર ! કોઈ એક સ્ત્રી સુલક્ષણા અને સુંદર હોય છે, તથાપિ તે દુર્ભાગિની જોવામાં આવે છે, ત્યારે બીજી એક સ્ત્રી કુલક્ષણા અને કદ્રૂપી હોય છે, છતાં સૌભાગ્યવતી જોવામાં આવે છે.[૩૪] તે ઉપરથી જણાય છે કે, આ વેળા તું આવી સમૃદ્ધ દશામાં આવી પહોંચ્યો છે અને હું આવી દુર્દશામાં આવી પડ્યો છું, તેમાં હે વજ્રધારી ઇંદ્ર ! તે કંઈ કર્યું નથી[૩૫] કે મેં કંઈ કર્યું નથી અને હે શતક્રતુ ! મેં કરેલું કર્મ આવા વિપરીત પરિણામને પામ્યું છે, એમ પણ નથી; પરંતુ કાળના ક્રમ પ્રમાણે જ સર્વ કોઈને સંપત્તિ કે વિપત્તિ પ્રાપ્ત થાય છે. અર્થાત્ જેમ ક્ષેત્રમાં વાવેલાં બીજો મેઘને અનુસરીને જ ફળસંપન્ન થાય છે, તેમ કર્મો પણ કાળને અનુસરીને જ ફળદાયક થાય છે.[૩૬] હું જોઈ રહ્યો છું કે, ઐશ્વર્યથી ઝળકી રહેલો તું દેવોનો રાજા શ્રીમાન તથા કાંતિમાન થઈને મારી સામે ઊભો રહ્યો છે અને મારા પર ગાજી રહ્યો છે;[૩૭] પરંતુ કાળે આ રીતે મને ન સપડાવ્યો હોત તો માત્ર એક મુષ્ટિના પ્રહારથી જ તને તારા વજ્રની સાથે હું પટકી પાડત;[૩૮] પણ અફસોસ ! આ સમયે મારે પરાક્રમ નહિ કરવું જોઈએ, પરંતુ શાંતિ જાળવવી જોઈએ; કેમ કે કાળ જ સર્વને તે તે સ્થિતિમાં લાવી મૂકે છે અને કાળ જ સર્વને રાંધી નાખે છે, સર્વનો અંત આણે છે.[૩૯] અહો ! જે હું દાનવોના રાજાઓથી પૂજાતો હતો, ગર્જનાઓ કરી રહ્યો હતો અને સર્વ કોઈને તપાવી રહ્યો હતો, તેની સામે પણ કાળ આવી પહોંચ્યો છે; તો પછી બીજા કોની સામે નહિ આવે ?[૪૦] અરે ઓ દેવરાજ ! મેં એકલાએ તમારામાંના મહાત્મા બારે સૂર્યનાં તેજને ધારણ કર્યાં હતાં;[૪૧] એટલું જ નહિ પણ હે વાસવ ! હું પોતે જ મેઘસ્વરૂપ થઈને જળનું વહન કરતો હતો અને સર્વને જળપ્રદાન કરતો હતો; તેમ જ હું પોતે જ સૂર્યનું સ્વરૂપ ધારણ કરીને ત્રણે લોકને તપાવતો હતો અને પ્રકાશમાન કરતો હતો.[૪૨] હું જ સર્વ પ્રજાઓનું રક્ષણ કરતો હતો. કોઈ કોઈને લૂંટી પણ લેતો હતો, કોઈ કોઈને આપતો હતો, કોઈની પાસેથી આપેલું પાછું લઈ લેતો હતો. ઘણાને દાન આપતો હતો અને ઘણાને કેદ પકડતો હતો. આ રીતે હું એકલો જ જગતનો પ્રભુ હતો–ઈશ્વર હતો;[૪૩] પણ હવે મારી પ્રભુતા સંપૂર્ણ થઈ છે; કેમકે હે દેવરાજ ! કાળના સૈન્યથી હું ઘેરાઈ ગયો છું અને તેથી જ તેમાંનું કંઈ પણ મને જોવામાં આવતું નથી.[૪૪] ઓ શચીપતિ ઇંદ્ર ! કોઈ પણ કૃત્યનો હું કર્તા નથી; તું કર્તા નથી, તેમ બીજો કોઈ પણ કર્તા નથી; પરંતુ કાળનો ક્રમ જ સર્વ લોકોનું સ્વેચ્છામાં આવે તો રક્ષણ કરે છે અને સ્વેચ્છામાં આવે તો ભક્ષણ કરે છે.[૪૫] વેદવેત્તાઓ કહે છે કે, કાળ એ જ બ્રહ્મનું

સ્વરૂપ છે; માસ, અર્ધ માસ વગેરે તેનું નિવાસ-સ્થાન છે; રાત્રિઓ અને દિવસોથી તે વીંટાયેલો છે, વસંત આદિ ઋતુઓ તેનું પ્રાણિદ્વાર છે અને સંવત્સર તેનુ મુખ છે.[૪૬] કેટલાએક (જૈમિનિ આદિ મુનિઓ) કહે છે કે, એ કાળબ્રહ્મનું બુદ્ધિ દ્વારા ધ્યાન પણ થઈ શકે છે, પરંતુ એ ધ્યાનમા પર બ્રહ્મની ઉપાસનાના વિષયભૂત પાચ કોશોને જ મસ્તક, બે પડખાં, મધ્યભાગ અને પુચ્છ એ પાંચ અવયવો તરીકે જોવામાં આવે છે, એમ શ્રુતિમાંથી મેં જાણ્યુ છે.[૪૭] જેમ મહાસાગરનુ જળ મહાગહન અને ગભીર છે, તેમ પરબ્રહ્મ પણ મહાગહન અને ગભીર છે, આદિઅંતથી રહિત છે, જગતરૂપે ક્ષર (નાશવંત) છે અને જીવરૂપે અક્ષર (અવિનાશી) પણ છે, એમ વિદ્વાનો કહે છે.[૪૮] વળી તત્ત્વવેત્તા વિદ્વાનો માને છે કે, પરબ્રહ્મ ઉપાધિથી રહિત છે તો પણ બુદ્ધિસત્ત્વોની અંદર પ્રતિબિંબસ્વરૂપે દાખલ થઈને ઉપાધિયુક્ત હોય તેમ દેખાય છે; (અર્થાત્ જીવ એ જ ઉપાધિથી જ્યારે મુક્ત થાય છે, ત્યારે બ્રહ્મસ્વરૂપ થઈ રહે છે;) આ રીતે પરબ્રહ્મ ઉપાધિયુક્ત હોય તેમ જણાય છે, તોપણ વસ્તુતઃ ઉપાધિના ધર્મોથી તે રહિત જ છે.[૪૯] ચિત્ત આદિના આકાર રૂપે પરિણામ પામેલાં પચમહાભૂતોને લીધે જ આત્મા વિપરીત સ્વરૂપને ધારણ કરે છે, પણ ખરું જોતાં તેનું વિપરિત સ્વરૂપ (અસત્ય, જડ, દુઃખી, સુખી વગેરે) કંઈ છે જ નહિ. વળી તેને બીજો કોઈ પણ પદાર્થ પ્રાપ્ત કરવા યોગ્ય છે જ નહિ અને તેનાથી બીજો કોઈ પ્રભુ પણ નથી.[૫૦] આ આત્મા સર્વ પ્રાણીઓની ગતિરૂપ છે, તો પછી તેને પ્રાપ્ત કર્યા વિના પ્રાણી ક્યાં જઈ શકશે? જેને દોડી જનારો મનુષ્ય પણ તજી શકતો નથી અને ઊભો રહેનારો મનુષ્ય પણ તજી શકતો નથી. (અર્થાત્ આત્મા સર્વ કોઈને નિત્યપ્રાપ્ત છે, કોઈનાથી તજ્યો તજાય તેવો નથી અને અવિકારી છે.)[૫૧] પ્રાણીઓની સર્વ ઇંદ્રિયો પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા અને સ્મૃતિ એ પાંચ પ્રકારોથી આત્માનો સાક્ષાત્કાર કરી શકતી નથી. કેટલાએક વિદ્વાનો તેને અગ્નિ કહે છે, કેટલાએક પ્રજાપતિ કહે છે, કેટલાએક ઋતુઓ કહે છે, કેટલાએક માસ કહે છે, કેટલાએક અર્ધમાસ કહે છે, કેટલાએક દિવસો કહે છે, કેટલાએક ક્ષણ કહે છે, કેટલાએક પૂર્વાહ્ણ કહે છે, કેટલાએક અપરાહ્ણ કહે છે, બીજા કેટલાએક મધ્યાહ્ન કહે છે અને કેટલાએક વિદ્વાનો તેને મુહૂર્ત પણ કહે છે. આ પ્રમાણે જેને-એકને જ વિદ્વાનો અનેક સ્વરૂપે વર્ણવે છે અને આ સમગ્ર જગત જેને વશ થઈ રહેલુ છે, તેને જ (સૂત્રાત્માને) તારે કાળ જાણવો.[૫૨-૫૪] હે શચીપતિ ઇંદ્ર! બળ અને વીર્યમાં તારી જ સમાનતા ધરાવનારા હજારો ઇંદ્રો આજ પર્યંત થઈ ગયા છે (કે જેઓનું કાળ ભક્ષણ કરી ગયો છે.)[૫૫] અને હે શક્ર! તું પોતે જે અતિ બળવાન છે, દેવોનો રાજા છે અને બળને લીધે છકી ગયો છે, તેને પણ મહાવીર્યવાન કાળ જ્યારે સમય આવશે, ત્યારે શાંત પાડી દેશે.[૫૬] આ કાળ સર્વ કોઈને ઝડપી લેનારો છે, માટે હે ઇંદ્ર! તું સ્થિર થા. મારાથી, તારાથી કે આપણા પૂર્વજોથી પણ કાળનું કદી ઉલ્લંઘન કરી શકાતું નથી.[૫૭] તું આ રાજલક્ષ્મી સંપાદન કરીને એમ માને છે કે, મારે વિષે તે સ્થિર થયેલી છે, પરંતુ એમ માનવું તે મિથ્યા છે, કેમ કે લક્ષ્મી એક સ્થળે સ્થિર રહેતી જ નથી.[૫૮] હે દેવોના અધિપતિ! લક્ષ્મી અત્યંત ચચળ છે, તેણે તારા કરતાં અત્યંત શ્રેષ્ઠ એવા હજારો ઇદ્રોને વિષે નિવાસ કર્યો છે અને આ સમયે મારો પોતાનો પણ ત્યાગ કરીને તારી પાસે આવી છે;[૫૯] માટે હે શક્ર! ફરી કદી પણ આવી વ્યર્થ બડાઈ કરીશ મા પણ શાંત થજે; કેમ કે લક્ષ્મીના જાણવામાં આવશે કે, તું વ્યર્થ બડાઈ મારનારો છે, તો તને પણ તે તજી જશે.[૬૦]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમા 'ઇંદ્ર અને બલિનો સંવાદ-કાળનો વિલાસ' નામનો અધ્યાય ૨૨૪મો સમાપ્ત

## अध्याय २२५मो

### બલિ અને ઇંદ્રનો સંવાદ-લક્ષ્મીનું પ્રાકટ્ય

॥ भीष्म उवाच ॥

शतक्रतुरथापश्यद् बलेर्दीप्तां महात्मनः।
स्वरूपिणीं शरीराद्धि निष्क्रामन्तीं तदा श्रियम्॥

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર! તે પછી ઇંદ્રે મહાત્મા બલિરાજાના શરીરમાંથી નીકળતી પ્રદીપ્ત રાજ્યલક્ષ્મીને સાક્ષાત્ સ્વરૂપમાં જોઈ.[૧] કાંતિથી

ઝળહળી રહેલી તે દેવીને જોઈને ભગવાન ઇંદ્ર આશ્ચર્યથી પ્રફુલ્લ નેત્રવાળો થઈ ગયો. તેણે બલિરાજાને પૂછયું.[૨]

ઈંદ્રે કહ્યું: હે બલિરાજા! કાંતિથી પ્રકાશી રહેલી, બાજુબંધોને ધારણ કરનારી અને મોટા ચોટલાવાળી આ કઈ સ્ત્રી તારા શરીરમાંથી નીકળીને અહીં ઊભી રહી છે?[૩]

બલિએ કહ્યું: હે વાસવ! આ સ્ત્રી અસુર જાતિની છે, દેવજાતિની છે કે મનુષ્યજાતિની છે, એ હું જાણતો નથી; માટે તું જ એને પૂછ કે ન પૂછ, તારી ઇચ્છામાં આવે તેમ કર.[૪]

ઈંદ્રે પૂછયું: હે પવિત્ર હાસ્યવાળી સ્ત્રી! પ્રદીપ્ત કાંતિવાળી, મોટા ચોટલાવાળી અને બલિરાજાના શરીરમાંથી નીકળેલી તું કોણ છે? હું તને ઓળખતો નથી, માટે તારું નામ શું છે, તે મને કહે.[૫] હે સુંદર ભ્રકુટિવાળી સ્ત્રી! હું તને પૂછું છું કે, પોતાના તેજથી પ્રકાશી રહેલી તું આ રીતે મારી પાસે શા માટે ઊભી છે અને તેં આ શ્રેષ્ઠ દૈત્યનો શા માટે ત્યાગ કર્યો?[૬]

લક્ષ્મીએ કહ્યું: મને વિરોચન જાણતો ન હતો અને વિરોચનનો પુત્ર આ બલિરાજા પણ જાણતો નથી. વિદ્વાનો મને 'દુઃસહા અને વિધિત્સા' એવાં બન્ને નામોથી ઓળખે છે.[૭] હે વાસવ! કેટલાએક વિદ્વાનો મને 'ભૂતિ, લક્ષ્મી, શ્રી' વગેરે નામોથી પણ ઓળખે છે; પરંતુ હે શક્ર! તું કે સર્વ દેવતાઓ તો મને જાણતા જ નથી.[૮]

ઈંદ્રે કહ્યું: હે દુઃસહે! તેં આ બલિરાજા વિષે ઘણો કાળ થયાં નિવાસ કર્યો હતો, છતાં આ સમયે તેનો તું ત્યાગ કરે છે, તે શું મારા માટે કે બલિરાજાના હિત માટે?[૯]

લક્ષ્મીએ કહ્યું: હે શક્ર! ધાતા કે વિધાતા મારું કોઈ પ્રકારે નિર્માણ કરી શકતા નથી. મારી પ્રાપ્તિ કેવળ કાળના ક્રમથી જ થાય છે. હમણાં તારામાં નિવાસ કરવાનો મારો સમય છે, માટે તું આ બલિની અવગણના કર મા.[૧૦]

ઈંદ્રે કહ્યું: હે શિખંડિની! (મોટા ચોટલાવાળી લક્ષ્મી!) તેં બલિરાજાનો શા માટે ત્યાગ કર્યો અને હવે મારો કેવી રીતે ત્યાગ ન કરે, તે મને કહે.[૧૧]

લક્ષ્મીએ કહ્યું: હું સત્યમાં, દાનમાં, વ્રતમાં, તપમાં, પરાક્રમમાં તથા ધર્મમાં નિવાસ કરનારી છું અને આ બલિરાજા તે સર્વથી ભ્રષ્ટ થયો છે.[૧૨] પ્રથમના સમયમાં તો આ બલિરાજા બ્રાહ્મણોનો ભક્ત, સત્યવાદી અને જિતેંદ્રિય હતો; પણ પાછળથી તેણે બ્રાહ્મણોનો દ્વેષ કરવા માંડ્યો અને પોતે ઉચ્છિષ્ટ હોવા છતાં ઘીનો સ્પર્શ કરવા લાગ્યો.* વળી આ બલિરાજા પ્રથમ તો યજ્ઞયાગાદિ કરીને પરાત્માનું પૂજન કરતો હતો, પરંતુ પાછળથી કાળના સપાટામાં સપડાઈને તે મૂઢાત્મા બની ગયો અને તેણે સર્વ લોકોને કહેવા માંડ્યું કે, 'તમે બધા મારું જ પૂજન કરો.' આવા કારણથી જ તેનો ત્યાગ કર્યો છે અને તારી પાસે હું આવી છું. હે વાસવ! તારે પણ પ્રમાદનો ત્યાગ કરીને તપ અને પરાક્રમથી જ મને ધારણ કરી રાખવી.[૧૩–૧૫]

ઈંદ્રે પૂછયું: હે કમલનિવાસિની દેવી! દેવોમાં, મનુષ્યોમાં કે સર્વ પ્રાણીઓમાં તેવો એક પણ પુરુષ નથી કે જે તને સહન કરી શકે! તો પછી હું તને કેવી રીતે સહન કરી શકીશ?[૧૬]

લક્ષ્મીએ કહ્યું: હે પુરંદર! તારું કહેવું સત્ય છે કે, દેવ, ગંધર્વ, અસુર કે રાક્ષસ એમાંનો એક પણ પુરુષ મને સહન કરવાને શક્તિમાન નથી.[૧૭]

ઇંદ્રે કહ્યું: હે કલ્યાણી! શું કરવાથી તું સદાકાળ મારે વિષે સ્થિર રહે, તે તું મને કહે. હું તારા કહેવા પ્રમાણે જ કરીશ, માટે જે સત્ય હોય તે તારે મને કહેવું જોઈએ.[૧૮]

લક્ષ્મીએ કહ્યું: હે દેવેંદ્ર! શું કરવાથી હું તારે વિષે સ્થિર થઈને રહું, તે હું તને કહું છું, સાંભળ. તું વેદોક્ત વિધિ પ્રમાણે મને ચાર સ્થળે વહેંચી દે.[૧૯]

ઇંદ્રે કહ્યું: મારી શક્તિ અને બળના પ્રમાણમાં હું તને ધારણ કરી રાખીશ અને હે લક્ષ્મી! તારી સમીપ રહ્યા છતાં પણ મારો કદી અપરાધ ન થાય, તેને માટે હું સાવધ રહીશ.[૨૦] હું

* આ ઉપરથી જણાય છે કે, ઉચ્છિષ્ટ અથવા વગર ધોયેલ હાથે ઘીનો સ્પર્શ કરવો, તે પણ એક મહાપાપ છે.

માનું છું કે, આ પૃથ્વી સર્વ મનુષ્યોને ધારણ કરનારી છે તેમ જ સર્વ પ્રાણીનું રક્ષણ કરનારી છે, જેથી તે તારા એક પાદને (ચતુર્થાંશને) સહન કરવા સમર્થ થશે.[૨૧]

લક્ષ્મીએ કહ્યું : હે શક્ર! તારા કહેવા પ્રમાણે મારા આ એક પાદને હું પૃથ્વી પર મૂકું છું અને ત્યાં સ્થિર કરું છું; તો હવે મારા બીજા પાદને કોઈ સ્થળે સ્થાપિત કર.[૨૨]

ઇંદ્રે કહ્યું : મનુષ્યલોકમાં સર્વત્ર વહી રહેલું જળ જ તારા બીજા પાદને સહન કરવા સમર્થ છે, માટે તે જળ જ તારા બીજા પાદને ભલે સહન કરે.[૨૩]

લક્ષ્મીએ કહ્યું : બહુ સારું, આ મારા બીજા પાદને હું જળ વિષે સ્થાપિત કરું છું અને તે ત્યાં સ્થિર થશે. હવે હે શક્ર! મારા ત્રીજા પાદને કોઈ સ્થળે સ્થાપિત કર.[૨૪]

ઇંદ્રે કહ્યું : જે વિષે વેદો, યજ્ઞો અને દેવો નિવાસ કરી રહ્યા છે, તે અગ્નિ વિષે તારો ત્રીજો પાદ સ્થિર થાઓ; કેમ કે અગ્નિ તારા ત્રીજા પાદને ધારણ કરવા સમર્થ છે.[૨૫]

લક્ષ્મીએ કહ્યું : તારા કહેવા પ્રમાણે મેં મારા ત્રીજા પાદને અગ્નિમાં મૂક્યો છે અને તે ત્યાં સ્થિર પણ થયો છે, તો હે શક્ર! હવે મારા ચોથા પાદને કોઈ સ્થળે સ્થાપિત કર.[૨૬]

ઇંદ્રે કહ્યું : મનુષ્યોમાં જેઓ બ્રાહ્મણોની ભક્તિ કરનારા, સત્યવાદી અને શ્રેષ્ઠ હોય, તેઓ તારા ચોથા પાદને સહન કરવા શક્તિમાન છે; માટે તેવા સજ્જનો જ તારા ચોથા પાદને ભલે સહન કરે.[૨૭]

લક્ષ્મીએ કહ્યું : બહુ સારું, તારા કહેવા પ્રમાણે મારા ચોથા પાદને મેં સજ્જનોની અંદર સ્થાપિત કર્યો છે અને તે ત્યાં સ્થિર પણ થયો છે, તો હવે હે શક્ર! તેં દર્શાવેલા ભૂતોમાં એ પ્રમાણે સ્થિર થયેલી* મને તું બરાબર ધારણ કરી રાખજે.[૨૮]

ઇંદ્રે કહ્યું : 'મેં તને જે જે મહાભૂતોમાં તથા પ્રાણીઓમાં વિભાગપૂર્વક સ્થાપિત કરી છે, તેનો જે કોઈ નાશ કરશે તેને હું શિક્ષા કરીશ. આ મારા વચનને સર્વકોઈએ લક્ષ્યમાં રાખવું.' ઇંદ્રે એ પ્રમાણે કહ્યું, તે પછી લક્ષ્મીથી તજાયેલો દૈત્યરાજા બલિ બોલી ઊઠ્યો.[૨૯]

બલિએ કહ્યું : જે સમયે સૂર્ય પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ અને ઉત્તર આ ચારે દિશાઓને એકસરખી રીતે તપાવશે અને બ્રહ્મદેવના મધ્યાહ્નસમયે જગતમાંથી સૂર્યનો જ્યારે અસ્ત જ થશે નહિ, ત્યારે પુનઃ દેવો અને અસુરો વચ્ચે યુદ્ધ થશે, જેમાં હું તમને બધાને જીતીશ.[૩૦-૩૧] હે શતક્રતુ! જે વખતે સૂર્ય કેવળ બ્રહ્મલોકમાં રહીને જ સર્વ લોકને તપાવશે, તે વખતે દેવો અને અસુરો વચ્ચે યુદ્ધ થશે અને તેમાં હું તને જીતીશ.[૩૨]

ઇંદ્રે કહ્યું : ઓ બલિ! તને નહિ મારવા માટે બ્રહ્મદેવે મને આજ્ઞા આપી છે અને તેથી જ તારા મસ્તક પર હું વજ્રનો પ્રહાર કરતો નથી.[૩૩] હે દૈત્યેંદ્ર! હવે તારી ઇચ્છામાં આવે ત્યાં તું ચાલ્યો જા. હે મહાસુર! તારું કલ્યાણ થાઓ. યાદ રાખજે કે, બ્રહ્મલોકના મધ્યભાગમાં રહીને સૂર્ય કદી તપશે જ નહિ; કેમ કે પ્રથમથી જ બ્રહ્મદેવે તેને માટે મર્યાદા બાંધી દીધી છે, જેથી ભગવાન સૂર્ય સત્ય કર્મને અનુસરી સર્વ લોકોને પ્રકાશયુક્ત કરતા નિરંતર ભ્રમણ કર્યા કરે છે.[૩૪-૩૫] તે છ મહિના ઉત્તરાયણ ગતિ કરે છે, છ મહિના દક્ષિણાયન ગતિ કરે છે અને સર્વ લોકને શીતળતા તથા ઉષ્ણતા અર્પણ કરે છે.[૩૬]

ભીષ્મે કહ્યું : હે ભરતવંશી યુધિષ્ઠિરરાજા! ઇંદ્રે દૈત્યોના રાજા બલિને એ પ્રમાણે કહ્યું, એટલે તે દક્ષિણ દિશામાં ચાલ્યો ગયો અને ઇંદ્ર ઉત્તર દિશા તરફ ચાલતો થયો.[૩૭] આ રીતે બલિરાજાએ કહેલું નિરભિમાની વાક્ય સાંભળ્યા પછી ઇંદ્ર સ્વર્ગલોકમાં ચાલ્યો ગયો.[૩૮]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'બલિ અને ઇંદ્રનો સંવાદ-લક્ષ્મીનું માહાત્મ્ય' નામનો અધ્યાય ૨૨૫ મો સમાપ્ત

* ઇંદ્રે લક્ષ્મીના ચાર ભાગો મનુષ્યલોકમાં સ્થાપિત કર્યા. તેમાંનો ક્ષમારૂપી ભાગ પૃથ્વીમાં રહ્યો, તીર્થાદિ પુણ્યરૂપી ભાગ જળમાં રહ્યો, યજ્ઞાદિ ધર્મરૂપી ભાગ અગ્નિમાં રહ્યો અને વિદ્યારૂપી ભાગ સજ્જનોમાં રહ્યો, એમ સમજવું.

# અધ્યાય ૨૨૬ મો

## ઇંદ્ર અને નમુચિનો સંવાદ-ભાવિ અન્યથા થતું નથી

॥ भीष्म उवाच ॥

**अत्रवोदाहरंतीममितिहासं पुरातनम् ।**
**शतक्रतोश्च संवादं नमुचेश्च युधिष्ठिर ॥ १ ॥**

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર! (કોઈ પણ પ્રાણીએ અહંકાર કરવો નહિ;) એ વિષયમાં ઇંદ્ર અને નમુચિના સંવાદરૂપ એક પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે.[૧] પૂર્વે લક્ષ્મીથી ભ્રષ્ટ થયેલો હતો, છતાં નમુચિ મહાસાગરની પેઠે ક્ષોભરહિત સ્થિતિમાં જ રહેતો હતો; કારણ કે તે પ્રાણીઓની ઉત્પત્તિને તથા નાશને જાણતો હતો. એક સમયે ઇંદ્રે તેની પાસે આવીને કહ્યું કે, 'હે નમુચિ! તું પાશોથી બંધાયો છે, સ્થાન ઉપરથી ભ્રષ્ટ થયો છે, શત્રુઓને વશ થયો છે અને લક્ષ્મીથી રહિત થયો છે, જેથી તેના સંબંધમાં તું શોક કરે છે કે નહિ?'[૨-૩]

નમુચિએ કહ્યું: નિવારણ કરવાને અશકય એવો શોક કરવાથી શરીર સંતપ્ત થાય છે, શત્રુઓ પ્રસન્ન થાય છે અને વળી શોક કરવાથી (દુઃખનો નાશ થાય તેવી) સહાયતા પણ મળતી નથી;[૪] માટે હે શક્ર! હું શોક કરતો નથી. વળી હું જાણું છું કે, આ સર્વ જગત અવશ્ય નાશવંત છે અને સંતાપ કરવાથી રૂપનો નાશ થાય છે, લક્ષ્મીનો નાશ થાય છે, આયુષનો ક્ષય થાય છે ને ધર્મ પણ નાશ પામે છે, માટે હે દેવેશ્વર! સુજ્ઞ પુરુષે મનની ઉદાસીનતાથી ઉત્પન્ન થયેલા દુઃખને (શોકને) દૂર કરીને હૃદયમાં રહેલા આત્મસ્વરૂપનું જ મનમાં ધ્યાન કરવું. પુરુષ જ્યારે જ્યારે પોતાના મનને કલ્યાણવિષયમાં (આત્મચિંતનમાં) લગાડે છે, ત્યારે ત્યારે તેનાં સર્વ કાર્યો સિદ્ધ થાય છે, એમાં સંશય નથી.[૫-૭] આ જગતમાં સર્વનું શાસન કરનારો (પરમાત્મા) એક જ છે, બીજો કોઈ નથી. પુરુષ જ્યારે ગર્ભની અંદર શયન કરે છે, ત્યારે પણ તે જ શાસ્તા તેના પર પોતાનું શાસન ચલાવે છે. જેમ જળ નીચાણવાળા પ્રદેશમાં વહે છે, તેમ હું પણ તે શાસ્તાની પ્રેરણાથી સર્વ કાર્યો કરું છું. તે જે સ્થિતિમાં લાવી મૂકે છે તે સ્થિતિમાં રહું છું.[૮] હું બંધનને તથા મોક્ષને જાણું છું અને તેમાં પણ જ્ઞાન દ્વારા પ્રાપ્ત થનારા મોક્ષને જ અત્યંત શ્રેષ્ઠ અને શ્રેયસ્કર માનું છું, છતાં (શ્રવણાદિકનો અભ્યાસ કરીને) તેને મેળવી શકતો નથી; કેમ કે ધાર્મિક-અધાર્મિક આશાઓ સંપાદન કરવા માટે હું કર્મો કરવામાં તત્પર રહું છું અને તેમાં પણ શાસકના નિયોગને અનુસરીને સર્વ કાર્યો કરું છું.[૯] મનુષ્યને જ્યારે જ્યારે જે મળવાનું હોય છે, ત્યારે ત્યારે તે મળે જ છે અને જે કાળે જે થવાનું હોય છે, તે કાળે તે થાય જ છે.[૧૦] વિધાતાએ જે જે ગર્ભાશયમાં નિવાસ કરવા માટે પ્રાણીની યોજના કરી હોય છે, તે તે ગર્ભાશયમાં તેને નિવાસ કરવો પડે છે. તેમાં પોતાની ઇચ્છાનુસાર કંઈ થતું નથી. મને આ વેળા જે સ્થિતિ પ્રાપ્ત થઈ છે, તેમાં ભવિતવ્યતા જ કારણ છે. આમ માનનારો પુરુષ કદી મોહવશ થતો નથી.[૧૧-૧૨] સુખો અને દુઃખો કાળના ક્રમ પ્રમાણે આવજા કર્યા કરે છે અને તેઓથી સર્વ પ્રાણીઓ હમેશાં ઘેરાયેલાં જ રહે છે; પરંતુ સુખદુઃખને આપનારો જગતમાં કોઈ છે જ નહિ, છતાં દુઃખની વાત એ જ છે કે, કોઈ એક દ્વેષ કરનારો પુરુષ બીજાને દુઃખ આપીને માને છે કે, મેં અમુકને દુઃખી કર્યો.[૧૩] ઋષિઓ, દેવો, મોટા અસુરો, વેદવેત્તા મહાપુરુષો અને વનમાં નિવાસ કરનારા મુનિઓ એમાંના કયા પુરુષો ઉપર આપત્તિઓ નથી આવતી? (અર્થાત્ સર્વ કોઈના પર આવે છે.) પરંતુ જેઓ સદસત્ વસ્તુને જાણનારા હોય છે, તેઓ તે આપત્તિથી ડરતા નથી, જેમ હિમવાન પર્વત પોતાની પ્રકૃતિથી જ અચળ રહે છે, તેમ પંડિત પુરુષ પણ કદી ક્રોધાયમાન થતો નથી, કોઈ વસ્તુ પર આસક્ત થતો નથી, દુઃખી અવસ્થામાં પણ ખેદ કરતો નથી, સુખી અવસ્થામાં હર્ષ પામતો નથી અને મહાકષ્ટદાયક સંકટોમાં પણ શોક કરતો નથી.[૧૪-૧૫] જે પુરુષને ઉત્તમ એવી અર્થસિદ્ધિ પણ મોહિત કરી શકતી નથી, જેને મોટાં મોટાં સંકટો પણ મોહ ઉપજાવી શકતાં નથી અને જે પુરુષ સુખનું તથા દુઃખનું બન્નેનું મધ્યમભાવથી સેવન કરે છે, તે પુરુષ જ સર્વોત્કૃષ્ટ ગણાય છે.[૧૬] પુરુષ જે જે અવસ્થામાં આવી પડે, તેમાં કોઈ પ્રકાર-

ને સંતાપ કર્યા વિના તેણે આનંદ માનવો જોઈએ અને એ પ્રમાણે માનીને વધી પડેલા માનસિક સંતાપને શરીરમાંથી દૂર કરવો જોઈએ; કેમ કે તે સંતાપ કેવળ પરિશ્રમ આપનારો જ છે.૧૭ આ જગતમાં તેવી કોઈ પરિષદ નથી, સભા નથી કે સમાજ નથી કે, જેનો આશ્રય કરીને મનુષ્ય અધર્મ-જન્ય ભયથી મુક્ત થાય! માટે જે પુરુષ શાસ્ત્ર-માં પ્રવેશ કરીને ધર્મના તત્ત્વને સંપાદન કરે છે, તે પુરુષ જ સર્વોત્તમ છે.૧૮ ખરેખર બુદ્ધિમાન પુરુષોનાં કર્મોનું પરિણામ દુર્વિજ્ઞેય હોય છે અને તેવો બુદ્ધિમાન પુરુષ મોહજનક પ્રસંગ ઉપસ્થિત થાય, તોપણ મોહગ્રસ્ત થતો નથી; એટલું જ નહિ પણ જ્ઞાનવૃદ્ધ ઉત્તમ પુરુષ મહાકષ્ટદાયક આપત્તિ-માં આવી પડે અથવા પોતાના સ્થાન ઉપરથી ભ્રષ્ટ થાય, તોપણ મોહાધીન થતો નથી. (જેમ કે મહર્ષિ ગૌતમ પોતાની સ્ત્રી અહલ્યાને શાપ આપ્યા પછી ગૃહસ્થાશ્રમથી ભ્રષ્ટ થયા હતા, છતાં ધૈર્યભ્રષ્ટ થયા ન હતા.*)૧૯ આ જગતમાં જે વસ્તુ અલભ્ય છે, તેને મંત્રથી, બળથી, પરાક્રમથી, બુદ્ધિથી પુરુષાર્થથી, સારા સ્વભાવથી, સદાચારથી કે ધનસંપત્તિથી મનુષ્ય મેળવી શકતો નથી, તો પછી તેને માટે શોક શા માટે કરવો?૨૦ મારા જન્મસમયે વિધાતાએ જે કંઈ નક્કી કરી રાખ્યું છે, તેનું જ આચરણ કરીશ, મૃત્યુ મને શું કરનાર છે?૨૧ મનુષ્ય જે મેળવવાનું હોય છે તે જ મેળવે છે, જ્યાં જવાનું હોય છે ત્યાં જ જાય છે અને જે કંઈ સુખદુઃખ પ્રાપ્ત થવાનાં હોય છે તેને જ પામે છે.૨૨ જે મનુષ્ય એ વાતને સંપૂર્ણ રીતે જાણીને મોહવશ થતો નથી, તે મનુષ્ય અનેક જાતનાં દુઃખો આવી પડે છતાં સુખી રહે છે અને તેવો મનુષ્ય સંપૂર્ણ ધનવાન ગણાય છે.૨૩

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'ઇંદ્ર અને નમુચિનો સંવાદ-ભાવી અન્યથા થતું નથી' નામનો અધ્યાય ૨૨૬ મો સમાપ્ત

## અધ્યાય ૨૨૭મો

### બલિ અને ઇંદ્રનો સંવાદ-કાળનું સામર્થ્ય

॥ युधिष्ठिर उवाच ॥

**मग्नस्य व्यसने कृच्छ्रे किं श्रेयः पुरुषस्य हि।**
**बंधुनाशे महीपाल राज्यनाशेऽथवा पुनः ॥१॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે રાજન્! જે સમયે પુરુષના બંધુઓનો અથવા રાજ્યનો નાશ થઈ ગયો હોય અને પોતે મહાકષ્ટદાયક આપત્તિમાં આવી પડ્યો હોય, તે સમયે તેણે શું કરવું શ્રેયસ્કર છે?૧ હે ભરતશ્રેષ્ઠ પિતામહ! આ જગતમાં તમે એક જ અમને ઉત્તમ ઉપદેશ આપનારા છો, માટે હું તમને પૂછું છું અને તેનો ઉત્તર આપવો એ તમને યોગ્ય છે.૨

ભીષ્મે કહ્યું: હે રાજા! પુરુષ જે સમયે પુત્રો, સ્ત્રીઓ, સુખ અને ધનથી રહિત થઈ પડે તેમજ મહાકષ્ટદાયક સંકટમાં આવી પડે, તે સમયે તેણે ધૈર્ય ધારણ કરવું, તે જ શ્રેયસ્કર છે.૩ મનુષ્યનું શરીર નિરંતર ધૈર્યસંપન્ન હોય છે તો સ્વસ્થ રહે છે-ક્ષીણ થઈ જતું નથી. વળી હમેશાં શોકરહિત રહેવાથી મનુષ્ય સુખી થાય છે, સુખને લીધે ઉત્તમ આરોગ્ય જળવાઈ રહે છે અને શરીરની આરોગ્યતાને લીધે મનુષ્ય ફરી પણ લક્ષ્મીને મેળવી શકે છે. હે તાત! જે બુદ્ધિમાન પુરુષ સાત્ત્વિકી વૃત્તિનો આશ્રય કરે છે, તેને ઐશ્વર્યનો, ધૈર્યનો તથા કાર્યો કરવાના ઉત્સાહનો લાભ થાય છે. હે યુધિષ્ઠિર! આ વિષયમાં બલિરાજા અને ઇંદ્રના સંવાદરૂપ એક પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે.૪-૬ જેમ કે પૂર્વે દેવો અને અસુરો વચ્ચે જ્યારે યુદ્ધ થયું અને તેમાં દૈત્યોનો તથા દાનવોનો સંહાર વળી ગયો, ત્યારે વિષ્ણુએ ત્રણે લોકમાં પુનઃ પોતાની સત્તા જમાવી અને ઇંદ્રને દેવોના રાજા બનાવ્યો. પછી જ્યારે ફરી પણ દેવોનું પૂજન થવા લાગ્યું અને ચારે વર્ણો બરાબર વ્યવસ્થિત

* અહીં નમુચિ એમ કહેવા માગે છે કે, વૃદ્ધ ગૌતમ ગૃહસ્થાશ્રમથી ભ્રષ્ટ થયા અને દુઃસહ આપત્તિમાં આવી પડ્યા, તોપણ મોહવશ ન થયા. તાત્પર્ય કે, ઓ ઇંદ્ર! તું ગૌતમની સ્ત્રીને જોઈને મોહવશ થયો અને તેં એની સાથે વ્યભિચાર પણ કર્યો; પરંતુ ધન્ય છે ગૌતમને કે જેણે પોતાની સ્ત્રીને શાપ આપી શિલા બનાવી દીધી; પણ તેવી વ્યભિચારિણી સ્ત્રીનો સ્વીકાર કરીને ગૃહસ્થાશ્રમ ચલાવ્યો નહિ. આ રીતે નમુચિએ માર્મિક મહેણું મારીને ઇંદ્રને એમ જણાવ્યું કે, હું તારા જેવો અસ્વાધીન ચિત્તવાળો નથી, પણ સ્વાધીન ચિત્તવાળો છું-જિતેંદ્રિય છું.

થઈ ગયા, ત્યારે ત્રણે લોકમાં સમૃદ્ધિ વધવા માંડી અને તે જોઈને બ્રહ્મદેવ પણ પ્રસન્ન થયા. એ સમયે રુદ્રો, વસુઓ, આદિત્યો, અશ્વિનીકુમારો, ઋષિઓ, ગંધર્વો, નાગદેવતાઓ અને બીજા અનેક સિદ્ધ પુરુષોથી વીંટાયેલો રાજા ઇંદ્ર ચાર દાંતવાળા અને સારી રીતે કેળવાયલા હસ્તિરાજ ઐરાવત ઉપર સવારી કરીને ત્રણે લોકમાં વિચરવા લાગ્યો.[૭-૧૦] વજ્રધારી ઇંદ્ર આખા જગતમાં ફરતો ફરતો એક સમયે સમુદ્રના કિનારા પર આવી ચડ્યો, ત્યાં કોઈ-એક પર્વતની ગુફામાં વિરોચનનો પુત્ર બલિરાજા રહેતો હતો. તેને તેણે દીઠો અને તેને જોઈને તે તેની પાસે ગયો.[૧૧] તે વેળા દૈત્યરાજા બલિએ ઐરાવત-ના મસ્તક પર બેઠેલા અને સંખ્યાબંધ દેવગણોથી વીંટાયેલા દેવોના રાજા ઇંદ્રને પોતાની સંમુખ આવેલો જોયો, છતાં તેને લેશમાત્ર શોક થયો નહિ, તેમ ગભરાટ પણ થયો નહિ.[૧૨] આ રીતે કેવળ નિર્વિકાર અને નિર્ભય સ્થિતિમાં ઊભેલા બલિરાજા-ને જોઈને ઇંદ્ર ઐરાવત હાથી ઉપર બેઠાં બેઠાં તેને કહેવા લાગ્યો:[૧૩] 'હે દૈત્ય! હું આ રીતે અહીં ચડી આવ્યો છું, છતાં તને લગારે ગભરાટ થતો નથી, તે તારા શૌર્યને લીધે અથવા વૃદ્ધોની સેવાને લીધે કે તપથી શુદ્ધ થયેલા અંતઃકરણને લીધે? ખરેખર, મારા જેવા બળવાન સામે આવી નિર્ભય સ્થિતિએ ઊભા રહેવું તે સર્વથા દુષ્કર છે.[૧૪] તું આ સમયે શત્રુઓના સપાટામાં સપડાઈ પડ્યો છે અને વિશેષમાં પોતાના સર્વોત્તમ સ્થાન પરથી ભ્રષ્ટ થયો છે, છતાં ઓ વિરોચનના પુત્ર! કયા બળ-નો આશ્રય કરીને તું શોક કરવાના સમયે પણ શોક કરતો નથી?[૧૫] પૂર્વે તારી જાતિઓના મધ્ય માં તું સર્વના કરતાં શ્રેષ્ઠ હતો અને મહાઉત્તમ ભોગવૈભવોને પ્રાપ્ત થયો હતો; પરંતુ આ સમયે તારાં રત્નોનું તથા રાજ્યનું હરણ થઈ ગયુ છે, છતાં તને શોક કેમ થતો નથી, તે મને કહે.[૧૬] પ્રાચીન કાળમાં પોતાના પૂર્વજોના રાજ્યપદ ઉપર આરૂઢ થયેલો તું ત્રણે લોકનો ઈશ્વર હતો, પણ આજે તારા તે રાજ્યને શત્રુઓ હરી ગયા છે, તે જોઈને તું શોક કેમ કરતો નથી?[૧૭] તને વરુણદેવના પાશોથી બાંધવામાં આવ્યો છે, વજ્રના પ્રહારોથી કૂટવામાં આવ્યો છે, તારી સ્ત્રીનું હરણ કરવામાં આવ્યું છે અને તારું સર્વસ્વ લૂંટી લેવામાં આવ્યું છે, છતાં તું શોક કેમ કરતો નથી, તે મને કહે.[૧૮] તું રાજ્ય-લક્ષ્મીથી તથા વૈભવોથી ભ્રષ્ટ થયો છે, છતાં શોક કરતો નથી, એ મહાદુષ્કર છે. ખરેખર, આ રીતે ત્રિલોકના રાજ્યનો નાશ થયા છતાં તારા સિવાય બીજો કયો પુરુષ જીવવાનો ઉત્સાહ ધરાવે? (અર્થાત્ આવી દશામાં આવી પડ્યા પછી કોઈ પણ પુરુષને જીવવાની ઇચ્છા જ ન રહે.)[૧૯]

ઇંદ્રે આવાં આવાં બીજાં અનેક તીક્ષ્ણ વચનો કહ્યાં અને તે સર્વનું વિરોચનના પુત્ર બલિએ ગભ-રાયા વિના શાંતિથી શ્રવણ કર્યું અને પછી તેનો આક્ષેપ કરીને આ પ્રમાણે કહેવા માંડ્યું.[૨૦]

બલિએ કહ્યું: ઓ શક્ર! આ સમયે હું મારા દુર્દૈવને લીધે અત્યંત સપડાયો છું, ત્યારે વ્યર્થ આત્મશ્લાઘા કરવાથી તને શું ફળ મળવાનું છે? હે પુરંદર! હું તને જોઈ શકું છું કે, તું વજ્ર ઉગામીને મારી સંમુખ ઊભો છે.[૨૧] તું સારી રીતે જાણે છે કે, પૂર્વે તું અશક્ત જ હતો અને આ સમયે માંડ માંડ કરીને શક્તિમાન થયો છે, છતાં તારા વિના બીજો કયો પુરુષ આવી મહાક્રૂર વાણી કહેવાને યોગ્ય થઈ શકે?[૨૨] જે પુરુષ પોતાના સ્વાધીનમાં આવેલા વીર શત્રુ પર પોતે શક્તિ-માન હોવા છતાં દયા કરે છે, તે જ ખરો પુરુષ છે, એમ વિદ્વાનો કહે છે.[૨૩] જ્યારે કોઈ બે પુરુષો યુદ્ધ કરવાનો આરંભ કરે છે, ત્યારે તેઓ બંનેના વિજય સંબંધમાં કેવળ અનિશ્ચય જ હોય છે. માત્ર એક જ પુરુષને વિજય મળે છે અને એક જ પુરુષને પરાજય મળે છે.[૨૪] વળી હે દેવરાજ! તારે એમ પણ ન માનવું જોઈએ કે, મેં મારા પરાક્રમથી અને બળથી સર્વ પ્રાણીઓના ઈશ્વરને જીતી લીધો છે![૨૫] કેમ કે હે વજ્રધારી ઇંદ્ર! તું આવી સમૃદ્ધિવાળી દશાએ આવી પહોંચ્યો છે અને અમે આવી ભયંકર દુર્દશામાં આવી પડ્યા છીએ, તેમાં તેં કંઈ કર્યું નથી અને અમે પણ કંઈ કર્યું નથી. (અર્થાત્ કાળ જ સર્વનો કર્તાહર્તા છે. પુરુષની શક્તિ શું કરી શકે તેમ છે?)[૨૬] હું પૂર્વે જે સ્થિતિમાં હતો તે જ સ્થિતિમાં આજે તું આવી પહોંચ્યો છે અને અમે આજે જે સ્થિતિમાં છીએ તે જ સ્થિતિમાં તું આવી પહોંચીશ

'મેં મહાદુષ્કર કર્મ કર્યું છે,' એમ તારે ન માનવું;[27] કેમ કે કાળના ક્રમયોગે જ પુરુષ સુખ-દુઃખને પામ્યા કરે છે, જેથી હે શક્ર! તું પણ કાળના ક્રમયોગે જ ઇંદ્રપદને પામ્યો છે, નહિ કે પોતાના કર્મથી તું ઇંદ્ર થયો છે![28] કાળ જ મને કે તને ઉચ્ચપદે લાવી મૂકે છે અને કાળ જ મારો કે તારો અધઃપાત કરે છે, જેથી આજે જેવો હું છું તેવો તું નથી અને જેવો તું છે તેવો હું નથી.[29] માતાપિતાની સેવા, દેવતાઓનું પૂજન કે બીજો કોઈ ગુણભરેલો સદાચાર પુરુષને સુખાવહ થતો નથી.[30] તેમ જ કાળનો ગ્રાસ થઈ પડેલા પુરુષનું રક્ષણ કરવા માટે વિદ્યા, તપ, દાન, મિત્રો કે બાંધવો કદી સમર્થ થઈ શકતા નથી.[31] પોતાનામાં બુદ્ધિબળનો જો અભાવ હોય છે, તો મનુષ્યો સેંકડો ઉપાયો કરે; તોપણ ભવિષ્યકાળના અનર્થનું વારણ કરવા માટે તેઓ શક્તિમાન થતા નથી.[32] પ્રત્યેક મનુષ્યો કાળક્રમથી માર્યા જાય છે, તેઓનું રક્ષણ કરનાર કોઈ છે જ નહિ; છતાં ઓ ઇંદ્ર! તું માને છે કે, હું જ સર્વનો કર્તાહર્તા છું, (એ વાત અત્યંત શોચનીય છે.)[33] જો કદાચ પુરુષ પોતે જ સર્વનો કર્તા હોય, તો પછી તેને પોતાને ઉત્પન્ન કરનાર કોઈ હોવો જ ન જોઈએ; (કેમ કે 'स्वतंत्रः कर्ता' એ પાણિનીય સૂત્રાનુસાર પ્રત્યેક ક્રિયાની સિદ્ધિમાં કર્તાનું સ્વાતંત્ર્ય જ હોવું જોઈએ.) પરંતુ જ્યારે પોતાને કર્તા માનનારા પુરુષને જ ઉત્પન્ન કરનારો કોઈ બીજો જ છે, ત્યારે એ ઉપરથી સિદ્ધ થાય છે કે, પોતાને કર્તા માનનારો પુરુષ કેવળ અનીશ્વર છે–કોઈ મહાન શક્તિને જ અધીન રહેનારો છે.[34] કાળના યોગથી જ મેં તારો પરાજય કર્યો હતો અને કાળના યોગથી જ તેં મારો પરાજય કર્યો છે. કાળ જ સર્વ ગતિમાન પ્રાણીઓની ગતિરૂપ છે અને કાળ જ સર્વ પ્રજાઓ પાસે ક્રિયાઓ કરાવી રહ્યો છે.[35] હે ઇંદ્ર! તું તારી પ્રાકૃત બુદ્ધિને લીધે જગતના વિનાશના સંબંધમાં જાણતો નથી અને બીજા કેટલાએક અજ્ઞાની લોકો તને તારા પોતાના કર્મથી જ શ્રેષ્ઠતા પામેલો જાણીને બહુ માન આપે છે;[36] પરંતુ મારા જેવો એક પુરુષ જે જગતની સર્વ પ્રવૃત્તિઓને જાણે છે, તે કાળના યોગથી કદાચ આપત્તિમાં આવી પડે, તોપણ શા માટે શોક કરે? શા માટે મોહ પામે? શા માટે ભ્રમણામાં પડે?[37] મારા જેવો પુરુષ કે હું પોતે–જે હમેશાં કાળથી ઘેરાયેલા છીએ, તેની બુદ્ધિ સંકટને પામીને પણ ભાંગી પડેલા નાવની પેઠે શા માટે પીડાય?[38] હું, તું અને બીજા જે કોઈ પુરુષો દેવોના રાજાઓ થશે, તેઓ સર્વે હે ઇંદ્ર! જે માર્ગે સેંકડો ઇંદ્રો ચાલ્યા ગયા છે, તે માર્ગે ચાલ્યા જશે.[39] તું પણ આ સમયે આવો દુરાધર્ષ અને શ્રેષ્ઠ લક્ષ્મીથી મહાતેજસ્વી જણાય છે; પણ જ્યારે તારો કાળ પરિપક્વ થશે, ત્યારે તને મારી પેઠે કાળ ઉથલાવી પાડશે.[40] દેવતાઓના પ્રત્યેક યુગે અનેક હજારો ઇંદ્રો રાજ્ય કરી કરીને કાળયોગે ચાલ્યા ગયા છે; માટે તું જાણ કે કાળનું ઉલ્લંઘન કરવું અશક્ય છે.[41] તું આ ઇંદ્રપદને સંપાદન કરીને સર્વ પ્રાણીના ઉત્પાદક સનાતન બ્રહ્મદેવના જેવો પોતાને શ્રેષ્ઠ માને છે;[42] પણ તું તારી મૂઢ બુદ્ધિને લીધે નથી જાણતો કે, આ ઇંદ્રપદ કોઈ પણ પુરુષને માટે અનંત કાળ પર્યંત અચળ રહ્યું નથી અને તેથી જ તું એ રીતે પોતાને ઉત્તમ માને છે.[43] ઓ દેવોના રાજા! જે વસ્તુ વિશ્વાસપાત્ર નથી, તેના પર તું વિશ્વાસ રાખે છે અને જે સ્થાન સ્થિર નથી, તેને તું સ્થિર માને છે!! પણ હાય! તેમાં તારો દોષ નથી. કાળથી ઘેરાયેલા પ્રત્યેક પ્રાણીની આવી જ સ્થિતિ હોય છે.[44] તું મોહને અધીન થઈને માની બેઠો છે કે, આ રાજ્યલક્ષ્મી મારી છે, પણ અલ્યા ઓ! તે રાજ્યલક્ષ્મી કદી તારી થઈ નથી, અમારી થઈ નથી અને બીજાઓની પણ થઈ નથી; કેમ કે લક્ષ્મીનો સ્વભાવ જ ચંચળ છે.[45] ઓ વાસવ! આ રાજ્યલક્ષ્મી તારા જેવા બીજા અનેક પુરુષોનો ત્યાગ કરીને આ સમયે તારી પાસે આવી છે, પરંતુ તારે પોતાને વિષે પણ અમુક અલ્પ સમય સુધી રહીને ક્યાંય બીજે પસાર થઈ જશે; કેમ કે તેનું નામ જ 'ચંચલા' છે.[46] જેમ એક ગાય પોતાના નિવાસ સ્થાનનો ત્યાગ કરીને બીજે સ્થળે ચાલી જાય છે, તેમ લક્ષ્મી પણ એક સ્થળનો ત્યાગ કરીને બીજે સ્થળે ચાલી જશે. એ લક્ષ્મીએ ભૂતકાળના એટલા બધા રાજાઓને પડતા મૂક્યા છે કે, જેઓની ગણતરી કરવા માટે મને ઉત્સાહ જ થતો નથી.[47] હે પુરંદર! તારા પછી તો બીજા અનેક મહાપુરુષો આ

ઇંદ્રપદ ઉપર આવી જશે. ( કે જેઓને તું જાણતોય નથી.) વૃક્ષો, ઔષધિઓ, રત્નો, પ્રાણીઓ અને ખાણોવાળી આ પૃથ્વીનો પૂર્વે જેઓએ ઉપભોગ કર્યો છે, તે પુરુષોને આ સમયે હું જોઈ શકતો નથી. પૃથુ, ઐલ, મય, ભીમ, નરકાસુર, શંબરાસુર, અશ્વગ્રીવ, પુલોમા, મોટી ધજાવાળો સ્વર્ભાનુ, પ્રહ્લાદ, નમુચિ, દક્ષ, વિપ્રચિત્તિ, વિરોચન, હ્રીનિષેવ, સુહોત્ર, ભૂરિહા, પુષ્પવાન્, વૃષ; સત્યેષુ, ઋષભ, બાહુ, કપિલાશ્વ, વિરૂપક, બાણ, કાર્તસ્વર, વહ્નિ, વિશ્વદંષ્ટ્ર, નૈર્ઋતિ, સંકોચ, વરીતાક્ષ, વરાહાશ્વ, રુચિપ્રભ, વિશ્વજિત્, પ્રતિરૂપ, વૃષાંડ, વિષ્કર, મધુ, હિરણ્યકશિપુ અને દાનવ કૈટભ વગેરે અનેક દૈત્યો, દાનવો તથા રાક્ષસો અને બીજા ઘણા દૈત્યરાજાઓ તથા દાનવરાજાઓ પૂર્વે થઈ ગયા છે, એમ આપણે સાંભળીએ છીએ. વળી બીજા ઘણા મોટા મોટા દૈત્યો આ પૃથ્વીનો ત્યાગ કરીને ચાલ્યા ગયા છે.૪૮–૫૫ તેઓ સર્વેનો કાળે જ સંહાર કરી નાખ્યો છે, માટે નિશ્ચય થાય છે કે, કાળ બળવાનો કરતાં પણ વધારે બળવાન છે. તું એમ ન સમજીશ કે, મેં એકલાએ જ સો યજ્ઞો કર્યા છે; પરંતુ તેઓ સર્વેએ સો સો યજ્ઞો કર્યા હતા.૫૬ તેઓ સર્વે નિત્ય ધર્મપરાયણ રહેતા હતા, નિરંતર યજ્ઞો કરનારા હતા, આકાશમાં વિચરનારા હતા, સામે પગલે યુદ્ધ કરનારા હતા, મજબૂત શરીરોને ધારણ કરનારા હતા, પરિઘ સમાન બાહુઓવાળા હતા, સેંકડો માયાઓને જાણનારા હતા, ઇચ્છાનુસાર સ્વરૂપો ધારણ કરી શકતા હતા અને રણસંગ્રામમાં જઈને તેઓ કદી પરાજય પામ્યા હોય, એમ તો કદી સાંભળ્યું જ નથી. વળી તેઓ સર્વે સત્યવ્રતમાં પરાયણ રહેતા હતા, ઇચ્છાનુસાર વિહાર કરતા હતા, વેદવ્રતમાં તત્પર રહેતા હતા, અતિશય વિદ્વાન હતા અને પોતે સમર્થ હોઈને લોકમાં માન્ય ગણાયેલા ઐશ્વર્યને પ્રાપ્ત થયા હતા.૫૭–૬૦ એ મહાત્માઓને કદી ઐશ્વર્યનો મદ થયો જ ન હતો. તેઓ સર્વે યથાયોગ્ય દાન આપનારા હતા, મત્સરનો ત્યાગ કરનારા હતા, સર્વ પ્રાણીઓ પર યથાવત્ સમાન દૃષ્ટિ રાખનારા હતા, દાક્ષાયણીના પુત્ર હતા, પ્રજાપતિના વંશના હતા અને મહાબળવાન હતા;૬૧-૬૨ એટલું જ નહિ પણ તેઓ પોતાના તેજથી પ્રજ્વળી રહ્યા હતા અને જગતને તપાવી રહ્યા હતા, છતાં કાળે તેઓનો સંહાર કરી નાખ્યો છે. હે શક્ર! જે સમયે આ પૃથ્વીનો ઉપભોગ કર્યા પછી તું પોતાના સ્થાન ઉપરથી ભ્રષ્ટ થઈશ, તે સમયે પોતાના શોકને નિયમમાં રાખવા તું શક્તિમાન થઈશ નહિ; માટે તું વિષયભોગ ભોગવવાની ઇચ્છા છોડી દે અને લક્ષ્મીથી ઉત્પન્ન થનારા મદને દૂર ફેંકી દે, જેથી ભવિષ્યમાં પોતાના રાજ્યના વિનાશસમયે શોકને સહન કરવા તું શક્તિમાન થઈશ. તું શોક કરવાના સમયે શોક કરીશ મા અને હર્ષ પામવાના સમયે હર્ષ પામીશ મા; તેમ જ ભૂતકાળનાતથા ભવિષ્યકાળના વિચારોનો ત્યાગ કરીને વર્તમાન સ્થિતિને જ અનુસરજે. ઓ ઇંદ્ર! તું ક્ષમા કરજે; પણ હું તને સત્ય કહું છું કે, આળસનો ત્યાગ કરીને હું હમેશાં સાવધાન રહેતો હતો, છતાં કાળે જેમ મારી સામે ચડાઈ કરી છે, તેમ તારી સામે પણ તે ચડાઈ કરશે. હે દેવેંદ્ર! મને જાણે ત્રાસ પમાડતો હોય તેમ તું તીક્ષ્ણ વાણીથી મને પ્રહાર કરે છે અને હું આ વેળા જ્યારે કેદીના જેવી દશામાં આવી પડ્યો છું, ત્યારે તું પોતાને ઉત્તમ માને છે ખરું કે? પણ યાદ રાખજે કે, જે કાળ પ્રથમ મારી સામે ચડી આવ્યો છે, તે જ કાળ હવે પછી તારી પાછળ દોડ્યો આવે છે.૬૩–૬૮

હે દેવેંદ્ર! કાળે જ્યારે પ્રથમ જ મારા પર પ્રહાર કર્યો છે, ત્યારે તું આવી રીતે મારી સંમુખ ગર્જના કરી રહ્યો છે, પરંતુ જ્યારે હું ઇંદ્રપદ ઉપર હતો અને તે સમયે જ્યારે ક્રોધાયમાન થતો હતો, ત્યારે જગતનો કયો પુરુષ મારી સામે યુદ્ધ કરવા ઊભો રહી શકતો હતો?૬૯ હે વાસવ! બળવાન કાળ મારા પર ચડી આવ્યો છે, તેથી જ તું મારી સંમુખ ઊભો રહ્યો છે; પરંતુ દેવતાઓનાં એક હજાર વર્ષ પછી તુરત જ પાછું યોગ્ય જ થઈ રહેશે.૭૦ જેમ હું બળવાન છું, છતાં મારાં ગાત્રો આ સમયે સ્વસ્થ નથી, તેમ તારાં ગાત્રો પણ તે સમયે સ્વસ્થ રહેશે નહિ. અહો! કાળનો કેટલો બધો વિપર્યાસ. કે જેને લીધે હું ઇંદ્રના સ્થાન ઉપરથી ભ્રષ્ટ થયો અને તું સ્વર્ગનો ઇંદ્ર થઈ બેઠો!! ખરેખર, [illegible] પરિવર્તનને લીધે જ તું મહાવિચિત્ર એવા [illegible] લોકમાં ઉપાસના કરવા યોગ્ય થઈ [illegible]

એવાં શું કર્મો કર્યાં છે કે જેથી તું ઇંદ્ર થયો? અને અમે એવાં શું કર્મો કર્યાં છે કે જેથી અમે સ્થાનભ્રષ્ટ થયા?[૭૧-૭૨] પરંતુ કાળ જ સર્વનો કર્તા-હર્તા છે, બીજું કંઈ કારણ નથી. વિદ્વાન પુરુષ નાશને, વિનાશને, ઐશ્વર્યને, સુખને, દુઃખને, કલ્યાણને તથા અકલ્યાણને પ્રાપ્ત કરીને અત્યંત હર્ષ પામતો નથી, તેમ અત્યંત વ્યથા પામતો નથી. હે ઇંદ્ર! અમે કેવા છીએ, તે તું જ જાણે છે અને તું કેવો છે, તે અમે જ જાણીએ છીએ; (અર્થાત્ તારામાં કેટલું બળ છે તે હું જાણું છું અને મારામાં કેટલું બળ છે તે તું જાણે છે)[૭૩-૭૪] તો પછી ઓ નિર્લજ્જ! કેવળ કાળયોગે જ ઉચ્ચ પદ પ્રાપ્ત કરીને મારી પાસે આત્મશ્લાઘા શા માટે કરે છે? હું જ્યારે ઇંદ્રપદ ઉપર હતો, ત્યારે મારા પરાક્રમને તેં જાણ્યું જ છે.[૭૫] હે શચીપતિ શક્ર! યુદ્ધોમાં જ્યારે હું પરાક્રમ કરતો હતો, ત્યારે મારું એ પરાક્રમ એક દૃષ્ટાંત તરીકે પૂર્ણ ગણાતું હતું; એટલુ જ નહિ પણ પૂર્વે જ્યારે દેવોનો તથા અસુરોનો સમાગમ થયો હતો, ત્યારે મેં આદિત્યોને, રુદ્રોને, સાધ્યોને, વસુઓને તથા બીજા સર્વ દેવોને જીતી લીધા હતા, એ તારા જાણવામાં જ છે.[૭૬-૭૭] વળી તે સમયે યુદ્ધ કરવા માટે એકઠા મળેલા દેવગણોમાં મેં મારા બળથી ભંગાણ પાડ્યું હતું અને મારા સર્વ શત્રુઓના પર વન તથા વનવાસીઓ સહિત પર્વતોની મોટી વૃષ્ટિ કરી મૂકી હતી.[૭૮] તેમ જ તારી સાથેના યુદ્ધમાં પણ મેં અણીદાર શિખરોવાળા પર્વતોનો તારા મસ્તક પર પ્રહાર કરીને ભૂકેભૂકા કાઢી નાખ્યા હતા. એ પ્રમાણે તે વેળા કયું કાર્ય કરવાની મારામાં શક્તિ ન હતી? છતાં કાળનું ઉલ્લંઘન કરવા માટે હું અશક્ત જ થયો.[૭૯] હજી આ વખતે પણ માત્ર એક મુષ્ટિના પ્રહારથી તારો તથા તારા વજ્રનો નાશ કરવા માટે મારામાં ઉત્સાહ નથી, એમ ન માનવું; પરંતુ મારો આ સમય પરાક્રમ કરવાનો નથી, પણ ક્ષમા ધારણ કરવાનો છે.[૮૦] તેથી જ હે શક્ર! તારા કરતાં હું અત્યંત અસહનશીલ છું, છતાં તેં કરેલા અપમાનને સહન કરી રહ્યો છું. ઓ ઇંદ્ર! મારો સમય પરિપક્વ થયો છે, જેથી હું કાળરૂપી અગ્નિથી ઘેરાઈ ગયો છું અને કાળના પાશથી જકડાઈ ગયો છું. એ સમયનો લાભ લઈને જ તું મારી પાસે આત્મશ્લાઘા કરે છે. જેમ પશુને રશનાથી (દોરીથી) જકડી બાંધવામાં આવે, તેમ લોકો જેનું ઉલ્લંઘન કરી શકતા નથી એવા શ્યામવર્ણના કાળપુરુષે મને જકડી બાંધ્યો છે. ખરેખર! લાભ-અલાભ, સુખ-દુઃખ, કામ-ક્રોધ, જન્મ-મરણ, નાશ, બંધ તથા મોક્ષ-એ સર્વ કેવળ કાળયોગે જ પ્રાપ્ત થાય છે. હું કર્તા નથી, તેમ તું પણ કર્તા નથી, પરંતુ કર્તા તો પ્રભુ કાળ જ છે કે, જે કાળ વૃક્ષમાં આવેલા ફળની પેઠે મને પકવી રહ્યો છે. જે કર્મો કરીને પુરુષ કાળયોગે સુખી થાય છે, તે જ કર્મો કરીને પુનઃ કાળપ્રેરણાને લીધે દુઃખી થાય છે. જે પુરુષ આવા કાળ સંબંધી જ્ઞાનથી યુક્ત હોય છે, તે કાળના સપાટામાં સપડાઈને પણ શોક કરતો નથી; માટે હે શક્ર! હું પણ આવો શોક-પ્રસંગ ઉપસ્થિત થયો છે, છતાં શોક કરતો નથી, વળી શોક કરવાથી પુરુષને દુઃખની અંદર કોઈ જાતની સહાયતા મળતી નથી; એટલું જ નહિ પરંતુ શોક કરનારા પુરુષનો શોક, તેના દુઃખને દૂર કરી શકતો નથી તેમ જ શોક કરનાર પુરુષની અંદર કોઈ પ્રકારનું સામર્થ્ય પણ રહેતું નથી, માટે જ હું હવે શોક કરતો નથી.

સહસ્રનેત્રવાળા ભગવાન ઇંદ્રને બલિરાજાએ એ પ્રમાણે કહ્યું, તે પછી પોતાના ક્રોધને દૂર કરીને તેણે કહ્યું કે, 'વજ્ર સહિત મારા ઉન્નત બાહુને જોઈને તથા વરુણદેવના પાશોને જોઈને સર્વનો સંહાર કરનારા મૃત્યુની બુદ્ધિ પણ એક વખત ગભરાટમાં પડી જાય, તો પછી તેવો બીજો કયો પુરુષ છે કે જેની બુદ્ધિ ગભરાટમાં ન પડે? પરંતુ ધન્ય છે તને કે જે તારી બુદ્ધિ આવા ભયંકર સમયે પણ તત્ત્વવસ્તુનું દર્શન કરીને અચળ અને નિર્ભય રહી છે.[૮૧-૯૦] હે સત્ય પરાક્રમી બલિરાજા! ખરેખર, તારા ધૈર્યને લીધે જ આ સમયે તું વ્યથા પામતો નથી. આ લોક વિષે તેવો કયો શરીરધારી છે કે જે આ સર્વ જગતને એક જ માર્ગે પ્રયાણ કરી રહેલું જોઈને ધન ઉપર કે પોતાના શરીર ઉપર વિશ્વાસ કરવાનો ઉત્સાહ ધરાવશે? હું પણ જાણું જ છું કે, આ જગત કેવળ અશાશ્વત છે-નાશવંત છે.[૯૧-૯૨] જે કાળાગ્નિ મહાઘોર, ગુહ્ય, સદાકાળ પ્રજ્વલિત અને અવિનાશી છે, તેમાં આ સર્વ જગત હોમાઈ

રહ્યું છે; જેથી કાળના ગ્રાસ થઈ પડેલા કોઈ પણ પુરુષની કદી રક્ષા થઈ શકતી નથી.૯૩ સર્વ સ્થળ અને સૂક્ષ્મ પ્રાણીઓને કાળ રાંધી રહ્યો છે. જે કાળનો કોઈ ઈશ્વર નથી, જે કાળ હમેશાં સાવધાન રહીને પ્રાણીઓને રાંધ્યા કરે છે અને જે કાળ વાળ્યો વળે નહિ તેવો છે, તેના સપાટામાં સપડાયેલો પુરુષ કદી છૂટતો જ નથી. દેહધારી પ્રાણીઓ પ્રમાદવશ થઈને ઊંઘ્યા કરે છે, પરંતુ કાળ તેઓના પર સાવધ થઈને જાગ્યા કરે છે.૯૪-૯૫ અનેકાનેક પ્રયત્નો કરવામાં આવ્યા હશે, પરંતુ કાળની નિવૃત્તિ થઈ, એમ કોઈએ કદી જોયું જ નથી. આ કાળધર્મ પ્રત્યેક પ્રાણીને માટે સમાન છે, સનાતન કાળનો છે, અરે! જૂનામાં જૂનો છે–પુરાણ છે.૯૬ કાળનું કદી વારણ થઈ શકતું જ નથી, તેનું કોઈનાથી ઉલ્લંઘન કરી શકાતું નથી અને જેમ કોઈ વ્યાજવટંતરનો ધંધો કરનારો પુરુષ પોતાની મૂળ રકમને વ્યાજની સાથે વસૂલ કરે છે, તેમ કાળ પણ દિવસો, રાત્રિઓ, મહિનાઓ, ક્ષણો, કાષ્ઠાઓ, લવો અને કળાઓ વગેરેની ઉમેરણી કરીને પ્રાણીને ઉઠાવી જાય છે. 'અમુક કાર્ય હું આજે કરીશ અને અમુક કાર્ય કાલે કરીશ' ઇત્યાદિ સંકલ્પો કરનારા પુરુષને, નદીનો વેગ જેમ વૃક્ષને ઘસડી જાય છે તેમ, કાળ અકસ્માત્ આવી પહોંચીને ઘસડી જાય છે. 'અરે! પણ મેં તેને હમણાં જ જોયો હતો અને તે કેવી રીતે મરી ગયો?' આવી રીતે મનુષ્યોના પ્રલાપો આપણે સાંભળીએ છીએ; પણ તેવો પ્રલાપ કરનારા મનુષ્યોને પણ કાળનું આકર્ષણ તો ચાલુ જ હોય છે. પ્રત્યેક પ્રાણીના અર્થો, ભોગો, સ્થાન તથા ઐશ્વર્ય અનુક્રમે નાશ પામે છે, એટલું જ નહિ પણ જીવલોકના જીવિત સુદ્ધાંને કાળ ઝડપી લે છે. પુરુષના જેટલા જેટલા અભ્યુદયો થાય છે, તેનું પરિણામ અધઃપાત જ હોય છે, જગતમાં જેનો ભાવ (હયાતી) છે તેનો અભાવ થવાનો જ અને આ સર્વ જગત કેવળ અનિત્ય અને અધ્રુવ જ છે. આ સ્થિતિને સર્વ કોઈ જાણે છે, પરંતુ તેનો નિશ્ચય કરવો એ મહાદુષ્કર છે. તારી બુદ્ધિ તત્ત્વવસ્તુને જોનારી છે, તેથી જ અચળ અને નિર્ભય રહેનારી છે. તારા મનમાં 'હું પૂર્વે કેવી સ્થિતિમાં હતો અને આ સમયે કેવી સ્થિતિમાં છું' એ વિષેનો લગારે વિચાર આવતો નથી, એ કેવું આશ્ચર્ય! અતિશય બળવાન એવો કાળ આખા જગતને દબાવી દઈને રાંધી નાખે છે અને તેમાં નાનાનો કે મોટાનો તે વિચાર જ કરતો નથી; છતાં આ જગત ઈર્ષ્યા, અભિમાન, લોભ, કામ, ક્રોધ, ભય, સ્પૃહા, મોહ અને કડકાઈમાં જ આસક્ત રહીને મોહાધીન બનતું જાય છે, પણ તું તો પ્રત્યેક પદાર્થના તત્ત્વને જાણનારો છે, વિદ્વાન છે અને જ્ઞાન તથા તપોબળથી યુક્ત છે, જેથી હથેળીમાં રહેલાં આમળાંની પેઠે સ્પષ્ટ રીતે કાળને જોઈ શકે છે. વળી કાળના તાત્ત્વિક ચારિત્રને જાણે છે, સર્વ શાસ્ત્રોમાં કુશળ છે અને આત્મ–અનાત્મપદાર્થનું પૃથક્કરણ કરવામાં નિપુણ છે; માટે જ તું જ્ઞાની પુરુષોને સ્પૃહણીય થઈ પડ્યો છે. હું માનું છું કે, તેં આ સર્વ જગતને બુદ્ધિ દ્વારા જાણી લીધું છે.૯૭-૧૦૭ તું સર્વ સ્થળે વિહાર કરે છે, છતા (જીવન્મુક્ત હોવાને લીધે) ક્યાંય આસક્ત થતો નથી. વળી તું જિતેંદ્રિય છે તેથી રજોગુણ અને તમોગુણ પણ તારો સ્પર્શ કરી શકતા નથી.૧૦૮ તું પ્રીતિ અને સંતાપરહિત એવા આત્માનું જ ઉપાસન કરે છે, સર્વ પ્રાણીઓ તરફ સુહૃદભાવ રાખે છે, વેરભાવનો ત્યાગ કરે છે તથા મનને શાંત રાખે છે, એ જોઈને મારી બુદ્ધિ તારા તરફ દયાળુ થઈ છે. હું તારા જેવા જ્ઞાની પુરુષને બંધનદશામાં મારી નાખવા ઇચ્છતો નથી.૧૦૯-૧૧૦ દયા એ પરમ ધર્મ છે અને મને તારા પર દયા ઉત્પન્ન થઈ છે. કાળની અંદર જ્યારે પરિવર્તન થશે, ત્યારે તને બાંધવામાં આવેલા વરુણદેવના પાશો આપોઆપ છૂટી જશે.૧૧૧ હે મહાસુર! પ્રજાઓનો તારા પર આદરભાવ છે, તેથી તારું કલ્યાણ થશે. જે સમયે વહુ પોતાની વૃદ્ધ સાસુ પાસે સેવા કરાવશે, પુત્ર મોહને અધીન થઈને પોતાના પિતા પાસે કામ કરાવશે, શૂદ્રલોકો બ્રાહ્મણો પાસે પોતાના પગ ધોવરાવશે, નિર્ભય થયેલા શૂદ્રો બ્રાહ્મણોની સ્ત્રીઓ સાથે વ્યભિચાર કરશે, પ્રત્યેક જાતિના પુરુષો પોતાનાથી ભિન્ન જાતિઓમાં વીર્યસિંચન કરશે, કાંસાનાં પાત્રોમાં ઘરનો કચરો ભરવામાં આવશે; શાસ્ત્રનિષિદ્ધ પાત્રોમાં બલિદાન આપવામાં આવશે અને ચારે વર્ણોમાં મર્યાદાનો નાશ થઈ જશે, તે સમયે એક પછી એક

તારા પાશો છૂટી જશે. તને અમારા તરફથી ભય આવવાનો જ નથી. તુ મે દર્શાવેલા સમયની જ હવે રાહ જોયા કરજે, સુખી રહેજે, નિશ્ચિત રહેજે, ચિત્તને સ્વસ્થ રાખજે અને નિર્ભય થજે.૧૧૨–૧૧૬

બલિરાજાને એ પ્રમાણે કહીને ભગવાન ઇદ્ર હસ્તિરાજ ઉપર સવારી કરીને ત્યાથી ચાલતો થયો. તેણે સર્વ અસુરોને જીતી લીધા હતા, જેથી ત્રણે લોકનો એક રાજા થઈને તે હર્ષપૂર્વક પ્રસન્ન થયો ૧૧૭ તે સમયે અનેક મહર્ષિઓ સર્વ સ્થાવર જગમ પ્રાણીઓના રાજા થયેલા તે ઇદ્રની સ્તુતિ કરવા લાગ્યા, અગ્નિ પણ યજ્ઞની અદર અર્પણ કરાતા હવ્યપદાર્થને ગ્રહણ કરવા લાગ્યો અને પ્રભુ ઇદ્ર પણ યજ્ઞભાગરૂપ અમૃતનો સ્વીકાર કરવા લાગ્યો ૧૧૮ પછી સર્વ તરફ ઊભેલા ઉત્તમ બ્રાહ્મણોથી સ્તુતિ કરાતો મહાતેજસ્વી ઇદ્ર ક્રોધરહિત થઈને તથા શાતચિત્ત થઈને હર્ષપૂર્વક પોતાના સ્વર્ગલોકમા ગયો અને ત્યા પોતાના નિવાસસ્થાનમા રહીને આનદમા દિવસો વ્યતીત કરવા લાગ્યો.૧૧૯

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમા 'બલિ અને ઇદ્રનો સવાદ–કાળનુ સામર્થ્ય' નામનો અધ્યાય ૨૨૭ મો સમાપ્ત

## अध्याय २२८ मो
### ચડતીપડતીનાં લક્ષણો

॥ युधिष्ठिर उवाच ॥

**पूर्वरूपाणि मे राजन् पुरुषस्य भविष्यतः ।**
**पराभविष्यतश्चैव तन्मे ब्रूहि पितामह ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યુ હે પિતામહ ! જે સમયે મનુષ્યની ચડતી થવાની હોય છે અથવા પડતી થવાની હોય છે, તે સમયે તેના પૂર્વલક્ષણો કેવા હોય છે, તે મને કહો ૧

ભીષ્મે કહ્યુ હે યુધિષ્ઠિર ! તમારુ કલ્યાણ થાઓ. મનુષ્યનુ મન જ ભવિષ્યકાળના કલ્યાણના તથા અકલ્યાણના પૂર્વસ્વરૂપોને સૂચવી આપે છે ૨ આ વિષયમા લક્ષ્મી અને ઇદ્રના સવાદરૂપ એક પ્રાચીન ઇતિહાસનુ ઉદાહરણ આપવામા આવે છે, તે હુ તમને કહુ છુ, સાભળો ૩

પૂર્વે પોતાના પ્રચડ તપની સમૃદ્ધિથી આ લોક તથા પરલોકનુ જ્ઞાન ધરાવનારા, બ્રહ્મલોકમા નિવાસ કરનારા, દેવર્ષિઓની સાથે સમાનતા ધરાવનારા, બ્રહ્માના જેવા જ મહાતેજસ્વી અને જેમના સર્વ પાપો શાત થઈ ગયા હતા એવા મહાતપસ્વી મુનિ નારદ પોતાની ઇચ્છાનુસાર ત્રણે ભુવનમા વિચરતા હતા.૪-૫ એક સમયે પ્રાતઃકાળમા ઊઠીને ઋષિ નારદને પવિત્ર જળમા સ્નાન કરવાની ઇચ્છા થઈ, જેથી ધ્રુવદ્વારમાથી નીકળેલી (તે નામની હિમાલયની એક ખીણમાથી નીકળેલી) ગગા નદી ઉપર તે ગયા અને ત્યા જઈને તેમણે સ્નાન કર્યું ૬ એ જ સમયે હજાર નેત્રવાળો ઇદ્ર પણ જે નદીમા દેવર્ષિ નારદ સ્નાન કરવા માટે ગયા હતા, તે જ ગગા નદીના તટ ઉપર જઈ પહોચ્યો ૭ અને તેણે પણ યથાવિધિ સ્નાન કર્યું. પછી તેઓ બન્ને જણાએ મનને એકાગ્ર કરીને સક્ષેપમા મત્રજાપ કર્યો અને પછી સુવર્ણની સૂક્ષ્મ રેતીવાળા નદીના કિનારા ઉપર આવીને તેઓ બન્ને જણા બેઠા ૮ ત્યા બેસીને પુણ્ય કર્મથી પ્રસિદ્ધ થયેલી અને મોટા મોટા દેવર્ષિઓએ કહેલી દિવ્ય કથાઓને પરસ્પર કહેવા લાગ્યા ૯ આ પ્રમાણે તેઓ બન્ને જણા પૂર્વકાળની ઐતિહાસિક કથાઓ એકાગ્ર ચિત્તથી કહેતા હતા, તેવામા કિરણજાળથી શોભી રહેલા અને સપૂર્ણ મડલવાળા ભગવાન સૂર્યનારાયણનો ઉદય થયો તે જોઈને તેઓ બન્ને જણાએ ઊભા થઈને તેમની સ્તુતિ કરી એ જ સમયે ઉદય પામેલા સૂર્યની સન્મુખદિશામા જાણે બીજો સૂર્ય ઉદય પામતો હોય, તેવુ દેદીપ્યમાન અને બળતી જ્વાળાઓ સમાન કાતિવાળુ એક દિવ્ય તેજ આકાશમા દેખાયુ. હે ભારત ! તે તેજ તેઓ બન્નેની સમીપ આવતુ દેખાવા લાગ્યુ ૧૦–૧૨ પછી જ્યારે તે સમીપ આવ્યુ, ત્યારે જણાયુ કે, એ દિવ્ય તેજ પક્ષીઓમા શ્રેષ્ઠ એવા ગરુડથી જોડેલા વિષ્ણુના વિમાનમા આરૂઢ થયુ હતુ અને પોતાની કાતિથી ત્રણે લોકને પ્રકાશમાન કરતુ અનુપમ રીતે શોભતુ હતું.૧૩ વિમાનમા પ્રકાશી રહેલુ તે તેજ બીજુ કોઈ ન હતુ, પણ કમળના પત્ર ઉપર બિરાજી રહેલી સાક્ષાત્ શ્રીદેવી જ હતી કે, જે દેવીસ્વરૂપ વડે શોભી રહેલી અનેક અપ્સરાઓથી વીંટાયેલી હતી, અતિ મહાન સ્વરૂપવાળી હતી, સૂર્ય સમાન તેજસ્વિની હતી, અગ્નિની જ્વાળાની પેઠે ઝળહળી રહી હતી, નક્ષત્રો સમાન

અલંકારોને ધારણ કરી રહી હતી અને મોતીની માળા જેવી પુષ્પમાળાથી અલંકૃત હતી. આ પદ્મા-દેવીનાં નારદે અને ઇંદ્રે બન્ને જણાએ દર્શન કર્યાં. પછી સ્ત્રીઓમાં સર્વોત્કૃષ્ટ દેવી લક્ષ્મી વિમાનમાંથી નીચે ઊતરીને ત્રણે લોકના ઈશ્વર ઇંદ્રની સામે તથા દેવર્ષિ નારદની સામે આવવા લાગી.[૧૪-૧૬] એટલે તુરત જ ઇંદ્ર નારદને સાથે લઈને તે દેવીની પાસે ગયો અને બે હાથ જોડી તેણે નિવેદન કર્યું કે, 'હું ઇંદ્ર છું.'[૧૭] પછી હે રાજન્! સર્વને જાણનારા દેવોના રાજા ઇંદ્રે શ્રીદેવીની અનુપમ પૂજા કરીને આ પ્રમાણે પૂછ્યું.[૧૮]

ઇંદ્રે પૂછ્યું: હે સુંદર હાસ્યવાળી દેવી! તમે કોણ છો? કયા કાર્યનિમિત્તે અહીં આવ્યા છો? હે સુંદર ભ્રમરવાળાં કલ્યાણી! તમે ક્યાંથી આવો છો! અને ક્યાં જવાનાં છો?[૧૯]

લક્ષ્મીએ કહ્યું: પવિત્ર એવા આ ત્રણે લોકમાં સ્થાવરજંગમ સર્વ પ્રાણીઓ જેને સંપાદન કરવાની ઇચ્છાથી અંતઃકરણપૂર્વક પ્રયત્ન કરે છે[૨૦] તે જ હું, સર્વ પ્રાણીઓનુ કલ્યાણ કરવા માટે સૂર્યનાં કિરણોથી વિકસિત થયેલા કમળની અંદર ઉત્પન્ન થઈ છું. મારું નામ પદ્મા, શ્રી અથવા પદ્મમાલિની છે.[૨૧] હે બલદૈત્યનો નાશ કરનારા ઇંદ્ર! લક્ષ્મી, ભૂતિ, શ્રી, શ્રદ્ધા, મેધા, સન્નતિ, વિજિતિ, સ્થિતિ, ધૃતિ, સિદ્ધિ, ભૂતિ, સ્વાહા, સ્વધા, નિયતિ અને સ્મૃતિ એ બધાં મારાં જ નામો છે.[૨૨] ધર્મશીલ એવા રાજાઓ જ્યારે વિજય માટે પ્રયાણ કરે છે, ત્યારે હું તેઓની સેનાના અગ્રભાગમાં તથા તેઓની ધજાઓમાં નિવાસ કરુ છું, તેમ જ તેઓના દેશોમાં તથા નગરોમા પણ મારો નિવાસ હોય છે.[૨૩-૨૪] હે બલદૈત્યનો સંહાર કરનારા ઇંદ્ર! જે કોઈ રાજા વિજયશીલ હોય છે, શૂરવીર હોય છે અને સંગ્રામોમાં સામે પગલે યુદ્ધ કરનાર હોય છે, તેને વિષે પણ હું નિવાસ કરું છું.[૨૫] તેમ જ જે પુરુષ નિત્ય ધર્મનિષ્ઠ હોય, મહાબુદ્ધિમાન હોય, બ્રાહ્મણોનો ભક્ત હોય, સત્યવાદી હોય, વિનયશીલ હોય અને દાનશીલ હોય તેને વિષે પણ હું સદાકાળ નિવાસ કરું છું.[૨૬] સત્ય ધર્મને અધીન રહેનારી હું, પૂર્વે અસુરો વિષે જ વસી રહી હતી; પરંતુ હમણાં તેઓને ધર્મભ્રષ્ટ થયેલા જાણીને મેં તારા વિષે નિવાસ કરવાનું પસંદ કર્યું છે.[૨૭]

ઇંદ્રે પૂછ્યું: હે સુમુખા દેવી! દૈત્યો ને દાનવો કેવા આચારવાળા હતા ત્યારે તમે તેઓને વિષે નિવાસ કર્યો હતો અને હમણાં તેઓને કેવા આચારવાળા જોઈને તમે તેઓનો ત્યાગ કરી અહીં આવ્યાં છો?[૨૮]

લક્ષ્મીએ કહ્યું: જે પ્રાણીઓ સ્વધર્મનું આચરણ કરે છે, ધૈર્યથી ભ્રષ્ટ થતા નથી અને સ્વર્ગીય માર્ગ ઉપર જ પ્રીતિ રાખે છે, તેઓ વિષે હું પ્રીતિપૂર્વક નિવાસ કરુ છું.[૨૯] દૈત્યો પણ પૂર્વે દાન, અધ્યયન, યજ્ઞ અને ઇજ્યામાં તત્પર રહેતા હતા; પિતૃઓનું, દેવોનું તથા ગુરુઓનું પૂજન કરનારા હતા અને તેઓનામાં તે સમયે સત્ય પણ હતું.[૩૦] વળી તેઓનાં ઘર અત્યંત સ્વચ્છ અને સાફ હતાં, તેઓ પોતાની સ્ત્રીઓને વશ રાખતા હતા, અગ્નિમાં આહુતિઓ આપતા હતા, ગુરુઓની સેવા કરતા હતા, જિતેંદ્રિય હતા, બ્રાહ્મણોના ભક્ત હતા અને સત્યવાદી હતા, જેથી મેં તેઓને વિષે નિવાસ કર્યો હતો.[૩૧] વળી તે વખતે તેઓનામાં શ્રદ્ધા પણ હતી, ક્રોધને તેઓએ જીત્યો હતો, દાન આપવામાં તેઓ તત્પર રહેતા હતા, અસૂયાનો ત્યાગ કરનારા હતા, પુત્રોનું, અમાત્યોનું તથા સ્ત્રીઓનું પોષણ કરનારા હતા અને ઈર્ષ્યાથી દૂર રહેનારા હતા, જેથી મેં તેઓને વિષે નિવાસ કર્યો હતો.[૩૨] તે દૈત્યો અમર્ષને અધીન થઈને અન્યોન્યની સ્પૃહા કરતા ન હતા, માંહોમાંહે ફાટફૂટ કરતા ન હતા, બીજાઓની સમૃદ્ધિઓને જોઈને કદી ધૈર્યભ્રષ્ટ થતા ન હતા, દાનશીલ હતા, યોગ્ય પ્રમાણમાં સંગ્રહ કરનારા હતા, આર્ય હતા, દયાળુ હતા, આશ્રિતો ઉપર મોટી કૃપા કરનારા હતા, સરળ સ્વભાવના હતા, અત્યંત ભક્તિમાન હતા, જિતેંદ્રિય હતા, પોષ્ય વર્ગને તથા સહાયક વર્ગને સંતુષ્ટ કરનારા હતા, પ્રિય બોલનારા હતા, કૃતજ્ઞ હતા, યથાયોગ્ય માન-પૂર્વક દ્રવ્યદાન આપનારા હતા, લજ્જાળુ હતા અને નિયમિત રીતે વ્રતોનું પાલન કરનારા હતા, જેથી મેં તેઓને વિષે નિવાસ કર્યો હતો.[૩૩-૩૫] વળી તેઓ પ્રત્યેક પર્વને દિવસે પવિત્ર તીર્થાદિકમાં સ્નાન કરતા હતા, ઉત્તમ પ્રકારનાં વિલેપનો અને અલંકારોથી અલંકૃત રહેતા હતા, ઉપવાસ અને

તપશ્ચરણ કરવામાં તત્પર રહેતા હતા, જગપ્રસિદ્ધ બ્રહ્મવાદી હતા, સૂર્યના ઉદય પહેલાં શયનમાંથી ઊઠી જતા હતા, સૂર્યના ઉદય પછી શયનમાં કદી પડી રહેતા ન હતા, રાત્રિના સમયે દહીં અને સાથવાના ભક્ષણનો નિત્ય ત્યાગ કરી દેતા હતા, પ્રભાતમાં ઊઠીને ઘી અને બીજા માંગલિક પદાર્થોનું દર્શન કરતા હતા, સાવધાન થઈને વેદનો સ્વાધ્યાય કરતા હતા, બ્રાહ્મણોનું પૂજન કરતા હતા, હમેશાં ધર્માનુસાર ભાષણ કરતા હતા, કદી પણ પ્રતિગ્રહ કરતા ન હતા, રાત્રિનો અર્ધભાગ વીત્યા પછી શયન કરતા હતા, દિવસે નિદ્રા કરતા ન હતા, કૃપણ, અનાથ, વૃદ્ધ, દુર્બળ, આતુર અને સ્ત્રીઓ પર દયા કરીને તેઓને અન્નવિભાગ આપતા હતા અને એ રીતે કરવા માટે બીજાઓને નિત્ય અનુમોદન આપતા હતા, જેથી મેં તેઓને વિષે નિવાસ કર્યો હતો.[૩૯-૪૦] તેમ જ ત્રાસ પામેલાને, ખિન્ન થયેલાને, ઉદ્વેગ પામેલાને, ભયભીત થયેલાને, રોગગ્રસ્ત થયેલાને, કૃશ થયેલાને જેનું સર્વસ્વ હરાઈ ગયુ હોય તેવાને તથા સંકટમાં આવી પડેલાને તેઓ આશ્વાસન આપતા હતા, ધર્મને જ અનુસરતા હતા, અન્યોન્યની હિંસા કરતા ન હતા, સર્વ કાર્યોમાં એકબીજાને અનુકૂળ રહેતા હતા, ગુરુઓની તથા વૃદ્ધોની સેવા કરતા હતા, પિતૃઓનું, દેવોનું તથા અતિથિઓનું યથાવત્ પૂજન કરતા હતા, વૈશ્વદેવ કરતાં અવશેષ રહેલા અન્નનું જ નિત્ય ભક્ષણ કરતા હતા, સત્ય અને તપમાં નિષ્ઠા રાખનારા હતા, ઉત્તમ પ્રકારનાં ભોજનોનો પોતે એકલા જ આહાર કરતા ન હતા, પરસ્ત્રી સાથે ગમન કરતા ન હતા અને સર્વ પ્રાણીઓ તરફ આત્મદૃષ્ટિ કરીને દયાભાવથી વર્તતા હતા, જેથી મેં તેઓને વિષે નિવાસ કર્યો હતો.[૪૧-૪૪] વળી તેઓ ખુલ્લા પ્રદેશમાં, પશુઓમાં, વિજાતીય યોનિઓમાં તથા પર્વના દિવસે મૈથુન કરવાનું કદી પસંદ કરતા ન હતા; એટલું જ નહિ પણ હે ઇંદ્ર! દાન, દક્ષતા, સરળતા, ઉત્સાહ, અહંકારનો અભાવ, સર્વના પ્રત્યે પરમ સુહૃદભાવ, ક્ષમા, સત્ય, તપ, પવિત્રતા, દયાળુતા, સૌમ્ય વાણી અને મિત્રો પ્રત્યે દ્રોહનો અભાવ આ સર્વ ગુણો તેઓનામાં હતા;તેમ જ નિદ્રા, તંદ્રા, અપ્રીતિ, અસૂયા, અદેખાઈ, અસંતોષ, અરતિ, વિષાદ અને અત્યંત લોલુપતા વગેરે અવગુણોનો તેઓનામાં પ્રવેશ પણ થયો ન હતો, જેથી એવા ગુણવાન તે દાનવો વિષે મેં પ્રજાસર્ગથી આરંભીને અનેકાનેક યુગ પર્યંત નિવાસ કર્યો હતો.[૪૫-૪૯] પણ પાછળથી જ્યારે સમય પલટાયો અને તેઓનામા ગુણનો વિપર્યાસ થવા લાગ્યો, ત્યારે મેં જોયું કે, હવે દાનવોમાંથી ધર્મ નીકળી ગયો છે અને તેઓનાં ચિત્ત કામ તથા ક્રોધને અધીન બની ગયાં છે.[૫૦] જેમ જેમ કાળમાં ફેરફાર થવા લાગ્યો, તેમ તેમ દાનવો પણ વૃદ્ધ સભાસદોની તથા કથા કહેનારા સત્પુરુષોની મશ્કરીઓ કરવા લાગ્યા અને પોતે ગુણહીન હોવા છતાં સર્વગુણસંપન્ન મહાપુરુષોની અસૂયા કરવા લાગ્યા.[૫૧] વૃદ્ધ પુરુષોને પોતાની સંમુખ આવેલા જોયા છતાં, યુવાન પુરુષો એમ ને એમ બેસી રહેવા લાગ્યા; પણ પૂર્વની પેઠે અભ્યુત્થાન અને અભિવંદન કરીને તેઓને માન આપવા ન લાગ્યા.[૫૨] પોતાનો પિતા કાર્ય કરી રહ્યો હોય છતાં પુત્ર પોતાનું ડહાપણ દેખાડીને પિતાનો પણ પ્રભુ થવા લાગ્યો અને તેઓનામાં જેઓ સેવકવૃત્તિનો સ્વીકાર કરનારા ન હતા, તેઓ પણ સેવકવૃત્તિનો સ્વીકાર કરીને નિર્લજ્જપણે પોતાનું કર્મ પ્રસિદ્ધ કરવા લાગ્યા.[૫૩] વળી જે અધમ પુરુષો ધર્મબાહ્ય એવું નિંદ્ય કર્મ કરીને પણ ઘણી મોટી સંપત્તિ સંપાદન કરે છે; તેઓના તે નિંદ્ય કર્મમાં દાનવોની પણ સ્પૃહા થવા લાગી;[૫૪] તેમ જ રાત્રિના સમયમાં મોટા મોટા બરાડા પાડીને તેઓ બોલવા લાગ્યા, તેઓની યજ્ઞશાળાઓમાં અગ્નિનો પ્રકાશ મંદ પડી ગયો, પુત્રો પિતાનું અપમાન કરવા લાગ્યા અને સ્ત્રીઓ પતિનું અપમાન કરવા લાગી.[૫૫] તેઓ માતા, પિતા, વૃદ્ધ, આચાર્ય, અતિથિ અને ગુરુને પોતાના પૂજ્ય તરીકે અભિનંદન આપવા ન લાગ્યા, પુત્રોના પાલનથી ભ્રષ્ટ થયા, ભિક્ષા અને બલિદાન આપ્યા વિના પોતે એકલા જ અન્નભક્ષણ કરવા લાગ્યા. વૈશ્વદેવ કર્યા વિના અને પિતૃઓને, દેવોને, અતિથિઓને તથા ગુરુઓને અન્નવિભાગ આપ્યા વિના અન્નભોજન કરવા લાગ્યા. તેઓના રસોઈયાઓ શૌચાચારથી ભ્રષ્ટ થયા; મન, વચન અને કાયાથી તેઓ અનાચાર કરવા લાગ્યા અને પોતાના

ભક્ષ્ય પદાર્થોને ખુલ્લા મૂકવા માંડ્યા.૫૬-૫૮ તેઓનાં ધાન્યો અસ્તવ્યસ્ત રહેવા લાગ્યાં, કાગડા અને ઊંદરના માંસનું પણ તેઓ ભોજન કરવા લાગ્યા, દૂધને ઊઘાડું મૂકવા લાગ્યા અને વગર ધોયેલા હાથે ઘીનો સ્પર્શ કરવા લાગ્યા.૫૯ તેઓની સ્ત્રી કોદાળી, દાતરડું, પેટી અને કાંસાનાં વાસણો વગેરે કોઈ પણ ઘરના ઉપકરણુની વ્યવસ્થા રાખવા ન લાગી.૬૦ તેઓનાં ઘરની દીવાલો અને ઘરો પડી ભાંગી જવા લાગ્યાં, તોપણ તેઓને સુધારવાનુ કામ તેઓએ પડતું મૂકયુ અને પોતાને ઘેર પશુઓને રાખ્યા છતા તેઓને માટે ઘાસચારાની તથા જળની સવડ રાખવા માટે તેઓએ ધ્યાનમાં ન લીધું.૬૧ પોતાનાં બાળકો જોઈ રહ્યાં હોય છતાં પોતે ભક્ષ્ય પદાર્થોને ખાઈ જવા લાગ્યા તેમ જ પોષ્યવર્ગને તૃપ્ત કર્યા વિના જ પોતે ભોજન કરવા લાગ્યા.૬૨ વળી તે દાનવો દૂધપાક, ખીચડી, માંસ, પૂડલા અને પૂરીઓ વગેરે પદાર્થોને કેવળ પોતાને માટે જ પકાવવા લાગ્યા અને શ્રાદ્ધાદિ નિમિત્ત વિના વ્યર્થ માંસભક્ષણ કરવા લાગ્યા.૬૩ સૂર્યનો ઉદય થઈ ગયો હોય, છતાં તેઓ સૂઈ રહેવા લાગ્યા, પ્રભાતકાળે પણ જાણે રાત્રિ પડી હોય તેમ નિદ્રાવશ થવા લાગ્યા અને તેઓને ઘેરઘેર રાત્રિદિવસ કલહકંકાસ થવા લાગ્યા.૬૪ પોતે અનાર્ય હોવા છતાં સમીપ બેઠેલા આર્ય પુરુષની તેઓ સેવા કરવા ન લાગ્યા અને પોતે આશ્રમધર્મથી ભ્રષ્ટ હોવા છતાં આશ્રમધર્મનું પાલન કરનારાઓનો માંહોમાંહે દ્વેષ કરવા લાગ્યા.૬૫ તેઓની પ્રજા વર્ણસંકર થવા લાગી, તેઓનામાં પવિત્રતા ન રહી. જે બ્રાહ્મણો વેદવેત્તા હતા અને જેઓ સ્પષ્ટ રીતે એક વેદમંત્રને પણ જાણતા ન હતા, તેઓ બન્નેનું માન–અપમાન એક સરખું જ થવા લાગ્યુ, તેઓનાં દાસદાસીઓ દુર્જનોનાં આચરણ સેવવા લાગ્યાં અને હાર, અલંકાર, વેષ, ગમન, સ્થિતિ અને દૃષ્ટિ એ સર્વ પણ દુરાચારીને શોભે તેવું જ તેઓ કરવા લાગ્યા. વળી ક્રીડાસમયે, રતિસમયે અને વિહારસમયે સ્ત્રીઓ પુરુષનો વેષ ધારણ કરીને તથા પુરુષો સ્ત્રીઓનો વેષ ધારણ કરીને અત્યંત આનંદ પામવા લાગ્યા. પોતે ઐશ્વર્યસંપન્ન હોવા છતાં નાસ્તિકપણાનો આશ્રય કરીને, જે સુપાત્ર પુરુષોને પોતાના સમર્થ પૂર્વજોએ ગામગરાસની ભેટ કરી હતી, તેને તેઓ પડાવી લેવા લાગ્યા. કોઈ એક મિત્રે દ્રવ્ય સંબંધી સંકટપ્રસંગે બીજા મિત્રની પ્રાર્થના કરીને તેની પાસેથી અમુક ધન ઉછીનું લીધું હોય અને પછી પોતાનું કાર્ય સિદ્ધ થઈ જાય; તોપણ તે ધન લેનાર મિત્ર એક વાળના અગ્રભાગ જેટલા સ્વાર્થ માટે પણ પોતાના મિત્રના ધનનો નાશ કરવા લાગ્યો. વળી તે દાનવોને બીજાના ધનનું હરણ કરવાની રુચિ થવા લાગી, તેઓના આર્યવર્ણમા પણ દુકાન માંડનારા વેપારીઓ દેખાવા લાગ્યા, શૂદ્રજાતિના પુરુષો તપસ્વી થવા લાગ્યા, બ્રહ્મચર્યવ્રત પાળ્યા વિના કેટલાએક અધ્યયન કરવા લાગ્યા અને બીજા કેટલાએક દાનવો તો કેવળ વ્યર્થ જ વ્રતનું પાલન કરવા લાગ્યા.૬૬-૭૨ શિષ્યે ગુરુની સેવા કરવી છોડી દીધી, ગુરુએ શિષ્યની સાથે મિત્રાચારી કરવા માડી, વૃદ્ધ માતાપિતા વિવાહ આદિ ઉત્સવો કરી કરીને જાણે થાકી ગયા હોય તેમ અસમર્થ સ્થિતિમાં આવી પડીને પુત્રોની પાસે અન્નની યાચના કરવા લાગ્યાં. જે બ્રાહ્મણો વેદને જાણનારા હતા, બુદ્ધિમાન હતા અને ગંભીરતામાં સમુદ્ર સરખા હતા, તેઓ ખેતી વગેરે બીજાં કામો કરવા લાગ્યા અને તેથી જ બીજા મૂર્ખ બ્રાહ્મણો શ્રાદ્ધનું ભોજન કરવા લાગ્યા. પ્રતિદિન પ્રાતઃકાળે પોતાના શિષ્યોને જે માતાપિતાએ પોતાને ત્યાં અધ્યયન કરવા માટે ન મોકલ્યા હોય, તેઓને ઘેર ગુરુઓ પોતે જઈ ને શિષ્યના કુશળસમાચાર પૂછવા લાગ્યા અને પોતાની શાળામાં મોકલવાની ક્રિયાઓ કરવા લાગ્યા; તેમ જ વહુ, સાસુ અને સસરાની આગળ થઈને નોકરચાકરોને ધમકાવવા લાગી.૭૩-૭૬ સ્ત્રીઓ પોતાના પતિઓને પાસે બોલાવીને શિખામણ આપવા લાગી અને તેઓની સામે બોલવા પણ લાગી; તેમ જ પિતા પોતાના પુત્રનું મન સાચવવા માટે પ્રયત્ન કરવા લાગ્યો.૭૭ અને પુત્રોના ભયને લીધે પોતાના મૂળ ધનને તેઓને વહેંચી આપીને પોતે દુઃખી સ્થિતિમાં રહેવા લાગ્યો. કોઈનું ધન અગ્નિથી બળી ગયું હોય, ચોરલોકોથી લૂંટાઈ ગયુ હોય અથવા રાજાઓએ હરી લીધું હોય, તેને જોઈને તેના મિત્ર મનાયલા પુરુષો પણ દ્વેષને લીધે ખડખડ હસવા લાગ્યા. આ રીતે દાનવો કૃતઘ્ની બની ગયા, નાસ્તિક

થઈ ગયા, પાપી થઈ ગયા, ગુરુની સ્ત્રી સાથે પણ વ્યભિચાર કરવા લાગ્યા, અભક્ષ્ય પદાર્થોનું ભક્ષણ કરવા લાગ્યા, મર્યાદાથી ભ્રષ્ટ થઈ ગયા અને નિસ્તેજ બની ગયા. સમયના વિપર્યાસને લીધે તેઓ એવાં એવાં આચરણ કરવા લાગ્યા કે, જેથી હે દેવેંદ્ર! મેં નિશ્ચય કર્યો છે કે, દાનવોને વિષે હું નિવાસ કરીશ નહિ; માટે હે શચીપતિ! પોતાની મેળે પ્રાપ્ત થયેલી મને તું અભિનંદન આપ.૭૮-૮૧ હે દેવોના રાજા! તું મારું પૂજન કરીશ, એટલે સર્વ દેવતાઓ પણ મારું પૂજન કરશે. વળી હું જ્યાં નિવાસ કરું છું ત્યાં મને અત્યંત પ્રિય, મારા કરતાં પણ ઉત્તમ અને મને જ સર્વસ્વ અર્પણ કરનારી આશા, શ્રદ્ધા, ધૃતિ, શાંતિ, વિજિતિ, સન્નતિ, ક્ષમા અને જયા એ આઠે દેવીઓ નિવાસ કરી રહે છે. હે પાકદૈત્યનો નાશ કરનારા! તે આઠે દેવીઓ અને હું દૈત્યોનો ત્યાગ કરીને તારા રાજ્યપ્રદેશમાં આવી પહોંચેલ છીએ અને અમે નિશ્ચય કર્યો છે કે, હવે પછી ધર્મનિષ્ઠ એવા દેવતાઓ વિષે જ અમે નિવાસ કરીશું.

એ પ્રમાણે દેવી લક્ષ્મીએ કહ્યું, તે પછી દેવર્ષિ નારદે અને વૃત્રહંતા ઇંદ્રે પ્રીતિપૂર્વક તેને અભિનંદન આપ્યું. એટલે તુરત જ દેવોના માર્ગમાં ઇચ્છિત ગંધને ફેલાવનારો, સુખકારી સ્પર્શવાળો અને સર્વ ઇંદ્રિયોને સુખ ઉપજાવનારો પવન વાવા લાગ્યો; તેમ જ સર્વ દેવતાઓ પણ લક્ષ્મીની સાથે બેઠેલા ઇંદ્રનાં દર્શન કરવાની ઇચ્છાથી તે પવિત્ર પ્રદેશમાં આવીને બેસી ગયા.૮૨-૮૮ પછી હજાર નેત્રવાળો દેવરાજા ઇંદ્ર લક્ષ્મીને તથા મિત્ર નારદને સાથે લઈને લીલા ઘોડાઓથી જોડેલા પોતાના રથમાં બેઠો અને ઘણા જ સત્કારપૂર્વક દેવોની સભામાં ગયો.૮૯ તે પછી જેમના પુરુષાર્થને દેવોએ જોયો હતો, એવા ઋષિ નારદે ઇંદ્ર અને દેવી લક્ષ્મીના અભિપ્રાયનો મનમાં વિચાર કરીને લક્ષ્મીદેવીને કહ્યું કે, 'આ સ્વર્ગલોકમાં થયેલું તમારું આગમન સર્વ મહર્ષિઓએ સુખકારી માન્યું છે.'૯૦ આ રીતે જ્યારે લક્ષ્મીદેવીએ સ્વર્ગલોકમાં નિવાસ કર્યો, ત્યારે પિતામહ બ્રહ્મદેવના સ્થાનમાં તેજોમય સ્વર્ગલોકમાંથી અમૃતની વૃષ્ટિ થવા લાગી, દેવોનાં દુંદુભિઓ પોતાની મેળે વાગવા લાગ્યાં અને દિશાઓ અત્યંત નિર્મળ થઈને પ્રકાશવા લાગી.૯૧ મેઘ પણ બરાબર ઋતુ અનુસાર ધાન્ય ઉપર વૃષ્ટિ કરવા લાગ્યો, કોઈ પણ પ્રાણી ધર્મમાર્ગથી ભ્રષ્ટ ન થયો, પૃથ્વી પણ અનેક રત્નોની ખાણોથી શોભી નીકળી અને દેવોના એ વિજયનિમિત્તે સર્વત્ર માંગલિક શબ્દો થવા લાગ્યા.૯૨ વળી તે સમયે પ્રત્યેક મનુષ્યો વૈદિક ક્રિયાઓ વિષે આસક્ત રહીને પોતાના મનસ્વીપણાથી શોભવા લાગ્યા અને પુણ્યવાનોના પવિત્ર માર્ગમાં રહેલા સર્વ મનુષ્યો, દેવો, ગંધર્વો, યક્ષો તથા અસુરો સમૃદ્ધિમાન થઈને અત્યંત પ્રસન્ન થયા;૯૩ એટલું જ નહિ પણ તે વખતે પવનથી કંપિત થયેલા વૃક્ષ ઉપરથી એક પુષ્પ પણ અકાળે પડતું ન હતું. તો પછી ફળ તો ક્યાંથી જ પડે? સર્વ ગાયો પ્રત્યેક જાતના રસોને આપનારી કામદુઘા થઈ હતી અને કોઈના મુખમાંથી દારુણ વાણી નીકળતી જ ન હતી.૯૪ જે પુરુષો સર્વ કામનાઓને આપનારા, ઇંદ્રપ્રમુખ દેવતાઓએ કરેલા આ લક્ષ્મીપૂજનનું બ્રાહ્મણોની સભામાં જઈને પઠન કરશે, તેઓના સર્વ મનોરથો સફળ થશે અને તેઓને લક્ષ્મી પ્રાપ્ત થશે.૯૫

હે કુરુશ્રેષ્ઠ યુધિષ્ઠિરરાજા! તમે મને ચડતીપડતીના સંબંધમાં જે પ્રશ્ન પૂછ્યો હતો, તેનું આ દૃષ્ટાંત મેં તમને કહ્યું, તો હવે તેનો બરાબર વિચાર કરીને તેનું જે તત્ત્વ જણાય તેનો તમે સ્વીકાર કરજો. ૯૬

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'ચડતીપડતીનાં લક્ષણો' નામનો અધ્યાય ૨૨૮મો સમાપ્ત

## અધ્યાય ૨૨૯ મો

### બ્રહ્મપદને પ્રાપ્ત કરવાનાં સાધનો

॥ યુધિષ્ઠિર ઉવાચ ॥

**કિંશીલઃ કિંસમાચારઃ કિંવિદ્યઃ કિંપરાક્રમઃ।**
**પ્રાપ્નોતિ બ્રહ્મણઃ સ્થાનં યત્પરં પ્રકૃતેર્ધ્રુવમ્ ॥ ૧ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ! જે પરબ્રહ્મનું સ્થાન પ્રકૃતિથી પર રહેલું છે અને અવિનાશી છે, તેને કેવા શીલવાળો, કેવા આચારવાળો, કેવી વિદ્યાવાળો અને કેવા પરાક્રમવાળો પુરુષ પામી શકે છે? ૧

ભીષ્મે કહ્યું : જે પુરુષ મોક્ષધર્મમાં તત્પર રહેતો હોય, અલ્પાહારી હોય અને જિતેંદ્રિય હોય, તે પુરુષ પ્રકૃતિથી પર રહેલા તે અવિનાશી બ્રહ્મપદને પામે છે.[૨] હે ભારત ! આ વિષયમાં પણ જૈગીષવ્ય અને અસિતના સંવાદરૂપ એક પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે.[૩] જેમ કે પૂર્વે મહાબુદ્ધિમાન અને સર્વ ધર્મોને જાણનારા મુનિ જૈગીષવ્યને ક્રોધ તથા હર્ષથી રહિત થયેલા જોઈ અસિત ગોત્રના મુનિ દેવલે આ પ્રમાણે પૂછ્યું.[૪]

દેવલે પૂછ્યું : હે જૈગીષવ્યમુનિ ! તમને કોઈ વંદન કરે છે, તો તમે પ્રસન્ન થતા નથી અને તમારી કોઈ નિંદા કરે છે, તો તમે કોપાયમાન થતા નથી; માટે હું તમને પૂછું છું કે, તમારી આ બુદ્ધિ કેવા પ્રકારની છે અને આવી બુદ્ધિ તમને કેવી રીતે પ્રાપ્ત થઈ? તેમ જ આવી બુદ્ધિ રાખવામાં તમારો શો ઉદ્દેશ છે?[૫]

ભીષ્મે કહ્યું : મુનિ દેવલે એ પ્રમાણે પૂછ્યું, એટલે મહાતપસ્વી જૈગીષવ્ય મુનિએ સંદેહરહિત અને પુષ્કળ અર્થયુક્ત પદવાળું મહાપવિત્ર વચન કહ્યું.[૬]

જૈગીષવ્યે કહ્યું : હે મહર્ષિ દેવલ ! જે સર્વની ગતિરૂપ છે, જે સર્વની સીમારૂપ છે અને પુણ્યકર્મ કરનારા પુરુષોની જે શાંતિ છે તે મહાશાંતિનું તમારી પાસે હું વર્ણન કરું છું.[૭] હે દેવલ ! શાંત મહાપુરુષો પોતાની નિંદા કરનારા ઉપર તથા પ્રશંસા કરનારા ઉપર હમેશાં સમાન ભાવ રાખે છે, નિંદક પુરુષોનાં આચરણને તથા પોતાનાં પુણ્યને ગુપ્ત રાખે છે, પોતાને અપ્રિય કહેનારા પુરુષની સામે કદી અપ્રિય બોલતા નથી, પોતાને પ્રહાર કરનાર પુરુષને સામો પ્રહાર કરવાની ઇચ્છા કરતા નથી, ઇચ્છિત વસ્તુ ન મળે તો તેને માટે બળાપો કરતા નથી, સમયને અનુસરીને કાર્યો કર્યા કરે છે, ગઈ ગુજરીને માટે શોક કરતા નથી અને કોઈ પણ પ્રકારની પ્રતિજ્ઞા કરતા નથી;[૮-૧૦] તેમ જ હે દેવલ ! શક્તિમાન અને વ્રતનિષ્ઠ એવા તે મહાત્માઓ ધનની ઇચ્છાથી પોતાને ત્યાં આવેલા કોઈ સુપાત્ર મનુષ્યની પૂજા કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય, ત્યારે આદરસત્કાર પૂર્વક તેની પૂજા કરે છે.[૧૧] વળી તેવા મહાપુરુષો પરિપક્વ વિદ્યાવાળા હોય છે, મહાજ્ઞાની હોય છે, ક્રોધને જીતનારા હોય છે, ઇંદ્રિયોને વશ રાખનારા હોય છે; મન, વચન અને કર્મથી પણ કોઈનો અપરાધ કરતા નથી,[૧૨-૧૩] તેમ જ કોઈની નિંદા કરતા નથી, પ્રશંસા કરતા નથી અને બીજાએ કરેલી પોતાની નિંદા કે પ્રશંસાથી કદી વિકારને પામતા નથી.[૧૪] સર્વ પ્રકારે શાંત રહેનારા અને સર્વ પ્રાણીઓનું હિત કરવામાં આસક્ત એવા તે મહાત્માઓ કોઈના પર ક્રોધ કરતા નથી, હર્ષ પામતા નથી અને કદી અપરાધ પણ કરતા નથી.[૧૫] તેઓ પોતાની હૃદયગ્રંથિને છોડી નાખીને સુખથી સર્વત્ર વિચર્યા કરે છે, તેઓને કોઈ બાંધવો હોતા નથી, તેમ તેઓ પોતે પણ બીજાઓના બાંધવો હોતા નથી.[૧૬] વળી તેઓના કોઈ શત્રુ હોતા નથી અને તેઓ પોતે પણ કોઈના શત્રુ થતા નથી. જે મનુષ્યો એ મહાત્માઓના ચરિત્ર પ્રમાણે વર્તે છે, તેઓ હમેશાં સુખી થાય છે.[૧૭] હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ! જે ધર્મવેત્તા પુરુષો ધર્મને અનુસરીને ચાલે છે, તેઓ સદાય સુખી જ છે, પરંતુ જેઓ ધર્મમાર્ગથી ભ્રષ્ટ થાય છે, તેઓ કોઈ સમયે હર્ષ પામે છે અને કોઈ સમયે ઉદ્વેગ પામે છે;[૧૮] પણ મેં તો ધર્મમાર્ગનો જ આશ્રય કર્યો છે, તો પછી હું શા માટે કોઈની ઈર્ષ્યા કરું અને શા માટે બીજાએ કરેલી નિંદાથી કે પ્રશંસાથી શોક કરું કે હર્ષ પામું?[૧૯] મનુષ્યોને જે જે માર્ગે જવાની ઇચ્છા થાય, તે તે માર્ગે તેઓ ભલે જાય. મારી નિંદાથી કે પ્રશંસાથી મારું કંઈ પણ ઓછું થવાનું નથી કે વધી પડવાનું નથી.[૨૦] તત્ત્વવેત્તા વિચક્ષણ પુરુષે પોતાનું અપમાન થાય ત્યારે અમૃતપાન કર્યાની પેઠે સંતુષ્ટ થવું અને પોતાનું જ્યારે સન્માન કરવામાં આવે ત્યારે વિષપાન કર્યાની પેઠે ઉદ્વિગ્ન થવું.[૨૧] જે પુરુષનું અપમાન કરવામાં આવ્યું હોય છે, તે પુરુષ આ લોકમાં તથા પરલોકમાં સુખેથી નિદ્રા કરે છે (અર્થાત્ સુખી રહે છે); એટલું જ નહિ પણ તે પુરુષ સર્વ પ્રકારના દોષોથી મુક્ત થાય છે, પરંતુ અપમાન કરનાર સામો પુરુષ અંતે જ્યારે સમજે છે, ત્યારે પશ્ચાત્તાપને જ પામે છે.[૨૨] જે કોઈ બુદ્ધિમાન મનુષ્યોને પરમ ગતિ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય, તેઓએ

મે કહેલા આ શાંતિવ્રતનું જ આચરણ કરવું, જેથી ઈર્ષ્યાનો ત્યાગ કરનારા, અન્યોન્યની કદી હિંસા નહિ કરનારા અને બીજાઓની સમૃદ્ધિ જોઈને કદી સંતાપ નહિ પામનારા તે મનુષ્યોનો અનાયાસે અભ્યુદય થાય છે.[૨૩] ઇંદ્રિયોનો જય કરનાર પુરુષ સર્વ પ્રકારના યજ્ઞોનું સંપૂર્ણ ફળ સંપાદન કરીને અંતે પ્રકૃતિથી પર રહેલા પરબ્રહ્મના સ્થાનને પ્રાપ્ત કરે છે.[૨૪] અને એ પ્રમાણે પરમ ગતિને પામેલા તે પુરુષના પદને દેવો, ગંધર્વો, પિશાચો કે રાક્ષસો પણ પામી શકતા નથી.[૨૫]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમાં ' બ્રહ્મપદને પ્રાપ્ત કરવાના સાધનો ' નામનો અધ્યાય ૨૨૯ મો સમાપ્ત

# अध्याय २३०मो

## નારદના ગુણો

॥ युधिष्ठिर उवाच ॥

**प्रियः सर्वस्य लोकस्य सर्वसत्वाभिनंदितः ।**
**गुणैः सर्वैरुपेतश्च कोन्वस्ति भुवि मानव ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ ! સર્વ લોકમાં પ્રિય થઈ પડેલ, સર્વ પ્રાણીઓ તરફ પ્રીતિ રાખનાર અને સર્વ ગુણોથી યુક્ત એવો મનુષ્ય આ જગતમાં કોણ છે ?[૧]

ભીષ્મે કહ્યું : હે ભરતશ્રેષ્ઠ રાજા ! તમે મને પ્રશ્ન પૂછ્યો છે, માટે હું તમને ઉગ્રસેનનો તથા શ્રીકૃષ્ણનો સંવાદ કહું છું, જેમાં નારદના ગુણોનું વર્ણન કરવામાં આવ્યું છે.[૨]

એક સમયે ઉગ્રસેને શ્રીકૃષ્ણને પૂછ્યું : હે કૃષ્ણ ! નારદનું નામસંકીર્તન કરવાથી મનુષ્યને દિવ્ય લોકની પ્રાપ્તિ થાય છે, માટે નારદ સર્વ ગુણોથી યુક્ત છે, એમ હું માનું છું; તોપણ હું તમને પૂછું છું કે, નારદની અંદર કેવા પ્રકારના ગુણો છે, તે મને કહો.[૩]

શ્રીકૃષ્ણે કહ્યું : હે કુકુર દેશના રાજા ! નારદના જે ઉત્તમ ગુણો મારા જાણવામાં આવ્યા છે, તેનું હું સંક્ષેપમાં વર્ણન કરું છું, સાંભળો.[૪] નારદને પોતાના ચરિત્ર માટેનો કદી અહંકાર થયો નથી કે જે તેના દેહને સંતાપ ઉપજાવનાર થઈ પડે ! વળી તેનું શાસ્ત્રજ્ઞાન તથા ચારિત્ર સહાય અસ્ખલિત જ છે, જેથી તે સર્વત્ર પૂજાય છે.[૫] નારદ વિષે અરતિ, ક્રોધ, ચપળતા કે ભય કદી જોવામાં જ આવ્યા નથી વળી તે કોઈ પણ કાર્યને વિનાવિલંબે કરનારા છે અને શૂરવીર છે, જેથી તે સર્વ જગતમાં પૂજાય છે.[૬] નારદની વાણીમાં કામને લીધે કે ક્રોધને લીધે વિપરીત ભાવ કદી દેખાયો નથી, જેથી તે અત્યંત સેવવા યોગ્ય છે અને આખા જગતમાં પૂજાય છે તે અધ્યાત્મશાસ્ત્રના તત્ત્વને જાણે છે, ક્ષમાશીલ છે, શક્તિમાન છે, જિતેંદ્રિય છે, સરળ સ્વભાવના છે અને સત્યવાદી છે, માટે જ સર્વત્ર પૂજાય છે,[૭-૮] તેમ જ તેજમાં, યશમાં, બુદ્ધિમાં, જ્ઞાનમાં, વિનયમાં, જન્મમાં તથા તપમાં સર્વના કરતાં તે શ્રેષ્ઠ છે, જેથી સમગ્ર જગતમાં પૂજાય છે.[૯] વળી તે સુશીલ છે, સુખમાં જ રહેનાર છે, ઉત્તમ ભોજન કરનાર છે, સર્વનો આદર કરનાર છે, પવિત્ર છે, ઉત્તમ વાક્યો બોલે છે અને કોઈની પણ ઈર્ષ્યા કરતા નથી, જેથી સર્વત્ર પૂજાય છે.[૧૦] તે સર્વનું કલ્યાણ કરે છે, તેમનામાં પાપનો અંશ પણ નથી અને બીજાઓનું દુઃખ દેખીને પ્રસન્ન થતા નથી, જેથી સર્વત્ર લોકમાં પૂજાય છે.[૧૧] તે વેદશાસ્ત્રનું તથા આખ્યાનોનું શ્રવણ કરીને ઇંદ્રિયોનો જય કરવા ઇચ્છે છે, ક્ષમાશીલ છે અને કોઈનું અપમાન કરતા નથી, જેથી સર્વત્ર પૂજાય છે[૧૨] તેમની દૃષ્ટિ સર્વત્ર સમાન છે, તેથી તેમને કોઈ પ્રિય કે અપ્રિય નથી. વળી તે સર્વના મનને અનુકૂળ ભાષણ કરનારા છે, જેથી તે સર્વત્ર પૂજાય છે[૧૩] વળી તે નારદ અતિશય વિદ્વાન છે, અદ્ભુત કથાઓને જાણનારા છે, બુદ્ધિમાન છે, લાલસાનો ત્યાગ કરનારા છે, શઠતારહિત છે અને દીન, ક્રોધ તથા લોભનો ત્યાગ કરનારા છે, જેથી સર્વ જગતમાં પૂજાય છે.[૧૪] તેમણે અર્થ (વિષય), ધન અથવા કામને માટે કદી વિગ્રહ કર્યો જ નથી, તેમ જ તેમના સર્વ દોષોનો સમૂળગો ઉચ્છેદ થઈ ગયો છે, જેથી તે સર્વત્ર લોકમાં પૂજાય છે[૧૫] તેમની ઈશ્વરભક્તિ અત્યંત દૃઢ છે, તેમનું અંતઃકરણ અનિંદ્ય છે, તેમનામાં શાસ્ત્રજ્ઞાન સંપૂર્ણ છે તેમણે ક્રૂરતાનો ત્યાગ કર્યો છે અને તેમના મોહનો તથા દોષનો નાશ થયો છે, માટે તે સર્વ જગતમાં પૂજાય છે.[૧૬] તે સર્વ પ્રકારના સંગોમાં આસક્તિ

રાખતા નથી, છતાં જાણે આસક્તિ રાખતા હોય તેવા જણાય છે; તેમનો સંશય દીર્ઘકાળ પર્યંત સ્થિર રહેતો નથી અને તે મહાન વક્તા છે, જેથી આખા જગતમાં પૂજાય છે.[૧૭] તેમની ચિત્તવૃત્તિ કોઈ પણ કામ્યવિષયમાં એકાગ્ર થતી નથી, તે પોતે પોતાની સ્તુતિ કરતા નથી, કોઈની ઈર્ષ્યા કરતા નથી અને કોમળ વાણીથી વાર્તાલાપ કરે છે, તેથી સર્વ જગતમાં પૂજાય છે.[૧૮] વળી તે લોકના વિવિધ પ્રકારના ચિત્તનું નિંદા કર્યા વિના અવલોકન કર્યા કરે છે અને સંસર્ગવિદ્યામાં (સૃષ્ટિવિષયક જ્ઞાનમા) કુશળ છે, માટે સર્વત્ર પૂજાય છે.[૧૯] તે કોઈ પણ શાસ્ત્રની અસૂયા કરતા નથી. કેવળ પોતાની નીતિ ઉપર જ આધાર રાખીને જીવન ગાળે છે, સમયને વ્યર્થ જવા દેતા નથી અને મનને વશ રાખનારા છે, જેથી સર્વત્ર પૂજાય છે.[૨૦] તેમણે આત્મવિદ્યાના વિષયમાં ઘણો જ પરિશ્રમ કર્યો છે, તેમની બુદ્ધિ કૃતકૃત્ય થઈ છે, સમાધિનો અનુભવ કરતાં કરતાં તેમને તૃપ્તિ જ થતી નથી અને યોગ સાધના કરવામાં તે હમેશાં સાવધ રહે છે, જેથી તે સર્વ જગતમાં પૂજાય છે.[૨૧] તે નિર્લજ્જ નથી અને બીજા કોઈ મનુષ્યો પોતાના કલ્યાણને માટે એકાદા કાર્યમાં તેમની યોજના કરે છે, તો લક્ષ્યપૂર્વક એ કાર્યને તે કરે છે; તેમ જ બીજાઓની ગુપ્ત વાતોને તે પ્રકટ કરી દેતા નથી, માટે જ તે સર્વત્ર પૂજાય છે. પોતાને જો આર્થિક લાભ થાય તો તેમને હર્ષ થતો નથી, તેમ હાનિ થાય તો શોક પણ થતો નથી. વળી તેમની બુદ્ધિ સ્થિર છે અને તેમનું મન સર્વ વિષયોથી નિર્લેપ છે, જેથી સર્વ લોકમા તે પૂજાય છે. આ રીતે સર્વગુણસંપન્ન, સર્વકાર્યનિપુણ, પવિત્ર, દોષોથી રહિત, સમયને જાણનારા અને સર્વનુ પ્રિય કરી જાણનારા નારદના ઉપર કોને પ્રીતિ નહિ થાય?[૨૨–૨૪]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન-
પર્વમા 'નારદના ગુણો' નામનો
અધ્યાય ૨૩૦ મો સમાપ્ત

# अध्याय २३१ मो

## વ્યાસશુકસંવાદ–કાળનું પરિમાણ

॥ युधिष्ठिर उवाच ॥

**आद्यंतं सर्वभूतानां ज्ञातुमिच्छामि कौरव।**
**ध्यानं कर्म च कालं च तथैवायुर्युगे युगे ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું : હે કુરુવંશી પિતામહ! સર્વ પ્રાણીઓના ઉત્પત્તિસ્થાનને તથા લયસ્થાનને જાણવાની મને ઇચ્છા છે, તેમ જ પ્રત્યેક યુગમાં કરવામા આવતું ધ્યાન અને કર્મ શું હોય છે અને પ્રત્યેક યુગનો સમય તથા પ્રત્યેક યુગમાં મનુષ્યોના આયુષનુ પરિણામ કેટલુ હોય છે, તે જાણવાને હુ ઇચ્છુ છુ.[૧] વળી આ સમગ્ર લોકતત્ત્વ અને પ્રાણીઓની ઉત્પત્તિ તથા નાશ શેમાંથી થાય છે?[૨] હે સત્પુરુષોમાં શ્રેષ્ઠ ભીષ્મપિતામહ! જો તમે અમારા પર અનુગ્રહ કરવા જ ઇચ્છતા હો, તો હું તમને પૂછું છું, તેનો તમે ઉત્તર આપો.[૩] પૂર્વે બ્રહ્મર્ષિ ભરદ્વાજને ભૃગુઋષિએ જે ઉત્તમ વચન કહ્યું હતું, તેનું તમારી પાસેથી શ્રવણ કરીને મારી બુદ્ધિ પરમ ધાર્મિક થયેલી છે; અને પરમાત્માના દિવ્ય સ્વરૂપમાં એકનિષ્ઠ થયેલી છે; માટે ફરી પણ હું તમને પૂછું છું, તો તે કહેવાને માટે તમે યોગ્ય છો.[૪-૫]

ભીષ્મે કહ્યું : આ વિષયમાં હું તમને એક પ્રાચીન ઇતિહાસ કહું છું, જેમાં ભગવાન વ્યાસે પ્રશ્ન પૂછનારા પુત્ર શુકદેવજીને આ વિષયનો જ ઉપદેશ આપ્યો છે.[૬] અંગ, ઉપાંગ અને ઉપનિષદો સહિત ચારે વેદોનું અધ્યયન કર્યા પછી વ્યાસના પુત્ર શુકદેવજીએ ધર્મનું તાત્ત્વિક સ્વરૂપ જોઈ લીધા પછી, નૈષ્ઠિક બ્રહ્મચર્યવ્રત પાળવાની ઇચ્છાથી, ધર્મ-વિષયમાં સંશયરહિત થયેલા પોતાના પિતા કૃષ્ણદ્વૈપાયન વ્યાસને પોતાનો આવો સંદેહ પૂછ્યો.[૭-૮]

શુકદેવે પૂછ્યું : આ સર્વ ભૂતસમુદાયનો સ્રષ્ટા કોણ છે અને ચાર યુગોરૂપી કાળના ધર્મ-જ્ઞાનથી જેની સ્થિતિ થયા કરે છે, તે જીવ કોણ છે,× તેમ જ બ્રાહ્મણોનું કર્તવ્ય શું છે તે મને કહો.[૯]

ભીષ્મે કહ્યું : શુકદેવે એ પ્રમાણે પૂછ્યું, એટલે

× આ પ્રશ્નનો અર્થ એ છે કે, ઈશ્વર પણ અવિદ્યાને લીધે જીવસ્વરૂપ થઈને કયા ધર્મથી કેવા ભાવને પામે છે?

ભૂતભવિષ્યને જાણનારા, સર્વજ્ઞ અને સર્વધર્મવેત્તા પિતા વ્યાસે તે સર્વ વિષય પોતાના પુત્રને કહેવા માંડ્યો.૧૦

વ્યાસે કહ્યું: પૂર્વે જગતની ઉત્પત્તિ પહેલાં અનાદિ, અનંત, જન્મરહિત, દિવ્ય, જરારહિત, નિર્વિકાર અને અવિનાશી એવું એક બ્રહ્મ જ સત્તારૂપે હતું.૧૧ મુનિઓએ કાળના સંબંધમાં એવી ગણતરી કરી છે કે, પંદર નિમેષ+ની એક કાષ્ઠા થાય છે, ત્રીસ કાષ્ઠાની એક કલા થાય છે, ત્રીસ કલા અને એક કલાનો દશમાંશ મળીને એક મુહૂર્ત થાય છે, ત્રીસ મુહૂર્તનો એક રાત્રિદિવસ થાય છે, ત્રીસ રાત્રિદિવસનો એક માસ થાય છે, બાર માસનું એક વર્ષ થાય છે અને એક વર્ષનાં ઉત્તરાયન અને દક્ષિણાયન એવાં બે અયન થાય છે.૧૨-૧૪ સૂર્ય આ મનુષ્યલોકમાં (ઉદયાસ્ત પામીને) દિવસ તથા રાત્રિનો વિભાગ કરે છે. તેમાં રાત્રિ સર્વ પ્રાણીઓને નિદ્રા લેવા માટે હોય છે અને દિવસ સર્વ પ્રાણીઓને કર્મચેષ્ટા કરવા માટે હોય છે.૧૫ મનુષ્યોનો જ્યારે એક માસ થાય છે, ત્યારે પિતૃઓને એક અહોરાત્ર (રાત્રિદિવસ) થાય છે. તાત્પર્ય કે, મનુષ્યોને શુક્લપક્ષ એ પિતૃઓનો દિવસ છે કે, જેમાં તેઓ કર્મપ્રવૃત્તિ કરે છે અને મનુષ્યોનો કૃષ્ણપક્ષ તે પિતૃઓની રાત્રિ છે કે, જેમાં તેઓ નિદ્રાવશ થાય છે.૧૬ એ પ્રમાણે મનુષ્યોનું એક વર્ષ થાય છે, ત્યારે દેવતાઓનો એક અહોરાત્ર થાય છે. સારાંશ કે, મનુષ્યોનું ઉત્તરાયન તે દેવોનો દિવસ છે અને મનુષ્યોનું દક્ષિણાયન તે દેવોની રાત્રિ છે.૧૭ હવે પ્રથમ મેં તને મનુષ્યલોકમાં જે રાત્રિદિવસ કહ્યા છે, તેની ગણતરી કરીને બ્રહ્મદેવનાં રાત્રિદિવસ તથા વર્ષ હું તને કહું છું.૧૮ વળી સત્ય, ત્રેતા, દ્વાપર અને કળિયુગનાં વર્ષોની સંખ્યા કેટલી છે, તે પણ હું તને અનુક્રમે કહું છું.૧૯ દેવતાઓનાં ચાર હજાર વર્ષોનો સત્યયુગ કહેવાય છે અને દેવતાઓનાં ચારસો વર્ષો સુધીનો સત્યયુગનો પૂર્વસંધિકાળ ગણાય છે;તેમ જ ચારસો વર્ષો સુધીનો તે યુગનો ઉત્તર સંધિકાળ ગણાય છે. (અર્થાત્ દેવતાઓનાં ચાર હજાર ને આઠસો વર્ષો સુધીનું સત્યયુગનું પ્રમાણ ગણાય છે.)૨૦ તેમ જ બીજા ત્રણ યુગોનાં મુખ્ય વર્ષો પૂર્વ સંધિકાળ તથા ઉત્તર સંધિકાળ પણ સત્યયુગનાં વર્ષોમાંથી ઉત્તરોત્તર એક એક ચતુર્થાંશ કમી કરવાથી નીકળી આવે છે. (અર્થાત્ ત્રેતાયુગનું પ્રમાણ દેવતાઓનાં ત્રણ હજાર વર્ષોનું છે અને તે યુગના પૂર્વ સંધિકાળનું પ્રમાણ દેવતાઓનાં ત્રણસો વર્ષોનું તથા ઉત્તર સંધિકાળનું પ્રમાણ પણ દેવતાઓનાં ત્રણસો વર્ષોનું છે, જેથી સર્વાંશે ત્રેતાયુગનું પ્રમાણ દેવતાઓનાં ત્રણ હજાર ને છ સો વર્ષોનું છે. દ્વાપરયુગનું પ્રમાણ દેવતાઓનાં બે હજાર વર્ષોનું છે અને તે યુગના પૂર્વ સંધિકાળનું તથા ઉત્તરસંધિકાળનું પ્રમાણ દેવતાઓનાં બસો બસો વર્ષો સુધીનું છે, જેથી દ્વાપરયુગનું પ્રમાણ સર્વાંશે દેવતાઓનાં બે હજાર ને ચારસો વર્ષો સુધીનું ગણાય છે, તેમ જ કળિયુગનાં મુખ્ય વર્ષોનું પ્રમાણ દેવતાઓનાં એક હજાર વર્ષો સુધીનું છે અને તે યુગના પૂર્વ સંધિકાળનું પ્રમાણ તથા ઉત્તર સંધિકાળનું પ્રમાણ સો સો વર્ષો સુધીનું છે, જેથી કળિયુગનું પ્રમાણ સર્વાંશે દેવતાઓનાં એક હજાર ને બસો વર્ષો સુધીનું છે.)૨૧ હે તાત! આ ચારેય યુગનાં વર્ષો સનાતન અને શાશ્વત એવા લોકોનું ધારણ કરી રાખે છે અને બ્રહ્મવેત્તા પુરુષો આ ચતુર્યુગને સનાતન બ્રહ્મસ્વરૂપ જ માને છે.*૨૨ જ્યારે સત્યયુગનો સમય પ્રવૃત્ત થાય છે, ત્યારે ધર્મના સંપૂર્ણ ચારે પાદ હોય છે, સર્વત્ર સત્યમય પ્રવૃત્તિ હોય છે અને કોઈ પણ મનુષ્ય અધર્મમાર્ગે આવક કરવા માટે તૈયાર થતો નથી;૨૩ પરંતુ બીજા યુગોના સમયમાં મનુષ્ય અધર્મમાર્ગે આવક કરવાની પ્રવૃત્તિ કરે છે, જેથી પ્રત્યેક યુગમાં ધર્મના એક એક પાદની હાનિ થતી જાય છે અને ચોરી, અસત્ય તથા કપટને લીધે અધર્મ વધી પડે છે.૨૪ સત્યયુગના સમયમાં મનુષ્યો નીરોગી રહે છે, સર્વ કાર્યોને સિદ્ધ કરી શકે છે અને ચારસો

+ આંખની પાંપણને મીંચીને ઉઘાડતાં જેટલો સમય લાગે છે, તેને એક નિમેષ કહેવામાં આવે છે.

* અહીં કહેવાનો ભાવ એ છે કે, કાળ જેની સંજ્ઞા છે એવું આ ચતુર્યુગાત્મક જીવનું સ્વરૂપ કેવળ સનાતન છે, આદિઅંતથી રહિત છે અને સર્વ પ્રકારના વિકારોથી મુક્ત છે; છતાં મનરૂપ ઉપાધિના યોગથી જ ચાર યુગસ્વરૂપે જણાય છે; પણ વાસ્તવિક દૃષ્ટિએ જોતાં જીવનું સ્વરૂપ કેવળ બ્રહ્મમય જ છે. —નીલકંઠ

વર્ષોના આયુષવાળા હોય છે; પરંતુ તે પછીના યુગોમાં મનુષ્યોનાં આયુષોમાં એક એક અંશ ઘટતો જાય છે; અર્થાત્ ત્રેતાયુગમાં મનુષ્યોનું આયુષ ત્રણસો વર્ષનું હોય છે, દ્વાપરયુગમાં બસો વર્ષનું હોય છે અને કળિયુગમાં એકસો વર્ષનું હોય છે.[૨૫] અમે સાંભળ્યું છે કે, ત્રેતાયુગના આરંભ પછી મનુષ્યોના આયુષ્યમાં, વેદાભ્યાસમાં, આશીર્વાદોમાં તથા વેદોક્ત ફળમાં પ્રતિદિન ઘટાડો થતો જાય છે.[૨૬] સત્યયુગમાં મનુષ્યોના જે ધર્મો હોય છે, તે ધર્મો ત્રેતાયુગમાં બદલાઈ જાય છે, ત્રેતાયુગના ધર્મો દ્વાપરયુગમાં બદલાઈ જાય છે અને દ્વાપરયુગના ધર્મો કળિયુગમાં બદલાઈ જાય છે. આ રીતે જેમ જેમ યુગોનો હ્રાસ થતો જાય છે, તેમ તેમ મનુષ્યોના ધર્મોનો પણ હ્રાસ થતો જાય છે.[૨૭] સત્યયુગની અંદર તપ શ્રેષ્ઠ ગણાય છે, ત્રેતાયુગની અંદર જ્ઞાન ઉત્તમ ગણાય છે, દ્વાપર યુગની અંદર યજ્ઞ જ ઉત્તમ ગણાય છે અને કળિયુગમાં કેવળ દાન જ શ્રેષ્ઠ ગણાય છે.[૨૮] વિદ્વાનો કહે છે કે, આ ચારે યુગનાં એકંદર દેવતાઈ બાર હજાર વર્ષો થાય છે અને તેને મહાયુગ કહેવામાં આવે છે. આવા એક હજાર મહાયુગો વીતી જાય છે, એટલે બ્રહ્મદેવનો એક દિવસ થાય છે[૨૯] અને તેવા એક હજાર મહાયુગની જ તેમની રાત્રિ ગણાય છે. સમર્થ દેવ બ્રહ્મા પોતાની રાત્રિના આરંભસમયે યોગનિદ્રામાં પ્રવેશ કરીને ધ્યાનમગ્ન દશામાં બેસી રહે છે, એટલે આ જગતનો પ્રલય થાય છે અને પછી તે રાત્રિ સમાપ્ત થાય છે, ત્યારે પુનઃ બ્રહ્મદેવ યોગનિદ્રામાંથી જાગ્રત થાય છે.[૩૦] (રાત્રિદિવસના પ્રમાણને જાણનારા ગણિતશાસ્ત્રીઓ કહે છે કે,) જે મનુષ્યો બ્રહ્મદેવના દિવસને એક હજાર મહાયુગનો જાણે છે અને બ્રહ્મદેવની રાત્રિને પણ તેટલા પ્રમાણની જ જાણે છે, તેઓને જ રાત્રિદિવસનું ખરું જ્ઞાન છે.[૩૧] બ્રહ્મદેવ પોતાની રાત્રિ વીતી ગયા પછી જાગ્રત થઈને પુનઃ સૃષ્ટિરચના કરે છે, તેમાં પ્રથમ નાશવંત અહંકારને ઉત્પન્ન કરે છે અને તે અહંકારથી વ્યક્તસ્વરૂપ મન ઉત્પન્ન થાય છે; અર્થાત્ આ સર્વ જગત કેવળ મનોમય જ છે.[૩૨]

અધ્યાય ૨૩૧ મો સમાપ્ત

# अध्याय २३२ मो

## વ્યાસશુકસંવાદ (ચાલુ)–જગતની રચના

॥ व्यास उवाच ॥

**ब्रह्म तेजोमयं शुक्रं यस्य सर्वमिदं जगत्।**
**एकस्य भूतं भूतस्य द्वयं स्थावरजंगमम्॥ १॥**

વ્યાસે કહ્યું: તારે જાણવું કે, મહત્ત્વ જ આ સર્વ જગતના બીજરૂપે છે; કેમ કે સૂક્ષ્મબુદ્ધિરૂપ એવું તે મહત્તત્ત્વ અનેક પ્રકારની સૂક્ષ્મ વાસનાઓથી ભરપૂર હોય છે, તેથી સ્થાવરજંગમાત્મક આ સર્વ જગત એકલા તે મહત્ત્વમાંથી જ ઉત્પન્ન થયું છે.[૧] પિતામહ બ્રહ્મા પોતાના દિવસના પ્રારંભસમયે જાગ્રત થઈને અવિદ્યા (માયા) વડે જગતને ઉત્પન્ન કરે છે; પરંતુ તે સમયે પ્રથમ મહત્તત્ત્વ જ ઉત્પન્ન થાય છે અને તે મહત્તત્ત્વ જ તત્કાળ આકાશાદિ વ્યક્તસ્વરૂપે બની જઈને 'મન' એવી સંજ્ઞાને ધારણ કરે છે.[૨] 'મન' સંજ્ઞાને ધારણ કરનારું આ મહત્તત્ત્વ આત્મસ્વરૂપથી દૂર રહેનારું છે, અનેક પ્રકારે ગતિ કરનારું છે અને પ્રાર્થનાત્મક તથા સંશયાત્મક છે. તે સર્વના પ્રકાશક એવા ચિદાત્માને આવૃત્ત કરી દઈને પોતાના સહિત સાત માનસતત્ત્વોને* ઉત્પન્ન કરે છે.[૩] સૃષ્ટિને ઉત્પન્ન કરવાની ઇચ્છાથી મનને જ્યારે પ્રેરણા કરવામાં આવે છે, ત્યારે તે વિકારવાળું થાય છે. એટલે તુરત જ *તેમાંથી શબ્દગુણવાળું આકાશ ઉત્પન્ન થાય* છે.[૪] તે આકાશ જ્યારે વિકાર પામે છે ત્યારે તેમાંથી સર્વ બંધને વહન કરનારો બળવાન અને પવિત્ર વાયુ ઉત્પન્ન થાય છે. તેનો ગુણ સ્પર્શ છે.[૫] આ વાયુ જ્યારે વિકાર પામે છે, ત્યારે તેમાંથી ઉજ્જ્વળ સ્વરૂપવાળું અને પ્રકાશમાન એવું તેજ ઉત્પન્ન થાય છે. તેનો ગુણ રૂપ કહેવાય છે.[૬] આ તેજ પણ વિકારને પામે છે, ત્યારે તેમાંથી રસગુણવાળું જળ ઉત્પન્ન થાય છે અને તે જળમાંથી ગંધગુણવાળી પૃથ્વી ઉત્પન્ન થાય છે. આ રીતે સર્વ મહાભૂતોની સૃષ્ટિ તે મહત્તત્ત્વમાંથી જ થયેલી છે, એમ વિદ્વાનો કહે છે.[૭] વળી આ પાંચે મહાભૂતોમાં જે જે પ્રથમ ઉત્પન્ન થયેલું છે, તે સર્વના ગુણો ઉત્તરોત્તર સર્વ ભૂતોમાં રહેલા છે. (અર્થાત્ આકાશમાં

* મહત્તત્ત્વ, અહંકાર અને પાંચ મહાભૂતો.

ભૂતભવિષ્યને જાણનારા, સર્વજ્ઞ અને સર્વધર્મવેત્તા પિતા વ્યાસે તે સર્વ વિષય પોતાના પુત્રને કહેવા માંડ્યો.[૧૦]

વ્યાસે કહ્યું: પૂર્વે જગતની ઉત્પત્તિ પહેલાં અનાદિ, અનંત, જન્મરહિત, દિવ્ય, જરારહિત, નિર્વિકાર અને અવિનાશી એવું એક બ્રહ્મ જ સત્તારૂપે હતું.[૧૧] મુનિઓએ કાળના સંબંધમાં એવી ગણુતરી કરી છે કે, પંદર નિમેષ+ની એક કાષ્ઠા થાય છે, ત્રીસ કાષ્ઠાની એક કલા થાય છે, ત્રીસ કલા અને એક કલાનો દશમાંશ મળીને એક મુહૂર્ત થાય છે, ત્રીસ મુહૂર્તનો એક રાત્રિદિવસ થાય છે, ત્રીસ રાત્રિદિવસનો એક માસ થાય છે, બાર માસનું એક વર્ષ થાય છે અને એક વર્ષનાં ઉત્તરાયન અને દક્ષિણાયન એવાં બે અયન થાય છે.[૧૨–૧૪] સૂર્ય આ મનુષ્યલોકમાં (ઉદયાસ્ત પામીને) દિવસ તથા રાત્રિનો વિભાગ કરે છે. તેમાં રાત્રિ સર્વ પ્રાણીઓને નિદ્રા લેવા માટે હોય છે અને દિવસ સર્વ પ્રાણીઓને કર્મચેષ્ટા કરવા માટે હોય છે.[૧૫] મનુષ્યોનો જ્યારે એક માસ થાય છે, ત્યારે પિતૃઓને એક અહોરાત્ર (રાત્રિદિવસ) થાય છે. તાત્પર્ય કે, મનુષ્યોને શુકલપક્ષ એ પિતૃઓનો દિવસ છે કે, જેમાં તેઓ કર્મપ્રવૃત્તિ કરે છે અને મનુષ્યોનો કૃષ્ણપક્ષ તે પિતૃઓની રાત્રિ છે કે, જેમાં તેઓ નિદ્રાવશ થાય છે.[૧૬] એ પ્રમાણે મનુષ્યોનું એક વર્ષ થાય છે, ત્યારે દેવતાઓનો એક અહોરાત્ર થાય છે. સારાંશ કે, મનુષ્યોનું ઉત્તરાયન તે દેવોનો દિવસ છે અને મનુષ્યોનું દક્ષિણાયન તે દેવોની રાત્રિ છે.[૧૭] હવે પ્રથમ મેં તને મનુષ્યલોકમાં જે રાત્રિદિવસ કહ્યા છે, તેની ગણુતરી કરીને બ્રહ્મદેવનાં રાત્રિદિવસ તથા વર્ષ હું તને કહું છું.[૧૮] વળી સત્ય, ત્રેતા, દ્વાપર અને કળિયુગનાં વર્ષોની સંખ્યા કેટલી છે, તે પણ હું તને અનુક્રમે કહું છું.[૧૯] દેવતાઓનાં ચાર હજાર વર્ષોનો સત્યયુગ કહેવાય છે અને દેવતાઓનાં ચારસો વર્ષો સુધીનો સત્યયુગનો પૂર્વસંધિકાળ ગણાય છે,તેમ જ ચારસો વર્ષો સુધીનો તે યુગનો ઉત્તર સંધિકાળ ગણાય છે. (અર્થાત્ દેવતાઓનાં ચાર હજાર ને આઠસો વર્ષો સુધીનું સત્યયુગનું પ્રમાણ ગણાય છે.)[૨૦] તેમ જ બીજા ત્રણ યુગોનાં મુખ્ય વર્ષો પૂર્વ સંધિકાળ તથા ઉત્તર સંધિકાળ પણ સત્યયુગનાં વર્ષોમાંથી ઉત્તરોત્તર એક એક ચતુર્થાંશ કમી કરવાથી નીકળી આવે છે. (અર્થાત્ ત્રેતાયુગનું પ્રમાણ દેવતાઓનાં ત્રણ હજાર વર્ષોનું છે અને તે યુગના પૂર્વ સંધિકાળનું પ્રમાણ દેવતાઓનાં ત્રણસો વર્ષોનું તથા ઉત્તર સંધિકાળનું પ્રમાણ પણ દેવતાઓનાં ત્રણસો વર્ષોનું છે, જેથી સર્વાંશે ત્રેતાયુગનું પ્રમાણ દેવતાઓનાં ત્રણ હજાર ને છ સો વર્ષોનું છે. દ્વાપરયુગનું પ્રમાણ દેવતાઓનાં બે હજાર વર્ષોનું છે અને તે યુગના પૂર્વ સંધિકાળનું તથા ઉત્તરસંધિકાળનું પ્રમાણ દેવતાઓનાં બસો બસો વર્ષો સુધીનું છે, જેથી દ્વાપરયુગનું પ્રમાણ સર્વાંશે દેવતાઓનાં બે હજાર ને ચારસો વર્ષો સુધીનું ગણાય છે, તેમ જ કળિયુગનાં મુખ્ય વર્ષોનું પ્રમાણ દેવતાઓનાં એક હજાર વર્ષો સુધીનું છે અને તે યુગના પૂર્વ સંધિકાળનું પ્રમાણ તથા ઉત્તર સંધિકાળનું પ્રમાણ સો સો વર્ષો સુધીનું છે, જેથી કળિયુગનું પ્રમાણ સર્વાંશે દેવતાઓનાં એક હજાર ને બસો વર્ષો સુધીનું છે.)[૨૧] હે તાત! આ ચારેય યુગનાં વર્ષો સનાતન અને શાશ્વત એવા લોકોનું ધારણ કરી રાખે છે અને બ્રહ્મવેત્તા પુરુષો આ ચતુર્યુગને સનાતન બ્રહ્મસ્વરૂપ જ માને છે.*[૨૨] જ્યારે સત્યયુગનો સમય પ્રવૃત્ત થાય છે, ત્યારે ધર્મના સંપૂર્ણ ચારે પાદ હોય છે, સર્વત્ર સત્યમય પ્રવૃત્તિ હોય છે અને કોઈ પણ મનુષ્ય અધર્મમાર્ગે આવક કરવા માટે તૈયાર થતો નથી;[૨૩] પરંતુ બીજા યુગોના સમયમાં મનુષ્ય અધર્મમાર્ગે આવક કરવાની પ્રવૃત્તિ કરે છે, જેથી પ્રત્યેક યુગમાં ધર્મના એક એક પાદની હાનિ થતી જાય છે અને ચોરી, અસત્ય તથા કપટને લીધે અધર્મ વધી પડે છે.[૨૪] સત્યયુગના સમયમાં મનુષ્યો નીરોગી રહે છે, સર્વ કાર્યોને સિદ્ધ કરી શકે છે અને ચારસો

+ આંખની પાંપણને મીંચીને ઉઘાડતાં જેટલો સમય લાગે છે, તેને એક નિમેષ કહેવામાં આવે છે.

* અહીં કહેવાનો ભાવ એ છે કે, કાળ જેની સંજ્ઞા છે એવું આ ચતુર્યુગાત્મક જીવનું સ્વરૂપ કેવળ સનાતન છે, આદિઅંતથી રહિત છે અને સર્વ પ્રકારના વિકારોથી મુક્ત છે; છતાં મનરૂપ ઉપાધિના યોગથી જ ચાર યુગસ્વરૂપે જણાય છે; પણ વાસ્તવિક દૃષ્ટિએ જોતાં જીવનું સ્વરૂપ કેવળ બ્રહ્મમય જ છે. —નીલકંઠ

એક પુરુષો માને છે કે, કર્મ કરવામાં પુરુષાર્થનું જ પ્રાધાન્ય છે, માટે* પુરુષાર્થ શ્રેષ્ઠ છે, કેટલાએક કહે છે કે,× દૈવજ શ્રેષ્ઠ છે, કેટલાએક ભૌતિક શાસ્ત્રીઓ કહે છે કે,+ સ્વભાવ જ સર્વનું કારણ છે. વળી કેટલાએક કહે છે કે, પુરુષાર્થ, દૈવ અને સ્વભાવ એ ત્રણે જ્યાં સુધી અલગ અલગ હોય છે, ત્યાં સુધી કંઈ કરી શકતા નથી, પણ ત્રણે એકઠા મળીને જ કોઈ જાતનું કર્મ કરી શકે છે; માટે તે ત્રણેનો એકીભાવ જ શ્રેષ્ઠ છે અને કેટલાએક કર્મનું જ પ્રાધાન્ય માનનારા કહે છે કે, આ સૃષ્ટિના વિષયમા કેવળ પુરુષાર્થ જ કારણ છે, એમ કહી શકાતું નથી, કેવળ દૈવ જ કારણ છે, એમ પણ કહી શકાતું નથી, તેમ જ દૈવ અને પુરુષાર્થ એ બન્ને કારણ તરીકે છે, એમ પણ કહી શકાતું નથી અને દૈવ તથા પુરુષાર્થ એ બન્ને કારણ તરીકે નથી, એમ પણ કહી શકાતું નથી;– પરંતુ સિદ્ધાતવેત્તા યોગીપુરુષો તો એમ જ કહે છે કે, પરબ્રહ્મ જ આ સર્વ જગતનું કારણ છે.[૧૯–૨૧]

(હવે બ્રહ્માની પ્રાપ્તિનું સાધન શું અને તેને પ્રાપ્ત કર્યાનું ફળ શું તે કહેવાય છે) જેનું મૂળ શમ અને દમ છે એવો યોગ જ પ્રાણીઓને મોક્ષહેતુક થઈ પડે છે અને તે ધર્મનો આશ્રય કરવાથી મનુષ્ય પોતાના મનમાં જે જે વિષયની ઇચ્છા કરે છે, તે તે સર્વને પ્રાપ્ત કરે છે.[૨૨] જે મહાભૂત (પરબ્રહ્મ) સર્વ જગતને સરજે છે, તેને કેવળ યોગધર્મથી જ પામી શકાય છે. વળી યોગધર્મમાં એકનિષ્ઠ થયેલો પુરુષ કેવળ પરબ્રહ્મસ્વરૂપ થઈ જઈ ને સર્વ પ્રાણીઓનો પ્રભુ થાય છે.[૨૩] આ યોગધર્મનો આશ્રય કરીને જ ઋષિઓ અહર્નિશ વેદાધ્યયન કરતા હતા અને બ્રહ્મદેવે પોતે પણ યોગધર્મ દ્વારા જ આદિઅંતરહિત એવી વેદવિદ્યાને શિષ્યપ્રશિષ્ય દ્વારા જગતમાં પ્રવર્તાવી છે.[૨૪] તેમ જ ઋષિઓનાં નામો, વેદકાળની સૃષ્ટિઓ તથા પ્રાણીમાત્રનાં ભિન્ન ભિન્ન પ્રકારનાં કર્મો, એ યોગધર્મને લીધે જ પ્રવૃત્ત થયાં છે.[૨૫] સૃષ્ટિના આદિમાં લોકના ઈશ્વર અજન્મા બ્રહ્મદેવે વૈદિક મંત્રોનો ઉચ્ચાર કરી કરીને સર્વ પ્રજાઓને ઉત્પન્ન કરી છે; તેમ જ વેદમાં જોવામા આવતા ઋષિઓનાં નામો અને બીજી દિવ્ય સૃષ્ટિઓ પણ તેવી રીતે જ ઉત્પન્ન કરવામાં આવી છે. (અર્થાત્ વેદના મંત્રો દ્વારા જ સર્વથા સૃષ્ટિને ઉત્પન્ન કરવામા આવી છે.)[૨૬] વેદમાં કહ્યું છે કે, આત્માની મુક્તિ દશ પ્રકારનાં સાધનોથી થઈ શકે છે. તે સાધનો આ પ્રમાણે છે: વેદોનું અધ્યયન, ગૃહસ્થાશ્રમધર્મ, વાનપ્રસ્થાશ્રમધર્મ, સંધ્યોપાસનાદિ સર્વસાધારણ કર્મ, જ્યોતિષ્ટોમ આદિ યજ્ઞ, કીર્તિજનક કર્મ (વાવ, કૂવા, તળાવ વગેરે બંધાવવાં તે), ત્રણ પ્રકારનુ માનસિક ધ્યાન* અને જીવન્મુક્તિ, આ દશ સાધનોથી સંસારનાં દુઃખનુ ઉલ્લંઘન કરી શકાય છે.[૨૭] જોકે બ્રહ્મનું સ્વરૂપ મહાગહન છે–દુરવગાહ છે અથવા દુર્વિજ્ઞેય છે, તોપણ વેદદ્રષ્ટા વિદ્વાનોએ વેદોક્ત કર્મપ્રસ્તાવોમાં તેને દેવતાસ્વરૂપે વર્ણવેલું છે અને ઉપનિષદરૂપ વેદાંતમાં અત્યંત સ્પષ્ટ સ્વરૂપે વર્ણવેલું છે, જેથી પૂર્વોક્ત દશ સાધનો દ્વારા બ્રહ્મના સ્વરૂપને જાણી શકાય છે.[૨૮] દેહાભિમાની જીવને સુખદુઃખાદિ દ્વંદ્વોથી યુક્ત એવો જે પૃથક્ભાવ અથવા દ્વૈતદર્શન જોવામાં આવે છે, તેની ઉત્પત્તિ કેવળ કર્મમાંથી જ છે. (કેમ કે સુષુપ્તિ અને સમાધિ અવસ્થામાં કર્મોનો જ્યારે ઉપરામ થાય છે, ત્યારે દ્વૈતદૃષ્ટિ રહેતી જ નથી.) આમ સમજીને આત્મવેત્તા પુરુષે પોતાના વિજ્ઞાન બળનો આશ્રય કરીને તે દ્વૈતદર્શનનો ત્યાગ કરી દેવો. (અર્થાત્ જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય એ ત્રણે

* આ મત મીમાંસકોનો છે.

× આ મત જ્યોતિષશાસ્ત્રીઓનો છે તેઓ માને છે કે, સૂર્ય આદિ ગ્રહો જ શુભઅશુભ ફળને આપનારા છે.

+ આ મત સ્વભાવવાદીઓનો અથવા સાંખ્યશાસ્ત્રીઓનો છે.

– આ મત જૈનોનો છે. તેઓ એકાંતપક્ષનો કદી સ્વીકાર જ કરતા નથી અને કહે છે કે, આઠ કર્મોને લીધે જ જીવોને સંસારમા બંધાવું પડે છે; માટે તપાવેલી શિલા ઉપર શયન કરવું વગેરે નિર્જર ધર્મથી જ જીવોનો મોક્ષ થાય છે.

* અશ્વ આદિ યજ્ઞોના અંગોમા શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે વિરાટસ્વરૂપનુ ધ્યાન કરવું તે પ્રથમ ધ્યાન; અને જઠરાગ્નિ વગેરે પ્રતીકોમા વૈશ્વાનર નામના કારણ બ્રહ્મનું ધ્યાન કરવુ તે બીજું ધ્યાન, તેમ જ દહર આદિ બ્રહ્મની ઉપાસના દ્વારા શુદ્ધ સ્વરૂપનું ધ્યાન કરવું તે ત્રીજું ધ્યાન છે.

કેવળ શબ્દગુણ રહેલો છે, વાયુમા શબ્દ અને સ્પર્શ એ બન્ને ગુણો રહેલા છે, તેજમા શબ્દ, સ્પર્શ અને રૂપ એ ત્રણે ગુણો રહેલા છે, જળમા શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ એ ચારે ગુણો રહેલા છે અને પૃથ્વીમા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગ ધ એ પાચે ગુણો રહેલા છે,) પરતુ લક્ષ્યમા રાખવુ કે, પ્રત્યેક ભૂતોની અ દર રહેલી આ ગુણવ્યવસ્થા કેવળ સૂક્ષ્મભૂતોનો જ આશ્રય કરનારી છે (અર્થાત સૂક્ષ્મભૂતો જ ઉત્તરોત્તર એક એક ગુણને અધિક ધારણ કરે છે, પણ પ ચીકૃત સ્થૂળભૂતોમા તો પાચેમા પાચ પાચ ગુણ ઉપલબ્ધ થાય છે ) વળી આ પાચે મહાભૂતો પૈકી જે જે મહાભૂત જેટલા કાળ પર્ય ત જે પ્રકારે સ્થિતિ કરે છે, તેટલા કાળ પર્ય ત જ તેનામા તેટલો ગુણ સ્થાયી તરીકે રહે છે.[૮] કેટલા-એક મનુષ્યોને જ્યારે જળની અ દર ગ ધનો અનુ ભવ થાય છે, ત્યારે તેઓ પોતાના અજ્ઞાનને લીધે કહે છે કે, ‘ આ જળ ગ ધવાળું છે ’ પણ તેઓએ જાણવુ જોઈએ કે, ગ ધગુણ કેવળ પૃથ્વીનો જ છે અને જળની અ દર પૃથ્વીનુ તથા વાયુનું મિશ્રણ થવાથી જ તેમા ગ ધગુણ ઉપલબ્ધ થાય છે[૯] આ મહત્તત્ત્વ, અહ કાર અને સૂક્ષ્મ આકાશાદિ સાત પદાર્થો જુદી જુદી અનેક શક્તિવાળા હોવા છતા સૃષ્ટિની પૂર્વે એકબીજાથી અલગ અલગ હતા, જેથી સમગ્ર પ્રજાઓને ઉત્પન્ન કરવા માટે સમર્થ થઈ શકયા ન હતા.[૧૦] પછી તે વ્યાપક પદાર્થો અન્યોન્યનો આશ્રય કરીને એકબીજાની સાથે એકઠા મળ્યા અને શરીરરૂપી એક આશ્રયને પામ્યા. આ રીતે શરીરની ઉત્પત્તિ થયા પછી જીવે તેમા નિવાસ કર્યો, તેથીજ તેને ‘ પુરુષ ’ (पुरि शेते पुरुष ) કહેવામા આવે છે.[૧૧] પાચ મહાભૂતો, મન અને દશ ઇદ્રિયો આ સોળ તત્ત્વોએ અન્યોન્યનો આશ્રય કર્યો, તેથી જ એ સોળ તત્ત્વોમય એવુ આ મૂર્તિમાન સ્થૂળશરીર ઉત્પન્ન થયુ છે કે, જેથી ઉત્પત્તિ થયા પછી પાચ સૂક્ષ્મભૂતોએ, મહત્ત ત્ત્વોએ× તથા ભોગવતા બાકી રહેલા પ્રારબ્ધકર્મોએ તે સ્થૂળશરીરમા પ્રવેશ કર્યો છે. ( અર્થાત્ સ્થૂળ શરીરની ઉત્પત્તિ થયા પછી તેમા લિંગશરીર દાખલ થયુ છે. )[૧૨] આ રીતે જળશરીર ઉત્પન્ન થયુ, તે પછી સર્વ પ્રાણીઓના આદિકર્તા પરમેશ્વર પોતાને ઉપાધિભૂત એવી માયામા સૂક્ષ્મ અ શરૂપે રહેલા સર્વ ભૂતોને સાથે લઈને પોતાનુ સ્વરૂપ જ્ઞાન સ પાદન કરવા માટે તેમા પ્રવેશ કરે છે અને તે જીવભાવને પામેલા પરમેશ્વરને જ ‘ तत्त्वमसि ’ ( આદિ શ્રુતિવાક્યો ) પ્રજાપતિ બ્રહ્મ કહે છે *[૧૩] આ બ્રહ્મદેવ સ્થાવરજ ગમ પ્રાણીઓને ઉત્પન્ન કરે છે અને દેવર્ષિઓને, પિતૃઓને, મનુષ્યોને, નદીઓને, સમુદ્રોને, દિશાઓને, પર્વતોને, વનસ્પતિઓને, ગ ધર્વોને, રાક્ષસોને, પક્ષીઓને, પશુઓને, મૃગોને, સર્પોને, આકાશાદિ અવ્યય ( અપક્ષયધર્મરહિત ) પદાર્થોને, ઘટ આદિ વ્યય ( અપક્ષયધર્મવાળા ) પદાર્થોને સરજે છે[૧૪-૧૫] બ્રહ્મદેવે ઉત્પન્ન કરેલા એ ભૂતસમુદાય પૈકી જેણે જેણે પૂર્વ સૃષ્ટિમા જે જે કર્મો કર્યા હોય છે, તેને તેને તે તે કર્મો જ પુન પ્રાપ્ત થાય છે.[૧૬] જે પ્રાણી પૂર્વસૃષ્ટિમા હિંસક હોય છે, તે પુનઃ નવી સૃષ્ટિમા પણ હિ સક થાય છે, તેમ જ જે પ્રાણી પૂર્વસૃષ્ટિમા મૃદુ સ્વભાવનું હોય, ક્રૂર હોય, ધર્મી હોય, અધર્મી હોય, સત્યભાષી હોય કે મિથ્યાભાષી હોય, તે સર્વને પૂર્વકર્મના સ સ્કારને લીધે પુનઃ નવી સૃષ્ટિમા પણ તેની તેની પ્રાપ્તિ થાય છે અને તેવુ કર્મ કરવાની જ તેને રુચિ થાય છે.[૧૭] જગતરૂપી ઇદ્રજાળને વિસ્તારનારો વિધાતા આકાશાદિ મહાભૂતોમાં, ઇદ્રિયોના વિષ યોમા તથા દ્રવ્યાદિકની આકૃતિઓમા અનેક પ્રકાર ની ભિન્નતા ઉત્પન્ન કરે છે અને સર્વ જીવોના તથા તે તે પદાર્થોના ભોક્તાભાવના અને ભોગ્યભાવના સ બ ધને પણ તે પોતે જ ઉત્પન્ન કરે છે.[૧૮] કેટલા

---

× જોકે મહત્તત્ત્વ એક જ છે, છતા અહી ‘ મહત્તત્ત્વોએ ’ એવુ બહુવચન મૂકયુ છે. તેના સ બ ધ મા ટીકાકાર નીલક ઠ લખે છે કે, ‘ प्रतिपुरुष महदादीनां भिन्नत्वप्रतिपादनार्थम् ’ અર્થાત્ એકનું એક જ મહત્તત્ત્વ પ્રત્યેક શરીરમા પ્રવેશ કરે છે, તેથી તે ભિન્ન ભિન્ન થઈ જાય છે, ’ એમ સૂચવવા માટે બહુવચનનો પ્રયોગ છે

* આ શ્લોકનો આશય, શ્રુતિના આશયને મળ તો જ છે, એમ જણાવવા માટે નીલક ઠે આવા બે શ્રુતિવાક્યો ટાકયા છે तत्सृष्ट्वा तदेवानुप्राविशत्। रूप रूप प्रतिरूपो बभूव तदस्य रूप प्रतिचक्षणाय॥ શરીરની ઉત્પત્તિ થયા પછી પરમાત્માએ તેમાં પ્રવેશ કર્યો અને તે પણ કેવળ પોતાનું સ્વરૂપજ્ઞાન સ પાદન કરવા માટે જ

એક પુરુષો માને છે કે, કર્મ કરવામાં પુરુષાર્થનું જ પ્રાધાન્ય છે, માટે* પુરુષાર્થ શ્રેષ્ઠ છે, કેટલાએક કહે છે કે,× દૈવજ શ્રેષ્ઠ છે, કેટલાએક ભૌતિક શાસ્ત્રીઓ કહે છે કે,+ સ્વભાવ જ સર્વનું કારણ છે. વળી કેટલાએક કહે છે કે, પુરુષાર્થ, દૈવ અને સ્વભાવ એ ત્રણે જ્યાં સુધી અલગ અલગ હોય છે, ત્યાં સુધી કંઈ કરી શકતા નથી, પણ ત્રણે એકઠા મળીને જ કોઈ જાતનું કર્મ કરી શકે છે; માટે તે ત્રણેનો એકીભાવ જ શ્રેષ્ઠ છે અને કેટલાએક કર્મનું જ પ્રાધાન્ય માનનારા કહે છે કે, આ સૃષ્ટિના વિષયમાં કેવળ પુરુષાર્થ જ કારણ છે, એમ કહી શકાતું નથી, કેવળ દૈવ જ કારણ છે, એમ પણ કહી શકાતું નથી, તેમ જ દૈવ અને પુરુષાર્થ એ બન્ને કારણ તરીકે છે, એમ પણ કહી શકાતું નથી અને દૈવ તથા પુરુષાર્થ એ બન્ને કારણ તરીકે નથી, એમ પણ કહી શકાતું નથી;÷ પરંતુ સિદ્ધાંતવેત્તા યોગીપુરુષો તો એમ જ કહે છે કે, પરબ્રહ્મ જ આ સર્વ જગતનું કારણ છે.૧૯–૨૧

(હવે બ્રહ્મની પ્રાપ્તિનું સાધન શું અને તેને પ્રાપ્ત કર્યાનું ફળ શું તે કહેવાય છે.) જેનું મૂળ શમ અને દમ છે એવો યોગ જ પ્રાણીઓને મોક્ષહેતુક થઈ પડે છે અને તે ધર્મનો આશ્રય કરવાથી મનુષ્ય પોતાના મનમાં જે જે વિષયની ઇચ્છા કરે છે, તે તે સર્વને પ્રાપ્ત કરે છે.૨૨ જે મહાભૂત (પરબ્રહ્મ) સર્વ જગતને સરજે છે, તેને કેવળ યોગધર્મથી જ પામી શકાય છે. વળી યોગધર્મમાં એકનિષ્ઠ થયેલો પુરુષ કેવળ પરબ્રહ્મસ્વરૂપ થઈ જઈને સર્વ પ્રાણીઓનો પ્રભુ થાય છે.૨૩ આ યોગધર્મનો આશ્રય કરીને જ ઋષિઓ અહર્નિશ વેદાધ્યયન કરતા હતા અને બ્રહ્મદેવે પોતે પણ યોગધર્મ દ્વારા જ આદિઅંતરહિત એવી વેદવિદ્યાને શિષ્યપ્રશિષ્ય દ્વારા જગતમાં પ્રવર્તાવી છે.૨૪ તેમ જ ઋષિઓનાં નામો, વેદકાળની સૃષ્ટિઓ તથા પ્રાણીમાત્રનાં ભિન્ન ભિન્ન પ્રકારનાં કર્મો, એ યોગધર્મને લીધે જ પ્રવૃત્ત થયાં છે.૨૫ સૃષ્ટિના આદિમાં લોકના ઈશ્વર અજન્મા બ્રહ્મદેવે વૈદિક મંત્રોનો ઉચ્ચાર કરી કરીને સર્વ પ્રજાઓને ઉત્પન્ન કરી છે; તેમ જ વેદમાં જોવામાં આવતાં ઋષિઓનાં નામો અને બીજી દિવ્ય સૃષ્ટિઓ પણ તેવી રીતે જ ઉત્પન્ન કરવામાં આવી છે. (અર્થાત્ વેદના મંત્રો દ્વારા જ સર્વથા સૃષ્ટિને ઉત્પન્ન કરવામાં આવી છે.)૨૬ વેદમાં કહ્યું છે કે, આત્માની મુક્તિ દશ પ્રકારનાં સાધનોથી થઈ શકે છે. તે સાધનો આ પ્રમાણે છે: વેદોનું અધ્યયન, ગૃહસ્થાશ્રમધર્મ, વાનપ્રસ્થાશ્રમધર્મ, સંધ્યોપાસનાદિ સર્વસાધારણ કર્મ, જ્યોતિષ્ટોમ આદિ યજ્ઞ, કીર્તિજનક કર્મ (વાવ, કૂવા, તળાવ વગેરે બંધાવવાં તે), ત્રણ પ્રકારનું માનસિક ધ્યાન* અને જીવન્મુક્તિ, આ દશ સાધનોથી સંસારનાં દુઃખનું ઉલ્લંઘન કરી શકાય છે.૨૭ જોકે બ્રહ્મનું સ્વરૂપ મહાગહન છે–દુરવગાહ છે અથવા દુર્વિજ્ઞેય છે, તોપણ વેદદ્રષ્ટા વિદ્વાનોએ વેદોક્ત કર્મપ્રસ્તાવોમાં તેને દેવતાસ્વરૂપે વર્ણવેલું છે અને ઉપનિષદરૂપ વેદાંતમાં અત્યંત સ્પષ્ટ સ્વરૂપે વર્ણવેલું છે, જેથી પૂર્વોક્ત દશ સાધનો દ્વારા બ્રહ્મના સ્વરૂપને જાણી શકાય છે.૨૮ દેહાભિમાની જીવને સુખદુઃખાદિ દ્વંદ્વોથી યુક્ત એવો જે પૃથક્ભાવ અથવા દ્વૈતદર્શન જોવામાં આવે છે, તેની ઉત્પત્તિ કેવળ કર્મમાંથી જ છે. (કેમ કે સુષુપ્તિ અને સમાધિ અવસ્થામાં કર્મોનો જ્યારે ઉપરામ થાય છે, ત્યારે દ્વૈતદૃષ્ટિ રહેતી જ નથી.) આમ સમજીને આત્મવેત્તા પુરુષે પોતાના વિજ્ઞાનબળનો આશ્રય કરીને તે દ્વૈતદર્શનનો ત્યાગ કરી દેવો. (અર્થાત્ જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય એ ત્રણે

* આ મત મીમાંસકોનો છે.

× આ મત જ્યોતિષશાસ્ત્રીઓનો છે. તેઓ માને છે કે, સૂર્ય આદિ ગ્રહો જ શુભઅશુભ ફળને આપનારા છે.

+ આ મત સ્વભાવવાદીઓનો અથવા સાંખ્યશાસ્ત્રીઓનો છે.

÷ આ મત જૈનોનો છે. તેઓ એકાંતપક્ષનો કદી સ્વીકાર જ કરતા નથી અને કહે છે કે, આઠ કર્મોને લીધે જ જીવોને સંસારમાં બંધાવું પડે છે; માટે તપાવેલી શિલા ઉપર શયન કરવું વગેરે નિર્જર ધર્મથી જ જીવોનો મોક્ષ થાય છે.

* અશ્વ આદિ યજ્ઞોનાં અંગોમાં શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે વિરાટસ્વરૂપનું ધ્યાન કરવું તે પ્રથમ ધ્યાન; અને જઠરાગ્નિ વગેરે પ્રતીકોમાં વૈશ્વાનર નામના કારણ બ્રહ્મનું ધ્યાન કરવું તે બીજું ધ્યાન; તેમ જ દહર આદિ અહંગ્રહની ઉપાસના દ્વારા શુદ્ધ સ્વરૂપનું ધ્યાન કરવું તે ત્રીજું ધ્યાન છે.

ભાવોથી મુક્ત થવું.)[૨૯] મુમુક્ષુ પુરુષે શબ્દબ્રહ્મ અને પરબ્રહ્મ એવાં બે બ્રહ્મનું જ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ. તેમાં પ્રથમ શબ્દબ્રહ્મની (પ્રણવમંત્રની) ઉપાસના કરવામાં કુશળ થયેલો પુરુષ અંતે પરબ્રહ્મને (તુરીયબ્રહ્મને) પામી શકે છે.[૩૦]

ક્ષત્રિયો પશુઓની હિંસાવાળા રાજસૂય આદિ યજ્ઞો કરે છે, વૈશ્યો હાંગેર વગેરે હોમદ્રવ્યો હોમીને યજ્ઞો કરે છે, શૂદ્રો ત્રણે વર્ણોની સેવારૂપ યજ્ઞને કરે છે અને બ્રાહ્મણો બ્રહ્મની ઉપાસનારૂપ તપશ્ચર્યા કરીને યજ્ઞો કરે છે;[૩૧] પરંતુ આવા યજ્ઞોનું વિધાન કેવળ ત્રેતાયુગમાં જ હોય છે; પણ સત્યયુગમાં હોતું નથી. (કેમ કે તે યુગમાં તો સર્વ યજ્ઞવિધિઓ સ્વતઃસિદ્ધ જ હોય છે.) વળી દ્વાપર અને કલિયુગમાં તો યજ્ઞવિધિનો સમૂળગો નાશ જ થાય છે.[૩૨] સત્યયુગના મનુષ્યો કેવળ અદ્વૈતધર્મ ઉપર જ નિષ્ઠા રાખનારા હતા, જેથી તેઓ તપ વડે જોઈ શકતા હતા કે, ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને કામ્ય યજ્ઞયાગાદિ કેવળ દ્વૈતરૂપ જ હોય છે તથા તુચ્છ હોય છે, માટે તેઓ (એ યજ્ઞયાગાદિના ફળનો ત્યાગ કરી દઈને) કેવળ યોગપરાયણ જ રહેતા હતા.[૩૩] પછી ત્રેતાયુગમાં સ્થાવરજંગમ સર્વ પ્રાણીઓને પોતપોતાના ધર્મમાર્ગમાં નિયમિત રાખનારા મહાબળવાન એવા અનેક ઋષિઓ ઉત્પન્ન થયા. (કેમ કે તે યુગમાં મનુષ્યો પોતાની મેળે ધર્મ કરવા માટે પ્રવૃત્ત થતા ન હતા, તેથી તપોબળવાળા ધર્મશાસકો, તેઓને ઉપદેશ આપીને ધર્માનુષ્ઠાન કરાવતા હતા.)[૩૪] આ પ્રમાણે ત્રેતાયુગમાં વેદોની, યજ્ઞોની તથા વર્ણાશ્રમોની બરાબર નિયમિત વ્યવસ્થા હતી; પરંતુ પછીના દ્વાપરયુગમાં મનુષ્યોનાં આયુષ ઓછાં થવા માંડ્યાં તથા પોતપોતાના ધર્મોથી તેઓ ભ્રષ્ટ થવા લાગ્યાં.[૩૫] અને પછી કલિયુગમાં તો કોઈ કોઈ સ્થળે જ વેદોની સ્થિતિ જોવામાં આવે છે; સમગ્ર યજ્ઞોનો તો ઉચ્છેદ જ થઈ જાય છે અને સર્વ મનુષ્યો પણ કેવળ અધર્મને લીધે પીડાયા કરે છે.[૩૬] પૂર્વે સત્યયુગમાં જે ધર્મ જોવામાં આવતો હતો, તે જ ધર્મ હજી પણ મનનો જય કરનારા, યોગની અંદર નિષ્ઠા રાખનારા અને વેદાંતશાસ્ત્રનું શ્રવણમનન કરનારા બ્રાહ્મણો વિષે જોવામાં આવે છે. (માટે તેવા બ્રાહ્મણો સત્યયુગનું જ સ્વરૂપ છે, એમ સમજવું.)[૩૭] સત્યયુગ સિવાયના બીજા પ્રત્યેક યુગમાં, પોતપોતાના ધર્મમાં સ્થિતિ કરનારા વૈદિક મનુષ્યો વેદોક્ત પ્રમાણને જ અનુસરીને ધર્મપાલન, વ્રતાનુષ્ઠાન તથા તીર્થક્ષેત્રાદિમાં ગમન વગેરે કરે છે; પરંતુ તે સર્વ કેવળ કામનાપૂર્વક કરે છે. (અર્થાત્ ત્રેતાયુગમાં સ્વર્ગની ઇચ્છાથી ધર્મકર્મ કરવામાં આવે છે, દ્વાપરયુગમાં પુત્રાદિકની ઇચ્છાથી ધર્મકર્મ કરવામાં આવે છે અને કલિયુગમાં શત્રુમારણ આદિ કામનાઓને માટે ધર્મકર્મ કરવામા આવે છે.)[૩૮] જેમ વર્ષાઋતુમાં વૃષ્ટિના પ્રભાવથી અનેક સ્થાવરજંગમ પ્રાણીઓની વૃદ્ધિ થઈ પડે છે, તેમ પ્રત્યેક યુગમાં અનેક ધર્મો તથા અધર્મો વધી પડે છે અને ક્ષીણ પણ થાય છે.[૩૯] જેમ ક્રમશઃ પ્રાપ્ત થયેલી ઋતુઓમાં તેનાં તેનાં અનેક પ્રકારનાં સ્વરૂપો વૃદ્ધિ પામ્યા કરે છે, તેમ સૃષ્ટિના આરંભસમયે બ્રહ્મદેવની અંદર ઉત્પાદક શક્તિ વધી પડે છે અને સૃષ્ટિના પ્રલયસમયે રુદ્રદેવની અંદર સંહારક શક્તિ વધી પડે છે.[૪૦] આ રીતે ચતુર્યુગાત્મક કાળનાં અનેક પ્રકારનાં સ્વરૂપો અનાદ્યનંત હોઈને પ્રજાઓને ઉત્પન્ન કરે છે અને સંહારી નાખે છે, એ વિષયનું મેં તારી પાસે વર્ણન કર્યું.[૪૧] જગતનાં ચારે પ્રકારનાં પ્રાણીઓનું મૂળ અધિષ્ઠાન કેવળ કાળ જ છે. વળી તે કાળ જ સર્વ પ્રાણીઓનું ધારણ કરે છે, પોષણ કરે છે અને કાળ પોતે જ પ્રાણીઓરૂપે પ્રકટ થાય છે;[૪૨] એટલું જ નહિ પણ સૃષ્ટિ, કાળ, યજ્ઞાદિ ક્રિયા, વેદ, કર્મકર્તા પુરુષ, દેહાદિકની ચેષ્ટા અને યજ્ઞાદિ ક્રિયાના ફળભૂત સ્વર્ગાદિ લોકો એ બધાં કાલાત્મા પુરુષનાં જ (પરમાત્માનાં જ) સ્વરૂપો છે. હે પુત્ર! તેં મને જે વિષયનો પ્રશ્ન પૂછ્યો હતો, તેના સંબંધમાં મેં તને સર્વ કંઈ કહ્યું છે.[૪૩]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'વ્યાસશુકસંવાદ-જગતની રચના' નામનો અધ્યાય ૨૩૨મો સમાપ્ત

# अध्याय २३३ मो

## વ્યાસશુકસંવાદ (ચાલુ)–જગતનો પ્રલય

॥ व्यास उवाच ॥

प्रत्याहारं तु वक्ष्यामि शर्वर्यादौ गतेऽहनि।
यथेदं कुरुतेऽध्यात्मं सुसूक्ष्मं विश्वमीश्वरः ॥१॥

વ્યાસે કહ્યું: હે પુત્ર! પોતાનો દિવસ સમાપ્ત થયા પછી જ્યારે રાત્રિનો આરંભ થાય છે, ત્યારે ઈશ્વર–બ્રહ્મા આ સમગ્ર જગતને અત્યંત સૂક્ષ્મ સ્વરૂપે પોતાના શરીરમાં સમાવી દે છે, જેથી તેને પ્રત્યાહાર અથવા પ્રલય કહેવામાં આવે છે. આ પ્રલયનું હું તારી પાસે વર્ણન કરું છું.[૧] જ્યારે સૃષ્ટિનો પ્રલયકાળ ઉપસ્થિત થાય છે, ત્યારે આકાશમાંથી સૂર્યની જ્વાળાઓ તથા સંકર્ષણના મુખમાંથી નીકળેલા અગ્નિની સાત જ્વાળાઓ જગતમાં ફેલાઈ જાય છે અને પછી આખું જગત એકદમ બળવા માંડે છે.[૨] તે વેળા પૃથ્વી ઉપર જે જે સ્થાવરજંગમ પ્રાણીઓ હોય છે, તેઓ સર્વ અગ્નિમાં બળી જાય છે અને છેક પૃથ્વીરૂપ થઈ જાય છે.[૩] આ રીતે સર્વ સ્થાવરજંગમ પ્રાણીઓનો લય થઈ જાય છે અને વૃક્ષોનો તથા તૃણાદિકનો પૃથ્વી ઉપરથી નાશ થઈ જાય છે, ત્યારે આખી પૃથ્વી કાચબાની પીઠ જેવી ભૂખરવર્ણી જોવામાં આવે છે.[૪] પછી જ્યારે પૃથ્વીના ગંધગુણને જળ ગ્રહણ કરી લે છે, ત્યારે ગંધગુણથી હીન થઈ પડેલી પૃથ્વીનો પણ લય થઈ જાય છે.[૫] અને તે સમયે મોટી ગર્જનાઓ કરતાં મોજાંવાળું જળ સર્વત્ર ઊભરાઈ નીકળે છે અને આખા જગતને બોળી દઈને ઊછળવા માંડે છે.[૬] હે તાત! એ જળના ગુણને પણ જ્યારે તેજ ગ્રહણ કરે છે, ત્યારે ગુણહીન થયેલા તે જળનો પણ તેજમાં લય થઈ જાય છે.[૭] તે પછી જ્યારે આકાશના મધ્યભાગમાં રહેલા સૂર્યને, અગ્નિની મહાન જ્વાળાઓ ઢાંકી દે છે, ત્યારે અગ્નિની જ્વાળાઓથી પૂર્ણ થયેલું આ સર્વ આકાશ એકદમ જાજ્વલ્યમાન થઈ રહે છે.[૮] એ સમયે તેજના રૂપગુણને વાયુ ગ્રહણ કરી લે છે, એટલે તુરત જ ચારેબાજુ સળગી ઊઠેલો અગ્નિ શાંત પડી જાય છે અને મહાતોફાની વાયુ વાવા માંડે છે.[૯] પોતાનામાંથી ઉત્પન્ન થયેલા પ્રચંડ સુસવાટાવાળો તે વાયુ ઉપરનીચે, આડોઅવળો એમ દશે દિશાઓમાં ફુંકાવા માંડે છે.[૧૦] ત્યારે વાયુના સ્પર્શગુણનો પણ આકાશ ગ્રાસ કરી જાય છે; જેથી તે તોફાની વાયુ શાંત પડી જાય છે અને શબ્દગુણવાળું માત્ર આકાશ જ અવશેષ રહે છે.[૧૧] આ આકાશ રૂપ, રસ, સ્પર્શ, ગંધ અને આકારથી રહિત હોઈને આખા જગતને શબ્દાયમાન કરતું સ્થિતિમાન હોય છે.[૧૨] તે સમયે સર્વ વ્યક્ત પદાર્થોને ઉત્પન્ન કરનારું મન પોતાનામાંથી ઉત્પન્ન થયેલા આકાશના શબ્દગુણને આકર્ષી લે છે, જેથી આકાશનો પણ લય થઈ જાય છે. (આ રીતે મનઃકલ્પિત વિરાટનો છેવટે મનમાં જ લય થઈ જાય છે.) આનું નામ જ બ્રાહ્મપ્રલય કહેવાય છે.[૧૩] એ પ્રમાણે મનની અંદર સર્વનો લય થઈ ગયા પછી ચંદ્રમા પોતાના ગુણોમાં તેને (મનને) દાખલ કરીને ગળી જાય છે. (અર્થાત્ આપણા વ્યષ્ટિરૂપ મનનો હિરણ્યગર્ભના સમષ્ટિરૂપ મનમાં લય થઈ જાય છે.) આ રીતે મનનો પોતાના અધિષ્ઠાનભૂત ચંદ્રમામાં (હિરણ્યગર્ભના સમષ્ટિ મનમાં) લય થઈ ગયા પછી તે ચંદ્રમા (હિરણ્યગર્ભનું સમષ્ટિ મન) અવશેષ રહે છે.[૧૪]* આ

* આ ૧૪–૧૫–૧૬–૧૭ એ ચાર શ્લોકો ઉપર વિચાર કરતાં જણાય છે કે, આ અધ્યાયમાં–જગતના પ્રલયની અથવા બ્રહ્માના દૈનિક પ્રલયની વાત નથી, પરંતુ યોગીપુરુષે પ્રણવમંત્રની ઉપાસના દ્વારા બ્રહ્મપ્રાપ્તિ કેવી રીતે કરવી, તે વિષયની વાત છે. તેનો તાત્પર્યાર્થ આ પ્રમાણે છે: યોગીએ પ્રણવમંત્રની ઉપાસના કરતી વેળા अ, उ, म् અને અર્ધમાત્રારૂપ પ્રણવમાં અનુક્રમે વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ અને તુરીય એ ચારેનું ધ્યાન કરવું જોઈએ અને જાણવું જોઈએ કે, આ સમગ્ર દૃશ્યમાન પ્રપંચ કેવળ મનરૂપ છે, માટે મનનો અકારાત્મક વિશ્વાત્મામાં લય કરવો, એ અકારાત્મક વિશ્વાત્માનો ઉકારાત્મક તૈજસમાં લય કરવો, એ ઉકારાત્મક તૈજસનો મકારાત્મક પ્રાજ્ઞમાં લય કરવો અને મકારાત્મક પ્રાજ્ઞનો અર્ધમાત્રારૂપ તુરીયમાં લય કરવો. આ રીતે યોગીપુરુષો પ્રણવમંત્રમાં ઉત્તરોત્તર પ્રવિલાપન કરીને પરબ્રહ્મને પ્રાપ્ત કરે છે. સમાધિનિષ્ઠ યોગીપુરુષ પોતાના મનનો સંકલ્પમાં લય કરે છે, જેથી કેવળ સંકલ્પરૂપે જ રહે છે અને તે સમયે તેને 'હું' એવું ભાન રહેતું નથી, પણ માત્ર અતિ સૂક્ષ્મ કલ્પના જ રહે છે. એ સૂક્ષ્મ કલ્પનાનો પણ જ્યારે લય થઈ જાય છે, ત્યારે તેને જીવન્મુક્ત દશા પ્રાપ્ત થાય છે. આનું નામ જ સર્વોત્તમ જ્ઞાન કહેવાય છે.

ચંદ્રમાસંજ્ઞક સમષ્ટિ મનને ઘણો લાંબો સમય વીત્યા પછી સંકલ્પ વશ કરે છે અને ચિત્તનો સંકલ્પ ગ્રાસ કરે છે. આનું નામ જ સર્વોત્તમ જ્ઞાન કહેવાય છે.[૧૫] વિજ્ઞાનરૂપ હિરણ્યગર્ભનો પણ કાળ (શોધિત ત્વં પદાર્થ), ગ્રાસ કરી જાય છે અને તે કાળનો બળ નામની શક્તિ ગ્રાસ કરી જાય છે, એમ શ્રુતિમાં કહ્યું છે; અથવા બળ નામની શક્તિનો કાળ જ ગ્રાસ કરી જાય છે અને તે કાળનો ('नेह नानास्ति किंचन' ઇત્યાદિ શાસ્ત્રજ્ઞાનરૂપ) વિદ્યાગ્રાસ કરી જાય છે.[૧૬] તે સમયે જ્ઞાની પુરુષ આકાશના શબ્દગુણનો (અર્થાત્ બિંદુનાદનો) પોતાના આત્મામાં લય કરી દે છે અને પછી જે તત્ત્વ અવશેષ રહે છે, તે જ અવ્યક્ત, સનાતન અને સર્વોત્કૃષ્ટ પરબ્રહ્મ છે. આ રીતે સર્વ ભૂતોનો પરબ્રહ્મમાં જ લય થાય છે અને અંતે કેવળ પરબ્રહ્મ જ અવશેષ રહે છે.[૧૭] આ શાસ્ત્રીય જ્ઞાનનું મેં તને ઉત્તમ રીતે વર્ણન કરી દેખાડ્યું છે, એમાં કંઈ સંશય નથી; કેમ કે પરમાત્મસ્વરૂપ થયેલા યોગીપુરુષોએ આ જ્ઞાનને વિદ્યામય જાણીને પોતાના ઉત્તમ શિષ્યોને કહ્યું છે.[૧૮] આ પ્રમાણે એક એક હજાર યુગના આદિમાં તથા અંતમાં બ્રહ્મદેવનાં રાત્રિદિવસ થાય છે. તે સમયે સૃષ્ટિનો પ્રલય તથા ઉત્પત્તિ પણ થાય છે અને તેને જ બ્રહ્મ (ૐકાર) તથા અવ્યક્ત (પ્રત્યગાત્મા) કહેવામાં આવે છે.[૧૯]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'વ્યાસશુકસંવાદ-જગતનો પ્રલય' નામનો અધ્યાય ૨૩૩ મો સમાપ્ત

# अध्याय २३४ मो

## વ્યાસશુકસંવાદ (ચાલુ)—બ્રાહ્મણનાં કર્તવ્ય

॥ व्यास उवाच ॥

भूतग्रामे नियुक्तं यत् तदेतत्कीर्तितं मया ।
ब्राह्मणस्य तु यत्कृत्यं तत्ते वक्ष्यामि तच्छृणु ॥१॥

વ્યાસે કહ્યું: હે પુત્ર! સર્વ ભૂતસમુદાયના સંબંધમાં તેં મને જે પ્રશ્ન પૂછ્યો હતો, તેનો મેં તને ઉત્તર આપ્યો. તો હવે બ્રાહ્મણોનાં કર્તવ્યો વિષે હું તને કહું છું, સાંભળ.[૧] બ્રાહ્મણે જાતકર્મથી આરંભીને સમાવર્તન પર્યંતના સંસ્કારો કરવા જોઈએ અને તે સર્વ સંસ્કારોમાં યથાયોગ્ય દક્ષિણા આપવી જોઈએ. તેમાં પણ ઉપનયનસંસ્કાર થઈ ગયા પછી વેદમાં પારંગત થયેલા આચાર્યની પાસે સાંગોપાંગ વેદાધ્યયન કરીને તથા ગુરુની સેવામાં આસક્ત રહીને ગુરુના ઋણમાંથી મુક્ત થવું જોઈએ અને પછી યજ્ઞવેત્તા થયેલા બ્રાહ્મણે સમાવર્તન-સંસ્કાર કરવો જોઈએ.[૨,૩] તે પછી આચાર્યની આજ્ઞા લઈને ચાર આશ્રમોમાંહેના કોઈએક આશ્રમમાં દેહનો અંત આવે, ત્યાં સુધી શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે રહેવું જોઈએ.[૪] જો ઇચ્છા થાય તો પ્રજાને ઉત્પન્ન કરવા માટે ગૃહસ્થાશ્રમ માંડીને રહેવું અથવા યાવજ્જીવ બ્રહ્મચર્યવ્રત પાળવું; અથવા તો વનમાં ગુરુની પાસે રહેવું અથવા તો સંન્યાસધર્મનું પાલન કરવું;[૫] પરંતુ ગૃહસ્થાશ્રમધર્મ બીજા ત્રણે આશ્રમ ધર્મોનું મૂળ કહેવાય છે અને વળી તે આશ્રમમાં રહેવાથી કામક્રોધાદિ કષાયો પરિપક્વ થાય છે અને સર્વ ઇંદ્રિયોનું દમન થાય છે; જેથી ગૃહસ્થાશ્રમી પુરુષ પાછળથી સર્વ આશ્રમોમાં સિદ્ધ થઈ શકે છે;[૬] માટે વેદાધ્યયનસંપન્ન થયેલા બ્રાહ્મણે પ્રથમ ગૃહસ્થાશ્રમમાં જ પ્રવેશ કરવો, પ્રજાઓ ઉત્પન્ન કરવી અને દેવ, પિતૃ તથા મનુષ્યના ઋણમાંથી મુક્ત થવું. આ રીતે સર્વ કર્મો દ્વારા પવિત્ર થયા પછી બીજા આશ્રમોનો સ્વીકાર કરવો.[૭] ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને બીજા આશ્રમમાં દાખલ થયેલા બ્રાહ્મણે પૃથ્વી ઉપર અત્યંત પવિત્ર ગણાતા સ્થાનમાં નિવાસ કરવો અને ત્યાં રહીને જગતમાં એક આદર્શભૂત થવા માટે તથા ઉત્તમ યશ સંપાદન કરવા માટે પ્રયત્ન કરવો.[૮] અતિ મહાન તપશ્ચર્યા કરવાથી, વિદ્યાઓમાં પારંગત થવાથી, યજ્ઞયાગ કરવાથી અને દાનધર્મનું પાલન કરવાથી બ્રાહ્મણોનો યશ વધે છે.[૯] જે બ્રાહ્મણની કીર્તિ આ જગતમાં જ્યાં સુધી યશસ્કરી થઈ રહે છે, ત્યાં સુધી તે બ્રાહ્મણ પુણ્યવંતોના અનંત લોકોમાં નિવાસ કરે છે.[૧૦] બ્રાહ્મણોનો એ જ ધર્મ છે કે, તેઓએ બીજાઓને વેદાધ્યયન કરાવવું, પોતે વેદાધ્યયન કરવું, બીજાઓને યજ્ઞો કરાવવા, પોતે યજ્ઞો કરવા, વિના કારણ પ્રતિગ્રહ કરવો નહિ અને મિથ્યા દાન દેવું નહિ.[૧૧] બ્રાહ્મણને કોઈ યજમાનનું, શિષ્યનું કે કન્યાનું પુષ્કળ ધન મળી આવે, ત્યારે તે ધનથી યજ્ઞો કરવા અથવા તે ધનનું દાન કરી દેવું; પણ પોતે એકલાએ તેનો

ઉપભોગ કરવો નહિ.[૧૨] બ્રાહ્મણ જ્યારે ગૃહસ્થાશ્રમમાં રહેતો હોય, ત્યારે દેવો, ઋષિઓ, પિતૃઓ, ગુરુઓ, વૃદ્ધો, આતુરો અને ક્ષુધાતુરોને માટે તેણે અવશ્ય પ્રતિગ્રહ કરવો; કેમ કે તે સમયે પ્રતિગ્રહ વિના બીજું કોઈ તીર્થ (ઉપાય) નથી.[૧૩] જે મનુષ્યો કોઈના ભયથી ગુપ્ત રીતે રહેતા હોય, શત્રુઓથી સંતાપ પામ્યા હોય અથવા પોતાની શક્તિ પ્રમાણે ઉદય પામવાની ઇચ્છા રાખતા હોય, તેવા મનુષ્યોને બ્રાહ્મણોએ પોતાની શક્તિ ઉપરાંત પણ દ્રવ્યદાન આપવું અને (દ્રવ્યનો જો અભાવ હોય તો) રાંધેલા અન્નમાંથી પણ તેઓને કંઈક આપવું;[૧૪] કેમ કે જે પુરુષો પોતાની યોગ્યતાને લીધે સુપાત્ર ગણાતા હોય તેઓને ન આપવા જેવી એક પણ વસ્તુ નથી. (અર્થાત્ સુપાત્ર પુરુષોને તો સર્વસ્વ અર્પણ કરી દેવું જોઈએ.) વિદ્વાનો કહે છે કે, ઇંદ્રનો ઉચ્ચૈઃશ્રવા ઘોડો પણ સત્પુરુષોને અવશ્ય અર્પણ કરી દેવો જોઈએ.[૧૫] મહાવ્રતધારી રાજા સત્યસંધે કોઈએક બ્રહ્મહત્યારા પુરુષને તેની ઇચ્છાનુસાર વીનવીને પોતાના પ્રાણ અર્પણ કર્યા હતા અને બ્રાહ્મણના પ્રાણ બચાવ્યા હતા, જેથી તે સ્વર્ગમાં ગયો.[૧૬] સંકૃતિના પુત્ર રાજા રતિદેવે મહાત્મા વસિષ્ઠને શીતલ તથા ઉષ્ણ જળ અર્પણ કર્યું હતું, જેથી હજી સુધી પણ સ્વર્ગલોકમાં તે પૂજાય છે.[૧૭] અત્રિના પુત્ર બુદ્ધિમાન ઇંદ્રદમન રાજાએ કોઈએક સુપાત્રને વિવિધ પ્રકારના ધનનું દાન કર્યું હતું, તેથી તેને અનંત લોકોની પ્રાપ્તિ થઈ છે.[૧૮] ઉશીનરના પુત્ર રાજા શિબિએ એક બ્રાહ્મણને માટે પોતાનાં અંગો તથા પ્રીતિપાત્ર એક ઔરસપુત્ર અર્પણ કરી દીધા હતાં, જેથી તે સ્વર્ગલોકમાં ગયો છે.[૧૯] કાશીના રાજા પ્રતર્દને બ્રાહ્મણને માટે પોતાનાં બન્ને નેત્રો અર્પણ કરી દઈને આ લોકમાં તથા પરલોકમાં અતુલ કીર્તિ સંપાદન કરી છે.[૨૦] દેવાવૃધ નામના રાજાએ તદ્દન સુવર્ણનું, આઠ સળીઓવાળું અને મહાકિંમતી એવું એક દિવ્ય છત્ર બ્રાહ્મણને અર્પણ કર્યું હતું, જેથી તે રાજા પોતાના રાષ્ટ્રની સાથે સ્વર્ગલોકમાં ગયો.[૨૧] અત્રિગોત્રના મહાતેજસ્વી સાંકૃતિઋષિએ પોતાના શિષ્યોને નિર્ગુણ બ્રહ્મનો ઉપદેશ કર્યો હતો, જેથી તે સર્વોત્તમ દિવ્યલોકમાં ગયા.[૨૨] પ્રતાપી અંબરીષ રાજા દશ અબજ ગાયોનું બ્રાહ્મણોને દાન આપીને પોતાના રાષ્ટ્રની સાથે સ્વર્ગલોકમાં ગયો છે.[૨૩] સાવિત્રીએ પોતાનાં બન્ને દિવ્ય કુંડલો બ્રાહ્મણને અર્પણ કરી દીધાં અને જનમેજય રાજાએ બ્રાહ્મણને માટે પોતાનું શરીર અર્પણ કરી દીધું, જેથી તેઓ બન્ને સ્વર્ગલોકમાં ગયા.[૨૪] વૃષાદર્ભનો પુત્ર યુવનાશ્વ રાજા સર્વ પ્રકારનાં રત્નો, પ્રિય સ્ત્રીઓ તથા સુંદર ગૃહો દાનમાં આપી દઈને સ્વર્ગલોકમાં ગયો છે.[૨૫] વિદેહ દેશના રાજા નિમિએ પોતાનું રાજ્ય બ્રાહ્મણોને આપી દીધું હતું. જમદગ્નિના પુત્ર પરશુરામે આખી પૃથ્વી બ્રાહ્મણોને અર્પણ કરી દીધી હતી અને ગયરાજાએ પણ નગરો સહિત પૃથ્વીનું દાન કરી દીધું હતું.[૨૬] જે સમયે વરસાદ વરસ્યો ન હતો અને ભયંકર દુષ્કાળ પડ્યો હતો, તે સમયે પ્રજાપતિ વસિષ્ઠે બ્રહ્મદેવની પેઠે સર્વ પ્રજાઓને જિવાડી હતી.[૨૭] કરંધમનો કૃતાત્મા પુત્ર મરુત રાજા અંગિરા મુનિને પોતાની કન્યા અર્પણ કરીને તત્કાળ સ્વર્ગલોકમાં ગયો હતો.[૨૮] પંચાલ દેશનો મહાબુદ્ધિમાન રાજા બ્રહ્મદત્ત શ્રેષ્ઠ બ્રાહ્મણોને શંખ નામના આખા ભંડારનું દાન કરી દઈને દિવ્યલોકને પામ્યો છે.[૨૯] રાજા મિત્રસહ મહાત્મા વસિષ્ઠને પોતાની મદયંતી નામની સ્ત્રી અર્પણ કરીને તે સ્ત્રીની સાથે સ્વર્ગલોકમાં ગયો છે.[૩૦] મહાયશસ્વી રાજર્ષિ સહસ્રજિત બ્રાહ્મણોને માટે પોતાના પ્રિય પ્રાણનો ત્યાગ કરીને મહાઉત્તમ લોકમા ગયો છે.[૩૧] રાજા શતદ્યુમ્ન મુદ્‌ગલઋષિને સર્વ કામ્યપદાર્થોથી ભરપૂર એવું એક સુવર્ણનુ ગૃહ અર્પણ કરીને સ્વર્ગલોકમાં ગયો. શાલ્વદેશનો પ્રતાપી રાજા દ્યુતિમાન ઋચીક નામના બ્રાહ્મણને આખું રાજ્ય આપી દઈને ઉત્તમ લોકમાં જઈ પહોંચ્યો છે.[૩૨,૩૩] મહાસમર્થ રાજર્ષિ લોમપાદે પોતાની શાતા નામની પુત્રી ઋષ્યશૃંગને અર્પણ કરી દઈને સર્વ કામનાઓને પરિપૂર્ણ કરી હતી.[૩૪] રાજર્ષિ મદિરાશ્વ પોતાની સુંદર કન્યાનું હિરણ્યહસ્તને દાન કરીને દેવોથી સ્તુતિ કરાતા દિવ્યલોકમાં ગયો છે.[૩૫] મહાતેજસ્વી રાજા પ્રસેનજિત્ વાછરડાંવાળી એક લાખ ગાયોનું દાન કરીને ઉત્તમ લોકને પામ્યો છે.[૩૬] આ સિવાયના બીજા અનેક જિતેંદ્રિય મહાત્માઓ દાન તથા તપશ્ચર્યા દ્વારા શુદ્ધ અંતઃકરણવાળા થઈને સ્વર્ગલોકમાં ગયા

છે.[૩૭] આ સર્વ મહાપુરુષો દાન આપીને, યજ્ઞો કરીને તથા પ્રજાઓ ઉત્પન્ન કરીને સ્વર્ગલોકને પામ્યા છે, માટે તેઓની કીર્તિ જ્યાં સુધી આ પૃથ્વી રહેશે ત્યાં સુધી અચળ રહેશે.[૩૮]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન-પર્વમાં 'વ્યાસશુકસંવાદ-બ્રાહ્મણનાં કર્તવ્ય' નામનો અધ્યાય ૨૩૪મો સમાપ્ત

# अध्याय २३५मो

## વ્યાસશુકસંવાદ (ચાલુ)-બ્રાહ્મણનાં કર્તવ્ય

॥ व्यास उवाच ॥

**त्रयीं विद्यामवेक्षेत वेदेपूक्तामथांगतः ।**
**ऋक्सामवर्णाक्षरतो यजुषोऽथर्वणस्तथा ॥ १ ॥**

વ્યાસે કહ્યું : હે પુત્ર શુક ! બ્રાહ્મણે કર્મજ્ઞાન અને ઉપાસનારૂપ વેદોક્ત ત્રયીવિદ્યાનું તેનાં અંગો સહિત અધ્યયન કરવું જોઈએ; એટલું જ નહિ પરંતુ ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ તથા અથર્વવેદ-માંથી સ્વર અને અક્ષર સહિત તેનું જ્ઞાન મેળવવું જોઈએ.[૧] બ્રાહ્મણોનાં ષટ્કર્મોની અંદર પરમાત્મા હમેશાં નિવાસ કરે છે, માટે જે બ્રાહ્મણો વેદોક્ત-કર્મોમાં કુશળ હોય છે, અધ્યાત્મજ્ઞાનમાં નિપુણ હોય છે અને સત્ત્વવાન હોય છે, તેઓ મોટા ભાગ્યશાળી ગણાય છે અને જગતની ઉત્પત્તિને તથા લયને તેઓ જાણે છે. આમ સમજીને પ્રત્યેક બ્રાહ્મણે ધર્મપૂર્વક વર્તવું જોઈએ અને સત્પુરુષને છાજે તેવી ક્રિયાનું આચરણ કરવું જોઈએ.[૨-૩] બ્રાહ્મણે કોઈ પણ પ્રાણીને પીડા આપ્યા વિના પોતાની આજીવિકા ચલાવવી જોઈએ, સત્પુરુષો પાસેથી વિજ્ઞાન મેળવવું જોઈએ, સદાચારી થવું જોઈએ અને શાસ્ત્રજ્ઞાનમાં કુશળ થવું જોઈએ.[૪] ગૃહસ્થી બ્રાહ્મણે કર્મ તથા સત્ત્વગુણમાં રહીને લોકમાં વિચરવું જોઈએ, સ્વધર્માનુસાર ક્રિયાઓ કરવી જોઈએ અને યજન–યાજન, અધ્યયન–અધ્યાપન તથા દાન અને પ્રતિગ્રહ આ છ કર્મોમા આસક્ત રહેવું જોઈએ.[૫] શ્રદ્ધાળુ બ્રાહ્મણે નિરંતર પાંચ મહાયજ્ઞો કરવા, ધૈર્યસંપન્ન થવું, પ્રમાદરહિત થવું, દમગુણનિષ્ઠ થવું, ધર્મવેત્તા થવું અને મનનો જય કરવો.[૬] હર્ષનો, મદનો તથા ક્રોધનો જેણે ત્યાગ કર્યો છે, એવો બ્રાહ્મણ કદી દુઃખી થતો નથી; તેમ જ દાન, અધ્યયન, યજ્ઞ, તપ, લજ્જા, સરળતા અને દમગુણને ધારણ કરીને બ્રાહ્મણ પોતાના બ્રહ્મતેજની વૃદ્ધિ કરે છે અને પાપનો નાશ કરે છે. બુદ્ધિમાન બ્રાહ્મણે પાપવાસનાનો ત્યાગ કરીને અલ્પાહારી થઈને, ઇંદ્રિયોને જીતીને તથા કામક્રોધને વશ કરીને બ્રહ્મપદને પ્રાપ્ત કરવા તત્પર થવું. વળી તેણે અગ્નિનું તથા બ્રાહ્મણોનું પૂજન કરવું, દેવતાઓને પ્રણામ કરવા, ક્રૂર વાણી બોલવી નહિ અને અધર્મયુક્ત હિંસાનો ત્યાગ કરવો. આવું વર્તન રાખવા માટે બ્રાહ્મણને પ્રાચીનકાળથી શાસ્ત્ર આજ્ઞા આપ્યા કરે છે.[૭-૧૦] જે બ્રાહ્મણ જ્ઞાનપ્રાપ્તિના હેતુથી કર્મો કરે છે, તે પ્રત્યેક કર્મોમાં સિદ્ધ થાય છે અને એ રીતે કર્મ કરનારો બુદ્ધિમાન બ્રાહ્મણ પાંચ ઇંદ્રિયોરૂપી જળવાળી, લોભરૂપી તટવાળી, ક્રોધરૂપી કીચડવાળી, વારણ કરવાને અશક્ય અને મહાદુસ્તર એવી ઘોર સંસારરૂપી નદીને તરી જાય છે. બ્રાહ્મણે લક્ષ્યમાં રાખવું જોઈએ કે, અત્યંત મોહ ઉપજાવનારો કાળ સદાને માટે પોતાની સામે સજ્જ થઈ ને ઊભો જ છે અને આ સર્વ જગત વિધિએ નિર્માણ કરેલા મહાબળવાન સ્વભાવરૂપી પ્રવાહમાં નિરંતર તણાયા કરે છે. વિધાતાએ ઉત્પન્ન કરેલાં સર્વ પ્રાણીઓ સદાય અસ્ખલિત રીતે વહેનારા, કાળરૂપી જળવાળા, વર્ષોરૂપી મોટી ઘૂમરીઓવાળા, મહિનાઓરૂપી તરંગવાળા, ઋતુઓરૂપી વેગવાળા, પખવાડિયાંરૂપી તૃણલતાવાળા, નિમેષ અને ઉન્મેષરૂપી ફીણવાળા, રાત્રિદિવસરૂપી પાણીના પૂરવાળા, કામરૂપી ઝૂડવાળા, વેદો અને યજ્ઞોરૂપી મછવાઓવાળા, પ્રાણીઓના ધર્મરૂપી બેટવાળા, અર્થ અને કામરૂપી જળવાળા, સત્ય વાણી અને મોક્ષરૂપી તીરવાળા, અહિંસારૂપી વૃક્ષવાળા, યુગરૂપી મધ્યભાગમાં રહેલા ધરાવાળા અને બ્રહ્મથી ઉત્પન્ન થયેલા એ સ્વભાવરૂપી ઘોર પ્રવાહમાં તણાઈ ને યમલોકમાં પહોંચી જાય છે.[૧૧-૧૭] આ સ્વભાવ પ્રવાહને બુદ્ધિમાન એવા ધીર પુરુષો પોતાની બુદ્ધિરૂપી નૌકાઓથી તરી જશે; પણ બુદ્ધિ વિનાના મૂર્ખાઓ શું કરી શકશે?[૧૮] ખરેખર, જે પુરુષ બુદ્ધિમાન હોય છે, તે જ એ પ્રવાહને તરી જાય છે, પણ મૂર્ખ પુરુષ તેને તરી શકતો નથી; કેમ કે બુદ્ધિમાન પુરુષ પોતે દૂર રહ્યો હોવા છતાં પણ

ગુણદોષને સર્વત્ર જોઈ શકે છે;[૧૯] પરંતુ જેનું ચિત્ત ચંચળ હોય છે અને વિષયગ્રસ્ત હોય છે, તેવો અલ્પબુદ્ધિ મનુષ્ય ગુણદોષના સંબંધમાં સંશયાકુલ રહે છે અને તેથી જ તેવો બુદ્ધિહીન મનુષ્ય એ પ્રવાહને તરી શકતો નથી. (આપણે જોઈએ જ છીએ કે) જે કોઈ મનુષ્ય એક સ્થળે બેસી રહે છે, તે આગળ જઈ શકતો નથી.[૨૦] જે પુરુષની પાસે બુદ્ધિરૂપી તરવાનું સાધન નથી, તે પુરુષ આ સંસારપ્રવાહમાં કોઈ એક મહાન દોષને જોતાં જ મૂંઝાઈ જાય છે અને તે દોષમાં સપડાઈ પડે છે; તેમ જ જે પુરુષ કામરૂપી સૂડથી પકડાઈ ગયો હોય છે, તેને સાધારણ જ્ઞાન થયું હોય છે, તોપણ તે તેને તારી શકતું નથી;[૨૧] માટે વિચક્ષણ પુરુષે આ સંસારરૂપી પ્રવાહને તરી જવા માટે અવશ્ય પ્રયત્ન કરવો જોઈએ અને તે પ્રયત્ન એ જ કે, તેણે બ્રાહ્મણ બની જવું જોઈએ; અર્થાત્ બ્રહ્મનિષ્ઠ થવું જોઈએ.[૨૨]

શુદ્ધ વંશમાં ઉત્પન્ન થયેલા બ્રાહ્મણે અધ્યાપન, યાજન અને પ્રતિગ્રહ કરીને પોતાની આજીવિકા ચલાવવી નહિ; સ્વાધ્યાય, યજન અને દાન એ ત્રણે કર્મોમાં નિત્ય તત્પર રહેવું. સંસારસાગર તરી જવા માટે પ્રયત્ન કરવો અને પોતાની બુદ્ધિ દ્વારા સંસારમાંથી મુક્ત થવું.[૨૩] જે બ્રાહ્મણ જાતકર્માદિ સંસ્કારોથી સંસ્કારી થયેલો હોય છે, દમગુણને ધારણ કરનારો હોય છે, નિત્ય મનને વશ રાખનારો હોય છે અને બુદ્ધિમાન હોય છે, તે બ્રાહ્મણને આ લોકમાં તથા પરલોકમાં તત્કાળ સિદ્ધિ મળે છે.[૨૪] ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણે ક્રોધ તથા અસૂયાનો ત્યાગ કરીને વર્તવું, નિરંતર પાંચ મહાયજ્ઞો કરવા, અતિથિ વગેરેને અર્પણ કર્યા પછી અવશેષ રહેલા અન્નનું ભોજન કરવું, યજ્ઞો કરવા, સત્પુરુષોના ધર્મ પ્રમાણે વર્તવું, સત્પુરુષોને છાજે તેવી ક્રિયા કરવી, પ્રાણીમાત્રને પીડા આપ્યા વિના નિર્દોષ આજીવિકા ચલાવવી, શાસ્ત્રીય વિજ્ઞાનતત્ત્વને જાણવું, સદાચારી થવું, વિચક્ષણ થવું, સ્વધર્માનુસાર ક્રિયાઓ કરવી અને કર્મ કરીને પણ વર્ણસંકર થઈ જવું નહિ.[૨૫–૨૭] જે બ્રાહ્મણ ક્રિયાનિષ્ઠ હોય છે, શ્રદ્ધાળુ હોય છે, દમગુણને ધારણ કરનારો હોય છે, બુદ્ધિમાન હોય છે, અસૂયાનો ત્યાગ કરનારો હોય છે અને ધર્મ તથા અધર્મના વિશેષ સ્વરૂપને જાણનારો હોય છે, તે સર્વ દુસ્તર સંકટોને પણ તરી જાય છે;[૨૮] તેમ જ ધૈર્યગુણને ધારણ કરનારો, પ્રમાદનો ત્યાગ કરનારો, દમગુણને ધારણ કરનારો, ધર્મના સ્વરૂપને જાણનારો, ઇંદ્રિયોને વશ કરનારો તથા હર્ષ, મદ અને ક્રોધનો ત્યાગ કરનારો બ્રાહ્મણ કદી દુઃખી થતો નથી.[૨૯] આ પ્રાચીનકાળનું વર્તન બ્રાહ્મણને શાસ્ત્રવિહિત જ છે અને તે પ્રમાણે વર્તીને જ્ઞાનપૂર્વક કર્મ કરનારો બ્રાહ્મણ સર્વત્ર સિદ્ધ થાય છે;[૩૦] કેમ કે અજ્ઞાની મનુષ્ય ધર્મ કરવાની ઇચ્છાવાળો હોય છે, છતાં પોતાના અજ્ઞાનને લીધે અધર્મ જ કરી બેસે છે અને જો ધર્મ કરે છે, તોપણ તેને અધર્મના જેવો જ કરતો હોય તેમ શોકગ્રસ્ત થઈને કરે છે.[૩૧] કોઈ એક ધર્મ કરવાની ઇચ્છાવાળો પુરુષ અધર્મ કરતો હોય છે, છતાં માને છે કે, 'હું ધર્મ કરું છું' અને કોઈ એક અધર્મ કરવાની ઇચ્છાવાળો પુરુષ ધર્મ કરતો હોય છે, છતાં માને છે કે, 'હું અધર્મ કરું છું' આનું કારણ એ છે કે, તે મૂર્ખ પુરુષ ધર્મ–અધર્મના સ્વરૂપથી અજાણ્યો છે અને તેથી જ જન્મમરણને પામ્યા કરે છે.[૩૨]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન-પર્વમાં 'વ્યાસશુકસંવાદ–બ્રાહ્મણનાં કર્તવ્ય' નામનો અધ્યાય ૨૩૫ મો સમાપ્ત

# अध्याय २३६ मो

## વ્યાસશુકસંવાદ (ચાલુ)–સાંખ્ય અને યોગ

॥ व्यास उवाच ॥

**अथ चेद्रोचयेदेतद्‌द्रुहेत स्रोतसा यथा।**
**उन्मज्जंश्च निमज्जंश्च ज्ञानवान् प्लववान् भवेत् ॥**

વ્યાસે કહ્યું : હે પુત્ર શુક ! પાણીના પ્રવાહમાં તણાયેલો મનુષ્ય જેમ ગળકિયાં ખાયા કરે છે, તેમ સંસારના પ્રવાહમાં તણાયલો મનુષ્ય પણ જન્મમરણને પામ્યા કરે છે; માટે જે પુરુષને શાંતિરૂપી કૈવલ્યપદ પ્રાપ્ત કરવાની રુચિ થતી હોય, તેણે સંસારસમુદ્રને તરવા માટે જ્ઞાનરૂપી તરવાનું સાધન મેળવવું જોઈએ.[૧] જે ધીર પુરુષોએ ધ્યાનજન્ય સાક્ષાત્કારથી વસ્તુતત્ત્વનો નિશ્ચય કર્યો હોય છે, તેઓ જ્ઞાનરૂપી નૌકા દ્વારા બીજા અજ્ઞાનીઓને પણ તારે છે; પરંતુ અજ્ઞાની પુરુષો તો બીજાઓને

શકતા નથી, તેમ પોતે પણ તરી શકતા નથી.[૨] રાગદ્વેષાદિ દોષોનો નાશ કરનારા અને સ્ત્રી આદિના સંગથી મુક્ત થયેલા મનનશીલ પુરુષે દેશ, કર્મ, અનુરાગ, અર્થ, ઉપાય, અપાય, નિશ્ચય, ચક્ષુષ્, આહાર, સંહાર, મન અને દર્શન આ બાર પ્રકારના યોગસાધનોનું સેવન કરવું* અને પછી ઉત્તમ જ્ઞાનની ઇચ્છા રાખનારા તે યોગીએ વાણી આદિ બાહ્યઇન્દ્રિયોના વ્યાપારનો મનમાં લય કરવો, મનનો બુદ્ધિમાં લય કરવો અને બુદ્ધિનો આત્મામાં લય કરવો.[૩-૪] જે પુરુષને શાંતિરૂપી મોક્ષપદની ઇચ્છા હોય, તેણે જ્ઞાન દ્વારા પોતાના ચિત્તને જ પ્રથમ વશ કરવું જોઈએ અને એ રીતે વાણીથી આરંભીને બુદ્ધિ પર્યંતના સર્વ ભાવોનું ઉત્તરોત્તર પ્રવિલાપન કરી જાણનારો પુરુષ મહા દારુણ હોય, સર્વ વેદોને જાણનારો હોય અથવા એક પણ વેદમંત્રને ન જાણનારો હોય, ધાર્મિક હોય અથવા અધાર્મિક હોય, યજ્ઞ કરનારો હોય કે ન કરનારો હોય, મહાન વીર હોય કે દુઃખપૂર્વક જીવન ધારણ કરનારો હોય, તોપણ તે પુરુષ જરા મરણરૂપી દુસ્તર મહાસાગરને તરી જાય છે.[૫-૭] મેં કહેલા આ યોગમાર્ગનું અનુષ્ઠાન કરનારો પુરુષ વેદોક્ત કર્મકલાપનો અવશ્ય ત્યાગ કરી દે છે, એમાં કંઈ આશ્ચર્ય જેવું નથી, કેમ કે આ યોગની જિજ્ઞાસા ધરાવનારો પુરુષ પણ વેદોક્ત કર્મક્રિયાઓનો ત્યાગ કરી દે છે. (અને તેમ કરવામાં તેને કંઈ દોષ પણ લાગતો નથી.)[૮] મોક્ષની ઇચ્છા રાખનારા જીવે યોજેલો આ યોગરૂપી રથ જો ધર્મરૂપી બેસણીવાળો હોય, લજ્જારૂપી વરૂથ(શત્રુના પ્રહારોથી રથનું રક્ષણ કરવા માટે તેની ચોતરફ કરેલું લોખંડી ઢાંકણ)વાળો હોય, પૂર્વોક્ત ઉપાય અને અપાય નામના યોગસાધનરૂપ ઝૂંસરીના દાંડાવાળો હોય, અપાનવાયુરૂપી ધરીવાળો હોય, પ્રાણવાયુરૂપ ધૂંસરીવાળો હોય, બુદ્ધિરૂપી ઊંટડાવાળો હોય, જીવરૂપી બંધન(નાડણ)વાળો હોય, સાવધાનતારૂપી બંધુર (રથની ધરી આગળના બે વાંકા લાકડાં)વાળો હોય, સદાચારના સ્વીકારરૂપી પૈડાંવાળો હોય, દર્શન, સ્પર્શન, ઘ્રાણ અને શ્રવણરૂપી ચાર ઘોડાઓવાળો હોય, પ્રજ્ઞારૂપી નાભિ(જેમાં પૈડાંના આરા જડવામાં આવ્યા હોય તે નાઈડી)વાળો હોય, સર્વ શાસ્ત્રોરૂપી ચાબુકવાળો હોય, જ્ઞાનરૂપી સારથિવાળો હોય, ક્ષેત્રજ્ઞથી અધિષ્ઠિત હોય, ધૈર્યને લીધે અત્યંત મજબૂત હોય, શ્રદ્ધા અને દમરૂપી આગળ ચાલનારા સેવકોવાળો હોય, ત્યાગરૂપી પાછળ ચાલનારા સેવકોવાળો હોય, કલ્યાણ તરફ જવા તૈયાર થયો હોય, પવિત્રતારૂપી માર્ગ ઉપર ગતિ કરી રહ્યો હોય અને ધ્યાન તરફ જ લક્ષ્ય આપનારો હોય, તો છેક બ્રહ્મલોક સુધી પહોંચી જઈને ત્યાં વિરાજી રહે છે, અર્થાત્ યોગ દ્વારા જ પરબ્રહ્મને પ્રાપ્ત કરી શકાય છે.[૯-૧૨]

હવે એ દિવ્ય રથને જોડીને અક્ષરબ્રહ્મની પાસે એકદમ ઝડપથી જવાની ઇચ્છાવાળા પુરુષને જે વિધિ સત્વર ઉપયોગી થઈ પડે, તેનું હું નિરૂપણ

* આ બારે યોગસાધનોનું વિશેષ સ્પષ્ટીકરણ આ પ્રમાણે છે

યોગસાધન કરતી વેળા જે પ્રદેશ સપાટ હોય, પવિત્ર હોય, કાંકરાવાળો ન હોય, અગ્નિના ભયથી રહિત હોય, રેતાળ ન હોય, શબ્દ અથવા ગડમડાટથી રહિત હોય, જળાશય વગેરેથી મનને અનુકૂળ હોય, નેત્રને પીડા કરે તેવો ન હોય, ગુફા જેવો હોય અને વાયુના ઝપાટાથી રહિત હોય, તેવા પ્રદેશમાં પોતાનું આસન કરવું, આનું નામ 'દેશ' કહેવાય છે. આહાર, વિહાર, ચેષ્ટાઓ, ક્રિયાઓ, નિદ્રા અને જાગૃતિ વગેરેનું નિયમિત રીતે સેવન કરવું, તેને 'કર્મ' કહેવામાં આવે છે. ઉત્તમ શિષ્યને પોતાની પાસે રાખવો, તેનું નામ 'અનુરાગ' કહેવાય છે. કાષ્ઠ, જળ વગેરે દ્રવ્યને સમીપ રાખવાં, તેનું નામ 'અર્થ' કહેવાય છે. છાતી, ડોક અને મસ્તક એ ત્રણે જેમ ઊંચાં રહે, તેમ શરીરને સીધું રાખીને મન સહિત ઇન્દ્રિયોને હૃદયમાં સ્થાપિત કરવી અને બરાબર એકાગ્ર થઈને આસન કરવું, તેનું નામ 'ઉપાય' કહેવાય છે. રાગાદિ દોષોને દૂર કરવા, તેનું નામ 'અપાય' કહેવાય છે. ગુરુ અને વેદવાક્ય ઉપર શ્રદ્ધા રાખવી, તેનું નામ 'નિશ્ચય' કહેવાય છે. ચક્ષુષ્ વગેરે ઇન્દ્રિયોનો સંયમ કરવો, તેનું નામ 'ચક્ષુષ્' કહેવાય છે. શુદ્ધ આહાર કરવો તેનું નામ 'આહાર' કહેવાય છે. વિષયોમાં સ્વાભાવિક રીતે થનારી પ્રવૃત્તિનો સંકોચ કરવો, તેનું નામ 'સંહાર' કહેવાય છે. સંકલ્પવિકલ્પનો મનમાંથી ત્યાગ કરવો, તેનું નામ 'મન' કહેવાય છે અને જન્મ, મૃત્યુ, જરા તથા વ્યાધિરૂપ દુઃખ આદિ દોષોનું નિરીક્ષણ કરીને સંસારથી વિરક્ત થવું, તેનું નામ 'દર્શન' કહેવાય છે.

—નીલકંઠ

કરુ છુ.[૧૩] યોગીએ યમનિયમાદિ યોગસાધનોને સિદ્ધ કર્યા પછી સંપૂર્ણ રીતે સાત પ્રકારની ધારણા એ કરવી. આ સાત ધારણાઓના જેવી બીજી અનેક ધારણાઓ પણ થઈ શકે છે કે, જેમા દૂર રહેલા પદાર્થો તથા સમીપ રહેલા પદાર્થો અવલબનરૂપે હોય છે.*[૧૪] પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ, અહકાર અને અવ્યક્ત (મહત્તત્ત્વ) આ સાતે પદાર્થોમા પ્રથમ પૃથ્વીથી આરભીને અનુક્રમે છેક અવ્યક્ત સુધીમા ચિત્તની ધારણા કરનારો યોગીપુરુષ તે સાતે તત્ત્વોના ઐશ્વર્યને સપાદન કરે છે ×[૧૫] આ રીતે ઉપાયપૂર્વક યોગસાધના કરવામા તત્પર થયેલા યોગીપુરુષને અનુક્રમે જે જે અનુભવો પ્રાપ્ત થાય છે, તે હુ તને કહુ છુ અને પોતાના દેહની અદર જ ધ્યાનનિષ્ઠ થયેલા તે યોગી પુરુષને 'પૃથ્વીનો વિજય' આદિ જે જે યોગસિદ્ધિઓ આવી મળે છે, તેનુ પણ હુ વર્ણન કરુ છુ [૧૬] ગુરુએ કહેલી યુક્તિ પ્રમાણે સ્થૂળદેહના અધ્યાસનો ત્યાગ કરનારો યોગીપુરુષ જ્યારે સૂક્ષ્મદૃષ્ટિથી જોવા માડે છે, (અર્થાત્ પૂર્વોક્ત સાતે ધારણાઓ કરવામા આસક્ત થાય છે,) ત્યારે શિશિરઋતુમા આકાશનો આશ્રય કરનારા સૂક્ષ્મ ઝાકળના જેવા જ સર્વ સ્વરૂપો જુએ છે. (અર્થાત્ શમદમાદિ સાધનસંપન્ન થયેલો પુરુષ પોતાના આસનને કોઈ એકાત પ્રદેશમા સ્થિર કરીને તેના પર બેસે છે અને પછી પ્રથમ પ્રાણાયામ કરીને ગુરુએ કહેલી યુક્તિ પ્રમાણે સ્થૂળદેહના સગનો ત્યાગ કરીને પગથી આરભીને ઢીચણ સુધીના પૃથ્વીના

* પાતજલયોગસૂત્રમા કહ્યુ છે કે, 'देशबन्धश्चित्तस्य धारणा। કોઈ એક વિષયમા ચિત્તને સ્થિર કરવુ, તેનુ નામ ધારણા કહેવાય છે ' આ ધારણા વિષયોના ભેદને લીધે અનેક પ્રકારની છે, છતા આ શ્લોકમા તેના સાત ભેદ કહેવામા આવ્યા છે તેનુ કારણ એ છે કે, એ સાત ભેદોમા બીજા સર્વ ભેદોનો સમાવેશ થઈ જાય છે ચદ્રમડલ, સૂર્યમડલ, ધ્રુવમડન વગેરે દૂર પદાર્થોમા ચિત્તની ધારણા કરવામા આવે છે અથવા તો નાસિકાનો અગ્રભાગ, ભ્રૂકુટીનો મધ્યભાગ તથા કઠમાહેનો ખાડો વગેરે કોઈ સમીપ રહેલા પદાર્થોમા ચિત્તની ધારણા કરવામા આવે છે, પરતુ પચમહાભૂત, અહકાર અને અવ્યક્ત આ સાત પદાર્થોમા ધારણા કરવાથી બીજી સર્વ ધારણાઓ સિદ્ધ થઈ જાય છે, માટે જ અહી સાત ધારણાઓ કરવાનુ કહ્યુ છે.

× આ શ્લોકમા કહેવામા આવ્યુ છે કે પૃથ્વી આદિ સાત તત્ત્વોમા ચિત્તની ધારણા કરવાથી તે સાતે તત્ત્વોનુ ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે, પણ તે તત્ત્વોમા ધારણા કેવી રીતે કરવી, તે કઈ કહેવામા આવ્યુ નથી, જેથી યોગેશ્વર યાજ્ઞવલ્ક્યે કહેલી ધારણા કરવાની રીતિનુ અમે અહી વિવેચન કરીએ છીએ 'શરીરમા પગથી આરભીને ઢીચણ સુધીના ભાગને પૃથ્વીનુ સ્થાન કહેવામા આવ્યુ છે, માટે તે સ્થળે લકાર બીજ સહિત વાયુનું સ્થાપન કરીને તેમા ચિત્તની ધારણા કરવી અને તે સમયે લગભગ પાચ ઘડી સુધી ચાર મુખને ધારણ કરનારા અને સૃષ્ટિના કારણભૂત દેવ બ્રહ્માનુ ધ્યાન કરવુ, જેથી યોગી પુરુષ પૃથ્વીનો વિજય મેળવે છે પછી ઢીચણથી આરભીને ગુદા પર્યંતના ભાગને જળના સ્થાનરૂપ જાણીને તેમા વકાર બીજ સહિત વાયુનુ સ્થાપન કરવુ અને લગભગ પાચ ઘડી સુધી ચાર બાહુને ધારણ કરનારા, પવિત્ર હાસ્યવાળા શુદ્ધ સ્ફટિક સમાન વર્ણવાળા અને પીળા વસ્ત્રોને ધારણ કરનારા અચ્યુત ભગવાન નારાયણદેવનુ ધ્યાન કરવુ, જેથી પુરુષ સર્વ રોગોથી મુક્ત થાય છે તે પછી ગુદાથી આરભીને હૃદય સુધીના ભાગને અગ્નિનુ સ્થાન જાણીને તેમા રકાર બીજ સહિત વાયુનુ સ્થાપન કરવુ અને તે સ્થળે પણ પાચ ઘડી સુધી ત્રણ નેત્રને ધારણ કરનારા, વરદાન આપનારા બાલસૂર્ય સમાન કાતિવાળા, શરીર ઉપર ભસ્મને ધારણ કરનારા અને મહાપ્રસન્ન એવા રુદ્રદેવનુ ધ્યાન કરવુ, જેથી પુરુષને અગ્નિ બાળી શકતો નથી પછી હૃદયથી આરભીને ભ્રૂકુટીના મધ્યભાગ પર્યંત વાયુનુ સ્થાન જાણીને તે સ્થળે પણ યકાર બીજ સહિત વાયુનુ સ્થાપન કરવુ અને પાચ ઘડી સુધી રુદ્રદેવનુ ધ્યાન કરવુ, જેથી પુરુષ વાયુની પેઠે આકાશમા ગતિ કરી શકે છે તે પછી ભ્રૂકુટીના મધ્યભાગથી આરભી છેક મસ્તક સુધીના ભાગને આકાશનુ સ્થાન જાણીને તેમા હકાર બીજ સહિત વાયુનુ સ્થાપન કરવુ અને તે સ્થળે પણ પાચ ઘડી સુધી શકરદેવનુ ધ્યાન કરવુ, જેથી પુરુષ આકાશનો વિજય મેળવે છે ' આ પાચ ધારણામા અનુક્રમે લકાર, વકાર, રકાર, યકાર અને હકાર આ પાચ બીજો મૂકવાનુ કહ્યુ છે, તેને બદલે અકાર, ઉકાર, મકાર, અર્ધમાત્રા અને બિદુ એ પાચને મૂકતા હોય, તો વધારે સારુ છઠ્ઠી અહકારની ધારણા કરતી વખતે 'હુ જ આ સર્વ જગતરૂપ છુ ' આવુ અભિમાન કરવુ અને સાતમી અવ્યક્તની ધારણા કરતી વેળા કેવળ નાદનુ જ ધ્યાન કરવુ, જેથી અતે શુદ્ધ બ્રહ્મ જ અવશેષ રહે છે,

સ્થાનમા ચિત્તનુ જ્યારે સ્થાપન કરે છે, ત્યારે દોરડીમા દેખાતા સર્પને સૂક્ષ્મદૃષ્ટિથી જોનારા પુરુષ ને કેવળ જેમ દોરડી જ દેખાય છે, તેમ તે પુરુષ ને માત્ર કઈ ઝાકળના જેવુ જ દેખાય છે અને તે સમયે ઢીચણથી નીચેનો ભાગ જાણે લુપ્ત થઈ ગયો હોય અથવા ધૂમસમા ગરક થઈ ગયો હોય તેમ ભાસે છે આનુ નામ જ પૃથ્વીનો વિજય કર્યો કહેવાય છે આ રીતે પૃથ્વીનો વિજય સિદ્ધ થયા પછી ઢીચણથી આરંભીને ગુદા પર્યંતના જળસ્થાન મા ચિત્તનુ સ્થાપન કરનારા પુરુષને તે ભાગ પણ જાણે અદૃશ્ય થયો હોય તેવો માત્ર ઝાકળના જેવો જ દેખાય છે અને તે સમયે ગુદાની ઉપરનુ જ અર્ધું શરીર તેના જોવામા આવે છે આનુ નામ પૃથ્વીનો લય અને જળનો જય કર્યો કહેવાય છે ) આ પ્રમાણે દેહના સગથી મુક્ત થયેલો યોગી પુરુષ પ્રથમ જે જે શરીરના અવયવનુ ધ્યાન કરે છે, તેતે કેવળ ધૂમસરૂપ થઈને અદૃશ્ય થાય છે અને તેને બીજા બીજા સ્વરૂપનુ દર્શન થાય છે (અર્થાત્ શરીરમા પૃથ્વીની ધારણા કરનારા યોગીને પૃથ્વીનુ સ્વરૂપ ધૂમસના જેવુ થઈને અદૃશ્ય થયેલુ જોવામા આવે છે અને તુરત જ જળના સ્વરૂપનુ દર્શન થાય છે )[૧૭ ૧૮] યોગી જે સમયે પોતાના શરીરમા જળ ના સ્વરૂપનુ ધ્યાન કરે છે, ત્યારે જેમ આકાશમા જળને ઊછળી રહેલુ જુએ, તેમ પોતાના શરીરમા જળને જ ઊછળી રહેલુ જુએ છે, પરતુ ધારણા જ્યારે સ્થિર થાય છે, ત્યારે તે જળનુ રૂપ અદૃશ્ય થાય છે અને અગ્નિનુ રૂપ પ્રકાશે છે [૧૯] પછી જ્યારે વાયુની ધારણા કરવામા આવે છે, ત્યારે તે અગ્નિનુ સ્વરૂપ અદૃશ્ય થાય છે અને પાણીદાર શસ્ત્રની પેઠે સર્વત્ર ગતિ કરનારો વાયુ પ્રકાશે છે તે સમયે ધારણાનિષ્ઠ થયેલા યોગીનુ પોતાનુ સ્વરૂપ પણ આકાશમા ઊડી રહેલા નિરાધાર ઊનના તાતણા ના જેવુ દેખાય છે [૨૦] તે પછી યોગરૂપી શુક્લ (ઉજ્જ્વળ) ગતિનો આશ્રય કરીને જ્યારે આકાશ ની ધારણા કરવામા આવે છે, ત્યારે વાયુનુ સૂક્ષ્મ સ્વરૂપ પણ અદૃશ્ય થઈ જાય છે અને તે સમયે બ્રહ્મ નિષ્ઠ એવા તે યોગીપુરુષના ચિત્તને કેવળ શ્યામ સ્વરૂપ આકાશ જ ભાસિત થાય છે×[૨૧] એ પ્રમાણે પૃથ્વી આદિ ભૂતોનો વિજય કર્યા પછી તેઓનુ ઐશ્વર્ય સપાદન કરનારા યોગીને શુ ફળ મળે છે, તે હુ તને કહુ છુ, સાભળ જે યોગીને પૃથ્વીતત્ત્વ ના વિજયને લીધે પૃથ્વીનુ ઐશ્વર્ય પ્રાપ્ત થયુ છે, તે યોગી પોતાની ઇચ્છામા આવે તો નવી સૃષ્ટિને પણ ઉત્પન્ન કરી શકે છે,[૨૨] કેમ કે તે યોગી પ્રજા પતિ બ્રહ્મદેવની પેઠે કદી ક્ષોભ પામતો નથી અને પોતાના શરીરમાથી સર્વ પ્રજાઓને સરજી શકે છે, તેમ જ જે યોગીએ વાયુનો વિજય કરીને વાયુનુ ઐશ્વર્ય સપાદન કર્યું છે, તે યોગી પોતે એકલો હોય, છતા માત્ર એક આગળી, અગૂઠો, હાથ

× –૧ અધ્યાયમા ૧૮થી ૨૧મા શ્લોક સુધીમા જે કઈ કહેવામા આવ્યુ છે, તેનો સારાશ આ પ્રમાણે છે શરીરમાના પગથી ઢીચણ સુધીના ભાગમા પૃથ્વીની ધારણા કરવાથી અતે ઢીચણ સુધીનો ભાગ જાણે ઝાકળ રૂપ થયો હોય, તેમ અતર્ધાન થઈ જાય છે પછી ઢીચણથી આરભીને ગુદા પર્યતના ભાગમા જળની ધારણા કરવાથી તે સ્થળે માત્ર જળ જ દેખાય છે અને અતે તે જળનો પણ લય થઈ જઈને ગુદા સુધીનો ભાગ પણ અદૃશ્ય થઈ જાય છે આ રીતે પૃથ્વીનો તથા જળનો જય થયા પછી ગુદાથી હૃદય સુધીના ભાગમા અગ્નિની ધારણા કરવી આ ધારણા કરતી વખતે તે સ્થળે અગ્નિના સ્વરૂપનો પ્રકાશ થાય છે અને ધારણ કરનારા પુરુષનુ હૃદય સુધીનુ અગ જાણે અગ્નિમય હોય અથવા લાલ રગના અધકારમા ડૂબી ગયુ હોય તેવુ જણાય છે, પરતુ અતે ત્યાથી અગ્નિનુ સ્વરૂપ અતર્ધાન થાય છે અને સાથે સાથે હૃદય સુધીનુ અગ પણ અદૃશ્ય થઈ જાય છે તે પછી હૃદયથી આરભીને ભ્રૂકુટીના મધ્ય ભાગ સુધીમા વાયુની ધારણા કરવી આ ધારણા કરતી વેળા ભ્રૂકુટીના મધ્યભાગ સુધીમા પાણીદાર શસ્ત્રની પેઠે સર્વત્ર ગતિ કરનારો વાયુ જ જોવામા આવે છે અને હૃદયથી ઉપરના ભાગનુ યોગીનુ શરીર પણ અધર લટકી રહેલા ઊનના તાતણા જેવુ જણાય છે પછીથી તે સ્થળે વાયુનુ સ્વરૂપ અદૃશ્ય થઈ જાય છે અને સાથે સાથે ભ્રૂકુટી સુધીનુ અગ પણ અતર્ધાન થઈ જાય છે એ પ્રમાણે વાયુનો તથા ભ્રૂકુટી સુધીના અગનો તિરોભાવ થયા પછી યોગીએ મસ્તકથી શિખા પર્યંતના ભાગમા આકાશની ધારણા કરવી તે ધારણા કરતી વેળા યોગીના ચિત્તને શ્યામવર્ણ સૂક્ષ્મ આકાશ જ ભાસિત થાય છે અને પછી ધારણા પક્વ થાય છે, ત્યારે આકાશ નો તથા મસ્તક શિખા વગેરેનો પણ તિરોભાવ થઈ જાય છે આ પાચે ધારણાનુ શુ ફળ છે, તે હવે પછીના શ્લોકોમા કહેવામા આવ્યુ છે

અથવા પગના દબાણથી આખી પૃથ્વીને કંપાવી શકે છે; કેમ કે શ્રુતિ કહે છે કે, તે યોગીના શરીરમા વાયુનું સર્વ સામર્થ્ય દાખલ થયુ હોય છે. જે યોગીએ આકાશનો વિજય કરીને આકાશનુ ઐશ્વર્ય પ્રાપ્ત કર્યું હોય, તે યોગી આકાશના જેવો જ થઈને આકાશમા પ્રકાશે છે અને પોતાની ઇચ્છામા આવે તો અદશ્ય પણ થઈ શકે છે. વળી જે યોગીએ જળનો વિજય કરીને જળનું ઐશ્વર્ય સંપાદન કર્યું હોય છે, તે યોગી જો પોતાની ઇચ્છા થાય છે, તો વાવ, કૂવા, તળાવ વગેરે જળાશયોનું પણ પાન કરી જાય છે *[૨૩,૨૪] તેમ જ અગ્નિનો વિજય કરીને અગ્નિનુ ઐશ્વર્ય સંપાદન કરનારા યોગીપુરુષનું સ્વરૂપ તેજને લીધે અદશ્ય થઈ પડે છે અને દશ્ય પણ રહે છે, પરંતુ અહંકારનો વિજય કરવાથી આ પાચે મહાભૂતો વશવર્તી થઈ રહે છે.[૨૫] જે યોગીએ પૂર્વોક્ત છયે તત્ત્વોના આત્મારૂપ અવ્યક્તનો (બુદ્ધિનો અથવા મહતત્ત્વનો) વિજય કર્યો હોય છે, તે યોગી સર્વ પ્રકારના ઐશ્વર્યને મેળવી શકે છે, એટલુ જ નહિ પણ તેને સંશય-વિપર્યાસ વિનાની સમગ્ર નિર્દોષ પ્રતિભા સ્ફુરે છે. (અર્થાત્ અવ્યક્તનો વિજય કરનાર યોગી સર્વનો ઈશ્વર અને સર્વને જાણનારો થાય છે.)[૨૬] વળી તે અવ્યક્તજેતા યોગી માયાને લીધે વ્યક્તરૂપ થયેલા આત્માને અવ્યક્ત અથવા પરબ્રહ્મસ્વરૂપ જાણે છે, કેમ કે તેને એવા પ્રકારનું જ જ્ઞાન થઈ જાય છે કે, વ્યક્તસંજ્ઞાને ધારણ કરનારો આ સમગ્ર લોક કેવળ પરબ્રહ્મમાથી જ પ્રકટ થાય છે અને તેથી કેવળ પરબ્રહ્મસ્વરૂપ જ છે.[૨૭] હવે અવ્યક્તપ્રધાન એવી આત્મવિદ્યાનુ હુ તારી પાસે વિસ્તારથી વર્ણન કરું છુ, તેનુ તુ શ્રવણ કરજે, પરંતુ તે પહેલા સાખ્યશાસ્ત્રમા કહેલા વ્યક્ત પદાર્થોને તું મારી પાસેથી જાણી લે [૨૮] યોગશાસ્ત્રમાં તથા સાખ્યશાસ્ત્રમા મૂળ પચીસ+ તત્ત્વોનું જ વર્ણન કરવામા આવ્યું છે, જેથી (સ્થૂળદૃષ્ટિએ જોનારને) તે બન્ને શાસ્ત્રોમા લગભગ સમાનતા જ જોવામાં આવે છે, તોપણ તેઓ બન્નેમા જે વિશેષ રહેલો છે, તે હુ તને કહુ છુ, સાભળ.[૨૯] જે પદાર્થ ઉત્પન્ન થાય છે, વૃદ્ધિ પામે છે, જીર્ણ થાય છે અને નાશ પામે છે, તેને 'વ્યક્ત' કહેવામા આવે છે, તાત્પર્ય કે, વ્યક્ત પદાર્થને ઓળખાવનારા આ ચાર લક્ષણો છે.[૩૦] પણ જે પદાર્થમા એનાથી વિપરીત લક્ષણો જોવામા આવે અર્થાત્ જે પદાર્થ ઉત્પન્ન થતો નથી, વૃદ્ધિ પામતો નથી, જીર્ણ થતો નથી અને નાશ પણ પામતો નથી તેને 'અવ્યક્ત' કહેવામા આવે છે. વેદોક્ત કર્મકાંડમા તથા જ્ઞાનકાંડમા બે આત્માઓનુ જ વર્ણન કરેલુ છે. તેમાનો એક જીવ છે અને બીજો ઈશ્વર છે.[૩૧] જીવાત્મા પૂર્વોક્ત જન્માદિ ચાર લક્ષણવાળો હોઈને મહત્તત્ત્વ, અહંકાર, પાચ તન્માત્રા, એકાદશ ઇંદ્રિયો અને પાચ મહાભૂતો એ સર્વ વિકારોને ધારણ કરે છે તથા ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થોની ઇચ્છા રાખે છે, માટે તે વ્યક્ત કહેવાય છે અને માયાની ઉપાધિને ધારણ કરનારો જે આત્મા છે, તે 'ઈશ્વર' કહેવાય છે. આ બન્ને-જીવ અને ઈશ્વર ચેતનરૂપ છે અને અચેતનરૂપ પણ છે. આ પ્રમાણે શ્રુતિએ પણ બુદ્ધિ અને ક્ષેત્રજ્ઞ એ બન્નેનુ સ્વરૂપ દર્શાવ્યુ છે [૩૨]

*વિષયમા આસક્ત થયેલા પુરુષને વેદમાં* વર્ણવેલા આ બન્ને આત્માઓ ભિન્ન ભિન્ન સ્વરૂપે જણાય છે, પરંતુ વસ્તુતઃ તેમ છે જ નહિ, કેમ કે તારે જાણવુ કે, ઉપનિષદોનુ જ્ઞાન ધરાવનારા વિદ્વાનોનો એવો સિદ્ધાંત છે કે, સૃષ્ટિના સર્વ પદાર્થોનુ ઉત્પત્તિથી વિપરીત ક્રમે પ્રવિલાપન કરતા કરતા એક જ વસ્તુ અવશેષ રહે છે અને તે જ 'પરબ્રહ્મ' કહેવાય છે ×[૩૩] જે યોગીપુરુષ જીવ અને ઈશ્વરના

* મહામુનિ અગસ્ત્યે ધારણાશક્તિ દ્વારા જળનુ ઐશ્વર્ય સંપાદન કરીને જ સમુદ્રપાન કર્યું હતું

+ પુરુષ, પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર, પાચ જ્ઞાનેંદ્રિયો, પાચ કર્મેંદ્રિયો, મન, શબ્દતન્માત્રા, સ્પર્શતન્માત્રા, રૂપતન્માત્રા, રસતન્માત્રા, ગંધતન્માત્રા અને પાચ મહાભૂતો આ પચીસ તત્ત્વોનુ સાખ્યમા તથા યોગમા એકસરખુ જ વર્ણન છે

× અહી કહેવાનો ભાવ એ છે કે, અજ્ઞાનથી મૂઢ થયેલા પુરુષોને જ જીવ અને ઈશ્વરનો ભેદ તાત્ત્વિક જણાય છે, પરંતુ જ્ઞાની પુરુષોને તો તેઓનો અભેદ જ જણાય છે, કેમ કે ઈશ્વર એ બિંબ છે અને જીવ એ બુદ્ધિરૂપી દર્પણમા દેખાતુ ઈશ્વરનુ પ્રતિબિંબ છે આ બિંબ-પ્રતિબિંબ ભાવનો બુદ્ધિરૂપી ઉપાધિને દૂર કરતા જ નાશ થાય છે અને કેવળ ચિદાત્મા અવશેષ રહે છે.

અભેદભાવને જાણીને જીવન્મુક્ત થયેલો હોય છે, તે સર્વ મમતાઓથી રહિત હોય છે, અહંકારથી મુક્ત હોય છે, સુખદુ ખાદિ દ્વંદ્વોથી રહિત હોય છે, સર્વ સંશયોનો ત્યાગ કરનારો હોય છે. કોઈના પર ક્રોધ કરતો નથી, કોઈનો દ્વેષ કરતો નથી, અસત્ય વાણી બોલતો નથી કોઈએ નિંદા કરી હોય કે માર માર્યો હોય, તોપણ તેના તરફ મિત્રભાવ રાખીને તેનું અશુભ કરતો નથી, મન, વચન કે કર્મથી પણ કોઈની હિંસા કરતો નથી, બ્રહ્મદેવ સુધીના સર્વ પ્રાણીઓ ઉપર સમદૃષ્ટિ રાખે છે. કોઈ વસ્તુની ઇચ્છા કરતો નથી કે અનિચ્છા કરતો નથી, માત્ર શરીરનિર્વાહ પૂરતી જ વ્યવસ્થા કરે છે. લોલુપતાથી રહિત હોય છે, કોઈ જાતની પીડાથી મુક્ત હોય છે, દમગુણને ધારણ કરે છે, કૃતકૃત્ય હોય છે, તુચ્છ વેષને ધારણ કરે છે, ઇંદ્રિયો તથા મનને એકાગ્ર રાખનારો હોય છે, સત્ય સંકલ્પવાળો હોય છે, સર્વ પ્રાણીઓને એકસરખા જ જુએ છે, સર્વ તરફ મિત્રતા રાખે છે. માટીના ઢેફાને, પથ્થરને તથા સુવર્ણને સમાન જ માને છે, પ્રિય તથા અપ્રિયને સમાન જ ગણે છે ધૈર્યસંપન્ન હોય છે, પોતાની નિંદાને તથા સ્તુતિને સરખાં જ ગણે છે. સર્વ વિષયોથી નિઃસ્પૃહ રહે છે, બ્રહ્મચર્યવ્રતનું પાલન કરે છે અને કોઈ પણ પ્રાણીની હિંસા કરતો નથી, આવો જીવન્મુક્ત પુરુષ સંસારના ફેરામાથી છૂટી જાય છે.[૩૪–૩૯]

હવે યોગશાસ્ત્રનો આશ્રય કરનારા યોગીલોકો જે કારણોથી મુક્ત થાય છે, તે વિષે હું તને કહુ છુ, સાંભળ. જે યોગીપુરુષ પોતાના યોગબળથી પ્રાપ્ત થયેલા અણિમાદિક ઐશ્વર્યનું પણ પરમ વૈરાગ્યને લીધે અતિક્રમણ કરે છે, (અર્થાત્ અણિમાદિક અષ્ટ સિદ્ધિઓનો પણ અનાદર કરે છે,) તે યોગી અજ્ઞાનના અપાટામાથી નીકળી જાય છે અને મુક્ત થાય છે. (પણ અણિમાદિક ઐશ્વર્યનો જો આદર કરે છે, તો અવશ્ય ફસાઈ પડે છે.)[૪૦] આ રીતે સાંખ્ય* અને યોગના જ્ઞાનમાં જે કંઈ વિશેષતા રહેલી છે, તે કેવળ શાસ્ત્રવક્તાની વિવક્ષાને લીધે જ છે; પણ ખરું જોતા તેઓ બન્નેનુ ફળ તો એક જ છે. મે પણ એ બન્ને શાસ્ત્રનુ જ્ઞાન નિઃસંશય પણે તને કહ્યુ છે, માટે એ જ્ઞાનને અનુસરીને પુરુષ દ્વંદ્વભાવથી મુક્ત થાય છે અને પરબ્રહ્મને પામે છે [૪૧]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમા 'વ્યાસશુકસંવાદ-સાંખ્ય અને યોગ' નામનો અધ્યાય ૨૩૬ મો સમાપ્ત

# अध्याय २३७ मो

## વ્યાસશુકસંવાદ (ચાલુ)–મતમતાંતર-નિરૂપણ

॥ व्यास उवाच ॥

अथ ज्ञानप्लवं धीरो गृहीत्वा शांतिमात्मनः ।
उन्मज्जंश्च निमज्जंश्च ज्ञानमेवाभिसंश्रयेत् ॥ १ ॥

વ્યાસે કહ્યુ : હે પુત્ર! સંસારસમુદ્રમા ડૂબી રહેલા પુરુષે ધૈર્ય ધારણ કરીને જ્ઞાનરૂપી નૌકાનો સ્વીકાર કરવો અને પછી પોતાને શાતિ આપતારા પરબ્રહ્મનો જ આશ્રય કરવો. [૧]

શુકદેવે પૂછ્યું : તમે જેનો આશ્રય કરવાનું કહો છો, તે જ્ઞાન કયુ અને તે વિદ્યા કઈ તેમ જ પ્રવૃત્તિલક્ષણ ધર્મ કયો અને નિવૃત્તિલક્ષણ ધર્મ કયો, તે મને કહો, કે જેનો આશ્રય કરીને મનુષ્ય જન્મમરણથી મુક્ત થાય છે.[૨*]

---

* સાંખ્ય એટલે કાપિલનુ સાંખ્ય નહિ, પણ ઉપનિષદ્શાસ્ત્ર લેવાનુ છે. આ અધ્યાયમા જ્યા જ્યા સાંખ્ય શબ્દ વાપર્યો છે, ત્યા ત્યા તેમ જ સમજવાનુ છે ગીતામા પણ—

यत्साख्यै प्राप्यते स्थान तद्योगैरपि गम्यते ।
एक साख्य च योग च य पश्यति स पश्यति ॥

એ શ્લોક કહીને ભગવાને વેદાત અને યોગશાસ્ત્રની જ એકતા સૂચવી છે.

* અહી શુકદેવના પ્રશ્નનો આશય એ છે કે, જ્ઞાનનો આશ્રય કરવાનુ તમે કહો છો, પણ તે જ્ઞાન કયુ એ મારે જાણવું જોઈએ શુ તમે એમ કહેવા માગો છો કે, દોરડીમા થયેલી સર્પની ભ્રાંતિને દૂર કરવાથી જેમ દોરડીનું સ્વરૂપ જણાય છે, તેમ માત્ર અવિદ્યાને દૂર કરવાથી વસ્તુતત્ત્વનું જ્ઞાન થાય છે, આવા પ્રકારની જે બુદ્ધિવૃત્તિ તે જ જ્ઞાન છે? અથવા શુ તમે એમ કહો છો કે, જેમ એક કીડો ભમરનું ધ્યાન કરીને ભ્રમરરૂપે બની જાય છે, તેમ ધ્યેયવસ્તુનું ધ્યાન કરવું તદ્રૂપ બની જવાય છે, અથવા તો શુ તમે એમ કહો છો કે, બૌદ્ધ અને ચાર્વાકના મત પ્રમાણે કેવળ નિવૃત્તિ ધર્મનો જ આશ્રય કરવો?

વ્યાસે કહ્યું: જે મૂઢ પુરુષ કોઈ પ્રકારના અધિષ્ઠાનનો સ્વીકાર કર્યા વિના કેવળ એમ જ માને છે કે, ‘આ જગત્પ્રવૃત્તિ માત્ર સ્વભાવને લીધે જ થયાં કરે છે.’ તે પુરુષ ઊહાપોહ કરવાની કુશળતા વિનાના મૂર્ખ મનુષ્યોને જ તેવા પ્રકારનો બોધ આપીને રંજન કરી શકે છે અને તે પુરુષ સત્ય વસ્તુતત્ત્વને પામી જ શકતો નથી. (અર્થાત્ આ સર્વ જગત કેવળ ભ્રાંતિરૂપ છે; પરંતુ તે ભ્રાંતિ કોઈ અધિષ્ઠાનને નહિ માનનારા શૂન્યવાદીઓનો મત અત્યંત ત્યાગ કરવા યોગ્ય છે.)[+] વળી જેઓ (ચાર્વાક મતવાળાઓ) એમ જ માને છે કે, કેવળ સ્વભાવમાંથી જ આ જગત ઉત્પન્ન થાય છે, તેઓ મુંજ નામના ઘાસને ચીરીને અંદર રહેલી સળીને શું મેળવી શકતા નથી? (અર્થાત્ ચાર્વાકનો મત એવો છે કે, માત્ર સ્વભાવથી જ દૂધમાંથી જેમ દહીં ઉત્પન્ન થાય છે, તેમ આ જગત ઉત્પન્ન થાય છે, ઈશ્વર વગેરે કંઈ છે જ નહિ; કેમ કે જો ઈશ્વર હોય તો પ્રત્યક્ષ દેખાવો જોઈએ. આ પ્રત્યક્ષને જ પ્રમાણ માનનારા ચાર્વાકને મુંજ ઘાસની અંદર રહેલી સળી પણ ન જ દેખાવી જોઈએ, કેમ કે તે પણ ઘાસને ચીર્યા વિના પ્રત્યક્ષ દેખાતી નથી; માટે આત્માના અદર્શનને લીધે એમ જ માની બેસવું કે, આત્મા નથી, એ કેવળ મૂર્ખતા છે; તેમ જ કોઈએક વસ્તુ પ્રત્યક્ષ જોવામાં ન આવે, તે ઉપરથી તેનો અભાવ કહી શકાય નહિ, કેમ કે તેમ કહીશું તો મુંજની અંદર રહેલી સળીનો પણ અભાવ જ કહેવો જોઈએ; માટે કેવળ પ્રત્યક્ષ પ્રમાણને જ માનનારો ચાર્વાકનો મત સર્વથા ત્યાજ્ય છે.)[3,4] જે અલ્પ બુદ્ધિવાળા પુરુષો આ (નિરીશ્વરવાદ) પક્ષનો આશ્રય કરીને કેવળ સ્વભાવને જ જગતનું કારણ માને છે, તેઓ કલ્યાણને પામી શકતા નથી[*][5] મોહના કાર્યરૂપ મનથી ઉત્પન્ન થયેલો (અર્થાત્ મોહગ્રસ્ત થયેલા પુરુષોએ કેવળ મનથી જ કલ્પી કાઢેલો) આ સ્વભાવપક્ષ મનુષ્યનો વિનાશકર્તા જ થઈ પડે છે. આ[×] સ્વભાવ અને પરિભાવ એ બન્નેનું તાત્ત્વિક સ્વરૂપ હું તને કહું છું, સાંભળ.[6] આ જગતમાં બુદ્ધિમાન પુરુષો ખેતીવાડી વગેરે કર્મો કરીને ધાન્યને ઉત્પન્ન કરે છે, તેમ જ વાહનો, આસનો અને ગૃહો વગેરે બનાવે છે. (અર્થાત્ જો સ્વભાવથી જ કે પરિભાવથી જ તે બધું બની જતું હોત, તો પછી તેઓને પ્રયત્ન કરવાનું શું પ્રયોજન હતું?[7] વળી જ્ઞાનીઓએ પ્રેરેલા બુદ્ધિમાનો બાગબગીચા, રહેવાનાં મંદિરો વગેરે તૈયાર કરે છે અને રોગોનો નિગ્રહ કરવા માટે ઔષધ વગેરેના ઉપચારો પણ કરે છે. (તે પણ સ્વભાવવાદીઓના મત પ્રમાણે

+ ભગવાન વ્યાસે આ શ્લોકમાં આત્માને નહિ માનનારા શૂન્યવાદીઓના મતનું ખંડન કર્યું છે. ટીકાકાર નીલકંઠ આ શ્લોકની ટીકા કરતાં કહે છે કે, મીમાંસકોનો એવો મત છે કે, શરીરમાં જે ‘અહં’ એવો અનુભવ થાય છે, તે અને તેનો પ્રકાશ એ બન્ને આત્મા છે. તર્કશાસ્ત્રીઓનો એવો મત છે કે, ‘અહં’ એવો જે અનુભવ તે જ આત્મા છે, તેનો પ્રકાશ તો તેનો એક ગુણ છે અને તે કેવળ ત્રણ ક્ષણ જ રહેનારો છે. સાંખ્યઆચાર્યો કહે છે કે, જેનો નિત્ય પ્રકાશ છે તે જ આત્મા છે, ‘અહં’ એવો અનુભવ તે આત્મા નથી. એમાં પણ આત્માને તથા અનાત્માને સત્ય માનનારા ઘણા આચાર્યો છે. ચાર્વાક મતવાળા માને છે કે, અનાત્મા જ સ્થિર છે, આત્મા તો દેહના નાશની સાથે જ નાશ પામે છે. વેદાંતીઓ કહે છે કે, આત્મા જ સત્ય છે, અનાત્મા મિથ્યા છે અને શૂન્યવાદીઓ (બૌદ્ધો) માને છે કે, આત્મા પણ નથી અને અનાત્મા પણ નથી. આ શૂન્યવાદીઓના મત પ્રમાણે આત્માનો જો અભાવ માનવામાં આવે, તો જ્ઞાનનો કંઈ ઉપયોગ જ ન રહે, એમ ધારીને આ શ્લોકમાં પ્રથમ અનાત્મવાદીઓનું જ ખંડન કરેલું છે. શૂન્યવાદીઓ માને છે કે, આ જગત કેવળ ભ્રાંતિરૂપ છે અને ભ્રાંતિ કેવળ સ્વાભાવિક જ છે. વળી તેઓ પોતાના મતનો અનેક મૂર્ખ શિષ્યોને ઉપદેશ પણ આપે છે; પરંતુ તેવા દુરાગ્રહી મતમાંથી કોઈ પ્રકારની સત્ય વસ્તુ મળી શકતી નથી અને તેઓનો મત પણ પાયા વિનાનો જ છે; કેમ કે અધિષ્ઠાન વિના ભ્રાંતિ સંભવી શકે જ નહિ.

* કહેવાનો ભાવ એ છે કે, ‘માત્ર શૂન્યમાં જ સ્વભાવને લીધે જગતની ભ્રાંતિ થાય છે’ એ શૂન્યવાદીઓનો મત અને ‘કેવળ સ્વભાવને લીધે જ દેહાદિકની ઉત્પત્તિ થાય છે’ એ ચાર્વાકનો મત સર્વથા મિથ્યા જ છે.

× ટીકાકાર નીલકંઠ સ્વભાવ અને પરિભાવ એ બન્ને શબ્દની વ્યાખ્યા આ પ્રમાણે કરે છે: स्वस्य एव भावः–सत्ता–कारणं અને परितः स्वस्य इतरेषां च भावः कारणं–અર્થાત્ શૂન્યવાદીમતે પોતાનું એટલે શૂન્યનું જ કારણ અને ચાર્વાકમતે પોતાનું તથા અન્ય કોઈ વસ્તુનું જ કારણ.

કેવળ વ્યર્થ જ છે.)[૯] માટે સિદ્ધ થાય છે કે બુદ્ધિ જ મનુષ્યને સર્વ પદાર્થોનો સંયોગ કરી આપે છે, બુદ્ધિ હોય તો જ કલ્યાણ પ્રાપ્ત થાય છે અને બુદ્ધિને લીધે જ રાજાઓ સર્વસામાન્ય લક્ષણોવાળા હોવા છતાં રાજ્યને ભોગવે છે.[૯] પ્રાણીમાત્રને ચિદાત્મા અને માયાનું જે જ્ઞાન થાય છે, તે પણ બુદ્ધિની વૃત્તિ દ્વારા જ થઈ શકે છે અને હે તાત ! બુદ્ધિની વૃત્તિ વડે ઉત્પન્ન થયેલા પ્રાણીમાત્રનું લયસ્થાન પણ બુદ્ધિની વૃત્તિ જ છે. આ જગતમાં અનેક પ્રકારનાં એવાં પણ સર્વ પ્રાણીઓનો જન્મ ચાર પ્રકારનો જાણવો. જેમ કે* જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ્જ. ( આ ચારે પ્રકારનાં પ્રાણીઓનું જ્ઞાન પણ બુદ્ધિથી જ થઈ શકે છે.)[૧૦-૧૧] સર્વ પ્રાણીઓમાં સ્થાવરોના કરતાં જંગમ પ્રાણીઓ વધારે શ્રેષ્ઠ છે અને તે યોગ્ય જ છે કે, જેનામાં ચેષ્ટા હોય તે નિશ્ચેષ્ટના કરતા ઉત્તમ છે.[૧૨] જંગમ પ્રાણીઓમાં પણ બેપગાં અને ચોપગાં એવા બે ભેદો છે અને તેમાં પણ ચોપગાંના કરતાં બેપગાં વધારે શ્રેષ્ઠ છે.[૧૩] બેપગાં પ્રાણીઓમાં પણ બે ભેદ છે. એક પૃથ્વી પર વિચરનારાં અને બીજાં આકાશમાં વિચરનારાં. તેમાં આકાશમાં વિચરનારાં પ્રાણીઓ કરતાં પૃથ્વી પર વિચરનારાં પ્રાણીઓ વધારે ઉત્તમ છે; કારણ કે તેઓ અન્નનું ભક્ષણ કરે છે.[૧૪] પૃથ્વી પર વિચરનારાં બેપગાં પ્રાણીઓમાં પણ બે ભેદ છે, એક મધ્યમ અને બીજાં ઉત્તમ. તેમાં ઉત્તમના× કરતાં મધ્યમ વધારે શ્રેષ્ઠ છે; કેમ કે તેઓ પોતાના જાતિ-ધર્મને ધારણ કરી રાખે છે.[૧૫] મધ્યમમાં પણ બે ભેદ છે. એક ધર્મને જાણનાર અને બીજા ધર્મને નહિ જાણનાર. તેમાં ધર્મને નહિ જાણનાર કરતાં ધર્મને જાણનાર વધારે શ્રેષ્ઠ છે; કેમ કે તેઓ કાર્ય-અકાર્યને જાણી શકે છે.[૧૬] ધર્મને જાણનારાં પણ બે પ્રકારના છેઃ એક તો વેદને જાણનારા અને બીજાં વેદને નહિ જાણનારાં. તેમાં વેદને નહિ જાણનારાં કરતાં વેદને જાણનારા વધારે ઉત્તમ છે; કેમ કે તેઓમાં વેદે નિવાસ કર્યો હોય છે.[૧૭] વેદને જાણનારા પણ બે પ્રકારના છેઃ એક તો વેદનું પ્રવચન કરી જાણનારા અને બીજાં માત્ર વેદને ભણી જાણનારા. તેમા માત્ર વેદને ભણી જાણનારા કરતાં વેદનું પ્રવચન કરી જાણનારા ઉત્તમ ગણાય છે; કેમ કે તેઓ સર્વ પ્રકારના ધર્મોને ધારણ કરી રાખે છે.[૧૮] જેઓ વેદનું પ્રવચન કરી જાણે છે, તેઓ જ વેદના સત્ય તત્ત્વને સમજી શકે છે અને ધર્મ, ક્રિયા તથા ક્રિયાઓમાં ફળ સહિત વેદો, કેવળ પ્રવચનકર્તાઓ દ્વારા જ જગતમાં પ્રસિદ્ધ થયા છે.[૧૯] તે વેદનું પ્રવચન કરી જાણનારાઓમાં પણ બે ભેદ છે: એક આત્મજ્ઞ અને બીજો અનાત્મજ્ઞ. તેમાં અનાત્મજ્ઞ કરતાં આત્મજ્ઞ વધારે ઉત્તમ છે; કેમ કે તેઓ જન્મ મરણના સંબંધને જાણે છે.[૨૦] જે પુરુષ પ્રવૃત્તિ અને નિવૃત્તિરૂપી ધર્મને જાણે છે તે સર્વજ્ઞ છે, સર્વવેત્તા છે, ત્યાગી છે, સત્યસંકલ્પ છે, સત્યસ્વરૂપ છે, પવિત્ર છે અને ઐશ્વર્યસંપન્ન છે. દેવતાઓ કહે છે કે, જે પુરુષ બ્રહ્મજ્ઞાન ( નિવૃત્તિધર્મમાં ) પરાયણ રહે છે, તે જ ખરો બ્રાહ્મણ છે અને બીજા કેટલાએક કહે છે કે, જે પુરુષ બરાબર નિશ્ચય કરીને શબ્દબ્રહ્મમાં ( વેદશાસ્ત્રમાં અથવા કર્મકાંડરૂપી પ્રવૃત્તિ ધર્મમાં ) કુશળ થયેલો છે, તે જ ખરો બ્રાહ્મણ છે, પણ હે તાત ! મારો તો એ જ મત છે કે, જે પુરુષો જ્ઞાનસંપન્ન થઈ ને સર્વની અંદર રહેલા અને બહાર રહેલા તથા યજ્ઞમાં અને દેવતાઓમાં પણ નિવાસ કરનારા પરબ્રહ્મનાં દર્શન કરે છે, તેઓ જ ખરા બ્રાહ્મણ છે અને પ્રત્યક્ષ દેવસ્વરૂપ છે;×[૨૧-૨૩] કેમ કે તેવા બ્રહ્મનિષ્ઠ પુરુષોને આધારે જ આ સર્વ જગત ટકી રહ્યું છે અને તેઓના માહાત્મ્યના જેવું બીજું કંઈ પણ નથી.[૨૪] વળી તેવા બ્રહ્મનિષ્ઠ પુરુષો આદિ, અંત અને નાશ–સર્વ કર્મોનું ઉલ્લંઘન કરી ગયા હોય છે અને તેથી જ તેઓ ચાર પ્રકારના પ્રાણી-સમુદાયના ઈશ્વર છે અને સ્વયંભૂરૂપ છે.[૨૫]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમા ' વ્યાસશુકસંવાદ-મતમતાંતરનિરૂપણ' નામનો અધ્યાય ૨૩૭મો સમાપ્ત

* મનુષ્ય, પશુ વગેરે જરાયુજ કહેવાય છે; પક્ષી, સર્પ વગેરે અંડજ કહેવાય છે : તૃણ, લતા, વનસ્પતિ વગેરે ઉદ્‌ભિજ્જ કહેવાય છે અને જૂ, લીખ વગેરે સ્વેદજ કહેવાય છે.

× ઉત્તમ એટલે સર્વનો ત્યાગ કરીને સંન્યાસી થઈ જનારા પુરુષો.

× અર્થાત્ આત્મજ્ઞાન વિનાના પુરુષો બ્રાહ્મણ હોય, છતાં બ્રાહ્મણ નથી પણ અસુર છે.

# अध्याय २३८मो

## વ્યાસશુકસંવાદ (ચાલુ)–સાંખ્યસિદ્ધાંત અને યુગધર્મ

॥ व्यास उवाच ॥

**एषा पूर्वतरा वृत्तिर्ब्राह्मणस्य विधीयते।**
**ज्ञानवानेव कर्माणि कुर्वन् सर्वत्र सिद्धयति ॥ १ ॥**

વ્યાસે કહ્યું: હે પુત્ર! બ્રાહ્મણને માટે અતિ પ્રાચીન કાળથી ચાલી આવેલી આવા પ્રકારની વૃત્તિનું જ શાસ્ત્રમાં વિધાન કરવામાં આવ્યું છે; અર્થાત્ બ્રાહ્મણે આવા પ્રકારની વૃત્તિ રાખવી તે જ યોગ્ય છે કે, તેણે જ્ઞાનસંપન્ન થઈને જ સર્વ કર્મ કરવાં; કેમ કે એ રીતે કર્મ કરનારો પુરુષ સર્વત્ર સિદ્ધિને પામે છે.[1] તેમાં પણ કોઈ પ્રકારનું કર્મ કરતી વેળા 'આ એક કર્મ નિત્ય હશે કે જ્ઞાનજનક હોઈને કામ્ય હશે!' એવા પ્રકારનો જો સંશય ન થાય, તો જ તે કર્મ ઉત્તમ સિદ્ધિને આપે છે;[2] પરંતુ તેવા પ્રકારનો જો સંશય થાય, તો પછી કોઈ એક પુરુષે પરબ્રહ્મને ઉદ્દેશીને કરેલું જ્ઞાનજનક કર્મ પણ નિત્યવિધિરૂપ જ ઠરે. આ વિષયમાં પ્રમાણ અને યુક્તિ એ બન્ને હેતુઓ દર્શાવીને હું તારી પાસે વર્ણન કરું છું, તું સાંભળ.[3] કેટલાએક (મીમાંસક) આચાર્યો કહે છે કે, આ જન્મમાં કરેલો અથવા જન્માંતરમાં કરેલો પુરુષાર્થ જ જગતના કોઈ પણ કાર્યનું કારણ છે; કેટલાએક (દૈવજ્ઞ) આચાર્યો કહે છે કે, દૈવ જ (શુભ–અશુભ ગ્રહો અથવા કાળ) કર્મનું કારણ છે; કેટલાએક સ્વભાવવાદી (શૂન્યવાદી બૌદ્ધ અથવા લૌકાયતિક કે ચાર્વાક) આચાર્યો કહે છે કે, સ્વભાવ જ કર્મનું કારણ છે; કેટલાએક વિદ્વાનો કહે છે કે, પુરુષાર્થ અને દૈવ એ બન્ને કર્મનું કારણ છે અને સ્વભાવને અનુસરીને તેઓ (દૈવ અને પુરુષાર્થ) કર્મનાં ફળને આપે છે; કેટલાએક વિદ્વાનો કહે છે કે, દૈવ, પુરુષાર્થ અને સ્વભાવ એ ત્રણે મળીને એક કાર્યને ઉત્પન્ન કરે છે, પણ તે કાર્ય ઉત્પન્ન થતી વેળા તે ત્રણમાંથી કોઈ એક જ કારણનું પ્રાધાન્ય હોય છે અને બીજા કેટલાએક મતવાદીઓ (સ્યાદ્વાદને પ્રધાન માનનારા જૈનો) કહે છે કે, ઘટાદિ પ્રત્યેક કાર્યના વિષયમાં આવી સાત ભંગીઓ હોય છે: સ્વાંશસત્તા,[1] પરાંશ અભાવ,[2] સ્વાંશસત્તા અને પરાંશનો અભાવ,[3] સ્વાંશસત્તા અને પ્રત્યેક પદાર્થમાં રહેલા અનંત ધર્મોની દૃષ્ટિએ અમુક એક જ ધર્મ છે એમ કહેવું અશક્ય,[4] પરાંશનો અભાવ અને અનંત ધર્મોની દૃષ્ટિએ અમુક એક જ ધર્મ છે, એમ કહેવું અશક્ય,[5] સ્વાંશસત્તા, પરાંશભાવ અને અનંત ધર્મોની દૃષ્ટિએ અમુક એક જ ધર્મ છે, એમ કહેવું અશક્ય[6] અને અનંત ધર્મોની દૃષ્ટિએ અમુક એક જ ધર્મ છે, એમ કહેવું અશક્ય[7]–આ સાત ભંગીઓ પ્રત્યેક કાર્યમાં રહેલી છે;+ (અને પ્રત્યેક કાર્યની ઉત્પત્તિમાં જૈનોના મત પ્રમાણે કર્મ, કાળ, નિયતિ, સ્વભાવ અને પુરુષાર્થ આ પાંચ કારણો હોય છે.) પરંતુ તત્ત્વજ્ઞાનમાં નિષ્ઠા રાખનારા બ્રહ્મવેત્તાઓ તો એમ જ કહે છે કે, સર્વ કોઈ કાર્યમાં મુખ્ય કારણ કેવળ× બ્રહ્મ જ છે.[૪–૬]

ત્રેતા, દ્વાપર અને કલિયુગમાં ઉત્પન્ન થયેલા

---

+ પ્રત્યેક પદાર્થમાં સંબંધ ધરાવનારી જૈનોની સપ્ત ભંગીઓનું વિશેષ સ્પષ્ટીકરણ આ પ્રમાણે છે:

જેમ કે ઘટની અંદર સ્વાંશસત્તાએ ઘટત્વ રહેલું છે, પણ પરાંશ–પરત્વનો અભાવ છે; તેમ જ શીતકાળમાં ઉત્પન્ન થયેલા એક ઘટની અંદર સ્વાંશ શીતકાળના ગુણોની સત્તા છે, પણ પરાંશ ઉષ્ણકાળના ગુણોનો અભાવ છે. વળી તેના તે જ ઘટમાં સ્વાંશ–ઘટત્વની સત્તા છે; પરંતુ પ્રત્યેક પદાર્થમાં અનંત ધર્મો રહેલા છે. એ દૃષ્ટિએ તે ઘટમાં અમુક જાતનો એક જ ધર્મ રહેલો છે, એમ કહી શકાય તેમ નથી. વળી તે ઘટમાં પરાંશ–પરત્વનો અભાવ છે અને અનંત ધર્મની દૃષ્ટિએ અમુક એક જ ધર્મ છે, એમ કહેવું અશક્ય છે; તેમ જ જે ઘટ શીતકાળમાં ઉત્પન્ન થયો છે, તેમાં સ્વાંશ–શીતકાળના ગુણોની સત્તા છે, પરાંશ–ઉષ્ણકાળના ગુણોનો અભાવ છે અને અનંત ધર્મોની દૃષ્ટિએ અમુક એક જ ધર્મ છે એમ કહેવું અશક્ય છે અને કેવળ અનંત ધર્મની દૃષ્ટિએ પણ તે ઘટમાં કોઈ એક જ ધર્મનું નિરૂપણ કરવું અશક્ય છે.

× વ્યવહારદૃષ્ટિએ જોતાં જણાય છે કે, પૂર્વોક્ત સર્વ મતોમાં જે મત પુરુષાર્થ, દૈવ અને સ્વભાવ એ ત્રણને પ્રત્યેક કાર્યનું કારણ માને છે તે સમુચ્ચય મત જ શ્રેષ્ઠ છે; પણ પરમાર્થદૃષ્ટિએ જોતાં એમ જ સિદ્ધ થાય છે કે, છેલ્લો બ્રહ્મનિષ્ઠ પુરુષોનો મત જ સર્વોત્તમ છે.

—નીલકંઠ

મનુષ્યો આ વૈદિક સિદ્ધાંતમાં સંશયવાળા હોય છે; પરંતુ સત્યયુગમાં ઉત્પન્ન થયેલા મનુષ્યો તપસ્વી હોય છે, અત્યંત શાંત હોય છે અને બ્રહ્મનિષ્ઠ હોય છે. (જેથી તેઓને વૈદિક મતમાં કંઈ સંશય જ થતો નથી.)[૭] સત્યયુગના સર્વ મનુષ્યો અભેદ દૃષ્ટિવાળા હોય છે; ઋગ્વેદ, સામવેદ અને યજુર્વેદને એક જ માનનારા હોય છે અને રાગદ્વેષનો ત્યાગ કરીને કેવળ જ્ઞાનની જ ઉપાસના કર્યા કરે છે.[૮] જે પુરુષ જ્ઞાનરૂપી ધર્મથી યુક્ત હોય છે અને નિયમનિષ્ઠ રહીને નિત્ય જ્ઞાનનું જ સેવન કર્યા કરે છે, તે પુરુષ પોતાના મનમાં જે જે કામનાઓની ઇચ્છા કરે છે, તે તે સર્વને તે દ્વારા સંપાદન કરે છે.[૯] જ્ઞાન દ્વારા મનુષ્ય પરબ્રહ્મને પ્રાપ્ત કરે છે, એટલું જ નહિ પણ તેવો જ્ઞાની મનુષ્ય કેવળ બ્રહ્મસ્વરૂપ થઈને નૂતન જગતરચના પણ કરી શકે છે અને સર્વ પ્રાણીઓનો પ્રભુ થાય છે.[૧૦] વેદદ્રષ્ટા વિદ્વાનો કહે છે કે, બ્રહ્મનું જ્ઞાન સંપાદન કરવું, એ મહા ગહન કાર્ય છે; તોપણ વેદોક્ત કર્મકાંડમાં બ્રહ્મના સ્વરૂપનું વર્ણન કરવામાં આવ્યું છે અને ઉપનિષદ આદિ વેદાંતોમાં તો બ્રહ્મના સ્વરૂપનું સ્પષ્ટ રીતે વર્ણન કરવામાં આવ્યું છે, જેથી ભાવનાત્મક યોગધર્મ દ્વારા મનુષ્ય પરબ્રહ્મને પામી શકે છે.[૧૧] ક્ષત્રિયો પશુઓની હિંસાવાળા યજ્ઞો કરીને બ્રહ્મનું ઉપાસન કરે છે, વૈશ્યો હવિષ્-પદાર્થોનો હોમ કરીને બ્રહ્મનું આરાધન કરે છે, શૂદ્રો ત્રણે વર્ણોની સેવા કરીને પરબ્રહ્મનું સેવન કરે છે અને બ્રાહ્મણો જપરૂપી યજ્ઞ કરીને પરમાત્માનું પૂજન કરે છે.[૧૨] જે બ્રાહ્મણ પોતાનાં ધાર્મિક કાર્યોમાં એકનિષ્ઠ રહીને વેદનો સ્વાધ્યાય કર્યા કરે છે, તે જ ખરો બ્રાહ્મણ છે અને તેવો બ્રાહ્મણ સર્વના તરફ મિત્રભાવ રાખીને વેદોક્ત કર્મ કરે અથવા તો ન કરે; તોપણ તે બ્રહ્મસ્વરૂપ જ કહેવાય છે.[૧૩] પૂર્વે ત્રેતાયુગના આરંભમાં વેદો, યજ્ઞો અને વર્ણાશ્રમો કેવળ અવિચ્છિન્ન રીતે સ્થિતિ કરી રહ્યા હતા; પરંતુ દ્વાપરયુગનો જ્યારે આરંભ થયો, ત્યારે સર્વ મનુષ્યોના આયુષની ક્ષીણતાને લીધે તેઓનો હ્રાસ થવા લાગ્યો.[૧૪] પછી દ્વાપરયુગના મધ્યમાં તથા કળિયુગના આરંભમાં તે વેદાદિકનો નાશ થવા લાગ્યો અને કળિયુગના અંતમાં તો કોઈ કોઈ સ્થળે જ તેઓનાં દર્શન થશે અને કોઈ કોઈ સ્થળે તેઓ જોવામાં પણ નહિ આવે.[૧૫] આ કળિયુગમાં અધર્મથી ગ્રસ્ત થયેલા સર્વ વર્ણાશ્રમધર્મો પ્રતિદિન નાશ પામતા જાય છે અને ગાયોના, પૃથ્વીના તથા ઔષધિઓના રસકસનો પણ ઉચ્છેદ થતો જાય છે,[૧૬] એટલું જ નહિ પણ વેદોનો, વેદધર્મોનો તથા સર્વ આશ્રમોનો અધર્મને લીધે તિરોભાવ થતો જાય છે અને સ્વધર્મમાં નિષ્ઠા રાખનારા દ્વિજાતિઓ પણ સ્થાવરજંગમ પ્રાણીઓનો વેપાર કરે છે. (યજ્ઞનાં ફળ વેચે છે અને પગાર લઈને વેદાધ્યયન કરાવે છે.)[૧૭] જેમ વૃષ્ટિ પૃથ્વી પર ઉત્પન્ન થનારાં પ્રાણીમાત્રને પુષ્ટ કરે છે, તેમ વેદો પણ પોતાનું અધ્યયન કરનારા પુરુષનાં પ્રત્યેક યૌગિક અંગોને યુગે યુગે પુષ્ટ કરે છે. (અર્થાત્ વેદાધ્યયન કરનાર પુરુષનાં યમનિયમાદિ યૌગિક અંગો પુષ્ટ થતાં જાય છે.) આ રીતની કાળની વિચિત્રતા, કે જે આદિ અને અંત વિનાની છે તથા સર્વ પ્રજાઓને ઉત્પન્ન કરી રહી છે અને સંહારી રહી છે, તે વિષે મેં તને પ્રથમ જ કહ્યું છે.[૧૮-૧૯] ખરેખર, આ કાળ જ પ્રાણીઓની ઉત્પત્તિ, પાલન તથા સંહારરૂપ છે અને તે જ સર્વનો અંતર્યામી છે, જેમાં સુખદુઃખાદિ દ્વંદ્વોના સંબંધવાળાં સર્વ પ્રાણીઓ બ્રહ્મભાવે સ્થિતિ કરી રહે છે.[૨૦]

હે તાત! જગતની ઉત્પત્તિ, કાળ, ધારણા, વેદ, કર્તા, કાર્ય અને ક્રિયાનું ફળ-આ સર્વના સંબંધમાં તેં મને જે પ્રશ્ન પૂછ્યો હતો, તેનો મેં તને ઉત્તર આપ્યો છે.[૨૧]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'વ્યાસશુકસંવાદ-સાંખ્યસિદ્ધાંત અને યુગધર્મ' નામનો અધ્યાય ૨૩૮મો સમાપ્ત

## અધ્યાય ૨૩૯ મો

### વ્યાસશુકસંવાદ (ચાલુ)-આત્માનું સ્વરૂપ

॥ भीष्म उवाच ॥

इत्युक्तोऽभिप्रशस्यैतत् परमर्षेस्तु शासनम्।
मोक्षधर्मार्थसंयुक्तमिदं प्रष्टुं प्रचक्रमे ॥ १ ॥

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર! મહર્ષિ વ્યાસે એ પ્રમાણે ઉપદેશ આપ્યો, એટલે તેમના ઉપદેશની પ્રશંસા કરીને શુકદેવે મોક્ષધર્મના અર્થ સાથે

સંબંધ ધરાવનારો આવો પ્રશ્ન પૂછવા માંડ્યો.[૧]

શુકદેવે પૂછ્યું : જે પુરુષ બુદ્ધિમાન હોય, વેદકુશળ હોય, યજ્ઞશીલ હોય, જ્ઞાનસંપન્ન હોય અને અસૂયાથી રહિત હોય, તે પુરુષ પ્રત્યક્ષ અને અનુમાનથી નહિ જણાયેલા તથા વેદે પણ નહિ દર્શાવેલા પરબ્રહ્મને કેવી રીતે પામી શકે?[૨] હું તમને પૂછું છું કે, તપશ્ચર્યા કરવાથી બ્રહ્મની પ્રાપ્તિ થાય છે? બ્રહ્મચર્ય પાળવાથી બ્રહ્મની પ્રાપ્તિ થાય છે? સર્વનો ત્યાગ કરી સંન્યાસી થઈ જવાથી બ્રહ્મ મેળવી શકાય છે? અથવા બુદ્ધિનો, સાંખ્યનો કે યોગનો આશ્રય કરવાથી પરબ્રહ્મને પામી શકાય છે?[૩] વળી જે ઉપાયની યોજના કરવાથી પુરુષો મનની તથા ઇંદ્રિયોની એકાગ્રતા મેળવી શકે, તે ઉપાય પણ મને કહો.[૪]

વ્યાસે કહ્યું : હે પુત્ર! વિદ્યા અને તપનો આશ્રય કર્યા વિના, ઇંદ્રિયોનો નિગ્રહ કર્યા વિના અને સર્વનો ત્યાગ કર્યા વિના પુરુષ સિદ્ધિને મેળવી શકતો નથી.*[૫] આ સર્વ મહાભૂતો, સ્વયંભૂ બ્રહ્મદેવની આદ્યસૃષ્ટિ છે અને તે સૃષ્ટિ સર્વ જીનસમુદાયના મધ્યમાં, જેઓ દેહાભિમાની છે તેઓને આત્મારૂપે જણાય છે. (અર્થાત્ મૂઢ જીવો આ ભૌતિક સૃષ્ટિને આત્મસ્વરૂપે જુએ છે.)[૬] પ્રાણીમાત્રનું શરીર પૃથ્વીમાંથી ઉત્પન્ન થાય છે અને તેમાં રસનો ભાગ જળમાંથી ઉત્પન્ન થાય છે, એ નેત્રો તેજમાંથી ઉત્પન્ન થાય છે, પ્રાણ, અપાન વગેરે વાયુઓ વાયુમાંથી ઉત્પન્ન થાય છે અને પોલાણનો ભાગ આકાશમાંથી ઉત્પન્ન થાય છે.[૭] વળી પ્રાણીની ચરણ ઇંદ્રિયનો અધિષ્ઠાયક દેવ વિષ્ણુ છે, હસ્ત ઇંદ્રિયનો અધિષ્ઠાયક દેવ ઇંદ્ર છે, જે ભોજન કરવાની ઇચ્છા કરે છે તે અગ્નિદેવ ઉદરના ભાગનો અધિષ્ઠાતા છે, એ કાનની અંદર રહેલી શ્રોત્ર ઇંદ્રિયની દેવતા દિશાઓ છે અને જીહવાસ્થાને રહેલી વાક્ઇંદ્રિયની દેવતા સરસ્વતી છે;[૮] તેમ જ કર્ણ, ત્વચા, ચક્ષુ, જીહ્વા અને પાંચમી નાસિકા આ સર્વ જ્ઞાનેંદ્રિયો કહેવાય છે અને તે સર્વ વિષયોને ગ્રહણ કરવા માટે શરીરનાં દ્વારો જ ગણાય છે.×[૯] શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આ પાંચે ઇંદ્રિયોના વિષયો છે અને તેઓ ઇંદ્રિયોથી સદાય ભિન્ન જ છે, એમ સમજવું.[૧૦] જેમ એક સારથિ ઘોડાઓને વશ રાખે છે, તેમ મન ઇંદ્રિયોને વશ રાખે છે અને પોતાની ઇચ્છાનુસાર વિષયો તરફ દોડાવે છે; તેમ જ હૃદયનો આશ્રય કરી રહેલો ભૂતાત્મા જીવ મનને પોતાના વશમાં રાખીને તે તે ઇંદ્રિય તરફ દોડાવે છે.[૧૧] મન સર્વ ઇંદ્રિયોને વશ રાખવામા તથા છૂટી મૂકી દેવામાં સમર્થ છે અને મનને સ્વાધીન રાખવામાં તથા છૂટું મૂકી દેવામાં બુદ્ધિરૂપી ઉપાધિવાળો જીવ સમર્થ છે; અર્થાત્ ઇંદ્રિયો મનને અધીન છે અને મન ભૂતાત્મા જીવને અધીન છે.[૧૨] ઇંદ્રિયો, ઇંદ્રિયોના વિષયો, સ્વભાવ (શીત, ઉષ્ણ આદિ ધર્મ), ચેતના (બુદ્ધિની વૃત્તિ), મન, પ્રાણ, અપાન અને જીવ આ સર્વ પદાર્થો પ્રાણીઓની હૃદયગુહામાં સર્વદા નિવાસ કરી રહ્યા છે.[૧૩] +બુદ્ધિનો આશ્રય દેહ થઈ શકે તેમ નથી. (કેમ કે સ્વપ્નમાં દેખાતા દેહની પેઠે જાગ્રત અવસ્થામાં દેખાતો દેહ પણ કેવળ આભાસમાત્ર જ છે.) તેમ જ ચેતના પણ બુદ્ધિનો આશ્રય થઈ શકે તેમ નથી; (કેમ કે ચેતના સંગ અને વિકારથી રહિત છે.) માટે સિદ્ધ થાય છે કે, ત્રિગુણાત્મિકા મૂલપ્રકૃતિ જ માત્ર શબ્દસ્વરૂપ એવી બુદ્ધિનો આશ્રય છે અને વાસના બુદ્ધિને જ ઉત્પન્ન કરે છે, પણ સત્ત્વાદિક ત્રણ ગુણોને કદી ઉત્પન્ન કરી શકતી નથી.[૧૪] એ પ્રમાણે પંચમહાભૂતાદિ સોળ વિકારોથી વીંટાયેલા સત્તરમા આત્માને પોતાના દેહની અંદર જ રહેલો જાણીને બુદ્ધિમાન બ્રાહ્મણ પોતાના મન દ્વારા બુદ્ધિની અંદર જ તેનાં દર્શન કરે છે.[૧૫] આ

* આ શ્લોકમાં વિદ્યા, તપ, ઇંદ્રિયનિગ્રહ અને સર્વનો ત્યાગ–એ ચાર પદાર્થો દર્શાવીને ચાર આશ્રમધર્મોનું સૂચન કર્યું છે; અર્થાત્ બ્રહ્મચર્યાશ્રમ પાળીને વિદ્યા મેળવવી, ગૃહસ્થાશ્રમ પાળીને વ્રતનિયમાદિ તપ કરવું, વાનપ્રસ્થાશ્રમ પાળીને ઇંદ્રિયોનો નિગ્રહ કરવો અને સંન્યાસાશ્રમ સ્વીકારીને સર્વનો ત્યાગ કરવો.

× આ નવમા શ્લોકનો તથા ઉપરના આઠમા શ્લોકનો આશય એ છે કે, શરીરમા રહેલી ઇંદ્રિયો અને તેના તેના દેવતાઓ જ સર્વ પ્રકારનું કાર્ય કરે છે અને તેનું ફળ ભોગવે છે, જેથી આત્મા કર્તા નથી અને ભોક્તા પણ નથી.

+ અર્થાત્ કર્મના ઉદયસમયે આ સર્વ પદાર્થો સ્વપ્નની પેઠે હૃદયગુહામાંથી જ પ્રકટ થાય છે.

મહાન આત્માને ચક્ષુર્ ઇંદ્રિયથી જોઈ શકાતો નથી અથવા બીજી કોઈ પણ ઇંદ્રિયથી તેનો સાક્ષાત્કાર થઈ શકતો નથી. માત્ર મનરૂપી ઉજ્જ્વળ દીવાથી તેનો સાક્ષાત્કાર થઈ શકે છે.[૧૬] વળી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ અને સર્વ ઇંદ્રિયોથી રહિત તથા સ્થૂળ, સૂક્ષ્મ અને કારણશરીરથી રહિત એવા આ નિર્વિકાર આત્માનાં શરીરની અંદર જ દર્શન કરવાં.[૧૭] જે પુરુષ મરણધર્મવાળા પ્રત્યેક દેહને આશ્રયે રહેલા અવ્યક્તરૂપ પરમાત્માનો, ગુરુના તથા વેદનાં વાક્યોનું શ્રવણ કરવાપૂર્વક સાક્ષાત્કાર કરે છે, તે પુરુષ મરણ પછી નિર્વિશેષ બ્રહ્મભાવને પામે છે.[૧૮] અને જે બુદ્ધિમાન પુરુષો સર્વત્ર બ્રહ્મનું જ દર્શન કરી રહ્યા હોય છે, તેઓ વિદ્યાસંપન્ન અને કુળસંપન્ન એવા બ્રાહ્મણને, ગાયને, હાથીને, કૂતરાને તથા ચાંડાલને પણ એકસરખા જ જુએ છે; કેમ કે (તેઓને એવું જ્ઞાન થયેલું હોય છે કે,) સ્થાવરજંગમ સર્વ પ્રાણીઓમાં સર્વના કરતાં મહાન એવો એક જ આત્મા વસી રહ્યો છે, જેના વડે આ સમગ્ર જગત વ્યાપ્ત થઈ રહ્યું છે.[૧૯-૨૦] પ્રાણીમાત્રના આત્મારૂપી બનેલો યોગી પુરુષ સંપ્રજ્ઞાત સમાધિમાં આરૂઢ થઈને જ્યારે જોઈ શકે છે કે, 'હું એકલો જ સર્વ પ્રાણીઓમાં ઓતપ્રોત થઈ રહ્યો છું' અને અસંપ્રજ્ઞાત સમાધિમાં આરૂઢ થઈને જ્યારે જોઈ શકે છે કે, 'મારામાં જ આ સર્વ જગત ઓતપ્રોત થઈ રહ્યું છે,' ત્યારે તે પુરુષ કેવળ બ્રહ્મસ્વરૂપ જ થઈ રહે છે.[૨૧] જીવાત્માનું પ્રતિપાદન કરનારાં જેટલાં વેદવાક્યો છે, તે બધાં કેવળ પરમાત્માનું જ પ્રતિપાદન કરે છે, આમ જે પુરુષ સતત જાણે છે, (અર્થાત્ જે પુરુષને જીવાત્માનું તથા પરમાત્માનું અભેદજ્ઞાન ઉત્પન્ન થયેલું હોય છે.) તે પુરુષ મોક્ષ મેળવવા સમર્થ થઈ શકે છે;[૨૨] એટલું જ નહિ પણ આવા સર્વ ભૂતોના આત્મારૂપ થયેલા, આકાશની પેઠે સર્વવ્યાપક થયેલા, પ્રાણીમાત્રનું હિત કરનારા, દેવયાનમાર્ગ કે પિતૃયાનમાર્ગથી રહિત થયેલા અને બ્રહ્મસ્વરૂપ થવાની ઇચ્છા રાખનારા જ્ઞાની પુરુષના માર્ગમાં દેવો પણ મોહાધીન બની જાય છે.×[૨૩] જેમ પક્ષીઓની ગતિ આકાશમાં જણાતી નથી અને માછલાંઓની ગતિ જળમાં દેખાતી નથી, તેમ જ્ઞાની પુરુષોની ગતિ પણ જોવામાં આવતી નથી.[૨૪] પ્રાણીમાત્રને કાળ પોતાનામાં પોતાના સ્વરૂપે લય પમાડી દે છે; પરંતુ તે કાળ જેનામાં લય પામે છે, તેને કોઈ પણ જાણતો નથી. (અર્થાત્ જેનામાં કાળનો પણ લય થઈ જાય છે, તે જ પરબ્રહ્મ છે.)[૨૫] જે પુરુષ મુક્ત થયેલો છે, તેને ઉપરના ભાગમાં જ બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે, એમ કંઈ નથી અથવા આડાઅવળો કે ખૂણાખાંચરામાં જ બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે, એમ પણ નથી; તેમ કેવળ મધ્યભાગમાં જ બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે, એમ પણ નથી. (અર્થાત્ મુક્ત પુરુષને તો સર્વત્ર કેવળ બ્રહ્મનાં જ દર્શન થાય છે.)[૨૬] વળી મુક્ત પુરુષના આત્મામાં આ સર્વ લોકોનો અંતર્ભાવ થઈ ગયો હોય છે, જેથી આ લોકમાંહેનું કોઈ પણ બાહ્યસ્થાન તેને પ્રાપ્ત કરવા યોગ્ય રહેતું નથી. ધનુષની દોરીમાંથી છૂટેલા બાણની પેઠે કોઈ એક પ્રાણી અસ્ખલિત ગતિ કરવા માંડે અને તેનો વેગ મનના જેવો જ ઝડપદાર હોય; તોપણ જગતના કારણભૂત એવા પરબ્રહ્મના અંતને તે પામી શકે નહિ. એ પરબ્રહ્મ સૂક્ષ્મ પદાર્થના કરતાં પણ અતિશય સૂક્ષ્મ છે, સ્થૂળના કરતાં પણ અતિશય સ્થૂળ છે, સર્વ તરફ હાથપગવાળા છે, સર્વ તરફ નેત્ર, મસ્તક અને મુખવાળા છે, સર્વ તરફ કર્ણવાળા છે અને સર્વ પ્રદેશમાં વ્યાપ્ત થઈને રહેલા છે.[૨૭-૨૯] એ અવિનાશી બ્રહ્મ સૂક્ષ્મથી પણ અતિ સૂક્ષ્મ છે, મહાનથી પણ અતિ મહાન છે અને પ્રાણીમાત્રમાં સ્થિતિ કરી રહ્યા છે; છતાં જોવામાં આવતા નથી.[૩૦] અક્ષર અને ક્ષર-એવા બન્ને પ્રકારો કેવળ આત્માના જ છે. તેમાંના ક્ષર પ્રકારે સર્વ પ્રાણીઓમાં તે રહ્યો છે અને અક્ષર પ્રકારે દિવ્ય અને અમૃતસ્વરૂપ છે.[૩૧] સર્વ સ્થાવરજંગમ પ્રાણીઓનો નિયંતા, સર્વત્ર

× અર્થાત્ 'न तस्य प्राणा उत्क्रामन्त्यत्रैव समवनीयन्ते ब्रह्मैव सन् ब्रह्माप्येति।' જ્ઞાની પુરુષના પ્રાણ ક્યાંય પણ બહાર જતા નથી; પરંતુ આત્મામાં જ એકાત્મતાને પામીને લીન થઈ જાય છે અને તે પુરુષ બ્રહ્મરૂપ થઈને જ બ્રહ્મને પામે છે.' આ શ્રુતિવાક્યાનુસાર કેવળ બ્રહ્મસ્વરૂપ થયેલા જ્ઞાની પુરુષના માર્ગને (ગતિને) બિચારા દેવો ક્યાંથી જાણી શકે કે, આ પુરુષ દેવયાન માર્ગે ગયો કે પિતૃયાનમાર્ગે?

'સ્થિર રહેનારો' અને ઉપાધિના દોષોથી મુક્ત એવો પણ આત્મા નવ દ્વારવાળા શરીરરૂપી નગરમાં દાખલ થઈને જ્યાંત્યાં ×ગતિ કરી રહ્યો છે.[૩૨] તત્ત્વવેત્તાઓ કહે છે કે, આત્મા અજન્મા છે, તોપણ મહદાદિ નવ પદાર્થો સંબંધી ગતિ, સુખીત્વ, દુઃખીત્વ, મનુષ્યત્વ, પક્ષીત્વ અને વૃક્ષત્વ વગેરેનો સ્વીકાર કરીને 'હંસ' (જીવ) કહેવાય છે.[૩૩] આ રીતે હંસ શબ્દથી કહેવાતા અક્ષરાત્મા જીવને કૂટસ્થ અને અવિનાશી સ્વરૂપે જાણનારો વિદ્વાન પુરુષ અંતે અક્ષરસ્વરૂપ તે પરમાત્માનો સાક્ષાત્કાર કરીને જન્મમરણથી મુક્ત થાય છે.[૩૪]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'વ્યાસશુકસંવાદ–આત્માનું સ્વરૂપ' નામનો અધ્યાય ૨૩૯ મો સમાપ્ત

# અધ્યાય ૨૪૦મો

## વ્યાસશુકસંવાદ (ચાલુ)–યોગ દ્વારા મુક્તિ

॥ વ્યાસ ઉવાચ ॥

**पृच्छतस्तव सत्पुत्र यथावदिह तत्त्वतः ।**
**सांख्यज्ञानेन संयुक्तं यदेतत् कीर्तितं मया ॥१॥**

વ્યાસે કહ્યું : હે સત્પુત્ર! તેં મને જે પ્રશ્ન પૂછ્યો હતો, તેનો મેં સાંખ્યજ્ઞાનની સાથે યથાવત્ ઉત્તર આપ્યો છે.[૧] તો હવે સમગ્ર યોગકૃત્યનું હું તારી પાસે વર્ણન કરું છું, તેનું તું શ્રવણ કર. હે તાત! ઇંદ્રિયો અને મનને કેવળ બુદ્ધિસ્વરૂપ બનાવી દીધા પછી તે બુદ્ધિનો પણ જે નિરોધ કરવો, તેને સર્વવ્યાપક એવા આત્માનું સર્વોત્તમ જ્ઞાન કહે છે. પુરુષે ચિત્તનો જય કરીને, બાહ્ય ઇંદ્રિયોને વશ કરીને, ધ્યાનાવસ્થામાં મગ્ન બનીને, આત્મા ઉપર જ પ્રીતિ રાખીને, શાસ્ત્રના તત્ત્વને જાણીને તથા યમનિયમાદિ પવિત્ર કર્મોમાં આસક્ત રહીને (ગુરુના મુખથી) તે આત્મજ્ઞાન જાણવું જોઈએ. વિદ્વાનો કહે છે કે, આ ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કર્યા પહેલાં કામ, ક્રોધ, લોભ, ભય અને નિદ્રા–આ પાંચ દોષોનો નાશ કરવો જોઈએ. તેમાંના ક્રોધને શાંતિથી જીતી શકાય છે, કામને સંકલ્પના ત્યાગથી જીતી શકાય છે, નિદ્રાને બુદ્ધિથી અર્થોનું પરિશીલન કરવા વડે જીતી શકાય છે અને શિશ્ન (ગુહ્ય ઇંદ્રિય) તથા ઉદરના વેગને ધીરજથી જીતી શકાય છે; તેમ જ ધીર એવા યોગીપુરુષે ચક્ષુનો ઉપયોગ કરીને પોતાના હાથપગનું (કંટકાદિકથી) રક્ષણ કરવું, ચક્ષુ અને શ્રોત્રનું મન દ્વારા રક્ષણ કરવું, મન અને વાણીનું યજ્ઞાદિ કર્મો કરીને રક્ષણ કરવું, પ્રમાદના ત્યાગપૂર્વક ભયનો ત્યાગ કરવો અને જ્ઞાની પુરુષોનું સેવન કરીને દંભનો ત્યાગ કરવો. આ પ્રમાણે નિત્ય સાવધાન થઈને યોગમાં વિઘ્ન કરનારા દોષોનો જય કરવો, અગ્નિનું તથા બ્રાહ્મણોનું પૂજન કરવું અને દેવતાઓને પ્રણામ કરવા.[૨-૮] વળી યોગમાર્ગનો આશ્રય કરનારા પુરુષે હિંસાથી યુક્ત અને મનને વ્યગ્ર કરનારી કામપ્રધાન વાણી (વિષયવાસનાને જાગ્રત કરનારી વાણી) બોલવી નહિ. બ્રહ્મ એ કેવળ પ્રકાશમય છે, સર્વના બીજરૂપ છે અને આ સમગ્ર જગત એ બીજનો જ સાર છે;[૯] કેમ કે જગતરૂપે પ્રકટ થયેલા એ બ્રહ્મના વિચારમાત્રથી જ આ સ્થાવરજંગમ ભૂતસમુદાય ઉત્પન્ન થયો છે;* માટે એ બ્રહ્મનું ધ્યાન કરવાથી, વેદનું અધ્યયન કરવાથી, દાન આપવાથી, સત્ય બોલવાથી, લજ્જા ધારણ કરવાથી, સરળતા રાખવાથી, ક્ષમા દાખવવાથી, પવિત્રતા જાળવવાથી, આચારશુદ્ધિ પાળવાથી અને ઇંદ્રિયોનો નિગ્રહ કરવાથી તેજની વૃદ્ધિ થાય છે અને પાપોનો નાશ થાય છે.[૧૦/૧૧] જે પુરુષ સર્વ પ્રાણીઓ ઉપર રાગદ્વેષથી રહિત થયેલો હોય છે અને દૈવેચ્છાએ પ્રાપ્ત થતા લાભથી સંતોષ રાખે છે, તે પુરુષના સર્વ મનોરથો સિદ્ધ થાય છે અને આત્મજ્ઞાનનો તેને લાભ થાય છે.[૧૨] પાપનો નાશ કરનાર, આહારનો નિયમ કરનાર અને ઇંદ્રિયોનો જય કરનાર તેજસ્વી પુરુષે કામ તથા ક્રોધને વશ કર્યા પછી જ પ્રકૃતિને વશ કરવાની ઇચ્છા કરવી.[૧૩]

× અર્થાત્ આત્મા ગતિથી રહિત છે, છતાં મહત્તત્ત્વ, અહંકાર, પાંચ તન્માત્રા, અવિદ્યા અને કર્મ–આ નવ પ્રકારનાં દ્વારવાળા શરીરરૂપી નગરમાં દાખલ થઈને સંસારના ફેરામાં ફર્યા કરે છે.

* શ્રુતિ પણ એમ જ કહે છે કે, 'स देव सौम्येदमग्र आसीत् तदैक्षत एकोऽहं बहु स्याम्।' સૃષ્ટિની પૂર્વે કેવળ એક બ્રહ્મ જ હતું. તે સમયે તેણે વિચાર કર્યો કે, 'હું એક જ છું માટે અનેકરૂપે થાઉં.' આવો વિચાર થતાં જ જગત ઉત્પન્ન થયું.

યોગીપુરુષે બરાબર સાવધાન થઈને મન તથા ઇંદ્રિયોને જ પ્રથમ એકાગ્ર કરવી અને પછી રાત્રિના પૂર્વભાગમાં તથા ઉત્તરભાગમાં મનને બુદ્ધિની અંદર ધારણ કરવું. (અર્થાત્ સંપલ્પવિકલ્પાત્મક મનનો નિરોધ કરીને સમાધિનિષ્ઠ થવું.)[૧૪] પ્રત્યેક પાંચ ઇંદ્રિયવાળા પ્રાણીની તે તે ઇંદ્રિય, એક જાતનું છિદ્ર જ કહેવાય છે, જેથી ઇંદ્રિયોનો વિરોધ નહિ કરનારા પુરુષની બુદ્ધિ, ચામડાની પખાલના છિદ્રમાંથી જેમ જળ વહી જાય છે, તેમ ઇંદ્રિયરૂપી છિદ્રદ્વારા વિષય તરફ વહી જાય છે. (માટે બુદ્ધિનો નિરોધ કરવા માટે પ્રથમ ઇંદ્રિયોનો નિગ્રહ કરવો તે આવશ્યક છે.)[૧૫] જેમ એક મચ્છીમાર પોતાની જાળને કાપી શકે તેવાં માછલાંઓને પ્રથમ પકડી લે છે, તેમ યોગવેત્તા પુરુષે પણ પ્રથમ મનને વશ કરવું અને પછી શ્રોત્ર, ચક્ષુ, જીહ્વા તથા ઘ્રાણ વગેરે ઇંદ્રિયોને વશ કરવી. (અર્થાત્ મનના નિગ્રહ-પૂર્વક જ ઇંદ્રિયોનો નિગ્રહ કરવો.)[૧૬] યોગીએ પોતાની સર્વ ઇંદ્રિયોને વશ કરીને મનની અંદર સ્થાપવી અને સર્વ સંકલ્પોના ત્યાગપૂર્વક મનનો નિગ્રહ કરીને તેને બુદ્ધિની અંદર સ્થાપવું;[૧૭] પરંતુ ધ્યેયવસ્તુનું અનુસંધાન કર્યા પછી જ યોગીએ પોતાની પાંચે ઇંદ્રિયોને મનની અંદર સ્થિર કરવી અને પછી મન સહિત તે ઇંદ્રિયોને બુદ્ધિની અંદર સ્થિર કરવી.[૧૮] આ રીતે જ્યારે ઇંદ્રિયોનો નિરોધ કરવામાં આવે છે, ત્યારે તે ઇંદ્રિયો અને મન પોતાની મેળે જ લય પામી જઈને સંકલ્પથી ઉત્પન્ન થનારી મલિનતાનો ત્યાગ કરી દે છે અને તે સમયે નિર્ધૂમ અગ્નિની પેઠે પ્રદીપ્ત કાંતિવાળો, સૂર્ય સમાન તેજસ્વી અને આકાશમાં પ્રકાશતા વીજળીના અગ્નિ જેવો દેદીપ્યમાન બ્રહ્મસ્વરૂપ આત્મા બુદ્ધિસત્ત્વમાં પ્રકાશે છે. એ આત્મા સર્વસ્વરૂપ છે અને સર્વવ્યાપક છે, જેથી સર્વત્ર દેખાય છે.[૧૯-૨૦] જે મહાત્મા બ્રાહ્મણો બુદ્ધિમાન હોય છે, ધૈર્યસંપન્ન હોય છે, મોટા જ્ઞાની હોય છે અને સર્વ પ્રાણીઓનું હિત કરવામાં આસક્ત હોય છે, તેઓ જ એ આત્માનાં દર્શન કરી શકે છે.[૨૧] આ રીતે તીક્ષ્ણ નિયમો પાળીને તથા એકાંત પ્રદેશમાં એકલા બેસીને માત્ર છ માસ પર્યંત યોગસાધના કરનારો યોગીપુરુષ અક્ષર બ્રહ્મના સારૂપ્યને પામે છે;[૨૨] પરંતુ એ યોગમાર્ગમાં અનેક પ્રકારનાં વિઘ્નો ઉપસ્થિત થાય છે; જેવાં કે, કોઈ સમયે ચિત્તને મોહ થઈ જાય છે, કોઈ સમયે વૃત્તિનો વિક્ષેપ થઈ જાય છે, કોઈ સમયે ધ્યાન જ થઈ શકતું નથી, કોઈ વખતે યોગના બળથી દિવ્ય ગંધ, દિવ્ય શ્રવણ અને દિવ્ય પદાર્થોનું દર્શન થાય છે, કોઈ સમયે અદ્ભુત રસનો, અદ્ભુત સ્પર્શનો, અદ્ભુત શીતલતાનો તથા અદ્ભુત ઉષ્ણતાનો અનુભવ થાય છે, કોઈ સમયે પોતાની આકૃતિ વાયુના જેવી થઈ જાય છે (જેથી આકાશગમન અને અદર્શનસિદ્ધિ પ્રાપ્ત થાય છે), કોઈ સમયે સમગ્ર શાસ્ત્રીય અર્થનું ભાન થાય છે અને કોઈ સમયે દિવ્ય સ્ત્રી વગેરેની પણ પ્રાપ્તિ થાય છે. આ સર્વ પદાર્થો પોતાના યોગબળથી પ્રાપ્ત થાય; તોપણ તત્ત્વવેત્તા યોગીએ તેઓનો અનાદર કરવો અને પોતાની બુદ્ધિમાં જ તે સર્વનો ઉપસંહાર કરવો.[૨૩-૨૪] મનનશીલ યોગીએ પર્વતના શિખર ઉપર બાંધેલા મૂળવાળા વૃક્ષ પાસે અથવા હરકોઈ વૃક્ષની નીચે બેસીને પ્રાતઃકાળે, પૂર્વરાત્રિએ તથા પાછલી રાત્રિએ નિયમપૂર્વક યોગસાધના કરવી.[૨૫] જેમ દ્રવ્યસંગ્રહ કરનારો પુરુષ નિત્ય દ્રવ્યનું જ ચિંતન કરે છે, તેમ યોગીએ સર્વ ઇંદ્રિયોને વશ કરીને હૃદયકમળમાં એકાગ્રતાપૂર્વક આત્મવસ્તુનું ચિંતન કરવું અને યોગમાર્ગથી મનને ઉદ્વિગ્ન થવા દેવું નહિ.[૨૬] જે કોઈ ઉપાયથી પોતાના ચંચલ મનને વશ કરી શકાય તે ઉપાયનું યોગીએ સેવન કરવું, પણ તે ઉપાયથી ચલાયમાન થવું નહિ.[૨૭] મનને એકાગ્ર કરી જાણનારા યોગી પુરુષે પર્વતની શૂન્ય ગુફાઓમાં, દેવતાઓનાં મંદિરોમાં અથવા શૂન્ય ગૃહોમાં નિવાસ કરવાનો પ્રયત્ન કરવો.[૨૮] વળી તેણે મન, વચન કે કર્મથી કોઈનો પણ સંગ કરવો નહિ, સર્વના તરફ ઉપેક્ષા રાખવી, નિયમપૂર્વક આહાર લેવો અને લાભ તથા હાનિ થતાં પણ સમભાવ રાખવો;[૨૯] કોઈ મનુષ્ય પોતાની પ્રશંસા કરે અથવા કોઈ મનુષ્ય પોતાની નિંદા કરે, તો પ્રશંસા કરનારનું શુભ થાય, એવો વિચાર કરવો નહિ અને નિંદા કરનારનું અશુભ થાય, એવો પણ વિચાર કરવો નહિ;[૩૦] તેમ જ લાભ થતાં હર્ષ પામવો નહિ, હાનિ થતાં કોઈ જાતનો વિચાર કરવો નહિ, સર્વ પ્રાણીઓ ઉપર સમદૃષ્ટિ રાખવી અને

વાયુની પેઠે નિર્લેપ રહેવું.[૩૧] આ રીતે છ માસ પર્યંત યોગસાધના કરીને સ્વસ્થચિત્ત થયેલા અને સર્વત્ર સમદૃષ્ટિ રાખનારા સાધુપુરુષને ૐકારરૂપ શબ્દબ્રહ્મનો સંપૂર્ણ સાક્ષાત્કાર થાય છે.[૩૨] જગતની સર્વ પ્રજાઓને ધનાદિક માટે દુઃખી થતી જોઈ. વિરક્ત પુરુષે સુવર્ણને, માટીનાં ઢેફાંને તથા પથ્થરને સમાન ગણીને ધનાદિકના ઉપાર્જનથી વિરામ પામવું અને મોહનો ત્યાગ કરવો.[૩૩] (ધર્મની ઇચ્છા રાખનારો) પુરુષ ભલે પછી શૂદ્ર જાતિનો હોય અને ધર્મની ઇચ્છા રાખનારી કોઈ સ્ત્રી હોય; તોપણ આ યોગમાર્ગનો આશ્રય કરીને તેઓ પરમ ગતિને પામી શકે છે.[×૩૪] મનને વશ કરનારો યોગીપુરુષ નિશ્ચલ એવી ઇંદ્રિયોથી મુક્ત એવા જે સ્વરૂપનો પોતાની બુદ્ધિમાં સાક્ષાત્કાર કરે છે, તે જ સ્વરૂપ જન્મહીન છે. પૂર્વકાળમાં પણ નવું જ છે, સર્વ વિકારોથી રહિત છે, સદાકાળ એકરૂપ છે, સૂક્ષ્મના કરતાં પણ સૂક્ષ્મ છે, મહાનના કરતાં પણ મહાન છે અને બુદ્ધિરૂપ ઉપાધિથી મુક્ત છે.[૩૫]

ભીષ્મે કહ્યું: મહાત્મા મહર્ષિએ કહેલા આ વચનને શબ્દાર્થપૂર્વક સારી રીતે જાણીને તથા મનથી તેનો વિચાર કરીને બુદ્ધિમાન પુરુષો શાસ્ત્રપ્રસિદ્ધ એવી બ્રહ્મદેવની સમાનતાને પામે છે અને સૃષ્ટિના મહાપ્રલય પર્યંત બ્રહ્મલોકમાં નિવાસ કરીને અંતે બ્રહ્મદેવની સાથે જ મુક્ત થાય છે.[૩૬]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'વ્યાસશુકસંવાદ–યોગ દ્વારા મુક્તિ' નામનો અધ્યાય ૨૪૦મો સમાપ્ત

× અર્થાત્ 'तत्त्वमसि' આદિ વૈદિક વાક્યોના અર્થવિચારરૂપી સાંખ્યશાસ્ત્રમાં (વેદાંતમાં) ત્રણ વર્ણોને જ અધિકાર છે; પણ મનનો નિરોધ કરવારૂપ આ યોગમાર્ગમાં સ્ત્રીશૂદ્રાદિ સર્વ કોઈને અધિકાર છે.

—નીલકંઠ

# અધ્યાય ૨૪૧ મો

## વ્યાસશુકસંવાદ (ચાલુ)–કર્મ ને જ્ઞાનનું ફળ

॥ शुक उवाच ॥

यदिदं वेदवचनं कुरु कर्म त्यजेति च।
कां दिशं विद्यया यांति कां च गच्छंति कर्मणा॥

શુકદેવે પૂછ્યું: હે પિતા! વેદમાં 'તું કર્મ કર,' એમ કહેવામાં આવ્યું છે અને વળી 'તું કર્મનો ત્યાગ કર,' એમ પણ કહેવામાં આવ્યું છે, તો કર્મનો ત્યાગ કરી કેવળ જ્ઞાનનો જ આશ્રય કરનારા પુરુષો કેવી ગતિને પામે છે તેમ જ કેવળ કર્મનો જ આશ્રય કરનારા પુરુષો કેવી ગતિને પામે છે, એ સાંભળવાની મને ઇચ્છા છે, માટે તે મને કહો; કેમ કે એ બન્ને માર્ગો પરસ્પર વિષમ અને પ્રતિકૂળ જણાય છે.[૧-૨]

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર! પોતાના પુત્રે એ પ્રમાણે પૂછ્યું, એટલે પરાશરના પુત્ર વેદવ્યાસે તેનો આ પ્રમાણે ઉત્તર આપ્યો:

આ જગતમાં કર્મ અને જ્ઞાન નામના બે માર્ગો છે, તેમાંનો કર્મમાર્ગ નાશવંત છે અને જ્ઞાનમાર્ગ અવિનાશી છે. હે પુત્ર! કર્મનો ત્યાગ કરી કેવળ જ્ઞાનનો જ આશ્રય કરનારા પુરુષો કેવી ગતિને પામે છે અને કેવળ કર્મમાર્ગનો જ આશ્રય કરનારા પુરુષો કેવી ગતિને પામે છે, એ વિષે હું તને કહું છું, તું એકચિત્ત થઈને સાંભળ. કર્મમાર્ગ અને જ્ઞાનમાર્ગ વચ્ચે આકાશના જેવું મહાવિશાળ અંતર રહેલું છે.[૩-૪] ધર્મનું અસ્તિત્વ છે, છતાં કોઈ એક નાસ્તિક પુરુષ કહે કે, 'ધર્મ નથી.' તે ઉપરથી એક આસ્તિક પક્ષને જેટલું દુઃખ ઉત્પન્ન થાય, તેટલું જ દુઃખ તારા આ પ્રશ્ન ઉપરથી મને ઉત્પન્ન થાય છે.[૫] જેમાં વેદ પ્રતિષ્ઠા પામ્યા છે એવા બે માર્ગ છે. એક પ્રવૃત્તિલક્ષણમાર્ગ અને બીજો સારી રીતે કહેવાયેલો નિવૃત્તિલક્ષણમાર્ગ.[૬] કર્મ કરવાથી પ્રાણી સંસારમાં બંધાય છે અને જ્ઞાનનું સેવન કરવાથી સંસારથી મુક્ત થાય છે, માટે જ તત્ત્વદ્રષ્ટા યોગીપુરુષો કર્મ કરતા નથી.[૭*] કર્મ કરવાથી સોળ

* યોગીપુરુષો કર્મ કરતા નથી અર્થાત્ જ્ઞાની પુરુષો કોઈ જાતનું કામ્યકર્મ કરતા નથી, પણ નિત્યકર્મ તો કરે જ છે.

તત્ત્વોરૂપી આ શરીર મરણ પછી પુનઃ પુનઃ પ્રાપ્ત થાય છે, પણ જ્ઞાનનો આશ્રય કરવાથી નિત્ય અને દ્વૈતભાવથી રહિત એવી તત્ત્વવસ્તુનો સાક્ષાત્કાર થાય છે.[૮] કેટલાએક અલ્પબુદ્ધિવાળા પુરુષો કર્મની જ પ્રશંસા કરે છે અને તે તે કર્મો દ્વારા સ્ત્રીપુત્રાદિને રંજન કરીને સેંકડો શરીરોને પામ્યા કરે છે; અર્થાત્ જન્મમરણના ફેરામાં ફર્યા કરે છે.[૯] જે પુરુષો જ્ઞાનરૂપી પરાબુદ્ધિને પામી ચૂકયા છે અને ધર્મના તાત્ત્વિક સ્વરૂપને જોઈ શકયા છે, તેઓ નદીનું જળપાન કરનારો પુરુષ જેમ કૂવાની પ્રશંસા કરતો નથી, તેમ કર્મની પ્રશંસા કરતા નથી.[૧૦] પુરુષ કર્મનું આચરણ કરીને સુખદુઃખ કે જન્મમરણરૂપી ફળને પ્રાપ્ત કરે છે, પણ જ્ઞાનનું સેવન કરીને મનુષ્ય એવા ઉત્તમ સ્થાનને પ્રાપ્ત કરે છે, કે જ્યાં જઈ ને કદી શોકાકુલ જ થતો નથી.[૧૧] વળી જ્યાં ગયા પછી મરણ થતું નથી, જન્મ થતો નથી, પુનર્જન્મ રહેતો નથી અને પુનરાવૃત્તિ પણ થતી નથી;[૧૨] કેમ કે તે પરબ્રહ્મ અવ્યક્ત છે, અચળ છે, કૂટસ્થ છે, અવિસ્પષ્ટ છે, પરિશ્રમ વિના પ્રાપ્ય છે, અહંકારથી ભિન્ન છે અને દ્વૈતભાવથી રહિત છે. (જેથી તેને પામેલો પણ તે જ સ્થિતિને પામે છે.)[૧૩] આ બ્રહ્મસારૂપ્યને પામેલા પુરુષો સુખદુઃખાદિ દ્વંદ્વોથી પીડા પામતા નથી, માનસિક સંકલ્પોમાં સપડાતા નથી, પ્રાણીમાત્ર પર સમભાવ રાખે છે, સર્વના તરફ મિત્રભાવે વર્તે છે અને સર્વ કોઈનું હિત કરવામાં આસક્ત રહે છે.[૧૪] હે તાત! કેવળ જ્ઞાનમય બની ગયેલા પુરુષનું સ્વરૂપ કંઈક જુદું જ હોય છે અને કેવળ કર્મમય બની ગયેલા પુરુષનું સ્વરૂપ પણ જુદું જ હોય છે. તારે જાણવું કે, કર્મમય બની ગયેલા પુરુષોનું ઐશ્વર્ય અમાવાસ્યાને દિવસે સૂક્ષ્મકલાથી અવશેષ રહેલા ચંદ્રમાના જેવું છે.[૧૫] આ વાતનું ઋષિ–વેદે વિસ્તારથી વર્ણન[+] કરેલું છે. વળી આકાશમાં ઊગેલા, સૂતરના વક્રતંતુના જેવા દેખાતા પ્રતિપદાના ચંદ્રને જોઈ ને પણ કર્મમય થયેલા પુરુષોની સ્થિતિનું અનુમાન કરી શકાય છે. (અર્થાત્ જેમ કર્મ કરવાને ઉદય પામેલો પ્રતિપદાનો ચંદ્ર પ્રતિદિન એક એક કલાથી વૃદ્ધિ પામીને અંતે માત્ર એક જ કલાથી અવશેષ રહે છે, તેમ સંસારમાં આવીને કર્મ કરવા તત્પર થયેલો પુરુષ પણ વૃદ્ધિ ક્ષયને પામીને અંતે સંસારમાં જ આવી પડે છે.)[૧૬] હે તાત! અગિયાર ઇંદ્રિયોરૂપી વિકારવાળો અને કર્મરૂપી કળાઓના ભારથી ભરપૂર થયેલો આ મૂર્તિમાન દેહ કેવળ ત્રિગુણાત્મક કર્મના જ ફળરૂપે છે, એમ તારે જાણવું.[૧૭] અને તે દેહમાં કમળના પત્રની અંદર રહેલા જળબિંદુની પેઠે નિર્લેપ અવસ્થાએ રહેલો જે ચૈતન્યપ્રકાશ છે, તેને જ તારે ક્ષેત્રજ્ઞ જાણવો, જે ક્ષેત્રજ્ઞ યોગમાર્ગ દ્વારા ચિત્તનો જય કરી શકે છે![૧૮] તારે જાણવું કે, તમોગુણ, રજોગુણ અને સત્ત્વગુણ એ ત્રણ જ જીવના (જ્ઞાનેંદ્રિય સહિત બુદ્ધિપદાર્થના–વિજ્ઞાનમય કોશના) ગુણરૂપ છે. (અર્થાત્ ત્રણ ગુણો કર્તૃત્વાદિ ધર્મને ધારણ કરનારા છે, આત્મા તો તે ધર્મથી મુક્ત જ છે.) જીવ આત્માના ગુણવાળો છે (અર્થાત્ ચૈતન્યયુક્ત છે) અને તે ચૈતન્ય જ પરમાત્માના જ્ઞાન, ઐશ્વર્ય વગેરે ગુણોથી યુક્ત છે.[×૧૯] શરીરપદાર્થનું જ્ઞાન ધરાવનારા વિદ્વાનો કહે છે કે, પ્રાણીમાત્રનું શરીર જીવના ચૈતન્યગુણથી યુક્ત થયેલું છે, જેથી જણાય છે કે શરીર ચેષ્ટા કરે છે; પણ વસ્તુતઃ તેમ નથી. દેહ તો કેવળ જડ છે અને તેમાં રહેલો જીવ જ સર્વને ચેષ્ટાવાળાં કરે છે તથા જિવાડે છે. આ જીવના કરતાં પણ જે શ્રેષ્ઠ છે તે જ પરમાત્મા છે, જેણે સાતે ભુવનોની રચના કરી છે.[૨૦]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'વ્યાસશુકસંવાદ-બ્રહ્મચારીના ધર્મ' નામનો અધ્યાય ૨૪૧ મો સમાપ્ત

## અધ્યાય ૨૪૨ મો

### વ્યાસશુકસંવાદ (ચાલુ)-બ્રહ્મચારીના ધર્મ

॥ शुक उवाच ॥

क्षरात्प्रभृति यः सर्गः सगुणानीन्द्रियाणि च ।
बुद्ध्यैश्वर्यातिसर्गोऽयं प्रधानश्चात्मनः श्रुतम् ॥१॥

શુકદેવે પૂછયું : હે પિતા! પ્રકૃતિથી આરંભીને છેક મહાભૂત પર્યંતની ચોવીસ તત્ત્વમય જે

+ અર્થાત્ ઋષિ યાજ્ઞવલ્કયે પોતાના બૃહદારણ્યક ઉપનિષદમાં આ વિષયનું વિસ્તારપૂર્વક વર્ણન કરેલું છે.

× કહેવાનો આશય એ છે કે, પોતાનામાં કેવળ મિથ્યાત્વરૂપે જણાતા અચૈતન્યાંશનો ત્યાગ કરીને જીવાત્મા પરમાત્મા થઈ શકે છે.

સૃષ્ટિ તે ઈશ્વરની સૃષ્ટિ છે અને તે સૃષ્ટિ બંધનહેતુક નહિ હોવાને લીધે સાધારણ ગણાય છે; પણ વિષયો, ઇંદ્રિયો અને બુદ્ધિના સામર્થ્યથી ઉત્પન્ન થયેલી જીવની સૃષ્ટિ અસાધારણ ગણાય છે; કેમકે તે સૃષ્ટિ બંધનનું કારણ થઈ પડે છે. આ વાત તમારી પાસેથી મેં સાંભળી;[1] તોપણ હું સાંભળવા ઇચ્છું છું કે, આ જગતમાં સત્પુરુષોનો આચાર તે તે સમયને અનુસરીને કેવો હોય છે?[2] વળી વેદમાં કહેવામાં આવેલાં 'તું કર્મ કર અને કર્મનો ત્યાગ કર' આવાં વિરુદ્ધ વચનોની પરસ્પર સંગતિને હું કેવી રીતે જાણી શકું? માટે તેનું પણ તમે વ્યાખ્યાન કરો.[3] હું તમારા જેવા ગુરુના ઉપદેશથી પવિત્ર થઈને લોકરીતિના તત્ત્વને જાણીશ, મારી બુદ્ધિને સંસ્કારવાળી કરીશ અને દેહાભિમાનનો ત્યાગ કરીને અવિનાશી આત્માનાં દર્શન કરીશ.[4]

વ્યાસે કહ્યું: બ્રહ્મદેવે પોતે પ્રથમથી જે આચારનું વિધાન કર્યું છે, તે જ આચારને અતિ પ્રાચીનકાળના શ્રેષ્ઠ મહર્ષિઓએ પોતાના વર્તનમાં મૂકયો છે અને તે મહર્ષિઓએ યાવજ્જીવન બ્રહ્મચર્યવ્રત પાળીને દિવ્ય લોકોને જીત્યા છે; માટે પોતાનું કલ્યાણ કરવા ઇચ્છનારા પુરુષે પ્રથમ બ્રહ્મચર્યવ્રત પાળવું, પછી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરીને યજ્ઞયાગ કરવા અને પછી વનમાં નિવાસ કરી ફળ-મૂળનો આહાર કરવો, મહાપ્રચંડ તપશ્ચર્યા કરવી, પવિત્ર સ્થાનોમાં વિચરવું અને કોઈ પણ પ્રાણીની હિંસા કરવી નહિ.[5-7] આ રીતે વાનપ્રસ્થાશ્રમ પાળ્યા પછી સંન્યાસી થઈને ધુમાડાથી રહિત થયેલા અને મુશળનો શબ્દ જ્યાં ન સંભળાતો હોય, તેવા ઘરથી યોગ્ય સમયે ભિક્ષા લાવવી અને તેના પર પોતાનો નિર્વાહ કરવો, જેથી પુરુષ બ્રહ્મભાવને પામી શકે છે.[8] હે પુત્ર! તું પણ સ્તુતિ, નમસ્કાર, શુભ અને અશુભનો ત્યાગ કરીને અરણ્યમાં એકલો વિચર અને જે કંઈ મળી આવે તેનું ભોજન કરીને તૃપ્ત રહે.[9]

શુકદેવે પૂછ્યું: (તમે કહો છો તે તો યોગ્ય છે, પણ) લોકો કહે છે કે, 'કર્મ કરવાં અને ન કરવાં' એ વેદવાકયો પરસ્પર વિરુદ્ધ છે, તેનું કેમ? આ બન્ને વાકયો પ્રમાણ હોય કે અપ્રમાણ હોય, પણ પરસ્પર વિરુદ્ધ હોવાને લીધે તેઓને શાસ્ત્ર તરીકે કેમ કહી શકાય?[10] અથવા તેઓ બન્નેને પ્રમાણ તરીકે કેમ માની શકાય? વળી કર્મોનો વિરોધ કર્યા વિના મોક્ષપ્રાપ્તિ કેવી રીતે થઈ શકે, એ સાભળવાની મને ઇચ્છા છે.[11]

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર! પોતાના પુત્રે એ પ્રમાણે કહ્યું, એટલે ગંધવતીના પુત્ર વ્યાસઋષિએ મહાતેજસ્વી એવા પોતાના પુત્રના વાકયની પ્રશંસા કરીને તેને આ પ્રમાણે કહ્યું.[12]

વ્યાસે કહ્યું: બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ કે સંન્યાસી એ સર્વ આશ્રમીઓ પોતપોતાના આશ્રમધર્મનું જો પાલન કરે છે, તો પરમ ગતિને પામી શકે છે;[13] તેમ જ કોઈ એક જ પુરુષ રાગ-દ્વેષનો ત્યાગ કરીને તથા શાસ્ત્રવિધિને અનુસરીને આ ચારે આશ્રમોનું અનુક્રમે પાલન કરે છે, તો તે પુરુષ પણ પરબ્રહ્મનું જ્ઞાન કરવા માટે યોગ્ય થઈ શકે છે.[14] આ ચાર આશ્રમરૂપી ચાર પગથિયાંવાળી એક નિસરણી છે અને તે નિસરણી પરબ્રહ્મરૂપી ઉપરના માળે પહોંચાડનારી છે; માટે એ નિસરણી ઉપર ચડીને પુરુષ બ્રહ્મલોકમાં પૂજાય છે.[15] ધર્મના અર્થને જાણનારા પુરુષે આયુષના પ્રથમ ચતુર્થાંશ સુધી બ્રહ્મચર્ય પાળવું જોઈએ અને અસૂયાનો ત્યાગ કરીને ગુરુની પાસે અથવા ગુરુના પુત્રની પાસે વસવું જોઈએ.[16] (ગુરુકુળમાં નિવાસ કરનારા) બ્રહ્મચારીએ ગુરુના સૂતા પછી સૂવું જોઈએ, ગુરુના ઊઠ્યા પહેલાં ઊઠવું જોઈએ અને પછી શિષ્ય કે દાસને ઘટે તેવું હરકોઈ કાર્ય કરવું જોઈએ.[17] પોતાને જે કાર્ય સોંપવામાં આવ્યાં હોય તે સર્વ કાર્ય ચપળતાથી પૂરાં કરીને ગુરુની પાસે જઈને ઊભા રહેવું, તેમના દાસ થઈને રહેવું, તેમનાં સર્વ કાર્યો કરવા અને સર્વ કાર્યમાં કુશળ થવું.[18] પોતાનું કલ્યાણ ઇચ્છનારા બ્રહ્મચારીએ ગુરુનાં સર્વ કાર્યો સંપૂર્ણ કર્યા પછી તેમની પાસે અધ્યયન કરવું, ચાલાક થવું, અપશબ્દો બોલવા નહિ અને ગુરુ બોલાવે કે તુરત જ તેમની પાસે હાજર થવું.[19] પવિત્ર, ચતુર, ગુણવાન અને જિતેંદ્રિય એવા બ્રહ્મચારીએ વચ્ચે વચ્ચે ગુરુને પ્રિય લાગે તેવું ભાષણ કરવું અને વ્યગ્ર થયા વિના ગુરુ સામે જોવું.[20] ગુરુએ જ્યાં સુધી ભોજન કર્યું ન હોય, ત્યાં સુધી ભોજન કરવું નહિ; ગુરુએ

જળપાન કર્યું ન હોય, ત્યા સુધી જળ પીવુ નહિ, ગુરુ જ્યા સુધી ઊભા હોય, ત્યા સુધી બેસવુ નહિ અને ગુરુ સૂતા ન હોય, ત્યા સુધી સૂવુ નહિ[૨૧] (વદન કરતી વખતે) પોતાના બન્ને હાથ ચત્તા રાખીને ગુરુના બન્ને ચરણનો ધીમેથી સ્પર્શ કરવો અને તેમા પણ જમણા હાથથી જમણા પગનો જ સ્પર્શ કરવો અને ડાબા હાથથી ડાબા પગનો જ સ્પર્શ કરવો.[૨૨] એ પ્રમાણે ગુરુને વદન કર્યા પછી કહેવુ કે, 'હે ભગવન્! મને સ્વાધ્યાયપાઠ આપો હે ભગવન્! આપની આજ્ઞાનુસાર હું સર્વ કાર્ય કરીશ અને અમુક કામ તો મે આપની આજ્ઞા પ્રમાણે જ કર્યુ છે. હે બ્રહ્મન્! હવે પછી પણ આપ જે આજ્ઞા કરશો તે હું કરીશ.' આ રીતે ગુરુને નિવેદન કરીને તેમની અનુજ્ઞા પ્રમાણે જ સર્વ કાર્યો કરવા, પોતે જે કાર્ય કરવા ધાર્યું હોય અને જે કાર્ય કર્યું હોય, તે સર્વ ગુરુને નિવેદન કરવું, તેમ જ એ બ્રહ્મચારીએ જાતજાતની સુગધીનુ કે રસોનુ કદી પણ સેવન કરવું નહિ,[૨૩–૨૫] કેમ કે ધર્મશાસ્ત્રમા એવો નિશ્ચય કરવામા આવ્યો છે કે, બ્રહ્મચર્યના અતે સમાવર્તનસસ્કાર થઈ ગયા પછી જ દ્વિજાતિ પુરુષ સુગધી પદાર્થોનું તથા રસોનું સેવન કરી શકે છે વળી આ સિવાયના બીજા જે જે બ્રહ્મચારીના નિયમોનુ શાસ્ત્રમા વિસ્તારથી વર્ણન કરવામા આવ્યુ છે, તે સર્વનુ બ્રહ્મચારીએ નિત્ય પાલન કરવું અને બ્રહ્મચર્યના પાલન પર્યંત હમેશા ગુરુની સમીપમા જ રહેવું. આ રીતે પોતાની શક્તિ પ્રમાણે ગુરુને પ્રસન્ન કરીને સમાવર્તનસસ્કાર કરવા અને પછી બ્રહ્મચર્યવ્રત પૂર્ણ થાય અને આયુષ્યનો ચોથો ભાગ વ્યતીત થાય, એટલે ગુરુને દક્ષિણા આપીને ગૃહસ્થાશ્રમમા પ્રવેશ કરવો તથા તે આશ્રમના કર્મો પ્રમાણે વર્તવુ.[૨૬–૨૯] ગૃહાશ્રમમા દાખલ થતી વેળા ધર્માનુસાર મળેલી સ્ત્રી સાથે લગ્ન કરીને અગ્નિહોત્રનો સ્વીકાર કરવો અને પછી ગૃહસ્થના વ્રતોનુ પાલન કરવાપૂર્વક આયુષના બીજા ભાગ પર્યંત ગૃહસ્થી રહેવુ.[૩૦]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમા 'વ્યાસશુકસવાદ–બ્રહ્મચારીના ધર્મ' નામનો અધ્યાય ૨૪૨ મો સમાપ્ત

# અધ્યાય ૨૪૩ મો

## વ્યાસશુકસંવાદ (ચાલુ)–ગૃહસ્થધર્મ

॥ व्यास उवाच ॥

**द्वितीयमायुषो भागं गृहमेधी गृहे वसेत्।**
**धर्मलब्धैर्युतो दारैरग्नीनाहृत्य सुव्रतः ॥ १ ॥**

વ્યાસે કહ્યું : હે પુત્ર! આયુષના બીજા ભાગ સુધી ગૃહસ્થાશ્રમી રહીને ગૃહમા જ નિવાસ કરવો અને તે સમયે ધર્માનુસાર મળેલી સ્ત્રી સાથે રહીને અગ્નિહોત્રનો સ્વીકાર કરવો તથા ઉત્તમ પ્રકારના વ્રતો પાળવા.[૧] વિદ્વાનો કહે છે કે, ગૃહસ્થોએ કુસૂલ ધાન્ય,* કુભધાન્ય, અશ્વસ્તન અને કાપોતી આ ચાર પ્રકારની આજીવિકાઓમાથી કોઈએક આજીવિકાનો આશ્રય કરીને પોતાનો નિર્વાહ ચલાવવો આ ચાર પ્રકારની આજીવિકાઓમા પ્રથમના કરતા બીજી શ્રેષ્ઠ છે, બીજીના કરતા ત્રીજી શ્રેષ્ઠ છે, ત્રીજીના કરતા ચોથી શ્રેષ્ઠ છે અને તે તે ઉત્તરોત્તરની આજીવિકાનો આશ્રય કરનારો પુરુષ ધર્મદૃષ્ટિએ ઘણો જ ઉત્તમ ગણાય છે.[૨-૩] જે ગૃહસ્થ પૂર્વોક્ત કુસૂલધાન્યવૃત્તિનો આશ્રય કરનારો હોય, તેણે યજન–યાજન, અધ્યયન–અધ્યાપન, દાન અને પ્રતિગ્રહ–એ છયે કર્મો કરવામા તત્પર રહેવુ, કુંભધાન્યવૃત્તિનો આશ્રય કરનારા ગૃહસ્થે યજન, અધ્યયન અને દાન–એ ત્રણે કર્મો કરવા અશ્વસ્તન વૃત્તિનો આશ્રય કરનારા ગૃહસ્થે દાન અને અધ્યયન એ બે કર્મો જ કરવા અને છેલ્લી કાપોતીવૃત્તિનો આશ્રય કરનારા ગૃહસ્થે કેવળ અધ્યયનકર્મ જ કર્યા કરવુ.[૪] વિદ્વાનોએ ગૃહસ્થાશ્રમીને પાળવાના મોટા વ્રતો ધર્મશાસ્ત્રમા કહ્યા છે, જેવા કે ગૃહસ્થે દેવ,

* કુસૂલધાન્ય એટલે એક કોઠી ભરાય તેટલુ ધાન્ય એકઠુ કરીને તે વડે પોતાના કુટુમ્બનો નિર્વાહ કરવો તે પ્રથમ આજીવિકા છે કુભધાન્ય એટલે એક ઘડો ભરાય તેટલુ ધાન્ય એકઠુ કરીને તે વડે નિર્વાહ કરવો અને તે ધાન્ય થઈ રહે એટલે તેટલાનો જ સગ્રહ કરવો તે બીજી આજીવિકા છે અશ્વસ્તન એટલે માત્ર એક દિવસ ચાલે તેટલા ધાન્યનો સગ્રહ કરવો અને આવતી કાલને માટે નિશ્ચિત રહેવુ, તે ત્રીજી આજીવિકા છે અને કાપોતીવૃત્તિ એટલે ખળામાથી ખેડૂતો ધાન્ય ઉપાડી જાય તે પછી ત્યા પડેલા દાણા વીણી લાવીને આજીવિકા ચલાવવી, તે ચોથો પ્રકાર છે અને તે સર્વોત્તમ છે.

પિતૃ અને અતિથિના નિમિત્ત વિના કેવળ પોતાને માટે જ અન્ન પકાવવુ નહિ, શ્રાદ્ધાદિ નિમિત્ત વિના વ્યર્થ પશુહિંસા કરવી નહિ, યજ્ઞ કે શ્રાદ્ધના નિમિત્તે પણ બકરું વગેરે પ્રાણીનો તથા અશ્વત્થ (પીપળો) વગેરે વનસ્પતિનો યજુર્વેદના મંત્રોથી સંસ્કાર કર્યા પછી જ વધ કરવો, (અને તે પણ કેવળ યજ્ઞાદિના નિમિત્તે જ કરવો.) પણ પોતાના ભક્ષણ નિમિત્તે કરવો નહિ દિવસે નિદ્રા કરવી નહિ, પૂર્વરાત્રિએ અને પાછલી રાત્રીએ પણ સૂઈ રહેવું નહિ, બે વખત જ ભોજન કરવુ, પણ તેની વચ્ચે ત્રીજી વખત જમવુ નહિ, ઋતુકાળ વિના સ્ત્રી સાથે મૈથુન કરવુ નહિ; પોતાને ઘેર આવેલા બ્રાહ્મણને ભોજન વિના રાખવો નહિ, પોતાને ઘેર આવેલા બ્રાહ્મણને અપૂજ્ય રાખવો નહિ; અતિથિઓનો સત્કાર કરવો અને જે બ્રાહ્મણો દેવોનું તથા પિતૃઓનુ અન્ન જમી શકે તેવા હોય, વેદસ્નાતક, વિદ્યાસ્નાતક અને વ્રતસ્નાતક હોય, વેદનો સ્વાધ્યાય કરનારા હોય, વેદમા પારગત થયેલા હોય, સ્વધર્માનુસાર આજીવિકા ચલાવનારા હોય, દમગુણને ધારણ કરનારા હોય, ક્રિયાનિષ્ઠ હોય અને તપસ્વી હોય, તેઓને જ દેવનિમિત્તે અથવા પિતૃનિમિત્તે ભોજન કરાવવુ, એવો શાસ્ત્રનો વિધિ છે[૫-૯] વળી ગૃહસ્થના અન્નમા કેવળ દંભને માટે જ નખ અને ૫ચકેશ રાખનારાનો, (ઉદરપોષણ માટે) સ્વધર્મનો ઉપદેશ આપનારાનો, અવિધિપૂર્વક અગ્નિહોત્રનો ત્યાગ કરનારાનો તથા ગુરુનું અપ્રિય કરનારા પાપી પુરુષનો પણ સવિભાગ છે; માટે ગૃહસ્થે પોતાના અન્નમાં સર્વ પ્રાણીઓનો સંવિભાગ સમજીને યથાશક્તિ અન્નદાન કરવુ, તેમ જ પાક નહિ કરનારા બ્રહ્મચારીઓને તથા સંન્યાસીઓને પણ ગૃહસ્થે અન્ન વગેરે અર્પણ કરવુ.[૧૦-૧૧] વળી ગૃહસ્થે હમેશા વૈશ્વદેવ કરીને વિઘસાશી થવું અને અમૃતભોજન કરવુ; કેમ કે યજ્ઞ કરતા શેષ રહેલુ અન્ન તે 'અમૃત' કહેવાય છે અને તેનુ ભોજન હવિષની તુલ્ય ગણાય છે.[૧૨] જે ગૃહસ્થ પોતાના પોષ્યવર્ગને ભોજન કરાવ્યા પછી અવશેષ રહેલા અન્નનુ ભોજન કરે છે, તે 'વિઘસાશી' કહેવાય છે, (અને યજ્ઞ કરતા શેષ રહેલા અન્નનુ ભોજન કરે છે, તે અમૃતાશી કહેવાય છે.) કેમ કે પોષ્યવર્ગને આપતા બાકી રહેલું અન્ન 'વિઘસ' કહેવાય છે અને યજ્ઞ કરતાં શેષ રહેલું અન્ન 'અમૃત' કહેવાય છે.[૧૩] ગૃહસ્થે પોતાની પરિણીતા સ્ત્રી ઉપર જ આસક્તિ રાખવી, દમગુણને ધારણ કરવો, અસૂયાનો ત્યાગ કરવો, ઇંદ્રિયોને જીતવી અને ઋત્વિજ, પુરોહિત, આચાર્ય, મામા, અતિથિ, આશ્રિત. વૃદ્ધ, બાળક, રોગી, વૈદ્ય, જ્ઞાતિલા સબંધી, બાધવ, માતાપિતા, સગોત્રી સ્ત્રીઓ, ભાઈ, પુત્ર, સ્ત્રી, પુત્રી અને દાસવર્ગની સાથે કદી વિવાદ કરવો નહિ; કેમ કે એ બધાની સાથે વિવાદ નહિ કરનારો પુરુષ સર્વ પાપોથી મુક્ત થાય છે, એટલું જ નહિ પણ એ આચાર્ય વગેરેની ઇચ્છાનુસાર વર્તનારો પુરુષ સ્વર્ગાદિ સર્વ લોકોને જીતી લે છે, એમા કઈ સંશય નથી; કારણ કે આચાર્ય બ્રહ્મલોકનો અધિપતિ છે, પિતા પ્રજાપતિલોકનો પ્રભુ છે, અતિથિ ઇંદ્રલોકનો અધિપતિ છે, ઋત્વિજો દેવલોકના સ્વામી છે, સગોત્રી સ્ત્રીઓ અપ્સરાઓના લોકની અધિષ્ઠાત્રી છે. જ્ઞાતિલાઓ વિશ્વેદેવાના લોકના અધિષ્ઠાયક છે, સંબંધીઓ તથા બાધવો સર્વ દિશાઓના અધિષ્ઠાયક છે, માતા અને મામા પૃથ્વીલોકના અધિષ્ઠાયક છે અને વૃદ્ધો, બાળકો, રોગીઓ તથા દુર્બળો આકાશ ઉપર સત્તા ધરાવનારા છે×[૧૪-૧૯] પોતાનો મોટો ભાઈ પિતા તુલ્ય ગણાય છે, સ્ત્રી અને પુત્ર પોતાનું અંગ જ ગણાય છે, દાસવર્ગ પોતાની છાયા ગણાય છે અને દીકરી અત્યત દીન ગણાય છે,[૨૦] માટે તેઓ કદી તિરસ્કાર કરે; તોપણ મનમા સતાપ કર્યા વિના સર્વ સહન કરવું. આ રીતે પોતાના ગૃહસ્થધર્મમાં પરાયણ રહેવુ, વિદ્યાસંપન્ન થવું, ધર્મશીલ થવું અને દુઃખનો જય કરવો.[૨૧] કોઈ પણ ધર્મનિષ્ઠ

× કહેવાનો ભાવ એ છે કે, આચાર્યને પ્રસન્ન કરવાથી બ્રહ્મલોકમા જવાય છે, પિતાને પ્રસન્ન કરવાથી પ્રજાપતિલોકમા જવાય છે, અતિથિને પ્રસન્ન કરવાથી ઇંદ્રલોક મળે છે, ઋત્વિજોને પ્રસન્ન કરવાથી દેવલોક મળે છે, સગોત્રની સ્ત્રીઓને પ્રસન્ન કરવાથી અપ્સરાઓનો લોક મળે છે, જ્ઞાતિઓને પ્રસન્ન કરવાથી વિશ્વેદેવાનો લોક મળે છે, સબધીઓને તથા બાધવોને પ્રસન્ન કરવાથી દિશાઓની પ્રાપ્તિ થાય છે, માતાને તથા મામાને પ્રસન્ન કરવાથી પૃથ્વીલોકની પ્રાપ્તિ થાય છે અને વૃદ્ધો, બાળકો, રોગીઓ તથા દુર્બળોને પ્રસન્ન કરવાથી આકાશલોકની પ્રાપ્તિ થાય છે

ગૃહસ્થે દ્રવ્યપ્રાપ્તિની આશાથી બંધાઈને કર્મ કરવાં નહિ. ગૃહસ્થપુરુષની ત્રણ પ્રકારની (કુંભધાન્ય, ઉંછશીલ અને કાપોતી) જે આજીવિકાઓ છે, તેમાં પ્રથમના કરતાં બીજી શ્રેષ્ઠ છે અને બીજીના કરતાં ત્રીજી શ્રેષ્ઠ છે,[૨૨] તેમ જ ચાર આશ્રમોમાં પણ પૂર્વ પૂર્વના કરતાં ઉત્તર ઉત્તરનો આશ્રમ શ્રેષ્ઠ છે; માટે પોતાનું શ્રેય ઇચ્છનારા પુરુષે તે તે સર્વ શાસ્ત્રોક્ત નિયમોનું બરાબર રીતે પાલન કરવું.[૨૩] જે રાષ્ટ્રમાં કુંભધાન્ય, ઉંછશીલ અને કાપોતી-વૃત્તિનો આશ્રય કરનારા સુપાત્ર ગૃહસ્થો નિવાસ કરે છે, તે રાષ્ટ્રની પ્રતિદિન વૃદ્ધિ થતી જાય છે,[૨૪] તેમ જ જે પુરુષ આ ગૃહસ્થની વૃત્તિઓનું ઉત્સાહ પૂર્વક અનુશીલન કરે છે, તે પુરુષ પોતાના દશ પૂર્વજોને તથા દશ પાછળના વંશજોને પવિત્ર કરે છે;[૨૫] એટલું જ નહિ પણ તે પુરુષ માંધાતા વગેરે ચક્રવર્તીઓના જેવી ગતિને પામે છે અથવા જિતેંદ્રિય પુરુષોને પ્રાપ્ત થનારી ગતિને પામે છે, એમ શાસ્ત્રકારો કહે છે.[૨૬] ઉદાર મનના ગૃહસ્થ પુરુષોને વેદમાં વર્ણવેલો રમણીય સ્વર્ગલોક પ્રાપ્ત થાય છે કે, જે હિતકારી હોઈને અનેક વિમાનોથી ભરપૂર છે.[૨૭] અંતઃકરણને વશ રાખનારા ગૃહસ્થોની સ્થિતિ સ્વર્ગલોકમાં જ થાય છે અને સ્વર્ગપ્રાપ્તિના કારણભૂત આ ગૃહસ્થાશ્રમનું બ્રહ્મદેવે પોતે જ વિધાન કર્યું છે, માટે અનુક્રમે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરીને પુરુષ સ્વર્ગલોકમાં પૂજાય છે.[૨૮] આ રીતે આયુષના બીજા ભાગને ગૃહસ્થાશ્રમમાં વ્યતીત કર્યા પછી ત્રીજા વાનપ્રસ્થાશ્રમમાં પ્રવેશ કરવો, કે જે વાનપ્રસ્થાશ્રમ ગૃહસ્થાશ્રમના કરતાં પણ અત્યંત શ્રેષ્ઠ છે, એમ વિદ્વાનો કહે છે. આ વાનપ્રસ્થાશ્રમ શરીરનું શોષણ કરીને કેવળ હાડકાંચામડાંને ધારણ કરનારા અને દેહાભિમાનનો ત્યાગ કરનારા વનવાસી ગૃહસ્થો માટે છે અને તે અત્યંત ઉત્તમ છે; તો હવે એ વાનપ્રસ્થાશ્રમનું હું વર્ણન કરું છું, તેને તું સાંભળ.[૨૯]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુ-શાસનપર્વમાં 'વ્યાસશુકસંવાદ-ગૃહસ્થધર્મ' નામનો અધ્યાય ૨૪૩ મો સમાપ્ત

# અધ્યાય ૨૪૪ મો

## વ્યાસશુકસંવાદ (ચાલુ)-વાનપ્રસ્થધર્મ

॥ भीष्म उवाच ॥

**प्रोक्ता गृहस्थवृत्तिस्ते विहिता यामनीषिभिः।**
**तदनंतरमुक्तं यत्तन्निबोध युधिष्ठिर ॥ १ ॥**

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિર! વિદ્વાનોએ કહેલો ગૃહસ્થધર્મનો આચાર મેં તમને કહ્યો. હવે વ્યાસે શુકદેવને તે પછી જે કંઈ કહ્યું હતું, તે હું તમને કહું છું, સાંભળો.[૧] હે પુત્ર! સ્ત્રીના સંયોગથી ખેદ પામેલા અને તેથી જ અનુક્રમે ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને વાનપ્રસ્થ આશ્રમનો આશ્રય કરનારા પુરુષો ઉત્તમ એવી ત્રીજી વૃત્તિનો પણ ત્યાગ કરીને અર્થાત્ ત્રીજી કાપોતીવૃત્તિનો પણ પરિત્યાગ કરીને સર્વ લોકોને તથા સર્વ આશ્રમોને કેવળ પોતાના સ્વરૂપે જ જુએ છે, પરીક્ષાપૂર્વક પ્રવૃત્તિ કરે છે અને અરણ્યના પવિત્ર પ્રદેશોમાં નિવાસ કરે છે, તે આ વાનપ્રસ્થોના ધર્મોનુ તમે શ્રવણ કરો. તમારું કલ્યાણ થાઓ.[૨-૩]

વ્યાસે કહ્યું : હે શુક! ગૃહસ્થ પુરુષ પોતાના મસ્તક ઉપર પળિયાં આવેલાં જુએ, શરીરને કરચળીઓવાળું જુએ અને પોતાના પુત્રને ત્યાં પણ એક પુત્ર થયેલો જુએ; ત્યારે તેણે વનનો જ આશ્રય કરવો-વાનપ્રસ્થાશ્રમમાં પ્રવેશ કરવો.[૪] આયુષનો ત્રીજો ભાગ વ્યતીત થાય ત્યાંસુધી વાનપ્રસ્થ આશ્રમમાં રહેવું અને તે આશ્રમમાં રહીને પણ તેના તે જ (ગૃહસ્થાશ્રમના) અગ્નિનુ આરાધન કરવું તથા યજ્ઞયાગ કરીને દેવોનું પૂજન કરવું.[૫] વળી નિત્ય નિયમપૂર્વક આહાર કરવો, દિવસના છઠ્ઠા મુહૂર્તમાં જ ભોજન કરવું, પ્રમાદનો ત્યાગ કરવો, ગૃહસ્થાશ્રમનું જ અગ્નિહોત્ર રાખવું, ગૃહસ્થાશ્રમમાં રાખેલી ગાયોને જ સાથે રાખવી અને યજ્ઞનાં સર્વ અંગો પણ તેનાં તે જ રાખવા.[૬] આ આશ્રમમાં પણ પાંચ મહાયજ્ઞો કરવા અને હળથી ખેડ્યા વિના પાકેલા ચોખા, જવ તથા સામો વગેરે વિઘસ હવિષ્યાન્નનો જ ઉપયોગ કરવો.[૭] પૂર્વે ગૃહસ્થાશ્રમમાં જે ચાર વૃત્તિઓનું કથન કરવામાં આવ્યું છે, તે જ વૃત્તિઓનો આ વાનપ્રસ્થાશ્રમમાં પણ આશ્રય કરવો કેટલાએક વાનપ્રસ્થો દરરોજનું દરરોજ અન્ન લાવીને

નિર્વાહ કરે છે, કેટલાએક એક માસ સુધી ચાલે તેટલા અન્નનો સંચય કરે છે, કેટલાએક એક વર્ષ સુધી ચાલે તેટલા અન્નનો સંગ્રહ કરે છે અને કેટલાએક બાર વર્ષો સુધી ચાલે તેટલા અન્નનો સંગ્રહ કરે છે. આવો મોટો સંગ્રહ કરવાનું કારણ એ હોય છે કે, તે સંગ્રહમાંથી અતિથિઓનો સત્કાર થઈ શકે અને યજ્ઞયાગાદિ ધાર્મિકતંત્ર પણ ચાલી શકે![૮-૯] વાનપ્રસ્થો વર્ષાઋતુમાં ખુલ્લા પ્રદેશમાં પડી રહે છે, હેમંતઋતુમાં જળની અંદર બેસી રહે છે, ગ્રીષ્મઋતુમાં પાંચ અગ્નિ વચ્ચે તાપે છે અને સદાકાળ નિયમિત રીતે આહાર કરે છે.[૧૦] વળી કેટલાએક વાનપ્રસ્થો કેવળ પૃથ્વી ઉપર જ શયન-આસન કરે છે, કેટલાએક પગના ફણા ઉપર કે અંગૂઠા ઉપર ઊભા રહીને તપશ્ચર્યા કરે છે, કેટલાએક ઊભા રહીને અથવા એક આસને બેસી રહીને તપશ્ચર્યા કરે છે અને કેટલાએક અરણ્યના પ્રદેશમાં સ્નાનસંધ્યા કરીને જ કાળ નિર્ગમન કરે છે.[૧૧] આ સિવાય કેટલાએક વાનપ્રસ્થો દાંત વડે જ અન્નાદિકનાં ફોતરાં જુદાં પાડીને અપક્વ આહાર કરે છે, કેટલાએક વાનપ્રસ્થો પથ્થર વડે જ અન્નાદિકને કૂટીને ખાઈ જાય છે, કેટલાએક વાનપ્રસ્થો શુક્લપક્ષમાં એક જ વખત ઉકાળેલી રાબડી પીએ છે, કેટલાએક કૃષ્ણપક્ષમાં જ એક વખત રાબડી પીએ છે, કેટલાએક કેવળ આકાશવૃત્તિનો આશ્રય કરીને બેસી રહે છે અને જે કંઈ મળી આવે તે વડે પોતાનો નિર્વાહ ચલાવી લે છે અને કેટલાએક દૃઢ વ્રતવાળા વાનપ્રસ્થો ફળ, મૂળ કે પુષ્પોથી જ આજીવિકા ચલાવે છે,[૧૨-૧૩] આ રીતે વૈખાનસી સાધુવૃત્તિનો આશ્રય કરનારા વાનપ્રસ્થો ન્યાયાનુસાર પોતાની વૃત્તિ ચલાવે છે અને તે બુદ્ધિમાન વાનપ્રસ્થોમાં આ સિવાયની બીજી અનેક પ્રકારની દીક્ષાઓ અપાય છે.[૧૪] વળી ચોથો સંન્યાસાશ્રમ કે જેનું વર્ણન વેદોના ઉપનિષદ ભાગમાં મળી આવે છે, તેમાં આચરણ કરવાના શમદમાદિક ધર્મો તો ચારે આશ્રમને એકસરખા જ ઉપયોગી છે, અર્થાત્ સંન્યાસાશ્રમના શમદમાદિક ધર્મો બીજા ત્રણે આશ્રમીને પણ પાળવા યોગ્ય જ છે અને ગૃહસ્થાશ્રમમાંથી વાનપ્રસ્થાશ્રમમાં ગયેલાને માટે પણ તે ધર્મ અવશ્ય ઉપયોગી છે. માત્ર તે ઉપરાંત યજ્ઞાદિ અન્ય ધર્મોમાં જ વાનપ્રસ્થીની વિશેષ પ્રવૃત્તિ હોય છે.[૧૫] હે તાત! અગસ્ત્ય, સાત ઋષિઓ, મધુચ્છંદ, અઘમર્ષણ, સાંકૃતિ, સુદિવાતંડિ, યથાવાસ, અકૃતશ્રમ, અહોવીર્ય, કાવ્ય, તાંડ્ય, વિદ્વાન મેધાતિથિ, બળવાન કર્ણનિવાક અને ધર્મવિષયમાં પરિશ્રમ કરનાર શૂન્યપાલ-આ સર્વ તત્ત્વવેત્તા બ્રાહ્મણો આ યુગમાં જ આ ધર્મનું અનુષ્ઠાન કરીને સ્વર્ગલોકમાં ગયા છે;[૧૬-૧૮] તેમ જ હે તાત! ધર્મનું પ્રત્યક્ષ જ્ઞાન કરનારા અનેક યાયાવર(સર્વત્ર ભ્રમણ કરનારા વાનપ્રસ્થ)ના સમુદાયો તથા ધર્મના તત્ત્વાર્થનો સાક્ષાત્કાર કરનારા મહાતપસ્વી ઋષિમુનિઓ પણ આ વાનપ્રસ્થધર્મનો આશ્રય કરીને દિવ્ય ગતિને પામ્યા છે વળી તે સિવાયના બીજા અસંખ્યાત બ્રાહ્મણો, વૈખાનસો, વાલખિલ્યો અને સૈકતો-જેઓ કૃચ્છ્રચાંદ્રાયણ આદિ વ્રતોમાં પરાયણ રહીને મહાઉગ્ર દુઃખો અનુભવતા હતા, નિત્ય ધર્મશીલ ગણાતા હતા, જિતેંદ્રિય હતા અને ધર્મને પ્રત્યક્ષ રીતે જોનારા હતા, તેઓ પણ વનનો આશ્રય કરીને જ (અર્થાત્ વાનપ્રસ્થધર્મનું પાલન કરીને જ) પરમગતિને પામ્યા છે.[૧૯-૨૧] આ સર્વ વાનપ્રસ્થો નક્ષત્રો સિવાયના જ્યોતિર્ગણોરૂપે થઈને હજી સુધી પણ નિર્ભયસ્વરૂપે અંતરિક્ષમાં દેખાય છે. વાનપ્રસ્થધર્મનો આશ્રય કરનારો પુરુષ એ રીતે ધર્મપાલન કરતાં કરતાં વૃદ્ધાવસ્થાથી ક્ષીણ થતો જાય અને વ્યાધિઓથી ગ્રસ્ત થતો જાય, ત્યારે તેણે આયુષના ચતુર્થાંશના આરંભસમયે વાનપ્રસ્થાશ્રમનો ત્યાગ કરવો અને તે સમયે માત્ર એક જ દિવસમાં સાધ્ય કરાતી પ્રાજાપત્યા કે ત્રૈધાતવી નામની ઇષ્ટિ કરવી, દ્રવ્યાદિ સર્વ પદાર્થોની દક્ષિણા આપી દેવી, પોતાનો કોઈ વંશજ ન હોય, તો જીવતાં જ શ્રાદ્ધાદિ ક્રિયાઓ કરી લેવી, કેવળ આત્મામાં જ નિષ્ઠા રાખવી, આત્માની સાથે જ રમણ કરવું, પોતાના શરીરમાં જ અગ્નિહોત્રના અગ્નિનું સમારોપણ કરવું અને સર્વ પરિગ્રહોનો ત્યાગ કરી દેવો;[૨૨-૨૪] પરંતુ વૈરાગ્યની અતિશય તીવ્રતા ન હોય તો બ્રહ્મયજ્ઞો કરવા, દર્શપૌર્ણમાસ અને મિત્રવિંદ આદિ ઇષ્ટિઓ કરવી અને પોતાનામાં યોગાભ્યાસની પ્રવૃત્તિ જ્યાં સુધી ન થાય, ત્યાં સુધી એ પ્રમાણે જ કર્મપ્રવૃત્તિ કર્યા કરવી.[૨૫] વળી તેણે ગાર્હપત્ય, અન્વાહાર્ય અને

આહ્વનીય નામના ત્રણે અગ્નિઓનો વિધિપૂર્વક આત્મામા આરોપ કરવો અને પ્રાણાગ્નિહોત્રની વિધિ પ્રમાણે યજુર્વેદના મત્રોના ઉચ્ચારણપૂર્વક પાચ કે છ ગ્રાસોનુ પ્રાશન કરવુ અને તે વેળા અન્નની નિદા કરવી નહિ[26] વાનપ્રસ્થ મુનિએ તે આશ્રમના કર્મોથી પવિત્ર થયા પછી નખ, કેશ, રૂવાડા વગેરેનુ વપન કરાવીને તે આશ્રમનો ત્યાગ કરવો અને પવિત્ર એવા છેલ્લા આશ્રમમા (સન્યાસાશ્રમમા) પ્રવેશ કરવો[27] જે દ્વિજાતિ પુરુષ સર્વ પ્રાણીઓને અભય આપીને સન્યાસ લે છે, તેને મરણ પછી તેજોમય દિવ્ય લોકોની પ્રાપ્તિ થાય છે અને અતે મુક્તિ પણ મળે છે[28] સન્યાસાશ્રમમા દાખલ થઈને આત્મવેત્તા થયેલો પુરુષ સદ્વર્તન સપન્ન હોય છે, સર્વ પાપોથી મુક્ત થયેલો હોય છે, આ લોકની કે પરલોકની સ્પૃહાથી રહિત હોય છે, ક્રોધ અને મોહનો ત્યાગ કરનારો હોય છે, સધિ અને નિગ્રહથી રહિત હોય છે અને ઉદાસીન ની પેઠે વર્તન રાખનારો હોય છે[29] સન્યાસ ધારણ કરનારા પુરુષે* યમ-નિયમોનુ પાલન કરવામા કદી પ્રમાદ કરવો નહિ, સર્વના પરિત્યાગરૂપ સન્યાસવિધિના સૂત્રને અનુસરવામા તથા શિખા અને જનોઈનો જળમા ત્યાગ કરવારૂપ આહુતિ મત્રનુ અનુષ્ઠાન કરવામા પરાક્રમી થવુ, સન્યાસ ધર્મમા પરાયણ રહેવુ અને ઇદ્રિયોનો જય કરવો, કેમ કે એ પ્રમાણે વર્તવાથી આત્મવેત્તા થવાય છે અને સદ્યોમુક્તિ કે ક્રમમુક્તિ અવશ્ય મળે છે[30] વાનપ્રસ્થાશ્રમ પછીનો આ સન્યાસાશ્રમ બીજા ત્રણે આશ્રમોના કરતા અત્યત શ્રેષ્ઠ છે, સર્વ સદ્‌ગુણોથી સપન્ન છે, શમાદિક ઉત્તમ વૃત્તિઓથી યુક્ત છે અને મોક્ષનો હેતુભૂત હોઈને પરમ ઉત્કૃષ્ટ છે, માટે સર્વની પરમ ગતિરૂપ એવા તે સન્યાસાશ્રમનુ હુ વર્ણન કરુ છુ, તેનુ તુ શ્રવણ કર[31]

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમા 'વ્યાસશુકસવાદ-વાનપ્રસ્થધર્મ' નામનો અધ્યાય ૨૪૪ મો સમાપ્ત

# अध्याय २४५ मो

## વ્યાસશુકસંવાદ (ચાલુ)–સંન્યાસીનાધર્મ

॥ श्रीशुक उवाच ॥

**वर्तमानस्तथैवात्र वानप्रस्थाश्रमे यथा।**
**योक्तव्योऽत्मा कथं शक्त्या वेद्यं वै कांक्षता परम्॥**

શુકદેવે પૂછ્યુ હે તાત! પરબ્રહ્મને જાણવાની ઇચ્છાવાળા પુરુષે વાનપ્રસ્થાશ્રમમા શક્તિ પ્રમાણે વર્તન કરનારા પોતાના આત્માને પરમાત્માની સાથે કેવી રીતે યોજવો?[1]

વ્યાસે કહ્યુ હે પુત્ર! બ્રહ્મચર્યાશ્રમ અને ગૃહસ્થાશ્રમ–એ બન્ને આશ્રમોથી ચિત્તશુદ્ધિરૂપી સસ્કાર પ્રાપ્ત કરીને વનપ્રસ્થાશ્રમમા પ્રવેશ કરવો અને પછી અતિમ કર્તવ્ય શુ કરવાનુ છે, તે હુ તને કહુ છુ, તુ એકચિત્ત થઈને સાભળ[2] ચાર આશ્રમરૂપી નિસરણીના પહેલા ત્રણ પગથિયા ઉપર ચડીને પોતાના માનસિક મળનો ત્યાગ કરવો, અર્થાત ચિત્તશુદ્ધિ સપાદન કરવી અને પછી છેલ્લા સન્યાસાશ્રમરૂપી પગથિયા ઉપર ચડી જવુ, તે જ શ્રેષ્ઠ ગણાય છે[3] આ સન્યાસાશ્રમનુ હુ તારી પાસે વર્ણન કરુ છું, તેનુ તુ શ્રવણ કર અને તે પ્રમાણે વર્તન કર પુરુષે સિદ્ધિને પ્રાપ્ત કરવા માટે કોઈની પણ સહાય લીધા વિના એકલા જ રહીને યોગધર્મનુ આચરણ કરવુ,[4] કારણ કે જે પુરુષ એકલો રહીને યોગધર્મનુ આચરણ કરે છે અને તે દ્વારા આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરે છે, તે પુરુષ સર્વવ્યાપક બની ગયેલો હોવાથી કોઈ પણ પદાર્થનો ત્યાગ કરતો નથી, અર્થાત્ સર્વ પદાર્થને આત્મા સ્વરૂપે જ ગ્રહણ કરે છે અને મોક્ષસુખથી ભ્રષ્ટ થતો નથી. સન્યાસીએ અગ્નિ રાખવો નહિ, ઘર બાધી રહેવુ નહિ, ભિક્ષાને માટે કોઈ એક ગામડાનો જ આશ્રય કરવો, એક દિવસ ચાલે તેટલી જ ભિક્ષા લેવી, મુનિવ્રત ધારણ કરવુ, ચિત્તને ધ્યાનમા જ એકાગ્ર રાખવુ, અલ્પાહારી થવુ, નિયમિત આહાર કરવો, એક જ વખત ભોજન કરવુ, કાચલીનું પાન પાત્ર રાખવુ, વૃક્ષના મૂળ પાસે અનિયત નિવાસ

* યોગશાસ્ત્રકાર પતજલિ કહે છે કે

तत्राहिंसासत्यास्तेयब्रह्मचर्यापरिग्रहा यमा ।
शौचसतोषतप स्वाध्यायेश्वरप्रणिधाननियमा ॥

અહિસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ આ પાચને યમ કહેવામા આવે છે અને શૌચ સતોષ તપ, સ્વાધ્યાય અને ઈશ્વરધ્યાન–એ પાચને નિયમ કહેવામા આવે છે

કરવો, ભગવાં વસ્ત્રો પહેરવાં, એકલા વિહાર કરવો અને કોઈ પણ પ્રાણી ઉપર રાગદ્વેષ રાખવો નહિ. આટલાં સંન્યાસીનાં લક્ષણો છે.[૫-૭] જેમ ત્રાસ પામેલા હાથીઓ કોઈ એક ખાડામાં ગબડી પડીને તેમાંથી નીકળી શકતા નથી, તેમ અપશબ્દવાળી વાણી પણ સામાના મનમાં પ્રવેશ કરીને પુનઃ બોલનારની પાસે પાછી આવી શકતી નથી, આવું સમજનારા પુરુષે જ સંન્યાસાશ્રમમાં નિવાસ કરવો. (અર્થાત્ સંન્યાસી થયા પછી કોઈએ નિંદા કરી હોય, તોપણ સામે તેની નિંદા કરી શકાતી નથી.)[૮] વળી તેણે કોઈનું નિંદ્ય કૃત્ય જોવું નહિ અને નિંદ્ય ભાષણ સાંભળવું પણ નહિ, તેમ જ ખાસ કરીને બ્રાહ્મણોનું અપ્રિય તો કદી બોલવું જ નહિ.[૯] જે બોલવાથી બ્રાહ્મણોનું કુશળ થાય તેવું જ વાક્ય હમેશાં બોલવું અને સંસારરૂપી રોગને દૂર કરવા માટે જાણે પોતાની ચિકિત્સા કરતો હોય, તેમ કોઈની નિંદા થતી હોય, ત્યારે મૌનવ્રત ધારણ કરીને જ બેસી રહેવું.[૧૦] સંપ્રજ્ઞાત સમાધિમાં આરૂઢ થઈને 'હું જ આ સર્વ જગતરૂપ છું' આ પ્રમાણે જોનારા જેનાથી એકલાથી આકાશ જાણે ભરપૂર બની ગયું હોય, તેમ જણાય છે અને જેના વડે શૂન્યસ્થાન પણ મનુષ્યોથી ભરપૂર થયું હોય તેવું લાગે છે, તે પુરુષને દેવો બ્રાહ્મણ કહે છે-બ્રહ્મનિષ્ઠ કહે છે.[૧૧] જે પુરુષ જે તે વસ્ત્રથી શરીરને ઢાંકે છે, જે તે પદાર્થનું ભોજન કરીને શરીરધારણા કરે છે અને જ્યાં ત્યાં પડી રહીને કાળ નિર્ગમન કરે છે, તેને દેવો બ્રાહ્મણ કહે છે.[૧૨] જે પુરુષ સર્પોની પેઠે જનસમુદાયથી ડરે છે, નરકની પેઠે મિષ્ટાન્નજન્ય તૃપ્તિથી ભય પામે છે અને પ્રેતની પેઠે સ્ત્રીઓથી ત્રાસ પામે છે, તેને દેવો બ્રાહ્મણ કહે છે;[૧૩] તેમ જ જે પુરુષ માન પામીને હર્ષમાં આવી જતો નથી, અપમાન પામીને ક્રોધાયમાન થતો નથી અને સર્વ પ્રાણીઓને અભય આપે છે, તેને દેવો બ્રાહ્મણ કહે છે.[૧૪] સંન્યાસીએ મરણને અભિનંદન આપવું નહિ, તેમ જીવિતને પણ અભિનંદન આપવું નહિ; પણ કોઈએક સેવક પોતાના સ્વામીની આજ્ઞાની જેમ રાહ જોયા કરે છે, તેમ કાળની જ રાહ જોયા કરવી.[૧૫] તેણે પોતાના ચિત્તને દોષોથી ઘેરાઈ ગયેલું થવા દેવું નહિ, વાણીને દુષ્ટ થવા દેવી નહિ, સર્વ પાપોથી મુક્ત થવું અને કોઈના તરફ શત્રુભાવ રાખવો નહિ. આ રીતે વર્તવાથી તેને કોનો ભય રહેશે?[૧૬] જેણે પ્રાણીમાત્રને અભય આપ્યું છે અને જેને પ્રાણીમાત્રથી ભય નથી, તેવા મોહરહિત થયેલા સંન્યાસીને કોઈના તરફનો ભય રહેતો નથી.[૧૭] જેમ હાથીનાં પગલાંમાં બીજા સર્વ પ્રાણીઓનાં પગલાંઓનો સમાવેશ થઈ જાય છે, તેમ અહિંસામાં ધર્મનાં સર્વ તત્ત્વોનો સમાવેશ થઈ જાય છે. આમ સમજીને જે પુરુષ હિંસાનો કદી અંગીકાર જ કરતો નથી, તે પુરુષ અમૃતસ્વરૂપ બની જાય છે-જરામરણથી રહિત થાય છે-મોક્ષને પામે છે.[૧૮-૧૯] અહિંસાધર્મનું પાલન કરનારો, પ્રાણીમાત્ર ઉપર સમભાવ રાખનારો, સત્યયુક્ત ભાષણ કરનારો, ધૈર્યને ધારણ કરનારો, ઇંદ્રિયોને વશ રાખનારો પુરુષ અને પ્રાણીમાત્રને શરણ આપનારો પુરુષ સર્વોત્તમ ગતિ પામે છે.[૨૦] આ રીતે આત્મજ્ઞાનમાં તૃપ્ત રહેનારા અને સર્વ આશાઓનો ત્યાગ કરનારા નિર્ભય સંન્યાસીને મૃત્યુ વશ કરી શકતું નથી, પણ ઊલટો તે સંન્યાસી જ મૃત્યુને વશ કરી લે છે.[૨૧] જે સંન્યાસી સર્વ સંગોથી મુક્ત થયેલો છે, મુનિવ્રતને ધારણ કરે છે, આકાશની પેઠે નિર્લેપ રહે છે, કોઈ પણ વસ્તુને પોતાની માનતો નથી, સર્વત્ર એકલો વિચરે છે અને શમગુણનું સેવન કરે છે, તેને દેવો બ્રાહ્મણ કહે છે.[૨૨] જે પુરુષનું જીવિત કેવળ ધર્મને માટે છે, જેનો ધર્મ પોતાની સમીપ રહેનારાઓને માટે છે અને જેના રાત્રિદિવસો કેવળ પુણ્ય કરવાને માટે જ છે, તે પુરુષને દેવો બ્રાહ્મણ કહે છે.[૨૩] જેણે સર્વ આશાઓનો, આરંભોનો, નમસ્કારનો તથા સ્તુતિનો ત્યાગ કર્યો છે અને જે સર્વ બંધનોથી મુક્ત થયો છે, તે પુરુષને દેવો બ્રાહ્મણ કહે છે.[૨૪] આ જગતમાં પ્રાણીમાત્રને સુખથી આનંદ થાય છે અને દુઃખથી અત્યંત ત્રાસ થાય છે, માટે શ્રદ્ધાળુ પુરુષે પ્રાણીઓને ભય ઉપજાવવામાં ખિન્ન થઈને કર્મોનો ત્યાગ જ કરી દેવો અર્થાત્ કર્મમાત્રને હિંસાજનક તથા પ્રાણીઓને દુઃખાવહ સમજીને તેઓનો ત્યાગ જ કરવો.[૨૫] સર્વ પ્રાણીઓને અભયરૂપી દક્ષિણાનું દાન આપવું, તે જ સર્વ દાનોના કરતાં શ્રેષ્ઠ છે; આમ સમજીને જે પુરુષ હિંસામય ધર્મનો ત્યાગ કરે છે, તેને સર્વ પ્રજાઓ તરફથી અભય

અને અંતે મોક્ષસુખ પણ પ્રાપ્ત થાય છે.[૨૬] સંન્યાસીએ વાનપ્રસ્થની પેઠે પોતાના મુખને ખુલ્લું કરીને તેમાં પાંચ કે છ આહુતિઓ આપવાની કંઈ જરૂર નથી; (પણ આત્મસાધનરૂપ યજ્ઞ કરનારા તે સંન્યાસીએ પોતાનાં પ્રાણ, ઇંદ્રિય, મન વગેરેનું જ આત્મામાં પ્રવિલાપન કરવું.) કેમ કે સ્થાવરજંગમ સર્વ પ્રાણીઓની નાભિ ત્રૈલોક્યસ્વરૂપ વૈશ્વાનરનું એક સ્થાન છે અને સર્વ જગતનું મસ્તકથી હડપચી સુધીનું જે અંગ તે વૈશ્વાનરનાં અંગો છે. વળી કેટલાએક કહે છે કે, નાભિથી આરંભીને હૃદય સુધીનો ભાગ કેવળ વૈશ્વાનરનો જ છે, માટે નાભિથી હૃદય સુધીના ભાગમાં અથવા હડપચીથી મસ્તક સુધીના ભાગમાં વૈશ્વાનરનું ઉપાસન કરવું. આ બન્ને પક્ષો વકલ્પિક છે, પણ એકીસાથે લેવાના નથી. તાત્પર્ય એ છે કે, આ સર્વ જગત વૈશ્વાનર મય છે, માટે ગમે તે સ્થળે વૈશ્વાનરનું ઉપાસન કરવું.[૨૭] આત્મયજ્ઞ કરનારો પુરુષ માત્ર અંગુષ્ઠ પ્રમાણના હૃદય પ્રદેશમાં પ્રકટ થયેલા ચૈતન્યસ્વરૂપમાં પોતાના પ્રાણોનો અથવા સમગ્ર જગતનો હોમ કરે છે; અર્થાત્ હૃદયમાં બિરાજી રહેલા આત્મામાં જ સર્વ જગતનો અંતર્ભાવ કરે છે. આ રીતે તેનું અગ્નિહોત્ર તેના શરીરમાં જ હોમાયેલું ગણાય છે અને તે હોમ દ્વારા દેવ સહિત સર્વ લોકો તૃપ્ત થઈ જાય છે.×[૨૮] જે યોગનિષ્ઠ સંન્યાસીઓ પ્રણવમંત્રની ચાર માત્રાઓમાં પ્રથમ અકારસ્વરૂપ વૈશ્વાનરનું ઉપાસન કરે છે, તેઓ પ્રકાશસ્વરૂપ અને તેજ, જળ તથા અન્નરૂપ એવા ઉકારાર્થક સૂત્રાત્માને જાણી શકે છે અને પછી ત્રણ ગુણોથી વીંટાયેલા માયોપાધિક ઈશ્વરને મકારના રૂપે જાણે છે તથા તે પછી નિરુપાધિક પરમાત્મસ્વરૂપને પણ જાણી શકે છે. આ રીતે આત્માનું સંપૂર્ણ જ્ઞાન ધરાવનારા તે યોગીઓ સર્વ જગતમાં પૂજાય છે અને દેવો પોતે પણ તેઓના પુણ્યની પ્રશંસા કરે છે.[૨૯] વળી જે પુરુષ ચારે વેદોને, આકાશાદિ વેદ્ય પદાર્થોને, વેદોક્ત કર્મકાંડ વિધિને તથા કેવળ કહેવા માત્રથી જ જાણવામાં આવતા સ્વર્ગાદિ લોકોને, પોતાના આત્મામાં જ પરમાર્થસ્વરૂપે રહેલા જાણે છે, તે પુરુષને સેવવા માટે દેવતાઓ પણ હમેશાં ઇચ્છે છે.[૩૦] જે યોગીપુરુષ પૃથ્વી તથા આકાશમાં આસક્તસ્વરૂપે વ્યાપી રહેલા પ્રમાણથી રહિત, બ્રહ્માંડના મધ્યભાગમાં પ્રકટ થયેલા હિરણ્યમય (અર્થાત્ ચૈતન્યમય), હૃદયકમળના મધ્યભાગમાં રહેલા, અનેક અંગદેવતાઓરૂપી પીછાંઓવાળા, મોદ તથા પ્રમોદરૂપી બે પાંખોવાળા અને ઇંદ્રિયોરૂપી કિરણોથી પ્રકાશી રહેલા બ્રહ્મરૂપી પક્ષીને પોતાના શરીરના હૃદયાકાશમાં રહેલું જાણે છે, તે પુરુષને દેવો પણ સેવવા ઇચ્છે છે.[૩૧] યોગીએ સર્વની બુદ્ધિરૂપી ગુફામાં રહેલા કાળચક્રને અવશ્ય જાણવું જોઈએ કે જે કાળચક્ર નિરંતર ભ્રમણ કર્યા કરે છે, ક્ષયધર્મથી રહિત છે, આયુષ્યનો નાશ કરનારું છે, છ ઋતુઓરૂપી નાભિ(નાઇડી) વાળું છે, બાર મહિનાઓરૂપી આરાવાળું છે, અમાવાસ્યા અને સંક્રાંતિરૂપી સુંદર સાંધાઓવાળું છે અને જે કાળચક્રના મુખ ઉપર આખું જગત ભક્ષ્યપદાર્થની પેઠે જઈ પડે છે.[૩૨] સુષુપ્તિસંજ્ઞક જે અજ્ઞાન તે જ જગતનું શરીર છે અને તે અજ્ઞાન જ સર્વનું કારણ હોઈને પ્રત્યેક સ્થૂળસૂક્ષ્મ દેહોમાં વ્યાપ્ત થઈ જાય છે. આ અજ્ઞાનસ્વરૂપ સ્થૂળ સૂક્ષ્મ દેહમાં રહેલો જીવ પ્રાણાદિક સર્વ અંગદેવતાઓને તૃપ્ત કરે છે અને તે દેવો એના મુખ આગળ આવીને તેને પોતાને તૃપ્ત કરે છે.[૩૩] જે પુરુષ સોપાધિક બ્રહ્મની ઉપાસના કરીને તેજોમય, નિત્યસ્વરૂપ અને પુરાણમય બની ગયો હોય છે, તેને અનંત એવા નિર્ભય લોકોની પ્રાપ્તિ થાય છે અને તે પુરુષથી સર્વ ભૂતોને ત્રાસ થતો નથી, માટે તેને પોતાને પણ સર્વ ભૂતોથી ત્રાસ થતો નથી;[૩૪] પરંતુ જે બ્રાહ્મણ પોતે અનિંદ્ય હોઈને બીજા કોઈની નિંદા કરતો નથી, તેને પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે અને જેનું અજ્ઞાન નાશ પામ્યું છે તથા જેનો સ્થૂળસૂક્ષ્મ દેહ ઉપરનો અધ્યાસ દૂર થયો છે, એવો તે જ્ઞાની બ્રાહ્મણ આ લોકમાં કે પર-

× વાનપ્રસ્થની પ્રાણાહુતિમાં તથા યોગનિષ્ઠ સંન્યાસીની પ્રાણાહુતિમાં કેટલું બધું અંતર રહેલું છે, તે આ ૨૮મા શ્લોકમાં સ્પષ્ટ સમજાય છે. પોતાના શરીરમાં રહેલા આત્મારૂપી અગ્નિમાં જગતના પ્રવિલાપનરૂપ હોમ કરનારો યોગીપુરુષ આખા જગતને તૃપ્ત કરી શકે છે, કેમકે જગત આત્માથી ભિન્ન નથી. આ ઉપરથી સંન્યાસીની કેટલી બધી મહત્તા છે, તે દીવા જેવું દેખાય છે.

લોકમાં ભોગોને પામતો નથી. ( અર્થાત્ તે પુરુષની બ્રહ્મસારૂપ્ય સિવાયની બીજી કોઈ ગતિ જ થતી નથી. )[૩૫] વળી આવો સંન્યાસી પુરુષ જ્યારે જીવન્મુક્ત અવસ્થામા આવી પહોચે છે, ત્યારે ક્રોધ અને મોહથી રહિત થાય છે, સુવર્ણને તથા માટી ના ઢેફાને સમાન માને છે, અન્નમયાદિ પાચ કોશોના સબંધથી છૂટી જાય છે, સધિ અને વિગ્રહનો ત્યાગ કરે છે, નિંદા તથા સ્તુતિનો પણ ત્યાગ કરે છે અને પ્રિય તથા અપ્રિયને સમાન ગણીને ઉદાસીનની પેઠે સર્વત્ર વિચર્યા કરે છે.[૩૬]

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમા 'વ્યાસશુકસંવાદ-સંન્યાસીના ધર્મ' નામનો અધ્યાય ૨૪૫મો સમાપ્ત

## अध्याय २४६ मो

### વ્યાસશુકસંવાદ (ચાલુ)-સંક્ષિપ્ત અધ્યાત્મ

॥ व्यास उवाच ॥

**प्रकृत्यास्तुविकारा ये क्षेत्रज्ञस्तैरधिष्ठितः ।**
**न चैनं ते प्रजानंति स तु जानाति तानपि ॥ १ ॥**

વ્યાસે કહ્યુ: હે પુત્ર! દેહ, ઇન્દ્રિય આદિ જે પ્રકૃતિના વિકારો છે, તેઓએ જ ક્ષેત્રજ્ઞને ( જીવને ) કર્તૃત્વભોક્તૃત્વ આદિ ભાવ પ્રાપ્ત કરાવ્યો છે, તો પણ એ વિકારો ક્ષેત્રજ્ઞના સ્વરૂપને જાણી શકતા નથી અને ક્ષેત્રજ્ઞ તો તેઓ સર્વનાં સ્વરૂપને જાણે છે.[૧] જેમ એક સારથિ સારી રીતે કેળવાયેલા મજબૂત ઘોડાઓ દ્વારા પોતાનુ કાર્ય સિદ્ધ કરે છે, તેમ ક્ષેત્રજ્ઞ પણ મન સહિત ઇંદ્રિયો દ્વારા પોતાનુ કાર્ય સિદ્ધ કરે છે.[૨] વિષયો ઇંદ્રિયોના કરતાં પણ પર છે, મન વિષયો કરતાં પર છે, બુદ્ધિ મન કરતાં પર છે, મહત્તત્ત્વ બુદ્ધિના કરતાં પર છે, અજ્ઞાન મહત્તત્ત્વના કરતા પર છે અને અમૃતસ્વરૂપ એવો ચિદાત્મા તે અજ્ઞાનના કરતાં પણ પર છે. આ ચિદાત્માથી પર એવી કોઈ પણ વસ્તુ છે જ નહિ; માટે તે ચિદાત્મા જ સર્વની પરિસીમારૂપ અને પરમ ગતિરૂપ છે.[૩/૪] વળી આ ચિદાત્મા પ્રાણી માત્રમાં ગૂઢસ્વરૂપે રહેલો છે, છતાં કોઈ પદાર્થની પેઠે સ્પષ્ટસ્વરૂપે જાણવામાં આવતો નથી. માત્ર બ્રહ્મ દ્રષ્ટા એવા યોગી પુરુષો જ પોતાની સૂક્ષ્મ બુદ્ધિથી તેનો સાક્ષાત્કાર કરી શકે છે.[૫] જે પુરુષ મનને, બુદ્ધિને, ઇંદ્રિયોને તથા ઇંદ્રિયોના વિષયોને મહત્તત્ત્વમા લય પમાડી દે છે અને પછી ધ્યેય, ધ્યાન અને ધ્યાતા-એ ત્રણેના સ્વરૂપનુ ચિંતન કરતો નથી, તે પુરુષ કેવળ બ્રહ્મમા જ એકાગ્ર બની જઈને 'अहं ब्रह्मास्मि' એ મહાવાક્યથી ઉત્પન્ન થયેલી બુદ્ધિવૃત્તિ વડે મનને સર્વ બાહ્યવિષયોથી વિરામ પમાડે છે અને પછી 'अहं ब्रह्मास्मि' એ ભાવનું પણ પ્રવિલાપન કરીને તથા કેવળ શાતસ્વરૂપ બની જઈને કૈવલ્યપદને પામે છે;[૬/૭] પરંતુ જે પુરુષનું ચિત્ત ઇંદ્રિયોને અધીન બની ગયેલુ છે અને જેની સ્મૃતિ ( બ્રહ્મચિંતનરૂપ સ્મરણશક્તિ ) ચલાયમાન થઈ ગઈ છે, તે પુરુષ કામાદિ છ શત્રુઓને પોતાનુ સમર્પણ કરી દઈને મૃત્યુ પામે છે;[૮] માટે સર્વ સંકલ્પોનો ત્યાગ કરી દઈને ચિત્તને સૂક્ષ્મબુદ્ધિમાં સ્થિર કરવુ અને પછી કાલંજર પર્વતની પેઠે સ્થિર થઈને આત્મસ્વરૂપનુ જ ચિંતન કરવુ.[૯] હરકોઈ યોગીપુરુષ પ્રથમ ચિત્તની જ પ્રસન્નતા કરીને શુભ-અશુભ સંકલ્પોનો ત્યાગ કરે છે અને એ રીતે ચિત્તની પ્રસન્નતા મેળવનારો તે યોગીપુરુષ આત્મસ્વરૂપમાં સ્થિર થઈને આત્યંતિક સુખને સંપાદન કરે છે.[૧૦] ચિત્તની પ્રસન્નતાનુ લક્ષણ એ જ હોઈ શકે કે, સુષુપ્તિ અવસ્થામાં મનુષ્ય જેમ સુખથી શયન કરે છે, તેમ પ્રસન્નચિત્ત થયેલો પુરુષ ધ્યાનમગ્ન અવસ્થામાં કેવળ અદ્વૈતસુખનો જ અનુભવ કરે છે અને વાયુરહિત પ્રદેશમાં મૂકેલો દીવો જેમ પ્રકાશમાન થઈને સ્થિર રહે છે, તેમ સ્થિર રહે છે.[૧૧] આવા લક્ષણવાળી ચિત્તની પ્રસન્નતા પ્રાપ્ત કરીને શુદ્ધાત્મા થયેલા યોગીએ આહારપ્રમાણને અલ્પ કરી નાખીને રાત્રિદિવસના પ્રથમ ભાગમાં તથા ઉત્તર ભાગમા જીવાત્માનો પરમાત્મામાં એકીભાવ કરવો અને પોતાના સ્વરૂપ વિષે જ આત્મસ્વરૂપના દર્શન કરવાં.[૧૨] હે પુત્ર! મેં ઉપદેશેલુ આ અધ્યાત્મશાસ્ત્ર સર્વ વેદોનુ એક રહસ્ય છે અને કેવળ અનુમાન કે શાસ્ત્રથી તેનુ જ્ઞાન થવુ અશક્ય છે; પરંતુ પોતાના અનુભવથી જ તેને જાણી શકાય છે.[૧૩] ધર્મ તથા સત્યને લગતાં સર્વ આખ્યાનોમાં તથા ઋગ્વેદની દશ હજાર ઋચાઓમાં જે કઈ સાર રહેલો છે, તેનુ પર્યાલોચન કરીને જ મે આ જ્ઞાનામૃત બહાર કાઢ્યુ છે.[૧૪] જેમ દહીંમાંથી માખણને કાઢવામાં આવે છે

અને કાષ્ઠમાંથી અગ્નિને કાઢવામાં આવે છે, તેમ વિદ્વાનોના જ્ઞાનરૂપ આ રહસ્યને મેં મારા પુત્રને માટે પ્રકટ કર્યું છે.[૧૫] હે પુત્ર! મે ઉપદેશેલા આ શાસ્ત્રનો કોઈ સ્નાતક બ્રાહ્મણોને જ તારે ઉપદેશ આપવો, પણ જે પુરુષ શાંત ન હોય, દાન્ત ન હોય, તપસ્વી ન હોય, વેદને જાણનારો ન હોય, ગુરુને અનુસરનારો ન હોય, ઈર્ષ્યાળુ હોય, કપટી હોય, કહ્યા પ્રમાણે કરનારો ન હોય, તર્કશાસ્ત્રથી દગ્ધ થયેલો હોય અને ચાડિયો હોય તે પુરુષને આ શાસ્ત્રનો ઉપદેશ આપવો નહિ, પરંતુ જે પુરુષ અધ્યાત્મશાસ્ત્રની પ્રશંસા કરનારો હોય, લોકમાં પ્રશંસાપાત્ર થયો હોય, શાંત હોય, તપસ્વી હોય, પોતાનો પ્રિય પુત્ર હોય કે પોતાને અનુસરનારો શિષ્ય હોય, તેને જ આ રહસ્યધર્મનો ઉપદેશ આપવો, પણ તે સિવાયના બીજા કોઈને આ જ્ઞાનનો ઉપદેશ આપવો નહિ.[૧૬-૧૯] કદાચ કોઈ એક પુરુષ આ જ્ઞાનના બદલામાં રત્નોથી ભરેલી આખી પૃથ્વી અર્પણ કરી દે, તોપણ તત્ત્વવેત્તા પુરુષે જ્ઞાનને જ સર્વશ્રેષ્ઠ માનવું જોઈએ.[૨૦] હવે જે અધ્યાત્મ આના કરતાં પણ અત્યંત ગુહ્ય છે, મનુષ્યની બુદ્ધિનું અવિષય છે, મોટા મોટા ઋષિઓના જ જાણવામાં છે અને ઉપનિષદોમાં વર્ણવેલું છે, તે અધ્યાત્મનો હું તને ઉપદેશ આપીશ; જેનો તેં મને પ્રશ્ન પૂછ્યો છે.[૨૧-૨૨] હે પુત્ર! તું તારા મનમાં જેને ઉત્તમ માને છે અને તને જે વિષયમાં સંશય છે, તે વિષયનું હું તારી પાસે વર્ણન કરીશ, તું સાંભળજે; પણ તું મને કહે કે, પુનઃ હું તને કયો વિષય કહું?[૨૩]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમાં 'વ્યાસશુકસંવાદ-સંક્ષિપ્ત અધ્યાત્મ' નામનો અધ્યાય ૨૪૬ મો સમાપ્ત

## અધ્યાય ૨૪૭મો

### વ્યાસશુકસંવાદ (ચાલુ)-અધ્યાત્મકથન

॥ शुक उवाच ॥

**अध्यात्मं विस्तरेणेह पुनरेव वदस्व मे।**
**यदध्यात्मं यथा वेद भगवन्नृषिसत्तम ॥ १ ॥**

શુકદેવે પૂછ્યું : હે ભગવન્! હે ઋષિશ્રેષ્ઠ! તમે પોતે જે પ્રમાણે જાણો છો તે પ્રમાણે જ પુનઃ વિસ્તારપૂર્વક અધ્યાત્મવિદ્યાનો તમે મને ઉપદેશ આપો.[૧]

વ્યાસે કહ્યું : હે તાત! જેને પુરુષનું આધ્યાત્મશાસ્ત્ર કહેવામાં આવે છે, તેનું હું વર્ણન કરું છું; પણ પ્રથમ તેની આ વ્યાખ્યાનું તું શ્રવણ કર. પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ-આ પાંચ મહાભૂતો જ પ્રત્યેક પ્રાણીની અંદર રહેલાં છે, પરંતુ સમુદ્રના તરંગોની પેઠે તેઓ ભિન્ન ભિન્ન સ્વરૂપે દેખાય છે.[૨-૩] જેમ કાચબો પોતાના અંગોને પ્રસારીને પુનઃ સંકોચી લે છે, તેમ આ પાંચ મહાભૂતો અલ્પ શરીરાકૃતિવાળાં અનેક પ્રાણીઓરૂપે થઈને જગતની ઉત્પત્તિને તથા લયને કર્યા કરે છે.[૪] આ રીતે જગતના સર્વ સ્થાવરજંગમ પ્રાણીઓ કેવળ પંચ મહાભૂતોના જ વિકારો હોઈને સૃષ્ટિસમયે તેમાંથી પ્રકટ થાય છે અને પ્રલયસમયે તે મહાભૂતોમાં જ પાછાં લીન થઈ જાય છે, એમ શ્રુતિમાં કહ્યું છે.[૫] આ પ્રમાણે સર્વ પ્રાણીઓમાં પાંચ મહાભૂતો જ રહેલાં છે, તોપણ હે તાત! ભૂતસ્રષ્ટા બ્રહ્મદેવે પ્રાણીઓના મરણસમયની તે તે કર્મવાસનાને અનુસરીને શરીરોની વિષમતા રચી છે.[૬]

શુકદેવે પૂછ્યું : શરીરના અવયવરૂપ બુદ્ધિ, ઇંદ્રિય આદિ પદાર્થોમાં ભૂતસ્રષ્ટાએ વિષમતા રચી છે, જેથી તેમાંના કેટલાએક પદાર્થો ઇંદ્રિયો કહેવાય છે અને કેટલાએક શબ્દાદિ વિષયો કહેવાય છે, પરંતુ તેઓને ઓળખવા કેવી રીતે, કે અમુક પદાર્થો ઇંદ્રિયો કહેવાય છે અને અમુક પદાર્થો તેઓના ગુણો કહેવાય છે?[૭]

વ્યાસે કહ્યું : આના સંબંધમાં હું તને અનુક્રમે યથાવત્ કહું છું, તેને તું એકાગ્ર થઈને શ્રવણ કર, જેથી તેનું તત્ત્વ અને સ્વરૂપ તને સમજાશે.[૮] પ્રત્યેક શરીરમાં શબ્દ, શ્રોત્રેંદ્રિય અને પોલાણનો ભાગ આકાશમાંથી ઉત્પન્ન થયેલો છે. પ્રાણ, ચેષ્ટા અને સ્પર્શ એ ત્રણ વાયુમાંથી ઉત્પન્ન થયેલ છે. રૂપ, ચક્ષુ અને જઠરાગ્નિ તેજમાંથી ઉત્પન્ન થાય છે. રસ, રસનેન્દ્રિય અને સ્નેહનો ભાગ જળમાંથી ઉત્પન્ન થાય છે, તેમજ સૂંઘવાનો પદાર્થ, ઘ્રાણ ઇંદ્રિય અને શરીર એ ત્રણ પૃથ્વીમાંથી ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે સર્વ ઇંદ્રિયો સહિત પાંચ મહાભૂતોનો વિકાર મેં તને કહ્યો.[૯-૧૧] તેમાં સ્પર્શગુણ વાયુથી

ઉત્પન્ન થાય છે, રસગુણ જળથી ઉત્પન્ન થાય છે, રૂપગુણ તેજથી ઉત્પન્ન થાય છે, શબ્દગુણ આકાશમાંથી ઉત્પન્ન થાય છે અને ગંધગુણ પૃથ્વીમાંથી ઉત્પન્ન થાય છે, એમ પણ સમજવું.[૧૨] વળી મન, બુદ્ધિ અને સ્વભાવ (પૂર્વજન્મની વાસના), એ ત્રણ પદાર્થો પણ પાંચ મહાભૂતોમાંથી જ ઉત્પન્ન થાય છે; કેમ કે તેઓ સત્ત્વાદિ ગુણોથી પર રહેલા શ્રોત્રાદિકના કાર્યસ્વરૂપને પ્રાપ્ત થઈને શબ્દાદિક વિષયોનું ગ્રહણ કર્યા વિના રહેતા નથી.×[૧૩] જેમ એક કાચબો પોતાનાં સર્વ અંગોને પ્રસારીને સંકોચી લે છે, તેમ બુદ્ધિ સર્વ ઇંદ્રિયોને ઉત્પન્ન કરીને પાછી પોતાનામાં લય પમાડી દે છે; અર્થાત્ મન સહિત સર્વ ઇંદ્રિયો કેવળ બુદ્ધિનું જ સ્વરૂપ છે.[૧૪] પગનાં બે તળિયાંથી આરંભીને છેક મસ્તક સુધીના ભાગને જોઈને તથા મસ્તકથી આરંભીને છેક પગનાં તળિયાં સુધીના ભાગને જોઈને મનુષ્ય માને છે કે, 'આ હું છું' તે જ સર્વ તત્ત્વોમાં ઉત્તમ એવી બુદ્ધિ છે. અર્થાત્ 'अहं' એવો જે અનુભવ તે જ બુદ્ધિનું સ્વરૂપ છે.[૧૫] બુદ્ધિ જ શબ્દાદિ વિષયસ્વરૂપે બને છે અને બુદ્ધિ જ મન તથા ઇંદ્રિયોનું સ્વરૂપ ધારણ કરે છે; માટે જો બુદ્ધિ ન હોય તો ઇંદ્રિયો અને તેના ગુણો તો ક્યાંથી જ હોઈ શકે ?[૧૬] મનુષ્યના શરીરમાં પાંચ ઇંદ્રિયો, છઠ્ઠું મન, સાતમી બુદ્ધિ અને આઠમો ક્ષેત્રજ્ઞ-આ આઠ તત્ત્વો રહેલા છે.[૧૭] તેમાંની ઇંદ્રિયો શબ્દાદિ વિષયોને ગ્રહણ કરે છે, મન તે તે વિષયના સંબંધમાં 'અમુક આમ હશે કે નહિ,' આવો સંશય કરે છે, બુદ્ધિ તે તે વિષયના સંબંધમાં દૃઢ નિશ્ચય કરે છે અને ક્ષેત્રજ્ઞ તેઓની સર્વ ક્રિયાઓનો કેવળ સાક્ષી જ કહેવાય છે.[૧૮] રજોગુણ, તમોગુણ અને સત્ત્વગુણ-આ ત્રણે ભાવો કેવળ ચિત્તના જ વિકાર છે અને

× આ શ્લોકનો આશય એ છે કે, સામાન્ય નિયમ પ્રમાણે જે ઇંદ્રિય જે અર્થને ગ્રહણ કરે છે, તે ઇંદ્રિય તેના ગ્રાહ્યના સજાતીય ગુણનો આશ્રય કરનાર છે. જેમ કે ચક્ષુરૂ ઇંદ્રિય રૂપગુણને ગ્રહણ કરનારી છે, માટે તે રૂપના સજાતીય તેજનો આશ્રય કરનાર છે. તે જ પ્રમાણે મન, બુદ્ધિ અને પૂર્વવાસનારૂપ અહંકાર, શબ્દાદિ પાંચે વિષયોને ગ્રહણ કરનાર છે; માટે તેઓ શબ્દાદિ વિષયોના સજાતીય પાંચ મહાભૂતોમાંથી જ ઉત્પન્ન થયેલા છે, એમ સમજવું.



તેઓ દેવ, મનુષ્ય વગેરે સર્વ પ્રાણીઓમાં એકસરખી રીતે જ રહેલા છે, તોપણ તેના તેના કાર્ય દ્વારા તેઓને ઓળખવા.[૧૯] તેમાં જ્યારે પોતાના અંતઃકરણમાં પ્રીતિયુક્ત, શાંત અને શુદ્ધ ભાવ ઉત્પન્ન થાય, ત્યારે જાણવું કે, આ સમયે અંતઃકરણમાં સત્ત્વગુણ છે;[૨૦] પણ જ્યારે શરીરમાં કે મનમાં સંતાપયુક્ત ભાવ ઉત્પન્ન, થાય, ત્યારે જાણવું કે, આ વખતે રજોગુણની પ્રવૃત્તિ થયેલી છે.[૨૧] અને જ્યારે શરીરમાં કે મનમાં મોહ ઉપજાવનારો, જાણ્યો જણાય નહિ તેવો અને વિચારમાં પણ ન આવી શકે, તેવો દુર્વિજ્ઞેય ભાવ ઉત્પન્ન થાય, ત્યારે જાણવું કે, આ વેળા તમોગુણ પ્રકટ થયો છે.[૨૨] વળી કોઈ સમયે અકસ્માત અથવા કોઈ કારણને લીધે હર્ષ, પ્રીતિ, આનંદ, સમભાવ અને ચિત્તની શાંતિ વગેરે સૌમ્યભાવો ઉત્પન્ન થાય ત્યારે જાણવું કે, આ વેળા સાત્ત્વિકગુણો પ્રકટ થયા છે;[૨૩] પરંતુ કારણ હોય અથવા ન હોય છતાં અભિમાન, અસત્ય ભાષણ, લોભ, મોહ અને અક્ષમા વગેરે મલિન ભાવો ઉત્પન્ન થાય ત્યારે જાણવું કે, રાજસગુણો પ્રકટ થયા છે.[૨૪] અને એ જ પ્રમાણે કોઈ જાતનું કારણ હોય અથવા ન હોય છતાં મોહ, પ્રમાદ, નિદ્રા, તંદ્રા અને અજ્ઞાન વગેરે મોહક ગુણો ઉત્પન્ન થાય ત્યારે જાણવું કે, આ સમયે તામસગુણો પ્રકટ થયા છે.[૨૫]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમા 'વ્યાસશુકસંવાદ-અધ્યાત્મકથન' નામનો અધ્યાય ૨૪૭ મો સમાપ્ત

# अध्याय २४८मो

## વ્યાસશુકસંવાદ (ચાલુ)-મન અને બુદ્ધિ

॥ व्यास उवाच ॥

**मनो विसृजयते भावं बुद्धिरध्यवसायिनी।**
**हृदयं प्रियाप्रिये वेद त्रिविधा कर्मचोदना ॥१॥**

વ્યાસે કહ્યું: હે પુત્ર! મન, બુદ્ધિ અને અહંકાર-આ ત્રણે ભેદો એક અંતઃકરણના જ છે. તેમાંનું મન અનેક પ્રકારના સંકલ્પવિકલ્પો કરીને પદાર્થને સંશયગ્રસ્ત કરી મૂકે છે, ત્યારે બુદ્ધિ કોઈએક પદાર્થના સંબંધમાં અમુક એક નિશ્ચય કરે છે; પણ અહંકારરૂપ એવું હૃદય તે તે પદાર્થ

પ્રિય છે કે અપ્રિય છે, આવુ જ્ઞાન મેળવે છે. આ રીતે અંતઃકરણના ત્રણ ભેદોથી જ પ્રત્યેક કાર્યમાં પ્રવૃત્તિ થાય છે[1] સર્વ વિષયો કેવળ સંકલ્પથી જ ઉત્પન્ન થનારા છે, માટે તેઓ ઇંદ્રિયોના કરતાં સૂક્ષ્મ છે અને તે વિષયોના કરતા મન સૂક્ષ્મ છે, મનના કરતા બુદ્ધિ સૂક્ષ્મ છે અને બુદ્ધિના કરતા આત્મા સૂક્ષ્મ છે.[2] જ્યારે વ્યવહારદષ્ટિથી જોવામાં આવે છે, ત્યારે બુદ્ધિ જ મનુષ્યનો આત્મા છે અને તે બુદ્ધિ જ પોતાની મેળે પોતાના સ્વરૂપમાં ઘટાદિ અનેક પદાર્થોને ઉત્પન્ન કરે છે, એટલે 'મન' કહેવાય છે.[3] પ્રત્યેક ઇંદ્રિયના વિષયો ભિન્ન ભિન્ન હોવાને લીધે બુદ્ધિને પણ તે તે વિષયોનું ગ્રહણ કરવા માટે ભિન્ન ભિન્ન સ્વરૂપે વિકાર પામવું પડે છે. જેમ કે શબ્દનુ શ્રવણ કરતી વેળા તે શ્રોત્રરૂપે થાય છે, કોઈ પણ પદાર્થનો સ્પર્શ કરતી વેળા તે ત્વચારૂપે થાય છે, કોઈનું દર્શન કરતી વેળા તે દૃષ્ટિરૂપે થાય છે, કોઈનો સ્વાદ લેતી વેળા તે રસનારૂપે થાય છે અને કોઈ પદાર્થને સૂંઘતી વેળા તે ઘ્રાણરૂપે થાય છે. આ રીતે એકની એક બુદ્ધિ જ અનેક સ્વરૂપના વિકારોને પામે છે.[૪-૫] બુદ્ધિના જે વિકારો તે જ 'ઇંદ્રિયો' કહેવાય છે અને તેમા ચિદાત્મા ક્ષેત્રજ્ઞ, અદૃશ્ય સ્વરૂપે સ્થિતિ કરે છે. પુરુષનો આશ્રય કરનારી બુદ્ધિ સાત્ત્વિકાદિ ત્રણ ભાવોને ધારણ કરનારી હોઈ ને સાત્ત્વિકી, રાજસી અને તામસી–એવી ત્રણ સંજ્ઞાઓને પામે છે,[6] જેથી કોઈ સમયે તે પ્રસન્નતાને સંપાદન કરે છે, કોઈ સમયે શોક કરે છે અને કોઈ સમયે સુખથી અથવા દુઃખથી યુક્ત થાય છે.[7] આ રીતે બુદ્ધિ ત્રિગુણાત્મિકા છે, તોપણ જે સમયે તેનો નિરોધ કરવામા આવે છે, તે સમયે પ્રચંડ તરંગોવાળો મહાસાગર જેમ પોતાના તીરનુ ઉલ્લંઘન કરે છે, તેમ ત્રિગુણાત્મક સર્વ ભાવોનું ઉલ્લંઘન કરે છે. (અર્થાત્ યોગસાધન વડે બુદ્ધિને ગુણરહિત કરી શકાય છે.)[8] આ બુદ્ધિ જ્યારે કોઈ પદાર્થની ઇચ્છા કરે છે, ત્યારે મનરૂપ થાય છે, તેમ જ સર્વ ઇંદ્રિયો પણ કેવળ બુદ્ધિનાં જ જુદાં જુદાં અધિષ્ઠાનો છે, એમ સમજવુ; માટે યોગીપુરુષે રૂપાદિ વિષયોને ગ્રહણ કરનારી સર્વ ઇંદ્રિયોને સંપૂર્ણ રીતે જીતવી જોઈએ.[9] કોઈએક ઇંદ્રિય જ્યારે બુદ્ધિ વડે અનુસરાય છે, ત્યારે પ્રથમ એક સ્વરૂપ એવી બુદ્ધિ પણ પાછળથી સંકલ્પાત્મક પદાર્થ ઉપર સ્થિતિ કરે છે અને પછી તે ઇંદ્રિયથી નીપજેલા પદાર્થને ગ્રહણ કરે છે તથા અનુક્રમે તેના રૂપાદિને પણ ગ્રહણ કરે છે.[10] જેમ એક રથના પૈડાના આરાઓ તેના પૂંઠિયામા વળગેલા હોઈને પૂંઠિયુ જ્યારે ફરે છે ત્યારે તેઓ પણ ફરે છે, તેમ સાત્ત્વિક, રાજસ અને તામસ–એમ ત્રણે પ્રકારના સર્વ પદાર્થો મન, બુદ્ધિ અને અહંકાર–એ ત્રણેને અનુસરીને જ પ્રવૃત્તિ કર્યા કરે છે; અર્થાત્ સત્ત્વાદિ ગુણો જગતના કોઈ પદાર્થમાં રહેલા નથી, પણ મન, બુદ્ધિ ને અહંકાર–એ ત્રણમા જ રહેલા છે.[11] યોગીપુરુષે બુદ્ધિ જેઓનુ કારણ છે તેવી અને વિષયોનો સંબંધ થતા જ તેમા સંચાર કરનારી છતા પોતાની ઇચ્છાને લીધે વિષયોથી ઉદાસીન થયેલી જે ઇંદ્રિયો તેથી યુક્ત એવા પોતાના મનને એક દીવાનુ કાર્ય કરનાર બનાવવુ.[×૧૨] જે પુરુષ આ સર્વ જગતને કેવળ બુદ્ધિકલ્પિત જ જાણે છે, તે પુરુષ કદી મોહાધીન થતો નથી, શોક કરતો નથી, હર્ષ પામતો નથી અને નિત્ય મત્સરરહિત રહે છે.[13] જે પુરુષોએ પોતાના ચિત્તનુ શોધન કર્યું નથી, તેઓની ઇંદ્રિયો કામ્ય વિષયમા સંચારકરનારી હોવા છતા ભલે કદાચ નિર્દોષ હોય, તોપણ તેઓને આત્માનો સાક્ષાત્કાર થઈ શકતો નથી,[14] પરંતુ જ્યારે તે પુરુષો પોતાના ચિત્તને શુદ્ધ કરીને તેના કિરણરૂપ એવી ઇંદ્રિયોને અત્યંત વશ કરે છે, ત્યારે દીવાના પ્રકાશને લીધે જેમ કોઈ આકૃતિનુ સ્પષ્ટ જ્ઞાન થાય છે, તેમ તેઓને આત્માનો સાક્ષાત્કાર થાય છે.[15] જેમ સૂર્યના ઉદયસમયે અંધકારનો નાશ થતાં પ્રાણીમાત્રને સર્વ પદાર્થોનુ દર્શન થાય છે, તેમ અજ્ઞાનરૂપ અંધકારનો નાશ થતા જ સર્વત્ર બ્રહ્મસ્વરૂપતનું દર્શન થાય છે.[16] જેમ એક જળચર પક્ષી જળમા સંચાર કરીને પણ જળથી લેપાતુ નથી, તેમ મુક્તાત્મા થયેલો યોગીપુરુષ સંસારમા રહ્યા છતાં તેના ગુણદોષથી લેપાતો નથી, એટલુ જ

× અર્થાત્ જેમ એક દીવો પોતાના કિરણો દ્વારા અંધકારનો નાશ કરે છે, તેમ સંકલ્પવિકલ્પોથી રહિત થયેલુ મન ઇંદ્રિયોરૂપી કિરણો દ્વારા, બ્રહ્મસ્વરૂપને આવૃત્ત કરનાર અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરે છે, માટે યોગીએ મનને દીવારૂપ બનાવવુ.

-નહિ પણ તેવો જ્ઞાનવાન પુરુષ વિષયોનું સેવન કરે છે, છતાં તેમાં આસક્તિ નહિ રાખતો હોવાને લીધે વિષયોના દોષથી લિપ્ત થતો નથી.* જે પુરુષ પ્રાચીન વેદવિહિત કર્મોનો ત્યાગ કરીને (સંન્યાસી થઈને) સદાય આત્મામાં જ રમણ કર્યા કરે છે, પ્રાણીમાત્રનો આત્મારૂપ બની રહે છે અને વિષયો માં લેશમાત્ર આસક્તિ રાખતો નથી; છતાં તે પુરુષની બુદ્ધિ કોઈ સમયે વિષયો તરફ વળી જાય છે. (અર્થાત્ આવી સ્થિતિમાં પણ દ્વૈતદર્શનનો સમૂળગો અભાવ થતો નથી, માટે કર્મદ્વારા ચિત્ત શુદ્ધિ સંપાદન કર્યા પછી જ આત્મદર્શનની અભિલાષા રાખવી.) બુદ્ધિ અને ઇંદ્રિય આદિ ગુણો આત્માને જાણી શકતા નથી; પણ આત્માને તો તે ગુણોનું સંપૂર્ણ જ્ઞાન છે;[૧૭-૨૦] કેમ કે આત્મા બુદ્ધિ આદિ ગુણોનો દ્રષ્ટા છે અને સ્રષ્ટા પણ છે. આ રીતે સૂક્ષ્મ એવી બુદ્ધિ અને સૂક્ષ્મ એવા ક્ષેત્રજ્ઞની વચ્ચે જે અંતર રહેલું છે, તેને તારે જાણી લેવું.[૨૧] બુદ્ધિ અને ક્ષેત્રજ્ઞમાંથી એક ગુણોને ઉત્પન્ન કરે છે અને બીજો ગુણોને ઉત્પન્ન કરતો નથી. (અર્થાત્ બુદ્ધિ ગુણોને ઉત્પન્ન કરે છે પણ ક્ષેત્રજ્ઞ ગુણોને ઉત્પન્ન કરતો નથી.) આ રીતે બુદ્ધિ અને ક્ષેત્રજ્ઞ સ્વાભાવિક રીતે જ અન્યોન્યથી ભિન્ન છે, છતાં સર્વદા સાથે જ રહે છે.[૨૨] જેમ માછલું અને જળ હમેશાં સાથે જ રહે છે, છતાં અન્યોન્યથી ભિન્ન છે અને મચ્છર તથા ઉંબરાનું ફળ હમેશાં સાથે જ રહે છે, છતા એકબીજાથી ભિન્ન છે, તેમ બુદ્ધિ અને ક્ષેત્રજ્ઞ નિત્ય સાથેનાં સાથે જ રહે છે છતાં પરસ્પર ભિન્ન છે.[૨૩] જેમ મુંજ ઘાસની સળી તે ઘાસમાં રહેલી છે, છતાં તેનાથી ભિન્ન છે, તેમ બુદ્ધિ અને ક્ષેત્રજ્ઞ અન્યોન્યની અંદર રહેલાં છે, છતાં એકબીજાથી ભિન્ન છે.[૨૪]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન-પર્વમા 'વ્યાસશુકસંવાદ-મન અને બુદ્ધિ' નામનો અધ્યાય ૨૪૮મો સમાપ્ત

* અર્થાત્ જ્ઞાની પુરુષને પૂર્વજન્મનાં પુણ્યપાપોનો અથવા આ જન્મનાં પુણ્યપાપોનો લેશમાત્ર સંસર્ગ થતો નથી.

# અધ્યાય ૨૪૯મો

## વ્યાસશુકસંવાદ (ચાલુ)—બુદ્ધિ અને આત્મા

॥ व्यास उवाच ॥

**सृजते तु गुणान् सत्त्वं क्षेत्रज्ञस्त्वधितिष्ठति ।**
**गुणान् विक्रियतः सर्वानुदासीनवदीश्वरः ॥ १ ॥**

વ્યાસે કહ્યું: હે પુત્ર! બુદ્ધિ સર્વ ગુણોને (વિષયોને) ઉત્પન્ન કરે છે અને ક્ષેત્રજ્ઞ તે તે ગુણોનો (સત્ત્વાદિ ગુણોના વિકારોનો) અધિષ્ઠાતા બને છે. જોકે તે ક્ષેત્રજ્ઞ ઉદાસીનની પેઠે રહેનારો અને ઈશ્વરરૂપ છે, છતાં તે તે વિકાર પામતા ગુણોનો અધિષ્ઠાતા બને છે.*[૧] બુદ્ધિ વિષયોને ઉત્પન્ન કરે છે, તે એનો સ્વભાવ જ છે. જેમ કરોળિયો પોતાના મુખમાંથી તાંતણાઓ ઉત્પન્ન કરે છે, તેમ બુદ્ધિ વિષયોને ઉત્પન્ન કરે છે.[૨] જે સમયે પુરુષને તત્ત્વ-જ્ઞાન ઉત્પન્ન થાય છે, તે સમયે આ બુદ્ધિજન્ય ગુણોનો નાશ થઈ જાય છે, એટલે તેઓની કંઈ નિવૃત્તિ થઈ જતી નથી; પરંતુ તે વેળા તેઓની પ્રવૃત્તિ જ ઉપલબ્ધ થતી નથી, એમ કેટલાએક કહે છે અને કેટલાએક તો એમ જ કહે છે કે, તત્ત્વજ્ઞાન થયું એટલે ગુણોની છેક નિવૃત્તિ જ થઈ જાય છે.+[૩] આ બન્ને પક્ષનો યુક્તિપૂર્વક વિચાર કરીને પોતાની બુદ્ધિ અનુસાર તેમાંના એક પક્ષને સિદ્ધાંતરૂપ ઠરાવવો; કેમ કે એ પ્રમાણે ઉપાય કરવા-થી જ મનુષ્ય મહાન થઈ શકે છે.[૪] આત્મા આદિ તથા અંતથી રહિત છે, એમ જાણીને મનુષ્યે ક્રોધનો, હર્ષનો તથા મત્સરનો ત્યાગ કરવો.[૫] અને પોતાના હૃદયમાં રહેલા બુદ્ધિના ધર્મોરૂપી દૃઢ અને અનિત્ય એવી ગ્રંથિનો જ્ઞાન દ્વારા નાશ કરીને તેમ જ સર્વ સંશયોનો ઉચ્છેદ કરીને શોકરહિત અવસ્થામાં સુખથી રહેવું.[૬] જેમ કોઈ મૂર્ખ પુરુષો તરવાની વિદ્યાને જાણતા ન હોય, છતાં જળથી ભરેલી નદીમાં પૃથ્વી પરથી કૂદી પડીને

* અર્થાત્ લોહચુંબક જેમ લોખંડનું આકર્ષણ કરે છે, તેમ ઉદાસીન એવો પણ ક્ષેત્રજ્ઞ વિષયોનો અધિષ્ઠાતા બને છે.

+ આ શ્લોકમાં બે મત દેખાડવામાં આવ્યા છે. તેમાંનો પ્રથમ મત મુખ્ય સિદ્ધાંતીઓનો છે અને બીજો મત તર્કશાસ્ત્રીઓનો અથવા સાંખ્યદર્શનીઓનો છે.

સંકટમાં આવી પડે છે તેમ, તારે જાણવું કે આ સંસારરૂપી નદીમાં ઊતરી આવેલા અજ્ઞાની પુરુષો પણ આત્મજ્ઞાનથી રહિત હોવાને લીધે નિરંતર ક્લેશ પામ્યા કરે છે;[૭] પરંતુ જેને તરવાનું જ્ઞાન હોય છે, તેવો પુરુષ જળથી ભરપૂર એવી નદીમાં પડીને પણ જાણે પૃથ્વી ઉપર સંચાર કરતો હોય, તેમ સંચાર કરે છે અને સંકટમાં આવી પડતો નથી, તેમ જે તત્ત્વવેત્તા પુરુષ આત્માના શુદ્ધ સ્વરૂપનું જ્ઞાન ધરાવે છે, તે પણ ક્લેશનો અનુભવ કરતો નથી.[૮] આ રીતે પ્રાણીઓના ઉત્પત્તિકારણનો તથા સંહારકારણનો સંપૂર્ણ વિચાર કરીને પ્રાણીમાત્રમાં જણાતી વિષમતાનો પણ જે પુરુષ વિચાર કરે છે, તેને ઉત્તમ શાંતિનો લાભ થાય છે.[૯] વળી મોક્ષને પ્રાપ્ત કરાવનારું સંપૂર્ણ આત્મજ્ઞાન અને શાંતિ પ્રાપ્ત કરવાં, તે મનુષ્યજન્મનું સાફલ્ય ગણાય છે અને તેમાં પણ બ્રાહ્મણજન્મની સફળતા તો ત્યારે જ ગણાય છે કે, પૂર્વોક્ત પદાર્થો જ્યારે પ્રાપ્ત થાય છે![૧૦] બસ, આ આત્મજ્ઞાન સંપાદન કરવું તે જ જ્ઞાની પુરુષનું લક્ષણ છે, તે સિવાયનું બીજું લક્ષણ શું હોઈ શકે? આત્મજ્ઞાન સંપાદન કરીને જ કૃતકૃત્ય થયેલા બુદ્ધિમાન પુરુષો સંસારબંધનથી છૂટી જાય છે.[૧૧] અજ્ઞાની પુરુષોને પરલોકમાં જે મહાભય છે, તે જ્ઞાની પુરુષોને કદી હોતો નથી અને જ્ઞાની પુરુષને જે સનાતની ગતિ પ્રાપ્ત થાય છે, તેથી અધિક બીજા કોઈને કદી પ્રાપ્ત થતી નથી.[૧૨] કોઈ સામાન્ય જનસમુદાય સ્ત્રી આદિ ભોગ્ય પદાર્થને દોષોથી ઘેરાયેલા જોઈને તેની અસૂયા કરે છે; અર્થાત્ તેઓના તરફ દોષદૃષ્ટિથી જુએ છે અથવા તેઓની અપ્રાપ્તિને માટે શોક પણ કરે છે, પરંતુ જ્ઞાની પુરુષો કે જેઓ શોકના તથા હર્ષના કલ્પિતઅકલ્પિત સ્વરૂપને જાણે છે અને જ્ઞાનવિષયમાં કુશળ છે, તેઓ કદી પણ શોક કરતા નથી. એ તું જો.[૧૩×]

× ભગવાન વ્યાસ આ શ્લોકમાં એમ કહેવા માગે છે કે, જ્ઞાની અને અજ્ઞાનીમાં કેટલો બધો અંતર રહેલો છે, તે તું જો. જ્ઞાની પુરુષો લૌકિક વિષયોને દોષાક્રાંત સમજીને તેઓની ઉપેક્ષા કરે છે, ત્યારે અજ્ઞાની પુરુષો તેઓની ઇચ્છા કરે છે. વળી જ્ઞાની પુરુષો વિષયોના તાત્ત્વિક સ્વરૂપને સમજે છે, જેથી તેઓની અપ્રાપ્તિને માટે શોક કરતા નથી, ત્યારે અજ્ઞાનીઓ શોકગ્રસ્ત બની જાય છે.

મનુષ્ય ફલાભિસંધિનો ત્યાગ કરીને નિષ્કામ કર્મ કરે છે, તેથી પોતાનાં પ્રાચીન કર્મોનો તે નાશ જ કરે છે. વળી તેવાં નિષ્કામ કર્મ કરનાર જ્ઞાની પુરુષને આ જન્મમાં કરેલું કર્મ કે પૂર્વજન્મમાં કરેલું કર્મ કોઈ જાતની પ્રીતિ ઉત્પન્ન કરી શકતું નથી, તેમ કોઈ જાતની અપ્રીતિ ઉત્પન્ન કરી શકતું નથી; અર્થાત્ જ્ઞાનીએ કરેલાં કર્મો તેને બંધનકર્તા નથી કે મોક્ષદાતા પણ નથી.'[૧૪]

*ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'વ્યાસશુકસંવાદ–બુદ્ધિ અને આત્મા' નામનો અધ્યાય ૨૪૯મો સમાપ્ત*

# अध्याय २५०मो

## વ્યાસશુકસંવાદ (ચાલુ)–અજ્ઞાનરૂપ નદી

॥ शुक उवाच ॥

**यस्माद्धर्मात्परो धर्मो विद्यते नेह कश्चन।**
**यो विशिष्टश्च धर्मेभ्यस्तं भवान् प्रब्रवीतु मे ॥१॥**

શુકદેવે કહ્યું : હે પિતા! જે ધર્મ બીજા સર્વ ધર્મોના કરતાં ઉત્તમ હોય અને જેનાથી શ્રેષ્ઠ એવો બીજો એક પણ ધર્મ આ જગતમાં નથી, તે ધર્મ તમે મને કહો.[૧]

વ્યાસે કહ્યું : હે પુત્ર! ઋષિઓએ આચરેલો જે પુરાણધર્મ બીજા સર્વ ધર્મોના કરતાં શ્રેષ્ઠ છે, તેનું હું વર્ણન કરું છું, તું સાવધાન થઈને સાંભળ.[૨] જેમ એક પિતા પોતાના પુત્રોને અવળે માર્ગે જતા અટકાવે છે, તેમ ચિત્તનું મથન કરનારી અને વિષયપ્રદેશ તરફ દોડી જનારી ઇંદ્રિયોને, બુદ્ધિ અને યત્નપૂર્વક વશ કરવી;[૩] કેમ કે મન અને ઇંદ્રિયોની જે એકાગ્રતા કરવી તે જ પરમ તપ છે અને તે જ સર્વ ધર્મોના કરતાં શ્રેષ્ઠ એવો પરમ ધર્મ કહેવાય છે.[૪] મન સહિત સર્વ ઇંદ્રિયોને બુદ્ધિ દ્વારા એકાગ્ર કરીને તથા ધ્યાન, ધ્યેય અને ધ્યાતા–એ ત્રિપુટીના સંબંધનો પણ વિચાર તજી દઈને કેવળ આત્મતૃપ્ત જ રહેવું,[૫] જ્યારે તારી ઇંદ્રિયો બાહ્ય અને આભ્યંતર વિષયોથી નિવૃત્ત થઈને પરબ્રહ્મને વિષે સ્થિતિ કરશે, ત્યારે તું તારી બુદ્ધિમાં જ સનાતન પરમાત્માનાં દર્શન કરીશ.[૬]

જે મહાત્મા બ્રાહ્મણો મહાબુદ્ધિમાન હોય છે, તેઓ નિર્ધૂમ અગ્નિના જેવા વિશ્વવ્યાપક પરમાત્માનો સાક્ષાત્કાર કરી શકે છે.[૭] જેમ કોઈ એક મહાન વૃક્ષ પુષ્પ અને ફળની સમૃદ્ધિથી પરિપૂર્ણ હોય છે અને મોટી મોટી શાખાઓવાળું હોય છે, છતાં તે પોતે પોતાનાં પુષ્પોને કે ફળોને જાણી શકતું નથી,[૮] તેમ શરીરની અંદર રહેલો આત્મા (બુદ્ધિ) પણ એ વિષયને જાણી શકતો નથી કે હું ક્યાંથી આવ્યો છું અને હવે પછી ક્યાં જઈશ? પરંતુ એ સિવાયનો બીજો જે એક અંતરાત્મા છે, તે તો સર્વ કંઈ જોઈ શકે છે, જાણી શકે છે.[૯] જ્ઞાની પુરુષ જ્ઞાનરૂપી પ્રદીપ્ત દીવાની સહાયથી દેહમાં આત્માનો સાક્ષાત્કાર કરી શકે છે, માટે તું પણ જ્ઞાનરૂપી દીવો સંપાદન કરીને બુદ્ધિથી આત્માનો સાક્ષાત્કાર કર અને પછી દેહરૂપી ઉપાધિથી મુક્ત થઈને સર્વજ્ઞ થા.[૧૦] જેમ એક સર્પ કાંચળીનો ત્યાગ કરે છે, તેમ તું પણ સર્વ પાપોનો ત્યાગ કરીને મુક્ત થા અને જ્ઞાનરૂપી પરાબુદ્ધિને સંપાદન કરી પાપ અને સંતાપથી રહિત થા.[૧૧] હે તાત! તારે સમજવું કે, અજ્ઞાનરૂપી એક ભયંકર નદી છે, કે જે નદી ચોબાજુ વહી રહેલા પ્રવાહોવાળી છે, સર્વ જગતને ઘસડી જનારી છે, પાંચ ઈંદ્રિયોરૂપી ઝૂડવાળી છે, મનના સંકલ્પરૂપી તટવાળી છે; લોભ અને મોહરૂપી ઘાસથી છવાયેલી છે, કામ અને ક્રોધરૂપી સર્પોવાળી છે, સત્યરૂપી બાંધેલા ઘાટવાળી છે, અસત્યરૂપી ખળખળાટવાળી છે, ક્રોધરૂપી કાદવવાળી છે, અવ્યક્ત (માયા)માંથી ઉત્પન્ન થયેલી છે, અત્યંત વેગથી વહેનારી છે, અકુશલાત્મા પુરુષોએ તરવી અશક્ય છે, કામરૂપી મગરમચ્છથી વ્યાપ્ત છે, સંસારસમુદ્ર પ્રત્યે ગમન કરનારી છે, વાસનારૂપી પાતાલ સુધી ઊંડી હોવાને લીધે મહાદુસ્તર છે, પોતાનાં કર્મોને લીધે ઉત્પન્ન થયેલી છે, વાણીના વ્યાપારરૂપી ઘુમરીઓવાળી છે અને મહાદુર્ગમ છે. આ અજ્ઞાનરૂપી નદીને તું જ્ઞાનરૂપી નૌકાથી તરી જા.[૧૨-૧૫] આ નદી જેને બુદ્ધિકુશળ અને ધૈર્યસંપન્ન એવા જ્ઞાની પુરુષો જ તરી શકે છે, તેને તરી જઈને તું સર્વ તરફથી મુક્ત થા, મનને વશ કરી આત્મવેત્તા થા અને પવિત્ર થા.[૧૬] તું ઉત્તમ બુદ્ધિનો આશ્રય કરીને બ્રહ્મસ્વરૂપ જ થઈ રહીશ, સર્વ સંસારથી મુક્ત થઈશ, ચિત્તને પ્રસન્ન કરી શકીશ અને પાપવાસનાઓથી રહિત થઈશ.[૧૭] જેમ કોઈ એક પુરુષ પર્વત ઉપર ચડીને પૃથ્વી પરનાં સર્વ પ્રાણીઓને જુએ છે, તેમ તું પણ ક્રોધ, હર્ષ અને ક્રૂર બુદ્ધિના ત્યાગપૂર્વક જ્ઞાનરૂપી પર્વત ઉપર ચડી જા અને ત્યાં રહીને તું સર્વ પ્રાણીઓના તરફ દૃષ્ટિ કર, જેથી તને પ્રાણીમાત્રની ઉત્પત્તિનું કારણ તથા લયનું કારણ પ્રત્યક્ષ દેખાશે. જે મુનિઓ ધાર્મિકોમાં શ્રેષ્ઠ છે, જ્ઞાની છે અને તત્ત્વવસ્તુનો સાક્ષાત્કાર કરનારા છે, તેઓ માને છે કે, અજ્ઞાનરૂપી નદીને તરી જવી, એ જ સર્વ પ્રાણીઓને માટે પરમ ધર્મ છે.[૧૮,૧૯]

હે પુત્ર! વ્યાપક એવા આત્માના સંબંધમાં મેં તને જે આ જ્ઞાનનો ઉપદેશ આપ્યો છે, તે સર્વનું હિત કરનારા અને પોતાને અનુસરીને ચાલનારા કોઈ યત્નશીલ (શિષ્યને અથવા પુત્ર)ને જ કહેવા યોગ્ય છે.[૨૦] હે તાત! આ આત્મજ્ઞાન સર્વ ગુહ્ય વિષયોના કરતાં પણ અતિશય ગુહ્ય છે અને મેં મારા સ્વાનુભવની સાક્ષીએ જ એ જ્ઞાનનો તને ઉપદેશ આપ્યો છે. પરબ્રહ્મ સ્ત્રી નથી, પુરુષ નથી કે નપુંસક નથી. વળી તે સુખરહિત છે, દુઃખરહિત છે અને ભૂત, ભવિષ્ય તથા વર્તમાનના કારણરૂપ છે (એમ સમજવું). હરકોઈ મનુષ્ય સ્ત્રી હો કે પુરુષ હો, પણ આ પરબ્રહ્મનું જ્ઞાન મેળવીને તેને પુનર્જન્મ પ્રાપ્ત થતો નથી; કેમ કે આત્મજ્ઞાનરૂપ આ યોગધર્મનું વિધાન કેવળ મોક્ષપ્રાપ્તિને માટે જ છે. હે પુત્ર! જગતના સર્વ મતમતાંતરો જે પ્રકારે મુક્તિમાં જ પર્યવસાન પામે છે, તે જ પ્રકારે મેં કહેલાં આ વચનો પણ મુક્તિમાં જ પર્યવસાન પામે છે; (અર્થાત્ સર્વ મતમતાંતરોનું લક્ષ્યબિંદુ જેમ મુક્તિ હોય છે, તેમ મારાં આ વચનોનું લક્ષ્યબિંદુ પણ મુક્તિ જ છે.) પરંતુ મારાં આ વચનોમાં તથા બીજાં મતાંતરોમાં ભેદ એટલો જ છે કે, મારાં વચનો અવશ્ય ફળદાયી થાય છે, ત્યારે બીજા મતભેદો ફળદાયી થાય છે અથવા નથી પણ થતા; માટે હે સત્પુત્ર! પ્રીતિયુક્ત, ગુણસંપન્ન અને દમગુણને ધારણ કરનારા કોઈ પુત્રે આ જ્ઞાનના સંબંધમાં જે પ્રશ્ન પૂછ્યો હોય, તો મેં તને ઉપદેશ આપ્યો છે, તે પ્રમાણે જ પિતાએ પ્રસન્નચિત્ત થઈને પુત્રને ઉપદેશ આપવો.[૨૧-૨૫]

# अध्याय २५१ मो

## વ્યાસશુકસંવાદ (ચાલુ)-જ્ઞાનીનું સ્વરૂપ

॥ व्यास उवाच ॥

गंधान् रसान्नानुरुंध्यात् सुखं वा।
नालंकारांश्चाप्नुयात्तस्य तस्य॥
मानं च कीर्तिं च यशश्च नेच्छेत्।
स वै प्रचारः पश्यतो ब्राह्मणस्य॥१॥

વ્યાસે કહ્યું: હે પુત્ર! જ્ઞાનસંપન્ન થયેલા બ્રાહ્મણનો એ જ વ્યવહાર હોય છે કે, તે સુગંધી પદાર્થોને, મિષ્ટ આદિ રસોને અથવા સુખને ઇચ્છતો નથી, અલંકારોને મેળવતો નથી, તેમ જ માનની, કીર્તિની કે યશની ઇચ્છા રાખતો નથી.[1] વળી જે બ્રાહ્મણ બ્રહ્મચર્યનું પાલન કરીને તથા ગુરુની સેવા કરીને ઋગ્વેદ, સામવેદ અને યજુર્વેદ-એ ત્રણે વેદોનું અધ્યયન કરે છે, તે જ ખરો બ્રાહ્મણ છે, એવો કંઈ નિયમ નથી;[2] પણ જે પુરુષ સર્વે પ્રાણીઓ તરફ જ્ઞાતિભાવ રાખે છે અને કામવાસનાથી વાસિત થઈને મૃત્યુ પામતો નથી, તે જ પુરુષ સર્વજ્ઞ છે, સર્વ વેદોને જાણનારો છે અને તે જ ખરો બ્રાહ્મણ છે.[3]* પુરુષ અનેક પ્રકારની ઇષ્ટિઓ કરે અને સંપૂર્ણ દક્ષિણાવાળા યજ્ઞો કરે, પણ નિષ્કામ બુદ્ધિને તથા દયાને જો ન અનુસરે, તો તે કદી બ્રાહ્મણ થઈ શકતો નથી.[4] જ્યારે મનુષ્ય કોઈ પ્રાણીથી ડરતો નથી અને તેનાથી બીજા કોઈ પ્રાણીને પણ ભય રહેતો નથી, તેમ જ જ્યારે તે કોઈના પર રાગ કરતો નથી અને કોઈના પર દ્વેષ કરતો નથી, ત્યારે બ્રહ્મને પામી શકે છે.[5] વળી જ્યારે પ્રાણીમાત્રના પર મન, વચન કે કર્મથી પાપીભાવ કરતો નથી, ત્યારે પુરુષ બ્રહ્મને પામી શકે છે.[6] આ જગતમાં કેવળ એક વિષયાભિલાષનું જ સર્વને બંધન છે. તે સિવાયનું બીજું કંઈ પણ બંધન નથી, માટે જે પુરુષ એ વિષયાભિલાષના બંધનથી મુક્ત થાય છે, તે બ્રહ્મસ્વરૂપ થવાને માટે યોગ્ય થઈ શકે છે.[7] ભૂખરવર્ણા મેઘમંડળથી મુક્ત થયેલો ચંદ્રમા જેમ નિર્મળ દેખાય છે, તેમ વિષયાભિલાષથી મુક્ત થઈને પાપરહિત થયેલો ધીરપુરુષ પોતાના મરણસમયની આકાંક્ષા રાખતો ધૈર્યથી વર્તન કરે છે.[8] જેની સ્થિતિ કદી ચલાયમાન થતી નથી અને જે સદાકાળ પરિપૂર્ણ રહે છે, તેવા મહાસાગરમાં જેમ સર્વ જળપ્રવાહો પ્રવેશ કરે છે, તેમ જે પુરુષની અંદર સર્વ કામવાસનાઓ લય પામી જાય છે, તે પુરુષ મોક્ષરૂપ શાંતિને પામે છે, પણ વિષયોની અભિલાષા ધરાવનારો પુરુષ કદી શાંતિને પામતો નથી.[9] વળી (જેણે કામવાસનાઓનો નાશ કર્યો છે) તે પુરુષને જ માત્ર સંકલ્પ કરવાથી સર્વ અભીષ્ટ વસ્તુઓ આવી મળે છે અને તેને લીધે તે શોભી નીકળે છે; પરંતુ વિષયવાસનાથી ગ્રસ્ત થયેલો મનુષ્ય તેવી સ્થિતિએ પહોંચી શકતો નથી; તેને તો સ્વર્ગાદિકની કામવાસનાથી તુચ્છ એવો સ્વર્ગલોક જ મળે છે.[10] વેદનું રહસ્ય સત્ય છે, સત્યનું રહસ્ય દમ છે, દમનું રહસ્ય દાન છે, દાનનું રહસ્ય તપ છે, તપનું રહસ્ય ત્યાગ છે, ત્યાગનું રહસ્ય સુખ છે, સુખનું રહસ્ય સ્વર્ગ છે અને સ્વર્ગનું રહસ્ય શાંતિ છે.[11-12] બુદ્ધિની જે પ્રસન્નતા તે જ શાંતિનું ઉત્તમ લક્ષણ છે, માટે મનુષ્યે પ્રથમ સંતોષ મેળવીને બુદ્ધિની પ્રસન્નતા પ્રાપ્ત કરવી જોઈએ; કેમ કે બુદ્ધિની જે પ્રસન્નતા, તે શોકનો, સંકલ્પનો તથા તૃષ્ણાનો સમૂળગો નાશ કરે છે.[13] શોકનો ત્યાગી, મમતાથી રહિત, સંતોષી, શાંત, બુદ્ધિની પ્રસન્નતાવાળો અને મત્સરથી રહિત-આ છ લક્ષણોવાળો પુરુષ સંપૂર્ણ જ્ઞાનતૃપ્ત થઈને પુનર્જન્મને પામતો નથી; અર્થાત્ મુક્ત થાય છે.[14] સત્ય, દાન, દમ, તપ, ત્યાગ અને શમ-આ છ સાત્ત્વિક ગુણથી યુક્ત એવા જે પુરુષોએ જીવંત દશામાં જ દેહાભિમાનનો ત્યાગ કરીને શ્રવણ, મનન અને નિદિધ્યાસનરૂપ શાસ્ત્રીય અનુભવ દ્વારા પોતાના શરીરમાં રહેલા આત્માનો સાક્ષાત્કાર કર્યો છે, તે પુરુષો પૂર્વોક્ત જીવન્મુક્તનાં લક્ષણને પામે છે.[15] જે પરબ્રહ્મ સદાય અકૃત્રિમ છે, અવિનાશી છે, સ્વભાવસિદ્ધ છે અને કોઈ જાતના સંસ્કારથી રહિત

* કહેવાનો ભાવ એ છે કે, જે પુરુષ નિર્દય છે અને કામવાસનાઓથી ભરપૂર છે, તે વેદને ભણ્યો હોય છતાં વેદને ભણ્યો નથી અને તે કદાચ બ્રાહ્મણ હોય છતાં બ્રાહ્મણ નથી.

છે, તે પરબ્રહ્મ પોતાના શરીરમાં જ રહેલા છે, એમ સમજીને જે પુરુષ તેને પ્રાપ્ત કરે છે, તેને અક્ષય સુખની પ્રાપ્તિ થાય છે.[૧૬] મનુષ્ય પોતાના મનને સર્વ વિષયો તરફથી પાછું વાળી લઈને તથા કેવળ પરબ્રહ્મમાં જ સ્થિર કરીને જે આત્મતુષ્ટિ સંપાદન કરે છે, તેવી આત્મતુષ્ટિ બીજા કોઈ પણ ઉપાયથી મળી શકતી નથી. (અર્થાત્ મનનો નિરોધ કરવાથી શાંતિસુખ મળી શકે છે, અન્યથા કોઈ રીતે મળી શકતું નથી.)[૧૭] જે પરબ્રહ્મનું જ્ઞાન મેળવીને ભોજન કર્યા વિના તૃપ્તિ થઈ જાય છે, નિર્ધન અવસ્થા હોવા છતાં ધનવાનના જેવી તૃપ્તિ અનુભવાય છે અને ઘી વગેરે ચીકાશવાળા પદાર્થોનું સેવન કર્યા વિના બળ પ્રાપ્ત થાય છે, તે પરબ્રહ્મનો જેણે સાક્ષાત્કાર કર્યો છે, તે પુરુષ જ ખરો વેદવેત્તા કહેવાય છે.[૧૮] જે શિષ્ટ બ્રાહ્મણ પોતાની સુરક્ષિત ઇંદ્રિયોનો નિરોધ કરીને બ્રહ્મનું જ ચિંતન કર્યા કરે છે, તેને આત્મા ઉપર પ્રીતિ રાખનારો કહી શકાય છે.[૧૯] જે પુરુષે સર્વ વાસનાઓનો ક્ષય કરીને, કેવળ પરમ તત્ત્વમાં જ મનની એકાગ્ર સ્થિતિ કરેલી છે, તે પુરુષનું (અદ્વૈત) સુખ શુક્લપક્ષના ચંદ્રમંડળની પેઠે પ્રતિદિન વધતું જાય છે.[૨૦] મનનશીલ એવો જે પુરુષ પાંચ મહાભૂતો, પાંચ તન્માત્રાઓ, મહત્તત્ત્વ અને પ્રકૃતિ–એ સર્વનો ઉત્તરોત્તર ત્યાગ કરે છે, તે પુરુષ, સૂર્યનું દુઃખ જેમ અંધકાર વડે નાશ પામે છે, તેમ અનાયાસે નાશ પામે છે.[૨૧] વળી સર્વ કર્મોનો ત્યાગ કરનાર, ગુણોના ઐશ્વર્યનું ઉલ્લંઘન કરનાર અને વિષયસંસર્ગથી દૂર રહેનાર તે બ્રહ્મનિષ્ઠ પુરુષને વૃદ્ધાવસ્થા કે મૃત્યુની પ્રાપ્તિ જ થતી નથી;[૨૨] એટલું જ નહિ પણ સર્વ વિષયો તરફ વિરાગી થયેલો અને રાગદ્વેષથી રહિત થયેલો તે આત્મવેત્તા પુરુષ જ્યારે કેવળ શાંતસ્વરૂપે જ રહે છે, ત્યારે જીવંત દશામાં જ સર્વ ઇંદ્રિયોનું તથા ઇંદ્રિયોના વિષયોનું અતિક્રમણ કરી જાય છે.[૨૩] જે પુરુષે કાર્યસ્વરૂપ પ્રકૃતિનું ઉલ્લંઘન કર્યું છે અને કારણસ્વરૂપ પરબ્રહ્મનો સાક્ષાત્કાર કર્યો છે, તે પુરુષને પરમ પદની જ પ્રાપ્તિ થાય છે, પણ પુનર્જન્મ પ્રાપ્ત થતો નથી.'[૨૪]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'વ્યાસશુકસંવાદ–જ્ઞાનીનું સ્વરૂપ' નામનો અધ્યાય ૨૫૧ મો સમાપ્ત

# અધ્યાય ૨૫૨ મો

## વ્યાસશુકસંવાદ (ચાલુ)–સર્વ સૃષ્ટિ પાંચ ભૂતોની બનેલી છે*

॥ व्यास उवाच ॥

**द्वंद्वानि मोक्षजिज्ञासुरर्थधर्मावनुष्ठितः ।**
**वक्त्रा गुणवता शिष्यः श्राव्यः पूर्वमिदं महत् ॥**

વ્યાસે કહ્યું: 'હે પુત્ર! માન–અપમાન વગેરે દ્વંદ્વનો તથા અર્થનો અને ધર્મનો આશ્રય કરનાર

* અર્થાત્ કેવળ પાંચ મહાભૂતોમાંથી જ સર્વ જગત ઉત્પન્ન થયું છે, એવો આ અધ્યાયનો મૂળ તાત્પર્યાર્થ છે. હવે આ વિષય ઉપર કેટલાએકને શંકા થવાનો સંભવ છે કે, કણાદને અનુસરનારા ન્યાયશાસ્ત્રીઓની માન્યતા પ્રમાણે દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, સમવાય અને અભાવ–એમ સાત પદાર્થો છે, તેમાં પાંચ મહાભૂતો, કાળ, દિશા, આત્મા ને મન–એ નવ દ્રવ્યો કહેવાય છે. ગુણો ચોવીસ છે, કર્મ પાંચ છે, સામાન્ય બે પ્રકારનું છે, વિશેષો તો અનંત છે, સમવાય એક જ છે અને અભાવ ચાર પ્રકારનો છે. આ સાત પદાર્થો જ સર્વનું કારણ હોવા છતાં પાંચ મહાભૂતોને જ તમે સર્વનું કારણ કેમ કહો છો? આ શંકાનું સમાધાન કરવા માટે ટીકાકાર નીલકંઠે લખ્યું છે કે, ભૂતભવિષ્ય આદિ વ્યવહારનો હેતુભૂત એવો જે કાળ તે કોઈ સ્વતંત્ર પદાર્થ જ નથી. જેમ કે નવું અને જૂનું ઇત્યાદિ અવસ્થાઓ કેવળ દ્રવ્યની જ છે, તેમ ભૂત, *ભવિષ્ય ઇત્યાદિ અવસ્થાઓ પણ દ્રવ્યમાં જ રહેનારી* છે અને તેથી જ તેવો વ્યવહાર કરવામાં આવે છે; તેમ જ દિશા નામનો કોઈ સ્વતંત્ર પદાર્થ છે જ નહિ, માત્ર આકાશમાં જ સૂર્યરૂપ ઉપાધિને લીધે પૂર્વ–પશ્ચિમ વગેરેની કલ્પના કરવામાં આવી છે. વળી મન પણ સ્વતંત્ર પદાર્થ નથી; કેમ કે મન એક જાતની ઇંદ્રિય જ છે અને શ્રોત્રાદિક ઇંદ્રિયની પેઠે તે જે જે વિષયનું ગ્રહણ કરે છે, તેના સજાતીય ગુણનો જ તેને આશ્રય છે, જેથી સિદ્ધ જ થાય છે કે, મન પાંચ મહાભૂતોમાંથી જ ઉત્પન્ન થયું છે. ચોવીસ ગુણો છે તે પણ પોતાના દ્રવ્યરૂપ આશ્રયથી ભિન્ન નહિ હોવાને લીધે સ્વતંત્ર પદાર્થ નથી, તેમ જ કર્મ પણ કોઈ જુદો પદાર્થ નથી; કેમ કે દ્રવ્યની ચલનવલન આદિ જે અવસ્થા તેને જ કર્મ કહેવામાં આવે છે. તે સિવાય સામાન્ય નામનો પણ કોઈ સ્વતંત્ર પદાર્થ નથી; કેમ કે સામાન્યનો અર્થ સત્તા એવો કરવામાં આવે છે, તો પછી પરબ્રહ્મરૂપ

# अध्याय २५१ मो

## વ્યાસશુકસંવાદ (ચાલુ)-જ્ઞાનીનું સ્વરૂપ

॥ व्यास उवाच ॥

गंधान् रसान्नानुरुंध्यात् सुखं वा ।
नालंकारांश्चाप्नुयात्तस्य तस्य ॥
मानं च कीर्तिं च यशश्च नेच्छेत् ।
स वै प्रचारः पश्यतो ब्राह्मणस्य ॥ १ ॥

વ્યાસે કહ્યું : હે પુત્ર! જ્ઞાનસંપન્ન થયેલા બ્રાહ્મણનો એ જ વ્યવહાર હોય છે કે, તે સુગંધી પદાર્થોને, મિષ્ટ આદિ રસોને અથવા સુખને ઇચ્છતો નથી, અલંકારોને મેળવતો નથી, તેમ જ માનની, કીર્તિની કે યશની ઇચ્છા રાખતો નથી.[1] વળી જે બ્રાહ્મણ બ્રહ્મચર્યનું પાલન કરીને તથા ગુરુની સેવા કરીને ઋગ્વેદ, સામવેદ અને યજુર્વેદ-એ ત્રણે વેદોનું અધ્યયન કરે છે, તે જ ખરો બ્રાહ્મણ છે, એવો કંઈ નિયમ નથી;[2] પણ જે પુરુષ સર્વે પ્રાણીઓ તરફ જ્ઞાતિભાવ રાખે છે અને કામવાસનાથી વાસિત થઈને મૃત્યુ પામતો નથી, તે જ પુરુષ સર્વજ્ઞ છે, સર્વ વેદોને જાણનારો છે અને તે જ ખરો બ્રાહ્મણ છે.[3]* પુરુષ અનેક પ્રકારની ઇષ્ટિઓ કરે અને સંપૂર્ણ દક્ષિણાવાળા યજ્ઞો કરે, પણ નિષ્કામ બુદ્ધિને તથા દયાને જો ન અનુસરે, તો તે કદી બ્રાહ્મણ થઈ શકતો નથી.[4] જ્યારે મનુષ્ય કોઈ પ્રાણીથી ડરતો નથી અને તેનાથી બીજા કોઈ પ્રાણીને પણ ભય રહેતો નથી, તેમ જ જ્યારે તે કોઈના પર રાગ કરતો નથી અને કોઈના પર દ્વેષ કરતો નથી, ત્યારે બ્રહ્મને પામી શકે છે.[5] વળી જ્યારે પ્રાણીમાત્રના પર મન, વચન કે કર્મથી પાપીભાવ કરતો નથી, ત્યારે પુરુષ બ્રહ્મને પામી શકે છે.[6] આ જગતમાં કેવળ એક વિષયાભિલાષનું જ સર્વને બંધન છે. તે સિવાયનું બીજું કંઈ પણ બંધન નથી, માટે જે પુરુષ એ વિષયાભિલાષના બંધનથી મુક્ત થાય છે, તે બ્રહ્મસ્વરૂપ થવાને માટે યોગ્ય થઈ શકે છે.[7] ભૂખરવર્ણા મેઘમંડળથી મુક્ત થયેલો ચંદ્રમા જેમ નિર્મળ દેખાય છે, તેમ વિષયાભિલાષથી મુક્ત થઈને પાપરહિત થયેલો ધીરપુરુષ પોતાના મરણસમયની આકાંક્ષા રાખતો ધૈર્યથી વર્તન કરે છે.[8] જેની સ્થિતિ કદી ચલાયમાન થતી નથી અને જે સદાકાળ પરિપૂર્ણ રહે છે, તેવા મહાસાગરમાં જેમ સર્વ જળપ્રવાહો પ્રવેશ કરે છે, તેમ જે પુરુષની અંદર સર્વ કામવાસનાઓ લય પામી જાય છે, તે પુરુષ મોક્ષરૂપ શાંતિને પામે છે, પણ વિષયોની અભિલાષા ધરાવનારો પુરુષ કદી શાંતિને પામતો નથી.[9] વળી (જેણે કામવાસનાઓનો નાશ કર્યો છે) તે પુરુષને જ માત્ર સંકલ્પ કરવાથી સર્વ અભીષ્ટ વસ્તુઓ આવી મળે છે અને તેને લીધે તે શોભી નીકળે છે; પરંતુ વિષયવાસનાથી ગ્રસ્ત થયેલો મનુષ્ય તેવી સ્થિતિએ પહોંચી શકતો નથી; તેને તો સ્વર્ગાદિકની કામવાસનાથી તુચ્છ એવો સ્વર્ગલોક જ મળે છે.[10] વેદનું રહસ્ય સત્ય છે, સત્યનું રહસ્ય દમ છે, દમનું રહસ્ય દાન છે, દાનનું રહસ્ય તપ છે, તપનું રહસ્ય ત્યાગ છે, ત્યાગનું રહસ્ય સુખ છે, સુખનું રહસ્ય સ્વર્ગ છે અને સ્વર્ગનું રહસ્ય શાંતિ છે.[11,12] બુદ્ધિની જે પ્રસન્નતા તે જ શાંતિનું ઉત્તમ લક્ષણ છે, માટે મનુષ્યે પ્રથમ સંતોષ મેળવીને બુદ્ધિની પ્રસન્નતા પ્રાપ્ત કરવી જોઈએ; કેમ કે બુદ્ધિની જે પ્રસન્નતા, તે શોકનો, સંકલ્પનો તથા તૃષ્ણાનો સમૂળગો નાશ કરે છે.[13] શોકનો ત્યાગી, મમતાથી રહિત, સંતોષી, શાંત, બુદ્ધિની પ્રસન્નતાવાળો અને મત્સરથી રહિત-આ છ લક્ષણોવાળો પુરુષ સંપૂર્ણ જ્ઞાનતૃપ્ત થઈને પુનર્જન્મને પામતો નથી; અર્થાત્ મુક્ત થાય છે.[14] સત્ય, દાન, દમ, તપ, ત્યાગ અને શમ-આ છ સાત્ત્વિક ગુણથી યુક્ત એવા જે પુરુષોએ જીવંત દશામાં જ દેહાભિમાનનો ત્યાગ કરીને શ્રવણ, મનન અને નિદિધ્યાસનરૂપ શાસ્ત્રીય અનુભવ દ્વારા પોતાના શરીરમાં રહેલા આત્માનો સાક્ષાત્કાર કર્યો છે, તે પુરુષો પૂર્વોક્ત જીવન્મુક્તનાં લક્ષણને પામે છે.[15] જે પરબ્રહ્મ સદાય અકૃત્રિમ છે, અવિનાશી છે, સ્વભાવસિદ્ધ છે અને કોઈ જાતના સંસ્કારથી રહિત

* કહેવાનો ભાવ એ છે કે, જે પુરુષ નિર્દય છે અને કામવાસનાઓથી ભરપૂર છે, તે વેદને ભણ્યો હોય છતાં વેદને ભણ્યો નથી અને તે કદાચ બ્રાહ્મણ હોય છતાં બ્રાહ્મણ નથી.

છે, તે પરબ્રહ્મ પોતાના શરીરમા જ રહેલા છે, એમ સમજીને જે પુરુષ તેને પ્રાપ્ત કરે છે, તેને અક્ષય સુખની પ્રાપ્તિ થાય છે[16] મનુષ્ય પોતાના મનને સવ વિષયો તરફથી પાછું વાળી લઈને તથા કેવળ પરબ્રહ્મમા જ સ્થિર કરીને જે આત્મતુષ્ટિ સપાદન કરે છે, તેવી આત્મતુષ્ટિ બીજા કોઈ પણ ઉપાયથી મળી શકતી નથી. (અર્થાત્ મનનો નિરોધ કરવાથી શાતિસુખ મળી શકે છે, અન્યથા કોઈ રીતે મળી શકતું નથી)[17] જે પરબ્રહ્મનુ જ્ઞાન મેળવીને ભોજન કર્યા વિના તૃપ્તિ થઈ જાય છે, નિર્ધન અવસ્થા હોવા છતા ધનવાનના જેવી તૃપ્તિ અનુભવાય છે અને ઘી વગેરે ચીકાશવાળા પદાર્થોનુ સેવન કર્યા વિના બળ પ્રાપ્ત થાય છે, તે પરબ્રહ્મનો જેણે સાક્ષાત્કાર કર્યો છે, તે પુરુષ જ ખરો વેદવેત્તા કહેવાય છે.[18] જે શિષ્ટ બ્રાહ્મણ પોતાની સુરક્ષિત ઇદ્રિયોનો નિરોધ કરીને બ્રહ્મનું જ ચિતન કર્યા કરે છે, તેને આત્મા ઉપર પ્રીતિ રાખનારો કહી શકાય છે[19] જે પુરુષે સર્વ વાસનાઓનો ક્ષય કરીને, કેવળ પરમ તત્ત્વમા જ મનની એકાગ્ર સ્થિતિ કરેલી છે, તે પુરુષનુ (અદ્વૈત) સુખ શુક્લ પક્ષના ચદ્રમ ડળની પેઠે પ્રતિદિન વધતું જાય છે[20] મનનશીલ એવો જે પુરુષ પાચ મહાભૂતો, પાચ તન્માત્રાઓ, મહત્તત્ત્વ અને પ્રકૃતિ-એ સર્વનો ઉત્તરોત્તર ત્યાગ કરે છે, તે પુરુષ, સૂર્યનુ દુ ખ જેમ અધકાર વડે નાશ પામે છે, તેમ અનાયાસે નાશ પામે છે[21] વળી સર્વ કર્મોનો ત્યાગ કરનાર, ગુણોના ઐશ્વર્યનુ ઉલ્લઘન કરનાર અને વિષય સસર્ગથી દૂર રહેનાર તે બ્રહ્મનિષ્ઠ પુરુષને વૃદ્ધાવસ્થા કે મૃત્યુની પ્રાપ્તિ જ થતી નથી,[22] એટલુ જ નહિ પણ સર્વ વિષયો તરફ વિરાગી થયેલો અને રાગદ્વેષથી રહિત થયેલો તે આત્મવેત્તા પુરુષ જ્યારે કેવળ શાતસ્વરૂપે જ રહે છે, ત્યારે જીવત દશામા જ સર્વ ઇદ્રિયોનુ તથા ઇદ્રિયોના વિષયયોનુ અતિક્રમણ કરી જાય છે[23] જે પુરુષે કાર્યસ્વરૂપ પ્રકૃતિનુ ઉલ્લઘન કર્યું છે અને કારણસ્વરૂપ પરબ્રહ્મનો સાક્ષાત્કાર કર્યો છે, તે પુરુષને પરમ પદની જ પ્રાપ્તિ થાય છે, પણ પુનર્જન્મ પ્રાપ્ત થતો નથી.'[24]

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમા 'વ્યાસશુકસવાદ-જ્ઞાનીનુ સ્વરૂપ' નામનો અધ્યાય ૨૫૧ મો સમાપ્ત

# अध्याय २५२ मो

## વ્યાસશુકસંવાદ (ચાલુ)-સર્વ સૃષ્ટિ પાંચ ભૂતોની બનેલી છે*

॥ व्यास उवाच ॥

**द्वंद्वानि मोक्षजिज्ञासुरर्थधर्मावनुष्ठितः ।**
**वक्त्रा गुणवता शिष्यः श्राव्यः पूर्वमिदं महत् ॥**

વ્યાસે કહ્યું: 'હે પુત્ર! માન-અપમાન વગેરે દ્વંદ્વનો તથા અર્થનો અને ધર્મનો આશ્રય કરનાર

* અર્થાત્ કેવળ પાચ મહાભૂતોમાથી જ સર્વ જગત ઉત્પન્ન થયુ છે, એવો આ અધ્યાયનો મૂળ તાત્પર્યાર્થ છે હવે આ વિષય ઉપર કેટલાએકને શકા થવાનો સભવ છે કે, કણાદને અનુસરનારા ન્યાયશાસ્ત્રીઓની માન્યતા પ્રમાણે દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, સમવાય અને અભાવ-એમ સાત પદાર્થો છે, તેમા પાચ મહાભૂતો, કાળ, દિશા, આત્મા ને મન-એ નવ દ્રવ્યો કહેવાય છે ગુણો ચોવીસ છે, કર્મ પાચ છે, સામાન્ય બે પ્રકારનુ છે, વિશેષો તો અનત છે, સમવાય એક જ છે અને અભાવ ચાર પ્રકારનો છે આ સાત પદાર્થો જ સર્વનું કારણ હોવા છતા પાચ મહાભૂતોને જ તમે સર્વનુ કારણ કેમ કહો છો? આ શકાનું સમાધાન કરવા માટે ટીકાકાર નીલકઠે લખ્યુ છે કે, ભૂતભવિષ્ય આદિ વ્યવહારનો હેતુભૂત એવો જે કાળ તે કોઈ સ્વતત્ર પદાર્થ જ નથી જેમ કે નવુ અને જૂનુ ઇત્યાદિ અવસ્થાઓ કેવળ દ્રવ્યની જ છે, તેમ ભૂત, *ભવિષ્ય ઇત્યાદિ અવસ્થાઓ પણ દ્રવ્યમા જ રહેનારી* છે અને તેથી જ તેવો વ્યવહાર કરવામા આવે છે, તેમ જ દિશા નામનો કોઈ સ્વતત્ર પદાર્થ છે જ નહિ, માત્ર આકાશમા જ સૂર્યરૂપ ઉપાધિને લીધે પૂર્વ-પશ્ચિમ વગેરેની કલ્પના કરવામા આવી છે વળી મન પણ સ્વતત્ર પદાર્થ નથી, કેમ કે મન એક જાતની ઇદ્રિય જ છે અને શ્રોત્રાદિક ઇદ્રિયની પેઠે તે જે જે વિષયનુ ગ્રહણ કરે છે, તેના સજાતીય ગુણનો જ તેને આશ્રય છે, જેથી સિદ્ધ જ થાય છે કે, મન પાચ મહાભૂતોમાથી જ ઉત્પન્ન થયુ છે ચોવીસ ગુણો છે તે પણ પોતાના દ્રવ્યરૂપ આશ્રયથી ભિન્ન નહિ હોવાને લીધે સ્વતત્ર પદાર્થ નથી, તેમ જ કર્મ પણ કોઈ જુદો પદાર્થ નથી, કેમ કે દ્રવ્યની ચલનવલન આદિ જે અવસ્થા તેને જ કર્મ કહેવામા આવે છે. તે સિવાય સામાન્ય નામનો પણ કોઈ સ્વતત્ર પદાર્થ નથી, કેમ કે સામાન્યનો અર્થ સત્તા એવો કરવામા આવે છે, તો પછી પરબ્રહ્મરૂપ

એવો કોઈ પણ શિષ્ય જો મોક્ષની જિજ્ઞાસા રાખતો હોય, તો ગુણવાન અને વક્તા એવા ગુરુએ પ્રથમ તેને આ અધ્યાત્મનો જ ઉપદેશ આપવો [1] જેમ કે આકાશ, વાયુ, તેજ, જળ, પૃથ્વી, ભાવ, અભાવ અને કાળ–એ સર્વનો પાચ મહાભૂતોમા જ સમાવેશ થાય છે [2] જે પુરુષ શારીરિક શાસ્ત્રનુ પ્રતિપાદન કરનારા વેદવાક્યને જાણે છે, તેણે એમ જ સમજવુ જોઈએ કે, આકાશ કેવળ અવકાશરૂપ છે અને શ્રોત્રઇદ્રિય તે આકાશમાથી જ ઉત્પન્ન થયેલી છે, તેમ જ શબ્દ નામનો ગુણ આકાશનો જ છે [3] વળી પ્રાણીઓની ગમનક્રિયા વાયુનુ જ કાર્ય છે, પ્રાણ અને અપાન, એ બન્ને કેવળ વાયુમય જ છે, સ્પર્શન ઇદ્રિય પણ વાયુમાથી જ ઉત્પન્ન થયેલી છે અને સ્પર્શગુણ પણ વાયુનો જ છે.[4] પ્રાણીના શરીરમા રહેલો જઠરાગ્નિ, અન્નાદિકનુ પાચન, દીપક આદિનો પ્રકાશ, ઉષ્ણતા અને ચક્ષુઇદ્રિય એ પાચ તેજના જ કાર્યો છે લાલ, ધોળુ, કાળુ વગેરે જે રૂપ તે અગ્નિનો ગુણ છે [5] આર્દ્રતા (ભીનાશ), ક્ષુદ્રતા (અદર પ્રવેશ કરી પૃથ્વીના અવયવના સયોગને શિથિલ કરવો તે), સ્નેહ (ચીકાશ), શરીરમા રહેલી મજ્જા અને બીજા રુધિર આદિ જે જે સ્નિગ્ધ પદાર્થો છે, તેઓને જળના જ વિકાર જાણવા અને રસના અથવા જિહ્વાઇદ્રિય પણ જળમાથી જ ઉત્પન્ન થયેલી છે, તેમ જ રસ નામનો જે ગુણ તે જળનો જ છે વળી હાડકા, દાત, નખ, દાઢી, મૂછ, રૂવાડા, મસ્તકના કેશ, નાડીઓ, સ્નાયુઓ અને ચામડી વગેરે જે જે ધાતુસમુદાય છે, તે સર્વ કેવળ પૃથ્વીમાથી ઉત્પન્ન થયો છે, ઘ્રાણ અથવા નાસિકા નામની જે ઇદ્રિય તે પણ પૃથ્વીમાથી જ ઉત્પન્ન થયેલી છે અને ગધ નામનો ઘ્રાણેદ્રિયનો જે ગુણ તેને પણ પૃથ્વીમય જ જાણવો આકાશ આદિ પાચે મહાભૂતોમા ઉત્તરોત્તર એક એક ગુણ અધિક છે. (જેમ કે આકાશમા એક શબ્દગુણ જ છે, વાયુમા શબ્દ અને સ્પર્શ–એ બે ગુણો છે, તેજમા શબ્દ, સ્પર્શ અને રૂપ એ ત્રણ ગુણો છે, જળમા શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ એ ચાર ગુણો છે અને પૃથ્વીમા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગધ એ પાચ ગુણો છે) તેમ જ સર્વ પ્રાણીઓમા અવિદ્યા, કામ અને કર્મ નામના ઉત્તરગુણો રહેલા છે [6-9] મુનિઓ કહે છે કે, સર્વ જગત આ પચમહાભૂતોની જ સતતિ છે અને ભાવના, જ્ઞાન તથા કર્મ એ ત્રણ પદાર્થો મળીને આઠ તત્ત્વો થાય છે અને તે ઉપરાત નવમુ મન છે, દસમી બુદ્ધિ છે તથા અગિયારમો આત્મા છે કે, જે આત્માને અનત, સર્વસ્વરૂપ અને સર્વના કરતા શ્રેષ્ઠ કહેવામા આવે છે આ અગિયારે તત્ત્વોમા બુદ્ધિને નિશ્ચયધર્મવાળી કહેવામા આવે છે, મનને સશયાત્મક ગણવામા આવે છે અને કર્મોના આશ્રયથી અનુમાન કરવા યોગ્ય જીવને ‘ક્ષેત્રજ્ઞ’ કહેવામા આવે છે [10-11] જે પુરુષ જગતના પ્રાણીમાત્રને આ કાલાત્મક સસ્કારો થી યુક્ત હોવા છતા વસ્તુત તે સસ્કારોથી રહિત જાણે છે, તે પુરુષને સમસ્ત કર્મોનુ અનુસરણ રહેતુ નથી, અર્થાત્ તે પુરુષ કેવળ નિષ્કામ બની જાય છે [12]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમા વ્યાસશુક સવાદ–સર્વ સૃષ્ટિ પાચ ભૂતોની બનેલી છે’ નામનો અધ્યાય ૨૪૨ મો સમાપ્ત

---

અધિષ્ઠાનની સત્તાને લીધે જ સર્વત્ર ‘સત્ સત્’ એવા વ્યવહારની સિદ્ધિ થાય છે, માટે સામાન્યની પૃથક્ કલ્પના કરવી તે અયોગ્ય જ છે વળી ન્યાયશાસ્ત્રીઓ કહે છે કે, ‘નિત્ય દ્રવ્યમા રહેનારા વિશેષો તો અનત છે’ પરતુ એમ કહેવુ તે પણ યોગ્ય નથી કેમકે એક આત્મા વિના બીજુ કોઈ નિત્ય દ્રવ્ય જ નથી, તો પછી ‘નિત્ય દ્રવ્યમા રહનારા વિશેષો અનત છે’ એમ કહેવુ તે આધાર વિનાનુ છે અને પ્રમાણથી અસિદ્ધ છે વળી જેમ સમવાય દ્રવ્યોની અદર રહેલો છે, તેમ રૂપાદિક પણ સમવાય વિના જ દ્રવ્યની અદર રહે તો પછી સમવાયની વૃથા કલ્પના શા માટે કરવી જોઈએ? અને અભાવ પણ કોઈ જાતનો ભિન્ન પદાર્થ નથી (કેમકે ઘટમા પટનો અભાવ છે, એ તો પ્રત્યક્ષ જ છે)

આ ઉપરથી સિદ્ધ થાય છે કે, પાચ મહાભૂતોમા જ સર્વ પદાર્થોનો અતર્ભાવ હોઈને પાચ મહાભૂતો સિવાય નો બીજો કોઈ પદાર્થ જ નથી અને આવા આશયથી જ આ અધ્યાયના બીજા શ્લોકના ઉત્તરાર્ધમા કહ્યુ છે કે, ‘भावाभावौ च कालश्च सर्वभूतेषु पञ्चसु–ભાવ, અભાવ અને કાળ–એ સર્વનો પાચ મહાભૂતોમા જ સમાવેશ થઈ જાય છે

# અધ્યાય ૨૫૩ મો

## વ્યાસશુકસંવાદ (ચાલુ)–શાસ્ત્રજ્ઞ યોગીઓ લિંગાત્માનો સાક્ષાત્કાર કરે છે

॥ व्यास उवाच ॥

**शरीराद्विप्रमुक्त हिं सूक्ष्मभूत शरीरिणम् ।**
**कर्मभिः परिपश्यन्ति शास्त्रोक्तैः शास्त्रवेदिनः ॥**

વ્યાસે કહ્યું  હે પુત્ર[1] સ્થૂળ શરીરથી મુક્ત એવો પણ જીવાત્મા સૂક્ષ્મ શરીરથી યુક્ત હોવાને લીધે અત્યંત દુર્લક્ષ્ય છે, તોપણ શાસ્ત્રવેત્તા યોગીઓ શાસ્ત્રોક્ત યોગાનુષ્ઠાન દ્વારા તેનો સાક્ષાત્કાર કરી શકે છે, અર્થાત્ યોગીપુરુષો સમાધિમા આરૂઢ થઈને લિંગાત્માને જોઈ શકે છે[1] જેમ આકાશમા સૂર્યના કિરણો અતિ ઘટ્ટ હોય છે, છતા સ્થૂળ દૃષ્ટિથી જોઈ શકાતા નથી, તોપણ ગુરુએ કહેલી યુક્તિથી તેઓને સર્વત્ર રહેલા જોઈ શકાય છે, તેમ સ્થૂળ શરીરથી મુક્ત થયેલા લિંગશરીરો સ્વર્ગાદિ લોકોમા સચાર કરે છે, છતા મનુષ્યની સ્થૂળ દૃષ્ટિના અવિષય હોવાને લીધે તેઓને જોઈ શકાતા નથી (તોપણ ગુરુએ કહેલી યુક્તિથી તેઓને જોઈ શકાય છે)[2] જેમ સૂર્યનુ કિરણમડળ જળમા પ્રતિબિંબરૂપે દેખાય છે, તેમ પ્રાણીઓની અદર રહેલા લિંગશરીરને યોગીપુરુષ પ્રત્યેક વ્યક્તિમા જુએ છે[3] ઇંદ્રિયોને જેઓએ વશ કરેલી છે, તેવા આત્મજ્ઞ યોગીપુરુષો સ્થૂળ શરીરથી મુક્ત થયેલા લિંગશરીરોને પણ પોતાની સૂક્ષ્મબુદ્ધિથી જોઈ શકે છે[4] જે યોગીપુરુષો દિવસે તેમ રાત્રે અને રાત્રે તેમ દિવસે સતત રીતે યોગસાધનામા જ તત્પર રહે છે અને મનમા ઉદ્ભવેલા કામાદિક વ્યસનનો તથા સ્વત આવી મળેલા યોગૈશ્વર્યનો ત્યાગ કરે છે, તે સર્વ યોગી પુરુષો જાગ્રત અવસ્થામા હોય કે સ્વપ્નાવસ્થામા હોય, તોપણ તેઓનુ લિંગશરીર નિરતર તેઓના સ્વાધીનમા જ રહે છે, (જેથી તેઓ પોતાની ઇચ્છામા આવે તો બીજાના શરીરમા પણ પ્રવેશ કરી શકે છે)[5 6] એટલુ જ નહિ પણ તેવા યોગનિષ્ઠ પુરુષોનો જીવ સૂક્ષ્મ એવા સાત* ગુણોને સાથે લઈને ઇદ્રાદિના દિવ્યલોકમા પણ સચાર કરી શકે છે અને સદાય અનિત્ય હોવા છતા વ્યવહારદૃષ્ટિએ અજરામર થઈ શકે છે[7] (આ રીતે કેવળ યોગી પુરુષો જ લિંગશરીરને જોઈ શકે છે એમ નથી પરતુ) જે પુરુષ મન અને બુદ્ધિને અધીન થઈ ગયેલો હોય છે, તે મૂઢ પુરુષ પણ સ્વપ્નાવસ્થામા પોતાના અને બીજાના લિંગદેહને સ્થૂળશરીરથી ભિન્ન રહેલો જાણી શકે છે, તેમ જ તે અવસ્થામા સુખનો તથા દુખનો અનુભવ પણ કરી શકે છે[8] વળી સ્વપ્નાવસ્થામા મનુષ્ય સુખને પામે છે, દુખને મેળવે છે, ક્રોધ કરીને તથા લોભ કરીને સકટને પામે છે, પુષ્કળ ધન સપાદન કરીને પ્રસન્ન થાય છે, પુણ્ય કરે છે અને પોતે જાણે જાગતો હોય, તેમ બધુ જોઈ પણ શકે છે[9 10] વળી એ પણ પ્રસિદ્ધ જ છે કે, ગર્ભાશયને પ્રાપ્ત થયેલો જીવ માતાના ઉદરમા દશ મહિના સુધી વસે છે અને ત્યા જઠરાગ્નિના મધ્યભાગમા જ પડી રહે છે,[11]– છતા માતાએ ખાધેલા અન્નની પેઠે પચી જતો નથી આ જીવાત્મા પરમેશ્વરનો એક અશ જ છે અને પ્રત્યેક પ્રાણીના હૃદયમા રહેલો છે, છતા રજોગુણ અને તમોગુણથી ઘેરાયેલા પુરુષો શરીરની અદર તેને જોઈ શકતા નથી[12] પરતુ જે પુરુષો આત્માને પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખે છે, તેઓ કેવળ યોગશાસ્ત્રમા જ તત્પર રહે છે–યોગમાર્ગનો જ આશ્રય કરે છે અને તે દ્વારા અચેતન એવા સ્થૂળ શરીરોનુ, અમૂર્ત એવા લિંગશરીરોનુ તથા બ્રહ્માના પ્રલયસમયે પણ નાશ નહિ થનારા બીજતુલ્ય કારણ શરીરો સુદ્ધાનુ ઉલ્લઘન કરે છે[13]× જોકે ચારે આશ્રમોના કર્મો તથા ધર્મો ભિન્ન ભિન્ન કહેવામા આવ્યા છે, તોપણ પ્રત્યેક આશ્રમમા સમાધિકાળના શમયોગનુ (વૃત્તિઓને શાત કરવારૂપ ધ્યાનયોગનુ) નિરૂપણ કરવામા આવ્યુ છે, એમ મુનિ શાડિલ્યે (છાદોગ્ય ઉપ

* મહત્તત્ત્વ, અહકાર અને પાચ તન્માત્રાઓ એ સાતર ગુણોને સાથે લઈને

– અર્થાત્ યોગ દ્વારા ત્રણે શરીરોનુ અતિક્રમણ કરનારા પુરુષોને જ આત્મપ્રાપ્તિ થાય છે

× કહેવાનો ભાવ એ છે કે, સન્યાસીઓનો સન્યાસ કેવળ ધ્યાન કરવા માટે જ છે અને બીજા આશ્રમીઓએ પણ પોતાના આશ્રમધર્મના અવકાશમા ધ્યાન જ કરવુ જોઈએ

નિષદમાં) કહ્યું છે.[૧૪]* જે પુરુષ ઇંદ્રિયો, વિષયો, મન, બુદ્ધિ, મહત્તત્ત્વ, પ્રકૃતિ અને પુરુષ આ સાત સૂક્ષ્મતત્ત્વોને શાસ્ત્ર દ્વારા જાણે છે અને સર્વજ્ઞતા, તૃપ્તિ, જ્ઞાન, સ્વતંત્રતા, સદાકાળ દૃષ્ટિલોપનો અભાવ અને અનંત શક્તિપણું આ છ પ્રકારના ગુણોવાળા પરમેશ્વરનું જ્ઞાન ધરાવે છે, તેમ જ આ સર્વ જગતને અજ્ઞાનના વિપરિણામરૂપે જ જાણે છે, તે પુરુષને પરબ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે.[૧૫]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતગત મોક્ષધર્માનુશાસનપર્વમાં વ્યાસશુકસંવાદ–શાસ્ત્રજ્ઞ યોગીઓ લિંગાત્માનો સાક્ષાત્કાર કરે છે.' નામનો અધ્યાય ૨૫૩ મો સમાપ્ત

## अध्याय २५४मो

### વ્યાસશુકસંવાદ (ચાલુ)–કામનારૂપી વૃક્ષ અને શરીરરૂપી નગર

॥ व्यास उवाच ॥

**हृदि कामद्रुमश्चित्रो मोहसंचयसंभवः ।**
**क्रोधमानमहास्कंधो विधित्सा परिषेचनः ॥ १ ॥**

વ્યાસે કહ્યું : હે પુત્ર! પ્રાણીઓના હૃદયપ્રદેશમાં ઊગેલું કામનારૂપી એક વૃક્ષ મહાઅદ્ભુત છે. તે વૃક્ષ મોહરૂપી બીજમાંથી ઉત્પન્ન થયું છે, ક્રોધ અને માનરૂપી મોટા થડવાળું છે, કાર્ય કરવાની ઇચ્છારૂપી તેને ક્યારડો છે, અજ્ઞાનરૂપી તેનું મૂળ છે, પ્રમાદરૂપી જળનું તેને સિંચન કરવામાં આવે છે, અસૂયા એ વૃક્ષનાં પાંદડાં છે, પૂર્વજન્મનાં પાપો તે વૃક્ષનો સાર છે, મોહભરેલી ચિંતાઓ એ વૃક્ષની ડાળીઓ છે, શોકરૂપી તેની શાખાઓ છે, ભયરૂપી તેના અંકુરો છે અને મોહ ઉપજાવનારી તૃષ્ણાઓ એ વૃક્ષને વીંટાયલી લતાઓ છે.[૧-૩] જે પુરુષો અતિશય લોભી હોય છે અને તે કામનાવૃક્ષનાં ફળની ઇચ્છા રાખનારા હોય છે, તેઓ લોખંડના જેવા મજબૂત વાસનાઓરૂપી પાશોથી બંધાઈને એ મહાવૃક્ષને વીંટાઈ વળે છે અને નિરંતર તેનું સેવન કર્યા કરે છે;[૪] પરંતુ જે પુરુષ વાસનાઓરૂપી પાશોને પોતાને સ્વાધીન કરીને એ કામવૃક્ષને જડમૂળમાંથી ઉખેડી પાડે છે, તે પુરુષ સુખદુઃખનો ત્યાગ કરીને તેઓ બન્નેનો અંત આણે છે; અર્થાત્ સુખદુઃખથી મુક્ત થાય છે;[૫] પણ જે મૂઢ બુદ્ધિવાળો પુરુષ સ્ત્રીપુત્રાદિને વશ થઈને એ કામવૃક્ષને ઉછેરી મોટું કરે છે તે પુરુષનો ઝેરી ગાંઠ જેમ રોગીનો નાશ કરે છે, તેમ તે કામવૃક્ષ જ નાશ કરે છે;[૬] માટે કુશળ પુરુષે યોગના પ્રસાદથી પ્રાપ્ત થયેલી નિર્વિકલ્પ સમાધિરૂપી તલવારથી ચોતરફ પ્રસરેલા મૂળવાળા એ કામવૃક્ષના મૂળને (અજ્ઞાનને) બળાત્કારે ઉખેડી નાખવું.[૭] આ રીતે જે પુરુષ કેવળ કામની જ નિવૃત્તિ કરી જાણે છે અને કામવિષયક શાસ્ત્રને બંધનકર્તા જાણે છે, તે પુરુષ સર્વ દુઃખોને ઉલ્લંઘી જાય છે.[૮] વિદ્વાનો કહે છે કે, પ્રાણીમાત્રનું શરીર એક નગરરૂપ છે. તે નગરની સ્વામિની અથવા રાણી બુદ્ધિ છે અને તે નગરમાં રહેનારું મન નિશ્ચયાત્મક એવી બુદ્ધિનો અમાત્ય છે–મંત્રી છે.[૯] તેમ જ સર્વ ઇંદ્રિયો મનરૂપી અમાત્યને અધીન રહેનારા નગરવાસીઓ છે. આ નગરજનોનું પાલન કરવા માટે મનને અનેક પ્રકારની ક્રિયાપ્રવૃત્તિ કરવી પડે છે; પરંતુ મનની એ ક્રિયાપ્રવૃત્તિમાં દારુણ એવા બે દોષો રહેલા છે. એક રાજસ અહંકાર અને બીજો તામસઅહંકાર. વળી આ મનરૂપી અમાત્ય જે જે પ્રકારની ક્રિયાઓ કરે છે, તેના ફળ ઉપર ઇંદ્રિયરૂપી નાગરિકો તથા શરીરરૂપી નગરના અધિપતિ મન, બુદ્ધિ અને અહંકાર એ સર્વ જણા પોતાની આજીવિકા ચલાવી રહ્યા છે;[૧૦] પણ જ્યારે પૂર્વોક્ત બન્ને દોષો પરસ્ત્રીગમન આદિ નિષિદ્ધ માર્ગે સુખાદિરૂપ અર્થસંપાદન કરાવવા માટે તૈયાર થાય છે, ત્યારે નિશ્ચયસ્વરૂપ એવી બુદ્ધિ પણ મનની સમાનતાને ધારણ કરે છે અને મનથી ત્રાસ પામેલા નગરજનો (ઇંદ્રિયો) પણ ચંચળ સ્થિતિને ધારણ કરે છે. તે પછી બુદ્ધિ સ્ત્રીપુત્રાદિ જે અર્થને અર્થરૂપે માને છે, તે જ અંતે અનર્થરૂપ થઈને નાશ પામે છે.×[૧૧-૧૨] મન, બુદ્ધિની સાથે રહીને

* કારણ કે, ગર્ભાશયમાં આવેલા જીવનો દૃષ્ટિએ અગ્નિ આદિનો અભાવ જ હોય છે, જેથી તેને અગ્નિ આદિનું દુઃખ થતું નથી.

× કહેવાનો ભાવ એ છે કે, મનની દુષ્ટતાને લીધે ઇંદ્રિયો પણ દુષ્ટ બની જાય છે અને કોઈ વિષય ઉપર સ્થિરતાને પામી શકતી નથી; તેમ જ બુદ્ધિની દુષ્ટતાને લીધે ધનપુત્રાદિ અનર્થરૂપ એવો પણ અર્થ પોતાનું હિત કરનાર હોય તેમ જણાય છે, પરંતુ અંતે તે અર્થ દુઃખદાયી થઈ પડે છે.

જે જે વિષયનું ચિંતન કરે છે, તેના તેના નાશ પછી તેને માટે ખેદ પણ કરે છે; પરંતુ એ મન સંકલ્પસ્વરૂપ થઈને બુદ્ધિથી જ્યારે જુદું પડે છે, ત્યારે તેને કેવળ મન જ કહેવામાં આવે છે.[૧૩] ચિદાત્મા બુદ્ધિની અંદર પ્રતિબિંબરૂપે રહેલો છે, જેથી રજોગુણ તેને ચોતરફથી ઘેરી લે છે. સારાંશ કે, મન પ્રથમ રજોગુણ સાથે સબંધ કરે છે અને પછી બુદ્ધિરૂપી ઉપાધિવાળા આત્માને તથા ઇંદ્રિયોને પોતાને સ્વાધીન કરી લઈને રજોગુણનાં ફળરૂપ દુઃખોને અર્પણ કરી દે છે. (અર્થાત્ જેમ કોઈ એક દુષ્ટ પ્રધાન નગરના રાજાને તથા નાગરિક પ્રજાને પોતાને સ્વાધીન કરી લઈને શત્રુ રાજાને અર્પણ કરી દે છે, તેમ રજોગુણી એવો મનરૂપી પ્રધાન બુદ્ધિરૂપી ઉપાધિને ધારણ કરનારા આત્મારૂપી રાજાને તથા ઇંદ્રિયોરૂપી નગરવાસીઓને પોતાને સ્વાધીન કરી લઈને રજોગુણરૂપ શત્રુરાજાને અર્પણ કરી દે છે.[૧૪]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમા 'વ્યાસશુકસંવાદ–કામનારૂપી વૃક્ષ અને શરીરરૂપી નગર'નામનો અધ્યાય ૨૫૪મો સમાપ્ત

# अध्याय २५५ मो

## વ્યાસશુકસંવાદની સમાપ્તિ– ભૂતાદિકના ગુણો

॥ भीष्म उवाच ॥

भूतानां परिसंख्यानं भूयः पुत्र निशामय।
द्वैपायनमुखाद् भ्रष्टं श्लाघया परयाऽनघ ॥ १ ॥

ભીષ્મે કહ્યું : હે નિર્દોષ પુત્ર યુધિષ્ઠિર ! ચિદાત્માને ઉપાધિભૂત એવા ભૂતાદિક ગુણોનું નિવારણ કરવાનો ઉપાય વ્યાસ ભગવાનના મુખથી જે પ્રમાણે કહેવાયો છે, તે પ્રમાણે જ પુનઃ હું તમને કહું છું, તેનું તમે પોતાને ધન્ય માનીને શ્રવણ કરો.[૧] પ્રદીપ્ત અગ્નિ સમાન કાંતિવાળા ભગવાન વ્યાસે અજ્ઞાનને લીધે નિસ્તેજ દેખાતા પોતાના પુત્રને જે ઉપદેશ આપ્યો હતો, તે હું તમને પુનઃ કહી સંભળાવું છું.[૨] હે પુત્ર ! સ્થિરતા, ગુરુતા, કઠિનતા, ઉત્પાદકતા, ગંધ, વિશાળતા, ગંધગ્રહણનું સામર્થ્ય, સંઘાત (અવયવોનું પરસ્પર વળગી રહેવાપણું), સર્વ આશ્રયદાતાપણું અને ધારણાશક્તિ આ દશ ગુણો પૃથ્વીના છે.[૩] શીતળતા, રસ, આર્દ્રતા (ભીનાશ), પ્રવાહિતા, સ્નેહ (ચીકાશ), સૌમ્યતા, જિહ્વા, સ્રાવ અને પાર્થિવ દ્રવ્યોનું પાચન આટલા ગુણો જળના છે.[૪] ઉગ્રતા, દાહકક્રિયા, તાપ, પાચન, પ્રકાશન, શોક, રાગ (રતાશ), શીઘ્રગામિતા, તીક્ષ્ણતા અને નિરંતર ઊર્ધ્વગામિતા વગેરે ગુણો અગ્નિના છે.[૫] સમશીતોષ્ણ સ્પર્શ, વાણીઇંદ્રિયનાં ગોલકો, ગમનાદિકમાં સ્વતંત્રતા, બળ, શીઘ્રતા, મળમૂત્રાદિનો ત્યાગ કરવાની શક્તિ, શ્વાસોચ્છ્વાસ આદિ ચેષ્ટા, પ્રાણરૂપે ચૈતન્યને ઉપાધિપણું અને જન્મ તથા મરણ આ સર્વ ગુણો વાયુના છે.[૬] શબ્દ, વ્યાપકતા, અવકાશ, આશ્રયપણાનો અભાવ (એટલે કોઈનો આશ્રય નહિ થવું તે), નિરાધારતા, નિરાકારપણું, અવિકારિતા, અસ્ખલિતતા, શ્રોત્રેંદ્રિયની ઉપાદાનકારણતા અને શરીરની અંદર રહેલાં છિદ્રો આ દશ ગુણો આકાશના છે. આ પ્રમાણે પાંચ મહાભૂતોની અંદર દેખાતા આ પચાસ ગુણોનું શાસ્ત્રકારોએ વર્ણન કર્યું છે,[૮] તેમ જ ધૈર્ય, ઊહાપોહ કરવાની કુશળતા, સ્મરણશક્તિ, ભ્રાંતિ, મનોરથવૃત્તિ, ક્ષમા, વૈરાગ્યાદિક શુભ વૃત્તિ, રાગદ્વેષાદિક અશુભ વૃત્તિ અને ચંચળતા આ નવ ગુણો મનના છે.[૯] અને નિદ્રા, ઉત્સાહ, ચિત્તની સ્થિરતા, સંશય તથા પ્રત્યક્ષ આદિ પ્રમાણની વૃત્તિ આ પાંચ ગુણો બુદ્ધિના છે.[૧૦]

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ ! બુદ્ધિના પાંચ જ ગુણો શા માટે; તેમ જ ઇંદ્રિયોના ગુણો પણ પાંચ જ કેમ હોઈ શકે, એ સર્વ સૂક્ષ્મ જ્ઞાન તમે મને કહો.[૧૧]

ભીષ્મે કહ્યું : હે પુત્ર ! પાંચ મહાભૂતો, પાંચ મહાભૂતોના પચાસ ગુણો અને બુદ્ધિના પાંચ ગુણો એમ સર્વ મળીને બુદ્ધિના સાઠ ગુણો થાય છે અને તે સર્વ ગુણો નિત્ય એવા આત્મચૈતન્યની સાથે સંબંધવાળા થઈને રહેલા છે. વેદો કહે છે કે, પાંચ મહાભૂતો, તેઓની વિભૂતિઓ, મન અને બુદ્ધિ એ સર્વ પદાર્થો અક્ષર એવા પરમાત્માથી ઉત્પન્ન થયેલા છે, તોપણ પરમાત્માનું જગતકર્તાપણું નિત્યનું નથી. (અર્થાત્ જેમ છીપમાં દેખાતું રૂપું કેવળ ભ્રાંતિજન્ય હોઈને કોઈ સમયે જ ભાસિત થાય છે, તેમ પરમાત્માની અંદર દેખાતું જગત-

સષ્ટાપણું પણ કેવળ આભાસમાત્ર જ છે.×)[12] હે પુત્ર યુધિષ્ઠિર! આ રીતે મેં તમને જગતની ઉત્પત્તિ ના સંબંધમાં જે કંઈ કહ્યું છે, તે જ વેદને અનુકૂળ હોઈને પ્રમાણભૂત છે, પણ બીજા વાદીઓએ જગતની ઉત્પત્તિ આદિના વિષયમાં જે કંઈ કહેલું છે, તે વેદોક્ત સિદ્ધાંતથી વિરુદ્ધ છે અને તેથી જ વિચારદૃષ્ટિએ પણ દોષયુક્ત જ જણાય છે. (અર્થાત્ યુક્તિવાદમાં કુશળ એવા બીજા વાદીઓએ જગતરચનાના સંબંધમાં જે કંઈ કહ્યું છે, તે સર્વ કેવળ યુક્તિવિરુદ્ધ જ છે)માત્ર વૈદિક માન્યતા જ અતિશય યુક્તિયુક્ત છે; માટે મેં કહેલા સત્ય તત્ત્વને તથા પરબ્રહ્મના ઐશ્વર્યને સંપદાન કરીને તમે શાંત બુદ્ધિવાળા થાઓ, બુદ્ધિને નિવૃત્તિપરાયણ કરો.[13]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમા 'વ્યાસશુકસંવાદની સમાપ્તિ–ભૂતાદિકના ગુણો' નામનો અધ્યાય ૨૫૫મો સમાપ્ત

## अध्याय २५६ मो

### મૃત્યુ કોણ અને તેની ઉત્પત્તિ ક્યાંથી?

॥ युधिष्ठिर उवाच ॥

**य इमे पृथिवीपालाः शेरते पृथिवीतले ।**
**पृतनामध्य एते हि गतसंज्ञा महाबलाः ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે પિતામહ! મહાબળવાન એવા જે આ રાજાઓ સેનાની વચ્ચે નિશ્ચેષ્ટ થઈને પૃથ્વી પર ઢળી પડ્યા છે, તે સર્વ રાજાઓ મહાભયંકર સામર્થ્યવાળા હતા અને દશ દશ હજાર હાથી સમાન બળવાળા હતા, છતાં તેઓને સમાન બળ–તેજવાળા બીજા પુરુષોએ રણમાં રોળી નાખ્યા છે.[12] આ રાજાઓ પરાક્રમ, બળ અને તેજથી એટલા બધા ભરપૂર હતા કે જેથી યુદ્ધમાં તેઓનો નાશ કરે તેવો એક પણ મનુષ્ય મારા જોવામાં આવતો ન હતો.[3] છતાં આ મહાબુદ્ધિમાન રાજાઓ પ્રાણ વિનાના થઈને અહીં સૂતા છે અને નિશ્ચેષ્ટ થઈ પડેલા તેઓ સર્વના પર આ વેળા 'તેઓ મરણ પામ્યા છે' એવો મૃત્યુસૂચક વાક્યપ્રયોગ કરવામાં આવે છે.[4] મહાભયંકર પરાક્રમ કરનારા આ રાજાઓ મરણ પામ્યા છે, જેથી તે વિષયમાં મને સંશય થયો છે કે, 'તેઓ મૃત્યુ પામ્યા' એવી સંજ્ઞા ક્યાંથી આવી?[5] વળી કોનું મૃત્યુ થાય છે (સ્થૂળદેહનું, સૂક્ષ્મદેહનું કે આત્માનું) અને મૃત્યુ કયા પુરુષ પાસેથી આવે છે, કયા નિમિત્તે આવે છે અને શા માટે સર્વ પ્રજાઓનું હરણ કરી જાય છે, તે હે દેવ સમાન પિતામહ! તમે મને કહો.[6]

ભીષ્મે કહ્યું: હે તાત! પૂર્વે સત્યયુગમાં અકંપન નામનો એક રાજા હતો. તે રાજા કોઈએક યુદ્ધપ્રસંગે શત્રુઓના સપાટામાં સપડાઈ ગયો, જેથી તેનાં વાહનોનો તથા બળમાં નારાયણ સમાન તેના પુત્ર હરિનો શત્રુઓએ નાશ કરી નાખ્યો. આ રીતે રાજા અકંપન પોતાના સૈન્ય અને અનુયાયીઓ સાથે શત્રુઓના સપાટામાં સપડાઈ પડ્યો અને પુત્રના શોકથી ઘેરાઈ ગયો, જેથી કેવળ શાંતિપરાયણ રહીને જીવન ગાળતો હતો. તેવામાં તેને મુનિ નારદનાં પૃથ્વી પર અકસ્માત્ દર્શન થયાં.[7–9] પછી તે રાજાએ યુદ્ધમાં પોતાને શત્રુઓએ કેદ કર્યો હતો, તે વિષેનું તથા પુત્રના મરણ સંબંધનું સર્વ વૃત્તાંત નારદને કહ્યું.[10] એટલે તપોધન નારદે રાજાનું એ વૃત્તાંત સાંભળીને તેના પુત્રશોકને દૂર કરનારું આવું એક આખ્યાન કહેવા માંડ્યું.[11]

નારદે કહ્યું: હે રાજન્! આજે હું તને એક મોટા વિસ્તારવાળું આખ્યાન કહી સંભળાવું છું, કે જે આખ્યાન જેવું બન્યું છે, તેવું જ મારા સાંભળવામાં આવ્યું છે, તેનું તું શ્રવણ કર.[12] પૂર્વે સૃષ્ટિના આરંભસમયે મહા તેજસ્વી પિતામહ બ્રહ્મદેવે અનેક પ્રજાઓને ઉત્પન્ન કરી; પરંતુ સમય જતો ગયો, તેમ તેમ એ પ્રજાઓ અત્યંત વધી પડી, જેથી બ્રહ્મદેવ પોતે જ તે પ્રજાવૃદ્ધિને સહન કરી શક્યા નહિ;[13] કેમ કે હે રાજા! તે સમયે પ્રાણીઓની એટલી બધી વૃદ્ધિ થઈ પડી હતી કે, જેથી કોઈ પણ પ્રદેશ ઉપર લેશમાત્ર પણ અવકાશ રહ્યો ન હતો અને આખું ત્રૈલોક્ય જાણે ઊભરાઈ ગયું હોય, તેમ શ્વાસોચ્છ્વાસ લેવા માટે પણ અશક્ત થઈ પડ્યું હતું.[14] તે જોઈ હે રાજા! બ્રહ્મદેવને મોટી

× કહેવાના ભાવ એ છે કે, પરમાત્મા પરિણામધર્મથી રહિત છે, જેથી તેમનામા દેખાતું જગતનું અસ્તિત્વ દોરડીમાં દેખાતા સર્પના જેવું કેવળ મિથ્યા જ છે, માટે બ્રહ્મનું અદ્વૈતપણું સિદ્ધ થાય છે.

ચિંતા ઉત્પન્ન થઈ. તેમણે ઘણો ઘણો વિચાર કર્યો, પણ પ્રજાઓનો સંહાર કરવાનું કારણ તેમના જાણવામાં આવ્યું નહિ.[૧૫] પછી તો હે મહારાજા! તેમને અત્યંત ક્રોધ ચડી ગયો. તેમના રોમેરોમમાંથી અગ્નિની જ્વાળાઓ પ્રકટી નીકળી, જેને લીધે હે રાજન્! તેમણે સર્વ દિશાઓને બાળી નાખવા માંડી.[૧૬] જોતજોતામાં તો હે રાજા! બ્રહ્માના કોપમાંથી ઉત્પન્ન થયેલો અગ્નિ સ્વર્ગ, પૃથ્વી, આકાશ અને સ્થાવરજંગમ સર્વ જગતને એકદમ બાળવા લાગ્યો.[૧૭] બ્રહ્મદેવ કોપાયમાન થયા, ત્યારે તેમના મહાન ક્રોધને લીધે સ્થાવરજંગમ સર્વ પ્રાણીઓ બળવા લાગ્યાં.[૧૮] તે જોઈને જ પિંગલ વર્ણની જટાને ધારણ કરનારા અને વેદ તથા યજ્ઞના પતિ દેવ શંકર બ્રહ્માને શરણે ગયા.[૧૯] સ્થાણુ–શંકર પ્રજાઓનું હિત કરવાની ઇચ્છાથી બ્રહ્મદેવની પાસે ગયા, એટલે તેજથી જાણે પ્રજ્વળી રહ્યા હોય તેવા પરમ દેવ બ્રહ્મા સદાશિવને કહેવા લાગ્યા :[૨૦] 'હે શંભો! હું માનું છું કે, તમને વરદાન આપવું તે યોગ્ય છે માટે આજે હું તમારું શું પ્રિય કરું? તમારા હૃદયમાં જે ઇચ્છા હશે તેને આજે હું પૂર્ણ કરીશ.'[૨૧]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'મૃત્યુ કોણ અને તેની ઉત્પત્તિ ક્યાંથી?' નામનો અધ્યાય ૨૫૬ મો સમાપ્ત

# अध्याय २५७मो

## મૃત્યુની ઉત્પત્તિ

॥ स्थाणुरुवाच ॥

**प्रजासर्गनिमित्तं मे कार्यवत्तामिमां प्रभो।**
**विद्धि सृष्टास्त्वयाहीमा मा कुप्यासां पितामह ॥१॥**

શંકરે કહ્યું : હે પ્રભો! પ્રજાઓની ઉત્પત્તિ થાય તે માટે હું તમારી પાસે પ્રાર્થના કરું છું, એમ તમે જાણો. તમે પોતે જ આ પ્રજાઓને ઉત્પન્ન કરી છે, માટે હે પિતામહ! તમે એના પર કોપ કરો મા.[૧] હે દેવ! તમારા તેજરૂપી અગ્નિથી આ સર્વ પ્રજાઓ બળીને ભસ્મ થઈ જાય છે અને તે જોઈને મને દયા ઉત્પન્ન થાય છે, માટે હે જગત્પ્રભુ! આ પ્રજાઓ ઉપર તમે કોપ કરો મા.[૨]

બ્રહ્મદેવે કહ્યું : હું કોપ કરતો નથી તેમ મારી તેવી ઇચ્છા પણ નથી કે, આ પ્રજાઓ ન રહે. માત્ર પૃથ્વીનો ભાર ઉતારવા માટે મેં પ્રજાઓનો સંહાર કરવાની ઇચ્છા કરી છે.[૩] હે મહાદેવ! ભારથી પીડાયેલી આ પૃથ્વીદેવીએ મને પ્રેરણા કરી છે કે, આ પ્રજાઓનો તમે સંહાર કરો; કેમ કે અતિશય વધી પડેલા ભારથી પૃથ્વી જળની અંદર ડૂબી જવા લાગી છે. પૃથ્વીનો ભાર ઓછો કરવા માટે મેં ઘણો ઘણો વિચાર કર્યો હતો, છતાં મને કોઈ પણ ઉપાય ન મળ્યો, ત્યારે આ વૃદ્ધિ પામેલી પ્રજાઓનો સંહાર કરવા માટે ક્રોધે મારા શરીરમાં પ્રવેશ કર્યો.[૪-૫]

શંકરે કહ્યું : હે દેવોના ઈશ્વર! પ્રજાઓનો સંહાર કરવા માટે તમે કોપ કરો મા. પ્રસન્ન થાઓ. આ સર્વ પ્રજાઓના તથા સ્થાવરજંગમ જગતનો જે રીતે નાશ ન થાય, તે રીતે તમે કરો.[૬] જુઓ, આ સર્વ તળાવો, સર્વ વનસ્પતિઓ અને ચાર પ્રકારના સ્થાવરજંગમ ભૂતસમુદાયો બળીને ભસ્મ થઈ ગયા છે અને તે ઉપરાંત આખા જગતમાં ઉપદ્રવ થઈ રહ્યો છે; માટે હે ભગવન્! તમે પ્રસન્ન થાઓ. હું તમારી પાસે એ જ વર માગું છું.[૭-૮] આ પ્રજાઓનો નાશ થઈ જશે તો પુનઃ તેઓ ઉત્પન્ન થઈ શકશે નહિ, માટે તમારા પોતાના જ તેજથી આ સંહારકર્મ હવે દૂર થાઓ.[૯] હે પિતામહ! પ્રજાઓનું હિત કરવાની જો તમારી ઇચ્છા હોય, તો કોઈ બીજો ઉપાય શોધી કાઢો કે, જેથી આ સર્વ પ્રાણીઓ બળીને ભસ્મ ન થઈ જાય.[૧૦] હે લોકના ઈશ્વરના ઈશ્વર! તમે મને અહંકારના અધિષ્ઠાતા દેવ તરીકે નીમ્યો છે, જેથી હું પ્રાર્થના કરું છું કે, જે ઉપાયથી આ પ્રજાઓનો ઉચ્છેદ ન થઈ જાય તે પ્રમાણે તમે કરો.[૧૧] હે જગતના નાથ! આ સ્થાવરજંગમ જગત કેવળ તમારાથી ઉત્પન્ન થયું છે, માટે હે મહાદેવ! હું તમારી પાસે યાચના કરું છું કે, આ પ્રજાઓની પુનરાવૃત્તિ ભલે થાઓ. (અર્થાત્ મરણ પામ્યા પછી તેઓનો પુનર્જન્મ ભલે થાઓ.)[૧૨]

નારદે કહ્યું : શંકરનાં એ વચન સાંભળીને દેવ બ્રહ્માએ પોતાની વાણીનો તથા મનનો નિરોધ કર્યો અને પછી પોતાનામાંથી ઉત્પન્ન થયેલા અગ્નિને પાછો પોતાના અંતરાત્મામાં સમાવી દીધો.[૧૩] એ રીતે અગ્નિનો ઉપસંહાર કર્યા પછી લોકમાં પૂજાયેલા ભગવાન બ્રહ્મદેવે પ્રજાઓનાં જન્મમરણને

માટે વ્યવસ્થા કરી. (કે જેથી પ્રજાઓનો અત્યંત ઉચ્છેદ ન થઈ જાય અને પૃથ્વી પર અત્યંત ભાર પણ ન રહે.)[૧૪] મહાત્મા બ્રહ્મદેવ પોતાના ક્રોધથી ઉત્પન્ન થયેલા અગ્નિનો જ્યારે ઉપસંહાર કરતા હતા, ત્યારે તેમની સર્વ ઇંદ્રિયોમાંથી એક સ્ત્રી પ્રકટ થઈ.[૧૫] તે સ્ત્રીએ કાળાં અને લાલ વસ્ત્રો પહેર્યાં હતાં, તેનાં નેત્રનું તળિયું તથા મધ્યભાગ શ્યામ હતો અને તે દિવ્ય કુંડલો તથા દિવ્ય અલંકારોથી શોભી રહી હતી.[૧૬] આ સ્ત્રી બ્રહ્માની ઇંદ્રિયોમાંથી બહાર નીકળીને દક્ષિણ દિશા તરફ ઊભી રહી; એટલે જગતના ઈશ્વર દેવ બ્રહ્મા અને શંકર તે કન્યાને એકીટશે જોઈ રહ્યા.[૧૭] હે રાજા! તે પછી લોકના આદિ ઈશ્વર બ્રહ્મદેવે તે સ્ત્રીને પોતાની પાસે બોલાવીને કહ્યું કે, 'હે મૃત્યુ! આ પ્રજાઓનો તું સંહાર કર.[૧૮] મેં ક્રોધાયમાન થઈને પ્રજાઓનો સંહાર કરવાની બુદ્ધિથી તારું સ્મરણ કર્યું છે, માટે તું આ સર્વ પ્રજાઓનો સંહાર કર અને તેમાં મૂર્ખનો કે પંડિતનો ભેદ રાખીશ મા.[૧૯] હે કામિની! કોઈ પણ પ્રાણી ઉપર વિશેષતા રાખ્યા વિના તું પ્રજાઓનો નાશ કર. મારી આ આજ્ઞા પ્રમાણે જો તું વર્તીશ તો પરમ શ્રેય પ્રાપ્ત કરીશ.[૨૦]

કમળની માળાને ધારણ કરનારી મૃત્યુદેવીને બ્રહ્મદેવે એ પ્રમાણે કહ્યું, એટલે તે બાળા મનમાં દુઃખી થઈને વિચારમાં પડી ગઈ અને અત્યંત અશ્રુપાત કરવા લાગી.[૨૧] હે રાજા! તે દેવીએ મનુષ્યોનું હિત કરવા માટે પોતાની બન્ને હથેળીઓમાં અશ્રુઓને ઝીલી લીધાં. (પણ પૃથ્વી પર પડવા દીધાં નહિ; કેમ કે મૃત્યુની અશ્રુધારા જો પૃથ્વી પર પડે તો એકીસાથે સર્વ પ્રાણીઓનો ક્ષય થઈ જાય.) પછી તેણે બ્રહ્મદેવ પાસે આ પ્રમાણે યાચના કરી.[૨૨]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન-પર્વમાં 'મૃત્યુ કોણ અને તેની ઉત્પત્તિ ક્યાંથી?' નામનો અધ્યાય ૨૫૭મો સમાપ્ત

# अध्याय २५८मो

## મૃત્યુ અને બ્રહ્મદેવનો સંવાદ

॥ नारद उवाच ॥

**विनीय दुःखमबला साऽऽत्मनैवायतेक्षणा ।**
**उवाच प्रांजलिर्भूत्वा तमेवावर्जिता सदा ॥ १ ॥**

નારદે કહ્યું: હે અકંપન રાજા! વિશાળ નેત્રવાળી તે અબળાએ પોતાના માનસિક દુઃખને પોતાની મેળે જ દૂર કર્યું અને પછી બ્રહ્મદેવને પ્રણામ કરી બે હાથ જોડી આ પ્રમાણે બોલી:[૧] 'હે વક્તાઓમાં શ્રેષ્ઠ પિતામહ બ્રહ્મદેવ! તમે ઉત્પન્ન કરેલી મારા જેવી સ્ત્રીજાતિ પ્રજાઓનો સંહાર કરવારૂપ રૌદ્રકર્મ કરનારી કેમ થાય અને પ્રાણીમાત્રને ભય ઉપજાવનારી કેમ થાય?[૨] હું અધર્મથી ડરું છું માટે કોઈ ધાર્મિક કાર્ય કરવાની મને આજ્ઞા આપો. હું ભયભીત બની ગઈ છું, એ તમે લક્ષ્યમાં લો અને મારા તરફ કૃપાદૃષ્ટિથી જુઓ.[૩] હે પ્રાણીઓના ઈશ્વર! બાળક, વૃદ્ધ અને તરુણ-નિરપરાધી પ્રાણીઓનો હું નાશ નહિ કરું. તે માટે હું તમને નમસ્કાર કરું છું, તમે મારા પર પ્રસન્ન થાઓ.[૪] મનુષ્યોના પ્રિય પુત્રોને, ભાઈઓને, માતાઓને તથા પિતાઓને હું નહિ મારું; કેમ કે જે મનુષ્યોના સંબંધીઓ આ રીતે મરણ પામશે, તેઓ મને શાપ આપશે અને તેથી જ તેઓનો મને ભય લાગે છે.[૫] પોતાનાં પ્રિયજનોના નાશને લીધે દીન બની ગયેલા મનુષ્યોનાં અશ્રુઓની ભીનાશ મને દીર્ઘકાળ પર્યંત બાળ્યા કરશે, આવો વિચાર કરીને તેવા દીન મનુષ્યોથી હું અત્યંત ભય પામું છું અને તે માટે જ તમારે શરણે આવી છું.[૬] હે દેવ! પાપકર્મી મનુષ્યોને યમરાજાના લોકમાં જ ધકેલી દેવામાં આવે છે, માટે હે વર આપનારા પ્રભુ! તમને હું પ્રસન્ન કરું છું. તમે મારા પર કૃપા કરો.[૭] હે લોકના પિતામહ! પ્રજાઓનો મારે હાથે સંહાર ન થાય, તે જ વરદાન હું તમારી પાસેથી મેળવવા ઇચ્છું છું અને હે મહેશ્વર! તમારો અનુગ્રહ પ્રાપ્ત કરવા માટે તપશ્ચરણ કરવાની મારી ઇચ્છા છે.[૮]

બ્રહ્મદેવે કહ્યું: હે મૃત્યુદેવી! પ્રજાઓનો સંહાર કરવા માટે જ મેં તને ઉત્પન્ન કરી છે, માટે જા, સર્વ પ્રજાઓનો નાશ કરી નાખ, તેમાં વિચાર કર

મા.[૯] હે સુંદરાંગી! હે નિર્દોષ દેવી! પ્રજાઓના વિનાશનું આ કાર્ય તારે હાથે જ અવશ્ય થશે, તેમાં લેશમાત્ર ફેરફાર થશે નહિ; માટે હું કહું છું તે પ્રમાણે તું કર અને મારું વચન માન્ય કર.[૧૦]

નારદે કહ્યું: હે શત્રુઓના નગરને જીતનારા મહાબાહુ રાજા! બ્રહ્મદેવે એ પ્રમાણે કહ્યું, ત્યારે મૃત્યુદેવીએ કંઈ પણ ઉત્તર આપ્યો નહિ, પણ તે ભગવાનની સન્મુખ જ નમ્ર થઈને ઊભી રહી.[૧૧] તે સમયે બ્રહ્મદેવે તે સ્ત્રીને પુનઃ પુનઃ તેની તે જ આજ્ઞા આપ્યા છતાં પણ તે જાણે સત્ત્વહીન બની ગઈ હોય, તેમ મૌન ધારણ કરીને જ ઊભી રહી. તે જોઈ દેવોના ઈશ્વરેશ્વર અને લોકના નિયંતા બ્રહ્મા પોતાના અંતઃકરણમાં અત્યંત પ્રસન્ન થયા. તેમણે મંદ મંદ હાસ્ય કરીને સર્વ લોકોના પર (પ્રસન્નતાભરેલી) દૃષ્ટિ કરી.[૧૨,૧૩] આ રીતે અજિત એવા ભગવાન બ્રહ્મા જ્યારે ક્રોધરહિત થયા, ત્યારે તે કન્યા તેમની પાસેથી ચાલી નીકળી, એમ અમે સાંભળ્યું છે.[૧૪] હે રાજેંદ્ર! પ્રજાઓનો સંહાર કરવાની પ્રતિજ્ઞા કર્યા વિના જ મૃત્યુદેવી ઉતાવળી ઉતાવળી ત્યાંથી ચાલી નીકળીને ધેનુકા નામના તીર્થમાં જઈ પહોંચી.[૧૫] ત્યાં જઈને તે દેવી મહાદુશ્ચર તપશ્ચર્યા કરવા લાગી. તેણે પંદર પદ્મ વર્ષ પર્યંત એક પગે ઊભી રહીને તપશ્ચર્યા કરી.[૧૬] આ રીતે ત્યાં રહીને તેણે પરમ દુશ્ચર તપશ્ચર્યા કરવા માંડી, એટલે મહાતેજસ્વી બ્રહ્મદેવ તેની પાસે આવીને પુનઃ આ પ્રમાણે કહેવા લાગ્યા:[૧૭] 'હે મૃત્યુ! તું મારા કહેવા પ્રમાણે કર.' તોપણ હે રાજા! તેમના વચનનો અનાદર કરીને તેણે સત્વર પુનઃ તપશ્ચર્યા કરવા માંડી અને બીજાં સાત પદ્મ વર્ષ પર્યંત એક પગે તે ઊભી રહી.[૧૮] વળી પણ હે માન આપનારા રાજા! તેર પદ્મ વર્ષ સુધી એક પગે ઊભી રહીને તેણે તપશ્ચરણ કરવા માંડયું અને હે તાત! દશ હજાર પદ્મ જેટલાં વર્ષ સુધી તે મૃગોની સાથે જ વિચર્યા કરી.[૧૯] હે મહાબુદ્ધિમાન રાજા! વીસ હજાર પદ્મ જેટલાં વર્ષ સુધી તેણે વાયુનો જ આહાર કર્યો અને પછી ઉત્તમ એવું મૌનવ્રત ધારણ કર્યું;[૨૦] તેમ જ હે શ્રેષ્ઠ રાજા! આઠ હજાર વર્ષ પર્યંત તેણે જળમાં જ નિવાસ કર્યો અને પછી તે કન્યા ગંડકી નદીના તીર ઉપર જઈ પહોંચી.[૨૧] ત્યાં રહીને પણ વાયુ તથા જળનો આહાર કરીને તેણે નિયમો પાળવા માંડ્યા અને પછી મહાભાગ્યશાળી એવી તે કન્યા ગંગાના તીર ઉપર ગઈ અને ત્યાંથી મેરુ પર્વત ઉપર ગઈ.[૨૨] પછી જે સ્થળે દેવતાઓએ યજ્ઞ કર્યો હતો, ત્યાં–હિમાલયના શિખર ઉપર જઈને પ્રજાઓનું હિત કરવાની ઇચ્છાથી કાષ્ઠની પેઠે સ્થિર રહીને એક નિખર્વ જેટલાં વર્ષ સુધી પગના એક અંગૂઠા પર ઊભી રહી અને યત્નપૂર્વક બ્રહ્મદેવને પ્રસન્ન કરવા લાગી.[૨૩,૨૪] તે પછી લોકોના ઉત્પાદક અને સંહારક દેવ બ્રહ્માએ તેને કહ્યું કે, 'હે પુત્રી! તેં આ શું કરવા માંડયું છે? તું મારા કહેવા પ્રમાણે કર.'[૨૫] તે સાંભળીને મૃત્યુએ ભગવાન પિતામહને કહ્યું કે, 'ફરી પણ હું તમારી પ્રાર્થના કરું છું કે, હું પ્રજાઓનો સંહાર નહિ કરું.' આ રીતે અધર્મના ભયથી ત્રાસ પામેલી અને પુનઃ પુનઃ પ્રાર્થના કરી રહેલી તે મૃત્યુદેવીને દેવના દેવ બ્રહ્માએ આગ્રહપૂર્વક કહ્યું કે,[૨૬,૨૭] 'હે મૃત્યો! (મારા કહેવાથી પ્રજાઓનો સંહાર કરવામાં) તને અધર્મ થશે નહિ, માટે હે કલ્યાણી! આ પ્રજાઓનો તું સંહાર કર. હે ભદ્રે! મેં કહેલું વચન કદી મિથ્યા થશે નહિ.[૨૮] વળી (મારી આજ્ઞા પ્રમાણે વર્તવાથી) તારામાં સનાતન ધર્મનો પ્રવેશ થશે અને હું પોતે તથા સર્વ દેવતાઓ તારું હિત કરવામાં જ સદાય તત્પર રહીશું.[૨૯] હું તારા મનને પ્રિય લાગે તેવો એક બીજો વર તને આપું છું કે, વ્યાધિઓથી પીડાયેલા મનુષ્યો જ્યારે મરણ પામશે, ત્યારે પ્રજાઓ તારા પર દોષારોપ કરશે નહિ. (કેમ કે તેઓ એમ જ માનશે કે, રોગને લીધે જ મનુષ્યો મરણ પામે છે.)[૩૦] તું પુરુષો વિષે પુરુષરૂપે રહીશ, સ્ત્રીઓ વિષે સ્ત્રીરૂપે રહીશ અને નપુંસકો વિષે નપુંસકરૂપે રહીશ.'[૩૧]

હે મહારાજા! બ્રહ્મદેવે એ પ્રમાણે કહ્યું, એટલે પુનઃ તે મૃત્યુદેવીએ બે હાથ જોડીને દેવોના ઈશ્વર તે અવિનાશી મહાત્માને કહ્યું કે, 'ના, હું પ્રજાઓનો સંહાર નહિ કરું.'[૩૨] તે સાંભળી બ્રહ્મદેવે તેને કહ્યું કે, 'હે મૃત્યો! તું આ પ્રજાઓનો સંહાર કર. હું તારે માટે એવો વિચાર કરીશ કે, જેથી હે કલ્યાણી! તને અધર્મ થશે નહિ.[૩૩] હે મૃત્યુ! પ્રથમ જ્યારે તું ઉત્પન્ન થઈ હતી, ત્યારે તારાં નેત્રો-

માંથી પડેલાં જે અશ્રુબિંદુઓ મેં જોયાં છે અને જે અશ્રુબિંદુઓને તેં તારા હાથમાં ઝીલી લીધાં છે, તેઓ સર્વે ભયંકર રોગોરૂપે થઈને યથાયોગ્ય સમયે મનુષ્યોનો નાશ કરશે.[૩૪] સર્વ પ્રાણીઓનો અંતકાળ જ્યારે સમીપમાં આવે, ત્યારે તું કામ અને ક્રોધ–એ બન્નેને તેઓની પાસે મોકલજે, જેથી તને અતિ મહાન ધર્મની પ્રાપ્તિ થશે, પણ અધર્મ લાગશે નહિ; કેમ કે તારી વૃત્તિ પ્રત્યેક પ્રાણી પર એકસરખી જ છે–રાગદ્વેષથી રહિત છે.[૩૫] આ રીતે જો તું ધર્મનું પાલન કરીશ, તો તું તારા આત્માને અધર્મમાં ડૂબવા દઈશ નહિ, માટે મારા તરફથી આપવામાં આવતા આ અધિકારનો તું સ્વીકાર કર અને સર્વ પ્રાણીઓમાં કામ તથા ક્રોધની યોજના કરીને યોગ્ય સમયે તેઓનો સંહાર કર.[૩૬]

નારદે કહ્યું: બ્રહ્મદેવનાં એ વચન સાંભળ્યા પછી તે મૃત્યુ નામની સ્ત્રીએ બ્રહ્મદેવના શાપના ભયથી 'બહુ સારું, ત્યારે એમ કરીશ' એમ કહીને તેમના વચનનો સ્વીકાર કર્યો અને પછી તે દિવસથી આરંભીને પ્રાણીઓનો અંતકાળ જ્યારે પ્રાપ્ત થાય છે, ત્યારે તેઓનામાં કામ તથા ક્રોધની યોજના કરીને તેઓને મોહિત કરી નાખે છે અને પછી તેઓનો સંહાર કરે છે.[૩૭] મૃત્યુના ઉત્પત્તિ સમયે તેનાં નેત્રોમાંથી જે અશ્રુધારાઓ પડી હતી, તે ભયંકર રોગોરૂપે થઈને મનુષ્યોનાં શરીરોને પીડે છે અને આયુષ્યના અંતે સર્વ પ્રાણીઓનો સંહાર કરે છે; માટે એ વિષયનો બુદ્ધિપૂર્વક વિચાર કરીને તું શોક કર મા.[૩૮] જેમ પ્રાણીમાત્રની ઇંદ્રિયો સુષુપ્તિ અવસ્થામાં નિવૃત્તિ પામીને પાછી જાગ્રત અવસ્થામાં પ્રવૃત્તિપરાયણ થાય છે, તેમ હે રાજસિંહ! જગતના સર્વ મનુષ્યો પોતાના જીવનની સમાપ્તિ થઈ ગયા પછી પરલોકમાં જઈને પુનઃ આ લોકમાં શરીર ધારણ કરે છે–જન્મમરણને પામ્યા કરે છે.[૩૯] પ્રાણીમાત્રના શરીરમાં રહેનારો પ્રાણવાયુ મહા ભયંકર અને ઉગ્ર શબ્દવાળો હોઈને અતિશય બળવાન છે અને તે જ સર્વ પ્રાણીઓનો પ્રાણભૂત છે, એટલું જ નહિ પણ સર્વ ઇંદ્રિયોનો મહારાજા તે પ્રાણવાયુ પ્રાણીઓનાં શરીરનો જ્યારે નાશ થાય છે, ત્યારે બીજાં નવાં નવાં શરીરોમાં દાખલ થાય છે–પણ નાશ પામતો નથી; અર્થાત્ દેહનું જ મૃત્યુ થાય છે, પ્રાણનું કે આત્માનું મૃત્યુ થતું નથી.[૪૦] પુણ્યનો જ્યારે ક્ષય થાય છે, ત્યારે સર્વ દેવો પણ મનુષ્યજન્મને ધારણ કરે છે અને પુણ્યનો જ્યારે ઉદય થાય છે, ત્યારે સર્વ મનુષ્યો પણ દેવસ્વરૂપ થઈ શકે છે; માટે હે રાજસિંહ! તું તારા પુત્રનો શોક કર મા; કારણ કે તારો (પુણ્યશાળી) પુત્ર સ્વર્ગલોકમાં જઈને આનંદ કરી રહ્યો છે.[૪૧] આ રીતે બ્રહ્મદેવે નિર્માણ કરેલી મૃત્યુદેવતા અંતકાળ ઉપસ્થિત થાય છે, ત્યારે સર્વ પ્રજાઓનો યથાવત્ રીતે સંહાર કરે જ છે અને તે મૃત્યુદેવતાનાં નેત્રોમાંથી જે અશ્રુબિંદુઓ ઝર્યાં હતાં, તે ભયંકર વ્યાધિઓરૂપે થઈને પ્રાણીમાત્રનો વિનાશ કર્યા કરે છે.[૪૨]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'મૃત્યુ અને બ્રહ્મનો સંવાદ' નામનો અધ્યાય ૨૫૮ મો સમાપ્ત

# अध्याय २५९ मो

## ધર્મનું લક્ષણ

॥ युधिष्ठिर उवाच ॥

इमे वै मानवाः सर्वे धर्मं प्रति विशंकिताः ।
कोऽयं धर्मः कुतो धर्मस्तन्मे ब्रूहि पितामह ॥१॥

યુધિષ્ઠિરે પૂછ્યું: હે પિતામહ! આ સર્વ મનુષ્યો ધર્મ પ્રત્યે શંકાશીલ છે, માટે તમે મને કહો કે, ધર્મનું સ્વરૂપ શું અને તેની ઉત્પત્તિ ક્યાંથી, વળી ધર્મ કેવળ આ લોકને માટે જ છે, અથવા પરલોકને માટે જ છે કે બન્ને લોકને માટે છે, તે મને કહો.[૧-૨]

ભીષ્મે કહ્યું: વેદ, સ્મૃતિ અને સદાચાર આ ત્રણ પ્રકારે ધર્મનું લક્ષણ થઈ શકે છે અને ચોથું પ્રયોજન પણ ધર્મનું લક્ષણ છે, એમ વિદ્વાનો કહે છે.[૩] ધર્મને માટે હિતકર એવાં જે જે કર્મોનું શાસ્ત્રમાં વર્ણન કરેલું છે, તેના સંબંધમાં વિદ્વાન પુરુષો ન્યૂનાધિક ભાવથી અને વિપરીત ભાવથી પણ નિશ્ચય કરે છે. જેમ કે લોકવ્યવહારની સિદ્ધિને માટે જ ધર્મનો નિયમ કરવામાં આવ્યો છે.+[૪] ધર્મ આ

+ કહેવાનો આશય એ છે કે, ગૃહસ્થાશ્રમમાં જ રહીને મોક્ષ મેળવી શકાય છે, છતાં કેટલાએક આળસુ મનુષ્યો સંન્યાસ લેવાની ઇચ્છા કરે છે, તેમ જ કેટલા-

લોક ને પરલોક બન્નેના હિત કરનારો છે; પરંતુ પાપી પુરુષ નિપુણતાપૂર્વક ધર્મ નહિ સંપાદન કરીને ઊલટો વધારે પાપી બને છે.[૫] કેટલાએક વિદ્વાનો કહે છે કે, આપત્તિકાળમાં પણ પાપકર્મ કરનારા પુરુષો તે પાપકર્મથી મુક્ત થતા નથી, પણ ખરું જોતા તો આપત્તિકાળમાં પાપવાદી પુરુષ પણ અપાપવાદી ગણાય છે અને (અધર્મ કરનારો પણ) ધર્મકર્તા ગણાય છે. (આ ઉપરથી એમ જ સિદ્ધ થાય છે કે,) આચાર એ જ ધર્મનો મુખ્ય આધાર છે; માટે તમે આચારનો આશ્રય કરીને જ ધર્મનું સ્વરૂપ જાણી શકશો.[૬] (પુરુષ કેવળ બીજાનાં પાપને જ જુએ છે, પણ પોતાનાં પાપને જોતો નથી.) જેમ કે કોઈ એક ચોર અધર્મથી ગ્રસ્ત થઈને બીજાનુ ધન ચોરે છે અને પછી રાજા વિનાના પ્રદેશમાં (જઈને) તે ધન ઉડાવી આનંદમાં જીવન ગાળે છે;[૭] પરંતુ તે સ્થળે બીજા ચોર લોકો તેના ધનને ચોરી જાય છે, ત્યારે તે પણ ઇચ્છે છે કે, અહીં રાજા હોય તો કેવું સારું? વળી તે સમયે જે લોકો પોતાના ધનને ચોરી જઈને આનંદ ભોગવી રહ્યા હોય છે, તેઓને શિક્ષા કરવા માટે તે ઇચ્છે છે અને જો બની શકે તો રાજાની પાસે જઈને નિઃશંક, નિર્ભય અને પવિત્ર થઈને ફરિયાદ પણ કરે છે; પરંતુ પોતાનામાં રહેલા દુશ્ચરિતને લેશમાત્ર તે જોતો નથી. (કે મેં પોતે પણ બીજાનું ધન ચોરીને ન્યાય માર્ગને તોડ્યો છે.)[૮-૯] આ જગતમાં સત્ય વચન બોલવું તે ઉત્તમ ગણાય છે અને સત્યના કરતાં બીજું કંઈ પણ શ્રેષ્ઠ નથી; કારણ કે સત્યને લીધે જ સર્વનું ધારણ થઈ રહ્યું છે અને સત્યમાં જ સર્વની પ્રતિષ્ઠા છે.[૧૦] પાપકર્મ કરનારા ક્રૂર પુરુષો પણ જુદી જુદી રીતે સત્યનું પાલન કરે છે અને દ્રોહ તથા વાદવિવાદનો ત્યાગ કરીને સત્યના આધારે જ પોતાનો વ્યવહાર ચલાવે છે.[૧૧] આવા પાપી મનુષ્યો પણ (કોઈ દેવદેવીઓના શપથ લઈને) જો સત્યનું પાલન ન કરે (અને એકબીજાની પ્રતિજ્ઞાનો જો ભંગ કરે), તો અવશ્ય તેઓ નાશ પામે. બીજાના દ્રવ્યનું હરણ ન કરવું આવો સનાતન ધર્મ છે,[૧૨] છતાં કેટલાએક બળવાન પુરુષો માને છે કે, એવા ધર્મને તો દુર્બળ પુરુષોએ જ ચાલુ કર્યો છે; પરંતુ દૈવની પ્રતિકૂળતાને લીધે તે બળવાન પુરુષો પણ જ્યારે નિર્બળ બની જાય છે, ત્યારે તેઓને પણ 'न हर्तव्यं परधनम्' એ સનાતનધર્મ અવશ્ય પસંદ પડે છે;[૧૩] કેમ કે જેઓ બળવાન હોય છે, તેઓ પણ સદાકાળને માટે કંઈ સુખી હોતા નથી; માટે હે યુધિષ્ઠિર! તમારે કદી પણ કુટિલતા કરવાની બુદ્ધિ કરવી નહિ;[૧૪] કારણ કે કોઈના તરફ લેશમાત્ર પણ કુટિલતા નહિ કરનારા પવિત્ર પુરુષને દુષ્ટ મનુષ્યોથી, ચોર લોકોથી કે રાજા તરફથી પણ ભય નથી. વળી તે પુરુષ સદાકાળ નિર્ભય જ રહે છે; પરંતુ જે મનુષ્ય ચોર હોય છે, તે તો ગામમાં આવેલો મૃગ જેમ સર્વ તરફથી શંકિત રહે છે, તેમ સર્વ કોઈનાથી ભયભીત રહે છે અને પોતે આચરેલા પાપકર્મને ઘણે ભાગે બીજાઓ વિષે જ જુએ છે, અર્થાત્ શઠ પુરુષ બીજાને પણ શઠ માને છે;[૧૫-૧૬] પણ જે મનુષ્ય નિરંતર પવિત્ર હોય છે, તે સદાને માટે પ્રસન્ન રહે છે, સર્વ તરફથી નિર્ભય રહે છે અને પોતાનામાં કોઈ જાતનું જો પાપ હોય છે, તો બીજાઓમા તેને કદી જોતો નથી.[૧૭] પ્રાણીમાત્રનું હિત ઇચ્છનારા ઋષિમુનિઓએ કહ્યું છે કે, 'દાન દેવું' એ પણ સનાતન ધર્મ છે. આ ધર્મના સંબંધમા પણ કેટલાએક ધનવાન પુરુષો માને છે કે, 'એ દાનધર્મને તો કૃપણ અથવા દીન પુરુષોએ જ ચાલુ કર્યો છે.' પરંતુ દૈવની પ્રતિકૂળતાને લીધે તે ધનવાન પુરુષો જ્યારે નિર્ધન બની જાય છે, ત્યારે તેઓને પણ 'दातव्यमित्ययं धर्मः' એ દાનધર્મ પસંદ પડે છે. વળી જેઓ અત્યંત ધનવાન હોય છે, તેઓ પણ સદાકાળને માટે કંઈ સુખી હોતા નથી.[૧૮-૧૯] (માટે ધર્મનું સામાન્ય લક્ષણ એ હોઈ શકે કે) પુરુષ બીજાઓએ કરેલાં જે કર્મને પોતાના સંબંધમાં ઇચ્છતો ન હોય અને જે કર્મને પોતે અપ્રિય માનતો હોય, તેવું કર્મ બીજાઓ તરફ તેણે કરવું નહિ.[૨૦]

ત્યાગથી જ મોક્ષ મળે છે, છતા વિષયલંપટ પુરુષો ગૃહસ્થાશ્રમમાં પડી રહે છે. આવા બે પક્ષ ઊભા થાય, ત્યારે આવી વ્યવસ્થા કરી કે, જેનું ચિત્ત વિક્ષેપ પામતું ન હોય, તેવા મહાન પુરુષે જનક અને વસિષ્ઠાદિકની પેઠે ગૃહસ્થાશ્રમમા રહીને જ મોક્ષ મેળવવો; પણ જેનું ચિત્ત શ્રવણમનનાદિક અધ્યાત્મકર્મોમા વિક્ષિપ્ત થતુ હોય, તે પુરુષે નિવૃત્તિને માટે સંન્યાસ જ લેવો.

જે પુરુષ બીજાની સ્ત્રીનો જારપતિ હોય, તે કોની પાસે શું કહેવા માટે યોગ્ય છે? (કેમ કે તે પોતે જ જો દુષ્ટ છે, તો પછી બીજાઓને તે શું કહી શકે તેમ છે?) પરંતુ પોતે જેવું દુષ્ટ કર્મ કરે છે, તેવું જ દુષ્ટ કર્મ પોતાની સ્ત્રી વિષે બીજાનું જોવામાં આવે, તો હું માનું છું કે, તેનાથી તે સહન થઈ શકે નહિ.[૨૧] જે પુરુષ પોતે જીવવાની ઇચ્છા રાખે છે, તે પુરુષ બીજાનો વિઘાત કરવા માટે કેમ તૈયાર થાય? પોતે જે જે વિષયના સંબંધની ઇચ્છા કરે તે તે વિષયના સંબંધની બીજાઓ પણ ઇચ્છા કરે જ, આવો પ્રત્યેક મનુષ્યે વિચાર કરવો જોઈએ.[૨૨] મનુષ્યનો એ ધર્મ છે કે, પોતાની જરૂરિયાત ઉપરાંતનાં ધનાદિક ભોગસાધનોની પોતાની પાસે વૃદ્ધિ થઈ ગઈ હોય, તો તે સાધનોમાંથી બીજાં સાધનરહિત દરિદ્રી મનુષ્યોને તેણે સંવિભાગ આપવો જ જોઈએ; કેમ કે વિધાતાએ એ મનુષ્યધર્મને ઉદ્દેશીને વ્યાપારરોજગાર વગેરે ધનવૃદ્ધિ કરનારા પ્રયોગોની પ્રવૃત્તિ ચાલુ કરી છે;[૨૩] માટે મનુષ્યે દમ, દાન, દયા વગેરે સન્માર્ગનું એવા પ્રકારે આચરણ કરવું જોઈએ, કે જેથી સાક્ષાત્ દેવો પણ ચિંતન કરતાની સાથે પોતાની સામે હાજર થાય; અથવા જે સમયે પોતાને ધનાદિકનો લાભ થાય, તે સમયે યજ્ઞ, દાન વગેરે ધર્મમાં સ્થિતિ કરવી તે પણ ઉત્તમ ગણાય છે.[૨૪] વિદ્વાનો કહે છે કે, જે કોઈ કર્મ સર્વને પ્રીતિકર હોઈને અહિંસાથી યુક્ત હોય, તે જ વસ્તુતઃ ધર્મરૂપ છે; માટે હે યુધિષ્ઠિર! સર્વને પ્રિય હોય તે ધર્મ અને સર્વને અપ્રિય હોય તે અધર્મ, આવું સામાન્ય ધર્મ-અધર્મનું લક્ષણ તમે સમજી લો;[૨૫] કેમ કે વિધાતાએ સત્પુરુષોના ચારિત્ર્યરૂપી જે ઉત્તમ ધર્મની સ્થાપના કરી છે, તે લોકોના કલ્યાણ માટે હોઈને દયાપ્રધાન છે અને સૂક્ષ્મ ધર્મના લાભ માટે જ નિયત કરેલી છે.[૨૬] આ રીતે હે કુરુશ્રેષ્ઠ રાજા! મેં તમને ધર્મનું લક્ષણ કહ્યું છે, માટે તમારે કોઈ પ્રકારે પણ કુટિલતા કરવાની બુદ્ધિ કરવી નહિ.[૨૭]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન-પર્વમાં 'ધર્મનું લક્ષણ' નામનો અધ્યાય ૨૫૯મો સમાપ્ત

# अध्याय २६०मो

## યુધિષ્ઠિરનો ધર્મવિષયક આક્ષેપ

॥ युधिष्ठिर उवाच ॥

**सूक्ष्मं साधु समुद्दिष्टं नियतं ब्रह्मलक्षणम् ।**
**प्रतिभा त्वस्ति मे काचित् तां ब्रूयामनुमानतः ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: ધર્મનું જે સૂક્ષ્મ લક્ષણ કેવળ વેદ દ્વારા જ સમજી શકાય તેવું છે, તેનું તમે સારી રીતે પ્રતિપાદન કર્યું; તોપણ મારી બુદ્ધિમાં અનુમાનને આધારે જે એક સ્ફુરણા ઉદ્ભવી છે, તે હું તમને કહું છું.[૧] મારા હૃદયમાં જે જે અનેક પ્રકારના પ્રશ્નો હતા, તે સર્વનો યથાસ્થિત ઉત્તર તમે મને આપ્યો છે, તોપણ હે રાજન્! આ એક બીજો પ્રશ્ન હું તમને પૂછું છું, તે કેવળ દુરાગ્રહથી અથવા કુતર્કના આગ્રહથી હું તમને પૂછતો નથી; પણ ધર્મના સ્વરૂપને જાણવાની ઇચ્છાથી જ પૂછું છું.[૨] આ સર્વ ભૂતસમુદાય અન્નાદિકની સહાયથી પોતાની મેળે જ જીવન ગાળી રહ્યો છે, પોતાની મેળે જ પ્રજોત્પાદન કરી રહ્યો છે અને પોતાની મેળે જ દેહરૂપી આકૃતિથી ભ્રષ્ટ થઈ રહ્યો છે, (છતાં તમે તો એમ જ કહ્યું કે, બીજાને સુખદુઃખ ઉપજાવવાથી ઉત્પન્ન થયેલા ધર્મ અને અધર્મ કાળાંતરે પણ પોતાને સુખદુઃખ આપનારા થાય છે, તેનું કેમ?) વળી હે ભારત! વેદાદિક શાસ્ત્રોનો કેવળ પાઠ કરવાથી ધર્મનું સ્વરૂપ કંઈ જાણી શકાતું નથી,[૩] (તેમ જ કોઈ જાતની વ્યવસ્થા નહિ હોવાને લીધે વૈદિકધર્મ અત્યંત દુર્જ્ઞેય થઈ પડે છે. જેમ કે) આપત્તિથી મુક્ત રહેલા પુરુષનો ધર્મ જુદો હોય છે અને આપત્તિથી ગ્રસ્ત થયેલા પુરુષનો ધર્મ પણ જુદો હોય છે. વળી શાસ્ત્રાદિકનું માત્ર પઠન કરવાથી આપત્તિઓને કેવી રીતે જાણી શકાય? (આ ઉપરથી તો એમ જ જણાય છે કે, અવ્યવસ્થિત સ્વરૂપવાળો વૈદિકધર્મ તે ધર્મ જ નથી.[૪] તેમ જ સત્પુરુષોના આચારને પણ ધર્મના લક્ષણ તરીકે માની શકાય તેમ નથી; કારણ કે) સત્પુરુષોનો આચાર તે જ ધર્મ છે, એમ માનવામાં આવ્યું છે અને આચારસંપન્ન જે પુરુષો તે જ સત્પુરુષો છે, એમ પણ માનવામાં આવ્યું છે, જેથી સત્પુરુષોનો આચાર તે ધર્મ અને ધર્મના આચરણને લીધે પુરુષો સંત-આમ

અન્યોન્યાશ્રયને લીધે લક્ષ્ય તથા લક્ષણમા સાધ્ય કયુ અને અસાધ્ય કયુ, તેનો નિર્ણય કેમ થઈ શકે? માટે જણાય છે કે, સદાચાર પણ ધર્મવિષયમા પ્રમાણભૂત નથી[૫] આપણે જોઈએ છીએ કે કોઈ એક સામાન્ય મનુષ્ય ધર્માચરણની બુદ્ધિથી અધર્માચરણ કરે છે અને કોઈ એક ઉત્તમ પુરુષ પણ ધર્માચરણની બુદ્ધિથી અધર્મ કરી બેસે છે * વળી શાસ્ત્રકુશળ વિદ્વાન પુરુષોએ કહ્યુ છે કે, આ ધર્મ વિષયમા વેદોને જ પ્રમાણ માનવા, પરતુ આપણે સાભળીએ છીએ કે, વેદવાદોનો તો યુગે યુગે હ્રાસ થતો જાય છે (તો પછી વેદો ઉપર પણ કેવી રીતે શ્રદ્ધા રહી શકે?)[૬-૭] સત્યયુગમા ધર્મો જુદા હોય છે, ત્રેતાયુગમા વળી સત્યયુગના કરતા પણ જુદા હોય છે, દ્વાપરયુગમા ત્રેતાયુગના કરતા પણ ભિન્ન ધર્મો હોય છે અને કલિયુગમા તો મનુષ્યોની શક્તિ પ્રમાણે છેક ત્રણે યુગોના ધર્મો કરતા પણ ભિન્ન ધર્મો રચેલા છે, (અર્થાત્ યુગે યુગે મનુષ્યોની શક્તિના પ્રમાણમા ધર્મરચના થાય છે)[૮] આ ઉપરથી સિદ્ધ થાય છે કે, 'વેદોનુ વચન સત્ય જ હોય છે,' આવુ જે કથન તે કેવળ લોકને રજન કરવા માટે જ હોવુ જોઈએ. વળી સર્વ સ્મૃતિઓ વેદોમાથી નીકળીને સર્વ જગતમા પ્રસિદ્ધ થઈ છે, જેથી સર્વ વેદોને જો પ્રમાણ માનવામા આવે તો સર્વ સ્મૃતિઓને પણ પ્રમાણ માનવી જોઈએ અને વેદ જેવા પ્રમાણશાસ્ત્રમા પણ જો અપ્રમાણિકતા અથવા વિરુદ્ધતા જોવામા આવે, તો પછી તેને શાસ્ત્ર કેમ કહી શકાય[૯-૧૦]× તેમ જ કોઈ એક ધાર્મિક મનુષ્ય જ્યારે ધર્મક્રિયા કરતો હોય, ત્યારે કોઈ બળવાન દુરાત્મા પુરુષ તેની જે જે ક્રિયામા વિકાર કરે, તેના સ્વરૂપનો પણ વિનાશ જ થાય છે.+ આ ઉપરથી એમ જ જણાય છે, કે, આપણે જાણીએ અથવા ન જાણીએ, તેમ જ આપણામા જાણવાની શક્તિ હોય અથવા ન હોય, પરતુ ધર્મનુ તાત્ત્વિક સ્વરૂપ અસ્રાની ધાર કરતા પણ અતિ સૂક્ષ્મ છે અથવા મોટા પર્વતના કરતા પણ અતિશય સ્થૂળ છે.[૧૧-૧૨] પ્રથમ કર્મકાડમા જ્યારે આપણે જોઈએ છીએ, ત્યારે ધર્મનુ સ્વરૂપ ગધર્વના નગર સમાન અતિ આશ્ચર્યજનક જોવામા આવે છે, પરતુ પાછળથી સૂક્ષ્મદર્શી વિદ્વાન પુરુષો જ્ઞાનકાડનો અભ્યાસ કરીને યુક્તિપૂર્વક તપાસવા માડે છે, ત્યારે તેનો તે જ ધર્મ જાણે તુચ્છ હોય તેમ અદશ્ય થઈ જાય છે.[૧૩]* વળી હે ભરતવશી પિતા

* જેમ કે

अथास्य वेदमुपशृण्वतस्त्रपुजतुभ्यां श्रोत्रपूरणम्। શૂદ્રજાતિનો પુરુષ જો વેદનુ શ્રવણ કરે તો તપાવેલુ સીસુ અને લાખ રેડીને તેના કાન પૂરી દેવા આવો નિષેધ હોવા છતા કેટલાએક મોક્ષાભિલાષી શૂદ્રો ધર્મબુદ્ધિથી ઉપનિષદોનુ શ્રવણ કરે છે અને તે નિમિત્ત અધર્મ કરે છે, તેમ જ અગસ્ત્ય જેવા શિષ્ટ પુરુષે દડકારણ્યને શાપ આપીને મોટુ હિસાજનક કર્મ કર્યું હતુ અને તે નિમિત્તે મહાન અધર્મ કર્યો હતો આ રીતે ભ્રષ્ટ પુરુષોમા શિષ્ટ પુરુષોના લક્ષણ જોવામા આવે છે અને શિષ્ટ પુરુષોમા ભ્રષ્ટ પુરુષોના લક્ષણ જોવામા આવે છે માટે સદાચારનો નિર્ણય કરવો તે અશક્ય જ છે

—નીલકઠ

× કહેવાનો આશય એ છે કે, જો શ્રુતિઓ પ્રમાણ છે, તો સર્વ સ્મૃતિઓ પણ પ્રમાણ છે, પણ 'જ્યા શ્રુતિના વચનને બાધ ન આવતો હોય ત્યા સ્મૃતિ પ્રમાણ છે અને શ્રુતિના વચનને બાધ આવતો હોય ત્યા સ્મૃતિ અપ્રમાણ છે' એમ કહેશો તો સર્વ સ્મૃતિઓ કેવળ અપ્રમાણ જ છે, એમ સિદ્ધ થશે, કેમ કે સ્મૃતિનુ પ્રમાણ સાપેક્ષ છે, અર્થાત્ સ્મૃતિને પ્રમાણ માનવા માટે શ્રુતિના પ્રમાણની અપેક્ષા રહે છે વળી જે સ્થળે શ્રુતિ અને સ્મૃતિ એ બન્નેનો વિરોધ ઊભો થાય ત્યા એક સ્મૃતિને જો અપ્રમાણ માનવામા આવશે, તોપણ સ્મૃતિઓ કેવળ અપ્રમાણ ઠરશે તેને માટે શી વ્યવસ્થા?

+ જેમ કે રાજા જનમેજયે ધર્મબુદ્ધિથી અશ્વમેધયજ્ઞ કર્યો હતો, છતા ઇદ્રે તેના યજ્ઞમા વિઘ્ન નાખ્યુ જેથી અશ્વમેધ-સસ્થાનો લોપ જ થયો

* આ ૧૩મા શ્લોકમા કહે છે કે, કર્મકાડ તરફ દૃષ્ટિ કરતા ધર્મનુ સ્વરૂપ ગધર્વના નગર જેવુ અદ્ભુત જણાય છે જેમ કે કર્મકાડનુ પ્રતિપાદન કરનારી શ્રુતિ કહે છે કે, 'अक्षय्य ह वै चातुर्मास्ययाजिन सुकृत भवति। ચાતુર્માસ્ય યજ્ઞ કરનારા પુરુષને અક્ષય પુણ્ય પ્રાપ્ત થાય છે' વળી 'अपाम सोमममृता अभूम'। આપણે સોમરસનુ પાન કરીએ કે જેથી અજરામર થઈ જઈએ'— અર્થાત્ આપણે સોમયાગ કરીએ કે જેથી મરણધર્મથી રહિત થઈએ આવી આવી શ્રુતિઓ, યજ્ઞયાગાદિ ધર્મને અતિ મહત્ત્વનો વર્ણવે છે અને તેથી જ ધર્મનુ સ્વરૂપ ગધર્વના નગર જેવુ અદ્ભુત દેખાય છે, પરતુ જ્ઞાન-

મહ! ભવિષ્યકાળનું ફળ દર્શાવનારી એક સ્મૃતિ આપણને પ્રથમથી જ સૂચવે છે કે, ગાયોને પાણી પીવાનાં ક્ષુદ્ર જલાશયો જેમ તત્કાલ સુકાઈ જાય છે અને ખેતરના ક્યારાઓમાં વાળેલી નાની નાની નહેરો જેમ એકદમ સુકાઈ જાય છે, તેમ વેદોક્ત સનાતન ધર્મ પણ કલિયુગના અંતમાં ક્ષીણ થઈને અદૃશ્ય થઈ જશે–નાશ પામી જશે;[૧૪] કારણ કે કલિકાળના દુષ્ટ, દાંભિક મનુષ્યો અગ્નિહોત્રાદિક કામ્યકર્મો જ કરશે, બીજાની ઇચ્છાને અધીન થઈને જ અધ્યયન કે અધ્યાપન કરશે અને યજ્ઞાદિકના ઉદ્દેશથી અથવા ધનાદિકના લાભને માટે જ વ્રતાદિકનું આચરણ કરશે; એટલું જ નહિ પણ તે કાળના કેટલાએક મનુષ્યો તો શ્રદ્ધાના અભાવને લીધે કેવળ વ્યર્થ ધર્માચરણ કરવાનો આડંબર કરશે.[૧૫] કેટલાએક મૂઢ પુરુષોની દૃષ્ટિએ સકામ ધર્મ પણ (નિષ્કામ) ધર્મ જ ગણાશે અને સત્પુરુષોના સબંધમાં જે કંઈ ધર્માચરણ દેખાશે, તેને બીજા મૂઢ પુરુષો માત્ર પ્રલાપના જેવું જ ગણી કાઢશે. ઉપરાંત જે પુરુષો ધર્માચરણ કરશે, તેઓને બીજા નાસ્તિક પુરુષો ઉન્મત્ત ઠરાવીને હસી કાઢશે. વળી આ ચાલુ સમયમાં પણ (દ્રોણાચાર્ય જેવા) કેટલાએક મહાન પુરુષોએ પોતે બ્રાહ્મણ હોવા છતાં રાજધર્મનો સ્વીકાર કર્યો છે, માટે તે ઉપરથી એમ તો નહિ જ કહી શકાય કે, શિષ્ટ પુરુષોનો હરકોઈ આચાર* સર્વ લોકનું હિત કરવા માટે પ્રવૃત્તિ કરે છે;[૧૬-૧૭] કારણ કે તેવા પ્રકારના એક આચારનું પરિપાલન કરીને એક મનુષ્ય મો પ્રભાવશાળી બને છે, બીજો મનુષ્ય પોતાના કર ધર્મથી ભ્રષ્ટ થઈને અન્યને બાધકર્તા થઈ પડે અને ત્રીજો મનુષ્ય દૈવેચ્છાને લીધે સમાનરૂપવાળ પણ રહે છે.*[૧૮] કહેવાનું તાત્પર્ય એ છે કે, એ મનુષ્ય જે આચારનું પાલન કરીને મહાસમ થઈ શકે છે તે જ આચારનું પાલન કરીને બી મનુષ્ય (પોતાનું સર્વસ્વ ગુમાવીને) અન્યને બા કર્તા થઈ પડે છે; માટે સર્વ પ્રકારના આચારોમ અમુક એક આચાર અમુક જ ફળ આપનારો દે એવો કંઈ નિયમ નથી, એમ પ્રત્યેક મનુષ્યે સમજ જોઈએ.[૧૯] પ્રાચીન કાળના વિદ્વાન પુરુષોએ પૂર્વે જે પ્રકારનો પુરાણો ધર્મ કહ્યો છે અને સ્વીકાર્યો છે, તેના આચારે જ આ સનાતન મર્યાદા સ્થિર કરી રહી છે. (આવો મારો પોતાનો મત છે અર્થાત્ અનાદિ કાળથી ચાલ્યા આવેલા શુ સ્વભાવને લીધે જ સુખ–દુઃખ, કાર્ય–અકાર્ય વગે રેની વ્યવસ્થા થઈ રહી છે, શ્રુતિ આદિના પ્રમાણ વાળા ધર્મથી કંઈ થતું નથી, એમ હું માનું છું.)[૨]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમાં 'યુધિષ્ઠિરનો ધર્મવિષયક આક્ષેપ' નામનો અધ્યાય ૨૬૦ મો સમાપ્ત

# अध्याय २६१ मो

## મહામુનિ જાજલિની ઘોર તપશ્ચર્યા

॥ भीष्म उवाच ॥

**अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम् ।**
**तुलाधारस्य वाक्यानि धर्मे जाजलिना सह ॥१॥**

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિરરાજા! આ વિષયમા એક પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે કે, જેમાં મહામુનિ જાજલિની સાથે વૈશ્ય તુલાધારનો ધર્મવિષયક સંવાદ વર્ણવ્યો છે, તે હું

---

કાંડ એટલે ઉપનિષદોનો અભ્યાસ કરી યુક્તિપૂર્વક તપાસ કરનારા વિદ્વાન પુરુષો તો એમ જ સિદ્ધ કરે છે કે, यत् कृतक तत् अनित्यं कार्यत्वात् घटवत् । જે કંઈ કૃત્રિમ છે તે સર્વ અનિત્ય છે; કેમ કે તે કાર્ય છે. જે જે કાર્ય હોય તે તે અનિત્ય જ હોય; જેમ કે ઘડો. આ અનુમાન દ્વારા વિદ્વાન પુરુષો એવો જ નિર્ણય કરે છે કે, કાર્યરૂપ એવા યજ્ઞયાગાદિ ધર્મો કેવળ અનિત્ય છે–નાશવંત છે. વળી શ્રુતિ પણ કહે છે કે, तद्यथेह कर्म चितो लोक: क्षीयत एवमेवामुत्र पुण्यचितो लोक: क्षीयते । જેમ કર્મ દ્વારા સંપાદન કરેલું આ લોકનું સુખ નાશવંત છે, તેમ પુણ્ય દ્વારા સંપાદન કરેલું પરલોકનું સુખ પણ નાશવંત છે. આ ઉપરથી એ જ સિદ્ધ થાય છે કે, યજ્ઞયાગાદિ ધર્મ નાશવંત ફળવાળો હોઈને અત્યંત તુચ્છ છે, આવો યુધિષ્ઠિરનો ધર્મવિષયક આક્ષેપ છે, એમ સમજવું. વાસ્તવિક દૃષ્ટિએ અંતઃકરણને શુદ્ધ કરવા માટે યજ્ઞાદિ ધર્મ આવશ્યક છે જ.

* જેમ કે વિશ્વામિત્ર, બ્રાહ્મણોનો આચાર પાળીને મોટા પ્રભાવશાળી થઈ ગયા, પરશુરામ ક્ષત્રિયનો આચાર પાળીને પોતાના ધર્મકર્મથી ભ્રષ્ટ થઈ ગયા અને વસિષ્ઠ પોતાના તપોબળથી વિશ્વામિત્રના ઉપર અસ્ત્રશસ્ત્રનો ઉપયોગ કરીને પણ બ્રાહ્મણના આચારથી ભ્રષ્ટ ન થયા

-તમને કહું છું, સાંભળો.[1] કોઈ એક વનમાં જાજલિ -નામનો મહાતપસ્વી બ્રાહ્મણ રહેતો હતો. તે બ્રાહ્મણ એક સમયે સમુદ્રના કિનારા પર આવીને તપશ્ચર્યા કરવા લાગ્યો.[2] તે વેળા એ બુદ્ધિમાન મુનિ નિયમનિષ્ઠ રહીને નિયમિત આહાર કરતો હતો, વલ્કલવસ્ત્ર. મૃગચર્મ અને જટાને ધારણ કરતો હતો અને શરીરે મળ તથા કાદવથી મલિન જણાતો હતો. આ રીતે તેણે અનેક વર્ષ પર્યંત તપશ્ચર્યા કરી.[3] હે રાજા! મહાતેજસ્વી મહર્ષિ જાજલિ જે જળમાં જ વસતો હતો તે કોઈ સમયે સર્વ લોકોનું નિરીક્ષણ કરવાની ઇચ્છાથી મન સમાન વેગ ધારણ કરીને સર્વત્ર વિચરવા લાગ્યો.[4] આ રીતે વન અને ઉપવન સહિત સમુદ્ર સુધીની પૃથ્વીનું અવલોકન કર્યા પછી મુનિ જાજલિ જળમાં રહ્યો રહ્યો એક દિવસ વિચાર કરવા લાગ્યો કે,[5] 'સ્થાવરજંગમ સહિત આ સમગ્ર જગતમાં મારા સમાન બીજો એક પણ મનુષ્ય નથી કે, જે આ પ્રમાણે જળમાં રહીને મારી સાથે આકાશમાં પણ વિહાર કરી શકે.'[6] આ રીતે રાક્ષસો જોઈ ન શકે તેમ જળના મધ્યભાગમાં રહીને તે બોલતો હતો. તેવામાં ત્યાં રહેનારા પિશાચોએ તેને કહ્યું કે, 'હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! તારે એમ બોલવું યોગ્ય નથી. કાશીની અંદર નિવાસ કરનારો તુલાધાર નામનો વૈશ્ય મહાયશસ્વી છે, છતાં આમ તારી પેઠે બોલવાને માટે યોગ્ય નથી; અર્થાત્ તારા કરતાં અધિક યોગ્યતાવાળો તુલાધાર પણ આવું ગર્વ ભરેલું વચન બોલવાને યોગ્ય નથી તો, પછી તારાથી તો કેમ જ બોલી શકાય?'[7-8] મહાતપસ્વી જાજલિને જળનિવાસી ભૂતોએ એ પ્રમાણે કહ્યું, એટલે તેણે કહ્યું કે, 'જો એમ જ છે તો પછી મહાબુદ્ધિમાન અને યશસ્વી એવા તુલાધારને હું મળું.' ઋષિ જાજલિનાં એ વચન સાંભળીને જળનિવાસી તે રાક્ષસોએ તેને ઉપાડીને સમુદ્રની બહાર લાવી મૂક્યો અને કહ્યું કે, 'હે ઉત્તમ બ્રાહ્મણ! આ માર્ગે થઈને તું કાશી તરફ જા.'[9-10] ભૂતગણોના એ કહેવા પરથી જાજલિ મનમાં ઉદાસ થઈને કાશી તરફ ચાલી નીકળ્યો અને ત્યાં જઈને તુલાધાર -વૈશ્યને મળીને તેણે આ રીતે કહ્યું.[11]

યુધિષ્ઠિરે પૂછ્યું: હે તાત! જાજલિએ પૂર્વે એવું કયું દુષ્કર કર્મ કર્યું હતું કે, જેથી તેમને એવી ઉત્કૃષ્ટ સિદ્ધિનો લાભ થયો હતો, એ વિષે તમે મને કહો.[12]

ભીષ્મે કહ્યું: મહાતપસ્વી મુનિ જાજલિ અતિશય ઘોર તપશ્ચર્યા કરતો હતો. સાયંકાળે અને પ્રાતઃકાળે સ્નાનસંધ્યા કરવામાં તત્પર રહેતો હતો, અગ્નિનું સારી રીતે ઉપાસન કરતો હતો, સ્વાધ્યાય કરવામાં તત્પર રહેતો હતો, વાનપ્રસ્થના વિધિને જાણનારો હતો અને વેદવિદ્યાના પ્રતાપથી જાણે પ્રજ્વળી રહ્યો હોય તેવો કાંતિમાન દેખાતો હતો.[13-14] વળી તે મહર્ષિ વનમાં રહીને તપશ્ચર્યા કરતો હતો, છતાં 'હું ધર્મનિષ્ઠ છું' એવું અભિમાન કરતો ન હતો. વર્ષાઋતુમાં તે ખુલ્લા પ્રદેશમાં પડી રહેતો હતો, હેમંતઋતુમાં તે જળની અંદર બેસી રહેતો હતો અને ગ્રીષ્મઋતુમાં વાયુ અને તાપને સહન કરતો હતો; છતાં તેને 'હું ધર્મનિષ્ઠ છું' આવા પ્રકારનું અભિમાન ન હતું. વળી તે શરીરને દુઃખ થાય તેવાં અનેક સ્થળો ઉપર શયન કરતો હતો અને કોઈ સમયે કેવળ પૃથ્વી પર પણ સૂઈ રહેતો હતો.[15-16] એક સમયે જ્યારે વર્ષાઋતુ ચાલતી હતી, ત્યારે તે મુનિ ખુલ્લા પ્રદેશમાં બેસી રહ્યો હતો અને આકાશમાંથી પડતી જળધારાને પોતાના મસ્તક પર ઝીલી રહ્યો હતો.[17] હે રાજા! તે સમયે તેની જટા જળથી પલળી ગયેલી હોવાથી અત્યંત ગંઠાઈ ગઈ હતી. વળી તે નિષ્પાપ મુનિ નિત્ય અરણ્યમાં સંચાર કરતો હતો, જેથી આખે શરીરે મલિન દેખાતો હતો; તેમ જ કોઈ કોઈ સમયે તે મહામુનિ નિરાહાર રહેતો હતો અને કોઈ કોઈ સમયે માત્ર વાયુનું જ ભક્ષણ કરતો હતો; એટલું જ નહિ પણ કોઈ કોઈ વેળા તો તે મુનિ કાષ્ઠની પેઠે અચળ બેસી રહેતો હતો.[18-19] હે ભરતવંશી રાજા! આ રીતે ઠૂંઠાની પેઠે નિશ્ચેષ્ટ બેસીને તે મુનિ તપશ્ચર્યા કરતો હતો. તે સમયે એક ચકલાએ અને ચકલીએ તેના મસ્તક ઉપર માળો બાંધવા માંડ્યો.[20] બ્રહ્મર્ષિ જાજલિ પ્રાણીઓ પર દયાળુ હતો, જેથી તેણે પોતાની જટાની અંદર ઘાસ અને તંતુઓથી માળો બાંધી રહેલાં પેલાં બે પક્ષીઓને અટકાવ્યાં નહિ.[21] મહાત .. જાજલિ વૃક્ષના ઠૂંઠાની પેઠે નિશ્ચળ

રહ્યો હતો, જેથી પેલાં બન્ને પક્ષીઓ અત્યંત વિશ્વાસુ બની જઈને સુખેથી તેની જટામાં રહેવા લાગ્યાં.[૨૨] એમ કરતાં કરતાં વર્ષાઋતુ વીતી ગઈ અને શરદકાળ ઉપસ્થિત થયો. એટલે કામથી મોહિત થયેલાં તેઓ બન્ને પક્ષીઓએ જાજલિની જટામાં જ વિશ્વાસપૂર્વક ગર્ભાધાન કર્યું અને હે રાજન્! પછી તેના મસ્તક ઉપર ઈંડાં પણ મૂક્યાં. તીક્ષ્ણ વ્રતને ધારણ કરનારા તેજસ્વી બ્રાહ્મણ જાજલિએ જાણ્યું કે, પોતાના મસ્તક ઉપર પક્ષીઓએ ઈંડાં મૂક્યાં છે છતાં તે મુનિએ ધર્મધ્યાનમાં જ મનને સ્થિર કરીને તેઓને ઉડાડી મૂકવારૂપ અધર્મને પસંદ કર્યો નહિ[૨૩-૨૫] હે રાજા! તેઓ બન્ને પક્ષીઓ પ્રતિદિન (પ્રાતઃકાળે મુનિની જટામાંથી નીકળીને ચણવા માટે જતાં હતાં અને સાયંકાળે પાછાં) આવીને મુનિની જટામાં વિશ્વાસ અને આનંદથી વસતાં હતાં.[૨૬] આ રીતે કેટલોએક કાળ વીત્યા પછી તે પક્ષીઓનાં ઈંડાં બરાબર સેવાઈને પુષ્ટ થયાં અને તેમાંથી બચ્ચાંઓનો જન્મ પણ થયો. પછી જન્મ પામેલાં તે બચ્ચાંઓ એ જટામાં જ મોટાં થવા લાગ્યાં, છતાં જાજલિમુનિ લગારે કંપાયમાન થયો નહિ;[૨૭] પણ વ્રતને ધારણ કરનારો તે ધર્માત્મા મુનિ પક્ષીઓનાં બચ્ચાંઓનું રક્ષણ કરવા લાગ્યો અને મનને સ્થિર કરી નિશ્ચેષ્ટ અવસ્થામાં બેસી રહ્યો.[૨૮] આ રીતે કેટલોક કાળ વીતી ગયો; એટલે તે બચ્ચાંઓને પાંખો આવી ગઈ અને મુનિએ પણ જાણ્યું કે, પક્ષીઓનાં બચ્ચાંઓને હવે પાંખો આવી ગઈ છે.[૨૯] બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ અને નિયમપૂર્વક વ્રતને ધારણ કરનારો તે મુનિ બચ્ચાંઓને પાંખોવાળાં જોઈને અત્યંત પ્રસન્ન થયો;[૩૦] તેમ જ પેલો ચકલો અને ચકલી પણ પોતાનાં બચ્ચાંઓને મોટાં થયેલાં જોઈ હર્ષ પામ્યાં અને નિર્ભય થઈને પોતાનાં બચ્ચાંઓની સાથે મુનિની જટામાં રહેવા લાગ્યાં.[૩૧] બ્રાહ્મણ જાજલિ પાંખોવાળાં તે બચ્ચાંઓને પોતાની જટામાંથી ઊડી જતાં જોતો હતો અને પાછાં સાયંકાળે ત્યાંનાં ત્યાં જ આવીને નિવાસ કરતાં જોતો હતો, છતાં લગારે કંપતો ન હતો.[૩૨] પછી તો તે બચ્ચાંઓને તેઓનાં માતાપિતાએ પણ છોડી દીધાં, જેથી તેઓ પોતાની મેળે બહાર જતાં હતાં અને પોતાની મેળે હમેશાં પાછાં આવતાં હતાં, છતાં જાજલિ ડગમગ્યો નહિ.[૩૩] હે રાજા! તે પક્ષીઓ દિવસ થતો કે મુનિની જટામાંથી બહાર નીકળી જતાં અને સાયંકાળ થતો કે પાછાં મુનિની જટામાં નિવાસ કરવા માટે આવી પહોંચતાં.[૩૪] વળી કોઈ કોઈ સમયે તો તે પક્ષીઓ જટામાંથી ઊડી જઈને પાંચ પાંચ દિવસ સુધી પાછાં આવતાં ન હતાં અને છઠ્ઠે દિવસે જ આવીને મુનિની જટામાં નિવાસ કરતાં હતાં.[૩૫] આ રીતે તે પક્ષીઓ જેમ જેમ વધારે શક્તિવાળાં થતાં ગયાં, તેમ તેમ ઘણા દિવસો સુધી બહારનાં બહાર જ ફરતાં હતાં, પણ પાછાં આવતાં ન હતાં.[૩૬] હવે એક સમયે તો તે પક્ષીઓ મુનિની જટામાંથી ઊડી જઈને એક મહિના સુધી પાછાં આવ્યાં નહિ, છતાં મુનિ જાજલિ તો તેમ ને તેમ જ સ્થિર બેસી રહ્યો હતો.[૩૭] પછી જાજલિને જણાયું કે, તે પક્ષીઓ હવે ઊડી જ ગયાં છે અને તેઓના પાછા આવવાનો હવે સંભવ જ નથી, ત્યારે તે ઊઠ્યો અને તે સમયે તેના મનમાં ઘણું જ આશ્ચર્ય થયું, તેમ જ આવું અભિમાન પણ થયું કે, 'હવે હું સિદ્ધ થયો છું.'[૩૮] વ્રતધારી મહાત્મા જાજલિ પક્ષીઓને ત્યાંથી આનંદપૂર્વક ઊડી ગયેલાં જોઈ, પોતાને ધન્ય માની મનમાં અત્યંત પ્રસન્ન થયો.[૩૯] પછી તે તપસ્વીએ ત્યાંથી આગળ જઈને નદીમાં સ્નાન કર્યું, અગ્નિમાં હોમ કર્યો અને ઉદય પામતા સૂર્યની સ્તુતિ કરી.[૪૦] જાપકશ્રેષ્ઠ જાજલિ પોતાના મસ્તક ઉપર પક્ષીઓને ઉછેરીને અભિમાનમાં આવી ગયો અને તેને લીધે પોતાના બન્ને બાહુઓ થાબડીને તથા આકાશ સામે જોઈને તે બોલી ઊઠ્યો કે, 'મેં ધર્મને પ્રાપ્ત કર્યો છે.'[૪૧] તે જ સમયે આકાશમાં દિવ્ય વાણી થઈ કે જેને જાજલિએ આ પ્રમાણે સાંભળી: 'ઓ જાજલિ! તું તુલાધારના જેવો ધર્મિષ્ઠ નથી. કાશીમાં નિવાસ કરનારો બુદ્ધિમાન તુલાધાર મહાધર્મિષ્ઠ છે, છતાં હે બ્રાહ્મણ! તું જે બોલે છે તેમ બોલવાને માટે તે યોગ્ય નથી જ.'[૪૨-૪૩] હે રાજન્! એ પ્રમાણે આકાશવાણી સાંભળીને બ્રાહ્મણ જાજલિ ખૂબ ચિડાઈ ગયો અને તુલાધારને મળવાને માટે તે જ વખતે કાશી તરફ ચાલી નીકળ્યો. માર્ગમાં જતાં જતાં જ્યાં સાયંકાળ થઈ જતો

હતો ત્યાં જ તે મુનિ વિશ્રાંતિ લેતો હતો. (બાકી આખો દિવસ મુસાફરી કર્યા કરતો હતો.)[૪૪] આ રીતે ઘણો લાંબો સમય મુસાફરી કર્યા પછી તે બ્રાહ્મણ કાશી નગરીમાં જઈ પહોંચ્યો. અને ત્યાં જઈને કરિયાણાનો વેપાર કરનાર તુલાધાર વૈશ્યને તે મળ્યો.[૪૫] વૈશ્ય તુલાધાર કે જે પોતાના મૂળધન ઉપર જ આજીવિકા ચલાવતો હતો, તે બ્રાહ્મણ જાજલિને પોતાને ત્યાં આવેલો જોઈ એકદમ ઊભો થયો અને સ્વાગતવચન કહીને અતિ હર્ષપૂર્વક તેનું સન્માન કરવા લાગ્યો.[૪૬]

તે પછી તુલાધારે કહ્યું કે, 'હે ઉત્તમ બ્રાહ્મણ! તમે મારી પાસે આવતા હતા, ત્યારથી જ મેં તમને ઓળખી લીધા છે, જેથી હવે હું તમને જે વચન કહુ છું, તેનુ તમે શ્રવણ કરો.[૪૭] તમે સમુદ્રના જળમય પ્રદેશ ઉપર નિવાસ કરીને મહાઉગ્ર તપશ્ચર્યા કરી છે, છતાં તમને 'હું ધર્મવાન છું' એવું અભિમાન કદી થયું જ ન હતું.[૪૮] પછી હે બ્રાહ્મણ! તપશ્ચર્યાના પ્રભાવથી તમે સિદ્ધ થયા, ત્યારે તમારા મસ્તક ઉપર પક્ષીઓએ માળો બાંધ્યો હતો અને તેમાં તેઓનાં બચ્ચાં ઉત્પન્ન થયાં હતાં કે, જેઓને તમે ઉછેરીને મોટાં કર્યાં હતાં. તે પછી જ્યારે તે બચ્ચાંઓને પાંખો આવી અને તેઓ ચારો ચણવા માટે આમતેમ ઊડવા લાગ્યાં, ત્યારે હે બ્રાહ્મણ! તમે જાણ્યુ કે, આ ચકલાંઓનું રક્ષણ કરીને મેં ધર્મ સંપાદન કર્યો છે;[૪૯-૫૦] પરંતુ તે જ સમયે હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! તમે મારા સંબંધની આકાશવાણી શ્રવણ કરી કે જેથી અમર્ષને અધીન થઈને તમે મારી પાસે આવ્યા છો; તો હે ઉત્તમ બ્રાહ્મણ! કહો, હું તમારું શું પ્રિય કરું ?'[૫૧]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમા 'મહામુનિ જાજલિની ઘોર તપશ્ચર્યા' નામનો અધ્યાય ૨૬૧ મો સમાપ્ત .

# अध्याय २६२ मो

## તુલાધાર અને જાજલિનો સંવાદ– અહિંસા એ જ પરમ ધર્મ છે

॥ भीष्म उवाच ॥

**इत्युक्तः स तदा तेन तुलाधारेण धीमता ।**
**प्रोवाच वचनं धीमान् जाजलिर्जपतां वरः ॥ १ ॥**

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર! બુદ્ધિમાન તુલાધારે એ પ્રમાણે કહ્યું, એટલે જપ કરનારાઓમાં શ્રેષ્ઠ બુદ્ધિમાન જાજલિએ તેને આવું વચન કહ્યું :[૧]

જાજલિએ કહ્યું : હે વણિકપુત્ર! તું સર્વ પ્રકારના રસોને, સર્વ પ્રકારના ગંધોને, વનસ્પતિઓને, ઔષધિઓને તથા અનેક પ્રકારનાં ફળમૂળોને વેચે છે, છતાં તને આવી એકનિષ્ઠાવાળી બુદ્ધિ કયાથી પ્રાપ્ત થઈ અને આવું તત્ત્વવિષયક જ્ઞાન તને કયાંથી મળ્યુ ? હે મહાબુદ્ધિમાન વણિક! તે સર્વ તું મને સંપૂર્ણ રીતે કહે.[૨-૩]

ભીષ્મે કહ્યું : યશસ્વી બ્રાહ્મણ જાજલિએ એ પ્રમાણે કહ્યું, એટલે ધર્માર્થના તત્ત્વને જાણનારા વૈશ્ય તુલાધારે ધર્મનાં સૂક્ષ્મ તત્ત્વો કહેવા માંડ્યાં.

તુલાધારે કહ્યું : હે જાજલિ! સર્વ પ્રાણીઓનું હિત કરનાર અને સર્વના તરફ મિત્રભાવથી વર્તવાનો ઉપદેશ આપનાર જે પુરાણધર્મ મનુષ્યોના જાણવામાં છે, તે સનાતન ધર્મને હું રહસ્ય સહિત જાણું છું.[૪-૫] પ્રાણીમાત્રનો દ્રોહ કર્યા વિના અથવા કોઈ પ્રસંગે છેક અત્યલ્પ પ્રમાણમાં દ્રોહ× કરીને જે આજીવિકા ચલાવવી તે જ પરમ ધર્મ છે; માટે હે જાજલિ ! એ પરમ ધર્મનો આશ્રય કરીને હું આજીવિકા ચલાવું છું.[૬] મેં કપાઈને પડેલાં લાકડાં અને પાંદડાંથી મારું ઘર બંધાવ્યું છે અને હે બ્રહ્મર્ષિ! અળતો, પદ્મકાષ્ઠ, નારિયેળ, નાનામોટા સુગંધી પદાર્થો અને મદ્ય સિવાયના અનેક રસોને બીજાની પાસેથી ખરીદીને હું નિષ્કપટ ભાવથી વેપાર કરું છું.[૭-૮] હે જાજલિ! જે

× કારણ કે 'नानुपहत्य भूतानि भोगः संभवति। પ્રાણીઓનો સમૂળગો દ્રોહ કર્યા વિના કદી આજીવિકા ચાલી જ શકતી નથી.' એ ન્યાયને અનુસરીને અહીં કહેવામાં આવ્યું છે કે, કોઈ પ્રસંગે સહેજસાજ દ્રોહ કરવો પડે, તો તેથી ધર્મહાનિ નથી.

પુરુષ સર્વ પ્રાણીઓનો મિત્ર છે અને પ્રાણીમાત્રનું હિત કરવામાં આસક્ત રહે છે, તે પુરુષ જ મન, વચન અને કર્મથી ધર્મને જાણે છે; તેમ જ હે જાજલિ! મારું મત કેવું છે, તે તમે જુઓ. હું કોઈને અનુસરીને ચાલતો નથી, કોઈનો વિરોધ કરતો નથી, કોઈનો દ્વેષ કરતો નથી, કોઈની સ્પૃહા રાખતો નથી અને પ્રાણીમાત્રના ઉપર સમદૃષ્ટિ રાખું છું. તાત્પર્ય કે હે જાજલિ! મારું ત્રાજવું સર્વ પ્રાણીઓ પ્રત્યે સમાન રીતે રહેલું છે.[૯,૧૦] હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! હું કોઈના કૃત્યની પ્રશંસા કરતો નથી કે નિંદા કરતો નથી; કારણ કે હું જોઈ શકું છું કે મેઘમંડળના રંગ જેમ અનેક તરેહના હોય છે, તેમ જગતના લોકો પણ અનેક તરેહના હોય છે.[૧૧] હે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ જાજલિ! તમે જાણો કે, હું સર્વ લોકોના પર સમભાવ રાખું છું અને માટીના ઢેફાને, પથ્થરને તથા સુવર્ણને સમાન ગણું છું.[૧૨] જેમ આંધળા, બહેરા અને ઉન્મત્ત મનુષ્યોને દેવોએ તે તે ઇંદ્રિય શક્તિથી રહિત કરેલા હોય છે, છતાં કેવળ શ્વાસોચ્છ્વાસ લઈને જ પોતાનું જીવન ગાળે છે, તેમ (હું સર્વ ઇંદ્રિયશક્તિથી સંપન્ન છું, છતાં) કેવળ શ્વાસોચ્છ્વાસ લઈને મારું જીવન ગાળું છું. જેમ વૃદ્ધ, રોગી અને કૃશ શરીરવાળા મનુષ્યો વિષયો પ્રત્યે નિઃસ્પૃહ હોય છે, તેમ હું પણ અર્થ અને કામનો ઉપયોગ કરવાના સંબંધમાં કેવળ નિઃસ્પૃહ રહું છું.[૧૩,૧૪] પુરુષ જ્યારે કોઈનાથી ડરતો નથી, તેમ જ બીજાઓને તેના તરફનો ભય રહેતો નથી, ત્યારે જ તે બ્રહ્મસ્વરૂપ થઈ શકે છે. વળી જ્યારે તે કોઈના પર રાગ કરતો નથી, દ્વેષ કરતો નથી અને મન, વચન કે કર્મથી પણ કોઈના તરફ પાપી ભાવ (પ્રકટ) કરતો નથી, ત્યારે જ બ્રહ્મસ્વરૂપ થઈ શકે છે.[૧૫,૧૬] પ્રાણીઓને અભય આપનારૂપ જે ધર્મ જગતમાં વિદ્યમાન છે, તેના જેવો કોઈ ધર્મ ભૂતકાળમાં થયો નથી અને ભવિષ્યકાળમાં થશે પણ નહિ; માટે તે ધર્મને અનુસરનારો પુરુષ નિર્ભય પદને પ્રાપ્ત કરે છે.[૧૭] મૃત્યુના મુખથી જેમ સર્વ પ્રાણીને ત્રાસ ઉત્પન્ન થાય છે, તેમ વાણીની ક્રૂરતાવાળા અને તીક્ષ્ણ દંડને ધારણ કરનારા જે પુરુષથી સર્વ પ્રાણીને ત્રાસ ઉત્પન્ન થાય છે, તે પુરુષ (પરલોકમાં) મહાનભય પામે છે.[૧૮] જે મહાત્માઓ શાસ્ત્રીય આચાર પ્રમાણે વર્તનારા છે, વૃદ્ધ વયના છે, પુત્રપૌત્રાદિ પરિવારવાળા છે અને અહિંસક વૃત્તિને ધારણ કરનારા છે, તેઓના આચારને જ હું અનુસરું છું.[૧૯] પુરુષ વિદ્યાવાન હોય, તપસ્વી હોય કે બળવાન હોય અર્થાત્ કામક્રોધને જીતનારો હોય, તોપણ શિષ્ટ પુરુષના કોઈ એકાદ આચારથી ભ્રાંતિમાં પડી જઈને પોતાના સનાતન ધર્મને ગુમાવી બેસે છે*[૨૦] હે જાજલિ! બુદ્ધિમાન પુરુષ સત્પુરુષોના આચાર પ્રમાણે વર્તીને જ સત્વર ધર્મને સંપાદન કરે છે, માટે દમગુણને ધારણ કરનારા પુરુષે સત્પુરુષોએ સેવેલા આચારને જ નિષ્કપટ મનથી અનુસરવું જોઈએ.[૨૧] જેમ એક નદીમાં દૈવેચ્છાએ તણાયલું કાષ્ઠ, દૈવેચ્છાએ જ બીજાં કાષ્ઠો સાથે મળે છે તથા તે બન્ને કાષ્ઠો વળી બીજાં કાષ્ઠો સાથે મળે છે અને તેમાં વળી ઘાસ, લાકડાં તથા છાણાં વગેરે એકઠાં મળે છે, પરંતુ તે સર્વનો અંતે વિયોગ જ થાય છે, તેમ આ સંસારપ્રવાહમાં તણાયલા મનુષ્યને પિતા, માતા, પુત્ર વગેરેનો સંયોગ-વિયોગ થયા જ કરે છે, તેમાં હર્ષશોક કરવાનું શું કારણ છે?[૨૨,૨૩] હે મુનિ! જે પુરુષથી કોઈ પણ પ્રાણીને કોઈ પણ રીતે ઉદ્વેગ થતો નથી, તે પુરુષ સર્વ પ્રાણીઓ તરફથી અભય પામે છે;[૨૪] પરંતુ હે વિદ્વાન! કોઈ એક જલાશયના તીર ઉપર આવીને મોટી ગર્જનાઓ કરી રહેલા કોઈ હિંસક પશુથી સર્વ જળચર પ્રાણીઓ જેમ ભયભીત બની જાય છે, તેમ જે પુરુષથી સર્વ લોકોને ઉદ્વેગ થાય છે, તેને સર્વના તરફથી ભય રહે છે.[૨૫] વળી જગતની અંદર પ્રકટ થયેલો આ અભયદાનરૂપી આચાર હરકોઈ ઉપાયથી સાધ્ય છે. જેમ કે સહાયવાળો

* અર્થાત્ સત્પુરુષના આચરણમાં એકાદું નિંદ્ય આચરણ જોઈને મૂઢ પુરુષો સનાતન ધર્મને જ વખોડી કાઢે છે અને તેનો ત્યાગ કરી દે છે; પરંતુ સુજ્ઞ પુરુષો સત્પુરુષોના નિંદ્ય આચારનો ત્યાગ કરીને બાકીના સદાચારનો સ્વીકાર કરે છે. જેમકે—

सर्वनाशे समुत्पन्ने अर्धं त्यजति पंडितः ।
अर्धनाशे समुत्पन्ने सर्वं त्यजति दुर्मतिः ॥

જ્યારે સર્વનો નાશ થવાનો પ્રસંગ આવ્યો હોય ત્યારે સમજુ પુરુષ અર્ધનો જ ત્યાગ કરે છે, પરંતુ મૂર્ખ મનુષ્ય અર્ધનો નાશ થવાનો પ્રસંગ આવ્યો હોય છતાં સર્વનો ત્યાગ કરી દે છે.

અને દ્રવ્યવાળો પણ તેને સાધી શકે છે, તેમ જ એ આચાર ઐશ્વર્યનો તથા પરલોકનો હેતુભૂત છે;[૨૬] અને તેથી જ શાસ્ત્રકારોએ અભયદાન આપનારા પુરુષોની શાસ્ત્રોમાં પ્રશંસા કરી છે. કેટલાએક પુરુષો જેઓને સંસારનાં બાહ્ય સુખની ઇચ્છા હોય છે, તેઓ કીર્તિને માટે અભયદાન કરે છે અને જેઓ બુદ્ધિ-કુશળ હોય છે, તેઓ પરબ્રહ્મને પ્રાપ્ત કરવા માટે જ અભયદાન કરે છે.[૨૭] તપશ્ચર્યા કરવાથી, યજ્ઞો કરવાથી, દાન આપવાથી તથા જ્ઞાનમિશ્ર વાક્યો બોલવાથી મનુષ્ય જે ફળ સંપાદન કરે છે, તે જ ફળ અભયદાન આપવાથી પણ મેળવી શકે છે.[૨૮] જે પુરુષ જગતનાં સર્વ પ્રાણીઓને અભયદક્ષિણા આપે છે, તે પુરુષને સર્વ પ્રકારના યજ્ઞો કર્યાનું ફળ મળે છે અને તે ઉપરાંત પ્રાણીમાત્ર તરફથી તેને અભય મળે છે.[૨૯] હે મહામુનિ! પ્રાણીઓની હિંસા ન કરવી, તેનાથી શ્રેષ્ઠ એવો બીજો એક પણ ધર્મ નથી, કારણ કે અહિંસાધર્મથી કોઈ પણ પ્રાણીને ઉદ્વેગ થતો નથી અને અહિંસાધર્મનું પાલન કરનારા પુરુષને સર્વ પ્રાણીઓ તરફથી અભય મળે છે;[૩૦] પરંતુ જે પુરુષ હિંસાધર્મનું સેવન કરે છે તેનાથી ઘરમાં રહેલા સર્પથી જેમ પ્રત્યેક લોક ત્રાસ પામે તેમ પ્રત્યેક પ્રાણી ત્રાસ પામે છે, એટલું જ નહિ પણ તે હિંસક પુરુષ આ લોકમાં કે પરલોકમાં ધર્મને પામી શકતો નથી;[૩૧] પણ જે પુરુષ પ્રાણીમાત્રનો આત્મા બની રહેલો છે અને જે સર્વ પ્રાણીઓને પોતાના આત્મારૂપે જ જુએ છે, તે પુરુષના માર્ગમાં દેવોને પોતાને પણ મૂંઝવણ થઈ પડે છે. (અર્થાત્ તે પુરુષ મરણ પછી કયે માર્ગે ગતિ કરશે, એ વિષયનો દેવોને પોતાને પણ નિશ્ચય થઈ શકતો નથી; કારણ કે તેવો આત્મનિષ્ઠ પુરુષ બ્રહ્મલોક આદિ દિવ્ય લોકોની સ્પૃહાથી રહિત હોય છે અને દેવતાઓ તો તે તે દિવ્ય લોકોની સ્પૃહા રાખનારા છે.)[૩૨] હે જાજલિ! પ્રાણીઓને અભયદાન આપવું તે જ સર્વ દાનોના કરતાં ઉત્તમ દાન છે, આ વાત હું તમને સત્ય કહું છું; તમે મારા વચન ઉપર શ્રદ્ધા રાખો.[૩૩] પુરુષ અનેક પ્રકારનાં કામ્યકર્મો કરે છે અને તે દ્વારા સ્વર્ગાદિ સંપાદન કરીને સુભાગી બને છે; પરંતુ પુણ્યનો જ્યારે ક્ષય થાય છે, ત્યારે તેનો તે જ પુરુષ પુનઃ દુર્ભાગી બની જાય છે-આ મૃત્યુલોકમાં પછડાઈ પડે છે; માટે જ જ્ઞાની પુરુષો કર્મજન્ય ફળોને નાશવંત જોઈને કામ્યકર્મોની સદાય નિંદા કરે છે. હે જાજલિ! અભયદાનરૂપ સૂક્ષ્મ ધર્મ કેવળ નિષ્પ્રયોજન છે અથવા નિષ્ફળ છે, એમ સમજવાનું નથી; કેમ કે શમદમાદિ સ્થૂળ ધર્મ બ્રહ્મપ્રાપ્તિને માટે છે અને યજ્ઞયાગાદિ સ્થૂળતર ધર્મ સ્વર્ગ-પ્રાપ્તિને માટે છે, એમ વેદમાં કહ્યું છે; તો પછી અભયદાનરૂપ સૂક્ષ્મ ધર્મનું શું ફળ નહિ હોઈ શકે?*[૩૪/૩૫] છતાં આ સૂક્ષ્મ ધર્મનું સ્વરૂપ સહેલાઈથી જાણી શકાતું નથી; કારણ કે તેને ગૂઢ રાખનારા બીજા અનેક ધર્મો વેદમાં મળી આવે છે, પરંતુ વચ્ચે વચ્ચે બીજા ઘણા આચારો એવા પ્રકારના પણ જોવામાં આવે છે કે, જેથી તે સૂક્ષ્મ ધર્મનું સ્વરૂપ જાણી શકાય છે.[૩૬] હે જાજલિ! આ જગતમાં એવા ઘણા પાપીઓ છે કે, જેઓ પશુઓના વૃષણોને કાપી નાખે છે, નાકને વીંધે છે, તેઓની પાસે અનેક પ્રકારનો બોજો ઉપડાવે છે, તેઓને બાંધે છે, આખો દિવસ દુઃખ દે છે અને કેટલાએક મનુષ્યો તો પશુઓને મારીને ખાઈ પણ જાય છે, છતાં તેઓની તમે કેમ નિંદા કરતા નથી? (અને મારી નિંદા કરો છો?) વળી કેટલાએક મનુષ્યો મનુષ્યોને જ પોતાના દાસ બનાવીને તેઓની પાસે ગદ્ધાવૈતરું કરાવે છે;[૩૭/૩૮] એટલું જ નહિ પણ કેટલાએક ક્રૂર મનુષ્યો પોતાના નોકરચાકરોને મારીને, બાંધીને તથા કેદ પૂરીને પણ રાતદહાડો તેઓની પાસેથી કામ લે છે. આવા પાપી મનુષ્યો બીજાઓને મારવાથી તથા બાધવાથી જે દુઃખ થાય છે તેને જાણે છે, છતાં એવું પાપી કૃત્ય કરતાં અટકતા નથી.[૩૯] પાંચ ઇંદ્રિયોવાળાં પ્રત્યેક પ્રાણીઓમાં સૂર્ય, ચંદ્ર, વાયુ, બ્રહ્મા, પ્રાણ, યજ્ઞ અને યમ વગેરે સર્વ દેવતાઓનો નિવાસ છે.[૪૦] તેવાં પંચેંદ્રિય પ્રાણીઓને કેટલાએક દુષ્ટ મનુષ્યો જીવતાં હોવા છતાં વેચી નાખે છે, તો પછી મરેલાંઓને વેચવામાં તેઓને શો વિચાર આવે? બકરાંનો અધિષ્ઠાયક દેવ અગ્નિ છે, ઘેટાંનો અધિષ્ઠાયક દેવ

* કહેવાનો ભાવ એ છે કે, શમદમાદિ સ્થૂળધર્મની અપેક્ષાએ તથા યજ્ઞયાગાદિ સ્થૂળતર ધર્મની અપેક્ષાએ અભયદાનરૂપ સૂક્ષ્મ ધર્મ ઘણો જ ઉત્તમ છે.

વરુણ છે, ઘોડાનો અધિષ્ઠાયક દેવ સૂર્ય છે, પૃથ્વીનો અધિષ્ઠાયક દેવ વિરાટ છે અને ગાયો તથા વાછરડાંનો અધિષ્ઠાયક દેવ ચંદ્રમા છે, જેથી તેઓને વેચી નાખનારો પુરુષ કદી સિદ્ધિને પામતો નથી. (અર્થાત્ તેઓને વેચનારાઓ પણ કદી સુખી થતા નથી, તો પછી તેઓને મારી ખાનારા તો કયાંથી જ સુખી થાય ?) હે બ્રહ્મન્ ! હું તેલનો, ઘીનો, મધનો તથા કાષ્ઠાદિક ઔષધિઓનો વેપાર કરું છું, તેમાં તમને શી ઘૃણા ઉત્પન્ન થાય છે ? ( કેમ કે મારી આજીવિકા તદ્દન નિર્દોષ છે.)[૪૧-૪૨] આ જગતમાં એવા અનેક પુરુષો છે કે જેઓ ડાંસ અને મચ્છર વિનાના પ્રદેશમાં સુખથી વૃદ્ધિ પામેલાં પશુઓને, તેઓની માતાને તેઓ પ્રિય જાણ્યા છતા પણ બલાત્કારે પકડી જઈને ડાંસ તથા મચ્છરથી વ્યાપ્ત અને કાદવકીચડથી ભરેલા ભયંકર પ્રદેશમાં લાવી મૂકે છે અને ત્યાં તેઓની પાસે ભાર ઉપડાવીને અનેક પ્રકારે દુઃખ દે છે, તેમ જ વિનાવિધિએ મારી પણ નાખે છે.×[૪૩-૪૪] આવું હિંસાજનક કર્મ કરવાથી જે દોષ ઉત્પન્નથાય છે, તે દોષ બાળહત્યા કરવા કરતાં પણ અધિક છે, એમ હું માનું છું; અર્થાત્ બાળહત્યા કરતાં પણ નિરપરાધી પશુઓની હત્યા વધારે ભયંકર છે. કેટલાએક મનુષ્યો માને છે કે, ખેતીવાડીના જેવી ઉત્તમ વૃત્તિ એક પણ નથી; પણ હું તો એમ જ માનું છું કે, ખેતીવાડીના જેવી અતિદારુણ વૃત્તિ બીજી એક પણ નથી;[૪૫] કારણ કે હે જાજલિ! ખેતી કરતી વેળા હળ વડે પૃથ્વીને જ્યારે ખેડવામાં આવે છે, ત્યારે પૃથ્વીમાં રહેલાં અનેક જીવજંતુઓનો સંહાર થઈ જાય છે, ઉપરાંત તે સમયે હળ સાથે જોડવામાં આવેલા બળદોને જે દુઃખ થાય છે, તેનો પણ તમે વિચાર કરો.[૪૬] વળી વેદમાં ગાયોનું તથા બળદોનું 'अघ्न्याः' (हन्तुं अयोग्याः) એવું વ્યુત્પત્તિસિદ્ધ નામ પ્રસિદ્ધ છે, જેથી તેઓનો વધ કરવો અથવા તેઓને દુઃખ દેવું તે કેવળ અયોગ્ય જ છે; છતાં જે પુરુષ બળદનો કે ગાયનો વધ કરે છે, તે પુરુષ મહાન પાપ કરે છે.[૪૭] પૂર્વે રાજા નહુષે એક ગાયનો તથા બળદનો જ્યારે વધ કર્યો હતો, ત્યારે નિયમનિષ્ઠ ઋષિઓએ તેને આ પ્રમાણે કહ્યું હતું: 'હે નહુષરાજા ! તેં જગતની માતા* ગાયનો તથા પ્રજાપતિ બળદનો વધ કરીને અતિમહાન અકાર્ય કર્યું છે; અને તારે લીધે અમને પોતાને પણ પીડા ભોગવવી પડશે.' આમ કહીને તે ઋષિઓએ નહુષે કરેલા પાપથી એકસો એક રોગોને ઉત્પન્ન કરીને સર્વ પ્રાણીઓ વિષે વહેંચી દીધા હતા; અને તે મહાભાગ્યશાળી ઋષિઓએ નહુષરાજાને કહ્યું હતું કે, 'તેં ÷ભ્રૂણહત્યા કરી છે; માટે તારા હવિષ્નો અમે અગ્નિમાં હોમ કરીશું નહિ; અર્થાત્ તારે ત્યાં અમે યજ્ઞયાગાદિ ક્રિયા કરાવીશું નહિ.'[૪૮-૫૦] આમ કહીને તે ઋષિમહાત્માઓ કે જેઓ તત્ત્વવસ્તુને જોનારા હતા, નિયમોમાં નિષ્ઠા રાખનારા હતા અને શાંતિ ગુણને ધારણ કરનારા હતા, તેઓએ ધ્યાન દ્વારા જાણી લીધું કે, નહુષરાજાએ બુદ્ધિપૂર્વક ગોહત્યા કરી નથી, પણ પ્રમાદથી જ કરી છે.+[૫૧] હે જાજલિ! જગતમાં જે જે અમંગલ અને ઘોર આચારો ચાલુ થયા છે, તેઓને કેવળ અંધપરંપરાથી જ તમે આચરણમાં મૂકો છો, પરંતુ તત્ત્વબુદ્ધિથી તેનો તમે વિચાર કરતા નથી. (અર્થાત્ મધુપર્કાદિમાં ગાયનો આલંભ-સ્પર્શ કરવો એ પ્રાચીન આચારનું

× અર્થાત્ વેદોક્ત વિધિથી કરવામાં આવેલી યજ્ઞનિમિત્તની હિંસા પણ જો દોષજનક છે, તો પછી વિનાવિધિએ કરવામાં આવેલી વ્યર્થ હિંસા દોષજનક કેમ ન હોય?

* ગાયને જગતની માતા કહેવાનું કારણ એ છે કે, તેના દૂધઘીમાંથી યજ્ઞયાગાદિની સિદ્ધિ થાય છે અને સર્વ પ્રજાઓનું પોષણ થાય છે; તેમ જ બળદને પ્રજાઓનો પતિ કહેવાનું કારણ એ છે કે, ધાન્યાદિક ઉત્પન્ન કરવામાં મુખ્યત્વે કરી બળદો જ આગળ પડતો ભાગ લે છે અને ગાય જેવી લોકપાલક પ્રજાને તે ઉત્પન્ન કરે છે.

÷ ધર્મશાસ્ત્ર કહે છે કે, ગોહત્યા કરનારને તથા બાળહત્યા કરનારને એકસરખું જ પાપ લાગે છે, જેથી અહીં નહુષરાજાને બાળહત્યારો કહ્યો છે.

+ કહેવાનો આશય એ છે કે, નહુષરાજાએ બુદ્ધિપૂર્વક ગોહત્યા કરી ન હતી, છતાં તેના પાપમાંથી ઉત્પન્ન થયેલા રોગો પ્રજાઓને હજી સુધી પણ પીડે છે, તો પછી જાણીજોઈને કરેલી ગોહત્યા પ્રજાઓને અત્યંત દુઃખદાયી થઈ પડે, એમાં શું આશ્ચર્ય છે?

તાત્ત્વિક સ્વરૂપ સમજ્યા વિના તમે ગાયની હિંસા કરો છો, તે કેટલો અનર્થ ?) હે જાજલિ ! કારણ તરફ દૃષ્ટિ કરીને જ ધર્મનુ આચરણ કરવું, પણ લોકોના આચાર તરફ દૃષ્ટિ કરીને ધર્મનુ આચરણ કરવુ નહિ × વળી જે પુરુષ મારો તિરસ્કાર કરે છે અથવા જે પુરુષ મારી સ્તુતિ કરે છે, તેઓ બન્ને વિષે પણ તમે સાભળો. તેઓ મને સમાન જ લાગે છે, કેમ કે મને પ્રિય કે અપ્રિય એવુ કંઈ છે જ નહિ બસ, આવા ધર્મને જ વિદ્વાનો વખાણે છે,[૫૨–૫૪] કારણ કે યુક્તિયુક્ત એવા આ ધર્મનુ યોગીલોકો પણ સેવન કરે છે અને નિરતર ધર્મપરાયણ રહેનારા પુરુષો પણ આ પરમ ધર્મનુ સૂક્ષ્મદૃષ્ટિથી અવલોકન કરે છે.[૫૫]

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમા તુલાધાર અને જાજલિનો સવાદ—અહિંસા એ જ પરમ ધર્મ છે' નામનો અધ્યાય ૨૬૨ મો સમાપ્ત

## અધ્યાય ૨૬૩ મો

### તુલાધાર અને જાજલિનો સંવાદ (ચાલુ)—યજ્ઞનું રહસ્ય

॥ जाजलिरुवाच ॥

अयं प्रवर्तितो धर्मस्तुलां धारयता त्वया ।
स्वर्गद्वारं च वृत्तिं च भूतानामवरोत्स्यसे ॥१॥

જાજલિએ કહ્યું : હે વણિક ! મને લાગે છે કે, તે તારા હાથમા ત્રાજવું ધારણ કર્યું છે, તેથી જ તું આવો નિવૃત્તિમય ધર્મ ચલાવવા તત્પર થયો છે, અને સ્વર્ગના દ્વારરૂપ ગણાતા યજ્ઞધર્મને તથા પ્રાણી માત્રની, આજીવિકારૂપ ખેતીવાડીને અટકાવી રહ્યો છે,[૧] પણ તુ નથી જાણતો કે, ખેતીને લીધે જ અન્નની ઉત્પત્તિ થાય છે, તું પોતે પણ ખેતીને લીધે જ જીવી રહ્યો છે અને સર્વ મનુષ્યો પણ પશુઓ તથા ઔષધિઓથી જ જીવન ગાળી રહ્યા છે.*[૨] વળી તેને લીધે યજ્ઞની પણ સિદ્ધિ થાય છે, છતા (કૃષિ આદિની નિદા કરીને) તેં નાસ્તિકપણાનો જ બકવાદ કર્યો છે (અને સાથે સાથે યજ્ઞની પણ નિદા કરી છે,) પરંતુ ખેતી વગેરે આજીવિકાનો જો કેવળ ત્યાગ કરવામા આવે, તો આ મનુષ્યલોકનો સર્વથા અભાવ જ થઈ જાય.[૩]

તુલાધારે કહ્યુ : ઓ બ્રાહ્મણ જાજલિ ! (હિંસાપ્રધાન વૃત્તિનો ત્યાગ કરીને—ખેતીવાડીને× પડતી મૂકીને) કેવળ અહિંસાત્મક વૃત્તિ કેવી રીતે ચલાવવી, તેના સંબધમા હુ તમને કહું છુ, સાભળો. હુ કંઈ નાસ્તિક મનુષ્ય નથી તેમ હુ યજ્ઞની નિદા પણ કરતો નથી માત્ર હું એમ જ કહેવા માગુ છુ કે, યજ્ઞના તાત્ત્વિક સ્વરૂપને જાણનારો પુરુષ અત્યત દુર્લભ છે+[૪] જે યજ્ઞમા બ્રહ્મરૂપ અગ્નિ વિષે જીવરૂપ હવિષનો હોમ કરવામા આવે છે, તે યોગરૂપી બ્રહ્મવેત્તાઓના યજ્ઞને હું નમસ્કાર કરું છુ અને જે મનુષ્યો તે યોગરૂપી યજ્ઞને કરી જાણે છે, તેઓને પણ હું વદન કરુ છુ. આધુનિક સમયમા પોતાના યોગરૂપી યજ્ઞનો ત્યાગ કરીને બ્રાહ્મણોએ હિંસાપ્રધાન ક્ષત્રિયોના યજ્ઞનો સ્વીકાર કર્યો છે,[૫] એટલુ જ નહિ પણ આજકાલના દ્રવ્ય લોભી નાસ્તિક બ્રાહ્મણોએ વેદવાક્યોના ગભીર આશયને સમજ્યા વિના જ આવી હિંસાપ્રધાન પ્રવૃત્તિ ચાલુ કરી છે, પણ તે પ્રવૃત્તિ કેવળ ઉપર ઉપરથી જ સત્ય જણાતી હોઈને વસ્તુત: અસત્ય જ છે[૬] હે જાજલિ ! અમુક યજ્ઞમા અમુક આપવુ જ જોઈએ અને અમુક યજ્ઞમા અમુક જ આપવુ જોઈએ, આવા વૈદિક ધર્મશાસ્ત્રના નિયમ પ્રમાણે જો યજ્ઞ કરવામા આવે છે, તો જ તે ઉત્તમ ગણાય છે પરતુ યજમાન લોભી હોય અને તેનામા સામર્થ્ય હોય, છતા તે તે યોગ્ય વસ્તુને યજ્ઞમા અર્પણ કરતો ન હોય, તો તેના યજ્ઞમાથી ચોરી જ થાય છે અને તે યજ્ઞકર્તા પુરુષને પણ યજ્ઞનુ વિપરીત

---

× જે કર્મથી પ્રાણીઓને સુખ થાય, તેને જ ધર્મ સમજીને આચરણમા મૂકવુ પણ ગાડરિયા પ્રવાહમા પડીને અધર્માચરણ કરવુ નહિ

* અર્થાત્ ખેતીરૂપ આ લોકની આજીવિકાનું તથા યજ્ઞયાગરૂપ પરલોકની આજીવિકાનુ ખડન કરીને તે બન્ને લોકનો નાશ કરવા ધાર્યો છે કેમ?

× કહેવાનો આશય એ છે કે કેવળ વ્યાપારી વૃત્તિ કરીને અથવા વનમા ઉત્પન્ન થનારા ફળમૂળાદિનુ ભક્ષણ કરીને પણ આજીવિકા થઈ શકે છે, તો પછી હિંસાપ્રધાન ખેતી વગેરે આજીવિકાની શી જરૂર છે?

+ અર્થાત્ यज्ञो वै विष्णु 'પરમાત્મા એ જ યજ્ઞનું સ્વરૂપ છે' એ વેદવાક્યને પ્રમાણ માનીને પરમાત્માનુ જ્ઞાન ધરાવનારો પુરુષ આ જગતમા દુર્લભ છે.

ફળ પ્રાપ્ત થાય છે[૭] વેદમા કહ્યુ છે કે ત્રણ પ્રકારના પવિત્ર હવિષથી યજ્ઞ કરનારા પુરુષના પર દેવતાઓ પ્રસન્ન થાય છે. જેમ કે કેવળ નમસ્કારરૂપ હવિષથી દેવોની પૂજા થઈ શકે છે, કેવળ સ્વાધ્યાયરૂપ હવિષથી પણ દેવોની પૂજા થઈ શકે છે અને જવ, ડાંગેર આદિ ઓષધિરૂપ હવિષથી પણ દેવોની પૂજા થઈ શકે છે[૮] જે પુરુષો ધનપુત્રાદિ કામનાને અધીન થઈને ઈષ્ટાપૂર્ત (યજ્ઞયાગ કરવા, વાવ કૂવા ખોદાવવા, તળાવો બધાવવા) આદિ ધર્મક્રિયાઓ કરે છે, તેઓને તે તે કામનાવાળી લોભી પ્રજાઓનો જ લાભ થાય છે, અર્થાત્ સકામ બુદ્ધિથી કર્મ કરનારા પુરુષોને ત્યા લોભી સંતતિનો જ જન્મ થાય છે, પરતુ જેઓ રાગદ્વેષનો ત્યાગ કરીને કેવળ નિષ્કામ બુદ્ધિથી જ ધર્મક્રિયાઓ કરે છે, તેઓને ત્યા તેવા જ ગુણવાળી પ્રજા ઉત્પન્ન થાય છે યજ્ઞકર્તા યજમાન અને યજ્ઞ કરાવનારા ઋત્વિજો (બ્રાહ્મણો) પોતાને સકામ અથવા નિષ્કામ જાણીને જેવુ કર્મ કરે છે, તેવી જ તેઓની પ્રજા ઉત્પન્ન થાય છે, કારણ કે આકાશમાથી જેમ નિર્મળ જળની વૃષ્ટિ થાય છે,[૯,૧૦] તેમ યજ્ઞયાગથી સર્વપ્રજાઓની ઉત્પત્તિ થાય છે (આ વિષયમા ભગવાન મનુ કહે છે કે,) અગ્નિની અદર હોમેલી આહુતિ છેક સૂર્યની પાસે જઈ પહોચે છે, સૂર્યથી જળની વૃષ્ટિ થાય છે, વૃષ્ટિથી અન્ન ઉત્પન્ન થાય છે અને અન્નથી પ્રજાઓ ઉત્પન્ન થાય છે[૧૧] પ્રાચીનકાળના મનુષ્યો કેવળ યજ્ઞ કરવામા નિષ્ઠા રાખતા હતા (પણ યજ્ઞજન્ય ફળની અપેક્ષા રાખતા ન હતા) જેથી તેઓના સર્વ મનોરથો સફળ થતા હતા વળી તેઓના શુભ ધ્યાનને લીધે પૃથ્વી ઉપર ખેડ્યા વિના ધાન્ય નીપજતુ હતુ અને સર્વ વનસ્પતિઓ પણ ફળપુષ્પવાળી થતી હતી[૧૨] પૂર્વકાળના મનુષ્યો યજ્ઞ કરવાથી ફળ મળતુ હશે કે નહિ અથવા યજ્ઞનુ કોઈ પણ ફળ તેના કર્તાને મળે છે કે નહિ, એવુ વિચારતા પણ ન હતા. જેઓ 'યજ્ઞથી ફળ મળે છે કે નહિ,' આવી શકા રાખીને કોઈ જાતના યજ્ઞ કરે છે, તેઓ દુષ્ટ, ધૂર્ત, લોભી અને દ્રવ્યના જ પ્રયોજનવાળા થાય છે. હે ઉત્તમ બ્રાહ્મણ! જે પુરુષ સર્વમાન્ય એવા વેદને પણ પોતાના કુતર્કને લીધે અશુભ કરે છે, તે પુરુષ પોતાના અશુભ કર્મને લીધે પાપીઓના લોકમા જાય છે અને સદાને માટે પાપી તથા અકુશલબુદ્ધિ-અજ્ઞાની રહે છે, તેનો કદી મોક્ષ જ થતો નથી.[૧૩-૧૫] જે વેદનિષ્ઠ પુરુષ વેદોક્ત કર્મને પોતાનુ નિત્ય કર્તવ્ય સમજીને ફલેચ્છાના ત્યાગપૂર્વક કરે છે અને કર્મ નહિ કરવામા દોષ છે, એમ જાણીને સદાય ભયભીત રહે છે, તેમ જ કર્મ કરતી વખતે સર્વત્ર બ્રહ્મદૃષ્ટિ કરીને પોતાને કર્મકર્તા તરીકે જાણતો નથી અર્થાત્ પોતાના કર્તૃત્વાભિમાનનો જે ત્યાગ કરે છે, તે જ પુરુષ ખરો બ્રાહ્મણ છે *[૧૬] આવા શુદ્ધ બ્રાહ્મણનુ કર્મ કોઈ રીતે વિગુણ હોય-દોષવાળુ થયુ હોય, તોપણ અતિશય શ્રેષ્ઠ છે, એમ અમે સાભળ્યુ છે (કારણ કે તેનુ કર્મ પરબ્રહ્મની સાથે અનુસધાન પામેલુ છે, પરતુ કર્મનુ સ્વરૂપ નહિ જાણનારા મૂઢ પુરુષનુ કર્મ સાગોપાગ સિદ્ધ થયેલુ હોય છે, તોપણ ઉત્તમ ગણાતુ નથી, કેમ કે તેનુ કર્મ પરબ્રહ્મ સાથેના અનુસંધાનથી રહિત છે.) વળી તેવા જ્ઞાની પુરુષના કર્મમા સર્વ અપવિત્ર પ્રાણીઓએ વિઘ્ન કર્યું હોય તોપણ શ્રેષ્ઠ ગણાય છે (યજ્ઞની અપૂર્ણતા માટે) પ્રાયશ્ચિત્ત તો જ કરવુ પડે છે કે, જો કર્મના ફળની અપેક્ષા રાખી હોય, અથવા 'મારુ આ કર્મ અમુક ઉપઘાતને લીધે નષ્ટ થયુ છે' આવા પ્રકારની બુદ્ધિ કરી હોય (પરતુ જે પુરુષને ફળની અપેક્ષા નથી અને અમુકને લીધે અમુક કર્મ નષ્ટ થયું છે, આવા પ્રકારની બુદ્ધિ ઉત્પન્ન થઈ નથી, તે પુરુષનું કર્મ કેવળ બ્રહ્માર્પણ બુદ્ધિથી જ સિદ્ધ થયેલુ હોવાથી અમુક બાહ્ય અગોથી વિગુણ હોવા છતા પણ પ્રાયશ્ચિત્તની અપેક્ષા રાખતું નથી, અર્થાત્ બ્રહ્માર્પણ બુદ્ધિથી કર્મ કરનારા પુરુષને પ્રાયશ્ચિત્ત કરવાની કંઈ જરૂર જ નથી.)[૧૭] જે પુરુષો મોક્ષરૂપી પરમ પુરુષાર્થને મેળવવામા જ લોભી છે, ધનાદિકના વિષયમા તૃપ્ત રહેનારા છે, (વૈરાગ્યમા જ તૃપ્ત રહેનારા છે,) પરિગ્રહનો ત્યાગ કરનારા છે અને મત્સરથી રહિત છે, તે પુરુષો સત્ય અને દમને જ યજ્ઞ તરીકે માને છે, કારણ કે તેવા પુરુષો ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞના તત્ત્વને

* અર્થાત્ કર્તાપણાના અભિમાનનો તથા ફળ મેળવવાની ઇચ્છાનો ત્યાગ કરીને કર્મના સર્વ અગોમા બ્રહ્મદૃષ્ટિ કરનારા વેદનિષ્ઠ બ્રાહ્મણો અશનપાન વગેરેમા મનુષ્યો જેમ સ્વાભાવિક રીતે પ્રવૃત્તિ કરે છે તેમ વેદોક્ત કર્મોમા સ્વાભાવિક રીતે જ પ્રવૃત્તિ કરે છે.

જાણનાર હોય છે. યોગરૂપી યજ્ઞ કરવામાં એકનિષ્ઠ હોય છે અને પ્રણવમંત્રનો જાપ કરનારા હોય છે, જેથી તેઓ (પોતે હમેશાં પ્રસન્ન રહે છે અને) બીજાઓને પણ પ્રસન્ન કરે છે.[૧૮/૧૯] હે જાજલિ! પ્રણવમંત્ર બ્રહ્મસ્વરૂપ છે અને સર્વ દેવતાઓના આત્મારૂપ છે, જેથી તે પ્રણવમંત્ર જે બ્રહ્મવેત્તા પુરુષની અંદર વસી રહ્યો છે, તે પુરુષ જ્યારે તૃપ્ત થાય છે, ત્યારે વિરાટના અવયવરૂપ ગણાતા સર્વ દેવતાઓ પણ તૃપ્ત અને પ્રસન્ન થાય છે. જેમ કોઈ એક મનુષ્ય જગતના સર્વ રસોનો અનુભવ કરીને તૃપ્ત થયો હોય, ત્યારે બીજા કોઈ પણ રસને જોઈને સંતુષ્ટ થતો નથી, તેમ જ્ઞાનથી તૃપ્ત થયેલા બ્રહ્મવેત્તા પુરુષને પણ સુખજનક નિત્યતૃપ્તિ હોવાને લીધે બીજા કોઈ પણ સાંસારિક વિષયમાં સંતોષ થતો નથી.[૨૦/૨૧] વળી આવા જ્ઞાનનિષ્ઠ પુરુષો કેવળ એક ધર્મનો જ આશ્રય કરનારા હોય છે, ધર્મથી જ સુખ મેળવનારા હોય છે અને કાર્ય–અકાર્યનો નિશ્ચય કરનારા હોય છે; તેમ જ જે પુરુષ જ્ઞાની હોય છે, તે આ પ્રમાણે જોઈ શકે છે કે, આપણામાં રહેલા જીવરૂપ તત્ત્વથી અધિક એવું સર્વશ્રેષ્ઠ બીજું તત્ત્વ આ વિશ્વમાં વ્યાપી રહ્યું છે.[૨૨] કેટલાએક સાત્ત્વિક પુરુષો કે જેઓ શાસ્ત્રીય જ્ઞાન અને શાસ્ત્રીય અનુભવથી યુક્ત હોય છે અને સંસારસમુદ્રને સામે પાર તરી જવાની ઇચ્છાવાળા હોય છે, તેઓ અત્યંત પવિત્ર પુણ્યને આપનાર તથા પવિત્ર કુળમાં ઉત્પન્ન થયેલા પુરુષોને પ્રાપ્ત થનાર પરબ્રહ્મના સ્થાનને પામે છે અને તેને પામીને શોક કરતા નથી, પુનઃ સંસારમાં પડતા નથી અને કોઈ જાતની વ્યથા ભોગવતા નથી.[૨૩/૨૪] આવા સત્ત્વનિષ્ઠ પુરુષો સ્વર્ગની ઇચ્છા રાખતા નથી, દ્રવ્યસાધ્ય એવાં યજ્ઞયાગાદિ કર્મોથી બ્રહ્મની ઉપાસના કરતા નથી, યોગરૂપી સત્પુરુષોના માર્ગને અનુસરે છે અને હિંસાનો જેમાં સંબંધ નથી, તેવા જ યજ્ઞયાગ કરે છે.[૨૫] વળી તેઓ વનસ્પતિઓને, ઔષધિઓને, ફળ તથા મૂળને જ યજ્ઞમાં હોમવાના હવિષ તરીકે જાણે છે; પરંતુ આવા નિર્ધન જ્ઞાની પુરુષોને ધનલોભી બ્રાહ્મણો યજ્ઞ કરાવતા નથી; કારણ કે તેઓને ધનરૂપી ફળની અભિલાષા હોય છે.[૨૬] જોકે તે જ્ઞાની પુરુષોએ સર્વ પ્રકારનાં કર્મો કરવાની સમાપ્તિ જ કરી હોય છે, છતાં પ્રજાઓનો અનુગ્રહ કરવાની ઇચ્છાથી જ તેઓ માનસિક યજ્ઞ કરે છે અને તે યજ્ઞમાં પોતાના આત્માને જ યજ્ઞની સામગ્રી તરીકે કલ્પે છે.[૨૭] આવા હેતુથી જ ધનલોભી બ્રાહ્મણો (તેવા પુરુષોને યજ્ઞ કરાવતા નથી, પરંતુ) મોક્ષની ઇચ્છા નહિ રાખનારા પુરુષોને જ યજ્ઞ કરાવે છે.

હે જાજલિ! સ્વધર્મનિષ્ઠ સત્પુરુષો તો (ધર્મનું ફળ મેળવવા માટે નિઃસ્પૃહ હોય છે, છતાં) સ્વધર્મનું આચરણ કરીને પ્રજાઓને સ્વર્ગલોકની પ્રાપ્તિ કરાવી આપે છે; (કેમ કે તેઓ સર્વના પર સમબુદ્ધિ રાખનારા હોવાથી સર્વ કોઈનું કલ્યાણ કરે છે.) આ રીતે સત્પુરુષ અને અસત્પુરુષ એ બન્નેનો આચાર ભિન્ન ભિન્ન હોય છે, એમ સમજીને મેં સત્પુરુષોના આચારનો સ્વીકાર કર્યો છે અને તેથી જ મારી બુદ્ધિ સર્વત્ર સમાન થયેલી છે.[૨૮] હે મહામુનિ! કર્મ અને જ્ઞાનની ઉપાસના કરનારા જે ઉત્તમ બ્રાહ્મણો પિતૃયાન અથવા દેવયાન માર્ગનું દર્શન કરાવનારા ધૂમરાત્રિ વગેરેનું તથા અર્ચિષ આદિનું (અર્થાત્ ધૂમરાત્રિ અને અર્ચિષ આદિના અધિષ્ઠાયક દેવોનું) યજન કરે છે, તેઓ પિતૃયાનમાર્ગ દ્વારા પિતૃલોકમાં જાય છે અને દેવયાનમાર્ગ દ્વારા દેવલોકમાં જાય છે.×[૨૯] હે જાજલિ! આ બન્ને ઉપાસકો જોકે દિવ્યમાર્ગે ગમન કરે છે, તોપણ તેમાના એકને (કર્મના ઉપાસકને) પુનઃ સંસારમાં આવવું પડે છે, પણ મનનો નિરોધ કરનારા બીજાને (જ્ઞાનના ઉપાસકને) પુનઃ સંસારમાં આવવું પડતું નથી; અર્થાત્ પિતૃયાનમાર્ગે ગયેલા પુરુષની પુનરાવૃત્તિ થાય છે, પણ દેવયાનમાર્ગે ગયેલાની તો ક્રમમુક્તિ જ થાય છે.[૩૦] જ્ઞાનસંપન્ન એવા બ્રહ્મનિષ્ઠ પુરુષોને સત્યસંકલ્પ આદિ દિવ્ય સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે, તેથી તેઓના મનમાં જે સંકલ્પ ઉત્પન્ન થાય છે, તે તત્કાળ સિદ્ધ થાય છે. આવા હેતુથી જ તેઓના બળદો પોતાની મેળે જ ધૂંસરી સાથે

× અર્થાત્ કર્મનું ઉપાસન કરનારા પુરુષો પિતૃયાનમાર્ગે પિતૃલોકમાં જાય છે અને જ્ઞાનનું ઉપાસન કરનારા પુરુષો દેવયાનમાર્ગે દેવલોકમાં જાય છે. શ્રુતિ પણ કહે છે કે, कर्मणा पितृलोको विद्यया देवलोकः–કર્મના ઉપાસનથી પિતૃલોકમાં જવાય છે અને જ્ઞાનના ઉ[illegible]ે દેવલોકમાં જવાય છે.

જોડાઈ જઈને ખેતીવાડી તૈયાર કરી આપે છે અને તેઓની ગાયો પોતાની મેળે જ દૂધને દોહી આપે છે; (અર્થાત્ જ્ઞાની પુરુષનાં પ્રત્યેક કાર્ય માત્ર સંકલ્પથી જ સિદ્ધ થાય છે.)[૩૧] એટલું જ નહિ પણ તેવા સંકલ્પસિદ્ધ જ્ઞાની પુરુષોના યજ્ઞો પણ માનસિક હોય છે. તેઓ પોતાના મનથી જ યજ્ઞસ્તંભ આદિની તૈયારી કરીને સંપૂર્ણ દક્ષિણાવાળા યજ્ઞો સંપૂર્ણ કરે છે અને આવા શુદ્ધ ચિત્તવાળા જ્ઞાની પુરુષો મધુપર્ક આદિમાં ગાયનો આલંભ (વધ) કરવો હોય, તોપણ કરી શકે છે.*[૩૨] પરંતુ હે બ્રહ્મન્! જેઓ તેવા જ્ઞાની નથી, તેઓએ તો ઔષધિઓને જ (જવ, ડાંગેર વગેરેને જ) હવિષ કલ્પીને તેના વડે યજ્ઞ કરવા યોગ્ય છે, પણ પશુઓનો વધ કરીને યજ્ઞ કરવા યોગ્ય નથી, આ રીતે ત્યાગને જ સર્વના કરતાં શ્રેષ્ઠ ગણીને હું તમને આવું વચન કહું છું.[૩૩] જે પુરુષે સર્વ આશાઓનો, આરંભોનો, નમસ્કારનો તથા સ્તુતિનો ત્યાગ કર્યો છે, જે પોતાના આત્મબળથી ક્ષીણ થયો નથી અને જેનાં સર્વ કર્મોનો ક્ષય થઈ ગયો છે, તે પુરુષને જ દેવો બ્રાહ્મણ કહે છે.[૩૪] હે જાજલિ! જે પુરુષ બીજાઓને જ્ઞાનાદિકનું શ્રવણ કરાવતો નથી, યજ્ઞ કરતો નથી, બ્રાહ્મણોને દાન આપતો નથી અને કામ્યવૃત્તિની ઇચ્છા રાખ્યા કરે છે, તે પુરુષ કઈ ગતિને પામી શકે તેમ છે? (અર્થાત્ તેની ગતિ પિતૃયાનમાર્ગે થતી નથી, તેમ દેવયાનમાર્ગે પણ થતી નથી, પરંતુ તે પુરુષ નરકાદિ આસુરી ગતિને જ પામે છે,) માટે જે પુરુષ પૂર્વોક્ત ત્યાગવૃત્તિને અનુસરીને તેનું જ દેવતાની પેઠે સેવન કરે છે, તે પુરુષ યજ્ઞસ્વરૂપ પરમાત્માને પામી શકે છે.[૩૫]

જાજલિએ પૂછ્યું: હે વણિકપુત્ર! તેં કહ્યું તે પ્રમાણે માનસિક યજ્ઞ કરનારા મુનિઓનું આચરણ અમે કોઈની પાસેથી સાંભળ્યું નથી; કારણ કે તે આચરણ મહાગહન છે. વળી પૂર્વકાળના મનુષ્યોએ પણ આવા યોગધર્મનું આલોચન કર્યું નથી અને જેઓએ આલોચન કર્યું છે; તે ઋષિઓએ એ ધર્મને અત્યંત રહસ્યનો સમજીને અથવા સર્વ કોઈનાથી અસાધ્ય સમજીને જગતમાં સ્થાપિત કર્યો નથી, માટે જ હું તને પૂછું છું.[૩૬] હે મહાબુદ્ધિમાન વણિક! તું કહે છે તે પ્રમાણે પશુના જેવી મંદબુદ્ધિવાળા પુરુષો પોતાના આત્મારૂપી યજ્ઞભૂમિમાં મનઃસાધ્ય યજ્ઞ કરવા માટે જો અસમર્થ છે, તો પછી તેઓએ કયું કર્મ કરીને સુખ સંપાદન કરવું, તે મને કહે. મને તારા વાક્ય ઉપર અત્યંત શ્રદ્ધા થઈ છે.[૩૭]

તુલાધારે કહ્યું: જે પુરુષો દાંભિક હોય છે, તેઓનામાં શ્રદ્ધાનો પણ અભાવ હોય છે અને તેથી જ તેઓએ કરેલો યજ્ઞ તે અયજ્ઞ જ કહેવાય છે અર્થાત્ શ્રદ્ધા વિનાના દાંભિક પુરુષોએ કરેલા આંતરયજ્ઞો કે બાહ્યયજ્ઞો કેવળ વ્યર્થ જ છે, માટે તેવા પુરુષો યજ્ઞ કરવાને માટે યોગ્ય જ નથી; પરંતુ જેઓ અત્યંત શ્રદ્ધાળુ છે, તેઓ કેવળ ઘીથી, દૂધથી કે દહીંથી પણ શ્રૌત યજ્ઞની પૂર્ણાહુતિ કરી શકે છે અને જેઓનામાં તે યજ્ઞ કરવાની પણ શક્તિ હોતી નથી, તેઓ ગાયના પૂંછડાથી પિતૃતર્પણ કરીને, ગાયના શિંગડા ઉપર અભિષેક કરીને, તેમ જ ગાયની ચરણરજનો સ્પર્શ કરીને યજ્ઞના ફળને પામી શકે છે. આ રીતે માત્ર એક ગાય જ પુરુષના યજ્ઞને સમાપ્ત કરી શકે છે.[૩૮] વળી મેં કહેલા આ વિધિ પ્રમાણે યજ્ઞ કરનારો પુરુષ માનસિક શ્રદ્ધાને જ પોતાની સ્ત્રી બનાવે છે. (કેમ કે સ્ત્રી વિના શ્રૌત યજ્ઞ થઈ શકતો નથી, એમ વેદમાં કહ્યું છે; માટે તે પુરુષને જો સ્ત્રી ન હોય, તો શ્રદ્ધારૂપી સ્ત્રીને જ સાથે રાખીને તેણે યજ્ઞ કરવો.) જે પુરુષ આવા અહિંસાપ્રધાન યજ્ઞનું જ પોતાના ઇષ્ટદેવ તરીકે સેવન કરે છે, તેને યજ્ઞસ્વરૂપ પરમાત્માની અવશ્ય પ્રાપ્તિ થાય છે.[૩૯] વળી વેદમાં કહ્યું છે કે, સર્વ પશુઓના કરતાં પુરોડાશ અત્યંત પવિત્ર છે. (માટે શ્રદ્ધાળુ પુરુષોએ અપવિત્ર એવાં પશુઓનો હોમ કર્યા વિના કેવળ પુરોડાશનો જ હોમ કરવો, તે ઉત્તમ છે.) હે જાજલિ! જ્ઞાની પુરુષોની દૃષ્ટિએ સર્વ નદીઓ સરસ્વતીરૂપ છે, સર્વ પર્વતો અત્યંત પવિત્ર છે અને પોતાનો આત્મા જ તીર્થરૂપ છે; માટે હે જાજલિ! તીર્થાટન કરવાના નિમિત્તે તમારે અનેક પ્રદેશોના અતિથિ થવાની કંઈ જરૂર નથી. જે પુરુષ આવા અહિંસક ધર્મોનું આચરણ કરે છે અને કારણો તરફ દૃષ્ટિ કર્યા પછી જ કોઈ એક ધર્મને અનુસરે છે, તે પુરુષ સ્વર્ગાદિ પવિત્ર લોકોને પામે છે.[૪૦-૪૧]

* કેમ કે શ્રુતિ કહે છે કે, न कर्मणा लीप्यते पापकेन-જ્ઞાની પુરુષ પાપકર્મથી લેપાતો નથી.

ભીષ્મે કહ્યુ હે યુધિષ્ઠિર ! વૈશ્ય તુલાધારે આવા અહિંસક ધર્મોની જ પ્રશંસા કરી હતી કે, જે ધર્મો યુક્તિથી યુક્ત છે અને સત્પુરુષોએ નિત્યસેવેલા છે ૪૨

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમા 'તુલાધાર અને જાજલિનો સંવાદ–યજ્ઞનુ રહસ્ય નામનો અધ્યાય ૨૬૩મો સમાપ્ત

# अध्याय २६४मो

## તુલાધાર અને જાજલિનો સંવાદ (ચાલુ)–શ્રદ્ધાની પ્રશંસા

॥ तुलाधार उवाच ॥

**सद्भिर्वा यदि वाऽसद्भिः पंथानमिममाश्रितम्।**
**प्रत्यक्षं क्रियतां साधु ततो ज्ञास्यसि तद्यथा ॥ १ ॥**

તુલાધારે કહ્યુ હે જાજલિ ! આ અહિંસા માર્ગનુ સત્પુરુષો સેવન કરે છે કે દુષ્ટ પુરુષો સેવન કરે છે, તેને તમે પ્રત્યક્ષ કરી જુઓ કે, જેથી તમને તેનુ સત્ય સ્વરૂપ સારી રીતે સમજાશે ૧ જુઓ, અહી આકાશમા અનેક પક્ષીઓ ચોતરફ ઊડી રહ્યા છે તેમા તમારા મસ્તક ઉપર પોષાયેલા ચકલાઓ અને બીજા બાજપક્ષી વગેરે ઘણા પક્ષીઓ છે ૨ હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ! જુઓ, આ સર્વ પક્ષીઓ પોતાના હાથપગને શરીરમા સંકુચિત કરી દઈને ચોતપોતાના માળાઓમા પ્રવેશ કરવા માટે તૈયારી કરી રહ્યા છે, માટે તેઓને (તમે પોષેલા પક્ષીઓને) તમે બોલાવો ૩ હે જાજલિ ! તમે જે પક્ષીઓનુ પોષણ કર્યું છે, તેઓ તમને પિતા તરીકે માને છે અને તે સત્ય જ છે કે, તમે તેઓના પિતા છો, માટે તમારા પુત્રરૂપ તે પક્ષીઓને અહી બોલાવો (અને તેઓને અહિંસાનુ ફળ પૂછો)૪

ભીષ્મે કહ્યુ : તે પછી જાજલિએ તે પક્ષીઓને પોતાની પાસે બોલાવ્યા, જેથી તેઓએ ત્યા આવીને અહિંસારૂપ ધર્મવાળા પ્રિય વચનથી આવો નિ:શંક ઉત્તર આપ્યો ૫ 'હે બ્રહ્મન્ ! અહિંસા અને હિંસા એ બન્નેનુ ફળ આ લોકમા તથા પરલોકમા પ્રત્યક્ષ જોવામા આવે છે તેમાની (અહિંસા પુરુષને ઉચ્ચપદે સ્થાપે છે અને) હિંસા શ્રદ્ધાનો નાશ કરીને પુરુષનો પોતાનો પણ તે દ્વારા નાશ કરે છે' (આ પ્રમાણે કહીને તે પક્ષીઓ ત્યાથી ઊડી ગયા અને પછી તુલાધારે કહ્યુ) 'જે પુરુષો લાભ તથા હાનિને સમાન ગણનારા છે, શ્રદ્ધાસંપન્ન છે, દમગુણને ધારણ કરનારા છે અને શાંતિનિષ્ઠ છે, તે પુરુષો કર્તાપણાના અભિમાનનો તથા ફળ મેળવવાની ઈચ્છાનો ત્યાગ કરીને જ યજ્ઞ કરે છે, તેથી તેઓનો યજ્ઞ અત્યંત ઇચ્છવા યોગ્ય નથી, એમ નથી (અર્થાત તેઓનો યજ્ઞ ઉત્તમ ગણાય છે)૬-૭ હે બ્રાહ્મણ ! બ્રહ્મસંબંધી જે શ્રદ્ધા તે પ્રકાશાત્મક એવા સત્ત્વગુણની પુત્રી છે અને તે સાત્ત્વિકી શ્રદ્ધા જ સર્વનુ પાલન કરનારી હોઈને શુદ્ધ જન્મને આપનારી છે તથા જપ અને ધ્યાનધર્મના કરતા પણ શ્રેષ્ઠ છે.૮ વળી મંત્રાદિના ઉચ્ચારમા સ્વર કે વર્ણના વિપર્યાસને લીધે જે કર્મ નષ્ટ થયુ હોય તેનુ શ્રદ્ધા રક્ષણ કરે છે અને મનની વ્યગ્રતાને લીધે જે ધ્યાનાદિ કર્મ અપૂર્ણ રહી ગયુ હોય, તેને શ્રદ્ધા પૂર્ણ કરે છે, પરંતુ શ્રદ્ધાના અભાવથી નષ્ટ થયેલુ કર્મ પુરુષની વાણીનુ કે મનનુ રક્ષણ કરી શકતુ નથી ૯× આ શ્રદ્ધાના વિષયમા બ્રહ્મદેવે કેટલીએક ગાથાઓ ગાયેલી છે, તેઓને પ્રાચીન ઈતિહાસવેત્તાઓ આ પ્રમાણે ગાય છે પૂર્વે દેવતાઓએ આ પ્રમાણે માન્યુ હતુ કે, 'શ્રદ્ધારહિત હોય છતા જે પુરુષ પવિત્ર હોય અને પવિત્રતારહિત હોય છતા જે પુરુષ શ્રદ્ધાથી યુક્ત હોય તેઓ બન્નેનુ દ્રવ્ય યજ્ઞકર્મની અંદર સમાન રીતે જ ઉપયોગમા લઈ શકાય છે, તેમ જ જે પુરુષ લોભી હોય છતા વેદવિદ્યામા પારંગત થયેલો હોય અને જે પુરુષ ધાન્યનો વ્યાપાર કરનારો હોય, છતા જો દાતા હોય તો તેઓ બન્નેનુ અન્ન સમાન યોગ્યતાવાળુ જ ગણાય છે.' દેવોની આવી માન્યતા જોઈને પ્રજાપતિ બ્રહ્મદેવે તેઓને કહ્યુ હતુ કે, 'તમારી આ માન્યતા વિષમ છે–વિરુદ્ધ છે,૧૦-૧૨ કારણ કે ધાન્યનો વ્યાપાર કરનારા દાતા પુરુષનુ અન્ન શ્રદ્ધાને લીધે પવિત્ર છે, પણ વેદવિદ્યામા પારંગત થયેલા લોભી પુરુષનુ

× અર્થાત્ શ્રદ્ધાયુક્ત થઈને ભણવામા આવેલા મંત્રો, શ્રદ્ધાયુક્ત થઈને કરવામા આવેનુ કર્મ અને શ્રદ્ધાસંપન્ન થઈને ધરેલુ ધ્યાન કોઈ રીતે અપૂર્ણ હોય છતા પણ શ્રદ્ધાના પ્રભાવથી પરિપૂર્ણ થઈ શકે છે પરંતુ શ્રદ્ધારહિત થઈને કરેલુ સર્વ કર્મ, કેવળ અપૂર્ણ જ રહે છે.

અન્ન શ્રદ્ધાના અભાવને લીધે અપવિત્ર જ છે; માટે ધાન્યનો વ્યાપાર કરનારા દાતા પુરુષનું અન્ન ભક્ષ્ય છે, પણ લોભીનું અન્ન ભક્ષ્ય નથી.[૧૩] આવા હેતુથી જ ધર્મવેત્તાઓ કહે છે કે, જે પુરુષ શ્રદ્ધાથી રહિત છે, તેને દેવતાઓને હોમદ્રવ્ય અર્પણ કરવાનો અધિકાર જ નથી અને તેવા અશ્રદ્ધાળુ પુરુષનું અન્ન ભોજન કરવાને માટે અયોગ્ય જ છે;[૧૪] કારણ કે અશ્રદ્ધા એ મહાન પાપ છે અને શ્રદ્ધા સર્વ પાપોથી મુક્ત કરાવનારી છે. જેમ એક સર્પ પોતાની જૂની કાચળીનો ત્યાગ કરે છે, તેમ શ્રદ્ધાળુ પુરુષ સર્વ પાપોનો ત્યાગ કરે છે.[૧૫] વળી શ્રદ્ધાપૂર્વક કરવામાં આવેલી કર્મની નિવૃત્તિ પવિત્રમાં પણ પવિત્ર ગણાય છે અને રાગાદિ દોષોનો ત્યાગ કરનારો શ્રદ્ધાળુ પુરુષ સદાય પવિત્ર જ મનાય છે.[૧૬] તેવા પુરુષને તપનું, આચારનું કે શરીરનું શું કામ છે? જગતના પ્રત્યેક મનુષ્યને શ્રદ્ધા તો હોય જ છે; પરંતુ જેને જેવી શ્રદ્ધા હોય છે, તે તેવો જ ગણાય છે. (અર્થાત્ સાત્ત્વિકી શ્રદ્ધાવાળો સાત્ત્વિક કહેવાય છે, રાજસી શ્રદ્ધાવાળો રાજસ કહેવાય છે અને તામસી શ્રદ્ધાવાળો તામસ કહેવાય છે.)[૧૭] આ રીતે ધર્મના તાત્ત્વિક અર્થને જાણનારા પુરુષોએ ધર્મનું જે સ્વરૂપ કહ્યું છે, તેની અમને જિજ્ઞાસા ઉત્પન્ન થઈ, ત્યારે અમે ધર્મદર્શન નામના મુનિ પાસે ગયા હતા અને તેમની પાસેથી આ ધર્મને અમે પ્રાપ્ત કર્યો છે.[૧૮] હે મહાબુદ્ધિમાન જાજલિ! તમે પણ શ્રદ્ધાને ધારણ કરો કે, જેથી પરબ્રહ્મને પ્રાપ્ત કરશો. જે પુરુષને વેદનાં વાક્યો ઉપર અને તેમાં કહેલા ધર્મ ઉપર શ્રદ્ધા હોય છે અને અમુક એક નિશ્ચય હોય છે, તે પુરુષ જ ધર્માત્મા છે અને તે જ પોતાના ધર્મમાર્ગમાં સ્થિર રહીને અત્યંત શ્રેષ્ઠ થઈ શકે છે.[૧૯]

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર! તે પછી વૈશ્ય તુલાધાર અને બ્રાહ્મણ જાજલિ થોડા જ સમયમાં સ્વર્ગલોકમાં ગયા અને ત્યાં જઈને તેઓ બન્ને બુદ્ધિમાન પુરુષો સુખેથી વિહાર કરવા લાગ્યા.[૨૦] કર્મથી મેળવેલાં પોતપોતાનાં દિવ્ય સ્થાનમાં જઈને તેઓ બન્ને જણા સુખેથી રહેવા લાગ્યા. આ રીતે વૈશ્ય તુલાધારે અનેક પ્રકારે ધર્મનું કથન કર્યું હતું, તે ઉપરથી બ્રાહ્મણ જાજલિએ સનાતન ધર્મનું જ્ઞાન સારી રીતે સંપાદન કર્યું હતું. હે કુંતાપુત્ર યુધિષ્ઠિર બ્રાહ્મણ જાજલિ મહાતેજસ્વી વૈશ્ય તુલાધારનાં એ વચનો સાંભળ્યા પછી પરમ શાંતિને પામ્યો હતો. આ પ્રમાણે યથાયોગ્ય દૃષ્ટાંત આપીને તુલાધારે બહુ માન્ય અર્થવાળાં જે વચનો કહ્યાં હતાં તે મેં તમને કહી સંભળાવ્યાં છે, તો હવે પુનઃ શું સાંભળવાની તમને ઇચ્છા છે?[૨૧-૨૩]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'તુલાધાર અને જાજલિનો સંવાદ(ચાલુ)–શ્રદ્ધાની પ્રશંસા' નામનો અધ્યાય ૨૬૪ મો સમાપ્ત

# अध्याय २६५ मो

## વિચખ્નુગીતા–હિંસાધર્મની નિંદા

॥ भीष्म उवाच ॥

**अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम् ।**
**प्रजानामनुकंपार्थं गीतं राज्ञा विचख्नुना ॥१॥**

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિરરાજા! આ અહિંસાના વિષયમાં એક પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે, તેમાં પ્રજાઓ ઉપર દયા કરવા માટે રાજા વિચખ્નુએ આ પ્રમાણે કહ્યું છે.[૧] એક સમયે તે રાજાએ બળદનો જેમાં વધ કરવામાં આવે છે, તેવા ગોમેધયજ્ઞમાં, જેના શરીરને કાપી નાખવામાં આવ્યું હતું, એવા એક બળદને મરણ પામેલો જોયો અને તેને લીધે સર્વ ગાયો મોટો વિલાપ કરી રહી હતી, તે પણ જોયું. વળી ત્યાં યજ્ઞમંડપમાં જે નિર્દય બ્રાહ્મણો એકઠા મળ્યા હતા, તેઓને પણ તેણે જોયા.[૨] તે પછી તે રાજાએ આવું નિશ્ચિત વચન કહી સંભળાવ્યું કે, 'આ જગતમાં ગાયોનું કલ્યાણ થાઓ. (અર્થાત્ કોઈ પણ મનુષ્યે યજ્ઞનિમિત્તે અથવા બીજા કોઈ પણ નિમિત્તે ગાયનો કે બળદનો વધ કરવો નહિ.)' આમ કહીને તે રાજાએ હિંસાની જ્યારે પ્રવૃત્તિ થઈ હતી, ત્યારે સર્વ ગાયોને માટે એક આશીર્વાદ જ આપ્યો હતો.[૩] (વળી તે રાજાએ કહ્યું હતું કે,) જે પુરુષો મર્યાદાનો ભંગ કરનારા છે, મૂર્ખ છે, નાસ્તિક છે, વેદના ગૂઢાર્થના સંબંધમાં સંશયાકુલ છે અને યજ્ઞાદિ દ્વારા જ જ્ઞાનની ઇચ્છા રાખનારા છે, તેઓએ (વૈદિકશાસ્ત્રમાં) હિંસાનું વર્ણન કરેલું છે.[૪] વસ્તુતઃ ધર્માત્મા ભગવાન મનુએ તો વેદોક્ત સર્વ કર્મોમાં અહિંસાની જ પ્રશંસા કરી

છે; છતાં જે પુરુષો યજ્ઞવેદિકાના બહારના પ્રદેશમાં પશુઓની હિંસા કરે છે, તે કેવળ પોતાની ઇચ્છાને અધીન થઈને જ કરે છે; નહિ કે શાસ્ત્રની આજ્ઞાને અનુસરીને તેઓ હિંસા કરે છે;[૫×] માટે વિદ્વાન પુરુષે શાસ્ત્રીય પ્રમાણને અનુસરીને જ સૂક્ષ્મ ધર્મનું અનુષ્ઠાન કરવું; કેમ કે અહિંસા સર્વ પ્રાણીઓને માટે સર્વ ધર્મોના કરતાં અત્યંત શ્રેષ્ઠ છે.[૬] જ્ઞાન મેળવવાની ઇચ્છા રાખનારા પુરુષે સંન્યાસધર્મનો આશ્રય કરીને, કોઈ એક ગામની સમીપમાં રહીને, (કેવળ ભિક્ષા સંપાદન કરવા માટે જ ગામમાં પ્રવેશ કરવો) તીક્ષ્ણ વ્રતોનું પાલન કરવું, વેદમાં કહેલાં ફળસૂચક વચનોનો ત્યાગ કરવો અને સંન્યાસ એ જ મનુષ્યજન્મનો મુખ્ય આચાર છે, એમ સમજીને ગૃહસ્થ આચારનો ત્યાગ કરવો; કેમકે ક્ષુદ્ર પુરુષો જ સ્વર્ગાદિ ફળ મેળવવાની ઇચ્છાથી કર્મની અંદર પ્રવૃત્તિ કરે છે.[૭] જોકે યજ્ઞાદિ કર્મ કરનારા મનુષ્યો યજ્ઞોને, વૃક્ષોને તથા પશુઓને બાંધવાના યજ્ઞસ્તંભોને ઉદ્દેશીને જ માંસભક્ષણ કરે છે, વ્યર્થ માંસભક્ષણ કરતા નથી; તોપણ તેવા ધાર્મિક કાર્યનિમિત્તે માંસનું ભક્ષણ કરવું તે કંઈ ધર્મ તરીકે પ્રશંસાપાત્ર નથી જ. (અર્થાત્ યજ્ઞ કરનારા કર્મઠ પુરુષો યજ્ઞ નિમિત્તે પશુહિંસા કરીને માંસભક્ષણ કરે છે, તે ધર્મ નથી, પણ અધર્મ જ છે.)[૮] મદિરાનું પાન કરવું, માછલાંઓનો આહાર કરવો, મધ અને માંસનું ભક્ષણ કરવું, જુદા જુદા આસવોનું સેવન કરવું અને તલચોખાની ખીચડી ખાવી વગેરે કેવળ ધૂર્ત પુરુષોએ જ ચલાવ્યું છે. (અર્થાત્ ધૂર્ત પુરુષોએ જ તેવા અધર્મી માર્ગનો જગતમાં પ્રચાર કર્યો છે, વેદોમાં એ સંબંધી કોઈ કલ્પના પણ નથી.)[૯] માત્ર માન, મોહ અને લોભને અધીન થઈને જ મનુષ્યોએ આવી લોલુપતા કલ્પી કાઢી છે, માટે જે પુરુષો બ્રહ્મનિષ્ઠ હોય છે, તેઓ તો યજ્ઞમાત્રમાં સર્વવ્યાપક પરમાત્માને જ જાણે છે.[૧૦] વળી યજ્ઞસ્વરૂપ પરમાત્માનું યજન કરવા માટે દૂધમાંથી બનતાં બલિદાનોની તથા પુષ્પોની જ આવશ્યકતા છે, (પણ હિંસાસાધ્ય માંસમદિરાની આવશ્યકતા નથી જ;) તેમ જ વેદમાં કહેલી યજ્ઞોપયોગી સમિધોથી પણ પરમાત્માનું યજન થઈ શકે છે.[૧૧] વળી યજ્ઞના નિમિત્તે બીજું જે કંઈ હોમદ્રવ્ય તૈયાર કરવાનું હોય છે, તે સર્વ પણ શુદ્ધ અંતઃકરણ અને શુદ્ધ ભાવથી જો સંસ્કારવાળું હોય છે, તો જ દેવોને માટે યોગ્ય ગણાય છે.[૧૨]

યુધિષ્ઠિરે પૂછયું : હે પિતામહ! આપત્તિઓ શરીરનો નાશ કરવા ઇચ્છે છે અને શરીર આપત્તિઓનો નાશ કરવા ઇચ્છે છે–આ રીતે શરીર અને આપત્તિઓ એ બન્ને વચ્ચે વાદવિવાદ ચાલ્યા જ કરે છે, તો પછી જો પુરુષ કેવળ અહિંસાનો જ આશ્રય કરીને સર્વ આરંભોનો પણ ત્યાગ કરી દેશે, તો તેનો શરીરનિર્વાહ કેવી રીતે સિદ્ધ થશે?[૧૩]

ભીષ્મે કહ્યું : જે રીતે વર્તવાથી શરીર દુઃખી ન થાય અને મૃત્યુને અધીન ન થઈ જાય, તે રીતે વર્તીને જ કર્મની અંદર પ્રવૃત્તિ કરવી અને પોતાના સામર્થ્ય પ્રમાણે ધર્મનું આચરણ કરવું.[૧૪]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'વિચખ્નુગીતા–હિંસાધર્મની નિંદા' નામનો અધ્યાય ૨૬૫મો સમાપ્ત

## अध्याय २६६ मो×

## ચિરકારીની કથા–કોઈ પણ કાર્ય વિચાર કર્યા પછી જ કરવું

॥ युधिष्ठिर उवाच ॥

कथं कार्यं परीक्षेत शीघ्रं वाऽथ चिरेण वा ।
सर्वथा कार्यदुर्गेऽस्मिन् भवान्नः परमो गुरुः ॥१॥

યુધિષ્ઠિરે પૂછયું : હે પિતામહ! કોઈ સમયે એકાદું કાર્ય ગુરુજનની આજ્ઞાને લીધે અવશ્ય કરવા યોગ્ય હોય છતાં તે કાર્ય કેવળ હિંસામય

× કહેવાનો આશય એ છે કે, યજ્ઞોમાં કરવામાં આવતી પશુહિંસા કેવળ અશાસ્ત્રીય છે અને મદ પુરુષોની જ ઐચ્છિક પ્રવૃત્તિ છે.

× પૂર્વના અધ્યાયોમાં અહિંસાધર્મનું જ મુખ્યત્વે પ્રતિપાદન કર્યું અને અહિંસાધર્મ જ અવશ્ય આચરણ કરવા યોગ્ય છે, એમ સિદ્ધ કર્યું. હવે આ અધ્યાયમાં ચિરકારીકથાનું વર્ણન કરીને પણ એ જ કહેવામાં આવશે કે, કોઈ સમયે પોતાના પૂજ્ય ગુરુઓની આજ્ઞા થઈ હોય અને તે આજ્ઞા પ્રમાણે વર્તવાથી હિંસાજન્ય દોષ ઉપસ્થિત થતો હોય, તો તે સમયે કેટલોક કાળ વિચારમાં જ ગાળી કાઢવો અને ખૂબ વિચાર કરીને દોષનો પરિહાર કરવો; પણ એકદમ ઉતાવળા થઈ જઈને કોઈ પણ કાર્ય કરવું નહિ.

હોવાને લીધે દુષ્કર હોય, તો તેવા પ્રસંગે ઉતાવળ કરીને કે વિલંબ કરીને તે કાર્યની કેવી રીતે પરીક્ષા કરવી, તે મને કહો; કારણ કે તમે સર્વથા અમારા ગુરુ જ છો.[૧]

ભીષ્મે કહ્યું : આ વિષયમાં પણ એક પ્રાચીન ઇતિહાસનું દૃષ્ટાંત આપવામાં આવે છે, જેમાં આંગિરસ ગોત્રમાં ઉત્પન્ન થયેલા ચિરકારી નામના બ્રાહ્મણનું વૃત્તાંત વર્ણવેલું છે.[૨] હે ચિરકારિક ! તારું કલ્યાણ થાઓ, કલ્યાણ થાઓ. બુદ્ધિમાન એવો ચિરકારી (કોઈ પણ કાર્યને વિચારપૂર્વક વિલંબથી કરનારો પુરુષ) પોતાના કર્મમાં અપરાધી થતો નથી.[૩] મહામુનિ ગૌતમનો ચિરકારી નામનો મહાબુદ્ધિમાન પુત્ર હતો. તે હરકોઈ કાર્યને ખૂબ વિચાર કર્યા પછી જ કરતો હતો. તેને લાંબા સમય સુધી વિચાર કરવાની ટેવ હતી. તે લાંબા સમય સુધી જાગતો હતો, લાંબા સમય સુધી ઊંઘતો હતો અને લાંબા સમય સુધી વિચાર કર્યા પછી જ કોઈ પણ કાર્ય કરવાનો આરંભ કરતો હતો, જેથી તે 'ચિરકારી' એવા નામથી પ્રસિદ્ધ થયો હતો.[૪-૫] ક્ષુદ્ર બુદ્ધિના અને ટૂંકી દૃષ્ટિવાળા મનુષ્યો તેને આળસુ અને બુદ્ધિહીન પણ કહેતા હતા.[૬] એક સમયે તેની માતા(અહલ્યા)એ (ગૌતમના રૂપમાં આવેલા ઇંદ્રની સાથે) વ્યભિચાર કર્યો. તે જોઈ તેના પિતા ગૌતમ ક્રોધાયમાન થયા અને તેણે બીજા કોઈ પણ પુત્રને આજ્ઞા નહિ કરતાં તે ચિરકારીને જ આજ્ઞા કરી કે, 'આ તારી માતાને તું મારી નાખ.'[૭] આ પ્રમાણે કોઈ જાતનો વિચાર કર્યા વિના તેને આજ્ઞા કરીને જપ કરનારામાં શ્રેષ્ઠ મહાભાગ્યશાળી બ્રાહ્મણ ગૌતમ વનમાં જ ચાલ્યા ગયા.[૮] ચિરકારીએ પોતાના સ્વભાવ પ્રમાણે ખૂબ વિચાર કર્યા પછી 'બહુ સારું' એમ કહીને પિતાની આજ્ઞાનો સ્વીકાર કર્યો અને પછી તે વિષયના સંબંધમાં ઘણા લાંબા સમય સુધી વિચાર ચલાવવા માંડ્યો.[૯] (તેણે પોતાના મનમાં જ કહ્યું કે,) 'આ સમયે મારા પિતાની આજ્ઞા મારે કેવી રીતે પાળવી અને આ મારી માતાને કેવી રીતે ન મારવી ? આ ધર્મસંકટના સમયે કયો ઉપાય કરવાથી હું દુષ્ટ પુરુષની પેઠે પાપમાં ન ડૂબી જાઉં ?[૧૦] પિતાની આજ્ઞા પાળવી, એ મારો શ્રેષ્ઠ ધર્મ છે અને માતાની રક્ષા કરવી એ પણ મારો સ્વધર્મ છે. ખરેખર, પુત્રપણું કદી સ્વતંત્ર છે જ નહિ, તોપણ (આ સમયે) કયો ઉપાય કરવાથી મને માતૃહત્યા દુઃખી ન કરે ?[૧૧] અરે ! એક તો સ્ત્રી અને તેમાં વળી માતા, તેનો વધ કરીને કયો પુરુષ કદી સુખી થઈ શકે ? તેમ જ પિતાનું અપમાન કરીને કયો પુરુષ પ્રતિષ્ઠાને પામી શકે ?[૧૨] પિતાનું અપમાન ન કરવું, તે પણ યોગ્ય છે અને માતાની રક્ષા કરવી તે પણ મારો ધર્મ છે; પરંતુ અહીં તો આ બન્ને ધર્મો પરસ્પર વિરુદ્ધ થઈ પડ્યા છે, તો હવે એ બન્ને ધર્મોનું ઉલ્લંઘન ન થાય એમ મારે કેવી રીતે વર્તવું ?[૧૩] પિતા પોતાના શીલને, ચરિત્રને, ગોત્રને તથા કુળને ધારણ કરી રાખવા માટે પોતાના આત્માને પોતાની સ્ત્રી વિષે પુત્રરૂપે ઉત્પન્ન કરે છે.[૧૪] મારી માતાએ અને મારા પિતાએ મને પુત્રરૂપે જન્મ આપ્યો છે, એવું જ્ઞાન મને કેમ ન હોય ? (અર્થાત્ હોવું જ જોઈએ.) હું જાણું છું કે, મારાં માતાપિતા—બન્ને મારી ઉત્પત્તિનાં કારણભૂત છે.[૧૫] પુત્રનો જન્મ થયા પછી જાતકર્મસંસ્કાર કરતી વખતે પિતા, 'अश्मा भव' (હે પુત્ર ! તું પથ્થરની પેઠે દૃઢ થા.) 'परशुर्भव' (હે પુત્ર ! તું ફરશીની પેઠે મારા શત્રુઓનો ઉચ્છેદ કરનારો થા) આવા વેદમંત્રોથી આશીર્વાદ આપે છે અને ×ઉપકર્મસંસ્કાર વખતે 'आत्मा वै पुत्रनामासि' હે (પુત્ર ! તું મારા આત્મારૂપ છે) એમ કહીને પુત્ર પ્રત્યે પોતાનો આત્મભાવ પ્રકટ કરે છે. તે ઉપરથી જ પિતાના ગૌરવનો દૃઢ નિશ્ચય થઈ શકે છે. (અને તેના પ્રેમની પરાકાષ્ઠા જાણી શકાય છે.) પિતા અન્નવસ્ત્રાદિક આપીને પુત્રનું પોષણ કરે છે અને તેને વેદાભ્યાસ કરાવે છે, માટે પિતા એ પુત્રનો શ્રેષ્ઠ ગુરુ છે અને પરમ ધર્મ છે. વેદોમાં પણ આવો દૃઢ નિશ્ચય કરવામાં આવ્યો છે કે, પિતા જે કંઈ કહે છે તે ધર્મરૂપ જ મનાય છે.[૧૬-૧૭] પિતાને પુત્ર માત્ર પ્રીતિરૂપ જ હોય છે, પણ પુત્રને તો પોતાનો પિતા જ સર્વ સ્વરૂપ હોય છે; અરે !

× ઉપનયન(જનોઈ)સંસ્કાર થઈ ગયા પછી ગુરુગૃહે વિદ્યા સંપાદન કરવા માટે ગયેલો પુત્ર જ્યારે ત્યાંથી પાછો આવે છે, ત્યારે તેનો પિતા જે સંસ્કાર કરીને પુત્ર પ્રત્યે આત્મભાવ પ્રદર્શિત કરે છે, તેને ઉપકર્મ-[illegible] કહેવામાં આવે છે.

એટલુ જ નહિ પણ શરીર વગેરે જે કંઈ આપવા યોગ્ય વસ્તુ છે, તે સર્વને એકલો પિતા જ આપે છે.[૧૮] માટે પુત્રે પિતાની આજ્ઞા અવશ્ય પાળવી જોઈએ, તેમાં કદી વિચાર જ કરવો નહિ. જે પુત્રો પોતાના પિતાની આજ્ઞાનું પાલન કરે છે, તેઓ સર્વ પાપોથી મુક્ત થઈને પવિત્ર થાય છે.[૧૯] વસ્ત્રાદિ ભોગ્ય પદાર્થો આપવામાં, અન્નાદિ ભોજ્ય પદાર્થો અર્પણ કરવામાં, વેદોનું અધ્યયન કરાવવામાં, લોક વ્યવહારનું શિક્ષણ આપવામાં, ગર્ભાદાનાદિ સંસ્કારો કરવામાં તથા સીમંતોન્નયન સંસ્કાર કરવામાં પિતાનું જ પ્રાધાન્ય ગણાય છે.[૨૦] પિતા ધર્મરૂપ છે, સ્વર્ગરૂપ છે, પરમ તપરૂપ છે અને પિતા જો પ્રસન્ન થાય છે તો સર્વ દેવતાઓ પણ પ્રસન્ન થાય છે. પિતા પુત્રને જે વચનો કહે છે, તે આશીર્વાદરૂપ થઈ પડે છે અને પિતા જ્યારે અભિનંદન આપે છે, ત્યારે પુત્રનાં સર્વ પાપોનો વિનાશ થઈ જાય છે.[૨૧-૨૨] પુષ્પ પોતાના ડીંટાનો ત્યાગ કરે છે અને ફળ પણ પોતાને ઉત્પન્ન કરનાર વૃક્ષનો ત્યાગ કરી દે છે; પરંતુ પિતા અત્યંત દુઃખમાં આવી પડ્યો હોય; તોપણ સ્નેહને અધીન થઈને પોતાના પુત્રનો ત્યાગ કરતો નથી.[૨૩] આ રીતે પુત્રના સબંધમાં પિતાનું ગૌરવ કેટલું બધું છે, તેનો મે વિચાર કર્યો. ખરેખર, તે ઉપરથી મને જણાય છે કે, પિતાનું સ્થાન એ કંઈ અલ્પ યોગ્યતાવાળું નથી જ. હવે માતાનુ ગૌરવ કેટલું છે, એ વિષેનો હું વિચાર કરું.[૨૪] મારા આ મનુષ્યશરીરમાં જે કંઈ પાંચ ભૂતોનો સમુદાય એકત્ર થયેલો છે, તેનું મૂળ કારણ મારી માતા છે. જેમ અરણિ અગ્નિનું ઉત્પત્તિસ્થાન છે, તેમ માતા પુત્રનું ઉત્પત્તિસ્થાન છે.[૨૫] મનુષ્યોના દેહરૂપ અગ્નિને ઉત્પન્ન કરવામાં માતા એક અરણિરૂપ છે, એટલું જ નહિ પણ દુઃખી થયેલા સર્વ મનુષ્યોને માતા એક શાંતિરૂપ છે અને માતા જ્યાં સુધી હયાત હોય છે, ત્યાં સુધી પુરુષ સનાથ ગણાય છે; પણ માતાના મરણ પછી પુરુષ અનાથ થઈ પડે છે.[૨૬] મનુષ્ય લક્ષ્મીથી ભ્રષ્ટ થયો હોય તોપણ ' ઓ મા!' એમ કહીને ઘરમાં જ્યારે પ્રવેશ કરે છે, ત્યારે તેને શોક થતો નથી અને માતાની છાયા તળે રહેલા પુરુષને વૃદ્ધાવસ્થા પણ અસર કરી શકતી નથી.[૨૭] પુરુષ પુત્રપૌત્રાદિક પરિવારવાળો થઈ ગયો હોય અને છેક સો વર્ષની અવસ્થાએ જઈ પહોંચ્યો હોય, તોપણ પોતાની માતાની પાસે જાણે બે વર્ષનો હોય તેમ વર્તી શકે છે.[૨૮] પોતાનો પુત્ર સમર્થ હોય અથવા અસમર્થ હોય, કૃશ હોય કે પુષ્ટ હોય, તોપણ માતા તેનું વિધિપૂર્વક રક્ષણ કરે છે. એ ઉપરથી જણાય છે કે, માતાના જેવું પોષણ કરનાર જગતમાં બીજું કોઈ પણ સંબંધી નથી.[૨૯] જ્યારે પોતાની માતાનો વિયોગ થાય છે, ત્યારે જ પુરુષ વૃદ્ધ થાય છે, ત્યારે જ દુઃખી થાય છે અને ત્યારે જ જગતને શૂન્ય દેખે છે.[૩૦] માતા સમાન કોઈ છાયા નથી, માતા સમાન કોઈ ગતિ નથી, માતા સમાન કોઈ રક્ષણ નથી અને માતા સમાન કોઈ પ્રિય નથી.[૩૧] માતા પોતાના ઉદરના મધ્યમાં પુત્રને ધારણ કરે છે, માટે ' ધાત્રી ' કહેવાય છે; પુત્રને જન્મ આપે છે, માટે ' જનની ' કહેવાય છે; પુત્રના શરીરનું પોષણ કરે છે, માટે ' અંબા કહેવાય છે અને વીર પુત્રને ઉત્પન્ન કરે છે માટે ' વીરસૂ ' કહેવાય છે.[૩૨] માતા બાળકનું સેવન કરે છે, માટે ' શુશ્રૂ ' કહેવાય છે અને માતા પોતાના બીજા દેહરૂપ જ છે, આમ સમજનારો કયો સચેતન પુરુષ, જેનું મસ્તક માર્ગમાં રઝળતા શુષ્ક તુંબડાના જેવું મેદ, મજ્જા વગેરેથી શૂન્ય નથી તે, પોતાની માતાનો વધ કરે?[૩૩] સ્ત્રીપુરુષના મૈથુનસમયે તેઓની ઉપરથઇંદ્રિયોનો જ્યારે સંબંધ થાય છે, ત્યારે તેઓનાં બન્નેના મનમાં એવો અભિલાષ હોય જ છે કે, ' અમારે ત્યા પુત્રની ઉત્પત્તિ થાઓ. ' પણ તે અભિલાષાનું સત્યસ્વરૂપ પિતાના કરતાં માતા વિષે અધિક રહેલું છે.[૩૪] પુત્રનું જે ગોત્ર હોય છે અને તે જેનાથી ઉત્પન્ન થયો હોય છે તેને માતા જ જાણે છે. વળી બાળક જ્યારથી ગર્ભમાં આવે છે, ત્યારથી જ માતાની તેના પર પ્રીતિ હોય છે; ( માટે પ્રત્યેક પુત્રે માતાની ઉપર સ્નેહ કરવો જ જોઈએ; ) તોપણ વાસ્તવિક દૃષ્ટિએ જોતાં પ્રજાની ઉત્પત્તિ પિતાથી જ થાય છે.[૩૫] જે પુરુષો એક સ્ત્રીનું પાણિગ્રહણ કરીને તેમ જ સાથે રહીને જ ધર્માચરણ કરવાનો સ્વીકાર કરીને પરસ્ત્રીઓ સાથે જો વ્યભિચાર કરે, તો અવશ્ય તેઓ પૂજ્યપાત્ર નથી જ.× પુરુષ

× અહીં કહેવાનો આશય એ છે કે, જે પુરુષ એક સ્ત્રીનું પ્રતિજ્ઞાપૂર્વક પાણિગ્રહણ કરે છે, છતાં પારકી સ્ત્રી

સ્ત્રીનું ભરણ કરે છે, માટે તેનો ભર્તા કહેવાય છે અને તેનું પાલન કરે છે, માટે તેનો પતિ કહેવાય છે, પરંતુ જ્યારે પુરુષમાંથી તે ગુણ (ભરણ પાલનરૂપ ગુણ) દૂર થઈ જાય છે, ત્યારે તે સ્ત્રીનો ભર્તા કહેવાતો નથી, તેમ પતિ પણ કહેવાતો* નથી.[36-37] (મારી માતા વ્યભિચારિણી છે, એમ માનીને પણ મારે તેનો વધ ન કરવો જોઈએ; કેમ કે) સ્ત્રી વ્યભિચાર કરે છે, તેમાં પુરુષનો જ અપરાધ છે, સ્ત્રીનો અપરાધ નથી; કારણ કે પરસ્ત્રી ગમનરૂપ મહાન દોષનો આરંભ કરનાર પુરુષ જ છે અને તેથી જ વ્યભિચારકર્મમાં પુરુષ જ અપરાધી છે, પણ સ્ત્રી અપરાધિની નથી.×[38] (જોકે વ્યભિચારકર્મમાં સંમતિ આપનારી સ્ત્રી પણ અમુક અંશે અપરાધિની ગણાય જ છે, તોપણ મારી માતા તો લેશમાત્ર અપરાધિની નથી, કારણ કે) સતી સ્ત્રીને પોતાનો પતિ જ શ્રેષ્ઠ અને પરમ દૈવતરૂપ હોય છે; આવો પતિવ્રતા ધર્મ પાળનારી મારી માતાએ મારા પિતાના સ્વરૂપમાં આવેલા ઇંદ્રને પોતાનો પતિ જાણીને જ પોતાનું પવિત્ર શરીર અર્પણ કર્યું હતું.–[39] (માટે જ હું કહું છું કે) વ્યભિચારકર્મમાં પુરુષોનો જ અપરાધ છે, પણ સ્ત્રીઓનો અપરાધ નથી. વળી સ્ત્રીઓ નિર્બળ હોવાને લીધે પુરુષોની પ્રત્યેક ઇચ્છાને અધીન થનારી હોય છે, જેથી પુરુષો બળાત્કારે વ્યભિચાર કરે, તેમાં સ્ત્રીઓનો અપરાધ ગણાતો નથી.[40] વળી મૈથુનથી ઉત્પન્ન થનારી તૃપ્તિને માટે સ્ત્રીઓએ જે +વચન માગ્યું છે, તેનું સ્મરણ કરાવીને ઇંદ્રે પોતે જ અધર્મ કરેલો છે, પણ મારી માતાએ અધર્મ કર્યો નથી, આ વાત નિઃસંશય છે.[41] આ રીતે મારી માતા, જે સ્ત્રીજાતિ છે છતાં ગૌરવમાં અત્યારે અધિક છે, તેનો વધ કરવો તે અયોગ્ય જ છે. અરે! જ્ઞાનશક્તિ વિનાના પશુઓ પણ પોતાની માતાને અવધ્ય જાણે છે. (તો પછી મારા જેવો એક મનુષ્ય પોતાની માતાનો વધ કરવા કેમ તૈયાર થાય?)[42] વિદ્વાનો કહે છે કે, પિતા એક સ્થળે રહેલા દેવોના એક સમુદાયરૂપ છે અને દેવોના તથા મનુષ્યોના સમુદાયરૂપ માતા સામે પુત્ર સ્નેહથી જાય છે.*[43]

આ પ્રમાણે ચિરકારી કોઈ પણ કાર્યને વિલંબથી કરનારો હોવાને લીધે વિચાર કરવામાં જ રોકાઈ રહ્યો હતો, જેથી ઘણો સમય વીતી ગયો અને તેવામાં તેનો પિતા પણ આવી પહોંચ્યો.[44] મહાબુદ્ધિમાન મેધાતિથિ ગૌતમ તપ કરવા માટે જ્યાં ગયા હતા, ત્યાં બેઠાં બેઠાં તેમણે પોતાની પત્નીના અપરાધના સંબંધમાં ખૂબ વિચાર કર્યો હતો અને ઘણો કાળ વિચાર કર્યા પછી તેમને જણાયું હતું કે, 'આ અપરાધને માટે મારી સ્ત્રીને

સાથે વ્યભિચાર કરે છે, તે પુરુષના પુત્રે તેને પિતા તરીકે માન ન આપવું જોઈએ; પણ મારો પિતા ગૌતમ તેવો વ્યભિચારી નથી અને સતીનો પતિ છે, માટે મારે તો તેની આજ્ઞાને પાળવી જ જોઈએ.

* અહીં ચિરકારી એમ કહેવા માગે છે કે, મારો પિતા મારી માતાના પ્રાણ લેવા તૈયાર થયો છે અને તેથી મારી માતા પ્રત્યેના પોતાના ભર્તૃધર્મથી કે પતિધર્મથી ભ્રષ્ટ થયો છે, માટે તેની આજ્ઞાને અનુસરીને હું મારી માતાનો વધ નહિ કરું.

× અર્થાત્ પુરુષની જો ઇચ્છા ન હોય તો વ્યભિચારરૂપ દોષની જગતમાં પ્રસક્તિ જ ન થાય માટે પ્રથમ પ્રવૃત્તિ કરનાર પુરુષ જ વ્યભિચારદોષનો પ્રવર્તક છે

– તાત્પર્ય કે, પોતાના પતિના વેષમાં આવેલા પરપુરુષને પતિની બુદ્ધિથી જ શરીર અર્પણ કરનારી મારી માતા વિષે વ્યભિચારનો દોષ સંભવતો જ નથી, માટે તેનો વધ કરવો યોગ્ય જ નથી.

+ આવી એક પુરાણી આખ્યાયિકા છે કે, ત્વષ્ટાના પુત્ર ત્રિશિરાનો વધ કરવાથી ઇંદ્રને જ્યારે બ્રહ્મહત્યા લાગી હતી, ત્યારે તેણે બ્રહ્મહત્યાના એક તૃતીયાંશને સ્ત્રીઓ વિષે રજોદર્શનરૂપે સ્થાપિત કર્યો. પછી તે સમયે સ્ત્રીઓએ ઇંદ્રની પાસે વરદાન માગ્યું હતું કે, અમારામાં રજોદર્શનરૂપે બ્રહ્મહત્યાને તમે સ્થાપન કર્યું, માટે તેના બદલામાં અમે માગીએ છીએ કે, અમને છેક પ્રસૂતિકાળ પર્યંત મૈથુન માટેની ઇચ્છા રહે અને ત્યાં સુધીમાં અમને પુરુષનો સંગ થાય, તોપણ અમારા ગર્ભને કે અમારા શરીરને કંઈ હાનિ ન પહોંચે. આ પ્રમાણે સ્ત્રીઓએ વરદાન માગ્યું, ત્યારે ઇંદ્રે 'તથાસ્તુ' કહીને તેઓનો મનોરથ પૂર્ણ કર્યો. આ વાતનું ઇંદ્રે સ્મરણ કરાવી આપીને મારી માતા સાથે વ્યભિચાર કર્યો છે, માટે મારી માતા નિર્દોષ જ છે; એમ ચિરકારી કહે છે

* કહેવાનો ભાવ એ છે કે, પિતાને પ્રસન્ન કરવાથી સ્વર્ગલોકમાં સુખ મળે છે અને માતાને પ્રસન્ન કરવાથી બન્ને લોકમાં સુખ મળે છે આ રીતે પિતાના કરતાં પણ અધિક યોગ્યતાવાળી માતાનો મારાથી વધ કેમ થઈ શકે?

દેહાંતશિક્ષા કરવી, તે યોગ્ય નથી જ.'૪૫ (પરંતુ પોતાની આજ્ઞાને લીધે ચિરકારીએ તેને મારી નાખી હશે, આવો વિચાર આવતાં) તેમને અત્યંત સંતાપ થવા લાગ્યો. દુઃખને લીધે તેમની અશ્રુધારા સરી પડવા લાગી અને શાસ્ત્રજ્ઞાન તથા ધૈર્યના પ્રસાદથી તેમને પશ્ચાત્તાપ થવા લાગ્યો. પછી (પોતાના મન સાથે) તેમણે કહેવા માંડયું કે, 'ત્રિલોકીનો ઈશ્વર ઇંદ્ર બ્રાહ્મણનું સ્વરૂપ ધારણ કરીને એક અતિથિ તરીકે મારા આશ્રમમાં આવ્યો હતો. તે સમયે મેં વાણી વડે તેને શાંત પાડ્યો હતો. સ્વાગતવચન કહીને તેનું પૂજન કર્યું હતું અને અર્ઘ્ય, પાદ્ય વગેરે અર્પણ કરીને મેં તેને નમ્રતાપૂર્વક નિવેદન કર્યું હતું કે, તું અમારો નાથ છે. આ ઉપરથી હું એમ જ જાણતો હતો કે, ઇંદ્ર મારી સાથે સ્નેહપૂર્વક વર્તન કરશે; પરંતુ અફસોસ! ઇંદ્રે પોતે જ પોતાની લોલુપતાને લીધે મારી સ્ત્રીને દુષિત કરી છે, માટે આ વિષયમાં મારી સ્ત્રીનો લેશમાત્ર અપરાધ નથી.૪૬-૪૯ વળી જ્યારે ધર્મદૃષ્ટિથી જોઈએ છીએ, ત્યારે તો એમ જ લાગે છે કે, આ વિષયમાં મારી સ્ત્રીનો અપરાધ નથી, મારો પોતાનો અપરાધ નથી અને અતિથિ તરીકે આવેલા ઇંદ્રનો પણ અપરાધ નથી; પરંતુ યોગસાધનમાં થયેલા મારા પ્રમાદનો જ અપરાધ છે.*૫૦ મુનિઓ કહે છે કે, ઈર્ષ્યાને લીધે જ સર્વ દુઃખોની ઉત્પત્તિ થાય છે. વાત ખરી છે કે, ઈર્ષ્યાથી ક્ષોભ પામીને જ હું આ પાપરૂપી સમુદ્રમાં ડૂબી ગયો છું.૫૧ અરેરે! મેં મારી સાધ્વી સ્ત્રીની હત્યા કરી છે કે, જે સ્ત્રી દુઃખોની અંદર ભાગ લેનારી હોઈને 'વાસિતા' એવા નામને સાર્થક કરનારી હતી અને મારા તરફના ભરણપોષણને પાત્ર હોઈને મારી ભાર્યા કહેવાતી હતી. (આવી સુલક્ષણા સ્ત્રીનો મેં વધ કરાવ્યો છે.) હાય! મારા આ પાપમાંથી મને કોણ તારશે?૫૨ મેં મારા પ્રમાદને અધીન થઈને ઉદાર બુદ્ધિના ચિરકારીને તેનો વધ કરવાની આજ્ઞા કરી છે. જો એ ચિરકારી આજે ખરેખરો ચિરકારી થાય, તો જ આ પાપમાંથી મારું રક્ષણ કરી શકે!૫૩ ઓ ચિરકારિક! તારું કલ્યાણ થાઓ. ઓ ચિરકારિક! તારું શુભ થાઓ, તું હરકોઈ કાર્યમાં વિચારપૂર્વક વિલંબ કર્યા વિના આગળ વધતો જ નથી, જેથી આજે પણ તે પ્રમાણે વર્તીને ચિરકારી થઈશ, તો અવશ્ય તું ચિરકારી જ છે.૫૪ પુત્ર ચિરકારિક! આજે તારા નામને તું સાર્થક કર અને મારું, તારી માતાનું, મેં સંપાદન કરેલા તપનું તથા તારું પોતાનું પણ આ ભયંકર પાપથી રક્ષણ કર.૫૫ હે ચિરકારિક! બુદ્ધિની અતિશયતાને લીધે તારું સ્વાભાવિક રીતે જ ચિરકારીપણું છે, તે આજે સફળ થાઓ અને આજે તું ચિરકારિક થા.૫૬ તારી માતાએ તારા જન્મ માટે ઘણા લાંબા સમય સુધી આશા રાખી હતી અને ગર્ભમાં પણ તને ઘણા લાંબા સમય સુધી ધારણ કરી રાખ્યો હતો, માટે હે ચિરકારિક! તારી માતાનું આજે રક્ષણ કરીને તું તારા નામને સફળ કર.૫૭ મને જણાય છે કે, (મારો પુત્ર ચિરકારિક મારી આજ્ઞાને લીધે) સંતાપ પામીને વિલંબ જ કરી રહ્યો હશે અને હાથમાં શસ્ત્ર પકડીને પણ ઘણા લાંબા સમય સુધી વિચારનિદ્રામાં પડી રહ્યો હશે. હે ચિરકારિક! આ સમયે ખૂબ વિચાર કરીને અમારા બન્નેના અતિ દીર્ઘકાળના સંતાપમાંથી અમને તું મુક્ત કરજે.'૫૮

હે યુધિષ્ઠિરરાજા! આ રીતે દુઃખી થયેલા મહર્ષિ ગૌતમે પોતાના આશ્રમમાં આવીને જોયું તો પોતાનો પુત્ર ચિરકારી તેની માતાની સમીપ વિચાર કરતો જ ઊભો રહ્યો હતો.૫૯ ચિરકારી પણ પોતાના પિતાને જોઈને અત્યંત દુઃખી થયો. તેણે હાથમાં પકડેલા શસ્ત્રનો ત્યાગ કરી દઈને પિતાના ચરણમાં મસ્તક નમાવ્યું અને તેને પ્રસન્ન કરવાનો આરંભ કર્યો.૬૦ આ રીતે મસ્તક નમાવીને પૃથ્વી પર પડેલા પોતાના પુત્રને જોઈને તેમ જ (લજ્જાને લીધે) નિરાકારસ્વરૂપે (પાષાણસ્વરૂપે) ઊભેલી પોતાની પત્નીને જોઈને ગૌતમ અત્યંત પ્રસન્ન થયા.૬૧ પછી મહાત્મા ગૌતમે પોતાની પત્ની સાથે

* આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે, પ્રાચીન ઋષિમુનિઓની વૃત્તિઓ કેટલી બધી દ્વેષરહિત હતી અને તેઓની નિષ્ઠા યોગધર્મ તરફ કેટલી બધી દૃઢ હતી! મહર્ષિ ગૌતમ અહીં એમ કહેવા માગે છે કે, મારો પોતાનો જ યોગસાધન કરવામાં પ્રમાદ થયો અને તેને લીધે જ મારા ઘરમાં ઇંદ્રે વ્યભિચારકર્મ કર્યું, નહિ તો પ્રથમથી જ યોગ દ્વારા મારા જાણવામાં આવવું જોઈએ કે, ઇંદ્રે પોતાની દુષ્ટ વાસના તૃપ્ત કરવા માટે જ આવો અતિથિવેષ સ્વીકાર્યો છે.

ગૃહસ્થાશ્રમમાં રહીને એકાંતમાં પણ ભેદભાવ રાખ્યો નહિ અને પુત્ર ચિરકારીનું પણ સમાધાન કર્યું.[૬૨] 'તારી માતાને તું મારી નાખ,' આવી આજ્ઞા આપીને પોતાનું કર્મ કરવા માટે પોતે વનમાં ચાલ્યા ગયા અને પછી પોતાનો પુત્ર ચિરકારી હાથમાં શસ્ત્ર લઈને વિનયપૂર્વક આજ્ઞા પાળવા તૈયાર થયો અને માતાના સંબંધમાં વિચાર કરતો ઊભો રહ્યો. પછી પોતે આશ્રમ તરફ જ્યારે પાછા આવ્યા ત્યારે પોતાનો પુત્ર પોતાના ચરણમાં નમી પડ્યો. તે જોઈને પિતા ગૌતમને નિશ્ચય થયો કે, મારો પુત્ર ચિરકારી મારા ભયને લીધે શસ્ત્રગ્રહણની ચપળતાને ઢાંકે છે.[૬૩-૬૪] પછી તેમણે ચિરકારીને બે હાથ વતી ભેટી પડીને તેનું મસ્તક સૂંઘ્યું, ઘણા કાળ સુધી તેની પ્રશંસા કરી અને 'ચિરં જીવ' એવો આશીર્વાદ આપ્યો.[૬૫] આ રીતે પ્રીતિ અને હર્ષથી યુક્ત થયેલા મહાબુદ્ધિમાન ગૌતમે પોતાના પુત્રને અભિનંદન આપીને આ પ્રમાણે કહ્યું :[૬૬] 'હે ચિરકારિક! તારું કલ્યાણ થાઓ. તું દીર્ઘકાળ પર્યંત ચિરકારી જ થા. હે સૌમ્ય! આજે તેં વિચારપૂર્વક વિલંબ કર્યો, તેથી હું ચિરકાળ પર્યંત દુઃખી થયો નથી.'[૬૭] પુત્રને એ પ્રમાણે કહીને મુનિઓમાં શ્રેષ્ઠ વિદ્વાન ગૌતમે વિચારપૂર્વક વિલંબથી કાર્ય કરનાર ધીર પુરુષોના ગુણોના ઉદ્દેશવાળી આવી ગાથાઓ ગાવા માંડી :[૬૮]

'चिरेण मित्रं बध्नीयात् चिरेण च कृतं त्यजेत् ।
चिरेण हि कृतं मित्रं चिरं धारणमर्हति ॥६९॥
रागे दर्पे च माने च द्रोहे पापे च कर्मणि ।
अप्रिये चैव कर्तव्ये चिरकारी प्रशस्यते ॥७०॥
बंधूनां सुहृदां चैव भृत्यानां स्त्रीजनस्य च ।
अव्यक्तेष्वपराधेषु चिरकारी प्रशस्यते ॥७१॥

કોઈ પુરુષને મિત્ર કરવો હોય તો વિચારપૂર્વક વિલંબ કરીને જ તેને મિત્ર કરવો. કોઈ પુરુષને મિત્ર કર્યો હોય અને પછી તેનામાં કંઈ દોષ દેખાય; તોપણ વિચારપૂર્વક વિલંબ કર્યા પછી જ તેનો ત્યાગ કરવો; કારણ કે દીર્ઘકાળ પર્યંત વિચાર કર્યા પછી જેની સાથે મિત્રતા કરી હોય, તેનો દીર્ઘકાળપર્યંત નિભાવ કરવો, તે જ યોગ્ય ગણાય છે.[૬૯] તેમ જ કોઈની સાથે પ્રીતિ કરવામાં, ગર્વ કરવામાં, અભિમાન કરવામાં, દ્રોહ કરવામાં, પાપકર્મ કરવામાં તથા કોઈનું અપ્રિય કરવામાં જે પુરુષ લાંબા સમય સુધી વિચાર કર્યા પછી જ આગળ પગલું ભરે છે, તે પુરુષ પ્રશંસાપાત્ર ગણાય છે.[૭૦] વળી પોતાના બાંધવોના, સુહૃદોના, નોકરચાકરોના તથા સ્ત્રીઓના અપરાધો જ્યાં સુધી સ્પષ્ટ રીતે જાણવામાં ન આવ્યા હોય, ત્યાં સુધી ચિરકાળ પર્યંત વિચાર કરનારો પુરુષ પ્રશંસાપાત્ર ગણાય છે.'[૭૧]

હે ભરતવંશી રાજા! આ રીતે મુનિ ગૌતમ પોતાના પુત્રનું વિલંબપૂર્વક કાર્ય કરવાપણું જોઈને તેમ જ માતાની રક્ષારૂપ તેનું (ઉદાર) કર્મ જોઈને તેના પર અત્યંત પ્રસન્ન થયા હતા.[૭૨] માટે જે કોઈ પુરુષ એ ચિરકારીની પેઠે પ્રત્યેક કાર્યમાં લાંબા સમય સુધી વિચાર કરીને નિશ્ચયપૂર્વક કર્મ કરે છે, તે પુરુષને દીર્ઘકાળ પર્યંત સંતાપ કરવાનો વખત આવતો નથી.[૭૩] મનુષ્ય દીર્ઘકાળ સુધી રોષને રોકી રાખે છે અને દીર્ઘકાળ સુધી કર્મને કરતો નથી, તો તેનું કોઈ પણ કાર્ય પશ્ચાત્તાપ ઉપજાવનારું થતું નથી.[૭૪] વળી પ્રત્યેક મનુષ્યે લાંબા કાળ સુધી વૃદ્ધોની સેવા કરવી જોઈએ, સેવા કર્યા પછી લાંબા કાળ સુધી તેઓની પૂજા કરવી જોઈએ, લાંબા કાળ સુધી ધર્મનું સેવન કરવું જોઈએ અને લાંબા કાળ સુધી તત્ત્વવસ્તુનું શોધન કરવું જોઈએ;[૭૫] કારણ કે લાંબા કાળ સુધી વિદ્વાનોનું સેવન કરવાથી, લાંબા કાળ સુધી શિષ્ટ પુરુષોનો આશ્રય કરવાથી અને લાંબા કાળ સુધી ઉત્તમ કેળવણી લેવાથી, મનુષ્ય કદી અવજ્ઞાપાત્ર થતો નથી.[૭૬] જે પુરુષ કોઈ બીજાના સંબંધમાં પણ ધર્મયુક્ત વાક્યનું ઉચ્ચારણ કરે છે અને કોઈના તરફથી જ્યારે પ્રશ્ન પૂછવામાં આવે, ત્યારે પણ ખૂબ વિચાર કર્યા પછી જ ઘણી વારે પ્રત્યુત્તર આપે છે, તે પુરુષને કદી સંતાપ કરવો પડતો નથી.[૭૭] મહાતપસ્વી બ્રાહ્મણ ગૌતમ અનેક વર્ષો પર્યંત પોતાના આશ્રમમાં રહીને અંતે પોતાના પુત્રની સાથે સ્વર્ગલોકમાં ગયા.[૭૮]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'ચિરકારીની કથા-કોઈ પણ કાર્ય વિચાર કર્યા પછી જ કરવું' નામનો અધ્યાય ૨૬૬મો સમાપ્ત

# અધ્યાય ૨૬૭મો

## દ્યુમત્સેન અને સત્યવાનનો સંવાદ

॥ युधिष्ठिर उवाच ॥

**कथं राजा प्रजा रक्षेन्न च किंचित्प्रघातयेत् ।**
**पृच्छामि त्वां सतांश्रेष्ठ तन्मे ब्रूहि पितामह॥१॥**

યુધિષ્ઠિરે પૂછયું : હે સત્પુરુષોમાં શ્રેષ્ઠ પિતામહ! (તમારા કહેવા પ્રમાણે અહિંસાધર્મ જ શ્રેષ્ઠ છે તો પછી) રાજા કોઈની હિંસા ન કરે, તો પ્રજાઓનું રક્ષણ કેવી રીતે કરી શકે, એ વિષે હું તમને પૂછું છું, માટે તે મને કહો.'[૧]

ભીષ્મે કહ્યું : આ વિષયમાં પણ એક પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે, જેમાં રાજા દ્યુમત્સેનનો તથા રાજકુમાર સત્યવાનનો સંવાદ વર્ણવેલો છે.[૨] અમે સાભળ્યુ છે કે, પોતાના પિતાની આજ્ઞાથી અપરાધીઓને વધસ્થાને લઈ જવામાં આવતા હતા, ત્યારે રાજકુમાર સત્યવાને પૂર્વે કોઈએ નહિ કહેલું આવું વચન કહ્યું હતું :[૩] 'કોઈનો વધ કરવો, એ પણ જો ધર્મ હોય, તો ધર્મ અધર્મ ગણાશે અને અધર્મ ધર્મ ગણાશે; માટે વધરૂપ અધર્મકાર્યને ધર્મરૂપ કહેવું, તે તો યોગ્ય નથી જ.'[૪]

દ્યુમત્સેને કહ્યું : હે સત્યવાન! ચોર જેવા પાપી પુરુષનો પણ વધ ન કરવો, એ જો ધર્મ ગણાય તો પછી અધર્મ કોને કહેવો ? વળી ચોર-લૂંટારા જેવા વધ્ય પુરુષોનો પણ જો વધ કરવામાં ન આવે તો પ્રજાઓમાં સંકરતા ફેલાઈ જાય. (અર્થાત્ ચોરલોકો પ્રજાઓને લૂંટી લે અને મર્યાદાના નાશને લીધે પ્રજાઓ ભ્રષ્ટ બની જાય.)[૫] તેમાં પણ આ કળિયુગમાં, ચોરલોકોને જો અવધ્ય ગણવામાં આવે, તો કોઈ પણ મનુષ્ય પોતાની પાસે રહેલા ધનને 'આ મારું છે' એમ કહી શકે જ નહિ અને અને એ ઉપરાંત તીર્થગમન, વેપાર વગેરે લોકવ્યવહાર પણ ચાલી શકે નહિ; છતાં (ચોરલોકોનો નાશ કર્યા વિના) પ્રજાઓમાં વ્યવસ્થા જળવાઈ રહે, એવું કંઈ તારા જાણવામાં હોય તો તું અમને કહે.[૬]

સત્યવાને કહ્યું : 'ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ત્રણે વર્ણની પ્રજાઓને બ્રાહ્મણોને અધીન કરવી, જેથી સર્વ મનુષ્યો ધર્મના પાશથી જકડાઈ જશે અને તેને લીધે સૂત, માગધ આદિ પ્રતિલોમ-અનુલોમ પ્રજા પણ ધર્મનું આચરણ કરશે;[૭] છતાં કોઈ સમયે એમાંનો કોઈ મનુષ્ય કંઈ અધર્માચરણ કરે, તો બ્રાહ્મણે રાજાની પાસે આવીને જાહેર કરવું કે, 'આ મનુષ્ય મારું વચન માન્ય કરતો નથી.' તે પછી રાજાએ તે મનુષ્યને શિક્ષા કરવી.[૮] અને શિક્ષા પણ એવા પ્રકારની જ કરવી જોઈએ કે, જેથી અપરાધીના શરીરનો નાશ ન થઈ જાય. વળી અપરાધીના અપરાધનો તથા નીતિશાસ્ત્રનો યથા-વિધિ વિચાર કર્યા વિના રાજાએ વિપરીત પ્રકારે કોઈને શિક્ષા કરવી નહિ.[૯] રાજા ચોરલોકોનો નાશ કરે છે; પરંતુ તેઓની પાછળ બીજા અનેક નિર-પરાધીઓનો પણ નાશ કરે છે, કેમ કે અપરાધ કરનાર એક પુરુષનો વધ કરવાથી તેની સ્ત્રી, માતા, પિતા અને પુત્ર વગેરે ઘણાનો (આજીવિકાના અભાવને લીધે) નાશ થઈ જાય છે; માટે કોઈ પણ મનુષ્ય જ્યારે અપરાધ કરે, ત્યારે રાજાએ પૂરતી તપાસ કરીને જ તેને શિક્ષા કરવી.[૧૦] મનુષ્ય દુષ્ટ હોય, તોપણ કોઈ સમયે સત્પુરુષનો સંગ કરીને સદાચારને મેળવી શકે છે; વળી દુષ્ટ પુરુષોની પ્રજાઓ ઘણેભાગે ઉત્તમ જ થાય છે.[૧૧] વળી દુષ્ટ પુરુષોનો મૂળમાંથી જ ઉચ્છેદ ન કરી નાખવો, કેમ કે એ કંઈ સનાતન ધર્મ નથી; પરંતુ તેવા પુરુષોને એવી કોઈ સામાન્ય શિક્ષા કરવી કે, જેથી તેઓના પાપનું પ્રાયશ્ચિત્ત થઈ જાય.[૧૨] રાજાએ પુરોહિતોની સભા બોલાવીને તે સભાની વચ્ચે ચોરલોકોને તેઓનું સર્વસ્વ લૂંટી લેવાની ધમકી બતાવવી, અમુક કાળ પર્યંત કેદમાં રહેવાની શિક્ષા કરવી અને ઘણો મોટો અપરાધ હોય તો શરીરના એકાદ અવયવનું છેદન કરીને બેડોળ કરવાની શિક્ષા કરવી; પરંતુ છેક દેહાંતદંડની શિક્ષા કરીને તેનાં સ્ત્રીપુત્રાદિને દુઃખી કરવાં નહિ;[૧૩] પણ જો તે અપરાધીઓ શરણ લેવાની ઇચ્છાથી પુરોહિતની પ્રાર્થના કરવા મંડી પડે અને 'હે બ્રહ્મન્! પુનઃ અમે આવું પાપકર્મ નહિ કરીએ,' આવું વચન આપે, તો તેઓને કંઈ શિક્ષા કર્યા વિના જ છોડી મૂકવા. આવી બ્રહ્મદેવની પોતાની આજ્ઞા છે. વળી જે પુરુષ દંડ તથા મૃગચર્મને ધારણ કરનારો

મસ્તકનું મુંડન કરાવનારો બ્રાહ્મણ હોય; અર્થાત્ બ્રહ્મનિષ્ઠ સંન્યાસી હોય છતાં તેણે જો અપરાધ કર્યો હોય, તો તેને પણ શિક્ષા કરવામાં દોષ નથી. (તાત્પર્ય કે સંન્યાસી હોય છતાં જો અપરાધી હોય તો તે શિક્ષાપાત્ર છે જ.)[૧૪-૧૫] જે પુરુષોએ ઘણો મોટો અપરાધ કર્યો હોય, તેઓને અપરાધના પ્રમાણમાં ઘણી મોટી જ શિક્ષા કરવી જોઈએ અને જેઓએ પુનઃ પુનઃ અપરાધ કર્યો હોય, તેઓને પ્રથમના અપરાધ સમયે જેમ છોડી મૂકયા હોય, તેમ છોડી મૂકવા નહિ.[૧૬]

ઘુમત્સેને કહ્યું: જે જે મર્યાદામાં પ્રજાઓને નિયમમાં રાખી શકાય, તે તે સર્વ મર્યાદાઓને કેવળ ધર્મ જ કહી શકાય અને જ્યાં સુધી આ મર્યાદાધર્મનું પ્રજા ઉલ્લંઘન કરતી નથી ત્યાં સુધી ધર્મપ્રવૃત્તિ રહે છે;[૧૭] પરંતુ છેક કોઈનો વધ જ કરવામાં ન આવે અર્થાત્ જે પુરુષ શિક્ષાને પાત્ર હોય તેને પણ જો શિક્ષા કરવામાં ન આવે તો આખા જગતનો કેવળ પરાભવ જ થઈ જાય-આખું જગત જેને જેમ ફાવે તેમ વર્તવા માંડે. અતિ પ્રાચીન કાળની પ્રજાઓ સારી રીતે અથવા સહેલાઈથી શાસન કરી શકાય તેવી હતી;[૧૮] કેમ કે તે સમયની પ્રજાઓ અત્યંત કોમળ સ્વભાવની હતી, ઘણે ભાગે સત્યમાર્ગે ચાલનારી હતી, અલ્પ દ્રોહ કરનારી હતી અને અલ્પ ક્રોધ કરનારી હતી, જેથી તે સમયે માત્ર ધિક્કાર શબ્દથી જ સર્વેનો દંડ કરવામાં આવતો હતો અને પછી માત્ર વચનપ્રહારથી જ શિક્ષા કરવામાં આવતી હતી;[૧૯] પરંતુ પાછળથી જેમ જેમ સમય બદલાતો ગયો, તેમ તેમ શિક્ષામાં પણ ફેરફાર થતો ગયો અને (દ્વાપરયુગનો જ્યારે આરંભ થયો ત્યારે) ઘણો જ મોટો અપરાધ કરનાર મનુષ્યનું સર્વસ્વ હરણ કરી લેવાની શિક્ષા ચાલુ થઈ. તે પછી આ કળિયુગમાં ભયંકર અપરાધ કરનારાઓને દેહાંતદંડની શિક્ષા કરવામાં આવે છે, છતાં આ કળિયુગમાં કેટલાએક એવા દુષ્ટ મનુષ્યો ઉત્પન્ન થયા છે, કે જેઓ એક અપરાધીને મરણ પામેલો જુએ છે, છતાં નિયમમાં રહી શકતા નથી. (અર્થાત્ એક અપરાધીને દેહાંતદંડની શિક્ષા કરવામાં આવે છે, છતાં બીજાઓને તેવો અપરાધ કરતાં ત્રાસ ઉપજતો નથી.)[૨૦] શ્રુતિ કહે છે કે, ચોર મનુષ્યોનો, દેવોનો, ગંધર્વોનો કે પિતૃઓનો-કોઈનો પણ સંબંધી નથી; અરે! એટલુંજ નહિ પણ આ જગતમાં કોણ કોનો સંબંધી છે? અર્થાત્ કોઈ કોઈનો સંબંધી નથી. (તો પછી ચોરનો વધ કરવાથી તેના સંબંધીઓનો વધ કેવી રીતે થશે?)[૨૧] વળી જેઓની બુદ્ધિનો કેવળ વિનાશ જ થઈ ગયો છે, તેવા ચોરલોકોના સંબંધમાં કોઈ જાતની મર્યાદા બાંધવા માટે કયો ડાહ્યો પુરુષ તૈયાર થાય? કારણ કે ચોરી કરનારો પુરુષ શ્મશાનમાંથી શબ ઉપરના અલંકારોને પણ ઉતારી લાવે અને જેને પિશાચ વળગ્યો હોય તેવાની પાસેથી પણ વસ્ત્રાદિ ખૂંચવી લે. (અર્થાત્ ચોરલોકોને ધર્મમર્યાદામાં રાખવાનું શિક્ષા કર્યા વિના કોઈ રીતે બની શકે તેમ નથી; કારણ કે તેઓ બુદ્ધિથી રહિત હોય છે.)[૨૨]

સત્યવાને કહ્યું: હે પિતા! તેવા ચોરલોકોને સત્પુરુષો બનાવવા માટે તમે અશક્ત હો અથવા હિંસા કર્યા વિના તેઓનું રક્ષણ કરવા માટે તમારાથી જો ન બની શકે તેમ હોય, તો તમે સર્વમેધ નામનો યજ્ઞ કરીને તેમાં પશુઓને બદલે વધપાત્ર ચોરલોકોનો નાશ કરો. (જેથી તેઓ અત્યંત પાપી હોય છતાં યજ્ઞના પશુ તરીકે ઉપયોગમાં આવીને સ્વર્ગલોકમાં પ્રયાણ કરે.)*[૨૩] રાજાઓ પોતાની પ્રજાઓના નિર્દોષપણાની મનમાં ઇચ્છા રાખીને શ્રેષ્ઠ પ્રકારનું તપશ્ચરણ કરે છે અને પોતાના રાજ્યમાં ચોર, લૂંટારા વગેરેનો જો ત્રાસ થાય છે તો તેઓને લજ્જા આવે છે; માટે જ જે રાજાઓ ધાર્મિક હોય છે, તેઓ (પ્રજાઓના ઉપદ્રવ શાંત કરવા માટે) હમેશાં તપશ્ચર્યાઓ કર્યા કરે છે.×[૨૪]

* સત્યવાનના કહેવાનો ભાવાર્થ એ છે કે, જેઓને દેહાંતદંડની શિક્ષા કરવાની હોય તેવા ચોરલોકોને નરમેધ નામના યજ્ઞમાં હોમી દઈને તેઓનો ઉપકાર કરવો; કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે, યજ્ઞનિમિત્તે મરણ પામેલાં પ્રાણીઓને સ્વર્ગલોકનો લાભ થાય છે.

× અર્થાત્ રાજાઓના રાજ્યમાં ચોરલૂટારાના ઉપદ્રવો અને પ્રજાઓમાં ભયંકર અનીતિઓનાં પરિણામો ઉત્પન્ન થાય છે, તેનું મૂળ કારણ રાજાઓ જ છે. રાજાઓ તપસ્વી હોય, પ્રજાપાલનના કાર્યમાં મશગૂલ હોય અને સ્વધર્મનિષ્ઠ હોય તો તેઓના રાજ્યમાં અનિષ્ટ ઉપદ્રવોનો કદી સંભવ જ ન રહે. આના આશયથી છાંદોગ્ય ઉપ

રહેલા ધર્મનો પણ વિનાશ થઈ જાય.) આવા હેતુથી રાજાએ મનુષ્યના આયુષ્યનો, શક્તિનો તથા કાળનો નિશ્ચય કરીને (અપરાધના પ્રમાણમાં) શિક્ષા તો કરવી જ જોઈએ;+૩૫ કારણ કે (શિક્ષાના ભયને લીધે) મનુષ્ય બ્રહ્મપ્રાપ્તિ માટેના મહાન ધર્મફળનો (જ્ઞાનનો) ત્યાગ કરતો નથી. એમ સ્વયંભૂના પુત્ર ભગવાન મનુએ પ્રાણીઓ પર દયા કરવા માટે (ધર્મશાસ્ત્રમાં) કહ્યું છે.૩૬

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન-પર્વમાં 'દ્યુમત્સેન અને સત્યવાનનો સંવાદ' નામનો અધ્યાય ૨૬૭મો સમાપ્ત

## अध्याय २६८मो

### કપિલગીતા—કોણ શ્રેષ્ઠ? ગૃહસ્થધર્મ કે યોગધર્મ?

॥ युधिष्ठिर उवाच ॥

**अविरोधेन भूतानां योगः षाड्गुण्यकारकः ।**
**यः स्यादुभयभाग्धर्मस्तन्मे ब्रूहि पितामह ॥१॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે પિતામહ! કોઈ પણ પ્રાણીનો વિરોધ કર્યા વિના જેનું સેવન કરવાથી મનુષ્યને સંપૂર્ણ ઐશ્વર્ય, જ્ઞાન, યશ, સંપત્તિ, વૈરાગ્ય અને ધર્મ એ છયે ગુણોનો લાભ થાય છે, તે યોગધર્મને તમે કહ્યો; તો હવે જે ધર્મ ગૃહસ્થાશ્રમ અને યોગ એ બન્નેમાં સેવન કરવા યોગ્ય હોય તે મને કહો.૧ હે પિતામહ! ગૃહસ્થધર્મ અને યોગધર્મ એ બન્ને સમીપ રહીને મોક્ષરૂપી એક જ અર્થને સિદ્ધ કરવા પ્રવૃત્ત થયા છે, એમ શાસ્ત્રકારો કહે છે; તોપણ તેઓ બન્નેમાંથી શ્રેષ્ઠ ધર્મ કયો છે, તે મને કહો.૨

ભીષ્મે કહ્યું: ગૃહસ્થધર્મ અને યોગધર્મ એ બન્ને મહાન ઐશ્વર્યને આપનારા છે, બન્ને મહા દુઃખથી આચરી શકાય તેવા છે, બન્ને મહાન ફળને આપનારા છે અને બન્નેનું સત્પુરુષોએ આચરણ કર્યું છે,૩ તોપણ હે પાર્થ! આ બન્ને ધર્મના સંબંધમાં સંશયને દૂર કરનારું એક પ્રમાણ હું તમને કહું છું, તેને તમે એકચિત્ત થઈને સાંભળો.૪ હે યુધિષ્ઠિર! આ વિષયમાં પણ એક પુરાતની ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે, જેમાં કપિલનો તથા એક ગાયનો (ગાયના શરીરમાં દાખલ થયેલા સ્યૂમરશ્મિ નામના ઋષિનો) સંવાદ વર્ણવેલો છે, તેનું તમે શ્રવણ કરો.૫ અમે એમ સાંભળ્યું છે કે, પૂર્વે નહુષ રાજાને ઘેર ત્વષ્ટા દેવ જ્યારે અતિથિ તરીકે આવ્યો, ત્યારે તેનો અતિથિસત્કાર કરવા માટે નહુષ રાજાએ પ્રાચીન, સનાતન અને નિશ્ચયાત્મક એવા વેદવચનને પ્રમાણ ગણીને મધુપર્કમાં એક ગાયને હિંસા કરવા માટે આણી.૬ તે સમયે ઉદાર અંતઃકરણવાળા, સત્ત્વગુણમાં સ્થિતિ કરનારા, સંયમ ઉપર પ્રીતિ રાખનારા, જ્ઞાનમાં નિષ્ઠાવાળા, નિયમપૂર્વક આહાર કરનારા અને સર્વ તરફથી નિર્ભય, શ્રેષ્ઠ, દૃઢ, સત્ય તથા ઉત્તમ નિષ્ઠાવાળી બુદ્ધિને પ્રાપ્ત થયેલા કપિલમુનિ, વધ કરવા માટે ઊભી રાખેલી તે ગાયને જોઈને એકવાર આ પ્રમાણે બોલી ઉઠ્યા કે, 'અરે ઓ વેદ!'૭-૮ આ રીતે કપિલમુનિએ વેદનો આક્ષેપ કર્યો, એટલે સ્યૂમરશ્મિ નામનો એક ઋષિ, (પોતાના યોગબળથી) ગાયના શરીરમાં પ્રવેશ કરીને તેને આ પ્રમાણે કહેવા લાગ્યો: 'અહો! વેદને આ પ્રમાણે જો નિંદ્ય માનવામાં આવે છે, તો પછી વેદમાં કહેલા બીજા હિંસારહિત ધર્મોને કેવી રીતે પ્રમાણ ગણવામાં આવશે?૯* માટે વેદોક્ત વિજ્ઞાનશાસ્ત્રરૂપ દૃષ્ટિવાળા ધીર તપસ્વીઓ એમ જ માને છે કે, વેદોમાં જે કંઈ કહેવામાં આવ્યું છે, છે તે સર્વ નિત્ય જ્ઞાનસંપન્ન પરમાત્માનાં જ વચનો× છે,૧૦ કે જે પરમાત્મા સર્વ તૃષ્ણાઓથી રહિત છે, સર્વ સંતાપોથી મુક્ત છે, સર્વ ફલાભિલાષથી રહિત

---

+ ધર્મશાસ્ત્ર પણ કહે છે કે, राजभिः कृतदण्डास्तु शुद्ध्यन्ति मलिना जना । અપરાધ કરનારા પાપી મનુષ્યો રાજાઓની શિક્ષારૂપ પ્રાયશ્ચિત્ત કરીને શુદ્ધ થાય છે—પાપથી મુક્ત થાય છે.

* કહેવાનો ભાવ એ છે કે, વેદોક્ત કર્મકાંડ તથા જ્ઞાનકાંડ બન્નેની પ્રમાણતા કે અપ્રમાણતા સરખી જ છે; માટે એ બન્નેમાંથી કોઈની નિંદા કરવી નહિ કે પ્રશંસા કરવી નહિ

× શ્રુતિ પણ કહે છે: 'अस्य महतो भूतस्य निश्वसितमेतदृग्वेदो यजुर्वेदः सामवेदः।' ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ સર્વ મહાન પરમાત્માના એક નિઃશ્વાસરૂપ છે; અર્થાત્ પરમાત્માના સ્વમુખથી જ ઉચ્ચારાયેલા છે, માટે તેમના એક પણ અક્ષરને અપ્રમાણરૂપ માની શકાય તેમ નથી.

છે અને સર્વ આરંભોથી મુક્ત છે, તે પરમાત્માને વેદોની અંદર વિષમ વચનો બોલવાનું શું પ્રયોજન હોય ? (અર્થાત્ વેદવચનમાં વિષમ વિવક્ષાનો સંભવ જ નથી.)[११]

કપિલે કહ્યું હું વેદોની નિંદા કરતો નથી, તેમ વેદોને વિષમ પણ કહેતો નથી, પરંતુ અમે સાંભળ્યું છે કે, પ્રત્યેક આશ્રમવાસીઓના કર્મો ભિન્ન ભિન્ન હોય છે, છતાં તેઓનું પ્રયોજન એક જ હોય છે.[૧૨] જેમ કે સંન્યાસી, વાનપ્રસ્થ, ગૃહસ્થ અને બ્રહ્મચારી એ ચારે આશ્રમવાસીઓ પરમ પદને પામે જ છે.[૧૩] વળી આ ચાર આશ્રમો પરમાત્માનો સાક્ષાત્કાર કરાવનારા ચાર સનાતન માર્ગો છે, પરંતુ એ માર્ગોમાં કયો માર્ગ શ્રેષ્ઠ છે અને કયો માર્ગ કનિષ્ઠ છે, તેમ જ કયો માર્ગ બળવાન છે અને કયો માર્ગ નિર્બળ છે, એ તેઓના ફળ ઉપરથી કહેવામાં આવ્યું છે +[૧૪]

(સારાંશ કે, ફળ તરફ દૃષ્ટિ કરીને જ આ ચાર માર્ગમાં ભેદ કહેવામાં આવ્યો છે,) એમ જાણીને સ્વર્ગાદિક ફળ આપનારાં સર્વ યજ્ઞાદિ કર્મો કરવાં, આવો વેદોક્ત કર્મકાંડનો મત છે ત્યારે બીજી તરફ એક પ્રમાણભૂત શ્રુતિ એમ પણ કહે છે કે, કોઈ જાતનાં કર્મોનો આરંભ જ કરવો નહિ,[૧૫] કારણ કે કર્મોનો ત્યાગ કરવામાં લેશમાત્ર દોષનો સંભવ નથી અને કર્મોનો આરંભ કરવામાં તો ઘણા દોષો સમાયલા છે આવા પ્રકારનાં જે શાસ્ત્રવચનો છે, તેમાં કયું વચન બળવાન છે અને કયું વચન નિર્બળ છે, એ જાણવું મહાકઠિન છે, છતાં અહિંસા સિવાયનું બીજું કોઈ પણ હિંસાશાસ્ત્ર કે જેનું ફળ આગમ શાસ્ત્ર સિવાય પ્રત્યક્ષ કે અનુમાનથી તે જોયું હોય તે તું મને કહે [१६।१७]*

સ્યૂમરશ્મિએ કહ્યું ‘ આપણે સાંભળીએ છીએ કે, ‘સ્વર્ગની ઇચ્છા રાખનારાએ યજ્ઞ કરવો’ આવું એક વેદવચન છે અને તેમાં પ્રથમ સ્વર્ગરૂપ

---

+ જેમ કે સન્યાસી મોક્ષમાપ્નોતિ બ્રહ્મલોક વની તથા। સ્વર્લોકમૃષિલોક ચ ગૃહસ્થબ્રહ્મચારિણૌ ॥

સંન્યાસી મોક્ષને પામે છે વાનપ્રસ્થ બ્રહ્મલોકને પામે છે, ગૃહસ્થ સ્વર્ગલોકને પામે છે અને બ્રહ્મચારી ઋષિલોકને પામે છે આ ઉપરથી કહી શકાય છે કે, સંન્યાસ, વાનપ્રસ્થ ગૃહસ્થ અને બ્રહ્મચર્ય આ ચારે આશ્રમોમાં પૂર્વ પૂર્વનો આશ્રમ બળવાન છે અને ઉત્તર ઉત્તરનો આશ્રમ નિર્બળ છે

* આ શ્લોકનું વિશેષ સ્પષ્ટીકરણ કરવા માટે ટીકાકાર નીલકંઠ લખે છે કે હિંસાધર્મના સ્વર્ગાદિ ફળને વેદમાં તથા શાસ્ત્રમાં વર્ણવેલું હોવાથી જ આપણે જાણી શકીએ છીએ, પરંતુ તેને પ્રત્યક્ષ જોવાનો બીજો કોઈ પણ ઉપાય નથી અને યોગધર્મના ફળને તો આપણે પ્રત્યક્ષ કરી શકીએ છીએ જેમ કે આપસ્તંબે કહ્યું છે કે, યોગી પુરુષોને સંકલ્પસિદ્ધિ પ્રાપ્ત થાય છે, તેઓ દૂર રહેલી વસ્તુને પણ જોઈ શકે છે અને મનના જેવો વેગ કરીને ગમે તે સ્થળે જઈ શકે છે વળી અનુમાનથી પણ યોગધર્મના ફળને જાણી શકાય છે જેમ કે દોરડીમાં સર્પનું ભાન મિથ્યાજ્ઞાનથી થાય છે, તેમ જગતમાં આત્માને જે બંધન થાય છે તે પણ કેવળ મિથ્યાજ્ઞાનનું જ કાર્ય છે, એમ ભગવતી શ્રુતિ પણ કહે છે, માટે માત્ર અજ્ઞાનનો નાશ કરવાથી જ બંધનની નિવૃત્તિ થઈ જાય છે જેમ દોરડીમાં ભ્રાંતિથી દેખાયેલા સર્પથી ભય પામેલા પુરુષને હજારોવાર ગંગાનદીમાં સ્નાન કરાવો તોપણ દોરડીનું ખરું જ્ઞાન થયા વિના તેના ભયની નિવૃત્તિ થતી નથી, તેમ આત્મજ્ઞાન સંપાદન કર્યા વિના હજારો યજ્ઞો કરવામાં આવે, તોપણ સંસારબંધનથી છૂટી શકાતું નથી આવા આશયથી શ્રુતિમાં કહ્યું છે કે,

‘ भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ॥

પરમાત્માનો જ્યારે સાક્ષાત્કાર થાય છે, ત્યારે હૃદયની અજ્ઞાનગ્રંથિ તૂટી જાય છે, સર્વ સંશયોનો નાશ થઈ જાય છે અને સર્વ કર્મોનો ક્ષય થઈ જાય છે ’ આ રીતે યોગધર્મનું ફળ પ્રત્યક્ષ અનુમાન તથા શાસ્ત્રથી જેમ જાણી શકાય છે, તેમ યજ્ઞાદિ ધર્મકર્મનું ફળ કેવળ શાસ્ત્ર વિના પ્રત્યક્ષ કે અનુમાનથી જાણી શકાતું નથી આ ઉપરથી ત્યાગવિધિમાં અને કર્મવિધિમાં બળવાન કોણ છે તથા નિર્બળ કોણ છે, એ વાતને સહેલાઈથી જાણી શકાય છે અર્થાત્ કર્મવિધિના કરતાં ત્યાગવિધિ જ અત્યંત બળવાન છે કપિલ સ્યૂમરશ્મિને કહે છે કે, વેદમાં કોઈ કોઈ સ્થળે ત્યાગધર્મના કરતાં ગૃહસ્થ ધર્મની અતિશય પ્રશંસા કરી છે, તેનો મુખ્ય હેતુ એ જ છે કે, તે નિમિત્તે અધિકારીની શ્રદ્ધામાં [illegible] થાય પણ વાસ્તવિક રીતે તો અહિંસાશાસ્ત્ર [illegible] ઉત્તમ ફળ આપનાર હિંસાશાસ્ત્ર નથી, છતાં [illegible] કલ્પ સિવાયનું પ્રત્યક્ષ ફળ આપનાર હિં[illegible] તારા જાણવામાં હોય તો મને કહે

ફળની કલ્પના કર્યા પછી જ યજ્ઞવિધિનો આરંભ કરવામા આવે છે.[૧૮] વળી વેદમાં કહ્યુ છે, કે બકરો, ઘોડો, ઘેટો, ગાય, પક્ષીઓ અને ગ્રામ્ય તથા જગલી ઔષધિઓ એ સર્વ પ્રાણનું અન્ન છે.×[૧૯] પ્રત્યેક પ્રાણીને નિત્ય પ્રાતઃકાળે અને સાયંકાળે અન્નભક્ષણની આવશ્યકતા રહે છે અને શ્રુતિ પણ કહે છે કે, પશુઓ તથા ધાન્ય યજ્ઞનુ અગ છે.[૨૦]* વળી આ પશુઓને તથા ધાન્યને પ્રજાપતિએ યજ્ઞને માટે જ ઉત્પન્ન કર્યા છે અને તે પ્રભુએ જ યજ્ઞ કરીને દેવોનુ પૂજન કર્યું હતું[૨૧] વેદવેત્તાઓ કહે છે કે, (ગાય, બકરો, મનુષ્ય, ઘોડો, ઘેટું, ખચ્ચર અને ગધેડો આ) સાત ગ્રામ્યપશુઓનો તથા (સિંહ, વ્યાઘ્ર, વરાહ, પાડો, હાથી, રીછ અને વાનર આ) સાત આરણ્યક પશુઓનો યજ્ઞનિમિત્તે ઉપયોગ થઈ શકે છે અને તેમા પૂર્વ પૂર્વનું પશુ ઉત્તરોત્તર પશુના કરતા ઉત્તમ ગણાય છે, એટલુ જ નહિ પણ પુરુષ જેવા ઉત્તમ પ્રાણીનો પણ યજ્ઞોમાં પશુ તરીકે વિનિયોગ કરવામાં આવ્યો છે અને આ સમગ્ર જગતનો કેવળ યજ્ઞોને માટે જ ઉપયોગ છે, એમ વેદો કહે છે.[૨૨] વળી પૂર્વકાળના અતિ પ્રાચીન ઋષિમુનિઓએ પણ શાસ્ત્રમાં તે પ્રમાણે આજ્ઞા કરી છે, માટે પોતાની શક્તિ પ્રમાણે કયો વિદ્વાન પુરુષ યજ્ઞ કરવા તત્પર ન થાય? (અર્થાત્ સર્વ કોઈએ પોતાની શક્તિ પ્રમાણે યજ્ઞો કરવા જ જોઈએ.)[૨૩] જગતનાં સર્વ પશુઓ, મનુષ્યો, વૃક્ષો અને ઔષધિઓ સ્વર્ગ મેળવવાની જ ઇચ્છા રાખે છે; પરંતુ યજ્ઞ વિના તેઓને સ્વર્ગ મળી શકતું નથી જ.[૨૪] ઔષધિઓ, પશુઓ, વૃક્ષો, લતાઓ, ઘી, દૂધ, દહી, હવિષ, પૃથ્વી, દિશાઓ, શ્રદ્ધા, કાળ, ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, યજમાન અને ગૃહપતિ નામનો અગ્નિ આ સત્તરે પદાર્થો યજ્ઞનાં અગ ગણાય છે અને યજ્ઞ લોકસ્થિતિનું મૂળ કારણ છે, એમ શ્રુતિ કહે છે. વળી ઘી, દૂધ, દહીં, છાણ આમિક્ષા (દહીંમિશ્ર દૂધ), ચામડું, વાળ, શીંગડું અને ખરી આ સર્વ પદાર્થો પૂરા પાડીને ગાય જ યજ્ઞ પ્રત્યે (ઉપયોગી) સંભવે છે. (માટે ગાયને યજ્ઞનું મુખ્ય અંગ માનવામા આવ્યુ છે.) આ રીતે પૂર્વે કહેલા એક એક પદાર્થ અથવા જગતમાં જે જે પદાર્થો દૃષ્ટિગોચર થાય છે, તે સર્વથી યજ્ઞનું વિધાન થઈ શકે છે[૨૫-૨૮] યજ્ઞ કરનારા યજમાનો પૂર્વોક્ત સર્વ પદાર્થોને એકત્ર કરીને તેમ જ જેઓને દક્ષિણા આપી છે, તેવા બ્રાહ્મણોને જ એકઠા કરીને યજ્ઞકર્મ આરંભે છે અને પૂર્ણ પણ કરે છે.[૨૯] શ્રુતિમાં સત્ય જ કહ્યુ છે કે, જગતમા સર્વ પદાર્થોને કેવળ યજ્ઞનિમિત્તે જ ઉત્પન્ન કરવામાં આવ્યા છે અને અતિ પુરાણકાળના સર્વ મનુષ્યો એ પ્રમાણે પ્રવૃત્તિ કરતા જ હતા.[૩૦] જે પુરુષ યજ્ઞના ફળની ઇચ્છા રાખતો નથી અને 'યજ્ઞ કરવો એ મારો ધર્મ છે' એમ સમજીને યજ્ઞકર્મ કરે છે તે પુરુષ હિંસા કરે છે છતાં હિંસા કરતો નથી, આરંભ કરે છે છતાં આરભ કરતો નથી અને દ્રોહ કરે છે છતાં દ્રોહકર્તા ગણાતો નથી. (કારણ કે તે પુરુષનાં સર્વ કર્મો કેવળ નિષ્કામ બુદ્ધિથી જ નિષ્પન્ન થયેલાં હોય છે.)[૩૧] ઔષધિ વગેરે પૂર્વોક્ત યજ્ઞનાં અંગો અને યજ્ઞસ્તંભ આદિ અલૌકિક ઉપકરણો (ઉપાંગો) યજ્ઞક્રિયામાં વિધિપૂર્વક જો યોજાયેલા હોય છે, તો પોતપોતાના કાર્યમાં તેઓ પરસ્પરને ઉપકારકર્તા થઈ પડે છે.[૩૨] જેમાં કેવળ વેદોનું જ વર્ણન કરવામાં આવ્યુ છે, અર્થાત્ વેદાનુકૂળ ક્રિયાકલાપનું જેમાં વર્ણન કરવામાં આવ્યુ છે, તે ધર્મશાસ્ત્ર ઋષિઓની સંપ્રદાયપરંપરાથી પ્રાપ્ત થયુ છે, એમ હું માનુ છું અને બ્રાહ્મણગ્રથનો વિચાર કરીને વિદ્વાનો પણ તેમ જ માને છે.[૩૩] યજ્ઞની ઉત્પત્તિ વેદરૂપ બ્રાહ્મણ ગ્રંથમાથી થઈ છે અને તેને અર્પણ કરનારા પણ બ્રાહ્મણગ્રંથ જ છે સમગ્ર જગત યજ્ઞને અનુસરીને જ ચાલી રહ્યું છે અને યજ્ઞ સર્વ જગતને અનુસરી રહ્યો છે[૩૪] ૐકાર એ વેદોનું ઉત્પત્તિસ્થાન છે, (માટે યજ્ઞાદિ સર્વ ક્રિયાઓને ૐકારના ઉચ્ચારણ પૂર્વક જ કરવી જોઈએ.) વળી વેદો, સિદ્ધો અને મોટા મોટા ઋષિઓ કહે છે કે, નમસ્કાર, સ્વાહાકાર, સ્વધાકાર અને વષટ્કારનો પોતાની શક્તિ

× આ શ્લોકનો આશય એ છે કે, જે જેનુ અન્ન છે, તેનું તેણે ભક્ષણ કરવુ જ જોઈએ. એ ન્યાય પ્રમાણે પશુ આદિનુ ભક્ષણ કરવામા દોષ નથી, તો પછી યજ્ઞ નિમિત્તે વધ કરવામાં દોષ કેમ હોઈ શકે?

* સ્યૂમરશ્મિ એમ જ સિદ્ધ કરવા માગે છે કે, શ્રૌતકર્મની અંદર કરવામા આવતી હિંસા તે હિસા ગણાતી નથી.

અનુસાર પ્રયોગ કરનારા પુરુષને ત્રણે લોકમાં પરલોકનો ભય રહેતો નથી.[૩૫-૩૬] જે પુરુષની અંદર ઋગ્વેદ,યજુર્વેદ, સામવેદ અને વિધિપૂર્વક ઉચ્ચારાયેલા 'હાયિંહાવુ' વગેરે સ્તોત્રોનો નિવાસ છે, તે પુરુષ જ ખરો બ્રાહ્મણ કહેવાય છે.[૩૭] હે બ્રાહ્મણ! *અગ્નિનું આધાન કરવાથી, સોમયજ્ઞ પૂર્ણ કરવાથી અને તે સિવાયના બીજા મોટા મોટા યજ્ઞો કરવાથી પુરુષને જે ફળ પ્રાપ્ત થાય છે, તે જ્ઞાન અને ઐશ્વર્યયુક્ત થયેલા તમે પોતે જાણો જ છો;[૩૮] માટે હે બ્રહ્મન્! કોઈ જાતનો વિચાર કર્યા વિના પ્રત્યેક પુરુષે યજ્ઞ કરવા જોઈએ અને બીજાઓ પાસે કરાવવા પણ જોઈએ; કારણ કે વિધિપૂર્વક યજ્ઞ કરનારા પુરુષને મરણ પછી સ્વર્ગલોકરૂપી મહાન ફળ પ્રાપ્ત થાય છે;[૩૯] પરંતુ જે પુરુષો યજ્ઞ કરતા નથી, તેઓને આ લોકમાં કે પરલોકમાં કંઈ ફળ મળતું નથી. એ વાત નિશ્ચય છે અને જે પુરુષ વેદમાં કહેલા અર્થવાદ વચનોને સારી રીતે જાણે છે, તે પુરુષને કર્મમાર્ગ તથા જ્ઞાનમાર્ગ બન્ને પ્રમાણભૂત હોય છે.[૪૦]+

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'કપિલગીતા–કોણ શ્રેષ્ઠ? ગૃહસ્થધર્મ કે યોગધર્મ?' નામનો અધ્યાય ૨૬૮મો સમાપ્ત

# अध्याय २६९मो

## કપિલગીતા (ચાલુ)–યોગધર્મ શ્રેષ્ઠ છે

॥ कपिल उवाच ॥

**एतावदनुपश्यंति यतयो यांति मार्गगाः ।**
**नैषां सर्वेषु लोकेषु कश्चिदस्ति व्यतिक्रमः ॥१॥**

કપિલે કહ્યું: યમનિયમાદિ નિયમોમાં નિષ્ઠા રાખનારા યોગીઓ આત્મસ્વરૂપને પામે છે અને પ્રથમથી જ આત્મપ્રાપ્તિના માર્ગમાં સ્થિતિ કરનારા તેઓ આ દશ્યમાન બ્રહ્માંડને કર્મના ફળરૂપે જ જુએ છે; એટલું જ નહિ પણ તેવા યોગી પુરુષોના સંકલ્પો કોઈ પણ લોકમાં મિથ્યા થતા નથી.[૧] સુખદુઃખાદિ દ્વંદ્વોનો ત્યાગ કરનારા, કોઈ પણ પ્રાણીને નમસ્કાર નહિ કરનારા, આશાના બંધનથી મુક્ત થયેલા, સ્વભાવથી જ શુદ્ધ અને સર્વ આગંતુક દોષોથી રહિત થયેલા જ્ઞાની પુરુષો સર્વ પાપોથી મુક્ત થઈને જગતમાં વિચર્યા કરે છે.[૨] વળી જે પુરુષો મોક્ષ, કર્મનો ત્યાગ અને આત્મજ્ઞાન એ ત્રણનો જ નિશ્ચય કરી બેઠા છે, બ્રહ્મમાં જ નિષ્ઠા રાખનારા છે, કેવળ બ્રહ્મસ્વરૂપ જ બની ગયેલા છે, બ્રહ્મમાં જ ચિત્તનો લય કરનારા છે અને શોકનો તથા મોહનો ત્યાગ કરનારા છે, તે પુરુષોને નિત્ય સિદ્ધલોકની પ્રાપ્તિ થાય છે અને આવી પરમ ગતિ પ્રાપ્ત કર્યા પછી તે પુરુષોને ગૃહસ્થધર્મનું આચરણ કરવાનું શું પ્રયોજન છે?'÷[૩-૪]

સ્યૂમરશ્મિએ કહ્યું: તમે કહ્યું તે પ્રમાણે સુખદુઃખાદિ દ્વંદ્વોથી રહિત થવું વગેરેને જ ઉત્તમ જ્ઞાનનિષ્ઠા કહેવામાં આવે છે અને એ સ્થિતિને જ પરમ સદ્ગતિરૂપ માનવામાં આવે છે, પણ ગૃહસ્થોનો આશ્રય કર્યા વિના એ જ્ઞાનનિષ્ઠા પ્રાપ્ત થતી નથી અને ગૃહસ્થાશ્રમ વિના બીજો કોઈ આશ્રમ તે જ્ઞાનનિષ્ઠા આપવા સમર્થ પણ નથી. (અર્થાત્ તમે કહેલી જ્ઞાનનિષ્ઠાને પ્રાપ્ત કરાવનારો જો ગૃહસ્થાશ્રમ જ છે, તો પછી તે આશ્રમને બીજા આશ્રમોના કરતાં શ્રેષ્ઠ કેમ ન કહેવાય?)[૫] જેમ સર્વ પ્રાણીઓ પોતાની માતાનો આશ્રય કરીને જીવે છે, તેમ બીજા આશ્રમો ગૃહસ્થાશ્રમનો આશ્રય કરીને જ નભી શકે છે.[૬] ગૃહસ્થ જ યજ્ઞયાગ કરી શકે છે, ગૃહસ્થ જ તપશ્ચર્યા કરી શકે છે અને સુખાર્થી પુરુષ સુખ મેળવવા માટે જે જે ધર્મનું સેવન કરે છે, તે સર્વનું મૂળ ગૃહસ્થાશ્રમ જ છે.[૭] પ્રાણને ધારણ કરનારા સર્વ મનુષ્યો ગૃહસ્થાશ્રમમાં રહીને

* અગ્નિનું આધાન કરવાથી અર્થાત્ અગ્નિહોત્રકર્મનો સ્વીકાર કરવાથી મનુષ્ય આ લોકમાં જ દેવભાવને પામી શકે છે. વિધિપૂર્વક સોમયાગ કરવાથી સ્વર્ગનું અધિપતિપણું મેળવી શકાય છે અને તે સિવાયના બીજા મોટા મોટા યજ્ઞો કરવાથી સર્વ કામનાઓ પૂર્ણ કરી શકાય છે.

+ લક્ષ્યમાં રાખવું કે, સ્યૂમરશ્મિનો મત સિદ્ધાંતદૃષ્ટિએ નથી, પણ પૂર્વપક્ષની દૃષ્ટિએ જ છે. આવો પૂર્વપક્ષ કરવાનો મુખ્ય ઉદ્દેશ એ જ છે કે, અંતે કપિલના સ્વમુખથી જ યોગધર્મની શ્રેષ્ઠતા સ્યૂમરશ્મિને જાણવી છે.

÷ અર્થાત્ રાજાધિરાજનું પદ પ્રાપ્ત કર્યા પછી ભીખ માગવાની કોણ ઇચ્છા કરે? ગૃહસ્થધર્મનું સેવન કરવાથી પ્રાપ્ત થનારા સ્વર્ગાદિ લોકો નાશવંત હોઈને તુચ્છ છે અને જ્ઞાન દ્વારા પ્રાપ્ત થનારી પરમ ગતિ અવિનાશી હોઈને સર્વોત્તમ છે.

પ્રજાને ઉત્પન્ન કરે છે અને તેથી તેઓ સુખી થાય છે; પરંતુ બીજા આશ્રમોમાં પ્રજાનું ઉત્પાદન કોઈ રીતે થઈ શકતું નથી, (તો પછી તેઓ સુખી કેવી રીતે થાય?)[૮] વળી ઘાસ, ધાન્ય અને પર્વતોમાં ઉત્પન્ન થનારી સોમલતા વગેરે ઔષધિઓ કેવળ ગૃહસ્થાશ્રમને લીધે જ ઉત્પન્ન થાય છે અને પ્રાણીઓનાં પ્રાણ ધાન્યાદિ ઔષધિરૂપ જ છે, તેમ જ એ પ્રાણથી રહિત એવો એક પણ પદાર્થ જગતમાં જોવામાં આવતો નથી;[૯]* તો પછી 'ગૃહસ્થાશ્રમથી મોક્ષની સિદ્ધિ નથી' એવી કયા પુરુષની વાણી સત્ય થઈ શકે તેમ છે? માત્ર જેઓનામાં શ્રદ્ધા નથી, ડહાપણ નથી, સૂક્ષ્મદૃષ્ટિ નથી અને પ્રતિષ્ઠા નથી, તેવા આળસુ અને મૂર્ખ પુરુષોએ જ પોતાનાં જાતિકર્મ કરવામાં કંટાળી જઈને સંતાપને લીધે સંન્યાસધર્મમાં શાંતિગુણની સ્થિતિ જોયેલી છે. (અર્થાત્ સંન્યાસ જ શાંતિગુણનું વિહારસ્થાન છે, એમ મૂર્ખ પુરુષોએ માન્યુ છે. વસ્તુતઃ ગૃહસ્થાશ્રમ જ શમગુણનું નિધાન છે.×)[૧૦-૧૧] ત્રણે લોકના હેતુરૂપ એવી આ સનાતન મર્યાદા કલ્પ સુધી અચળ રહેનારી છે, કે જ્ઞાન, ઐશ્વર્ય આદિ છ ગુણોવાળો વેદવેત્તા પુરુષ જન્મથી આરંભીને જ પૂજાય છે?[૧૨] બ્રાહ્મણ આદિ ત્રણે વર્ણોમાં ગર્ભાધાનના પ્રથમ સમયથી આરંભીને વૈદિક મંત્રોની પ્રવૃત્તિ થાય છે, (કારણ કે ગર્ભાધાનાદિ સર્વ સંસ્કારો વેદના મંત્રોચ્ચારપૂર્વક જ તેઓને કરવાના હોય છે.) તેમ જ સ્વર્ગાદિ પારલૌકિક સાધન સિદ્ધ કરવાના સમયે અને વૃષ્ટિ આદિ આ લોકનાં સાધનો સિદ્ધ કરવા માટે પણ વેદના મંત્રોની જ આવશ્યકતા રહે છે.[૧૩] તેમ જ મરણ પામેલાં મનુષ્યોનો દાહ કરવો હોય ત્યારે, દેહની પુનઃ પ્રાપ્તિ કરવી હોય ત્યારે, શ્રાદ્ધાદિ તર્પણક્રિયા કરવાની હોય ત્યારે સુપાત્રને ભોજન આપવું હોય, ત્યારે ગાયોનું તથા પશુઓનું દાન કરવું હોય ત્યારે અને પિંડને જળની અંદર ડુબાડવાના હોય ત્યારે વેદના મંત્રોની અવશ્ય જરૂર પડે છે.[૧૪] વળી અર્ચિષ્મત્ બાર્હષદ અને ક્રવ્યાદ વગેરે પિતૃઓ પણ મંત્રપૂર્વક કરવામાં આવેલી પ્રેતક્રિયાઓનો જ સ્વીકાર કરે છે; માટે સિદ્ધ થાય છે કે, પ્રત્યેક કર્મોની સિદ્ધિમાં મંત્રો જ કારણભૂત છે.[૧૫] આ રીતે વેદો પોકારી પોકારીને કહે છે, તો પછી કર્મ કર્યા વિના મોક્ષ કોનો થઈ શકે તેમ છે? કારણ કે જન્મની સાથે જ મનુષ્યો દેવ, પિતૃ અને ઋષિઓના ઋણથી બંધાયલા હોય છે.[૧૬]÷ (માટે હું તો એમ જ માનું છું, કે) લક્ષ્મી વિનાના આળસુ પંડિતોએ ઉપર ઉપરથી સત્ય દેખાતા, પરંતુ વાસ્તવિક અસત્ય એવા આ સંન્યાસધર્મને જગતમાં ચાલુ કર્યો છે કે, જે ધર્મને વેદવચનના અજ્ઞાનથી જ ઉત્પન્ન થયેલો માની શકાય છે.[૧૭] જે બ્રાહ્મણ વેદશાસ્ત્રને અનુસરીને યજ્ઞયાગ જ કર્યા કરે છે, તેને પાપોનું આકર્ષણ થતું નથી. ઉપરાંત તે બ્રાહ્મણ યજ્ઞોના પ્રભાવને લીધે, યજ્ઞમાં વિનિયોગ કરેલાં પશુઓની સાથે સ્વર્ગલોકમાં જાય છે. આ રીતે યજ્ઞકર્તા યજમાન, પશુ આદિને પણ સ્વર્ગાદિકથી તૃપ્ત કરીને પોતે પણ તૃપ્ત થાય છે.[૧૮] પુરુષ વેદોનું અપમાન કરીને, શઠતા કરીને કે કપટ કરીને પરબ્રહ્મને પામી શકતો નથી; પરંતુ વેદમાં શ્રદ્ધા રાખીને વેદોક્ત કર્મ કરવાથી જ પરબ્રહ્મને પામી શકે છે.[૧૯]

કપિલે કહ્યું : (હું પોતે કબૂલ કરું છું કે,) બુદ્ધિમાન પુરુષે (ચિત્તશુદ્ધિ સંપાદન કરવા માટે) દર્શપૌર્ણમાસ, અગ્નિહોત્ર અને ચાતુર્માસ્ય આદિ (અહિંસક) કર્મો અવશ્ય કરવાં; કારણ કે તેવાં કર્મો

---

* 'अग्नौ प्रास्ताहुतिः सम्यगादित्यमुपतिष्ठते।
आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नं ततः प्रजा॥'

અગ્નિમાં વિધિપૂર્વક હોમેલી આહુતિ સૂર્યને મળે છે, સૂર્ય વરસાદ વરસાવે છે, વરસાદથી અન્ન નીપજે છે અને અન્નથી પ્રજાઓ જીવી શકે છે.' આ સ્મૃતિવચન પ્રમાણે એમ જ સિદ્ધ થાય છે કે, જગતની ઉત્પત્તિ આદિનું મૂળ કારણ ગૃહસ્થાશ્રમ જ છે.

× સ્મરણમાં રાખવું કે, સ્યૂમરશ્મિનાં સર્વ વચનો પૂર્વપક્ષનાં જ છે.

÷ વેદમાં કહ્યું છે કે, 'जायमानो वै ब्राह्मणस्त्रिभिर्ऋणवा जायते ब्रह्मचर्येण ऋषिभ्यो यज्ञेन देवेभ्यः प्रजया पितृभ्यः।' બ્રાહ્મણ એટલે કે ત્રણે વર્ણના વેદાધિકારી મનુષ્યો, જન્મસમયે જ ત્રણ ઋણને સાથે લઈને જન્મે છે; તેમાંના ઋષિઋણમાંથી બ્રહ્મચર્યપૂર્વક વેદાધ્યયન કરીને મુક્ત થવાય છે, દેવના ઋણમાંથી યજ્ઞો કરીને મુક્ત થવાય છે અને પિતૃઓના ઋણમાંથી પ્રજાઓ ઉત્પન્ન કરીને મુક્ત થવાય છે.

કરવાથી સનાતન ધર્મની પ્રાપ્તિ થાય છે.+[20] (પરંતુ તું કહે છે કે, સંન્યાસધર્મને તો આળસુ પુરુષોએ જ ચાલુ કર્યો છે, એ વાતને હું કબૂલ કરતો નથી; કેમ કે) સંન્યાધર્મનો સ્વીકાર કરી સર્વ આરંભોનો ત્યાગ કરનારા પુરુષો જ અત્યંત ધૈર્યવાળા ગણાય છે (કારણ કે તેવા પુરુષોએ જ વૈરાગ્યના બળથી કામવાસનાઓને જીતી લીધી હોય છે.) અને તેથી જ તેઓ પવિત્ર હોય છે, પરબ્રહ્મને જાણનારા હોય છે અને અમૃતપદની ઇચ્છા રાખનારા તે સંન્યાસીઓ પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરીને જ દેવોને, ઋષિઓને તથા પિતૃઓને તૃપ્ત કરે છે.*[21] જે પુરુષ સર્વ પ્રાણીઓનો આત્મા થઈ ગયો છે, સર્વ પ્રાણીઓને પોતાના આત્મારૂપે જોઈ રહ્યો છે અને સર્વ ગુણોથી રહિત થયો છે, તે પુરુષના માર્ગના સંબંધમાં (મરણ પછીની ગતિના સંબંધમાં) જુદા જુદા ગુણોની ઇચ્છા રાખનારા દેવો પણ મોહવશ થઈ જાય છે.×[22] સર્વના આત્મા અને નિર્ગુણ એવા પણ પરમાત્માને મુમુક્ષુ પુરુષ ગુરુના ઉપદેશ દ્વારા વિરાટ,સૂત્રાત્મા, અંતર્યામી અને શુદ્ધ આવા ચાર સ્વરૂપે જાણે છે; (અર્થાત્ અવસ્થાના ભેદને લીધે પરમાત્મા નિર્ગુણ સ્વરૂપ છે અને સગુણસ્વરૂપ પણ છે, એમ જાણે છે.) કારણ કે આત્મા બાહુ, વાણી, ઉદર અને ઉપસ્થ એ ચાર દ્વારોથી જાણે ઢંકાયો હોય તેવો લાગે છે અને દેહ, ઇંદ્રિય, મન તથા બુદ્ધિ એ ચાર સુખોથી ભોગોને ભોગવતો હોય તેવો જણાય છે. (માટે જ તેનું સોપાધિક સ્વરૂપ શાસ્ત્રમાં વર્ણવ્યું છે.) બાહુ, વાણી, ઉદર અને ઉપસ્થ (જનનેંદ્રિય) આ ચારને લીધે દેવોની પણ જ્ઞાનશક્તિ ઢંકાઈ જાય છે, માટે પુરુષે એ ચારે દ્વારોનું નિયમન કરવા પ્રયત્ન કરવો જોઈએ.[23] જેમ કે બુદ્ધિમાન પુરુષે પાસાઓથી જુગાર ખેલવો નહિ, ચોરી કરીને પારકું દ્રવ્ય લેવું નહિ, વર્ણસંકર પુરુષને યજ્ઞ કરાવવો નહિ અને ક્રોધાયમાન થઈને કોઈને પ્રહાર કરવો નહિ, જેથી હાથપગનું સારી રીતે નિયમન થઈ શકે છે.[24] કોઈને ગાળો ભાંડવી નહિ, મિથ્યા ભાષણ કરવું નહિ, ચાડીચુગલી કરવી નહિ, પારકી કૂથલી કરવી નહિ, સત્યવ્રતનું પાલન કરવું, જોઈતું જ બોલવું અને પ્રમાદનો ત્યાગ કરવો, જેથી વાણીનું સારી રીતે નિયમન થઈ શકે છે.[25] કેવળ ઉપવાસો જ કરવા નહિ, તેમ હદ ઉપરાંત ભોજન કરવું નહિ, કોઈ પદાર્થમાં લોલુપતા રાખવી નહિ, સત્પુરુષોનો સમાગમ કરવો અને જેટલાથી શરીરનું ધારણ થઈ શકે, તેટલો જ આહાર લેવો, જેથી ઉદરરૂપી દ્વારનું નિયમન થઈ શકે છે.[26] હે વીર! જેની સાથે લગ્નસંબંધ થયો હોય, તે સિવાયની બીજી સ્ત્રી સાથે વિહાર કરવો નહિ, ઋતુકાળ સિવાય પોતાની સ્ત્રી સાથે પણ સંભોગ કરવો નહિ અને અંતઃકરણપૂર્વક પરસ્ત્રીગમનનો ત્યાગ કરવો, જેથી ઉપસ્થ દ્વારનું નિયમન થઈ શકે છે.[27] આ રીતે ઉપસ્થ, ઉદર, બાહુ અને ચોથી વાણી આ ચારે દ્વારોને નિયમમાં રાખનાર પુરુષને તપ, યજ્ઞ વગેરે કંઈ પણ કરવાની જરૂર નથી; પરંતુ જે પુરુષે એ દ્વારોને નિયમમાં રાખ્યાં નથી, તેનાં સર્વ પુણ્યકર્મો નિષ્ફળ થાય છે. તેને તપશ્ચર્યાથી, યજ્ઞથી કે આત્મજ્ઞાનથી પણ શું ફળ મળી શકે છે? (કાંઈ જ નહિ.)[28-29] જે પુરુષ ઉત્તરીય વસ્ત્રનો પણ ત્યાગ કરી દે છે, (અર્થાત્ કેવળ લંગોટભર જ રહે છે) બિછાનું બિછાવ્યા વિના જ પૃથ્વી પર શયન કરે છે, સૂતી વખતે પોતાના બાહુનું જ ઓશીકું બનાવે છે અને શમગુણને ધારણ કરે છે, તે પુરુષને દેવો બ્રાહ્મણ કહે છે.[30] મનનશીલ એવો જે પુરુષ સુખદુઃખાદિ દ્વંદ્વોરૂપી ઉપવનમાં પોતે એકલો જ રમણ કરે છે અને બીજાઓનાં સુખદુઃખનો પોતે વિચાર કરતો નથી, તે પુરુષને દેવો બ્રાહ્મણ કહે છે.[31] જે પુરુષને પ્રકૃતિ એટલે પરબ્રહ્મનું તથા વિકૃતિ એટલે

+ કપિલ કહે છે કે, ચિત્તશુદ્ધિ સંપાદન કરવા માટે વેદોક્ત અહિંસક કર્મો કરવાં, પણ હિંસક કર્મો કરવાં નહિ; કેમ કે અહિંસક કર્મોનું સેવન કરવાથી ચિત્તશુદ્ધિ ઉપરાંત સનાતન ધર્મની પ્રાપ્તિ થાય છે.

* શ્રુતિ પણ કહે છે કે, 'क्षणमेकं क्रतुशतस्य चतुःसप्तत्या यत्फलं तदवाप्नोति।' એક ક્ષણવાર પણ પરબ્રહ્મનું ધ્યાન કરનારો પુરુષ ૧૭૪ યજ્ઞનાં ફળને સંપાદન કરે છે.

× કારણ કે 'न तस्य प्राणा उत्क्रामंत्यत्रैव समवनीयंते।' બ્રહ્મવેત્તા પુરુષના પ્રાણ સ્વર્ગાદિ ઊર્ધ્વલોકમાં ગતિ કરતા નથી; પરંતુ પરબ્રહ્મમાં જ લય પામી જાય છે.' આ શ્રુતિવચન પ્રમાણે જ્ઞાની પુરુષની બ્રહ્મ સિવાય કોઈ ગતિ જ નથી. એટલા જ માટે આ શ્લોકમાં કહ્યું છે કે, જ્ઞાની પુરુષોની ગતિના સંબંધમાં દેવો પણ મોહાધીન બની જાય છે.

સર્વ દ્વૈત પદાર્થોનું સંપૂર્ણ જ્ઞાન થયું છે, તેમ જ પ્રાણીમાત્રની ગતિને જેણે જાણી લીધી છે, તે પુરુષને દેવો બ્રાહ્મણ કહે છે.[૩૨] તેમ જ જેના તરફથી પ્રાણીમાત્રને અભય મળેલું છે, જેને પ્રાણીમાત્ર તરફથી અભય પ્રાપ્ત થયું છે અને જે સર્વ ભૂતોના આત્મારૂપ થયેલો છે, તે પુરુષને દેવો બ્રાહ્મણ કહે છે.[૩૩] જે પુરુષોએ દાન, યજ્ઞ આદિ ક્રિયાઓના ફળરૂપ ચિત્તશુદ્ધિને પ્રાપ્ત કરી નથી, તે પુરુષો પૂર્વોક્ત બ્રહ્મભાવને જાણી શકતા નથી, અને જ્યાં સુધી તેવા બ્રહ્મભાવનું જ્ઞાન થયું નથી, ત્યાં સુધી તેઓ બીજાં સર્વ ફળોને પસંદ કરે છે.[×૩૪] નિષ્કામ યોગધર્મરૂપી સદાચારનો આશ્રય કરીને, આશ્રમોમાં કહેલાં કર્મો અને વેદાંતશ્રવણ આદિ આત્મસાક્ષાત્કાર કરાવનારું તપ મનુષ્યોના સંસારમૂલક અજ્ઞાનનો મૂલતઃ ઉચ્છેદ કરી નાખે છે. આ અનાદિકાળનો સદાચાર મુમુક્ષુઓએ સદાકાળ સેવવાયોગ્ય છે, પ્રત્યેક ધર્મોમાં સૂત્રરૂપે વર્ણવેલો છે, વ્યભિચારરહિત ફળને આપનારો છે, પ્રમાદનો ત્યાગ કરાવનારો છે, આપદ્ધર્મથી રહિત છે અને કામાદિક સર્વ દોષોથી મુક્ત કરાવનારો છે; છતાં જે પુરુષો તે સદાચારનું લવલેશ પણ પાલન કરી શકતા નથી, તે પુરુષો યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અનેસમાધિરૂપી યૌગિક કર્મો કે જેઓ પ્રત્યક્ષ ફળને આપનારાં છે, પરમ ઐશ્વર્યવાળાં છે અને અવિનાશી છે, તેઓને પણ નિષ્ફળ અને નિરુપયોગી માને છે.[*૩૫-૩૭] સત્ત્વાદિક ગુણોના કાર્યભૂત યજ્ઞાદિ કર્મોનું રહસ્ય અત્યંત દુર્વિજ્ઞેય છે, જો કદાચ તેનું રહસ્ય જાણવામાં આવે, તોપણ તેનું આચરણ કરવું એ મહાદુષ્કર છે અને કદાચ તેને આચરણમાં મૂકવામાં આવે, તોપણ તેનું ફળ અંતે નાશવંત જ છે, એમ તું જાણે જ છે.'[+૩૮]

સ્યૂમરશ્મિએ કહ્યું : હે ભગવન્ ! કર્મો કરવાં અને કર્મોનો ત્યાગ કરવો એ બન્ને માર્ગોનું વેદમાં સ્પષ્ટ રીતે પ્રતિપાદન કરવામાં આવ્યું છે, માટે પરસ્પર વિરુદ્ધ એવા બે પક્ષનો ઉપદેશ આપનાર વેદ જે રીતે પ્રમાણભૂત થાય અને કર્મોનો ત્યાગ તથા કર્મોનો સ્વીકાર એ બન્ને જે રીતે સફળ થાય; તે પ્રમાણે તેઓ બન્નેનું તત્ત્વ મને કહો.[×૩૯]

કપિલે કહ્યું : બ્રહ્મપ્રાપ્તિના માર્ગરૂપ યોગની અંદર સ્થિતિ કરીને તમે પોતે જ દેહની છેવટ દશામાં પ્રત્યક્ષ પરીક્ષા કરી લો કે, તમે કર્મઠ પુરુષો કર્મ કરી કરીને જે વિષયની ઇચ્છા રાખો છો, તે સુખાદિકના અનુભવનું સ્વરૂપ આ જગતમાં જ કેવા પ્રકારનું છે ?[૪૦]

સ્યૂમરશ્મિએ કહ્યું : હે બ્રહ્મન્ ! હું સ્યૂમરશ્મિ નામનો એક બ્રાહ્મણ છું. મને યોગધર્મ જાણવાની ઇચ્છા થઈ, તેથી આ ગાયના શરીરમાં હું દાખલ થયો છું. હું તમને જે કંઈ પ્રશ્ન પૂછું છું, તે કેવળ સરળતાથી અને શ્રેય પ્રાપ્ત કરવાની ઇચ્છાથી જ પૂછું છું, નહિ કે મારો પક્ષ સિદ્ધ કરવાની ઇચ્છાથી અથવા તમારી સામે વાદવિવાદ કરવાની ઇચ્છાથી હું તમને પૂછું છું ![૪૧] હે ભગવન્ ! મને એક ભયંકર સંશય ઉત્પન્ન થયો છે, તેનું તમે નિરાકરણ કરો. તમે યોગધર્મરૂપ સન્માર્ગમાં રહીને આ જગતની પ્રત્યેક વસ્તુને પ્રત્યક્ષ જોઈ શકો છો; માટે હું તમને પૂછું છું કે, જેની તમે ઉપાસના કરો છો, તે અત્યંત પ્રત્યક્ષ એવી કઈ વસ્તુ છે ?[૪૨] જે શાસ્ત્રોમાં કેવળ તર્કને જ પ્રધાનપદ આપવામાં આવ્યું છે, તે સર્વ વેદવિરુદ્ધ ÷શાસ્ત્રોનો ત્યાગ કરીને મેં આગમના અર્થને યથાર્થ રીતે જાણ્યો છે અને

× અર્થાત્ ચિત્તશુદ્ધિ સંપાદન કર્યા વિના જ્ઞાનપ્રાપ્તિ થતી નથી અને જ્યાં સુધી જ્ઞાન થયું ન હોય, ત્યાં સુધી સ્વર્ગાદિ તુચ્છ ફળની મનુષ્યને અભિલાષા રહે છે.

* આ ત્રણ શ્લોકો અત્યંત કૂટ છે, જેથી નીલકંઠની ટીકાને અનુસરીને જ તેઓનો અર્થ આપવામાં આવ્યો છે.

+ અર્થાત્ યજ્ઞાદિ કર્મોનાં ફળને નાશવંત જાણીને તારે અવિનાશી જ્ઞાનનિષ્ઠાનો જ આશ્રય કરવો.

× આ શ્લોકમાં સ્યૂમરશ્મિ એમ કહે છે કે, 'कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः' કર્મો કરતાં કરતાં જ આ જગતમાં સો વર્ષ પર્યંત જીવવાની ઇચ્છા રાખવી અને 'त्यजतैव हि तज्ज्ञेयं त्यक्तुः प्रत्यक् परं पदम्'–ત્યાગ કરનારો પુરુષ જ પરમાત્મસ્વરૂપને જાણી શકે છે અને ત્યાગ કરનારને જ પ્રત્યેક તત્ત્વરૂપ પરમપદનો લાભ થાય છે. આ બન્ને શ્રુતિવચનો કર્મનાં આચરણનું તથા ત્યાગનું સ્પષ્ટ રીતે પ્રતિપાદન કરે છે, માટે તેનું ખરું રહસ્ય શું, તે મને કહો.

÷ ચાર્વાક, જૈન, બૌદ્ધ અને કાપાલિકનાં શાસ્ત્રોનો.

વેદનાં વચનોને તથા વેદના અર્થનો નિર્ણય કરનારાં શાસ્ત્રોને જ હું આગમ તરીકે માનું છું.*૪૩ પ્રત્યેક મનુષ્યે આશ્રમધર્મોનું ઉલ્લંઘન કર્યા વિના આગમનું સેવન કરવું જોઈએ કે, જેથી તે આગમ સિદ્ધિદાતા થઈ પડે ! આગમના નિશ્ચય ઉપરથી જાણી શકાય છે કે, દિવ્યલોકની પ્રાપ્તિ આદિ જે સિદ્ધિ મનુષ્યને પ્રાપ્ત થાય છે, તેનું સ્વરૂપ પ્રત્યક્ષ રીતે જોવામાં આવે છે.૪૪ જેમ એક નૌકા બીજી કોઈ નૌકાની સાથે બંધાયેલી હોવાથી પ્રવાહમાં તણાઈ જઈને અંદર બેસનારા મનુષ્યને કેવી રીતે તારી શકે ? તેમ કર્મરૂપી નૌકા પૂર્વજન્મની કર્મવાસનારૂપી બીજી નૌકા સાથે બધાયેલી હોવાથી સંસારપ્રવાહમાં આડીઅવળી તણાયા કરે છે, જેથી એ કર્મનૌકામાં બેઠેલા અમને કુબુદ્ધિઓને તે કેવી રીતે તારશે ? (અર્થાત્ કર્મો કરવામાં જ મગ્ન રહેલા અમે જન્મ, જરા અને મૃત્યુરૂપી સંસારપ્રવાહને તરી જવા માટે સર્વથા અસમર્થ જ છીએ.) માટે હે બ્રાહ્મણ ! હું તમારે શરણે આવ્યો છું, તમારો શિષ્ય છું અને અધિકારી પણ છું, તો હે ભગવન્ ! તમે મને ઉપદેશ આપો.૪૫ આ જગતમાં જેણે સર્વનો ત્યાગ કર્યો હોય, નિત્ય સંતુષ્ટ રહેતો હોય, શોકથી રહિત હોય, ભયથી મુક્ત હોય, કોઈ પણ કાર્ય કરવાની ઇચ્છા ન કરતો હોય, સર્વ પ્રકારના સંગથી વિમુખ થયેલો હોય અને સર્વ પ્રકારે કર્મોથી રહિત થયેલો હોય, તેવો એક પણ પુરુષ અસ્તિત્વ ધરાવતો નથી.૪૬ અરે ! તમે પોતે પણ અમારી પેઠે કોઈ સમયે હર્ષમાં આવી જાઓ છો અને કોઈ સમયે વળી શોક કરો છો, તેમ જ સર્વ પ્રાણીઓની પેઠે તમારામાં પણ ઇંદ્રિયોના વિષયો સમાન રીતે જ રહેલા છે.૪૭ વળી ચારે વર્ણો તથા ચારે આશ્રમો જેઓ પોતપોતાની પ્રવૃત્તિઓમાં કેવળ એક સુખ મેળવવાની જ ઇચ્છા રાખે છે, તેઓના સિદ્ધાંતમાં એવું તે કયું સુખ છે કે, જે સુખ કેવળ અવિનાશી છે, તે મને કહો.૪૮

કપિલે કહ્યું : મનુષ્ય જે કોઈ શાસ્ત્રને (ભલે પછી તે વૈદિક હોય કે અવૈદિક હોય) કેવળ મોક્ષપ્રાપ્તિને માટે જ જો આચરણમાં મૂકે છે, તો તે શાસ્ત્ર તેને અવશ્ય ફળદાતા થઈ પડે છે. તાત્પર્ય કે હરકોઈ પ્રવૃત્તિમાં રહીને અથવા હરકોઈ મતમાં રહીને શમદમાદિક આત્મસાધનોનું અનુષ્ઠાન કરવામાં આવે, તો મનુષ્યને સર્વ દોષથી રહિત એવા આત્મસ્વરૂપનો લાભ થાય જ છે.૪૯ જે પુરુષ કેવળ જ્ઞાનને જ અનુસરે છે, તે પુરુષના સંસારનો શમદમાદિક સાધનોના અનુષ્ઠાનથી ઉત્પન્ન થયેલું જ્ઞાન અવશ્ય નાશ કરે છે; પરંતુ જ્ઞાનને અનુસર્યા વિના વૈદિક કર્મોની અંદર પ્રવૃત્તિ કરવામાં આવે છે, તોપણ તે પ્રવૃત્તિ પ્રજાઓનો વિનાશકર્તા થઈ પડે છે. જોકે તમે બધા જ્ઞાની છો અને સર્વ પ્રકારે નિર્દોષ છો, એ વાત ખુલ્લી છે, તોપણ તમારામાં શમદમાદિકનો અભાવ હોવાને લીધે કોઈ એકાદ પુરુષ પણ દ્વૈતદર્શનરહિત એવું આત્મજ્ઞાન કદી પ્રાપ્ત કરી શકે છે ? (નહિ જ.)૫૦-૫૧ કેટલાએક મૂર્ખ મનુષ્યો કે જેઓ રાગદ્વેષથી ઘેરાયેલા હોવાથી શાસ્ત્રના તાત્ત્વિક અર્થને નહિ સમજીને વ્યર્થ વાદવિવાદ કરવામાં જ બળવાન થાય છે અને અહંકારને વશ થઈ પડે છે.૫૨ શાસ્ત્રોનું યથાર્થ જ્ઞાન નહિ હોવાને લીધે શમદમાદિક આત્મસાધનોનો ત્યાગ કરનારા અને બ્રહ્મના અસ્તિત્વનો અપલાપ (ઢાંકપિછોડો) કરનારા તે શાસ્ત્રચોર પુરુષો દંભ તથા મોહને અધીન બની જઈને સર્વત્ર ગુણોનો (ફળનો) અભાવ જ જુએ છે; પરંતુ જ્ઞાન, ઐશ્વર્ય આદિ ગુણોને પોતાનામાં સંપાદન કરીને બીજાઓને તેવા ગુણવાન બનાવી શકતા નથી, જેથી તે તામસ શરીરવાળા પુરુષોને અંતે તમોગુણનું જ શરણ લેવું પડે છે. (અર્થાત્ તેઓ અજ્ઞાનમાં જ ઘસડાયા કરે છે–જન્મમરણને પામ્યા કરે છે.)૫૩-૫૪ જે પ્રાણી જે પ્રકૃતિનો હોય છે, તેને તે પ્રકૃતિને અધીન રહેવું જ પડે છે. તે જો તામસ પ્રકૃતિનો હોય છે, તો રાગ, દ્વેષ, ક્રોધ, દંભ, અસત્ય અને મદ વગેરે પ્રકૃતિજન્ય ગુણો સદાકાળ તેને અનુસરતા જ રહે છે.૫૫ આ પ્રમાણે વિચાર કરીને પરમ ગતિને

* સ્યૂમરશ્મિ એમ કહેવા માગે છે કે, વેદનાં વચનોને તથા વેદના અર્થનો નિર્ણય કરનારાં પૂર્વમીમાંસા, ઉત્તરમીમાંસા, સાંખ્ય અને પાતંજલ યોગ આ ચાર શાસ્ત્રોને 'આગમ' એવું નામ આપી શકાય છે; કારણ કે તે ચારે શાસ્ત્રોમાં કેવળ વેદને જ પ્રમાણભૂત ગણવામાં આવ્યો છે, પણ કોઈ જાતના અનુમાનને કે તર્કને પ્રમાણ તરીકે ગણવામાં આવ્યા નથી.

થવાની ઇચ્છાવાળા અને ધારણા, ધ્યાન તથા સમાધિરૂપી સયમ પાળવામા તત્પર રહેનારા યોગીપુરુષો શુભઅશુભ સર્વ કર્મોનો ત્યાગ કરી દે છે.[૫૬]

સ્યૂમરશ્મિએ કહ્યુ . હે બ્રહ્મન્! કર્મોનો જ સ્વીકાર કરવો, પણ સન્યાસ લેવો નહિ, એ સર્વ વાતને શાસ્ત્રમા કહ્યા પ્રમાણે જ મે તમને કહી છે, કારણ કે શાસ્ત્રના અર્થને જાણ્યા વિના વાણીની કદી પ્રવૃત્તિ જ થઈ શકતી નથી[૫૭] આ જગતમા જે આચાર ન્યાયથી યુક્ત છે, તે સર્વને શાસ્ત્ર કહેવામા આવે છે અને જે આચાર અન્યાયથી યુક્ત છે, તેને શાસ્ત્ર કહી શકાય નહિ, એમ શ્રુતિ કહે છે[૫૮] વળી એવો નિશ્ચય કરવામા આવ્યો છે કે, જગતની કોઈ પણ પ્રવૃત્તિ શાસ્ત્ર વિના કદી થઈ શકતી નથી અને વેદથી વિરુદ્ધ એવુ જે કઈ શાસ્ત્રવચન છે તે શાસ્ત્ર નથી, એમ શ્રુતિમા કહ્યુ છે[૫૯] કેટલાએક પ્રત્યક્ષને જ પ્રમાણ માનનારા પુરુષો શાસ્ત્રમા કહ્યુ છે તેથી વિરુદ્ધ રીતે કેવળ આ લોકને જ માને છે, (પણ સ્વર્ગાદિ પરલોકને માનતા નથી ) પરતુ તેમ માનવામા શાસ્ત્રમા કહેલા દોષો (કરેલા કર્મોનો નાશ અને નહિ કરેલા કર્મોની પ્રાપ્તિરૂપી દોષો ) ઉપસ્થિત થાય છે, તે તરફ તેઓ લક્ષ્ય જ આપતા નથી અને તેને લીધે અભાગી પેઠે જ તેઓને શોક કરવો પડે છે, કારણ કે અમને એમ જ દેખાય છે કે, સર્વ પ્રાણીઓને વિષે જેમ ઇદ્રિયોના વિષયો રહેલા છે, તેમ તમારા જેવા જ્ઞાની પુરુષોની અદર પણ તે વિષયો સમાન રીતે જ રહેલા છે, (તો પછી પશુ, પામર અને પડિતોમા ભેદ શો રહ્યો ? )[૬૦] તોપણ કેવળ એક સુખનુ જ અવલબન કરનારા ચારે વર્ણો તથા આશ્રમોની ભિન્નભિન્ન પ્રવૃત્તિના વિષયમા સર્વ શાસ્ત્રના સિદ્ધાતસ્વરૂપનો ઉપદેશ આપનારા અને ઊહાપોહ કરવામા કુશળ એવા તમે મારા ચિત્તને શાત કર્યુ છે બાકી મારા જેવા પુરુષો તો અજ્ઞાન વડે નાશ પામેલી બુદ્ધિવાળા જ હોય છે, તુચ્છ વિષયમા જ બુદ્ધિને સ્થિર કરનારા હોય છે અને તમોગુણથી ઘેરાયેલા હોય છે[૬૧-૬૨] (જોકે તમે આ જ્ઞાનનિષ્ઠાનુ કથન કર્યુ છે, તોપણ તેનુ પાલન કરવુ મહાદુષ્કર છે, કારણ કે ) સર્વ પરિગ્રહનો ત્યાગ કરીને જે પુરુષ એકલો રહે છે, નિત્ય સાવધાન રહે છે, સર્વ પ્રકારે કૃતાર્થ થયો છે, મનને જીતનારો છે, તર્કવાદનો ત્યાગ કરનારો છે અને સર્વ લોક પર વૈરાગ્યવૃત્તિને ધારણ કરનારો છે તે પુરુષ જ માત્ર એક શરીરનો આશ્રય કરીને સર્વ દિશાઓમા વિચરી શકે છે ( અર્થાત્ સન્યાસી થઈ શકે છે) અને તેવો પુરુષ જ વેદવાદનો આશ્રય કરીને 'મોક્ષ છે' એમ કહી શકે છે, (અર્થાત્ સન્યાસ વિના મોક્ષપ્રાપ્તિ દુર્લભ છે)[૬૩-૬૪] પરતુ કુટુબનો આશ્રય કરીને દાન, અધ્યયન, યજ્ઞ, પ્રજોત્પાદન અને સરળતા વગેરે જે કઈ કર્મ કરવું પડે છે, તે મહાકઠિન છે, છતા પણ એ કર્મ કરીને કોઈ નો જો મોક્ષ જ ન થાય તો તે કર્મને ધિક્કાર છે, તેના કર્તાને પણ ધિક્કાર છે અને આ પરિશ્રમ પણ કેવળ વ્યર્થ જ થાય છે[૬૫-૬૬] (આ રીતે કર્મકાડની વ્યર્થતા સિદ્ધ થાય છે અને બીજી તરફ) તેનો જો અસ્વીકાર કરવામા આવે છે, તો નાસ્તિકપણુ પ્રાપ્ત થાય છે, માટે હે ભગવન્! કર્મકાડની અનતતા સાભળવાની મને ઉત્કટ ઇચ્છા છે, તો હે બ્રહ્મન્! તેનુ તાત્ત્વિક સ્વરૂપ તમે મને કહો. હુ તમારે શરણે આવ્યો છુ, માટે મને ઉપદેશ આપો મોક્ષમાર્ગને તમે જે પ્રમાણે જાણો છો, તે પ્રમાણે જ મને તમારી પાસેથી જાણવાની ઇચ્છા છે[૬૭-૬૮]

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમા 'કપિલગીતા-યોગધર્મ શ્રેષ્ઠ છે' નામનો અધ્યાય ૨૬૯મો સમાપ્ત

## अध्याय २७०मो

### કપિલગીતા (ચાલુ)–કર્મો જ્ઞાનનુ અંગ છે

॥ कपिल उवाच ॥

वेदाः प्रमाणं लोकानां न वेदाः पृष्ठतः कृताः ।
द्वे ब्रह्मणी वेदितव्ये शब्दब्रह्म परं च यत् ॥१॥

કપિલે કહ્યુ ' સર્વ લોકોને વેદ પ્રમાણભૂત જ હોય છે વેદોને કોઈએ અપ્રમાણ તરીકે માન્યા જ નથી મનુષ્યમાત્રે બે બ્રહ્મનુ જ્ઞાન અવશ્ય મેળવવુ જોઈએ, એક શબ્દબ્રહ્મ(વેદ)નુ જ્ઞાન અને બીજુ પરબ્રહ્મનુ જ્ઞાન હરકોઈ પુરુષ જ્યારે શબ્દબ્રહ્મની અદર કુશળ થાય છે, ત્યારે જ પરબ્રહ્મને પામી શકે છે * વેદમા કહેલા ગર્ભાધાન સસ્કારની વિધિ પ્રમાણે

* અર્થાત્ પરબ્રહ્મની ઇચ્છા રાખનારા પ્રત્યેક પુરુષે પ્રથમ વેદોનુ જ્ઞાન મેળવવુ જોઈએ

પુરુષ સ્ત્રી વિષે ગર્ભ ઉત્પન્ન કરે છે, તે ગર્ભના શરીરને અત્યંત સંસ્કારી કરે છે અને એ રીતે સસ્કારી કરેલા શરીરવાળો બ્રાહ્મણ બ્રહ્મવિદ્યાનું પાત્ર બને છે. હવે કર્મનુ ફળ કે જેને મોક્ષ મેળવવામા ઉપયોગી ગણવામા આવે છે, તે ચિત્તશુદ્ધિ છે. આ ચિત્તશુદ્ધિરૂપી ફળ સર્વ જગતમા પ્રત્યક્ષ છે, તોપણ તે વિષે હું તને કહું છું, તેનો તું બુદ્ધિપૂર્વક વિચાર કરી લેજે.[૧-૩] જેમ સ્વર્ગલોક વેદ દ્વારા જાણી શકાય છે, તેમ ચિત્તશુદ્ધિ વેદ દ્વારા જાણી શકાતી નથી, અથવા એકાદી દતકથાની પેઠે લોકવાર્તા ઉપરથી જાણી શકાતી નથી, પરંતુ લોકની સાક્ષીમાં પ્રત્યક્ષ રીતે કેવળ નિષ્કામ બુદ્ધિથી જે પુરુષો યજ્ઞયાગાદિ કર્મ કરે છે, તેઓને તે પ્રાપ્ત થાય છે અને તેઓને જ તે જાણવામા આવે છે[૪] જે પુરુષોને ચિત્તશુદ્ધિ પ્રાપ્ત થઈ છે, તેઓનુ સામાન્ય લક્ષણ એ જ હોઈ શકે કે, તે પુરુષો ધનનો સંગ્રહ કરવાની ઇચ્છા રાખતા નથી, લોભથી રહિત હોય છે અને રાગ તથા દ્વેષનો ત્યાગ કરનારા હોય છે. પોતાની પાસે જે ધન હોય તેનો ઉત્તમ માર્ગ એ જ છે કે, સુપાત્ર મનુષ્યોને તેનું દાન કરી દેવું.[૫] જે પુરુષો પાપકર્મનો કદી આશ્રય કરતા નથી, અગ્નિહોત્રાદિ કર્મ કરવામા તત્પર રહે છે, માનસિક સકલ્પોને સિદ્ધ કરી શકે છે, નિર્વિષય એવા બ્રહ્મને જ પ્રાપ્ત કરવાનો જેઓનો નિશ્ચય હોય છે, ક્રોધ, અસૂયા, અહંકાર અને મત્સરનો ત્યાગ કરનાર હોય છે, શ્રવણ, મનન અને નિદિધ્યાસનરૂપ જ્ઞાન મેળવવાના ઉપાયોમાં જેઓની નિષ્ઠા હોય છે, જન્મ, કર્મ અને વિદ્યા એ ત્રણે પદાર્થો જેઓના શુદ્ધ હોય છે અને પ્રાણીમાત્રનુ હિત કરવામાં જેઓ તત્પર રહે છે, તે પુરુષોને જ દાન આપવામા સુપાત્ર જાણવા.[૬-૭] પૂર્વે જનકાદિક અનેક રાજાઓ અને યાજ્ઞવલ્ક્યાદિક અનેક બ્રાહ્મણો ગૃહસ્થાશ્રમી જ રહ્યા હતા અને પોતપોતાના કર્મો કરવામા વિધિપૂર્વક આદરભાવ રાખતા હતા. (જેથી તેઓ ચિત્તશુદ્ધિ સંપાદન કરીને મોક્ષપદને પામ્યા છે.)[૮] વળી તે મહાપુરુષો પ્રાણીમાત્ર પર સમદૃષ્ટિ રાખનારા હતા, સરળતાને ધારણ કરનારા હતા, નિત્ય સંતુષ્ટ રહેતા હતા, જ્ઞાનપ્રાપ્તિ કરવામા જ નિશ્ચયવાળા હતા, સત્યસકલ્પાદિક ફળને પ્રત્યક્ષ જોનારા હતા, પવિત્ર હતા, નિરુપાધિક બ્રહ્મ ઉપર શ્રદ્ધા રાખનારા હતા, યજ્ઞાદિ દ્વારા પ્રથમ ચિત્તશુદ્ધિને પ્રાપ્ત કરનારા હતા, યથાવત્ રીતે વ્રતોનુ પાલન કરનારા હતા અને સકટસમયે તથા વિષમ પ્રસગે પણ અવિચ્છિન્ન રીતે ધર્મનું આચરણ કરતા હતા.[૯-૧૦] પૂર્વકાળના એ મહાપુરુષો નિરંતર અવિચ્છિન્ન રીતે ધર્માચરણ કરતા હતા, જેથી તેઓને સુખ જ મળતું હતું અને કદી પ્રાયશ્ચિત્ત કરવું પડતું ન હતું.[૧૧] વળી તેઓ સત્યધર્મનો આશ્રય કરીને અત્યત દુરાધર્ષ મનાયા હતા, પોતાની બુદ્ધિ ઉપર આધાર નહિ રાખીને શાસ્ત્રને જ અનુસરતા હતા અને તેઓના ધર્માચરણમા અંત સુધી કદી છળ કપટ ન હતું.[૧૨] તે કાળના મનુષ્યો ધર્મકાર્યના અનેક માર્ગો હોવા છતાં સૌનાથી ઉત્તમ માર્ગનું જ આચરણ કરતા હતા, તેથી તેઓને કદી પ્રાયશ્ચિત્ત કરવાનુ ન હતું,[૧૩] કારણ કે વેદમાં કહ્યું છે કે, ધર્મના મુખ્ય વિધિનુ આચરણ કરનારા પુરુષોને કદી પ્રાયશ્ચિત્ત કરવુ પડતું નથી, પરંતુ જે પુરુષ શાસ્ત્રના મુખ્ય ધર્મનુ આચરણ કરવાને અશક્ત હોય છે, તે પુરુષને જ પ્રાયશ્ચિત્ત કરવું પડે છે,[૧૪] તેમ જ પુરાણકાળના અનેક બ્રાહ્મણો પણ યજ્ઞ વિધિનો યથાવિધિ નિર્વાહ કરતા હતા, વેદાભ્યાસ કરીને જ ઉત્તમ ગણાતા હતા, ચારિત્ર્યશીલ હતા, યશસ્વી હતા, પ્રતિદિન યજ્ઞો કરીને પરમાત્માનું યજન કરતા હતા, યજ્ઞના ફળની ઇચ્છારૂપી બધનથી રહિત હતા, જ્ઞાનસંપન્ન હતા, તેઓના યજ્ઞો, વેદાધ્યયન અને કર્મો શાસ્ત્રને અનુસરીને જ થતા હતા, તેઓનુ શાસ્ત્રાધ્યયન પણ સમયાનુસારજ હતુ અને તેઓના સકલ્પો પણ શાસ્ત્રક્રમને અનુસરતા જ હતા. વળી તે બ્રાહ્મણો કામ તથા ક્રોધનો ત્યાગ કરનારા હતા, મહાકઠિન આચારનું તથા કર્મનું સેવન કરનારા હતા, પોતાના કર્મોને લીધે સર્વત્ર પ્રસિદ્ધ થયા હતા, સ્વાભાવિક રીતે જ પવિત્ર હતા, સરળ સ્વભાવના હતા, શમગુણનો જ નિરતર આશ્રય કરનારા હતા, પોતાના કર્મો કરવામા તત્પર રહેતા હતા અને તેઓના સર્વ કર્મો કેવળ બ્રહ્માર્પણ જ હતા, એમ અમે પુરાણી શ્રુતિ સાભળી છે. વળી પોતાનાં કર્તવ્યકર્મોથી પરિપૂર્ણ થયેલા અને કઠિન આચારનુ તથા કઠિન કર્મોનું સેવન કરનારા તે ઉદાર મનના બ્રાહ્મણોની તપશ્ચર્યા સસારમૂલક

ઘોર અવિદ્યાને નિવૃત્ત કરનાર થતી હતી. આ રીતે એ પ્રાચીનકાળના બ્રાહ્મણોનો સદાચાર આશ્ચર્યકારક હતો, પુરાણ હતો, મુમુક્ષુએ અવશ્ય સેવવા યોગ્ય હતો, આપદ્ધર્મથી ભિન્ન હતો, પ્રમાદથી મુક્ત રાખનારો હતો, સર્વ વર્ણોમાં પળાતો હતો, કામ-ક્રોધાદિકનો પરાજય કરનારો હતો અને અપૂજ્યનું પૂજન તથા પૂજ્યનું અપૂજન ઇત્યાદિ વ્યભિચારથી રહિત હતો; પરંતુ કાળગતિના ફેરફારને લીધે મનુષ્યો જ્યારે દુર્બળ થવા લાગ્યા અને તે સૂક્ષ્મ સદાચારધર્મને આચરણમાં મૂકવા માટે લેશ માત્ર પણ અસમર્થ થવા લાગ્યા, ત્યારે તે દુર્બળ મનુષ્યોએ પ્રાચીનકાળના સદાચારરૂપ તે એક જ આશ્રમના (બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ એવા) ચાર વિભાગ* પાડ્યા, એમ બ્રાહ્મણો કહે છે.[૧૫–૨૨] કેટલાએક સત્પુરુષો એ સદાચારનો પ્રથમથી જ વિધિપૂર્વક સ્વીકાર કરીને (અર્થાત્ સંન્યાસધર્મનો સ્વીકાર કરીને) પરમ ગતિને પામે છે, કેટલાએક પુરુષો અમુક કાળ પર્યંત ગૃહમાં રહ્યા પછી ગૃહમાંથી બહાર નીકળી પડીને વાનપ્રસ્થાશ્રમનો સ્વીકાર કરે છે અને તે દ્વારા પરમ ગતિને પામે છે, કેટલાએક પુરુષો છેક અંત સુધી ગૃહસ્થાશ્રમમાં જ રહે છે અને ગૃહસ્થાશ્રમના ધર્મોનું બરાબર પાલન કરીને પરમ ગતિને પામે છે; તેમ જ કેટલાએક પુરુષો જીવન પર્યંત બ્રહ્મચારી રહીને પરમ ગતિને પામે છે. આ રીતે સદાચારનું પાલન કરીને પૂર્વકાળના અનેક દ્વિજાતિઓ ઉત્તમ ગતિને પામ્યા છે કે, જેઓ હજી સુધી પણ નક્ષત્ર અને તારાગણસ્વરૂપે આકાશમંડળમાં દેખાય છે.×[૨૩૨૪] વેદમાં કહ્યું છે કે, સંતોષ અથવા વૈરાગ્યને લીધે બ્રહ્મભાવને પ્રાપ્ત થયેલા અને અગસ્ત્ય, વસિષ્ઠાદિક બ્રાહ્મણો તારાગણરૂપે થઈને હજી સુધી પણ પોતપોતાનાં સ્થાનોમાં નક્ષત્રોની પેઠે પ્રકાશી રહ્યા છે.[૨૫] આવા મહાપુરુષોને કદાચ પુનઃ સંસારમાં આવવું પડે છે, તોપણ તેઓને (બીજા સામાન્ય પુરુષોની પેઠે) ભિન્ન ભિન્ન કર્મયોનિઓથી ઉત્પન્ન થનારાં દુઃખોનો સંસર્ગ થતો નથી. (માત્ર જેમ એક ઘરમાંથી બીજા ઘરમાં પોતાની ઇચ્છાનુસાર પ્રવેશ કરવામાં આવે છે, તેમ તેઓ પણ પોતાની ઇચ્છાનુસાર જુદા જુદા દેહમાં પ્રવેશ કરે છે.)[૨૬] એ જ પ્રમાણે જે પુરુષ સદાચારપૂર્વક બ્રહ્મચર્યનું પાલન કરીને દૃઢ નિશ્ચયપૂર્વક ગુરુની સેવા કર્યા કરે છે અને નિત્ય યોગપરાયણ રહે છે, તે પુરુષ જ ખરો બ્રહ્મવેત્તા હોઈ ને બ્રાહ્મણ કહેવાય છે, બીજા તો કેવળ નામધારી બ્રાહ્મણ* છે.[૨૭] આ ઉપરથી એમ જ જણાય છે કે, શુભ કે અશુભ કર્મ જ પુરુષની યોગ્યતા કે અયોગ્યતાનું મૂળ કારણ છે. આ રીતે (નિષ્કામ કર્મોની પરંપરાને લીધે) જેઓના રાગાદિક દોષો પરિપક્વ થયેલા છે, તેવા પુરુષોને (ત્વંપદાર્થના સાક્ષાત્કારથી) ઉત્પન્ન થયેલા બ્રહ્મભાવ વડે તથા (तत्त्वमसि એ વાક્યના અર્થજ્ઞાનરૂપ) શાસ્ત્ર વડે સર્વ જગત કેવળ બ્રહ્મસ્વરૂપ જ દેખાય છે આવી સનાતન શ્રુતિ અમે સાંભળી છે. વળી સ્મૃતિમાં પણ કહ્યું છે કે, તૃષ્ણાનો ત્યાગ કરનારા અને પવિત્ર એવા મોક્ષાભિલાષી પુરુષોને પરમાત્માનું જ્ઞાન સંપાદન કરવા માટે (શમ, દમ, ઉપરમ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધિરૂપ) જે ધર્મનો આશ્રય કરવો પડે છે, તે જ ધર્મ સર્વ વર્ણાશ્રમીઓ માટે પણ સામાન્ય જ ગણાય છે; અર્થાત્ શમદમાદિક આત્મવિષયક ધર્મનું પ્રત્યેક વર્ણાશ્રમીએ સામાન્ય રીતે આચરણ કરવાનું છે, તોપણ જે પુરુષોનું ચિત્ત શુદ્ધ થયેલું છે અને જેઓના મનનો નિરોધ થયો છે, તેવા બ્રહ્મનિષ્ઠ પુરુષોને જ નિત્ય એવા તુરીય બ્રહ્મનો સાક્ષાત્કાર થાય

---

* જેમ કે બ્રહ્મચારીઓ પોતાના માનસિક વ્યભિચારને અટકાવવા અસમર્થ થયા, ત્યારે તેઓએ ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કર્યો. ત્યાં ગૃહસ્થાશ્રમમાં યજ્ઞાદિ કર્મો કરતાં તેનાં માનસિક દોષો સાધારણ રીતે પક્વ થયા, એટલે તેઓએ વાનપ્રસ્થાશ્રમનો સ્વીકાર કર્યો. પછી વાનપ્રસ્થાશ્રમમાં વૈરાગ્યની વૃદ્ધિ થતાં માનસિક દોષો સારી રીતે પરિપક્વ થયા. એટલે તેઓએ સંન્યાસાશ્રમનો સ્વીકાર કર્યો.

× કહેવાનું તાત્પર્ય એ છે કે, ચારેય આશ્રમવાસીઓ પૂર્વોક્ત સદાચારધર્મનું પાલન કરીને મોક્ષને પામી શકે છે.

* ભગવાન મનુ પણ કહે છે કે,

'यथा काष्ठमयो हस्ती यथा चर्ममयो मृगः।
तथा विप्रोऽनधीयानस्त्रयस्ते नाम बिभ्रति॥'

કાષ્ઠનો હાથી, ચામડાનો મૃગ અને વેદાધ્યયનરહિત બ્રાહ્મણ એ ત્રણે કેવળ નામધારી જ છે.

છે;[૨૮–૩૦] માટે સનાતન પરંપરાથી પ્રાપ્ત થયેલો યતિધર્મ જ (સંન્યાસ જ) સર્વ ધર્મોના કરતાં આવશ્યક છે; કારણ કે તે ધર્મનું મૂળ સંતોષ છે, ત્યાગ તેનો આત્મા અથવા પ્રાણ છે અને બ્રહ્મનો સાક્ષાત્કાર કરવો એ જ તેનું ધ્યેય છે; એટલું જ નહિ પણ બ્રહ્મવિષયક જ્ઞાનનું મૂળ અધિષ્ઠાન યતિધર્મ જ કહેવાય છે.[૩૧] વળી એ ધર્મ બીજા આશ્રમોમાં રહીને પણ મિશ્રભાવે આચરી શકાય છે અથવા સ્વતંત્ર રીતે એટલે બીજા આશ્રમોમાં રહ્યા વિના કેવળ સંન્યાસનો જ સ્વીકાર કરીને પણ આચરી શકાય છે; માટે મોક્ષની ઇચ્છા રાખનારા પુરુષો પોતપોતાના વૈરાગ્યબળ પ્રમાણે તેનું ઉપાસન કરે છે અને એ પણ નિશ્ચય છે કે, એ ધર્મમાં આગળ વધનારા પ્રત્યેક પુરુષનું (ભલે પછી તે વણિક હોય કે પારધી હોય, તોપણ) અવશ્ય કલ્યાણ થાય છે. માત્ર રાગાધીન થનારો દુર્બળ પુરુષ જ એ ધર્મમાં ખિન્ન થાય છે–આગળ વધી શકતો નથી; પરંતુ જે પુરુષ પવિત્ર (રાગદ્વેષથી મુક્ત) હોય છે અને બ્રહ્મપદની ઇચ્છા રાખનારો હોય છે, તે પુરુષ તો (એ ધર્મનો આશ્રય કરીને) સંસારપાશથી છૂટી જાય છે.[૩૨]

સ્યૂમરશ્મિએ પૂછ્યું: કોઈ એક પુરુષ ગૃહસ્થાશ્રમમાં રહીને પોતે સંપાદન કરેલા ધનથી ભોગ ભોગવે છે, દાન કરે છે, યજ્ઞ કરે છે અને અધ્યયન કરે છે; તેમ જ એક બીજો પુરુષ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને કેવળ સંન્યાસધર્મનો જ આશ્રય કરે છે, તો આ બન્ને પુરુષમાંથી કયો પુરુષ મરણ પછી સ્વર્ગલોકમાં જઈ શકે છે, એ હું આપને પૂછું છું, માટે હે બ્રહ્મન્! એ વિષયમાં જે યથાર્થ હોય તે મને કહો.[૩૩-૩૪]

કપિલે કહ્યું: ગૃહસ્થાશ્રમમાં રહીને ધનાદિકનો પરિગ્રહ કરવો તે પણ ઉત્તમ છે અને મોક્ષરૂપ ફળને આપનારો પણ છે; છતાં સંન્યાસનો સ્વીકાર કરવાથી જે દૃશ્ય સુખ પ્રાપ્ત થાય છે, તે સુખને ગૃહસ્થાશ્રમીઓ પામી શક્યા નથી, એ વાત તું પોતે પણ જાણે જ છે.[૩૫]

સ્યૂમરશ્મિએ પૂછ્યું: તમારા જેવા (સંન્યાસી) પુરુષો જ્ઞાનમાં જ નિષ્ઠા રાખનારા હોય છે, છતાં તમે સર્વ આશ્રમોની નિષ્ઠામાં એકતા કેવી રીતે કહી શકો છો? (અર્થાત્ પ્રત્યેક આશ્રમમાં મોક્ષરૂપી એક જ ફળ પ્રાપ્ત થાય છે, એમ તમે શા ઉપરથી કહી શકો છો?) તમારા આ કથન ઉપરથી જ્ઞાન તથા કર્મની (ફલદૃષ્ટિએ) એકતા છે કે ભિન્નતા છે, એ કંઈ સમજાતું નથી; માટે હે ભગવન્! જે સત્ય હોય તે મને યથાર્થ રીતે કહો.[૩૬-૩૭]

કપિલે કહ્યું: સ્થૂળ તથા સૂક્ષ્મ શરીરની માત્ર શુદ્ધિ કરવી, તે જ કર્મોનું પ્રયોજન છે અને જ્ઞાનનું પ્રયોજન તો પરમ ગતિ સંપાદન કરવી તે છે. (આ રીતે જ્ઞાન તથા કર્મમાં પરસ્પર મહાન વિલક્ષણતા રહેલી છે.) કર્મો દ્વારા રાગાદિક કષાયોનો સારી રીતે પરિપાક થાય અને તે પછી બ્રહ્માનંદનું જ શાસ્ત્રજન્ય જ્ઞાન જ્યારે સ્થિર થાય, ત્યારે આનૃશંસ્ય (દયા), ક્ષમા,× શાંતિ, અહિંસા, સત્ય, સરળતા, પ્રાણીમાત્રનો અદ્રોહ, નિરભિમાનીપણું, લજ્જા, સહનશીલતા અને સર્વ કર્મોથી ઉપરામ વગેરે આધ્યાત્મિક ગુણોની પ્રવૃત્તિ થાય છે અને તે ગુણો દ્વારા પરબ્રહ્મને પામી શકાય છે.[૩૮-૩૯] પ્રત્યેક વિદ્વાન પુરુષે પોતાના મનમાં નિશ્ચયપૂર્વક સમજવું જોઈએ કે, વૈરાગ્ય આદિની ઉત્પત્તિ થયા પછી રાગાદિક કષાયોની જે પક્વદશા સિદ્ધ થાય છે, તે જ કર્મોનું અંતિમ ફળ છે અને આ બધા માર્ગો બ્રહ્મપ્રાપ્તિને માટે જ ઉપયોગી હોઈને તે દ્વારા પરબ્રહ્મની પ્રાપ્તિ કરી શકાય છે.[૪૦] વિદ્વાનો કહે છે કે, સર્વ પ્રકારે શાંતિગુણને ધારણ કરનારા, જ્ઞાનમાં જ નિષ્ઠા રાખનારા અને સંતોષી એવા પવિત્ર બ્રાહ્મણો જે ગતિને સંપાદન કરે છે, તેને જ 'પરમ ગતિ' કહેવામાં આવે છે.[૪૧] જે પુરુષ વેદોનું, કર્મોનું તથા જ્ઞાનનું યથાર્થ સ્વરૂપ જાણીને અહંકારરહિત અવસ્થામાં રહે છે, તે પુરુષ જ ખરો વેદવેત્તા છે, તે સિવાય બીજો તો વાયુને લીધે શ્વાસોચ્છ્વાસ લેનારી ધમણના જેવો છે.[૪૨] વેદવેત્તા પુરુષો સર્વ કંઈ જાણી શકે છે; કારણ કે વેદમાં સર્વનો સમાવેશ કરવામાં આવ્યો છે; એટલું જ નહિ પણ ભૂત, ભવિષ્ય તથા

× કહેવાનો આશય એ છે કે, સંન્યાસ લીધા વિના બ્રહ્મનું અપરોક્ષ દર્શન થઈ શકે છે, પણ પરોક્ષ દર્શન થઈ શકતું નથી; માટે સંન્યાસ જ ઉત્તમ છે.

× કોઈના તરફથી પરાભવ અથવા તિરસ્કાર કરવામાં આવે, તોપણ ચિત્તમાં વિક્ષેપ ન થાય તે ક્ષમાગુણનું લક્ષણ છે.

વર્તમાન એ સર્વનું સ્વરૂપ વેદમાં વર્ણવેલું છે.[૪૩] સર્વ શાસ્ત્રોમાં આવો એક જ નિર્ણય કરવામાં આવ્યો છે કે, આ દૃશ્યમાન જગત પ્રતીતિના સમયે છે અને પ્રતીતિના બાધસમયે નથી.* તેમ જ તત્ત્વવેત્તા જ્ઞાની પુરુષની દૃષ્ટિએ પણ દૃશ્યમાન આકાશાદિ પ્રપંચ સવિશેષ તથા નિર્વિશેષ લયસ્થાનરૂપ હોઈને સત્ છે અને અસત્ પણ છે[૪૪] આવા હેતુથી જ સર્વ વેદોની અંદર કહેવામાં આવ્યું છે કે, ત્યાગ જ સર્વાંશે પરિપૂર્ણતાનું લક્ષણ છે (અર્થાત્ ક્ષેત્ર, બાગ બગીચા, ગૃહ, પશુ, સ્ત્રી, પુત્ર, શરીર, ઇંદ્રિય, પ્રાણ, મન, બુદ્ધિ તથા અહંકાર આ સર્વનો ત્યાગ કરીને કેવળ નિર્વિકલ્પ સમાધિમાંજ સ્થિર થવું, તે પરિપૂર્ણતાનું અથવા બ્રહ્મપ્રાપ્તિનું લક્ષણ છે.) અને આ મોક્ષમાર્ગમાં સ્થિતિ કરનારો પુરુષ (સમાધિરહિત અવસ્થામાં પણ) નિત્ય સંતોષને જ અનુસરે છે, અર્થાત્ બ્રહ્માનંદમાં જ મગ્ન રહે છે,[૪૫] કેમ કે બ્રહ્મનું સ્વરૂપ જ એ છે કે, તે અબાધિત સત્યસ્વરૂપ છે, સર્વત્ર પ્રસિદ્ધ છે, જાણવા યોગ્ય છે, સર્વનો આત્મા છે, સ્થાવરજંગમ જગતરૂપ છે, કેવળ સુખરૂપ છે, કલ્યાણરૂપ છે, સર્વના કરતાં શ્રેષ્ઠ છે, ત્રણે કાળમાં અપરિચ્છેદ્ય છે, અવ્યક્તસ્વરૂપ છે, સર્વનું ઉત્પત્તિકારણ છે અને સર્વનું લયસ્થાન છે.[૪૬] બુદ્ધિરૂપી નેત્રવાળા પુરુષો ઇંદ્રિયજયના સામર્થ્યરૂપ તેજ વડે, અપકાર કરનાર મનુષ્યો ઉપર પણ ક્રોધ નહિ કરવારૂપ ક્ષમા વડે અને નિષ્કામપણે સર્વ કર્તવ્યોથી ઉપરામ પામવારૂપ શાંતિ વડે દુઃખરહિત, કલ્યાણસ્વરૂપ, જગતના કારણ, નિત્ય એકરૂપ અને અવિનાશી એવા જે બ્રહ્મને પ્રાપ્ત કરે છે, તે બ્રહ્મવેત્તાથી અભિન્ન પરબ્રહ્મને હું નમસ્કાર કરું છું.[૪૭]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમાં 'કપિલગીતા-કર્મો જ્ઞાનનું અંગ છે' નામનો અધ્યાય ૨૭૦ મો સમાપ્ત

# અધ્યાય ૨૭૧ મો

## કુંડધાર મેઘની કથા

॥ युधिष्ठिर उवाच ॥

**धर्ममर्थं च कामं च वेदाः शंसति भारत ।**
**कस्य लाभो विशिष्टोऽत्र तन्मे ब्रूहि पितामह ॥१॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે ભરતવંશી પિતામહ! વેદોમાં ધર્મ, અર્થ અને કામ એ ત્રણેની પ્રશંસા કરેલી છે, તોપણ એ ત્રણમાંથી કોનો લાભ અતિ ઉત્તમ ગણાય છે, તે મને કહો.[૧]

ભીષ્મે કહ્યું: આના સંબંધમાં એક પુરાતન ઇતિહાસ હું તમને કહું છું, તેમાં પૂર્વે કુંડધાર નામના મેઘે પોતાના ભક્ત ઉપર પ્રીતિ દર્શાવીને જે ઉપકાર કર્યો હતો, તેનું વર્ણન કરેલું છે.[૨] પૂર્વે કોઈએક નિર્ધન બ્રાહ્મણે મનમાં વિચાર કર્યો કે, 'ફળ મેળવવાની ઇચ્છાથી જ હું ધર્માચરણ કરીશ.' પરંતુ ધન વિના યજ્ઞાદિધર્મ થઈ શકતો નથી, આવું સમજીને તેણે ધન મેળવવાની ઇચ્છાથી સતત દારુણ તપશ્ચર્યા કરવા માંડી.[૩] મનમાં દૃઢ નિશ્ચય કરીને તે બ્રાહ્મણે ભક્તિપૂર્વક દેવોની પૂજા કરવા માંડી, પરંતુ દેવોનું પૂજન કરવાથી તેને ધન મળ્યું નહિ.[૪] પછી તેને ચિંતા થવા લાગી કે, 'એવો તે કયો દેવ હશે કે, જે મારા પર સત્વર પ્રસન્ન થાય? મને લાગે છે કે, મનુષ્યોએ દેવોને જડ જેવા કરી નાખ્યા છે, પણ તેવો કોઈ દેવ હશે કે જેને મનુષ્યોએ જડ જેવો ન કરી નાખ્યો હોય?' આ રીતે પોતાના સૌમ્ય મનથી તે વિચાર કરતો હતો, તેવામાં દેવોના અનુચર કુંડધાર નામના મેઘને પોતાની સમીપ ઊભેલો તેણે જોયો.[૫] મોટી મોટી ભુજાઓવાળા તે કુંડધારને સમીપ ઊભેલો જોઈ તે બ્રાહ્મણને તેના પર ભક્તિ થઈ તેણે પોતાના મનમાં જ કહ્યું કે, 'આ દેવ અવશ્ય મારું કલ્યાણ કરશે, કેમ કે એનું સ્વરૂપ જ તેવું દેખાય છે. વળી આ દેવ, દેવની સમીપ રહે છે અને બીજા મનુષ્યોથી વીંટાયલો પણ નથી. એ ઉપરથી મને જણાય છે કે, તે મને પુષ્કળ દ્રવ્ય આપશે અને તે પણ સત્વર આપશે.'[૬-૮] આવો વિચાર કરીને તે બ્રાહ્મણ ભાતભાતના ચંદન, પુષ્પ, ધૂપ અને વિવિધ પ્રકારનાં બલિદાનોથી કુંડધાર મેઘની પૂજા

* જેમ સ્વપ્નાવસ્થાની સૃષ્ટિ સ્વપ્નકાળે છે અને સ્વપ્નના અભાનકાળે-જાગ્રત અવસ્થામાં નથી, તેમ આ દૃશ્યમાન સૃષ્ટિના સંબંધમાં પણ સમજવું, અર્થાત્ જ્ઞાની પુરુષોની દૃષ્ટિએ આ જગત દેખાય તોપણ માયાથી બનેલા નગરની પેઠે અસત્ છે, પરંતુ અજ્ઞાની પુરુષોની દૃષ્ટિએ વજ્રના પાંજરા પેઠે અત્યંત દૃઢ ને સત્ છે

કરવા લાગ્યો.[૯] પછી થોડા સમયમાં જ કુંડધાર મેઘ તે બ્રાહ્મણ ઉપર પ્રસન્ન થયો. તેણે તેના ઉપકારમાં પ્રવર્તાવનારી આવી વાણી કહી.[૧૦] 'બ્રહ્મહત્યાને માટે, દારૂડિયાને માટે, ચોરી કરનારને માટે અને વ્રતનો ભંગ કરનારને માટે શાસ્ત્રકારોએ પ્રાયશ્ચિત્ત કહ્યું છે, પણ કૃતઘ્ની પુરુષને માટે કોઈ જાતનું પ્રાયશ્ચિત્ત કહ્યું નથી*[૧૧] આશાનો પુત્ર અધર્મ છે, અસૂયાનો પુત્ર ક્રોધ છે અને કપટનો પુત્ર લોભ છે; પણ કૃતઘ્નતાને તો કંઈ પ્રજા જ નથી.'[૧૨] (આ પ્રમાણે કહીને તે કુંડધાર ત્યાંથી અદૃશ્ય થઈ ગયો.) તે પછી (રાત્રિના સમયે) તે બ્રાહ્મણ દર્ભની શય્યા ઉપર જ્યારે સૂતો, ત્યારે સ્વપ્નમાં કુંડધારના તેજથી (પ્રભાવથી) સર્વ ભૂતોનાં તેને દર્શન થયાં.[૧૩] ભોગોથી રહિત એવો તે બ્રાહ્મણ શાંતિ, તપ અને ભક્તિથી શુદ્ધ અંતઃકરણનો હતો, તેથી રાત્રિના સમયે કુંડધાર ઉપરની ભક્તિનો ચમત્કાર તેના જોવામાં આવ્યો.[૧૪] હે યુધિષ્ઠિર! સ્વપ્નમાં તેણે જોયું તો મણિભદ્ર નામનો એક મહાતેજસ્વી દેવ દેવતાઓની સભામાં બેઠો હતો અને તે મહાત્મા ફળની યાચના કરનારા મનુષ્યોને દેવોની પાસે હાજર કરતો હતો.[૧૫] દેવતાઓ પણ તે સભામાં હાજર કરાયલા મનુષ્યોને તેઓનાં શુભ કર્મ પ્રમાણે રાજ્ય અને ધન આપી રહ્યા હતા અને જેઓએ અશુભ કર્મ કર્યાં હતાં, તેઓની પાસેથી રાજ્ય તથા ધન ખૂંચવી લેતા હતા.[૧૬] હે ભરતશ્રેષ્ઠ યુધિષ્ઠિર રાજા! એ પ્રમાણે સભાનો કાર્યક્રમ ચાલી રહ્યો હતો, તેવામાં મહાતેજસ્વી કુંડધાર સર્વ યક્ષોના દેખતાં દેવો પાસે આવીને પૃથ્વી પર લાંબો થઈને પડ્યો; અર્થાત્ દેવોને દંડવત્ પ્રણામ કર્યા.[૧૭] તે જોઈ અત્યંત ઉદાર મનવાળા મણિભદ્ર દેવે પૃથ્વી પર પડેલા કુંડધારને દેવોની આજ્ઞાનુસાર આ પ્રમાણે કહ્યું: 'હે કુંડધાર! તારી શી ઇચ્છા છે?'[૧૮]

કુંડધારે કહ્યું: જો દેવતાઓ મારા પર પ્રસન્ન થયા હોય, તો મારા ભક્ત આ બ્રાહ્મણ ઉપર અનુગ્રહ કરવાની હું ઇચ્છા રાખું છું કે, જેથી તેના સુખનો ઉદય થાય.[૧૯]

તે પછી મણિભદ્ર દેવે દેવોની આજ્ઞા લઈને મહાતેજસ્વી કુંડધારને પુનઃ આ પ્રમાણે કહ્યું.[૨૦]

* અર્થાત્ કૃતઘ્નીના જેવો મહાપાપી કોઈ પણ નથી.

મણિભદ્ર બોલ્યો: હે કુંડધાર! ઊઠ, ઊભો થા. તારું કલ્યાણ થાઓ, તું કૃતકૃત્ય થઈને સુખી થા. તારા મિત્ર એ બ્રાહ્મણને જો ધનની ઇચ્છા હોય તો તેને ધન આપવામાં આવે અથવા દેવોની આજ્ઞા લઈને હું પોતે જ તે બ્રાહ્મણને જેટલું જોઈતું હશે તેટલું અખૂટ ધન આપવા તૈયાર છું.[૨૧-૨૨]

હે યુધિષ્ઠિર! મણિભદ્રનાં એ વાક્યો સાંભળીને કુંડધારે પોતાના મનમાં જ વિચાર કર્યો કે, 'મનુષ્યજન્મ તો ચંચળ છે અને નાશવંત છે, માટે આ બ્રાહ્મણની બુદ્ધિ તપશ્ચર્યામાં જ સ્થિર થાય, એવું મારે માગવું જોઈએ.' આવો વિચાર કરીને તેણે કહ્યું.[૨૩]

કુંડધાર બોલ્યો: હે ધન આપનાર મણિભદ્ર! આ બ્રાહ્મણને માટે હું ધનની યાચના કરતો નથી, પરંતુ આ મારા ભક્ત ઉપર કોઈ જુદી જાતનો જ અનુગ્રહ કરવા માટે હું ઇચ્છું છું.[૨૪] તમે મારા ભક્તને રત્નથી ભરેલી આખી પૃથ્વી અર્પણ કરી દો અથવા રત્નોના મોટા ઢગલા આપી દો, તોપણ તેને હું ઇષ્ટ ગણતો નથી. હું તો માત્ર એટલું જ ઇચ્છું છું કે, આ મારો ભક્ત ધાર્મિક બને.[૨૫] તેની બુદ્ધિ નિત્ય ધર્મમાં જ રમણ કરે, ધર્મ ઉપર જ તે પોતાનું જીવન ગાળે અને ધર્મને જ સર્વના કરતાં તે ઉત્તમ માને, આવો અનુગ્રહ કરવાની જ મારી ઇચ્છા છે.[૨૬]

મણિભદ્રે કહ્યું: રાજ્ય તથા વિવિધ પ્રકારનાં સુખો સદાય ધર્મનાં જ ફળ ગણાય છે; માટે એ બ્રાહ્મણ કાયાના કલેશોથી મુક્ત થઈને ધર્મનાં ફળનો જ ભલે ઉપભોગ કરે.[૨૭]

ભીષ્મે કહ્યું: એ પ્રમાણે મણિભદ્રે ઘણો ઘણો સમજાવ્યો, છતાં મહાયશસ્વી કુંડધારે પુનઃ પુનઃ એની એ જ પ્રાર્થના કર્યા કરી કે, 'એ બ્રાહ્મણ ધાર્મિક જ બને.' પછી સર્વ દેવતાઓ તેના પર અત્યંત પ્રસન્ન થયા.[૨૮]

મણિભદ્ર પણ બોલી ઊઠ્યો: હે કુંડધાર! તારા ઉપર અને તે બ્રાહ્મણ ઉપર સર્વ દેવતાઓ અત્યંત પ્રસન્ન થયા છે, જેથી તેઓ વરદાન આપે છે કે, એ બ્રાહ્મણ ઘણો જ ધર્માત્મા થશે અને એની બુદ્ધિ નિત્ય ધર્મમાં જ રમણ કરશે.[૨૯]

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર! એ પ્રમાણે પોતાના કાર્યમાં ફળીભૂત થઈને મેઘ કુંડધાર દ

પ્રસન્ન થયો, કારણ કે તેણે પોતાના મનની ઇચ્છા પ્રમાણે બીજાં વરદાનો કરતા ઘણું જ શ્રેષ્ઠ વરદાન પોતાના ભક્ત માટે મેળવ્યુ હતું.[30] પછી પેલા શ્રેષ્ઠ બ્રાહ્મણે (સ્વપ્નમાથી જાગત થઈને) પોતાની આજુ બાજુ નાખવામા આવેલા સૂક્ષ્મ ફાટેલા વસ્ત્રો ત્યા જોયા તે જોઈને તેને વૈરાગ્ય ઉત્પન્ન થયો.[31] તેણે પોતાના મનમા જ કહ્યું કે, 'મે કરેલા આટલા બધા પુણ્યકર્મને પણ એ કુંડધારે જો જાણ્યા નથી, તો પછી બીજો કયો દેવ હવે જાણવાનો છે? માટે ચાલ, (આ સર્વનો ત્યાગ કરીને) હું વનમા જ જાઉં અને ત્યા જઈને ધર્મમા જ જીવન ગાળવુ, એ મારે માટે શ્રેષ્ઠ છે.' આવો વિચાર કરીને તે ઉત્તમ બ્રાહ્મણ પરમ વરાગ્યને લીધે અને દેવતાઓની કૃપાને લીધે વનમા જ ચાલ્યો ગયો અને ત્યા જઈને તેણે મહાન તપશ્ચર્યા કરવાનો આરભ કર્યો[32,33] હે મહારાજા! એ બ્રાહ્મણની બુદ્ધિ ધર્મ કરવામા એટલી બધી દૃઢ થઈ કે, જેથી દેવતા અને અતિથિઓને અર્પણ કરતા અવશેષ રહેલા ફળમૂળનો જ તેણે આહાર કરવા માડ્યો.[34] પછી અનુક્રમે ફળમૂળના આહારનો પણ તેણે ત્યાગ કર્યો અને કેવળ પાદડાનો જ આહાર કરવા માડ્યો. પછી તે પાદડાના આહારનો પણ ત્યાગ કરી દઈને કેવળ જળનો જ આહાર કરવા માડ્યો અને પછી જળના આહારનો પણ ત્યાગ કરી દઈને તેણે અનેક વર્ષો પર્યંત કેવળ વાયુનો જ આહાર કર્યા કર્યો, છતા એના પ્રાણનો ક્ષય થયો નહિ, એ વાત આશ્ચર્ય જેવી જ ગણાય.[35,36] ધર્મ ઉપરની શ્રદ્ધાને લીધે આવી ઉગ્ર તપશ્ચર્યા કરતા કરતા જ્યારે ઘણો સમય વીતી ગયો, ત્યારે તેને દિવ્ય દૃષ્ટિ ઉત્પન્ન થઈ[37] અને તે સમયે તેને આવી બુદ્ધિ પ્રકટ થઈ કે, 'આ સમયે હુ કોઈના પર જો પ્રસન્ન થાઉ, તો તેને જેટલુ જોઈતું હોય તેટલુ ધન આપી શકુ છું', કેમ કે મારી વાણી કદી મિથ્યા થાય જ નહિ *[38] પોતાનામા આવું સામર્થ્ય પ્રાપ્ત થયેલુ જોઈ તે બ્રાહ્મણનુ મુખ હર્ષથી પ્રફુલ્લ થઈ ગયુ. તેણે ફરી પણ તપશ્ચર્યા કરવાનો આરભ કર્યો અને પુન પૂર્વના કરતા જ્યારે અધિક તપ સિદ્ધિ પ્રાપ્ત થઈ, ત્યારે તેણે વિચાર કર્યો કે, 'આ સમયે મારામા એટલું બધું સામર્થ્ય છે કે, કોઈના પર પ્રસન્ન થઈને તેને મોટું રાજ્ય આપી દઉં, તો તત્કાળ તે રાજા બની જાય અને મારી વાણી મિથ્યા થાય જ નહિ.'[39,40] હે ભારત! તે બ્રાહ્મણ એ પ્રમાણે વિચાર કરતો હતો, તેવામા તેના તપના યોગથી અને તેના પરના સુહૃદભાવથી આકર્ષાઈને મેઘ કુડધારે તેને પ્રત્યક્ષ દર્શન દીધા.[41] હે રાજા! પેલો બ્રાહ્મણ પણ કુડધારને જોતા જ તેની સામે ગયો અને મનમા આશ્ચર્ય પામીને વિધિપૂર્વક તેની પૂજા કરવા લાગ્યો.[42] તે સમયે કુડધારે તેને આ પ્રમાણે કહ્યું: 'હે બ્રાહ્મણ! તને દિવ્ય ચક્ષુ પ્રાપ્ત થયા છે, માટે તે દ્વારા આ સર્વ લોક તરફ દૃષ્ટિ કરીને પ્રથમ રાજાઓની ગતિને તું જોઈ લે.'[43] પછી તે બ્રાહ્મણે દૂર રહ્યા છતા પણ પોતાની દિવ્યદૃષ્ટિના પ્રભાવથી સર્વ તરફ જોવા માડ્યુ, તો હજારો રાજાઓ નરકમાં ડૂબેલા જોવામા આવ્યા.[44]

કુંડધારે કહ્યું: તેં ખરા ભાવપૂર્વક મારું પૂજન કર્યું છે, છતા (આ રાજાઓની પેઠે) અતે તારે દુઃખ ભોગવવુ પડે, તો પછી મે તારું શુ પ્રિય કર્યું અને તારા પર કયો અનુગ્રહ કર્યો? (અર્થાત્ તને રાજ્ય કે ધન આપીને મેં તારો અનુગ્રહ કર્યો હોત, તોપણ તે ન કર્યા જેવો જ ગણાત, કેમ કે તે અનુગ્રહથી અતે તારે દુ ખ જ ભોગવવું પડત.) જો, જો, તું ફરી પણ લોકો તરફ દૃષ્ટિ કર, કે જેથી તને જણાશે કે, આ જગતમા મનુષ્ય વિષયભોગ માટે કેમ ઇચ્છા કરતો હશે? કારણ કે સ્વર્ગના દ્વાર તો મનુષ્યોને માટે ખાસ કરીને બધ જ રહે છે.

ભીષ્મે કહ્યુ: કુડધારના એ કથન ઉપરથી બ્રાહ્મણે મનુષ્યો તરફ દૃષ્ટિ કરી, તો અનેક પુરુષો કામ, ક્રોધ, લોભ, ભય, મદ, નિદ્રા, તદ્રા અને

* પોતાને દિવ્ય દૃષ્ટિ ઉત્પન્ન થતા જ તે બ્રાહ્મણનો એવો નિશ્ચય થઈ ગયો કે, તપશ્ચર્યા જ સર્વના કરતા શ્રેષ્ઠ છે, કારણ કે જે હુ, પૂર્વે બીજાઓની ઉપાસના કરીને ધન માટેની યાચના કરી રહ્યો હતો, છતા ધન મેળવી શક્યો ન હતો, તે જ હું આ સમયે બીજા ઉપર જો પ્રસન્ન થાઉ તો તેને અખૂટ ધન આપવા માટે સમર્થ છુ, એટલુ જ નહિ પણ મારામા એટલી બધી શક્તિ પ્રાપ્ત થઈ છે કે મારુ વચન કદી મિથ્યા થાય જ નહિ, અર્થાત્ મને વચનસિદ્ધિ પ્રાપ્ત થઈ છે.

આલસ્યથી ઢંકાઈ રહેલા તેણે જોયા.[૪૫-૪૭]

કુંડધારે કહ્યું : આ દોષોથી જગતના સર્વ મનુષ્યો અત્યંત ઘેરાયેલા છે, વળી દેવતાઓને મનુષ્યો તરફથી ભય હોય છે, જેથી દેવોની આજ્ઞાને લીધે તે દુર્ગુણો મનુષ્યોના પર સર્વ તરફથી વિઘ્નો નાખે છે.[૪૮] જગતનો કોઈ પણ મનુષ્ય દેવોની આજ્ઞા વિના કદી ધાર્મિક થઈ શકતો નથી, જેથી તું પણ (દેવોની આજ્ઞાનુસાર) તપશ્ચર્યા કરીને બીજાઓને રાજ્ય તથા ધન આપવા શક્તિમાન થયો છે.[૪૯]

ભીષ્મે કહ્યું : તે પછી ધર્માત્મા બ્રાહ્મણે કુંડધાર મેઘના ચરણમાં પોતાનું મસ્તક નમાવ્યું અને આ પ્રમાણે કહ્યું : 'ખરેખર, તમે મારા પર મહાન અનુગ્રહ કર્યો છે.[૫૦] તમે મારા પર આટલો બધો સ્નેહ રાખો છો, તે નહિ જાણીને મેં કામ તથા લોભને અધીન થઈને પૂર્વે તમારી જે અસૂયા કરી છે, તેને માટે તમારે મને ક્ષમા આપવી યોગ્ય છે.'[૫૧] બ્રાહ્મણે એ પ્રમાણે કહ્યું, એટલે 'તેને માટે મેં પ્રથમથી જ ક્ષમા આપી છે' એમ કહીને કુંડધાર તે શ્રેષ્ઠ બ્રાહ્મણને પોતાના બન્ને બાહુ વડે ભેટી પડ્યો અને પછી તે જ ક્ષણે ત્યાં અંતર્ધાન થઈ ગયો.[૫૨] પેલો બ્રાહ્મણ પણ કુંડધારના પ્રસાદથી તપશ્ચર્યા કરીને ઉત્તમ સિદ્ધિને પામ્યો હતો, તેથી પોતાની ઇચ્છાનુસાર સર્વ લોકમાં વિચરવા લાગ્યો. વળી તે બ્રાહ્મણને ધર્મ અને યોગના પ્રભાવથી આકાશગમનની તથા સંકલ્પિત અર્થની સિદ્ધિ પ્રાપ્ત થઈ હતી અને છેવટે પરમ ગતિ પણ પ્રાપ્ત થઈ હતી.[૫૩-૫૪] (આ જગતમાં ધર્મનું માહાત્મ્ય કેટલું છે, તે તમે જુઓ.) દેવો, બ્રાહ્મણો, સત્પુરુષો, યક્ષો, મનુષ્યો અને ચારણો ધાર્મિક પુરુષોનું જ પૂજન કરે છે, પરંતુ ધનાઢ્યોનું કે કામી પુરુષોનું પૂજન કરતા નથી. (અર્થાત્ કામ અને અર્થના કરતાં ધર્મ જ શ્રેષ્ઠ છે.)[૫૫] હે યુધિષ્ઠિર! તમારા ઉપર પણ સર્વ દેવતાઓ પ્રસન્ન થયા છે; કારણ કે તમારી બુદ્ધિ ધર્મમાં જ રમણ કરી રહી છે અને એ પણ સત્ય જ છે કે, ધર્મની અંદર કોઈ અલૌકિક સુખકલા વસી રહી છે અને ધર્મમાં જ પરમ સુખનો નિવાસ છે.*[૫૬]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'કુંડધાર મેઘની કથા' નામનો અધ્યાય ૨૭૧ મો સમાપ્ત

# અધ્યાય ૨૭૨ મો

## હિંસાપ્રધાન યજ્ઞ નિંદ્ય છે

॥ युधिष्ठिर उवाच ॥

**बहूनां यज्ञतपसामेकार्थानां पितामह ।**
**धर्मार्थं न सुखार्थार्थं कथं यज्ञः समाहितः ॥१॥**

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ! યજ્ઞો અને તપ અનેક પ્રકારનાં છે અને તે સર્વનું પ્રયોજન ચિત્તશુદ્ધિ અથવા ઈશ્વરપ્રીતિરૂપ એક જ હોય છે; પરંતુ જે યજ્ઞ કેવળ ધર્મને માટે જ હોઈને ધનપ્રાપ્તિ અને સ્વર્ગપ્રાપ્તિરૂપ ફળ માટે કરવામાં આવતો નથી, તે યજ્ઞ કેવા પ્રકારનો હોય છે?[૧]

ભીષ્મે કહ્યું : આ વિષયમાં નારદે કહેલું એક વૃત્તાંત હું તમને કહું છું. તેમાં ઉછવૃત્તિથી આજીવિકા ચલાવનારા એક બ્રાહ્મણની યજ્ઞ સંબંધી કથા કહેવામાં આવી છે.[૨]

નારદે કહ્યું : પૂર્વે ધર્મના પ્રાધાન્યને લીધે અત્યંત શ્રેષ્ઠ ગણાતા વિદર્ભદેશમાં ઉંછવૃત્તિથી આજીવિકા ચલાવનારો એક ઉત્તમ બ્રાહ્મણ રહેતો હતો. તેણે એક સમયે યજ્ઞ કરવાનો આરંભ કર્યો.[૩] તેના યજ્ઞમાં સામાનું અન્ન ભોજન તરીકે હતું અને સૂર્યપર્ણી તથા સુવર્ચલા નામની બે વનસ્પતિનું શાક બનાવવામા આવ્યું હતું. આ શાક અત્યંત નીરસ અને કડવું હતું, છતા તે બ્રાહ્મણના તપોબળથી ઘણું સ્વાદિષ્ટ બની ગયુ હતું.[૪] હે શત્રુતાપન યુધિષ્ઠિર! તે બ્રાહ્મણ વાનપ્રસ્થાશ્રમનો આશ્રય કરીને વનમાં રહેતો હતો અને કોઈ પણ પ્રાણીની હિંસા કર્યા વિના પવિત્ર જીવન ગાળતો હતો. તેણે માત્ર ફળમૂળોથી જ યજ્ઞસ્વરૂપ વિષ્ણુનું યજન

* આ અધ્યાયમાં કહેવામાં આવેલી આખ્યાયિકાનું વાસ્તવિક તાત્પર્ય એ છે કે, કામનું સેવન, કામને માટે સેવવામાં આવતા ધર્મનું સેવન અને ધર્મને માટે સેવવામાં આવતા અર્થનું સેવન એ ત્રણે કેવળ તુચ્છ છે; અર્થાત્ અન્યોન્યની અપેક્ષાએ સેવવામાં આવતો ત્રિવર્ગ કેવળ તુચ્છ ગણાય છે. માત્ર નિષ્કામ બુદ્ધિથી સેવવામાં આવતો ધર્મ જ સૌના કરતાં શ્રેષ્ઠ છે.

કર્યું હતું, તોપણ તેને સ્વર્ગદાતા થઈ પડયું હતું.[૫] એ બ્રાહ્મણનું નામ 'સત્ય' હતું અને તેની સ્ત્રીનુ નામ 'પુષ્કરધારિણી' હતું. તેની એ સ્ત્રી અનેક પ્રકારનાં વ્રતો કરીને શરીરે કૃશ થઈ ગઈ હતી, પવિત્ર હતી અને યજ્ઞપત્ની તરીકે પોતાના પતિને અનુસરતી હતી, પરંતુ (પોતાનો પતિ હિંસાપ્રધાન યજ્ઞથી વિષ્ણુનું યજન કરવા ઇચ્છે છે, એમ જાણીને) અંતઃકરણપૂર્વક પતિને અનુસરતી ન હતી.[૬] માત્ર શાપના ભયને લીધે પોતાના પતિના સ્વભાવને તે અનુસરતી હતી. (કારણ કે સ્ત્રી હિંસાયજ્ઞને ધિક્કારતી હતી અને પ્રાણીમાત્રને કંઈ દુઃખ થાય, તેવા કર્મથી વિરુદ્ધ હતી; એટલા માટે જ) તે પોતાની મેળે ખરી પડેલા મોરનાં પીછાંથી તથા જીર્ણ પાંદડાંથી વણેલું વસ્ત્ર શરીર પર ધારણ કરતી હતી.[૭] તે સ્ત્રીને યજ્ઞ કરવાની લેશમાત્ર ઇચ્છા ન હતી, તોપણ પોતાના પતિની આજ્ઞાથી તેણે યજ્ઞકર્મમાં ભાગ લીધો હતો. હવે તે વનમાં શુક્રના વંશનો એક ધર્મવેત્તા ઋષિ રહેતો હતો, જેનું નામ પર્ણાદ હતું. એ પર્ણાદ સત્ય નામના તે બ્રાહ્મણનો સહવાસી હોઈને સમીપ જ રહેનારો હતો. તેણે મૃગનું સ્વરૂપ ધારણ કરીને સત્ય મુનિને આ પ્રમાણે કહ્યું: 'તમે આ દુષ્ટ કર્મનો આરંભ કર્યો છે; પરંતુ મંત્રો અને અંગોથી રહિત આ યજ્ઞ ઊલટો પાપજનક થઈ પડશે. (કદાચ તમે કહેશો કે, મારી પાસે દ્રવ્ય નથી, જેથી હું પશુહોમ કેવી રીતે કરી શકું, તો તેને માટે હું તમને કહું છું કે,) હે બ્રાહ્મણ! તમે મારા શરીરનો જ અગ્નિમાં હોમ કરીને યજ્ઞક્રિયા પૂર્ણ કરો અને પછી નિર્દોષ થઈ સ્વર્ગમાં પ્રયાણ કરો.'[૮-૧૦] તે મૃગ એ પ્રમાણે કહેતો હતો, તેવામાં સૂર્યમંડળની અધિષ્ઠાત્રી દેવી સાવિત્રી પણ તે યજ્ઞમાં સાક્ષાત્ સ્વરૂપે આવી પહોંચી અને તે બ્રાહ્મણને આ પ્રમાણે કહેવા લાગી કે, 'હે બ્રાહ્મણ! તું આ પશુનો મારા નિમિત્તે અગ્નિમાં હોમ કર.' પણ તે બ્રાહ્મણે દેવીને સાફ કહી દીધું કે, 'મારા સહવાસી આ મૃગને હું હણીશ નહિ.'[૧૧] બ્રાહ્મણે એ પ્રમાણે ના પાડી, એટલે તે દેવી અજ્ઞાનથી ઉત્પન્ન થનારા યજ્ઞ સંબંધી દોષને જોવાની ઇચ્છાથી જાણે રસાતલમા પેસી જતી હોય તેમ યજ્ઞના અગ્નિમાં પેસી ગઈ.[૧૨] તે પછી પેલા મૃગે ફરી પણ હાથ જોડીને ઊભેલા સત્ય મુનિ પાસે યાચના કરી, (કે તમે મને અગ્નિમાં હોમી દો,) તોપણ તે બ્રાહ્મણે તેને ભેટી પડીને જણાવ્યુ કે, 'હું તારો વધ નહિ કરું, તું અહીંથી પાછો જા.'[૧૩] પછી તે મૃગ ત્યાંથી આઠ પગલાં જેટલે ચાલી નીકળીને વળી પણ પાછો આવ્યો અને આ પ્રમાણે કહેવા લાગ્યો: 'હે સત્ય! કૃપા કરીને તમે મારો વધ કરો; કેમ કે યજ્ઞનિમિત્તે મારો વધ થશે તો અવશ્ય હું સદ્દગતિ પામીશ.[૧૪] હું તમને દિવ્યદૃષ્ટિ આપું છું. તે દ્વારા તમે દિવ્ય અપ્સરાઓ તથા મહાત્મા ગંધર્વોનાં વિચિત્ર વિમાનોને પ્રત્યક્ષ જુઓ.'[૧૫] તે પછી (મૃગે આપેલી દિવ્યદૃષ્ટિ દ્વારા) તે બ્રાહ્મણે સ્વર્ગના દિવ્ય પદાર્થોને ઘણી જ સ્પૃહાપૂર્વક નીરખી નીરખીને જોયા અને પછી પોતાના મનમાં માની લીધું કે, યજ્ઞમાં હિંસા કરવાથી જ સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. વળી તેણે જોયું કે, સ્વર્ગની ઇચ્છા રાખનારો આ મૃગ પોતાનો વધ કરાવવા માટે જ અહીં આવ્યો છે.[૧૬] હે રાજા! તે મૃગ વસ્તુતઃ મૃગ ન હતો, પણ ધર્મ પોતે જ હતો. તેવા કોઈ કારણને લીધે (પ્રથમ પર્ણાદના રૂપમાં) ઘણાં વર્ષો પર્યંત તે વનમાં સત્ય મુનિની પાસે તે રહેતો હતો અને સત્ય મુનિએ જ્યારે યજ્ઞનો આરંભ કર્યો, ત્યારે મૃગના સ્વરૂપમાં ત્યાં આવીને (સ્વર્ગદર્શનથી તેને લોભાવીને) પોતાના આત્માને મનુષ્યયોનિથી તેણે મુક્ત કર્યો હતો; પણ ખરું જોતાં હિંસા કરવી, એ યજ્ઞનો ઉત્તમ વિધિ નથી જ.[૧૭] એ બ્રાહ્મણે 'પશુનો વધ કરીને હું સ્વર્ગને પામીશ' એવા અભિપ્રાયથી મૃગની હિંસા કરી, પરંતુ એવું દુષ્ટ કર્મ કરીને પોતાના મહાન તપનો તેણે નાશ કરી નાખ્યો; માટે હિંસા યજ્ઞને માટે હિતકારક નથી જ.[૧૮] તે પછી ભગવાન ધર્મે પોતાનુ સાક્ષાત્ સ્વરૂપ પ્રકટ કરીને તે બ્રાહ્મણ પાસે અહિંસાત્મક યજ્ઞ કરાવ્યો હતો, જેથી તે બ્રાહ્મણ હિંસાપ્રધાન યજ્ઞને નહિ ઇચ્છનારી પોતાની સ્ત્રીનું પણ સમાધાન કરી શકયો અને તપના પ્રભાવથી પરમ પદને પામી શકયો.[૧૯] હે યુધિષ્ઠિર! હું તમને સત્ય કહું છું કે, અહિંસાધર્મ જ સંપૂર્ણ અથવા શાશ્વત ફળ આપનારો છે અને હિંસાધર્મ તો તુચ્છ એવા સ્વર્ગાદિ ફળને જ

આપનારો હોવાથી સત્યવાદી–બ્રહ્મનિષ્ઠ પુરુષોનો તે ધર્મ જ ગણાતો નથી [20]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમા 'હિંસાપ્રધાન યજ્ઞ નિંદ્ય છે' નામનો અધ્યાય ૨૭૨ મો સમાપ્ત

## अध्याय २७३ मो

## મોક્ષ, વૈરાગ્ય, ધર્મ અને પાપ કેવી રીતે પ્રાપ્ત થાય છે?

॥ युधिष्ठिर उवाच ॥

**कथं भवति पापात्मा कथं धर्मं करोति वा ।**
**केन निर्वेदमादत्ते मोक्षं वा केन गच्छति ॥१॥**

યુધિષ્ઠિરે પૂછ્યુ હે પિતામહ! પુરુષ પાપી કેવી રીતે થાય છે, ધાર્મિક કેવી રીતે થાય છે, વૈરાગ્યને કેવી રીતે પામે છે અને મોક્ષને કેવી રીતે પામે છે, તે મને કહો [1]

ભીષ્મે કહ્યુ હે યુધિષ્ઠિર! મનુષ્યના સર્વ ધર્મો તમારા જાણવામા છે, છતા તમે મને પ્રશ્ન કરો છો તેનો મૂળ આશય પોતાની ધર્મ વિષે સ્થિરતા થાય, એ જ હોવો જોઈએ (આમ જાણીને) હુ તમને મોક્ષ, વૈરાગ્ય, પાપ અને ધર્મના વિષયને મૂળથી જ કહુ છુ, તેનુ તમે શ્રવણ કરો [2] હે ભરત શ્રેષ્ઠ રાજા! મનુષ્ય શબ્દાદિ પાચે વિષયોનુ જ્ઞાન મેળવવા માટે પ્રથમ ઇચ્છાપૂર્વક પ્રવૃત્તિ કરે છે અને પછી તે પાચેમાનો એકાદો વિષય જ્યારે પ્રાપ્ત થાય છે, ત્યારે તેના પર તેને રાગ થાય છે અને જે વિષય પ્રાપ્ત થતો નથી, તેના પર તેને દ્વેષ થાય છે [3] પછી જે વિષય ઉપર પોતાને રાગ થયો હોય છે, તેને સંપાદન કરવા માટે અને જેના પર દ્વેષ થયો હોય છે, તેનો ત્યાગ કરવા માટે મનુષ્ય યત્ન કરે છે અને મોટા મોટા કર્મો કરવાનો આરભ કરે છે, એટલુ જ નહિ પણ પોતાને પ્રિય લાગતા રૂપ, ગંધ આદિ વિષયોનુ પુન પુન સેવન કરવાની ઇચ્છા કરે છે,[4] જેથી રાગ અને દ્વેષ અત્યત વધી પડે છે અને તેમાથી લોભની તથા મોહની પણ ઉત્પત્તિ થાય છે [5] આ રીતે મનુષ્ય રાગ અને દ્વેષથી ભરપૂર બની જાય છે અને લોભ તથા મોહથી ઘેરાઈ જાય છે, ત્યારે તેની બુદ્ધિ ધર્માચરણથી વિમુખ થાય છે અને કદાચ ધર્માચરણ કરે છે, તોપણ કપટથી કે દંભથી જ કરે છે.[6] હે કુરુવંશી રાજા! રાગ, દ્વેષ લોભ અને મોહ એ ચડાલચોકડીને અધીન થયેલો પુરુષ કપટપૂર્વક જ ધર્માચરણ કરે છે, કપટ કરીને જ દ્રવ્ય મેળવવાની ઇચ્છા કરે છે અને કોઈ સમયે કપટના યોગથી ધનસિદ્ધિ પ્રાપ્ત થઈ, એટલે તો પૂછવુ જ શુ? કેવળ કપટ અને આડબર કરવાની જ તેને બુદ્ધિ સૂઝે છે અને પછી તો કેવળ પાપ કૃત્ય કરવાનો જ આરભ કરી દે છે હે ભારત! તે સમયે તેના મિત્રો કે બીજા પડિતો તેવુ પાપકૃત્ય કરતા તેને અટકાવે, તોપણ તે અટકતો નથી અને ઊલટો શાસ્ત્રોક્ત ન્યાયવાળા* ઉત્તરો આપીને સામો થાય છે, પરતુ એવા પાપી પુરુષનો અધર્મ રાગ અને મોહથી ઉત્પન્ન થઈને કાયિક, વાચિક અને માનસિક એમ ત્રણ પ્રકારે વૃદ્ધિ પામે છે,[7-9] કારણ કે તે પુરુષ પાપભરેલુ જ ચિતન કરે છે, પાપભરેલુ જ ભાષણ કરે છે અને પાપભરેલુ જ વર્તન કરે છે આ રીતે અધર્મમા જ પ્રવૃત્તિ કરનાર સત્પુરુષો જોઈ શકે છે, (અને તેથી જ તેઓ તે પુરુષનો ત્યાગ કરી દે છે,) પણ જેઓ તેના સમાન આચરણવાળા હોય છે અને પાપકર્મી હોય છે, તેઓ તેની સાથે મિત્રતા કરે છે ખરેખર, એવો પાપી પુરુષ આ લોકમા જ જ્યારે સુખ પામતો નથી, ત્યારે પરલોકમા તો ક્યાથી જ સુખી થાય?[10-11] એ રીતે પુરુષ પાપી કેવી રીતે થાય છે એ વાત મે તમને કહી હવે પુરુષ ધાર્મિક કેવી રીતે થાય છે, એ વાત હુ તમને કહુ છુ, સાભળો પારકાનુ હિત કરવારૂપ કુશળ ધર્મનુ આચરણ કરનારો પુરુષ પોતે પણ કુશળ પામે છે, પોતાનુ પણ કલ્યાણ કરે છે, કારણ કે તે પુરુષ પોતાની બુદ્ધિ દ્વારા પૂર્વોક્ત દોષોનો પ્રથમથી જ વિચાર કરે છે અને તેથી જ બીજાનુ કલ્યાણ કરવારૂપ ધર્મનુ સેવન કરીને ઇષ્ટ ગતિને પામે છે [12-13] જે પુરુષ સુખદુ ખનુ વિવેચન કરવામા કુશળ હોય છે, તે પુરુષ સત્પુરુષોનુ જ સેવન કરે છે, જેથી સત્પુરુષોના આચાર અને સમાગમના પ્રભાવથી તેની બુદ્ધિ ધર્મમા જ રમણ કરે છે, ધર્મને અનુસરીને જ

* જેમ કે 'आहारे व्यवहारे च त्यक्तलज्जः सुखी भवेत्।' આહારમા અને વ્યવહારમા જેણે લજ્જાનો ત્યાગ કર્યો હોય, તે જ સુખી થાય છે

તે પુરુષ પોતાનું જીવન ગાળે છે અને ધર્મપૂર્વક જ પ્રાપ્ત થયેલા ધનમાં પોતાની મનોવૃત્તિને પ્રેરે છે. (અર્થાત્ ધર્મપૂર્વક ધન સંપાદન કરીને જ તેનો ઉપભોગ કરવાની મનમાં ઇચ્છા કરે છે.)[૧૪-૧૫] વળી તે પુરુષ જે જે સ્થળે ગુણોને જુએ છે, તેના તેના મૂળનું સિંચન કરે છે અને તેની વૃદ્ધિ કરે છે જેથી તે પુરુષ ધર્માત્મા થઈ શકે છે. આ રીતે જ્યારે ધર્માત્મા થાય છે, ત્યારે તેને ઉત્તમ મિત્ર પણ મળી આવે છે.[૧૬] પછી હે ભારત! મિત્ર અને ધનના લાભથી તે પુરુષ આ લોકમાં તથા પરલોકમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચે વિષયો પર સામ્રાજ્ય ભોગવે છે. (અર્થાત્ તે પાંચે વિષયોને સ્વાધીન કરી લે છે.)[૧૭] હે યુધિષ્ઠિર! વિદ્વાનો કહે છે કે, ધર્મનું ફળ એ જ હોઈ શકે, કે જેના વડે મનુષ્ય પ્રભુતાને× સંપાદન કરે; પરંતુ ધાર્મિક પુરુષ ધર્મનું ફળ સંપાદન કરીને હર્ષમાં આવી જતો નથી કે ફુલાઈ જતો નથી,[૧૮] પણ તેવાં તુચ્છ ફળથી અતૃપ્ત રહીને, પોતાની જ્ઞાનદૃષ્ટિ દ્વારા વૈરાગ્યને પામે છે. પછી તે જ્ઞાનદૃષ્ટિવાળો પુરુષ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચે વિષયોનું પોતાના મનમાં ચિંતન કરતો નથી, ત્યારે સ્વાભાવિક રીતે જ વિષયપ્રીતિથી મુક્ત થાય છે, છતાં તે પુરુષ ધર્મનો કદી પણ ત્યાગ કરતો નથી.[૧૯-૨૦] પછી જ્યારે તે પુરુષ જુએ છે કે, આ સર્વ જગત કેવળ નાશવંત છે, ત્યારે ધર્મના ફળભૂત સ્વર્ગાદિનો ત્યાગ કરવા માટે તે યત્ન કરે છે અને ક્રમશઃ ઉપાય કરીને જ મોક્ષ મેળવવા માટે તૈયાર થાય છે.[૨૧] ધર્માત્મા પુરુષ ધીમે ધીમે વૈરાગ્યનો સ્વીકાર કરે છે અને પાપકર્મનો ત્યાગ કરે છે; જેથી અંતે મોક્ષરૂપ પરમપદને પ્રાપ્ત થાય છે.[૨૨] હે તાત! તમે મને પાપ, ધર્મ, મોક્ષ અને વૈરાગ્યના સંબંધમાં જે પ્રશ્ન પૂછ્યો હતો, તેનો મેં તમને ઉત્તર આપ્યો છે;[૨૩] માટે હે યુધિષ્ઠિર! તમે સર્વ અવસ્થામાં ધર્મને અનુસરીને જ વર્તન કરો, કેમ કે હે કુંતાપુત્ર! ધર્મની અંદર સ્થિર રહેનારા પુરુષોને સનાતન સિદ્ધિ (મોક્ષ) પ્રાપ્ત થાય છે.[૨૪]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમાં 'મોક્ષ, વૈરાગ્ય, ધર્મ અને પાપ કેવી રીતે પ્રાપ્ત થાય છે?' નામનો અધ્યાય ૨૭૩મો સમાપ્ત

× સંકલ્પસિદ્ધિને.

# અધ્યાય ૨૭૪મો

## મોક્ષનો માર્ગ

॥ युधिष्ठिर उवाच ॥

**मोक्षः पितामहेनोक्त उपायान्नानुपायतः ।**
**तमुपायं यथान्यायं श्रोतुमिच्छामि भारत ॥१॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે ભરતવંશી પિતામહ! તમે કહ્યું કે ઉપાય કરવાથી જ મોક્ષ મળે છે, પણ ઉપાય કર્યા વિના મોક્ષ મળતો નથી; તો તે ઉપાય કયો, એ સાંભળવાની મને ઇચ્છા છે, માટે તે મને યથાર્થ રીતે કહો.[૧]

ભીષ્મે કહ્યું: હે મહાબુદ્ધિમાન યુધિષ્ઠિર! કોઈ પણ વિષયમાં તત્ત્વદૃષ્ટિથી પરીક્ષા કરી જોવારૂપી ઉપાય કેવળ એક તમારામાં જ જોવામાં આવે છે, જે ઉપાય વડે હે નિર્દોષ રાજા! તમે ધર્માદિક સર્વ વિષયોમાં નિત્ય (નવું નવું) શોધ્યા કરો છો.[૨] ઘટને ઉત્પન્ન કરવાના સમયે મનુષ્યને જે બુદ્ધિ હોય છે, તે બુદ્ધિ ઘટની ઉત્પત્તિ થઈ ગયા પછી માન્ય રહેતી નથી. (તે જ પ્રમાણે બ્રહ્મની પ્રાપ્તિ કરવાના સમયે મનુષ્યને જે પ્રવૃત્તિમાર્ગની જરૂર હોય છે, તેની બ્રહ્મની પ્રાપ્તિ થઈ ગયા પછી જરૂર રહેતી નથી.) કેમ કે યજ્ઞાદિ પ્રવૃત્તિરૂપી ધર્મ જેઓના ઉપાયોરૂપ છે તેવા શમદમાદિ નિવૃત્તિધર્મોની ઉત્પત્તિ થઈ ગયા પછી વસ્તુતત્ત્વનો સાક્ષાત્કાર કરવા માટે પ્રવૃત્તિધર્મની જરૂર રહેતી નથી.×[૩] જેમ કે એક માર્ગ પૂર્વસમુદ્ર તરફ જનારો છે, તે કદી પશ્ચિમ-સમુદ્ર તરફ જતો નથી. (તેમ જ પ્રવૃત્તિમાર્ગ અને નિવૃત્તિમાર્ગ એ બન્નેને પરસ્પર કારણકાર્યભાવ રહેલો છે, છતાં તેઓનામાં અત્યંત વિલક્ષણતા રહેલી છે; કેમ કે પ્રવૃત્તિમાર્ગ ચિત્તશુદ્ધિ સુધી જ પહોંચાડનારો છે, પણ નિવૃત્તિમાર્ગ તો પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરાવનારો છે.) આ જગતમાં મોક્ષનો

× કહેવાનો આશય એ છે કે, જગતમાં બે માર્ગ છે: એક પ્રવૃત્તિમાર્ગ અને બીજો નિવૃત્તિમાર્ગ. તેમાં પ્રવૃત્તિમાર્ગનું જો નિષ્કામ બુદ્ધિથી સેવન કરવામાં આવે છે, તો તે દ્વારા નિવૃત્તિમાર્ગની સિદ્ધિ થાય છે; પરંતુ નિવૃત્તિમાર્ગ જ્યારે સિદ્ધ થઈ જાય ત્યારે વસ્તુતત્ત્વનો સાક્ષાત્કાર કરવા માટે પ્રવૃત્તિમાર્ગની જરૂર રહેતી નથી, પણ નિવૃત્તિમાર્ગની જ જરૂર રહે છે.

માર્ગ એક જ છે, તેનુ હુ વિસ્તારથી વર્ણન કરું છું, તે તમે સાંભળો.[૪] (મોક્ષની ઇચ્છા રાખનારા) ધીર પુરુષે ક્ષમા વડે ક્રોધનો નાશ કરવો; સંકલ્પોના ત્યાગ વડે કામનો નાશ કરવો; આલસ્યના ત્યાગપૂર્વક ભગવાનના ધ્યાનરૂપ સાત્ત્વિક ધર્મનું સેવન કરીને નિદ્રાનો નાશ કરવો; પ્રમાદનો ત્યાગ કરીને લોકાપવાદના ભયનો નાશ કરવો; ત્વં પદાર્થની મનમા ધારણા કરીને પ્રાણચેષ્ટાનો નિરોધ કરવો; ધૈર્યને ધારણ કરીને ઇચ્છા, દ્વેષ અને સ્ત્રી સંબંધી ઇચ્છાનો ત્યાગ કરવો; તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરીને વિપરીત જ્ઞાનરૂપ ભ્રાતિનો, મોહરૂપ અજ્ઞાનનો તથા અનેક કોટીઓનો સ્પર્શ કરનારા સંશયનો નાશ કરવો અને* જ્ઞાનના અભ્યાસપૂર્વક તત્ત્વવેત્તા થઈને ધ્યેય વસ્તુમા અસ્થિરતારૂપ નિદ્રાનો તથા અન્ય વિષયમા થનારી આસક્તિરૂપ પ્રતિભાનો નાશ કરવો.[૫-૭] તેમ જ બુદ્ધિમાન પુરુષે હિતકારક અને પાચક એવા મિતાહારનુ સેવન કરીને સર્વ ઉપદ્રવોનો તથા રોગોનો નાશ કરવો, સતોષી રહીને લોભનો તથા મોહનો ત્યાગ કરવો, તત્ત્વવસ્તુનું દર્શન કરીને સર્વ વિષયોનો ત્યાગ કરવો, દયાથી અધર્મનો નાશ કરવો, સારી રીતે પાલન કરીને ધર્મનુ રક્ષણ કરવું, ઉત્તરકાળનો (પરિણામનો) વિચાર કરીને આશાનો ત્યાગ કરવો, અભિલાષાનો ત્યાગ કરીને અર્થનો (ધનનો) ત્યાગ કરવો, સર્વ પદાર્થને અનિત્ય માનીને સ્નેહનો ત્યાગ કરવો, વાયુનો નિગ્રહ કરીને ક્ષુધાનો જય કરવો, કરુણાનો આશ્રય કરીને ચિત્તના અભિમાનનો નાશ કરવો અને સતોષ દ્વારા તૃષ્ણાનો નાશ કરવો.[૮-૧૦] વળી તેવા મુમુક્ષુ પુરુષે નિત્ય ઉદ્યોગ પરાયણ રહીને આળસનો ત્યાગ કરવો, વેદ ઉપર વિશ્વાસ રાખવારૂપી નિશ્ચયથી વિપરીત તર્કોનો ત્યાગ કરવો, મૌનગુણનો આશ્રય કરીને વાચાલપણાનો

* જ્ઞાનના અભ્યાસનુ લક્ષણ આ પ્રમાણે છે

तच्चिंतन तत्कथन अन्योन्य तत्प्रबोधन ।

एतदेकपरत्व च ज्ञानाभ्यास विदुर्बुधा ॥

પરમાત્માનું જ ચિતન કરવુ, પરમાત્માની જ કથા કરવી, પરમાત્માનો જ અન્યોન્યને બોધ કરવો અને એક પરમાત્મામા જ પરાયણ રહેવુ, તેને વિદ્વાન પુરુષો જ્ઞાનાભ્યાસ કહે છે.

ત્યાગ કરવો અને× છ શત્રુઓને જીતવાના સામર્થ્યથી સંસારરૂપી ભયનો ત્યાગ કરવો.[૧૧] આ રીતે યોગના અંગોને સિદ્ધ કર્યા પછી મુખ્ય યોગને સિદ્ધ કરવા પ્રયત્ન કરવો, (જેમ કે) વાણી વગેરે બાહ્ય ઇંદ્રિયોનો મનમા લય કરવો, મનનો બુદ્ધિમા લય કરવો, બુદ્ધિનો જ્ઞાનદૃષ્ટિ દ્વારા શુદ્ધ ત્વં પદાર્થમા લય કરવો, એ ત્વં પદાર્થરૂપી જ્ઞાનનો આત્મબોધ દ્વારા (अयमात्मा ब्रह्म એ વાક્યજન્ય વૃત્તિ દ્વારા) આત્મામા લય કરવો અને આત્માનો પરમાત્મામા લય કરી કેવળ બ્રહ્મસ્વરૂપે જ સ્થિતિ કરવી.[૧૨] આ રીતે પવિત્ર કર્મ કરનારા યોગી પુરુષે ચિત્તને કેવળ શાત કરી દઈને આત્મસ્વરૂપને જાણવુ અને વિદ્વાનોના કહેવા પ્રમાણે યોગમા વિઘ્ન કરનારા પાંચ દોષોનો નાશ કરવો,[૧૩] કારણ કે કામ, ક્રોધ, લોભ, ભય અને સ્વપ્ન આ પાચ દોષોનો ત્યાગ કર્યા પછી જ વાણીને નિયમમાં રાખી શકાય છે અને તે પછી યોગના સાધનોનું સેવન કરી શકાય છે.[૧૪] વળી ધ્યાન, અધ્યયન, દાન, સત્ય, લજ્જા, સરલતા, ક્ષમા, શૌચ, આહારની શુદ્ધિ અને ઇંદ્રિયોનો સંયમ આ દશ સાધનોનું સેવન કરવાથી તેજની વૃદ્ધિ થાય છે, પાપનો નાશ થાય છે, સકલ્પોની સિદ્ધિ થાય છે અને વિજ્ઞાનની પ્રવૃત્તિ થાય છે.[૧૫-૧૬] આ પ્રમાણે (વર્તવાથી) પાપ રહિત થયેલા, ઇંદ્રિયોનો જય કરનારા અને અલ્પ આહાર કરનારા તેજસ્વી પુરુષે કામક્રોધને વશ રાખીને પોતાના આત્માને બ્રહ્મપદે પહોચાડવાની ઇચ્છા કરવી.[૧૭] તાત્પર્ય કે, વેદાતશ્રવણ આદિ અભ્યાસ કરીને મૂઢતાનો ત્યાગ કરવો, વૈરાગ્યનો આશ્રય કરીને સર્વ પ્રકારના સગથી મુક્ત રહેવું, કામ તથા ક્રોધનો ત્યાગ કરવો, સતોષ દ્વારા દીનતાનો નાશ કરવો, નિર્ભયતા ધારણ કરવી, ગર્વ તથા અહંકારથી રહિત થવું, એક જ સ્થળે ઘર કરીને રહેવું નહિ અને નિષ્કામ બુદ્ધિથી મન, વચન તથા કાયાને વશ કરવાં, એ જ મોક્ષનો માર્ગ છે અને તે માર્ગ સ્વચ્છ છે, નિર્મળ છે અને પવિત્ર છે.[૧૮-૧૯]

× કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર આ ૭ શત્રુઓને લીધે જ મનુષ્ય પર સસારરૂપી ભય આવી પડે છે માટે તેનો જય કરવાનુ સામર્થ્ય મેળવીને સસારના ભયને દૂર કરવો

# अध्याय २७५ मो

## નારદ અને અસિતનો મોક્ષ વિષેનો સંવાદ

॥ भीष्म उवाच ॥

**अत्रैवोदाहरंतीममितिहासं पुरातनम् ।**
**नारदस्य च संवादं देवलस्यासितस्य च ॥ १ ॥**

ભીષ્મે કહ્યું : આ વિષયમાં જ એક પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે, જેમાં નારદનો તથા અસિત–દેવલનો સંવાદ વર્ણવેલો છે.[१] એક સમયે નારદે શાંતિથી બેઠેલા વૃદ્ધ દેવલ મુનિને બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ જાણીને પ્રાણીઓની ઉત્પત્તિના સંબંધમાં તથા નાશના સંબંધમાં આ પ્રમાણે પૂછ્યું.[२]

નારદે પૂછ્યું : હે બ્રહ્મન્ ! આ સ્થાવરજંગમ જગત ક્યાંથી ઉત્પન્ન થયું છે અને પ્રલયસમયે પાછું ક્યાં લય પામે છે, તે મને કહો.[३]

અસિતે* કહ્યું : પ્રાણીમાત્રની બુદ્ધિવાસનાથી પ્રેરાયલા પરમાત્મા જગતના આરંભસમયે જરાયુજ આદિ ચારે પ્રકારનાં પ્રાણીઓને જેમાંથી ઉત્પન્ન કરે છે, તેને જ ભૂતચિંતક જ્ઞાની પુરુષો પાંચ મહાભૂતો કહે છે.[४] જીવની બુદ્ધિથી પ્રેરાયલો ચાર યુગરૂપી કાળ પાંચ મહાભૂતોમાંથી સ્થાવર જંગમ પ્રાણીઓને ઉત્પન્ન કરે છે; (અર્થાત્× કાળ, બુદ્ધિ અને પાંચ મહાભૂત આ સાત પદાર્થો જ જગતનું ઉત્પત્તિકારણ છે.) છતાં જે પુરુષ એમ કહે છે કે, આ સાત સિવાયનો બીજો ચેતન કે અચેતન પદાર્થ જગતને ઉત્પન્ન કરે છે, તે ખરેખર અસત્ય જ છે.[५] હે નારદ ! તારે જાણવું કે, પાંચ મહાભૂત અને કાળ આ છયે પદાર્થો સનાતન કાળના છે, પરિણામરહિત છે, અનાદિ અને અનંત છે. તેમ જ સ્વાભાવિક રીતે જ મહાતેજસ્વી છે.[६] સૃષ્ટિના આરંભસમયે જળ, આકાશ, પૃથ્વી, વાયુ અને અગ્નિ આ પાંચ+ સિવાયનું બીજું કોઈ ઉત્કૃષ્ટ તત્ત્વ હતું જ નહિ, એમ કહેવામાં લગારે સંશય નથી.[७] આ તત્ત્વો સિવાયનું બીજું એક પણ તત્ત્વ શ્રુતિ-પ્રમાણથી કે યુક્તિથી સિદ્ધ થઈ શકતું નથી, છતાં કોઈ પુરુષ બીજા પદાર્થની જો સિદ્ધિ કરશે, તો કેવળ અસત્રૂપ અજ્ઞાનની જ સિદ્ધિ કરશે, એમાં કંઈ સંશય નથી; માટે તારે જાણવું કે, આત્મા સહિત આ મહાભૂતોથી જ સર્વ પદાર્થ ઉત્પન્ન થયા છે અને પ્રત્યેક પદાર્થમાં તે છ પદાર્થો જ પરોવાઈ રહ્યા છે.[८] સારાંશ કે, પાંચ મહાભૂતો, કાળ (જીવ), પૂર્વજન્મનો સંસ્કાર અને સૌના અંતમાં રહેલા તત્ત્વને જો સાથે લઈએ તો અભાવરૂપ અજ્ઞાન આ આઠ તત્ત્વો અનાદિકાળનાં છે અને પ્રત્યેક સ્થાવરજંગમ પ્રાણીનાં ઉત્પાદક અને સંહારક છે.[९] જગતનાં સર્વ પ્રાણીઓ એ આઠ તત્ત્વોમાં જ લય પામે છે અને પાછાં તેમાંથી જ ઉત્પન્ન થાય છે. તાત્પર્ય કે, સર્વ કોઈ પ્રાણી પોતાના નાશ પછી પાંચ મહાભૂતોમાં જ પાંચ પ્રકારે મળી જાય છે.×[१०] પ્રાણીનો દેહ પૃથ્વીમાંથી ઉત્પન્ન થયો છે. શ્રોત્રઇંદ્રિય આકાશમાંથી ઉત્પન્ન થયેલી છે, ચક્ષુઇંદ્રિય તેજમાંથી ઉત્પન્ન થયેલી છે, પ્રાણ વાયુમાંથી ઉત્પન્ન થયેલો છે. અને રુધિર

* અસિતનું જ બીજું નામ દેવલ છે.

× કાળનો અર્થ ટીકાકારે જીવ એવો કર્યો છે.

\+ ટીકાકાર નીલકંઠ લખે છે કે, આત્મા સહિત પાંચ મહાભૂતો સિવાયનું બીજું કોઈ તત્ત્વ પ્રથમ ન હતું; કારણ કે મહત્તત્ત્વ પણ પાચ મહાભૂતોમાથી જ ઉત્પન્ન થયું છે. અર્થાત્ મૂળમાં કેવળ પાંચ જ તત્ત્વો લીધાં છે, તેમાં છઠ્ઠા આત્મતત્ત્વને પણ સાથે લેવું; કેમ કે વસ્તુત: આત્મા જ સત્રૂપ છે, મહાભૂતોને તો અસત માનવામાં આવ્યાં છે.

× આ શ્લોકમાં કહેવામાં આવ્યું છે કે, કોઈ પણ પ્રાણીનો નાશ થયા પછી તેનો પાંચ મહાભૂતોમાં લય થઈ જાય છે. આ ઉપરથી કોઈને શંકા થાય કે, મહાભૂતના કાર્યરૂપ શરીરનો મહાભૂતોમાં લય થાય, એ તો સંભવિત છે, પણ શરીરમાં રહેલા જીવનો કેવી રીતે નાશ થાય? કારણ કે તે તો ચૈતન્યનો અંશ છે આ શંકાનું સમાધાન આ પ્રમાણે છે: જેમ જળરૂપ ઉપાધિનો નાશ થવાથી તેમાં દેખાતા ચંદ્રના પ્રતિબિંબનો પણ નાશ થાય છે, તેમ ઉપાધિરૂપ શરીરનો નાશ થવાથી તેમાં રહેલા ચૈતન્યના પ્રતિબિંબરૂપ જીવનો પણ નાશ થાય, એ સંભવિત છે. શ્રુતિ પણ કહે છે કે, 'विज्ञानघन एवैतेभ्यो भूतेभ्यः समुत्थाय तान्येवानुविनश्यति।' આત્મા વિજ્ઞાનઘન જ છે, છતાં પ્રતિબિંબરૂપે મહાભૂતોમાંથી ઉત્પન્ન થઈને પાછો તેઓની પાછળ નાશ પામે છે; અર્થાત્ ચંદ્રના પ્રતિબિંબનો નાશ થાય છે, છતાં ચંદ્રનો પોતાનો નાશ થતો નથી, તેમ જીવરૂપ પ્રતિબિંબનો નાશ થયા છતાં આત્માનો નાશ થતો નથી.

આદિ પ્રવાહી પદાર્થ -જળમાંથી ઉત્પન્ન થયેલા છે. ( અર્થાત્ પ્રાણીનું શરીર પાંચ મહાભૂતોમાંથી જ ઉત્પન્ન થયેલું છે. )[૧૧] વિદ્વાનો કહે છે કે, કર્ણ, નાસિકા, ચક્ષુ, ત્વચા અને જિહ્વા એ પાંચે ઈંદ્રિયો શબ્દાદિ પાચે વિષયોનાં જ્ઞાનસાધન છે.[૧૨] જેમ કે ચક્ષુથી દર્શન થઈ શકે છે, કર્ણથી શ્રવણ થઈ શકે છે, નાસિકાથી ઘ્રાણ ( ગંધગ્રહણ ) થઈ શકે છે, ત્વચાથી સ્પર્શગ્રહણ થઈ શકે છે અને જિહ્વાથી સ્વાદ લેવાનું થઈ શકે છે. તારે યુક્તિપૂર્વક જાણી લેવું કે, આ પાંચે ગુણો પાંચ ઈંદ્રિયો વિષે પાંચ પ્રકારે રહેલા છે.[૧૩] શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ આ પાંચ ગુણોને પાંચે ઇંદ્રિયોના પાચ વ્યાપારથી જ ગ્રહણ કરી શકાય છે.[૧૪] પરંતુ ઇંદ્રિયો એ પાચે ગુણોને ગ્રહણ કરે છે, છતાં તેઓના સ્વરૂપને લેશમાત્ર જાણી શકતી નથી. કેવળ એક ક્ષેત્રજ્ઞ જ તે ઇંદ્રિયો દ્વારા ગુણોના સ્વરૂપને જાણી શકે છે;[૧૫] કારણ કે સર્વ ઇંદ્રિય સમુદાયના કરતાં ચિત્ત શ્રેષ્ઠ છે, ચિત્તના કરતાં મન શ્રેષ્ઠ છે, મનના કરતાં બુદ્ધિ શ્રેષ્ઠ છે અને બુદ્ધિના કરતાં ક્ષેત્રજ્ઞ શ્રેષ્ઠ છે.[૧૬] પ્રાણી પ્રથમ ઇંદ્રિયો દ્વારા વિષયોને ગ્રહણ કરીને ચિત્ત વડે તેઓને સામાન્ય રીતે જાણે છે અને પછી મન વડે સંકલ્પવિકલ્પ કરીને બુદ્ધિ વડે તેઓનો નિશ્ચય કરે છે, જે પ્રાણી ઇંદ્રિયો દ્વારા પ્રાપ્ત થયેલા વિષયોને ગ્રાહ્ય-અગ્રાહ્ય તરીકે નિશ્ચયપૂર્વક જાણી શકે છે, તે જ ખરો બુદ્ધિમાન ગણાય છે.[૧૭] અધ્યાત્મચિંતક વિદ્વાનો કહે છે કે, શ્રોત્ર, ચક્ષુ, જિહ્વા, નાસિકા અને ત્વચા એ પાંચ ઇંદ્રિયો તથા ચિત્ત, મન અને બુદ્ધિ આ આઠેને જ્ઞાનેંદ્રિયો કહે છે.[૧૮] તેમ જ ચરણ (પગ), હાથ, ગુદા, લિંગ અને મુખ એ પાંચને કર્મેંદ્રિયો કહે છે. હવે આ કર્મેંદ્રિયો શું શું કાર્ય કરે છે, તે હું તમને કહું છું, સાંભળો.[૧૯] મુખઇંદ્રિય ભાષણનું તથા ભોજનનું કામ કરે છે; ચરણઇંદ્રિય જ્યાં ત્યાં જવાઆવવાનું કામ કરે છે; હસ્તઇંદ્રિય કોઈ પદાર્થને લેવા-મૂકવાનું કામ કરે છે અને ગુદાઇંદ્રિય તથા લિંગઇંદ્રિય મળમૂત્રને બહાર કાઢવાનું કામ કરે છે, તેમાં ગુદાઇંદ્રિય મળને બહાર કાઢે છે અને શિશ્ન( લિંગ )ઇંદ્રિય મૂત્રને તથા મૈથુનસમયે વીર્યને બહાર કાઢે છે.[૨૦-૨૧] આ સિવાયની છઠ્ઠી એક બલ નામની પણ કર્મેંદ્રિય છે, જેને પાંચ પ્રકારનો પ્રાણ પણ કહેવામાં આવે છે. આ છ કર્મેંદ્રિયો, આઠ જ્ઞાનેંદ્રિયો અને તે સર્વેના વિષયો મેં તને કહ્યા.[૨૨] હવે તે ઇંદ્રિયો પોતપોતાનાં કર્મમાં પરિશ્રમ કરીને જ્યારે થાકી જાય છે, ત્યારે ઉપરામ પામે છે અને તે જ સમયે ઇંદ્રિયવ્યાપારના અભાવને લીધે મનુષ્ય નિદ્રાવશ થાય છે. આ રીતે નિદ્રાવસ્થામાં ઇંદ્રિયોનો ઉપરામ હોય છે, પરંતુ મનનો કદી ઉપરામ જ હોતો નથી. તે તો નિદ્રાવસ્થામાં પણ સૂક્ષ્મ રીતે વિષયોનું સેવન કરે છે અને તે સ્થિતિને જ સ્વપ્નદર્શન કહેવામાં આવે છે. કેવળ વાસનામય એવા જે જે સાત્ત્વિક, રાજસ અને તામસ ભાવો ( વિષયો ) જાગ્રત અવસ્થામાં પ્રસિદ્ધ હોય છે, તે તે સર્વ ભાવો ભોગને આપનારાં કર્મોની સાથે જોડાઈ ને સ્વપ્નમાં પણ જોવામાં આવે છે.*[૨૩-૨૫] જે પુરુષ સત્ત્વગુણી હોય છે, તે પુરુષની સ્મૃતિ સત્ત્વગુણમાંથી ઉત્પન્ન થનારા આનંદ, ઐશ્વર્ય, જ્ઞાન અને વૈરાગ્ય વગેરે જાગ્રત અવસ્થાના ભાવોનો સ્વપ્નમાં પણ આશ્રય કરે છે.× (એ જ પ્રમાણે રજોગુણી પુરુષની સ્મૃતિ જાગ્રતકાળના રજોગુણી ભાવોનો સ્વપ્નમા આશ્રય કરે છે અને તમોગુણી પુરુષની સ્મૃતિ જાગ્રતકાળના તમોગુણી ભાવોનો સ્વપ્નમાં આશ્રય કરે છે, એમ સમજવું )[૨૬] સાત્ત્વિક, રાજસ કે તામસ હરકોઈ મનુષ્યમાં જે જે વાસનાઓ, તેની કર્મગતિનો આશ્રય કરીને રહેલી હોય છે, તે સર્વનું સ્વપ્નમાં પણ સ્મરણ થાય છે; (અને તે સ્મરણરૂપી જ્ઞાન પણ ભોગને આપનારાં કર્મને લીધે જાણે પ્રત્યક્ષ હોય તેવું ભાસે છે. આ રીતે જાગ્રતાવસ્થા અને સ્વપ્નાવસ્થા અન્યોન્યનો સંબંધ ધરાવનારી છે; અર્થાત્ જાગ્રતકાળની વાસનાઓનું સ્વપ્નાવસ્થામાં સ્મરણ થાય છે અને સ્વપ્નકાળની વાસનાઓનું જાગ્રતાવસ્થામાં સ્મરણ થાય છે.) પણ એ બન્ને અવસ્થાની વાસનાઓનો સુષુપ્તિ

* અર્થાત્ જાગ્રત અવસ્થાની વાસનાઓ જ કર્મના ઉદયકાળે સ્વપ્નાવસ્થામાં ભાસિત થાય છે.

× કહેવાનો ભાવ એ છે કે, સાત્ત્વિક પુરુષ જાગ્રતકાળની વાસનાના હેતુભૂત આનંદાદિ સાત્ત્વિક ભાવોનું સ્વપ્નમાં પણ સ્મરણ કરે છે.

અવસ્થામાં અભાવ જ થઈ જાય છે, એ આપણે પ્રત્યક્ષ અનુભવીએ છીએ; પરંતુ એ સુષુપ્તિ અવસ્થામાં અનુભવાતો વાસનાઓનો અભાવ અમુક અલ્પ સમય સુધી જ ટકી રહે છે, પણ નિત્યને માટે રહેતો નથી. જેથી મુમુક્ષુ પુરુષ સદાકાળ રહેનારી સુષુપ્તિને જ (મોક્ષને જ) ઇષ્ટ ગણે છે.*[૨૭] હવે પૂર્વોક્ત આઠ જ્ઞાનેંદ્રિયો, છ કર્મેંદ્રિયો અને સાત્ત્વિક, રાજસ ને તામસ એ ત્રણ ભાવો એમ મળીને સત્તર ગુણો દેહમાં રહેલા ભોક્તારૂપ અઢારમા આત્માના ભોગ્ય ગણાય છે. (અર્થાત્ આત્મા ભોક્તા છે અને સત્તર ગુણો ભોગ્ય છે, માટે ભોક્તા અને ભોગ્યનો સંબંધ અગ્નિ અને તેની ઉષ્ણતાના સંબંધ જેવો એકસ્વરૂપ સંબંધ હોતો નથી, પણ સેવ્યસેવકના જેવો સંબંધ હોય છે, જેથી તેવા સેવ્યસેવકભાવ સંબંધનો ઉચ્છેદ થાય, એ સંભવિત છે.) વળી શરીરમાં રહેલો જે આત્મા તે સનાતન છે, અવિનાશી છે (અને સત્તર ગુણો તો અશાશ્વત છે-નાશવંત છે.)[૨૮] અથવા અવિદ્યા સહિત તે અઢારે ગુણો શરીરમાં રહેલા ચિદાત્માનો આશ્રય કરીને રહેલા છે, જેથી મરણસમયે ચિદાત્માનો જ્યારે વિયોગ થાય છે, ત્યારે તે અઢારે ગુણો રહી શકતા નથી;[૨૯] અથવા તો એમ જ કહી શકાય કે, જેને આપણે પાંચ ભૂતોથી ઉત્પન્ન થયેલું માનીએ છીએ તે શરીર, બુદ્ધિની વૃત્તિરૂપ અનુભવ, ભોક્તા સહિત અઢાર ગુણો અને જઠરાગ્નિ આ વીસ પદાર્થોનો એક સમુદાય જ છે અને તેને જ પાંચભૂતોથી ઉત્પન્ન થયેલું શરીર કહેવામાં આવે છે.[૩૦] આ રીતે વીસ તત્ત્વોના સમુદાયરૂપ બનેલા શરીરને મહાન એવો ચિદાત્મા જ પ્રાણવાયુને સાથે રાખીને ધારણ કરી રાખે છે અને તે ઉપરથી એમ જ સિદ્ધ થાય છે કે, પ્રભાવશાળી એવા ચિદાત્માના વિયોગથી જ પ્રાણીના શરીરનો નાશ થાય છે, પ્રાણવાયુ તો માત્ર નિમિત્ત જ ગણાય છે. (જેમ ઘટના નાશમાં મુદ્દગર (ઘોકો) તો માત્ર નિમિત્ત જ ગણાય છે, કેમ કે વસ્તુતઃ ઘટનો નાશકર્તા પુરુષ જ છે, તેમ દેહનું ધારણ કરવામાં તથા તેનો નાશ કરવામાં આત્માનો સંયોગ અને વિયોગ મુખ્ય કારણ છે, પ્રાણનો સંયોગવિયોગ તો નિમિત્તકારણ જ છે.×)[૩૧] જેમ ઘટાદિક પદાર્થો ભૂતસમુદાયમાંથી ઉત્પન્ન થઈને કાલાંતરે પાછા ભૂતસમુદાયમાં જ લય પામી જાય છે, તેમ પુણ્યપાપની પ્રેરણાથી ઉત્પન્ન થયેલો પ્રાણી પુણ્યપાપના નાશને અંતે મરણધર્મને પામે છે અને પાછો સંચિત કરેલાં પુણ્યપાપના યોગથી પ્રેરાઈને કર્મજન્ય નવા દેહમાં કાળાંતરે જ દાખલ થાય છે.[૩૨] જેમ એક મનુષ્ય પડી ગયેલા એક ઘરનો ત્યાગ કરીને બીજા ઘરમાં રહે છે અને બીજાનો ત્યાગ કરીને ત્રીજામાં રહે છે, તેમ ક્ષેત્રજ્ઞ જીવાત્મા પણ કાળપ્રેરણાને અધીન થઈને જૂના થયેલા પ્રથમના શરીરનો ત્યાગ કરીને અવિદ્યા, કામ અને કર્મથી ઉત્પન્ન થયેલા નવા નવા શરીરમાં પ્રવેશ કરે છે.[૩૩] આમ સમજીને જ તત્ત્વવસ્તુનો નિશ્ચય કરનારા બુદ્ધિમાન પુરુષો (પુત્રાદિકના મરણસમયે) સંતાપ કરતા નથી; પરંતુ જે મનુષ્યો અજ્ઞાની છે અને પુત્રાદિકના સંબંધને મિથ્યા હોવા છતાં સત્ય જોનારા છે. તેઓ પોતાના સંબંધીના મરણસમયે સંતાપને પામે છે;[૩૪] પણ વાસ્તવિક દૃષ્ટિએ તો આ જીવ કોઈનો સંબંધી નથી, તેમ એ જીવનો પણ કોઈ સંબંધી નથી; (અર્થાત્ સ્ત્રીપુત્રાદિકની સાથે જીવને કંઈ સંબંધ જ નથી.) કારણ કે તે જીવ સદાકાળને માટે એકલો જ છે અને પોતે જ પોતાના શરીરને સુખદુઃખ ઉપજાવવામાં

* અર્થાત્ સુષુપ્તિમાં જે સુખનો અનુભવ થાય છે, તે જ સુખનો મોક્ષમાં અનુભવ થાય છે; તોપણ સુષુપ્તિમાં અને મુક્તિમાં જે ભેદ રહેલો છે તે એ જ છે કે, સુષુપ્તિ અલ્પકાળને માટે જ રહેનારી છે અને મુક્તિ નિત્યને માટે રહેનારી છે; માટે મુમુક્ષુ પુરુષ નિત્ય રહેનારી મુક્તિની જ અપેક્ષા રાખે છે. વળી જાગ્રત અને સ્વપ્નનો સુષુપ્તિમાં લય થાય છે અને સુષુપ્તિમાં કંઈ અલ્પ અંશે પણ મોક્ષસુખનો અનુભવ થાય છે. તે ઉપરથી એ વાતનો તો નિશ્ચય જ થાય છે કે, જાગ્રત અને સ્વપ્નનો સ્વભાવ નાશવંત હોઈને કોઈ યુક્તિ દ્વારા આત્યં-

× શ્રુતિ પણ કહે છે કે,

न प्राणेन नापानेन मर्त्यो जीवति कश्चन ।

इतरेण तु जीवंति यस्मिन्नेतावुपाश्रितौ ॥

કોઈ પણ મનુષ્ય પ્રાણવાયુને આધારે કે અપાનવાયુને આધારે જીવી શકતો નથી; પરંતુ તે પ્રાણને તથા અપાનને પણ જેનો આધાર છે, તે ચિદાત્માના યોગથી જ

કારણભૂત થઈ પડે છે.[૩૫] વળી તે જીવ કદી ઉત્પન્ન થતો નથી અને મરણને પણ પામતો નથી. (માત્ર શરીર જ જન્મમરણને પામે છે.) કાળાંતરે જ્યારે કર્મબંધન તૂટી જાય છે, ત્યારે દેહનો ત્યાગ કરીને જીવ પરમ ગતિને પામે છે.[૩૬] કર્મનો જ્યારે ક્ષય થાય છે, ત્યારે પુણ્યપાપમય એવા દેહનો પણ ક્ષય થાય છે અને દેહનો જ્યારે ક્ષય થાય છે, ત્યારે જીવ બ્રહ્મભાવને જ પ્રાપ્ત થાય છે;[૩૭] પરંતુ પુણ્યપાપનો ક્ષય કરવા માટે (ક્ષેત્ર–ક્ષેત્રજ્ઞના વિવેકરૂપ) સાંખ્યજ્ઞાનનું જ (આત્મજ્ઞાનનું જ) શાસ્ત્રમાં કથન કરવામાં આવ્યું છે અને તે જ્ઞાન દ્વારા પુણ્યપાપનો ક્ષય થતાં જ જીવને બ્રહ્મભાવ પ્રાપ્ત થાય છે અને પછી તે પરમ ગતિને જ પામે છે, એમ પંડિતો (શાસ્ત્ર દૃષ્ટિથી) જોઈ શકે છે. [૩૮]

ઈતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'નારદ અને મોક્ષ વિષેનો અસિતનો સંવાદ' નામનો અધ્યાય ૨૭૫મો સમાપ્ત

# अध्याय २७६मो

## તૃષ્ણાના ત્યાગ માટે જનકનો ઉપદેશ

॥ युधिष्ठिर उवाच ॥

**भ्रातरः पितरः पौत्रा ज्ञातयः सुहृदः सुताः ।**
**अर्थहेतोर्हता क्रूरैरस्माभिः पापकर्मभिः ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ! અમે ક્રૂર અને પાપી કર્મ કરનારા પાંડવોએ કેવળ દ્રવ્યના હેતુથી જ ભાઈઓને, પિતાઓને, પૌત્રોને, જ્ઞાતિઓને, સુહૃદોને તથા પુત્રોને મારી નાખ્યા છે;[૧] માટે હું તમને પૂછું છું કે, આ મારી ધન સંબંધી તૃષ્ણાને હું કેવી રીતે દૂર કરું, તે મને કહો. ખરેખર, એ તૃષ્ણાને અધીન થઈને જ અમે આવાં પાપી કૃત્યો કર્યાં છે. [૨]

ભીષ્મે કહ્યું : આ વિષયમાં પણ એક પ્રાચીન ઈતિહાસ કહેવામાં આવે છે. જેમ કે માંડવ્ય નામના એક ઋષિએ જનકરાજાને જ્યારે પ્રશ્ન પૂછ્યો, ત્યારે તેમણે આ પ્રમાણે ઉપદેશ આપ્યો હતો: 'ખરેખર, અતિ આનંદની વાત છે કે, હું અત્યંત સુખમાં જીવન ગાળું છું; કેમ કે આ જગતમાં જે કંઈ છે, તે મારું નથી. આ મિથિલા નગરી આખી બળી ગઈ છે, તોપણ તેમાં મારું કંઈ પણ બળ્યું નથી.[૩-૪] બ્રહ્મલોક સુધીના સમૃદ્ધિવાળા વિષયો પ્રાપ્ત થાય, તોપણ જ્ઞાની પુરુષોને તેઓ અત્યંત દુઃખરૂપ જ દેખાય છે, પરંતુ અજ્ઞાની પુરુષોને સમૃદ્ધિ વિનાના તુચ્છ વિષયો પણ સદાકાળ મોહજનક થઈ પડે છે.[૫] આ જગતમાં જે કંઈ વિષયજન્ય સુખ છે અને પરલોકમાં દિવ્ય એવું જે મહાન સુખ છે, તે સર્વ સુખ તૃષ્ણાના નાશરૂપ સુખના સોળમા ભાગની યોગ્યતાને પણ પહોંચી શકે તેમ નથી.[૬] જેમ બળદનું શિંગડું બળદની વૃદ્ધિ સાથે જ પ્રતિદિન વધતું જાય છે, તેમ તૃષ્ણા પણ ધનની વૃદ્ધિની સાથે જ પ્રતિદિન વધતી જાય છે.[૭] હરકોઈ વસ્તુ ઉપર મનુષ્યને જ્યારે મમત્વભાવ ઉત્પન્ન થાય છે, ત્યારે જ તે વસ્તુનો નાશ તેને સંતાપજનક થઈ પડે છે;[૮] માટે સુખાભિલાષી મનુષ્યે કોઈ જાતની કામનાને અનુસરવું નહિ; કેમ કે કામના ઉપરની જે પ્રીતિ તે જ દુઃખનું મૂળ છે. વળી ધર્મ કરવો તે પણ જો સહજ રીતે દ્રવ્ય આવી મળ્યું હોય તો જ કરવો, પરંતુ તે દ્રવ્યમાંથી વિષયાભિલાષને તૃપ્ત કરવાની ઈચ્છાનો તો ત્યાગ જ કરવો.* વિદ્વાન પુરુષે પ્રાણીમાત્રને પોતાના સમાન ગણીને સર્વને સુખ થાય, તેવી ઈચ્છા કરવી જોઈએ અને કૃતકૃત્ય થયેલો પવિત્રાત્મા પુરુષ તો (સુખ–દુઃખ, પુણ્ય–પાપ, ધર્મ–અધર્મ વગેરે) સર્વનો ત્યાગ કરી દે છે.[૯-૧૦] વળી તેવા જ્ઞાની પુરુષ સત્યનો–અસત્યનો, શોકનો–આનંદનો, પ્રિયનો–અપ્રિયનો, ભયનો તથા અભયનો ત્યાગ કરીને કેવળ શાંતિમય જીવન ગાળે છે અને સર્વ પ્રકારે નિર્દોષ રહે છે.[૧૧] જે તૃષ્ણાને, બુદ્ધિહીન પુરુષો મહાકષ્ટથી પણ છોડી શકતા નથી, જે તૃષ્ણા, પુરુષ વૃદ્ધ થાય છે તોપણ વૃદ્ધ થતી નથી અને જે તૃષ્ણા પ્રાણ-

* કહેવાનો આશય એ છે કે, કામનાઓને પૂર્ણ કરવા માટે દ્રવ્ય મેળવવાની ઈચ્છા ન રાખવી, એ તો યોગ્ય જ છે, પણ ધર્મ કરવાના નિમિત્તે પણ દ્રવ્ય મેળવવાની ઈચ્છા ન રાખવી, કેમ કે –

धर्मार्थं यस्य वित्तेहा वरं तस्य निरीहिता ।
प्रक्षालनाद्धि पङ्कस्य दूरादस्पर्शनं वरम् ॥

ધર્મને માટે દ્રવ્ય મેળવવાની ઈચ્છા કરવી તેના કરતાં ધર્મ કરવાની જ ઈચ્છા ન કરવી તે વધારે ઉત્તમ છે. જેમ કે કાદવમાં પડીને પગ ધોવા તેના કરતાં કાદવમાં ન પડવું તે વધારે સારું છે.

ઘાતક રોગોના જેવી ભયંકર છે, તે તૃષ્ણાનો ત્યાગ કરનાર પુરુષ અવશ્ય સુખી થાય છે.[૧૨] ધર્માત્મા પુરુષ પોતાના ચારિત્ર્યને ચંદ્રના જેવું ઉજ્જવળ અને નિર્દોષ કરવા યત્ન કરે છે અને પછી આ લોકમાં કીર્તિ મેળવે છે તથા પરલોકમાં સુખ સંપાદન કરે છે.'[૧૩]

હે યુધિષ્ઠિર! જનકરાજાનું એ વચન સાંભળીને બ્રાહ્મણ માંડવ્ય મનમાં પ્રસન્ન થયો અને તેનાં વાક્યોનો આદર કરીને મોક્ષમાર્ગનો તેણે આશ્રય કર્યો.[૧૪]

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમા 'તૃષ્ણાના ત્યાગ માટે જનકનો ઉપદેશ' નામનો અધ્યાય ૨૭૬ મો સમાપ્ત

# अध्याय २७७ मो

## પિતાપુત્રનો સંવાદ–કોઈ પણ આશ્રમમાં મોક્ષપરાયણ રહેવું

॥ युधिष्ठिर उवाच ॥

**अतिक्रामति कालेऽस्मिन् सर्वभूतभयावहे ।**
**किं श्रेयः प्रतिपद्येत तन्मे ब्रूहि पितामह ॥१॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે પિતામહ! પ્રાણીમાત્રને ભય ઉપજાવનારો આ કાળ સર્વ કોઈનું ઉલ્લંઘન કરી રહ્યો છે, તો પછી મનુષ્યે કયા શ્રેયસ્કર માર્ગનો અંગીકાર કરવો, તે મને કહો.[૧]

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર! આ વિષયમાં પણ પિતા અને પુત્રના સંવાદરૂપે એક પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે, તે હુ તમને કહું છું, સાંભળો.[૨] હે પાર્થ! સ્વાધ્યાયકર્મમાં આસક્ત રહેનારા કોઈ એક બ્રાહ્મણનો મેધાવી નામનો મહાબુદ્ધિમાન પુત્ર હતો.[૩] મોક્ષધર્મમાં કુશળ એવા તે મેધાવીએ કેવળ સ્વાધ્યાયકર્મમાં જ આસક્ત રહેનારા અને મોક્ષધર્મમાં અકુશળ એવા પોતાના પિતાને એક સમયે આ પ્રમાણે પ્રશ્ન કર્યો.[૪]

પુત્રે કહ્યું: હે તાત! મનુષ્યોનું આયુષ પ્રતિદિન ક્ષીણ થતું જાય છે, એમ જાણનારા ધીર પુરુષે તત્કાળ શો ઉપાય કરવો જોઈએ, તે મને યથાર્થ રીતે કહો, જેથી હું અનુક્રમે ધર્મનું આચરણ કરું.[૫]

પિતાએ કહ્યું: હે પુત્ર! પ્રથમ બ્રહ્મચર્યના પાલનપૂર્વક વેદોનું અધ્યયન કરીને પિતૃઓનો ઉદ્ધાર કરવા માટે પ્રજા ઉત્પન્ન કરવાની ઇચ્છા કરવી. (અર્થાત્ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો અને તે આશ્રમમાં વિધિપૂર્વક અગ્નિહોત્રનો સ્વીકાર કરીને યથાશક્તિ યજ્ઞયાગ કરવા.) તે પછી (અમુક સંતતિ ઉત્પન્ન થઈ જાય એટલે) વનમાં પ્રવેશ કરીને (વાનપ્રસ્થાશ્રમ સ્વીકારીને વૈરાગ્યની પકવદશા સિદ્ધ થાય ત્યારે) મુનિ થવાની ઇચ્છા કરવી–સંન્યાસાશ્રમને સ્વીકારવો.[૬]

પુત્રે કહ્યું: ચોતરફથી ઘેરાયેલા આ જગતનો આ રીતે જ્યારે સંહાર થઈ રહ્યો છે અને રાત્રિદિવસો પોતપોતાનું કાર્ય કરીને સફળતાપૂર્વક પસાર થઈ રહ્યાં છે, ત્યારે તમે આમ ધીર પુરુષની પેઠે કેમ બોલો છો?[૭]

પિતાએ કહ્યું: કોણ જગતનો સંહાર કરી રહ્યું છે? કોના વડે લોકો ઘેરાઈ ગયા છે અને કોણ પોતપોતાનું કાર્ય કરીને સફળતાપૂર્વક પસાર થઈ જાય છે? (તે મને કહે) તું જાણે મને ડરાવતો હોય તેમ કેમ બોલે છે?[૮]

પુત્રે કહ્યું: મૃત્યુ જગતનો સંહાર કરી રહ્યું છે, વૃદ્ધાવસ્થાએ લોકોને ઘેરી લીધા છે અને રાત્રિદિવસો પોતપોતાનું કાર્ય કરીને સફળતાપૂર્વક પસાર થઈ રહ્યાં છે, છતાં તમે કેમ જાગ્રત થતા નથી?[૯] જ્યારે મેં જાણી લીધું છે કે, મૃત્યુ કોઈની વાટ જોઈને ઊભું રહેતું નથી, તો પછી અજ્ઞાનથી ઢંકાયેલો રહીને તમે દર્શાવેલાં પગથિયાં પર ચડવાની હું શા માટે વાટ જોઉં?[૧૦] રાત્રિઓ જેમ જેમ પસાર થતી જાય છે, તેમ તેમ મનુષ્યના આયુષ્યમાં પણ ઘટાડો થતો જાય છે. આમ સમજનારો કયો પુરુષ છીછરા પાણીમાં રહેલાં માછલાંની પેઠે સુખને પામી શકે?[૧૧] મનુષ્ય કોઈ એક ફૂલ વીણનારા પુરુષની પેઠે અનેક વિષયોમાં મનને દોડાવે છે, પણ તે તે વિષયો હજી તેને પ્રાપ્ત થયા નથી, તેવામાં તો મૃત્યુ તેની સામે આવી પહોંચે છે;[૧૨] માટે પ્રત્યેક મનુષ્યે જે કાર્ય આવતી કાલે કરવાનું હોય, તેને આજે કરી લેવું અને જે કાર્ય દિવસના પાછળના ભાગમાં કરવાનું હોય, તેને દિવસના પ્રથમ ભાગમાં કરી લેવું; કેમ કે મૃત્યુ કોઈની વાટ જોતું નથી કે, અમુક મનુષ્યે અમુક કાર્ય કર્યું છે કે નથી કર્યું![૧૩] જે કાર્ય તમારું શ્રેય કરનાર

હોય તેને તમે આજે જ કરી લો, કેમ કે મહાન એવો કાળ (તમારું કાર્ય અપૂર્ણ રહે તે પહેલાં) તમારો ગ્રાસ કરી જાય, તેમ ન થવું જોઈએ. વળી જગતનો કયો મનુષ્ય જાણી શકે છે કે, અમુકનો મૃત્યુકાળ અમુક સમયે જ થશે![૧૪] મનુષ્યનાં કાર્યો હજી અપૂર્ણ જ રહ્યાં હોય છે, છતાં મૃત્યુ તેને ખેંચી જાય છે, માટે યુવાવસ્થામાં જ ધર્મશીલ થવું; કેમ કે જીવિતનો કંઈ નિશ્ચય જ નથી. (કે અમુક કાળ સુધી તે ટકશે.)[૧૫] ધર્મનું જો આચરણ કરવામાં આવે છે, તો આ લોક ને પરલોક બન્નેમાં સદાકાળ રહેનારી પ્રીતિ પ્રાપ્ત થાય છે; પરંતુ જે પુરુષ મોહથી ઘેરાઈ જઈ ને પુત્ર, સ્ત્રી આદિને માટે ઉદ્યમ કર્યા કરે છે, કાર્ય–અકાર્ય કરીને તેઓને પ્રસન્ન રાખે છે અને સંસારમાં જ મનને આસક્ત રાખે છે, તેવા પુત્રરૂપી પશુઓની સંપત્તિવાળા પુરુષને, પાણીનું પૂર સૂતેલા વાઘને જેમ ઘસડી જાય છે તેમ મૃત્યુ ઘસડી જાય છે. મનુષ્ય અનેક પ્રકારના પરિગ્રહોનો સંગ્રહ કરી રહ્યો હોય છે અને વિષયોથી હજી અતૃપ્ત જ રહ્યો હોય છે, તેવામાં તો વરુની માદા જેમ ઘેટાંને ઉપાડી જાય છે, તેમ મૃત્યુ તે પુરુષને ઉપાડી જાય છે. 'અમુક કાર્ય મેં કર્યું છે, અમુક કાર્ય હજી કરવાનું છે, અમુક કાર્ય હજી અપૂર્ણ છે,' આવી વિચારમાળામાં ગૂંથાયેલા મનુષ્યને મૃત્યુ ઉઠાવી જાય છે. કરેલાં કાર્યોનું ફળ હજી પ્રાપ્ત થયું ન હોય અને ખેતર, દુકાન, ઘર વગેરેનાં કાર્યમાં હજી આસક્ત જ રહ્યો હોય, તેવામાં મૃત્યુ તે કર્મસંગી મનુષ્યને ઝડપી લે છે. પુરુષ દુર્બળ હોય કે બળવાન હોય, બુદ્ધિમાન હોય કે મૂર્ખ હોય, શૂરવીર હોય કે વિદ્વાન હોય અથવા કોઈ પ્રકારની કામનાને પૂર્ણ કરી શકયો ન હોય, તોપણ મૃત્યુ તેને પકડીને લઈ જાય છે. જગતનો કોઈ પણ મનુષ્ય મૃત્યુનો, ઘડપણનો, વ્યાધિનો તથા અનેક કારણોવાળાં દુઃખોનો જો ત્યાગ જ કરી શકતો નથી, તો પછી આમ સ્વસ્થની પેઠે તમે કેમ બેસી રહ્યા છો? પ્રાણીનો જેવો જન્મ થાય છે કે તુરત જ મૃત્યુ અને વૃદ્ધાવસ્થા તેનો નાશ કરવા માટે તેની સામે આવી પહોંચે છે;[૧૬–૨૩] કેમ કે સ્થાવરજંગમ સર્વ પદાર્થો આ બન્ને વડે (મૃત્યુ અને વૃદ્ધાવસ્થા વડે) નિત્ય અનુસરાયલા જ છે. મૃત્યુની સેના જ્યારે ચડી આવે છે, ત્યારે કોઈ પણ પુરુષ તેને અટકાવી શકતો નથી. માત્ર એક સત્ય જ તે સેનાને બળાત્કારે અટકાવી શકે છે; કેમ કે સત્યમાં અમૃતનો નિવાસ છે. જે મનુષ્ય ગામની અંદર નિવાસ કરીને તેમાં પ્રીતિ કરે છે, તે મૃત્યુના ગૃહમાં જ પ્રીતિ કરે છે, એમ સમજવું; કેમ કે ગામ એ મૃત્યુનું ગૃહ છે અને અરણ્ય એ દેવોનું નિવાસસ્થાન છે, એમ અમે સાંભળ્યું છે. ગામમાં નિવાસ કરવો તે મજબૂત રીતે જકડી બાંધનારી એક દોરડી જ છે, માટે પુણ્યશાળી પુરુષો એ દોરીને કાપી નાખીને અરણ્યમાં ચાલ્યા જાય છે; પણ પાપી પુરુષો તે દોરીને કાપી શકતા નથી. જે પુરુષ મન, વચન ને કર્મથી કોઈ પણ પ્રાણીની હિંસા કરતો નથી અથવા કોઈ પણ પ્રાણીની આજીવિકાનાં સાધનોનો નાશ કરી નાખીને તેને દુઃખ દેતો નથી, તે પુરુષનો જગતનાં કોઈ પણ પ્રાણી નાશ કરતાં નથી; માટે સર્વના પર સમભાવ રાખીને ઇંદ્રિયોનો નિગ્રહ કરનારા પુરુષે સત્યરૂપ વ્રતનું આચરણ કરવું, સત્યરૂપ વ્રતમાં પરાયણ રહેવું, સત્યની જ અભિલાષા રાખવી અને સત્ય દ્વારા જ કાળને જીતવો. અમરપણું અને મૃત્યુ એ બન્ને પોતાના દેહમાં જ રહેલાં છે. તેમાં સ્ત્રીપુત્રાદિ ઉપર મોહ રાખવાથી મૃત્યુ પ્રાપ્ત થાય છે અને સત્ય દ્વારા અમરપણું મેળવી શકાય છે. આમ સમજીને મેં અહિંસાનો આશ્રય કરવાની ઇચ્છા કરી છે, કામ તથા ક્રોધનો બહિષ્કાર કર્યો છે અને સત્યનો જ આશ્રય કરીને હું એકાદા દેવની પેઠે કલ્યાણસંપન્ન થઈશ અને અનાયાસે મૃત્યુને હાંકી કાઢીશ. વળી હું શાંતિયજ્ઞમાં જ આસક્ત રહીને દમગુણને ધારણ કરીશ, બ્રહ્મયજ્ઞ કરવાની દીક્ષા લઈશ અને ઉત્તરાયણકાળમાં વાણીયજ્ઞ (પ્રણવજાપ), મનોયજ્ઞ (બ્રહ્મચિંતન), તથા કર્મયજ્ઞ (નિષ્કામયોગ) કરીશ; કેમ કે મારા જેવો એક બુદ્ધિમાન પુરુષ નાશવંત ફળવાળા અને ક્ષત્રિયોને માટે યોગ્ય એવા હિંસાપ્રધાન યજ્ઞો કરવાને પિશાચની પેઠે કેમ તૈયાર થાય? હે પિતા! હું મારા આત્મા વિષે જ આત્મારૂપે ઉત્પન્ન થઈશ અને આત્મનિષ્ઠ રહીને આત્મયજ્ઞ જ કર્યા કરીશ, પણ પ્રજા ઉત્પન્ન નહિ કરું; કેમ કે પ્રજા મને તારવાની નથી. જે પુરુષનાં વાણી અને મન સારી રીતે નિયમમાં હોય છે અને જેનામાં તપ, ત્યાગ તથા યોગ

નિવાસ હોય છે, તે પુરુષ તે દ્વારા સર્વ વસ્તુને મેળવી શકે છે. વળી શાસ્ત્રમાં કહ્યું છે કે, વિદ્યા (આત્મવિદ્યા) સમાન નેત્ર નથી અને વિદ્યા સમાન કોઈ ફળ નથી; તેમ જ રાગ સમાન દુઃખ નથી અને ત્યાગ સમાન સુખ નથી.[૨૪-૩૬] એકાંતમાં નિવાસ કરવો, સર્વના પર સમભાવ રાખવો, સત્યનું પાલન કરવું, સદાચારમાં સ્થિતિ કરવી, હિંસાનો ત્યાગ કરવો, સરળતા ધારણ કરવી અને સર્વ ક્રિયાઓનો પરિત્યાગ કરવો, આના જેવું બ્રાહ્મણનું બીજું દ્રવ્ય જ નથી.[૩૭] હે બ્રહ્મન્! તમારું જ્યારે મૃત્યુ થશે, ત્યારે ધન, બાંધવ કે સ્ત્રી તમને શા ઉપયોગમાં આવશે ? માટે હૃદયગુહામાં રહેલા આત્માનો જ તમે સાક્ષાત્કાર કરી લો અને તમારા પિતા અને પિતામહો કયે માર્ગે ગયા છે, તેનો વિચાર કરો.[૩૮]

ભીષ્મે કહ્યું : હે રાજા ! પુત્રનાં એ વચન સાંભળીને પિતાએ તે પ્રમાણે જ કર્યું, માટે તમે પણ સત્ય ધર્મમાં પરાયણ રહીને તે પ્રમાણે વર્તન કરો.[૩૯]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતગત મોક્ષધર્માનુશાસનપર્વમા 'પિતાપુત્રનો સંવાદ-કોઈ પણ આશ્રમમાં મોક્ષપરાયણ રહેવું' નામનો અધ્યાય ૨૭૭ મો સમાપ્ત

## અધ્યાય ૨૭૮મો

### હારીતગીતા-મોક્ષનાં સાધનો

॥ युधिष्ठिर उवाच ॥

**किं शीलः किं समाचारः किं विद्यः किं परायणः ।**
**प्राप्नोति ब्रह्मणः स्थानं यत्परं प्रकृतेर्ध्रुवम् ॥१॥**

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ ! કેવા સ્વભાવવાળો થઈને, કેવા આચારનું પાલન કરીને, કઈ વિદ્યાનો આશ્રય કરીને અને કયા વિષયમાં પરાયણ રહીને મનુષ્ય પ્રકૃતિથી પર રહેલા બ્રહ્મના અવિનાશી સ્થાનને પ્રાપ્ત કરે છે ?'[૧]

ભીષ્મે કહ્યું : મોક્ષધર્મમાં પ્રીતિ રાખનારો અને ઇંદ્રિયોને જીતનારો અલ્પાહારી મનુષ્ય બ્રહ્મના પરમ સ્થાનને પામે છે કે, જે સ્થાન પ્રકૃતિથી પર રહેલું છે અને અવિનાશી છે.[૨] મુમુક્ષુ મનુષ્યે પોતાના ગૃહમાંથી નીકળી પડીને સંન્યાસનો જ સ્વીકાર કરવો અને પછી લાભ કે હાનિમાં સમભાવ રાખવો, મુનિવૃત્તિ ધારણ કરવી અને વિષયો પોતાની સામા આવે, તોપણ કેવળ નિરપેક્ષ રહેવું.[૩] દૃષ્ટિથી, મનથી કે વાણીથી કોઈના પર દોષારોપ કરવો નહિ અને કોઈની પ્રત્યક્ષમાં કે પરોક્ષમાં પણ કોઈનું દૂષણ કહેવું નહિ.[૪] કોઈ પણ પ્રાણીની હિંસા કરવી નહિ, સૂર્યની પેઠે નિત્ય ગમનશીલ જ રહેવું, (અર્થાત્ એક રાત્રિ સિવાય કોઈ પણ સ્થળે ઘર કરીને રહેવું નહિ.) અને આવું સંન્યાસી જીવન પ્રાપ્ત કર્યા પછી કોઈની સાથે વેરભાવથી વર્તવું નહિ.[૫] પોતાની સામે કોઈ વાદવિવાદ કરવા માંડે, તો સહનશીલતા રાખવી, કોઈની સામે અભિમાન કરવું નહિ. ક્રોધ ઉપજાવનારા સામે પણ પ્રિય બોલવું, કોઈ નિંદા કરે તોપણ તેનું કુશળ બોલવું. જનસમાજમાં રહીને પણ કોઈનું અનુકૂળ કે પ્રતિકૂળ કરવું નહિ, ભિક્ષા લેવાને માટે અનેક ઘેર ભટકવું નહિ, જેને ત્યાંથી ભોજનને માટે પ્રથમ નિમંત્રણ આવ્યું હોય, તેને ત્યાં ભિક્ષા લેવા જવું. કોઈ મૂઢ મનુષ્યોએ કદી તિરસ્કાર કર્યો હોય, તોપણ સ્વધર્મથી ભ્રષ્ટ થઈ ચપળતા કરવી નહિ, અપ્રિય વચન બોલવું નહિ. દયાળુ થવું, પોતાને મારી નાખવા તૈયાર થયેલા સામે પણ ક્રૂર થવું નહિ, ભયનો ત્યાગ કરવો. પોતાની પ્રશંસા કરવી નહિ અને જે ઘરમાં ધુમાડો નીકળતો બંધ થયો હોય, સાંબેલાનો અવાજ ન સંભળાતો હોય, અંગારા બુઝાઈ ગયા હોય, સર્વ મનુષ્યો જમીને ઊઠ્યાં હોય અને પીરસવાનાં પાત્રોનો સંચાર બંધ પડી ગયો હોય, તે ઘેર જઈને જ મુનિએ ભિક્ષા મેળવવાની ઇચ્છા કરવી;[૬-૯] તેમ જ સંન્યાસીએ માત્ર શરીર ટકી રહે તેટલા જ આહારનું સેવન કરવું, વસ્ત્રાદિકનો લાભ થતો હોય, તોપણ તેનો અનાદર કરવો, કોઈ સમયે ભિક્ષાનો લાભ ન થયો હોય, તો મનમાં ઉદાસ થવું નહિ અને કોઈ સમયે ભિક્ષાનો લાભ થઈ ગયો હોય, તો તેથી હર્ષ પામવો નહિ.[૧૦] વળી (પુષ્પની માળા, ચંદન વગેરે) સર્વસામાન્ય ભોગો ભોગવવાની ઇચ્છા કરવી નહિ. પોતાનું બહુમાન કરવામાં આવે તે સ્થળેથી ભિક્ષા લેવી નહિ, જે સ્થળેથી માનપૂર્વક ભિક્ષા મળતી હોય તે ભિક્ષાનો અનાદર જ કરવો. અન્નના દોષોની નિંદા કરવી નહિ, તેમ અન્નના ગુણોની પ્રશંસા પણ કરવી નહિ. નિત્ય એકાંતમાં જ શય્યા અને આસન કરવાનું પસંદ કરવું. ઉજ્જડ ઘરમાં, વૃક્ષના મૂળ નીચે, અરણ્યમાં, કોઈ ગુફામાં અથવા બીજા કોઈ

એકાંત સ્થાનમાં ગુપ્ત રીતે જઈને પોતાની હૃદય ગુહામાં રહેલા આત્મસ્વરૂપમાં જ લીન રહેવું. યોગને જ અનુસરવું, સંગનો ત્યાગ કરવો, રાગદ્વેષથી રહિત થવું, અચળ રહેવું, નિર્વિકાર થવું, દયા કે દ્વેષને લીધે પુણ્ય કે પાપ કરવાની આકાંક્ષા રાખવી નહિ, સદાકાળ તૃપ્ત રહેવું, અત્યંત સંતુષ્ટ રહેવું, સુખ અને ઇંદ્રિયોને પ્રસન્ન રાખી નિર્ભય થઈને વિચરવું, પ્રણવમંત્રનો જપ કર્યા કરવો, મૌનવ્રત ધારણ કરવું, વૈરાગ્યનો આશ્રય કરવો, દેહ, ઇંદ્રિય આદિ ભૌતિક પદાર્થોને વારંવાર આત્માથી ભિન્ન જોવા, પ્રાણીઓના જન્મને તથા મરણને જોઈને સંસાર તરફ નિઃસ્પૃહ થવું, સર્વત્ર સમદૃષ્ટિ રાખવી, કાચું–પાકું જે કંઈ મળી આવે તેથી આજીવિકા ચલાવી લેવી, ચિત્તને શાંત રાખવું, અલ્પ આહાર કરવો અને ઇંદ્રિયોને જીતવી.[૧૧–૧૬] આ રીતે ઉત્તમ તપશ્ચર્યા કરનારા સંન્યાસીએ વાણીના વેગને, મનના વેગને, ક્રોધના વેગને, હિંસાના વેગને, ઉદરના વેગને તથા ઉપસ્થ (જનનેંદ્રિય)ના વેગને નિરંતર રોકવા અને પોતાની કોઈ નિંદા કરે તોપણ હૃદયમાં ખિન્ન થવું નહિ.[૧૭] તેણે પ્રશંસા થતી હોય કે નિંદા થતી હોય ત્યાં મધ્યસ્થ જ રહેવું અને સર્વના પર સમભાવ રાખવો. સંન્યાસ આશ્રમમાં આવા પ્રકારનું જે આચરણ કરવું, તે પરમ પવિત્ર ગણાય છે.[૧૮] મહાત્મા સંન્યાસીએ સર્વ પ્રકારે ઇંદ્રિયોનું દમન કરવું, સર્વ પ્રકારના સંગથી મુક્ત થવું, પૂર્વાશ્રમના દેશમાં વિચરવું નહિ, શાંત રહેવું, એક સ્થળે ઘર કરીને રહેવું નહિ, ચિત્તને આત્મચિંતનમાં જ એકાગ્ર રાખવું, વાનપ્રસ્થ કે ગૃહસ્થનો સંસર્ગ કરવો નહિ, અજાણપણે જે કંઈ આહારાદિ મળી આવે, તે મેળવવાની જ ઇચ્છા કરવી અને કદી હર્ષઘેલા થવું નહિ.[૧૯–૨૦] મોક્ષના સાધનભૂત આ સંન્યાસધર્મને જે પુરુષો જાણે છે, તેઓનો મોક્ષ થાય છે અને જેઓ નથી જાણતા તેઓને તો કેવળ પરિશ્રમરૂપ જ થઈ પડે છે. આવા હેતુથી જ હારીત મુનિએ કહ્યું છે કે, 'જે પુરુષો આ સંન્યાસધર્મના સ્વરૂપને સંપૂર્ણ રીતે જાણે છે, તેઓને તે (સંન્યાસ) મોક્ષ પ્રત્યે પહોંચાડનાર એક વાહનરૂપે જ થઈ પડે છે. જે પુરુષ પ્રાણીમાત્રને અભય આપીને સંન્યાસાશ્રમનો સ્વીકાર કરે છે, તેને અનંતકાળ માટે તેજોમય દિવ્ય લોકોની પ્રાપ્તિ થાય છે.'[૨૧–૨૨]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'હારીતગીતા–મોક્ષનાં સાધનો' નામનો અધ્યાય ૨૭૮ મો સમાપ્ત

# अध्याय २७९ मो

## શુક્રાચાર્ય અને વૃત્રાસુરનો સંવાદ

॥ युधिष्ठिर उवाच ॥

**धन्या धन्या इति जनाः सर्वेऽस्मान् प्रवदन्त्युत ।**
**न दुःखिततरः कश्चित् पुमानस्माभिरस्ति ह ॥१॥**

યુધિષ્ઠિરે પૂછ્યું : હે કુરુશ્રેષ્ઠ પિતામહ! સર્વ મનુષ્યો અમારા સંબંધમાં કહે છે કે, 'પાંડવોને ધન્ય છે, ધન્ય છે.' પણ ખરું જોતાં બીજો કોઈ પુરુષ અમારા કરતાં વધારે દુઃખી નથી જ.[૧] અમે લોકમાં માન્ય થયેલા છીએ અને દેવો દ્વારા મનુષ્યયોનિમાં ઉત્પન્ન થયેલા છીએ, છતાં હે પિતામહ! આવા પ્રકારનું દુઃખ અમને પ્રાપ્ત થયું, એ ઉપરથી એ જ નિશ્ચય થાય છે કે, શરીરને ધારણ કરવું તે જ દુઃખનું કારણ છે. અમે દુઃખનો નાશ કરનારા સંન્યાસનો ક્યારે સ્વીકાર કરીશું? હે પિતામહ! સંન્યાસરૂપી તીક્ષ્ણ વ્રતને ધારણ કરનારા મુનિઓ, (પાંચ પ્રાણ, મન, બુદ્ધિ અને દશ ઇંદ્રિયો એ) સત્તર તત્ત્વોને સંસારના કારણભૂત એવા (કામ, ક્રોધ, લોભ, ભય અને સ્વપ્ન એ) પાંચ દોષોથી, ઇંદ્રિયોના વિષયોથી, સત્ત્વાદિક ગુણોથી અને (પાંચ મહાભૂતો, અવિદ્યા, અહંકાર તથા કર્મ એ) આઠ મૂલ પ્રકૃતિઓથી મુક્ત થઈને પુનર્જન્મને પામતા નથી, તો હે શત્રુતાપન ભીષ્મ! અમે આ રાજ્યનો ત્યાગ કરીને સંન્યાસાશ્રમનો ક્યારે સ્વીકાર કરીશું?

ભીષ્મે કહ્યું : હે મહારાજા! દુઃખનો પણ અંત હોય છે; કેમ કે જગતમાંની સર્વ વસ્તુ મર્યાદાવાળી અને અંતવાળી છે જ; તેમ જ પુનર્જન્મ પણ અંતવાન તરીકે જ પ્રસિદ્ધ છે, કેમ કે આ લોકમાં કોઈ વસ્તુ અચળ નથી જ.*[૨–૬] હે રાજન્!

* ભીષ્મ રાજા યુધિષ્ઠિરને આશ્વાસન આપતાં કહે છે કે, 'તું ઉતાવળો થા મા. તને એમ લાગે છે કે, અમે આ સંસારના દુઃખમાંથી મુક્ત જ થવાના નથી; પરંતુ જગતની સર્વ વસ્તુઓનો અંત હોય જ છે; માટે

તમે માનો છો કે, ઐશ્વર્ય દોષવાળું છે અને તેમ માનવું તે સત્ય જ છે કે, પ્રસંગવશાત્ ઐશ્વર્ય પણ સંગનો હેતુ હોઈને મોક્ષમાં વિઘ્નરૂપ થઈ પડે છે, તોપણ તમે ધર્મજ્ઞ છો, જેથી ઉદ્યમ કરીને પણ સમય આવ્યે મુક્તિને પામશો જ.×[7] હે રાજા! દેહધારી જીવ નિત્ય પોતાનાં પુણ્યપાપથી થનારાં સુખદુઃખ ઉપર પોતાનું સામર્થ્ય ચલાવી શકતો નથી, જેથી તે સુખદુઃખમાંથી ઉત્પન્ન થયેલા રાગ-દ્વેષરૂપી અંધકાર વડે ઘેરાઈ જાય છે.[8] જેમ વાયુ પોતાના વર્ણથી રહિત છે, છતાં આંજણનો અથવા મણસીલની રજનો સ્પર્શ કરીને વર્ણવાન હોય તેવો દેખાય છે અને સર્વ દિશાઓને રંગબેરંગી કરી મૂકે છે,[9] તેમ જીવ પોતાના વર્ણથી રહિત છે-રાગાદિક દોષોથી મુક્ત છે, છતાં કર્મનાં ફળરૂપ સુખદુઃખાદિનો સંસર્ગ કરીને તેના ગુણોથી રંગાઈ જાય છે, તમોગુણથી ઢંકાઈ જાય છે અને રાગાદિક દોષોનો આશ્રય કરીને વિવિધ પ્રકારના દેહોમાં ભટકયા કરે છે;[10] પણ જ્યારે તે જીવ જ્ઞાનરૂપી દીપકની સહાયતાથી અજ્ઞાનરૂપી અંધકારને દૂર કરે છે, ત્યારે સનાતન બ્રહ્મનો તેને સાક્ષાત્કાર થાય છે.[11] મુનિઓ કહે છે કે, સનાતન બ્રહ્મનો સાક્ષાત્કાર કરવો તે કંઈ યત્નસાધ્ય નથી. (અર્થાત્ કર્મો કરવામાં જ આસક્ત રહેવાથી બ્રહ્મનો સાક્ષાત્કાર થઈ શકતો નથી.) માત્ર જેઓ જીવન્મુક્ત દશાને પ્રાપ્ત થયા હોય, તેઓનું જ ઉપાસન કર્યા કરવું, (કે જેથી બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાય.) માટે હે યુધિષ્ઠિર! તમારે અને દેવો સહિત આ લોકોએ તેવા મુક્ત પુરુષોની જ ઉપાસના કરવી; કારણ કે મોટા મોટા ઋષિઓ પણ કેવળ શાંત થઈને બેસી રહેતા નથી. (પણ નિત્ય ઉદ્યમ જ કર્યા કરે છે અને ઉદ્યમી પુરુષને અવશ્ય બ્રહ્મપ્રાપ્તિ થાય જ છે.)[12] હે રાજા! આ વિષયમાં ઐશ્વર્યથી ભ્રષ્ટ થયેલા દૈત્ય વૃત્રાસુરે જે પ્રમાણે વર્તન કર્યું હતું, તે સંબંધી એક પ્રાચીન ગીત (વૃત્તાંત) છે, તેને તમે એકચિત્ત થઈને સાંભળો.[13] હે ભારત! દૈત્ય વૃત્રાસુર શત્રુઓને હાથે પરાજય પામ્યો હતો, સહાય વિનાનો થઈ પડ્યો હતો, રાજ્યથી ભ્રષ્ટ થયો હતો અને શત્રુઓની વચ્ચે સપડાઈ પડ્યો હતો, છતાં કેવળ નિઃસંગ બુદ્ધિનો આશ્રય કરીને તેણે શોક કર્યો ન હતો.[14] પૂર્વે ઐશ્વર્યથી ભ્રષ્ટ થયેલા વૃત્રાસુરને શુક્રાચાર્યે પૂછ્યું હતું કે, 'હે દાનવ! શત્રુઓએ તારો પરાજય કર્યો છે, તેથી તને દુઃખ તો થતું નથી?'[15]

ત્યારે વૃત્રાસુરે કહ્યું: હું સત્યનો તથા તપનો આશ્રય કરીને પ્રાણીઓનાં જન્મમરણને નિઃસંશય રીતે જાણું છું અને તેથી જ હું શોક કરતો નથી કે હર્ષ પામતો નથી.[16] વિદ્વાનો કહે છે કે, જગતના સર્વ જીવો કેવળ કાળને અધીન થઈ રહ્યા છે; તેમાં જેઓ પાપી હોય છે તેઓ પરવશ થઈને નરકમાં સબડ્યા કરે છે અને જેઓ પુણ્યશાળી હોય છે, તેઓ સ્વર્ગમાં જઈને સંતુષ્ટ સ્થિતિમાં પોતાનું જીવન ગાળે છે.[17] આ રીતે કાળથી પ્રેરાયલા જીવો સ્વર્ગ કે નરકમાં જઈને પોતાનાં પુણ્યપાપનો ઉપભોગ કરે છે અને અમુક કાળ પર્યંત ત્યાં રહીને પુણ્યપાપનો જ્યારે ક્ષય થાય છે, ત્યારે પુનઃ અવશેષ રહેલા કાળની પ્રેરણાથી જન્મમરણને પામે છે.[18] જે જીવો વિષાયભિલાષરૂપી બંધનથી બંધાયેલા હોય છે, તેઓ પરતંત્ર દશામાં રહીને જ હજારો પશુપક્ષીઓની યોનિઓમાં જન્મે છે અને ત્યાંથી નીકળીને પાછા નરકમાં જ પડે છે.[19] આ પ્રમાણે અતીદ્રિય જ્ઞાનવાળો હું અનેક જીવોને સંસારમાં ભટકી રહેલા જાણું છું. વળી 'જેવું કર્મ તેવો લાભ' એ શાસ્ત્રીય વચનને હું યથાર્થ રીતે જાણું છું.[20] કાળના શાસનથી પ્રેરાયલા સર્વ લોકો પોતપોતાનાં કર્મ પ્રમાણે પશુપક્ષીપણાને, નરકને, મનુષ્યપણાને અથવા દેવપણાને પામે છે અને તે તે જન્મમાં સુખ, દુઃખ, પ્રિય તથા અપ્રિયને પ્રાપ્ત કરે છે. તાત્પર્ય કે પ્રાણીમાત્ર આ સંસારમાર્ગમાં એ રીતે આવ-જા કર્યા કરે છે કે, જે માર્ગ કાળની ગણતરીથી ગણાયેલો છે; અર્થાત્ કાળને અધીન રહેનારો છે અને ઉત્પત્તિ, સ્થિતિ

તમારા દુઃખનો પણ અંત આવશે જ. કદાચ તું કહીશ કે, અમે ઐશ્વર્યના લોભી હોવાથી ઐશ્વર્યના પાશમાંથી કેવી રીતે મુક્ત થઈ શકીશું? પણ તેમ કહેવાનું કંઈ કારણ નથી; કેમ કે ઐશ્વર્યનો પણ અમુક કાળે નાશ થશે જ અને તે સમયે તમે અનાયાસે તેના બંધનમાંથી મુક્ત થઈ જશો.'

× ભગવાન શ્રીકૃષ્ણે પણ ગીતામાં કહ્યું છે કે, 'बहूनां जन्मनामंते ज्ञानवान् मां प्रपद्यते।' જ્ઞાની પુરુષ અનેક જન્મોને અંતે પણ પરમ પદને પામી શકે છે.

તથા લયના સ્થાનભૂત છે.

વૃત્રાસુરે એ પ્રમાણે કહ્યું, એટલે ભગવાન શુક્રાચાર્યે તેને પુનઃ* પૂછ્યું : 'હે બુદ્ધિમાન વૃત્રાસુર! તું આવા દુષ્ટ પ્રલાપો કેમ કરે છે?૨૧-૨૩

વૃત્રાસુરે કહ્યું : હે આચાર્ય! તમે અને બીજા ઘણા બુદ્ધિમાન પુરુષોએ એ વાતને તો પ્રત્યક્ષ જોઈ છે કે, પૂર્વે જય મેળવવાના લોભથી મેં મહાન તપશ્ચર્યા કરી હતી૨૪ અને પોતાના તેજથી ત્રણે લોકને આંજી નાખીને મેં પ્રાણીમાત્રના ગંધાદિ ભોગ્ય પદાર્થોને લૂંટી લીધા હતા; તેમ જ અનેકનો સંહાર કરી નાખ્યો હતો.૨૫ હું વિમાનમાં બેસીને આકાશમાર્ગે જ્યારે વિચરતો હતો, ત્યારે શરીરમાંથી નીકળતી તેજોમય જ્વાળાઓથી વ્યાપ્ત દેખાતો હતો, પ્રાણીમાત્રને અજિત થઈ પડતો હતો અને નિત્ય નિર્ભય રહેતો હતો.૨૬ મેં મારા તપોબળથી ઐશ્વર્યને પ્રાપ્ત કર્યું હતું અને પોતાનાં કર્મો વડે જ તે ઐશ્વર્યથી હું ભ્રષ્ટ થયો છું, માટે હે ભગવન્! આ સમયે ધૈર્યનો આશ્રય કરીને તેને માટે હું શોક કરતો નથી.૨૭ પૂર્વે મહાત્મા મહેંદ્રની સાથે યુદ્ધ કરવાની ઇચ્છાથી હું રણભૂમિ પર ગયો હતો, ત્યારે તેને સહાય કરવા માટે આવેલા ભગવાન નારાયણનાં મને દર્શન થયાં હતાં, જે નારાયણ પ્રભુને હરિ, વૈકુંઠ, પુરુષ, અનંત, શુક્લ, વિષ્ણુ, સનાતન, મુંજકેશ, હરિશ્મશ્રુ અને પ્રાણીમાત્રના પિતામહ કહેવામાં આવે છે.૨૮-૨૯ હે ભગવન્! તે સમયે પ્રસંગવશાત્ પ્રાપ્ત થયેલા ભગવાન વિષ્ણુનાં દર્શનરૂપી પુણ્યનો કંઈક શેષભાગ હજી પણ અવશેષ રહેલો છે, એમ મને નિશ્ચય થાય છે; કેમ કે તે વિષ્ણુદર્શનના માહાત્મ્યથી જ મને કર્મનું ફળ પૂછવાની આ સમયે ઇચ્છા થઈ છે.૩૦ બ્રહ્મરૂપી મહાન ઐશ્વર્ય બ્રાહ્મણ આદિ કયા વર્ણમાં સ્થિર થઈને રહેલું છે અને તે ઉત્તમ ઐશ્વર્યની પુનઃ નિવૃત્તિ કેવી રીતે થાય છે?૩૧ જગતનાં પ્રાણીઓ કોને આધારે જીવે છે અને કોને આધારે પ્રવૃત્તિ કરે છે; તેમ જ જીવ શું ફળ પ્રાપ્ત કરીને સનાતન બ્રહ્મસ્વરૂપ થઈ શકે છે અને હે વિપ્ર! કયું કર્મ કરવાથી અથવા કયું જ્ઞાન સંપાદન કરવાથી મનુષ્યો આત્મસાક્ષાત્કારરૂપી ફળને પ્રાપ્ત કરી શકે છે, તે સર્વ મને કહો.૩૨-૩૩

હે રાજાઓમાં સિંહ સમાન મહાપુરુષ યુધિષ્ઠિર! વૃત્રાસુરે એ પ્રમાણે પ્રશ્ન પૂછ્યા, એટલે મુનિ શુક્રાચાર્યે તેને જે ઉત્તર આપ્યા હતા, તે સર્વ હું તમને કહું છું, માટે ચિત્તને એકાગ્ર કરીને પોતાના ભાઈઓની સાથે તમે સાંભળો.૩૪

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'શુક્રાચાર્ય અને વૃત્રાસુરનો સંવાદ' નામનો અધ્યાય ૨૭૯ મો સમાપ્ત

# अध्याय २८० मो

## વૃત્રાસુરને સનત્કુમારનો ઉપદેશ

॥ उशनोवाच ॥

**नमस्तस्मै भगवते देवाय प्रभविष्णवे।**
**यस्य पृथ्वीतलं तात साकाशं बाहुगोचरः॥१॥**

શુક્રાચાર્યે કહ્યું : હે તાત! તે મહાસમર્થ ભગવાન વિષ્ણુદેવને હું નમસ્કાર કરું છું, જેમના બન્ને બાહુના મધ્યભાગમાં આકાશ સહિત પૃથ્વીતલ સ્થિતિ કરી રહ્યું છે.૧ હે દાનવરાજા! જેમનું મસ્તક મોક્ષરૂપ અનંત સ્થાનવાળું કહેવાય છે, તે વિષ્ણુ ભગવાનનું ઉત્તમ માહાત્મ્ય હું તને કહું છું.૨

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિર! વૃત્રાસુર અને શુક્રાચાર્ય એ પ્રમાણે વાતચીત કરતા હતા, તેવામાં ધર્માત્મા મહામુનિ સનત્કુમાર તેઓનો સંશય દૂર કરવા માટે ત્યાં આવી પહોંચ્યા.૩ હે રાજન્! અસુરોના ઇંદ્ર વૃત્રાસુરે અને મુનિ શુક્રાચાર્યે તેમની પૂજા કરી, એટલે મુનિરાજ સનત્કુમાર મહાકિંમતી આસન પર બેઠા.૪ એ પ્રમાણે મહાબુદ્ધિમાન સનત્કુમાર આસન ઉપર બેઠા, એટલે શુક્રાચાર્યે તેમને કહ્યું કે, 'આ દાનવરાજાને વિષ્ણુનું ઉત્તમ માહાત્મ્ય તમે કહો.'૫ તે સાંભળીને સનત્કુમારે, બુદ્ધિમાન દાનવરાજાને વિષ્ણુના માહાત્મ્યવાળું ઉત્તમ વચન કહેવા માંડ્યું :૬ 'હે દૈત્ય!

* અસુરયોનિમાં ઉત્પન્ન થયેલો છતાં વૃત્રાસુરનું તે ઉત્તમ જ્ઞાન જોઈને ભગવાન શુક્રાચાર્યને આશ્ચર્ય થયું હતું, જેથી તેની બુદ્ધિની પરીક્ષા કરવા માટે શુક્રાચાર્યે તેને પુનઃ પ્રશ્ન કર્યો કે, 'હે વૃત્રાસુર! તું એક અસુર છે; છતાં પોતાના અસુરભાવનો નાશ કરનારા આવા મૂર્ખાઈભરેલા બકવાદ શા માટે કરી રહ્યો છે? આવા બકવાદો કરવા તે તારા કુલને માટે અયોગ્ય છે.'

વિષ્ણુનું ઉત્તમ માહાત્મ્ય હું તને કહું છું, તેનું તું શ્રવણ કર. હે શત્રુતાપન રાજા! તારે જાણવું કે, આ સર્વ જગત કેવળ વિષ્ણુની અંદર જ સ્થિતિ કરી રહ્યું છે.[૭] હે મહાબાહુ! એ ભગવાન જ આ સ્થાવરજંગમ ભૂતસમુદાયને ઉત્પન્ન કરે છે, એ પોતે જ સમય આવતાં જગતનો સંહાર કરે છે અને એ જ સમય આવ્યે પાછું ઉત્પન્ન કરે છે.[૮] એ ભગવાન વિષે જ જગતનો લય થાય છે અને એમનામાંથી જ જગત ઉત્પન્ન થાય છે. જ્ઞાનવાન પુરુષ તપશ્ચર્યા કરીને કે યજ્ઞ કરીને એ ભગવાનને પામી શકતો નથી, પણ ઇંદ્રિયોનો સંયમ કરીને જ તેમને પામી શકે છે.[૯] જે પુરુષ યજ્ઞાદિ બાહ્ય કર્મને, શમદમાદિ આભ્યંતર કર્મને તથા માનસિક સંકલ્પને બુદ્ધિના બળથી નિર્મળ કરે છે, તે પુરુષ મોક્ષને પામે છે.[૧૦] જેમ સોની ઘણો પ્રયત્ન કરીને પણ રૂપાને અગ્નિમાં શોધી કાઢે છે, તેમ જીવ પણ સેંકડો જન્મ ધારણ કરીને તે તે જન્મમાં અતિ યત્નપૂર્વક કરેલાં (બાહ્ય) કર્મો વડે પોતાના ચિત્તને શોધી શકે છે; પરંતુ શમાદિક આભ્યંતર કર્મોનું સેવન કરવાથી તે માત્ર એક જ જન્મમાં ચિત્તને શોધી શકાય છે.[૧૧-૧૨] જેમ પોતાના શરીર ઉપર ચોટેલી અલ્પ રજને મનુષ્ય લીલામાત્રમાં દૂર કરી શકે છે, તેમ અતિ મહાન યત્ન કરીને પોતાના ચિત્તમાં રહેલા દોષોને પણ દૂર કરી શકે છે.[૧૩] જેમ છેક અલ્પ પ્રમાણમાં નાખેલાં પુષ્પોથી વાસિત કરેલું સરસવનું તેલ પોતાના તીક્ષ્ણ ગંધને છોડતું નથી; તેમ અલ્પ પ્રયત્નથી કરવામાં આવેલાં કર્મો ચિત્તને શુદ્ધ કરી શકતાં નથી;[૧૪] પરંતુ તે જ તેલને વારંવાર અનેક પ્રકારના સુગંધી પદાર્થોથી વાસિત કરવામાં આવે છે, તો પોતાના જાતીય ગંધનો ત્યાગ કરે છે અને પુષ્પ આદિ વિજાતીયના ગંધવાળું બની જાય છે.[૧૫] એ જ પ્રમાણે જન્મજન્માંતરના સેંકડો ગુણોથી સંગવાળા થયેલા પુરુષોનું ચિત્ત અનેકાનેક દોષોથી વ્યાપ્ત હોય છે; છતાં બુદ્ધિ દ્વારા કરવામાં આવેલા અને અભ્યાસથી થનારા યત્નથી નિર્દોષ થઈ શકે છે.[૧૬] હે દાનવ! કેટલાએક જીવો કર્મ કરવામાં જ તલ્લીન થયેલા હોય છે અને કેટલાએક જીવો કર્મોથી વિરક્ત થયેલા હોય છે; તો એ રીતે કર્મોમાં રાગ થવાનું કારણ શું અને કર્મો પર વિરાગ થવાનું કારણ શું, એ વિષે હું તને કહું છું.[૧૭] હે સમર્થ દાનવ! મનુષ્યો કર્મોની અંદર પ્રવૃત્તિ કેવી રીતે કરે છે અને કર્મો કરવાથી નિવૃત્ત કેવી રીતે થાય છે, એના સંબંધમાં હું તને ક્રમશઃ કહું છું, તું એકચિત્ત થઈને સાંભળ. અનાદિ અનંત શ્રીમાન નારાયણ પ્રભુ સર્વના સંહર્તા છે અને તે જ દેવ સ્થાવરજંગમ પ્રાણીઓને ઉત્પન્ન કરે છે;[૧૮-૧૯] એટલું જ નહિ પણ તે પરમાત્મા પ્રાણીમાત્રને વિષે મહાભૂત આદિ ક્ષરસ્વરૂપે તથા અક્ષર જીવસ્વરૂપે રહેલા છે અને અગિયાર ઇંદ્રિયોના આત્મારૂપે બની જઈને તેઓ દ્વારા (ઇંદ્રિયો દ્વારા) સર્વ જગતનું પાન કરી રહ્યા છે–સર્વ જગતનો ઉપભોગ કરી રહ્યા છે.[૨૦] હે દૈત્ય! તારે જાણવું કે, આ પૃથ્વી તેમના પગ છે, સ્વર્ગ તેમનું મસ્તક છે, દિશાઓ તેમના બાહુઓ છે, આકાશ તેમના કાન છે, સૂર્ય તેમનાં નેત્રો છે, ચંદ્રમા તેમનું મન છે, જ્ઞાનાકાર વૃત્તિરૂપ જે મહત્તત્ત્વ તે તેમની બુદ્ધિ છે અને જળ તેમની રસના (જિહ્વા) છે.[૨૧-૨૨] હે શ્રેષ્ઠ દાનવ! આકાશમાં દેખાતા ગ્રહો તેમની બે ભ્રૂકુટી વચ્ચે રહેલા છે, નક્ષત્રમંડલ તેમનાં નેત્રોને સ્થાને રહેલું છે અને નીચેનું ભૂમંડલ તેમના ચરણોને સ્થાને રહેલું છે.[૨૩] હે તાત! તારે જાણવું કે, સત્ત્વ, રજ અને તમ એ ત્રણે ગુણો કેવળ નારાયણરૂપ જ છે અને આશ્રમોનાં કર્મોનું જે ફળ તે પણ તે પોતે જ છે, એમ વિદ્વાનો કહે છે.[૨૪] તેમ જ કર્મના ત્યાગરૂપી સંન્યાસનું પરમ ફળ પણ તે અવિનાશી જ છે, વેદના મંત્રો તેમનાં રૂંવાડાં છે અને ૐકાર તેમની વાણી છે.[૨૫] તેમના આશ્રય અનેક છે, તેમનાં મુખ પણ અનેક છે, પ્રાણીના હૃદયમાં ધર્મરૂપે તે રહેલા છે, તે જ પરમબ્રહ્મ છે, તે જ ધર્મરૂપ રહે છે, તે જ તપ છે અને કાર્ય તથા કારણ પણ તે પોતે જ છે.[૨૬] વળી વેદના મંત્રો, બ્રાહ્મણગ્રંથનાં વાક્યો, ઇંદ્ર, વાયુ વગેરેનાં યજ્ઞ સંબંધી પાત્રો અને સોળ ઋત્વિજો.* વગેરેથી યુક્ત

* બ્રહ્મા, બ્રાહ્મણાચ્છંસી, આગ્નીધ્ર, પોતા, હોતા, મૈત્રાવરુણ, અચ્છાવાક, ગ્રાવસ્તોતા, અધ્વર્યુ, પ્રતિપ્રસ્થાતા, નેષ્ટા, ઉન્નેતા, ઉદ્ગાતા, પ્રસ્તોતા, પ્રતિહર્તા અને સુબ્રહ્મણ્ય આ સોળ ઋત્વિજોથી યજ્ઞની સદ્ધિ થાય છે. તેમાં પ્રથમના ચાર ઋત્વિજો સર્વ વેદને ભણેલા હોવા

જે યજ્ઞ તે પણ તેમનું સ્વરૂપ છે. યજ્ઞકર્મ ચાલતું હોય, ત્યારે તે તે કર્મની ભિન્નતાને લીધે ઋત્વિજો એ પરમાત્માને બ્રહ્મા, વિષ્ણુ, અશ્વિનીકુમાર, ઇંદ્ર, મિત્ર, વરુણ, યમ, કુબેર વગેરે ભિન્ન ભિન્ન સ્વરૂપે જુએ છે, તોપણ તેઓ પરમાત્માના એક સ્વરૂપને જાણે છે; માટે તારે પણ જાણી લેવું કે, આ સર્વ જગત કેવળ તે નારાયણ દેવને જ આધીન રહેલું છે.[૨૭।૨૮] હે દૈત્યેંદ્ર! વેદશાસ્ત્ર કહે છે કે, પરમાત્મા અનેક સ્વરૂપે દેખાય છે, તોપણ તે એક જ છે. આ વાતને મનુષ્ય પોતાના વિજ્ઞાનબળથી જાણે છે અને ત્યારે જ તેને બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે.[૨૯] (આવી જ્ઞાનાવસ્થા પ્રાપ્ત કરવી તે મહાદુર્લભ છે; કેમ કે) સંસારમાં ભટકી રહેલા કેટલાએક જીવો હજારો અને કરોડો કલ્પો પર્યંત સ્થાવર જીવરૂપે ઉત્પન્ન થયા કરે છે; તેમ જ હજારો અને કરોડો કલ્પો પર્યંત જંગમ જીવરૂપે ઉત્પન્ન થયા કરે છે. હે દૈત્ય! પ્રજાઓના જન્મમરણરૂપી કલ્પનું જો પરિમાણ કાઢવા બેસીએ, તો હજારો વાવોના જેટલું જ થાય.[૩૦] તું ધાર કે, આ એક એક વાવ લગભગ યોજન જેટલી પહોળી છે, એક કોશ જેટલી ઊંડી છે, લગભગ પાંચસો યોજન જેટલી લાંબી છે અને તે સર્વ વાવો (જળથી ભરપૂર હોઈને) એક એકના કરતાં એક એક યોજન અધિક લાંબી છે. હવે માત્ર એક વાળના છેડાથી તે સર્વ વાવોમાંથી જળનું માત્ર એક એક ટીપું જ એક એક દિવસે બહાર કાઢવામાં આવે અને તેમ કરતાં તે વાવોના સમગ્ર જળનો જ્યારે ક્ષય થઈ જાય, ત્યારે જાણવું કે, પ્રજાઓના લય-ઉદયરૂપી એક કલ્પ પૂર્ણ થયો. (આવા કરોડો કલ્પો પર્યંત જીવને સ્થાવર-જંગમ ભાવ પ્રાપ્ત કરવો પડે છે.)[૩૧।૩૨] શાસ્ત્રોક્ત પરમ પ્રમાણથી સિદ્ધ થાય છે કે, આ સૃષ્ટિમાં છ વર્ણવાળા જીવો ઉત્પન્ન થાય છે, જેમ કે કૃષ્ણ વર્ણના જીવો, ધૂમ્ર(ભૂખરા)વર્ણના જીવો, નીલ વર્ણના જીવો, લાલ વર્ણના જીવો, પીળા વર્ણના જીવો અને શ્વેત-ઉજ્જવળ વર્ણના જીવો. તેમાં જેમનામાં તમોગુણની અધિકતા હોય, સત્ત્વગુણની ન્યૂનતા હોય અને રજોગુણની સમાનતા હોય, તે જીવોને કૃષ્ણ વર્ણના જાણવા; જેમનામાં તમોગુણની અધિકતા હોય, સત્ત્વગુણની સમાનતા હોય અને રજોગુણની ન્યૂનતા હોય, તે જીવોને ધૂમ્ર વર્ણના જાણવા. જેમનામાં રજોગુણની અધિકતા હોય, સત્ત્વગુણની ન્યૂનતા હોય અને તમોગુણની સમાનતા હોય, તે જીવોને નીલ વર્ણના જાણવા; જેમનામાં રજોગુણની અધિકતા હોય, સત્ત્વગુણની સમાનતા હોય અને તમોગુણની ન્યૂનતા હોય, તે જીવોને લાલ વર્ણના જાણવા. આ વર્ણના જીવો પ્રવૃત્તિ કરવામાં કુશળ હોય છે, મૂઢતાથી રહિત હોય છે અને સાહસિક હોય છે. વળી જેમનામાં સત્ત્વગુણની અધિકતા હોય છે, રજોગુણની ન્યૂનતા હોય છે અને તમોગુણની સમાનતા હોય છે, તે જીવોને પીળા વર્ણના જાણવા, આ જીવો સુખી હોય છે; તેમ જ જેમનામાં સત્ત્વગુણની અધિકતા હોય છે, તમોગુણની ન્યૂનતા હોય છે અને રજોગુણની સમાનતા હોય છે, તે જીવોને શ્વેત વર્ણના જાણવા. આ જીવો અત્યંત સુખી હોય છે.×[૩૩] કેમ કે હે દાનવેંદ્ર! શ્વેત વર્ણ અત્યંત નિર્મળ છે, શોકરહિત છે અને પરિશ્રમ વિના સિદ્ધિપદને આપનારો છે. આ રીતે હે દૈત્ય! હજારો યોનિઓમાં જન્મમરણ પામ્યા પછી જીવ સિદ્ધિપદને પામે છે.[૩૪] આના સંબંધમાં ઇંદ્રદેવે પોતે કહ્યું છે કે, ઉત્તમ શાસ્ત્ર અને સદ્‌ગુરુનું શરણ લઈને જીવ જે ગતિને પામે છે, તે જ ગતિ શ્વેત વર્ણના સિદ્ધ જીવોની હોય છે; (અર્થાત્

જોઈએ. તે પછીના ચાર ઋત્વિજો ઋગ્વેદ ભણેલા હોવા જોઈએ, તે પછીના ચાર ઋત્વિજો યજુર્વેદ ભણેલા હોવા જોઈએ અને છેલ્લા ચાર ઋત્વિજો સામવેદ ભણેલા હોવા જોઈએ.

× ટીકાકાર નીલકંઠ લખે છે કે, ઊભી કરેલી ત્રણ લાકડીઓ જેમ એકબીજાને આધારે ઊભી રહી શકે છે, તેમ પ્રત્યેક જીવની અંદર રહેલા ત્રણ ગુણો એકબીજાને આધારે જ રહી શકે છે મૂળમાં કહ્યું છે કે, સૃષ્ટિમાં છ વર્ણવાળા જીવો વિદ્યમાન છે. તેમાં વૃક્ષાદિ સ્થાવર જીવો કૃષ્ણવર્ણના ગણાય છે, પશુપક્ષી આદિ તિર્યંચ જીવો ધૂમ્રવર્ણના ગણાય છે, મનુષ્યજીવો નીલ વર્ણના ગણાય છે, પ્રજાપતિજીવો લાલ વર્ણના ગણાય છે; દેવપણાને પામેલા જીવો પીળા વર્ણના ગણાય છે અને સનત્કુમાર આદિ સિદ્ધ જીવો શ્વેત વર્ણના ગણાય છે, આ છયે વર્ણના જીવોમાં પીળા વર્ણના દેવો સાધારણ સુખી હોય છે અને શ્વેત વર્ણના સિદ્ધજીવો અત્યંત સુખી— હોય છે. તે સિવાયના બીજા વર્ણના જીવો સુખી હોતા

શુભ શાસ્ત્ર અને શુભ ગુરુનો સમાગમ કરીને જીવે પોતાના વર્ણને શ્વેત બનાવવો જોઈએ, જેથી આત્મસાક્ષાત્કારરૂપ સિદ્ધગતિ પ્રાપ્ત થાય.) માટે હે અસુરેંદ્ર! પ્રજાઓની ગતિનો આધાર તેઓના વર્ણ ઉપર રહેલો છે અને વર્ણ સત્ય, દ્વાપર, આદિ કાળનો આધાર લઈને ઉત્પન્ન થાય છે.[૩૫] હે દૈત્ય! જીવની ગુણના નિમિત્તની ગતિ ચૌદ લાખ જેટલી સંખ્યા ધરાવે છે. (અર્થાત્ પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ કર્મેંદ્રિયો, મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકાર આ ચૌદ ઇંદ્રિયોની એક એક વૃત્તિ લાખ લાખ પ્રમાણની હોઈને ચૌદ લાખ જેટલી થાય છે અને તે સર્વ વૃત્તિઓનું અનુસરણ કરવાથી જીવને ચૌદ લાખ ગતિઓમાં જવું પડે છે.) હરકોઈ જીવ પૂર્વોક્ત ચૌદ ઇંદ્રિયોની સાત્વિકી વૃત્તિને જો અનુસરે છે, તો ઊર્ધ્વગતિને પામે છે, રાજસી વૃત્તિને અનુસરે છે, તો મધ્યમ ગતિને પામે છે અને તામસી વૃત્તિને અનુસરે છે, તો ઉચ્ચ સ્થાન ઉપરથી ભ્રષ્ટ થઈને અત્યંત અધમ ગતિઓને પ્રાપ્ત કરે છે. આ રીતે ચૌદ ઇંદ્રિયોની વૃત્તિને લીધે જ જીવને ઉચ્ચનીચ ગતિમાં જવું પડે છે, એમ તારે જાણવું.[૩૬*] વિદ્વાનો કહે છે કે, છ વર્ણમાંના કૃષ્ણ વર્ણની ગતિ મહા અધમ છે; કેમ કે કૃષ્ણ વર્ણનો જીવ અનેક પાપકૃત્યો કરવામાં આસક્ત રહે છે, જેને પરિણામે તેને નરકમાં સબડવું પડે છે. (અર્થાત્ સ્થાવર જન્મરૂપી નરકમાં પડી રહેવું પડે છે.) આ કૃષ્ણ વર્ણનો જીવ પૂર્વોક્ત ચૌદ ઇંદ્રિયોની વૃત્તિઓને દુષ્ટ માર્ગમાં પ્રવૃત્ત કરીને અનેક કલ્પો સુધી સ્થાવર યોનિમાં સ્થિતિ કરી રહે છે.[૩૭] લગભગ એક લાખ કલ્પ પર્યંત સ્થાવર યોનિમાં રહ્યા પછી તે કૃષ્ણ વર્ણનો જીવ ધૂમ્ર વર્ણને પ્રાપ્ત થાય છે (તિર્યંચયોનિમાં અવતરે છે) અને ત્યાં દીન અવસ્થામાં રહે છે. પછી પોતાનાં પાપકર્મનો જ્યારે ક્ષય થાય છે અને દૈવયોગે પૂર્વના પુણ્યકર્મનો જ્યારે ઉદય થાય છે ત્યારે વિવેકથી વ્યાપ્ત થયેલા મનવાળો તે જીવ સત્ત્વગુણથી યુક્ત થઈને રાતાવર્ણને પ્રાપ્ત કરે છે અને પછી પોતાની બુદ્ધિનો ઉપયોગ કરીને તમોગુણને દૂર કરવા માટે યત્ન કરે છે; પરંતુ સત્ત્વગુણની જો ન્યૂનતા હોય તો નીલવર્ણને જ પ્રાપ્ત થઈને મનુષ્યલોકમાં જ જન્મમરણને પામ્યા કરે છે. આ રીતે મનુષ્યયોનિમાં આવેલો તે જીવ લગભગ એક કલ્પ પર્યંત પોતાનાં ધાર્મિક બંધનોથી બંધાઈને અનેક પ્રકારનાં દુઃખોનો અનુભવ કરે છે અને તપમાં વૃદ્ધિ કરીને પીળા વર્ણને (દેવપણાને) સંપાદન કરે છે, લગભગ સો કલ્પ પર્યંત પીળા વર્ણમાં રહીને તે જીવ પુનઃ મનુષ્યપણાને પામે છે અને પાછો પોતાના તપોબળને લીધે હજારો કલ્પો પર્યંત પીળા વર્ણનો થઈને (દેવ થઈને) સ્વર્ગમાં વિચર્યા કરે છે. હે દૈત્ય! નરકલોક સમાન તે સ્વર્ગલોકમાંથી* તત્કાળ મુક્ત થયા વિના તે જીવ ઓગણીસ હજાર કલ્પ પર્યંત ત્યાં રહે છે અને પાછો તેટલા જ હજાર કલ્પ પર્યંત ગતિઓ કરીને તે જીવ એ નરકલોક સમાન સ્વર્ગલોકમાંથી મુક્ત થાય છે, એમ તારે જાણવું. તેમ જ સ્થાવર, તિર્યંચ વગેરે જન્મોમાં પણ જીવને એ જ પ્રમાણે ભ્રમણ કર્યા કરવું પડે છે. (અર્થાત્ મનુષ્યજન્મ વિના કદી મોક્ષ થતો નથી.)[૩૮–૪૨] જીવ દેવલોકમાં જઈને ઘણા કાળ સુધી વિહાર કર્યા કરે છે, પરંતુ ત્યાંથી ભ્રષ્ટ થઈને પાછો મનુષ્યપણાને પામે જ છે. પછી એકસો આઠ કલ્પો પર્યંત મનુષ્યયોનિમાં રહે છે અને ત્યાર પછી મોક્ષને પામે છે;[૪૩] પરંતુ એ મનુષ્ય યોનિમાં કલિ આદિ કાળના યોગે કરીને જો ભ્રષ્ટ થાય છે, તો સર્વના કરતાં અધમ એવા કૃષ્ણવર્ણમાં જ તે પછડાઈ પડે છે. સ્થાવર યોનિમાંમાં જ પુનઃ અવતરે છે.

હવે હે વીર અસુર! સંસારના પ્રવાહમાં પડેલા આ જીવો તેમાંથી મુક્ત કેવી રીતે થાય છે, તે હું તને કહું છું.[૪૪] મોક્ષની ઇચ્છાવાળો તે જીવ દિવ્ય એવી સાતસો ગતિઓનું ઉલ્લંઘન કરીને પ્રથમ

* કહેવાનો આશય એ છે કે, ચૌદ ઇંદ્રિયોની વૃત્તિઓને રાજસ કે તામસ માર્ગમાં ધકેલી દેવાથી જીવને કલેશો ભોગવવા પડે છે, માટે જેમ બને તેમ તે વૃત્તિઓને સાત્વિક માર્ગમાં જ લઈ જવી.

* સ્વર્ગલોકને નરકલોક સમાન કહેવાનું કારણ એ છે કે, સ્વર્ગલોકના ભોગો રાગનું કારણ છે, પુણ્યની અપેક્ષા રાખનાર છે અને અનિત્ય છે; માટે તે નરક સમાન જ છે. વળી મોક્ષપ્રાપ્તિ કેવળ મનુષ્યજન્મ દ્વારા જ થઈ શકે છે. દેવજન્મમાં તો કેવળ ભોગોની જ પ્રાપ્તિ થાય છે; અર્થાત્ જ્ઞાની પુરુષોની દૃષ્ટિએ દેવજન્મની કંઈ કિંમત જ નથી.

લાલ વર્ણનો થાય છે. (પ્રજાપતિ આદિના જન્મને પામે છે,) પછી પીળા વર્ણનો થાય છે (દેવપણું પામે છે) અને તે પછી શ્વેત વર્ણને પામે છે, (કૌમારસર્ગમાં અવતરે છે.) આ શ્વેત વર્ણનો આશ્રય કર્યા પછી પણ તે અનુક્રમે આઠ પુરીઓના કરતાં ઉત્તમ ગણાતા અતિ પૂજ્ય લોકમાં જાય છે.*[૪૫] હે મહાપ્રતાપી દૈત્ય! શ્વેત વર્ણની પરાકાષ્ઠા એ જ ગણાય છે કે, પરબ્રહ્મનો સંપૂર્ણ સાક્ષાત્કાર કરનારા આત્મજ્ઞાની પુરુષો જાગ્રતતથા સ્વપ્નાવસ્થાનાં મળીને સાઠે+ તત્ત્વોને કેવળ મનરૂપે જ જુએ છે અને જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ એ ત્રણે અવસ્થાઓથી મુક્ત થઈ ને કેવળ તુરિયાવસ્થાને જ અનુભવે છે;[૪૬] છતાં તેવા જીવન્મુક્ત પુરુષોને એકસો કલ્પ પર્યંત અનિષ્ટ શરીરો ધારણ કરવાં પડે છે; પણ જે યોગી યોગૈશ્વર્યથી પ્રાપ્ત થયેલા દિવ્ય ભોગોનો ત્યાગ કરવા માટે અસમર્થ હોય છે, તે (મહઃ, જનઃ, તપઃ અને સત્ય) એ ચાર લોકમાં નિવાસ કરે છે અને ક્રમે ક્રમે મુક્તિને પામે છે; કારણ કે તે યોગીને અંતઃકરણની શુદ્ધિરૂપ ગતિ પ્રાપ્ત થયેલી હોય છે; તેમ જ તેના રાગાદિ દોષો પણ નષ્ટ થયેલા હોય છે, છતાં શુદ્ધ એવા બ્રહ્મનો સાક્ષાત્કાર નહિ થયેલો હોવાથી તેને સિદ્ધ કહી શકાતો નથી (અને તેથી જ તે ક્રમમુક્તિને પામનારો ગણાય છે.)[૪૭] તેમ જ જે યોગી ઉત્તમ રીતે યોગાનુષ્ઠાન કરવા અશક્ત હોય અર્થાત્ યોગભ્રષ્ટ થયો હોય, તે યોગી પાંચ જ્ઞાનેંદ્રિયો, મન અને બુદ્ધિ એ સાતેની વૃત્તિઓને સત્ત્વગુણની અધિકતાવાળી કરીને, શેષ રહેલાં કર્મોને સાથે લઈને, એકસો કલ્પો પર્યંત સ્વર્ગલોકમાં વસે છે અને પછી પુણ્યનો જ્યારે ક્ષય થાય છે, ત્યારે મનુષ્યલોકમાં પાછો આવીને મહાપૂજ્ય પુરુષ તરીકે અવતરે છે. પછી તે મનુષ્યયોનિમાંથી નીકળીને ઉત્તરોત્તર ભૂતસર્ગ ઉપર આરોહણ કરે છે. (અર્થાત્ પૂર્વજન્મના અભ્યાસને લીધે ઉત્તરોત્તર ઉત્તમ એવી યોગભૂમિકાઓમાં આરૂઢ થાય છે અને સમાધિ તથા વ્યુત્થાન વડે પોતાના યોગૈશ્વર્યમાં વૃદ્ધિ કરીને સાત વાર સર્વ લોકોમાં પર્યટન કરે છે;*[૪૮-૪૯] પણ જે પુરુષ સત્યલોક પર્યંતના સાતે લોકને અથવા મનબુદ્ધિ સહિત પાંચ જ્ઞાનેંદ્રિયોને કેવળ દુઃખરૂપ સમજીને તેઓનો સંહાર કરે છે. (એટલે તેઓને અનુસરતો નથી, તેમ જ શોક તથા મોહનો ત્યાગ કરીને કેવળ નિઃસંગપણે જીવલોકમાં રહે છે,) તે પુરુષ બ્રહ્મના પરમપદને પામે છે, જે પરમપદને શિવભક્તો મહાદેવનું સ્થાન કહે છે, વૈષ્ણવો વિષ્ણુનું સ્થાન કહે છે, બ્રહ્મદેવના ઉપાસકો બ્રહ્માનું સ્થાન કહે છે. શેષ અથવા અનંત ભગવાનના ઉપાસકો શેષનું સ્થાન કહે છે, સાંખ્યશાસ્ત્રીઓ જીવનું સ્થાન કહે છે અને વેદાંતીઓ પ્રકાશમાન તથા વ્યાપક એવા પરબ્રહ્મનું સ્થાન કહે છે.[૫૦] જે જીવોનાં ત્રણે શરીરો+ જ્ઞાન દ્વારા દગ્ધ થઈ ગયાં છે, તેવા જીવોનો મોક્ષકાળ જ્યારે ઉપસ્થિત થાય છે, ત્યારે તેઓની ચેષ્ટાત્મક એવી ઇંદ્રિયોનો અને પ્રકૃતિ આદિ સર્વનો કેવળ બ્રહ્મમાં જ લય થઈ જાય છે તથા તેઓ પોતે પણ પરબ્રહ્મમાં જ લય પામી જાય છે.[૫૧] જે જીવો લગભગ પ્રલયકાળની

* કહેવાનો ભાવ એ છે કે, શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિહ્વા, ઘ્રાણ, મન અને બુદ્ધિ એ સાતેની, સો સો રાજસ અને તામસ વૃત્તિઓનું ઉલ્લંઘન કરીને મુમુક્ષુ પુરુષ અનુક્રમે રક્ત, પીત અને શ્વેત વર્ણને ધારણ કરે છે અને પછી પંચમહાભૂત, પંચપ્રાણ, પંચકોશ, દશ ઇંદ્રિયો, ચાર અંતઃકરણ, અવિદ્યા, કામ અને કર્મ આ આઠ પુરીઓના કરતાં ઉત્તમ એવા સગુણ આત્માના દર્શનરૂપ લોકમાં જાય છે, અર્થાત્ સગુણ આત્માનો સાક્ષાત્કાર કરે છે.

+ દશ ઇંદ્રિયો, ઇંદ્રિયોના દશ વિષયો, પાંચ પ્રાણ, અંતઃકરણ, અવિદ્યા, કામ, કર્મ અને જીવ આ ત્રીસ તત્ત્વોનો જેમ જાગ્રતાવસ્થામાં અનુભવ થાય છે, તેમ સ્વપ્નાવસ્થામાં પણ થાય છે; માટે જ ત્રીસ જાગ્રતનાં તથા ત્રીસ સ્વપ્નનાં એમ મળીને સાઠ તત્ત્વો થાય છે.

* કહેવાનો ભાવ એ છે કે, યોગની પ્રથમ ભૂમિકામાં આરૂઢ થયેલો યોગી કદાચ મરણ પામે, તો સ્વર્ગલોકને પામ્યા પછી ત્યાંથી ભ્રષ્ટ થઈને ચક્રવર્તી રાજા થાય છે. આનું નામ પૃથ્વીલોકનો જય કર્યો કહેવાય છે. એ રીતે ઉત્તરોત્તર યોગકલામાં વૃદ્ધિ કરીને તે યોગી ઉત્તરોત્તર લોકને જીતે છે અને અંતે સાતમા બ્રહ્મલોકમાં જઈને પણ જો ધ્યેય વસ્તુ ઉપર 'હું તે છું' આવો અહંભાવ કરતો નથી તો પુનઃ ત્યાંથી પાછો ફરે છે. પણ જો અહંભાવ કરે છે, તો બ્રહ્મદેવની સાથે જ મુક્ત થઈ જાય છે. આ વિષય ગીતામાં વિશેષ સ્પષ્ટ છે.

+ સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણશરીરો.

સમીપજ દેવપણાને પામેલા હોય અને તેથી જ સૃષ્ટિનો પ્રલય થઈ જવાથી કર્મનાં સમગ્ર ફળને ભોગવી શક્યા ન હોય, તેઓ પુનઃ નવીન કલ્પમાં પણ દેવ થઈને જ અવતરે છે;* અને જેઓનાં કર્મફળ સંપૂર્ણ રીતે ભોગવાઈ ગયાં હોય છે, તેઓ (દેવજાતિના જીવો) પણ નવીન કલ્પમાં મનુષ્યરૂપે જ અવતરે છે.[૫૨] એ જ પ્રમાણે જેઓ સિદ્ધલોકમાંથી ભ્રષ્ટ થયેલા હોય છે, તેઓની પણ અનુક્રમે તે તે ગતિ થાય છે અને બળ તથા રૂપમાં સમાન એવા તે જીવો પુનઃ પોતપોતાનાં પુણ્યપાપનાં ફળને પામે છે;×[૫૩] અને જે પુરુષ બ્રહ્મવેત્તા થયેલો છે, તે પોતાનાં પ્રારબ્ધકર્મોનો જ્યાં સુધી ઉપભોગ કરે છે અને તેનો ઉપભોગ કરવા માટે જ્યાં સુધી શરીરને ધારણ કરી રાખે છે, ત્યાં સુધી તેના અંગમાં સર્વ પ્રજાઓનો તથા પરા અપરા નામની બે વિદ્યાઓનો નિવાસ હોય છે. (અર્થાત્ બ્રહ્મવેત્તા પુરુષને જ્યાં સુધી શુદ્ધ કૈવલ્યની પ્રાપ્તિ થઈ નથી, ત્યાં સુધી જ તેની દૃષ્ટિએ આ જગત છે; પરંતુ કૈવલ્યની પ્રાપ્તિ થઈ ગયા પછી તેને જગત જોવામા જ આવતું નથી; કેમ કે 'सर्वं खल्विदं ब्रह्म' એ વાક્યનો તેને સંપૂર્ણ અનુભવ થવા લાગે છે.) આ સ્થિતિ સંપાદન કરવા માટે પ્રથમ અંતઃકરણને શુદ્ધ કરવું જોઈએ અને તે પછી ધ્યાન, ધારણા તથા સમાધિરૂપ સંયમનું અનુષ્ઠાન કરીને દૃશ્યમાન આકાશાદિ પદાર્થને કેવળ પાંચ ઇંદ્રિયોરૂપ જ જાણવા જોઈએ.[૫૪] જે પુરુષ શ્રવણ, મનન, ધ્યાન અને અભ્યાસથી શુદ્ધ થયેલા અંતઃકરણ વડે બ્રહ્મને જાણવાની ઈચ્છા કરે છે, તેને અવશ્ય શુદ્ધ ગતિ પ્રાપ્ત થાય છે. અર્થાત્ તેને શુદ્ધ બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે અને પછી તે પુરુષ બ્રહ્મરૂપી દુર્લભ સ્થાનને પ્રાપ્ત થાય છે કે, જે સ્થાન અવિનાશી છે અને નિત્ય છે. હે મહાબળવાન વૃત્રાસુર! એ પ્રમાણે મેં તને નારાયણનું બળ કહ્યું.[૫૫-૫૬]

વૃત્રાસુરે કહ્યું : જો એમ જ છે તો મને કોઈ પ્રકારનો ખેદ રહ્યો નથી. આપના વચનનો અર્થ મેં સારી રીતે જાણી લીધો છે, એટલું જ નહિ પણ હે સત્ત્વસંપન્ન ભગવન્! આપની વાણીનું શ્રવણ કરીને હું નિર્દોષ થયો છું અને શોક તથા મોહથી રહિત થયો છું.[૫૭] હે મહર્ષિ! મહાતેજસ્વી અને અનંત એવા વિષ્ણુભગવાનનું આ સનાતન ચક્ર અનંત વીર્યવાળું છે અને એકસરખી રીતે ફરી રહ્યું છે, એમ હું જાણી શક્યો છું; તેમ જ જે સ્થાનમાં અનેક સર્ગોની પ્રવૃત્તિ થઈ રહી છે અને જેના ઉપર આ સર્વ જગતનો આધાર છે, તે સ્થાન બીજું કોઈ નથી, પણ મહાત્મા પુરુષોત્તમ જ છે.[૫૮]

ભીષ્મે કહ્યું: હે કુંતાપુત્ર યુધિષ્ઠિર! એ પ્રમાણે કહીને વૃત્રાસુરે પ્રાણોનો ત્યાગ કર્યો અને પોતાના આત્માને બ્રહ્મ વિષે યોજી દઈને પરમ સ્થાન પ્રાપ્ત કર્યું.[૫૯]

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ! પૂર્વે સનત્કુમારે વૃત્રાસુરને જેના સંબંધમાં ઉપદેશ આપ્યો હતો, તે જ ભગવાન નારાયણદેવ આ શ્રીકૃષ્ણ પોતે જ છે કે કોઈ બીજા?[૬૦]

ભીષ્મે કહ્યું : સનત્કુમારે વૃત્રાસુરને જેના સંબંધમાં ઉપદેશ આપ્યો હતો, તે ભગવાન મૂળની પેઠે નિર્વિકારરૂપે રહે છે અને મહાન દેવ છે. (તે આ શ્રીકૃષ્ણ ન હોય!) મોટા મનવાળા આ શ્રીકૃષ્ણ તો તે ભગવાનના બ્રહ્માંડરૂપ કાર્યમાં રહીને પોતાના તેજ વડે વિવિધ પ્રકારના ભાવો ઉત્પન્ન કરે છે;[૬૧] માટે તમારે જાણવું કે, અસ્ખલિત જ્ઞાનશક્તિવાળા આ શ્રીકૃષ્ણ તે પરમાત્માના અષ્ટમાંશમાંથી ઉત્પન્ન થયેલા છે અને તેમના અષ્ટમાંશ વડે જ આ બુદ્ધિમાન શ્રીકૃષ્ણ ત્રણે લોકનું રક્ષણ કરે છે.*[૬૨] જે ઈશ્વર સમષ્ટિકાર્યના આત્મા ગણાય છે અથવા તૈજસ કહેવાય છે, તે આપણા બધાનાં શરીરોની અપેક્ષાએ નિત્ય ગણાય છે, તોપણ કલ્પના અંતસમયે વિનાશને પામે જ છે; તેમ જ જે ભગવાન (માયામિશ્ર અથવા માયારૂપ ઉપાધિવાળા

* અર્થાત્ સેંકડો પ્રલયો થઈ જાય, તોપણ તત્ત્વજ્ઞાન વિના કરેલા કર્મોનો કદી નાશ થતો નથી, માટે કર્મોનો ક્ષય કરવા માટે તત્ત્વજ્ઞાનનો જ આશ્રય કરવો

× કહેવાનો ભાવ એ છે કે, માત્ર એક જ કલ્પમાં અનેક વાર જીવોને ગમન-આગમન કરવું પડે છે; માટે સંસારથી ભય પામનારા મુમુક્ષુએ તત્ત્વજ્ઞાનનો જ આશ્રય કરવો.

* ભીષ્મ અહીં એમ કહેવા માગે છે કે, શ્રીકૃષ્ણ પૂર્ણ ચૈતન્યરૂપ નથી, પણ તેનો એક અષ્ટમાંશ છે-અર્થાત્ શ્રીકૃષ્ણ પરમાત્માનો અંશાવતાર છે.

હોઈને) અતિ બળવાન અને મહાસમર્થ ગણાય છે, તેનો પણ પરબ્રહ્મમાં લય થાય જ છે અને વ્યવહારદૃષ્ટિએ શાશ્વત ગણાતા દિવ્યલોકોને ઉત્પન્ન કરનારા શુદ્ધાત્મા બ્રહ્મદેવનો પણ અંતે પરબ્રહ્મમાં લય થઈ જાય છે. (અર્થાત્ સર્વ મહાન પરબ્રહ્મને જ સર્વનું અધિષ્ઠાન ગણવામાં આવે છે.)[૬૩] અનંત એવા તે પરમાત્મા જ સર્વ કારણોને પોતાની સત્તા સમર્પીને પરિપૂર્ણ કરે છે અને સર્વદા એકસ્વરૂપ એવા તે સનાતન દેવ જ ઉપાધિયુક્ત શરીર ધારણ કરીને શ્રીકૃષ્ણસ્વરૂપે જગતમાં વિચરી રહ્યા છે. આ રીતે શ્રીકૃષ્ણ ઉપાધિધર્મવાળા છે, તોપણ આપણી પેઠે ઉપાધિના ધર્મથી ગ્રસ્ત થતા નથી; માટે તેમને 'અનિરુદ્ધ' કહેવામાં આવે છે. વળી તે મહાત્મા અહંકારરૂપ થઈને જગતને ઉત્પન્ન કરે છે અને તેમના શરીરમાં, બીજમાં જેમ વૃક્ષ રહેલું છે અને ફળમાં જેમ બીજ રહેલાં છે, તેમ આ સર્વ જગત રહેલું છે.

યુધિષ્ઠિરે પૂછયું: હે પરમાર્થને જાણનારા પિતામહ! હું ધારું છું કે, વૃત્રાસુરે આત્માની ઉત્તમ ગતિને જોયેલી હશે અને તેથી જ અત્યંત સુખી થઈને શોક કર્યો ન હતો.[૬૪-૬૫] હે નિર્દોષ પિતામહ! જે જીવ તિર્યંચની ગતિમાંથી અથવા નરકમાંથી મુક્ત થઈને શ્વેત વર્ણને પામ્યો હોય અથવા શ્વેત (સત્ત્વપ્રધાન) વંશમાં ઉત્પન્ન થઈને સાધ્ય નામનો દેવ થયો હોય, તેને પુનઃ સંસારમાં આવવું પડતું નથી;[૬૬] પરંતુ જે જીવ પીત વર્ણ (દેવયોનિ) અથવા રક્ત વર્ણ (પ્રજાપતિસર્ગ)માં ઉત્પન્ન થયેલો હોય તેને તિર્યંચયોનિમાં અવશ્ય આવવું પડે છે; કેમ કે તમોગુણવાળાં કર્મોથી તે ઢંકાયેલો હોય છે,[૬૭] પરંતુ અમે તો અત્યંત આપત્તિમાં આવી પડેલા છીએ અને મહાકષ્ટદાયી એવાં સુખદુઃખ મેળવવામાં આસક્ત બનેલા છીએ; અર્થાત્ સત્ત્વપ્રધાન એવા પીત વર્ણથી ભ્રષ્ટ થઈને કેવળ રજઃપ્રધાન રક્ત વર્ણનો સ્વીકાર કરી બેઠા છીએ, તેથી મનુષ્યની, સ્થાવરની કે તિર્યંચની કઈ અધમ યોનિને પામીશું તે કહી શકાતું નથી.[૬૮]

ભીષ્મે કહ્યું: હે પાંડવો! ડરો મા. તમે શુદ્ધ વંશમાં ઉત્પન્ન થયેલા છો અને તીક્ષ્ણ વ્રતનું પાલન કરનારા છો, જેથી મરણ પછી દેવોના લોકમાં વિહાર કરીને પુનઃ મનુષ્યપણાને પામશો;[૬૯] અને પ્રજાઓની સ્થિતિ પર્યંત સુખપૂર્વક કાળ વિતાવીને પાછા યથાયોગ્ય સમયે દેવજન્મને પામશો અને ઉત્તમ સુખનો ઉપભોગ કર્યા પછી અંતે સિદ્ધ પુરુષોની ગણતરીમાં ગણાશો, માટે તમારે ભય પામવાનું કારણ નથી, કેમ કે તમે સર્વે જણા નિર્મળ છો.[૭૦]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'વૃત્રાસુરને સનત્કુમારનો ઉપદેશ' નામનો અધ્યાય ૨૮૦ મો સમાપ્ત

## અધ્યાય ૨૮૧ મો

### વૃત્રાસુરના વધની કથા

॥ युधिष्ठिर उवाच ॥

**अहो धर्मिष्ठता तात वृत्रस्यामिततेजसः ।**
**यस्य विज्ञानमतुलं विष्णोर्भक्तिश्च तादृशी ॥१॥**

યુધિષ્ઠિરે પૂછયું: હે તાત! જેનું તેજ અમાપ હતું, જેનું વિજ્ઞાન અતુલ હતું અને જેની વિષ્ણુભક્તિ અતિ ઉત્કૃષ્ટ હતી, તે વૃત્રાસુરની ધર્મનિષ્ઠા કેટલી બધી આશ્ચર્યકારક છે![૧] હે રાજાઓમાં સિંહ સમાન પિતામહ! મહાતેજસ્વી ભગવાન વિષ્ણુનું પદ ઘણું જ દુર્વિજ્ઞેય ગણાય છે, છતાં અસુરજાતિનો વૃત્રાસુર વિષ્ણુના પદને કેવી રીતે જાણી શકયો?[૨] તમે મને જે જે વિષયનો ઉપદેશ આપો છો, તે સર્વના પર હું સંપૂર્ણ શ્રદ્ધા રાખું છું, તોપણ આ વૃત્રાસુરના વધના સંબંધમાં હું સ્પષ્ટ રીતે સમજી શકતો નથી, જેથી તે સંબંધમાં પુનઃ પ્રશ્ન કરવા માટે મને સૂઝયું છે.[૩] હે મહાપુરુષ! વૃત્રાસુર ઘણો જ ધાર્મિક હતો, વિષ્ણુનો ભક્ત હતો અને વેદસંબંધી વાકયાર્થનો વિચાર કરવામાં મોટો તત્ત્વજ્ઞાની ગણાતો હતો; છતાં ઇંદ્ર તેને કેવી રીતે મારી શકયો? હે ભરતશ્રેષ્ઠ! એ વિષયમાં મને સંશય છે, માટે હું તમને પૂછું છું કે, ઇંદ્રે વૃત્રાસુરનો કેવી રીતે પરાજય કર્યો હતો અને તેઓ બન્ને વચ્ચે કેવું યુદ્ધ થયું હતું, એ સર્વ મને વિસ્તારથી કહો. હે મહાબાહુ! એ કથા સાંભળવાનું મને પરમ કુતૂહલ થયું છે.[૪-૬]

ભીષ્મે કહ્યું: પૂર્વે દેવગણોને સાથે લઈને ઇંદ્રે રથમાં બેસીને અસુરો સામે જ્યારે ચડાઈ કરી, ત્યારે રણના મોખરામાં ઊભેલા વૃત્રાસુરને એક મોટા પર્વત જેવડો તેણે જોયો.[૭] હે શત્રુદમન રાજા!

તે સમયે વૃત્રાસુરનું શરીર પાંચસો યોજન ઊંચું જણાતું હતું અને ત્રણસો યોજન પહોળું જણાતું હતું.[૮] ત્રણે લોકોથી પણ દુર્જય એવું વૃત્રાસુરનું તે પ્રચંડ શરીર જોઈને દેવો તો ત્રાસ જ પામી ગયા. તેઓને લેશમાત્ર શાંતિ વળી નહિ.[૯] હે રાજન્! વૃત્રાસુરના તે અદ્ભુત રૂપને જોઈને ઇંદ્ર પોતે પણ એટલો ભયભીત બની ગયો કે, તેની સાથળો જાણે જકડાઈ ગઈ હોય, તેમ જણાવા લાગ્યું. (અર્થાત વૃત્રાસુરના ભયને લીધે ઇંદ્રનાથી એક ડગલું પણ આગળ વધી શકાયું નહિ.)[૧૦] તે પછી દેવો તથા અસુરો વચ્ચે યુદ્ધની જ્યારે તૈયારી થઈ, ત્યારે બન્ને પક્ષનાં સૈન્યોમાં વાદિત્રો વાગવા માંડ્યાં અને સિંહનાદો થવા લાગ્યા.[૧૧] હે કુરુવંશી રાજા! તે સમયે ઇંદ્રને પોતાની સંમુખ ઊભેલો જોયા છતાં વૃત્રાસુરના મનમાં ભય, ગભરાટ કે આસ્થા એમાંનું કંઈ પણ થયું ન હતું.[૧૨] પછી દેવરાજા ઇંદ્રનું અને મહાત્મા વૃત્રાસુરનું ત્રણે લોકને ભય ઉપજાવે તેવું મહાન યુદ્ધ થવા લાગ્યું.[૧૩] ચોબાજુ તલવારો, પટ્ટિશો, ત્રિશૂલો, શક્તિઓ, તોમરો, મુદ્દગરો, વિવિધ જાતની શિલાઓ, મોટી ગર્જના કરનારાં ધનુષ્યો, અનેક પ્રકારનાં દિવ્ય શસ્ત્રો અને અગ્નિનાં બળતાં ઊંબાડિયાંઓ ઊછળવા લાગ્યાં ને ચોતરફ ઘૂમી રહેલાં દેવો તથા અસુરોનાં સૈન્યોથી સર્વ પ્રદેશ આકુળ થઈ રહ્યો.[૧૪-૧૫] બ્રહ્મદેવ આદિ સર્વ દેવગણો અને મોટા ભાગ્યશાળી ઋષિઓ પણ તે યુદ્ધ જોવા માટે આવી પહોંચ્યા હતા.[૧૬] અને હે ભરતશ્રેષ્ઠ મહારાજા! સિદ્ધો તથા અપ્સરાઓ સહિત ગંધર્વો પણ ઉત્તમ જાતનાં વિમાનોમાં બેસીને તે યુદ્ધ જોવા માટે આવ્યા હતા.[૧૭] તે પછી ધાર્મિકોમાં શ્રેષ્ઠ વૃત્રાસુરે પથ્થરની વૃષ્ટિ કરીને આકાશને ઢાંકી દીધું; તેમ જ અત્યંત ઝડપથી દેવેંદ્રને પણ છાઈ દીધો. તે જોઈ દેવગણોને અત્યંત ક્રોધ ચડી ગયો.[૧૮] તેઓએ બાણોની વૃષ્ટિ કરીને વૃત્રાસુરે કરેલી પથ્થરની વૃષ્ટિનો યુદ્ધમાં નાશ કરી નાખ્યો;[૧૯] પણ હે કુરુવંશમાં સિંહ સમાન રાજા! વૃત્રાસુર જે મોટો માયાવી અને મહાબળવાન હતો, તેણે સર્વ તરફથી માયાવી યુદ્ધ ચલાવીને દેવેંદ્રને મૂંઝવી જ નાખ્યો.[૨૦] તે સમયે વૃત્રાસુરથી ત્રાસ પામેલા ઇંદ્રને જ્યારે મોહ થયો, ત્યારે ત્યાં ઊભેલા વસિષ્ઠે રથંતર સામનું ગાન કરીને તેને બોધ કરવા માંડ્યો.[૨૧]

વસિષ્ઠે કહ્યું: હે દેવેંદ્ર! તું દેવોમાં ઉત્તમ છે, તેં દૈત્યોનો તથા અસુરોનો સંહાર કર્યો છે અને તારામાં ત્રણે લોકનું બળ સમાયેલું છે, છતાં હે શક્ર! તું મોહાધીન કેમ થઈ ગયો છે?[૨૨] જો, આ બ્રહ્મા, વિષ્ણુ, જગત્પતિ શંકર, ભગવાન ચંદ્રદેવ અને સર્વ મહર્ષિઓ તારી સંમુખ જ ઊભા છે;[૨૩] માટે હે શક્ર! કોઈ એક મનુષ્યની પેઠે તું મોહાધીન થા મા. હે દેવરાજા! આર્યબુદ્ધિને ધારણ કરીને તું યુદ્ધમાં શત્રુઓનો સંહાર કર.[૨૪] હે દેવેંદ્ર! જો, આ લોકના ગુરુ, ત્રણ નેત્રને ધારણ કરનારા અને સર્વ લોકમાં પૂજાયેલા ભગવાન શંકર દયાપૂર્ણ દૃષ્ટિથી તને જુએ છે, માટે તું મોહનો ત્યાગ કર.[૨૫] હે શક્ર! બૃહસ્પતિ વગેરે આ બ્રહ્મર્ષિઓ તારો વિજય થાય તે માટે દિવ્ય સ્તોત્રથી તારી સ્તુતિ કરી રહ્યા છે.[૨૬]

ભીષ્મે કહ્યું: મહાત્મા વસિષ્ઠે એ પ્રમાણે બોધ આપ્યો, એટલે ઉત્તમ તેજને ધારણ કરનારા ઇંદ્રમાં અતિશય બળ પ્રાપ્ત થયું.[૨૭] અને પછી ભગવાન ઇંદ્રે દૈત્યોનો નાશ કરવાની બુદ્ધિ ધારણ કરીને મોટા યોગબળનો આશ્રય કર્યો ને તરત જ વૃત્રાસુરની આસુરી માયાનો નાશ કરી નાખ્યો.[૨૮] બીજી તરફથી શ્રીમાન બૃહસ્પતિ અને બીજા મોટા મોટા ઋષિઓ વૃત્રાસુરનું પરાક્રમ જોઈને શ્રીશંકર પાસે ગયા અને લોકનું હિત ઇચ્છી વૃત્રાસુરનો વિનાશ કરવા માટે તેમને પ્રાર્થના કરી. તે પછી જગતના પતિ ભગવાન શંકરના તેજે જ્વરનું ભયંકર સ્વરૂપ ધારણ કરીને તે સમયના લોકપતિ ગણાતા વૃત્રાસુરના શરીરમાં પ્રવેશ કર્યો, તેમ જ સર્વ લોકમાં પૂજાયેલા ભગવાન વિષ્ણુદેવે લોકોનું રક્ષણ કરવાની ઇચ્છાથી ઇંદ્રના વજ્રમાં પ્રવેશ કર્યો. પછી બુદ્ધિમાન બૃહસ્પતિ, મહાતેજસ્વી વસિષ્ઠ અને સર્વ મહર્ષિઓ, વરને આપનારા તથા લોકમાં પૂજાયલા શતક્રતુ ઇંદ્ર પાસે આવ્યા અને ચિત્તને એકાગ્ર કરી આ પ્રમાણે બોલ્યા: 'હે સમર્થ ઇંદ્ર! તું વૃત્રાસુરનો વધ કર.'[૨૯-૩૩]

શ્રીશંકરે પણ કહ્યું: હે શક્ર! આ વૃત્રાસુર મહાબળવાન છે, જગતનો આત્મા થઈ પડ્યો

છે, સર્વ તરફ ગતિ કરનારો છે અને મહામાયાવી તરીકે સર્વત્ર પ્રસિદ્ધ થયો છે,[૩૪] માટે હે દેવેશ્વર! ત્રણે લોકથી પણ દુર્જય એવા આ મહાસુરનો તુ યોગબળનો આશ્રય કરીને વધ કર, એની ઉપેક્ષા કર મા.[૩૫] હે દેવોના રાજા! આ અસુરે બળ સંપાદન કરવા માટે સાઠ હજાર વર્ષ પર્યંત તપશ્ચર્યા કરી છે અને તેની તપશ્ચર્યાથી પ્રસન્ન થઈને બ્રહ્મદેવે તેને વરદાન આપ્યુ છે[૩૬] હે દેવેંદ્ર! આ દાનવે યોગીઓનુ મહત્ત્વ, મોટુ માયાવીપણું, મહા બળવાનપણું અને સર્વોત્તમ તેજ આવા ચાર વર દાન માગ્યા હતા અને બ્રહ્મદેવે તે આપ્યા પણ છે. હે વાસવ! મારું આ તેજ તારા શરીરમા પ્રવેશ કરે છે, તેનો આશ્રય કરીને તું જ્વરને લીધે વ્યગ્ર થયેલા આ દાનવનો વજ્ર વડે નાશ કરી નાખ.[૩૭-૩૮]

ઇદ્રે કહ્યુ : હે ભગવન્! હે મહાદેવ! આપની કૃપાથી આપની સમક્ષ આ દુર્જય દૈત્યનો વજ્ર વડે હું નાશ કરીશ.[૩૯]

ભીષ્મે કહ્યુ : તે સમયે એ મહાસુરના શરીરમાં શકરના તેજથી ઉત્પન્ન થયેલા જ્વરે જ્યારે પ્રવેશ કરવા માડ્યો, ત્યારે દેવો અને ઋષિઓએ હર્ષનો મહાન કોલાહલ કરી મૂક્યો.[૪૦] ઉપરાત હજારો દુદુભિઓ, મોટો શબ્દ કરનારા હજારો શખો, હજારો મૂરજો અને હજારો ડિડિમો વાગવા લાગ્યા.[૪૧] તેથી સર્વ અસુરો તો લગભગ ભાન વિનાના જ થઈ ગયા અને એક ક્ષણવારમા તેઓની માયાનો પણ ઘણો મોટો નાશ થઈ ગયો.[૪૨] પછી વૃત્રાસુરને જ્વર વડે ઘેરાયેલો જાણીને ઋષિઓ તથા દેવતાઓ ઇદ્રની તથા મહાદેવની સ્તુતિ કરવા લાગ્યા અને વૃત્રાસુરનો વધ કરવા માટે ઇંદ્રને પ્રેરણા કરવા લાગ્યા.[૪૩] તે સમયે યુદ્ધકાળ ઉપસ્થિત થયો, ત્યારે રથમા બેઠેલા અને ઋષિઓથી સ્તુતિ કરાતા મહાત્મા ઇદ્રનું સ્વરૂપ અત્યત દુર્દર્શ (ન જોઈ શકાય તેવું) થઈ પડ્યુ હતુ.[૪૪]

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમા 'વૃત્રાસુરના વધની કથા' નામનો અધ્યાય ૨૮૧ મો સમાપ્ત

# अध्याय २८२ मो

## વૃત્રાસુરવધ અને બ્રહ્મહત્યાવિભાગ

॥ भीष्म उवाच ॥

**वृत्रस्य तु महाराज ज्वराविष्टस्य सर्वशः ।**
**अभवन् यानि लिंगानि शरीरे तानि मे शृणु ॥१॥**

ભીષ્મે કહ્યું : હે મહારાજા! જ્યારે વૃત્રાસુર જ્વરથી ઘેરાઈ ગયો હતો, ત્યારે તેના શરીરમા જે ચિહ્નો થવા લાગ્યા હતા, તે સર્વ હું તમને કહુ છુ સાભળો.[૧] તેના મુખમાથી અગ્નિની જ્વાળાઓ નીકળવા લાગી, તેનો દેખાવ ભયકર થઈ ગયો, તેનું શરીર નિસ્તેજ થઈ ગયુ, તેના ગાત્રો કપવા લાગ્યા અને તેનો શ્વાસ ઘણા જોસથી ચાલવા લાગ્યો.[૨] હે રાજા! તેના શરીરમા તીવ્ર રોમહર્ષ થવા લાગ્યો, અર્થાત્ શરીરના રોમ ઊભા થઈ જવા લાગ્યા, તેને મોટો શ્વાસ ઊપડી આવ્યો અને તેના મુખમાથી અમંગળના જેવી અતિ દારુણ અને મહાભયાનક એવી એક શિયાળ બહાર નીકળી. હે ભારત! એ શિયાળ બીજી કોઈ ન હતી, પણ વૃત્રાસુરની સ્મૃતિ જ હતી, તેમ જ તેના બન્ને પડખા ઉપર બળબળતા ઊબાડિયા પડવા લાગ્યા.[૩-૪] ગીધ, કાગડા, બગલા વગેરે દારુણ પક્ષીઓ વૃત્રાસુરના મસ્તક પર આવીને ભયકર શબ્દો બોલવા લાગ્યાં અને ચક્રની પેઠે ભમવા લાગ્યા.[૫] તે પછી દેવોથી ઉત્તેજિત કરાયલો ઇંદ્ર રથમા બેસીને યુદ્ધ કરવા ચડી ગયો અને હાથમા વજ્ર ઉગામીને વૃત્રાસુરની સામે જોવા લાગ્યો[૬] હે રાજેદ્ર! તે સમયે મહાસુર વૃત્રાસુરે મોટી અમાનુષ ગર્જના કરી અને જ્વરના તીવ્ર આવેશને લીધે બગાસું ખાધુ.[૭] વૃત્રાસુરે એ પ્રમાણે બગાસુ ખાધું કે તરત જ ઇંદ્રે વજ્રને છૂટું મૂક્યુ, જેથી પ્રલયના અગ્નિ સમાન તેજસ્વી એવા તે વજ્રે મહાપ્રચડ શરીરવાળા વૃત્રાસુરને તત્કાળ પૃથ્વી પર પટકી પાડ્યો હે ભરતશ્રેષ્ઠ! એ રીતે વૃત્રાસુરને મરણ પામેલો જોઈ, દેવતાઓએ પુન ચોતરફથી મોટો હર્ષનાદ કરી મૂક્યો અને દાનવોનો શત્રુ મહાયશસ્વી ઇંદ્ર વૃત્રાસુરનો વધ કરીને વિષ્ણુથી યુક્ત એવા વજ્રને સાથે લઈને સ્વર્ગમા જ દાખલ થઈ ગયો હે કુરુવશી રાજા! તેના ગયા પછી વૃત્રાસુરના શરીરમાથી મહાભયં-

કર બ્રહ્મહત્યા બહાર નીકળી.× તેનો દેખાવ ઘણો જ બિહામણો હતો, સર્વ લોકોને તે ભયંકર થઈ પડી હતી, તેના દાંત ઘણા વિકરાળ હતા, તેનું સ્વરૂપ મહાભયંકર હતું, તેની આકૃતિ ઘણી બેડોળ હતી, તેનો રંગ કાબરચીતરો હતો, તેના કેશ છૂટા હતા, તેના નેત્ર ઘોર હતા, તેણે ખોપરીઓની માળા પહેરી હતી, સાક્ષાત્ કૃત્યાના જેવી તે દેખાતી હતી, તેનું શરીર રુધિરથી નીતરી રહ્યું હતું અને ફાટેલા ચીથરા તથા વલ્કલવસ્ત્રો તેણે પહેર્યા હતા હે રાજેંદ્ર ! આવી ભયાનક તે બ્રહ્મહત્યા વૃત્રાસુરના શરીરમાંથી બહાર નીકળીને તે સમયે ઇંદ્રને ચોમાજુ શોધવા લાગી હે ભરતશ્રેષ્ઠ કુરુવંશી રાજા ! એક સમયે ઇંદ્ર લોકોનું હિત કરવાની ઇચ્છાથી સ્વર્ગ તરફ જતો હતો, તેવામાં બ્રહ્મહત્યાએ તેને જોયો અને તરત જ મહાતેજસ્વી એવા તે ઇંદ્રને પકડી લઈને બ્રહ્મહત્યા તેની પાછળ જ લાગુ થઈ. આ રીતે પોતાના પર બ્રહ્મહત્યાનો ભય આવી પડ્યો, તે જોઈને ઇંદ્ર ત્યાંથી નાસી છૂટીને અનેક વર્ષો પર્યંત કમળના દાંડલામાં ભરાઈ રહ્યો, તોપણ બ્રહ્મહત્યાએ તેને છોડ્યો નહિ તે તો તેની પાછળ જ લાગુ રહી.૮–૧૮ હે કુરુવંશી રાજા ! બ્રહ્મહત્યાના સપાટામાં સપડાઈ પડેલો ઇંદ્ર તેજરહિત થઈ પડ્યો. તેણે બ્રહ્મહત્યાને દૂર કરવા માટે ઘણા ઘણા યત્નો કર્યા, પણ તે વ્યર્થ જ ગયા.૧૯ હે ભરતશ્રેષ્ઠ રાજા ! એ રીતે બ્રહ્મહત્યાને દૂર કરવા માટે ઇંદ્ર અશક્ત થયો, ત્યારે તે બ્રહ્મદેવને શરણે ગયો અને મસ્તક નમાવીને તેમના ચરણમાં પડ્યો. બ્રહ્મદેવે જાણી લીધું કે, ઇંદ્ર બ્રાહ્મણની હત્યાથી સપડાયો છે પછી હે મહાબાહો ! પોતાના મનમાં વિચાર કરીને બ્રહ્મદેવે મધુર સ્વરથી જાણે શાંત પાડતા હોય, તેમ બ્રહ્મહત્યાને કહ્યું : 'હે કલ્યાણી ! તું આ દેવેંદ્રને છોડી દે અને મારું પ્રિય કર. બોલ, હું તારી કઈ કામના પૂર્ણ કરું તારી શી ઇચ્છા છે, તે મને કહે'૨૦–૨૪

બ્રહ્મહત્યાએ કહ્યું : ત્રણે લોકમાં પૂજાયેલા અને ત્રિલોકના સ્રષ્ટા આપ બ્રહ્મદેવ મારા પર પ્રસન્ન થયા છો, તેથી હું મારા આત્માને કૃતાર્થ માનું છું. માત્ર મારે રહેવાના સ્થળની આપ વ્યવસ્થા કરી આપો.૨૫ લોકોનું રક્ષણ કરવાની ઇચ્છાથી આપે આ સર્વ મર્યાદા બાંધી છે. (કે બ્રાહ્મણનો કોઈએ વધ કરવો નહિ) તેમ જ હે દેવ ! આપે જ આ જગતમાં ધર્મની મહાન સ્થાપના કરી છે૨૬ હે ધર્મવેત્તા પ્રભુ ! હે સર્વ લોકના ઈશ્વર આપ ! મારા પર પ્રસન્ન થયા છો, તેથી હું ઇંદ્રને મુક્ત કરીશ, પણ મારે રહેવાના સ્થાનની આપે વ્યવસ્થા કરવી જોઈએ૨૭

ભીષ્મે કહ્યું : 'તથાસ્તુ' એમ બ્રહ્મહત્યાને વચન આપીને પિતામહ બ્રહ્મદેવે કોઈ ઉપાયની યોજના કરીને પણ ઇંદ્રની બ્રહ્મહત્યા દૂર કરવાનો મનમાં વિચાર કર્યો.૨૮ પછી તે મહાત્માએ ત્યાં બેઠા બેઠા અગ્નિનું ધ્યાન કર્યું, એટલે તુરત જ અગ્નિદેવ તેની પાસે આવીને આ પ્રમાણે બોલ્યા :૨૯ 'હે ભગવન્ ! હે નિર્દોષ દેવ ! હું આપની પાસે આવી પહોંચ્યો છું. મારે જે કાર્ય કરવાનું હોય, તેની મને આજ્ઞા આપવાને આપ યોગ્ય છો.'૩૦

બ્રહ્મદેવે કહ્યું : ઇંદ્રને પાપમાંથી મુક્ત કરવા માટે આ બ્રહ્મહત્યાના હું અનેક વિભાગ કરવા માટે ઇચ્છું છું. તેમાંના એક ચોથા ભાગનો તું પણ સ્વીકાર કર.૩૧

અગ્નિએ કહ્યું લોકમાન્ય બ્રહ્મન્ ! આપની આજ્ઞા પ્રમાણે હું બ્રહ્મહત્યાના ચોથા ભાગનો સ્વીકાર કરવા માટે તૈયાર છું, તોપણ મને એ પાપમાંથી મુક્ત કરવા માટે આપે વિચાર કરવો જોઈએ આપે મને નિર્દોષ કરવા માટે કયો વિચાર કર્યો છે, તેને યથાર્થ રીતે જાણવાને હું ઇચ્છું છું૩૨

બ્રહ્મદેવે કહ્યું . હે અગ્નિ ! તમોગુણથી ઘેરાયેલો જે મનુષ્ય તને પ્રજ્વલિત કરીને પુરોડાશ, સોમરસ અથવા દૂધ વગેરેથી તારું યજન ન કરે, તે પુરુષને તારામાં રહેલી બ્રહ્મહત્યા તત્કાળ વળગી પડશે એ રીતે હે હવ્યવાહ ! તારી બ્રહ્મહત્યા દૂર થશે. માટે તારા માનસિક સંતાપને દૂર કર.૩૩-૩૪ હે રાજા ! બ્રહ્મદેવે એ પ્રમાણે કહ્યું, એટલે હવ્યદ્રવ્યનું પ્રાશન કરનારા ભગવાન અગ્નિએ તેમના વચનને માન્ય કર્યું અને બ્રહ્મહત્યાના ચતુર્થાંશનો પોતે સ્વીકાર કર્યો૩૫ તે પછી હે

× કારણ કે વૃત્રાસુર તેના કર્મોને લીધે જ અસુરભાવને પામ્યો હતો વસ્તુત તે કશ્યપના વંશમાં ઉત્પન્ન થયેલો એક બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણ હતો.

મહારાજા! પિતામહે વૃક્ષોને, ઔષધિઓને તથા તૃણલતાઓને બોલાવીને, અગ્નિને કહ્યું હતું, તે જ પ્રમાણે બ્રહ્મહત્યાનો ચતુર્થાંશ લેવા માટે કહ્યું.[૩૬] તે સાંભળી હે રાજન્! તેઓ પણ અગ્નિની પેઠે ગભરાટમાં પડી ગયાં અને તેમણે પણ પોતાને નિર્દોષ કરવા માટે બ્રહ્મદેવને આવી પ્રાર્થના કરી:[૩૭] 'હે લોકના પિતામહ! અમે સ્વીકારેલી બ્રહ્મહત્યાનો અંત ક્યારે આવે? અમે તેના દોષમાંથી મુક્ત ક્યારે થઈએ? હે પ્રભો! દૈવયોગે અમે હણાયેલાં જ છીએ, તેઓને આ રીતે ફરીથી હણવાં, એ તમને યોગ્ય નથી.[૩૮] હે દેવ! અમે ટાઢ, તાપ, વૃષ્ટિ, પવનનાં ઝાપટાં અને લોકોનાં છેદનભેદનને સહન કરીએ છીએ;[૩૯] તોપણ હે ત્રિલોકના ઈશ્વર! આપની આજ્ઞાને અધીન થઈને આ બ્રહ્મહત્યાનો અમે સ્વીકાર કરીશું, પરંતુ તેના પાપમાંથી મુક્ત થવાય તેને માટે આપે વિચાર કરવો જોઈએ.'[૪૦]

બ્રહ્મદેવે કહ્યું: અમાવાસ્યા વગેરે પર્વના દિવસે પણ જે પુરુષ મોહને વશ બની જઈને તમારું છેદનભેદન કરશે, તેને તમારી બ્રહ્મહત્યા વળગી પડશે.[૪૧]

ભીષ્મે કહ્યું: વૃક્ષોને, ઔષધિઓને તથા તૃણલતાઓને બ્રહ્મદેવે એવું આશ્વાસન આપ્યું, એટલે તેઓ બ્રહ્મહત્યાના સ્વીકારપૂર્વક તેમનું પૂજન કરીને જેમ આવ્યાં હતાં તેમ ચાલ્યાં ગયાં.[૪૨] પછી હે ભારત! લોકના પિતામહ બ્રહ્મદેવ અપ્સરાઓને બોલાવી તેઓનું જાણે સાંત્વન કરતા હોય તેમ તેઓને કહેવા લાગ્યા:[૪૩] 'હે વારાંગનાઓ! આ બ્રહ્મહત્યા ઇંદ્રને વળગી પડી છે, માટે હું તમને કહું છું કે, એના ચોથા ભાગને તમે સ્વીકારી લો.'[૪૪]

અપ્સરાઓએ કહ્યું: હે દેવેશ! તમારી આજ્ઞાને અનુસરીને બ્રહ્મહત્યાના ચોથા ભાગનો અમે સ્વીકાર કરીએ; પરંતુ હે પિતામહ! એના પાપમાંથી અમુક સમયે અમે મુક્ત થઈએ, તેને માટે તમારે વિચાર કરવો જોઈએ.[૪૫]

બ્રહ્મદેવે કહ્યું: જે પુરુષ રજસ્વલા સ્ત્રી સાથે મૈથુન કરશે, તે પુરુષને તમારી બ્રહ્મહત્યા તત્કાળ વળગી પડશે, માટે 'તમે ચિંતા કરો મા.[૪૬]

ભીષ્મે કહ્યું: 'હે ભરતશ્રેષ્ઠ! બહુ સારું' એમ કહીને મનમાં હર્ષ પામેલી તે અપ્સરાઓએ બ્રહ્મહત્યાના ચતુર્થાંશનો સ્વીકાર કર્યો અને પછી પોતાનાં નિવાસસ્થાનોમાં જઈને આનંદમાં રહેવા લાગી.[૪૭] પછી ત્રિલોકના સ્રષ્ટા મહાતપસ્વી બ્રહ્મદેવે જળનું ચિંતન કર્યું; એટલે તરત જ જગતનું સર્વ જળ મહાતેજસ્વી દેવ બ્રહ્માની પાસે આવી પહોંચ્યું. હે રાજન્! તેણે પિતામહને પ્રણામ કરીને આ પ્રમાણે કહ્યું: 'હે શત્રુદમન દેવ! આપના ચિંતનની સાથે જ અમે અહીં હાજર થયા છીએ, માટે હે લોકના ઈશ્વર પ્રભુ! કહો આપની શી આજ્ઞા છે?'[૪૮-૫૦]

બ્રહ્મદેવે કહ્યું: વૃત્રાસુરનો વધ કરવાથી આ ભયંકર બ્રહ્મહત્યા ઇંદ્રની પાછળ લાગુ થઈ છે, માટે એના ચતુર્થાંશનો તમે સ્વીકાર કરો.[૫૧]

જળે કહ્યું: હે પ્રભો! ભલે, આપ કહો છો તે પ્રમાણે બ્રહ્મહત્યાનો ચતુર્થાંશ અમને પ્રાપ્ત થાય; પરંતુ અમુક સમયે એ પાપમાંથી અમારો છુટકારો થાય, તે વિષે તમારે વિચાર કરવો જોઈએ.[૫૨] હે દેવેશ! તમે સર્વ જગતની પરમ ગતિરૂપ છો, જેથી તમારા વિના બીજા કોનો પ્રસાદ આ કષ્ટમાંથી અમારો ઉદ્ધાર કરશે?[૫૩]

બ્રહ્મદેવે કહ્યું: જે મૂઢ બુદ્ધિવાળો પુરુષ 'અંહ! જળનો તે વળી શો હિસાબ!' આવી રીતે તમને તુચ્છ ગણીને તમારામાં બળખા, મૂત્ર, વિષ્ઠા વગેરે મળ-પદાર્થોનો ત્યાગ કરશે, તે પુરુષોમાં તત્કાળ તમારી બ્રહ્મહત્યા નિવાસ કરશે. આ રીતે તમે બ્રહ્મહત્યાના પાપમાંથી મુક્ત થશો.[૫૪-૫૫]

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર! બ્રહ્મદેવે એ પ્રમાણે બ્રહ્મહત્યાનાં નિવાસસ્થાનની વ્યવસ્થા કરી, એટલે તેણે દેવેંદ્રનો ત્યાગ કર્યો અને પછી બ્રહ્મદેવની આજ્ઞા લઈને તે તે સ્થાનમાં નિવાસ કરવા તે ચાલી ગઈ.[૫૬] હે રાજા! એ રીતે વૃત્રાસુરનો વધ કરીને ઇંદ્રે બ્રહ્મહત્યા પ્રાપ્ત કરી હતી અને પાછળથી પિતામહની આજ્ઞા લઈને તેણે અશ્વમેધ યજ્ઞ કર્યો હતો.[૫૭] હે મહારાજા! અમે સાંભળ્યું છે કે, ઇંદ્રને બ્રહ્મહત્યા પ્રાપ્ત થઈ હતી, પરંતુ અશ્વમેધ યજ્ઞ કરવાથી તે શુદ્ધ થયો હતો.[૫૮] હે રાજા! દેવ ઇંદ્ર એ પ્રમાણે હજારો શત્રુઓનો સંહાર કરીને સ્વર્ગની રાજ્યલક્ષ્મીને પામ્યો અને તેથી તેને અતુલ હર્ષ થયો હતો.

પાર્થ ! વજનો પ્રહાર થવાથી વૃત્રાસુરનું જે રુધિર પૃથ્વી પર પડ્યું હતું, તેમાથી કૂકડા ઉત્પન્ન થયા છે, માટે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, સન્યાસીઓ અને તપસ્વીઓને માટે તે અભક્ષ્ય ગણાય છે.[૧૦] હે કુરુપુત્ર ! રાજા હરકોઈ અવસ્થામા તમારે બ્રાહ્મણોનું પ્રિય કરવુ, કેમ કે તેઓ પૃથ્વી પર દેવો તરીકે પ્રસિદ્ધ થયા છે[૧૧] હે કુરુવશી ! જે પ્રમાણે મહા તેજસ્વી ઇદ્રે પોતાની સૂક્ષ્મબુદ્ધિના પ્રભાવથી ઉપાય કરીને વૃત્ર જેવા મહાન અસુરનો નાશ કર્યો હતો,[૧૨] તે જ પ્રમાણે હે કુતાપુત્ર ! તમે પણ શત્રુઓનો સહાર કરીને પૃથ્વી પર અજિત થશો અને દેવ ઇદ્રની પેઠે જગતમા પૂજાશો[૧૩] જે પુરુષો વૃત્રાસુરના વધ વિષેની આ ઇદ્રની કથાને, પ્રત્યેક પર્વને દિવસે બ્રાહ્મણોના મધ્યમા બેસીને કહેશે, તે પુરુષોને કોઈ જાતનુ પાપ લાગશે નહિ[૧૪] હે તાત ! એ પ્રમાણે વૃત્રાસુરના વધ વિષેનુ ઇદ્રનુ અદ્ભુત ચરિત્ર મે તમને કહ્યુ હવે પુન· શું સાભળવાની તમને ઇચ્છા છે ?[૧૫]

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમા 'વૃત્રાસુરના વધની કથા' નામનો અધ્યાય ૨૮૨ મો સમાપ્ત

## अध्याय २८३ मो

### જ્વરની ઉત્પત્તિ

॥ युधिष्ठिर उवाच ॥

**पितामह महाप्राज्ञ सर्वशास्त्रविशारद ।**
**अस्मिन् वृत्रवधे देव विवक्षा मम जायते ॥१॥**

યુધિષ્ઠિરે પૂછ્યુ હે સર્વ શાસ્ત્રમા કુશળ મહાબુદ્ધિમાન પિતામહ ! તમે વૃત્રાસુરના વધ વિષેની જે કથા કહી, તેના સબધમા જ એક પ્રશ્ન પૂછવાની મને ઇચ્છા થઈ છે[૧] હે નિર્દોષ રાજા ! તમે કહ્યુ કે, વૃત્રાસુર જ્વરના આવેશને લીધે જ્યારે મોહિત થઈ ગયો, ત્યારે ઇદ્રે વજનો પ્રહાર કરીને તેને મારી નાખ્યો.[૨] હે મહાબુદ્ધિમાન રાજા ! એ જ્વર કેવી રીતે ઉત્પન્ન થયો હતો ? ક્યાથી ઉત્પન્ન થયો હતો ? હુ જ્વરની ઉત્પત્તિને સારી રીતે સાભળવા ઇચ્છુ છુ.[૩]

ભીષ્મે કહ્યુ 'હે રાજન્ ! લોકમા વિખ્યાત થયેલી જ્વરની ઉત્પત્તિ તમે સાભળો એ જ્વરની ઉત્પત્તિના સબધમા જે પ્રમાણે બન્યુ છે, તે પ્રમાણે જ હુ તમને વિસ્તારથી કહુ છુ[૪] હે મહારાજા ! પૂર્વે મેરુપર્વતનુ 'જ્યોતિષ્ક' નામનુ શિખર આખા ત્રૈલોક્યમા પૂજાતુ હતુ, કેમ કે તે શિખર સૂર્ય સમાન તેજસ્વી છે, સર્વ પ્રકારના રત્નોથી શોભી રહ્યુ છે, અમાપ છે અને આખા જગતમા મહા દુર્ગમ તરીકે પ્રસિદ્ધ થયુ છે એક સમયે તે શિખરના સુવર્ણભૂષિત તટપ્રદેશ ઉપર દેવ શકર સુવર્ણના પલગ ઉપર બેસીને જાણે શોભી રહ્યા હોય, તેમ બેઠા હતા અને તેમની સમીપમા જ પર્વત રાજાની પુત્રી પાર્વતી પણ બિરાજ્યા હતા, તેમ જ મહાતેજસ્વી મહાત્મા વસુઓ, વૈદ્યોમા શ્રેષ્ઠ મહાત્મા અશ્વિનીકુમારો, સર્વ યક્ષોથી વીટાયેલો રાજા કુબેર અને મહામુનિ શુક્રાચાર્ય પણ તેમની સેવા કરતા ત્યા બેઠા હતા[૫-૯] વળી સનત્કુમાર વગેરે મહર્ષિઓ, અગિરા વગેરે દેવર્ષિઓ, વિશ્વાવસુ વગેરે ગધર્વો, નારદ, પર્વત અને સખ્યાબધ અપ્સરાઓના સમુદાયો પણ શકરની સેવા કરવા માટે ત્યા આવ્યા હતા[૧૦-૧૧] તે સમયે અનેક પ્રકારના સુગધોને વહેતો પવિત્ર વાયુ સુખ તથા કલ્યાણને ઉપજાવતો વાતો હતો અને તે પ્રદેશના વૃક્ષોમા સર્વ ઋતુના પુષ્પો એકદમ ખીલી નીકળ્યા હતા,[૧૨] તેમ જ હે ભારત ! વિદ્યાધરો, સિદ્ધો અને તપોધનો ચોતરફથી પશુપતિ મહાદેવની ઉપાસના કરી રહ્યા હતા,[૧૩] એટલુ જ નહિ પણ અનેક રૂપોને ધારણ કરનારા ભૂતો, મહાભયકર રાક્ષસો અને મહાબળવાન પિશાચો, જેઓ ભિન્ન ભિન્ન રૂપોને ધારણ કરનારા અને અગ્નિ સમાન તેજસ્વી હતા, તેઓ પણ દેવ શકરના અનુચરો તરીકે વિવિધ પ્રકારના આયુધોને ઊંચા કરીને ત્યા ઊભા હતા[૧૪-૧૫] ભગવાન નદિ જે શકરની આજ્ઞામા રહેનારો છે, તે પણ ઝળહળતુ ત્રિશૂળ હાથમા લઈને પોતાના તેજ વડે ત્યા દીપી રહ્યો હતો[૧૬] અને હે કુરુનદન ! સર્વ તીર્થજળને ઉત્પન્ન કરનારી અને સર્વ નદીઓમા શ્રેષ્ઠ ગણાયેલી ગગા પણ સાક્ષાત્ સ્વરૂપ ધારણ કરીને દેવ શકરનુ ઉપાસન કરી રહી હતી[૧૭] આ રીતે અનેક દેવર્ષિઓ તથા દેવોથી પૂજાતા મહાતેજસ્વી ભગવાન મહાદેવ તે શિખર ઉપર બેઠા હતા.[૧૮] તેવામા પ્રજાપતિ દક્ષ જે કેટ-

લોક કાળ થયા પ્રજાપતિના હોદ્દા પર આવ્યો હતો, તે શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે યજ્ઞ કરવા ઇચ્છે છે, એમ સર્વ દેવોના જાણવામાં આવ્યું.[૧૯] એટલે ઇંદ્ર વગેરે દેવતાઓએ એકત્ર થઈને તેના યજ્ઞમાં જવા માટે તે જ સમયે નિશ્ચય કર્યો[૨૦] પછી તે મહાત્માઓ પ્રકાશમાન સૂર્ય સમાન કાંતિવાળાં પોતપોતાના વિમાનોમાં બેસીને શંકરની આજ્ઞાપૂર્વક ગંગાદ્વાર ભણી ચાલી નીકળ્યા, એમ અમે સાંભળ્યુ છે[૨૧] આ રીતે સર્વ દેવતાઓને ત્યાંથી ચાલી નીકળેલા જોઈ પતિવ્રતા પાર્વતીએ પોતાના પતિ શંકરને પૂછ્યું કે,[૨૨] 'હે તત્ત્વવેત્તા ભગવન્! ઇંદ્ર આદિ આ દેવતાઓ ક્યાં જાય છે, તે મને યથાર્થ રીતે કહો; કેમ કે તે વિષે મને મહાન સંશય થયો છે.'[૨૩]

મહેશ્વરે કહ્યું: હે મહાભાગ્યશાળી દેવી! દક્ષ નામનો એક ઉત્તમ પ્રજાપતિ અશ્વમેધ નામનો યજ્ઞ કરે છે, તેથી તેના યજ્ઞમાં આ દેવતાઓ જાય છે.[૨૪]

પાર્વતીએ પૂછ્યું: હે મહાદેવ! તમે એ યજ્ઞમાં શા માટે જતા નથી? કયા પ્રતિબંધને લીધે તમે ત્યાં જતા નથી?[૨૫]

મહેશ્વરે કહ્યું: હે મહાભાગ્યવતી દેવી! દેવો એ જ પ્રથમથી એ પ્રમાણે કર્યું છે કે, કોઈ પણ યજ્ઞ માં મારો ભાગ તેઓએ કલ્પ્યો જ નથી.[૨૬] હે સુંદરી! ધર્માનુસાર કહીએ તો યજ્ઞનો ભાગ મને મળવો જ જોઈએ, છતાં પૂર્વકાળની પરિપાટીને અનુસરીને દેવો મને ભાગ આપતા નથી.[૨૭]

પાર્વતીએ કહ્યું: હે ભગવન્! તમે પ્રાણી માત્રમાં અધિક પ્રભાવશાળી ગણાઓ છો, સર્વના કરતાં અધિક ગુણવાન છો, સર્વનાથી અજિત છો અને તેજમાં, યશમાં તથા લક્ષ્મીમા પણ બીજા બધાથી ચડિયાતા ગણાઓ છો; છતાં હે નિર્દોષ પ્રભો! દેવોએ યજ્ઞમાં તમારો ભાગ કલ્પ્યો નથી; એ જાણીને મને અત્યંત દુઃખ ઉત્પન્ન થાય છે, મારા શરીરમાં કંપારી છૂટી જાય છે.[૨૮-૨૯]

ભીષ્મે કહ્યું: હે રાજન્! પોતાના પતિ શંકર ને એ પ્રમાણે કહીને દેવી પાર્વતી અંતઃકરણ બળતું હોવાને લીધે શાંત થઈ ગયાં.[૩૦] પછી દેવીના હૃદયના અભિપ્રાયને જાણી લઈને ભગવાન શંકરે નંદિને આજ્ઞા કરી કે, 'તું અહીંયાં જ ઊભો રહેજે (અને દેવીની રક્ષા કરજે).'[૩૧] એમ કહીને સર્વ યોગેશ્વરના ઈશ્વર, મહાતેજસ્વી અને દેવના દેવ પિનાકધારી શંકરે યોગબળનો આશ્રય કરીને તેમ જ ભયંકર અનુચરોને સાથે લઈને દક્ષના યજ્ઞનો એકાએક નાશ કરી નાખ્યો. એ સમયે કેટલાએક તેમના અનુચરો મોટી મોટી ગર્જનાઓ કરવા લાગ્યા, કેટલાએક ખડખડાટ હસવા લાગ્યા, કેટલાએક અગ્નિમાં રુધિર છાંટવા લાગ્યા, કેટલાએક ભયંકર મુખવાળા હતો યજ્ઞસ્થ ભોને ઉખેડી નાખીને આડાઅવળા ઘૂમવા લાગ્યા અને બીજા કેટલાએક દક્ષના પરિચારકોને મુખમાં ગળી જવા લાગ્યા. આ રીતે હે રાજા! તે યજ્ઞનો ચોતરફથી નાશ કરવા માંડ્યો, ત્યારે મૃગનું સ્વરૂપ ધારણ કરીને તે આકાશમાં નાસી જવા લાગ્યો. આ પ્રમાણે યજ્ઞને મૃગના રૂપમા નાસી જતો જાણી, પ્રભુ શંકર હાથમાં ધનુષબાણ લઈને તેની પાછળ દોડ્યા. એ સમયે ક્રોધને લીધે અત્યંત તપી ગયેલા દેવેશ્વર શંકરના લલાટમાંથી પરસેવાનું ઘોર ટીપું પૃથ્વી પર ટપકી પડ્યું. એ પરસેવાનું ટીપું જેવું પૃથ્વી પર પડ્યુ કે, તુરત જ તેમાથી પ્રલયકાળના અગ્નિ સમાન અતિ મહાન અગ્નિ પ્રકટ થયો અને જોતજોતામા તો હે મહાપુરુષ! તે અગ્નિમાંથી એક પુરુષ પણ ઉત્પન્ન થયો.[૩૨-૩૪] તે પુરુષ શરીરે અત્યંત ઠીંગણો હતો, તેનાં નેત્રો લાલ વર્ણનાં હતાં, તેના દાઢી મૂછ પીંગળા હતા, તેનો દેખાવ અત્યંત ભયંકર હતો, તેના કેશ ઊભા હતા, તેના શરીર પર રૂંવાડા પુષ્કળ હતા, બાજ અને ઘુવડના જેવો તે બિહામણો હતો, તેનો વર્ણ કાળો મેઘ જેવો હતો અને તેણે લાલ વર્ણના વસ્ત્રો શરીર પર પહેર્યાં હતાં. મહાબળવાન એવા તે પુરુષે અગ્નિ જેમ ઘાસને બાળી નાખે તેમ મૃગરૂપધારી યજ્ઞને બાળીને ભસ્મ કરી નાખ્યો. તે પછી યજ્ઞના સર્વ પ્રદેશમા તે ઘૂમવા લાગ્યો. તેણે સર્વ દેવતાઓ તથા ઋષિઓની પાછળ પણ દોડવા માંડ્યું, જેથી તેઓ ભયભીત થઈ ને દશે દિશાઓમાં નાસી ગયા. હે ભરતશ્રેષ્ઠ રાજા! તે પુરુષે એ પ્રમાણે જ્યારે ઘૂમવા માંડ્યું, ત્યારે પૃથ્વી અત્યંત ધ્રૂજવા લાગી અને સર્વ જગતમાં મોટો હાહાકાર થઈ રહ્યો. તે જોઈ પ્રભુ બ્રહ્મદેવ મહાદેવ પાસે પ્રત્યક્ષ

આવીને આ પ્રમાણે કહેવા લાગ્યા.[૪૦-૪૪]

બ્રહ્મદેવે કહ્યુ 'હે પ્રભો! દેવતાઓ હવે પછી તમને પણ યજ્ઞનો ભાગ આપશે, માટે હે દેવેશ્વર! ક્રોધને તમે દૂર કરો.[૪૫] હે શત્રુતાપન મહાદેવ! આ દેવતાઓ અને ઋષિઓ, તમારા ક્રોધને લીધે શાંતિને પામી શકતા નથી.[૪૬] હે ઉત્તમ દેવ! હે ધર્મજ્ઞ! તમારા પરસેવામાથી જે પુરુષ ઉત્પન્ન થયો છે, તે જ્વર નામે જગતમા પ્રસિદ્ધ થઈને સર્વત્ર વિચરશે,[૪૭] પરંતુ હે દેવ! તે જ્વરના સર્વ તરફથી એકત્ર થયેલા તેજને આખી પૃથ્વી સહન કરી શકે તેમ નથી, માટે તેના તમે વિભાગ કરી આપો'[૪૮] બ્રહ્મદેવે એ પ્રમાણે કહ્યુ, એટલે દેવ શંકરે મહાતેજસ્વી ભગવાન બ્રહ્માને 'બહુ સારુ' એમ કહીને જ્વરના વિભાગ કરી નાખ્યા.[૪૯] પછી પિનાકધારી શંકર બ્રહ્માના કહેવા પ્રમાણે યજ્ઞનો ભાગ પ્રાપ્ત કરીને અત્યંત પ્રસન્ન થયા અને આનંદ પામ્યા.[૫૦] હે પુત્ર! સર્વ ધર્મને જાણનારા ભગવાન શંકરે પ્રાણીમાત્રને શાંતિ થાય તે માટે જ્વરના અનેક વિભાગ કર્યા છે, તે હું તમને કહુ છુ. સાભળો.[૫૧] હાથીઓને મસ્તકમા વ્યથા થાય છે તે જ્વર છે, પર્વતોમાથી શિલાજિત રસ નીકળે છે તે જ્વર છે, જળમા શેવાળ થાય છે તે જ્વર છે, સર્પો કાચળીને ઉતારે છે તે જ્વર છે, બળદ વગેરે પશુઓને પગમા રોગ થાય છે તે જ્વર છે, પૃથ્વીમા ક્ષાર ઉત્પન્ન થાય છે તે જ્વર છે, પશુઓની દૃષ્ટિ મંદ હોય છે તે જ્વર છે, ઘોડાઓના ગળામા માંસનો એક ટુકડો ઉત્પન્ન થાય છે તે જ્વર છે મોરને મસ્તકમા કલગી નીકળે છે તે જ્વર છે, કોયલને નેત્રમા રોગ થાય છે તે જ્વર છે, સર્વ બકરાઘેટાને પિત્તભેદ નામનો જે રોગ થાય છે તે જ્વર છે, પોપટોને જે હેડકી ઊપડે છે તે જ્વર છે, વ્યાઘ્રોને જે પરિશ્રમ લાગે છે તે જ્વર છે અને હે ભારત! મનુષ્યોમા તો તે જ્વર પ્રસિદ્ધ જ છે.[૫૨-૫૬] મહેશ્વરના તેજરૂપ એ દારુણ જ્વર પ્રત્યેક મનુષ્યના શરીરમા જન્મ, મરણ તથા મધ્ય અવસ્થામા દાખલ થાય જ છે,[૫૭] માટે પ્રાણીમાત્રે ઈશ્વરરૂપ તે જ્વરને નમસ્કાર કરવા જોઈએ અને માન આપવુ જોઈએ વૃત્રાસુર કે જે મહાન ધાર્મિક હતો, તેને પણ આ જ્વરે ઘેરી લીધો હતો અને તે સમયે તેણે જ્યારે બગાસુ ખાધું હતુ, ત્યારે ઇંદ્રે તેના પર વજ્ર છોડ્યુ હતુ, જેને લીધે વજ્રે તેના શરીરમાં પ્રવેશ કરીને તેને ચીરી નાખ્યો હતો.[૫૮-૫૯] મહાન યોગી વૃત્રાસુર વજ્રથી ચિરાઈ જઈને અમાપ તેજવાળા વિષ્ણુના પરમ સ્થાનમા જઈ પહોચ્યો છે[૬૦] વૃત્રાસુરે આ સર્વ જગતને કેવળ વિષ્ણુભક્તિથી વ્યાપ્ત કરી દીધુ હતુ, જેથી યુદ્ધમા મરણ પામીને તેણે વિષ્ણુનુ સ્થાન પ્રાપ્ત કર્યું છે[૬૧] હે પુત્ર! આ પ્રમાણે વૃત્રાસુરના વધની કથામા મહાન એવા જ્વરની ઉત્પત્તિ પણ મે તમને કહી સભળાવી છે, તો હવે બીજુ શું કહુ?[૬૨] જે પુરુષ મનને શાંત રાખીને તેમ જ અત્યંત સાવધાન થઈને આ જ્વરની ઉત્પત્તિનુ પઠન કરે છે, તે પુરુષ સર્વ રોગથી મુક્ત થાય છે, સુખી થાય છે, આનંદમા રહે છે અને મનની ઇચ્છાનુસાર સર્વ કામનાઓને સંપાદન કરે છે[૬૩]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમા 'જ્વરની ઉત્પત્તિ' નામનો અધ્યાય ૨૮૩ મો સમાપ્ત

## अध्याय २८४मो

### શિવસહસ્રનામ

॥ जनमेजय उवाच ॥

प्राचेतसस्य दक्षस्य कथं वैवस्वतेऽन्तरे ।
विनाशमगमद् ब्रह्मन् हयमेधः प्रजापतेः ॥ १ ॥

જનમેજયે પૂછ્યુ હે બ્રહ્મન્ વૈશંપાયન! પ્રચેતાના પુત્ર પ્રજાપતિ દક્ષનો અશ્વમેધ યજ્ઞ જે વૈવસ્વત મન્વંતરમા આરંભાયો હતો, તેનો વિનાશ કેવી રીતે થયો હતો? દેવી પાર્વતીને ક્રોધાયમાન થયેલા જાણી સર્વાત્મા પ્રભુ શંકર પણ કોપાયમાન થઈ ગયા હતા, છતા પ્રજાપતિ દક્ષે તેમનો પ્રસાદ મેળવીને યજ્ઞને કેવી રીતે પૂર્ણ કર્યો હતો, એ જાણવાની મને ઇચ્છા છે, માટે તે વૃત્તાંત જેવું બન્યુ હોય તેવું મને કહો.[૧૨]

વૈશંપાયને કહ્યુ : હે જનમેજય! પૂર્વે હિમાલયની મપાટીમા આવેલા પવિત્ર ગંગાદ્વાર નામના પ્રદેશમા દક્ષપ્રજાપતિએ યજ્ઞ કર્યો હતો એ ગંગાદ્વાર ઋષિઓ તથા સિદ્ધપુરુષોથી સેવાયેલું છે, ગંધર્વો તથા અપ્સરાઓથી વ્યાપ્ત છે અને વિવિધ પ્રકારના વૃક્ષો તથા લતાઓથી વીંટાયેલુ છે.

ધાર્મિકોમાં શ્રેષ્ઠ પ્રજાપતિ દક્ષે ઋષિઓના સમુદાયોને સાથે રાખીને તે સ્થળે જ્યારે યજ્ઞ આરંભ્યો ત્યારે પૃથ્વી, અંતરિક્ષ અને સ્વર્ગલોકમાં રહેનારા સર્વ લોકો વિનયપૂર્વક દક્ષની પાસે હાજર થયા હતા.[૩-૫] તેમ જ દેવો, દાનવો, ગંધર્વો, પિશાચો, સર્પો, રાક્ષસો, હાહા, હૂહૂ, તુંબુરુ, નારદ, વિશ્વાવસુ, વિશ્વસેન, અપ્સરાઓ, આદિત્યો, વસુઓ, રુદ્રો, સાધ્યો અને મરુદ્‌ગણો વગેરે સર્વ યજ્ઞભાગ લેનારા દેવતાઓ ઇંદ્રની સાથે ત્યાં આવ્યા હતા. વળી ઉષ્મપા, સોમપા, ધૂમપા અને આજ્યપા વગેરે ઋષિઓ તથા પિતૃઓ પણ બ્રહ્મદેવની સાથે ત્યાં આવ્યા હતા; અને તે સિવાયના બીજા જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ્જ એમ ચારે પ્રકારના પ્રાણીસમુદાયો દક્ષના યજ્ઞમાં આવ્યા હતા. તે સમયે ખાસ આમંત્રણપૂર્વક બોલાવાયેલા સર્વ દેવતાઓ પોતપોતાની પત્નીઓ સાથે વિમાનમાં બેઠા હતા અને પ્રદીપ્ત અગ્નિઓના જેવા શોભતા હતા. એ બધાને જોઈને એકદમ ક્રોધાવેશમાં આવી ગયેલા દધીચિ ઋષિ આ પ્રમાણે બોલી ઊઠ્યા: ‘અરે! જેમાં રુદ્રદેવનું પૂજન નથી, તે આ યજ્ઞ જ ન કહેવાય, અથવા ધર્મ પણ ન કહેવાય. શું, આ તે સમયમાં જ ફેરફાર થઈ ગયો છે કે, તમે બધા નાશરૂપ બંધનમાં સપડાઈ પડ્યા છો?[૬-૧૨] શું તમે નથી જોઈ શકતા કે, અમારો વિનાશ હવે સમીપમાં જ છે? ખરેખર, આ મહાયજ્ઞમાં મહાઘોર વિનાશ ઉપસ્થિત થયો છે, પણ તમે તેને જાણી શકતા નથી.’[૧૩] એમ કહીને મહાયોગી દધીચિએ પોતાની ધ્યાનદૃષ્ટિથી જોયું તો હિમાલયના શિખર ઉપર બેઠેલા શ્રીમહાદેવનાં, તેમની સમીપ બેઠેલાં વર આપનારાં દેવી પાર્વતીનાં તથા દેવીની સમીપ ઊભેલા મહાત્મા નારદનાં તેમને દર્શન થયાં. તે વડે યોગવેત્તા દધીચિ યજ્ઞના ભાવી નાશનો નિશ્ચય કરીને પરમ સંતોષ પામ્યા.[૧૪,૧૫] પછી દધીચિએ જાણી લીધું કે, આ બધાઓએ એક જ વિચાર કર્યો છે અને તેથી જ આ યજ્ઞમાં શંકરને નિમંત્રણ કરવામાં આવ્યું નથી. આમ જાણી લઈને તેમણે તે પ્રદેશનો ત્યાગ કરીને આ પ્રમાણે કહ્યું:[૧૬]

**अपूज्यपूजनाच्चैव पूज्यानां चाप्यपूजनात्।**
**नृघातकसमं पापं शश्वत्प्राप्नोति मानवः ॥१७॥**

જેઓ પૂજ્ય હોય તેમનું પૂજન નહિ કરવાથી અને જેઓ અપૂજ્ય હોય તેમનું પૂજન કરવાથી મનુષ્ય નરહત્યારાના જેવો જ પાપી થાય છે.[૧૭] મેં કદી અસત્ય ભાષણ કર્યું નથી અને હવે પછી પણ કદી અસત્ય ભાષણ કરીશ નહિ. આ દેવો અને ઋષિઓની વચ્ચે હું સત્ય જ કહું છું કે પશુઓના ભર્તા, જગતના સ્રષ્ટા, સર્વના પાલક અને સર્વના પ્રભુ ભગવાન શંકર અલ્પ સમયમાં જ અહીં આવશે. તે તમે જોજો.[૧૮,૧૯]

દક્ષે કહ્યું: જેઓના હાથમાં ત્રિશૂળ હોય છે અને જેઓને મસ્તકે જટા હોય છે, તેવા રુદ્રો અમારામાં ઘણા છે અને તેઓ અગિયાર સ્થાનમાં રહેલા છે, (એ તો અમે જાણીએ છીએ;) પરંતુ તે સિવાયનો વળી મહેશ્વર કોણ છે, એ હું જાણતો નથી.

દધીચિએ કહ્યું: તમારા સર્વનો એક જ વિચાર હોવાને લીધે તમે શંકરને નિમંત્રણ કર્યું નથી, પણ હું તો માનું છું કે, શંકરના કરતાં ઉત્તમ એવો બીજો કોઈ દેવ નથી અને તેમને નિમંત્રણ નહિ કરવાથી દક્ષનો આ મહાન યજ્ઞ અપૂર્ણ જ થશે.[૨૦,૨૧]

દક્ષે કહ્યું: હું યજ્ઞના ઈશ્વર અને અપ્રતિમ એવા વિષ્ણુને સુવર્ણના પાત્રમાં વિધિ અને મંત્રોથી પવિત્ર એવું સમગ્ર હવિષ અર્પણ કરીશ; કેમ કે વ્યાપક એવા તે પ્રભુને જ સર્વ યજ્ઞોમાં આમંત્રણ કરવામાં આવે છે.[૨૨] (આમ કહીને તેને યજ્ઞનો આરંભ કર્યો, તે જ સમયે હિમાલય ઉપર બેઠેલાં દેવી પાર્વતી આ પ્રમાણે બોલ્યાં.)

દેવીએ કહ્યું: ‘હું તેવું કયું દાન આપું, તેવો કયો નિયમ પાળું અને તેવું કયું તપ કરું કે, જેના પ્રભાવથી અચિંત્ય એવા મારા પતિ ભગવાન શંકર યજ્ઞના અર્ધભાગને અથવા ત્રીજા ભાગને પ્રાપ્ત થાય?’[૨૩] આ પ્રમાણે પોતાના અપમાનથી ક્ષુબ્ધ થયેલી પોતાની પત્નીનાં વચન સાંભળીને પ્રસન્ન થયેલા ભગવાન શંકરે તેમને કહ્યું કે, ‘હે દેવી! તું મારા સ્વરૂપને જાણતી નથી. હે કૃશોદરી! હે કૃશાંગી! યજ્ઞના ઈશ્વર એવા મારા સંબંધમાં તારે આવાં વચનો બોલવાં, તે શું યોગ્ય છે?[૨૪] હે વિશાળ નેત્રવાળી દેવી! હું જાણું છું કે, જે દુષ્ટ પુરુષો મારા ધ્યાનથી ભ્રષ્ટ છે, તેઓ મને ઓળખી

શકતા નથી; પણ આશ્ચર્યની વાત તો એ છે કે, તને પોતાને પણ આજે મોહ થયો છે અને તારા મોહને લીધે જ ઇંદ્રાદિ દેવતાઓ સહિત ત્રણે લોક પણ આજે મૂઢ બની ગયા છે.[૨૫] પ્રત્યેક યજ્ઞમાં ઋત્વિજો મારી જ સ્તુતિ કરે છે; સામ ગાનારાઓ રથંતરરૂપ ગાન દ્વારા મારું જ ગાન કરે છે, બ્રહ્મવેત્તા બ્રાહ્મણો મારું જ યજન કરે છે અને અધ્વર્યુઓ મને જ યજ્ઞભાગ અર્પણ કરે છે.'[૨૬]

દેવીએ કહ્યું : સર્વસામાન્ય પુરુષ પણ સ્ત્રીઓની સભામાં પોતાની પ્રશંસા કરે છે અને ગર્વથી ફુલાય છે, એમાં સંશય નથી.[૨૭]

ભગવાને કહ્યું : ઓ દેવોની ઈશ્વરી ! હું મારી વ્યર્થ પ્રશંસા કરતો નથી, ઓ કૃશોદરી ! હે સુંદર નિતંબવાળી ! હે સુદરાંગી ! આ યજ્ઞનો નાશ કરવા માટે હું જે પુરુષને ઉત્પન્ન કરું છું, તેને તું જો.[૨૮] પોતાની પ્રાણપ્રિય પત્નીને એ પ્રમાણે કહીને ભગવાન શંકરે જેને જોતાં જ રોમાંચ ઊભાં થઈ જાય તેવા એક ભયંકર ભૂતને પોતાના મુખમાંથી ઉત્પન્ન કર્યો.[૨૯] અને તેને આજ્ઞા કરી કે, 'જા, દક્ષના યજ્ઞનો તું નાશ કરી નાખ.' શંકરની એ આજ્ઞા થતાં જ છૂટેલા સિંહની પેઠે તેણે પાર્વતીના ક્રોધને શાંત કરવા માટે લીલામાત્રમાં દક્ષના યજ્ઞનો નાશ કરી નાખ્યો. તે ભૂતની સાથે ક્રોધ વડે મહા ભયંકર દેખાતી મહેશ્વરી મહાકાલી પણ (પાર્વતીના શરીરમાંથી નીકળીને) યજ્ઞના નાશરૂપી કર્મમાં સાક્ષી તરીકે ગઈ હતી. શૌર્ય અને બળમાં શંકરના જેવો જ તે ભૂત યજ્ઞનો જ્યારે નાશ કરવા ગયો, ત્યારે શંકરની અનુજ્ઞા લઈને તથા મસ્તક વડે તેમને પ્રણામ કરીને ગયો હતો. વળી તે ભૂત ભગવાનના ક્રોધનું જ સ્વરૂપ હતો, અનંત બળવાળો અને અનંત વીર્યવાળો હતો, તેનો પુરુષાર્થ પણ અનંત હતો, તેણે દેવીના ક્રોધનો નાશ કર્યો હતો અને તેનું નામ 'વીરભદ્ર' એ પ્રમાણે પ્રસિદ્ધ હતું. તેણે પોતાનાં રોમછિદ્રોમાંથી 'રૌમ્ય' નામના ગણો ઉત્પન્ન કર્યા હતા. તે સર્વ ગણો રુદ્ર તુલ્ય પરાક્રમી હતા, દેખાવમાં પણ રૌદ્ર હતા, રુદ્ર સમાન વીર્યવાળા હતા, ભયંકર સ્વરૂપવાળા હતા, તેઓનાં શરીર મહાપ્રચંડ હતાં અને તેઓની સંખ્યા સેંકડો તથા હજારોમાં હતી. આ ગણોએ દક્ષના યજ્ઞનો નાશ કરવા માટે ઝપાટાબંધ ગંગાદ્વાર સામે ધસારો કર્યો.[૩૦-૩૬] તે સમયે તેઓના કલકલાટના શબ્દ વડે આકાશ જાણે પુરાઈ જતું હોય તેમ લાગતું હતું અને તે મહાન શબ્દથી દેવોને ત્રાસ થયો, પર્વતો તૂટી પડ્યા, પૃથ્વી કંપી ગઈ, સમુદ્ર ખળભળી ઊઠ્યો અને વાયુઓ ઘૂઘવવા લાગ્યા.[૩૭-૩૮] વીરભદ્રે દક્ષના યજ્ઞ સામે જ્યારે ચડાઈ કરી, ત્યારે અગ્નિઓ સળગતા ન હતા, સૂર્ય પ્રકાશતો ન હતો, ગ્રહો, નક્ષત્રો અને ચંદ્રમા પણ પ્રકાશતા ન હતા, ઋષિઓ નિસ્તેજ બની ગયા હતા અને દેવો તથા મનુષ્યો ભયભીત બની ગયા હતા. એ પ્રમાણે સર્વત્ર અંધકાર છવાઈ ગયો, ત્યારે વીરભદ્રના ભયંકર ગણો દક્ષના તરફથી અપમાન પામીને યજ્ઞ મંડપને બાળી નાખવા લાગ્યા, યજ્ઞસ્તંભો ઉપાડી ઉપાડીને દક્ષના પક્ષકારોને મારવા લાગ્યા, કેટલાએકને પીસી નાખવા લાગ્યા, કેટલાએકને ખૂંદી નાખવા લાગ્યા, વાયુ તથા મનના જેવો વેગ કરીને આમતેમ દોડવા લાગ્યા, યજ્ઞનાં પાત્રોને ભાંગી નાખવા લાગ્યા, દિવ્ય અલંકારોને તોડી નાખવા લાગ્યા અને સર્વ પદાર્થને તોડી ભાંગીને આકાશમાં ઉછાળવા લાગ્યા કે, જેથી તે પદાર્થો આકાશમાં ફેલાયેલા તારાગણની પેઠે શોભવા લાગ્યા. વળી દિવ્ય અન્ન, પાન, ભક્ષ્ય, ભોજ્ય-વગેરે જે પદાર્થોના પર્વતોના જેવડા મોટા ઢગ કરવામાં આવ્યા હતા, તેમાંથી ખવાયુ તેટલું ખાતા હતા અને બાકીનું સર્વ જ્યાં ત્યાં ફેંકી દેતા હતા. તે સ્થળે ઘી અને ખીરરૂપ કાદવવાળી, દહીંના રસરૂપ જળવાળી, ખાંડ અને સાકરરૂપ રેતીવાળી, ગોળની નહેરોવાળી અને સુંદર દૂધની દિવ્ય નદીઓ વહી રહી હતી; તેમ જ ભાતભાતનાં માંસો, અનેક પ્રકારના ભક્ષ્ય પદાર્થો, દિવ્ય પીણાંઓ, ચાટવાના તથા ચૂસવાના દિવ્ય પદાર્થો પણ ત્યાં પુષ્કળ પ્રમાણમાં હતા. વીરભદ્રના સર્વ ગણોએ પોતાનાં અનેક મુખોથી તે તે પદાર્થોને ખાવા માંડ્યા, લૂંટવા માડ્યા અને આડાઅવળા ઉછાળવા માંડ્યા.[૩૯-૪૬] રુદ્રના કોપથી મહાપ્રચંડ શરીરો ધારણ કરનારા અને પ્રલયકાળના અગ્નિ સમાન તેજસ્વી એવા તે ગણોએ દેવોનાં સૈન્યોને ચોતરફથી ભય પમાડીને ખળભળાવી દીધાં.[૪૭] વળી

તેઓ જુદી જુદી જાતના આકાર કરીને યજ્ઞમંડપમાં ક્રીડા કરવા લાગ્યા અને દેવોની સ્ત્રીઓને ઉપાડી ઉપાડીને આડીઅવળી ફેંકી દેવા લાગ્યા. જોકે સર્વ દેવતાઓએ રુદ્રના ક્રોધને જાણી લઈને યજ્ઞની યત્નપૂર્વક રક્ષા કરી હતી, તોપણ મહાભયંકર કર્મ કરનારા વીરભદ્રે તત્કાળ તે યજ્ઞનો સર્વ તરફથી નાશ કરી નાખ્યો અને યજ્ઞદેવનું મસ્તક કાપી લઈને પ્રાણીમાત્રને ભય ઉપજાવે તેવી ભયંકર ગર્જના કરી મૂકી. આ રીતે યજ્ઞનો નાશ કરીને વીરભદ્ર ગર્જના કરવા લાગ્યો અને પ્રસન્ન થયો. તે પછી બ્રહ્માદિક દેવતાઓ અને પ્રજાપતિ દક્ષ બે હાથ જોડીને તેને પૂછવા લાગ્યા કે, 'તમે કોણ છો, તે અમને કહો.'

વીરભદ્રે કહ્યું : હું રુદ્ર નથી, દેવી રુદ્રાણી નથી, તેમ આ યજ્ઞની અંદર ભોજન કરવા માટે પણ હું આવ્યો નથી.[૪૮–૫૧] દેવીને ક્રોધાયમાન થયેલાં જાણી સર્વાત્મા પ્રભુ શંકર પણ કોપાયમાન થયા છે અને તેમના કોપમાંથી જ હું નીકળ્યો છું. મારું નામ વીરભદ્ર છે. હું યજ્ઞમાં આવેલા આ બ્રાહ્મણોને જોવા માટે અહીં આવ્યો નથી, તેમ યજ્ઞ જોવાના કુતૂહલથી પણ હું આવ્યો નથી; માત્ર તારા યજ્ઞનો નાશ કરવા માટે જ હું અહીં આવ્યો છું.[૫૨-૫૩] આ મારી સાથે રહેલી દેવી 'ભદ્રકાલી' એવા નામથી પ્રસિદ્ધ છે. તે દેવીના કોપમાંથી ઉત્પન્ન થયેલી છે. દેવના દેવ શંકરે યજ્ઞનો નાશ કરવા માટે જ અમને બન્નેને અહીં મોકલ્યાં છે;[૫૪] માટે હે બ્રાહ્મણ ! દેવના દેવ ઉમાપતિનું તું શરણ લે, કેમ કે બીજાઓના વરદાન કરતાં તેમનો ક્રોધ પણ ઉત્તમ ફળદાયી છે.[૫૫]

વીરભદ્રનું એ વચન સાંભળીને ધાર્મિકોમાં શ્રેષ્ઠ પ્રજાપતિ દક્ષે મહેશ્વરીને પ્રણામ કરીને સ્તોત્ર વડે તેમની સ્તુતિ કરવા માંડી.[૫૬]

દક્ષે કહ્યું : હું ઈશાનદેવને શરણે જાઉં છું કે, જે દેવ સનાતન છે, અવિનાશી છે, વિકારોથી રહિત છે, મહાદેવ છે, મહાત્મા છે અને સમગ્ર જગતના પતિ છે.[૫૭]

પ્રજાપતિ દક્ષના યજ્ઞમાં સર્વ યજ્ઞપદાર્થોનો સારી રીતે સંગ્રહ કરીને સર્વ દેવોને, ઋષિઓને તથા તપોધનોને આમંત્રણ આપવામાં આવ્યું હતું; પણ જગતના સ્રષ્ટા દેવ મહેશ્વરને આમંત્રણ આપ્યું ન હતું, જેથી મહાદેવી ઉમાએ ક્રોધાયમાન થઈને દક્ષના યજ્ઞનો નાશ કરવા માટે ગણોને મોકલ્યા હતા.[૫૮-૫૯] તે ગણોએ યજ્ઞમંડપને સળગાવી મૂક્યો હતો અને બ્રાહ્મણોને હાંકી કાઢ્યા હતા. પછી મહાત્મા અગ્નિ રૌદ્ર અને પ્રદીપ્ત અવસ્થામા છેક તારાગણમાં દાખલ થઈ ગયો, ત્યારે તે પ્રદેશ પર ઊભેલા યક્ષો, ગંધર્વો, પિશાચો, ઉરગો અને રાક્ષસોને શંકરના ગણોએ ત્રિશૂલોથી ભેદી નાખ્યા હતા. દક્ષના પરિચારકો પણ સારી રીતે માર પડવાથી બૂમાબૂમ કરી રહ્યા હતા. યજ્ઞના સ્થંભોને ઉખેડી પાડીને જ્યાં ત્યાં ફેંકી દીધા હતા. અને તે સમયે દક્ષના યજ્ઞપ્રદેશ ઉપર ગીધ વગેરે અનેક પક્ષીઓ માંસ મેળવવાની ઇચ્છાથી ઝડપો મારી રહ્યાં હતાં, તેમ જ સેંકડો શિયાળની સ્ત્રીઓના રુદનધ્વનિથી તે પ્રદેશ ગાજી રહ્યો હતો.[×૬૦-૬૨] તે પછી પ્રજાપતિ દક્ષે કરેલી સ્તુતિ સાંભળીને દેવના દેવેશ અને શત્રુઓના જેતા ભગવાન શકર પોતાના મુખસ્થાનમા પ્રાણ તથા અપાન વાયુનો નિરોધ કરીને તેમ જ પોતે વિશાળ દૃષ્ટિવાળા હોવાથી સર્વ તરફ દૃષ્ટિ કરીને એકાએક અગ્નિકુંડમાથી પ્રકટ થયા.[૬૩-૬૪] તે સમયે તેમણે હજારો સૂર્યનું તેજ ધારણ કર્યું હતું, જેથી તેઓ પ્રલયકાળના અગ્નિ સમાન દેખાતા હતા. તેમણે મંદ મંદ હસીને દક્ષને કહ્યું : 'બોલ, હું તારું શું પ્રિય કરું ?' પછી તે જ સમયે દેવોના ગુરુ બૃહસ્પતિએ મખાધ્યાય નામનો મત્રપાઠ દક્ષને કહી સાંભળાવ્યો. એટલે ભય, શંકા તથા ત્રાસને લીધે જેનાં નેત્રોમાંથી અશ્રુધારા વહી રહી હતી, એવો પ્રજાપતિ દક્ષ બે હાથ જોડીને શંકરને કહેવા લાગ્યો : 'આપ ભગવાન જો મારા પર પ્રસન્ન થયા છો, હું જો આપને પ્રિય છું, આપનો અનુગ્રહપાત્ર છું અને મને વર આપવાની આપની ઇચ્છા છે, તો મેં ઘણા કાળે અને ઘણા પ્રયત્ને એકઠી કરેલી જે યજ્ઞસામગ્રીને આપના ગણોએ ખાળી નાખી છે, ખાઈ ગયા છે, પી ગયા છે, ભક્ષણ કરી ગયા છે, નાશ પમાડી છે,

× શ્લોક ૫૮માથી આરંભીને અહીં સુધીમા પુનરુક્તિદોષ સ્પષ્ટ દેખાય છે. વળી આ સાડાપાંચ શ્લોક જાણે સંબંધ વિનાના હોય, તેમ પણ જણાય છે. તો આવા અસંબંધ શ્લોકો આવ્યા ક્યાંથી તે કંઈ સમજાતું નથી.

ભાંગી નાખી છે અને તોડી નાખી છે, તે સર્વ પુનઃ મૂળ સ્થિતિને પ્રાપ્ત થાઓ, એવું વરદાન હું આપની પાસે માગું છું.[૬૫-૬૯] દક્ષે એ પ્રમાણે વરદાન માગ્યું એટલે ભગદેવનાં નેત્રનો નાશ કરનારા, પાપનો સંહાર કરનારા, ધર્મના અધ્યક્ષ, વિરૂપ નેત્રવાળા, ત્રણ નેત્રને ધારણ કરનારા અને પ્રજાઓના પતિ ભગવાન શંકરે 'તથાસ્તુ' એમ કહીને દક્ષની કામના પૂર્ણ કરી.[૭૦] આ રીતે શંકર પાસેથી વરદાન મેળવીને દક્ષે બે ઘૂંટણ વતી પૃથ્વી પર ઊભા રહીને, બે હાથ જોડી એક હજાર ને આઠ નામ વડે તેમની સ્તુતિ કરી.[૭૧]

॥ युधिष्ठिर उवाच ॥

**यैर्नामधेयैः स्तुतवान् दक्षो देवं प्रजापतिः ।**
**वक्तुमर्हसि मे तात श्रोतुं श्रद्धा ममानघ ॥७२॥**

*યુધિષ્ઠિરે પૂછ્યું: હે નિર્દોષ તાત! દક્ષ પ્રજાપતિએ જે નામો વડે દેવ શંકરની સ્તુતિ કરી હતી, તે નામો મને કહો; કેમ કે તે સાંભળવાની મને શ્રદ્ધા થઈ છે.[૭૨]

॥ भीष्म उवाच ॥

**श्रूयतां देवदेवस्य नामान्यद्भुतकर्मणः ।**
**गूढव्रतस्य गुह्यानि प्रकाशानि च भारत ॥७३॥**

×ભીષ્મે કહ્યું: હે ભરતવંશી રાજા! અદ્ભુત કર્મને કરનારા અને ગૂઢ વ્રતને ધારણ કરનારા દેવના દેવ શંકરનાં નામો શ્રદ્ધારહિત પુરુષો પાસે ગુપ્ત રાખવા યોગ્ય છે અને શ્રદ્ધાયુક્ત પુરુષો પાસે પ્રકટ કરવા યોગ્ય છે, તે સર્વ હું તમને કહું છું, સાંભળો.[૭૩]

**+नमस्ते देव देवेश देवारिबलसूदन ।**
**देवेन्द्रबलविष्टंभ देवदानवपूजित ॥ ७४ ॥**

હે જગતની રચના કરવારૂપ ક્રીડા કરનારા! તમે ઇંદ્રિયોના નિયંતા છો, શમદમાદિકના શત્રુ જે કામાદિક અસુરો તેઓના બળનો નાશ કરનારા છો, ઇંદ્રિયોનો ઇંદ્ર ગણાતી જે બુદ્ધિ તેના બળને (વિષયતત્પરતાને) અટકાવી દેનારા છો અને દેવો તથા દાનવોથી પૂજાયલા છો. હું તમને નમસ્કાર કરું છું.[૭૪]

**सहस्राक्ष विरूपाक्ष त्र्यक्ष यक्षाधिपप्रिय ।**
**सर्वतःपाणिपादांत सर्वतोऽक्षिशिरोमुख ॥७५॥**

હે ભગવન્! તમે હજારો ઇંદ્રિયોવાળા છો; અર્થાત્ સર્વજ્ઞ છો, તમારી ઇંદ્રિયો અમારી ઇંદ્રિયોના કરતાં ઘણી જ વિલક્ષણ છે. (અર્થાત્ અમારી ઇંદ્રિયો પ્રત્યક્ષ પદાર્થને જ ગ્રહણ કરનારી છે, પણ તમારી ઇંદ્રિયો તો અપ્રત્યક્ષ પદાર્થને પણ ગ્રહણ કરનારી છે.) ચંદ્ર, સૂર્ય અને અગ્નિ એ ત્રણ તમારાં નેત્રો છે, યક્ષોનો અધિપતિ કુબેર તમને પ્રિય છે, તમારા હાથ અને ચરણ સર્વત્ર વિદ્યમાન છે, તમે પોતે પણ સર્વત્ર વ્યાપક છો અને તમારાં નેત્રો, મસ્તક તથા મુખ સર્વ સ્થળે વિદ્યમાન છે. હે પ્રભો! હું તમને નમસ્કાર કરું છું.[૭૫]

**सर्वतःश्रुतिमँल्लोके सर्वमावृत्य तिष्ठसि ।**
**शंकुकर्ण महाकर्ण कुंभकर्णार्णवालय ॥ ७६ ॥**

હે શંકર! તમારા કર્ણ સર્વ લોકમાં વ્યાપક છે, પ્રત્યેક પદાર્થમાં તમે વ્યાપી રહ્યા છો, તમે શંકુકર્ણ, મહાકર્ણ, કુંભકર્ણ અને અર્ણવાલયરૂપ છો.[૭૬]

**गजेन्द्रकर्ण गोकर्ण पाणिकर्ण नमोऽस्तु ते ।**
**शतोदर शतावर्त शतजिह्व नमोऽस्तु ते ॥७७॥**

---

* અહીં 'युधिष्ठिर उवाच'ને બદલે 'जनमेजय उवाच' હોવું જોઈએ; કેમ કે અધ્યાયના આરંભમાં જનમેજયે જ પ્રશ્ન કર્યો છે, જેથી અહીં પણ જનમેજય જ પ્રશ્ન કરે તે યોગ્ય ગણાય.

× અહીં પણ 'भीष्म उवाच' ને બદલે 'वैशंपायन उवाच' એમ હોવું જોઈએ; કેમ કે અધ્યાયના આરંભમાં વૈશંપાયને જ દક્ષયજ્ઞની કથા જનમેજયને કહેવા માંડી છે, માટે અહીં પણ જનમેજયના પ્રશ્નનો ઉત્તર વૈશંપાયને જ આપવો જોઈએ.

\+ અહીંથી આરંભીને શિવસહસ્રનામની શરૂઆત થાય છે, તેમાંથી આ ૭૪મા શ્લોકમાં દેવ, દેવેશ, દેવારિબલસૂદન, દેવેંદ્રબલવિષ્ટંભ અને દેવદાનવપૂજિત આ પાંચ નામો છે; અને તે પ્રમાણે જ હવે પછીના પ્રત્યેક શ્લોકમાંનાં નામો નીચે ટિપ્પણ તરીકે શ્લોકના અંક સાથે આપવામાં આવ્યાં છે.

૭૫મા શ્લોકમાં સહસ્રાક્ષ, વિરૂપાક્ષ, ત્ર્યક્ષ, યક્ષાધિપપ્રિય, સર્વતઃપાણિપાદાંત અને સર્વતોક્ષિશિરોમુખ એવાં ૭ નામો છે.

૭૬મા શ્લોકમાં સર્વતઃશ્રુતિમાન્, સર્વવ્યાપક, શંકુકર્ણ, મહાકર્ણ, કુંભકર્ણ અને અર્ણવાલય એવાં ૭ નામો છે.

૭૭મા શ્લોકમાં ગજેંદ્રકર્ણ, ગોકર્ણ, પાણિકર્ણ, શતોદર, શતાવર્ત અને શતજિહ્વ-એવાં ૭ નામો છે.

વળી ગજેંદ્રકર્ણ, ગોકર્ણ અને પાણિકર્ણ પણ તમે પોતે જ છો તમે સેંકડો ઉદરવાળા છો, સેંકડો આવર્ત(સંસાર)વાળા છો, (અર્થાત્ સેંકડો વાર જીવરૂપે સંસારમાં ફર્યા કરો છો,) અને સેંકડો જિહ્વાવાળા છો, (અર્થાત્ તમે સર્વ જગતરૂપ છો) હું તમને નમસ્કાર કરું છું ૭૭

**गायंति त्वा गायत्रिणोऽर्चन्त्यर्कमर्किणः ।**
**ब्रह्माणं त्वा शतक्रतुमूर्ध्वं खमिव मेनिरे ॥७८॥**

ત્રિકાળસંધ્યાનું ઉપાસન કરનારા પુરુષો ગાયત્રીનો જપ કરીને તમારું જ ગાન કરે છે, સૂર્યના ઉપાસકો સૂર્યમંડળના અધિષ્ઠાતા તમને સૂર્યરૂપ માનીને પૂજે છે, બ્રહ્મદેવના ઉપાસકો તમને બ્રહ્મદેવ માનીને પૂજે છે, ઇંદ્રના ઉપાસકો તમને ઇંદ્રરૂપ માનીને પૂજે છે અને મનનશીલ મુનિઓ તમને સર્વ ઉપાધિથી રહિત, આકાશની પેઠે સર્વવ્યાપક, નિત્ય અને અસંગ માને છે ૭૮

**मूर्तौ हि ते महामूर्ते समुद्रांबरसन्निभ ।**
**सर्वा वै देवता ह्यस्मिन् गावो गोष्ठ इवासते ॥७९॥**

હે મહામૂર્તિ! તમે સમુદ્રની પેઠે ગંભીર છો, આકાશની પેઠે અનંત છો અને વાડામાં જેમ ગાયો રહે છે, તેમ પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ, સૂર્ય, ચંદ્ર અને યજમાન એમ અષ્ટરૂપ તમારી મૂર્તિમાં (શરીરમાં) સર્વ દેવતાઓ વસી રહ્યા છે.૭૯

**भवच्छरीरे पश्यामि सोममग्निं जलेश्वरम् ।**
**आदित्यमथ वै विष्णुं ब्रह्माणं च बृहस्पतिम् ॥८०**

હે ભવ! તમારા શરીરમાં ચંદ્રને, અગ્નિને, વરુણને, સૂર્યને, વિષ્ણુને, બ્રહ્મદેવને તથા બૃહસ્પતિને હું જોઉં છું.૮૦

**भगवन् कारणं कार्यं क्रिया करणमेव च ।**
**असतश्च सतश्चैव तथैव प्रभवाप्ययौ ॥ ८१ ॥**

૭૮મા શ્લોકમાં ગાયત્રીગેય, અર્ક, અર્કચ્ર્ય, બ્રહ્મા, શતક્રતુ, ઊર્ધ્વ અને ખતુલ્ય એવાં સાત નામો છે.

૭૯મા શ્લોકમાં 'સર્વદેવતામૂર્તિ' એવું એક નામ છે

૮૦મા શ્લોકમાં ભવ, સોમશરીર, અગ્નિશરીર, વરુણશરીર, આદિત્યશરીર, વિષ્ણુશરીર, બ્રહ્મશરીર અને બૃહસ્પતિશરીર એવાં આઠ નામો છે

૮૧મા શ્લોકમાં ભગવાન, કારણરૂપ, કાર્યરૂપ, ક્રિયારૂપ, કરણરૂપ અને સદસત્પ્રભવાપ્યય એવાં ૭ નામો છે.

હે ભગવન્! તમે કારણરૂપ છો, કાર્યરૂપ છો, ક્રિયારૂપ છો, કારણરૂપ છો અને સત્-અસત્રૂપ એવા આ જગતના ઉત્પાદક તથા સંહારક છો.૮૧

**नमो भवाय शर्वाय रुद्राय वरदाय च ।**
**पशूनांपतये नित्यं नमोऽस्त्वंधकघातिने ॥८२॥**

સર્વને ઉત્પન્ન કરનાર, સર્વનો સંહાર કરનાર, પાપને દૂર કરનાર, વરને આપનાર, પશુઓ(બ્રહ્માથી આરંભી સ્થાવર પર્યંતના જીવો)ના પતિ અને અંધકાસુરનો નાશ કરનાર શંકરને હું સર્વદા નમસ્કાર કરું છું.૮૨

**त्रिजटाय त्रिशीर्षाय त्रिशूलवरपाणिने ।**
**त्र्यंबकाय त्रिनेत्राय त्रिपुरघ्नाय वै नमः ॥८३॥**

ત્રણ જટાવાળા, ત્રણ મસ્તકવાળા, હાથમાં ત્રિશૂળને ધારણ કરનારા, શાસ્ત્ર, આચાર્ય અને ધ્યાનરૂપ ત્રણ નેત્રથી પ્રત્યક્ષ થનારા, (ચંદ્ર, સૂર્ય તથા અગ્નિરૂપ) ત્રણ નેત્રવાળા અને ત્રિપુરાસુરનો નાશ કરનારા મહાદેવને હું નમસ્કાર કરું છું.૮૩

**नमश्चंडाय कुंडाय अंडायांडधराय च ।**
**दंडिने समकर्णाय दंडिमुंडाय वै नमः ॥ ८४ ॥**

હે પ્રભો! તમે સર્વનો સંહાર કરો છો માટે 'ચંડ' કહેવાઓ છો, એક કુંડાની પેઠે સર્વને પોતાનામાં ધારણ કરી રાખો છો માટે 'કુંડ' કહેવાઓ છો, સમગ્ર બ્રહ્માંડરૂપ છો માટે 'અંડ' કહેવાઓ છો, બ્રહ્માંડને ધારણ કરો છો માટે 'અંડધર' કહેવાઓ છો, સર્વના શાસક છો માટે 'દંડી' કહેવાઓ છો, ભક્તોના પ્રત્યે સરળ છો અને દુષ્ટોના પ્રત્યે વક્ર છો માટે 'સમકર્ણ' કહેવાઓ છો અને નિરંતર સંન્યાસીની સ્થિતિમાં રહો છો માટે 'દંડિમુંડ' કહેવાઓ છો. હું તમને નમસ્કાર કરું છું.૮૪

**नमोर्ध्वदंष्ट्रकेशाय शुक्रायावतताय च ।**
**विलोहिताय धूम्राय नीलग्रीवाय वै नमः ॥८५॥**

૮૨મા શ્લોકમાં ભવ, શર્વ, રુદ્ર, વરદ, પશુપતિ અને અંધકઘાતી એવાં ૭ નામો છે

૮૩મા શ્લોકમાં ત્રિજટ, ત્રિશીર્ષ, ત્રિશૂલવરપાણિ, ત્ર્યંબક, ત્રિનેત્ર અને ત્રિપુરઘ્ન એવાં ૭ નામો છે

૮૪મા શ્લોકમાં ચંડ, કુંડ, અંડ, અંડધર, દંડી, સમકર્ણ અને દંડિમુંડ એવાં સાત નામો છે.

૮૫મા શ્લોકમાં ઊર્ધ્વ, દંષ્ટ્રકેશ, શુક્લ, અવતત,

જે ભગવાનની દાઢ તથા કેશ ઊભા છે, જેમનો વર્ણ ઉજ્જવળ છે, જેમનું સ્વરૂપ આખા જગતમા વિસ્તાર પામેલુ છે, જેમની મૂર્તિ, ઉત્પન્ન કરવાના સમયે રજોગુણી થાય છે, પ્રલય કરવાના સમયે તમોગુણી થાય છે અને પાલન કરવાના સમયે સત્ત્વ ગુણી થાય છે, તે ભગવાનને હુ નમસ્કાર કરું છુ.

**नमोऽस्त्वप्रतिरूपाय विरूपाय शिवाय च।**
**सूर्याय सूर्यमालाय सूर्यध्वजपताकिने ॥८६॥**

જેમના સમાન બીજો એક પણ દેવ નથી, જેમના સ્વરૂપો અનેક પ્રકારના છે, જેમનું ધામ પરમ કલ્યાણરૂપ અથવા તુરીય બ્રહ્મરૂપ છે, જેમની મૂર્તિ સૂર્યરૂપ છે, જેમનો નિવાસ સૂર્યમંડળમા છે અને જેમના રથની ધજા-પતાકા સૂર્ય સમાન પ્રકાશિત છે, તે શંકર ભગવાનને હુ નમસ્કાર કરુ છુ.[૮૬]

**नमः प्रमथनाथाय वृषस्कंधाय धन्विने।**
**शत्रुंदमाय दंडाय पर्णचीरपटाय च ॥८७॥**

જે મહેશ્વર પ્રમથ નામના ગણોના નાથ છે, વૃષભ સમાન કાંધવાળા છે, ધનુષને ધારણ કરનારા છે, શત્રુઓનુ દમન કરનારા છે, દંડને ધારણ કરનારા છે અને કેવળ પાંદડાના જ વસ્ત્રો પહેરનારા છે, તે પ્રભુને હુ નમસ્કાર કરુ છુ.[૮૭]

**नमो हिरण्यगर्भाय हिरण्यकवचाय च।**
**हिरण्यकृतचूडाय हिरण्यपतये नमः ॥८८॥**

જેમના શરીરમા હિરણ્ય (બ્રહ્માંડ) વસી રહ્યુ છે, જેમનો નિવાસ આખા બ્રહ્માંડમા છે, જેમણે આખા બ્રહ્માંડને પોતાની શિખારૂપ કર્યું છે અને જે આખા બ્રહ્માંડના પતિ છે, તે મહાદેવને હુ નમસ્કાર કરું છુ.[૮૮]

**नमः स्तुताय स्तुत्याय स्तूयमानाय वै नमः।**
**सर्वाय सर्वभक्षाय सर्वभूतांतरात्मने ॥८९॥**

આખા જગતે જેમની સ્તુતિ કરેલી છે, જે સ્તુતિ કરવા યોગ્ય છે, જેમની સર્વ દેવો સ્તુતિ કરી રહ્યા છે, જે સમગ્ર વિશ્વરૂપ છે, જે સર્વને સંહાર કરનારા છે અને જે પ્રાણીમાત્રના અંતરાત્મ છે, તે દેવને હુ નમસ્કાર કરુ છું.[૮૯]

**नमो होत्रेऽथ मंत्राय शुक्लध्वजपताकिने।**
**नमो नाभाय नाभ्याय नमः कटकटाय च ॥९०**

જે પરમાત્મા હોતારૂપ છે, વેદોના મંત્રરૂપ છે શ્વેત વર્ણની ધજાપતાકાવાળા છે, માત્ર પોતાન નાભિમા જગતને ધારણ કરનારા છે, સકલ વિશ્વન નાભિરૂપ છે અને આવરણ કરનારાઓને પણ આવર કરનારા છે, તે પરમેશ્વરને હુ નમસ્કાર કરુ છુ [૯૦]

**नमोऽस्तु कृशनासाय कृशांगाय कृशाय च।**
**संहृष्टाय विहृष्टाय नमः किलकिलाय च ॥९१॥**

જેમની નાસિકા કૃશ છે, જેમનુ અંગ પણ કૃશ છે, જે પોતે પણ કૃશ છે, જેમનુ સ્વરૂપ અતિ આનંદમય છે, જેમને સદાકાળ હર્ષ રહે છે અને કિલકિલ આદિ શબ્દવિશેષો જેમનુ રૂપ છે, તે ભગવાનને હું નમસ્કાર કરુ છુ.[૯૧]

**नमोऽस्तु शयमानाय शयितायोत्थिताय च।**
**स्थिताय धावमानाय मुंडाय जटिलाय च ॥९२॥**

જે દેવ પ્રાણીમાત્રમા નિવાસ કરી રહ્યા છે યોગનિદ્રામા શયન કરી રહેલા છે, સર્વદા જાગ્રત રહેલા છે, સર્વત્ર સ્થિતિ કરી રહ્યા છે, સદાકાળ ગતિવાળા છે, સન્યાસીરૂપ છે અને બ્રહ્મચારી છે તે દેવને હું નમસ્કાર કરુ છુ.[૯૨]

**नमो नर्तनशीलाय मुखवादित्रवादिने।**
**नाद्योपहारलुब्धाय गीतवादित्रशालिने ॥९३॥**

તાંડવનૃત્ય કરવાનો જેમનો સ્વભાવ છે, મુખથી વાદિત્ર વગાડવાનુ જેમને પ્રિય છે, નદીના કમળો

---

નિલોહિત, ધૂમ્ર અને નીલગ્રીન એવા ૭ નામો છે

૮૬મા શ્લોકમા અપ્રતિરૂપ, વિરૂપ, શિવ, સૂર્ય, સૂર્યમાલ અને સૂર્યધ્વજપતાકી એવા છ નામો છે

૮૭મા શ્લોકમા પ્રથમનાથ, વૃષસ્કંધ, ધન્વી, શત્રુદમ, દંડ અને પર્ણચીરપટ એવા ૭ નામો છે.

૮૮મા શ્લોકમા હિરણ્યગર્ભ, હિરણ્યકવચ, હિરણ્યચૂડ અને હિરણ્યપતિ એવા ચાર નામો છે

૮૯મા શ્લોકમા સ્તુત, સ્તુત્ય, સ્તૂયમાન, સર્વ, સર્વભક્ષ અને સર્વભૂતાંતરાત્મા એવા ૭ નામો છે.

૯૦મા શ્લોકમા હોતા, મંત્ર, શુક્લધ્વજપતાકી, નાભ, નાભ્ય અને કટકટ એવા ૭ નામો છે

૯૧મા શ્લોકમા કૃશનાસ, કૃશાંગ, કૃશ, સંહૃષ્ટ, વિહૃષ્ટ અને કિલકિલ એવા ૭ નામો છે

૯૨મા શ્લોકમા શયમાન, શયિત, ઉત્થિત, સ્થિત ધાવમાન મુંડ અને જટિલ એવા સાત નામો છે

૯૩મા શ્લોકમા નર્તનશીલ, મુખવાદિત્રવાદી નાદ્યોપહારલુબ્ધ અને ગીતવાદિત્રશાલી એવા ચાર નામો છે.

ની પૂજાથી જેમને આનંદ થાય છે અને ગીત તથા વાદિત્રથી જે શોભી રહ્યા છે, તે શંકરને હું નમસ્કાર કરું છું.[૯૩]

**नमो ज्येष्ठाय श्रेष्ठाय बलप्रमथनाय च ।**
**कालनाथाय कल्याय क्षयायोपक्षयाय च ॥९४॥**

જે સર્વના કરતાં જ્યેષ્ઠ (વયમાં અધિક) છે, સર્વના કરતાં શ્રેષ્ઠ છે, બળનું અભિમાન ધરાવનારા ઇદ્રનો પરાજય કરનાર છે, કાળના પણ નાથ છે, સર્વના કરતાં સમર્થ છે, મહાપ્રલયને કરનારા છે અને અવાંતરપ્રલયને કરનારા છે, તે મહાદેવને હું નમસ્કાર કરું છુ.[૯૪]

**भीमदुंदुभिहासाय भीमव्रतधराय च ।**
**उग्राय च नमो नित्यं नमोऽस्तु दशबाहवे ॥९५॥**

ભયકર દુંદુભિના શબ્દ જેવું અટ્ટહાસ્ય કરનાર, ભયંકર વ્રતને ધારણ કરનાર, નિત્ય ઉગ્ર મૂર્તિ અને દશ બાહુઓને ધારણ કરનાર ભગવાન શંકરને હું નમસ્કાર કરું છું.[૯૫]

**नमः कपालहस्ताय चितिभस्मप्रियाय च ।**
**विभीषणाय भीष्माय भीमव्रतधराय च ॥ ९६ ॥**

હાથમાં કપાલને ધારણ કરનાર, ચિતાની ભસ્મને પ્રિય માનનાર, સર્વદા નિર્ભય સ્થિતિમાં રહેનાર, દુષ્ટોને ભય ઉપજાવનાર અને શમદમાદિક તીક્ષ્ણ વ્રતોને ધારણ કરનાર શિવને હું નમસ્કાર કરું છું.[૯૬]

**नमो विकृतवक्त्राय खड्गजिह्वाय दंष्ट्रिणे ।**
**पक्वाममांसलुब्धाय तुंबीवीणाप्रियाय च ॥९७॥**

જેમનું મુખ વિકૃત (ઘાવવાળું) છે, જેમની જિહ્વા તલવાર સમાન તીક્ષ્ણ છે, જેમની દાઢો પણ તીક્ષ્ણ છે, જેમને યજ્ઞનું રાંધેલું માંસ તથા શ્મશાનનું નહિ રાંધેલું માંસ પ્રિય છે અને તુંબડાંની વીણા વગાડવામાં જેમને પ્રીતિ છે, તે શંકરને હું નમસ્કાર કરું છું.[૯૭]

૯૪ મા શ્લોકમા જ્યેષ્ઠ, શ્રેષ્ઠ, બલપ્રમથન, કાલનાથ, કલ્ય, ક્ષય અને ઉપક્ષય-એવાં સાત નામો છે.

૯૫ મા શ્લોકમાં ભીમદુંદુભિહાસ, ભીમવ્રતધર, ઉગ્ર અને દશબાહુ-એવાં ચાર નામો છે.

૯૬ મા શ્લોકમાં કપાલહસ્ત, ચિતિભસ્મપ્રિય, વિભીષણ, ભીષ્મ, ભીમ અને વ્રતધર એવાં ૭ નામો છે.

૯૭ મા શ્લોકમાં વિકૃતવક્ત્ર, ખડ્ગજિહ્વ, દંષ્ટ્રી, પકવામમાંસલુબ્ધ અને તુંબીવીણાપ્રિય એવાં પાંચ નામો છે.

**नमो वृषाय वृष्याय गोवृषाय वृषाय च ।**
**कटंकटाय दंडाय नमः पचपचाय च ॥ ९८ ॥**

વૃષ્ટિને વરસાવનારા, ધર્મની વૃદ્ધિ કરનારા, નંદીસ્વરૂપ, ધર્મસ્વરૂપ, કાળસ્વરૂપ, સર્વના નિયંતા અને પ્રાણીમાત્રનો સંહાર કરનારા મહાદેવને હું નમસ્કાર કરું છું.[૯૮]

**नमः सर्ववरिष्ठाय वराय वरदाय च ।**
**वरमाल्यगंधवस्त्राय वरातिवरदे नमः ॥ ९९ ॥**

સર્વના કરતા શ્રેષ્ઠ વરરૂપ, વરદાન આપનારા, ઉત્તમ માળા, શ્રેષ્ઠ ગંધ (ચંદન) અને કિંમતી વસ્ત્રોને ધારણ કરનારા તથા પોતાના ભક્તોને ઇચ્છા ઉપરાંત વરદાન આપનારા શંકરને હું નમસ્કાર કરું છું.[૯૯]

**नमो रक्तविरक्ताय भावनायाक्षमालिने ।**
**संभिन्नाय विभिन्नाय च्छायायातपनाय च ॥१००**

જે ભગવાન ભક્તોના પર રાગી છે, વિષયો પર વિરાગી છે, નિત્ય ધ્યાનાવસ્થામાં જ રહેનારા છે, રુદ્રાક્ષને ધારણ કરનારા છે, કારણરૂપે સર્વ પદાર્થમાં રહેલા છે, કાર્યરૂપે સર્વનાથી ભિન્ન છે, ગૃહ, વૃક્ષ આદિરૂપે છાયાવાળા છે અને સૂર્ય આદિના પ્રકાશરૂપ છે, તે ભગવાનને હું નમસ્કાર કરું છું.[૧૦૦]

**अघोरघोररूपाय घोरघोरतराय च ।**
**नमः शिवाय शांताय नमः शांततमाय च ॥१०१**

જેમનું સ્વરૂપ ઘોર નથી, છતાં ઘોરના જેવું જણાય છે, જેમને અજ્ઞાનીઓ અત્યંત ઘોર કહે છે, જેમની મૂર્તિ મંગલમય, શાંત અને અતિશય સૌમ્ય છે, તે શંકરદેવને હું નમસ્કાર કરું છું.[૧૦૧]

**एकपाद्बहुनेत्राय एकशीर्ष्णे नमोऽस्तु ते ।**
**रुद्राय क्षुद्रलुब्धाय संविभागप्रियाय च ॥१०२॥**

૯૮ મા શ્લોકમા વૃષ, વૃષ્ય, ગોવૃષ, વૃષ, કટંકટ, દંડ અને પચપચ એવા સાત નામો છે.

૯૯ મા શ્લોકમા સર્વવરિષ્ઠ વર, વરદ, વરમાલ્યગંધવસ્ત્ર અને અતિવરદ એવા પાચ નામો છે.

૧૦૦ મા શ્લોકમા રક્ત, વિરક્ત, ભાવન, અક્ષમાલી, સંભિન્ન, વિભિન્ન, છાયા અને આતપન એવાં આઠ નામો છે.

૧૦૧ મા શ્લોકમા અઘોરઘોરરૂપ, ઘોરઘોરતર, શિવ, શાંત અને શાંતતમ એવા પાંચ નામો છે.

૧૦૨ મા શ્લોકમાં એકપાદ, બહુનેત્ર, એકશીર્ષ, રુદ્ર, ક્ષુદ્રલુબ્ધ અને સંવિભાગપ્રિય એવા ૭ નામો છે.

હે દેવ! તમે (આત્મારૂપ) એક ચરણવાળા છો, (જ્ઞાનરૂપ) અનેક નેત્રોને ધારણ કરનારા છો, (આનંદરૂપ) એક મસ્તકવાળા છો, રુદ્ર છો, અલ્પ ભક્તિથી પણ પ્રસન્ન થનારા છો અને યજ્ઞનો વિભાગ લઈ તૃપ્ત થનારા છો. હું તમને નમસ્કાર કરું છું.૧૦૨

**पंचालाय सितांगाय नमः शमशमाय च।**
**नमश्चंडिकघंटाय घंटायाघंटघंटिने ॥ १०३॥**

વિશ્વકર્મારૂપ, ઉજ્જવળ અંગવાળા, નિત્ય શાંત રહેનારા, શત્રુઓને ભય ઉપજાવનારી ઘંટાને ધારણ કરનારા, ઘંટાના નાદરૂપ અને અનાહત ધ્વનિરૂપ ભગવાન શંકરને હું નમસ્કાર કરું છું.૧૦૩

**सहस्राध्मातघंटाय घंटामालाप्रियाय च।**
**प्राणघंटाय गंधाय नमः कलकलाय च॥१०४॥**

હજારો પુરુષોએ જેમને માટે ઘંટાનાદ કરેલો છે; ઘંટાઓની માળા જેમને પ્રિય છે; પાંચ પ્રકારનો વાયુ જ જેમના ઘંટાનાદને ઠેકાણે છે અને ગંધ તથા કોલાહલ જેમનું સ્વરૂપ છે, તે મહાદેવને હું નમસ્કાર કરું છું.૧૦૪

**हूंहूंहूंकारपाराय हूंहूंकारप्रियाय च।**
**नमः शमशमे नित्यं गिरिवृक्षालयाय च॥१०५॥**

ત્રણ હુંકારરૂપ જે ત્રણ લોક (ભૂર્લોક, ભુવર્લોક અને સ્વર્લોક) તેથી પર રહેલા, અર્થાત્ તુરીય શાંત બ્રહ્મસ્વરૂપ, ક્રોધરહિત બે હુંકાર જેમને પ્રિય છે, જેમનું સ્વરૂપ અત્યંત શાંત છે અને જેમનો નિવાસ કૈલાસ ઉપરનાં વૃક્ષ નીચે છે, તે શંકર ભગવાનને હું નમસ્કાર કરું છું.૧૦૫

**गर्भमांसशृगालाय तारकाय तराय च।**
**नमो यज्ञाय यजिने हुताय प्रहुताय च॥१०६॥**

જે દેવ યજ્ઞમાં અમૃતાહુતિરૂપ ગણાતી પશુના હૃદયમાં રહેલી ધાતુનું પ્રાશન કરવામાં શિયાળની પેઠે લુબ્ધ છે, યજ્ઞના ભોક્તા થઈને પાપમાંથી મુક્ત કરનારા છે, યજ્ઞની સામગ્રીરૂપ છે, યજ્ઞસ્વરૂપ છે, યજમાનરૂપ છે, બ્રાહ્મણોના મુખ દ્વારા તૃપ્ત થનારા છે અને અગ્નિ દ્વારા હવિષનો સ્વીકાર કરનારા છે, તે દેવને હું નમસ્કાર કરું છું.૧૦૬

**यज्ञवाहाय दांताय तप्यायातपनाय च।**
**नमस्तटाय तट्याय तटानां पतये नमः॥१०७॥**

વળી જે ઋત્વિજ વગેરેના રૂપે યજ્ઞનો નિર્વાહ કરનારા છે, જિતેંદ્રિય છે, સત્ત્વગુણમય છે. રજોગુણમય છે, નદી આદિ જળાશયરૂપ છે અને સમુદ્રરૂપ છે, તે ભગવાનને હું નમસ્કાર કરું છું.૧૦૭

**अन्नदायान्नपतये नमस्त्वन्नभुजे तथा।**
**नमः सहस्रशीर्षाय सहस्रचरणाय च॥ १०८॥**

અન્નના દાતા, અન્નના પતિ, અન્નના ભોક્તા, હજારો મસ્તકોવાળા અને હજારો ચરણોવાળા શંકરને હું નમસ્કાર કરું છું.૧૦૮

**सहस्रोद्यतशूलाय सहस्रनयनाय च।**
**नमो बालार्कवर्णाय बालरूपधराय च॥ १०९॥**

જેમણે હજારો ત્રિશૂલો ઉગામેલાં છે, જેમને હજારો નેત્રો છે, જેમનો વર્ણ બાલસૂર્યના જેવો છે અને જેમણે બાળસ્વરૂપ ધારણ કરેલું છે તે મહાદેવને હું નમસ્કાર કરું છું.૧૦૯

**बालानुचरगोप्ताय बालक्रीडनकाय च।**
**नमो वृद्धाय लुब्धाय क्षुब्धाय क्षोभणाय च॥**

પોતાના બાળકરૂપ ભક્તોનું રક્ષણ કરનારા, બાળકના રમકડાની પેઠે રાગદ્વેષથી મુક્ત રહેનારા, સર્વના કરતાં વૃદ્ધ, ભક્તોનો અનુગ્રહ કરવામાં લુબ્ધ, જીવરૂપે ક્ષોભ પામેલા અને પરમાત્મારૂપે પ્રકૃતિને ક્ષોભ પમાડનારા દેવ શંકરને હું નમસ્કાર કરું છું.૧૧૦

---

૧૦૩મા શ્લોકમાં પંચાલ, સિતાંગ, શમશમ, ચંડિકઘંટ, ઘંટ અને અઘંટઘંટી એવાં ૭ નામો છે.

૧૦૪મા શ્લોકમાં સહસ્રાધ્માતઘંટ, ઘંટામાલાપ્રિય, પ્રાણઘંટ, ગંધ અને કલકલ એવાં પાંચ નામો છે.

૧૦૫મા શ્લોકમાં હૂંહૂંહૂંકારપાર, હૂંહૂંકારપ્રિય, શમશમ અને ગિરિવૃક્ષાલય એ ચાર નામો છે.

૧૦૬મા શ્લોકમાં ગર્ભમાંસશૃગાલ, તારક, તર, યજ્ઞ, યજમાન, હુત ને પ્રહુત આવાં સાત નામો છે.

૧૦૭મા શ્લોકમાં યજ્ઞવાહ, દાંત, તપ્ય, આતપન, તટ, તટ્ય અને તટપતિ એવાં સાત નામો છે.

૧૦૮મા શ્લોકમાં અન્નદ, અન્નપતિ, અન્નભુક્, સહસ્રશીર્ષ અને સહસ્રચરણ એવાં પાંચ નામો છે.

૧૦૯મા શ્લોકમાં સહસ્રોદ્યતશૂલ, સહસ્રનયન, બાલાર્કવર્ણ અને બાલરૂપધર એવાં ચાર નામો છે.

૧૧૦મા શ્લોકમાં બાલાનુચરગોપ્તા, બાલક્રીડનક, વૃદ્ધ, લુબ્ધ, ક્ષુબ્ધ અને ક્ષોભણ એવાં ૭ નામો છે.

**तरंगांकितकेशाय मुंजकेशाय वै नमः ।**
**नमः षट्कर्मतुष्टाय त्रिकर्मनिरताय च ॥१११॥**

જેમના કેશ ગંગાના તરંગોથી ચિહ્નિત છે, જેમના કેશ મુંજ નામના ઘાસ જેવા પિંગટ છે, યજન–યાજન, અધ્યયન–અધ્યાપન, દાન તથા પ્રતિગ્રહ એ છ કર્મોથી જે પ્રસન્ન થાય છે અને યજન, અધ્યયન તથા દાન એ ત્રણ કર્મોમાં જે આસક્ત રહે છે, તે શંકર ભગવાનને હું નમસ્કાર કરું છું.[૧૧૧]

**वर्णाश्रमाणां विधिवत् पृथक्कर्म निवर्तिने ।**
**नमो घुष्याय घोषाय नमः कलकलाय च ॥११२**

વર્ણાશ્રમોનાં ભિન્ન ભિન્ન કર્મોની વિધિપૂર્વક વ્યવસ્થા કરનાર, વેદના ઘોષથી સ્તુતિ કરવા યોગ્ય, સર્વ પ્રકારના ઘોષસ્વરૂપ અને અસ્પષ્ટ કલકલ શબ્દ રૂપ ભગવાન શંકરને હું નમસ્કાર કરું છું.[૧૧૨]

**श्वेतपिंगलनेत्राय कृष्णरक्तेक्षणाय च ।**
**प्राणभग्नाय दंडाय स्फोटनाय कृशाय च ॥११३**

જેમનાં નેત્ર શ્વેત અને પિંગટ વર્ણનાં છે, જેમનાં નેત્રનો છેડો શ્યામ તથા રાતો છે, જેમણે શ્વાસવાયુને જીત્યો છે, જેમનું આયુધ શત્રુને ચીરી નાખનારું છે અને જેમનું શરીર કૃશ છે, તે દંડ મૂર્તિ મહાદેવને હું નમસ્કાર કરું છું.[૧૧૩]

**धर्मकामार्थमोक्षाणां कथनीयकथाय च ।**
**सांख्याय सांख्यमुख्याय सांख्ययोगप्रवर्तिने ॥**

જેમની કથા કહેવાથી ધર્મ, કામ, અર્થ અને મોક્ષ એ ચારે પુરુષાર્થોની પ્રાપ્તિ થાય છે, નિરીશ્વર સાંખ્યવાદી કપિલ અને સેશ્વર સાંખ્યવાદી પતંજલિ જેમનો અવતાર ગણાય છે અને લોકો ઉપર અનુગ્રહ કરવા માટે વેદાંતવિચારરૂપ સાંખ્યની તથા નિદિધ્યાસનરૂપ યોગની જેમણે પ્રવૃત્તિ કરી છે, તે પરમ દેવને હું નમસ્કાર કરું છું.[૧૧૪]

**नमो रथ्यविरथ्याय चतुष्पथरथाय च ।**
**कृष्णाजिनोत्तरीयाय व्यालयज्ञोपवीतिने ॥ ११५**

કોઈ સમયે રથમાં બેસીને જગતમાં વિચરનારા, કોઈ સમયે રથ વિના પણ વિચરનારા; જળ, અગ્નિ, વાયુ તથા આકાશમાં પણ રથને ગતિમાન કરનારા, કાળા મૃગચર્મને ધારણ કરનારા અને સર્પની જનોઈ પહેરનારા શંકરને હું નમસ્કાર કરું છું.[૧૧૫]

**ईशान वज्रसंघात हरिकेश नमोऽस्तु ते ।**
**त्र्यंबकांबिकनाथाय व्यक्ताव्यक्त नमोऽस्तु ते ॥**

હે સર્વના નિયંતા ! હે વજ્ર સમાન કઠિન શરીરવાળા ! હે પિંગળા કેશવાળા ! હે ત્રણ નેત્રવાળા ! હે અંબિકાના નાથ ! હે કાર્યસ્વરૂપ ! હે કારણસ્વરૂપ ! હું તમને નમસ્કાર કરું છું.[૧૧૬]

**काम कामद कामघ्न तृप्तातृप्तविचारिणे ।**
**सर्व सर्वद सर्वघ्न संध्याराग नमोऽस्तु ते ॥११७**

હે કામસ્વરૂપ ! તમે સર્વ કામનાઓને પૂર્ણ કરનારા છો, કામદેવનો નાશ કરનારા છો, તૃપ્ત તથા અતૃપ્તનો વિચાર કરનારા છો, સર્વસ્વરૂપ છો. સર્વ પદાર્થોને આપનારા છો, સર્વનો સંહાર કરનારા છો અને સંધ્યાકાળ સમાન કાંતિવાળા છો. હું તમને નમસ્કાર કરું છું.[૧૧૭]

**महामेघचयप्रख्य महाकाल नमोऽस्तु ते ।**
**स्थूलजीर्णांगजटिले वल्कलाजिनधारिणे ॥ ११८**

હે મહાકાળ ! મોટા મેઘસમુદાયના જેવી શોભાવાળા, સ્થૂળ શરીરને ધારણ કરનારા, સર્વાંગે જીર્ણ જણાતા, જટિલની પેઠે આચરણ કરનારા અને

---

૧૧૧ મા શ્લોકમાં તરંગાંકિતકેશ, મુંજકેશ, ષટ્કર્મતુષ્ટ અને ત્રિકર્મનિરત એવાં ચાર નામો છે.

૧૧૨મા શ્લોકમાં વર્ણાશ્રમકર્મના પ્રવર્તક, ઘુષ્ય, ઘોષ અને કલકલ એવાં ચાર નામો છે.

૧૧૩મા શ્લોકમાં શ્વેતપિંગલનેત્ર, કૃષ્ણરક્તેક્ષણ, પ્રાણભગ્ન, દંડ, સ્ફોટન અને કૃશ એવાં છ નામો છે.

૧૧૪મા શ્લોકમાં ધર્મકામાર્થમોક્ષદકથ, સાંખ્ય, સાંખ્યમુખ્ય અને સાંખ્યયોગપ્રવર્તક એવાં ચાર નામો છે.

૧૧૫મા શ્લોકમાં રથ્યવિરથ્ય, ચતુષ્પથરથ, કૃષ્ણાજિનોત્તરીય અને વ્યાલયજ્ઞોપવીતી એવાં ચાર નામો છે.

૧૧૬ મા શ્લોકમાં ઈશાન, વજ્રસંઘાત, હરિકેશ, ત્ર્યંબક, અંબિકાનાથ, વ્યક્ત અને અવ્યક્ત એવાં સાત નામો છે.

૧૧૭મા શ્લોકમાં કામ, કામદ, કામઘ્ન, તૃપ્તાતૃપ્તવિચારી, સર્વ, સર્વદ, સર્વઘ્ન અને સંધ્યારાગ એવાં આઠ નામો છે.

૧૧૮ મા શ્લોકમાં મહામેઘચયપ્રખ્ય, મહાકાલ, સ્થૂળ, જીર્ણાંગ, જટિલ અને વલ્કલાજિનધારી એવાં છ નામો છે.

વલ્કલ તથા મૃગચર્મને ધારણ કરનારા તમને હું નમસ્કાર કરું છું.[૧૧૮]

दीप्तसूर्याग्निजटिले वल्कलाजिनवाससे ।
सहस्रसूर्यप्रतिम तपोनित्य नमोऽस्तु ते ॥११९

હે સહસ્ર સૂર્ય સમાન તેજસ્વી! હે નિત્ય તપોનિષ્ઠ! પ્રદીપ્ત સૂર્ય તથા અગ્નિ સમાન જટાવાળા અને વલ્કલ તથા મૃગચર્મને ધારણ કરનારા! તમને હું નમસ્કાર કરું છું.[૧૧૯]

उन्मादन शतावर्त गंगातोयार्द्रमूर्धज ।
चन्द्रावर्त युगावर्त मेघावर्त नमोऽस्तु ते ॥१२०

હે સર્વને મોહ ઉપજાવનારા પ્રભો! તમારા કેશ સેંકડો ઘૂમરીઓવાળા ગંગાના જળથી હમેશાં ભીના રહે છે. વળી તમે ચંદ્ર, યુગ તથા મેઘમંડળને નિત્ય ભમાવ્યા કરો છો. હું તમને નમસ્કાર કરું છું.[૧૨૦]

त्वमन्नमत्ता भोक्ता च अन्नदोऽन्नभुगेव च ।
अन्नस्रष्टा च पक्ता च पक्वभुक् पवनोऽनलः ॥१२१

હે ભગવન્! તમે અન્નસ્વરૂપ છો, અન્નનું ભક્ષણ કરનાર છો, અન્નના ભોક્તા છો, અન્નના દાતા છો, અન્નના પાલક છો, અન્નના સ્રષ્ટા છો, અન્નનું પાચન કરનારા છો, પકવ અન્નનું પ્રાશન કરનારા છો, પવન રૂપ છો અને અગ્નિ સ્વરૂપ છો.[૧૨૧]

जरायुजांडजाश्चैव स्वेदजाश्च तथोद्भिजाः ।
त्वमेव देव देवेश भूतग्रामश्चतुर्विधः ॥ १२२ ॥

હે દેવ! હે દેવોના ઈશ્વર! જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ્જ એ ચારે પ્રકારનાં પ્રાણીઓરૂપ તમે પોતે જ છો.[૧૨૨]

चराचरस्य स्रष्टा त्वं प्रतिहर्ता तथैव च ।
त्वामाहुर्ब्रह्म विदुषो ब्रह्मब्रह्मविदांवर ॥१२३॥

હે બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ ભગવન્! તમે સ્થાવર-જંગમ પ્રાણીઓને ઉત્પન્ન કરનારા છો, તેઓનો સંહાર કરનારા છો અને બ્રહ્મવેત્તા વિદ્વાનો તમને જ પરબ્રહ્મ કહે છે.[૧૨૩]

मनसः परमा योनि खं वायुर्ज्योतिषां निधिः ।
ऋक्सामानि तथोंकारमाहुस्त्वां ब्रह्मवादिनः ॥

બ્રહ્મવાદીઓ તમને મનનું પરમ ઉત્પત્તિકારણ કહે છે; આકાશ, વાયુ અને તેજના નિધિ કહે છે અને ઋગ્વેદ, સામવેદ તથા ૐકારરૂપ પણ તમને જ કહે છે.[૧૨૪]

हायि हायि हुवा हायि हावु हायि तथाऽसकृत् ।
गायंति त्वां सुरश्रेष्ठ सामगा ब्रह्मवादिनः ॥१२५

હે મહાદેવ! સામનું ગાન કરનારા બ્રહ્મવાદીઓ 'હાયિ, હાયિ; હુવા, હાયિ; હાવુ હાયિ;' વગેરે સ્તોત્રોનો વારંવાર ઉચ્ચાર કરીને તમારું જ ગાન કરે છે.[૧૨૫]

यजुर्मयो ऋङ्मयश्च त्वमाहुतिमयस्तथा ।
पठयसे स्तुतिभिश्चैव वेदोपनिषदां गणैः ॥१२६॥

તમે યજુર્વેદરૂપ છો, ઋગ્વેદરૂપ છો અને આહુતિરૂપ છો. વેદો તથા ઉપનિષદો તમારી જ સ્તુતિઓ કર્યા કરે છે.[૧૨૬]

ब्राह्मणाः क्षत्रिया वैश्याः शूद्रा वर्णावराश्च ये ।
त्वमेव मेघसंघाश्च विद्युत्स्तनितगर्जितः ॥१२७॥

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને વર્ણસંકર

---

૧૧૯મા શ્લોકમાં દીપ્તસૂર્યાગ્નિજટિલ, વલ્કલાજિનવાસા, સહસ્રસૂર્યપ્રતિમ અને તપોનિત્ય એવાં ચાર નામો છે.

૧૨૦મા શ્લોકમાં ઉન્માદન, શતાવર્ત, ગંગાતોયાર્દ્રમૂર્ધજ, ચંદ્રાવર્ત, યુગાવર્ત અને મેઘાવર્ત એવાં ૭ નામો છે.

૧૨૧મા શ્લોકમાં અન્ન, અત્તા, ભોક્તા, અન્નદ, અન્નભુક્, અન્નસ્રષ્ટા, પક્તા, પકવભુક્, પવન અને અનલ એવાં દશ નામો છે.

૧૨૨મા શ્લોકમાં જરાયુજરૂપ, અંડજરૂપ, સ્વેદજરૂપ, ઉદ્‌ભિજ્જરૂપ, દેવ, દેવેશ અને ચતુર્વિધ ભૂતસમુદાયરૂપ એવાં સાત નામો છે.

૧૨૩મા શ્લોકમાં ચરાચરસ્રષ્ટા, ચરાચરપ્રતિહર્તા, બ્રહ્મ અને બ્રહ્મવિદાંવર–એવાં ચાર નામો છે.

૧૨૪મા શ્લોકમાં મનોયોનિ, ખનિધિ, વાયુનિધિ, જ્યોતિર્નિધિ, ઋગ્વેદ, સામવેદ અને ૐકાર એવાં સાત નામો છે.

૧૨૫મા શ્લોકમાં હાયિહાયિ, હુવાહાયિ, હાવુહાયિ, સુરશ્રેષ્ઠ અને બ્રહ્મવાદીગેય એવાં પાંચ નામો છે.

૧૨૬મા શ્લોકમાં યજુર્મય, ઋઙ્મય, આહુતિમય અને વેદોપનિષદ્ગણસ્તુતિપઠનીય એવાં ચાર નામો છે.

૧૨૭મા શ્લોકમાં બ્રાહ્મણરૂપ, ક્ષત્રિયરૂપ, વૈશ્યરૂપ, શૂદ્રરૂપ, સંકરરૂપ, મેઘરૂપ, વિદ્યુતરૂપ, સ્તનિતરૂપ અને ગર્જિતરૂપ એવાં નવ નામો છે.

જાતિરૂપ તમે જ છો, તમે જ મેઘમંડલરૂપ છો, વીજળીરૂપ છો અને વૃષ્ટિયુક્ત મેઘગર્જના તથા વૃષ્ટિરહિત મેઘગર્જના પણ તમે જ છો. ૧૨૭

**संवत्सरस्त्वमृतवो मासो मासार्धमेव च ।**
**युगं निमेषाः काष्ठास्त्वं नक्षत्राणि ग्रहाः कलाः ॥**

તમે જ સંવત્સર, ઋતુઓ, માસ, પક્ષ, યુગ, નિમેષ, કાષ્ઠા, નક્ષત્રો, ગ્રહો અને કલારૂપ છો. ૧૨૮

**वृक्षाणां ककुदोऽसि त्वं गिरिणां शिखराणि च ।**
**व्याघ्रो मृगाणा पततां तार्क्ष्योऽनंतश्च भोगिनाम् ॥**

તમે વૃક્ષોમા વડ, પીપળા વગેરે મુખ્ય વૃક્ષરૂપ છો, પર્વતોમા શિખરોરૂપ છો, મૃગાદિ પશુઓમા વ્યાઘ્રરૂપ છો, પક્ષીઓમા ગરુડરૂપ છો અને સર્પોમા શેષનાગરૂપ છો. ૧૨૯

**क्षीरोदो ह्युदधीनां च यंत्राणां धनुरेव च ।**
**वज्रःप्रहरणानां च व्रतानां सत्यमेव च ॥१३०॥**

તમે સર્વ સમુદ્રોમા ક્ષીરસમુદ્રરૂપ છો, યંત્રોમા ધનુષરૂપ છો, આયુધોમા વજ્રરૂપ છો અને વ્રતોમા સત્યરૂપ છો. ૧૩૦

**त्वमेव द्वेष इच्छा च रागो मोहः क्षमाऽक्षमे ।**
**व्यवसायो धृतिर्लोभः कामक्रोधौ जयाजयौ ॥**

તમે જ દ્વેષ, ઇચ્છા, રાગ, મોહ, ક્ષમા, અક્ષમા, વ્યવસાય, ધૃતિ, લોભ, કામ, ક્રોધ, જય અને પરાજયરૂપ છો. ૧૩૧

**त्वं गदी त्वं शरी चापि खट्वांगी झर्झरी तथा ।**
**छेत्ता भेत्ता प्रहर्ता त्वं नेता मंता पिता मतः ॥**

શાસ્ત્રકારો તમને ગદાધારી, બાણધારી, ખટ્વાંગધારી, ઝર્ઝરધારી, છેદનકર્તા, ભેદનકર્તા, પ્રહારકર્તા, નેતા, મનનકર્તા અને પિતા માને છે. ૧૩૨

**दशलक्षणसंयुक्तो धर्मोऽर्थः काम एव च ।**
**गंगा समुद्राः सरितः पल्वलानि सरांसि च ।**

તમે (અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઈશ્વર ધ્યાન અથવા ધૃતિ, ક્ષમા, ઇંદ્રિયનિગ્રહ, અસ્તેય, બાહ્યાભ્યંતર પવિત્રતા, માનસિક જય, બુદ્ધિ, વિદ્યા, સત્ય અને અક્રોધ એ) દશ લક્ષણવાળા ધર્મરૂપ છો, અર્થરૂપ છો, કામરૂપ છો, ગંગારૂપ છો, સમુદ્રરૂપ છો, નદીઓરૂપ છો, તળાવોરૂપ છો અને સરોવરરૂપ છો. ૧૩૩

**लतावल्ल्यस्तृणौषध्यः पशवो मृगपक्षिणः ।**
**द्रव्यकर्मसमारंभः कालः पुष्पफलप्रदः ॥१३४॥**

તમે લતા, વલ્લી, તૃણ, ઔષધિ, પશુ, મૃગ, અને પક્ષીરૂપ છો, દ્રવ્યકર્મના આરંભરૂપ છો અને પુષ્પો તથા ફળોને આપનારા કાળરૂપ છો. ૧૩૪

**आदिश्चांतश्च देवाना गायत्र्योंकार एव च ।**
**हरितो रोहितो नीलः कृष्णो रक्तस्तथारुणः ॥**
**कद्रुश्च कपिलश्चैव कपोतो मेचकस्तथा ॥ १३५ ॥**

તમે દેવોના આદિ તથા અંત છો, ગાયત્રીરૂપ છો અને ૐકારરૂપ છો. તમે લીલા, લાલ, વાદળી, કાળા, કસૂંબી, સંધ્યાના જેવા, પીળા, કાબરચીતરા, ભૂખરા અને કાળાશપડતા વર્ણરૂપ છો. ૧૩૫

**अवर्णश्च सुवर्णश्च वर्णकारो घनोपमः ।**
**सुवर्णनामा च तथा सुवर्णप्रिय एव च ॥१३६॥**

તમે વર્ણરહિત છો, વર્ણયુક્ત છો, વર્ણના સ્રષ્ટા

૧૨૮મા શ્લોકમા સંવત્સર, ઋતુ, માસ, પક્ષ, યુગ, નિમેષ, કાષ્ઠા નક્ષત્ર, ગ્રહ અને કલા એવા દશ નામો છે

૧૨૯મા શ્લોકમા અશ્વત્થ, ગિરિશિખર, વ્યાઘ્ર, ગરુડ અને શેષનાગ એવા પાંચ નામો છે

૧૩૦મા શ્લોકમા ક્ષીરસમુદ્ર, ધનુષ, વજ્ર અને સત્ય એવા ચાર નામો છે

૧૩૧મા શ્લોકમા દ્વેષ ઇચ્છા, રાગ, મોહ, ક્ષમા, અક્ષમા વ્યવસાય, ધૃતિ, લોભ, કામ, ક્રોધ, જય અને પરાજય એવા તેર નામો છે

૧૩૨મા શ્લોકમા ગદી, શરી ખટ્વાંગી, ઝર્ઝરી, છેત્તા, ભેત્તા, પ્રહર્તા, નેતા, મંતા અને પિતા એવા દશ નામો છે.

૧૩૩મા શ્લોકમા ધર્મ, અર્થ, કામ, ગંગારૂપ, સમુદ્રરૂપ, નદીરૂપ, તળાવરૂપ અને સરોવરરૂપ-એવા આઠ નામો છે

૧૩૪મા શ્લોકમા લતારૂપ, વલ્લીરૂપ તૃણરૂપ, ઔષધિરૂપ, પશુરૂપ, મૃગરૂપ, પક્ષીરૂપ, દ્રવ્યકર્મસમારંભ અને કાલ એવા નવ નામો છે

૧૩૫મા શ્લોકમા દેવાદ્યંત, ગાયત્રી, ૐકાર, હરિત, રોહિત, નીલ કૃષ્ણ, રક્ત અરુણ, કદ્રુ કપિલ, કપોત અને મેચક એવા તેર નામો છે

૧૩૬મા શ્લોકમા અવર્ણ, સુવર્ણ, વર્ણકાર, ઘનોપમ, સુવર્ણનામા તથા સુવર્ણપ્રિય એવા ૭ નામો છે.

છો, મેઘની ઉપમાને યોગ્ય છો, સુવર્ણ નામને ધારણ કરનારા છો અને સુવર્ણપ્રિય છો.[૧૩૬]

**त्वमिन्द्रश्च यमश्चैव वरुणो धनदोऽनलः**
**उपप्लवश्चित्रभानुः स्वर्भानुर्भानुरेव च ॥ १३७॥**

તમે ઇંદ્ર, યમ, વરુણ, કુબેર અને અગ્નિરૂપ છો; તેમ જ ગ્રહણ, ચિત્રભાનુ નામનો અગ્નિ, રાહુ તથા સૂર્ય પણ તમે જ છો.[૧૩૭]

**होत्रं होता च होम्यं च हुतं चैव तथा प्रभुः ।**
**त्रिसौपर्णं तथा ब्रह्म यजुषां शतरुद्रियम् ॥१३८॥**

જેની અંદર હોમ કરવામાં આવે છે તે અગ્નિ તમે છો, યજમાન તમે છો, હોમવાનુ હવિષ તમે છો, હોમેલુ દ્રવ્ય તમે છો, હોમ ફળને આપનાર ઈશ્વર તમે છો, ત્રિસૌપર્ણ નામના વેદભાગમા વર્ણવેલા બ્રહ્મ તમે છો અને યજુર્વેદના શતરુદ્રિય સ્તોત્રમાં જેનું વર્ણન કરવામા આવ્યુ છે, તે પણ તમે પોતે જ છો.[૧૩૮]

**पवित्रं च पवित्राणां मंगलानां च मंगलम् ।**
**गिरिको हिंडको वृक्षो जीवः पुद्गल एव च ॥**

તમે પવિત્રના કરતા પણ પવિત્ર છો, મંગલના કરતાં પણ મંગલ છો, પથ્થરના જેવા અચેતન દેહને પણ સામર્થ્ય આપો છો, માટે 'ગિરિક' કહેવાઓ છો, પ્રાણીમાત્રને ગતિ વગેરે ચેષ્ટાઓ અર્પણ કરો છો, માટે 'હિંડુક' કહેવાઓ છો, ઉપાધિયુક્ત સ્વરૂપનો ત્યાગ કરો છો, માટે 'વૃક્ષ' કહેવાઓ છો, શુદ્ધસ્વરૂપે અવિનાશી રહો છો, માટે 'જીવ' કહેવાઓ છો અને 'પુદ્ગલ' નામધારી જે દેહ તે તમે જ છો.[૧૩૯]

**प्राणः सत्त्वं रजश्चैव तमश्चाप्रमदस्तथा ।**
**प्राणोऽपानः समानश्च उदानो व्यान एव च ॥**

વળી પ્રાણ, સત્ત્વ, રજ તથા તમ તમે છો, તમે ઊર્ધ્વરેતા છો અને પ્રાણ, અપાન, સમાન, વ્યાન તથા ઉદાન પણ તમે જ છો.[૧૪૦]

**उन्मेषश्च निमेषश्च क्षुतं जृंभितमेव च ।**
**लोहितांतर्गता दृष्टिर्महावक्त्रो महोदरः ॥ १४१ ॥**

તમે ઉન્મેષ તથા નિમેષરૂપ છો અને છીંક તથા બગાસારૂપ છો, તમારી દૃષ્ટિ અંતર્મુખ હોઈને રક્તવર્ણી છે, તમારું મુખ મોટું છે અને તમારું ઉદર વિશાળ છે.[૧૪૧]

**सूचीरोमा हरिश्मश्रुरूर्ध्वकेशश्चलाचलः ।**
**गीतवादित्रतत्त्वज्ञो गीतवादनकप्रियः ॥ १४२ ॥**

તમારા રૂંવાડા સોયના જેવા તીક્ષ્ણ છે, તમારાં દાઢી-મૂછ પિંગટવર્ણા છે, તમારા કેશ ઊભા છે, તમે અત્યંત ચંચળ છો, ગીતવાદિત્રના તત્ત્વને જાણનારા છો અને તમને ગીતવાદિત્ર પ્રિય છે.[૧૪૨]

**मत्स्यो जलचरो जाल्योऽकलः केलिकलः कलिः ।**
**अकालश्चातिकालश्च दुष्कालः काल एव च ॥१४३॥**

તમે જીવરૂપ મત્સ્ય થઈને સંસારરૂપી નદીના જળમાં વિચર્યા કરો છો; તમારું સ્વરૂપ વસ્તુતઃ દુર્ધર છે, છતાં તમે વાસનારૂપી જાળમાં જાણે બંધાયા હો તેવા જણાઓ છો, તમારું બંધન માત્ર લીલાને લીધે જ છે. તમે સર્વ પ્રકારના કલહરૂપ છો, અકાળ છો, અતિકાળ છો, દુષ્કાળ છો અને સુકાળ પણ તમે જ છો.[૧૪૩]

**मृत्युः क्षुरश्च कृत्यश्च पक्षोऽपक्षक्षयंकरः ।**
**मेघकालो महादंष्ट्रः संवर्तकवलाहकः ॥ १४४ ॥**

તમે મૃત્યુરૂપ છો, છેદનના સાધનભૂત અસ્ત્રા-

---

૧૩૭મા શ્લોકમા ઇંદ્ર, યમ, વરુણ, ધનદ, અનલ, ઉપપ્લવ, ચિત્રભાનુ, સ્વર્ભાનુ અને ભાનુ એવા નવ નામો છે.

૧૩૮મા શ્લોકમા હોત્ર, હોતા, હોમ્ય, હુત, પ્રભુ, ત્રિસુપર્ણોક્ત બ્રહ્મ અને શતરુદ્રિયોક્ત બ્રહ્મ એવા સાત નામો છે.

૧૩૯મા શ્લોકમા પવિત્રતમ, મંગલતમ, ગિરિક, હિંડુક, વૃક્ષ, જીવ અને પુદ્ગલ એવા સાત નામો છે.

૧૪૦મા શ્લોકમા પ્રાણ, સત્ત્વ, રજ, તમ, અપ્રમદ, પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન એવા દશ નામો છે.

૧૪૧મા શ્લોકમા ઉન્મેષ, નિમેષ, ક્ષુત, જૃંભિત, લોહિતાંતર્ગત દૃષ્ટિ, મહાવક્ત્ર અને મહોદર એવા સાત નામો છે.

૧૪૨મા શ્લોકમા સૂચીરોમા, હરિશ્મશ્રુ, ઊર્ધ્વકેશ, ચલાચલ, ગીતવાદિત્રતત્ત્વજ્ઞ અને ગીતવાદનકપ્રિય એવા છ નામો છે.

૧૪૩મા શ્લોકમા મત્સ્ય, જલચર, જાલ્ય, અકલ, કેલિકલ, કલિ, અકાલ, અતિકાલ, દુષ્કાલ અને કાલ એવા દશ નામો છે.

૧૪૪મા શ્લોકમા મૃત્યુ, ક્ષુર, કૃત્ય, પક્ષ, અપક્ષક્ષયંકર, મેઘકાલ, મહાદંષ્ટ્ર અને સંવર્તકવલાહક એવાં આઠ નામો છે.

રૂપ છો, છેદવા યોગ્ય પદાર્થ છો, સર્વના મિત્રરૂપ છો, શત્રુઓનો નાશ કરનારા મેઘરૂપ છો, મોટી દાઢોવાળા છો અને પ્રલયકાળના મેઘરૂપ છો.[૧૪૪]

घंटोऽघंटो घटी घंटी चरुचेली मिलीमिली ।
ब्रह्म कायिकमग्नीनां दंडीमुंडस्त्रिदंडधृक् ॥१४५॥

તમે માયારહિત અવસ્થામા પ્રકાશમાન છો, માયાયુક્ત અવસ્થામાં અપ્રકાશમાન છો, પ્રત્યેક પ્રાણીને તેના કર્મ પ્રમાણે ફળ આપનારા છો, ઘંટાને ધારણ કરનારા છો, સ્થાવરજંગમ પ્રાણીઓ રૂપ પાસાઓથી ખેલનારા છો, સર્વ કાર્યમા કારણ રૂપે રહેલા છો, પ્રણવમંત્રરૂપ છો, અગ્નિની સ્ત્રી સ્વાહારૂપ છો અને દંડી, પરમહંસ તથા ત્રિદંડી રૂપ છો.[૧૪૫]

चतुर्युगश्चतुर्वेदश्चातुर्होत्रप्रवर्तकः ।
चातुराश्रम्यनेता च चातुर्वर्ण्यकरश्च यः ॥१४६॥

તમે ચાર યુગરૂપ છો, ચાર વેદરૂપ છો, ચાર હોતાકર્મના પ્રવર્તક છો, ચાર આશ્રમોના નેતા છો અને ચાર વર્ણને ઉત્પન્ન કરનારા છો.[૧૪૬]

सदा चाक्षप्रियो धूर्तो गणाध्यक्षो गणाधिपः ।
रक्तमाल्यांबरधरो गिरिशो गिरिकप्रियः ॥१४७॥

તમને રુદ્રાક્ષ ઉપર હમેશા પ્રીતિ છે, તમે ધૂર્ત છો, ગણોના અધ્યક્ષ છો, ગણોના અધિપતિ છો, લાલ માળાને તથા લાલ વસ્ત્રોને ધારણ કરો છો, કૈલાસ પર્વતમાં નિવાસ કરો છો અને ભગવાં વસ્ત્ર તમને પ્રિય છે.[૧૪૭]

शिल्पिकः शिल्पिनां श्रेष्ठः सर्वशिल्पप्रवर्तकः ।
भगनेत्रांकुशश्चंडः पूष्णो दंतविनाशनः ॥१४८॥

તમે અલ્પશિલ્પી છો, સર્વ શિલ્પીઓમાં શ્રેષ્ઠ છો, સર્વ શિલ્પશાસ્ત્રના પ્રવર્તક છો, ભગવાં નેત્રોને ઉખેડી નાખવામા અંકુશરૂપ છો, ઉગ્રમૂર્તિ છો અને પૂષાદેવના દાંતોનો નાશ કરનારા છો.[૧૪૮]

स्वाहा स्वधा वषट्कारो नमस्कारो नमो नमः ।
गूढव्रतो गुह्यतपास्तारकस्तारकामयः ॥ १४९ ॥

તમે સ્વાહા, સ્વધા, વષટ્કાર અને નમસ્કારરૂપ છો; નમનરૂપ છો, ગૂઢ વ્રતને ધારણ કરનારા છો, ગુહ્ય તપસ્વી છો, પ્રણવરૂપ છો અને પુષ્કળ નક્ષત્રગણથી વ્યાપ્ત થનારા આકાશરૂપ છો.[૧૪૯]

धाता विधाता संधाता विधाता धारणोऽधरः ।
ब्रह्मा तपश्च सत्यं च ब्रह्मचर्यमथार्जवम् ॥ १५० ॥

તમે આદિકર્તા વિષ્ણુ છો, ભૂતોને ઉત્પન્ન કરનારા બ્રહ્મા છો, સર્વનું સંધાન કરનારા છો, પુણ્યપાપ આદિ અદષ્ટ કર્મરૂપ છો, સર્વના અધિષ્ઠાનભૂત કારણાત્મા છો, સર્વ બાધાના અવધિરૂપ શુદ્ધાત્મા છો, બ્રહ્મવેત્તા છો અને તપ, સત્ય, બ્રહ્મચર્ય તથા સરળતા એ ચાર જ્ઞાનના સાધનરૂપ છો.[૧૫૦]

भूतात्मा भूतकृद्भूतो भूतभव्यभवोद्भवः ।
भूर्भुवः स्वरितश्चैव ध्रुवो दांतो महेश्वरः ॥ १५१ ॥

તમે પ્રાણીમાત્રના આત્મા છો, આકાશાદિ મહાભૂતોને ઉત્પન્ન કરનારા છો, નિત્યસિદ્ધ છો; ભૂત, ભવિષ્ય તથા વર્તમાનને ઉત્પન્ન કરનારા છો, ભૂર્લોક, ભૂવર્લોક તથા સ્વર્લોકરૂપ છો; દશ્યમાન આકાશાદિ પ્રપંચના કરતાં પણ શાશ્વત છો, જિતેંદ્રિય છો અને મહેશ્વર છો.[૧૫૧]

दीक्षितोऽदीक्षितः क्षांतो दुर्दान्तोऽदांतनाशनः ।
चन्द्रावर्तयुगावर्तः संवर्तः संप्रवर्तकः ॥ १५२ ॥

---

૧૪૫મા શ્લોકમા ઘંટ, અઘંટ, ઘટી, ઘંટી, ચરુચેલી, મિલીમિલી, બ્રહ્મ, સ્વાહા, દંડી, મુંડ અને ત્રિદંડધૃક્ એવા અગિયાર નામો છે.

૧૪૬મા શ્લોકમા ચતુર્યુગ, ચતુર્વેદ, ચાતુર્હોત્રપ્રવર્તક, ચાતુરાશ્રમ્યનેતા અને ચાતુર્વર્ણ્યકર-એવાં પાંચ નામો છે.

૧૪૭મા શ્લોકમાં અક્ષપ્રિય, ધૂર્ત, ગણાધ્યક્ષ, ગણાધિપ, રક્તમાલ્યાંબરધર, ગિરિશ અને ગિરિકપ્રિય એવાં સાત નામો છે.

૧૪૮મા શ્લોકમાં શિલ્પિક, શિલ્પિશ્રેષ્ટ, સર્વશિલ્પપ્રવર્તક, ભગનેત્રાંકુશ, ચંડ અને પૂષદંતવિનાશન એવાં ૭ નામો છે.

૧૪૯મા શ્લોકમા સ્વાહા, સ્વધા, વષટ્કાર, નમસ્કાર, નમો નમઃ, ગૂઢવ્રત, ગુહ્યતપા, તારક અને તારકામય એવાં નવ નામો છે.

૧૫૦મા શ્લોકમાં ધાતા, વિધાતા, સંધાતા, વિધાતા, ધારણ, અધર, બ્રહ્મા, તપ, સત્ય, બ્રહ્મચર્ય અને આર્જવ એવા અગિયાર નામો છે.

૧૫૧મા શ્લોકમાં ભૂતાત્મા, ભૂતકૃત, ભૂત, ભૂતભવ્યભવોદ્ભવ, ભૂઃ, ભુવ, સ્વઃ, ઇતિધ્રુવ, દાન્ત અને મહેશ્વર એવા દસ નામો છે.

૧૫૨મા શ્લોકમાં દીક્ષિત, અદીક્ષિત, ક્ષાંત, દુર્દાંત,

ા, મેઘની ઉપમાને યોગ્ય છો, સુવર્ણ નામને ારણ કરનારા છો અને સુવર્ણપ્રિય છો.[१३६]

ामिन्द्रश्च यमश्चैव वरुणो धनदोऽनलः
ापप्लवश्चित्रभानुः स्वर्भानुर्भानुरेव च ॥ १३७॥

તમે ઇંદ્ર, યમ, વરુણ, કુબેર અને અગ્નિરૂપ ો; તેમ જ ગ્રહણ, ચિત્રભાનુ નામનો અગ્નિ, રાહુ ાથા સૂર્ય પણ તમે જ છો.[१३७]

ोत्रं होता च होम्यं च हुतं चैव तथा प्रभुः।
त्रिसौपर्णं तथा ब्रह्म यजुषां शतरुद्रियम् ॥१३८॥

જેની અંદર હોમ કરવામા આવે છે તે અગ્નિ ામે છો, યજમાન તમે છો, હોમવાનુ હવિષ તમે ો, હોમેલુ દ્રવ્ય તમે છો, હોમ ફળને આપનાર ઈશ્વર તમે છો, ત્રિસૌપર્ણ નામના વેદભાગમાં વર્ણ ેલા બ્રહ્મ તમે છો અને યજુર્વેદના શતરુદ્રિય તોત્રમાં જેનુ વર્ણન કરવામા આવ્યુ છે, તે પણ ામે પોતે જ છો.[१३८]

पवित्रं च पवित्राणां मंगलानां च मंगलम्।
गिरिको हिंडको वृक्षो जीवः पुद्गल एव च ॥

તમે પવિત્રના કરતા પણ પવિત્ર છો, મંગલના કરતા પણ મંગલ છો, પથ્થરના જેવા અચેતન દેહને પણ સામર્થ્ય આપો છો, માટે 'ગિરિક' કહેવાઓ છો, પ્રાણીમાત્રને ગતિ વગેરે ચેષ્ટાઓ અર્પણ કરો છો, માટે 'હિંડુક' કહેવાઓ છો, ઉપાધિયુક્ત સ્વરૂપનો ત્યાગ કરો છો, માટે 'વૃક્ષ' કહેવાઓ છો, શુદ્ધસ્વરૂપે અવિનાશી રહો છો, માટે 'જીવ' કહેવાઓ છો અને 'પુદ્ગલ' નામધારી જે દેહ તે તમે જ છો.[१३९]

प्राणः सत्त्वं रजश्चैव तमश्चाप्रमदस्तथा।
प्राणोऽपानः समानश्च उदानो व्यान एव च ॥

વળી પ્રાણ, સત્ત્વ, રજ તથા તમ તમે છો, તમે ઊર્ધ્વરેતા છો અને પ્રાણ, અપાન, સમાન, વ્યાન તથા ઉદાન પણ તમે જ છો.[१४०]

उन्मेषश्च निमेषश्च क्षुतं जृंभितमेव च।
लोहितांतर्गता दृष्टिर्महावक्त्रो महोदरः ॥ १४१॥

તમે ઉન્મેષ તથા નિમેષરૂપ છો અને છીંક તથા બગાસારૂપ છો, તમારી દૃષ્ટિ અંતર્મુખ હોઈને રક્તવર્ણી છે, તમારું મુખ મોટુ છે અને તમારું ઉદર વિશાળ છે.[१४१]

सूचीरोमा हरिश्मश्रुरूर्ध्वकेशश्चलाचलः।
गीतवादित्रतत्त्वज्ञो गीतवादनकप्रियः ॥ १४२॥

તમારા રૂવાડા સોયના જેવા તીક્ષ્ણ છે, તમારાં દાઢી-મૂછ પિંગટવર્ણા છે, તમારા કેશ ઊભા છે, તમે અત્યંત ચંચળ છો, ગીતવાદિત્રના તત્ત્વને જાણનારા છો અને તમને ગીતવાદિત્ર પ્રિય છે.[१४२]

मत्स्यो जलचरो जाल्योऽकलः केलिकलः कलिः।
अकालश्चातिकालश्च दुष्कालः काल एव च ॥१४३॥

તમે જીવરૂપ મત્સ્ય થઈને સંસારરૂપી નદીના જળમાં વિચર્યા કરો છો; તમારું સ્વરૂપ વસ્તુતઃ દુર્ધર છે, છતાં તમે વાસનારૂપી જાળમાં જાણે બંધાયા હો તેવા જણાઓ છો, તમારું બંધન માત્ર લીલાને લીધે જ છે. તમે સર્વ પ્રકારના કલહરૂપ છો, અકાળ છો, અતિકાળ છો, દુષ્કાળ છો અને સુકાળ પણ તમે જ છો.[१४३]

मृत्युः क्षुरश्च कृत्यश्च पक्षोऽपक्षक्षयंकरः।
मेघकालो महादंष्ट्रः संवर्तकवलाहकः ॥ १४४॥

તમે મૃત્યુરૂપ છો, છેદનના સાધનભૂત અસ્ત્રા-

૧૩૭મા શ્લોકમા ઇંદ્ર, યમ, વરુણ, ધનદ, અનલ, ઉપપ્લવ, ચિત્રભાનુ, સ્વર્ભાનુ અને ભાનુ એવાં નવ નામો છે.

૧૩૮મા શ્લોકમા હોત્ર, હોતા, હોમ્ય, હુત, પ્રભુ, ત્રિસુપર્ણોક્ત બ્રહ્મ અને શતરુદ્રિયોક્ત બ્રહ્મ એવા સાત નામો છે.

૧૩૯મા શ્લોકમાં પવિત્રતમ, મંગલતમ, ગિરિક, હિંડુક, વૃક્ષ, જીવ અને પુદ્ગલ એવા સાત નામો છે.

૧૪૦મા શ્લોકમા પ્રાણ, સત્ત્વ, રજ, તમ, અપ્રમદ, પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન એવા દશ નામો છે.

૧૪૧મા શ્લોકમાં ઉન્મેષ, નિમેષ, ક્ષુત, જૃંભિત, લોહિતાંતર્ગત દૃષ્ટિ, મહાવક્ત્ર અને મહોદર એવા સાત નામો છે.

૧૪૨મા શ્લોકમા સૂચીરોમા, હરિશ્મશ્રુ, ઊર્ધ્વકેશ, ચલાચલ, ગીતવાદિત્રતત્ત્વજ્ઞ અને ગીતવાદનકપ્રિય એવા ૭ નામો છે.

૧૪૩મા શ્લોકમાં મત્સ્ય, જલચર, જાલ્ય, અકલ, કેલિકલ, કલિ, અકાલ, અતિકાલ, દુષ્કાલ અને કાલ એવા દશ નામો છે.

૧૪૪મા શ્લોકમા મૃત્યુ, ક્ષુર, કૃત્ય, પક્ષ, અપક્ષક્ષયંકર, મેઘકાલ, મહાદંષ્ટ્ર અને સંવર્તકવલાહક એવાં આઠ નામો છે.

રૂપ છો, છેદવા યોગ્ય પદાર્થ છો, સર્વના મિત્રરૂપ છો, શત્રુઓનો નાશ કરનારા મેઘરૂપ છો, મોટી દાઢોવાળા છો અને પ્રલયકાળના મેઘરૂપ છો.[૧૪૪]

**घंटोऽघंटो घटी घंटी चरुचेली मिलीमिली ।**
**ब्रह्म कायिकमग्नीनां दंडीमुंडस्त्रिदंडधृक् ॥१४५॥**

તમે માયારહિત અવસ્થામા પ્રકાશમાન છો, માયાયુક્ત અવસ્થામાં અપ્રકાશમાન છો, પ્રત્યેક પ્રાણીને તેના કર્મ પ્રમાણે ફળ આપનારા છો, ઘંટાને ધારણ કરનારા છો, સ્થાવરજંગમ પ્રાણીઓ રૂપ પાસાઓથી ખેલનારા છો, સર્વ કાર્યમાં કારણ રૂપે રહેલા છો, પ્રણવમંત્રરૂપ છો, અગ્નિની શ્રી સ્વાહારૂપ છો અને દંડી, પરમહંસ તથા ત્રિદંડીરૂપ છો.[૧૪૫]

**चतुर्युगश्चतुर्वेदश्चातुर्होत्रप्रवर्तकः ।**
**चातुराश्रम्यनेता च चातुर्वर्ण्यकरश्च यः ॥१४६॥**

તમે ચાર યુગરૂપ છો, ચાર વેદરૂપ છો, ચાર હોતાકર્મના પ્રવર્તક છો, ચાર આશ્રમોના નેતા છો અને ચાર વર્ણને ઉત્પન્ન કરનારા છો.[૧૪૬]

**सदा चाक्षप्रियो धूर्तो गणाध्यक्षो गणाधिपः ।**
**रक्तमाल्यांबरधरो गिरिशो गिरिकाप्रियः ॥१४७॥**

તમને રુદ્રાક્ષ ઉપર હમેશાં પ્રીતિ છે, તમે ધૂર્ત છો, ગણોના અધ્યક્ષ છો, ગણોના અધિપતિ છો, લાલ માળાને તથા લાલ વસ્ત્રોને ધારણ કરો છો, કૈલાસ પર્વતમાં નિવાસ કરો છો અને ભગવાં વસ્ત્ર તમને પ્રિય છે.[૧૪૭]

**शिल्पिकः शिल्पिनां श्रेष्ठः सर्वशिल्पप्रवर्तकः ।**
**भगनेत्रांकुशश्चंडः पूष्णो दंतविनाशनः ॥१४८॥**

તમે અલ્પશિલ્પી છો, સર્વ શિલ્પીઓમાં શ્રેષ્ઠ છો, સર્વ શિલ્પશાસ્ત્રના પ્રવર્તક છો, ભગવાં નેત્રોને ઉખેડી નાખવામાં અંકુશરૂપ છો, ઉગ્રમૂર્તિ છો અને પૂષાદેવના દાંતોનો નાશ કરનારા છો.[૧૪૮]

**स्वाहा स्वधा वषट्कारो नमस्कारो नमो नमः ।**
**गूढव्रतो गुह्यतपास्तारकस्तारकामयः ॥१४९॥**

તમે સ્વાહા, સ્વધા, વષટ્કાર અને નમસ્કારરૂપ છો; નમનરૂપ છો, ગૂઢ વ્રતને ધારણ કરનારા છો, ગુહ્ય તપસ્વી છો, પ્રણવરૂપ છો અને પુષ્કળ નક્ષત્રગણથી વ્યાપ્ત થનારા આકાશરૂપ છો.[૧૪૯]

**धाता विधाता संधाता विधाता धारणोऽधरः ।**
**ब्रह्मा तपश्च सत्यं च ब्रह्मचर्यमथार्जवम् ॥१५०॥**

તમે આદિકર્તા વિષ્ણુ છો, ભૂતોને ઉત્પન્ન કરનારા બ્રહ્મા છો, સર્વનું સંધાન કરનારા છો, પુણ્યપાપ આદિ અદષ્ટ કર્મરૂપ છો, સર્વના અધિષ્ઠાનભૂત કારણાત્મા છો, સર્વ બાધાના અવધિરૂપ શુદ્ધાત્મા છો, બ્રહ્મવેત્તા છો અને તપ, સત્ય, બ્રહ્મચર્ય તથા સરળતા એ ચાર જ્ઞાનના સાધનરૂપ છો.[૧૫૦]

**भूतात्मा भूतकृद्भूतो भूतभव्यभवोद्भवः ।**
**भूर्भुवः स्वरितश्चैव ध्रुवो दांतो महेश्वरः ॥ १५१ ॥**

તમે પ્રાણીમાત્રના આત્મા છો, આકાશાદિ મહાભૂતોને ઉત્પન્ન કરનારા છો, નિત્યસિદ્ધ છો; ભૂત, ભવિષ્ય તથા વર્તમાનને ઉત્પન્ન કરનારા છો, ભૂર્લોક, ભૂવર્લોક તથા સ્વર્લોકરૂપ છો; દશ્યમાન આકાશાદિ પ્રપંચના કરતાં પણ શાશ્વત છો, જિતેંદ્રિય છો અને મહેશ્વર છો.[૧૫૧]

**दीक्षितोऽदीक्षितः क्षांतो दुर्दान्तोऽदांतनाशनः ।**
**चन्द्रावर्तयुगावर्तः संवर्तः संप्रवर्तकः ॥ १५२ ॥**

---

૧૪૫મા શ્લોકમાં ઘંટ, અઘંટ, ઘટી, ઘંટી, ચરુચેલી, મિલીમિલી, બ્રહ્મ, સ્વાહા, દંડી, મુંડ અને ત્રિદંડધૃક એવાં અગિયાર નામો છે.

૧૪૬મા શ્લોકમાં ચતુર્યુગ, ચતુર્વેદ, ચાતુર્હોત્રપ્રવર્તક, ચાતુરાશ્રમ્યનેતા અને ચાતુર્વર્ણ્યકર-એવાં પાંચ નામો છે.

૧૪૭મા શ્લોકમાં અક્ષપ્રિય, ધૂર્ત, ગણાધ્યક્ષ, ગણાધિપ, રક્તમાલ્યાંબરધર, ગિરિશ અને ગિરિકપ્રિય એવાં સાત નામો છે.

૧૪૮મા શ્લોકમાં શિલ્પિક, શિલ્પિશ્રેષ્ઠ, સર્વશિલ્પપ્રવર્તક, ભગનેત્રાંકુશ, ચંડ અને પૂષદંતવિનાશન એવાં ૭ નામો છે.

૧૪૯મા શ્લોકમાં સ્વાહા, સ્વધા, વષટ્કાર, નમસ્કાર, નમો નમઃ, ગૂઢવ્રત, ગુહ્યતપા, તારક અને તારકામય એવાં નવ નામો છે.

૧૫૦મા શ્લોકમાં ધાતા, વિધાતા, સંધાતા, વિધાતા, ધારણ, અધર, બ્રહ્મા, તપ, સત્ય, બ્રહ્મચર્ય અને આર્જવ એવાં અગિયાર નામો છે.

૧૫૧મા શ્લોકમાં ભૂતાત્મા, ભૂતકૃત, ભૂત, ભૂતભવ્યભવોદ્ભવ, ભૂઃ, ભુવઃ, સ્વઃ, ઇતિધ્રુવ, દાન્ત અને મહેશ્વર એવા દશ નામો છે.

૧૫૨મા શ્લોકમાં દીક્ષિત, અદીક્ષિત, ક્ષાંત, દુર્દાંત,

તમે યજ્ઞની દીક્ષા લેનારા દીક્ષિતરૂપ છો, અદીક્ષિતરૂપ છો, ક્ષમાશીલ છો, વશ ન થઈ શકે એવા છો, દમગુણ વિનાના પુરુષને નાશ કરનાર છો, ચંદ્રને જુદી જુદી રાશિમાં ફેરવનાર માસરૂપ છો, યુગોની આવૃત્તિ કરાવનાર કલ્પરૂપ છો અને સૃષ્ટિના કારણભૂત છો.[૧૫૨]

**कामो बिंदुरणुः स्थूलः कर्णिकारस्रजप्रियः ।**
**नंदीमुखो भीममुखः सुमुखो दुर्मुखोऽमुखः ॥१५३॥**

તમે સ્ત્રીવિષયક કામનારૂપ છો, પુત્રના બીજરૂપ વીર્યનાં રજકણો પણ તમે જ છો, સૂક્ષ્મરૂપ છો, સ્થૂળરૂપ છો, કરેણનાં પુષ્પોની માળા તમને પ્રિય છે, નંદીના મુખ જેવું તમારું મુખ છે, તમે ભયંકર મુખવાળા છો, સુંદર મુખવાળા છો, જોઈ ન શકાય તેવા મુખવાળા છો અને મુખરહિત પણ છો.[૧૫૩]

**चतुर्मुखो बहुमुखो रणेष्वग्निमुखस्तथा ।**
**हिरण्यगर्भः शकुनिर्महोरगपतिर्विराट् ॥ १५४ ॥**

તમે ચાર મુખવાળા છો, અનેક મુખવાળા છો, રણસંગ્રામમાં અગ્નિ સમાન મુખવાળા દેખાઓ છો, હિરણ્યગર્ભરૂપ છો, પક્ષીની પેઠે અસંગ છો, શેષ નાગના પણ પતિ છો અને વિરાટ છો.[૧૫૪]

**अधर्महा महापार्श्वश्चंडधारो गणाधिपः ।**
**गोनर्दो गोप्रतारश्च गोवृषेश्वरवाहनः ॥ १५५ ॥**

તમે અધર્મનો નાશ કરનારા છો, મહાપાર્શ્વ નામને ધારણ કરનારા છો, ઉગ્ર સ્વરૂપને ધારણ કરો છો, ગણોના અધિપતિ છો, બળદના જેવી ગર્જના કરનારા છો, ગાયોનું રક્ષણ કરનારા છો અને નંદિકેશ્વર તમારું વાહન છે.[૧૫૫]

**त्रैलोक्यगोप्ता गोविंदो गोमार्गोऽमार्ग एव च ।**
**श्रेष्ठः स्थिरश्च स्थाणुश्च निष्कंपः कंप एव च ॥१५६॥**

તમે ત્રલોકયના રક્ષક છો, વેદની રક્ષા કરનારા છો, ઇંદ્રિયોના સંચાલક છો, ઇંદ્રિયાદિકથી અગ્રાહ્ય છો, અત્યંત શ્રેષ્ઠ છો, ચંચળતારહિત છો, ત્રૈલોકયને ધારણ કરનારા એક સ્તંભરૂપ છો, અકમ્પ્ય છો અને કંપ્ય પણ છો.[૧૫૬]

**दुर्वारणो दुर्विषहो दुःसहो दुरतिक्रमः ।**
**दुर्धर्षो दुष्प्रकंपश्च दुर्विषो दुर्जयो जयः ॥ १५७ ॥**

તમે જ્યારે મૃત્યુરૂપે આવો છો, ત્યારે વારણ કરવાને અશક્ય છો, દુષ્ટ વિષનો પણ નાશ કરનાર અમૃતરૂપ છો, રણસંગ્રામમાં દુઃસહ છો, ઉલ્લંઘન કરવાને અશક્ય છો, પરાભવ કરવાને અશક્ય છો, કોઈનાથી પણ કંપાવી ન શકાય તેવા છો, દુર્લભ છો, દુર્જય છો અને વિજયરૂપ છો.[૧૫૭]

**शशः शशांकः शमनः शीतोष्णक्षुज्जराधिकृत् ।**
**आधयो व्याधयश्चैव व्याधिहाव्याधिरेव च ॥१५८**

તમારી ગતિ શીઘ્ર છે, તમે ચંદ્રરૂપ છો, યમરૂપ છો; ટાઢ,તાપ, ક્ષુધા, જરા અને આધિના સ્રષ્ટા છો, આધિરૂપ છો, વ્યાધિરૂપ છો, વ્યાધિનો નાશ કરનારા છો અને અવ્યાધિરૂપ પણ તમે જ છો.[૧૫૮]

**मम यज्ञमृगव्याधो व्याधीनामागमोऽगमः ।**
**शिखंडी पुंडरीकाक्षः पुंडरीकवनालयः ॥ १५९ ॥**

જેમ શિકારી મૃગનો નાશ કરે, તેમ તમે મારા યજ્ઞરૂપી મૃગનો નાશ કર્યો છે, વ્યાધિઓનું ઉત્પત્તિસ્થાન તમે છો, વ્યાધિઓનો નાશ કરનારા પણ

---

અદાંતનાશન, ચંદ્રાવર્ત, યુગાવર્ત, સંવર્ત અને સંપ્રવર્તક એવાં નવ નામો છે.

૧૫૩મા શ્લોકમાં કામ, બિંદુ, અણુ, સ્થૂળ, કર્ણિકારસ્રજપ્રિય, નંદીમુખ, ભીમમુખ, સુમુખ, દુર્મુખ અને અમુખ એવાં દશ નામો છે.

૧૫૪મા શ્લોકમાં ચતુર્મુખ, બહુમુખ, અગ્નિમુખ, હિરણ્યગર્ભ, શકુનિ, મહોરગપતિ અને વિરાટ એવાં સાત નામો છે.

૧૫૫મા શ્લોકમાં અધર્મહા, મહાપાર્શ્વ, ચંડધાર, ગણાધિપ, ગોનર્દ, ગોપ્રતાર અને ગોવૃષેશ્વરવાહન એવાં સાત નામો છે.

૧૫૬મા શ્લોકમાં ત્રૈલોકયગોપ્તા, ગોવિંદ, ગોમાર્ગ, અમાર્ગ, શ્રેષ્ઠ, સ્થિર, સ્થાણુ, નિષ્કંપ અને કંપ એવાં નવ નામો છે.

૧૫૭મા શ્લોકમાં દુર્વારણ, દુર્વિષહ, દુઃસહ, દુરતિક્રમ, દુર્ધર્ષ, દુષ્પ્રકંપ, દુર્વિષ, દુર્જય અને જય એવાં નવ નામો છે.

૧૫૮મા શ્લોકમાં શશ, શશાંક, શમન, શીતોષ્ણક્ષુજ્જરાધિકૃત્, આધિ, વ્યાધિ, વ્યાધિહા અને અવ્યાધિ એવાં આઠ નામો છે.

૧૫૯મા શ્લોકમાં યજ્ઞમૃગવ્યાધ, વ્યાધ્યાગમ, વ્યાધિગમ, શિખંડી, પુંડરીકાક્ષ અને પુંડરીકવનાલય એવાં ૭ નામો છે.

તમે જ છો, તમે મોરપીંછને ધારણ કરો છો, તમારાં નેત્રો કમળના જેવાં છે અને તમારું નિવાસ સ્થાન કમળના વનમાં છે.[૧૫૯]

दंडधारस्त्र्यंबकश्च उग्रदंडोऽण्डनाशनः ।
विषाग्निपाः सुरश्रेष्ठः सोमपास्त्वं मरुत्पतिः ॥ १६०

તમે દંડને ધારણ કરો છો, ત્રણ વેદરૂપ નેત્રવાળા છો, ઉગ્ર દંડ ધારણ કરો છો, બ્રહ્માંડનો નાશ કરનારા છો, વિષરૂપ અગ્નિનું પાન કરનારા છો, દેવોમાં શ્રેષ્ઠ છો, સોમનું પાન કરનારા છો અને મરુદ્‌ગણોના પતિ છો.[૧૬૦]

अमृतपास्त्वं जगन्नाथ देवदेव गणेश्वरः ।
विषाग्निपा मृत्युपाश्च क्षीरपाः सोमपास्तथा ॥
मधुश्च्युतानामग्रपास्त्वं त्वमेव तुषिताद्यपाः ॥

હે જગતના નાથ! હે દેવના દેવ! તમે અમૃતનું પાન કરનારા છો, ગણોના ઈશ્વર છો, વિષરૂપ અગ્નિથી જગતનું રક્ષણ કરનારા છો, મૃત્યુથી રક્ષા કરનારા છો, દૂધ તથા સોમનું પાન કરનારા છો, સ્વર્ગાદિકના સુખથી ભ્રષ્ટ થયેલાઓના પ્રથમ રક્ષક છો; અર્થાત્ આપત્તિમાં આવી પડેલાઓનું રક્ષણ કરનારા છો અને દેવોમાં મુખ્ય બ્રહ્મદેવનું પણ તમે જ રક્ષણ કરો છો.[૧૬૧]

हिरण्यरेता पुरुषस्त्वमेव
त्वं स्त्री पुमाँस्त्वं च नपुंसकं च ॥
बालो युवा स्थविरो जीर्णदंष्ट्र–
स्त्वं नागेन्द्र शक्रस्त्वं विश्वकृद्विश्वकर्ता ॥

હે નાગેંદ્ર! તમે જ હિરણ્યરેતા પુરુષ છો, સ્ત્રી છો, પુરુષ છો, નપુંસક છો, બાળક છો, તરુણ છો, જીર્ણ થયેલી દાઢોવાળા વૃદ્ધ છો, ઈંદ્રરૂપ છો, વિશ્વના સ્રષ્ટા છો અને વિશ્વના કર્તા છો.[૧૬૨]

विश्वकृद् विश्वकृतां वरेण्य–
स्त्वं विश्वबाहो विश्वरूपस्तेजस्वी विश्वतोमुखः ॥
चन्द्रादित्यौ चक्षुषी ते हृदयं च पितामहः ॥१६३॥

હે જગતના કર્તા! હે વિશ્વના ધારક! તમે સર્વ પ્રજાપતિઓમાં શ્રેષ્ઠ છો, વિશ્વરૂપ છો, તેજસ્વી છો અને સર્વવ્યાપક છો, ચંદ્ર તથા સૂર્ય તમારાં નેત્રો છે અને પિતામહ તમારું હૃદય છે.[૧૬૩]

महोदधिः सरस्वती वाग्बलमनलोऽनिलः ।
अहोरात्रं निमेषोन्मेषकर्मा ॥ १६४॥

તમે મહાસાગર, સરસ્વતી, વાણી, વૈરાગ્ય, અગ્નિ, વાયુ, રાત્રિ અને દિવસરૂપ છો; તેમ જ નિમેષ તથા ઉન્મેષરૂપ તમારું કર્મ છે. અર્થાત્ તમારા વિના નિમેષ સરખું કર્મ કરવાને પણ કોઈ શક્તિમાન નથી.[૧૬૪]

न ब्रह्मा न च गोविंद पौराणा ऋषयो न ते ।
माहात्म्यं वेदितुं शक्ता याथातथ्येन ते शिव ॥ १६५

હે શિવ! બ્રહ્મા, વિષ્ણુ કે પુરાણકાળના ઋષિઓ તમારા માહાત્મ્યને યથાર્થ રીતે જાણી શકતા નથી.[૧૬૫]

या मूर्तयः सुसूक्ष्मास्ते न मह्यं यांति दर्शनम् ।
त्राहि मां सततं रक्ष पितापुत्रमिवौरसम् ॥१६६॥

હે ભગવન્! તમારી જે સૂક્ષ્મ મૂર્તિઓ છે, તેઓને હું જોઈ શકતો નથી; માટે પિતા જેમ પુત્રનું રક્ષણ કરે છે, તેમ તમે નિત્ય મારું રક્ષણ કરો.[૧૬૬]

रक्ष मां रक्षणीयोऽहं तवानघ नमोऽस्तु ते ।
भक्तानुकंपी भगवान् भक्तश्चाहं सदा त्वयि ॥ १६७

હે નિર્દોષ દેવ! તમે મારું રક્ષણ કરો. હું રક્ષણ કરવા યોગ્ય છું. હું તમને નમસ્કાર કરું છું, તમે ભક્તો ઉપર કૃપા કરનારા છો અને હું સદા તમારા પર ભક્તિ રાખનારો છું.[૧૬૭]

---

૧૬૦મા શ્લોકમાં દંડધાર, ત્ર્યંબક, ઉગ્રદંડ, અંડનાશન, વિષાગ્નિપા, સુરશ્રેષ્ઠ, સોમપા અને મરુત્પતિ એવાં આઠ નામો છે.

૧૬૧મા શ્લોકમાં અમૃતપા, જગન્નાથ, દેવદેવ, ગણેશ્વર, વિષાગ્નિપા, મૃત્યુપા, ક્ષીરપા, સોમપા, આપન્નત્રાતા અને તુષિતાદ્યપા એવાં દશ નામો છે.

૧૬૨મા શ્લોકમાં હિરણ્યરેતા, પુરુષ, સ્ત્રી, પુમાન્, નપુંસક, બાલ, યુવા, સ્થવિર, જીર્ણદંષ્ટ્ર, નાગેન્દ્ર, શક્ર, વિશ્વકૃત્ અને વિશ્વકર્તા એવાં તેર નામો છે.

૧૬૩મા શ્લોકમાં વિશ્વકૃત્, વિશ્વકૃદ્વરેણ્ય, વિશ્વબાહુ, વિશ્વરૂપ, તેજસ્વી, વિશ્વતોમુખ અને ચંદ્રાદિત્યનેત્ર એવાં સાત નામો છે.

૧૬૪મા શ્લોકમાં મહોદધિ, સરસ્વતી, વાગ્રૂપ, બલરૂપ, અનલ, અનિલ, અહોરાત્રિ અને નિમેષોન્મેષકર્મા એવાં આઠ નામો છે.

હવે ૧૬૫મા શ્લોકથી આરંભીને ૧૮૫ શ્લોક સુધી પ્રત્યેક શ્લોકમાં એક એક નામ સમજવું.

यः सहस्राण्यनेकानि पुंसामावृत्य दुर्दृशः।
तिष्ठत्येकः समुद्रांते स मे गोप्ताऽस्तु नित्यशः॥१६८

જે ભગવાન હજારો પુરુષોને અજ્ઞાનથી ઢાંકી દઈને અદશ્ય રહે છે અને કામવાસનાઓનો જ્યારે નાશ થાય છે, ત્યારે જ્ઞેય, જ્ઞાન અને જ્ઞાતા એ ત્રણે ભાવોથી રહિત થઈને કેવળ અદ્વૈતસ્વરૂપે પ્રકાશે છે, તે પરમાત્મા નિત્ય મારું રક્ષણ કરો.૧૬૮

यं विनिद्रा जितश्वासाः सत्वस्थाः संयतेन्द्रियाः।
ज्योतिः पश्यंति युंजानास्तस्मै योगात्मने नमः॥

જેઓએ નિદ્રાનો ત્યાગ કર્યો છે, શ્વાસને જીત્યો છે, 'अहं ब्रह्मास्मि' એ વાક્યજન્ય સત્ત્વગુણપ્રધાન વૃત્તિમાં સ્થિતિ કરી છે અને ઇંદ્રિયોને જીતી છે, તેવા યોગીપુરુષો જેને કેવળ જ્યોતિસ્વરૂપે જુએ છે, તે યોગાત્મા દેવને હું નમસ્કાર કરું છું.૧૬૯

जटिले दंडिने नित्यं लंबोदरशरीरिणे।
कमंडलुनिषंगाय तस्मै ब्रह्मात्मने नमः॥१७०॥

જેમનું આચરણ બ્રહ્મચારીના જેવું છે, જેમણે દંડને ધારણ કર્યો છે, જેમનું શરીર વિશાળ ઉદરવાળું છે અને કમંડલરૂપ જેમનો ભાથો છે; અર્થાત્ કમંડલના જળ વડે જ યક્ષો, રાક્ષસો વગેરેનો જે નાશ કરે છે, તે બ્રહ્મમૂર્તિ શંકરને હું નમસ્કાર કરું છું. ૧૭૦

यस्य केशेषु जिमूता नद्यः सर्वांगसंधिषु।
कुक्षौ समुद्राश्चत्वारस्तस्मै तोयात्मने नमः॥ १७१

જેમના કેશોમાં મેઘમંડલો વસી રહ્યાં છે, જેમનાં અંગોની સર્વ સંધિઓમાં નદીઓ વસી રહેલી છે અને જેમનાં ઉદરમાં સમુદ્રો નિવાસ કરી રહ્યા છે, તે જળમૂર્તિ શંકરને હું નમસ્કાર કરું છું.૧૭૧

संभक्ष्य सर्वभूतानि युगांते पर्युपस्थिते।
यः शेते जलमध्यस्थस्तं प्रपद्येऽम्बुशायिनम्॥ १७२

પ્રલયકાળ જ્યારે ઉપસ્થિત થાય છે, ત્યારે પ્રાણીમાત્રનો સંહાર કરીને જળમાં જે શયન કરે છે, તે જળશાયી દેવને હું શરણે જાઉં છું.૧૭૨

प्रविश्य वदनं राहोर्यः सोमं पिबते निशि।
ग्रसत्यर्कं च स्वर्भानुर्भूत्वा मां सोऽभिरक्षतु॥ १७३

રાત્રિના સમયે જે રાહુના મુખમાં પ્રવેશ કરીને સોમરસનું–અમૃતનું પાન કરે છે અને પોતે જ રાહુરૂપ થઈને સૂર્યચંદ્રનો ગ્રાસ કરે છે, તે ભગવાન મારું રક્ષણ કરો.*૧૭૩

ये चानुपतिता गर्भा यथा भागानुपासते।
नमस्तेभ्यः स्वधा स्वाहा प्राप्नुवंतु मुदंतु ते॥

જે દેવતાઓ અને પિતૃઓ બ્રહ્મદેવની સૃષ્ટિ પછી ઉત્પન્ન થયેલા હોઈને તમારાં બાળકો જેવા છે, તેઓ સર્વે યજ્ઞની અંદર અર્પણ કરેલા ભાગોને વિધિ પ્રમાણે ગ્રહણ કરે છે; માટે આ મારા યજ્ઞમાં પણ તેઓ સ્વાહા તથા સ્વધા શબ્દથી અર્પણ કરેલાં હવ્યકવ્યને પ્રાપ્ત કરો અને પ્રસન્ન થાઓ. હું તેઓને નમસ્કાર કરું છું.૧૭૪

येऽङ्गुष्ठमात्राः पुरुषा देहस्थाः सर्वदेहिनाम्।
रक्षंतु ते हि मां नित्यं नित्यं चाप्याययंतु माम्॥

જે અંગુષ્ઠપ્રમાણ પુરુષો (જીવો) પ્રાણીમાત્રનાં શરીરોમાં રહે છે, તેઓ નિત્ય મારી રક્ષા કરો અને નિત્ય મને પુષ્ટ કરો.૧૭૫

ये न रोदंति देहस्था देहिनो रोदयंति च।
हर्षयंति न हृष्यंति नमस्तेभ्योऽस्तु नित्यशः॥

જેઓ દેહમાં રહીને પણ રુદન કરતા નથી અને પ્રાણીમાત્રને જેઓ રુદન કરાવે છે; વળી જેઓ પોતે હર્ષ પામતા નથી, પણ સર્વ પ્રાણીઓને હર્ષ પમાડે છે, તે (જીવરૂપ) રુદ્રદેવોને હું નિત્ય નમ-

* આ શ્લોકનો ગૂઢાર્થ નીલકંઠ આ પ્રમાણે લખે છે: ગળાના મુખ આગળ તાળવાના મધ્યભાગમાં જે માંસ લટકે છે, તેને ઘંટિકા અથવા લંબિકા કહેવામાં આવે છે. તે ઘંટિકા ચંદ્ર,–સૂર્ય જેના દેવતા છે, તે ઇડા અને પિંગલા નામની બન્ને નાડીઓનો રોધ કરે છે; માટે તેને રાહુનું મુખ કહેવામાં આવે છે. રાત્રિનો સમય થાય છે, ત્યારે અર્થાત્ જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાન એ ત્રણે ભાવોથી જ્યારે મુક્ત થાય છે, ત્યારે યોગીપુરુષ પૂર્વોક્ત રાહુના મુખમાં પ્રવેશ કરીને અર્થાત્ જીભ વડે ઘંટિકાને દબાવીને તેની ઉપરના ભાગમાં રહેલા અમૃતનું પાન કરે છે અને પોતે જ રાહુરૂપ થઈને સૂર્ય–ચંદ્રનો ગ્રાસ કરે છે; અર્થાત્ રાહુરૂપ થઈને ઇડા તથા પિંગલા નાડીના માર્ગને રોકી દે છે એટલે દ્રષ્ટા તથા દશ્યના વિભાગને ગળી જાય છે. આ રીતે અમૃતપાન કરનાર શ્રીશંકર મારું રક્ષણ કરો.

સ્કાર કરું છું.[૧૭૬]

ये नदीषु समुद्रेषु पर्वतेषु गुहासु च ।
वृक्षमूलेषु गोष्ठेषु कांतारे गहनेषु च ॥ १७७ ॥
चतुष्पथेषु रथ्यासु चत्वरेषु तटेषु च ।
हस्त्यश्वरथशालासु जीर्णोद्यानालयेषु च ॥१७८॥
येषु पंचसु भूतेषु दिशासु विदिशासु च ।
चंद्रार्कयोर्मध्यगता ये च चंद्रार्करश्मिषु ॥१७९॥
रसातलगता ये च ये च तस्मै परंगताः ।
नमस्तेभ्यो नमस्तेभ्यो नमस्तेभ्योऽस्तु नित्यशः॥

જે રુદ્રો નદીઓમાં, સમુદ્રોમાં, પર્વતોમાં, ગુફાઓમાં, વૃક્ષોનાં મૂળમાં, ગાયોના વાડાઓમાં, અરણ્યોમાં, ગહન જંગલોમાં, ચૌટાંઓમાં, શેરીઓમાં, ચોતરાઓમાં, નદીઓના તટોમાં, હસ્તિશાળાઓમાં, અશ્વશાળાઓમાં, રથશાળાઓમાં, જીર્ણ ઉદ્યાનોમાં, જીર્ણ મંદિરોમાં, પંચમહાભૂતોમાં, દિશાઓમાં, વિદિશાઓમાં, ચંદ્રમાં, સૂર્યમાં, ચંદ્રનાં કિરણોમાં, સૂર્યનાં કિરણોમાં તથા રસાતલમાં એમ સર્વ સ્થળે રહેલા છે અને પરમ વૈરાગ્યને પ્રાપ્ત થયેલા છે, તે રુદ્રોને મારા નમસ્કાર હો! નમસ્કાર હો! નિત્ય નમસ્કાર હો![૧૭૭-૧૮૦]

येषां न विद्यते संख्या प्रमाणं रूपमेव च ।
असंख्येयगुणा रुद्रा नमस्तेभ्योऽस्तु नित्यशः ॥

જેઓની સંખ્યા, પ્રમાણ કે રૂપ જાણી શકાતું નથી અને જેઓના ગુણો અસંખ્ય છે, તે રુદ્રોને મારા નિત્ય નમસ્કાર હો![૧૮૧]

सर्वभूतकरो यस्मात् सर्वभूतपतिर्हरः ।
सर्वभूतांतरात्मा च तेन त्वं न निमंत्रितः ॥१८२॥

અમે જાણીએ જ છીએ કે, ભગવાન શંકર પ્રાણીમાત્રના સ્રષ્ટા છે, પ્રાણીમાત્રના પતિ છે તથા પ્રાણીમાત્રના અંતરાત્મા છે અને તેથી જ હે ભગવન્! આ યજ્ઞમાં તમને નિમંત્રણ કર્યું ન હતું.[૧૮૨]

त्वमेव हीज्यसे यस्माद्यज्ञैर्विविधदक्षिणैः ।
त्वमेव कर्ता सर्वस्य तेन त्वं न निमंत्रितः ॥१८३

વળી વિવિધ પ્રકારની દક્ષિણાવાળા યજ્ઞો વડે તમારું જ યજન કરવામાં આવે છે અને તમે જ સર્વના કર્તાહર્તા છો, એમ જાણીને તમને નિમંત્રણ કર્યું ન હતું.[૧૮૩]

अथवा मायया देव सूक्ष्मया तव मोहितः ।
एतस्मात्कारणाद्वापि तेन त्वं न निमंत्रितः ॥

અથવા તો હે દેવ! તમારી સૂક્ષ્મ માયા વડે હું મૂઢ બની ગયો હતો અને તે કારણને લીધે જ મેં તમને નિમંત્રણ કર્યું ન હતું.[૧૮૪]

प्रसीद मम भद्रं ते भव भावगतस्य मे ।
त्वयि मे हृदयं देव त्वयि बुद्धिर्मनस्त्वयि ॥१८५

આ રીતે હું રાજસભાવને વશ થઈ ગયો, તોપણ હે ભવ! તમે મારા પર પ્રસન્ન થાઓ; કેમ કે હે દેવ! આ સમયે મારું હૃદય, મારી બુદ્ધિ અને મારું મન કેવળ તમારામાં જ લીન થયું છે.[૧૮૫]

ભીષ્મે કહ્યું :

स्तुत्वैवं स महादेवं विरराम प्रजापतिः ।
भगवानपि सुप्रीतः पुनर्दक्षमभाषत ॥ १८६ ॥

એ પ્રમાણે મહાદેવની સ્તુતિ કરીને પ્રજાપતિ દક્ષ વિરામ પામ્યો અને પછી અત્યંત પ્રસન્ન થયેલા ભગવાન શંકરે પણ દક્ષને આ પ્રમાણે કહ્યું.[૧૮૬]

परितुष्टोऽस्मि ते दक्ष स्तवेनानेन सुव्रत ।
बहुनात्र किमुक्तेन मत्समीपे भविष्यसि ॥१८७॥

હે સુવ્રત દક્ષ! તેં કહેલી આ સ્તુતિથી હું પ્રસન્ન થયો છું, તો એમાં વિશેષ શું કહેવાનું હોય? માત્ર એટલું જ કહું છું કે, તું મારી સમીપ વસીશ.[૧૮૭]

अश्वमेधसहस्रस्य वाजपेयशतस्य च ।
प्रजापते मत्प्रसादात् फलभागी भविष्यसि ॥१८८

હે પ્રજાપતિ! મારી કૃપાથી તને એક હજાર અશ્વમેધ યજ્ઞનું તથા સો વાજપેય યજ્ઞનું ફળ મળશે.[૧૮૮]

अथैनमब्रवीद्वाक्यं लोकस्याधिपतिर्भवः ।
आश्वासनकरं वाक्यं वाक्यविद्वाक्यसंमितम् ॥१८९

તે પછી પણ લોકના અધિપતિ શંકરે આશ્વાસન ઉપજાવનારું આવું ઉત્તમ વાક્ય દક્ષને કહ્યું.

दक्ष दक्ष न कर्तव्यो मन्युर्विघ्नमिमं प्रति ।
अहं यज्ञहरस्तुभ्यं दृष्टमेतत् पुरातनम् ॥ १९० ॥

હે દક્ષ! ઓ દક્ષ! તારા યજ્ઞમાં આ વિઘ્ન થયું એ નિમિત્ત તારે શોક કરવો નહિ; કેમકે પુરાણકલ્પમાં પણ મને યજ્ઞકર્તા તરીકે તેં જોયો છે.

અર્થાત્ પૂર્વકલ્પમાં મેં તારા યજ્ઞનો જે રીતે નાશ કર્યો હતો, તે જ રીતે આ કલ્પમાં પણ નાશ કર્યો છે, માટે થવાનું હતું તે જ થયું છે, એમ માનીને તું શોક કરીશ મા.[१९०]

भूयश्च ते वरं दद्मि तं त्वं गृहणीष्व सुव्रत ।
प्रसन्नवदनो भूत्वा तदिहैकमनाः शृणु ॥१९१॥

હે સુવ્રત! ફરી પણ હું તને એક વરદાન આપું છું, તેનો તું સ્વીકાર કર અને મનની એકાગ્રતાપૂર્વક મુખને પ્રસન્ન કરીને મારું વચન સાંભળ.

वेदात् षडंगादुद्धृत्य सांख्ययोगाच्च युक्तितः ।
तपः सुतप्तं विपुलं दुश्चरं देवदानवैः ॥१९२॥

પૂર્વે દેવો તથા દાનવોએ પોતાના યુક્તિબળ વડે ષડંગવેદમાંથી, સાંખ્યશાસ્ત્રમાંથી તથા યોગશાસ્ત્રમાંથી વાસ્તવિક તત્ત્વાર્થને બહાર કાઢીને મહા દુશ્ચર તપશ્ચર્યા કરી હતી.[१९२]

अपूर्वं सर्वतोभद्रं सर्वतोमुखमव्ययम् ।
अब्दैर्दशाहसंयुक्तं गूढमप्राज्ञनिंदितम् ॥१९३॥

તેના કરતાં પણ અપૂર્વ, સર્વ રીતે કલ્યાણ કરનારું, પ્રત્યેક વર્ણાશ્રમીઓને સેવવાયોગ્ય, મોક્ષના હેતુરૂપ હોઈને અવિનાશી કહેવાતું, અનેક વર્ષો પર્યંત પાળવામાં આવતા પાંચ યમ અને પાંચ નિયમોથી મેળવી શકાતું, ગૂઢ અને મૂર્ખ પુરુષોએ નિંદેલું એક વ્રત હું તને કહું છું.[१९३]

वर्णाश्रमकृतैर्धर्मैर्विपरीतं क्वचित्समम् ।
गतांतैरध्यवसितमत्याश्रममिदं व्रतम् ॥१९४॥

એ વ્રત વર્ણાશ્રમધર્મોથી વિપરીત છે, તોપણ કોઈ કોઈ સ્થળે વર્ણાશ્રમધર્મોની સમાનતા ધરાવનારું છે, સિદ્ધાંતવેત્તા વિદ્વાનોએ નિશ્ચિત કરેલું છે અને પરમહંસ સંન્યાસીઓએ પણ પાલન કરવા યોગ્ય છે.[१९४]

मया पाशुपतं दक्ष शुभमुत्पादितं पुरा ।
तस्य चीर्णस्य तत्सम्यक् फलं भवति पुष्कलम् ॥

હે દક્ષ! એ ઉત્તમ વ્રત 'પાશુપત' એવા નામથી પ્રસિદ્ધ છે, તેને મેં પોતે જ ઉત્પન્ન કર્યું છે, જેથી તેનું રૂડી રીતે આચરણ કરનાર પુરુષને પુષ્કળ ફળ પ્રાપ્ત થાય છે.[१९५]

तच्चास्तु ते महाभाग त्यज्यतां मानसो ज्वरः ॥
एवमुक्त्वा महादेवः सपत्नीकः सहानुगः ।
अदर्शनमनुप्राप्तो दक्षस्यामितविक्रमः ॥१९६॥

હે મહાભાગ્યશાળી દક્ષ! એ પાશુપતવ્રત તને પ્રાપ્ત થાઓ અને તેના પ્રભાવથી તારો માનસિક સંતાપ દૂર થાઓ, એમ કહીને તે અમાપ પરાક્રમવાળા શ્રીમહાદેવ પોતાની પત્ની અને અનુચરો સાથે દક્ષની પાસેથી અંતર્ધાન થઈ ગયા.

दक्षप्रोक्तं स्तवमिमं कीर्तयेद्यः शृणोति वा ।
नाशुभं प्राप्नुयात् किंचिद्दीर्घमायुरवाप्नुयात् ॥

જે પુરુષ દક્ષે કહેલા આ સ્તોત્રનું પઠન કરે છે અથવા શ્રવણ કરે છે, તે પુરુષને કોઈ જાતનું અશુભ પ્રાપ્ત થતું નથી, પણ દીર્ઘ આયુષ પ્રાપ્ત થાય છે.[१९७]

यथा सर्वेषु देवेषु वरिष्ठो भगवान् शिवः ।
तथा स्तवो वरिष्ठोऽयं स्तवानां ब्रह्मसंमितः॥१९८

જેમ ભગવાન શંકર સર્વ દેવોમાં અત્યંત શ્રેષ્ઠ છે, તેમ વેદસમાન એવું આ સ્તોત્ર પણ સર્વ સ્તોત્રોમાં અત્યંત શ્રેષ્ઠ છે.[१९८]

यशोराज्यसुखैश्वर्यकामार्थधनकांक्षिभिः ।
श्रोतव्यो भक्तिमास्थाय विद्याकामैश्च यत्नतः ॥

જે પુરુષોને યશ, રાજ્ય, સુખ, ઐશ્વર્ય, કામના, ધન તથા વિદ્યા મેળવવાની ઇચ્છા હોય, તે પુરુષોએ યત્નપૂર્વક આ સ્તોત્રનું શ્રવણ કરવું.[१९९]

व्याधितो दुःखितो दीनश्चोरग्रस्तो भयार्दितः ।
राजकार्याभियुक्तो वा मुच्यते महतो भयात् ॥

વ્યાધિગ્રસ્ત થયેલો હોય, દુઃખમાં આવી પડેલો હોય, દીન થઈ ગયો હોય, ચોરોને વશ થઈ પડેલો હોય, ભયથી પીડા પામેલો હોય અથવા રાજકીય કાર્યમાં જોડાઈને મોટા ભયમાં આવી પડ્યો હોય, તોપણ પુરુષ આ સ્તોત્રનો પાઠ કરવાથી મુક્ત થઈ જાય છે.[२००]

अनेनैव तु देहेन गणानां समतां व्रजेत् ।
तेजसा यशसा चैव युक्तो भवति निर्मलः ॥२०१॥

એટલું જ નહિ પણ તે પુરુષ આ મનુષ્ય શરીરથી જ શંકરના ગણોની સમાનતાને પામે છે, તેમ જ તેજ અને યશથી યુક્ત થઈને નિર્મળ થાય છે.[२०१]

न राक्षसाः पिशाचा वा न भूता न विनायकाः।
विघ्नं कुर्युर्गृहे तस्य यत्रायं पठ्यते स्तवः ॥२०२॥

વળી જે પુરુષને ઘેર આ સ્તોત્રનો નિત્ય પાઠ થાય છે, ત્યાં રાક્ષસો, પિશાચો, ભૂતો કે વિનાયકો વિઘ્ન કરી શકતાં નથી.[૨૦૨]

शृणुयाच्चैव या नारी तद्भक्ता ब्रह्मचारिणी।
+पितृपक्षे मातृपक्षे पूज्या भवति देववत् ॥२०३॥

શંકર ઉપર ભક્તિ ધરાવનારી જે સ્ત્રી બ્રહ્મચર્યના પાલનપૂર્વક આ સ્તોત્રનું શ્રવણ કરે છે, તે પિતૃપક્ષમાં અને માતૃપક્ષમાં દેવની પેઠે પૂજ્ય થઈ પડે છે.[૨૦૩]

शृणुयाद्यः स्तवं कृत्स्नं कीर्तयेद्वा समाहितः।
तस्य सर्वाणि कर्माणि सिद्धिंगच्छंत्यभीक्ष्णशः॥

જે પુરુષ નિત્ય એકચિત્ત થઈને આ સ્તોત્રનું શ્રવણ કરે છે અથવા પઠન કરે છે, તે પુરુષનાં સર્વ કાર્યો સર્વદા સિદ્ધ થાય છે.[૨૦૪]

मनसा चिंतितं यच्च यच्च वाचाऽनुकीर्तितम्।
सर्वं संपद्यते तस्य स्तवस्यास्यानुकीर्तनात्॥२०५

આ સ્તોત્રનો પાઠ કરવાથી મનમાં જે વિષયનું ચિંતન કર્યું હોય અથવા વાણીથી જે વિષયનું કથન કર્યું હોય, તે તે સર્વ મનુષ્યને પ્રાપ્ત થાય છે.

देवस्य च गुहस्यापि देव्या नंदीश्वरस्य च।
बलिं सुविहितं कृत्वा दमेन नियमेन च ॥२०६॥
ततस्तु युक्तो गृह्णीयान्नामान्याशु यथाक्रमम्।
ईप्सितान् लभते सोऽर्थान् भोगान् कामाँश्च मानवः
मृतश्च स्वर्गमाप्नोति तिर्यक्षु च न जायते।
इत्याह भगवान् व्यासः पराशरसुतः प्रभु ॥२०८ ×

જે પુરુષ યમનિયમપૂર્વક દેવ શંકર, કાર્તિકસ્વામી, દેવી પાર્વતી અને નંદિકેશ્વરને પૂજાપૂર્વક બલિદાન આપીને અનુક્રમે અર્થના અનુસંધાન સાથે આ સ્તોત્રનો પાઠ કરે છે, તેને સર્વ ઇષ્ટ મનોરથો, ભોગો તથા કામનાઓ પ્રાપ્ત થાય છે અને મૂઆ પછી તે સ્વર્ગલોકમાં જ જાય છે, પણ પશુપક્ષીની યોનિમાં અવતરતો નથી, એમ પરાશરના પુત્ર ભગવાન વ્યાસ પ્રભુએ કહ્યું છે.[૨૦૬–૨૦૮]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં ''શિવસહસ્રનામ'' નામનો અધ્યાય ૨૮૪મો સમાપ્ત

# अध्याय २८५मो

## અધ્યાત્મવર્ણન

॥ युधिष्ठिर उवाच ॥

अध्यात्मं नाम यदिदं पुरुषस्येह विद्यते।
यदध्यात्मं यतश्चैव तन्मे ब्रूहि पितामह ॥१॥

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ ! આ અધ્યાત્મ જે પુરુષનો સંબંધ ધરાવીને રહેલું છે, તેનું સ્વરૂપ કેવું છે અને દૃશ્ય–અદૃશ્ય પદાર્થોનું વિવેચન કરનારું અધ્યાત્મશાસ્ત્ર ક્યાંથી ઉત્પન્ન થયું છે, તે મને કહો.[૧]

ભીષ્મે કહ્યું : હે રાજા ! તમે અત્યંત બુદ્ધિમાન છો અને તેથી જ સર્વ પદાર્થોનું જ્ઞાન કરાવનારા અધ્યાત્મના સંબંધમાં તમે મને પૂછો છો, તો હે તાત ! તે અધ્યાત્મના સંબંધમાં હું તમને જે કંઈ કહું છું, તેની સ્પષ્ટ વ્યાખ્યા તમે સાંભળો.[૨] પૃથ્વી, વાયુ, આકાશ, જળ અને તેજ આ પાંચ મહાભૂતો સર્વ સ્થાવરજંગમ પ્રાણીઓનું ઉત્પત્તિસ્થાન તથા લયસ્થાન છે.[૩] હે ભરતશ્રેષ્ઠ રાજા ! પ્રાણીમાત્રનું સ્થૂળશરીર તથા સૂક્ષ્મશરીર એ પંચમહાભૂતોના કાર્યસમૂહરૂપ છે, તેમ જ બુદ્ધિ વગેરે ભૌતિક પદાર્થો સર્વના પરમ કારણભૂત એવા આત્માને વિષે લય પામે છે અને પુનઃ આત્માથી જ નિત્ય ઉત્પન્ન થાય છે.[૪] જેમ મહાસાગરના તરંગો તેમાંથી ઉત્પન્ન થઈને પુનઃ તેમાં જ લય પામી જાય છે, તેમ સર્વ જીવસમુદાયો આત્મામાંથી ઉત્પન્ન થયેલાં પંચમહાભૂતોમાંથી ઉત્પન્ન થઈને પુનઃ મહાભૂતોમાં જ લય પામી જાય છે.[૫] જેમ

+ અહીં 'पितृपक्षे' ને બદલે 'पतिपक्षे' એવો પાઠ હોવો જોઈએ અને તેમ હોય તો જ અર્થમાં વિશેષ યોગ્યતા થઈ પડે તેમ છે.

× આ અધ્યાયમાં પ્રથમ કહેવામાં આવ્યું છે કે, દસે એક હજાર ને આઠ નામોથી શંકરની સ્તુતિ કરી; પણ શ્લોક ૭૪થી આરંભીને ૧૮૫મા શ્લોક સુધીમાં જેટલાં નામો આવ્યાં છે, તેની કુલ સંખ્યા લગભગ છસો ઉપર ૨૫ કે ૩૦ માંડ માંડ થાય છે; પરંતુ ૧૩૮મા શ્લોકમાં દર્શાવેલાં ત્રિસૌપર્ણ અને શતરુદ્રિય નામનાં બે વેદોક્ત સ્તોત્રોમાં જે નામો કહેવામાં આવ્યાં છે, તે ઉમેરવાથી સંખ્યા અપૂર્ણ રહેતી નથી

પોતાનાં અંગોને પ્રસારીને પુનઃ સમેટી લે છે, તેમ પંચમહાભૂતો પોતાનામાંથી ઉત્પન્ન થયેલાં સર્વ નાનાંમોટાં પ્રાણીઓને પુનઃ પોતાનામાં જ લય પમાડી દે છે.[૬] શરીરમાં જે શબ્દગુણ જોવામાં આવે છે તે આકાશમાંથી ઉત્પન્ન થયેલો છે, સંઘાત અથવા કઠિનતાનો ગુણ જોવામાં આવે છે તે પૃથ્વીમાંથી ઉત્પન્ન થયેલો છે, પ્રાણ અથવા શ્વાસોચ્છ્વાસ જોવામાં આવે છે, તે વાયુમાંથી ઉત્પન્ન થયેલો છે, રસ અથવા રુધિરાદિ દ્રવ પદાર્થ જોવામાં આવે છે, તે જળમાંથી ઉત્પન્ન થયેલ છે અને રૂપગુણ જોવામાં આવે છે, તે તેજમાંથી ઉત્પન્ન થયેલ છે.[૭] આ રીતે સર્વ સ્થાવરજંગમભૂતસમુદાય કેવળ પંચમહાભૂતોનો જ વિકાર છે અથવા કેવળ તે મય જ છે અને પ્રલયકાળ પ્રાપ્ત થાય છે, ત્યારે તેમાં જ લય પામે છે તથા પુનઃ તેમાંથી જ ઉત્પન્ન થાય છે, છતાં બ્રહ્મથી જગત ઉત્પન્ન થાય છે અને બ્રહ્મમાં લય પામે છે, એવું કથન તો કેવળ શબ્દમાત્ર જ છે.[૮] ભૂતસ્રષ્ટા અહંકારે પ્રાણીમાત્રને વિષે એ પાંચ મહાભૂતોની કેવી રીતે વ્યવસ્થા કરી છે અને તેના તેના વિષયોની કેવી રીતે કલ્પના કરી છે, તેમ જ દેહની અંદર રહેલા તે તે મહાભૂતોને લીધે પોતે જે જે કાર્યને જુએ છે, તે સર્વના સંબંધમાં હું તમને કહું છું, સાંભળો.[૯] શબ્દ, શ્રોત્રઇંદ્રિય અને શરીરમાં રહેલાં છિદ્રો એ ત્રણ આકાશમાંથી ઉત્પન્ન થયેલાં છે. રસ, સ્નેહ અને જિહવાઇંદ્રિય એ ત્રણ જળના ગુણ કહેવાય છે.[૧૦] રૂપ, ચક્ષુઇંદ્રિય અને જઠરાગ્નિ એ ત્રણ તેજના ગુણ કહેવાય છે. સૂંઘવાનો પદાર્થ, સૂંઘનારી ઇંદ્રિય (નાસિકા) અને શરીર એ ત્રણ પૃથ્વીના ગુણ કહેવાય છે;[૧૧] તેમ જ પ્રાણ, સ્પર્શ અને ચેષ્ટા એ ત્રણ વાયુના ગુણ કહેવાય છે. આ રીતે હે રાજન્! પંચમહાભૂતોમાંથી ઉત્પન્ન થનારા ગુણો મેં તમને કહ્યા.[૧૨] હે ભરતવંશી રાજા! ઈશ્વરે માયાનો આશ્રય કરીને સત્ત્વ, રજ, તમ, કાળ, કર્મ સહિત બુદ્ધિ અને મન એ છ પદાર્થોને પાંચ મહાભૂત, પાંચ ઇંદ્રિય અને પાંચ વિષયો એ પંદર તત્ત્વો વિષે કલ્પી કાઢ્યાં છે.[૧૩] તમારા બન્ને પગથી આરંભીને છેક મસ્તક પર્યંત તમે જોશો, તો તમને જણાશે કે, આપણા શરીરમાં કેવળ બુદ્ધિ જ તે તે પદાર્થરૂપે સંપૂર્ણપણે વર્તે છે.[૧૪] મનુષ્યના શરીરમાં પાંચ ઇંદ્રિયો, મન, બુદ્ધિ અને ક્ષેત્રજ્ઞ આ આઠ મુખ્ય તત્ત્વો રહેલાં છે.[૧૫] તેમાં પાંચ ઇંદ્રિયોને તથા બુદ્ધિરૂપી કર્તાને તેઓના કાર્યવિભાગ પ્રમાણે જાણી લેવાં; તેમ જ સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોને ઇંદ્રિયો તથા બુદ્ધિનાં આશ્રિત જાણવાં અર્થાત્ તે ગુણો ઇંદ્રિયો તથા બુદ્ધિથી જ ઉત્પન્ન થયેલા છે, એમ સમજવું.[૧૬] પ્રત્યેક ઇંદ્રિયો વિષયોનું ગ્રહણ કરવા માટે જ ઉપયોગી છે, મન ઇંદ્રિયોએ ગ્રહણ કરેલા વિષયોમાં સંશય કરે છે, બુદ્ધિ મનના સંશયવાળા અર્થનો નિશ્ચય કરે છે અને ક્ષેત્રજ્ઞ તે સર્વનો સાક્ષી અથવા દ્રષ્ટા કે ઉદાસીન તરીકે જ કહેવાય છે; અર્થાત્ કાર્ય કરનારી બુદ્ધિ જ કર્તા કહેવાય છે. ક્ષેત્રજ્ઞ તો સાક્ષી કે દ્રષ્ટા તરીકે જ સ્થિતિ કરે છે.[૧૭] હે ભારત! સત્ત્વ, રજ, તમ, કાળ અને કર્મ એ પાંચ ગુણો બુદ્ધિને વારંવાર વિષયો પ્રત્યે દોરી જાય છે, તોપણ તે પાંચ ગુણો તથા મન સહિત ઇંદ્રિયો કેવળ બુદ્ધિનું જ સ્વરૂપ છે; કેમ કે બુદ્ધિ ન હોય, તો ગુણો ક્યાંથી હોય?[૧૮] બુદ્ધિ જ્યારે દર્શન કરવાની ઇચ્છા કરે છે, ત્યારે ચક્ષુરૂપે થાય છે, સાંભળવાની ઇચ્છા કરે છે, ત્યારે શ્રોત્રરૂપે થાય છે; સૂંઘવાની ઈચ્છા કરે છે, ત્યારે ઘ્રાણરૂપે થાય છે; રસનો સ્વાદ લેવાની ઇચ્છા કરે છે, ત્યારે રસનારૂપે થાય છે; સ્પર્શ કરવાની ઇચ્છા કરે છે, ત્યારે સ્પર્શનરૂપે થાય છે અને કોઈ વસ્તુની પ્રાર્થના કરે છે, ત્યારે મનરૂપે થાય છે. આ રીતે બુદ્ધિ જ અનેક પ્રકારના વિકારોને પામે છે.[૧૯-૨૦] વિદ્વાનો કહે છે કે, પાંચ ઇંદ્રિયો તે બુદ્ધિનાં જુદાં જુદાં નિવાસસ્થાનો જ છે, માટે ઇંદ્રિયો જ્યારે દુષ્ટ થાય છે, ત્યારે (તેના સંસર્ગને લીધે) બુદ્ધિ પણ દુષ્ટ બની જાય છે.[૨૧] આ પ્રમાણે પુરુષની અંદર રહેલી બુદ્ધિ સાત્ત્વિક, રાજસ અને તામસ એવા ત્રણ ભાવોને ધારણ કરે છે, જેને લીધે કોઈ સમયે સાત્ત્વિક ભાવથી યુક્ત થઈને પ્રસન્ન રહે છે, કોઈ સમયે રાજસભાવથી યુક્ત થઈને શોક કરે છે અને કોઈ સમયે તામસભાવથી યુક્ત થઈને સુખ કે દુઃખ—એમાંનું કંઈ પણ જાણી શકતી નથી—અર્થાત્ મૂઢ બની જાય છે. આ રીતે તે તે ગુણરૂપે થયેલી બુદ્ધિ ત્રણે ગુણોમાં પરિભ્રમણ કર્યા કરે છે.[૨૨-૨૩] જેમ ઊછળી રહેલા તરંગોવાળો મહાસાગર પોતાની તીરમર્યાદાનું ઉલ્લંઘન

કરતો નથી, તેમ ભાવગત બુદ્ધિ પણ ત્રણ ગુણોનું ઉલ્લંઘન કર્યા વિના જ મનની અંદર રહે છે. જેમ કે કોઈ સમયે રજોગુણની પ્રવૃત્તિ ચાલુ થાય છે, ત્યારે બુદ્ધિ રાજસભાવને અનુસરે છે અને હર્ષ, પ્રીતિ, આનંદ, સુખ, શાંતિ વગેરે સાત્ત્વિક ગુણોથી જ્યારે પ્રવૃત્તિ થાય છે, ત્યારે પુરુષની બુદ્ધિ સાત્ત્વિક-ભાવને અનુસરે છે. વળી કારણ હોય કે ન હોય, તોપણ દાહ, શોક, સંતાપ, અસંતોષ અને અક્ષમા વગેરે રાજસગુણોની પ્રવૃત્તિ થાય છે, ત્યારે બુદ્ધિ પણ રાજસી બની જાય છે અને તે જ રીતે અવિદ્યા, રાગ, મોહ, પ્રમાદ, સ્તબ્ધતા, ભય, અસમૃદ્ધિ, દીનતા, મોહ, સ્વપ્ન અને આળસ વગેરે અનેક પ્રકારના તામસગુણોની જ્યારે કોઈ રીતે પ્રવૃત્તિ થાય છે, ત્યારે બુદ્ધિ પણ તામસી બની જાય છે.[૨૪–૨૮] તેમાં જ્યારે પોતાના શરીરમાં કે મનમાં પ્રસન્નતાયુક્ત ભાવ ઉત્પન્ન થાય, ત્યારે જાણવું કે, આ સમયે સાત્ત્વિક ભાવ પ્રકટ થયો છે અને તેની ઉપેક્ષા કરવી, પણ તેમાં આસક્ત થવું નહિ;[૨૯] તેમ જ જ્યારે પોતાના શરીરમાં કે મનમાં દુઃખ તથા અપ્રીતિયુક્ત એવો ભાવ ઉત્પન્ન થાય, ત્યારે જાણવું કે, આ સમયે રાજસભાવ પ્રકટ થયો છે અને તેનાથી ક્ષોભ પામ્યા વિના જ સ્વસ્થ રહેવું.[૩૦] વળી જ્યારે પોતાના શરીરમાં કે મનમાં જાણ્યો જણાય નહિ તેવો અને તર્કમાં પણ ન આવે, તેવો મોહયુક્ત ભાવ ઉત્પન્ન થાય, ત્યારે જાણવું કે, આ સમયે તામસભાવ પ્રકટ થયો છે.[૩૧] આ પ્રમાણે બુદ્ધિની જેટલી ગતિઓ છે, તે સર્વ મેં તમને કહી. જે પુરુષ આ બુદ્ધિની ગતિઓને જાણે છે, તે જ જ્ઞાની ગણાય છે; તે સિવાય બીજું જ્ઞાનીનું લક્ષણ શું હોઈ શકે? અર્થાત્ કંઈ જ નહિ.[૩૨]

હવે આ બુદ્ધિ અને ક્ષેત્રજ્ઞ એ બન્ને તત્ત્વો જોકે અતિ સૂક્ષ્મ છે, તોપણ તેઓ બન્ને વચ્ચે મહાન વિલક્ષણતા રહેલી છે, એમ તમારે જાણવું; કેમ કે તેમાંનું એક બુદ્ધિતત્ત્વ ગુણોને જ્યારે ઉત્પન્ન કરે છે, ત્યારે બીજું ક્ષેત્રજ્ઞતત્ત્વ ગુણોને ઉત્પન્ન કરતું નથી.[૩૩] તાત્પર્ય કે, બુદ્ધિ અને ક્ષેત્રજ્ઞ સ્વાભાવિક રીતે જ અન્યોન્યથી ભિન્ન છે, છતાં સર્વદા જાણે એકત્ર જોડાયેલાં હોય તેમ જણાય છે; પરંતુ વાસ્તવિક રીતે જળની અંદર રહેલું માછલું જળથી જેમ ભિન્ન છે, તેમ બુદ્ધિની સાથે રહેલો ક્ષેત્રજ્ઞ બુદ્ધિથી ભિન્ન જ છે.[૩૪] વળી ઇંદ્રિયાદિક ગુણો આત્માને જાણી શકતા નથી; પરંતુ આત્મા તો તે સર્વ ગુણોને જાણે જ છે, આત્મા ગુણોનો કેવળ દ્રષ્ટા જ છે, છતાં મૂઢ પુરુષ તેને ગુણોનો સંસર્ગકર્તા માની બેસે* છે.[૩૫] (કદાચ કોઈ કહેશે કે, આત્મા કેવળ દ્રષ્ટા જ છે, તો પછી બુદ્ધિ આદિ ગુણો કોનો આશ્રય લઈને પ્રવૃત્તિ કરી શકશે? આના ઉત્તરમાં કહે છે કે,) બુદ્ધિસત્ત્વનું કોઈ ઉપાદાનકારણ છે જ નહિ. (કેમ કે તેના ઉપાદાન તરીકે કલ્પેલા અજ્ઞાનનું સ્વરૂપ તો કેવળ તુચ્છ જ છે; માટે એમ જ સિદ્ધ થાય છે કે, ગુણોના ઉત્પત્તિકારણને કોઈ જાણી શકતું નથી. જેમ કે દોરડીમાં દેખાતા સર્પરૂપ કાર્યના ઉપાદાનકારણ અજ્ઞાનને તેના કાર્ય દ્વારા જ અનુમાનથી જાણી શકાય છે, પણ પ્રત્યક્ષ કરી શકાતું નથી; તેમ જ બુદ્ધિ આદિ ગુણોના કારણના સંબંધમાં પણ સમજવું.) વળી સત્ત્વાદિક ગુણોને પણ મહત્તત્ત્વ આદિ તેઓનાં કાર્ય દ્વારા જ અનુમાનથી જાણી શકાય છે. (આ રીતે ગુણોને અત્યંત તુચ્છ માનવામાં આવે છે, તોપણ તેઓ અત્યંત તુચ્છ નથી; કેમ કે તેઓનામાં અધિષ્ઠાનની સત્તા તો છે જ, જેથી એમ જ કહી શકાય કે, ગુણોના અવર્ણનીય સ્વરૂપને કોઈ જાણી જ શકતું નથી.)[૩૬] બુદ્ધિસત્ત્વ મહત્તત્ત્વાદિ ગુણોને ઉત્પન્ન કરે છે અને ક્ષેત્રજ્ઞ કેવળ ઉદાસીન રહીને ગુણોના કાર્યને જોયા કરે છે. આ પ્રમાણે બુદ્ધિ અને ક્ષેત્રજ્ઞનો સંયોગ અનાદિકાળનો છે. ઇંદ્રિયો કે જેઓ અચેતન છે અને પદાર્થવિજ્ઞાનથી રહિત છે, તેઓ દ્વારા બુદ્ધિ અંતઃકરણમાં રહીને આવરણભંગરૂપી દીવાનું કાર્ય સાધી લે છે. તાત્પર્ય કે, ઇંદ્રિયો એક દીવા જેવી હોઈને બુદ્ધિને સહાય કરનારી છે.× જે પુરુષ આવી રીતે બુદ્ધિ તથા ક્ષેત્રજ્ઞના સ્વભાવને

* અર્થાત્ ગુણસંગી મૂઢ મનુષ્ય એમ માને છે કે, આત્માને તથા ગુણોને પરસ્પર ગુણગુણીભાવ સંબંધ છે અને સત્ત્વાદિક ગુણોની સાથે આત્માની એકરૂપતા છે, પણ વસ્તુત. તેમ નથી. આત્મા તો ગુણોનો કેવળ દ્રષ્ટા જ છે અને કેવળ સાક્ષી તરીકે અલગ રહીને તેઓનો અવલોકનકર્તા છે.

× અર્થાત્ બુદ્ધિના કરતાં પણ ત્રીજું એક આત્મ-તત્ત્વ જુદું જ છે, કે જે પ્રમાતાના જેવું જણાવામાં આવે છે

જાણે છે અને તે જાણ્યા પછી હર્ષશોકથી રહિત થઈને જગતમાં વિચરે છે, તેજ પુરુષ અદેખાઈરહિત થયેલો ગણાય છે. વળી એ વાત તો સ્વભાવસિદ્ધ જ છે કે, કરોળિયો જેમ તાંતણાને ઉત્પન્ન કરે છે, તેમ બુદ્ધિ મહતત્ત્વાદિક સર્વ ગુણોને ઉત્પન્ન કરે છે, જેથી તે ગુણો કરોળિયાના તાંતણા જેવા જ છે, એમ સમજવું.[૩૭-૪૦]

કેટલાએક વિદ્વાનો કહે છે કે, જ્ઞાન દ્વારા ગુણોનો જ્યારે નાશ થઈ જાય છે, ત્યારે કેવળ તેઓની નિવૃત્તિ જ થઈ જાય છે, એમ હોતું નથી; માત્ર તેઓની પ્રવૃત્તિજ રહેતી નથી. વળી બીજા કેટલાએક વિદ્વાનો એમ જ કહે છે કે, જ્ઞાન થયા પછી ગુણોની છેક નિવૃત્તિ જ થઈ જાય છે.[૪૧] જે પુરુષ બુદ્ધિ અને ક્ષેત્રજ્ઞના અધ્યજ્ઞાનરૂપ દૃઢ હૃદયગ્રંથિને છેદી નાખીને કેવળ અદ્વિતસુખમાંજ પરાયણ રહે છે, તે પુરુષ સર્વ સંશયોથી મુક્ત થઈને શોકરહિત થાય છે.[૪૨] જેમ તરવાની વિદ્યાને નહિ જાણનારા મનુષ્યો જળથી ભરેલી એક નદીમાં પડીને દુઃખી થાય છે, તેમ બુદ્ધિ અને ક્ષેત્રજ્ઞના વિવેકરૂપી જ્ઞાનથી રહિત એવા મૂર્ખ પુરુષો મોહરૂપી જળથી ભરેલી આ સંસારરૂપી નદીમાં પછડાઈ પડીને અત્યંત દુઃખી થાય છે—જન્મમરણના ફેરામાં ફર્યા કરે છે.[૪૩] પરંતુ તરવાની વિદ્યાને જાણનારા પુરુષો અગાધ પાણીમાં પડીને પણ તેના પારને પહોચી જાય છે અને દુઃખી થતા નથી, તેમ બુદ્ધિ અને ક્ષેત્રજ્ઞના વિવેકરૂપ અધ્યાત્મને જાણનારા ધીર પુરુષો સંસારરૂપી અગાધ જળને તરી જાય છે અને પરમ સુખને પામે છે; કેમ કે જ્ઞાન એ ઉત્તમ નૌકારૂપ છે.[૪૪] અજ્ઞાનીઓને જે અતિ મહાન ભય હોય છે, તે જ્ઞાનીઓને હોતો નથી. વળી જ્ઞાની પુરુષોમાં કોઈને ઉચ્ચ ગતિ કે કોઈને નીચ ગતિ એવું કંઈ હોતું નથી. માત્ર એકવખત જ્ઞાન થયું, એટલે સર્વને સમાન ગતિ પ્રાપ્ત થાય છે.[૪૫] જ્ઞાની પુરુષ અનેક પ્રકારનાં દોષયુક્ત કર્મ કરતો હોય અથવા જ્ઞાન થયા પૂર્વે તેણે જે કંઈ કર્મ કરેલાં હોય, તે સર્વનો માત્ર પોતાના જ્ઞાનને લીધેજ તે નાશ કરી નાખે છે. વળી એ જ્ઞાની પુરુષ પોતાની અજ્ઞાન દશાના સમયે બીજાએ કરેલા અપ્રિયનો કે અનિષ્ટનો દ્વેષ કરે અથવા રાગાદિક દોષને લીધે પોતે બીજાનું અપ્રિય કરે, તોપણ (જ્ઞાનદશા પ્રાપ્ત થયા પછી) તેણે કંઈ કર્યું જ નથી, એમ મનાય છે. (કેમ કે તે પોતેજ સર્વ દોષોથી રહિત થયેલો હોવાથી બીજાઓના દોષોને પણ જોતો નથી.)[૪૬]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમાં 'અધ્યાત્મવર્ણન' નામનો અધ્યાય ૨૮૫ મો સમાપ્ત

# अध्याय २८६ मो

## આનંદમગ્ન રહેવા વિષે નારદ અને સમંગનો સંવાદ

॥ युधिष्ठिर उवाच ॥

सुदुःखाच्च सुमृत्योश्च त्रसंते प्राणिनः सदा ।
उभयं नो यथा न स्यात्तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ! સર્વ પ્રાણીઓ દુઃખ તથા મૃત્યુથી સદાય ત્રાસ પામે છે, માટે દુઃખ તથા મૃત્યુ અમને પ્રાપ્ત જ ન થાય, તેવો કોઈ ઉપાય તમે મને કહો.[૧]

ભીષ્મે કહ્યું : હે ભારત! આ વિષયમાં નારદ અને સમંગના સંવાદરૂપ એક પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે.[૨]

એક સમયે નારદે સમંગને આ પ્રમાણે પૂછ્યું : 'હે સમંગ! બીજા લોકો જ્યારે એકબીજાને મસ્તકથી પ્રણામ કરે છે, ત્યારે તું તો પૃથ્વી પર છાતી નમાવીને સર્વને સાષ્ટાંગ પ્રણામ કરે છે અને તેમ કરીને તું પોતાના બન્ને બાહુઓ વડે સંસારનદીને જાણે તરી જવા ઇચ્છતો હોય, તેવો જણાય છે. વળી તું નિત્ય હર્ષપૂર્ણ મનવાળો તથા શોકરહિત થયો હોય, તેવો દેખાય છે; એટલું જ નહિ પરંતુ તારા મનમાં લેશમાત્ર પણ ઉદ્વેગ હોય, એમ હું જોઈ શકતો નથી. તું મહાકાળને માટે જાણે તૃપ્ત થયો હોય, તેમ સ્વસ્થ દેખાય છે અને એક બાળકની પેઠે સર્વ ચેષ્ટાઓ કર્યા કરે છે, એ શું?'[૩-૪]

સમંગે કહ્યું : હે માન આપનારા નારદ! ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ સર્વના તત્ત્વને હું યથાર્થ રીતે જાણું છું અને તેથી જ મારું મન કદી ઉદાસ થતું નથી.[૫] હું કર્મોના આરંભોને, તેઓના

* સમંગના કહેવાનો આશય એ છે કે, જેમ એક ઇન્દ્રજાળની વિદ્યાને જાણનારો પુરુષ ધનની વૃદ્ધિ કરી

ફળના ઉદયોને તથા લોકમાં પ્રત્યક્ષ દેખાતાં કર્મોનાં વિચિત્ર ફળોને જાણું છું, જેથી મારું મન કદી ઉદાસ થતું નથી.[૬] હે નારદ! આ જગતમાં જેઓ મૂર્ખ છે, ધનપુત્રાદિથી રહિત છે, ધનાદિકથી સંપન્ન છે, આંધળા છે અને જડ જેવા છે, તેઓ પણ પોતાનું જીવન ગાળી રહ્યા છે અને અમે પણ કોઈ જાતના આરંભથી રહિત છીએ, છતાં અમારું જીવન ગાળી રહ્યા છીએ, તે તું જો.÷[૭] વળી જેઓનાં અંગ કેવળ નીરોગી હોય છે, તેવા દેવતાઓ પણ પર્વકર્મના યોગથી જ જીવન ગાળી રહ્યા છે અને લોકમાં જેઓ બળવાન છે અથવા નિર્બળ છે, તેઓ પણ પોતાના કર્મયોગે જીવી રહ્યા છે. (એ ઉપરથી જણાય છે કે, આરંભ કર્યા વિના કેવળ પૂર્વકર્મના યોગથી પણ જીવી શકાય છે.) અમે તેવું નિરારંભ જીવન ગાળીએ છીએ, માટે તારે અમને પૂજાપાત્ર જ માનવા.[૮] વળી જેઓ હજારો રૂપિયાના માલિક છે અથવા જેઓ સેંકડો રૂપિયાના અધિપતિ છે, તેઓ પણ જે પ્રમાણે જીવી રહ્યા છે, તે જ પ્રમાણે બીજા સામાન્ય મનુષ્યો કેવળ શાકપાનને આધારે પણ જીવી રહ્યા છે. દાખલા તરીકે અમારા તરફ દૃષ્ટિ કર. અમે પોતે પણ તે પ્રમાણે જીવન ગાળી રહ્યા છીએ.*[૯] હે નારદ! અમારામાં શોકના મૂળરૂપ અજ્ઞાનનો કેવળ અભાવ છે અને તેને લીધે જ અમે કોઈ વિષયનો શોક કરતા નથી, તો પછી અમારે યજ્ઞાદિક ધર્મકર્મનું અથવા લૌકિક વ્યવહારકર્મનું શું પ્રયોજન છે? અમે જાણીએ છીએ કે, ધર્મ અને અધર્મથી ઉત્પન્ન થનારાં સુઃખદુઃખો કાળને અધીન રહેનારાં છે–અવશ્ય નાશવંત છે અને તેથી જ તેઓ અમારો પરાભવ કરી શકતાં નથી. (કેમ કે અમે સુખદુઃખને નાશવંત ગણીને તેના પર આસક્તિ ધરાવતા નથી.)[૧૦] 'ઇંદ્રિયો જ મોહાધીન થાય છે અને ઇંદ્રિયો જ શોકાકુલ થાય છે, તેમાં આત્માને કંઈ પણ લેવાદેવા નથી.' આમ જે મનુષ્યો બીજાઓને ઉપદેશ આપે છે, તેઓ જ ખરા બુદ્ધિમાન છે. વળી ઇંદ્રિયોની જે પ્રસન્નતા તે જ જ્ઞાનનું મૂળ છે; પણ જે પુરુષની ઇંદ્રિયો મૂઢ થઈ ગયેલી છે, તે પુરુષને જ્ઞાનનો લાભ થતો નથી.[૧૧] ×ઇંદ્રિયોની મૂઢતાવાળો મનુષ્ય પોતાના મનમાં આવું અભિમાન કરે છે કે, 'હું ધનવાન છું, કુળવાન છું ઇત્યાદિ.' પરંતુ તે જાણતો નથી કે, એવા પ્રકારનું જે અભિમાન તે જ મોહ કહેવાય છે અને એ રીતે મોહાધીન થયેલો મનુષ્ય આ લોક ને પરલોક બન્નેથી ભ્રષ્ટ થાય છે; તેમ જ એ પણ લક્ષમાં રાખવું જોઈએ કે, સુખ કે દુઃખ સદાકાળ કોઈ ને પ્રાપ્ત થતાં નથી.[૧૨] આ સંસારરૂપ ચક્ર એ પ્રમાણે જ નિત્ય ભ્રમણ કર્યા કરે છે, તો પછી મારા જેવા એક જ્ઞાની પુરુષે તેને માટે કદી સંતાપ ન કરવો જોઈએ, ઇષ્ટ ભોગોને કદી ન અનુસરવું જોઈએ અને પ્રાપ્ત થયેલા સુખનો કે દુઃખનો મનમાં વિચાર પણ ન કરવો જોઈએ.[૧૩] જે પુરુષ યોગારૂઢ થયેલો છે, તેણે બીજાઓની સ્પૃહા રાખવી નહિ, નહિ મળેલા લાભની ઇચ્છા રાખવી નહિ, ધનનો પુષ્કળ લાભ પ્રાપ્ત થાય, તોપણ હર્ષ પામવો નહિ અને અર્થનો મોટો નાશ થઈ જાય, તોપણ ખેદ કરવો નહિ. વળી યાદ રાખવું કે, બાંધવો, દ્રવ્ય, કુળ, શાસ્ત્ર, મંત્ર કે પરાક્રમ એમાંનું કોઈ પણ દુઃખમાંથી બચાવી શકે તેમ નથી જ; માત્ર શમદમાદિક સદાચરણથી જ મનુષ્યો શાંતિને પામી શકે છે.[૧૪/૧૫] મનુષ્ય ગમે એટલો પ્રયાસ કરે તોપણ યોગાસક્ત થયા વિના જ્ઞાનને કે સુખને પામી શકતો નથી. આ હેતુથી જ સુખનું સામાન્ય લક્ષણ એ જ માનવામાં આવ્યું છે કે, મન, પ્રાણ અને ઇંદ્રિયોની ક્રિયાઓને નિયમમાં રાખવાનું જે સામર્થ્ય અને દુઃખનો જે ત્યાગ તેનું નામ જ સુખ કહેવાય છે.[૧૬] હરકોઈ પ્રિય વસ્તુથી હર્ષ ઉત્પન્ન

બતાવે અથવા ધનનો નાશ કરી બતાવે, તોપણ તેની માયાને જાણનારો પુરુષ તેમાં મોહિત થતો નથી, તેમ જ્ઞાની પુરુષ પણ જગતરૂપ ઇંદ્રજાળને જોઈ ને તેમાં કદી મોહિત થતો નથી.

÷ અર્થાત્ કોઈ જાતનો આરંભ કર્યા વિના પણ જીવન ગાળી શકાય છે, એ વાત પ્રત્યક્ષ છે.

* અર્થાત્ એક મનુષ્ય મહાન આરંભ કરે છે, બીજો મનુષ્ય અલ્પ આરંભ કરે છે અને ત્રીજો મનુષ્ય કોઈ જાતનો આરંભ જ કરતો નથી; છતાં તેઓ ત્રણેનો જીવનનિર્વાહ એકસરખો જ ચાલ્યા કરે છે, માટે આરંભોનો ત્યાગ કરીને જીવન ગાળવું, તે જ વધારે ઉત્તમ છે.

× અર્થાત્ સુખદુઃખાદિ ધર્મને મિથ્યા સમજીને ઇંદ્રિયોને પ્રસન્ન રાખવી, જેથી આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય.

થાય છે, હર્ષમાંથી ગર્વની વૃદ્ધિ થાય છે અને ગર્વની વૃદ્ધિને લીધે નરકમાં જ પડવું પડે છે; માટે પ્રિયનો, હર્ષનો તથા ગર્વનો મેં ત્યાગ કર્યો છે.[૧૭] હું જોઈ શક્યો છું કે, શોક, ભય તથા ગર્વ સુખ અને દુઃખભરેલી અવસ્થામાં મનુષ્યોને મોહ ઉપજાવનારાં છે, માટે જ હું કોઈએક સાક્ષીની પેઠે તેઓનાથી અસંબદ્ધ રહીને મારા દેહપાત પર્યંત લોકમાં વિચર્યા કરીશ.[૧૮] હું અર્થનો, કામનો, તૃષ્ણાનો તથા મોહનો ત્યાગ કરીને શોક તથા સંતાપથી રહિત થયો છું અને આનંદપૂર્વક આ પૃથ્વી પર વિચર્યા કરું છું.[૧૯] વળી હું મૃત્યુથી, અધર્મથી કે લોભથી કોઈ રીતે પણ ડરતો નથી અને જાણે અમૃતપાન કર્યું હોય, તેમ મને આ લોકમાં કે પરલોકમાં પણ કોઈનો ભય નથી.[૨૦] હે બ્રહ્મન્! મેં મહાન એવા અવિનાશી યોગનો આશ્રય કરીને આવું જ્ઞાન સંપાદન કર્યું છે, જેને લીધે હે નારદ! દેહના સ્વભાવ પ્રમાણે પ્રાપ્ત થયેલો એવો પણ શોક મને દુઃખી કરી શકતો નથી.[૨૧]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'નારદ અને સમઙ્ગનો સંવાદ' નામનો અધ્યાય ૨૮૬ મો સમાપ્ત

## अध्याय २८७ मो

### નારદ અને ગાલવનો સંવાદ

॥ युधिष्ठिर उवाच ॥

अतत्त्वज्ञस्य शास्त्राणां सततं संशयात्मनः ।
अकृतव्यवसायस्य श्रेयो ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ! જે પુરુષે શાસ્ત્રોના તત્ત્વને જાણ્યું નથી, જેનું મન નિરંતર સંશયાકુલ રહે છે અને જેણે આત્માનું દર્શન કરવા માટે શમદમાદિક વ્યવસાય કર્યો નથી, તેવા પુરુષનું શ્રેય કેવી રીતે થાય, તે મને કહો.[૧]

ભીષ્મે કહ્યું : હે રાજા! ઈશ્વરનું પૂજન, વૃદ્ધોની સેવા અને શાસ્ત્રોનું શ્રવણ એ ત્રણમાં જ અત્યંત શ્રેય સમાયેલું છે, એમ શાસ્ત્ર કહે છે.[૨] આ વિષયમાં પણ ઋષિ ગાલવ અને દેવર્ષિ નારદના સંવાદરૂપ એક પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે, તે હું તમને કહું છું, સાંભળો.[૩]

પૂર્વે જિતેંદ્રિય મુનિ ગાલવે મોહ તથા શ્રમનો ત્યાગ કરનારા, જ્ઞાનમાં જ તૃપ્ત રહેનારા અને મનને વશ રાખનારા બ્રાહ્મણ નારદને શ્રેય સંપાદન કરવાની ઇચ્છાથી આ પ્રમાણે પૂછ્યું :[૪] 'હે મુનિ! જે ઉત્તમ ગુણો વડે પુરુષ જગતમાં માન્ય થઈ પડે છે, તે સર્વ ગુણો તમારામાં સ્થિર થઈને વસી રહેલા છે, એમ અમે જોઈએ છીએ.[૫] તમે એ પ્રકારના ઉત્તમ ગુણોથી યુક્ત છો અને મૂઢતાથી રહિત છો; માટે હું જે અત્યંત મૂઢ બની ગયેલો છું અને આત્મારૂપ સત્યતત્ત્વથી અજાણ છું, તેનો સંશય દૂર કરવાને તમે યોગ્ય છો.[૬] જ્ઞાનની પ્રાપ્તિ થાય તે માટે જુદાં જુદાં અનેક શાસ્ત્રોમાં અનેક પ્રકારનાં ધર્મકાર્યો દર્શાવેલાં છે, પરંતુ તેમાંથી 'અમુક કાર્ય શ્રેયસ્કર છે અને અમુક કાર્ય શ્રેયસ્કર નથી' એવો કોઈ વિશેષ નિશ્ચય જોવામાં આવતો નથી અને જે કાર્ય અત્યંત શ્રેયસ્કર હશે તેનો અમે નિશ્ચય કરી શકતા પણ નથી; માટે તમે પોતે જ મને કહો કે, શું કરવાથી મનુષ્યનું પરમ શ્રેય થાય?[૭] હે ભગવન્! જ્ઞાનનાં સાધનભૂત એવાં સર્વ શાસ્ત્રો ભિન્ન ભિન્ન અનેક આચારોને ઉપદેશે છે અને 'અમુક શ્રેયસ્કર છે, અમુક શ્રેયસ્કર છે' એમ સર્વ મનુષ્યોને બોધ આપ્યા કરે છે,[૮] જેથી મનુષ્યો પણ તે તે અનેક માર્ગોને અનુસરે છે; તેમ જ કેવળ પોતપોતાનાં શાસ્ત્રને જ અભિનંદન આપનારા શાસ્ત્રકારો પણ તે તે મનુષ્યોને પોતપોતાનાં શાસ્ત્રમાં જ શ્રેય સમાયેલું છે, એવો ઉપદેશ આપ્યા કરે છે. આમ હોવાને લીધે અમે પણ કેવળ અમારા જ શાસ્ત્રમાં સંતોષ માનીને બેસી રહ્યા છીએ, જેથી સત્ય શ્રેયને સંપાદન કરી શક્યા નથી.[૯] આ જગતમાં જો એક જ શાસ્ત્ર હોય તો શ્રેયનો માર્ગ સ્પષ્ટ રીતે જાણવામાં આવે; પરંતુ શાસ્ત્રો અનેક હોવાને લીધે સત્ય શ્રેય શામાં રહેલું છે, એનો કંઈ નિર્ણય થઈ શકતો નથી અને ખરું કહીએ તો અનેક માર્ગનો ઉપદેશ કરનારાં શાસ્ત્રોએ જ શ્રેયના સત્ય સ્વરૂપને ગુપ્ત કરી મૂક્યું છે.[૧૦] આવા કારણને લીધે મને તો એમ જ જણાય છે કે, શ્રેયનો વિષય કેવળ શંકાઓથી જ ભરપૂર હોઈને અત્યંત ડહોળાઈ ગયો છે, માટે હે ભગવન્! તમે મને શ્રેયસ્કર માર્ગનો ઉપદેશ આપો. હું તમારે શરણે આવ્યો છું.'[૧૧]

નારદે કહ્યુ : હે તાત ગાલવ ! મનુષ્યોના ભિન્ન ભિન્ન સંકલ્પોથી રચાયેલા મુખ્ય ચાર* શાસ્ત્રો જગતમા વિદ્યમાન છે. તે ચારેય શાસ્ત્રોનુ ગુરુઓ દ્વારા પઠન કરીને તું સારી પેઠે વિચાર કરી જો, કે જેથી તને પોતાની મેળે જ સત્ય શ્રેયનુ જ્ઞાન થશે.[૧૨] હે વિપ્ર ! તે શાસ્ત્રોનો અભ્યાસ કરવાથી તને જણાશે કે, તે પ્રત્યેક શાસ્ત્રમા આત્મજ્ઞાનના ગુણભૂત ધર્મોનું અન્યોન્યથી વિરુદ્ધ પ્રકારે કથન કરવામા આવ્યુ છે અને જુદી જુદી રીતે પોતાના મતની સ્તુતિ અને બીજાના મતની નિંદા પણ કરવામા આવી છે+[૧૩] હવે જો સ્થૂળદૃષ્ટિથી જોઈએ છીએ, તો એમ જ જણાય છે કે, તે સર્વ શાસ્ત્રો આત્મતત્ત્વરૂપ પરમ ધર્મને પ્રાપ્ત કરાવનારા નથી, પણ સૂક્ષ્મદૃષ્ટિથી અવલોકન કરતા જણાય છે કે, તે સર્વ શાસ્ત્રો આત્મતત્ત્વરૂપ પરમ ગતિને જ પ્રાપ્ત કરાવનારા છે, કેમ કે તે તે સર્વ શાસ્ત્રોમા વિદ્વાનોએ એમ જ કહ્યુ છે કે, જે કર્મ પરમ કલ્યાણકારક હોય, સપૂર્ણ રીતે નિ:સશય હોય, મિત્રોનો અનુગ્રહ કરનારુ હોય, શત્રુઓનો નિગ્રહ કરનારું હોય અને ધર્માર્થકામરૂપ ત્રિવર્ગને પુષ્ટ કરનારું હોય, તે જ કર્મ સત્ય શ્રેયરૂપ છે. વળી પાપકર્મથી નિવૃત્ત થવું, નિરંતર પુણ્યકર્મ કરવામા તત્પર રહેવુ અને સત્પુરુષોની સાથે સદાચારથી વર્તવુ એ અવશ્ય શ્રેયરૂપ છે, તેમ જ પ્રાણીમાત્રના પર દયા રાખવી, વ્યવહારની અદર સરળતા રાખવી અને વાણી મધુર બોલવી, તે પણ નિ:સશય શ્રેયરૂપ છે. દેવતાઓને, પિતૃઓને તથા અતિથિઓને તેઓનો અન્ન વિભાગ અર્પણ કરવો અને ભોજનાદિકમાં પોષ્ય વર્ગનો કદી ત્યાગ ન કરવો, તે પણ અવશ્ય શ્રેયરૂપ છે, તેમ જ સત્ય ભાષણ કરવુ તે પણ શ્રેયરૂપ છે, પરંતુ સત્યનુ સ્વરૂપ જાણવુ, એ મહાદુષ્કર છે. હુ સત્ય કહું છુ કે, જે ભાષણ પ્રાણીમાત્રનુ હિત કરનારુ હોય, તેને જ સત્ય કહેવામા આવે છે. વળી અહકારનો ત્યાગ કરવો, પ્રમાદનો નિગ્રહ કરવો, સતોષ રાખવો અને એકાતવાસનુ સેવન કરવુ, તે જ અત્યત શ્રેય કહેવાય છે, તેમ જ બ્રહ્મચર્યધર્મ પાળીને વેદોનુ અધ્યયન કરવુ, વેદાતનો અભ્યાસ કરવો અને જ્ઞાન સબધી અનુભવ મેળવવાની ઇચ્છા રાખવી, તે પણ અવશ્ય શ્રેયરૂપ છે. જે પુરુષને શ્રેયની ઇચ્છા હોય, તેણે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાચે વિષયોનુ અતિશય સેવન કરવુ નહિ.[૧૪–૨૩] શ્રેયની ઇચ્છા રાખનારા પુરુષે રાત્રિવિહારી થવુ નહિ, દિવસે નિદ્રા કરવી નહિ, આળસ રાખવું નહિ, ચાડિયાપણુ કરવુ નહિ, અભિમાની થવું નહિ, આહારાદિકનુ અત્યત સેવન કરવુ નહિ અને છેક નિરાહારી પણ રહેવુ નહિ[૨૪] વળી કલ્યાણની ઇચ્છા રાખનારા પુરુષે બીજાઓની નિંદા કરીને પોતાનો ઉત્કર્ષ બતાવવા યત્ન કરવો નહિ, પણ પોતાના ગુણો દ્વારા જ સમાજની પાસેથી ઉત્કર્ષ મેળવવા યત્ન કરવો[૨૫] જે પુરુષો કેવળ નિર્ગુણ હોય છે, તેઓ ઘણે ભાગે પોતાની મેળે જ પ્રતિષ્ઠિત થઈ બેઠેલા હોય છે અને તેવા પુરુષો પોતાનામાં ગુણોનો અભાવ હોય છે, તેથી બીજા ગુણવાન પુરુષો ઉપર પણ દોષારોપ મૂકીને તેઓને નિંદે છે.[૨૬] આવા નિર્ગુણ પુરુષોને બીજા ગુણવાન પુરુષો શિખામણ આપે છે, તોપણ પોતાના આત્માને બીજા મહાજનના કરતા પણ અધિક ગુણવાન માને છે, કેમકે તેઓ પોતાના અભિમાનને લીધે છકી ગયેલા હોય છે,[૨૭] પરંતુ જે પુરુષ કોઈની નિંદા કરતો નથી, તેમ પોતાની પ્રશંસા પણ કરતો નથી, તે પુરુષ જ્ઞાની પુરુષના સર્વ ગુણોથી સંપન્ન થઈને પરબ્રહ્મરૂપ મહાન યશને પ્રાપ્ત કરે છે.[૨૮] આપણે જોઈએ છીએ કે, પુષ્પોની પવિત્ર સુગધ પોતાની પ્રશસા કર્યા વિના જ સર્વત્ર ફેલાય છે અને પ્રકાશમાન સૂર્ય પણ પોતાની પ્રશંસા કર્યા વિના જ આકાશમા દીપી નીકળે છે. આ પ્રમાણે જગતના સર્વ પ્રાણીઓ કે જેઓ આત્મશ્લાઘા કરવાની બુદ્ધિથી રહિત હોય

* જેમ કે એક શાસ્ત્ર એમ કહે છે કે, ધર્મ છે જ નહિ, આ શાસ્ત્ર નાસ્તિકોનુ છે બીજુ શાસ્ત્ર કહે છે કે, ચૈત્ય, વદન વગેરે કરવા તે જ ધર્મ છે આ શાસ્ત્ર બૌદ્ધનુ છે ત્રીજુ શાસ્ત્ર કહે છે કે, વેદમા કહેલો ધર્મ જ સત્ય છે, બીજો ધર્મ પાખડધર્મ છે ચોથુ વેદાતશાસ્ત્ર કહે છે કે, ધર્મ–અધર્મને બાજુ પર મૂકીને કેવળ તત્ત્વવસ્તુનુ જ જ્ઞાન કરવુ, તે ઉત્તમ છે

+ જેમ કે તપાવેલી લોખડની શિલા ઉપર શયન કરવુ તે ધર્મ છે, આવા બૌદ્ધાદિકના શાસ્ત્રને સનાતન ધર્મશાસ્ત્રે અધર્મ માન્યો છે, તેમ જ યજ્ઞની હિંસા તે હિંસા નથી, એવા વૈદિક ધર્મશાસ્ત્રને બૌદ્ધાદિકના શાસ્ત્રોએ અધર્મ માન્યો છે, ઇત્યાદિ.

છે અને પોતાની મેળે પોતાની પ્રશંસા કરવા તૈયાર થતા નથી, તેઓ સર્વ પોતાના યશથી જગતમાં ઝળકી નીકળે છે [૨૯-૩૦] મૂર્ખ પુરુષ કેવળ પોતાની મેળે જ પોતાની પ્રશંસા કરે છે, જેથી જગતમાં દીપી નીકળતો નથી, પણ વિદ્વાન પુરુષ જે પોતાની પ્રશંસા કરવાથી વિમુખ રહે છે, તેને એક મોટા ખાડામાં ઢાંકી રાખ્યો હોય, તોપણ ત્યાંથી પ્રકાશી નીકળે છે [૩૧] જે શબ્દ સાર વિનાનો હોય છે, તેને વારંવાર મોટેથી બોલવામાં આવે, તોપણ (તેના તરફના લોકોના અનાદરને લીધે) તે તરત જ શાંત પડી જાય છે, જગતમાંથી હતો ન હતો થઈ જાય છે, પરંતુ સારવાળું સુભાષિત છેક મંદ સ્વરે કહેવામાં આવ્યું હોય છે, તોપણ જગતમાં પ્રકાશી નીકળે છે, સદાકાળને માટે પ્રસિદ્ધ થઈ ચૂકે છે [૩૨] જે પુરુષો મૂઢ અને ગર્વિષ્ઠ હોય છે, તેઓનું સાર વિનાનું લાખું ભાષણ પણ સૂર્ય જેમ પોતાના અગ્નિસ્વરૂપને પ્રકટ કરે છે, તેમ તેઓના દુષ્ટ અંતરાત્માને જગતમાં પ્રકટ કરી દે છે ×[૩૩] આવા હેતુથી જ શ્રેયની ઇચ્છા રાખનારા પુરુષો ભિન્ન ભિન્ન શાસ્ત્રોનું પઠનપાઠન કરીને અનેક પ્રકારનું જ્ઞાન સંપાદન કરવા માટે નિત્ય યત્ન કરે છે અને હું પણ માનું છું કે, પ્રાણીમાત્રને જ્ઞાનના લાભ જેવો બીજો કોઈ ઉત્તમ લાભ જ નથી [૩૪]

બુદ્ધિમાન પુરુષ જ્ઞાનસંપન્ન હોય છે, તોપણ બીજાઓના પૂછયા વિના કંઈ બોલતો નથી, તેમ જ જે મનુષ્ય અન્યાયથી પ્રશ્ન કરે છે, તેને પણ કોઈ જાતનો ઉત્તર આપતો નથી, પરંતુ તેવા સમયે કેવળ જડની પેઠે બેસી રહે છે [૩૫] શ્રેયની ઇચ્છા રાખનારા પુરુષે જે સ્થળે નિત્ય ધર્મપરાયણ રહેનારા, ઉત્તમ, ઉદાર અને સ્વધર્મચુસ્ત મનુષ્યો વસતા હોય ત્યાં જ નિવાસ કરવાની ઇચ્છા કરવી, [૩૬] પણ જે સ્થળે ચારે વર્ણોમાં ધર્મસંકરતા ફેલાઈ ગઈ હોય, તે સ્થળે શ્રેયના અભિલાષી પુરુષે કદી પણ નિવાસ કરવો નહિ પુરુષે સર્વ આરંભોનો ત્યાગ કર્યો હોય અને જે કંઈ મળે તેના ઉપર જ આજીવિકા ચલાવવાનો નિશ્ચય કર્યો હોય, તોપણ પુણ્યવાનોની સંગતિમાં રહેવાથી જ તેને નિર્મળ પુણ્ય પ્રાપ્ત થાય છે, પરંતુ પાપીઓની સંગતિમાં રહેવાથી તો પાપની જ પ્રાપ્તિ થાય છે [૩૭-૩૮] જેમ જળનો, અગ્નિનો તથા સૂર્યનો સ્પર્શ કરવાથી મનુષ્યને શીતલતાનો તથા ઉષ્ણતાનો અનુભવ થાય છે, તેમ સજ્જન અને દુર્જનનો સંસર્ગ કરવાથી પુણ્ય તથા પાપની જ ઉત્પત્તિ થાય છે, એમ અમે જોયું છે [૩૯] જે પુરુષો દેવતાઓ વગેરેને અર્પણ કર્યા પછી બાકી રહેલા અન્નનું ભોજન કરે છે, તેઓ અન્નાદિકના સ્વાદ તરફ લક્ષ્ય આપ્યા વિના જ, કેવળ શરીરનિર્વાહને માટે જ ભોજન કરે છે, (જેથી તેઓ અનંત સંસારમાંથી છૂટી જાય છે) પણ જેઓ દેવતાદિકને અર્પણ કર્યા વિના અન્નાદિકના રસની પરીક્ષા કર્યાપૂર્વક ઇંદ્રિયોનું પોષણ કરવા માટે જુદા જુદા રસોનું ભોજન કરે છે, તેઓ પોતાની બુદ્ધિને વિશેષે કરી બંધનમાં જ ધકેલી દે છે અને પોતે કર્મના પાશોથી જકડાયલા જ રહે છે, એમ સમજવું *[૪૦] જે દેશમાં શિષ્યો આત્મજ્ઞાનની અભિલાષા ધરાવતા હોય, છતાં અસત્કારપૂર્વક ગુરુઓને પ્રશ્ન પૂછતા હોય અને ગુરુઓ પણ તેઓના અપમાનને સહન કરીને આત્મજ્ઞાનનો તેઓને ઉપદેશ આપતા હોય, તેવા દેશનો આત્મનિષ્ઠ પુરુષે સત્વર ત્યાગ કરવો, [૪૧] પણ જે દેશમાં શિષ્ય તથા ઉપાધ્યાયની વૃત્તિ અન્યોન્યને સમાધાનકારક ચાલી રહેલી હોય અને શાસ્ત્રમર્યાદાને સારી રીતે અનુસરી રહી હોય, તે દેશનો કયો પુરુષ ત્યાગ કરે [૪૨] જે દેશના મનુષ્યો જ્ઞાની પુરુષો પર વ્યર્થ દોષારોપ કરતા હોય, તે દેશમાં પોતાના માનપ્રતિષ્ઠાની ઇચ્છા રાખનારો કયો પંડિત નિવાસ કરે [૪૩] જે દેશમાં લોભાધીન દુષ્ટ મનુષ્યોએ ધર્મમર્યાદાઓને લગભગ તોડી પાડેલી હોય, તે દેશની ઉપમા જેના છેડાઓ બળવા માંડ્યા હોય, તેવા વસ્ત્રના જેવી જ ગણાય, જેથી કયો બુદ્ધિમાન પુરુષ તેવા દુષ્ટ દેશનો ત્યાગ ન કરે [૪૪] માટે જે દેશના મનુષ્યો અદેખાઈનો ત્યાગ કરીને નિઃશંકપણે ધર્માચરણ કરતા હોય, તે દેશમાં જ પુણ્યશાળી સાધુપુરુષોની વચ્ચે જ્ઞાની

× અર્થાત્ જેમ સૂર્ય સૂર્યકાંતમણિનો સંબંધ થતાં જ પોતાના અગ્નિસ્વરૂપને એકદમ પ્રકટ કરે છે, તેમ ક્ષુદ્ર પુરુષ પણ જનસમાજ આગળ ક્ષુદ્ર શબ્દોનો પ્રયોગ કરી પોતાના ક્ષુદ્ર અંતરાત્માને પ્રકટ કરી દે છે

* અર્થાત્ કેવળ ઇંદ્રિયોનું પોષણ કરનારા વિષયલુબ્ધ પુરુષો સંસારમાંથી કોઈ કાળે મુક્ત થતા નથી

પુરુષે નિવાસ કરવો;[૪૫] પણ જે દેશના મનુષ્યો અર્થને નિમિત્તે જ ધર્માચરણ કરતા હોય અને ઘણે ભાગે પાપકર્મ કરવામાં જ પરાયણ રહેતા હોય, તે દેશમાં મુમુક્ષુ પુરુષે કદી પણ રહેવું નહિ;[૪૬] તેમ જ જે દેશમાં કેવળ પાપકર્મ કરીને જ મનુષ્યો આજીવિકા ચલાવતા હોય, તે દેશનો સર્પવાળા ઘરની પેઠે તત્કાળ ત્યાગ કરી દેવો.[૪૭] પોતાનું કલ્યાણ કરવાની ઇચ્છાવાળા પુરુષે જે કર્મથી તીવ્ર દુઃખનો અનુભવ કરવો પડે અને જે કર્મથી ભવિષ્યમાં પશ્ચાત્તાપ કરવો પડે તેવું કર્મ પ્રથમથી જ કરવું નહિ.[૪૮] જે દેશમાં રાજા અને રાજાના અધિકારીઓ વચ્ચે કોઈ જાતનો ભેદ જોવામાં ન આવતો હોય અને જે દેશના મનુષ્યો કુટુંબીઓને ભોજન આપ્યા પહેલાં ભોજન કરી લેતા હોય, તે દેશનો પોતાનું હિત ઇચ્છનારા પુરુષે ત્યાગ જ કરી દેવો. જે દેશમાં વેદવેત્તા બ્રાહ્મણોને સૌનાથી પ્રથમ જમાડવામાં આવતા હોય, વળી તે બ્રાહ્મણો નિત્ય ધર્મપરાયણ રહેતા હોય, સનાતન માર્ગને અનુસરતા હોય અને યાજન તથા અધ્યાપનકર્મમાં તત્પર રહેતા હોય, તે દેશમાં આત્મનિષ્ઠ પુરુષે નિવાસ કરવો.[૪૯-૫૦] વળી જ્યાં સ્વાહા, સ્વધા અને વષટ્કારનું નિત્ય સારી પેઠે અનુષ્ઠાન ચાલી રહ્યું હોય, તે દેશમાં કોઈ જાતનો વિચાર કર્યા વિના અવશ્ય નિવાસ કરવો; પણ જે રાષ્ટ્રમાં વૃત્તિના અભાવથી કૃશ થયેલા અને તેથી જ અપવિત્ર આચરણ કરનારા બ્રાહ્મણો જોવામાં આવતા હોય, તે રાષ્ટ્રનો ઝેરવાળા માંસની પેઠે તરત જ ત્યાગ કરી દેવો;[૫૧-૫૨] પરંતુ જે દેશમાં મનુષ્યો યાચના કર્યા વિના જ પ્રસન્ન થઈ ને અન્નાદિક આપતા હોય, તે દેશમાં આત્મનિષ્ઠ પુરુષે કૃતાર્થની પેઠે શાંતચિત્ત થઈ ને નિવાસ કરવો.[૫૩] વળી જ્યાં વિનયહીન પુરુષોને યથાયોગ્ય શિક્ષા કરવામાં આવતી હોય અને મહાત્મા પુરુષોનો યથાયોગ્ય સત્કાર કરવામાં આવતો હોય, તે દેશમાં પુણ્યશાળી સત્પુરુષોની વચ્ચે સુખેથી રહેવું અને ત્યાં નિર્ભય થઈને વિચરવું;[૫૪] તેમ જ જે દેશમાં વેદાંતશાસ્ત્રની ઈર્ષ્યા કરનારાઓને, સત્પુરુષો સામે દુરાચરણ કરનારાઓને, વિનયથી ભ્રષ્ટ થયેલાઓને, લોભી મનુષ્યોને ઘણી જ મોટી શિક્ષા કરવામાં આવતી હોય, તે દેશમાં જ્ઞાની પુરુષે નિઃશંક થઈને વસવું.[૫૫] અને જે દેશમાં નિત્ય ધર્મપરાયણ રહેનારો રાજા ધર્મને અનુસરીને જ રાજ્યનું પાલન કરતો હોય, તેમ જ પોતે સંપૂર્ણ સંપત્તિમાન હોય, છતાં સર્વ વિષયાભિલાષોનો ત્યાગ કરનારો હોય, તે દેશમાં વિચાર કર્યા વિના જ નિવાસ કરવો;[૫૬] કેમ કે સદાચરણથી ભ્રષ્ટ નહિ થનારા રાજાઓ પોતાના દેશમાં શ્રેયની હીનતા કરનારો પ્રસંગ ઉપસ્થિત થાય, તોપણ પોતાની પ્રજાઓને કલ્યાણમાર્ગે દોરે જ છે.'[૫૭] હે તાત! તેં મને જેના સંબંધમાં પ્રશ્ન પૂછ્યો હતો, તે શ્રેયનો મેં તને ઉપદેશ આપ્યો; તોપણ આત્મા સંબંધી શ્રેયના મુખ્ય સ્વરૂપનું વર્ણન કરવું, તે તો અશક્ય જ છે.[૫૮] માત્ર મેં કહી તે દિશાએ વર્તન કરનારો પુરુષ પ્રાણીઓનું હિત ઇચ્છીને સ્વધર્મનું આચરણ કરે તો અવશ્ય મોક્ષરૂપ શ્રેયને પામે જ છે.[૫૯]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'નારદ અને ગાલવનો સંવાદ'નામનો અધ્યાય ૨૮૭ મો સમાપ્ત

# अध्याय २८८मो
## સગરને અરિષ્ટનેમિનો ઉપદેશ

॥ युधिष्ठिर उवाच ॥

कथं नु युक्तः पृथिवीं चरेदस्मद्विधो नृपः ।
नित्यं कैश्च गुणैर्युक्तः संगपाशाद्विमुच्यते ॥ १ ॥

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ! મારા જેવો એક રાજા પૃથ્વીના પાલનકર્મમાં યુક્ત હોવાથી તમે કહેલા અહિંસાપ્રધાન કર્મનું કેવી રીતે આચરણ કરી શકે અને કેવા ગુણોનો નિત્ય આશ્રય કરીને સંગપાશથી મુક્ત થઈ શકે, તે મને કહો.[૧]

ભીષ્મે કહ્યું : આ વિષયમાં પણ એક પ્રાચીન ઇતિહાસ હું તમને કહું છું. તે ઇતિહાસમાં પ્રશ્ન પૂછનારા સગરરાજાને અરિષ્ટનેમિએ જે ઉત્તર આપ્યો હતો, તેનું વર્ણન કરવામાં આવ્યું છે.[૨]

એક સમયે સગરે અરિષ્ટનેમિને પૂછ્યું : 'હે બ્રહ્મન્! આ લોકમાં કયું ઉત્તમ કર્મ કરવાથી મનુષ્યને પરમ સુખ પ્રાપ્ત થાય અને શું કરવાથી મનુષ્યને શોક તથા ક્ષોભ પ્રાપ્ત ન થાય, એ જાણવાની મને ઇચ્છા છે.'[૩]

ભીષ્મે કહ્યું : તાર્ક્ષ્યકુળમાં ઉત્પન્ન થયેલા

અને સર્વ શાસ્ત્રોને જાણનારા અરિષ્ટનેમિને સગરરાજાએ એ પ્રમાણે પ્રશ્ન પૂછ્યો, એટલે વૈરાગ્યસંપત્તિને જ સર્વના કરતાં શ્રેષ્ઠજાણીને તેમણે આવો ઉત્તમ ઉદ્દેશ આપવા માંડ્યો :[૪] 'હે રાજા! આ જગતમાં મોક્ષસુખ જ પરમ ઉત્કૃષ્ટ સુખ છે, તોપણ પુત્ર, પશુ વગેરેમાં આસક્ત રહેનારો અને ધન તથા ધાન્ય મેળવવામાં ગૂંચવાઈ રહેલો મૂઢ પુરુષ તે મોક્ષસુખને જાણી શકતો નથી.[૫] ખરેખર, વિષયોમાં મગ્ન થઈ ગયેલી બુદ્ધિને માટે અને તૃષ્ણાથી આકુળ થઈ ગયેલા મનને માટે કોઈ જાતની ચિકિત્સા થઈ શકતી નથી, તેમ જ જે મૂઢ પુરુષ સ્નેહરૂપી પાશથી જકડાઈ ગયેલો છે, તેને માટે મોક્ષનો કદી સંભવ જ નથી.[૬] હે રાજા! સ્નેહથી ઉત્પન્ન થનારા પાશો કયા કયા છે, તે હું તને કહું છું, તું સાંભળ; કેમ કે સાવધાન રહીને જીવનારો જ્ઞાની પુરુષ જ તે સ્નેહપાશનું વર્ણન સાંભળી શકે છે.[૭] હે સગરરાજા! તારે તારા બાળકપુત્રોનું અમુક કાળ પર્યંત પોષણ કરવું અને પછી તેઓ યુવાન થાય, એટલે તેઓને પરણાવીને, તેમ જ પોતાનું જીવન ચલાવવા તેઓ સમર્થ થયા છે, એમ જાણીને તેઓનો ત્યાગ કરવો ને પછી સુખેથી પોતાનું સ્વતંત્ર જીવન ગાળવું.[૮] તેમ જ તારી લાડકવાઈ સ્ત્રીને પુત્રાદિકથી યુક્ત થયેલી, વૃદ્ધ અવસ્થાએ પહોંચેલી અને પુત્રો ઉપર પ્રેમ રાખનારી તું જાણે, કે તરત જ સમયની યોગ્યતાનો તથા મોક્ષરૂપી અંતિમ પુરુષાર્થનો મનમાં વિચાર કરીને તેનો પણ (તે સ્ત્રીનો પણ) તારે ત્યાગ કરી દેવો.[૯] પ્રથમ ગૃહસ્થાશ્રમનો વિધિપૂર્વક સ્વીકાર કરીને ઇંદ્રિયોના સર્વ વિષયોનો તારે અનુભવ કરી લેવો અને પછી સંતાન ઉત્પન્ન થાય કે ન થાય, તોપણ સર્વનો ત્યાગ કરીને જેમ સુખ થાય તેમ જગતમાં વિચરવું; અર્થાત્ સંન્યાસી થઈને આત્મસાધન કરવું[૧૦] અને પછી વિષયો તરફની ઉત્સુકતાનો મૂળથી જ ઉચ્છેદ કરીને, તેમ જ સર્વ આશાઓનો સંપૂર્ણ ત્યાગ કરીને તું યથેચ્છ વિહાર કર અને દૈવેચ્છાથી પ્રાપ્ત થયેલા વિષયો પર રાગદ્વેષથી રહિત થા.[૧૧] હે રાજા! એ પ્રમાણે મોક્ષના પ્રયોજનનું મેં તને સંક્ષેપમાં વર્ણન કરી બતાવ્યું, પણ હવે પુનઃ વિસ્તારથી કરું છું, તે તું સાંભળ.[૧૨] જેઓએ સ્નેહપાશોને તોડી નાખ્યા છે, તેવા મુક્ત પુરુષો ભયનો ત્યાગ કરીને સુખેથી જગતમાં વિચરે છે, પણ જેઓનું મન વિષયોમાં આસક્ત હોય છે, તેવા પુરુષો અવશ્ય વિનાશ પામે છે.[૧૩] આપણે જોઈએ છીએ કે, આહારનો સંચય કરનારા મંકોડાઓ અને કીડીઓ અંતે વિનાશને જ પામે છે; માટે જેઓ વિષયો ઉપર આસક્તિ રાખતા નથી, તેઓ જગતમાં સુખી થાય છે, પણ વિષયો ઉપર આસક્તિ રાખનારાઓનો તો વિનાશ જ થાય છે.[૧૪] તારી બુદ્ધિ મોક્ષ મેળવવા તત્પર થઈ હોય તો 'આ મારા સંબંધીઓ મારા વિના કેવી રીતે રહી શકશે?' આવી સ્વજનોની ચિંતા તારે કરવી નહિ;[૧૫] કેમ કે પ્રત્યેક પ્રાણી પોતાની મેળે જ ઉત્પન્ન થાય છે, પોતાની મેળે જ વૃદ્ધિ પામે છે અને પોતાની મેળે જ સુખ, દુઃખ તથા મૃત્યુને પણ પ્રાપ્ત કરે છે.[૧૬] જગતનો હરકોઈ મનુષ્ય પોતાનાં માતાપિતાએ સંગ્રહ કરેલા અન્નવસ્ત્રને અથવા પોતાની જાતમહેનતથી સંપાદન કરેલાં અન્નવસ્ત્રને–પોતે જે મેળવે છે, તે કેવળ પોતાનાં કર્મને લીધે જ મેળવે છે; કેમકે પૂર્વકર્મના ફળ તરીકે જ સર્વને ઇષ્ટ કે અનિષ્ટ પ્રાપ્ત થાય છે.[૧૭] જેઓનાં ભક્ષ્યની વિધાતાએ જ (કર્મનાં ફળ પ્રમાણે) વ્યવસ્થા કરી આપેલી છે, તેવાં સર્વ પ્રાણીઓ પોતપોતાનાં કર્મની રક્ષા તળે રહીને જ જગતમાં ચોતરફ વિચર્યા કરે છે.[૧૮] મનુષ્ય જે એક માટીનું પૂતળું છે, સર્વદા પરતંત્ર છે અને કેવળ શિથિલ મનનો છે, તેને પોતાના સંબંધીઓનું રક્ષણ કરવામાં અથવા પોષણ કરવામાં કયું પ્રયોજન સિદ્ધ કરવાનું છે?[૧૯] તું ઘણા ઘણા પ્રયત્નો કરે છે, છતાં તારા દેખતાં મૃત્યુ તારાં સ્વજનોનો નાશ કરે છે, તે ઉપરથી જ તારે સમજવું જોઈએ. (કે સ્વજનોનું રક્ષણ કરવું તે તારા હાથમાં નથી જ.)[૨૦] તારાં સ્વજનો હજી જીવતાં જ હશે અને તારું ભરણપોષણ હજી અપૂર્ણ જ રહ્યું હશે, તેવામાં તો તેઓનો ત્યાગ કરીને તું મરણ પામીશ અથવા તેઓના મરણ પછી પણ તારું મૃત્યુ થશે જ.[૨૧] તારા કેટલાએક સંબંધીઓ જેઓ મરણ પામ્યા છે, તેઓ આ સમયે સુખી છે કે દુઃખી છે, તેનું તને લેશમાત્ર જ્ઞાન નથી. એ ઉપરથી તારે સમજવું જોઈએ કે, તું જ્યારે મરી જઈશ, ત્યારે તારા પુત્રાદિકને

પણ એ વિષયનું જ્ઞાન રહેશે નહિ.[૨૨] તું મરણ પામીશ અથવા જીવતો રહીશ, તોપણ તારાં સ્વજનોને પોતપોતાનાં કર્મોનું ફળ અવશ્ય ભોગવવું જ પડશે, એમ સમજીને તારે તારું પોતાનું જ હિત કરવા તત્પર થવું જોઈએ.[૨૩] મારા આ કથનનો સંપૂર્ણ વિચાર કરીને તેમ જ આ જગતમાં કોઈ કોઈનું સગું નથી, એવો નિશ્ચય કરીને તારે તારા મનને મોક્ષની અંદર જ પરોવવું જોઈએ. વળી ફરી પણ હું કહું છું, તે તું સાંભળ.[૨૪]

જે પુરુષે આ જગતમાં રહીને જ ક્ષુધાનો, તૃષાનો, ક્રોધનો, લોભનો તથા મોહનો જય કર્યો છે, તે પુરુષ જ ખરો સત્ત્વવાન અને મુક્ત ગણાય છે.[૨૫] જે પુરુષ દ્યૂત–જુગાર, મદિરાપાન, સ્ત્રીઓ અને મૃગયા વગેરે માદક વિષયોમાં મોહને લીધે કદી આસક્ત થતો નથી, તે પુરુષ જ સદાને માટે મુક્ત ગણાય છે.[૨૬] જે પુરુષ પ્રત્યેક દિવસે અને પ્રત્યેક રાત્રિએ, 'અરે રે! હવે મારે ક્યાં સુધી વિષયભોગ ભોગવવા પડશે' આવો મનમાં વિચાર કરીને વિષયભોગ પ્રત્યે ખેદપૂર્વક દોષબુદ્ધિ કરે છે, તે પુરુષ જ ખરો મુક્ત કહેવાય છે.[૨૭] જે પુરુષ સાવધાન થઈને નિત્ય વિચાર કરે છે કે, સ્ત્રીઓ વિષેની જે આસક્તિ તે જ આત્માને પુનર્જન્મ આપનારી છે અને એ પ્રમાણે વિચાર કરીને સ્ત્રી વિષેના અભિલાષથી સદા મુક્ત રહે છે, તે પુરુષ જ યથાર્થ રીતે મુક્ત થયેલો છે.[૨૮] જે પુરુષ પ્રાણીમાત્રના જન્મને, વિનાશને તથા ચેષ્ટિતને યથાર્થ રીતે જાણે છે, તે પુરુષ જગતમાં રહ્યા છતાં મુક્ત જ ગણાય છે.[૨૯] જે પુરુષ પોતાના ઘરમાં હજારો અને કરોડો ગાડાં ભરાય તેટલું ધાન્ય ભર્યું હોય, છતાં તેમાંથી માત્ર એક શેર ધાન્યને જ પોતાના શરીરનિર્વાહ પૂરતું સમજે છે અને પોતાને રહેવાના મહેલમાં માત્ર એક ખાટલો ઢળાય તટલી જગ્યાને જ પોતાના ઉપયોગની જુએ છે, તે પુરુષ સંસારમાંથી મુક્ત થાય છે; અર્થાત્ જે પુરુષ અધિક સંગ્રહને વ્યર્થ જુએ છે, તે જ સંસારમાંથી છૂટી જાય છે.[૩૦] જે પુરુષ આખા જગતને મૃત્યુથી નાશ પામેલું, વ્યાધિઓથી પીડાયેલું અને વૃત્તિના અભાવથી કૃશ થયેલું જુએ છે, તે પુરુષ સંસારબંધનથી મુક્ત થાય છે.[૩૧] જે પુરુષ પૂર્વોક્ત રીતે જગતને મૃત્યુથી હણાયેલું જુએ છે, તે સંતુષ્ટ રહે છે; પણ જે પુરુષ તે પ્રમાણે જોતો નથી, તેનો વિનાશ જ થાય છે. વળી જે પુરુષ માત્ર શરીરનિર્વાહ પૂરતા અલ્પ અન્નથી જ સંતુષ્ટ રહે છે, તે પુરુષ આ જગતમાં મુક્ત જ ગણાય છે.[૩૨] જે પુરુષ જઠરાગ્નિને ભોક્તા માને છે, અન્નને ભોજ્ય માને છે અને પોતાને તે બન્નેથી ભિન્ન માને છે, તે પુરુષને સુખદુઃખાદિ અદ્‌ભુત ભાવો કદી સ્પર્શ કરી શકતા નથી; અર્થાત્ તે સુખી થતો નથી, તેમ દુઃખી પણ થતો નથી અને તે જ મુક્ત ગણાય છે.[૩૩] જે પુરુષ પલંગની શય્યાને તથા પૃથ્વી પરની શય્યાને સમાન માને છે, તેમ જ ઉત્તમ ચોખાના ભોજનને તથા નિંદ્ય (કોદરીના) ભોજનને પણ સમાન માને છે, તે પુરુષ મુક્ત જ ગણાય છે.[૩૪] વળી જે પુરુષ શણના વસ્ત્રને, દર્ભના વસ્ત્રને, રેશમી વસ્ત્રને, વૃક્ષની છાલના વસ્ત્રને, ઊનના વસ્ત્રને તથા ચામડાના વસ્ત્રને પણ સમાન જ માને છે; તે પુરુષ મુક્ત જ ગણાય છે.[૩૫] જે પુરુષ સ્થાવરજંગમ સર્વ જીવસમુદાયને પાંચ મહાભૂતોથી જ ઉત્પન્ન થયેલો જુએ છે અને તે પ્રમાણે જોઈને લોકમાં સમદૃષ્ટિથી વર્તે છે, તે પુરુષ મુક્ત જ કહેવાય છે.[૩૬] જે પુરુષને સુખ–દુઃખ, લાભ–હાનિ, જય–પરાજય, ઇચ્છા–દ્વેષ, ભય અને ઉદ્વેગ એકસરખાં જ જણાય છે, તે પુરુષ સર્વથા મુક્ત જ છે.[૩૭] જે પુરુષ પોતાના શરીરને રુધિર, મૂત્ર, વિષ્ટા વગેરે અનેક દોષસમુદાયોથી ભરપૂર જુએ છે, તે પુરુષ જગતમાં રહ્યા છતાં મુક્ત જ ગણાય છે.[૩૮] જે પુરુષ વળિયાં, પળિયાં, નબળાઈ, ફિક્કાશ અને કૂબડાપણું વગેરે શરીરના વિકારોને વૃદ્ધાવસ્થાથી જ ઉત્પન્ન થયેલા જુએ છે, તે પુરુષ સંસારના ફેરામાંથી છૂટી જાય છે.[૩૯] જે પુરુષ પુરુષાર્થના નાશને, દૃષ્ટિની મંદતાને, બહેરાપણાને તથા દુર્બળતાને કાળના યોગથી જ પ્રાપ્ત થયેલાં જુએ છે, તે પુરુષ સંસારના બંધનથી મુક્ત થાય છે.[૪૦] જે પુરુષ જાણે છે કે ઋષિઓ, દેવો તથા અસુરો પણ આ લોકનો ત્યાગ કરીને પરલોકમાં ગયા છે, (તો પછી હું કોણ માત્ર?) તે પુરુષ જન્મમરણના સપાટામાંથી છૂટી જાય છે. મોટા પ્રભાવશાળી ગણાતા જગતના હજારો મહારાજાઓ આ પૃથ્વીનો ત્યાગ કરીને પરલોકમાં સિધાવી ગયા છે; (તો પછી મારો તે શો હિસાબ?) આમ

જાણનારો પુરુષ સંસારમાંથી મુક્ત થાય છે.[૪૧-૪૨] જે પુરુષ માને છે કે, આ જગતમાં ધનાદિક અર્થો અત્યંત દુર્લભ છે, માત્ર ક્લેશો જ અત્યંત સુલભ છે અને કુટુંબનું પોષણ કરવામાં કેવળ દુઃખ જ સમાયેલું છે, તે પુરુષ સંસારના બંધનથી છૂટી જાય છે.[૪૩] આ મનુષ્યલોકમાં એવો કયો પુરુષ છે, કે જે લગભગ સર્વ મનુષ્યોને ગુણરહિત જુએ છે અને પોતાની સંતતિને પણ કેવળ નિર્ગુણ અથવા નિષ્ફળ જાણે છે, છતાં મોક્ષ ઉપર પ્રીતિ ન કરે![૪૪] જે મનુષ્ય શાસ્ત્રમાંથી તથા લોકવ્યવહારમાંથી જ્ઞાન સંપાદન કરીને જ્ઞાની થયેલો છે, તે મનુષ્ય જગતના સર્વ પદાર્થને અસાર સમજે છે અને તે જ મનુષ્ય સર્વથા મુક્ત ગણાય છે.[૪૫]

હે સગરરાજા! મેં કહેલાં આ વચનોનું શ્રવણ કરીને તું ગૃહસ્થાશ્રમમાં રહે કે સંન્યાસાશ્રમમાં રહે, તોપણ બુદ્ધિની વ્યાકુળતા દૂર કરીને કેવળ-મુક્તની પેઠે જ વિચરજે.'[૪૬]

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર! અરિષ્ટનેમિનાં એ વચનો સાંભળ્યા પછી રાજા સગર મોક્ષજનક ઉત્તમ ગુણોથી યુક્ત થયો અને સારી રીતે પ્રજાનું પાલન કરવા લાગ્યો.[૪૭]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન-પર્વમાં 'સગરને અરિષ્ટનેમિનો ઉપદેશ' નામનો અધ્યાય ૨૮૮મો સમાપ્ત

## अध्याय २८९मो

### શુક્રાચાર્યનું ચરિત્ર

॥ युधिष्ठिर उवाच ॥

तिष्ठते मे सदा तात कौतूहलमिदं हृदि ।
तदहं श्रोतुमिच्छामि त्वत्तः कुरुपितामह ॥ १ ॥

યુધિષ્ઠિરે પૂછ્યું: હે કુરુવંશી પિતામહ! મારા હૃદયમાં એક વિષયનું કૌતુક સદાને માટે રહ્યા કરે છે, માટે તે વિષયનું તમારી પાસેથી શ્રવણ કરવાની મારી ઇચ્છા છે.[૧] મહાબુદ્ધિમાન દેવર્ષિ શુક્રાચાર્ય અસુરોનું હમેશાં પ્રિય કરે છે અને દેવોનું સદાય અપ્રિય કરે છે, તેનું શું કારણ?[૨] દાનવોએ મોટા મોટા દેવોની સાથે સદાકાળ વેર જ બાંધ્યાં છે, છતાં શુક્રાચાર્યે મહાતેજસ્વી એવા દેવતાઓના તેજનો શા માટે નાશ કર્યો હતો?[૩] વળી દેવ સમાન કાંતિવાળા શુક્રાચાર્યે પોતાનું 'શુક્ર' એવું નામ કેવી રીતે પ્રાપ્ત કર્યું હતું, તેમણે એવી મહાન સમૃદ્ધિ કેવી રીતે પ્રાપ્ત કરી હતી, તે સર્વ મને કહો.[૪] શુક્રાચાર્ય મહાતેજસ્વી છે, છતાં આકાશના મધ્યભાગમાં કેમ ગતિ કરી શકતા નથી?* હે પિતામહ! એ વૃત્તાંત સંપૂર્ણ રીતે જાણવાની મને ઇચ્છા છે.[૫]

ભીષ્મે કહ્યું: હે નિર્દોષ રાજા! મેં એ વૃત્તાંતનું પૂર્વે જે પ્રમાણે શ્રવણ કર્યું છે, તે પ્રમાણે જ હું તમને મારી બુદ્ધિ પ્રમાણે કહું છું, માટે સાવધાન થઈને તમે સાંભળો.[૬] ભૃગુના પુત્ર મુનિ શુક્રાચાર્ય જગતમાં માન્ય ગણાય છે અને તીવ્ર વ્રતને ધારણ કરનારા છે; છતાં તેમણે દેવોનું અપ્રિય કર્યું હતું, તેમાં એક મહાન કારણ છે.×[૭] હવે એક

* યુધિષ્ઠિરના આ પ્રશ્ન ઉપર ટીકા કરતાં નીલકંઠ લખે છે કે, જેમ વસિષ્ઠ આદિ સપ્તર્ષિમંડળનાં દિવ્ય અને પાર્થિવ એવાં બે સ્વરૂપો છે, તેમ શુક્રાચાર્યનાં પણ દિવ્ય અને પાર્થિવ એવાં બે સ્વરૂપો છે; પરંતુ સપ્તર્ષિમંડળનાં બન્ને સ્વરૂપો આકાશમાં ગતિ કરી શકે છે, તે પ્રમાણે શુક્રાચાર્યનાં બન્ને સ્વરૂપો આકાશમાં ગતિ કરી શકતાં નથી. માત્ર તેમનું દિવ્ય સ્વરૂપ જ ગ્રહના આકારે આકાશમાં ગતિ કરી શકે છે. એ ઉપરથી યુધિષ્ઠિરને શંકા થાય છે કે, સપ્તર્ષિઓનાં બન્ને સ્વરૂપોની પેઠે શુક્રાચાર્યનાં બન્ને સ્વરૂપો આકાશમાં ગતિ કેમ કરી શકતાં નથી? અર્થાત્ યુધિષ્ઠિરનો આ પ્રશ્ન શુક્રાચાર્યના દિવ્ય સ્વરૂપ વિષેનો નથી, પણ તેમના પાર્થિવ સ્વરૂપ વિષેનો જ છે, એમ સમજવું.

× આના સંબંધમાં આવી એક પુરાણી આખ્યાયિકા છે: પૂર્વે અસુરો દેવતાઓને દુઃખ દઈને ભૃગુઋષિની પત્નીના આશ્રમમાં પેસી જતા હતા. જેથી દેવો તેણીના તપોબળથી ત્યાં આવી શકતા ન હતા. પછી અસુરોનો ઘણો જ ત્રાસ થવા લાગ્યો અને દેવતાઓ ઘણા જ દુઃખી થવા લાગ્યા, ત્યારે સર્વ દેવગણો એકઠા મળીને વિષ્ણુને શરણે ગયા. વિષ્ણુએ જોયું કે, દેવતાઓ અસુરોને પહોંચી શકે તેમ નથી જ; કેમ કે અસુરોને ભૃગુપત્નીના આશ્રમનો મહાન આશ્રય છે. પછી તેમણે પોતાનું સુદર્શનચક્ર ફેંકીને ભૃગુઋષિની પત્નીનો જ પ્રથમ શિરચ્છેદ કર્યો. પછી ત્યાં ભરાઈ પેઠેલા અસુરોનો પણ નાશ કરી નાખ્યો. તે સમયે જે અસુરો વિષ્ણુના સપાટામાંથી નાસી છૂટ્યા હતા, તેઓએ ભૃગુના પુત્ર શુક્રાચાર્યને શરણે જઈને તેમની માતાના મરણના સમાચાર સાથે પોતાના દુઃખનું વૃત્તાંત નિવેદન કર્યું, એટલે

સમયે એવું બન્યું કે, મહાન ઐશ્વર્યવાળો રાજા કુબેર કે જે યક્ષો તથા રાક્ષસોનો અધિપતિ છે અને ધનના ભંડારનો તથા જગતનો પ્રભુ છે, તેના શરીરમાં યોગથી સિદ્ધ થયેલા મહામુનિ શુક્રાચાર્યે પ્રવેશ કર્યો અને પોતાના યોગબળથી કુબેરને જકડી લઈને તેના દ્રવ્યને હરી લીધું.૮-૯ પોતાના ધનનું શુક્રાચાર્યે હરણ કર્યું, એટલે કુબેરની વ્યાકુળતા વધી પડી. તેણે ક્રોધ અને ઉદ્વેગના આવેશમાં આવી જઈ મહાદેવનું શરણ લીધું અને જગતનું કલ્યાણ કરનારા મહાતેજસ્વી મહાદેવ કે જે રુદ્ર, સૌમ્ય તથા અનેક પ્રકારનાં સ્વરૂપોને ધારણ કરનારા છે, તેમને કુબેરે નિવેદન કર્યું કે, 'હે ભગવન્! મહાતપસ્વી યોગાત્મા શુક્રાચાર્ય પોતાના યોગબળથી મારા શરીરમાં દાખલ થયો હતો અને મારા દ્રવ્યનું હરણ કરીને ક્યાંક પસાર થઈ ગયો છે.૧૦-૧૨ હે રાજન્! કુબેરનું એ વચન સાંભળી મહાયોગી મહેશ્વરને ઘણો જ ક્રોધ ચડ્યો, તેમનાં નેત્રો એકદમ લાલચોળ બની ગયાં અને હાથમાં ત્રિશૂળ લઈને તે ઊભા થઈ ગયા.૧૩ પોતાનું મહાન આયુધ હાથમાં લઈને મહાદેવ બોલી ઊઠ્યા કે, 'એ શુક્ર ક્યાં નાસી ગયો? ક્યાં પલાયન થઈ ગયો?' તે સમયે શંકરના અભિપ્રાયને જાણી લઈને શુક્રાચાર્યે તેમનાથી દૂર ઊભા રહીને પોતાના આત્માને પ્રકટ કર્યો અને મહાન યોગેશ્વર મહાત્મા શંકરને ક્રોધાયમાન થયેલા જાણી યોગસિદ્ધ શુક્રાચાર્ય મોટા ગભરાટની સાથે વિચારમાં પડી ગયા કે, 'મારે હવે શું કરવું? શું મારે અહીં જ ઊભા રહેવું અથવા અહીંથી દૂર નાસી જવું કે શંકરને શરણે જવું?' પછી યોગસિદ્ધ શુક્રાચાર્યે પોતાના ઉગ્ર તપોબળથી મહાત્મા મહેશ્વરનું ચિંતન કરીને તેમના ત્રિશૂળની અણી ઉપર જ દેખાવ દીધો.૧૪-૧૬ ધનુર્ધારી શંકરે શુક્રાચાર્યને પોતાના ત્રિશૂળ ઉપર બેઠેલા જાણી મનમાં વિચાર કર્યો કે, 'ખરેખર, આ શુક્ર તપોબળથી સિદ્ધ થયો છે.' પછી ત્રિશૂળ ઉપર બેઠેલા શુક્રાચાર્યને ત્રિશૂળ વડે જ પ્રહાર કરવાનું અશક્ય જાણીને મહાદેવે પોતાના હાથ વડે ત્રિશૂળને ધનુષના આકારમાં વાળી નાખ્યું અને તેથી જ તે ત્રિશૂળનું 'પિનાક ધનુષ' એવું નામ જગતમાં પ્રસિદ્ધ થયું છે.×૧૭ મહાતેજસ્વી અને ઉગ્ર આયુધને ધારણ કરનારા પ્રભુ શંકરે પોતાના ત્રિશૂળને પિનાક ધનુષના આકારમાં વાળી નાખ્યું, એટલે શુક્રાચાર્ય મહાદેવના હાથ ઉપર જ બેસી ગયા.૧૮ પછી પોતાના હાથ ઉપર બેઠેલાને ધનુષથી ન જ વીંધી શકાય, એમ જાણીને દેવોના પટ્ટાધિપતિ ભગવાન ઉમાપતિએ પોતાના બીજા હાથવતી શુક્રાચાર્યને પકડીને મુખ પહોળું કરી ધીરેથી તેમાં ફેંકી દીધા.૧૯ મહાસમર્થ મહાત્મા શુક્રાચાર્ય મહેશ્વરના ઉદરમાં પેઠા, તોપણ ત્યાં ચોબાજુ વિચરવા લાગ્યા.૨૦

યુધિષ્ઠિરે પૂછ્યું: હે રાજન્! મહાતેજસ્વી મુનિ શુક્રાચાર્ય દેવના દેવ અને બુદ્ધિમાન ભગવાન શંકરના ઉદરમાં જઈને આસપાસ વિચરવા લાગ્યા, પણ અન્નની પેઠે પચી કેમ ન ગયા અને તેમણે કેવા પ્રકારનું તપ કર્યું હતું, તે મને કહો.૨૧

ભીષ્મે કહ્યું: હે રાજન્! પૂર્વે મહાવ્રતધારી ભગવાન શંકરે વૃક્ષના ઠૂંઠાની પેઠે જળમાં સ્થિર રહીને હજારો અને અબજો વર્ષો સુધી તપશ્ચર્યા કરી હતી.૨૨ એ પ્રમાણે કઠિન તપ કર્યા પછી તે દેવ એક મોટા ધરામાંથી જ્યારે બહાર નીકળ્યા હતા, ત્યારે દેવાધિદેવ બ્રહ્માએ તેમની પાસે આવીને તપની વૃદ્ધિના વિષયમાં તથા કુશળતાના સંબંધમાં પ્રશ્ન પૂછ્યા હતા અને તે સમયે વૃષભધ્વજ શંકરે 'તપશ્ચર્યા ઘણી જ ઉત્તમ થઈ છે' એવો ઉત્તર આપ્યો હતો;૨૩-૨૪ પરંતુ મહાબુદ્ધિમાન અચિંત્યસ્વરૂપ અને સત્યધર્મમાં પરાયણ રહેનારા ભગવાન શંકરે પોતાના ધ્યાનબળથી જોઈ લીધું કે, મારા તપના યોગથી મારા ઉદરમાં રહેલો શુક્રાચાર્ય પણ મોટો તપસ્વી બની ગયો છે.૨૫ હે મહારાજા! મહાયોગી અને વીર્યવાન તે શુક્રાચાર્ય શંકરના તપયોગથી અને કુબેરની પાસેથી હરી આણેલા

શુક્રાચાર્યે માતાના વધથી ક્રોધાયમાન થઈને અસુરોને અભયદાન આપ્યું અને દેવોને દુઃખ દેવા માંડ્યું.

× આ ઉપરથી પિનાક શબ્દ 'पाणिना अनामयत् इति पिनाकं' આવી વ્યુત્પત્તિથી સિદ્ધ થયો છે, એમ પ્રદર્શિત કર્યું છે.

* અર્થાત્ મહાદેવના ઉદરમાં ગયા પછી પણ શુક્રાચાર્ય આમતેમ ઘૂમતા હતા, પણ અન્નની પેઠે પચી ગયા ન હતા.

ધનના યોગથી સંપન્ન થઈને ત્રણે લોકમાં પ્રકાશી રહ્યા હતા.[२६] પછી પિનાકને ધારણ કરનારા યોગાત્મા શંકરે શરીરનાં સર્વ દ્વારોનો નિરોધ કરીને જેવું ધ્યાનાસન લગાવ્યું કે, તરત જ તેમના ઉદરમાં રહેલા શુક્રાચાર્ય અત્યંત ઉદ્વિગ્ન થઈને આમ તેમ ભમવા લાગ્યા[२७] અને તે મહાયોગીએ ત્યાંથી બહાર નીકળવાની ઇચ્છાથી ત્યાં રહ્યા રહ્યા પણ મહાદેવની સ્તુતિ કરી અને ઘણા ઘણા પ્રયત્નો કર્યા પરંતુ શંકરે તેમને રૂંધી જ રાખ્યા.[२८] પછી હે શત્રુદમન રાજા! મહામુનિ શુક્રાચાર્યે શંકરના ઉદરમાં રહીને આ પ્રમાણે વારંવાર પ્રાર્થના કરી કે, 'હે ભગવન્! તમે મારા પર કૃપા કરો.'[२९] તે સાંભળી દેવોમાં શ્રેષ્ઠ મહાદેવે શરીરનાં સર્વ છિદ્રોને રૂંધી દઈને શુક્રાચાર્યને કહ્યું: 'તું મારા લિંગના માર્ગે થઈને બહાર નીકળ.'[३०] પરંતુ શુક્રાચાર્ય ચોતરફથી રુંધાઈ ગયેલા હોવાથી શંકરના લિંગદ્વારને પણ તે સમયે જોઈ શક્યા નહિ, જેથી શંકરના જઠરાગ્નિ વડે બળું બળું થઈ જઈને ઉદરમાં ને ઉદરમાં ભટકવા લાગ્યા.[३१] એ રીતે કેટલોક કાળ ભટક્યા પછી લિંગના માર્ગે થઈને તે બહાર નીકળ્યા અને તે દિવસથી આરંભીને 'શુક્ર' એવા નામાંતરને પ્રાપ્ત થયા. આ કારણને લીધે જ શુક્રાચાર્ય આકાશમાં ગતિ કરી શકતા નથી.*[३२] તેજથી જાજ્વલ્યમાન દેખાતા શુક્રાચાર્યને લિંગ દ્વારા બહાર નીકળેલા જોઈ શંકરને ઘણો જ ક્રોધ ચડી ગયો. તેમણે ત્રિશૂળ હાથમાં લઈને શુક્રાચાર્યને મારી નાખવાની તૈયારી કરી; પરંતુ દેવી પાર્વતીએ ક્રોધાયમાન થયેલા પોતાના પતિને તેમ કરતાં અટકાવ્યા. એ પ્રમાણે દેવીએ શંકરને અટકાવ્યા (અને શુક્રાચાર્યનું રક્ષણ કર્યું) તેથી શુક્રાચાર્ય દેવીના પુત્રપણાને પામ્યા છે.[३३,३४]

* જેમ આપણે મનુષ્યો લિંગ દ્વારા જ જગતમાં ઉત્પન્ન થઈએ છીએ, જેથી આપણી ગતિ આકાશમાર્ગે થઈ શકતી નથી, તેમ શુક્રાચાર્યનું પાર્થિવ શરીર પણ શંકરના લિંગ દ્વારા જ બહાર પડ્યું, જેથી તેની આકાશમાં ગતિ થઈ શકતી નથી, અર્થાત્ જેમ પરશુરામે રામચંદ્રનો અપરાધ કરીને પોતાની દિવ્ય ગતિ ગુમાવી હતી, તેમ શુક્રાચાર્યે કુબેરનું ધન હરીને શંકરનો જ અપરાધ કર્યો હતો, જેથી પોતાની સ્વર્ગગતિ ગુમાવી હતી.

દેવીએ શંકરને કહ્યું કે, 'હે દેવ! આ બ્રાહ્મણની હિંસા કરવી તે આપને યોગ્ય નથી; કેમ કે આપના લિંગમાર્ગે બહાર નીકળીને તે મારો પુત્ર થયો છે. વળી હરકોઈ પ્રાણી જે આપના ઉદરમાંથી બહાર નીકળે, તેનો કદી નાશ થાય જ નહિ.'[३५]

દેવીનું એ વચન સાંભળીને ભગવાન શંકર પ્રસન્ન થયા. તેમણે હસતાં હસતાં દેવીને કહ્યું કે, 'ભલે, તેને જ્યાં જવું હોય, ત્યાં સુખેથી જાય.' હે રાજન્! શંકરે એ પ્રમાણે કહ્યું, એટલે મહાબુદ્ધિમાન મુનિ શુક્રાચાર્ય વર આપનારા દેવ શંકરને તથા દેવી પાર્વતીને પ્રણામ કરીને પોતાના ઇષ્ટસ્થાને ચાલ્યા ગયા.[३६,३७] હે ભરતશ્રેષ્ઠ યુધિષ્ઠિરરાજા! તમે મને પૂછ્યું હતું, માટે મહાત્મા શુક્રાચાર્યનું આ ચરિત્ર મેં તમને કહ્યું. (બોલો, હવે બીજું શું સાંભળવાની તમારી ઇચ્છા છે?)[३८]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'શુક્રાચાર્યનું ચરિત્ર' નામનો અધ્યાય ૨૮૯મો સમાપ્ત

# अध्याय २९० मो

## પરાશરગીતા–કર્મોની ગહન ગતિ!

॥ युधिष्ठिर उवाच ॥

**अतः परं महाबाहो यच्छ्रेयस्तद्ब्रवीहि मे।**
**न तृप्याम्यमृतस्येव वचसस्ते पितामह ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે મોટી ભુજાઓવાળા પિતામહ! મનુષ્ય જેમ અમૃતપાન કરીને તૃપ્ત ન થાય, તેમ હું તમારાં વચનો શ્રવણ કરીને તૃપ્ત જ થતો નથી; માટે હજી પણ મને કહો કે, જગતમાં પરમ કલ્યાણ કયું?[१] હે મહાપુરુષ! કયું શુભ કર્મ કરવાથી પુરુષ આ લોકમાં તથા પરલોકમાં પરમ શ્રેય સંપાદન કરે, તે મને કહો.[२]

ભીષ્મે કહ્યું: આ વિષયમાં જ પૂર્વે મહાયશસ્વી રાજા જનકે મહાત્મા પરાશરને જે પ્રશ્ન પૂછ્યો હતો, તે હું તમને કહું છું, સાંભળો.[३] (જનકરાજાએ પરાશરને આ પ્રમાણે પૂછ્યું હતું કે,) 'પ્રાણીમાત્રને આ લોકમાં તથા પરલોકમાં જાણવા યોગ્ય પરમ શ્રેય કયું છે, તે મને કહો.'[४] જનકરાજાના એ પ્રશ્નને સાંભળ્યા પછી સર્વ ધાર્મિક આચારને જાણનારા તપસ્વી મુનિ પરાશરે

રાજાના ઉપર અનુગ્રહ કરવાની ઇચ્છાથી આ પ્રમાણે કહેવા માંડ્યું.[૫]

પરાશરે કહ્યું : હે રાજા! સારી રીતે આચરેલો ધર્મ જ આ લોકમાં તથા પરલોકમાં શ્રેયસ્કર થઈ પડે છે; માટે વિદ્વાનો કહે છે કે, ધર્મના જેવું પરમ શ્રેય બીજું એક પણ નથી.[૬] હે મહારાજા! મનુષ્ય ધર્મનો અંગીકાર કરીને સ્વર્ગલોકમાં પૂજાય છે અને પ્રાણીમાત્રનો તે તે ધર્મ યજ્ઞયાગાદિ કર્મવિધિરૂપ જ છે.[૭] આ ધર્મમાં રહીને પ્રત્યેક આશ્રમીઓ પોતપોતાનાં કર્મો કરે છે. હે તાત! આ જગતમાં ચારે વર્ણોને માટે ચાર પ્રકારની આજીવિકાનું શાસ્ત્રમાં વિધાન કરવામાં આવ્યું છે× અને મનુષ્યો શાસ્ત્રમાં કહેલી જે જે આજીવિકામાં સ્થિર થાય છે, તે તે સર્વ આજીવિકાઓ માત્ર સંકલ્પથી જ પ્રવૃત્ત થાય છે.[૮-૯] પોતાની આજીવિકા ચલાવવા માટે મનુષ્યો અનેક પ્રકારના માર્ગો દ્વારા પુણ્ય તથા પાપકર્મનું સેવન કરે છે અને પછી જ્યારે તેઓ મરણ પામે છે, ત્યારે તેઓની પોતપોતાનાં કર્મ પ્રમાણે અનેક ગતિઓ થાય છે.*[૧૦] જોકે સાધારણ રીતે પ્રાણીમાત્રની સમાનતા જ હોય છે, તોપણ જેમ એકાદ ત્રાંબાના વાસણને સોનાનો અથવા રૂપાનો ઢોળ ચડાવવાથી તે જાણે સોનાનું અથવા રૂપાનું હોય તેવું બની જાય છે, તેમ પ્રાણી પણ પૂર્વકર્મનાં પુણ્યપાપરૂપી ઢોળથી રંગાઈને પુણ્યયોનિમાં અથવા પાપયોનિમાં અવતરે છે.[૧૧] જગતનો કોઈ પણ પદાર્થ તેના બીજ–મૂળકારણ વિના ઉત્પન્ન થતો જ નથી. (અર્થાત્ પુણ્યપાપરૂપી બીજને લીધે જ પ્રાણી પુણ્ય તથા પાપી યોનિમાં જન્મે છે.) વળી પૂર્વજન્મમાં જો પુણ્યકર્મ કર્યું ન હોય, તો મનુષ્યને કદી સુખ જ મળતું નથી; પરંતુ પુણ્યકર્મ કરીને જ મનુષ્ય મરણ પછીના બીજા જન્મમાં સુખને પામે છે.+[૧૨] જોકે આ પુણ્યપાપના સંબંધમાં કેટલાએક નાસ્તિકો આ પ્રમાણે કહે છે કે, 'પૂર્વજન્મમાં કરેલાં પુણ્યપાપરૂપ દૈવ પ્રાણીઓને સુખદુઃખ આપવામાં સાધનભૂત છે, એમ અમે માનતા જ નથી; કેમ કે અગ્નિની ઉષ્ણતા જેમ સ્વાભાવિક છે, તેમ પ્રાણીઓ પણ સ્વાભાવિક રીતે જ સુખી અથવા દુઃખી થાય છે અને સ્વાભાવિક રીતે જ દેવ, મનુષ્ય અથવા ગંધર્વયોનિમાં ઉત્પન્ન થાય છે. તેમાં બીજું કંઈ કારણ જ નથી.[૧૩]×વળી મનુષ્યો મૃત્યુ પછી પોતે પૂર્વજન્મમાં કરેલાં કર્મોનું સ્મરણ કરી શકતા નથી, તે ઉપરથી પણ જાણી શકાય છે કે સુખદુઃખાદિરૂપી ફળની પ્રાપ્તિમાં નિત્ય, નૈમિત્તિક,

× જેમ કે બ્રાહ્મણે પ્રતિગ્રહરૂપ આજીવિકાનો આશ્રય કરવો, ક્ષત્રિયોએ પ્રજાઓ પાસેથી કર લઈને આજીવિકા ચલાવવી, વૈશ્યોએ ખેતીવાડી તથા વેપાર કરીને આજીવિકા ચલાવવી અને શૂદ્રોએ ત્રણે વર્ણોની સેવા કરીને આજીવિકા ચલાવવી.

* જેમ કે અત્યંત પાપકર્મ કરનારાઓને પશુપક્ષીની જાતિમાં અવતરવું પડે છે, અત્યંત પુણ્યકર્મ કરનારાઓને સ્વર્ગલોકની પ્રાપ્તિ થાય છે, પુણ્ય તથા પાપની સમાનતાવાળાઓને મનુષ્યપણું પ્રાપ્ત થાય છે અને જ્ઞાન દ્વારા પુણ્ય તથા પાપનો ઉચ્છેદ કરનારાઓને મુક્તિપદ પ્રાપ્ત થાય છે.

+ આપણે અનુભવીએ છીએ કે, ઉનાળાની ઋતુમાં ધૂળમાં દટાયલાં બીજોને આપણે જોઈ શકતા નથી, પરંતુ વર્ષાઋતુમાં વૃષ્ટિના જળનો જેવો સંબંધ થાય છે, કે તરત જ તે બીજો ઊગીને બહાર નીકળે છે અને તે સમયે જ આપણે જાણીએ છીએ કે, આ સ્થળે પૂર્વે બીજ હોવાં જ જોઈએ. તે પ્રમાણે જ પૂર્વજન્મમાં કરેલાં કર્મોને આપણે જોઈ શકતા નથી; પરંતુ જ્યારે સમય આવે છે અને તે કર્મોનાં ફળરૂપી સુખદુઃખાદિ જ્યારે પ્રકટ થાય છે, ત્યારે આપણે જાણી શકીએ છીએ કે, કર્મોનું અસ્તિત્વ છે જ, છતાં પણ આપણે કર્મોનું અસ્તિત્વ ન માનીએ, તો કૃતનાશ અને અકૃતાભ્યાગમરૂપ દોષની પ્રાપ્તિ અવશ્ય થાય; અર્થાત્ કર્મોને જો ન માનવામાં આવે, તો કરેલાં કર્મો વ્યર્થ થશે અને નહિ કરેલાં કર્મોનું ફળ પ્રાપ્ત થશે; માટે સિદ્ધ થાય છે કે, કર્મને લીધે જ પ્રાણી આ લોકમાં સુખ–દુઃખ ઉભયને પામે છે અને પરલોકમાં કેવળ સુખનો જ અનુભવ કરે છે.

× આ ચૌદમા શ્લોકનું ભાષાંતર મુંબઈની પ્રતના મૂળપાઠને અનુસરીને કરવામાં આવ્યું નથી; પણ ટીકાકાર નીલકંઠે દર્શાવેલા પાઠાંતરને અનુસરીને જ કરવામાં આવ્યું છે; કેમકે આગળપાછળનો સંબંધ જોતાં જણાય છે કે, ૧૩મા શ્લોકથી આરંભીને ૧૫મા શ્લોક સુધીમાં નાસ્તિક મતનું જ પ્રથમ નિરૂપણ કરવામાં આવ્યું છે અને પછી ૧૬મા શ્લોકથી આરંભીને તે મતનું ખંડન કરવામાં આવ્યું છે; માટે નીલકંઠે દર્શાવેલો પાઠાંતર અમને યોગ્ય જણાયો છે અને તે પાઠાંતર સ્વીકારીએ, ત્યારે જ ૧૩થી ૧૫મા શ્લોક સુધીમાં નાસ્તિક મતનું નિરૂપણ સારી રીતે દેખાઈ આવે છે.

કામ્ય અને નિષિદ્ધ એમ ચાર પ્રકારનું કર્મ જ કારણરૂપ છે. આવા પ્રકારની માન્યતા ભૂલભરેલી છે. જોકે વેદમાં એવો ઉલ્લેખ કરવામાં આવે છે કે, 'પુણ્ય તથા પાપને લીધે મનુષ્ય સુખી અને દુઃખી થાય છે;' પરંતુ આ ઉલ્લેખનો વાસ્તવિક આશય એવો જ છે કે, તેને લીધે લોકવ્યવહારની બરાબર વ્યવસ્થા રહે અને દુઃખના સમયમાં મનુષ્યને શાંતિ મળે. (અર્થાત્ વેદની અંદર એવો ઉલ્લેખ કરવામાં ન આવ્યો હોત, તો મનુષ્ય બીજાની વૃદ્ધિ જોઈને તથા પોતાની હાનિ જોઈને ઘણો ઘણો સંતાપ કરત અને તેને લીધે પોતાના લૌકિક વ્યવહારથી ભ્રષ્ટ થાત; માટે તે ઉપરથી કર્મોનું અસ્તિત્વ કદી સિદ્ધ થાય તેમ નથી જ; કેમ કે વેદોક્ત કર્મવાદ કેવળ કલ્પિત જ છે.) અને તે કારણથી જ (બૃહસ્પતિ, ચાર્વાક આદિ) પ્રાચીન પુરુષોએ કર્મોનું અસ્તિત્વ સ્વીકાર્યું નથી.' હે જનક રાજા! (નાસ્તિકોનો આ સ્વભાવવાદ કેવળ મૂર્ખાઈભરેલો જ છે; કેમ કે) મનુષ્ય ઇંદ્રિય, મન, વાણી અને શરીરથી પુણ્ય, પાપ, નીતિ અને અનીતિરૂપ ચાર પ્રકારનું કર્મ અવશ્ય કરે જ છે અને જેણે જેવા પ્રકારનું કર્મ કર્યું હોય, તેને તેવા પ્રકારનું ફળ મળે જ છે;[૧૪-૧૬] તેમ જ હે રાજા! કોઈ સમયે મનુષ્યને સુખનો અનુભવ થાય છે, કોઈ સમયે દુઃખનો અનુભવ થાય છે અને કોઈ સમયે સુખનો તથા દુઃખનો બન્નેનો અનુભવ થાય છે, તેનું મૂળ કારણ કર્મ જ છે. (અને નાસ્તિકોના સ્વભાવવાદ પ્રમાણે તો અગ્નિનો સ્વભાવ જેમ સદાને માટે ઉષ્ણ જ છે, તેમ એક મનુષ્ય એક વખત સુખી થયો, એટલે સદાને માટે સુખી રહેવો જોઈએ અને એક વખત દુઃખી થયો, એટલે સદાને માટે દુઃખી જ રહેવો જોઈએ; માટે સિદ્ધ થાય છે કે, સ્વભાવવાદ કેવળ પાયા વિનાનો જ છે.) મનુષ્યે પુણ્યકર્મ કર્યું હોય કે પાપકર્મ કર્યું હોય, પણ તેના ફળનો ભોગ કર્યા વિના તેનો કદી નાશ થતો જ નથી.[૧૭] હે તાત! કોઈ સમયે એવું પણ બને છે કે, એકાદ મનુષ્યમાં પુણ્ય તથા પાપ બન્ને રહેલાં હોય છે, તોપણ પાપની પ્રબળતાને લીધે તે મનુષ્ય સંસારસમુદ્રમાં ડૂબકાં ખાતો ખાતો જ્યાં સુધી દુઃખમાંથી મુક્ત થતો નથી, ત્યાં સુધી તેનું પુણ્ય એક કૂટસ્થ-પક્ષપાતરહિતની પેઠે પાપનો વિરોધ કર્યા વિના જ બાજુ પર ઊભું રહે છે, પછી દુઃખનો જ્યારે ક્ષય થઈ જાય છે, ત્યારે મનુષ્ય પુણ્યકર્મના ફળનું સેવન કરે છે અને એ જ પ્રમાણે હે રાજા! (પાપકર્મ ઓછું હોય તો) પુણ્યકર્મનો ક્ષય થઈ ગયા પછી પણ પાપકર્મના ફળને ભોગવવું જ પડે છે;[૧૮,૧૯] તોપણ દમ, ક્ષમા, ધૃતિ, તેજ, સંતોષ, સત્યવાદીપણું, લજ્જા, અહિંસા, અવ્યસનીપણું અને દક્ષતા આ દશ ગુણો પાપપુણ્યનો મૂળમાંથી જ ઉચ્છેદ કરીને પરમ સુખ આપનારા થાય જ છે.[૨૦] મનુષ્ય સદાને માટે સુખી અથવા સદાને માટે દુઃખી કદી હોતો જ નથી; એમ સમજીને વિચક્ષણ પુરુષે પોતાના મનનું સમાધાન કરવા માટે નિત્ય પ્રયત્ન કરવો.×[૨૧] જગતનો કોઈ પણ મનુષ્ય બીજાના પુણ્યનું કે બીજાના પાપનું ફળ કદી પોતે ભોગવી શકતો નથી; પણ જેણે જેવું કર્મ કર્યું હોય, તેને જ તેવું ફળ ભોગવવું પડે છે.[૨૨] પુરુષ સુખદુઃખના હેતુરૂપ પુણ્યપાપનો તત્ત્વજ્ઞાન દ્વારા લય પમાડી દઈને જ્ઞાનમાર્ગ દ્વારા જ ઇષ્ટ વસ્તુને (પરબ્રહ્મને) પામી શકે છે; કેમ કે સ્ત્રીપુત્રાદિ મનુષ્યલોકના સંબંધીજનો તો બીજે માર્ગે જ પ્રયાણ કરનારા હોય છે.*[૨૩] જે પુરુષે બીજાએ કરેલા જે કર્મને નિંદ્ય ગણી કાઢ્યું હોય અને દોષવાન તરીકે સર્વત્ર જાહેર કર્યું હોય, તે કર્મને તેણે પોતે કદી કરવું નહિ; તેમ જ જે પુરુષ પોતે યોગી હોય, છતાં બીજાઓ પર દોષદૃષ્ટિ કરે તો જગતમાં ઉપહાસપાત્ર જ થાય.[૨૪] હે રાજન્! જે મનુષ્ય ક્ષત્રિય હોવા છતાં બીકણ હોય, બ્રાહ્મણ હોવા છતાં સર્વભક્ષી હોય, વૈશ્ય હોવા છતાં નિઃસ્પૃહ હોય, હીન જાતિનો હોવા છતાં આળસુ હોય, વિદ્વાન હોવા છતાં દુરાચારી હોય, કુળવાન હોવા છતાં ચારિત્ર્યભ્રષ્ટ હોય, બ્રાહ્મણ હોવા છતાં સત્યભ્રષ્ટ હોય, સ્ત્રી હોવા છતાં વ્યભિચારિણી હોય, યોગી હોવા છતાં રાગી હોય, દ્રવ્યાદિના નિમિત્ત વિના કેવળ

× અર્થાત્ સુખદુઃખ બન્નેને આગમાપાયી અથવા નાશવંત સમજીને તેની ઉપેક્ષા કરવાપૂર્વક બ્રહ્મદર્શનના હેતુરૂપ સમાધિમાં યત્નશીલ થવું.

* અર્થાત્ સ્ત્રી, પુત્ર, પશુ, ગૃહ, ધન અને બાગબગીચા વગેરે પદાર્થો પુરુષને સ્વર્ગ કે મોક્ષ મેળવવામાં લેશમાત્ર ઉપકારક નથી.

પોતાને માટે જ અન્નપાક કરતો હોય, મૂર્ખ હોવા છતાં બહુ વાચાળ હોય, જે રાષ્ટ્ર રાજાથી રહિત હોય અને જે મનુષ્ય વિરાગી થયેલો હોય, છતાં યોગ સાધનથી રહિત હોય, તેઓ સર્વે અતિ શોચનીય દશાને પામે છે.[૨૫-૨૬]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન-પર્વમાં 'પરાશરગીતા–કર્મોની ગહન ગતિ' નામનો અધ્યાય ૨૯૦ મો સમાપ્ત

# અધ્યાય ૨૯૧ મો

## પરાશરગીતા (ચાલુ)–કર્મોની ગહન ગતિ !

॥ पराशर उवाच ॥

**मनोरथरथं प्राप्य इंद्रियार्थहयं नरः ।**
**रश्मिभिर्ज्ञानसंभूतैर्यो गच्छति स बुद्धिमान् ॥१॥**

પરાશરે કહ્યું: હે જનકરાજા! જે પુરુષ પરલોકમાં ગમન કરવાના સાધનરૂપી મનોમય શરીરને એક રથરૂપે પ્રાપ્ત કરીને, ઇંદ્રિયોના વિષયોને તેમાં જોડાયેલા ઘોડાઓ તરીકે જાણીને, જ્ઞાનરૂપી લગામના સાધન વડે મોક્ષમાર્ગમાં જ આગળ વધે છે, તે પુરુષ ખરો બુદ્ધિમાન ગણાય છે.[૧] હે દ્વિજ ! કોઈ પ્રકારના આલંબનનો આશ્રય કર્યા વિના કેવળ મનરૂપે જ સ્થિતિ કરનારા અને સર્વ પ્રકારની વૃત્તિઓનો ત્યાગ કરનારા પુરુષે ઈશ્વરના ધ્યાનરૂપી ભક્તિનો જ આશ્રય કરવો તે ઉત્તમ છે; પરંતુ તે ભક્તિ કર્મોને ક્ષીણ કરનારા કોઈ બ્રહ્મવેત્તા ગુરુ પાસેથી સંપાદન કરેલી હોવી જોઈએ, નહિ કે પોતાની સમાન યોગ્યતાવાળા પુરુષ પાસેથી અથવા પરસ્પર ઉપદેશ કરીને તે ભક્તિ પ્રાપ્ત કરવી જોઈએ !*[૨] હે રાજા ! આયુષ, જે મહાદુર્લભ છે, તેને સંપાદન કરીને વિષયોનુ સેવન કરવામાં જ તેનો નાશ કરી નાખવો નહિ, પરંતુ પુણ્યકર્મનું સેવન કરીને ઉત્તરોત્તર ઉત્કૃષ્ટ લાભ મેળવવા માટે જ મનુષ્યે યત્ન કરવો જોઈએ.[૩] પૂર્વે (વૃત્રગીતામાં) કહેલા કૃષ્ણ, ધૂમ્ર, નીલ, રક્ત, હારિત અને શ્વેત એ છ વર્ણો, જે સત્ત્વાદિક ગુણોના ઓછાવત્તાપણાને લીધે મનુષ્યોમાં ઉત્પન્ન થાય છે, તે વર્ણોથી ભ્રષ્ટ થયેલો, અર્થાત્ ઉચ્ચ વર્ણનો હોવા છતાં નીચ વર્ણને સ્વીકારી બેઠેલો પુરુષ જગતમાં માનપાત્ર થતો નથી; કેમ કે ઉચ્ચ વર્ણના ઉત્તમ સત્કારને પામ્યો હોય છતાં જે પુરુષ નીચ વર્ણના રાજસ કર્મનું સેવન કરે છે, તે તેની વર્ણભ્રષ્ટતાનું લક્ષણ છે અને તેવો પુરુષ શ્રેષ્ઠ તરીકે કદી ગણાતો જ નથી.[૪] પુણ્યકર્મ કર્યાં હોય તો જ મનુષ્ય ઉચ્ચ વર્ણને પ્રાપ્ત કરે છે અને જે પુરુષ દુર્લભ એવા તે ઉચ્ચ વર્ણને પામ્યો નથી, તે તો પોતાનાં પાપકર્મને લીધે આત્મહત્યા જ કરી બેસે છે, અર્થાત્ નરકાદિ દુઃખોમાં જ સબડ્યા કરે છે.[૫] મનુષ્ય અજાણતાં કરેલાં પાપનો જ તપ દ્વારા નાશ કરી શકે છે; પરંતુ જે પાપકર્મ પોતે જાણી જોઈને કર્યું હોય, તેમાંથી તો દુઃખની ઉત્પત્તિ થાય છે; માટે દુઃખરૂપી ફળનો જેમાંથી ઉદય થાય છે તેવાં પાપકર્મોનું કદી સેવન જ કરવું નહિ.[૬] જેમ એક પવિત્ર પુરુષ કોઈ ચંડાલનું કદી સેવન કરતો નથી, તેમ બુદ્ધિમાન પુરુષે જેનું પરિણામ ઘણું જ પાપજનક હોય તેવા મહાન ફળવાળા કર્મનું પણ કદી સેવન કરવું નહિ.[૭] હું જોઈ શકું છું કે, પાપકર્મનું ફળ ઘણું જ કષ્ટદાયી હોય છે; કેમ કે પાપકર્મના પ્રભાવથી મનુષ્યની દૃષ્ટિ વિપરીત થઈ જાય છે અને તેને લીધે દેહાદિ તુચ્છ પદાર્થોમાં પણ મનુષ્યને આત્મબુદ્ધિ ઉત્પન્ન થાય છે.[૮] જે મૂર્ખ પુરુષ યોગમાર્ગમાં પ્રવૃત્ત થયેલો હોય છે, છતાં વૈરાગ્યવાસનાથી રહિત હોય છે, તે પુરુષને મૂઆ પછી નરકાદિ મહાન દુઃખો પ્રાપ્ત થાય છે અને તેને લીધે તેનો સંતાપ પણ વધી પડે છે.[૯] હે મનુષ્યોના ઇંદ્ર ! જે વસ્ત્ર સ્વભાવથી જ શુદ્ધ હોય, તેને બીજા હરકોઈ રંગોથી રંગવામાં આવ્યું હોય, છતાં પાછળથી શુદ્ધ કરી શકાય છે, પણ ભિલામાના કાળા રંગથી રંગાયેલા વસ્ત્રને અત્યંત પ્રયત્ન કરવા છતાં પણ શુદ્ધ કરી શકાતું નથી; એ પ્રમાણે જ અજ્ઞાનથી કરેલાં પાપ વડે મલિન થયેલા અંતઃકરણને તપશ્ચરણ વગેરેથી શુદ્ધ કરી શકાય છે, પણ ખાસ જાણી જોઈને કરેલાં પાપથી મલિન થયેલા અંતઃકરણને કદી શુદ્ધ કરી શકાતું નથી, એમ તારે જાણવું.[૧૦] જે પુરુષ જાણી જોઈને પાપકર્મ કરી તેને દૂર કરવા માટે પાછળથી પ્રાયશ્ચિત્ત આદિ શુભ કર્મ કરે છે, તે પુરુષને પાપનું તથા પુણ્યનું જુદું

* અર્થાત્ પરોક્ષ જ્ઞાન ધરાવનારા પુરુષોને પરસ્પર ઉપદેશ આપવાનો અધિકાર નથી જ, માટે તેવા પુરુષોએ અપરોક્ષ જ્ઞાન ધરાવનારા કોઈ જ્ઞાની પુરુષને જ પોતાનો ગુરુ બનાવવો જોઈએ.

જુદુ ફળ પ્રાપ્ત થાય છે, પણ તેણે કરેલા પ્રાયશ્ચિત્તથી તેના જાણી જોઈને કરેલા પાપનો કદી નાશ થતો નથી[11] બ્રહ્મવાદી બ્રાહ્મણો શાસ્ત્રોના પ્રમાણ આપીને કહે છે કે, અજાણ્યા કરેલા હિંસાદિક પાપોને અહિંસાદિક ધર્મનુ પાલન કરવાથી દૂર કરી શકાય છે, પણ જાણી જોઈને કરેલા પાપોને કોઈ રીતે દૂર કરી શકાતા નથી,×[12,13] પણ આ વિષયમા મારો તો એવો જ મત છે કે, જે કોઈ કર્મ, ભલે પછી તે પુણ્યકર્મ હોય, પાપકર્મ હોય, અજાણથી થયુ હોય, જાણી જોઈને કર્યું હોય, મહાન હોય કે અલ્પ હોય, તોપણ તેનુ ફળ તેના કર્તાને અવશ્ય મળે જ છે[14] માત્ર તેમા વિશેષતા એટલી જ છે કે, જે કોઈ સ્થૂળ અથવા સૂક્ષ્મ કર્મ મન અને બુદ્ધિના નિશ્ચયપૂર્વક કરવામા આવ્યુ હોય, તેનુ ફળ તેના પ્રમાણમા જ ભોગવવુ પડે છે, અર્થાત્ સૂક્ષ્મ કર્મ કરેલુ હોય તો સૂક્ષ્મ સુખદુ ખાદિ પ્રાપ્ત થાય છે અને સ્થૂળ કર્મ કર્યું હોય તો સ્થૂળ સુખદુ ખાદિ પ્રાપ્ત થાય છે.*[15] હે ધર્મજ્ઞ રાજા! કોઈ સમયે અજાણતા પણ મહાભયકર કર્મ થઈ જાય તો તેમાથી નરક જેવુ ઉગ્ર ફળ પ્રાપ્ત થાય જ છે. માત્ર વિશેષતા એટલી જ છે કે, જાણી જોઈને કરેલા કર્મનુ જે ફળ પ્રાપ્ત થાય છે, તેના કરતા અજાણતા કરેલા કર્મનુ ફળ અમુક અશે અલ્પ હોય છે+[16] ધર્માત્મા પુરુષે પ્રાચીન કાળના દેવતાઓના તથા મુનિઓના કર્મોને અનુસરીને તે પ્રમાણે વર્તવાનો આરંભ કરવો નહિ, તેમ તેઓના કર્મોનુ શ્રવણ કરીને તેઓની નિંદા પણ કરવી નહિ,×[17] પરતુ હે રાજા! અમુક એક શુભ કર્મ પોતાનાથી બની શકશે કે નહિ, એનો મનમા વિચાર કરીને તેમ જ તે કર્મના સ્વરૂપને સપૂર્ણ રીતે જાણીને જે પુરુષ તે કર્મ કરવાનો આરભ કરે છે, તે પુરુષ જ કલ્યાણોને જોઈ શકે છે[18] જેમ માટીના એક કાચા વાસણમા પાણી ભરવામા આવે છે, તો તે વાસણનો જ એકદમ નાશ થઈ જાય છે, પણ પાકા વાસણમા પાણી ભરવાથી તે વાસણનો કદી નાશ થતો નથી અને પાણી પણ તેની અંદર સ્થિર થઈને રહે છે, તેમ જે કર્મો જ્ઞાનરહિત સામાન્ય મનુષ્યોને અતિશય બાધક થઈ પડે છે, તે જ કર્મો જ્ઞાનસપન્ન મહાપુરુષોને લેશમાત્ર પણ બાધક થઈ શકતા નથી.[19] જેમ એક જળભરેલા પાત્રમા બીજુ પાણી રેડવાથી તે માહેના જળમા વૃદ્ધિ જ થાય છે, તેમ હે રાજા! જે કર્મો જાણી જોઈને કરવામા આવ્યા હોય, તે પાપજનક હોય કે પુણ્યકારક હોય, પણ તેના કર્તાના મૂળ કર્મોમા વૃદ્ધિ કરનારા જ થઈ પડે છે.[20,21] વસ્તુસ્થિતિ આવા પ્રકારની છે, તોપણ રાજાઓના વિશેષ ધર્મો તો એ જ છે કે, તેઓએ પોતાના કરતા બળવાન ગણાતા શત્રુઓને જીતવા, પ્રજાઓનુ સારી રીતે પાલન કરવુ, અગ્નિહોત્ર રાખવુ, અનેક પ્રકારના યજ્ઞો કરીને ઈશ્વરનું પૂજન કરવું અને વૈરાગ્ય ઉત્પન્ન થાય તો મધ્યમ અવસ્થામા

---

× ધર્મશાસ્ત્ર પણ કહે છે કે,

प्रायश्चित्तैरपैत्यनो यदज्ञानकृत भवेत् ।
बुद्धिपूर्वे कृत पापे प्रायश्चित्त न विद्यते ॥

જે પાપ અજ્ઞાનથી થઈ ગયુ હોય તેને જ પ્રાયશ્ચિત્તો દ્વારા દૂર કરી શકાય છે, પણ જાણી જોઈને કરેલા પાપને માટે તો કોઈ પ્રાયશ્ચિત્ત જ નથી

* કહેવાનો આશય એ છે કે, જે કર્મ જાણી જોઈને કરેલુ હોઈને ઘણુ જ મોટુ હોય, તેનુ ફળ તેના પ્રમાણમા ભોગવવુ જ પડે, એમા તો કઈ શકા જ નથી, પણ જે કર્મ અજાણપણે થયુ હોય, તેનુ પણ તેના પ્રમાણમા કઈક સૌમ્યતાવાળુ ફળ ભોગવવુ જ પડે તાત્પર્ય કે, 'कृतकमक्षयो नास्ति कल्पकोटिशतैरपि' કરોડો કલ્પો થઈ જાય તોપણ કરેલા કર્મોનો ભોગ કર્યા વિના નાશ નથી જ.

+ પરાશરના આ કથન ઉપર કેટલાએકને શકા થવાનો સભવ છે કે, વિશ્વામિત્રે વસિષ્ઠના સો પુત્રોને જાણી જોઈને મારી નાખ્યા હતા, છતા તેને બ્રહ્મહત્યા કેમ ન લાગી અને તેનો નરકમા નિવાસ કેમ ન થયો? તેમ જ શ્રીકૃષ્ણે સોળ હજાર સ્ત્રીઓને ભોગવી છતા તેમને બ્રહ્મચારી શા માટે કહેવામા આવે છે? આ શકાનુ સમાધાન કરવા માટે જ સત્તરમા શ્લોકનો આરભ છે

× કેમ કે તેવા તેજસ્વી પુરુષો પાપપુણ્યથી ઉદાસીન હોય છે, તેથી તેઓએ દુષ્ટકર્મ કર્યું હોય, તોપણ તેઓને દોષજનક થતુ નથી પરતુ બીજા સામાન્ય પુરુષને તો તેવુ કર્મ આત્મઘાતક જ થઈ પડે છે આવા આશયથી જ શ્રીમદ્ ભાગવતમા પણ કહ્યુ છે કે, तेजस्विने न दोषाय वह्ने सर्वभुजो यथा। જેમ અગ્નિ સારા નરસા સર્વ પદાર્થોનુ ભક્ષણ કરે છે, છતા પોતાના તેજથી ભ્રષ્ટ થતો નથી, તેમ તેજસ્વી પુરુષ નિદ્ય-અનિદ્ય ગમે તે કર્મ કરે, તોપણ તેને દોષ લાગતો નથી.

નહિ તો અત્ય અવસ્થામા તો ખાસ કરીને વાન પ્રસ્થાશ્રમનો જ સ્વીકાર કરવો ૨૨ હે નરેંદ્ર! દમ ગુણને ધારણ કરનારા ધર્મશીલ પુરુષે પ્રાણીમાત્રને પોતાના આત્મા તુલ્ય જોવા અને ઉત્તમ ચારિત્ર્ય તથા પરબ્રહ્મને પ્રાપ્ત કરવા માટે પોતાની શક્તિ અનુસાર ગુરુઓની પૂજા કરવી, કેમ કે ગુરુઓની પૂજા કરવાથી જ પરમ સુખ મળે છે ૨૩

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમા 'પરાશરગીતા–આત્માની ગહનગતિ' નામનો અધ્યાય ૨૯૧ મો સમાપ્ત

# અધ્યાય ૨૯૨ મો

## પરાશરગીતા (ચાલુ)-દાનમાહાત્મ્ય

॥ पराशर उवाच ॥

**कः कस्य चोपकुरुते कश्च कस्मै प्रयच्छति ।**
**प्राणी करोत्ययं कर्म सर्वमात्मार्थमात्मना ॥ १ ॥**

પરાશરે કહ્યુ · આ જગતમા કોણ કોના ઉપર ઉપકાર કરે છે અને કોણ કોને આપી દે છે? પ્રાણી પોતે જ માત્ર પોતાને માટે સર્વ પ્રકારના કર્મો કરે છે.[૧] ગૌરવ અને સ્નેહથી રહિત થયેલો પોતાનો સગો ભાઈ હોય તોપણ તેનો મનુષ્ય ત્યાગ કરે છે, તો પછી ગૌરવ અને સ્નેહ વિનાના સામાન્ય મનુષ્યનો ત્યાગ કરે, એમા શુ આશ્ચર્ય છે?*[૨] કોઈ પણ ઉત્તમ પુરુષને દાન આપવુ અને કોઈ ઉત્તમ પુરુષ પાસેથી દાનનો પ્રતિગ્રહ કરવો એ બન્નેનુ ફળ એક સરખુ જ છે, તોપણ દ્વિજવર્ણના પુરુષને પ્રતિગ્રહના કરતા દાન દેવાથી અધિક પુણ્ય પ્રાપ્ત થાય છે ×[૩] શાસ્ત્રકારોએ આવો એક નિશ્ચય કર્યો છે કે, જે ધન ન્યાયમાર્ગે સપાદન કરેલુ હોય અને જે ધનની ન્યાયમાર્ગે જ વૃદ્ધિ કરી હોય, તે ધનને ખાસ ધર્મને માટે જ સાચવી રાખવુ.[૪] વળી ધર્મ કરવાની ઇચ્છા રાખનારા પુરુષે કોઈ પ્રકારનુ ઘાતકી કર્મ કરીને ધન મેળવવુ નહિ, તેમ જ પોતાની શક્તિ પ્રમાણે દાનાદિક કર્મો કરવા, પણ અન્યાયમાર્ગે ધનસમૃદ્ધિ પ્રાપ્ત કરવાનો મનમા વિચાર સુદ્ધા ન કરવો.[૫] જે પુરુષ નિધન હોય, તેણે પોતાની શક્તિ પ્રમાણે અતિથિને પીવા માટે કે નાહવા માટે ઠડુ કે ગરમ જળ પણ અર્પણ કરવુ, જેથી ભૂખ્યાને ભોજન આપ્યા જેટલુ ફળ તેને મળે છે.[૬] મહાત્મા રતિદેવે ફળ, મૂળ અને પાદડા અર્પણ કરીને જ મુનિઓનો સત્કાર કર્યો હતો, છતા તેણે જગતમા ઇષ્ટ ગણાયેલી સિદ્ધિ પ્રાપ્ત કરી હતી. રાજા શૈબ્યે પણ ફળ અને પાદડા જ અર્પણ કરીને સૂર્યનારાયણને પ્રસન્ન કર્યા હતા અને તેથી તેને પરમ સ્થાન પ્રાપ્ત થયુ હતુ.[૭,૮] મનુષ્ય જેવો જન્મે છે કે, તરત જ દેવ, પિતૃ, અતિથિ અને માતાપિતા આદિ પોષ્યવર્ગના ઋણથી બધાઈ જાય છે, માટે પ્રત્યેક મનુષ્યે એ ઋણમાથી મુક્ત થવાનો પ્રયત્ન કરવો જોઈએ[૯] તેમા સ્વાધ્યાય કરીને મહર્ષિઓના ઋણમાથી મુક્ત થવુ, યજ્ઞયાગાદિ કરીને દેવોના ઋણમાથી મુક્ત થવુ, પિડપ્રદાન કરીને પિતૃઓના ઋણમાથી મુક્ત થવુ, આદરાતિથ્ય કરીને મનુષ્યોના ઋણમાથી મુક્ત થવુ, વેદશાસ્ત્રનુ અધ્યયન કરીને, પાચ મહાયજ્ઞ કરીને તેમ જ પ્રાણીમાત્ર પર દયાળુ થઈને પોતાની જાતના ઋણમાથી મુક્ત થવુ અને જાતકર્માદિ સસ્કારો કરીને પુત્રાદિના ઋણમાથી મુક્ત થવુ.[૧૦,૧૧] મુનિલોકો ધનથી રહિત હોય છે, તોપણ ધ્યાન અને ધારણા આદિ પ્રયત્ન કરીને તથા વિધિપૂર્વક અગ્નિહોત્ર હોમીને સિદ્ધિપદને પામે છે[૧૨] હે મહાબાહુ! અજીગર્તનો પુત્ર શુનઃશેપ યજ્ઞમા ભાગ લેનારા દેવતાઓની વેદોક્ત ઋચાઓ વડે સ્તુતિ કરીને વિશ્વામિત્રનો પુત્ર થઈ શક્યો હતો*[૧૩] શુક્રાચાર્ય દેવના દેવ શંકરની કૃપા મેળવીને શુક્રપણાને પામી શક્યા છે અને દેવી પાર્વતીની સ્તુતિ કરીને હજી સુધી પણ યશસપન્ન થઈને આકાશમા દીપી રહ્યા છે[૧૪] વળી અસિત–દેવલ, નારદ, પર્વત, કક્ષીવાન, જમદગ્નિના પુત્ર પરશુરામ,

* મતલબ કે, આખુ જગત કેવળ સ્વાર્થી જ છે માટે પોતાના આત્માનુ હિતકારક કર્મ પોતે જાતે જ કરવુ

× અર્થાત્ નિર્ધન પુરુષે ઉત્તમ પુરુષ પાસેથી પ્રતિગ્રહ લઈને જ દાનનુ પુણ્ય પ્રાપ્ત કરવુ, પણ ધનવાન પુરુષે તો સુપાત્રને દાન આપીને જ પ્રતિગ્રહના કરતા અધિક પુણ્ય પ્રાપ્ત કરવુ

* ટીકાકાર નીલકંઠ લખે છે કે, આ શ્લોકના પૂર્વાર્ધનુ બીજુ ચરણ 'ऋचिकतनयोऽगमत्' એવુ છે પણ તેને બદલે 'अजीगर्तसुतोऽगमत्' એમ વાચવુ, કેમ કે બહૃવૃચ બ્રાહ્મણમા 'શુનઃશેપ અજીગર્તનો પુત્ર હતો છતા વિશ્વામિત્રનો પુત્ર થયો' એમ કહેવામા આવ્યુ છે.

જિતેંદ્રિય તાર્ક્ષ્ય, વસિષ્ઠ, જમદગ્નિ, વિશ્વામિત્ર, અત્રિ, ભરદ્વાજ, હરિશ્મશ્રુ, કુંડધાર અને શ્રુતશ્રવા, આ સર્વ મહર્ષિઓએ ચિત્તને એકાગ્ર કરીને વેદની ઋચાઓ વડે વિષ્ણુ ભગવાનની સ્તુતિ કરી હતી, જેથી બુદ્ધિમાન એવા તે વિષ્ણુની કૃપાથી તપસિદ્ધિને પામ્યા હતા,[૧૫-૧૭] એટલુ જ નહિ પણ તે સિવાયના બીજા અનેક સત્પુરુષો, જેઓ પ્રથમ અવસ્થામા અપૂજ્ય હતા છતા પાછળથી તે વિષ્ણુભગવાનની જ સ્તુતિ કરીને પૂજ્યપણાને પામ્યા છે મનુષ્યે કોઈ જાતનુ નીચ કર્મ કરીને જગતમા અભ્યુદય પામવાની ઇચ્છા કરવી નહિ[૧૮] અને એ પણ લક્ષ્યમા રાખવુ કે, જે ધન ધર્મથી પ્રાપ્ત થયેલુ છે તે જ ધન સત્ય ગણાય છે, પણ જે ધન અધર્મથી પ્રાપ્ત થયેલુ છે, તે તો ધિક્કારને જ પાત્ર છે, માટે કોઈ પણ મનુષ્યે કેવળ ધન મેળવવાની આકાક્ષાથી સનાતન ધર્મનો કદી ત્યાગ કરવો નહિ હે સમર્થ રાજા! જે ધર્માત્મા પુરુષ અગ્નિહોત્રનો સ્વીકાર કરે છે, તે જ સર્વોત્તમ પુણ્યશાળી ગણાય છે, કેમ કે અગ્નિહોત્રી પુરુષને ત્યા ત્રણે અગ્નિઓ (દક્ષિણ, ગાર્હપત્ય અને આહ્વનીય)નો નિવાસ હોય છે અને તે અગ્નિઓમા સર્વ વેદોનો નિવાસ હોય છે[૧૯-૨૦] જે બ્રાહ્મણ અગ્નિહોત્ર કર્મનો સ્વીકાર કરે છે, તેણે તે કર્મની કોઈ પણ ક્રિયાનો કદી નાશ કરવો નહિ, કેમ કે શાસ્ત્રમા કહ્યુ છે કે, અગ્નિહોત્ર ન લેવુ તે શ્રેયસ્કર છે, પણ અગ્નિહોત્ર લીધા પછી તેની ક્રિયાનો લોપ કરવો, તે શ્રેયસ્કર નથી[૨૧] હે પુરુષવ્યાઘ્ર! મનુષ્યે અગ્નિની, આત્માની, જન્મદાતા માતાપિતાની તથા ગુરુની સારી રીતે સેવા કરવી જોઈએ,[૨૨] કેમ કે જે આર્યપુરુષ પોતે વિદ્વાન હોય, છતા અભિમાનનો ત્યાગ કરીને વૃદ્ધોની સેવા કરે છે, કામનાઓનો ત્યાગ કરીને પ્રાણીમાત્ર ઉપર કૃપાદૃષ્ટિ રાખે છે અને વ્યર્થ પરિશ્રમનો તથા હિંસાનો ત્યાગ કરીને નિત્ય ધર્મપરાયણ રહે છે, તેને જગતના મહાન પુરુષો પણ માન્ય ગણે છે[૨૩]

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમા પરાશરગીતા દાનમાહાત્મ્ય નામનો અધ્યાય ૨૯૨ મો સમાપ્ત

# અધ્યાય ૨૯૩ મો

## પરાશરગીતા (ચાલુ)—ચારે વર્ણોનાં કર્તવ્યો

॥ पराशर उवाच ॥

**वृत्तिः सकाशाद्वर्णेभ्यस्त्रिभ्यो हीनस्य शोभना। प्रीत्योपनीता निर्दिष्टा धर्मिष्ठान् कुरुते सदा॥१॥**

પરાશરે કહ્યુ હે જનકરાજા! હીન વર્ણના શૂદ્રે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણોની સેવા કરીને પોતાની આજીવિકા ચલાવવી તે ઉત્તમ ગણાય છે, કેમ કે પ્રીતિપૂર્વક કરેલી ત્રણે વર્ણોની સેવા શૂદ્રોને નિરતર ધર્મનિષ્ઠ કરે છે[૧] શૂદ્રને પોતાના વંશપરપરાથી ચાલી આવેલી સ્થાયી વૃત્તિ ન હોય તો તેણે બીજી કોઈ પણ વૃત્તિને શોધવા જવુ નહિ, પણ સેવાવૃત્તિનો જ સ્વીકાર કરી લેવો[૨] હુ માનુ છુ કે, ધર્મદૃષ્ટિવાળા હરકોઈ પુરુષોએ નિત્ય સર્વ અવસ્થાઓમા સત્પુરુષોનો જ સસર્ગ રાખવો, તે શોભાસ્પદ છે, પણ અસત્ પુરુષોનો તો સગ જ કરવો નહિ,[૩] કેમ કે ઉદયાચળ ઉપર રહેલુ દ્રવ્ય સૂર્યના સસર્ગને લીધે જેમ દીપી નીકળે છે, તેમ સત્પુરુષોના સસર્ગને લીધે હીન જાતિનો પુરુષ પણ (સમાજમા) દીપી નીકળે છે[૪] જેમ એક શ્વેત વર્ણના વસ્ત્રને જેવા રગથી રગવુ હોય તેવા રગથી રગી શકાય છે, તેમ (શુદ્ધ હૃદયના) પુરુષને જેવા પુરુષોનો રગ હોય છે, તેવી અસર અવશ્ય થાય છે, એમ તમારે જાણવુ[૫] અને હે રાજા! નિત્ય સદ્ગુણો મેળવવામા જ તમારે આસક્ત રહેવુ, પણ દુર્ગુણોથી તો દૂર જ રહેવુ, કેમ કે મનુષ્યોનુ જીવિત અનિત્ય અને ચચળ છે[૬] વિચક્ષણ એવો જે પુરુષ સુખમા આવી પડ્યો હોય કે દુઃખમા આવી પડ્યો હોય છતા હમેશા શુભ કર્મોનો જ સગ્રહ કરતો હોય તે પુરુષ જ ખરો શાસ્ત્રવેત્તા કહેવાય છે[૭] ધર્મથી રહિત એવુ કોઈ કર્મ કદાચ મહાન ફળને આપનારુ હોય તોપણ બુદ્ધિમાન પુરુષે તે કર્મનુ કદી સેવન કરવુ નહિ, કેમ કે તેવુ કર્મ પરિણામમા હિતકારક હોતુ નથી[૮] પ્રજાઓનુ રક્ષણ નહિ કરનારો જે રાજા બીજાઓની હજારો ગાયો લૂટી લાવીને દાનમા આપી દે, તોપણ તે રાજા માત્ર નામનો જ દાતા કહેવાય છે, ખરુ જોતા તો તે રાજા એક લૂટારો જ છે.[૯] જગતના આરભસમયે ભગવાન બ્રહ્માએ

લોકમાન્ય એવા એક પ્રજાપતિને ઉત્પન્ન કર્યો હતો અને તે પ્રજાપતિએ લોકનું રક્ષણ કરવામાં આસક્ત રહેનારા પર્જન્ય (મેઘ) નામના એક પુત્રને ઉત્પન્ન કર્યો છે.[૧૦] આ પર્જન્યદેવનું પૂજન કરીને પ્રત્યેક વૈશ્યે ખેતીવાડી, ગોરક્ષા વગેરે પોતાનાં નિત્યકર્મો કરવાં, ક્ષત્રિયોએ સર્વનું રક્ષણ કરવું, બ્રાહ્મણોએ સર્વને ન્યાયમાર્ગે દોરવાં અને શૂદ્રોએ કુટિલતાનો, શઠતાનો તથા ક્રોધનો ત્યાગ કરીને દેવતાઓનાં હવ્યકવ્ય તૈયાર કરી આપવાં અને જ્યાં યજ્ઞ થવાનો હોય તે પ્રદેશને વાળી ઝાડીને સાફ કરી આપવો. બસ, આ રીતે કરવાથી ધર્મનો કદી નાશ જ થતો નથી[૧૧-૧૨] અને ધર્મનો નાશ નહિ થવાને લીધે પ્રજાઓ સુખી થાય છે; તેમ જ હે રાજેંદ્ર! પ્રજાઓનાં સુખને લીધે સ્વર્ગમાં રહેનારા દેવતાઓ પણ પ્રસન્ન રહે છે;[૧૩] માટે જે રાજા ધર્માનુસાર વર્તીને પ્રજાઓનું રક્ષણ કરે છે, જે બ્રાહ્મણ સ્વધર્મનું પાલન કરીને વેદ ભણવામાં તત્પર રહે છે, જે વૈશ્ય ખેતીવાડી, ગોરક્ષા વગેરેમાં આસક્ત રહે છે અને જે શૂદ્ર નિરંતર જિતેંદ્રિય રહીને ત્રિવર્ણની સેવા કરે છે, તે જગતમાં પૂજાય છે, પણ તેથી વિરુદ્ધ રીતે વર્તનાર બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્ર સ્વધર્મથી ભ્રષ્ટ જ થાય છે.[૧૪-૧૫] શરીરને કષ્ટ આપીને પણ ન્યાયથી મેળવેલી માત્ર ત્રણ કોડીઓનું દાન કરવામાં આવે છે; તોપણ તેનું મહાન ફળ પ્રાપ્ત થાય છે, તો પછી ન્યાયપૂર્વક મેળવેલી હજારો કોડીઓનું દાન કરવાથી શું ફળ પ્રાપ્ત ન થાય? (અર્થાત્ ન્યાયોપાર્જિત ધનનું દાન કરવાથી મનુષ્યને મહાન પુણ્યફળ મળે છે.)[૧૬] જે રાજા બ્રાહ્મણોને જેવું તેવું પણ નિત્ય સત્કારપૂર્વક દાન આપે છે, તેને અતિ મહાન ફળ પ્રાપ્ત થાય છે;[૧૭] માટે જ વિદ્વાનો કહે છે કે, જેને દાન આપવું હોય તે સુપાત્ર મનુષ્યની સામે વગર બોલાવ્યે જઈને તેને સંતોષ થાય, તેટલું દાન આપવામાં આવે છે, તે દાનને જ સર્વના કરતાં શ્રેષ્ઠ ગણવામાં આવે છે; પણ યાચક મનુષ્ય જ્યારે યાચના કરે, ત્યારે જ જે દાન આપવામાં આવે છે, તે દાન મધ્યમ કોટિનું ગણાય છે.[૧૮] અને જે મનુષ્યને દાન આપવાનું હોય, તેનું અપમાન કરીને અથવા તેના ઉપર અશ્રદ્ધા રાખીને જે દાન આપવામાં આવે છે, તે દાન તો અધમ કોટિનું જ ગણાય છે, એમ સત્યવાદી મુનિઓએ કહેલું છે.[૧૯] મનુષ્ય જે આ સંસારસમુદ્રમાં ડૂબી રહેલો છે, તેણે હરકોઈ ઉપાય કરીને પણ સંસારસાગરને તરી જવો જોઈએ અને જે રીતે કરવાથી ગૃહપાશમાંથી એકદમ મુક્ત થવાય, તે રીતે પ્રયત્ન કરવો જોઈએ.[૨૦] જે પુરુષ બ્રાહ્મણજાતિનો હોય, તે તો ઇંદ્રિયોનો નિગ્રહ કરવાથી જ શોભે છે, ક્ષત્રિયજાતિનો હોય તે વિજય મેળવવાથી જ શોભે છે, વૈશ્યજાતિનો હોય તે ધન મેળવવાથી જ શોભે છે અને શૂદ્ર જાતિનો હોય તે ત્રિવર્ણની સેવા કરવાથી જ શોભે છે.[૨૧]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'પરાશરગીતા-ચારે વર્ણોનાં કર્તવ્યો' નામનો અધ્યાય ૨૯૩ મો સમાપ્ત

# अध्याय २९४ मो

## પરાશરગીતા (ચાલુ)–અવાંતર ધર્મો

॥ पराशर उवाच ॥

**प्रतिग्रहगता विप्रे क्षत्रिये युधि निर्जिताः।**
**वैश्ये न्यायार्जिताश्चैव शूद्रे शुश्रूषयार्जिताः॥१॥**

પરાશરે કહ્યું: હે જનકરાજા! ધર્મને ઉદ્દેશીને બ્રાહ્મણે પ્રતિગ્રહ દ્વારા મેળવેલું ધન, ક્ષત્રિયે યુદ્ધમાં વિજય કરીને મેળવેલું ધન, વૈશ્યે ન્યાયપૂર્વક મેળવેલું ધન અને શૂદ્રે સેવા કરીને મેળવેલું ધન, જોકે અલ્પ હોય, તોપણ ધર્મને માટે મહાન ફળદાયક અને પ્રશંસાપાત્ર ગણાય છે. વળી હીન વર્ણનો પુરુષ ત્રણે વર્ણોની સેવા કરે છે, માટે શૂદ્ર કહેવાય છે.[૧-૨] કોઈ સમયે વૃત્તિથી ભ્રષ્ટ થયેલો બ્રાહ્મણ ક્ષત્રિયનો અથવા વૈશ્યનો ધર્મ સ્વીકારી બેસે, તોપણ તે પતિત ગણાતો નથી; પરંતુ તે બ્રાહ્મણ જ્યારે શૂદ્રધર્મનું સેવન કરવા માંડે, ત્યારે અવશ્ય પતિત ગણાય છે;[૩] તેમ જ કોઈ એક શૂદ્ર પોતાની સેવાવૃત્તિથી નિર્વાહ કરવાને માટે અશક્ત થાય, ત્યારે વેપાર, પશુપાલન અથવા ચિત્રલેખન આદિ બીજા ઉપાયોથી પણ પોતાનું જીવન ચલાવી શકે છે, એમ શાસ્ત્રમાં કહ્યું છે.[૪] સ્ત્રી આદિનો વેષ ધારણ કરીને નાટકની રંગભૂમિ પર ઊતરવું, અનેક પ્રકારનાં રૂપો ધારણ કરીને આજીવિકા ચલાવવી, મદ્ય અને માંસનો વેપાર કરીને જીવન ગાળવું અને લોખંડ-

નો તથા ચામડાનો વેપાર કરવો વગેરે વૃત્તિઓ પોતાની કુલપરંપરાથી ચાલી આવતી ન હોય, તો મનુષ્યે કરવી જ નહિ; કેમ કે તે વૃત્તિઓ જગતમા નિંદ્ય ગણાય છે; પરંતુ તે વૃત્તિઓ પોતાની કુલપરંપરાથી જ ચાલી આવતી હોય, છતાં જે પુરુષ તેનો ત્યાગ કરે છે તેને મહાન ધર્મનો લાભ થાય છે, એમ અમે સાંભળ્યું છે.[૫-૬] કોઈ એક પુરુષ અન્નવસ્ત્રાદિકની સંપત્તિ મેળવીને સિદ્ધ થઈ ગયો હોય અને તેથી જ મદથી છકી જઈને પાપાચરણ કરવામાં આસક્ત થયો હોય, તો તે પુરુષનું કર્મ જગતમાં ગ્રાહ્ય ગણાતું નથી જ.[૭] પુરાણોમાંથી આપણે સાંભળીએ છીએ કે, પ્રાચીનકાળમાં પ્રજાઓ દમગુણને ધારણ કરનારી હતી, ધર્મને જ પ્રધાન માનનારી હતી અને ન્યાય તથા ધર્મને જ અનુસરનારી હતી, તેથી તેઓમાંથી કોઈએ જો અપરાધ કર્યો હોય, તો માત્ર 'ધિક્' શબ્દ કહીને જ તેઓનું દંડશાસન કરવામાં આવતું હતું;[૮] કેમ કે હે રાજા! તે સમયનાં મનુષ્યોમાં કેવળ ધર્મની જ પ્રશંસા થતી હતી અને તે કાળના ધર્મવૃદ્ધ પુરુષો પૃથ્વી પર રહીને સદ્‌ગુણોનું જ નિત્ય સેવન કરતા હતા;[૯] પણ હે તાત! સમયનું પરિવર્તન થતાં (કામ, ક્રોધ અને લોભ વગેરે) અસુરો પ્રજાઓની તે ધર્મવૃત્તિને સહન કરી શક્યા નહિ, જેથી હે રાજા! તે અસુરોએ અનુક્રમે આગળ વધનારી તે પ્રજાઓમાં પોતાનો પગપેસારો કર્યો.[૧૦] પછી તે પ્રજાઓમાં ધર્મનો નાશ કરનાર ગર્વ વધી પડ્યો અને ગર્વાધીન થયેલી તે પ્રજાઓમાં પાછળથી ક્રોધનો પણ જન્મ થયો. આ રીતે હે રાજા! તે પ્રજાઓમાં ક્રોધનો જ જન્મ થયો અને અનુક્રમે તેઓ ક્રોધાધીન પણ થઈ ગઈ, એટલે તેઓનું વર્તન જે પૂર્વે લજ્જાવાળું હતું, તે કેવળ નિર્લજ્જ થઈ પડ્યું–તેમનામાંથી લજ્જાનો કેવળ નાશ જ થઈ ગયો અને પછી તો તેમનામાં મોહનો પણ જન્મ થયો.[૧૧] મોહના જન્મ પછી તે પ્રજાઓ મોહના સપાટામાં સપડાઈ પડી અને તેને લીધે તેમનામાં પૂર્વની પેઠે જ્ઞાનદૃષ્ટિ પણ રહી નહિ. તેમણે માંહોમાંહે મારામારી કરીને કેવળ પોતપોતાના સુખમાં જ વૃદ્ધિ કરવા માંડી, બ્રાહ્મણોનું તથા દેવોનું પણ અપમાન કરવા માંડ્યું અને મુખ્યત્વે કરીને વિષયોનું જ સેવન કરવા માંડ્યું. પછી તો તેઓનું નિયમન કરવા માટે તે સમયનો 'ધિક્' શબ્દનો દંડ કેવળ વ્યર્થ જ થઈ પડ્યો,[૧૨-૧૪] જેથી તે જ સમયે (શમદમાદિ) દેવો, (જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિના અભિમાની વિશ્વ, તૈજસ્ અને પ્રાજ્ઞ તેમ જ વિરાટ, સૂત્રાત્મા અને અંતર્યામીરૂપ) દેવોના કરતાં પણ શ્રેષ્ઠ એવા શંકર(તુરીય આત્મસ્વરૂપ)ને શરણે ગયા; કેમ કે ભગવાન શંકર ધૈર્યગુણસંપન્ન છે, (માયાનો આશ્રય કરીને) અનેક સ્વરૂપોને ધારણ કરનારા છે અને જ્ઞાન, ઐશ્વર્ય આદિ નિત્ય ગુણોથી સર્વના કરતાં શ્રેષ્ઠ છે.[૧૫] પછી તે શંકરદેવે આકાશ-(માયા નામની અવ્યાકૃતા પ્રકૃતિ)માં રહેનારા તે સર્વ અસુરો(કામાદિ)ને (જીવાત્માનો શુદ્ધ ચૈતન્યમાં પ્રવેશ કરાવવા રૂપ) એક જ બાણ વડે (સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ શરીરરૂપ) ત્રણ નગરોની સાથે પૃથ્વી પર (શુદ્ધ ચિન્માત્રમાં) પાડી દીધા–લય પમાડી દીધા.[૧૬] ઉપરાંત ત્રિશૂલધારી શંકરે તે સર્વ અસુરોનો અધિપતિ જે દેવતાઓને ભય ઉપજાવનારો હતો, ભયંકર પરાક્રમી હતો અને ઉગ્ર હતો, તે મહામોહને પણ મારી નાખ્યો.[૧૭] એ પ્રમાણે તેનો વધ થયો, એટલે સર્વ મનુષ્યો પોતાની મૂળ પ્રકૃતિને પામ્યા અને પૂર્વની પેઠે જ વેદશાસ્ત્રોનો સ્વીકાર કરવા લાગ્યા.[૧૮] પછી સ્વર્ગલોકના રાજ્ય ઉપર (હૃદયાકાશમાં) ઇંદ્રનો (ચિદાત્માનો) દેવોના (ઇંદ્રિયોના) રાજા તરીકે અભિષેક કરીને વસિષ્ઠ આદિ સપ્તર્ષિઓએ લોકશાસનની વ્યવસ્થા કરી.[૧૯] સપ્તર્ષિઓની એ રાજ્યવ્યવસ્થા પછી 'વિપૃથુ' નામનો એક રાજા ચક્રવર્તી તરીકે પૃથ્વી પર રાજ્ય કરવા લાગ્યો ને બીજા અનેક ક્ષત્રિયો પણ માંડલિક રાજાઓ તરીકે જુદા જુદા દેશો પર રાજ્ય કરવા લાગ્યા.[૨૦] તે સમયે એવા અનેક રાજાઓ પણ થયા હતા, જેઓ મહાનકુળમાં ઉત્પન્ન થયેલા હતા, વૃદ્ધાવસ્થાએ પહોંચી ગયા હતા અને પ્રાચીનના કરતાં પણ પ્રાચીન ગણાતા હતા, છતાં તેઓનાં હૃદયમાંથી આસુરી ભાવ દૂર થયો ન હતો. એ રાજાઓ ભયંકર પરાક્રમ કરનારા હતા અને આસુરી ભાવના સંબંધને લીધે આસુરી કર્મોનું જ સેવન કરતા હતા.[૨૧-૨૨] વળી તે રાજાઓ જે માર્ગે ચાલેલા હતા, તે માર્ગનું હજી સુધી પણ કેટલાએક મૂર્ખ

પુરુષો જગતમાં સ્થાપન કરે છે. એટલું જ નહિ પણ તે માર્ગનું તેઓ સેવન પણ કરે છે;[૨૩] માટે હે રાજા! હું તમને કહું છું કે, શાસ્ત્રોનું બરાબર ચિંતન કરીને આસુરી ભાવને દૂર કરનારું આત્મજ્ઞાન જ સંપાદન કરવું અને હિંસાકર્મનો ત્યાગ કરવો.[૨૪] વિચક્ષણ પુરુષે ધર્મ–અધર્મને સેળભેળ કરી દઈને દ્રવ્યોપાર્જન કરવું નહિ, તેમ જ ધર્મને માટે ન્યાયમાર્ગનો ત્યાગ કરવો, તે પણ કલ્યાણ કારક નથી, એમ શાસ્ત્રમાં કહ્યું છે.[૨૫] હે રાજા! તું પણ એક ક્ષત્રિય છે, માટે દમગુણને ધારણ કર, બાંધવો ઉપર પ્રીતિ રાખ અને પોતાના ધર્મ પ્રમાણે વર્તીને પ્રજાઓનું, પોષ્યવર્ગનું તથા પુત્રોનું બરાબર પાલન કર.[૨૬] પ્રત્યેક પ્રાણીને હજારો જન્મોમાં ઇષ્ટ તથા અનિષ્ટનો સમાગમ થાય જ છે અને તે તે સમયે ઇષ્ટ ઉપર પ્રેમ તથા અનિષ્ટ ઉપર વેર પણ સ્વાભાવિક રીતે જ બંધાય છે;[૨૭] માટે તારે ગુણો સંપાદન કરવામાં જ આસક્ત રહેવું, પણ દોષોથી તો દૂર જ રહેવું; કેમ કે દુષ્ટ બુદ્ધિવાળો નિર્ગુણ પુરુષ પણ પોતાના ગુણોનું શ્રવણ કરીને અત્યંત પ્રસન્ન થાય છે.[૨૮] હે મહારાજા! ધર્મ તથા અધર્મની પ્રવૃત્તિ જેવી મનુષ્યપ્રાણીમાં જોવામાં આવે છે, તેવી બીજા કોઈ પણ પ્રાણીમાં જોવામાં આવતી નથી. (માટે મનુષ્યજન્મ પામીને ધર્માચરણ જ કરવું જોઈએ.)[૨૯] ધર્મશીલ પુરુષે જ્ઞાન સંપાદન કર્યા પછી અન્નાદિકની સ્પૃહા રાખીને કે નહિ રાખીને કેવળ આત્મરૂપ થઈને પ્રાણીમાત્રની હિંસા કર્યા વિના જગતમાં વિચરવું.[૩૦] જ્યારે પુરુષનું મન સર્વ વાસનાઓથી તથા અજ્ઞાનથી રહિત થાય છે, ત્યારે તેને બ્રહ્માનંદરૂપ કલ્યાણની પ્રાપ્તિ થાય છે.[૩૧]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'પરાશરગીતા-અવાંતર ધર્મો' નામનો અધ્યાય ૨૯૪મો સમાપ્ત

# अध्याय २९५मो

## પરાશરગીતા (ચાલુ)–તપની પ્રશંસા

॥ पराशर उवाच ॥

एषधर्मविधिस्तात गृहस्थस्य प्रकीर्तितः।
तपोविधिं तु वक्ष्यामि तन्मे निगदतः शृणु ॥१॥

પરાશરે કહ્યું : હે તાત! એ રીતે મેં તને ગૃહસ્થના ધર્મનો વિધિ કહ્યો; પણ હવે હું તને તપનો વિધિ કહું છું, તેનું તું શ્રવણ કર.[૧] હે મહાપુરુષ! ગૃહસ્થાશ્રમમાં રહેનારા પુરુષને રાજસ અને તામસ ભાવોનો સંસર્ગ હોવાને લીધે ઘણું કરીને જગતના અનેક પદાર્થો ઉપર મમત્વબુદ્ધિ હોય છે.[૨] વળી ગૃહસ્થાશ્રમનો આશ્રય કરવાથી મનુષ્યને ગાયો, ક્ષેત્રો, ધન, સ્ત્રીઓ, પુત્રો અને સેવકો સ્વાભાવિક રીતે જ પ્રાપ્ત થાય છે.[૩] આ રીતે ગૃહસ્થાશ્રમમાં પ્રવૃત્તિ કરનારો પુરુષ તે તે સર્વ પદાર્થોને નિત્ય જ માને છે, પણ અનિત્ય માનતો નથી, જેથી તેનામાં રાગ અને દ્વેષ વધી પડે છે.[૪] હે રાજા! જે પુરુષ રાગદ્વેષથી ઘેરાયેલો રહે છે અને દ્રવ્યાભિલાષને અનુસરતો રહે છે, તેને મોહથી ઉત્પન્ન થનારી આસક્તિ પ્રાપ્ત થાય છે; અર્થાત્ તે પુરુષ સર્વત્ર મોહાસક્ત બની જાય છે.[૫] 'પોતે ભોગસંપન્ન હોય તો જ કૃતાર્થ છે,' એમ માનીને સર્વે ગૃહસ્થો કેવળ વિષયના આનંદમાં જ પરાયણ રહે છે અને તે તુચ્છ આનંદને અનુભવીને તેઓ માને છે કે, ગ્રામ્યસુખના જેવો બીજો એક પણ લાભ જગતમાં નથી.[૬] ગૃહસ્થ પુરુષનું મન લોભથી ઘેરાયેલું જ હોય છે અને સંસારના અનેક ભાવોનો તેને સંગ હોવાને લીધે સ્ત્રીપુત્રાદિ કુટુંબપરિવારની પ્રતિદિન તે વૃદ્ધિ જ કરતો જાય છે; તેમ જ કુટુંબવર્ગનું પોષણ કરવા માટે અનેક પ્રકારે ધનવૃદ્ધિ કરવાનો ઉપાય કરે છે.[૭] ગૃહસ્થ પુરુષ અમુક અમુક અકાર્યોને જાણતો હોય છે, છતાં પુત્રાદિકના સ્નેહને અધીન થઈને ધન મેળવવા માટે તે અકાર્યનું પણ સેવન કરે છે અને પછી તે મેળવેલા ધનનો કોઈ રીતે જ્યારે નાશ થઈ જાય છે, ત્યારે પશ્ચાત્તાપ કરવા તૈયાર થાય છે.[૮] વળી તે માનસંપન્ન થઈને પોતાનો કોઈનાથી પરાજય ન થાય, તેને માટે ખાસ સંભાળ રાખે છે અને 'હું ભોગસંપન્ન થાઉં' આવો મનમાં વિચાર કરીને અંતે ભોગોને લીધે જ વિનાશ પામે છે;[૯] પણ જે બ્રહ્મવાદી પુરુષો શુભ કર્મ કરવાની ઇચ્છા રાખીને તેનું ફળ મેળવવાની આશા રાખતા નથી અને નિષિદ્ધ તથા કામ્ય કર્મોનો ત્યાગ કરે છે, તે પુરુષોને જ સનાતન સુખ પ્રાપ્ત થાય છે.[૧૦] હે રાજા! હરકોઈ પુરુષ સ્નેહના સ્થાનરૂપ સ્ત્રીપુત્રાદિના નાશને લીધે

અથવા આધિવ્યાધિના સંતાપને લીધે વૈરાગ્યને પામે છે.[૧૧] અને એ રીતે વૈરાગ્ય પામ્યા પછી તેને આત્મજ્ઞાન સંપાદન કરવાની ઇચ્છા થાય છે. તે ઇચ્છાને લીધે શાસ્ત્રોનું તે અવલોકન કરે છે અને શાસ્ત્રોનું અવલોકન કર્યા પછી તેને નિશ્ચય થાય છે કે, તપ જ સર્વના કરતાં અધિક શ્રેયસ્કર છે.[૧૨] હે મનુષ્યોના ઇંદ્ર! આ જગતમાં સાર–અસાર વસ્તુના વિવેકવાળો પુરુષ ખરેખર દુર્લભ છે કે, જે પુરુષ પ્રીતિપાત્ર સ્ત્રી વગેરેના સુખનિમિત્તે ક્લેશ પામીને તેમાં દોષદૃષ્ટિ કરીને તપશ્ચર્યા કરવાનો નિશ્ચય કરે છે.[૧૩] હે તાત! તપ એ સર્વ મનુષ્યોને માટે સામાન્ય કર્તવ્ય છે, જેથી દમ, દયા, દાન આદિથી રહિત શૂદ્રાદિ હીન જાતિના મનુષ્યો પણ તપશ્ચરણને માટે અધિકારી થઈ શકે છે. તેમાં પણ જે પુરુષ જિતેંદ્રિય અને દાંત હોય છે, તેને તો તપ એ સ્વર્ગના માર્ગદર્શકરૂપ થઈ પડે છે.[૧૪] હે રાજા! મહાસમર્થ પ્રજાપતિ બ્રહ્મદેવે પણ યુગના આદિકાળમાં કોઈ કોઈ સમયે બ્રહ્મપરાયણ રહીને, કોઈ કોઈ સમયે વ્રતપરાયણ રહીને અને કોઈ કોઈ સમયે તપપરાયણ રહીને જ પ્રજાઓને ઉત્પન્ન કરી હતી;[૧૫] તેમ જ હે તાત! આદિત્યો, વસુઓ, રુદ્રો, અગ્નિઓ, અશ્વિનીકુમારો, વાયુઓ, વિશ્વેદેવાઓ, સાધ્યો, પિતૃઓ, મરુદ્‌ગણો, યક્ષો, રાક્ષસો, ગંધર્વો, સિદ્ધો અને તે સિવાયના બીજા અનેક સ્વર્ગવાસી દેવતાઓ તપશ્ચર્યા કરીને જ કૃતાર્થ થયા છે.[૧૬-૧૭] પૂર્વે સૃષ્ટિના આરંભકાળમાં તપશ્ચર્યા કરીને બ્રહ્મદેવે જે બ્રાહ્મણોને ઉત્પન્ન કર્યા છે, તેઓ પણ તપના પ્રભાવથી જ પોતાની ઇચ્છાનુસાર સર્વને સુખી કરતા પૃથ્વીમાં કે સ્વર્ગમાં હજી સુધી વિચરી રહ્યા છે;[૧૮] એટલું જ નહિ પરંતુ આ મનુષ્યલોકમાં પણ કેટલાએક પુરુષો કે જેઓ રાજા અને ગૃહસ્થ તરીકે ઉચ્ચ કુળમાં ઉત્પન્ન થયેલા છે, તે સર્વ કેવળ તપનું જ ફળ છે.[૧૯] વળી મનુષ્યને સુંદર રેશમી વસ્ત્રો, અલંકારો, વાહનો, આસનો, ખાનપાન વગેરે ભોગસામગ્રીઓ પ્રાપ્ત થાય છે, તે સર્વ તપશ્ચર્યાનું જ ફળ છે.[૨૦] મનને અનુકૂળ રહેનારી હજારો રૂપવતી તરુણીઓ અને મોટી મોટી હવેલીઓમાં નિવાસ કરવાનું મળે છે, તે પણ તપનું જ ફળ છે.[૨૧] ઉત્તમ પ્રકારનાં શયનો, વિવિધ પ્રકારનાં ભોજનો અને બીજા અનેક મનગમતા પદાર્થો તપસ્વી પુણ્યવાન પુરુષોને જ પ્રાપ્ત થાય છે.[૨૨] હે શત્રુતાપન રાજા! તપના માહાત્મ્યનું વિશેષ વર્ણન કેટલુંક કરી શકાય! માત્ર સંક્ષેપમાં એટલું જ કહી શકાય કે, ત્રણે લોકમાં એવો એક પણ પદાર્થ નથી કે, જે તપશ્ચર્યા કરવાથી ન મળે! વળી જે પુરુષોને તત્ત્વજ્ઞાન ઉત્પન્ન થયું નથી, તેવા અકૃતાર્થ પુરુષોને પણ વિષયભોગોનો ત્યાગ કરવારૂપ વૈરાગ્યબુદ્ધિ ઉત્પન્ન થાય છે, તે પણ કેવળ તપશ્ચર્યાનું જ ફળ છે.[૨૩] હે મહારાજા! હરકોઈ મનુષ્ય પછી તે સુખી હોય કે દુઃખી હોય, પણ તેણે મન તથા બુદ્ધિપૂર્વક શાસ્ત્રનો વિચાર કરીને પ્રથમ લોભનો જ ત્યાગ કરવો જોઈએ;[૨૪] કેમ કે લોભ એ જ દુઃખનું કારણ છે અને લોભને લીધે જ ઇંદ્રિયો જ્યાં ત્યાં ભટકતી ફરે છે. જેમ અભ્યાસ વિનાની વિદ્યા ધીમે ધીમે નાશ પામે છે, તેમ લોભાધીન થયેલા મનુષ્યની બુદ્ધિ પણ અંતે નાશ પામે છે.[૨૫] મનુષ્યની બુદ્ધિ જ્યારે નાશ પામે છે, ત્યારે તેને ન્યાય–અન્યાયનું ભાન રહેતું નથી; માટે હરકોઈ પુરુષે સુખનો વિનાશકાળ જેવો પ્રાપ્ત થાય કે, તરત જ ઉગ્ર તપશ્ચર્યા કરવાનો આરંભ કરી દેવો.[૨૬] વિદ્વાનો કહે છે કે, મનુષ્યોને જે પ્રિય લાગે છે તે સુખ છે અને જે અપ્રિય લાગે છે તે દુઃખ છે; તેમ જ તારે જાણી લેવું કે, સુખ એ પૂર્વે કરેલા તપનું ફળ છે અને દુઃખ એ પૂર્વે તપ નહિ કરેલું હોવાથી પ્રાપ્ત થાય છે.[૨૭] તેમાં જે પુરુષ નિષ્કામ બુદ્ધિથી તપશ્ચર્યા કરે છે, તે નિત્ય કલ્યાણને જ જુએ છે, તરેહ તરેહના વિષયો ભોગવે છે અને આખા જગતમાં પ્રસિદ્ધ થાય છે;[૨૮] પરંતુ જે પુરુષ સકામ બુદ્ધિથી તપશ્ચર્યા કરે છે–તપનું ફળ મેળવવાની ઇચ્છા રાખે છે, તેને તપનું ઉત્તમ ફળ મળતું નથી, પણ અનેક જાતનાં અપ્રિય, અપમાન, દુઃખ અને વિપયોરૂપ ફળ જ પ્રાપ્ત થાય છે,[૨૯] તેમ જ જે પુરુષને ધર્મ, તપ અને દાન કરવાની ઇચ્છા ન થતાં શાસ્ત્રમાં નિષેધ કરેલાં કર્મો કરવાની તથા કામ્ય કર્મો કરવાની ઇચ્છા થાય છે, તે પુરુષ એવાં પાપકર્મ કરીને અંતે નરકમાં જ પડે છે.[૩૦] હે ઉત્તમ પુરુષ! જે મનુષ્ય સુખમાં હોય કે દુઃખમાં હોય, પણ પોતાના ઉત્તમ સદાચારથી ભ્રષ્ટ થતો નથી, તે

મનુષ્ય જ ખરો શાસ્ત્રદર્શી કહેવાય છે.[૩૧] શાસ્ત્રકારો કહે છે કે, એક બાણુને ધનુષમાંથી છૂટીને પૃથ્વી પર પડતાં જેટલો સમય લાગે છે, તેટલો જ સમય રસન, દર્શન, ઘ્રાણ, શ્રવણ અને સ્પર્શન આદિ વિષયોના સંબંધમાં સુખનો અનુભવ થાય છે; અર્થાત્ વિષયોથી મળનારું સુખ અત્યંત ક્ષણિક છે,[૩૨] છતાં તે ક્ષણિક સુખનો જ્યારે ક્ષય થાય છે, ત્યારે મનુષ્યને તીવ્ર વેદના ઉત્પન્ન થાય છે અને મૂર્ખ પુરુષો (તે વેદનાનો સંપૂર્ણ અનુભવ કરે છે, તોપણ) સર્વોત્તમ મોક્ષસુખની પ્રશંસા કરતા નથી; પણ જેઓ વિવેકી હોય છે, તે સર્વને (વિષયનાં સુખો તીવ્ર વેદનાજનક હોઈને તુચ્છ જણાય છે અને) મોક્ષરૂપ ફળ પ્રાપ્ત કરવા માટે શમદમાદિ ઉત્તમ ગુણો ઉપર પ્રીતિ થાય છે. વળી તેવા વિવેકી પુરુષો અર્થ અને કામની સાથે નિત્ય સંબંધ રાખે છે, છતાં પોતાની ધાર્મિક વૃત્તિથી ભ્રષ્ટ થતા નથી.[૩૩-૩૪] ગૃહસ્થોના સંબંધમાં મારો તો એવો જ મત છે કે, તેઓએ યત્ન કર્યા વિના પોતાની મેળે જ આવી મળેલા વિષયોનું નિત્ય સેવન કરવું અને યત્ન કરીને પણ ધર્મ સંપાદન કરવો.[૩૫] જે પુરુષો અભિમાની હોય છે, કુળવાન હોય છે અને શાસ્ત્રના અર્થનું જ નિત્ય અવલોકન કરનારા હોય છે, તે પુરુષોની ક્રિયાને ધર્મરહિત મૂઢાત્મા પુરુષો પોતાનાં આચરણમાં મૂકી શકતા નથી.[૩૬] મનુષ્યોનું હરકોઈ કર્મ અવશ્ય નાશ જ પામે છે. આમ સમજનારા વિચારશીલ પુરુષોને આ જગતમાં તપ વિના બીજું કાંઈ પણ કર્તવ્ય અવશેષ રહેતું નથી; પણ હે રાજા! ગૃહસ્થ પુરુષે તો યજ્ઞાદિ કર્મની અંદર જ આસક્ત રહેવું અને સ્વધર્માનુસાર વર્તીને કુશળતાપૂર્વક હવ્યકવ્ય કર્મમાં તત્પર રહેવું;[૩૭-૩૮] કેમ કે જગતની નદીઓ અને નદો જેમ સમુદ્રમાં જ સ્થિતિ પામે છે, તેમ સર્વ આશ્રમીઓ પણ ગૃહસ્થને આધારે જ જગતમાં સ્થિતિ પામે છે; અર્થાત્ કેવળ ગૃહસ્થાશ્રમ ઉપર જ સર્વ આશ્રમીઓનું જીવન ટકી રહ્યું છે.[૩૯]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'પરાશરગીતા–તપની પ્રશંસા' નામનો અધ્યાય ૨૯૫મો સમાપ્ત

# अध्याय २९६मो

## પરાશરગીતા (ચાલુ)–ચારે વર્ણોના વિશેષ અને સામાન્ય ધર્મો

॥ जनक उवाच ॥

**वर्णो विशेषवर्णानां महर्षे केन जायते।**
**एतदिच्छाम्यहं ज्ञातुं तद्ब्रूहि वदतां वर ॥ १ ॥**

જનકે પૂછ્યું: હે મહર્ષિ! બ્રાહ્મણાદિ ચાર વર્ણમાં (ત્રણ ગુણોની ન્યૂનાધિકતાવાળા પૂર્વોક્ત કૃષ્ણ, ધૂમ્રાદિ) વર્ણો કયા કારણથી ઉત્પન્ન થાય છે, તે જાણવાની મને ઇચ્છા છે; માટે હે વક્તાઓમાં શ્રેષ્ઠ ઋષિ! તે મને કહો.[૧] શ્રુતિ તો કહે છે કે, જે પિતા જે બાળકને ઉત્પન્ન કરે છે, તે બાળક તે પિતારૂપ જ છે, તો પછી બ્રાહ્મણોથી જ ઉત્પન્ન થયેલો એક વર્ણ ભિન્નભિન્નપણાને કેમ પામ્યો, તે મને કહો.[૨]*

પરાશરે કહ્યું: હે મહારાજા! તું કહે છે તે તેમ જ છે. જે પુરુષ જેનાથી ઉત્પન્ન થયેલો હોય તે તેનું જ સ્વરૂપ ગણાય છે; (અને તેથી બ્રહ્મદેવથી ઉત્પન્ન થયેલી આ સર્વ પ્રજા કેવળ એક બ્રાહ્મણસ્વરૂપ જ અથવા બ્રાહ્મણવર્ણની જ હોવી જોઈએ.) પરંતુ તપની ન્યૂનતાને લીધે જગતમાં જાતિભેદ ઉત્પન્ન થયો છે.[૩] ક્ષેત્ર ઉત્તમ હોય અને બીજ પણ ઉત્તમ હોય, તો તેમાંથી જે ઉત્પન્ન થાય છે, તે પણ ઉત્તમ જ હોય છે; પરંતુ ક્ષેત્ર ઉત્તમ હોય અને બીજ હલકું હોય અથવા બીજ ઉત્તમ હોય અને ક્ષેત્ર હલકું હોય તો તેમાંથી જે ઉત્પન્ન થાય છે, તે પણ તેટલા પ્રમાણમાં હીન જ હોય છે.[૪] ધર્મવેત્તાઓ કહે છે કે, પ્રજાપતિએ લોકોને ઉત્પન્ન કરવાની ઇચ્છા કરી, ત્યારે તેમના મુખમાંથી, બાહુમાંથી, સાથળમાંથી અને ચરણમાંથી પ્રજાઓ ઉત્પન્ન થઈ.[૫] જેમ કે બ્રાહ્મણો તેમના મુખમાંથી ઉત્પન્ન થયા,

* જનકના પૂછવાનો આશય એ છે કે, 'आत्मा वै पुत्रनामासि। પિતા જ પુત્રરૂપે ઉત્પન્ન થાય છે.' એ શ્રુતિવચન પ્રમાણે વર્ણવિભેદ કેમ હોઈ શકે? કેમ કે સત્ત્વપ્રધાન બ્રહ્મદેવથી જ સર્વ જગત ઉત્પન્ન થયેલું હોવાથી બ્રાહ્મણ સિવાય બીજો વર્ણ જ ન હોવો જોઈએ, છતાં ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને વર્ણસંકર વગેરે ભિન્ન ભિન્ન જાતિઓ કેવી રીતે ઉત્પન્ન થઈ?

ક્ષત્રિયો તેમના બાહુમાંથી ઉત્પન્ન થયા, વૈશ્યો તેમના સાથળમાંથી ઉત્પન્ન થયા અને શૂદ્રો તેમના ચરણમાંથી ઉત્પન્ન થયા. હે મહાપુરુષ! આ રીતે પ્રથમ ચાર વર્ણોની જ ઉત્પત્તિ થઈ હતી, પણ પાછળથી તેમાંથી અનેક વર્ણસંકર જાતિઓ ઉત્પન્ન થઈ છે. ક્ષત્રિય આદિ વર્ણોની સેળભેળને લીધે (ભિન્ન ભિન્ન વર્ણના પુરુષો અને ભિન્ન ભિન્ન વર્ણની સ્ત્રીઓના અન્યોન્ય મૈથુનીભાવને લીધે) અતિરથ, આબષ્ઠ, ઉગ્ર, વૈદેહક, શ્વપાક, પુલ્કસ, સ્તેન, નિષાદ, સૂત, માગધ, અયોગ, કરણ, વ્રાત્ય અને ચાંડાલ વગેરે અનેક સંકરજાતિઓ જગતમાં ઉત્પન્ન થયેલી છે અને હે રાજા! તે બધી જાતિઓ ચાર વર્ણના પરસ્પર મૈથુનીભાવથી જ ઉત્પન્ન થયેલી છે. *

જનકે પૂછ્યું : હે મુનિશ્રેષ્ઠ! (આપના કહેવા પરથી વર્ણવિભેદનું કારણ તો મેં જાણ્યું પરંતુ) એક બ્રહ્મદેવથી જ ઉત્પન્ન થયેલી સર્વ પ્રજાઓમાં ગોત્રની ભિન્નતા ક્યાંથી આવી? આપણે જોઈએ છીએ કે, આ જગતમાં પ્રત્યેક જાતિમાં અનેક ગોત્રો હોય છે.[૧-૧૦] વળી આપણે સાંભળીએ છીએ કે, તેવા ઘણા મુનિઓ, જેઓ વિજાતીય યોનિમાં ઉત્પન્ન થયેલા હતા, છતાં પોતાની મૂળ જાતિને પામ્યા છે.× તેમ જ કેટલાએક શુદ્ધ યોનિમાં ઉત્પન્ન થયેલા હતા અને કેટલાએક અશુદ્ધ યોનિમાં ઉત્પન્ન થયેલા હતા, તેઓ સર્વે અંતે બ્રાહ્મણપણાને જ પામ્યા છે, તેનું શું કારણ?[૧૧]

પરાશરે કહ્યું : 'હે રાજન્! તપથી શુદ્ધ થયેલા અંતઃકરણવાળા મહાત્માઓ ગમે તે નીચ યોનિમાં ઉત્પન્ન થાય, તોપણ કેવળ નીચ જન્મને લીધે જ તેઓનામાં નીચતા આવી જાય, એ વાત સ્વીકારવા યોગ્ય નથી. (અર્થાત્ મહાત્માઓનું ચરિત્ર દુર્ગ્રાહ્ય હોય છે.)[૧૨] હે રાજા! પૂર્વકાળના ઋષિઓએ અધમ યોનિમાં પુત્રો ઉત્પન્ન કર્યા હતા, છતાં પોતાના તપના પ્રભાવથી તે પુત્રોને પુનઃ ઋષિ જ બનાવી દીધા હતા.[૧૩] દાખલા તરીકે મારા પિતામહ, ઋષ્યશૃંગ, કાશ્યપ, વેદ, તાણ્ડ્ય, કૃપ, કાક્ષીવાન, કમઠ, યવક્રીત, વક્તાઓમાં શ્રેષ્ઠ દ્રોણ, આયુષ્ય, મતંગ, દત્ત, દ્રુમદ અને માત્સ્ય–આ બધા મહાત્માઓ પોતાના તપના પ્રભાવથી જ પોતાની મૂળ જાતિને પામ્યા છે અને તેઓ દમ તથા તપના બળથી જ વેદવેત્તાઓ તરીકે જગતમાં પ્રસિદ્ધ થયા છે[૧૪-૧૬] હે રાજા! પૂર્વે અંગિરા, કશ્યપ, વસિષ્ઠ અને ભૃગુ એ નામના ચાર જ મૂળ ગોત્રો ઉત્પન્ન થયા હતા;[૧૭] પણ પાછળથી કર્મોની ભિન્નતાને લીધે અનેક ગોત્રો ઉત્પન્ન થયા છે અને ઋષિઓએ પોતાના તપના પ્રભાવથી તે ગોત્રોના જુદા જુદા નામો મેળવ્યા છે, જેના આધારે સત્પુરુષોનો વિવાહાદિ શ્રૌતસ્માર્ત વ્યવહાર ચાલી રહ્યો છે.[૧૮]

જનકે પૂછ્યું : હે ભગવન્! ચારે વર્ણોના વિશેષ ધર્મો તથા સામાન્ય ધર્મો તમે મને કહો; કેમ કે તમે સર્વ વિષયમાં કુશળ છો.[૧૯]

પરાશરે કહ્યું : હે રાજા! દાન લેવું, યજ્ઞ કરાવવો અને બીજાઓને ભણાવવું આ બ્રાહ્મણોના વિશેષ ધર્મો કહેવાય છે. સર્વ પ્રજાઓનું સારી રીતે રક્ષણ કરવું, તે ક્ષત્રિયોનો વિશેષ ધર્મ છે.[૨૦] ખેતીવાડી કરવી, પશુઓનું પાલન કરવું અને વેપાર કરવો, તે વૈશ્યોના વિશેષ ધર્મો છે અને ત્રણે વર્ણની સેવા કરવી તે શૂદ્રોનો વિશેષ ધર્મ છે.[૨૧] આ પ્રમાણે હે રાજા! ચારે વર્ણોના વિશેષ ધર્મો મેં તને કહ્યા. હવે હે તાત! સર્વ વર્ણોના સામાન્ય ધર્મ હું તને વિસ્તારથી કહું છું, તેનું તું શ્રવણ કર.[૨૨] પ્રાણીમાત્ર ઉપર દયા રાખવી, કોઈની હિંસા ન કરવી, પ્રમાદનો ત્યાગ કરવો, બીજા કોઈને આપ્યા પછી જ અન્નાદિ સર્વ વસ્તુનો પોતે ઉપભોગ કરવો, શ્રાદ્ધકર્મ કરવું, અતિથિઓનો સત્કાર કરવો, સત્ય બોલવું, ક્રોધનો ત્યાગ કરવો, પોતાની સ્ત્રીમાં જ સંતુષ્ટ રહેવું, બાહ્યાભ્યંતર પવિત્રતા જાળવવી, બીજા પરની અદેખાઈનો નિત્ય ત્યાગ કરવો, આત્મજ્ઞાન સંપાદન કરવું અને સહનશીલતા રાખવી આ તેર ધર્મો સર્વ વર્ણાશ્રમીઓને માટે સામાન્ય છે. આ તેર ધર્મોનું સર્વ વર્ણાશ્રમીઓએ અવશ્ય પાલન કરવું[૨૩-૨૪] હે મનુષ્યોમાં શ્રેષ્ઠ રાજા! બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ

* આ વર્ણસંકર જાતિઓની વિશેષ માહિતી અનુશાસન પર્વના ૪૮મા અધ્યાયમાં આપેલી છે, માટે ત્યાં જ જોઈ લેવી.

× જેમ કે કાક્ષીવાન નામના એક ઋષિએ શૂદ્રજાતિની સ્ત્રી વિષે પુત્રો ઉત્પન્ન કર્યા હતા, છતાં તેના પામ્યા છે.

ત્રણ વર્ણો સામાન્યતઃ 'દ્વિજાતિ' કહેવાય છે અને તે દ્વિજાતિઓને જ વેદોક્ત સર્વ ધર્મોનું પાલન કરવાનો અધિકાર છે. (પણ હીન વર્ણના શૂદ્રને તે ધર્મોનો અધિકાર નથી.)[૨૫] હે રાજા! બ્રાહ્મણાદિ ત્રણ વર્ણો શાસ્ત્રનિષિદ્ધ કર્મોનું જો સેવન કરે છે, તો અવશ્ય પતિત થાય છે; પરંતુ સત્પુરુષોના આશ્રયની પેઠે પોતપોતાનાં શાસ્ત્રવિહિત કર્મોનું જો આચરણ કરે છે, તો અવશ્ય ઉન્નતિને પામે છે.[૨૬] શાસ્ત્રોનો એવો નિશ્ચય છે કે, શૂદ્ર વેદોક્ત સંસ્કારનો અનધિકારી છે, માટે તે કદી પતિત થતો જ નથી; તેમ જ વેદોક્ત વિશેષ ધર્મનો તેને અધિકાર નથી, તોપણ અહિંસાદિ સામાન્ય ધર્મોનું પાલન કરવામાં તેને નિષેધ કરવામાં આવ્યો નથી.[૨૭] હે વિદેહી મહારાજા! શાસ્ત્રસંપન્ન એવા કેટલાએક બ્રાહ્મણો શૂદ્રને પ્રજાપતિ બ્રહ્મદેવ(બ્રાહ્મણ)ના જેવો કહે છે; પણ હે નરેંદ્ર! હું તો તે શૂદ્રને સમગ્ર જગતના આદિકારણ દેવ વિષ્ણુના જેવો (ક્ષત્રિયના જેવો) કહું છું.[૨૮] શૂદ્રોને પોતાના આત્માનો ઉદ્ધાર કરવાની ઇચ્છા હોય, તો તેઓએ દમ, દયા, દાન આદિ સત્પુરુષોના આચારનો આશ્રય કરવો અને વૈદિક મંત્રોનો ઉચ્ચાર કર્યા વિના આત્મોદ્ધારક એવી ક્રિયાઓ પણ કરવી; કેમ કે મંત્ર સિવાયની ક્રિયા કરવામાં શૂદ્રોને દોષ લાગતો નથી;[૨૯] તેમ જ વર્ણસંકર જાતિના બીજા સામાન્ય મનુષ્યો પણ જેમ જેમ સત્પુરુષોના આચારનું અવલંબન કરે છે, તેમ તેમ તેઓ આ લોકમાં સુખી થાય છે અને મરણ પછી પરલોકમાં પણ આનંદ પામે છે.[૩૦]

જનકે પૂછ્યું: હે મહામુનિ! મનુષ્યને તેનું કર્મ દૂષિત કરે છે કે તેની જાતિ દૂષિત કરે છે, તે વિષે મને સંશય થયો છે; માટે તેનું તમે નિરાકરણ કરો.[૩૧]

પરાશરે કહ્યું: હે મહારાજા! કર્મ અને જાતિ એ બન્ને અવશ્ય મનુષ્યને દૂષિત કરનાર છે; તોપણ તેમાં જે કંઈ વિશેષતા રહેલી છે, તે હું કહું છું, સાંભળ.[૩૨] પુરુષ ઉત્તમ જાતિથી દુષ્ટ કર્મ સેવતો નથી અને જાતિ અધમ હોવા છતાં ઉત્તમ કર્મને લીધે પણ દુષ્ટ કર્મ સેવતો નથી. તાત્પર્ય કે, જે પુરુષ જાતિથી દુષ્ટ હોવા છતાં પાપી કર્મનું સેવન કરતો નથી, તે પુરુષ જ ઉત્તમ ગણાય છે,[૩૩] પરંતુ ઉત્તમ જાતિમાં ઉત્પન્ન થયેલો હોય, છતાં જે પુરુષ નિંદવા યોગ્ય કર્મનું સેવન કરે છે તેમાં તેનાં પૂર્વજન્મમાં કરેલાં દુષ્ટ કર્મો જ કારણભૂત છે અને તે કર્મો જ તેને દુષ્ટ કરનારાં છે; માટે એ વાત તો નિશ્ચિત છે કે, જાતિના કરતાં કર્મ જ અધમતાનું અધિક કારણ છે.[૩૪]

જનકે પૂછ્યું: હે ઉત્તમ બ્રાહ્મણ! આ જગતમાં કયાં કર્મો ધર્મજનક ગણાય છે, કે જે કર્મોનું આચરણ કરવાથી પ્રાણીમાત્રની હિંસા થાય નહિ?[૩૫]

પરાશરે કહ્યું: હે મહારાજા! તેં મને પ્રશ્ન પૂછ્યો છે, માટે એ વિષયમાં હું તને કહું છું, સાંભળ. જે કર્મો અહિંસાપ્રધાન હોઈને મનુષ્યનું સર્વદા રક્ષણ કરે છે, તે કર્મો આ પ્રમાણે છે.[૩૬] અગ્નિહોત્રનો ત્યાગ કરીને સંસારથી ઉદાસીન થયેલા અર્થાત્ સંન્યાસાશ્રમમાં દાખલ થયેલા અને તેથી જ સંતાપથી મુક્ત થયેલા જે પુરુષો અનુક્રમે યોગમાર્ગની ઉત્તરોત્તર ભૂમિકામાં આગળ વધે છે, તેઓ મોક્ષરૂપ પરમ શ્રેયને પ્રાપ્ત કરે છે.[૩૭] વળી અત્યંત સૂક્ષ્મ બુદ્ધિવાળા તે પુરુષો સંન્યાસ ઉપર શ્રદ્ધા રાખીને સર્વ કર્મોનો ત્યાગ કરે છે, વિનયશીલ બને છે અને નિત્ય દમગુણનો આશ્રય કરે છે, જેથી બ્રહ્મરૂપ અજરામર સ્થાનને પામે છે.[૩૮] હે રાજન્! સર્વ વર્ણના મનુષ્યો સારી રીતે ધર્માચરણ કરીને, સત્ય ભાષણ બોલીને, તેમ જ જીવલોકના દારુણ અધર્મનો ત્યાગ કરીને સ્વર્ગલોકમાં જઈ શકે છે, એમાં કંઈ વિચારવા જેવું નથી.[૩૯]

ઇતિ શ્રીમહાભારતમાં શાન્તિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'પરાશરગીતા-ચારે વર્ણોના વિશેષ અને સામાન્ય ધર્મો' નામનો અધ્યાય ૨૯૬ મો સમાપ્ત

## અધ્યાય ૨૯૭ મો

### પરાશરગીતા (ચાલુ)-મૃત્યુ અને તે પછીની ગતિ

॥ पराशर उवाच ॥

पिता सखायो गुरवः स्त्रियश्च ।
न निर्गुणानां प्रभवंति लोके ॥
अनन्यभक्ताः प्रियवादिनश्च ।
हिताश्च वश्याश्च तथैव राजन् ॥ १ ॥

પરાશરે કહ્યું: જે પુરુષો ભક્તિ આદિ ગુણોથી

રહિત હોય છે, તેઓને પિતા, મિત્રો, ગુરુઓ અને ગુરુની પત્નીઓ, પોતાની સેવાનું ફળ આપી શકતાં નથી; પણ હે રાજા! જે પુરુષો પિતા આદિના અનન્ય ભક્ત હોય છે, પ્રિયભાષી હોય છે, સર્વનું હિત કરનારા હોય છે અને ગુરુજનોને વશ રહેનારા હોય છે, તે પુરુષો પિતા આદિની સેવાનું ફળ પામે જ છે.[1] પિતા મનુષ્યોનું પરમ દૈવત ગણાય છે અને તેથી જ માતાના કરતાં પિતાને અધિક શ્રેષ્ઠ કહેવામાં આવે છે. વિદ્વાનો કહે છે કે, જગતના સર્વ લાભોમાં જ્ઞાનનો લાભ પરમ શ્રેષ્ઠ છે અને જે પુરુષોએ શબ્દાદિ વિષયોને જીત્યા છે, તેઓ પરમાત્માને પામી શકે છે.[2] વળી જે રાજપુત્ર રણસંગ્રામના મોખરામાં જઈને મરણ પામે છે અને બાણોરૂપી અગ્નિની શય્યામાં દહન પામે છે, તે રાજપુત્ર (ક્ષત્રિય) દેવોને પણ દુર્લભ એવા દિવ્ય લોકમાં પ્રયાણ કરે છે અને ત્યાં જઈને સ્વર્ગનાં ફળનો સુખથી ઉપભોગ કરે છે.[3] હે રાજન્! રણસંગ્રામમાં જે પુરુષ થાકી ગયો હોય, ભયભીત થયો હોય, શસ્ત્રરહિત થયો હોય, રુદન કરતો હોય, નાસી જતો હોય, રથ, ઘોડા અને કવચથી રહિત થઈ પડ્યો હોય, યુદ્ધ કરવા તૈયાર ન થયો હોય, રોગગ્રસ્ત થઈ પડ્યો હોય અને અભયદાનની યાચના કરતો હોય, તેવા પુરુષનો ક્ષત્રિયે વધ કરવો નહિ, તેમ જ બાળકનો તથા વૃદ્ધનો પણ વધ કરવો નહિ;[4] પણ જે પુરુષ રથ, ઘોડા, કવચ વગેરેથી સજ્જ થયો હોય, યુદ્ધ કરવા તૈયાર થયો હોય, પોતાનો સમોવડિયો હોય અને સંગ્રામમાં પોતાની સામે ચઢી આવ્યો હોય, તેવા ક્ષત્રિયપુત્રને રાજાએ જીતવો.[5] યુદ્ધમાં પોતાના સમાન બળવાળા પુરુષને હાથે અથવા પોતાના કરતાં અધિક બળવાળા પુરુષને હાથે થયેલું મૃત્યુ શ્રેયસ્કર ગણાય છે, એવો શાસ્ત્રનો નિશ્ચય છે; પણ પોતાના કરતાં હીન બળવાળા પુરુષને હાથે, કાયરને હાથે અથવા કૃપણને હાથે થયેલું મૃત્યુ નિંદ્ય ગણાય છે.[6] હે રાજા! પાપી આચરણવાળા દુષ્ટ પુરુષને હાથે અથવા પોતાના કરતાં હીન ગણાયેલા પુરુષને હાથે જો મરણ થાય છે, તો નરકમાં જ પડવું પડે છે, એ વાત નક્કી છે.[7] હે રાજન્! જે પુરુષ મૃત્યુના સપાટામાં સપડાઈ પડ્યો છે, તેનું કોઈ રક્ષણ કરનાર નથી જ; તેમ જ જેનું આયુષ અવશેષ રહેલું છે, તેને કોઈ મારનાર નથી.[8] માતા આદિ સ્નેહીઓ કે જેઓ પૂજ્ય ગણાય છે, તેઓની પાસે તેલનું મર્દન વગેરે કર્મો કરાવવાં નહિ, તેમ જ તેઓને હાથે થતાં હિંસાપ્રધાન સર્વ કર્મોનું નિવારણ કરવું; (અર્થાત્ પોતાનું રક્ષણ કરવા માટે તેઓ હિંસામય કર્મો કરવા તૈયાર થયાં હોય, તો તેઓને અટકાવવાં.) પણ બીજાના પ્રાણ લઈને પોતાના પ્રાણનું પોષણ કરવું નહિ.[9] હે તાત! સર્વ ગૃહસ્થો જેઓને સંસારના બંધનથી છૂટી જવાની ઇચ્છા હોય, તેઓએ ઉત્તમ ક્રિયાઓ કરતાં કરતાં સમુદ્રગામિની નદીઓના કાંઠા ઉપર મરણ પામવું, તે ઉત્તમ છે; (અર્થાત્ તીર્થરૂપ ગણાતી પવિત્ર નદીઓના તટ ઉપર મરણ પામવાથી મનુષ્ય નિષ્પાપ થાય છે.)[10] પરંતુ તેવા તીર્થક્ષેત્રમાં જઈને આયુષનો જ્યારે ક્ષય થાય ત્યારે જ મરણ પામવું તે ઉત્તમ છે. જોકે જલસમાધિ આદિ હઠયોગ કરીને તેવા તીર્થક્ષેત્રમાં આત્મહત્યા કરવાથી પણ સ્વતઃ સિદ્ધ મોક્ષફળ પ્રાપ્ત થાય જ છે, તોપણ તેમાં વિશેષતા એટલી જ છે કે, તીર્થક્ષેત્રમાં જઈને જલપ્રવેશ આદિથી આત્મહત્યા કરનારો પુરુષ મોક્ષમાર્ગે ગયેલો ગણાયા છતાં નિંદ્ય ગણાય છે અને તે ઉપરાંત સીધી રીતે મોક્ષગતિને પામ્યા વિના પુનઃ બીજા દેહને પામે જ છે. આત્મહત્યાનું પ્રાયશ્ચિત્ત કરવા માટે ફરી પણ તેવા પ્રકારના જ યાતનાશરીરને પ્રાપ્ત થાય છે.×[11][12] તીર્થમાં આત્મહત્યા કરનારા પુરુષને જે યાતનાશરીર પ્રાપ્ત થાય છે, તે કેવળ ભોગશરીર હોઈને મનુષ્યાદિકનાં કર્મશરીરોની પેઠે જુદા જુદા અનેક દેહોને પ્રાપ્ત કરાવનારું હોતું નથી. માત્ર આત્મહત્યાના પાપને દૂર કરવા માટે જ રુદ્રના પિશાચરૂપે તે યાતનાશરીર પ્રાપ્ત થયેલું

× સારાંશ કે, પવિત્ર તીર્થમાં જઈને જલપ્રવેશ આદિથી પ્રાણત્યાગ કરનારા પુરુષનો તત્કાળ મોક્ષ થતો નથી, પણ આત્મહત્યાના પ્રાયશ્ચિત્તને માટે તેને ફરી પણ યાતનાશરીર ધારણ કરવું પડે છે અને તે શરીરથી મુક્ત થયા પછી જ તેનો મોક્ષ થાય છે; માટે તીર્થે જઈને આત્મહત્યા કરવા કરતાં આયુષના ક્ષયસમયે જ મરણ પામવું તે ઉત્તમ છે; કેમ કે તેવા મૃત્યુથી તત્કાળ મોક્ષગતિ પ્રાપ્ત થાય છે.

હોય છે અને તે શરીર છેક છેવટનું હોઈને મોક્ષયોગ્ય જ ગણાય છે.[૧૩] અધ્યાત્મનો અભ્યાસ કરનારા વિદ્વાનો કહે છે કે, એ યાતનાશરીરનું સ્વરૂપ આપણા મનુષ્યદેહના જેવુંજ હોય છે. તે શરીરમાં નાડીઓ, આંતરડાં અને હાડકાં પુષ્કળ હોય છે, તેનો દેખાવ બીભત્સ હોય છે, અપવિત્ર પદાર્થોથી તે ભરેલું હોય છે, પાંચ મહાભૂતો, પાંચ ઇંદ્રિયો અને વાસનામય એવા પાંચ વિષયોનો તેમાં સમાગમ હોય છે, તેમાં કેવળ ચામડી અને હાડકાં જ હોય છે. (પણ માંસ કે મેદ હોતા નથી), સૌંદર્યાદિક ગુણોથી તે રહિત હોય છે અને તે શરીર કેવળ વાયુરૂપ જ હોય છે, છતાં પૂર્વજન્મની વાસનાને લીધે જાણે મનુષ્યાકારે થયું હોય, તેવું જણાય છે.[૧૪,૧૫] એ યાતનાશરીરનો જીવ જ્યારે ત્યાગ કરે છે, ત્યારે ચેતનારહિત અને નિશ્ચેષ્ટ થઈને તે પૃથ્વી પર પડી જાય છે અને તેમાં રહેલા પાંચ મહાભૂતો પોતપોતાની પ્રકૃતિમાં લય પામી જાય છે.[૧૬] હે વિદેહી રાજા જનક! 'કર્મશરીર' એવા નામથી પ્રસિદ્ધ એવો આપણો આ મનુષ્યદેહ કર્મની વાસનાથી વાસિત હોય છે, જેથી તે તે અનેક યોનિઓમાં ઉત્પન્ન થાય છે અને મરણ પામે છે; કેમ કે તે તે અનેક સ્વરૂપે નવા નવા જન્મો ધારણ કરવા તે જ કર્મનું ફળ છે;[૧૭] પરંતુ હે રાજા! જે જીવ યાતનાશરીરને ધારણ કરનારો છે, તેને તો એ યાતનાશરીરનો ત્યાગ કર્યા પછી પુનર્જન્મ લેવો જ પડતો નથી. માત્ર પોતાના પાપનો ક્ષય થાય ત્યાં સુધી એ યાતનાશરીર ધારણ કરીને જ આકાશમાં વિચરનારા મોટા મેઘની પેઠે સર્વત્ર વિચરવું પડે છે.[૧૮] હે રાજન્! તે પછી ઉપાધિથી ઉત્પન્ન થયેલી મલિનતાનો ત્યાગ થવાથી આત્મરૂપ મૂળ અધિષ્ઠાનનું તેને જ્ઞાન થાય છે, ત્યારે તેનો મોક્ષ થાય છે; કેમ કે ઇંદ્રિયોના કરતાં મન શ્રેષ્ઠ છે અને મનના કરતાં સર્વના અધિષ્ઠાનરૂપ પરમાત્મા શ્રેષ્ઠ છે. (તેમ જ માનસિક સંકલ્પોનો જે ત્યાગ કરવો તે જ મોક્ષનું લક્ષણ છે.)*[૧૯] હે રાજા! સ્થાવર-જંગમ અનેક પ્રાણીઓમાં જંગમ પ્રાણીઓ શ્રેષ્ઠ છે, જંગમ પ્રાણીઓમાં મનુષ્યપ્રાણી શ્રેષ્ઠ છે, મનુષ્યોમાં બ્રાહ્મણો શ્રેષ્ઠ છે બ્રાહ્મણોમાં જેઓ બુદ્ધિમાન હોય છે તેઓ શ્રેષ્ઠ છે, બુદ્ધિમાનોમાં આત્મબુદ્ધિ-યોગીઓ શ્રેષ્ઠ છે અને યોગીઓમાં પણ જેઓ નિરભિમાની હોય છે, તેઓ શ્રેષ્ઠ છે.×[૨૦,૨૧] મનુષ્ય જેવો ઉત્પન્ન થાય છે કે, તરત જ મરણ તેની પાછળ પાછળ ફર્યા કરે છે, એમાં કંઈ સંશય નથી; છતાં મનુષ્યો સત્ત્વાદિ ગુણોને અનુસરીને નાશવંત એવાં કર્મોનું સેવન કરે છે, (પણ અવિનાશી આત્મજ્ઞાન સંપાદન કરતા નથી, એ કેવી અફસોસની વાત છે!)[૨૨] હે રાજન્! જે પુરુષ સૂર્ય ઉત્તરાયણના થાય છે, ત્યારે ઉત્તમ નક્ષત્રમાં અથવા ઉત્તમ મુહૂર્તમાં મરણ પામે છે, તે પુરુષ પુણ્યશાળી છે–બ્રહ્મલોકમાં જવાને અધિકારી છે;[૨૩] પણ આવું ઉત્તમ મરણ મેળવવા માટે મુખ્ય સાધન એ જ હોઈ શકે કે કોઈ પણ પ્રાણીને દુઃખ દેવું નહિ, સર્વ પાપોનો ક્ષય કરી નાખવો અને પોતાની શક્તિ પ્રમાણે શુભ કર્મો જ કર્યા કરવાં, જેથી પોતાનું ઐચ્છિક મરણ મેળવી શકાય છે; (અને તેજ મરણ શ્રેયસ્કર ગણાય છે.)[૨૪] પરંતુ ઝેર પીને, ફાંસો ખાઈને, બળી જઈને, ચોરના હાથમાં સપડાઈ પડીને અથવા દાઢવાળાં પશુઓના ઝપાટામાં ઝડપાઈ જઈને મરણ પામવું, તે અધમ ગણાય છે.[૨૫] પુણ્યશાળી પુરુષો આવાં અકસ્માત્ થનારાં મૃત્યુને પામતા નથી, પણ તેઓના પ્રાણો તો છેક સૂર્યમંડળને ભેદીને બ્રહ્મલોકમાં જ ગતિ કરે છે અને મધ્યમવર્ગના પુણ્યશાળીઓ આ મનુષ્યલોકમાં જ કોઈ ઉચ્ચ કુળમાં અવતરે છે, પણ પાપીઓની ગતિ તો નરકમાં જ થાય છે. હે રાજન્! અજ્ઞાન

* આ શ્લોકના પૂર્વાર્ધ પ્રથમ ચરણનો મુંબઈની મૂળ પ્રતમાં 'स पुनर्जायते राजन्' એવો પાઠ જોવામાં આવ્યો છે, પણ આગળપાછળનો સંબંધ જોતાં અમને જણાયું છે કે, તે પાઠ ભૂલભરેલો છે; કેમ કે ઇંદ્રિયો અને મનથી પર રહેલા પરમાત્મારૂપ અધિષ્ઠાનનું જ્ઞાન થયા પછી કોઈ પણ પ્રાણીને પુનર્જન્મ રહેતો નથી, તો પછી મોક્ષયોગ્ય એવું યાતનાશરીર ધારણ કરનારા રુદ્ર-પિશાચ આદિને મૂળ અધિષ્ઠાનનું જ્ઞાન થયા પછી પુનર્જન્મ ધારણ કરવો પડે એ કેવળ અસંભવિત જ છે. આમ સમજીને અમે 'स पुनर्जायते राजन्' એ મૂળ પાઠને બદલે 'न पुनर्जायते राजन्' એવો મૂળપાઠ સ્વીકાર્યો છે અને તે પાઠને અનુસરીને જ ભાષાંતર કર્યું છે.

× અર્થાત્ યોગૈશ્વર્યના અભિમાનથી રહિત એવા યોગીઓ સર્વ પ્રાણીઓના કરતાં શ્રેષ્ઠ છે.

એ જ પુરુષનો એક મહાન શત્રુ છે કે, જેની બરોબરી કરે તેવો બીજો એક પણ શત્રુ જગતમાં નથી; કેમ કે એ અજ્ઞાનરૂપી શત્રુથી ઘેરાયેલો મનુષ્ય તેની પ્રેરણાથી જ મહાદારુણ અને ઘોર કૃત્યો કરવા તૈયાર થાય છે. હે રાજપુત્ર! આ અજ્ઞાનરૂપી શત્રુ ઘણો જ યત્ન કરવાથી વશ થાય તેવો છે, તોપણ તેને પાછો હઠાવવા માટે વેદોક્ત ધર્મનું ઉપાસન કરવું અને વૃદ્ધ પુરુષોની સેવા કરવી, જેથી તે મહાન શત્રુને પણ પાછો હઠાવી શકાય છે. વળી બુદ્ધિરૂપી બાણ તો તે મૂળમાંથી ઊખડી જઈને નાશ પામે છે.[૨૬-૨૯] દ્વિજવર્ણના પ્રત્યેક પુરુષનો ધર્મ છે કે, તેણે પ્રથમ અવસ્થામાં બ્રહ્મચર્યના પાલનપૂર્વક તપશ્ચરણ કરીને વેદોનું અધ્યયન કરવું, પછી મધ્યમ અવસ્થામાં ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કરીને પંચમહાયજ્ઞો કરવા અને પછી અંતિમ અવસ્થામાં કેવળ ધર્મ જ સંપાદન કરવાની ઇચ્છાથી પોતાના પુત્રને ગૃહકાર્યમાં સ્થાપીને વનમાં જ ચાલ્યા જવું અને ત્યાં જઈને કેવળ મોક્ષને માટે જ પ્રયત્ન કરવો.[૩૦] હે તાત! મનુષ્ય કદાચ ભોગવૈભવોથી રહિત હોય અથવા દરિદ્રી હોય, તોપણ તેણે કદી આત્મનાશ કરવો નહિ; કેમ કે ચંડાલયોનિમાં જન્મ થયો હોય, તોપણ મનુષ્યાવતાર સર્વથા ઉત્તમ જ છે.[૩૧] હે રાજા! આ મનુષ્યયોનિ બીજી સર્વ યોનિઓમાં પ્રથમ ગણાય છે; કેમ કે મનુષ્યયોનિને પામીને ઉત્તમ પ્રતિનાં કર્મોનું જે આચરણ કરવામાં આવે છે, તો સંસારના ભયથી આત્માનું રક્ષણ કરી શકાય છે; અર્થાત્ મનુષ્યજન્મમાં જ મોક્ષપ્રાપ્તિ કરી શકાય છે;[૩૨] માટે હે રાજા! પ્રત્યેક મનુષ્યે 'આ મનુષ્યજન્મને પામ્યા છતાં અમે આત્મનાશ શા માટે કરીએ?' આવો મનમાં વિચાર કરીને વૈદિકપ્રમાણદર્શનપૂર્વક ધર્મ જ કરવો જોઈએ.[૩૩] જે કામાત્મા પુરુષ અતિ દુર્લભ એવા આ મનુષ્યજન્મને પામ્યા છતાં તેનો દ્વેષ કરે છે, તે પુરુષ ધર્મનું અપમાન કરનારો છે અને કામવાસનાઓથી છેતરાયેલો જ છે;[૩૪] પણ હે તાત! જે પુરુષ દીપકને જેમ સ્નેહ(તેલ)થી તેજસ્વી કરી શકાય છે, તેમ કેવળ સ્નેહથી જ વૃદ્ધિ પમાડવા યોગ્ય એવાં પ્રાણીમાત્રને ધીરજ આપીને, અન્ન આપીને તથા પ્રિય વચન કહીને પ્રીતિપૂર્ણ દૃષ્ટિથી જુએ છે, અર્થાત્ પ્રાણીમાત્ર તરફ દયાદૃષ્ટિથી જુએ છે, તેમ જ સર્વ વિષયો તરફ વૈરાગ્યદૃષ્ટિથી જુએ છે, તે પુરુષ સુખને તથા દુઃખને સમાન ગણનારો હોઈને પરલોકમાં પૂજાય છે.[૩૫-૩૬] હે રાજા! દાન અને વૈરાગ્ય જ જેનું પરમ પવિત્ર શરીર છે, તેવા પુરુષે સરસ્વતી, નૈમિષારણ્ય, પુષ્કર અને પૃથ્વી પરનાં બીજાં પવિત્ર તીર્થક્ષેત્રોમાં જઈને ત્યાંના જળ વડે તથા ત્યાં કરેલી તપશ્ચર્યા વડે પોતાના શરીરને શુદ્ધ કરવું જોઈએ;[૩૭] પણ જે પુરુષોના પ્રાણ ઘેર ને ઘેર જ પ્રયાણ કરી જાય છે, તેઓના શબને પાલખીમાં સુવાડીને ઘરની બહાર કાઢવું અને સ્મશાનમાં લઈ જઈ પવિત્ર વિધિપૂર્વક તેનો અગ્નિસંસ્કાર કરવો, તે ઉત્તમ ગણાય છે.[૩૮] મનુષ્ય પોતાની શક્તિ પ્રમાણે દેવપૂજન, શાંતિ, પુષ્ટિ, યજન, યાજન, દાન અને પિતૃઓનું શ્રાદ્ધ વગેરે જે કંઈ પુણ્યકર્મો કરે છે, તે સર્વ કેવળ પોતાનું હિત કરવા માટે જ કરે છે;[૩૯] તેમ જ હે રાજા! સર્વ ધર્મશાસ્ત્રો અને છ અંગ સહિત વેદો પુણ્યકર્મ કરનારા પુરુષનું કલ્યાણ થાય તે માટે ઉપદેશ આપી રહ્યા છે.[૪૦]

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર! એ પ્રમાણે મહાત્મા પરાશર મુનિએ આ સર્વ ઉપદેશ, જનકરાજાને તેનું કલ્યાણ થાય તે માટે પૂર્વે આપ્યો હતો.[૪૧]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'પરાશરગીતા-મૂલ્ય અને તે પછીની ગતિ' નામનો અધ્યાય ૨૯૭મો સમાપ્ત

## अध्याय २९८मो

### પરાશરગીતા (ચાલુ)-શ્રેયનું સત્ય સ્વરૂપ

॥ भीष्म उवाच ॥

पुनरेव तु पप्रच्छ जनको मिथिलाधिपः ।
पराशरं महात्मानं धर्मे परमनिश्चयम् ॥ १ ॥

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર! તે પછી મિથિલા નગરીના રાજા જનકે મહાત્મા પરાશર જે ધર્મના પરમ નિશ્ચયને જાણનારા હતા, તેમને ફરી પણ પ્રશ્ન કર્યો.[૧]

જનકે પૂછ્યું: હે બ્રહ્મન્! શ્રેયનું સત્ય સાધન શું, પરમ ગતિ કઈ કહેવાય છે, કયું કર્મ અવિનાશી છે અને કયાં જવાથી મનુષ્યની પુનરાવૃત્તિ થતી નથી, હે મહાબુદ્ધિમાન મુનિરાજ! તે

સર્વનો મને ઉપદેશ આપો.[૨]

પરાશરે કહ્યું : જગતના કોઈ પણ પદાર્થમા આસક્તિ ન રાખવી તે શ્રેયનુ મૂળ છે, જ્ઞાન એ જ પરમ ગતિ કહેવાય છે, યથાવિધિ આચરેલુ તપશ્ચરણ અવિનાશી છે અને સુપાત્રને આપેલુ દાન પણ અવિનાશી છે[૩] મનુષ્ય અધર્મરૂપી પાશોનુ છેદન કરીને કેવળ ધર્માચરણ કરવામા જ જ્યારે આસક્ત થાય છે અને (સંન્યાસનો સ્વીકાર કરીને) પ્રાણી માત્રને જ્યારે અભયદાન આપે છે, ત્યારે સિદ્ધિ પદને પામે છે.[૪] કોઈએક મનુષ્ય હજારો ગાયોનુ તથા સેંકડો ઘોડાઓનુ સુપાત્રને દાન કરે છે અને તે મનુષ્યને જે પુણ્યફળ પ્રાપ્ત થાય છે, તેના કરતા પણ સર્વ પ્રાણીઓને અભયદાન આપનારા મનુષ્યને ઘણુ જ મહાન પુણ્યફળ પ્રાપ્ત થાય છે ઉપરાત અભયદાન આપનારાને પ્રાણીમાત્ર તરફથી અભયપણું પ્રાપ્ત થાય છે[૫] બુદ્ધિમાન પુરુષ વિષયોનો ઉપભોગ કરતો હોય છે, છતા જાણે ઉપભોગ ન કરતો હોય તેમ મનથી અસંગ રહે છે અને દુષ્ટ બુદ્ધિનો પુરુષ તો વિષયભોગથી રહિત હોય છે, છતા મન દ્વારા વિષયભોગમાં ગરકાવજ રહે છે.[૬] જેમ જળબિંદુ કમળના પત્રનો સ્પર્શ કરી શકતું નથી, તેમ અધર્મ બુદ્ધિમાન પુરુષને સ્પર્શ કરી શકતો નથી, પણ અજ્ઞાની પુરુષને તો લાખ જેમ કાષ્ઠને વળગી પડે છે, તેમ અધર્મ અત્યત વળગી પડે છે.[૭] અધર્મ જે ફળદાનરૂપી ક્રિયાની જ અપેક્ષા રાખનારો છે, તે પોતાના કર્તાને ફળદાન આપ્યા વિના કદી પણ છોડતો નથી; માટે જે પુરુષ અધર્મ કરનારો છે, તે યથાયોગ્ય સમયે અધર્મનુ ફળ પ્રાપ્ત કરે જ છે.[૮] જે જ્ઞાની પુરુષો આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરનારા છે, તેઓને હરકોઈ કર્મના ફળથી કલેશ થતો નથી; (કેમ કે તેઓને કર્મોનો સગ જ હોતો નથી.) પરતુ જે પુરુષ જ્ઞાનેંદ્રિય તથા કર્મેંદ્રિયના સબધમા પ્રમાદી રહે છે અને શુભ તથા અશુભ કર્મ કરવામા નિરંતર આસક્ત રહે છે, તે પુરુષ પોતાના દુશ્ચેષ્ટિતને કદી જાણી શકતો નથી અને તેને લીધે જ અતિ મહાન ભયમા આવી પડે છે.[૯] રાગનો તથા દ્વેષનો જેણે સારી રીતે પરાજય કર્યો છે, તે પુરુષ વિષયોની અદર પ્રવૃત્તિ કરે છે, છતા પાપના ફળનો તેને સંબધ થતો નથી.[૧૦] જેમ નદીની મર્યાદામા બાધેલો એક બંધ કદી પડી ભાગતો નથી, પણ નદીના પ્રવાહમાં ઉલટો વૃદ્ધિકર્તા થઈ પડે છે, તેમ શાસ્ત્રની મર્યાદામા બાધેલો ધર્મરૂપી બધ કોઈ પણ કાળે નાશ પામતો નથી અને ઊલટો તપશ્ચરણમા વૃદ્ધિ કર્તા થઈ પડે છે.[૧૧] હે રાજસિહ જનક! જેમ એક શુદ્ધ સૂર્યકાતમણિ બરાબર નિયમપૂર્વક સૂર્યના તેજને ગ્રહણ કરે છે, તેમ ધ્યાન વડે શુદ્ધ થયેલો જીવ યોગ દ્વારા બ્રહ્મભાવને ગ્રહણ કરે છે.[૧૨] જેમ જુદાં જુદા અનેક સુગંધીદાર પુષ્પોની ભાવના આપવાથી તલની અદર (તલના તેલની અદર) અધિકાધિક સુગધ પ્રાપ્ત થતી જાય છે, તેમ શુદ્ધ ચિત્તવાળા પુરુષોને જુદી જુદી અનેક શુભ વાસનાઓનો પરિચય થવાથી સત્ત્વગુણમા પ્રવૃત્તિ થતી જાય છે.[૧૩] પુરુષને સ્વર્ગ મેળવવાનો જ્યારે નિશ્ચય થાય છે, ત્યારે સ્રીનો, સંપત્તિનો, પદવીનો, વાહનોનો તથા વિવિધ પ્રકારની સત્ક્રિયાઓનો તે ત્યાગ કરે છે અને ત્યારેજ તેની મનોવૃત્તિ શબ્દાદિ વિષયો તરફથી પાછી હઠે છે,[૧૪] પરંતુ જે પુરુષની બુદ્ધિ કેવળ વિષયોમા જ રમણ કરતી હોય છે, તેને પોતાનુ હિત કરવાનું કોઈ કાળે સૂઝતું નથી; એટલુ જ નહિ પણ હે રાજા! તે વિષયાધીન રહેનારો પુરુષ કાંટામાં ભરાવેલા માસને જોઈને જેમ માછલુ આકર્ષાય છે, તેમ સંસારના અનેક ભાવોને અનુસરનારા મન વડે તે તે ભાવોમા આકર્ષાય છે[૧૫] જેમ દેહ અને ઇંદ્રિય આદિનો સમુદાય અન્યોન્યનો આશ્રિત હોઈને અન્યોન્યને ઉપકારક છે, તેમ સ્રી, પુત્ર, પશુ આદિના સમુદાયરૂપ એવો આ મનુષ્યલોક કેળના સ્તંભના ગર્ભની પેઠે કેવળ નિ સાર હોઈ અન્યોન્યના આધારે જ ટકી રહ્યો છે, છતા જે પુરુષ તેનો આશ્રય કરે છે, તે ભાગી પડેલી નૌકા જેમ સમુદ્રમા ડૂબી જાય છે, તેમ સસારસમુદ્રમા ડૂબી જાય છે[૧૬] પુરુષે અમુક કાળે જ ધર્મ કરવો જોઈએ, એમ ધર્મના સમયનો કંઈ નિશ્ચય કરવામા આવ્યો નથી, તેમ મૃત્યુ પણ અમુક પુરુષે ધર્મ કર્યો છે કે નહિ, એમ વાટ જોવા ઊભું રહેતુ નથી વળી જગતનો પ્રત્યેક મનુષ્ય મૃત્યુના મુખમા જ જ્યારે સપડાઈ પડ્યો છે, ત્યારે સદાકાળ ધર્મક્રિયા જ કર્યા કરવી, તે ઉત્તમ છે.[૧૭] જેમ એક આધળો મનુષ્ય પોતાના ઘરમા અભ્યાસના બળથી જ આવજા કરે છે, તેમ બુદ્ધિમાન પુરુષ મનને

યોગપરાયણ કરીનેજ પરમ ગતિને પામે છે.[૧૮] શાસ્ત્રમાં કહ્યું છે કે, મરણ એ જન્મને માટે છે અને જન્મ તે મરણને માટે છે; છતાં મોક્ષધર્મોને નહિ જાણનારો અજ્ઞાની પુરુષ સંસારપાશમાં બંધાઈને ચક્રની પેઠે ભ્રમણ કર્યા કરે છે;[૧૯] પરંતુ જે પુરુષ જ્ઞાનમાર્ગનો આશ્રય કરે છે, તેને આ લોકમાં તથા પરલોકમાં સુખ જ મળે છે. માટે જ વિદ્વાનો કહે છે કે, અગ્નિહોત્રાદિ વિસ્તારવાળાં કર્મો અનાત્મરૂપ ફળને આપનારાં હોઈને કેવળ નાશવંત અને કલેશજનક છે, પણ વૈરાગ્ય આદિ સંક્ષિપ્ત ધર્મો આત્મજ્ઞાનરૂપી અવિનાશી ફળને આપનારાં હોઈને પરમ સુખાવહ છે. આવા હેતુથીજ સંન્યાસને આત્માનું હિત કરનાર કહ્યો છે.[૨૦] જેમ કમળનો દાંડલો પોતાનામાં વળગેલા કાદવનો એકદમ ત્યાગ કરી દે છે, તેમ જ્ઞાન થયા પછી પુરુષનો આત્મા પણ પોતાને ઉપાધિરૂપ એવા મનનો સત્વર ત્યાગ કરી દે છે.[૨૧] વિષયોથી મુક્ત થયેલું મન આત્માને યોગસાધના તરફ પ્રેરે છે અને યોગમાં આસક્ત થયેલો આત્મા તે મનને પોતાનામાં લય પમાડી દે છે. આ રીતે પુરુષ યોગયુક્ત થાય છે, ત્યારે સર્વ ઉપાધિથી રહિત એવા પોતાના પરમ સ્વરૂપને જોઈ શકે છે.*[૨૨] જે પુરુષ ઇંદ્રિયોને તૃપ્ત કરવાના કાર્યમાં જ ગૂંથાઈ જઈને ઇંદ્રિયોને તૃપ્ત કરવાના કાર્યને જ પોતાના હિતનું કાર્ય માની બેસે છે, તે પુરુષ ખરેખર મૂર્ખ છે; કેમ કે તે પુરુષ ઇંદ્રિયોને તૃપ્ત કરવાના કાર્યમાં જ મશગૂલ રહીને પોતાનું હિત કરનારા યોગરૂપી કાર્યથી ભ્રષ્ટ થાય છે.[૨૩] જગતના પ્રત્યેક મનુષ્યની આવી ત્રણ ગતિ થાય છે. એક તો અધોગતિ, બીજી તિર્યંચ ગતિ અને ત્રીજી સ્વર્ગરૂપ પરાગતિ. તેમાં જે પુરુષ જ્ઞાની હોય છે, તેનો આત્મા પોતાના પુણ્યબળના પ્રભાવથી સ્વર્ગરૂપ પરાગતિને પામે છે અને અજ્ઞાની પુરુષનો આત્મા પોતાના પાપબળના પ્રભાવથી અધોગતિને-નરકને અથવા તિર્યંચ ગતિને (પશુપક્ષી આદિના જન્મને) પામે છે.[૨૪] જેમ માટીના એક પાકા વાસણમાંથી જળ આદિ દ્રવ પદાર્થો ટપકીને ક્ષીણ થઈ જતા નથી અથવા ગળી પડતા નથી, તેમ તપશ્ચરણથી તૃપ્ત થયેલું યોગીનું (લિંગ) શરીર બ્રહ્મલોક સુધીના હરકોઈ દિવ્ય લોકમાં વ્યાપ્ત થઈ જાય છે-તે તે લોકમાં સ્થિર થઈને રહી શકે છે, પણ ત્યાંથી ચ્યુત થતું નથી.[૨૫] જે જીવાત્મા વિષયોનો ઉપભોગ કરે છે, તે અવશ્ય મોક્ષસુખને ભોગવી શકતો નથી, પણ જેણે વૈરાગ્યના આવેશથી વિષયોનો ત્યાગ કર્યો છે, તે જ મોક્ષસુખને ભોગવી શકે છે.×[૨૬] જેમ કોઈ જન્માંધ પુરુષ માર્ગને જોઈ શકતો નથી, તેમ માયાથી ઘેરાયેલો અને શિશ્ન (જનનેંદ્રિય) તથા ઉદરને તૃપ્ત કરવામાં પરાયણ રહેનારો જીવાત્મા પોતાના વાસ્તવિક સ્વરૂપને જાણી શકતો નથી.[૨૭] જેમ કોઈ વેપારી સમુદ્રમાર્ગે વ્યાપાર કરવા નીકળે છે, ત્યારે પોતાના મૂળ ધન-(મૂડી)ના પ્રમાણમાં બીજું નફાનું ધન મેળવી શકે છે, તેમ સંસારસમુદ્રમાં વેપાર કરવા નીકળેલો જીવાત્મા પોતાનાં કર્મ અને વિજ્ઞાનરૂપી મૂળ ધનના પ્રમાણમાં ઉત્તમ-અધમ ગતિરૂપી નફાનું ધન મેળવી શકે છે.[૨૮] કાળપ્રધાન આ મનુષ્યલોકમાં વૃદ્ધાવસ્થાનું સ્વરૂપ ધારણ કરીને મૃત્યુ સર્વત્ર ઘૂમી રહ્યું છે અને સર્પ જેમ પવનને ગળી જાય છે, તેમ પ્રાણીમાત્રને ગળી રહ્યું છે. (માટે આત્માને મુક્ત કરવા સારુ મનુષ્યે અવશ્ય યત્ન કરવો જોઈએ.)[૨૯] જગતમાં જન્મેલો મનુષ્ય પોતાના પૂર્વજન્મમાં કરેલાં કર્મનાં ફળને અવશ્ય પ્રાપ્ત થાય છે; કેમ કે કોઈ પણ મનુષ્ય પૂર્વજન્મનાં કર્મો વિના પ્રિય કે અપ્રિયને પામી શકતો નથી.[૩૦] મનુષ્ય સૂતો હોય, જતો હોય, બેઠો હોય કે વિષયોમાં પ્રવૃત્તિ કરતો હોય, તોપણ તેનાં શુભ-અશુભ કર્મો સર્વદા તેની સમીપ જ રહે છે.[૩૧] જેમ એક મનુષ્ય સમુદ્રમાં પડીને મહાપ્રયાસે બીજા કિનારા પર જઈ પહોંચ્યો હોય, તેને પુનઃ કદી પણ સમુદ્રમાં પડવાનો વિચાર

* કહેવાનો આશય એ છે કે, મનથી ઉત્પન્ન થયેલો સંસાર મન દ્વારા જ નાશ પામે છે.

× ટીકાકાર નીલકંઠ આ શ્લોકનો ગૂઢાર્થ આ પ્રમાણે દર્શાવે છે. જે સાક્ષીભૂત આત્મા દીપકની પેઠે વિષયોને પ્રકાશિત કરે છે, તે ચૈતન્યસ્વરૂપ આત્મા વિષયોનો ભોક્તા નથી; પણ જે આત્મા બુદ્ધિપ્રધાન, ચૈતન્યાભાસ અથવા જીવરૂપ છે, તે જ વિષયોનો ભોક્તા છે અને તે જ વૈરાગ્યના આવેશમાં આવી જઈને વિષયોનો ત્યાગ પણ કરે છે. અર્થાત્ બુદ્ધિપ્રતિબિંબિત જીવાત્મા જ કર્તા અથવા ભોક્તા છે; પણ સર્વનો સાક્ષીભૂત પરમાત્મા કર્તા કે ભોક્તા નથી જ.

આવતો નથી, તેમ એક વાર સસારરૂપી મહા સાગરને તરી ગયેલો કોઈ દુર્લભ પુરુષ પુનઃ તે મહાસાગરમા સહેલ કરે, એવુ કદી બને જ નહિ * જેમ નાવિકના અભિપ્રાયથી જ સમુદ્રના ઊંડા પાણીમા ડુબાડી દેવામા આવેલી નૌકાને પુન તે નાવિક જ દોરડા વડે બહાર કાઢે છે, તેમ મન પોતાની ઇચ્છાથી જ સસારરૂપી સમુદ્રમા ડુબાડી દેવામા આવેલા શરીરાભિમાની જીવને યોગરૂપી દોરડા વડે બહાર કાઢીને તેનો ઉદ્ધાર કરી શકે છે.[૩૨-૩૩] જેમ નદીઓ ચોતરફથી આવીને સમુદ્રમા લય પામી જાય છે, તેમ યોગનો આશ્રય કરવાથી મન પોતાની સર્વ વૃત્તિઓની સાથે મૂળ પ્રકૃતિમા લય પામી જાય છે,[૩૪] પણ જે પુરુષોના મન સસારના અનેક પ્રકારના પાશોથી જકડાઈ ગયેલા હોય છે, તેઓ અજ્ઞાનને અધીન થઈને જળમા બાધેલા રેતીના ઘરની પેઠે નાશ પામે છે.[૩૫] જે દેહાભિમાની (પ્રથમ અજ્ઞાન અવસ્થામા) નામરૂપાદિ શરીરના ધર્મોને આત્માના ધર્મો તરીકે માનતો હોય, તે દેહાભિમાની (જ્ઞાનાવસ્થા પ્રાપ્ત થયા પછી) બાહ્ય અને આભ્યતર પવિત્રતારૂપ તીર્થમા સ્નાન કરીને કેવળ જો આત્મજ્ઞાનનો જ આશ્રય કરે છે અથવા દેવાદિકનું ઉપાસન કરવામા જ લીન થઈ જાય છે, તો આ લોકમા તથા પરલોકમા તેને સુખ મળે છે[૩૬] અગ્નિહોત્રાદિ વિસ્તારવાળા કર્મો અનાત્મરૂપ તુચ્છ ફળને આપનારા હોઈને ક્લેશયુક્ત જ છે અને ત્યાગાદિક ધર્મો સક્ષેપમા કહેવામા આવ્યા છે, તોપણ આત્મજ્ઞાનરૂપી મહાન ફળને આપનારા હોઈને પરિણામે સુખાવહ છે આવા હેતુથી જ વિદ્વાનોએ ત્યાગને—સન્યાસને આત્માનુ હિત કરનાર માન્યો છે[૩૭] મિત્રવર્ગ કેવળ સકલ્પને લીધે જ ઉત્પન્ન થાય છે, જ્ઞાતિઓ અમુક કારણને લીધે જ સબધ ધરાવે છે અને સ્ત્રી, પુત્ર તથા દાસવર્ગ પણ કેવળ આપણા દ્રવ્યનો જ ઉપભોગ કરનારા છે (માટે કુટુબભરણની ચિંતાને યોગમા વિઘ્નરૂપ સમજીને તેનો ત્યાગ જ કરવો.)[૩૮] માતા, પિતા કે અન્ય સબધીઓ મનુષ્યનુ કઈ પણ હિત કરી શકતા નથી. માત્ર એક દાન જ સ્વર્ગમાર્ગમા જેને ભાતારૂપ થઈ પડે છે, એવુ પ્રત્યેક પ્રાણી પોતાના

* અર્થાત્ મુક્તપુરુષનો પુનર્જન્મ થતો જ નથી

જ કર્મફળને ભોગવે છે[૩૯] હે ચતુર રાજા! માતા, પુત્ર, પિતા, ભાઈ, સ્ત્રી અને મિત્રવર્ગ એ સર્વે સુવર્ણની મહોર ઉપરના રાજા વગેરેના ચિત્રના જેવા જ જણાય છે.× પૂર્વજન્મમા કરેલા શુભ-અશુભ સર્વ કર્મો પોતપોતાનુ ફળ આપવા માટે પ્રાણીની સમ્મુખ આવીને ઊભા રહે છે અને અતરાત્મા તે કર્મોના ફળને ઉપસ્થિત થયેલા જાણી તેનો ઉપભોગ કરવા માટે બુદ્ધિને પ્રેરણા કરે છે.[૪૦-૪૧] જે પુરુષ ઉદ્યોગનો આશ્રય કરીને તેમા યોગ્ય સહાયકોને સપાદન કરે છે, તે પુરુષનો કોઈ પણ કાર્યસમારભ કદી નિષ્ફળ થતો નથી.[૪૨] જે પુરુષ ચિત્તની એકાગ્રતાવાળો હોય છે, સાવધાન હોય છે, શૂરવીર હોય છે, ધૈર્યવાન હોય છે અને વિદ્વાન હોય છે, તે પુરુષનો સૂર્યના કિરણો જેમ સૂર્યનો ત્યાગ કરતા નથી, તેમ લક્ષ્મી કદી ત્યાગ કરતી નથી[૪૩] જે નિર્દોષ મનુષ્ય આસ્તિકપણાનો, ઉદ્યોગનો, ઉપાયનો, નમ્રતાનો તથા બુદ્ધિનો આશ્રય કરીને કાર્યનો આરભ કરે છે, તેનુ કાર્ય કદી વિનાશ પામતુ નથી.[૪૪] પ્રાણી જેવો ગર્ભની અદર દાખલ થાય છે કે તરત જ પૂર્વજન્મમા કરેલા શુભ-અશુભ કર્મો તેની સમીપ હાજર થાય છે અને સમાન ગતિવાળો વાયુ કરવતથી વહેરેલા લાકડાના ભૂકાને જેમ ઉરાડી દે છે, તેમ અનિવાર્ય એવુ મૃત્યુ સર્વનો સહાર કરનારા કાળની સહાય લઈને પ્રત્યેક પ્રાણીને તેના વિનાશરૂપ કર્મફળની સમ્મુખ લાવી મૂકે છે અને પછી તેનો નાશ કરી નાખે છે * જગતના સર્વ મનુષ્યો પોતે કરેલા શુભ-અશુભ કર્મોના પ્રમાણમા જ રૂપસપત્તિ, પુત્રપૌત્રાદિ પરિવાર, ઉત્તમ કુળમા જન્મ અને ધનધાન્યાદિક દ્રવ્યસમૃદ્ધિ વગેરે પામે છે[૪૫-૪૬]

ભીષ્મે કહ્યુ : હે યુધિષ્ઠિર રાજા! બુદ્ધિમાન

× અર્થાત્ સુવર્ણના મહોરનુ મૂલ્ય તેના ઉપરની રાજા વગેરેની છાપને આધારે અકાતુ નથી, પણ મહોરમા રહેલા સુવર્ણથી જ અકાય છે, તેમ જગતમા જે કઈ સુખદુઃખાદિ મળે છે, તે પોતાના પૂર્વસચિત કર્મને લીધે જ મળે છે સગાસબધીઓ તો માત્ર નિમિત્તભૂત જ છે

* કહેવાનો ભાવ એ છે કે, દૈવેચ્છાએ જે કઈ અન્નાદિક મળી આવે, તે પર પ્રાણધારણા કરી લઈને કેવળ મોક્ષને માટે જ પ્રયત્ન કરવો જોઈએ

પરાશર મુનિનો એ યથાર્થ ઉપદેશ સાંભળીને ધર્મવેત્તાઓમાં શ્રેષ્ઠ રાજા જનકને ઘણો જ આનંદ થયો.[૪૭]

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાંતગત મોક્ષધર્માનુશાસનપર્વમા 'પરાશરગીતા-શ્રેયનુ સત્ય સ્વરૂપ' નામનો અધ્યાય ૨૯૮ મો સમાપ્ત

# અધ્યાય ૨૯૯ મો

## હંસગીતા–સત્ય, દમ, ક્ષમા અને જ્ઞાનની પ્રશંસા

॥ युधिष्ठिर उवाच ॥

**सत्यं दमं क्षमां प्रज्ञां प्रशंसंति पितामह ।**
**विद्वांसो मनुजा लोके कथमेतन्मतं तव ॥१॥**

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ! આ જગતમાં વિદ્વાન મનુષ્યો સત્યની, દમની, ક્ષમાની તથા જ્ઞાનની ઘણી જ પ્રશંસા કરે છે, તો એ વિષયમાં તમારો શો મત છે ?[૧]

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિર! આના સંબંધમાં એક પ્રાચીન ઇતિહાસ હું તમને કહું છું, તે ઇતિહાસમા સાધ્યદેવોનો તથા એક હંસનો સંવાદ વર્ણવેલો છે.[૨] એક સમયે અજન્મા અને અવિનાશી પ્રજાપતિ બ્રહ્મદેવ સુંદર પાંખોવાળા હંસનું સ્વરૂપ ધારણ કરીને ત્રણે જગતમાં વિચરતા વિચરતા સાધ્ય દેવોની પાસે જઈ પહોંચ્યા.[૩] ત્યારે સાધ્યદેવોએ તેમને પૂછ્યુ : 'હે પક્ષીરાજ! અમે 'સાધ્ય' નામના દેવો છીએ. અમે તમને મોક્ષધર્મના સંબંધમાં પૂછવા ઇચ્છીએ છીએ; કેમ કે તમે મોક્ષધર્મને જાણો છો.[૪] હે પક્ષી! અમે સાંભળ્યુ છે કે, તમે મહાબુદ્ધિમાન છો, તમારું ભાષણ ઘણું ગંભીર છે અને તમારાં વાક્યો અતિ ઉત્તમ છે; માટે હે મહાત્મન્! તમે અમને કહો કે, તમે કોને સર્વના કરતાં શ્રેષ્ઠ માનો છો અને તમારું મન કોના વિષે રમણ કરી રહ્યું છે ?[૫] હે શ્રેષ્ઠ પક્ષી! જગતના સર્વ કાર્યોમાં તમે જે કાર્યને શ્રેષ્ઠ માનતા હો, તે કાર્યનો અમને ઉપદેશ આપો અને હે પક્ષીરાજ ! જે કાર્ય કરીને પુરુષ સર્વ બંધનોથી મુક્ત થઈ જાય, તે કાર્ય કયુ છે, તે અમને કહો.[૬]

હંસે કહ્યું : હે દેવતાઓ! મેં સાંભળ્યું છે કે, તપ, દમ, સત્ય અને ચિત્તજય આ કાર્યો જ જગતનાં સર્વ કાર્યોમાં ઉત્તમ છે; માટે તેનું સેવન કરીને હૃદયની સર્વ ગ્રંથિઓને પુરુષે છોડી નાખવી જોઈએ, તેમ જ પ્રિય–અપ્રિયનો ત્યાગ કરીને પોતાના મનને વશ કરવું જોઈએ.[૭] હરકોઈ મુમુક્ષુ પુરુષે બીજાનાં મર્મસ્થાનોમાં પીડા થાય તેવું કઠોર ભાષણ બોલવું નહિ, નીચ મનુષ્ય પાસેથી ઉત્તમ એવું શાસ્ત્રરહસ્ય લેવું નહિ અને જેનું શ્રવણ કરવાથી સામો મનુષ્ય ઉદ્વેગ પામે તેવી અમંગલ અને નરક આપનારી વાણી બોલવી નહિ;[૮] કેમ કે નીચ મનુષ્યના મુખમાંથી છૂટેલાં દુષ્ટ વાક્યરૂપી બાણો બીજાનાં મર્મસ્થાનો ઉપર જેવાં પડે છે કે, તરત જ તેના વડે જખમી થયેલો તે મનુષ્ય રાતદહાડો શોક કર્યા કરે છે, માટે બુદ્ધિમાન પુરુષે તેવાં વાક્યરૂપી બાણો છોડીને બીજાઓને વ્યથા ઉપજાવવી નહિ.[૯] કોઈ સમયે એકાદ મનુષ્ય અત્યંત નિંદા ભરેલાં વાક્યરૂપી બાણોનો પ્રહાર કરીને આપણને ખૂબ વીંધી નાખે, તોપણ આપણે તો તે વેળા શાંતિ જ ધારણ કરવી; કેમ કે ક્રોધ ઉપજાવનાર મનુષ્ય સામે જે પુરુષ ઊલટો હર્ષ દર્શાવે છે, તે પુરુષ તેના (ક્રોધ ઉપજાવનારના) સર્વ પુણ્યનું હરણ કરે છે.[૧૦] જે પુરુષ સર્વનો તિરસ્કાર કરનારા અને આવેશને લીધે જગતમાં અપ્રિય થઈ પડનારા જ્વલંત ક્રોધને પોતાના નિયમમાં રાખે છે, તે પુરુષ પોતાના પર ક્રોધ કરનારા બીજા મનુષ્યોના પુણ્યનું હરણ કરે છે; એટલું જ નહિ પણ તેનું ચિત્ત બીજાઓના જાણવામાં આવતું નથી, તેનું મન પ્રસન્ન રહે છે અને અદેખાઈરૂપી અવગુણથી તે રહિત થાય છે.[૧૧] આર્ય પુરુષો કહે છે કે, ક્ષમા, સત્ય, સરલતા અને અહિંસા આ ચાર ગુણો જ સર્વના કરતાં શ્રેષ્ઠ છે અને તેથી જ હું પોતે પણ કોઈનાથી નિંદાયો હોઉં છું, તોપણ કંઈ બોલતો નથી અને કોઈએ મને માર્યો હોય છે, તોપણ તેને ક્ષમા આપું છું.[૧૨] સર્વ શાસ્ત્રોમાં એ જ કહેવામાં આવ્યું છે કે, વેદનું રહસ્ય સત્ય છે, સત્યનું રહસ્ય દમ છે અને દમનું રહસ્ય મોક્ષ છે.[૧૩] જે પુરુષ અત્યંત વૃદ્ધિ પામેલા વાણીના વેગને, મનના વેગને, ક્રોધના વેગને તૃષ્ણાના વેગને, ઉદરના વેગને તથા ઉપસ્થના વેગને સહન કરે છે, તે પુરુષને જ હું બ્રાહ્મણ અથવા મુનિ માનું છું. વળી ક્રોધ કરનારા કરતાં ક્રોધ નહિ કરનારો

ઉત્તમ છે, ક્ષમા નહિ કરનારા કરતાં ક્ષમા કરનારો પુરુષ ઉત્તમ છે, મનુષ્યથી ભિન્ન પ્રાણી કરતાં મનુષ્ય પ્રાણી ઉત્તમ છે અને અજ્ઞાનીના કરતાં જ્ઞાની પુરુષ ઉત્તમ છે.[૧૪-૧૫] જે પુરુષ બીજાથી નિંદા કરાયો હોય, છતાં તેની નિંદા કરતો નથી, પણ ઊલટો તેને ક્ષમા આપે છે, તે પુરુષનો ક્રોધ તેની નિંદા કરનારા સામા પુરુષને જ બાળી નાખે છે; ઉપરાંત તેના પુણ્યનું હરણ કરે છે;[૧૬] તેમ જ જે પુરુષ અત્યંત નિંદા કરાયો હોય અથવા અત્યંત સ્તુતિ કરાયો હોય, છતાં નિંદા કરનારાને કે સ્તુતિ કરનારાને અપ્રિય કે પ્રિય કહેતો નથી; વળી કોઈએ માર માર્યો હોવા છતાં ધૈર્ય ધારણ કરીને તેને મારતો નથી; એટલું જ નહિ પણ તેના સંબંધમાં પાપી વિચાર પણ કરવા ઇચ્છતો નથી, તે પુરુષને દેવતાઓ પણ ચાહે છે.[૧૭] પોતાનું અપમાન કરવામાં આવ્યું હોય, પોતાને માર મારવામાં આવ્યો હોય અથવા પોતાની નિંદા કરવામાં આવી હોય, છતાં જે પુરુષ તેવા પાપીને પણ પોતાનું કલ્યાણ કરનાર જેવો જ માનીને નિત્ય ક્ષમા જ આપે છે, તે પુરુષ સિદ્ધિપદને પામે છે[૧૮] હું સર્વ રીતે પૂર્ણ થયો છું, છતાં નિત્ય આર્ય પુરુષોનું સેવન કરું છું, મને તૃષ્ણા રહી નથી, ક્રોધ પણ રહ્યો નથી, હું કોઈ પણ લાભ મેળવવાની ઇચ્છાથી ધર્મનો ત્યાગ કરતો નથી, તેમ વિષયસુખ પ્રાપ્ત કરવા માટે કોઈ દેવાદિકની પ્રાર્થના પણ કરતો નથી.[૧૯] મને કોઈ શાપ આપે છે, તોપણ હું તેને સામો શાપ આપતો નથી; કેમ કે હું જાણું છું કે, દમ-ઇંદ્રિયનિગ્રહ એ જ મોક્ષનું દ્વાર છે. વળી હું તમને એક મોટી ગુહ્ય વાત કહું છું કે, મનુષ્યજન્મ કરતાં શ્રેષ્ઠ બીજું કંઈ પણ નથી.[૨૦] ધીર પુરુષ મેઘમંડળથી મુક્ત થયેલા ચંદ્રની પેઠે પાપોથી મુક્ત થઈને શુદ્ધ થાય છે અને પોતાના મરણકાળની આકાંક્ષા રાખી ધૈર્ય વડે સિદ્ધ થાય છે.[૨૧] ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલો જે પુરુષ બ્રહ્માંડમંડપમાં સ્તંભરૂપ હોઈને સર્વ મનુષ્યોમાં પૂજ્ય ગણાય છે અને જેને માટે જગતના સર્વ લોકો અતિ ઉચ્ચ અભિપ્રાય આપે છે, તે જિતેંદ્રિય પુરુષ (મૃત્યુ પછી) દેવલોકમાં જ જાય છે.[૨૨] બીજાની સ્પર્ધા કરવાનો જ જેઓનો સ્વભાવ હોય છે, તેવા મનુષ્યો પુરુષની અંદર રહેલા કલ્યાણકારક ગુણોનું ગાન કરવાની કદી ઇચ્છા કરતા નથી, પણ તેઓના દોષોનું જ ગાન કર્યા કરે છે.[૨૩] જે પુરુષની વાણી અને મન સારી રીતે રક્ષિત હોઈને નિયમમાં હોય છે, તેને વેદ, તપ અને ત્યાગ એ સર્વનું ફળ પ્રાપ્ત થાય છે.[૨૪] વિદ્વાન પુરુષે મૂર્ખ પુરુષોની નિંદા અથવા અપમાન કરીને તેઓને ઉપદેશ આપવો નહિ. વળી તેવા મૂર્ખ પુરુષો દ્વારા બીજાઓની હિંસા થવા દેવી નહિ, તેમ પોતાની પણ હિંસા થવા દેવી નહિ.[૨૫] બુદ્ધિમાન પુરુષે પોતાનું અપમાન કરવામાં આવ્યું હોય, તોપણ તે અપમાનને અમૃત તુલ્ય ગણીને તૃપ્ત જ રહેવું; કેમ કે અપમાન પામેલો જ્ઞાની પુરુષ સુખથી ઊંઘે છે, પણ અપમાન કરનારો પુરુષ વિનાશ પામે છે.[૨૬] ક્રોધી પુરુષ યજ્ઞ કરે છે, દાન આપે છે, તપ તપે છે અથવા હવનહોમ કરે છે, તે સર્વનો યમદેવ નાશ કરે છે. તાત્પર્ય કે, ક્રોધી પુરુષનો સર્વ પરિશ્રમ કેવળ વ્યર્થ જ થાય છે.[૨૭] હે ઉત્તમ દેવો! જે પુરુષનાં ઉપસ્થ, ઉદર, હાથ અને વાણી આ ચાર વિષયનાં દ્વારો બરાબર સુરક્ષિત હોય છે-નિયમિત હોય છે, તે પુરુષ ધર્મવેત્તા કહેવાય છે.[૨૮] જે પુરુષ સત્ય, દમ, સરળતા, અહિંસા, ધૈર્ય અને ક્ષમા એ છ ગુણોનું અતિશય સેવન કરે છે, સ્વાધ્યાય કરવામાં નિત્ય તત્પર રહે છે, જગતના કોઈ પણ મનુષ્યની સ્પૃહા રાખતો નથી અને એકાંત પ્રદેશમાં જ નિવાસ કરે છે, તે પુરુષ સ્વર્ગરૂપી ઊર્ધ્વ ગતિને પામે છે.[૨૯] જેમ ગાયનું વાછરડું ચાર આંચળોને ધાવે છે, તેમ મનુષ્યે સત્ય, દમ, ક્ષમા અને જ્ઞાન એ ચારેનું સર્વદા સેવન કરવું. તેમાં પણ સત્યના કરતાં જે અધિક પવિત્ર કરનારું હોય, એવું એક પણ સાધન મને ક્યાંય મળ્યું નથી.[૩૦] હું સર્વત્ર વિચરતો વિચરતો મનુષ્યોને તથા દેવોને પણ એ જ કહ્યા કરું છું કે, નૌકા જેમ સમુદ્ર તરવાનું સાધન છે, તેમ સત્ય સ્વર્ગલોકમાં ચડી જવાનું પગથિયું છે.[૩૧] પુરુષ જેવાઓનો સહવાસ રાખે છે, જેવાઓનું સેવન કરે છે અને જેવો થવાની ઇચ્છા રાખે છે, તેવો જ અવશ્ય થાય છે.[૩૨] જો સત્પુરુષનું સેવન કરે છે, તો સત્પુરુષ થાય છે; દુષ્ટનો સહવાસ રાખે છે, તો દુષ્ટ થાય છે; તપસ્વીની સાથે બેસે ઊઠે છે, તો તપસ્વી થાય છે અને ચોરલોકોની

સગતિ કરે છે, તો ચોર થાય છે તાત્પર્ય કે, વસ્ત્રને જેવા રંગથી રગવુ હોય તેવા રંગથી રંગી શકાય છે, તેમ પુરુષને જેવો સગ હોય, તેવો તે થાય છે ૩૩ આવા હેતુથી જ દેવતાઓ સદા સત્પુરુષો સાથે જ વાર્તાલાપ કરે છે, પણ મનુષ્યના ભોગોને જોવા નીચે ઇચ્છા રાખતા નથી. જેમ ચંદ્રમા અમૃત મય છે, તોપણ નિત્ય સમાન સ્થિતિમા રહેતો નથી અને વાયુ પણ મદ, મધ્યમ તથા તીવ્ર ગતિ કરીને સમાન સ્થિતિમા રહેતો નથી, તે જ પ્રમાણે જગતના સર્વ વિષયો વૃદ્ધિ તથા હ્રાસના ધર્મવાળા હોઈને નિત્ય સમાન સ્થિતિમા રહેલા નથી. આ રીતે જે પુરુષ જાણે છે, તે જ ખરો તત્ત્વવેત્તા છે.૩૪ જે જીવાત્મા હૃદયમા અતર્યામી તરીકે રહેલો છે, તે જીવાત્મા જ્યારે રાગદ્વેષથી રહિત થાય છે અને સત્પુરુષોના માર્ગ ઉપર સ્થિતિ કરે છે, ત્યારે દેવતા ઓ પ્રસન્ન થાય છે ૩૫ જે પુરુષો શિશ્ન તથા ઉદર ને જ તૃપ્ત કરવામા નિરતર આસક્ત રહે છે, ચોરી કરવાના કાર્યમા તત્પર રહે છે અને કઠોર વાણી બોલે છે, તે પુરુષો પ્રાયશ્ચિત્ત કરીને કદી શુદ્ધ થાય છે, તોપણ દેવતાઓ તેઓનો દૂરથી ત્યાગ કરે છે. જે પુરુષ સત્ત્વહીન હોય છે, સર્વભક્ષક હોય છે અને પાપકર્મ કરનારો હોય છે, તે પુરુષ દેવતાઓને પ્રસન્ન કરી શકતો નથી, પણ જે પુરુષો સત્યવ્રતનુ પાલન કરે છે, કૃતજ્ઞ હોય છે અને ધર્મપરાયણ હોય છે, તે પુરુષો જ દેવોને પ્રસન્ન કરી શકે છે ૩૬-૩૭ વિદ્વાનો કહે છે કે, જેવુ તેવુ અથવા જેમ આવે તેમ બોલ્યા કરવુ તેના કરતા મૌન ધારણ કરવુ તે ઉત્તમ છે, મૌનના કરતા સત્ય ભાષણ કરવુ તે વધારે ઉત્તમ છે, તેમા પણ ધર્મયુક્ત સત્ય બોલવું તે ઘણું જ ઉત્તમ છે અને તેમા પણ સત્ય તથા ધર્મયુક્ત જે પ્રિય ભાષણ તે સર્વના કરતા ઉત્તમોત્તમ છે ૩૮

સાધ્યોએ પૂછ્યું : આ મનુષ્યલોક કોના વડે ઘેરાયલો છે ? કોને લીધે પ્રકાશમા આવી શકતો નથી ? કયા હેતુથી મિત્રોનો પણ ત્યાગ કરે છે અને શા માટે સ્વર્ગલોકમા જઈ શકતો નથી ?'૩૯

હસે કહ્યુ : આ મનુષ્યલોક અજ્ઞાન વડે ઘેરાયેલો છે, મત્સરને લીધે પ્રકાશમા આવી શકતો નથી, લોભને લીધે મિત્રોનો પણ ત્યાગ કરે છે અને સગના દોષથી સ્વર્ગલોકમા જઈ શકતો નથી.૪૦

સાધ્યોએ પૂછ્યું બ્રાહ્મણોમા કયો બ્રાહ્મણ એકલો રહીને પણ રમણ કર્યા કરે છે ? કયો બુદ્ધિમાન પુરુષ અનેક મનુષ્યોની સાથે રહેવા છતા પોતે એકલો જ માન અવસ્થામા બેસી રહે છે ? કયો પુરુષ શરીરે દુર્બળ હોવા છતા પોતે એકલો જ બળવાન ગણાય છે અને કયો પુરુષ કોઈની સાથે કલહ કરવા તૈયાર થતો નથી ?'૪૧

હસે કહ્યુ બ્રાહ્મણોમા જે બ્રાહ્મણ જ્ઞાની હોય છે તે એકલો રહીને જ રમણ કર્યા કરે છે જ્ઞાની પુરુષ અનેક મનુષ્યોની સાથે રહે છે તોપણ પોતે એકલો જ મૌનવ્રત ધારણ કરીને બેસી રહે છે જ્ઞાની પુરુષ દુર્બળ હોય છે તોપણ બળવાન ગણાય છે અને તેવો જ્ઞાની પુરુષ જ કોઈની સાથે કલહ કરવા તૈયાર થતો નથી.૪૨

સાધ્યોએ પૂછ્યુ બ્રાહ્મણોમા દેવપણુ શુ છે ? સાધુપણુ છે ? અસાધુપણુ શુ છે અને મનુષ્ય પણુ શુ છે ? ૪૩

હસે કહ્યુ : બ્રાહ્મણોમા સ્વાધ્યાય એ દેવપણું છે, વ્રતનિષ્ઠા એ સાધુપણુ છે, નિદા એ અસાધુપણુ છે અને મરણધર્મ તે મનુષ્યપણુ છે.૪૪

ભીષ્મે કહ્યુ · હે યુધિષ્ઠિર ! સાધ્યોનો તથા હસનો આ ઉત્તમ સંવાદ મે તમને કહ્યો તેમાથી સાર એ લેવાનો છે કે, સ્થૂળ અને સૂક્ષ્મ એવા બે ભેદોવાળુ જે ક્ષેત્ર તે કર્મોનુ ઉત્પત્તિકારણ છે અને નાશવત છે, પણ સત્તામાત્ર એવું જે ચૈતન્ય તે સત્ય છે–અવિનાશી છે.૪૫

ઇતિ શ્રીમહાભારતમા શાતિપના તર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમા 'હસગીતા સત્ય, દમ, ક્ષમા અને જ્ઞાનની પ્રશસા' નામનો અધ્યાય ૨૯૯મો સમાપ્ત

# अध्याय ३०० मो

## યોગવિધિ

॥ युधिष्ठिर उवाच ॥

सांख्ये योगे च मे तात विशेषं वक्तुमर्हसि ।
तव धर्मज्ञ सर्वं हि विदितं कुरुसत्तम ॥ १ ॥

યુધિષ્ઠિરે પૂછ્યુ : 'હે ધર્મને જાણનારા કુરુશ્રેષ્ઠ પિતામહ ! સાખ્ય (વેદાત) અને યોગ એ બન્નેમા શી વિશેષતા રહેલી છે, તે મને કહો, કેમ કે હે તાત ! તમે સર્વ કઈ જાણો છો.૧

ભીષ્મે કહ્યું . હે રાજા ! સાંખ્યવેત્તા બ્રાહ્મણો કેવળ સાંખ્યની જ પ્રશંસા કરે છે અને યોગવેત્તા યોગીઓ કેવળ યોગની જ પ્રશંસા કરે છે વળી પોતપોતાના પક્ષનો ઉત્કર્ષ બતાવવા માટે તેઓ શ્રુતિ-સ્મૃતિના ઉત્તમ પ્રમાણો પણ દર્શાવે છે [૨] હે શત્રુસંહારક રાજા ! યોગમાર્ગને અનુસરનારા મહાબુદ્ધિમાન યોગીઓ (જીવ અને ઈશ્વરને અન્યોન્યથી ભિન્ન માનીને) કહે છે કે, ' આ જગતમા ઈશ્વરનો જો અભાવ જ હોય, તો જીવની મુક્તિ કેવી રીતે થશે ? માટે ઈશ્વર છે જ ' આવી ઉત્તમ યુક્તિ કહીને તેઓ ઈશ્વરનુ અસ્તિત્વ સિદ્ધ કરે છે *[૩] હવે સાંખ્યને અનુસરનારા બ્રાહ્મણો પોતાના મતને સિદ્ધ કરવા માટે આવી ઉત્તમ યુક્તિ પ્રદર્શિત કરે છે કે, ' જે પુરુષ જુદી જુદી સર્વ ગતિઓને જાણી લઈને વિષયભોગથી વિરક્ત થાય છે, તે પુરુષ દેહનો ત્યાગ કર્યા પછી મોક્ષને જ પામે છે, એ સ્પષ્ટ છે એથી બીજુ છે જ નહિ.' આમ કહેનારા મહાબુદ્ધિમાન સાંખ્યશાસ્ત્રીઓ સાંખ્યને જ મોક્ષ દર્શન તરીકે માન્ય કરે છે ×[૪-૫] આ બન્ને પક્ષોમાથી

* યોગમાર્ગને અનુસરનારાઓ માને છે કે, જીવ શુભ-અશુભ જે કંઈ કર્મ કરે છે, તેનો પ્રેરક ઈશ્વર જ છે વળી ઈશ્વર જ શુભ કર્મ કરનારાઓને ઉચ્ચ ગતિ અર્પણ કરે છે અને અશુભ કર્મ કરનારાઓનો અધઃપાત કરે છે જીવ તો કેવળ અજ્ઞાની અને અસમર્થ જ છે, જેથી ઈશ્વરની પ્રેરણાને લીધે જ સુખદુઃખાદિનો તે અનુભવ કરે છે ઈશ્વરની જ્યારે પ્રેરણા થાય છે, ત્યારે જીવ સ્વર્ગમા જાય છે અને ઈશ્વરની પ્રેરણાને અધીન થઈને જ નરકમા જાય છે વળી ઈશ્વરનુ અસ્તિત્વ સિદ્ધ કરવા માટે યોગમાર્ગીઓ કહે છે કે, પૃથ્વી ઉપર અંકુરાદિક જે જે પદાર્થો ઉત્પન્ન થાય છે, તેઓ સર્વે કાર્યરૂપ જ છે અને જે જે કાર્ય હોય, તેનો કર્તા અવશ્ય હોવો જ જોઈએ જેમ કે ઘડારૂપ કાર્યનો કર્તા કુંભાર હોય છે, તે પ્રમાણે અંકુરાદિક કાર્યનો કર્તા ઈશ્વર જગતમા હોવો જ જોઈએ વળી તેઓ કહે છે કે, જો ઈશ્વર ન હોય, તો ચૈતન્યરૂપ જીવ કોઈ અનિષ્ટ કાર્યમા સ્વત પ્રવૃત્તિ કરે જ નહિ કેમ કે તે જાણે છે કે, આ કાર્ય અનિષ્ટ ફળને આપનારુ છે, માટે જણાય છે કે ચૈતન્યરૂપ જીવનો અધિષ્ઠાતા કોઈ જુદો જ છે અને તે જ સર્વનો પ્રેરક કોઈને ઈશ્વર નામને ધારણ કરે છે કદાચ કોઈ કહેશે કે કર્મ જ જીવને પ્રેરણા કરનારુ છે, પણ તેમ કહેવુ સંભવતુ નથી, કેમ કે કર્મ તો પ્રકૃતિનુ કાર્ય હોઈને જડ જ છે અને જે જડ હોય, તેને પ્રેરકપણુ કદી સંભવે જ નહિ માટે સિદ્ધ થાય છે કે, લોહચુંબકની પેઠે ઉદાસીન રહીને પણ પોતાની સત્તામાત્ર વડે ઈશ્વર સર્વનો પ્રેરક છે અને તે પોતે જ ભક્તો ઉપર અનુગ્રહ કરે છે, માટે મોક્ષને આપનારો ઈશ્વર અવશ્ય છે જ, એવો યોગમાર્ગીઓનો મત છે

× અર્થાત્ સાંખ્ય આચાર્યો માને છે કે, જેમ એક સ્ફટિકમણિ શુદ્ધ હોય છે છતા લાલ રંગના પુષ્પની સાથે મૂકવાથી તે લાલ રંગનો દેખાય છે અને તે સમયે તેનામા સ્ફટિકપણુ નહિ દેખાતા પદ્મરાગમણિનો ભાસ થાય છે પણ તેના તે જ સ્ફટિકને ત્યાથી ઉપાડી લઈને ચંદ્રની ચાંદનીમા મૂકવામા આવે છે, તો તેનામા ઇંદ્રનીલમણિનો ભાસ થાય છે આવી રીતે જુદી જુદી ઉપાધિનો યોગ થતા તેમા અનેક અધ્યાસપરંપરાઓ ઉદ્ભવ્યા જ કરે છે તે પ્રમાણે જ ચિદાત્મા પોતે શુદ્ધ છે છતા માયાના યોગથી ઈશ્વરરૂપ ભાસે છે અવિદ્યાને લીધે બ્રહ્મબુદ્ધિનો જ્યારે નાશ થાય છે, ત્યારે સૂત્રાત્મારૂપે ભાસે છે અવિદ્યા જ્યારે પ્રબળ થઈ જાય છે, ત્યારે વિરાટરૂપે ભાસે છે અને અવિદ્યા અત્યંત વધી પડે છે, ત્યારે સમગ્ર વ્યષ્ટિદેહનો અભિમાની વિશ્વાત્મારૂપે ભાસે છે આમ એકના એક જ ચિદાત્મા વિષે અનેક અધ્યાસપરંપરાઓ ઉત્પન્ન થાય છે જેમ ઘડાની અંદરના ભાગમા રહેલી દીવાની કાંતિ માત્ર અંદરના ભાગને જ પ્રકાશિત કરે છે, પણ ઘડાના મોઢેથી તેને લગાર બહાર કાઢવામા આવે છે એટલે ઘરના અમુક અમુક ભાગોને પ્રકાશિત કરે છે અને સંપૂર્ણ રીતે ઘડામાથી જ્યારે બહાર કાઢવામા આવે છે, ત્યારે ઘરના સમગ્ર ભાગને પ્રકાશિત કરે છે તેમ ચિદાત્મા દેહરૂપી ઉપાધિથી ઢંકાયલો હોય છે ત્યારે માત્ર દેહને જ ભાસિત કરે છે, દેહની ઇંદ્રિયો દ્વારા જ્યારે બહાર નીકળે છે, ત્યારે બ્રહ્માંડની અંદર રહેલા શબ્દાદિક વિષયોને ભાસિત કરે છે અને ગુરુએ કહેલી યુક્તિ પ્રમાણે દેહ ઉપરની આત્મબુદ્ધિનો જ્યારે સંપૂર્ણ નિરાશ થઈ જાય છે, ત્યારે બ્રહ્માંડની અંદર રહેલા સમગ્ર પદાર્થોને ભાસિત કરે છે અને તે સમયે તે માને છે કે, હુ સર્વના આત્મારૂપ વિરાટ છુ પછી અવિદ્યા કંઈક ઓછી થાય છે, ત્યારે માને છે કે હુ સૂત્રાત્મા છુ પછી અવિદ્યાને વશ થઈને તે માને છે કે હુ ઈશ્વર છુ અને માયાનો જ્યારે સમૂળગો નાશ થાય છે, ત્યારે શુદ્ધ ચિદાત્મારૂપે જ તે પ્રકાશે છે આવો અનુભવનો ક્રમ છે જે બ્રહ્મવેત્તા પુરુષ વિશ્વની વિરાટ, સૂત્રાત્મા, ઈશ્વર અને શુદ્ધચૈતન્યને પ્રાપ્ત કરાવનારી પૂર્વોક્ત ચાર ગતિઓનો સંપૂર્ણ સાક્ષાત્કાર કરે

જે પક્ષ પોતાને સંમત હોય, તે પક્ષની યુક્તિનો જ આપણે સ્વીકાર કરવો અને જે વચન પોતાના પક્ષને હિતકારક હોય, તેને જ ગ્રહણ કરવું. તેમાં પણ તમારા જેવા શિષ્ટમાન્ય પુરુષોએ તો શિષ્ટ પુરુષોના મતનો જ સ્વીકાર કરવો જોઈએ.[૬] હે યુધિષ્ઠિર! યોગશાસ્ત્રને માનનારા વિદ્વાનો પોતાના મતનું સ્થાપન કરવા માટે પ્રત્યક્ષ કારણો પ્રદર્શિત કરે છે અને સાંખ્યશાસ્ત્રને માનનારા વિદ્વાનો વેદોક્ત પ્રમાણોને અનુસરીને પોતાના શાસ્ત્રને સિદ્ધ કરે છે, પણ હે તાત! હું તો આ બન્ને શાસ્ત્રોને પ્રમાણભૂત જ માનું છું; કેમ કે હે રાજા! આ બન્ને મતો શિષ્ટ પુરુષોને માન્ય* છે અને બન્નેનું જો શાસ્ત્રાનુસાર આચરણ કરવામાં આવે છે, તો બન્ને પરમ ગતિ પ્રત્યે લઈ જાય જ છે.[૮] હે નિર્દોષ રાજા! સાંખ્ય અને યોગ એ બન્ને મતમાં શૌચ, તપ, દયા અને વ્રતધારણ એ તો સમાન જ છે, તોપણ તેઓનું દર્શન-શાસ્ત્ર અન્યોન્યથી ભિન્ન છે.×[૯]

યુધિષ્ઠિરે પૂછ્યું: હે પિતામહ! યોગ અને સાંખ્યમાં વ્રત, શૌચ, દયા અને ફળ જો સમાન જ છે, તો પછી તે બન્ને શાસ્ત્ર કયા કારણથી ભિન્ન છે, તે મને કહો.[૧૦]

ભીષ્મે કહ્યું: રાગ, મોહ, સ્નેહ, કામ અને ક્રોધ આ પાંચ દોષોનો, કેવળ યોગમાર્ગનો જ આશ્રય કરવાથી નાશ કરી શકાય છે, પણ યોગ દ્વારા દૂર કરેલા તે દોષો પુનઃ કોઈ સમયે પ્રાપ્ત થાય જ છે; (અર્થાત્ સાંખ્ય દ્વારા દૂર કરેલા રાગાદિ દોષોનો કદી ઉદય જ થતો નથી, પણ યોગ દ્વારા દૂર કરેલા તે દોષોનો પુનઃ કોઈ સમયે ઉદય થાય જ છે; માટે યોગમાર્ગમા વિઘ્નનો સંભવ હોવાથી તે મુખ્ય નથી.)[૧૧] તથાપિ યોગમાર્ગનો આશ્રય કરનારા યોગીઓ પણ પાપથી મુક્ત થઈને મોટાં માછલાં જાળને તોડી નાખીને જળની અંદર જેમ પેસી

છે, તે પુરુષનો દેહના નાશ પછી મોક્ષ જ થઈ જાય છે. તાત્પર્ય કે, અજ્ઞાનના બળને લીધે પરબ્રહ્મ વિષે ઈશ્વર, સૂત્રાત્મા આદિ વિવિધ સ્વરૂપનો અધ્યાસ થાય છે, પણ અજ્ઞાનનો ક્રમે ક્રમે જ્યારે નાશ થતો જાય છે, ત્યારે તે તે અધ્યાસનો પણ નાશ થતો જાય છે અને પૂર્વ પૂર્વરૂપનો સાક્ષાત્કાર થતો જાય છે. પછી સંપૂર્ણ રીતે અધ્યાસની નિવૃત્તિ થઈ જાય છે, ત્યારે શુદ્ધ સ્ફટિકની પેઠે આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રકાશે છે, એમ અનુભવના બળ ઉપરથી સિદ્ધ કરી શકાય છે, તો પછી ઈશ્વરરૂપ જુદા ચૈતન્યને માનવાની શી જરૂર છે? એમ સાંખ્યશાસ્ત્રીઓ માને છે. —નીલકંઠ

* યોગવાસિષ્ઠમાં કહ્યું છે:

द्वौ क्रमौ चित्तनाशस्य योगो ज्ञान च राघर।
योगो वृत्तिनिरोधो हि ज्ञान सम्यगवेक्षणम्॥
असाध्यः कस्यचिद्योगः कस्यचित्तत्त्वनिश्चयः।
प्रकारौ द्वौ ततो देवो जगाद परमः शिवः॥

હે રામચંદ્ર! ચિત્તવૃત્તિનો નિરોધ કરવાના બે માર્ગ છે: એક તો યોગમાર્ગ અને બીજો જ્ઞાનમાર્ગ. યોગનું સામાન્ય લક્ષણ એ જ છે કે, વૃત્તિઓનો નિરોધ કરવો અને જ્ઞાનનું સામાન્ય લક્ષણ એ છે કે. 'બ્રહ્મ સત્ય છે અને જગત મિથ્યા છે' આવી સમ્યગ્દૃષ્ટિ કરવી; તેમાં કેટલાએકને યોગમાર્ગ ગહન થઈ પડે છે અને કેટલાએકને જ્ઞાનમાર્ગ ગહન થઈ પડે છે; માટે પરમ દેવ શંકરે યોગ અને જ્ઞાનરૂપ બે મોક્ષમાર્ગના જ પ્રકારો કહ્યા છે.

× સાંખ્યવેત્તાઓ કહે છે કે, મહત્તત્ત્વ આદિ સકારણ એવું આ જગત દોરડીમાં દેખાતા સર્પની પેઠે કેવળ મિથ્યા હોઈ ને આત્માની અંદર દેખાય છે, માટે સમ્યગ્દૃષ્ટિરૂપ અધિષ્ઠાનના જ્ઞાનથી તેનો જ્યારે બાધ કરવામા આવે છે, ત્યારે સંસારના બીજરૂપ અજ્ઞાનનો તથા સંસારનો મૂળથી જ ઉચ્છેદ થઈ જાય છે; પણ યોગવેત્તાઓ એમ જ માને છે કે, 'हेयं दु समनागतम्। હે અનાગત એવું જે દુઃખ તે જ હોય છે-ત્યાગ કરવા યોગ્ય છે.' અને દ્રષ્ટા તથા દશ્યનો જે સંયોગ તે જ હેયનો-અનાગત દુઃખનો હેતુ છે; માટે મહત્તત્ત્વ આદિ દશ્ય પદાર્થોમાં તદાકાર થયેલી ચિત્તની વૃત્તિનો નિરોધ કરવાથી જ દ્રષ્ટા અને દશ્યનો આપોઆપ વિયોગ થઈ જશે અને પછી ચિત્તવૃત્તિની દશ્યપદાર્થ સાથેની જે એકરૂપતા તેનો જ્યારે અભાવ થઈ જશે, ત્યારે દ્રષ્ટા પોતાના મૂળ સ્વરૂપમાં જ અવસ્થાન કરશે. આ રીતે પ્રથમ કારણનો નાશ કરવાથી કાર્યનો પણ નાશ થઈ જશે અને તેને લીધે સ્વરૂપાવસ્થાનરૂપ કૈવલ્યસિદ્ધિ પ્રાપ્ત થશે; તો પછી જગતનું મિથ્યાત્વનિરૂપણ શા માટે કરવું જોઈએ? ભગવાન પતંજલિ પણ એમ જ કહે છે કે, 'योगश्चित्तवृत्तिनिरोधः तदा द्रष्टुः स्वरूपेऽवस्थानं वृत्तिसारूप्यमितरत्र। ચિત્તવૃત્તિનો દશ્યપદાર્થોથી નિરોધ કરવો, તેનું નામ યોગ કહેવાય છે અને તે યોગનો અભ્યાસ જ્યારે ચાલુ હોય છે, ત્યારે દ્રષ્ટા કેવળ પોતાના સ્વરૂપમાં જ સ્થિતિ કરે છે; કેમ કે તે સમયે ચિત્તની વૃત્તિ દશ્યથી વિમુખ થઈને અન્ય સ્થળે જ એકરૂપ થઈ હોય છે.'

જાય છે, તેમ મોક્ષપદને પામે જ છે;[૧૨] તેમ જ જાળમાં સપડાયલા બળવાન મૃગો તે જાળને તોડી નાખીને નિર્ભય માર્ગે જેમ દોડી જાય છે, તેમ યોગીઓ પણ સર્વ પ્રકારનાં બંધનોથી મુક્ત થઈને નિર્મળ માર્ગને પામે જ છે.[૧૩] હે રાજન્! બળવાન યોગીઓ લોભથી થનારાં સાંસારિક બંધનોને છેદી નાખીને પરમ કલ્યાણકારક નિર્દોષ માર્ગને પામે જ છે;[૧૪] પણ હે રાજા! નિર્બળ મૃગો જાળની અંદર ફસાઈ પડીને જેમ વિનાશ પામે છે, તેમ યોગબળ વિનાના દુર્બળ પુરુષો અંતે વિનાશને જ પામે છે, એમાં કંઈ સંદેહ નથી.[૧૫] હે રાજેન્દ્ર! જેમ જાળમાં સપડાયલાં નિર્બળ માછલાં મૃત્યુને જ પામે છે, તેમ અત્યંત દુર્બળ યોગીઓ પણ સંસારબંધનમાં સપડાઈને મરણશરણ જ થાય છે.[૧૬] હે શત્રુદમન રાજા! જેમ નિર્બળ પક્ષીઓ શિકારીની સૂક્ષ્મ જાળમાં પણ સપડાઈ પડીને મૃત્યુવશ થાય છે, પણ બળવાન પક્ષીઓ તો તે જાળને તોડી નાખીને છૂટી જાય છે, તેમ હે શત્રુતાપન રાજા! નિર્બળ યોગીઓ કર્મથી થનારાં સાધારણ બંધનોથી પણ બંધાઈ જઈને વિનાશ પામે છે–યોગમાર્ગથી ભ્રષ્ટ થાય છે, પણ બળવાન યોગીઓ તો તે બંધનોને તોડી નાખીને મુક્ત થાય છે.[૧૭/૧૮] હે સમર્થ રાજા! દુર્બળ અને અલ્પ એવા અગ્નિને મોટાં સ્થૂળ કાષ્ઠોથી જો ઢાંકી દેવામાં આવે છે તો તે શાંત પડી જાય છે, તેમ નિર્બળ યોગી પણ અનેક પ્રકારના સાંસારિક ભાવોથી દબાઈ જઈને યોગમાર્ગથી ભ્રષ્ટ થાય છે;[૧૯] પરંતુ હે રાજા! તેનો તે જ અલ્પ અગ્નિ પવનના સપાટાની સહાય લઈને એટલો બધો બળવાન થઈ જાય છે કે, આખી પૃથ્વીને બાળી નાખવી હોય તોપણ સત્વર બાળી નાખે છે;[૨૦] તેમ યોગી પણ (યોગમાર્ગમાં જ સ્થિર રહીને) જ્યારે પ્રદીપ્ત તેજવાળો અને મહાબળવાન થાય છે, ત્યારે પ્રલયકાળના સૂર્યની પેઠે આખા જગતનું શોષણ કરી શકે છે.[૨૧] હે રાજન્! જેમ એક દુર્બળ પુરુષ જળના પ્રવાહમાં તણાઈ જાય છે, તેમ બળહીન યોગી પણ વિષયોના સપાટામાં સપડાઈ પડે છે;[૨૨] પણ એક હાથી જળના તે મહાન પ્રવાહને એકદમ થંભાવી દે છે, તેમ યોગી પણ યોગબળને પામ્યા પછી અનેક વિષયોને તુચ્છકારી કાઢે છે.[૨૩] હે પાર્થ! યોગબળને પામેલા સમર્થ યોગીઓ પોતાના યોગના પ્રભાવથી પ્રજાપતિઓ, ઋષિઓ, દેવો અને સર્વ મહાભૂતોના શરીરમાં પણ સ્વતંત્ર રીતે પ્રવેશ કરી શકે છે.[૨૪] હે રાજા! યોગી પુરુષ એટલો બધો તેજસ્વી બની જાય છે કે, કોપેલા યમની, અંતકની કે ભયંકર પરાક્રમી મૃત્યુની પણ તેના પર સત્તા ચાલી શકતી નથી.[૨૫] હે ભરતશ્રેષ્ઠ! યોગી પુરુષ યોગબળને પ્રાપ્ત કર્યા પછી હજારો શરીરો ધારણ કરી શકે છે અને તે સર્વ શરીરો વડે આખી પૃથ્વીમાં વિચરી શકે છે.[૨૬] હે તાત! કેટલાએક યોગી પુરુષો પોતાના યોગબળથી અનેક જાતના વિષયભોગો સંપાદન કરે છે અને પુનઃ સૂર્ય જેમ પોતાના તેજના ગુણને સમેટી લે છે, તેમ તે સર્વ વિષયોને સમેટી લઈને ઉગ્ર તપશ્ચર્યાનો આરંભ કરે છે. હે રાજા! યોગબળનો આશ્રય કરનાર યોગી સર્વ પ્રકારનાં બંધનોને તોડી શકે છે અને તેથી જ મોક્ષ મેળવવામાં તેનું સ્વતંત્ર સામર્થ્ય ઘટી શકે છે, એમાં કંઈ સંશય નથી.[૨૭/૨૮] હે રાજા! યોગનો આશ્રય કરવાથી શરીરની અંદર જે જે બળ પ્રાપ્ત થાય છે, તે સર્વ મેં તમને દૃષ્ટાંત માટે કહ્યાં, તોપણ પુનઃ હું તમને સૂક્ષ્મ દૃષ્ટાંતો કહું છું, સાંભળો.[૨૯] હે ભરતશ્રેષ્ઠ! નાભિ આદિ હરકોઈ પ્રદેશમાં ચિત્તને સ્થિર કરવા માટે યોગીઓ ધારણા કરે છે, તેના સંબંધમાં હું તમને સૂક્ષ્મ દૃષ્ટાંતો કહું છું, તે તમે સાંભળો.[૩૦] જેમ એક ધનુર્ધારી પ્રમાદરહિત થઈને એકાગ્ર ચિત્તથી બાણનો પ્રયોગ કરે છે, તો લક્ષ્યને વીંધે છે, તેમ યોગી પુરુષ ચિત્તને સ્થિર કરી સારી રીતે યોગાનુષ્ઠાન કરે છે, તો અવશ્ય મોક્ષને પામે છે.[૩૧] જેમ એક પુરુષ જળથી ભરેલું પાત્ર મસ્તક પર ચડાવીને પોતાના મનને તે પાત્રમાં જ જો સ્થિર કરે છે, તો જ નિસરણીનાં પગથિયાં પર ચડી શકે છે;[૩૨] તે જ પ્રમાણે હે રાજા! જે યોગી પોતાના મનને બરાબર નિશ્ચળ કર્યા પછી યોગમાર્ગમાં આસક્ત થાય છે, તે યોગી જ પોતાના આત્માને સૂર્ય સમાન તેજસ્વી કરી શકે છે.[૩૩] હે કુંતાપુત્ર મહારાજા! જેમ એક ચાલાક નાવિક મહાસાગરમાં ચગડોળે ચડેલી પોતાની નૌકાને ઘણી ઝડપથી તીર ઉપર લાવી મૂકે છે, તેમ તત્ત્વવેત્તા યોગી પણ

યોગ દ્વારા ચિત્તની એકાગ્રતા સંપાદન કરીને મૃત્યુ-સમયે આ દેહનો ત્યાગ કરીને દુર્ગમ સ્થાનમાં જઈ પહોંચે છે.[૩૪-૩૫] હે મહાપુરુષ! જેમ એક કુશળ સારથિ રથમાં ઉત્તમ ઘોડાઓ જોડીને તેમાં બેઠેલા ધનુર્ધારીને તેણે ધારેલા સ્થાનમાં ઘણી જ ઝડપથી લઈ જાય છે, તેમ હે રાજા! અત્યંત સાવધાન થઈને ચિત્તની ધારણાઓ કરનારો યોગી પુરુષ લક્ષ્ય સામે છોડેલા બાણની પેઠે સત્વર પરમ સ્થાનમાં જઈ પહોંચે છે.[૩૬-૩૭] જે યોગી પોતાના આત્માને પરમાત્મા વિષે યોજીને કેવળ નિશ્ચળ અવસ્થાએ યોગાસન પર સ્થિતિ કરે છે, તે યોગી પોતાનાં સર્વ પાપોનો નાશ કરે છે અને જ્ઞાનથી પવિત્ર થયેલા આત્મનિષ્ઠ પુરુષોના અવિનાશી પદને પામે છે.[૩૮] હે મહાપરાક્રમી રાજા! અહિંસાદિ મહાવ્રતોનું પાલન કરનારો જે યોગી નાભિ, કંઠ, મસ્તક, હૃદય, છાતી, બે પડખાં, ચક્ષુ, શ્રોત્ર અને નાસિકા વગેરે સ્થાનોમાં પોતાના સૂક્ષ્મ મનની સારી રીતે ધારણા કરે છે, તે યોગી મોટા પર્વત જેવડાં શુભ-અશુભ સર્વ કર્મોને સત્વર બાળી નાખે છે અને તેની જો ઇચ્છા હોય તો ઉત્તમ યોગનો આશ્રય કરીને તત્કાળ મુક્ત થઈ જાય છે.[૩૯-૪૧]

યુધિષ્ઠિરે પૂછ્યું: હે ભરતવંશી પિતામહ! યોગી કેવા પ્રકારના આહારોનું ભક્ષણ કરીને તેમ જ કોના પર વિજય મેળવીને યોગબળને પામી શકે છે, તે મને કહો.[૪૨]

ભીષ્મે કહ્યું: હે ભારત! અન્નના કણોનું ભક્ષણ કરીને, તલના ખોળનો આહાર કરીને, તેમ જ ઘી, તેલ વગેરે ચીકટ પદાર્થોનો ત્યાગ કરીને યોગી યોગબળને પામી શકે છે.[૪૩] વળી હે શત્રુદમન રાજા! જળમાં રાંધેલી જવની રાબડીનો અથવા બીજા કોઈ રુક્ષ અન્નનો માત્ર એક જ વખત દીર્ઘકાળ પર્યંત આહાર કરનારો પવિત્ર યોગી યોગબળને પામી શકે છે.[૪૪] જે યોગી ઘણાં પખવાડિયાં સુધી, ઘણા મહિનાઓ સુધી, ઘણી ઋતુઓ સુધી, ઘણાં વર્ષો સુધી અથવા અમુક દિવસો સુધી દૂધમિશ્ર જળનું જ પાન કરીને પ્રાણધારણા કરે છે, તે યોગીને યોગબળ પ્રાપ્ત થાય છે.[૪૫] હે રાજા! સદાકાળને માટે માંસનો ત્યાગ કરીને સારી રીતે શુદ્ધચિત્ત થયેલો યોગી યોગબળને પામે છે.[૪૬] ધ્યાન તથા અધ્યયનની સંપત્તિથી રાગાદિક દોષો વડે મુક્ત થયેલા મહાબુદ્ધિમાન મહાત્માઓ કામ, ક્રોધ, ટાઢ, તાપ, વર્ષા, ભય, શોક, શ્વાસ, પુરુષપ્રિય વિષયો, દુર્જય અરતિ (સ્ત્રીસંગના અભાવથી ઉત્પન્ન થનારું અસ્વાસ્થ્ય), ઘોર તૃષ્ણા, સ્ત્રી આદિના સંગથી ઉત્પન્ન થનારું સુખ, નિદ્રા અને દુર્જય તંદ્રા વગેરેના ઉપર વિજય મેળવીને પોતાના સૂક્ષ્મ આત્માને બુદ્ધિ દ્વારા પ્રકાશિત કરે છે.[૪૭-૪૯] હે ભરતશ્રેષ્ઠ! આ યોગરૂપી મહામાર્ગ બ્રહ્મવેત્તા વિદ્વાન પુરુષોને પણ મહાદુર્ગમ થઈ પડે છે, તો પછી કોઈ સામાન્ય મનુષ્ય તો ભાગ્યે જ એ માર્ગમાં ક્ષેમકુશળ ગમન કરી શકે![૫૦] જેમ કોઈ એક તરુણ પુરુષ અનેક સર્પોથી ભરપૂર, મોટા મોટા ખાડાવાળા, જળથી રહિત, પુષ્કળ કાંટાવાળા, ભક્ષ્ય પદાર્થ વિનાના, ગીચ ઝાડીવાળા, દાવાનળથી બળી ગયેલાં વૃક્ષોવાળા અને ચોરલોકોથી વ્યાપ્ત એવા ઘોર જંગલમાં ભાગ્યે જ ક્ષેમકુશળ રહીને પસાર થઈ શકે છે, તેમ આ યોગમાર્ગનો આશ્રય કરીને ભાગ્યે જ કોઈ એકાદ બ્રાહ્મણ ક્ષેમકુશળ રહીને તેમાં આગળ વધી શકે છે અને કોઈક જ તે માર્ગ દ્વારા મોક્ષ પામી શકે છે; કેમ કે તે માર્ગ અનેક વિઘ્નોથી ભરપૂર છે, એમ શાસ્ત્રકારોએ કહ્યું છે.[૫૧-૫૩] હે રાજા! સજાયાની તીક્ષ્ણ ધાર ઉપર પણ (કોઈ જાતની યુક્તિ કરીને) સ્થિર રહી શકાય છે, પણ યોગની ધારણાઓમાં ચિત્તનો જય નહિ કરનારા પુરુષોથી ભાગ્યે જ સ્થિર રહી શકાય છે.[૫૪] હે તાત! જેમ નાવિક વિનાની નૌકા મનુષ્યોને સમુદ્રમાં ડુબાડી દે છે, તેમ બરાબર સ્થિર નહિ થયેલી ધારણા પુરુષોને અશુભ ગતિ આપનારી જ થઈ પડે છે;[૫૫] પરંતુ હે કુંતાપુત્ર! જે પુરુષ યોગની ધારણાઓમાં વિધિ પ્રમાણે ટકી શકે છે, તે પુરુષ જન્મ, મરણ, સુખ, દુઃખ વગેરે સર્વથી મુક્ત થાય છે.[૫૬] જુદાં જુદાં અનેક શાસ્ત્રોમાં યોગનું જે ફળ કહેવામાં આવ્યું છે, તે જ મેં તમને કહ્યું છે અને યોગવિધિના પરમ કૃત્યનો મેં કહ્યું તે પ્રમાણે જ દ્વિજાતિઓએ નિશ્ચય કર્યો છે.[૫૭] હે મહાત્મન્! પરબ્રહ્મને પ્રાપ્ત કરવા, એ જ યોગનું પરમ ફળ છે અને જે મહાત્મા યોગીને આ પરમ ફળ પ્રાપ્ત થયું છે, તે યોગી સમર્થ દેવ બ્રહ્મા, વર આપનારા વિષ્ણુ, શંકર, ધર્મ, કાર્તિક-

સ્વામી, મહાપ્રભાવશાળી બ્રહ્માના પુત્રો, કષ્ટદાયક તમોગુણ, અતિ મહાન રજોગુણ, શુદ્ધ એવો સત્ત્વ ગુણ અને પરા એવી પ્રકૃતિ વગેરે સર્વમા પ્રવેશ કરી શકે છે, તેમ જ વરુણની પત્ની સિદ્ધિ દેવીને, સર્વ પ્રકારના તેજને તથા મહાન ધૈર્યને પ્રાપ્ત થાય છે, એટલુ જ નહિ પણ નક્ષત્રગણોથી યુક્ત નિર્મળ ચંદ્રમા, સમગ્ર દેવતાઓ, સર્પો, પિતૃઓ, પર્વતો, સમુદ્રો, નદીઓ, જળયુક્ત મેઘો, નાગો, વૃક્ષો, યક્ષો, દિશાઓ, ગંધર્વો, પુરુષો અને સ્ત્રીઓ એમાના કોઈનુ પણ સ્વરૂપ ધારણ કરવું હોય તો યોગી પુરુષ ધારણ કરી શકે છે અને તે તે સ્વરૂપમાથી પાછો એકદમ મુક્ત પણ થઈ શકે છે.[૫૮-૬૧]

હે રાજા! યોગશાસ્ત્રના સંબધની જે આ કથા મેં તમને કહી છે, તે મહાવીર્યવાન દેવ પરમાત્માના જ વિષયની હોઈને પરમ શુભદાયક છે. વળી મહાત્મા યોગી પુરુષ કેવળ નારાયણસ્વરૂપ જ બની જઈને જગતના સર્વ પ્રાણીઓ કરતા અધિક ઐશ્વર્યવાળો થાય છે અને માત્ર સંકલ્પ કરતાની સાથે જ પાચ ભૂતોની નવી સૃષ્ટિને પણ ઉત્પન્ન કરી શકે છે[૬૨]

ઇતિ શ્રીમદ્ભારતમા શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમા 'યોગવિધિ' નામનો અધ્યાય ૩૦૦ મો સમાપ્ત

# अध्याय ३०१मो

## સાંખ્યકથન

॥ युधिष्ठिर उवाच ॥

**सम्यक्त्वयाऽयं नृपते वर्णितः शिष्टसंमतः ।**
**योगमार्गो यथान्यायं शिष्यायेह हितैषिणा ॥१॥**

યુધિષ્ઠિરે પૂછ્યુ . હે રાજન્! મને પોતાનો શિષ્ય જાણીને મારુ હિત કરવાની ઇચ્છાથી તમે શિષ્ટ પુરુષોએ માન્ય કરેલા યોગમાર્ગનું ન્યાયપૂર્વક અને ઉત્તમ પ્રકારે વર્ણન કરી બતાવ્યુ[૧] તો હવે હુ તમને સાખ્યમાર્ગનો વિધિ પૂછું છુ, માટે તેનુ સંપૂર્ણ રીતે વર્ણન કરો, કેમ કે આ ત્રણે જગતમા જેટલુ જ્ઞાન રહેલુ છે, તે સર્વ તમારા જાણવામા છે.[૨]

ભીષ્મે કહ્યું · જેઓએ આત્માને જાણેલો છે, તેવા સાખ્યવેત્તા મહર્ષિઓનુ જે સૂક્ષ્મ જ્ઞાન હું તમને કહુ છું, તેનું તમે શ્રવણ કરો, કેમ કે એ જ્ઞાનને કપિલ આદિ સમર્થ મુનિઓએ જગતમાં પ્રકાશિત કર્યું છે[૩] વળી હે રાજા! એ સાખ્યજ્ઞાનમા કોઈ પ્રકારના સંશયો જોવામા આવતા નથી, તેમા અનેક પ્રકારના ગુણો રહેલા છે અને દોષોનો તો કેવળ અભાવ જ છે.[૪×] ઉપરાત હે રાજા! આ સાખ્યજ્ઞાન સંપાદન કર્યા પછી પુરુષો મનુષ્યોના, પિશાચોના, રજોગુણના, યક્ષોના, સર્પોના, ગંધર્વોના, પિતૃઓના, તિર્યંચોના, ગરુડના, વાયુઓના, રાજર્ષિઓના, બ્રહ્મર્ષિઓના, અસુરોના, વિશ્વેદેવાઓના, દેવર્ષિઓના, યોગેશ્વરોના, પ્રજાપતિઓના અને બ્રહ્મદેવના સર્વ દુર્જય વિષયોને પણ અત્યંત દોષભરેલા અથવા કેવળ મિથ્યાસ્વરૂપ જ ગણી કાઢે છે, તેમ જ આયુષના અંતિમ સમયને, લોકના યથાર્થ સ્વરૂપને, સુખના પરમ તત્ત્વને, વિષયની તૃષ્ણા રાખનારા પ્રાણીઓને, નિત્ય સમયાનુસાર પ્રાપ્ત થનારા દુઃખને, પશુપક્ષીઓના દુ.ખને, નરકમા પડનારાઓના દુ ખને, સ્વર્ગના સમગ્ર ગુણદોષોને, વેદવાક્યોના ગુણદોષોને, જ્ઞાન થતા પ્રાપ્ત થનારા અભિમાન આદિ દોષોને, જ્ઞાન થતા પ્રાપ્ત થનારા અદ્વેષ આદિ ગુણોને, સાખ્યજ્ઞાન થતા પ્રાપ્ત થનારા ગુણદોષને, [૧]સત્ત્વ ગુણમા રહેલા દશ ગુણોને, [૨]રજોગુણમા રહેલા નવ ગુણોને, [૩]તમોગુણમા રહેલા આઠ ગુણોને, [૪]બુદ્ધિમા રહેલા સાત ગુણોને, [૫]મનમા રહેલા છ

× અર્થાત્ આત્મા સત્ય હશે કે અસત્ય, એક હશે કે અનેક ઇત્યાદિ સંશયો સાખ્યશાસ્ત્રમા નથી, તેમા તો સ્પષ્ટ રીતે કહેવામા આવ્યુ છે કે, આત્મા એક જ છે. વળી દૃષ્ટિના ભેદને લીધે જ્ઞાનકાડનો તથા કર્મકાડનો પરસ્પર વિરોધ ઊભો થાય છે, તે પણ સાખ્યમા નથી, તેમ જ આત્માને અનેક માનનારાઓના મનમા જે જે દોષો ઉપસ્થિત થાય છે, તે સાખ્યશાસ્ત્રમા ઉપસ્થિત થતા નથી, માટે સાખ્ય જ સર્વ કરતા શ્રેષ્ઠ છે

૧ આનંદ, પ્રીતિ, ઉદ્વેગ, પ્રકાશપણુ, પુણ્ય કરવાનો સ્વભાવ, સંતોષ, શ્રદ્ધા, સરલતા, ત્યાગીપણુ અને ઐશ્વર્ય આ દશ ગુણો સત્ત્વગુણના છે

૨ આસ્તિકપણુ, ઉદારતા, સુખદુ ખનુ સેવન ભેદ, પુરુષાર્થ, કામ, ક્રોધ, મદ અને ગર્વ તથા દ્વેષવાળા અત્યંત વાદવિવાદ આ નવ ગુણો રજોગુણના છે

૩ અજ્ઞાન, મોહ, મહામોહ, તામિસ્ર, અંધતામિસ્ર, નિદ્રા, પ્રમાદ અને આલસ્ય આ આઠ ગુણો તમોગુણના છે.

૪ મહત્તત્ત્વ, અહંકાર અને પાચ તન્માત્રા એ સાત ગુણો બુદ્ધિના છે.

૫. શ્રોત્ર, ત્વચા, નેત્ર, રસના, ઘ્રાણ અને મન

ગુણોને, [६] આકાશમા રહેલા પાચ ગુણોને, [७] બુદ્ધિમા રહેલા ચાર ગુણોને, [८] તમમા રહેલા ત્રણ ગુણોને, [९] રજમા રહેલા બે ગુણોને તથા [१०] સત્ત્વમા રહેલા એક ગુણને જાણીને તેમ જ પ્રકૃતિના લયસમયે તથા આત્મતત્ત્વના દર્શનસમયે સર્વ વિષયોની તથા ગુણોની કેવી અવસ્થા રહે છે, તેને યથાર્થ રીતે જાણીને જ્ઞાનવિજ્ઞાનથી યુક્ત થયેલા અને સાત્ત્વિક ભાવ આદિ મોક્ષોપયોગી કારણોથી શુદ્ધ થયેલા અત કરણવાળા સાખ્યવેત્તા મહાત્માઓ, વાયુઓ જેમ આકાશમા ગતિ કરે છે, તેમ પરમ પવિત્ર મોક્ષપદને પામે છે ૫–૧૭ આ જગતમા જેટલા રૂપવાન પદાર્થો છે તેની સાથે દૃષ્ટિનો સબધ રહેલો છે, ગધવાન પદાર્થોની સાથે ઘ્રાણેદ્રિયનો સબધ રહેલો છે, શબ્દની સાથે શ્રોત્રેદ્રિયનો સબધ રહેલો છે, રસની સાથે જિહ્વાનો સબધ રહેલો છે, સ્પર્શની સાથે ત્વચાઇદ્રિયનો સબધ રહેલો છે, વાયુને આકાશનો આશ્રય છે, મોહને તમોગુણનો આશ્રય છે, લોભને ઇષ્ટ–અનિષ્ટ અર્થોનો આશ્રય છે, ચરણની ગમનક્રિયાને વિષ્ણુદેવનો આશ્રય છે, હસ્તઇદ્રિયને ઇદ્રદેવનો આશ્રય છે, ઉદરને અગ્નિદેવનો આશ્રય છે, જળને પૃથ્વીદેવીનો આશ્રય છે, તેજમા જળ રહ્યું છે, વાયુમા તેજ રહ્યુ છે, આકાશને મહત્તત્ત્વનો આશ્રય છે, મહત્તત્ત્વને બુદ્ધિનો આશ્રય છે, બુદ્ધિને તમોગુણનો આશ્રય છે, તમોગુણને રજોગુણનો આશ્રય છે, રજોગુણને સત્ત્વગુણનો આશ્રય છે, સત્ત્વગુણને જીવાત્માનો આશ્રય છે, જીવાત્માને માયાવી દેવ નારાયણનો આશ્રય છે અને નારાયણને મોક્ષનો–માયારહિત શુદ્ધ સ્વરૂપનો આશ્રય છે, પણ તે મોક્ષને કોઈનો આશ્રય નથી અર્થાત્ મોક્ષ સર્વથા સ્વતત્ર જ છે ૧૮–૨૩ સ્વપ્નનુ શરીર જે સોળ વિકારોનુ જ બનેલુ હોઈને કેવળ સત્વગુણપ્રધાન છે, તે શરીરનુ ઉત્પત્તિકારણ સ્વભાવ અને પૂર્વજન્મના કર્મો જ છે બુદ્ધિની વૃત્તિ તે શરીરને પ્રકટ કરનારી છે અને તેથી જ એમ કહેવાય છે કે, સ્વભાવ અને ચેતનાબુદ્ધિની વૃત્તિએ તે સૂક્ષ્મશરીરનો આશ્રય કર્યો છે જે આત્મા વિષે પુણ્ય કે પાપનો લેશમાત્ર સબધ નથી, તે અસગ આત્મા એ લિગશરીરની અદર ઉદાસીન અથવા મધ્યસ્થપણે રહેલો છે હે રાજા! જેમ એક કર્મને લીધે સ્વપ્નનો પ્રપચવિલાસ ઉત્પન્ન થાય છે, પણ તે પ્રપચવિલાસમા આત્માનુ અસગપણુ અને સ્થૂલ શરીરથી ઉત્પન્ન થનારા દુ ખોથી રહિતપણુ સ્પષ્ટ રીતે અનુભવાય છે, (તે પ્રમાણે જ જાગ્રત અવસ્થાના ભ્રમવિલાસમા પણ વિષયવાસનાવાળા પુરુષોનુ કોઈ બીજુ કર્મ કારણ તરીકે હોય છે,) એમ સમજીને નિશ્ચય કરવો જોઈએ કે, ઇદ્રિયાદિ સર્વ પદાર્થો કેવળ અવિદ્યાને લીધે જ આત્માના આશ્રિત હોય તેવા જણાય છે (અર્થાત્ કેવળ અવિદ્યાને લીધે જ તે અનાત્મભૂત પદાર્થોનુ આત્મા વિષે આરોપણ કરવામા આવ્યુ છે ) વિષયોની વાસનાને અધીન થઈને જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિરૂપ ત્રણ અવસ્થાઓમા સચાર કરનારો આત્મા સસારબધનથી કોઈ કાળે પણ મુક્ત થઈ શકે તેમ નથી આ પ્રમાણે વેદોક્ત વિજ્ઞાનપૂર્વક આત્માના મોક્ષનુ દુર્લભપણુ જાણી લઈને હજારોમાથી કોઈ એકાદ પુરુષ જ નીચે દર્શાવેલા કારણો દ્વારા સંસારથી વિરક્ત થઈને મોક્ષબુદ્ધિનો આશ્રય કરે છે ૨૪–૨૬ જેમ કે પ્રત્યેક શરીરમા પ્રાણ, અપાન, સમાન, વ્યાન અને ઉદાન આવા પાચ વાયુઓ રહેલા છે તે વાયુઓનુ એરીકરણ કરીને કેવળ અધોગતિ કરનારો છઠ્ઠો 'અધોનીલ' નામનો એક વાયુ પણ શરીરમા રહેલો છે,

૭ ગુણો મનના છે

૬ પૃથ્વી, જળ વાયુ તેજ અને આકાશ એ પાચ ગુણો આકાશના છે

૭ સશય, નિશ્ચય, ગર્વ અને સ્મરણ એ ચાર ગુણો બુદ્ધિના છે

૮ કર્મમા અપ્રવૃત્તિ, કર્મનો વિરોધ અને વિપરીત પ્રવૃત્તિ એ ત્રણ ગુણો તમોગુણના છે

૯ પ્રવૃત્તિ અને દુ ખ એ બન્ને ગુણો રજોગુણના છે

૧૦ પ્રકાશરૂપ ગુણ સત્ત્વગુણનો છે

આ બધા મળીને કુલ પચાવન ગુણો થાય છે તેમાથી માત્ર એક પ્રકાશરૂપ સત્ત્વગુણ જ સ્વીકારવા યોગ્ય છે બાકીના સર્વ ગુણો કેવળ ત્યાજ્ય જ ગણાય છે જે પુરુષો આત્મતત્ત્વનુ આલોચન કરે છે, તેઓ જ આ સમગ્ર ગુણોના યથાર્થ સ્વરૂપને જાણી શકે છે એમ દર્શાવવા માટે જ આ અધ્યાયમા પાચમા શ્લોકથી આરભીને છેક સત્તરમા શ્લોક સુધીમા એકવાક્યતા મૂકી છે અને ૬૭ પણ છેક બાવનમા શ્લોક સુધી સાખ્યમાર્ગનું જ મહત્ત્વ વર્ણવે છે

તેમ જ પ્રાણાદિક વાયુઓને એકત્ર કરીને ઊર્ધ્વગતિ કરાવનારો સાતમો 'પ્રવહ' નામનો એક વાયુ પણ શરીરમાં રહેલો છે. વળી આ સાતે વાયુના દરેક પ્રત્યે સાત સાત ભેદ થતા હોવાથી એકંદર ઓગણપચાસ વાયુઓ થઈ શકે છે અને જેમ વડનાં અનેક બીજોમાં પાછાં અનંત બીજો રહેલાં હોય છે, તેમ આ સર્વ વાયુઓમાં પાછા અનંત વાયુઓ પણ હોવા જ જોઈએ; જેથી ઉત્તરોત્તર અનંત સંસાર થવાનો સંભવ અવશ્ય રહેલો જ છે, માટે આ અજ્ઞાનનો તત્ત્વજ્ઞાન દ્વારા અવશ્ય નાશ કરવો જોઈએ. હે શત્રુતાપન રાજા! વળી તે મુમુક્ષુ પુરુષ વિચારે છે કે, ઉત્તમ ધર્મમાર્ગનો આશ્રય કરનારા અનેક પ્રજાપતિઓ, ઋષિઓ, સપ્તર્ષિઓ, અનેક રાજાઓ, મોટા મોટા દેવર્ષિઓ અને સૂર્ય સમાન તેજસ્વી એવા ઘણાખરા બ્રહ્મર્ષિઓ પણ મહાન એવા કાળના સપાટામાં સપડાઈને ઐશ્વર્યથી ભ્રષ્ટ થયા છે; મોટા મોટા ભૂતસમુદાયો પણ પ્રતિદિન નાશ પામતા જાય છે; પાપકર્મ કરનારા સંખ્યાબંધ મનુષ્યો યમલોકમાં જઈને વૈતરણી નદીમાં પડ્યા પડ્યા દુઃખનો અનુભવ કર્યા કરે છે અને નરકાદિ અશુભ ગતિઓને પામે છે; કર્મોની વિચિત્રતાને લીધે પ્રાણીઓને વિચિત્ર પ્રકારની યોનિઓમાં અશુભ અવતાર લેવા પડે છે; માતાનું અશુભ ઉદર જે રુધિર અને જળનું એક પાત્ર જ છે, તેમાં નવ માસ પર્યંત પડી રહેવું પડે છે; નવ દ્વારવાળું આ શરીર જે કફ, મૂત્ર અને વિષ્ટાથી ભરપૂર છે, તીવ્ર દુર્ગંધથી ગંધાઈ રહે છે, વીર્ય અને રુધિરથી જ ભરેલું છે, મજ્જા અને સ્નાયુઓથી વ્યાપ્ત છે અને સેંકડો નાડીઓથી ચારે બાજુ વીંટાયેલું છે, તે અપવિત્ર શરીરમાં મારે ગોંધાઈ રહેવું પડે છે, મારે મારા આત્માનું હિત અવશ્ય જાણવું જોઈએ, તેને માટે વિવિધ પ્રકારના ઉપાયો કામે લગાડવા જોઈએ; તામસ પ્રકૃતિના જીવો કે જેઓનાં ચિત્ત વિષયોની રમણીયતાથી ઘેરાઈ ગયેલાં હોય છે, તેઓને સાત્ત્વિક પ્રકૃતિના જીવો નિંદ્ય ગણી કાઢે છે; જેઓએ આત્માનો સાક્ષાત્કાર કરેલો છે, તેવા મહાન સાંખ્યવેત્તા આચાર્યોએ સાંસારિક સર્વ વિષયોને નિંદ્ય જ ગણેલા છે; ચંદ્ર તથા સૂર્ય જેવા તેજસ્વી ગ્રહોને પણ ગ્રહણની ભયંકર પીડા ભોગવવી પડે છે; પુણ્યનો ક્ષય થયા પછી તારાઓ પણ પૃથ્વી પર ખરી પડે છે; નક્ષત્રગણોમાં વિપર્યાસ થઈ જાય છે; સ્ત્રીપુરુષનાં જોડાંનો કરુણાજનક વિયોગ પ્રાપ્ત થાય છે; બીજાં પ્રાણીઓ પણ અત્યંત નિંદ્ય એવું અન્યોન્યનું ભક્ષણ કરી જતાં જોવામાં આવે છે; બાલ્યાવસ્થામાં કેવળ મોહનો જ અનુભવ થાય છે, દેહનો અશુભ નાશ અવશ્ય થવાનો જ છે અને રાગ તથા મોહની જ્યારે પ્રાપ્તિ થાય છે, ત્યારે ભાગ્યે જ કોઈ સ્થળે સત્ત્વગુણની સ્થિતિ જોવામાં આવે છે. આ રીતે અનેક પ્રકારના વિચારો કરીને હજારોમાંથી કોઈ એકાદ પુરુષ જ મોક્ષબુદ્ધિનો આશ્રય કરે છે.[૨૭-૩૯] મોક્ષબુદ્ધિનો આશ્રય કરનારો તે મુમુક્ષુ પુરુષ વેદોક્ત વિજ્ઞાનપૂર્વક જાણી લે છે કે, મોક્ષવસ્તુ અતિ દુર્લભ છે. કોઈ વસ્તુ ન મળી હોય, તેને મેળવવા માટે મનુષ્યોને અત્યંત ઉત્કંઠા હોય છે; પણ તે જ વસ્તુ જ્યારે પ્રાપ્ત થાય છે, ત્યારે તે વિષેની ઉત્કંઠા શિથિલ થાય છે. વિષયોનો સ્વભાવ ઘણો જ દુષ્ટ હોય છે; પ્રાણીઓ જ્યારે મરણ પામે છે, ત્યારે તેઓનાં શરીરો ઘણાં જ અમંગલ થઈ પડે છે, પ્રાણીઓએ ગૃહની અંદર નિવાસ કરવો તે મહાદુઃખકારક છે. બ્રહ્મહત્યારા પતિત પુરુષોની ગતિ મહાદારુણ થાય છે. જે દુરાત્મા બ્રાહ્મણો મદિરાપાનમાં આસક્ત થાય છે અને ગુરુની સ્ત્રી સાથે પણ વ્યભિચાર કરે છે, તેઓની ગતિ અશુભ જ થાય છે. જે પુરુષો પોતાની માતા પ્રત્યે અયોગ્ય વર્તન ચલાવે છે અને દેવો સહિત આ લોકમાં યોગ્ય રીતે વર્તતા નથી, તે અશુભકર્મી પુરુષોની દુર્ગતિ જ થાય છે. જે પ્રાણીઓ પશુપક્ષીની જાતિમાં અવતરેલાં હોય છે, તેઓની ભિન્ન ભિન્ન પ્રકારની ગતિઓ થાય છે. વેદમાં પણ અનેક પ્રકારના વાદો જોવામાં આવે છે. ઋતુઓમાં વિચિત્ર પ્રકારના ફેરફારો થયા કરે છે, વર્ષોનો ક્ષય થાય છે, મહિનાઓનો ક્ષય થાય છે, પક્ષોનો ક્ષય થાય છે, દિવસોનો ક્ષય થાય છે. સમુદ્રની ભરતી અને ઓટ પ્રત્યક્ષ જોવામાં આવે છે. ચંદ્રનો ક્ષય અને વૃદ્ધિ પ્રતિદિન જોવામાં આવે છે, ધનનો નાશ અને વૃદ્ધિ પણ તે પ્રમાણે જ અનુભવાય છે. જેનો સંયોગ થયો હોય છે, તેનો વિયોગ અવશ્ય થાય છે. યુગોને પણ હ્રાસ થતો જોવામાં આવે છે. પર્વતો તથા

ઓનો પણ કાળે કરીને નાશ થઈ જાય છે. વર્ણોનો (શ્વેત આદિ રંગોનો) પણ વિનાશ થઈ જાય છે, એટલું જ નહિ પણ શરીરની આંતરસ્થિતિ તરફ દૃષ્ટિ કરીએ છીએ, ત્યારે પણ જરા મૃત્યુ, જન્મ વગેરેનાં અનેક દુઃખો જોવામાં આવે છે. દેહની અંદર અનેક દોષો ભરેલા છે; ખરું જોતાં સર્વત્ર કેવળ દુઃખ જ રહેલું છે. દેહની વ્યાકુળતાનો સારી રીતે અનુભવ થઈ શકે છે. ચિત્તના સર્વ દોષોનો આત્મામાં કેવળ આરોપ જ કરવામાં આવ્યો છે અને આ મનુષ્યશરીરમાંથી અનેક પ્રકારના અશુભ ગંધો જ ઉત્પન્ન થાય છે, આવો મનમાં વિચાર કરીને મુમુક્ષુ પુરુષ મોક્ષબુદ્ધિનો જ આશ્રય કરે છે.[૪૦-૫૨]

યુધિષ્ઠિરે પૂછ્યું: હે મહાપરાક્રમી પિતામહ! આપણા શરીરમાં ઉત્પન્ન થયેલા કયા કયા દોષો તમારા જોવામાં આવે છે, તે મને સંપૂર્ણ રીતે કહો; કેમ કે તે વિષયમાં મને સંશય રહે છે.

ભીષ્મે કહ્યું: હે શત્રુવિનાશન રાજા! કપિલ મતને અનુસરનારા બુદ્ધિમાન સાંખ્યવેત્તાઓ શરીરમાં રહેલા પાંચ દોષોનું વર્ણન કરે છે, તે હું તમને કહું છું, સાંભળો.[૫૩,૫૪] કામ, ક્રોધ, ભય, નિદ્રા અને શ્વાસ આ પાંચ દોષો પ્રત્યેક પ્રાણીના શરીરમાં જોવામાં આવે છે;[૫૫] પરંતુ હે રાજા! જ્ઞાની પુરુષ ક્ષમાગુણ વડે ક્રોધનો નાશ કરે છે; સંકલ્પોનો ત્યાગ કરીને કામનો નાશ કરે છે; સત્ત્વગુણનો આશ્રય કરીને નિદ્રાનો નાશ કરે છે; સર્વ વિષયથી સાવધ રહીને ભયનો નાશ કરે છે અને આહારને અલ્પ કરી નાખીને શ્વાસનો નાશ કરે છે.[૫૬,૫૭] હે રાજન્! મહાબુદ્ધિમાન સાંખ્યવેત્તાઓ સેંકડો ગુણોથી ગુણોને, સેંકડો દોષોથી દોષોને તથા સેંકડો વિચિત્ર પ્રકારનાં કારણોથી જુદી જુદી જાતના હેતુઓને યથાર્થ રીતે જાણી લઈને આ મનુષ્યલોક જે પાણીના ફીણની પેઠે ક્ષણમાં વિનાશ પામે તેવો છે, વિષ્ણુની સેંકડો માયાઓથી વીંટાયલો છે, ભીંત ઉપરના ચિત્રની પેઠે કેવળ નામમાત્ર છે, નલ નામના ઘાસની પેઠે નિઃસાર છે, નરકના ખાડાની પેઠે દુઃખમય છે, વર્ષાકાળના પાણીના પરપોટાની પેઠે નાશવંત છે, સુખથી રહિત છે, પરિણામે નાશને જ પામનારો છે, મૃત્યુને વશ રહેનારો છે અને કાદવમાં ખૂંપી ગયેલા હાથીની પેઠે રજોગુણ અને તમોગુણરૂપ કાદવમાં મગ્ન થયેલો હોઈને પરાધીન દશામાં જઈ પડ્યો છે, તે મનુષ્યલોકનો તથા પુત્ર-પૌત્રાદિના સ્નેહનો તેઓ ત્યાગ કરે છે.[૫૮-૬૧] વળી હે ભારત! તે જ્ઞાની પુરુષો સાંખ્યશાસ્ત્રમાં કહેલા મહાન જ્ઞાનયોગનો આશ્રય કરીને રજોગુણના તથા તમોગુણના અશુભ વિષયોનો નાશ કરે છે, તેમ જ તપરૂપી દાંડાવાળા જ્ઞાનરૂપી શસ્ત્રને ધારણ કરીને સ્પર્શથી ઉત્પન્ન થનારા તથા દેહનો આશ્રય કરનારા સાત્ત્વિક પવિત્ર વિષયોનો પણ મૂળમાંથી ઉચ્છેદ કરી નાખે છે.[૬૨,૬૩] તે પછી સિદ્ધ અવસ્થાને પ્રાપ્ત થયેલા તે યતિઓ જ્ઞાનરૂપી વહાણનો આશ્રય કરીને દુઃખરૂપી જળવાળા, ચિંતા અને શોકરૂપી મોટા ધરાવાળા, રજોગુણરૂપી માછલાવાળા, સ્નેહરૂપી કાદવવાળા, વ્યાધિ અને મૃત્યુરૂપી મોટા ઝુડવાળા, મહાન ભયરૂપી મોટા સર્પોવાળા, તમોગુણરૂપી કાચબાવાળા, વૃદ્ધાવસ્થારૂપી દુર્ગમ ખડકવાળા, જ્ઞાનરૂપી બેટવાળા, કર્મોરૂપી ઊંડાઈવાળા, સત્યરૂપી તીરવાળા, નિયમમાં સ્થિર રહેનારા, હિંસારૂપી મોટા ઝડપદાર વેગવાળા, અનેક રસોરૂપી ખાણવાળા, ભિન્ન ભિન્ન વિષય ઉપરની પ્રીતિરૂપી રત્નોવાળા, દુઃખ અને સંતાપરૂપી પવનના સુસવાટાવાળા, શોક અને તૃષ્ણારૂપી મોટી ઘૂમરીઓવાળા, તીક્ષ્ણ વ્યાધિઓરૂપી મોટા હાથીવાળા, હાડકાંના સમુદાયરૂપી ઘાટ-ગોદીવાળા, કફરૂપી ફીણવાળા, દાનરૂપી મોતીના સમૂહવાળા, રુધિરના ધરારૂપી પરવાળાંવાળા, હાસ્યરૂપી મોટી ગર્જનાવાળા, અનેક પ્રકારનાં અજ્ઞાનોથી મહાદુસ્તર, રુદનના અશ્રુના મેલરૂપી ક્ષારવાળા, સંગ અને ત્યાગરૂપી મોટા આશ્રયવાળા, પુત્ર અને સ્ત્રીરૂપી જળોવાળા, મિત્રો અને બાંધવોરૂપી બંદરવાળા, અહિંસા અને સત્યરૂપી કિનારાવાળા, પ્રાણના ત્યાગરૂપી મોટા તરંગોવાળા, વેદાંતરૂપી દ્વીપવાળા, પ્રાણીઓ પરની દયારૂપી તરવાના ઘડાવાળા, મોક્ષરૂપી દુષ્પ્રાપ્ય તીરપ્રદેશવાળા અને વિષયોરૂપી વડવાનલથી વ્યાપ્ત એવા આ સંસારરૂપી મહાસાગરને તરી જાય છે અને પછી હે ભારત! જન્મમરણના દુસ્તર ફેરામાંથી મુક્ત થઈને હૃદયરૂપ નિર્મળ આકાશમાં તેઓ પ્રવેશ કરે છે; અર્થાત્ દેહ ઉપરની આત્મબુદ્ધિ દૂર થતાં જ તેઓનાં હૃદયમાં આત્મજ્ઞાનનો ઉદય થાય છે.[૬૪-૭૨] હે રાજા! તે સમયે

પુણ્યશાળી એવા તે સાંખ્યવેત્તાઓનાં હૃદયાકાશમાં કમળના નાળ દ્વારા જેમ જળ પ્રવેશ કરે, તેમ સૂર્ય તેઓનાં મન દ્વારા પ્રવેશ કરીને પોતાનાં કિરણો વડે ચૌદ ભુવનના વિષયો તેઓની પાસે હાજર કરે છે.× હે ભરતવંશી રાજા! રાગદ્વેષથી મુક્ત થયેલા, વીર્યબળથી યુક્ત અને તપરૂપી ધનવાળા તે યોગસિદ્ધ મહાત્માઓની અપેક્ષા રાખીને હૃદયાકાશમાં રહેલો 'પ્રવહ' નામનો વાયુ તે સર્વ વિષયોને પોતાને સ્વાધીન કરે છે.[૭૩-૭૪] હે ભારત! તે પ્રવહ વાયુ સૂક્ષ્મ છે, શીતળ છે, સુગંધીદાર છે, સ્પર્શમાં સુખકારક છે, સાતે વાયુઓમાં શ્રેષ્ઠ છે અને પવિત્ર લોકમાં ગતિ કરનારો છે. હે કુંતાપુત્ર! આ પ્રવહવાયુ સાંખ્યવેત્તા યોગીઓને હૃદયાકાશમાંથી પરમ ગતિમાં લઈ જાય છે;[૭૫] અને હે રાજેંદ્ર! તમોગુણના અતિસૂક્ષ્મ પરિણામરૂપ એવું તે હૃદયાકાશ, સાંખ્યયોગીઓને રજોગુણની પરમગતિરૂપ અહંકાર પ્રત્યે લઈ જાય છે. પછી તે અહંકાર સત્ત્વગુણની પરમ ગતિરૂપ મહત્તત્ત્વ (અસ્મિતા માત્ર શુદ્ધ ત્વં પદાર્થ) પ્રત્યે લઈ જાય છે અને પછી હે શુદ્ધાત્મા! તે મહત્તત્ત્વ સર્વનાથી પર રહેલા પ્રભુ નારાયણ પ્રત્યે તેઓને લઈ જાય છે. ત્યાર પછી શુદ્ધસ્વરૂપ તે નારાયણ પ્રભુ પંડે તે યોગીઓને પરમાત્મપદે પહોંચાડી આપે છે.[૭૬-૭૭] આ રીતે હે રાજા! પરમાત્મપદને પામીને કેવળ તેના રૂપ જ બની ગયેલા તે પવિત્ર યોગીઓ મોક્ષ જ પામે છે, પણ પુનરાવૃત્તિ પામતા નથી.[૭૮] હે પાર્થ! જે મહાત્માઓ સુખદુઃખાદિ દ્વંદ્વોથી રહિત થયેલા છે, સત્ય અને સરળતામાં જ આસક્ત રહેનારા છે અને પ્રાણીમાત્ર ઉપર દયાવાળા છે, તેઓની મેં કહી તેવી પરમ ગતિ જ થાય છે.[૭૯]

× કહેવાનો આશય એ છે કે, જેમ કમળના નાળને જળમાં મૂકીને મુખ વડે જળને ઊંચું ખેંચવામાં આવે છે, તો તે નાળના છિદ્રમાં થઈને જળ મુખની અંદર આવે છે, તેમ સૂર્ય આત્મા વિષે એકાગ્ર કરેલા યોગીઓનાં મન દ્વારા તેઓનાં હૃદયાકાશમાં દાખલ થઈને પોતાનાં કિરણો વડે ચૌદે ભુવનના વિષયો તેઓને લાવી આપે છે, અર્થાત્ યોગીના હૃદયાકાશમાં આત્મજ્ઞાનનો ઉદય થાય છે, એટલે તેને સર્વજ્ઞપણું, સર્વનું આત્માપણું અને સર્વ ભોગોનું ભોક્તાપણું પ્રાપ્ત થાય છે.

યુધિષ્ઠિરે પૂછ્યું: હે નિર્દોષ પિતામહ! વ્રતપાલનમાં સ્થિર રહેનારા તે સાંખ્યયોગીઓ ભગવાન પરમાત્મારૂપી ઉત્તમ સ્થાનને પામ્યા પછી જન્મમરણાદિકનું સ્મરણ કરે છે કે નહિ? (અર્થાત મોક્ષપદને પામેલા જીવોને પૂર્વે અનુભવેલા જન્મમરણાદિકનું વિશેષ જ્ઞાન રહે છે કે નહિ?)[૮૦] એ વિષયમાં જે સત્ય હોય તે મને કહો. હે કુરુવંશી પિતામહ! આવા પ્રકારના પ્રશ્નો પૂછવા માટે તમારા વિના બીજા કોઈ પણ પુરુષને હું યોગ્ય માનતો નથી.[૮૧] મોક્ષ વિષેના વેદમંત્રનો જ્યારે વિચાર કરીએ છીએ, ત્યારે આપણે જાણી શકીએ છીએ કે, મોક્ષમાં પણ મોટામાં મોટા બે દોષ રહેલા છે. જેમ કે મોક્ષ થયા પછી પણ પૂર્વે અનુભવેલા જન્મમરણાદિનું વિશેષ વિજ્ઞાન રહેતું હોય, તો તે એક મહાન દોષ છે; કેમ કે મોક્ષ થયા પછી પણ તેવા અહંકારયુક્ત વિજ્ઞાનનું અસ્તિત્વ રહે તો પછી હે રાજા! કર્મમાર્ગરૂપ પ્રવૃત્તિધર્મ જ મોક્ષના કરતાં ઉત્તમ છે, એમ મને જણાય છે; તેમાં જ મોક્ષપ્રાપ્તિ થયા પછી વિશેષ વિજ્ઞાન રહેતું જ નથી; માત્ર સુષુપ્તિના જેવી જ મોક્ષાવસ્થા છે, એમ માનવામાં આવે તો પછી એનાથી અધિક બીજું કયું દુઃખ હોઈ શકે? કેમ કે સુષુપ્તિ જે કેવળ અજ્ઞાનની જ અવસ્થા છે, તેના જેવી જો મોક્ષાવસ્થા હોય, તો પછી તેને માટે વ્યર્થ પ્રયાસ શા માટે કરવો પડે? તેવી અજ્ઞાનાવસ્થા પ્રાપ્ત કરીને શો લાભ?[૮૨-૮૩]

ભીષ્મે કહ્યું: હે તાત! તમારો આ પ્રશ્ન મહાકઠિન છે, મોટા મોટા પંડિતોને પણ મોહ ઉપજાવે તેવો છે, તોપણ હે ભરતશ્રેષ્ઠ! આ પ્રશ્ન ન્યાયાનુસાર જ છે.[૮૪] આના સંબંધમાં નિશ્ચય કરવા માટે કપિલ–મતના મહાત્માઓએ બુદ્ધિનો શ્રેષ્ઠ ઉપયોગ કર્યો છે અને તેઓએ જે પરમ તત્ત્વનો નિશ્ચય કર્યો છે, તે જ હું તમને યથાર્થ રીતે કહું છું, સાંભળો.[૮૫] હે રાજા! પ્રાણીઓનાં શરીરમાં રહેલી ઇંદ્રિયો જ બહારના અને અંદરના સર્વ વિષયોને જાણે છે, જેથી તે ઇંદ્રિયો આત્માને વિશેષ જ્ઞાન ઉત્પન્ન થવામાં હેતુરૂપ છે અને સૂક્ષ્મ એવો આત્મા તે ઇંદ્રિયો દ્વારા જ વિષયપ્રકાશને કરી શકે છે;[૮૬]*

* કહેવાનો ભાવ એ છે કે, બાહ્ય–આભ્યંતર સર્વ વિષયોનું વિશેષ વિજ્ઞાન ઇંદ્રિયો દ્વારા જ થઈ શકે છે.

તોપણ એ લક્ષ્યમાં રાખવું કે ઇંદ્રિયો આત્માના સંયોગથી જ્યારે રહિત થાય છે, ત્યારે કાષ્ઠ અથવા ભીંતના જેવી કેવળ જડ જ બની જાય છે અને મહાસાગરમાં ઉત્પન્ન થયેલા જળના ફીણની* પેઠે વિનાશ પામે છે, એમાં સંદેહ નથી.[૮૭] હે શત્રુતાપન રાજા ! દેહાભિમાની પ્રાણી સર્વ ઇંદ્રિયોની સાથે જ્યારે નિદ્રાવશ થાય છે, ત્યારે તેનો સૂક્ષ્મ અંતરાત્મા આકાશમાં જેમ વાયુ સંચાર કરે છે, તેમ સ્વપ્નના સર્વ વિષયોમાં સંચાર કરે છે; અર્થાત્ જાગ્રત અવસ્થાની પેઠે સ્વપ્નાવસ્થામાં પણ આત્મા સર્વ વિષયોને પ્રકાશિત કરે છે; માટે જણાય છે કે, આત્મા સ્વતઃ જ જ્યોતિસ્વરૂપ છે; ઇંદ્રિયોને લીધે જ્યોતિસ્વરૂપ નથી.[૮૮] હે ભરતવંશી રાજા ! આત્મા સ્વપ્નાવસ્થામાં પણ જાગ્રત અવસ્થાની પેઠે જ સર્વ વિષયોને સંપૂર્ણ રીતે જાણી શકે છે અને જોઈ શકે છે.[૮૯] સ્વપ્નાવસ્થામાં પોતાનો નિયંતા જ્યારે આરામ લેવા જાય છે, ત્યારે તેનાથી વિખૂટી પડી ગયેલી સર્વ ઇંદ્રિયો ઝેર વિનાના સર્પની પેઠે પોતપોતાનાં સ્થાનમાં જ લીન થઈ જાય છે; અર્થાત્ ઇંદ્રિયો જો સ્વતઃ શક્તિવાળી હોય, તો આત્માની સહાય વિના પણ પોતપોતાના વિષયમાં પ્રવૃત્તિ કરનાર થવી જોઈએ; પણ તેમ જોવામાં આવતું નથી; તેથી જણાય છે કે ઇંદ્રિયો કેવળ જડ છે અને ચૈતન્યની અપેક્ષા રાખનારી છે.[૯૦] વળી જાગ્રત અવસ્થામાં પણ સર્વ ઇંદ્રિયો પોતપોતાનાં સ્થાનોમાં જ પડી રહેલી હોય છે, ત્યારે આત્મા તેઓની સૂક્ષ્મ ગતિઓમાં વ્યાપ્ત થઈને તેઓને ચેતનવાળી કરે છે અને પછી તેઓ દ્વારા વિષયોમાં વિચરે છે, એમાં સંશય નથી.[૯૧] તે જ પ્રમાણે હે ભારત ! સત્ત્વગુણ, રજોગુણ, તમોગુણ, બુદ્ધિ, મન, આકાશ, વાયુ, તેજ, જળ, પૃથ્વી અને ક્ષેત્રજ્ઞ વગેરે સર્વના સમગ્ર ગુણોમાં તથા ક્ષેત્રજ્ઞ સુદ્ધાંમાં પણ આત્મા વ્યાપી રહ્યો છે અને શુભ-અશુભ કર્મ ક્ષેત્રજ્ઞમાં જ વ્યાપ્ત થઈ રહ્યાં છે. હે રાજા ! શિષ્યો જેમ ગુરુની સેવામાં હાજર રહે છે, તેમ સર્વ ઇંદ્રિયો પોતાના પ્રવર્તક આત્માની સેવામાં હાજર રહે છે.[૯૨-૯૫] જીવ જ્યારે પ્રકૃતિનું ઉલ્લંઘન કરે છે-પ્રકૃતિના સામર્થ્યનો નાશ કરે છે, ત્યારે પ્રકૃતિથી પર રહેલા, સુખદુઃખાદિ દ્વંદ્વોથી રહિત અને અવિનાશી એવા નારાયણસ્વરૂપ પરમાત્માને પામે છે;[૯૬] અને હે ભારત ! તે જીવાત્મા પરમાત્માને પ્રાપ્ત કર્યા પછી પુણ્ય-પાપથી મુક્ત થઈને અનામય અને નિર્ગુણ એવા તેમના શુદ્ધ સ્વરૂપમાં પ્રવેશ કરે છે અને પછી પુનઃ તે સંસારમાં આવતો નથી. (તાત્પર્ય કે પ્રકૃતિથી મુક્ત થયેલો જીવન્મુક્ત પુરુષ સમાધિદશામાં પરમાત્માને પામીને સંસારમાં આવતો નથી, પણ સમાધિરહિત દશામાં તો પ્રારબ્ધકર્મને અનુસરીને સંસારમાં આવે જ છે; કેમ કે)[૯૭] હે તાત ! તે સમયે તેનું મન અને ઇંદ્રિયો હજી અવશેષ રહેલાં જ હોય છે, જેથી પ્રારબ્ધકર્મને અનુસરનારી ઈશ્વરની પ્રેરણાને અધીન થઈને તેઓ (સમાધિરહિત દશામાં) સમયાનુસાર જીવની પાસે હાજર થાય છે.[૯૮] હે કુંતાપુત્ર ! (કદાચ તમે કહેશો કે સમાધિદશામાં

જેમ કે બહાર રહેલા પદાર્થનું દર્શન વિજ્ઞાન-નેત્ર વડે જ થઈ શકે છે. જો નેત્ર ન હોય, તો બાહ્ય પદાર્થનું સ્વરૂપ-વિજ્ઞાન કદી થઈ શકે જ નહિ અને તેથી જ નેત્રવિનાના અંધ મનુષ્યને પદાર્થના સ્વરૂપનું વિજ્ઞાન થઈ શકતું નથી. વસ્તુસ્થિતિ આવી છે; તોપણ તેટલાથી આત્માની જ્ઞાનશક્તિમાં કોઈ જાતની ઊણપ આવતી નથી અથવા તેટલાથી આત્માની જ્ઞાતૃશક્તિ ઓછી કે વત્તી થઈ જતી નથી; કેમ કે નેત્ર વિનાનો પુરુષ પણ સ્વપ્નાવસ્થામાં અનેક પ્રકારના પદાર્થો જોઈ શકે છે. એ જ પ્રમાણે સુષુપ્તિમાં તથા સમાધિમાં મન સુદ્ધાંનો લય થઈ જાય છે, તોપણ આત્માની જ્ઞાનશક્તિનો વિનાશ થતો નથી-આત્મા તો નિત્ય જ્ઞાનસ્વરૂપ જ છે. ઇંદ્રિયોના અભાવસમયે આત્મા જ્ઞાનરહિત હોય તેવો જણાય છે, પણ તેથી તે અજ્ઞાનસ્વરૂપ થઈ શકતો નથી. માત્ર ઇંદ્રિયોના વિયોગને લીધે જ તેવો જણાય છે. એ રીતે મોક્ષાવસ્થામાં પણ આત્માના સર્વજ્ઞપણાને હાનિ પહોંચતી નથી. માત્ર તે અવસ્થામાં ઇંદ્રિયોનો કેવળ અભાવ હોવાને લીધે તેને વિશેષ વિજ્ઞાન રહેતું નથી અને તે વિજ્ઞાનની તે અવસ્થામાં તેને અપેક્ષા પણ નથી.

* ઇંદ્રિયોને ફીણની ઉપમા આપી છે, તે ઘણી જ બંધબેસતી છે. જળનું ફીણ જળથી જ ઉત્પન્ન થયેલું હોય છે, છતાં જાણે કોઈ સ્વતંત્ર પદાર્થ હોય તેવું દેખાય છે, પણ જળ વિના એક ક્ષણભર ટકી શકતું નથી; તેમ જ ઇંદ્રિયો આત્મામાંથી અધ્યાસપૂર્વક ઉત્પન્ન થયેલી છે, છતાં જાણે આત્માથી ભિન્ન હોય તેવી દેખાય છે, પણ આત્માનો વિયોગ થતાં એક ક્ષણભર પણ ટકી શકતી નથી.

જીવને પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે, તોપણ તેનો ઇંદ્રિયાદિક સાથેનો સંબંધ કેમ છૂટતો નથી ? એનો ઉત્તર એ જ છે કે, જ્યાં સુધી દેહ સાથેનો સંબંધ હોય છે,ત્યાં સુધી ઇંદ્રિયાદિકનો સંબંધ કાયમને માટે છૂટી શકતો નથી; પરંતુ ) પછી અલ્પ સમયમાં જ પ્રારબ્ધકર્મની સાથે દેહનો જ્યારે નાશ થાય છે, ત્યારે આત્મગુણની ઇચ્છા રાખનારો અને જ્ઞાનસંપન્ન થયેલો તે મોક્ષભાગી જીવ શાંતિસુખને ( વિદેહમુક્તિને ) પામી શકે છે.[૯૯]

હે રાજન્ ! મહાબુદ્ધિમાન સાંખ્યવેત્તાઓ મેં કહેલા આ જ્ઞાનનો આશ્રય કરીને પરમગતિને પામે છે; માટે જ હે કુંતાપુત્ર ! સાંખ્યજ્ઞાન (વેદાંત) ના જેવું બીજું એક પણ જ્ઞાન જગતમાં નથી.[૧૦૦] આ સાંખ્યજ્ઞાનને અત્યંત ઉત્તમ માનવામાં આવ્યું છે, તેના સંબંધમાં તમારે સંશય રાખવો નહિ; કેમ કે વિદ્વાનો કહે છે કે, સાંખ્યજ્ઞાન અક્ષર છે, ધ્રુવ છે, પરિપૂર્ણ છે, બ્રહ્મસ્વરૂપ છે, સનાતન છે; આદિ, મધ્ય અને અંતથી રહિત છે, દ્વૈતભાવથી રહિત છે, જગતના સ્રષ્ટારૂપ છે, અખંડ છે, નિર્વિકાર છે અને નિત્ય છે.[૧૦૧-૧૦૨] જેને લીધે જગતની ઉત્પત્તિ અને લય વગેરે સર્વ વિક્રિયાઓ પ્રવર્તે છે અને મોટા મોટા ઋષિઓ શાસ્ત્રમાં જેની પ્રશંસા કરે છે, તે જ એ સાંખ્યજ્ઞાન છે.[૧૦૩] વળી ગુણનિષ્ઠ બુદ્ધિવાળા સર્વ બ્રાહ્મણો, દેવો અને શાંતિનિષ્ઠ મુનિઓ પણ બ્રહ્મજાતિને હિતાવહ આ સાંખ્યજ્ઞાનને જ પરમદેવ અચ્યુત અને અનંત તરીકે માનીને તેની પ્રાર્થના કરે છે; તેમ જ સારી રીતે યોગાનુષ્ઠાન કરનારા યોગીઓ અને વિશાળ દૃષ્ટિવાળા સાંખ્યશાસ્ત્રીઓ આ પરમ જ્ઞાનની જ નિત્ય સ્તુતિ કરે છે. હે કુંતાપુત્ર ! શ્રુતિ કહે છે કે, સાંખ્યજ્ઞાન એ મૂર્તિરહિત એવા પરમાત્માની એક મૂર્તિરૂપ છે અને હે ભરતશ્રેષ્ઠ ! નિર્વિકલ્પ એવું ઘટપટાદિનું જે જ્ઞાન તે જ એ સાંખ્યજ્ઞાન છે, એમ તત્ત્વવેત્તાઓ કહે છે.

હે રાજા ! આ પૃથ્વી ઉપર સ્થાવર અને જંગમ એવાં બે પ્રકારનાં પ્રાણીઓ હોય છે. તેમાં સ્થાવર પ્રાણીના કરતાં જંગમ પ્રાણી ઉત્તમ ગણાય છે.[૧૦૪-૧૦૭] હે રાજન્ ! મહાન વેદશાસ્ત્રોમાં, સાંખ્યશાસ્ત્રમાં ( ચોવીસ તત્ત્વોની સંખ્યાવાળા કપિલ મુનિના દર્શનમાં ) તેમ જ યોગશાસ્ત્રમાં જે વિશાળ જ્ઞાન વર્ણવેલું છે અને પુરાણોમાં જે અનેક પ્રકારનું જ્ઞાન જોવામાં આવે છે, તે સમગ્ર સાંખ્ય ( વેદાંત ) વિજ્ઞાનમાંથી જ આવેલું છે;[૧૦૮] અને હે મહાત્મન્ ! મોટા મોટા ઇતિહાસોમાં, શિષ્ટ પુરુષોએ સેવેલા અર્થશાસ્ત્રમાં અને સર્વ જગતમાં જે કંઈ વિજ્ઞાન જોવામાં આવે છે, તે સમગ્ર કેવળ સાંખ્યવિજ્ઞાનમાંથી જ આવેલું છે.[૧૦૯] હે રાજન્ ! શમગુણનું પાલન, ઉત્કૃષ્ટ એવું મનોબળ, શાસ્ત્રોક્ત સૂક્ષ્મ જ્ઞાન, સૂક્ષ્મ તપ અને વિવિધ પ્રકારનાં સુખ એ સર્વ કેવળ સાંખ્યવિજ્ઞાન માટે જ કહેલાં છે.[૧૧૦] હે પાર્થ ! સાંખ્યજ્ઞાનના સાધકોને સાધનોની ખામીને લીધે કદાચ જ્ઞાનોત્પત્તિ ન થાય, તોપણ તેઓ દેવોના લોકને પામે જ છે અને ત્યાં જઈને નિરંતર સુખનો અનુભવ કરે છે. પછી અમુક કાળ પર્યંત દેવોનું અધિપતિપણું કરીને તે સાંખ્યભ્રષ્ટ યોગીઓ પૃથ્વીપરના યત્નશીલ બ્રાહ્મણકુળમાં અવતરે છે અને કૃતાર્થ થાય છે;[૧૧૧] કેમ કે ત્યાં જન્મ ધરીને પૂર્વજન્મના સંસ્કારને લીધે સત્પુરુષોએ સેવેલા ઉત્તમ સાંખ્યજ્ઞાન વિષે તેઓ અત્યંત આસક્ત રહે છે, જેથી દેવતાઓ જેમ સ્વર્ગલોકમાં પ્રવેશ કરે છે, તેમ તે સાંખ્યયોગીઓ પરમાત્મસ્વરૂપમાં પ્રવેશ કરે છે— પરમાત્મરૂપ બની જાય છે.[૧૧૨] હે રાજા ! જે દ્વિજાતિઓ આ સાંખ્યજ્ઞાનમાં આસક્ત થયેલા છે, તેઓ તેનું સંપૂર્ણ તત્ત્વ જાણી શકયા ન હોય અથવા તેનું પરોક્ષ દર્શન જ કરી શકયા હોય, તોપણ તેઓને તિર્યંચયોનિમાં જવું પડતું નથી, નરકગતિમાં જવું પડતું નથી અથવા પાપી લોકોની સાથે નિવાસ કરવો પડતો નથી. તાત્પર્ય કે સાંખ્યનું પરોક્ષજ્ઞાન સંપાદન કરનારાઓની પણ સદ્ગતિ જ થાય છે;[૧૧૩] પરંતુ હે રાજા ! જે મહાત્મા પુરુષ અત્યંત વિશાળ, પરમ પુરાણ, મોટા સમુદ્રના જેવું ગંભીર, નિર્મળ, ઉદાર, રમણીય અને અપ્રમેય એવા આ સાંખ્યનું પરિપૂર્ણ જ્ઞાન ધરાવે છે, તે પુરુષ સાક્ષાત્ નારાયણસ્વરૂપ જ બની રહે છે; અર્થાત્ સાંખ્યનું અપરોક્ષ જ્ઞાન સંપાદન કરનારો પુરુષ પરબ્રહ્મને જ પામે છે.[૧૧૪] હે મનુષ્યોના દેવ ! એ પ્રમાણે સાંખ્યશાસ્ત્રનું તત્ત્વ મેં તમને કહ્યું અને તેમાંથી સમજવાનું એ જ છે કે, આ પુરાણ જગત કેવળ નારાયણરૂપ જ છે અને જગતના અંતરાત્મા

તે નારાયણ સૃષ્ટિના આરંભસમયે જગતને ઉત્પન્ન કરે છે અને સંહારસમયે આખા જગતને પોતાનામાં સમાવી દઈને જળની અંદર શયન કરે છે.[૧૫-૧૬]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'સાંખ્યકથન' નામનો અધ્યાય ૩૦૧ મો સમાપ્ત

# अध्याय ३०२ मो

## વસિષ્ઠ અને જનકનો સંવાદ–ક્ષર તથા અક્ષરનું વર્ણન

॥ युधिष्ठिर उवाच ॥

**किं तदक्षरमित्युक्तं यस्मान्नावर्तते पुनः ।**
**किं च तत्क्षरमित्युक्तं यस्मादावर्तते पुनः ॥१॥**

યુધિષ્ઠિરે પૂછ્યું : હે રાજા ! જેને પામીને મનુષ્ય પુનર્જન્મ પામતો નથી, તે અક્ષર કોને કહેવામાં આવે છે અને જેનો આશ્રય કરવાથી મનુષ્યને પુનર્જન્મ પ્રાપ્ત થાય છે, તે ક્ષર કોને કહેવામાં આવે છે?[૧] હે શત્રુઓનો સંહાર કરનારા મહાબાહુ ! અક્ષર તથા ક્ષરનું યથાર્થ સ્વરૂપ જાણવા માટે હું તમને પૂછું છું, માટે હે કુરુનંદન ! તે મને કહો;[૨] કેમ કે વેદમાં પારંગત થયેલા બ્રાહ્મણો, મોટા ભાગ્યશાળી ઋષિઓ અને મહાત્મા યતિઓ તમને જ્ઞાનના એક ભંડારરૂપ જ કહે છે.[૩] વળી દક્ષિણાયનના દિવસો હવે થોડાક જ બાકી રહ્યા છે, તે જ્યારે પૂરા થશે અને ભગવાન સૂર્ય જ્યારે ઉત્તરાયનના થશે, ત્યારે તમે પરમ ગતિને પામશો.[૪] તમે આ પૃથ્વીલોકમાંથી ચાલ્યા જશો એટલે આવા કલ્યાણકારક ઉપદેશો અમે કોની પાસેથી સાંભળીશું ? ખરેખર, તમે કુરુવંશમાં એક દીપક સમાન છો અને જ્ઞાનરૂપી જ્યોતિથી દીપી રહ્યા છો.[૫] હે કુરુવંશી રાજેંદ્ર! હું તમારી પાસેથી ક્ષર તથા અક્ષરના સંબંધમાં સાંભળવા ઇચ્છું છું; કેમ કે આવું ઉપદેશામૃત શ્રવણ કરીને હું તૃપ્ત જ થતો નથી.[૬]

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિર ! આ ક્ષર તથા અક્ષરના સંબંધમાં એક પ્રાચીન ઇતિહાસ હું તમને કહું છું. તે ઇતિહાસમાં વસિષ્ઠનો તથા કરાલ નામના જનકવંશી રાજાનો સંવાદ વર્ણવેલો છે.[૭] એક સમયે ઋષિઓમાં શ્રેષ્ઠ, સૂર્ય સમાન તેજસ્વી, અધ્યાત્મજ્ઞાનમાં કુશળ, આધ્યાત્મિક અનુભવથી નિશ્ચય કરનારા અને મિત્રાવરુણના પુત્ર મહર્ષિ વસિષ્ઠ સ્વસ્થપણે આસન ઉપર બેઠા હતા. ત્યારે રાજા કરાલ–જનક તેમની પાસે જઈને, બે હાથ જોડી વિનયપૂર્વક સુંદર અક્ષરોવાળું અને કુતર્કથી રહિત એવું મધુર વાક્ય કહીને મોક્ષવિષયક જ્ઞાનના સંબંધમાં આ પ્રમાણે પૂછવા લાગ્યો:[૮-૧૦] 'હે ભગવન્ ! જ્ઞાની પુરુષો જેમનો સાક્ષાત્કાર કરીને પુનર્જન્મને પામતા નથી, તે સનાતન પરબ્રહ્મ કોણ છે, તે સાંભળવાની મને ઇચ્છા છે.[૧૧] વળી જેને 'ક્ષર' એવું નામ આપેલું છે, તે વિષે અને સર્વ જગત જેમાં લય પામે છે, જેને 'અક્ષર' કહેવામાં આવે છે, જે આનંદરૂપ છે, જે સંસારથી મુક્ત કરનાર છે અને જે અદ્વૈતસ્વરૂપ છે, તે પરમ તત્ત્વ વિષે સાંભળવાની મને ઇચ્છા છે.[૧૨]

વસિષ્ઠે કહ્યું : આ જગત જે 'ક્ષર' સંજ્ઞાને ધારણ કરનારું હોઈને અમુક કાળે વિનાશ પામે છે અને જે તત્ત્વ 'અક્ષર' સંજ્ઞાને ધારણ કરનારું હોઈને કોઈ કાળે પણ નાશ પામતું નથી, તે બન્નેનું સ્વરૂપ હું તને કહું છું, સાંભળ.[૧૩] દેવતાઓનાં બાર હજાર વર્ષનો એક ચતુર્યુગ (મનુષ્યોના ચાર યુગ) થાય છે, તેવા એક હજાર ચતુર્યુગનો એક કલ્પ થાય છે અને તે એક કલ્પનો બ્રહ્માનો એક દિવસ થાય છે.[૧૪] વળી હે રાજન્ ! તેટલા જ પ્રમાણની બ્રહ્મદેવની એક રાત્રિ થાય છે. આ પ્રમાણે બ્રહ્મદેવના સમગ્ર આયુષ્યનો ક્ષય થઈ ગયા પછી બ્રહ્મદેવનો જ્યારે લય થાય છે, ત્યારે નિરાકારસ્વરૂપ ભગવાન શંકર યોગનિદ્રામાંથી જાગ્રત થાય છે અને અનંત કર્મ કરનારા મૂર્તિમાન હિરણ્યગર્ભને ઉત્પન્ન કરે છે. ભગવાન શંકરમાં અણિમા, લઘિમા, પ્રાપ્તિ વગેરે અષ્ટ સિદ્ધિઓ સ્વતઃસિદ્ધ છે અને તે સર્વના ઈશ્વર છે, જ્યોતિસ્વરૂપ છે અને અવિનાશી છે, તેમ જ તેમણે ઉત્પન્ન કરેલા હિરણ્યગર્ભ સર્વ તરફ હાથપગવાળા છે; સર્વ બાજુ નેત્ર, મસ્તક અને મુખવાળા છે, સર્વ તરફ શ્રવણવાળા છે અને જગતના સર્વ પદાર્થમાં વ્યાપ્ત થઈને રહેલા છે. એ ભગવાન હિરણ્યગર્ભને વેદાંત જાણનારાઓ બુદ્ધિ–મહત્તત્ત્વરૂપ કહે છે. યોગમાર્ગીઓ મહાન, વિરિંચિ અથવા અજ કહે છે. સાંખ્યશાસ્ત્રમાં તો અનેક નામો અને અનેક સ્વરૂપોવાળા તેમને કહ્યા

છે અને તે હિરણ્યગર્ભને જ વિચિત્ર સ્વરૂપવાળા વિરાટરૂપે અથવા એકાક્ષર ૐકારરૂપે શાસ્ત્રકારો વર્ણવે છે.[૧૫–૧૯] વળી તે પોતે જ આખા ત્રૈલોક્યના સ્રષ્ટા છે અને તેમના વડે આખું ત્રૈલોક્ય વ્યાપ્ત થયું છે; તેમ જ તેમનાં સ્વરૂપો અનેક પ્રકારનાં છે, માટે તેમને વિશ્વરૂપ પણ કહેવામાં આવે છે.[૨૦] મહાતેજસ્વી એ હિરણ્યગર્ભ જ્યારે વિકાર પામે છે, ત્યારે પોતે જ પોતાને અહંકારરૂપે, પ્રજાપતિરૂપે તથા વિરાટરૂપે ઉત્પન્ન કરે છે.[૨૧] વિદ્વાનો કહે છે કે અવ્યક્તરૂપ મૂળકારણમાંથી ઉત્પન્ન થયેલી હિરણ્યગર્ભરૂપ વ્યક્ત (દૃશ્ય) સૃષ્ટિ, સમષ્ટિરૂપ વિદ્યા સૃષ્ટિ કહેવાય છે અને હિરણ્યગર્ભથી ઉત્પન્ન થયેલી અહંકાર, પ્રજાપતિ અને વિરાટરૂપ વ્યક્તસૃષ્ટિ અવિદ્યાસૃષ્ટિ કહેવાય છે.[૨૨] આ પ્રમાણે સર્વના મૂળકારણરૂપ અક્ષર, હિરણ્યગર્ભ અને વિરાટ એ ત્રણેના યથાર્થ જ્ઞાન ઉપરથી અને અયથાર્થ જ્ઞાન ઉપરથી અવિધિ તથા વિધિ ઉત્પન્ન થયેલાં છે અને તેને જ વેદશાસ્ત્રનું ચિંતન કરનારા પુરુષો વિદ્યા તથા અવિદ્યા એવા નામથી કહે છે.[૨૩]* હે રાજા! અહંકારમાંથી પાંચ સૂક્ષ્મભૂતોની જે ઉત્પત્તિ થઈ છે, તે ત્રીજી ભૂતસૃષ્ટિ કહેવાય છે અને તે સૂક્ષ્મભૂતો સાત્ત્વિક, રાજસ અને તામસ એ ત્રણ પ્રકારના અહંકારનો આશ્રય કરીને જ્યારે વિકાર પામે છે, ત્યારે ચોથી વૈકૃતસૃષ્ટિ ઉત્પન્ન થાય છે.[૨૪] જેમ કે વાયુ, તેજ, આકાશ, જળ, પૃથ્વી, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આ દશે તત્ત્વો એકીસાથે સૂક્ષ્મ ભૂતોમાંથી ઉત્પન્ન થયાં છે અને તેને જ ચોથી વૈકૃતસૃષ્ટિ કહેવામાં આવે છે; તેમ જ સ્થૂલ ભૂતોમાંથી જેની ઉત્પત્તિ થાય છે, તેને પાંચમો ભૌતિકસર્ગ કહે છે.[૨૫-૨૬] હે રાજા! શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિહ્વા, ઘ્રાણ, વાણી, હાથ, પગ, ગુદા અને ઉપસ્થ આ જ્ઞાનેંદ્રિયો તથા કર્મેંદ્રિયો મનની સાથે એકી વખતે મહાભૂતોમાંથી ઉત્પન્ન થયેલી છે અને તેને જ ઇંદ્રિયસૃષ્ટિ અથવા ભૌતિકસૃષ્ટિ કહેવામાં આવે છે. આ ચોવીસ તત્ત્વો× જગતનાં પ્રત્યેક પ્રાણીમાં રહેલાં છે, એમ જાણીને તત્ત્વદ્રષ્ટા બ્રાહ્મણો-બ્રહ્મનિષ્ઠ પુરુષો શોકનો ત્યાગ કરે છે.[૨૭–૨૯] હે મનુષ્યશ્રેષ્ઠ રાજા! દેવ, દાનવ, મનુષ્ય, યક્ષ, ભૂત, ગંધર્વ, કિન્નર, સર્પ, ચારણ, પિશાચ, દેવર્ષિ, રાક્ષસ, ડાંસ, કીડા, મચ્છર, સડેલા પદાર્થનાં જીવડાં, કરમિયા, ઊંદર, કૂતરાં, ચાંડાલ, મૃગલાં, ભીલ, હાથી, ઘોડાં, ગધેડાં, સિંહ, વ્યાઘ્ર, ગાય, બળદ અને વૃક્ષ વગેરે જે કોઈ સ્થાવરજંગમ પ્રાણી જગતમાં દેખાય છે, તેઓ સર્વના શરીરમાં પૂર્વોક્ત ચોવીસ તત્ત્વો જ રહેલાં છે.[૩૦–૩૩] અમે સાંભળ્યું છે કે, દેહધારી પ્રાણીઓનાં જળ પૃથ્વી કે આકાશ એ ત્રણ પૈકી કોઈ એકમાં જ સ્થાન હોય છે. એ વાત નિશ્ચય છે.[૩૪] હે તાત! જેની સંજ્ઞા વ્યક્ત છે,

* આ શ્લોકમા વિદ્યા તથા અવિદ્યાનું લક્ષણ દર્શાવ્યું છે. અર્થાત્ અક્ષર હિરણ્યગર્ભરૂપ પ્રથમ સૃષ્ટિ અને વિરાટરૂપ બીજી સૃષ્ટિ એ ત્રણમાથી કોઈ એકનું જ ઉપાસન કરવા મંડી પડવું, તે અવિધિ અથવા અવિદ્યા છે અને 'तत्त्वमसि,' 'अहं ब्रह्मास्मि,' 'अयमात्मा ब्रह्म' એમ જાણીને બ્રહ્મસ્વરૂપે જ સ્થિતિ કરવી, પણ કોઈની ઉપાસના ન કરવી તે વિધિ અથવા વિદ્યા છે. આ વિષયને સ્પષ્ટ સમજાવવા માટે ટીકાકાર નીલકંઠ આવાં બે ઉદાહરણો આપે છે. જેમ કે એક પુરુષ દોરડીને જોઈને સર્પની ભ્રાંતિથી ભય પામે છે, ત્યારે કોઈ બીજો પુરુષ તેને સમજાવે છે કે, આ સર્પ નથી પણ દોરડી છે. એટલે તરત જ તેને દોરડીનો સાક્ષાત્કાર થાય છે અને તેના ભયની નિવૃત્તિ થાય છે. આનું નામ વિધિ અથવા વિદ્યા છે. તે જ રીતે એક બીજો પુરુષ કે જે પોતનું હિત ઇચ્છનારા મનુષ્યના વાક્ય ઉપર શ્રદ્ધારહિત હોય, તેને દોરડીના દર્શનથી સર્પનો જ્યારે ભય ઉત્પન્ન થાય છે, ત્યારે કોઈ બુદ્ધિમાન પુરુષ તેને ઉપદેશ આપે છે કે, આ સર્પના ઉપર તું દોરડીની ભાવના કર, જેથી આ સર્પ દોરડી થઈ જશે. આ ઉપદેશનો સ્વીકાર કરીને તે પુરુષ ભ્રાંતિથી દેખાતા સર્પના ઉપર દોરડીની ભાવના કરે છે અને અંતે પોતે દેખેલા સર્પને દોરડી તરીકે જુએ છે. આનું નામ અવિધિ અથવા અવિદ્યા છે. વળી જેમ કોઈ પુરુષને સર્પ કરડ્યો હોય, ત્યારે ગરુડની ભાવના કરવાથી તેનું ઝેર ઊતરી જાય છે; તેમ જ આ અવિદ્યાના સંબંધમાં સમજવાનું છે. તાત્પર્ય કે, અસત્યના પર સત્ય બુદ્ધિ કરવી તે અવિદ્યા છે અને સત્યના પર જ સત્યબુદ્ધિ કરવી તે વિદ્યા છે.

× હિરણ્યગર્ભ, અહંકાર, વિરાટ, આકાશ, વાયુ, તેજ, જળ, પૃથ્વી, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિહ્વા, ઘ્રાણ, વાક્, પાણિ, પાદ, ગુદા, ઉપસ્થ અને મન આ ચોવીસ તત્ત્વોથી જ પ્રાણીનું શરીર બંધાયલું છે.

તે સમષ્ટનો અંતે નાશ જ થાય છે, માટે ચોવીસ તત્ત્વના સમુદાયરૂપ આ વ્યક્તસ્વરૂપને ક્ષર (નાશ પામવાના સ્વભાવવાળું) કહ્યું છે.[35] અવ્યક્તમાંથી ઉત્પન્ન થયેલું વ્યક્ત સંજ્ઞાવાળું તથા મોહાત્મક એવું આ જગત જેમાં લય પામી જાય છે અને જેનો કોઈ કાળે વિનાશ થતો નથી, તે પરમ તત્ત્વ-ને 'અક્ષર' એ પ્રમાણે કહ્યું છે.[36] હે મહારાજા! મહત્તત્ત્વ કે જે સૌનાથી પ્રથમ ઉત્પન્ન થયેલ છે, તે પણ નિત્ય વિનાશશીલ હોવાને લીધે ક્ષર જ ગણાય છે. એ પ્રમાણે ક્ષર તથા અક્ષરના સંબંધમાં તેં મને જે પ્રશ્ન પૂછ્યો હતો, તેનો ઉત્તર મેં તને આપ્યો.[37] હવે પચીસમું તત્ત્વ જે 'વિષ્ણુ' કહે-વાય છે, તે સર્વ તત્ત્વોથી પર રહેલું છે અને તે પોતે તત્ત્વરૂપ નથી, છતાં ચોવીસ તત્ત્વોનું આશ્રય રૂપ હોવાથી તે પચીસમું તત્ત્વ ગણાય છે, એમ પંડિતો કહે છે.[38] નાશવંત સ્વભાવવાળી જે પ્રકૃતિ છે, તેણે જ આ જગતરૂપ કાર્યને ઉત્પન્ન કર્યું છે, માટે તે પ્રકૃતિ જે ચોવીસમું અવ્યક્ત તત્ત્વ છે, તે મૂર્તિવાળી છે અને સર્વની અધિષ્ઠાત્રી છે; પણ પચીસમો જે વિષ્ણુ તે અમૂર્તિમાન હોઈને કોઈ-નો પણ અધિષ્ઠાતા નથી.[39] ચોવીસમું અવ્યક્ત તત્ત્વ–પ્રકૃતિ જ ચૈતન્યની છાયાનો આશ્રય કરીને સર્વ શરીરોનાં હૃદયમાં નિવાસ કરે છે. પચીસમું તત્ત્વ વિષ્ણુ તો કેવળ ચેતનમય છે, નિત્ય છે, માયા-ના યોગને લીધે મૂર્તિમાન હોય તેવા જણાય છે, પણ વસ્તુતઃ તે અમૂર્તિમાન જ છે.[40] સૃષ્ટિ અને પ્રલયના ધર્મને ધારણ કરનારી પ્રકૃતિના યોગથી જ ચિદાત્મા ઉત્પત્તિ અને પ્રલયના ધર્મવાળો જણાય છે અને પોતે સદાકાળ નિર્ગુણ છે, છતાં (તે માયા-ના યોગથી જ) જાણે સગુણ હોય તેવો દેખાય છે.[41] આ રીતે આ મહાન આત્મા સૃષ્ટિની ઉત્પ-ત્તિને તથા લયને જાણનારો છે, છતાં પ્રકૃતિના સંગથી વિકારવાળો થઈને બુદ્ધિહીન અથવા મૂઢ બની જાય છે અને અહંભાવને ધારણ કરે છે;[42] એટલું જ નહિ પણ તામસ, સાત્ત્વિક અને રાજસ ભાવોથી યુક્ત થઈને તે તે અનેક યોનિમાં એક-સ્વરૂપપણાને પ્રાપ્ત થાય છે અને અજ્ઞાની પ્રાણીઓ-નું સેવન કરવાથી પોતાના શુદ્ધ સ્વરૂપને વીસરી જાય છે.[43] પ્રકૃતિ આદિના સહવાસદોષથી પોતાના સ્વરૂપભાનથી ભ્રષ્ટ થયેલો તે આત્મા 'દેહાદિક જડ પદાર્થોથી હું ભિન્ન છું,' એમ માનતો નથી અને 'હું અમુકનો પુત્ર છું, અમુક જાતિનો છું,' આવા મિથ્યાભિમાનથી ગ્રસ્ત બની જઈને પ્રકૃતિના ગુણને જ અનુસરે છે.[44] જીવાત્મા તમોગુણનો આશ્રય કરીને જુદા જુદા* તામસભાવોને પ્રાપ્ત થાય છે, રજોગુણનો આશ્રય કરીને રાજસભાવોને વહોરી લે છે અને સત્ત્વગુણનો આશ્રય કરીને સાત્ત્વિકભાવોને પામે છે.[45] આ જગતમાં શુક્લ, રક્ત અને કૃષ્ણ એવા ત્રણ વર્ણનાં સ્વરૂપો જ જોવા-માં આવે છે. તેમાં શુક્લ વર્ણનું સ્વરૂપ સાત્ત્વિક છે, રક્ત વર્ણનું સ્વરૂપ રાજસ છે અને કૃષ્ણ વર્ણનું સ્વરૂપ તામસ છે. પ્રકૃતિથી થયેલાં જે જે રૂપો જગત માં દેખાય છે, તે સર્વ આ ત્રણ વર્ણો પૈકી જ હોય છે અર્થાત્ આખું જગત કેવળ ત્રિગુણાત્મક જ છે.[46] તેમાં વિશેષતા માત્ર એટલી છે કે, તમોગુણી જીવો નરકમાં જાય છે, રજોગુણી જીવો મનુષ્ય-લોકમાં અવતરે છે અને સત્ત્વગુણી જીવો સ્વર્ગલોકમાં જઈને સુખનો અનુભવ કરે છે.[47] હરકોઈ જીવ કેવળ પાપાચરણ જ કર્યા કરે છે, તો તિર્યગ્યોનિને પામે છે; પુણ્ય અને પાપ એમ મિશ્ર આચરણ કરે છે, તો મનુષ્યયોનિને પામે છે અને કેવળ પુણ્યમય આચરણ કરે છે, તો દેવયોનિને પામે છે. એ પ્રમાણે જે કંઈ અવ્યક્ત(પ્રકૃતિ)માંથી ઉત્પન્ન થયેલું છે, તે સર્વને વિદ્વાનો 'ક્ષર' કહે છે અને પચીસમું તત્ત્વ જે અક્ષરબ્રહ્મ છે, તે કેવળ જ્ઞાનથી જ પ્રકાશે છે.[48-49]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન-પર્વમાં 'વસિષ્ઠ અને જનકનો સંવાદ-ક્ષર તથા અક્ષરનું વર્ણન' નામનો અધ્યાય ૩૦૨ મો સમાપ્ત

## अध्याय ३०३ मो

### વસિષ્ઠ-જનકનો સંવાદ(ચાલુ)-જીવનું અજ્ઞાન

॥ वसिष्ठ उवाच ॥

एवमप्रतिबुद्धत्वादबुद्धमनुवर्तते ।
देहाद्देहसहस्राणि तथा समभिपद्यते ॥ १ ॥

વસિષ્ઠે કહ્યું : હે જનકરાજા! એ રીતે

* ક્રોધ આદિ તામસભાવો છે, પ્રવૃત્તિ આદિ રાજસ-ભાવો છે અને પ્રકાશ આદિ સાત્ત્વિક ભાવો છે.

જીવાત્મા પ્રકૃતિનો સંગ કરીને પોતાના વાસ્તવિક સ્વરૂપને ભૂલી જાય છે અને કેવળ અજ્ઞાનને જ અનુસરે છે, જેથી એક દેહને પામ્યા પછી પુનઃ હજારો દેહને પામ્યા કરે છે.[૧] જીવને પ્રથમ ગુણોનો સંયોગ થાય છે અને પછી તે ગુણોના સામર્થ્યને લીધે તેને હજારો પશુપક્ષીની યોનિમાં અને કોઈ સમયે અનેક દેવયોનિઓમાં અવતરવું પડે છે.[૨] જીવાત્મા કોઈ વેળા મનુષ્ય થયા પછી સ્વર્ગલોકમાં જાય છે, કોઈ વેળા સ્વર્ગલોકમાં થઈને મનુષ્યલોકમાં આવે છે અને કોઈ વેળા મનુષ્ય જન્મનો ત્યાગ કરીને નરકના સ્થાનમાં જઈ પડે છે. આ રીતે અનંત સંસારને તે પામે છે.[૩] જેમ રેશમ બનાવનારો કીડો પોતાની જ લાળના તાંતણાઓથી બંધાઈ જાય છે, તેમ જીવાત્મા ગુણોથી રહિત છે, છતાં પ્રકૃતિના ગુણોથી બધાય છે.[૪] તે પોતે સુખદુઃખાદિ દ્વંદ્વોથી રહિત છે; છતાં જુદા જુદા અનેક જન્મો ધારણ કરીને સુખદુઃખાદિ દ્વંદ્વોને ભોગવે છે અને મસ્તકરોગ, નેત્રરોગ, દંતરોગ, ગળાનો રોગ, જલોદરરોગ, તૃષારોગ, જ્વરરોગ, ગંડરોગ, વિષૂચિકારોગ, શ્વેતકુષ્ઠ (કોઢ) રોગ, અગ્નિદાહ, ઉધરસ, શ્વાસ, અપસ્માર (તાણ અથવા વાઈનો રોગ) અને બીજાં અનેક શરીરમાં ઉત્પન્ન થનારાં પ્રકૃતિનાં સુખદુઃખાદિને પોતે ભોગવે છે અને તે સર્વને પોતાના પર જ આવી પડેલાં માને છે.[૫-૬] વળી તે જીવાત્મા કોઈ સમયે હજારો પશુપક્ષીની યોનિમાં અવતરીને અથવા કોઈ સમયે દેવયોનિને પ્રાપ્ત થઈને અભિમાનને લીધે માને છે કે, 'હું પાપી છું, હું પુણ્યશાળી છું' ઇત્યાદિ.[૭] અજ્ઞાનને અધીન થયેલા તે જીવને કોઈ વાર ઉજ્જવળ વસ્ત્ર પહેરવાં પડે છે, કોઈ વાર મલિન વસ્ત્ર પહેરવાં પડે છે, કોઈ વાર ભોંય ઉપર સૂઈ રહેવું પડે છે, કોઈક વખતે દેડકાંની પેઠે હાથપગ સંકોચીને સૂઈ રહેવું પડે છે, કોઈ સમયે વીરાસન લગાવીને બેસવું પડે છે, કોઈ વાર ચીંથરાં ધારણ કરવાં પડે છે, કોઈ વાર ખુલ્લા પ્રદેશમાં પડી રહેવું પડે છે, કોઈ સમયે ઈંટોની શય્યા પર, કોઈ સમયે કાંટાની શય્યા પર, કોઈ સમયે ભસ્મની શય્યા પર, કોઈ વેળા પથ્થરની શય્યા પર, કોઈ વેળા પૃથ્વીની શય્યા પર, કોઈ વેળા રણક્ષેત્રની શય્યા પર, કોઈ વખતે જળની શય્યા પર અને કોઈ સમયે કાષ્ઠની શય્યા પર એમ અનેક પ્રકારની શય્યાઓ પર સૂવું પડે છે; એટલું જ નહિ પણ જુદાં જુદાં ફળ મેળવવાની આશાથી કોઈ વાર મુંજનો કંદોરો ધારણ કરીને કેવળ નગ્ન અવસ્થામાં ભટકવું પડે છે.અને કોઈ વાર રેશમી વસ્ત્ર, કાળાં મૃગચર્મ, શણ અથવા ઊનનાં વસ્ત્ર, વ્યાઘ્રચર્મ, સિંહચર્મ, સુતરાઉ વસ્ત્ર, ભોજપત્ર, લંગોટરૂપ વસ્ત્ર, શીમળાના રૂનું વસ્ત્ર, કોઈ વાર ઘાસનાં વસ્ત્ર અને કોઈક વાર ફાટલાં-તૂટલાં ચીંથરાંરૂપ વસ્ત્ર પહેરવાં પડે છે; છતાં તે બુદ્ધિહીન જીવ તે તે અનેક વસ્ત્રોને ધર્માદિકનાં સાધનરૂપ માને છે અને કોઈ સમયે વિચિત્ર પ્રકારનાં ભોજનોની તથા તરેહ તરેહનાં રત્નોની પણ અભિલાષા રાખે છે.[૮-૧૫] કોઈ વેળા જ્યારે સિદ્ધિ મેળવવાની ઇચ્છા થાય છે, ત્યારે તે અજ્ઞાની જીવ એક એક માસના ઉપવાસ કરે છે, વળી ફળમૂળનો આહાર કરે છે, વાયુનું ભક્ષણ કરે છે, એકાંતરે ભોજન કરે છે, દિવસમાં એક વખત ભોજન કરે છે; ચોથે, છઠ્ઠું અથવા આઠમે કાળે ભોજન કરે છે, છઠ્ઠી રાત્રિએ ભોજન કરે છે, આઠમે દિવસે ભોજન કરે છે, સાતમી રાત્રિએ ભોજન કરે છે, દશમે અથવા બારમે દિવસે ભોજન કરે છે. કોઈ વેળા જળ ઉપર, ખોળ ઉપર, દહીં ઉપર કે દૂધ ઉપર જ પોતાનું જીવન ટકાવી રાખે છે, કોઈક વાર ગોમૂત્ર પીને જ રહે છે, કોઈ સમયે શાક અથવા પુષ્પનો જ આહાર કરે છે, કોઈ વખતે શેવાળ ખાઈને રહે છે, કોઈ વાર ભાતનું ઓસામણ પીને રહે છે, કોઈ દિવસ ખરી પડેલાં પાંદડાં ખાઈને નિર્વાહ ચલાવે છે, કોઈ સમયે ખરી પડેલાં ફળોનું ભોજન કરે છે અને જુદાં જુદાં કૃચ્છ્રચાંદ્રાયણ આદિ વ્રતો પણ કરે છે; એટલું જ નહિ પણ વિધિપૂર્વક અનેક પ્રકારના વેષો ધારણ કરે છે, ચારે આશ્રમોના માર્ગોનું સેવન કરે છે, કોઈ સમયે જુદા જુદા કુમાર્ગોનું પણ સેવન કરે છે, પાશુપત અને પંચરાત્ર આદિ વિવિધ દીક્ષાઓ ગ્રહણ કરે છે, જુદા જુદા અનેક પાખંડોનો આશ્રય કરે છે. નિર્જન પ્રદેશમાં રહેલી શિલાઓ પર બેસીને, વૃક્ષોની છાયામાં બેસીને, પર્વત પ્રદેશનાં ઝરણાંઓ પાસે બેસીને, એકાંત પ્રદેશે આવેલા નદી કે સમુદ્રકિનારા કાંઠા પર ...

નિર્જન અરણ્યોમાં જઈને, પવિત્ર દેવાલયોમાં બેસીને, નિર્મળ સરોવરોનો આશ્રય કરીને, તેમ જ પર્વતની નિર્જન ગુફાઓમાં દાખલ થઈને જુદા જુદા અનેક મંત્રોનો જાપ કરે છે, વિવિધ પ્રકારનાં વ્રતોનું પાલન કરે છે, અનેક પ્રકારના નિયમો ધારણ કરે છે, જુદી જુદી તપશ્ચર્યાઓ કરે છે, અનેક પ્રકારના યજ્ઞયાગ કરે છે અને અનેક જાતની વિધિઓ કરે છે.[૧૯–૨૫] વળી તે જીવ કોઈ સમયે વ્યાપારમાર્ગે ચડી જાય છે, કોઈ સમયે બ્રાહ્મણનાં કૃત્ય કરવા મંડી પડે છે, કોઈ વેળા ક્ષત્રિયોના કર્મનું સેવન કરે છે અને કોઈ સમયે શૂદ્રજાતિનાં કર્મોનો સ્વીકાર કરી બેસે છે, તેમ જ કોઈક વેળા તો દીન, અંધ, કૃપણ આદિને દાન પણ આપે છે. વળી અજ્ઞાનગ્રસ્ત એવો જીવાત્મા સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોનો તથા ધર્મ, અર્થ ને કામ એ ત્રણ પુરુષાર્થોનો 'હું જ કર્તા છું,' એવું અભિમાન ધરાવે છે.[૨૬,૨૭] આ રીતે પ્રકૃતિના પ્રભાવને લીધે જીવાત્મા વડે જ પોતાને વિભાગ પામેલો જુએ છે અને સ્વધાકાર, વષટ્કાર, સ્વાહાકાર, નમસ્કાર, યાજન, અધ્યાપન, દાન, પ્રતિગ્રહ, યજન, અધ્યયન અને બીજાં જે કંઈ કર્મો કરવામાં આવે છે, તે સર્વ હું પોતે જ કરું છું', એમ તે માને છે; એટલુ જ નહિ પણ જન્મ, મૃત્યુ, વિવાદ, યુદ્ધ અને બીજા જે કોઈ શુભ–અશુભ ક્રિયામાર્ગો છે, તે સર્વમાં હું પોતે જ કર્તાહર્તા છું', આવું મિથ્યા અભિમાન તે કરે છે;[૨૮–૩૦] કેમ કે ખરી રીતે દૈવી પ્રકૃતિ જ સંસારની ઉત્પત્તિ તથા લય કરે છે. (તેમાં આત્માને કંઈ લેવાદેવા નથી.) જેમ સૂર્ય પોતાની કિરણજાળને સાયંકાળે સમેટી લઈને એકલો જ રહે છે, તેમ પરમાત્મા પણ સૃષ્ટિને અંતે સર્વ ગુણોને પોતાનામાં સમાવી દઈને એકલા જ રહે છે. માત્ર ક્રીડાને માટે જ સૃષ્ટિના આરંભસમયે ગુણોને વિસ્તારે છે અને અંતે પાછા સમેટી લે છે. આમ વારંવાર કર્યા કરે છે, તોપણ તે પોતે તો એકલા જ છે.[૩૧,૩૨] પરમાત્મા પોતાનામાં કલ્પાયેલા અને હૃદયને પ્રિય લાગે તેવા વિવિધ પ્રકારના પ્રાકૃત ગુણોને એ પ્રમાણે ઉત્પન્ન કરીને ઉત્પત્તિ તથા નાશના ધર્મવાળી ક્રિયાનો આશ્રય કરે છે, ક્રિયામાર્ગમાં આસક્ત થાય છે અને પોતે ત્રણ ગુણોના અધિપતિ છે, છતાં (જીવરૂપે) ત્રણ ગુણોનો આશ્રય કરીને કર્મમાર્ગને સેવે છે અને 'અમુક કર્મ અમુક ફળ આપનારું હોઈ ને આવશ્યક છે' એમ માને છે.[૩૩,૩૪] હે રાજા! પ્રકૃતિએ આ સર્વ જગતને કેવળ અંધ બનાવી દીધું છે અને સર્વ પદાર્થોને રજોગુણથી તથા તમોગુણથી વ્યાપ્ત કરી દીધા છે.[૩૫] હે રાજા! જીવાત્મા અજ્ઞાનને વશ થઈને માને છે કે, 'સુખદુઃખ આદિ આ સર્વ દ્વંદ્વો આ પ્રમાણે નિત્ય આવ્યાં કરે છે, મારે માટે જ તેઓ ઉત્પન્ન થાય છે અને મારી સામે જ તેઓ દોડ્યાં આવે છે, માટે તે સર્વને મારે કોઈ ઉપાયે દૂર કરવાં જોઈએ.'[૩૬,૩૭] વળી તે માને છે કે, 'હું જ્યારે દેવલોકમાં જઈશ ત્યારે કેવળ પુણ્યકર્મો જ ભોગવીશ અને પાપકર્મોનો ત્યાગ કરી દઈશ. માત્ર આ લોકમાં જ શુભ–અશુભ કર્મના ફળનો ઉદય મારે ભોગવવો પડે છે. મારે સુખને ઉત્પન્ન કરનારું જ કર્મ કરવું જોઈએ, કેમ કે એક વખત સુખ ઉપજાવનારું કર્મ કરવાથી મને આ જન્મમાં છેવટ સુધી સુખ મળશે અને જન્મે જન્મે પણ સુખ જ પ્રાપ્ત થશે;[૩૮,૩૯] પરંતુ આ જન્મમાં હું દુઃખ ઉત્પન્ન કરનારું પાપી કર્મ કરીશ, તો અનંતકાળ પર્યંત મને દુઃખ જ પ્રાપ્ત થશે. મનુષ્ય જન્મ મહાદુઃખદાયી છે અને નરકમાં પડવું તે પણ ઘણું જ દુઃખદાયી છે.[૪૦] હું નરકલોકમાંથી મનુષ્યલોકમાં આવીશ અને પછી મનુષ્યલોકમાંથી કાળે કરીને દેવલોકમાં જઈશ અને ત્યાં દેવપણું પામ્યા પછી વળી પાછો મનુષ્યલોકમાં આવીશ.' આવા અહંભાવવાળા વિચારો કરનારો જીવાત્મા દેહ, ઇંદ્રિય આદિ સ્વરૂપરહિત પદાર્થને ચેતનત્વ, સત્યત્વ અને સુખત્વ આદિ પોતાના ગુણોથી યુક્ત હોય તેમ જાણે છે અને તેને લીધે જ તે મનુષ્યલોકમાંથી નરકમાં અને નરકમાંથી મનુષ્યલોકમાં આવજા કર્યા કરે છે.[૪૧,૪૨] મમતાથી વીંટાયેલો જીવાત્મા તે અહંભાવને લીધે જ દેવપણાને, મનુષ્યપણાને તથા નરકને નિત્ય પામ્યા કરે છે અને તેમાં જ પરિભ્રમણ કર્યા કરે છે.[૪૩] આ રીતે મૃત્યુરૂપ પરિણામવાળા હજારો ને કરોડો શરીરોમાં તેને ભમવું પડે છે; કેમ કે તે જીવ શુભ–અશુભ ફળ આપનારાં કર્મો કરવામાં જ આસક્ત રહે છે. વળી તેને શરીરધારી થઈને ત્રણે લોકમાં ફળ ભોગવવું પડે છે.[૪૪] પ્રકૃતિ

જ હરકોઈ શુભ–અશુભ ફળવાળા કર્મને કરે છે અને પોતાની ઇચ્છાનુસાર ત્રણે લોકમાં વિચરનારી પ્રકૃતિ જ તે કર્મના ફળને ભોગવે છે;[૪૫] તેમ જ પશુપક્ષી-પણું, મનુષ્યપણું અને દેવપણું એમ ત્રણ પ્રકારના જીવનાં સ્થાનકો છે, તે પણ પ્રકૃતિથી જ ઉત્પન્ન થયેલાં છે, એમ જાણવું. વિદ્વાનો કહે છે કે, પ્રકૃતિને નિત્ય અનુમાનથી જ જાણી શકાય છે અને અમે પણ મહત્ત્વ આદિ કાર્યો ઉપરથી જ તેઓના કારણરૂપ પ્રકૃતિનું અનુમાન કરીએ છીએ; તેમ જ દેહાદિકમાં દેખાતા ચૈતન્યથી જીવાત્માનું અસ્તિત્વ પણ અનુમાનથી જ માની શકાય છે.[૪૬-૪૭] તે આત્મા આઠ પુરીરૂપ ગર્ભમાં દાખલ થઈને નિર્વિકારસ્વરૂપમાં સ્થિતિ કરે છે અને દશ્યમાન પ્રકૃતિનો સાધક બને છે, તોપણ શરીરનાં શ્રોત્રાદિક દ્વારોનો આશ્રય કરીને તેઓનાં કર્મોને પોતે જ કરેલાં માની બેસે છે.[૪૮] શ્રોત્રાદિક પાંચ જ્ઞાનેંદ્રિયો અને વાણી આદિ પાંચ કર્મેંદ્રિયો ત્રણ ગુણોની સાથે રહીને જ પોતપોતાના વિષયમાં પ્રવૃત્તિ કરે છે.[૪૯] આત્મા ઇંદ્રિયોથી રહિત છે અને અવિનાશી છે, તોપણ માને છે કે, હું જ આ સર્વ કર્મોને કરું છું, મારે વિષે જ આ સર્વ ઇંદ્રિયો રહેલી છે અને હું નાશવંત સ્વભાવવાળો છું.[૫૦] વળી તે આત્મા લિંગશરીરથી રહિત છે, છતાં પોતાને લિંગશરીરવાળો માને છે; કાળધર્મ મૃત્યુથી રહિત છે, છતાં પોતાને કાળધર્મવાળો માને છે; દેહાદિક મિથ્યા પદાર્થોથી ભિન્ન છે, છતાં પોતાને તે પદાર્થો સાથે એકરૂપ થયેલો માને છે; ચોવીસ તત્ત્વોથી રહિત છે, છતાં પોતાને ચોવીસ તત્ત્વોવાળો માને છે; પોતે કોઈને મારતો નથી, છતાં પોતાને મારનાર તરીકે માને છે; પોતે ચળસ્વરૂપવાળો નથી, છતાં પોતાને ચળસ્વરૂપવાળો માને છે; પોતે ક્ષેત્રથી–શરીરથી ભિન્ન છે, છતાં પોતાને ક્ષેત્રવાળો માને છે; પોતે સંસારથી રહિત છે, છતાં પુત્રાદિને પોતાના સંબંધી તરીકે માને છે; પોતે તપશ્ચર્યા કરતો નથી છતાં પોતાને તપસ્વી તરીકે માને છે; પોતે સ્વર્ગાદિક ગતિમાં જતો નથી, છતાં પોતાને તે તે ગતિમાં ગયેલો માને છે; પોતે ઉત્પત્તિથી રહિત છે છતાં પોતાને ઉત્પત્તિવાળો માને છે; પોતે ભયથી રહિત છે, છતાં પોતાને ભયયુક્ત જાણે છે; પોતે નાશધર્મથી રહિત છે, છતાં પોતાને નાશધર્મવાળો માને છે અને પોતે વિપરીત બુદ્ધિથી રહિત છે, છતા પોતાને વિપરીત બુદ્ધિવાળો માને છે. (આવી અજ્ઞાનદશામાં જીવાત્મા સબડ્યા કરે છે.)[૫૧-૫૪]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન-પર્વમાં 'વસિષ્ઠ-જનકનો સંવાદ–જીવનું અજ્ઞાન' નામનો અધ્યાય ૩૦૩ મો સમાપ્ત

## अध्याय ३०४ मो
### વસિષ્ઠ-જનકસંવાદ ( ચાલુ )–
### અજ્ઞાનદશાનું ફળ

॥ वसिष्ठ उवाच ॥

**एवमप्रतिबुद्धत्वादबुद्धजनसेवनात् ।**
**सर्वकोटिसहस्राणि पतनांतानि गच्छति ॥ १ ॥**

વસિષ્ઠે કહ્યું : હે જનકરાજા ! એ પ્રમાણે પ્રકૃતિથી થયેલી મૂઢતાને લીધે અને મૂઢ મનુષ્યોના સંગદોષને લીધે જીવાત્મા નાશવંત પરિણામવાળાં હજારો ને કરોડો શરીરોને પ્રાપ્ત થાય છે.[૧] ચૈતન્યરૂપ સોળમી કળાથી યુક્ત એવો જીવાત્મા નાશરૂપ પરિણામવાળાં હજારો સ્થાનકોમા ભટકે છે અને પશુપક્ષીરૂપે, મનુષ્યરૂપે અથવા દેવરૂપે અવતરે છે.[૨] વળી બુદ્ધિના વિપર્યાસને પામેલો તે જીવ પોતાની અજ્ઞાનતાને લીધે જ ચંદ્રમા જેમ હજારો વાર ક્ષયવૃદ્ધિને પામે છે, તેમ પ્રાણીઓની હજારો યોનિઓમાં પુનઃ પુનઃ જન્મ્યા કરે છે.[૩] હે રાજા ! ચંદ્રમાની જેમ સોળ કળાઓ છે, તેમ જીવની પણ સોળ કળાઓ છે. તેમાં દશ ઇંદ્રિયો અને મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકાર એ ચૌદ કળાઓ સિવાયની મૂળ પ્રકૃતિરૂપ જે પંદરમી કળા છે, તે જ જીવને જન્મમરણ આપવામાં હેતુભૂત છે અને સોળમી કળા તો શુદ્ધ ચૈતન્યરૂપ હોઈને કેવળ અમૃત જ છે અને સર્વ પ્રકારના આનંદનું ધામ છે, એમ તારે જાણવું.[૪] મૂળ પ્રકૃતિરૂપ પંદરમી કળાને લીધે જ બુદ્ધિના વિપર્યાસને પામેલો જીવ અનેક પ્રકારના જન્મોને પામ્યા કરે છે અને આનંદના ધામરૂપ એવી સોળમી કળા તેને હરકોઈ જન્મમાં આનંદ[illegible]નો જ અનુભવ કરાવે છે.[૫] ચૈતન્યરૂપ તે [illegible] કળા અત્યંત સૂક્ષ્મ છે અને તે જ 'સોમ' [illegible] નામથી પ્રસિદ્ધ છે. એ સોળમી [illegible]–પાળી શકતી નથી; પણ ઇંદ્રિયોને જ [illegible]

સ્ફૂર્તિ આપીને તે પાળે છે, અર્થાત્ ચૈતન્યરૂપ સોળમી કળાના સબંધને લીધે જ ઇંદ્રિયો ચેતનાવાળી થઈને વિષયમા પ્રવૃત્ત થાય છે.[૬] હે ઉત્તમ રાજા! એ સોળમી કળાનો નાશ થયા વિના જ દોરડી જેમ સર્પ બને છે, તેમ તેમાથી આ સર્વ જગત ઉત્પન્ન થાય છે. (એ સોળમી કળા નાશ નથી પામતી, તેમા હેતુ એ છે કે,) જેમાથી ઉત્પન્ન થયેલું કાર્ય પુનઃ તેમા જ લય પામે તેને પ્રકૃતિ કહેવામા આવે છે. (જેમ ઘડારૂપ માટીનુ કાર્ય પુન. માટીમા જ લય પામી જાય છે, માટે માટી ઘડાની પ્રકૃતિ કહેવાય છે, તેમ આ સંસારરૂપી કાર્ય ચેતનાત્મક એવી તે સોળમી કળામાથી દોરડીમા દેખાતા સર્પની પેઠે અજ્ઞાનથી ઉત્પન્ન થાય છે અને પુનઃ જ્યારે જ્ઞાન થાય છે ત્યારે તેનો એ સોળમી કળામા જ લય થઈ જાય છે, માટે તે સંસારરૂપ કાર્યની પ્રકૃતિ છે, અને પ્રકૃતિમાથી કોઈ કાર્ય ઉત્પન્ન થાય છે ત્યારે તે પ્રકૃતિનો કઈ નાશ થતો નથી.) માટે સોળમી કલારૂપ પ્રકૃતિમાથી દોરડીમા જણાતા સર્પની પેઠે ઉત્પન્ન થયેલા સસારરૂપ કાર્યનો જ્યારે નાશ થાય છે ત્યારે જ મોક્ષ થયો એમ કહેવાય છે.[૭] જે વસ્તુને ધામ અથવા મોક્ષ કહે છે, તે આનંદાત્મક વસ્તુ જડ અને ચેતનના સમુદાયરૂપ થાય છે, ત્યારે પિંડ બ્રહ્માંડરૂપે ભાસિત થાય છે અને તેમા પણ મૂળ પ્રકૃતિના કાર્યરૂપ દેહને 'આ મારો છે' એવું અભિમાન કરીને જે જીવ તેના ઉપર મમતા કરે છે તેને તે તે દેહોમા જ ભ્રમણ કરવુ પડે છે.[૮] જે મહાન આત્મા ચોવીસ તત્ત્વોથી અલગ રહીને પચીસમો ગણાય છે, નિર્મળ છે અને શુદ્ધ છે, તેને નહિ જાણવાને લીધે તેમ જ શુદ્ધ તથા અશુદ્ધનુ સેવન કરવાને લીધે જીવ પણ શુદ્ધ અને અશુદ્ધ એમ મિશ્રભાવવાળો બની જાય છે. વળી હે રાજા! કોઈ જીવ જ્ઞાની હોય તોપણ અજ્ઞાનીનુ સેવન કરવાથી અજ્ઞાની બની જાય છે અને અજ્ઞાની હોય તોપણ જ્ઞાનીનો સંગ કરીને જ્ઞાની બની જાય છે, તેમ જ ત્રિગુણાત્મક પ્રકૃતિનુ સેવન કરવાથી પોતે પણ ત્રિગુણાત્મા જ બની જાય છે.[૯-૧૧]

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમા 'વસિષ્ઠ-જનકસવાદ-યોગનુ રહસ્ય અને સાખ્યદર્શન' નામનો અધ્યાય ૩૦૪મો સમાપ્ત

# અધ્યાય ૩૦૫મો

## વસિષ્ઠ-જનકસંવાદ (ચાલુ)- અક્ષર અને ક્ષર

॥ જનક ઉવાચ ॥

**अक्षरक्षरयोरेष द्वयोः संबंध इष्यते ।**
**स्त्रीपुंसोर्वाऽपि भगवन् संबंधस्तद्वदुच्यते ॥१॥**

જનકે પૂછ્યું: હે ભગવન્! લોકમાં સ્ત્રી અને પુરુષનો સંબંધ જેવો આવશ્યક છે, તેવો જ ક્ષર તથા અક્ષરનો (પ્રકૃતિ તથા પુરુષનો) સબધ પણ આવશ્યક હોવો જોઈએ. (કેમ કે તે વિના સૃષ્ટિની ઉત્પત્તિ થાય જ નહિ. જેમ)[૧] સ્ત્રી પુરુષ વિના ગર્ભને ધારણ કરી શકતી નથી અને પુરુષ સ્ત્રી વિના પોતાના સમાન રૂપને ઉત્પન્ન કરી શકતો નથી. (તેમ પ્રકૃતિ વિના પુરુષ નકામો છે અને પુરુષ વિના પ્રકૃતિ નકામી છે.)[૨] જગતની સર્વ જાતિઓમા પુરુષ અને સ્ત્રી અન્યોન્ય સાથે સબધ કરે છે અને પછી અન્યોન્યના ગુણનો (વીર્ય તથા રજનો) આશ્રય કરીને પોતાના જેવા રૂપને ઉત્પન્ન કરે છે.[૩] ઋતુકાળે સ્ત્રી અને પુરુષ રતિને માટે એકબીજાનો સંબધ કરે છે અને પછી એકબીજાના ગુણનો આશ્રય કરીને પોતાના સમાન રૂપને કેવી રીતે ઉત્પન્ન કરે છે, એનું દૃષ્ટાંત હુ તમને કહું છું.[૪] હરકોઈ ગર્ભ ઉત્પન્ન થાય છે તેમાં જે ગુણો પિતાના હોય છે અને જે ગુણો માતાના હોય છે, તે આપણે જાણીએ છીએ અને સાભળીએ પણ છીએ કે, હાડકા આતરડા અને ચરબી એ પિતા તરફના ગુણો છે અને ચામડી, માંસ તથા રુધિર એ માતા તરફના ગુણો છે. હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! વેદમાં તથા શાસ્ત્રમાં પણ એ પ્રમાણે જ કહ્યું છે.[૫-૬] અને જે આપણા વેદમા તથા શાસ્ત્રમા કહ્યું હોય તેને પ્રમાણરૂપ ગણવામા આવે છે; કેમ કે વેદ અને શાસ્ત્ર એ બન્ને સનાતન પ્રમાણ તરીકે મનાય છે. (કહેવાનો ભાવ એ છે કે,) પુરુષ અને પ્રકૃતિ અન્યોન્યના ગુણને ઢાકી દઈને તેમ જ અન્યોન્યના ગુણનો આશ્રય કરીને સ્ત્રી અને પુરુષની પેઠે ગાઢ સબંધથી જકડાયલાં છે (તો પછી તે બંનેનો સંબધ કેવી રીતે છૂટી શકશે અને તેઓનો સંબધ નહિ છૂટે ત્યા સુધી મોક્ષ પણ કેવી રીતે સભવી શકશે?)[૭-૮] હે

ભગવન્! પ્રકૃતિ અને પુરુષનો સંબંધ અનિવાર્ય છે, તે ઉપરથી મને જણાય છે કે, મોક્ષધર્મ છે જ નહિ; અથવા મોક્ષના સંબંધમાં કોઈ પ્રત્યક્ષ દૃષ્ટાંત હોય તો તે મને યથાર્થ રીતે કહો; કેમ કે તમે સર્વ વિષયને પ્રત્યક્ષ રીતે જોનારા છો.[૯] વળી અમે પણ તેવા જ મોક્ષની ઇચ્છા રાખીએ છીએ કે, જે દુઃખથી રહિત છે, દેહસંબંધથી રહિત છે, વૃદ્ધત્વથી મુક્ત છે, નિત્યસ્વરૂપ છે, ઇંદ્રિયોથી પર છે અને ઈશ્વરથી પણ પર છે.[૧૦]

વસિષ્ઠે કહ્યું: હે રાજા! તેં વેદ અને શાસ્ત્રના પ્રમાણપૂર્વક જે વાત કહી છે તે તેમ જ છે અને તેં વેદશાસ્ત્રના જે સિદ્ધાંતનો સ્વીકાર કર્યો છે તે પણ તેમ જ છે.[૧૧] તેં વેદનો તથા શાસ્ત્રગ્રંથનો સંપૂર્ણ અભ્યાસ કર્યો છે, તોપણ હે રાજા! વેદોના તથા શાસ્ત્રોના વાસ્તવિક તત્ત્વનું તને યથાર્થ જ્ઞાન નથી. જે પુરુષ વેદોને તથા શાસ્ત્રોના ગ્રંથોને ધારણ કરવામાં તત્પર રહેતો હોય પણ તેના તાત્ત્વિક અર્થને ન જાણતો હોય તે પુરુષનું પઠનપાઠન કેવળ વ્યર્થ જ છે.[૧૨,૧૩] જે પુરુષે વેદશાસ્ત્રનું અધ્યયન કર્યું હોય પણ તેના તાત્ત્વિક અર્થને ન જાણ્યો હોય, તે પુરુષનું સર્વ અધ્યયન કેવળ ભારરૂપ જ છે; પરંતુ જે પુરુષે વેદશાસ્ત્રના તાત્ત્વિક અર્થને જાણ્યો છે, તે પુરુષનું અધ્યયન વૃથા ગણાતું નથી; અર્થાત્ શાસ્ત્રોનું અધ્યયન કરીને કેવળ શબ્દપાઠી જ થવું નહિ, પણ શાસ્ત્રોના રહસ્યાર્થને અવશ્ય જાણવા જોઈએ;[૧૪] કેમ કે અર્થજ્ઞાનપૂર્વક શાસ્ત્રાધ્યયન કરનાર પુરુષને કોઈ સમયે જો પ્રશ્ન પૂછવામાં આવે છે, તો યથાર્થ રીતે તેનો ઉત્તર મળે છે, જેથી પ્રશ્ન પૂછનાર મનુષ્યને સંતોષ થાય છે;[૧૫] પરંતુ જે સ્થૂળ બુદ્ધિવાળો પુરુષ વેદશાસ્ત્રના રહસ્યને નહિ સમજતો હોવાથી, સભાઓમાં ગ્રંથના અર્થને કહી શકતો નથી, તે અલ્પજ્ઞ પુરુષ ગ્રંથના તાત્ત્વિક નિર્ણયને કેવી રીતે કહી શકશે?[૧૬] અને તે મૂઢ પુરુષ શાસ્ત્રના તાત્ત્વિક નિર્ણયને જ્યારે નથી કહી શકતો, ત્યારે પોતે આત્મવેત્તા થયો હોય તોપણ જગતમાં ઉપહાસપાત્ર જ થાય છે.[૧૭] માટે હે રાજેંદ્ર! મોટા મોટા સાંખ્યવેત્તાઓ અને યોગવેત્તાઓમાં જે યથાર્થ જ્ઞાન જોવામાં આવે છે તે જ હું તને કહું છું, તું સાંભળ.[૧૮] (ક્ષર તથા અક્ષરના સંબંધમાં) યોગવેત્તાઓ જે નિર્ણયને જુએ છે, તે જ નિર્ણયને સાંખ્યવેત્તાઓ અનુસરે છે. (અર્થાત્ વ્યવહારદૃષ્ટિએ સાંખ્ય અને યોગ વચ્ચે વિરોધ હોય એમ દેખાય છે; તોપણ ફળ અને સાધનદૃષ્ટિએ તેઓ બન્નેની એકતા જ રહેલી છે.) આમ સમજીને જે પુરુષ સાંખ્યને તથા યોગને એક જ જુએ છે, તે પુરુષ બુદ્ધિમાન ગણાય છે.[૧૯] હે તાત! તેં મને કહ્યું કે, ત્વચા, માંસ, રુધિર, મેદ, પિત્ત, મજ્જા, સ્નાયુ અને ઇંદ્રિયોનો સમુદાય એ સર્વ માતા-પિતાના સંયોગથી માતા અને પિતાથી જ ઉત્પન્ન થાય છે, વાત ખરી છે, તોપણ એક દ્રવ્યમાંથી જ બીજા દ્રવ્યની ઉત્પત્તિ થાય છે, એક ઇંદ્રિયમાંથી બીજી ઇંદ્રિય ઉત્પન્ન થાય છે, એક દેહમાંથી જ બીજો દેહ ઉદ્ભવે છે અને એક બીજમાંથી જ બીજું બીજ ઉત્પન્ન થાય છે. (કહેવાનો આશય એ છે કે, એક કાર્યને ઉત્પન્ન થવામાં બે બીજની અપેક્ષા રહે, એમ કયાંય જોવામાં આવ્યું નથી; અર્થાત્ તું માને છે કે સ્ત્રી અને પુરુષની પેઠે પુરુષ અને પ્રકૃતિ એ બન્નેના સંબંધથી આ જગત ઉત્પન્ન થયું છે, પણ એમ માનવું તે યોગ્ય નથી; કેમ કે) મહાત્મા પુરુષ (પરમાત્મા) કે જે ઇંદ્રિયોથી રહિત છે, બીજશક્તિ વિનાના છે, દ્રવ્યથી ભિન્ન છે અને દેહસંબંધથી રહિત છે, તેનામાં સ્વાભાવિક રીતે જ નિર્ગુણપણું હોવાથી ગુણોનો સંબંધ કેવી રીતે હોઈ શકે?[૨૦–૨૨] આકાશાદિ ગુણો તો ત્રિગુણાત્મિકા માયામાંથી જ ઉત્પન્ન થાય છે અને પુનઃ તે માયામાં જ લય પામે છે. આ રીતે ગુણો પ્રકૃતિથી જ ઉત્પન્ન થાય છે અને પ્રકૃતિમાં જ લય પામે છે.[૨૩] ત્વચા, માંસ, રુધિર, મેદ, પિત્ત, મજ્જા, હાડકાં અને સ્નાયુ આ આઠે પદાર્થો જેમ વીર્યમાંથી ઉત્પન્ન થાય છે, તેમ જગતના સર્વ પદાર્થો કેવળ પ્રકૃતિમાંથી જ ઉત્પન્ન થાય છે, એમ તારે જાણવું.*[૨૪] જીવ, આકાશાદિ ગુણો, પ્રમાતા, પ્રમાણ અને પ્રમેય એ

* જેમ દ્રોણાચાર્યના શરીરમાં માતા વિના પણ કેવળ એક પિતાના વીર્યમાંથી જ ત્વચા આદિ આઠે પદાર્થો ઉત્પન્ન થયા હતા, તેમ દર્પણની પેઠે કેવળ ચિદાત્માના પ્રતિબિંબને ગ્રહણ કરનારી પ્રકૃતિમાંથી જ આ સર્વ જગત ઉત્પન્ન થયું છે, એમ સમજવું.

સર્વ પદાર્થો કેવળ પ્રકૃતિથી જ ઉત્પન્ન થયેલા છે, (માત્ર એક પરમાત્મા જ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા નથી) અને તેથી જ પરમાત્મા પ્રાકૃત જીવ કહેવાતા નથી કે પ્રાકૃત આકાશાદિ કહેવાતા નથી. (અર્થાત્ પ્રકૃતિરહિત પરમાત્મા જીવ અને જગતથી ભિન્ન જ છે.)[૨૫] જેમ વસંતાદિ ઋતુઓ સ્વતઃ મૂર્તિરહિત છે, તોપણ તેનાં કાર્યરૂપ પુષ્પફલાદિથી તેઓના સ્વરૂપને જાણી શકાય છે, તેમ પુરુષને પ્રાપ્ત થઈને મૂર્તિરહિત જણાતી પ્રકૃતિને પણ મહત્તત્ત્વ આદિ તેનાં કાર્યો ઉપરથી જાણી શકાય છે.[૨૬] એ જ પ્રમાણે, હે તાત! મૂર્તિરહિત પચીસમા શુદ્ધ ચિદાત્માને પણ પ્રકૃતિ અને પ્રકૃતિનાં કાર્યને ભાસન કરવારૂપ હેતુ વડે અનુમાનથી જાણી શકાય છે.[૨૭] એ પરમાત્મા આદિ અને અંત વિનાના છે, ત્રણ પ્રકારના માપથી રહિત હોવાને લીધે અનંત છે, સર્વના દ્રષ્ટા છે અને નિરામય-સુખદુઃખાદિ વિકારોથી મુક્ત છે, તોપણ દેહાદિક ગુણો ઉપર કેવળ 'હું આ દેહાદિરૂપ છું' આવું મિથ્યાભિમાન કરે છે, તેથી જ ગુણ કહેવાય+ છે.[૨૮] આવા હેતુથી જ દેહાદિક ગુણોના સ્વરૂપને જેઓ જાણે છે તેવા બુદ્ધિમાન પુરુષો એમ જ સમજે છે કે, ગુણવાન પ્રકૃતિથી જ આ સર્વ ગુણો (દેહાદિ પદાર્થો) ઉત્પન્ન થયેલા છે, નિર્ગુણ આત્માનો ગુણોની સાથે સંબંધ જ ક્યાંથી હોઈ શકે? (અર્થાત્ ગુણી અને ગુણનો જ સંબંધ સંભવી શકે પણ નિર્ગુણ અને ગુણીનો સંબંધ કદી સંભવે જ નહિ.) જ્યારે આ જીવાત્મા પ્રકૃતિથી ઉત્પન્ન થનારા કામાદિક ગુણોનો તેના પરના અભિમાનના ત્યાગ વડે પરાજય કરે છે, ત્યારે તેની દેહાદિ પરની આત્મભ્રાંતિનો નાશ થાય છે અને પોતાના પરમસ્વરૂપનું દર્શન થાય છે. સાંખ્યવેત્તાઓ અને યોગીઓ જેને બુદ્ધિથી પર રહેલા કહે છે અને બીજા તંત્રશાસ્ત્રીઓ પણ જેને અહંકારના ત્યાગથી જાણવા યોગ્ય માને છે, તે નિર્ગુણ પરમાત્મા કેવળ જ્ઞાનમય જ છે, અજ્ઞાતસ્વરૂપ છે, અવ્યક્ત છે, ગુણસંબંધથી રહિત છે, સર્વના અંતર્યામી છે, અવિનાશી છે અને સર્વ કાર્યના અધિષ્ઠાતા છે.[૨૯-૩૨] જે વિદ્વાનો સાંખ્ય તથા યોગમાં કુશળ હોય છે અને પરમ પદની ઇચ્છા રાખનારા હોય છે, તેઓ એ શુદ્ધ ચિદાત્માને પ્રકૃતિ તથા ગુણોથી પર રહેલા પચીસમા તત્ત્વ તરીકે જાણે છે.[૩૩] બાલ્યાદિ અને જાગ્રત આદિ અવસ્થાઓનો જેઓને ભય હોય છે, તેવા જ્ઞાની પુરુષો પ્રથમ જીવના સ્વરૂપને જ સારી રીતે જાણે છે અને પછી જ્ઞાન દ્વારા તે જીવને પરબ્રહ્મ સાથે એકતા પમાડે છે. (અર્થાત્ જીવ અને પરબ્રહ્મને એકસ્વરૂપે જુએ છે.)[૩૪] હે શત્રુદમન રાજા! જીવ અને ઈશ્વરના અભેદને દર્શાવનારા આ શાસ્ત્રને જ્ઞાની પુરુષોએ ઉત્તમ માન્યું છે, પણ અજ્ઞાનીઓએ જુદાં જુદાં શાસ્ત્રોને અનુસરીને આને ઉત્તમ શાસ્ત્ર માન્યું નથી.[૩૫] આ ક્ષર તથા અક્ષરનું પ્રતિપાદન કરનારા શાસ્ત્રમાં અનેક વાદીઓએ પરસ્પર વાદવિવાદ ચલાવીને પોતાના મતને સારો કહ્યો છે અને બીજાના મતને સારો કહ્યો નથી; પણ એ વિષયમાં મારો તો એ જ મત છે કે, જેનું સ્વરૂપ સદાકાળ એક જ રહે છે, તેને અક્ષર કહેવામાં આવે છે અને જેનું સ્વરૂપ અનેક પ્રકારનું થયા કરે છે, તેને ક્ષર કહેવામાં આવે છે.[૩૬] જ્યારે આ જીવાત્મા ચિદાભાસ સહિત પચીસે તત્ત્વો, જેઓ દોરડીમાં દેખાતા સર્પની પેઠે કેવળ ભ્રમથી જ ભાસિત થાય છે, તેઓમાં જ્ઞાન દ્વારા સારી રીતે નિરીક્ષણ કરવા માંડે છે, ત્યારે એ પચીસે તત્ત્વોનો બાધ કરીને છવ્વીસમા આત્માનો સાક્ષાત્કાર કરે છે અને તે જ સમયે તે જાણી શકે છે કે, કેવળ અભેદને જ પ્રતિપાદન કરે છે તે શાસ્ત્ર જ ખરું છે, પણ દ્વૈતનું પ્રતિપાદન કરે છે તે શાસ્ત્ર ખરું નથી. જે શાસ્ત્ર તત્ત્વ અને નિસ્તત્ત્વનું પ્રતિપાદન કરે છે, અર્થાત્ પચીસ તત્ત્વને ઉત્પત્તિવાળાં કહે છે અને પચીસ તત્ત્વોથી પર રહેલા નિસ્તત્ત્વ આત્માને ઉત્પત્તિરહિત કહે છે, તે શાસ્ત્ર બીજાં શાસ્ત્રોના કરતાં જુદું જ છે. વિદ્વાનો કહે છે કે, પચીસ તત્ત્વોની જે સૃષ્ટિ તે તત્ત્વ છે અને પચીસ તત્ત્વોથી પર રહેલા જે પરમાત્મા તે નિસ્તત્ત્વ છે. (તેમાં તત્ત્વ ઉત્પત્તિવાળું હોઈને નાશવંત છે અને નિસ્તત્ત્વ ઉત્પત્તિરહિત હોઈને અવિનાશી છે.) સૃષ્ટિના પ્રત્યેક વર્ગમાં અર્થાત્ પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેંદ્રિય, પાંચ વિષયો અને મન, બુદ્ધિ અહંકાર, પ્રકૃતિ

+ અર્થાત્ લિંગ એટલે દેહાદિ ગુણો અને લિંગી એટલે ચિદાત્મા એ બેનો સંબંધ કેવળ આધ્યાસિક છે, અધ્યાસ અથવા ભ્રાંતિથી જ ભાસિત થનારો છે.

તથા ચિદાભાસ આ પચીસ તત્ત્વોના પાંચે વર્ગમાં જેની સ્ફૂર્તિ જણાય છે, તે છવ્વીસમું તત્ત્વ સર્વ તત્ત્વોનું પણ સનાતન તત્ત્વ છે.[૩૭–૩૯]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન-પર્વમાં 'વસિષ્ઠ–જનકસંવાદ–અક્ષર અને ક્ષર' નામનો અધ્યાય ૩૦૫મો સમાપ્ત

# अध्याय ३०६ मो

## વસિષ્ઠ–જનકસંવાદ–યોગનું રહસ્ય અને સાંખ્યદર્શન

॥ जनक उवाच ॥

**नानात्वैकत्वमित्युक्तं त्वयैतदृषिसत्तम।**
**पश्याम्येतद्धि संदिग्धमेतयोर्वै निदर्शनम् ॥१॥**

જનકે પૂછયું : હે મહર્ષિ! તમે કહ્યું કે, જેનું એક જ સ્વરૂપ છે તે અક્ષર છે અને જેનાં અનેક સ્વરૂપો છે તે ક્ષર છે; પરંતુ એ બન્ને પક્ષમાં તત્ત્વનો નિશ્ચય કરવો તે સંદેહયુક્ત છે, એમ મને જણાય છે. (કેમ કે એકત્વપક્ષમાં બંધ તથા મોક્ષની વ્યવસ્થા સિદ્ધ થઈ શકતી નથી અને અનેકત્વપક્ષમાં આત્માનો વિનાશપ્રસંગ પ્રાપ્ત થાય છે.)[૧] તેમ જ હે નિર્દોષ ઋષિ! જે આત્મવસ્તુના સંબંધમાં અજ્ઞાનીઓનો અનુભવ હોય છે અને જ્ઞાનીઓનો અનુભવ હોય છે, તેના યથાર્થ સ્વરૂપને હું જાણી શકતો નથી, એમાં કંઈ સંશય જ નથી; કેમ કે મારી બુદ્ધિ સ્થૂળ છે અને સ્થૂળ બુદ્ધિવાળાને અનુભવ-જ્ઞાન દુઃસાધ્ય છે. (માટે મારો સંદેહ દૂર થાય તેવી કોઈ યુક્તિ દ્વારા જ આત્મતત્ત્વનો મને ઉપદેશ આપો.)[૨] તેમ જ હે નિષ્પાપ મુનિ! અક્ષર અને ક્ષરના સંબંધમાં તમે જે કારણ કહ્યું (કે, જેનું એક સ્વરૂપ હોય તે અક્ષર છે અને જેનાં અનેક સ્વરૂપો હોય તે ક્ષર છે.) તે પણ બુદ્ધિની અસ્થિરતાને લીધે મારાથી સમજી શકાયું નથી;[૩]* માટે હે ભગવન્! એકત્વ, અનેકત્વ, જ્ઞાની, અજ્ઞાની, બુધ્યમાન–જીવ, વિદ્યા, અવિદ્યા, ક્ષર, અક્ષર, સાંખ્ય અને યોગ આ સર્વ વિષયોના સંબંધમાં ભેદ અને અભેદની સાથે સંપૂર્ણ રીતે મને સમજાવો.[૪–૫]

વસિષ્ઠે કહ્યું : હે મહારાજા! તેં મને જે પ્રશ્નો પૂછયા છે, તે સર્વનો હું તને વિચારપૂર્વક ઉત્તર આપું છું; પણ પ્રથમ યોગ સંબંધી કર્તવ્યનું હું નિરૂપણ કરું છું, તેનું તું શ્રવણ કર.[૬] યોગવિદ્યાને જાણનારા યોગીઓ કહે છે કે, જેઓને યોગ સાધવાની ઇચ્છા હોય, તેઓએ પ્રથમ ધ્યાનને જ યોગનું અવશ્યકર્તવ્ય સમજવું જોઈએ; કેમ કે અવિદ્યાને જીતવામાં ધ્યાન જ ઉત્કૃષ્ટ બળરૂપ થઈ પડે છે. તે ધ્યાનના આવા બે ભેદો કહેવામાં આવ્યા છે. એક તો ભાવના અને બીજું પ્રણિધાન.[૭] તેમાં ધ્યાનનું સામાન્ય લક્ષણ એ જ હોઈ શકે કે, મનની એકાગ્રતા કરવી અથવા પ્રાણાયામ કરવો. પ્રાણાયામના વળી બે પ્રકાર છે : એક સગુણ પ્રાણાયામ એટલે સગર્ભ પ્રાણાયામ અને નિર્ગુણ પ્રાણાયામ એટલે નિર્ગર્ભ પ્રાણાયામ. તે પૈકી પ્રથમનો પ્રાણાયામ તે માનસ પ્રાણાયામ છે.[૮] હે રાજા! યોગ કરવાની ઇચ્છા રાખનારા પુરુષે મૂત્ર અને વિષ્ઠાનો ત્યાગ કરતી વખતે તથા ભોજન કરતી વખતે યોગ-

* ક્ષર અને અક્ષરના સંબંધમાં વસિષ્ઠે કહ્યું કે, જેનું એક જ સ્વરૂપ હોય તે અક્ષર અને જેનાં અનેક સ્વરૂપો હોય તે ક્ષર. તે સાંભળીને જનકને શંકા થઈ છે કે, અક્ષરને જાણવામાં એકત્વ હેતુરૂપ છે પણ, એકત્વનો અર્થ શો કરવો એ જ પ્રથમ વિચારવા જેવું છે. કદાચ તમે કહેશો કે, ત્રણ પ્રકારના ભેદથી જે રહિત હોય; તે અર્થાત્ જેની અંદર સજાતીય આદિ ત્રણ પ્રકારના ભેદ ન હોય તેનું નામ એકત્વ; એમ કહેશો તો એ હેતુ ઉપરથી અક્ષરના સ્વરૂપની જ અસિદ્ધિ થાય છે; કેમ કે એવું એકત્વ કોઈ સ્થળે પ્રસિદ્ધ નથી. વળી તમે કહેશો કે, માત્ર એક વ્યક્તિ તે જ એકત્વ, તો આકાશને પણ અક્ષર કહેવું પડશે; કેમ કે આકાશ એક વ્યક્તિરૂપ જ છે અને આકાશને અક્ષર માનશો, તો સાંખ્યશાસ્ત્રના મત પ્રમાણે તે વિરુદ્ધ છે. એ જ પ્રમાણે અનેકત્વના સંબંધમાં પણ મને શંકા રહે છે. તમે કહેશો કે, વ્યક્તિઓનો જે સમૂહ તેનું નામ અનેકત્વ, તો પછી પ્રધાન અને પરમાણુઓ પણ વ્યક્તિઓના સમૂહ હોવાથી ક્ષર તરીકે ગણાશે અને શાસ્ત્રસિદ્ધાંતમાં તો પ્રધાન તથા પરમાણુઓને ક્ષર માન્યા નથી, તેનું કેમ! વળી તમે કહેશો કે, જે ભિન્ન ભિન્ન હોય તેનું નામ અનેકત્વ, આમ કહેવાથી પણ દોષ આવે છે; કેમ કે સાંખ્યવાદીઓના મતમાં આત્માઓ ભિન્ન ભિન્ન જ છે, જેથી તેઓને પણ ક્ષર કહેવા પડશે. આવા અનેક સંશયોને લીધે ક્ષર તથા અક્ષરના સંબંધમાં યથાર્થ રીતે સમજવાને માટે હું અશક્ત થઈ પડ્યો છું.

સાધના કરવી નહિ, બાકીના હરકોઈ સમયે યોગસાધના કરવામા જ તત્પર રહેવુ ૯ મનની પવિત્રતા જાળવનારા બુદ્ધિમાન પુરુષે સર્વ વિષયો તરફથી ઇંદ્રિયોને આકર્ષી લઈને બાવીસ પ્રકારની પ્રેરણાઓ દ્વારા જીવને ચોવીસમા તત્ત્વથી પર રહેલા પરમાત્મા કે જેમને યોગી લોકો જરા–મૃત્યુથી રહિત કહે છે, તેમના ધ્યાનમા મગ્ન કરવો ૧૦ ૧૧* અમે સાભળ્યુ છે કે, બાવીસ પ્રકારની એ પ્રેરણાઓ દ્વારા જ પરમાત્માનો નિત્ય સાક્ષાત્કાર કરવો અને એ વાત તો નિશ્ચય છે કે, જે પુરુષનુ ચિત્ત

* દશ અને અગિયાર આ બન્ને શ્લોકમા યોગના પાચમા અગ પ્રત્યાહારનુ જ વર્ણન કરેલુ છે અને પ્રથમ આઠમા શ્લોકમા યોગનુ ચોથુ અગ ગણાતા પ્રાણાયામનુ વર્ણન કરેલુ છે વળી તે પ્રાણાયામને સગુણ (સગર્ભ) અને નિર્ગુણ (નિર્ગર્ભ) એવા બે પ્રકારનો કહ્યો છે આ પ્રાણાયામના સબધમા મુનિ યાજ્ઞવલ્ક્યે કહ્યુ છે કે,

सपूर्णकुम्भवद्वायुमगुष्ठान्मूर्ध्नि मध्यत ।
धारयत्यनिल बुध्या प्राणायाम प्रचोदित ॥

જેમ ઘડાને જળથી પૂર્ણ રીતે ભરવામા આવે છે, તેમ પગના અગૂઠાથી આરભીને મસ્તકના મધ્યભાગ સુધીના આખા શરીરને વાયુથી પૂર્ણ કરવામા આવે છે, તેનુ નામ પ્રાણાયામ કહેવાય છે પ્રાણાયામના સગર્ભ અને નિર્ગર્ભ એવા બન્ને ભેદો વાયુસહિતામા પણ કહ્યા છે જેમ કે जपध्यान विनाऽगर्भ सगर्भस्तत्समन्वयात् । ગાયત્રી આદિના માનસિક જપ વિનાનો જે પ્રાણાયામ તે નિર્ગર્ભ પ્રાણાયામ કહેવાય છે અને ગાયત્રી આદિના માનસિક જપવાળો જે પ્રાણાયામ તે સગર્ભ પ્રાણાયામ કહેવાય છે. આ પ્રાણાયામ કરતા પહેલા યમ નિયમ અને આસન એ ત્રણે યોગના અગો અવશ્ય સિદ્ધ થવા જોઈએ અને તો જ પ્રાણાયામ સિદ્ધ થઈ શકે છે, માટે પ્રથમ યમ, નિયમ અને આસન સિદ્ધ કર્યા પછી જ પ્રાણાયામ કરવો, એમ અહી કહેવામા આવ્યુ નથી, તોપણ સમજી લેવુ પ્રાણાયામ સિદ્ધ થયા પછી યોગનુ પાચમુ અગ પ્રત્યાહાર સિદ્ધ થવો જોઈએ કે, જેનુ વર્ણન અહી દશમા તથા અગિયારમા શ્લોકમા કરેલુ છે, અર્થાત્ ઇંદ્રિયોને વિષયો તરફથી ખેચી લઈને તથા વાયુની બાવીસ પ્રકારની પ્રેરણા કરીને જીવને પરમાત્મા સાથે યોજી દેવો, તેનુ નામ પ્રત્યાહાર કહેવાય છે યાજ્ઞવલ્ક્ય પ્રત્યાહારનુ લક્ષણ આ પ્રમાણે કહે છે

अष्टादशसु यद्वायोर्मर्मस्थानेषु धारणम् ।
स्थानात् स्थानात् समाकृष्य प्रत्याहारो निगद्यते ॥

શરીરના અઢાર મર્મસ્થાનોમા વાયુને સ્થાપિત કરવો અને પછી એક એક સ્થાનમાથી તેને બીજા બીજા સ્થાનમા આકર્ષી જવો, તેને પ્રત્યાહાર કહે છે શરીરના અઢાર મર્મસ્થાનોમા વાયુને કેવી રીતે પૂરવો અને એક સ્થાનનો ત્યાગ કરીને બીજા સ્થાનમા કેવી રીતે આકર્ષી જવો, તે વિષે પણ યાજ્ઞવલ્ક્ય કહે છે કે,

व्योमरन्ध्रात्समाकृष्य ललाटे धारयेत्पुन ।
ललाटाद्वायुमाकृष्य भ्रुवोर्मध्ये निरोधयेत् ॥ १ ॥
भ्रूमध्याद्वायुमाकृष्य नेत्रस्थाने निरोधयेत् ।
नेत्राद्वायु समाकृष्य नासामूले निरोधयेत् ॥ २ ॥
नासामूलात्तु जिह्वाया मूले प्राण निरोधयेत् ।
जिह्वामूलात्कण्ठकूपे ततो वायु निरोधयेत् ॥ ३ ॥
कण्ठकूपात्तु हृन्मध्ये हृन्मध्यान्नाभिमध्यमे ।
नाभिमध्यात्पुनर्मेढ्रे मेढ्राद्वह्न्यालये तत ॥ ४ ॥
देहमध्याद् गुदे गार्गि गुदाद्वै ऊरुमूलके ।
ऊरुमध्यात्तयोर्मध्य तस्माज्जान्वोर्निरोधयेत् ॥ ५ ॥
चितिमूले ततस्तस्माज्जङ्घयोर्मध्यमे तथा ।
जङ्घा तत समाकृष्य वायु गुल्फे निरोधयेत् ॥ ६ ॥
गुल्फादङ्गुष्ठयोर्गार्गि पादयोस्त निरोधयेत् ।
स्थानात्स्थान समाकृष्य यस्त्वेव धारयद्धिया ॥
सर्वपापविशुद्धात्मा जीवेदाचन्द्रतारकम् ॥ ७ ॥

યાજ્ઞવલ્ક્ય ગાર્ગિને કહે છે હે ગાર્ગિ ! યોગ સાધવાની ઇચ્છા રાખનારાએ પ્રથમ યમ, નિયમ અને આસન એ ત્રણ યોગના અગો સિદ્ધ કરવા અને પછી પ્રાણાયામ કરીને પ્રાણવાયુને છેક મસ્તકના મધ્યભાગમા સ્થાપિત કરવો તે પછી બ્રહ્મરંધ્રમાથી વાયુને ખેચીને લલાટપ્રદેશમા લઈ જવો, લલાટમાથી આકર્ષીને એ ભ્રકુટીની વચ્ચે લઈ જવો, બે ભ્રકુટીમાથી આકર્ષીને નેત્રસ્થાનમા લઈ જવો નેત્રસ્થાનમાથી આકર્ષીને નાસિકાના મૂળમા લઈ જવો, નાસિકાના મૂળમાથી આકર્ષીને એ વાયુને જીભના મૂળભાગમા લઈ જવો, જીભના મૂળમાથી આકર્ષીને કઠના ખાડામા રોકી રાખવો, કઠના ખાડામાથી આકર્ષીને હૃદયના મધ્યભાગમા સ્થિર કરવો, હૃદયના મધ્યભાગમાથી આકર્ષીને નાભિના મધ્યભાગમા લઈ જવો ત્યાથી આકર્ષીને ઉપસ્થમા રોકી રાખવો, ત્યાથી ખેચીને જઠરમા પૂરી રાખવો જઠરમાથી ખેચીને ગુદામા રૂધી રાખવો ગુદામાથી આકર્ષીને સાથળના મૂળમા ધારી રાખવો સાથળના મૂળમાથી ખેચીને ઘૂટણના ભાગમા રોકી રાખવો ઘૂટણમાથી ખેચીને ચિતિના મૂળમા લઈ જવો ત્યાથી આકર્ષીને જાંઘના મધ્યભાગમા લઈ જવો ત્યાથી ખેચીને પગની બે ઘૂટીઓમા લઈ જવો અને ત્યાથી ખેચીને પગના

કામાદિક દુષ્ટ ભાવોથી પરાજિત થયું નથી, તે પુરુષ જ આ યોગ નામના વ્રતમાં યોગનો અધિકારી થઈ શકે છે.[૧૨] વળી યોગસાધના કરનારા પુરુષે સર્વ પ્રકારના સંગોનો ત્યાગ કરવો જોઈએ, આહાર અલ્પ લેવો જોઈએ, ઇંદ્રિયોને જીતવી જોઈએ અને પ્રતિદિન રાત્રિના પ્રથમ ભાગમા તથા પાછળના ભાગમાં મનને આત્માના ધ્યાનમાં એકાગ્ર કરવું જોઈએ.[૧૩] હે મિથિલાના રાજા ! મન વડે સર્વ ઇંદ્રિયોને સ્થિર કરીને બુદ્ધિ વડે મનને સ્થિર કરવું અને પછી પાષાણની પેઠે નિશ્ચળ થઈને આત્મસ્વરૂપનું ધ્યાન કરવું.[૧૪] યોગીપુરુષ જ્યારે વૃક્ષના ઠૂંઠાની પેઠે નિષ્કંપ રહે છે, પર્વતની પેઠે નિશ્ચળ થાય છે અને યોગવિધિની સર્વ ક્રિયાઓને બુદ્ધિપૂર્વક જાણે છે, ત્યારે તેને ખરો યોગી કહી શકાય છે.[૧૫] યોગાચાર્યો કહે છે કે, જે પુરુષ યોગારૂઢ અવસ્થામાં કંઈ સાંભળતો નથી, કંઈ સૂંઘતો નથી, કશાનો સ્વાદ લેતો નથી, કોઈના સ્પર્શને જાણતો નથી, મનથી સંકલ્પવિકલ્પ કરતો નથી, કોઈ પદાર્થ ઉપર અભિમાન કરતો નથી અને કાષ્ઠની પેઠે નિશ્ચળ થઈને (ધ્યેય વિના) કોઈ પદાર્થનું જ્ઞાન ધરાવતો નથી, તે પુરુષ પોતાના શુદ્ધ સ્વરૂપને પામેલો કહેવાય છે.[૧૬-૧૭] જેમ વાયુ વિનાના પ્રદેશમાં મૂકેલો દીવો નિશ્ચળ થઈને પ્રકાશ્યા કરે છે, તેમ યોગારૂઢ થયેલો યોગી પણ બુદ્ધિઆદિથી રહિત થઈને નિશ્ચળ અવસ્થામાં પ્રકાશે છે અને તે વેળા તેનો પ્રાણવાયુ ઊંચે, નીચે કે આડોઅવળો ક્યાંય પણ ગતિને પામતો નથી. ( અર્થાત્ 'न तस्य प्राणा उत्क्रामंत्यत्रैव समवनीयंते ।' યોગીપુરુષના પ્રાણ કોઈ સ્થળે ગતિ કરતા નથી, કેવળ આત્મસ્વરૂપમાં જ લીન થાય છે. )[૧૮] હે તાત ! યોગી જ્યારે પોતાના અનુભવના બળથી એમ કહી શકે છે કે, 'સર્વનો અંતરાત્મા, અંતર્યામી ઈશ્વર અને હૃદયમાં રહેલો હું પોતે જ જ્ઞેય અને જ્ઞાતારૂપ પરબ્રહ્મ છું,' ત્યારે તે આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરે છે, એમ મારા જેવા મુનિઓએ કહ્યું છે.[૧૯] ધ્યાનમગ્ન યોગીને નિર્ધૂમ અગ્નિ સમાન, કિરણમંડળવાળા સૂર્ય સમાન અને આકાશમાં ઝબકતી વીજળી સમાન આત્માનાં પોતાના હૃદયમાં જ દર્શન થાય છે.[૨૦] જે બ્રાહ્મણો ધૈર્યનિષ્ઠ હોય છે, બુદ્ધિમાન હોય છે, મહાત્મા હોય છે અને બ્રહ્મનું જ્ઞાન કરાવનારાં શાસ્ત્રો પર નિષ્ઠા રાખનારા હોય છે, તે બ્રાહ્મણોને અજરામર એવા પરમાત્માનાં અવશ્ય દર્શન થાય છે.[૨૧] આત્મવેત્તાઓ કહે છે કે, તે પરમાત્મા અણુના કરતાં પણ અણુ છે, મહાનના કરતાં પણ મહાન છે અને પ્રાણીમાત્રને વિષે સ્થિતિ કરી રહ્યા છે; છતાં તે અવિનાશી તત્ત્વરૂપ પરમાત્મા કોઈના જોવામાં આવતા નથી.[૨૨] હે તાત ! મહાન એવા તમસની પેલી પાર રહેલા અને માયાયુક્ત ઈશ્વરથી પર રહેલા તે લોકસ્રષ્ટાને બુદ્ધિરૂપી દ્રવ્યવાળા મનરૂપી દીપક વડે પુરુષ જોઈ શકે છે. વેદમાં પારંગત થયેલા સર્વ પુરુષો કહે છે કે, કેવળ પ્રકાશરૂપ, અજ્ઞાનથી રહિત, સૂત્રાત્માથી પણ ભિન્ન અને પ્રમાણાતીત એવા તે પરમાત્માનું જ્યારે જ્ઞાન થાય છે, ત્યારે સંસારનો નાશ થાય છે; માટે જ એ પરમાત્માને 'तमोनुदः' સંસારના સંહારક કહેવામાં આવે છે.[૨૩-૨૪] બસ, યોગીઓના યોગનું આજ લક્ષણ હોઈ શકે કે, તેઓ યોગનો આશ્રય કરીને સર્વના દ્રષ્ટા, અજર, અમર અને અજ્ઞાનથી પર રહેલા પરમાત્માનો સંપૂર્ણ સાક્ષાત્કાર કરી શકે, તે સિવાયનું બીજું યોગનું લક્ષણ શું હોઈ શકે ? આ રીતે મેં તને યોગશાસ્ત્રનું યથાર્થ સ્વરૂપ કહી દેખાડ્યું. હવે જેમાં જગતના મિથ્યા પદાર્થોનું ઉત્તરોત્તર પ્રવિલાપન કરીને પરમાત્માનો સાક્ષાત્કાર કરવામાં આવે છે, તે સાંખ્યજ્ઞાન

બે અંગૂઠામા બાંધી રાખવો. આ રીતે જે પુરુષ શરીરનાં અઢારે મર્મસ્થાનોમાં વાયુનું આકર્ષણ કરી શકે છે, તે પુરુષનું ચિત્ત સર્વ પાપોથી મુક્ત થાય છે અને તેનું જીવન ચંદ્ર અને તારાઓ જ્યાં સુધી ટકી રહે છે ત્યા સુધી ટકી રહે છે.

એ પ્રમાણે યાજ્ઞવલ્ક્યે કહેલી અઢાર પ્રકારની પ્રેરણાઓ ઉપરાંત ધારણા, ધ્યાન, સમાધિ અને સત્ત્વપુરુષાન્યતાખ્યાતિ (પ્રકૃતિ અને પુરુષનું અન્યોન્યથી પૃથક્પણાનું જ્ઞાન) એ નામની બીજી ચાર પ્રેરણાઓ પણ છે. આ બધી મળીને બાવીસ પ્રેરણાઓ દ્વારા જીવને પરમાત્માની સાથે યોજી દેવો, એ જ પ્રત્યાહારનું સિદ્ધ સ્વરૂપ કહેવાય છે. આ પ્રત્યાહાર દ્વારા જીવને પરમાત્મા સાથે સંબંધ થાય છે, ત્યારે નદી જેમ સમુદ્રમાં મળી જઈને એકરૂપ બની જાય છે, તેમ જીવ પણ પરમાત્મા સાથે એકીભાવને જ પ્રાપ્ત થાય છે અને પછી 'एकमद्वितीय ब्रह्म' અવશેષ રહે છે.

હું તને કહું છું.[૨૫-૨૬] હે મહારાજા ! પ્રકૃતિવાદી, સાંખ્યવેત્તાઓ કહે છે કે, અવ્યક્ત પ્રકૃતિ જ સર્વ તત્ત્વોમાં શ્રેષ્ઠ તત્ત્વ છે અને તેમાંથી બીજું મહત્તત્ત્વ ઉત્પન્ન થયું છે.[૨૭] પછી મહત્તત્ત્વમાંથી ત્રીજું અહંકાર નામનું તત્ત્વ ઉત્પન્ન થયું છે; તેમ જ એ અહંકારમાંથી પાંચ સૂક્ષ્મ ભૂતો (પાંચ તન્માત્રાઓ) ઉત્પન્ન થયાં છે, એમ સાંખ્યશાસ્ત્ર જાણનારા વિદ્વાનો કહે છે.[૨૮] આ અવ્યક્ત વગેરે (અવ્યક્ત, મહત્તત્ત્વ, અહંકાર, શબ્દતન્માત્રા, સ્પર્શતન્માત્રા, રૂપતન્માત્રા, રસતન્માત્રા અને ગન્ધતન્માત્રા એ) આઠ તત્ત્વોને તેઓ 'પ્રકૃતિ' કહે છે અને અગિયારને ઇંદ્રિયો તથા પાંચ સ્થૂળભૂતો, એ સોળ તત્ત્વોને તેના વિકાર કહે છે. વળી તેઓ કહે છે કે, એ સોળ વિકારોમાં પણ પાંચ સ્થૂળભૂતોને 'વિશેષ' કહેવામાં આવે છે અને પોતપોતાના વિષયોને વ્યક્ત કરનારી ઇંદ્રિયોને ઇંદ્રિય જ કહેવામાં આવે છે.[૨૯] બસ, આ ચોવીસ તત્ત્વો એ જ સાંખ્યશાસ્ત્રનું રહસ્ય છે, એમ સાંખ્યના વિધિવિધાનને જાણનારા અને સાખ્યમાં જ નિત્ય રમણ કરનારા વિદ્વાનો કહે છે.[૩૦] વળી તેઓ કહે છે કે, જે તત્ત્વ જેમાંથી ઉત્પન્ન થાય છે, તેનો પુનઃ તેમાં જ પ્રતિલોમ (ઊલટા) ક્રમથી લય થાય છે અને સર્વ તત્ત્વો અંતરાત્માથી જ ઉત્પન્ન થાય છે.[૩૧] જેમ સમુદ્રના તરંગો સમુદ્રમાંથી ઉત્પન્ન થઈને પુનઃ સમુદ્રમા જ લય પામે છે, તેમ આકાશાદિ ગુણો અનુલોમક્રમથી અહંકારાદિ ગુણોમાંથી ઉત્પન્ન થાય છે અને પુનઃ પ્રતિલોમક્રમથી તે ગુણોમાં જ લય પામે છે.[૩૨] હે શ્રેષ્ઠ રાજા ! એ પ્રમાણે પ્રકૃતિ આદિની ઉત્પત્તિ થાય છે અને લય થાય છે; તેમ જ પ્રકૃતિનો પણ પ્રતિલોમક્રમથી પુરુષની અંદર જ્યારે લય થાય છે, ત્યારે અસંપ્રજ્ઞાત સમાધિમાં આત્માનું એકત્વ સ્પષ્ટ રીતે અનુભવાય છે અને સૃષ્ટિ સમયે તેનું અનેકત્વ પણ દેખાય છે.[૩૩] હે રાજેંદ્ર ! જ્ઞાનકુશળ પંડિતોએ આ પ્રમાણે જ સમજવું જોઈએ કે, અવ્યક્ત એવી અવિદ્યા અથવા માયા જ આત્માને અનેક સ્વરૂપોવાળો કરે છે.(અર્થાત્ આત્મા તો સદાકાળ એક જ સ્વરૂપવાળો છે, પણ માયા જ તેને અનેક સ્વરૂપવાળો કરે છે; તોપણ તુચ્છ એવી માયા આત્મામાં દ્વૈતપણું ઉત્પન્ન કરી શકતી નથી જ. જેમ કે દોરડીની અંદર ભ્રાંતિથી દેખાયેલા સર્પથી દોરડીનાં બે સ્વરૂપ થતાં નથી, તેમ માયાની ઉપાધિવાળા આત્માના સંબંધમાં પણ સમજવું.)[૩૪] જે પુરુષને અર્થતત્ત્વનું સારી રીતે જ્ઞાન થયુ હોય છે, તે પુરુષ એ વાતને જાણી શકે છે કે, આત્મા કેવળ એક જ છે, પણ પ્રકૃતિના સંબંધને લીધે જ અનેક સ્વરૂપવાળો દેખાય છે. તાત્પર્ય કે, સૃષ્ટિના પ્રલય સમયે આત્મા એક જ સ્વરૂપે સ્થિતિ કરે છે અને સૃષ્ટિના આરંભ તથા મધ્યસમયે અનેક સ્વરૂપે ભાસે છે.[૩૫] પરમાત્મા ઉત્પત્તિસ્વરૂપ પ્રકૃતિના અનેક વિભાગો કરે છે અને તેને જ 'ક્ષેત્ર' કહેવામાં આવે છે. આ ક્ષેત્રમાં પચીસમા તત્ત્વરૂપ આત્મા, તેના અધિષ્ઠાતારૂપે રહે છે.[૩૬×] હે રાજેંદ્ર ! મોટા મોટા યોગી પુરુષોએ આ પ્રમાણે જ કહ્યું છે અને અમે પણ આ પ્રમાણે જ સાંભળ્યુ છે કે, આત્મા પ્રકૃતિના વિકારરૂપ સર્વ ક્ષેત્રોમાં અધિષ્ઠાન કરે છે–પોતાની સત્તાના સમર્પણ દ્વારા સર્વ ક્ષેત્રોના પ્રવર્તક છે; માટે સર્વ ક્ષેત્રોના અધિષ્ઠાતા કહેવાય છે.[૩૭] વળી તે પરમાત્મા અવ્યક્તરૂપ ક્ષેત્રને સારી રીતે જાણે છે, માટે 'ક્ષેત્રજ્ઞ' કહેવાય છે અને પ્રકૃતિના વિકારરૂપ એવા ક્ષેત્રમાં પોતે પ્રવેશ+ કરે છે માટે 'પુરુષ' કહેવાય છે;[૩૮] માટે જ

× કહેવાનો ભાવ એ છે કે, લોહચુંબકની પેઠે માત્ર પોતાની સ્વરૂપસત્તાથી જ પરમાત્મા પ્રકૃતિના પ્રવર્તક છે અને તેના અનેક વિભાગો કરે છે; માટે ચિદાત્મા જ સર્વનો મુખ્ય અધિષ્ઠાતા છે. પ્રકૃતિ તો પોતાના કાર્યની અધિષ્ઠાત્રી હોઈને ગૌણ અધિષ્ઠાતા જ ગણાય છે.

+ અર્થાત્ જેમ માત્ર સ્વરૂપસત્તાથી જ સૂર્ય ઘાસને પ્રકાશિત કરે છે અને સૂર્યકાંતમણિ દ્વારા ઘાસનો દાહક બને છે તથા તે દ્વારા જ તેમાં પ્રવેશ કરે છે, પણ કોઈ જાતનો વ્યાપાર કરીને ઘાસમા પ્રવેશ કરતો નથી, તેમ આત્મા પણ પ્રકૃતિ દ્વારા સર્વ કાર્યોમાં પ્રવેશ કરે છે અને તે કાર્યનો પ્રકાશક બને છે; પરંતુ જેમ કુંભાર ઘડાનો અધિષ્ઠાતા છે–વ્યાપાર કરીને ઘડાને ઉત્પન્ન કરનારો છે અથવા જેમ બુદ્ધિ ઇંદ્રિયોના વ્યાપારને આધીન રહીને જ સર્વ પદાર્થોને પ્રકાશિત કરનારી છે અથવા જેમ કુંડામાં પડેલું બોર કુંડાના એક ભાગમાં જ પડ્યું રહે છે, તેમ આત્માનું અધિષ્ઠાતાપણું, પ્રકાશકપણું કે વ્યાપકપણું એવું વ્યાપારગ્રસ્ત અને નિયંત્રિત નથી. આત્મા તો કાષ્ઠમાં જેમ અગ્નિ સર્વત્ર વ્યાપ્ત થઈને રહેલો છે અને ઘર્ષણાદિકના પ્રયોગથી જેમ પ્રકટ થનારો છે, તેમ પ્રકૃતિમાં અને પ્રકૃતિનાં કાર્યભૂત ક્ષેત્રોમાં વ્યાપ્ત થઈને

ક્ષેત્ર ક્ષેત્રજ્ઞથી ભિન્ન કહેવાય છે અને ક્ષેત્રજ્ઞ એ ક્ષેત્રથી ભિન્ન કહેવાય છે. વળી ક્ષેત્રને વિદ્વાનોએ અવ્યક્ત કહ્યું છે અને પચીસમા ક્ષેત્રજ્ઞને ક્ષેત્રનો જ્ઞાતા કહ્યો છે;[૩૯] તેમ જ જ્ઞાનને જ્ઞેયથી ભિન્ન કહેવામાં આવે છે અને જ્ઞેયને જ્ઞાનથી ભિન્ન કહેવામાં આવે છે. જ્ઞાનને અવ્યક્ત કહે છે અને જ્ઞેયને પચીસમા ક્ષેત્રજ્ઞરૂપ કહે છે.[૪૦] અવ્યક્તને ક્ષેત્ર, સત્ત્વ અથવા ઈશ્વર કહે છે અને જે ઈશ્વર આદિ સર્વ દૃશ્ય તત્ત્વોથી અન્ય છે, તેમ જ નિત્ય અપરોક્ષ દ્રષ્ટા તરીકે પ્રસિદ્ધ છે તે પચીસમું તત્ત્વ પરમાત્મા પોતે જ છે.[૪૧] બસ, આટલું જ સાંખ્યશાસ્ત્ર છે અને સાંખ્યવેત્તાઓ પ્રકૃતિને જ સર્વ જગતનું કારણ માને છે; તેમ જ સ્થૂલસૂક્ષ્મક્રમથી પ્રપંચનો ચિદાત્મામાં લય કરીને પરમાત્માનો સાક્ષાત્કાર સંપાદન કરે છે.[૪૨] વળી સાંખ્યવેત્તાઓ પ્રકૃતિ સહિત ચોવીસ તત્ત્વોની સંખ્યા કરીને પચીસમા આત્માને કેવળ નિસ્તત્ત્વ જ કહે છે. (અર્થાત્ તેઓ કહે છે કે, આત્મા ચોવીસ તત્ત્વોથી પર રહેલો છે અને નિત્ય અપરોક્ષરૂપ જ છે.)[૪૩] તાત્પર્ય કે, ચોવીસ તત્ત્વોથી પર રહેલા પચીસમા આત્માને પ્રકૃતિથી મુક્ત રહેનાર તરીકે જાણવામાં આવે છે, ત્યારે તેનો સાક્ષાત્કાર થાય છે અને આત્માનો જેવો સાક્ષાત્કાર થાય છે કે તરત જ કૈવલ્યપદ પ્રાપ્ત થાય છે.[૪૪] આ પ્રમાણે મેં તને સાંખ્ય નામનું સમ્યગ્દર્શન યથાર્થ રીતે કહી સંભળાવ્યુ. આ સાંખ્યદર્શનનું જ્ઞાન ધરાવનારા પુરુષો બ્રહ્મના સારૂપ્યને અવશ્ય પામે છે;[૪૫] પણ વાસ્તવિક રીતે સમ્યગ્દર્શન એ જ હોઈ શકે કે, બ્રહ્મની અંદર કેવળ ભ્રાંતિથી જ દેખાતા અહંકારાદિ સર્વ પદાર્થોમાં કેવળ બ્રહ્મદૃષ્ટિ જ કરવી તે સમ્યગ્દર્શન છે. જેમ અજ્ઞાની પુરુષોને મહત્તત્ત્વાદિક આ સર્વ પદાર્થો દૃશ્ય હોવાને લીધે પ્રત્યક્ષ જોવામાં આવે છે, તેમ પ્રકૃતિના વિકારભૂત ગુણોથી રહિત થયેલા જ્ઞાની પુરુષોને પ્રત્યક્ષ રીતે જ બ્રહ્મનો સાક્ષાત્કાર થઈ શકે છે.*[૪૬] જે પુરુષો આ સમ્યગ્દર્શનની ઉચ્ચ સ્થિતિને પ્રાપ્ત થયેલા હોય છે, તેઓને સંસારના જન્મમરણના ફેરામાં પડવાનો પુનઃ પ્રસંગ કદી પ્રાપ્ત જ થતો નથી; કેમ કે તેઓ બ્રહ્મસારૂપ્યરૂપ અક્ષરભાવને પામી ચૂકેલા હોય છે અને જીવંત દશામાં જ સત્યકામ, સત્યસંકલ્પ આદિ પરમ ઐશ્વર્યનો અનુભવ કરતા હોઈને સમાધિદશામાં ઉપાધિરહિત એવા અવિનાશી સુખને પણ પ્રાપ્ત થયેલા હોય છે.[૪૭] પરંતુ હે શત્રુદમન રાજા! જે પુરુષો આત્માને જ અનેક સ્વરૂપે જોનારા છે, તેઓને સમ્યગ્દર્શન પ્રાપ્ત થયું નથી જ, એમ સમજવું અને તે પુરુષો પુનઃ પુનઃ દેહને પામ્યા કરે છે; અર્થાત્ અભેદજ્ઞાનરૂપ સમ્યગ્દર્શનથી જેઓ રહિત હોય છે તેઓનો જન્મમરણના ફેરામાંથી છુટકારો થતો જ નથી.[૪૮] પણ જે પુરુષો આ સર્વ જ્ઞાનને વિશેષ રીતે જાણે છે, તેઓને કેવળ સર્વજ્ઞપણું જ પ્રાપ્ત થયેલું હોવાથી શરીર ધારણ કરવું પડતું નથી અને તેઓને સંસારના સપાટામાં સપડાવું પડતું નથી.[૪૯] આ સમગ્ર જગતને અવ્યક્ત—માયાસ્વરૂપ કહેવામાં આવે છે, પણ પચીસમા આત્માને સર્વથી પર અને સર્વથી ભિન્ન કહેવામાં આવે છે, માટે જે પુરુષ એ આત્માને જાણે છે, તેને સંસારના દુઃખનો ભય રહેતો નથી.[૫૦]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'વસિષ્ઠ-જનકસંવાદ-યોગનું રહસ્ય અને સાંખ્યદર્શન' નામનો અધ્યાય ૩૦૬ મો સમાપ્ત

## अध्याय ३०७मो

### વસિષ્ઠ—જનકસંવાદ (ચાલુ)—વિદ્યા અને અવિદ્યા

॥ वसिष्ठ उवाच ॥

सांख्यदर्शनमेतावदुक्तं ते नृपसत्तम ।
विद्याविद्ये त्विदानीं मे त्वं निबोधानुपूर्वशः ॥१॥

વસિષ્ઠે કહ્યું : હે મહારાજા! એ પ્રમાણે મેં તને સાંખ્યદર્શન કહી સંભળાવ્યું. હવે વિદ્યા અને અવિદ્યા વિષે હું તને અનુક્રમે કહું છું, તે તું મારી પાસેથી સાંભળ.[૧] વિદ્વાનો કહે છે કે, ઉત્પત્તિ

---

રહેલો છે અને ચોવીસ તત્ત્વોનો સંયોગ થતાં જ પ્રકટ થનારો છે. —નીલકંઠ

* તાત્પર્ય કે, બ્રહ્મની અંદર બ્રહ્મનું જ દર્શન થાય તે સમ્યગ્દર્શન છે, પણ બ્રહ્મની અંદર અહંકારાદિ અબ્રહ્મનું દર્શન થાય તે સમ્યગ્દર્શન નથી. જેમ દોરડીમાં દોરડીનું જ દર્શન થાય તે સમ્યગ્દર્શન છે, પણ દોરડીમાં સર્પનું દર્શન થાય તે સમ્યગ્દર્શન નથી, પણ મિથ્યાદર્શન જ છે.

અને પ્રલયના ધર્મવાળું જે અવ્યક્ત (પ્રધાન, અથવા પ્રકૃતિ) તે અવિદ્યા છે અને ઉત્પત્તિ તથા પ્રલયના ધર્મથી મુક્ત પચીસમું આત્મતત્ત્વ તે વિદ્યા છે.[૨] હે તાત! ઋષિઓએ સાંખ્યદર્શનની દૃષ્ટિએ અવાંતર વિદ્યાના જે ભેદો કહ્યા છે, તે સર્વ હું અનુક્રમે કહું છું, તેનું તું શ્રવણ કર.[૩] અમે સાંભળ્યું છે કે, કર્મેંદ્રિયોના સર્વ વ્યાપારનો ત્યાગ કરીને કેવળ 'હું જ્ઞાનેંદ્રિયરૂપ જ છું' આવા પ્રકારનું જે ચિંતન કરવુંતે જ્ઞાનેંદ્રિયવિદ્યા કહેવાય છે. જ્ઞાનેંદ્રિયોના સર્વ વ્યાપારનો ત્યાગ કરીને કેવળ 'હું પંચમહાભૂતરૂપ જ છું' આવા પ્રકારનું જે ચિંતન કરવું તે પંચભૂતવિદ્યા કહેવાય છે. પંચમહાભૂતોનો મનમાં લય કરી દઈને કેવળ 'હું મનરૂપ જ છું' આવા પ્રકારનું જે ચિંતન કરવું, તેને વિદ્વાનો મનોવિદ્યા કહે છે, મનનો પણ પાંચ સૂક્ષ્મ ભૂતોમાં લય કરી દઈને કેવળ 'હું સૂક્ષ્મભૂતરૂપ જ છું' આવા પ્રકારનું જે ચિંતન કરવું તેને સૂક્ષ્મભૂતવિદ્યા કહેવામાં આવે છે. પાંચ સૂક્ષ્મભૂતોનો અહંકારમાં લય કરી દઈને 'કેવળ હું અહંકારરૂપ જ છું' આવા પ્રકારનું જે ચિંતન કરવું, તેને અહંકારવિદ્યા કહેવામાં આવે છે; તેમ જ હે રાજા! અહંકારનો બુદ્ધિમાં લય કરી દઈને કેવળ 'હું બુદ્ધિરૂપ જ છું' આવા પ્રકારનું જે ચિંતન કરવું, તેને બુદ્ધિવિદ્યા કહેવામાં આવે છે; બુદ્ધિનો તત્ત્વોની પરમેશ્વરી પ્રકૃતિમાં લય કરી દઈને 'કેવળ હું પ્રકૃતિરૂપ જ છું' આવા પ્રકારનું જે ચિંતન કરવું, તેને પ્રકૃતિવિદ્યા અથવા પરમવિદ્યા કહેવામાં આવે છે અને તે પ્રકૃતિનો સર્વથી પર રહેલા અને જ્ઞાનના પણ જ્ઞેયરૂપ એવા પરમાત્મામાં લય કરી દઈને 'કેવળ હું બ્રહ્મસ્વરૂપ જ છું.' આવા પ્રકારનું જે ચિંતન કરવું તેને પરમવિદ્યા કહેવામાં આવે છે.[૪-૮] સાંખ્યશાસ્ત્રમાં કહ્યું છે કે, અવ્યક્ત અથવા બુદ્ધિની વૃત્તિને જ્ઞાન કહેવામાં આવે છે અને પચીસમા આત્માને જ્ઞેય કહેવામાં આવે છે, તેમ જ જ્ઞાન અવ્યક્તરૂપ છે અને જ્ઞાતા પચીસમો આત્મા છે.[૯] હે જનકરાજા! એ પ્રમાણે વિદ્યા તથા અવિદ્યાનું સ્વરૂપ મેં તને યથાર્થ રીતે અને ભેદનું કથન કરીને કહ્યું. હવે જેને અક્ષર તથા ક્ષર કહેવામાં આવે છે, તેનું સ્વરૂપ હું તને કહું છું, તે તું મારી પાસેથી સાંભળ.[૧૦]

હે રાજન્! પ્રકૃતિ અને જીવ એ બન્ને અક્ષર કહેવાય છે અને ક્ષર પણ કહેવાય છે. તેનું કારણ શું છે, એ હું તને જ્ઞાનપૂર્વક યથાર્થ રીતે કહું છું.[૧૧] બ્રહ્મનું દર્શન કરનારા જ્ઞાની પુરુષો કહે છે કે, પ્રકૃતિ અને જીવ એ બન્ને આદિ અને અંતરહિત છે, બન્ને ઈશ્વર છે અને બન્નેને 'તત્ત્વ' એવી સંજ્ઞા આપવામાં આવી છે.[૧૨] પ્રકૃતિ કે જે મહત્તત્ત્વ આદિ ગુણોને ઉત્પન્ન કરવા માટે વારંવાર વિકાર પામ્યા કરે છે, તેનામાં જગતની ઉત્પત્તિ તથા નાશ કરવારૂપ સ્વાભાવિક ધર્મ રહેલો છે, તેથી વિદ્વાનો તેને અક્ષર કહે છે.×[૧૩] તેમ જ પ્રકૃતિ અને પુરુષ (જીવ) અન્યોન્યનો આશ્રય કરે છે, ત્યારે જ મહત્તત્ત્વ આદિ ગુણોની ઉત્પત્તિ થાય છે; માટે પચીસમો ચિદાભાસ (જીવ) પણ ગુણોનું ઉત્પત્તિક્ષેત્ર હોઈને પ્રકૃતિની પેઠે જ 'અક્ષર' છે, એમ પંડિતો કહે છે,*[૧૪] હે તાત! યોગી પુરુષ પ્રકૃતિ આદિ આ સર્વ ગુણસમૂહને શુદ્ધ બ્રહ્મમાં જ્યારે લય પમાડી દે છે, ત્યારે પ્રકૃતિ આદિ ગુણોની સાથે પચીસમો (ઉપાધિયુક્ત) ચિદાભાસ પણ લય પામી જાય છે.÷[૧૫] જેમ પ્રલયસમયે મહત્તત્ત્વ આદિ ગુણોનો

× કેમ કે પ્રકૃતિને જો ક્ષર માનવામાં આવે, તો સંસારનું અનંતપણું ઘટી શકે નહિ અને સંસારનું અનંતપણું જો ન હોય, તો 'नांतो न चादिर्न च संप्रतिष्ठा। આ સંસાર આદિ, અંત અને પ્રતિષ્ઠા વિનાનો છે' એ ગીતાના વાક્ય સાથે સ્પષ્ટ વિરોધ ઊભો થાય છે; માટે સિદ્ધ થાય છે કે, પ્રકૃતિ અક્ષર છે-અનંત છે.

* કહેવાનો ભાવ એ છે કે, ચૈતન્યની છાયાનો આશ્રય કર્યા વિના એકલી પ્રકૃતિ મહત્તત્ત્વ વગેરે ગુણોને ઉત્પન્ન કરી શકતી નથી; તેમ જ પુરુષ પણ પ્રકૃતિરૂપ ઉપાધિનો આશ્રય કર્યા વિના એકલો રહીને મહત્તત્ત્વ આદિ ગુણોને ઉત્પન્ન કરી શકતો નથી. લોકમાં પણ આપણે જોઈએ છીએ કે, પુરુષના સંબંધ વિનાની સ્ત્રી પ્રજા ઉત્પન્ન કરી શકતી નથી અને સ્ત્રીના સંબંધ વિનાનો પુરુષ પણ પ્રજા ઉત્પન્ન કરવા શક્તિમાન થતો નથી; તેમ જ પ્રકૃતિ અને પુરુષ અન્યોન્યનો આશ્રય કરીને જ જગતને ઉત્પન્ન કરે છે અને તેથી જ આ શ્લોકમાં પુરુષ(જીવ)ને પણ ક્ષેત્ર તરીકે કહીને પ્રકૃતિની પેઠે 'અક્ષર' કહ્યો છે; કેમ કે પુરુષને પણ જો અક્ષર માનવામાં ન આવે, તો સંસારનું અનંતપણું ઘટી શકે નહિ જ.

÷ આ પંદરમા શ્લોકમાં દર્શાવી દીધું છે કે, પ્રકૃતિ અને પુરુષ એ બન્ને ક્ષર છે; કેમ કે યોગી પુરુષ ગુણોનો

પ્રકૃતિમાં લય થઈ જાય છે ત્યારે એક પ્રકૃતિ જ અવશેષ રહે છે, તેમ જ્ઞાનોત્પત્તિસમયે ક્ષેત્રજ્ઞ પણ (પ્રકૃતિરૂપ ઉપાધિનો ત્યાગ કરીને) પોતાના ઉત્પત્તિ સ્થાન શુદ્ધ બ્રહ્મમા લય પામે છે, ત્યારે કેવળ એક પરબ્રહ્મ જ અવશેષ રહે છે ×[૧૬] હે જનકરાજા! યોગી પુરુષ અસંપ્રજ્ઞાન સમાધિમા જ્યારે આરૂઢ થાય છે અને તે સમયે નિર્ગુણ બ્રહ્મનો જ્યારે સાક્ષાત્કાર કરે છે, ત્યારે દેહના ગુણરૂપ શ્રોત્રાદિ ઇંદ્રિયો અને તેના વિષયોમા તેનુ વર્તન હોતું નથી અને તેથી જ મહત્તત્ત્વ આદિ ગુણો સહિત પ્રકૃતિનો તે સમયે નાશ જ થઈ જાય છે. (અર્થાત્ પ્રકૃતિ અનાદિ–અનત છે અને અક્ષર છે, તોપણ નિર્ગુણ બ્રહ્મનો જ્યારે સાક્ષાત્કાર થાય છે, ત્યારે તેનો નાશ જ થઈ જાય છે અને તેથી જ પ્રકૃતિને ક્ષર પણ કહેવામા આવે છે.)[૧૭] એ જ પ્રમાણે અમે સાભળ્યુ છે કે, ક્ષેત્ર(પ્રકૃતિ)ના જ્ઞાનનો જ્યારે નાશ થાય છે, ત્યારે ક્ષેત્રજ્ઞ પણ પ્રકૃતિ અને તેના ગુણોથી મુક્ત થઈને શુદ્ધ બ્રહ્મરૂપે સ્થિતિ કરે છે અને તે દૃષ્ટિએ જ તેનામા ક્ષર(નાશધર્મ)પણું સંભવી શકે છે *[૧૮] આ ક્ષેત્રજ્ઞ પોતાના સાક્ષીપણાનો ત્યાગ કરીને જ્યારે 'ક્ષર' બની જાય છે, ત્યારે ગુણયુક્ત પ્રકૃતિને અહરૂપે જાણે છે અર્થાત્ પ્રકૃતિ ઉપર અહભાવ કરે છે, પણ પોતાના ક્ષરપણાનો ત્યાગ કરીને જ્યારે અક્ષરરૂપ બને છે, ત્યારે પોતાનુ નિર્ગુણ પણું જાણે છે–પ્રકૃતિ પરના અહભાવનો ત્યાગ કરીને તેના ગુણોથી મુક્ત થાય છે[૧૯] અને તે જ સમયે પ્રકૃતિનો સમૂળગો ત્યાગ કરીને કેવળ શુદ્ધ-સ્વરૂપ થયેલો તે આત્મા જ્ઞાનસંપન્ન થઈને આ પ્રમાણે સમજી શકે છે કે, આ પ્રકૃતિમા અને મારામાં ઘણી જ વિલક્ષણતા છે–મારું સ્વરૂપ પ્રકૃતિથી ભિન્ન જ છે.[૨૦] હે રાજેદ્ર! જીવાત્માને પોતાના સ્વરૂપનુ જ્યારે જ્ઞાન થાય છે, ત્યારે પ્રકૃતિ સાથેના મિશ્રભાવને તે કદી પામતો જ નથી અર્થાત્ પ્રકૃતિથી તે દૂર જ રહે છે, પણ જ્યા સુધી તેને પોતાના સ્વરૂપનું જ્ઞાન થયુ નથી, ત્યાં સુધી તો તે જીવાત્મા પ્રકૃતિ સાથે મિશ્ર થયેલો જ જોવામા આવે છે–બ્રહ્મસ્વરૂપથી ભિન્ન હોય તેવો જ દેખાય છે,[૨૧] પરંતુ અતે (જ્ઞાનપ્રાપ્તિ થયા પછી) પરબ્રહ્મનો તેને સાક્ષાત્કાર થાય છે, ત્યારે પ્રકૃતિના સર્વ ગુણસમુદાયને એકદમ દૂર ફેંકી દે છે અને પોતાના આત્મસ્વરૂપને કદી નહિ ભૂલી જઈને (પૂર્વકાળના પોતાના અજ્ઞાનને માટે) આ પ્રમાણે પોતાની નિંદા કરે છે[૨૨] 'અરેરે! મેં આ શુ કર્યું! માછલું જેમ જળમાં સપડાઈ રહે, તેમ હું આટલા સમય સુધી આ દેહપાશમાં જ સપડાઈ રહ્યો. અરે! કેવળ અજ્ઞાનથી જ તેને અનુસર્યો![૨૩] હાય! હું મારા મોહને લીધે જ એક દેહમાથી બીજા દેહમાં સબડ્યા કર્યો! અને માછલું જળને જ પોતાનુ જીવન માનીને જેમ એક ધરામાથી બીજા ધરામાં દોડી જાય, તેમ હું પણ એક શરીરને છોડીને બીજા શરીરમાં ગયો![૨૪] જેમ માછલું જળમાં રહીને અજ્ઞાનને લીધે જળને જ પોતાના આત્મારૂપ માને છે, પણ પોતાને તેથી ભિન્ન માનતું નથી, તેમ મેં પણ આજ દિવસ સુધી અજ્ઞાનને અનુસરીને શરીરને જ આત્મારૂપ માન્યુ, પણ મને પોતાને શરીરથી ભિન્ન જાણીને ઓળખ્યો નહિ.[૨૫] ધિક્કાર છે મને અજ્ઞાનીને કે જે હું વિપત્તિઓમાં ડૂબી રહેલા આ શરીરને અનુસર્યો અને અજ્ઞાનને લીધે વારવાર એક દેહનો ત્યાગ કરીને બીજા દેહમાં ફસાયા કર્યો![૨૬] અફસોસ! આ સસારમાં આવીને મેં, 'આ મારો બધુ

---

ઉત્તરોત્તર લય કરીને શુદ્ધ બ્રહ્મમા જ્યારે સ્થિતિ કરે છે, ત્યારે પ્રકૃતિરૂપ ઉપાધિના નાશની પાછળ ચિદાભાસ જીવ પણ પોતાની 'જીવ' સંજ્ઞાને છોડી દે છે અને કેવળ શુદ્ધ બ્રહ્મરૂપે અવશેષ રહે છે આવા હેતુથી જ પ્રકૃતિ અને પુરુષ બન્નેને ક્ષર કહ્યા છે.

× અર્થાત્ જ્ઞાનની ઉત્પત્તિ થાય છે, એટલે તરત જ જીવાત્મા પોતાને વળગેલી ઉપાધિને દૂર ફેકી દઈને શુદ્ધ બ્રહ્મના સ્વરૂપમા બદલાઈ જાય છે, એકનો એક જ આત્મા પોતાની મલિનતાનો ત્યાગ કરીને શુદ્ધ થાય છે અને શુદ્ધ બ્રહ્મરૂપે પ્રકાશે છે જ્ઞાન થાય એટલે આત્માનો કઈ નાશ થતો નથી

* ક્ષેત્રજ્ઞનુ ક્ષરપણુ એ જ દૃષ્ટિએ કહેવામા આવ્યુ છે કે, ક્ષેત્રના જ્ઞાનનો જ્યારે નાશ થાય છે, ત્યારે પોતાના ક્ષેત્રજ્ઞપણાનો ત્યાગ કરીને આત્મા કેવળ બ્રહ્મરૂપ જ બની જાય છે, નહિ કે પ્રકૃતિની પેઠે મૂનત વિનાશ પામે છે માત્ર પોતાની ક્ષેત્રજ્ઞ સંજ્ઞાથી મુક્ત થવુ, તે જ ક્ષેત્રજ્ઞનો નાશ છે. આવા આશયથી જ શ્રુતિમા કહ્યુ છે साक्षी चेता केवलो निर्गुणश्च। આત્મા સાક્ષીભૂત છે, ચૈતન્યરૂપ છે, એક જ છે અને નિર્ગુણ છે

છે, આની સાથે રહેવાથી મારું કલ્યાણ થશે,' આમ સમજીને અનેક શરીરો સાથે સ્નેહ બાંધ્યો અને અનેક શરીરો સાથે એકતા કરી; છતાં હું તો જેવો ને તેવો જ રહ્યો![૨૭] હાય! હું અમુકને મારા સમાન જોતો હતો, મારી સમાનતા વળી બીજા સાથે કરતો હતો; અમુકને નિર્મળ માનતો હતો, અમુકને સ્પષ્ટ રીતે જોતો હતો અને મને પોતાને વળી એવા પ્રકારનો માનતો હતો.[૨૮] આ રીતે અજ્ઞાન અને મોહને અધીન થઈને હું નિઃસંગ હોવા છતાં જડ અને સંગવાળી પ્રકૃતિના નચાવ્યા પ્રમાણે નાચ્યો અને આટલા સમય સુધી તે અવસ્થામાં જ રહ્યો.[૨૯] વળી હું આ પ્રકૃતિને વશ થઈ ગયો હતો અને તેથી જ આટલા સમય સુધી મેં મારા આત્માને ઓળખ્યો નહિ; પણ હવે ઉચ્ચ, મધ્યમ અને નીચ એ સર્વની જોડે સંબંધ રાખનારી પ્રકૃતિની સાથે હું કેમ નિવાસ કરીશ? (અર્થાત્ નહિ જ કરું.)[૩૦] મેં પ્રથમ અજ્ઞાનપણે પ્રકૃતિની સાથે સહવાસ કર્યો હતો, પણ હવે સાંખ્ય અથવા યોગ ઉપર હું નિષ્ઠાવાળો થયો છું, જેથી આ સંસારમાં રહીને મને પોતાને જ હું જાણીશ, પણ સર્વની સાથે સમાન સંબંધ રાખનારી પ્રકૃતિ સાથે સહવાસ કેમ કરીશ? (અર્થાત્ નહિ જ કરું.)[૩૧] હું નિર્વિકાર છું, છતાં તે વિકારવાળી પ્રકૃતિએ આજ દિવસ સુધી મને છેતર્યો છે, માટે હવે હું તે પ્રકૃતિનો સંગ નહિ કરું.[૩૨] અરેરે! પણ એમાં પ્રકૃતિનો કંઈ અપરાધ નથી. અપરાધ તો કેવળ મારો જ છે; કારણ કે હું પોતે જ સર્વ બાહ્ય વિષયોમાં આસક્ત થઈને મારી મેળે જ પ્રકૃતિ સન્મુખ ઉપસ્થિત થયો.[૩૩] હું પોતે અમૂર્તિમાન છું, છતાં પ્રકૃતિની અનેક પ્રકારની મૂર્તિઓમાં જઈ વસ્યો અને અમૂર્ત હતો, છતાં મૂર્તરૂપ બન્યો, જેથી અહંતામમતાએ મારો પરાભવ કર્યો.[૩૪] હું મમતારહિત છું, છતાં પ્રકૃતિથી થનારી મમતાને લીધે તે તે અનેક યોનિઓમાં મમતા બાંધી બેઠો, પણ તે તે યોનિઓમાં મમતા બાંધીને મેં કયું આત્મસાધન કર્યું?[૩૫] રે! રે! પ્રકૃતિનાં અનેક શરીરોમાં હું ભટક્યો, જેથી મારું ચિત્ત કેવળ ભાન વિનાનું જ થઈ ગયું છે, માટે હવે અહંકાર દ્વારા આત્માનો નાશ કરનારી તે પ્રકૃતિનું મારે કંઈ પણ કામ નથી;[૩૬] કેમ કે એ પ્રકૃતિ પોતાનાં અનેક સ્વરૂપો પ્રકટ કરીને વારંવાર મને સંસારમાં ધકેલી દે છે, પણ હવે હું જાગ્યો છું. મને જ્ઞાન થયું છે; મારી મમતાનો નાશ થયો છે અને મારો અહંકાર દૂર થયો છે.[૩૭] આ પ્રકૃતિએ જ મને અહંકારદ્વારા આત્માનો નાશ કરનારી મમતા ઉપજાવી હતી; પણ હવે એ મમતાથી દૂર થઈને તે પ્રકૃતિનો પણ હું ત્યાગ કરી દઈશ અને દ્વંદ્વભાવરહિત એવા પરમાત્માનો જ આશ્રય કરીશ.[૩૮] હું હવે એ પરમાત્માની સાથે જ એકસ્વરૂપ થઈશ, પણ જડ એવી પ્રકૃતિની સાથે એકસ્વરૂપ થઈશ નહિ; કેમ કે પરમાત્માની સાથે એકતા કરવાથી જ મારું કલ્યાણ થશે પણ પ્રકૃતિની સાથે એકતા કરવાથી મારું કલ્યાણ થશે નહિ.'[૩૯] આ રીતે પચીસમો જીવાત્મા છવ્વીસમા પરમાત્માનું જ્ઞાન મેળવ્યા પછી પરમજ્ઞાની થાય છે અને ક્ષર નાશસ્વરૂપ પ્રકૃતિનો ત્યાગ કરીને દ્વંદ્વરહિત અક્ષરપણાને જ પામે છે.[૪૦] હે મિથિલાના રાજા! જીવાત્મા પ્રથમ અવ્યક્ત અને નિર્ગુણ જ હોય છે, પરંતુ પ્રકૃતિ સાથે એકરૂપતા પામીને જ વ્યક્તધર્મી તથા સગુણ બને છે; પણ જ્યારે તેને પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે, ત્યારે પુનઃ તેવો જ થઈ જાય છે. (અર્થાત્ પરમાત્માનો સાક્ષાત્કાર કર્યા પછી જીવ કેવળ નિર્ગુણસ્વરૂપ જ થઈ જાય છે.)[૪૧]

એ પ્રમાણે ક્ષર તથા અક્ષરનો અનુભવ જે કેવળ જ્ઞાનસંપન્ન છે, તે વેદશાસ્ત્રના અનુભવ પ્રમાણે મેં તને કહ્યો.[૪૨] હવે પુનઃ વિશેષ જ્ઞાન જે કેવળ સંદેહરહિત છે, સૂક્ષ્મ છે અને નિર્દોષ છે, તે મેં સાંભળ્યું છે, તે પ્રમાણે જ હું તને કહું છું, સાંભળ. મેં સાંખ્ય અને યોગ એ બન્ને શાસ્ત્રના બરાબર અનુભવ પ્રમાણે જ તમારી પાસે સાંખ્ય તથા યોગનું વર્ણન કર્યું છે અને (એ પણ કહ્યું જ છે કે,) જે સિદ્ધાંત સાંખ્યશાસ્ત્રમાં કહેવામાં આવ્યો છે, તે જ સિદ્ધાંત યોગશાસ્ત્રમાં પણ કહ્યો છે.[૪૩-૪૪] છતાં હે રાજા! સાંખ્યમાં એટલી વિશેષતા રહેલી છે કે, તેનું જ્ઞાન પ્રાણીમાત્રને બોધ ઉપજાવનારું છે અને તે શાસ્ત્રમાં શિષ્યોનું હિત ઇચ્છીને ઘણી જ સ્પષ્ટ રીતિથી જ્ઞાનનું વર્ણન કરવામાં આવ્યું છે;[૪૫] માટે જ વિદ્વાનો કહે છે કે, આ સાંખ્યશાસ્ત્ર બીજાં સર્વ શાસ્ત્રોના કરતાં શ્રેષ્ઠ છે અને યોગીઓ પણ એ સાંખ્યશાસ્ત્ર

ઉપર અને વેદ ઉપર ઘણો જ આદર ધરાવે છે.[૪૬] હે રાજા! યોગશાસ્ત્રમાં પચીશ તત્ત્વ સિવાય બીજા એક પણ તત્ત્વનું વર્ણન કરવામાં આવ્યું નથી; અને સાંખ્યવેત્તાઓએ તો પચીસમા જીવાત્માથી પર રહેલું છવ્વીસમું શુદ્ધ તત્ત્વ પણ વર્ણવ્યું છે.(અર્થાત્ યોગ અને સાંખ્યમાં માત્ર ભેદ એટલો જ છે કે યોગ શાસ્ત્રમાં પચીસ તત્ત્વો માન્યા છે અને સાંખ્યશાસ્ત્ર માં છવ્વીસ તત્ત્વો માન્યાં છે)[૪૭] વિદ્વાનો કહે છે કે, નિત્ય જ્ઞાનરૂપ ચિદાત્માનું સ્વરૂપ અંતઃકરણની વૃત્તિ સાથે જ્યારે એકરૂપ બની જાય છે, ત્યારે તેનું શુદ્ધ સ્વરૂપ બોધનો અવિષય થઈ જતું હોવાથી બુદ્ધયમાન જ ગણાય છે; અર્થાત્ શુદ્ધ સ્વરૂપ જાણવાની ઇચ્છાના વિષયરૂપ જ થઈ પડે છે; કેમ કે તે દશામાં તેનું સ્વરૂપ જીવરૂપે જ દેખાય છે, માટે યોગશાસ્ત્રના મતમાં પણ બુદ્ધ અને બુદ્ધયમાન એવા બે પદાર્થો માનવા જ પડે છે.[૪૮]

ઇતિ શ્રીમદ્‌ભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન-પર્વમાં 'વસિષ્ઠ-જનકસંવાદ-વિદ્યા અને અવિદ્યા' નામનો અધ્યાય ૩૦૭મો સમાપ્ત

## अध्याय ३०८मो

### વસિષ્ઠ-જનકસંવાદ (ચાલુ)-બુદ્ધ અને અબુદ્ધનો વિભાગ

॥ वसिष्ट उवाच ॥

अथ बुद्धमथाबुद्धमिमं गुणविधिं शृणु ।
आत्मानं बहुधा कृत्वा तान्येव प्रविचक्षते ॥१॥

વસિષ્ઠે કહ્યું: હે જનકરાજા! હવે બુદ્ધ તથા ગુણોના પ્રભાવવાળા અબુદ્ધના સંબંધમાં હું તને કહું છું, તે તું સાંભળ. આત્મા પોતાની માયા વડે (વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ, વિરાટ, સૂત્રાત્મા અને અંતર્યામીરૂપ) ઘણાં સ્વરૂપો ધારણ કરીને પુનઃ તે સ્વરૂપોને પોતાનાં સત્ય સ્વરૂપ જ માને છે.[૧] વળી હે રાજા! જીવાત્મા 'હું કર્તા છું, ભોક્તા છું,' એવું મિથ્યા અભિમાન કરીને વિકાર પામે છે અને તેને લીધે જ પોતાના બુદ્ધ-બ્રહ્મસ્વરૂપને જાણી શકતો નથી; એટલું જ નહિ પણ પ્રકૃતિના ગુણોને ઊલટો ધારણ કરે છે અને તેથી જગતની ઉત્પત્તિને તથા લયને તે કરે છે.[૨] હે રાજન્! જીવાત્મા આ પ્રકૃતિની અંદર ક્રીડા કરવા માટે નિરંતર અનેક સ્વરૂપે વિકાર પામે છે અને (હું મને જાણતો નથી) આવા પ્રકારના સ્વાશ્રિત અજ્ઞાનને તે જાણે છે, માટે તેને બુદ્ધયમાન કહે છે.[૩] હે તાત! ગુણયુક્ત પ્રકૃતિ નિર્ગુણ પરબ્રહ્મને કદી પણ જાણી શકતી નથી. આવા હેતુથી જ વિદ્વાનો તેને 'જડ' કહે છે.[૪] જો કદાચ પ્રકૃતિ કોઈને જાણી શકતી હોય, તો માત્ર પચીસમા જીવાત્માને જ જાણી શકે છે. (નહિ કે સંગરહિત એવા છવ્વીસમા પરબ્રહ્મને જાણી શકે છે!) કેમ કે બુદ્ધયમાન પચીસમો ચિદાભાસ જ પુણ્ય-પાપ, સુખ-દુઃખ આદિનો સંગી છે (અને જે સંગી હોય તેને જ પ્રકૃતિ જાણી શકે છે.) આવા હેતુથી જ બુદ્ધયમાન પચીસમો પદાર્થ જોકે અસ્ફુટ છે અને અવિકારી છે, તોપણ (પ્રકૃતિનો સંગી હોવાથી) તેને મૂક કહેવામાં આવે છે, એમ અમે સાંભળ્યું છે.[૫] વળી પચીસમા મહાત્મા જીવને અવ્યક્ત પ્રકૃતિનું જ્ઞાન હોય છે, તેથી જ તેને બુદ્ધયમાન કહેવામાં આવે છે, તોપણ તે જીવાત્માને છવ્વીસમા શુદ્ધસ્વરૂપનું જ્ઞાન તો હોતું જ નથી;[૬] અને છવ્વીસમું બુદ્ધતત્ત્વ જે અત્યંત નિર્મળ છે, પ્રમાણોથી પર છે અને સનાતન છે; તેને તો પચીસમા બુદ્ધયમાનનું તથા ચોવીસમા અવ્યક્ત(પ્રકૃતિ)નું બન્નેનું સદાકાળ જ્ઞાન હોય છે.[×૭] હે મહાતેજસ્વી રાજા! જે તત્ત્વ કાર્ય અને કારણરૂપ સર્વ પદાર્થોમાં પોતાની સત્તામાત્રથી રહેલું છે, તે જ તત્ત્વ છવ્વીસમું બુદ્ધતત્ત્વ છે; અને હે તાત! તે શુદ્ધતત્ત્વ જોકે અવ્યક્ત છે, અસ્ફુટ છે, તોપણ વિદ્વાનો તેને પરબ્રહ્મ તરીકે જાણી શકે છે, ઓળખી શકે છે.[૮] પચીસમો જીવાત્મા જ્યારે માને છે કે, 'હું કોઈ જુદો જ છું, હું અમુકનો પુત્ર છું, બ્રાહ્મણ છું, ભણેલો ગણેલો છું,' ત્યારે માત્ર પ્રકૃતિને જ જોઈ શકે છે, પ્રકૃતિમાં જ લીન થઈ રહે છે, પણ છવ્વીસમા શુદ્ધ પરમાત્મા-

× કહેવાનો ભાવ એ છે કે, પ્રકૃતિને નિર્ગુણ પરમાત્માનું જ્ઞાન હોતું નથી; પણ સગુણ જીવાત્માનું જ્ઞાન હોય તેવો સંભવ છે. જીવાત્માને પ્રકૃતિનું જ્ઞાન હોય છે અને તેથી જ તે બુદ્ધિમાન કહેવાય છે. પણ નિર્ગુણ પરમાત્માનું તેને પણ જ્ઞાન હોતું નથી; કેમ કે પ્રકૃતિના ગુણોનો તે સંગી છે. પરંતુ પરમાત્માને તો પ્રકૃતિ તથા જીવનું બન્નેનું જ્ઞાન હોય છે, કેમ કે તે સર્વ- અધિષ્ઠાતા છે.

ને જોઈ શકતો નથી.[૯] પરંતુ જ્યારે તે જીવાત્મા પોતાના શુદ્ધસ્વરૂપ તરફ દૃષ્ટિ કરે છે અને શુદ્ધ બ્રહ્મ સંબંધી નિર્મળ પરમવિદ્યાને સંપાદન કરે છે, ત્યારે તે વિદ્યા દ્વારા પ્રકૃતિનો પરાજય કરીને અદ્વૈતરૂપ પરમાત્માનો સાક્ષાત્કાર કરી શકે છે.[૧૦] હે રાજસિંહ! એ પ્રમાણે પચીસમો બુદ્ધયમાન જીવાત્મા છવ્વીસમા બુદ્ધસ્વરૂપનો જ્યારે સાક્ષાત્કાર કરે છે, ત્યારે ઉત્પત્તિ અને પ્રલયના ધર્મવાળી પ્રકૃતિનો તે ત્યાગ કરે છે અને પોતે નિર્ગુણ (સત્ત્વાદિગુણોથી રહિત) થઈને જાણી શકે છે કે, સત્ત્વાદિ ગુણોવાળી પ્રકૃતિ કેવળ જડ છે, તેમ જ પ્રકૃતિને પોતાનાથી ભિન્ન જોઈને કેવળ અદ્વૈત-સ્વરૂપ જ થઈ રહે છે.[૧૧-૧૨] જીવાત્મા કેવળ શુદ્ધ સ્વરૂપનો સમાગમ કરીને જ પોતે શુદ્ધસ્વરૂપને પામી શકે છે અને તે તત્ત્વને જ વિદ્વાનો શુદ્ધ સ્વરૂપ કહે છે કે, જે તત્ત્વ નિત્ય અપરોક્ષ છે અને જરામૃત્યુથી રહિત છે.[૧૩] હે માન આપનારા રાજા! પરમાત્મા દૃશ્ય એવાં શરીરાદિ તત્ત્વોનો (જીવરૂપે) આશ્રય કરે છે, તેથી જ પોતે કોઈ જાતનું તત્ત્વ નથી, છતાં તત્ત્વના જેવા દેખાય છે અને તે હેતુથી જ બુદ્ધિમાન પુરુષો વસ્તુતઃ પચીસ તત્ત્વો કહે છે.[૧૪] હે તાત! ખરી રીતે આ જીવાત્મા મહત્તત્ત્વ આદિ કોઈ પણ તત્ત્વથી યુક્ત નથી જ અને તેથી જ તેને જ્યારે જ્ઞાન થાય છે, ત્યારે સર્વ તત્ત્વોથી રહિત થઈને ('अहं ब्रह्मास्मि' આવી વૃત્તિરૂપ) બુદ્ધિના લક્ષણનો પણ તે ત્યાગ કરી દે છે. જ્ઞાની પુરુષ જ્યારે આવા પ્રકારનું જ ચિંતન કરે છે કે, 'હું અજરામર એવા છવ્વીસમા પરમાત્મારૂપ જ છું' ત્યારે કેવળ પોતાના સામર્થ્યને લીધે જ તે પરમાત્માની સમાનતાને પામે છે, એમાં સંશય નથી.[૧૫-૧૬] પણ જીવાત્મા પ્રકાશમય એવા પોતાના જે સ્વરૂપ વડે પચીસે તત્ત્વોને સારી રીતે જાણી શકાય છે, તે સ્વરૂપને પોતે જાણતો નથી, તે જ તેનું અજ્ઞાન છે અને તે અજ્ઞાનને લીધે જ આ અનેક સ્વરૂપવાળો પ્રપંચ તેના જોવામાં આવે છે; એમ સાંખ્યશાસ્ત્રમાં કહ્યું છે;[૧૭] પરંતુ જ્યારે ચેતનયુક્ત પચીસમો જીવાત્મા માત્ર બુદ્ધિથી પણ અહંભાવને જાણતો નથી અર્થાત્ ગાઢ નિદ્રાની પેઠે બુદ્ધિની સર્વ વૃત્તિઓનો જ્યારે નિરોધ કરે છે, ત્યારે જ છવ્વીસમા શુદ્ધ તત્ત્વરૂપે થઈ શકે છે.[૧૮] હે મિથિલાના રાજા! પ્રકૃતિનો સંગ કરવાનો જ જેનો ધર્મ થઈ રહ્યો છે, એવો જીવાત્મા વાણી અને મનથી અજ્ઞાત એવા છવ્વીસમા તત્ત્વની સાથે (જ્ઞાન દ્વારા) જ્યારે સમાનતાને પામે છે, ત્યારે જ પુણ્યપાપ આદિના સંગથી રહિત થાય છે,[૧૯] એટલું જ નહિ પણ વ્યાપક એવો જીવાત્મા કેવળ નિઃસંગસ્વરૂપ એવા છવ્વીસમા અજન્મા પ્રભુને શરણે જાય છે અને તેમનો જ્યારે સાક્ષાત્કાર કરે છે, ત્યારે જ પ્રકૃતિનો ત્યાગ કરી શકે છે.[૨૦] હે નિર્દોષ રાજા! છવ્વીસમા પરમાત્માનું જ્યારે જ્ઞાન થાય છે, ત્યારે ચોવીસમું અવ્યક્ત તત્ત્વ (પ્રકૃતિ) કેવળ નિઃસાર થઈ પડે છે, અર્થાત્ પરમાત્માનો સાક્ષાત્કાર થતાં જ પ્રકૃતિનો એકદમ લય થઈ જાય છે. એ પ્રમાણે ક્ષર પ્રકૃતિ, અક્ષર જીવાત્મા અને અક્ષર પરમાત્મા એ ત્રણેના સ્વરૂપો વેદમાં કહ્યા પ્રમાણે જ યથાર્થ રીતે મેં તને કહ્યાં છે. હવે જીવાત્મા અને ચોવીસ તત્ત્વોનું પરસ્પર એકપણું કેવી રીતે છે અને ભિન્નપણું કેવી રીતે છે, એના સંબંધમાં આવાં શાસ્ત્રીય દૃષ્ટાંતો ઉપરથી સમજી લેવું.[૨૧-૨૨] જેમ કે ઉંબરાનું ફળ અને તેમાં રહેલ મચ્છરો પરસ્પર જાણે એકતાને પામ્યાં હોય તેમ જણાય છે, છતાં તેઓ પરસ્પરથી ભિન્ન છે. તેમ જ જળ અને જળમાં રહેલાં માછલાં પરસ્પર જાણે એક હોય તેમ દેખાય છે, છતાં તેઓ અન્યોન્યથી ભિન્ન છે. તે પ્રમાણે જ પુરુષ અને પ્રકૃતિ અન્યોન્યની સાથે એકતાને પામ્યાં છે, છતાં અન્યોન્યથી ભિન્ન છે.[૨૩] આ રીતે પુરુષ અને પ્રકૃતિને અન્યોન્ય સાથે એકતા કેવી રીતે થાય છે અને અન્યોન્યથી ભિન્નતા કેવી રીતે થાય છે, એ વિષયને આત્મજ્ઞાનપૂર્વક જાણવો, તેનું નામ જ મોક્ષ કહેવાય છે.[૨૪] આવા આશયથી જ સાંખ્યવેત્તાઓ કહે છે કે, પચીસમો જીવાત્મા જે પ્રત્યેક શરીરોમાં રહેલો છે, તેને સ્વરૂપજ્ઞાન સંપાદન કરાવીને અજ્ઞાન અને તેના કાર્યરૂપ મહત્તત્ત્વાદિ ગુણોથી અવશ્ય છોડાવવો જોઈએ;[૨૫] કેમ કે એમ કરવાથી જ આ જીવાત્માની મુક્તિ થઈ શકે તેમ છે, નહિ તો કોઈ રીતે તેની મુક્તિ થાય તેમ નથી, એ વાત નક્કી છે. ચિદાત્મા દેહ અને દેહના ધર્મથી ભિન્ન છે, તોપણ દેહની સાથે ઐક્યભાવને પામી-

ને જાણે દેહના ધર્મવાળો હોય તેવો જણાય છે.[૨૬] હે મહાપુરુષ! તે ચિદાત્મા જ્યારે કોઈ શુદ્ધ પદાર્થની સાથે ઐક્યભાવને પામે છે, ત્યારે શુદ્ધ ધર્મવાળો જણાય છે; કોઈ બુદ્ધિમાનનો સંગ કરે છે, ત્યારે બુદ્ધિમાન જણાય છે; કોઈ મુક્ત પુરુષનો સમાગમ કરે છે, ત્યારે મુક્ત ધર્મવાળો જણાય છે; કોઈ વિયોગધર્મવાળાની સાથે સમાગમ કરે છે, ત્યારે વિયોગીસ્વરૂપ જણાય છે; કોઈ મોક્ષગામીનો સંગ કરે છે, ત્યારે મોક્ષગામી દેખાય છે; કોઈ પવિત્ર કર્મ કરનારાનો સંગ કરે છે, ત્યારે પવિત્ર દેખાય છે; કોઈ મહાતેજસ્વીનો સમાગમ કરે છે, ત્યારે મહાતેજસ્વી દેખાય છે; કોઈ નિર્મળ ચિત્તવાળાનો સમાગમ કરે છે, ત્યારે નિર્મળ ચિત્તવાળો જણાય છે; કેવલાત્માનો સંગ કરે છે, ત્યારે કેવલાત્મા જણાય છે અને કોઈ સ્વતંત્રનો સમાગમ કરે છે, ત્યારે સ્વતંત્ર જણાય છે.[૨૭-૩૦]

એ પ્રમાણે હે મહારાજા! સનાતન, આદ્ય અને પવિત્ર એવા પરબ્રહ્મના સંબંધમાં જે કંઈ સત્યમાં સત્ય જ્ઞાન છે, તે સર્વ મેં તને કહ્યું છે; માટે ઈર્ષાબુદ્ધિનો ત્યાગ કરીને આ જ્ઞાનને તમે અનુસરો. હે રાજન્! આ ઉત્તમ જ્ઞાન વેદોક્ત કર્મ કરવામાં નિષ્ઠા રાખનાર કર્મઠ પુરુષને તારે આપવું નહિ, પણ જે પુરુષને જ્ઞાન મેળવવાની અત્યંત તૃષ્ણા હોય અને જે પુરુષ નમ્ર સ્વભાવનો હોય, તેવા મુમુક્ષુ પુરુષને બ્રહ્મ સંબંધી બોધના કારણરૂપ એવું આ ઉત્તમ જ્ઞાન અર્પણ કરવું;[૩૧-૩૨] તેમ જ જે પુરુષ અસત્ય ભાષણ કરનારો હોય, શઠ હોય, નપુંસક હોય, કુટિલ બુદ્ધિનો હોય અને પોતાની પંડિતાઈ બતાવીને બીજાને દુઃખ દેનારો હોય, તે પુરુષને આ પરમ જ્ઞાન આપવું નહિ. હવે કેવા પુરુષને આ જ્ઞાન આપવું તે વિષે હું તને કહું છું, સાંભળ.[૩૩] જે પુરુષ શ્રદ્ધાળુ હોય, ગુણવાન હોય, બીજાની નિંદા કરવામાં પરાયણ રહેતો ન હોય, શુદ્ધ કર્મ કરનારો હોય, વિદ્વાન હોય, નિત્ય ક્રિયાનિષ્ઠ હોય, ક્ષમાશીલ હોય, પારકું હિત કરનારો હોય, શુદ્ધ ચારિત્ર્યવાળો હોય, વેદોક્ત આજ્ઞાઓ પર પ્રીતિ રાખનારો હોય, વાદવિવાદનો ત્યાગ કરનારો હોય, સંપૂર્ણ વિદ્યાવાન હોય, વિશેષ જાણનારો હોય, ક્ષમાગુણને ધારણ કરનારો હોય, શમ તથા દમનું પાલન કરનારો હોય અને શક્તિમાન હોય, તેવા પુરુષને જ આ પરમ જ્ઞાન અર્પણ કરવું;[૩૪-૩૫] પરંતુ જે પુરુષ મેં કહેલા એ ગુણોથી રહિત હોય, તેવાને આ જ્ઞાન આપવું નહિ; કેમ કે આ શુદ્ધ જ્ઞાન પરબ્રહ્મરૂપ જ છે, એમ વિદ્વાનો કહે છે. વળી કુપાત્રને આવું પરમ જ્ઞાન અર્પણ કરવાથી જ્ઞાનદાતા પુરુષનું કંઈ કલ્યાણ પણ થતું નથી.[૩૬] હે નરેંદ્ર! કોઈ વ્રતભ્રષ્ટ પુરુષ આ જ્ઞાનના બદલામાં રત્નથી ભરેલી આખી પૃથ્વી અર્પણ કરવા તૈયાર થાય, તોપણ તે પુરુષને આ બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ આપવો નહિ; પરંતુ જે પુરુષ જિતેંદ્રિય હોય, તેને અવશ્ય આ જ્ઞાનનો ઉપદેશ આપવો.[૩૭] હે કરાલજનક! તારે હવે લેશમાત્ર ભય રાખવાનું કારણ નથી; કેમ કે તેં પરમ પવિત્ર, શોકરહિત અને આદિ, મધ્ય તથા અંત વિનાનું ઉત્તમ બ્રહ્મજ્ઞાન આજે મારી પાસેથી બરાબર રીતે સાંભળ્યું છે.[૩૮] હે રાજન્! આ સર્વ જ્ઞાનના તત્ત્વરૂપ વસ્તુને જાણીને તું જન્મથી મુક્ત કરનારા, મરણધર્મથી છોડાવનારા, સર્વ દોષોથી મુક્ત અને મંગળસ્વરૂપ એવા નિર્ભય બ્રહ્મનો આજે જ સાક્ષાત્કાર કર અને મોહનો ત્યાગ કર.[૩૯] હે રાજા! જેમ તેં આજે મને પ્રસન્ન કરીને આ સનાતન બ્રહ્મજ્ઞાન સંપાદન કર્યું છે, તેમ મેં પણ ઉદાર ચિત્તવાળા ભગવાન બ્રહ્મદેવને યત્નપૂર્વક પ્રસન્ન કરીને તે સનાતન દેવની પાસેથી આ બ્રહ્મજ્ઞાન સંપાદન કર્યું છે.[૪૦] હે નરેંદ્ર! તેં મને જે પ્રમાણે પ્રશ્ન પૂછ્યા હતા, તેના સર્વ ઉત્તર મેં તને આપ્યા છે. વળી તે ઉપરાંત મોક્ષવેત્તાઓને પરમ આશ્રય કરવા યોગ્ય એવું આ મહાજ્ઞાન કે જે, બ્રહ્મદેવ પાસેથી મને પ્રાપ્ત થયું છે, તે પણ મેં તને કહ્યું.[૪૧]

ભીષ્મે કહ્યું: હે મહારાજા યુધિષ્ઠિર! મહર્ષિ વસિષ્ઠના સંવાદને કહી બતાવીને મેં તમને પરબ્રહ્મનું જ્ઞાન ઉપદેશેલું છે. આ જ્ઞાનનો આશ્રય કરવાથી પચીસમા જીવાત્માને પુનર્જન્મ રહેતો નથી.[૪૨] જીવાત્મા પરમ જ્ઞાન સંપાદન કરીને પણ જરામૃત્યુરહિત પરમાત્માને જો યથાર્થ રીતે જાણી શકતો નથી, તો પુનર્જન્મને પામે છે. હે તાત! પરમ કલ્યાણકારક આ ઉત્તમ જ્ઞાન દેવર્ષિ નારદ પાસેથી યથાર્થ રીતે સાંભળીને જ મેં—

તમને કહ્યું છે.[૪૩-૪૪] મહાત્મા વસિષ્ઠ ઋષિએ આ પરમ જ્ઞાન બ્રહ્મદેવ પાસેથી પ્રાપ્ત કર્યું હતું, મહર્ષિ વસિષ્ઠ પાસેથી નારદે સંપાદન કર્યું હતું, નારદ પાસેથી આ સનાતન જ્ઞાન મેં જાણ્યું હતું અને મારી પાસેથી હમણાં તમે જાણ્યુ છે. હે કૌરવ રાજા! આ પરમ જ્ઞાનનું શ્રવણ કરીને હવે તમારે શોક કરવો નહિ.[૪૫-૪૬] કેમ કે હે રાજા! જે પુરુષે ક્ષર તથા અક્ષરનું જ્ઞાન સંપાદન કર્યું છે, તે પુરુષને ભય રહેતો જ નથી; પણ જે પુરુષ ક્ષર તથા અક્ષર ને જાણતો નથી, તેને જ (સંસારનો) ભય રહે છે.[૪૭] મૂઢાત્મા પુરુષ ક્ષર તથા અક્ષરના અજ્ઞાનને લીધે જ વારંવાર જન્મમરણને પામ્યા કરે છે અને પ્રત્યેક જન્મને અંતે મરણ પામીને પુનઃ મરણરૂપ પરિણામવાળા હજારો જન્મોને પામ્યા કરે છે.[૪૮] વળી તે અજ્ઞાની પુરુષને દેવલોક, પશુપક્ષી અને મનુષ્યજાતિમાં પણ અવતરવું પડે છે અને કાળે કરીને જ્યારે શુદ્ધ થાય છે, ત્યારે જ અજ્ઞાનસમુદ્રમાંથી તે બહાર નીકળે છે.[૪૯] હે ભારત! વિદ્વાનો કહે છે કે, અજ્ઞાનરૂપી મહાસાગર મહાભયંકર છે, જાણ્યો જણાય નહિ તેવો છે અને ઘણો જ અગાધ છે; કેમ કે તે મહાસાગરમાં પ્રતિદિન અનેક પ્રાણીઓ ડૂબી મરે છે.[૫૦] હે રાજા! તમે અત્યંત અગાધ, જાણવાને અશક્ય અને સનાતન એવા તે મહાસમુદ્રને તરી ગયા છો, તેથી ખરેખર તમે રજોગુણ અને તમોગુણથી મુક્ત થયા છો.[૫૧]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'વસિષ્ઠ-જનકસંવાદ—બુદ્ધ અને અબુદ્ધનો વિભાગ' નામનો અધ્યાય ૩૦૮ મો સમાપ્ત

## अध्याय ३०९मो

### વસુમાન અને ભૃગુવંશી ઋષિનો સંવાદ-શ્રેયઃસાધન

॥ भीष्म उवाच ॥

मृगयां विचरन् कश्चिद्विजने जनकात्मजः।
वने ददर्श विप्रेन्द्रमृषिं वंशधरं भृगोः ॥ १ ॥

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિર! પૂર્વે વસુમાન નામનો એક જનકવંશી રાજા નિર્જન અરણ્યમાં મૃગયા કરવા નીકળ્યો હતો. તેણે અરણ્યમાં ફરતાં ફરતાં ભૃગુવંશના એક ઉત્તમ બ્રહ્મર્ષિને ત્યાં બેઠેલા જોયા.[૧] રાજા વસુમાન તરત જ તેમની સમીપમાં ગયો અને મસ્તકથી પ્રણામ કરીને તેમની સમીપ બેઠો. પછી ઋષિએ જ્યારે પ્રેરણા કરી, ત્યારે તેમની અનુમતિ લઈ ને આ પ્રમાણે પૂછવા લાગ્યો: 'હે ભગવન્! આ મનુષ્યદેહ ક્ષણભંગુર છે, છતાં પુરુષ તેના પરની મમતાને વશ થઈ રહે છે; તો પછી તેવા પુરુષનું આ લોકમાં તથા પરલોકમાં શું કરવાથી કલ્યાણ થાય?' રાજાએ એ પ્રમાણે સત્કારપૂર્વક પ્રશ્ન કર્યો. એટલે મહાતપસ્વી તે મહાત્માએ આવું શ્રેયસ્કર વચન કહેવા માંડ્યું.[૨-૪]

ઋષિએ કહ્યું : હે રાજા! આ લોકમાં તથા પરલોકમા તારા મનને અનુકૂળ સુખ ભોગવવાની જો તને ઇચ્છા હોય, તો ઇંદ્રિયોને નિયમમાં રાખીને પ્રાણીઓનું અપ્રિય કરતાં તું અટક.[૫] હે તાત! ધર્મ જ સત્પુરુષોને હિતકારક છે, સત્પુરુષોનો આશ્રય પણ ધર્મ જ છે અને ધર્મને લીધે જ સ્થાવર-જંગમ સહિત ત્રણે લોક પ્રવૃત્તિ કરી રહ્યા છે.[૬] ઓ સ્વાદિષ્ટ પદાર્થોની કામના રાખનારા દુર્બુદ્ધિ! તું તૃષ્ણારહિત કેમ થતો નથી? તું (વિષયોરૂપી) મધને જુએ છે, પણ તેને લેવા જતાં (નરકરૂપી) ખીણમાં પછડાઈ પડીશ, તે જોતો નથી.[૭] જે પુરુષને જ્ઞાનનું ફળ મેળવવાની ઇચ્છા હોય, તેણે જેમ જ્ઞાનનો જ પરિચય કરવો જોઈએ, તેમ જે પુરુષને ધર્મનું ફળ મેળવવાની ઇચ્છા હોય તેણે ધર્મનો જ પરિચય કરવો જોઈએ.[૮] ધર્મની ઇચ્છા રાખનારા દુષ્ટ પુરુષને શુદ્ધ કર્મ (સહેલું હોય, તોપણ) ઘણું જ દુષ્કર થઈ પડે છે. પણ ધર્મની ઇચ્છા રાખનારા સત્પુરુષને શુદ્ધ કર્મ (ઘણું જ કઠિન હોય, તોપણ) અત્યંત સહેલું થઈ પડે છે.[૯] કોઈ એક પુરુષ વનમાં રહેતો હોય, પણ ત્યાં રહીને વિષયોના ગ્રામ્યસુખનું સેવન કરતો હોય તો તે પુરુષ ગ્રામવાસી જ ગણાય છે અને કોઈ એક પુરુષ ગ્રામમાં રહેતો હોય, છતાં ત્યાં રહીને વનવાસી યતિના જેવું આચરણ કરતો હોય, તો તે પુરુષ વનવાસી જ ગણાય છે;[૧૦] મ ટે હે રાજા! તું નિવૃત્તિમાં તથા પ્રવૃત્તિમાં ગુણ-અવગુણનો વિચાર કર અને પછી સાવધાન થઈ ને મન, વચન તથા કાયાના ધર્મ ઉપર શ્રદ્ધા રાખ.[૧૧] પ્રત્યેક પુરુષે નિત્ય અદેખાઈનો ત્યાગ કરીને સત્પુરુષોને દાન આપવું, પરંતુ તે

દાન દેશ અને કાળને અનુસરતું હોવું જોઈએ, સત્કારપૂર્વક હોવું જોઈએ, વ્રત અને શૌચ વડે યુક્ત હોવું જોઈએ અને જેને દાન આપવાનું હોય, તેની ઇચ્છાનુસાર હોવું જોઈએ.[૧૨] પોતે જે દ્રવ્ય ન્યાય પૂર્વક મેળવ્યું હોય, તેનું જ સુપાત્રને દાન કરવું અને દાન કરતી વેળા ક્રોધનો તથા સંતાપનો ત્યાગ કરવો; તેમ જ દાન આપ્યા પછી તે નિમિત્તે ફુલાવું નહિ.[૧૩] જે બ્રાહ્મણ ક્રૂર ન હોય, પવિત્ર હોય, દમગુણને ધારણ કરનારો હોય, સત્ય વાણી બોલનારો હોય, સરળ હોય, યોનિશુદ્ધ હોય, કર્મથી શુદ્ધ હોય અને વેદને ભણેલો હોય, તે બ્રાહ્મણ જ દાન આપવાનું પાત્ર ગણાય છે.[૧૪] જે સ્ત્રી પતિના સત્કારને પામેલી હોય અને એકની જ પત્ની હોય ( અર્થાત્ વ્યભિચારિણી ન હોય, ) તેવી સ્ત્રી જ યોનિશુદ્ધ પુત્રને ઉત્પન્ન કરનારી મનાય છે અને તેવી પતિવ્રતા સ્ત્રીથી ઉત્પન્ન થયેલો પુત્ર ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદમાં પારંગત થાય છે, વિદ્વાન થાય છે, તેમ જ ( યજનયાજન, અધ્યયન–અધ્યાપન, દાન અને પ્રતિગ્રહ એ ) છ કર્મો કરવામાં તત્પર રહે છે; માટે તે પુરુષ પાત્ર કહેવાય છે. ( અને તેવા પાત્રને જ દાન આપવું; કેમ કે )[૧૫] દેશ, કાળ અને પાત્ર એ ત્રણેની યોગ્યતા–અયોગ્યતા પ્રમાણે જ દાતા પુરુષને ધર્મ તથા અધર્મની પ્રાપ્તિ થાય છે અર્થાત્ દેશકાળ અને પાત્ર જો યોગ્ય હોય છે, તો દાન આપનાર પુરુષને ધર્મપ્રાપ્તિ થાય છે; પણ દેશ, કાળ અને પાત્ર જો દુષ્ટ હોય છે, તો દાન આપનાર પુરુષને અધર્મ જ ભોગવવો પડે છે.[૧૬] જેમ શરીર ઉપરના થોડા મેલને પુરુષ ઘણી સહેલાઈથી દૂર કરી શકે છે, પણ અત્યંત ઘટ્ટ બની ગયેલા પુષ્કળ મેલને દૂર કરવામાં ઘણો જ પરિશ્રમ કરવો પડે છે, તેમ અલ્પ પ્રમાણમાં થયેલા પાપને સહેલાઈથી દૂર કરી શકાય છે, પણ પુષ્કળ પ્રમાણમાં વધી પડેલા પાપને દૂર કરવામાં અત્યંત પરિશ્રમ કરવો પડે છે.[૧૭] જેમ કોઈ એક પુરુષે રેચ લીધો હોય, તો તેને રેચ લાગી રહ્યા પછી તુરત જ ઘૃતનું પાન કરાવ્યું હોય, તો ઉત્તમ ઔષધરૂપ થઈ પડે છે, તેમ પાપોથી મુક્ત થયેલો પુરુષ જો ધર્માચરણ કરે છે, તો મરણ પછી પરલોકમાં ઘણો જ સુખી થાય છે.[૧૮] પ્રાણીમાત્રનું મન જ પાપ તથા પુણ્યને ઉત્પન્ન કરનારું થઈ પડે છે, માટે પ્રત્યેક પ્રાણીએ પોતાના મનને અશુભ વિષયોથી આકર્ષી લઈને શુભ વિષયોમાં જ સ્થિર કરવું.[૧૯] સર્વ મનુષ્યો સર્વ સ્થાનમાં સર્વ પ્રકારનાં કર્મો કરે છે, તે સર્વને જોઈને તારે તેઓની નિંદા ન કરવી. પણ પૂજા કરવી–તેઓના તરફ આદરભાવ રાખવો. તને તારા જે સ્વધર્મમાં પ્રીતિ હોય, તેનું તું ઇચ્છાનુસાર પાલન કર.[૨૦] હે ધૈર્યભ્રષ્ટ રાજા! તું ધૈર્ય ધારણ કરવામાં સ્થિર થજે. ઓ દુર્બુદ્ધિ રાજા! તું બુદ્ધિમાન થજે, ઓ શાંતિરહિત રાજા! તું શાંતિનિષ્ઠ થજે અને ઓ મૂર્ખ રાજા! તું ડાહ્યા પુરુષની પેઠે સંસારમાં વિચરજે.[૨૧] મનુષ્ય પોતાના તેજને પોતાનો સહચર બનાવીને હરકોઈ ઉપાયે મેળવી શકે છે અને આ લોકમાં તથા પરલોકમાં જે કંઈ શ્રેય પ્રાપ્ત થાય છે, તેનું મૂળ કારણ ઉત્તમ ધૈર્ય જ છે.[૨૨] કેમ કે મહાભિષ નામનો એક રાજર્ષિ ધૈર્યથી ભ્રષ્ટ થયો હતો, જેથી સ્વર્ગમાંથી પૃથ્વી પર પડ્યો હતો અને રાજા યયાતિ પુણ્યહીન થઈ ગયો હતો, છતાં ધૈર્યના પ્રભાવથી ઉત્તમ દિવ્યલોકને પામ્યો હતો.[૨૩] હે રાજા! તું ધર્મનિષ્ઠ તપસ્વીઓનું તથા વિદ્વાનોનું નિત્ય સેવન કર, જેથી ઉત્તમ બુદ્ધિને તથા શ્રેયને તું સંપાદન કરીશ.[૨૪]

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિર! મુનિનું એ ભાષણ સાંભળીને રાજા વસુમાન, જે ઉત્તમ સ્વભાવનો હતો, તેણે વિષયવાસના તરફથી મનને પાછું વળી લઈને ધર્મ કરવાનો જ દૃઢ નિશ્ચય કર્યો.[૨૫]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન-પર્વમાં ' વસુમાન અને ભગુવંશી ઋષિનો સંવાદ–શ્રેયઃસાધન ' નામનો અધ્યાય ૩૦૯ મો સમાપ્ત

# अध्याय ३१० मो

## યાજ્ઞવલ્કયગીતા–નવ પ્રકારની સૃષ્ટિ

॥ युधिष्ठिर उवाच ॥

धर्माधर्मविमुक्तं यद्विमुक्तं सर्वसंशयात् ।
जन्ममृत्युविमुक्तं च विमुक्तं पुण्यपापयोः ॥ १ ॥

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ! જે તત્ત્વ ધર્મ તથા અધર્મથી મુક્ત છે, સર્વ સંશયોથી રહિત છે, જન્મ તથા મૃત્યુથી મુક્ત છે, પુણ્ય અને પાપથી

રહિત છે, મંગલસ્વરૂપ છે, સર્વદા ભયથી રહિત છે, સર્વદા અવિનાશી છે, હ્રાસથી રહિત છે, વિકારોથી મુક્ત છે, પવિત્ર છે અને નિત્ય ઉપાધિનો સંબંધ હોવા છતાં કૂટસ્થભાવથી મુક્ત છે, તે પરમ તત્ત્વનું વર્ણન કરવા માટે તમે યોગ્ય છો.[૨]

ભીષ્મે કહ્યું : હે ભારત ! આના સંબંધમાં એક પ્રાચીન ઈતિહાસ હું તમને કહુ છું, તે ઈતિહાસમાં યાજ્ઞવલ્કય તથા જનકરાજાનો સંવાદ વર્ણવેલો છે.[૩] પૂર્વે દેવરાતના પુત્ર મહાયશસ્વી જનકરાજાએ ઋષિઓમાં શ્રેષ્ઠ અને પ્રશ્નવેત્તાઓમાં ઉત્તમ એવા યાજ્ઞવલ્કય ઋષિને આવો પ્રશ્ન પૂછ્યો હતો.[૪]

જનકે પૂછ્યું : હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ! ઇંદ્રિયો કેટલી છે, પ્રકૃતિઓ કેટલી છે, કારણબ્રહ્મ શું છે, એ કારણબ્રહ્મથી પર કંઈ વસ્તુ છે, જગતની ઉત્પત્તિ અને પ્રલય કેવી રીતે થાય છે, કાળની સંખ્યા કેટલી છે, એ સર્વના સંબંધમાં કહો. હું તમારો અનુગ્રહ મેળવવાની ઈચ્છા રાખું છું અને અજ્ઞાનને લીધે તમને પ્રશ્ન પૂછું છું. વળી તમે જ્ઞાનના એક ભંડારરૂપ છો, માટે તમારી પાસેથી એ સર્વ વિષયનું નિઃસંશયપણે શ્રવણ કરવાની મને ઇચ્છા છે.[૫-૭]

યાજ્ઞવલ્કયે કહ્યું : હે રાજા ! તેં મને પ્રશ્ન પૂછ્યા છે, માટે તેના ઉત્તરમાં યોગીઓનું તથા સાંખ્યવેત્તાઓનું જે પરમ જ્ઞાન કહેવાય છે, તેનું હું ખાસ વર્ણન કરું છું, તું સાંભળ.[૮] જોકે તારાથી કંઈ પણ અજાણ્યું નથી, છતાં કંઈ વિશેષ જાણવાની ઇચ્છાથી તું પ્રશ્ન કરે છે, માટે 'પૂછનારને અવશ્ય ઉત્તર આપવો જોઈએ.' એ સનાતન ધર્મને અનુસરી હું તારા પ્રશ્નનો ઉત્તર આપું છું.[૯] અધ્યાત્મનું ચિંતન કરનારા વિદ્વાનો કહે છે કે, પ્રકૃતિઓ આઠ છે અને વિકારો સોળ છે. (અર્થાત્ આઠ પ્રકૃતિ અને સોળ વિકાર એમ બધાં મળી ચોવીસ તત્ત્વો છે.)[૧૦] તેમાં અવ્યક્ત, મહત્તત્ત્વ, અહંકાર, પૃથ્વી, વાયુ, આકાશ, જળ અને તેજ આ આઠે તત્ત્વોને પ્રકૃતિ કહેવામાં આવે છે અને શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિહ્વા, ઘ્રાણ, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, વાણી, હાથ, પાદ, ગુદા, લિંગ અને મન આ સોળે તત્ત્વોને તું અને બીજા સૂક્ષ્મબુદ્ધિવાળા કુશળ વિદ્વાનો 'વિકાર' કહે છે. તેમાંથી શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયો અને મન એ છ સિવાયના બાકીના દશ વિકારોને 'વિશેષ' કહેવામાં આવે છે; (કારણ કે તેમાંથી બીજા વિકારો ઉત્પન્ન થતા નથી,) પણ પાંચ જ્ઞાનેંદ્રિયો અને મન એ છ વિકારોને વિશેષ કહેવામાં આવતા નથી. (કેમ કે તેમાંથી બીજા વિકારો ઉત્પન્ન થાય છે.)[૧૧-૧૫]

હે રાજા ! પ્રથમ સૃષ્ટિના આરંભસમયે અવ્યક્તમાંથી મહત્તત્ત્વ ઉત્પન્ન થાય છે. તેને વિદ્વાનો પહેલો 'પ્રધાનસર્ગ' કહે છે.[૧૬] મહત્તત્ત્વમાંથી અહંકાર ઉત્પન્ન થાય છે, તેને વિદ્વાનો બીજો 'બુદ્ધિસર્ગ' કહે છે.[૧૭] અહંકારમાંથી આકાશાદિના ગુણોવાળું મન ઉત્પન્ન થાય છે, તેને ત્રીજો 'અહંકારસર્ગ' કહેવામાં આવે છે.[૧૮] મનથી પાંચ મહાભૂતો ઉત્પન્ન થાય છે, તેનો ચોથો 'માનસર્ગ' કહે છે. પાંચ મહાભૂતોમાંથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, એ પાંચ ગુણો ઉત્પન્ન થાય છે, તેને પાંચમો 'ભૌતિકસર્ગ' કહે છે.[૧૯/૨૦] શબ્દાદિ પાંચ ગુણોમાંથી શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિહ્વા અને ઘ્રાણ એ પાંચ જ્ઞાનેંદ્રિયો ઉત્પન્ન થાય છે, તેનો છઠ્ઠો 'બહુ ચિંતાત્મક સર્ગ' કહે છે;[૨૧] તેમ જ હે રાજા ! શ્રોત્રાદિક જ્ઞાનેંદ્રિયો પછી પાંચ કર્મેંદ્રિયો ઉત્પન્ન થાય છે, તેને સાતમો 'ઇંદ્રિયસર્ગ' કહે છે.[૨૨] વળી એ ઇંદ્રિયસર્ગના પછી ઊર્ધ્વગતિ કરનારો પ્રાણવાયુ અને આડીઅવળી ગતિ કરનારા બીજા વાયુઓ ઉત્પન્ન થાય છે, તેને આઠમો 'આર્જવકસર્ગ' કહે છે.[૨૩] અને હે રાજન્ ! તે સર્વ વાયુઓ કોઈ સમયે નીચેના ભાગમાં ગતિ કરે છે અને જે વાયુ (અપાન) કેવળ નીચેના ભાગમાં જ ગતિ કરે છે, તેને પણ વિદ્વાનો નવમો 'આર્જવકસર્ગ' જ કહે છે.[૨૪] હે રાજા ! એ પ્રમાણે નવ સર્ગો અને ચોવીસ તત્ત્વો વેદમાં કહ્યા પ્રમાણે જ મેં તને કહ્યાં.[૨૫] હવે હે મહારાજા ! એ ગુણોની મહાત્મા પુરુષોએ જે કાળસંખ્યા કહી છે, તે હું તને યથાર્થ રીતે કહું છું, તું સાંભળ.[૨૬]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'યાજ્ઞવલ્કયગીતા-નવ પ્રકારની સૃષ્ટિ' નામનો અધ્યાય ૩૧૦મો સમાપ્ત

# अध्याय ३११मो

## યાજ્ઞવલ્ક્યગીતા (ચાલુ)–કાલગણના

॥ याज्ञवल्क्य उवाच ॥

अव्यक्तस्य नरश्रेष्ठ कालसंख्या निबोध मे।
पञ्चकल्पसहस्राणि द्विगुणान्यहरुच्यते ॥ १ ॥

યાજ્ઞવલ્ક્યે કહ્યુ હે મહાપુરુષ! હવે પ્રથમ અવ્યક્તની કાલસખ્યા હુ તને કહુ છુ તેનુ તુ મારી પાસેથી શ્રવણ કર દશ હજાર કલ્પો જ્યારે પૂરા થાય છે, ત્યારે અવ્યક્તનો એક દિવસ થાય છે *૧ અને તેની રાત્રિ પણ તેટલા જ પ્રમાણની હોય છે. આ રીતે હે રાજા! તેના રાત્રિદિવસ જ્યારે પૂરા થાય છે, ત્યારે તે જાગ્રત થાય છે અને તે સમયે પ્રાણીમાત્રના જીવનરૂપ ઔષધિને જ (અન્નને જ) પ્રથમ ઉત્પન્ન કરે છે.૨ પછી તે બ્રહ્મદેવને (મહત્તત્ત્વને) ઉત્પન્ન કરે છે કે, જેમનો જન્મ સુવર્ણના ઈંડામાથી થયેલો છે વળી અમે સાભળ્યુ છે કે, તે બ્રહ્મદેવ પ્રાણીમાત્રની એક મૂર્તિરૂપ છે.૩ મહાન પ્રજાપતિ બ્રહ્મદેવ સુવર્ણના ઈંડામા એક વર્ષ પર્યંત રહીને બહાર નીકળ્યા અને તેમણે નીચેના ભાગમા આખી પૃથ્વીને તથા ઉપરના ભાગમા સ્વર્ગલોકને ઉત્પન્ન કર્યો.૪ હે રાજન્! વેદમા પણ કહ્યુ છે કે, સ્વર્ગ અને પૃથ્વી એ બન્ને ખડનો જે મધ્યભાગ છે, તેને આકાશ કહેવામા આવે છે અને તે આકાશને પણ પ્રભુ બ્રહ્મદેવે રચ્યુ છે ૫ આ બ્રહ્મદેવની કાલસખ્યા પણ વેદવેદાગમા પારગત થયેલા વિદ્વાનોએ કહેલી છે કે, સાડાસાત હજાર કલ્પો વીતી જાય છે, એટલે બ્રહ્મદેવનો× એક દિવસ થાય છે,૬ તેમ જ તેમની રાત્રિ પણ એટલા જ પ્રમાણની હોય છે, એમ અધ્યાત્મચિતકો કહે છે હે મહારાજા! મહર્ષિ બ્રહ્માએ પ્રથમ અહકાર નામનુ દિવ્યતત્ત્વ ઉત્પન્ન કર્યું અને બીજા ચાર પુત્રો (વ્યષ્ટિરૂપ મન, બુદ્ધિ, ચિત્ત અને અહકાર નામના ચાર પુત્રો) પોતાના દેહમાથી ઉત્પન્ન કર્યા. આ ચારે પુત્રો પિતૃઓ(પાચ મહાભૂતો)ના પણ પિતા છે–ઉત્પાદક છે એમ સાભળવામા આવ્યુ છે ૭ ૮ તેમ જ હે પુરુષોમા શ્રેષ્ઠ! સર્વ દેવો, (ઇન્દ્રિયો), પિતૃઓના (પાચ મહાભૂતોના) પુત્રો કહેવાય છે, કે જે દેવો વડે (પાચ ભૂતો વડે) ચરાચર સર્વ લોકો વ્યાપ્ત થઈ રહ્યા છે ૯ પરમેષ્ઠી અહકારે પૃથ્વી, વાયુ, આકાશ, જળ અને તેજ એ પાચે મહાભૂતોને (તથા મન આદિ ભૌતિક પદાર્થોને) ઉત્પન્ન કર્યા છે ૧૦ આ અહકાર કે જે 'આહકારિક' નામના ત્રીજા સર્ગને ઉત્પન્ન કરનારો છે, તેની પણ કાલસખ્યા વિદ્વાનોએ આ પ્રમાણે કહી છે. પાચ હજાર કલ્પો વીતી જાય છે, ત્યારે અહકારનો (અહકારનું ઉપાસન કરી અહકારના સારૂપ્યને પામેલા પુરુષનો) એક દિવસ થાય છે.૧૧ હે રાજેદ્ર! શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગધ આ પાચેને પાચ વિશેષો કહેવામા આવે છે અને તેઓ પાચ મહાભૂતોની અદર રહેલા છે ૧૨ હે રાજન્! આ વિશેષો વડે જગતના સર્વ પ્રાણીઓ હમેશા ઘેરાયેલા જ રહે છે અને સર્વનુ આકર્ષણ કરનારા તે રૂપાદિક ગુણોને લીધે જ પ્રાણીમાત્ર અન્યોન્યની સ્પૃહા રાખે છે, અન્યોન્યનુ હિત કરવામા આસક્ત રહે છે, અન્યોન્યનુ અપમાન કરે છે, અન્યોન્યની સ્પર્ધા કરે છે, અન્યોન્યનો વધ કરે છે અને પશુપક્ષીની જાતિમા અવતરીને આ સસારમા જ ભ્રમણ કર્યા કરે છે. વિદ્વાનોએ કહ્યુ છે કે, આ વિશેષોનો (વિશેષોના ઉપાસકો થઈ વિશેષોના સારૂપ્યને પામેલા પુરુષોનો) તથા મનનો દિવસ ત્રણ હજાર કલ્પનો હોય છે ૧૩–૧૫ તેમ જ હે રાજા! તેઓની રાત્રિ પણ તેટલા જ પ્રમાણની હોય છે હે રાજેદ્ર! ઇન્દ્રિયોએ વાર્યું હોય, તોપણ મન તે તે વિષયોમા દોડ્યા જ કરે છે ૧૬ અને ખરી રીતે તો ઇન્દ્રિયો કઈ જોઈ શકતી જ નથી, માત્ર એક મન જ સર્વ વિષયોને જોઈ શકે છે. ચક્ષુ રૂપ વિષયને ગ્રહણ કરે છે, તે મનને લીધે જ ગ્રહણ કરે છે, પણ જ્યારે મન વ્યાકુળ હોય છે, ત્યારે ચક્ષુ ખુલ્લા હોય છે તોપણ કઈ જોઈ શકતા નથી. જોકે મનુષ્યો કહે છે કે, સર્વ ઇન્દ્રિયો તે તે વિષયોને

---

* અર્થાત્ અવ્યક્તની ઉપાસના કરીને અવ્યક્તભાવને પામેલા પુરુષનો એક દિવસ દશ હજાર કલ્પનો કહેવાય છે અને તેની રાત્રિ પણ તેટલા જ પ્રમાણની હોય છે આપણુ મનુષ્ય–આયુષ્ય જેમ સો વર્ષનુ ગણાય છે તેમ તે પુરુષનુ આયુષ પણ તે સખ્યા પ્રમાણે સો વર્ષનુ જ હોય છે, એમ સમજવુ

× બ્રહ્મદેવનુ ઉપાસન કરી બ્રહ્મદેવના સારૂપ્યને પામેલા પુરુષ

જોઈ શકે છે, પણ તેમ કહેવું તે ભૂલભરેલું છે; કેમ કે ઇંદ્રિયો કોઈ પદાર્થને જોઈ શકતી નથી, માત્ર એક મન જ સર્વ પદાર્થોને જોઈ શકે છે. હે રાજન્! આપણે અનુભવીએ છીએ કે, મન જ્યારે વિરામ લે છે, ત્યારે સર્વ ઇંદ્રિયો પણ એની મેળે જ વિરામ પામે છે.[૧૭–૧૯] માટે ઇંદ્રિયોમાં જે વિરામ જોવામાં આવે છે, તે મનનો જ વિરામ છે અને તે કારણથી જ સર્વ ઇંદ્રિયોમાં મનનું જ પ્રધાનપણું છે, એમ સમજવું.[૨૦] હે મહાયશસ્વી રાજા! શાસ્ત્રમાં પણ કહ્યું છે કે, મન જ સર્વ ઇંદ્રિયોનો ઈશ્વર છે અને તે મન પ્રાણીમાત્રની અંદર રહેલું છે.[૨૧]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'યાજ્ઞવલ્ક્યગીતા–કાલગણના' નામનો અધ્યાય ૩૧૧મો સમાપ્ત

## અધ્યાય ૩૧૨ મો

### યાજ્ઞવલ્ક્યગીતા (ચાલુ)–સૃષ્ટિનો પ્રલય

॥ याज्ञवल्क्य उवाच ॥

तत्त्वानां सर्वसंख्या च कालसंख्या तथैव च ।
मया प्रोक्ताऽनुपूर्व्येण संहारमपि मे शृणु ॥१॥

યાજ્ઞવલ્ક્યે કહ્યું: હે રાજા! મેં તને સર્વ તત્ત્વોની મૂળ સંખ્યા તેમ જ તેઓની કાલસંખ્યા અનુક્રમે કહી સંભળાવી, તો હવે તેઓના સંહારનું પણ તું શ્રવણ કર.[૧] આદિ અને અંતરહિત, નિત્ય અને અક્ષર એવા બ્રહ્મદેવ પ્રાણીઓને વારંવાર ઉત્પન્ન કરે છે અને તેઓનો પાછો સંહાર કરે છે, તે આ પ્રમાણે છે:[૨] ભગવાન અવ્યક્ત પોતાના દિવસનો ક્ષય થયેલો જાણીને રાત્રે નિદ્રા કરવાની મનમાં ઇચ્છા કરે છે, ત્યારે અહંકારના અભિમાની પુરુષ રુદ્રને જગતનો સંહાર કરવાની પ્રેરણા કરે છે.[૩] એટલે તુરત જ ભગવાન રુદ્ર અવ્યક્તની પ્રેરણા પ્રમાણે લાખો કિરણો ધારણ કરે છે અને બળબળતા અગ્નિની પેઠે પોતાના શરીરને બાર સૂર્યરૂપે પ્રકટ કરે છે.[૪] પછી હે રાજા! જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ્જ એમ ચારે પ્રકારનાં પ્રાણીઓને પોતાના તેજ વડે સત્વર બાળીને ભસ્મ કરી નાખે છે.[૫] એટલે આંખના એક પલકારા જેટલા સમયમાં તો સ્થાવરજંગમ સર્વ જગતનો નાશ થઈ જાય છે અને આખી પૃથ્વી ચોતરફથી કાચબાની પીઠ સમાન દેખાય છે.[૬] આ પ્રમાણે મહાબળવાન રુદ્રદેવ સમગ્ર પૃથ્વીને બાળી નાખીને પાણીના પ્રબળ પ્રવાહથી ચોબાજુ બોળી દે છે.[૭] તે પછી પ્રલયકાળનો ભયંકર અગ્નિ સળગી ઊઠે છે, જેથી હે રાજેંદ્ર! તે સર્વ જળનો ક્ષય થઈ જાય છે અને જળનો જેવો ક્ષય થાય છે કે તુરત જ અગ્નિની મહાન જ્વાળાઓ ભડભડાટ કરતી ચોબાજુ ભભૂકી ઊઠે છે.[૮] આ રીતે એકદમ સળગી ઊઠેલો અગ્નિ કે, જે પ્રાણીમાત્રના શરીરમાં ઉષ્ણતારૂપે રહેલો છે, અતિ બળવાન છે અને સાત પ્રકારની જ્વાળાઓવાળો છે તે અગ્નિનું, મહાબળવાન ભગવાન વાયુ આઠ સ્વરૂપો ધારણ કરીને ભક્ષણ કરી જાય છે અને અમાપ શક્તિવાળો તે વાયુ આડો, અવળો, ઊંચે અને નીચે ઘણા જ જોસથી ફૂંકાય છે.[૯-૧૦] તે પછી અતુલ બળવાળા તે ભયંકર વાયુને આકાશ પોતે જ ગળી જાય છે અને તે આકાશને મોટી મોટી ગર્જનાઓ કરનારું મન ગળી જાય છે;[૧૧] મનને ભૂતાત્મા અહંકાર કે જે પ્રજાપતિરૂપ છે, તે ગળી જાય છે અને તે અહંકારને ભૂત, ભવિષ્ય તથા વર્તમાનને જાણનારો મહાન આત્મા ગળી જાય છે.[૧૨] અનુપમ આત્મારૂપ તે મહત્તત્ત્વને પણ પ્રજાપતિ શંકર ગળી જાય છે કે, જે શંકર અણિમા, લઘિમા, પ્રાપ્તિ વગેરે અષ્ટ સિદ્ધિઓના ઈશ્વર છે, જ્યોતિસ્વરૂપ છે, અવિનાશી છે, સર્વ તરફ હાથ, પગ, નેત્ર, મસ્તક, મુખ અને કાનવાળા છે, તેમ જ સર્વ જગતમાં વ્યાપ્ત થઈને રહેલા છે.[૧૩-૧૪] વળી તે શંકર પ્રભુ પ્રાણીમાત્રના હૃદયરૂપ છે અને માત્ર અંગૂઠાના પર્વ જેવડા પ્રમાણવાળા છે. આ રીતે જગતના ઈશ્વર અને અનંત મહાત્મા શંકર જગતનો સંહાર કરે છે.[૧૫] તે પછી અક્ષય, અવ્યય, પરિણામરહિત, ભૂતભવિષ્યના સ્રષ્ટા અને નિર્દોષ એવા એક પરમાત્મા જ અવશેષ રહે છે.[૧૬] હે રાજેંદ્ર! એ પ્રમાણે જગતનો પ્રલય કેવી રીતે થાય છે, તે પણ મેં તને કહ્યું. હવે અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવના સંબંધમાં સાંભળ.[૧૭]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'યાજ્ઞવલ્ક્યગીતા–સૃષ્ટિનો પ્રલય' નામનો અધ્યાય ૩૧૨મો સમાપ્ત

# अध्याय ३१३ मो

## યાજ્ઞવલ્કયગીતા (ચાલુ)–અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવત

॥ याज्ञवल्क्य उवाच ॥

**पादावध्यात्ममित्याहुर्ब्राह्मणास्तत्त्वदर्शिनः।**
**गंतव्यमधिभूतं च विष्णुस्तत्राधिदैवतम् ॥ १ ॥**

યાજ્ઞવલ્કયે કહ્યું : હે જનકરાજા! તત્ત્વવેત્તા બ્રાહ્મણો કહે છે કે, પ્રાણીના બે પગ તે અધ્યાત્મ છે, ગમનક્રિયા તે અધિભૂત છે અને વિષ્ણુ તેમાં અધિદૈવત છે. (ચરણઇંદ્રિયના તથા ગમનક્રિયાના અધિષ્ઠાતા દેવ વિષ્ણુ છે.)[1] તેમ જ તત્ત્વાર્થને જાણનારા વિદ્વાનો કહે છે કે, પાયુ (ગુદા) અધ્યાત્મ છે, મળનો ત્યાગ કરવો તે અધિભૂત છે અને સૂર્ય તેમાં અધિદૈવત છે. યોગના યથાર્થ સ્વરૂપને જાણનારા યોગીઓ કહે છે કે, ઉપસ્થ (લિંગ) અધ્યાત્મ કહેવાય છે, આનંદ અધિભૂત કહેવાય છે અને પ્રજાપતિ તેના અધિષ્ઠાતા દેવ છે.[2-3] સાંખ્યવેત્તાઓ કહે છે કે, બે હાથ અધ્યાત્મ છે, તેનું કર્તવ્ય અધિભૂત છે અને ઇંદ્ર તેમાં અધિદૈવત છે.[4] વેદવેત્તાઓ કહે છે કે, વાણી અધ્યાત્મ છે, તેનો વિષય અધિભૂત છે અને અગ્નિ તેનો અધિષ્ઠાતા દેવ છે.[5] વેદશાસ્ત્રને જાણનારા વિદ્વાનો કહે છે કે, ચક્ષુ અધ્યાત્મ છે, તેનો વિષય–રૂપ અધિભૂત છે અને સૂર્ય તેનો અધિષ્ઠાતા દેવ છે;[6] તેમ જ શ્રોત્ર અધ્યાત્મ છે, શબ્દ અધિભૂત છે અને દિશાઓ તેમાં અધિદૈવત છે.[7] જિહ્વા અધ્યાત્મ છે, રસ અધિભૂત છે અને જળ તેમાં અધિદૈવત છે.[8] તે જ પ્રમાણે નાસિકા અધ્યાત્મ છે, ગંધ અધિભૂત છે અને પૃથ્વી તેમાં અધિદૈવત છે, એમ શ્રુતિદ્રષ્ટા પુરુષો કહે છે.[9] વળી તત્ત્વજ્ઞાનમાં કુશળ મહાત્માઓ કહે છે કે, ત્વચા-ઇંદ્રિય અધ્યાત્મ છે, સ્પર્શવિષય અધિભૂત છે અને પવન તેમાં અધિષ્ઠાતા દેવ છે.[10] શાસ્ત્રપંડિતો કહે છે કે, મન અધ્યાત્મ છે, મનન અધિભૂત છે અને ચંદ્રમા તેનો અધિષ્ઠાતા દેવ છે.[11] તત્ત્વવેત્તાઓ કહે છે કે, અહંકાર અધ્યાત્મ છે, અભિમાન અધિભૂત છે અને બુદ્ધિ તેની અધિષ્ઠાત્રી દેવતા છે.[12] વળી તે જ પ્રમાણે તત્ત્વના યથાર્થ સ્વરૂપને જાણનારા પંડિતો કહે છે કે, બુદ્ધિ અધ્યાત્મ છે, બુદ્ધિનો વિષય અધિભૂત છે અને ક્ષેત્રજ્ઞ તેનો અધિષ્ઠાયક દેવ છે.[13] હે તત્ત્વજ્ઞ રાજા! એ પ્રમાણે આદિ, મધ્ય અને અંતમાં કેવળ એક જ સ્વરૂપે રહેનારા પરમાત્માની આ સર્વ વિભૂતિઓ પ્રત્યેક વ્યક્તિને દર્શાવી યથાર્થ રીતે મેં તને કહી દેખાડી.[14] હે મહારાજા! પ્રકૃતિ સ્વચ્છંદપણે પોતાની ઇચ્છાનુસાર ક્રીડા કરવા માટે સેંકડો ને હજારો (મહત્તત્ત્વાદિક) ગુણોને વિશેષ પ્રકારે પ્રકટ કર્યા કરે છે.[15] જેમ મનુષ્યો એક દીવામાંથી હજારો દીવાઓ પ્રકટ કરે છે, તેમ પ્રકૃતિ પણ પુરુષનો સંબંધ ધરાવનારા સત્ત્વાદિ અનેક ગુણોને પ્રકટ કરે છે.[16] તેમાં ધૈર્ય, આનંદ, ઐશ્વર્ય, પ્રીતિ, ઇંદ્રિયોની પ્રસન્નતા, સુખ, શુદ્ધિ, આરોગ્ય, સંતોષ, શ્રદ્ધાળુપણું, દાતાપણું, ક્રોધનો અભાવ, ક્ષમા, સહનશીલતા, અહિંસા, સમાનતા, સત્ય, ઋણથી મુક્ત થવું, નમ્રતા, લજ્જા, શાંતપણું, પવિત્રતા, સરળતા, સદાચાર, લોલુપતાનો અભાવ, હૃદયની શાંતિ, ઇષ્ટ કે અનિષ્ટનો વિયોગ થયો હોય તોપણ મનની સ્થિરતા, દાન આપીને સર્વને વશ કરવાપણું, નિઃસ્પૃહપણું, પરોપકારીપણું અને પ્રાણીમાત્ર પર દયા રાખવી આ બધા સાત્ત્વિક ગુણો છે; તેમ જ રૂપ અને ઐશ્વર્યનું અભિમાન, યુદ્ધ, લોભીપણું, નિર્દયતા, સુખ અને દુઃખ એ બન્નેનું મિશ્ર સેવન, પારકી નિંદા કરવામાં પ્રીતિ, વાદવિવાદ કરવાની ટેવ, અહંકાર, હરકોઈનું અપમાન કરવું, ચિંતા, વેરનું સેવન, પશ્ચાત્તાપ, ચોરી, નિર્લજ્જપણું કુટિલપણું, ભેદ, ક્રૂરતા, કામના, ક્રોધ, મદ, ગર્વ, દ્વેષ અને અત્યંત વાદવિવાદ કરવા આ બધા રાજસ ગુણો છે. હવે તામસ ગુણોનો સમુદાય હું તને કહું છું, સાંભળ. મોહ, ઇંદ્રિયોની દુષ્ટતા, તામિસ્ર અને અંધતામિસ્ર વગેરે તામસ ગુણો છે. તેમાં મરણને અંધતામિસ્ર કહેવામાં આવે છે અને ક્રોધને તામિસ્ર કહેવામાં આવે છે. વળી જુદા જુદા પદાર્થોનું ભક્ષણ કરવાની અભિરુચિ, ભોજન કર્યું હોય છતાં અતૃપ્તિ, મદિરા આદિ અપેયનું પાન કરવામાં પણ અતૃપ્તિ, ગંધ, વસ્ત્ર, વિહાર, શયન, આસન, દિવસે ઊંઘવું, અત્યંત વાદવિવાદ કરવા અને પ્રમાદ રાખવો વગેરેમાં પ્રીતિ; ગીત, વાદિત્ર અને નૃત્ય વગેરેમાં અજ્ઞાનને લીધે શ્રદ્ધા રાખવી અને જુદા જુદા ધર્મોનો દ્વેષ કરવો આ બધા તામસ ગુણો છે.[17-28]

# अध्याय ३१४मो

## યાજ્ઞવલ્ક્યગીતા (ચાલુ)-ત્રિગુણાધીન જન્મ

॥ याज्ञवल्क्य उवाच ॥

**एते प्रधानस्य गुणास्त्रयः पुरुषसत्तम ।**
**कृत्स्नस्य चैव जगतस्तिष्ठन्त्यनपगाः सदा ॥१॥**

યાજ્ઞવલ્કયે કહ્યું : હે મહાપુરુષ! પૂર્વોક્ત સત્ત્વાદિ ત્રણ ગુણો પ્રકૃતિના જ છે અને તેઓ સમગ્ર જગતનો નિત્ય સંબંધ રાખનારા છે.[1] અવ્યક્ત-રૂપ ભગવાન પોતે આ ત્રણ ગુણો સાથે જોડાઈને જીવાત્માને સેંકડો, હજારો, લાખો અને કરોડો સ્વરૂપે કરે છે. તેમાં જે સાત્ત્વિક હોય તેને ઉત્તમ સ્થાન પ્રાપ્ત થાય છે, રાજસ હોય તેને મધ્યમ સ્થાન પ્રાપ્ત થાય છે અને તામસ હોય તેને અધમ સ્થાન પ્રાપ્ત થાય છે. એમ અધ્યાત્મનું ચિંતન કરનારા વિદ્વાનો કહે છે. મનુષ્ય આ જગતમાં જો પુણ્ય કરે છે, તો ઉચ્ચ ગતિ-દેવલોકને પામે છે, પુણ્ય-પાપ બન્ને કરે છે તો મનુષ્યગતિને પામે છે અને કેવળ પાપ જ કરે છે તો અધોગતિને પામે છે. હવે સત્ત્વ-ગુણ, રજોગુણ અને તમોગુણ એ ત્રણે ગુણો જેની અંદર એકીસાથે રહે છે અથવા બબ્બે સાથે રહે છે, તેની શી ગતિ થાય છે, તે વિષે હું તને કહું છું, સાંભળ. કોઈ સમયે રજોગુણ સત્ત્વગુણની સાથે મળેલો જોવામાં આવે છે, કોઈ વેળા તમોગુણ રજો-ગુણની સાથે મળેલો જોવામાં આવે છે, કોઈ વખતે સત્ત્વગુણ તમોગુણની સાથે મળેલો જોવામાં આવે છે અને કોઈ સમયે અવ્યક્ત-પુરુષનો કેવળ એક સત્ત્વગુણની સાથે જ સંબંધ થયેલો જોવામાં આવે છે. પુરુષ જો કેવળ સત્ત્વગુણથી યુક્ત હોય છે, તો દેવલોકને પામે છે, સત્ત્વ અને રજ બન્નેથી યુક્ત હોય છે તો મનુષ્યલોકમાં જન્મે છે, રજોગુણ અને તમોગુણથી યુક્ત હોય છે તો પશુપક્ષીની જાતિમાં અવતરે છે અને રજોગુણ, તમોગુણ તથા સત્ત્વ-ગુણ એ ત્રણેથી યુક્ત હોય છે, તો મનુષ્યપણાને પામે છે; પરંતુ જે મહાત્માઓ પુણ્યપાપથી મુક્ત થયેલા હોય છે, તેઓને તો સનાતન, અવિનાશી અને અજરામર એવું મોક્ષપદ જ પ્રાપ્ત થાય છે, કેમ કે જ્ઞાની પુરુષોને તેવું શ્રેષ્ઠ સ્થાન મળવાનો જ સંભવ હોય છે કે, જે સ્થાન પરિણામધર્મથી રહિત છે, અવિનાશી છે, ઇંદ્રિયોથી પર છે, અવિદ્યાથી મુક્ત છે અને જન્મમૃત્યુરૂપી અંધકારને દૂર કરનારું છે.[૨-૧૦] હે રાજા! એ પ્રમાણે જે સ્થાન અમૂર્ત બ્રહ્મ દ્વારા પ્રાપ્ત કરી શકાય છે, તેના સંબંધમાં તેં મને જે પ્રશ્ન પૂછ્યો હતો, તેનો મેં તને ઉત્તર આપ્યો. અને એ રીતે પોતાના કૂટસ્થ સ્વરૂપમાં જ સ્થિતિ કરનારો જ્ઞાની પુરુષ માત્ર ઉપલક દૃષ્ટિએ પ્રકૃતિમાં સ્થિતિ કરનારો કહેવાય છે.[૧૧] હે રાજા! પ્રકૃતિ કેવળ જડ જ છે, છતાં પુરુષના આશ્રયથી જ જગતને ઉત્પન્ન કરે છે અને તેનો સંહાર પણ કરે છે.[૧૨]

જનકે પૂછ્યું : હે મહાબુદ્ધિમાન ઋષિ! પ્રકૃતિ અને પુરુષ એ બન્ને આદિ-અંતરહિત છે, અમૂર્તસ્વરૂપ છે, અચળ છે, પોતપોતાના મૂળ સ્વરૂપમાં સ્થિર રહેનારાં છે, પોતપોતાના સ્વભાવથી ભ્રષ્ટ નહિ થનારાં છે અને તેથી જ તેઓનું સ્વરૂપ અગ્રાહ્ય જ છે, છતાં હે મહર્ષિ! પ્રકૃતિને તમે જડ કેમ કહો છો અને ક્ષેત્રજ્ઞ-પુરુષને ચેતન કેમ કહો છો?[૧૩-૧૪] હે બ્રાહ્મણોના ઇંદ્ર! તમે મોક્ષધર્મનું સંપૂર્ણ રીતે ઉપાસન કરો છો અને તેથી જ હું તમારી પાસેથી મોક્ષધર્મનું સંપૂર્ણ સ્વરૂપ યથાર્થ રીતે સાંભળવા ઇચ્છું છું.[૧૫] પુરુષ ભલે ચેતન હોય, તોપણ તેનું અસ્તિત્વ કેવી રીતે જાણી શકાય? (કેમ કે અગ્નિનો નાશ થવાથી તેની ઉષ્ણતાનો પણ નાશ થાય છે અને ઉષ્ણતાનો નાશ થવાથી અગ્નિનો નાશ પણ અનુભવાય છે, તેમ પ્રકૃતિ અને પુરુષ કે જેઓ હમેશાં એકીસાથે જ રહેનારાં છે, તેમાંથી એક પ્રકૃતિનો નાશ થવાથી પુરુષનો પણ અવશ્ય નાશ થવો જોઈએ અને પુરુષનો જો નાશ થતો હોય, તો પછી તેનું અસ્તિત્વ શી રીતે માની શકાય?) ધારો કે કદાચ પુરુષનું અસ્તિત્વ હોય, તોપણ તેનું અદ્વૈતપણું કેમ સંભવી શકે? (કેમ કે પ્રકૃતિ અને પુરુષ નિત્ય સાથે જ રહે છે અને વળી પુરુષ વિભુ છે તેમ જ પ્રકૃતિ અવિનાશી છે.) વળી પ્રકૃતિ અને પુરુષ કે જેઓનો હમેશાં સહયોગ છે, છતાં પુરુષ પ્રકૃતિ વિના કેવી રીતે રહી શકે? તેમ જ શરીરમાં રહેનારી ઇંદ્રિયોના કયા કયા દેવતાઓ છે, તે સર્વ મને કહો.[૧૬] વળી મને કહો કે યોગ દ્વારા પ્રાણનું ઉત્ક્રમણ કરનારા યોગીને તથા કાલવશાત્ મરણધર્મને પામનાર સામાન્ય

જીવને કયું સ્થાન પ્રાપ્ત થાય છે?[૧૭] અને હે સત્પુરુષ! સાંખ્યજ્ઞાન તથા યોગજ્ઞાન એ બન્નેનું જુદું જુદું સ્વરૂપ કેવું છે તેમ જ મૃત્યુસૂચક તત્ત્વો કયાં કયાં છે, તે પણ યથાર્થ રીતે મને કહો; કેમ કે હે ભગવન્! તમે હથેળીમાં રહેલાં આમળાંની પેઠે આ સર્વ વિષયને પ્રત્યક્ષપણે જાણનારા છો. [૧૮]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન-પર્વમાં 'યાજ્ઞવલ્કયગીતા–ત્રિગુણાધીન જન્મ' નામનો અધ્યાય ૩૧૪મો સમાપ્ત

# અધ્યાય ૩૧૫મો

## યાજ્ઞવલ્કયગીતા (ચાલુ)–પ્રકૃતિ અને પુરુષ અન્યોન્યથી ભિન્ન છે

॥ याज्ञवल्क्य उवाच ॥

**न शक्योऽनिर्गुणस्तात गुणीकर्तुं विशांपते।**
**गुणवांश्चाप्यगुणवान् यथातत्त्वं निबोध मे ॥१॥**

યાજ્ઞવલ્કયે કહ્યું: હે તાત! જે આત્મા નિર્ગુણ છે, તેને ગુણવાન કરી શકાય તેમ નથી અને હે રાજા! જે પ્રકૃતિ ગુણવાન છે તેને કદી નિર્ગુણ કરી શકાય તેમ નથી. આ પ્રકૃતિ અને પુરુષના સંબંધમાં જે સત્ય સ્થિતિ છે, તે તું મારી પાસેથી સાંભળ.[૧] તત્ત્વવસ્તુનો સાક્ષાત્કાર કરનારા મુનિ મહાત્માઓ એમ જ કહે છે કે, ગુણોથી જે યુક્ત હોય તેને ગુણવાન જ કહેવાય છે અને ગુણોથી જે રહિત હોય તેને નિર્ગુણ જ કહેવાય છે.[૨] પ્રકૃતિ, જે સ્વાભાવિક રીતે જ ગુણોવાળી છે, તે ગુણોનું કદી ઉલ્લંઘન કરી શકતી નથી અને તે પોતે સ્વાભાવિક રીતે જ અજ્ઞાની છે, છતાં પોતાના પર આરોપિત કરાયેલા જ્ઞાનીપણાને લીધે ગુણોનો ઉપભોગ કરે છે.[૩] અને અદૃશ્ય એવો પુરુષ તો સ્વાભાવિક રીતે જ ગુણોને જાણતો નથી કે ભોગવતો નથી. (અર્થાત્ પુરુષ પોતાના સિવાય બીજા કોઈ ભોગ્ય પદાર્થને કદી જોતો જ નથી, તો પછી તેનો ભોક્તા તો ક્યાંથી જ હોય?) વળી તે સ્વાભાવિક રીતે જ જ્ઞાની છે અને તેથી નિત્ય એમ જ માને છે કે, મારાથી શ્રેષ્ઠ બીજો કોઈ છે જ નહિ.[૪] આ કારણને લીધે જ (એટલે પ્રકૃતિ ભોક્તા છે અને પુરુષ અભોક્તા છે, તે કારણને લીધે જ) અવ્યક્ત–પ્રકૃતિને જડ માનવામાં આવે છે, તોપણ તે ગુણોનો ઉપભોગ કરનાર નથી, એમ ન સમજવું; કેમ કે ચિદાત્માના પ્રતિબિંબને લીધે પ્રકૃતિ નિત્ય છે, અક્ષર છે અને ક્ષર પણ છે; નહિ કે કાષ્ઠ અથવા ભીંતની પેઠે કેવળ અચેતન જ છે. (અર્થાત્ અક્ષર અને ક્ષરરૂપ, ચેતન અને અચેતનરૂપ તથા નિત્ય એવી પ્રકૃતિ વસ્તુતઃ જડ હોવા છતાં ભોક્તા થઈ શકે છે.)[૫] પુરુષ પોતાના યથાર્થ સ્વરૂપના અજ્ઞાનને લીધે જ વારંવાર ગુણોની સાથે સંસર્ગ કરે છે અને તે પોતે પોતાના યથાર્થ સ્વરૂપને જ્યાં સુધી જાણતો નથી, ત્યાં સુધી ગુણોના સંસર્ગમાંથી કદી મુક્ત પણ થતો નથી.[૬] પ્રકૃતિના ગુણોના કર્તૃત્વપણાનો ગુણોના સંસર્ગને લીધે આત્મા ઉપર પણ અધ્યારોપ કરવામાં આવે છે અને તેથી જ તે સર્ગધર્મા કહેવાય છે; તેમ જ યોગધર્મનું તે સેવન કરનારો છે, માટે 'યોગધર્મા' કહેવાય છે.[૭] વળી તે આત્મા પ્રજાઓના સષ્ટાપણાનો પોતાના પર આરોપ કરે છે, તેથી 'પ્રકૃતિધર્મા' કહેવાય છે, બીજોના (સ્થાવરોના) કર્તાપણાને પોતે વહોરી લે છે, માટે બીજધર્મા કહેવાય છે અને તે જ પ્રમાણે (કામશમાદિ) ગુણોના ઉત્પન્ન કરવાપણાને તથા નાશ કરવાપણાને પોતે (અજ્ઞાનથી) સ્વીકારી લે છે, માટે તે પુરુષ ગુણધર્મા પણ કહેવાય છે.[૮-૯] આ રીતે કેવળ અભિમાનને લીધે જ પુરુષ ગુણોની સાથે એકરૂપતાને પામે છે, વાસ્તવિક રીતે તો ગુણોનો તે સાક્ષી જ છે–ગુણોની સમીપ રહીને તેઓનું નિરીક્ષણ કરનારો જ છે, દુઃખાદિથી રહિત છે અને કેવળ છે. આવા હેતુથી જ અધ્યાત્મને જાણનારા અને સંસારના તાપથી મુક્ત થયેલા સિદ્ધ યતિઓ કારણને તથા કાર્યને સદા અનિત્ય માને છે, એમ અમે સાંભળ્યુ છે.[૧૦] અને પ્રાણીમાત્ર ઉપર દયા રાખનારા તેમ જ કેવળ જ્ઞાનનો જ આશ્રય કરનારા નિરીશ્વર સાંખ્યવાદીઓ વળી એમ પણ કહે છે કે, 'પ્રકૃતિ માત્ર એક જ છે અને પુરુષો અનેક છે.'[૧૧] હવે પ્રકૃતિથી પુરુષ ભિન્ન જ છે, એ વાતને હું દૃષ્ટાંતપૂર્વક કહું છું, સાંભળ. પ્રકૃતિ કેવળ અનિત્ય છે અને પુરુષ કેવળ નિત્ય છે અને તેથી જ મુંજ (તે નામનું ઘાસ) અને તેમાં રહેલી ઇષિકા (સળી) વચ્ચે જેમ ભેદ રહેલો છે, તેમ પ્રકૃતિ

અને પુરુષ વચ્ચે પણ ભેદ રહેલો છે.*[12] ઉંબરાના ફળમાં રહેલો મચ્છર તે ફળથી ભિન્ન છે અને તે ફળનો સંયોગ કર્યા છતાં તેમાં લેપાઈ જતો નથી;[13] તેમ જ માછલું જળથી ભિન્ન છે અને જળ માછલાથી ભિન્ન છે, છતાં જળનો માત્ર સ્પર્શ કરવાથી માછલું તેમાં લિપ્ત થઈ જતું નથી. વળી માટીની હાંલ્લી અગ્નિથી ભિન્ન છે અને અગ્નિ માટીની હાંલ્લીથી ભિન્ન છે, છતાં હાંલ્લીનો કેવળ સ્પર્શ કરવાથી અગ્નિ તેમાં લેપાઈ જતો નથી.[14-15] કમળ જળથી ભિન્ન છે અને જળ કમળથી ભિન્ન છે, છતાં જળનો માત્ર સ્પર્શ કરવાથી કમળ જળથી લેપાઈ જતું નથી. (એ જ પ્રમાણે આત્મા પ્રકૃતિથી ભિન્ન છે અને પ્રકૃતિ આત્માથી ભિન્ન છે, છતાં પ્રકૃતિનો માત્ર સંસર્ગ કરવાથી આત્મા પ્રકૃતિમાં લિપ્ત બની જતો નથી.)[16] સર્વ સામાન્ય મનુષ્યો પણ પૂર્વોક્ત દૃષ્ટાંતરૂપ પદાર્થોનો નિત્ય સહવાસ કરે છે અને નિત્ય તેઓના સંબંધમાં આવે છે, છતાં તેઓના અન્યોન્યના સંબંધને યથાર્થ રીતે જોઈ શકતા નથી.[17] જે પુરુષો આ પ્રકૃતિ અને પુરુષના સંબંધને બીજી રીતે (અનિત્ય છે છતાં નિત્યરૂપે-અન્યોન્યથી ભિન્ન છે છતાં અભિન્નરૂપે) જુએ છે, તે પુરુષો ખરેખર અજ્ઞાની છે અને તેઓને વારંવાર ઘોર નરકમાં (સંસારમાં) પડવું પડે છે-તેઓ સંસારના ફેરામાંથી કદી છૂટી શકતા જ નથી.[18] બસ, આનું નામ જ પ્રકૃતિ અને પુરુષના વિવેકવાળું ઉત્તમ સાંખ્યદર્શન છે અને આ રીતે જ પ્રકૃતિ તથા પુરુષનો વિવેક કરીને સાંખ્યવેત્તાઓ મોક્ષપદને પામ્યા છે.[19] વળી બીજા તત્ત્વકુશળ પુરુષોનો પણ એ જ અનુભવ છે, જે મેં તને કહી સંભળાવ્યો છે. હવે હું તને યોગવેત્તાઓનો અનુભવ કહું છું.[20]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'યાજ્ઞવલ્કયગીતા-પ્રકૃતિ અને પુરુષ અન્યોન્યથી ભિન્ન છે' નામનો અધ્યાય ૩૧૫ મો સમાપ્ત

# अध्याय ३१६ मो

## યાજ્ઞવલ્કયગીતા (ચાલુ)-યોગદર્શન

॥ याज्ञवल्क्य उवाच ॥

**सांख्यज्ञानं मया प्रोक्तं योगज्ञानं निबोध मे ।**
**यथाश्रुतं यथादृष्टं तत्त्वेन नृपसत्तम ॥ १ ॥**

યાજ્ઞવલ્કયે કહ્યું: હે ઉત્તમ રાજા! એ પ્રમાણે મેં તને સાંખ્યનું જ્ઞાન કહ્યું. હવે મેં જે રીતે સાંભળ્યું છે અને જોયું છે, તે પ્રમાણે યથાર્થ રીતે યોગનું જ્ઞાન હું તને કહું છું, તેનું શ્રવણ કર.[1] આ જગતમાં સાંખ્યના જેવું બીજું એક પણ જ્ઞાન નથી અને યોગના જેવું બીજું એક પણ બળ નથી. સાંખ્ય અને યોગ એ બન્નેમાં શમદમાદિનું એકસરખી રીતે પાલન કરવું પડે છે અને તેઓ બન્ને સમાન રીતે જ મૃત્યુનો નાશ કરનારાં છે.[2] હે રાજા! જે પુરુષો બુદ્ધિહીન હોય છે, તેઓ જ સાંખ્ય અને યોગને ભિન્ન ભિન્ન માને છે; અમે તો તેઓ બન્નેને નિશ્ચયપૂર્વક એક જ માનીએ છીએ;[3] કેમ કે યોગવેત્તાઓ જે તત્ત્વનો સાક્ષાત્કાર કરે છે, તે જ તત્ત્વોનો સાંખ્યવેત્તાઓ પણ સાક્ષાત્કાર કરે છે, માટે જે પુરુષ સાંખ્ય તથા યોગને એક જ જુએ છે, તે જ ખરો તત્ત્વવેત્તા કહેવાય છે.[4] હે શત્રુદમન રાજા! રુદ્રપ્રધાન* વગેરે બીજા ઘણા યોગો છે કે, જેઓનું સેવન કરીને યોગીઓ દશે દિશાઓમાં પોતાના તેજ શરીર સાથે વિચરી શકે છે, એમ તારે જાણવું.[5] હે નિર્દોષ રાજા! યોગનો આશ્રય કરીને તું આઠ ગુણોવાળા સૂક્ષ્મ શરીરની સાથે સર્વનો ત્યાગ કરીને જ્યાં સુધી પ્રલય થાય, ત્યાં સુધી લોકોમાં સુખેથી વિહાર કર.[6] હે મહારાજા! વિદ્વાનોએ કહ્યું છે કે, અણિમાદિક આઠ ગુણોવાળો યોગ વેદમાં

---

* અર્થાત્ ઇષિકાના બાહ્ય ભાગમાં રહેલું મુંજ ઇષિકાથી ભિન્ન છે, તેમ આત્માના બાહ્ય પ્રદેશમાં રહેલી પ્રકૃતિ આત્માથી ભિન્ન છે. શ્રુતિ પણ કહે છે કે, 'अंगुष्ठमात्रः पुरुषोऽन्तरात्मा सदाजनानां हृदये सन्निविष्टः। तं स्वाच्छरीरात्प्रवृहेन्मुंजादिव इषीकां धैर्येण तं विद्याच्छुक्रममृतम्॥' પ્રાણીમાત્રના હૃદયમાં માત્ર અંગુષ્ઠપ્રમાણનો અંતરાત્મા પુરુષ રહેલો છે. તેને મુંજમાંથી જેમ સળીને ધીમે રહીને બહાર કાઢવામાં આવે છે, તેમ ધૈર્યપૂર્વક શરીરમાંથી બહાર કાઢવો અને તેને શુક્ર તથા અમૃતસ્વરૂપ જાણવો. —નીલકંઠ

* રુદ્ર એટલે પ્રાણ અને ઇંદ્રિયોનું જ મુખ્યત્વે કરીને જેમાં આલંબન હોય છે, તે રુદ્રપ્રધાનયોગ કહેવાય છે. આ રુદ્રપ્રધાનયોગનો આશ્રય કરવાથી આકાશમાં ગમન કરવાની સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

વર્ણવેલો છે, તેમ જ સૂક્ષ્મ એવા યોગનાં યમનિયમાદિક આઠ અંગો× પણ કહેવામાં આવ્યાં છે.[૭] વળી યોગવેત્તાઓ કહે છે કે, યોગીઓને બે પ્રકારનાં ઉત્તમ યોગકૃત્યો કરવાનાં હોય છે. જેમ કે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે એક સગુણ (સબીજ) યોગકૃત્ય અને બીજું નિર્ગુણ (નિર્બીજ) યોગકૃત્ય.[૮] તેમાં હે રાજા! પ્રાણવાયુના નિગ્રહપૂર્વક મનની (શરીરમાં રહેલા પંચમહાભૂતોમાં) જે ધારણા કરવી (અને તે તે સ્થાનોમાં તેના અધિષ્ઠાતા દેવોનું જે ધ્યાન કરવું) તેને સગુણ અથવા સબીજ યોગકૃત્ય કહેવામાં આવે છે અને પ્રાણવાયુના નિગ્રહપૂર્વક મનને કેવળ એકાગ્ર કરવું; અર્થાત્ ધ્યાતા, ધ્યેય અને ધ્યાનના વિભાગથી રહિત કરી કેવળ વૃત્તિશૂન્ય કરવું તેનું નામ નિર્ગુણ અથવા નિર્બીજ યોગકૃત્ય કહેવામાં આવે છે.* વળી એ વાત પણ નક્કી જ છે કે, જ્યારે પ્રાણવાયુના નિગ્રહપૂર્વક સગુણ યોગના અભ્યાસમાં મનની સ્થિરતા થાય છે, ત્યારે જ નિર્ગુણ યોગમાં મન એકાગ્ર થઈ શકે છે; અર્થાત્ સગુણ યોગને તથા નિર્ગુણ યોગને પરસ્પર અંગાંગીભાવ છે–સગુણ યોગની સિદ્ધિ વિના નિર્ગુણ યોગની કદી પણ સિદ્ધિ થઈ શકતી નથી. હે મિથિલદેશના મહારાજા! પૂરક, રેચક અને કુંભક એવા ક્રમથી પ્રાણાયામ કરનારો યોગીપુરુષ તે સમયે દેવતા આદિના ધ્યાનપૂર્વક જો પ્રાણાયામ કરતો નથી, તો તેના શરીરમાં વાયુની અધિકતા થઈ પડે છે. (અને તેને લીધે

× જોકે મૈત્રાયણીય શાખાના એક ઉપનિષદમાં પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા, તર્ક અને સમાધિ આવાં ૭ અંગોનું જ વર્ણન કરેલું છે, તોપણ વેદના બીજા ભાગોમાં યમ તથા નિયમ એ બન્નેનું પણ વર્ણન કરેલું જોવામાં આવે છે, જેથી અહીં યોગનાં આઠ અંગો કહેવામાં આવ્યાં છે.

* આ શ્લોકમાં સગુણ યોગનું તથા નિર્ગુણ યોગનું સ્વરૂપ દર્શાવ્યું છે. તેમાંના સગુણ યોગના સંબંધમાં આ પ્રમાણે સમજવાનું છે. પ્રથમ પ્રાણવાયુનો નિગ્રહ કરીને અર્થાત્ પ્રાણાયામની સ્થિરતા કરીને શિવયોગમાં કહ્યા પ્રમાણે પગનો અંગૂઠો, પાની, મૂલભાગ વગેરેથી આરંભીને નેત્રાધાર પર્યંતના સોળ સ્થાનકોમાં મનની અનુક્રમે ધારણા કરવી અને તે તે સ્થાનકોમાં બ્રહ્માદિક દેવતાઓનું ધ્યાન કરવું, તેને સગુણ યોગ કહે છે; અથવા યાજ્ઞવલ્ક્યે કહેલી પંચમહાભૂતોની ધારણા કરીને મનને ધ્યાનમગ્ન કરવું તે પણ સગુણ યોગનું સ્વરૂપ છે. યાજ્ઞવલ્ક્યે પંચમહાભૂતોની ધારણાના સંબંધમાં આ પ્રમાણે કહ્યું છે: પગથી આરંભીને ઢીંચણ સુધીના ભાગને પૃથ્વીનું સ્થાન કહેવામાં આવે છે. ઢીંચણથી આરંભીને ગુદા પર્યંતના ભાગને જળનું સ્થાન કહેવામાં આવે છે, ગુદાથી આરંભીને હૃદય સુધીના ભાગને અગ્નિનું સ્થાન કહેવામાં આવે છે, હૃદયથી આરંભીને ભ્રૂકુટી સુધીના ભાગને વાયુનું સ્થાન કહેવામાં આવે છે અને ભ્રૂકુટીથી આરંભીને મસ્તક સુધીના ભાગને આકાશનું સ્થાન કહેવામાં આવે છે. તેમાં પૃથ્વીના સ્થાનમાં મનની ધારણા કરતી વેળા પરમેષ્ઠી બ્રહ્મદેવનું ધ્યાન કરવું, જળના સ્થાનમાં મનની ધારણા કરતી વેળા વિષ્ણુ ભગવાનનું ધ્યાન કરવું, અગ્નિના સ્થાનમાં મનની ધારણા કરતી વેળા રુદ્રદેવનું ધ્યાન કરવું, વાયુના સ્થાનમાં મનની ધારણા કરતી વેળા ઈશ્વરનું ધ્યાન કરવું અને આકાશના સ્થાનમાં મનની ધારણા કરતી વેળા સદાશિવનું ધ્યાન કરવું. વળી જે યોગી પુરુષ પૃથ્વીના સ્થાનમાં લકાર બીજ સહિત વાયુનું સ્થાપન કરીને પાંચ ઘડી સુધી ચાર મુખવાળા બ્રહ્મદેવનું ધ્યાન કરે છે, તે યોગી પૃથ્વી ઉપર વિજય મેળવી શકે છે; તેમ જ જળના સ્થાનમાં વકાર બીજ સહિત વાયુનું સ્થાપન કરીને પાંચ ઘડી સુધી ચતુર્ભુજ નારાયણદેવનું સ્મરણ કરનારો યોગી પુરુષ સર્વ પ્રકારના રોગોથી મુક્ત થાય છે, તે જ પ્રમાણે અગ્નિના સ્થાનમાં રકાર બીજ સહિત વાયુનું સ્થાપન કરીને તરુણ સૂર્ય સમાન તેજસ્વી એવા, ત્રિનેત્ર રુદ્રદેવનું પાંચ ઘડી સુધી ધ્યાન કરનારો યોગી પુરુષ અગ્નિથી કદી બળતો નથી. વળી વાયુના સ્થાનમાં તેના બીજ સહિત વાયુનું સ્થાપન કરીને પાંચ ઘડી સુધી ઈશ્વરનું ધ્યાન કરનારો યોગી પુરુષ વાયુની પેઠે આકાશમાં ગમન કરી શકે છે અને આકાશના સ્થાનમાં હકાર બીજ સહિત વાયુનું સ્થાપન કરીને પાંચ ઘડી સુધી શંકરદેવનું ધ્યાન કરનારો યોગી પુરુષ સંપૂર્ણ યોગવેત્તા કહેવાય છે. આ સર્વ સગુણ યોગનું જ સ્વરૂપ છે, એમ સમજવું, પણ નિર્ગુણ યોગનું સ્વરૂપ તો એવું જ હોઈ શકે કે,

यदा पंचावतिष्ठन्ते ज्ञानानि मनसा सह।
बुद्धिश्च न विचेष्टेत तामाहुः परमां गतिम्॥

જે અવસ્થામાં પાંચ જ્ઞાનેન્દ્રિયો અને મન કેવળ વૃત્તિશૂન્ય દશામાં સ્થિતિ કરે છે અર્થાત્ જે અવસ્થામાં ધ્યાતા, ધ્યાન અને ધ્યેય એ ત્રણેનો વિભાગ કેવળ અદૃશ્ય થઈ જાય છે; એટલું જ નહિ પણ જે અવસ્થામાં બુદ્ધિ પણ કંઈ ચેષ્ટા કરતી નથી, તે અવસ્થાને પર ગતિ અથવા નિર્ગુણ યોગ કહેવામાં આવે છે.

તેના શરીરમા મોટા રોગો ઉત્પન્ન થવાનો *સભવ રહે છે) માટે ધ્યાન વિનાનો પ્રાણાયામ કદી કરવો જ નહિ ૯/૧૦ વળી પ્રત્યેક યોગીએ રાત્રિના પ્રથમ પ્રહરમા પ્રાણાયામ કરીને બાર પ્રકારની× નોદનાઓ (શરીરમા રહેલા જુદા જુદા બાર ચક્રોમા તેના અધિષ્ઠાયક દેવોના ધ્યાનપૂર્વક ધારણાઓ) કરવી અને પછી રાત્રિના મધ્યસમયે એક નિદ્રા લઈને છેલ્લા પ્રહરમા પુન તેની તે જ બાર નોદનાઓનો અભ્યાસ કરવો ૧૧ એ પ્રમાણે વાયુની ધારણા કરવા રૂપ ઉપાય કરીને શાતચિત્ત બનેલો, દમગુણને ધારણ કરનારો, એકાતનુ જ સેવન કરનારો અને આત્મામા જ રમણ કરનારો જ્ઞાની યોગી અવશ્ય ચિત્તને યોગમા સ્થિર કરી શકે છે ૧૨ યોગીપુરુષો પાચ ઇદ્રિયોના દોષરૂપ ગણાતા શબ્દ, સ્પર્શ, રૂપ,

---

* પવનયોગસગ્રહ નામના એક ગ્રથમા કહ્યુ છે કે,

प्राणायामेन युक्तेन सर्वरोगक्षयो भवेत्।
अयुक्ताभ्यासयोगेन महारोगसमुद्भव ॥

દેવતાદિકના ધ્યાનપૂર્વક જો પ્રાણાયામ કરવામા આવે છે, તો સર્વ પ્રકારના રોગોનો નાશ થાય છે, પણ દેવતાદિકના ધ્યાન વિના જો પ્રાણાયામ કરવામા આવે છે, તો મોટા મોટા રોગોની ઉત્પત્તિ થાય છે આવા હેતુથી જ યાજ્ઞવલ્ક્યે કહ્યુ છે,

नीलोत्पलदलश्याम नाभिमध्ये व्यवस्थित ।
चतुर्भुज महात्मान पूरकेण विचिंतयत् ॥ १ ॥
कुभकेन हृदि स्थान ध्यायेत्तु कमलासनम् ।
ब्रह्माण रक्तगौराग चतुर्वक्त्र पितामहम् ॥ २ ॥
रेचकेनेश्वर विद्याल्ललाटस्थ महेश्वरम् ।
शुद्धस्फटिकसकाश निर्मल पापनाशनम् ॥ ३ ॥

પ્રાણાયામ કરનારા યોગીએ વાયુને પૂરતી વખતે નાભિપ્રદેશમા રહેલા, કાળા કમળ સમાન શ્યામ અને ચાર ભુજાઓને ધારણ કરનારા મહાત્મા વિષ્ણુનુ ધ્યાન કરવુ વાયુને રોકતી વખતે હૃદયમા બિરાજેલા, કમળના આસનવાળા, રક્તાશયુક્ત શ્વેત અગવાળા અને ચાર મુખને ધારણ કરનારા પિતામહ બ્રહ્મદેવનુ ધ્યાન કરવુ અને વાયુને બહાર કાઢતી વખતે લલાટપ્રદેશમા બિરાજેલા, શુદ્ધ સ્ફટિક સમાન કાતિવાળા અને સર્વ પાપોનો નાશ કરનારા પવિત્ર શકરદેવનુ ધ્યાન કરવુ આ રીતે દેવતાઓના ધ્યાનપૂર્વક પ્રાણાયામ કરનારો યોગી પુરુષ અવશ્ય સિદ્ધ થાય છે, પણ ધ્યાનરહિત પ્રાણાયામ કરનારો પુરુષ અવશ્ય રોગાદિકનો ભોગ થઈ પડે છે

× આ બાર પ્રકારની નોદનાઓ શિવયોગમા આ પ્રમાણે કહી છે મૂલાધારમા ત્રણ આવર્તોવાળુ એક બ્રહ્મ ચક્ર છે, તેનો આકાર યોનિ જેવો છે અને તેનો મધ્ય ભાગ અગ્નિ સમાન તેજસ્વી છે આ બ્રહ્મચક્રમા ઇચ્છિત ફળને આપનારી અધ શક્તિ બિરાજે છે, માટે તેનું ધ્યાન કરવુ (૧) તે પછીનુ બીજુ સ્વાધિષ્ઠાન નામનુ ચક્ર છે, તેનો આકાર ચાર પાખડીઓવાળા કમળના જેવો છે અને તેના મધ્યભાગમા પશ્ચિમાભિમુખ શકરદેવ બિરાજે છે માટે તેનુ ધ્યાન કરવુ (૨) તે પછી નાભિના પ્રદેશમા પાચ આવર્તોવાળુ એક ચક્ર છે, તેનો આકાર મેઘના જેવો છે, તેની કાતિ વીજળીના જેવી છે અને તેના મધ્યભાગમા સિદ્ધિને આપનારી કુડલિની નામની અધ શક્તિ બિરાજે છે, માટે તેનું ધ્યાન કરવુ (૩) તે પછી ચોથુ હૃદયચક્ર છે તેનુ મુખ નીચે નમેલુ છે, તેને આઠ પાખડીઓ છે, તે સર્વ ઇષ્ટવસ્તુને આપનારુ છે અને તેના મધ્યભાગમા જ્યોતિલિગના જેવી એક કર્ણિકા રહેલી છે, માટે તેનુ ધ્યાન કરવુ (૪) તે પછી પાચમુ કઠચક્ર છે, તેની પહોળાઈ ચાર આગળની છે અને તેની વચ્ચે ઇડા તથા પિગલા નામની નાડીના મધ્યભાગમા સુષુમ્ણા નામની નાડી આવેલી છે, માટે તેનુ ધ્યાન કરવુ (૫) તે પછી છઠ્ઠુ એક ઘટિકા નામનુ ચક્ર છે, તે ગળાના આગળના ભાગમા લટકતું છે અને તેમા ઉત્તમ સિદ્ધિ પ્રાપ્ત કરવા માટે દશમ દ્વારનુ ધ્યાન કરવુ (૬) તે પછીનુ સાતમુ ભ્રૂચક્ર નામનુ એક ચક્ર છે, તેનો નાળ અને કદ એક જ છે, તે ઉત્તમ વાણીને આપનારુ છે તેનો આકાર દિવ્ય શિખાના જેવો છે અને તેના મધ્યભાગમા જ્ઞાનલોચન રહેલુ છે, માટે તેનુ ધ્યાન કરવુ (૭) તે પછી આઠમુ નિર્વાણ નામનુ ચક્ર છે, તે બ્રહ્મરધ્રમા આવેલું છે તેનો આકાર અત્યત સૂક્ષ્મ છે અને તેમા મોક્ષને આપનારા જાલધર દેવ રહેલા છે માટે તેનું ધ્યાન કરવુ (૮) તે પછી નવમુ આકાશબીજ નામનું ચક્ર છે, તે અત્યત ઉત્તમ છે તેને ત્રણ અણીઓ રહેલી છે, તે કોઈ એક પર્વતની સપાટીમા રહેલું હોય તેવુ જણાય છે અને તેના મધ્યભાગમા આઠ પાખડીઓવાળા કમળની અદર ઊર્ધ્વશક્તિ નામની કલ્યાણ આપનારી દેવી બિરાજે છે, માટે તેનું ધ્યાન કરવુ (૯) આ નવે નોદનાઓ વાયુનો નિગ્રહ કરવા પૂરતી જ છે, માટે તે નવ નોદનાઓ કર્યા પછી મનને સમષ્ટિકાર્યમા ધારણ કરવુ, તે દશમી નોદના છે (૧૦) પછી કારણબ્રહ્મમા મનને સ્થિર કરવુ તે અગિયારમી નોદના છે (૧૧) અને તે પછી નિષ્કળ પરબ્રહ્મમા મનને સ્થિર કરવુ તે બારમી નોદના છે આ બારે નોદનાઓનો યોગીએ આગની તથા પાછલી ગતિમા અભ્યાસ કરવો

-રસ અને ગંધ એ પાંચે વિષયોનો પ્રથમ નિરાસ કરે છે (અર્થાત્ પ્રાણાયામ કર્યા પછી પ્રત્યાહાર કરે છે) અને પછી સર્વ ઇંદ્રિયોને મનમાં લય પમાડી દઈને, મનને અહંકારમાં લય પમાડી દઈને, અહંકારને મહત્તત્ત્વમાં લય પમાડી દઈને અને મહત્તત્ત્વને પ્રકૃતિમાં લય પમાડી દઈને લય તથા વિક્ષેપનો પ્રતિસંહાર કરે છે અને તે પછી રજોગુણથી રહિત નિત્ય, અનંત, શુદ્ધ, પરિણામરહિત, ફૂટસ્થ, સદાકાળને માટે અભેદ્ય, અજર, અમર, સનાતન, અવિનાશી, સર્વના નિયંતા અને નિર્વિકાર એવા કેવળ પરબ્રહ્મનું જ ધ્યાન કરે છે.[૧૩-૧૭] હે મહારાજા! એ પ્રમાણે જે પુરુષ યોગનિષ્ઠ થયેલો હોય છે, (અર્થાત્ સમાધિમાં જ સ્થિતિ કરી રહ્યો હોય છે) તે પુરુષનાં લક્ષણો કેવાં હોય છે, તે હું તને કહું છું, સાંભળ. સમાધિમાં સ્થિતિ કરનારો યોગી જે પ્રસન્નતાને પ્રાપ્ત કરે છે, તેનું લક્ષણ તૃપ્તિ પામીને સુખેથી શયન કરનારા પુરુષના જેવું હોય છે.[૧૮] વળી જેમ વાયુરહિત પ્રદેશમાં મૂકેલો તેલથી ભરેલો દીવો નિશ્ચળ અને ઊર્ધ્વ શિખાવાળો થઈને બળ્યા કરે છે, તેમ યોગી પુરુષ પણ નિશ્ચળ અને શાંત અવસ્થામાં રહીને સમાધિસુખને અનુભવે છે; એમ વિદ્વાનો કહે છે.[૧૯] જેમ એક પથ્થરને મેઘનાં જળબિંદુઓનો પ્રહાર થયા છતાં પણ કંઈ અસર થતી નથી, તેમ સમાધિસ્થ યોગીને શબ્દાદિક વિષયોની લેશમાત્ર અસર થતી નથી.[૨૦] વળી તેવો યોગીપુરુષ સમાધિમાં જ્યારે મગ્ન હોય છે, ત્યારે તેની પાસે શંખ તથા દુંદુભિઓ વગાડવામાં આવે અથવા ભાતભાતનાં ગાયનોનો તથા વાદિત્રોનો શબ્દ કરવામાં આવે તો પણ તે કંપાયમાન થતો નથી.[૨૧] જેમ એક સ્થિર મનનો પુરુષ તેલથી ભરેલું પાત્ર હાથમાં લઈને પગથિયાં ઉપર ચડવા માંડે અને તે સમયે બીજા પુરુષોએ હાથમાં તલવાર લઈને તેને ભય પમાડ્યો હોય, છતાં તે પુરુષ નિર્ભય અવસ્થામાં રહીને તેલના એક પણ બિંદુને પૃથ્વી પર નહિ પડવા દેતાં બધાં પગથિયાંઓ પર ચડી જાય છે, તેમ યોગી પુરુષ પણ લયવિક્ષેપથી પરાભવ પામ્યા છતાં મનને એકાગ્ર રાખીને યોગમાર્ગમાં અતિ ઉત્કૃષ્ટ રીતે આગળ વધે છે.[૨૨,૨૩] એ રીતે ઇંદ્રિયોની સ્થિરતા ઉપરથી અને નિશ્ચલતા ઉપરથી જ સમાધિનિષ્ઠ યોગી પુરુષનાં લક્ષણો જાણી શકાય છે.[૨૪] વળી તેવો યોગી પુરુષ સમાધિદશામાં જ્યારે સ્થિતિ કરે છે, ત્યારે તે જ પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરે છે, કે જે પરબ્રહ્મ મહાન તમસના મધ્યમાં પણ અગ્નિની પેઠે જાજ્વલ્યમાન સ્થિતિમાં રહેલા છે.[૨૫] હે રાજન્! એ પરબ્રહ્મનો સાક્ષાત્કાર કર્યા પછી તે યોગી પુરુષ સાક્ષીશૂન્ય-નિર્જીવ એવા આ દેહનો ત્યાગ કરીને મહાન કાળે પણ મોક્ષપદને પામે છે. આવી એક સનાતની શ્રુતિ પ્રસિદ્ધ છે.[૨૬] બસ, આનું નામ જ યોગીઓનો યોગ છે અને આ સિવાય બીજું યોગનું લક્ષણ પણ શું હોઈ શકે? બુદ્ધિમાન પુરુષો આ યોગને જાણીને પોતાના આત્માને કૃતકૃત્ય માને છે.[૨૭]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'યાજ્ઞવલ્કચગીતા-યોગદર્શન' નામનો અધ્યાય ૩૧૬ મો સમાપ્ત

# અધ્યાય ૩૧૭મો

## યાજ્ઞવલ્કચગીતા (ચાલુ)-હઠયોગનું ફળ અને મૃત્યુસૂચક ચિહ્નો

॥ याज्ञवल्क्य उवाच ॥

**तथैवोत्क्रममाणं तु शृणुष्वावहितो नृप।**
**पद्भ्यामुत्क्रममाणस्य वैष्णवं स्थानमुच्यते ॥१॥**

યાજ્ઞવલ્કચે કહ્યું: હે રાજા! જે યોગીએ (હઠ-) યોગનો આશ્રય કર્યો હોય છે, તેને મરણ પછી કયા કયા લોક પ્રાપ્ત થાય છે, તે વિષે હું તને કહું છું, તું સાવધાન થઈને સાંભળ. જે યોગીના પ્રાણ બે ચરણો દ્વારા નીકળી જાય છે, તેને વિષ્ણુલોક પ્રાપ્ત થાય છે. (કારણ કે ચરણના દેવતા વિષ્ણુ છે, માટે જેના પ્રાણ ચરણ દ્વારા નીકળી ગયા હોય તેને વિષ્ણુલોક જ મળવો જોઈએ. આ પ્રમાણે હવે પછીના શ્લોકોમાં પણ સમજવું.)[૧] વળી જે યોગીના પ્રાણ જાંઘ દ્વારા પ્રયાણ કરી જાય છે, તેને વસુ નામના દેવોનો લોક પ્રાપ્ત થાય છે અને જેના પ્રાણ ઢીંચણ દ્વારા પ્રયાણ કરી જાય છે, તેને મોટા ભાગ્યવાળા સાધ્યદેવોનો લોક પ્રાપ્ત થાય છે, એમ અમે સાંભળ્યું છે;[૨] તેમ જ જેના પ્રાણ ગુદા દ્વારા પ્રયાણ કરે છે, તેને સૂર્યલોક પ્રાપ્ત થાય છે; જેના પ્રાણ નિતંબ દ્વારા પ્રયાણ કરે છે, તેને પૃથ્વીલોક પ્રાપ્ત થાય છે; જેના પ્રાણ બે સાથળો દ્વારા પ્રયાણ કરે છે, તેને

પ્રજાપતિલોક પ્રાપ્ત થાય છે, જેના પ્રાણ બે પડખાંઓમાંથી પ્રયાણ કરે છે, તેને વાયુદેવનો લોક પ્રાપ્ત થાય છે; જેના પ્રાણ નાભિ દ્વારા નીકળી જાય છે, તેને ઇંદ્રપણું પ્રાપ્ત થાય છે; જેના પ્રાણ બે બાહુઓ દ્વારા નીકળી જાય છે, તેને પણ ઇંદ્રલોક જ પ્રાપ્ત થાય છે; જેના પ્રાણ છાતી દ્વારા પ્રયાણ કરી જાય છે, તેને રુદ્રનો લોક પ્રાપ્ત થાય છે; જેના પ્રાણ ડોક દ્વારા પ્રયાણ કરે છે, તેને મુનિશ્રેષ્ઠ નર ભગવાનનો લોક પ્રાપ્ત થાય છે; જેના પ્રાણ મુખ દ્વારા નીકળી જાય છે, તેને વિશ્વેદેવાનો લોક પ્રાપ્ત થાય છે; જેના પ્રાણ શ્રોત્ર દ્વારા પ્રયાણ કરે છે, તેને દિશાઓનું સ્થાન પ્રાપ્ત થાય છે; જેના પ્રાણ નાસિકા દ્વારા પ્રયાણ કરે છે તેને વાયુલોક પ્રાપ્ત થાય છે, જેના પ્રાણ નેત્ર દ્વારા નીકળી જાય છે તેને અગ્નિનો લોક પ્રાપ્ત થાય છે; જેના પ્રાણ બે ભ્રૂકુટી દ્વારા નીકળી જાય છે, તેને અશ્વિનીકુમારોનો લોક પ્રાપ્ત થાય છે, જેના પ્રાણ લલાટમાંથી નીકળી જાય છે, તેને પિતૃઓનો લોક પ્રાપ્ત થાય છે અને જેના પ્રાણ મસ્તક દ્વારા પ્રયાણ કરી જાય છે, તેને દેવોમાં શ્રેષ્ઠ વિભુ બ્રહ્મદેવનો લોક પ્રાપ્ત થાય છે. હે મિથિલા દેશના રાજા! એ પ્રમાણે મેં તને પ્રાણો નીકળી ગયા પછી પ્રાપ્ત થનારાં સ્થાનો કહી સંભળાવ્યાં.[૩-૭]

હવે વિદ્વાનોએ કહેલાં અરિષ્ટો× હું તને કહું છું કે જે અરિષ્ટો (મૃત્યુસૂચક ચિહ્નો) એક વર્ષની અંદર મરણ પામનારા મનુષ્યને જણાય છે.[૮] જે મનુષ્ય પૂર્વે કદી જોયેલી અરુંધતીને (અરુંધતીના તારાને), ધ્રુવને (ધ્રુવના તારાને), પૂર્ણચંદ્રને તથા દીવાને જોઈ શકતો નથી, તેનું મૃત્યુ એક વર્ષમાં જ થાય છે;[૯] તેમ જ હે રાજા! જે મનુષ્યો ચંદ્રના જમણા ભાગને જાણે ખંડિત થયેલો હોય તેવો જુએ છે અને બીજાના નેત્રની કીકીમાં પોતાના મુખપ્રતિબિંબને જેઓ જોઈ શકતા નથી, તેઓનું મૃત્યુ પણ એક વર્ષમાં જ થાય છે.[૧૦] જે મનુષ્યની કાંતિ અને આકૃતિ એકદમ બદલાઈ જાય, જે પ્રથમ તેજસ્વી ન હોય છતાં એકદમ તેજસ્વી બની જાય, જે પ્રથમ બુદ્ધિહીન હોય છતાં એકદમ બુદ્ધિમાન થઈ જાય, જે પ્રથમ બુદ્ધિમાન હોય છતાં એકદમ બુદ્ધિહીન બની જાય, જે પ્રથમ તેજસ્વી હોય છતાં એકદમ નિસ્તેજ થઈ જાય અને જેના સ્વભાવમાં એકદમ ફેરફાર થઈ જાય, તે મનુષ્યનું મૃત્યુ માત્ર છ માસમાં જ થાય છે! વળી જે મનુષ્ય દેવોની અવગણના કરે છે, બ્રાહ્મણોની સાથે વિરોધ કરે છે અને જેના શરીરની કાંતિ કાળી અથવા ફિક્કી પડી જાય, તે મનુષ્યનું મૃત્યુ પણ છ માસમાં જ થાય છે; તેમ જ જે મનુષ્ય ચંદ્રને તથા સૂર્યને કરોળિયાની જાળની પેઠે છિદ્રવાળાં જુએ છે, તેનું મૃત્યુ માત્ર સાત દિવસમાં જ થાય છે, જે મનુષ્ય કોઈ દેવાલયમાં બેઠો હોય અને ત્યાં ઉત્તમ સુગંધી ફેલાઈ રહી હોય છતાં તેને મડદાંના જેવી દુર્ગંધ આવે, તે મનુષ્યનું મૃત્યુ પણ સાત દિવસમાં જ થાય છે અને જે મનુષ્યના કાન તથા નાક નમી જાય, જેનાં દાંત અને દૃષ્ટિ એકદમ રૂક્ષ થઈ જાય, જેને કોઈ જાતનું ભાન ન રહે અને જેના શરીરમાંથી ઉષ્ણતા ચાલી જાય, તે મનુષ્યનું મૃત્યુ તત્કાળ નીપજે છે. વળી હે રાજા! જેના ડાબા નેત્રમાંથી અકસ્માત્ જળધારા ઝરવા લાગે અને જેના મસ્તકમાંથી જાણે ધુમાડો નીકળતો હોય તેવું જણાય, તે મનુષ્યનું મૃત્યુ પણ તત્કાળ જ નીપજે છે. આ મૃત્યુસૂચક ચિહ્નોને પ્રથમથી જ જાણી લઈને આત્મજ્ઞાની મનુષ્યે પોતાના આત્માને રાતદિવસ પરમાત્મામાં જ યોજવો અને એમ કરતાં કરતાં જે સમયે મૃત્યુ થવાનું હોય, તે સમયની રાહ જોયા કરવી; પણ હે રાજા! જે મનુષ્યને મરણ ઇષ્ટ લાગતું ન હોય, તેણે આ ક્રિયાનો જ આશ્રય કરવો કે, સર્વ ગંધોનો તથા રસોનો તેણે જય કરવો, ઉપરાંત સાંખ્યજ્ઞાનનું સેવન કરવું અને આત્માને જાણવો, જેથી યોગ દ્વારા તત્પર થયેલા અંતરાત્મા વડે મૃત્યુને પણ જીતી શકાય છે;[૧૧-૨૦] એટલું જ નહિ પણ તેવો આત્મનિષ્ઠ પુરુષ અજ્ઞાની મનુષ્યોને દુર્લભ એવા સનાતન સ્થાનને પ્રાપ્ત કરે છે, કે જે સ્થાન અવિનાશી છે, સમગ્ર રીતે સંપૂર્ણ છે, જન્મમૃત્યુથી રહિત અને સર્વ વિકારોથી મુક્ત છે.[૨૧]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'યાજ્ઞવલ્ક્યગીતા-હઠયોગનું ફળ અને મૃત્યુસૂચક ચિહ્નો' નામનો અધ્યાય ૩૧૭ મો સમાપ્ત

× અહીં અરિષ્ટોનું કથન કરવાનું કારણ એ છે કે, પોતાના મૃત્યુને સમીપ આવેલું જાણીને પણ મનુષ્યે પોતાનું હિત કરવાનો પ્રયાસ અવશ્ય કરવો જોઈએ, એમ સૂચન કરવાનું છે.

# અધ્યાય ૩૧૮મો

## યાજ્ઞવલ્કયગીતા(ચાલુ)-પરબ્રહ્મનું સ્વરૂપ અને તેના જ્ઞાનનું ફળ

॥ याज्ञवल्क्य उवाच ॥

**अव्यक्तस्थं परं यत्तत्पृष्टस्तेऽहं नराधिप ।**
**परं गुह्यमिमं प्रश्नं शृणुष्वावहितो नृप ॥ १ ॥**

યાજ્ઞવલ્કયે કહ્યુ હે જનકરાજા! જે તત્ત્વ પ્રકૃતિને વિષે સ્થિતિ કરી રહ્યુ છે, તે પરમ તત્ત્વના સબંધમા તે મને જે પ્રશ્ન પૂછ્યો છે, તે પરમ ગુહ્ય છે, તોપણ તેનો ઉત્તર હુ તને આપું છુ, તું સાવધાન થઈને સાભળ [1] હે મિથિલાના રાજા! ઋષિઓએ દર્શાવેલા વિધિનુ આચરણ કરીને તેમ જ નમ્રતાપૂર્વક વર્તીને મેં સૂર્યદેવ પાસેથી શુક્લ યજુર્વેદ* સપાદન કર્યો છે [2] હે નિર્દોષ રાજા! મે ઘણી જ મોટી તપશ્ચર્યા કરીને સૂર્યદેવનુ સેવન કર્યું હતુ, જેથી મારા પર પ્રસન્ન થયેલા તે વ્યાપક દેવે મને આ પ્રમાણે કહ્યુ હતું -[3] 'હે બ્રહ્મર્ષિ! હુ તારા પર પ્રસન્ન થયો છુ, માટે તને જે અતિ દુર્લભ પદ મેળવવાની ઇચ્છા હોય તેને તું માગ, તે હુ આપીશ મારી પ્રસન્નતા ખરેખર દુર્લભ છે' [4] તે સાભળી મસ્તક વડે પ્રણામ કરીને મે સૂર્યદેવને કહ્યુ 'હે ભગવન્! મને યજુર્વેદનું જ્ઞાન નથી, માટે તેનુ મને સત્વર જ્ઞાન થાય, એમ હુ ઇચ્છુ છુ.' [5] તે પછી ભગવાન સૂર્યદેવે મને કહ્યુ 'હે બ્રહ્મન્! હુ તને યજુર્વેદ અર્પણ કરુ છુ અને આ સમયે જ તારા શરીરમા વાણીરૂપ સરસ્વતી દેવી પ્રવેશ કરશે' [6] આમ કહીને વળી પણ તે ભગવાને મને કહ્યું કે, 'તું તારા મુખને ખુલ્લુ કર' પછી મે મારા મુખને ખુલ્લુ કર્યું કે, તરત જ સરસ્વતીદેવીએ તેમા પ્રવેશ કર્યો. [7] હે નિર્દોષ રાજા! તે સમયે મારુ શરીર અત્યત બળવા લાગ્યુ, જેથી મે જળની અદર પ્રવેશ કર્યો અને અજ્ઞાનને લીધે મહાત્મા સૂર્યના ઉપર હુ કોપાયમાન પણ થઈ ગયો. [8] એ પ્રમાણે મારુ શરીર અત્યત બળવા લાગ્યુ, તે જોઈ ભગવાન સૂર્યે મને કહ્યું કે, 'એક મુહૂર્તભર આ દાહને તું સહન કર. તે પછી તારુ શરીર શીતળ થઈ જશે.' [9] આમ તેમના કહેવા પ્રમાણે મારુ શરીર શીતળ થઈ ગયુ, એટલે ભગવાન સૂર્યે મને કહ્યું કે, 'હે બ્રાહ્મણ! તને બીજી વેદશાખાઓના પ્રકરણો અને ઉપનિષદો સહિત સપૂર્ણ વેદ પ્રાપ્ત થશે. [10] વળી હે ઉત્તમ બ્રાહ્મણ! તુ સપૂર્ણ શતપથ બ્રાહ્મણને રચી શકીશ અને તે પછી તારી બુદ્ધિ મોક્ષને માટે તત્પર થશે, જેથી અતે સાખ્ય તથા યોગવેત્તાઓને ઇષ્ટ એવા પરમ પદને તું પ્રાપ્ત થઈશ.' એમ કહીને ભગવાન સૂર્ય ત્યાથી અસ્ત થયા-અતર્ધાન થયા અને હુ પણ તેમનુ વચન સાભળીને તેમના ગયા પછી હરખાતો હરખાતો ઘેર આવ્યો તથા દેવી સરસ્વતીનુ ચિતન કરવા લાગ્યો. [11-13] એટલે તરત જ સ્વર તથા વ્યજનોથી શોભાયમાન દેવી સરસ્વતી ૐકારને આગળ કરી મારી સમ્મુખ પ્રગટ થઈ. [14] તે સમયે મે દેવી સરસ્વતીને વિધિપૂર્વક અર્ઘ્યપ્રદાન કર્યું અને ભગવાન સૂર્યનારાયણની પણ ભક્તિપૂર્વક પૂજા કરી અને પછી તેઓનુ ધ્યાન કરવામા જ હુ તત્પર રહેવા લાગ્યો. [15] એમ કરતાં થોડોક કાળ વીતી ગયો, એટલે રહસ્ય, સંગ્રહ અને પરિશિષ્ટ સહિત સપૂર્ણ શતપથ બ્રાહ્મણ પરમ હર્ષપૂર્વક મે રચી કાઢ્યુ (અર્થાત્ પોતાની મેળે જ શતપથ બ્રાહ્મણ મારા હૃદયમા પ્રકટ થયુ, એટલે મેં પરમ હર્ષપૂર્વક જગતમા પ્રસિદ્ધ કર્યું) [16] એ શતપથ બ્રાહ્મણનુ મે મારા સો ઉત્તમ શિષ્યોને અધ્યયન કરાવ્યુ અને તે એટલા માટેજ કે, મારા મામા મહાત્મા વૈશપાયન અને તેમના શિષ્યોને મારે નારાજ કરવા હતા [17] પછી કિરણો વડે જેમ સૂર્ય દીપી નીકળે છે, તેમ શિષ્યોના પરિવારથી હું દીપવા લાગ્યો અને હે મહારાજા! તેજ સમયે મેં તારા પિતાની પાસે એક યજ્ઞ પણ કરાવ્યો. [18] એ યજ્ઞમા પોતપોતાના વેદની દક્ષિણાના સંબધમા મારી અને મારા મામા વચ્ચે ટટો ઊભો થયો, પણ મારા મામાના પક્ષના દેવલમુનિના દેખતા મેં દક્ષિણાનો અર્ધભાગ સ્વીકારી લીધો [19] એ સમયે સુમતુએ, પૈલે, જૈમિનિએ, તારા પિતાએ અને બીજા ઘણા મુનિઓએ મને માન પણ આપ્યુ. [20] હે

* યાજ્ઞવલ્કયે પોતાના મામા વૈશપાયન પાસેથી જે યજુર્વેદનુ અધ્યયન કર્યું હતું, તે યજુર્વેદને મામા-ભાણેજ વચ્ચે તકરાર થતા યાજ્ઞવલ્કયે ઓકી કાઢ્યો હતો અને પાછળથી સૂર્યની ઉપાસના કરીને નવો વેદ સપાદન કર્યો હતો, તેનુ નામ શુક્લ યજુર્વેદ છે

નિર્દોષ રાજા! મે સૂર્યદેવ પાસેથી પંદર શાખાઓ-વાળો યજુર્વેદ પ્રાપ્ત કર્યો છે અને રોમહર્ષે સર્વ પુરાણો પ્રાપ્ત કર્યા છે.[૨૧] હે રાજા! ૐકારરૂપ બીજ ને તથા દેવી સરસ્વતીને આગળ કરીને ભગવાન સૂર્યનારાયણના પ્રભાવથી હું શતપથ બ્રાહ્મણને પ્રકટ કરવા તૈયાર થયો હતો અને તે અપૂર્વ કર્મ મેં મારી ઇચ્છાનુસાર સંપૂર્ણ પણ કર્યું છે,[૨૨-૨૩] એટલુ જ નહિ પરંતુ સમગ્ર શિષ્યોને તે સંપૂર્ણ ગ્રંથ (શતપથ બ્રાહ્મણ) સંગ્રહ સહિત ભણાવી દીધો છે, જેથી સર્વ શિષ્યો પણ પરમ પવિત્ર થયા છે અને પરમ આનંદને પામ્યા છે.[૨૪] મે સૂર્ય પાસેથી પ્રાપ્ત થયેલી વેદની પંદર શાખાઓરૂપ વિદ્યાઓનુ મારી ઇચ્છાનુસાર એ પ્રમાણે સ્થાપન કર્યું છે અને હવે જ્ઞાન કરવા યોગ્ય પરબ્રહ્મનું ચિંતન કરવા માડ્યુ છે.[૨૫]

હે રાજન્! એક સમયે વિશ્વાવસુ નામનો એક ગંધર્વ જે વેદાંતના જ્ઞાનમા ઘણો જ કુશળ હતો, તે આ જગતમા બ્રાહ્મણજાતિનુ હિત શુ છે અને સર્વોત્તમ જાણવા યોગ્ય વસ્તુ શી છે, એ વિષયનો મનમા વિચાર કરીને મારી પાસે આવ્યો અને આવા પ્રકારના ચોવીસ વેદ સંબંધી પ્રશ્નો મને પૂછવા લાગ્યો.[૨૬-૨૭] તે પ્રશ્નોમા પચીસમો પ્રશ્ન આન્વીક્ષિકી વિદ્યાના સંબંધનો છે, એટલે વેદાંતનુ શ્રવણ કર્યા પછી યુક્તિપૂર્વક તેનુ મનન કરવા વિષેનો છે અને બીજા પ્રશ્નો આ પ્રમાણે છે· 'વિશ્વ શું છે? અવિશ્વ શુ છે? અશ્વા એટલે શું? અશ્વ એટલે શું? મિત્ર કોણ? વરુણ કોણ? જ્ઞાન શું? જ્ઞેય શું? અજ્ઞ કોણ? જ્ઞ શું? તપ શુ? તપા કોણ? અતપા કોણ? સૂર્યાદ કોણ? સૂર્ય કોણ? વિદ્યા શું? અવિદ્યા શું? વેદ્ય શુ? અવેદ્ય શું? અચળ કોણ? ચળ કોણ? અપૂર્વ શુ? અક્ષય શુ અને ક્ષય શુ?'[૨૮-૩૦] હે મહારાજા! ગંધર્વમા શ્રેષ્ઠ અને અર્થને જાણનારા તે વિશ્વાવસુ રાજાએ અનુક્રમે તે તે ઉત્તમ પ્રશ્નો પૂછ્યા, એટલે તેનુ શ્રવણ કરીને મેં તેને આ પ્રમાણે કહ્યુ: 'એક મુહૂર્તભર તું અહી બેસ, જેટલામાં હુ તે પ્રશ્નોનો વિચાર કરી લઉં.' તે સાભળીને 'બહુ સારું' એમ કહીને તે ગંધર્વરાજા શાંત થઈને બેઠો.[૩૧-૩૨] પછી મેં દેવી સરસ્વતીનું વારંવાર ચિંતન કરવા માડ્યું, એટલે તરત જ મારા મનમા દહીંમાથી જેમ ઘી નીકળી આવે, તેમ તે પ્રશ્નોના ઉત્તરો સ્ફુરી આવ્યા. હે તાત! તે સમયે મેં વેદના ઉપનિષદ ભાગનું તથા વેદના વાક્યશેષરૂપ તર્કશાસ્ત્રનું બરાબર મથન કરવા માડ્યુ, જેથી સર્વ શ્રેષ્ઠ એવી આન્વીક્ષિકી વિદ્યાને પણ મારા મનમા હું જોવા લાગ્યો.[૩૩-૩૪] હે રાજાઓમા સિંહ સમાન જનકરાજા! જે વિદ્યા મોક્ષને માટે હિતકારક છે અને ત્રયી, વાર્તા તથા દંડનીતિની અપેક્ષાએ ચોથી ગણાય છે, તે જીવાત્મા સંબંધી મોક્ષવિદ્યા મે તને જે પ્રમાણે કહી છે, તે જ પ્રમાણે વિશ્વાવસુ ગંધર્વને પણ કહી હતી.[૩૫] અને તે સિવાયના બીજા ચોવીસ પ્રશ્નોનો જે ઉત્તર આપવા માટે પણ વિશ્વાવસુ ગંધર્વને મે આ પ્રમાણે કહ્યુ હતુ કે, 'હે રાજા! તે મને જે પ્રશ્નો પૂછ્યા છે, તેના ઉત્તર હુ તને કહુ છુ, સાભળ.[૩૬] હે ગંધર્વેન્દ્ર! તે મને પ્રશ્ન કર્યો છે કે, વિશ્વ એટલે શું અને અવિશ્વ એટલે શું, તેનો ઉત્તર સાભળ વિશ્વ એટલે અવ્યક્ત–પ્રકૃતિ કે જે (પુરુષ સિવાયના) સર્વ તત્ત્વોથી પર રહેલ છે, સંસારરૂપ ભયને ઉત્પન્ન કરનાર છે અને ગુણોના કર્તાપણાને લીધે ત્રિગુણાત્મક છે, તેમ જ એ વિશ્વ અથવા પ્રકૃતિથી જે ભિન્ન છે અને નિષ્કલ છે, તે પરમ પુરુષ અવિશ્વ કહેવાય છે વળી અશ્વ તથા અશ્વા પણ પુરુષ તથા પ્રકૃતિનું મિથુન જ કહેવાય છે, અર્થાત્ નિર્ગુણ એવો જે પુરુષ તે અશ્વ કહેવાય છે અને અવ્યક્ત અથવા સગુણ એવી જે પ્રકૃતિ તે અશ્વા કહેવાય છે, તે જ પ્રમાણે મિત્ર એ પુરુષનુ નામ છે અને વરુણ એ પ્રકૃતિનુ નામ છે.[૩૭-૩૯] વળી વિદ્વાનો કહે છે કે, પ્રકૃતિ એ જ જ્ઞાનનો પર્યાય છે અને નિષ્કલ પુરુષ એ જ જ્ઞેયનો પર્યાય છે, અર્થાત્ પ્રકૃતિ જ્ઞાનરૂપ છે અને પુરુષ જ્ઞેયરૂપ છે. હવે અજ્ઞ કોણ અને જ્ઞ કોણ, તે તુ સાભળ કાર્યોપાધિને ધારણ કરનારો જે જીવ તે 'અજ્ઞ' કહેવાય છે અને કારણોપાધિને ધારણ કરનારો જે ઈશ્વર તે 'જ્ઞ' કહેવાય છે, પરંતુ તેઓ બન્ને ઉપાધિનો જ્યારે ત્યાગ કરે છે, ત્યારે એક નિષ્કલ બ્રહ્મ જ કહેવાય છે.[૪૦] તે મને પૂછ્યુ કે, તપા કોણ અને અતપા કોણ? તેનો ઉત્તર તુ સાભળ પ્રકૃતિને વિદ્વાનો તપા કહે છે અને નિષ્કલ પુરુષને અતપા કહે છે,[૪૧] તેમ જ પ્રકૃતિ અવેદ્ય કહેવાય છે અને પુરુષ વેદ્ય કહેવાય

છે. વળી તેં મને પૂછ્યું કે, ચલ કોણ અને અચલ કોણ, તે પણ મારી પાસેથી સાંભળ.[૪૨] પ્રકૃતિ જે વિકારયુક્ત થઈને જગતનું ઉત્પત્તિકારણ તથા વિનાશકારણ ગણાય છે, તેને વિદ્વાનો ચલ કહે છે અને પુરુષ જે વિકારને પામ્યા વિના જ જગતની ઉત્પત્તિનો તથા વિનાશનો કર્તા ગણાય છે, તેને નિશ્ચલ અથવા અચલ કહેવામાં આવે છે.[૪૩] જોકે શાસ્ત્રદૃષ્ટિએ તો પ્રકૃતિ જ અવેદ્ય ગણાય છે અને પુરુષ જ વેદ્ય ગણાય છે, તથાપિ પ્રકૃતિ દૃશ્ય હોવાને લીધે વેદ્ય પણ કહેવાય છે અને પુરુષ અદૃશ્ય હોવાને લીધે અવેદ્ય પણ કહેવાય છે.[૪૪] વળી અધ્યાત્મશાસ્ત્રમાં એવો નિશ્ચય કરવામાં આવ્યો છે કે, પ્રકૃતિ અને પુરુષ એ બન્ને અજ્ઞાની છે, અનાદિ છે, અક્ષય છે, અજન્મા છે અને નિત્ય છે.[૪૫]* વિદ્વાનો કહે છે કે, જગતના ઉત્પત્તિકાળે પણ પુરુષ કેવળ અક્ષય રહે છે, માટે જ તેને અજન્મા અને અવિકારી કહેવામાં આવે છે અને પુરુષનો કદી ક્ષય જ થતો નથી, માટે તેને અક્ષય પણ કહે છે.[૪૬] તેમ જ પ્રકૃતિ ગુણોને ઉત્પન્ન કરનારી છે, તેથી તેમાં નિવાસ કરનારા ગુણોનો કદી નાશ થાય છે, તોપણ તેને વિદ્વાનો અક્ષય કહે છે. બસ, આનું નામ જ આન્વીક્ષિકી વિદ્યા કહેવાય છે કે, જે વિદ્યા ત્રયી, વાર્તા અને દંડનીતિની અપેક્ષાએ ચોથી છે અને મોક્ષ મેળવવામાં મુખ્ય હેતુરૂપ છે.[૪૭]

હે વિશ્વાવસુ! પ્રત્યેક મનુષ્યે ગુરુગૃહે નિવાસ કરવારૂપ યત્ન કરીને શ્રવણમનનાદિક દ્વારા આન્વીક્ષિકી વિદ્યા સહિત ઋક્, સામ અને યજુર્વેદરૂપ ધન સંપાદન કરવું, એમ સર્વ વેદોનો એકાંત સિદ્ધાંત છે;[૪૮] કેમ કે હે ગંધર્વ રાજા! સર્વના અધિષ્ઠાનરૂપ જે પરમાત્મતત્ત્વમાંથી આકાશાદિ સર્વ પદાર્થો ઉત્પન્ન થાય છે અને પુનઃ તે અધિષ્ઠાનમાં જ લય પામી જાય છે, તે વેદના અર્થરૂપ આત્મવસ્તુને જેઓ જાણતા નથી, તેઓ આ સંસારમાં વારંવાર ભ્રમણ કર્યા કરે છે.[૪૯] જે પુરુષે અંગ–ઉપાંગ સહિત વેદોનું અધ્યયન કરેલું હોય છે, છતાં વેદ દ્વારા સાક્ષાત્કાર કરવા યોગ્ય પરમાત્મતત્ત્વનું જ્ઞાન સંપાદન કરેલું નથી, તે પુરુષ કેવળ વ્યર્થ વેદશાસ્ત્રનો ભારવાહી જ ગણાય છે, વેદિયું ઢોર ગણાય છે.[૫૦] હે ઉત્તમ ગંધર્વ! કોઈ એક પુરુષ કે જેને ઘી મેળવવાની ઇચ્છા હોય છે, તે જો ગધેડીના દૂધનું મંથન કરે છે, તો તેમાંથી ઘી મેળવી શકતો નથી, પણ વિષ્ઠાના જેવો દુર્ગંધી પદાર્થ જ મેળવે છે;[૫૧] એ જ પ્રમાણે જે પુરુષ વેદવેત્તા થયેલો હોય છતાં વેદ્ય આત્માને તથા અવેદ્ય પ્રકૃતિને જાણતો નથી, (અર્થાત્ પ્રકૃતિ તથા પુરુષના વિવેકને કરી જાણતો નથી.) તે પુરુષ કેવળ મૂઢ બુદ્ધિનો ગણાય છે અને વેદશાસ્ત્રના જ્ઞાનનો વ્યર્થ ભારવાહી જ કહેવાય છે;[૫૨] માટે પ્રત્યેક પુરુષે નિત્યતત્પર અંતરાત્મા વડે પ્રકૃતિ અને પુરુષનો જ સાક્ષાત્કાર કરવો જોઈએ, જેથી પુનઃ પુનઃ જન્મમરણનો સંભવ જ ન રહે.[૫૩] આ સંસારમાં નિરંતર જન્મમરણ થયા જ કરે છે, તેનો મનમાં વિચાર કરીને પુરુષે વેદોક્ત કર્મકાંડ સંબંધી નાશવંત ધર્મનો ત્યાગ કરવો અને અવિનાશી યોગધર્મનો જ આશ્રય કરવો.[૫૪] હે કશ્યપ ગોત્રના વિશ્વાવસુ! હરકોઈ પુરુષ નિરંતર જ્યારે આત્મવસ્તુનો જ સાક્ષાત્કાર કરે છે, (શુદ્ધ એવા ત્વં પદાર્થનું જ નિરંતર દર્શન કરે છે,) ત્યારે તે કેવળસ્વરૂપ થાય છે–અવિદ્યાથી મુક્ત થાય છે અને છવ્વીસમા શુદ્ધ સ્વરૂપને જોઈ શકે છે. (કેવળ તત્ પદાર્થને જ સર્વત્ર જુએ છે.)[૫૫] જે પુરુષ મૂઢ હોય છે, તેને જ સનાતન અને અદૃશ્ય એવા પરમાત્મા તથા પચીસમો જીવાત્મા અન્યોન્યથી ભિન્ન દેખાય છે, અર્થાત્ મૂઢ પુરુષોની દૃષ્ટિએ જ જીવાત્મા અને પરમાત્મા એવાં ભિન્ન સ્વરૂપો દૃષ્ટિગોચર થાય છે; પરંતુ વેદાંતનિષ્ઠ સાંખ્યવેત્તાઓને તો જીવાત્મા અને પરમાત્મામાં કંઈ ભેદ જ દેખાતો નથી.[૫૬] જન્મમૃત્યુના ભયને લીધે પરમ તત્ત્વને મેળવવા ઇચ્છનારા સાં

* આ શ્લોક ઉપર કોઈને શંકા થવાનો સંભવ છે કે, પ્રકૃતિ તો જડ છે, જેથી અજ્ઞાની હોઈ શકે, પણ પુરુષ કે જે ચેતન છે, તેને અજ્ઞાની કેમ કહી શકાય? તેનું સમાધાન કરવા માટે ટીકાકાર નીલકંઠે લખ્યું છે કે, પુરુષ પણ પોતાનામાં વૃત્તિવિષયના અભાવને લીધે પોતે પોતાને જાણી શકતો નથી; તેમ જ ધ્રુવ, અક્ષય, અજ અને નિત્યના સંબંધમાં પણ કેવળ વ્યવહારદૃષ્ટિએ જ પુરુષ તથા પ્રકૃતિની તુલના છે, એમ સમજવું. વસ્તુતઃ ધ્રુવ, અક્ષય, અજ અને નિત્ય એ ચારે વિશેષણો કેવળ પુરુષને જ લાગુ થાય છે.

વેત્તાઓ અને યોગીઓ બન્ને પચીસમા અવિનાશી જીવાત્માને તથા છવ્વીસમા નિષ્કલ પરમતત્ત્વને અન્યોન્યથી ભિન્ન જોવાનું અભિનંદન આપતા જ નથી, અર્થાત્ સાખ્યશાસ્ત્રીઓ અને યોગીઓ બન્નેના મતમા જીવાત્મા અને પરમાત્માનું ઐક્ય જ સિદ્ધ કરેલુ છે ૫૭

વિશ્વાવસુએ પૂછ્યું ' હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! તમે કહ્યું કે, પચીસમો જીવાત્મા પણ અચ્યુત છે–અવિનાશી છે અને છવ્વીસમા પરમતત્ત્વથી અભિન્ન છે, પરંતુ તે તેમ જ છે કે નથી, એ સબંધમાં હુ સમજી શકતો નથી, માટે તે વિષે મને સ્પષ્ટ રીતે કહો ૫૮ હે બ્રહ્મર્ષિ! આ વિષયનું મે જૈગીષવ્ય, અસિત દેવલ, પરાશર, બુદ્ધિમાન વાર્ષગણ્ય, ભૃગુ, પચશિખ, કપિલ, શુક, ગૌતમ આર્ષ્ટિષેણ, મહાત્મા ગર્ગ, નારદ, આસુરી બુદ્ધિમાન પુલસ્ત્ય, સનત્કુમાર, મહાત્મા શુક્ર અને તારો પિતા કશ્યપ વગેરે ઘણા મહાત્માઓ પાસેથી શ્રવણ કર્યું છે તેમ જ રુદ્ર, બુદ્ધિમાન વિશ્વરૂપ, દેવતાઓ, પિતૃઓ અને દૈત્યો પણ કહે છે કે, સંપૂર્ણ રીતે જાણવા યોગ્ય એવુ એક પરમતત્ત્વ જ નિત્ય છે, એમ મેં સાભળ્યુ છે (તોપણ મને તમારા પર જ વિશ્વાસ છે માટે) હે બ્રાહ્મણ! આ વિષયને તમારી બુદ્ધિથી જ સ્ફુટ થયેલો સાભળવા હુ ઇચ્છુ છુ, કેમ કે તમે સર્વના કરતા શ્રેષ્ઠ છો, સર્વ શાસ્ત્રોના વક્તા છો અને અત્યંત બુદ્ધિમાન છો.૫૯–૬૪ વળી હે બ્રાહ્મણ! આ જગતની કોઈ પણ વસ્તુ તમારાથી અજાણી નથી, તમે દેવલોકમા તથા પિતૃલોકમા શ્રુતિના ભડાર કહેવાઓ છો.૬૫ ઉપરાત બ્રહ્મલોકમા વસનારા મહર્ષિઓ પણ કહે છે કે, નિરંતર તેજસ્વી ગણાતા જ્યોતિર્ગણોના પતિ ભગવાન સૂર્યે પોતે જ તમને યજુર્વેદ સમર્પણ કર્યો છે,૬૬ તેમ જ હે બ્રહ્મન્ યાજ્ઞવલ્ક્ય! તમે સપૂર્ણ સાખ્યજ્ઞાન અને સપૂર્ણ યોગશાસ્ત્ર સપાદન કર્યું છે અને વિશેષમા ચર તથા અચરને પણ તમે નિઃસશયપણે જાણો છો, માટે માખણરૂપ ઘી સમાન આ તત્ત્વજ્ઞાન તમારી પાસેથી જ શ્રવણ કરવા હુ ઇચ્છું છું.૬૭૬૮

યાજ્ઞવલ્કયે કહ્યુ: હે શ્રેષ્ઠ ગંધર્વ! હું તને સંપૂર્ણ તત્ત્વજ્ઞાનને ધારણ કરનારો જ માનુ છું, (અર્થાત્ તું સપૂર્ણ રીતે તત્ત્વજ્ઞાની છે, એમ હુ માનું જ છુ;) તોપણ હે રાજા! જીવતત્ત્વના સંબધમા કંઈ વિશેષ જાણવાની ઇચ્છાથી તું મને પ્રશ્ન કરે છે, માટે હુ તને શાસ્ત્રાનુસાર તે કહુ છુ. તું સાભળ.૬૯ હે ગંધર્વ! પ્રકૃતિ જે કેવળ અબુદ્ધ્યમાન–અજ્ઞાનરૂપ અથવા જડ કહેવાય છે, તેને પચીસમુ તત્ત્વ જીવાત્મા જાણી શકે છે, પરંતુ (જડ એવી) પ્રકૃતિ પચીસમા પુરુષ જીવને જાણી શકતી નથી.* વળી પ્રકૃતિમા ચિદાત્માની છાયા પડે છે, તેથી જ તેને 'પ્રધાન' કહેવામા આવે છે, એમ સાખ્ય તથા યોગશાસ્ત્રને જાણનારા વિદ્વાનો વેદોક્ત દૃષ્ટાંતને× અનુસરીને કહે છે.૭૦૭૧ હે નિર્દોષ ગધર્વ! ચિદાભાસથી ભિન્ન એવો સાક્ષી (જાગ્રત અને સ્વપ્ન અવસ્થામા) અનેક દૃશ્ય પદાર્થોને જ્યારે જુએ છે, અર્થાત્ તે તે પદાર્થોની સાથે જ્યારે સબધવાળો થાય છે, ત્યારે (પોતાને) ચોવીસમા પ્રધાન તત્ત્વરૂપ અથવા પચીસમા જીવતત્ત્વરૂપ માને છે, પણ જ્યારે સુષુપ્તિ અથવા નિર્વિકલ્પ સમાધિ અવસ્થામા કોઈ જાતના દૃશ્ય પદાર્થને જોતો નથી એટલે કોઈ પણ પદાર્થના સબધથી રહિત હોય છે –ત્યારે (પોતાને) છવ્વીસમા પરમાત્મતત્ત્વરૂપ જ જુએ છે.+૭૨ પ્રધાન અથવા પ્રકૃતિ જેને ચોવીસમુ

---

* અર્થાત્ પુરુષ અથવા જીવની ચેતનસત્તાને લીધે જ જડ એવી પ્રકૃતિ પ્રકાશમાન થાય છે–ચેતનના જેવી હોય તેમ જણાય છે, કહેવાનો આશય એ છે કે, ચેતન સ્વરૂપ એવુ જીવતત્ત્વ બુદ્ધિ આદિ–પ્રકૃતિનુ અગોચર છે અને તેથી જ તેને નિષ્કલ કહેવામા આવે છે.

× તે દૃષ્ટાત આ પ્રમાણે પ્રસિદ્ધ છે

एक एव तु भूतात्मा भूते भूते व्यवस्थित ।
एकधा बहुधा चैव दृश्यते जलचन्द्रवत् ॥

એકનો એક જ ભૂતાત્મા પ્રત્યેક ભૂતની અદર રહેલો છે, માત્ર જળમા દેખાતા ચદ્રના પ્રતિબિબની પેઠે ઔપાધિક ભેદને લીધે જ ભિન્ન ભિન્ન સ્વરૂપવાળો દેખાય છે આ દૃષ્ટાત ઉપરથી એ જ સિદ્ધ થાય છે કે, 'प्रधीयते चितिच्छाया अस्मिन् इति प्रधानम् ।' અર્થાત્ જેમા ચેતનની છાયા પડે છે, તેને જ પ્રધાન અથવા પ્રકૃતિ કહેવામા આવે છે.

+ આ શ્લોકનો સ્પષ્ટ આશય ટીકાકાર નીલકંઠે આ પ્રમાણે આપ્યો છે–જેને આપણે સાક્ષી કહીએ છીએ, તે એક જ જ્યારે સાક્ષ્ય–પદાર્થોની સાથે સબધ ધરાવે છે, ત્યારે જીવતત્ત્વ કહેવાય છે, પણ જ્યારે સાક્ષ્ય–પદાર્થોની

તત્ત્વ માનવામાં આવે છે, તે (ચિત્શક્તિની સત્તાને લીધે પોતાને) જુએ છે, તોપણ પચીસમા જીવાત્માને જોઈ શકતી નથી અને પચીસમા જીવાત્મા (જ્યારે જ્ઞાનદશામાં આવે છે ત્યારે) એમજ માને છે કે, મારા સિવાય અથવા મારા કરતાં પર એવું બીજું એક પણ તત્ત્વ આ જગતમાં નથી; (અર્થાત્ ચોવીસમું પ્રધાન આત્મસ્વરૂપ નથી, પણ પચીસમો જીવ જ આત્મસ્વરૂપ છે.) માટે જ્ઞાનદર્શી મનુષ્યોએ ચોવીસમા પ્રધાનને (પ્રકૃતિને) આત્મા તરીકે કદી માનવું જ નહિ.× જેમ એક માછલું જળને અનુસરે છે અને જળની પ્રવૃત્તિ પ્રમાણે જ પોતે પ્રવૃત્તિ કરે છે–જળ વહે છે, ત્યારે પોતે પણ વહે છે, તેમ જીવાત્મા પણ પ્રકૃતિને અનુસરીને સંસારમાં પ્રવૃત્તિ કરે છે; પરંતુ આપણે જેમ જાણી શકીએ છીએ કે, માછલું જળથી ભિન્ન જ છે, તેમ જ્ઞાની પુરુષ પણ પોતાના જ્ઞાનબળથી જાણી શકે છે કે, જીવાત્મા પ્રકૃતિથી ભિન્ન જ છે. જીવને (અજ્ઞાનને લીધે) પ્રકૃતિ ઉપર સ્નેહ થાય છે, નિત્યનો સહવાસ થાય છે, તેના પરનો અહંભાવ બંધાય છે અને પરમાત્માની સાથેના ઐક્યને પોતે જ્યારે ભૂલી જાય છે, ત્યારે અમુક કાળ પર્યંત તેને સંસારમાં ડૂબી રહેવું પડે છે, પણ કાળે કરીને તેને જ્યારે જ્ઞાન થાય છે અને તેને લીધે પોતે જાણી શકે છે કે, 'હું જ શુદ્ધ ચિદાત્મા છું' ત્યારે તેનો મોક્ષ થાય છે.[૭૩-૭૬] જે સમયે જીવાત્માને આવા પ્રકારનું જ જ્ઞાન ઉત્પન્ન થાય છે કે, 'આ પ્રકૃતિ મારાથી ભિન્ન છે અને હું તે પ્રકૃતિથી ભિન્ન છું' ત્યારે તેને સાક્ષાત્કાર થાય છે કે, 'છવ્વીસમો પરમાત્મા તે કેવળ હું પોતેજ છું.' જોકે (લૌકિક દૃષ્ટિએ) એમ જણાય છે કે, 'છવ્વીસમો પરમાત્મા જીવાત્માથી ભિન્ન છે અને પચીસમો જીવાત્મા પરમાત્માથી ભિન્ન છે,' પણ તત્ત્વવેત્તા સાધુ પુરુષોનો તો એ જ અનુભવ છે કે, 'પરમાત્મા જીવાત્માના અધિષ્ઠાનરૂપ છે, તેથી જીવાત્મા અને પરમાત્મા બન્ને એક જ છે,[૭૭-૭૮] આવા અનુભવને લીધે જ તે સાધુપુરુષો જેઓ જન્મમૃત્યુના ભયથી ભયભીત રહે છે, યોગ અથવા સાંખ્ય ઉપર જ નિષ્ઠા રાખે છે, નિત્ય પવિત્ર હોય છે અને પરમાત્માનો જ મુખ્ય આશ્રય લે છે, તેઓ પચીસમા અવિનાશી જીવતત્ત્વને પરમાત્માથી ભિન્ન જોવાનું પસંદ કરતા નથી, પણ હે કશ્યપગોત્રી ગંધર્વ! તે જીવતત્ત્વને છવ્વીસમા પરમાત્મારૂપ જ જુએ છે.[૭૯] મનુષ્ય જ્યારે કેવળ પરમાત્મારૂપ જ બની રહે છે અને પોતાને છવ્વીસમા તત્ત્વરૂપે જ જ્યારે જુએ છે, ત્યારે સર્વજ્ઞ અને વિદ્વાન થઈને કદી પુનર્જન્મ પામતો નથી.[૮૦] હે નિર્દોષ વિશ્વાવસુ! એ પ્રમાણે મેં શ્રુતિમાં દર્શાવ્યા પ્રમાણે જ પ્રકૃતિ, જીવ અને પરબ્રહ્મનું સ્વરૂપ યથાર્થ રીતે તને કહ્યું.[૮૧] જે પુરુષ દૃષ્ટાને તથા દૃશ્યને તેમ જ જ્ઞાનને તથા જ્ઞેયને કદી ભિન્નસ્વરૂપે જોતો નથી, તે પુરુષને કેવળ પરમાત્મારૂપ કહી શકાય છે, પચીસમા ચિદાભાસરૂપ પણ કહી શકાય છે, જગતના આધકારણરૂપ કહી શકાય છે અથવા મહત્તત્ત્વાદિ કાર્યરૂપ પણ કહી શકાય છે.*[૮૨]

વિશ્વાવસુએ કહ્યું: હે સમર્થ યાજ્ઞવલ્ક્ય! તમે મને સત્ય કલ્યાણ દર્શાવ્યું છે અને સર્વ દેવોના આદ્ય તથા કલ્યાણના હેતુરૂપ પરબ્રહ્મના સ્વરૂપ યથાવત્ જ્ઞાન કહ્યું છે, માટે તમારું અક્ષય કલ્યાણ થાવ અને તમારું મન તથા બુદ્ધિ નિત્ય કલ્યાણમાં જ રમણ કરો.[૮૩]

યાજ્ઞવલ્કયે કહ્યું: હે જનક રાજા! એ પ્રમાણે કહીને તે મહાત્મા ગંધર્વે પ્રદક્ષિણા કરીને મને અભિનંદન આપ્યું. એટલે મેં પણ સંતોષપૂર્ણ દૃષ્ટિથી તેની સામે જોયું. પછી પોતાના ભપકાબંધ દેખાવથી પ્રકાશમાન જણાતો તે ગંધર્વ આકાશમાર્ગે ચાલ્યો ગયો.[૮૪] હે રાજા! તે ગંધર્વે મેં કહેલા જ્ઞાનનો બ્રહ્માદિક દેવતાઓને ઉપદેશ આપ્યો છે, કેટલાએક મનુષ્યોને ઉપદેશ આપ્યો છે, કેટલાએક નાગરાજાઓને ઉપદેશ આપ્યો છે અને

સાથે અથવા પ્રકૃતિની સાથે સંબંધ ધરાવતો નથી, ત્યારે પરમાત્મા જ કહેવાય છે.

× અહીં એ જ કહેવાનું છે કે, ચોવીસમું તત્ત્વ પ્રકૃતિ જ આત્મારૂપ છે, એવી ચાર્વાક અને બૌદ્ધની માન્યતા કેવળ ભૂલભરેલી જ છે.

* ટીકાકાર નીલકંઠ લખે છે કે, આ શ્લોકમાં 'य एवं वेदाहं ब्रह्मास्मीति स इदं सर्वं भवति' જે પુરુષ એમ જાણે છે કે, હું પરબ્રહ્મસ્વરૂપ છું, તેને આ સર્વ જગતરૂપ કહી શકાય છે. આ શ્રુતિવાક્યના અર્થને સ્પષ્ટ રીતે વર્ણવી બતાવ્યો છે!

જ્ઞાનમાર્ગનો આશ્રય કરનારા સિદ્ધ પુરુષોને પણ ઉપદેશ આપ્યો છે.[૮૫] કારણ તે સાંખ્યધર્મમાં આસક્ત રહેનારા સાંખ્યશાસ્ત્રીઓને, યોગધર્મમાં પરાયણ રહેનારા યોગીઓને તથા મોક્ષની ઇચ્છા રાખનારા બીજા કેટલાએક મનુષ્યોને મેં કહેલા આ જ્ઞાનમાંથી જ પ્રત્યક્ષ ફળ જોવામાં આવ્યું છે. હે રાજાઓમાં સિંહ સમાન જનકરાજા! વિદ્વાનો પણ એમ જ કહે છે કે, જ્ઞાન સંપાદન કરવાથી જ મોક્ષ થાય છે, અજ્ઞાનથી કદી મોક્ષ થતો નથી, માટે જેમ બને તેમ જ્ઞાનનું જ યથાર્થ રીતે શોધન કરવું જોઈએ, જેથી પોતાના આત્માને જન્મમરણના ફેરામાંથી મુક્ત કરાવી શકાય.[૮૬-૮૭] હરકોઈ શ્રદ્ધાળુ મનુષ્યે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અથવા તેના કરતાં પણ કોઈ નીચ મનુષ્ય પાસેથી નિરંતર જ્ઞાન સંપાદન કરવું જોઈએ અને તે જ્ઞાન પર શ્રદ્ધા રાખવી જોઈએ; કારણ કે નિત્ય શ્રદ્ધાસંપન્ન રહેનારા મનુષ્યમાં જન્મમરણનો સંચાર થઈ શકતો નથી.[૮૮] હું મારી બ્રહ્મબુદ્ધિપૂર્વક તને તત્ત્વશાસ્ત્રનો ઉપદેશ આપું છું કે, બ્રાહ્મણાદિ સર્વ વર્ણો કેવળ બ્રહ્મથી જ ઉત્પન્ન થયા છે અને તેઓ સર્વે નિત્ય બ્રહ્મનું જ 'ઉચ્ચારણ કરે છે, એટલું જ નહિ પણ (તું લક્ષ્યમાં રાખ કે,) આ સમગ્ર વિશ્વ કેવળ બ્રહ્મસ્વરૂપ છે,[૮૯] બ્રહ્મના મુખમાંથી બ્રાહ્મણો ઉત્પન્ન થયા છે, બ્રહ્મના બાહુઓમાંથી ક્ષત્રિયો જન્મ્યા છે, બ્રહ્મની નાભિમાંથી વૈશ્યો ઉત્પન્ન થયા છે અને બ્રહ્મના ચરણોમાંથી શૂદ્રો ઉત્પન્ન થયા છે; માટે સર્વ વર્ણોને બ્રહ્મથી ભિન્ન જાણવા નહિ.[૯૦] હે રાજન્! મનુષ્યો કેવળ અજ્ઞાનને લીધે જ તે તે અનેક કર્મોથી પ્રાપ્ત થનારી યોનિઓમાં જન્મે છે અને તે રીતે જ પાછા મરણધર્મને પામે છે. એ ઉપરથી જણાય છે કે, જ્ઞાનહીન મનુષ્યો પોતાના ઘોર અજ્ઞાનને અધીન થઈને જ પ્રકૃતિની સંસારજાળમાં ફસાઈ પડે છે;[૯૧] માટે હે રાજા! મનુષ્યે હરકોઈ ઉપાયે કેવળ જ્ઞાન જ પ્રાપ્ત કરવું જોઈએ કે, જે જ્ઞાન સર્વત્ર સ્થિતિ કરી રહ્યું છે અને આ સમયે મેં તને કહ્યું પણ છે. જે પુરુષ કેવળ જ્ઞાનમાં જ નિષ્ઠા રાખનારો હોય છે, તે ભલે ગમે તે વર્ણમાં ઉત્પન્ન થયો હોય, તોપણ બ્રાહ્મણ જ ગણાય છે અને તેવા જ્ઞાનનિષ્ઠ પુરુષને જ નિત્યસિદ્ધ મોક્ષપદ પ્રાપ્ત થાય છે એમ વિદ્વાનો કહે છે.[૯૨] હે જનકરાજા! એ રીતે તેં મને જેના સંબંધમાં પ્રશ્ન પૂછયો હતો, તેનો મેં તને યથાર્થ રીતે ઉત્તર આપ્યો છે, માટે હવે તું શોકરહિત થા. મેં તને ઉત્તમ પ્રકારે ઉપદેશ આપ્યો છે, માટે તેને અનુસરીને તું તારા ઇષ્ટ અર્થને સફળ કર, તારું નિત્ય કલ્યાણ થાઓ.[૯૩]

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર! બુદ્ધિમાન યાજ્ઞવલ્કયે એ પ્રમાણે ઉપદેશ આપ્યો, એટલે મિથિલાનો અધિપતિ રાજા જનક અત્યંત પ્રસન્ન થયો.[૯૪] પછી તે મોક્ષવેત્તા રાજાએ મહામુનિ યાજ્ઞવલ્કયની પ્રદક્ષિણા કરી અને તે મહામુનિ ત્યાંથી ગયા. એ પછી ત્યાં બેસીને તેણે બ્રાહ્મણોને એક કરોડ ગાયોનું દાન આપ્યું; કેટલુંએક સુવર્ણ આપ્યું અને ખોબા ભરીને રત્નો આપ્યાં.[૯૫-૯૬] પછી કેટલોક કાળ વીતી ગયો, એટલે પોતાના પુત્રને વિદેહ રાજ્યાસને બેસાડીને મિથિલાપિતિ જનકરાજાએ સંન્યાસધર્મનો આશ્રય કર્યો.[૯૭] હે રાજેંદ્ર! તે જનકરાજાએ સાંખ્ય તથા યોગશાસ્ત્રનો સંપૂર્ણ અભ્યાસ કર્યો હતો, અવિદ્યા(અજ્ઞાન)થી ઉત્પન્ન થનારા ધર્મ તથા અધર્મનો ત્યાગ કર્યો હતો, એટલું જ નહિ, પણ 'હું અનંત છું, ત્રણે પ્રકારના પરિચ્છેદથી રહિત છું' આવો મનમાં નિશ્ચય કરીને ધર્મ-અધર્મ, પુણ્ય-પાપ, સત્ય-અસત્ય અને જન્મ તથા મૃત્યુને પ્રકૃતિમાંથી જ ઉત્પન્ન થનાર માન્યું હતું અને આ સર્વ જગતને વ્યક્ત (બુદ્ધિ આદિ) અને અવ્યક્ત(અજ્ઞાન)ના જ કર્મ તરીકે વિચાર્યું હતું; અર્થાત્ આ જગતને વ્યક્ત તથા અવ્યક્તના જ કાર્યરૂપે તેણે માન્યુ હતું;[૯૮-૧૦૦] કારણ કે પોતપોતાના શાસ્ત્રીય સિદ્ધાંતને અનુસરનારા સાંખ્યવેત્તાઓ અને યોગીઓ એમ જ માને છે કે, પરબ્રહ્મ ઇષ્ટ તથા અનિષ્ટથી રહિત છે અને પરથી પણ પર છે.[૧૦૧] વળી તે વિદ્વાનો કહે છે, પરબ્રહ્મ નિત્ય છે-અવિનાશી છે અને પવિત્ર છે, માટે હે મહાપુરુષ! તમે પણ (એ પરબ્રહ્મસ્વરૂપ હોવાને લીધે) નિત્ય પવિત્ર જ થાઓ. આ જગતમાં જે કંઈ આપવામાં આવે છે, જે કંઈનો લાભ થાય છે, જે કંઈ આપેલું હોય છે, જેના સંબંધમાં સંમતિ અપાય છે, જે કોઈ દાન દેનારો છે અને જે કોઈ પ્રતિગ્રહ કરનારો છે, તે સર્વ કેવળ આત્મારૂપ જ છે.[૧૦૨-૧૦૪] આત્મા એક જ આત્માનું

સ્વરૂપ છે અને આત્મા વિના બીજો કોઈ પણ પદાર્થ જગતમાં નથી, એ રીતે તમારે નિત્ય માનવું, તે સિવાય બીજો કંઈ વિચાર જ કરવો નહિ.[૧૦૪] જે વિદ્વાન પુરુષે પ્રકૃતિને, જીવને તથા પરમાત્માને જાણ્યા નથી, તેણે જ તીર્થયાત્રા તથા યજ્ઞો કરવામાં આસક્ત રહેવું; અર્થાત્ પ્રકૃતિ તથા પુરુષના વિવેકને જાણનાર જ્ઞાની પુરુષને તીર્થયાત્રા અને યજ્ઞો કરવાની કંઈ જરૂર જ નથી.[૧૦૫] હે કુરુનંદન! સ્વાધ્યાયો કરવાથી, વિવિધ પ્રકારનાં તપશ્ચરણો કરવાથી અથવા અનેક જાતના યજ્ઞયાગ કરવાથી મોક્ષ કદી પ્રાપ્ત થતો નથી, માત્ર પરમાત્માનું જ્ઞાન સંપાદન કરીને જ મનુષ્ય સર્વત્ર પૂજાય છે. (અને મોક્ષને પામે છે.)*[૧૦૬] જે મનુષ્ય પ્રકૃતિનું ઉપાસન કરે છે, તેને પ્રકૃતિનું સ્થાન પ્રાપ્ત થાય છે, જે મનુષ્ય અહંકારનું ઉપાસન કરે છે, તેને અહંકારનું સ્થાન મળે છે અને જે મનુષ્ય અહંકારથી પર રહેલા શ્રેષ્ઠ તત્ત્વની ઉપાસના કરે છે, તેને તે શ્રેષ્ઠ સ્થાન પ્રાપ્ત થાય છે.[૧૦૭] પરંતુ જે મનુષ્યો શાસ્ત્રીય માર્ગમાં પરાયણ રહીને અવ્યક્તથી પર રહેલા પરમાત્માને જાણે છે, તેઓને જન્મમૃત્યુથી રહિત વિમુક્તપદ પ્રાપ્ત થાય છે કે, જે પદ સદ્રૂપ છે અને અસદ્રૂપ પણ છે.[૧૦૮]

હે રાજા! આ જ્ઞાન જે પૂર્વે યાજ્ઞવલ્ક્ય પાસેથી જનકરાજાએ સંપાદન કર્યું હતું, તે જ જ્ઞાનને મેં જનકરાજા પાસેથી મેળવ્યું છે. ખરેખર, આ જ્ઞાન યજ્ઞના કરતાં પણ ઘણું ઉત્તમ છે; કેમ કે યજ્ઞો કરવાથી મનુષ્ય સંસારના ક્લેશને તરી શકતો નથી, પણ જ્ઞાન વડે તો સંસારને તરી શકે છે.[૧૦૯] હે રાજન્! જ્ઞાનવેત્તાઓ કહે છે કે, જન્મ અને મરણનું દુઃખ તે કંઈ ભૌતિક દુઃખ નથી, (કે જેને સહેલાઈથી દૂર કરી શકાય) યજ્ઞો, તપ, નિયમો અને વ્રતોનું અનુષ્ઠાન કરવાથી મનુષ્યો સ્વર્ગલોકમાં જાય છે, પણ પુણ્યનો ક્ષય થયા પછી પુનઃ પૃથ્વી પર પડે છે.[૧૧૦] માટે હે રાજા! જે પરમ તત્ત્વને અત્યંત શ્રેષ્ઠ, મહાપવિત્ર, કલ્યાણસ્વરૂપ, મોક્ષદાયક, નિર્મળ અને શુદ્ધ કહેવામાં આવે છે, તેની તમે ઉપાસના કરો; કેમ કે દેહના યથાર્થ સ્વરૂપને જાણીને તમે જ્ઞાનયજ્ઞની જો ઉપાસના કરશો, તો અવશ્ય તમે એક ઋષિ થઈ શકશો–તત્ત્વવેત્તા થઈ શકશો.[૧૧૧] પૂર્વે રાજા જનકને જે ઉપનિષદ્જ્ઞાનનો યાજ્ઞવલ્કયે ઉપદેશ આપ્યો હતો, તે જ આ ઉપનિષદ્જ્ઞાન છે, જેમાં શાશ્વત અને અવિનાશી એવા પરબ્રહ્મનું વર્ણન કરવામાં આવ્યું છે, માટે તેનું સેવન કરવાથી મનુષ્યને શોકરહિત અને પવિત્ર એવું અજરામર પદ પ્રાપ્ત થાય છે.[૧૧૨]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'યાજ્ઞવલ્કયગીતા–પરબ્રહ્મનું સ્વરૂપ અને તેના જ્ઞાનનું ફળ' નામનો અધ્યાય ૩૧૮ મો સમાપ્ત

## अध्याय ३१९मो

### પંચશિખ અને જનકનો સંવાદ

॥ याज्ञवल्क्य उवाच ॥

**ऐश्वर्यं वा महत्प्राप्य धनं वा भरतर्षभ।**
**दीर्घमायुरवाप्याथ कथं मृत्युमतिक्रमेत्॥ १॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે ભરતવંશના શ્રેષ્ઠ પિતામહ! કેવું મહાન ઐશ્વર્ય પામીને અથવા કેટલું ધન સંપાદન કરીને મનુષ્ય દીર્ઘ આયુષ પ્રાપ્ત કરે? અથવા શું કરવાથી મૃત્યુને ઉલ્લંઘી શકે?[૧] શું તપશ્ચર્યા કરવાથી, મોટાં યજ્ઞયાગાદિ કર્મો કરવાથી, શાસ્ત્ર સંપાદન કરવાથી અથવા રસાયનના પ્રયોગો કરવાથી મનુષ્ય વૃદ્ધાવસ્થાને તથા મૃત્યુને પામતો નથી?[૨]

ભીષ્મે કહ્યું: આના સંબંધમાં પણ એક પ્રાચીન ઇતિહાસ કહેવામાં આવે છે, કે જે ઇતિહાસમાં ભિક્ષુ પંચશિખનો તથા જનકનો સંવાદ વર્ણવેલો છે.[૩] પૂર્વે વૈદેહ રાજા જનકે વેદવેત્તાઓમાં શ્રેષ્ઠ અને ધર્માર્થના સંશયોથી રહિત થયેલા મહર્ષિ પંચશિખને આ પ્રમાણે પ્રશ્ન પૂછ્યો હતો કે,[૪] હે ભગવન્! કેવા પ્રકારનું વર્તન કરવાથી મનુષ્ય જરા તથા મૃત્યુનું ઉલ્લંઘન કરી શકે? તપ કરવાથી, જ્ઞાન મેળવવાથી, યજ્ઞયાગાદિ કર્મ કરવાથી અથવા શાસ્ત્રોનું પઠનપાઠન કરવાથી શું જરા તથા મૃત્યુનું ઉલ્લંઘન થઈ શકે છે?[૫]

વૈદેહ જનકે એવો પ્રશ્ન કર્યો, એટલે સર્વ

* આ શ્લોકથી 'प्लवा ह्येते अदृढा यज्ञरूपा–સંસારને તરવા માટે યજ્ઞાદિ સાધનો જોકે નૌકારૂપ થઈ પડે છે, પણ તે નૌકાઓ અદૃઢ છે–મજબૂત નથી.' એ શ્રુતિવાક્યનો અર્થ સ્પષ્ટ રીતે સૂચવ્યો છે.

પદાર્થને પ્રત્યક્ષ રીતે જાણનારા મહર્ષિ પંચશિખે તેને આ પ્રમાણે કહેવા માંડયું : હે રાજા ! જરા તથા મૃત્યુની કદી નિવૃત્તિ થતી નથી, છતાં તેઓની કદી નિવૃત્તિ થતી જ નથી, એમ પણ નથી.[૬] દિવસો, મહિનાઓ અને રાત્રિઓ કદી નિવૃત્ત થતાં જ નથી; ( અર્થાત્ કાળની ગતિ અસ્ખલિત રીતે વહ્યા કરે છે ) અને પ્રાણીમાત્ર નાશવંત છે, તોપણ જે મનુષ્ય નિવૃત્તિનિષ્ઠારૂપ અવિનાશી માર્ગનો આશ્રય કરે છે, તેને લાંબા કાળે પણ જરામૃત્યુરહિત પદ પ્રાપ્ત થાય છે. જેમ એક પ્રવાહ નિરંતર ચાલુ રહે છે, તેમ પ્રાણીમાત્રનો વિનાશ નિરંતર ચાલુ જ રહે છે, કાળરૂપી એક મહાસાગર છે, તેને તરવા માટે કોઈ નૌકા જેવો પદાર્થ નથી. જરા અને મૃત્યુરૂપી મોટાં ઝૂંડો તેમાં ઘૂમી રહ્યાં છે અને હરકોઈ પ્રાણી કે જે તે કાળરૂપી મહાસાગરમાં ખેંચાઈ રહ્યું છે અને ડૂબકાં ખાઈ રહ્યું છે, તેને સહાય કરવા માટે કોઈ પણ આવી શકતું નથી; એટલું જ નહિ પણ જગતનો કોઈ પણ મનુષ્ય તેનો સંબંધી થઈ શકતો નથી, તેમ જ તે પોતે પણ બીજા કોઈનો સંબંધી થઈ શકતો નથી.[૭-૯] સ્ત્રી અથવા બીજા બંધુઓની સાથે મનુષ્યને સંગત થયેલી છે, તે તો માર્ગમાં મળેલા મુસાફરની સંગત જેવી જ છે. આ જગતમાં સ્ત્રી પુત્રાદિની સાથેનો સમાગમ અનંતકાળપર્યંત કોઈને રહ્યો હોય, એમ પૂર્વે કદી બન્યું જ નથી.[૧૦] જેમ વાયુ કાળે કરીને ઉત્પન્ન થયેલા વાદળાંના ઢગોને વિખેરી નાખે છે, તેમ મૃત્યુ પણ જગતમાં ઉત્પન્ન થયેલાં પ્રાણીઓ કે જેઓ અન્યોન્યના વિયોગ-દુઃખને લીધે વારંવાર બૂમબરાડા પાડે છે, તેઓને એકદમ દૂર ફેંકી દે છે.[૧૧] પ્રાણી બળવાન હોય કે દુર્બળ હોય, નીચ હોય કે ઉચ્ચ હોય, પણ જરા અને મૃત્યુરૂપી બે વરુઓ તેઓનું ભક્ષણ કરે જ છે. આ રીતે પ્રાણીમાત્ર નાશવંત છે, તોપણ તેઓને વિષે રહેલો ભૂતાત્મા નિત્યરૂપ છે–અવિનાશી છે, માટે કોઈનો જન્મ થાય કે મરણ થાય, તે સમયે કોઈ પ્રકારે હર્ષ કરવો નહિ કે સંતાપ કરવો નહિ. પ્રાણીમાત્રે મનમાં આવો વિચાર કરવો જોઈએ કે, ' હું કયાંથી આવ્યો છું, હું કોણ છું, કયાં જવાનો છું, કોનો સંબંધી છું, કયાં રહેલો છું, હવે પછી [illegible] અને હું શા માટે કોનો શોક કરું છું ?[૧૨-૧૪] હરકોઈ પ્રાણી તેનાં કર્મ પ્રમાણે સ્વ[illegible] અથવા નરકમાં જાય છે, એનો અનુભવ કરનાર [illegible] પ્રાણી વિના બીજો કોણ હોઈ શકે ?' આવો વિચા[ર] કરીને પ્રત્યેક મનુષ્યે શાસ્ત્ર પ્રમાણે વર્તીને દાન[-દ]ક્ષિણા આપવું અને યજ્ઞયાગ કરવા.[૧૫]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમાં ' પંચશિખ અને જનકનો સંવાદ' નામનો અધ્યાય ૩૧૯મો સમાપ્ત

# अध्याय ३२०मो

## જનક અને સુલભાનો સંવાદ

॥ युधिष्ठिर उवाच ॥

**अपरित्यज्य गार्हस्थ्यं कुरुराजर्षिसत्तम।**
**कः प्राप्तो विनयं बुद्ध्या मोक्षतत्त्वं वदस्व मे ॥१॥**

યુધિષ્ઠિરે પૂછયું : હે કુરુવંશના શ્રેષ્ઠ રાજર્ષિ ! એવો કયો પુરુષ થઈ ગયો છે કે, જે ગૃહસ્થાશ્રમનો ત્યાગ કર્યો વિના બુદ્ધિ વગેરેના લયસ્થાનરૂપ મોક્ષતત્ત્વને પ્રાપ્ત થયો હોય, તે મને કહો.[૧] વળી હે પિતામહ ! સ્થૂળદેહનો તથા સૂક્ષ્મદેહનો ત્યાગ કેવી રીતે થઈ શકે અને મોક્ષનું પરમ તત્ત્વ શું, તે પણ મને કહો.[૨]

વિચરતી હતી.[૭]* આખા જગતમાં ભ્રમણ કરનારી તે સુલભા સંન્યાસિનીએ જ્યાં ત્યાં અનેક સંન્યાસીઓના મુખથી જનકરાજાની પ્રશંસા સાંભળી કે, 'મિથિલેશ્વર જનકરાજા મોક્ષશાસ્ત્રમાં ઘણો જ કુશળ છે.'[૮] જનકના સંબંધમાં આવા અતિ સૂક્ષ્મ વિષયની કથા સાંભળીને સુલભાના મનમાં સંશય થયો કે, આ વાત સત્ય હશે કે નહિ? પછી તેણે સંકલ્પ કર્યો કે, મારે જનકરાજાને અવશ્ય મળવું જ જોઈએ.[૯] મનમાં એવો સંકલ્પ કરીને તે ભિક્ષુકીએ પોતાના યોગબળના પ્રભાવથી પોતાના પૂર્વરૂપનો ત્યાગ કર્યો અને અતિ ઉત્તમ સુંદર સ્વરૂપ ધારણ કર્યું.[૧૦] પછી તે સુંદર સ્ત્રી જેની ભ્રમરો અતિ મનોહર હતી અને જેનાં નેત્રો કમળ સમાન રમણીય હતાં, તેણે પોતાની ગમનશક્તિને શીઘ્રગામી અસ્ત્રના જેવી કરી મૂકી અને ચક્ષુના એક નિમેષ જેટલા સમયમાં જ તે મિથિલાનગરીમાં જઈ પહોંચી.[૧૧] તે ભિક્ષુકી અનેક મનુષ્યોથી ભરપૂર અને અતિ સુંદર દેખાતી મિથિલાનગરીમાં જઈ પહોંચીને ભિક્ષા લેવાને બહાને રાજા જનકને મળી.[૧૨] રાજા પણ તેણીના સુકુમાર શરીરને જોઈ પરમ આશ્ચર્યચકિત થયો અને મનમાં વિચાર કરવા લાગ્યો કે, આ કોણ હશે, કોની સ્ત્રી હશે અને ક્યાંથી આવી હશે?[૧૩] મનમાં એવો વિચાર કર્યા પછી રાજાએ તેનું સ્વાગત કર્યું, ઉત્તમ આસન ઉપર તેને બેસાડી અને પછી પાદશૌચાદિથી તેની પૂજા કરીને શ્રેષ્ઠ અન્ન વડે તેને તૃપ્ત કરી.[૧૪] ભિક્ષુકી સુલભા ભોજન કરીને પ્રસન્ન થઈ, તે પછી સર્વ ભાષ્યોને જાણનારા બ્રાહ્મણોના મધ્યમાં મંત્રીઓથી વીંટાયેલા રાજા જનકને અનેક પ્રકારના (મોક્ષ સંબંધી) પ્રશ્નો પૂછવા લાગી.[૧૫] સુલભાના મનમાં પ્રથમથી જ એવો સંશય હતો કે, રાજા જનક મોક્ષશાસ્ત્રમાં કુશળ હશે કે નહિ? મુક્તનાં લક્ષણોવાળો હશે કે નહિ?' આવા સંશયને લીધે તે યોગવિદુષી ભિક્ષુકીએ પોતાના બુદ્ધિસત્ત્વ દ્વારા રાજાના બુદ્ધિસત્ત્વમાં પ્રવેશ કર્યો, પોતાનાં બન્ને નેત્રોનાં કિરણો વડે રાજાનાં બન્ને નેત્રોનાં કિરણોને સ્તબ્ધ કરી દીધાં અને પ્રશ્ન કરતાં પહેલાં જ યોગનાં બંધનોથી રાજાને બાંધી દીધો.[૧૬-૧૭] હે મહારાજા! રાજા જનકને પણ પોતાના યોગબળના સંબંધમાં ઘણો જ ગર્વ હતો. તેણે સુલભાના અભિપ્રાયને તત્કાળ જાણી લીધો.[૧૮] તે પછી છત્રાદિક બાહ્ય ચિહ્નોથી મુક્ત થયેલા રાજા જનકનો તથા ત્રિદંડ આદિ બાહ્ય ચિહ્નોથી મુક્ત થયેલી સુલભાનો તે સ્થળે (માત્ર એક જ સૂક્ષ્મદેહમાં) જે સંવાદ થયો હતો, તે હું તમને કહું છું, સાંભળો.[૧૯]

જનકે કહ્યું : હે ભગવતી! તેં આવી (સંન્યાસધર્મને અયોગ્ય) દીક્ષા ક્યાં ગ્રહણ કરી છે? તું હવે ક્યાં જવા ધારે છે? તું કોની સ્ત્રી છે અને ક્યાંથી આવે છે?[૨૦] 'હરકોઈ મનુષ્યનું શાસ્ત્રાધ્યયન, વય અને જાતિ વગેરેમાં (જ્યાં સુધી સત્ય જાણવામાં આવ્યું ન હોય, ત્યાં સુધી તેના તરફ) પૂજ્યભાવ કદી બંધાતો જ નથી.' આવો નિયમ હોવાને લીધે હું તારા અધ્યયન, વય અને જાતિના સંબંધમાં તને પ્રશ્ન પૂછું છું, માટે તેનો તું ઉત્તર આપ; કારણ કે મારો તારી સાથે સમાગમ થયો, જેથી તે સર્વ તારે મને જણાવવું જોઈએ.[૨૧] તું જાણ કે, મેં મારાં છત્રાદિ રાજકીય ચિહ્નો ખરું જોતાં છોડી જ દીધાં છે, (અર્થાત્ હું રાજા છું, તોપણ વાસ્તવિક રીતે રાજ્યથી મુક્ત જ છું.) હું તને સારી રીતે જાણવા ઇચ્છું છું અને હું માનું છું કે, મારે તને માન આપવું તે યોગ્ય જ છે.[૨૨] મેં જેની પાસેથી આ મોક્ષ સંબંધી જ્ઞાન પૂર્વે સંપાદન કર્યું છે અને જેની સંમુખ બીજો કોઈ પણ પુરુષ મોક્ષનું પ્રવચન કરવા માટે અસમર્થ છે, તે મારા આચાર્યને હું ઓળખાવું છું, તે પણ તું મારી પાસેથી સાંભળ. મારા ગુરુનું નામ 'ભિક્ષુ પંચશિખ' છે, તેમનો જન્મ પરાશરગોત્રમાં થયેલો છે, તેઓની વય વૃદ્ધ છે અને તેઓ પોતે એક મોટા મહાત્મા છે; તે જ પંચશિખ ભિક્ષુનો હું પરમમાન્ય શિષ્ય છું.[૨૩-૨૪] તે મારા ગુરુએ જ્ઞાનકાંડ, ઉપાસનાકાંડ તથા કર્મકાંડના માર્ગોને યથાર્થ રીતે જાણ્યા છે અને ત્રણ પ્રકારના

* આ શ્લોક ઉપર ટીકા કરતા નીલકંઠ લખે છે કે, આ ઉપરથી જણાય છે કે, સ્ત્રીઓને પણ વિવાહની પહેલાં અથવા વિવાહ થઈ ગયા પછી સંન્યાસ લેવાનો
માટે સ્ત્રીઓએ પણ (જો પોતાની ઇચ્છા
હની પહેલાં અથવા વિધવા થયા પછી
ાશ્રય કરીને ભિક્ષાચરણ કરવું, મોક્ષ-
નિ ંડ ધારણ કરવો અને એકાંત-

પદાર્થને પ્રત્યક્ષ રીતે જાણનારા મહર્ષિ પંચશિખે તેને આ પ્રમાણે કહેવા માંડયું : હે રાજા ! જરા તથા મૃત્યુની કદી નિવૃત્તિ થતી નથી, છતાં તેઓની કદી નિવૃત્તિ થતી જ નથી, એમ પણ નથી.[૬] દિવસો, મહિનાઓ અને રાત્રિઓ કદી નિવૃત્ત થતાં જ નથી; (અર્થાત્ કાળની ગતિ અસ્ખલિત રીતે વહ્યા કરે છે) અને પ્રાણીમાત્ર નાશવંત છે, તોપણ જે મનુષ્ય નિવૃત્તિનિષ્ઠારૂપ અવિનાશી માર્ગનો આશ્રય કરે છે, તેને લાંબા કાળે પણ જરામૃત્યુરહિત પદ પ્રાપ્ત થાય છે. જેમ એક પ્રવાહ નિરંતર ચાલુ રહે છે, તેમ પ્રાણીમાત્રનો વિનાશ નિરંતર ચાલુ જ રહે છે, કાળરૂપી એક મહાસાગર છે, તેને તરવા માટે કોઈ નૌકા જેવો પદાર્થ નથી. જરા અને મૃત્યુરૂપી મોટાં ગ્રૂડો તેમાં ઘૂમી રહ્યાં છે અને હરકોઈ પ્રાણી કે જે તે કાળરૂપી મહાસાગરમાં ખેંચાઈ રહ્યું છે અને ડૂબકાં ખાઈ રહ્યું છે, તેને સહાય કરવા માટે કોઈ પણ આવી શકતું નથી; એટલું જ નહિ પણ જગતનો કોઈ પણ મનુષ્ય તેનો સંબંધી થઈ શકતો નથી, તેમ જ તે પોતે પણ બીજા કોઈનો સંબંધી થઈ શકતો નથી.[૭-૯] સ્ત્રી અથવા બીજા બંધુઓની સાથે મનુષ્યને સંગત થયેલી છે, તે તો માર્ગમાં મળેલા મુસાફરની સંગત જેવી જ છે. આ જગતમાં સ્ત્રી પુત્રાદિની સાથેનો સમાગમ અનંતકાળ પર્યંત કોઈને રહ્યો હોય, એમ પૂર્વે કદી બન્યું જ નથી.[૧૦] જેમ વાયુ કાળે કરીને ઉત્પન્ન થયેલા વાદળાંના ઢગોને વિખેરી નાખે છે, તેમ મૃત્યુ પણ જગતમાં ઉત્પન્ન થયેલાં પ્રાણીઓ કે જેઓ અન્યોન્યના વિયોગદુઃખને લીધે વારંવાર બૂમબરાડા પાડે છે, તેઓને એકદમ દૂર ફેંકી દે છે.[૧૧] પ્રાણી બળવાન હોય કે દુર્બળ હોય, નીચ હોય કે ઉચ્ચ હોય, પણ જરા અને મૃત્યુરૂપી બે વરુઓ તેઓનું ભક્ષણ કરે જ છે. આ રીતે પ્રાણીમાત્ર નાશવંત છે, તોપણ તેઓને વિષે રહેલો ભૂતાત્મા નિત્યરૂપ છે—અવિનાશી છે, માટે કોઈનો જન્મ થાય કે મરણ થાય, તે સમયે કોઈ પ્રકારે હર્ષ કરવો નહિ કે સંતાપ કરવો નહિ. પ્રાણીમાત્રે મનમાં આવો વિચાર કરવો જોઈએ કે, 'હું ક્યાંથી આવ્યો છું, હું કોણ છું, ક્યાં જવાનો છું, કોનો સંબંધી છું, ક્યાં રહેલો છું, હવે પછી મારું શું થશે અને હું શા માટે કોનો શોક કરું છું ?[૧૨-૧૪] હરકોઈ પ્રાણી તેનાં કર્મ પ્રમાણે સ્વર્ગ અથવા નરકમાં જાય છે, એનો અનુભવ કરનાર તે પ્રાણી વિના બીજો કોણ હોઈ શકે ?' આવો વિચાર કરીને પ્રત્યેક મનુષ્યે શાસ્ત્ર પ્રમાણે વર્તીને દાનાદિક આપવું અને યજ્ઞયાગ કરવા.[૧૫]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'પંચશિખ અને જનકનો સંવાદ' નામનો અધ્યાય ૩૧૯મો સમાપ્ત

# अध्याय ३२०मो

## જનક અને સુલભાનો સંવાદ

॥ युधिष्ठिर उवाच ॥

**अपरित्यज्य गार्हस्थ्यं कुरुराजर्षिसत्तम ।**
**कः प्राप्तो विनयं बुद्ध्या मोक्षतत्त्वं वदस्व मे ॥१॥**

યુધિષ્ઠિરે પૂછ્યું : હે કુરુવંશના શ્રેષ્ઠ રાજર્ષિ ! એવો કયો પુરુષ થઈ ગયો છે કે, જે ગૃહસ્થાશ્રમનો ત્યાગ કર્યો વિના બુદ્ધિ વગેરેના લયસ્થાનરૂપ મોક્ષતત્ત્વને પ્રાપ્ત થયો હોય, તે મને કહો.[૧] વળી હે પિતામહ ! સ્થૂળદેહનો તથા સૂક્ષ્મદેહનો ત્યાગ કેવી રીતે થઈ શકે અને મોક્ષનું પરમ તત્ત્વ શું, તે પણ મને કહો.[૨]

ભીષ્મે કહ્યું : હે ભરતવંશી યુધિષ્ઠિર ! આ વિષયમાં પણ જનક તથા સુલભાના સંવાદરૂપ એક પ્રાચીન ઇતિહાસ કહેવામાં આવે છે.[૩] પૂર્વે ધર્મધ્વજ નામે પ્રસિદ્ધ થયેલો જનકરાજા મિથિલાનગરીમાં રાજ્ય કરતો હતો. તે રાજા સંન્યાસના ફળરૂપ સમ્યગ્દૃષ્ટિને (વાસ્તવિક આત્મજ્ઞાનને) પ્રાપ્ત થયો હતો.[૪] અને તેણે વૈદિક કર્મમાર્ગમાં, મોક્ષશાસ્ત્રમાં તથા દંડનીતિમાં ઘણો સારો પરિશ્રમ કર્યો હતો, તેમ જ ઇંદ્રિયોને વશ કરીને આખી પૃથ્વી પર તે રાજ્ય કરતો હતો.[૫] હે મહાપુરુષ ! તે રાજાની સદાચારવાળી વૃત્તિનું શ્રવણ કરીને વેદવેત્તા વિદ્વાનો તથા બીજા અનેક મહાપુરુષો તેની વૃત્તિનું અનુસરણ કરવાની સ્પૃહા રાખતા હતા.[૬]

હવે તે સમયે જ્યારે સત્યયુગ ચાલતો હતો, ત્યારે સુલભા નામની એક ભિક્ષુકી (સંન્યાસિની) કે જેણે યોગધર્મનો (સંન્યાસધર્મનો) આશ્રય કર્યો હતો, તે પોતે એકલી જ આખી પૃથ્વી પર

વિચરતી હતી.[૭*] આખા જગતમાં ભ્રમણ કરનારી તે સુલભા સંન્યાસિનીએ જ્યાં ત્યાં અનેક સંન્યાસીઓના મુખથી જનકરાજાની પ્રશંસા સાંભળી કે, 'મિથિલેશ્વર જનકરાજા મોક્ષશાસ્ત્રમાં ઘણો જ કુશળ છે.'[૮] જનકના સંબંધમાં આવા અતિ સૂક્ષ્મ વિષયની કથા સાંભળીને સુલભાના મનમાં સંશય થયો કે, આ વાત સત્ય હશે કે નહિ? પછી તેણે સંકલ્પ કર્યો કે, મારે જનકરાજાને અવશ્ય મળવું જ જોઈએ.[૯] મનમાં એવો સંકલ્પ કરીને તે ભિક્ષુકીએ પોતાના યોગબળના પ્રભાવથી પોતાના પૂર્વરૂપનો ત્યાગ કર્યો અને અતિ ઉત્તમ સુંદર સ્વરૂપ ધારણ કર્યું.[૧૦] પછી તે સુંદર સ્ત્રી જેની ભ્રમરો અતિ મનોહર હતી અને જેનાં નેત્રો કમળ સમાન રમણીય હતાં, તેણે પોતાની ગમનશક્તિને શીઘ્રગામી અસ્ત્રના જેવી કરી મૂકી અને ચક્ષુના એક નિમેષ જેટલા સમયમાં જ તે મિથિલાનગરીમાં જઈ પહોંચી.[૧૧] તે ભિક્ષુકી અનેક મનુષ્યોથી ભરપૂર અને અતિ સુંદર દેખાતી મિથિલાનગરીમાં જઈ પહોંચીને ભિક્ષા લેવાને બહાને રાજા જનકને મળી.[૧૨] રાજા પણ તેણીના સુકુમાર શરીરને જોઈ પરમ આશ્ચર્યચકિત થયો અને મનમાં વિચાર કરવા લાગ્યો કે, 'આ કોણ હશે, કોની સ્ત્રી હશે અને કયાંથી આવી હશે?'[૧૩] મનમાં એવો વિચાર કર્યા પછી રાજાએ તેનું સ્વાગત કર્યું, ઉત્તમ આસન ઉપર તેને બેસાડી અને પછી પાદશૌચાદિથી તેની પૂજા કરીને શ્રેષ્ઠ અન્ન વડે તેને તૃપ્ત કરી.[૧૪] ભિક્ષુકી સુલભા ભોજન કરીને પ્રસન્ન થઈ, તે પછી સર્વ ભાષ્યોને જાણનારા બ્રાહ્મણોના મધ્યમાં મંત્રીઓથી વીંટાયેલા રાજા જનકને અનેક પ્રકારના (મોક્ષ સંબંધી) પ્રશ્નો પૂછવા લાગી.[૧૫] સુલભાના મનમાં પ્રથમથી જ એવો સંશય હતો કે, રાજા જનક મોક્ષશાસ્ત્રમાં કુશળ હશે કે નહિ? મુક્તનાં લક્ષણોવાળો હશે કે નહિ?' આવા સંશયને લીધે તે યોગવિદુષી ભિક્ષુકીએ પોતાના બુદ્ધિસત્ત્વ દ્વારા રાજાના બુદ્ધિસત્ત્વમાં પ્રવેશ કર્યો, પોતાનાં બન્ને નેત્રોનાં કિરણો વડે રાજાનાં બન્ને નેત્રોનાં કિરણોને સ્તબ્ધ કરી દીધાં અને પ્રશ્ન કરતાં પહેલાં જ યોગનાં બંધનોથી રાજાને બાંધી દીધો.[૧૬/૧૭] હે મહારાજા! રાજા જનકને પણ પોતાના યોગબળના સંબંધમાં ઘણો જ ગર્વ હતો. તેણે સુલભાના અભિપ્રાયને તત્કાળ જાણી લીધો.[૧૮] તે પછી છત્રાદિક બાહ્ય ચિહ્નોથી મુક્ત થયેલા રાજા જનકનો તથા ત્રિદંડ આદિ બાહ્ય ચિહ્નોથી મુક્ત થયેલી સુલભાનો તે સ્થળે (માત્ર એક જ સૂક્ષ્મદેહમાં) જે સંવાદ થયો હતો, તે હું તમને કહું છું, સાંભળો.[૧૯]

જનકે કહ્યું : હે ભગવતી! તેં આવી (સંન્યાસધર્મને અયોગ્ય) દીક્ષા કયાં ગ્રહણ કરી છે? તું હવે કયાં જવા ધારે છે? તું કોની સ્ત્રી છે અને કયાંથી આવે છે?[૨૦] 'હરકોઈ મનુષ્યનું શાસ્ત્રાધ્યયન, વય અને જાતિ વગેરેમાં (જ્યાં સુધી સત્ય જાણવામાં આવ્યું ન હોય, ત્યાં સુધી તેના તરફ) પૂજ્યભાવ કદી બંધાતો જ નથી.' આવો નિયમ હોવાને લીધે હું તારા અધ્યયન, વય અને જાતિના સંબંધમાં તને પ્રશ્ન પૂછું છું, માટે તેનો તું ઉત્તર આપ; કારણ કે મારો તારી સાથે સમાગમ થયો, જેથી તે સર્વ તારે મને જણાવવું જોઈએ.[૨૧] તું જાણ કે, મેં મારાં છત્રાદિ રાજકીય ચિહ્નો ખરું જોતાં છોડી જ દીધાં છે, (અર્થાત્ હું રાજા છું, તોપણ વાસ્તવિક રીતે રાજ્યથી મુક્ત જ છું.) હું તને સારી રીતે જાણવા ઇચ્છું છું અને હું માનું છું કે, મારે તને માન આપવું તે યોગ્ય જ છે.[૨૨] મેં જેની પાસેથી આ મોક્ષ સંબંધી જ્ઞાન પૂર્વે સંપાદન કર્યું છે અને જેની સંમુખ બીજો કોઈ પણ પુરુષ મોક્ષનું પ્રવચન કરવા માટે અસમર્થ છે, તે મારા આચાર્યને હું ઓળખાવું છું, તે પણ તું મારી પાસેથી સાંભળ. મારા ગુરુનું નામ 'ભિક્ષુ પંચશિખ' છે, તેમનો જન્મ પરાશરગોત્રમાં થયેલો છે, તેઓની વય વૃદ્ધ છે અને તેઓ પોતે એક મોટા મહાત્મા છે; તે જ પંચશિખ ભિક્ષુનો હું પરમમાન્ય શિષ્ય છું.[૨૩/૨૪] તે મારા ગુરુએ જ્ઞાનકાંડ, ઉપાસનાકાંડ તથા કર્મકાંડના માર્ગોને યથાર્થ રીતે જાણ્યા છે અને ત્રણ પ્રકારના

* આ શ્લોક ઉપર ટીકા કરતાં નીલકંઠ લખે છે કે, આ ઉપરથી જણાય છે કે, સ્ત્રીઓને પણ વિવાહની પહેલાં અથવા વિવાહ થઈ ગયા પછી સંન્યાસ લેવાનો અધિકાર છે, માટે સ્ત્રીઓએ પણ (જો પોતાની ઇચ્છા થાય, તો) વિવાહની પહેલાં અથવા વિધવા થયા પછી સંન્યાસધર્મનો આશ્રય કરીને ભિક્ષાચરણ કરવું, મોક્ષશાસ્ત્રનું શ્રવણ કરવું, ત્રિદંડ ધારણ કરવો અને એકાંતમાં રહીને આત્મધ્યાન કરવું.

મોક્ષધર્મમાં પણ તેમના સંશયો દૂર થયેલા છે.[૨૫] તે મારા આચાર્ય જેઓ શાસ્ત્રમાર્ગને અનુસરીને આ ભૂમંડલ ઉપર વિચર્યા કરે છે, તેઓ પૂર્વે વર્ષાઋતુના ચાર માસ સુધી મારી પાસે સુખેથી રહ્યા હતા.[૨૬] સાંખ્યસિદ્ધાંતના મુખ્ય પદાર્થોને જેમણે યથાર્થ રીતે પ્રત્યક્ષ જોયેલા છે, તે ભિક્ષુ પંચશિખે મને રાજ્ય ઉપરથી ભ્રષ્ટ કર્યા વિના જ ત્રણે પ્રકારનો* મોક્ષધર્મ સંભળાવ્યો છે.[૨૭] જેને લીધે હુ એકલો રહીને ત્રણે પ્રકારની સમગ્ર મોક્ષવૃત્તિનું રાગાદિકથી મુક્ત થઈને આચરણ કરું છું અને પરમ પદમાં સ્થિતિ કરું છું.[૨૮] મોક્ષ મેળવવામાં સાધનરૂપ જ્ઞાન સંપાદન કરવાનો પરમ ઉપાય એ જ છે કે, વૈરાગ્ય વૃત્તિ ધારણ કરવી; પરંતુ તે વૈરાગ્ય પણ કેવળ જ્ઞાનથી જ ઉત્પન્ન થાય છે, કે જેના વડે મનુષ્ય સંસાર બંધનથી મુક્ત થાય છે.[૨૯] મનુષ્યને જ્યારે જ્ઞાન ઉત્પન્ન થાય છે, ત્યારે (મનનો નાશ કરવા માટે) તે યોગાભ્યાસરૂપી યત્ન કરે છે. યત્ન જ્યારે સિદ્ધ થાય છે, ત્યારે આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે અને આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે, એટલે સુખદુઃખાદિ દ્વંદ્વોનો નાશ થાય છે. આ રીતે (જ્ઞાન, વૈરાગ્ય અને યોગાભ્યાસ) એ ત્રણેની જેવી સિદ્ધિ થાય છે કે, તરત જ મનુષ્ય મૃત્યુનો પણ જય કરી શકે છે.×[૩૦] મેં આ જ્ઞાનની પરમ કાષ્ઠા સંપાદન કરી છે, સુખદુઃખાદિ દ્વંદ્વોથી હું મુક્ત થયો છું અને મોહનો તથા સંગનો ત્યાગ કરીને જ આ વ્યવહારક્ષેત્રમાં હું વિચરું છું.[૩૧] જેમ એક ક્ષેત્ર જળથી ભીંજાયેલું હોઈને અત્યંત પોચું થયેલું હોય છે, તો જ તેમાં વાવેલું બીજ અંકુરરૂપે ઉત્પન્ન થાય છે, તેમ વાસનાઓરૂપી જળથી ભીંજાયેલા મનુષ્યના દેહરૂપી ક્ષેત્રમાં તેનાં કર્મરૂપી બીજ પુનર્જન્મરૂપ અંકુરને ઉત્પન્ન કરે છે;[૩૨] પરંતુ બીજને માટીના એક કપાલમાં નાખીને જો શેકી નાખ્યું હોય, તો અંકુર થવાનાં કારણો પામીને પણ તે અંકુરિત થતું નથી—ઊગી નીકળતું નથી; તેમ જ મારી બુદ્ધિને ભગવાન પંચશિખે (પોતાના ઉપદેશના પ્રભાવથી) છેક નિર્બીજ કરી નાખી છે—વાસનાબીજથી રહિત કરી નાખી છે, જેથી તેની પ્રવૃત્તિ વિષયો તરફ થતી જ નથી.[૩૩-૩૪] (વળી હું સમજ્યો છું કે,) રાગ અને દ્વેષના વિષયરૂપ સ્ત્રી, શત્રુ આદિ પદાર્થો કેવળ મિથ્યા છે—સ્વરૂપરહિત છે, જેથી મારી બુદ્ધિ શત્રુનો વધ આદિ અનર્થ કરવા તત્પર થતી નથી; તેમ જ સ્ત્રી આદિનો સંગ્રહ કરવા માટે પણ લાલસુ થતી નથી;[૩૫] એટલું જ નહિ પણ કોઈ એક મારો મિત્ર ગણાતો પુરુષ મારા જમણા બાહુને ચંદન વડે

---

* જ્ઞાનકાંડ, ઉપાસનાકાંડ તથા કર્મકાંડ, એમ ત્રણ પ્રકારનો મોક્ષધર્મ છે.

× આ ૩૦મા શ્લોકમાં તથા પૂર્વના ૨૯મા શ્લોકમા 'વૈરાગ્ય, જ્ઞાન અને યત્નની અન્યોન્યના આશ્રયથી જ સિદ્ધિ થાય છે' એમ સૂચવ્યું છે. આ ત્રણને જ યોગવાસિષ્ઠ આદિ ગ્રંથોમાં વાસનાક્ષય, વિજ્ઞાન અને મનોનાશ એવા પર્યાયશબ્દોથી વર્ણવેલા છે અને તે ત્રણેની સિદ્ધિ અન્યોન્યના આશ્રયથી જ થાય છે, એમ કહ્યુ છે. જેમ કે,

'तत्त्वज्ञान मनोनाशो वासनाक्षय एव च।
मिथ. कारणतां गत्वा दु.साध्यानि स्थितानि हि।
यावद्विलीन न मनो न तावद् वासनाक्षयः।
न क्षीणा वासना यावच्चित्त तावन्न शाम्यति।
यावन्न तत्त्वविज्ञानं तावच्चित्तशम कुतः॥
यावन्न चित्तोपशमो न तावत्तत्त्ववेदनम्।
यावन्न वासनानाशस्तावत्तत्त्वागम कुत ॥
यावन्न तत्त्वसंप्राप्तिर्न तावद्वासनाक्षय ।
एकैकशो निषेव्यंते यद्येते चिरमप्यलम्
तन्न सिद्धिं प्रयच्छति मन्त्राः संकीर्तिता इव'॥

તત્ત્વજ્ઞાન, મનોનાશ અને વાસનાક્ષય આ ત્રણે સાધનો મોક્ષ મેળવવામાં ઉપયોગી છે, 'પરંતુ તેઓની સિદ્ધિ અન્યોન્યના આશ્રય ઉપર જ આધાર રાખે છે, જેથી તેઓ ત્રણે અત્યંત દુઃસાધ્ય થઈ પડે છે. મનુષ્યનું મન જ્યા સુધી લય પામ્યું નથી, ત્યાં સુધી વાસનાઓનો ક્ષય થતો નથી અને જ્યાં સુધી વાસનાઓનો ક્ષય થયો નથી, ત્યાં સુધી ચિત્તની શાંતિ કદી થતી જ નથી. તેમ જ જ્યાં સુધી તત્ત્વજ્ઞાન થયું નથી, ત્યાં સુધી ચિત્તની શાંતિ થવી દુર્લભ થઈ પડે છે અને જ્યા સુધી ચિત્તની શાંતિ થઈ નથી, ત્યાં સુધી તત્ત્વજ્ઞાન તો ક્યાથી જ થઈ શકે? એ જ પ્રમાણે જ્યા સુધી વાસનાઓનો નાશ થયો નથી, ત્યા સુધી તત્ત્વજ્ઞાન થતુ નથી અને જ્યાં સુધી તત્ત્વજ્ઞાન થતું નથી, ત્યાં સુધી વાસનાઓનો નાશ પણ થતો નથી; માટે એ ત્રણેનુ અનુક્રમે લાંબા કાળ સુધી અને સંપૂર્ણ રીતે જો સેવન કરવામા આવે છે, તો જ તેઓની અન્યોન્યના આશ્રયને લીધે સિદ્ધિ થાય છે. દૃષ્ટાંત તરીકે જેમ વૈદિક મંત્રોનુ અનુક્રમે પઠન-પાઠન કરવાથી જ તેઓની સિદ્ધિ થાય છે તેમ.

ચર્ચિત કરે અને બીજો મારો શત્રુ ગણાતો પુરુષ મારા ડાબા બાહુને વાંસલા વડે છોલવા માંડે; તોપણ તેઓ બન્નેના પર મારો તો સમભાવ જ રહે.[૩૬] આ રીતે હું સુખી છું, મેં તાત્ત્વિક અર્થને પ્રાપ્ત કર્યો છે; મારી બુદ્ધિ માટીનાં ઢેફાં પર, પથ્થર પર અને સુવર્ણ પર પણ સમાન રહે છે અને હું આસક્તિનો ત્યાગ કરીને રાજ્યાસને બેઠો છું, જેથી બીજા સંન્યાસીઓના કરતાં પણ ઉત્તમ છું.[૩૭] મોક્ષવેત્તા કેટલાએક મહાપુરુષોએ મોક્ષમાર્ગમાં (જ્ઞાન, કર્મ અને ઉપાસના એમ) ત્રણ પ્રકારની* નિષ્ઠાઓ કહી છે. તેમાં કર્મોનો સર્વ પ્રકારે ત્યાગ કરી કેવળ લોકોત્તર જ્ઞાન સંપાદન કરવું તે જ ઉત્તમ માર્ગ છે, (એમ તેઓનુ માનવું છે.)[૩૮] તેમ જ કેટલાએક મોક્ષશાસ્ત્રવેત્તા મનુષ્યો કહે છે કે, કર્મ તથા ઉપાસનાને ગૌણ પક્ષમાં રાખી મુખ્યત્વે કરીને જ્ઞાનનિષ્ઠાનો જ આશ્રય કરવો; (જેથી મોક્ષપ્રાપ્તિ થાય છે.) વળી બીજા કેટલાએક સૂક્ષ્મદર્શી કર્મયોગીઓ એમ જ કહે છે કે, જ્ઞાન તથા ઉપાસનાને ગૌણ પક્ષમાં રાખી કેવળ (નિષ્કામ) કર્મનિષ્ઠાનો જ આશ્રય કરવો.[૩૯] આ રીતે મોક્ષમાર્ગમાં અનેક મતમતાંતરો છે; પરંતુ મહાત્મા પંચશિખે તો એક ત્રીજા પ્રકારની નિષ્ઠા મને કહી છે; જેમ કે પૂર્વોક્ત બન્ને પક્ષોનો ત્યાગ કરીને કર્મના ઉપકારની અપેક્ષા રાખ્યા વિના કેવળ જ્ઞાનનો જ આશ્રય કરવો અથવા પ્રયોજનનો અભાવ હોય છતાં કર્મોનો ત્યાગ નહિ કરીને કેવળ નિષ્કામ કર્મો જ કરવાં;[૪૦] કારણ કે કોઈ એક ગૃહસ્થ પુરુષ (ગૃહે રહીને પણ) યમનિયમાદિમાં જો આસક્ત રહે છે, તો તેની યોગ્યતા એક સંન્યાસીના જેવી જ છે અને જે કોઈ સંન્યાસીઓ સંન્યાસ ધારણ કરીને પણ રાગ, દ્વેષ, પરિગ્રહ, માન, દંભ તથા સ્નેહાદિકનું સેવન કરે છે, તેઓ સંન્યાસી હોવા છતાં ગૃહસ્થ સમાન જ ગણાય છે.[૪૧] જો કદાચ કોઈ એક સંન્યાસીને ત્રિદંડ આદિ પરિગ્રહ હોવા છતાં પણ કેવળ જ્ઞાનના સાધનથી મોક્ષપ્રાપ્તિ થાય છે, તો પછી કોઈએક રાજાને છત્રાદિકનો પરિગ્રહ હોવા છતાં કેવળ જ્ઞાનના સાધનથી જ મોક્ષપ્રાપ્તિ કેમ નહિ થાય? કારણ કે પરિગ્રહ રાખવા છતાં તેના તરફની આસક્તિનો સર્વથા ત્યાગ કરવો જોઈએ, એ સિદ્ધાંતનું તો સંન્યાસીએ કે નિષ્કામ કર્મયોગીએ બન્નેએ સમાન રીતે જ પાલન કરવાનું છે.[૪૨] મનુષ્યને જે જે કર્મમાં, જે જે દ્રવ્યમાં, જે જે સ્વાર્થમાં અને જેનો જેનો પરિગ્રહ કરવામાં જોડાવું પડે છે, તેમાં તેમા ક્ષુધા આદિને દૂર કરવા જેવા અનેક પ્રયોજનો હોય છે અને તે તે પ્રયોજનોને લીધે જ સર્વ પરિગ્રહ આદિનું સેવન કરવું પડે છે.×[૪૩] જે કોઈ પુરુષ ગૃહસ્થાશ્રમમાં (પરિગ્રહ આદિની વિશેષતાને લીધે) દોષદૃષ્ટિ કરીને (અલ્પ પરિગ્રહવાળા) બીજા સંન્યાસાશ્રમનો સ્વીકાર કરે છે, તે પુરુષ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરે છે; તોપણ ત્રિદંડ આદિ પરિગ્રહનો સ્વીકાર કરે છે અને તે સ્વીકારીને તે માંહેની આસક્તિથી કદી મુક્ત થતો નથી.*[૪૪] ભિક્ષુકોને!‡

* નીલકંઠ લખે છે કે, ત્રણ પ્રકારની નિષ્ઠાઓ આ પ્રમાણે સમજવી: જ્ઞાન, ઉપાસના તથા કર્મનું એકીસાથે સેવન કરવું, તે પહેલી નિષ્ઠા છે; જ્ઞાન તથા ઉપાસનાનું જ સેવન કરવું અને કર્મોનો ત્યાગ કરવો તે બીજી નિષ્ઠા છે અને ઉપાસનાનો તથા માનસિક કર્મો સુદ્ધાંનો ત્યાગ કરી કેવળ જ્ઞાનયોગનો જ આશ્રય કરવો, તે ત્રીજી નિષ્ઠા છે.

× કહેવાનો ભાવ એ છે કે, અમુક પદાર્થનો અલ્પ પરિગ્રહ કરવાથી મોક્ષ થાય છે અને અમુક પદાર્થનો બહુ પરિગ્રહ કરવાથી બંધ થાય છે, એવું કંઈ છે જ નહિ. માત્ર અમુક અમુક પદાર્થનો અલ્પ કે બહુ પરિગ્રહ કર્યા છતાં તેમાં જો આસક્તિ થાય છે, તો બંધ થાય છે અને જો અનાસક્તિ રહે છે તો મોક્ષ મળે છે.

* અર્થાત્ ગૃહસ્થાશ્રમમાં રહેલા પુરુષનું સ્ત્રીપુત્રાદિ પરિગ્રહ ઉપર જેવા પ્રકારનું આધિપત્ય હોય છે, તેવા જ પ્રકારનું સંન્યાસાશ્રમમાં દાખલ થયેલા સંન્યાસીનું પણ ત્રિદંડ આદિ પરિગ્રહ ઉપર પણ આધિપત્ય હોય છે. તે ઉપરથી એ જ સિદ્ધ થાય છે કે, અમુક એક આશ્રમમાં રહેવાથી બંધ થાય છે અને અમુક એક આશ્રમમાં રહેવાથી મોક્ષ થાય છે, એવું કંઈ છે જ નહિ. મનુષ્ય હરકોઈ આશ્રમમાં રહે, પણ તે આશ્રમમાં રહીને તેણે આસક્તિનો જ સર્વથા ત્યાગ કરવાનો છે.

‡ આ શ્લોકમાં જનકરાજા એમ કહેવા માગે છે કે, જેમ રાજાઓ ચોર વગેરેને શિક્ષા કરે છે અને સાધુ પુરુષોના પર કૃપા કરે છે, તેમ સંન્યાસીઓ પણ કોઈ દુષ્ટ શિષ્યને શિક્ષા કરે છે અને કોઈ ઉત્તમ શિષ્યના પર કૃપા કરે છે; માટે રાજાઓ તથા સંન્યાસીઓ સર્વથા

(સંન્યાસીઓને) તથા રાજાઓને કોઈનો નિગ્રહ કરવો અને કોઈનો અનુગ્રહ કરવો-તે રૂપ આધિપત્ય સમાન જ હોય છે, જેથી ભિક્ષુકો પણ રાજાઓ સમાન જ ગણાય છે; તો પછી ભિક્ષુકોની મુક્તિ થાય (અને રાજાઓની મુક્તિ ન થાય) તેમાં હેતુ શો?[૪૫] આ ઉપરથી એમ જ સિદ્ધ થાય છે કે, મનુષ્યનું હરકોઈ પદાર્થ ઉપર અધિપતિપણું હોય અથવા ઉત્તમ દેહમાં તેઓ સ્થિતિ કરી રહ્યા હોય, તોપણ કેવળ જ્ઞાનથી જ સર્વ પ્રકારનાં પાપોથી મુક્ત થવાય છે.[૪૬] આમ હોવા છતાં ભગવાં વસ્ત્ર ધારણ કરવાં, મસ્તક મૂંડાવવું અને ત્રિદંડ તથા કમંડલુ ધારણ કરવાં વગેરે સંન્યાસસૂચક ચિહ્નો કેવળ ઉન્માર્ગરૂપ છે-વ્યર્થ છે; એટલું જ નહિ પણ તે ચિહ્નો મોક્ષને માટે છેક નિરુપયોગી જ છે, એમ હું માનું છું;[૪૭] કારણ કે આશ્રમસૂચક બાહ્ય ચિહ્નો ધારણ કરેલાં હોય છે, તોપણ મોક્ષ સંપાદન કરવામાં મુખ્યત્વે કરીને જ્ઞાન જ કારણરૂપ છે. તાત્પર્ય કે સાંસારિક દુઃખથી મુક્ત થવા માટે આશ્રમસૂચક બાહ્ય ચિહ્નો ધારણ કરવાં તે નિરર્થક છે.[૪૮] અથવા અમુક અંશે દુઃખમાં ન્યૂનતા થાય, આવો વિચાર કરીને જ ત્રિદંડ આદિ બાહ્યચિહ્નો ધારણ કરવાનો નિશ્ચય કર્યો હોય, તો પછી છત્ર, ચામર વગેરે ચિહ્નો ધારણ કરીને રાજ્ય શા માટે ન કરવું? શું તેમ કરવામાં સંન્યાસીના જેવી જ દુઃખમાં ન્યૂનતા દેખાતી નથી?×[૪૯] સારાંશ કે, સંન્યાસાશ્રમનો આશ્રય કરવાથી મોક્ષપદ પ્રાપ્ત થાય છે અને ગૃહસ્થાશ્રમનો આશ્રય કરવાથી બંધન પ્રાપ્ત થાય છે, એવું કંઈ છે જ નહિ, હરકોઈ પ્રાણી હરકોઈ આશ્રમમાં રહીને કેવળ જ્ઞાનથી જ મુક્ત થઈ શકે છે.[૫૦] માટે તારે જાણવું કે, ધર્મ, અર્થ, કામ, રાજ્ય તથા પરિગ્રહ વગેરે બંધનકારક સ્થાનકોના મધ્યમાં હું રહ્યો છું, છતાં બંધનરહિત સ્થાનમાં જ સ્થિતિ કરી રહ્યો છું.[૫૧] જોકે રાજ્ય અને ઐશ્વર્યરૂપી એક પાશ સ્નેહના સ્થાનરૂપ હોઈને બંધનકારક જ છે; પરંતુ મેં મોક્ષરૂપ સરાણ પર ઘસીને તીક્ષ્ણ કરેલી ત્યાગરૂપ તલવારથી તે પાશને છેદી નાખ્યો છે.[૫૨] હે ભિક્ષુકી! એ પ્રમાણે હું મુક્ત થયો છું, તોપણ મને તારા પર આસ્થા થયેલી છે (તને યોગના પ્રભાવવાળી જાણીને)-મને તારા તરફ આદરભાવ થયો છે; પરંતુ હું તને કહું છું, તે સાંભળ. તારું આ સ્વરૂપ કેવળ ત્રણ ગુણોથી ઉત્પન્ન થયેલું હોઈને યોગાનુષ્ઠાનને માટે છેક અયોગ્ય જ છે.[૫૩] તારામાં આવી સુકુમારતા છે, તારું શરીર આવું રૂપાળું છે અને તારું વય પણ તરુણ છે. આ રીતે તારામાં યોગવિરુદ્ધ સમગ્ર સાધનો રહેલાં છે, છતાં યોગ પણ રહેલો છે એ જોઈ મને સંશય થાય છે.[૫૪] વળી તારી આ ચેષ્ટા યોગિનીના વેષને માટે અત્યંત અઘટિત છે; કેમ કે હું મુક્ત છું કે નહિ, તેની પરીક્ષા કરવા માટે તેં મારા શરીરમાં બળાત્કારે પ્રવેશ કર્યો છે.*[૫૫] (કદાચ તું કહીશ કે, તારા પર અનુગ્રહ કરવા માટે મેં તારા શરીરમાં પ્રવેશ કર્યો છે, તો તે પણ અયોગ્ય જ છે; કેમ કે) બીજાનો નિગ્રહ અને અનુગ્રહ કરવારૂપ કામવાસનાવાળા યોગીને સંન્યાસનું ફળ કદી મળતું જ નથી. વળી તેં મારા શરીરનો સંગ કરીને તારા આશ્રમ ચિહ્નનું પણ રક્ષણ કર્યું નથી; કેમ કે તત્ત્વજ્ઞાન સંપાદન કરીને મુક્ત થયેલા મનુષ્યે પણ વ્યભિચાર વગેરે અકાર્યોથી પોતાની અવશ્ય રક્ષા કરવી જોઈએ.[૫૬] મારા શરીરમાં પ્રવેશ કરીને તેં જે જે અપરાધો કર્યા છે, તે તે હું તને કહું છું તે સાંભળ. તેં પોતાના ચિત્તથી મારા શરીરનો આશ્રય કર્યો, જેથી તને વ્યભિચારનો દોષ પ્રાપ્ત થયો છે.[૫૭]

---

સમાન જ છે, છતાં સંન્યાસીઓને જ મુક્તિ મળે અને રાજાઓને મુક્તિ ન મળે, એવી માન્યતા છેક ભૂલભરેલી છે.

× ભગવાન શ્રીકૃષ્ણચંદ્રે પણ આવા આશયથી જ ગીતામાં કહ્યું છે કે,

'दुःखमित्येवयत्कर्म कायक्लेशभयात्यजेत्।
स कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत्॥

કર્મ માત્ર દુઃખજનક છે, આવો વિચાર કરીને શરીરને દુઃખ થવાના ભયથી જે પુરુષ કર્મનો ત્યાગ કરે છે, તે પુરુષ એવા પ્રકારનો રાજસ ત્યાગ કરીને ત્યાગના ફળને મેળવી શકતો નથી.'

* અર્થાત્ મુક્તનું એ લક્ષણ જ ન કહેવાય કે, તેણે પોતાને ન ઘટે તેવાં કૃત્યો કરવાં અને બીજાનો પરાભવ કરવાની ઇચ્છાથી બીજાના શરીરમાં પ્રવેશ કરવો. વળી તારું આ શરીર હૃષ્ટપુષ્ટ દેખાય છે, તે પણ તેં ધારણ કરેલા સંન્યાસીના વેષને માટે અયોગ્ય જ છે; કેમ કે સંન્યાસીએ પોતાના શરીરનું શોષણ કરવું જોઈએ.

(અરે! વ્યભિચારિણી સ્ત્રીઓ પણ પ્રથમ સંકેત કર્યા પછી જ બીજાના નગરમાં અથવા ઘરમાં પ્રવેશ કરે છે, તો પછી) તેં કોની સાથે સંકેત કરીને મારા દેશમાં અથવા રાષ્ટ્રમાં પ્રવેશ કર્યો છે? વળી તું કોના સંકેતને અનુસરીને મારા હૃદયમાં દાખલ થઈ છે?[૫૮] તું સર્વના કરતાં શ્રેષ્ઠ વર્ણમાં ઉત્પન્ન થયેલી એક બ્રાહ્મણી છે અને હું ક્ષત્રિય છું, જેથી આપણ બન્નેનો એક સંબંધ કદી થવો જ ન જોઈએ, માટે આવી વર્ણસંકરતા તારે કરવી ન જોઈએ.[૫૯] તું મોક્ષધર્મ (સંન્યાસાશ્રમમાં) રહેલી છે અને હું ગૃહસ્થાશ્રમમાં રહેલો છું; છતાં તેં મારા શરીરનો સંસર્ગ કર્યો, જેથી તારા પર મહાકષ્ટદાયી બીજો આશ્રમસંકરદોષ પ્રાપ્ત થયો છે.[૬૦] વળી હું જાણતો નથી કે, તું મારા સમાન ગોત્રની છે કે બીજા ગોત્રની છે!! તેમ જ તું પણ મને પોતાના ગોત્રનો કે બીજા ગોત્રનો જાણતી નથી, છતાં મને સમાન ગોત્રનો ધારીને તેં મારા શરીરમાં પ્રવેશ કર્યો તેથી ત્રીજો ગોત્રસંકરદોષ તને પ્રાપ્ત થયો છે.[૬૧] વળી તારો સ્વામી જીવતો હશે અથવા ક્યાંય પરદેશ ગયો હશે; તોપણ એ વાત તો નિશ્ચય છે કે, તું કોઈ એક પરપુરુષની સ્ત્રી છે, જેથી મારે અગમ્ય છે; છતાં તેં મારો સ્પર્શ કર્યો, તેથી ચોથો ધર્મસંકરદોષ ઊભો થયો છે.[૬૨] આ રીતે તેં કેવળ અકાર્યો જ કર્યાં છે; પરંતુ આવાં અકાર્યો કરીને તને કયું કયું કાર્ય સિદ્ધ કરવાની ઇચ્છા છે? તેં શું કરવાનો નિશ્ચય કર્યો છે? અથવા આવાં પાતકો તેં અજ્ઞાનથી કર્યાં છે કે મિથ્યાજ્ઞાનથી કર્યાં છે?[૬૩] અથવા (न स्त्री स्वातंत्र्यमर्हति ' સ્ત્રી સ્વતંત્રતાને માટે યોગ્ય જ નથી એ શાસ્ત્રીય આજ્ઞાનું ઉલ્લંઘન કરવારૂપ) પોતાના દોષને અધીન થઈને તું છેક સ્વતંત્ર થઈ ગઈ છે; પરંતુ તારામાં લેશમાત્ર પણ જો શાસ્ત્રીય જ્ઞાન હશે તો તું સમજી શકીશ કે, આ સર્વ કાર્યો કેવળ અનર્થ કરનારાં છે.[૬૪] વળી તું એક દુષ્ટ સ્ત્રી છે, એમ સિદ્ધ કરવામાં આ એક ત્રીજું ચિહ્ન સ્પષ્ટ જણાઈ આવે છે; કેમ કે પોતાની વિજયેચ્છાને આમ ખુલ્લી કરી દઈને આપણા બન્નેના ચિત્તની એકતાનો તેં નાશ કર્યો છે.[૬૫] અરે! વિજયની ઇચ્છા રાખનારી તેં દુષ્ટ સ્ત્રીએ મને એકલાને જ જીતવાનો સંકલ્પ કર્યો છે એમ નથી, પણ મારી આ સમગ્ર સભાને જીતી લેવાને તું ઇચ્છે છે.[૬૬] તું મારા પક્ષનું ખંડન કરવા માટે અને પોતાના પક્ષને પ્રકટ કરવા માટે આ મારા પૂજ્ય સભાસદો તરફ પોતાની દૃષ્ટિને ફેંકી રહી છે.[૬૭] ખરેખર, તું બીજાનો ઉત્કર્ષ જોવા માટે અસહનશીલ છે અને તેને લીધે જ ઉત્પન્ન થયેલા મોહથી મૂઢ બની ગઈ છે; કેમ કે વિષ અને અમૃતને એકઠું કરવાની પેઠે પોતાની બુદ્ધિ દ્વારા બીજાઓની બુદ્ધિઓમાં તું સંબંધ કરી રહી છે.[૬૮] જગતમાં એવો નિયમ છે કે, જે સ્ત્રી અને પુરુષને અન્યોન્ય સમાગમ કરવાની ઇચ્છા હોય છે, તે સ્ત્રી અને પુરુષનો સમાગમ અમૃતતુલ્ય થઈ પડે છે; પરંતુ એક રક્ત (રાગી બનેલી) સ્ત્રીને પોતાના જેવો રક્ત પુરુષ ન મળે અને કોઈ વિરક્તની સાથે સમાગમ કરે, તો તેઓ બંનેનો સમાગમ કેવળ દોષજનક થઈ પડે છે; એટલું જ નહિ પરંતુ પરિણામે વિષ તુલ્ય થઈ પડે છે.[૬૯] આ રીતે મેં કહેલું લક્ષ્યમાં લઈને તું તારા સદાચરણનો ત્યાગ કર મા અને તારા સંન્યાસધર્મનું પાલન કર. હવે હું તને પૂછું છું કે, 'આ મુક્ત હશે કે નહિ?' આવા પ્રકારની જે જિજ્ઞાસા તેં મારા સંબંધમાં કરી છે, તેનો સર્વ ઉદ્દેશ જોકે ગુપ્ત છે, તોપણ મારી પાસે ગુપ્ત રાખવાને તું યોગ્ય નથી. તું આવો સંન્યાસીવેષ ધારણ કરીને ગુપ્ત રીતે અહીં આવી છે, તેમાં તારું પોતાનું કાર્ય સિદ્ધ કરવાનો તારો ઉદ્દેશ છે કે બીજા કોઈ (મારા શત્રુ) રાજાનું કાર્ય સિદ્ધ કરવાનો તારો ઉદ્દેશ છે? બોલ, તેમાં જે કંઈ સત્ય હોય તે મને કહે, મારી પાસે કંઈ ગુપ્ત રાખવું તે તને યોગ્ય નથી;[૭૦-૭૧] કેમ કે (શાસ્ત્રકારો કહે છે કે,) રાજા, બ્રાહ્મણ અને સ્ત્રીઓના પાતિવ્રત્ય ગુણથી યુક્ત એવી કોઈ સ્ત્રી પાસે કપટબુદ્ધિથી કદી જવું નહિ; કારણ કે તેઓની પાસે જો કપટબુદ્ધિથી જવામાં આવે છે તો તેઓ નાશકર્તા થઈ પડે છે.[૭૨] રાજાઓનું બળ ઐશ્વર્ય ગણાય છે, બ્રહ્મવેત્તાઓનું બળ બ્રહ્મ ગણાય છે અને સ્ત્રીઓનું બળ ઉત્તમ રૂપ, યૌવન તથા સૌભાગ્ય ગણાય છે.[૭૩] આ બળોને લીધે જ તેઓ બળવાન ગણાય છે; માટે સ્વાર્થની ઇચ્છા રાખનારા પુરુષે અર્થાત્ પોતાનું હિત ઇચ્છનારા પુરુષે તેઓની પાસે નિષ્કપટ ભાવથી જ જવું; કેમ કે તેઓની સામે જો કપટ કરવા-

માં આવે છે, તો વિનાશ જ થાય છે.[૭૪] માટે તું તારી જાતિને, અધ્યયનને, વર્તનને, ભાવને તથા સ્વભાવને યથાર્થ રીતે કહે અને અહીં આવીને તારે કયું કાર્ય સિદ્ધ કરવાનું છે, તે પણ કહે.[૭૫]

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિર! એ પ્રમાણે રાજા જનકે દુઃખદાયક, અયોગ્ય અને વિરુદ્ધ વચનો કહીને સુલભાનો તિરસ્કાર કર્યો; તોપણ તે લેશમાત્ર કંપી નહિ.[૭૬] રાજા બોલી રહ્યો એટલે સુંદર દેખાવ વાળી તે સુલભાએ અતિ સુંદર વાક્ય બોલવાનો આરંભ કર્યો.[૭૭]

સુલભાએ કહ્યું : હે રાજન્! જે વાક્ય વાણીના નવ દોષોથી રહિત હોય, બુદ્ધિના નવ દોષોથી મુક્ત હોય અને વાણી તથા બુદ્ધિના અઢાર દોષોથી યુક્ત હોય, તે વાક્ય યોગ્ય અર્થવાળું ગણાય છે.×[૭૮] હે રાજા! જે વાક્યમાં સૌક્ષ્મ્ય,+ સાંખ્ય, ક્રમ, નિર્ણય અને પ્રયોજન આ પાંચે ગુણો સમાયેલા હોય છે, તે વાક્ય જ પ્રમાણભૂત કહેવાય છે.[૭૯] હવે આ સૌક્ષ્મ્ય આદિ પાંચે ગુણોનાં લક્ષણો હું તને કહું છું, તે તું સાંભળ. આ પાંચે ગુણોનું લક્ષણ પદ, વાક્ય, પદાર્થ અને વાક્યાર્થ એમ ચાર પ્રકારે થઈ શકે છે.[૮૦] જ્યારે અમુક એક વાક્યમાં (પદ-રચનાની યુક્તિને લીધે) ભિન્ન ભિન્ન અનેક અર્થો ઉપસ્થિત થતા હોય અને અમુક એક જ અર્થનો નિશ્ચય નહિ કરતાં બુદ્ધિને અનેક કોટિઓનો સ્પર્શ કરવો પડતો હોય; અર્થાત્ અમુક એક જ અર્થનો નિર્ણય કરવા માટે બુદ્ધિને અનેક વિચારો કરવા પડતા હોય, ત્યારે એમ સમજવું કે, આ વાક્યમાં સૌક્ષ્મ્ય નામનો ગુણ છે;[૮૧] તેમ જ પૂર્વપક્ષ કે ઉત્તરપક્ષ માંહેના કોઈ પણ અર્થને ઉદ્દેશીને પ્રથમ દોષોનું તથા ગુણોનું પૃથક્કરણ કરવું તેનું નામ સંખ્યા નામનો ગુણ કહેવાય છે.[૮૨] એ રીતે ગુણ-દોષનો વિચાર કર્યા પછી અમુક વાક્ય પ્રથમ કહેવું અને અમુક વાક્ય પછી કહેવું, આવા પ્રકારનો જે વિચારક્રમ તેને વાક્યવેત્તાઓ ક્રમયોગ નામનો ગુણ કહે છે.[૮૩] વળી ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ, એ ચારે વિષયોમાં અમુક એક વિષયની વિશિષ્ટતા જણાવીને અંતે વાક્યવિચાર જ્યારે પૂર્ણ થાય, ત્યારે પુનઃ તે જ વિષયને અત્યંત યુક્તિપૂર્વક કહી બતાવવો, તેનું નામ નિર્ણય કહેવામાં આવે છે,[૮૪] તેમ જ હે રાજા! રાગ અથવા દ્વેષથી ઉત્પન્ન થનારાં દુઃખો વડે જે વિષયના સંબંધમાં અત્યંત ઉત્કંઠા ઉત્પન્ન થાય છે અને તેમાં પ્રવૃત્તિ કરવારૂપ અથવા તેમાંથી નિવૃત્તિ કરવારૂપ જે વૃત્તિ થાય છે, તેનું નામ પ્રયોજન કહેવામાં આવે છે.[૮૫] હે રાજા! સૌક્ષ્મ્ય આદિ આ પાંચે ગુણો જે વાક્યમાં એક જ અર્થમાં પરિણામ પામ્યા હોય, તેનું નામ જ વાક્ય કહેવાય છે, એમ તું મારા વચન ઉપરથી નિશ્ચય કરી લે.[૮૬] જે વાક્ય યોગ્ય અર્થને જણાવનારું હોય, ભિન્ન ભિન્ન અનેક અર્થોથી રહિત હોય, ઉત્તમ વિશેષણોથી યુક્ત હોય, ટૂંકું હોય, કઠોરતા-રહિત હોય, સંદેહ વિનાનું હોય, સુકુમાર હોય, ગ્રામ્ય મનુષ્યોને સુખકર ન હોય, અસત્ય ન હોય, ધર્માર્થકામરૂપ ત્રિવર્ગને અનુકૂળ હોય, સંપૂર્ણ સંસ્કારવાળું હોય, ન્યૂનતાથી રહિત હોય, છંદ અને વ્યાકરણના દોષથી રહિત હોય, ઉદારતાથી યુક્ત હોય, અધ્યાહારથી રહિત હોય, પ્રયોજનથી યુક્ત હોય અને યુક્તિઓથી પૂર્ણ હોય તે વાક્યને જ હું ઉત્તમ કહું છું*[૮૭–૮૯] પરંતુ જે વાક્ય કામ, ક્રોધ,

× આ શ્લોકમા જણાવેલા વાણીના નવ દોષો, બુદ્ધિના નવ દોષો અને વાણી તથા બુદ્ધિના અઢાર ગુણો આગળ કહેવામાં આવશે. સુલભાનો કહેવાનો આશય એ છે કે, તું જે વાક્ય બોલ્યો છે તે વાણી તથા બુદ્ધિના દોષથી ભરપૂર છે અને તેથી જ કેવળ સંબંધ વિનાનું છે.

+ સૌક્ષ્મ્ય વગેરે પાંચ ગુણોનો સ્પષ્ટાર્થ નીલકંઠે આ પ્રમાણે લખ્યો છે : જેમાં સંશય ઉત્પન્ન થાય તેવાં પદો ગોઠવવામાં આવ્યાં હોય, અર્થાત્ જેનો અર્થ કરતાં સંદેહયુક્ત થઈ જવાય, તે વાક્યમાં રહેલો સૌક્ષ્મ્ય ગુણ કહેવાય છે. જેમાં પૂર્વપક્ષ તથા ઉત્તરપક્ષ બન્નેના ગુણ-દોષનો બરાબર વિચાર કરવામાં આવ્યો હોય, તે વાક્ય સાંખ્યગુણવાળું કહેવાય છે. જેમાં નિર્ણીત કરેલા ગુણ-દોષનું સબળપણું તથા નિર્બળપણું વિચારવામાં આવ્યું હોય, તે વાક્ય ક્રમ નામના ગુણથી યુક્ત કહેવાય છે. જે વાક્ય નિશ્ચિત અર્થને સૂચવનારું હોય તે વાક્ય નિર્ણય નામના ગુણવાળું ગણાય છે. જે વાક્ય અમુક કર્તવ્ય અર્થને પ્રકાશિત કરતું હોય તે વાક્ય પ્રયોજન નામના ગુણવાળું કહેવાય છે. સુલભા રાજા જનકને કહે છે કે, આવા પાંચ ગુણોવાળું વાક્ય જ પ્રમાણ ગણાય છે, અર્થાત્ તારું વાક્ય આ પાંચ ગુણોથી રહિત છે, જેથી કેવળ નિરર્થક જ છે.

* શ્લોક ૮૭માંથી આરંભીને શ્લોક ૮૯ સુધીમાં

ભય, લોભ, દીનતા, અનાર્યપણું, લજ્જા, દયા અને માન આ નવ બુદ્ધિના દોષોથી યુક્ત હોય તે વાક્યને હું કોઈ રીતે પ્રમાણ કહીશ નહિ; અર્થાત્ જે વાક્ય બુદ્ધિના નવ દોષોથી યુક્ત હોય તે સર્વથા અપ્રમાણ ગણાય છે.૯૦ હે રાજા! વક્તા, શ્રોતા અને વાક્ય એ ત્રણે સંપૂર્ણ ગુણોથી યુક્ત હોય અને સિદ્ધાંતને વિરોધ ન આવે તેમ કથાનિર્ણયમાં પ્રવેશ કરતાં હોય, તો જ કહેવાનો અર્થ પ્રકાશે છે –સ્પષ્ટ રીતે સમજાય છે;૯૧ પરંતુ જ્યારે કોઈ એક કહેવાના વિષયમા, વક્તા પુરુષ, શ્રોતા પુરુષનું અપમાન કરે છે અને પોતે સ્વીકારેલા પક્ષનું જ કથન કરે છે, ત્યારે તેનું વાક્ય ઉત્કૃષ્ટ અર્થવાળું થઈને શ્રોતાના હૃદયમાં ચોંટતું નથી.૯૨ તેમ જ જે પુરુષ પોતાના સ્વાર્થનો (સ્વપક્ષના આગ્રહનો) ત્યાગ કરીને શ્રોતાને અનુકૂળ લાગે તેવા વિષયનું જ પ્રતિપાદન કરે છે, તે પુરુષનું વાક્ય પણ દોષવાળું ગણાય છે; કેમ કે તેના વાક્યમાં મધ્યસ્થ રહેલા અનેક મનુષ્યોને શંકા થાય છે;૯૩ પરંતુ હે રાજા! જે વક્તા સ્વપક્ષ તથા પરપક્ષ એ બન્નેને અનુકૂળ હોય તેવું ભાષણ કરે છે, તે જ ખરો વક્તા કહેવાય છે, બીજાને વક્તા કહી શકાય નહિ.૯૪ માટે હે રાજન્! મારું વાક્ય જે અર્થથી યુક્ત છે તેને તું એકાગ્રચિત્તે સાંભળ.

હે રાજન્! તું મને પ્રશ્ન પૂછે છે કે, 'તું કોણ છે?' પણ તેનો ઉત્તર હું તને કહું છું, સાંભળ. જેમ લાખ અને લાકડું અથવા ધૂળની રજકણ અને જળનાં બિંદુઓ, સ્વાભાવિક રીતે જ અન્યોન્યને વળગી રહે છે; પરંતુ તેઓ અન્યોન્યથી ભિન્ન જ છે, તે પ્રમાણે પ્રાણીઓની ઉત્પત્તિના સંબંધમાં પણ સમજવું. તાત્પર્ય કે, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ અને પાંચે ઇંદ્રિયો વાસ્તવિક રીતે આત્માથી ભિન્ન છે, તોપણ લાખ અને લાકડાની પેઠે આત્માને વળગી રહેલાં છે. હવે મારામાં રહેલાં પંચમહાભૂતોને અથવા ઇંદ્રિયોને તું પ્રશ્ન કરતો હોય, તો તે યોગ્ય જ નથી; કેમ કે તેઓનું સ્વરૂપ જડ હોવાને લીધે તેઓને કોઈ જાતનું જ્ઞાન નથી અને જ્ઞાનહીન જડ-પદાર્થને કદી પ્રશ્ન થઈ શકે જ નહિ, એ વાત નક્કી છે. (અર્થાત્ મારામાં રહેલાં ભૂતોને તથા ઇંદ્રિયોને તારાથી પ્રશ્ન થઈ શકે તેમ નથી; કેમ કે તેઓ જડ છે. તેમ જ હું કે જે ચેતન છું તેને પણ તારાથી પ્રશ્ન થઈ શકે તેમ નથી. કેમ કે તું અને હું કંઈ ભિન્ન નથી. આમ હોવાને લીધે 'તું કોણ છે?' એવા પ્રકારનો તારો પ્રશ્ન કેવળ અયોગ્ય જ છે.)૯૫–૯૭ શરીરમાં રહેલી પ્રત્યેક ઇંદ્રિયોને પોતાનું તથા પારકાનું જ્ઞાન બિલકુલ છે જ નહિ. ચક્ષુઇંદ્રિયને પોતાના સ્વરૂપનું જ્ઞાન છે જ નહિ, તેમ શ્રોત્રેંદ્રિયને પણ પોતાનું સ્વરૂપજ્ઞાન નથી જ.૯૮ તે ઇંદ્રિયો પરસ્પર વ્યભિચાર કરીને કદી વર્તી શકતી જ નથી. (અર્થાત્ એક ઇંદ્રિય બીજી ઇંદ્રિયનું કામ કરી શકતી નથી.) તેમ જ તેઓ એકીસાથે રહીને પણ જળ અને ધૂળની રજકણો એકીસાથે રહે છે છતાં અન્યોન્યના સ્વરૂપને જેમ જાણી શકતાં નથી, તેમ અન્યોન્યના સ્વરૂપને જાણી શકતી નથી.૯૯ ચક્ષુ આદિ ઇંદ્રિયો ઘટ આદિને પ્રકાશિત કરવામાં બીજા બાહ્ય ગુણોની અપેક્ષા રાખે છે, તે વિષે પણ તું મારી પાસેથી સાંભળ. ઘટાદિનું દર્શન થાય છે તેમાં રૂપ, ચક્ષુ અને પ્રકાશ એ ત્રણે પદાર્થો સહકારી કારણ ગણાય છે; અર્થાત્ રૂપ અને પ્રકાશની પેઠે ચક્ષુઇંદ્રિય પણ કેવળ સહકારી જ છે,× પ્રકાશક નથી.૧૦૦ જેમ દર્શનના સંબંધમાં ચક્ષુ આદિ ત્રણ હેતુઓ હોય છે, તેમ બીજાં જ્ઞાન તથા જ્ઞેયના સંબંધમાં પણ તેવા ત્રણ ત્રણ હેતુઓ જ હોય છે; પરંતુ સર્વ જ્ઞાન તથા જ્ઞેય(જાણવાયોગ્ય પદાર્થ)ના મધ્યમાં મન નામનો એક બીજો ગુણ પણ રહેલો છે.૧૦૧ કારણ કે મનને લીધે જ મનુષ્ય સારા-નરસા પદાર્થનો નિશ્ચય કરવા માટે સંકલ્પવિકલ્પ કરે છે. વળી બુદ્ધિ નામનો એક બારમો ગુણ પણ

-વાક્યના ૧૭ ગુણો કહેવામા આવ્યા છે. તે ગુણોના જ પર્યાય તરીકે સાહિત્યશાસ્ત્રમાં વાક્યના ચોવીસ ગુણો કહેવામાં આવ્યા છે; જેમ કે શ્લેષ, પ્રસાદ, સમતા, માધુર્ય, સુકુમારતા, અર્થવ્યક્તિ, કાંતિ, ઉદારતા, ઉદાત્તતા, ઓજ, ઓર્જિત્ય, પ્રેયાન, સુશબ્દતા, સમાધિ, સૌક્ષ્મ્ય, ગાંભીર્ય, વિસ્તર, સંક્ષેપ, સંમિતતા, ભાવિકતા, ગતિ, રીતિ, ઉક્તિ અને પ્રૌઢિ આ ચોવીસે ગુણોનો અહીં કહેલા સત્તર ગુણોમાં સમાવેશ થઈ જાય છે.

× ચક્ષુ આદિ ઇંદ્રિયો કદી પ્રકાશક હોઈ શકે જ નહિ; કેમકે તેઓ જડ છે. તે ઇંદ્રિયોનો જે પ્રકાશક છે, તે ચિદાત્મા જ સર્વ બાહ્ય પદાર્થોનો પણ પ્રકાશક છે.

છે, જેના વડે મનુષ્ય મનના સંશયવિષયભૂત પદાર્થોમાં 'અમુક પદાર્થ આવા પ્રકારનો જ છે' આવો નિશ્ચય કરે છે.૧૦૨ હવે બારમા બુદ્ધિ નામના ગુણમાં સત્ત્વ નામનો એક તેરમો ગુણ પણ છે, કે જેના વડે 'અમુક પ્રાણી ઘણા સત્ત્વવાળો છે અને અમુક પ્રાણી અલ્પ સત્ત્વવાળો છે,' આવું અનુમાન કરી શકાય છે.૧૦૩ તે સત્ત્વમાં 'હું કર્તા છું, ભોક્તા છું' આવું અભિમાન કરનારો ચૌદમો અહંકાર નામનો ગુણ પણ છે, જેના વડે પ્રાણી, 'આ મારું છે, આ મારું નથી' એમ માને છે.૧૦૪ વળી હે રાજન્! તે અહંકારમાં પણ બીજો એક પંદરમો ગુણ રહેલો છે, જેને 'વાસનાત્મક જગત' એવું નામ આપવામાં આવે છે.૧૦૫ તે વાસનામાં પણ સોળમો અવિદ્યા નામનો ગુણ રહેલો છે, જેમાં પ્રકૃતિ (માયા) અને વ્યક્તિ (માયાનો પ્રકાશ) એ નામના બીજા બે ગુણો રહેલા છે.૧૦૬ સુખ-દુઃખ, જરા-મૃત્યુ, લાભ-હાનિ, પ્રિય અને અપ્રિય આ દ્વંદ્વયોગ ઓગણીસમો ગુણ છે. (અને તે માયાનું કાર્ય છે.)૧૦૭ તેમ જ ઓગણીસમા ગુણ પછીનો વીસમો કાલ નામનો ગુણ છે. (જેને અવિદ્યારૂપ ઉપાધિ ધારણ કરનાર જીવ કહેવામાં આવે છે.) આ રીતે વીસ ગુણોથી જ પ્રાણીમાત્રની ઉત્પત્તિ તથા નાશ થયા કરે છે, એમ તારે સમજવું.૧૦૮ પૂર્વોક્ત વીસ ગુણોમાં પાંચ મહાભૂત, સદ્ભાવયોગ (અહીં ઘડો છે, ઇત્યાદિ વ્યવહાર), અસદ્ભાવયોગ (અહીં ઘડો નથી, ઇત્યાદિ વ્યવહાર), વિધિ (વાસનાના બીજરૂપ ધર્મ તથા અધર્મ), શુક્ર (વાસનાને જાગ્રત કરનાર સંસ્કાર) અને બલ (જેને માટે વાસના જાગ્રત થઈ હોય, તે વિષયને પ્રાપ્ત કરવા માટેનો પ્રયત્ન) આ દશ ગુણો મળીને એકંદર ત્રીસ ગુણો જગતમાં છે અને તે ત્રીસે ગુણો એકીસાથે જેમાં રહેલા છે, તેને શરીર કહેવામાં આવે છે.૧૦૯-૧૧૧ હવે આ ત્રીસે ગુણોની ઉત્પત્તિના સંબંધમાં કેટલાએક (નિરીશ્વરવાદી સાંખ્ય) આચાર્યો એમ કહે છે કે, અવ્યક્ત અથવા પ્રકૃતિ જ આ ત્રીસે ગુણોનું ઉપાદાનકારણ છે; કેટલાએક સ્થૂલદર્શી (કણાદ વગેરે નૈયાયિક) આચાર્યો એમ કહે છે કે, પરમાણુઓ, અવ્યક્ત, અદૃષ્ટ અને ઈશ્વર ત્રીસે ગુણોનું ઉપાદાનકારણ છે; કેટલાએક (કપિલમતાનુયાયી સેશ્વરસાંખ્ય) આચાર્યો એમ કહે છે કે, આ ત્રીસે ગુણોનું ઉપાદાનકારણ પ્રકૃતિ અને પુરુષ છે; કેટલાએક (ચાર્વાકમતાનુયાયી) આચાર્યો કહે છે કે, પરમાણુઓ જ આ ત્રીસે ગુણોનું ઉપાદાનકારણ છે; કેટલાએક વિદ્વાનો કહે છે કે, વ્યક્ત (પરમાણુઓ) અને અવ્યક્ત (માયા) એ બન્ને ત્રીસે ગુણોનું ઉપાદાનકારણ છે અને કેટલાએક વિદ્વાનો કહે છે કે, ઈશ્વર, માયા, જીવ અને અવિદ્યા એ ચાર તત્ત્વો પૂર્વોક્ત ત્રીસ ગુણોનું ઉપાદાનકારણ છે; પરંતુ અધ્યાત્મશાસ્ત્રનું ચિંતન કરનારા (વેદાંતી) આચાર્યો તો એમ જ કહે છે કે, પ્રાણીમાત્રનું ઉપાદાનકારણ કેવળ પ્રકૃતિ જ છે.૧૧૨-૧૧૩ પ્રકૃતિનું મૂળ સ્વરૂપ અવ્યક્ત છે (ઇંદ્રિયોથી અગ્રાહ્ય છે), તોપણ ત્રીસ ગુણોને ઉત્પન્ન કરીને તે વ્યક્ત થઈ છે, (ઇંદ્રિયથી ગ્રાહ્ય બની છે). હે રાજેંદ્ર! હું, તું અને બીજાં સર્વ પ્રાણીઓ તે પ્રકૃતિમાંથી જ ઉત્પન્ન થયાં છીએ. (અર્થાત્ પ્રાણીમાત્ર કેવળ પ્રકૃતિમાંથી જ ઉત્પન્ન થયેલ છે, તો પછી 'તું કોણ છે?' આવા પ્રકારનો તારો પ્રશ્ન અજ્ઞાન ભરેલો જ છે.)૧૧૪ વળી માતાના ગર્ભાશયમાં પિતાના વીર્યબિંદુનું સિંચન થાય છે, એટલે વીર્ય અને રુધિરના મિશ્રભાવથી આવી જુદી જુદી અવસ્થાઓ ઉત્પન્ન થાય છે; જેમ કે પિતાનું વીર્યબિંદુ માતાના ગર્ભાશયમાં પડે છે, એટલે ત્યાંના રુધિર સાથે મિશ્ર થઈને કલલરૂપે ઉત્પન્ન થાય છે, કલલમાંથી બુદ્બુદ(પરપોટા)રૂપે થાય છે, બુદ્બુદમાંથી પેશીરૂપે થાય છે, પેશીમાંથી જુદાં જુદાં અંગો બંધાવા માંડે છે અને અંગો બંધાઈ રહ્યા પછી નખ અને રૂંવાડાં ઉત્પન્ન થાય છે. હે જનકરાજા! બરાબર નવ માસ પૂર્ણ થાય છે, તે પછી પ્રાણી માતાના ગર્ભાશયમાંથી બહાર નીકળે છે અને તે સમયે સ્ત્રીસૂચક અથવા પુરુષસૂચક જે ચિહ્ન તેનામાં જોવામાં આવે છે, તે ઉપરથી તેનાં નામ, રૂપ વગેરે ઉત્પન્ન થાય છે.૧૧૫-૧૧૭ પ્રાણીનો જે સમયે જન્મ થાય છે તે સમયે લાલ નખ અને આંગળીઓવાળું તેનું જે સ્વરૂપ જોવામાં આવે છે, તે સ્વરૂપ તેને કુમારાવસ્થા પ્રાપ્ત થતાં જોવામાં આવતું નથી; તે જ પ્રમાણે કુમારાવસ્થા પછી જ્યારે યુવાવસ્થા પ્રાપ્ત થાય છે અને યુવાવસ્થા પછી જ્યારે

વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે, ત્યારે તેનાં પૂર્વ પૂર્વ સ્વરૂપો જોવામાં આવતાં નથી.[૧૧૮-૧૧૯] કહેવાનું તાત્પર્ય એ છે કે, પ્રાણીમાત્રના શરીરમાં પૂર્વોક્ત ત્રીસ કળાઓ (ગુણો) રહેલી છે કે, જેઓનું કાર્ય અન્યોન્યથી ભિન્ન હોય છે-તેઓના સ્વરૂપમાં પ્રતિક્ષણે ફેરફાર થયા કરે છે; પરંતુ તે ફેરફાર ઘણો જ સૂક્ષ્મ હોવાથી જાણવામાં આવતો નથી.[૧૨૦] હે રાજન્! પ્રાણીના શરીરમાં રહેલા ત્રીસે ગુણોમાં પ્રત્યેક અવસ્થાએ વૃદ્ધિ અને ન્યૂનતા થયા કરે છે; પરંતુ જેમ દીવાની જ્વાળાગતિ પ્રત્યેક ક્ષણે ઓછીવધતી થયા કરે છે; છતા અત્યંત સૂક્ષ્મતાને લીધે તે જોવામાં આવતી નથી, તેમ પ્રાણીની અવસ્થાથી થનારી વૃદ્ધિ અને ન્યૂનતા પણ અતિ સૂક્ષ્મ હોવાને લીધે જાણવામાં આવતી નથી÷[૧૨૧] આ રીતે આ સર્વ લોક દોડતા ઉત્તમ ઘોડાની પેઠે નિરંતર અસ્થિર છે અને તેનો પ્રભાવ મેં કહ્યો તે પ્રમાણે અતિ દુર્વિજ્ઞેય છે, તો પછી આ સંસારમાં કોણ કોનું છે અને કોણ ક્યાંથી આવ્યું છે કે નથી આવ્યું, એવા પ્રશ્નો જ અઘટિત છે; અર્થાત્ પ્રાણીમાત્રનો દેહ સર્વથા અનિત્ય જ છે તો પછી તે વિષેની જિજ્ઞાસા કેવળ વ્યર્થ જ છે.[૧૨૨] આ કોનું છે અથવા કોનું નથી? આ ક્યાંથી આવ્યું છે કે ક્યાંથી નથી આવ્યું? ઇત્યાદિ પ્રશ્નો કેવળ અજ્ઞાનમૂલક જ છે; કેમ કે પ્રાણીમાત્રને આ સંસાર સાથે શો સંબંધ છે? અરે! પોતાના હાથ, પગ વગેરે અવયવો સાથે પણ પોતાનો સંબંધ નથી, તો પછી બીજાની સાથે સંબંધ તો ક્યાંથી જ હોઈ શકે?[૧૨૩] જેમ સૂર્યકાંત(ચકમક)ની સાથે લોખંડને અફાળવાથી અને અરણિ વગેરેનાં કાષ્ઠોને બીજાં કાષ્ઠ સાથે ઘસવાથી અગ્નિ ઉત્પન્ન થાય છે, તેમ પૂર્વોક્ત ત્રીસ ગુણોના ઉદયમાત્રથી પ્રાણીઓ ઉત્પન્ન થાય છે.[૧૨૪] જો તું ખરેખરો બ્રહ્મનિષ્ઠ છે અને પોતાના દેહમાં રહેલા આત્માને અસંદિગ્ધપણે નિષ્કલ જુએ છે, તો પછી તેના તે જ આત્માને બીજાના શરીરમાં પણ નિષ્કલ કેમ જોતો નથી?[૧૨૫] જો તું નિશ્ચયપૂર્વક જાણે છે કે, પોતાના શરીરમાં જે આત્મા રહેલો છે, તે જ આત્મા બીજાના શરીરમાં પણ છે, તો પછી 'તું કોણ છે? કોની છે?' ઇત્યાદિ પ્રશ્નો મને શા માટે પૂછે છે?[૧૨૬]

હે મિથિલાના રાજા! જે પુરુષ 'આ મારું છે, આ મારું નથી' ઇત્યાદિ દ્વંદ્વભાવોથી મુક્ત થયેલો છે, તેને 'તું કોણ છે? કોની છે? ક્યાંથી આવી છે?' ઇત્યાદિ પ્રશ્નો પૂછવાનું શું પ્રયોજન હોય?[૧૨૭] જે રાજા શત્રુ, મિત્ર અને મધ્યસ્થની સામે અથવા સંધિ, વિગ્રહ કે વિજયને માટે ભિન્ન ભિન્ન યોગ્ય ક્રિયાઓ કરી રહ્યો છે, તેનામાં શું મુક્ત પુરુષનાં લક્ષણ હોઈ શકે ખરાં?[૧૨૮] જે પુરુષ જગતનાં પ્રત્યેક કાર્યોમાં ત્રિવર્ગ(ધર્માર્થકામ)ના સાત વિભાગને સ્પષ્ટ રીતે જાણતો નથી અને કેવળ ત્રિવર્ગની સાથે જ સંગવાળો હોય છે, તેનામાં શું મુક્ત પુરુષનાં લક્ષણ હોઈ શકે કે?[૧૨૯] જેની દૃષ્ટિ પ્રિય, અપ્રિય, દુર્બળ કે બળવાન હરકોઈના પર સમાન નથી, તેનામાં શું મુક્ત પુરુષનાં લક્ષણ હોઈ શકે કે?[૧૩૦] હે રાજા! જેમ કોઈ અપથ્યશીલ (હિતઅહિત હરકોઈ પદાર્થનું સેવન કરનાર) પુરુષને ઔષધ આપવા માટે વૈદ્યોએ મનાઈ કરવી જોઈએ, તેમ યોગથી રહિત હોવા છતાં તને આવું મોક્ષ સંબંધી અભિમાન છે, માટે તે તારા અભિમાનને તારા મિત્રોએ અટકાવવું જોઈએ.[૧૩૧] હે શત્રુદમન રાજા! મુક્ત પુરુષનું લક્ષણ એ જ હોઈ શકે કે, તેણે સ્ત્રી આદિ સંગનાં સ્થાનકોનો પોતાના મન વડે વિચાર કરીને તેઓને કેવળ પોતાના આત્મામાં જ જોવાં જોઈએ અને નિરંતર આત્મામાં જ રમણ કરવું જોઈએ. આ સિવાય બીજું મુક્ત પુરુષનું લક્ષણ શું હોઈ શકે? હવે મોક્ષનો આશ્રય કર્યા પછી પણ બીજાં આ સૂક્ષ્મ સંગનાં સ્થાનકો રહે છે કે, જેઓની પ્રવૃત્તિ શયન, ભોજન, ભોગ અને પાથરણ વગેરે ચાર અંગોમાં રહેલી હોય છે.× માટે તેના

÷ સુલભા અહીં એમ કહેવા માગે છે કે, પ્રાણીના દેહમાં પ્રત્યેક ક્ષણે ભિન્નતા થયા કરે છે, જેથી 'તું કોણ છે?' એ તારા પ્રશ્નસમયે મારો દેહ ભિન્ન હતો અને હું ઉત્તર આપું તે સમયે પણ મારો દેહ ભિન્ન જ હોય. તો પછી હું તને કેવી રીતે ઉત્તર આપી શકું કે, હું કોણ છું અને કોની છું!! સારાંશ કે, તારો એ પ્રશ્ન અજ્ઞાનમૂલક જ છે.

× સુલભા અહીંથી એમ કહેવા ઇચ્છે છે કે, હે રાજા! તેં મને કહ્યું કે, તું કોની પરવાનગી લઈને મારા રાજ્યમાં તથા નગરમાં દાખલ થઈ? પણ તું નથી સમ-

સબંધમા હુ તને કહુ છુ, સાભળ. જે રાજા સમગ્ર પૃથ્વી ઉપર એક સમ્રાટ તરીકે રાજ્ય કરતો હોય, છતા તેનુ નિવાસસ્થાન માત્ર એક નગરમા હોય છે. તેમા પણ માત્ર એક જ ગૃહમા તે વસે છે અને એક ગૃહમા પણ માત્ર એક જ શયનમા રાત્રિસમયે તે સૂએ છે[૧૩૨-૧૩૫] અરે! શય્યામા પણ તેના અર્ધભાગને તેની રાણી પ્રથમથી દબાવી બેસે છે. આ રીતે આખુ સામ્રાજ્ય હોવા છતા પણ તે સમ્રાટને માત્ર અલ્પ ફળ જ મળે છે (તાત્પર્ય કે, અલ્પભોગથી જ નિર્વાહની સિદ્ધિ થાય છે, તો પછી અધિકમા મમતા રાખવી તે કેવળ મોહ જ છે×)[૧૩૬] એ રીતે ઉપભોગમા, ભોજનમા તથા પાથરણુ પણ રાજાને અમુક માપસર જ મળે છે, વળી કોઈને શિક્ષા કરવી હોય, ત્યારે અથવા કોઈના પર અનુગ્રહ કરવો હોય, ત્યારે પણ રાજા સદાય પરતંત્ર રહે છે, એટલુ જ નહિ પરંતુ બીજાં અતિ અલ્પ કાર્યોમા પણ રાજાની સદાય પરાધીનતા જ હોય છે, તો પછી સંધિ, વિગ્રહ જેવા મહાન કાર્યોમા રાજાની સ્વતંત્રતા ક્યાથી જ હોઈ શકે?*[૧૩૭-૧૩૮] તેમ જ પોતાની સ્ત્રીઓના સંબંધમા તથા રમતગમત જેવી તુચ્છ બાબતમા પણ રાજાને નિત્ય પરાધીન રહેવુ પડે છે, તો પછી અમાત્યોની સભામા મંત્રણા કરતી વેળા રાજાની સ્વતંત્રતા ક્યાથી હોઈ શકે?[૧૩૯] રાજા જે સમયે બીજાઓને આજ્ઞા કરે છે, તે સમયે જ માત્ર સ્વતંત્ર હોય છે, પરંતુ આજ્ઞા કર્યા પછી પ્રત્યેક ક્ષણે તેને પરાધીન રહીને જ કાર્ય કરાવવુ પડે છે.[૧૪૦] રાજાને સૂવાની ઇચ્છા થાય છે, તે વેળા પણ રાજકીય કાર્યની ઇચ્છાવાળા મનુષ્યો તેને નિદ્રા લેવા દેતા નથી, શયન કરવાના સમયે પણ બીજાઓની (નોકરોની) અનુજ્ઞા પ્રમાણે તેને વર્તવુ પડે છે અને કોઈ સમયે નિદ્રાવશ થયો હોય, તોપણ અમુક કોઈ કાર્યપ્રસંગને લીધે તેને ઉઠાડવો પડે છે. આ રીતે રાજા સર્વ વિષયોમા પરતંત્ર છે[૧૪૧] રાજાને બીજા લોકો જ્યારે કહે છે કે, તમે સ્નાન કરો, આ પદાર્થનો સ્પર્શ કરો, આનુ પાન કરો, આનુ પ્રાશન કરો, અગ્નિમા હોમ કરો, આનું દાન આપો, આજ્ઞા કરો અને અમારુ સાભળો ત્યારે જ રાજા તે તે ક્રિયાઓ કરવા પ્રવૃત્ત થાય છે આ રીતે રાજા કેવળ પરાધીન જ હોય છે. યાચક મનુષ્યો નિરંતર પાસે જઈ જઈને રાજાની પાસે યાચના કરે છે, તોપણ દ્રવ્યનુ રક્ષણ કરનારો તે રાજા (દ્રવ્યમાહેના લોભને લીધે) ઉત્તમ ગણાતા મહાજનોને પણ દાન આપવાનો ઉત્સાહ કરી શકતો નથી.[૧૪૨-૧૪૩] રાજા જો દાન આપે છે, તો ખજાનો ખૂટી પડવાનો તેને ભય રહે છે, તેમ જ દાન આપવાથી કદાચ વેર ઊભુ થશે, આવા પ્રકારનો તેને સંદેહ રહે છે. વળી કોઈ એક ક્ષણે વૈરાગ્યજનક દોષો પણ તેની સમીપ આવી પહોચે છે[૧૪૪] જે પુરુષો બુદ્ધિમાન ગણાતા હોય, શૂરવીર ગણાતા હોય અને ગૃહસ્થ ગણાતા હોય, તે પુરુષો પણ એક કાર્ય ઉપર જોડાયલા હોય છે, તો તેઓના પર રાજાને શંકા આવે છે કોઈ નિર્ભય સ્થળે પણ રાજાને ભય રહે છે અને જેઓ નિત્ય તેનુ સેવન કરતા હોય, તેઓનાથી પણ તે ભયભીત રહે છે.[૧૪૫] હે રાજન્! એ પ્રમાણે મે કહેલા આ

જતો કે, આખા રાજ્યમાથી તથા આખા નગરમાથી માત્ર અર્ધો ખાટલા જેટલી જગ્યા જ તારે માટે નિર્માણ થયેલી છે અર્થાત્ નગર કે રાજ્ય આદિની સાથે તારો કંઈ સંબંધ જ નથી તે જ પ્રમાણે ભોજન, આચ્છાદન તથા ઉપભોગના સંબંધમા પણ તને અમુક નિયમિત ભાગ જ મળે છે તો પછી વ્યર્થ 'મારુ મારુ' એમ શા માટે કૂટ્યા કરે છે? અધિકની મમતા શા માટે કરે છે?

× કહ્યુ છે કે,

'गोशतादपि गोक्षीरं प्रस्थं धान्यशतादपि।
प्रासादादपि खट्वार्धं शेषाः परविभूतयः ॥

સેંકડો ગાયો હોય તોપણ તેના માલિકને માત્ર એક જ ગાયનુ દૂધ ઉપયોગી થાય છે સેંકડો મણ અનાજ ભર્યુ હોય, તોપણ તેના માલિકને માત્ર એક શેર અનાજ ઉપયોગી થાય છે. મોટો એક મહેલ બંધાવ્યો હોય, તોપણ તેમાથી માત્ર અર્ધો ખાટલા જેટલી જગ્યા જ તેના માલિકને ઉપયોગની છે બાકીની સઘળી સંપત્તિ પારકી જ ગણાય છે

* રાજાને હરકોઈ કાર્ય પોતાના નોકરચાકર દ્વારા જ કરાવવાનું હોય છે, તેથી રાજા સદાય પરાધીન જ ગણાય છે. વળી સંધિ, વિગ્રહ ઇત્યાદિ મહાન કાર્યો કરતી વેળા પોતાના ખાસ સલાહકારોની રાજાને સંમતિ લેવી પડે છે અને તેઓની સંમતિ હોય, તો જ તેના મહાન કાર્યોમા રાજાથી આગળ વધાય છે.

પુરુષો કે જેઓ રાજાના અંગત સેવક હોય છે, તેઓના પર પણ રાજા જ્યારે શંકાશીલ બને છે, ત્યારે તેઓ કોપાયમાન થાય છે અને તેમ થતાં તે પુરુષો તરફથી રાજાને કેવો ભય આવી પડે છે, તે તું જો.[૧૪૬] હે જનક રાજા! હું તો એમ જ માનું છું કે, સર્વ કોઈ મનુષ્ય પોતપોતાના ઘરમાં રાજા જ છે અને સર્વ કોઈ ઘરધણી પોતપોતાના ઘરમાં શિક્ષા તથા કૃપા કરવાને શક્તિમાન હોય છે, જેથી સર્વ મનુષ્યો રાજાઓ સમાન જ છે.[૧૪૭] રાજાઓને જેમ પુત્રો, સ્ત્રીઓ, આત્મા, ભંડાર, મિત્રો અને ધનસંગ્રહ હોય છે, તેમ સર્વ મનુષ્યોને પણ તે તે પદાર્થો હોય છે, માટે તે તે કારણોને લીધે રાજાઓ પણ બીજાઓની સમાન જ છે.[૧૪૮] (વળી એ પણ નિશ્ચય છે કે, બીજાઓના કરતાં રાજા અધિક દુઃખી હોય છે, કેમ કે) 'આજે તો અમુક દેશનો નાશ થઈ ગયો, આજે તો અમુક નગર બળી ગયું અને આજે તો અમુક શ્રેષ્ઠ હાથી મરણ પામ્યો' ઇત્યાદિ સર્વસામાન્ય વાતોનું શ્રવણ કરીને પણ તેઓ પરના પોતાના મિથ્યા સ્વામિત્વના જ્ઞાનને લીધે રાજાને સંતાપ થાય છે.[૧૪૯] રાજાને ઇચ્છા, દ્વેષ અને ભયથી ઉત્પન્ન થનારાં માનસિક દુઃખો કદી છોડતાં જ નથી; તેમ જ મસ્તકરોગ આદિ અનેક રોગોથી તથા દેશમાં નાયક ગણાતા પુરુષોથી પણ તેને નિત્યનું દુઃખ રહે છે;[૧૫૦] એટલું જ નહિ પણ સુખદુઃખાદિ દ્વંદ્વોને લીધે રાજાનો પણ નાશ થાય છે, તેને સર્વ તરફથી શંકા રહે છે અને પ્રતિદિન રાત્રિઓની ગણતરી કરતો કરતો અનેક સંકટોથી ભરપૂર એવા રાજ્યને તે સેવે છે.[૧૫૧] ખરેખર, રાજ્યમાં સુખ તો અલ્પ જ છે, પણ દુઃખ ઘણું છે. તેમ જ રાજ્ય એ એક નિઃસાર વસ્તુ છે, ઘાસના અગ્નિ જેવું તુચ્છ છે; (અર્થાત્ ઘાસનો અગ્નિ જેમ લાંબો કાળ રહેતો નથી, તેમ રાજ્ય પણ લાંબો કાળ રહેતું નથી.) અને જળના ફીણ તથા પરપોટાની પેઠે અલ્પ સમયમાં જ નાશ પામનારું છે.[૧૫૨] આવા રાજ્યનો કયો પુરુષ સ્વીકાર કરે અને સ્વીકાર કરીને પણ કયો પુરુષ તેમાંથી શાંતિ મેળવે? હે રાજા! નગર, દેશ, સૈન્ય, અમાત્યો વગેરેને તું મારાં મારાં માની રહ્યો છે, પણ તેઓ કોનાં છે? અથવા કોનાં નથી? (એ અત્યંત દુર્જ્ઞેય છે.) મિત્ર, અમાત્ય, નગર, રાષ્ટ્ર, દંડ, કોશ અને રાજા આ સાતે રાજ્યનાં અંગ કહેવાય છે. જેમ ઊભી કરેલી ત્રણ લાકડીઓ અન્યોન્યના આધારે રહે છે, તેમ રાજ્ય પણ એ સાત અંગોના અન્યોન્યના આધારથી જ ટકી રહે છે. આ રીતે સાત અંગના અન્યોન્યના ગુણ ઉપર આધાર રાખનારાં રાજ્ય કોના વડે ગુણથી અધિક છે, તેનું કયું અંગ છે, તે જાણવું અશક્ય જ છે; અર્થાત્ સાત અંગમાંહેના કયા અંગના અધિક ગુણથી રાજ્ય ટકી રહ્યું છે, તે કંઈ કહી શકાતું નથી.[૧૫૩-૧૫૫] જે સમયે જે અંગ ઉપયોગી થઈ પડે છે, તે સમયે તે અંગની જ વિશેષતા મનાય છે અને જે સમયે જે અંગથી કાર્યની સિદ્ધિ થાય છે, તે સમયે તે અંગનું જ પ્રાધાન્ય ગણાય છે.[૧૫૬] હે મહારાજા! મેં કહ્યાં તે સાત અંગો અને બીજાં વૃદ્ધિ, ક્ષય અને સ્થાન નામનાં ત્રણ અંગો એમ એકંદર દશ અંગો જ રાજાની પેઠે રાજ્યને ભોગવે છે. જે રાજા મહાન ઉત્સાહશક્તિવાળો હોય છે અને ક્ષાત્રધર્મમાં આસક્ત રહેનારો હોય છે, તે રાજા પ્રજાઓ પાસેથી દશાંશ કર લઈને જ સંતુષ્ટ રહે છે અને તે સિવાયનો બીજો (અધિક ગુણવાળો) રાજા તો દશાંશ કરતાં પણ ઓછો કર લઈને સંતુષ્ટ રહે છે. રાજા કંઈ અસાધારણ નથી; તેમ જ રાજા વિનાનું કોઈ રાજ્ય પણ નથી.[૧૫૭-૧૫૮] વળી જો રાજ્ય ન હોય તો ધર્મ ક્યાંથી રહી શકે અને ધર્મ ન હોય તો ઉત્તમ સુખ કેવી રીતે મળી શકે? આ જગતમાં જે શ્રેષ્ઠ ધર્મ છે, તે જ રાજા તથા રાજ્યને પાવન કરનાર છે.[૧૫૯] આખી પૃથ્વીની જેમાં દક્ષિણા આપવાની હોય છે, તેવો અશ્વમેધ યજ્ઞ પણ શ્રેષ્ઠ ધર્મની યોગ્યતાને પહોંચી શકતો નથી. હે મિથિલાના રાજા! હું તેવાં સેંકડો ને હજારો કર્મોનું વર્ણન કરવા સમર્થ છું કે, જે કર્મો રાજાને દુઃખદાયી જ હોય છે. તેં મને કહ્યું કે, તેં મારા શરીરનો સંગ કેમ કર્યો? પણ તેમ કહેવું તને યોગ્ય નથી; કેમ કે હું મારા પોતાના દેહનો પણ સંગ કરતી નથી, તો પછી બીજાના દેહનો સંગ તો કેમ જ કરું? (અર્થાત્ મેં મારા દેહ ઉપરની પણ મમતાનો ત્યાગ કર્યો છે, તો પછી પરદેહની મમતા હું કેમ જ કરું!) વારુ, તેં તારા ગુરુ પંચા

પાસેથી નિદિધ્યાસન, શ્રવણ, મનન, યમ, નિયમ તથા નિશ્ચય (બ્રહ્મ તથા આત્માના ઐક્યનો અનુભવ) સહિત સંપૂર્ણ મોક્ષધર્મ સાંભળ્યો છે, છતાં હે રાજા! છત્રાદિ વિશેષ ચિહ્નો પર તને આસક્તિ કેમ રહી છે? તારે તો હવે સર્વ પ્રકારના સંગનો ત્યાગ કરવો જોઈએ અને સંસારના પાશોને દબાવી દઈને રહેવું જોઈએ, અથવા તેં મોક્ષધર્મનું શ્રવણ કર્યું છે, તોપણ શ્રવણ કર્યું નથી; અથવા તેં જે ધર્મનું શ્રવણ કર્યું છે તે કેવળ મિથ્યા જ છે; અથવા તેં જે મોક્ષધર્મનું શ્રવણ કર્યું છે, તે મોક્ષધર્મના જેવા કોઈ બીજા ધર્મનું જ શ્રવણ કર્યું છે, એમ હું માનું છું; કેમ કે મોક્ષ સંબંધી ધર્મનું શ્રવણ કર્યા છતાં પણ તું આ રીતે લૌકિક સંજ્ઞાઓને વળગી રહ્યો છે અને એક અજ્ઞાની મનુષ્યની પેઠે રાજ્ય પરની આસક્તિથી તથા અંતઃપુરની સ્ત્રીઓથી બંધાઈ રહ્યો છે. વળી તું સર્વ પ્રકારે જો મુક્ત થયો છે, તો મેં તારા બુદ્ધિતત્ત્વમાં પ્રવેશ કર્યો, તેથી તારો શો અપકાર થયો? અથવા શાસ્ત્રોક્ત નિયમ છે કે, યતિઓએ શૂન્ય સ્થાનમાં જ નિવાસ કરવો, જેથી મેં તારા જ્ઞાનશૂન્ય હૃદયમાં પ્રવેશ કરીને કોનો અને શો અપરાધ કર્યો? હે નિર્દોષ રાજા! મેં મારા હાથથી, બાહુથી, ચરણથી કે બીજા કોઈ શારીરિક અવયવોથી તારો સ્પર્શ કર્યો નથી. મેં તારી સામે જે સારીનરસી વર્તણૂક ચલાવી છે, તે કેવળ એકાંતમાં જ ચલાવી છે; અર્થાત્ આપણે બન્ને જણાં જ જાણીએ તેમ હું તારી સામે વર્તી છું, તો પછી તારા જેવા મહાન કુળમાં ઉત્પન્ન થયેલા, લજ્જાળુ અને દીર્ઘદર્શી પુરુષે અહીં સભાની વચ્ચે તેના સંબંધમાં કંઈ પણ કહેવું જોઈએ નહિ.૧૬૦-૧૬૯ આ સભામાં આપણને માન્ય ગણાતા બ્રાહ્મણો તથા મોટા ગુરુજનો બેઠા છે અને તું પણ એ સર્વનો રાજા હોવાને લીધે ગુરુ જ છે. આ રીતે સભામાં તમારું અન્યોન્ય ગૌરવ રહેલું છે.૧૭૦ તેનો વિચાર કરીને તારે પરીક્ષા કર્યા પછી જ વાક્ય બોલવું જોઈએ અને તેમાં પણ હું-સ્ત્રી અને તું-પુરુષ એ બન્ને વચ્ચેનો સંબંધ અહીં સભામાં તારે ન જ કહેવો જોઈએ.૧૭૧ હે મિથિલદેશના રાજા! જેમ કમળનાં પાંદડાં ઉપર તેનો સ્પર્શ કર્યા વિના જ જળ રહે છે, તેમ હું પણ તારો સ્પર્શ કર્યા વિના જ તારામાં વસી છું.૧૭૨ હું તારો સ્પર્શ કરતી નથી, છતાં મારો સ્પર્શ તને જણાય છે તો, આવી શંકા થાય છે કે, ભિક્ષુ પંચશિખે તારા જ્ઞાનને અબીજ અથવા વાસનારહિત કેવી રીતે કર્યું છે? અર્થાત્ આ સમયે મારા સ્પર્શને તું અનુભવતો હો, તો એમ જ કહી શકાય કે, ભિક્ષુ પંચશિખે તારા જ્ઞાનને હજી વાસનારહિત કર્યું નથી.૧૭૩ ખરેખર, (આવું શુષ્ક જ્ઞાન સંપાદન કરીને) તું ગૃહસ્થધર્મથી ભ્રષ્ટ થયો છે અને મહાદુર્જ્ઞેય એવા મોક્ષને પણ નહિ પામીને બન્નેની વચ્ચે જ સ્થિતિ કરી રહ્યો છે, છતાં મોક્ષના સંબંધમાં મોટી મોટી વાતો કર્યા કરે છે.૧૭૪ મુક્તનો મુક્તની સાથે સમાગમ થાય અથવા પુરુષ કે જે એક છે અને ચેતન છે, તેનો પ્રકૃતિ કે જે અનેક છે અને જડ છે તેની સાથે (આધ્યાસિક) સમાગમ થવાથી વર્ણસંકરતા કદી થતી જ નથી. તાત્પર્ય કે ભાવ (આત્મા) અને અભાવનો (પ્રકૃતિનો આધ્યાસિક) સમાયોગ થતાં વર્ણસંકરતા કદી થાય જ નહિ*૧૭૫ જે પુરુષને પ્રકૃતિ તથા પુરુષનું વિવેકજ્ઞાન નથી, તે પુરુષની દૃષ્ટિએ જ વર્ણાશ્રમધર્મો છે. (કેમ કે જગતને આત્માથી ભિન્ન માનનારા પુરુષને તે ભેદદૃષ્ટિને લીધે ભિન્ન ભિન્ન અનેક વર્ણાશ્રમો દેખાય છે. (પરંતુ જેને પ્રકૃતિ તથા પુરુષનું વિવેકજ્ઞાન પ્રાપ્ત થયું છે અને જે પુરુષ જાણે છે કે, માત્ર શરીરો જ જુદાં છે, આત્મા તો એક જ છે, તે પુરુષને બીજાં સર્વ શરીરોમાં પણ કેવળ આત્મા જ દેખાય છે×૧૭૬ જેમ હાથમાં કૂંડું

* સુલભાના કહેવાનો આશય એ છે કે, મેં તારો સ્પર્શ કર્યો નથી, છતાં તું એમ જાણતો હોય કે, મેં તારો સ્પર્શ કર્યો છે, પણ એમાં તારી ભૂલ છે; કેમ કે 'ચિદાત્મા' એક જ છે અને તે સદાને માટે મુક્ત છે. વળી ચિદાત્મા એક જ છે, જેથી ચિદાત્માનો ચિદાત્માની સાથે સંબંધ થાય તે અઘટિત જ છે; તેમ જ પ્રકૃતિ મિથ્યા છે, જેથી તેનો આત્માની સાથેનો સંબંધ પણ મિથ્યા જ છે. આમ હોવા છતાં તું મારા પર વ્યર્થ આક્ષેપ શા માટે કરે છે કે, તેં વર્ણસંકરતા ઉત્પન્ન કરી!!

—નીલકંઠ

× અર્થાત્ આત્મા સંબંધી અપરોક્ષ જ્ઞાન મને પ્રાપ્ત થયું છે, જેથી હું એમ જ અનુભવું છું કે, મારું

રહેલું હોય, કૂંડામાં દૂધ રહેલું હોય અને દૂધમાં માખી પડી હોય, ત્યારે તે ત્રણે પદાર્થો વાસ્તવિક રીતે એક જ આશ્રયનો આશ્રય કરી રહ્યા છે, છતાં તેઓ અન્યોન્યથી ભિન્ન જ છે; કેમ કે કૂંડામાં દૂધનો ગુણ નથી, દૂધમાં કૂંડાનો ગુણ નથી અને માખીમાં દૂધનો ગુણ નથી; આમ હોવા છતાં તે તે પદાર્થો પોતાની મેળે જ અન્યોન્યના ગુણને પામે છે, પણ ખરી રીતે તેઓ બીજાના આશ્રયને પામતા જ નથી.૧૭૭-૧૭૮ હે રાજા! તું જો ખરો બ્રહ્મનિષ્ઠ છે, તો આશ્રમો તથા વર્ણોનું આત્મસ્વરૂપથી ભિન્નપણું તું જાણતો જ હોઈશ અને એ રીતે પરસ્પર ભિન્નપણાનું તને જ્ઞાન હોવા છતાં વર્ણસંકરતા કેમ જણાય છે?૧૭૯ હે રાજન્! લૌકિકદૃષ્ટિએ પણ વર્ણસંકરતાનો દોષ સંભવી શકતો નથી; કેમ કે હું ઉત્તમ વર્ણમાં (બ્રાહ્મણવર્ણમાં) ઉત્પન્ન થયેલી નથી; મારી જાતિ વૈશ્ય કે શૂદ્રની નથી. હું તારી પેઠે ક્ષત્રિય વર્ણની જ છું, મારો જન્મ ઉત્તમ કુળમાં થયો છે અને હજી સુધી હું બ્રહ્મચર્યવ્રતથી ભ્રષ્ટ થઈ નથી.૧૮૦ એક પ્રધાન નામનો રાજર્ષિ જાહેર રીતે તારા સાંભળવામાં આવ્યો હશે. તેના કુળમાં હું ઉત્પન્ન થયેલી છું અને તું જાણ કે, મારું નામ 'સુલભા' છે.૧૮૧ મારા પૂર્વજોના યજ્ઞોમાં સાક્ષાત્ ઇંદ્રદેવે પોતે દ્રોણ, શતશૃંગ અને શક્રદ્વાર વગેરે પર્વતોને ઈંટોને સ્થાને ગોઠવ્યા હતા.૧૮૨ આવા પ્રસિદ્ધ રાજર્ષિઓના કુળમાં હું ઉત્પન્ન થયેલી છું. મને મારા સમાન પતિ ન મળ્યો, તેથી ગુરુઓએ મને મોક્ષધર્મનું શિક્ષણ આપ્યું અને પછી તે સમયથી આરંભીને જ નૈષ્ઠિક બ્રહ્મચર્યવ્રતના પાલનપૂર્વક આજદિન પર્યંત એકલી વિચરીને મુનિવ્રતનું હું આચરણ કરું છું.૧૮૩ હું વેષધારિણી કપટી સંન્યાસિની નથી, હું પરદ્રવ્યનું હરણ કરતી નથી, તેમ જ વ્રતધારણપૂર્વક સ્વધર્મમાં સ્થિર રહીને ધર્મમાં સંકરપણું પણ કરતી નથી.૧૮૪ વળી હે રાજા! મારી પ્રતિજ્ઞાનું પાલન કરવામાં હું દૃઢ રહું છું, વિચાર કર્યો વિના હું બોલતી નથી અને વિચાર કર્યા વિના તારી પાસે હું આવી નથી.૧૮૫ મેં સાંભળ્યું હતું કે, તારી બુદ્ધિ મોક્ષધર્મમાં અત્યંત આસક્ત રહેનારી છે. જેથી તારું કુશળ ઇચ્છીને તારા મોક્ષધર્મને જાણવાની ઇચ્છાથી હું અહીં આવી છું.૧૮૬ હું તને જે કંઈ કહું છું, તે સ્વપક્ષને સિદ્ધ કરવાની ઇચ્છાથી અથવા પરપક્ષનું ખંડન કરવાની ઇચ્છાથી કહેતી નથી. (માત્ર તારું હિત ઇચ્છીને જ હું બોલી રહી છું, માટે મારાં વાક્યોનું તારે આદરપૂર્વક શ્રવણ કરવું, કેમ કે) જે પુરુષ પોતાનો વિજય થાય તે માટે મલ્લની પેઠે વાદવિવાદ કરવા ઊતરી પડતો નથી અને કેવળ પરબ્રહ્મમાં જ લીન રહે છે, તે પુરુષ જ મુક્ત કહેવાય છે.૧૮૭ જેમ એક સંન્યાસી કોઈ શૂન્યગૃહમાં એક જ રાત્રિ નિવાસ કરે છે તેમ, હું પણ આજની એક જ રાત્રિ તારા શરીરમાં નિવાસ કરીશ.૧૮૮ હે મૈથિલ! તારા માનદાનથી તથા વાણીપૂર્વક અતિથિસત્કારથી પૂજાયેલી હું પ્રસન્ન થઈને તારા શરીરરૂપી ઘરમાં આજે રહીશ અને આવતી કાલે અહીંથી ચાલી જઈશ.'૧૮૯

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિર! એ પ્રમાણે સુલભાનાં યુક્તિ અને અર્થવાળાં વાક્યો સાંભળ્યા પછી રાજા જનક કંઈ બોલ્યો જ નહિ. (કેમ કે તે વાક્યો સામે કંઈ ઉત્તર આપવો તે યોગ્ય જ ન હતું.)× ૧૯૦

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'જનક અને સુલભાનો સંવાદ' નામનો અધ્યાય ૩૨૦ મો સમાપ્ત

# અધ્યાય ૩૨૧ મો

## વ્યાસનો વૈરાગ્ય સંબંધી ઉપદેશ

॥ युधिष्ठिर उवाच ॥

**कथं निर्वेदमापन्नः शुको वैयासकिः पुरा।**
**एतदिच्छाम्यहं श्रोतुं परं कौतूहलं हि मे ॥१॥**

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ! પૂર્વે વ્યાસના પુત્ર શુકદેવને વૈરાગ્ય કેવી રીતે થયો હતો, એ સાંભળવાની મને ઇચ્છા છે; કેમકે તેના સંબંધમાં મને પરમ કુતૂહલ છે.૧ હે કુરુવંશી ભીષ્મ!

બુદ્ધિસત્ત્વ બીજે સ્થળે ક્યાંય છે જ નહિ તારું સ્વરૂપ તે જ મારું સ્વરૂપ છે અને એકાત્મદૃષ્ટિએ મેં તારામાં પ્રવેશ કર્યો જ નથી.

× ટીકાકાર નીલકંઠ લખે છે કે, સુલભાનાં વચનનો જનકે કંઈ પણ ઉત્તર ન આપ્યો, એ ઉપરથી જણાય છે કે, ગૃહસ્થાશ્રમમાં રહીને મુક્તિ મેળવવી તે અશક્ય છે; માટે મુક્તિ મેળવવાને સંન્યાસ ધારણ કરવો, તે જ શ્રેયસ્કર છે.

અવ્યક્ત (કારણ), વ્યક્ત (કાર્ય) તથા પરમતત્ત્વ-(પરબ્રહ્મ)ના સંબંધમાં તમે તમારી બુદ્ધિપૂર્વક જે નિશ્ચય કર્યો હોય, તે કહેવાને માટે તમે કૃપા કરો. તેમ જ અજન્મા દેવ નારાયણની (સગુણ બ્રહ્મની) લીલાનું પણ તમે વર્ણન કરો.[૨]

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિર! સ્વાભાવિક સદાચારનું આચરણ કરનારા અને સર્વ તરફથી નિર્ભય રહેનારા પોતાના પુત્ર શુકદેવને સમગ્ર વેદસ્વાધ્યાયનું અધ્યાપન કરાવીને પિતા વ્યાસ આ પ્રમાણે ઉપદેશ આપવા લાગ્યા.[૩]

વ્યાસે કહ્યું : હે પુત્ર! તારે ધર્મનું જ નિત્ય સેવન કરવું અને જિતેંદ્રિય થઈને મહાતીક્ષ્ણ ટાઢનો, તાપનો, ક્ષુધાનો, પિપાસા(તૃષા)નો તથા વાયુનો નિત્ય જય કરવો.[૪] તેમ જ સત્યનું, સરળતાનું, ક્ષમાનું, અસૂયાનું (બીજાના ગુણો પરની અદેખાઈનું), ઇંદ્રિયના નિગ્રહનું, તપનું, અહિંસાનું તથા દયાનું વિધિપૂર્વક પાલન કરવું.[૫] તારે સર્વ પ્રકારની કુટિલતાનો ત્યાગ કરીને સત્યધર્મમાં જ આસક્ત રહેવું અને દેવતાઓ તથા અતિથિઓને અર્પણ કરતાં બાકી રહેલા અન્નનું જ માત્ર પ્રાણ ટકાવી રાખવા ભોજન કરવું.[૬] હે પુત્ર! આ મનુષ્યદેહ જળના ફીણ જેવો ક્ષણભંગુર છે. આ દેહરૂપી વૃક્ષમાં એક પક્ષીની પેઠે જીવ બેસી રહ્યો છે. વળી તે દેહ અનિત્ય છે અને પોતાનાં પ્રિય મનુષ્યોની સાથેનો જે સહવાસ તે પણ અતિ ચંચળ છે, છતાં તું આમ બેસી કેમ રહ્યો છે? (પુરુષાર્થ-સાધનમાં પ્રવૃત્તિ કેમ કરતો નથી?)[૭] ખરેખર, તું બાળક છે–અજ્ઞાન છે અને તેથી જ તું સમજી શકતો નથી કે, આપણી સાથે નિત્યનો સંબંધ ધરાવનારા કામક્રોધાદિ શત્રુઓ પ્રમાદરહિત થઈને સતત જાગ્યા કરે છે અને આપણા પ્રમાદનાં છિદ્રોને તાકી રહ્યા છે.[૮] વળી દિવસો એક પછી એક પસાર થતા જાય છે, જેને લીધે આયુષનો તથા જીવિતનો ક્ષય થતો જાય છે; છતાં તું આત્મસાધન માટે તત્પર થઈને દેવ અથવા ગુરુને શરણે કેમ જતો નથી?[૯] જે પુરુષો પરલોકનાં કાર્યો કરવાનાં હોય છે, છતાં ગાઢ નિદ્રામાં પડેલા હોય છે અને અત્યંત નાસ્તિક છે, તે પુરુષો જ કેવળ માંસ તથા રુધિરની વૃદ્ધિ કરનારા આ લોકના વિષયસુખને ઇચ્છે છે.[૧૦] જે પુરુષો બુદ્ધિના મોહને અધીન થઈને ધર્મનો દ્રોહ કરનારા છે અને અવળે માર્ગે જનારા છે, તે પુરુષો કેવળ પોતે જ દુઃખી થાય છે એમ નથી, પણ તેઓનું અનુસરણ કરનાર બીજો મનુષ્ય પણ દુઃખી જ થાય છે.[૧૧] માટે જે મહાત્માઓ નિત્ય સંતુષ્ટ રહેતા હોય, વેદાધ્યયનમાં પરાયણ રહેતા હોય, માનસિક બળથી મોટા ગણાતા હોય અને ધાર્મિક માર્ગમાં આરૂઢ થયેલા હોય, તે મહાત્માઓનું તું શરણ લે અને આત્મસાધનના સંબંધમાં તેઓને પ્રશ્ન કર.[૧૨] ધર્મનો સાક્ષાત્કાર કરનારા તે વિદ્વાન મહાત્માઓના મતને મનમાં ધારણ કરીને પરમ બુદ્ધિપૂર્વક મનનો સંયમ કર કે જે મન નિત્ય અવળે માર્ગે જ જનારું છે.[૧૩] જેઓની બુદ્ધિ માત્ર વર્તમાનકાળનું જ દર્શન કરનારી છે અને 'આવતી કાલ ઘણી જ દૂર છે' આમ માનીને જેઓ નિર્ભય રહે છે, તેવા સર્વભક્ષી અને જ્ઞાનહીન પુરુષો આ મનુષ્યલોકને કર્મભૂમિ તરીકે જોતા નથી; અર્થાત્ આ મનુષ્યલોક જે કર્મભૂમિ કહેવાય છે એટલે જ્યાં અવતરીને પ્રાણીઓએ આત્મોદ્ધારનાં જ કર્મો કરવાં જોઈએ, છતાં તે અજ્ઞાની પુરુષો પોતાના કલ્યાણ સંબંધી કર્મોને તિલાંજલિ આપે છે અને નિત્ય પ્રમાદને જ અધીન રહે છે.[૧૪] જેમ રેશમનો કીડો પોતાની લાળ વડે પોતાને જ વીંટીને બાંધે છે, તેમ તું પણ તારા અજ્ઞાન વડે તને પોતાને જ બાંધે છે, તેની તને ખબર નથી; માટે (વેળાસર ચેતીને) ધર્મરૂપી નિસરણીનો આશ્રય કર અને ધીમે ધીમે તેના પર ચડવા માંડ.[૧૫] જે પુરુષ નાસ્તિક હોય, મર્યાદાનું ઉલ્લંઘન કરનારો હોય અને મોટા વાંસની પેઠે અત્યંત ઉદ્ધત રહેતો હોય, તે પુરુષનો મહાનદીના પૂરની પેઠે તારે (નિઃશંક થઈને) ત્યાગ જ કરવો.[૧૬] તું જાણ કે, કામ, ક્રોધ, મૃત્યુ અને પાંચ ઇંદ્રિયોરૂપી જળથી ભરેલી આ સંસારરૂપી એક નદી છે; માટે યોગરૂપી નૌકાનો આશ્રય કરીને તે મહાનદીને તું તરી જા અને જન્મમરણના દુઃખમાંથી મુક્ત થા.[૧૭] આ સર્વ લોકનો મૃત્યુ નાશ કરી રહ્યું છે, જગતનાં સર્વ પ્રાણીઓને જરા દુઃખ આપી રહી છે અને દિવસો તથા રાત્રિઓ મનુષ્યના આયુષનું હરણ કરી, સફળ થઈને પસાર થઈ રહ્યાં છે. માટે ધર્મરૂપી વહાણની સહાય લઈને આ સંસારસાગરને

તું તરી જા.[૧૮] પ્રાણી કોઈ સ્થળે ઊભું હોય કે સૂઈ રહ્યું હોય, પરંતુ મૃત્યુ તેની શોધ કરવા માટે જ્યારે નીકળે છે, ત્યારે અકસ્માત્ રીતે મૃત્યુના ગ્રાસભૂત થઈ પડેલા તે પ્રાણીને કોના તરફથી શાંતિ મળે તેમ છે? મનુષ્ય વિવિધ પ્રકારના વિષયોની શોધમાં હજી ઘૂમતો જ હોય છે અને વિષયવાસનાથી હજી અતૃપ્ત જ હોય છે, તેવામાં તો વરુની માદા જેમ ઘેટાને ઉઠાવી જાય છે, તેમ મૃત્યુ તે મનુષ્યને ઉઠાવી જાય છે.[૧૯-૨૦] તું આ સંસારરૂપી અંધકારમાં જઈ રહ્યો છે, માટે તારે જ્ઞાનરૂપી મહાન દીપકને અવશ્ય ગ્રહણ કરવો જોઈએ કે, જે દીપકની શિખાઓ અનુક્રમે એકઠી થતી જાય છે અને ધર્મને લીધે જ જેની વૃદ્ધિ થયા કરે છે.[૨૧] પ્રાણી અનેક પ્રકારનાં શરીરો ધારણ કર્યે જાય છે. તેમાં કોઈ સમયે જ તેને મનુષ્યશરીર પ્રાપ્ત થાય છે અને તેમાં પણ બ્રાહ્મણશરીરને તો કોઈ સમયે જ પ્રાપ્ત થાય છે. માટે હે પુત્ર! તું તારા બ્રાહ્મણશરીરનું રક્ષણ કર.[૨૨] બ્રાહ્મણનું શરીર વિષયોનો ભોગ કરવા માટે ઉત્પન્ન થતું નથી; પરંતુ આ મનુષ્યલોકમાં ઉત્પન્ન થઈને તેણે તપશ્ચરણરૂપી ક્લેશ સહન કરવાનો છે; જેથી પરલોકમાં અનુપમ સુખ પ્રાપ્ત થાય.×[૨૩] બ્રાહ્મણનું શરીર અનેક પ્રકારનાં તપશ્ચરણો કરવાથી પ્રાપ્ત થાય છે, માટે તેને પામીને કેવળ વિષયભોગપરાયણ રહી તેને વ્યર્થ જવા દેવું નહિ; માટે તું પણ સ્વાધ્યાય, તપ તથા ઇંદ્રિયનિગ્રહમાં નિત્ય તત્પર રહીને પોતાનું કલ્યાણ ઇચ્છ અને નિરંતર કુશલ-પરાયણ રહી પ્રયત્ન કર.[૨૪] કેમ કે મનુષ્યનો આયુષ-રૂપી ઘોડો ઘણા વેગથી દોડ્યો જાય છે. એ ઘોડાનું સ્વરૂપ અદૃશ્ય છે, સોળ કળાઓરૂપી તેનું શરીર છે, તેનો આત્મા સૂક્ષ્મ છે; ક્ષણ, ત્રુટિ તથા નિમેષ તે ઘોડાનાં રૂંવાડાં છે, બે સંધ્યાઓ તેની ખાંધ છે, શુક્લપક્ષ તથા કૃષ્ણપક્ષરૂપી સમાન બળ-વાળાં તેનાં નેત્ર છે અને મહિનાઓરૂપ તેનું અંગ છે.[૨૫] આ ઘોડો નિરંતર ઉગ્ર વેગ ધારણ કરીને પાછળ જોતો જોતો દોડ્યો જાય છે, માટે તારાં નેત્ર જો બીજાને અધીન ન હોય તો અર્થાત્ તું આંખે આંધળો ન હોય, તો પરમાત્માના વિષેનું શ્રવણમનન કરીને તારા મનને ધર્મપરાયણ કર.[૨૬] આ મનુષ્ય-લોકમાં જેઓનું વર્તન ધર્માચરણથી ભ્રષ્ટ હોય છે, તે મનુષ્યો તે તે અધર્મી ક્રિયાઓને લીધે યમલોકમાં અનેક પ્રકારનાં યાતનાશરીરોને પામે છે–અનેક વેદનાયુક્ત શરીરોને અનુભવે છે અને તેને લીધે નિરંતર દુઃખના પોકારો કર્યા કરે છે; એટલું જ નહિ પરંતુ આ લોકમાં પણ તેઓને વિવિધ પ્રકારનાં અનિષ્ટોનો યોગ થાય છે અને તેઓનાં શરીર જુદી જુદી વેદનાઓથી વ્યાપ્ત હોઈને સદાને માટે ક્લેશનો જ અનુભવ કર્યા કરે છે.[૨૭] જે રાજા સદાય ધર્મપરાયણ રહે છે અને ઉત્તમ–અધમ સર્વ વર્ણના લોકોનું સારી રીતે રક્ષણ કરે છે, તે રાજાને પુણ્યવાનોના દિવ્યલોક પ્રાપ્ત થાય છે; વળી તે રાજા અનેક પ્રકારનું ધર્માચરણ કરે છે, જેથી અંતે નિર્દોષ એવા મોક્ષસુખને પણ પામે છે.[૨૮] આ જગતમાં જે પુરુષ માતા, પિતા વગેરે ગુરુજનોના વચનનું અપમાન કરે છે, તે દુષ્ટ પુરુષ જ્યારે મરણ પામે છે, ત્યારે (પોતાનાં દુષ્ટ કૃત્યોનું પરિણામ ભોગવવા માટે) તેને નરકલોકમાં જવું પડે છે અને ત્યાં ગયા પછી તેના શરીરને ભયંકર દેખાવના કૂતરાઓ, રુધિરનું પાન કરનારા કીડાઓ, લોખંડી ચાંચોવાળાં પક્ષીઓ તથા કાગડા, ગીધ વગેરે અનેક પક્ષીગણો ફાડી ખાય છે.[૨૯] જે પાપી મનુષ્ય પોતાની દુષ્ટ મનોવાસનાને અનુસરીને જગ-તમાં સ્થાપિત થયેલી *દશ પ્રકારની વૈદિક આજ્ઞા-ઓનું ઉલ્લંઘન કરે છે, તે મનુષ્યને યમલોકમાં રહેલા અતિદુઃખદાયક અસિપત્ર નામના વનમાં નિવાસ કરવો પડે છે.[૩૦] જે મનુષ્ય લોભી હોય છે, અસત્ય ભાષણ ઉપર પ્રીતિ રાખનારો હોય છે, ચોરી જેવાં નીચ કર્મો કરવામાં આસક્ત રહે છે

× શ્રીમદ્ ભાગવતમાં પણ કહ્યું છે કે,

ब्राह्मणस्य तु देहोऽयं क्षुद्रकामाय नेष्यते।
कृच्छ्राय तपसे चेह प्रेत्यानंतसुखाय च॥

બ્રાહ્મણનું શરીર ક્ષુદ્ર વિષયભોગને માટે ઇચ્છવા યોગ્ય નથી; કિંતુ કષ્ટદાયી તપશ્ચર્યાને માટે જ ઇચ્છવા યોગ્ય છે; કેમ કે તેથી પરલોકમાં અનંત સુખ પ્રાપ્ત થાય છે.

* દશ પ્રકારની વૈદિક આજ્ઞાઓ આ પ્રમાણે છે: શૌચ પાળવું, સંતોષ રાખવો, તપ કરવું, સ્વાધ્યાય કરવો, ઈશ્વરનું ધ્યાન કરવું, હિંસા ન કરવી, અસત્ય ન બોલવું, ચોરી ન કરવી, વ્યભિચાર ન કરવો અને વિશેષ પરિગ્રહ ન રાખવો.

અને કપટ કરીને બીજાઓને દુઃખ ઉપજાવે છે, તે પાપકર્મી મનુષ્ય (મરણ પછી) મહાઘોર નરકમાં જાય છે અને ત્યાં જઈને અતિશય દુઃખને અનુભવે છે.[૩૧] જેમ કે તે પાપી મનુષ્યને ઉષ્ણ જળવાળી વૈતરણી મહાનદીમાં સ્નાન કરવું પડે છે, તેનું શરીર અસિપત્રવનની તીક્ષ્ણ તલવારોથી ચિરાઈ જાય છે અને તેને ફરશીઓના વનમાં શયન કરવું પડે છે. આ રીતે મહાનરકમાં નિવાસ કરીને ઘણી મોટી વેદનાઓથી તે પીડાય છે.[૩૨] ઓ પુત્ર! તું બ્રહ્મદેવ આદિનાં મહાન સ્થાનકોનાં વખાણ કરે છે; પરંતુ તેઓના કરતાં શ્રેષ્ઠ એવા પરબ્રહ્મના સ્થાન તરફ દૃષ્ટિ પણ કરતો નથી. વળી ભવિષ્યમાં આવી પહોંચનારી જરાના સંબંધમાં લેશમાત્ર વિચાર પણ કરતો નથી કે, જે જરા લાંબે કાળે પણ મૃત્યુને જ સ્વાધીન કરનારી છે.[૩૩] તું હજી સુધી પણ બેસી કેમ રહ્યો છે? ચાલ, મોક્ષમાર્ગમાં તું પ્રયાણ કર; કેમ કે તારો અત્યંત નાશ કરનારો મહાદારુણ ભય તારા પર આવી લાગ્યો છે; માટે સુખ મેળવવાનો પ્રયત્ન કર.[૩૪] મનુષ્ય જેવો મરણ પામે છે, એટલે પ્રથમ જ યમરાજાની આજ્ઞા પ્રમાણે તેને યમલોકમાં પહોંચતો કરવામાં આવે છે, માટે કૃચ્છ્ર-ચાંદ્રાયણ આદિ દારુણ તપશ્ચર્યાઓ કરીને યમરાજાને વશ કરવા તું પ્રયત્ન કર.[૩૫] મહાસમર્થ યમદેવ, જેને અટકાવવા માટે કોઈ શક્તિમાન નથી અને જેને બીજાના દુઃખનું લેશમાત્ર જ્ઞાન નથી, તે તારા મૂળનો, બાંધવોનો તથા જીવિતનો જેટલામાં નાશ કરી નાખે, તે પહેલાં તું પરલોકમાં હિત થાય તેવું કર્મ કરી લે.[૩૬] યમદેવનો વાયુ કે જે તારી સન્મુખ જ વાયા કરે છે, તેનો ઝપાટો તને લાગે અને તું એકલો જ યમલોકમાં સિધાવી જાય તે પહેલાં તું પરલોકમાં પોતાનું હિત થાય તેવું કર્મ કરી લે.[૩૭] હે પુત્ર! કાળરૂપ મહાતોફાની પવન તારાથી કેટલેક દૂર રહેલા કોઈ બીજા પ્રદેશમાં જ હજી વાય છે; પરંતુ તેના તરફનો મહાન ભય જ્યારે તારી સમીપ આવી પહોંચશે, ત્યારે તું દિશાઓને ભમતી જોશે, તારું વૈદિક જ્ઞાન એકદમ રૂંધાઈ જશે અને અત્યંત વિહ્વળ થઈને તારે તેની સંમુખ જવું પડશે; માટે તેના આવ્યા પહેલાં તું ઉત્તમ સમાધિ (યોગાનુષ્ઠાન) કરી લે.[૩૮-૩૯] તેં પ્રમાદને અધીન થઈને પૂર્વે જે કંઈ શુભ અશુભ કર્મો કર્યાં હશે, તેનું અંતકાળે સ્મરણ આવતાં તારે પશ્ચાત્તાપ કરવો ન પડે, માટે પ્રથમથી જ કેવળ જ્ઞાનભંડારને તું ભરી લે.[૪૦] પ્રાણીના બળનો, અંગનો તથા રૂપનો નાશ કરનારી જરા તારા શરીરને અત્યંત શિથિલ કરી નાખે, તે પહેલાં કેવળ જ્ઞાનભંડારને તું ભરી લે.[૪૧] તારા જીવિતનો નાશ કરતી વેળા રોગને પોતાનો સારથિ (સહાયક) બનાવીને કાળ તારા શરીરને બળાત્કારે ભેદી નાખશે; માટે તેના આવ્યા પહેલાં મહાન તપશ્ચર્યા તું કરી લે.[૪૨] કામાદિક ભયંકર વરુઓ કે જેઓ મનુષ્યદેહની સમીપ જ ઘૂમ્યા કરે છે, તેઓ સર્વ તરફથી તારી સામે ચઢી આવશે; માટે તેઓના આવ્યા પહેલાં પુણ્ય કરવાનો પ્રયત્ન તું કરી લે.[૪૩] તારો અંતકાળ તારી સમીપ આવશે, ત્યારે તું એકલો જ સર્વત્ર અંધકારને જોયા કરીશ અને પર્વતનાં શિખર ઉપર સુવર્ણનાં વૃક્ષો જાણે ઊગ્યાં હોય, તેવું તને દેખાશે;× માટે તે પહેલાં (ધર્માચરણની) ત્વરા કર.[૪૪] હે પુત્ર! અનેક પ્રકારના કુસંગો અને ઉપર ઉપરથી મિત્ર દેખાતા તારા શત્રુઓ તારી બુદ્ધિને ઉત્તમ જ્ઞાનથી ભ્રષ્ટ કરે તે પહેલાં તું પરબ્રહ્મ સાથે સંબંધ જોડી દે.[૪૫] જે ધનને રાજા તરફનો ભય નથી, જે ધનને ચોરલોકોથી પણ ભય નથી અને જે ધન મરણ પામેલાનો પણ ત્યાગ કરતું નથી, તે (જ્ઞાનરૂપ) ધન સંપાદન કરવા માટે તું તૈયાર થા.[૪૬] જેમ વિવાહસમયે પહેરામણી તરીકે જે ધન મળે છે, તે ધન જેને મળ્યું હોય તેને જ મળે છે; તેમાંથી સહોદર ભાઈને પણ ભાગ મળતો નથી; તેમ જ પોતાના કર્મથી સંપાદન કરેલું જ્ઞાનરૂપી ધન (પરલોકમાં) તેને પોતાને જ ઉપયોગી થઈ પડે છે, તેમાંથી બીજા કોઈને લેશમાત્ર ભાગ મળતો નથી.[૪૭] હે પુત્ર! જે ધન વડે પરલોકમાં જીવી શકાય છે, તે ધનનું જ તું દાન કર અને જે ધન અવિનાશી તથા અચળ કહેવાય છે, તે ધનને જ તું પોતે ઉપાર્જન કર.[૪૮] (તારો અંતકાળ જ્યારે ઉપસ્થિત થયો હશે, ત્યારે) બ્યોના મહાન મેળાવડામાં મિષ્ટાન્ન

× કોઈ એક પર્વતના શિખર જાણે ઊગી નીકળ્યાં હોય, તેવું મૃત્યુનું ચિહ્‌ન છે.

પદાર્થો રંધાઈ ને તૈયાર નહિ થયા હોય તે પહેલાં તો તારો સત્વર નાશ થઈ જશે અર્થાત્ તારે એમ નહિ માનવું કે, 'મોટા મોટા મેળાવડાઓમાં વિવિધ પ્રકારના ભોગો ભોગવ્યા પછી જ હું મોક્ષને માટે પ્રયત્ન કરીશ.' કેમ કે ભોગો ભોગવવાનું હજી દૂર હશે, તેટલામાં તો તારા પર મૃત્યુનો ભય આવી પહોંચશે.[૪૯] મનુષ્ય જ્યારે મરણસંકટમાં આવી પડે છે, ત્યારે માતા, પુત્ર, બાંધવો કે પોતાનો પ્રશંસાપાત્ર પ્રિયજન એમાંનો કોઈ પણ (તેને સહાય કરવા માટે) તેની પાછળ આવતો નથી; માત્ર તેને એકલાને જ તે માર્ગે જવું પડે છે.[૫૦] હે પુત્ર! પ્રાણી જ્યારે પરલોકમાં પ્રયાણ કરે છે, ત્યારે તેણે પૂર્વજન્મમાં કરેલાં શુભ–અશુભ કર્મો જ તેની સાથે જાય છે. (બીજાં કોઈ પણ તેની સાથે જતાં નથી.)[૫૧] મનુષ્યે પુણ્ય તથા પાપકર્મો કરીને સુવર્ણ તથા રત્નોના મોટા ઢગો એકઠા કરી રાખ્યા હોય, પરંતુ તેના મૃત્યુસમયે તેમાંનું કંઈ પણ તેને (મૃત્યુથી છોડાવવારૂપ કાર્યમાં) સહાય તરીકે ઉપયોગી થઈ શકતું નથી.[૫૨] આ જગતમાં મનુષ્યોને પોતાના આત્મા સમાન બીજો કોઈ પણ સાક્ષી મળતો નથી; જેથી તું જ્યારે પરલોકમાં જઈશ, ત્યારે તેં કરેલાં અથવા નહિ કરેલાં કર્મોનો સાક્ષી તારો આત્મા જ થશે.[૫૩] મનુષ્ય જ્યારે પરલોકમાં પ્રયાણ કરે છે ત્યારે, તેનો દેહ ચૈતન્યથી શૂન્ય થાય છે અને મરણ પામે છે. (તે ઉપરથી જણાય છે કે, કર્મોનો સાક્ષી આત્મા અવશ્ય છે જ.) વળી કેટલાએક યોગીલોકો હૃદયાકાશમાં પ્રવેશ કરીને પોતાની જ્ઞાનદૃષ્ટિથી આત્માને સંપૂર્ણ રીતે જોઈ શકે છે.[૫૪] પ્રાણીમાત્રના શરીરમાં અગ્નિ, સૂર્ય તથા વાયુ એ ત્રણે રહેલા છે અને તેઓ પણ ધર્મના દ્રષ્ટા હોઈને મનુષ્યે કરેલાં કર્મોના સાક્ષી થાય છે.[૫૫] દિવસો અને રાત્રિઓ જેઓ સર્વ તરફ સંચાર કરીને સર્વ પદાર્થોનો સ્પર્શ કરે છે અને જેઓની વૃત્તિ પ્રકાશ તથા ગૂઢ રહેલી છે, તેઓ પણ મનુષ્યનાં કર્મોના સાક્ષી તરીકે (પરલોકમાં) હાજર રહે છે; માટે તું તારા ધર્મનું જ પાલન કર.[૫૬] પરલોકનો માર્ગ અનેક લોખંડી ચાંચોવાળાં પક્ષીઓ તથા વરુઓરૂપી શત્રુઓથી વ્યાપ્ત છે અને વિચિત્ર સ્વરૂપવાળી ભયંકર માખીઓથી ઊભરાઈ રહેલો છે, માટે તું તારાં કર્મની જ રક્ષા કર; કેમ કે તારાં કર્મ તે માર્ગે તને સહાયક તરીકે પ્રાપ્ત થશે. તેં પોતે જે કર્મો કર્યાં હશે, તેમાંથી તે માર્ગે કોઈ પણ ભાગીદાર થશે નહિ; કેમ કે જેણે જે કર્મો કર્યાં હોય છે, તેનું ફળ તેને પોતાને જ ભોગવવું પડે છે.[૫૭-૫૮] જેમ અપ્સરાઓ તથા મહર્ષિઓ પોતાનાં કર્મફળરૂપ સુખનો સ્વર્ગમાં અનુભવ કરે છે, તેમ દૈવી વિમાન મેળવવાની ઇચ્છાથી પરલોકમાં પ્રયાણ કરનારા પુણ્યશાળી મનુષ્યો પણ પોતાનાં કર્મ ફળરૂપ સુખને પામે છે. આ મનુષ્યલોકમાં પાપરહિત રહેનારા અને શુદ્ધજાતિમાં ઉત્પન્ન થયેલા કુશલાત્મા પુરુષોએ જે કંઈ શુભ કર્મો કર્યાં હોય છે, તેના ફળ તરીકે તેઓને ઉત્તમ સુખ પ્રાપ્ત થાય છે; એટલું જ નહિ પણ તે પુણ્યશાળી પુરુષો ગૃહસ્થધર્મરૂપ સેતુ(પુલ)વડે સંસારમહાસાગરને તરી જઈને પ્રજાપતિની, બૃહસ્પતિની તથા ઇંદ્રની સમાનતાને પામે છે અને અંતે પરમ ગતિ સંપાદન કરે છે.[૫૯-૬૧] હું તને આવા અનેક હજારો ઉપદેશ આપવાનો ઉત્સાહ ધરાવી શકું છું; પરંતુ સંક્ષેપમાં એટલું જ કહું છું કે, સર્વને પવિત્ર કરનારો મહાસમર્થ ધર્મ જ બુદ્ધિહીન મનુષ્યોને મોહ ઉપજાવનારાં પાપકૃત્યને દૂર કરનારો છે.[૬૨] તને ચોવીસ વર્ષો તો થઈ ગયાં છે અને આ સમયે તું પચીસ વર્ષનો થયો છે, માટે હવે તું ધર્મનો સંચય કરી લે. તારું વય પ્રતિદિન વીત્યું જાય છે.[૬૩] પ્રમાદરૂપી ગૃહની અંદર નિવાસ કરનારો કાળ તારી ઇંદ્રિયોને પોતપોતાના વિષયભોગથી ભ્રષ્ટ કરે તે પહેલાં માત્ર એક શરીરની સહાય લઈને તું ધર્મપાલન કરવા માટે ઉતાવળ કર.[૬૪] મરણસમયે આગળના ભાગમાં તથા પાછળના ભાગમાં તું એકલો જ જો ગમન કરીશ અને સારીનરસી ગતિમાં પણ તારે એકલાને જ જો જવું પડશે, તો પછી આ દેહનું તથા દેહનો સંબંધ ધરાવનારાં સ્ત્રીપુત્રાદિનું તારે શું કામ છે?[૬૫] પરલોકનો ભય જ્યારે ઉપસ્થિત થાય છે, ત્યારે પરલોકમાં જનારા મનુષ્યો એકલા જ ચાલી નીકળે છે; માટે પરલોકમાં હિતકારક કેવળ જ્ઞાનભંડારને જ તું ભરી લે.[૬૬] યમદેવ મહાસમર્થ છે; તેને કોઈનો સંગ નથી અને તેને અટકાવવા માટે કોઈ સમર્થ પણ નથી. (તેની જ્યારે ઇચ્છા થાય છે, ત્યારે) સમર્થ

અને કપટ કરીને બીજાઓને દુઃખ ઉપજાવે છે, તે પાપકર્મી મનુષ્ય (મરણ પછી) મહાઘોર નરકમાં જાય છે અને ત્યાં જઈને અતિશય દુઃખને અનુભવે છે.[31] જેમ કે તે પાપી મનુષ્યને ઉષ્ણ જળવાળી વૈતરણી મહાનદીમાં સ્નાન કરવું પડે છે, તેનું શરીર અસિપત્રવનની તીક્ષ્ણ તલવારોથી ચિરાઈ જાય છે અને તેને ફરશીઓના વનમાં શયન કરવું પડે છે. આ રીતે મહાનરકમાં નિવાસ કરીને ઘણી મોટી વેદનાઓથી તે પીડાય છે.[32] ઓ પુત્ર! તું બ્રહ્મદેવ આદિનાં મહાન સ્થાનકોનાં વખાણ કરે છે; પરંતુ તેઓના કરતાં શ્રેષ્ઠ એવા પરબ્રહ્મના સ્થાન તરફ દૃષ્ટિ પણ કરતો નથી. વળી ભવિષ્યમાં આવી પહોંચનારી જરાના સંબંધમાં લેશમાત્ર વિચાર પણ કરતો નથી કે, જે જરા લાંબે કાળે પણ મૃત્યુને જ સ્વાધીન કરનારી છે.[33] તું હજી સુધી પણ બેસી કેમ રહ્યો છે? ચાલ, મોક્ષમાર્ગમાં તું પ્રયાણ કર; કેમ કે તારો અત્યંત નાશ કરનારો મહાદારુણ ભય તારા પર આવી લાગ્યો છે; માટે સુખ મેળવવાનો પ્રયત્ન કર.[34] મનુષ્ય જેવો મરણ પામે છે, એટલે પ્રથમ જ યમરાજાની આજ્ઞા પ્રમાણે તેને યમલોકમાં પહોંચતો કરવામાં આવે છે, માટે કૃચ્છ્ર-ચાંદ્રાયણ આદિ દારુણ તપશ્ચર્યાઓ કરીને યમરાજાને વશ કરવા તું પ્રયત્ન કર.[35] મહાસમર્થ યમદેવ, જેને અટકાવવા માટે કોઈ શક્તિમાન નથી અને જેને બીજાના દુઃખનું લેશમાત્ર જ્ઞાન નથી, તે તારા મૂળનો, બાંધવોનો તથા જીવિતનો જેટલામાં નાશ કરી નાખે, તે પહેલાં તું પરલોકમાં હિત થાય તેવું કર્મ કરી લે.[36] યમદેવનો વાયુ કે જે તારી સન્મુખ જ વાયા કરે છે, તેનો ઝપાટો તને લાગે અને તું એકલો જ યમલોકમાં સિધાવી જાય તે પહેલાં તું પરલોકમાં પોતાનું હિત થાય તેવું કર્મ કરી લે.[37] હે પુત્ર! કાળરૂપ મહાતોફાની પવન તારાથી કેટલેક દૂર રહેલા કોઈ બીજા પ્રદેશમાં જ હજી વાય છે; પરંતુ તેના તરફનો મહાન ભય જ્યારે તારી સમીપ આવી પહોંચશે, ત્યારે તું દિશાઓને ભમતી જોશે, તારું વૈદિક જ્ઞાન એકદમ રૂંધાઈ જશે અને અત્યંત વિહ્વળ થઈને તારે તેની સંમુખ જવું પડશે; માટે તેના આવ્યા પહેલાં તું [illegible] ધાન) કરી લે.[38-39] તેં પ્રમાદને અધીન થઈને પૂર્વે જે કંઈ શુભ અશુભ કર્મો કર્યાં હશે, તેનું અંતકાળે સ્મરણ આવતાં તારે પશ્ચાત્તાપ કરવો ન પડે, માટે પ્રથમથી જ કેવળ જ્ઞાનભંડારને તું ભરી લે.[40] પ્રાણીના બળનો, અંગનો તથા રૂપનો નાશ કરનારી જરા તારા શરીરને અત્યંત શિથિલ કરી નાખે, તે પહેલાં કેવળ જ્ઞાનભંડારને તું ભરી લે.[41] તારા જીવિતનો નાશ કરતી વેળા રોગને પોતાનો સારથિ (સહાયક) બનાવીને કાળ તારા શરીરને બળાત્કારે ભેદી નાખશે; માટે તેના આવ્યા પહેલાં મહાન તપશ્ચર્યા તું કરી લે.[42] કામાદિક ભયંકર વરુઓ કે જેઓ મનુષ્યદેહની સમીપ જ ઘૂમ્યા કરે છે, તેઓ સર્વ તરફથી તારી સામે ચડી આવશે; માટે તેઓના આવ્યા પહેલાં પુણ્ય કરવાનો પ્રયત્ન તું કરી લે.[43] તારો અંતકાળ તારી સમીપ આવશે, ત્યારે તું એકલો જ સર્વત્ર અંધકારને જોયા કરીશ અને પર્વતનાં શિખર ઉપર સુવર્ણનાં વૃક્ષો જાણે ઊગ્યાં હોય, તેવું તને દેખાશે;× માટે તે પહેલાં (ધર્માચરણની) ત્વરા કર.[44] હે પુત્ર! અનેક પ્રકારના કુસંગો અને ઉપર ઉપરથી મિત્ર દેખાતા તારા શત્રુઓ તારી બુદ્ધિને ઉત્તમ જ્ઞાનથી ભ્રષ્ટ કરે તે પહેલાં તું પરબ્રહ્મ સાથે સંબંધ જોડી દે.[45] જે ધનને રાજા તરફનો ભય નથી, જે ધનને ચોરલોકોથી પણ ભય નથી અને જે ધન મરણ પામેલાનો પણ ત્યાગ કરતું નથી, તે (જ્ઞાનરૂપ) ધન સંપાદન કરવા માટે તું તૈયાર થા.[46] જેમ વિવાહસમયે પહેરામણી તરીકે જે ધન મળે છે, તે ધન જેને મળ્યું હોય તેને જ મળે છે; તેમાંથી સહોદર ભાઈને પણ ભાગ મળતો નથી; તેમ જ પોતાના કર્મથી સંપાદન કરેલું જ્ઞાનરૂપી ધન (પરલોકમાં) તેને પોતાને જ ઉપયોગી થઈ પડે છે, તેમાંથી બીજા કોઈને લેશમાત્ર ભાગ મળતો નથી.[47] હે પુત્ર! જે ધન વડે પરલોકમાં જીવી શકાય છે, તે ધનનું જ તું દાન કર અને જે ધન અવિનાશી તથા અચળ કહેવાય છે, તે ધનને જ તું પોતે ઉપાર્જન કર.[48] (તારો અંતકાળ જ્યારે ઉપસ્થિત થયો હશે, ત્યારે) મનુષ્યોના મહાન મેળાવડામાં મિષ્ટાન્ન આદિ ખાવાના

× કોઈ એક પર્વતના શિખર ઉપર સુવર્ણનાં વૃક્ષો જાણે ઊગી નીકળ્યાં હોય, તેવો દેખાવ જણાય તે મૃત્યુનું ચિહ્ન છે.

પદાર્થો રંધાઈ ને તૈયાર નહિ થયા હોય તે પહેલાં તો તારો સત્વર નાશ થઈ જશે અર્થાત્ તારે એમ નહિ માનવું કે, 'મોટા મોટા મેળાવડાઓમાં વિવિધ પ્રકારના ભોગો ભોગવ્યા પછી જ હું મોક્ષને માટે પ્રયત્ન કરીશ.' કેમ કે ભોગો ભોગવવાનું હજી દૂર હશે, તેટલામાં તો તારા પર મૃત્યુનો ભય આવી પહોંચશે.[૪૯] મનુષ્ય જ્યારે મરણસંકટમાં આવી પડે છે, ત્યારે માતા, પુત્ર, બાંધવો કે પોતાનો પ્રશંસાપાત્ર પ્રિયજન એમાંનો કોઈ પણ (તેને સહાય કરવા માટે) તેની પાછળ આવતો નથી; માત્ર તેને એકલાને જ તે માર્ગે જવું પડે છે.[૫૦] હે પુત્ર! પ્રાણી જ્યારે પરલોકમાં પ્રયાણ કરે છે, ત્યારે તેણે પૂર્વજન્મમાં કરેલાં શુભ-અશુભ કર્મો જ તેની સાથે જાય છે. (બીજાં કોઈ પણ તેની સાથે જતાં નથી.)[૫૧] મનુષ્યે પુણ્ય તથા પાપકર્મો કરીને સુવર્ણ તથા રત્નોના મોટા ઢગો એકઠા કરી રાખ્યા હોય, પરંતુ તેના મૃત્યુસમયે તેમાંનું કંઈ પણ તેને (મૃત્યુથી છોડાવવારૂપ કાર્યમાં) સહાય તરીકે ઉપયોગી થઈ શકતું નથી.[૫૨] આ જગતમાં મનુષ્યોને પોતાના આત્મા સમાન બીજો કોઈ પણ સાક્ષી મળતો નથી; જેથી તું જ્યારે પરલોકમાં જઈશ, ત્યારે તેં કરેલાં અથવા નહિ કરેલાં કર્મોનો સાક્ષી તારો આત્મા જ થશે.[૫૩] મનુષ્ય જ્યારે પરલોકમાં પ્રયાણ કરે છે ત્યારે, તેનો દેહ ચૈતન્યથી શૂન્ય થાય છે અને મરણ પામે છે. (તે ઉપરથી જણાય છે કે, કર્મોનો સાક્ષી આત્મા અવશ્ય છે જ.) વળી કેટલાએક યોગીલોકો હૃદયાકાશમાં પ્રવેશ કરીને પોતાની જ્ઞાનદૃષ્ટિથી આત્માને સંપૂર્ણ રીતે જોઈ શકે છે.[૫૪] પ્રાણીમાત્રના શરીરમાં અગ્નિ, સૂર્ય તથા વાયુ એ ત્રણે રહેલા છે અને તેઓ પણ ધર્મના દ્રષ્ટા હોઈને મનુષ્યે કરેલાં કર્મોના સાક્ષી થાય છે.[૫૫] દિવસો અને રાત્રિઓ જેઓ સર્વ તરફ સંચાર કરીને સર્વ પદાર્થોનો સ્પર્શ કરે છે અને જેઓની વૃત્તિ પ્રકાશ તથા ગૂઢ રહેલી છે, તેઓ પણ મનુષ્યનાં કર્મોના સાક્ષી તરીકે (પરલોકમાં) હાજર રહે છે; માટે તું તારા ધર્મનું જ પાલન કર.[૫૬] પરલોકનો માર્ગ અનેક લોખંડી ચાંચોવાળાં પક્ષીઓ તથા વરુઓરૂપી શત્રુઓથી વ્યાપ્ત છે અને વિચિત્ર સ્વરૂપવાળી ભયંકર માખીઓથી ઊભરાઈ રહેલો છે, માટે તું તારાં કર્મની જ રક્ષા કર; કેમ કે તારાં કર્મ તે માર્ગે તને સહાયક તરીકે પ્રાપ્ત થશે. તેં પોતે જે કર્મો કર્યાં હશે, તેમાંથી તે માર્ગે કોઈ પણ ભાગીદાર થશે નહિ; કેમ કે જેણે જે કર્મો કર્યાં હોય છે, તેનું ફળ તેને પોતાને જ ભોગવવું પડે છે.[૫૭-૫૮] જેમ અપ્સરાઓ તથા મહર્ષિઓ પોતાનાં કર્મફળરૂપ સુખનો સ્વર્ગમાં અનુભવ કરે છે, તેમ દૈવી વિમાન મેળવવાની ઇચ્છાથી પરલોકમાં પ્રયાણ કરનારા પુણ્યશાળી મનુષ્યો પણ પોતાનાં કર્મ ફળરૂપ સુખને પામે છે. આ મનુષ્યલોકમાં પાપરહિત રહેનારા અને શુદ્ધજાતિમાં ઉત્પન્ન થયેલા કુશલાત્મા પુરુષોએ જે કંઈ શુભ કર્મો કર્યાં હોય છે, તેના ફળ તરીકે તેઓને ઉત્તમ સુખ પ્રાપ્ત થાય છે; એટલું જ નહિ પણ તે પુણ્યશાળી પુરુષો ગૃહસ્થધર્મરૂપ સેતુ(પુલ)વડે સંસારમહાસાગરને તરી જઈને પ્રજાપતિની, બૃહસ્પતિની તથા ઇંદ્રની સમાનતાને પામે છે અને અંતે પરમ ગતિ સંપાદન કરે છે.[૫૯-૬૧] હું તને આવા અનેક હજારો ઉપદેશ આપવાનો ઉત્સાહ ધરાવી શકું છું; પરંતુ સંક્ષેપમાં એટલું જ કહું છું કે, સર્વને પવિત્ર કરનારો મહાસમર્થ ધર્મ જ બુદ્ધિહીન મનુષ્યોને મોહ ઉપજાવનારાં પાપકૃત્યને દૂર કરનારો છે.[૬૨] તને ચોવીસ વર્ષો તો થઈ ગયાં છે અને આ સમયે તું પચીસ વર્ષનો થયો છે, માટે હવે તું ધર્મનો સંચય કરી લે. તારું વય પ્રતિદિન વીત્યું જાય છે.[૬૩] પ્રમાદરૂપી ગૃહની અંદર નિવાસ કરનારો કાળ તારી ઇંદ્રિયોને પોતપોતાના વિષયભોગથી ભ્રષ્ટ કરે તે પહેલાં માત્ર એક શરીરની સહાય લઈને તું ધર્મપાલન કરવા માટે ઉતાવળ કર.[૬૪] મરણસમયે આગળના ભાગમાં તથા પાછળના ભાગમાં તું એકલો જ જો ગમન કરીશ અને સારીનરસી ગતિમાં પણ તારે એકલાને જ જો જવું પડશે, તો પછી આ દેહનું તથા દેહનો સંબંધ ધરાવનારાં સ્ત્રીપુત્રાદિનું તારે શું કામ છે?[૬૫] પરલોકનો ભય જ્યારે ઉપસ્થિત થાય છે, ત્યારે પરલોકમાં જનારા મનુષ્યો એકલા જ ચાલી નીકળે છે; માટે પરલોકમાં હિતકારક કેવળ જ્ઞાનભંડારને જ તું ભરી લે.[૬૬] યમદેવ મહાસમર્થ છે; તેને કોઈનો સંગ નથી અને તેને અટકાવવા માટે કોઈ સમર્થ પણ નથી. (તેની જ્યારે ઇચ્છા થાય છે, ત્યારે) સમર્થ

કુળનો, મૂળનો તથા બાધવોનો તે નાશ કરી નાખે છે; માટે તું ધર્મનો આશ્રય કર.[૬૭] હે પુત્ર! આ ઉપદેશ મે મારા શાસ્ત્રજ્ઞાનને તથા અનુમાન પ્રમાણને અનુસરીને તને આપ્યો છે. માટે મે કહ્યું તે પ્રમાણે તું હમણાં જ કરવા માંડ.[૬૮] જે પુરુષ પોતે એકલો જ પોતાનાં કર્મ કરીને દેહને પોષે છે અને અમુક પ્રકારનાં ફળની મનમાં આશા રાખીને બીજાને દાન આપે છે,તે પુરુષ અજ્ઞાન તથા મોહથી ઉત્પન્ન થનારા દુઃખાદિ ગુણોથી યુક્ત થાય છે,[૬૯] પરંતુ જે પુરુષ શુભ ક્રિયાઓ કરીને સદાચાર રાખે છે, તે પુરુષને 'तत्त्वमसि' આદિ વાક્યોથી થનારું સંપૂર્ણ આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે અને તેને લીધે મોક્ષ નામના પરમપુરુષાર્થનું તેને દર્શન થાય છે. હે પુત્ર! મેં આપેલો આ ઉપદેશ કોઈ કૃતજ્ઞ પુરુષને જ તારે આપવો; કેમ કે કૃતજ્ઞને આપેલો ઉપદેશ સાર્થક થાય છે.[૭૦] મનુષ્યે ગ્રામના મધ્યભાગમાં નિવાસ કરવાની જે પ્રીતિ કરવી, તે સંસારમાં બાધી રાખનારી એક રજ્જુ (દોરડી) જ છે, માટે પુણ્યશાળી પુરુષો એ રજ્જુને કાપી નાખીને ચાલ્યા જાય છે, પણ પાપી પુરુષો તેને કાપી શકતા નથી. હે પુત્ર! તું જ્યારે મરણ પામીશ, ત્યારે ધન, બધુઓ કે પુત્રો તને શું કામ આવવાના છે? માટે તારી હૃદયગુહામાં રહેલા આત્માની જ તું શોધ કર અને તારા પિતામહો અહીંથી કયાં ચાલ્યા ગયા છે, તેનો વિચાર કર.[૭૧-૭૨] પ્રત્યેક મનુષ્યે કાલે કરવાનું હોય તે આજે કરી લેવું અને બપોરે કરવાનું હોય તે સવારમા કરી લેવું; કેમ કે મૃત્યુ એવી રાહ જોતું નથી કે, અમુક મનુષ્યે અમુક કાર્ય હજી કર્યું છે કે નથી કર્યું![૭૩] મનુષ્યનો જ્યારે નાશ થાય છે, ત્યારે તેના બાંધવો, જ્ઞાતિલાઓ તથા સુહૃદો (શ્મશાન સુધી) તેની પાછળ પાછળ આવે છે અને ત્યાં આવ્યા પછી મરેલાને અગ્નિમાં ફેંકી દઈને પાછા ઘર ભણી જ ચાલ્યા જાય છે.[૭૪] તું પરમાત્માને પ્રાપ્ત કરવા ઇચ્છતો હોય તો જે પુરુષો નાસ્તિક હોય, નિર્દય હોય અને પાપી ધર્મનો આશ્રય કરનારા હોય, તેઓનો તારે આળસ રાખ્યા વિના નિઃશંકપણે ત્યાગ કરવો.[૭૫] આ સમગ્ર લોકને કાળ પીડી રહ્યો છે અને પ્રાણીમાત્રનો તે સહાર કરી રહ્યો છે. માટે અતિ મહાન ધૈર્યનો આશ્રય કરીને તું સર્વ પ્રકારે ધર્માચરણ જ કર.[૭૬] પરમાત્માનુ દર્શન કરવા માટે મેં તને જે આ ઉપાય દર્શાવ્યો છે તેનું સારી રીતે જ્ઞાન કરનાર મનુષ્ય સ્વધર્મનુ ઉત્તમ રીતે પાલન કરીને આ લોકમા તથા પરલોકમા સુખી થાય છે.[૭૭] જે પુરુષો જાણે છે કે, દેહનો નાશ થાય છે, તો પણ મરણ છે જ નહિ અને સત્પુરુષોએ પાલન કરેલા માર્ગમાં જેઓ ચાલે છે, તે પુરુષોનો કદી વિનાશ જ થતો નથી. વળી જે પુરુષ પ્રતિદિન ધર્મની વૃદ્ધિ કરે છે, તે પુરુષ જ પડિત કહેવાય છે; પરંતુ ધર્મથી ભ્રષ્ટ થનારો પુરુષ મોહ પામે છે.[૭૮] મનુષ્ય કર્મના માર્ગમાં જેવા શુભ-અશુભ કર્મ કરે છે, તે પ્રમાણે જ તેને ફળ મળે છે. જે પુરુષ નીચ કર્મ કરે છે, તે નરકમા પડે છે અને જે પુરુષ ધર્મ-કર્મ કરે છે, તે સ્વર્ગમા જાય છે.[૭૯] આ મનુષ્ય જન્મ સ્વર્ગે ચડવાની સીડીરૂપ છે અને અતિ દુર્લભ છે, માટે મનુષ્યજન્મ પામીને મનને એટલું બધું સાવધ રાખવું જોઈએ કે જેથી પુનઃ જન્મ-મરણના ખાડામાં ન ગબડી પડાય.[૮૦] વિદ્વાનો કહે છે કે, જે પુરુષની બુદ્ધિ સ્વર્ગમાર્ગને અનુસરનારી હોઈ ને ધર્મનુ કદી ઉલ્લઘન કરતી નથી, તે પુરુષ જ પુણ્યકર્મ કરનારો છે અને તેવા પુરુષનો તેના પુત્રો કે બાંધવોને કદી શોક પણ કરવો પડતો નથી.[૮૧] જે પુરુષની બુદ્ધિ અધર્મથી નહિ હણાયલી હોઈ ને કેવળ ધર્મનિશ્ચયમાં જ સ્થિર રહે છે, તે પુરુષને સ્વર્ગલોકમાં સ્થાન મળે છે અને તેને નરકનો મહાભય રહેતો જ નથી.[૮૨] જે પુરુષો તપોવનમાં જ ઉત્પન્ન થયેલા હોય છે અને તપોવનમાં જ મરણ પામેલા હોય છે તેઓ કામભોગથી અજાણ્યા રહે છે અને તેથી જ તેઓને ધર્મનું અલ્પ ફળ પ્રાપ્ત થાય છે,×[૮૩] પરંતુ જેઓ પ્રાપ્ત થયેલા કામભોગનો ત્યાગ કરીને શરીર વડે તપ કરવા માંડે છે, તેઓને સપૂર્ણ ધર્મફળ પ્રાપ્ત થાય છે; એટલું જ નહિ પણ તેઓને ન મળે એવી કોઈ પણ વસ્તુ જગતમા નથી, એમ હુ માનું છું; અર્થાત ભોગ આદિની સામગ્રી હોવા છતા મનને વશ રાખીને કેવળ ધર્મનુ જ આચરણ કરવું તે સર્વોત્તમ છે.[૮૪]

× કેમ કે 'સહેજે બાવા બ્રહ્મચારી' એ કહેવત પ્રમાણે ભોગસાધનોના અભાવને લીધે, સૌ કોઈ ધર્માચરણ કરી શકે છે.

આપણે હજારો માતાપિતાઓનો અનુભવ કરી ગયા છીએ અને હવે પછી પણ કરીશું; તેમ જ સેંકડો પુરુષોને તથા સ્ત્રીઓને આપણે પામી ચૂકયા છીએ અને ભવિષ્યમાં પણ પામીશું; તાત્પર્ય કે આ જગતમાં તારું કોણ છે અને અમે કોના છીએ? અર્થાત્ કોઈ કોઈનું નથી.[૮૫] માત્ર હું એકલો જ છું, મારું કોઈ નથી; તેમ હું પણ બીજા કોઈનો નથી. હું તેવા કોઈને દેખતો નથી કે જેનો હું છું; તેમ જ તેવો કોઈ મને દેખાતો નથી કે જે મારો છે.[૮૬] તારે બીજા કોઈની સાથે કંઈ કામ નથી, તેમ બીજા કોઈને પણ તારી સાથે કંઈ કામ નથી. જગતનાં સર્વ પ્રાણીઓ પોતપોતાનાં કર્મને અધીન થઈને ઉત્પન્ન થયેલ છે અને તું પણ હવે પછી તારા કર્મ પ્રમાણે જ ઉત્પન્ન થઈશ.[૮૭] આ મનુષ્યલોકમાં જેઓ ધનવાન છે, તેઓનાં જ કુટુંબી મનુષ્યો તેઓની સાથે કુટુંબી તરીકે વર્તન દેખાડે છે; અર્થાત્ પાસે જો ધન હોય છે તો જ કુટુંબીજનો કુટુંબીજન તરીકે સમીપમાં રહે છે; પણ જેઓ દરિદ્ર હોય છે તેઓનાં કુટુંબીજનો તો તેઓને જીવતા મૂકીને નાસી જાય છે.[૮૮] પુરુષ પોતાની સ્ત્રી આદિનું ભરણપોષણ કરવા માટે અનેક પ્રકારનાં અશુભ કર્મ કરે છે; પરંતુ તે કર્મોના પરિણામે તેને આ લોકમાં તથા પરલોકમાં દુઃખ જ પ્રાપ્ત થાય છે.[૮૯] મનુષ્ય જોઈ શકે છે કે, કેવળ પોતાનાં કર્મોને લીધે જ આ જીવલોક છિન્નભિન્ન થઈ રહ્યો છે; માટે હે પુત્ર! મેં કહેલા ઉપદેશનું તું સંપૂર્ણ રીતે આચરણ કર. આ મનુષ્યલોક એક કર્મભૂમિ છે, એમ વિચારીને પરલોકની ઇચ્છા રાખનારા પુરુષે નિરંતર શુભ કર્મો જ કર્યા કરવાં; કેમ કે સર્વભક્ષક કાળ, મહિનાઓ અને ઋતુઓરૂપી તાવેથા તથા કડછી હાથમાં લઈને સૂર્યરૂપી અગ્નિ સળગાવીને તેમ જ દિવસો તથા રાત્રિઓરૂપી લાકડાંઓને તે અગ્નિમાં નાખીને, પ્રાણીઓનાં કર્મફળરૂપી સાક્ષીના દેખતાં જ સર્વ પ્રાણીઓને બળાત્કારે રાંધી ખાય છે, મનુષ્ય પાસે ધન હોય પણ તેનું દાન અને ભોગ કરવામાં ન આવે, તો તે ધનનો શો ઉપયોગ? મનુષ્યમાં બળ હોય પણ તેના શત્રુનો પરાભવ ન કરે તો તે બળનો શો ઉપયોગ? મનુષ્યે શાસ્ત્રોનું અધ્યયન કર્યું હોય પણ જો ધર્માચરણ ન કરે તો તે શાસ્ત્રાધ્યયનનું શું ફળ? અને જે પુરુષ ઇંદ્રિયોને તથા મનને વશ રાખતો નથી તે પુરુષમાં રહેલા આત્માનું શું પ્રયોજન છે?

ભીષ્મે કહ્યું: વ્યાસે કહેલા તે હિતવચન સાંભળીને શુકદેવજી મોક્ષનો ઉપદેશ આપનારા પોતાના પિતાનો ત્યાગ કરીને વનમાં (તપશ્ચર્યા કરવા માટે) ચાલ્યા ગયા.[૯૦-૯૪]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'વ્યાસનો વૈરાગ્ય સંબંધી ઉપદેશ' નામનો અધ્યાય ૩૨૧ મો સમાપ્ત

# अध्याय ३२२ मो

## જેવાં કર્મ તેવાં ફળ અવશ્ય મળે છે

॥ युधिष्ठिर उवाच ॥

**यद्यस्ति दत्तमिष्टं वा तपस्तप्तं तथैव च।**
**गुरूणां वापि शुश्रूषा तन्मे ब्रूहि पितामह ॥१॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે પિતામહ! મનુષ્યે દાન, યજ્ઞ, તપ અથવા ગુરુજનોની સેવા એમાંનું જે કંઈ કર્યું હોય તેનું શું ફળ મળે છે, તે મને કહો.[૧]

ભીષ્મે કહ્યું: મનુષ્યની બુદ્ધિ જ્યારે અધર્મથી યુક્ત થાય છે, ત્યારે તેનું મન પણ પાપકર્મ કરવા તૈયાર થાય છે. આ રીતે પાપી કર્મ કર્યા પછી મનુષ્યને મહાન દુઃખમાં પડવું પડે છે.[૨] પાપકર્મી મનુષ્યો નિત્ય દરિદ્ર થઈને એક દુષ્કાળમાંથી બીજા દુષ્કાળમાં જન્મે છે, એક ક્લેશથી બીજા ક્લેશને પામે છે અને એક ભયમાંથી બીજા ભયમાં આવી પડે છે. આ રીતે તેઓ મૂએલાના કરતાં પણ વધારે મૂએલા ગણાય છે; અર્થાત્ તેઓ જીવતા હોય છે છતાં મૂએલા જેવા જ ગણાય છે;[૩] પુણ્યશાળી મનુષ્યો શ્રદ્ધાળુ તથા સંયમી હોય છે; જેથી નિત્ય ધનવાન થઈને એક ઉત્સવ પછી બીજા ઉત્સવને પામે છે અને એક સ્વર્ગસુખ પછી બીજા સ્વર્ગસુખને પામે છે.[૪] જેઓ નાસ્તિક હોય છે તેઓ ક્રૂર પશુઓ તથા હાથીઓથી અગમ્ય અને સર્પો તથા ચોરોથી ભયંકર એવા અરણ્યપ્રદેશમાં, ચામડાંનાં મોજાં હાથે બાંધીને રખડ્યા કરે છે, તો પછી તેથી અધિક દુઃખ શું હોઈ શકે?[૫] પરંતુ જે મનુષ્યો દેવો તથા અતિથિઓ ઉપર પ્રીતિ રાખે છે, દાનાદિક આપે છે અને સત્પુરુષો ઉપર પ્રેમ રાખે છે તેઓ

ઓના કલ્યાણકારક માર્ગનો જ આશ્રય કરનારા ગણાય છે.[૬] જેમ ધાન્યનાં ફોતરાં ધાન્યમાં ગણાતાં નથી અને પૂત્યંડ નામના કીડાઓ (કુદાંઓ) પક્ષીઓમાં ગણાતા નથી, તેમ જેઓનામાં ધર્મ નથી તેવા મનુષ્યો મનુષ્યોમાં ગણાતા નથી.[૭] મનુષ્યે જે પ્રકારનું કર્મ કર્યું હોય છે, તે કર્મ પોતાનો કર્તા જો દોડી જતો હોય છે, તો ઝડપથી તેની પાછળ દોડી જાય છે અને જો સૂઈ રહેલો હોય છે તો તેની સાથે સૂઈ જાય છે.[૮] પાપી મનુષ્ય પાપકર્મ કરીને ઊભો રહે છે, ત્યારે તેનું કર્મ પણ ઊભું રહે છે, જો દોડી જાય છે તો તેનું કર્મ પણ પાછળ દોડવા માંડે છે અને જો કંઈ કર્મ કરવા મંડે છે તો તેનું કર્મ પણ તે કરે છે. આ રીતે પુરુષની છાયાની પેઠે તેનું કર્મ તેની પાછળ જ લાગુ રહે છે.[૯] જે જે મનુષ્યે જે જે પ્રકારનું કર્મ પૂર્વે કરેલું હોય છે તે તે કર્મનું અતિ નિશ્ચિત ફળ તે તે મનુષ્યને ઉત્તરોત્તર નિત્ય ભોગવવું પડે છે.[૧૦] જગતનાં પ્રાણીમાત્રને કર્મનો વિક્ષેપ, કર્મનું વિધાન અને કર્મનું રક્ષણ સમાન રીતે જ કરવાનું હોય છે અને કાળ તે સર્વ પ્રાણીઓને ચોતરફથી આકર્ષી લે છે.[૧૧] જેમ વૃક્ષોનાં પુષ્પો અને ફળો, પોતપોતાનો સમય આવતાં કોઈની પ્રેરણા નહિ હોવા છતાં ઊગી નીકળે છે, તેમ પૂર્વજન્મમાં કરેલાં કર્મ પણ પોતાના સમયને કદી ચૂકતાં નથી;[૧૨] તેમ જ માન, અપમાન, લાભ, હાનિ, ક્ષય તથા વૃદ્ધિ જ્યારે આવી પહોંચે છે, ત્યારે (મનુષ્યની ઇચ્છા ન હોય તોપણ) તેઓને દૂર કરાતાં નથી; (અર્થાત્ એમાંનું જે કાળે જે થવાનું હોય છે તે થયા જ કરે છે.) પરંતુ તેઓ પગલે પગલે નાશવંત છે.[૧૩] પ્રાણી ગર્ભશય્યામાં પ્રાપ્ત થાય છે, તે પછી તુરત જ પોતાના પૂર્વજન્મનાં સુખદુઃખને (અનુક્રમે) પામે છે.[૧૪] બાલ્ય, તરુણ કે વૃદ્ધ એમાંની હરકોઈ અવસ્થામાં આવીને મનુષ્ય જે કંઈ શુભ–અશુભ કર્મ કરે છે તેનું ફળ પ્રત્યેક જન્મમાં તે તે અવસ્થામાં તેને ભોગવવું પડે છે.[૧૫] જેમ એક વાછરડો હજારો ગાયોમાંથી પોતાની માતાને શોધી લે છે, તેમ પૂર્વજન્મનું કર્મ પણ પોતાના કર્તાને અસંખ્ય પ્રાણીઓમાંથી શોધી લે છે અને પછી તેની પાછળ પડે છે.[૧૬] જેમ એક મલિન વસ્ત્ર જળમાં ધોયા પછી શુદ્ધ (મેલ વિનાનું) થાય છે, તેમ પાપકર્મથી મલિન થયેલા પુરુષો પણ ઉપવાસો કરીને જો તપશ્ચર્યા કરે છે તો શુદ્ધ થાય છે અને પછી તેઓને લાંબા કાળ સુધી અનંત સુખ પ્રાપ્ત થાય છે.[૧૭] હે મહાબુદ્ધિમાન યુધિષ્ઠિર! જે મનુષ્યો લાંબા કાળ સુધી તપશ્ચર્યાનું સેવન કરે છે તે મનુષ્યોનાં પાપો તે તપરૂપ ધર્મથી નાશ પામે છે અને તેઓના સર્વ મનોરથો સિદ્ધ થાય છે. જેમ આકાશમાં પક્ષીઓનાં પગલાં દેખાતાં નથી અને જળમાં જેમ માછલાંઓનાં પગલાં દેખાતાં નથી, તેમ પુણ્યશાળી પુરુષોની ગતિ પણ જોવામાં આવતી નથી.[૧૮] બસ, હવે બીજાં અનેક આચરણ કરવા યોગ્ય કર્મોનું તથા બીજાઓ ધર્મવિરુદ્ધ વર્તતા હોય તેઓના અપરાધોનું કથન કરવાનું કંઈ પ્રયોજન નથી. માત્ર એટલું જ કહેવાનું કે, પ્રત્યેક મનુષ્યે ઉત્તમ અને યોગ્ય એવું પોતાને હિતકારક કર્મ કરવું.[૧૯]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં ‘જેવાં કર્મ તેવાં ફળ અવશ્ય મળે છે’ નામનો અધ્યાય ૩૨૨ મો સમાપ્ત

# अध्याय ३२३ मो

## વ્યાસનું તપ અને વરપ્રાપ્તિ

॥ युधिष्ठिर उवाच ॥

**कथं व्यासस्य धर्मात्मा शुको जज्ञे महातपाः ।**
**सिद्धिं च परमां प्राप्तस्तन्मे ब्रूहि पितामह ॥१॥**

યુધિષ્ઠિરે પૂછ્યું: હે પિતામહ! મહાતપસ્વી ધર્માત્મા શુકદેવ વ્યાસથી કેવી રીતે ઉત્પન્ન થયા હતા અને તેમને પરમ સિદ્ધિ કેવી રીતે પ્રાપ્ત થઈ હતી, તે મને કહો.[૧] તપોધન વ્યાસે કઈ સ્ત્રી વિષે શુકદેવને ઉત્પન્ન કર્યા હતા, મહાત્મા શુકની માતા કોણ હતી અને તેમનો શ્રેષ્ઠ જન્મ કેવી રીતે થયો હતો, તે અમે જાણતા નથી.[૨-૩] આ જગતમાં બીજા કોઈ પણ પુરુષને જે બુદ્ધિ થતી નથી, તે સૂક્ષ્મ જ્ઞાન વિષેની બુદ્ધિ શુકદેવને બાલ્યાવસ્થામાં જ કેવી રીતે થઈ?[૪] હે મહાબુદ્ધિમાન પિતામહ! આ શુકદેવના ચરિત્રને હું વિસ્તારથી સાંભળવા ઇચ્છું છું. ખરેખર, આવું ઉત્તમ અને અમૃત સમાન મહાપુરુષનું ચરિત્ર સાંભળતાં મને તૃપ્તિ જ થતી

-નથી.[૫] માટે હે પિતામહ! શુકદેવનું માહાત્મ્ય, આત્મયોગ અને તેમનું વિજ્ઞાન મને અનુક્રમે કહો.[૬]

ભીષ્મે કહ્યું: પૂર્વકાળના ઋષિઓ ધર્માચરણ કરતા હતા અને મોટા કહેવાતા હતા; તેમાં વર્ષો, પળિયાં, દ્રવ્ય કે બંધુઓ કારણરૂપ ન હતાં. (માત્ર તેઓનું ધર્માચરણ તેઓના મહત્ત્વનું કારણ હતું.) અમે એમ જ કહેવા માગીએ છીએ કે, જે કોઈ ધર્માચરણ કરે છે, તે જ અમારામાં મોટો ગણાય છે.[૭] હે પાંડુપુત્ર! તમે મને જેના સંબંધમાં પ્રશ્ન પૂછ્યો છે, તે સર્વનું મૂળ કેવળ તપ છે અને તે તપ ઇંદ્રિયોનો સંયમ કરવાથી થઈ શકે છે, બીજા કોઈ પ્રકારે થઈ શકતું નથી.[૮] મનુષ્ય ઇંદ્રિયોના પ્રસંગને લીધે જ (ઇંદ્રિયોમાંની આસક્તિને લીધે જ) દોષપાત્ર બને છે, એમાં કંઈ સંશય નથી; પરંતુ ઇંદ્રિયોને જો નિયમનમાં રાખે છે તો સિદ્ધિને પામે છે.[૯] હે તાત! ઇંદ્રિયોનો સંયમ કરવાથી જે મહાન ફળ પ્રાપ્ત થાય છે, તેની તુલના એક હજાર અશ્વમેધ યજ્ઞોના ફળની સાથે કે સો વાજપેય યજ્ઞોના ફળની સાથે થઈ શકતી નથી; અર્થાત્ એક હજાર અશ્વમેધ યજ્ઞનું ફળ તથા એક સો વાજપેય યજ્ઞનું ફળ ઇંદ્રિયોના સંયમથી થનાર ફળ પાસે તુચ્છ છે.[૧૦] હવે શુકદેવનો જન્મ, તેમનું યોગફળ તથા તેમને પ્રાપ્ત થયેલી ઉત્તમ ગતિ એ સર્વ વિષયની કથા હું તમને કહું છું. શુકદેવને જે ગતિ પ્રાપ્ત થયેલી છે, તે પાપી પુરુષને દુર્વિજ્ઞેય છે. પૂર્વે મેરુ પર્વતના શિખર ઉપર જ્યાં કરેણનાં વૃક્ષોનું વન આવેલું છે ત્યાં ભયંકર ભૂતગણોથી વીંટાયેલા શ્રીમહાદેવ વિહાર કરતા હતા. હિમાલયની પુત્રી દેવી પાર્વતી પણ તેમની સાથે જ હતાં. તે સમયે કૃષ્ણદ્વૈપાયન વ્યાસ તે મેરુવનમાં રહીને જ દિવ્ય તપશ્ચર્યા કરી રહ્યા હતા.[૧૧-૧૨] હે કુરુવંશના શ્રેષ્ઠ રાજા! ભગવાન વ્યાસે પુત્રની પ્રાપ્તિ માટે તપ કરવાનો આરંભ કર્યો હતો. તેમણે યોગધર્મમાં પરાયણ રહીને હૃદયમાં સર્વ ઇંદ્રિયોનો નિરોધ કર્યો હતો.[૧૩] તપશ્ચરણના આરંભસમયે જ વ્યાસે સંકલ્પ કર્યો હતો કે, 'મને અગ્નિ, ભૂમિ, જળ, વાયુ તથા આકાશના ધૈર્યની સમાનતા ધરાવનારો પુત્ર પ્રાપ્ત થાઓ.'[૧૪] આવો સંકલ્પ કરીને તેમણે ઉત્તમ તપશ્ચર્યાનો આરંભ કર્યો હતો અને પાપી મનુષ્યોને દુર્લભ શ્રીશંકર પાસે સંકલ્પ તથા યોગના બળથી વર સંપાદન કરવાનો નિશ્ચય કર્યો હતો.[૧૫] મહાસમર્થ વ્યાસે તે વેળા સો વર્ષ પર્યંત કેવળ વાયુનો જ આહાર કરીને શરીર ટકાવી રાખ્યું હતું અને વિવિધ સ્વરૂપો ધારણ કરનાર ઉમાપતિ મહાદેવનું આરાધન કરવા માંડ્યું હતું.[૧૬] તે સમયે સર્વ બ્રહ્મર્ષિઓ, રાજર્ષિઓ, સાધ્યો, વસુઓ, આદિત્યો, રુદ્રો, સૂર્ય, ચંદ્ર, વસુઓ, મરુદ્ગણો, સમુદ્રો, નદીઓ, અશ્વિનીકુમારો, દેવો, ગંધર્વો, નારદ, પર્વત, ગંધર્વ વિશ્વાવસુ, સિદ્ધો અને અપ્સરાઓ એ સર્વે, લોકપતિ શંકરનું ઉપાસન કરવા માટે ત્યાં આવ્યાં હતાં.[૧૭-૧૯] રુદ્ર નામધારી શ્રીમહાદેવ પણ કરેણનાં પુષ્પોની સુંદર માળા ધારણ કરીને ત્યાં આવેલા દેવમંડળની મધ્યમાં બિરાજ્યા હતા, જેથી જ્યોત્સ્નાને ધારણ કરનારા ચંદ્રની પેઠે શોભતા હતા.[૨૦] મેરુ પર્વતનું દિવ્ય વન, કે જે દેવો તથા દેવર્ષિઓથી વ્યાપ્ત છે, ત્યાં અસ્ખલિત વ્રત પાળનારા ઋષિ વ્યાસ, પુત્ર સંપાદન કરવા માટે ઉત્તમ સમાધિયોગમાં બેસી રહ્યા હતા;[૨૧] છતાં તેમની શરીરશક્તિ લેશમાત્ર ક્ષીણ થઈ ન હતી, તેમ જ તેમને કંઈ ગ્લાનિ પણ થઈ ન હતી. એ વાત ત્રણે લોકને આશ્ચર્યકારક થઈ પડી હતી.[૨૨] યોગારૂઢ થયેલા અને મહાતેજસ્વી તે વ્યાસઋષિની જટા અગ્નિશિખાઓ સમાન તેજસ્વી હોઈને પ્રજ્વલિત દેખાતી હતી.[૨૩] વ્યાસઋષિની આ કથા ભગવાન માર્કણ્ડેયે મને કહી હતી. સત્પુરુષોનાં ચરિત્રો નિત્ય તેમણે જ મને કહ્યાં છે.[૨૪] હે તાત! વ્યાસ ભગવાનની આ જટાઓ હજી સુધી પણ તે તપના પ્રભાવથી જાજ્વલ્યમાન દેખાય છે અને અગ્નિની પેઠે પ્રકાશી રહી છે.[૨૫] હે ભરતવંશી રાજા! વ્યાસના એ તપોબળથી તથા ભક્તિથી મહેશ્વરે મનમાં પ્રસન્ન થઈને તેમને વર આપવાનો નિશ્ચય કર્યો.[૨૬] પછી ભગવાન શંકર વેદવ્યાસની સંમુખ આવીને જાણે હસતા હોય તેમ મુખ મલકાવીને આ પ્રમાણે બોલ્યા: 'હે દ્વૈપાયન! તું જેવી ઇચ્છા રાખે છે તેવો જ પુત્ર તને થશે. તારો પુત્ર અગ્નિ, વાયુ, પૃથ્વી, જળ તથા આકાશની પેઠે મહા પવિત્ર થશે. વળી તારો પુત્ર, 'હું બ્રહ્મ છું' એવા બ્રહ્મભાવની જ ભાવના કરશે, બ્રહ્મમાં જ બુદ્ધિ રાખશે

બ્રહ્મસ્વરૂપ થશે અને બ્રહ્મનો જ આશ્રય કરશે. તે ઉપરાંત પોતાના તેજથી ત્રણે લોકને વ્યાપ્ત કરી દઈને અતુલ યશ સંપાદન કરશે.'[૨૭–૨૯]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન-પર્વમા 'વ્યાસનુ તપ અને વરપ્રાપ્તિ' નામનો અધ્યાય ૩૨૩મો સમાપ્ત

## अध्याय ३२४ मो

### શુકજન્મનો મહોત્સવ

॥ भीष्म उवाच ॥

**स लब्ध्वा परमं देवाद् वरं सत्यवतीसुतः ।**
**अरणीसहिते गृह्य ममंथाग्निचिकीर्षया ॥ १ ॥**

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર! દેવ શંકર પાસેથી તે ઉત્તમ વરદાન મેળવ્યા પછી સત્યવતીના પુત્ર વ્યાસે એક સમયે અગ્નિ ઉત્પન્ન કરવાની ઇચ્છાથી અરણીનાં બે કાષ્ઠ લઈને મંથન કરવા માંડ્યું.[૧] હે રાજન્! એ જ સમયે ભગવાન વ્યાસ ઋષિએ પોતાના તેજ વડે પરમ સુંદર રૂપને ધારણ કરનારી ઘૃતાચી નામની એક અપ્સરાને જોઈ[૨] હે યુધિષ્ઠિર! તે વનમાં અપ્સરાને જોતાં જ ભગવાન વ્યાસ ઋષિ એકાએક કામમોહિત થઈ ગયા.[૩] હે મહારાજા! ઘૃતાચી અપ્સરા પણ વ્યાસને કામથી વિહ્વળ ચિત્તવાળા જોઈ પોપટીનું સ્વરૂપ ધારણ કરીને તેમની સમીપ આવી.[૪] એ રીતે પોપટીના સ્વરૂપ-માં ઢંકાયેલી તે અપ્સરાને જોઈને વ્યાસનાં સર્વ ગાત્રોમાં કામદેવ પ્રસરી ગયો.[૫] વ્યાસ મુનિએ ઘણું મોટું ધૈર્ય ધારણ કરીને કામને રોકવા પ્રયત્ન કર્યો; પરંતુ અત્યંત ક્ષુબ્ધ થયેલા મનને તે વશ રાખી શક્યા નહિ.[૬] 'ભાવીભાવ અવશ્ય બને જ છે,' એ નિયમ પ્રમાણે ઘૃતાચીના શરીરે મુનિને આકર્ષી લીધા હતા જેથી અગ્નિને ઉત્પન્ન કરવાની ઇચ્છાથી ઘણા જ યત્નપૂર્વક પોતાના મનને તે વશ રાખતા હતા; છતાં (તેમનો પ્રયત્ન કેવળ નિષ્ફળ નીવડ્યો અને) આખરે તેમનુ વીર્ય અરણીના કાષ્ઠ ઉપર જ એકદમ નીકળી પડ્યું; તોપણ બ્રાહ્મણશ્રેષ્ઠ બ્રહ્મર્ષિ વ્યાસે શંકારહિત મન કરીને અરણીનું મંથન ચાલુ જ રાખ્યું. હે રાજા! અરણી ઉપર પડેલા વીર્યનું એ પ્રમાણે મંથન થયુ જેથી તેમાંથી મહાતપસ્વી એવા શુકદેવ ઉત્પન્ન થયા.[૭–૯] અરણી-માંથી ઉત્પન્ન થયેલા મહર્ષિ શુકદેવ જન્મસમયે જ મહાયોગી હતા, તેથી યજ્ઞમાં હવ્યપદાર્થનું પ્રાશન કરીને પ્રજ્વલિત થયેલા અગ્નિની પેઠે શોભી રહ્યા હતા.[૧૦] હે કુરુવંશી રાજા! શુકદેવ ઉત્પન્ન થયા તે સમયે તેમનુ સ્વરૂપ તેજ વડે અત્યંત ઝળહળી રહ્યું હતું અને તેમણે પોતાના પિતા સમાન જ અતિ શ્રેષ્ઠ રૂપ તથા વર્ણ ધારણ કર્યા હતાં.[૧૧] જાણે નિર્ધૂમ અગ્નિ હોય તેમ, શુદ્ધાત્મા શુકદેવજી તે વેળા શોભતા હતા. હે રાજા! શુકનો જન્મ થયો તે વખતે નદીઓમાં શ્રેષ્ઠ ગણાતી ગંગાનદી પ્રત્યક્ષ સ્વરૂપ ધારણ કરીને મેરુના શિખર પર આવી હતી અને પોતાની જળધારા વડે શુકદેવને તૃપ્ત કરી રહી હતી. તેમ જ હે કુરુવંશી રાજેન્દ્ર! આકાશમાંથી એક દંડ તથા કાળું મૃગચર્મ પણ મહાત્મા શુક-દેવને માટે ત્યા પૃથ્વી પર પડ્યાં હતાં; એટલું જ નહિ પણ તે વેળા ગંધર્વો ગાવા લાગ્યા, અપ્સરાઓ નૃત્ય કરવા લાગી, દેવનાં દુંદુભિઓ મોટા ગડગડાટ સાથે વાગવા લાગ્યાં, ગંધર્વ વિશ્વાવસુ, તુંબુરુ, નારદ, હાહા અને હૂહૂ શુકના જન્મનિમિત્તે સ્તુતિ કરવા લાગ્યા. ઇંદ્રાદિ લોકપાલો, દેવો, દેવર્ષિઓ તથા બ્રહ્મર્ષિઓ પણ ત્યાં આવી પહોંચ્યા અને વાયુ સર્વ જાતનાં દિવ્ય પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યો.[૧૨–૧૭] તાત્પર્ય કે, શુકદેવના જન્મસમયે સ્થાવરજંગમ સર્વ જગત અત્યંત હર્ષમાં આવી ગયુ હતું. મહાતેજસ્વી મહાત્મા શંકર પોતે દેવી પાર્વતીની સાથે ત્યાં આવ્યા હતા અને તેમણે વ્યાસ મુનિના પુત્ર શુકદેવનો જન્મ થયો કે, તુરત જ પ્રીતિ અને વિધિપૂર્વક તેમનો ઉપનયન સંસ્કાર કર્યો હતો. હે રાજા! તે પછી દેવના રાજા ઇંદ્રે પ્રસન્ન થઈને અદ્દભુત દેખાવનું દિવ્ય કમંડલુ તથા દિવ્ય વસ્ત્રો શુકદેવને અર્પણ કર્યાં. હે ભારત! તે સમયે હંસ, શતપત્ર, સારસ, પોપટ અને ચાષ વગેરે હજારો માંગલિક ગણાતાં પક્ષીઓ શુકદેવની જમણી બાજુ થઈને ઊડવા લાગ્યાં. એ પ્રમાણે અરણીમાંથી ઉત્પન્ન થયેલા મહાબુદ્ધિમાન અને મહાતેજસ્વી શુકદેવ દિવ્ય જન્મ પ્રાપ્ત કર્યાં પછી ચિત્તની એકાગ્રતાપૂર્વક વ્રતનું પાલન કરવા લાગ્યા અને તે મેરુવનમાં જ રહેવા લાગ્યા. હે મહારાજા! રહસ્ય તથા સંગ્રહ સહિત સર્વ વેદો જેમ તેમના

પિતાને પ્રાપ્ત થયા હતા, તેમ જન્મ થતાની સાથે જ શુકદેવને પ્રાપ્ત થયા હતા તેમણે વેદો તથા વેદાંગોના ભાષ્યોનુ સપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કર્યું હતુ, છતા (લોકવ્યવહારને અનુસરીને) ગુરુ બૃહસ્પતિને પોતાના ઉપાધ્યાય તરીકે સ્વીકાર્યા હતા અને હે મહારાજા! નિત્ય ધર્મનુ જ ચિતન કરવા માડ્યુ હતું મહામુનિ શુકદેવે રહસ્યો તથા સગ્રહો સહિત સમગ્ર વેદોનુ અધ્યયન કરીને તેમ જ ઇતિહાસ તથા રાજધર્મનો સપૂર્ણ અભ્યાસ કરીને ગુરુને દક્ષિણાદાન કર્યા પછી સમાવર્તન સસ્કાર પણ કર્યો હતો. પછી સદાને માટે બ્રહ્મચારી રહીને સાવધાની પૂર્વક ઉગ્ર તપશ્ચર્યાનો તેમણે આરભ કર્યો હતો. મહાતપસ્વી શુકદેવ પોતાની બાલ્યાવસ્થામા પણ જ્ઞાન તથા તપના પ્રભાવથી સર્વ દેવતાઓ તથા ઋષિઓના સલાહકાર અને માન્ય ગણાતા હતા હે રાજા! તેમણે કેવળ મોક્ષધર્મને જ (સન્યાસને) જ બીજા સર્વ આશ્રમોમા અતિ મહત્ત્વનો જોયો હતો, તેથી તેમની બુદ્ધિ ગૃહસ્થાશ્રમરૂપ મૂળવાળા ત્રણે આશ્રમોમા કદી રમણ કરતી ન હતી ૧૮–૨૭

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમા 'શુકજન્મનો મહોત્સવ' નામનો અધ્યાય ૩૨૪મો સમાપ્ત

# अध्याय ३२५मो

## જ્ઞાનપ્રાપ્તિ માટે શુકનું મિથિલાગમન

॥ भीष्म उवाच ॥

स मोक्षमनुचिन्त्यैव शुकः पितरमभ्यगात्।
प्राहाभिवाद्य च गुरुं श्रेयोऽर्थी विनयान्वितः ॥१॥

ભીષ્મે કહ્યુ · હે યુધિષ્ઠિર! 'મોક્ષ કેવી રીતે મેળવવો?' એ વિષેનો મનમા વિચાર કરીને એક દિવસે શુકદેવ પોતાના પિતા પાસે ગયા અને વિનયપૂર્વક તેમને નમન કરીને મોક્ષરૂપ શ્રેય સપાદન કરવાની ઇચ્છાથી આ પ્રમાણે પૂછવા લાગ્યા· 'હે ભગવન્! તમે મોક્ષધર્મમા કુશળ છો, માટે હે પ્રભુ! મારા મનને પરમ શાતિ થાય તે પ્રમાણે મને ઉપદેશ આપો'[૧,૨] પોતાના પુત્રના એ વચન સાભળ્યા પછી મહર્ષિ વ્યાસે તેને આ પ્રમાણે કહ્યું 'તું મોક્ષશાસ્ત્રનુ અધ્યયન કર અને બીજા અનેક પ્રકારના ધર્મોનો અભ્યાસ કર'[૩] હે ભારત! પિતાની એ આજ્ઞા થઈ એટલે ધાર્મિકોમા શ્રેષ્ઠ શુકદેવે સમગ્ર યોગશાસ્ત્રનો તથા સાખ્યશાસ્ત્રનો અભ્યાસ કર્યો[૪] પછી વ્યાસના જાણવામા આવ્યુ કે, મારો પુત્ર બ્રાહ્મી શોભાથી યુક્ત થયો છે, બ્રહ્મા સમાન પરાક્રમી થયો છે અને મોક્ષધર્મમા કુશળ થયો છે.[૫] ત્યારે તેમણે શુકદેવને કહ્યુ કે, 'તું મિથિલાના રાજા જનક પાસે જા, તે તને સમગ્ર મોક્ષશાસ્ત્રનો અર્થ કહેશે.'[૬]

તે પછી હે રાજા! પિતાની એ આજ્ઞા સ્વીકારીને શુકદેવ ધર્મની નિષ્ઠા પૂછવાને તથા મોક્ષનો પરમ આશ્રય જાણવા માટે મિથિલા જવા તૈયાર થયા[૭] જતી વખતે વ્યાસે તેમને કહ્યુ કે, 'તારે વિસ્મિત થયા વિના એક સામાન્ય મનુષ્યની પેઠે પગે ચાલીને જ ત્યા જવુ, પણ પોતાનો યોગપ્રભાવ દેખાડીને આકાશમાર્ગે જવુ નહિ તેમ જ તારે સરળતા ધારણ કરીને જવુ અને ત્યા જઈને સુખ મેળવવાની ઇચ્છાથી સ્ત્રી આદિ વિશેષ પદાર્થોની શોધ કરવી નહિ, કેમ કે તેવા વિશેષ પદાર્થો સસારમા આસક્તિ કરાવનારા છે. તે રાજા આપણો યજમાન છે, માટે તેની પાસે જઈને તારે અહકાર કરવો નહિ, પણ તેના વશમા રહેવું તારા સશયોને તે છેદી નાખશે વળી તે રાજા ધર્મકુશળ છે, મોક્ષશાસ્ત્રમા પણ નિપુણ છે અને મારો યજમાન છે, માટે તે તને જે કહે, તે તારે શકા રાખ્યા વિના કરવુ'[૮–૧૧]

વ્યાસે એ પ્રમાણે હિતશિક્ષા કહી, એટલે તે ધર્માત્મા મુનિ આકાશમાર્ગે થઈને સમુદ્રો સહિત આખી પૃથ્વીનુ ઉલ્લઘન કરવા શક્તિમાન હતા, છતા પગે ચાલતા જ મિથિલા જવા નીકળ્યા[૧૨] ચાલતા ચાલતા પર્વતો, નદીઓ, તીર્થો, સરોવરો, અનેક શિકારી પશુઓથી વ્યાપ્ત અરણ્યો તથા વનોનુ ઉલ્લઘન કરીને તેમ જ ઇલાવૃત્તખડ, હરિવર્ષખડ અને કિપુરુષખડ એ ત્રણે ખડોને અનુક્રમે ઓળંગીને તે શુકદેવ ભરતખંડમા આવી પહોચ્યા[૧૩,૧૪] ત્યા ચીન, હૂણ વગેરે અનેક જાતિના મનુષ્યોથી વસાયલા વિવિધ પ્રકારના દેશો તેમણે જોયા અને પછી તે મહામુનિ આ આર્યાવર્ત દેશમા આવી પહોચ્યા[૧૫] પોતાના પિતાએ જે હિતશિક્ષા કહી હતી, તેનુ જ ચિતન કરતા કરતા તેમણે આકાશમા ઊડતા પક્ષીની પેઠે ઝડપથી માર્ગ

કાપવા માંડ્યો.[૧૬] માર્ગમાં રમણીય અને સમૃદ્ધ અનેક શહેરો તથા નગરો આવતાં હતાં; તેમ જ તરેહ તરેહનાં રત્નો નજરે ચડતાં હતાં; પરંતુ તેઓને તે જોતા હતા, છતાં પણ વસ્તુતઃ તેમની દૃષ્ટિ તેમાં આસક્ત ન હતી.[૧૭] માર્ગે ચાલતાં ચાલતાં ઘણા સુંદર બગીચાઓનું, અનેક પવિત્ર મંદિરોનું તથા રત્નોનું તે ઉલ્લંઘન કર્યે જતા હતા.[૧૮] પછી થોડા સમયમાં તો ધર્મરાજ મહાત્મા જનકના રક્ષણ તળે રહેલા વિદેહ દેશમાં પણ તે જઈ પહોંચ્યા. તે દેશમાં પુષ્કળ અન્ન, રસ તથા ભોજનથી ભરપૂર અનેક ગામડાંઓ તેમના જોવામાં આવ્યાં; તેમ જ સંખ્યાબંધ ગાયોથી ભરેલા વાડાઓ, નેસડાઓ, ડાંગેર તથા જવથી ભરપૂર ખેતરો, હંસ તથા સારસોથી સેવાયલા પ્રદેશો અને સેંકડો શોભાયમાન કમલિનીઓથી સુશોભિત સરોવરો પણ તેમણે જોયાં.[૧૯-૨૧] આ વિદેહ દેશ જેમાં મોટી સમૃદ્ધિવાળા મનુષ્યો વસી રહ્યા હતા, તેને વટાવીને શુકદેવ મિથિલાના મનહર ઉપવનમાં જઈ પહોંચ્યા કે, જે ઉપવન ઘણું જ સમૃદ્ધિવાન હતું.[૨૨] તેમાં પુષ્કળ હાથીઓ, ઘોડાઓ અને રથો જોવામાં આવતા હતા, તેમ જ અનેક નરનારીઓની ઠઠ જામી હતી, છતાં મનના દૃઢ નિશ્ચયવાળા શુકદેવ તે તરફ લક્ષ પણ નહિ આપતાં આગળ જ વધવા લાગ્યા.[૨૩] તેમના મનમાં કેવળ મોક્ષ સંબંધી જ વિચાર આવ્યા કરતા હતા અને તેનો જ ભાર તેમના મન ઉપર વહી રહ્યો હતો, તેમનું મન કેવળ આત્મામાં જ રમણ કરતું હતું અને તેથી જ તેમનું ચિત્ત પ્રસન્ન રહેતું હતું. આ રીતે શુકદેવ મિથિલા પાસે આવી પહોંચ્યા અને મનમાં શંકા રાખ્યા વિના જ નગરીના દરવાજામાં જેવા દાખલ થતા હતા કે તુરત જ દ્વારપાલોએ ઉગ્ર વાણી કહીને તેમને અટકાવ્યા.[૨૪-૨૫] તે સમયે લેશમાત્ર ક્રોધ કર્યા વિના ત્યાં ને ત્યાં જ તે ઊભા રહ્યા. વળી સૂર્યના પ્રખર તાપને લીધે, મુસાફરીના સખત પરિશ્રમને લીધે અને ક્ષુધા કે તૃષાની પીડાને લીધે તેમના શરીરમાં લેશમાત્ર ક્ષીણતા કે લેશમાત્ર ગ્લાનિ જણાતી ન હતી; તેમ જ જે સ્થળે તે ઊભા હતા, તે સ્થળે સૂર્યનો ઘણો જ તાપ હતો, છતાં ત્યાંથી એક ડગલું પણ દૂર ખસ્યા નહિ. આ રીતે શુકદેવને સમભાવવાળા જોઈ તે દ્વારપાલોમાંહેના એક દ્વારપાલને તેમનું અપમાન કર્યા બદલ શોક થવા લાગ્યો. તેણે મધ્યાહ્નકાળના સૂર્યની પેઠે શુકદેવને ત્યાં ઊભેલા જોઈ બે હાથ જોડી નમન કર્યું અને યથાયોગ્ય પૂજા કરીને રાજમહેલના બીજા દરવાજામાં દાખલ કરાવ્યા. હે તાત! શુકદેવજી ત્યાં બેઠા બેઠા પણ મોક્ષનું જ ચિંતન કરતા હતા, તેમની દૃષ્ટિ સર્વત્ર સમાન જ હતી, તેથી છાયામાં તથા તડકામાં તેમને સમાનપણું જ દેખાતું હતું. પછી એક મુહૂર્ત જેટલો સમય થયો, એટલો રાજાનો મંત્રી બે હાથ જોડીને તેમની પાસે આવ્યો અને રાજમહેલના ત્રીજા દરવાજામાં તેમને લઈ ગયો. ત્યાં અંતઃપુર સાથે સંબંધવાળું પ્રમદાવન શોભી રહ્યું હતું. તે પ્રમદાવન કુબેરના ચૈત્રરથ નામના વનસમાન સુંદર હતું, જુદાં જુદાં અનેક જળાશયો તથા વિહારસ્થાનોથી યુક્ત હતું અને પુષ્પોથી ખીલી રહેલાં અનેક વૃક્ષોથી રમ્ય હતું. મંત્રીએ તે ઉત્તમ પ્રમદાવનમાં શુકદેવને દાખલ કરાવ્યા અને એક આસન ઉપર બેસવાનું કહીને પોતે ત્યાંથી બહાર નીકળી ગયો. તેના ગયા પછી સુંદર વેશવાળી પચાસ વારાંગનાઓ શુકદેવ પાસે દોડી આવી. તેઓ સર્વે સુંદર નિતંબવાળી હતી, અવસ્થાએ તરુણ હતી, પ્રીતિજનક દેખાવવાળી હતી, લાલ વર્ણનાં સૂક્ષ્મવસ્ત્રોને ધારણ કરનારી હતી, શુદ્ધ સુવર્ણના અલંકારોને પહેરનારી હતી, વાતચીત કરવામાં કુશળ હતી, નૃત્ય અને ગાયનકળામાં નિપુણ હતી, હાસ્યપૂર્વક ભાષણ કરનારી હતી, રૂપમાં અપ્સરાઓ સમાન હતી, કામના ઉપચારમાં કુશળ હતી, ભાવને જાણનારી હતી અને સર્વ વિષયોમાં પ્રવીણ હતી. આ સ્ત્રીઓએ પાદ્ય આદિ પૂજાસામગ્રી તૈયાર કરીને વિધિપૂર્વક શુકદેવની પૂજા કરી અને સમયાનુસાર તૈયાર કરેલા સ્વાદિષ્ટ અન્નનું ભોજન પીરસી શુકદેવને તૃપ્ત કર્યા. હે તાત! એ પ્રમાણે અંતઃપુરના પ્રમદાવનમાં શુકદેવે ભોજન કર્યું; તે પછી તે સ્ત્રીઓએ પ્રમદાવનનો એક સુંદર પ્રદેશ તેમને બતાવ્યો. આ રીતે હે ભારત! બીજાના અભિપ્રાયને જાણનારી તે સ્ત્રીઓએ જુદી જુદી ક્રીડાઓ કરીને, હસીને તથા ઉત્તમ રીતે ગાન કરીને ઉદાર બુદ્ધિવાળા તે શુકદેવની સેવા

કરવા માડી. પરતુ અરણીમાથી ઉત્પન્ન થયેલા શુદ્ધાત્મા શુકદેવ ઇંદ્રિયોને વશ રાખનારા હતા, પોતાના કર્મ કરવામા જ આસક્ત રહેનારા હતા, સર્વ સ દેહોથી રહિત હતા અને ક્રોધને જીતનારા હતા, તેથી જરાય હર્ષ પામ્યા નહિ કે ક્રોધાયમાન પણ થયા નહિ. પછી તે ઉત્તમ સ્ત્રીઓએ શુકદેવને દેવતાઓને યોગ્ય એવા રત્નોથી શોભી રહેલું દિવ્ય આસન તથા દિવ્ય શય્યા અર્પણ કરી કે જે શય્યા પર મહાકીમતી ઓછાડ ઓઢાડેલો હતો. શુકદેવ હાથપગ ધોઈને તથા સધ્યોપાસન વગેરે નિત્યનિયમ કરીને તે પવિત્ર શય્યા પર બિરાજ્યા અને તે સમયે પણ કેવળ મોક્ષ વિષેનુ જ ચિંતન કરવા લાગ્યા. રાત્રિના પ્રથમ ભાગમા કેવળ ધ્યાન પરાયણ રહીને જ તે શય્યા પર પોતે બેસી રહ્યા અને પછી મધ્યરાત્રિનો સમય થયો, ત્યારે સમર્થ શુકદેવે યોગશાસ્ત્રમા કહેલા વિધિ પ્રમાણે નિદ્રા લેવા માડી તે પછી એક મુહૂર્ત જેટલા સમયમા તો શય્યામાથી ઊઠીને શૌચાદિ નિત્ય કર્યું અને સ્ત્રીઓના પરિવારમા પણ તે બુદ્ધિમાન મુનિ ધ્યાન કરવા જ બેસી ગયા

હે ભારત! એ પ્રમાણે કૃષ્ણદ્વૈપાયનના પુત્ર શુકદેવે રાજકુળમા અસ્ખલિતપણે રહીને બાકીનો દિવસ તથા રાત્રિ વ્યતીત કર્યા ૨૬-૪૪

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાં તર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમા 'જ્ઞાનપ્રાપ્તિ માટે શુકનુ મિથિલાગમન' નામનો અધ્યાય ૩૨૫ મો સમાપ્ત

## अध्याय ३२६ मो

### જનક અને શુકદેવનો સમાગમ તથા સવાદ

॥ भीष्म उवाच ॥

ततः स राजा जनको मंत्रिभिः सह भारत।
पुरः पुरोहितं कृत्वा सर्वाण्यंतःपुराणि च ॥१॥

ભીષ્મે કહ્યુ હે ભરતવશી રાજા! તે પછી રાજા જનક મત્રીઓને સાથે લઈને તથા પોતાના પુરોહિતને તેમ જ સર્વ અત પુરને આગળ કરીને ગુરુપુત્ર શુકદેવને મળવા માટે આવ્યા. તે સમયે તેમણે એક આસન તથા વિવિધ પ્રકારના રત્નો પણ સાથે આણ્યા હતા અને પૂજાની સામગ્રી પોતાના મસ્તક પર ગ્રહણ કરી હતી ૧-૨ રાજા જનકે સર્વતો ભદ્ર નામનું પરમ માન્ય ગણાતું આસન જે અનેક રત્નોથી વિભૂષિત હતું, અમૂલ્ય બિછાનાથી બિછાવેલું હતું અને ઋદ્ધિમાન હતું, તે આસનને પોતાના હાથ વડે સ્પર્શ કરીને પુરોહિત દ્વારા ગુરુપુત્રને અર્પણ કર્યું.૩-૪ વ્યાસના પુત્ર શુકદેવ તે આસન ઉપર બિરાજ્યા, એટલે રાજાએ પ્રથમ પાદ્ય તથા અર્ઘ્ય નિવેદન કરીને શાસ્ત્રવિધિ પ્રમાણે તેમની પૂજા કરી અને એક ગાય દાનમા આપી.૫ બ્રાહ્મણ શ્રેષ્ઠ શુકદેવે શાસ્ત્રીય મત્રવિધિપૂર્વક કરવામા આવેલી રાજા તરફની પૂજાનો સ્વીકાર કર્યો અને ગાયને બીજા કોઈને આપી દેવાની આજ્ઞા આપી તથા રાજાનુ સન્માન કરીને તેનુ કુશળ પૂછ્યું ૬-૭ હે રાજેદ્ર! સર્વ પરિવાર સહિત રાજાને શુકદેવે કુશળ પ્રશ્ન પૂછ્યો, તે પછી જનક રાજા તેમની આજ્ઞા લઈને સર્વ રાજકુટુબ સાથે ત્યા બેઠો.૮ રાજા જનક ઉદાર સત્ત્વવાળો અને ઉદાર કુળમા ઉત્પન્ન થયો હતો તેમણે શુકદેવ સામે બે હાથ જોડી, પૃથ્વી સુધી નમીને તેમને કુશળ સમાચાર પૂછ્યા અને પછી 'આપ શા કારણથી અહીં પધાર્યા છો?' એવો પ્રશ્ન કર્યો ૯

શુકદેવે કહ્યું 'હે રાજા! તારુ કલ્યાણ થાઓ, મને મારા પિતાએ કહ્યુ છે કે, આપણો યજમાન વિદેહ રાજા જે 'જનક' એવા નામથી પ્રસિદ્ધ છે, તેને મોક્ષધર્મનુ સપૂર્ણ જ્ઞાન છે,૧૦ માટે તુ એની પાસે સત્વર જા, કેમ કે પ્રવૃત્તિ અથવા નિવૃત્તિના સબધમા તારા હૃદયમા જે સશય ઉત્પન્ન થયો છે, તેનો તે નાશ કરશે ' આ પ્રમાણે મારા પિતાની આજ્ઞાથી હુ તને મારા સશયો પૂછવા માટે અહીં આવ્યો છુ, માટે હે ધાર્મિકશ્રેષ્ઠ રાજા! મારા પ્રશ્નોના ઉત્તર યથાર્થ રીતે તું મને કહે ૧૧-૧૨ બ્રાહ્મણે આ જગતમા શું કરવુ જોઈએ? મોક્ષરૂપ પુરુષાર્થનુ શું સ્વરૂપ છે અને કયા સાધનથી મોક્ષને પ્રાપ્ત કરવો? જ્ઞાનથી મોક્ષ મળે કે તપથી મળે છે?૧૩

જનકે કહ્યુ 'હે તાત! જન્મથી આરભીને બ્રાહ્મણે શુ કરવુ જોઈએ, તે હુ તમને કહુ છું, સાભળો બ્રાહ્મણને ઉપનયનસસ્કાર થઈ જાય કે તરત જ તેણે વેદાધ્યયન કરવા તત્પર થવુ. હે સમર્થ શુકદેવ! તપ, ગુરુસેવા અથવા બ્રહ્મ

ચર્યપરાયણ રહીને તેણે વેદાભ્યાસ કરવો, દેવો તથા પિતૃઓના ઋણમાંથી મુક્ત થવું, અદેખાઈનો ત્યાગ કરવો અને બરાબર નિયમો પાળીને વેદાધ્યયન સમાપ્ત થાય તે પછી ગુરુને દક્ષિણા આપવી અને ગુરુની આજ્ઞા લઈ સમાવર્તનસંસ્કાર કરવો; સમાવર્તનસંસ્કાર કરી લીધા પછી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરીને પોતાની સ્ત્રી સાથે નિવાસ કરવો અને ઈર્ષ્યાદોષથી રહિત થઈને શાસ્ત્રવિધિપૂર્વક અગ્નિહોત્ર લેવું.[૧૪-૧૭] તે પછી પુત્રપૌત્રાદિ સંતતિ ઉત્પન્ન કરીને વાનપ્રસ્થાશ્રમનો સ્વીકાર કરવો. તે આશ્રમમાં રહીને પણ પોતાના ગૃહસ્થાશ્રમ સમયના અગ્નિનું શાસ્ત્રવિધિ પ્રમાણે પૂજન કરવું-ગૃહસ્થાશ્રમના અગ્નિમાં જ હવન-હોમ કરવો અને અતિથિઓનો સત્કાર કરવો.[૧૮] પછી ધર્મને જાણનારા તે બ્રાહ્મણે વનમાં યોગશાસ્ત્રના વિધિ પ્રમાણે અગ્નિનું આત્મામાં આરોપણ કરીને સુખદુઃખાદિ દ્વંદ્વોથી રહિત થવું અને વિરક્તચિત્ત થઈને સંન્યાસાશ્રમ ધારણ કરવો.[૧૯]

શુકદેવે પૂછ્યું : બ્રહ્મચર્યાશ્રમની પહેલાં જ કોઈને* જ્ઞાન તથા વિજ્ઞાન ઉત્પન્ન થયાં હોય અને કાયમને માટે હૃદયમાંથી સુખદુઃખાદિ દ્વંદ્વો દૂર થયાં હોય, તો તે પુરુષને પહેલા ત્રણ આશ્રમોમાં રહેવાની શી આવશ્યકતા છે?[૨૦] હે રાજા! એ વિષે હું તમને પૂછું છું, માટે વેદાર્થના તત્ત્વને અનુસરીને તમે મને કહો.[૨૧]

જનકે કહ્યું : શાસ્ત્ર કહે છે કે, જ્ઞાન તથા વિજ્ઞાન સંપાદન કર્યા વિના મોક્ષપ્રાપ્તિ થતી નથી; તેમ જ ગુરુનો સંબંધ કર્યા વિના જ્ઞાનપ્રાપ્તિ થતી નથી.[૨૨] મનુષ્યને સંસારસમુદ્રમાંથી તારનારા (નાવિકરૂપ) ગુરુ કહેવાય છે અને જ્ઞાન નૌકારૂપ કહેવાય છે; માટે બ્રહ્મને જાણ્યા પછી કૃતાર્થ થઈને સંસારને તરી ગયા પછી જ જ્ઞાન તથા ગુરુનો પુરુષે ત્યાગ કરવો.[૨૩] જગતના મનુષ્યોનો તથા વૈદિક કર્મોનો વિનાશ ન થઈ જાય તે માટે પૂર્વકાળના જ્ઞાની પુરુષોએ પણ વર્ણાશ્રમધર્મનું આચરણ કર્યું છે.×[૨૪] માટે આશ્રમધર્મના પાલનરૂપ ક્રમને અનુસરીને અનેક જન્મો સુધી તે તે કર્મો કર્યા કરવાં, જેથી અંતે શુભઅશુભ કર્મોનો નાશ થઈ જાય છે અને મોક્ષપ્રાપ્તિ પણ થાય છે.[૨૫] વળી અનેક જન્મો સુધી તે તે આશ્રમધર્મોનું પાલન કરીને જેની ઇંદ્રિયો અને મન શુદ્ધ થયેલાં હોય છે, તે પુરુષને છેવટના જન્મસમયે બ્રહ્મચર્યાશ્રમમાં પણ મોક્ષપ્રાપ્તિ થઈ જાય છે.[૨૬] અને આ રીતે જેને મોક્ષપ્રાપ્તિ થઈ છે, તેવા વિદ્વાન પુરુષને પાછળના ત્રણ આશ્રમધર્મોનું પાલન કરવાની શી આવશ્યકતા છે? કેમ કે પરમતત્ત્વને પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખનારા તે પુરુષને તે અર્થનો સાક્ષાત્કાર થઈ ચૂકયો જ હોય છે.×[૨૭] માત્ર એ પુરુષે એટલું જ કરવું આવશ્યક છે કે, તેણે રાજસ તથા તામસ દોષોનો નિત્ય ત્યાગ કરવો અને સાત્ત્વિક માર્ગનો આશ્રય કરીને પોતાના અંતરાત્મા વડે જ આત્માનાં દર્શન કરવાં.[૨૮] જે પુરુષ પ્રાણીમાત્ર વિષે પોતાના આત્માને જુએ છે અને પોતાના આત્મા વિષે પ્રાણીમાત્રને રહેલાં જુએ છે, તે પુરુષ, હંસપક્ષી જળમાં વિચરે છે, છતાં જળથી જેમ લેપાતું નથી, તેમ સંસારમાં રહ્યા છતાં સંસારના બંધનકારક ધર્મોથી લેપાતો નથી; અર્થાત્ આત્મજ્ઞાની પુરુષને શુભ-અશુભ કર્મોની કંઈ અસર થતી નથી.[૨૯] જે પુરુષ સુખદુઃખાદિ દ્વંદ્વોથી રહિત થઈને પરમ શાંતિને પામેલો હોય છે, તે પુરુષ દેહનો ત્યાગ કર્યા પછી મુક્ત થાય છે અને એક *પક્ષીની પેઠે આ જીવલોકમાંથી ઊર્ધ્વલોકમાં જઈને અનંત કાળ પર્યંત મોક્ષસુખને જ પામે છે.[૩૦] હે તાત! આ વિષયમાં

* શાસ્ત્રજન્ય જે બુદ્ધિ તે જ્ઞાન કહેવાય છે અને અનુભવથી ઉત્પન્ન થયેલું જે જ્ઞાન તે વિજ્ઞાન કહેવાય છે.

× આ શ્લોકમાં જનકના કહેવાનો ભાવ એ છે કે, મુનિ વામદેવની પેઠે કોઈ પુરુષને બ્રહ્મચર્યાશ્રમની પહેલાં જ જ્ઞાન-વિજ્ઞાન પ્રાપ્ત થાય, તોપણ તેણે લોકોને માર્ગ ઉપર રાખવા માટે અને લોકોને શિક્ષણ આપવા માટે પણ વર્ણાશ્રમધર્મનું પાલન કરવું.

× તાત્પર્ય કે, કેવળ ચિત્તશુદ્ધિ સંપાદન કરવા માટે જ આશ્રમધર્મો પાળવા પડે છે; પણ ચિત્તશુદ્ધિ પ્રાપ્ત થઈ ગયા પછી તો તે વ્યર્થ જ છે.

* પક્ષીનું દૃષ્ટાંત એટલા માટે જ આપેલું છે કે, જેમ એક પક્ષીને એક પર્વત ઉપરથી બીજા પર્વત ઉપર જવું હોય તો તેને કંઈ નીચે ઊતરવાની જરૂર રહેતી નથી, તેમ જ્ઞાની પુરુષને પણ આ જીવલોકનો એક વખત ત્યાગ કર્યા પછી પુનઃ તે લોકમાં આવવાની જરૂર રહેતી નથી.

બેસીને મહાતપસ્વી વ્યાસમુનિ પોતાના શિષ્યોને વેદાધ્યયન કરાવી રહ્યા હતા.[૨૩-૨૬] તેમના શિષ્યોમાં સુમંતુ, મહાભાગ વૈશંપાયન, બુદ્ધિમાન જૈમિનિ અને તપસ્વી પૈલ આ ચાર મુખ્ય હતા. હિમાલયના જે પ્રદેશમાં શિષ્યોથી વીંટાયેલા મહા તપસ્વી પિતા વ્યાસ બેઠા હતા, ત્યાં અતિ સુંદર આશ્રમને શુકદેવે જોયો.[૨૭,૨૮] શુદ્ધાત્મા શુકદેવ પિતાના આશ્રમ તરફ જ્યારે જતા હતા, ત્યારે આકાશમાં ઉદય પામેલા સૂર્ય સમાન દેખાતા હતા અને તે સમયે પોતાની સમીપ આવતા પોતાના પુત્રને વ્યાસે પણ ચોતરફ સળગી ઊઠેલા અગ્નિ સમાન તેજસ્વી જોયો; કેમ કે તેની કાંતિ સૂર્ય સમાન મનમાં હર્ષ પામ્યા. તેઓએ બે હાથ જોડી મસ્તક વડે પ્રણામ કરીને એકીસાથે આવું ઉત્તમ વચન ગુરુને કહ્યું: 'હે મહામુનિ! આપ અમારા ઉપાધ્યાય છો. આપ અમારા પર પ્રસન્ન થયા છો, તેથી અમારાં અહોભાગ્ય છે. અમે ઇચ્છીએ છીએ કે, આપ મહર્ષિ અમને એવું વરદાન આપો કે, અમારા પાંચ સિવાય આપનો છઠ્ઠો શિષ્ય (વેદપારગત તરીકે) જગતમા ખ્યાતિ પામે નહિ. આવો વર આપવા માટે આપ અમારા પર પ્રસન્ન થાઓ.[૩૮,૩૯] અમે ચાર આપના શિષ્યો અને આ પાંચમા અમારા ગુરુપુત્ર (શુકદેવ) એટલાને વિષે જ સર્વ વેદો સ્થિતિ કરીને રહે, એવો વર મેળવવાની અમે ઇચ્છા રાખી-

વચન સાંભળીને શુકદેવે મનમાં દૃઢ નિશ્ચય કરીને બુદ્ધિ દ્વારા આત્માનો આશ્રય કર્યો અને બુદ્ધિ દ્વારા જ આત્માનો સાક્ષાત્કાર કર્યો, જેથી તે કૃતાર્થ થયા.[१] આ રીતે પોતાનું કાર્ય પૂર્ણ કર્યા પછી સુખી અને શાંત થયેલા તે શુકદેવ ઉત્તર દિશા તરફ મુખ કરીને, હિમાલયને ઉદ્દેશી; વાયુવેગે ત્યાંથી નીકળી પડ્યા.[२] એ જ સમયે દેવર્ષિ નારદ પણ સિદ્ધ તથા ચારણોથી સેવાયલા હિમાલયનાં દર્શન કરવા માટે ત્યાં ગયા હતા.[३] એ હિમાલય પર્વત અપ્સરાઓના સમુદાયોથી વ્યાપ્ત હતો, શાંતિજનક શબ્દોથી ગાજી રહ્યો હતો અને હજારો કિન્નરોથી વિરાજી રહ્યો હતો. વળી તે પર્વતમાં મદ્દગુ, ખંજરીટ, વિચિત્ર દેખાવનાં જીવજીવક, સેંકડો પ્રકારના કેકાશબ્દથી શોભી રહેલા રંગબેરંગી મયૂરો, રાજહંસો અને શ્યામવર્ણવાળી કોયલો કલ્લોલ કરી રહ્યાં હતાં.[४-६] પક્ષીઓનો રાજા ગરુડ પણ તે પર્વતમાં નિત્ય રહેતો હતો, તેમ જ ચાર લોકપાલો, દેવતાઓ તથા ઋષિગણો, લોકનું હિત કરવાની ઇચ્છાથી નિત્ય તે પર્વત ઉપર આવતા હતા. મહાત્મા વિષ્ણુએ પણ પુત્ર સંપાદન કરવા માટે તે પર્વત ઉપર તપશ્ચર્યા કરી હતી.[७-८] કાર્તિકસ્વામીએ બાલ્યાવસ્થામાં જ તે પર્વત પર રહીને દેવતાઓનું અપમાન કર્યું હતું. (તે કથા આ પ્રમાણે છે.) પૂર્વે ત્રણે લોકની અવગણના કરીને કાર્તિકસ્વામીએ પોતાની શક્તિ હિમાલયની તળેટીમાં મૂકી હતી અને તે સમયે તેમણે આ પ્રમાણે કહ્યું હતું : 'જે પુરુષ મારા કરતાં અધિક બળવાન હોય, બ્રાહ્મણો પર અત્યંત પ્રીતિ રાખતો હોય, જગતમાં બીજો બ્રહ્મચારી હોય અને ત્રણે લોકમાં પરાક્રમી ગણાતો હોય, તે પુરુષ મારી આ શક્તિને ઊંચકી લે અથવા કંપાવી દે.'[९-१०] તે સાંભળીને સર્વ લોકો ગભરાટમાં પડી ગયા અને વિચાર કરવા લાગ્યા કે, આપણામાંથી કયો પુરુષ આ શક્તિને ઉપાડી શકે તેમ છે? વળી સર્વ દેવો પણ ભ્રમિત ઇંદ્રિયોવાળા તથા ભ્રમિત ચિત્તવાળા થઈ ગયા.[११-१२] તે પછી ભગવાન વિષ્ણુએ જોયું કે, આ કાર્તિકસ્વામીએ સર્વ અસુરો, રાક્ષસો તથા દેવો સુદ્ધાંનું અપમાન કર્યું છે; માટે આ પ્રસંગે શું કર્યું હોય તો યોગ્ય ગણાય? આવો મનમાં વિચાર કરીને શુદ્ધાત્મા વિષ્ણુ ભગવાને કાર્તિકસ્વામીના તે અપમાનને નહિ સહન કરીને તેમની સામે એકીટસે જોવા માંડ્યું અને પછી તે પ્રજ્વલિત શક્તિને જમણા હાથ વતી પકડીને પુરુષોત્તમ વિષ્ણુ તેને કંપાવવા લાગ્યા. બળવાન વિષ્ણુએ તે શક્તિને જ્યારે કંપાવવા માંડી, ત્યારે પર્વતો, વનો અને અરણ્યો સહિત આખી પૃથ્વી કંપવા લાગી. આ રીતે મહાસમર્થ ભગવાન વિષ્ણુ કાર્તિકસ્વામીની શક્તિને ઉપાડી લેવા માટે પણ શક્તિમાન હતા; છતાં તે શક્તિને માત્ર કંપાવી દઈને કાર્તિકસ્વામીનું તેમણે માન જાળવ્યું હતું. શક્તિને કંપાવી દીધા પછી ભગવાન વિષ્ણુએ પ્રહ્લાદને આ પ્રમાણે કહ્યું :[१३-१७] 'જો, કાર્તિકસ્વામીનું પરાક્રમ કેટલું છે? આવું પરાક્રમ બીજો કોઈ પણ કરી શકે તેમ નથી,' વિષ્ણુનું આ વાક્ય પ્રહ્લાદથી સહન થઈ શક્યું નહિ. તેણે કાર્તિકસ્વામીની શક્તિને ઉપાડી લેવાનો મનમાં નિશ્ચય કર્યો.[१८] અને તે શક્તિને હાથ વતી પકડી પણ ખરી; પરંતુ એને કંપાવી શક્યો નહિ અને ઊલટો, મોટી ચીસ પાડીને પર્વતના શિખર પર મૂર્છિત અવસ્થામાં ઢળી પડ્યો.'[१९] આ રીતે જે હિમાલયની ભૂમિ ઉપર હિરણ્યકશિપુનો પુત્ર પ્રહ્લાદ વિહ્વળ થઈને ઢળી પડ્યો હતો તે પર્વતરાજ હિમાલયની પાડોશમાં ઉત્તર દિશામાં જઈને વૃષભધ્વજ શંકર નિત્ય ઉગ્ર તપશ્ચર્યા કરી રહ્યા હતા. હે તાત! જે આશ્રમમાં શંકર તપશ્ચર્યા કરતા હતા, તેની આસપાસ પ્રદીપ્ત અગ્નિ બળ્યા કરતો હતો, માટે તે પ્રદેશને 'આદિત્ય પર્વત' એવા નામથી પણ ઓળખે છે. તે પ્રદેશમાં પુણ્યહીન પુરુષો જઈ શકતા નથી; એટલું જ નહિ પણ યક્ષો, રાક્ષસો તથા દાનવો સુદ્ધાં ત્યાં જઈ શકતા નથી.[२०-२२] તે પ્રદેશનો વિસ્તાર બરાબર દશ યોજનનો છે અને તેની આસપાસ અગ્નિની જ્વાળાઓ ભભૂકી રહી છે; કેમ કે બુદ્ધિમાન મહાદેવ ત્યાં તપશ્ચર્યા કરે છે, જેથી તેમનાં સર્વ વિઘ્નોને શાંત કરવા માટે વીર્યવાન ભગવાન અગ્નિ મૂર્તિમાન સ્વરૂપે ત્યાં રહે છે. વળી તે સ્થળે દેવતાઓનાં એક હજાર વર્ષો સુધી એક પગે ઊભા રહીને મહાવ્રતધારી મહાદેવે દેવોને સંતાપ ઉપજાવી દીધો હતો. આવા મહાન પ્રભાવવાળા પર્વતરાજ હિમાલયની પૂર્વ દિશામાં એક એકાંત તટ ઉપર

બેસીને મહાતપસ્વી વ્યાસમુનિ પોતાના શિષ્યોને વેદાધ્યયન કરાવી રહ્યા હતા.[૨૩–૨૬] તેમના શિષ્યોમાં સુમંતુ, મહાભાગ વૈશંપાયન, બુદ્ધિમાન જૈમિનિ અને તપસ્વી પૈલ આ ચાર મુખ્ય હતા. હિમાલયના જે પ્રદેશમાં શિષ્યોથી વીંટાયેલા મહાતપસ્વી પિતા વ્યાસ બેઠા હતા, ત્યાં અતિ સુંદર આશ્રમને શુકદેવે જોયો.[૨૭,૨૮] શુદ્ધાત્મા શુકદેવ પિતાના આશ્રમ તરફ જ્યારે જતા હતા, ત્યારે આકાશમાં ઉદય પામેલા સૂર્ય સમાન દેખાતા હતા અને તે સમયે પોતાની સમીપ આવતા પોતાના પુત્રને વ્યાસે પણ ચોતરફ સળગી ઊઠેલા અગ્નિ સમાન તેજસ્વી જોયો; કેમ કે તેની કાંતિ સૂર્ય સમાન ઝળકતી હતી. વળી મહાયોગી મહાત્મા શુકદેવ પણ વૃક્ષો, પર્વતો કે કોઈ પ્રદેશો ઉપર આસક્ત થયા વિના જ ધનુષની દોરીમાંથી છૂટેલા બાણની પેઠે આશ્રમ તરફ ચાલ્યા આવતા હતા.[૨૯,૩૦] એ રીતે પોતે આશ્રમમાં આવ્યા કે તરત જ અરણિમાંથી ઉત્પન્ન થયેલા મહામુનિ શુકદેવે પિતાના બન્ને ચરણોનો સ્પર્શ કર્યો અને ત્યાં સમીપમાં બેઠેલા વ્યાસના શિષ્યોને પણ તે મળ્યા.[૩૧] પછી મનમાં પ્રસન્ન થયેલા શુકદેવે જનકરાજાની સાથેનો સંવાદ સંપૂર્ણ રીતે પિતાને નિવેદન કર્યો.[૩૨]

હવે એક સમયે વીર્યવાન મહામુનિ વ્યાસ હિમાલયની સપાટી ઉપર બેસીને પોતાના પુત્રને તથા શિષ્યોને વેદાધ્યયન કરાવી રહ્યા હતા.[૩૩] તે સમયે વેદાધ્યયનસંપન્ન થયેલા, મનને શાંત રાખનારા, ઇંદ્રિયોને જીતનારા અને અંગ સહિત વેદોમાં પરમ નિષ્ઠાને પામેલા તપસ્વી શિષ્યો તેમને વીંટાઈ વળીને બેઠા હતા. પછી તે માંહેના મુખ્ય શિષ્યોએ બે હાથ જોડી ગુરુ વ્યાસને આ પ્રમાણે પ્રાર્થના કરી.[૩૪,૩૫]

શિષ્યોએ કહ્યું : હે ભગવન્! આપે અમને મહાતેજસ્વી બનાવ્યા છે અને અમારા યશની પણ વૃદ્ધિ કરી છે; તોપણ હવે એક અનુગ્રહ આપે અમારા પર કરવો, એમ અમે ઇચ્છીએ છીએ.[૩૬]

શિષ્યોનું એ વચન સાંભળીને બ્રહ્મર્ષિ વ્યાસ એકદમ બોલી ઊઠયા કે, 'હે વત્સો! બોલો, મારે તમારું શું પ્રિય કરવાનું છે?'[૩૭]

હે રાજન્! ગુરુનું એ વાક્ય સાંભળીને શિષ્યો મનમાં હર્ષ પામ્યા. તેઓએ બે હાથ જોડી મસ્તક વડે પ્રણામ કરીને એકીસાથે આવું ઉત્તમ વચન ગુરુને કહ્યું : 'હે મહામુનિ! આપ અમારા ઉપાધ્યાય છો. આપ અમારા પર પ્રસન્ન થયા છો, તેથી અમારાં અહોભાગ્ય છે. અમે ઇચ્છીએ છીએ કે, આપ મહર્ષિ અમને એવું વરદાન આપો કે, અમારા પાંચ સિવાય આપનો છઠ્ઠો શિષ્ય (વેદપારંગત તરીકે) જગતમાં ખ્યાતિ પામે નહિ. આવો વર આપવા માટે આપ અમારા પર પ્રસન્ન થાઓ.[૩૮,૩૯] અમે ચાર આપના શિષ્યો અને આ પાંચમા અમારા ગુરુપુત્ર (શુકદેવ) એટલાને વિષે જ સર્વ વેદો સ્થિતિ કરીને રહે, એવો વર મેળવવાની અમે ઇચ્છા રાખીએ છીએ.'[૪૦]

શિષ્યોનું એ વચન સાંભળીને પરાશરના પુત્ર વ્યાસ, જેઓ ધર્માત્મા હતા, વેદાર્થના તત્ત્વને જાણનારા હતા, બુદ્ધિમાન હતા અને પરલોકના અર્થનું ચિંતન કરનારા હતા, તેમણે પોતાના શિષ્યોને ધર્મયુક્ત અને કલ્યાણકારક આવું વચન કહેવા માંડ્યું : 'જેને બ્રહ્મલોકમાં દીર્ઘકાળ પર્યંત નિવાસ કરવાની ઇચ્છા હોય તેણે, જે પુરુષ બ્રાહ્મણજાતિનો હોય અને બ્રહ્મનું શ્રવણ કરવાની ઇચ્છા રાખતો હોય તેને વેદાધ્યયન કરાવવું. હું ઇચ્છું છું કે, તમે અનેક થાઓ અને આ વેદ જગતમાં વિસ્તાર પામો; અર્થાત્ તમે તમારા અનેક શિષ્યોને વેદ ભણાવો અને જગતમાં વેદનો પ્રચાર કરો; પરંતુ લક્ષ્યમાં રાખવું કે, જેનામાં શિષ્યવૃત્તિના ગુણ ન હોય અને જે બ્રહ્મચર્યવ્રતથી ભ્રષ્ટ થયો હોય તેવા પાપી પુરુષને વેદ ભણાવવો નહિ. પ્રથમ તો શિષ્યની અંદર જે ગુણો હોવા જોઈએ, તે સર્વ ગુણો યથાર્થ રીતે તમારે જાણવા જોઈએ.[૪૧–૪૫] જેના ચારિત્રની પરીક્ષા ન કરી હોય, તેવા પુરુષને કદી વેદવિદ્યા ભણાવવી નહિ, જેમ સુવર્ણ ઉપરથી શુદ્ધ દેખાતું હોય, તોપણ તેને તપાવીને, કાપીને તથા કસીને પરીક્ષા કરવામાં આવે છે, તેમ શિષ્યોની પણ તેઓના કુળ, ગુણ આદિનું નિરીક્ષણ કરીને પરીક્ષા કરવી. વળી જે કાર્ય શિષ્યોને માટે અયોગ્ય હોય અને જે કાર્ય મહાભયંકર હોય, તેવું કાર્ય કરવાની શિષ્યોને આજ્ઞા આપવી નહિ, જેની જેવી બુદ્ધિ હશે અને જે જેવો પાઠ લેશે, તેના

પ્રમાણમા જ તેને વિદ્યા ફળશે, તોપણ આપણે એમ જ ઇચ્છવુ જોઈએ કે, સર્વ પ્રાણીઓ સકટોને તરી જાઓ અને સર્વ પ્રાણીઓ કલ્યાણોને જુઓ, તેમ જ બ્રાહ્મણને આગળ કરીને (તેના દ્વારા) ચારે વર્ણોના મનુષ્યોને વેદ સભળાવવો આ રીતે વેદનુ અધ્યયન કરવારૂપ કાર્ય એક મહાન કાર્ય છે (માટે તેમા લક્ષ્ય આપવુ)[૪૬-૪૯] બ્રહ્માએ દેવતાઓની સ્તુતિ કરવા માટે વેદોને ઉત્પન્ન કર્યા છે જે પુરુષ મોહને અધીન થઈને વેદપારગત બ્રાહ્મણની નિંદા કરે છે, તે પુરુષ બ્રાહ્મણનો અપરાધ કરીને અવશ્ય પરાભવ પામે છે વળી જે પુરુષ અધર્મને અનુસરીને બીજાને વેદાધ્યયન કરાવે છે અને જે પુરુષ અધર્મને અનુસરીને વેદાધ્યયન કરે છે તેઓ બન્ને માથી એકનુ મૃત્યુ થાય છે અને બીજો જગતમા દ્વેષપાત્ર બને છે આ રીતે વેદનુ પઠનપાઠન કેવી રીતે કરવુ, તેનો સર્વ વિધિ મે તમને કહ્યો તેને હૃદયમા રાખીને તમારે શિષ્યો પર ઉપકાર કરવો [૫૦-૫૩]

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાતગત મોક્ષધર્માનુશાસન પર્વમા 'શુકનુ વ્યાસ પાસે પુનરાગમન હિમાલય વર્ણન' નામનો અધ્યાય ૩૨૭ મો સમાપ્ત

# અધ્યાય ૩૨૮મો

## સાત વાયુનું વર્ણન

॥ भीष्म उवाच ॥

एतच्छ्रुत्वा गुरोर्वाक्यं व्यासशिष्या महौजसः ।
अन्योन्य हृष्टमनसः परिषस्वजिरे तदा ॥ १ ॥

ભીષ્મે કહ્યું હે યુધિષ્ઠિર રાજા! વ્યાસના મહાતેજસ્વી શિષ્યો ગુરુનુ એ વાકય સાભળીને મનમા પ્રસન્ન થયા અને (હર્ષને લીધે) અન્યોન્યને ભેટી પડ્યા[૧] તેઓ અન્યોન્યને કહેવા લાગ્યા કે, 'આપણા ગુરુ ભગવાન વ્યાસે આપણને જે વચનો કહ્યા છે, તે વર્તમાનકાળમા તથા ભવિષ્ય કાળમા બન્નેમા હિતકારક છે, તે વચનો આપણા મનમા અત્યત રૂઢ થઈ ગયા છે અને આપણે હવે તે પ્રમાણે જ કરીશુ'[૨] આ પ્રમાણે એકબીજાને કહીને મનમા અત્યત પ્રસન્ન થયેલા તે વાકય કુશળ શિષ્યોએ પુન ગુરુને પ્રાર્થના કરી કે,[૩] 'હે સમર્થ મહામુનિ! આપને રુચતું હોય તો અમારી એવી ઇચ્છા છે કે, આ પર્વત ઉપરથી અમે પૃથ્વી પર જઈએ અને વેદની અનેક શાખાઓ કરીએ'[૪] શિષ્યોનુ એ વચન સાભળીને પરાશરના પુત્ર પ્રભુ વ્યાસે ધર્માર્થયુક્ત અને હિતકારક આવો પ્રત્યુત્તર આપ્યો[૫] 'તમારી ઇચ્છા હોય તો તમે પૃથ્વી પર જાઓ અથવા દેવલોકમા જાઓ, પરતુ જ્યા જાઓ ત્યા તમારે પ્રમાદ રાખવો નહિ (અર્થાત્ વેદનો સ્વાધ્યાય નિત્ય કર્યા કરવો) કેમ કે વેદ પુષ્કળ છળવાળો છે'[૬]*

સત્ય વચન બોલનારા ગુરુએ એ પ્રમાણે આજ્ઞા આપી એટલે તે ચારે શિષ્યો વ્યાસને પ્રદક્ષિણા કરીને તથા મસ્તક વડે વદન કરીને પૃથ્વી પર ઊતરી પડ્યા ત્યા જઈને તેઓએ અગ્નિહોત્રથી આરભીને સોમયાગ સુધીનુ ચાતુર્હોત્રકર્મ ચાલુ કર્યું અને બ્રાહ્મણો, ક્ષત્રિયો તથા વૈશ્યોની પાસે યજ્ઞો કરાવવા માડ્યા[૭-૮] પૃથ્વી પરના બ્રાહ્મણો પણ તેઓનો આદરસત્કાર કરવા લાગ્યા, જેથી તેઓ ગૃહસ્થાશ્રમ મા રહીને સુખપૂર્વક જીવન ગાળવા લાગ્યા, યાજન તથા અધ્યાપન કર્મમા આસક્ત રહેવા લાગ્યા, શ્રીમત થયા અને લોકમા પ્રખ્યાત થયા[૯]

હવે આ તરફ, પોતાના શિષ્યો પૃથ્વી પર ઊતરી પડ્યા તે પછી બુદ્ધિમાન વ્યાસ કેવળ એક પુત્રની જ સહાયવાળા થઈ પડ્યા, તેથી એકાતમા ધ્યાનપરાયણ રહીને મૌન અવસ્થામા બેસી રહેવા લાગ્યા[×૧૦] આ રીતે પોતાના આશ્રમમા તેઓ બેઠા હતા, તેવામા મહાતપસ્વી નારદે તેમને જોયા પછી તેમની સમીપ આવીને નારદે મધુર અક્ષરવાળી વાણીથી આ પ્રમાણે કહેવા માડ્યુ 'હે વસિષ્ઠ ગોત્રના બ્રહ્મર્ષિ! તમારા આ આશ્રમમા વેદનો ધ્વનિ કેમ થતો નથી? તમે એકલા કેવળ ધ્યાન પરાયણ રહીને જાણે કોઈનુ ચિંતન કરતા હો, તેમ મૌન કેમ બેસી રહ્યા છો?[૧૧-૧૨] આ હિમા

---

* કહેવાનો આશય એ છે કે તમે વેદનો નિત્ય અભ્યાસ નહિ કરો, તો વેદને ભૂલી જશો, માટે તેનો નિયમિત અભ્યાસ કર્યા કરજો

× કહેવાનો ભાવ એ છે કે વિદ્વાનોને પણ શિષ્ય આદિના સયોગને લીધે સુખદુખ અવશ્ય થાય છે ભગવાન વ્યાસને પણ શિષ્યોના વિયોગને લીધે ઉદા સીનતા જણાતી હતી જેથી વેદનો અભ્યાસ છોડીને કેવળ મૌન અવસ્થામા જ બેસી રહેતા હતા

લય પર્વત વેદના ઘોષથી રહિત થઈ પડ્યો છે, તેથી રજ, અંધકાર અથવા રાહુથી ગ્રસ્ત થયેલા ચંદ્રની પેઠે શોભતો નથી.[૧૩] આ હિમાલય દેવર્ષિઓના ગણોથી સેવાયેલો છે; છતાં વેદના ધ્વનિથી રહિત છે, તેથી ભીલલોકોનું નિવાસસ્થાન જેમ ન શોભે, તેમ પૂર્વની પેઠે શોભતો નથી;[૧૪] તેમ જ અહીં વસનારા ઋષિઓ, દેવો અને મહાબળવાન ગંધર્વો વેદના ધ્વનિથી રહિત થઈ પડ્યા છે, જેથી પૂર્વની પેઠે શોભતા નથી.'[૧૫]

નારદનું એ વચન સાંભળ્યા પછી વ્યાસે તેમને આ પ્રમાણે કહ્યું: 'હે મહર્ષિ! તમે મને જે કહ્યું, તે મારા મનને અનુકૂળ જ છે. તમે વેદવાદમાં કુશળ છો, સર્વજ્ઞ છો, સર્વદ્રષ્ટા છો અને સર્વત્ર કુતૂહલ જોવાનો તમારો સ્વભાવ છે; માટે તમે મને કહેવાને યોગ્ય જ છો.[૧૬-૧૭] આ ત્રણે જગતમાં જે કંઈ બન્યું હોય છે, તે સર્વ તમારા જાણવામાં હોય છે, માટે હે બ્રહ્મર્ષિ! તમે મને આજ્ઞા આપો કે, તમારું મારે શું પ્રિય કરવું?[૧૮] હે બ્રહ્મર્ષિ! મારા શિષ્યોથી હું છૂટો થયો છું, તેથી મારું મન અતિ પ્રફુલ્લ રહેતું નથી; તોપણ તમે મને કહો કે, મારે હવે શું કરવું?'[૧૯]

નારદે કહ્યું: નિત્ય સ્વાધ્યાય ન કરવો તે વેદનો મળ ગણાય છે, બ્રાહ્મણ હોવા છતાં વ્રત ન પાળવું તે તેનો મળ ગણાય છે, વાહીક દેશના મનુષ્યો પૃથ્વીનો મળ ગણાય છે અને કૌતૂહલ તે સ્ત્રીઓનો મળ ગણાય છે.[૨૦]* માટે તમારા બુદ્ધિમાન પુત્રની સાથે તમે વેદનો સ્વાધ્યાય ચાલુ રાખો અને વેદના ધ્વનિથી રાક્ષસોના ભયથી થનારો અંધકાર દૂર કરો.[૨૧]

ભીષ્મે કહ્યું: નારદનું વચન સાંભળ્યા પછી પરમ ધર્મવેત્તા વ્યાસે 'બહુ સારું' એમ કહીને અત્યંત હર્ષપૂર્વક વેદસ્વાધ્યાય કરવાનું દૃઢ વ્રત લીધું.[૨૨] તેમણે પોતાના પુત્ર શુકદેવની સાથે ઉચ્ચસ્વરથી વેદસ્વાધ્યાય કરવાનો આરંભ કર્યો અને શિક્ષાગ્રંથમાં કહેલા વિધિ પ્રમાણે ઘોષ કરીને સર્વ લોકને ગજાવી મૂક્યા.[૨૩] જુદા જુદા ધર્મોનું પ્રવચન કરનારા તેઓ બન્ને જણા એ પ્રમાણે વેદસ્વાધ્યાય કરી રહ્યા હતા, તેવામાં સમુદ્રના વાયુથી એકદમ વૃદ્ધિ પામેલો મોટો તોફાની પવન અત્યંત જોસથી વાવા લાગ્યો.[૨૪] તે જોઈ 'આ અનધ્યાયનો દિવસ છે' એમ મનમાં વિચાર કરીને વ્યાસે પુત્ર શુકદેવને વેદસ્વાધ્યાય કરતા અટકાવ્યા. પિતાએ એ પ્રમાણે પોતાને અટકાવ્યો, એટલે તુરત જ શુકદેવ તેનું કારણ જાણવા માટે ઉત્સુક થયા. તેમણે પિતાને પૂછ્યું કે, 'હે બ્રહ્મન્! આ વાયુ ક્યાંથી ઉત્પન્ન થયો અને આ વાયુની ચેષ્ટા શી છે, તે સર્વ તમે મને કહો.'[૨૫-૨૬]

શુકદેવનો તે પ્રશ્ન સાંભળી વ્યાસને પરમ આશ્ચર્ય થયું. તેમણે અનધ્યાયના કારણ વિષે પોતાની મેળે આ પ્રમાણે કહેવા માંડ્યું:[૨૭] 'હે પુત્ર! તને દિવ્યદૃષ્ટિ પ્રાપ્ત થઈ છે, તારું મન સ્વતઃ જ નિર્મળ થયું છે. વળી તું તમોગુણ તથા રજોગુણથી મુક્ત થઈને સત્ત્વગુણમાં સ્થિતિ કરી રહ્યો છે;[૨૮] એટલું જ નહિ પણ મનુષ્ય જેમ પોતાની છાયાને દર્પણમાં જુએ છે, તેમ તું પોતાના આત્માને બુદ્ધિ દ્વારા જોઈ શકે છે; માટે તારી બુદ્ધિમાં સર્વ વેદોના અર્થોનો તારી મેળે ઊહાપોહ કરીને તે વિષેનો (એટલે આ વાયુ ક્યાંથી ઉત્પન્ન થયો વગેરેનો) નિશ્ચયપૂર્વક વિચાર કરી લે.[૨૯] મરણ પામ્યા પછી જે માર્ગે થઈને પ્રાણી સ્વર્ગલોકમાં જાય છે અથવા પિતૃલોકમાં જાય છે, તે માર્ગ બે પ્રકારનો છે, એક પરમાત્મા સંબંધી દેવયાનમાર્ગ (એટલે અર્ચિરાદિમાર્ગ.) અને બીજો પિતૃયાનમાર્ગ (એટલે ધૂમાદિ માર્ગ) તેમાં જે સાત્ત્વિક ઉપાસક હોય છે, તે દેવયાનમાર્ગે થઈને અનુક્રમે મોક્ષને પામે છે અને રાજસ અથવા તામસ ઉપાસક પુનર્જન્મને આપનારા પિતૃયાનમાર્ગે થઈને (પુણ્યસંચય હોય ત્યાં સુધી અમુક અમુક દેવયોનિમાં રહીને) પુનર્જન્મને પામે છે.[૩૦]*

હવે, પૃથ્વીમાં (પિંડમાં—શરીરમાં) તથા અંતરિક્ષમાં (બ્રહ્માંડમાં) જ્યાં વાયુઓ વાય છે

* અર્થાત્ સ્વાધ્યાયનો અભાવ, વ્રતપાલનનો અભાવ, વાહીક દેશ અને કૌતૂહલ આ ચારે વસ્તુઓ, અનુક્રમે વેદ, બ્રાહ્મણ, પૃથ્વી અને સ્ત્રીઓ એ ચારેને દૂષણરૂપ ગણાય છે. એમ જાણવામાં આવ્યું છે કે, હાલ પંજાબ કહેવાતા દેશના એક ભાગનું નામ જ પૂર્વે વાહીક હતું.

* આ શ્લોકમાં દર્શાવેલા દેવયાનમાર્ગનું તથા પિતૃયાનમાર્ગનું છાંદોગ્ય ઉપનિષદમાં વિસ્તારથી વર્ણન કરેલું છે.

(એકત્ર થાય છે) તે માર્ગો (વાયુને સંચાર કરવાનાં સ્થાનકો) સાત છે. તે વિષે હું અનુક્રમે કહું છું, સાંભળ.×[31] પૂર્વોક્ત પૃથ્વીમાં તથા અંતરિક્ષમાં કેટલાએક સાધ્ય નામના+ દેવગણો તથા મહા બળવાન મહાભૂતો રહે છે, તેઓનો સમાન નામનો એક દુર્જય પુત્ર ઉત્પન્ન થયો.[32] પછી તે સમાનને ઉદાન નામનો પુત્ર થયો, ઉદાનને વ્યાન નામનો પુત્ર થયો, વ્યાનને અપાન નામનો પુત્ર થયો અને અપાનને પ્રાણ નામનો પુત્ર થયો.[33] શત્રુઓને તપાવનારા અજિત પ્રાણને કોઈ પુત્ર જ થયો નથી.÷ હવે તે વાયુઓનાં ભિન્ન ભિન્ન કર્મોનું યથાર્થ રીતે હું વર્ણન કરું છું.[34] જે વાયુ પ્રાણીમાત્રને સર્વ પ્રકારની ચેષ્ટાઓ કરાવે છે અને સર્વ પ્રાણીઓને જિવાડે છે, તે વાયુને 'પ્રાણ' કહેવામાં આવે છે. જે વાયુ પ્રથમ કહેવાય છે અને પ્રથમ માર્ગમાં વહીને ધુમાડાથી તથા ઉષ્ણતાથી ઉત્પન્ન થનારા મેઘસમુદાયોને ગતિમાન કરે છે, તે વાયુનું નામ 'પ્રવહ' કહેવાય છે.[35-36] આ પ્રવહ વાયુ ગગનમંડળમાં મેઘમાંહેના જળ સાથે મળી જઈને વિદ્યુતરૂપે થાય છે અને મહાતેજસ્વી બને છે.×

'બીજો (અપાન) વાયુ, જેનું નામ 'આવહ' છે, તે મોટી ગર્જના કરતો વાય છે. ઉપરાંત ચંદ્ર આદિ જ્યોતિષ પદાર્થોનો ઉદયકર્તા છે અને પ્રાણીઓનાં શરીરમાં રહેલો જઠરાગ્નિ તે વાયુની સહાય-

× મનુષ્યના શરીરમાં કયા કયા વાયુઓ રહે છે, તેઓનાં સંચારસ્થાન કયાં છે, તેઓનો વર્ણ કેવો છે અને તેઓનું બીજ કયું છે, એ વિષે 'નકુલીશયોગપારાયણ' નામના ગ્રંથમાં આ પ્રમાણે કહ્યું છે :

प्राणो घ्राणाग्रहृन्नाभिपादांगुष्ठांतसंस्थितिः ।
नील सोंकाररेफादिबीजेन विनियोजितः ॥ १ ॥
कृष्णोऽपानः कृकाटिस्थः पृष्ठपृष्ठांतशार्ङ्गिगः ।
सतारकनकारांतबीजेन विनियोजितः ॥ २ ॥
चक्रचापनिभो व्यानस्त्वगिन्द्रियनिकेतनः ।
तारकोपेतयातांतबीजतेजोविराजितः ॥ ३ ॥
मूर्धस्थो मध्यताग्यकंठहृत्पत्तलाश्रयः ।
उदानो ह्यरुणच्छायस्तारकाकांतयांतयुक् ॥ ४ ॥
श्वेतः समानो हृन्नाभिसर्वसंधिनिकेतनः ।
प्रणवाकांतलान्तेन बीजेनात्यंतमुज्ज्वलः ॥ ५ ॥

શરીરમાં પહેલો પ્રાણ નામનો વાયુ છે. તેનું સંચારસ્થાન નાસિકાનો અગ્રભાગ, હૃદય, નાભિ અને પગના અંગૂઠા સુધીનો ભાગ છે. તેનો વર્ણ ગળીના જેવો નીલ હોય છે અને તેનું બીજ ૐકાર સહિત રેફનો આદિ વર્ણ છે, અર્થાત્ 'ૐ યમ્' એવું તેનું બીજ છે. બીજો વાયુ અપાન નામનો છે, તેનું સંચારસ્થાન ગરદન, વાંસો અને વાંસાથી આરંભીને છેક પાની સુધીનો ભાગ છે. તેનો વર્ણ શ્યામ છે અને તેનું બીજ ૐકાર સહિત નકારનો છેલ્લો વર્ણ છે; અર્થાત્ 'ૐ પમ્' એવું તેનું બીજ છે. ત્રીજો વાયુ વ્યાન નામનો છે. તેનું સંચારસ્થાન ત્વચાઇંદ્રિય છે, તેનો વર્ણ ઇંદ્રધનુષના જેવો રંગબેરંગી છે અને તેનું બીજ ૐકાર સહિત યકારના અંત્યનો અંસ વર્ણ છે, અર્થાત્ 'ૐ લમ્' એવું તેનું બીજ છે. ચોથો વાયુ ઉદાન નામનો છે. તેનું સંચારસ્થાન મસ્તક, તાળુનો મધ્યભાગ, કંઠ, હૃદય અને પગનાં તળિયાં છે અને તેનું બીજ ૐકારયુક્ત યકારનો અંત્ય વર્ણ છે, અર્થાત્ 'ૐ रम्' એવું તેનું બીજ છે. પાંચમો વાયુ સમાન નામનો છે. તેનું સંચારસ્થાન હૃદય, નાભિ અને સર્વ સાંધાઓ છે અને તેનું બીજ પ્રણવ સહિત લકારનો અંસ વર્ણ છે અર્થાત્ 'ૐ वम्' એવું તેનું બીજ છે.' આ રીતે વાયુના પાંચ માર્ગોનું તે ગ્રંથમાં વર્ણન કરેલું છે. બાકીના એટલે છઠ્ઠો અને સાતમો માર્ગ તો જીવન્મુક્તિને તથા વિદેહમુક્તિને આપનારા છે, એમ આગળ કહેવાશે. —નીલકંઠ

+ અહીં સાધ્ય નામના જે દેવગણો કહેવામાં આવ્યા છે, તે શરીરમાં રહેનારી ઇંદ્રિયોનો જ પર્યાય છે; કેમ કે ઇંદ્રિયોની સામાન્ય વૃત્તિને જ સમાન વગેરે વાયુઓનું નામ આપવામાં આવ્યું છે. સાંખ્યકારિકામાં પણ કહ્યું છે કે, 'सामान्या करणवृत्तिः प्राणाद्या वायवः पंच ।' ઇંદ્રિયોની સામાન્ય વૃત્તિને જ પ્રાણાદિ પાંચ વાયુઓ કહેવામાં આવે છે. મૂળમાં પૃથ્વી અને અંતરિક્ષ શબ્દથી પિંડ તથા બ્રહ્માંડ જ વિવક્ષિત છે અને 'પિંડે તે બ્રહ્માંડે' એ ન્યાય પ્રમાણે પિંડ (શરીર) તથા બ્રહ્માંડનો અભેદ જ માનવામાં આવ્યો છે.

÷ અર્થાત્ પ્રાણવાયુનું બીજું કોઈ કાર્ય નથી, જેથી સર્વની અપેક્ષાએ તે સ્થૂળ છે. —નીલકંઠ

× ટીકાકાર નીલકંઠ આ શ્લોકનો ભાવ દર્શાવતાં લખે છે કે, પૂર્વોક્ત નાસિકા, હૃદય, નાભિ અથવા પગનો અંગૂઠો વગેરે કોઈ એક સ્થાનમાં નીલ વર્ણવાળા પ્રાણવાયુને રૂંધીને 'ૐ યમ્' એવા બીજશરીરનું ધ્યાન કરનારો યોગી કેટલેક કાળે એવા પ્રકારની સિદ્ધિને પામે છે કે, તે જીવતા શરીરથી જ પ્રવહવાયુના માર્ગમાં સંચાર કરી શકે છે અને દેહાંતે પ્રવહ વાયુના સ્વરૂપને પામે છે.

થી જ અન્નને ગ્રહણ[+] કરે છે, માટે વિદ્વાનો તેને 'આદાન' પણ કહે છે.[૩૭·૩૮]

હવે જે વાયુ ચારે સમુદ્રોમાથી જળ લાવીને આકાશમા રહેલા મેઘોની અદર ધારણ કરી રાખે છે, વળી જે વાયુ મેઘમંડળમા જળ ભરીને પર્જન્ય નામના વૃષ્ટિ કરનારા દેવને અર્પણ કરે છે, તે ત્રીજા વાયુને 'ઉદ્વહ' કહેવામા આવે છે આ વાયુ અતિશય મોટો છે અને સદાકાળ ગતિ કરનારો છે[૩૯·૪૦]

તેમ જ જે વાયુ જુદા જુદા મેઘગણોને અનેક માર્ગે ખેચી જાય છે, જેને લીધે એકત્ર થયેલા મેઘો વરસાદ વરસવાનો આરભ કરે છે, જેના સામર્થ્યથી કોઈ સમયે એકઠા મળેલા અને કોઈ સમયે વિખરાઈ ગયેલા મેઘો મોટી મોટી ગર્જનાઓ કરીને 'નદ' નામને ધારણ કરે છે, જેની સહાયતાથી પ્રાણીઓનુ રક્ષણ કરવા માટે ઉત્પન્ન થયેલા વાદળાઓ મેઘપણાને પામે છે અને જે વાયુ દેવગણોના વિમાનોને આકાશમાર્ગે વહે છે, તે ચોથા વાયુનુ નામ 'સવહ' છે આ વાયુ મોટા મોટા પર્વતોને પણ તોડી પાડનારો છે[૪૧–૪૩]

વળી જે વેગવાન વાયુ ઘણો જ રૂક્ષ વાઈને પર્વત પર બેસી રહેલા મેઘોને છિન્નભિન્ન કરી નાખે છે, જેની સહાયથી મેઘો 'બલાહક'* નામને ધારણ કરે છે, જેનો સચાર દારુણ ઉત્પાતને સૂચવે છે અને જેની સાથે મોટી ગર્જના કરનારા મેઘો એકદમ ચડી આવે છે, તે પાચમો વાયુ 'વિવહ' નામે પ્રસિદ્ધ છે આ વાયુનો વેગ ઘણો મોટો હોય છે[૪૪·૪૫]

જેના વેગથી આકાશમાનુ દિવ્ય જળ પૃથ્વી પર નહિ પડતા આકાશમા જ વહે છે, જે વાયુ આકાશગગાના પવિત્ર જળને આકાશમા જ સ્થિર કરી રાખે છે, જેના વડે આખી પૃથ્વીને પ્રકાશિત કરનારો તથા એક હજાર કિરણોવાળો સૂર્ય પણ જાણે એક જ કિરણવાળો હોય તેવો દેખાય છે અને જેના બળથી ચંદ્રમા ક્ષીણ હોવા છતા પણ સપૂર્ણ મડળવાળો થઈને વૃદ્ધિ પામે છે તે છઠ્ઠો વાયુ 'પરિવહ' નામે પ્રસિદ્ધ છે આ વાયુ વિજય કરનારાઓમા શ્રેષ્ઠ ગણાય છે.[૪૬–૪૮]

હે અધ્યાત્મનુ ચિતન કરનારા પુત્ર! તું તારી શાત બુદ્ધિથી સારી રીતે વિચારી જો કે, પ્રલયકાળે જે વાયુ પ્રાણીમાત્રના પ્રાણોનો સહાર કરે છે, અરે! એટલુ જ નહિ પણ મૃત્યુ અને યમ પણ જેના માર્ગને નિત્ય અનુસરે છે, વળી જે વાયુ નિરતર ધ્યાનમા જ રમણ કરનારા યોગી પુરુષોને મોક્ષ આપવાને સમર્થ છે, જેનો આશ્રય કરીને દક્ષ પ્રજાપતિના દશ હજાર પુત્રો વેગપૂર્વક દિશાઓના અતને પામી ગયા છે (અર્થાત્ બ્રહ્માડને ભેદીને મોક્ષમાર્ગે ચાલ્યા ગયા છે) અને સચારથી પરાભવ પામેલો પુરુષ (નિર્બીજ સમાધિ અવસ્થામા) જેનો સ્પર્શ કરતા જ પરમ પદને પામી જાય છે, પણ સસારમા પુન પાછો ફરતો નથી, તે સાતમો વાયુ 'પરાવહ' નામે પ્રસિદ્ધ છે. આ વાયુ મહા દુર્જય છે[૪૯–૫૨]

આ પ્રમાણે ×અદિતિના પુત્ર તે સાતે વાયુઓ પરમ આશ્ચર્યકારક કર્મ કરનારા છે, નિરતર અસ્ખલિત રીતે વાયા કરે છે, સર્વત્ર ગમન કરનારા છે અને સર્વને ધારણ કરી રાખનાર છે, પણ આ સમયે આ એક મોટુ આશ્ચર્ય થયુ છે કે, પર્વતોમા શ્રેષ્ઠ આ હિમાલય પણ અત્યત જોસથી વાયેલા તે વાયુના વેગથી એકદમ કપી ઊઠ્યો છે[૫૩·૫૪] હે તાત! આ વાયુ વ્યાપક દેવ પરમાત્માના શ્વાસરૂપ ગણાય છે તેનો વેગ જ્યારે વધી પડે છે અને એકાએક તે વાવા માડે છે, ત્યારે આખુ જગત એક

---

+ અપાન વાયુ જઠરાગ્નિનો ઉદ્દીપક છે એના સબધમા યોગી યાજ્ઞવલ્ક્ય કહે છે કે,

'स्वय त्वपान सप्राप्य तेनैव सह मारुत ।
प्रयाति ज्वलन तत्र प्राणो मध्यगत पुन ॥ १ ॥
वायुना वाजितो वह्निरपानेन शनै शनै ।
तदा ज्वलति विप्रेन्द्रे सकले देहमध्यगे ॥ २ ॥

હે શ્રેષ્ઠ બ્રાહ્મણી ગાર્ગી' પ્રાણવાયુ પોતે અપાનની સમીપ આવી તે દ્વારા જઠરના અગ્નિને પ્રદીપ્ત કરે છે આ રીતે અપાનવાયુ જઠરના અગ્નિને ધીમે ધીમે વધારે છે, ત્યારે જઠરાગ્નિ આખા શરીરમા પ્રજ્વળી ઊઠે છે'

—નીલકંઠ

* બીજાના બળનો નાશ કરીને જે ગતિ કરે તેને બલાહક કહે છે

× અદિતિ એટલે ખડનશૂન્ય અથવા દીનતારહિત એવુ પરમ ચૈતન્ય સમજવુ આ સાતે વાયુ પરમ ચૈતન્યના પુત્રો છે, અર્થાત્ પરમ ચૈતન્યના જ ભિન્ન ભિન્ન રૂપો છે.

દમ ગભરાઈ જાય છે.+[૫૫] માટે વેદવેત્તા પુરુષો બહારનો વાયુ જ્યારે જોસથી વાતો હોય, ત્યારે વેદનું અધ્યયન કરતા નથી; કેમ કે વાયુને (પરમાત્માના શ્વાસરૂપ વેદને) વાયુનો ભય હોય છે અને બાહ્ય વાયુના સુસવાટાથી વેદરૂપ બ્રહ્મને (અથવા જગતરૂપ બ્રહ્મને) પીડા થાય છે.[૫૬]

એ પ્રમાણે કહીને પરાશરના સમર્થ પુત્ર વ્યાસ, (વાયુ જ્યારે બંધ થયો ત્યારે) હવે તું વેદાધ્યયન કર' એમ શુકદેવને કહીને આકાશગંગા તરફ ચાલ્યા ગયા.[૫૭]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'સાત વાયુનું વર્ણન' નામનો અધ્યાય ૩૨૮મો સમાપ્ત

# अध्याय ३२९मो

## શુકદેવને નારદનો ઉપદેશ

॥ भीष्म उवाच ॥

एतस्मिन्नंतरे शून्ये नारदः समुपागमत् ।
शुकं स्वाध्यायनिरतं वेदार्थान् प्रष्टुमीप्सया ॥१॥

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર રાજા! વ્યાસ ગયા તે સમયે સ્વાધ્યાય કરવામાં આસક્ત થયેલા શુકદેવની પાસે નારદમુનિ આવ્યા. શુકદેવે પણ દેવર્ષિ નારદને ત્યાં આવેલા જોઈ વેદોક્ત વિધિ પ્રમાણે અર્ઘ્યપ્રદાન કરી વેદના અર્થ વિષે પ્રશ્ન પૂછવાની ઇચ્છાથી તેમનો સત્કાર કર્યો.[૧૨] પછી મનમાં પ્રસન્ન થયેલા નારદે આ પ્રમાણે કહ્યું: 'હે ધાર્મિકોમાં શ્રેષ્ઠ વત્સ! બોલ, હું તારું શું કલ્યાણ કરું? હું તારા પર પ્રસન્ન થયો છું.'

હે ભરતવંશી રાજા! નારદનાં એ વચન સાંભળીને શુકદેવ બોલ્યા: 'આ લોકમાં જે હિતકારક હોય, તે માર્ગ બતાવીને તમે મારું કલ્યાણ કરો.'[૩-૪]

નારદે કહ્યું: પૂર્વે, જેઓએ ચિત્તશુદ્ધિ સંપાદન કરી હતી તેવા ઋષિઓએ તત્ત્વ જાણવાની જ્યારે ઇચ્છા કરી, ત્યારે ભગવાન સનત્કુમારે તેઓને આવો ઉપદેશ આપ્યો હતો:[૫] 'વિદ્યા સમાન નેત્ર નથી, સત્ય સમાન તપ નથી, રાગ સમાન દુઃખ નથી અને ત્યાગ સમાન સુખ નથી.[૬] આ લોકનાં તથા પરલોકનાં પાપી કર્મોથી નિવૃત્ત થઈને નિત્ય પુણ્યશીલ થવું, વૃત્તિને ઉચ્ચ બનાવવી અને યોગ્ય સદાચાર પાળવો, તે સર્વોત્તમ શ્રેય છે.[૭] આ મનુષ્યજન્મ જે અતિ દુર્લભ છે તેને પામીને જે પુરુષ સંસારમાં આસક્ત રહે છે, તે મૂઢ છે અને તેવો (સંસારાસક્ત) મનુષ્ય દુઃખથી મુક્ત થવા માટે કદી સમર્થ થઈ શકતો નથી; કેમ કે આસક્તિ જ દુઃખનું સામાન્ય લક્ષણ છે.[૮] જે પુરુષ સંસારમાં આસક્ત રહે છે, તેની બુદ્ધિ મોહજાળને વધારનારી થઈ પડે છે, જેથી વાસ્તવિક સુખથી તે ભ્રષ્ટ થાય છે; એટલું જ નહિ પણ મોહજાળમાં ફસાઈ રહેલો તે પુરુષ આ લોકમાં તથા પરલોકમાં દુઃખી થાય છે.[૯] જે પુરુષને શ્રેય સંપાદન કરવાની ઇચ્છા હોય, તેણે હરકોઈ ઉપાય કરીને પણ કામ તથા ક્રોધનો નિગ્રહ કરવો; કેમ કે મનુષ્યના શ્રેયનો ઘાત કરવા માટે કામ તથા ક્રોધ જ નિત્ય તત્પર રહે છે.[૧૦] ક્રોધથી નિત્ય તપની રક્ષા કરવી, મત્સરથી લક્ષ્મીની રક્ષા કરવી, માન તથા અપમાનથી વિદ્યાની રક્ષા કરવી અને પ્રમાદથી પોતાના આત્માની રક્ષા કરવી.[૧૧] દયા એ પરમ ધર્મ છે, ક્ષમા એ પરમ બળ છે, આત્મજ્ઞાન એ પરમ જ્ઞાન છે અને સત્ય સમાન બીજું શ્રેય નથી.[૧૨] સત્ય વચન બોલવું તે શ્રેયસ્કર છે, તોપણ તેવા કોઈ પ્રસંગે જેમાં અનેકનું હિત સમાયલું હોય તેવું અસત્ય વચન પણ અધિકાધિક શ્રેયસ્કર છે; માટે હું તો એમ જ માનું છું કે, પ્રાણીમાત્રનું જેમાં હિત સમાયેલું હોય તે જ અત્યંત સત્ય

+ આ શ્લોકનો ભાવાર્થ ટીકાકાર નીલકંઠે આ પ્રમાણે લખ્યો છે:

'अस्य महतो भूतस्य निःश्वसितमेतद्यदृग्वेदो यजुर्वेदः सामवेदः ।

ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ, મહાભૂત–પરમાત્માના એક નિઃશ્વાસરૂપ જ છે.' આ શ્રુતિવચન પ્રમાણે વેદ પરમાત્માનો નિઃશ્વાસ જ છે, જેથી તે વેદનો અકસ્માત્ ઉચ્ચ સ્વરે સ્વાધ્યાય કરવામાં આવે, ત્યારે આખું જગત વ્યથા પામી જાય; એટલું જ નહિ પણ મૂળપુરુષના નિઃશ્વાસરૂપ વેદનું એકાએક ઉચ્ચ સ્વરે પઠનપાઠન કરવામાં આવે તો કદાચિત્ સર્વ જગતનો સંહાર પણ થઈ જાય! માટે બહારનો વાયુ જ્યારે ઘણા જોસથી ફૂંકાતો હોય, ત્યારે પરમાત્માના શ્વાસરૂપ ગણાતા વેદનું અધ્યયન કરવું નહિ.

છે.[૧૩] જેણે સર્વ આરંભોનો ત્યાગ કર્યો છે, સર્વ આશાઓને તિલાજલિ આપી છે, પરિગ્રહમાત્રને છોડી દીધો છે અને સર્વ વાસનાઓનો પણ ત્યાગ કર્યો છે, તે જ ખરો વિદ્વાન છે અને તે જ ખરો પંડિત છે[૧૪] જે પુરુષ ઇંદ્રિયોના વિષયોનો, પોતાને વશ રહેનારી ઇંદ્રિયો દ્વારા ઉપભોગ કરે છે, વિષયોમાં આસક્ત નહિ થઈને શાંતચિત્ત રહે છે, વિકારોથી રહિત થાય છે, ચિત્તને આત્મધ્યાનમાં જ એકાગ્ર કરે છે અને દેહ તથા ઇંદ્રિયાદિકની સાથે તદાકાર થયા વિના તેઓની સાથે રહે છે, છતાં તેઓથી ભિન્ન જ વર્તન કરે છે, તે જીવન્મુક્ત પુરુષ અલ્પ સમયમાં જ પરમ શ્રેય સંપાદન કરે છે[૧૫,૧૬] હે મુનિ! જે પુરુષ કોઈ પણ પ્રાણીનું દર્શન કરતો નથી, કોઈ પણ પ્રાણીનો સ્પર્શ કરતો નથી અને કોઈ પણ પ્રાણી સાથે વાર્તાલાપ કરતો નથી, તે પુરુષને પરમ શ્રેય પ્રાપ્ત થાય છે.[૧૭] કોઈ પણ પ્રાણીની હિંસા કરવી નહિ, પણ પ્રાણીમાત્ર સાથે મિત્રભાવ રાખી વર્તવું આ મનુષ્યજન્મ પામીને કોઈની સાથે વેર તો કરવું જ નહિ.[૧૮] વિદ્વાનો કહે છે કે, પરિગ્રહનો ત્યાગ કરવો, અત્યંત સંતુષ્ટ રહેવું, આશાઓથી મુક્ત થવું અને ચપળતાથી રહિત થવું, તે જ મનને વશ રાખનારા આત્મવેત્તા પુરુષને પરમ શ્રેયસ્કર છે.[૧૯] હે તાત! તું પણ પરિગ્રહનો ત્યાગ કરીને જિતેંદ્રિય થા અને જે સ્થાન આ લોકમાં તથા પરલોકમાં શોક અને ભયથી રહિત છે તે સ્થાનનો આશ્રય કર[૨૦] હે સૌમ્ય! ધનાદિ ભોગ્ય પદાર્થોનો ત્યાગ કરનારા પુરુષો કદી શોકાતુર થતા નથી, માટે પોતાના (પોતાના ન હોવા છતાં પોતાના ગણાતા) ધનાદિ ભોગ્ય પદાર્થોનો ત્યાગ કરવો. તું તે ભોગ્ય પદાર્થોનો જો ત્યાગ કરીશ, તો દુઃખના તાપથી મુક્ત થઈશ[૨૧] જે મુનિ નિત્ય તપશ્ચરણ કરતો હોય, દમગુણને ધારણ કરતો હોય, મનને વશ રાખતો હોય અને મોક્ષરૂપ અજિત સ્થાનને જીતવા ઇચ્છતો હોય, તેણે સંસાર સંગના કારણરૂપ વિષયોનો કદી સંગ જ ન કરવો જે બ્રહ્મનિષ્ઠ પુરુષ ગુણના સંગવાળા વિષયોમાં આસક્તિ રાખતા નથી અને એકલા વિચરવામાં જ આનંદમગ્ન રહે છે, તે પુરુષને અલ્પ સમયમાં જ અતિ ઉત્તમ સુખ પ્રાપ્ત થાય છે.[૨૨,૨૩] જે મુનિ સુખદુઃખાદિ દ્વંદ્વોમાં રમણ કરનારા પ્રાણીમાત્રમાં પોતે એકલો જ રમણ કરે છે, તેને તારે ઉચ્ચ જ્ઞાનથી તૃપ્ત થયેલો જાણવો અને તેવો જ્ઞાનતૃપ્ત પુરુષ કદી શોક કરતો નથી[૨૪] પ્રાણી કેવળ શુભ કર્મોથી દેવજન્મ પામે છે, શુભ-અશુભ મિશ્ર કર્મોથી મનુષ્યજન્મ પામે છે અને કેવળ અશુભ કર્મોથી પશુપક્ષીનો અધમ જન્મ પામે છે આ રીતે પ્રાણી કેવળ પરાધીન છે[૨૫] આ સંસારમાં મૃત્યુ અને જરાથી ઉત્પન્ન થનારાં દુઃખો નિત્ય પ્રાણીને લાગુ જ રહે છે અને તે તે દુઃખોથી પ્રાણી અત્યંત પીડાય છે, છતાં તું કેમ સમજતો નથી?[૨૬] તું તારા અહિતને હિત માને છે, નાશવંત પદાર્થને અવિનાશી માને છે અને અનર્થકારક પદાર્થને અર્થકારક માને છે, પરંતુ તું સત્ય વસ્તુને કેમ સમજતો નથી?[૨૭] જેમ કોશેટો (રેશમ બનાવનારો કીડો) પોતે બનાવેલા અનેક તંતુઓથી પોતાને જ બાંધે છે, છતાં મોહને લીધે કંઈ સમજતો નથી, તેમ તું પણ તે કરેલા કર્મોથી તને પોતાને જ બાંધે છે, છતાં અજ્ઞાનને લીધે કંઈ સમજતો નથી.[૨૮] તારે પરિગ્રહનો સર્વથા ત્યાગ કરવો જોઈએ-પરિગ્રહ કરવાની તારે કંઈ જરૂર નથી, કેમ કે પરિગ્રહ જ દોષોનું મુખ્ય સ્થાન છે જો, પરિગ્રહને લીધે જ કોશેટો બંધાય છે-નાશ પામે છે.[૨૯] જેમ વનના વૃદ્ધ હાથીઓ તળાવના કીચડમાં પડીને પીડાય છે, તેમ પુત્ર, સ્ત્રી આદિ કુટુંબપરિવારમાં આસક્તિ રાખનારાં પ્રાણીઓ પીડાય છે[૩૦] જેમ મોટી જાળમાં ફસાઈને બહારના નિર્જળ પ્રદેશમાં અકળાઈ આવેલાં માછલાંઓ ઘણાં જ દુઃખી થાય છે, તેમ સ્નેહજાળમાં ફસાઈને સંસારપ્રદેશમાં આકર્ષાયેલાં પ્રાણીઓ પણ અતિશય દુઃખી થાય છે, તે તું જો[૩૧] કુટુંબ, પુત્ર, સ્ત્રી, શરીર અને ધનાદિનો સંગ્રહ વગેરે સર્વ પદાર્થો પારકા છે અને નાશવંત છે, માત્ર પુણ્ય અને પાપ જ પોતાનાં ગણાય છે.[૩૨] (જ્યારે મૃત્યુનો સંદેશ આવશે ત્યારે) સંસારના સર્વ પદાર્થોનો ત્યાગ કરી તારે એકલાને જ પરાધીન અવસ્થાએ જવાનું છે, તો પછી તું અનર્થને કેમ વળગી રહ્યો છે અને પુણ્યકર્મનું કેમ આચરણ કરતો નથી?[૩૩] મરણ પછી તારે જે માર્ગે પ્રયાણ કરવાનું છે, તે માર્ગ વિશ્રાંતિસ્થળથી રહિત છે, આશ્રય વિનાનો છે,

ભોજન માટે ભાથું પણ ત્યાં મળતું નથી, માર્ગદર્શક ભોમિયો પણ ત્યાં છે નહિ અને કેવળ અંધકારને લીધે ઘનઘોર અરણ્યના જેવો જ તે જણાય છે. આવા માર્ગે તું એકલો કેવી રીતે જઈ શકીશ?[૩૪] તું અહીંથી જ્યારે ચાલી નીકળીશ, ત્યારે તારી પાછળ કોઈ આવશે નહિ; માત્ર પુણ્ય અને પાપ જ તારી પાછળ પાછળ આવશે.[૩૫] વિદ્યા, કર્મ, શૌચ અને મોટા વિસ્તારવાળું જ્ઞાન એ સર્વને કેવળ પરમાત્માની પ્રાપ્તિરૂપ પ્રયોજનને માટે જ આપણે અનુસરીએ છીએ; પરંતુ તે પ્રયોજન સિદ્ધ થઈ ગયા પછી તે સર્વનો અત્યંત ત્યાગ કરવામાં આવે છે.[૩૬] મનુષ્યે ગામમાં નિવાસ કરીને સ્ત્રીપુત્રાદિક પરિવાર પર પ્રીતિ કરવી તે જ તેને જકડી બાંધનારી એક દોરી છે; માટે પુણ્યશાળી પુરુષો તેને કાપી નાખીને ચાલ્યા જાય છે, પણ પાપી પુરુષો તેને કાપી શકતા નથી.[૩૭] આ સંસારરૂપ એક નદી છે. તેને મનુષ્યે અવશ્ય તરી જવી જોઈએ. આ નદીનો રૂપવિષય તે જ કાંઠો છે, મનરૂપ પ્રવાહ છે, સ્પર્શવિષયરૂપ બેટ છે, રસવિષયરૂપ વહેણ છે, ગંધવિષયરૂપ તેમાં કીચડ છે, શબ્દવિષયરૂપ તેમાં જળ છે અને સ્વર્ગના માર્ગ તરફ તે મહાકષ્ટથી વહી જનારી છે;[૩૮] માટે આ નદી તરવી હોય તેણે ક્ષમારૂપ હલેસાંવાળી, ધર્મમાં સ્થિરતારૂપ દોરડાંવાળી, દાનરૂપ વાયુથી ભરેલા શઢવાળી અને ઘણી ઝડપથી માર્ગ કાપનારી સત્યરૂપ નૌકા પ્રથમ તૈયાર કરવી અને પછી તે નદીને તરી જવી.[૩૯] તું ધર્મનો, અધર્મનો, સત્યનો તથા અસત્યનો ત્યાગ કર અને સત્ય તથા અસત્યનો ત્યાગ કર્યા પછી જેના વડે તું સર્વનો ત્યાગ કરે છે, તેનો પણ ત્યાગ કર.[૪૦] (અર્થાત્ સંકલ્પ નહિ કરીને તું ધર્મનો ત્યાગ કર.) લાલચનો ત્યાગ કરીને અધર્મનો ત્યાગ કર, સત્ય તથા અસત્યનો બુદ્ધિ વડે ત્યાગ કર અને પરમ તત્ત્વનો નિશ્ચય કરીને બુદ્ધિનો પણ ત્યાગ કર.[૪૧] મનુષ્યનું આ શરીર એક ઘરના જેવું છે; કેમ કે હાડકાંઓની તેમાં થાંભલીઓ ઊભી કરી છે, સ્નાયુરૂપી તેમાં દોરડીઓ બાંધી છે, માંસ અને રુધિરનું તેમાં લીંપણ કરેલું છે, ચામડીથી તેને મઢી દીધેલું છે, અનેક દુર્ગંધી પદાર્થોથી તે ભરપૂર છે, મૂત્ર અને વિષ્ટાથી તે વ્યાપ્ત છે, જરા અને શોકથી તે ઘેરાયલું છે, રોગોનું એક નિવાસસ્થાન છે, દુઃખસમયે આતુર થનારું છે, રજોગુણરૂપી ધૂળથી તે ખરડાયલું છે અને વળી અનિત્ય પણ છે; માટે દેહ પરની મમતાનો તું ત્યાગ કર.[૪૨-૪૩] આ સમગ્ર જગત જે સ્થાવર અને જંગમ એમ બે પ્રકારનું છે, તે પાંચ મહાભૂત, બુદ્ધિ, પાંચ ઇંદ્રિયો, પાંચ પ્રાણ અને ત્રણ ગુણનો સમુદાય એ સત્તર તત્ત્વોથી બનેલું છે. વળી એ સત્તર તત્ત્વોનો સમુદાય અવ્યક્ત કહેવાય છે. (અને દેહના નાશ પછી તે સમુદાય જ પરલોકમાં જનારો છે.)[૪૪-૪૫] તેમ જ એ સત્તર તત્ત્વોમાં ઇંદ્રિયોના પાંચ વિષયો, અહંકાર અને પ્રકૃતિ એ સાત તત્ત્વોની ઉમેરણી થતાં વ્યક્ત તથા અવ્યક્તમય ચોવીસ તત્ત્વો થાય છે અને આ ચોવીસ તત્ત્વો સાથે યુક્ત થનારું જે ચૈતન્ય તેને 'પુરુષ' કહેવામાં આવે છે. (આ રીતે પચીસે તત્ત્વોને જાણીને) જે પુરુષ ધર્મ, અર્થ, કામ, સુખ, દુઃખ, જીવિત અને મરણ એ કોને પ્રાપ્ત થાય છે, આ વિષયને યથાર્થ રીતે જાણે છે, તે પુરુષ ઉત્પત્તિ તથા નાશના સંબંધમાં પણ યથાર્થ રીતે જાણી શકે છે; માટે જુદાં જુદાં અનેક જ્ઞાનોમાં જે કંઈ જાણવા યોગ્ય હોય છે, તેને પરંપરાથી અથવા અનુક્રમથી જાણવું.[૪૬-૪૮] આ જગતમાં જે પદાર્થને ઇંદ્રિયો ગ્રહણ કરી શકે છે, તે 'વ્યક્ત' કહેવાય છે; પણ જે પદાર્થને ઇંદ્રિયો ગ્રહણ કરી શકતી નથી; પરંતુ અનુમાનથી જ જાણી શકાય છે, તેને 'અવ્યક્ત' કહેવામાં આવે છે.[૪૯] જેમ એક તૃષાતુર મનુષ્ય જળની ધારાઓનું પાન કરીને તૃપ્ત થાય છે, તેમ એક દેહધારી મનુષ્ય ઇંદ્રિયોને જો નિયમમાં રાખે છે તો તૃપ્ત થાય છે; એટલું જ નહિ પણ તે જિતેંદ્રિય મનુષ્ય પોતાના આત્માને સર્વ જગતમાં વ્યાપ્ત થયેલો જુએ છે અને સમગ્ર જગતને પોતાના આત્મામાં વ્યાપ્ત થયેલું જુએ છે.[૫૦] જે પુરુષ સર્વ અવસ્થાઓમાં પ્રાણીમાત્રને સર્વદા આત્મારૂપે જુએ છે, તેને પર તથા અપર પદાર્થોનું જ્ઞાન થાય છે અને તેની જ્ઞાનમૂલક શક્તિ કદી નાશ પામતી નથી.[૫૧] જે પુરુષે મોહથી ઉત્પન્ન થનારા અનેક ક્લેશોનું જ્ઞાન દ્વારા ઉલ્લંઘન કરેલું છે, તેને પ્રાણીમાત્રનો સંયોગ હોવા છતાં કોઈ અશુભની સાથે સંયોગ થતો નથી.[૫૨] તેમ જ આત્મવેત્તા પુરુષના

બુદ્ધિપ્રકાશને લીધે જગતમાં લોકમાર્ગનો કદી નાશ થતો નથી. મોક્ષનો ઉપાય જાણનારા ભગવાન સનત્કુમારે કહ્યું છે કે, પ્રાણીના શરીરમાં રહેલો જીવાત્મા આદિ તથા અંતથી રહિત છે, અવિકારી છે, અકર્તા છે અને અમૂર્તિમાન છે. જે પ્રાણી પોતાનાં પૂર્વજન્મનાં કર્મોને લીધે નિત્ય દુઃખી રહે છે, તે પોતાનાં દુઃખોનો નાશ કરવા માટે બીજાં અનેક પ્રાણીઓનો સંહાર કરે છે; પરંતુ તે હિંસા કર્મને લીધે બીજાં ઘણાં નવાં કર્મો એકઠાં કરે છે.[૫૩–૫૫] જેમ એક રોગી મનુષ્ય અપથ્ય પદાર્થોનું સેવન કરીને પુનઃ અધિકાધિક રોગી થતો જાય છે, તેમ મોહથી અંધ બનેલો મનુષ્ય પણ દુઃખને ઉત્પન્ન કરનારાં કર્મોમાં સુખ થવાની ભ્રમણામાં પડી જઈને નિત્ય અધિકાધિક મોહગ્રસ્ત થતો જાય છે. (અને નવાં નવાં પાપકર્મો ઉત્પન્ન કરે છે.)[૫૬] જેમ દહીં વલોવવાના રવૈયાને પ્રથમ બાંધીને મથવામાં આવે છે, તેમ મોહાંધ બનેલા મનુષ્યને તેનાં કર્મો પ્રથમ બાંધી લે છે અને પછી પોતાના ઉદયકાળે તે તે યોનિમાં જન્મ આપીને અનેક દુઃખો દ્વારા મથે છે. આ રીતે કર્માધીન બનેલો મનુષ્ય વિવિધ પ્રકારની વેદનાઓથી ગ્રસ્ત થઈને ચક્રની પેઠે સંસારમાં ભમ્યા કરે છે; માટે તે કર્મરૂપ બંધનોથી નિવૃત્ત થઈને તું સર્વજ્ઞ થા, સર્વને જીતનારો થા અને સંસારના ભાવોનો ત્યાગ કરીને સિદ્ધ થા; કેમ કે ધારણા, ધ્યાન અને સમાધિરૂપ સંયમથી તથા પોતાના તપોબળથી કર્મોનાં નવીન બંધનોને દૂર કરીને અનેક પુરુષો નિર્બાધ અને સુખજનક સિદ્ધિને પામ્યા છે.[૫૭–૫૯]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'શુકદેવને નારદનો ઉપદેશ' નામનો અધ્યાય ૩૨૯ મો સમાપ્ત

# अध्याय ३३०मो

## નારદનો ઉપદેશ (ચાલુ)

॥ नारद उवाच ॥

अशोकं शोकनाशार्थं शास्त्रं शांतिकरं शिवम् ।
निशम्य लभते बुद्धिं तां लब्ध्वा सुखमेधते ॥१॥

નારદે કહ્યું: હરકોઈ મનુષ્ય શોકનો નાશ કરવા માટે શોકને દૂર કરનારાં, શાંતિજનક અને કલ્યાણકારક શાસ્ત્રોનું જો શ્રવણ કરે છે, તો નિશ્ચયવાળી બુદ્ધિને પામે છે અને તે દ્વારા સુખી થાય છે.[૧] જગતમાં શોકજનક તથા ભયજનક હજારો ને સેંકડો સ્થાનકો છે; પરંતુ તેઓની અસર પ્રતિદિન મૂઢ મનુષ્યને જ થાય છે, બુદ્ધિમાનને થતી નથી;[૨] માટે સર્વ અનિષ્ટોનો નાશ કરવા માટે હું તને એક ઉપાય કહું છું, તેને તું સાંભળ. મનુષ્યની બુદ્ધિ જો વશ રહે છે તો જ તેના શોકનો નાશ થાય છે.[૩] જેઓની બુદ્ધિ અતિ અલ્પ હોય છે, તેવા મનુષ્યો અપ્રિયના સંયોગથી તથા પ્રિયના વિયોગથી જ સર્વ માનસિક દુઃખોને પામે છે.[૪] જે દ્રવ્ય ભૂતકાળમાં પોતાની પાસે હોય અને વર્તમાનકાળમાં પોતાની પાસેથી ચાલ્યું ગયું હોય, તે દ્રવ્યના ગુણોનો કદી વિચાર કરવો નહિ; કેમ કે તેના ગુણોનો વિચાર કરનારો મનુષ્ય તે સાથેના સ્નેહબંધનથી છૂટી શકતો નથી.[૫] મનુષ્યને જે જે વસ્તુ ઉપર રાગ થાય તે તે વસ્તુ ઉપર તેણે દોષદૃષ્ટિ કરવી અને તે વસ્તુ અનિષ્ટવર્ધક છે એમ જોવું. આમ કરવાથી તુરત જ તે વસ્તુ ઉપર વિરાગ થાય છે.[૬] જે મનુષ્ય ગયેલી વસ્તુ માટે શોક કરે છે તેને ધર્મ, અર્થ કે યશ કદી મળતાં નથી; તેમ જ જે વસ્તુનો એક સમયે અભાવ થયેલો હોય છે, તે વસ્તુ તેના સ્વામી પાસે પાછી કદી આવતી નથી.[૭] પ્રાણીમાત્રનો ગુણો સાથે સંયોગ થાય છે, તેમ જ તેઓની સાથે વિયોગ પણ થાય છે; માટે આવી સર્વસામાન્ય બાબતમાં કોઈ એક જ પ્રાણીને શોક કરવાનું કંઈ સ્થાન નથી.[૮] જે પ્રાણી પોતાનો કોઈ સબંધી મરણ પામ્યો હોય કે નાસી ગયો હોય, તેને માટે શોક કરે છે અર્થાત્ ગયેલી વસ્તુનો જે શોક કરે છે, તેને તે દુઃખથી ઊલટું અધિક દુઃખ થાય છે; એટલું જ નહિ પણ તેને પોતાની ઇષ્ટ વસ્તુના નાશરૂપ એક અનર્થ તો પ્રાપ્ત થયો જ હોય છે. તે ઉપરાંત પોતાના શરીરનો સંતાપ થવારૂપ બીજો અનર્થ પ્રાપ્ત થાય છે.[૯] જગતમાં જન્મમરણનો પ્રવાહ સદાકાળને માટે અવિચ્છિન્ન રીતે ચાલ્યા કરે છે, આવો પોતાની બુદ્ધિ સાથે વિચાર કરીને ડાહ્યા પુરુષો મરેલાને માટે અશ્રુપાત કરતા નથી; કેમ કે તેઓને જગતના સર્વ પદાર્થોનું સારી રીતે જ્ઞાન થયેલું હોય છે, તેથી અશ્રુપાત કરવો તે

તેઓને યોગ્ય જ લાગતું નથી.[૧૦] જે સમયે શારીરિક અથવા માનસિક દુઃખ ઉપસ્થિત થાય, તે સમયે જો બની શકે તો તે દુઃખને દૂર કરવા માટે પ્રયત્ન કરવો; પણ તેમ ન બની શકે તો તેનો કંઈ વિચાર જ કરવો નહિ.[૧૧] દુઃખને દૂર કરવા માટે ખરું ઔષધ એ જ છે કે, તેને માટે કોઈ પ્રકારનો વિચાર ન કરવો; દુઃખ સંબંધી વિચાર કરવાથી તે દૂર થતું નથી, પણ ઊલટું તેથી અધિક થઈ પડે છે અર્થાત્ દુઃખનો વિચાર કરવાથી તેમાં વધારો જ થાય છે.[૧૨] મનુષ્યે પોતાના માનસિક દુઃખનો બુદ્ધિ વડે નાશ કરવો અને શારીરિક દુઃખનો ઔષધો વડે નાશ કરવો એ જ વિજ્ઞાનનું સામર્થ્ય ગણાય છે; પરંતુ દુઃખ આવી પડે તે સમયે છેક બાળકો જેવા થઈ જવું નહિ.[૧૩] મનુષ્યનું યૌવન, રૂપ, જીવન, દ્રવ્ય-સંગ્રહ, આરોગ્ય અને પ્રિયજનો સાથેનો સંવાદ એ સર્વ અનિત્ય છે–નાશવંત છે; માટે બુદ્ધિમાન પુરુષે તેમાં લુબ્ધ થવું નહિ.[૧૪] જે દુઃખ સમગ્ર દેશ પર આવી પડેલું હોય, તેને માટે કોઈ એકાદ મનુષ્યે શોક કરવો, તે યોગ્ય નથી; પણ તે દુઃખને દૂર કરવા માટે કોઈ ઉપાય જોવામાં આવતો હોય તો શોક નહિ કરતાં ઉપાય કરવા માટે જ તત્પર થવું.[૧૫] મનુષ્યના આ જીવનમાં સુખ કરતાં દુઃખ જ વધારે છે, એમાં કંઈ સંશય નથી. વળી મોહને અધીન થઈને જ મનુષ્ય ઇંદ્રિયોના વિષયો પર સ્નેહ કરે છે અને મરણને અપ્રિય માને છે.[૧૬] જે પુરુષ સુખ તથા દુઃખ એ બન્નેનો ત્યાગ કરે છે, તેને બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. વળી તેવા પુરુષને માટે પંડિતોને અત્યંત શોક પણ કરવો પડતો નથી.[૧૭] સામાન્ય એવો નિયમ છે કે, ધનને સંપાદન કરતી વેળા, તેનો ત્યાગ કરતી વેળા અને તેનું રક્ષણ કરતી વેળા મનુષ્યમાત્રને દુઃખ જ થાય છે; માટે તે દુઃખજનક ધનનો જ્યારે નાશ થઈ જાય, ત્યારે કંઈ વિચાર જ કરવો નહિ.[૧૮] મનુષ્યો જેમ જેમ વિશેષ ધનવાન થતા જાય છે, તેમ તેમ તેઓ અતૃપ્ત જ રહે છે અને અંતે તેવી અતૃપ્ત અવસ્થામાં જ તેઓ નાશ પામે છે; માટે બુદ્ધિમાન પુરુષો સદાય સંતુષ્ટ જ રહે છે.[૧૯] આ જગતમાં જેટલા જેટલા દ્રવ્યાદિકના સંગ્રહો છે, તેઓનું પરિણામ નાશ છે, ચડતીનું પરિણામ પડતી છે, સંયોગનું પરિણામ વિયોગ છે અને જીવનનું પરિણામ મરણ છે.[૨૦] ખરેખર, તૃષ્ણાનો કદી અંત જ આવતો નથી. માટે સંતોષ જ પરમ સુખરૂપ છે અને આવા હેતુથી જ પંડિતો સંતોષને ધનરૂપ માને છે.[૨૧] પ્રાણીનું આયુષ્ય નિત્ય ચાલ્યુ જ જાય છે, એક નિમેષ જેટલા સમય સુધી પણ તે ઊભું રહેતું નથી. આ રીતે પોતાનાં શરીરો જ કેવળ અનિત્ય છે, તો પછી તેનો સંબંધ ધરાવનારા કયા પદાર્થને નિત્ય માનવો ?[૨૨] જે ભાવ (પરમાત્મા) પ્રાણીમાત્રમાં સ્થિતિ કરી રહ્યો છે અને મનનો અવિષય છે, તે ભાવનો બુદ્ધિપૂર્વક વિચાર કરીને જે પુરુષો જ્ઞાન-માર્ગે ગમન કરે છે, તેઓ કદી શોક કરતા નથી, પણ પરમ ગતિનો સાક્ષાત્કાર કરે છે.[૨૩] મનુષ્ય હજી વિષયોની શોધમાં જ ઘૂમ્યા કરતો હોય છે અને વિષયવાસનાઓથી હજી અતૃપ્ત જ રહ્યો હોય છે, તેવામાં તો વ્યાઘ્ર જેમ પશુ પાસે આવીને તેને લઈ જાય છે, તેમ મૃત્યુ તેને લઈ જાય છે.[૨૪] આમ હોવા છતાં પણ મનુષ્યે (મૃત્યુના) દુઃખમાંથી મુક્ત થવા માટે અવશ્ય ઉપાય શોધવો જોઈએ અને તે ઉપાય મળી આવે ત્યારે શોક કર્યા વિના તેનો આરંભ કરી દેવો જોઈએ. પછી જ્યારે દુઃખથી મુક્ત થવાય, ત્યારે સર્વ વિષયોનાં વ્યસનનો ત્યાગ કરવો.[૨૫] મનુષ્ય ધનવાન હોય કે નિર્ધન હોય, પણ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ એ પાંચ વિષયોમાં માત્ર ઉપભોગ સિવાય તેને કંઈ પણ મળતું નથી.[૨૬] પ્રાણીમાત્રને વિષયોનો સંયોગ થયા પહેલાં કદી દુઃખ થતું નથી; (કેમ કે તે સમયે પ્રાણી પોતાની મૂળ પ્રકૃતિમાં જ સ્થિતિ કરી રહ્યો હોય છે.) માટે વિષયોનો વિયોગ થયા પછી પણ પોતાની મૂળ પ્રકૃતિમાં સ્થિતિ કરીને શોક કરવો નહિ.[૨૭] જેને જિતેંદ્રિય થવું હોય, તેણે ધૈર્યના બળથી લિંગ તથા ઉદરના વેગને રોકવો, ચક્ષુના બળથી હાથ તથા પગના વેગને રોકવો, માનસિક બળથી ચક્ષુ તથા શ્રોત્રેંદ્રિયના વેગને રોકવો અને બ્રહ્મવિદ્યાના બળથી મન તથા વાણીના વેગને રોકવો.[૨૮] જે વિદ્વાન પુરુષ પ્રશંસાપાત્ર અથવા નિંદાપાત્ર હરકોઈ વિષય પર આસક્તિનો ત્યાગ કરીને કેવળ નમ્રભાવે જગતમાં વિચરે છે, તે પુરુષ સુખી થાય છે.[૨૯] વળી જે પુરુષ કેવળ આત્મામાં જ

રમણ કરતો બેસી રહે છે, સર્વ ઇચ્છાઓનો ત્યાગ કરે છે, સર્વ ભોગ્ય પદાર્થોમાં નિઃસ્પૃહ રહે છે અને નિત્ય એકલો જ વિચરે છે, તે પુરુષ સુખી થાય છે.[૩૦]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન-પર્વમાં 'નારદનો ઉપદેશ' નામનો અધ્યાય ૩૩૦મો સમાપ્ત

## अध्याय ३३१मो
## સંસારસંગનો ત્યાગ કરી શુકદેવનું કૈલાસ તરફ જવું

॥ नारद उवाच ॥

सुखदुःखविपर्यासो यदा समनुपद्यते।
नैनं प्रज्ञा सुनीतं वा त्रायतेनापि पौरुषम् ॥१॥

નારદે કહ્યું : જ્યારે મનુષ્યને સુખમાં દુઃખબુદ્ધિ થાય છે અને દુઃખમાં સુખબુદ્ધિ થાય છે, ત્યારે જ્ઞાન, નીતિ કે પુરુષાર્થ એમાંનું કોઈ પણ તેનું રક્ષણ કરી શકતું નથી;×[૧] માટે એ બુદ્ધિવિપર્યાસથી પોતાનું રક્ષણ કરવા માટે મનુષ્યે સ્વભાવથી જ યત્ન કરવો જોઈએ; કેમ કે યત્ન કરનારો મનુષ્ય કદી નાશ પામતો નથી. આ વાતને લક્ષ્યમાં રાખી, પ્રત્યેક પુરુષે જરા, મરણ તથા રોગોથી પોતાના પ્રિય આત્માનો ઉદ્ધાર કરવો.[૨] જેમ દૃઢ ધનુર્ધારી પુરુષો તીક્ષ્ણ અણીવાળાં બાણોનો પ્રયોગ કરીને શત્રુઓને વીંધી નાખે છે, તેમ શારીરિક તથા માનસિક રોગો પ્રાણીઓના શરીરોને દુઃખી કરી મૂકે છે[૩] અને એ અવસ્થામાં અનેક પ્રકારની તૃષ્ણાઓથી વ્યથિત થયો હોય તથા જીવવાની ઇચ્છાથી ટળવળતો હોય, તોપણ રોગના ભોગ થઈ પડેલા તે પ્રાણીનું શરીર વિનાશ તરફ જ આકર્ષાય છે.[૪] જેમ નદીઓના પ્રવાહો એક વખત વહી જઈને પુનઃ પાછા ફરતા નથી, તેમ રાત્રિઓ તથા દિવસો પણ મનુષ્યોનાં આયુષ્યનું હરણ કરીને પસાર થઈ જાય છે; તેઓ પુનઃ કદી પાછા ફરતા નથી.[૫] શુક્લપક્ષ તથા કૃષ્ણપક્ષ અનુક્રમે નિત્ય ચાલ્યાં જાય છે અને સંસારમાં જન્મેલા મનુષ્યોને પ્રતિદિન ક્ષીણ કરતાં જાય છે; પરંતુ તેઓ એક નિમેષ જેટલા સમય સુધી પણ ઊભાં રહેતાં નથી.[૬] જરારહિત આ સૂર્યદેવ પ્રાણીમાત્રનાં સુખદુઃખને જરાજીર્ણ કર્યે જાય છે અને ફરી ફરીને ઉદયાસ્ત પામ્યા કરે છે.[૭] મનુષ્યોએ પૂર્વે કદી નહિ જોયેલા અને જેઓને માટે કદી શંકા પણ નથી કરી એવા તેઓના ઇષ્ટ–અનિષ્ટ ભાવોને લઈને રાત્રિઓ નિરંતર પસાર થતી જાય છે.[૮] હરકોઈ પુરુષની ક્રિયાનું ફળ જો પરાધીન ન હોત, તો જે જે વિષયની તે ઇચ્છા કરત તે તે વિષયને યથેષ્ટ રીતે મેળવી શકત.[૯] આ જગતમાં ઘણા મનુષ્યો સંયમી, ચતુર અને બુદ્ધિમાન હોય છે, છતાં તેઓ સર્વ કર્મોથી જો ભ્રષ્ટ હોય છે, તો હરકોઈ કાર્યમાં નિષ્ફળ જ થાય છે; અર્થાત્ બુદ્ધિમાન અને ચતુર પુરુષોને પણ પોતાનાં કર્મ પ્રમાણે જ ફળ મળે છે.[૧૦] આપણે જોઈએ છીએ કે, કેટલાએક અધમ પુરુષો જેઓ છેક મૂર્ખ હોય છે, ગુણથી રહિત હોય છે અને ફળ મેળવવાની આશાથી મુક્ત હોય છે, છતાં સર્વ વિષયોથી સંપન્ન હોય છે.[૧૧] મનુષ્યોમાં બીજો વળી એવો મનુષ્ય પણ જોવામાં આવે છે કે, જે નિરંતર હિંસા કરવામાં જ તત્પર રહેતો હોય અને લોકોને ઠગવાના કાર્યમાં જ આસક્ત રહેતો હોય, છતાં નિત્ય સુખચેનમાં જ ઊછરી રહેલો હોય છે.[૧૨] કોઈ એક આળસુ મનુષ્ય કોઈ પ્રકારનો ઉદ્યમ કર્યા વિના જ બેસી રહે છે, છતાં તેને લક્ષ્મી આવી મળે છે અને બીજો કોઈ ઉદ્યમી પુરુષ નિત્ય કર્મ કરવામાં તત્પર રહે છે. છતાં તેને પ્રાપ્ત કરવા યોગ્ય વસ્તુ મળતી નથી.[૧૩] આમ *થવામાં તારે એમ જ કહેવું જોઈએ કે, તેમાં પુરુષ*નો અપરાધ નથી, પણ તેના સ્વભાવનો (પૂર્વકૃત કર્મનો) અપરાધ છે. જેમ કે પુરુષનું વીર્ય ઉત્પન્ન થાય છે, બીજે સ્થળે જાય છે અને બીજે સ્થળે વળી તેને સ્ત્રીની યોનિમાં મૂકવામાં આવે છે, ત્યારે તેમાંથી ગર્ભ ઉત્પન્ન થાય છે અને નથી પણ થતો. સારાંશ કે, સ્ત્રીની યોનિમાં દાખલ થયેલું પુરુષનું વીર્ય આંબાના મોરની સ્થિતિને જ પામે છે અર્થાત્ જેમ આંબાના મોરમાં સર્વત્ર ફળ આવતાં નથી, કેટલોક મોર ખરી પણ પડે છે; તેમ પુરુષના વીર્યથી કોઈ સમયે ગર્ભ બંધાય છે અને કોઈ સમયે ગર્ભ નથી પણ બંધાતો.[૧૪,૧૫] કેટલાએક મનુષ્યો પુત્રની ઇચ્છા રાખે છે અને તેની સિદ્ધિને માટે યત્ન પણ કરે છે, છતાં તેઓને ત્યાં

× અર્થાત્ બુદ્ધિનો વિપર્યાસ, કેવળ નાશનું જ કારણ બને છે એટલે સંસારનું જ કારણ બને છે.

પુત્રની ઉત્પત્તિ થતી નથી અને કેટલાએક મનુષ્યો કોપેલા સર્પથી જેમ ત્રાસ પામે, તેમ ગર્ભની ઉત્પત્તિથી ત્રાસ પામે છે, છતાં તેઓને ત્યાં મરણ પામીને જાણે જીવતો થયો હોય તેમ આયુષ્યમાન પુત્ર જન્મે છે.[૧૬-૧૭] કેટલાએક પુત્રલોભી મનુષ્યો દેવદેવીઓનું યજન કરીને તથા વિવિધ પ્રકારની તપશ્ચર્યાઓ કરીને સીમંત જેવો શુભ પ્રસંગ પ્રાપ્ત કરે છે અને દશ માસ પર્યંત પુત્રોને ઉદરમાં ધારણ કરે છે, ત્યારે તેઓને ત્યાં કુલને કલંક લગાડનારા પુત્રો ઉત્પન્ન થાય છે[૧૮] અને કેટલાએક મનુષ્યો તે પ્રકારનાં જ માંગલિક કર્મો કરીને પુત્રો સંપાદન કરે છે; જે પુત્રો પોતાનાં સારાં પગલાંને લીધે ધન, ધાન્ય તથા બાપદાદાઓએ સંચય કરેલા ભોગોમાં પુષ્કળ અભિવૃદ્ધિ કરી શકે છે.[૧૯] કોઈ એક સમયે એવું પણ બને છે કે, સ્ત્રી અને પુરુષ એકબીજાનો સમાગમ કરે છે, ત્યારે પિશાચ વગેરેનો જાણે ઉપદ્રવ દાખલ થયો હોય, તેવો અનિષ્ટકારક ગર્ભ યોનિમાં પ્રવેશ કરે છે.[૨૦] પ્રાણી જેવો મરણ પામે છે અને સ્વર્ગ તથા નરકરૂપ અંકુરના બીજ સમાન તેનું સ્થૂલશરીર કે જે માંસ, રુધિર, કફ વગેરે અનેક બીભત્સ પદાર્થોથી ભરપૂર હોય છે, તેનો જ્યારે નાશ થાય છે કે તુરત જ તેને બીજાં શરીરો પ્રાપ્ત થાય છે.×[૨૧] જેમ એક વહાણના ઉતારુઓને લઈ જવા માટે બીજું વહાણ તૈયાર જ રાખવામાં આવ્યું હોય છે, તેમ એક નાશવંત દેહ જ્યારે નાશ પામે છે અને બળીને ભસ્મીભૂત થઈ જાય છે, ત્યારે જીવને માટે પૂર્વના જેવું જ બીજું નાશવંત શરીર (તેનાં કર્મોએ) તૈયાર જ કરી રાખેલું હોય છે.[૨૨] સ્ત્રીપુરુષના સમાગમસમયે પુરુષના વીર્યનું અચેતન બિંદુ સ્ત્રીના ઉદરમાં દાખલ થાય છે. (અને ત્યાં ગર્ભરૂપે ઉત્પન્ન થાય છે.) એ ગર્ભ કયા પ્રયત્નથી ઉદરમાં જીવતો રહે છે, તે તું જોઈ શકે છે?[૨૩] માતાએ ભક્ષણ કરેલાં અન્નપાનાદિ તેના જે ઉદરમાં પચીને હજમ થઈ જાય છે, તે જ ઉદરમાં રહેલો ગર્ભ અન્નાદિની પેઠે શા કારણથી પચી જતો નથી?[૨૪] ગર્ભ ઉદરમાં રહ્યો હોય છે, છતાં માતાના મળમૂત્ર વગેરેની ગતિ સ્વાભાવિક રીતે જ નિયમિત હોય છે; પણ મળ મૂત્રાદિને રોકી રાખવામાં તથા તેનો ત્યાગ કરવામાં, ગર્ભ ધારણ કરનારી માતા (ગર્ભને લીધે) કંઈ પરાધીન થઈ પડતી નથી.[૨૫] આપણે જાણીએ છીએ કે, કેટલાએક ગર્ભો ઉદરમાં આવ્યા પછી સ્રવી પડે છે, કેટલાએક ગર્ભો જન્મ પામતાં પામતાં નાશ પામે છે અને કેટલાએકનો જન્મ થયા પછી વિનાશ થાય છે.[૨૬] વળી કેટલાએક પુરુષો પૂર્વોક્ત રીતે યોનિસંબંધ કરીને તેમાં પોતાનું વીર્ય મૂકે છે અને પુત્ર કે પુત્રીરૂપ પ્રજાને મેળવે છે; પછી તે પ્રજા પુનઃ સુખદુઃખાદિ દ્વંદ્વોમાં આસક્ત થાય છે.[૨૭] પ્રાણીનો દેહ કે જે અતિ પ્રાચીનકાળથી સંબંધ ધરાવી રહ્યો છે, તેમાં રહેલાં પાંચ મહાભૂતો જ સાતમી તથા નવમી દશાને* પામે છે અને તેના આયુષ્યનો જ્યારે ક્ષય થાય છે, ત્યારે પણ તેમાં રહેલાં પાંચ મહાભૂતો જ દશમી—અભાવદશાને પામે છે, પણ આત્માને કોઈ જાતની દશા પ્રાપ્ત થતી નથી.[૨૮] વળી એમાં કંઈ સંશય નથી કે, શિકારીઓ જેમ ક્ષુદ્ર મૃગોને પીડે છે, તેમ વ્યાધિઓ મનુષ્યોને જ્યારે પીડવા માંડે છે, ત્યારે તેઓનામાં ઊભા થવાનું પણ સામર્થ્ય હોતું નથી.[૨૯] રોગીઓ વ્યાધિઓથી પીડાય છે અને પુષ્કળ ધનનો વ્યય કરે છે, તોપણ વૈદ્યો ઘણો ઘણો યત્ન કર્યા છતાં તેઓની વેદનાને દૂર કરી શકતા નથી;[૩૦] એટલું જ નહિ પરંતુ તે વૈદ્યો અત્યંત કુશળ હોય છે, ઘણા જ ચાલાક હોય છે અને ઔષધોનો સંગ્રહ કરી રાખનારા હોય છે, છતાં તેઓ પોતે પણ શિકારીઓના [illegible]ટામાં સપડાયલા મૃગોની [illegible] વ્યાધિઓ[illegible] સપડાઈ પડે છે.[૩૧]

× કહેવાનો ભાવ એ છે કે, જ્ઞાનનું શરણ લીધા વિના દેહસંબંધનો કદી નાશ થતો નથી; કેમ કે જ્ઞાન દ્વારા ઈશ્વરનો સાક્ષાત્કાર થવાથી કર્મબંધનો છૂટી જાય છે અને કર્મબંધનના છુટકારાની સાથે જ શરીરસંબંધ પણ નાશ પામે છે. શ્રુતિ કહે છે કે,

'क्षीयते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे।'

પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે [illegible] પુરુષનાં કર્મો નાશ પામે છે.

* [illegible] [illegible]ા છે, એમ ટીકા[illegible] લખે [illegible] ગર્ભવાસ, ૨ [illegible] યૌવન, [illegible] નાશ.

તેઓ અનેક પ્રકારના ઉકાળા પીએ છે અને જાત જાતના ઘીનું પ્રાશન કરે છે, છતા મોટા હાથીઓએ ભાગી નાખેલાં વૃક્ષોની પેઠે જરાથી ક્ષીણ થયેલા જોવામા આવે છે[૩૨] આ પૃથ્વી પર મૃગો તથા પક્ષીઓ જ્યારે રોગોથી પીડાય છે, ત્યારે તેઓની ચિકિત્સા કોણ કરે છે? ઘણુ કરીને તો પશુઓ, પક્ષીઓ અને દરિદ્ર મનુષ્યો કદી રોગપીડિત થતા જ નથી.[૩૩] જે રાજાઓ ભયંકર, અજિત અને ઉગ્ર તેજવાળા હોય છે, તેઓને પણ શિકારી પશુઓ સામાન્ય પશુઓને જેમ ઝડપી લે છે, તેમ રોગો ઝડપી લે છે[૩૪]

આ રીતે વેદનાથી મૂઢ બની ગયેલા લોકો મોહ તથા શોકથી ઘેરાયલા રહે છે, તેવામા તો જન્મમરણરૂપ અતિ બળવાન પ્રવાહ અકસ્માત્ તેઓને ખેંચી જાય છે.[૩૫] તાત્પર્ય કે, પોતાના પૂર્વે કરેલા કર્મો સાથે જોડાયલા દેહધારીઓ ધન સંપાદન કરીને, રાજ્ય મેળવીને અથવા ઉગ્ર તપ કરીને પણ પોતાના કર્મનું ઉલ્લંઘન કરી શકતા નથી. (જેના જેવા કર્મ તેવાં જ તેને ફળ મળે છે, ભલે પછી તે મોટો ધનવાન હોય, મહારાજા હોય કે તપસ્વી હોય!)[૩૬] મનુષ્યો અનેક પ્રકારના ઉદ્યમ કરે અને તેનું ફળ તેઓની ઇચ્છાનુસાર પ્રાપ્ત થાય, તો જગતમા કોઈ મરણ પામે નહિ, વૃદ્ધ થાય નહિ, અપ્રિયને જુએ નહિ અને સર્વ કોઈની કામનાઓ પરિપૂર્ણ જ થાય.[૩૭] જગતના સર્વ મનુષ્યો ઉચ્ચ ઉચ્ચ સ્થિતિએ જવા ઇચ્છે છે અને યથાશક્તિ યત્ન પણ કરે છે, છતા તેઓની ઇચ્છા સફળ થતી નથી.[૩૮] જે પુરુષો ઐશ્વર્યના મદથી છકી ગયેલા હોય છે અને મદિરાના મદથી ઉન્મત્ત થયેલા હોય છે, તેઓનુ પણ પ્રમાદનો ત્યાગ કરનારા, સરળ, શૂરવીર અને પરાક્રમી પુરુષો સેવન કરી રહ્યા હોય છે.[૩૯] કેટલાએક મનુષ્યો પોતાના પર આવી પડેલા કલેશો દૂર કરવા માટે કંઈ લક્ષ્ય પણ આપતા નથી, છતા તેઓના કલેશો પોતાની મેળે જ દૂર થાય છે અને કેટલાએક મનુષ્યો કલેશો દૂર કરવા માટે અનેકાનેક યત્નો કરે છે, છતા તેઓના કલેશો દૂર થતા નથી. એ ઉપરથી સિદ્ધ થાય છે કે, મનુષ્ય પોતપોતાના કર્મોનું જ ફળ ભોગવે છે, બીજાઓના કર્મમાંથી તેને કંઈ પણ મળતું નથી.[૪૦] અહો! કર્મનાં ફળમા કેટલી મોટી વિષમતા જોવામાં આવે છે! તે તું જો.[૪૧] કેટલાએક મનુષ્યો પાલખીમાં બેસીને જાય છે, ત્યારે કેટલાએક મનુષ્યો તેઓની પાલખીનું વહન કરે છે.[૪૨] જગતના સર્વ મનુષ્યોને સમૃદ્ધિ સંપાદન કરવાની ઇચ્છા હોય છે, પરંતુ તેમાના કેટલાએક મનુષ્યો રથમા બેસીને જાય છે, કેટલાએક મનુષ્યો (કોઈના) રથની આગળ આગળ ચાલે છે, કેટલાએક મનુષ્યો સ્ત્રીઓથી રહિત થઈ પડ્યા હોય છે, ત્યારે કેટલાએકને ત્યાં અનેક જાતિની સેંકડો સ્ત્રીઓ હોય છે એ રીતે જગતના સર્વ પ્રાણીઓ સુખદુઃખાદિ દ્વંદ્વોમા રમણ કર્યા કરે છે અને એક પછી એક નાશને પામ્યા કરે છે, માટે જે સ્થાન તે દ્વંદ્વોથી રહિત છે અને સર્વથી ભિન્ન છે, તે સ્થાન તરફ જ તું દૃષ્ટિ કર, પણ આ સંસારમા મોહ કરીશ માં.[૪૩] તુ ધર્મનો, અધર્મનો, સત્યનો તથા અસત્યનો ત્યાગ કર અને સત્ય તથા અસત્યનો ત્યાગ કર્યા પછી જેના વડે તું સર્વનો ત્યાગ કરે છે, તે બુદ્ધિનો પણ ત્યાગ કર[૪૪] હે મહર્ષિ! આ પરમ ગુહ્ય જ્ઞાન મે તને કહ્યું છે, તેનો આશ્રય કરીને દેવતાઓ મનુષ્યલોકનો ત્યાગ કરી સ્વર્ગલોકમાં ગયા છે.[૪૫]

નારદના એ વચન સાભળી, મહાબુદ્ધિમાન શુકદેવે ધૈર્ય ધારણ કરી મનમા વિચાર કરવા માડ્યો; પણ 'હવે શું કરવું' તેનો તે નિશ્ચય કરી શકયા નહિ[૪૬] પુત્રો તથા સ્ત્રીઓને લીધે મહાન કલેશ ભોગવવો પડે છે અને વિદ્યાભ્યાસ કરવામા મહાન પરિશ્રમ પડે છે, માટે જેમા અલ્પ કલેશ હોય અને મહાન ઉદય હોય, તેવુ શાશ્વત સ્થાન કયુ હશે?[૪૭] આ રીતે એક મુહૂર્ત પર્યંત વિચાર કર્યા પછી ધર્મના અતિ શ્રેષ્ઠ સ્વરૂપને જાણનારા શુકદેવે પોતાનું પરમ કલ્યાણ કરનારી અચળ ગતિ સંપાદન કરવા માટે (મનમા) આ પ્રમાણે કહેવા માડ્યુ કે,[૪૮] 'હું સંસારના સંબંધનો ત્યાગ કરીને ઉત્તમ ગતિ કેવી રીતે પામું? શું કરવાથી પુનઃ આ સંસાર-સાગરમા પાછો ન આવુ?[૪૯] હુ તે જ પરમભાવને પ્રાપ્ત કરવા ઇચ્છું કે, જેને પ્રાપ્ત કરીને મનુષ્ય પાછો સંસારમા આવતો નથી. મારા માનસિક નિશ્ચય પૂર્વક સર્વ સંગોનો ત્યાગ કરીને હુ તે જ ગતિને પામીશ કે, જ્યા મારા આત્માને શાતિ મળશે વળી તે ગતિને પ્રાપ્ત કર્યા પછી હુ અક્ષય, અવિકારી અને

પુત્રની ઉત્પત્તિ થતી નથી અને કેટલાએક મનુષ્યો કોપેલા સર્પથી જેમ ત્રાસ પામે, તેમ ગર્ભની ઉત્પત્તિથી ત્રાસ પામે છે, છતાં તેઓને ત્યાં મરણ પામીને જાણે જીવતો થયો હોય તેમ આયુષ્યમાન પુત્ર જન્મે છે.[૧૬/૧૭] કેટલાએક પુત્રલોભી મનુષ્યો દેવદેવીઓનું યજન કરીને તથા વિવિધ પ્રકારની તપશ્ચર્યાઓ કરીને સીમંત જેવો શુભ પ્રસંગ પ્રાપ્ત કરે છે અને દશ માસ પર્યંત પુત્રોને ઉદરમાં ધારણ કરે છે, ત્યારે તેઓને ત્યાં કુલને કલંક લગાડનારા પુત્રો ઉત્પન્ન થાય છે[૧૮] અને કેટલાએક મનુષ્યો તે પ્રકારનાં જ માંગલિક કર્મો કરીને પુત્રો સંપાદન કરે છે; જે પુત્રો પોતાનાં સારાં પગલાંને લીધે ધન, ધાન્ય તથા બાપદાદાઓએ સંચય કરેલા ભોગોમાં પુષ્કળ અભિવૃદ્ધિ કરી શકે છે.[૧૯] કોઈ એક સમયે એવું પણ બને છે કે, સ્ત્રી અને પુરુષ એકબીજાનો સમાગમ કરે છે, ત્યારે પિશાચ વગેરેનો જાણે ઉપદ્રવ દાખલ થયો હોય, તેવો અનિષ્ટકારક ગર્ભ યોનિમાં પ્રવેશ કરે છે.[૨૦] પ્રાણી જેવો મરણ પામે છે અને સ્વર્ગ તથા નરકરૂપ અંકુરના બીજ સમાન તેનું સ્થૂલશરીર કે જે માંસ, રુધિર, કફ વગેરે અનેક બીભત્સ પદાર્થોથી ભરપૂર હોય છે, તેનો જ્યારે નાશ થાય છે કે તુરત જ તેને બીજાં શરીરો પ્રાપ્ત થાય છે.×[૨૧] જેમ એક વહાણના ઉતારુઓને લઈ જવા માટે બીજું વહાણ તૈયાર જ રાખવામાં આવ્યું હોય છે, તેમ એક નાશવંત દેહ જ્યારે નાશ પામે છે અને બળીને ભસ્મીભૂત થઈ જાય છે, ત્યારે જીવને માટે પૂર્વના જેવું જ બીજું નાશવંત શરીર (તેનાં કર્મોએ) તૈયાર જ કરી રાખેલું હોય છે.[૨૨] સ્ત્રીપુરુષના સમાગમસમયે પુરુષના વીર્યનું અચેતન બિંદુ સ્ત્રીના ઉદરમાં દાખલ થાય છે. (અને ત્યાં ગર્ભરૂપે ઉત્પન્ન થાય છે.) એ ગર્ભ કયા પ્રયત્નથી ઉદરમાં જીવતો રહે છે, તે તું જોઈ શકે છે?[૨૩] માતાએ ભક્ષણ કરેલાં અન્નપાનાદિ તેના જે ઉદરમાં પચીને હજમ થઈ જાય છે, તે જ ઉદરમાં રહેલો ગર્ભ અન્નાદિની પેઠે શા કારણથી પચી જતો નથી?[૨૪] ગર્ભ ઉદરમાં રહ્યો હોય છે, છતાં માતાના મળમૂત્ર વગેરેની ગતિ સ્વાભાવિક રીતે જ નિયમિત હોય છે; પણ મળમૂત્રાદિને રોકી રાખવામાં તથા તેનો ત્યાગ કરવામાં, ગર્ભ ધારણ કરનારી માતા (ગર્ભને લીધે) કંઈ પરાધીન થઈ પડતી નથી.[૨૫] આપણે જાણીએ છીએ કે, કેટલાએક ગર્ભો ઉદરમાં આવ્યા પછી સ્રવી પડે છે, કેટલાએક ગર્ભો જન્મ પામતાં પામતાં નાશ પામે છે અને કેટલાએકનો જન્મ થયા પછી વિનાશ થાય છે.[૨૬] વળી કેટલાએક પુરુષો પૂર્વોક્ત રીતે યોનિસંબંધ કરીને તેમાં પોતાનું વીર્ય મૂકે છે અને પુત્ર કે પુત્રીરૂપ પ્રજાને મેળવે છે; પછી તે પ્રજા પુનઃ સુખદુઃખાદિ દ્વંદ્વોમાં આસક્ત થાય છે.[૨૭] પ્રાણીનો દેહ કે જે અતિ પ્રાચીનકાળથી સંબંધ ધરાવી રહ્યો છે, તેમાં રહેલાં પાંચ મહાભૂતો જ સાતમી તથા નવમી દશાને* પામે છે અને તેના આયુષ્યનો જ્યારે ક્ષય થાય છે, ત્યારે પણ તેમાં રહેલાં પાંચ મહાભૂતો જ દશમી–અભાવદશાને પામે છે, પણ આત્માને કોઈ જાતની દશા પ્રાપ્ત થતી નથી.[૨૮] વળી એમાં કંઈ સંશય નથી કે, શિકારીઓ જેમ ક્ષુદ્ર મૃગોને પીડે છે, તેમ વ્યાધિઓ મનુષ્યોને જ્યારે પીડવા માંડે છે, ત્યારે તેઓનામાં ઊભા થવાનું પણ સામર્થ્ય હોતું નથી.[૨૯] રોગીઓ વ્યાધિઓથી પીડાય છે અને પુષ્કળ ધનનો વ્યય કરે છે, તોપણ વૈદ્યો ઘણો ઘણો યત્ન કર્યા છતાં તેઓની વેદનાને દૂર કરી શકતા નથી;[૩૦] એટલું જ નહિ પરંતુ તે વૈદ્યો અત્યંત કુશળ હોય છે, ઘણા જ ચાલાક હોય છે અને ઔષધોનો સંગ્રહ કરી રાખનારા હોય છે, છતાં તેઓ પોતે પણ શિકારીઓના સપાટામાં સપડાયલા મૃગોની પેઠે વ્યાધિઓના સપાટામાં સપડાઈ પડે છે.[૩૧]

× કહેવાનો ભાવ એ છે કે, જ્ઞાનનું શરણ લીધા વિના દેહસંબંધનો કદી નાશ થતો નથી; કેમ કે જ્ઞાન દ્વારા ઈશ્વરનો સાક્ષાત્કાર થવાથી કર્મબંધનો છૂટી જાય છે અને કર્મબંધનના છુટકારાની સાથે જ શરીરસંબંધ પણ નાશ પામે છે. શ્રુતિ કહે છે કે,

'क्षीयते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे।'

પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે કે તુરત જ જ્ઞાની પુરુષનાં કર્મો નાશ પામે છે.

* શરીરની એકંદર દશ દશાઓ છે, એમ ટીકાકાર નીલકંઠ લખે છે. જેમ કે ૧ ગર્ભવાસ, ૨ જન્મ, ૩ બાલ્ય, ૪ કૌમાર, ૫ પૌંગંડ, ૬ યૌવન, ૭ સ્થાવિર્ય, ૮ જરા, ૯ પ્રાણરોધ અને ૧૦ નાશ. આ દશ દશાઓમાંથી સાતમી અને નવમી એટલે સ્થાવિર્ય તથા પ્રાણરોધ દશા સમજવી.

તેઓ અનેક પ્રકારના ઉકાળા પીએ છે અને જાત જાતના ઘીનું પ્રાશન કરે છે, છતા મોટા હાથીઓએ ભાંગી નાખેલાં વૃક્ષોની પેઠે જરાથી ક્ષીણ થયેલા જોવામા આવે છે ૩૨ આ પૃથ્વી પર મૃગો તથા પક્ષીઓ જ્યારે રોગોથી પીડાય છે, ત્યારે તેઓની ચિકિત્સા કોણ કરે છે? ઘણુ કરીને તો પશુઓ, પક્ષીઓ અને દરિદ્ર મનુષ્યો કદી રોગપીડિત થતા જ નથી.૩૩ જે રાજાઓ ભયંકર, અજિત અને ઉગ્ર તેજવાળા હોય છે, તેઓને પણ શિકારી પશુઓ સામાન્ય પશુઓને જેમ ઝડપી લે છે, તેમ રોગો ઝડપી લે છે ૩૪

આ રીતે વેદનાથી મૂઢ બની ગયેલા લોકો મોહ તથા શોકથી ઘેરાયલા રહે છે, તેવામા તો જન્મમરણરૂપ અતિ બળવાન પ્રવાહ અકસ્માત્ તેઓને ખેંચી જાય છે.૩૫ તાત્પર્ય કે, પોતાના પૂર્વે કરેલા કર્મો સાથે જોડાયલા દેહધારીઓ ધન સંપાદન કરીને, રાજ્ય મેળવીને અથવા ઉગ્ર તપ કરીને પણ પોતાના કર્મનુ ઉલ્લંઘન કરી શકતા નથી. (જેના જેવા કર્મ તેવા જ તેને ફળ મળે છે, ભલે પછી તે મોટો ધનવાન હોય, મહારાજા હોય કે તપસ્વી હોય!)૩૬ મનુષ્યો અનેક પ્રકારના ઉદ્યમ કરે અને તેનું ફળ તેઓની ઇચ્છાનુસાર પ્રાપ્ત થાય, તો જગતમા કોઈ મરણ પામે નહિ, વૃદ્ધ થાય નહિ, અપ્રિયને જુએ નહિ અને સર્વ કોઈની કામનાઓ પરિપૂર્ણ જ થાય.૩૭ જગતના સર્વ મનુષ્યો ઉચ્ચ ઉચ્ચ સ્થિતિએ જવા ઇચ્છે છે અને યથાશક્તિ યત્ન પણ કરે છે, છતા તેઓની ઇચ્છા સફળ થતી નથી.૩૮ જે પુરુષો ઐશ્વર્યના મદથી છકી ગયેલા હોય છે અને મદિરાના મદથી ઉન્મત્ત થયેલા હોય છે, તેઓનુ પણ પ્રમાદનો ત્યાગ કરનારા, સરળ, શૂરવીર અને પરાક્રમી પુરુષો સેવન કરી રહ્યા હોય છે ૩૯ કેટલાએક મનુષ્યો પોતાના પર આવી પડેલા ક્લેશો દૂર કરવા માટે કંઈ લક્ષ્ય પણ આપતા નથી, છતા તેઓના ક્લેશો પોતાની મેળે જ દૂર થાય છે અને કેટલાએક મનુષ્યો ક્લેશો દૂર કરવા માટે અનેકાનેક યત્નો કરે છે, છતા તેઓના ક્લેશો દૂર થતા નથી. એ ઉપરથી સિદ્ધ થાય છે કે, મનુષ્ય પોતપોતાના કર્મોનું જ ફળ ભોગવે છે, બીજાઓનાં કર્મમાથી તેને કંઈ પણ મળતું નથી.૪૦ અહો! કર્મનાં ફળમા કેટલી મોટી વિષમતા જોવામાં આવે છે! તે તું જો.૪૧ કેટલાએક મનુષ્યો પાલખીમાં બેસીને જાય છે, ત્યારે કેટલાએક મનુષ્યો તેઓની પાલખીનું વહન કરે છે.૪૨ જગતના સર્વ મનુષ્યોને સમૃદ્ધિ સંપાદન કરવાની ઇચ્છા હોય છે, પરંતુ તેમાના કેટલાએક મનુષ્યો રથમા બેસીને જાય છે, કેટલાએક મનુષ્યો (કોઈના) રથની આગળ આગળ ચાલે છે, કેટલાએક મનુષ્યો સ્ત્રીઓથી રહિત થઈ પડ્યા હોય છે, ત્યારે કેટલાએકને ત્યાં અનેક જાતિની સેંકડો સ્ત્રીઓ હોય છે એ રીતે જગતના સર્વ પ્રાણીઓ સુખદુઃખાદિ દ્વંદ્વોમા રમણ કર્યા કરે છે અને એક પછી એક નાશને પામ્યા કરે છે, માટે જે સ્થાન તે દ્વંદ્વોથી રહિત છે અને સર્વથી ભિન્ન છે, તે સ્થાન તરફ જ તું દૃષ્ટિ કર, પણ આ સંસારમા મોહ કરીશ મા.૪૩ તુ ધર્મનો, અધર્મનો, સત્યનો તથા અસત્યનો ત્યાગ કર અને સત્ય તથા અસત્યનો ત્યાગ કર્યા પછી જેના વડે તું સર્વનો ત્યાગ કરે છે, તે બુદ્ધિનો પણ ત્યાગ કર.૪૪ હે મહર્ષિ! આ પરમ ગુહ્ય જ્ઞાન મે તને કહ્યું છે, તેનો આશ્રય કરીને દેવતાઓ મનુષ્યલોકનો ત્યાગ કરી સ્વર્ગલોકમાં ગયા છે.૪૫

નારદના એ વચન સાંભળી, મહાબુદ્ધિમાન શુકદેવે ધૈર્ય ધારણ કરી મનમા વિચાર કરવા માંડ્યો; પણ 'હવે શું કરવું' તેનો તે નિશ્ચય કરી શક્યા નહિ ૪૬ પુત્રો તથા સ્ત્રીઓને લીધે મહાન ક્લેશ ભોગવવો પડે છે અને વિદ્યાભ્યાસ કરવામા મહાન પરિશ્રમ પડે છે, માટે જેમા અલ્પ ક્લેશ હોય અને મહાન ઉદય હોય, તેવુ શાશ્વત સ્થાન કયુ હશે?૪૭ આ રીતે એક મુહૂર્ત પર્યંત વિચાર કર્યો પછી ધર્મના અતિ શ્રેષ્ઠ સ્વરૂપને જાણનારા શુકદેવે પોતાનું પરમ કલ્યાણ કરનારી અચળ ગતિ સંપાદન કરવા માટે (મનમા) આ પ્રમાણે કહેવા માડ્યુ કે,૪૮ 'હું સંસારના સંબંધનો ત્યાગ કરીને ઉત્તમ ગતિ કેવી રીતે પામું? શું કરવાથી પુનઃ આ સંસાર-સાગરમા પાછો ન આવુ?૪૯ હુ તે જ પરમભાવને પ્રાપ્ત કરવા ઇચ્છું કે, જેને પ્રાપ્ત કરીને મનુષ્ય પાછો સંસારમા આવતો નથી. મારા માનસિક નિશ્ચય પૂર્વક સર્વ સંગોનો ત્યાગ કરીને હું તે જ ગતિને પામીશ કે, જ્યા મારા આત્માને શાંતિ મળશે. વળી તે ગતિને પ્રાપ્ત કર્યા પછી હું અક્ષય, અવિકારી અને

સનાતનસ્વરૂપે સ્થિતિ કરીશ;[૫૦-૫૧] પરંતુ હું ધારું છું કે, તે પરમ ગતિ યોગનો આશ્રય કર્યા વિના કદી મળી શકતી નથી. વળી જ્ઞાની પુરુષને યોગાદિક કર્મો કરવાથી નીચ એવો દેહસંબંધ પણ ઘટી શકતો નથી;[૫૨] માટે યોગનો આશ્રય કરી આ દેહરૂપી ગૃહનો હું ત્યાગ કરીશ અને વાયુસ્વરૂપ થઈ, સૂર્યમંડલમાં બિરાજેલા મહાન તેજમાં પ્રવેશ કરીશ;[૫૩] કેમ કે પિતૃયાનમાર્ગે થઈને ચંદ્રમંડલમા દાખલ થયેલો જીવ પુણ્યના ક્ષયસમયે સર્વ દેવ ગણોની સાથે કંપાયમાન થઈને જેમ પૃથ્વી પર પડે છે, તેમ દેવયાનમાર્ગે થઈને સૂર્યમંડલમાં દાખલ થયેલો જીવ પુનઃ પૃથ્વી પર પડતો નથી, તેમ પુનર્જન્મ પામતો નથી.[૫૪] ચંદ્રનો એ સ્વભાવ જ છે કે, અમુક સમયે તે ક્ષીણ થાય છે અને અમુક સમયે વૃદ્ધિ પામે છે. આ પ્રકારની ચંદ્રની વારંવારની ક્ષીણતાને તથા વૃદ્ધિને હું જાણું છું અને તેથી જ ચંદ્રલોકમાં જવાની મને ઇચ્છા નથી[૫૫] અને સૂર્ય તો પોતાનાં ઉગ્ર કિરણોથી સર્વ લોકોને તપાવે છે અને નિત્ય અક્ષય મંડળવાળો રહીને સર્વ તરફથી તેજને ગ્રહણ કરે છે.[૫૬] આવા હેતુથી જ મને પ્રદીપ્ત તેજવાળા સૂર્યમંડલમાં જવાનું રુચે છે અને ત્યાં જવાથી જ મારો કોઈ પરાજય કરી શકશે નહિ, ઉપરાંત નિઃશંકચિત્તે હું રહી શકીશ.[૫૭] વળી સૂર્યના મંડલમાં મારા આ શરીરને હું નાખી દઈશ, જેથી ઋષિઓની સાથે સૂર્યના અતિ દુઃસહ તેજને હું પામીશ.[૫૮] હવે સર્વ વૃક્ષને, નાગોને, આ પર્વતને, પૃથ્વીને, દિશાઓને, આકાશને, દેવોને, દાનવોને, ગંધર્વોને, પિશાચોને, ઉરગોને, રાક્ષસોને તથા જગતનાં સર્વ પ્રાણીઓને હું જણાવું છું કે, સૂર્યમંડલના અંતર્યામી તેજમાં હું પ્રવેશ કરીશ, એમાં કંઈ સંશય નથી. સર્વ દેવો અને ઋષિઓ મારી યોગશક્તિને જોજો.[૫૯-૬૦]

એ પ્રમાણે કહીને શુકદેવે લોકવિખ્યાત ઋષિ નારદની આજ્ઞા માગી અને તેમની આજ્ઞા લીધા પછી તે પોતાના પિતા વ્યાસ પાસે ગયા.[૬૧] મહાત્મા મુનિ વ્યાસ પાસે જઈને શુકદેવે પ્રદક્ષિણા કર્યા પછી તેમને પ્રણામ કર્યા અને તેમની આજ્ઞા માગી. શુકદેવનું વચન સાંભળીને મહાત્મા વ્યાસ ઋષિ પ્રસન્ન થયા. તેમણે શુકદેવને આ પ્રમાણે કહ્યું : 'તને જોઈને મારાં નેત્રને હું પ્રસન્ન કરી લઉં ત્યાં સુધી તું અહીં ઊભો રહે.'[૬૨-૬૩] પણ શુકદેવજી તો સર્વ ઇચ્છાઓથી રહિત થયા હતા, સર્વ ઉપરના સ્નેહનો તેમણે ત્યાગ કર્યો હતો અને સર્વ સંશયોથી તે મુક્ત થયા હતા. તેમણે કેવળ મોક્ષ મેળવવાનો જ વિચાર કરીને જવાનો મનમા નિશ્ચય કર્યો હતો.[૬૪] જેથી પોતાના પિતાનો ત્યાગ કરીને તે મહામુનિ સિદ્ધોના સમુદાયોથી સેવાયેલા વિશાળ કૈલાસ પર્વત તરફ ચાલ્યા ગયા.[૬૫]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમા 'સંસારસંગનો ત્યાગ કરી શુકદેવનું કૈલાસ તરફ જવું' નામનો અધ્યાય ૩૩૧ મો સમાપ્ત

## અધ્યાય ૩૩૨મો
## શુકદેવની યોગસાધના અને સિદ્ધિ

॥ भीष्म उवाच ॥

**गिरिशृंगं समारुह्य सुतो व्यासस्य भारत ।**
**समे देशे विविक्ते स निःशलाक उपाविशत् ॥१॥**

ભીષ્મે કહ્યું : હે ભરતવંશી યુધિષ્ઠિર રાજા ! કૈલાસના શિખર ઉપર આરૂઢ થયા પછી વ્યાસના પુત્ર શુકદેવ ઘાસ વિનાના અને એકાંત એવા સપાટ પ્રદેશમા (યોગ સાધવા માટે) બેઠા.[૧] પછી યોગના ક્રમને જાણનારા શુકદેવે શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે પગથી આરંભીને શરીરના સર્વ અવયવોમાં અનુક્રમે ચિત્તની ધારણા કરવા માંડી.[૨] વિદ્વાન શુકદેવ પૂર્વ દિશા તરફ મુખ રાખીને એ પ્રમાણે યોગધારણા કરતા હતા, તે જ સમયે સૂર્યનો ઉદય થયો. એટલે પોતાના હાથપગને જોડીને નમ્રની પેઠે તે બેઠા.[૩] વ્યાસના બુદ્ધિમાન પુત્ર શુકદેવ જે પ્રદેશ ઉપર ધ્યાનમગ્ન અવસ્થામાં બેઠા હતા, ત્યાં પક્ષીઓનો સમુદાય ન હતો, કોઈનો શબ્દ પણ સંભળાતો ન હતો અને કોઈનું દર્શન પણ થતું ન હતું.[૪] પછી તે વખતે સર્વ પ્રકારના સંગથી મુક્ત થયેલા પોતાના આત્માનાં તેમણે દર્શન કર્યાં અને તે પરમ તત્ત્વને જોઈને શુકદેવ અત્યંત હસવા લાગ્યા.[૫] પછી વળી મોક્ષમાર્ગને પ્રાપ્ત કરવા માટે યોગમાર્ગનો તેમણે આશ્રય કર્યો અને મહાન યોગેશ્વર થઈ આકાશમાર્ગમાં પણ જવા માંડ્યું.[૬] તે સમયે શુકદેવે દેવર્ષિ નારદની પ્રદક્ષિણા કરીને પોતાનું યોગસામર્થ્ય તે મહર્ષિને નિવેદન કર્યું.[૭]

શુકદેવે કહ્યું : હે તપોધન ! મેં મોક્ષનો માર્ગ જોઈ લીધો છે. હવે તે માર્ગે જવા માટે હું તૈયાર થયો છું. હે મહાતેજસ્વી નારદ ! તમારી કૃપાથી હવે હું ઇષ્ટગતિને પામીશ.'[૮] એમ કહીને વ્યાસના પુત્ર શુકદેવે નારદની આજ્ઞા લીધી અને પછી તેમને પ્રણામ કરી પુનઃ યોગ દ્વારા આકાશમાં પ્રવેશ કર્યો.[૯] શ્રીમાન શુકદેવે મનમાં દઢ નિશ્ચય કરીને વાયુનું સ્વરૂપ ધારણ કર્યું અને પછી કૈલાસના શિખર ઉપરથી ઊડીને આકાશમાર્ગે જવા માંડ્યું.[૧૦] બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ શુકદેવ આકાશમાર્ગે જઈ રહ્યા હતા, તે સમયે તેમની કાંતિ ગરુડના જેવી જણાતી હતી અને તેમનો વેગ મન તથા વાયુના જેવો જ અતિ ઉતાવળો જણાતો હતો, જેથી સર્વ પ્રાણીઓ તેમને એકીટસે જોઈ રહ્યાં હતાં.[૧૧] અગ્નિ તથા સૂર્ય સમાન તેજસ્વી અને આકાશના લાંબા માર્ગે ગમન કરી રહેલા શુકદેવ પણ તે સમયે ત્રણે લોકોને કેવળ આત્મારૂપ જાણી રહ્યા હતા.[૧૨] વળી તેમનું ચિત્ત એકાગ્ર હતું, કોઈના તરફથી તેમને ભય ન હતો અને અવ્યગ્રપણે તે ગમન કરતા હતા, ત્યારે સ્થાવરજંગમ સર્વ પ્રાણીઓ તેમનાં દર્શન કરી રહ્યાં હતાં; એટલું જ નહિ પણ પોતાની શક્તિ અને યોગ્યતા પ્રમાણે તેમની પૂજા કરી રહ્યાં હતાં. સ્વર્ગવાસી દેવતાઓ પણ દિવ્ય પુષ્પોની વૃષ્ટિ કરીને તેમને વધાવવા લાગ્યા.[૧૩,૧૪] સર્વ ગંધર્વો તથા અપ્સરાઓના સમુદાયો તેમને જોઈને આશ્ચર્યચકિત થઈ ગયા અને સિદ્ધિને પામેલા ઋષિઓ પણ પરમ વિસ્મય પામ્યા. તેઓ અન્યોન્યને કહેવા લાગ્યા કે, 'તપથી સિદ્ધિને પામેલો આ કયો પુરુષ આકાશમાર્ગે ગમન કરી રહ્યો છે ? તેનુ શરીર નીચેના ભાગમાં છે અને મુખ (સૂર્ય સામે દૃષ્ટિ હોવાથી) ઊંચું છે. ખરેખર, આ પુરુષ આપણાં નેત્રોને આનંદ પમાડે છે.'[૧૫,૧૬] તે પછી પરમ ધર્માત્મા અને ત્રણે લોકમાં વિખ્યાત થયેલા મુનિ શુકદેવ પૂર્વ તરફ સૂર્ય સામે દૃષ્ટિ રાખીને આગળ વધ્યા.[૧૭] હે રાજન્ ! આખા આકાશને શબ્દથી જાણે ભરી દેતા હોય તેમ, ઝપાટાબંધ આગળ વધતા તે શુકદેવને જોઈને પંચચૂડા વગેરે અપ્સરાઓ મનમાં અત્યંત ગભરાવા લાગી અને પરમ વિસ્મયને લીધે તેઓનાં નેત્રો અત્યંત પ્રફુલ્લ થઈ ગયાં.[૧૮,૧૯] તેઓ સર્વને મનમાં વિચાર થવા લાગ્યો કે, 'આ કયો દેવતા હશે કે જેને આવી ઉત્તમ ગતિ પ્રાપ્ત થઈ છે ? ખરેખર, મુક્ત અને નિઃસ્પૃહના જેવો જણાતો આ દેવ અહીંયા જ આવે છે.'[૨૦] પછી તે શુકદેવ મલયાચલ નામના પર્વત પાસે જઈ પહોંચ્યા કે, જે પર્વતમાં ઉર્વશી અને પૂર્વચિત્તિ નામની અપ્સરાઓ નિત્યને માટે નિવાસ કરે છે.[૨૧] બ્રહ્મર્ષિના પુત્રને ત્યાં આવી પહોંચેલા જોઈ તે બન્ને અપ્સરાઓને અત્યંત આશ્ચર્ય થયું અને તેઓ એકબીજીને કહેવા લાગી કે, 'અહો ! વેદાભ્યાસમાં રમણ કરનારા આ બ્રાહ્મણમાં બુદ્ધિની એકાગ્રતા કેવી અદ્ભુત છે ![૨૨] આટલા અલ્પ સમયમાં જ તે સાક્ષાત્ ચંદ્રની પેઠે આકાશમાં વિચરી શકે છે. ખરેખર, આ બ્રાહ્મણ પિતાની સેવા કરીને જ આવી સર્વોત્તમ બુદ્ધિને પામ્યો છે.[૨૩] વળી આ પિતાનો ભક્ત છે, દઢ તપસ્વી છે અને પિતાનો ઘણો જ વહાલો પુત્ર છે. આના પિતા આના સિવાય બીજા કોઈના પર મન રાખતા નથી, છતાં તેમણે આને કેમ જવા દીધો હશે ? ઉર્વશીનું એ વચન સાંભળીને પરમ ધર્મવેત્તા શુકદેવે સર્વ દિશાઓ તરફ દૃષ્ટિ કરી; કેમ કે ઉર્વશીના વચનમાં તેમનું મન ગયું હતું.[૨૪,૨૫] તેમણે આકાશ, પૃથ્વી, પર્વતો, વનો, અરણ્યો, તળાવો અને નદીઓ એ સર્વના તરફ પોતાની દૃષ્ટિ ફેંકી.[૨૬] એટલે ત્યાં વસનારા સર્વ દેવતાઓ બે હાથ જોડીને ઘણા જ માનપૂર્વક શુકદેવનાં દર્શન કરવા લાગ્યા.[૨૭] પછી પરમ ધર્મવેત્તા શુકદેવે તે સર્વ દેવતાઓને કહ્યું કે, 'મારા પિતા, 'હે શુક ! હે શુક !' એમ મને બોલાવતા બોલાવતા મારી પાછળ જો આવે તો તમારે જ સાવધાન થઈને તેમને પ્રત્યુત્તર આપવો. આ મારું વચન મારા પરના સ્નેહને લીધે તમારે માન્ય કરવું યોગ્ય છે.'[૨૮,૨૯] શુકમુનિનું એ વચન સાંભળીને સર્વ દિશાઓ, અરણ્યો, સમુદ્રો, નદીઓ અને પર્વતો ચોતરફથી બોલી ઊઠ્યાં કે, 'હે બ્રાહ્મણ ! તમે જે પ્રમાણે આજ્ઞા આપો છો તે પ્રમાણે જ થશે. ઋષિ વ્યાસ તમને બોલાવશે, ત્યારે અમે તેમને પ્રત્યુત્તર આપીશું.'[૩૦,૩૧]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'શુકદેવની યોગસાધના અને સિદ્ધિ' નામનો અધ્યાય ૩૩૨ મો સમાપ્ત

# અધ્યાય ૨૩૩મો

## શુકચરિત્રની સમાપ્તિ

॥ भीष्म उवाच ॥

**इत्येवमुक्त्वा वचनं ब्रह्मर्षिः सुमहातपाः ।**
**प्रातिष्ठत शुकः सिद्धिं हित्वा दोषांश्चतुर्विधान् ॥**

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિર રાજા ! મહા તપસ્વી બ્રહ્મર્ષિ શુકદેવ એ પ્રમાણે (સર્વ દેવતાઓને પોતાના પિતાને પ્રત્યુત્તર આપવાનું) કહીને સિદ્ધિ મેળવવા માટે આગળ ચાલ્યા. તે સમયે તે બુદ્ધિમાન શુકદેવે ચાર પ્રકારના સાત્ત્વિક દોષોનો, આઠ પ્રકારના તમોગુણનો, પાચ પ્રકારના રજોગુણનો તથા બુદ્ધિસત્ત્વનો પણ ત્યાગ કર્યો હતો, તે એક અદ્ભુત જેવુ હતુ,[૧-૨]* તે પછી નિર્ધૂમ અગ્નિની પેઠે જાજ્વલ્યમાન દેખાતા તે શુકદેવે સૂર્યમંડલના અંતર્યામી પરબ્રહ્મના સ્વરૂપમા સ્થિતિ કરી કે, જે પરબ્રહ્મ નિત્ય છે, નિર્ગુણ છે અને લિંગ રહિત છે.[૩] તે સમયે (શુક જેવા મહાપુરુષોનો ઉપરામ થયો, જેથી જગતના અભાગ્યને સૂચવનારા અનેક ઉત્પાતો થવા લાગ્યા. જેવા કે,) આકાશમાથી બળતી ઉલ્કાઓ પડવા લાગી, દિશાઓ બળવા લાગી અને પૃથ્વી કંપવા લાગી. આ રીતે તે ક્ષણે એક અદ્ભુત જેવુ થયુ હતું,[૪] એટલુ જ નહિ પરંતુ વૃક્ષો ઉપરની શાખાઓ ભાગી પડવા લાગી, પર્વતો પરના શિખરો તૂટી પડવા લાગ્યા, મોટા મોટા કડાકાઓને લીધે હિમાલય પર્વત પણ જાણે ચિરાઈ જતો હોય તેમ જણાવા લાગ્યુ, સૂર્ય નિસ્તેજ બની ગયો, અગ્નિ ધૂધવાવા લાગ્યો અને જળના ધરાઓ, નદીઓ તથા સમુદ્રો ખળભળવા લાગ્યા.[૫-૬] શુકદેવે સૂર્યમંડલ તરફ જ્યારે પ્રયાણ કર્યું હતું, ત્યારે તેમને આવા શુભ શકુનો થયાં હતા. જેવા કે તે વખતે મેઘનો સમુદાય રસવાળુ અને સુગંધીદાર જળ વરસી રહ્યો હતો અને વાયુ પવિત્ર તથા દિવ્ય સુગંધને લાવીને વાતો હતો.[૭] હે ભરતવંશી રાજા ! પરમ ગતિને પ્રાપ્ત કરવા માટે શુકદેવ હિમાલય તથા મેરુ પર્વતના છેડાઓ સુધી જ્યારે જઈ પહોચ્યા હતા, ત્યારે તે બન્ને પર્વતોના પ્રથમના બે શિખરો, એકબીજાં સાથે મળેલા તેમના જોવામા આવ્યા હતા, એ બન્ને શિખરો દિવ્ય

---

* અહી પહેલા તથા બીજા શ્લોકમા ચાર પ્રકારના સાત્ત્વિક દોષો, આઠ પ્રકારનો તમોગુણ, પાચ પ્રકારનો રજોગુણ તથા બુદ્ધિસત્ત્વ એ સર્વનો ત્યાગ કરીને શુકદેવ સિદ્ધિ મેળનવામાટે ચાલ્યા, એમ કહેવામા આવ્યુ છે તેમા ચાર પ્રકારના સાત્ત્વિક દોષો કયા છે, તમોગુણના આઠ ભેદ કયા છે, રજોગુણના પાચ ભેદ કયા છે અને બુદ્ધિસત્ત્વનો શુકદેવે શા માટે ત્યાગ કર્યો હતો, એ વિષે નીલકંઠ આ પ્રમાણે લખે છે ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય આ ચાર સાત્ત્વિક દોષો મોક્ષમા વિઘ્નકર્તા થઈ પડે છે, માટે તેઓનો શુકદેવે ત્યાગ કર્યો, અથવા એનસ્, કિલ્મિષ, સંસર્ગ અને અનૈશ્વર્ય આ ચાર દોષોનો તેમણે ત્યાગ કર્યો મનુ પણ કહે છે કે,

'प्राणायामैर्दहेदेनो धारणाभिश्च किल्बिषान् ।
प्रत्याहारेण संसर्गान् ध्यानेनानैश्वरान् गुणान् ॥

પ્રાણાયામો કરીને એનસ્ (પાપો)નો નાશ કરવો, ધારણાઓ કરીને કિલ્મિષનો નાશ કરવો, પ્રત્યાહાર (ઇંદ્રિયજય) કરીને સંસર્ગોનો નાશ કરવો અને ધ્યાન કરીને અનૈશ્વર (કામક્રોધાદિ) દોષોનો નાશ કરવો '

આઠ પ્રકારની પુરીઓને જ આઠ પ્રકારનો તમોગુણ કહેવામા આવે છે તે આઠ પ્રકારની પુરીઓ આ પ્રમાણે છે

' भूतेन्द्रियमनोबुद्धिवासनाकर्मवायव ।
अविद्या चाष्टक प्रोक्त पुर्यष्टमृषिसत्तमै ॥

પંચમહાભૂત, ઇંદ્રિયો, મન, બુદ્ધિ, વાસના, કર્મ, પાચ વાયુઓ અને અવિદ્યા આ આઠેને આઠ પુરીઓ કહેવામા આવે છે ' અને તેને જ આઠ પ્રકારનો તમોગુણ કહે છે શુકદેવે આ આઠે પુરીઓનો ત્યાગ કરીને આઠ પ્રકારના તમોગુણનો ત્યાગ કર્યો હતો

હવે અહી રજોગુણના પાચ પ્રકાર કહ્યા છે, પણ બીજે સ્થળે રજોગુણના નવ પ્રકાર વર્ણવેલા છે, જેમ કે

'अत्यागित्वमकार्पण्य सुखदु खोपसेवनम् ।
भेद परुषता चैव काम क्रोधस्तथैव च ।
दर्पो द्वेषोऽतिवादश्च एते प्रोक्ता रजोगुणा ॥

લોભીપણુ, નિર્દયતા, સુખદુ ખનુ સેવન, ભિન્નતા, કામ, ક્રોધ ગર્વ, દ્વેષ અને અત્યંત વાદવિવાદ કરવા આ નવે રજોગુણના ભેદ છે ' શુકદેવે આ નવે રજોગુણના પ્રકારનો ત્યાગ કર્યો હતો.

પૂર્વે ભગવાન નારદે કહ્યુ હતુ કે, 'येन त्यजसि तत्त्यज । તું જેના વડે સર્વનો ત્યાગ કરે છે, તેનો પણ ત્યાગ કરી દે.' એ ઉપદેશને અનુસરીને શુકદેવે બુદ્ધિસત્ત્વથી પ્રથમ સર્વનો ત્યાગ કરીને પાછળથી તે બુદ્ધિસત્ત્વનો પણ ત્યાગ કર્યો હતો.

હતાં, હિમાલય તથા મેરુ પર્વતમાંથી નીકળેલાં હતાં, તેમાંના એકનો રંગ ધોળો હતો અને બીજાનો રંગ પીળો હતો; તેમ જ તેમાંનું એક શિખર કેવળ સુવર્ણનું હતું અને બીજું શિખર કેવળ રૂપાનું હતું, જેથી તેઓ બન્ને ઘણાં સુંદર દેખાતાં હતાં. તેઓનો વિસ્તાર સર્વ તરફથી સો યોજનનો હતો અને તેઓ બન્ને ઉત્તર દિશામાં પ્રકાશી રહ્યાં હતાં.૮-૯ હે મહારાજા! શુકદેવ શંકારહિત મનથી તે શિખરો પાસે જેવા જઈ પહોંચ્યા કે, તુરત જ તે બન્ને શિખરો એકદમ જુદાં થઈ ગયાં. (અને વચમાં માર્ગ થઈ ગયો.) આ એક અદ્‌ભુત જેવું થયું હતું. પછી તે બન્ને શિખરોની વચ્ચે થઈને શુકદેવ નીકળી ગયા હતા.૧૦-૧૧ આ રીતે પર્વતોમાં ઉત્તમ ગણાતો મેરુ પણ શુકદેવની ગતિને અટકાવી શક્યો ન હતો, જેથી તે સમયે સ્વર્ગમાં વસનારા સર્વ દેવગણોનો, ગંધર્વોનો તથા ઋષિઓનો અને તે પર્વતમાં વસનારા બીજા દેવતાઓનો મહાન હર્ષનાદ થઈ રહ્યો હતો. હે ભારત! શુકદેવને ત્યાંથી પસાર થઈ ગયેલા જોઈને અને તે પર્વતના બે વિભાગ થઈ ગયેલા જોઈને સર્વ દિશાઓમાં 'ધન્ય, ધન્ય' એવો શબ્દ થઈ રહ્યો હતો. વળી હે મહારાજ! શુકદેવે ત્યાંથી ગમન કર્યું, તે સમયે દેવો, ગંધર્વો, ઋષિઓ, યક્ષો, રાક્ષસો અને વિદ્યાધરોએ દિવ્ય પુષ્પોથી તેમની પૂજા કરી હતી, જેથી તે વેળા આખું આકાશ પુષ્પોથી ભરાઈ ગયું હતું. તે પછી ધર્માત્મા શુકદેવ રમણીય આકાશગંગા ઉપર થઈને ગયા હતા. ત્યાં તેમણે પુષ્પોથી ભરેલાં વૃક્ષોવાળાં સુંદર અરણ્યો જોયાં હતાં. વળી તે આકાશગંગામાં અનેક અપ્સરાઓ આનંદપૂર્વક ક્રીડાઓ કરી રહી હતી, તે અપ્સરાઓ શુકદેવને શૂન્યના જેવા તથા નિરાકાર જોઈને વસ્ત્રરહિત જ રહી હતી.

એ રીતે શુકદેવે ગમન કર્યું અને તે વાત તેમના પિતાના જાણવામાં આવી, ત્યારે સ્નેહાધીન થઈને તેમણે ઘણા વેગથી તેમની પાછળ દોડવા માંડ્યું; પરંતુ શુકદેવ તો વાયુપ્રદેશના ઉપરના ભાગમાં છેક અંતરિક્ષમાં ગતિ કરીને પોતાનો પ્રભાવ દેખાડી બ્રહ્મસ્વરૂપ જ થઈ ગયા હતા. મહાન તપસ્વી વ્યાસ પણ બીજા પ્રકારની મહાન યોગગતિનો આશ્રય કરીને, જે માર્ગે શુકદેવે પ્રયાણ કર્યું તે માર્ગમાં એક નિમેષ જેટલા સમયમાં જઈ પહોંચ્યા. તે સમયે તેમણે જોયું કે, મારો પુત્ર શુકદેવ પર્વતનાં શિખરોનો વિભાગ કરીને આગળ ચાલ્યો ગયો છે. વળી તે સ્થળે મોટા મોટા ઋષિઓ પણ પોતાના પુત્રનાં તે કર્મની પ્રશંસા કરી રહ્યા હતા. પછી વ્યાસે 'હે શુક! હે શુક!' એવા દીર્ઘ સંબોધનથી પોતાના પુત્રને બોલાવ્યો, ત્યારે પિતાની બૂમ સાંભળીને અને અતિ ઉચ્ચ સ્વરે ત્રણે જગતને પિતાએ ગજાવી મૂક્યું છે, તે જોઈને સર્વવ્યાપક, સર્વના આત્મા અને સર્વસ્વરૂપ થયેલા ધર્માત્મા શુકદેવે 'ભોઃ' એવા શબ્દથી પ્રત્યુત્તર આપીને આખું જગત ગજાવી મૂક્યું. એ પ્રમાણે 'ભોઃ' એવા એક અક્ષરવાળા શબ્દથી તેમણે જ્યારે ઉત્તર આપ્યો, ત્યારે સ્થાવરજંગમ સર્વ જગત તે શબ્દના પડઘારૂપે ઉચ્ચ સ્વરથી તેનું ઉચ્ચારણ કરવા લાગ્યું અને તે દિવસથી આરંભીને હજી સુધી પણ પર્વતની ગુફાઓમાં તથા તેની સપાટીમાં જે શબ્દોનું ઉચ્ચારણ કરવામાં આવે છે, તે શબ્દો શુકે આપેલા પ્રત્યુત્તરની પેઠે પડઘારૂપે સંભળાય છે.

એ રીતે અદૃશ્ય સ્વરૂપમાં પોતાનો પ્રભાવ દર્શાવીને શુકદેવ શબ્દાદિ સર્વ ગુણોનો ત્યાગ કરીને પરમ પદને પામ્યા હતા. તે સમયે અપાર તેજવાળા પોતાના પુત્રનો મહિમા જોઈને વ્યાસ ઋષિ પુત્રનો જ મનમાં વિચાર કરતા પર્વતના શિખર ઉપર બેઠા. તે વખતે ગંગાના તટ ઉપર સંખ્યાબંધ અપ્સરાઓ નગ્ન અવસ્થામાં રહીને ક્રીડાઓ કરી રહી હતી. તે સર્વ અપ્સરાઓ મુનિઓમાં શ્રેષ્ઠ ગણાતા વ્યાસ ઋષિને ત્યાં બેઠેલા જોઈ અત્યંત ગભરાઈ ગઈ અને લજ્જાને લીધે બેભાન જેવી બની ગઈ. તેઓમાંની કેટલીએક જળમાં છુપાઈ ગઈ, કેટલીએક લતાઓનાં ઝુંડમાં પેસી ગઈ અને કેટલીએક વસ્ત્રોને લઈને પોતાનાં અંગોને ઢાંકવા લાગી. તે જોઈને મુનિ વ્યાસે પોતાના પુત્રની કેટલી બધી મુક્ત દશા હતી, (કે જેને જોઈને આ સ્ત્રીઓએ નગ્ન દશામાં જ ક્રીડાઓ કર્યા કરી હતી.) તેનો મનમાં વિચાર કર્યો અને પુત્રની તે ઉચ્ચ દશાનું અવલોકન કરી સંતોષ પામ્યા; તેમ જ પોતે હજી સંસારમાં કેટલા બધા આસક્ત છે (કે જેને જોઈને આ સ્ત્રીઓ શરમાઈ ગઈ અને વસ્ત્રો પહેરવા તૈયાર થઈ.) એ વિષેનો વિચાર કરી

શરમાઈ ગયા.[१२-३१]

એ પ્રમાણે પોતાના પુત્રના વિચારમાં જ વ્યાસ ઋષિ ત્યાં બેઠા હતા, તેવામાં દેવો અને ગંધર્વોથી વીંટાયલા તથા મહર્ષિઓના સમુદાયોથી પૂજાયેલા પિનાકધારી ભગવાન શંકર તેમની પાસે આવ્યા.[३२] ત્યાં આવીને પુત્રના શોકથી સંતાપ પામેલા કૃષ્ણ-દ્વૈપાયન વ્યાસને પ્રથમ શાંત પાડીને મહાદેવ આ પ્રમાણે કહેવા લાગ્યાઃ[३३] 'પૂર્વે અગ્નિ, ભૂમિ, જળ, વાયુ તથા અંતરિક્ષના સમાન વીર્યવાળો પુત્ર તેં મારી પાસે માગ્યો હતો;[३४] જે ઉપરથી તેવા પ્રકારનાં જ લક્ષણવાળો પુત્ર તારે ત્યાં ઉત્પન્ન થયો હતો. હે બ્રહ્મર્ષિ! તારો તે પુત્ર તારા તપોબળથી પૂર્ણ હતો અને મારી કૃપાથી બ્રહ્માના તેજમય તથા પવિત્ર થઈને ઇંદ્રિયોને વશ નહિ રાખનારા દેવતાઓને પણ દુર્લભ એવી પરમ ગતિને પામ્યો છે, છતાં તેનો તું શોક શા માટે કરે છે?[३५-३६] આ પૃથ્વી પર જ્યાં સુધી પર્વતો રહેશે અને જ્યાં સુધી સમુદ્રો રહેશે, ત્યાં સુધી તારા પુત્રની અને તારી અક્ષય કીર્તિ રહેશે.[३७] હે મહામુનિ! તારા પર હું કૃપા કરુ છું; તેથી આ લોકમાં સર્વ સ્થળે તારા પુત્રની છાયાને (પ્રતિમાને) તું જોઈશ.[३८]

હે ભારત! એ પ્રમાણે ભગવાન રુદ્રે પોતે આવીને છાયાશુકનું દાન કરી વ્યાસનું સાંત્વન કર્યું અને પોતાના પુત્રની છાયાનાં સર્વ સ્થળે દર્શન થવા લાગ્યાં, એટલે તે વ્યાસમુનિ પરમ હર્ષ પામીને ત્યાંથી પાછા ફર્યા.[३९] હે ભરતશ્રેષ્ઠ રાજા! તમે મને પ્રશ્ન કર્યો હતો, તેથી શુકદેવનો જન્મ તથા ગતિ મેં તમને વિસ્તારપૂર્વક કહ્યાં છે.[४०] હે રાજા! શુકદેવનું આ ચરિત્ર દેવર્ષિ નારદે પૂર્વે મને કહ્યું હતું અને મહાયોગી વ્યાસ તો પગલે પગલે આ કથા મને કહેતા હતા.[४१] જે પુરુષ મોક્ષધર્મથી યુક્ત આ પવિત્ર ઇતિહાસનું પઠનપાઠન કરે છે, તે પુરુષ શમગુણને ધારણ કરીને પરમ ગતિને પામે છે.[४२]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમાં 'શુકચરિત્રની સમાપ્તિ' નામનો અધ્યાય ૩૩૩મો સમાપ્ત

## अध्याय ३३४मो

### સર્વના કરતાં ઉત્તમ દેવ કોણ?

॥ युधिष्ठिर उवाच ॥

गृहस्थो ब्रह्मचारी वा वानप्रस्थोऽथ भिक्षुकः।
य इच्छेत् सिद्धिमास्थातुं देवतां कां यजेत सः॥

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ! ગૃહસ્થ, બ્રહ્મચારી, વાનપ્રસ્થ કે સંન્યાસી એમાંના જે કોઈને સિદ્ધિ મેળવવાની ઇચ્છા હોઈ તેણે કયા દેવનું પૂજન કરવું?[१] પુરુષને કયા માર્ગે અવિનાશી સ્વર્ગ પ્રાપ્ત થાય અને કયા માર્ગે પરમ કલ્યાણ પ્રાપ્ત થાય? તેમ જ કયા વિધિ પ્રમાણે દેવનિમિત્ત હવન-હોમ થઈ શકે અને કયા વિધિ પ્રમાણે પિતૃઓનું તર્પણ કરી શકાય?[२] જે પુરુષ મુક્ત થાય છે, તે કઈ ગતિને પામે છે? મોક્ષનું સ્વરૂપ શું છે અને સ્વર્ગે ગયેલા પુરુષે કેવું કર્મ કરવું જોઈએ, જેથી સ્વર્ગલોકમાંથી ભ્રષ્ટ ન થવાય?[३] વળી દેવોનો પણ દેવ કોણ છે? પિતૃઓનો પણ પિતા કોણ છે અને તેવું કોઈ બીજું તત્ત્વ છે કે, જે દેવોના દેવ કરતાં અને પિતૃઓના પિતા કરતાં પણ શ્રેષ્ઠ હોય? હે પિતામહ! મારા આ પ્રશ્નોનો તમે ઉત્તર આપો.[४]

ભીષ્મે કહ્યું : હે નિર્દોષ રાજા! પ્રશ્નો કેવા પૂછવા તે તમે જાણો છો અને તમારા પ્રશ્નો ઘણા જ ગૂઢ છે. હે રાજન્! દેવોની કૃપા ન હોય અથવા શાસ્ત્રોનું સંપૂર્ણ જ્ઞાન ન હોય, તો કેવળ તર્કબુદ્ધિથી સેંકડો વર્ષે પણ તમારા પ્રશ્નોનો ઉત્તર ન આપી શકાય. હે શત્રુહંતા રાજા! આ આખ્યાન ઘણું જ ગહન છે, તોપણ મારે તમને કહેવું જ જોઈએ.[५-६] આ વિષયમાં ઋષિ નારાયણ તથા નારદના સંવાદરૂપ એક પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે.[७] મારા પિતા પણ મને કહેતા હતા કે, 'વિશ્વના આત્મા અને સનાતનસ્વરૂપ ભગવાન નારાયણ (નર, નારાયણ હરિ અને કૃષ્ણ-એવી) ચાર મૂર્તિઓ ધારણ કરીને ધર્મના પુત્ર તરીકે પૃથ્વી પર અવતર્યા હતા.[८] હે મહારાજા! પૂર્વે સ્વાયંભુવ મન્વંતરના સમયમાં જ્યારે સત્ય યુગ ચાલતો હતો, ત્યારે સ્વયંભૂ ધર્મને ત્યાં નર, નારાયણ, હરિ અને કૃષ્ણ એ નામના ચાર પુત્રો ઉત્પન્ન થયા હતા.[९] તેઓમાં અવિનાશી એવા નર

અને નારાયણ બદરિકાશ્રમમાં જઈને સુવર્ણની પેઠે (અજ્ઞાનીઓને) મોહ ઉપજાવનારા શરીરરૂપી ગાડાનો આશ્રય કરીને તપશ્ચર્યા કરવા લાગ્યા.[૧૦] આ શરીરરૂપી ગાડું જે આઠ અવિદ્યાઓરૂપી પૈડાંવાળું છે, પાંચ મહાભૂતોથી યુક્ત છે અને ઉપર ઉપરથી મનને સુંદર લાગે તેવું છે; તેનો આશ્રય કરીને લોકના નાથ અને સર્વના આદ્ય તેઓ બન્ને નર-નારાયણ તપશ્ચર્યા કરી રહ્યા હતા. તે સમયે તેઓનાં શરીર કૃશ થઈ ગયાં હતાં, જેથી તેઓનું શરીર બહાર પ્રકટ થયેલી નાડીઓથી વ્યાપ્ત દેખાતું હતું.[૧૧] તેઓનાં તપ અને તેજના પ્રભાવથી દેવતાઓ પણ તેઓની સામે દુઃખેથી જોઈ શકતા હતા. જે પુરુષના પરતે બન્ને દેવો કૃપા કરતા તે પુરુષ જ તેઓનું દર્શન કરવા માટે યોગ્ય થઈ શકતો હતો.[૧૨] અવશ્ય તે બન્ને દેવોની સંમતિ હશે અને તેથી જ હૃદયમાં અંતર્યામીએ પ્રેરણા કરી હશે; માટે મહાત્મા નારદ મેરુ પર્વતના મહાન શિખર ઉપરથી ઊતરીને ગંધમાદન પર્વત ઉપર આવ્યા અને હે રાજન્! સર્વ લોકમાં વિચરતા વિચરતા સત્વર તે બદરિકાશ્રમના પ્રદેશમાં જઈ પહોંચ્યા. તે વખતે નર-નારાયણ દેવનો આહ્નિક કર્મ કરવાનો સમય હતો. (જેથી તેઓ તે કર્મ કરવામાં રોકાયા હતા.) તે જોઈ નારદને પરમ આશ્ચર્ય થયું કે, 'જે આ સમગ્ર જગતના અધિષ્ઠાનરૂપ છે, જેમાં દેવો, અસુરો, ગંધર્વો, કિન્નરો અને મોટા સર્પો સહિત સમગ્ર લોકો નિવાસ કરી રહ્યા છે, વળી પ્રથમ જે એક જ મૂર્તિ હતી, તે જ અહીં ધર્મના કુળમાં ચાર સ્વરૂપે ઉત્પન્ન થઈ છે અને આ ચાર દેવતાઓએ જ આજે ધર્મના ઉપર અનુગ્રહ કર્યો છે, કે જેઓનાં નામ નર-નારાયણ, હરિ તથા કૃષ્ણ છે, તેમાં હરિ તથા કૃષ્ણ પણ પૂર્વે કોઈ કારણને લીધે અહીં રહ્યા હતા અને આ સમયે ધાર્મિકોમાં શ્રેષ્ઠ આ નર તથા નારાયણ અહીં તપશ્ચર્યા કરી રહ્યા છે. ખરેખર, આ બન્ને જણા પરમ ધામરૂપ છે, છતાં આવી આહ્નિક ક્રિયાઓ કરવાનું એમને શું પ્રયોજન હશે?[૧૩-૧૯] મને પરમ આશ્ચર્ય છે કે, મહાબુદ્ધિમાન આ નર-નારાયણ પ્રાણીમાત્રના પિતા છે, પરમ દૈવતરૂપ છે અને યશસ્વી છે, છતાં તેઓ કયા દેવનું પૂજન કરતા હશે અને કયા પિતૃઓને તૃપ્ત કરતા હશે?' મનમાં આવો વિચાર કરીને દેવર્ષિ નારદ નારાયણ ઉપરની ભક્તિને લીધે એકદમ તે બન્ને દેવોની સમીપમાં પ્રકટ થયા.[૨૦-૨૧] પછી દેવોનું તથા પિતૃઓનું કર્મ જ્યારે સમાપ્ત થયું, ત્યારે તેઓ બન્ને જણાએ નારદ તરફ દૃષ્ટિ કરી અને શાસ્ત્રોક્ત વિધિપૂર્વક તેમની પૂજા કરી.[૨૨] આ રીતે મહાઆશ્ચર્યકારક અને વિધિપૂર્વક પોતાનો અપૂર્વ સત્કાર તેઓએ કર્યો. જેથી અત્યંત પ્રસન્ન થયેલા ભગવાન નારદઋષિ તેઓની પાસે બેઠા.[૨૩] પછી નારદે મહાદેવ નારાયણ સામે દૃષ્ટિ કરીને મનમાં પ્રસન્ન થઈ તેમને નમસ્કાર કર્યો અને આ પ્રમાણે વચન કહેવા માંડ્યું.[૨૪]

નારદે કહ્યું: વેદોમાં, પુરાણોમાં, વેદનાં અંગોમાં તથા ઉપાંગોમાં તમને અજન્મા, સનાતન, પિતા, માતા અને સર્વોત્તમ અમૃતરૂપે વર્ણવેલા છે.[૨૫] વળી ભૂતભવિષ્યનું આ સર્વ જગત તમારામાં જ સ્થિતિ કરી રહ્યું છે અને ગૃહસ્થાશ્રમ જેઓનું મૂળ ગણાય છે, તે સર્વ આશ્રમો, પ્રતિદિન અનેક મૂર્તિઓને ધારણ કરનારા તમારું જ પૂજન કરે છે; એટલું જ નહિ પરંતુ તમે સર્વ જગતના પિતા, માતા અને સનાતન ગુરુરૂપ છો, છતાં તમે હમણાં કયા દેવનું પૂજન કરી રહ્યા છો અને કયા પિતૃને તૃપ્ત કરી રહ્યા છો, તે અમે સમજી શકતા નથી.[૨૬-૨૭]

શ્રીભગવાને કહ્યું: હે બ્રહ્મન્! તેં આ જે પ્રશ્ન પૂછ્યો છે, તેનો ઉત્તર ખરેખર કહેવાને માટે અયોગ્ય છે; કેમ કે તે પ્રશ્ન અમારા ગુપ્ત ચરિત્ર સાથે સંબંધ ધરાવનારો છે અને સનાતન છે; તોપણ તું ભક્તિમાન છે, તેથી હું તને યથાર્થ રીતે તેનો ઉત્તર આપું છું.[૨૮] પ્રાણીમાત્રના શરીરમાં સૂક્ષ્મ, જાણવાને માટે અશક્ય, અદૃશ્ય, કૂટસ્થ (નિર્વિકાર), અવિનાશી, ઇંદ્રિયો અને ઇંદ્રિયોના વિષયોથી રહિત તેમજ સર્વ મહાભૂતોથી ભિન્ન એવું જે તત્ત્વ રહેલું છે. તેમ જ સર્વનો અંતરાત્મા કહેવામાં આવે છે, તેને જ ક્ષેત્રજ્ઞ કહે છે અને તેને જ ત્રિગુણાતીત પુરુષ કહેવામાં આવે છે.[૨૯-૩૦] હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! એ ક્ષેત્રજ્ઞ પુરુષથી ત્રણ ગુણમય પ્રકૃતિ ઉત્પન્ન થઈ છે. (તોપણ પુરુષના કૂટસ્થપણામાં અથવા

નિર્વિકારપણામાં કંઈ પણ હાનિ પહોંચતી નથી; કેમ કે) જે સત્તા (પરમાત્મસત્તા) પોતે અદશ્ય છે અને દશ્ય પદાર્થોમાં (ઘટાદિમાં) સદ્રૂપે રહે છે, તે જ સત્તા પરિણામધર્મથી રહિત હોવા છતાં સર્વનું ઉપાદાનકારણ બને છે અર્થાત્ દોરડીમાં દેખાતો સર્પ કેવળ મિથ્યા જ છે–અજ્ઞાનથી જ દેખાય છે, તેથી જેમ દોરડીમાં કોઈ જાતનો વિકાર નથી તેમ બ્રહ્મમાં દેખાતું જગત કેવળ મિથ્યા જ છે–અજ્ઞાનથી જ દેખાય છે, તેથી બ્રહ્મના કૂટસ્થપણામાં કોઈ જાતની હાનિ પહોંચતી નથી. બ્રહ્મ તો સદા અપરિણામી છે–નિર્વિકાર છે.[૩૧] તારે* જાણવું કે, તે નિષ્કળ ચૈતન્ય જ અમારા બન્નેનું મૂળ કારણ છે અને સત્ તથા અસત્ સર્વ વસ્તુનો જેમાં અંતર્ભાવ થાય છે, તે પરમ ચૈતન્યસ્વરૂપ આનંદાત્માનું જ અમે પૂજન કરીએ છીએ; એટલું જ નહિ પણ દેવ તથા પિતૃનાં સર્વ કર્મમાં તે પરમાત્માની જ અમે ભાવના કરીએ છીએ;[૩૨] કારણ કે હે બ્રાહ્મણ! તેનાથી બીજો કોઈ પિતા નથી અને તેનાથી બીજો કોઈ દેવ નથી. વળી તે એકને જ આપણા સર્વનો આત્મા જાણવો અને તે સર્વાત્માનું જ અમે પૂજન કરીએ છીએ.[૩૩] હે બ્રહ્મન્! તે પરમાત્માએ જ લોકોનું રક્ષણ કરનારી સર્વ મર્યાદાઓ બાંધી છે અને દેવનું તથા પિતૃનું કર્મ સર્વ મનુષ્યે કરવું, એવી તેની પોતાની જ આજ્ઞા છે.[૩૪] બ્રહ્મા, રુદ્ર, મનુ, દક્ષ, ભૃગુ, ધર્મ, યમ, મરીચિ, અંગિરા, અત્રિ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, વસિષ્ઠ, પરમેષ્ઠી, સૂર્ય, ચંદ્ર, કર્દમ, ક્રોધ (પ્રચેતા) અને વિક્રીત આ એકવીસ પ્રજાપતિઓ તે પરમાત્માથી ઉત્પન્ન થયા છે અને તેઓ તેમની જ સનાતન મર્યાદાને માન આપે છે.[૩૫–૩૭] બ્રાહ્મણોમાં ઉત્તમ ગણાતા તે સર્વ પ્રજાપતિઓ દેવનિમિત્ત તથા પિતૃનિમિત્ત કર્મને તે પરમદેવ પાસેથી જ યથાર્થ રીતે જાણીને નિત્ય તેનું અનુષ્ઠાન કરે છે અને તે આદિદેવ દ્વારા પોતાની ઇષ્ટકામનાઓને પામે છે. જે પ્રાણીઓ સ્વર્ગમાં રહેલાં છે, તેઓ પણ પરમાત્માને જ નમસ્કાર કરે છે અને તેમની કૃપાથી જ તેમણે આપેલાં ફળવાળી ગતિને પામે છે.[૩૮-૩૯] શાસ્ત્રોમાં એવો નિશ્ચય કરવામાં આવ્યો છે કે, જેઓ સત્તર× ગુણોથી રહિત થયેલા હોય છે, ઉજ્જ્વળ તથા મલિન–સર્વ કર્મોનો જેઓએ ત્યાગ કર્યો હોય છે અને પંદર કળાઓનો જેઓએ ત્યાગ કરેલો હોય છે, તે પુરુષો 'મુક્ત' કહેવાય છે.[૪૦] હે બ્રહ્મન્! જે સર્વ ગુણોથી યુક્ત છે અને નિર્ગુણ પણ છે, તે ક્ષેત્રજ્ઞ જ મુક્ત પુરુષોની ગતિરૂપ છે.[૪૧] આ ક્ષેત્રજ્ઞનાં જ્ઞાનયોગ દ્વારા દર્શન થઈ શકે છે અને અમે બન્ને જણા તે ક્ષેત્રજ્ઞમાંથી જ નીકળ્યા છીએ, એમ જાણીને તે સનાતન આત્માનું પૂજન કરીએ છીએ. સર્વ વેદો, આશ્રમો અને ભિન્ન ભિન્ન મતોનો આશ્રય કરનારા સર્વ મનુષ્યો તે પરમાત્માનું જ ભક્તિપૂર્વક પૂજન કરે છે અને પરમાત્મા સત્વર તેઓને શુભ ગતિ આપે છે.[૪૨-૪૩] પરંતુ જે પુરુષો તે પરમદેવની જ જગતમાં સર્વત્ર ભાવના કરે છે અને કેવળ તેમની જ અનન્યભાવથી ભક્તિ કરે છે, તે પુરુષોને બીજાઓના કરતાં અધિક ફળ એ જ મળે છે કે, તેઓ પરમાત્મામાં જ પ્રવેશ કરે છે–તે સ્વરૂપ જ બની રહે છે.[૪૪] હે બ્રહ્મર્ષિ નારદ! અમારા ઉપર તને ભક્તિ છે અને પ્રેમ છે, જેથી આ ગુહ્યજ્ઞાન મેં તને કહ્યું છે અને અમારા ઉપરની ભક્તિથી તું તે શ્રવણ કરી શકયો છે.[૪૫]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'સર્વના કરતાં ઉત્તમ દેવ કોણ' નામનો અધ્યાય ૩૩૪મો સમાપ્ત.

## अध्याय ३३५मो

### શ્વેતદ્વીપવર્ણન અને પં[illegible] માહાત્મ્ય

॥ भीष्म उवाच ॥

स एवमुक्तो द्वि[illegible]

पूरुषेण ॥ जगाद वाक्यं [illegible]

लोकहिताधिवासम् ॥ १ ॥

ભીષ્મે કહ્યું: હે [illegible]

શ્રેષ્ઠ નારદને પુરુષોમાં [illegible]

* તાત્પર્ય, કે, અહીં કહેવામાં આવ્યું છે કે, 'तस्माद्व्यक्तमुत्पन्नं' પુરુષથી પ્રકૃતિ ઉત્પન્ન થઈ, પણ પ્રકૃતિની તે ઉત્પત્તિ કેવળ કલ્પિત જ સમજવી; કેમ કે પુરુષથી ભિન્ન એવો પ્રકૃતિ નામનો કોઈ પદાર્થ જ નથી. જેથી પુરુષથી પ્રકૃતિ ઉત્પન્ન થતી જ નથી અને તેને લીધે જ પુરુષનું નિર્વિકારપણું અચળ રહે છે.

× પાંચ પ્રાણ, મન, બુ[illegible]

કહ્યું, એટલે લોકોનું હિત કરવા માટે પૃથ્વી પર નિવાસ કરનારા નારાયણને નારદે આવું વાક્ય કહ્યું.[૧]

નારદે કહ્યું: તમે સ્વયંભૂ છો, છતાં જેને માટે તમે ધર્મને ત્યાં ચાર સ્વરૂપે અવતાર લીધો છે, તે લોકોનું હિત કરવારૂપ કાર્ય તમે સિદ્ધ કરો. હું તમારી આદ્યમૂર્તિનાં દર્શન કરવા માટે હમણાં શ્વેતદ્વીપમાં જાઉં છું.[૨] હે લોકના નાથ! હું નિત્ય ગુરુઓની પૂજા કરું છું, મેં બીજાની ગુહ્ય વાત કદી પ્રકટ કરી નથી, વેદોનું અધ્યયન સારી રીતે કર્યું છે, તપશ્ચરણ કર્યું છે, અસત્ય ભાષણ કદી કર્યું નથી, શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વર્તીને હાથ, પગ, ઉદર અને ઉપસ્થ એ ચારે ઇંદ્રિયોનો મેં સંયમ કર્યો છે, શત્રુ તથા મિત્ર ઉપર પણ મને સમાન ભાવ છે, આદિ દેવનું મેં શરણ લીધું છે અને અનન્યભાવથી તેમની હું ભક્તિ કરું છું.[૩-૪] આવા વિશેષ ગુણોને લીધે મારું અંતઃકરણ શુદ્ધ થયેલું છે, છતાં હું અનંત એવા તે ઈશ્વરનાં દર્શન કેમ ન કરું?

નારદનાં એ વચન સાંભળીને સનાતન ધર્મનું રક્ષણ કરનારા નારાયણે 'બહુ સારું, તારી ઇચ્છા હોય તો જા.' એમ તેને કહીને શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે તેનું પૂજન કર્યું અને શ્વેતદ્વીપમાં જવાની આજ્ઞા આપી. બ્રહ્મદેવના પુત્ર નારદ પણ તે પુરાણ-ઋષિનું પૂજન કરીને એકાએક આકાશમાર્ગે ઊડ્યા અને યોગબળના પ્રભાવથી મેરુ પર્વત ઉપર જઈ પહોંચ્યા. ત્યાં ગયા પછી તે નારદમુનિ મેરુપર્વતના કોઈ એકાંત શિખર ઉપર એક મુહૂર્ત જેટલા સમય સુધી બેઠા.[૫-૭] તે પછી તેમણે ઉત્તર તથા પશ્ચિમના મધ્યભાગમાં (વાયવ્ય કોણમાં) જેવી દૃષ્ટિ કરી, કે તુરત જ અતિ અદ્ભુત દેખાવનો પૂર્વોક્ત શ્વેતદ્વીપ તેમના જોવામાં આવ્યો. એ શ્વેતદ્વીપ ક્ષીરસમુદ્રની ઉત્તર દિશામાં આવેલો છે, તેનું નામ જગતમાં પ્રસિદ્ધ છે, તેનો વિસ્તાર ઘણો મોટો છે અને વિદ્વાનો કહે છે કે, મેરુ પર્વતથી બત્રીસ હજાર યોજન જેટલો તે દૂર છે. ત્યાં વસનારા મનુષ્યો સ્થૂળદેહ ઉપરની આસક્તિથી રહિત છે. શબ્દાદિ વિષયભોગથી દૂર રહેનારા છે, અનેક પ્રકારની ચેષ્ટાઓથી રહિત છે અને પરમાત્માનું જ નિત્ય ધ્યાન કરનારા છે.[૮-૯] વળી તેઓ શરીરે શ્વેત છે અર્થાત્ શુદ્ધ સત્ત્વગુણી છે, બધાયં પુરુષો છે, સર્વ પાપોથી રહિત છે, પાપી મનુષ્યોનાં નેત્રોને આંજી નાખે તેવા તેજસ્વી છે, તેઓનાં હાડકાં અને શરીરો વજ્રના જેવાં મજબૂત છે, માન તથા અપમાનને તેઓ સમાન માને છે, તેઓનાં ગાત્રો અને રૂપ દિવ્ય છે અને તેઓ સર્વે યોગપ્રભાવના બળથી યુક્ત છે.[૧૦] વળી તેઓની ડોક માંસરહિત હોવાથી તેઓનાં મસ્તકની આકૃતિ છત્રના જેવી જણાય છે, તેઓના શબ્દ મેઘમંડળના જેવા ગંભીર છે, તેઓના વૃષણ, ખભા તથા કેડનો મધ્યભાગ અત્યંત પુષ્ટ નથી, તેઓના પગ કમળની પાંખડી જેવા લાલ છે, તેઓને સાઠ દાંત છે અને આઠ ઉજ્જ્વળ દાઢો છે. વળી ત્યાંના મનુષ્યો પોતાની જિહ્વાઓ વડે જગતનો ગ્રાસ કરનારા અને સૂર્ય વડે સ્ફુટ થનારા મહાન કાળને (દૂધપાકની પેઠે) ચાટી જાય છે અર્થાત્ તેઓ કાળનું પણ ભક્ષણ કરી જાય છે; કારણ કે તે સર્વ લોકો જગતને ઉત્પન્ન કરનારા અને વેદો, ધર્મો, શાંત મુનિઓ તથા દેવોના પણ સ્રષ્ટા દેવ પરમાત્માને, માતા જેમ સૂતિકાગૃહમાં રહેલા પોતાના પુત્રને પ્રત્યક્ષ જુએ છે તેમ પોતાના હૃદયમાં પ્રત્યક્ષ જુએ છે.[૧૧-૧૨]

યુધિષ્ઠિરે પૂછ્યું: હે પિતામહ! શ્વેતદ્વીપના મનુષ્યો સ્થૂળદેહના સંગથી, શબ્દાદિ વિષયભોગથી અને સર્વ ચેષ્ટાઓથી રહિત કેમ છે? વળી તેઓ પરમાત્માનું નિત્ય ધ્યાન કરનારા અને બધાય પુરુષ-જાતિના કેમ છે? તેમ જ તેઓ કેવા પ્રકારની ઉત્તમ ગતિને પ્રાપ્ત થાય છે?[૧૩] હે ભરતશ્રેષ્ઠ પિતામહ! આ જગતમાં જેઓ મુક્તદશાને પામેલા હોય છે, તેઓનામાં જે લક્ષણ જોવામાં આવે છે, તે જ લક્ષણ શ્વેતદ્વીપમાં વસનારા મનુષ્યોમાં શા માટે હોય છે?[૧૪] એ વિષે મને સંશય થયો છે અને પરમ આશ્ચર્ય થયું છે, માટે મારા સંશયને તમે દૂર કરો; કેમ કે તમે સર્વ પ્રકારની કથાઓ જાણો છો અને તમારો અમને આશ્રય છે.[૧૫]

ભીષ્મે કહ્યું: હે રાજન્! આ કથા જે મારે તમને કહેવાની છે, તે ઘણી વિસ્તારવાળી છે, મેં મારા પિતા પાસેથી સાંભળી છે અને સર્વ કથાઓના સારરૂપ છે.[૧૬] પૂર્વે ઉપરિચર નામનો એક રાજા હતો. તે આખી પૃથ્વીનો અધિપતિ

નિર્વિકારપણામાં કંઈ પણ હાનિ પહોંચતી નથી; કેમ કે) જે સત્તા (પરમાત્મસત્તા) પોતે અદશ્ય છે અને દશ્ય પદાર્થોમાં (ઘટાદિમાં) સદ્રૂપે રહે છે, તે જ સત્તા પરિણામધર્મથી રહિત હોવા છતાં સર્વનું ઉપાદાનકારણ બને છે અર્થાત્ દોરડીમાં દેખાતો સર્પ કેવળ મિથ્યા જ છે–અજ્ઞાનથી જ દેખાય છે, તેથી જેમ દોરડીમાં કોઈ જાતનો વિકાર નથી તેમ બ્રહ્મમાં દેખાતું જગત કેવળ મિથ્યા જ છે–અજ્ઞાનથી જ દેખાય છે, તેથી બ્રહ્મના ફૂટસ્થપણામાં કોઈ જાતની હાનિ પહોંચતી નથી. બ્રહ્મ તો સદા અપરિણામી છે–નિર્વિકાર છે.[૩૧] તારે* જાણવું કે, તે નિષ્કળ ચૈતન્ય જ અમારા બન્નેનું મૂળ કારણ છે અને સત્ તથા અસત્ સર્વ વસ્તુનો જેમાં અંતર્ભાવ થાય છે, તે પરમ ચૈતન્યસ્વરૂપ આનંદાત્માનું જ અમે પૂજન કરીએ છીએ; એટલું જ નહિ પણ દેવ તથા પિતૃનાં સર્વ કર્મમાં તે પરમાત્માની જ અમે ભાવના કરીએ છીએ;[૩૨] કારણ કે હે બ્રાહ્મણ! તેનાથી બીજો કોઈ પિતા નથી અને તેનાથી બીજો કોઈ દેવ નથી. વળી તે એકને જ આપણા સર્વનો આત્મા જાણવો અને તે સર્વાત્માનું જ અમે પૂજન કરીએ છીએ.[૩૩] હે બ્રહ્મન્! તે પરમાત્માએ જ લોકોનું રક્ષણ કરનારી સર્વ મર્યાદાઓ બાંધી છે અને દેવનું તથા પિતૃનું કર્મ સર્વ મનુષ્યે કરવું, એવી તેની પોતાની જ આજ્ઞા છે.[૩૪] બ્રહ્મા, રુદ્ર, મનુ, દક્ષ, ભૃગુ, ધર્મ, યમ, મરીચિ, અંગિરા, અત્રિ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, વસિષ્ઠ, પરમેષ્ઠી, સૂર્ય, ચંદ્ર, કર્દમ, ક્રોધ (પ્રચેતા) અને વિક્રીત આ એકવીસ પ્રજાપતિઓ તે પરમાત્માથી ઉત્પન્ન થયા છે અને તેઓ તેમની જ સનાતન મર્યાદાને માન આપે છે.[૩૫–૩૭] બ્રાહ્મણોમાં ઉત્તમ ગણાતા તે સર્વ પ્રજાપતિઓ દેવનિમિત્ત તથા પિતૃનિમિત્ત કર્મને તે પરમદેવ પાસેથી જ યથાર્થ રીતે જાણીને નિત્ય તેનું અનુષ્ઠાન કરે છે અને તે આદિ દેવ દ્વારા પોતાની ઇષ્ટકામનાઓને પામે છે. જે પ્રાણીઓ સ્વર્ગમાં રહેલાં છે, તેઓ પણ પરમાત્માને જ નમસ્કાર કરે છે અને તેમની કૃપાથી જ તેમણે આપેલાં ફળવાળી ગતિને પામે છે.[૩૮-૩૯] શાસ્ત્રોમાં એવો નિશ્ચય કરવામાં આવ્યો છે કે, જેઓ સત્તર× ગુણોથી રહિત થયેલા હોય છે, ઉજ્જ્વળ તથા મલિન–સર્વ કર્મોનો જેઓએ ત્યાગ કર્યો હોય છે અને પંદર કળાઓનો જેઓએ ત્યાગ કરેલો હોય છે, તે પુરુષો 'મુક્ત' કહેવાય છે.[૪૦] હે બ્રહ્મન્! જે સર્વ ગુણોથી મુક્ત છે અને નિર્ગુણ પણ છે, તે ક્ષેત્રજ્ઞ જ મુક્ત પુરુષોની ગતિરૂપ છે.[૪૧] આ ક્ષેત્રજ્ઞનાં જ્ઞાનયોગ દ્વારા દર્શન થઈ શકે છે અને અમે બન્ને જણા તે ક્ષેત્રજ્ઞમાંથી જ નીકળ્યા છીએ, એમ જાણીને તે સનાતન આત્માનું પૂજન કરીએ છીએ. સર્વ વેદો, આશ્રમો અને ભિન્ન ભિન્ન મતોનો આશ્રય કરનારા સર્વ મનુષ્યો તે પરમાત્માનું જ ભક્તિપૂર્વક પૂજન કરે છે અને પરમાત્મા સત્વર તેઓને શુભ ગતિ આપે છે.[૪૨-૪૩] પરંતુ જે પુરુષો તે પરમદેવની જ જગતમાં સર્વત્ર ભાવના કરે છે અને કેવળ તેમની જ અનન્યભાવથી ભક્તિ કરે છે, તે પુરુષોને બીજાઓના કરતાં અધિક ફળ એ જ મળે છે કે, તેઓ પરમાત્મામાં જ પ્રવેશ કરે છે–તે સ્વરૂપ જ બની રહે છે.[૪૪] હે બ્રહ્મર્ષિ નારદ! અમારા ઉપર તને ભક્તિ છે અને પ્રેમ છે, જેથી આ ગુહ્યજ્ઞાન મેં તને કહ્યું છે અને અમારા ઉપરની ભક્તિથી તું તે શ્રવણ કરી શકયો છે.[૪૫]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'સર્વના કરતાં ઉત્તમ દેવ કોણ' નામનો અધ્યાય ૩૩૪મો સમાપ્ત.

## अध्याय ३३५मो

### શ્વેતદ્વીપવર્ણન અને પંચરાત્રમાહાત્મ્ય

॥ भीष्म उवाच ॥

स एवमुक्तो द्विपदां वरिष्ठो। नारायणेनोत्तम पूरुषेण ॥ जगाद वाक्यं द्विपदां वरिष्ठम्। नारायणं लोकहिताधिवासम् ॥ १ ॥

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિરરાજા! મનુષ્યોમાં શ્રેષ્ઠ નારદને પુરુષોમાં ઉત્તમ નારાયણે એ પ્રમાણે

* તાત્પર્ય, કે, અહીં કહેવામાં આવ્યુ છે કે, 'तस्माद्व्यक्तमुत्पन्नं' પુરુષથી પ્રકૃતિ ઉત્પન્ન થઈ, પણ પ્રકૃતિની તે ઉત્પત્તિ કેવળ કલ્પિત જ સમજવી; કેમ કે પુરુષથી ભિન્ન એવો પ્રકૃતિ નામનો કોઈ પદાર્થ જ નથી. જેથી પુરુષથી પ્રકૃતિ ઉત્પન્ન થતી જ નથી અને તેને લીધે જ પુરુષનું નિર્વિકારપણું અચળ રહે છે.

× પાંચ પ્રાણ, મન, બુદ્ધિ અને દશ ઇંદ્રિયો.

કહ્યું, એટલે લોકોનું હિત કરવા માટે પૃથ્વી પર નિવાસ કરનારા નારાયણને નારદે આવું વાક્ય કહ્યું.[૧]

નારદે કહ્યું: તમે સ્વયંભૂ છો, છતાં જેને માટે તમે ધર્મને ત્યાં ચાર સ્વરૂપે અવતાર લીધો છે, તે લોકોનું હિત કરવારૂપ કાર્ય તમે સિદ્ધ કરો. હું તમારી આદ્યમૂર્તિનાં દર્શન કરવા માટે હમણાં શ્વેતદ્વીપમાં જાઉં છું.[૨] હે લોકના નાથ! હું નિત્ય ગુરુઓની પૂજા કરું છું, મેં બીજાની ગુહ્ય વાત કદી પ્રકટ કરી નથી, વેદોનું અધ્યયન સારી રીતે કર્યું છે, તપશ્ચરણ કર્યું છે, અસત્ય ભાષણ કદી કર્યું નથી, શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વર્તીને હાથ, પગ, ઉદર અને ઉપસ્થ એ ચારે ઈંદ્રિયોનો મેં સંયમ કર્યો છે, શત્રુ તથા મિત્ર ઉપર પણ મને સમાન ભાવ છે, આદિ દેવનું મેં શરણ લીધું છે અને અનન્યભાવથી તેમની હું ભક્તિ કરું છું.[૩-૪] આવા વિશેષ ગુણોને લીધે મારું અંતઃકરણ શુદ્ધ થયેલું છે, છતાં હું અનંત એવા તે ઈશ્વરનાં દર્શન કેમ ન કરું?

નારદનાં એ વચન સાંભળીને સનાતન ધર્મનું રક્ષણ કરનારા નારાયણે 'બહુ સારું, તારી ઇચ્છા હોય તો જા.' એમ તેને કહીને શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે તેનું પૂજન કર્યું અને શ્વેતદ્વીપમાં જવાની આજ્ઞા આપી. બ્રહ્મદેવના પુત્ર નારદ પણ તે પુરાણ-ઋષિનું પૂજન કરીને એકાએક આકાશમાર્ગે ઊડ્યા અને યોગબળના પ્રભાવથી મેરુ પર્વત ઉપર જઈ પહોંચ્યા. ત્યાં ગયા પછી તે નારદમુનિ મેરુપર્વતના કોઈ એકાંત શિખર ઉપર એક મુહૂર્ત જેટલા સમય સુધી બેઠા.[૫-૭] તે પછી તેમણે ઉત્તર તથા પશ્ચિમના મધ્યભાગમાં (વાયવ્ય કોણમાં) જેવી દૃષ્ટિ કરી, કે તુરત જ અતિ અદ્દભુત દેખાવનો પૂર્વોક્ત શ્વેતદ્વીપ તેમના જોવામાં આવ્યો. એ શ્વેતદ્વીપ ક્ષીરસમુદ્રની ઉત્તર દિશામાં આવેલો છે, તેનું નામ જગતમાં પ્રસિદ્ધ છે, તેનો વિસ્તાર ઘણો મોટો છે અને વિદ્વાનો કહે છે કે, મેરુ પર્વતથી બત્રીસ હજાર યોજન જેટલો તે દૂર છે. ત્યાં વસનારા મનુષ્યો સ્થૂળદેહ ઉપરની આસક્તિથી રહિત છે. શબ્દાદિ વિષયભોગથી દૂર રહેનારા છે, અનેક પ્રકારની ચેષ્ટાઓથી રહિત છે અને પરમાત્માનું જ નિત્ય ધ્યાન કરનારા છે.[૮-૯] વળી તેઓ શરીરે શ્વેત છે અર્થાત્ શુદ્ધ સત્ત્વગુણી છે, બધાય પુરુષો છે, સર્વ પાપોથી રહિત છે, પાપી મનુષ્યોનાં નેત્રોને આંજી નાખે તેવા તેજસ્વી છે, તેઓનાં હાડકાં અને શરીરો વજ્રના જેવાં મજબૂત છે, માન તથા અપમાનને તેઓ સમાન માને છે, તેઓનાં ગાત્રો અને રૂપ દિવ્ય છે અને તેઓ સર્વે યોગપ્રભાવના બળથી યુક્ત છે.[૧૦] વળી તેઓની ડોક માંસરહિત હોવાથી તેઓનાં મસ્તકની આકૃતિ છત્રના જેવી જણાય છે, તેઓના શબ્દ મેઘમંડળના જેવા ગંભીર છે, તેઓના વૃષણ, ખભા તથા કેડનો મધ્યભાગ અત્યંત પુષ્ટ નથી, તેઓના પગ કમળની પાંખડી જેવા લાલ છે, તેઓને સાઠ દાંત છે અને આઠ ઉજ્જવળ દાઢો છે. વળી ત્યાંના મનુષ્યો પોતાની જિહ્વાઓ વડે જગતનો ગ્રાસ કરનારા અને સૂર્ય વડે સ્ફુટ થનારા મહાન કાળને (દૂધપાકની પેઠે) ચાટી જાય છે અર્થાત્ તેઓ કાળનું પણ ભક્ષણ કરી જાય છે; કારણ કે તે સર્વ લોકો જગતને ઉત્પન્ન કરનારા અને વેદો, ધર્મો, શાંત મુનિઓ તથા દેવોના પણ સ્રષ્ટા દેવ પરમાત્માને, માતા જેમ સૂતિકાગૃહમાં રહેલા પોતાના પુત્રને પ્રત્યક્ષ જુએ છે તેમ પોતાના હૃદયમાં પ્રત્યક્ષ જુએ છે.[૧૧-૧૨]

યુધિષ્ઠિરે પૂછ્યું: હે પિતામહ! શ્વેતદ્વીપના મનુષ્યો સ્થૂળદેહના સંગથી, શબ્દાદિ વિષયભોગથી અને સર્વ ચેષ્ટાઓથી રહિત કેમ છે? વળી તેઓ પરમાત્માનું નિત્ય ધ્યાન કરનારા અને બધાય પુરુષ-જાતિના કેમ છે? તેમ જ તેઓ કેવા પ્રકારની ઉત્તમ ગતિને પ્રાપ્ત થાય છે?[૧૩] હે ભરતશ્રેષ્ઠ પિતામહ! આ જગતમાં જેઓ મુક્તદશાને પામેલા હોય છે, તેઓનામાં જે લક્ષણ જોવામાં આવે છે, તે જ લક્ષણ શ્વેતદ્વીપમાં વસનારા મનુષ્યોમાં શા માટે હોય છે?[૧૪] એ વિષે મને સંશય થયો છે અને પરમ આશ્ચર્ય થયું છે, માટે મારા સંશયને તમે દૂર કરો; કેમ કે તમે સર્વ પ્રકારની કથાઓ જાણો છો અને તમારો અમને આશ્રય છે.[૧૫]

ભીષ્મે કહ્યું: હે રાજન્! આ કથા જે મારે તમને કહેવાની છે, તે ઘણી વિસ્તારવાળી છે, મેં મારા પિતા પાસેથી સાંભળી છે અને 'સર્વ કથાઓના સારરૂપ છે.[૧૬] પૂર્વે ઉપરિચર નામનો એક રાજા હતો. તે આખી પૃથ્વીનો અધિપતિ

હતો. ઇંદ્રનો મિત્ર હતો અને નારાયણ-હરિનો તે ભક્ત હતો. વળી તે રાજા પરમ ધાર્મિક હતો, નિત્ય પ્રમાદ રાખ્યા વિના પિતાની ભક્તિ કરતો હતો અને પૂર્વે નારાયણ પાસેથી વર મેળવીને તેણે ચક્રવર્તીપણું પ્રાપ્ત કર્યું હતું;[૧૮] પંચરાત્ર નામનો વિધિ કે જે પૂર્વે સૂર્યના મુખમાંથી નીકળ્યો છે, તેનો આશ્રય કરીને તે રાજા નારાયણનું પૂજન કરતો હતો અને નારાયણનું પૂજન કરતાં બાકી રહેલા પૂજાસાહિત્યથી પિતૃઓનું પૂજન કરતો હતો. એ રીતે પિતૃઓનું પૂજન કર્યા પછી બાકી રહેલા સાહિત્યથી બ્રાહ્મણોને તથા પોતાના આશ્રિતોને તે જમાડતો હતો અને બ્રાહ્મણોના જમ્યા પછી અવશેષ રહેલા અન્નનું પોતે ભોજન કરતો હતો. તે રાજા નિત્ય સત્ય ભાષણ બોલતો હતો, પ્રાણીમાત્ર તરફ અહિંસક વૃત્તિ ધારણ કરતો હતો અને દેવના દેવ, આદિ, મધ્ય તથા અંતરહિત, લોકના સ્રષ્ટા અને અવિનાશી દેવ નારાયણની અનન્ય ભાવથી ભક્તિ કરતો હતો.[૧૯-૨૧] શત્રુઓનો નાશ કરનાર તે રાજા નારાયણનો પરમ ભક્ત હતો, તેથી દેવોના રાજા ઇંદ્રે પોતે પોતાની શય્યામાંથી તથા આસનમાંથી અર્ધભાગ તેને આપ્યો હતો.[૨૨] પોતાનું ધન, સ્ત્રી અને વાહન વગેરે સર્વ પરિવાર ભગવાન નારાયણનો છે, એમ સમજીને તે સર્વ વસ્તુ ભગવાન નારાયણને જ તે અર્પણ કરતો હતો.[૨૩] હે રાજન્! કામ્ય, નૈમિત્તિક વગેરે સર્વ યજ્ઞની ઉત્તમ ક્રિયાઓ, પંચરાત્ર વિધિને અનુસરીને જ નિત્ય એકાગ્રચિત્તે તે કરતો હતો. તે મહાત્માને ઘેર પંચરાત્રને જાણનારા મુખ્ય મુખ્ય બ્રાહ્મણો ભગવાનને અર્પણ કરેલા નૈવેદ્યનો તથા ઉત્તમ પ્રકારના ભોજનનો ઉપભોગ કરતા હતા.[૨૪] શત્રુઓનો સંહાર કરનાર તે રાજા ધર્માનુસાર રાજ્યનું પાલન કરતો હતો, એમ જ ન હતું, પણ અસત્ય વાણી બોલતો ન હતો, તેનું મન કદી દુષ્ટ થયું ન હતું અને એક અણુ જેટલું શારીરિક પાપ પણ તેણે કર્યું ન હતું.[૨૫]

હે યુધિષ્ઠિરરાજા! જે સપ્તર્ષિઓ 'ચિત્રશિખંડી' એવા નામથી પ્રસિદ્ધ છે, તેઓએ જ પોતે એક નિશ્ચયના થઈને પંચરાત્ર નામનું ઉત્તમ શાસ્ત્ર કહ્યું છે. (જે શાસ્ત્રને રાજા ઉપરિચર અનુસરતો હતો.) તે શાસ્ત્ર ચારે વેદોની તુલના કરે તેવું છે, મહાગિરિ મેરુ ઉપર રચાયું છે, તેમાં લોકધર્મનું ઉત્તમ વર્ણન છે અને ચિત્રશિખંડી નામના મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય પુલહ, ક્રતુ અને મહાતેજસ્વી વસિષ્ઠ આ સાત ઋષિઓના સાત મુખમાંથી તે નીકળ્યુ છે.[૨૬-૨૯] આ સાત ઋષિઓ મહત્તત્ત્વાદિ સાત પ્રકૃતિરૂપ છે અને આઠમા સ્વાયંભુવ મૂળ પ્રકૃતિરૂપ છે. આ આઠ પ્રકૃતિઓ જગતને ધારણ કરી રાખે છે અને એ આઠ પ્રકૃતિઓમાંથી જ પંચરાત્રશાસ્ત્ર નીકળ્યુ છે.[૩૦] જે સપ્તર્ષિઓ મનને એકાગ્ર રાખનારા છે, દમગુણને ધારણ કરનારા છે, સંયમ ઉપર પ્રીતિ રાખનારા છે, ભૂત, ભવિષ્ય તથા વર્તમાનને જાણનારા છે અને સત્ય ધર્મમાં પરાયણ રહેનારા છે, તેઓએ 'આ વસ્તુ જ શ્રેયસ્કર છે, આ જ પરબ્રહ્મ છે અને આમાં જ લોકોનું સર્વોત્તમ હિત સમાયેલું છે;' આવો મનમાં વિચાર કર્યા પછી એ પંચરાત્રશાસ્ત્ર રચ્યું છે.[૩૧-૩૨] તે શાસ્ત્રમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થોનું વર્ણન કરવામાં આવ્યું છે, તેમ જ સ્વર્ગ તથા પૃથ્વી ઉપરની સર્વ મર્યાદાઓ તેમાં દર્શાવી છે.[૩૩] પૂર્વોક્ત સપ્તર્ષિઓએ તથા બીજા ઋષિઓએ એકત્ર થઈને હરિ એવા દેવ નારાયણપ્રભુનું આરાધન કર્યું હતું અને દેવતાઓનાં એક હજાર વર્ષ પર્યંત ઉગ્ર તપ કર્યું હતું,[૩૪] જેથી નારાયણની આજ્ઞાને અધીન થઈને દેવી સરસ્વતીએ સર્વ લોકોનું હિત કરવાની ઇચ્છાથી તે સર્વ ઋષિઓના શરીરમાં પ્રવેશ કર્યો હતો[૩૫] અને તેના પ્રભાવથી તપસ્વી ઋષિઓએ શબ્દ, અર્થ અને તેના હેતુઓમાં, આદિસર્ગમાં ઉત્પન્ન થયેલી વાણીની સારી રીતે પ્રવૃત્તિ કરી હતી.[૩૬] સૃષ્ટિના આદિકાળમાં ૐકાર અને સ્વરોથી પૂજાપાત્ર થયેલા તે શાસ્ત્રને ઋષિઓએ જે સ્થળે સંભળાવ્યુ હતું, તે સ્થળે દયાળુ ભગવાન પુરુષોત્તમ પ્રસન્ન થઈને અંતર્હિત શરીરે આવ્યા હતા અને અદૃશ્ય રહીને તે સર્વ ઋષિઓને તેમણે આ પ્રમાણે કહ્યું હતું: 'હે બ્રાહ્મણો! એક લાખ શ્લોકમાં રચાયેલું આ પંચરાત્રશાસ્ત્ર ઘણું જ ઉત્તમ છે, તેમાં સમગ્ર લોકતંત્રનો સમાવેશ કરવામાં આવ્યો છે, તેમાંથી ધર્મની પ્રવૃત્તિ થઈ શકશે, પ્રવૃત્તિ તથા નિવૃત્તિએ

બન્ને માર્ગમાં આ શાસ્ત્ર પ્રમાણુરૂપ થઈ પડશે; તેમ જ આ શાસ્ત્રમાં યજુર્વેદ, ઋગ્વેદ, સામવેદ અને અથર્વવેદ એ ચારે વેદોનો સમાવેશ કરવામાં આવ્યો છે.[૩૭-૪૦] હે વિપ્રો! બ્રહ્મદેવને, ક્રોધથી ઉત્પન્ન થયેલા રુદ્રને, પ્રકૃતિરૂપ ગણાતા તમને, સૂર્યને, ચંદ્રને, વાયુને, પૃથ્વીને, જળને, અગ્નિને, સર્વ નક્ષત્રોને તથા બીજાં જે કોઈ ભૂતશબ્દથી કહેવાતાં પ્રાણીઓને મેં મારી કૃપાથી જગતમાં પ્રમાણરૂપ કર્યાં છે; તેમ જ પોતપોતાના અધિકાર પ્રમાણે વર્તન કરનારા બ્રહ્મવાદીઓને જેમ પ્રમાણરૂપ ગણવામાં આવે છે, તેમ આ ઉત્તમ શાસ્ત્ર પણ પ્રમાણરૂપ ગણાશે.[૪૧-૪૩] વળી હું પણ આજ્ઞા આપું છું કે, આ શાસ્ત્ર અવશ્ય પ્રમાણરૂપ થશે; એટલું જ નહિ પરંતુ સ્વાયંભુવ મનુ પોતે આ શાસ્ત્રમાંથી જ ધર્મોનુ પ્રવચન કરશે. શુક્રાચાર્ય અને બૃહસ્પતિ પણ જ્યારે ઉત્પન્ન થશે, ત્યારે તમારી બુદ્ધિથી રચાયેલા આ શાસ્ત્રને અનુસરીને જ ધર્મોનું કથન કરશે.[૪૪,૪૫] હે ઉત્તમ બ્રાહ્મણો! સ્વાયંભુવ મનુએ કહેલા ધર્મો અને બૃહસ્પતિ તથા શુક્રાચાર્યે બનાવેલાં શાસ્ત્રો લોકોમાં જ્યારે પ્રચલિત થશે, ત્યારે તમે રચેલા આ શાસ્ત્રને પ્રજાનું પાલન કરનારો વસુ (ઉપરિચર) રાજા બૃહસ્પતિ પાસેથી સંપાદન કરશે.[૪૬,૪૭] તે રાજા ઉત્તમ ભાવનાઓથી ભાવિત હોઈને મારો ભક્ત થશે અને આ શાસ્ત્રને અનુસરીને જ લોકમાં સર્વ ક્રિયાઓ કરશે.[૪૮] આ તમારું શાસ્ત્ર જગતનાં સર્વ શાસ્ત્રોમાં ઉત્તમ ગણાશે; કેમ કે આ શાસ્ત્ર ધર્મ તથા અર્થને આપનારું છે અને ઉત્તમ રહસ્યરૂપ છે.[૪૯] તમે આ શાસ્ત્રની જગતમાં પ્રવૃત્તિ કરશો, તેથી મોટા જ્ઞાની થશો અને રાજા વસુ રાજ્યલક્ષ્મીથી યુક્ત થઈને (સર્વ રાજાઓમાં) મહાન થશે;[૫૦] પરંતુ હું તમને કહું છું કે, રાજા વસુનું મૃત્યુ થશે તે પછી આ સનાતન શાસ્ત્ર જગતમાંથી અંતર્હિત થશે. આ સર્વ મેં તમને કહ્યું.'[૫૧]

એ પ્રમાણે કહીને ભગવાન પુરુષોત્તમ તે સર્વ ઋષિઓને જવાની આજ્ઞા આપીને કોઈએક દિશામાં અદશ્ય થઈ ગયા.[૫૨] પછી લોકના પિતારૂપ અને સર્વલોકોનું હિત તાકનારા તે ઋષિઓએ ધર્મના કારણરૂપ તે સનાતન શાસ્ત્રનો જગતમાં પ્રચાર કર્યો.[૫૩] અને તે પછી પ્રથમયુગના આરંભસમયે અંગિરાના પુત્ર બૃહસ્પતિ જ્યારે ઉત્પન્ન થયા, ત્યારે અંગ તથા ઉપનિષદ સહિત તે શાસ્ત્રનું બૃહસ્પતિને અધ્યયન કરાવી, તે ઋષિઓ તપ કરવાનો નિશ્ચય કરી કોઈ ઇષ્ટ પ્રદેશમાં ચાલ્યા ગયા. ખરેખર, તે ઋષિઓ સર્વ લોકને ધારણ કરનારા હતા અને સર્વ મનુષ્યને ધર્મમાં પ્રવૃત્ત કરનારા હતા.[૫૪,૫૫]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'શ્વેતદ્વીપવર્ણન અને પંચરાત્રમાહાત્મ્ય' નામનો અધ્યાય ૩૩૫મો સમાપ્ત

# अध्याय ३३६मो

## નારાયણમાહાત્મ્ય

॥ भीष्म उवाच ॥

**ततोऽतीते महाकल्पे उत्पन्नेऽङ्गिरसः सुते ।**
**बभूवुर्निर्वृता देवा जाते देवपुरोहिते ॥ १ ॥**

ભીષ્મે કહ્યું : એ રીતે મહાકલ્પ વીતી ગયા પછી દેવોના પુરોહિત અંગિરાના પુત્ર બૃહસ્પતિ જ્યારે ઉત્પન્ન થયા, ત્યારે દેવોને આનંદ થયો.[૧] કેમ કે હે રાજા! 'बृहत्, ब्रह्म અને महत्' એ ત્રણે શબ્દો મહાનના જ પર્યાય છે અને વિદ્વાન બૃહસ્પતિ સર્વ પ્રકારના મહાન ગુણોથી યુક્ત હતા.[૨] રાજા ઉપરિચર કે જેનું બીજું નામ 'વસુ' હતું તે બૃહસ્પતિનો મુખ્ય શિષ્ય હતો અને તે સમયે સપ્તર્ષિઓએ રચેલા પંચરાત્રશાસ્ત્રનો તેણે જ (બૃહસ્પતિ પાસેથી) સારી રીતે અભ્યાસ કર્યો હતો.[૩] રાજા વસુ દૈવી વિધિનું આચરણ કરીને અત્યંત શુદ્ધ હૃદયનો થયો હતો, જેથી ઇંદ્ર જેમ સ્વર્ગનું રક્ષણ કરે છે, તેમ તે રાજા પૃથ્વીનું રક્ષણ કરતો હતો.[૪] તે મહાત્મા રાજાએ અશ્વમેધ નામનો એક મહાન યજ્ઞ કર્યો હતો. તે યજ્ઞમાં ઉપાધ્યાય બૃહસ્પતિ હોતા થયા હતા, પ્રજાપતિના પુત્ર એકત, દ્વિત અને ત્રિત નામના ત્રણ મહર્ષિઓ 'સદસ્ય' થયા હતા અને ધનુષ, રૈભ્ય, અર્વાવસુ, પરાવસુ, મેધાતિથિ, તાંડ્ય, શાંતિ, વેદશિરા, શાલિહોત્રના પિતા કપિલ, કઠ, વૈશંપાયનના પૂર્વજ તૈત્તિરિ, કણ્વ અને દેવહોત્ર આ તેર ઋષિઓ તથા પૂર્વોક્ત ત્રણ મહર્ષિઓ એમ એકંદર સોળ ઋષિઓ તે યજ્ઞમાં સદસ્ય થયા હતા.

એ મહાયજ્ઞમાં સર્વ પ્રકારનાં સાહિત્યો તૈયાર રાખવામાં આવ્યાં હતાં. રાજા વસુ અહિંસક હતો, પવિત્ર હતો, ઉદાર હતો અને ફલેચ્છાનો ત્યાગ કરીને કર્મો કરવામાં પ્રશંસાપાત્ર થયો હતો, તેથી એ યજ્ઞમાં પશુનો વધ કરવામાં આવ્યો ન હતો. માત્ર અરણ્યમાં ઉત્પન્ન થયેલા ફળમૂલાદિકથી જ તે યજ્ઞમાં દેવોને ભાગો આપવાનું નક્કી કરવામાં આવ્યું હતું.[૫-૧૧] તે ઉપરથી દેવના દેવ ભગવાન પુરાણપુરુષ તે રાજા પર પ્રસન્ન થયા. તેમણે બીજાઓની દૃષ્ટિથી અદૃશ્ય રહીને વસુરાજાને પ્રત્યક્ષ દર્શન દીધાં;[૧૨] એટલું જ નહિ પણ પોતાના ભાગના પુરોડાશને પોતે સૂંઘીને ગ્રહણ કર્યો. આ રીતે દેવ હરિએ પોતાનો ભાગ હરી લીધો, તે જોઈ બૃહસ્પતિ ક્રોધાયમાન થઈ ગયા. તેમણે મોટા વેગથી સરવો ઉગામીને આકાશમાં ફેંક્યો અને ક્રોધને લીધે તેમનાં નેત્રમાંથી અશ્રુધારા ઝરવા લાગી.[૧૩/૧૪] પછી રાજા ઉપરિચરને તેમણે કહ્યું કે, 'મેં અહીં જે યજ્ઞભાગ તૈયાર રાખ્યો હતો, તેને દેવે પોતે મારી પ્રત્યક્ષ આવીને જ લઈ જવો જોઈએ, એમાં કંઈ સંશય નથી.'[૧૫]

યુધિષ્ઠિરે પૂછ્યું: યજ્ઞમાં તૈયાર કરવામાં આવેલા પોતાના ભાગોને દેવો પ્રત્યક્ષ આવીને લઈ જાય છે, છતાં વ્યાપક હરિએ બૃહસ્પતિની સમક્ષ આવીને યજ્ઞભાગ શા માટે લીધો ન હતો?[૧૬]

ભીષ્મે કહ્યું: મુનિ બૃહસ્પતિ એ પ્રમાણે ક્રોધે ભરાયા એટલે મહારાજા વસુએ તથા સર્વ સદસ્યોએ તેમને શાંત પાડવા માંડ્યા.[૧૭] તેઓએ શાંતિપૂર્વક કહેવા માંડ્યું કે, 'આ પ્રમાણે ક્રોધ કરવો તે તમને યોગ્ય નથી. વળી તમે ક્રોધાયમાન થયા, પરંતુ ક્રોધ કરવો એ સત્યયુગમાં ધર્મ ગણાતો નથી.[૧૮] હે બૃહસ્પતિ! જેને માટે તમે યજ્ઞભાગ તૈયાર રાખ્યો હતો, તે દેવ કદી ક્રોધાયમાન થયા નથી અને તેમનાં દર્શન કરવાં તે તમારે માટે અથવા અમારે માટે સર્વથા અશક્ય છે;[૧૯] પરંતુ જેના પર તે કૃપા કરે છે, તે પુરુષ જ તેમનાં દર્શન કરવા માટે યોગ્ય થઈ શકે છે.' તે પછી એકત, દ્વિત અને ત્રિત નામના ચિત્રશિખંડી ઋષિઓ બૃહસ્પતિને કહેવા લાગ્યા:[૨૦]

અમે બ્રહ્મદેવના માનસપુત્રો છીએ. અમને કલ્યાણની ઇચ્છા હતી, તેથી એક સમયે અમે ઉત્તર દિશા તરફ ચાલી નીકળ્યા.[૨૧] ત્યાં જઈને હજારો વર્ષો પર્યંત કાષ્ઠની પેઠે એક પગે ઊભા રહીને અમે ઉત્તમ તપ કર્યું.[૨૨] જે પ્રદેશ ઉપર અમે પરમ દારુણ તપ કર્યું હતું, તે પ્રદેશ મેરુપર્વતના ઉત્તર ભાગમાં ક્ષીરસમુદ્રના તટ ઉપર આવેલો છે. તે સમયે અમારા મનમાં એ જ વિચાર આવ્યા કરતો હતો કે, વરને આપનારા, દેવના દેવ અને સર્વના કરતાં શ્રેષ્ઠ દેવ નારાયણનાં અમને કેવી રીતે દર્શન થાય? પણ તેવામાં અમારું તપોવ્રત સમાપ્ત થયું, એટલે તુરત જ અમને જાણે હર્ષ ઉપજાવતી હોય તેમ સ્નિગ્ધ અને ગંભીર ગર્જનાવાળી આવી આકાશવાણી થઈ: 'હે બ્રાહ્મણો! તમે અંતરાત્માને પ્રસન્ન રાખી અતિ મહાન તપશ્ચર્યા કરી છે. વળી તમે ભગવાન નારાયણનું દર્શન કરવાની ઇચ્છા રાખનારા ભક્ત છો, માટે તે ભગવાનનાં તમને કેવી રીતે દર્શન થશે, તે હું તમને કહું છું, સાંભળો. ક્ષીરસાગરથી ઉત્તર દિશામાં શ્વેતદ્વીપ નામનો મહાતેજસ્વી બેટ છે. ત્યાં જે મનુષ્યો નિવાસ કરે છે, તેઓ નારાયણમાં પરાયણ રહેનારા છે, ચંદ્ર સમાન કાંતિવાળા છે, અનન્યભાવથી ભક્તિ કરીને ભગવાન પુરુષોત્તમનું શરણ લેનારા છે, સનાતનદેવ સહસ્રકિરણ સૂર્યમાં પણ તેઓ પ્રવેશ કરી શકે છે, સ્થૂળદેહના સંગથી તેઓ રહિત છે. ઇંદ્રિયોના વિષયભોગોનો તેઓ ત્યાગ કરનારા છે, નેત્રચલન આદિ સર્વ ચેષ્ટાઓથી તે રહિત છે, પરમાત્માના ધ્યાનમાં જ નિરંતર તત્પર રહે છે અને શ્વેતદ્વીપમાં વસનારા તે સર્વ મનુષ્યો કેવળ પુરુષ જાતિના જ છે. હે મુનિઓ! તમે તે શ્વેતદ્વીપમાં જાઓ. ત્યાં મારું સ્વરૂપ પ્રકટ રીતે પ્રકાશે છે.'[૨૩-૩૦] તે આકાશવાણી સાંભળીને અમે ત્રણે જણા તેણે દર્શાવેલા માર્ગે તે પ્રદેશમાં જઈ પહોંચ્યા.[૩૧] શ્વેતદ્વીપ નામના તે મહાદ્વીપમાં જઈને ત્યાંના મનુષ્યોને જોવાની મનમાં અમે ઇચ્છા કરી; પરંતુ તે સમયે અમારી દૃષ્ટિનો વિષય એકદમ નષ્ટ થઈ ગયો. (અર્થાત્ અમે આંધળાભીંત થઈ ગયા.) અમારી દર્શનશક્તિ ત્યાંના તેજને લીધે હરાઈ ગઈ, જેથી કોઈ પુરુષને અમે જોઈ શકતા ન હતા. આ સ્થિતિ ઉપસ્થિત થઈ એટલે દૈવયોગે અમને એવું જ્ઞાન

ઉદ્ભવી આવ્યું કે, 'જે મનુષ્યે અહીં આવીને તપશ્ચર્યા કરી નથી, તે મનુષ્ય સહેજમાં પરમાત્માનાં દર્શન કરી શકતો નથી.' પછી પુનઃ તે જ સમયે સો વર્ષ પર્યંત અમે મહાન તપશ્ચર્યા કરી અને અમારું તપોવ્રત જ્યારે પૂર્ણ થયું, ત્યારે ઘણા જ સુંદર દેખાવના મનુષ્યો અમારા જોવામાં આવ્યા. તેઓ શરીરે ચંદ્ર સમાન ઉજ્જવળ હતા, સર્વ લક્ષણોથી યુક્ત હતા અને નિત્ય પૂર્વ તથા ઉત્તર દિશા તરફ મુખ કરીને બે હાથ જોડી બ્રહ્મનો જાપ કર્યા કરતા હતા. તે મહાત્માઓ નિત્ય માનસિક જાપ જપે છે, જેથી ચિત્તની એકાગ્રતાને લીધે તેઓના પર હરિ પ્રસન્ન રહે છે. હે મુનિશ્રેષ્ઠ બૃહસ્પતિ! યુગના વિનાશસમયે સૂર્યની જે પ્રભા હોય છે, તે જ પ્રભા તેઓમાંના એક એક મનુષ્યમાં જોવામાં આવે છે. એ ઉપરથી અમે તો એમ જ માન્યું કે, આ શ્વેતદ્વીપ તેજનું એક નિવાસસ્થાન જ છે.[૩૨–૩૮] તે પ્રદેશમાં કોઈ પણ પુરુષ બીજાના કરતાં અધિક તેજવાળો છે જ નહિ. સર્વે પુરુષો સમાન તેજવાળા જ છે. હે બૃહસ્પતિ! તે પછી જાણે હજારો સૂર્યની કાંતિ એકીસાથે ઉદય પામતી હોય, તેમ એકાએક ઉદય પામતું તેજ અમારા જોવામાં આવ્યું. તે જોઈને ત્યાંના મનુષ્યો એકીસાથે તેની સામે દોડી ગયા. તે સમયે તેઓ બે હાથ જોડીને માત્ર 'નમઃ' એવો શબ્દ જ બોલતા હતા, જેનો મહાન ધ્વનિ અમારા સાંભળવામાં આવતો હતો.[૩૯–૪૧] તે મનુષ્યો તેજરૂપે પ્રકટ થયેલા તે દેવને કંઈક બલિદાન ધરાવતા હતા; પરંતુ અમે તો તેના તેજથી એકાએક બેભાન જ બની ગયા હતા અને અમારાં ચક્ષુ, બળ તથા ઇંદ્રિયો એટલાં બધાં નિશ્ચેષ્ટ થઈ પડ્યાં હતાં કે, જેથી અમે કંઈ પણ જોઈ શકતા ન હતા, માત્ર ત્યાંના મનુષ્યોએ ઉચ્ચારેલો આવો દીર્ઘ શબ્દ અમારા સાંભળવામાં આવ્યો હતો.[૪૨-૪૩]

**जितं ते पुंडरीकाक्ष नमस्ते विश्वभावन।**
**नमस्तेऽस्तु हृषीकेश महापुरुष पूर्वज ॥४४॥**

હે પુંડરીકાક્ષ! તમારો જય થાઓ. હે જગતનું રક્ષણ કરનારા હૃષીકેશ! અમે તમને નમસ્કાર કરીએ છીએ. હે મહાપુરુષ! હે સર્વના પૂર્વજ! તમને અમારા નમસ્કાર હો.'[૪૪] એ પ્રમાણે શિક્ષાયુક્ત અક્ષરવાળો શબ્દ અમારા સાંભળવામાં આવ્યો, તે પછી તે જ સમયે સર્વ પ્રકારના ગંધને વહેતો પવિત્ર વાયુ વાવા લાગ્યો અને કર્મમાં ઉપયોગી દિવ્ય પુષ્પો તથા દિવ્ય ઔષધિઓને ત્યાં લાવવા લાગ્યો. પછી પાંચ પ્રકારના કાળને જાણનારા તે એકાંતભક્ત મનુષ્યોએ પરમ ભક્તિયુક્ત થઈને મન, વચન તથા કર્મ વડે હરિ ભગવાનનું પૂજન કર્યું. ખરેખર તેઓએ જે વાણીનું ઉચ્ચારણ કર્યું હતું, તે ઉપરથી અમે જાણી શકયા હતા કે, દેવ નારાયણ અવશ્ય અહીં આવ્યા છે; પરંતુ તેમની માયાથી મોહિત થયેલા અમે તેમને જોઈ શકતા ન હતા. હે અંગિરસ ગોત્રીઓમાં શ્રેષ્ઠ બૃહસ્પતિ! વાયુ જ્યારે શાંત પડી ગયો અને બલિ આપવાની ક્રિયા પણ જ્યારે પૂર્ણ થઈ, ત્યારે અમારાં ચિત્ત ચિંતાથી વ્યાકુળ બની ગયાં; કેમ કે શુદ્ધ જાતિમાં ઉત્પન્ન થયેલા હજારો મનુષ્યો ત્યાં જોવામાં આવતા હતા, પણ તેમાંના કોઈએ મનથી કે દૃષ્ટિથી પણ અમારું સન્માન કર્યું નહિ; તેમ જ એકભાવને અનુસરનારા કેટલાએક મુનિગણો પણ શાંતચિત્ત થઈને કેવળ બ્રહ્મભાવનું જ ધ્યાન કરી રહ્યા હતા, જેથી તેઓએ પણ અમારા પર ભાવ દેખાડ્યો નહિ; પણ એટલામાં અત્યંત થાકી ગયેલા અને તપથી અતિ કૃશ થયેલા અમને, કોઈ શરીરરહિત પ્રાણી આકાશમાં આવીને આ પ્રમાણે કહેવા લાગ્યું:

તેણે કહ્યું: 'તમે શ્વેત વર્ણના અને સર્વ ઇંદ્રિયોના ભોગોનો ત્યાગ કરનારા જે પુરુષો અહીં જોયા છે, તેઓનું દર્શન થવાથી દેવના ઈશ્વર નારાયણનાં પણ દર્શન થાય છે; માટે હે મુનિઓ! તમે ત્રણે જણા જેમ અહીં આવ્યા હતા, તેમ જ સત્વર પાછા ચાલ્યા જાઓ. જે પુરુષ ભક્તિરહિત હોય છે, તેને કોઈ પ્રકારે દેવનાં દર્શન થતાં નથી. પણ જેઓ ઘણા લાંબા કાળ સુધી એકાંતિક ભક્તિનું શરણ લે છે, તે પુરુષો જ પ્રભામંડળથી દુર્દર્શ ભગવાન નારાયણનાં દર્શન કરી શકે છે. વળી હે ઉત્તમ બ્રાહ્મણો! હજી તમારે એક મહાન કાર્ય કરવાનું બાકી રહેલું છે. આ સત્યયુગ જ્યારે વીતી જશે અને કાળમાં કેટલાએક ફેરફાર થયા પછી વૈવસ્વત નામના મન્વંતરમાં ત્રેતાયુગનો જ્યારે આરંભ થશે, ત્યારે દેવોનું કાર્ય સિદ્ધ કરવા માટે તમે સહાયક થઈ

પડશો.' અમૃત સમાન મધુર તે અદ્દભુત વાક્ય સાંભળીને તુરત જ અમે તેમની કૃપાથી અમારા ઇષ્ટ પ્રદેશમાં આવી પહોંચ્યા. આ રીતે દેવબલિ તથા પિતૃબલિને અર્પણ કરીને અમે મહાન તપ કર્યું હતું, છતાં દેવ નારાયણનાં અમને દર્શન થયાં નહિ, તો પછી તમે તેમનાં દર્શન કરવા માટે કેવી રીતે યોગ્ય છો ? ભગવાન નારાયણ સર્વના કરતાં શ્રેષ્ઠ છે, વિશ્વના સ્રષ્ટા છે, હવ્યકવ્યના ભોક્તા છે, આદિ તથા અંતથી રહિત છે, અદૃશ્ય સ્વરૂપ છે અને દેવો તથા દાનવોથી પણ પૂજાયલા છે.

આ પ્રમાણે એકત, દ્વિત અને ત્રિત મુનિએ તેમ જ બીજા સદસ્યોએ ઘણા ઘણા સમજાવ્યા, એટલે ઉદાર બુદ્ધિવાળા બૃહસ્પતિએ ક્રોધરહિત થઈને યજ્ઞની સમાપ્તિ કરી અને દેવતાઓનું પૂજન કર્યું.[૪૫-૬૧] રાજા વસુ પણ યજ્ઞ સમાપ્ત થઈ રહ્યા પછી પ્રજાઓનું પાલન કરવા લાગ્યો; પણ પાછળથી બ્રાહ્મણોના શાપને લીધે સ્વર્ગમાંથી ભ્રષ્ટ થઈ પૃથ્વીમાં પેસી ગયો હતો.[૬૨] હે રાજાઓમાં સિંહ સમાન યુધિષ્ઠિર ! સત્ય ધર્મમાં પરાયણ રહેનારો અને ધર્મ ઉપર નિરંતર પ્રેમ રાખનારો રાજા વસુ પૃથ્વીમાં પ્રવેશ કરીને પણ નારાયણમાં જ પરાયણ રહેતો હતો અને નારાયણના નામનો જ જાપ કર્યા કરતો હતો, જેથી નારાયણની કૃપાથી પુનઃ સ્વર્ગલોકમાં જ તે ગયો હતો.[૬૩] રાજા વસુ પૃથ્વીતલમાંથી નીકળીને બ્રહ્મના પરમ સ્થાનમાં ગયો હતો અને નૈષ્ઠિક પુરુષોને યોગ્ય એવી પરમ ગતિને પામ્યો હતો.[૬૪]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'નારાયણમાહાત્મ્ય' નામનો અધ્યાય ૩૩૬ મો સમાપ્ત

## अध्याय ३३७ मो

### યજ્ઞમાં પશુવધનો મત આપવાથી વસુ રાજાની અધોગતિ

॥ युधिष्ठिर उवाच ॥

**यदा भागवतोऽत्यर्थमासीद्राजा महान् वसुः ।**
**किमर्थं स परिभ्रष्टो विवेश विवरं भुवः ॥ १ ॥**

યુધિષ્ઠિરે પૂછ્યું : હે પિતામહ ! મહારાજા વસુ ભગવાનનો અત્યંત ભક્ત હતો, છતાં સ્વર્ગથી ભ્રષ્ટ થઈને પૃથ્વીના પોલાણમાં કેમ પેસી ગયો ?[૧]

ભીષ્મે કહ્યું : હે ભરતવંશી રાજા ! આના સંબંધમાં પણ ઋષિઓ અને દેવોના સંવાદરૂપ એક પ્રાચીન ઇતિહાસ કહેવામાં આવે છે.[૨]

પૂર્વે દેવોએ બ્રાહ્મણોને કહ્યું કે, 'અજ (બકરા)-નો વધ કરીને તમારે યજ્ઞ કરવો અને તેમાં પણ 'અજ' શબ્દથી છાગ (બકરા)નું જ ગ્રહણ કરવું જોઈએ, બીજા પશુનું ગ્રહણ થઈ શકે નહિ, એવી વૈદિકી મર્યાદા છે.'[૩]

ઋષિઓએ કહ્યું : 'યજ્ઞોમાં અજ એટલે બિયાંથી જ હવનહોમ કરવો, એવી વૈદિકી શ્રુતિ છે. વળી અજ શબ્દનો અર્થ બીજ જ થાય છે, માટે યજ્ઞમાં બકરાનો વધ કરવો તે યોગ્ય નથી. હે દેવો ! યજ્ઞમાં પશુનો વધ કરવો, તે સત્પુરુષોનો ધર્મ નથી. વળી આ સત્યયુગના પવિત્ર કાળમાં પશુનો વધ કેમ કરી શકાય ?'[૪-૫]

ભીષ્મે કહ્યું : એ પ્રમાણે ઋષિઓ અને દેવતાઓનો સંવાદ થઈ રહ્યો હતો, તેવામાં મહારાજા વસુ તે માર્ગે થઈને જતો જતો ત્યાં આવી પહોંચ્યો. સમગ્ર સૈન્ય અને વાહનોની સાથે આકાશમાં વિચરનારો શ્રીમાન વસુરાજા ત્યાં આવ્યો, એટલે તેને જોઈને સર્વ બ્રાહ્મણો દેવોને ઉદ્દેશીને એકદમ બોલી ઊઠ્યા : 'આ વસુ રાજા નિત્ય યજ્ઞ કરનારો છે, મોટો દાતા છે, સર્વ મનુષ્યોમાં શ્રેષ્ઠ છે અને પ્રાણીમાત્રનું હિત કરવામાં પ્રીતિવાળો છે; માટે આપણા સંશયને તે અવશ્ય દૂર કરશે. આ મહારાજા વસુ શું અસત્ય વાક્ય બોલશે કે ? (અર્થાત્ નહિ જ બોલે.)' એ પ્રમાણે દેવો અને ઋષિઓએ પરસ્પર વાતચીત કરી, તે પછી તેઓ બધા એકત્ર થઈને રાજા વસુ પાસે ગયા અને તેને પૂછવા લાગ્યા કે, 'હે રાજન્ ! બકરાનો હોમ કરીને યજ્ઞ કરવો કે ઔષધિઓનો હોમ કરીને યજ્ઞ કરવો ? આ અમારો સંશય છે, માટે જે સત્ય હોય તે કહીને તે સંશયને તું દૂર કર. અમે તને પ્રમાણ તરીકે માન્ય કર્યો છે.' તેઓએ એ પ્રમાણે પૂછ્યું, એટલે રાજા વસુ બે હાથ જોડીને તેઓને પૂછવા લાગ્યો કે, 'હે ઉત્તમ બ્રાહ્મણો ! તમારામાંથી કોને કયો મત ઇચ્છિત છે, તે મને સત્ય કહો.'

ઋષિઓએ કહ્યું : 'હે રાજન્ ! ધાન્ય હોમીને

યજ્ઞ કરવો, એવો અમારો મત છે અને દેવોનો મત એવો છે કે, પશુનો હોમ કરીને યજ્ઞ કરવો; તો આમાં જે સત્ય હોય તે અમને કહે.'

ભીષ્મે કહ્યું : દેવોનો મત જાણીને વસુએ તેઓના પક્ષનો આશ્રય કર્યો અને કહ્યું કે, 'બકરાનો હોમ કરીને યજ્ઞ કરવો.' રાજાએ એ પ્રમાણે કહ્યું, એટલે સૂર્ય સમાન તેજસ્વી તે મુનિઓ એકદમ કોપાયમાન થઈ ગયા.[૯-૧૪] તેઓએ દેવોનો પક્ષ કરનારા વિમાનમાં બેઠેલા વસુ રાજાને આવો શાપ આપ્યો કે, 'હે રાજન્! દેવોના પક્ષનો તેં સ્વીકાર કર્યો, માટે તું આકાશમાંથી નીચે પડ. આજથી આરંભીને તારી આકાશમાર્ગની ગતિ નષ્ટ થશે અને અમારા શાપના અભિઘાતથી પૃથ્વી ફાડીને તેના પોલાણમાં તું પેસી જઈશ.'[૧૫-૧૬] હે રાજા! પછી તે જ ક્ષણે રાજા ઉપરિચર અંતરિક્ષમાંથી પૃથ્વી પર પડ્યો અને પૃથ્વી ફાડીને તેના પોલાણમાં પેસી ગયો;[૧૭] પરંતુ નારાયણની આજ્ઞાને લીધે તેની સ્મરણશક્તિ નષ્ટ થઈ નહોતી. એ રીતે રાજાની અધોગતિ થઈ, એટલે સર્વ દેવતાઓ એકત્ર મળીને 'વસુને શાપથી કેવી રીતે છોડાવવો' તે વિષેનો વિચાર કરવા લાગ્યા.[૧૮] તેઓ શાંત રહીને રાજાના ઉપકાર વિષે કહેવા લાગ્યા કે, 'આ મહાત્મા રાજાએ કેવળ આપણે માટે જ શાપ વહોરી લીધો છે, માટે હે દેવતાઓ! આપણે બધાએ એકત્ર થઈને એ રાજાનો પ્રત્યુપકાર અવશ્ય કરવો જોઈએ.' આવો બુદ્ધિપૂર્વક નિશ્ચય કરીને તે દેવતાઓ રાજા ઉપરિચર પાસે ગયા અને પ્રસન્ન ચિત્તથી તેને કહેવા લાગ્યા : 'હે રાજા! તું બ્રાહ્મણોનો તથા દેવોનો ભક્ત છે, માટે દેવોના તથા અસુરોના ગુરુ ભગવાન હરિ તારા પર પ્રસન્ન થશે અને તારી ઇચ્છાનુસાર તને શાપથી મુક્ત કરશે. વળી મહાત્મા પુરુષોએ પણ બ્રાહ્મણોનું માન અવશ્ય જાળવવું જોઈએ; તેમ જ હે મહારાજા! બ્રાહ્મણોનું તપ પણ (શાપરૂપે) અવશ્ય ફળવું જ જોઈએ, જેથી તું આકાશમાંથી પૃથ્વી ઉપર એકાએક ભ્રષ્ટ થયો છે.[૧૯-૨૩] તોપણ હે ઉત્તમ રાજા! તારા ઉપર એક અનુગ્રહ અમે કરીએ છીએ કે, હે નિર્દોષ રાજા! શાપના દોષથી જેટલા કાળ પર્યંત પૃથ્વીના પોલાણમાં તું રહીશ, તેટલા કાળ પર્યંત બ્રાહ્મણોએ એકાગ્રચિત્તપૂર્વક યજ્ઞોમાં હોમેલી ઘૃતધારા તને પ્રાપ્ત થશે અને અમારું ધ્યાન કરવાથી તને કોઈ જાતની ગ્લાનિ થશે નહિ. હે રાજેંદ્ર! પૃથ્વીના પોલાણમાં તું નિવાસ કરીશ, ત્યારે ઘૃતધારાનું પાન કરવાથી તેના તેજવડે તારું પોષણ થશે, જેથી ક્ષુધા કે તૃષા તને લાગશે નહિ. પછી અમારા વરને લીધે દેવ નારાયણ તારા ઉપર પ્રસન્ન થશે અને તને બ્રહ્મલોકમાં લઇ જશે.'[૨૪-૨૭] એ પ્રમાણે વસુ રાજાને વર આપીને તે સર્વ દેવતાઓ પોતપોતાને સ્થાને ગયા અને તપોધન ઋષિઓ પણ પોતપોતાને આશ્રમે ગયા.[૨૮]

હે ભારત! પૃથ્વીના પોલાણમાં રહીને પણ રાજા ઉપરિચર ભગવાન નારાયણની પૂજા કર્યા કરતો હતો, તેમના નામનો જ જાપ જપતો હતો અને પાંચ કાળે પાંચ મહાયજ્ઞ પણ કરતો હતો. તેણે ત્યાં રહીને પણ દેવાધિદેવ નારાયણને ભક્તિથી વશ કરી લીધા હતા.[૨૯-૩૦] આ રીતે તેની ભક્તિ જોઈ ભગવાન નારાયણ–હરિ તેના પર પ્રસન્ન થયા. તેમણે જોયું કે, રાજા વસુ મારો અનન્ય ભક્ત છે અને મનને વશ રાખી મારામાં જ પરાયણ રહે છે.[૩૧] પછી વર આપનારા ભગવાન વિષ્ણુએ પોતાની સમીપ બેઠેલા મોટા વેગવાળા પક્ષીરાજ ગરુડને પોતાની આવી ઇચ્છા જણાવી કે,[૩૨] 'હે મહાભાગ્યવાન પક્ષીરાજ! તું મારા વચનથી જા અને જોકે મહારાજા વસુ જે મોટો ધર્માત્મા અને તીક્ષ્ણવ્રતને ધારણ કરનારો છે, તે બ્રાહ્મણોના પ્રચંડ કોપથી પૃથ્વીતલમાં પેસી ગયો છે. જેઓએ તેને શાપ આપ્યો હતો, તે બ્રાહ્મણોને હવે મનાવી લીધા છે; માટે હે ગરુડ! મારી આજ્ઞાથી તું સત્વર જા અને પૃથ્વીના પોલાણમાં ગુપ્ત રહેલા તથા માત્ર પાતાલમાં જ સંચાર કરનારા મહારાજા વસુને આકાશમાં વિહાર કરનારો કર.'[૩૩-૩૫]

ભગવાને એ પ્રમાણે કહ્યું, એટલે વાયુ સમાન વેગવાળો ગરુડ પોતાની બન્ને પાંખો ફફડાવીને જ્યાં વસુરાજા રહેતો હતો ત્યાં પૃથ્વીના પોલાણમાં દાખલ થયો.[૩૬] ત્યાં જઈને વિનતાના પુત્ર ગરુડે વસુરાજાને એકદમ ઊંચકી લીધો અને તેને લઈને સત્વર આકાશમાર્ગે તે ઊડ્યો. આ રીતે ગરુડે પોતાને આકાશમાર્ગમાં આણી મૂક્યો, એટલે તે જ ક્ષણે મહારાજા વસુ પુનઃ આકાશમાં સંચાર કરનારો

થયો અને અંતે પોતાના તે જ શરીરથી બ્રહ્મલોકમાં ગયો.[૩૭-૩૮] હે કુંતાપુત્ર! એ પ્રમાણે મહાત્મા વસુરાજા પણ દેવોની આજ્ઞાથી વાણીનો દોષ કરીને બ્રાહ્મણોના શાપને લીધે અધોગતિને પામ્યો હતો;[૩૯] પરંતુ તેમણે સર્વના ઈશ્વર અને આદિપુરુષ એવા શ્રીહરિની એકાગ્ર ચિત્તથી સેવા કરી હતી, તેથી જ શાપથી સત્વર મુક્ત થઈને તે બ્રહ્મલોકને પામ્યો હતો.[૪૦]

ભીષ્મે કહ્યું: શ્વેતદ્વીપના મનુષ્યો કેવી સ્થિતિના છે, એ વિષે મેં સર્વ વૃત્તાંત તમને કહ્યું. હવે ઋષિ નારદ શ્વેતદ્વીપમાં કેવી રીતે ગયા હતા અને ત્યાં જઈને તેમણે શું કર્યું હતું, તે સર્વ કથા હું તમને કહું છું, માટે હે રાજા! એકાગ્રચિત્ત થઈને તમે સાંભળો.[૪૧]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમા 'યજ્ઞમા પશુવધનો મત આપવાથી વસુરાજાની અધોગતિ' નામનો અધ્યાય ૩૩૭ મો સમાપ્ત

# अध्याय ३३८मो
## નારદે કરેલું નારાયણસ્તોત્ર

॥ भीष्म उवाच ॥

**प्राप्य श्वेतं महाद्वीपं नारदो भगवानृषिः ।**
**ददर्श तानेव नरान् श्वेतांश्चंद्रसमप्रभान् ॥१॥**

ભીષ્મે કહ્યું: ભગવાન નારદ ઋષિ મોટા શ્વેતદ્વીપમાં જઈ પહોંચ્યા, એટલે તેમણે ચંદ્ર સમાન કાંતિવાળા સર્વ પુરુષોને શ્વેત વર્ણના જ જોયા.[૧] તેઓને જોઈને નારદે મસ્તક નમાવીને તેઓની પૂજા કરી, એટલે તેઓએ પણ નારદની માનસિક પૂજા કરી. વિપ્ર નારદને નારાયણનાં દર્શન કરવાની ઉત્કટ ઇચ્છા હતી, તેથી સર્વ પ્રકારનાં સંકટોમાં પણ નિત્ય જપપરાયણ રહેનારા તે નારદ ચિત્તને એકાગ્ર કરી ત્યાં ઊભા રહ્યા અને પછી બાહુઓ ઊંચા કરી, નિર્ગુણ તથા સગુણ પરમાત્મા નારાયણની આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા.[૨-૩]

નારદ બોલ્યા: હે દેવદેવેશ (ઇંદ્રિયોની સાથે ક્રીડા કરનારા જીવના પણ અંતર્યામી)! હે નિષ્ક્રિય (વ્યાપક)! હે નિર્ગુણ (સંગરહિત)! હે લોકસાક્ષિન્ (ઉદાસીન બોધસ્વરૂપ)! હે ક્ષેત્રજ્ઞ (સ્થૂળ તથા સૂક્ષ્મ દેહના પ્રકાશ જીવસ્વરૂપ)! હે પુરુષોત્તમ (શરીર, જીવ અને ઈશ્વરના કરતાં પણ શ્રેષ્ઠ)! હે અનંત (દેશ, કાળ તથા વસ્તુથી પરિમાણરહિત)! હે પુરુષ (વ્યષ્ટિનાં સ્થૂળ, સૂક્ષ્મ તથા કારણશરીરને બાળી નાખનાર)! હે મહાપુરુષ (સમષ્ટિનાં સ્થૂળ, સૂક્ષ્મ તથા કારણશરીરને બાળી નાખનાર)! હે પુરુષોત્તમ (સત્ય, જ્ઞાન અને અનંત આનંદસ્વરૂપ)! હે ત્રિગુણ (સત્ત્વ, રજ અને તમસ્વરૂપ)! હે સત્ત્વ, રજ અને તમના સમુદાયરૂપ! હે અમૃતસ્વરૂપ! હે દેવસંજ્ઞક! હે અનંતાખ્ય (શેષશર્મા)! હે આકાશરૂપ! હે સનાતનરૂપ! હે કાર્ય અને કારણરૂપે ગ્રાહ્ય તથા અગ્રાહ્ય! હે સત્યપ્રકાશ! હે નારાયણ! હે કર્મનાં ફલદાતા! હે સુપ્રજાપતે (હે મોક્ષગુરુ સનકાદિ)! હે વનસ્પતે! હે બ્રહ્મદેવ! હે બ્રહ્માદિ જીવોના પતિ! હે વાણીના પ્રવર્તક અથવા બૃહસ્પતિ! હે ઇંદ્ર! હે સૂત્રાત્મા! હે સૂર્ય! હે પ્રાણવાયુ! હે વરુણ! હે પૃથિવીપતિ! હે દિક્પતિ! હે મહાપ્રલય સમયે જગતના આધારભૂત! હે અપ્રકાશ્ય! હે બ્રહ્માને વેદ આપનાર! હે બ્રાહ્મણ શરીરથી સિદ્ધ થનારા યજ્ઞ, અધ્યયન આદિરૂપ! હે મહારાજિક નામના દેવ! હે ચાતુર્મહારાજિક (તે નામના ચાર દેવગણોરૂપ)! હે પ્રકાશમાન! હે મહાતેજસ્વી! હે સપ્તમહાભાગ! (યજ્ઞમાં ગાયત્રી આદિ મંત્રોથી જેમને સાત ભાગ અર્પણ કરવામાં આવે છે તે) હે યમગણરૂપ! હે ચિત્રગુપ્ત આદિરૂપ! હે યમપત્નીરૂપ! હે તુષિત (તે નામના દેવરૂપ)! હે મહાતુષિત (તે નામના દેવરૂપ)! હે મૃત્યુસ્વરૂપ! હે મૃત્યુને સહાયરૂપ કામરોગાદિને ઉત્પન્ન કરનારા! હે મૃત્યુરહિત થવામાં સહાયભૂત શમ, આરોગ્ય વગેરેને ઉત્પન્ન કરનાર! હે કામાદિને વશ રહેનાર! હે કામાદિને વશ નહિ રહેનાર! હે નિર્દોષ! હે અનંત! હે શાસન કરવા યોગ્ય! હે યજ્ઞ! હે મહાયજ્ઞ! હે યજ્ઞસંભવ (ઋત્વિજ આદિરૂપ)! હે યજ્ઞયોને (વેદરૂપ)! હે યજ્ઞગર્ભ (અગ્નિરૂપ)! હે યજ્ઞહૃદય (યજ્ઞના અંગભૂત ઉપાસનારૂપ)! હે યજ્ઞસ્તુત (યજ્ઞમાં જેની સ્તુતિ કરવામાં આવે છે તે)! હે યજ્ઞભાગહર (યજ્ઞના હવિર્ભાગને ગ્રહણ કરનાર)! હે પંચયજ્ઞ (પાંચ મહાયજ્ઞરૂપ)! હે પંચકાલકર્તૃપતે! (અહોરાત્ર, માસ, ઋતુ, અયન અને સંવત્સર એ પાંચ કાલ અને અધિષ્ઠાન,

કર્તા, કરણ, ચેષ્ટા અને દૈવ એ પાંચ કર્તા એ સર્વના પતિ ) હે પંચરાત્રિક ( પંચરાત્રશાસ્ત્રથી જાણવા યોગ્ય )! હે વૈકુંઠ ( અસ્ખલિત શક્તિવાળા)! હે અપરાજિત ( પરાજય કરવાને અશક્ય )! હે માનસિક ( મનરૂપ ઉપાધિવાળા)! હે નામનામિક ( પ્રત્યેક નામથી જાણવા યોગ્ય)! હે પરસ્વામિન્ (બ્રહ્માના સ્વામી )! હે સુરનાત ( વેદમતને સમાપ્ત કરનાર)! હે હંસ (ત્રિદંડી સ્વરૂપ)! હે પરમહંસ ( એકદંડીસ્વરૂપ )! હે મહાહંસ ( દંડાદિથી રહિત)! હે પરમ યાજ્ઞિક! હે સાંખ્યયોગરૂપ! હે સાંખ્યમૂર્તિ! હે અમૃતેશય ( જીવના અંતર્યામી )! હે હિરણ્યેશય ( હૃદયમાં નિવાસ કરનાર)! હે દેવેશય (ઇંદ્રિયોમા રહેનાર )! હે કુશેશય ( સમુદ્રના જળમા શયન કરનાર)! હે બ્રહ્મેશય (વેદમાં નિવાસ કરનાર)! હે પદ્મેશય (બ્રહ્માંડમાં વ્યાપ્ત રહેનાર )! હે વિશ્વના ઈશ્વર! હે વિશ્વકસેન ( ભક્તોનું રક્ષણ કરવા માટે જેમની સેના સર્વત્ર સંચાર કરી રહી છે તે )! હું તમને નમસ્કાર કરું છું. હે જગદ્વ્યાપક! તમે જગતના મૂળ કારણરૂપ છો, અગ્નિ તમારું મુખ છે, તમે વડવાનલરૂપ છો, આહુતિરૂપ છો, સારથિરૂપ છો, વષટ્કાર તમે જ છો, તમે ૐકાર છો, તપરૂપ છો, મનરૂપ છો, ચંદ્રમારૂપ છો, અવેક્ષણ(દષ્ટિ)થી સંસ્કાર પામેલું યજ્ઞ સંબંધી ઘી તમે જ છો, તમે સૂર્ય છો, તમે દિશાઓના હાથીઓરૂપ છો, દિશાઓના પ્રકાશક તમે પોતે જ છો, વિદિશા–ખૂણાઓના પ્રકાશક પણ તમે જ છો, તમે હયગ્રીવરૂપ છો, જગતના કર્તા છો અને બ્રાહ્મણાદિ વર્ણોને ધારણ કરનારા તમે જ છો. હે પંચાગ્ને ( ગાર્હપત્ય, દક્ષિણ, આહવનીય, સભ્ય અને આવસથ્ય એ પાંચ અગ્નિસ્વરૂપ)! હે ત્રિણાચિકેત (જેણે ત્રણ વાર નાચિકેત અગ્નિને એકઠો કર્યો છે તે)! હે ષડંગનિધાન ( છ અંગ સહિત વેદસ્વરૂપ)! હે પ્રાગ્જ્યોતિષ (તે નામના સામરૂપ)! હે જ્યેષ્ઠ સામગ ( એ નામના સામથી ગાન કરવા યોગ્ય )! હે સામિક વ્રતધર ( સામવેદીઓના વ્રતને ધારણ કરનાર )! હે અથર્વશિરા ( અથર્વશિરસ્ નામના ઉપનિષદરૂપ)! હે પંચમહાકલ્પ ( સૌર, શાક્ત, ગાણેશ, શૈવ અને વૈષ્ણવ એ પાંચ સંપ્રદાયોનું શાસ્ત્રોથી પ્રતિપાદન કરવા યોગ્ય )! હે ફેનપાચાર્ય ( તે નામના ઋષિરૂપ)! હે વાલખિલ્ય (૬૦,૦૦૦ વાલખિલ્ય નામના તાપસરૂપ)! હે વૈખાનસ (વાનપ્રસ્થરૂપ)! હે અભગ્નયોગ ( અખંડ યોગરૂપ)! હે અભગ્ન પરિસંખ્યાન ( અખંડ વિચારવાળા )! હે યુગના આદિરૂપ! હે યુગના મધ્યરૂપ! હે યુગના અંતરૂપ! હે આખંડલ (ઇંદ્રરૂપ)! હે પ્રાચીનગર્ભ ( તે નામના મુનિરૂપ )! હે કૌશિક મુનિરૂપ! હે પુરુષ્ટુત (અત્યંત સ્તુતિ કરાયલા)! હે પુરુહૂત (ઇંદ્રરૂપ)! હે વિશ્વના કર્તા! હે વિશ્વસ્વરૂપ! હે અનંત ગતિવાળા! હે અનંત ભોગોવાળા! હે અનંત (અંતરહિત)! હે અનાદિ! હે અમધ્ય! હે વ્યક્તમધ્ય (જેમની મધ્ય સ્થિતિ સ્પષ્ટ છે તે)! હે અવ્યક્તમધ્ય (જેમની મધ્યસ્થિતિ અસ્પષ્ટ છે તે )! હે વ્યક્તનિધન (જેમનો અંત સ્પષ્ટ છે તે)! હે વ્રતના નિવાસસ્થાનરૂપ! હે સમુદ્રમાં નિવાસ કરનારા! હે યશના નિવાસરૂપ! હે તમના નિવાસરૂપ! હે દમના નિવાસરૂપ! હે લક્ષ્મીના નિવાસરૂપ! હે વિદ્યાના નિવાસરૂપ! હે કીર્તિના નિવાસરૂપ! હે શ્રીના નિવાસરૂપ! હે સર્વના નિવાસસ્થાનરૂપ! હે વાસુદેવ! હે સર્વચ્છંદક (સર્વ મનોરથોને આપનાર)! હે હરિહય ( રામાવતારમાં વાનર–હનુમાનનો ઘોડા તરીકે ઉપયોગ કરનાર )! હે હરિમેધ ( અશ્વમેધ યજ્ઞરૂપ)! હે મહાયજ્ઞભાગહર ( યોગરૂપ મહાયજ્ઞમાં જીવને આત્મસ્વરૂપમાં લય કરનાર )! હે વર આપનાર! હે સુખ આપનારા! હે ધન આપનારા! હે હરિમેધ ( વિષ્ણુભક્તિરૂપ)! હે યોગના અંગભૂત યમરૂપ! હે નિયમરૂપ! હે મહાનિયમરૂપ! હે કૃચ્છ્ર નામના તપરૂપ! હે અતિ કૃચ્છ્ર નામના તપરૂપ! હે મહાકૃચ્છ્ર નામના તપરૂપ! હે સર્વકૃચ્છ્ર નામના તપરૂપ! હે નિયમને ધારણ કરનાર! હે નિવૃત્તભ્રમ (ભ્રમરહિત)! હે પ્રવચનગત ( બ્રહ્મચારીસ્વરૂપ)! હે દેવકીપુત્ર! હે વૈદિક ક્રિયાને પ્રવૃત્ત કરનારા! હે જન્મરહિત! હે સર્વની ગતિરૂપ! હે સર્વના દ્રષ્ટા! હે અતર્ક્ય! હે નિર્વિકાર! હે આકાશાદિ સૃષ્ટિરૂપ મહાન વિભૂતિવાળા! હે 'વિરાટસ્વરૂપ! હે પવિત્ર! હે મહાપવિત્ર! હે મંડલબ્રાહ્મણ આદિરૂપ! હે વેદસ્વરૂપ! હે તર્કથી અગમ્ય! હે અવિજ્ઞેય ( રૂપાદિકથી રહિત હોવાને

લીધે જાણવાને અશક્ય)! હે કાર્ય, કારણ તથા મહાકારણના મધ્યમાં શ્રેષ્ઠ કારણરૂપ! હે પ્રજાઓની સૃષ્ટિ કરનાર! હે પ્રજાઓનો નાશ કરનાર! હે મહાન માયાવી! હે ચિત્રશિખંડિન્ (તે નામના મુનિરૂપ)! હે વર આપનાર! હે પુરોડાશનો ભાગ ગ્રહણ કરનાર! હે યજ્ઞને પ્રાપ્ત કરનાર! હે તૃષ્ણાનો નાશ કરનાર! હે સંશયોનો નાશ કરનાર! હે સર્વવ્યાપક! હે નિવૃત્તિરૂપ! હે બ્રાહ્મણરૂપ! હે બ્રાહ્મણો પર પ્રીતિ રાખનાર! હે વિશ્વમૂર્તિ! હે મહામૂર્તિ! હે લોકબંધુ! હે ભક્તવત્સલ! હે બ્રહ્મણ્યદેવ! હું તમારો ભક્ત છું, તમારાં દર્શન કરવાની ઇચ્છા રાખું છું અને મોક્ષસ્વરૂપ આપને વારંવાર નમસ્કાર કરું છું. ૧-૭૯

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમાં 'નારદે કરેલું નારાયણસ્તોત્ર' નામનો અધ્યાય ૩૩૮મો સમાપ્ત

## अध्याय ३३९मो

### નારદને નારાયણનો સાક્ષાત્કાર

॥ भीष्म उवाच ॥

**एवं स्तुतः स भगवान् गुह्यैस्तथ्यैश्च नामभिः ।**
**तं मुनिं दर्शयामास नारदं विश्वरूपधृक् ॥ १ ॥**

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિર રાજા! એ પ્રમાણે ગુહ્ય એવાં સત્ય નામોથી નારદે સ્તુતિ કરી, એટલે વિશ્વસ્વરૂપને ધારણ કરનારા ભગવાન નારાયણે નારદને દર્શન આપ્યાં.[૧] તે સમયે તેમનું સ્વરૂપ ચંદ્ર કરતાં કંઈક અધિક શુદ્ધ અને અધિક વિશેષતાવાળું હતું, તેમનો વર્ણ અગ્નિ સમાન હતો, તેમની આકૃતિ કંઈક નક્ષત્રોના જેવી હતી, તેમનું શરીર પોપટનાં પીછાં જેવું કંઈક લીલુ હતું, વળી કંઈક અંશે સ્ફટિકમણિના જેવા પણ તે દેખાતા હતા, મુખ્યત્વે કરીને શ્યામ વર્ણના કાજળના ઢગ જેવા તે શોભતા હતા, છતાં તેમની કાંતિ સુવર્ણના જેવી અથવા કંઈક રૂપાના જેવી પણ જણાતી હતી.[૨-૩] તેમનો વર્ણ પ્રવાલના અંકુર જેવો હોઈને ક્યાંક ક્યાંક શ્વેત પણ હતો; વળી કોઈ સ્થળે સુવર્ણ જેવા, વૈડૂર્યમણિ જેવા, નીલ વૈડૂર્ય જેવા ઇંદ્રનીલ જેવા, મોરની ડોકના જેવા તથા મોતીના હાર જેવા પણ તે દેખાતા હતા.[૪-૫] આ રીતે અનેક પ્રકારનું રંગબેરંગી સ્વરૂપ ધારણ કરનારા સનાતન દેવ શ્રીમાન હરિ નારદ સંમુખ જ્યારે પ્રકટ થયા, ત્યારે તેમને હજારો નેત્રો હતાં, સેંકડો મસ્તકો હતાં, હજારો ચરણ હતા, હજારો ઉદરો અને હજારો બાહુઓ હતા; છતાં કોઈ અંગમાં તેમનું સ્વરૂપ અવ્યક્ત (ઇંદ્રિયોથી અગ્રાહ્ય) પણ હતું. તે સમયે જિતેંદ્રિય ભગવાન નારાયણ પોતાના એક મુખથી ૐકારના ઉચ્ચારપૂર્વક ગાયત્રીનો જપ કરી રહ્યા હતા અને બીજાં મુખોથી ચારે વેદોનો સ્વાધ્યાય કરી રહ્યા હતા; ઉપરાંત આરણ્યક મંત્રપાઠનું ગાન કરી રહ્યા હતા.[૬-૮] વળી દેવોના ઈશ્વર અને યજ્ઞના પતિ તે ભગવાને પોતાના જુદા જુદા હાથમાં વહ્નિ, કમંડલુ, ઉજ્જ્વળ મણિઓ, પાદુકાઓ, દર્ભ, મૃગચર્મ, દંડ અને જાજ્વલ્યમાન અગ્નિ ધારણ કર્યો હતો. તે પછી મનમાં પ્રસન્ન થયેલા બ્રાહ્મણશ્રેષ્ઠ નારદે પ્રસન્નમૂર્તિ તે પરમેશ્વરને જોઈને વાણીના સંયમપૂર્વક નમીને વંદન કર્યું; એટલે અવિનાશી તે આદિદેવે મસ્તક નમાવીને ઊભેલા તે નારદને આ પ્રમાણે કહ્યું.[૯-૧૧]

શ્રીભગવાન બોલ્યા : પૂર્વે એકત, દ્વિત અને ત્રિત નામના ત્રણ મહર્ષિઓ મારું દર્શન કરવાની ઇચ્છાથી આ પ્રદેશમાં આવ્યા હતા;[૧૨] પરંતુ તેઓને મારાં દર્શન થયાં નહિ; કેમ કે મારા અનન્ય ભક્ત વિના બીજા કોઈને મારાં દર્શન થતાં નથી. હે ઉત્તમ નારદ! તું મારો એકાંતિક ભક્ત છે. (તેથી તું મારાં દર્શન કરી શકયો છે.)[૧૩] હે બ્રાહ્મણ! ધર્મને ઘેર મારાં જે શ્રેષ્ઠ શરીરો (નર, નારાયણ, હરિ અને કૃષ્ણરૂપે) ઉત્પન્ન થયાં છે, તેઓ અત્યંત શ્રેષ્ઠ છે; માટે જા, અહીં જેમ આવ્યો હતો તેમ તું પાછો જા અને તેઓનું સેવન કરી તારું કાર્ય સિદ્ધ કર.[૧૪] હે વિપ્ર! તારી જે ઇચ્છા હોય તેના સંબંધમાં મારી પાસેથી તું વર માગી લે; કેમ કે વિશ્વમૂર્તિ અને વિકારોરહિત એવો હું આજે તારા પર પ્રસન્ન થયો છું.[૧૫]

નારદે કહ્યું : હે ભગવન્! આજે આપનાં મને દર્શન થયાં તેથી હે દેવ! મારા તપનું, [illegible] તથા નિયમનું મને તત્કાળ ફળ મળી [illegible] ભગવન્! જગતના દ્રષ્ટા, સિંહસ્વરૂ[illegible] સર્વમૂર્તિ આપ મહાપ્રભુનાં [illegible] એજ મને મોટો વર મળી ચૂક્યો છે.

દર્શન વિના બીજો મહાન વર છે જ નહિ.)[૧૭]

ભીષ્મે કહ્યું : એ પ્રમાણે પરમ સ્વરૂપમાં સ્થિતિ કરનારા નારદને પોતાનાં પ્રત્યક્ષ દર્શન કરાવીને ભગવાન પુનઃ તેને આ પ્રમાણે કહેવા લાગ્યા : હે નારદ! હવે વિલંબ કર્યા વિના તું અહીંથી ચાલવા માંડ;[૧૮] કેમ કે ઇંદ્રિયોના વિષયભોગનો ત્યાગ કરનારા અને ચંદ્ર સમાન તેજસ્વી આ મારા ભક્તો એકાગ્ર થઈને મારું ચિંતન કર્યા કરે છે, માટે તેઓને વિઘ્ન થવું ન જોઈએ.[૧૯] આ સર્વ પુરુષો પ્રથમ મહાભાગ્યશાળી હોઈને મારા એકાંતિક ભક્તો હતા અને હવે રજોગુણ તથા તમોગુણથી મુક્ત થઈને અને સિદ્ધ થઈને મારા સ્વરૂપમાં તેઓ પ્રવેશ કરશે, એમાં કંઈ સંશય નથી.[૨૦] મારું સ્વરૂપ જે સર્વ જગતનો આત્મા કહેવાય છે, જેનું દર્શન ચક્ષુ-ઇંદ્રિયથી થઈ શકતું નથી, જેનો સ્પર્શ ત્વચા-ઇંદ્રિયથી થઈ શકતો નથી, જેનો ગંધ ઘ્રાણેંદ્રિયથી લઈ શકાતો નથી, જેનો આસ્વાદ રસનેંદ્રિયથી ગ્રહણ થઈ શકતો નથી, જેનામાં સત્ત્વ, રજ તથા તમ એ ત્રણે ગુણોની કંઈ અસર થતી નથી, જે સર્વત્ર વ્યાપક છે અને સર્વનું સાક્ષી છે, તે જ આત્મસ્વરૂપમાં મારા ભક્તો પ્રવેશ કરે છે.[૨૧,૨૨] જગતમાં શ્રેષ્ઠ ગણાતા બ્રાહ્મણો જેમાં પ્રવેશ કરીને સંસારના બંધનથી મુક્ત થાય છે, તેને જ વાસુદેવ જાણવો અને તેને જ સનાતન પરમાત્મા જાણવો.[૨૩] મહાપ્રલયના સમયે પ્રાણીમાત્રનાં શરીરોનો વિનાશ થઈ જાય છે; તોપણ જેનો નાશ નથી, જેને અજન્મા, નિત્ય, સનાતન, નિર્ગુણ અને નિષ્કલ કહેવામાં આવે છે અને જે ચોવીસ તત્ત્વોથી પર રહેલા પચીસમા તત્ત્વ તરીકે પ્રસિદ્ધ છે, તેને જ નિષ્ક્રિય પુરુષ કહેવામાં આવે છે અને તેનાં દર્શન કેવળ જ્ઞાન દ્વારા જ થઈ શકે છે.[૨૪,૨૫] હે નારદ! તે આત્મદેવનું માહાત્મ્ય અને મહિમા કેવો છે, તે તો તું જો! શુભ–અશુભ કર્મોનો તેને કદી લેપ જ લાગતો નથી.[૨૬] વિદ્વાનો કહે છે કે, સત્ત્વ, રજ અને તમ એ ત્રણે ગુણો પ્રાણીમાત્રના શરીરમાં રહે છે, એટલું જ નહિ પરંતુ તેઓ શરીરના પ્રત્યેક અવયવોમાં સંચાર કર્યા કરે છે અને ક્ષેત્રજ્ઞ તે ત્રણે ગુણોનો ઉપભોગ કરે છે, છતાં ત્રણે ગુણો તેનો ઉપભોગ કરી શકતા નથી. તાત્પર્ય કે, આત્મા ગુણોનો ભોક્તા છે છતાં નિર્ગુણ છે અને ગુણોનો સ્રષ્ટા છે, છતાં પોતાને ગુણોનો સ્પર્શ સુદ્ધાં થવા દેતો નથી.[૨૭,૨૮] હે દેવર્ષિ! સૃષ્ટિનો જ્યારે પ્રલય થાય છે, ત્યારે જગતના આધારભૂત આ પૃથ્વી જળમાં લય પામી જાય છે, જળનો તેજમાં લય થઈ જાય છે, તેજનો વાયુમાં લય થઈ જાય છે, વાયુનો આકાશમાં લય થઈ જાય છે, આકાશનો મનમાં લય થઈ જાય છે, પરમ ભૂત મનનો અવ્યક્ત પ્રકૃતિમાં લય થઈ જાય છે અને હે બ્રહ્મન્! તે અવ્યક્તનો નિષ્ક્રિય પુરુષમાં લય થઈ જાય છે. એ સનાતન પુરુષથી પર રહેલું અથવા તેના કરતાં શ્રેષ્ઠ એવું બીજું કોઈ પણ તત્ત્વ છે જ નહિ.[૨૯–૩૧] ખરેખર, સનાતન પુરુષ વાસુદેવ વિના બીજું એક પણ સ્થાવરજંગમ માંહેનું ભૂત (તત્ત્વ) આ જગતમાં નથી, જે નિત્ય–અવિનાશી અથવા નિત્યસિદ્ધ હોય![૩૨] સારાંશ કે, મહાબળવાન ભગવાન વાસુદેવ પ્રાણીમાત્રના આત્મારૂપ છે (અને નિત્ય છે). પૃથ્વી, વાયુ, આકાશ, જળ અને તેજ એ પાંચ મહાભૂતોનો જે એકત્ર સમુદાય તેને જ શરીર કહેવામાં આવે છે અને હે બ્રહ્મન્! તે શરીરમાં જે પ્રવેશ કરે છે, તે જ અદૃશ્ય રહીને સત્વર ચેષ્ટાઓ કરાવનારા પ્રભુ વાસુદેવ કહેવાય છે; તેમ જ ભગવાન વાસુદેવ શરીરને ચેષ્ટાવાળું કરે છે ત્યારે અમુક પ્રાણી ઉત્પન્ન થયું એમ કહેવાય છે. હે બ્રહ્મન્! પૃથ્વી આદિ ધાતુના એકત્ર સંઘાત વિના શરીર કદી હોઈ શકે જ નહિ અને શરીરમાં જો જીવ ન હોય, તો વાયુઓ કદી ચેષ્ટા કરી શકે નહિ; માટે એ જીવને પ્રભુ સંકર્ષણ (જગતનો ધારક) અથવા શેષ કહેવામાં આવે છે.[૩૩–૩૬] એ જીવ ધ્યાન, પૂજન આદિ પોતાનાં કર્મ વડે સનત્કુમાર(જીવન્મુક્ત)પણું પ્રાપ્ત કરી શકે છે.

હવે, પ્રાણીમાત્રનો જેમાં પ્રલય થાય છે અને પ્રાણીમાત્રનો જેથી ઉદય થાય છે, તે–પ્રાણીમાત્રના મનને જ પ્રદ્યુમ્ન કહેવામાં આવે છે. આ પ્રદ્યુમ્ન પૂર્વોક્ત સંકર્ષણથી ઉત્પન્ન થાય છે અને તે જ કર્તા, કારણ તથા કાર્યરૂપ છે. વળી આ પ્રદ્યુમ્નથી સ્થાવરજંગમ સર્વ જગત ઉત્પન્ન થાય છે અને પ્રત્યેક કર્મોમાં અદૃશ્યરૂપે રહેનારા તે પ્રદ્યુમ્નને જ (મનને જ) અનિરુદ્ધ (અહંકાર)

લીધે જાણવાને અશક્ય)! હે કાર્ય, કારણ તથા મહાકારણના મધ્યમાં શ્રેષ્ઠ કારણરૂપ! હે પ્રજાઓની સૃષ્ટિ કરનાર! હે પ્રજાઓનો નાશ કરનાર! હે મહાન માયાવી! હે ચિત્રશિખંડિન્ (તે નામના મુનિરૂપ)! હે વર આપનાર! હે પુરોડાશનો ભાગ ગ્રહણ કરનાર! હે યજ્ઞને પ્રાપ્ત કરનાર! હે તૃષ્ણાનો નાશ કરનાર! હે સંશયોનો નાશ કરનાર! હે સર્વ-વ્યાપક! હે નિવૃત્તિરૂપ! હે બ્રાહ્મણરૂપ! હે બ્રાહ્મણો પર પ્રીતિ રાખનાર! હે વિશ્વમૂર્તિ! હે મહામૂર્તિ! હે લોકબંધુ! હે ભક્તવત્સલ! હે બ્રહ્મણ્યદેવ! હું તમારો ભક્ત છું, તમારાં દર્શન કરવાની ઇચ્છા રાખું છું અને મોક્ષસ્વરૂપ આપને વારંવાર નમસ્કાર કરું છું. ૧–૯૯

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમાં 'નારદે કરેલું નારાયણસ્તોત્ર' નામનો અધ્યાય ૩૩૮મો સમાપ્ત

## अध्याय ३३९मो

### નારદને નારાયણનો સાક્ષાત્કાર

॥ भीष्म उवाच ॥

**एवं स्तुतः स भगवान् गुह्यैस्तथ्यैश्च नामभिः ।**
**तं मुनिं दर्शयामास नारदं विश्वरूपधृक् ॥ १ ॥**

ભીષ્મે કહ્યું: હે યુધિષ્ઠિર રાજા! એ પ્રમાણે ગુહ્ય એવાં સત્ય નામોથી નારદે સ્તુતિ કરી, એટલે વિશ્વસ્વરૂપને ધારણ કરનારા ભગવાન નારાયણે નારદને દર્શન આપ્યાં.[૧] તે સમયે તેમનું સ્વરૂપ ચંદ્ર કરતાં કંઈક અધિક શુદ્ધ અને અધિક વિશેષતાવાળું હતું, તેમનો વર્ણ અગ્નિ સમાન હતો, તેમની આકૃતિ કંઈક નક્ષત્રોના જેવી હતી, તેમનું શરીર પોપટનાં પીછાં જેવું કંઈક લીલું હતું, વળી કંઈક અંશે સ્ફટિકમણિના જેવા પણ તે દેખાતા હતા, મુખ્યત્વે કરીને શ્યામ વર્ણના કાજળના ઢગ જેવા તે શોભતા હતા, છતાં તેમની કાંતિ સુવર્ણના જેવી અથવા કંઈક રૂપાના જેવી પણ જણાતી હતી.[૨-૩] તેમનો વર્ણ પ્રવાલના અંકુર જેવો હોઈને ક્યાંક ક્યાંક શ્વેત પણ હતો; વળી કોઈ સ્થળે સુવર્ણ જેવા, વૈડૂર્યમણિ જેવા, નીલ વૈડૂર્ય જેવા ઇંદ્રનીલ જેવા, મોરની ડોકના જેવા તથા મોતીના હાર જેવા પણ તે દેખાતા હતા.[૪-૫] આ રીતે અનેક પ્રકારનું રંગ-બેરંગી સ્વરૂપ ધારણ કરનારા સનાતન દેવ શ્રીમાન હરિ નારદ સંમુખ જ્યારે પ્રકટ થયા, ત્યારે તેમને હજારો નેત્રો હતાં, સેંકડો મસ્તકો હતાં, હજારો ચરણ હતા, હજારો ઉદરો અને હજારો બાહુઓ હતા; છતાં કોઈ અંગમાં તેમનું સ્વરૂપ અવ્યક્ત (ઇંદ્રિયોથી અગ્રાહ્ય) પણ હતું. તે સમયે જિતેંદ્રિય ભગવાન નારાયણ પોતાના એક મુખથી ૐકારના ઉચ્ચારપૂર્વક ગાયત્રીનો જપ કરી રહ્યા હતા અને બીજાં મુખોથી ચારે વેદોનો સ્વાધ્યાય કરી રહ્યા હતા; ઉપરાંત આરણ્યક મંત્રપાઠનું ગાન કરી રહ્યા હતા.[૬-૮] વળી દેવોના ઈશ્વર અને યજ્ઞના પતિ તે ભગવાને પોતાના જુદા જુદા હાથમાં વહ્નિ, કમંડલુ, ઉજ્જ્વળ મણિઓ, પાદુકાઓ, દર્ભ, મૃગચર્મ, દંડ અને જાજ્વલ્યમાન અગ્નિ ધારણ કર્યો હતો. તે પછી મનમાં પ્રસન્ન થયેલા બ્રાહ્મણશ્રેષ્ઠ નારદે પ્રસન્નમૂર્તિ તે પરમેશ્વરને જોઈને વાણીના સંયમપૂર્વક નમીને વંદન કર્યું; એટલે અવિનાશી તે આદિદેવે મસ્તક નમાવીને ઊભેલા તે નારદને આ પ્રમાણે કહ્યું.[૯–૧૧]

શ્રીભગવાન બોલ્યા: પૂર્વે એકત, દ્વિત અને ત્રિત નામના ત્રણ મહર્ષિઓ મારું દર્શન કરવાની ઇચ્છાથી આ પ્રદેશમાં આવ્યા હતા;[૧૨] પરંતુ તેઓને મારાં દર્શન થયાં નહિ; કેમ કે મારા અનન્ય ભક્ત વિના બીજા કોઈને મારાં દર્શન થતાં નથી. હે ઉત્તમ નારદ! તું મારો એકાંતિક ભક્ત છે. (તેથી તું મારાં દર્શન કરી શક્યો છે.)[૧૩] હે બ્રાહ્મણ! ધર્મને ઘેર મારાં જે શ્રેષ્ઠ શરીરો (નર, નારાયણ, હરિ અને કૃષ્ણરૂપે) ઉત્પન્ન થયાં છે, તેઓ અત્યંત શ્રેષ્ઠ છે; માટે જા, અહીં જેમ આવ્યો હતો તેમ તું પાછો જા અને તેઓનું સેવન કરી તારું કાર્ય સિદ્ધ કર.[૧૪] હે વિપ્ર! તારી જે ઇચ્છા હોય તેના સંબંધમાં મારી પાસેથી તું વર માગી લે; કેમ કે વિશ્વમૂર્તિ અને વિકારોરહિત એવો હું આજે તારા પર પ્રસન્ન થયો છું.[૧૫]

નારદે કહ્યું: હે ભગવન્! આજે આપનાં મને દર્શન થયાં તેથી હે દેવ! મારા તપનું, યમનું તથા નિયમનું મને તત્કાળ ફળ મળી ચૂક્યું છે.[૧૬] હે ભગવન્! જગતના દ્રષ્ટા, સિંહસ્વરૂપ, સનાતન અને સર્વમૂર્તિ આપ મહાપ્રભુનાં મને દર્શન થયાં, એ જ મને મોટો વર મળી ચૂક્યો છે. (કેમ કે આપનાં

દર્શન વિના બીજો મહાન વર છે જ નહિ.)[૧૭]

ભીષ્મે કહ્યું : એ પ્રમાણે પરમ સ્વરૂપમાં સ્થિતિ કરનારા નારદને પોતાનાં પ્રત્યક્ષ દર્શન કરાવીને ભગવાન પુનઃ તેને આ પ્રમાણે કહેવા લાગ્યા : હે નારદ ! હવે વિલંબ કર્યા વિના તું અહીંથી ચાલવા માંડ;[૧૮] કેમ કે ઇંદ્રિયોના વિષયભોગનો ત્યાગ કરનારા અને ચંદ્ર સમાન તેજસ્વી આ મારા ભક્તો એકાગ્ર થઈને મારું ચિંતન કર્યા કરે છે, માટે તેઓને વિઘ્ન થવું ન જોઈએ.[૧૯] આ સર્વ પુરુષો પ્રથમ મહાભાગ્યશાળી હોઈને મારા એકાંતિક ભક્તો હતા અને હવે રજોગુણ તથા તમોગુણથી મુક્ત થઈને અને સિદ્ધ થઈને મારા સ્વરૂપમાં તેઓ પ્રવેશ કરશે, એમાં કંઈ સંશય નથી.[૨૦] મારું સ્વરૂપ જે સર્વ જગતનો આત્મા કહેવાય છે, જેનું દર્શન ચક્ષુઇંદ્રિયથી થઈ શકતું નથી, જેનો સ્પર્શ ત્વચાઇંદ્રિયથી થઈ શકતો નથી, જેનો ગંધ ઘ્રાણેંદ્રિયથી લઈ શકાતો નથી, જેનો આસ્વાદ રસનેંદ્રિયથી ગ્રહણ થઈ શકતો નથી, જેનામાં સત્ત્વ, રજ તથા તમ એ ત્રણે ગુણોની કંઈ અસર થતી નથી, જે સર્વત્ર વ્યાપક છે અને સર્વનું સાક્ષી છે, તે જ આત્મસ્વરૂપમાં મારા ભક્તો પ્રવેશ કરે છે.[૨૧-૨૨] જગતમાં શ્રેષ્ઠ ગણાતા બ્રાહ્મણો જેમાં પ્રવેશ કરીને સંસારના બંધનથી મુક્ત થાય છે, તેને જ વાસુદેવ જાણવો અને તેને જ સનાતન પરમાત્મા જાણવો.[૨૩] મહાપ્રલયના સમયે પ્રાણીમાત્રનાં શરીરોનો વિનાશ થઈ જાય છે; તોપણ જેનો નાશ નથી, જેને અજન્મા, નિત્ય, સનાતન, નિર્ગુણ અને નિષ્કલ કહેવામાં આવે છે અને જે ચોવીસ તત્ત્વોથી પર રહેલા પચીસમા તત્ત્વ તરીકે પ્રસિદ્ધ છે, તેને જ નિષ્ક્રિય પુરુષ કહેવામાં આવે છે અને તેનાં દર્શન કેવળ જ્ઞાન દ્વારા જ થઈ શકે છે.[૨૪-૨૫] હે નારદ ! તે આત્મદેવનું માહાત્મ્ય અને મહિમા કેવો છે, તે તો તું જો ! શુભ–અશુભ કર્મોનો તેને કદી લેપ જ લાગતો નથી.[૨૬] વિદ્વાનો કહે છે કે, સત્ત્વ, રજ અને તમ એ ત્રણે ગુણો પ્રાણીમાત્રના શરીરમાં રહે છે, એટલું જ નહિ પરંતુ તેઓ શરીરના પ્રત્યેક અવયવોમાં સંચાર કર્યા કરે છે અને ક્ષેત્રજ્ઞ તે ત્રણે ગુણોનો ઉપભોગ કરે છે, છતાં ત્રણે ગુણો તેનો ઉપભોગ કરી શકતા નથી. તાત્પર્ય કે, આત્મા ગુણોનો ભોક્તા છે છતાં નિર્ગુણ છે અને ગુણોનો સ્રષ્ટા છે, છતાં પોતાને ગુણોનો સ્પર્શ સુદ્ધાં થવા દેતો નથી.[૨૭-૨૮] હે દેવર્ષિ ! સૃષ્ટિનો જ્યારે પ્રલય થાય છે, ત્યારે જગતના આધારભૂત આ પૃથ્વી જળમાં લય પામી જાય છે, જળનો તેજમાં લય થઈ જાય છે, તેજનો વાયુમાં લય થઈ જાય છે, વાયુનો આકાશમાં લય થઈ જાય છે, આકાશનો મનમાં લય થઈ જાય છે, પરમ ભૂત મનનો અવ્યક્ત પ્રકૃતિમાં લય થઈ જાય છે અને હે બ્રહ્મન્ ! તે અવ્યક્તનો નિષ્ક્રિય પુરુષમાં લય થઈ જાય છે. એ સનાતન પુરુષથી પર રહેલું અથવા તેના કરતાં શ્રેષ્ઠ એવું બીજું કોઈ પણ તત્ત્વ છે જ નહિ.[૨૯-૩૧] ખરેખર, સનાતન પુરુષ વાસુદેવ વિના બીજું એક પણ સ્થાવરજંગમ માંહેનું ભૂત (તત્ત્વ) આ જગતમાં નથી, જે નિત્ય–અવિનાશી અથવા નિત્યસિદ્ધ હોય ![૩૨] સારાંશ કે, મહાબળવાન ભગવાન વાસુદેવ પ્રાણીમાત્રના આત્મારૂપ છે (અને નિત્ય છે). પૃથ્વી, વાયુ, આકાશ, જળ અને તેજ એ પાંચ મહાભૂતોનો જે એકત્ર સમુદાય તેને જ શરીર કહેવામાં આવે છે અને હે બ્રહ્મન્ ! તે શરીરમાં જે પ્રવેશ કરે છે, તે જ અદૃશ્ય રહીને સત્વર ચેષ્ટાઓ કરાવનારા પ્રભુ વાસુદેવ કહેવાય છે; તેમ જ ભગવાન વાસુદેવ શરીરને ચેષ્ટાવાળું કરે છે ત્યારે અમુક પ્રાણી ઉત્પન્ન થયું એમ કહેવાય છે. હે બ્રહ્મન્ ! પૃથ્વી આદિ ધાતુના એકત્ર સંઘાત વિના શરીર કદી હોઈ શકે જ નહિ અને શરીરમાં જો જીવ ન હોય, તો વાયુઓ કદી ચેષ્ટા કરી શકે નહિ; માટે એ જીવને પ્રભુ સંકર્ષણ (જગતનો ધારક) અથવા શેષ કહેવામાં આવે છે.[૩૩-૩૬] એ જીવ ધ્યાન, પૂજન આદિ પોતાનાં કર્મ વડે સનત્કુમાર(જીવન્મુક્ત)પણું પ્રાપ્ત કરી શકે છે.

હવે, પ્રાણીમાત્રનો જેમાં પ્રલય થાય છે અને પ્રાણીમાત્રનો જેથી ઉદય થાય છે, તે–પ્રાણીમાત્રના મનને જ પ્રદ્યુમ્ન કહેવામાં આવે છે. આ પ્રદ્યુમ્ન પૂર્વોક્ત સંકર્ષણથી ઉત્પન્ન થાય છે અને તે જ કર્તા, કારણ તથા કાર્યરૂપ છે. વળી આ પ્રદ્યુમ્નથી સ્થાવરજંગમ સર્વ જગત ઉત્પન્ન થાય છે અને પ્રત્યેક કર્મોમાં અદૃશ્યરૂપે રહેનારા તે પ્રદ્યુમ્નને જ (મનને જ) અનિરુદ્ધ (અહંકાર)

અથવા ઈશાન કહેવામાં આવે છે.[૩૭–૩૯] હે* રાજેંદ્ર! ભગવાન વાસુદેવ જે ક્ષેત્રજ્ઞ અને નિર્ગુણાત્મા છે, તે જ પ્રભુ સંકર્ષણ અથવા જીવરૂપ છે, એમ સમજવું.× સંકર્ષણથી ઉત્પન્ન થયેલો પ્રદ્યુમ્ન મનરૂપ કહેવાય છે અને તે પ્રદ્યુમ્નથી ઉત્પન્ન થયેલા અનિરુદ્ધને જ મહાસમર્થ અહંકાર કહેવામાં આવે છે. હે નારદ! વાસ્તવિક દૃષ્ટિએ તો સ્થાવરજંગમ સર્વ જગત કેવળ મારાથીજ ઉત્પન્ન થાય છે; એટલુંજ નહિ પણ અક્ષર (જીવ), ક્ષર (પ્રકૃતિ), મહત્તત્ત્વ, (અહંકાર વગેરે) સત્ (કારણ) તથા અસત્ (કાર્ય) એ સર્વ મારાથી જ ઉત્પન્ન થાય છે.[૪૦–૪૨] મારા ભક્તો મારામાં પ્રવેશ કરીને મુક્ત થાય છે અને પચીસમો નિષ્ક્રિય પુરુષ તે હું પોતેજ છું, એમ સમજવું.[૪૩] હું નિર્ગુણ છું, નિષ્કલ છું, દ્વંદ્વોથી રહિત છું અને પરિગ્રહથી મુક્ત છું, તારે કદી એમ ન જાણવું કે, આ પ્રત્યક્ષ દેખાય છે માટે રૂપવાન હશે–સગુણ હશે;[૪૪] કેમ કે હે નારદ! મારી ઇચ્છા થાય તો હમણાં એક ક્ષણમાંજ મારા આ સગુણ સ્વરૂપનો હું ત્યાગ કરી શકું છું (અને નિર્ગુણ સ્વરૂપ ધારણ કરી શકું છું); કારણ કે હું સર્વ કંઈ કરવા માટે સમર્થ છું અને આખા જગતનો ગુરુ છું. આ સમયે મારા આ સગુણ સ્વરૂપને તું જોઈ રહ્યો છે, તે મેં સરજેલી માયા જ છે.[૪૫] તારે એમ જાણવું યોગ્ય નથી કે, હું સર્વનો પરમાત્મા, ભૂતમાત્રના ગુણોથી યુક્ત છું. (કેમ કે હું નિર્ગુણ છું.) મેં મારી ચાર મૂર્તિઓ(વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ)ના સંબંધમાં તને યથાર્થ રીતે કહ્યું છે.[૪૬] હું પોતેજ જીવરૂપે સારી રીતે જણાયો છું અને મારામાંજ જીવનો અંતર્ભાવ થાય છે; તોપણ તારે એમ ન માનવું કે, મેં જીવને પ્રત્યક્ષ જોયો છે; કેમ કે હે બ્રહ્મન્! હું સર્વત્ર વ્યાપક છું, પ્રાણીમાત્રનો અંતરાત્મા છું અને સર્વ પ્રાણીઓનાં શરીરોનો નાશ થઈ જાય છે, છતાં હું નાશ પામતો નથી.[૪૮] હે મુનિ! અહીં વસનારા આ સર્વ પુરુષો મોટા ભાગ્યશાળી હોઈને સિદ્ધ હતા અને મારા અનન્ય ભક્ત હતા, જેથી હવે તમોગુણ તથા રજોગુણથી મુક્ત થઈને તેઓ મારા સ્વરૂપમાં પ્રવેશ કરશે.[૪૯] જેને હિરણ્યગર્ભ કહેવામાં આવે છે, સર્વ લોકના જે આદિ છે, જેને ચાર મુખો છે અને જેને નિરુક્ત ગ્રંથમાં વર્ણવેલા છે, તે સનાતન દેવ બ્રહ્મા (મારી આજ્ઞાને અધીન થઈને) મારાં અનેક કાર્યોનું ચિંતન કર્યા કરે છે અને તેમની ઉત્પત્તિ મારા લલાટમાંથી થયેલી છે; તેમજ દેવ રુદ્ર મારા ક્રોધમાંથી ઉત્પન્ન થયા છે. આ અગિયારે રુદ્રો મારા જમણા પડખાનો આશ્રય કરી રહ્યા છે અને આ બારે સૂર્યો મારા ડાબા પડખામાં રહેલા છે, તે તું જો. વળી તું મારા આગળના ભાગમાં દૃષ્ટિ કર. ત્યાં દેવોમાં શ્રેષ્ઠ એવા આઠે વસુઓ નિવાસ કરી રહ્યા છે. નાસત્ય તથા દસ્ર નામના બે સ્વર્ગવૈદ્યો મારી પીઠના ભાગમાં રહેલા છે અને સર્વ પ્રજાપતિઓ તથા સપ્તઋષિઓ પણ ત્યાં જ રહેલા છે, તેમજ વેદો, સેંકડો પ્રકારના યજ્ઞો, અમૃત, ઔષધિઓ, તપ, નિયમો, અનેક પ્રકારના યમો અને આઠ પ્રકારનું મૂર્તિમાન ઐશ્વર્ય મારા એકજ અવયવમાં એકીસાથે રહેલ છે. વળી શ્રી, લક્ષ્મી, કીર્તિ, પૃથ્વી, કકુદ્મિની અને વેદોની માતા દેવી સરસ્વતી પણ મારામાં નિવાસ કરી રહી છે, તે તું જો. હે નારદ! જ્યોતિર્ગણોમાં શ્રેષ્ઠ આકાશચારી ધ્રુવ, મેઘ, સમુદ્રો, સરોવરો, નદીઓ અને મૂર્તિમાન એવા ચારે પ્રકારના પિતૃગણો મારામાં રહેલા છે, તેઓને તું જો; એટલુંજ નહિ પણ સત્ત્વ, રજ અને તમ એ ત્રણે ગુણો મૂર્તિરહિત અવસ્થામાં મારે વિષે રહેલા છે, તે પણ તું જોઈ લે. હે મુનિ! તારે લક્ષ્યમાં રાખવું કે, દેવોનાં કાર્ય કરતાં પિતૃઓનું કાર્ય વધારે ઉત્તમ છે અને હું એકજ દેવોનો તથા પિતૃઓનો આદિ પિતા છું. હું હયગ્રીવનું સ્વરૂપ ધારણ કરીને પશ્ચિમ તથા ઉત્તરના મધ્યભાગમાં આવેલા સમુદ્રપ્રદેશમાં નિવાસ કરું છું અને ત્યાં રહ્યો રહ્યો શ્રદ્ધાપૂર્વક આપવામાં આવેલાં હવ્યનું તથા કવ્યનું પ્રાશન કરું છું. સૃષ્ટિના આદિકાળમાં મેં ઉત્પન્ન કરેલા બ્રહ્મદેવે પંડે યજ્ઞસ્વરૂપ એવા મારું યજન કર્યું હતું; જેથી તેના પર પ્રસન્ન થઈને મેં આવા ઉત્તમ

* ભગવાન નારાયણ નારદને ઉપદેશ આપે છે, તેમાં 'રાજેંદ્ર' એવું સંબોધન ક્યાંથી આવ્યું તે કંઈ સમજાતું નથી.

× અર્થાત્ પરમાત્માથી ભિન્ન એવો જીવાત્મા નામનો કોઈ પદાર્થ જ નથી.

વરો તેને આપ્યા હતા: 'હે બ્રહ્મન્! કલ્પના આદિ કાળમાં તું મારા પુત્રરૂપે થઈશ અને સર્વ લોકોનો અધ્યક્ષ થઈશ. તારું પર્યાયનામ 'અહંકાર' એ પ્રમાણે પ્રસિદ્ધ થશે. તેં બાંધેલી મર્યાદાનું જગતનો કોઈ પણ પુરુષ ઉલ્લંઘન કરશે નહિ અને હે તપોધન! દેવો તથા દૈત્યોમાંના જે કોઈને વર મેળવવાની ઇચ્છા હશે તેઓને તું વર આપી શકીશ. વળી હે વ્રતચારી મહાભાગ! ઋષિઓ, પિતૃઓ અને વિધવિધ પ્રકારનાં સર્વ પ્રાણીઓમાં તું ઉપાસના કરવા યોગ્ય થઈ પડીશ.[૫૦–૬૪] હે બ્રહ્મન્! દેવોનું કાર્ય કરવા માટે જ્યારે જ્યારે હું અવતાર લઈશ, ત્યારે પિતા જેમ પુત્રને આજ્ઞા કરે, તેમ તું મને આજ્ઞા કરીશ અને શિક્ષણ આપીશ.'[૬૫]

હે નારદ! આવા આવા બીજા અનેક ઉત્તમ વરો મહાતેજસ્વી બ્રહ્માને મેં આપ્યા હતા અને પછી મનમાં પ્રસન્ન થઈ કેવળ નિવૃત્તિપરાયણ જ હું રહેતો હતો;[૬૬] કારણ કે સર્વ ધર્મોનો ત્યાગ કરવો તેને જ પરમ નિવૃત્તિ કહેવામાં આવે છે. માટે સર્વ અંગોનો ત્યાગ કરીને કેવળ નિવૃત્તિ સ્વીકારીને જ વર્તન કરવું.[૬૭] સાંખ્યશાસ્ત્રનો નિશ્ચય કરનારા આચાર્યો કહે છે કે, વિદ્યાની સહાયવાળા અને સમાધિનિષ્ઠ રહેનારા ભગવાન કપિલ આદિત્યમંડળમાં સ્થિતિ કરનારા મારાસ્વરૂપ જ છે,[૬૮] તેમ જ હે બ્રહ્મન્! વેદમાં જેમની સ્તુતિ કરવામાં આવે છે અને યોગશાસ્ત્રમાં જે પ્રસિદ્ધ થયેલા છે, તે યોગાસક્ત ભગવાન હિરણ્યગર્ભ હું પોતે જ છું.[૬૯] હું જે સનાતન કહેવાઉં છું, તે પ્રત્યક્ષસ્વરૂપ ધારણ કરીને (સૂર્યરૂપે) આકાશમાં રહું છું, પણ એક હજાર યુગ વીત્યા પછી તેનો તે જ હું (ઉગ્ર સ્વરૂપ ધારણ કરીને) જગતનો સંહાર કરીશ.[૭૦] તે સમયે સ્થાવરજંગમ સર્વ પ્રાણીઓને મારામાં લય પમાડી દઈને હું એકલો જ વિદ્યાની સાથે સર્વત્ર વિહાર કરીશ.[૭૧] પછી પણ મારી વિદ્યાના બળથી સર્વ જગતને ઉત્પન્ન કરીશ. આ જગતમાં જે મારી ચોથી મૂર્તિ છે, તે જ અવિનાશી સંકર્ષણને ઉત્પન્ન કરે છે.[૭૨] શાસ્ત્રકારો કહે છે કે, તેનું નામ જ સંકર્ષણ છે, જે પ્રદ્યુમ્નને ઉત્પન્ન કરે છે અને તે પ્રદ્યુમ્નથી હું અનિરુદ્ધરૂપે ઉત્પન્ન થાઉં છું. આ રીતે વારંવાર સૃષ્ટિની ઉત્પત્તિ થયા કરે છે. અનિરુદ્ધની નાભિમાં એક કમળ ઉત્પન્ન થાય છે, તેમાંથી બ્રહ્માની ઉત્પત્તિ થાય છે અને તે બ્રહ્માથી સ્થાવરજંગમ સર્વ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે.[૭૩–૭૪] તારે જાણવું કે, પ્રત્યેક કલ્પના આદિકાળમાં એ પ્રમાણે વારંવાર સૃષ્ટિ થયા કરે છે. જેમ આકાશમાં સૂર્યનો ઉદય તથા અસ્ત થયા કરે છે, તેમ પ્રત્યેક કલ્પના આદિ-અંતમાં સૃષ્ટિની ઉત્પત્તિ અને નાશ થયા કરે છે.[૭૫] જેમ સૂર્યનો અસ્ત થઈ ગયા પછી પણ મહાતેજસ્વી કાળ તેને (સૂર્યને) ગગનમંડળમાં લાવી મૂકે છે, તેમ હું પણ પ્રાણીઓના અનેક સમુદાયોથી ભરપૂર આ સમુદ્ર સુધીની પૃથ્વી પ્રલયકાળના જળમાં જ્યારે ડૂબી જશે, ત્યારે લોકોનું હિત કરવા માટે વરાહનું સ્વરૂપ ધારણ કરીને બળાત્કારે પુનઃ તેને પોતાના સ્થાન ઉપર લાવી મૂકીશ.[૭૬–૭૭] તે સમયે હું બળથી ગર્વિષ્ઠ થયેલા હિરણ્યાક્ષ દૈત્યનો વધ કરીશ અને પછી દેવોનુ કાર્ય કરવા માટે નૃસિંહનું શરીર ધારણ કરી, યજ્ઞનો નાશ કરનારા દિતિપુત્ર હિરણ્યકશિપુનો પણ નાશ કરીશ. તે પછી કેટલોક કાળ જશે, ત્યારે વિરોચનનો બળવાન પુત્ર મહાસુર બલિ જગતમાં ઉત્પન્ન થશે. તેને દેવો, અસુરો કે રાક્ષસો એમાંના કોઈ પણ લોકો મારી શકશે નહિ. વળી તે બલિ ઇંદ્રને પોતાના રાજ્ય ઉપરથી ભ્રષ્ટ કરશે, ત્રણે લોકને સ્વાધીન કરશે અને ઇંદ્ર તેની સામે યુદ્ધ કરવા માટે ટકશે નહિ, ત્યારે હું કશ્યપથી અદિતિના ઉદરે બારમા આદિત્યરૂપે (વામનરૂપે) ઉત્પન્ન થઈશ અને પછી બલિનું રાજ્ય મહાતેજસ્વી ઇંદ્રને પુનઃ અર્પણ કરી દેવતાઓને પોતપોતાનાં સ્થાનકો ઉપર સ્થાપીશ. હે નારદ! તે સમયે સર્વ દેવતાઓને અવધ્ય થઈ પડેલા દાનવરાજ બલિને પાતાળના તળિયામાં હુ ચાંપી દઈશ.[૭૮–૮૩] પછી જ્યારે ત્રેતાયુગનો સમય આવશે, ત્યારે ભૃગુના કુળમાં પરશુરામસ્વરૂપે ઉત્પન્ન થઈને બળ તથા વાહનોના સમુદાયથી ઉચ્છૃંખલ બની ગયેલા ક્ષત્રિયોનો હું સંહાર કરીશ.[૮૪] તે પછી ત્રેતા અને દ્વાપરયુગનો સંધિકાળ જ્યારે પ્રાપ્ત થશે, ત્યારે હું દશરથનો પુત્ર જગત્પતિ રામચંદ્ર થઈશ અને પ્રજાપતિના પુત્ર ઋષિ એકત તથા દ્વિત પોતાના ભાઈ ત્રિતનો વધ કરવારૂપ પાપકૃત્યને લીધે વાનરરૂપે ઉત્પન્ન થશે.[૮૫–૮૬] હે બ્રાહ્મણ!

તેઓ બન્નેના વંશમાં જે વાનરો ઉત્પન્ન થશે તેઓ મહાબળવાન, મોટા વીર્યવાળા અને ઇંદ્ર તુલ્ય પરાક્રમી થશે; એટલું જ નહિ પણ દેવોનું કાર્ય કરતી વેળા તેઓ મને સહાય કરનારા થઈ પડશે, પછી તે સમયે પુલસ્ત્યના કુળમાં કલંકરૂપ રાવણ નામનો ઘોર રાક્ષસરાજા ઉત્પન્ન થશે, જેને લોકમાં કંટકરૂપ જાણીને પરિવાર સહિત હું હણીશ. પછી દ્વાપર અને કલિયુગના છેલ્લા સંધિકાળમાં, કંસ રાજાનો વધ કરવા માટે મથુરા નગરીમાં હું પ્રકટ થઈશ. ત્યાં દેવોને કંટકરૂપ અનેક દાનવોનો સંહાર કરીને 'કુશસ્થલી' એવા બીજા નામવાળી દ્વારકા નગરીમાં હું નિવાસ કરીશ. વળી તે નગરીમાં જ્યારે નિવાસ કરીશ, ત્યારે પણ અદિતિનું અપ્રિય કરનારા નરકાસુરનો, ભૌમાસુરનો, મુરનો તથા પીઠ દાનવનો હું વધ કરીશ; તેમ જ એક ઉત્તમ દાનવનો વધ કરીને, અનેક પ્રકારના ધનથી ભરપૂર અને સુંદર તેના પ્રાગ્જ્યોતિષ નામના નગરને હું દ્વારકામાં લાવીશ. પછી તે બાણાસુરનું પ્રિય કરનારા અને તેના હિતૈષી દેવ મહેશ્વર તથા કાર્તિકસ્વામી કે જેઓ લોકમાં નમસ્કારપાત્ર ગણાય છે, તેઓ બન્નેનો હું પરાજય કરીશ અને હજાર હાથવાળા બલિના પુત્ર બાણાસુરને જીતીને સૌભનગરમાં વસનારા સર્વ દાનવોનો વિનાશ કરીશ. હે ઉત્તમ બ્રાહ્મણ! તે સમયે ગર્ગાચાર્યના તેજથી વૃદ્ધિ પામેલો કાલયવન નામનો એક વિખ્યાત મ્લેચ્છ રાજા ઉત્પન્ન થશે, તેનો નાશ પણ મારે હાથે જ થશે. વળી ગિરિવ્રજમાં જરાસંધ નામનો બળવાન અસુર રાજા ઉત્પન્ન થશે. તે રાજા સર્વ રાજાઓ સાથે વિરોધ કરશે અને સમૃદ્ધિવાન થશે; પરંતુ તેનો પણ મારી બુદ્ધિના પ્રભાવથી જ વધ થશે.૮૭-૯૭ પછી ધર્મપુત્ર રાજા યુધિષ્ઠિર જ્યારે યજ્ઞ કરશે અને તેના યજ્ઞમાં આખી પૃથ્વીના બળવાન રાજાઓ જ્યારે આવ્યા હશે, ત્યારે શિશુપાલ મારું અપમાન કરશે, જેથી સભા વચ્ચે તેનો હું વધ કરીશ.૯૮ મારા તે સમયના અવતારમાં ઇંદ્રનો પુત્ર અર્જુન એકલો જ મને સહાય કરનારો થશે અને રાજા યુધિષ્ઠિરને તેના ભાઈઓની સાથે પોતાના રાજ્યાસન ઉપર હું સ્થાપિત કરીશ.૯૯ તે સમયે લોકો કહેશે કે, જગતના ઈશ્વર ઋષિ નરનારાયણ લોકોનું કાર્ય કરવા માટે શ્રીકૃષ્ણ તથા અર્જુનરૂપે પૃથ્વી પર અવતર્યા છે અને દુષ્ટ ક્ષત્રિયોનો નાશ કરવા માટે તૈયાર થયા છે.૧૦૦ હે ઉત્તમ નારદ! એ પ્રમાણે પૃથ્વીનો ભાર ઉતાર્યા પછી આત્મજ્ઞાન તરફ લક્ષ્ય કરીને સર્વ યાદવોનો તથા દ્વારકાનો હું ઘોર સંહાર કરીશ. આ રીતે મારાં કર્મો અનંત છે અને હું વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન તથા અનિરુદ્ધ એ ચાર મૂર્તિઓને ધારણ કરું છું.૧૦૧-૧૦૨ પૃથ્વીનો ભાર ઉતાર્યા પછી હું મારા તે જ લોકમાં પાછો જઈશ કે જે લોકનો મોટા મોટા બ્રહ્મવાદીઓ સત્કાર કરે છે. હે ઉત્તમ બ્રાહ્મણ! હંસ, કૂર્મ, મત્સ્ય, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ, કૃષ્ણ અને કલ્કિ આ મારા દશ અવતારો મુખ્ય છે.૧૦૩-૧૦૪ જે સમયે વૈદિકી શ્રુતિનો નાશ થઈ ગયો હતો, તે સમયે હું પોતે જ તેને પાછી લાવ્યો હતો અને પૂર્વે સત્યયુગમાં મેં પોતે જ વેદોની તથા શ્રુતિઓની રચના કરેલી છે.૧૦૫ જગતમાં મારા અનેક ઉત્તમ અવતારો થઈ ગયા છે, જેઓનું વર્ણન પુરાણોમાં તથા ધર્મશાસ્ત્રોમાં સાંભળવામાં આવે છે.૧૦૬ મારા અવતારો જગતનાં અનેક કાર્યો કરીને પુનઃ પોતાના મૂળ સ્વરૂપને પામેલા છે અને મારા આ સ્વરૂપનું તને જે દર્શન થયું છે, તે દર્શન બ્રહ્મદેવને પણ હજી સુધી પ્રાપ્ત થયું નથી.૧૦૭ તું મારો એકાંતિક ભક્ત છે—મારું એકલાનું જ શરણ લેવાનો તેં નિશ્ચય કર્યો છે; જેથી મારા દર્શનને તું પામી શક્યો છે. અને હે બ્રહ્મન્! તને મારા પર ભક્તિ છે, તેથી મેં આ સર્વ જ્ઞાન તને કહ્યું છે કે, જેમાં પુરાણવિજ્ઞાનનો, ભવિષ્યકાળના વૃત્તાંતનો તથા રહસ્યવિષયનો સમાવેશ કરવામાં આવ્યો છે.

ભીષ્મે કહ્યું : વિરાટ મૂર્તિને ધારણ કરનારા અવિનાશી ભગવાન નારાયણદેવ નારદને એ પ્રમાણે ઉપદેશ આપીને તે જ સ્થળે અંતર્ધાન થઈ ગયા. મહાતેજસ્વી નારદ પણ ભગવાનના ઇષ્ટ અનુગ્રહને પ્રાપ્ત કરી નર-નારાયણનાં દર્શન કરવા માટે બદરિકાશ્રમમાં આવી પહોંચ્યા. હે તાત! નારાયણે ઉપદેશેલી મહાન ઉપનિષદ કે જેમાં ચારે વેદોનો, સાંખ્યનો તથા યોગનો સમાવેશ કરવામાં આવ્યો હતો અને જેનું બીજું નામ 'પંચરાત્રશાસ્ત્ર' એ

પ્રમાણે પ્રસિદ્ધ છે. તેને નારદે જે રીતે જોયું અને સાંભળ્યું હતું, તે જ રીતે બ્રહ્મલોકમાં સર્વને કહી સંભળાવ્યું.

યુધિષ્ઠિરે પૂછ્યું : બુદ્ધિમાન નારાયણનું માહાત્મ્ય ખરેખર આશ્ચર્યજનક છે; શું બ્રહ્મદેવ પોતે પણ તેને જાણતા ન હતા કે નારદ પાસેથી તેનું શ્રવણ કરવાની તેમને ફરજ પડી? હું ધારું છું કે, ભગવાન પિતામહ, નારાયણદેવ પછી તુરત જ ઉત્પન્ન થયા છે, જેથી મહાતેજસ્વી તે નારાયણના પ્રભાવને તે પોતે (બ્રહ્મદેવ) કેમ ન જાણી શકે?

ભીષ્મે કહ્યું : હે રાજેંદ્ર! સૃષ્ટિના આદિકાળથી આરંભીને હજારો અને સેંકડો મહાકલ્પો વીતી ગયા છે અને તેમાં અનેક સર્ગો તથા અનેક પ્રલયો પસાર થઈ ગયા છે; પરંતુ પ્રજાઓને ઉત્પન્ન કરનારા પ્રભુ બ્રહ્મદેવ તે સર્વના આદિ કહેવાય છે, અર્થાત્ હજારો અને સેંકડો મહાકલ્પોની પહેલાં પ્રભુ બ્રહ્મદેવ તો હતા જ;[૧૦૮–૧૧૬] જેથી હે રાજા! પ્રભુ બ્રહ્મદેવ તો દેવ નારાયણના માહાત્મ્યને સર્વના કરતાં અધિક રીતે જાણે છે, એટલું જ નહિ પરંતુ પરમાત્માના સ્વરૂપને તથા પોતાની ઉત્પત્તિને પણ તે સારી રીતે જાણે છે;[૧૧૭] માટે બ્રહ્મલોકમાં બીજા સિદ્ધ પુરુષો આવ્યા હતા, તેઓને જ નારદે વેદ તુલ્ય એ પ્રાચીન ઉપનિષદ (પંચરાત્રશાસ્ત્ર) કહી સંભળાવી હતી. (બ્રહ્મદેવને પોતાને કહી સંભળાવી ન હતી.)[૧૧૮] હે રાજન્! તે શુદ્ધાત્મા સિદ્ધ પુરુષો પાસેથી સૂર્યનારાયણે તે ઉપનિષદના જ્ઞાનનું શ્રવણ કર્યું હતું અને સૂર્યે પોતાના અનુયાયી ઋષિઓને તે જ્ઞાનનો ઉપદેશ આપ્યો હતો.[૧૧૯] જેઓએ સૂર્ય પાસેથી તે જ્ઞાન સંપાદન કર્યું છે, તે શુદ્ધાત્મા ઋષિઓ લગભગ છાસઠ હજાર જેટલા છે અને સૂર્યની પાછળ ચાલનારા તે સર્વ ઋષિઓને, જગતને તપાવનારા સૂર્યના લોકમાંથી ઉત્પન્ન કરવામાં આવ્યા છે.[૧૨૦] ભગવાન સૂર્યે પવિત્ર અંતઃકરણવાળા તે સર્વ ઋષિઓને પંચરાત્ર ઉપનિષદનો ઉપદેશ આપ્યો, તે પછી હે તાત! સૂર્યના અનુયાયી તે મહાત્મા ઋષિઓએ મેરુપર્વત ઉપર એકત્ર થયેલા દેવોને તે ઉત્તમ જ્ઞાન કહી સંભળાવ્યું હતું. પછી તે દેવો પાસેથી અસિત નામના બ્રાહ્મણે તેનું શ્રવણ કર્યું[૧૨૧-૧૨૨] અને હે રાજેંદ્ર! મહામુનિ અસિતે પિતૃઓને તેનું શ્રવણ કરાવ્યું અને હે તાત! મારા પિતા શાંતનુ પાસેથી શ્રવણ કરીને મેં તમને કહી સંભળાવ્યું છે. હે ભારત! દેવો કે મુનિઓ એમાંના જે જે પુરુષોએ તે પુરાણ ઉપનિષદનું શ્રવણ કર્યું છે, તેઓ સર્વે પરમાત્માનું પૂજન કરે જ છે. વળી હે રાજા! આ વૈદિક આખ્યાન પરંપરાથી ચાલ્યું આવ્યું છે, માટે જે પુરુષ વાસુદેવનો ભક્ત ન હોય તેને આ આખ્યાન તમારે કહેવું નહિ. હે રાજા! તમે મારી પાસેથી જે સેંકડો આખ્યાનો સાંભળ્યાં છે, તે સર્વનો સાર આ આખ્યાનરૂપે જ બહાર કાઢ્યો છે. જેમ દેવતાઓએ સમુદ્રનું મંથન કરીને તેમાંથી અમૃત બહાર કાઢ્યું હતું, તેમ પ્રાચીનકાળના બ્રાહ્મણોએ શાસ્ત્રરૂપ સમુદ્રનું મંથન કરીને આ કથામૃત બહાર કાઢ્યું છે; માટે જે પુરુષ નિત્ય અનન્યભાવ રાખીને તથા એકાંત પ્રદેશમાં ચિત્તને એકાગ્ર કરીને આ આખ્યાનનું પઠન કરે છે અથવા શ્રવણ કરે છે, તે પુરુષ મહાન એવા શ્વેતદ્વીપને પ્રાપ્ત કરીને ચંદ્રસમાન તેજસ્વી થાય છે અને છેવટે હજારો કિરણોવાળા દેવ નારાયણમાં પ્રવેશ કરે છે, એમાં સંશય નથી. વળી આ કથાનું આદિથી શ્રવણ કરીને રોગી પુરુષ રોગથી મુક્ત થાય છે, જિજ્ઞાસુ પુરુષ પોતાની સર્વ જિજ્ઞાસાઓને પૂર્ણ કરે છે અને ભક્ત પુરુષ ભક્તની ગતિને પામે છે; માટે હે રાજન્! તમારે પણ પુરુષોત્તમ ભગવાનનું નિત્ય પૂજન કરવું.[૧૨૩–૧૩૧] હે મહાબાહુ યુધિષ્ઠિર! સમગ્ર જગતનાં માતાપિતા અને ગુરુરૂપ તથા મહાબુદ્ધિમાન સનાતન ભગવાન જનાર્દન જે બ્રહ્મણ્યદેવ કહેવાય છે, તે તમારા પર નિત્ય પ્રસન્ન રહો. [૧૩૨]

વૈશંપાયન બોલ્યા : હે જનમેજય! આ ઉત્તમ આખ્યાન સાંભળ્યા પછી ધર્મરાજા યુધિષ્ઠિર! અને તેમના ભાઈઓ નારાયણની ભક્તિ કરવામાં તત્પર થયા અને નિત્ય નારાયણનો જપ કર્યા પછી એકે અવાજે તેઓ બોલી ઊઠતા કે, 'તે ભગવાન મહાપુરુષનો જય થાઓ;' તેમ જ આપણા શ્રેષ્ઠ ગુરુ મુનિ કૃષ્ણદ્વૈપાયન (વ્યાસ) નારાયણના નામનો નિત્ય જપ કરતા હતા, તેમ જ પ્રતિદિન આકાશમાર્ગે થઈને અમૃતના સ્થાનરૂપ ક્ષીરસમુદ્ર પાસે આવેલા શ્વેતદ્વીપમાં તે જતા હતા અને ત્યાં

દેવાધિદેવ નારાયણનુ પૂજન કરીને પુનઃ આશ્રમમા આવી પહોચના હતા.

ભીષ્મે કહ્યું હે યુધિષ્ઠિર! નારદે કહેલુ આ સર્વ આખ્યાન મે તમને કહી સાભળાવ્યુ છે એ આખ્યાન પરપરાથી ચાલતું આવેલુ છે અને મારા પિતાએ પૂર્વે મને કહ્યુ છે.

સૂત પુરાણીએ શૌનકને કહ્યુ : હે શૌનક! વૈશપાયને કહેલું એ સર્વ આખ્યાન સાભળીને જનમેજયે પણ ઉત્તમ વિધિપૂર્વક નારાયણનું પૂજન કર્યું હતુ, માટે હે ઉત્તમ બ્રાહ્મણો! તમે બધા જેઓ મહાન તપ કરનારા છો, વ્રતનુ પાલન કરનારા છો, વેદને જાણનારા છો, નૈમિષારણ્યમા વસનારા છો અને શૌનકના મહાયજ્ઞમા આવ્યા છો, તેઓ સર્વ ઉત્તમ પ્રકારના હવનહોમવાળા યજ્ઞો કરીને સનાતન પરમેશ્વરનુ વિધિ પ્રમાણે યજન કરો. પરપરાથી ચાલ્યુ આવેલુ આ આખ્યાન મને મારા પિતાએ પૂર્વે કહ્યું હતું.૧૩૩-૧૩૯

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમા 'નારદને નારાયણનો સાક્ષાત્કાર' નામનો અધ્યાય ૩૩૯મો સમાપ્ત

## અધ્યાય ૩૪૦ મો

### યજ્ઞકર્તા અને યજ્ઞભોક્તા શ્રીનારાયણ પોતે જ છે

॥ शौनक उवाच ॥

**कथं स भगवान् देवो यज्ञेष्वग्रहरः प्रभुः ।**
**यज्ञधारी च सततं वेदवेदांगवित्तथा ॥ १ ॥**

શૌનકે પૂછ્યું : હે સૂત! વેદ તથા વેદના અગોને જાણનારા ભગવાન નારાયણ મહાસમર્થ છે, તોપણ યજ્ઞોમા અગ્રભાગને ગ્રહણ કરનારા યજ્ઞના ભોક્તા અને યજ્ઞના કર્તા તે કેમ થઈ શકે?૧* વળી ક્ષમાગુણને ધારણ કરનારા ભગવાન નારાયણ પ્રભુ નિવૃત્તિધર્મનો સ્વીકાર કરી બેઠા છે, એટલું જ નહિ પણ તે મહાપ્રભુએ જ સર્વ નિવૃત્તિધર્મોની રચના કરી છે, છતા તેમણે દેવતાઓને પ્રવૃત્તિધર્મમા (યજ્ઞમા) ભાગ લેનારા કેમ કર્યા? જો તેમને પ્રવૃત્તિધર્મ જ પ્રિય હતો, તો બુદ્ધિને પ્રવૃત્તિધર્મથી પાછી વાળનારા નિવૃત્તિધર્મો તેમણે શા માટે રચ્યા? આ વિષયમા અમને સંશય થયો છે. તે સશય ઘણા કાળથી ગુપ્ત રહેલો છે, માટે તેનો તમે નાશ કરો. તમે ધર્મથી ભરેલી નારાયણની કથાઓ ઘણી સાભળી છે ૨-૪

સૂતે કહ્યું : હે શ્રેષ્ઠ શૌનક! આ વિષયમા વ્યાસના બુદ્ધિમાન શિષ્ય વૈશંપાયનને જનમેજય રાજાએ પ્રશ્ન કર્યો હતો અને વૈશપાયને તેને જે ઉત્તર આપ્યો હતો, તે જ પ્રાચીન ઉત્તર હું તમને આપું છુ.૫ પ્રાણીમાત્રના પરમાત્મા દેવ નારાયણનુ માહાત્મ્ય સાભળીને મહાબુદ્ધિમાન જનમેજયે વૈશંપાયનને આ પ્રમાણે પૂછ્યુ.૬

જનમેજયે પૂછ્યુ : આપણે જોઈએ છીએ કે, દેવો, અસુરો અને મનુષ્યો સહિત સર્વ લોકો અને બ્રહ્મદેવ સુદ્ધા સર્વ મહાત્માઓ અભ્યુદય માટે કહેલી ક્રિયાઓ કરવામા જ સર્વ પ્રકારે આસક્ત રહે છે ૭ ત્યારે હે બ્રહ્મન્! તમે તો એમ કહ્યુ કે, મોક્ષધર્મ જ ઉત્તમ છે અને ક્રિયાઓથી નિવૃત્ત થવામા જ પરમ સુખ છે (તેનુ કેમ?) વળી અમે સાભળ્યુ છે કે, પુણ્યપાપનો ત્યાગ કરનારા મુક્ત પુરુષો જ હજારો કિરણોવાળા દેવ નારાયણના સ્વરૂપમા પ્રવેશ કરે છે. ખરેખર, મને તો એમ જ લાગે છે કે, સનાતન મોક્ષધર્મનુ આચરણ અત્યત દુઃખ ભરેલુ હોવુ જોઈએ, કેમ કે સર્વ દેવતાઓ પણ જેનો ત્યાગ કરીને હવ્યકવ્યનું પ્રાશન કરનારા થઈ ગયા છે, અરે એટલુ જ નહિ પણ બ્રહ્મા, રુદ્ર, બળ દૈત્યનો નાશ કરનારા પ્રભુ ઇદ્ર, સૂર્ય, ચદ્ર, વાયુ, અગ્નિ, વરુણ, આકાશ, પૃથ્વી અને બીજા દેવતાઓ, (કે જેઓ જગત્તત્ત્વના સબધમા આપણા કરતા અધિક જાણે છે તેઓ પણ), નિવૃત્તિમાર્ગ દ્વારા નિર્માણ થયેલા આત્માના મોક્ષને (કરી) જાણતા નથી અને તેથી જ તેઓ અવિનાશી, અક્ષર તથા નિર્વિકાર એવા મોક્ષમાર્ગ નિવૃત્તિધર્મનો આશ્રય કરતા નથી. (પરતુ સૃષ્ટિનો સંહાર આદિ ક્રિયાઓ કરવામા જ પ્રવૃત્ત રહે છે-પ્રવૃત્તિધર્મનો જ આશ્રય કરે છે)×૮-૧૨ હુ ધારું છુ કે, જેનો ક્રમયોગ

* અર્થાત્ યજ્ઞનો ભોક્તા અને યજ્ઞનો કર્તા એક જ હોય, તે વાત અત્યંત વિરુદ્ધ જણાય છે

× નિવૃત્તિધર્મ ઉપર જનમેજય ત્યા સુધી આક્ષેપ કરવા માગે છે કે, માત્ર લોકોને ઠગવા માટે જ નિવૃત્તિધર્મને ઊભો કરવામા આવ્યો છે, એ વાત નિસંદેહ

ધર્મશાસ્ત્રમાં દર્શાવેલા અમુક કાળ પર્યંત જ પ્રાપ્ત થાય છે, તે પ્રવૃત્તિધર્મનો, જેઓએ આશ્રય કરેલો છે, તે ક્રિયાનિષ્ઠ પુરુષોને, પ્રવૃત્તિમાર્ગમાં મહાન દોષ એ જ જોવામાં આવે છે કે, તે દ્વારા પ્રાપ્ત થયેલો ફળભોગ અમુક પરિમિત કાળ પર્યંત જ ટકી રહે છે, પણ કાયમને માટે રહેતો નથી.[૧૩] હે વિપ્ર! માટે (પ્રવૃત્તિધર્મ શ્રેષ્ઠ કે નિવૃત્તિધર્મ શ્રેષ્ઠ?) આ વિષયનો સંશય મારા હૃદયમાં શલ્યની પેઠે સાલ્યા કરે છે, માટે તે વિષેના ઇતિહાસનું કથન કરીને મારા સંશયને તમે દૂર કરો; કેમ કે તેના સંબંધમાં મને પરમ કુતૂહલ થયું છે.[૧૪] હે બ્રાહ્મણ! યજ્ઞોમાં દેવતાઓને જ યજ્ઞના ભાગ લેનારા શા માટે કહ્યા છે અને હે બ્રહ્મન્! યજ્ઞમાં દેવતાઓનું યજન શા માટે કરવામાં આવે છે?[૧૫] હે ઉત્તમ બ્રાહ્મણ! જેઓ યજ્ઞમાં ભાગને ગ્રહણ કરે છે, તેઓ પોતે જ જ્યારે યજ્ઞ કરે છે, ત્યારે કોને ભાગ આપે છે?[૧૬]

વૈશંપાયને કહ્યું: અહો! હે રાજા! તારો આ પ્રશ્ન અત્યંત ગૂઢ છે. જેણે તપશ્ચર્યા કરી ન હોય, વેદાધ્યયન કર્યું ન હોય અને પુરાણો જાણ્યાં ન હોય, તે પુરુષ તારા આ પ્રશ્નનો ઉત્તર સત્વર આપી શકે નહિ. પૂર્વે મારા ગુરુ વ્યાસને આવા પ્રકારનો જ પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો અને તેમણે જે ઉત્તર આપ્યો હતો, તે જ ઉત્તર હું તને આપું છું.[૧૭-૧૮] પૂર્વે મહર્ષિ કૃષ્ણદ્વૈપાયન વ્યાસ અથવા વેદવ્યાસ, પોતાના શિષ્ય સુમંતુ, જૈમિનિ, દૃઢ વ્રતધારી પૈલ, ચોથો હું અને પાંચમા શુકદેવ આ પાંચે જણાને ચાર વેદોનું તથા પાંચમા વેદરૂપ મહાભારતનું અધ્યયન કરાવતા હતા. તેમના શિષ્ય અમે પાંચે જણા દમગુણને ધારણ કરનારા હતા, શૌચાચારથી યુક્ત હતા અને ક્રોધનો તથા ઇંદ્રિયોનો જય કરનારા હતા. એક સમયે સિદ્ધ અને ચારણોથી સેવાયલા મહાગિરિ મેરુપર્વતના સુંદર પ્રદેશ ઉપર બેસીને અમે પાંચે સહાધ્યાયીઓ વેદાભ્યાસ કરતા હતા. તે વેળા અમને આ જ સંશય ઉત્પન્ન થયો હતો, જે હમણાં તેં મને પૂછ્યો છે. પછી અમે તે સંશયને ગુરુ આગળ નિવેદન કર્યો, ત્યારે તેમણે જે ઉત્તર આપ્યો હતો, તે મેં બરાબર સાંભળ્યો છે, જેથી હે ભારત! હમણાં હું તને કહી સંભળાવું છું.[૧૯-૨૩] અમે શિષ્યોએ ગુરુને પ્રશ્ન પૂછ્યો, ત્યારે તે સાંભળીને સર્વ અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરનારા પરાશરના શ્રીમાન પુત્ર વ્યાસ અમને આ પ્રમાણે કહેવા લાગ્યા:[૨૪] હે અતિ ઉત્તમ શિષ્યો! મેં અત્યંત મોટું અને પરમ દારુણ તપ કર્યું છે, જેથી ભૂત, ભવિષ્ય તથા વર્તમાન એ ત્રણે કાળનું જ્ઞાન મને પ્રાપ્ત થયું છે.[૨૫] મેં એ રીતે તપશ્ચરણ કર્યું તથા ઇંદ્રિયોનો નિગ્રહ કર્યો, ત્યારે દેવ નારાયણ મારા પર પ્રસન્ન થયા હતા અને તેમના પ્રસાદથી જ ક્ષીરસાગરના તટપ્રદેશ ઉપર મને યથેષ્ટ ત્રિકાળજ્ઞાન પ્રાપ્ત થયું છે. હું મારી દૃષ્ટિથી કલ્પના આદિકાળમાં જે કંઈ બન્યું હતું તે સર્વ જોઈ શકું છું, માટે તમારા આ સંશયનો ન્યાયાનુસાર ઉત્તમ ઉત્તર હું આપું છું, તમે સાંભળો. સાંખ્ય અને યોગને જાણનારા પુરુષો જેને પરમાત્મા કહે છે, તે જ પોતાનાં કર્મ વડે 'મહાપુરુષ' સંજ્ઞાને પામે છે. એ મહાપુરુષથી અવ્યક્ત ઉત્પન્ન થયું છે, જેને વિદ્વાનો 'પ્રધાન' કહે છે.[૨૬-૨૯] મહાસમર્થ એ અવ્યક્તથી લોકોને ઉત્પન્ન કરવા માટે વ્યક્ત ઉત્પન્ન થયું, જેને લોકમાં અનિરુદ્ધ અથવા મહાન આત્મા (મહત્તત્ત્વ) કહેવામાં આવે છે.[૩૦] આ મહાન આત્મા દૃશ્યસ્વરૂપે પ્રકટ થયો અને તેણે પિતામહ(બ્રહ્મદેવ)ને ઉત્પન્ન કર્યા. તે પિતામહ સર્વ પ્રકારના તેજથી ભરપૂર છે અને તેમને જ અહંકાર કહેવામાં આવે છે.[૩૧] આ અહંકારથી પૃથ્વી, વાયુ, આકાશ, જળ અને તેજ એ પાંચ મહાભૂતો ઉત્પન્ન થયાં છે.[૩૨] વળી તે મહાભૂતોને ઉત્પન્ન કર્યા પછી અહંકારે તેઓના ગુણોને ઉત્પન્ન કર્યા અને પાંચ મહાભૂતોથી જે મૂર્તિમાન પુરુષો ઉત્પન્ન થયા છે, તેઓનાં નામ હું તમને કહું છું, સાંભળો.[૩૩] મરીચિ, અંગિરા, અત્રિ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, મહાત્મા વસિષ્ઠ અને મનુ સ્વાયંભુવ આ આઠેને મૂળ પ્રકૃતિરૂપ જાણવા અને

છે; કેમ કે એમ ન હોય તો બ્રહ્માદિ દેવતાઓ નિવૃત્તિધર્મને જ શ્રેયસ્કર જાણીને અવશ્ય તેનો આશ્રય કરત અને પરમ સુખ મેળવવામાં લુબ્ધ થઈને સૃષ્ટિની રચના આદિ ક્રિયાઓને તિલાંજલિ જ આપી દેત; માટે જણાય છે કે, નિવૃત્તિધર્મ શ્રેયસ્કર નથી, પણ ઊલટો દુઃખકર છે.

તે પ્રકૃતિઓમાં સર્વે લોકો સ્થિતિ કરી રહ્યા છે, એમ સમજવું. લોકના પિતામહ બ્રહ્મદેવે લોકરચનાની સિદ્ધિ થાય તે માટે વેદો, વેદનાં અંગો, યજ્ઞો તથા યજ્ઞોનાં અંગોથી યુક્ત તે આઠેને ઉત્પન્ન કર્યાં છે અને તે આઠ પ્રકૃતિઓથી આ જગત ઉત્પન્ન થયું છે.[૩૪-૩૬] રોષાત્મા રુદ્ર બ્રહ્માના ક્રોધમાંથી ઉત્પન્ન થયા છે અને તેમણે પોતાના જેવા બીજા દશ રુદ્રોને ઉત્પન્ન કર્યા છે, આ રીતે આ અગિયારે રુદ્રોને વિકારપુરુષ કહેવામાં આવે છે.[૩૭] પછી લોકોની સિદ્ધિને માટે ઉત્પન્ન થયેલા તે રુદ્રો, પૂર્વોક્ત પ્રકૃતિઓ, સર્વે દેવો અને ઋષિઓ બ્રહ્મદેવની પાસે જઈને આ પ્રમાણે કહેવા લાગ્યા:[૩૮] 'હે ભગવન્! આપ સમર્થ દેવે અમને ઉત્પન્ન તો કર્યા, પણ હે પિતામહ! જેણે જે અધિકારમાં વર્તવું જોઈએ, તે અધિકાર હજી અમને સોંપવામાં આવ્યો નથી.[૩૯] આપે અમને જે અધિકાર સોંપવા ધાર્યો હોય, તે અધિકાર કયા પ્રયોજનવાળા વિચારનો છે અને તેનું પાલન કયા પ્રકારના અહંકારથી અમારે કરવું જોઈએ, તે અમને કહો.[૪૦] વળી અમને સોંપવા ધારેલા અધિકારનું પાલન કરવા માટે તમે અમને બળ આપો.' તે દેવતાઓએ એ પ્રમાણે કહ્યું, એટલે મહાદેવ બ્રહ્માએ તેઓને આવું વચન કહ્યું.[૪૧]

બ્રહ્મા બોલ્યા: હે દેવો! મને આ વાત તમે જણાવી તે બહુ સારું કર્યું છે. તમારું કલ્યાણ થાઓ. તમને જે ચિંતા ઉત્પન્ન થઈ છે. તે જ ચિંતા મને પોતાને પણ ઉત્પન્ન થઈ છે.[૪૨] આ સમગ્ર જગતનું રક્ષણ કેવી રીતે કરવું અને તેમ કરવામાં તમારા તથા મારા બળનો નાશ કેવી રીતે ન થાય? (એ વાત મારા લક્ષ્યમાં જ છે.)[૪૩] ચાલો આપણે બધા અહીંથી લોકના સાક્ષીરૂપ અને અવ્યક્તસ્વરૂપ ભગવાન મહાપુરુષને શરણે જઈએ. તે જે કંઈ હિતકારક હશે, તે જ આપણને કહેશે.'[૪૪] બ્રહ્મદેવે એ પ્રમાણે કહ્યું, એટલે તે સર્વ ઋષિઓ અને દેવતાઓ બ્રહ્મદેવને સાથે લઈને લોકોનું હિત કરવાની ઇચ્છાથી ક્ષીરસાગરના ઉત્તરતટ ઉપર ગયા.[૪૫] ત્યાં જઈને તેઓએ બ્રહ્મદેવના કહેવા પ્રમાણે વેદવિધિ પ્રમાણે મહાદારુણ તપ કરવા માંડ્યું કે જે તપ સર્વ પ્રકારની તપશ્ચર્યાઓમાં 'મહાનિયમ' એવા નામથી પ્રસિદ્ધ છે.[૪૬] એ તપશ્ચર્યા કરતી વખતે તેઓએ દૃષ્ટિને ઊર્ધ્વભાગમાં સ્થિર કરી હતી, બાહુઓ ઊંચા રાખ્યા હતા, મન એકાગ્ર કર્યું હતું અને બરાબર સાવધાન થઈ કાષ્ઠની પેઠે એક પગે સ્થિર ઊભા રહ્યા હતા.[૪૭] તે દેવતાઓએ એ પ્રમાણે એક હજાર દિવ્ય વર્ષો પર્યંત મહાદારુણ તપશ્ચર્યા કરી. તે પછી વેદ અને વેદાંગથી શોભી રહેલી આવી મધુર વાણી તેઓના સાંભળવામાં આવી.[૪૮]

શ્રીભગવાન બોલ્યા: હે બ્રહ્માદિ દેવતાઓ અને તપોધન ઋષિઓ! સ્વાગતવચન કહીને હું તમારું આદરાતિથ્ય કરું છું અને તમને સર્વને આ ઉત્તમ વાક્ય સંભળાવું છું કે,[૪૯] 'લોકોનું મહાન હિત કરનારું તમારું કાર્ય મારા જાણવામાં આવ્યું છે. એ કાર્ય પ્રવૃત્તિધર્મથી યુક્ત હોઈને તમારી પ્રાણશક્તિમાં વૃદ્ધિ કરનારું છે, માટે અવશ્ય કરવા યોગ્ય છે.[૫૦] હે દેવો! મારું આરાધન કરવાની ઇચ્છાથી તમે અતિ મહાન તપશ્ચર્યા કરી છે, માટે હે મહાસત્ત્વશાળી દેવતાઓ! તે તપનું ઉત્તમ ફળ તમે ભોગવશો.[૫૧] હે ઉત્તમ દેવતાઓ! તમે અને લોકના પિતામહ તથા લોકના મહાન ગુરુ આ બ્રહ્મા ચિત્તને એકાગ્ર કરી, મારું યજન કરો[૫૨] અને પ્રત્યેક યજ્ઞમાં મારા યજ્ઞભાગોની કલ્પના કરો, જેથી હે ઈશ્વરો! તમારું તમારા અધિકાર પ્રમાણે હું કલ્યાણ કરીશ!'[૫૩]

વૈશંપાયને કહ્યું: *હે જનમેજય! દેવના દેવ* તે મહાપુરુષનું એ વાક્ય સાંભળીને તે સર્વના શરીર ઉપર હર્ષનાં રોમાંચ થઈ ગયાં. પછી બ્રહ્માદિ દેવતાઓએ અને સર્વ મહર્ષિઓએ વેદોક્ત વિધિ પ્રમાણે વિષ્ણુયાગ કરવાનો આરંભ કર્યો. એ યજ્ઞમાં બ્રહ્મદેવે પોતે વિષ્ણુના ભાગની પ્રથમ કલ્પના કરી, તેમ જ દેવો અને દેવર્ષિઓએ પણ પોતપોતાનો ભાગ શ્રીવિષ્ણુદેવને અર્પણ કર્યો અને પછી સત્યયુગના ધર્મવાળા તથા પરમ સત્કારપૂર્વક નિવેદન કરાયેલા તે હવિર્ભાગો અર્પણ કરીને તે સર્વ દેવતાઓ સૂર્ય સમાન વર્ણવાળા, અજ્ઞાનથી પર રહેલા, સર્વત્ર વ્યાપક, સર્વના ઈશ્વર, વરને આપનારા, સર્વના પ્રભુ અને સનાતન દેવ તે મહાપુરુષની સ્તુતિ કરવા લાગ્યા.[૫૪-૫૭] તે પછી વર આપનારા તે મહેશ્વર દેવે નિરાકારસ્વરૂપે આકાશમાં ઊભા

રહીને તે સર્વ દેવોને આ પ્રમાણે કહ્યું.[૫૮] ‘હે દેવો ! જેણે જે ભાગ મને આપ્યો છે, તે ભાગ મને પહોચ્યો છે. હુ તમારા પર પ્રસન્ન થયો છું, માટે આવૃત્તિરૂપ લક્ષણવાળું ફળ હુ તમને અર્પણ કરુ છુ.*[૫૯] હે દેવો ! તમારા ઉપર થયેલી મારી કૃપા થી જે ફળ ઉત્પન્ન થયુ છે, તેનુ લક્ષણ આ જ સમજવુ તમે પોતે જ સપૂર્ણ અને શ્રેષ્ઠ દક્ષિણા વાળા યજ્ઞો કરીને મારુ યજન કર્યું છે, માટે તમે પ્રત્યેક યુગમા પ્રવૃત્તિમાર્ગના ફળભાગી થશો અને હે દેવો ! સર્વ લોકમા જે જે પુરુષો યજ્ઞો કરીને મારુ યજન કરશે, તેઓ સર્વ વેદોક્ત વિધિ પ્રમાણે તમને પણ યજ્ઞભાગ અર્પણ કરશે; કેમ કે આ મહાયજ્ઞમા જે જે દેવતાએ મને જેવો યજ્ઞભાગ અર્પણ કર્યો છે, તે તે દેવતાને તેવો જ યજ્ઞ ભાગ અર્પણ કરવો, એવી મેં પોતે જ વેદસૂત્રમા આજ્ઞા કરેલી છે, માટે જાઓ, યજ્ઞના ભાગરૂપ ફળ ભોગવવા માટે યોગ્ય થઈને તમે લોકોનું રક્ષણ કરો અને પોતપોતાના અધિકાર ઉપર તમને જે રીતે નીમવામા આવ્યા હોય, તે પ્રમાણે વર્તીને જગતના સર્વ હિતકાર્યોનુ તમે ચિંતન કરો. આ જગતમા પ્રવૃત્તિમાર્ગના ફળથી સત્કાર પામેલી જે જે ક્રિયાઓ પ્રચલિત થશે, તે તે વડે તમારા બળમા વૃદ્ધિ થશે અને તેથી લોકોને ધારણ કરવા માટે તમે સમર્થ થશો. માત્ર તમારા પ્રત્યે મારી ભાવના એ જ છે કે, સર્વ પ્રકારના યજ્ઞોમાં મનુષ્યો તમને યજ્ઞભાગ અર્પણ કરીને સતુષ્ટ કરશે અને તે વડે તમારે મને સતુષ્ટ કરવો, કેમ કે એવા ઉદ્દેશથી જ વેદો, યજ્ઞો અને ઔષધિઓની જગતમા ઉત્પત્તિ કરવામા આવી છે.[૬૦-૬૬] વળી વેદો, યજ્ઞો અને ઔષધિઓનો પૃથ્વી ઉપર જો ઉત્તમ પ્રકારે ઉપયોગ કરવામા આવે છે, તો જ દેવતાઓ પ્રસન્ન રહે છે. હે શ્રેષ્ઠ દેવો ! આ ચાલુ કલ્પનો ક્ષય થાય, ત્યા સુધી પ્રવૃત્તિમાર્ગમાં તમે એક ગુણરૂપ થઈ પડશો, એમ ધારીને જ મે તમને ઉત્પન્ન કર્યા છે, માટે હે ઈશ્વરો ! પોતપોતાના અધિકાર પ્રમાણે વર્તીને લોકોના હિત સબધી જ તમે ચિંતન કરો.[૬૭-૬૮] આ મરીચિ, અગિરા, અત્રિ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ અને વસિષ્ઠ એ સાતે ઋષિઓને મેં મારા મનથી ઉત્પન્ન કર્યા છે,[૬૯] માટે તેઓ મુખ્ય વેદવેત્તાઓ થશે, વેદના આચાર્યો ગણાશે, પ્રવૃત્તિધર્મના પ્રવર્તક થશે અને પ્રજાઓને વધારનારા થઈને પ્રજાપતિના અધિકારી થશે.[૭૦] ક્રિયાનિષ્ઠ એવા આ સપ્તર્ષિઓનો માર્ગ (પ્રવૃત્તિમાર્ગ) સનાતન તરીકે જગતમા પ્રકટ થશે અને પ્રજાસર્ગ કરવામાં સમર્થ એવા તે માર્ગને ‘અનિરુદ્ધ’ એ પ્રમાણે લોકો કહેશે.[૭૧] વળી તે જ પ્રમાણે સન, સનત્સુજાત, સનક, સનદન, સનત્કુમાર, કપિલ અને સનાતન આ સાતે ઋષિઓ જેવો બ્રહ્મદેવના માનસપુત્ર કહેવાય છે, તેઓને પોતાની મેળે જ વિજ્ઞાન પ્રાપ્ત થયુ છે અને તેઓએ નિવૃત્તિધર્મનો આશ્રય કર્યો છે.[૭૨-૭૩] તેમ જ એ સાતે ઋષિઓ યોગવેત્તાઓમા મુખ્ય છે, સાખ્યજ્ઞાનમા કુશળ છે, ધર્મશાસ્ત્રના આચાર્ય છે અને મોક્ષધર્મના પ્રવર્તક છે.[૭૪] સૃષ્ટિના આરંભમા જ અવ્યક્ત એવી પ્રકૃતિથી ત્રણે ગુણોવાળો મહાન અહકાર પ્રકટ થયો છે અને તે અહંકારથી તથા પ્રકૃતિથી જે અત્યત પર છે, તેને જ ક્ષેત્રજ્ઞ કહેવામા આવે છે.*[૭૫] આ ક્ષેત્રજ્ઞરૂપ અથવા નિવૃત્તિમાર્ગરૂપ એવો હુ ક્રિયાનિષ્ઠ પુરુષોને અથવા પ્રવૃત્તિધર્મનો સ્વીકાર કરી પુનરાવૃત્તિને પામનારા પુરુષોને ખરેખર દુર્લભ છુ, દુષ્પ્રાપ્ય છુ. વળી જે પ્રાણીને પ્રવૃત્તિરૂપ અથવા નિવૃત્તિરૂપ જે કર્મ કરવા માટે નિર્માણ કરવામા આવ્યુ હોય, તે પ્રાણી તે

* કહેવાનો ભાવ એ છે કે, હુ તમને સ્વર્ગાદિના દિવ્ય સુખ અર્પણ કરુ છુ, પરતુ પ્રવૃત્તિમાર્ગના ફળ રૂપે જન્મમરણની આવૃત્તિ તમારે માટે રહેશે જ, અર્થાત્ તમે અર્પણ કરેલા યજ્ઞભાગના બદલામા તમને મોક્ષ તો નહિ જ મળે, પણ અમુક પરિમિત કાળ પર્યંત સ્વર્ગાદિના દિવ્ય સુખો પ્રાપ્ત થશે અને તે સુખ ભોગવ્યા પછી પુન જન્મમરણના ફેરામા તમારે પડવુ પડશે.

* અહી કહેવાનો ભાવ એ છે કે, અવ્યક્તથી ઉત્પન્ન થયેલો અહકાર સાત્ત્વિક, રાજસ અને તામસ એમ ત્રણ પ્રકારનો છે માટે સૃષ્ટિ પણ ત્રણ પ્રકારની જ છે તેમા જેઓ સાત્ત્વિક ઉપાસક હોય છે, તેઓ ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્યના બળ વડે અહકારની પર રહેલા ક્ષેત્રજ્ઞમા પ્રવેશ કરે છે અને રાજસ ઉપાસકો અહકારથી નીચેની કોટીમા રહેલા શબ્દાદિ વિષયને જ પરમ પુરુષાર્થરૂપે માને છે તથા પ્રવૃત્તિમાર્ગનો સ્વીકાર કરી જન્મમરણને પામ્યા કરે છે.

પ્રકારનું જ કર્મ કરે છે અને તેને તે પ્રમાણે જ ફળ પ્રાપ્ત થાય છે. આ બ્રહ્મદેવ જે લોકોના ગુરુ છે, જગતના આદિકર્તા છે અને પ્રભુ છે, તે જ તમારા માતા, પિતા અને પિતામહરૂપ છે. હું તેમને આજ્ઞા આપું છું, તેથી પ્રાણીમાત્રને તે વર આપનારા થશે.[૭૬-૭૮] આ બ્રહ્મદેવના લલાટમાંથી રુદ્ર નામનો જે પુત્ર ઉત્પન્ન થયો છે, તે મહાસમર્થ થશે અને બ્રહ્મદેવની આજ્ઞામાં રહીને પ્રાણીમાત્રનું રક્ષણ કરશે;[૭૯] માટે હે ઉત્તમ દેવો! તમે હવે પોતપોતાના અધિકાર ઉપર જાઓ અને વિધિ પ્રમાણે લોકોનું હિતચિંતન કરો. ઉપરાંત સર્વ ક્રિયાઓની જગતમાં પ્રવૃત્તિ કરો, વિલંબ કરો મા.[૮૦] પ્રાણીમાત્રને તેઓની ગતિ અને કર્મો તમે પ્રદર્શિત કરો; કેમ કે આયુષ્યનો કાળ કેવળ મર્યાદિત જ હોય છે.[૮૧] જુઓ, લક્ષ્યમાં રાખો કે, હમણાં સત્યયુગનો શ્રેષ્ઠ સમય ચાલી રહ્યો છે, માટે આ યુગમાં યજ્ઞનિમિત્તે કદી પશુહિંસા થવી ન જ જોઈએ.[૮૨] હે દેવતાઓ! આ યુગમાં ચાર ચરણવાળા* ધર્મની સંપૂર્ણ પ્રવૃત્તિ થશે અને પછી ત્રેતાયુગનો આરંભ થશે, ત્યારે ધર્મના ત્રણ ચરણ બાકી રહેશે;[૮૩] કેમ કે એ યુગમાં યજ્ઞનિમિત્તે મંત્રાદિથી પ્રોક્ષણ કરીને પશુઓનો વધ કરવામાં આવશે, જેથી ધર્મના ચોથા ચરણનો નાશ થશે.[૮૪] તે પછી દ્વાપર નામનો મિશ્રકાળ ઉપસ્થિત થશે. તેમાં ધર્મના બે ચરણનો નાશ થઈ જશે.[૮૫] અને પછી કલિયુગની પ્રધાનતાવાળો ચોથો તિષ્ય નામનો કાળ પ્રાપ્ત થશે, તેમાં માત્ર એક ચરણ ઉપર ટકી રહેલો ધર્મ કોઈ કોઈ સ્થળે જ સત્તા ભોગવશે.[૮૬]

સર્વના ગુરુ ભગવાન આદિપુરુષે એ પ્રમાણે કહ્યું, એટલે દેવતાઓ અને દેવર્ષિઓ તેમને કહેવા લાગ્યા કે, 'હે ભગવન્! જે સમયે ધર્મનો એક જ ચરણ બાકી રહેશે અને કોઈ અમુક જ ઠેકાણે તે ગતિ કરશે, તે સમયે અમારે શું કરવું, તે અમને કહો.'

શ્રીભગવાન બોલ્યા: હે ઉત્તમ દેવતાઓ! જે પ્રદેશ ઉપર વેદો, યજ્ઞો, તપ, સત્ય, દમ અને અહિંસા એ સર્વનો ધર્મપૂર્વક પ્રચાર હોય, તે પ્રદેશનું તમારે સેવન કરવું, જેથી તમને અધર્મના ચરણનો સ્પર્શ થશે નહિ.[૮૭-૮૯]

વ્યાસે પોતાના શિષ્યો પ્રતિ કહ્યું: ભગવાન આદિપુરુષે એ પ્રમાણે ઉપદેશ આપ્યો, એટલે દેવો અને ઋષિઓ તેમને નમસ્કાર કરીને પોતપોતાના ઇષ્ટ પ્રદેશ તરફ ચાલ્યા ગયા.[૯૦] એ રીતે દેવો ગયા તે પછી અનિરુદ્ધના શરીરમાં રહેલા ભગવાન આદિપુરુષનાં દર્શનની ઇચ્છાથી બ્રહ્મા એકલા ત્યાં ઊભા રહ્યા. એટલે તે આદિદેવે ઘોડાના જેવા મસ્તકવાળું મહાન સ્વરૂપ પ્રકટ કરીને બ્રહ્માને દર્શન દીધાં. તે વેળા અંગ સહિત વેદોનું તે અધ્યયન કરતા હતા અને કમંડલુ તથા ત્રિદંડને ધારણ કરી રહ્યા હતા. મહાતેજસ્વી દેવ પરમાત્માને હયગ્રીવ સ્વરૂપમાં પોતાની સમક્ષ પ્રકટ થયેલા જોઈ, લોકસ્રષ્ટા પ્રભુ બ્રહ્મા લોકોનું હિત કરવાની ઇચ્છાથી મસ્તક વડે તેમને પ્રણામ કરીને બે હાથ જોડી તેમની આગળ ઊભા રહ્યા; ત્યારે પ્રેમપૂર્વક તેને ભેટી પડીને ભગવાન આદિદેવે તેને આ પ્રમાણે કહ્યું.[૯૧-૯૪]

શ્રીભગવાન બોલ્યા: 'હે બ્રહ્મન્! લોકની સર્વ કાર્યવ્યવસ્થાનો હવે તારે જ વિધિપૂર્વક વિચાર કરવાનો છે. તું પ્રાણીમાત્રનો ધાતા છે-ધારણકર્તા છે, જગતનો પ્રભુ છે અને ગુરુ છે. હું આ સર્વ લોકતંત્રનો ભાર હવે તારા પર રાખી સત્વર નિશ્ચિંત થઈશ અને જ્યારે તારા પર કોઈ અસહ્ય દેવકાર્ય આવી પડશે, ત્યારે આત્મજ્ઞાનનો ઉપદેશ કરવા માટે જગતમાં પ્રકટ થઈશ.' એમ કહીને ભગવાન હયગ્રીવ તે જ સ્થળે અંતર્ધાન થઈ ગયા અને બ્રહ્મદેવ પણ તેમની આજ્ઞા લઈને સત્વર પોતાના લોક તરફ વિદાય થયા.

એ રીતે મહાઐશ્વર્યવાળા સનાતન ભગવાન પદ્મનાભ યજ્ઞમાં ભાગ લઈને યજ્ઞના ભોક્તા છે અને નિત્ય યજ્ઞના ધર્તા અથવા કર્તા પણ છે. તેમણે અક્ષયધર્મનું સેવન કરનારા પુરુષોની ગતિરૂપ નિવૃત્તિધર્મનો જ આશ્રય કર્યો છે, છતાં લોકની વિચિત્રતા ઉત્પન્ન કરીને પ્રવૃત્તિધર્મોની પણ રચના કરી છે.[૯૫-૯૯] તે ભગવાન પ્રજાઓના આદિ, મધ્ય અને અંતરૂપ છે, સર્વના ધાતા (પોષણકર્તા) છે, ધેય(ધારણ કરવા યોગ્ય અથવા પોષણ કરવા યોગ્ય વસ્તુ)રૂપ છે, કર્તા છે અને કાર્ય છે. યુગના

* સત્ય, તપ, દયા અને અહિંસા એ ચારેને ધર્મનાં ચાર ચરણ કહેવામાં આવે છે.

અંતસમયે સર્વ લોકોનો સંહાર કરીને યોગનિદ્રામાં તે શયન કરે છે અને યુગના આરંભસમયે યોગનિદ્રામાંથી જાગ્રત થઈને જગતને ઉત્પન્ન કરે છે; માટે નિર્ગુણ, મહાત્મા, અજન્મા, વિશ્વરૂપ અને સર્વ દેવોના ધામરૂપ તે પરમાત્મદેવને તમે નમસ્કાર કરો.[૧૦૦-૧૦૧] એ ભગવાન મહાભૂતોના અધિપતિ છે, રુદ્રોના પતિ છે, આદિત્યોના પતિ છે, વસુઓના પતિ છે, અશ્વિનીકુમારોના પતિ છે, મરુદ્ગણોના પતિ છે, તે વેદ તથા યજ્ઞના પતિ છે, વેદાંગના પતિ છે, નિત્ય સમુદ્રમાં નિવાસ કરનારા છે, હરિરૂપ છે, મુંજના* જેવા કેશવાળા છે, શાંત સ્વરૂપ છે, પ્રાણીમાત્રને મોક્ષધર્મ કહેનારા છે, તપ અને તેજના પતિ છે, યશના પતિ છે, વાણીના પતિ છે, નદીઓના પતિ છે, જટાજૂટધારી છે, વરાહરૂપને ધારણ કરનારા છે, એક શૃંગને ધારણ કરનાર છે, સૂર્યરૂપ છે, હયગ્રીવસ્વરૂપ છે, ચાર મૂર્તિઓને ધારણ કરનાર છે, ગુહ્યરૂપ છે, જ્ઞાન દ્વારા દર્શન કરવા યોગ્ય છે, અક્ષર છે અને ક્ષર પણ છે; (માટે તેમને નમસ્કાર કરો.) એ અવિનાશી દેવ સર્વત્ર ગતિવાળા હોઈને સર્વત્ર સંચાર કરે છે, એટલું જ નહિ પણ વિજ્ઞાનદૃષ્ટિથી જાણવા યોગ્ય તે આદિપુરુષ પરબ્રહ્મસ્વરૂપ છે. મેં મારી જ્ઞાનદૃષ્ટિ દ્વારા આ સર્વ વાત પ્રથમથી જ જાણી છે અને તમે મને પ્રશ્ન કર્યો, તેથી તે સર્વ વાત યથાર્થ રીતે મેં તમને કહી છે; માટે હે શિષ્યો! મારા આ વચનને તમે માન્ય કરો અને સર્વના ઈશ્વર તે હરિનું નિત્ય સેવન કરો. વેદના મંત્રોથી તેમની સ્તુતિ કરો અને વિધિપૂર્વક તેમની પૂજા કરો.[૧૦૨-૧૦૯]

વૈશંપાયને કહ્યું: હે જનમેજય! બુદ્ધિમાન વેદવ્યાસે અમને એ પ્રમાણે કહ્યું, એટલે અમે તેમના શિષ્યોએ, પરમ ધર્મવેત્તા તેમના પુત્ર શુક દેવે અને અમારા ઉપાધ્યાય વેદવ્યાસે પોતે ચારે વેદોની ઋચાઓ વડે તે ભગવાનની સ્તુતિ કરી.[૧૧૦] હે રાજન્! અમારા ગુરુ દ્વૈપાયને (વ્યાસે) પૂર્વે અમને જે પ્રમાણે કહ્યું હતું, તે પ્રમાણે જ આ સર્વ આખ્યાન તારા પ્રશ્નથી મેં તને કહી સંભળાવ્યુ છે.[૧૧૧-૧૧૨] જે પુરુષ 'भगवते नमः' એમ ઉચ્ચારણપૂર્વક ભગવાનને નમસ્કાર કરી બુદ્ધિની એકાગ્રતાપૂર્વક આ આખ્યાનનું શ્રવણ કરે છે અથવા નિત્ય કીર્તન કરે છે, તે પુરુષ નીરોગી થાય છે, બુદ્ધિમાન થાય છે અને બળ તથા રૂપથી યુક્ત થાય છે; એટલું જ નહિ પણ આ આખ્યાનનું શ્રવણ-કીર્તન કરવાથી રોગાતુર મનુષ્ય રોગથી મુક્ત થાય છે, બંધાયલો મનુષ્ય બંધનથી મુક્ત થાય છે, કામાભિલાષી પુરુષ સર્વ કામનાઓને તથા દીર્ઘ આયુષ્યને પામે છે, બ્રાહ્મણ સર્વજ્ઞ થાય છે, ક્ષત્રિય વિજયી થાય છે, વૈશ્યને પુષ્કળ લાભ મળે છે, શૂદ્રને સુખ મળે છે; પુત્રરહિત મનુષ્યને પુત્ર મળે છે, કન્યાને ઇચ્છિત પતિ મળે છે, પ્રસૂતિસમયે સ્ત્રીને કષ્ટ થતું હોય તો તે કષ્ટથી મુક્ત થાય છે, ગર્ભિણી સ્ત્રી પુત્રને જન્મ આપે છે અને વાંઝણી સ્ત્રીને ગર્ભ રહે છે. સારાંશ કે, આ આખ્યાનનું શ્રવણકીર્તન કરવાથી પુત્ર, પૌત્ર અને સર્વ સમૃદ્ધિઓ પ્રાપ્ત થાય છે.[૧૧૩-૧૧૭] વળી જે પુરુષ મુસાફરી સમયે માર્ગમાં જતાં જતાં આ આખ્યાનનો પાઠ કરે છે, તે પુરુષ ક્ષેમકુશળ રહીને માર્ગને કાપી શકે છે. તાત્પર્ય કે આ આખ્યાનનું શ્રવણ-કીર્તન કરવાથી મનુષ્યને જે જે કામનાઓની ઇચ્છા હોય, તે તે સર્વ અવશ્ય પ્રાપ્ત થાય છે.[૧૧૮] મહર્ષિ વ્યાસ ભગવાનનું આ નિશ્ચિત વચન છે કે, મહાત્મા પુરુષોત્તમ અને દેવતાઓ તથા ઋષિઓના સમાગમનું જેમાં કીર્તન કરવામાં આવ્યુ છે, તે આ આખ્યાનનું શ્રવણ કરીને ભક્ત પુરુષો મહાન સુખને પ્રાપ્ત કરે છે.[૧૧૯]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન-પર્વમાં 'યજ્ઞકર્તા અને યજ્ઞભોક્તા શ્રીનારાયણ પોતે જ છે' નામનો અધ્યાય ૩૪૦ મો સમાપ્ત

# अध्याय ३४१ मो

## ભગવન્નામસ્મરણમાહાત્મ્ય

॥ जनमेजय उवाच ॥

अस्तौषीद्यैरिमं व्यासः सशिष्यो मधुसूदनम्।
नामभिर्विविधैरेषां निरुक्तं भगवन्मम ॥ १ ॥

જનમેજયે પૂછ્યું: હે ભગવન્! વૈશંપાયન! વેદવ્યાસે પોતાના શિષ્યોની સાથે જુદાં જુદાં જે નામો વડે ભગવાન મધુસૂદનની સ્તુતિ કરી હતી, તે નામોનું રહસ્ય તમે મને કહો; કેમ કે પ્રજાપતિના

* તે નામનુ ઘાસ.

પતિ ભગવાન હરિનાં નામો શ્રવણ કરવાથી શરદ ઋતુના ચંદ્રની પેઠે હું નિર્મળ અને પવિત્ર થઈશ.

વૈશંપાયને કહ્યું : હે રાજન્! પ્રભુ હરિએ (શ્રીકૃષ્ણે) ગુણકર્મથી ઉત્પન્ન થયેલાં પોતાનાં નામોનું રહસ્ય પૂર્વે અર્જુનને ચિત્તની પ્રસન્નતાપૂર્વક કહી સંભળાવ્યું હતું, તે જ હું તને કહું છું, સાંભળ. હે રાજા! મહાત્મા કેશવના નામકીર્તન વડે શું ફળ પ્રાપ્ત થાય છે, એ વિષયમાં શત્રુવીરોનો સંહાર કરનારા અર્જુને શ્રીકૃષ્ણને આ પ્રમાણે પૂછ્યું હતું.

અર્જુને પૂછ્યું : હે ભગવન્! હે ભૂતભવિષ્યના ઈશ્વર! હે પ્રાણીમાત્રના સ્રષ્ટા! હે લોકના ધામરૂપ! હે જગતના નાથ! હે લોકોને અભય આપનારા! હે દેવ! વેદમાં તથા પુરાણોમાં મહર્ષિઓએ તમારાં જે જે નામોનું કીર્તન કરેલું છે અને કર્મો વડે તમારાં જે નામો ગુહ્ય છે, તે સર્વનું રહસ્ય તમારી પાસેથી સાંભળવાની મારી ઇચ્છા છે; કેમ કે હે કેશવ! હે પ્રભુ! તમારા વિના બીજો કોઈ પણ પુરુષ તમારાં નામોના રહસ્યનું વર્ણન કરી શકે તેમ નથી.૧-૭

શ્રીભગવાન બોલ્યા : હે અર્જુન! ઋગ્વેદમાં, યજુર્વેદમાં, અથર્વવેદમાં, સામવેદમાં, પુરાણોમાં, ઉપનિષદોમાં, જ્યોતિષશાસ્ત્રમાં સાંખ્યશાસ્ત્રમાં, યોગશાસ્ત્રમાં અને આયુર્વેદશાસ્ત્રમાં મારાં અનેક નામોનું મહર્ષિઓએ કીર્તન કરેલું છે.૮-૯ તેમાં કેટલાંએક નામો ગુણોથી ઉત્પન્ન થયેલાં છે અને કેટલાંએક નામો કર્મોથી ઉત્પન્ન થયાં છે. તેમાં હે નિર્દોષ અર્જુન! કર્મોથી ઉત્પન્ન થયેલાં નામોનું રહસ્ય હું તને કહું છું, તું સાવધાન થઈને સાંભળ. હે તાત! પ્રાચીન ઋષિમુનિઓએ તને મારા સ્વરૂપનો અર્ધભાગ કહ્યો છે. (માટે મારાં નામોનું રહસ્ય હું તને કહું છું.) પ્રાણીમાત્રના પરમાત્મા, વિશ્વસ્વરૂપ, નિર્ગુણ, સગુણ અને મહાયશસ્વી દેવ નારાયણને નમસ્કાર હો, જેમના પ્રસાદથી બ્રહ્મા અને ક્રોધથી રુદ્ર ઉત્પન્ન થયા છે, વળી જે પરમાત્મા સ્થાવરજંગમ સર્વ જગતના ઉત્પત્તિસ્થાન છે. (તેમને નમસ્કાર હો.) હે સત્ત્વશાળીઓમાં શ્રેષ્ઠ અર્જુન!* અઢાર ગુણોવાળો જે સત્ત્વગુણ તે જ મારી પરાપ્રકૃતિ કહેવાય છે, તે જ આકાશ અને પૃથ્વીરૂપ છે, તે જ યોગ વડે લોકોને ધારણ કરનારી છે, તે જ કર્મોનાં ફળરૂપ છે, તે જ નિર્બાધ ચૈતન્યરૂપ છે, તે જ જન્મમરણરહિત છે, તે જ સર્વથા અજય છે અને તે જ લોકોના આત્મારૂપ છે.૧૦-૧૪ પરમાત્મામાં આરોપણ કરાયેલા તે સત્ત્વગુણથી જ સૃષ્ટિની ઉત્પત્તિ અને પ્રલય આદિ વિક્રિયાઓ થયા કરે છે અને એ સત્ત્વગુણનો જેમાં આરોપ થયેલો છે, તે પુરાણપુરુષ તપ, યજ્ઞ, યજમાન વિરાટ અને અનિરુદ્ધસ્વરૂપ હોઈને લોકોના ઉત્પાદક તથા સંહારક છે. હે કમળ સમાન નેત્રવાળા અર્જુન! બ્રહ્મદેવની રાત્રિનો જ્યારે ક્ષય થાય છે, ત્યારે મહાતેજસ્વી તે પુરાણપુરુષના પ્રસાદથી એક કમળ ઉત્પન્ન થાય છે અને તેમાં તેમની જ કૃપાથી બ્રહ્મદેવ ઉત્પન્ન થાય છે; તેમ જ બ્રહ્મદેવના દિવસનો જ્યારે ક્ષય થાય છે, ત્યારે ક્રોધાયમાન થયેલા તે દેવના લલાટમાંથી એક પુત્ર ઉત્પન્ન થાય છે, જેને સૃષ્ટિનો સંહાર કરનાર રુદ્રદેવ કહેવામાં આવે છે.૧૫-૧૮ આ બ્રહ્મદેવ અને રુદ્ર બન્ને દેવો સર્વના કરતાં શ્રેષ્ઠ છે, પરમાત્માના પ્રસાદથી તથા ક્રોધથી તેઓ ઉત્પન્ન થયા છે અને તેઓ બન્ને દેવો પરમાત્માએ દર્શાવેલા માર્ગને અનુસરીને જગતની ઉત્પત્તિ તથા સંહાર કર્યા કરે છે.૧૯ જગતની ઉત્પત્તિ તથા નાશ કરવાના કાર્યમાં સર્વ વિશેષ સત્તા પરમાત્માની પોતાની જ છે; કેમ કે પ્રાણીમાત્રને વર આપનારા તે બન્ને દેવો તો માત્ર નિમિત્તભૂત જ છે. હે પાંડુના પુત્ર! જટાજૂટને ધારણ કરનારા, જટિલ, મુંડ, સ્મશાનરૂપ ઘરનું સેવન કરનારા, ઉગ્ર વ્રતનું આચરણ કરનારા, પરમ દારુણ, દક્ષના યજ્ઞનો નાશ કરનારા અને ભગદેવનાં નેત્રનું હરણ કરનારા યોગી રુદ્ર પ્રત્યેક યુગમાં નારાયણસ્વરૂપ જ ગણાય છે; અને હે પાર્થ! દેવના દેવ

* ટીકાકાર નીલકંઠ લખે છે :

प्रीतिः प्राकाश्यमुद्रेको लघुता सुखमेव च।
अकार्पण्यमसंरंभः संतोषः श्रद्दधानता॥
क्षमा धृतिरहिंसा च शौचमक्रोध एव च।
आर्जवं समता सत्यमनसूया तथैव च।

પ્રીતિ, પ્રકાશ, વૃદ્ધિ, લઘુતા, સુખ, ઉદારતા, શાંતિ, સંતોષ, શ્રદ્ધા, ક્ષમા, ધૈર્ય, અહિંસા, પવિત્રતા, સૌમ્યતા, સરળતા, સમતા, સત્ય અને અનસૂયા આ અઢાર સત્ત્વગુણના ગુણ કહેવાય છે.

તે મહેશ્વરનું પૂજન કરવાથી મહાસમર્થ દેવ નારાયણનું જ પૂજન કર્યું ગણાય છે. હે પાંડુનંદન ! હું સર્વ લોકોના આત્મારૂપ છું, માટે આત્મસ્વરૂપ દેવ રુદ્રનું જ નિત્ય પ્રથમ પૂજન કરું છું; કેમ કે સર્વના ઈશ્વર અને વર આપનારા શ્રીશંકરનું જો હું પૂજન કરું નહિ, તો ભલે હું શુદ્ધાત્મા છું, છતાં મારું પોતાનું કોઈ પૂજન કરે નહિ. વળી સર્વ લોક, હું જેને પ્રમાણ ગણું છું તેને જ અનુસરે છે× અને પ્રમાણભૂત હોય તે જ પૂજ્ય ગણાય છે. આવા હેતુથી રુદ્રદેવની હું પૂજા કરું છું. જે પુરુષ તે રુદ્રદેવને જાણે છે, તે મને જાણે છે અને જે તેને અનુસરે છે, તે મને જ અનુસરે છે.[૨૦–૨૬] હે કુંતાપુત્ર! રુદ્ર અને નારાયણ બન્ને એક જ સત્ત્વરૂપ છે અને તે એક જ સત્ત્વ બે વિભાગરૂપ થઈને લોકની પ્રત્યેક વ્યક્તિમાં અને પ્રત્યેક કર્મમાં સંચાર કર્યા કરે છે.[૨૭] હે પાંડવપુત્ર ! આ જગતમાં બીજો કોઈ પણ દેવ મને વર આપવાને યોગ્ય નથી, એવો મનમાં વિચાર કરી મેં પોતે મારા આત્મારૂપ અને મહાસમર્થ પુરાણ દેવ રુદ્રનું પુત્રપ્રાપ્તિને માટે આરાધન કર્યું હતું; કેમ કે વિષ્ણુ, આત્મા વિના બીજા કોઈ દેવને કદી પ્રણામ કરે નહિ.* માટે જ હું આત્મસ્વરૂપ દેવ રુદ્રને ભજું છું. બ્રહ્મા, રુદ્ર, ઇંદ્રાદિ દેવો અને સર્વ ઋષિઓ દેવતાઓમાં શ્રેષ્ઠ દેવ નારાયણનું જ પૂજન કરે છે; કેમ કે હે ભારત! ભૂત, ભવિષ્ય તથા વર્તમાનકાળનાં સર્વ પ્રાણીઓમાં વિષ્ણુ જ મુખ્ય છે અને તેઓ સર્વને વિષ્ણુ જ નિત્ય સેવવા યોગ્ય તથા પૂજનીય છે; માટે હવિષ્યને આપનારા અને ભક્તોને શરણ દેનારા તે વિષ્ણુ ભગવાનને તું નમસ્કાર કર. હે કુંતાપુત્ર ! હવ્યકવ્યનું પ્રાશન કરનારા અને વર આપનારા તે દેવને તું વારંવાર નમસ્કાર કર. તેં મારી પાસેથી પ્રથમ સાંભળ્યું છે કે, મારા ભક્તો ચાર પ્રકારના હોય છે.* તેઓમાં જેઓ એકાંતિક ભક્ત હોય છે અને મારા સિવાય બીજા કોઈ પણ દેવનું શરણ લેતા નથી, તેઓ જ ( જ્ઞાનીઓ જ ) સર્વના કરતાં શ્રેષ્ઠ છે, એટલું જ નહિ પણ ફલેચ્છાના ત્યાગપૂર્વક કેવળ નિષ્કામ બુદ્ધિથી કર્મ કરનારા તે ભક્તોને પરમ પ્રાપ્ય સ્થાનરૂપ હું પોતે જ હોઉં છું.[૨૮–૩૪] બાકીના જે ત્રણ ભક્તો રહ્યા, તે ફલેચ્છારૂપ કામનાવાળા હોય છે, માટે પોતપોતાના પુણ્યના પ્રમાણમાં સ્વર્ગાદિનાં દિવ્ય સુખો ભોગવ્યા પછી તેઓને પુનઃ પૃથ્વી પર પડવું પડે છે; પરંતુ જ્ઞાની ભક્ત તો સર્વના કરતાં શ્રેષ્ઠ છે–પુનરાવૃત્તિથી રહિત એવી પરમ ગતિને જ પામે છે.[૩૫] વળી જે ભક્તો જ્ઞાની પુરુષની પેઠે જ સર્વ ક્રિયાઓનું સેવન કરીને બ્રહ્માનું, શંકરનું કે બીજા કોઈ પણ દેવતાનું આરાધન કરે છે, તેઓ સર્વથી પર રહેલા મને જ અંતે પ્રાપ્ત થાય છે. આ રીતે હે પાર્થ ! જુદા જુદા ભક્તોના સંબંધમાં જે કંઈ વિશેષતા હતી તે તને કહી.

હે કુંતાપુત્ર ! તું અને હું બન્ને નર તથા નારાયણરૂપ જ છીએ. માત્ર પૃથ્વીનો ભાર ઉતારવા માટે મનુષ્યના શરીરમાં આપણે પ્રવેશ કર્યો છે. હે ભારત ! હું અધ્યાત્મયોગને તથા જ્યાંથી હું આવ્યો છું, તે મારા પરમ સ્વરૂપને જાણું છું; તેમ જ નિવૃત્તિધર્મ તથા ઉન્નતિ આપનારો પ્રવૃત્તિધર્મ પણ મારા જાણવામાં છે. સનાતનરૂપ હું એકલો જ સર્વ નરોના (જીવોના) આશ્રયસ્થાનરૂપ છું, માટે હું 'નારાયણ' કહેવાઉં છું;[૩૬–૩૯] અથવા નર એટલે આદિપુરુષરૂપ મારાથી ઉત્પન્ન થયેલા જળને નાર કહેવામાં આવે છે, એ નાર પ્રથમ મારું આશ્રયસ્થાન હતું, તેથી હું+ નારાયણ નામથી પ્રસિદ્ધ થયો છું.[૪૦] જેમ સૂર્ય પોતાનાં કિરણો વડે આખા વિશ્વને છાઈ દે છે, તેમ હું પણ મારી ચૈતન્ય-

× ગીતામાં પણ કહ્યું છે કે, मम वर्त्मानुवर्तंते मनुष्याः पार्थ सर्वशः હે પાર્થ! મનુષ્યો મારા માર્ગને જ સંપૂર્ણ રીતે અનુસરે છે; અર્થાત્ હું જે માર્ગને પ્રમાણ ગણું છું, તે માર્ગને જ લોકો સંપૂર્ણ રીતે પ્રમાણ ગણે છે.

* શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં કહ્યું છે કે,

सर्वभूतान्तरस्थाय नित्यमुक्तचिदात्मने ।
प्रत्यक्चैतन्यरूपाय मह्यमेव नमो नमः ॥ १ ॥

પ્રાણીમાત્રના અંતઃકરણમાં સ્થિતિ કરી રહેલા, નિત્યમુક્ત, ચિદાત્મસ્વરૂપ અને પ્રત્યક્ચૈતન્યરૂપ–મને પોતાને જ હું વારંવાર નમસ્કાર કરું છું.

* આર્ત્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી અને જ્ઞાની એમ ચાર પ્રકારના ભક્તો ગીતામાં કહ્યા છે તે.

+ नराणाम् अयनं नरायण. नरायणः एव नारायणः અથવા नराज्जातं नारं, नारं अयन यस्य स. नारायणः।

પ્રકૃતિથી આખા વિશ્વને છાઈ દઉં છું અને પ્રાણી માત્ર મારામાં નિવાસ કરી રહ્યાં છે, માટે મારું 'વાસુદેવ'× નામ પ્રસિદ્ધ થયું છે.[૪૧] હે ભારત! હું પ્રાણીમાત્રની ગતિરૂપ છું અને પ્રાણીમાત્રનો ઉત્પાદક છું. વળી આકાશ અને ભૂમિના સર્વ પ્રદેશમાં હું વ્યાપ્ત થઈ રહ્યો છું અને મારી કાંતિ સર્વના કરતાં ઘણી વધારે છે, એટલું જ નહિ પરંતુ હે પાર્થ! દિવ્ય–અદિવ્ય સર્વ પ્રાણીઓ પોતાના દેહાવસાન સમયે મને જ પ્રાપ્ત કરવાની ઇચ્છા કરે છે અને કાર્યરૂપ આ સર્વ જગતમાં મારું સંક્રમણ અથવા પ્રવેશ રહેલો છે, તેથી હું 'વિષ્ણુ'* એવા નામથી ઓળખાઉં છું.[૪૨-૪૩] મનુષ્યો ઇંદ્રિયનિગ્રહરૂપ દમગુણ ધારણ કરીને સિદ્ધિરૂપ મને પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખે છે અથવા સ્વર્ગ, પૃથ્વી કે મધ્યલોકરૂપ મને સંપાદન કરવાની અભિલાષા રાખે છે, માટે હું 'દામોદર'+ કહેવાઉં છું.[૪૪] અન્ન, વેદ, જળ અને અમૃત એ ચારે પદાર્થોને 'પૃશ્નિ' કહેવામા આવે છે અને પૃશ્નિરૂપ તે ચારે પદાર્થો મારામા રહ્યા છે, માટે મને 'પૃશ્નિગર્ભ'‡ એવા નામથી મુનિઓ ઓળખે છે.[૪૫] પૂર્વે એકત અને દ્વિત નામના ઋષિઓએ પોતાના ભાઈ ત્રિતને કૂવામા નાખી દીધો હતો, ત્યારે ઋષિઓએ મને કહ્યું હતું કે, 'હે પૃશ્નિગર્ભ! એકત અને દ્વિતે કૂવામાં નાખી દીધેલા આ ત્રિતનું તમે રક્ષણ કરો.' પછી બ્રહ્માના આદ્યપુત્ર ત્રિત મહર્ષિએ મારા 'પૃશ્નિગર્ભ' નામનું કીર્તન કર્યું હતું, તેથી કૂવામાંથી તે જીવતો બહાર નીકળી શકયો હતો. (આ મારા પૃશ્નિગર્ભ નામનો જપ કરવાનું ફળ છે.)[૪૬-૪૭] જગતને તપાવી રહેલાં સૂર્યનાં, અગ્નિનાં તથા ચંદ્રનાં જે કિરણો સર્વત્ર પ્રકાશી રહ્યા છે, તે મારા 'કેશ' કહેવાય છે, માટે સર્વજ્ઞ એવા શ્રેષ્ઠ બ્રાહ્મણો મને 'કેશવ'× કહે છે. પૂર્વે મહાત્મા ઉતથ્ય ઋષિએ પોતાની પત્નીના ઉદરમાં ગર્ભ ધારણ કર્યો હતો અને તેના ગર્ભાધાનસંસ્કાર કર્યા પછી ઉતથ્યઋષિ પોતાની દૈવી માયાથી અંતર્ધાન થઈ ગયા હતા. પછી તે સમયે ઋષિશ્રેષ્ઠ બૃહસ્પતિ મહાત્મા ઉતથ્યની પત્ની સાથે મૈથુન કરવાની ઇચ્છાથી તેની પાસે આવ્યા અને મૈથુન માટે તેમણે માગણી કરી. ત્યારે હે કૌંતેય! તેના ઉદરમા રહેલો ગર્ભ જે પાંચ મહાભૂતોથી યુક્ત થઈ ગયો હતો, તેણે બૃહસ્પતિને કહ્યું કે, 'હે વર આપનારા બૃહસ્પતિ! હું અહીં મારી માતાના ઉદરમા આપની પહેલા જ આવી ગયો છું; માટે આ સમયે મારી માતાને પીડા કરવી, તે તમને યોગ્ય નથી,' ગર્ભનું એ વાકય સાંભળી બૃહસ્પતિ ક્રોધાયમાન થઈ ગયા. તેમણે એ ગર્ભને શાપ આપ્યો કે, 'હું અહીં મૈથુનને માટે આવ્યો હતો, છતાં તે મને અટકાવ્યો, માટે હું તને શાપ આપું છું કે, તું આંધળો થઈશ. એમાં કંઈ સંશય નથી.' બૃહસ્પતિના એ શાપથી ઉતથ્યના પુત્રને દીર્ઘકાળ પર્યંત નેત્રમા અંધકાર જ રહ્યો, જેથી તે મહર્ષિનું નામ પ્રથમ 'દીર્ઘતમા' એ પ્રમાણે પ્રસિદ્ધ થયું. પછી અંગ તથા ઉપાંગ સહિત ચારે વેદોનું અધ્યયન કરીને તે ઋષિએ મારા આ ગુહ્ય નામનો જપ કર્યો અને 'કેશવ, કેશવ' એમ વારવાર અનુક્રમે જપ કરવાથી તે ચક્ષુવાળો થઈ ગયો–તેનાં નેત્રો અંધકારથી રહિત થઈ ગયા. પછી તેના 'દીર્ઘતમા' એ નામને બદલે 'ગૌતમ' એવું નામ પ્રસિદ્ધ થયું.[૪૮-૫૬] એ પ્રમાણે હે અર્જુન! મારું

---

× वासयति-आच्छादयति विश्वं અથવા वसति अस्मिन् विश्वं इति वासु –वासुश्चासौ देवश्च वासुदेवः ।

* विच्छति-गच्छति-लीयंत अस्मिन् लोका इति विष्णु અથવા विच्छति-प्रकाशते लोका अस्मात् इति विष्णु અથવા विषति-सिंचति जगत् कामान् इति विष्णु અથવા वेवेष्टि-व्याप्नोति जगत् इति विष्णु અથવા विच्छयति-दीप्यते तेजसा अधिकं इति विष्णु અથવા विशेषेण स्नौति-प्रस्रवति कामक्षीरम् इति विष्णु ।

+ दमन-दाम –तेन उत्–उत्कर्षेण ऋच्छति-प्राप्नुवति स्वर्गादिकं यस्मात् इति दामोदर ।

‡ पृच्छति एन जिज्ञासुः धर्मजातम्, અથવા पृच्छति एन क्षुधितादयः इति पृश्नि -वेद, अन्नं, आप, अमृत वा. पृश्नि गर्भ–गर्भे स्थाने यस्य स पृश्निगर्भ ।

× केश–प्रकाशरूपैः सूर्यादिरश्मिभि वाति–गच्छति इति केशव –આ 'કેશવ' શબ્દની વ્યુત્પત્તિથી–'यदादित्यगतं तेजो जगद् भासयतेऽखिलम् । यच्चन्द्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम्' ॥

'સૂર્ય, ચંદ્ર તથા અગ્નિમાં સમગ્ર જગતને પ્રકાશિત કરનારું જે તેજ રહેલું છે, તે મારું જ તેજ છે, એમ તારે સમજવું' આ ભગવદ્‌ગીતાના વચનનો અર્થ અહીં સિદ્ધ કરી બતાવે છે.

આ 'કેશવ' નામ સર્વ દેવતાઓ અને મહાત્મા ઋષિઓને પોતાના ઇચ્છિત વર આપનારું થયું છે. (આવો આ 'કેશવ' નામનો પ્રભાવ છે.)[૫૭]

*સર્વ પુરાણોમાં કહેવામાં આવ્યું છે કે, અગ્નિ અને સોમ–એ બન્ને આ સર્વ જગતના એક ઉત્પત્તિસ્થાનરૂપ છે અને તેથી જ સ્થાવરજંગમ સમગ્ર જગતને 'અગ્નિષોમમય' કહેવામાં આવે છે. વળી અગ્નિ અને સોમ–એ બન્ને એક યોનિરૂપ કહેવાય છે, એટલું જ નહિ પણ સર્વ દેવતાઓને અગ્નિરૂપ મુખવાળા કહેવામાં આવે છે અને અગ્નિ તથા સોમ બન્ને–એક યોનિરૂપ હોઈને પરસ્પર યોગ્યતાવાળા થઈને સર્વ લોકોનું રક્ષણ કરી રહ્યા છે.'[૫૮-૫૯]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન-પર્વમાં 'ભગવન્નામસ્મરણમાહાત્મ્ય' નામનો અધ્યાય ૩૪૧ મો સમાપ્ત

## अध्याय ३४२ मो

### અગ્નિ તથા સોમનું માહાત્મ્ય અથવા 'હૃષીકેશ' આદિ નામોનું રહસ્ય

॥ अर्जुन उवाच ॥

**अग्नीषोमौ कथं पूर्वमेकयोनी प्रवर्तितौ ।**
**एष मे संशयो जातस्तं छिंधि मधुसूदन ॥ १ ॥**

અર્જુને પૂછ્યું: હે મધુસૂદન! અગ્નિ અને સોમ પૂર્વે એક જ યોનિ(ઉત્પત્તિસ્થાન)વાળા કેવી રીતે થયા હતા, એ મને સંશય થયો છે, માટે મારા તે સંશયને તમે દૂર કરો.[૧]

શ્રીભગવાન બોલ્યા: હે પાંડુનંદન! આ વિષયમાં મારા પોતાના જ તેજથી ઉત્પન્ન થયેલું એક પુરાણ આખ્યાન હું તને કહું છું, માટે હે પાર્થ! મનને એકાગ્ર કરી તેનું તું શ્રવણ કર.[૨] પૂર્વે ચાર હજાર યુગોને અંતે સર્વ સૃષ્ટિનો સંહારકાળ જ્યારે ઉપસ્થિત થયો હતો, ત્યારે સ્થાવરજંગમ સર્વ પ્રાણીઓનો અવ્યક્તમાં લય થઈ ગયો હતો અને આખા જંગતમાં કેવળ જળનો જ સમુદ્ર ફરી વળેલો હોઈને સર્વ પ્રદેશ ઉપર તેજ, પૃથ્વી અને વાયુનો અભાવ થઈ ગયો હતો તથા સર્વ તરફ ઘોર અંધકાર છવાઈ ગયો હતો.[૩] તે સમયે બ્રહ્મરૂપ કેવળ જળ જ સર્વત્ર સ્થિતિ કરી રહ્યું હતું, તે વિના બીજો કોઈ પણ પદાર્થ દૃષ્ટિગોચર થતો ન હતો.[૪] વળી તે વખતે રાત્રિ ન હતી, દિવસ ન હતો, સત્ ન હતું, અસત્ ન હતું, વ્યક્ત ન હતું અને અવ્યક્ત પણ ન હતું.[૫] આવી અવસ્થા જ્યારે ઉપસ્થિત થઈ, ત્યારે ઐશ્વર્ય આદિ નારાયણના ગુણોનો આશ્રય કરનાર, અજર, અમર, ઇંદ્રિયોથી રહિત, ગ્રહણ કરવાને અશક્ય, સંભવરહિત, વ્યવહારદૃષ્ટિએ સત્ય, અહિંસક, ચિંતામણિ રત્નની પેઠે ભાવસ્વરૂપ, જુદી જુદી અનેક પ્રવૃત્તિઓને ઉત્પન્ન કરનાર, વેરરહિત, વિનાશશૂન્ય, જરામૃત્યુરહિત, અમૂર્ત, સર્વવ્યાપક, સર્વકર્તા અને અનાદ્યનંત એવા તે પ્રલયકાળના અંધકારથી અવિનાશી પુરુષ હરિ પ્રકટ થયા.* આ વિષયમાં આ શ્રુતિવાક્ય પ્રમાણભૂત છે:[૬-૭]

'પૂર્વે દિવસ ન હતો, રાત્રિ ન હતી, સત્ ન હતું અને અસત્ પણ ન હતું. માત્ર વિશ્વરૂપ અંધકાર જ જ્યાંત્યાં છવાઈ રહ્યો હતો.' આનો અર્થ એ જ હોઈ શકે કે, તે ગાઢ અંધકાર વિશ્વરૂપ પરમાત્માની રાત્રિ જ હતી.[૮]

એ પ્રમાણે અંધકારથી ઉત્પન્ન થયેલા પુરુષ જે બ્રહ્માનું ઉત્પત્તિકારણ ગણાય છે, તેથી બ્રહ્મદેવ પ્રકટ થયા અને પછી તે પુરુષને પ્રજાઓ ઉત્પન્ન કરવાની ઇચ્છા થઈ, ત્યારે પોતાનાં બન્ને નેત્રોમાંથી અગ્નિને તથા સોમને તેમણે ઉત્પન્ન કર્યા. પછી જુદી જુદી ભૂતસૃષ્ટિ ઉત્પન્ન થઈ અને અનુક્રમે બ્રાહ્મણ, ક્ષત્રિય વગેરે પ્રજાઓની પણ ઉત્પત્તિ થઈ. જે સોમ છે તે જ બ્રહ્મ છે અને બ્રહ્મ છે તે જ બ્રાહ્મણો છે; પરંતુ જે અગ્નિ છે તે ક્ષત્રિય છે અને તેથી જ બ્રાહ્મણો ક્ષત્રિય કરતાં અત્યંત બળવાન છે. કદાચ કોઈ કહે

* અહીંથી પોતાના 'હૃષીકેશ' નામનું રહસ્ય કહેવાનો ભગવાને આરંભ કર્યો છે. 'હૃષીકેશ' નામની વ્યુત્પત્તિ આ પ્રમાણે થાય છે: 'तापनात् आप्यायनाच्च लोकं हर्षयतः इति हृषी–जाठराग्नस्यौ अग्नीषोमौ तौ केशाः इव केशाः यस्य सः हृषीकेशः–અર્થાત્ તાપ આપીને તથા પુષ્ટિ આપીને લોકોને જેઓ હર્ષ પમાડે છે, તે જઠરાગ્નિ અને અન્ન, અગ્નિ તથા સોમરૂપ હોઈને 'હૃષી' કહેવાય છે અને તે અગ્નિષોમરૂપ હૃષી, જેમના જાણે કેશ હોઈને તે 'હૃષીકેશ' કહેવાય છે.

* અર્થાત્ તે સમયના ઘોર અજ્ઞાનરૂપ અંધકારમાં ચિદાત્મા, વ્યક્તદશાને પામ્યો–અહંપ્રત્યયની વિષયતાને પામ્યો–હું છું, એવા અભિમાનને પ્રાપ્ત થયો.

કે, બ્રાહ્મણો ક્ષત્રિય કરતા અધિક બળવાન શા માટે છે, તો તેના ઉત્તરમા એજ કહી શકાય કે, તેઓના ગુણ જગતમા પ્રત્યક્ષ જોવામા આવે છે જેવા કે બ્રાહ્મણોના કરતા ઉત્તમ એવુ બીજુ એક પણ પ્રાણી પૂર્વે કદી ઉત્પન્ન થયુ જ નથી, કેમ કે જે પુરુષ બ્રાહ્મણના મુખમા હોમે છે, તે પ્રદીપ્ત અગ્નિમા જ હોમે છે, એમ સમજવુ અને તે કારણથી જ હુ કહુ છુ કે, બ્રાહ્મણ વડે પ્રાણીમાત્રનુ અને આખા ત્રૈલોક્યનુ ધારણ થઈ રહ્યુ છે આ વિષયમા વૈદિક મંત્રવાદ પણ તેમ જ કહે છે 'त्वमग्ने यज्ञाना होता विश्वेषा हितो देवाना मानुषाणा च जगत ।' હે અગ્નિ! તુ સર્વ યજ્ઞોમા હોતારૂપ છે-ઋત્વિજરૂપ છે અને સમગ્ર દેવતાઓ, મનુષ્યો તથા જગતનુ હિત કરનાર છે ' આ મંત્રમા ' હે અગ્નિ! તુ સમગ્ર યજ્ઞોમા હોતારૂપ છે અને દેવતાઓ, મનુષ્યો તથા જગતનો હિતકારક છે ' એમ કહીને બ્રાહ્મણની અગ્નિના કરતા પણ અધિકતા દર્શાવી છે ૯-૧૧ વળી અગ્નિ યજ્ઞમા હોતારૂપ છે, યજમાનરૂપ છે અને બ્રાહ્મણરૂપ છે,[૧૨] તેમ જ મંત્રો વિના હવન ક્રિયા થઈ શકે નહિ, પુરુષ વિના તપ સંભવી શકે નહિ અને દેવો, મનુષ્યો તથા ઋષિઓની પૂજા, હવિષ્ તથા મંત્રો વડે જ થઈ શકે છે, માટે પૂર્વોક્ત વેદમંત્રમા કહ્યુ છે કે, ' હે અગ્નિ! સર્વ યજ્ઞોમા તારી હોતા તરીકે યોજના કરવામા આવી છે ' મનુષ્યોને હવનહોમ કરવાના જે જે અધિકારો સોપવામા આવ્યા છે, તેમા તેઓ બ્રાહ્મણ દ્વારા જ હવનહોમ કરી શકે છે અને બીજાઓને યજ્ઞ કરાવવાનો અધિકાર કેવળ બ્રાહ્મણને જ સોપવામા આવ્યો છે, પણ ક્ષત્રિય તથા વૈશ્ય જોકે દ્વિજાતિ ગણાય છે, છતા યજ્ઞ કરાવવાનો અધિકાર તેઓને છે જ નહિ; માટે બ્રાહ્મણો અગ્નિરૂપ છે અને તેઓ જે જે યજ્ઞો કરે છે, તે તે દેવોને તૃપ્ત કરે છે અને દેવો પૃથ્વીને ધનધાન્યથી સમૃદ્ધ કરે છે શતપથ નામના વૈદિક ગ્રંથમા પણ કહ્યુ છે કે, 'ब्राह्मणमुखे जुहोति-જે વિદ્વાન પુરુષ પ્રદીપ્ત અગ્નિમા હોમ કરે છે, તે બ્રાહ્મણોને તૃપ્ત કરી શકતો નથી, પણ બ્રાહ્મણના મુખમા જે હોમે છે, તો અગ્નિ આદિ સર્વ દેવોને તૃપ્ત કરી શકે છે '૧૩ ૧૪

આ રીતે વિદ્વાન બ્રાહ્મણો અગ્નિસ્વરૂપ જ છે અને અગ્નિ વિષ્ણુસ્વરૂપ હોઈને પ્રાણીમાત્રના શરીરમા પ્રવેશ કરી તેઓના પ્રાણોને ટકાવી રહ્યો છે ૧૫ આ વિષયમા સનત્કુમારે ગાયેલા આવા શ્લોકો પ્રસિદ્ધ છે -

ब्रह्मा विश्वं सृजत् पूर्वं सर्वादिर्निरवस्कृतम् ।
ब्रह्मघोषैर्दिवं गच्छंत्यमरा ब्रह्मयोनयः ॥१६॥
ब्राह्मणानां मतिर्वाक्यं कर्मश्रद्धातपांसि च ।
धारयंति महीं द्यां च शैत्यो वागमृतं तथा ॥१७॥
नास्ति सत्यात्परो धर्मो नास्ति मातृसमो गुरुः ।
ब्राह्मणेभ्यः परं नास्ति प्रेत्य चेह च भूतये ॥१८
नैषामुक्षा वहति नोत वाहा न गर्गरो मथ्यति-
संप्रदाने । अपध्वस्ता दस्युभूता भवंति येषां राष्ट्रे
ब्राह्मणा वृत्तिहीनाः ॥ १९॥

સર્વના આદિદેવ બ્રહ્માએ આ અવર્ણનીય જગત જ્યારે ઉત્પન્ન કર્યું, ત્યારે બ્રહ્માથી ઉત્પન્ન થયેલા સર્વ દેવતાઓ બ્રાહ્મણોના વેદઘોષના પ્રભાવથી જ સૌની પહેલા સ્વર્ગમા ગયા હતા[૧૬] જેમ એક શીકુ દૂધ, ઘી વગેરે પદાર્થોને ધારણ કરી રાખે છે, તેમ બ્રાહ્મણોની બુદ્ધિ અને વાણી વેદના વાક્યોને, કર્મને, શ્રદ્ધાને, તપને, પૃથ્વીને તથા સ્વર્ગને ધારણ કરી રાખે છે ૧૭ આ જગતમા સત્યના જેવો બીજો ધર્મ નથી, માતા સમાન ગુરુ નથી અને આ લોકમા તથા પરલોકમા બ્રાહ્મણો સિવાય બીજો કોઈ પણ કલ્યાણકર્તા નથી ૧૮ જે રાજાના રાજ્યમા વૃત્તિહીન થઈ પડેલા બ્રાહ્મણો જ્યા ત્યા રઝળ્યા કરે છે, તે રાજાના રાજ્યમા બળદો તથા ઘોડાઓ રથની ધૂંસરીને બરાબર ખેંચતા નથી, દહી વલોવવાની ગોળીમા દહી નુ ખૂબ મંથન કરવામા આવે, તોપણ માખણ નીકળતુ નથી અને સર્વ લોકો ધર્મથી ભ્રષ્ટ થઈને લગભગ લૂટારા જેવા જ થઈ જાય છે.[૧૯] વેદ, પુરાણ અને ઇતિહાસ વગેરેના પ્રમાણો ઉપરથી એ જ સિદ્ધ થાય છે કે, બ્રાહ્મણો નારાયણના મુખમાથી નીકળેલા છે, સર્વના આત્મારૂપ છે, સર્વના સ્રષ્ટા છે અને સર્વસ્વરૂપ છે[૨૦] વર આપનારા દેવના દેવ પરમાત્માએ વાણીનુ ઉચ્ચારણ નહિ કરવાનો જ્યારે સંકલ્પ કર્યો હતો, ત્યારે તેમના મુખમાથી પ્રથમ બ્રાહ્મણો ઉત્પન્ન થયા હતા

અને બ્રાહ્મણોથી બાકીના વર્ણો ઉત્પન્ન થયા છે.[૨૧] આ રીતે બ્રહ્મસ્વરૂપ એવા મેં પોતે જ બ્રાહ્મણોને પ્રથમ ઉત્પન્ન કર્યા છે, તેથી તેઓની વિશેષતા દેવો તથા અસુરો કરતાં પણ અધિક છે અને દેવો તથા અસુરોના મહર્ષિઓરૂપ તે બ્રાહ્મણો દ્વારા જ પ્રાણી માત્રને મેં મર્યાદામાં રાખ્યા છે અને તે તે સમયે શિક્ષા પણ કરી છે.[૨૨] *જ્યારે ઇંદ્રે અહલ્યા સાથે વ્યભિચાર કર્યો, ત્યારે તેનાં દાઢીમૂછ ગૌતમના શાપથી જ પિંગટવર્ણા થઈ ગયા હતા. કૌશિક ઋષિના શાપને લીધે જ ઇંદ્ર વૃષણથી રહિત થઈ પડ્યો હતો અને પાછળથી તેની કૃપા મેળવીને બકરાના વૃષણ તેને પ્રાપ્ત થયા હતા.[૨૩]

શર્યાતિરાજાના યજ્ઞમાં, સ્વર્ગનાવૈદ્ય અશ્વિનીકુમારોને ચ્યવન ઋષિએ યજ્ઞનો ભાગ જ્યારે અર્પણ કરવા માંડ્યો, ત્યારે તેને અટકાવવા માટે વજ્ર મારવા તૈયાર થયેલા ઇંદ્રના બન્ને બાહુઓને ચ્યવનઋષિએ સ્તબ્ધ કરી દીધા હતા.[૨૪]

પોતાના યજ્ઞનો રુદ્રે નાશ કર્યો તેથી કોપાયમાન થયેલા દક્ષ પ્રજાપતિએ અતિ મહાન તપશ્ચર્યા કરીને રુદ્રના લલાટમાં ત્રીજા નેત્રની આકૃતિ ઉત્પન્ન કરી દીધી. ( અને તેના રૂપને બેડોળ કરી નાખ્યું. ) ત્રિપુરાસુરનો વધ કરવા માટે રુદ્રદેવ જ્યારે તૈયાર થયા, ત્યારે શુક્રાચાર્યે પોતાના મસ્તક ઉપરની જટાને તોડી તોડીને રુદ્ર સામે ફેંકવા માંડી, જેમાંથી અનેક સર્પો પ્રકટ થયા અને તેથી પીડા પામેલો રુદ્રનો કંઠ છેક શ્યામ થઈ ગયો; તેમ જ પૂર્વે સ્વાયંભુવ મન્વંતરના સમયમાં નારાયણે રુદ્રના કંઠને હાથથી પકડ્યો હતો, તેથી તે શ્યામ થઈ ગયો છે.

અંગિરા ગોત્રના બૃહસ્પતિએ અમૃતને ઉત્પન્ન કરવા માટે ગાયત્રીપુરશ્ચરણનો જ્યારે આરંભ કર્યો હતો, ત્યારે એક જળાશયના તટ ઉપર જઈને તેમણે મંત્રાચમન કરવા માંડ્યું, પણ તે સમયે તે જળાશયનું જળ કંઈક મલિન હતું, તે બૃહસ્પતિની દૃષ્ટિ સમક્ષ પણ નિર્મળ થયું નહિ; તેથી બૃહસ્પતિને જળ ઉપર ક્રોધ ચડ્યો, તેમણે તેને શાપ આપતાં કહ્યું કે, 'હું અહીં મંત્રાચમન કરવા માટે બેઠો છું, છતાં તેં તારી મલિનતાનો ત્યાગ ન કર્યો, માટે જા, આજથી આરંભીને માછલાં, મગરમચ્છ, કાચબા વગેરે પ્રાણીઓને લીધે તું મલિન જ રહીશ.' પછી તે સમયથી આરંભીને હજી સુધી પણ જળમાં અનેક જળચર પ્રાણીઓ ઊભરાઈ રહેલાં જોવામાં આવે છે [૨૫-૨૭]

પૂર્વે ત્વષ્ટાનો પુત્ર વિશ્વરૂપ દેવતાઓનો પુરોહિત હતો. તે અસુરોનો ભાણેજ થતો હતો, છતાં દેવોને પોતાના યજમાન ગણીને પ્રત્યક્ષ રીતે યજ્ઞભાગ અર્પણ કરતો હતો અને અસુરોને પરોક્ષ રીતે યજ્ઞભાગ આપતો હતો.[૨૮] તે જોઈ સર્વ અસુરો હિરણ્યકશિપુને આગળ કરી પોતાની બહેન-વિશ્વરૂપની માતા પાસે ગયા અને તેની પાસે આવો વર માગવા લાગ્યા કે. 'હે બહેન! ત્વષ્ટાથી ઉત્પન્ન થયેલો તારો પુત્ર વિશ્વરૂપ, જે ત્રણ મસ્તકોવાળો છે અને દેવતાઓનો પુરોહિત છે, તે દેવતાઓને પ્રત્યક્ષ રીતે ભાગ આપે છે અને અમને પરોક્ષ રીતે ભાગ આપે છે, તેથી દેવતાઓની પ્રતિદિન વૃદ્ધિ થાય છે અને અમારો ક્ષય થતો જાય છે; માટે વિશ્વરૂપને તારે અટકાવવો જોઈએ અને તે અમારા જ પક્ષનો આશ્રય કરે, તેમ તારે કરવું જોઈએ.' અસુરોએ એ પ્રમાણે કહ્યું એટલે વિશ્વરૂપની માતા, નંદનવનમાં નિવાસ કરનારા પોતાના પુત્ર પાસે ગઈ અને કહેવા લાગી કે, 'હે પુત્ર! તું બીજાના પક્ષની વૃદ્ધિ કરે છે અને પોતાના મોસાળપક્ષનો નાશ કરે છે, પણ તેમ કરવું તને યોગ્ય નથી.' તે સાંભળી વિશ્વરૂપે પણ માતાના વચનને માન્ય ગણી તેનો સ્વીકાર કર્યો અને હિરણ્યકશિપુના પક્ષનો આશ્રય કર્યો.[૨૯-૩૩] આ રીતે વિશ્વરૂપે હિરણ્યકશિપુની પુરોહિત પદવી સ્વીકારી લીધી, ત્યારે બ્રહ્મદેવના પુત્ર વસિષ્ઠ જે હિરણ્યકશિપુનું પુરોહિતપણું પ્રથમથી જ કરતા હતા, તે હિરણ્યકશિપુ ઉપર ક્રોધાયમાન થઈ ગયા. તેમણે તેને શાપ આપ્યો કે, 'તેં મને તિરસ્કારી કાઢીને મારા સ્થાને બીજા હોતાનો સ્વીકાર કર્યો છે, માટે તારો યજ્ઞ સમાપ્ત થશે નહિ અને તારો કોઈ અપૂર્વ પ્રાણીથી વધ થશે.' વસિષ્ઠઋષિના એ શાપને લીધે હિરણ્યકશિપુનો નૃસિંહને હાથે વધ પણ થયો. તે પછી વિશ્વરૂપે પોતાના મોસાળ પક્ષની વૃદ્ધિ કરવા માટે મહાઉગ્ર તપ કરવા માંડ્યું. તે જોઈ ઇંદ્રે તેના વ્રતનો

* અહીંથી કેટલાંક ઐતિહાસિક દૃષ્ટાંતો આપીને બ્રાહ્મણોની શ્રેષ્ઠતા સિદ્ધ કરે છે.

ભંગ કરવા માટે અનેક રૂપવતી અપ્સરાઓ તેની પાસે મોકલી કે, જેઓને જોઈને વિશ્વરૂપનું મન ક્ષુબ્ધ થઈ ગયું અને અતિ અલ્પ સમયમાંજ તે અપ્સરાઓમાં વિશ્વરૂપ આસક્ત બની ગયો. એ પ્રમાણે વિશ્વરૂપને પોતાનામાં આસક્ત થયેલો જાણી તે અપ્સરાઓએ કહ્યું કે, 'હવે તો અમે જ્યાંથી આવી હતી ત્યાંજ પુનઃ જઈશું.' ત્યારે વિશ્વરૂપે તેઓને કહ્યું, 'તમે ક્યાં જશો ? બેસો, અહીં મારી સાથે રહેવાથી જ તમારું કલ્યાણ થશે.' તે સાંભળી અપ્સરાઓ બોલીઃ 'અમે દેવની સ્ત્રીઓ અપ્સરાઓ છીએ અને વર આપનારા મહાસમર્થ દેવ ત્યાં જઈ પહોંચ્યા. ત્યાં ગયા પછી તે ઋષિ પાસે જઈને તેઓએ કહ્યું કે, 'હે ભગવન્! આપનું તપ અત્યંત કુશળતાભરેલું છે ને ? આપના તપનો કોઈ રીતે નાશ થતો નથી ને?'૩૭ ત્યારે દધીચઋષિએ કહ્યું: 'હે દેવતાઓ! તમે ભલે પધાર્યા. બોલો, તમારું કયું કાર્ય મારે કરવાનું છે ? તમે જે કહેશો તે હું કરીશ.'૩૮ દેવતાઓએ તેમને કહ્યુંઃ 'જગતનું હિત થાય તે માટે આપ ભગવાને આપના શરીરનો ત્યાગ કરવો યોગ્ય છે.'૩૯ તુરતજ મહાયોગી દધીચઋષિએ મનમાં લેશમાત્ર ઉદાસ થયા વિના સુખદુઃખને સમાન ગણીને

રાજ્ય ઉપર અભિષેક કર્યો. નહુષના લલાટમા સર્વ પ્રકારના તેજોનો નાશ કરનારાં પાંચસો જ્વલત રત્નો પ્રકાશી રહ્યા હતા, જેથી સર્વને ચકિત કરી દઈને ત્રણે ભુવનનું તે પાલન કરવા લાગ્યો[૪૪] એ પ્રમાણે નહુષ જગતનો ઇંદ્ર થયો, એટલે સર્વ લોકો પોતાની મૂળ પ્રકૃતિને પામીને સ્વસ્થ થયા તથા હર્ષ પામ્યા.[૪૫] એક સમયે નહુષે મનમા વિચાર કર્યો કે, 'ઇંદ્ર જેનો ઉપભોગ કરતો હતો, તે સર્વ વસ્તુઓ મને મળી ચૂકી છે, માત્ર ઇંદ્રાણી મને મળી નથી.' આવો મનમા વિચાર કરીને તે ઇંદ્રાણી પાસે ગયો અને તેને કહેવા લાગ્યો કે, 'હે સુભગે! હુ દેવોનો ઇંદ્ર થયો છુ, માટે તું મારો સ્વીકાર કર.' તે સાભળી ઇંદ્રાણી બોલી. 'તુ સ્વાભાવિક રીતે જ ધર્મ ઉપર પ્રીતિ રાખનારો છે અને ચદ્રવશમા ઉત્પન્ન થયો છે, માટે પરસ્ત્રી સાથે વ્યભિચાર કરવો તને યોગ્ય નથી' ત્યારે નહુષે ઉત્તર આપ્યો: 'હુ હમણા ઇંદ્રના પદ ઉપર આરૂઢ થયો છું અને ઇંદ્રનુ રાજ્ય તથા રત્નો મને મળેલા છે, માટે તુ મારો સ્વીકાર કરીશ, તેમા કોઈ જાતનો અધર્મ નથી વળી તને ઇંદ્રે ભોગવેલી પણ છે. (અર્થાત ઇંદ્રે ભોગવેલી સર્વ વસ્તુઓ હમણા મને જ મળવી જોઈએ, એ ન્યાય પ્રમાણે ઇંદ્રે ભોગવેલી વસ્તુમાની તું પણ અત્યારે મને જ પ્રાપ્ત થાય તેમા કઈ અધર્મ નથી.)' પછી ઇંદ્રાણીએ તેને કહ્યું. 'મેં આરભેલુ એક વ્રત હજી પૂર્ણ થયુ નથી, માટે તે વ્રત જ્યારે પૂર્ણ થશે અને તેનુ અવભૃથ સ્નાન હુ કરીશ, તે પછી કેટલાએક દિવસે મારી મેળે હુ તારી પાસે આવીશ. ઇંદ્રાણીએ એ પ્રમાણે કહ્યું એટલે નહુષ ત્યાથી ચાલ્યો ગયો.[૪૬-૪૭] નહુષના ગયા પછી દુઃખ અને શોકથી વિહ્વળ થયેલી તેમ જ સ્વામીના દર્શનની ઇચ્છાવાળી ઇંદ્રાણી નહુષના ભયથી ત્રાસ પામીને બૃહસ્પતિ પાસે ગઈ. બૃહસ્પતિએ અતિ ઉદ્વિગ્ન થયેલી ઇંદ્રાણીને જોઈને ધ્યાન વડે જાણી લીધુ કે, 'પોતાના સ્વામીનુ કાર્ય કરવા માટે તે તત્પર થયેલી છે' પછી બૃહસ્પતિએ તેને કહ્યુ કે, 'તેં હમણા જે વ્રત આરભેલુ છે, તે જ વ્રત કરીને તથા તપ કરીને વર આપનારી ઉપશ્રુતિદેવીને તુ બોલાવ, તે તને ઇંદ્રના દર્શન કરાવશે.' બૃહસ્પતિના એ વચન પ્રમાણે મોટા નિયમોને ધારણ કરનારી ઇંદ્રાણીએ મત્રો દ્વારા ઉપશ્રુતિદેવીને બોલાવી, જેથી તે દેવી ઇંદ્રાણીની સમીપ આવીને બોલી કે, 'હું આ રહી. તે મને બોલાવી છે, માટે હુ તારી પાસે આવી છુ. બોલ, હું તારુ શું પ્રિય કરુ?' દેવીના એ વચન સાભળીને ઇંદ્રાણીએ પોતાનુ મસ્તક નમાવી આ પ્રમાણે કહ્યું: 'હે ભગવતી! મારા સ્વામીના દર્શન કરાવવાની તમે કૃપા કરો. તમે સત્ય અને મોક્ષસ્વરૂપ છો.' પછી દેવી ઉપશ્રુતિ ઇંદ્રાણીને માનસસરોવર ઉપર લઈ ગઈ અને ત્યા કમલિનીના દાડલામા ભરાઈ બેઠેલા ઇંદ્રના તેને દર્શન કરાવ્યા.[૪૮] તે સમયે પોતાની પત્નીને કૃશ અને નિસ્તેજ થયેલી જોઈને ઇંદ્ર મનમા વિચાર કરવા લાગ્યો કે, 'અહો! મારા પર કેવુ દુખ આવી પડયુ છે? હુ મારુ રાજ્ય મૂકીને અહી નાસી આવ્યો છુ અને મારી આ દુઃખી પત્ની મને શોધી કાઢીને અહીં મારી સામે આવી પહોચી છે.' પછી ઇંદ્રે ઇંદ્રાણીને પૂછયુ: 'તું હમણા કેવી રીતે વર્તે છે?' ત્યારે ઇંદ્રાણીએ ઉત્તર આપ્યો: 'નહુષ મને પોતાની પત્ની બનાવવા માટે બોલાવે છે, પરતુ મે અમુક સમયની તેને અવધિ આપી છે.' તે સાભળી ઇંદ્રે કહ્યુ: 'જા, તારે નહુષને કહેવુ કે, જેમા ઋષિઓને જોડ્યા હોય, તેવા કોઈ અપૂર્વ વાહનમા તું બેસ અને પછી મને પરણ જોકે મારા મનને ગમે તેવા ઇંદ્રનાં ઘણા મોટા વાહનો છે, પરંતુ તે સર્વના પર હુ બેસી ચૂકી છુ. માટે હવે કોઈ બીજા જ વાહનમા મારે તારી સાથે બેસવું છે, માટે કોઈ નવા જ વાહનમા બેસીને તારે મારી પાસે આવવું જોઈએ.' ઇંદ્રે એ પ્રમાણે કહ્યું, એટલે ઇંદ્રાણી હરખાતી હરખાતી ત્યાથી ચાલી ગઈ અને ઇંદ્ર પણ પુનઃ કમલિનીના દાડલામા પેસી ગયો.[૪૯] પછી ઇંદ્રાણીને પોતાની સન્મુખ આવેલી જોઈને નહુષે કહ્યુ: 'તેં મને જે સમયની અવધિ આપી હતી તે હવે પૂર્ણ થઈ છે' ત્યારે ઇંદ્રાણીએ ઇંદ્રે જે પ્રમાણે કહ્યુ હતુ, તે પ્રમાણે નહુષને કહ્યું, એટલે તેણે મોટા મોટા ઋષિઓને એક વાહનમા જોડ્યા અને તેના પર પોતે બેસીને ઇંદ્રાણીની પાસે જવા ચાલ્યો. હવે તે જ સમયે મિત્રાવરુણના પુત્ર ઋષિવર અગ

ભંગ કરવા માટે અનેક રૂપવતી અપ્સરાઓ તેની પાસે મોકલી કે, જેઓને જોઈને વિશ્વરૂપનુ મન ક્ષુબ્ધ થઈ ગયુ અને અતિ અલ્પ સમયમા જ તે અપ્સરાઓમા વિશ્વરૂપ આસક્ત બની ગયો. એ પ્રમાણે વિશ્વરૂપને પોતાનામા આસક્ત થયેલો જાણી તે અપ્સરાઓએ કહ્યું કે, 'હવે તો અમે જ્યાંથી આવી હતી ત્યા જ પુનઃ જઈશુ ' ત્યારે વિશ્વરૂપે તેઓને કહ્યું, 'તમે કયા જશો ? બેસો, અહીં મારી સાથે રહેવાથી જ તમારુ કલ્યાણ થશે.' તે સાભળી અપ્સરાઓ બોલી. ' અમે દેવની સ્ત્રીઓ અપ્સરાઓ છીએ અને વર આપનારા મહાસમર્થ દેવ ઇન્દ્રને જ પ્રથમથી વરી ચૂકી છીએ.' પછી વિશ્વરૂપે તેઓને કહ્યું: 'ઠીક છે, ત્યારે તો આજે જ ઇન્દ્ર સહિત દેવતાઓ જગતમા રહેવા નહિ પામે ' એમ કહીને તેણે મત્રોનો જાપ કરવા માડ્યો કે તુરત જ તે મત્રોના પ્રભાવથી ત્રણ મસ્તકોવાળુ વિશ્વરૂપનું સ્વરૂપ અત્યત વધી ગયુ. પછી તેણે પોતાના એક મુખથી ક્રિયાનિષ્ઠ બ્રાહ્મણોએ યજ્ઞોમા જેટલા સોમરસનો હોમ કર્યો હતો તેનુ પાન કરવા માડયું, બીજા મુખથી જગતમાંના સર્વ અન્નનુ ભક્ષણ કરવા માડયું અને ત્રીજા મુખથી સર્વ દેવતાઓનું ભક્ષણ કરવા તે તત્પર થયો. આ રીતે સોમરસનું પાન કરીને સર્વ ગાત્રોમા વિશ્વરૂપને હૃષ્ટપુષ્ટ થતો જોઈને ઇન્દ્રને તથા સર્વ દેવતાઓને ઘણી મોટી ચિતા થઈ પડી. તુરત જ તેઓ પિતામહ બ્રહ્મદેવ પાસે જઈ પહોચ્યા અને એકે અવાજે પ્રાર્થના કરવા લાગ્યા કે, 'યજ્ઞોમા હોમેલા સર્વ સોમરસનું વિશ્વરૂપે પાન કરવા માંડયુ છે, અમે યજ્ઞભાગથી ભ્રષ્ટ થયા છીએ, અસુરોનો પક્ષ પ્રતિદિન વધતો જાય છે અને અમારો ક્ષય થતો જાય છે, માટે હવે અમારું જે રીતે કલ્યાણ થાય, તેવો કોઈ ઉપાય કરવા માટે તમે યોગ્ય છો.' દેવતાઓની એ પ્રાર્થના સાભળી બ્રહ્મદેવ બોલ્યા: 'ભૃગુગોત્રના દધીચઋષિ જ્યા તપ કરે છે, ત્યા તમે જાઓ, તેની પાસે વરની યાચના કરો અને જે રીતે પોતાના શરીરનો તે ત્યાગ કરે, તે રીતે તમે કરો. પછી તેના હાડકા વડે એક વજ્ર બનાવી વિશ્વરૂપનો વધ કરો.'૩૪-૩૬ બ્રહ્મદેવે એ પ્રમાણે કહ્યું એટલે ઇન્દ્ર સહિત દેવતાઓ જે સ્થળે ભગવાન દધીચઋષિ તપ કરતા હતા ત્યા જઈ પહોચ્યા. ત્યા ગયા પછી તે ઋષિ પાસે જઈને તેઓએ કહ્યુ કે, ' હે ભગવન્ ! આપનું તપ અત્યંત કુશળતાભરેલુ છે ને ? આપના તપનો કોઈ રીતે નાશ થતો નથી ને ?'૩૭ ત્યારે દધીચ ઋષિએ કહ્યું : ' હે દેવતાઓ ! તમે ભલે પધાર્યા. બોલો, તમારું કયુ કાર્ય મારે કરવાનુ છે ? તમે જે કહેશો તે હુ કરીશ '૩૮ દેવતાઓએ તેમને કહ્યું : ' જગતનુ હિત થાય તે માટે આપ ભગવાને આપના શરીરનો ત્યાગ કરવો યોગ્ય છે.'૩૯ તુરત જ મહાયોગી દધીચઋષિએ મનમા લેશમાત્ર ઉદાસ થયા વિના સુખદુઃખને સમાન ગણીને પોતાના આત્માને પરબ્રહ્મ સાથે યોજી દીધો અને શરીરનો પરિત્યાગ કર્યો. દધીચઋષિનો શુદ્ધ આત્મા શરીરનો ત્યાગ કરી ગયો, એટલે વિશ્વકર્માએ તેના હાડકાં લઈને તેમાથી એક વજ્ર બનાવ્યુ અને તે વજ્ર, જે બ્રાહ્મણના અસ્થિરૂપ હોવાથી બીજાં શસ્ત્રોથી અભેદ્ય હતું અને અજેય હતું, તેમા વિષ્ણુદેવે પોતે પ્રવેશ કર્યો અને પછી ઇન્દ્રે તે વજ્ર વડે વિશ્વરૂપના ત્રણે મસ્તકોનું છેદન કરીને તેનો વધ કર્યો એ રીતે વિશ્વરૂપનો વધ થયા પછી તેના પિતા ત્વષ્ટાએ વિશ્વરૂપના ગાત્રોનું મથન કર્યું અને તેમાંથી ઇન્દ્રના શત્રુ વૃત્રાસુરને ઉત્પન્ન કર્યો; પરતુ ઇન્દ્રે તેનો પણ વજ્ર વડે નાશ કર્યો.૪૦-૪૧ એ પ્રમાણે વિશ્વરૂપ અને વૃત્રાસુર એ બે બ્રાહ્મણોનો વધ કરવાથી ઇન્દ્રને બેવડી બ્રહ્મહત્યા લાગુ થઈ. તેના ભયથી દેવના રાજ્યનો ત્યાગ કરીને ઇન્દ્ર માનસસરોવરમા ઉત્પન્ન થયેલી શીતલ કમલિની પાસે ગયો અને પોતાના ઐશ્વર્યના પ્રભાવથી અતિ સૂક્ષ્મ સ્વરૂપ ધારણ કરીને તેના મૃણાલની (દાડલાની) ગ્રંથિમા (ગાઠમા) પેસી ગયો.૪૨ એ રીતે ઇન્દ્રાણીનો પતિ અને ત્રણે લોકોનો રાજા ઇન્દ્ર બ્રહ્મહત્યાના ભયથી ત્યા ભરાઈ પેઠો, એટલે આખુ જગત રાજા વિનાનું થઈ પડયું, દેવતાઓમાં રજોગુણે અને તમોગુણે પેસારો કર્યો, મહર્ષિઓના મંત્રો નિષ્ફળ થઈ પડ્યા, રાક્ષસો પ્રકટ થવા લાગ્યા, વેદનો ઉચ્છેદ થવા લાગ્યો અને ઇન્દ્રના અભાવથી બળરહિત થઈ પડેલા લોકો સહેલાઈથી જીતી શકાય તેવા થઈ ગયા.૪૩ તે જોઈ દેવતાઓ અને ઋષિઓએ આયુષના પુત્ર નહુષનો દેવના

રાજ્ય ઉપર અભિષેક કર્યો. નહુષના લલાટમાં સર્વ પ્રકારનાં તેજોનો નાશ કરનારાં પાંચસો જ્વલંત રત્નો પ્રકાશી રહ્યાં હતાં, જેથી સર્વને ચકિત કરી દઈને ત્રણે ભુવનનું તે પાલન કરવા લાગ્યો.[૪૪] એ પ્રમાણે નહુષ જગતનો ઇંદ્ર થયો, એટલે સર્વ લોકો પોતાની મૂળ પ્રકૃતિને પામીને સ્વસ્થ થયા તથા હર્ષ પામ્યા.[૪૫] એક સમયે નહુષે મનમાં વિચાર કર્યો કે, 'ઇંદ્ર જેનો ઉપભોગ કરતો હતો, તે સર્વ વસ્તુઓ મને મળી ચૂકી છે, માત્ર ઇંદ્રાણી મને મળી નથી.' આવો મનમાં વિચાર કરીને તે ઇંદ્રાણી પાસે ગયો અને તેને કહેવા લાગ્યો કે, 'હે સુભગે! હું દેવોનો ઇંદ્ર થયો છું, માટે તું મારો સ્વીકાર કર.' તે સાંભળી ઇંદ્રાણી બોલી: 'તું સ્વાભાવિક રીતે જ ધર્મ ઉપર પ્રીતિ રાખનારો છે અને ચંદ્રવંશમાં ઉત્પન્ન થયો છે, માટે પરસ્ત્રી સાથે વ્યભિચાર કરવો તને યોગ્ય નથી.' ત્યારે નહુષે ઉત્તર આપ્યો: 'હું હમણાં ઇંદ્રના પદ ઉપર આરૂઢ થયો છું અને ઇંદ્રનું રાજ્ય તથા રત્નો મને મળેલાં છે, માટે તું મારો સ્વીકાર કરીશ, તેમાં કોઈ જાતનો અધર્મ નથી. વળી તને ઇંદ્રે ભોગવેલી પણ છે. (અર્થાત્ ઇંદ્રે ભોગવેલી સર્વ વસ્તુઓ હમણાં મને જ મળવી જોઈએ, એ ન્યાય પ્રમાણે ઇંદ્રે ભોગવેલી વસ્તુમાંની તું પણ અત્યારે મને જ પ્રાપ્ત થાય તેમાં કંઈ અધર્મ નથી.)' પછી ઇંદ્રાણીએ તેને કહ્યું: 'મેં આરંભેલું એક વ્રત હજી પૂર્ણ થયું નથી, માટે તે વ્રત જ્યારે પૂર્ણ થશે અને તેનું અવભૃથ સ્નાન હું કરીશ, તે પછી કેટલાએક દિવસે મારી મેળે હું તારી પાસે આવીશ. ઇંદ્રાણીએ એ પ્રમાણે કહ્યું એટલે નહુષ ત્યાંથી ચાલ્યો ગયો.[૪૬-૪૭] નહુષના ગયા પછી દુઃખ અને શોકથી વિહ્વળ થયેલી તેમ જ સ્વામીના દર્શનની ઇચ્છાવાળી ઇંદ્રાણી નહુષના ભયથી ત્રાસ પામીને બૃહસ્પતિ પાસે ગઈ. બૃહસ્પતિએ અતિ ઉદ્વિગ્ન થયેલી ઇંદ્રાણીને જોઈને ધ્યાન વડે જાણી લીધું કે, 'પોતાના સ્વામીનું કાર્ય કરવા માટે તે તત્પર થયેલી છે.' પછી બૃહસ્પતિએ તેને કહ્યું કે, 'તેં હમણાં જે વ્રત આરંભેલું છે, તે જ વ્રત કરીને તથા તપ કરીને વર આપનારી ઉપશ્રુતિદેવીને તું બોલાવ; તે તને ઇંદ્રનાં દર્શન કરાવશે.' બૃહસ્પતિનાં એ વચન પ્રમાણે મોટા નિયમોને ધારણ કરનારી ઇંદ્રાણીએ મંત્રો દ્વારા ઉપશ્રુતિદેવીને બોલાવી, જેથી તે દેવી ઇંદ્રાણીની સમીપ આવીને બોલી કે, 'હું આ રહી. તેં મને બોલાવી છે, માટે હું તારી પાસે આવી છું. બોલ, હું તારું શું પ્રિય કરું?' દેવીનાં એ વચન સાંભળીને ઇંદ્રાણીએ પોતાનું મસ્તક નમાવી આ પ્રમાણે કહ્યું: 'હે ભગવતી! મારા સ્વામીનાં દર્શન કરાવવાની તમે કૃપા કરો. તમે સત્ય અને મોક્ષસ્વરૂપ છો.' પછી દેવી ઉપશ્રુતિ ઇંદ્રાણીને માનસસરોવર ઉપર લઈ ગઈ અને ત્યાં કમલિનીના દાંડલામાં ભરાઈ બેઠેલા ઇંદ્રનાં તેને દર્શન કરાવ્યાં.[૪૮] તે સમયે પોતાની પત્નીને કૃશ અને નિસ્તેજ થયેલી જોઈને ઇંદ્ર મનમાં વિચાર કરવા લાગ્યો કે, 'અહો! મારા પર કેવું દુઃખ આવી પડ્યું છે? હું મારું રાજ્ય મૂકીને અહીં નાસી આવ્યો છું અને મારી આ દુઃખી પત્ની મને શોધી કાઢીને અહીં મારી સામે આવી પહોંચી છે.' પછી ઇંદ્રે ઇંદ્રાણીને પૂછ્યું: 'તું હમણાં કેવી રીતે વર્તે છે?' ત્યારે ઇંદ્રાણીએ ઉત્તર આપ્યો: 'નહુષ મને પોતાની પત્ની બનાવવા માટે બોલાવે છે; પરંતુ મેં અમુક સમયની તેને અવધિ આપી છે.' તે સાંભળી ઇંદ્રે કહ્યું: 'જા, તારે નહુષને કહેવું કે, જેમાં ઋષિઓને જોડ્યા હોય, તેવા કોઈ અપૂર્વ વાહનમાં તું બેસ અને પછી મને પરણ. જોકે મારા મનને ગમે તેવાં ઇંદ્રનાં ઘણાં મોટાં વાહનો છે; પરંતુ તે સર્વના પર હું બેસી ચૂકી છું. માટે હવે કોઈ બીજા જ વાહનમાં મારે તારી સાથે બેસવું છે, માટે કોઈ નવા જ વાહનમાં બેસીને તારે મારી પાસે આવવું જોઈએ.' ઇંદ્રે એ પ્રમાણે કહ્યું, એટલે ઇંદ્રાણી હરખાની હરખાતી ત્યાંથી ચાલી ગઈ અને ઇંદ્ર પણ પુનઃ કમલિનીના દાંડલામાં પેસી ગયો.[૪૯] પછી ઇંદ્રાણીને પોતાની સંમુખ આવેલી જોઈને નહુષે કહ્યું: 'તેં મને જે સમયની અવધિ આપી હતી તે હવે પૂર્ણ થઈ છે.' ત્યારે ઇંદ્રાણીએ ઇંદ્રે જે પ્રમાણે કહ્યું હતું, તે પ્રમાણે નહુષને કહ્યું. એટલે તેણે મોટા મોટા ઋષિઓને એક વાહનમાં જોડ્યા અને તેના પર પોતે બેસીને ઇંદ્રાણીની પાસે જવા ચાલ્યો. હવે તે જ સમયે મિત્રાવરુણના પુત્ર ઋષિવર અગ-

સ્ત્ય કે જેમની ઉત્પત્તિ એક ઘડામાંથી થઈ હતી, તેમણે મહર્ષિઓનું અપમાન કરી રહેલા નહુષને જોયો અને એ જ અરસામાં નહુષે પોતાના બન્ને પગથી તેમનો સ્પર્શ કર્યો. તે જોઈ અગસ્ત્યે નહુષને કહ્યું : 'અરે ઓ અકાર્ય કરનારા પાપી! જા, તું પૃથ્વી પર પડ અને જ્યાં સુધી પૃથ્વી તથા પર્વતો સ્થિતિ કરે, ત્યાં સુધી સર્પ થઈને રહે.' મહર્ષિ અગસ્ત્યનું એ વાક્ય પૂર્ણ થયું કે તુરત જ નહુષરાજા તે વાહન ઉપરથી પૃથ્વી પર ગબડી પડ્યો.૫૦-૫૧ એ રીતે નહુષના પડ્યા પછી વળી પણ ત્રૈલોક્ય ઇંદ્ર વિનાનું થઈ પડ્યું, જેથી દેવો અને ઋષિઓ, ઇંદ્રને માટે ભગવાન વિષ્ણુને શરણે ગયા અને તેમને કહેવા લાગ્યા કે, 'હે ભગવન્! બ્રહ્મ હત્યાથી પરાભવ પામેલા ઇંદ્રનું રક્ષણ કરવા માટે તમે યોગ્ય છો.' તે પછી વર આપનારા ભગવાન વિષ્ણુએ દેવોને કહ્યું કે, 'ઇંદ્ર વિષ્ણુદેવના પૂજન વાળો અશ્વમેધ યજ્ઞ કરે, જેથી પોતાનું સ્થાન તેને પ્રાપ્ત થશે.' ભગવાનનું એ વચન સાંભળી દેવતાઓ અને ઋષિઓએ ઇંદ્રની ઘણી શોધખોળ કરી, પણ તેને જ્યારે જોયો નહિ ત્યારે તેઓએ ઇંદ્રાણી ને કહ્યું : 'જા તું ઇંદ્રને બોલાવી લાવ.' પછી તે ઇંદ્રાણી પુનઃ માનસસરોવર ઉપર ગઈ, એટલે ઇંદ્ર તે સરોવરમાંથી બહાર નીકળ્યો અને બૃહસ્પતિને શરણે ગયો. બૃહસ્પતિએ તેની પાસે અશ્વ મેધ નામનો મહાન યજ્ઞ કરાવ્યો. તેમાં કૃષ્ણસારંગ નામનો મૃગ જેવો પવિત્ર ઘોડો છૂટો મૂકીને અને પછીથી તે ઘોડાનું જ વાહન કરીને બૃહસ્પતિએ દેવોના પતિ ઇંદ્રને પોતાને સ્થાને પહોંચતો કર્યો.૫૨ દેવરાજા ઇંદ્ર એ રીતે બ્રહ્મહત્યાના પાપથી જ્યારે મુક્ત થયો, ત્યારે દેવો અને ઋષિઓએ તેની સ્તુતિ કરવા માંડી. પછી તે સુખેથી સ્વર્ગમાં રહેવા લાગ્યો. આ રીતે બ્રાહ્મણોના તેજના પ્રભાવથી વૃદ્ધિ પામેલા ઇંદ્રે પોતાના શત્રુઓનો સંહાર કરીને પુનઃ પોતાનું રાજ્યાસન પ્રાપ્ત કર્યું હતું અને તેણે પોતાના બ્રહ્મહત્યાના પાપને સ્ત્રીઓ, અગ્નિ, વનસ્પતિ અને ગાયો એમ ચાર સ્થાનકોમાં વહેંચી દીધું હતું.૫૩

પૂર્વે મહર્ષિ ભરદ્વાજ આકાશગંગાના તટ ઉપર સ્નાનસંધ્યા કરવા માટે ગયા હતા. ત્યારે ત્રણ લોકમાં ત્રણ પગલાંઓ મૂકી રહેલા ભગવાન વિષ્ણુ સાથે તે અથડાઈ પડ્યા; એટલે ભરદ્વાજે જળવાળા હાથથી ભગવાનના વક્ષઃસ્થળમાં એવો તો પ્રહાર કર્યો, કે જેથી તેમના વક્ષઃસ્થળમાં (શ્રીવત્સ નામનું) એક લાંછન થઈ રહ્યું.૫૪

મહર્ષિ ભૃગુએ શાપ આપીને અગ્નિને સર્વભક્ષક બનાવી દીધો છે.૫૫

એક સમયે અદિતિ, 'મેં પકવ કરેલા અન્નનું ભક્ષણ કરીને મારા પુત્ર દેવતાઓ અસુરોનો સંહાર કરશે,' આવો મનમાં વિચાર કરીને રસોઈ કરતી હતી. તેવામાં બુધ પોતાનું વ્રત સમાપ્ત થયેલું હોવાથી ભિક્ષા લેવા માટે ત્યાં આવ્યો અને અદિતિને કહેવા લાગ્યો કે, 'મને ભિક્ષા આપ.' પણ અદિતિએ તો પ્રથમથી જ સંકલ્પ કર્યો હતો કે, આ અન્નનું પ્રથમ દેવતાઓએ જ ભોજન કરવાનું છે, બીજાએ નહિ; તેથી તેણે બુધને ભિક્ષા આપી નહિ. આ રીતે પોતાને ભિક્ષા ન આપી, તેથી બ્રહ્મરૂપ થયેલો બુધ ક્રોધાયમાન થઈ ગયો. તેણે અદિતિને શાપ આપ્યો કે, 'વિવસ્વાન પોતાના બીજા જન્મસમયે એક અંડરૂપે તારા ઉદરમાં ઉત્પન્ન થશે, ત્યારે તારા ઉદરમાં ઘણી મોટી પીડા થશે.' બુધે એ પ્રમાણે શાપ આપ્યો તે પછી વિવસ્વાન અદિતિના ઉદરમાં અંડરૂપે ઉત્પન્ન થયો હતો અને તેને લીધે અદિતિને ઘણી જ પીડા થઈ હતી. પાછળથી માતા અદિતિએ તે ઈંડાને ફોડ્યું હતું, જેમાંથી શ્રાદ્ધદેવ વિવસ્વાન 'માર્તંડ' એવા નામને ધારણ કરીને ઉત્પન્ન થયો હતો.૫૬

પ્રજાપતિ દક્ષને છાસઠ છોકરીઓ હતી. તેમાંથી તેર કશ્યપને પરણાવી હતી, દશ ધર્મને પરણાવી હતી, દશ મનુને પરણાવી હતી અને સત્તાવીસ ચંદ્રને પરણાવી હતી. ચંદ્રને પરણાવેલી સત્તાવીસે કન્યાઓ સમાન રૂપગુણવાળી હતી, જેથી તેઓને 'નક્ષત્ર' એવી સંજ્ઞા પ્રાપ્ત થયેલી છે. ચંદ્ર પોતાની સત્તાવીસે પત્નીઓ ઉપર જે પ્રીતિ રાખતો હતો, તેના કરતાં અધિક પ્રીતિ તેમાંની એક 'રોહિણી' નામની પત્ની ઉપર રાખતો હતો, તેથી બાકીની સર્વ પત્નીઓ રોહિણી ઉપર ઈર્ષ્યાવાળી થઈને પોતાના પિતા દક્ષ પાસે ગઈ અને તે વાત દક્ષને નિવેદન કરી કે, 'હે ભગવન્! અમે સર્વ પત્નીઓ

સમાન પ્રભાવવાળી છીએ, છતાં ચંદ્ર રોહિણી ઉપર અધિક પ્રીતિ રાખે છે.' પુત્રીઓનું એ વચન સાંભળીને દક્ષે કહ્યું કે, 'ચંદ્રના શરીરમાં ક્ષયરોગ અવશ્ય દાખલ થશે.' દક્ષના એ શાપથી રાજા ચંદ્રના શરીરમાં ક્ષયરોગ દાખલ થયો; (અને અલ્પ સમયમાં તો તેનું શરીર ક્ષયરોગ વડે ઘેરાઈ ગયું.) જેથી તે દક્ષને શરણે ગયો એટલે દક્ષે તેને કહ્યું કે, 'તું પોતાની પત્નીઓ તરફ સમાન રીતે વર્તતો નથી, માટે જ તને ક્ષયરોગ લાગુ થયો છે.' પછી ત્યાં રહેલા ઋષિઓએ ચંદ્રને કહ્યું : 'તારું શરીર ક્ષયરોગથી ક્ષીણ થતું જાય છે, માટે પશ્ચિમ દિશામાં સમુદ્રના તટ પર આવેલા 'હિરણ્યસરસ' નામના તીર્થમાં તું જા અને ત્યાં જઈને તેમાં સ્નાન કર.' મહર્ષિઓના એ કથન પ્રમાણે ચંદ્ર હિરણ્યસરસ તીર્થ ઉપર ગયો અને ત્યાં જઈને તેણે સ્નાન કર્યું, જેથી તેનો ક્ષયરોગ દૂર થયો. એ હિરણ્યસરસ તીર્થમાં સ્નાન કરવાથી ચંદ્રમા અત્યંત તેજસ્વી થઈને પ્રકાશવા લાગ્યો. તે દિવસથી આરંભીને તે તીર્થ 'પ્રભાસ' એવા નામથી પ્રસિદ્ધ થયું છે.[૫૭] દક્ષના શાપથી હજી સુધી પણ ચંદ્ર માત્ર પૂર્ણિમાની રાત્રિએ જ સંપૂર્ણ મંડળવાળો દેખાઈને છેક અમાવાસ્યા પર્યંત ક્ષીણ થતો જોવામાં આવે છે. અને એ ક્ષયરોગના પ્રભાવથી તેનું શરીર મેઘના સૂક્ષ્મ અંશથી જાણે ઢંકાયેલું હોય અને મેઘ સમાન વર્ણવાળું હોય તેવું દેખાય છે તથા તેના શરીર ઉપર સસલાના જેવું નિર્મળ લાંછન પણ થઈ રહ્યું છે.[૫૮]

પૂર્વે મહર્ષિ સ્થૂલશિરા મેરુ પર્વતના ઈશાન કોણમાં રહીને તપ કરતા હતા. તે સમયે તેમની આસપાસ સર્વ પ્રકારના ગંધને વહન કરનારો પવિત્ર વાયુ વાવા લાગ્યો અને તેમના શરીરને સ્પર્શ કરવા લાગ્યો. મહર્ષિ સ્થૂલશિરાનું શરીર તપથી અત્યંત તપી રહ્યું હતું અને કૃશ થઈ ગયું હતું, જેથી એ વાયુના સ્પર્શથી તેમના હૃદયમાં ઘણો જ સંતોષ થયો. પછી વાયુના વાવાથી તેમનું હૃદય સંતુષ્ટ થઈ રહ્યું હતું, તે જ સમયે આજુબાજુની વનસ્પતિઓએ પોતાનાં પુષ્પોની શોભા તેમને પ્રદર્શિત કરી, જેથી ઋષિએ તેઓને શાપ* આપ્યો કે, તમે 'સર્વકાળ પુષ્પોવાળી રહેશો નહિ.'[૫૯]

ભગવાન નારાયણ લોકોનું હિત કરવા માટે 'વડવામુખ' નામના એક મહર્ષિ થઈને મેરુપર્વત ઉપર જ પૂર્વે તપ કરતા હતા. તેમણે એક સમયે સમુદ્રને પોતાની પાસે બોલાવ્યો, પણ તે આવ્યો નહિ; જેથી તેના પર ક્રોધાયમાન થઈને તેમણે પોતાનાં ગાત્રોની ગરમીથી સમુદ્રને સ્થિર જળવાળો કરી દીધો અને તેના જળને પરસેવાના જળ જેવું ખારું કરી દીધું.[૬૦] વળી સમુદ્રને શાપ આપતાં કહ્યું કે, 'તારું જળ પીવા માટે અયોગ્ય થઈ પડશે, પણ વડવામુખ અગ્નિ તેનું પાન કરશે, ત્યારે તે મધુર થશે.' આ શાપના પ્રભાવથી હજી સુધી પણ સમુદ્રનું જળ ખારું જણાય છે અને વડવાનલ અગ્નિ સમુદ્રમાંથી જળપાન કરે છે.[૬૧]

હિમાલય પર્વતની કન્યા ઉમાને પરણવાની એક તરફથી મહાદેવે ઇચ્છા કરી હતી અને બીજી તરફથી મહર્ષિ ભૃગુ પણ હિમાલય પાસે આવીને તેને કહેવા લાગ્યા કે, 'તારી આ કન્યા મને આપ.' ત્યારે હિમાલયે કહ્યું : 'આ કન્યાના વર તરીકે અમે રુદ્રદેવને જ શોધી લીધો છે.' તે સાંભળી ભૃગુઋષિએ તેને શાપ આપ્યો કે, 'તારી કન્યાને વરવાની મારી ઇચ્છા હતી, છતાં તેં મને ના પાડી છે, માટે જા, આજથી તું રત્નોનું પાત્ર થઈશ નહિ.' ભૃગુઋષિનું એ શાપવચન હજી સુધી પણ તેમ ને તેમ જ સફળ થતું આવ્યું છે. (હિમાલયમાં રત્નો ઉત્પન્ન જ થતાં નથી.) આવું બ્રાહ્મણોનું માહાત્મ્ય છે.[૬૨/૬૩] અરે! ક્ષત્રિયો પણ બ્રાહ્મણોના પ્રસાદથી જ સનાતનકાળથી ચાલી આવેલી આ અક્ષય પૃથ્વીનો પોતાની પત્ની તરીકે ઉપભોગ કરે છે.[૬૪] આ રીતે ક્ષત્રિયોમાં રહેલું બ્રાહ્મણોનુ તેજ અગ્નિ તથા સોમથી જ ઉત્પન્ન થયેલું હોઈને જગતને ધારણ કરી રહ્યું છે અને તેથી જ આખું જગત અગ્નિ તથા સોમને આધારે ટકી રહેલું છે.[૬૫]

એમ કહેવાય છે કે, અગ્નિ અને સોમ ઈશ્વરનાં નેત્રરૂપ ગણાય છે અને તેઓનાં કિરણો પરમેશ્વરના કેશ કહેવાય છે. તેમાં સોમ જગતને જાગ્રત કરતો

* વનસ્પતિઓએ પુષ્પોની શોભા પ્રદર્શિત કરી તેમાં તેઓને શાપ આપવાનો હેતુ એ જ હતો કે, પુષ્પ વગેરે પદાર્થો કામોત્તેજક હોઈને તપશ્ચરણમાં વિઘ્નકર્તા થઈ પડે છે.

(શાંત કરતો) ઉદય પામે છે અને અગ્નિ જગતને તપાવતો ઉદય પામે છે.[૬૬] હે પાંડુનંદન! અગ્નિ તથા સોમે કરેલાં એ કર્મથી અર્થાત્ જગતને જાગ્રત કરવાથી તથા તપાવવાથી લોકોને ઘણો હર્ષ થાય છે. માટે અગ્નિ તથા સોમને 'હૃષી' કહેવામાં આવે છે અને તે 'હૃષી' નામને ધારણ કરનારા અગ્નિ તથા સોમ જાણે મારાં એ કિરણો હોય તેવા છે; માટે સર્વનો ઈશ્વર, લોકોનું રક્ષણ કરનારો અને વરને આપનારો હું 'હૃષીકેશ' છું.[૬૭] વળી પ્રત્યેક યજ્ઞોમાં 'इळोपहूता सह दिवा' ઇત્યાદિ મંત્રો વડે બોલાવાયેલો હું યજ્ઞના ભાગને ગ્રહણ કરું છું અને મારો વર્ણ હરિત રત્નના જેવો શ્રેષ્ઠ છે, માટે હું 'હરિ' એવા નામથી પ્રસિદ્ધ થયો છું.[૬૮] પ્રાણીમાત્રમાં જે સાર રહેલો છે અથવા બળ રહેલું છે, તેને 'ધામ' કહેવામાં આવે છે અને સત્ય ધામરૂપ હું પોતેજ સર્વ પ્રાણીઓમાં રહેલો છું, માટે બ્રાહ્મણોએ મને 'ઋતધામા'* કહ્યો છે.[૬૯] પૂર્વે પૃથ્વી જ્યારે નાશ પામી હતી–જળમાં ડૂબી ગઈ હતી, ત્યારે હું તેને ઉપર લાવ્યો હતો, જેથી દેવતાઓ મને 'ગોવિંદ'×એ પ્રમાણે કહીને વાણી વડે સ્તુતિ કરે છે.[૭૦] વળી મારું 'શિપિવિષ્ટ' એવું પણ એક નામ પ્રસિદ્ધ છે. જે પુરુષ રોમરહિત હોય (અર્થાત્ જેનું શરીર રૂંવાડાં વિનાનું હોય) તેને 'શિપિ' કહેવામાં આવે છે અને તેવા શિપિ સ્વરૂપવાળા મારાથી આખું જગત વ્યાપ્ત થઈ રહ્યું છે, માટે મને 'શિપિવિષ્ટ'+ કહેવામાં આવે છે.[૭૧] ઋષિ યાસ્કે વ્યગ્રતાનો ત્યાગ કરીને અનેક યજ્ઞોમાં મારું ગાન કર્યું છે, માટે હું તે 'શિપિવિષ્ટ' એવા ગુહ્ય નામને ધારણ કરનારો છું.[૭૨] આ નામનો પ્રભાવ એવો છે કે, ઉદાર બુદ્ધિવાળા ઋષિ યાસ્કે 'શિપિવિષ્ટ' એ નામથી મારી સ્તુતિ કરી હતી અને મારો પ્રસાદ મેળવી પાતાળમાં છુપાઈ રહેલા નિરુક્ત શાસ્ત્રને સંપાદન કર્યું હતું.[૭૩] પ્રાણીમાત્રનો આત્મા એવો હું પૂર્વે કદી જન્મ્યો નથી, વર્તમાનમાં કદી જન્મતો નથી અને ભવિષ્યમાં કદી જન્મીશ નહિ; માટે હું 'અજ'× કહેવાઉં છું.[૭૪] મેં ક્ષુદ્ર કે અસત્ય ભાષણ કદી કર્યું નથી અને મારી સત્ય વાણી બ્રહ્માની પુત્રી દેવી સરસ્વતીરૂપ હોઈને ઋતા કહેવાય છે–ત્રણે કાળમાં અબાધ્ય ગણાય છે.[૭૫] વળી હે કુંતાપુત્ર! મેં મારા આત્મામાં સત્–અસત્ સર્વ પદાર્થોનો સમાવેશ કર્યો છે, માટે મારા નાભિકમળરૂપ બ્રહ્મસદનમાં ઋષિઓ મને 'સત્ય' કહે છે.[૭૬] હું પૂર્વે કદી સત્ત્વથી ભ્રષ્ટ થયો નથી. વળી તારે જાણવું કે, સત્ત્વ મારાથી ઉત્પન્ન થયું છે અને હે ધનંજય! મારા પૂર્વજન્મના સત્ત્વે મને આ જન્મમાં પણ છોડ્યો નથી, એટલુંજ નહિ પણ સર્વ ફ્લેચ્છાનો ત્યાગ કરીને તથા સર્વ દોષોથી રહિત થઈને સત્ત્વપૂર્વક કર્મ કરવામાં હું તત્પર રહું છું અને કેવળ સાત્ત્વિક જ્ઞાન દ્વારા જ મારાં દર્શન થાય છે, માટે સત્ત્વશાળી પુરુષોમાં હું 'સાત્વત'* કહેવાઉં છું.[૭૭-૭૮] હે પાર્થ! હું કાળરૂપી હળની મોટી કોશરૂપ થઈને આખી પૃથ્વીને ખોદી નાખું છું અને મારો વર્ણ કાળો છે, માટે હે અર્જુન! હું 'કૃષ્ણ'÷ કહેવાઉં છું.[૭૯] મેં પૃથ્વીને જળની સાથે, આકાશને વાયુની સાથે અને વાયુને તેજની સાથે મિશ્ર કરી દીધેલ છે, માટે મારું 'વૈકુંઠ'+ નામ પ્રસિદ્ધ થયું છે.[૮૦] નિર્વાણ–એટલે પરમ બ્રહ્મ અને તે નિર્વાણ એ જ સર્વોત્તમ ધર્મ કહેવાય છે. આ નિર્વાણધર્મથી અથવા મોક્ષધર્મથી હું કદી ભ્રષ્ટ થયો નથી, માટે મારું 'અચ્યુત' નામ પ્રસિદ્ધ છે.[૮૧] પૃથ્વી અને આકાશ એ

---

* ऋतं–अबाधितं धाम–सत्तास्फूर्तिस्वं यस्य सः ऋतधामा।

× गां–धरणीं विंदति–लभते इति गोविंदः।

+ हीनानि–त्यक्तानि रोमाणि इव रोमाणि–अंशवः–अवयवाः येन स. शिपि.–निष्कलः परमात्मा तेन–शिपिना रूपेण इदं किंचित् आविष्टं येन अतः सः शिपिविष्टः।

× न जायते त्रिषु कालेषु अपि इति अजः।

* सत्त्वेन तायते–पाल्यते इति सात्वतः अथवा सत्त्वं तनोति–विस्तारयति इति सात्वतः अथवा सत्वं अस्ति अस्मिन् इति सत्वतः एव सात्वतः अथवा सत्–ब्रह्म अस्ति एषां इति सत्वतः सत्वतां इदं सात्वतं पांचरात्रादि तंत्रं तान्तत्वेन दृष्टः सात्वतः।

÷ कृषति इति कृष्णः।

+ विः–वाय्वम्बुतेजांसि, कुः–पृथिवी, ठः–आकाशः एतेषां समाहारः विकुंठाः, विकुंठानां श्लेषनकर्ता इति वैकुंठः अथवा विगता कुंठा पंचानां भूतानां मेलने असामर्थ्यं यस्य सः विकुंठः, विकुंठ एव वैकुंठः।

બન્ને જગતના મુખ તરીકે પ્રસિદ્ધ છે અને તેઓ બન્નેને હું અનાયાસે ધારણ કરું છું, માટે મને 'અધોક્ષજ'× કહે છે.[૮૨] વૈદિક શબ્દોના અર્થનું ચિંતન કરનારા વેદવેત્તા વિદ્વાનો નિત્ય યજ્ઞશાળામાં બેસીને 'અધોક્ષજ'એ નામથી મારી સ્તુતિ કરે છે.[૮૩] પ્રાચીન કાળના મહર્ષિઓએ 'अ', 'धोक्ष' અને 'ज' એવા ત્રણ શબ્દો એકત્ર કરીને અને તે શબ્દોનો અનુક્રમે સંહારક, પાલક અને ઉત્પાદક એવા ત્રણ અર્થો કરીને 'अधोक्षज' શબ્દનો ઉચ્ચાર કર્યો છે અને તેઓએ કહ્યું છે કે, 'પ્રભુ નારાયણ વિના જગતમાં બીજો 'અધોક્ષજ' નથી.'[૮૪] જગતમાં પ્રાણીમાત્રના પ્રાણને ધારણ કરી રાખનારું ઘૃત, મારા અગ્નિસ્વરૂપ તેજને વૃદ્ધિ પમાડનારું છે, માટે શાંત સ્વભાવના વેદવેત્તાઓ મને 'ઘૃતાર્ચિ' કહે છે.[૮૫] કર્મથી ઉત્પન્ન થનારી ત્રણ ધાતુઓ કે જેને વાત, પિત્ત અને કફ કહેવામાં આવે છે, તેના સમુદાયને જ શરીર કહેવામાં આવે છે અને એ ધાતુઓ જ્યાં સુધી હોય છે, ત્યાં સુધી પ્રાણી જીવી શકે છે; પણ તેઓનો જ્યારે ક્ષય થાય છે, ત્યારે પ્રાણી મરણ પામે છે; આવો મત ધરાવનારા આયુર્વેદશાસ્ત્રીઓ મને 'ત્રિધાતુ' કહે છે. હે ભારત! ભગવાન ધર્મ જગતમાં 'વૃષ' એવા નામથી પ્રસિદ્ધ છે. જેથી નિઘંટુકપદાખ્યાનમાં (તે નામના શબ્દકોશમાં) મને 'વૃષોત્તમ' કહેવામાં આવ્યો છે, એમ તારે જાણવું.[૮૬-૮૮] વળી કપિ એટલે વરાહ અને શ્રેષ્ઠ ધર્મ એ બન્નેને 'વૃષ' કહેવામાં આવે છે, તેથી પ્રજાપતિ કશ્યપ મને 'વૃષાકપિ' કહે છે.[૮૯] દેવો કે અસુરો પણ મારા આદિને, મધ્યને કે અંતને કદી જાણી શકતા નથી; કેમ કે સર્વનો ઈશ્વર અને લોકોનો સાક્ષી એવો હું આદિ, મધ્ય તથા અંતથી રહિત છું અને એટલા જ માટે હું 'વિભુ' કહેવાઉં છું.[૯૦] હે ધનંજય! સાંભળવા યોગ્ય એવાં પવિત્ર વચનોનું જ હું શ્રવણ કરું છું. પણ પાપી વચનોને કદી સાંભળતો જ નથી, માટે હું 'શુચિશ્રવા' કહેવાઉં છું.[૯૧] મેં જગતને આનંદ આપનારું અને એક શિંગડાવાળું વરાહનું સ્વરૂપ પૂર્વે ધારણ કર્યું હતું અને આ પૃથ્વીનો ઉદ્ધાર કર્યો હતો, માટે મારું 'એકશૃંગ' નામ પ્રસિદ્ધ છે;[૯૨] તેમ જ મેં વરાહનું સ્વરૂપ ધારણ કર્યું હતું, ત્યારે મારા શરીરના ત્રણ અવયવો (ખાંધ, મુખનો અગ્રભાગ અને દાઢ) અતિ ઉન્નત હતા, તેથી મારું 'ત્રિકકુપ' નામ પ્રસિદ્ધ થયું છે.[૯૩] કપિલના સાંખ્યજ્ઞાનનું ચિંતન કરનારા પુરુષો જેને 'વિરિંચ' કહે છે, તે જ હું પોતે છું અને પ્રાણીમાત્રને ચેતનાવાળાં કરીને સર્વ લોકનો હું સ્રષ્ટા છું, માટે 'પ્રજાપતિ' કહેવાઉં છું.[૯૪] વિદ્યાની સહાયવાળો હું—સનાતન પુરુષ સૂર્યમંડળમાં સ્થિતિ કરી રહ્યો છું, તેને જ જ્ઞાનનો નિશ્ચય કરનારા સાંખ્ય આચાર્યો 'કપિલ' (હિરણ્યવર્ણ) કહે છે. તેજસ્વી એવા જે પરમાત્માની વેદમાં સ્તુતિ કરવામાં આવે છે અને યોગીઓ નિત્ય જેની પૂજા કરે છે, તે જ હું, 'હિરણ્યગર્ભ' નામથી પૃથ્વી પર પ્રસિદ્ધ થયો છું.[૯૫-૯૬] વેદવેત્તા મનુષ્યો મને એકવીસ હજાર મંત્રોવાળો ઋગ્વેદ કહે છે અને એક હજાર શાખાઓવાળો સામવેદ કહે છે.[૯૭] તેમ જ અતિ દુર્લભ એવા મારા ભક્ત બ્રાહ્મણો આરણ્યક ઉપનિષદમાં મારી પોતાની જ સ્તુતિ કરે છે અને છપ્પન, આઠ તથા સાડત્રીસ એમ એકંદર એકસો એક શાખાઓવાળા અધ્વર્યુસંબંધી યજુર્વેદમાં મારું જ વર્ણન કરવામાં આવ્યું છે; તેમ જ અથર્વવેદ જાણનારા બ્રાહ્મણો મને પોતાને જ પાંચ કલ્પોવાળા તથા કૃત્યાઓથી ભરપૂર એવા અથર્વવેદરૂપ માને છે. વળી વેદની જે જે શાખાઓ છે અને તે તે શાખાઓમાં જે જે વિદ્યાઓ છે, ગીતિઓ છે, સ્વરો છે અને વર્ણોના ઉચ્ચારો છે, તે સર્વ મેં પોતે જ કરેલા છે. હે પાર્થ! જગતની ઉત્પત્તિ સમયે બ્રહ્માને વર આપનારું જે હયગ્રીવનું સ્વરૂપ ઉદય પામે છે, તે હું છું; તેમ જ વેદના ઉત્તર ભાગમાં ક્રમ તથા અક્ષરોના જે વિભાગ પાડવામાં આવ્યા છે, તેને જાણનારો પણ હું જ છું. મુનિ વામદેવે જેને ધ્યાનમાર્ગ પ્રદર્શિત કર્યો હતો, તે મહાત્મા

× अधस्–पृथिवी, अक्–आकाश–ते उभे संजयति–सगेन–धारयति इति अधोक्षजः ।

અર્થાત્ પૃથ્વી અને આકાશ બન્નેને એકીસાથે ધારણ કરી રાખે તે 'અધોક્ષજ' કહેવાય છે. अधोक् શબ્દની પૂર્વક संज ધાતુને 'क' પ્રત્યય લગાડવાથી અને 'संज' ધાતુના અનુનાસિકનો લોપ કરવાથી 'अधोक्षज' શબ્દ સિદ્ધ થાય છે.

પાંચાલમુનિએ મારા જ પ્રસાદથી સનાતન એવા મારી પાસેથી વેદની ક્રમવિદ્યા પ્રાપ્ત કરી હતી. વળી નારાયણસ્વરૂપ એવા મારી પાસેથી જ વરદાન મેળવીને ક્રમવિદ્યામાં પ્રથમ પારંગત થયેલા બ્રાભ્રવ્ય ગોત્રના ગાલવમુનિ ઉત્તમ યોગબળને પ્રાપ્ત કરી ક્રમ તથા શિક્ષાને રચીને દીપી રહ્યા હતા.૯૮-૧૦૪ પૂર્વે કંડરીક કુળમાં બ્રહ્મદત્ત નામનો એક પ્રતાપી રાજા થયો હતો, તેને જન્મ તથા મરણનાં દુઃખો વારંવાર સ્મરણમાં આવતાં હતાં. છેવટે મારા પ્રસાદથી જ માત્ર સાત જન્મમાં યોગીઓની મુખ્ય સંપત્તિ તેને પ્રાપ્ત થઈ હતી.

હે પાર્થ! પૂર્વે તેવા કોઈ કારણને લીધે ધર્મના પુત્ર તરીકે હું પ્રસિદ્ધ થયો હતો, માટે હે કુરુસિંહ! મારું 'ધર્મજ' એવું નામ કહેવાય છે.

પૂર્વે ગંધમાદન પર્વતમાં ધર્મરૂપ વાહન ઉપર આરૂઢ થઈને નર તથા નારાયણ અખંડ તપશ્ચર્યા કરતા હતા અને તે જ સમયે બીજી તરફ દક્ષપ્રજાપતિનો યજ્ઞ ચાલી રહ્યો હતો.૧૦૫-૧૦૮ હે ભારત! એ યજ્ઞમાં દક્ષે રુદ્રને ભાગ આપ્યો ન હતો, જેથી રુદ્રે દધીચિ ઋષિના કહેવા પરથી તે વાત જાણીને દક્ષના યજ્ઞનો નાશ કર્યો. રુદ્રે દક્ષના ઉપર કોપાયમાન થઈને તેજથી ઝળહળી રહેલું એક ત્રિશૂળ ફેંક્યું હતું. તે ત્રિશૂળ દક્ષના યજ્ઞનો સંપૂર્ણ નાશ કરીને બદરિકાશ્રમમાં નર તથા નારાયણ જ્યાં તપ કરતા હતા, ત્યાં એકાએક જઈ પહોંચ્યું અને મોટા વેગથી ઊછળીને નારાયણના વક્ષઃસ્થલ ઉપર પડ્યું. એ સમયે એ ત્રિશૂળના તેજથી નારાયણના કેશ મુંજ નામના ઘાસ જેવા પીંગળા વર્ણના થઈ ગયા, તેથી જ હું 'મુંજકેશવાન્' કહેવાઉં છું.૧૦૯-૧૧૨ પછી મહાત્મા નારાયણે હુંકાર શબ્દનો ઉચ્ચાર કરીને તે ત્રિશૂળને હાંકી કાઢ્યું, જેથી પોતાના પ્રતાપથી ભ્રષ્ટ થઈને શંકરના હાથમાં જ પાછું જઈ પડ્યું.૧૧૩ તે જોઈ ક્રોધાયમાન થયેલા રુદ્ર તે બન્ને તપસ્વી ઋષિઓ સામા દોડ્યા, એટલે વિશ્વાત્મા નારાયણે પોતાના હાથ વડે રુદ્રનો કંઠ પકડી લીધો. એ પ્રમાણે રુદ્રનો કંઠ નારાયણના પકડવાથી શ્યામ થઈ ગયો છે, માટે જ રુદ્ર, 'શિતકંઠ' નામથી પ્રસિદ્ધ છે. તે પછી રુદ્રનો વિઘાત કરવા માટે નર ભગવાને એક દર્ભની સળી લીધી કરી અને તેમાં મંત્રોની યોજના કરી કે તુરત જ એક મહાન ફરસી તેમાંથી પ્રકટ થઈ. તે ફરસીને નર ભગવાને રુદ્ર સામે ફેંકી, પરંતુ એકાએક તેના ટુકડા થઈ ગયા. આ પ્રમાણે મારી ફરસીના તે વેળા કટકા થઈ ગયા હતા, તેથી હું 'ખંડપરશુ' કહેવાઉં છું.

અર્જુને પૂછ્યું: હે યદુવંશી કૃષ્ણ! ત્રૈલોક્યને સ્તબ્ધ કરી દેનારા એ યુદ્ધમાં વિજય કોનો થયો હતો, તે મને કહો.

શ્રીભગવાન બોલ્યા: હે અર્જુન! રુદ્ર તથા નારાયણ એ પ્રમાણે યુદ્ધ કરવા જ્યારે તૈયાર થયા હતા, ત્યારે જગતના સર્વ પ્રાણીઓ એકાએક ઉદ્વિગ્ન થઈ ગયાં હતાં, અગ્નિ યજ્ઞોમાં હોમેલા ઉજ્જ્વળ હવિષ્યને ગ્રહણ કરતો ન હતો, શુદ્ધાત્મા ઋષિઓના વેદપાઠો બરાબર દીપતા ન હતા, રજોગુણ અને તમોગુણે દેવોમાં પણ પગપેસારો કરી દીધો હતો, પૃથ્વી કંપી ગઈ હતી, આકાશ ફાટી ગયું હતું, સર્વ તેજસ્વી પદાર્થો નિસ્તેજ થઈ ગયા હતા, બ્રહ્મા આસન ઉપરથી ડોલાયમાન થઈ ગયા હતા, સમુદ્ર સુકાઈ ગયો હતો અને હિમાલય ચિરાઈ ગયો હતો. એ રીતે હે પાંડુપુત્ર! સર્વત્ર અશુભ નિમિત્તો ઉત્પન્ન થઈ રહ્યાં હતાં.૧૧૪-૧૨૨ પછી દેવગણોએ અને મહાત્મા ઋષિઓએ બ્રહ્મદેવ પાસે જઈને તે વાત નિવેદન કરી, એટલે તે સર્વને સાથે લઈને બ્રહ્મા જ્યાં તે યુદ્ધ ચાલી રહ્યું હતું ત્યાં આવી પહોંચ્યા.૧૨૩ ત્યાં આવીને નિરુક્તમાં સ્તુતિ કરાયલા ચાર મુખવાળા બ્રહ્મા બે હાથ જોડીને રુદ્રને કહેવા લાગ્યા: 'ચોબાજુ ખળભળી ઊઠેલા આ લોકોનું તમે કલ્યાણ કરો. હે જગતના ઈશ્વર! આખા વિશ્વનું હિત કરવા માટે આયુધોનો તમે ત્યાગ કરો, કેમ કે જે અક્ષર છે, અવ્યક્ત છે, સર્વનો નિયંતા છે, લોકોનું રક્ષણ કરનાર છે, કૂટસ્થ છે, સર્વના સ્રષ્ટા છે, દ્વંદ્વભાવથી રહિત છે અને વિદ્વાનો જેને અકર્તા કહે છે, તે પરમાત્માની જ આ પવિત્ર મૂર્તિ (નરનારાયણ સ્વરૂપે) પ્રકટ થયેલી છે.૧૨૪-૧૨૬ આ નરનારાયણ ધર્મના કુળમાં ઉત્પન્ન થયા છે, મોટા તપસ્વી છે, દેવોમાં શ્રેષ્ઠ છે અને મહાન વ્રતને ધારણ કરનારા છે.૧૨૭ હે તાત! સૃષ્ટિના આદ્ય સમયે કોઈ અલૌકિક કારણને લીધે

તેમના પ્રસાદથી હું ઉત્પન્ન થયો છું અને સનાતનરૂપ તમે તેમના ક્રોધમાંથી ઉત્પન્ન થયા છો;[૧૨૮] માટે હે વરદાતા રુદ્ર! હું, આ દેવતાઓ અને મહર્ષિઓની સાથે રહીને તમે નારાયણદેવને સત્વર પ્રસન્ન કરો અને લોકોમાં શાંતિ થવા દો, વિલંબ કરો મા.'[૧૨૯]

બ્રહ્મદેવે એ પ્રમાણે કહ્યું એટલે રુદ્રે પોતાના ક્રોધાગ્નિનો ત્યાગ કરીને પ્રભુ નારાયણદેવને પ્રસન્ન કર્યા અને સર્વના આદ્ય તથા સર્વશ્રેષ્ઠ તે વર આપનારા પ્રભુનું શરણ લીધું.[૧૩૦] દેવ નારાયણ પણ ક્રોધ તથા ઇંદ્રિયોને જીતનારા હતા અને ઇચ્છિત વરને આપનારા હતા, જેથી રુદ્રના પર પ્રસન્ન થયા અને તેમની મિત્રતા કરી.[૧૩૧] પછી ઋષિઓ, દેવતાઓ અને બ્રહ્માથી પૂજાયલા જગન્નિયંતા હરિએ ઈશાનદેવ રુદ્રને આ પ્રમાણે કહ્યું:[૧૩૨] 'હે રુદ્ર! જે પુરુષ તમને જાણે છે, તે મને જાણે છે અને જે મને અનુસરે છે, તે તમને જ અનુસરે છે. આપણા બન્નેમાં કંઈ પણ અંતર નથી, માટે તમે ભેદબુદ્ધિ રાખો મા.[૧૩૩] તમારા ત્રિશૂળથી મારા વક્ષઃસ્થલમાં જે લાંછન પડી ગયુ છે, તે આજથી આરંભીને 'શ્રીવત્સ' નામે પ્રસિદ્ધ થશે અને મારા પકડવાથી ચિહ્નવાળા થયેલા તમે 'શ્રીકંઠ' નામથી ઓળખાશો.'[૧૩૪]

શ્રીકૃષ્ણે કહ્યું: એ પ્રમાણે અન્યોન્યને થયેલાં લાંછનને ઉત્તમ લક્ષણરૂપે ઉત્પન્ન કરીને તે નરનારાયણ ઋષિએ રુદ્ર સાથે અતુલ મિત્રતા કરી.[૧૩૫] અને પછી દેવતાઓને જવાની આજ્ઞા આપીને શાંત ચિત્તથી તપશ્ચર્યા કરવા માંડી. હે પાર્થ! એ પ્રમાણે તે યુદ્ધમાં નારાયણનો જય થયો હતો, એ વિષેની કથા મેં તને કહી.[૧૩૬] તેમ જ હે ભારત! નારાયણનાં ગુહ્ય નામો તથા ઋષિઓએ કહેલાં તેઓનાં રહસ્યો પણ મેં તને કહ્યાં.[૧૩૭] હે કુંતાપુત્ર! આવાં આવાં અનેક સ્વરૂપો ધારણ કરીને હું પૃથ્વીલોકમાં, બ્રહ્મલોકમાં તથા સનાતન ગોલોકમાં વિચાર્યા કરું છું. આ મહાભારત યુદ્ધમાં પણ મેં તારું રક્ષણ કર્યું હતું, તેથી જ તને મહાન વિજય પ્રાપ્ત થયો છે અને યુદ્ધ જ્યારે ઉપસ્થિત થયુ હતું, ત્યારે તારા અગ્રભાગમાં જે પુરુષ ચાલ્યા કરતો હતો, તે દેવના દેવ જટાધારી રુદ્ર જ હતા, એમ તારે જાણવું. મેં તને પ્રથમ જ કહ્યું છે કે, પરમાત્માના ક્રોધથી ઉત્પન્ન થયેલા ભગવાન રુદ્ર સાક્ષાત્ કાળમૂર્તિ જ છે.[૧૩૮-૧૪૧] તે જે જે શત્રુઓનો સંહાર કર્યો છે, તે સર્વને ભગવાન રુદ્રદેવે પ્રથમથી જ સંહારી નાખ્યા હતા; (અને તેથી જ તું યુદ્ધમાં શત્રુઓને મારી શક્યો છે.) માટે અતુલ પ્રભાવશાળી, દેવોના પણ દેવ, ઉમાના પતિ, જગતના ઈશ્વર અને સર્વનો સંહાર કરનારા તે અવિનાશી દેવને તું નમસ્કાર કર. હે ધનંજય! મેં પ્રથમ વારવાર તને કહ્યું છે કે, રુદ્ર પરમાત્માના ક્રોધથી ઉત્પન્ન થયા છે અને હમણાં તેં જે કંઈ સાભળ્યુ છે, તે સર્વ એ રુદ્રદેવનો જ પ્રભાવ છે.[૧૪૨]

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમા 'અગ્નિ તથા સોમનુ માહાત્મ્ય અથવા 'હૃષીકેશ' આદિ નામોનું રહસ્ય' નામનો અધ્યાય ૩૪૨ મો સમાપ્ત

## अध्याय ३४३ मो

### શ્વેતદ્વીપમાંથી પાછા ફરેલા નારદનો નરનારાયણ સાથે સમાગમ

॥ शौनक उवाच ॥

**सौते सुमहदाख्यानं भवता परिकीर्तितम् ।**
**यच्छ्रुत्वा मुनयः सर्वे विस्मयं परमं गताः ॥ १ ॥**

શૌનકે પૂછ્યું: હે સૂતપુરાણી! તમે આ અતિ મહાન આખ્યાન કહ્યું છે, જેનું શ્રવણ કરીને સર્વ મુનિઓ પરમ વિસ્મય પામ્યા છે.[૧] હે સૂતપુત્ર! નારાયણની કથા શ્રવણ કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે, તે ફળ સર્વ આશ્રમોમાં નિવાસ કરવાથી કે સર્વ તીર્થોમાં સ્નાન કરવાથી પ્રાપ્ત થતું નથી.[૨] ખરેખર, સર્વ પાપોથી મુક્ત કરનારી નારાયણની પવિત્ર કથાનું આદિથી શ્રવણ કરીને અમે પવિત્ર અંગવાળા થયા છીએ.[૩] સર્વ લોકથી નમસ્કાર કરાયલા ભગવાન નારાયણ દેવનાં દર્શન બ્રહ્માદિ સર્વ દેવતાઓને તથા મહર્ષિઓને પણ દુર્લભ છે, છતાં નારદે દેવ નારાયણના દર્શન કર્યાં, તેમાં હે સૂતપુત્ર! તે દેવની અવશ્ય અનુમતિ જ હોવી જોઈએ.[૪-૫] નારદે અનિરુદ્ધના શરીરમાં જગત્પતિ નારાયણનાં દર્શન કર્યાં. તે પછી પુનઃ દેવ નારાયણનાં દર્શન કરવા માટે તે શા માટે ગયા હતા, તેનું કારણ મને કહો.

સૂતપુરાણીએ કહ્યું : હે શૌનક! પરીક્ષિતના પુત્ર રાજા જનમેજયને ત્યાં યજ્ઞક્રિયા ચાલી રહી હતી અને જુદાં જુદાં સર્વ કર્મો વિધિ પ્રમાણે થઈ રહ્યાં હતાં, ત્યારે મહારાજા જનમેજયે વેદના ભંડાર-રૂપ અને પોતાના પિતામહના પણ પિતામહ પ્રભુ વ્યાસઋષિને આ પ્રમાણે પૂછ્યુ.

જનમેજયે પૂછ્યું : દેવર્ષિ નારદ ભગવાનના વચનનું સ્મરણ કરતા કરતા શ્વેતદ્વીપમાંથી પાછા ફર્યા તે પછી તેમણે શું કર્યું ? નારદ બદરિકાશ્રમમાં આવીને ઋષિ નરનારાયણને મળ્યા પછી કેટલા કાળ પર્યંત ત્યાં રહ્યા હતા અને તેમણે કઈ કઈ કથાઓ પૂછી હતી ? હે બ્રહ્મન્! ખરેખર આ કથા-રૂપી અમૃત કે જે જ્ઞાનનો એક ભંડાર જ છે અને સર્વના કરતાં ઉત્તમ છે, તેને દહીંમાંથી જેમ માખણ કાઢવામાં આવે, મલયાચલમાંથી જેમ ચંદન કાઢવામાં આવે, વેદોમાંથી જેમ આરણ્યક ઉપનિષદ કાઢવામાં આવે અને ઔષધિઓમાંથી જેમ અમૃત કાઢવામાં આવે તેમ એક લાખ શ્લોકવાળા મહા-ભારતના વિશાળ આખ્યાનમાંથી બુદ્ધિરૂપી રવૈયા વડે પૂબ મથીને બહાર કાઢવામાં આવ્યુ છે.[૧–૧૩] હે તપોનિધિ! તમે જે આખ્યાન કહ્યું છે, તે ખરે-ખર નારાયણની કથાનો જ આશ્રય કરનારું છે. અહો! પ્રાણીમાત્રનું રક્ષણ કરનારા અને સર્વના ઈશ્વર ભગવાન નારાયણદેવ કોઈ અલૌકિક તત્ત્વ છે અને હે ઉત્તમ બ્રાહ્મણ! નારાયણનું તેજ દર્શન કરવા માટે દુર્લભ જ છે. જેમાં બ્રહ્માદિ દેવતાઓ, ઋષિઓ, ગંધર્વો અને સ્થાવરજંગમ સર્વ જગતનો પ્રલયકાળે સમાવેશ થઈ જાય છે, તે નારાયણના જેવું પવિત્ર બીજું એક પણ તત્ત્વ સ્વર્ગ કે પૃથ્વીમાં નથી જ, એમ હું માનું છુ;[૧૪–૧૬] તેમ જ નારાયણ-ની કથાનું શ્રવણ કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે, તે સર્વ આશ્રમોમાં નિવાસ કરવાથી કે સર્વ તીર્થોમાં સ્નાન કરવાથી પણ પ્રાપ્ત થતું નથી.[૧૭] અમે તો જગતના ઈશ્વર હરિની સર્વ પાપોનો નાશ કરનારી કથાનું આદિથી શ્રવણ કરીને સર્વથા પવિત્ર જ થઈ ગયા છીએ.[૧૮] મારી માન્યતા પ્રમાણે તેમાં કંઈ આશ્ચર્ય જેવું નથી કે તે સમયના ભારતીય યુદ્ધમાં મારા પૂજ્ય (દાદા) અર્જુને વાસુદેવની સહાયતા લઈને ઉત્તમ વિજય મેળવ્યો હતો;[૧૯] કેમ કે ત્રૈલો-ક્યના નાથ સાક્ષાત્ વિષ્ણુ ભગવાન જેને સહાય કરનારા હોય, તેને આ ત્રણે લોકમાં કંઈ પણ વસ્તુ અપ્રાપ્ય હોય, એમ હું માનતો જ નથી.[૨૦] હે બ્રહ્મન્! તે મારા સર્વ પૂર્વજો ખરેખર ધન્યવાદને પાત્ર જ હતા; કેમ કે ભગવાન જનાર્દન પોતે તેમનું હિત કરવા માટે તથા શ્રેય કરવા માટે સદા તત્પર રહેતા.[૨૧] લોકમાં પૂજાયલા ભગવાન જનાર્દન, જેમ-નાં દર્શન કેવળ તપથી જ થઈ શકે છે અને જે શ્રીવત્સ-લાંછનથી શોભી રહેલા છે, તેમના તેઓએ સાક્ષાત્ દર્શન કર્યાં હતાં.[૨૨] વળી તે મારા પૂર્વજોના કરતાં પણ પરમેષ્ઠીના પુત્ર નારદને હું વધારે ધન્ય માનું છું અને હું જાણું છું કે, અસ્ખલિત શક્તિવાળા નારદઋષિ મહાતેજસ્વી છે;[૨૩] કારણ કે જેણે શ્વેત-દ્વીપમાં જઈને નારાયણનાં પ્રત્યક્ષ દર્શન કર્યાં; પણ હે મુનિ! તે સમયે અનિરુદ્ધના શરીરમાં રહેલા દેવ નારાયણનું તેમના પ્રસાદથી જ નારદને પ્રત્યક્ષ દર્શન થયું હતું; છતાં નારદ (મનુષ્યના શરીરમાં રહેલા) નરનારાયણનાં દર્શન કરવા માટે પુનઃ બદ-રિકાશ્રમમાં કેમ ગયા હતા, ત્યાં જવાનું નારદને શું પ્રયોજન હતું, તે મને કહો. પરમેષ્ઠીના પુત્ર નારદ શ્વેતદ્વીપથી પાછા ફરીને બદરિકાશ્રમમાં ગયા અને ત્યાં ઋષિ નરનારાયણને મળીને કેટલા કાળ પર્યંત રહ્યા તેમ જ કયા કયા પ્રશ્નો તેમણે પૂછ્યા ? વળી મહાત્મા નારદ શ્વેતદ્વીપથી જ્યારે પાછા આવ્યા ત્યારે મહાત્મા નરનારાયણ ઋષિએ તેમને શું કહ્યું હતું, તે સર્વ યથાર્થ રીતે તમે મને કહો.

× વૈશંપાયને કહ્યું : મહાતેજસ્વી ભગવાન વ્યાસને હું નમસ્કાર કરું છું કે, જેમના પ્રસાદથી નારાયણની આ કથા હું તને કહું છું. હે રાજન્! શ્વેતદ્વીપમાં અવિનાશી ભગવાન નારાયણનાં દર્શન કરીને પાછા ફરેલા નારદઋષિ પરમાત્માએ આપેલા ઉપદેશને હૃદયમાં ધારણ કરતા એકદમ વેગથી મેરુ પર્વત ઉપર આવી પહોંચ્યા.[૨૪–૩૧] હે રાજા! મેરુ

× જનમેજયે વ્યાસને પ્રશ્ન કર્યો અને તેનો ઉત્તર આપ્યો વૈશંપાયને, એ કંઈ ગોટાળા જેવું લાગે છે; તોપણ તેનું સમાધાન કદાચ આ પ્રમાણે થઈ શકે ખરું. જેમ કે પોતાની સમીપ બેઠેલા ગુરુ વ્યાસની આજ્ઞા લઈને શિષ્ય વૈશંપાયને જ જનમેજયને ઉત્તર આપ્યો હશે.

પર્વત ઉપર આવ્યા પછી નારદના મનમાં મોટું આશ્ચર્ય એ જ થયું કે, પોતે એટલે બધે દૂર જઈને પણ પુનઃ ક્ષેમકુશળ અહીં આવી પહોંચ્યા.[૩૨] પછી મેરુ પર્વત ઉપરથી ઊતરી પડીને તે ગંધમાદન પર્વત ઉપર આવ્યા અને ત્યાંથી આકાશમાર્ગે સત્વર પ્રયાણ કરીને બદરિકાશ્રમમાં જઈ પહોંચ્યા. ત્યાં જઈને તેમણે જોયું તો પુરાણ મહર્ષિ નરનારાયણ દેવ ઘણું જ મોટું તપ કરી રહ્યા હતા. તેઓ આત્મનિષ્ઠ જણાતા હતા, મહાન વ્રતને ધારણ કરનારા હતા, તેજથી સર્વ લોકને પ્રકાશિત કરનારા સૂર્ય કરતાં પણ અધિક જણાતા હતા, શ્રીવત્સના લાંછનવાળા હતા, પરમ પૂજ્ય હતા, જટામંડળને ધારણ કરનારા હતા, તેમની ભુજા ઉપર હંસનાં પગલાં જેવાં ચિહ્ન હતાં, તેમના બે ચરણોમાં ચક્રનાં લક્ષણ હતાં, તેમનાં વક્ષઃસ્થળ વિશાળ હતાં, તેમની ભુજાઓ લાંબી હતી, તેમના શરીરનો ચોતરફનો ભાગ મજબૂત હતો, તેમના મુખમાં સાઠ દાંતો હતા અને આઠ દાઢો હતી, તેમનો શબ્દ મેઘના ધ્વનિ જેવો ગંભીર હતો, તેમનાં મુખ સુંદર હતાં, તેમનાં લલાટ વિશાળ હતાં, તેઓની ભ્રમર, હડપચી અને નાસિકા મનોહર હતાં અને તેઓ બન્નેનાં મસ્તક છત્રનાં જેવા ગોળ હતાં. આવાં લક્ષણોથી યુક્ત તે બન્ને મહાપુરુષોનાં દર્શન કરીને નારદ હર્ષ પામ્યા અને તેઓ બન્નેએ પણ સ્વાગતવચન કહીને નારદની પૂજા કરી તથા શરીર સંબંધી કુશળતા પૂછી.[૩૩–૩૯] પછી પુરુષોમાં ઉત્તમ તે નરનારાયણને જોઈને નારદના મનમાં તે સમયે આવો વિચાર આવ્યો કે, 'ત્યાં શ્વેતદ્વીપમાં પ્રાણીમાત્રથી નમસ્કાર કરાયલા જે મહાપુરુષો મારા જોવામાં આવ્યા હતા, તેઓના જેવા જ આ બન્ને મહર્ષિઓ છે.' મનમાં આવો વિચાર કરીને નારદે તેઓ બન્નેને પ્રદક્ષિણા કરી અને પછી એક પાટલા ઉપર બિછાવેલા પવિત્ર દર્ભાસન ઉપર તે બેઠા. તપ, યશ અને તેજના નિવાસસ્થાનરૂપ અને શમદમાદિ ગુણોથી યુક્ત તે બન્ને ઋષિઓએ પણ પોતાનું સવારનું કૃત્ય કરી લીધા પછી શાંતચિત્તે પાદ્ય તથા અર્ઘ્ય અર્પણ કરીને નારદની પૂજા કરી અને પછી અતિથિસત્કાર તથા આહ્નિક ક્રિયાઓ જેઓએ સંપૂર્ણ કરી હતી, એવા તે બન્ને મહાપુરુષો નારદની સમીપ જ બે પાટલાઓ ઉપર બેઠા. આ રીતે તેઓ ત્રણે જણા જ્યારે ત્યાં બેઠા, ત્યારે તે બદરિકાશ્રમનો પ્રદેશ ઘીની આહુતિઓ વડે ભડભડાટ પ્રજ્વળી રહેલી જ્વાળાઓવાળા ત્રણ અગ્નિઓ વડે જેમ યજ્ઞમંડપ શોભે તેમ શોભી રહ્યો હતો. પછી વિશ્રાંતિપૂર્વક સુખેથી બેઠેલા અને જેમનો અતિથિસત્કાર કરવામાં આવ્યો હતો, એવા તે નારદને નારાયણે આ પ્રમાણે પૂછ્યું.

નરનારાયણ બોલ્યા: સનાતન પરમાત્મા ભગવાન નારાયણ જે અમારી મૂળ પ્રકૃતિરૂપ છે, તેમનાં તેં શ્વેતદ્વીપમાં દર્શન કર્યાં કે?

નારદે પૂછ્યું: વિશ્વરૂપને ધારણ કરનારા શ્રીમાન અવિનાશી પુરુષનાં મેં દર્શન કર્યાં, તેમ જ શ્વેતદ્વીપમાં વસનારા મનુષ્યો, દેવો અને ઋષિઓને પણ મેં જોયા. વળી સનાતન પુરુષ તમને બન્નેને જોઈને હમણાં પણ તે નારાયણનાં જ મને દર્શન થાય છે,[૪૦–૪૮] કેમ કે જે લક્ષણો, અવ્યક્ત સ્વરૂપને ધારણ કરનારા તે હરિમાં મે જોયાં છે, તે જ લક્ષણો વ્યક્ત સ્વરૂપને ધારણ કરનારા તમારા બન્નેમાં હું જોઈ રહ્યો છું.[૪૯] ત્યાં શ્વેતદ્વીપમાં તમને બન્નેને દેવ નારાયણની સમીપ ઊભેલા મેં જોયા હતા, તેથી જ પરમાત્માએ જેવી મને આજ્ઞા આપી કે તુરત જ હું અહીં આવ્યો છું.[૫૦] ખરેખર, આ ત્રણે જગતમાં ધર્મના પુત્ર તમારા બે વિના બીજો કયો પુરુષ છે; જે તેજ, યશ અને શોભામાં તે ભગવાનની તુલના કરી શકે?[૫૧] તે ભગવાને સમગ્ર ક્ષેત્રજ્ઞ નામનો ધર્મ મને કહી સંભળાવ્યો છે અને ભવિષ્યમાં તેમના જે જે અવતારો થવાના છે, તે પણ મને કહ્યા છે.[૫૨] ત્યાં શ્વેતદ્વીપમાં શ્વેત વર્ણવાળા જે પુરુષો નિવાસ કરે છે, તેઓ સર્વ પાંચ ઇંદ્રિયોના વિષયભોગથી રહિત છે, જ્ઞાનસંપન્ન છે અને નિત્ય પરમ ભક્તિપૂર્વક પુરુષોત્તમ નારાયણદેવનું પૂજન કર્યા કરે છે; તેમ જ ભક્તો અને બ્રાહ્મણો ઉપર પ્રેમ રાખનારા પરમાત્મા નારાયણ ભગવાન પણ તે પુરુષોથી નિત્ય પૂજાઈને તેઓની સાથે રમણ કર્યા કરે છે. તે ભગવાન વિશ્વના ભોક્તા છે, સર્વત્ર વ્યાપક છે, માયા સાથે ક્રીડા કરનારા છે, લક્ષ્મીના પતિ છે, ભક્તો ઉપર વહાલ રાખનારા છે, કર્તારૂપ છે, કારણરૂપ છે, કાર્યરૂપ છે, અતિશય બળવાન અને તેજસ્વી

છે, જગતના હેતુરૂપ છે, આજ્ઞારૂપ છે, ક્રિયારૂપ છે, વસ્તુતત્ત્વરૂપ છે અને મહાન યશસ્વી છે.૫૩-૫૬ વળી તે પરમાત્મા પોતાના આત્માને તપ સાથે યોજીને શ્વેતદ્વીપથી પણ પર રહેલા સ્વયંપ્રકાશ તેજરૂપે પ્રસિદ્ધ થયા છે.૫૭ અને તે શુદ્ધાત્મા ભગવાને ત્રણે જગતમા શાંતિ ઉત્પન્ન કરી છે તથા હજી પણ તેવી શાંતિ પ્રસારવાની શુભ બુદ્ધિથી નૈષ્ઠિક વ્રતપાલનનો તેમણે નિયમ કર્યો છે.૫૮ દેવોના નિયતા તે ભગવાન જે સ્થળે ઉગ્ર તપશ્ચર્યા કરે છે, તે સ્થળે સૂર્ય તપતો નથી, ચંદ્ર પ્રકાશતો નથી અને વાયુ પણ વાતો નથી.૫૯ વિશ્વના સ્રષ્ટા તે પરમાત્મા (તપશ્ચરણના આરંભસમયે) પૃથ્વી ઉપર આઠ આગળની ઊંચાઈવાળી એક વેદિકા તૈયાર કરીને તેના પર એક પગે ઊભા રહે છે અને બાહુઓ ઊંચા રાખી તથા ઉત્તર દિશા તરફ મુખ કરીને અંગ સહિત વેદોનું આવર્તન કરતા કરતા મહાદુસ્કર તપ કરે છે. બ્રહ્મા, ઋષિઓ, શંકર પોતે, બાકીના ઉત્તમ દેવતાઓ, દૈત્યો, દાનવો, રાક્ષસો, નાગો, ગરુડો, ગંધર્વો, સિદ્ધો અને રાજર્ષિઓ નિત્ય વિધિપૂર્વક જે હવ્યકવ્ય અર્પણ કરે છે તે સમગ્ર દેવ નારાયણના ચરણમાં પ્રાપ્ત થાય છે.૬૦-૬૩ તેમજ જેઓની બુદ્ધિ કેવળ એક પરમાત્મામાંજ લીન થયેલી હોય છે, તેવા પુરુષો જે જે ક્રિયાઓ કરે છે, તે સર્વ ક્રિયાઓના નારાયણ દેવ પોતે પોતાના મસ્તક વડે સ્વીકાર કરે છે.૬૪ આ ત્રણે લોકમા જે મહાત્માઓ જ્ઞાનસંપન્ન હોય છે, તેઓ વિના બીજો કોઈ પણ પુરુષ તે પરમાત્માને અત્યંત પ્રિય નથી અને તેઓ કરતા પણ જે પુરુષ તેમના એકાંતભાવને પ્રાપ્ત થયેલો છે, તે તેમને અત્યંત પ્રિય છે.૬૫ સર્વના પરમાત્મા ભગવાન હરિએ પોતેજ મને એ પ્રમાણે કહ્યું છે અને તે દેવે મને આજ્ઞા આપી છે તેથી જ હું અહીં આવ્યો છું; માટે હવે તો તેમની ભક્તિ કરવામાજ તત્પર રહીને અહીં તમારી બન્નેની સાથે નિત્ય રહીશ.૬૬-૬૭

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમા 'શ્વેતદ્વીપમાથી પાછા ફરેલા નારદનો નરનારાયણ સાથે સમાગમ' નામનો અધ્યાય ૩૪૩મો સમાપ્ત

## અધ્યાય ૩૪૪મો

### એકાંતિક ભક્તોજ પરમાત્માને પામે છે

॥ नरनारायणावूचतु ॥

धन्योऽस्यनुगृहीतोऽसि यत्ते दृष्टः स्वयं प्रभुः।
न हि तं दृष्टवान् कश्चित् पद्मयोनिरपि स्वयम् ॥

નરનારાયણે કહ્યું: હે નારદ ! તને ધન્ય છે. તારા ઉપર પરમાત્માએ કૃપા કરી છે, કેમ કે પ્રભુ નારાયણના તને સાક્ષાત્ દર્શન થયા છે. ખરેખર, બ્રહ્મદેવે પોતે પણ તે ભગવાનના દર્શન કર્યા નથી, તો પછી બીજો પુરુષ તો તેમના દર્શનને ક્યાથીજ પામી શકે?૧ હે નારદ ! પ્રકૃતિના પણ આદિકારણરૂપી ભગવાન પુરુષોત્તમનાં દર્શન મહાકષ્ટથી થઈ શકે છે, આ અમે કહેલું વચન તારે સત્ય જાણવું.૨ હે ઉત્તમ બ્રાહ્મણ ! એ ભગવાનને પોતાના ભક્ત કરતાં અધિક પ્રિય લોકમાં કોઈ પણ નથી અને તેથીજ તેમણે પોતાનાં પ્રત્યક્ષ દર્શન તને દીધાં છે.૩ હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ! એ પરમાત્મા જે સ્થાને તપ કરે છે, તે સ્થાનને અમારા બે વિના બીજો કોઈ પણ પુરુષ પ્રાપ્ત કરી શકતો નથી.૪ ભગવાન પોતે તે સ્થાન ઉપર બિરાજી રહેલા છે, તેથી તે સ્થાનની કાંતિ એક હજાર સૂર્યના કરતાં પણ અધિક છે.૫ હે ક્ષમાશીલ પુરુષોમા શ્રેષ્ઠ નારદ ! જગતને ઉત્પન્ન કરનારા અને સર્વના પતિ તે નારાયણદેવથી ક્ષમા ઉત્પન્ન થાય છે અને તે ક્ષમા પૃથ્વીમાં દાખલ થાય છે.૬ પ્રાણીમાત્રનું હિત કરનારા તે આદિ દેવથી રસ ઉત્પન્ન થાય છે અને તે રસ જળમા દાખલ થાય છે, જેથી જળ પ્રવાહીપણાને પામે છે.૭ તેમજ એ પરમાત્માથીજ રૂપગુણવાળું તેજ ઉત્પન્ન થાય છે, જે સૂર્યમા દાખલ થવાથી સૂર્ય પ્રકાશે છે.૮ પુરુષોમા ઉત્તમ તે નારાયણદેવથી સ્પર્શગુણ ઉત્પન્ન થાય છે અને તે વડે જોડાયલો વાયુ લોકોમાં વાયા કરે છે.૯ સર્વ લોકના ઈશ્વર તે પ્રભુથી શબ્દગુણ ઉત્પન્ન થાય છે, જેના વડે જોડાયલું આકાશ સર્વત્ર ખુલ્લું રહી શકે છે.૧૦ વળી તે નારાયણદેવથીજ પ્રાણીમાત્રમા રહેનારું મન ઉત્પન્ન થાય છે, જેના વડે યુક્ત થયેલો ચંદ્રમા પ્રકાશ ગુણને ધારણ કરે છે.૧૧ એ રીતે પ્રાણીમાત્ર જેમાથી ઉત્પન્ન થાય છે, તે સ્થાનને વેદમાં

'સત્' કહેવામાં આવે છે અને તે સ્થાનમાં હવ્ય કવ્યનું ભોજન કરનારા ભગવાન પોતે વિદ્યાની સાથે નિવાસ કરે છે;[૧૨] પરંતુ હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! લોકમાં પુણ્યપાપથી રહિત થઈને જેઓ શુદ્ધ થયેલા હોય છે અને કલ્યાણકારી માર્ગમાં જેઓ ગમન કરી રહ્યા હોય છે, તે પુરુષોને સર્વત્ર અંધકારનો નાશ કરનારો આદિત્ય જ મોક્ષના દ્વારરૂપ થઈ પડે છે; (અર્થાત્ તેઓ પ્રથમ આદિત્યમંડળમાં જ પ્રવેશ કરે છે) અને સૂર્યના તેજથી ભસ્મીભૂત થયેલા તે પુરુષો કેવળ પરમાણુસ્વરૂપ થઈ જઈને તે દેવમાં પ્રવેશ કરે છે. પછી ત્યાંથી પણ મુક્ત થઈને તેઓ અનિરુદ્ધના શરીરમાં દાખલ થાય છે અને ત્યાં મનરૂપ થઈને પ્રદ્યુમ્નમાં પ્રવેશ કરે છે. વળી પ્રદ્યુમ્નમાંથી પણ નીકળીને તેઓ જીવરૂપ સંકર્ષણના શરીરમાં દાખલ થાય છે અને પછી જ્ઞાનયુક્ત તે શ્રેષ્ઠ બ્રાહ્મણો તથા ભક્તો ત્રણે ગુણોથી રહિત થઈને તુરત જ પરમાત્માના સ્વરૂપમાં પ્રવેશ કરે છે.[૧૩-૧૭] આ રીતે શ્રેષ્ઠ એવા બ્રાહ્મણો નિર્ગુણસ્વરૂપ ક્ષેત્રજ્ઞમાં પ્રવેશ કરે છે. તારે જાણવું કે, સર્વના નિવાસસ્થાનરૂપ વાસુદેવ જ ખરી રીતે ક્ષેત્રજ્ઞ છે.[૧૮] જે પુરુષો મનને એકાગ્ર કરનારા છે, નિયમનિષ્ઠ છે, ઇંદ્રિયોને વશ રાખનારા છે અને એકાંતભાવને પ્રાપ્ત થયેલા છે, તે પુરુષો જ વાસુદેવમાં પ્રવેશ કરી શકે છે.[૧૯] હે ઉત્તમ બ્રાહ્મણ! અમે બન્ને જણા પણ ધર્મને ઘેર ઉત્પન્ન થઈને આ સુંદર બદરિકાશ્રમમાં રહ્યા છીએ અને ઉગ્ર તપ કર્યા કરીએ છીએ.[૨૦] હે દ્વિજ! તે નારાયણદેવના, દેવતાઓને પ્રિય એવા જે જે અવતારો જગતમાં પ્રકટ થશે, તેઓ સર્વનું કલ્યાણ થાઓ, એમ અમે ઇચ્છીએ છીએ. હે દ્વિજોમાં ઉત્તમ! પોતપોતાના વિધિનું પૂર્વની પેઠે જ અમે આચરણ કરીએ છીએ અને 'સર્વકૃચ્છ' નામના વ્રતનું રૂડી રીતે અમે પાલન કરીએ છીએ, જેથી હે તપોધન! અમે બન્નેએ પણ શ્વેતદ્વીપમાં તને જોયો હતો; ત્યાં તું ભગવાનની સાથે મળ્યો હતો અને મનમાં સંકલ્પવિકલ્પ કરતો હતો. વળી હે મહામુનિ! સ્થાવરજંગમ ત્રણે જગતમાં જે કંઈ શુભ-અશુભ થવાનું છે અને વર્તમાન સમયમાં જે કંઈ શુભ-અશુભ થઈ રહ્યું છે, તે સર્વ દેવના દેવ નારાયણે તને કહ્યું છે, એ સમગ્ર અમે જાણીએ છીએ.[૨૧-૨૪]

વૈશંપાયને કહ્યું: હે જનમેજય! મહાઉગ્ર તપ કરનારા તે નરનારાયણઋષિનું એ વાક્ય સાંભળીને નારદ બે હાથ જોડીને નારાયણની ભક્તિ કરવા તત્પર થયા અને નારાયણના અનેક મંત્રો જપવા લાગ્યા. પછી દેવતાઓનાં એક હજાર વર્ષો સુધી નરનારાયણના આશ્રમમાં રહીને મહાતેજસ્વી ભગવાન નારદઋષિ દેવ પરમાત્માનું તથા નરનારાયણનું પૂજન કરવા લાગ્યા.[૨૫-૨૭]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'એકાંતિક ભક્તો જ પરમાત્માને પામે છે' નામનો અધ્યાય ૩૪૪ મો સમાપ્ત

## अध्याय ३४५ मो
## પિતૃપિંડની કથા

॥ वैशंपायन उवाच ॥

**कस्यचित्त्वथ कालस्य नारदः परमेष्ठिजः।**
**दैवं कृत्वा यथान्यायं पित्र्यं चक्रे ततः परम्॥**

વૈશંપાયને કહ્યું: હે જનમેજય! કોઈ એક સમયે બ્રહ્માના પુત્ર નારદે દેવોનું કર્મ કર્યા પછી વિધિપૂર્વક પિતૃઓનું કર્મ કર્યું.[૧] તે જોઈ ધર્મના મોટા પુત્ર પ્રભુ નારાયણે તેને આવું વચન કહ્યું: 'હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! તું દેવોનું તથા પિતૃઓનું કર્મ કરીને કોનું પૂજન કરે છે?[૨] હે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ નારદ! તે તું મને શાસ્ત્રાનુસાર કહે. તું આ કયું કર્મ કરે છે અને તેના કયા ફળની ઇચ્છા રાખે છે?[૩]

નારદે કહ્યું: તમે પોતે જ પ્રથમ મને કહ્યું છે કે, 'દેવોનું કર્મ અવશ્ય કરવું જોઈએ અને શ્રેષ્ઠ યજ્ઞરૂપ સનાતન પરમાત્મા જ સર્વ દેવરૂપ છે. (એવી ભાવના કરવી જોઈએ.)'[૪] તમારા એ કહેવા પ્રમાણે નિત્ય અવિનાશી ભગવાન વૈકુંઠની જ ભાવના કરીને હું દેવનું તથા પિતૃઓનું કર્મ કરું છું. પૂર્વે લોકના પિતામહ બ્રહ્મા એ વૈકુંઠ ભગવાનથી જ ઉત્પન્ન થયા છે.[૫] અને તે બ્રહ્માએ પ્રસન્ન થઈને મારા પિતા* પ્રજાપતિને ઉત્પન્ન કર્યા છે. હું પ્રથમ બ્રહ્મદેવનો માનસપુત્ર હતો.[૬] હે સત્પુરુષ! હું પ્રથમ

* ટીકાકાર નીલકંઠ લખે છે કે, દક્ષના શાપથી નારદને પ્રજાપતિને ત્યાં પુનર્જન્મ લેવો પડ્યો હતો, એમ હરિવંશમાં છે.

નારાયણની પૂજા કરીને પિતૃઓનું યજન કરું છું; કેમ કે તે નારાયણ ભગવાન સર્વના પિતા છે, માતા છે અને પિતામહ છે.[૭] તેમ જ સર્વ પ્રકારના પિતૃ યજ્ઞમાં જગત્પતિ નારાયણનું જ નિત્ય પૂજન કરવામાં આવે છે, તોપણ બીજી એક શ્રુતિ પ્રસિદ્ધ છે કે, પૂર્વે પિતૃઓએ પોતાના પુત્રોનું× પૂજન કર્યું હતું, કેમ કે પિતૃઓ વેદશ્રુતિને જ્યારે ભૂલી ગયા હતા, ત્યારે તેઓના પુત્રોએ તેઓને વેદાધ્યયન કરાવ્યું હતું અને તેથી જ મંત્રો ભણાવનારા પુત્રો પિતૃપણાને પામ્યા હતા.[૮–૯] આ વાત દેવો અને શુદ્ધાત્મા તમે બન્ને જણા અવશ્ય જાણો છો કે, પૃથ્વી પર પ્રથમ દર્ભ મૂકયા પછી તેઓના પર પિતૃઓના ઉદ્દેશથી ત્રણ પિંડો મૂકીને પુત્રો તથા પિતાઓએ અન્યોન્યનું પૂજન કર્યું હતું; પરંતુ મને એક શંકા થાય છે કે, પિતૃઓ પૂર્વે પિંડસંજ્ઞાને કેવી રીતે પામ્યા ?[૧૦–૧૧]

નરનારાયણે કહ્યું : પૂર્વે સમુદ્ર સુધીની આ સમગ્ર પૃથ્વી જળમાં ડૂબી ગઈ હતી, તેથી ભગવાન ગોવિંદે સત્વર વરાહનું સ્વરૂપ ધારણ કરીને તેનો ઉદ્ધાર કર્યો હતો.[૧૨] તે સમયે જળના કાદવથી ખરડાયલા શરીરવાળા ભગવાન પુરુષોત્તમે પૃથ્વીને પોતાના સ્થાન પર સ્થાપી હતી અને પછી લોકોનું કાર્ય કરવા માટે તે તૈયાર થયા હતા.[૧૩] સૂર્ય જ્યારે મધ્યપ્રદેશમાં આવી પહોંચ્યો હતો અને આહ્નિક કૃત્ય કરવાનો જ્યારે સમય થયો હતો, ત્યારે હે નારદ ! પ્રભુ વરાહ ભગવાને પૃથ્વી પર દર્ભ પાથરીને પોતાની દાઢો પર વળગી રહેલા ત્રણ પિંડો તેના પર મૂકયા. પછી તે પિંડોમાં પોતાના સ્વરૂપની જ ભાવના કરીને તેમણે યથાવિધિ પિતૃકર્મ કર્યું.[૧૪–૧૫] એ રીતે પ્રભુ વરાહ ભગવાને ત્રણ પિંડોમાં પોતાના જ સ્વરૂપની કલ્પના કરીને પોતાના ગાત્રની ગરમીથી ઉત્પન્ન કરેલા સ્નેહપૂર્ણ તલથી તેના પર પ્રોક્ષણ કર્યું હતું અને પછી તે દેવેશ પૂર્વ તરફ મુખ કરીને ઊભા રહ્યા હતા અને લોકોમાં મર્યાદા સ્થાપવા માટે આવું વચન બોલ્યા હતા.

વૃષાકપિ( ભગવાન વરાહમૂર્તિ )એ કહ્યું : 'લોકનો સ્રષ્ટા હું પોતે જ પિતૃઓને સરજવા માટે તૈયાર થયો છું, જેથી પિતૃકાર્યના ઉત્તમ વિધિ કયા ? આવો મનમાં હું વિચાર કરતો હતો કે તુરત જ મારી દાઢો ઉપરથી દક્ષિણ દિશાની ભૂમિ ઉપર ત્રણ પિંડો પડ્યા, માટે એ ત્રણ પિંડને જ પિતૃઓ જાણવા.[૧૬–૧૯] જોકે એ ત્રણે પિંડો મૂર્તિરહિત હોઈને માત્ર ગોળાકાર સ્વરૂપને જ ધારણ કરનારા છે; તોપણ તેઓ મેં ઉત્પન્ન કરેલા સનાતન પિતૃઓ તરીકે લોકમાં પ્રસિદ્ધ થાઓ.[૨૦] પિતા, પિતામહ અને પ્રપિતામહ એમ ત્રણ સ્વરૂપે હું પોતે જ એ ત્રણે પિંડોમાં રહેલો છું, એમ જાણવું.[૨૧] મારાથી અધિક બીજો કોઈ પણ નથી, જેથી મારે પોતાને બીજા કોનું પૂજન કરવું ? આ જગતમાં મારો પિતા કોણ છે ? માત્ર હું જ સર્વનો પિતા છું, પિતામહ છું અને પ્રપિતામહ છું, આવા કારણથી જ આ ત્રણ પિંડોમાં હું નિવાસ કરું છું.

હે વિપ્ર ! એ પ્રમાણે કહીને દેવના દેવ ભગવાન વૃષાકપિએ એ ત્રણે પિંડોને વિસ્તારપૂર્વક વરાહ પર્વત ઉપર મૂકયા અને પછી તેમાં પોતાનું જ પૂજન કરીને ત્યાં અંતર્ધાન થઈ ગયા. હે બ્રાહ્મણ ! પૂર્વે પિતૃઓ પિંડસંજ્ઞાને પામ્યા, તેમાં વસ્તુસ્થિતિ તે પ્રકારની છે અને હજી સુધી પણ તેઓ વૃષાકપિના વચન પ્રમાણે નિત્ય પૂજાય છે.[૨૨–૨૫] જે પુરુષો પિતૃઓનું, દેવોનું, અતિથિઓનું, ગાયોનું, ઉત્તમ બ્રાહ્મણોનું, પૃથ્વીનું તથા માતાનું, મન, વચન ને કર્મથી નિત્ય પૂજન કરે છે, તેઓ વસ્તુતઃ વિષ્ણુ ભગવાનનું જ પૂજન કરે છે; કેમ કે તે ભગવાન પ્રાણીમાત્રના શરીરમાં રહેલા છે.[૨૬–૨૭] અમે સાંભળ્યું છે કે, સર્વના આત્મા મહાત્મા નારાયણ સર્વ પ્રાણીમાં સમાન રીતે રહેલા છે અને સુખદુઃખના મહાન ઈશ્વર છે.[૨૮]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'પિતૃપિંડની કથા' નામનો અધ્યાય ૩૪૫ મો સમાપ્ત

× આવી એક પ્રસિદ્ધ આખ્યાયિકા છે કે, અગ્નિષ્વાત્ત વગેરે પોતાના પુત્રોને વેદાધ્યયન કરાવીને પિતૃઓ, અસુરો સાથે યુદ્ધ કરવા ગયા હતા ત્યાં તેઓને ઘણા જ લાંબા સમય સુધી રહેવું પડ્યું, તેથી તેઓ વેદ ભૂલી ગયા. પછી પોતાના પુત્રો પાસેથી તેઓએ વેદાધ્યયન કર્યું, માટે પુત્રો પિતૃઓના ગુરુ થયા. આવા આશયથી જ અહીં કહેવામાં આવ્યું છે કે, પિતૃઓએ પોતાના પુત્રોનું પૂજન કર્યું.

# अध्याय ३४६ मो

## વાસુદેવની પ્રશંસા

॥ वैशंपायन उवाच ॥

**श्रुत्वैतन्नारदो वाक्यं नरनारायणेरितम् ।**
**अत्यंतं भक्तिमान् देवे एकांतित्वमुपेयिवान् ॥१॥**

વૈશંપાયને કહ્યું : હે જનમેજય ! નરનારાયણે કહેલું એ વાકય સાંભળીને નારદ દેવ નારાયણ ઉપર અત્યંત ભક્તિવાળા થયા અને કેવળ તેમનું જ ધ્યાન કરવા લાગ્યા.[૧] પછી નરનારાયણના આશ્રમમાં એક હજાર વર્ષ સુધી રહીને ભગવાનના આખ્યાનનું શ્રવણ કરી તેમ જ અવિનાશી હરિનો સાક્ષાત્કાર કરી, હિમાલયમાં આવેલા પોતાના આશ્રમમાં તે ચાલ્યા ગયા અને પ્રખ્યાત તપ કરનારા ઋષિ નરનારાયણ પણ નારદના ગયા પછી તે જ સુંદર આશ્રમમાં રહીને ઉત્તમ તપ કરવા લાગ્યા. હે રાજા ! અમાપ પરાક્રમવાળા અને પાંડવોના કુલધુરંધર તેં પણ આજે આ કથાનું આદિથી શ્રવણ કર્યું છે; તેથી તારો આત્મા પવિત્ર થયો છે; પરંતુ હે મહારાજા ! જે પુરુષ મન, વચન કે કર્મથી અવિનાશી દેવ વિષ્ણુનો દ્વેષ કરે છે, તે પુરુષને આ લોકમાં જ્યારે સુખ મળતું નથી, ત્યારે પરલોકમાં તો કયાંથી જ મળે ? એટલું જ નહિ પણ દેવોમાં શ્રેષ્ઠ દેવ નારાયણ હરિનો જે દ્વેષ કરે છે, તેના પિતૃઓ અનંતકાળ પર્યંત નરકમાં સબડ્યા કરે છે. હે પુરુષોમાં વ્યાઘ્ર સમાન રાજા ! જગતનો કોઈ પણ મનુષ્ય પોતાના આત્માનો દ્વેષ કેમ કરે ? અને ખરું જોતાં વિષ્ણુ એ જ સર્વના આત્મા છે, આવો શાસ્ત્રસિદ્ધાંત છે. હે તાત ! ગંધવતીના પુત્ર વ્યાસઋષિ જે અમારા ગુરુ છે, તેમણે કહેલું આ ઉત્તમ માહાત્મ્ય તેમની પાસેથી જ મેં સાંભળ્યું છે અને હે નિર્દોષ રાજા ! તે જ આખ્યાન મેં તને કહ્યું છે;[૨–૯] પણ હે રાજા ! નારદઋષિએ તો જગતના નાથ સાક્ષાત્ નારાયણ પાસેથી રહસ્ય અને સંગ્રહ સહિત આ ધર્મ સંપાદન કર્યો હતો.[૧૦] અને હે મહારાજા ! તે જ મહાન ધર્મ પૂર્વે હરિગીતામાં મેં તને સંક્ષેપમાં વિધિપૂર્વક કહ્યો છે.[૧૧] હે પુરુષવ્યાઘ્ર ! તારે એમ જ સમજવું કે, કૃષ્ણદ્વૈપાયન વ્યાસઋષિ પૃથ્વી પર સાક્ષાત્ નારાયણરૂપ જ છે; કેમ કે તે પ્રભુ વિના બીજો કયો પુરુષ મહાભારત જેવો ગ્રંથ રચી શકે અને જુદા જુદા ધર્મોનું પ્રવચન કરી શકે ? હવે તેં ધર્મનું યથાર્થ તત્ત્વ સાંભળ્યું છે. વળી અશ્વમેધ યજ્ઞ કરવાનો તેં સંકલ્પ પણ કર્યો છે. (માટે તે મહાયજ્ઞનો તું આરંભ કર.)[૧૨–૧૪]

સૂતપુરાણીએ કહ્યું : હે શૌનક ! તે પછી મહારાજા જનમેજયે આ મહાન આખ્યાનનું શ્રવણ કરીને યજ્ઞની સમાપ્તિ કરવા માટે સર્વ સામગ્રીઓ તૈયાર કરવા માંડી.[૧૫] હે શૌનક ! તમે મને પ્રશ્ન પૂછ્યો હતો, માટે આ નારાયણનું આખ્યાન નૈમિષારણ્યમાં નિવાસ કરનારા સર્વ ઋષિઓ વચ્ચે મેં તમને કહી સંભળાવ્યું છે;[૧૬] પૂર્વે સર્વ ઋષિઓ, પાંડવો, શ્રીકૃષ્ણ અને ભીષ્મ એ સર્વના સાંભળતાં નારદે બૃહસ્પતિને આ આખ્યાન કહી સંભળાવ્યું હતું.[૧૭] એ નારાયણ મોટા એક ઋષિ છે, મનુષ્યો અને જગતના પતિ છે, વિશાળ પૃથ્વીને ધારણ કરનારા છે, વેદ અને વિનયના ભંડાર છે, શમ તથા નિયમના નિધિ છે, યમ તથા નિયમમાં પરાયણ રહેનારા છે અને દેવતાઓનું હિત કરનારા છે. તે શ્રીહરિ, હે ઉત્તમ બ્રાહ્મણ ! તમારું હિત કરનાર થાઓ અને તમારી ગતિરૂપ થાઓ.[૧૮] વળી જે ભગવાન અસુરોનો નાશકર્તા છે, તપના નિધિરૂપ છે, અતિ મહાન યશના પાત્રરૂપ છે, મધુકૈટભનો વધ કરનાર છે, સત્યયુગના ધર્મવેત્તાઓને ગતિ આપનાર છે, પ્રાણીમાત્રને અભય આપનાર છે અને યજ્ઞના ભાગને ગ્રહણ કરનાર છે, તે શ્રીપરમાત્મા તમારા શરણરૂપ થાઓ;[૧૯] તેમ જ જે નારાયણ ત્રણ ગુણોથી યુક્ત છે, ગુણોથી રહિત છે, (વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધરૂપ) ચાર મૂર્તિઓને ધારણ કરે છે, પૂર્ત (વાવ આદિ) અને ઇષ્ટ (અગ્નિહોત્રાદિ)-ના ફળભાગને ગ્રહણ કરે છે, નિત્ય અજિત છે અને અત્યંત ચપળ છે, તે ભગવાન પુણ્યશાળી ઋષિઓને આત્મગતિ અર્પણ કરો.[૨૦] હે ઋષિઓ ! લોકના સાક્ષીરૂપ, અજન્મા, પુરાણપુરુષ, સૂર્ય સમાન તેજસ્વી, સર્વના ઈશ્વર અને અનેકની ગતિરૂપ તે પરમાત્માને તમે એકાગ્રચિત્તથી પ્રણામ કરો; કેમ કે શેષશાયી નારાયણ ભગવાન પણ તે વાસુદેવને પ્રણામ કરે છે.[૨૧] હે ઉદાર બુદ્ધિવાળા શૌનક ! લોકના ઉત્પત્તિસ્થાનરૂપ તે વાસુદેવ ભગવાન સર્વથી

પર રહેલા અને સૂક્ષ્મ એવા મોક્ષના પરમ પદરૂપ છે—મોક્ષનું પરમ સ્થાન છે; માટે જ બુદ્ધિ દ્વારા મનનો સંયમ કરનારા સાંખ્યવેત્તા યોગી પુરુષો એ સનાતન પદનો સ્વીકાર કરે છે.[૨૨]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન-પર્વમાં 'વાસુદેવની પ્રશંસા' નામનો અધ્યાય ૩૪૬ મો સમાપ્ત

# अध्याय ३४७ मो

## હયગ્રીવઅવતાર અથવા મધુકૈટભવધ

॥ शौनक उवाच ॥

**श्रुतं भगवतस्तस्य माहात्म्यं परमात्मनः ।**
**जन्म धर्मगृहे चैव नरनारायणात्मकम् ॥ १ ॥**

શૌનકે પૂછ્યું : હે સૂતપુરાણી ! સર્વના પરમાત્મા ભગવાન નારાયણનું માહાત્મ્ય અમે સાંભળ્યું; તેમ જ ધર્મને ઘેર નરનારાયણસ્વરૂપે થયેલો તેમનો જન્મ પણ અમે સાંભળ્યો.[૧] વળી ભગવાન મહાવરાહે ઉત્પન્ન કરેલી પુરાતની પિંડોત્પત્તિ અને પ્રવૃત્તિ તથા નિવૃત્તિના વિષયમાં જેનો જેવો અધિકાર હોય તે પ્રમાણે તેણે વર્તવું, એ વિષે પણ સાંભળ્યું;[૨] પણ હે નિર્દોષ બ્રહ્મન્ ! તમે પ્રથમ કહી ગયા છો કે, હવ્યકવ્યનું પ્રાશન કરનારા ભગવાન વિષ્ણુએ ઈશાનકોણમાં આવેલા મહાસમુદ્રની પાસે મોટું હયગ્રીવનું સ્વરૂપ પ્રકટ કર્યું હતું અને તે સ્વરૂપના પરમેષ્ઠી ભગવાન બ્રહ્મદેવે દર્શન કર્યાં હતાં;[૩-૪] તો હે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ સૂતપુત્ર ! લોકોને ધારણ કરનારા ભગવાન હરિએ મહાન પુરુષોએ

હું તમને કહું છું. દેવ હરિએ હયગ્રીવનું સ્વરૂપ ધારણ કર્યું હતું, એ સાંભળતાં જ રાજા જનમેજયને પણ સંશય થયો હતો, તેથી તેણે આ પ્રમાણે પૂછ્યું હતું.

જનમેજયે પૂછ્યું : હે મહર્ષિ ! આપે કહ્યું કે, પરમાત્માને ભગવાન બ્રહ્માએ હયગ્રીવસ્વરૂપમાં જોયા હતા, પરંતુ હું આપને પૂછું છું કે, ભગવાને હયગ્રીવનું સ્વરૂપ શા માટે ધારણ કર્યું હતું, તે મને કહો.

વૈશંપાયને કહ્યું : હે રાજા ! આ જગતમાં જે કોઈ દેહધારી પ્રાણી છે, તે સર્વ ઈશ્વરના સંકલ્પથી ઉત્પન્ન થયેલાં પાંચ મહાભૂતોથી વ્યાપ્ત છે અને તે ઈશ્વર વિરાટસ્વરૂપને ધારણ કરનારા જગતના સ્રષ્ટા પ્રભુ નારાયણ જ છે.[૭-૧૨] આ નારાયણ પ્રાણીમાત્રના અંતરાત્મા છે, વરને આપનારા છે, સગુણ છે અને નિર્ગુણ પણ છે. હવે હે મહારાજા ! સર્વ ભૂતોનો અત્યંત પ્રલય કેવી રીતે થાય છે, તે હું તને કહું છું, સાંભળ, પૂર્વે પ્રલયકાળ જ્યારે ઉપસ્થિત થયો હતો, ત્યારે સર્વત્ર સમુદ્રરૂપ થયેલા જળમાં પૃથ્વીનો લય થઈ ગયો હતો, જળનો તેજમાં લય થઈ ગયો હતો, તેજનો વાયુમાં લય થઈ ગયો હતો, વાયુનો આકાશમાં લય થઈ ગયો હતો, આકાશનો મનમાં લય થઈ ગયો હતો, મનનો મહત્તત્ત્વમાં લય થઈ ગયો હતો, મહત્તત્ત્વનો પ્રકૃતિમાં લય થઈ ગયો હતો, પ્રકૃતિનો પુરુષમાં લય થઈ ગયો હતો અને પુરુષનો સર્વવ્યાપક પરમાત્મામાં [illegible] ગયો હતો; ત્યારે સર્વ અંધકારરૂપ જ થઈ

પછી વિદ્યાની સહાયતાવાળા દેવ વિષ્વક્સેન કે જેમને પ્રભુ હરિ કહેવામાં આવે છે તેમણે યોગનિદ્રાનો આશ્રય કરી જળમાં શયન કર્યું[૧૯] અને બહુ ગુણોવાળી વિચિત્ર સૃષ્ટિ ઉત્પન્ન કરવાનો વિચાર કરવા માંડ્યો.* એટલે તુરત જ આત્માના ગુણોને ધારણ કરનારું મહત્તત્ત્વ ઉત્પન્ન થયું.[૨૦] એ મહત્તત્ત્વથી અહંકાર ઉત્પન્ન થયો કે, જેને ચતુર્મુખ બ્રહ્મા અથવા સર્વ લોકના પિતામહ ભગવાન 'હિરણ્યગર્ભ' કહેવામાં આવે છે.[૨૧] એ રીતે બ્રહ્માંડરૂપ કમળમાં ભગવાન અનિરુદ્ધથી ઉત્પન્ન થયેલા કમળ સમાન નેત્રવાળા અને મહાતેજસ્વી સનાતન બ્રહ્મા હજાર પાંખડીઓવાળા એક કમળમાં તે સમયે બેઠા હતા.[૨૨] પછી અદ્ભુત કાંતિવાળા તે બ્રહ્માએ ચોતરફ જોયું તો કેવળ જળમય થયેલા લોકો તેમના જોવામાં આવ્યા. પછી સત્ત્વગુણમાં સ્થિતિ કરનારા મહાસમર્થ તે પરમેષ્ઠીએ વિવિધ પ્રકારના ભૂતગણો ઉત્પન્ન કર્યા;[૨૩] પરંતુ બ્રહ્મદેવે લોકોને ઉત્પન્ન કર્યા તે પહેલાં જે કમળ ઉપર તે બેઠા હતા તેની એક પાંખડી ઉપર સૂર્ય સમાન તેજસ્વી બે જળબિંદુઓ નારાયણે મૂકી રાખ્યાં હતાં. એમાનું એક બિંદુ તમોગુણથી પૂર્ણ હતું અને બીજું બિંદુ રજોગુણથી ભરપૂર હતું.[૨૪] આદિઅંતરહિત ભગવાન નારાયણે તે બિંદુઓમાંથી મધ સમાન કાંતિવાળું અને સુંદર પ્રભાવવાળું જે એક બિંદુ હતું તે સામે દૃષ્ટિ કરી કે તુરત જ તેમની આજ્ઞાનુસાર તમોગુણને ધારણ કરનારો મધુ નામનો દૈત્ય તેમાંથી ઉત્પન્ન થયો અને તે જ પ્રમાણે બીજું બિંદુ જે કઠિન હતું, તેમાંથી રજોગુણને ધારણ કરનારો કૈટભ નામનો દૈત્ય ઉત્પન્ન થયો.[૨૫-૨૬] પછી રજોગુણ અને તમોગુણથી યુક્ત તે બન્ને દૈત્યો કે જેઓ મહાબળવાન હતા, તેઓ બ્રહ્મદેવના કમળનો દાંડલો પકડીને ચોબાજુ દોડાદોડ કરવા લાગ્યા.[૨૭] રહ્યા હતા.[૨૮] મહાસુર મધુ અને કૈટભે બ્રહ્માની સમીપ રહેલા મૂર્તિમાન વેદોને જોઈને તરત જ બ્રહ્મદેવના દેખતાં વેદોને ઉઠાવી લીધા અને પછી તે બન્ને મોટા દાનવો સનાતન વેદોને લઈને જળથી ભરેલા મહાસાગરમાં થઈને સત્વર રસાતળમાં પેસી ગયા.[૨૯-૩૦] એ રીતે વેદોનું હરણ થયું, તેથી વેદરહિત થઈ પડેલા બ્રહ્મા શોકાતુર થઈ ગયા. તેમણે સર્વનિયંતા પરમાત્માને આ પ્રમાણે કહેવા માંડ્યું.[૩૧]

બ્રહ્મા બોલ્યા : અરેરે! વેદો મારાં ઉત્તમ નેત્ર હતાં, વેદો મારું શ્રેષ્ઠ બળ હતું, વેદો મારું પરમ તેજ હતું અને વેદો મારું સર્વોત્કૃષ્ટ બ્રહ્મ હતું.[૩૨] હાય! તે બન્ને દાનવો મારી પાસેથી ચારેય વેદોનું બળાત્કારે હરણ કરી ગયા છે, જેથી વેદરહિત થઈ પડેલા મારા સર્વ લોક અંધકારમય થઈ ગયા છે.[૩૩] વેદો વિના લોકોની ઉત્તમ સૃષ્ટિ હું કેવી રીતે રચી શકીશ? અહો! વેદના નાશથી મારા પર મહાન દુઃખ આવી પડ્યું છે.[૩૪] મારું હૃદય તીવ્ર શોકથી વ્યાપ્ત થઈને અત્યંત ગભરાય છે, હું શોકસાગરમાં ડૂબી રહ્યો છું. અરેરે! આ દુઃખસમુદ્રમાંથી હવે મારો કોણ ઉદ્ધાર કરશે? મારા નાશ પામેલા વેદોને કોણ લાવી આપશે અને એવો હું કોને પ્રિય હોઈશ?

હે મહાબુદ્ધિમાન મહારાજા! બ્રહ્મદેવ એ પ્રમાણે વિલાપ કરી રહ્યા હતા, તેવામાં તેમને એક બુદ્ધ સૂઝી આવી કે, 'પરમાત્મા હરિની હું સ્તુતિ કરું.' પછી બ્રહ્મા બે હાથ જોડીને આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા.[૩૫-૩૭]

બ્રહ્મા બોલ્યા : હે બ્રહ્મહૃદય! હું તમને નમસ્કાર કરું છું. હે મારા પૂર્વજ! હું તમને પ્રણામ કરું છું. હે પ્રભો! તમે લોકના આદ્ય છો, ભુવનમાં શ્રેષ્ઠ છો અને સાંખ્ય તથા યોગના નિધિ

પર રહેલા અને સૂક્ષ્મ એવા મોક્ષના પરમ પદરૂપ છે–મોક્ષનું પરમ સ્થાન છે; માટે જ બુદ્ધિ દ્વારા મનનો સંયમ કરનારા સાંખ્યવેત્તા યોગી પુરુષો એ સનાતન પદનો સ્વીકાર કરે છે.[૨૨]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન-પર્વમાં 'વાસુદેવની પ્રશંસા' નામનો અધ્યાય ૩૪૬ મો સમાપ્ત

## अध्याय ३४७ मो

### હયગ્રીવઅવતાર અથવા મધુકૈટભવધ

॥ शौनक उवाच ॥

**श्रुतं भगवतस्तस्य माहात्म्यं परमात्मनः ।
जन्म धर्मगृहे चैव नरनारायणात्मकम् ॥ १ ॥**

શૌનકે પૂછ્યું : હે સૂતપુરાણી! સર્વના પરમાત્મા ભગવાન નારાયણનું માહાત્મ્ય અમે સાંભળ્યું; તેમ જ ધર્મને ઘેર નરનારાયણસ્વરૂપે થયેલો તેમનો જન્મ પણ અમે સાંભળ્યો.[૧] વળી ભગવાન મહાવરાહે ઉત્પન્ન કરેલી પુરાતની પિંડોત્પત્તિ અને પ્રવૃત્તિ તથા નિવૃત્તિના વિષયમાં જેનો જેવો અધિકાર હોય તે પ્રમાણે તેણે વર્તવું, એ વિષે પણ સાંભળ્યું;[૨] પણ હે નિર્દોષ બ્રહ્મન્! તમે પ્રથમ કહી ગયા છો કે, હવ્યકવ્યનુ પ્રાશન કરનારા ભગવાન વિષ્ણુએ ઈશાનકોણમાં આવેલા મહાસમુદ્રની પાસે મોટું હયગ્રીવનું સ્વરૂપ પ્રકટ કર્યું હતું અને તે સ્વરૂપના પરમેષ્ઠી ભગવાન બ્રહ્મદેવે દર્શન કર્યાં હતાં;[૩-૪] તો હે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ સૂતપુત્ર! લોકોને ધારણ કરનારા ભગવાન હરિએ મહાન પુરુષોએ પણ નહિ જોયેલું તેવું અદ્ભુત સ્વરૂપ શા માટે પ્રકટ કર્યું હતું? તે સ્વરૂપનો પ્રભાવ શો હતો અને હે મુનિ! દેવતાઓમાં શ્રેષ્ઠ, મહાતેજસ્વી અને પવિત્ર તે અપૂર્વ હયગ્રીવનુ સ્વરૂપ જોઈને બ્રહ્માએ શું કર્યું હતું?[૫-૬] હે બ્રહ્મન્! જ્ઞાનથી ઉત્પન્ન થયેલો આ અમારો પુરાણો સંશય છે; માટે હે મહાબુદ્ધિમાન સૂત! મહાપુરુષનો તે અવતાર કહીને અમારા સંશયને તમે દૂર કરો. ખરેખર, હે બ્રહ્મન્! મહાપવિત્ર કથાઓ કહીને તમે અમને પવિત્ર કર્યા છે.

સૂતપુરાણીએ કહ્યું : હે શૌનક! ભગવાન વ્યાસે પરીક્ષિતના પુત્ર જનમેજયને જે કથા કહી સંભળાવી હતી, તે જ વેદ તુલ્ય પુરાણકથા સંપૂર્ણ રીતે હું તમને કહું છું. દેવ હરિએ હયગ્રીવનું સ્વરૂપ ધારણ કર્યું હતું, એ સાંભળતાં જ રાજા જનમેજયને પણ સંશય થયો હતો, તેથી તેણે આ પ્રમાણે પૂછ્યું હતું.

જનમેજયે પૂછ્યું : હે મહર્ષિ! આપે કહ્યું કે, પરમાત્માને ભગવાન બ્રહ્માએ હયગ્રીવસ્વરૂપમાં જોયા હતા, પરંતુ હું આપને પૂછું છું કે, ભગવાને હયગ્રીવનું સ્વરૂપ શા માટે ધારણ કર્યું હતું, તે મને કહો.

વૈશંપાયને કહ્યું : હે રાજા! આ જગતમાં જે કોઈ દેહધારી પ્રાણી છે, તે સર્વ ઈશ્વરના સંકલ્પથી ઉત્પન્ન થયેલાં પાંચ મહાભૂતોથી વ્યાપ્ત છે અને તે ઈશ્વર વિરાટસ્વરૂપને ધારણ કરનારા જગતના સ્રષ્ટા પ્રભુ નારાયણ જ છે.[૭-૧૨] આ નારાયણ પ્રાણીમાત્રના અંતરાત્મા છે, વરને આપનારા છે, સગુણ છે અને નિર્ગુણ પણ છે. હવે હે મહારાજા! સર્વ ભૂતોનો અત્યંત પ્રલય કેવી રીતે થાય છે, તે હું તને કહું છું, સાંભળ, પૂર્વે પ્રલયકાળ જ્યારે ઉપસ્થિત થયો હતો, ત્યારે સર્વત્ર સમુદ્રરૂપ થયેલા જળમાં પૃથ્વીનો લય થઈ ગયો હતો, જળનો તેજમાં લય થઈ ગયો હતો, તેજનો વાયુમાં લય થઈ ગયો હતો, વાયુનો આકાશમાં લય થઈ ગયો હતો, આકાશનો મનમાં લય થઈ ગયો હતો, મનનો મહત્તત્ત્વમાં લય થઈ ગયો હતો, મહત્તત્ત્વનો પ્રકૃતિમાં લય થઈ ગયો હતો, પ્રકૃતિનો પુરુષમાં લય થઈ ગયો હતો અને પુરુષનો સર્વવ્યાપક પરમાત્મામાં લય થઈ ગયો હતો; ત્યારે સર્વ અંધકારરૂપ જ થઈ રહ્યું હતું. (સર્વ વિશેષવિજ્ઞાનનો લોપ જ થઈ ગયો હતો) અને કંઈ પણ જણાતું ન હતું. (અર્થાત્ કોઈ પ્રકારનું વિશેષ વિજ્ઞાન ઉપલબ્ધ જ થતું ન હતું.)[૧૩-૧૬] પછી તે અંધકાર જે સર્વના મૂળ કારણરૂપ પરમાત્મામાં (દોરીમાં દેખાતા સર્પની પેઠે) મિથ્યા દેખાતો હતો (પણ સત્ય ન હતો) તેથી (જગતના કારણરૂપ પરમવ્યોમ નામના) બ્રહ્મ ઉત્પન્ન થયા અને તેમણે પુરુષ-શરીરનો આશ્રય કરીને સર્વ પદાર્થોનાં નામરૂપ ધારણ કર્યાં.[૧૭] હે મહારાજા! એ આદિ પુરુષને જ અનિરુદ્ધ કહેવામાં આવે છે, એને જ પ્રધાન કહે છે અને એને જ ત્રિગુણાત્મા અવ્યક્ત કહે છે, એમ સમજવું.

પછી વિદ્યાની સહાયતાવાળા દેવ વિષ્વક્સેન કે જેમને પ્રભુ હરિ કહેવામાં આવે છે તેમણે યોગનિદ્રાનો આશ્રય કરી જળમાં શયન કર્યું[૧૯] અને બહુ ગુણોવાળી વિચિત્ર સૃષ્ટિ ઉત્પન્ન કરવાનો વિચાર કરવા માંડ્યો.* એટલે તુરત જ આત્માના ગુણોને ધારણ કરનારું મહત્તત્ત્વ ઉત્પન્ન થયું.[૨૦] એ મહત્તત્ત્વથી અહંકાર ઉત્પન્ન થયો કે, જેને ચતુર્મુખ બ્રહ્મા અથવા સર્વ લોકના પિતામહ ભગવાન 'હિરણ્યગર્ભ' કહેવામાં આવે છે.[૨૧] એ રીતે બ્રહ્માંડરૂપ કમળમાં ભગવાન અનિરુદ્ધથી ઉત્પન્ન થયેલા કમળ સમાન નેત્રવાળા અને મહાતેજસ્વી સનાતન બ્રહ્મા હજાર પાંખડીઓવાળા એક કમળમાં તે સમયે બેઠા હતા.[૨૨] પછી અદ્‌ભુત કાંતિવાળા તે બ્રહ્માએ ચોતરફ જોયું તો કેવળ જળમય થયેલા લોકો તેમના જોવામાં આવ્યા. પછી સત્ત્વગુણમાં સ્થિતિ કરનારા મહાસમર્થ તે પરમેષ્ઠીએ વિવિધ પ્રકારના ભૂતગણો ઉત્પન્ન કર્યા;[૨૩] પરંતુ બ્રહ્મદેવે લોકોને ઉત્પન્ન કર્યા તે પહેલાં જે કમળ ઉપર તે બેઠા હતા તેની એક પાંખડી ઉપર સૂર્ય સમાન તેજસ્વી બે જળબિંદુઓ નારાયણે મૂકી રાખ્યાં હતાં. એમાંનું એક બિંદુ તમોગુણથી પૂર્ણ હતું અને બીજું બિંદુ રજોગુણથી ભરપૂર હતું.[૨૪] આદિઅંતરહિત ભગવાન નારાયણે તે બિંદુઓમાંથી મધ સમાન કાંતિવાળું અને સુંદર પ્રભાવવાળું જે એક બિંદુ હતું તે સામે દૃષ્ટિ કરી કે તુરત જ તેમની આજ્ઞાનુસાર તમોગુણને ધારણ કરનારો મધુ નામનો દૈત્ય તેમાંથી ઉત્પન્ન થયો અને તે જ પ્રમાણે બીજું બિંદુ જે કઠિન હતું, તેમાંથી રજોગુણને ધારણ કરનારો કૈટભ નામનો દૈત્ય ઉત્પન્ન થયો.[૨૫-૨૬] પછી રજોગુણ અને તમોગુણથી યુક્ત તે બન્ને દૈત્યો કે જેઓ મહાબળવાન હતા, તેઓ બ્રહ્મદેવના કમળનો દાંડલો પકડીને ચોબાજુ દોડાદોડ કરવા લાગ્યા.[૨૭] તેવામાં કમળ ઉપર બેઠેલા મહાતેજસ્વી બ્રહ્મદેવ તેઓના જોવામાં આવ્યા. તે સમયે બ્રહ્મદેવ સુંદર શરીરવાળા ચારે વેદોનું પ્રથમ જ આવર્તન કરી રહ્યા હતા.[૨૮] મહાસુર મધુ અને કૈટભે બ્રહ્માની સમીપ રહેલા મૂર્તિમાન વેદોને જોઈને તરત જ બ્રહ્મદેવના દેખતાં વેદોને ઉઠાવી લીધા અને પછી તે બન્ને મોટા દાનવો સનાતન વેદોને લઈને જળથી ભરેલા મહાસાગરમાં થઈને સત્વર રસાતળમાં પેસી ગયા.[૨૯-૩૦] એ રીતે વેદોનું હરણ થયું, તેથી વેદરહિત થઈ પડેલા બ્રહ્મા શોકાતુર થઈ ગયા. તેમણે સર્વનિયંતા પરમાત્માને આ પ્રમાણે કહેવા માંડ્યું.[૩૧]

બ્રહ્મા બોલ્યા : અરેરે! વેદો મારાં ઉત્તમ નેત્ર હતાં, વેદો મારું શ્રેષ્ઠ બળ હતું, વેદો મારું પરમ તેજ હતું અને વેદો મારું સર્વોત્કૃષ્ટ બ્રહ્મ હતું.[૩૨] હાય! તે બન્ને દાનવો મારી પાસેથી ચારેય વેદોનું બળાત્કારે હરણ કરી ગયા છે, જેથી વેદરહિત થઈ પડેલા મારા સર્વ લોક અંધકારમય થઈ ગયા છે.[૩૩] વેદો વિના લોકોની ઉત્તમ સૃષ્ટિ હું કેવી રીતે રચી શકીશ? અહો! વેદના નાશથી મારા પર મહાન દુઃખ આવી પડ્યું છે.[૩૪] મારું હૃદય તીવ્ર શોકથી વ્યાપ્ત થઈને અત્યંત ગભરાય છે, હું શોકસાગરમાં ડૂબી રહ્યો છું. અરેરે! આ દુઃખસમુદ્રમાંથી હવે મારો કોણ ઉદ્ધાર કરશે? મારા નાશ પામેલા વેદોને કોણ લાવી આપશે અને એવો હું કોને પ્રિય હોઈશ?

હે મહાબુદ્ધિમાન મહારાજા! બ્રહ્મદેવ એ પ્રમાણે વિલાપ કરી રહ્યા હતા, તેવામાં તેમને એક બુદ્ધ સૂઝી આવી કે, 'પરમાત્મા હરિની હું સ્તુતિ કરું.' પછી બ્રહ્મા બે હાથ જોડીને આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા.[૩૫-૩૭]

બ્રહ્મા બોલ્યા : હે બ્રહ્મહૃદય! હું તમને નમસ્કાર કરું છું. હે મારા પૂર્વજ! હું તમને પ્રણામ કરું છું. હે પ્રભો! તમે લોકના આદ્ય છો, ભુવનમાં શ્રેષ્ઠ છો અને સાંખ્ય તથા યોગના નિધિ છો. હે પ્રાણીમાત્રના અંતરાત્મન્! તમે વ્યક્ત તથા અવ્યક્તના સ્રષ્ટા છો, અચિંત્ય છો, કલ્યાણરૂપ માર્ગનો આશ્રય કરનારા છો અને વિશ્વના ભોક્તા છો. હે અયોનિજ! લોકોના ધામરૂપ હું તમારા પ્રસાદથી ઉત્પન્ન થયો છું અને સ્વયંભૂ એવા તમારાથી જ મારો પ્રથમ માનસજન્મ થયો છે, જેને બ્રાહ્મણો પૂજ્ય ગણે છે. તે પછી પુરાતની

* વૈદિક શ્રુતિમા પણ કહ્યું છે કે,
'स ऐक्षत बहु स्यां प्रजा. प्रजायेय।'
'પરમાત્માએ વિચાર કર્યો કે, હું અનેકરૂપે થાઉં અને પ્રજાઓ ઉત્પન્ન કરું.'

એવો બીજો મારો ચાક્ષુષજન્મ પણ તમારાથી જ થયો છે વળી હે વ્યાપકદેવ! ત્રીજો મારો વાચિક જન્મ જે મહાન ગણાય છે, તે પણ તમારી કૃપાથી જ થયો છે અને ચોથો મારો શ્રવણજન્મ પણ તમારાથી જ થયો છે,[૩૮-૪૧] તેમ જ પાચમો મારો નાસિકાજન્મ જે અત્યત શ્રેષ્ઠ કહેવાય છે તે પણ તમારાથી જ થયો છે અને છઠ્ઠો અડજજન્મ પણ તમે જ નિર્માણ કરેલો છે[૪૨] હે પ્રભો! આ મારો પદ્મજન્મ (કમળમા ઉત્પન્ન થયેલો જન્મ) તે સાતમો જન્મ છે અને તે પણ તમારાથી જ થયેલો છે. આ રીતે હે ત્રિગુણાતીત! પ્રત્યેક સર્ગમા હુ તમારો જ પુત્ર છુ.[૪૩] હે પુડરીકાક્ષ! તમે સૌના આદ્ય હોઈને શુદ્ધ સત્ત્વગુણમય છો, સર્વના ઈશ્વર છો, સ્વભાવરૂપ છો અને સ્વયભૂ એવા તમને જગત નુ ઈશ્વરત્વ જે પ્રાપ્ત થયુ છે, તે જ કર્મબધનરૂપ છે[૪૪] વેદરૂપી દૃષ્ટિવાળો અને કાળને જાણનારો હુ તમારાથી ઉત્પન્ન થયો છુ, પરતુ મારી વેદરૂપી દૃષ્ટિનો નાશ થઈ ગયો છે, જેથી હુ આધળો થઈ ગયો છુ, માટે તમે જાગ્રત થાઓ[૪૫] હુ તમને પ્રિય છુ અને તમે મને પ્રિય છો, માટે મારા ચક્ષુ મને અર્પણ કરો.

બ્રહ્માએ એ પ્રકારે સ્તુતિ કરી એટલે સર્વ વ્યાપક ભગવાન આદિપુરુષે યોગનિદ્રાનો ત્યાગ કર્યો અને વેદો પાછા લાવવા માટે તૈયારી કરી પછી વેદોના નિવાસસ્થાનરૂપ તે પ્રભુએ પોતાના ઐશ્વર્ય ના પ્રભાવથી બીજુ ઉજ્જવળ શરીર ધારણ કર્યું. એ શરીર સુદર નાસિકાવાળુ હતુ, ચદ્ર સમાન તેજસ્વી હતુ, ઘોડાના જેવા મુખવાળુ હતુ, તેના મસ્તકને સ્થાને નક્ષત્રો અને તારાઓ સહિત આકાશ જણાતુ હતું, તેના કેશ સૂર્યના કિરણ સમાન કાતિવાળા હોઈને ઘણા જ લાબા હતા, તેના બે કાનને સ્થાને આકાશ તથા પાતાળ જણાતા હતા, લલાટને સ્થાને પૃથ્વી હતી, કેડના પાછળના ભાગને ઠેકાણે ગગા તથા સરસ્વતી હતી, બે ભ્રમરને ઠેકાણે મોટા બે સમુદ્રો હતા, બે નેત્રને ઠેકાણે ચદ્ર તથા સૂર્ય હતા, નાસિકાને ઠેકાણે સધ્યા હતી, ૐકાર તેના સસ્કારસ્થાને હતો, વીજળી તેની જિહ્વા તરીકે હતી, સોમપા આદિ પિતૃઓ તેના દાતને ઠેકાણે હતા, ગોલોક અને બ્રહ્મલોક તે મહાત્માના બે હોઠને ઠેકાણે હતા અને હે રાજા! ગુણોથી શ્રેષ્ઠ આ કાલરાત્રિ તેની ડોકને સ્થાને હતી. આવુ અનેક મૂર્તિઓથી વ્યાપ્ત હયગ્રીવસ્વરૂપ ધારણ કરીને જગતના નિયતા તે પ્રભુ ત્યાથી અતર્ધાન થઈ ગયા અને રસાતલમા દાખલ થયા ત્યા જઈને યોગબળનો આશ્રય કરી શિક્ષાયુક્ત સ્વર વડે સામગાનનો તેમણે આરભ કર્યો એટલે પ્રાણી માત્રને ગુણરૂપ અને હિતકારક ભગવાનનો તે સ્નિગ્ધ સ્વર રસાતલના સર્વ પ્રદેશને ગજાવી મૂકવા લાગ્યો. તે સાભળીને તે બને અસુરો અમુક સમય પર્યત વેદોને ત્યા બાધી મૂકીને ઉતાવળા ઉતાવળા તે શબ્દ તરફ દોડ્યા, એટલે તે જ અરસામા દેવ હયગ્રીવે રસાતલમા રહેલા ચારેય વેદોને લઈ લીધા અને બ્રહ્મદેવને અર્પણ કરી પુન પોતાની મૂળ સ્થિતિનો (યોગનિદ્રાનો) સ્વીકાર કર્યો.[૪૬-૫૮] પછી મહાસાગર ઉપર ઈશાનકોણમા ઘોડાના મસ્તકનુ સ્થાપન કરવામા આવ્યુ અને તે દિવસથી આરભી ભગવાન હયગ્રીવ વેદોના સ્થાન તરીકે પ્રસિદ્ધ થયા.[૫૯] હવે પેલી તરફ દાનવ મધુ અને કૈટભ જે સ્થળે સામગાનનો શબ્દ સભળાતો હતો ત્યા આવ્યા પણ તેઓએ કોઈને જોયુ નહિ, તેથી પુન વેગથી પોતાના નિવાસસ્થાન તરફ પાછા ફર્યા અને ત્યા જઈને તેઓએ જોયુ તો જ્યા વેદોને મૂક્યા હતા, તે સ્થાન શૂન્ય જ હતું, તુરત જ મહાબળવાન તે બન્ને અસુરો અત્યત વેગથી રસાતલના ઉપરના ભાગમા જઈ પહોચ્યા ત્યા જઈને તેઓએ જોયુ તો તે જ આદિકર્તા મહાસમર્થ પુરુષ જ્વાળાઓની પક્તિથી વીટાયલી અને જળના ઉપરના ભાગમા પોતાના પ્રમાણ પ્રમાણે રચાયલી શેષનાગરૂપી શય્યામા યોગનિદ્રા ધારણ કરીને શયન કરી રહ્યા હતા તે સમયે તેનની કાતિ નિર્મળ ચદ્ર સમાન શ્વેત દેખાતી હતી, અનિરુદ્ધના શરીરમા તે રહેલા હતા અને અતિ અતુલ પરાક્રમી જણાતા હતા.[૬૦-૬૪] એ પ્રમાણે નિર્દોષ, સત્ત્વસપન્ન અને સુદર પ્રભાશાળી તે મહાપુરુષને જોઈ ને ત બન્ને દાનવરાજાઓ ખડખડાટ હસી પડ્યા અને રજોગુણ તથા તમોગુણથી ઘેરાયલા તેઓ બન્ને જણા અન્યોન્યને કહેવા લાગ્યા કે, 'શ્વેતવર્ણનો આ તે જ પુરુષ છે કે જેણે રસાતલમાથી વેદોનુ હરણ કરીને અહી નિરાતે

નિદ્રા લેવા માંડી છે; પણ આ કોનો પુત્ર હશે? કોણ હશે અને અહીં સર્પના શરીર ઉપર શા માટે સૂઈ રહ્યો હશે?'

એ પ્રમાણે કહીને તેઓએ મોટા મોટા શબ્દો કરીને હરિને જાગ્રત કર્યા. પુરુષોત્તમ ભગવાન પણ તેઓને યુદ્ધની ઇચ્છાવાળા જાણીને એકદમ જાગી ઊઠ્યા.[૬૫–૬૮] અને તે બન્ને મહાસુરો સામે દૃષ્ટિ કરીને યુદ્ધ કરવાનો મનમાં વિચાર કર્યો. પછી તે બન્ને અસુરોનું તથા નારાયણનું યુદ્ધ થયું. તેમાં ભગવાન મધુસૂદને રજોગુણ તથા તમોગુણથી ઘેરાયલા મધુનો તથા કૈટભનો બન્નેનો બ્રહ્મદેવનું માન જાળવવા માટે વધ કર્યો.[૬૯-૭૦] આ રીતે તેઓ બન્નેનો વધ કરીને તથા વેદોને પાછા લાવી આપીને ભગવાન પુરુષોત્તમે બ્રહ્માનો શોક દૂર કર્યો હતો.[૭૧] પછી બ્રહ્મદેવે પણ હરિ ભગવાનની પ્રેરણાથી અને વેદોના સત્કારથી સ્થાવરજંગમ સર્વ લોકની રચના કરી.[૭૨] અને હરિ ભગવાન પણ લોકોને ઉત્પન્ન કરવાની ઉત્તમ બુદ્ધિ બ્રહ્મદેવને અર્પણ કરીને જે સ્થળેથી પોતે આવ્યા હતા તે જ સ્થળે પુનઃ અંતર્ધાન થઈ ગયા.[૭૩]

એ પ્રમાણે મધુકૈટભ દૈત્યનો વધ કરીને શ્રીહરિએ પ્રવૃત્તિધર્મનું સ્થાપન કરવા માટે ફરી પણ તેવું હયગ્રીવશરીર જ ધારણ કર્યું હતું. આ રીતે મહાભાગ હરિએ હયગ્રીવનું સ્વરૂપ ધારણ કર્યું હતું, જે ઇચ્છિત વરને આપનારું હોઈને ઈશ્વરી સ્વરૂપ તરીકે પુરાણોમાં પ્રસિદ્ધ છે. જે બ્રાહ્મણ આ હયગ્રીવચરિત્રનું નિત્ય શ્રવણ કરે છે અથવા ધારણ કરે છે, તેનું અધ્યયન કદી નાશ પામતું નથી.[૭૪–૭૬] પૂર્વે પંચાલ નામના મુનિએ ઉગ્ર તપશ્ચર્યા કરીને દેવ હયગ્રીવનું આરાધન કર્યું હતું, જેથી શંકરે દર્શાવેલા માર્ગ પ્રમાણે વેદનું ક્રમજ્ઞાન તેને પ્રાપ્ત થયું હતું.[૭૭] હે રાજન્! તેં મને પ્રશ્ન પૂછ્યો હતો, તેથી વેદ તુલ્ય અને પુરાણ આ હયગ્રીવનું આખ્યાન મેં તને કહી સંભળાવ્યું છે.[૭૮] દેવ નારાયણ જે જે કાર્ય કરવા માટે જે જે શરીર ધારણ કરવાની ઇચ્છા કરે છે, તેને તેને પોતે પોતાના સ્વરૂપમાંથી જ ધારણ કરી શકે છે.[૭૯] શ્રીમાન એ નારાયણ વેદના નિધિરૂપ છે, તપના ભંડાર છે, સાંખ્ય તથા યોગરૂપ છે, પરબ્રહ્મ સ્વરૂપ છે અને તે જ વ્યાપક દેવ મુખ્ય હવિરૂપ છે.[૮૦] વેદો કેવળ નારાયણનું જ વર્ણન કરનારા છે, સર્વ યજ્ઞો કેવળ નારાયણનિમિત્તે જ કરવામાં આવે છે, તપ કરવાનો ઉદ્દેશ નારાયણની પ્રાપ્તિરૂપ જ હોય છે અને નારાયણ જ સર્વની પરમ ગતિરૂપ છે.[૮૧] સત્ય નારાયણસ્વરૂપ જ છે, ઋત પણ નારાયણનું જ સ્વરૂપ છે અને નિવૃત્તિધર્મની પરાકાષ્ઠા કેવળ નારાયણ જ છે;[૮૨] તેમ જ પ્રવૃત્તિલક્ષણ ધર્મ નારાયણરૂપ જ છે, પૃથ્વીમાં રહેલો શ્રેષ્ઠ ગંધ નારાયણરૂપ છે, જળમાં રહેલો રસગુણ નારાયણરૂપ છે, તેજમાં રહેલો રૂપગુણ નારાયણરૂપ છે, વાયુમાં રહેલો સ્પર્શગુણ નારાયણરૂપ છે, આકાશમાં રહેલો શબ્દગુણ નારાયણસ્વરૂપ છે, અવ્યક્તના ગુણ તથા લક્ષણોવાળું મન પણ નારાયણરૂપ છે, કાળ અને નક્ષત્રગણોનું નિવાસસ્થાન પણ નારાયણરૂપ છે, કીર્તિ, શ્રી અને લક્ષ્મી દેવતા નારાયણપરાયણ જ છે અને સાંખ્ય તથા યોગશાસ્ત્ર પણ નારાયણનું જ પ્રતિપાદન કરે છે.[૮૩–૮૭] જગતના આ સર્વ પદાર્થોમાં જે કારણરૂપ ગણાય છે, તે પુરુષ, પ્રકૃતિ, સ્વભાવ, કર્મ અને દૈવ એ પાંચે નારાયણરૂપ જ છે;[૮૮] તેમ જ અધિષ્ઠાન, કર્તા, જુદા જુદા પ્રકારનું કરણ, ભિન્ન ભિન્ન ચેષ્ટાઓ અને પાંચમું દૈવ આ પાંચે કારણોની સંખ્યામાં પણ સર્વત્ર હરિની સ્થિતિ છે જ. આ ઉપરથી તત્ત્વને જાણનારા પુરુષોએ ચોતરફનાં કારણો તપાસીને આવો એક જ નિશ્ચય કર્યો છે કે, મહાન યોગેશ્વર હરિ અથવા પ્રભુ નારાયણ એક જ સર્વોત્તમ તત્ત્વ છે. આ શ્રીકેશવ ભગવાન બ્રહ્માદિ દેવતાઓ, સર્વ મનુષ્યો, મહાત્મા ઋષિઓ, સાંખ્યવેત્તાઓ, યોગીઓ અને આત્મજ્ઞાની યતિઓ એ સર્વના માનસિક વિચારોને જાણી શકે છે, પણ તે ભગવાનના વિચારને તેઓ જાણી શકતા નથી. જગતમાં જે કોઈ પુરુષો દેવોનું તથા પિતૃઓનું કર્મ કરે છે, દાન આપે છે અને મોટું તપ તપે છે એ સર્વના ભગવાન વિષ્ણુ જ આશ્રયરૂપ છે. આ વિષ્ણુ પોતાના ઐશ્વર્યબળનો આશ્રય કરીને પ્રાણીમાત્રમાં નિવાસ કરી રહ્યા છે, માટે 'વાસુદેવ' કહેવાય છે.[૮૯–૯૪] જેમ ગ્રીષ્મ આદિ સમય, તે તે ઋતુઓ સાથે જોડાઈને તદ્રૂપ બની જાય છે, તેમ નિત્ય, પરમ, મહર્ષિ અને મહાન ઐશ્વર્યવાળા આ વિષ્ણુ ભગવાન ગુણોથી રહિત છે, છતાં ગુણો સાથે જોડાઈ-

ને તદ્રૂપતાને પામે છે.[૯૫] અને તે કારણથી જ મોટા મહાત્માઓ પણ તે પરમાત્માની ગતિને કે અગતિને જાણી શકતા નથી, પરંતુ જે મહર્ષિઓ કેવળ જ્ઞાનમય બની જાય છે, તેઓ તો અધિક ગુણવાળા તે આદિ પુરુષોનો નિત્ય સાક્ષાત્કાર કરે છે[૯૬]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમા 'હયગ્રીવઅવતાર અથવા મધુકૈટભવધ' નામનો અધ્યાય ૩૪૭મો સમાપ્ત

## अध्याय ३४८मो

### એકાંતભાવ અથવા સાત્વતધર્મ

॥ जनमेजय उवाच ॥

**अहो ह्येकांतिनः सर्वान् प्रीणाति भगवान् हरिः ।**
**विधिप्रयुक्तां पूजां च गृह्णाति भगवान् स्वयम् ॥**

જનમેજયે પૂછ્યુ · અહો! ઘણી આશ્ચર્યની વાત છે કે, ભગવાન પોતાની ×એકાત ભક્તિ કરનારા સર્વ પુરુષોના પર પ્રસન્ન રહે છે અને તેઓએ વિધિપૂર્વક કરેલી પૂજાને ભગવાન પોતે ગ્રહણ કરે છે,[૧] પરંતુ જેઓએ પોતાની વાસનાઓનો નાશ કરી નાખ્યો હોય છે અને પુણ્ય તથા પાપનો પરિત્યાગ કર્યો હોય છે, તેઓને તો તમારા કહેવા પ્રમાણે ગુરુપરંપરાથી જ જ્ઞાનપ્રાપ્તિ થાય છે[૨] અને તેઓ (અનિરુદ્ધ, પ્રદ્યુમ્ન અને સંકર્ષણની અપેક્ષાએ) ચોથી ગતિરૂપ પુરુષોત્તમ વાસુદેવને પામે છે, પણ ભગવાનના એકાંતિક ભક્તો (નિષ્કામ ભક્તો) તો સીધા પરમ પદને જ પામે છે,[૩] આ ઉપરથી મને નિશ્ચય થાય છે કે, એકાત ધર્મ જ સર્વ કરતા શ્રેષ્ઠ હોઈને ભગવાન નારાયણને પ્રિય છે, કેમ કે તેનો આશ્રય કરનારા પુરુષો ત્રણ ગતિઓનું ઉલ્લંઘન કરીને (અનિરુદ્ધ, પ્રદ્યુમ્ન તથા સંકર્ષણનુ ઉપાસન નહિ કરીને) અવિનાશી હરિને જ પ્રાપ્ત કરે છે[૪] (હુ ધારું છુ કે, ભક્તોની ગતિ જાપકોના કરતા પણ શ્રેષ્ઠ છે, કેમ કે) જે બ્રાહ્મણો ઉત્તમ વિધિ પ્રમાણે નિયમાદિનું પાલન કરીને ઉપનિષદ સહિત વેદોનુ પઠનપાઠન કરે છે અને જેઓ યતિધર્મનો આશ્રય કરે છે, તેઓના કરતા પણ એકાત ભક્તિ કરનારા પુરુષોને ઉત્તમ ગતિ પ્રાપ્ત થાય છે. આ ઉપરથી હું તમને પૂછું છું કે, આ એકાતધર્મ કયા દેવે અથવા ઋષિએ કહ્યો છે અને એકાત ભક્તોનુ કયુ આચરણ ક્યારે ઉત્પન્ન થયુ છે? આ મારા સંશયને તમે દૂર કરો; કેમ કે તે જાણવાનું મને પરમ કુતૂહલ છે.[૫-૭]

વૈશંપાયને કહ્યુ · મહાભારતના યુદ્ધપ્રસંગે કૌરવો અને પાંડવોના સૈન્યો યુદ્ધ કરવા માટે જ્યારે ગોઠવાઈ ગયા હતા અને બંધુઓના નાશનિમિત્તે અર્જુન જ્યારે શોકાતુર થઈ ગયો હતો ત્યારે ભગવાને પોતે શ્રીમદ્ ભગવદ્ગીતાનો ઉપદેશ આપી અગતિ અને ગતિના સબંધમા અર્જુનને સમજાવ્યુ હતું અને તે સર્વ પ્રથમ મેં તને કહ્યુ પણ છે. ખરેખર, આ એકાતધર્મ મનને નહિ જીતનારા પુરુષોને જાણવો કઠિન થઈ પડે છે; કેમ કે એ ધર્મ ઘણો જ ગહન છે.[૮-૯] હે રાજન્! પૂર્વે આદિયુગના સમયમા *સામવેદ તુલ્ય આ ધર્મને મહાદેવે પોતે અને નારાયણે ધારણ કરી રાખ્યો હતો.[૧૦] હે મહારાજા! આ એકાતધર્મના સંબંધમા જ ધર્મરાજા યુધિષ્ઠિરે ઋષિઓની મધ્યમા શ્રીકૃષ્ણ અને ભીષ્મના સાભળતા નારદને પૂછ્યું હતું;[૧૧] તેમ જ હે ઉત્તમ રાજા! મને મારા ગુરુએ પણ આ ધર્મ કહ્યો છે, પરંતુ તે સમયે નારદે ધર્મરાજાને જે પ્રમાણે આ ધર્મનો ઉપદેશ આપ્યો હતો, તે પ્રમાણે જ હું તને કહુ છું, સાભળ [૧૨]

હે રાજા! જ્યારે નારાયણના મુખમાથી બ્રહ્માનો માનસિક જન્મ થયો હતો, ત્યારે નારાયણે પોતે તે જ ધર્મથી દેવકર્મ તથા પિતૃકર્મ કર્યું હતુ અને પછી હે ભારત! ફેનપ નામના ઋષિઓએ તે ધર્મનો અંગીકાર કર્યો, ફેનપ પાસેથી વૈખાનસોએ તે ધર્મનો સ્વીકાર કર્યો, વૈખાનસો પાસેથી સોમે તે ધર્મ સંપાદન કર્યો અને પછી તે ધર્મ પુનઃ કેટલાક સમય સુધી ગુપ્ત જ રહ્યો [૧૩-૧૫]

પછી હે રાજા! બ્રહ્માનો બીજો ચાક્ષુષજન્મ થયો, ત્યારે બ્રહ્માએ પોતે જ નારાયણસ્વરૂપ એવા તે ધર્મનુ સોમ પાસેથી શ્રવણ કર્યું અને પાછળથી રુદ્રને તે અર્પણ કર્યો, યોગમા સ્થિતિ કરનારા રુદ્રે

× નિષ્કામ ભક્તિ.

* અર્થાત્ જેમ સામવેદમા કહેલુ 'तत्त्वमसि' એ મહાવાક્ય અધિકારી પુરુષોને તત્કાળ જ્ઞાનજનક થઈ પડે છે, તેમ વૈષ્ણવ એકાતધર્મ પણ શમદમાદિ ગુણવાળા ભક્ત પુરુષોને તત્કાળ મોક્ષ આપનાર થઈ પડે છે.

પૂર્વે સત્યયુગના સમયમાં વાલખિલ્ય નામના સર્વ ઋષિઓને તે ધર્મનો ઉપદેશ આપ્યો અને પછી દેવની માયાથી અમુક કાળ પર્યંત તે ધર્મ ગુપ્ત જ રહ્યો.[૧૬-૧૮]

તે પછી બ્રહ્મદેવનો ત્રીજો વાચિકજન્મ થયો, ત્યારે પુનઃ નારાયણથી જ આ ધર્મ સ્વતઃ પ્રકટ થયો અને સુપર્ણ નામના એક ઋષિએ તપ, દમ તથા નિયમનું તીવ્ર પાલન કરીને પુરુષોત્તમ નારાયણ પાસેથી તે ધર્મ સંપાદન કર્યો. તે સમયે સુપર્ણ ઋષિએ આ ઉત્તમ ધર્મની ત્રણ પ્રદક્ષિણા કરી હતી અને તેમણે જ આ ધર્મનો જગતમાં પ્રચાર કર્યો હતો, માટે આને 'ત્રિસૌપર્ણ' નામનું વ્રત કહેવામાં આવે છે કે, જે વ્રત ઋગ્વેદના પાઠમાં ભણાયલુ હોઈને અત્યંત કઠિન ગણાય છે. પછી તે સુપર્ણ ઋષિ પાસેથી જગતના આયુષરૂપ વાયુએ આ સનાતન ધર્મ સંપાદન કર્યો હતો અને વાયુ પાસેથી વિઘસ +અન્નનું ભોજન કરનારા ઋષિઓએ આ ધર્મ પ્રાપ્ત કર્યો હતો, તેમ જ એ ઋષિઓ પાસેથી સમુદ્રે આ ઉત્તમ ધર્મ ગ્રહણ કર્યો હતો. આ રીતે સમુદ્ર સુધી આવ્યા પછી તે ધર્મ વળી પાછો જગતમાંથી લુપ્ત થઈને નારાયણમાં જ સ્થિતિ કરી રહ્યો હતો.[૧૯-૨૪]

હે પુરુષવ્યાઘ્ર! તે પછી મહાત્મા બ્રહ્માનો ચોથો શ્રવણજન્મ× જ્યારે થયો હતો, ત્યારે આ ધર્મ કેવી રીતે પ્રચાર પામ્યો હતો, તે હું તને કહું છું, સાંભળ.[૨૫] જે સમયે દેવ નારાયણ હરિને જગત ઉત્પન્ન કરવાની મનમાં ઇચ્છા થઈ, તે સમયે તેમણે વિચાર કર્યો કે, 'જગતને ઉત્પન્ન કરે તેવો સમર્થ પુરુષ કોણ છે?' એ રીતે પોતે વિચાર કરતા હતા, તેવામાં તેમના કાનમાંથી પ્રજાઓને ઉત્પન્ન કરી શકે તેવો સમર્થ પુરુષ નીકળી આવ્યો, જેને બ્રહ્મા કહેવામાં આવે છે. તેને જોઈ જગત્પતિ નારાયણે કહ્યું કે, 'હે પુત્ર! મુખ, ચરણ આદિ અવયવોવાળી સર્વ પ્રજાઓને તું ઉત્પન્ન કર, હું તારું કલ્યાણ કરીશ અને હે સુવ્રત! તને બળ તથા તેજ અર્પણ કરીશ. વળી તું મારી પાસેથી આ *સાત્વતધર્મનો સ્વીકાર કર અને તે દ્વારા ઉત્પન્ન થયેલા સત્યયુગને વિધિપૂર્વક જગતમાં સ્થિર કર.' તે સાંભળી બ્રહ્માએ દેવ હરિને નમસ્કાર કર્યો અને રહસ્ય તથા સંગ્રહ સહિત સાત્વતધર્મનો તેમની પાસેથી સ્વીકાર કર્યો. એ ધર્મ આરણ્યક ઉપનિષદથી યુક્ત હતો અને સાક્ષાત્ શ્રીનારાયણના મુખથી પ્રકટ થયેલો હતો. ભગવાન નારાયણે મહાતેજસ્વી બ્રહ્મદેવને તે સાત્વતધર્મનો ઉપદેશ આપી આ રીતે કહ્યું કે, 'તું સર્વ યુગધર્મોને ઉત્પન્ન કરીશ અને નિષ્કામ કર્મરૂપ આ સાત્વતધર્મનો પણ જગતમાં પ્રચાર કરીશ.' એ પ્રમાણે કહીને અજ્ઞાનને પેલે પાર જ્યાં અવ્યક્ત રહેલુ છે તેથી પણ પર રહેલા પોતાના ધામમાં તે ચાલ્યા ગયા.[૨૬-૩૨] પછી વરને આપનારા અને લોકના પિતામહ દેવ બ્રહ્માએ સ્થાવરજંગમ સર્વ લોકોને ઉત્પન્ન કર્યો અને પ્રથમ જ પવિત્ર એવા સત્યયુગનું જગતમાં સ્થાપન કર્યું, જેથી પૂર્વોક્ત સાત્વતધર્મ સર્વ લોકોમાં વ્યાપ્ત થઈ રહ્યો.[૩૩,૩૪] તે સમયે લોકોને ઉત્પન્ન કરનારા બ્રહ્મદેવ તે જ આદ્યકર્મથી દેવેશ હરિ નારાયણ પ્રભુનું પૂજન કરતા હતા.[૩૫] પછી પિતામહ બ્રહ્માએ ધર્મની સ્થિરતા કરવા માટે અને લોકોનું હિત કરવા માટે સ્વારોચિષ નામના મનુને તે ધર્મનું અધ્યયન કરાવ્યું.[૩૬] પછી હે રાજા! સર્વ લોકોના પતિ મનુ સ્વારોચિષે સાવધાન થઈને પોતાના પુત્ર શંખપદને તે ધર્મનું જ્ઞાન કરાવ્યું અને શંખપદે પણ પોતાનો ઔરસપુત્ર દિક્પાલ કે જે સુવર્ણ સમાન તેજસ્વી હતો, તેને એ ધર્મ કહી સંભળાવ્યો. પછી જ્યારે ત્રેતાયુગનો સમય આવ્યો, ત્યારે વળી પાછો તે ધર્મ જગતમાંથી અદૃશ્ય થઈ ગયો.[૩૭,૩૮]

હે મહારાજા! પછી બ્રહ્મદેવનો જ્યારે નાસત્ય (નાસિકામાંથી) જન્મ થયો, ત્યારે શ્રીહરિ-દેવ નારાયણ પ્રભુએ પંડે બ્રહ્મદેવની સમક્ષ એ ધર્મ કહી સંભળાવ્યો હતો અને બ્રહ્મદેવ પાસેથી ભગવાન સનત્કુમારે એ ધર્મનું અધ્યયન કર્યું હતું.[૩૯,૪૦] હે કુરુવંશમાં સિંહ સમાન રાજા! તે સનત્કુમાર પાસેથી પણ સત્યયુગના આદિસમયમાં પ્રજાપતિ વીરણે એ ધર્મનું અધ્યયન કર્યું હતું[૪૧] અને

+ પંચ મહાયજ્ઞ કરતાં અવશેષ રહેલું જે અન્ન તે વિઘસ અન્ન કહેવાય છે.

× જગતના ચોથા સર્ગસમયે નારાયણના કાનમાંથી બ્રહ્મદેવનો જન્મ થયો હતો, માટે તે જન્મ શ્રવણજન્મ કહેવાય છે.

* નિષ્કામધર્મનો-એકાંતધર્મનો.

વીરણે પણ તે ધર્મનું રહસ્ય જાણી લઈને મુનિ રૈભ્યને તે અર્પણ કર્યું હતું. રૈભ્યે ઉત્તમ વ્રતને ધારણ કરનારા પોતાના પવિત્ર પુત્ર સુવેધસને તે ધર્મ કહી સંભળાવ્યો હતો અને સુવેધસે ધર્મનિષ્ઠ કુક્ષિ નામના રાજાને 'આના વડે તું દિશાઓનું પાલન કરજે.' એમ કહીને તે ધર્મ અર્પણ કર્યો હતો. પછી વળી પાછો નારાયણના મુખથી ઉત્પન્ન થયેલો તે ધર્મ જગતમાંથી લુપ્ત થઈ ગયો હતો.[૪૨-૪૩]

પરંતુ પાછળથી હરિયોનિ× બ્રહ્માનો જ્યારે અંડજજન્મ થયો, ત્યારે ફરી પણ નારાયણના મુખથી આ ધર્મ ઉત્પન્ન થયો અને હે રાજન્! બ્રહ્મદેવે તેનું અધ્યયન કરીને સારી પેઠે જગતમાં પ્રચાર કર્યો. વળી તેમણે બર્હિષદ નામના મુનિઓને તે ધર્મનો ઉપદેશ આપ્યો.[૪૪-૪૫] પછી બર્હિષદ મુનિઓ પાસેથી સામવેદમાં પારંગત થયેલા જ્યેષ્ઠ નામના બ્રાહ્મણે તે ધર્મ સંપાદન કર્યો કે, જે બ્રાહ્મણનું નામ 'જ્યેષ્ઠ સામવ્રત હરિ' એ પ્રમાણે પ્રસિદ્ધ થયું છે.[૪૬] આ જ્યેષ્ઠ પાસેથી રાજા અવિકંપનને તે ધર્મ મળ્યો અને પછી ફરી પણ જગતમાંથી તે અદૃશ્ય થયો તથા પ્રભુ હરિના સ્વરૂપમાં લીન થઈ ગયો.[૪૭]

હે રાજા! તે પછી બ્રહ્માનો સાતમો આ પદ્મજન્મ થયો, ત્યારે પણ નારાયણે પોતે એ ધર્મ લોકને ધારણ કરનારા પવિત્ર પિતામહને યુગના આરંભસમયે કહી સંભળાવ્યો હતો અને પિતામહે પ્રજાપતિ દક્ષને પ્રથમ તે ધર્મ અર્પણ કર્યો.[૪૮-૪૯] હે ઉત્તમ રાજા! પ્રજાપતિ દક્ષે પોતાના જ્યેષ્ઠ દૌહિત્ર સૂર્યને તે ધર્મ અર્પણ કર્યો અને સૂર્ય પાસેથી વિવસ્વાને ગ્રહણ કર્યો.[૫૦] પછી ત્રેતાયુગના આરંભસમયે વિવસ્વાને મનુને અર્પણ કર્યો, મનુએ લોકોના કલ્યાણ માટે પોતાના પુત્ર ઇક્ષ્વાકુને કહી સંભળાવ્યો અને ઇક્ષ્વાકુએ સર્વ પ્રજાઓ સમક્ષ તે ધર્મનું કથન કર્યું હતું, જેથી હજી સુધી પણ તે લોકોમાં વ્યાપ્ત થઈને રહ્યો છે; પરંતુ હે રાજા! પ્રલયકાળ જ્યારે ઉપસ્થિત થશે, ત્યારે પુનઃ તે નારાયણ પાસે જ ચાલ્યો જશે.[૫૧-૫૨]

હે મહારાજા! એ સિવાય બીજો યતિઓનો ધર્મ પણ છે, જે પૂર્વે હરિગીતામાં મેં તને સંક્ષેપથી કહ્યો છે.[૫૩] હે રાજા! એ યતિધર્મ જગતના નાથ સાક્ષાત્ નારાયણ પાસેથી રહસ્ય અને સંગ્રહ સહિત નારદે સંપાદન કર્યો હતો.[૫૪] હે રાજન્! એ મહાન ધર્મ સર્વનો આદિ છે, સનાતન છે, જાણવો કઠિન છે અને દુઃખથી પાળી શકાય તેવો છે, માત્ર ભક્તપુરુષો જ તેને ધારણ કરી શકે છે.[૫૫] એ ધર્મનું સારી રીતે જ્ઞાન થવાથી અને અહિંસાધર્મથી યુક્ત એવાં ઉત્તમ પ્રકારનાં કર્મો કરવાથી ઈશ્વર-હરિ પ્રસન્ન થાય છે.[૫૬] વળી એ ધર્મમાં કોઈ વેળા એકલા વાસુદેવની જ ભક્તિ કરવામાં આવે છે, કોઈ વેળા વાસુદેવ અને સંકર્ષણની ભક્તિ કરવામાં આવે છે, કોઈ સમયે વાસુદેવ, સંકર્ષણ અને પ્રદ્યુમ્ન એ ત્રણેની ભક્તિ કરવામાં આવે છે અને કોઈ વખતે વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ એ ચારેની ભક્તિ કરવામાં આવે છે.[૫૭] મમતારહિત અને અવયવરહિત એવો જે આત્મા તે શ્રીહરિ પોતે જ છે અને પાંચ ભૂતોના ગુણોથી રહિત તથા પ્રાણીમાત્ર વિષે રહેલો જે જીવ તે પણ શ્રીહરિ જ છે;[૫૮] એટલું જ નહિ પણ પાંચ ઇંદ્રિયોને પ્રેરણા કરનારું મન પણ (અહંકાર પણ) શ્રીહરિરૂપ જ છે. સારાંશ કે, એ પરમાત્મા લોકના પ્રવર્તક છે-અંતર્યામી છે, બુદ્ધિમાન છે, લોકના સ્રષ્ટા છે, અકર્તા છે, કર્તા છે, કાર્યરૂપ છે, કારણરૂપ છે અને હે રાજા! જેમ પોતાની ઇચ્છામાં આવે તેમ તે અવિનાશી પુરુષ જગતમાં ક્રીડા કરે છે.[૫૯-૬૦] હે મહારાજા! આ એકાંતધર્મ જે ઇંદ્રિયોને નહિ જીતનારા પુરુષોને દુર્વિજ્ઞેય થઈ પડે છે, તે ગુરુની કૃપાથી મેં તને કહ્યો છે.[૬૧] હે રાજા! આ જગતમાં એકાંતધર્મનો આશ્રય કરનારા પુરુષો ખરેખર દુર્લભ છે; કેમ કે હે કુરુનંદન! આ સર્વ જગત કેવળ એકાંતિક ભક્તોથી જ વ્યાપ્ત હોત અને પ્રાણીમાત્રનું હિત કરનારા અહિંસક આત્મવેત્તા પુરુષોથી જ ભરપૂર હોત, તો સકામ કર્મો વિનાની સત્યયુગની જ પ્રાપ્તિ થઈ હોત.[૬૨-૬૩] એ પ્રમાણે હે રાજા! મારા ગુરુ ભગવાન વ્યાસ કે જે ધર્મના જ્ઞાતા હોઈને બ્રાહ્મણોમાં ઉત્તમ છે, તેમણે પોતે જ સર્વ ઋષિઓની સમક્ષ શ્રીકૃષ્ણ અને ભીષ્મના સાંભળતાં ધર્મરાજાને કહ્યું હતું અને મહાતપસ્વી

× હરિયોનિ એટલે પરમાત્મા જ, જેનું મૂળ ઉત્પત્તિકારણ છે તે.

નારદ ઋષિએ વ્યાસ ભગવાનને પોતાને પણ પૂર્વે તે પ્રમાણે જ કહ્યું હતું.[૬૪,૬૫] દેવ નારાયણ પરબ્રહ્મ સ્વરૂપ છે, ચંદ્રમા સમાન શ્વેત કાંતિવાળા છે અને અવિનાશી છે. જેઓ એકાંતધર્મનો આશ્રય કરનારા છે અને નારાયણમાં જ પરાયણ રહેનારા છે, તેઓ એમના સ્વરૂપને પામે છે.[૬૬]

જનમેજયે પૂછ્યું : એ એકાંતધર્મ ઘણા વિધિવાળો છે અને ઘણા જ્ઞાની પુરુષોએ સેવેલો છે, છતાં બ્રાહ્મણો તે ધર્મનો જ આશ્રય કેમ કરતા નથી અને જુદાં જુદાં વ્રતો શા માટે પાળે છે?[૬૭]

વૈશંપાયને કહ્યું : હે રાજન્! પ્રત્યેક દેહના બંધારણમાં સાત્વિકી, રાજસી અને તામસી એવા ત્રણ સ્વભાવો સ્થિતિ કરી રહેલા છે. તેમાં જે પુરુષ સાત્વિક સ્વભાવનો હોય છે તે સર્વના કરતાં શ્રેષ્ઠ છે અને તે જ પુરુષ મોક્ષ મેળવવાના નિશ્ચય ઉપર આવે છે.[૬૮,૬૯] એમાં પણ જે પુરુષ મહાન બ્રહ્મવેત્તા પુરુષને જગતમાં શોધી કાઢે છે અને પોતે પણ 'કેવળ નારાયણનું શરણ લેવાથી મોક્ષ મળે છે,' એમ જાણે છે, તે પુરુષ જ ખરો સાત્વિક કહેવાય છે.[૭૦] આવો સાત્વિક પુરુષ નિત્ય પુરુષોત્તમનું ચિંતન કરે છે, એકાંતભક્તિ કરવામાં સતત તત્પર રહે છે અને ભગવાન નારાયણને જ પરમ આશ્રયરૂપ માને છે; તેથી પોતાના મનવાંછિત અર્થને પામી શકે છે.[૭૧] જે બુદ્ધિમાન યતિઓ મનને વશ રાખીને મોક્ષધર્મનો આશ્રય કરે છે અને સર્વ તૃષ્ણાઓનો ત્યાગ કરે છે, તેઓના યોગક્ષેમનો શ્રીહરિ પોતે જ નિર્વાહ કરે છે.×[૭૨] જે પુરુષ જેવો જન્મે છે કે તુરત જ તેના પર મધુસૂદનની કૃપાદૃષ્ટિ પડે છે, તે જ પુરુષ ખરો સાત્વિક છે, એમ સમજવું અને તેવો સાત્વિક પુરુષ જ મોક્ષ મેળવવાના નિશ્ચય ઉપર આવે છે.*[૭૩] ખરેખર, આ એકાંતિક ધર્મ સાંખ્ય તથા યોગની પણ તુલના કરી શકે તેવો છે; કેમ કે તે ધર્મનો આશ્રય કરનારા ભક્તો નારાયણરૂપ મોક્ષમાં જ પરમ ગતિને પામે છે;[૭૪] તોપણ હે રાજા! એ વાત નક્કી છે કે, નારાયણની કૃપાદૃષ્ટિને પાત્ર થયેલો પુરુષ જ જ્ઞાની થઈ શકે છે; એમ ને એમ પોતાની ઇચ્છાથી કોઈ પુરુષ જ્ઞાની થઈ શકતો નથી.[૭૫] હે રાજા! રાજસી અને તામસી એવી બે મિશ્ર પ્રકૃતિઓ કહી છે, તે વડે યુક્ત થઈને અથવા તદ્રૂપ થઈને જે પુરુષ જન્મે છે, તે પુરુષ પ્રવૃત્તિનાં લક્ષણોથી યુક્ત થાય છે અને તેથી જ તેના પર શ્રીહરિ પોતાની કૃપાદૃષ્ટિ કરતા નથી; પરંતુ તેવો પુરુષ જેવો જન્મે છે કે તુરત જ લોકના પિતામહ બ્રહ્મદેવ તેની દેખરેખ રાખે છે; અર્થાત્ તેના તરફ રજોગુણી અથવા તમોગુણી દેવનો જ દૃષ્ટિપાત થાય છે અને તેથી તેવા પુરુષનું મન રજોગુણ તથા તમોગુણથી જ ભરપૂર રહે છે. હે મહારાજા! દેવો અને ઋષિઓ જોકે અત્યંત સત્ત્વગુણનિષ્ઠ છે; તોપણ તેઓ કંઈક સૂક્ષ્મ અંશે સત્ત્વગુણથી હીન થાય છે. (અર્થાત્ સાત્વિક અહંકારથી ઉત્પન્ન થયેલા દેવો અને ઋષિઓ કંઈક સૂક્ષ્માંશે પણ સત્ત્વગુણથી હીન હોય છે.) માટે તેઓ વૈકારિક કહેવાય છે.

જનમેજયે પૂછ્યું : વૈકારિક પુરુષ પુરુષોત્તમ નારાયણને કેવી રીતે પામી શકે છે, તે સર્વ તમે જે પ્રમાણે જોયું હોય તે પ્રમાણે મને કહો અને પ્રવૃત્તિના વિષયમાં પણ અનુક્રમે કહી સંભળાવો.

વૈશંપાયને કહ્યું : પચીસમો પુરુષ (જીવાત્મા) સર્વ ક્રિયાઓથી જ્યારે રહિત થાય છે અથવા સર્વ ઉપાધિનો જ્યારે ત્યાગ કરે છે, ત્યારે અતિ સૂક્ષ્મ તત્ત્વોથી યુક્ત અને અકાર, ઉકાર તથા મકાર એમ ત્રણ વર્ણોથી સંયુક્ત એવા પરમ પુરુષને પામે છે અર્થાત્ ઉપાધિથી મુક્ત થયેલો જીવ શુદ્ધ પરમાત્મા જ થઈ શકે છે; એ પ્રમાણે સાંખ્ય (આત્મા–અનાત્માનો વિવેક કરનારું શાસ્ત્ર), યોગ (ચિત્તવૃત્તિ-

× ગીતામાં પણ કહ્યું છે કે,

'अनन्याश्चिन्तयंतो मां ये जनाः पर्युपासते।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम्॥'

જે મારા ભક્તો બીજા કોઈનું પણ ચિંતન કર્યા વિના કેવળ મારું જ ચિંતન કરે છે અને મારી જ ઉપાસના કરે છે, તેઓ નિત્ય મારી સાથે જ સંબંધ ધરાવનારા છે અને તેથી જ તેઓના યોગક્ષેમનો હું પોતે જ નિર્વાહ કરું છું.'

* શ્રીમદ્ભાગવતમાં આવા આશયથી જ કહ્યું છે કે,

'ईश्वरानुग्रहादेव पुंसामद्वैतवासना।

ઈશ્વરનો જ્યારે અનુગ્રહ થાય છે, ત્યારે જ પુરુષોના હૃદયમાં અદ્વૈતવાસના અંકુરિત થાય છે; અર્થાત્ ઈશ્વરની કૃપા વિના મોક્ષ મેળવવાની ઇચ્છા પણ થતી નથી.'

નો નિરોધ), વેદનું આરણ્યક (જીવ તથા બ્રહ્મનો અભેદ જણાવનારાં 'तत्त्वमसि' આદિ વાક્યોથી ઉત્પન્ન થયેલું જ્ઞાન) અને પંચરાત્ર (ભક્તિમાર્ગ) એ સર્વ પરસ્પરનાં અંગરૂપ હોઈને સર્વથા એક જ કહેવાય છે. એ રીતે આ એકાંતિક પુરુષોનો ધર્મ કેવળ નારાયણપરાયણ જ છે–નારાયણ નિષ્ઠ જ છે.૭૬–૮૨

હે રાજન્! સમુદ્રમાંથી જ નીકળેલા જુદા જુદા જળપ્રવાહો પાછા જેમ સમુદ્રમાં જ પ્રવેશ કરે છે, તેમ ભગવાન નારાયણમાંથી જ નીકળેલા જુદા જુદા જ્ઞાનપ્રવાહો પુનઃ તે નારાયણમાં જ પ્રવેશ કરે છે.૮૩ હે કુરુનંદન! આ સાત્વત ધર્મ સંભળાવ્યો. જો તારામાં શક્તિ હોય તો એ ધર્મનું યથાયોગ્ય રીતે પાલન કર.૮૪ મહાભાગ્યશાળી નારદે ગૃહસ્થો તથા યતિઓની આ અવિનાશી એકાંતગતિ મારા ગુરુ વ્યાસને એ પ્રમાણે કહી હતી.૮૫ તેમ જ વ્યાસે બુદ્ધિમાન ધર્મરાજાને પ્રીતિપૂર્વક તે કહી હતી અને તે જ એકાંતધર્મ ગુરુ પાસેથી સાંભળીને મેં તને કહ્યો છે.૮૬ હે શ્રેષ્ઠ રાજા! આ ધર્મનું આચરણ મહાકઠિન છે, જેથી તારી પેઠે જ બીજાઓ પણ આમાં મોહિત થયા છે.૮૭ હે રાજા! ભગવાન કૃષ્ણ જ સર્વ લોકોનું રક્ષણ કરનારા છે, સર્વને મોહ ઉપજાવનારા છે, સર્વનો સંહાર કરનારા છે અને સર્વનું ઉત્પત્તિકારણ છે.૮૮

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન-પર્વમાં 'એકાંતભાવ અથવા સાત્વતધર્મ' નામનો અધ્યાય ૩૪૮ મો સમાપ્ત

## अध्याय ३४९ मो

### વ્યાસની ઉત્પત્તિ

॥ जनमेजय उवाच ॥

**सांख्यं योगः पांचरात्रं वेदारण्यकमेव च ।**
**ज्ञानान्येतानि ब्रह्मर्षे लोकेषु प्रचरंति हि ॥ १ ॥**

જનમેજયે પૂછ્યું: હે બ્રહ્મર્ષિ! સાંખ્ય, યોગ, પાંચરાત્ર અને વેદનું આરણ્યક આ સર્વ જ્ઞાનોનો લોકોમાં પ્રચાર છે;૧ પરતુ હે મુનિ! તે સર્વ જ્ઞાનો એક જ નિષ્ઠાવાળાં છે કે જુદી જુદી નિષ્ઠાઓ-વાળાં છે, તે મને કહો. વળી હું તમને પૂછું છું કે, એ જુદાં જુદાં જ્ઞાનોની પ્રવૃત્તિ કેવી રીતે થઈ, તે અનુક્રમે કહો.૨

વૈશંપાયને કહ્યું: વિદ્વાન અને અતિ ઉદાર જે મહર્ષિને સત્યવતીએ પરાશર સાથે પોતાનો સંબંધ કરીને દ્વીપના મધ્યપ્રદેશમાં પુત્ર તરીકે ઉત્પન્ન કર્યા છે, તે અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરનારા વ્યાસ ભગવાનને હું નમસ્કાર કરું છું.૩ કેટલાએક વિદ્વાનો કહે છે કે, મહર્ષિ દ્વૈપાયન પિતામહ બ્રહ્મદેવથી છઠ્ઠા પુરુષ તરીકે ઉત્પન્ન થયા છે, ઋષિઓની સર્વ વિભૂતિઓથી યુક્ત છે, નારા-યણના અંશમાંથી ઉત્પન્ન થયેલા હોઈને ભગવાન નારાયણના જ પુત્ર છે અને વેદોના તો મોટા ભંડારરૂપ છે.૪ સૃષ્ટિના આદિકાળમાં મહાવિભૂતિ-વાળા અને મહાતેજસ્વી ભગવાન નારાયણે પુરાણ મહાત્મા વ્યાસને પોતાના પુત્રરૂપે ઉત્પન્ન કર્યા છે, તોપણ તે અજન્મા કહેવાય છે.૫

જનમેજયે પૂછ્યું: હે ઉત્તમ બ્રાહ્મણ! વ્યાસના જન્મ વિષે તમે પોતે જ પ્રથમ કહ્યું છે કે, વસિષ્ઠનો પુત્ર શક્તિ નામનો હતો, શક્તિના પુત્ર પરાશર થયા અને પરાશરના પુત્ર મુનિ કૃષ્ણ-દ્વૈપાયન થયા; આમ કહેલું છતાં વળી પાછા તમે જ વ્યાસને નારાયણના પુત્ર કહો છો, તેનું કેમ? શું, હમણાં તમે કહો છો તે મહાતેજસ્વી વ્યાસનો પૂર્વજન્મ છે? હે મહાબુદ્ધિમાન વૈશં-પાયન! ભગવાન વ્યાસનો નારાયણથી જે રીતે જન્મ થયો હતો, તેની કથા તમે મને કહો.૬–૮

વૈશંપાયને કહ્યું: હે જનમેજય! ધર્મનિષ્ઠ, તપના નિધિ અને જ્ઞાનમાં જ એકનિષ્ઠા રાખનારા મારા ગુરુ વ્યાસ વેદના અર્થ જાણવાની ઇચ્છાથી હિમાલયની તળેટીમાં રહેતા હતા.૯ તે સમયે તપથી શ્રમિત થયેલા છતાં તે બુદ્ધિમાન વ્યાસે મહાભારતનું આખ્યાન રચી કાઢ્યું હતું અને તે જ અરસામાં હે રાજા! સુમંતુ, જૈમિનિ, અત્યંત દૃઢ વ્રતને ધારણ કરનારો પૈલ, ચોથો હું અને તેમના પુત્ર શુકદેવજી આ પાંચે શિષ્યો તેમની સેવા કરવામાં તત્પર રહેતા હતા.૧૦-૧૧ ભગવાન વ્યાસ ઉત્તમ પાંચ શિષ્યોથી વીંટાઈને હિમાલયની તળેટીમાં જ્યારે બેસતા હતા, ત્યારે પાંચ મહા-ભૂતોથી વીંટાયલા ભગવાન શંકરના જેવા જ શોભતા હતા. અમે પણ અંગ સહિત વેદોનું નિત્ય

આવર્તન કરનારા અને ભારતના સર્વ અર્થોનું પ્રવચન કરનારા તે એકાગ્ર મનવાળા દમગુણનિષ્ઠ વ્યાસ ગુરુનું નિત્ય સાવધાન રહીને ઉપાસન કરતા હતા.[૧૨,૧૩] એક સમયે કોઈ એક કથાના પ્રસંગમાં અમે તે ઉત્તમ બ્રાહ્મણને વેદ તથા ભારતના અર્થ વિષે અને નારાયણથી થયેલા તેમના જન્મ વિષે પ્રશ્ન કર્યો.[૧૪] ત્યારે તે તત્ત્વજ્ઞ મહર્ષિએ પ્રથમ વેદનો તથા ભારતનો અર્થ અમને કહી સંભળાવ્યો અને પછી નારાયણથી થયેલો પોતાનો જન્મ કહેવા માંડ્યો.[૧૫]

તેમણે કહ્યું કે, 'હે બ્રાહ્મણો ! આદિકાળમાં ઉત્પન્ન થયેલુ આ ઉત્તમ આખ્યાન તપ દ્વારા મેં જાણ્યુ છે અને તે શ્રેષ્ઠ આખ્યાન 'આર્ષેય' કહેવાય છે. તે હું તમને કહું છું, સાંભળો.[૧૬] પૂર્વે કમળ જેનું ઉત્પત્તિ કારણ હતું, તે સાતમો પ્રજાસર્ગ જ્યારે પ્રાપ્ત થયો, ત્યારે શુભ-અશુભથી રહિત અને મહાતેજસ્વી યોગેશ્વર નારાયણે પોતાના નાભિકમળમાંથી બ્રહ્મદેવને ઉત્પન્ન કર્યા અને જેવા તે પ્રકટ થયા કે તુરત જ નારાયણે તેને આ પ્રમાણે કહ્યું: 'તું મારી નાભિમાંથી ઉત્પન્ન થયો છે અને પ્રજાઓની સૃષ્ટિ કરવામાં સમર્થ છે, માટે હે બ્રહ્મન્ ! તું સ્થાવરજંગમ-વિવિધ પ્રકારની પ્રજાઓ ઉત્પન્ન કર.'[૧૭-૧૯] નારાયણે એ પ્રમાણે કહ્યું, એટલે બ્રહ્મદેવનું મુખ ઊતરી ગયું અને તેનું મન ચિંતાથી વ્યાકુળ થઈ ગયું. તેણે વરને આપનારા અને સર્વના ઈશ્વર દેવ હરિને પ્રણામ કરી આ પ્રમાણે કહ્યું: 'હે દેવેશ ! હું આપને નમસ્કાર કરું છું. મારામાં તેવી શી શક્તિ છે કે, જેના આધારે હું પ્રજાઓને ઉત્પન્ન કરી શકું ? હું બુદ્ધિહીન છું, માટે હે દેવ ! હવે પછી આપને જે કરવું હોય તે કરો.' બ્રહ્માનું એ વચન સાંભળ્યું કે તરત જ ભગવાન ત્યાંથી અંતર્હિત થઈ ગયા અને બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ તે દેવેશે બુદ્ધિનુ ચિંતન કરવા માંડ્યું. એટલે તુરત જ સ્વરૂપને ધારણ કરનારી સાક્ષાત્ બુદ્ધિ પ્રભુ હરિ પાસે હાજર થઈ. તે પછી યોગથી પર રહેલા ભગવાને પોતે પોતાની યોગસત્તાદ્વારા ઐશ્વર્યરૂપ યોગમા રહીને સર્વત્ર ગતિ કરનારી બુદ્ધિમાં પ્રવેશ કર્યો અને પછી તે અવિનાશી પ્રભુએ બુદ્ધિને આવું વચન કહ્યું: 'લોકોને ઉત્પન્ન કરવારૂપ કાર્યને સિદ્ધ કરવા માટે તું બ્રહ્માના શરીરમાં પ્રવેશ કર.' ઈશ્વરની એ આજ્ઞા થઈ એટલે તુરત જ બુદ્ધિએ બ્રહ્માના શરીરમાં પ્રવેશ કર્યો.[૨૦-૨૫] એ રીતે બ્રહ્મદેવ બુદ્ધિથી યુક્ત થયા; એટલે પુનઃ હરિએ તેને દર્શન આપ્યાં અને ફરી પણ કહ્યું કે, 'વિવિધ પ્રજાઓને તું ઉત્પન્ન કર.'[૨૬] 'જેવી આજ્ઞા' એમ કહીને બ્રહ્મદેવે હરિની આજ્ઞાને મસ્તકે ચડાવી, એટલે ભગવાન તે જ સ્થળે અંતર્ધાન થઈ ગયા અને એક મુહૂર્ત જેટલા સમયમાં પોતાના દિવ્ય સ્થાનમાં જઈ પહોંચીને ત્યાં રહેલી પોતાની મૂળ પ્રકૃતિમાં એકસ્વરૂપ થઈ ગયા.[૨૭,૨૮] તે પછી એક સમયે ભગવાનને પુનઃ આવા પ્રકારની બીજી એક બુદ્ધિ સૂઝી આવી કે, 'પરમેષ્ઠી બ્રહ્માએ આ સર્વ પ્રજાઓ ઉત્પન્ન કરી છે. તેમાં દૈત્યો, દાનવો, ગંધર્વો તથા રાક્ષસો પણ પુષ્કળ છે. ખરેખર, આ બિચારી પૃથ્વી તેઓના ભાર વડે દબાઈ ગઈ છે. વળી આ પૃથ્વી ઉપર અનેક દૈત્યો, દાનવો તથા રાક્ષસો ઘણા બળવાન થશે; કેમ કે તેઓ જાતજાતની તપશ્ચર્યાઓ કરીને ઉત્તમ પ્રકારનાં વરદાનો પ્રાપ્ત કરશે અને તેથી તેઓ બધા ગર્વિષ્ઠ બની જઈને દેવોને, ઋષિઓને અને તપોધનોને અવશ્ય દુઃખ દેશે;[૨૯-૩૨] માટે અનેક પ્રકારનાં સ્વરૂપો ધારણ કરીને પૃથ્વી પર મારે અવતરવું અને અનુક્રમે પાપીઓને શિક્ષા કરીને તથા સત્પુરુષોનું રક્ષણ કરીને પૃથ્વીનો ભાર ઓછો કરવો, તે જ યોગ્ય છે અને એમ કરવાથી જ આ બિચારી સત્યમૂર્તિ પૃથ્વી પ્રજાઓને ધારણ કરી રાખશે.[૩૩,૩૪] હું પાતાલમાં રહીને શેષનાગના સ્વરૂપે પૃથ્વીને ધારણ કરી રહ્યો છું, જેથી મેં ધારણ કરેલી આ પૃથ્વી સ્થાવરજંગમ સર્વ જગતને ધારણ કરી રહી છે;[૩૫] માટે યુગે યુગે જન્મ ધારણ કરીને પૃથ્વીનું હું રક્ષણ કરીશ.' આવો મનમાં વિચાર કરીને ભગવાન મધુસૂદને જગતમાં પોતાનો પ્રાદુર્ભાવ કરવા માટે અનેક પ્રકારનાં સ્વરૂપો ઉત્પન્ન કર્યાં, જેમાં વરાહ, નૃસિંહ, વામન તથા મનુષ્ય એ ચાર સ્વરૂપો મુખ્ય હતાં.[૩૬,૩૭] પછી 'આ સ્વરૂપો વડે મારે ઉદ્ધત દેવશત્રુઓનો સંહાર કરવો' આવો સંકલ્પ કરીને જગતસ્રષ્ટા ભગવાને 'ભોઃ' એવા શબ્દથી ગજાવી મૂકીને સરસ્વતીનો (વાણીનો)

ઉચ્ચાર કર્યો; એટલે તુરત જ તે સરસ્વતીમાંથી ઉત્પન્ન થયેલો 'અપાંતરતમા' નામનો મહાસમર્થ પુત્ર ત્યાં પ્રકટ થયો.[૩૮-૩૯] તે ભૂત, ભવિષ્ય તથા વર્તમાનનો જાણનારો હતો, સત્યવાદી હતો અને દઢતાપૂર્વક વ્રતને ધારણ કરનારો હતો. તેણે મસ્તક વડે પ્રણામ કર્યા એટલે દેવોના આદિ તથા નિર્વિકાર દેવ હરિએ તેને કહ્યું કે, 'હે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ મુનિ! વેદોના આખ્યાનના સંબંધમાં તારે જુદી જુદી શ્રુતિઓ કરવી. હું તને આજ્ઞા આપું છું, માટે જા, મારા કહેવા પ્રમાણે તું કર.' ભગવાને એ પ્રમાણે કહ્યા પછી સ્વાયંભુવ મનુનો કાળ જ્યારે ઉપસ્થિત થયો, ત્યારે ઋષિ અપાંતરતમાએ વેદોના જુદા જુદા વિભાગ કરી નાખ્યા, જેથી ભગવાન હરિ તેના એ કર્મથી પ્રસન્ન થયા; તેમ જ તેણે તપેલા મહાન તપથી, યમથી તથા નિયમથી તેને (પ્રત્યક્ષ દર્શન આપીને) કહ્યું કે, 'હે પુત્ર! પ્રત્યેક મન્વંતરોમાં તું મારા પુત્રરૂપે ઉત્પન્ન થઈને આ પ્રમાણે જ વેદોનો પ્રવર્તક થઈશ અને હે બ્રહ્મન્! તું સર્વદા અચળ થઈશ; તેમ જ કોઈ પણ પ્રાણી તારી અવગણના કરી શકશે નહિ. વળી ચોથો તિષ્ય નામનો કાળ (કલિકાળ) જ્યારે ઉપસ્થિત થશે, ત્યારે ભરતકુળમાં ઉત્પન્ન થયેલા કુરુવંશી રાજાઓ પૃથ્વી પર મહાત્માઓ તરીકે પ્રસિદ્ધ થશે. તેઓ પણ તારાથી ઉત્પન્ન થશે અને તેઓનાં કુળમાં માહોમાંહે જ્યારે ભેદ પડશે, ત્યારે માત્ર તારા વિના એકબીજાનો વિનાશ કરવા માટે તેઓ તત્પર થશે. હે ઉત્તમ બ્રાહ્મણ! તે યુગમાં પણ તપોબળથી યુક્ત થઈને તું વેદોના અનેક વિભાગો કરીશ. પછી કૃષ્ણ(કલિ)યુગનો જ્યારે આરંભ થઈ જશે, ત્યારે તારો વર્ણ પણ કાળો થઈ જશે અને તું વિવિધ પ્રકારના ધર્મોનો તથા જ્ઞાનોનો ઉત્પાદક થઈશ.[૪૦-૪૭] તું તપશ્ચર્યા કરવામાં તત્પર રહીશ, તોપણ રાગથી મુક્ત થઈશ નહિ અને તારો પુત્ર (શુકદેવ) મહેશ્વર(શંકર)ના પ્રસાદથી રાગરહિત થઈને પરમાત્મારૂપ થઈ જશે. અમારું વચન મિથ્યા થશે નહિ.[૪૮] બ્રાહ્મણો જેને પિતામહનો માનસપુત્ર કહે છે, જેની બુદ્ધિ ઘણી જ ઉત્તમ છે, જેની કાંતિ સૂર્ય કરતાં પણ અધિક છે અને જે તપના મુખ્ય ભંડારરૂપ છે, તે વસિષ્ઠ ઋષિના વંશમાં મહાપ્રભાવશાળી પરાશર નામના મહર્ષિ ઉત્પન્ન થશે. એ પરાશર વેદના ભંડારરૂપ, સર્વ કરતાં શ્રેષ્ઠ મહાન તપસ્વી અને તપના નિવાસરૂપ હોઈને તારા પિતા થશે. વળી એ પરાશર ઋષિ કોઈ એક કન્યામાં ગર્ભાધાન કરશે અને તેમાંથી તું તેના પુત્રરૂપે ઉત્પન્ન થઈશ, તેથી તારું નામ 'કાનીનપુત્ર' એ પ્રમાણે પ્રસિદ્ધ થશે.[૪૯-૫૧] તું ભૂત, ભવિષ્ય તથા વર્તમાનકાળના સર્વ સંશયોનો નાશ કરીશ અને તપોબળના પ્રભાવથી ભૂતકાળમાં વ્યતીત થયેલા હજારો યુગોને મેં બતાવેલા તું જોઈ શકીશ તેમ જ હજારો યુગોની ઊથલપાથલને તું જાણી શકીશ.[૫૨-૫૩] વળી હે મુનિ! આદિ તથા અંતરહિત અને લોકમાં ચક્રધારી તરીકે પ્રસિદ્ધ થયેલા મારું તું ધ્યાન કરીશ, તેથી તારું સત્ત્વ ઘણું મોટું થઈ પડશે અને તારી ખ્યાતિ અતુલ થઈ પડશે; આ મારું વચન મિથ્યા થશે નહિ. ભવિષ્યકાળમાં સૂર્યનો પુત્ર શનૈશ્ચર નામનો મહાન મનુ થશે. તેના સમયમાં પણ હે વત્સ! મનુ આદિના ગણમાં પ્રથમ તું જ મારા પ્રસાદથી ઉત્પન્ન થઈશ, એમાં સંશય નથી.[૫૪-૫૬] આ જગતમાં જે કંઈ જણાય છે, તે સર્વ મારું ચેષ્ટિત છે, તેમાં કોઈ મનુષ્ય કંઈ વિચાર કરે છે અને કોઈ મનુષ્ય કંઈ વિચાર કરે છે; પણ વસ્તુતઃ હું મારી ઇચ્છાનુસાર જ કરું છું.

સરસ્વતીના પુત્ર ઋષિ અપાંતરતમાને એ પ્રમાણે કહીને ઈશ્વર હરિએ 'જા, હવે તું તારું કામ કર' એમ કહીને રજા આપી, તે જ હું, દેવ હરિની કૃપાથી અને તેમની આજ્ઞાથી 'અપાંતરતમા' નામથી ઉત્પન્ન થયો હતો અને પુનઃ વસિષ્ઠના કુળમાં પણ જન્મ પામીને 'વ્યાસ' એવા નામથી પ્રસિદ્ધ થયો છું.[૫૭-૫૯] એ રીતે નારાયણના પ્રસાદથી અને નારાયણના અંશથી ઉત્પન્ન થયેલો મારો પૂર્વજન્મ મેં તમને કહ્યો.[૬૦] હે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ શિષ્યો! પૂર્વે ચિત્તની પરમ એકાગ્રતા કરીને મેં પરમ દારુણ તપ કર્યું હતું.[૬૧] હે પુત્રો! તમે મને પૂછ્યું હતું તેથી અને તમે મારા ભક્ત છો તેથી તમારા ઉપરના સ્નેહને લીધે મેં મારા પૂર્વજન્મની તથા ભાવિજન્મની સર્વ કથા તમને કહી છે.[૬૨]

વૈશંપાયને કહ્યું: હે જનમેજય રાજા! ઉદાર મનવાળા અમારા ગુરુ વ્યાસ પૂર્વે કેવી રીતે ઉત્પન્ન

થયા હતા તે વિષેની કથા તમે મને પૂછી હતી, માટે તે મેં કહી છે. હવે હે રાજર્ષિ! સાંખ્યયોગ, પાંચરાત્ર, વેદ અને પાશુપત એ સર્વ જ્ઞાનોના સંબંધમાં હું તને કહું છું, સાંભળ. તેમાં પ્રથમ તો એમ જ સમજવું કે, એ સર્વ જ્ઞાનો ભિન્ન ભિન્ન મત ધરાવનારાં છે. સાંખ્યજ્ઞાનના વક્તા મહર્ષિ કપિલ કહેવાય છે અને યોગના વેત્તા પુરાણપુરુષ હિરણ્યગર્ભ જ છે, બીજો કોઈ નથી.[૬૫] ઋષિ અપાંતરતમા વેદોના આચાર્ય કહેવાય છે અને તે જ ઋષિને કેટલાએક મનુષ્યો 'પ્રાચીનગર્ભ' એવા નામથી પણ કહે છે.[૬૬] ભગવાન શંકર જે ઉમાના પતિ, ભૂતોના પતિ, શ્રીકંઠ અને બ્રહ્માના પુત્ર કહેવાય છે તેમણે શાંત ચિત્તથી 'પાશુપત' નામનું જ્ઞાન કહેલું છે.[૬૭] અને પાંચરાત્રશાસ્ત્રને તો ભગવાન પોતે જ સંપૂર્ણ રીતે જાણે છે. વળી હે મહારાજા! આ સર્વ જ્ઞાનોમાં શાસ્ત્ર અને જ્ઞાનદૃષ્ટિએ જોતાં પ્રભુ નારાયણ જ પરમાર્થરૂપે વર્ણવેલા છે, પરંતુ અજ્ઞાની મનુષ્યો એ રહસ્યને સમજી શકતા નથી;[૬૮-૬૯] પણ શાસ્ત્રકર્તા વિદ્વાનો તો એમ જ કહે છે કે, પ્રત્યેક શાસ્ત્રમાં ઋષિ નારાયણને જ એકનિષ્ઠારૂપ અથવા પરમ ગતિરૂપ કહેવામાં આવ્યા છે, સિવાય બીજો કોઈ પણ પરમ ગતિરૂપ છે જ નહિ અને મારું પોતાનું પણ એ જ વચન છે કે, વૈદિક અનુભવના બળથી જે પદાર્થોને નિઃસંશયપણે સિદ્ધ કરવામાં આવ્યા છે, તે સર્વમાં સદાકાળ હરિનો નિવાસ છે; પરંતુ જે પદાર્થો કુતર્કના બળથી સંશયભરેલા થઈ પડેલા છે, તેઓમાં હરિનો નિવાસ નથી. હે રાજા! પાંચરાત્રશાસ્ત્રને જાણનારાઓ પણ જો વેદોક્ત ક્રમને અનુસરે છે તો જ એકાંતભાવને પ્રાપ્ત થઈને હરિમાં પ્રવેશ કરી શકે છે.[૭૦-૭૨] હે રાજન્! સાંખ્ય તથા યોગ એ બન્ને સનાતન છે, તેમ જ સર્વે વેદો પણ સનાતન છે. વળી સર્વ ઋષિઓએ એકે અવાજે પ્રતિપાદન કર્યું છે કે, આ પુરાણ વિશ્વ કેવળ નારાયણરૂપ જ છે;[૭૩] એટલું જ નહિ પરંતુ આ સર્વ લોકોમાં તથા સ્વર્ગ, અંતરિક્ષ, પૃથ્વી અને જળના લોકમાં જે કંઈ વેદોક્ત શુભ કર્મ અથવા વેદ વિરુદ્ધ અશુભ કર્મ થઈ રહ્યું છે, તે સર્વના પ્રવર્તક ઋષિ નારાયણ જ છે.[૭૪]

અધ્યાય ૩૪૯ મો સમાપ્ત

# અધ્યાય ૩૫૦ મો

## બ્રહ્મા અને રુદ્રનો સંવાદ

॥ जनमेजय उवाच ॥

बहवः पुरुषा ब्रह्मन्नुताहो एक एक तु ।
को ह्यत्र पुरुषः श्रेष्ठः को वा योनिरिहोच्यते ॥१॥

જનમેજયે પૂછ્યું:* હે બ્રહ્મન્! પુરુષો અનેક છે કે એક જ છે? જો અનેક પુરુષો છે તો તેમાં શ્રેષ્ઠ કોણ અને સર્વનું મૂળ ઉત્પત્તિસ્થાન કોણ?[૧]

વૈશંપાયને કહ્યું: હે કુરુકુળમાં ઉત્પન્ન થયેલા રાજા! સાંખ્ય÷ તથા યોગશાસ્ત્રના સિદ્ધાંત પ્રમાણે જગતમાં અનેક પુરુષો છે, પરંતુ વૈદિક સિદ્ધાંતને અનુસરનારા પુરુષો એ વાતને માન્યા કરતા નથી. તેઓ તો એમ જ કહે છે કે, પુરુષ એક જ છે.[૨] જોકે ઉપાધિના ભેદથી જુદા જુદા અનેક પુરુષો જોવામાં આવે છે, તોપણ તેઓનું મૂળ સ્વરૂપ એક જ છે અને તે એક જ પુરુષ ગુણોથી અધિક હોઈને આખા વિશ્વરૂપ છે, એના સંબંધમાં હું તને કહું છું.×[૩] આત્માનો સાક્ષાત્કાર કરનારા, તપથી યુક્ત, દમગુણને ધારણ કરનારા

* જગતમાં અનેક પુરુષો (આત્માઓ) ન હોય, તો એક પુરુષ બંધાય છે ત્યારે બીજો મુક્ત થાય છે. એ વ્યવસ્થા ઘટી શકે નહિ, છતાં શ્રુતિમાં તો એમ જ કહ્યું છે કે, પુરુષ એક જ છે. તે ઉપરથી સંશયમાં પડીને જનમેજયે વૈશંપાયનને પૂછ્યું.

÷ કપિલમુનિનું સાંખ્ય.

× વૈશંપાયનના કહેવાનો આશય એ છે કે, ઘટાકાશ, મઠાકાશ વગેરે ભિન્ન ભિન્ન દેખાતા આકાશોનું મૂળ સ્વરૂપ મહાકાશ જ છે અને તે સર્વ આકાશોનો મહાકાશમાં જ લય થઈ જાય છે, જેથી આકાશ એક જ છે. તે પ્રમાણે આપણે જુદી જુદી ઉપાધિવાળા પુરુષોનું મૂળસ્વરૂપ એક મહાપુરુષ જ છે અને આપણા સર્વનો અંતે મહાપુરુષમાં જ લય થતો હોવાથી, આખા વિશ્વમાં પુરુષ એક જ છે અને આકાશ એક છે, છતાં કાનના છિદ્રરૂપી ઉપાધિના ભેદથી શ્રોત્રેન્દ્રિયની ભેદકલ્પના થતી હોવાથી કેટલાએક મનુષ્યો બહેરા હોય છે; છતાં બીજા કેટલાએક મનુષ્યો સારી રીતે સાંભળી શકે છે. તે જ પ્રમાણે અંતઃકરણરૂપ ઉપાધિના ભેદથી જ જીવભેદની કલ્પના કરેલી છે અને તેને લીધે જ એક પુરુષ બંધાયેલો હોય છે અને બીજો પુરુષ મુક્ત થઈ જાય છે, તેમ જ એક સુખી હોય છે, ત્યારે બીજો દુઃખી હોય છે.

અને જગદ્વંદ્ય મહર્ષિ વ્યાસ ગુરુને નમસ્કાર કરી પુરુષની એકતા વિષે હું તને કહું છું.[૪] હે રાજા! સર્વ વેદોમાં પુરુષની એકતા વિષે સારી રીતે વર્ણન કરવામાં આવ્યુ છે અને તે પ્રખ્યાત સત્યનો ઋષિઓ માં શ્રેષ્ઠ ભગવાન વ્યાસે યથાર્થ વિચાર કર્યો છે;[૫] હે ભારત! કપિલ આદિ ઋષિઓએ સામાન્ય નિયમ તથા અપવાદ પ્રદર્શિત કરીને અધ્યાત્મનાં અનેક શાસ્ત્રો કહ્યાં છે;[૬] પરંતુ વ્યાસે સંક્ષેપમાં જ પુરુષની એકતા કહી બતાવી છે, તે જ હું તને મહાતેજસ્વી વ્યાસના પ્રસાદથી કહું છું.[૭]

હે રાજા! આ વિષયમાં બ્રહ્મા તથા રુદ્રના સંવાદરૂપ એક પ્રાચીન ઇતિહાસનુ ઉદાહરણ આપવામાં આવે છે.[૮] હે રાજા! ક્ષીરસમુદ્રના મધ્યપ્રદેશમાં સુવર્ણ સમાન કાંતિવાળો 'વૈજયંત' નામનો એક મહાન પર્વત પ્રસિદ્ધ છે.[૯] ત્યાં દેવ બ્રહ્મા, પોતે એકલા જ રહીને નિત્ય અધ્યાત્મગતિનું ચિંતન કરતા હતા અને પોતાનું વૈરાજસદન (બ્રહ્મભુવન) છોડીને તે પર્વતનું જ સેવન કરતા હતા.[૧૦] એક સમયે બુદ્ધિમાન બ્રહ્મા તે પર્વત ઉપર બેઠા હતા, તેવામાં તેમના લલાટથી ઉત્પન્ન થયેલા તેમના પુત્ર રુદ્ર દૈવેચ્છાએ ત્યાં આવી ચડ્યા.[૧૧] મહાન યોગેશ્વર રુદ્ર આકાશમાર્ગે થઈને પ્રથમ જતા હતા, પરંતુ (બ્રહ્મદેવને ત્યાં જોઈને) આકાશમાંથી તે પર્વતના શિખર ઉપર ઊતરી પડ્યા.[૧૨] તેમણે બ્રહ્મદેવની આગળ જઈને પ્રીતિપૂર્વક તેમના ચરણમાં વંદન કર્યું, એટલે બ્રહ્માએ પોતાના ચરણમાં પડેલા રુદ્રને જોઈને જમણા હાથ વડે પકડીને ઊભા કર્યા અને પછી તે સમર્થ પ્રજાપતિએ ઘણા કાળે આવેલા પોતાના પુત્ર(રુદ્ર)ને આ પ્રમાણે કહ્યું.[૧૩-૧૪]

પિતામહે કહ્યું: હે મહાબાહુ! તું ભલે આવ્યો. તું મારી સમીપમાં આવ્યો છે, તે બહુ સારું થયું છે. હે પુત્ર! તારાં સ્વાધ્યાય અને તપ નિરંતર નિર્વિઘ્ને થયા કરે છે ને? ખરેખર, તું નિત્ય ઉગ્ર તપશ્ચર્યા કરે છે, માટે તે સંબંધમાં હું તને પૂછું છું.[૧૫-૧૬]

રુદ્રે કહ્યું: 'હે ભગવન્! આપની કૃપાથી મારાં સ્વાધ્યાય અને તપ સદાય નિર્વિઘ્ને થયા કરે છે અને તે દ્વારા સર્વ જગતનું સતત કુશળ થયા કરે છે.[૧૭] મેં આપ ભગવાનનાં ઘણા જ લાંબા સમય પહેલાં વૈરાજસદનમાં દર્શન કર્યાં હતાં, જેથી આજે આપના ચરણથી સેવાયલા આ પર્વત ઉપર હું આવ્યો છું.[૧૮] હે પિતામહ! આપ આવા એકાંત-પ્રદેશમાં ગમન કરો છો, તેમાં મને પરમ કુતૂહલ થાય છે અને હું ધારું છું કે, આપના આ ચેષ્ટિતમાં કંઈ અલ્પ કારણ નહિ હોય.[૧૯] આપનું વૈરાજસદન જે સર્વ કરતાં શ્રેષ્ઠ છે, ક્ષુધા તથા તૃષાથી રહિત છે, દેવો તથા અસુરોથી વસાયલું છે, અમાપ કાંતિવાળા ઋષિઓથી સેવાયલુ છે અને ગંધર્વો તથા અપ્સરાઓથી વ્યાપ્ત છે, છતાં તેનો ત્યાગ કરીને આપ એકલા અહીં શા માટે આવ્યા છો?[૨૦-૨૧]

બ્રહ્મા બોલ્યા: વૈજયંત નામના આ મહાન પર્વતનું હું નિત્ય સેવન કરું છું. (તેમાં કારણ એ છે કે,) અહીં રહેવાથી એકાગ્ર મન વડે વિરાટ પુરુષનું મારાથી ચિંતન થઈ શકે છે.[૨૨]

રુદ્રે પૂછ્યું: હે બ્રહ્મન્! આપ સ્વયંભૂએ અનેક પુરુષોને ઉત્પન્ન કર્યા છે અને હજી પણ બીજા અનેક પુરુષોને ઉત્પન્ન કર્યા કરો છો, તેમાં એ વિરાટ પુરુષ કોણ છે કે જે એક ઉત્તમ પુરુષનું તમે પોતે પણ ચિંતન કર્યા કરો છો? હે બ્રહ્મન્! એ મારા સંશયને દૂર કરવા માટે તમે તેનું વર્ણન કરો; કેમ કે એના સંબંધમાં મને મહાન આશ્ચર્ય થાય છે.[૨૩-૨૪]

બ્રહ્મા બોલ્યા: હે પુત્ર! તેં અનેક પુરુષોના સંબંધમાં મને જે કહ્યું, તે તો આ રીતે કેવળ વિરુદ્ધ જ છે અને પુરુષો અનેક છે, એવી દૃષ્ટિ કદી રાખવી પણ નહિ;[૨૫] કેમ કે પુરુષ એક જ છે અને તે જ સર્વનો આધાર છે; એટલું જ નહિ પરંતુ અનેક સ્વરૂપમાં દેખાતા સર્વ પુરુષોનું તે મૂળ કહેવાય છે. આ વિષયમાં હું તને કહી બતાવું છું.[૨૬] એ પુરુષ વિશ્વરૂપ છે, સર્વથી શ્રેષ્ઠ છે, સર્વથી મહાન છે અને નિર્ગુણ છે; તે સનાતનમાં અનેક સ્વરૂપમાં દેખાતા આ સર્વ પુરુષો પણ નિર્ગુણ થઈને પ્રવેશ કરી શકે છે.[૨૭]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન-પર્વમાં 'બ્રહ્મા અને રુદ્રનો સંવાદ' નામનો અધ્યાય ૩૫૦મો સમાપ્ત

# અધ્યાય ૩૫૧ મો

## બ્રહ્મા અને રુદ્રનો સંવાદ–પુરુષની એકતાનું પ્રતિપાદન

॥ ब्रह्मोवाच ॥

**शृणु पुत्र यथा ह्येष पुरुषः शाश्वतोऽव्ययः ।**
**अक्षयश्चाप्रमेयश्च सर्वगश्च निरुच्यते ॥ १ ॥**

બ્રહ્માએ કહ્યું : હે પુત્ર! એ પુરુષ જે કારણથી સનાતન અવિનાશી, અક્ષય, વાણી તથા મનના અવિષય અને સર્વવ્યાપક કહેવાય છે, તે હું તને કહું છું, સાંભળ.[૧] હે સત્તમ! એ પુરુષ વિશ્વાત્મા છે અને માત્ર જ્ઞાન વડે જ દર્શન કરવા યોગ્ય છે, તેથી બુદ્ધિ, ઇંદ્રિય–આદિથી યુક્ત અને શમદમાદિ ગુણોથી રહિત એવા તારાથી, મારાથી કે બીજાઓથી જોઈ શકાય તેવો નથી.[૨] તેને શરીર નથી છતાં સર્વ શરીરોમાં નિવાસ કરે છે અને શરીરોમાં વસે છે, છતાં પણ કર્મો વડે તે લેપાતો નથી.[૩] તે મારો, તારો તથા બીજાઓનો અંતરાત્મા છે અને પ્રત્યેક દેહધારીઓનો સાક્ષીભૂત હોવા છતાં કોઈનાથી કોઈ સ્થળે કદી જાણી શકાતો નથી. આખા જગતરૂપ મસ્તકવાળો, સમગ્ર વિશ્વનો ભોક્તા અને જગતમાં સર્વત્ર ચરણ, નેત્ર અને નાકવાળો તે એક જ પુરુષ સર્વ ક્ષેત્રોમાં સ્વેચ્છાનુસાર અને સુખેથી સંચાર કરી રહ્યો છે.[૪-૫] પ્રાણીઓનાં શરીર 'ક્ષેત્ર' કહેવાય છે અને તેઓનાં શુભ–અશુભ કર્મો 'બીજ' કહેવાય છે. એ સર્વને તે યોગાત્મા જાણે છે, માટે તેને 'ક્ષેત્રજ્ઞ' કહેવામાં આવે છે.[૬] પ્રાણીઓમાં કોઈ પણ પ્રાણી સાંખ્યવિધિથી કે યોગવિધિથી તેની ગતિને કે અગતિને જાણી શકતો નથી.[૭] હું પોતે પણ તેની ગતિનું ચિંતન કરું છું, છતાં તેની ગતિને તથા અગતિને જાણી શકતો નથી; તોપણ મારા જ્ઞાન પ્રમાણે એ સનાતન પુરુષનું સ્વરૂપ હું તને કહું છું.[૮] સનાતન એવો તે એક જ પુરુષ 'મહાપુરુષ' શબ્દને ધારણ કરે છે, તેનું જ એકત્વ તથા મહત્ત્વ છે અને તેને એકને જ પુરુષ કહેવામાં આવે છે.[૯] જેમ એક જ અગ્નિ જગતમાં અનેક પ્રકારે પ્રકાશે છે, એક જ સૂર્ય આખા બ્રહ્માંડને પ્રકાશમાન કરે છે, એક જ વાયુ અનેક પ્રકારે વાય છે અને એક જ સમુદ્ર અનેક જળનું ઉત્પત્તિકારણ કહેવાય છે; તેમ એક જ પુરુષ નિર્ગુણ હોવા છતાં આખા વિશ્વરૂપે ભાસે છે અને જગતનાં સર્વ સ્વરૂપો તે નિર્ગુણ પુરુષમાં જ પ્રવેશ કરે છે. પણ જ્યારે ગુણના વિકારભૂત એવાં શુભ-અશુભ સર્વ કર્મોનો ત્યાગ કરવામાં આવે છે, તેમ જ સત્ય તથા અસત્યનો પણ ત્યાગ કરાય છે, ત્યારે નિર્ગુણસ્વરૂપ થઈ શકાય છે. જે પુરુષ ચિંતન કરવાને અશક્ય તે પુરુષને જાણીને અનિરુદ્ધ, પ્રદ્યુમ્ન, સંકર્ષણ તથા વાસુદેવ એમ ચાર સ્વરૂપે રહેલા સૂક્ષ્મભાવનું અનુક્રમે પ્રવિલાપન કરીને સમાધિનું અનુષ્ઠાન કરે છે, તે પુરુષ અત્યંત શાંત થઈને કલ્યાણ–સ્વરૂપ પરમાત્માને પામે છે.[૧૦-૧૨] એ પ્રમાણે કેટલાએક યોગમાર્ગી પંડિતો એ પુરુષને પરમાત્મા કહે છે, કેટલાએક સાંખ્યશાસ્ત્રીઓ એકાત્મા કહે છે અને બીજા કેટલાએક જ્ઞાનચિંતક વિદ્વાનો કેવળ આત્મા જ કહે છે; પરંતુ આ સર્વનો ભાવ સર્વથા એક જ છે.[૧૩] પરમાત્મા નિત્ય નિર્ગુણ છે અને તેને જ નારાયણ અથવા સર્વના આત્મારૂપ પુરુષ જાણવા.[૧૪] જેમ કમળનું પાંદડું જળથી લેપાતું નથી, તેમ આ પરમાત્માને કર્મના ફળ સાથે કંઈ પણ સંબંધ નથી; પરંતુ જેને કર્મના મોક્ષ સાથે તથા બંધન સાથે જોડાવું પડે છે, તે કર્માત્મા તો બીજો જ છે. (જેને 'જીવ' કહેવામાં આવે છે.)[૧૫] આ કર્માત્મા સત્તર તત્ત્વવાળા લિંગશરીર સાથે જોડાય છે (અને તેને જ જુદાં જુદાં કર્મફળ પ્રમાણે દેવ, મનુષ્ય, પશુપક્ષી આદિ જન્મો ધારણ કરવા પડે છે.) આ રીતે એક જ પુરુષ અનેક પ્રકારનો થાય છે. (અર્થાત્ પુરુષની અંદર દેખાતું અનેકપણું કેવળ ઉપાધિને લીધે જ હોઈને તત્ત્વદૃષ્ટિએ પુરુષ એક જ છે.) એ વાત મેં તને અનુક્રમ પ્રમાણે કહી.[૧૬] જે પરમાત્મા આ સમગ્ર લોકતંત્રના પ્રકાશક ચિજ્જ્યોતિરૂપ છે, તે જ પરમ જાણવા યોગ્ય છે, તે જ જાણનાર છે, તે જ જ્ઞાન કરવા યોગ્ય છે, તે જ માનનાર છે, તે જ માનવા યોગ્ય છે, તે જ ભોજન કરનાર અને ભોજ્ય વસ્તુ, સૂંઘનાર અને સૂંઘવા યોગ્ય વસ્તુ, સ્પર્શ કરનાર અને સ્પર્શ કરવા યોગ્ય વસ્તુ, દર્શન કરનાર અને દર્શન કરવા યોગ્ય વસ્તુ, સાંભળનાર અને સાંભળવા યોગ્ય, જ્ઞાતા અને જ્ઞાન કરવા યોગ્ય

તથા તે જ સગુણ અને નિર્ગુણ છે, પણ હે તાત! જેને પ્રધાન કહેવામાં આવે છે, જે વિધાતાની આદ્ય સૃષ્ટિ મહત્તત્ત્વને ઉત્પન્ન કરે છે, જેને બ્રાહ્મણો અહંકાર કહે છે અને જે લોકમાં આશીર્વાદરૂપ ગણાતાં વૈદિક ઉત્તમ કર્મોના ફળદાતા છે, તે સર્વ સનાતન અનાદિ અને અપરિણામી તે પરમાત્મારૂપ જ છે અને અગ્નિહોત્રાદિ સર્વ કર્મો તે વાસુદેવને માટે જ ચિંતન કરવા યોગ્ય છે.[૧૭-૧૯] સર્વ દેવતાઓ અને શાંતચિત્તવાળા મુનિઓ યજ્ઞશાળામાં બેસીને તેનેજ યજ્ઞભાગ અર્પણ કરે છે અને સર્વ પ્રજાઓનો આદ્ય તથા ઈશ્વર હું બ્રહ્મા તે પરમાત્માથી જ ઉત્પન્ન થયો છું અને તું મારાથી ઉત્પન્ન થયો છે.[૨૦] હે પુત્ર! સ્થાવરજંગમ સહિત આ સર્વ જગત અને રહસ્ય સહિત સર્વ વેદો પણ મારાથી જ ઉત્પન્ન થયા છે,[૨૧] એ રીતે પુરુષ ચાર મૂર્તિઓ (અનિરુદ્ધ, પ્રદ્યુમ્ન, સંકર્ષણ અને વાસુદેવ એ ચાર સ્વરૂપો) ધારણ કરીને પોતાની ઇચ્છાનુસાર જગતમાં ક્રીડા કરે છે અને તે ભગવાન પોતાના જ્ઞાનથી જ જ્ઞાની હોઈ ને વાસુદેવરૂપ છે.[૨૨] હે પુત્ર! તેં મને જે પ્રશ્ન પૂછ્યો હતો, તેનો મેં યથાર્થ ઉત્તર આપ્યો છે અને સાથે સાથે સાંખ્યજ્ઞાનમાં તથા યોગમાં જે પ્રમાણે વર્ણન કર્યું છે તે પણ મેં તને કહી સંભળાવ્યું છે.[૨૩]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'બ્રહ્મા અને રુદ્રનો સંવાદ–પુરુષની એકતાનું પ્રતિપાદન' નામનો અધ્યાય ૩૫૧ મો સમાપ્ત

## અધ્યાય ૩૫૨ મો

### નારદ અને ઇંદ્રનો સંવાદ–ઉત્તમ આશ્રમધર્મ કયો?

॥ युधिष्ठिर उवाच ॥

धर्माः पितामहेनोक्ता मोक्षधर्माश्रिताः शुभाः ।
धर्ममाश्रमिणां श्रेष्ठं वक्तुमर्हति मे भवान् ॥ १ ॥

યુધિષ્ઠિરે પૂછ્યું: હે પિતામહ! મોક્ષધર્મના પવિત્ર ધર્મો તમે મને કહ્યા. હવે સર્વ આશ્રમધર્મીઓમાં કયો આશ્રમધર્મી શ્રેષ્ઠ છે, તે મને કહો.[૧]

ભીષ્મે કહ્યું: હે રાજા! સર્વ આશ્રમોમાં જે જે આશ્રમધર્મનું કથન કરવામાં આવ્યું છે, તે તે સ્વર્ગ તથા મોક્ષરૂપ મહાન ફળ મેળવવામાં સાધનરૂપ છે. ધર્મ અનેક પ્રકારે થઈ શકે છે. તેની કોઈ પણ ક્રિયા નિષ્ફળ થતી નથી.[૨] હે ભરતશ્રેષ્ઠ રાજા! મનુષ્ય જે જે વિષયમાં અમુક એક નિશ્ચય કરે છે, તેને જ ઉત્તમ તરીકે માને છે, બીજાને ઉત્તમ માનતો નથી.[૩] હે પુરુષવ્યાઘ્ર! પૂર્વે મહર્ષિ નારદે ઇંદ્રને જે કથા કહી હતી (જે તારા પ્રશ્ન સંબંધી છે,) તે હું તને કહું છું, તેનું તું શ્રવણ કર.[૪] હે રાજન્! મહર્ષિ નારદ સિદ્ધસ્વરૂપ હોઈને ત્રણે લોકમાં માન્ય થયેલા છે અને વાયુની પેઠે અસ્ખલિત ગતિવાળા થઈને સર્વ લોકમાં અનુક્રમે વિચર્યા કરે છે.[૫] હે મહાધનુર્ધર રાજા! તે નારદમુનિ એક સમયે ફરતા ફરતા ઇંદ્રને ઘેર જઈ ચડ્યા એટલે ઇંદ્રે પણ તેમનો સત્કાર કર્યો ને તે પછી તેની સમીપ તે બેઠા.[૬] એક ક્ષણવાર સુધી વિશ્રાંતિ લઈને નારદઋષિ સ્વસ્થપણે બેઠા, એટલે ઇંદ્રે તેમને પ્રશ્ન પૂછ્યો કે, 'હે નિર્દોષ મહર્ષિ! તમે કંઈ આશ્ચર્ય જોયું છે? કેમ કે હે બ્રહ્મર્ષિ! તમે નિત્યસિદ્ધ છો, છતાં કંઈક કુતૂહલવાળા હોવાથી સ્થાવરજંગમ ત્રણે લોકમાં સાક્ષીની પેઠે વિચર્યા કરો છો;[૭-૮] જેથી હે દેવર્ષિ! લોકમાં કંઈ પણ તમારાથી અજાણ્યું નથી, માટે તમે જે કંઈ આશ્ચર્યકારક સાંભળ્યું હોય, અનુભવ્યું હોય અથવા જોયું હોય, તે મને કહો.[૯] હે રાજન્! ઇંદ્રનાં એ વાક્ય સાંભળીને વક્તાઓમાં શ્રેષ્ઠ ઋષિ નારદે પોતાની સમીપ નમ્રતાથી બેઠેલા ઇંદ્રને એક મોટી કથા કહેવા માંડી.[૧૦] બ્રાહ્મણશ્રેષ્ઠ નારદે જે વિધિ પ્રમાણે ઇંદ્રને કથા સંભળાવી હતી, તે જ વિધિ પ્રમાણે તારા પ્રશ્ન ઉપરથી તે કથા હું તને કહું છું, તેનું તું શ્રવણ કર.[૧૧]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'નારદ અને ઇંદ્રનો સંવાદ–ઉત્તમ આશ્રમધર્મ કયો?' નામનો અધ્યાય ૩૫૨ મો સમાપ્ત

## અધ્યાય ૩૫૩ મો

### ઉત્તમ આશ્રમધર્મ કયો? (ચાલુ)

॥ भीष्म उवाच ॥

आसीत् किल नरश्रेष्ठ महापद्मे पुरोत्तमे ।
गंगाया दक्षिणे तीरे कश्चिद्विप्रः समाहितः ॥१॥

ભીષ્મ બોલ્યા: હે રાજા! ગંગાના દક્ષિણ તીર ઉપર આવેલા મહાપદ્મ નામના ઉત્તમ નગરમાં કોઈ એક જિતેંદ્રિય બ્રાહ્મણ રહેતો હતો.[૧]

તે સ્વભાવે સૌમ્ય હતો, અત્રિગોત્રમાં જન્મેલો હતો, વેદમાં પારંગત થયો હતો, સર્વ સંશયોથી રહિત હતો, નિત્ય ધર્માચરણ કરતો હતો, ક્રોધને જીતનારો હતો, નિત્ય તૃપ્ત રહેતો હતો, ઇંદ્રિયોને વશ રાખતો હતો, તપ તથા સ્વાધ્યાય કરવામાં આસક્ત હતો, સત્ય ભાષણ બોલતો હતો, સજ્જનોમાં માન્ય થયો હતો, ન્યાયપૂર્વક દ્રવ્ય મેળવીને પોતાનું ગુજરાન ચલાવતો હતો અને પોતાના સદાચારધર્મનું પાલન કરતો હતો.[૨-૩] એ બ્રાહ્મણ જ્ઞાતિ તથા સંબંધીઓથી વિસ્તારવાળા સત્ત્વાદિક ગુણોના આશ્રયથી માન્ય થયેલા મહાન કુળમાં ઉત્પન્ન થયો હતો, તેથી ઉત્તમ વૃત્તિનો આશ્રય કરીને પોતાનો નિર્વાહ ચલાવતો હતો.[૪] હે રાજન્! પોતાને ત્યાં ઘણા પુત્રોને ઉત્પન્ન થયેલા જોઈ, તે બ્રાહ્મણ મોટે ભાગે કર્મ કરવામાં જ સ્થિર થયો હતો અને પોતાના કુળધર્મ પ્રમાણે ધર્મક્રિયાઓ કર્યા કરતો હતો.[૫] એક સમયે તે બ્રાહ્મણે વેદોક્ત, શાસ્ત્રોક્ત અને શિષ્ટાચરિત એમ ત્રણે પ્રકારના ધર્મનો મનમાં વિચાર કર્યો અને પછી તે આ પ્રમાણે બોલી ઊઠ્યો: 'અરેરે ! શું કરવાથી મારું કલ્યાણ થાય ? શું કર્યું હોય તો શ્રેષ્ઠ થાય અને કયા ધર્મને ઉત્તમ આશ્રયરૂપ માનવો ?' એ પ્રમાણે તે નિત્ય ખેદ કર્યા કરતો હતો અને કોઈ પ્રકારના નિશ્ચય ઉપર આવી શકતો ન હતો.[૬-૭] એ રીતે કોઈ જાતનો નિશ્ચય નહિ થવાથી પોતે કંટાળ્યો હતો, છતાં પણ પોતાના ઉત્તમ ધર્મમા તે સ્થિર હતો. તેવામાં એક સમયે કોઈ શાંત ચિત્તવાળો બ્રાહ્મણ તેને ત્યાં અતિથિ તરીકે આવી ચડ્યો.[૮] એટલે તે બ્રાહ્મણે શાસ્ત્રોક્ત ક્રિયાપૂર્વક તેનો અતિથિ-સત્કાર કર્યો અને પછી બરાબર વિશ્રાંતિ લઈને તે સ્વસ્થ થયો, એટલે તેને (અતિથિને) આવું વચન કહ્યું.[૯]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન-પર્વમાં 'ઉત્તમ આશ્રમધર્મ કયો ?' નામનો અધ્યાય ૩૫૩મો સમાપ્ત

# अध्याय ३५४मो

## ઉત્તમ આશ્રમધર્મ કયો? (ચાલુ)

॥ ब्राह्मण उवाच ॥

**समुत्पन्नाभिधानोऽस्मि वाङ्माधुर्येण तेऽनघ ।**
**मित्रत्वमभिपन्नस्त्वं किंचिद् वक्ष्यामि तच्छृणु ॥**

બ્રાહ્મણ બોલ્યો: હે નિર્દોષ અતિથિ ! તમારી વાણીની મધુરતાથી ખરેખર હું બંધાઈ ગયો છું. તમને અધીન થઈ ગયો છું અને તમારો મિત્ર થયો છું; માટે હું તમને કંઈક કહું છું, તે તમે સાંભળો.[૧] હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ! મારા ગૃહસ્થધર્મનો ભાર હવે મારા પુત્રો ઉપર નાખીને મારે ઉત્તમ ધર્મનુ આચરણ કરવું છે, પરંતુ હે દ્વિજ ! એ ધર્મનો માર્ગ કયો છે ? (તે હું જાણતો નથી.)[૨] મારા આત્માનો આશ્રય લઈને કેવળ એક આત્મામાં જ સ્થિતિ કરવા ઇચ્છું છું (અર્થાત્ એકલો રહેવા માટે સંન્યાસ લેવાની ઇચ્છા કરું છું); પરંતુ સર્વસામાન્ય એવા વિષયરૂપ પાશોથી બંધાઈ જઈને વળી પાછો તે માટેની ઇચ્છા કરી શકતો નથી.*[૩] મારી અવસ્થા પુત્રરૂપ ફળથી આશ્રિત થઈને લગભગ વીતી ગઈ છે, માટે હવે પરલોકના માર્ગમાં હિતકારક ભાથું લઈ લેવાને હું ઇચ્છું છું.[૪] આ લોકરૂપી સમુદ્રની પેલે પાર જવાની મને પ્રબળ ઇચ્છા થઈ છે અને તેથી જ મને આવી બુદ્ધિ સૂઝી છે, પણ તેમા મારે ધર્મરૂપ નૌકા ક્યાંથી મેળવવી ?[૫] આ મનુષ્યલોકમાં અનેક સત્ત્વગુણી પ્રાણીઓ પણ ક્લેશો સાથે જોડાય છે અને અનેક પ્રકારની પીડાઓ ભોગવે છે. વળી પ્રજાઓ ઉપર અનેક પ્રકારના રોગોરૂપી યમરાજાની ધજાપતાકાઓ ફરકી રહી છે, તે જોઈને મારું મન સાંસારિક ભોગોમાં આનંદ પામતું નથી; તેમ જ સંન્યાસીઓને પારકે ઘેર ભિક્ષા માગતા જોઈ સંન્યાસધર્મમાં પણ મારું મન નારાજ થાય છે, માટે હે અતિથિ ! તમે તમારી બુદ્ધિના બળથી (કોઈ એક ઉત્તમ ધર્મ પસંદ કરી તે) ધર્મનો મને ઉપદેશ આપો.[૬-૭]

એ પ્રમાણે ધર્મયુક્ત ભાષણ કરનાર તે બ્રાહ્મણ-

* જેમ જઠરાગ્નિની મંદતાવાળો પુરુષ અનેક પ્રકારના આહારની ઇચ્છા કરે છે, પરંતુ ઉદરના દોષથી ખાવાની ઇચ્છા કરી શકતો નથી, તેવી જ મારી સ્થિતિ છે.

નુ વચન સાભળીને પેલા બુદ્ધિમાન અતિથિએ મધુર વાણીથી આવુ કોમળ વચન કહ્યુ ૮

અતિથિએ કહ્યુ હે બ્રાહ્મણ! હુ પણ આ વિષયમા મૂઝાયા કરુ છુ મારો પણ એ જ મનોરથ છે, પરતુ એના સબધમા મને કોઈ પ્રકારનો નિશ્ચય થઈ શકતો નથી, કેમ કે સ્વર્ગના દ્વાર અનેક છે ૯ કેટલાએક વિદ્વાનો મોક્ષની પ્રશસા કરે છે, કેટલાએક બ્રાહ્મણો યજ્ઞના ફળના વખાણ કરે છે, કેટલાએક વાનપ્રસ્થ-આશ્રમનો સ્વીકાર કરે છે, કેટલાએક ગૃહસ્થાશ્રમનો આશ્રય કરે છે, કેટલાએક રાજધર્મનો અગીકાર કરે છે, કેટલાએક આત્મજ્ઞાનનો આશ્રય કરે છે, કેટલાએક ગુરુના સેવનરૂપ ધર્મનો સ્વીકાર કરે છે, કેટલાએક વાણીનો સયમ કરવારૂપ ધર્મ માન્ય કરે છે, કેટલાએક માતાપિતાની સેવા કરીને સ્વર્ગમા ગયા છે, કેટલાએક અહિસા પાળીને સ્વર્ગમા ગયા છે, કેટલાએક સત્ય વડે સ્વર્ગમા ગયા છે, કેટલાએક યુદ્ધમા સામે પગલે મરણ પામીને સ્વર્ગમા ગયા છે, કેટલાએક ઉછવ્રતનુ પાલન કરવાથી સિદ્ધ થઈ ને સ્વર્ગમાર્ગમા ગયા છે, કેટલાએક વેદવ્રતમા પરાયણ રહીને કેવળ સ્વાધ્યાય દ્વારા સ્વર્ગમા ગયા છે, કેટલાએક પવિત્ર અને બુદ્ધિમાન પુરુષો મનમા સતુષ્ટ રહી જિતેદ્રિય થઈ ને સ્વર્ગમા ગયા છે અને બીજા કેટલાએક પુરુષો સરળ સ્વભાવના હોઈ ને બીજા કુટિલ માણસોને હાથે મરણ પામ્યા છતા પણ પોતાના સરળ ગુણનો ત્યાગ નહિ કરવાથી શુદ્ધચિત્ત થઈ ને સ્વર્ગમાર્ગે ચાલ્યા ગયા છે ૧૦-૧૫ આ રીતે અનેક પ્રકારના લોકોએ ધર્મના અનેક દ્વાર ખુલ્લા કરી મૂક્યા છે, જેથી મારી બુદ્ધિ પણ વાયુએ વિખેરી નાખેલી મેઘપક્તિની પેઠે ઉદ્વિગ્ન થઈ ગઈ છે-ગોટાળામા જ પડી ગઈ છે ૧૬

ઇતિ શ્રીમહાભારતમા શાતિપર્વાતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમા 'ઉત્તમ આશ્રમધર્મ કયો?' નામનો અધ્યાય ૩૫૪મો સમાપ્ત

# अध्याय ३५५मो

## ઉત્તમ આશ્રમધર્મ કયો? (ચાલુ)

॥ अतिथिरुवाच ॥

**उपदेशं तु ते विप्र करिष्येऽहं यथाक्रमम्।**
**गुरुणा मे यथाऽऽख्यातमर्थतत्त्वं तु मे शृणु ॥१॥**

અતિથિ બોલ્યો હે બ્રાહ્મણ! મને મારા ગુરુએ જે અર્થતત્ત્વ કહ્યુ છે, તેનો હુ તને અનુક્રમે ઉપદેશ આપુ છુ, તે તુ મારી પાસેથી સાભળ ૧ જે સ્થળે પ્રથમ આદિસર્ગમા ધર્મચક્ર ચાલી રહ્યુ હતુ, તે સ્થળે ગોમતી નદીના તટ ઉપર આવેલા નૈમિષારણ્યમા નાગ નામનું એક નગર છે ૨ હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! તે સ્થળે સમગ્ર દેવતાઓએ પૂર્વે યજ્ઞો કર્યા હતા અને મહારાજા માધાતાએ તે સ્થાન ઉપર જ ઇદ્રનુ અપમાન કર્યું હતું ૩ આવા માહાત્મ્યવાળા તે સ્થાનમા એક ધર્માત્મા સર્પ રહે છે તેનુ નામ 'પદ્મનાભ' અથવા 'પદ્મ' એ પ્રમાણે પ્રસિદ્ધ છે ૪ હે ઉત્તમ બ્રાહ્મણ! કર્મ, જ્ઞાન તથા ઉપાસનારૂપ ત્રણે માર્ગમા સ્થિતિ કરનારો તે નાગ મન, વચન અને કર્મથી પ્રાણીમાત્રને પ્રસન્ન કરે છે.૫ જે મનુષ્ય કોઈ પ્રકારે વિરુદ્ધ વર્તન કરે છે, તેને સામ, દાન, દડ અને ભેદ એ ચારે ઉપાયો યોજીને તે ઠેકાણે લાવે છે અને પોતાની ચક્ષુ આદિ ઇદ્રિયોને વસ્તુતત્ત્વના ધ્યાનમા લગાડી દઈ ને અનિષ્ટ માર્ગે જતા અટકાવે છે,૬ માટે તેની પાસે જઈને તુ તારા ઇચ્છિત પ્રશ્ન પૂછજે તે તને ઉત્તમ ધર્મ બતાવશે, મિથ્યા ધર્મ કદી નહિ બતાવે,૭ કેમ કે તે નાગ સર્વનો અતિથિસત્કાર કરે છે, બુદ્ધિશાસ્ત્રમા કુશળ છે અને ઇચ્છવા યોગ્ય સમસ્ત ઉત્તમ ગુણોથી યુક્ત છે,૮ એટલુ જ નહિ પરતુ તે નાગ સ્વભાવે ઘણો જ શાત છે, નિત્ય સ્વાધ્યાય કર્યા કરે છે, તપ તથા દમગુણથી યુક્ત છે, ઉત્તમ સદાચારનુ પાલન કરે છે, યજ્ઞયાગ કરે છે, મોટો દાતા છે, ક્ષમાશીલ છે, ઉત્તમ વ્રત પાળનારો છે, સત્યવાદી છે, અદેખાઈથી રહિત છે, શીલસપન્ન છે, ઇદ્રિયોને જીતનારો છે, પચમહાયજ્ઞ કરતા બાકી રહેલા અન્નનુ ભોજન કરે છે, અનુકૂળ વચન બોલે છે, સર્વનો હિતકર્તા છે, સરળ સ્વભાવનો છે, કર્તવ્ય તથા અકાર્યને ઉત્તમ પ્રકારે જાણનારો છે, સર્વની સાથે મિત્રતા રાખનારો

છે, પ્રાણીમાત્રનું હિત કરવામાં પરાયણ રહે છે, ગંગાના ધરાના જેવો ગંભીર તથા પવિત્ર છે અને કુળવાન છે.[૯-૧૧]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન પર્વમા 'ઉત્તમ આશ્રમધર્મ કયો ?' નામનો અધ્યાય ૩૫૫મો સમાપ્ત

# अध्याय ३५६मो

## ઉત્તમ આશ્રમધર્મ કયો ? (ચાલુ)

॥ ब्राह्मण उवाच ॥

**अतिभारोद्यतस्यैव भारावतरणं महत् ।**
**पराश्वासकरं वाक्यमिदं मे भवतः श्रुतम् ॥ १ ॥**

બ્રાહ્મણે કહ્યું : હે અતિથિ ! જેમ મસ્તક ઉપર મોટો ભાર ઉપાડી જનારા પુરુષનો ભાર ઉતારી લેવાથી તેને ઘણું જ સુખ થાય છે, તેમ બીજાને શાંતિ આપનારું તમારું આ વાક્ય સાંભળીને મને ઘણું જ સુખ થાય છે.[૧] જેમ મુસાફરી કરીને શ્રમિત થયેલા મનુષ્યને શય્યા હર્ષ પમાડે છે, ઊભા રહીને થાકી ગયેલા મનુષ્યને આસન જેમ આનંદ પમાડે છે, તૃષાતુર થયેલા મનુષ્યને જળપાન જેમ તૃપ્ત કરે છે, ક્ષુધાતુર થયેલા મનુષ્યને ભોજન જેમ આનંદ ઉપજાવે છે, યોગ્ય સમયે આવી મળેલા અન્નથી જેમ અતિથિને આનંદ થાય છે, ઘણા સમયથી ઇચ્છા રાખનારા વૃદ્ધ પુરુષને યોગ્ય સમયે પુત્રપ્રાપ્તિથી જેવો આનંદ થાય છે અને જેના વિષે મનમાં ચિંતન થયા કરતું હોય તેવા સ્નેહાળ સંબંધીનું દર્શન થતાં જેવો હર્ષ થાય છે, તેવો જ હર્ષ તમે કહેલુ વાક્ય સાંભળીને મને થયો છે.[૨-૪] હું આકાશ સામે દૃષ્ટિ કરીને (મારી નિરાધાર સ્થિતિને) જોયા કરતો હતો અને મનમાં વિચાર કર્યા કરતો હતો, તેવામાં તો તમે (આવીને) ઉત્તમ જ્ઞાનવચનો કહી સંભળાવી મને ઉપદેશ આપ્યો છે.[૫] તમે મને જે પ્રમાણે કહ્યું છે, તે પ્રમાણે જ હવે હું કરીશ; પણ હે સાધુપુરુષ ! આજની રાત્રિ તમે મારી સાથે જ રહો અને સંપૂર્ણ વિશ્રાંત થઈને તથા સુખપૂર્વક રાત્રિ ગાળીને પ્રભાતમાં તમારે જવું હોય ત્યાં જજો; કેમ કે જુઓ, ભગવાન સૂર્ય મંદ કિરણોવાળા થઈ ગયા છે અને અસ્ત થવાની તૈયારી પર છે.[૬-૭]

ભીષ્મે કહ્યું : હે શત્રુહંતા રાજા ! એ પ્રમાણે કહીને તે બ્રાહ્મણે તેનો યોગ્ય સત્કાર કરવા માંડ્યો, એટલે પેલો અતિથિ પણ તે દિવસની રાત્રિ તેની સાથે જ રહ્યો. પછી તેઓ બન્ને જણા ચોથા સંન્યાસ-ધર્મની જ વાતો કરવામા એટલા બધા લીન થઈ ગયા, જેથી તે સમગ્ર રાત્રિ દિવસની પેઠે જ સુખમાં પસાર થઈ ગઈ.[૮-૯] પ્રાતઃકાળનો જ્યારે સમય થયો, એટલે તે બ્રાહ્મણે પોતાની શક્તિ પ્રમાણે તે અતિથિની પૂજા કરી અને પછી પોતાનું કાર્ય સાધવાની ઇચ્છા કરી.[૧૦] ધર્મનિષ્ઠ તે બ્રાહ્મણે મોક્ષ સબંધી કર્મો કરવાનો જ તે સમયે નિશ્ચય કર્યો હતો, તેથી તેનાં સ્વજનોએ તેને અનુજ્ઞા આપી એટલે તુરત જ પુણ્ય કરવાના નિશ્ચયવાળો તે બ્રાહ્મણ પેલા અતિથિએ દર્શાવેલા સર્પરાજાના સ્થાન તરફ ચાલ્યો.[૧૧]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન-પર્વમા 'ઉત્તમ આશ્રમધર્મ કયો ?' નામનો અધ્યાય ૩૫૬મો સમાપ્ત

# अध्याय ३५७मो

## ઉત્તમ આશ્રમધર્મ કયો ? (ચાલુ)

॥ भीष्म उवाच ॥

**स वनानि विचित्राणि तीर्थानि च सरांसि च ।**
**अभिगच्छन् क्रमेण स्म कंचिन्मुनिमुपस्थितः ॥१**

ભીષ્મે કહ્યુ : તે બ્રાહ્મણ અનેક પ્રકારનાં વનો, તીર્થો અને તળાવોનું અનુક્રમે ઉલ્લંઘન કરતો માર્ગ કાપવા લાગ્યો. તેવામા એક મુનિનો તેને સમાગમ થયો.[૧] બ્રાહ્મણે પેલા અતિથિએ બતાવેલું નાગનું સ્થાન તેને પૂછ્યું, એટલે તે મુનિ પાસેથી તે વિષે બરાબર સાંભળીને પુનઃ તેણે આગળ ચાલવા માંડ્યું.[૨] અર્થવેત્તા તે બ્રાહ્મણ યોગ્ય રીતે ચાલતાં ચાલતા અમુક સમયે તે નાગના સ્થાન સમીપ જઈ પહોંચ્યો અને ત્યા જઈને તેણે 'હે નાગરાજ ! હું એક બ્રાહ્મણ આપને ત્યા આવ્યો છું.' આવું શબ્દાલંકારવાળુ વચન કહ્યુ.[૩] બ્રાહ્મણનુ તે વચન સાંભળી ધર્મ ઉપર પ્રેમ રાખનારી, પતિવ્રતા અને રૂપવતી એવી નાગપત્નીએ તેને દર્શન આપ્યાં.[૪] અને ધર્મપરાયણ રહેનારી તે નાગપત્નીએ સ્વાગત-વચન કહીને વિધિથી તેની પૂજા કરી અને પછી બોલો, હું તમારું કયુ કાર્ય કરું ?' એ પ્રમાણે બોલી.[૫]

બ્રાહ્મણ બોલ્યો: હે પૂજ્ય નાગપત્ની! હું તમારી મધુરી વાણીથી સન્માન પામી પરિશ્રમથી મુક્ત થયો છું. મને નાગદેવના સર્વોત્તમ દર્શન કરવાની ઇચ્છા છે.[૬] બસ, એ જ મારું મહાન કાર્ય છે અને એ જ મારી ઉત્કટ ઇચ્છા છે. હુ માત્ર તે કાર્ય માટે જ આ નાગદેવના આશ્રમમાં આજે આવ્યો છુ.[૭]

નાગપત્ની બોલી: હે બ્રાહ્મણ! મારા પતિ નાગદેવ એક મહિનાના પોતાના વારા પ્રમાણે સૂર્યનો રથ ખેંચવા ગયા છે. તે લગભગ સાત-આઠ દિવસમાં જ અહીં આવીને તમને અવશ્ય દર્શન આપશે.[૮] મારા પતિને જે કારણથી પ્રવાસ કરવો પડ્યો છે, તે કારણ તમે જાણ્યું. હવે બીજું કયું કાર્ય છે, તે મને કહો.[૯]

બ્રાહ્મણ બોલ્યો: હે સાધ્વી! નાગદેવનાં દર્શન કરવાના નિશ્ચયથી જ હું અહીં આવ્યો છું, માટે હે દેવી! તેમના આવવાની રાહ જોતો આ વનમાં જ હું નિવાસ કરીશ.[૧૦] તમારા પતિ જ્યારે અહીં આવે, ત્યારે 'હું અહીં આવ્યો છું' એ વાત તેમને શાંતિથી જણાવવી અને મારા આવવા નુ કારણ પણ તમારે તેમને કહેવું.[૧૧] હું પણ ગોમતીનદીના આ પવિત્ર તટ ઉપર ત્યા સુધી નિવાસ કરીશ અને આહારનું નિયમિત સેવન કરી તમે કહેલા સમયની રાહ જોયા કરીશ.[૧૨]

એ પ્રમાણે કહીને તે બ્રાહ્મણે નાગપત્નીના મનનું વારંવાર સમાધાન કર્યું અને પછી ગોમતી નદીના તે જ તટ ઉપર તે ચાલ્યો ગયો.[૧૩]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન-પર્વમા 'ઉત્તમ આશ્રમધર્મ કયો?' નામનો અધ્યાય ૩૫૭મો સમાપ્ત

## अध्याय ३५८मो

### ઉત્તમ આશ્રમધર્મ કયો? (ચાલુ)

॥ भीष्म उवाच ॥

अथ तेन नरश्रेष्ठ ब्राह्मणेन तपस्विना।
निराहारेण वसता दुःखितास्ते भुजंगमाः ॥ १ ॥

ભીષ્મે કહ્યુ: હે રાજા! તે તપસ્વી બ્રાહ્મણ ત્યાં નિવાસ કરીને સર્વ આહારનો પણ ત્યાગ કરી બેઠો, જેથી ત્યાં વસનારા સર્પો ઘણો જ ખેદ પામ્યા.[૧] પછી નાગના બાંધવો, ભાઈઓ, પુત્રો અને સ્ત્રીઓ એ સર્વ એકત્ર થઈને પેલા બ્રાહ્મણ પાસે ગયા[૨] અને ત્યાં જઈ ને તેઓએ જોયું તો નદીના તટ ઉપર એક એકાંતપ્રદેશમાં નિયમિત વ્રત ધારણ કરનારો તે બ્રાહ્મણ આહારનો ત્યાગ કરીને કંઈક મંત્રજાપ કરતો બેઠો હતો.[૩] પછી અતિથિસત્કાર કરવામા પ્રસિદ્ધ થયેલા નાગરાજના તે સર્વ બાધવો બ્રાહ્મણની સમીપ જઈ ને વારવાર તેનું પૂજન કરવા લાગ્યા અને આવું સંદેહરહિત વાક્ય કહેવા લાગ્યા:[૪] 'હે ધર્મવત્સલ તપોધન! તમે આ આશ્રમમાં આવ્યા, તેને આજે છઠ્ઠો દિવસ થઈ ગયો છે, છતા તમે કોઈ પ્રકારના આહાર માટે કેમ કહેતા નથી?[૫] તમે અમારે ત્યાં અતિથિ તરીકે આવ્યા છો, જેથી અમે તમારો સત્કાર કરવા માટે ઉપસ્થિત થયા છીએ. વળી અતિથિનો સત્કાર કરવો એ અમારું કર્તવ્ય છે; કેમ કે અમે સર્વે કુટુંબથી યુક્ત છીએ.[૬] હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! ફળ, મૂળ, પાંદડાં, જળ અથવા અન્ન એમાંનું જે કાઈ તમને રુચે તેનો આહાર માટે સ્વીકાર કરી તમારે ભોજન કરવું યોગ્ય છે,[૭] કેમ કે હે બ્રાહ્મણ! આહારનો ત્યાગ કરી તમે આ વનમાં નિવાસ કરો છો, તેથી ધર્મ-સંકટના દોષને લીધે બાળકથી વૃદ્ધ પર્યંત અમારું સર્વ કુટુંબ મનમા દુઃખી થાય છે.[૮] અમારા કુળમાં આજદિન પર્યંત કોઈ બાળહત્યા કરનારો થયો નથી, સંકટસમયે પણ અસત્ય ભાષણ કરનારો કોઈ જન્મ્યો નથી અને દેવતા, અતિથિઓ તથા બંધુઓને ભોજન આપ્યા પહેલાં કોઈ ભોજન કરતો નથી.[૯]

બ્રાહ્મણે કહ્યું: તમારા આ ઉપદેશથી મેં આહાર કરી જ લીધો છે, એમ તમારે માનવું. નાગદેવને અહીં આવવા માટે આઠ દિવસનો અવધિ છે, છતાં આઠ દિવસ વીતી ગયા પછી પણ નાગ દેવતા અહીં નહિ આવે તો આહારનો હું સ્વીકાર કરીશ, આવું તે નિમિત્તે મારું વ્રત છે. તમારે મારા સંબંધમા કોઈ પ્રકારનો સંતાપ કરવો નહિ, તમે તમારે સુખેથી જ જાઓ. મારું આ સર્વ વ્રત નાગ-દેવના દર્શનનિમિત્તે જ છે, માટે તેને ખંડિત કરવું તે તમને યોગ્ય નથી.[૧૦-૧૨]

હે રાજા! બ્રાહ્મણે એ પ્રમાણે આજ્ઞા આપી એટલે તેઓ સર્વે નાગબાંધવો બ્રાહ્મણને આહાર

આપવારૂપ કાર્યમાં નિષ્ફળ થઈને પોતપોતાને ઘેર ગયા.[૧૩]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન-પર્વમાં 'ઉત્તમ આશ્રમધર્મ કયો ?' નામનો અધ્યાય ૩૫૮મો સમાપ્ત

# अध्याय ३५९ मो

## ઉત્તમ આશ્રમધર્મ કયો ? (ચાલુ)

॥ भीष्म उवाच ॥

अथ काले बहुतिथे पूर्णे प्राप्तो भुजंगमः ।
दत्ताभ्यनुज्ञः स्वं वेश्म कृतकर्मा विवस्वता ॥१॥

ભીષ્મે કહ્યું : તે પછી કેટલાએક દિવસો વીતી ગયા અને પોતાનો અવધિકાળ જ્યારે પૂર્ણ થયો ત્યારે નાગદેવ પોતાનું કાર્ય સમાપ્ત કરી સૂર્યની આજ્ઞા લઈને પોતાને ઘેર આવ્યો,[૧] એટલે તુરત જ તેની સ્ત્રી પાદશૌચાદિકને માટે સર્વ સામગ્રી લઈ તેની સંમુખ આવી, ત્યારે નાગદેવે તેને આ પ્રમાણે પૂછ્યું :[૨] 'હે કલ્યાણી ! દેવતાઓ તથા અતિથિઓનું પૂજન કરવા માટે પ્રથમ મેં તને જે યુક્તિયુક્ત વિધિ કહ્યો છે, તેને અનુસરીને તું વર્તે છે ને ? સ્ત્રીબુદ્ધિને આધીન થઈને અથવા મારા વિયોગથી શિથિલ થઈને હે સુશ્રોણી ! તેં ધર્મમર્યાદાને અકૃતાર્થ કરી તેનો ત્યાગ તો કર્યો નથી ?'[૩-૪]

નાગપત્ની બોલી: ગુરુની સેવા કરવી એ શિષ્યોનો ધર્મ છે, વેદોનું અધ્યયન કરવું એ બ્રાહ્મણોનો ધર્મ છે, સ્વામીની આજ્ઞા પાળવી એ સેવકોનો ધર્મ છે, લોકોનું રક્ષણ કરવું એ રાજાનો ધર્મ છે, પ્રાણીમાત્રનું રક્ષણ કરવું એ ક્ષત્રિયોનો ધર્મ છે, અતિથિસત્કારવાળા યજ્ઞો કરવા તે વૈશ્યોનો ધર્મ છે, બ્રાહ્મણો, ક્ષત્રિયો તથા વૈશ્યોની સેવા કરવી તે શૂદ્રનું કર્મ છે અને તે જ પ્રમાણે હે નાગરાજા ! પ્રાણીમાત્રનું હિત ઇચ્છવું તે ગૃહસ્થોનો ધર્મ છે.[૫-૭] વળી ઇંદ્રિયોને ધર્મ સાથે વિશેષ સંબંધ રહેલો છે, માટે નિયમિત રીતે આહાર લેવો અને વ્રતનું પાલન કરવું તે ઇંદ્રિયોનો ખાસ ધર્મ છે.[૮] હું કોનો છું, ક્યાંથી આવ્યો છું અને આ જગતમાં મારું કોણ છે, આવો બુદ્ધિપૂર્વક નિત્ય વિચાર કરવો તે સંન્યાસીઓનો ધર્મ છે.[૯] અને હે નાગેંદ્ર ! તમારા ઉપદેશથી હું યથાર્થ રીતે જાણું છું કે, પાતિવ્રત્ય પાળવું તે સ્ત્રીઓનો પરમ ધર્મ છે.[૧૦] આ રીતે ધર્મને હું જાણું છું અને તમે નિત્ય ધર્મનિષ્ઠ મારા પતિ છો, છતાં હું સન્માર્ગનો ત્યાગ કરીને કુમાર્ગે કેમ જઈશ ?[૧૧] હે મહાભાગ ! દેવતાઓની ધર્મચર્ચા કરવામાં મેં કદી પણ ઊણપ આવવા દીધી નથી, તેમ જ અતિથિઓનો સત્કાર કરવામાં પણ નિત્યને માટે હું તત્પર રહી છું;[૧૨] પરંતુ આજે સાત–આઠ દિવસ થયાં એક બ્રાહ્મણ અહીં આવ્યો છે, તે પોતાનું કાર્ય મને કહેતો નથી. માત્ર તમારા દર્શન કરવાની જ આકાંક્ષા દર્શાવે છે.[૧૩] એ બ્રાહ્મણ તમારાં દર્શન કરવાની ઉત્કંઠાથી ગોમતીના તટ ઉપર બેસી રહ્યો છે અને તીક્ષ્ણ વ્રત ધારણ કરી વેદસ્વાધ્યાય કર્યા કરે છે.[૧૪] હે નાગેંદ્ર ! તે બ્રાહ્મણે મને સત્યના સોગન આપીને આ પ્રમાણે કહ્યું છે કે, 'તે નાગરાજા જ્યારે આવે ત્યારે મારી પાસે તેને અવશ્ય મોકલજો.'[૧૫] હે મહાબુદ્ધિમાન નાગદેવ ! મારાં આ વચન સાંભળીને તમારે તે બ્રાહ્મણ પાસે જવું જોઈએ અને તમારે તેને અવશ્ય દર્શન આપવાં જોઈએ.[૧૬]

ઇતિ શ્રીમહાભારતમા શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન-પર્વમાં 'ઉત્તમ આશ્રમધર્મ કયો ?' નામનો અધ્યાય ૩૫૯મો સમાપ્ત

# अध्याय ३६० मो

## ઉત્તમ આશ્રમધર્મ કયો ? (ચાલુ)

॥ भीष्म उवाच ॥

अथ ब्राह्मणरूपेण कं तं समनुपश्यसि ।
मानुषं केवलं विप्रं देवं वाऽथ शुचिस्मिते ॥ १ ॥

નાગરાજાએ પૂછ્યું : હે પવિત્ર હાસ્યવાળી પત્ની ! તેં જેને બ્રાહ્મણના રૂપમાં જોયો છે, તે કોણ છે ? શું તે કેવળ મનુષ્યજાતિનો બ્રાહ્મણ છે કે કોઈ દેવ છે ? હે યશસ્વિની ! મનુષ્યજાતિનો તેવો કયો પુરુષ છે કે, જે મારાં દર્શન કરવાની ઇચ્છા રાખે છે, છતાં પોતાને મળવા માટે મને આજ્ઞા કરી શકે છે ?[૧-૨] હે કલ્યાણી ! અમે નાગદેવતાઓ દેવો, અસુરો તથા દેવર્ષિઓમાં મોટા વીર્યવાળા ગણાઈએ છીએ, બળવાન કહેવાઈએ છીએ અને શરીરમાં દિવ્ય ગંધને ધારણ કરનારા છીએ.[૩] હું નિશ્ચય માનું છું કે, પ્રાણીમાત્રને અમે વંદન કરવા યોગ્ય છીએ,

સૂર્ય આઠ મહિના સુધી પોતાનાં પવિત્ર કિરણો દ્વારા જળનું શોષણ કરી લઈને પુનઃ વર્ષાકાળ સમયે તે જ જળને પાછું આપે છે, એનાથી બીજું મોટું આશ્ચર્ય શું હોઈ શકે ?[૯] હે બ્રાહ્મણ ! જેના વિશેષ તેજમાં પરમાત્મા પોતે સ્થિતિ કરી રહ્યા છે, જેને લીધે સ્થાવરજંગમ સહિત આ પૃથ્વી બીજ ધારણ કરી રહી છે અને જેમાં આદિ–અંતરહિત અને સનાતન મહાબાહુ દેવ પુરુષોત્તમ નિવાસ કરી રહ્યા છે, એનાથી બીજું મોટું આશ્ચર્ય શું હોઈ શકે ?[૯-૧૦] એ સર્વના કરતાં પણ એક મોટું આશ્ચર્ય સૂર્યના સંબંધથી પ્રકાશી રહેલા આકાશમાં મેં જોયું છે, તે હું તને કહું છું, સાંભળ.[૧૧]

પૂર્વે, બરાબર મધ્યાહ્નના સમયે સૂર્ય જ્યારે સર્વ લોકોને તપાવી રહ્યો હતો, ત્યારે સૂર્યના મંડળની સામે જાણે બીજો સૂર્ય હોય તેવો એક પ્રકાશમય પુરુષ અમારા જોવામાં આવ્યો કે, જેનું તેજ સર્વ તરફ પ્રસરી રહ્યું હતું.[૧૨] તેણે પોતાની કાંતિથી સર્વ લોકને પ્રકાશમાન કરી મૂકયા હતા અને આકાશને જાણે ચીરી નાખતો હોય તેમ સડસડાટ કરતો સૂર્ય સામે જ તે ચાલ્યો આવતો હતો.[૧૩] તે સમયે તેનું તેજ, આહુતિઓનો જેમાં હોમ કરવામાં આવ્યો હોય તેવા અગ્નિના જેવું, પ્રદીપ્ત કિરણોથી વ્યાપ્ત હતું અને તેનું સ્વરૂપ કોઈના જોવામાં આવતું ન હતું તેથી બીજો જાણે સૂર્ય જ હોય તેવો તે દેખાતો હતો.[૧૪] તે જ્યારે સમીપ આવ્યો, ત્યારે ભગવાન સૂર્યે પોતાના બન્ને હાથ તેની સામે ધર્યા; એટલે તે પુરુષે પણ પોતાનો જમણો હાથ સૂર્યના હાથમાં આપી સામું સન્માન કર્યું.[૧૫] પછી જોતજોતામાં તો ગગનમંડળને ભેદીને તે પુરુષ સૂર્યના મંડળમાં દાખલ થયો અને એક ક્ષણવારમાં તે અદ્‌ભુત તેજ કેવળ સૂર્યરૂપ થઈ ગયું.[૧૬] તે સમયે એ બન્ને તેજનો જ્યારે સમાગમ થયો, ત્યારે અમોને સંદેહ થયો કે, આ બેમાંથી સૂર્ય કોણ હશે ? આ રથમાં બેઠેલો છે તે હશે કે આ અહીં આવ્યો હતો તે સૂર્ય હશે ?[૧૭] એ

# અધ્યાય ૩૬૩મો

## સર્વ આશ્રમધર્મોમાં ઉંછવૃત્તિ જ* શ્રેષ્ઠ છે

॥ सूर्य उवाच ॥

नैष देवोऽनिलसखो नासुरो न च पन्नगः ।
उंछवृत्तिवृते सिद्धो मुनिरेष दिवंगतः ॥ १ ॥

સૂર્યે કહ્યું : એ કોઈ દેવ, અગ્નિ, અસુર કે સર્પ ન હતો; તે તો ઉંછવૃત્તિનું વ્રત પાળીને સિદ્ધ થયેલો એક મુનિ હતો અને તે (પોતાની સિદ્ધિના બળથી) સ્વર્ગમાં ગયો છે.[૧] એ મુનિ બ્રાહ્મણજાતિનો હોઈને ઉંછવૃત્તિનું જ્યારે પાલન કરતો હતો, ત્યારે ફળ, મૂળ તથા ખરી પડેલાં પાંદડાંઓનો આહાર કરતો હતો, જળનું પાન કરતો હતો અને કોઈ સમયે વાયુનું ભક્ષણ કરીને પણ સમાધિનિષ્ઠ રહેતો હતો.[૨] વળી એ બ્રાહ્મણે વૈદિક સંહિતાઓ વડે શંકરની સ્તુતિ કરી હતી અને સ્વર્ગગતિ પ્રાપ્ત કરવા માટે ઉદ્યમ કર્યો હતો, જેથી તે સ્વર્ગમાં ગયો છે.[૩] હે સર્પો ! એ બ્રાહ્મણ કોઈની સંગતિ કરતો ન હતો, કોઈની આકાંક્ષા રાખતો ન હતો, નિત્ય શિલોંછવૃત્તિથી પોતાનો નિર્વાહ ચલાવતો હતો અને પ્રાણીમાત્રનું હિત કરવામાં તત્પર રહેતો હતો.[૪] ખરેખર, આ જગતમાં જેઓ ઉત્તમ ગતિને પામેલાં છે, તે પ્રાણીઓ ઉપર દેવો, ગંધર્વો, અસુરો કે સર્પો પોતાની પ્રભુતા ચલાવી શકતા નથી.[૫]

હે બ્રાહ્મણ ! એ પ્રકારનું આશ્ચર્ય મેં ત્યાં જોયું હતું. જે એક મનુષ્યજાતિનો પુરુષ પણ ઉંછવૃત્તિના પાલનથી સિદ્ધ થઈને પરમગતિને પામ્યો હતો અને હે બ્રહ્મન્ ! હમણાં પણ તે સૂર્યની સાથે આખી પૃથ્વીમાં સંચાર કર્યા કરે છે.[૬]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'સર્વ આશ્રમધર્મોમાં ઉંછવૃત્તિ જ શ્રેષ્ઠ છે' નામનો અધ્યાય ૩૬૩મો સમાપ્ત

કોની ઉપાસના કરે છે?[૪]

બ્રાહ્મણ બોલ્યો : હે શ્રેષ્ઠ નાગ! તું જાણ કે, મારું નામ ધર્મારણ્ય છે. હું પદ્મનાભ નાગનાં દર્શન કરવા માટે અહીં આવ્યો છું; કેમ કે મારે તેની સાથે એક કામ પડેલું છે.[૫] મેં તેનાં સ્વજનો પાસેથી સાંભળ્યું છે કે, હાલમાં તે ક્યાંક બીજે સ્થળે ગયો છે, તેથી ખેડૂત જેમ મેઘની રાહ જુએ તેમ હું તેની રાહ જોઉં છું[૬] અને યોગનિષ્ઠ તથા નિર્દોષ રહીને તેના ક્લેશ દૂર થાય અને તેનું કલ્યાણ થાય તે માટે વેદનો સ્વાધ્યાય કર્યા કરું છું.[૭]

નાગરાજ બોલ્યો: અહો! ધન્ય! ધન્ય! હે મહાભાગ! તારું વર્તન કલ્યાણકારી છે, તું સત્પુરુષ છે, સજ્જન ઉપર પ્રેમ રાખનારો છે અને ખરેખર, તું નિર્દોષ છે; કેમ કે પારકા તરફ પણ તું આવી સ્નેહલાગણીથી જુએ છે.[૮] હે બ્રહ્મર્ષિ! તું જેને મળવા ઇચ્છે છે, તે જ હું પદ્મનાભ નાગ છું. તું તારી ઇચ્છાનુસાર મને આજ્ઞા કર; હું તારું શું પ્રિય કરું?[૯] હે દ્વિજ! મેં મારાં સ્વજનો પાસેથી સાંભળ્યું કે, તું અહીં આવ્યો છે. તે ઉપરથી હું પોતે જ તારાં દર્શન કરવા માટે અહીં આવ્યો છું.[૧૦] હે ઉત્તમ બ્રાહ્મણ! તું જે કાર્ય માટે અહીં આવ્યો છે, તે કાર્યને પૂર્ણ કરીને જ આજે જઈશ; માટે નિશ્ચિંત થઈને તારે જે વિષયમાં મને જોડવો હોય તે વિષયમાં જોડ.[૧૧] તું પોતાના સર્વ હિતનો ત્યાગ કરીને અહીં મારું ઉપાસન કરી રહ્યો છે તેથી અમને બધા સર્પોને તેં પોતાના ગુણો વડે ખરીદી જ લીધા છે.[૧૨]

બ્રાહ્મણ બોલ્યો: હે મહાભાગ! તારાં દર્શન કરવાની લાલસાથી હું અહીં સુધી આવ્યો છું અને હે નાગરાજ! અમુક એક અર્થનું મને જ્ઞાન નથી, માટે તે અર્થને પૂછવાની મને ઇચ્છા છે.[૧૩] હું વિષયોથી દૂર થઈને જીવની ગતિરૂપ પરબ્રહ્મને શોધવા માટે તૈયાર થયો છું; પરંતુ મારું ચિત્ત ચંચળ હોવાને લીધે ગૃહ વિષે આસક્ત થાય છે અને વળી પાછું ગૃહમાં રહેલા દોષોને જોવા લાગે છે.*[૧૪] માટે હે પવનાશન! યશરૂપ કિરણોવાળા અને સ્વયંપ્રકાશ ચંદ્રકિરણોની પેઠે શીતળ સ્પર્શવાળા અને હૃદયને આનંદ પમાડનાર ગુણોથી યુક્ત તું મારા પ્રશ્નનો પ્રથમ ઉત્તર આપ અને પછી હું તને જે કાર્ય કહું તે સાંભળજે.[૧૫-૧૬]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'ઉત્તમ આશ્રમધર્મ કયો?' નામનો અધ્યાય ૩૬૧ મો સમાપ્ત

## अध्याय ३६२मो

### ઉત્તમ આશ્રમધર્મ કયો? (ચાલુ)

॥ ब्राह्मण उवाच ॥

**विवस्वतो गच्छति पर्ययेण। वोढुं भवाँस्तं रथमेकचक्रम्। आश्चर्यभूतं यदि तत्र किंचिद्। दृष्टं त्वया शंसितुमर्हसि त्वम्॥ १॥**

બ્રાહ્મણે પૂછ્યું: તું પોતાના વારા પ્રમાણે સૂર્યના એક ચક્રવાળા રથને વહન કરવા માટે જાય છે, તેથી ત્યાં સૂર્યલોકમાં તેવું કંઈ આશ્ચર્ય તારા જોવામાં આવ્યું હોય તો તું મને કહે.[૧]

નાગ બોલ્યો: ભગવાન સૂર્ય અનેક આશ્ચર્યોના એક ભંડાર જ છે; કેમ કે જેને લીધે ત્રણ લોકમાં માન્ય થઈ પડેલાં સર્વ પ્રાણીઓ પ્રવૃત્તિ કર્યા કરે છે, જેનાં હજારો કિરણોમાં, વૃક્ષની શાખાઓમાં જેમ પક્ષીઓ નિવાસ કરે છે તેમ અનેક સિદ્ધ મુનિઓ તથા દેવતાઓ નિવાસ કરી રહ્યા છે અને મહાસમર્થ એવો વાયુ પણ જેના મંડળમાંથી નીકળીને જેનાં કિરણોના આધારે જગતમાં વાયા કરે છે અને આકાશમાં ફુંકાયા કરે છે, તેથી મોટું આશ્ચર્ય બીજું શું હોઈ શકે?[૨-૪] હે બ્રહ્મર્ષિ! ભગવાન સૂર્ય પ્રજાઓનું હિત ઇચ્છીને વાયુના અનેક વિભાગ કરે છે અને પછી વર્ષાઋતુમાં જળનો વરસાદ વરસાવે છે, એનાથી બીજું મોટું આશ્ચર્ય શું હોઈ શકે?[૫] જેના મંડળના મધ્યભાગમાં બિરાજેલો મહાન આત્મા પોતાની સર્વોત્કૃષ્ટ કાંતિ જાજવલ્યમાન થઈ લોકોનું નિરીક્ષણ કર્યા કરે છે, એનાથી બીજું મોટું આશ્ચર્ય શું હોઈ શકે?[૬] આકાશમાં શુક્ર નામનો જે શ્યામ મેઘ જોવામાં આવે છે, તે ભગવાન સૂર્યનો જ એક અંશ હોઈને વર્ષાઋતુમાં જળની વૃષ્ટિ કરી મૂકે છે, એનાથી બીજું મોટું આશ્ચર્ય શું હોઈ શકે?[૭] જે

* આ રીતે હું ગૃહમાં આસક્ત નથી તેમ વિરક્ત પણ નથી.

બીજાઓને વરદાન દેનાર છીએ, અમારા પણ અનુયાયીઓ અથવા ભક્તો છે અને મનુષ્યોને તો ખાસ કરીને અમારાં દર્શન થવાં અશક્ય જ છે.[૪]

નાગપત્ની બોલી : હે નાગદેવ ! તેની સરળતા ઉપરથી હું જાણું છું કે, તે દેવ તો નથી જ. હે મહાક્રોધી નાગ ! તેનામાં રહેલું એક લક્ષણ હું વિશેષે કરી જાણું છું કે, તેની તમારા ઉપર અતુલ ભક્તિ છે.[૫] જેમ વરસાદ ઉપર પ્રીતિ રાખનારો બપૈયો વરસાદના જળની રાહ જુએ છે, તેમ બીજા કોઈ કાર્યની ઇચ્છાવાળો તે બ્રાહ્મણ તમારા દર્શનની રાહ જોયા કરે છે;[૬] માટે તમારા દર્શન વિના તે બ્રાહ્મણને કોઈ જાતનું વિઘ્ન થાય, તેમ ન થવું જોઈએ. વળી આવા સત્કુળમાં ઉત્પન્ન થયેલો તમારા જેવો કોઈ પણ નાગ અતિથિનો ત્યાગ કરીને પોતાના કુળમાં સુખેથી ન જ રહી શકે.[૭] માટે સ્વાભાવિક ક્રોધનો ત્યાગ કરીને તમે તેને દર્શન આપો, પણ તેની આશાનો ભંગ કરી પોતાના આત્માને બાળી નાખવાને તમે યોગ્ય નથી.[૮] શાસ્ત્રકારો કહે છે કે, જે રાજા અથવા રાજપુત્ર આશાને લીધે શરણે આવેલા મનુષ્યોનાં અશ્રુઓને લૂછતો નથી તેને અવશ્ય ગર્ભહત્યાનું જ પાતક લાગે છે.[૯] વળી મૌન ધારણ કરવાથી જ્ઞાનફળની પ્રાપ્તિ થાય છે, દાન આપવાથી મહાન યશ મળે છે અને સત્ય વાક્ય બોલવાથી વક્તૃત્વશક્તિ પ્રાપ્ત કરીને મનુષ્ય પરલોકમાં પૂજાય છે;[૧૦] તેમ જ પૃથ્વીનું દાન આપવાથી ઉત્તમ આશ્રમગતિ પ્રાપ્ત થાય છે અને ન્યાયપૂર્વક ધન સંપાદન કરવાથી મહાન ફળ મેળવી શકાય છે.[૧૧] ધર્મવેત્તાઓ કહે છે કે, કોઈ પણ પુરુષ પ્રાણીમાત્રને પ્રિય અને પોતાનું હિત કરનારી હરકોઈ નિષ્પાપ ધર્મક્રિયા કરે છે, તો તેને નરકમાં જવું પડતું નથી.[૧૨]

નાગરાજા બોલ્યો : હે સાધ્વી ! મારામાં રહેલું મોટું માન અભિમાનથી ઉત્પન્ન થયેલું નથી, પણ મારી જાતિના દોષથી ઉત્પન્ન થયેલું છે. ખરેખર, મારા સંકલ્પના ક્રોધને વાણીરૂપી અગ્નિથી તેં બાળી નાખ્યો છે.[૧૩] હે કલ્યાણી ! હવે હું જોઈ શકયો છું કે, ક્રોધના જેવો બીજો કોઈ પણ અંધકાર જગતમાં છે જ નહિ અને તેમાં પણ આપણી સર્પજાતિ વિશેષે કરીને તે દોષનું પાત્ર કહેવાય છે.[૧૪] અરે ! ઇંદ્રની સાથે સ્પર્ધા કરનારો પ્રતાપી રાવણ પણ ક્રોધને આધીન થઈને જ રામચંદ્રને હાથે રણમાં માર્યો ગયો હતો.[૧૫] અંતઃપુરમાં રહેલો ગાયનો વાછડો પરશુરામે હરણ કર્યો, એ વાત સાંભળતાં જ અપમાનથી ઊપજેલા ક્રોધથી વ્યાકુળ બની ગયેલા કાર્તવીર્યના પુત્રો પરશુરામને હાથે મરણ પામ્યા હતા.[૧૬] સાક્ષાત્ ઇંદ્રની તુલના કરી શકે તેવો મહાબળવાન કાર્તવીર્ય પરશુરામને હાથે રણમાં માર્યો ગયો; તેમાં પણ ક્રોધ જ કારણભૂત હતો.[૧૭] માટે મેં પણ તારું આ વચન સાંભળીને તપના શત્રુરૂપ અને કલ્યાણોનો નાશ કરનારા ક્રોધનો ત્યાગ કર્યો છે.[૧૮] હે વિશાળ નેત્રોવાળી નિર્દોષ સ્ત્રી ! ખરેખર, હું મારા આત્માને ધન્ય માનું છું કે, મને આવી ગુણસંપન્ન સ્ત્રી પ્રાપ્ત થઈ છે.[૧૯] બસ, હવે હું ત્યાં જ જાઉં છું કે, જ્યાં તે બ્રાહ્મણ બેસી રહ્યો છે અને તે મને જે જે વાક્ય કહેશે, તેમાં સર્વથા કૃતાર્થ થઈને જ તે જશે.*[૨૦]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'ઉત્તમ આશ્રમધર્મ કયો ?' નામનો અધ્યાય ૩૬૦મો સમાપ્ત

## अध्याय ३६१ मो

### ઉત્તમ આશ્રમધર્મ કયો ? (ચાલુ)

॥ भीष्म उवाच ॥

**स पन्नगपतिस्तत्र प्रययौ ब्राह्मणं प्रति ।**
**तमेव मनसा ध्यायन् कार्यवत्तां विचारयन् ॥१॥**

ભીષ્મે કહ્યું : પોતાની પત્નીને એ પ્રમાણે કહીને તે નાગરાજા મનમાં તે બ્રાહ્મણનું જ ધ્યાન કરતો અને તેને કયું કાર્ય હશે, તે વિષેનો વિચાર કરતો તે બ્રાહ્મણ તરફ જવા ચાલી નીકળ્યો.[૧] હે રાજા ! બુદ્ધિમાન તે નાગરાજા જે સ્વાભાવિક રીતે જ ધર્મ ઉપર પ્રીતિ રાખનારો હતો, તે પેલા બ્રાહ્મણ પાસે જઈને આવું મધુર વાક્ય બોલ્યો :[૨] હે બ્રાહ્મણ ! હું તારી પાસે ક્ષમા માગીને કહું છું કે, મારા પર ક્રોધ કરવાને તું યોગ્ય નથી. તું અહીં આવ્યો છે, તેમાં તારે શું પ્રયોજન રહેલું છે ?[૩] હે દ્વિજ ! હું તારી સંમુખ આવીને સ્નેહપૂર્વક તને પૂછું છું કે, ગોમતીના આ એકાંત તટ ઉપર તું

* અર્થાત્ તે જે કાર્ય કહેશે તેને હું સિદ્ધ કરીશ.

કોની ઉપાસના કરે છે?[૪]

બ્રાહ્મણ બોલ્યો: હે શ્રેષ્ઠ નાગ! તું જાણ કે, મારું નામ ધર્મારણ્ય છે. હું પદ્મનાભ નાગનાં દર્શન કરવા માટે અહીં આવ્યો છું; કેમ કે મારે તેની સાથે એક કામ પડેલું છે.[૫] મેં તેનાં સ્વજનો પાસેથી સાંભળ્યું છે કે, હાલમાં તે કયાંક બીજે સ્થળે ગયો છે, તેથી ખેડૂત જેમ મેઘની રાહ જુએ તેમ હું તેની રાહ જોઉં છું[૬] અને યોગનિષ્ઠ તથા નિર્દોષ રહીને તેના કલેશ દૂર થાય અને તેનું કલ્યાણ થાય તે માટે વેદનો સ્વાધ્યાય કર્યા કરું છું.[૭]

નાગરાજ બોલ્યો: અહો! ધન્ય! ધન્ય! હે મહાભાગ! તારું વર્તન કલ્યાણકારી છે, તું સત્પુરુષ છે, સજ્જન ઉપર પ્રેમ રાખનારો છે અને ખરેખર, તું નિર્દોષ છે; કેમ કે પારકા તરફ પણ તું આવી સ્નેહલાગણીથી જુએ છે.[૮] હે બ્રહ્મર્ષિ! તું જેને મળવા ઇચ્છે છે, તે જ હું પદ્મનાભ નાગ છું. તું તારી ઇચ્છાનુસાર મને આજ્ઞા કર; હું તારું શું પ્રિય કરું?[૯] હે દ્વિજ! મેં મારાં સ્વજનો પાસેથી સાંભળ્યું કે, તું અહીં આવ્યો છે. તે ઉપરથી હું પોતે જ તારાં દર્શન કરવા માટે અહીં આવ્યો છું.[૧૦] હે ઉત્તમ બ્રાહ્મણ! તું જે કાર્ય માટે અહીં આવ્યો છે, તે કાર્યને પૂર્ણ કરીને જ આજે જઈશ; માટે નિશ્ચિંત થઈને તારે જે વિષયમાં મને જોડવો હોય તે વિષયમાં જોડ.[૧૧] તું પોતાના સર્વ હિતનો ત્યાગ કરીને અહીં મારું ઉપાસન કરી રહ્યો છે તેથી અમને બધા સર્પોને તેં પોતાના ગુણો વડે ખરીદી જ લીધા છે.[૧૨]

બ્રાહ્મણ બોલ્યો: હે મહાભાગ! તારાં દર્શન કરવાની લાલસાથી હું અહીં સુધી આવ્યો છું અને હે નાગરાજ! અમુક એક અર્થનું મને જ્ઞાન નથી, માટે તે અર્થને પૂછવાની મને ઇચ્છા છે.[૧૩] હું વિષયોથી દૂર થઈને જીવની ગતિરૂપ પરબ્રહ્મને શોધવા માટે તૈયાર થયો છું; પરંતુ મારું ચિત્ત ચંચળ હોવાને લીધે ગૃહ વિષે આસક્ત થાય છે અને વળી પાછું ગૃહમાં રહેલા દોષોને જોવા લાગે છે.*[૧૪] માટે હે પવનાશન! યશરૂપ કિરણોવાળા અને સ્વયંપ્રકાશ ચંદ્રકિરણોની પેઠે શીતળ સ્પર્શવાળા અને હૃદયને આનંદ પમાડનાર ગુણોથી યુક્ત તું મારા પ્રશ્નનો પ્રથમ ઉત્તર આપ અને પછી હું તને જે કાર્ય કહું તે સાંભળજે.[૧૫-૧૬]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'ઉત્તમ આશ્રમધર્મ કયો?' નામનો અધ્યાય ૩૬૧ મો સમાપ્ત

## अध्याय ३६२ मो

### ઉત્તમ આશ્રમધર્મ કયો? (ચાલુ)

॥ ब्राह्मण उवाच ॥

**विवस्वतो गच्छति पर्ययेण वोढुं भवाँस्तं रथमेकचक्रम्। आश्चर्यभूतं यदि तत्र किंचिद् दृष्टं त्वया शंसितुमर्हसि त्वम्॥ १॥**

બ્રાહ્મણે પૂછ્યું: તું પોતાના વારા પ્રમાણે સૂર્યના એક ચક્રવાળા રથને વહન કરવા માટે જાય છે, તેથી ત્યાં સૂર્યલોકમાં તેવું કંઈ આશ્ચર્ય તારા જોવામાં આવ્યું હોય તો તું મને કહે.[૧]

નાગ બોલ્યો: ભગવાન સૂર્ય અનેક આશ્ચર્યોના એક ભંડાર જ છે; કેમ કે જેને લીધે ત્રણ લોકમાં માન્ય થઈ પડેલાં સર્વ પ્રાણીઓ પ્રવૃત્તિ કર્યા કરે છે, જેનાં હજારો કિરણોમાં, વૃક્ષની શાખાઓમાં જેમ પક્ષીઓ નિવાસ કરે છે તેમ અનેક સિદ્ધ મુનિઓ તથા દેવતાઓ નિવાસ કરી રહ્યા છે અને મહાસમર્થ એવો વાયુ પણ જેના મંડળમાંથી નીકળીને જેનાં કિરણોના આધારે જગતમાં વાયા કરે છે અને આકાશમાં ફુંકાયા કરે છે, તેથી મોટું આશ્ચર્ય બીજું શું હોઈ શકે?[૨-૪] હે બ્રહ્મર્ષિ! ભગવાન સૂર્ય પ્રજાઓનું હિત ઇચ્છીને વાયુના અનેક વિભાગ કરે છે અને પછી વર્ષાઋતુમાં જળનો વરસાદ વરસાવે છે, એનાથી બીજું મોટું આશ્ચર્ય શું હોઈ શકે?[૫] જેના મંડળના મધ્યભાગમાં બિરાજેલો મહાન આત્મા પોતાની સર્વોત્કૃષ્ટ કાંતિ જાજ્વલ્યમાન થઈ લોકોનું નિરીક્ષણ કર્યા કરે છે, એનાથી બીજું મોટું આશ્ચર્ય શું હોઈ શકે?[૬] આકાશમાં શુક્ર નામનો જે શ્યામ મેઘ જોવામાં આવે છે, તે ભગવાન સૂર્યનો જ એક અંશ હોઈને વર્ષાઋતુમાં જળની વૃષ્ટિ કરી મૂકે છે, એનાથી બીજું મોટું આશ્ચર્ય શું હોઈ શકે?[૭] જે

* આ રીતે હું ગૃહમાં આસક્ત નથી તેમ વિરક્ત પણ નથી.

સૂર્ય આઠ મહિના સુધી પોતાનાં પવિત્ર કિરણો દ્વારા જળનું શોષણ કરી લઈને પુનઃ વર્ષાકાળ સમયે તે જ જળને પાછું આપે છે, એનાથી બીજું મોટું આશ્ચર્ય શું હોઈ શકે ?[૯] હે બ્રાહ્મણ ! જેના વિશેષ તેજમાં પરમાત્મા પોતે સ્થિતિ કરી રહ્યા છે, જેને લીધે સ્થાવરજંગમ સહિત આ પૃથ્વી બીજ ધારણ કરી રહી છે અને જેમાં આદિ-અંતરહિત અને સનાતન મહાબાહુ દેવ પુરુષોત્તમ નિવાસ કરી રહ્યા છે, એનાથી બીજું મોટું આશ્ચર્ય શું હોઈ શકે ?[૯-૧૦] એ સર્વના કરતાં પણ એક મોટું આશ્ચર્ય સૂર્યના સંબંધથી પ્રકાશી રહેલા આકાશમાં મેં જોયું છે, તે હું તને કહું છું, સાંભળ.[૧૧]

પૂર્વે, બરાબર મધ્યાહ્નના સમયે સૂર્ય જ્યારે સર્વ લોકોને તપાવી રહ્યો હતો, ત્યારે સૂર્યના મંડળની સામે જાણે બીજો સૂર્ય હોય તેવો એક પ્રકાશમય પુરુષ અમારા જોવામાં આવ્યો કે, જેનું તેજ સર્વ તરફ પ્રસરી રહ્યું હતું.[૧૨] તેણે પોતાની કાંતિથી સર્વ લોકને પ્રકાશમાન કરી મૂક્યા હતા અને આકાશને જાણે ચીરી નાખતો હોય તેમ સડસડાટ કરતો સૂર્ય સામે જ તે ચાલ્યો આવતો હતો.[૧૩] તે સમયે તેનું તેજ, આહુતિઓનો જેમાં હોમ કરવામાં આવ્યો હોય તેવા અગ્નિના જેવું, પ્રદીપ્ત કિરણોથી વ્યાપ્ત હતું અને તેનું સ્વરૂપ કોઈના જોવામાં આવતું ન હતું તેથી બીજો જાણે સૂર્ય જ હોય તેવો તે દેખાતો હતો.[૧૪] તે જ્યારે સમીપ આવ્યો, ત્યારે ભગવાન સૂર્યે પોતાના બન્ને હાથ તેની સામે ધર્યા; એટલે તે પુરુષે પણ પોતાનો જમણો હાથ સૂર્યના હાથમાં આપી સામું સન્માન કર્યું.[૧૫] પછી જોતજોતામાં તો ગગનમંડળને ભેદીને તે પુરુષ સૂર્યના મંડળમાં દાખલ થયો અને એક ક્ષણવારમાં તે અદ્ભુત તેજ કેવળ સૂર્યરૂપ થઈ ગયું.[૧૬] તે સમયે એ બન્ને તેજનો જ્યારે સમાગમ થયો, ત્યારે અમોને સંદેહ થયો કે, આ બેમાંથી સૂર્ય કોણ હશે ? આ રથમાં બેઠેલો છે તે હશે કે આ અહીં આવ્યો હતો તે સૂર્ય હશે ?[૧૭] એ રીતે અમને સંદેહ થવાથી સૂર્યનારાયણને અમે પૂછ્યું કે, 'આ કયો પુરુષ બીજા સૂર્યની પેઠે ગગનમંડળને ભેદીને અહીંથી ચાલ્યો ગયો ?[૧૮]

અધ્યાય ૩૬૨ મો સમાપ્ત

# અધ્યાય ૩૬૩મો

## સર્વ આશ્રમધર્મોમાં ઉંછવૃત્તિ જ* શ્રેષ્ઠ છે

॥ सूर्य उवाच ॥

नैष देवोऽनिलसखो नासुरो न च पन्नगः ।
उंछवृत्तिवृते सिद्धो मुनिरेष दिवंगतः ॥ १ ॥

સૂર્યે કહ્યું : એ કોઈ દેવ, અગ્નિ, અસુર કે સર્પ ન હતો; તે તો ઉંછવૃત્તિનું વ્રત પાળીને સિદ્ધ થયેલો એક મુનિ હતો અને તે (પોતાની સિદ્ધિના બળથી) સ્વર્ગમાં ગયો છે.[૧] એ મુનિ બ્રાહ્મણજાતિનો હોઈને ઉંછવૃત્તિનું જ્યારે પાલન કરતો હતો, ત્યારે ફળ, મૂળ તથા ખરી પડેલાં પાંદડાંઓનો આહાર કરતો હતો, જળનું પાન કરતો હતો અને કોઈ સમયે વાયુનું ભક્ષણ કરીને પણ સમાધિનિષ્ઠ રહેતો હતો.[૨] વળી એ બ્રાહ્મણે વૈદિક સંહિતાઓ વડે શંકરની સ્તુતિ કરી હતી અને સ્વર્ગગતિ પ્રાપ્ત કરવા માટે ઉદ્યમ કર્યો હતો, જેથી તે સ્વર્ગમાં ગયો છે.[૩] હે સર્પો ! એ બ્રાહ્મણ કોઈની સંગતિ કરતો ન હતો, કોઈની આકાંક્ષા રાખતો ન હતો, નિત્ય શિલોંછવૃત્તિથી પોતાનો નિર્વાહ ચલાવતો હતો અને પ્રાણીમાત્રનું હિત કરવામાં તત્પર રહેતો હતો.[૪] ખરેખર, આ જગતમાં જેઓ ઉત્તમ ગતિને પામેલાં છે, તે પ્રાણીઓ ઉપર દેવો, ગંધર્વો, અસુરો કે સર્પો પોતાની પ્રભુતા ચલાવી શકતા નથી.[૫]

હે બ્રાહ્મણ ! એ પ્રકારનું આશ્ચર્ય મેં ત્યાં જોયું હતું. જે એક મનુષ્યજાતિનો પુરુષ પણ ઉંછવૃત્તિના પાલનથી સિદ્ધ થઈને પરમગતિને પામ્યો હતો અને હે બ્રહ્મન્ ! હમણાં પણ તે સૂર્યની સાથે આખી પૃથ્વીમાં સંચાર કર્યા કરે છે.[૬]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસન-પર્વમાં 'સર્વ આશ્રમધર્મોમાં ઉંછવૃત્તિ જ શ્રેષ્ઠ છે' નામનો અધ્યાય ૩૬૩મો સમાપ્ત

* દાણા બજારમાં સાયંકાળના સમયે પડી રહેલા દાણાઓ વીણી લાવીને તેના પર આજીવિકા ચલાવવી તે.

# अध्याय ३६४मो

## ઉંછવૃત્તિ જ શ્રેષ્ઠ છે

॥ ब्राह्मण उवाच ॥

**आश्चर्यं नात्र संदेहः सुप्रीतोऽस्मि भुजंगम।**
**अन्वर्थोपगतैर्वाक्यैः पंथानं चास्मि दर्शितः ॥ १ ॥**

બ્રાહ્મણે કહ્યું : હે સર્પ ! તેં કહ્યું તે ખરેખર આશ્ચર્ય છે, એમાં કંઈ સંદેહ નથી. હું તારાં યોગ્ય અર્થવાળાં વચનો સાંભળીને અત્યંત પ્રસન્ન થયો છું, તેં મને સત્ય માર્ગ દર્શાવ્યો છે.[૧] હે ઉત્તમ નાગરાજા ! તારું કલ્યાણ થાઓ. હવે હું અહીંથી જઈશ. કોઈ સમયે કયાંય મોકલવો હોય કે આજ્ઞા કરવી હોય, ત્યારે તું મને સંભારજે.[૨]

નાગ બોલ્યો : અરે ! પણ તારા હૃદયમાં રહેલું કાર્ય મને જણાવ્યા વિના જ હમણાં તું કયાં જાય છે ? હે બ્રાહ્મણ ! જેને માટે તું અહીં આવ્યો છે, તે કાર્ય તું મને કહે.[૩] હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ! તારા કહેવાથી અથવા નહિ કહેવાથી તારું કાર્ય મેં કર્યું હોય, તોપણ હે સુવ્રત ! મારી સંમતિ લઈને અને જ્યારે હું આજ્ઞા આપું ત્યારે જ તું જજે.[૪] હે બ્રહ્મર્ષિ ! જેમ એક વૃક્ષ નીચે બેસીને મનુષ્ય ચાલી નીકળે છે, તેમ કેવળ મારાં દર્શન કરીને ચાલી નીકળવું તે તારા જેવા સ્નેહીને યોગ્ય નથી.[૫] હે ઉત્તમ દ્વિજ ! હું તારા પર અને તું મારા પર ભક્તિવાળો છે, તેમ જ આ સર્વ નાગલોક પણ કેવળ તારો જ છે, તો પછી હે નિર્દોષ બ્રાહ્મણ ! હું તારો મિત્ર હોવા છતાં તને શી ચિંતા છે ?[૬]

બ્રાહ્મણે કહ્યું : હે આત્મવેત્તા નાગરાજ ! ખરેખર, તું કહે છે તે તેમ જ છે. સર્વથા દેવતાઓ પણ તારા કરતાં અધિક નથી;[૭] કેમ કે આદિત્યમંડળમાં જે પુરુષ રહેલો છે તે જ તું છે, હું પણ તે જ છું અને જે હું છું તે જ તું છે, તેમ જ તું છે તે હું છું. વળી હું, તું અને સર્વ ભૂતસમુદાય તે બ્રહ્મસ્વરૂપ જ છીએ.[૮] હે નાગરાજા ! મને પુણ્યનો સંચય કરવાના સંબંધમાં સંશય હતો; પણ હવે હે સત્તમ ! હું ઉંછવ્રતનું જ પાલન કરીને અર્થસાધન કરીશ.[૯] હે સાધુ પુરુષ ! મારો હવે એ જ નિશ્ચય થઈ ચૂકયો છે; કેમ કે મને ઉત્તમ સાધન મળી ગયું છે અને તેથી હું કૃતાર્થ થયો છું. માટે હે ભુજંગમ ! હું તારી આજ્ઞા માગું છું, તારું કલ્યાણ થાઓ.[૧૦]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'ઉંછવૃત્તિ જ શ્રેષ્ઠ છે' નામનો અધ્યાય ૩૬૪ મો સમાપ્ત

# अध्याय ३६५मो

## ઉંછવૃત્તિની મહત્તા

॥ भीष्म उवाच ॥

**स चामंत्र्योरगश्रेष्ठं ब्राह्मणः कृतनिश्चयः।**
**दीक्षाकांक्षी तदा राजँश्च्यवनं भार्गवं श्रितः ॥१॥**

ભીષ્મે કહ્યું : હે યુધિષ્ઠિર રાજા ! એમ કહીને તે બ્રાહ્મણે નાગરાજાની આજ્ઞા લીધી અને પછી ઉંછવૃત્તિ સ્વીકારી લેવાનો મનમાં દૃઢ નિશ્ચય કરી, તેની દીક્ષા લેવાની ઇચ્છાથી ભૃગુગોત્રના ચ્યવનઋષિ પાસે તે ગયો.[૧] પછી તે ચ્યવનઋષિએ જેના સંસ્કારો કર્યા હતા એવા તે બ્રાહ્મણે ઉંછવૃત્તિરૂપ ધર્મમાં જ સ્થિતિ કરી અને હે રાજન્ ! ધર્મવિષયની આ કથા પણ ચ્યવનને કહી સંભળાવી.[૨] હે રાજેંદ્ર ! ભૃગુવંશી ચ્યવનઋષિએ જનકરાજાની રાજસભામાં મહાત્મા નારદને આ કથા કહી સંભળાવી હતી[૩] અને પછી હે મહારાજા ! તે નારદે પુણ્યકર્મ કરનારા ઇંદ્રના પૂછવાથી દેવસભાની વચ્ચે આ કથા કહી હતી.[૪] હે રાજા ! દેવરાજા ઇંદ્રે ઉત્તમ ગણાતા સર્વ બ્રાહ્મણોને આ પવિત્ર કથા પૂર્વે કહી હતી.[૫] હે રાજન્ ! જે સમયે પરશુરામની સાથે મારું દારુણ યુદ્ધ થયું હતું, તે સમયે વસુ નામના દેવોએ આ કથા મને કહી હતી.[૬] અને હે ધાર્મિકશ્રેષ્ઠ રાજા ! તેં મને પ્રશ્ન પૂછયો હતો, તેથી આ ઉત્તમ અને પવિત્ર કથા મેં તને

યથાર્થ રીતે કહી છે.[૭] હે ભારત ! તેં મને જે વિષયમાં પ્રશ્ન પૂછ્યો હતો, તે આ ઉંછવૃત્તિ સર્વોત્તમ ધર્મ ગણાય છે અને હે રાજા ! તે બ્રાહ્મણ પણ ધૈર્યસંપન્ન હતો તથા ધર્માર્થને સિદ્ધ કરવામાં કોઈની આકાંક્ષા રાખતો ન હતો.[૮] વળી તે બ્રાહ્મણે સિદ્ધિ મેળવવાનો નિશ્ચય કર્યો હતો, જેથી નાગરાજાએ દર્શાવેલા આત્મકૃત્યને અનુસરીને યમનિયમોનું પાલન કરતો, ઉંછશિલવૃત્તિ ધારણ કરી વનમાં જ રહેવા લાગ્યો અને અંતે સદ્‌ગતિ પામ્યો.[૯]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત મોક્ષધર્માનુશાસનપર્વમાં 'ઉંછવૃત્તિની મહત્તા' નામનો અધ્યાય ૩૬૫ મો સમાપ્ત






પ્રભુમય જીવન–સુખી થવાના સરળ ઉપાયો ૦–૭૫
પ્રભુમય જીવનનું રહસ્ય–સદુપદેશ, ભજનો ઇ૦ ૧–૦
સ્વામી વિવેકાનંદનાં વચનામૃતો ૦–૫૦
સ્વામી રામતીર્થનાં વચનામૃતો ૦–૬૨
શ્રીચંડીપાઠ–પાઠવિધિ સાથે મૂળ સાથે ભાષાંતર ૧–૨૫
પુરુષોત્તમમાસમાહાત્મ્ય–અધિકમાસની કથા, મૂળ સાથે સરળ ભાષાંતર ... ૨–૫૦
શ્રી સત્યનારાયણની કથા–મૂળ સાથે સરળ ભાષાંતર તથા વિષ્ણુસહસ્રનામાવલિ સાથે ૦–૬૨
નિત્યપાઠ–રોજ બોલવા માટે કંઠે એવા પ્રાર્થના, સ્તુતિ, સ્તોત્રો અને ભજનોનો સંગ્રહ. ૦–૭૫
એકાદશીમાહાત્મ્ય–(કવિ છોટમકૃત) વ્રતકથાઓ અને વ્રતવિધિ પદ્યમાં ૧–૫૦
સંતોની અનુભવવાણી–સંતોની અનુભવવાણી માંથી સંગ્રહેલા સંસાર તરવાના ઉપાયો ૧–૫૦
જપ અને નામસ્મરણ–મંત્રજપ, ગાયત્રી, ૐકાર, અજપાજપ અને નામજપનો વિધિ ૧–૦
શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ–(પુસ્તક ૧લું)–બોધક વાતો તથા પ્રસંગો, બે ભાગ સાથે. ૨–૫૦
શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ–(પુસ્તક ૨ જું)–'રામકૃષ્ણ કથામૃત' ભાગ ૫ માનો અનુવાદ ૨–૦
સ્વામીશ્રી રામદાસનો ઉપદેશ–ભિન્નભિન્ન કક્ષાના જિજ્ઞાસુઓ સાથે પ્રશ્નોત્તરીરૂપે થયેલો સ્વામીશ્રી રામદાસનો વાર્તાલાપ ૧–૦
તુકારામગાથા–ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યપ્રેરક ૪૧૪૧ અભંગોનું બે ગ્રંથોમાં ભાષાંતર ૬–૦
ધર્મજ્યોતિ–(સ્વામી પ્રકાશાનંદજી) અધ્યાત્મવિદ્યાના અભ્યાસી માટે . ૧–૫૦
ઉપદેશસારસંગ્રહ–તિરુવલ્લુવરનો વેદ તુલ્ય બોધ ૧–૫૦

## સંતવાણી–ભજનો

ભજનસાગર–ભા. ૧–૨ ૧૮૨ ભક્તોનાં ૧૨૭૩ ભજનોનો મોટો છતાં સસ્તો સંગ્રહ ૩–૫૦
ભજનસાગર ભા. ૩જો–ભા. ૧ લામાં નહિ આવેલા અકારાદિ ક્રમ પ્રમાણે પછી દ સુધીના આદ્યાક્ષરવાળા સંત–કવિઓના ૬૦૨ ભજનોનો સંગ્રહ .. ૨–૦
મીરાંબાઈનાં ભજનો–૨૨૭ ભજનોનો સંગ્રહ ૦–૭૫
ભજનસંગ્રહ–જુદા જુદા ૩૩૬ ભજનોનો સંગ્રહ ૧–૦
પરિચિત પદસંગ્રહ–૬૯૭ પદો-ભજનોનો સંગ્રહ ૧–૭૫
દલપતરામની કવિતા–કવિશ્રી દલપતરામની ચૂંટેલી ૮૬ બોધદાયક કવિતાઓનો સંગ્રહ ૦–૬૨
શામળના છપ્પા–(સં. કે. કા. શાસ્ત્રી) શામળ ભટ્ટના છપ્પા તથા કવિતાઓ પ્રશ્નોત્તરી સાથે. ૦–૭૫
અખાના છપ્પા–'અખાની વાણી'માંથી વિદ્યાર્થીઓને પાઠ્ય પુસ્તક માટે ઉપયોગી ૧–૦
શ્રીરામનામભજનાવલી–૧૪૨ ભજનો .. ૦–૩૭

## વેદાંત–તત્ત્વજ્ઞાન

યોગવાસિષ્ઠ મહારામાયણ–બે ગ્રંથોમાં, વેદાંતના આધ્યાત્મિક સિદ્ધાંતો .. ૧૪–૦
પક્ષપાતરહિત અનુભવપ્રકાશ–વેદો, શાસ્ત્રો પુરાણોની તાત્ત્વિક વસ્તુઓને આધ્યાત્મિક અર્થમાં ઘટાવી તેનું સ્પષ્ટ વર્ણન આપ્યું છે ૫–૦
વિચારસાગર નિશ્ચલદાસજીકૃત, મૂળ સાથે ભાષાંતર ૩–૦
પંચદશી–મૂળ સાથે ... ૪–૫૦
શ્રીસુંદરવિલાસ–શ્રી સુંદરદાસજી વિરચિત વેદાંતનો અમૂલ્ય ગ્રંથ, મૂળ દોહા સાથે ભાષાંતર ૩–૦
પંચીકરણ–વેદાંતનો સર્વોત્તમ ગ્રંથ ૨–૦
વૃત્તિપ્રભાકર–હિન્દી ૬–૦
યુક્તિપ્રકાશ–વેદાંતના સિદ્ધાંતોનું યુક્તિઓ દ્વારા સ્પષ્ટીકરણ અને પ્રતિપાદન . ૧–૫૦
તત્ત્વાનુસંધાન–વેદાંતનો મહાન ગ્રંથ ૩–૦
સનાતન ધર્મ–મણિલાલ ન. દ્વિવેદીકૃત પંચશતી, જેમાં ૫૦૦ ધર્મસૂત્રો ભાષાંતર સાથે ૧–૦
સૂર્યકાંત–વેદાંતની સરળ વાતો . ૨–૦
હઠયોગપ્રદીપિકા–હઠયોગના યમ–નિયમો સમજવાનું પુસ્તક ... ... ૧–૫૦
આત્મસાક્ષાત્કારની કસોટી .. ૧–૨૫
જીવન્મુક્તિવિવેક–સ્વામી વિદ્યારણ્યકૃત, વાસનાક્ષય, મનોનાશ અને જીવન્મુક્તિનું વિવરણ ૧–૨૫
પાતંજલ યોગસૂત્ર–શરીર, મન અને આત્માની ઉન્નતિ માટે ઉપયોગી પુસ્તક ૧–૦
મનત્સુજાતનો ઉપદેશ–અર્થાત્ મૃત્યુનું રહસ્ય ૦–૭૫
કપિલ અને દેવહૂતિ–કપિલદેવ અને તેમના માતા વચ્ચેનો પ્રેરક વાર્તાલાપ ... ૦–૬૨
વેદાંત–રસબિંદુ–સંત મગનલાલકૃત વેદાંતબોધ ૦–૭૫
બળવાન બનો!–ચતુર્વેદનો ઉપદેશ ... ૦–૭૫
સ્વરૂપવિચાર–ગુરુશિષ્યના સંવાદરૂપે તત્ત્વોપદેશ ૦–૬૨
જ્ઞાનલહરી–વેદાંતવિષયક અનેક ગૂઢ પ્રશ્નોત્તરો ૦–૫૦
વિચારમાળા–અનાથદાસજી કૃત અદ્વૈત વેદાંતનું પુસ્તક, મૂળ શ્લોકો તથા સરલાનુવાદ સાથે ૦–૫૦
જીવનસંગ્રામ–કર્મ અને યુદ્ધની મીમાંસા કરતો વિચારાત્મક અને મનનીય ઉપદેશ ... ૦–૫૦
ભક્તિયોગ–(સ્વામી વિવેકાનંદ) આવૃત્તિ ૨૭ ૨–૦
મનોબોધ–સમર્થ રામદાસ સ્વામીકૃત 'મનાચે શ્લોક'નું મૂળ સાથે ભાષાંતર .. ૦–૫૦
શ્રી વેદાંતમાર્ગદર્શિની–વિચારસાગર, પંચીકરણ વગેરે ગ્રંથો ઉપરથી વેદાંતના ગૂઢ પ્રશ્નોનો ગુરુ–શિષ્યના સંવાદરૂપે સરળ બોધ. ૧–૫૦

## સ્ત્રી તથા બાળોપયોગી સાહિત્ય

**કન્યાવાચનમાળા**–કન્યાઓને ગૃહજીવનમાં ઉપયોગી જ્ઞાન-માહિતી આપતા ૧૦૫ પાઠો ૨–૦

**ભારતનાં સ્ત્રીરત્નો**–વેદકાળનાં તેમજ મધ્યયુગનાં ૩૫ સ્ત્રીરત્નોનો પરિચય ... ... ૩–૦

**મહાસતી વૃંદા** (જાલંધર–આખ્યાન) ... ૧–૦

**નળાખ્યાન**–મોટા અક્ષરોમાં ... ... ૧–૦

**શ્રીશારદામણિદેવી**–શ્રીરામકૃષ્ણ પરમહંસનાં પત્નીનું પ્રેરણાદાયી ચરિત્ર. ... ૦–૫૦

**ગૃહજીવનનાં દશ્યો**–સંસારની ધૂપછાંવમાં માર્ગદર્શક સુંદર વાર્તાઓ ... ... ૦–૭૫

**ગૃહિણી**–સ્ત્રીઓને જન્મથી લઈને ઘડપણ સુધીના જીવનમાં ઉચ્ચ ભાવનાનું માર્ગદર્શન આપતું વ્યાવહારિક પુસ્તક. ... ૧–૦

**વિદ્યાર્થીબહેનોને**–વિવિધ ઉપયોગી વિષયો દ્વારા સાચા સ્ત્રીત્વનું દર્શન કરાવતું પુસ્તક ૦–૫૦

**સદાચારને પગલે**–આદર્શ અને સુખી સમાજ-જીવનનો સરળ અને વ્યવહારુ ઉકેલ ૧–૨૫

**સુખી જીવનની પગદંડી**–ગૃહજીવનમાં આનંદ અને માધુર્ય રેલાવવા માર્ગદર્શન આપતું પુસ્તક. ૧–૫૦

**ગૃહ, ગૃહિણી અને ગૃહસ્થ**–સરળ ગૃહ-જીવનનું માર્ગ દર્શન ... ... ૧–૫૦

**કલ્યાણમયી**–સ્ત્રીસમાજની સેવા કરનારી યુવતીની બોધક નવલકથા; સ્ત્રીઓના દર્દોની માહિતી દવાઓના પરિશિષ્ટ સાથે. ૧–૫૦

**પાકશાસ્ત્ર**–મિષ્ટાન્ન, ફરસાણ, શાકભાજી, ચટણી, રાયતા, પાપડ, વડી, અથાણાં, મુરબ્બા અને રોજના ભોજનની વાનીઓ બનાવવાની રીત ૧–૭૫

**શકુંતલા**–કાલિદાસની મહાન કૃતિનું ગુજરાતીમાં વાર્તારૂપે આલેખન ... ... ૦–૬૨

**બાળક**–અનુ૦ શ્રી કુસુમબહેન ચીનુભાઈ શાહ: બાળજીવનનાં વિવિધ પાસાઓ ઉપર ૧૩ નિબંધો ૧–૨૫

**જીવનની કલા**–લે૦ શ્રી રવિશંકર મહેતા: જીવનની સફળતા માટેનું માર્ગદર્શન ૦–૭૫

**રાખની ઢગલી**–લે૦ 'સૌજન્ય': સામાજિક પાંચ પ્રસંગચિત્રો ... ... ૦–૭૫

**દૃષ્ટાંતશતક**–બોધપ્રદ સો નીતિ-દૃષ્ટાંતો ... ૧–૨૫

**બાલરામાયણ**–બાળકો માટે રામાયણની સમગ્ર કથા ૭ ચિત્રો સાથે સરળ ભાષામાં... ૧–૦

**બાલભારત** (સચિત્ર)–બાલોપયોગી સંક્ષિપ્ત મહાભારત મોટા અક્ષરોમાં. ... ૧–૫૦

**બાલસદ્‌બોધ**–વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ ૦–૫૦

**વિદ્યાર્થી**–શાળા-મહાશાળામાં ન મળતું જ્ઞાન રસિક રીતે આ પુસ્તકમાં અપાયું છે. ૦–૫૦

**સુબોધક નીતિકથાઓ**–બાળકો માટે ૧૫૨ નીતિકથાઓનો સંગ્રહ ... ... ૧–૦

**ધર્મની બાળપોથી**–બાળપણથી જ ધર્મના સંસ્કારો દૃઢ કરાવતી ત્રિરંગી સચિત્ર પુસ્તિકા ૦–૩૭

**વાંચો, વિચારો અને અનુસરો**–૯૧ બોધક રસપ્રદ ટૂંકી વાર્તાઓ ... ... ... ૦–૭૫

**બોધક જીવનપ્રસંગો**–મહાપુરુષોના જીવનમાંથી ચૂંટેલા ૩૧ સચિત્ર પ્રસંગો ... ૦–૫૦

**કુમાર કથાઓ**–બોધક ૩૫ સચિત્ર વાતો. ૦–૫૦

**બાળકોની બોલચાલ**–દૈનિક વ્યવહારનું શિક્ષણ ... ... ... ૦–૨૫

**બાળકોના ગુણ**–૧૯ સચિત્ર પાઠો ... ૦–૨૫

**બાળકોની દિનચર્યા**–૧૮ સચિત્ર પાઠો ૦–૨૫

**બાળકોને બોધ**–સચિત્ર પાઠો ... ૦–૨૫

**બાળકોનું આચરણ**– ... ... ૦–૨૫

**નાની નાની વાતો**–બોધક ૧૦૮ વાર્તાઓ ૧–૨૫

**વડીલોની વાતો**–રમૂજી બાળવાર્તાઓ ... ૦–૭૫

**સદ્‌ગુણી બાળકો**–બાળઘડતરમાં ઉપયોગી થાય તેવા ૬૯ દૃષ્ટાંતો... ... ... ૦–૭૫

**ચમત્કારી વાતો**–જ્ઞાનપ્રદ ને મનોરંજક વાતો ૧–૫૦

**ઢંઢા પહોરની વાતો**–રમૂજ સાથે જ્ઞાન આપતી સચિત્ર પ્રાણીકથાઓ. ... ... ૦–૭૫

**ઈસપની બાલવાર્તાઓ**–૪૦ પ્રસંગચિત્રો સાથેની ૧૧૪ ઉત્તમ વાતો. ... ૧–૨૫

**મહાભારતની નીતિકથાઓ**–મહાભારતમાં આવતી વાર્તાઓનો સંગ્રહ. ... ૧–૨૫

**આદર્શ દૃષ્ટાંતમાળા** (બે ગ્રંથોમાં)–મહાપુરુષોના જીવનપ્રસંગોના ૬૧૯ દૃષ્ટાંતો. ૫–૦

**સાહસકથાઓ**–હૃદયની વૃત્તિઓને ઉન્નત કરતી આઠ કથાઓ .. ... ... ૦–૬૫

**ભીમનાં પરાક્રમો**: લે૦ શ્રી માધવજી ગો. પટેલ: ભીમસેનના જીવનનું સુંદર ને રમૂજી આલેખન ૧–૫૦

**ગદાધારી ભીમ**–લે૦ માધવજી ગો. પટેલ: 'ભીમનાં પરાક્રમો'ના અનુસંધાનમાં રમૂજી આલેખન. ... ... ૨–૨૫

**જગતમાં જાણવા જેવું**–(સચિત્ર) લે૦ શ્રી છોટાલાલ કામદાર: ઉપયોગી માહિતી ૦–૬૫

**હાસ્યતરંગ**–(સચિત્ર) લે૦ શ્રી જ્યોતીન્દ્ર દવે: કટાક્ષ-લેખો. ... ... ૦–૬૫

**પ્રકાશનાં પગલાં**–(સચિત્ર) લે૦ શ્રી કરસનદાસ માણેક: જગતના ભિન્નભિન્ન ધર્મોની કથાઓ. ૦–૬૫

**હિતોપદેશ**–સં૦ શ્રી સીતારામ શર્મા: કથારસ સાથે નીતિજ્ઞાનની કથાઓ.... ૧–૨૫

**તંત્રકથા** (સચિત્ર)–પંચતંત્રની બોધક વાર્તાઓ ૧–૨૫